# दीवानी कायदानो संग्रह.

તેમાં

સને ૧૮૮૨ નો ૧૪ મો એટલે નવો દીવાની કાયદો તથા પુરાવાનો
આક્ટ તથા કરાર આક્ટ તથા બીજા દીવાની કોરટમાં
ચાલતા અગત્યના અને પરચુરણ આક્ટો સહીત

તેમાં

દીવાની કાયદા તથા પુરાવાના આક્ટ ઉપર તથા મુદતના
કાયદા ઉપર ટીકા સુદ્ધાં.

રચનાર

## બુલાખીદાસ ગંગાદાસ દેસાઈ,

હાયકોર્ટના અને અમદાવાદની ડીસ્ટ્રીક્ટ કોર્ટના વકીલ.

## બુકસેલર કસતુર વીરચંદે

છપાવી પ્રસિદ્ધ કર્યો.

## અમદાવાદમાં

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રિન્ટીંગ અને જનરલ એજન્સી કંપની
"લિમિટેડ"ના તથા હિતેચ્છુ પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૩૯. સને ૧૮૮૩.

# પ્રસ્તાવના.



આ કાયદાનો સંગ્રહ કરવાનો વિચાર મી. ડી. ઇ. કાનેનબર્ગની કરેલા સંગ્રહ ઉપરથી સુઝ્યો અને એમ લાગ્યું કે આવો સંગ્રહ ગુજરાતીમાં થાય તો ઇંગ્રેજી નહી જાણનારા એવા વકીલોને અને જે લોકોને કોરટ સાથે સબંધછે તેમને તથા બીજાને ઉપયોગી થઈ પડશે. આ સંગ્રહમાં વીશેશે કરીને દીવાની કાયદો (સન ૧૮૮૨ નો ૧૪ મો) તથા પુરાવાનો આકટ એ ઉપર ટીકા લખી છે; તથા મુદતના કાયદા ઉપર પણ થોડી ઘણી ટીકા લખી પરિશીષ્ટોમાં લાગુ પડતા ફેસલા બતાવ્યાછે. દીવાની કાયદાની ટીકા લખતાં મુખ્યત્વે કરીને બ્રાઉટનકૃત સીવીલ પ્રોસીડરકોડ તથા નોક્ષકૃત સીવીલ પ્રોસીડરકોડ તથા મી. કાનનબર્ગની સન ૧૮૮૨ ના ૧૪° આકટ ઉપરની ટીકાનો ઘણોજ ઉપયોગ કર્યોછે. પુરાવાના આકટની ટીકા લખતાં, ફીલ્ડકૃત પુરાવાના આકટ ઉપર ઘણો આધાર રાખ્યોછે. મુદતના કાયદાની ટીકા લખતાં મી. કોટવાલ તથા મી. નોક્ષનાં પુસ્તકોનો ઉપયોગ કર્યોછે. એ સરવ ગ્રેહસ્થોનો હું આભાર માનવાની આ જગ્યાએ જરૂર ધારૂંછું. એમનાં કીમતી પુસ્તકોનો આધાર ન હોત તો ગુજરાતીમાં ટીકા સહીત પુસ્તક બહાર પાડવું ઘણું કઠીણ થઈ પડત.

આ પુસ્તક જેમ બને તેમ જલદી લોકોની સેવામાં મુકવાની ઇંતેજારીથી તે છપાતાં ઘણી ઉતાવળ કરવી પડીછે તેથી છાપતાં તેમાં ઘણાદોષ રહી ગયા હશે એમ ધાસ્તી રહેછે. વાંચનાર ગ્રહસ્થને વિનંતી કરીએ છીએ કે એ ભુલો તેઓ કૃપા કરી સુધારી લેશે. વિશેશ એવી વિનંતી કરીએ છીએ કે ગ્રંથમાં જે દોષ હોય તે અમને લખી જણાવશે તો બીજી આવૃતિ નિકળતાં તે દોષો સુધારવામાં આવશે.

પુસ્તક બહુ મોટું અને કીમતમાં ભારે થઇ જશે એ ધાસ્તીથી કેટલેક ઠેકાણે ટુંકાણ કરવાની જરૂર પડીછે. દિવાની કાયદાનો વિષય એટલો મોટોછે કે તે ઉપર જેટલું ન લખાય તેટલું ઓછું. પણ આ ગ્રંથ લોકોની સેવામાં મુકતાં એટલું જણાવવાની રજા લઇએ છીએ કે જે જે ટીકા જરૂરની અને અગત્યની લાગી તેટલી તેમાં દાખલ કરી પુસ્તક ઉપયોગી થાય તેવું કરવાનો પ્રયત્ન કરયો છે. એ પ્રયત્નમાં હું કેટલે દરજજે સફળ થયોછું તે કામ વાંચનારનેજ સોંપવું દુરસ્ત ધારૂંછું.

ખુશાખીદાસ અંબાદાસ દેસાઈ

વકીલ.

# સંગ્રહની અંદર દાખલ કરેલા આકટો.

સને ૧૮૮૨ નો ૧૪ મો સીવીલ પ્રોસીજર ટીકા સાથે.

સને ૧૮૭૨ નો ૧ લો પુરાવાનો આકટ ટીકા સાથે.

સને ૧૮૭૨ નો ૯ મો કરાર આકટ.

સને ૧૮૭૭ નો ૧૫ મો મુદતનો ટીકા સાથે.

સને ૧૮૭૭ નો ૧ લો વીશેશ ન્યાયનો આકટ.

સને ૧૮૭૯ નો નવો ઇસ્ટાંપ આકટ.

સને ૧૮૭૦ નો ૭ મો કોરટ ફીનો આકટ.

સને ૧૮૭૭ નો ૩ જો રજીસ્ટર આકટ.

સને ૧૮૭૫ નો ૯ મો પુખ્ત ઉમરનો.

સને ૧૮૬૫ નો ૧૧ મો મુફશીલ સ્માલકોઝ કોરટનો.

સને ૧૮૬૫ નો ૩ જો કારીઅસ આકટ.

સને ૧૮૬૯ નો ૧૪ મો દીવાની કોરટના અધીકારનો.

સને ૧૮૭૩ નો ૧૦ મો સોગન આપવા બાબતનો.

મુંબઇ હાઇ કોરટના સરક્યુલર હુકમો.

# THE CODE OF CIVIL PROCEDURE

# ACT NO. XIV OF 1882.

---

## दिवानी काम चलाववानी रीतनो कायदो.

## सने १८८२ नो ऋाक्ट १४ मो.

ટીકા સાથે


બુલાખીદાસ ગંગાદાસ દેસાઈ,

હાયકોર્ટના અને અમદાવાદની ડીસ્ટ્રીક્ટ કોર્ટના વકીલે


તૈયાર કર્યો તે


બુકસેલર. કસતુર વીરચંદે.

છપાવી પ્રસિદ્ધ કર્યો.

અમદાવાદમાં

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રિન્ટીંગ અને જનરલ એજન્સી કંપની

"લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૩૯. સને ૧૮૮૩.





આ કાયદો અમદાવાદમાં વલંદાની હવેલીની સામે શા. કસતુર વીરચંદની દુકાનેથી તથા ફીકાભટની પોળમાં અમારા ઘર આગળથી મળશે.

૧૭૬૩

# अनुक्रमणिका.

ઉદ્દેશ.

## પ્રારંભનો વિષય.



## ભાગ ૧ લો.

### સામાન્યરીતે ફરિયાદોવિશે.

## બાબ ૧ લો.

### કોરટની હકુમત તથા નિર્ણિત વાતવિશે.



## બાબ ૨ જો.

### ફરિયાદ કરવાનાં ઠેકાણાંવિશે.

## બાબ ૩ જો.

### પક્ષકારો અને તેમનું હાજર થવું, તેમની અરજો, અને તેમણે કરવાનાં કામ એ વિશે.



### ફરિયાદ ચલાવવાનું કામ.



### કબુલ કરેલા મુખત્યારો અને પ્લીડરો.



## બાબં ૪ થો.

### ફરિયાદ તૈયાર કરવાવિશે.

## બાબ ૫ મો.

### ફરિયાદો માંડવાવિશે.



## બાબ ૬ ઠો.

### સમન કાઢવા તથા પોંચાડવાવિશે.

### સમન કાઢવાવિશે.

**સમન પોંચાડવાનું.**



સમન પોંચાડ્યાને બદલે બીજી રીત કરવી તે.



**પ્રોસેસ પોંચાડવાનું.**



પોંચાડવાનું ખરચ.



**ટપાલ ખરચ.**



---

## બાબ ૭ મો.

**પક્ષકારોએ હાજર થવાવિશે તથા ન હાજર થવાના પરિણામવિશે.**



વિશેષ ઠરાવ.

---

## બાબ ૮ મો.

**લેખી કેફિયતો તથા સામા દાવા વિશે.**



---

## બાબ ૯ મો.

**કોર્ટે પક્ષકારોની જબાની લેવા વિશે.**



---

## બાબ ૧૦ મો.

### દસ્તાવેજોની શોધ લાવવા વિશે, તથા તે કબુલ કરવા, જોવા, હાજર કરવા, અટકાવી રાખવા,ને પાછા આપવા વિશે.



---

## બાબ ૧૧ મો.

### મુદ્દા ઠરાવવા વિશે.

## બાબ ૧૨ મો.

### પહેલી સુનાવણી વખતે ફરિયાદનો નિકાલ.



## બાબ ૧૩ મો.

### મુલતવી રાખવા વિશે.



## બાબ ૧૪ મો.

### શાક્ષીઓને સમન કરવા તથા તેમણે હાજર રેહવા વિશે.

## બાબ ૧૫ મો.

### ફરિયાદની સુનાવણી તથા સાક્ષીઓની જબાની વિશે.



---

## બાબ ૧૬ મો.

### સોગનનામા (આફિડેવિટ) વિશે.



---

## બાબ ૧૭મો.

### ફેસલો અને હુકમનામાવિશે.

## બાબ ૧૮ મો.

### ખરચવિશે.



## બાબ ૧૯ મો.

### હુકમનામાની બજાવણીવિશે.

### અ.—કઈ કોર્ટથી હુકમનામાં બજી શકે તે વિશે.



### બ.—બજાવણીની દરખાસ્તવિશે

કલમ. પાનું.

**હ.—બજાવણીમાં હરકત થાય તે વિશે.**



**આઈ.—પકડવાવિશે તથા કેદ કરવાવિશે.**



---

## બાબ ૨૦ મો.

**હુકમનામાના દેણદાર નાદાર હોય**

## ભાગ ૨ જો.

### [illegible]પાત ઉત્પન થનારાં કામો વિશે.

## બાબ ૨૧ મો.

### [illegible]ક્ષકારોના મરણ, લગ્ન, અને તેમની નાદારી વિશે.



## બાબ ૨૨ મો.

### ફરિયાદો કાઢી લેવા તથા માંડીવાળવા વિશે.

## બાબ ૨૩ મો.

### કોરટમાં ભરણુ કરવાવિશે.



## બાબ ૨૪ મો.

### ખરચને વાસ્તે જામીન માગવાવિશે.



## બાબ ૨૫ મો.

### કમિશનવિશે.

## ભાગ ૩ જો.

### ખાસ પ્રસંગની ફરિયાદોવિશે.

## બાબ ૨૬ મો.

### નાદારોની ફરિયાદો.



## બાબ ૨૭ મો.

### [illegible]ર અથવા સરકારી અમલદારો કરે તે [illegible]મનાઉપર થાય તે ફરિયાદોવિશે



## બાબ ૨૮ મો.

### પરરાજ્યના લોકો કરે તે ફરિયાદો, તથા પરદેશી અને દેશી રાજ્યકર્તાઓ કરે તે અથવા તેમનાઉપર થાય તે ફરિયાદો.

## બાબ ૨૯ મો.

**કારપોરેશન તથા કંપનીઓ તરફની તેમના ઉપરની ફરિયાદો.**



## બાબ ૩૦ મો.

**ટ્રસ્ટીઓ, મૃત્યુપત્ર ચલાવનારાઓ, અને મૈયતની મિલકતનો વહિવટ કરનારાઓ કરે તે તથા તેમના ઉપર થાય તે ફરિયાદો.**



## બાબ ૩૧ મો.

એઓની ત-

## બાબ ૩૨ મો.

### લશ્કરી માણસોએ તથા તે માણસોઉપર કરવાની ફરિયાદો.



## બાબ ૩૩ મો.

### ઈન્ટરપ્લીડર (વિરૂદ્ધ હક્કોનો નિર્ણય ...



## ભાગ ૪ થો.

### ચાલુ ગરજ પુરતા ઈલાજ.

## બાબ ૩૪ મો.

### ફેસલો થતાં પહેલાં પકડવા તથા જપ્તી કરવાવિશે.

### અ.—ફેસલો થતાં પહેલાં પકડવાનું.

---

## બાબ ૩૫ મો.

**કામ ચલાઉ તાકીદ અને દરમ્યાનના હુકમો વિશે.**



---

## બાબ ૩૬ મો.

**વસુલદારની નીમણુક.**

# ભાગ ૫ મો.

## વિશેષ કામો વિશે.

## બાબ ૩૭ મો.

### લવાદીપર સોંપવાનું.



## બાબ ૩૮ મો.

### પક્ષકારોના કરારનામાઉપરથી ચલાવવાના કામવિશે.



## બાબ ૩૯ મો.

### વેચાય એવા લેખ ઉપરથી સંક્ષિપ્ત

ચલ

## બાબ ૪૦ મો.

### સાર્વજનિક ધર્માદાય બાબતની ફરિયાદો વિશે.



## ભાગ ૬ ઠો.

### અપીલો વિશે.

## બાબ ૪૧ મો.

### અવલ હુકમનામાં ઉપરની અપીલો વિશે.



### જે હુકમનામાં ઉપર અપીલ થઈ હોય તે હુકમનામાં બજાવવા તથા તેમની બજાવણીનું કામ બંધ રાખવા બાબત.



### હુકમનામાં ઉપર થએલી અપીલોમાં કામ ચલાવવાની રીત.

**સુનાવણી વખતે કામ ચલાવવાની રીત.**



**અપીલના ફેસલા વિશે.**



**અપીલના હુકમનામા વિશે.**

## બાબ ૪૨ મો.

### અપીલનાં હુકમનામાં ઉપરની અપીલો વિશે.



## બાબ ૪૩ મો.

### હુકમો ઉપરની અપીલો વિશે.



## બાબ ૪૪ મો.

### નાદારીમાં અપીલ કરવાવિશે.





## બાબ ૪૫ મો.

### મલીકા માઆઝમા ઈન કૌન્સીલને કરવાની અપીલો વિશે.

---

# ભાગ ૭ મો.

---

## બાબ ૪૬ મો.

### હૈકોરટમાં હકીકત લખી મોકલવા વિશે. તથા હૈકોરટે તપાસણી કરવાવિશે



---

# ૮ મો.

## મો.

### વિશે.





---

# ભાગ ૯ મો.

---

## બાબ ૪૮ મો.

### સનદી હૈકોરટોવિશે વિશેષ નિયમ.



---

## ભાગ ૧૦ મો

### બાબ ૪૯ મો.

#### પરચુરણ.



---




# ACT NO. XIV. OF 1882.

## THE CODE OF CIVIL PROCEDURE.

ઇંડિયાના ગવર્નર જનરલ ઈનકૌન્સિલનો હેઠળ લખેલો આક્ટ, ગવર્નર જનરલ સાહેબે સને ૧૮૮૨ ના માર્ચ માસની ૧૭ મી તારીખે મંજૂર કર્યો, તે સઘળા લોકોને જાણ થવાસારૂ આ ઠેકાણે છાપીને પ્રસિદ્ધ કર્યો છે:—

## सने १८८२ मो आक्ट १४ मो.

## દિવાની કામ ચલાવવાની રીતનો કાયદો.

### દિવાની ન્યાયાધિકારી કોરટોનું કામ ચલવવાની રીતના કાયદા એકત્ર કરવાનો તથા સુધારવાનો આક્ટ.

દિવાની ન્યાયાધિકારી કોર્ટોનું કામ ચલાવવાની રીતના કાયદા એકત્ર કરવા તથા સુધારવા યોગ્ય છે; માટે નીચે પ્રમાણે કાયદો કર્યો છે:— ઉદ્દેશ.

### પ્રારંભનો વિષય.

૧. આ આક્ટને "દિવાની કામ ચલાવવાની રીતનો કાયદો" કહેવો. અને તે સન ૧૮૮૨ ની જુન માસની પહેલી તારીખે અમલમાં આવશે. ટુંકું નામ. શરૂઆત.

આ કલમ અને ૩ જી કલમ આખા બ્રિટિશ ઈંડિયાને લાગુ છે. બાકીની કલમો, સન ૧૮૭૪ ના ૧૪ મા આક્ટમાં જે શેડ્યુલ્ડ ડિસ્ત્રિક્ટ ઠરાવેલા છે તે શિવાયના, આખા બ્રિટિશ ઈંડિયાને લાગુ છે. સ્થાનિક વ્યાપ્તિ.

ટીકા—૧. બ્રીટીશ ઈંડિયા એટલે પ્રીન્સઓફવેલ્સ. ટ્રીપો, સન્ગાપોર અને મલાકા સીવાયના જે જે મુલકનો સ્વામીત્વ મલીકા માયાજંમાં માહારાણી સાહિબ જે ૨૧ અને ૨૨ સ્ટાટચુટના વીકટોરીઆ ચાપટર ૧૦૬ ની રૂએ મળ્યું હોય તે. સને ૧૮૬૮ ના આક્ટ ૧ ની કલમ ૨ "શેડ્યુલ્ડ ડીસ્ત્રીકટ." સને ૧૮૭૪ ના આક્ટ ૧૪ માં દર્શાવેલા છે તે.

શબ્દાર્થ.

૨. વિષયમાં અથવા પૂર્વાપર સંબંધમાં કંઈ બાધ ન આવે તો, આ આક્ટમાં નીચેના શબ્દોનો અર્થ નીચે પ્રમાણે કરવોઃ—

"બાબ"

"બાબ" એટલે, આ કાયદાનો બાબ સમજવો.

"ડિસ્ટ્રિક્ટ."
"ડિસ્ટ્રિક્ટકોર્ટ."

"ડિસ્ટ્રિક્ટ" એટલે, અવલ હકુમતવાળી મુખ્ય દિવાની કોર્ટ (જેને આ આક્ટમાં આગળ ડિસ્ટ્રિક્ટકોર્ટ એવું નામ આપ્યું છે), તેની હકુમતની સ્થાનિક હદ સમજવી, અને તેમાં હૈકોર્ટની સાધારણ અવલ દિવાની હકુમતની સ્થાનિક હદનો સમાવેશ થાયછે. ડિસ્ટ્રિક્ટકોર્ટથી હલકા દરજ્જાની દરેક કોર્ટને તથા પ્રત્યેક સ્માલકાજકોર્ટને, આ કાયદાના કામ સારૂ, હૈકોર્ટના અને ડિસ્ટ્રિક્ટકોર્ટના તાબાની કોર્ટ ગણવી.

"પ્લીડર."

"પ્લીડર" એટલે, કોર્ટમાં બીજાને વાસ્તે હાજર થવાનો અને તેનો પક્ષ લઈને બોલવાનો જેને હક્ક મળ્યો હોય તેવો દરેક શખ્સ સમજવો, અને તેમાં હૈકોર્ટના અટર્ની, વકીલ અને અડવોકેટનો સમાવેશ થાયછે.

"સરકારીપ્લીડર"

"સરકારી પ્લીડર" એમાં, આ કાયદામાં જે કામો સરકારી પ્લીડરે કરવાં એમ સ્પષ્ટ રીતે કહેલું હોય, તેવાં બધાં અથવા તેમાંનાં કંઈ કામ કરવા સારૂ સ્થાનિક સરકારે કોઈ અમલદારને નીમ્યો હોય તેનો પણ સમાવેશ થાયછે.

"કલેક્ટર."

"કલેક્ટર" એટલે, જમીનના મેહેસુલના કલેક્ટરનું કામ કરનારે દરેક અમલદાર સમજવો.

"હુકમનામું."

"હુકમનામું" એટલે, દિવાની કોર્ટમાં કાંઈ હક્ક માગ્યો હોય તે બાબત અથવા ઉત્તરપક્ષ બતાવ્યો હોય તે બાબત પદ્ધતિ પ્રમાણે કરેલા જે ઠરાવથી, ઠરાવ કરનારી કોર્ટ પુરતો, ફરિયાદ અથવા અપીલનો નીકાલ થાય એવો ઠરાવ સમજવો. ફરિયાદઅરજી નામંજુર કર્યાનો હુકમ અથવા હિસાબ લેવાનું ફરમાવ્યાનો હુકમ અથવા જે તકરાર ૨૪૪ મી કલમમાં કહેલી કે તેમાં હવાલો આપેલી હોય પણ ૫૮૮ મી કલમમાં જણાવેલી ન હોય તેવી કોઈ તકરાર નકી કર્યાનો હુકમ આ વ્યાખ્યામાં આવી જાય છે: ૫૮૮મી કલમમાં બતાવેલો કોઈ હુકમ આ વ્યાખ્યામાં આવી જતો નથી.

"હુકમ."

"હુકમ" એટલે, ઉપરની વ્યાખ્યા પ્રમાણે હુકમનામું નહીં હોય એવો દિવાની કોર્ટનો કોઈ નિર્ણય પદ્ધતિ પ્રમાણે લખ્યો હોય તે.

"ફેસલો."

"ફેસલો" આ શબ્દનો અર્થ, કોઈ હુકમનામાનાં અથવા હુકમનાં કારણ દાખલ જડજે કરેલું બયાન એવો સમજવોઃ

"જડજ."

"જડજ" એટલે, કોર્ટનો અધ્યક્ષ સ્થાને બેસનાર અમલદાર સમજવોઃ

"હુકમનામાનો દેણદાર" એટલે, જેની વિરૂદ્ધ હુકમનામું અથવા હુકમ થયો હોય તેવો કોઈ શખ્સ સમજવો. "હુકમનામાનો દેણદાર."

"હુકમનામાવાળો" એટલે, બજાવી શકાય તેવું હુકમનામું કે તેવો હુકમ જેની તરફમાં થયો હોય એવો કોઈ શખ્સ સમજવો; અને એમાં, તે હુકમનામું અથવા હુકમ જે શખ્સના નામઉપર ચઢાવી આપ્યો હોય, તે શખ્સનો સમાવેશ થાય છે. "હુકમનામાવાળો"

"લખી" એમાં, છાપેલાનો અને શીળાથી છાપેલાનો સમાવેશ થાય છે, અને "લેખ" એમાં, છાપ તથા શીળા છાપનો સમાવેશ થાય છે. "લખી."

"સહી કરેલું" એમાં, નિશાની કરનારો શખ્સ પોતાનું નામ લખી શકે એવો ન હોય ત્યારે "નિશાની કરેલું" એનો, તથા જે શખ્સવિશેનો મજકૂર હોય તે શખ્સના નામની સ્ટાંપ (શિક્કો) મારેલું એનો પણ સમાવેશ થાય છે. "સહી કરેલું."

"પરરાજ્યની કોર્ટ" એટલે, જેની સત્તા બ્રિટિશ ઈંડિયામાં ન હોય, અને જે ગવર્નર જનરલ ઈન્ કૌન્સિલે સ્થાપેલી ન હોય, એવી બ્રિટિશ ઈંડિયાની હદ બહારની કોર્ટ સમજવી. "પરરાજનીકોર્ટ"

"પરરાજ્યનો ફેસલો" એટલે, પરરાજ્યની કોર્ટે કરેલો ફેસલો સમજવો. "પરરાજ્યનો ફેસલો."

"સરકારી અમલદાર" એટલે, નીચે લખેલા પ્રકારો પૈકી કોઈપણ પ્રકારમાં સમાવેશ થાય એવો કોઈ શખ્સ સમજવો. એટલે:— "સરકારી અમલદાર."

દરેક જડ્જ;

મલીકા મોઆઝમાનો દરેક સનદી નોકર;

મલીકા મોઆઝમાની જમીનપરની અથવા દરયાઈ ફોજમાંનો હરએક સનદી અમલદાર, સરકારના હુકમતળે નોકરી કરતો હોય ત્યાંસુધી;

ન્યાયની કોર્ટનો હરએક અમલદાર જેનું કામ, પોતાના હોદ્દાને લીધે, કાયદાની અથવા હકીકતની કોઈ બાબતઉપર તજવીજ કરવાનું કે રિપોર્ટ કરવાનું હોય, અથવા કોઈ લેખ કરવાનું કે તે લેખના ખરાપણાવિશે સહી કરવાનું કે તે લેખ રાખવાનું હોય, અથવા કાંઈ મિલકત પોતાના હવાલામાં લેવાનું કે તેની વ્યવસ્થા કરવાનું હોય, અથવા ન્યાયની બાબતોની કંઈ પ્રોસેસો બજાવવાનું હોય, અથવા કંઈ સોગન આપવાનું, કે અર્થ સમજાવવાનું હોય અથવા કોર્ટમાં બંદોબસ્ત રાખવાનું હોય, તે તથા તે કામોમાંહેનું કોઈપણ કામ કરવાને કોઈ ન્યાયની કોર્ટે મુદ્દામ અખત્યાર આપેલો હરકોઈ શખ્સ;

કોઈ શખ્સને કેદ કરવાનો અથવા કેદમાં રાખવાનો અધિકાર જે હોદાને લીધે મળે તેવા હોદો ધરાવનાર હરકોઈ શખ્સ;

સરકારનો હરએક અમલદાર જેનું કામ, પોતાના હોદાનેલીધે, ગુનાહ અટકાવવનું, ગુનાહોની ખબર આપવાનું, ગુન્હેગારોને તેઓનો ઇન્સાફ થવાસારૂ કોર્ટોમાં હાજર કરવાનું, અથવા લોકોની તંદુરસ્તી, સલામતી કે અનુકૂળતા સંભાળવાનું હોય તે;

હરએક અમલદાર, જેનું કામ પોતાના હોદાને લીધે, સરકારની વતી કંઈ મિલકત લેવાનું, સ્વીકારવાનું, રાખવાનું કે ખરચવાનું હોય, અથવા સરકારની વતી કંઈ કરાર કરવાનું, માપણી કરવાનું, કે જમાબંદી કરવાનું હોય, અથવા મહેસૂલબાબતની કંઈ પ્રોસેસો બજાવવાનું હોય, અથવા સરકારના પૈસાસંબંધી લાભની કંઈબાબતની તજવીજ કરવાનું કે તેવિશે રિપોર્ટ કરવાનું હોય, અથવા સરકારના પૈસાસંબંધી લાભબાબતનો કંઈ લેખ કરવાનું, તેના ખરાપણવિશે સહી કરવાનું, કે તે લેખ રાખવાનું હોય, અથવા સરકારના પૈસાસંબંધી લાભની સંભાળને માટે કરેલા કોઈ કાયદા તોડાતા અટકાવવાનું હોય, તે અને હરએક અમલદાર જે સરકારની ચાકરી કે પગારમાં હોય, અથવા જેને કંઈ સરકારી કામ કરવાસારૂ ફી કે કમિશન મળતું હોય તે.

**"સરકાર."** અને, જ્યાં આ કાયદાનો અમલ ચાલે એવા બ્રિટિશ ઈંડિયાના કોઈ ભાગમા "સરકાર" એમાં સ્થાનિક સરકાર તેમજ હિંદુસ્તાનની સરકારનો સમાવેશ થાય છે.

**ટીકા**—૧. જ્યારે મુફસીલ-સ્માલકાજ કોર્ટોએ પોતાની હકુમત ઉપરાંત કામ ચલાવ્યું હોય. અગર પોતાને મળેલી હકુમત વાપરી ન હોય ત્યારે આવી કોર્ટોમાં મુકાયેલા મુકદમાના કાગળો હાઈકોર્ટ મંગાવી શકે. (૬૨૨ કલમ જુઓ) અને હાઇકોર્ટ અને ડીસ્ટ્રીક્ટ કોર્ટ સ્માલકાજ કોર્ટમાંથી કામ બદલી બીજી યોગ્ય કોર્ટને સોંપી શકે. (કલમ ૨૫)

"ડીક્રી" આ વ્યાખ્યા સને ૧૮૭૯ ના ૧૨ મા આક્ટથી સુધરેલી તે પ્રમાણે આ આક્ટમાં મુકેલી છે.

"જજમેન્ટ" બાબતમાં ૧૯૮ થી તે ૨૦૪ કલમો જુઓ.

**કાયદા અને આક્ટ રદ કર્યા તે.** ૩. આ આક્ટને જોડેલા પહેલા પરિશિષ્ટમાં બતાવેલા કાયદા ને આક્ટ, તેજ પરિશિષ્ટના ત્રીજા આસનમાં કહ્યા છે તેટલા પુરતા આ આક્ટથી રદ કર્યા છે. પરંતુ તેવા કોઈ કાયદા કે આક્ટપ્રમાણે જે જાહેરખબરો પ્રસિદ્ધ થઈ હશે, ઠરાવો તથા નિયમો કર્યા હશે, જગાઓ નીમી હશે, કરાર દાખલ કર્યા હશે. દર ઠરાવ્યા હશે, તથા નમુના (ફારમ) તૈયાર કર્યા હશે તે તમામ, આ કાયદાની સાથે મળતા આવતા હોય તેટલા પુ-

રેતા, આ કાયદાપ્રમાણે અનુક્રમે પ્રસિદ્ધ કરેલા, કરેલા, નીમેલા, દાખલ કરેલા, ઠરાવેલા, અને તૈયાર કરેલા ગણવા.

પ્રથમના આક્ટના હવાલા.

અને આ કાયદો અમલમાં આવે તે તારીખ પહેલાં પાસ થએલા અથવા પ્રસિદ્ધ કરેલા કોઈ આક્ટમાં, રેગ્યુલેશનમાં કે જાહેરનામામાં, સન ૧૮૫૯ના ૮મા આક્ટનો, સન ૧૮૬૧ના ૨૩મા આક્ટનો, અથવા દિવાની કામ ચલાવવાની રીતના કાયદાનો, અથવા ૧૮૭૭ના ૧૦મા આક્ટનો, અથવા આ આક્ટથી રદ્દ થએલા કોઈ બીજા આક્ટનો, હવાલો આપ્યો હોય તો તે હવાલો, બને તેટલો, આ કાયદાને અથવા આ કાયદાના તેને મળતા ભાગને લાગૂ પડે છે એમ વાંચવો:

સન૧૮૮૨ ના જુન માસનો ૧ લી તારીખપેહેલાં માંડેલી ફરિયાદોમાં કામ ચલાવવાની રીત કાયમ રાખવી.

સન ૧૮૮૨ના જૂન માસની પેહેલી તારિખની અગાઉ કોઈ ફરીયાદ માંડી હશે અથવા અપીલ કરી હશે તેમાં હુકમનામું થતાં પેહેલાં ચાલતા કામમાં, અથવા હુકમનામાપછી જે કામ શરૂ થયું હશે અને તે તારીખે ચાલૂ હશે તે કામમાં, ૯૯ અ. કલમમાં ઠરાવ્યું છે તે સિવાયની, આ આક્ટમાં કહેલી કોઈ વાત લાગૂ પડશે નહીં.

સન ૧૮૭૯ના જુલૈ માસની ઓગણત્રીસમી તારીખે ચાલૂ હોય એવી પ્રત્યેક અપીલ, જો તે અપીલ આપતી વખતે આ કાયદો અમલમાં હોત તો તે ચાલી શકત એવી હોય તો, તે આપ્યાની તારીખે જાણે આ કાયદો અમલમાં હોય ને જે રીતે સાંભળીને નિકાલ થાય તે રીતે તેનો સાંભળીને નિકાલ કરવો; અને તે તારીખ પહેલાં કલમ ૩૨૦ પ્રમાણે કલેકટરને કોઈ કામ મોકલવાનો કરેલો પ્રત્યેક હુકમ કાયદાપ્રમાણે કર્યો છે, તથા તેજ તારીખ પહેલાં ૩૬૦ કલમપ્રમાણે પ્રસિદ્ધ કરેલી જાહેરખબર કાયદાપ્રમાણે પ્રસિદ્ધ કરી છે, એમ ગણવું.

ટીકા—૩. પણ ઈલાયદી કલમના પેહેલા પ્યારેગ્રાફમાં વધારવામાં આવેલું છે. કલમ ૩ ના બીજા પ્યારેગ્રાફમાં અથવા સને ૧૮૭૭ ના આક્ટ ૧૦" એટલા શબ્દો ઉમેર્યા છે.

કલમ ૩ તા. ૧ જુન સને ૧૮૮૨ પેહેલા દાખલ થયેલા દાવા બાબતનો પ્યારેગ્રાફ ૩ તથા તા. ૨૯ જુલાઈએ ચાલુ અપીલ બાબતનો પ્યારેગ્રાફ નવા ઉમેર્યા છે.

અયોધ્યા, પંજાબ, મધ્યપ્રાંત અને બ્રહ્મદેશને લગતા કેટલાક આક્ટો કાયમ રાખવા.

૪. ત્રીજી કલમના બીજા પ્યારેગ્રાફમાં ઠરાવેલું છે તે શિવાય, આ આક્ટમાં કહેલી કોઇપણ વાતથી નીચેના આક્ટ ને કાયદામાં કંઈ કમીજાસ્ત થએલું ગણાશે નહીં: (એટલે):—

સન ૧૮૬૫નો મધ્યપ્રાંતની કોર્ટોનો આક્ટઃ

સન ૧૮૭૫નો બ્રહ્મદેશની કોર્ટોનો આક્ટઃ

સન ૧૮૭૭નો પંજાબની કોર્ટોનો આક્ટઃ

સન ૧૮૭૯નો અયોધ્યાની દિવાની કોર્ટોનો આક્ટઃ

અથવા, જેમાં જમીન ધારણકરનારા તથા તેમના ખેડુતો કે મુન્શારો વચ્ચેની ફરિયાદનું કામ ચલાવવાની વિશેષ રીત બતાવી હોય તેવો, સન ૧૮૬૧ના ઇંડિયાની કૉન્સિલ વિશેના આક્ટપ્રમાણે, ગવર્નર ઇન્ કૉન્સિલે અથવા લેફ્ટેનન્ટ ગવર્નર ઇન્ કૉન્સિલે આજસુધી કરેલો અથવા તેઓ હવેપછી કરે તે કાયદો.

અથવા સ્થાવર મિલકતની વેંચાણને વાસ્તે જેમાં ઠરાવ કર્યા હોય તેવો સન ૧૮૬૧ના ઇંડિયાની કૉન્સિલવિશેના આક્ટપ્રમાણે ગવર્નર ઇન્ કૉન્સિલે અથવા લેફ્ટેનન્ટ ગવર્નર ઇન્ કૉન્સિલે આજસુધી કરેલો અથવા તેઓ હવેપછી કરે તે કાયદો.

અને સરહૂ આક્ટો પૈકી કોઇપણ આક્ટપ્રમાણે કમિશનર તથા ડેપ્યુટી કમિશનરને સમર્પાપી (એક્જ વખતે સરખી) દિવાની હકુમત આપી હોય ત્યારે, તે અમલદારોપૈકી કોને આ કાયદાના કામનેસારૂ ડિસ્ટ્રિક્ટ કોર્ટ ગણવો એ ઠરાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

ટીકા—૪. બીજા અને ચોથા પ્યારેગ્રાફમાં વધારો અને ફેરફાર કરવામાં આવ્યો છે.

મુફસીલની સ્માલકાજ કોરટોને કલમો લાગુ પડેછે તે.

૫. આ આક્ટને જોડેલા બીજા પરિશિષ્ટમાં આ કાયદાના જે બાબ અને કલમો બતાવેલી છે તે, (તે લાગૂ પડે તેટલેસુધી) સન ૧૮૬૫ ના આક્ટ ૧૧ પ્રમાણે સ્થાપેલી સ્માલકાજ કોર્ટોને તથા સ્માલકાજ કોર્ટનો અધિકાર ચલાવનારી (કલકત્તા, મદ્રાસ અને મુંબઇની સ્માલકાજ કોર્ટો-સિવાયની) બીજી સઘળી કોર્ટોને લાગૂ પડે છે. આ કાયદાના બીજા બાબ અને કલમો એવી કોર્ટોને લાગુ નથી.

ટીકા—૫. અને જપ્તીઓ કરવાની બાબતના ઇત્યાદી. સને ૧૮૭૭ ના ૧૦ મા આક્ટમાં હતું તે કાઢી નાંખવામાં આવ્યું છે.

જે કલમો અને પ્રકરણો સ્માલકાજ કોર્ટને લાગુ પાડવામાં આવી છે તેની આગળ. "સ." એવો અક્ષર મુકવામાં આવશે.

(અ)મિલટરી કોરટ આફ રિક્વેસ્ટની.

૬. (અ) મિલિટરી કોરટ આફ રિક્વેસ્ટની;

(ખ) મુંબઈ ઈલાકાના લશ્કરનાં થાણાંના તથા કાંપના લશ્કરી બજારમાં નાની ફરિયાદો ચુકવવાસારૂ તે ઇલાકામાં યોગ્યરીતે નીમેલા એક અમલદારની ; — (ખ) મુંબઇમાં નાની ફરિયાદોની ચોકશી કરવાને નીમેલા અમલદારોની,

(ક) મદ્રાસના કાયદાના ઠરાવપ્રમાણે ગામના મુનસફોની અથવા ગામની પંચાયતોની; અથવા — (ક) મદ્રાસમાં ગામના મુનસફો અને ગામની પંચાયતોની,

(ડ) રંગૂન, મોલમેન, અક્યાબ અથવા બસીનમાં નાદારી કોરટ તરીકે બેસે ત્યારે રંગૂનના રિકારડરની; — (ડ) નાદારી કોરટ તરીકે બેસે ત્યારે રંગૂનના રિકારડરની,

એમની હકુમત અથવા કામ ચલાવવાની રીતમાં, આ કાયદામાં કહેલી કોઈ વાતથી કંઈ કમીજાસ્ત થતું નથી; — હકુમત અને કામ ચલાવવાની રીત કાયમ રાખવી.

અથવા કોઈ કોરટની સાધારણ હકુમતની પૈસાસંબંધી મર્યાદા (જો હોય તો તે) કરતાં કોઈ ફરિયાદના વિષયની રકમ કે કિંમત વધીજતી હોય, તો તેવી ફરિયાદોઉપર તે કોરટને આ કાયદાની કોઈ કલમથી હકુમત મળવાની નહીં.

૭. (અ) મુંબઈના સન ૧૮૩૦ ના ૧૩મા રેગ્યુલેશનમાંના તથા સન ૧૮૪૦ ના ૧૫મા આક્ટમાંના ઠરાવોને આધારે, તે રેગ્યુલેશન તથા આક્ટમાં કહેલા મુકદમાઓમાં અધિકાર મળેલા અમુક જાગીરદારો તથા બીજા અધિકારીઓ જે હકુમત ચલાવતા હોય તેમાં, અને — મુંબઇના કેટલાક કાયદા કાયમ રાખવા.

(બ) આ આક્ટને જોડેલા ત્રીજા પરિશિષ્ટમાં બતાવેલા કાયદા તથા આક્ટમાં જે તરેહના મુકદમા કહેલા છે તે મુકદમામાં,

આવા મુકદમાઓમાં અને તેઉપર દિવાની કોર્ટોમાં અપીલ આવે એવું હોય તેવી અપીલોમાં, કામ ચલાવવાની રીત આ કાયદામાં જે નિયમ ઠરાવ્યા છે તે પ્રમાણે સમજવી, પરંતુ, આ કલમમાં કહેલા અથવા હવાલો આપેલા કાયદા અને આક્ટના કોઈ વિશેષ ઠરાવથી એ નિયમો વિરૂદ્ધ હોય તો તેમ ન સમજવું.

ઇલાકાના મુખ્ય શેહેરોની સ્માલકાજ કોરટો

૮. કલકત્તા, મદ્રાસ, અને મુંબઈ, એ શેહેરોમાં સ્થપાએલી કોઈ સ્માલકાજ કોર્ટની કોઈ ફરિયાદમાં અથવા કામમાં, કલમ ૩, ૨૫, ૮૬, ૨૨૩, ૨૨૫, ૩૮૬, અને બાબ ૩૯ માં જે ઠરાવો છે, તે શિવાયનો આ કાયદો લાગુ પડશે નહીં.

પરંતુ ફેસલાની ફરી તપાસવિશે અને અપીલવિશે જે ઠરાવો કરેલા છે, તે શિવાયનો આ કાયદો અથવા તેનો કોઈ ભાગ સરકારી ગેઝીટમાં જાહેરખબર પ્રસિદ્ધ કરીને આવી કોઈ કોર્ટને લાગુ પાડવાને સ્થાનિક સરકારને મુખત્યાર છે.

કાયદાના ભાગ.

૯. આ કાયદાના નીચે પ્રમાણે દશ ભાગ કર્યા છે:—

૧ લો ભાગ :—સામાન્યરીતે ફરિયાદો.

૨ જો ભાગ :—પ્રસંગોપાત્ત ઉત્પન્ન થનારાં કામ.

૩ જો ભાગ :—ખાસ પ્રસંગની ફરિયાદો.

૪ થો ભાગ :—ચાલૂ ગરજ પુરતા ઇલાજ.

૫ મો ભાગ :—વિશેષ કામો.

૬ ઠો ભાગ :—અપિલો.

૭ મો ભાગ :—હૈ કોર્ટને ઠરાર મોકલવાની તે, તથા હૈ કોર્ટે તપાસણી કરવી તે.

૮ મો ભાગ :—ફેસલાની ફરી તપાસ.

૯ મો ભાગ :—સનદી હૈ કોર્ટોબાબત વિશેશ નિયમ.

૧૦ મો ભાગ :—કાંઈ પરચુરણ બાબતો.

---

# ભાગ ૧ લો.

સામાન્યરીતે ફરિયાદો વિશે.

---

## બાબ ૧ લો.

### કોર્ટોની હકુમત તથા નિર્ણીતન્યાત (રેસ જ્યુડિકેટા) વિશે.

જન્મભૂમીના અથવા કુળના સબબથી કોઈ સખસ હકુમત બહાર નથી.

૧૦. કોઈ દિવાની કામમાં જન્મભૂમીના સબબથી અથવા કુળના સબબથી કોઈ શખ્સ કોઇપણ કોર્ટની હકુમત બહાર છે એમ સમજવું નહીં.

ટીકા—૧૦. આ કલમની સાથે રાજા રજવાડા એલચી વીગેરેની બાબત-માં પ્રકરણ ૨૮ ની કલમ ૪૩૨ અને ૪૩૩ વાંચવી.

૧૧. જે તે વખતે જે કાયદા અને આકટ અમલમાં હોય, તેમાં જે ફરિયાદો સાંભળવાની કોર્ટોને મનાઈ કરી હોય, તે શિવાયની બધી દિવાની ફરિયાદોનો (આ આક્ટમાં જે નિયમો ઠરાવ્યા છે તેને અનુસરીને) ઇનસાફ કરવાની કોર્ટોને હકુમત છે.

મુદ્દામ મનાઇ કરી હોય તે શિવાયની બધી દિવાની ફરિયાદોની કોરટે ચોકશી કરવી.

ખુલાસો:—જે ફરિયાદમાં મિલકતના અથવા કામ કરવાના હક્ક વિશે તકરાર હોય તે દિવાની ફરિયાદ કેહેવાય: પછી તે હક્કનો તમામ આધાર ધર્મસંબંધી ક્રિયા અથવા વિધિબાબતની તકરારોના નિર્ણય ઉપર હોય તેની ચિંતા નહીં.

ટીકા—૧૧. આ કલમ સ્માલકાજ કોર્ટને લાગુ નથી.

આ કલમથી દીવાની કોર્ટનો દીવાની પ્રકારના દાવા ચુકવવાનો અધીકાર મળેછે. એટલે અરજદારની ફરીઆદની તજવીજ કરવાનું અને તેને કાયદેસર હક છે કે નહીં તેનો નીર્ણય કરવાને દીવાની કોર્ટ અધીકારવાન છે. પણ દરેક દાવાનું કારણ હોવું જોઇએ. કેમકે ૫૦ મી કલમ પ્રમાણે એ ટુંકામાં સ્પષ્ટરીતે ફરીયાદ અરજીમાં બતાવવી જોઇએ. અને જો ફરીઆદમાં દાવાનું કારણ ના જણાય તો કોરટ તે પાછી આપે અથવા રદ કરે માટે દરેક કામ ચલાવતાં પેહેલાં દાવાનું કારણ પ્રથમ છે કે નહી. તે તજવીજ થવી જોઇએ.

દરિયામાં માછલી પકડવાના વાદીના હકને હરકત થવાથી નુકશાનીનો દાવો વાદી માંડી શકે છે. (ઈં. લ. રી. બ. મુંબઇ ૧૯ પાનું.) અમુક માણસને ગોર તરીકે રાખવો એવો દાવો ચાલી શકે નહી. તેમજ જજમાનનો પુરોહિતને કુટુંબ ગોરપ જે જે રીવાજ પ્રમાણે આવે. તેને માટે દાવો ના ચાલે પણ દેવળમાં જાત્રાળુ તથા પુજારીઓ પાસેથી જે ઉઘરાવામાં આવ્યું હોય, તેને માટે દાવો ચાલે. નવમાં મુંબાઈ હાઇકોરટ રીપોટ પાનું ૪૧૩ માં એમ ઠરાવ્યું કે દેવલમાં દહીંની ગોરશી ભાગવાની ક્રિયા કરવાનો વાદીની શાખા વાળાનો હક છે. એવું ઠરાવી આપવા બાબતનો અને પ્રતીવાદીઓએ દહીંની ગોરશી ભાગી. તેથી તેને જે નુકશાન થયુ તે મેળવાનો દાવો ચાલી શકે.

નાતમાં દાખલ કરવાને અને નુકશાન મેળવવાના દાવા બંગાલામાં ચાલી શકે છે. ( ૭ વી. રી. ૨૬૯ ) પણ પ્રતીવાદી વાદીને પોતાને ઘેર જમવા તેડે એ બાબતનો દાવો ચાલે નહી. ( ૬ વી. રી. ૩૨૫ ) અને મુંબાઇમાં એક કેસમાં પ્રતીવાદીએ સખ્તીથી પોતાના ઘેર જમવા ના તેડ્યો. તેથી વાદીની આબરૂને નુકશાન થયું તે બદલ વાદીને નુકશાનીના પૈશા અપાવ્યા હતા. મુંબાઇમાં નાતના કજીઆ ચલાવવા અધીકાર નથી. સન ૧૮૨૭ના બીજા રેગ્યુલર ૨૧ જુઓ. ) અને તે બાબતમાં મોરાર દઆ વી. નાગરીઆ ગણેશીઆનો કેસ જુઓ. ( ક. મું. પાનું. ૧૭ )

ફકત ગાળાગાળથી થએલા નુકશાનની ફરીઆદી દીવાની કોરટમાં ચાલશે. અને લેખી લાયબલ હોય તો ઘણા પ્રતીવાદીને એકઠાસામેલકરીશકાય.

સન ૧૮૬૬ ના ૨૧ મા આક્ટ પ્રમાણે ખ્રિસ્તી ધર્મ સ્વીકારચા પછી બાયડી લગ્નના હક પુરા કરવાનો દાવો લાવી શકાય. તેમજ ૫૦ ના ૨૧ મા આક્ટ પ્રમાણે છોકરાંને કબજે લેવાને દાવો લાવી શકાય.

હિંદુઓ બાયડી લગ્નના હક પુરા કરવાના દાવા લાવી શકે. અને તે બાબતના હુકમનામા ૨૬૦ કલમ પ્રમાણે બજાવી શકાય.

મુસલમાન ધણી દીવાની કોરટમાં બાયડી કબજે લેવાનો હક્ક ઠરાવાનો દાવો તે સ્ત્રી પોતાના ભેગી રહેવા આવે એવો હુકમ મેળવવાને દાવા લાવી શકે આ દાવો મુસલમાની સરેહના ધોરણ ઉપર ચુકાવવો જોઇએ. લગ્નના હક પુરા કરવાનો દાવો પારશી, ૧૮૬૫ના ૧૫મા આક્ટ પ્રમાણે લાવી શકે.

અમુક હિંદુ લગ્ન રદ છે એવું ઠરાવવાના દાવા દીવાની કોરટ સાંભળી શકે ને તે સત છે એવું દરમ્યાન દાવો સાંભળી શકે. (૨૫ વી.રી.પા.૪૪૪)

પઇશા લેઇને કન્યા આપવાનો ઠરાવ હોય, અને કન્યા આપવામાં ના આવે તો આવેલા પઇશા પાછા લેવાનો દાવો ચાલશે (૫. બે. લો. રી. પ. ૩૯૫ )

પણ અમુક છોકરીની સાથે લગ્ન કરાવવા લગ્ન કરાવાનું વચન ખાસ રીતે પળાવવાનો દાવો ચાલશે નહી. (૪. લો. રી. એક મદ્રાસ ૧૬૮ )

ગુલામગીરીથી ઉતપન થતા હકના દાવા ચાલશે નહી. (સન ૧૮૬૩નો આક્ટ ૫ મો જુઓ )

રાજા કોઇ પણ કોરટના અધીકાર નીચે નથી માટે તેમના દાવા ના ચાલે. તે તજવીજ સત્તાની રૂઇએ કરેલા કૃત્યો બાબત સરકાર વિરૂદ્ધ પણ દાવો ચાલશે નહી.

(૭. વી. રી. ૧૯૧ ) ન્યાયાધીશોના રક્ષણને માટે ૧૮૫૦ માં ૧૮ મા એક્ટ જુઓ )

અનેજે રક્ષણના નાયાધીસોને આપવામાં આવ્યું છે. તેવુંજ સાક્ષીઓ આપે. અને પક્ષકારોને આવેછે એટલે કામચાલતા જે સબ્દો સાક્ષીઓએ કહયાહોય તેઉપરથી તેનાઊપર આબરૂબાબતનો દાવો ચાલેનહીં એનું કારણ એમછે કેજો તેઓજુઠી જુબાની આપેતો તેમનાઊપર જુઠી પ્રતીજ્ઞાનું કામચાલે.

મુંબાઈમાં દીવાની કોરટનો અધીકાર ૧૮૭૯ ના ૧૦ મા આક્ટ ૪ કલમથી નિમીત થએલો છે તેમજ સન ૧૮૭૧ નો ૨૩ મો પેનસીન બાબતનો આક્ટ પણ તે કોરટનો અધીકાર નિમીત કરેછે વળી સન ૧૮૭૦ ના ૧૦ આક્ટની કલમ પ્રમાણે તે આક્ટની રૂઇએ. જે ફેસલો કર્યો હોય. તે રદકરવાનો દાવો ચાલશે નહીં તેમજ ૧૮૬૩ ના ૧૩ મા આક્ટ થી પડતર જમીનનાદાવાનો ચુકાદો રેવીનીયુ કોરટો કરે.

કેટલાક કામમાં દીવાની ને ફોજદારી બંને ઉપાયો લેઈ શકાય. જેમકે જે માણસના ઉપર બીજાએ હુમલો કર્યો હોય તે માણસ દીવાની તથા ફોજદારી રાહે દાદને પોંચે.

તેમજ લાયબલ મુખનિંધ્યા વ્યભીચાર ઇત્યાદિક બાબતોનો દીવાની ને ફોજદારી બે ઉપાયો છે.

સને ૧૮૭૨ ના ૧૦ આક્ટની ૫૩૬ મી કલમની રૂઇએ માજીસ્ત્રેટ બા-

થકીનું ગુજરાન કરવાનું ધણી ઉપર હુકમનામું કરી શકેછે. પણ તેથી ખોરાકી પોશાકી લેવાને દીવાની દાવો બાંધવાને તે બાધ નથી.

લાયસન્સ બાબતનો યોગ્ય રીતે કરેલો માજીસ્ટ્રેટનો ઠરાવ રદ કરવાનો દાવો દીવાની કોરટમાં ચાલશે નહી. (૪ બ. લો. રી. ૨૪)

અમુક રસ્તો સરીઆમ રસ્તો છે. એવા માજીસ્ટ્રેટનો ઠરાવ રદ કરવાનો દાવો દીવાની કોરટમાં ચાલશે નહીં.

કબજાની તકરારની બાબતમાં માજીસ્ટ્રેટો ફોજદારી કાયદાની રૂએ કામ ચલાવી શકેછે પણ તેથી દીવાની હક્ક જતો નથી.

૧૮૪૮ ના ૧૮ મા આક્ટ પ્રમાણે સુરતના નવાબના સામો કોઈ પણ પ્રોસેસ વગેરે નિકળે નહીં તેમજ ૭૧ ના ૧૫ આક્ટથી ભરૂચના ઠાકોરોની મીલકતના વહીવટદાર નિમાયા પછી તેમના ઉપર દાવા ચાલી શકે નહીં. અથવા તેમણે કેદ પણ કરી શકે નહીં.

પક્ષકારો માંહી માંહી ખાનગી સમજુત કરી દીવાની કોરટની હકુમત જુર કરી શકતો નથી. આ પ્રમાણે કરેતો એ બાબતનો જે કાયદો હોય તે કાયદાને અનવ્ય થવું જોઈએ પક્ષકાર હાવા હક્ક બાબત કરાર આક્ટની ૨૮ મી કલમ જુઓ.

૧૨. કોઈ ફરિયાદમાં જે તકરારી બાબત હોય તેજ પ્રત્યક્ષ અને વસ્તુતઃ તકરારીબાબત કોઈ પહેલાં માંડેલી ફરિયાદમાં હોય, અને તે પહેલાં માંડેલી ફરિયાદ તેના તેજ પક્ષકારો વચ્ચે અથવા જે પક્ષકારોતરફથી તેઓ અથવા તેઓમાંનો કોઈ પોતાને હક્ક મળેલો કહેતો હોય તેમની વચ્ચે, તેની તેજ દાદને વાસ્તે,-તેજ કોર્ટમાં, અથવા તે દાદ અપાવવાની હકુમત હોય તેવી બ્રિટિશઈંડિયામાંની બીજી કોઈ વરિષ્ઠ કે કનિષ્ઠ પ્રતિની કોર્ટમાં, અથવા બ્રિટિશઈંડિયાની હદની બહાર ગવર્નર જનરલ ઇન કૌંસિલે સ્થાપેલી અને તેવી હકુમતવાળી કોઈ કોરટમાં, અથવા મલીકા માઆઝમાં એઓના કૌંસિલની રૂબરૂ,-ચાલુ હોય તો, પછીની ફરિયાદનો કોરટે ઈનસાફ કરવો નહીં. પરંતુ કલમ ૨૦ પ્રમાણે જ્યાં કોઈ ફરિયાદ બંધ કરી હોય ત્યાં એમ ન સમજવું. ચાલુ ફરિયાદો.

ખુલાસો:—કોઈ દાવાનાં કારણને આધારે કરેલી ફરિયાદ પરરાજ્યની કોરટમાં ચાલુ હોય, તેટલા ઉપરથી તેજ દાવાનાં કારણને આધારે કરેલી ફરિયાદનો ઈનસાફ કરવાની બ્રિટિશઈંડિયાની કોરટોને મનાઈ નથી.

૧૩. એકજ હક્કથી વાદ ચલાવનારા તેના તેજ પક્ષકારોની દરમ્યાન અથવા જે પક્ષકારોની તરફથી તેઓ કે તે આમાંનો કોઈ પોતાનો હક્ક મળેલો કહે તો હોય તેમની દરમ્યાન પહેલાં ચાલેલી કોઈ ફરીયાદમાં જે બાબત પ્રત્યક્ષ અને વસ્તુતઃ તકરારી હોય તેજ બાબત કોઈ પાછળની ફરિયાદમાં અથવા મુદ્દામાં પ્રત્યક્ષ અને વસ્તુતઃ તકરારી હોય, અને તે નિર્ણિત વાત.

પાછળની ફરિયાદ અથવા જે ફરિયાદમાં તે મુદ્દો પાછળથી નીકળ્યો હોય તે ફરિયાદ સાંભળવાના યોગ્ય અખત્યારવાળી કોરટે તે પ્રથમની ફરિયાદની ચોકથી કરી આખરનો નિકાલ કર્યો હોય, તો તેવી પાછળની ફરિયાદની અથવા તેવા પાછળના મુદ્દાની કોઈ કોરટે તજવીજ કરવી નહીં.

**ખુલાસો ૧.**—ઉપર બાબત દર્શાવી તે પ્રથમની ફરિયાદમાં એક પક્ષકારે છે એમ કહેવી જોઈએ, અને સામા પક્ષકારે સ્પષ્ટ રીતે કે ગભિત રીતે તે કબુલ અગર ના કબુલ કરવી જોઈએ.

**ખુલાસો ૨.**—તેવી પ્રથમની ફરિયાદમાં દાવો માગવાના અથવા જવાબ આપવાના એક કારણ તરીકે જે બાબત બતાવી શકાત અને જે બતાવવી જોઈતી હતી, તે બાબત તે ફરિયાદમાં પ્રત્યક્ષ અને વસ્તુતઃ તકરારી બાબત છે એમ સમજવું.

**ખુલાસો ૩.**—ફરિયાદઅરજીમાં જે દાદ માગી હોય પણ હુકમનામામાં સ્પષ્ટ રીતે ન અપાવી હોય તે દાદ, આ કલમના કારણ સારૂ આપવાની ના પાડી છે એમ સમજવું.

**ખુલાસો ૪.**—કોઈ ઠરાવ એવી રીતનો હોય કે, તે ઠરાવ કરનારી કોરટ બંને પક્ષકારો પૈકી ગમે તેની અરજ ઉપરથી (ફરી તપાસ કર્યા શિવાય) તે ફેરવી શકે નહીં, અથવા પોતાની મેળે તે ફરી વિચારમાં લઈ શકે નહી, ત્યારે આ કલમના અર્થ પ્રમાણે તે આખરનો ઠરાવ સમજવો. જેના ઉપર અપીલ થઈ શકે તેવો ઠરાવ અપીલ ન થાય ત્યાંસુધી આ કલમના અર્થ પ્રમાણે આખરનો ઠરાવ ગણવો.

**ખુલાસો ૫.**—પોતાનો અને બીજાઓનો મળીને એકઠો દાવો રાખેલા કોઈ ખાનગી હક્કવિશે કંઈ શખ્સો શુદ્ધબુદ્ધિથી કોરટમાં વાદ ચલાવતા હોય, ત્યારે તે હક્કની સાથે લાગતા વળગતા બધા શખ્સો, આ કલમના કારણ સારૂ, તે વાદ ચલાવનારા શખ્સો તરફથી હક્ક રાખનાર શખ્સો છે એમ ગણવું.

**ખુલાસો ૬.**—પરરાજ્યના ફેસલા ઉપર આધાર રાખવાનો હોય ત્યારે ખરાપણાના યોગ્ય દાખલા સહિત તે ફેસલો હાજર કર્યો એટલે, તે લેખ ઉપરથી વિરૂદ્ધ પ્રકાર નજરેન આવે તો, તે ફેસલો કરનારી કોરટને યોગ્યહકુમત હતી એવું અનુમાન કરવું. પરંતુ કોરટને હકુમત નહોતી એ વાત સાબીત કરીને તે અનુમાન રદ થઈ શકશે.

**ટીકા**—૧૩ આ કલમના પહેલા પારેગ્રાફમાં વધારો કરવામાં આવ્યો છે. કાયદાની કેહેવત એવી છે કે કોઈ પણ સખ્સને એકની એક બાબત અથવા એકના એક મુદ્દા બાબત બેવાર સતાવી શકાય નહીં માટે જે બાબતનો

આગલા કામમાં પક્ષકારો વચે નીવાડો થઈ ગયો છે તેની ફરી તજવીજ કરતાં કોરટને આ કલમથી પ્રતીબંધ છે.

સને ૧૮૫૯ ના આકટ ૮ માની કલમ ૨ માં ફેરફાર કરી આ કલમ રચવામાં આવીછે કાયદાની કેહેવત એવી છે કે કોઈ પણ માણસને તેના તે દાવાઓને યા તે મુદાને માટે બેવાર હેરાન કરી શકતો નથી અને આજ કેહેવતના ધોરણ ઉપર સદરહુ કલમ ૨ તથા આ કલમ રચવામાં આવેલી છે. ડચેસ આફ કિંગસ્ટનના કામમાં ચીફજસ્ટીસ ડીગ્રેસાહેબે એવો અભિપ્રાય આપેલો છે કે દીવાની કામમાં હુકમનામું પુરાવામાં આપવા બાબત જે તકરારો ઉત્પન્ન થયેલી છે. તે ઉપરથી બે અનુમાન વ્યાજબી જોતાં ઉઠેછે.

(૧) સરખા અધિકારીઓની કોરટનું હુકમનામું તેજ તકરાર બાબત તેજ પક્ષકારો તેવાજ દાવાઓમાં બીજી કોરટમાં પણ પક્ષકારોની બાબતમાં નિશ્ચયપૂર્વક છે. અને (૨) એક્ષીક્યુટીવ જુરીસડિક્ષનની કોરટના હુકમનામા તેજ પ્રમાણે તેજ પક્ષકારો તેવીજ બાબતમાં બીજી કોરટમાં જુદા કારણું-સર આવેતો તે પણ નિશ્ચેપૂર્વક ગણાય.

સામાન્ય નિયમ એવો છે કે કોઈ પણ બે પક્ષકાર વચે થએલો ફેસલો ત્રીજા ધણીને બંધનકારક નથી આ નિયમને જજમેન્ટ ઈનરેમ અપવાદ તરીકે છે. કનૈયાલાલ વિ. રાધાચરણના કેસમાં ચીફજસ્ટીસ સરબાર્નસપીકોક સાહેબે કરેલી ટીકાને અન્વયે જજમેન્ટ ઈનરોમ બાબતમાં સને ૧૮૭૨ ના ૧ આકટની કલમ ૪૧ બેજી સલેટીવ કૌન્સીલે ઘડી છે તે કલમમાં સને ૧૮૭૨ ના ૧૮ મા આકટની કલમ ૩ સુધારો કરવામાં આવ્યો છે.

જે બાબતનો ચુકાદો થએલો હોય તેની તેજ બાબતની તજવીજ ફરી ચાલે નહીં એટલે ફકત શબ્દમાં તે બાબત સરખી ન હોય તેથી કાંઈ હરકત નથી પણ તેનું મૂળ સ્વરૂપ તેનું તેજ બીજા દાવામાં હોવું જોઇએ. વાસ્તવીક રીતે જોતાં જો બાવાંનું કારણ એકને એકજ હોય તે. બીજો દાવો ચાલવાને બાધ આવે. આગલા દાવામાં વસ્તુતઃ પ્રત્યક્ષ જે તકરારી બાબત હોય અથવા તકરારી મુદો હોય તેની ફરી તજવીજ કરી શકાય નહી. સુરન્જોમતી ડોસી વી. સદાનંદ મેહેપતર. (૧૨. બેલોરી. ૩૦૪માં કરેલી ટીકા જુઓ.

બીજી દાવાની સુણાવણી કરી તેમાં છેવટ નીકાલ યોગ્ય અધિકારની કોરટે કરવો જોઇએ યોગ્ય કોરટમાં પારકા મુલકની કોરટનો સમાવેશ થાય છે પણ તે કલમ ૧૪ ના અપવાદમાં આવી જવી જોઇએ નહી. જ્યારે એક કામનો ચુકાદો સ્વતંત્ર રાજ્યની દીવાની કોરટમાં થયો હોય તો તે કામની તજવીજ બ્રીટીસ કોરટમાં ચાલશે નહી, વી. રી. પૈં. ૧ અને ૬ વી. રીકા. ૧ જો કપટ અથવા હકુમતની ખામી વીગરે બાધ ન લાગતો હોય તો પારકી કોરટનું જજમેન્ટ પક્ષકારને બંધન કારક છે, ૪ વી. રી. ૧૦૮

જો કોરટો સમ અધીકારની હોય તો બાધ ઉત્પન્ન થાયછે કેમકે એ વાતનો નિર્ણય કરવાને બને કોરટને અધીકાર હતો પણ જો કોરટ સમઅધિકાર અગર યોગ અધિકારની નહોય તો પ્રતિબંધ ઉત્પન્ન થતો નથી.

પણ જ્યારે કોરટને અધિકાર નથી એ કારણ ઉપર દાવો કાઢી નાંખવામાં આવ્યો હોય ત્યારે બીજો દાવો માંડી શકાય છે. બાબત મયાચા વી. નાગુશાવચ્છ. ૨ બુ. લોરી. ૧૯

ફેસલો છેવટનો હોવો જોઈએ રેસજ્યુડીકાટલી તકરારીની પુષ્ટીમાં એમ બતાવી આપવુ જોઈએ કે આગળના દાવામાં માગેલી દાદ છેવટ આપવા આવી છે કે તેથી આવી. (૩ મ. હા. સી. ૮૪) તે બાબતનો ચુકાદો કોરટે પ્રત્યક્ષ રીતેજ કરવો જોઈએ, પરોક્ષ રીતે કર્યો હોય તો તે બધન કારક નથી જે હુકમનામુ પક્ષકારોએ કબુલ ન મેળવ્યું હોય ને રેસજ્યુડી કેટાની સાબીતીમાં અપાય નહી કેમકે કામના ગુણદોષની ન્યાયી તજવીજ કરી કોરટે અભીપ્રાય આપેલો નથી તેમજ તજવીજ કર્યા વગર સંક્ષેપ રીતે જે દાવો કાઢી નાખવામાં આવ્યો હોય તેમાં દર્શાવેલા દાવાના કારણ ઉપરથી બીજા દાવાને બાધ આવતો નથી. (૯ વી. રી. ૩૨૭) પ્રતીવાદી કેદમાં હતો તે કારણથી દાવો કાઢી નાખવામાં આવ્યો હતો. તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે એ ઠરાવ રેસજ્યુડીકીટનથી (૭ વી. રી. ૬૨૬) રેસજ્યુડીકીટની તકરાર નીચલી કોરટમાં ન લીધી હોય તો વાદીની અપીલમાં તે ઉપલી કોરટમાં લેઈ શકાય પણ જ્યારે રેસજ્યુડીકીટની તકરાર બાજુએ મુકી બંને પક્ષકારોની કબુલતથી કોરટ ચુકાદો આપે તો તે બંધનકારક ગણાશે. (૩ વી. રી.)

ત્રીજુ કે આગલો દાવો તેના તે પક્ષકાર બીજે અગર જે પક્ષકારોની તરફથી તેઓ અથવા તેઓમાંના કોઈ પોતાનો હક મલેલો કહેતો હોય તેમની દરમીઆન હોવો જોઇએ પક્ષકાર એટલે જે દરેકનું નામ કામમાં દર્શાવેલુ હોય તે પણ જ્યારે કાંઈ સગીરનો વાલી દાવો લઢે ત્યારે ખરો પક્ષકાર સગીરને ગણવો. કોઈ પણ સખ્સને કપટથી અને તેની માહિતીવિના પક્ષકારમાં દાખલ કર્યા હોય તો તેને કાંઈ પણ પ્રતિબંધ નથી.

વાદીના બાપના વિરૂદ્ધ આગલા દાવામાં ચુકાદો થયેલો તે વખતે વાદી સગીર હતો અને તે દાવામાં વાદીના બાપની સામે તેના સ્વહકથી દાવો કરવામાં આવ્યો હતો અને તેમાં વાદીને જાતે અગર તેના વાલી મારફતે સામેલ કરવામાં આવ્યો નહોતો આવા આગલા દાવાથી વાદીના દાવાને બાધ નથી. (૨૧ વી. રી. ૧૦૯)

સુણાવણી થએલી એ શબ્દોના સંબંધમાં આ કાયદાની ૫૩-૫૪-૫૬ મી કલમમા વાંચો છેવટ એટલે જે કોરટે ચુકાદો આપ્યો હોય તે ફરી તપાસમાં લીધા સીવાય બીજી કોઈ રીતે ફેરવી શકાય તેવો નહી ને અથવા જ્યારે તે ફેસલા ઉપર અપીલ થાય તેવુ હોયતો અપીલ દાખલ થતાં સુધી ફેસલો છેવટનો ગણાશે પણ આવી જાતનો ફેસલો કામનો છેવટ નિર્ણય થયો નથી એમ બતાવવા સારૂ કામમાં લેઈ શકાય.

બ્રિટિસ ઇંડિયામાં ફરિયાદો કરવાને પરરાજ્યના ફેસલા ક્યારે પ્રતિબંધ ન કરે.

૧૪. પરરાજ્યનો કોઈ ફેસલો નીચે પ્રમાણે હોય તો તેને લીધે બ્રિટિશઇંડિયામાં ફરિયાદ કરવાને પ્રતિબંધ થશે નહીં, એટલેઃ—

(અ) કામના ગુણદોષ તપાસીને તે ફેસલો નહીં આપ્યો હોયતોઃ

(બ) કામના કાગળ જોતાંજ એમ જણાય કે દેશદેશના અરસપરસ વ્યવહારના કાયદાની (ઇન્ટરનેશનલ લૉના)

અથવા બ્રિટિશઈંડિયા માંહેના કોઈ ચાલુ કાયદાની ભુલ ભરેલી સમજથી તે ફેસલો કરેલો છે તોઃ

(ક) જે કોરટની રુબરુ તે આણ્યો હોય તેના અભિપ્રાયમાં એમ આવે કે વાસ્તવિક ન્યાયથી તે ઊલટો છે તોઃ

(ડ) તે કપટથી મેળવેલો હોય તોઃ

(ઈ) બ્રિટિશઈંડિયામાં ચાલતો કોઈ કાયદો તોડીને તેને આધારે કરેલો દાવો તેમાં સાબિત ઠરાવ્યો હોય તોઃ

ટીકા—૧૪. ફોરેજજમેન્ટ એટલે બ્રીટીસ હીંદુસ્તાનની હદની બાહાર આવેલી અને જે કોરટોને બ્રીટીસ હીંદુસ્તાનમાં સત્તા નથી અને જે ગવરનરજનરલ સાહેબ ઇનકોંસીલે સ્થાપી નથી તેવી કોરટોનું જજમેન્ટ.

આ કલમથી એમ સવાલ ઉઠેછે કે જે દાવાના પરરાજ્યની કોરટમાં ચુકાદો થઈ ગયોછે તેનો તેજ દાવો બ્રીટીસ હીંદુસ્તાનની કોરટમાં ચલાવવો કે જે ફેસલો થયોછે તે ઉપરથી બીજો દાવો લાવવો. જે કોરટમાં દાવો ચુકયોછે તે કોરટ પોમઅધિકારની હોય અને તેના કરેલા ફેસલાને ૧૪મી કલમમાં દર્શાવેલી હરકતો જડતીજ હોય તો ૧૩મી કલમના ૬ અપવાદથી આવી જાતના બીજા દાવાને બાધ આવે એમ લાગેછે. પરરાજ્યની કોરટના ફેસલા ઉપરથીજ નવો દાવો લાવી શકાય કેમકે તે ફેસલાથી દાવાનું કારણ ઉત્પન્ન થાયછે તેમ ગણાય. (૯ વી. રી. ૨૧૫)

---

## બાબ ૨ જો.

### ફરિયાદ કરવાના ઠેકાણા વિશે.

૧૫. પ્રત્યેક ફરિયાદ, તેનો ઇનસાફ કરવાનો સૌથી નીચેના દરજાની જે કોર્ટને અખત્યાર હોય, તે કોર્ટમાં કરવી. *કઇ કોરટમાં ફરિયાદ કરવીતે.*

ટીકા—૧૫. આ પ્રકરણમાં દાવા ક્યાં લાવવા તે બાબત છે. કેટલાક દાવા કયા લાવવા તે તકરારી બાબત ઉપરથી નકી કરાય, તેવા દાવા સ્થાવર મીલકતને લગતા તથા જપ્તીમાં આવેલી જંગમ મીલકતને લગતાછે તે. વળી જમીનના દાવામાં જો પ્રતિવાદીની જાતથી દાવામાં માગેલી દાદ મળે એવું હોય તો તે તે કોરટની હકુમતમાં રેહે છે. તે કોરટમાં દાવો આણી શકાય. બીજી બાબતોમાં જ્યાં પ્રતિવાદી રેહેતો હોય. ત્યાં અગર જ્યાં દાવાનું કારણ ઉત્પન્ન થયું હોય ત્યાં દાવો લાવી શકાય. એકથી વધારે પ્રતિવાદી હોય તો. તે ૨૮ મી કલમ પ્રમાણે નોટીસ આપી એક પ્રતિવાદી કોરટની નજરમાં યોગ્ય લાગે તે દાવો બીજી કોરટમાં બદલાવી લેઈ જઈ શકે છે. દાવો ચાલી શકે એવા અપકૃતને માટે પ્રતિવાદી રેહેતો હોય ત્યાં અગર દાવાનું કારણ ઉત્પન્ન થયું હોય તે કોરટમાં દાવો ચાલી શકે. એક કરતાં વધારે કોરટમાં દાવા લાવી શકાય એવું હોય તે બાબતમાં ૧૯ અને ૨૨-૨૫ સુધીની કલમો

જુઓ. આ અને તેની પછીની કલમો કોર્ટને લાગુ નથી ૬૩૮ મી કલમ જુઓ.

જ્યાં ફરિયાદનો વિષય હોય ત્યાં ફરિયાદો કરવી.

૧૬. કોઇ કાયદામાં પૈસાની અથવા બીજી મર્યાદા ઠરાવેલી હોય તે ઉપર નજર રાખીને:—

(અ) સ્થાવરમિલકત લેવાની ફરિયાદ,

(બ) સ્થાવરમિલકતની વેહેંચણ કરવાની ફરિયાદ,

(ક) ગીરો મુકેલી સ્થાવરમિલકત ઉપરનો ધરાણીપો હક છોડવવાની અથવા ધરાણીયું છોડવવાનો હક બંધ કરવાની ફરિયાદ,

(ડ) સ્થાવરમિલકતમાંનો અથવા તે બાબત બીજો કોઇ હક અથવા સંબંધ નક્કી કરવાની ફરિયાદ,

(ઈ) સ્થાવરમિલકતને કરેલી નુકસાનીનો બદલો લેવા બાબતની ફરીયાદ,

(ફ) કરજને બદલે ખરેખર કબજ કરેલી અથવા ટાંચ મારેલી જંગમમિલકત પાછી લેવાની ફરિયાદ,

એ ફરિયાદો, જે કોર્ટની હકુમતની સ્થાનિકહદમાં તે મિલકત હોય, તે કોર્ટમાં કરવી;

પરંતુ, પ્રતિવાદીના કબજામાંની અથવા તેનીવતી બીજાના કબજામાં હોય તેવી સ્થાવરમિલકતસંબંધી કંઇ દાદ મેળવવાની, અથવા તે સ્થાવરમિલકતને કરેલી નુકસાનીનો બદલો લેવાની ફરિયાદો કરવાની હોય તે, જો માગેલી દાદ કોર્ટના હુકમપ્રમાણે પ્રતિવાદી જાતે વર્તવાથી તમામ મળી શકે એમ હોય તો, જે કોર્ટની હકુમતની સ્થાનિકહદમાં તે મિલકત હોય તે કોર્ટમાં કરી શકાય, અથવા જે કોર્ટની હકુમતની સ્થાનિકહદમાં તે પ્રતિવાદી ખરેખર ને આપખુશીથી રહેતો હોય કે ધંધો ચલાવતો હોય કે કમાઇને વાસ્તે જાતે કામ કરતો હોય તે કોર્ટમાં કરી શકાય.

ખુલાશો:—આ કલમમાં "મિલકત" એનો અર્થ બ્રિટિશઇંડિયામાં હોય તેવી મિલકત એમ સમજવો.

ટીકા—૧૬. સ્થાવર મીલકતની અને જંગમ મીલકતની વ્યાખ્યા સન ૧૮૯૮ ના ૧ આક્ટમાં જુઓ.

જ્યાં પ્રતિવાદીઓ રહેતા હોય અથવા દાવાનું કારણ ઉત્પન્ન થાય ત્યાં ફરિયા.

૧૭. ઉપર કહેલી મર્યાદાઉપર નજર રાખીને બીજી બધી ફરિયાદો એવી કોર્ટમાં કરવી કે, જેની હકુમતની સ્થાનિકહદમાં:—

દો કરવી.

(અ) દાવાનું કારણ ઉત્પન્ન થયું હોય; અથવા

(બ) ફરિયાદ શરૂ થતી વખતે બધા પ્રતિવાદી ખરેખરા અને આપખુશીથી રહેતા હોય, અથવા ધંધો ચલાવતા હોય, અથવા કમાઈને વાસ્તે જાતે કામ કરતા હોય; અથવા

(ક) ફરિયાદ શરૂ થતી વખતે પ્રતિવાદીઓપૈકી કોઈ પ્રતિવાદી ખરેખરો અને આપખુશીથી રહેતો હોય, અથવા ધંધો ચલાવતો હોય, અથવા કમાઈને વાસ્તે જાતે કામ કરતો હોય; પરંતુ આવી ફરિયાદ કરવાને કોર્ટની પરવાનગી મળવી જોઈયે, અથવા જે પ્રતિવાદીઓ ઉપર કહ્યાપ્રમાણે રહેતા ન હોય, કે ધંધો ચલાવતા ન હોય, કે કમાઈને વાસ્તે કામ કરતા ન હોય, તેમની તે ફરિયાદ માંડવામાં માન્યતા હોવી જોઈયે.

ખુલાસો ૧લોઃ—જ્યારે કોઈપણ માણસને કાયમનું રહેવાનું ઘર એક ઠેકાણે હોય, અને માત્ર કંઈ હંગામી કામસારૂ બીજે ઠેકાણેપણ મુકામ હોય, ત્યારે તેનો હંગામી મુકામ હોય ત્યાં કંઈ દાવાનું કારણ ઉત્પન્ન થાય તેની બાબતમાં, તે બંને ઠેકાણે રહે છે એમ ગણવું.

ખુલાસો ૨જોઃ—કોઈ.કાર્પોરેશન અથવા કંપની, બ્રિટિશઈંડિયામાંની પોતાની એકની એક અથવા મુખ્ય આફિસમાં ધંધો ચલાવે છે એમ ગણવું, અથવા જે ઠેકાણે તેના તાબાની આફિસપણ હોય તે ઠેકાણે ઉત્પન્ન થતા દાવાના કારણની બાબતમાં તેવે ઠેકાણે ધંધો ચલાવેછે એમ ગણવું.

દૃષ્ટાંતો.

(અ). અ કલકત્તામાં એક વેપાર કરનારો છે. બ દિલ્હીમાં ધંધો ચલાવે છે.

બ પોતાના કલકત્તાના આડતીયાની મારફતે અની પાસેથી માલ ખરીદ કરેછે, અને તે માલ ઇસ્ટ ઇંડિઆ રેલવે કંપનીને સ્વાધીન કરવાને અ ને કહેછે. અ તે પ્રમાણે કલકત્તામાં માલ સ્વાધીન કરે છે. અ માલની કીંમતને વાસ્તે બ ના ઉપર, જ્યાં દાવાનું કારણ બન્યું છે ત્યાં એટલે કલકત્તામાં, અથવા જ્યાં બ ધંધો ચલાવે છે ત્યાં એટલે દિલ્હીમાં, ફરિયાદ કરી શકે.

(ખ) અ સિમલામાં, બ કલકત્તામાં અને ક દિલ્હીમાં રહે છે. અ. બ. ક. એ બનારસમાં એકઠા થયા. ત્યાં બ અને ક એ, જ્યારે ધણી માગે ત્યારે એકમતે દેવા, એવી વાયદાચિઠી (પ્રામિસરીનોટ) લખી આપીને તે અ ને સ્વાધીન કરી. અ જ્યાં દાવાનું કારણ બન્યું ત્યાં એટલે બનારસમાં બ અને ક ના ઉપર ફરિયાદ માંડી શકે. વળી તે જ્યાં બ રહે છે ત્યાં એટલે કલકત્તામાં, અથવા જ્યાં ક રહે છે ત્યાં એટલે દિલ્હીમાં, તેમના ઉપર ફરિયાદ માંડી શકે. પરંતુ તે બંને પ્રસંગે, તે ઠેકાણે ન રહેનારો પ્રતિવાદી હરકત લે તો કોર્ટની રજાવગર ફરિયાદ ચલાવી શકાય નહીં.

ટીકા—૧૭. ગોપીચંદ્ર ગોસાઈ અને મીલકોમલ બાનરજી (૧૩ બે. લોરી. ૪૭૪) માં કે બી જસ્ટીસ એમ લખે છે કે જે વિદ્વાન પુરૂષો દાવાનું કારણ એ શબ્દના અર્થના તકરારમાં ભાગ લીધો છે. તેઓએ હજુ સુધી તે શબ્દોનો એવો અર્થ નિર્માણ નથી કર્યો કે જે કાયદાના સઘળા વિદ્વાનોને સરખી રીતે લાગુ પડે એ શબ્દોનું બહુજ બોહોળા અને વિશિષ્ય અર્થમાં ફેર એટલોજ છે કે કેટલાક દાવા માંડવાનું થતાં પેહેલાં જે બનાવો બનેછે તેમાના થોડાક બનાવો કેટલાક ધ્યાનમાં રાખેછે અને કેટલાક વધારે બનાવો ધ્યાનમાં રાખેછે જે કામમાં આ અભિપ્રાય આપવામાં આવ્યો હતો તેની હકીકત આ પ્રમાણે છે. બએ કલકત્તામાં વાણીઆની પેઢી કાઢી અનાં છોકરાં સાથે સહીઆરો વેહેપાર કરવાનો અની સાથે સીરામપુરમાં ઠરાવ કર્યો. અંગ ઉધારેલાં નાણાં અમુક તારીખની અંદર પાછા વાળવાની સરતે અએ જોઇતાં નાણાં આપવાની કબુલત કરી. નાણાં કેઈ જગ્યાએ પાછાં આપવાં તે ઠરાવ્યું નોહોતું કેટલાંક નાણાં સીરામપુરમાં અને કેટલાંક નાણાં કલકત્તામાં આપવામાં આવ્યાં હતાં દાવાનું કારણ ક્યાં ઉત્પન્ન થયું તે સવાલનો નિર્ણય મારકબી જસ્ટીસે ઉપરના કારણોથી કર્યો નહીં. બચે જસ્ટીસ એમ ઠરાવ લખ્યો કે નાણાં લેનાર નાણાં આપનારને ખોળી કાઢવાની ફરજ છે અને જ્યાં આગળ કરાર થયો હોય ત્યાં અગર નાણાં ધીરનારને રેહેવાને ઠેકાણે પાછાં આપવા માંડવાં જોઇએ અને આ ફરજ પુરી પાડવામાં કસુર થાયતો દાવાનું કારણ ઉત્પન્ન થાય.

એ ધોરણ ઉપરથી ૧૪ બે. લો. રી. ૨૬૭મે પાને જેમ્સ દીવાળી કલીકના કામનો નીવાડો કરવામાં આવ્યો હતો.

મદ્રાસનો ફેંસલો ડીસોઝા અને કાલ્સના કામનો થયેલો છે. તે છે (૩ મદ્રાસ હા. રી. ૩૮૪) બીટલહસ્ટલ જસ્ટીસ કેહેછે એ શબ્દોમાં બધું દાવાનું કારણ એનો સમાસ થાયછે અને તેમાં દાવો ચલાવવાને માટે જેટલી વાતની જરૂર છે તે બધી આવી જાયછે અને તે દરેક આવા કારણનો ભાગ ગણવો જોઇએ હોલોવે જસ્ટીસનો મત એવો છે કે પ્રતિવાદીનું રેહેવાનું ઠેકાણું ગમે ત્યાં હોય પણ જો અમુક જગ્યાએ હક ઉત્પન્ન થયો અને ત્યાં તેના વિરૂદ્ધ આચરણ થયું એમ બતાવાય તો દાવો ન ચલાવવાને બાધ આવે નહીં.

દાવાનું કારણ ક્યારથી ઉત્પન્ન થયું ગણવું આ બાબતમાં સને ૧૮૭૭ ના ૧૫ આકટથી પુરતો ખુલાસો થએલો છે. તેમાં દાવાનું કારણ એ શબ્દોને બદલે દાવો કરવાનો હક્ક એવા શબ્દ મુકેલા છે. અને તે ક્યારે ઉત્પન્ન થાયછે અને તે ઉત્પન્ન થયા પછી કેટલી મુદતમાં દાવો કરવો જોઇએ. તે દર્શાવવામાં આવ્યું છે.

આપ ખુશીથી રેહેતો હોય એ શબ્દોનો અર્થ કરવામાં જો પ્રતિવાદી કેદ હોય અને તે કેદમાં હોય તો કાંઈક મુશ્કેલી આવશે.

મદ્રાસ ૧૦૧ અમથા ભરામણના કામમાં ઠરાવ છે કે પ્રતિવાદી કોરટની હકુમતમાં હાજર હોવો જોઇએ એવી જરૂર નથી. જો તે થોડી મુદત સારૂ પણ કોરટની હકુમતમાં રેહેતો હશે તો બસ છે.

છુટક છુટક માલ વેચનાર મુંબાઈમાં આડતીઆની મારફત માલ ખરીદ કરતો હતો તેના કામમાં એમ ઠરાવ્યું કે જે ઠેકાણે તે માલ છુટક વેચેછે તે જગ્યા તેનું રેહેવાનું ઠેકાણું ગણવું. (૧ મું. હા. રી. ૨૨૦)

અમુક મુસાફરી વાહાણમાં ભરવાનો માલ પેદા કરી આપવાનું કામ એક વાહાણના માલીકે એક પેઢીને સોંપ્યું હતું તે કામમાં તે વાહાણના માલીકને નામે તે પેઢી ધંધો કરેછે એમ ઠરાવ્યું નહીં. (૮ મું.હા.રી.૧૫૯)

કમીશન એજન્ટની મારફત આ પોતાનો વેપાર ક્ષ ગામમાં માલ મોકલી ચલાવેછે. અ જાતે ફાયદો પ્રાપ્ત કરવાને ધંધો ચલાવેછે એમ ઠરાવ્યું નહીં. (૧૧ વી. રી. ૫૩૦)

કામ કાજ ચલાવવું એટલે જાતે નિયમીત રીતીએ કોરટની હકુમતમાં કામ કીજ કરવું.

હકુમતની હરકત પક્ષકારો દુર કરી શકે નહીં કોરટ તે બાબત ધ્યાનમાં લેવી જોઇએ. (૨ મું. હા, રી. ૨૪૨)

કોરટની પરવાનગી ક્યારે લેવી તે વીશે ખુલાસો નહીં પણ તે અગાઉથી મેળવવા જોઇએ.

એક સખસનું ટુંકી મુદતનું રેહાણ અમુક જગ્યાએ છે, અને તે બીજી જગ્યાએ રેહેવા જાયછે આ જગ્યા તેણે થોડી મુદત ઉપરજ છોડેલી હતી પણ તેની બૈરી, છોકરાં તે જગ્યાએ રેહેતાં તો તેનું રેહેવાનું ઠેકાણું આ પાછળ કહેલી જગ્યા.ગણાશે. (૭ વી. રી. ૩૪૯)

કોઈ પણ સખસનું રેહેવાનું ઠેકાણું તેના કુટુંબ સાથે જ્યાં રેહેતો હોય. તેજ ગણવું જોઇએ, પણજો.બીજી જગ્યાએ ટુંકી મુદત સારૂ રેહેવા ગયો હોય તો બંને સ્થળે.રેહેછે એમ ગણવું.

રેહેવાની.જગ્યાથી સરકારમાં દાવા અમુક કોરટમાં દાખલ કરવાનો આધાર નથી તે દાવાનો જ્યાં દાવાનું કારણ ઉતપન્ન થયુ હોય, ત્યાં કરવા જોઇએ. (૧ વી. હા. રી. ૨૩૬)

૧૮. જાતને અથવા જંગમમાલને કરેલી નુકસાનીના બદલાને વાસ્તે ફરિયાદ કરવી હોય, અને તે નુકસાન એક કોર્ટની હકુમતની સ્થાનિકહદમાં કર્યુ હોય, તથા પ્રતિવાદી બીજી કોર્ટની હકુમતની સ્થાનિકહદમાં

જાતને અથવા જંગમ મિલકતને કરેલી નુક-

સાંનીનો બદલો લેવાની ફરિયાદો.

રહેતો હોય કે ધંધો ચલાવતો હોય કે કમાઇને વાસ્તે જાતે કામ કરતો હોય, તો વાદી તે કોર્ટોપૈકી પોતાની નજરમાં આવે એ કોર્ટમાં ફરિયાદ કરી શકે.

દૃષ્ટાંત.

(અ) અ દિલ્હીનો રહેનાર છે, તે બ ને કલકત્તામાં મારે છે, તો અ ના ઉપર બ દિલ્હીમાં અથવા કલકત્તામાં ફરિયાદ કરે.

(બ) અ દિલ્હીનો રહેનાર છે, તે બ ની આબરૂને હાની પોંચે એવા મજકુર કલકત્તામાં પ્રસિદ્ધ કરે છે. અ ના ઉપર બ કલકત્તામાં અથવા દિલ્હીમાં ફરિયાદ કરી શકે.

(ક) એક રેલવે કંપનીની મુખ્ય આફિસ હોરામાં છે. તે કંપનીની લાઈનઉપર મુસાફરી કરતાં, જે ગફલતનો દોષ કંપની ઉપર મુકી શકાય એવી ગફલતને લીધે, અલાહબાદ આગળ તે ઉથલી પડ્યો અને તેને ઇજા થઇ. કંપની ઉપર તે ગમે તો હોરામાં કે ગમે તો અલાહબાદમાં ફરિયાદ કરી શકે.

એકજ ડિસ્ટ્રિકટમાં પણ જુદી જુદી કોરટોની હકુમતમાં આવેલી સ્થાવર મિલકતની ફરિયાદ.

૧૯. એકજ ડિસ્ટ્રિકટની હદમાં પણ જુદી જુદી કોર્ટોની હકુમતમાં આવેલી સ્થાવરમિલકત બાબતની અથવા સ્થાવરમિલકતને કરેલી નુકસાનીનો બદલો લેવાની ફરિયાદ હોય તો તે ફરિયાદ, જે કોર્ટની હકુમતમાં તે મિલકતનો કંઇ ભાગ આવેલો હોય, તે કોર્ટમાં થઇ શકે; પરંતુ ફરિયાદના વિષયની કીંમત બાબતનો તમામ દાવો તે કોર્ટ સાંભળી શકે એવો હોવો જોઇયે.

જુદા જુદા ડિસ્ટ્રિકટમાંની સ્થાવર મિલકત બાબતની ફરિયાદો.

જે સ્થાવરમિલકત જુદા જુદા ડિસ્ટ્રિકટની હદમાં આવેલી હોય તો, ઇનસાફ કરવાને બીજીરીતે લાયક હોય એવી જે કોર્ટની હકુમતમાં તે મિલકતનો કંઈ ભાગ આવેલો હોય તે કોરટમાં તે ફરિયાદ થઈ શકે.

હકુમતમાં બધા પ્રતીવાદીઓ રહેતા નહોય ત્યારે મુકદમો આગળ ચાલતો બંધ કરવાનો અધિકાર.

૨૦. એકકરતાં વધારે કોરટમાં માંડી શકાય એવી ફરિયાદ એવી કોરટમાં માંડી હોય, કે જેની હકુમતની સ્થાનિકહદમાં પ્રતિવાદી અથવા બધા પ્રતિવાદીઓ ખરેખરા અને આપ ખુશીથી રહેતા ન હોય કે ધંધો ચલાવતા ન હોય કે કમાઇને વાસ્તે જાતે કામ કરતા ન હોય તો, પ્રતિવાદી અથવા પ્રતિવાદીઓમાંનો કોઈ, મુકદમો ચાલતો બંધ કરવાસારૂ કોરટને અરજ કરવાનો પોતાનો ઇરાદો છે એવી બીજા પક્ષકારોને લેખી નોટીસ આપ્યાપછી, તે પ્રમાણે કોરટને અરજ કરવાને મુખત્યાર છે;

અને જે પક્ષકારોને કંઈ કહેવાની મરજી હોય તેમનું સાંભળ્યાપછી કોરટની ખાત્રી થાય કે, કોઇ બીજી કોરટમાં ફરિયાદ માંડવાથી વધારે સારીરીતે ઇનસાફ થાય તેમ છે તો,

આખરનો હુકમ કરીને અથવા બીજો હુકમ થતાં સુધી મુકદ્દમો ચાલતો બંધ કરવાને, અને પક્ષકાર અથવા તેમાંનાં કોઇને તે વખતસુધી ખરચ થઇ ગએલું હોય તેવિશે પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને કોર્ટ મુખ્ત્યારછે.

આવે પ્રસંગે, મુકદ્દમો ચાલતો બંધ કર્યાના હુકમનો શેરો ફરિયાદ અરજી ઉપર લખીને તે મને પાછી આપો, એમ વાદી માગે તો કોર્ટે તેરીતે કરીને ફરિયાદ અરજી પાછી આપવી.

આવી દરેક અરજ બની શકે તેટલી વહેલામાં વહેલી જોગવાઇએ કરવી જોઇયે, અને તે હંમેશાં મુદ્દા કર્યા પહેલાં થવી જોઇયે; અને કોઈ પ્રતિવાદી એરીતે અરજ નહીં કરે તો ફરિયાદ માંડવામાં તેની માન્યતા છે એમ ગણાશે. — અરજ ક્યારે કરવી.

૨૧. જ્યારે કલમ ૨૦ પ્રમાણે કોરટ મુકદ્દમો ચાલતો બંધ કરે, અને વાદી બીજી કોરટમાં ફરી ફરિયાદ માંડે, ત્યારે તે ફરિયાદ અરજી ઉપર કંઈ કોરટફી લેવામાં નહીં આવે; પરંતુ પહેલી કોરટમાં ફરિયાદ માંડતી વખતે યોગ્ય ફી ભરેલી હોય અને તે ફરિઆદ અરજી તે કોરટે પાછી આપી હોય તો તેમ કરવું. — જ્યારે ફરિયાદ બીજી કોરટમાં માંડવામાં આવે ત્યારે કોરટફીની માફી.

૨૨. એક કરતાં વધારે કોરટોમાં ફરિયાદ થઇ શકે એમ હોય, અને તે કોરટો એકજ અપીલ કોરટના તાબાની હોય તો, બીજી કોરટમાં ફરિયાદ મોકલવાસારૂ અપીલ કોરટને અરજી કરવાનો પોતાનો ઇરાદો છે એવી લેખી નોટીસ બીજા પક્ષકારોને આપ્યાપછી, કોઇપણ પ્રતિવાદી તે પ્રમાણે અર્જ કરી શકે; અને અપીલ કોરટે, બીજા પક્ષકારો કંઇ જણાવવાનું કહે તો તેમનું સાંભળ્યા પછી, હકુમતવાળી કોરટો પૈકી કઇ કોરટમાં તે ફરિયાદ ચલાવવી એનો નિર્ણય કરવો. — જે કોરટોમાં ફરિયાદ થઈ શકે તે એકજ અપીલકોરટના તાબાની હોયત્યારે કામ ચલાવવાની રીત.

ટીકા—૨૨. આ કલમમાં કહેલી અરજી અમુક મુદતમાં કરવી એમ નથી તેથી કામ ચાલુ હોય એટલે હુકમનામું થતાં પહેલાં ગમે તે વખતે આવી અરજી થઈ શકે.

૨૩. તે કોરટો જુદી જુદી અપીલ કોરટોના તાબાની પણ એકજ હૈ કોરટના તાબાની હોય તો, હકુમતવાળી બીજી કોરટમાં ફરિયાદ મોકલવાસારૂ હૈ કોરટને અરજી કરવાનો પોતાનો ઇરાદો છે એમ બીજા પક્ષકારોને લેખી નોટીસ આપ્યા પછી, કોઇપણ પ્રતિવાદી તે પ્રમાણે અર્જ કરી શકે. જો ડિસ્ટ્રિક્ટકોરટના તાબાની કોઇ કોરટમાં ફરિયાદ આણી હોય તો તે કોરટ જે ડિસ્ટ્રિક્ટકોરટના તાબાની હોય તેની મારફતે તે અરજી તથા બીજા પક્ષકારોએ કંઈ હરકતો દાખલ કરી હોય તો તે હરકતો મોકલવી. — જ્યારે તેપ્રમાણે તાબાની કોર્ટો નહોય ત્યારે કામ ચલાવવાની રીત.

બીજા પક્ષકારોની કંઈ હરકતો હોય તો તે વિચારમાં લેઈને હકુમતવાળી કોરટો પૈકી કઇ કોરટમાં ફરિયાદ આગળ ચલાવવી એનો નિર્ણય કરવાને હૈકોરટ મુખ્ત્યાર છે.

જ્યારે તે જુદી જુદી હૈકોરટોના તાબાની કોરટો હોય ત્યારે કામ ચલાવવાનીરીત.

૨૪. સદરહુ કોરટો જુદી જુદી હૈકોરટોના તાબાની હોય તો, કોઈ-પણ પ્રતિવાદી, જે કોરટમાં ફરિયાદ આણી હોય તે કોરટ જે હૈકોરટને અરજી કરવાનો પોતાનો ઇરાદો છે એમ બીજા પક્ષકારોને લેખીનોટીસ આપ્યાપછી, તે પ્રમાણે અરજી કરીશકે.

ડિસ્ત્રિકટકોરટના તાબાની કોઇ કોરટમાં ફરિયાદ આણી હોય તો, તે કોરટ જે ડિસ્ત્રિકટ કોરટના તાબાની હોય તેની મારફતે અરજી તથા બીજા પક્ષકારોએ કંઈ હરકતો દાખલ કરી હોય તો તે હરકતો મોકલવી;

અને બીજા પક્ષકારોની કંઈ હરકતો હોય તો તે વિચારમાં લેઈને, હકુમતવાળી કોરટોપૈકી કઈ કોરટમાં ફરિયાદ ચલાવવી એનો તે હૈકોરટે નિર્ણય કરવો.

એક કોરટમાંથી બીજી કોર્ટમાં ફરિયાદો મોકલવાબાબત.

૨૫. પક્ષકારોપૈકી કોઈની અરજી ઉપરથી, પક્ષકારોને નોટીસ આપીને તથા તેમનામાંથી જેમને કંઈ જણાવવાનું હોય તેમનું સાંભળીને, અથવા પોતાનીજ મેળે તેવી નોટીસ આપ્યાશિવાય, હૈકોરટ અથવા ડિસ્ત્રિકટ કોરટ, પોત પોતાના તાબાની કોઈ કોરટમાં,— પછી તે તાબાની કોરટ અવલ કોરટ હોય કે અપિલ કોરટ હોય જે હોય તેમાં,— ચાલતી ફરિયાદ કાઢી લેઇને તે પોતેજ ચુકવવાને અથવા બીજી કોઇ તાબાની કોરટમાં ઇનસાફ કરવાસારૂ સ્થળાંતર કરીને મોકલવાને મુખ્ત્યાર છે. પરંતુ તે બીજી તાબાની કોરટ એવી હોવી જોઇયે કે જેને તેવા પ્રકારની તથા તેના વિષયની રકમ અથવા કીંમતની ફરિયાદનો ઇનસાફ કરવાનો અખ્તિયાર હોય.

આ કલમમાં કહેલા કામને વાસ્તે, વધારાના (એડિશનલ) જડજોની, અને આસિસ્ટંટ જડજોની કોરટો, ડિસ્ત્રિકટકોરટના તાબાની છે એમ ગણવું.

આ કલમ પ્રમાણે સ્માલકાજ કોરટમાંથી કાઢી લીધેલી કોઈ ફરિયાદનો ઇનસાફ કરનારી કોરટ, તે ફરીયાદનીબાબતમાં સ્માલકાજ કોરટ છે એમ ગણવું.

---

# બાબ ૩ જો.

## પક્ષકાર અને તેમનું હાજર થવું, તેમની અરજો, અને તેમણે કરવાનાં કામ, એ વિશે.

૨૬. દાવાના એકજ કારણનીબાબતમાં માગેલી દાદનો હક્ક જે શખ્સોનો છે એમ કહેવામાં આવતું હોય, તે બધાને વાદીતરીકે સામીલ કરીશકાય; પછી તે હક્ક ગમે તો બધાનો એકત્ર હોય કે, પૃથક પૃથક હોય, કે એકનો નહીં તો બીજાનો એમ હોય, તેની ચિંતા નહીં. અને ફરિયાદ અરજીમાં કંઇ દુરસ્તી ન કરતાં, વાદીઓપૈકી એક અથવા વધારે જેઓ કંઈ દાદના હક્કદાર માલમ પડે તેની અથવા તેમની તરફમાં, તે અથવા તેઓ જેટલી દાદના હક્કદાર ઠરે, તેટલી દાદનો ફેસલો આપી શકાય. પરંતુ, ફરિયાદના ખરચની બ્યવસ્થા કરવામાં કોરટ બીજીરીતે ન ફરમાવે તો, દાદનો હક્કદાર ન માલમ પડે એવા શખ્સને આવીરીતે સામીલ કરવાથી પ્રતિવાદીને જે ખરચ થયું હોય તે લેવાનો તે, જો હારે તોયે હક્કદાર થશે.

વાદીઓ તરી કે કોણ સામીલ થઈ શકે તે.

ટીકા—૨૬. સહવાદીઓમાંના દરેકના હક્ક એક બીજાની વિરૂદ્ધ નહોવો જોઇએ. દાવો કરવા હીત હોય તેટલુ બસ નથી પણ દાવો કરવાનો હક્ક પ્રાપ્ત થવો જોઇએ.

૨૭. જે શખ્સને વાદી કરવો ન જોઇયે તેનું વાદી તરીકે નામ દાખલ કરીને ફરિયાદ કરી હોય, અથવા ખરેખરા વાદીના નામથી ફરિયાદ કરી છે કે નહીં એનો સંશય હોય ત્યારે, વાજબી જણાય એવી શરતો કરીને, કોઇ બીજા શખ્સ અથવા શખ્સોને વાદીને બદલે વાદી કે વાદીઓમાં દાખલ કરવાનો, અથવા તેમનામાં સામીલ કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. પરંતુ તંટાની ખરેખરી બાબતનો નિર્ણય કરવાને તેમ કરવું જરૂરનું છે, તથા શુદ્ધબુદ્ધિથી ભુલ થઇને એ રીતે ફરિયાદ માંડવામાં આવી છે, એમ કોરટની ખાત્રી થાય તો એ રીતે હુકમ કરવો.

ફરિયાદ કરનાર વાદીને બદલે વાદી દાખલ કરવાને અથવા તેમાં સામીલ કરવાને કોરટ મુખત્યાર છે.

ટીકા—૨૭. વાદીનું નામ કાઢી નાખી તેની જગ્યાએ તેના હક્ક ખરીદદારનું નામ દાખલ કરવાની કોરટને સત્તા નથી.

કાદમની ડોસી. વી. કૈલાસ કામની ડોસીના (ઇં. લો. રી. ૪૫ કલકત્તા ૪૨૧) કામમાં કેનેડીજસ્ટીએ સગીર નીમીએ. આણેલા દાવામાં સગીરનું હીત છતાં પણ સગીરને કેટલાક સાક્ષીઓ લેવાયા પછી વાદી તરીકે સામેલ કરવાની ના પાડી.

૨૮. એકજબાબતમાં માગેલી દાદનો હક્ક—બધાનો મળીને અથવા પૃથક પૃથક અથવા એકનો નહીં તો બીજાનો એ રીતે—જેમની વિરૂદ્ધ કહેવામાં આવતો હોય તે બધાને પ્રતિવાદી તરીકે સામીલ કરી શકાય. અને

પ્રતિવાદીઓ તરીકે સામીલ કરાય તે સખસે.

ફરિયાદ અરજીમાં કંઇ દુરસ્તી ન કરતાં, જે એક અથવા વધારે પ્રતિવાદીઓ જવાબદાર માલમ પડે તેમની વિરૂદ્ધ તેમની પોતપોતાની જવાબદારીપ્રમાણે ફેસલો આપી શકાય.

ટીકા—૨૮. જે માણસના વાદીના જેવા હક્કછે તે વાદી થવાની ના પાડે તો તેને પ્રતિવાદી તરીકે દાખલ કરવો (૧૦ વી. રી. ૧૦૯)

જ્યારે ત્રીજા સખ્સનો હક્ક વાદી અને પ્રતિવાદી એ બેની વિરૂદ્ધ હોય, તો તેને પક્ષકારમાં દાખલ કરવાની જરૂર નથી.

કારણ કે દાવાનું પરિણામ તેને બંધનકારક નથી. (૭ વી. રી. ૨૦૨). ૧૦ વી. રી. ૩૬૯

એકજ કરારથી જવાબદાર થતા પક્ષકારોને સામીલ કરવાનું.

૨૯. કોઇપણ એક કરારથી કંઈ શખ્સો પૃથક પૃથક અથવા એકમતે અને પૃથક પૃથક જવાબદાર થતા હોય, ત્યારે વાદીની મરજીમાં આવે તો તે બધાને અથવા તેમાંના કોઇને એકજ ફરિયાદમાં પક્ષકાર તરીકે સામીલ કરવાને વાદી મુખત્યાર છે. એક કરારથી પૃથકપૃથક અથવા એકમતે અને પૃથક પૃથક જવાબદાર થતા શખ્સોમાં, બિલ આફ એકસચેંજ હુંડી તથા વાયદા ચિઠ્ઠી (પ્રામિસરી નોટ) ના પક્ષકારોનો સમાવેશ થાય છે.

ટીકા—૨૯. આ કલમના સંબંધમાં કરાર આકટની કલમ ૪૨ ૪૪ જુઓ અને ધ. લો. રી. ૨ કલકત્તા ૪૦૯મે પાને ક્રોગલ ર. વી. પ્રસન્ને કુંભાર આટરજીનો કેસ જુઓ.

એકજ સંબંધવાળા બધા પક્ષકારોની વતી તેમાંનો કોઇએક પક્ષકાર ફરિયાદ માંડી શકે અથવા જવાબ દેઈ શકે.

૩૦. એકજ સંબંધવાળા ઘણા પક્ષકારો હોય ત્યારે, કોરટની પરવાનગી લેઇને, તેવા સંબંધવાળા બધા પક્ષકારોની વતી વાદી અથવા પ્રતિવાદી થવાને અથવા જવાબ કરવાને, તે પક્ષકારોમાંનો કોઈ એક અથવા વધારે પક્ષકાર મુખત્યાર છે. પણ આવે પ્રસંગે વાદીના ખરચથી તે ફરિયાદ માંડ્યાની નોટીસ તે બધા પક્ષકારોને આપવી, એવીરીતે કે પ્રત્યેક કામમાં કોરટ ફરમાવે તે પ્રમાણે દરેકને તે નોટીસ હાથોહાથ પોચાડવી, અથવા (પક્ષકારોની સંખ્યા કે બીજા કોઈ કારણને લીધે તે રીતે નોટીસ પોંચાડવાનું વાજબીરીતે જોતાં બને તેમ ન હોય તો) પ્રસિદ્ધ જાહેરખબર આપવી.

ખોટીરીતે પક્ષકાર કરવાને લીધે ફરિયાદ નિષ્ફળ જવાની નહીં.

૩૧. ખોટીરીતે પક્ષકાર સામીલ કરવાનેલીધે કોઈ ફરિઆદ નિષ્ફળ જવાની નહીં. અને દરેક ફરિયાદમાં પોતાની આગળ ખરેખરા જે પક્ષકાર હોય તેમનો હક્કસંબંધ તંટાના વિષયને જેટલો લાગુ પડે તેટલા પુરતું કામ ચલાવવાને કોરટ મુખત્યાર છે.

દાવાનાં જુદાં જુદાં કારણો હોય તેવા વાદીઓ એક ફરિયાદમાં સામીલ થાય એવું આ કલમની કોઈ વાતથી સમજવું નહીં.

કોરટ પક્ષકાર કાઢી નાખવાને અથવા સામીલ કરવાને મુખ્તયાર છે.

૩૨. પહેલી સુનાવણી વખતે અથવા તે અગાઉ બેમાંથી એક પક્ષકારની અરજઉપરથી, કોરટને વાજબી જણાય એવી શરતો કરીને, વાદી અથવા પ્રતિવાદી તરીકે અયોગ્ય રીતે સામીલ કરેલા કોઈ પક્ષકારનું નામ કાઢી નાખવાનો હુકમ કરવાને કોરટ મુખ્તારછે.

અને કોઇપણ વખતે તેવી અરજ ઉપરથી કે તે અરજ શિવાય કોર્ટને વાજબી લાગે એવી શરતો કરીને, કોર્ટ એવો હુકમ કરે કે,—કોઈ વાદીને પ્રતિવાદી કરવો, અથવા કોઈ પ્રતિવાદીને વાદી કરવો, તથા, ફરિયાદમાં નિકળેલી બધી તકરારોનો પૂર્ણ રીતે અને કાર્યસાધક ચોકશી કરીને નિર્ણય કોર્ટથી થઇશકે એટલા સારૂં, કોર્ટની રૂબરૂ જેની હાજરીની જરૂર જણાય તેનું, અથવા વાદી કે પ્રતિવાદી તરીકે જેનું નામ દાખલ કરવું જોઇતું હતું તેનું નામ સામીલ કરવું.

વાદી તરીકે અથવા ઇષ્ટમિત્રતરીકે સામીલ કરેલા સખ્સની સંમતી.

કોઈપણ શખ્સને તેની પોતાની સંમતીશિવાય, વાદીતરીકે અથવા વાદીના ઇષ્ટમિત્ર તરીકે સામીલ કરવો નહીં.

કલમ ૩૦ પ્રમાણે ફરિયાદો કરીહોય અથવા જવાબ આપ્યા હોય તેમાંના પક્ષકાર.

કલમ ૩૦ પ્રમાણે જે શખ્સની વતી ફરિયાદ કરી હોય અથવા ફરિયાદમાં ઉત્તરપક્ષ ચલાવ્યો હોય તે શખ્સ, તે ફરિયાદમાં મને પક્ષકાર કરો, એવી કોર્ટને અરજ કરવાને મુખ્તાર છે.

સામીલ પ્રતીવાદીઓને સમન પોંચાડવો.

ઉપરપ્રમાણે જેમનાં નામ પ્રતિવાદીતરીકે સામીલ કરવામાં આવે તે બધા પક્ષકારોને, આ કાયદામાં આગળ કહ્યું છે તેરીતે સમન પોંચાડવો, અને (હિંદુસ્તાનના સને ૧૮૭૭ના મુદતના આક્ટની કલમ ૨૨ ના ઠરાવને બાધ ન આવે તેમ) એ શમન પોંચે ત્યારથીજ તેમની વિરૂદ્ધ કામ શરૂ થયું એમ ગણવું.

ફરિયાદ ચલાવવાનું કામ.

પોતાને યોગ્ય જણાય તે વાદીને ફરિયાદ ચલાવવાનું કામ સોંપવાને કોર્ટ મુખ્તાર છે.

**ટીકા**—૩૨ જરૂર હોય તો કોરટ જે હુકમનામાથી હિસાબ લેવાને માટે અને મિલકત વેચવા માટે કમીસનરને કામ સોંપવાનું હુકમનામું કર્યા પછી પણ પક્ષકાર ઊભરી શકે. (૮ મુ. હા. રી. ૯૬)

જ્યારે પોતાની ખાસ અરજ ઊપરથી આ કલમ પ્રમાણે કેટલાક સખ્સોને પક્ષકાર કરવામાં આવે તો તે લોકો આવી રીતે સામેલ થવાથી દાવાનું રૂપ બદલી શકે નહી. (૧૦ મુ. હા. રી. ૪૨૯)

આ કલમની રૂએ કરેલા હુકમ ઉપર અપીલ ચાલી શકે. (કાંસમાં કલમ ૫૮૮ જુઓ.)

પ્રતિવાદી સામીલ કરવામાં આવે ત્યારે ફરિયાદઅરજી દુરસ્ત કરવી.

૩૩. ફરિયાદઅરજી પહેલેથીજ દાખલ કરી હોય અને પછી પ્રતિવાદી સામીલ કરવામાં આવે ત્યારે, જો કોર્ટ બીજીરીતે ન ફરમાવે તો, જરૂર હોય તેરીતે તે ફરિયાદઅરજી દુરસ્ત કરવી, અને સમનની દુરસ્ત કરેલી નકલ નવા પ્રતિવાદીને તથા મૂળ પ્રતિવાદીઓને પોંચાડવી.

પક્ષકાર સામીલ નથી કર્યા અથવા ખોટી રીતે સામીલ કર્યાછે તેવી હરકતો લેવાનો વખત.

૩૪. જોઇએ તેટલા પક્ષકારો કરેલા નથી, અથવા ફરિયાદમાં જેમનો સંબંધ નથી તેમને પક્ષકારમાં સામીલ કર્યા છે, અથવા સહ-વાદી કે સહ-પ્રતિવાદી તરીકે ખોટીરીતે સામીલ કર્યા છે, એવી જેટલી હરકતો લેવાની હોય તેટલી બધી બનીશકે તેટલા વહેલામાં વહેલા પ્રસંગે, અને હંમેશાં પહેલી સુનાવણી પહેલાં લેવી. અને તેવી કોઈ હરકત એરીતે નહીં લીધી હોય તો, પ્રતિવાદીએ તે દૂર કરી છે એમ સમજવું.

ઘણાએક વાદી અથવા પ્રતિવાદીઓમાંનો પ્રત્યેક પોતામાંના કોઈ બીજાને પોતાની તરફથી હાજર થવા વગેરેનો અખત્યાર આપી શકે.

૩૫. એક કરતાં વધારે વાદીઓ હોય ત્યારે તેમાનો કોઈ, પોતામાંના કોઈ એક અથવા વધારેને, આ કાયદાપ્રમાણે ચાલતા કોઈ કામમાં પોતાની તરફથી હાજર થવાનો, પોતાનો પક્ષ લઇને બોલવાનો, અથવા પોતાની તરફથી કામ કરવાનો અખત્યાર આપી શકે; અને તેજપ્રમાણે એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય ત્યારે તેમાંનો કોઈ પોતામાંના કોઈ એક અથવા વધારેને સદરહૂ પ્રમાણે કોઈ કામમાં પોતાની તરફથી હાજર થવાનો, પોતાનો પક્ષ લેઇને બોલવાનો, અથવા પોતાની તરફથી કામ કરવાનો અખત્યાર આપી શકે.

અખત્યાર સહીસુધાંતનો લેખી, અને કોરટમાં દાખલ કરેલો જોઇયે.

તે અખત્યાર, અખત્યાર આપનાર પક્ષકારની સહીસુધાંતનો લખેલો જોઇયે અને તે કોર્ટમાં દાખલ કરવો જોઇયે.

## કબુલ કરેલા મુખત્યારો અને પ્લીડરો.

હાજર થવા વગેરેનું કામ જાતે અથવા કબુલ કરેલા મુખત્યાર મારફત અથવા પ્લીડર મારફત થઈ શકે.

૩૬. કોઈ કોર્ટમાંની ફરિયાદના અથવા અપીલના કોઈ પક્ષકારને તે કોર્ટમાં હાજર થવાની, કામ કરવાની, અથવા તેને અરજ કરવાની કાયદાપ્રમાણે જરૂર હોય, અથવા અખત્યાર મળ્યો હોય તે હાજર થવાનું અરજ કરવાનું અને કામ કરવાનું, જે તેવખતના ચાલૂ કોઈ કાયદામાં બીજીરીતે સ્પષ્ટપણે ન ઠરાવ્યું હોય ત્યારે, પક્ષકાર પોતે જાતે, અથવા પોતાના કબૂલ કરેલા મુખત્યાર મારફત, અથવા પોતાની વતી કામ કરવાને યોગ્યરીતે નીમેલા કોઈ પ્લીડર મારફત કરી શકે.

પરંતુ પક્ષકારને જાતે હાજર થવાને કોર્ટ ફરમાવે તો તેમ પક્ષકારે જાતે હાજર થવું પડશે.

૩૭. પક્ષકારોવા જે કબૂલ કરેલા મુખત્યારોથી સદરહુ પ્રમાણે હાજર થવાનું અરજ કરવાનું અને કામ કરવાનું કરીશકાય તે નીચે પ્રમાણેઃ— કબૂલ કરેલા મુખત્યારો.

(અ) જે કોરટની હકુમતની સ્થાનિકહદમાં હાજર થવાનું, અરજ કરવાનું કે કામ કરવાનું હોય, તે કોરટની હકુમતની સ્થાનિકહદમાં રેહનાર ન હોય, એવા પક્ષકારોએ પોતાનીવતી હાજર થવાનો અરજી કરવાનો અને કામ કરવાનો અખત્યાર જેમાં આપ્યો હોય, તેવાં કુલ મુખત્યારનામાં જેમની પાસે હોય તે; કોરટની હકુમત બહાર જે પક્ષકારો હોય તેમનાં મુખત્યારનામાં જેમનીપાસે હોય તે સખસો.

(બ) જે તે વખતે જે કાયદો અમલમાં હોય તે કાયદાપ્રમાણે જેને યોગ્યરીતે દાખલો મળ્યો હોય, અને કાયદાપ્રમાણે મુખ્યનીવતી મુખત્યાર જે કામ કરીશકે, તે કામ મુખ્યનીવતી કરવાનો અખત્યાર જેમાં હોય તેવાં ખાસ મુખત્યારનામાં જેમની પાસે હોય તે મુખત્યારો; દાખલાવાળા મુખત્યાર.

(ક) કોરટની હકુમતની જે સ્થાનિકહદમાં હાજર થવાનું અરજ કરવાનું કે કામ કરવાનું હોય, તે હદમાં રેહેતા ન હોય એવા પક્ષકારોનીવતી અને તેમને નામે વેપાર અથવા ધંધો ચલાવનારા શખસો, તે વેપાર અથવા ધંધાને લગતી બાબતમાંજ, અને તેપણ સદરહુ હાજર થવાનો અરજ કરવાનો અને કામ કરવાનો અખત્યાર•મુદામ બીજા કોઈ મુખત્યારને આપ્યો ન હોય ત્યારે. કોરટની હકુમત બહારના પક્ષકારોની વતી વેપાર ધંધો ચલાવનારા સખસો.

પંજાબના લેફટેનન્ટ ગવર્નરના અને અયોધ્યા તથા મધ્યપ્રાંતના ચીફ કમિશનરોના કારભાર નીચે હાલ જે મુલક છે તેને આ કલમના પહેલા ભાગની કંઈ વાત લાગુ પડતી નથી. પરંતુ, તે મુલકોમાં પક્ષકારોના જે કબૂલ કરેલા મુખત્યારોની મારફત હાજર થવાનું અરજ કરવાનું અને કામ કરવાનું થઇ શકે તે મુખત્યારો, સ્થાનિક સરકાર એ બાબતમાં વખતે વખતે સરકારી ગેજેટમાં જાહેરખબર આપીને જેમને ઠરાવે, તેઓ ગણાશે. પંજાબ, અયોધ્યા અને મધ્યપ્રાંતનાં કબૂલ કરેલા મુખત્યાર.

**ટીકા**—૩૭. જે સખસનું મુકતીઆરનામુ આપવામાં આવ્યુ હોય તો તે માણસ તે પ્રમાણે કરવાની છુટ નહોય તો પોતાનો અધીકાર બીજાને સોંપી શકે નહી. અને ભાગીદાર આ કલમના અર્થ પ્રમાણે કબુલ કરેલ મુકતીઆર ગણાય નહી.

૩૮. ફરિયાદના અથવા અપીલના પક્ષકારના કબૂલ કરેલા મુખત્યારને જે પ્રોસેસો પોંચાડવામાં આવે તે, કોરટ બીજીરીતે ન ફરમાવે તો, કબૂલ કરેલા મુખત્યારોને પ્રો-

સેસ પોંચાડવાનું

જાણે તે પક્ષકારને હાથોહાથ પોંચાડી છે એમ સમજવું.

ફરિયાદના પક્ષકારને પ્રોસેસ પોંચાડવાને આ કાયદામાં જે ઠરાવો કરેલા છે તેજ તેના કબુલ કરેલા મુખત્યારને પોંચાડવામાં લાગુ પડશે.

પ્લીડર કરવાનું.

૩૯. સદરહુપ્રમાણે હાજર થવાસારૂ અરજ કરવાસારૂ અથવા કામ કરવાસારૂ પ્લીડર નીમવો તે લેખથી નીમવો અને તે લેખ કોરટમાં દાખલ કરવો.

તે લેખ દાખલ થયો એટલે, અસીલની સહીનો બીજો લેખ કોરટમાં દાખલ કરીને કોરટની પરવાનગીથી તે પહેલો લેખ રદ થાય ત્યાંસુધી, અથવા અસીલ કે પ્લીડર ગુજરી જાય ત્યાંસુધી, અથવા અસીલવિશેના ફરિયાદના બધા કામનું છેવટ આવે ત્યાંસુધી, તે અમલમાં છે એમ સમજવું.

પાદશાહી સનદથી સ્થાપન થએલી કોઈ હૈ કોરટના આડવોકેટને, પોતાને કામ કરવાનો અખત્યાર આપ્યાનો કંઈ લેખ હાજર કરવાની જરૂર નથી.

**ટીકા**—૩૯. વકીલાતનામુ દાખલ થયા પછી વકીલનો કેટલો અધીકાર છે તે બાબત શા. મકનલાલ વી. શ્રી. કશ્માસીહીના વી.રી.૯૨નો કેસ જુઓ.

પ્લીડરને પ્રોસેસ પોંચાડવાનું.

૪૦. કોઈ ફરિયાદ અથવા અપીલસંબંધી કંઈ પ્રોસેસો-પછી તે પક્ષકારને જાતે હાજર થવાસારૂ હોય કે નહીં તોએ-તે પક્ષકારના પ્લીડરને પોંચાડી હોય અથવા તે પ્લીડરની આફિસમાં કે હંમેશના રહેવાના ઘરમાં મૂકી હોય તો, જે પક્ષકારનો તે પ્લીડર છે તે પક્ષકારને તે યોગ્યરીતે પોંચાડી તથા જણાવી છે એમ અનુમાન કરવું; અને તે ફરિયાદ અથવા અપીલબાબતના બધા કામસારૂ, કોરટ બીજી રીતે ન ફરમાવે તો, તે પ્રોસેસો જાણે તે પક્ષકારને હાથોહાથ આપી છે અથવા પોંચાડીછે એમ સમજવું.

પ્રોસેસ લેવાના મુખત્યાર.

૪૧. કલમ ૩૭માં કબુલ કરેલા મુખત્યાર લખ્યા છે તે શિવાય, કોરટની હકુમતમાં રહેનારા કોઈપણ શખસને પ્રોસેસ લેવાસારૂ મુખત્યાર નીમી શકાય.

તેની નીમણુંક લખેલી હોવી જાઇએ અને તે કોરટમાં દાખલ કરવી.

એ નિમણુક કુલ મુખત્યારની અથવા ખાસ મુખત્યારની થઈ શકે, અને તે મુખ્યની સહીસુધાંતના લેખી દસ્તાવેજથી કરવી જોઇએ, અને તે દસ્તાવેજ અથવા, જો તે કુલ મુખત્યારનામું હોય તો, તેની બરોબર સહી સુધાંતની નકલ કોરટમાં દાખલ કરવી.

# બાબ ૪ થો.

## ફરીયાદ તૈયાર કરવાવિશે.

૪૨. પ્રત્યેક ફરિયાદ, બને ત્યાંસુધી, એવી રીતે તૈયાર કરવી કે તેથી તંટાની બાબતોઉપર આખરનો ઠરાવ કરવાનું કારણ મળી આવે, અને તેથી તે બાબુતોના વધારે વાદ ચાલતો અટકે. — ફરિયાદ શી રીતે તૈયાર કરવી.

૪૩. પ્રત્યેક ફરિયાદમાં દાવાના કારણસંબંધી જે દાવો માગવાનો હક્ક વાદીને હોય તે તમામ દાવો આવવો જોઇએ. પરંતુ કોઈ કોરટની હકુમતમાં ફરિયાદ લાવવાને માટે પોતાના દાવાનો કંઇ ભાગ છોડી દેવાને વાદી મુખત્યાર છે. — તમામ દાવો ફરિયાદમાં આવવો જાઇએ.

જો વાદી પોતાના દાવાના કંઇ ભાગવિશેની ફરિયાદ કરવી રહેવા દે અથવા તે ભાગ બુદ્ધિપૂર્વક છોડીદે તો, એપ્રમાણે રહેવા દીધેલા અથવા છોડી દીધેલા ભાગવિશેની ફરિયાદ પછીથી ચાલીશકશે નહીં. — દાવાનો કંઈ ભાગ છોડીદેવાનું

એકજ દાવાના કારણની બાબતમાં એક કરતાં વધારે ઇલાજ મેળવવાનો જેને હક્ક હોય તે, પોતાના બધા ઇલાજ અથવા તે પૈકી કોઇપણ ઇલાજ મેળવવાવિશે ફરિયાદ કરવાને મુખત્યાર છે. પરંતુ તે ઇલાજો પૈકી એકાદો ઇલાજ માગવાની ફરિયાદ કરવાનુ વાદી (પહેલી સુનાવણી પહેલાં કોરટની પરવાનગી લીધાવગર) છોડી દે તો, એ છોડી દીધેલા ઇલાજબદલ તેની પછીથી ફરિયાદ ચાલશે નહીં. — ઘણા ઇલાજોમાંથી એક ઇલાજની ફરિયાદ કરવી છોડી દીધી હોય તો.

આ કલમના કારણસારૂ ખત, અને તેપ્રમાણે વરતવાને પેટા તારણતરીકે જે કરી આપ્યુંહોય તે દાવાનું માત્ર એકજ કારણછે એમ સમજવું.

### દષ્ટાંત.

દર સાલ રૂ. ૧,૨૦૦ ભાડું કરીને અએ બને ઘર આપ્યું. સન ૧૮૮૧ અને ૧૮૮૨એએ સાલનું ભાડું લેણું થયું છતાં તે મળ્યૂં નહીં. ફકત સન ૧૮૮૨ ની સાલના ભાડાબદલ અએ બઉપર ફરિયાદ કરી, તો પછીથી સન ૧૮૮૧ ની સાલના ભાડાબદલ બઉપર અની ફરિયાદ ચાલનાર નહીં.

ટીકા—૪૩. દાવાના કારણમાંથી ઉતપન્ન થતો એ શબ્દોને બદલે દાવાના કારણની બાબતમાં જે દાવો વાદીને કરવાનો હક્કછે એ શબ્દો મુકવામાં આવ્યા છે.

ગીરો રાખનારના કબજામાં જે જમીન હતી અને પેહેલો દાવો આણ્યો તે વેહેંચણીમાં દાખલ કરી શકાય એવું હતું નહી તેથી તે જમીનની વેહેંચણી બાબતનો બીજો દાવો ચાલી શકે. (૮ મુ. હા. ૬૪)ને એજ પ્રમાણે ઠરાવ. (૧૨ મુ. હા. ૧૪૮).

જ્યારે જુદા જુદા પ્રતિવાદી હોય ને દાવાનાં કારણ જુદા જુદાં હોય તો વાદીએ એ બધાંને એક દાવામાં શામેલ કરવાની જરૂર નથી.

જ્યારે વાદી જાણી બુજીને દાવાનો કાંઈક ભાગ છોડીદે તો તે બાબતનો તે પાછળથી દાવો લાવી શકતો નથી. (૫ વી. રી. ૧૮૨) તેમ તેના વારસોથી પણ તેના વારસ પણ પાછળથી ફરીયાદ લાવી શકતો નથી.(૩ વી.રી.૨૫)

વાદી મુકીદીધેલા દાવાનો ભાગ દાખલ કરવા સારૂ નવી ફરીયાદ નવો દાવો માંડવાના વિચારથી કોરટની રજા મેળવી દાવો કાહાડી લે તો તે દાવો ચાલવાને હરકત નથી. (૪. બા. રી. અલા. ૩૨૪)

પેહેલા દાવામાંથી જે ભાગ હાલમાં દાવો છે તે ભાગ વાદીએ કાહાડી નાખ્યો હતો એથી જો પ્રતિવાદીની તકરાર હોય તો તેના પુરાવાનો બોજો તેના માથે છે. (૧૯ વી. રી. ૪૨૯).

આ કામનો હેતુ એવો છે કે વાદી પોતાના દાવાના કકડા કરી પોતાની ખુશીમાં આવે તે કોરટમાં દાવો દાખલ કરે નહીં અને એકજ વખતે આ કામનો નિવેડો ન થતાં લાંબો કજીઓ ચાલે નહીં જો હલકી હકુમતની કોરટમાં દાવો લાવવાને માટે વાદી કાંઈ ભાગ છોડીદે તો છોડી દીધેલા ભાગ બાબત તે ફરીથી દાવો આણી શકે નહીં.

જમીન લેવાની ફરિયાદમાં અમુક દાવાજ માત્ર સામીલ કરવા.

૪૪. **નિયમ અ;**—સ્થાવરમિલકત લેવાની અથવા સ્થાવર મિલકત ઉપરનો હક્ક સ્થાપિત કરાવવાની ફરિયાદમાં કોરટની રજાવગર બીજા કોઈ દાવાનું કારણ સામીલ કરવું નહીં; પરંતુ:—

(અ) દાવાવાળી મિલકતસંબંધી ચડેલા ભાડાનાં અથવા તે સંબંધી દરમ્યાનની ઉપજના દાવા, તથા

(બ) જે કરારની રૂએ તે મિલકત કે તેનો કંઈ ભાગ તાબામાં હોય તે કરાર તોડ્યાથી થએલાં નુકસાનના દાવા, તથા

(ક) ઘરાણીયાને આધારે પોતાનાં જે ઈલાજો હોય તે પૈકી કંઈ ઈલાજ અમલમાં લાવવાને ઘરાણે લેનાર કરે તે દાવા,

તેમાં સામીલ કરવાને હરકત નથી.

મૃત્યુપત્ર ચલાવનારે મૈયતની મિલકતના વહિવટ કરનારે અથવા વારસે કરેલા અથવા તેમનાઉપર કરવાના દાવા.

**નિયમ બ.**—મૃત્યુપત્ર ચલાવનાર તરીકે અથવા મૈયતની મિલકતનો વહિવટ કરનાર તરીકે અથવા વારસ તરીકે કોઈ દાવો કરે અથવા તે તરીકે તેનાઉપર દાવો થાય તેમાં, પોતાના જાતીકા હક્કથી કરે તે અથવા તે હક્કથી તેનાઉપર કરવામાં આવે તે, દાવા સામીલકરવા નહીં. પરંતુ મૃત્યુપત્ર ચલાવનાર તરીકે અથવા મૈયતની મિલકતનો વહિવટ કરનાર તરીકે અથવા વારસ તરીકે જે ઘસ્ટેટવિષે વાદીએ ફરિયાદ કરી હોય કે પ્રતિવાદીના ઉપર ફરિયાદ થઈહોય, તે ઘસ્ટેટના સંબંધમાં છેલ્લા કહેલા દાવા ઉત્પન્ન થયા છે એમ કહેવામાં આવતું હોય, અથવા જે મૈયતનો વારસ વકીલ હોય તેનીસાથે મળીને તે હક્કદાર થાય કે તેનાઉપર જવા.

બદારી પડે એવા તે (છેલ્લા કહેલા) દાવા હોય, તો તે સામીલ કરી શકાય.

**ટીકા—૪૪.** આ કલમ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ છે.

વાદી દાવાનાં ઘણાં કારણ એકજ ફરિયાદમાં સામીલ કરી શકે.

૪૫. બીજા બાબમાં અને કલમ ૪૪મા કહેલા નિયમોને બાધ ન આવે તેવીરીતે એકજ ફરિયાદમાં વાદી તેનાં તેજ પ્રતિવાદી વિરૂદ્ધ અથવા તેના તેજ પ્રતિવાદીઓ મળીને તેઓની વિરૂદ્ધ દાવાનાં ઘણાં કારણ એકત્ર કરી શકે; અને જે ફરિયાદમાં તેના તેજ પ્રતિવાદી વિરૂદ્ધ અથવા તેના તેજ પ્રતિવાદીઓ મળીને તેઓની વિરૂદ્ધ જે કોઈ વાદીઓનો સમાઇક હક્કસંબંધ હોય તે વાદીઓ તેવા દાવાનાં સદરહુ પ્રકારનાં કારણ એકત્ર કરી શકે;

કોરટ તેમને જુદા પાડવાનો હુકમ કરે.

પરંતુ તે દાવાનાં કારણની એકઠી ચોકશી કે નીકાલ કરવો સોઇવાર નથી એમ કોરટને જણાય તો પોતાની મેળે અથવા કોઇપણ પ્રતિવાદીની અરજ ઉપરથી, પેહેલી સુનાવણી પેહેલાં કોઇપણ વખતે, અથવા પક્ષકાર કબુલ થાય તો, ત્યારપછી ફરિયાદનું કામ આગળ ચાલતાં કોઈ પણ વખતે, તે દાવાનાં કંઈ કારણોની જુદી ચોકશી કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. અથવા તેમનો જુદો નિકાલ લાવવાને જરૂર કે યોગ્ય જણાય તેવો બીજો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

દાવાનાં કારણ એક ફરિયાદમાં એકત્ર કર્યાં હોય ત્યારે, તે ફરિયાદ કર્યાની તારિખે ફરિયાદના વિષયોની એકંદર કિંમત અથવા રકમઉપર, તે ફરિયાદ સાંભળવાને કોરટની હકુમત છે કે નહીં તેનો આધાર રેહેશે. પછી આ કલમના બીજા પારેગ્રાફ પ્રમાણે હુકમ થયો હોય કે નહીં તેની ચિંતા નહીં.

**ટીકા—૪૫.** તેજ કોરટ સાંભળી શકે એટલે કીંમત પ્રમાણે નહીં જો કે દાવાની રકમથી તે કોરટને સાંભળવાની સત્તા હોય તોબી એ મુકરદમાની કેફીઅત જોઈ ન્યાય કરવો નહીં તો સાંભળી શકાય નહીં (૭ વી. રી. ૧૭૫) મુનસફની કોરટમાં એક જંગો સ્વાધીન લેવા સારૂ અને તેનું ભાડુ વસુલ કરવા સારૂ મુકરદમો આણ્યો હતો તે બેહુ સાથે આણ્યો છે કારણ કે સ્માલકાજ કોરટને જો કે ભાડાની ફરિયાદી સાંભળવાની સત્તા છે પણ સ્થાવર મિલકત સ્વાધીનમાં અપાવવાને સત્તા નથી. ૩ બંગાળા લા. રીપોરટ આપેન્ડીકસ ૭૭ વારસાની તથા એકની તરફેનમાં કરી આપેલું બક્ષીસપત્ર વિશેની બીના એક કજીઆમાં સામેલ થઈ શકે. ૩ બંગાળા લા. રાપોરટ માનું એસી ૧૯૦ એક કરતાં વધારે દેવાદારમાંના એક દેવાદાર જો સઘળા ભાગના પૈસા કોરટમાં ભરેતો ઉપલી કલમ પ્રમાણે એક દાવો થયો પણ એક એક દેવાદારે પેહેલાં ભરનારને પાછાં કટલાં આપવાં તે વિશે કોરટે હુકમ કરવો. (૩ મ. હા. કો. ૧૮૭)

ફરિયાદમાં થોડાં દાવાનાં કાર-

૪૬. એક ફરિયાદમાં સોઇવાર નિકાલ ન લવાય એવાં દાવાનાં ઘણાં કારણ વાદીએ તેજ ફરિયાદમાં એકત્ર કર્યાં છે એમ કોઈ પ્રતિવાદીનું કહેવું

ણ રાખવાને પ્રતિવાદી અરજ કરી શકે.

હોય તો, એક ફરિયાદમાં સોઈવાર જેટલાં દાવાનાં કારણોનો નિકાલ થઈ શકે તેટલાં તે ફરિયાદમાં રાખવાનો હુકમ કરાવવાસારૂ પહેલી સુનાવણી પહેલાં કોઈપણ વખતે, અથવા મુદ્દા ઠર્યા હોય તો કંઈ પુરાવો દફતરમાં દાખલ કર્યા પહેલાં, કોરટને અરજ કરવાને તે પ્રતિવાદી મુખત્યાર છે.

અરજ સાંભળ્યા પછી કોરટ કેટલાંક કારણ કમી કરે અને દુરસ્ત કરવાનો હુકમ કરે.

૪૭. સદરહુ અરજ સાંભળ્યા પછી કોરટને એમ જણાય કે બધાં દાવાનાં કારણ એક ફરિયાદમાં સોઈવાર નિકાલ થાય તેવાં નથી, તો તેમાંનાં કંઈ દાવાનાં કારણ બાતલ કરવાનો હુકમ કરવાને, અને તે પ્રમાણે ફરિયાદ અરજી દુરસ્ત કરવાનું ફરમાવવાને, તથા ખરચવિશે વાજબી હોય તેવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે કરેલી પ્રત્યેક દુરસ્તી ઉપર જડજે સહી કરવી.

ટીકા—૪૭. આ કલમ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ છે.

---

## બાબ ૫ મો.

### ફરિયાદો માંડવાવિશે.

ફરિયાદઅરજીથી ફરિયાદ માંડવી.

૪૮. પ્રત્યેક ફરિયાદ, ફરિયાદ અરજી કોરટને આપીને અથવા કોરટ તે બાબતને વાસ્તે નીમે તે અમલદારને આપીને માંડવી.

ટીકા—૪૮. કોરટ ઠરાવે તે અધિકારીને દાવાની અરજી અપાય પણ તે અધિકારીને દાવાની અરજી નામંજુર કરવાનુ અથવા તે સુધારવાનો હુકમ કરવાનો અધિકાર નથી.

ફરિયાદ અરજીની ભાષા.

૪૯. ફરિયાદ અરજી કોરટની ભાષામા સ્પષ્ટરીતે લખવી જોઇએ. પરંતુ કોરટની ભાષા અંગ્રેજી ન હોય તો (કોરટની પરવાનગીથી) ફરિયાદ અરજી અંગ્રેજીમાં પણ લખી શકાય; પણ તેવે પ્રસંગે ફરિયાદ અરજીનો કોરટની ભાષામાં તરજુમો કરીને તે કોરટમાં દાખલ કરો એમ પ્રતિવાદી કહે તો તે પ્રમાણે કરવું.

ટીકા—૪૯. દાવાની અરજી કોરટની ભાષામાં લખી ના હોય તો તે દાખલ કરવાને ના પાડવી. (૮ વી. રી. ૪૯૫)

ફરિયાદઅરજીમાં લખવાની વિગતો.

૫૦. ફરિયાદ અરજીમાં નીચેની વિગતો આવવી જોઇએઃ—

(અ) જે કોરટમાં ફરિયાદ આણવાની હોય તે કોરટનું નામ;

(બ) વાદીનું નામ વર્ણન અને રહેવાનું ઠેકાણું;

(ક) નિશ્ચય થઇશકે ત્યાંસુધી પ્રતિવાદીનું નામ વર્ણન તથા રહેવાનું ઠેકાણું;

(ડ) જે હકીકતથી દાવાનું કારણ બનતું હોય તે હકીકતનું તથા તે કારણ ક્યાં અને ક્યારે ઉત્પન્ન થયું તેનું સ્પષ્ટ અને ટુંકામાં વર્ણન;

(ઈ) વાદી દાવો રાખતો હોય તે દાદની માગણી; અને

(ફ) જો વાદીએ સામો દાવો મજરે આપ્યો હોય, અથવા પોતાના દાવાનોકંઈ ભાગ છોડી દીધો હોય, તો તે મજરે આપેલી અથવા છોડી દીધેલી રકમ.

પૈસાબાબતની ફરિયાદમાં.

વાદી પૈસા વસુલ કરવાનું માગતો હોય તો કજીઆના સ્વરૂપપ્રમાણે બની શકે તેટલી ખરેખરી રકમ ફરિયાદ અરજીમાં જણાવવી જોઇએ.

દરમ્યાનની ઉપજની ફરિયાદમાં, તથા વાદી પ્રતિવાદી વચ્ચે રજુઆત ન થએલો હિસાબ નક્કી કરીને જે બાકી લેહેણી નિકળે તે લેવાની ફરિયાદમાં, ફરિયાદઅરજીની અંદર માત્ર દાવાની રકમનો અજમાસથી પાસે પાસેનો આંકડો લખ્યો એટલે બસ થયું.

વાદી વારસવકીલતરીકે ફરિયાદ કરે ત્યારે.

વારસવકીલતરીકે વાદી ફરિયાદ કરે ત્યારે, દાવાના વિષયમાં તેને ખરેખરો આલુ સંબંધ છે એમ ફરિયાદઅરજીમાં દર્શાવવું જોઇએ, એટલુંજ નહીં પરંતુ તે બાબતની ફરિયાદ માંડવાને જે જરૂરની તજવીજ કરવી જોઇએ તે તુણે કરી છે તે પણ દર્શાવવું જોઇએ.

દષ્ટાંતો.

(અ) બનું મૃત્યુપત્ર ચલાવનાર તરીકે અ ફરિયાદ કરે છે. ત્યારે ફરિયાદઅરજીમાં દર્શાવવું જોઇએ કે અએ બનું મૃત્યુપત્ર શાબિત કર્યું છે.

(બ) કની મિલકતના વહિવટદારતરીકે અ ફરિયાદ કરેછે. ત્યારે ફરિયાદઅરજીમાં દર્શાવવું જોઇએ કે કની મિલકતનો વહિવટ અને મળેલો છે.

(ક) ડ. એક નાની ઉમ્મરનો મુસલમાન છે. તેના પાલન કરનાર તરીકે અ ફરિયાદ કરે છે. મુસલમાની શરે અને રિવાજપ્રમાણે ડનો પાલન કરનાર અ નથી. ત્યારે ફરિયાદઅરજીમાં જણાવવું જોઇએ કે અ ને ડનો મુદામ પાલન કરનાર નીમેલો છે.

૫

પ્રતિવાદીનો સંબંધ તથા જવાબદારી જણાવવી જોઇએ.

ફરિયાદઅરજીમાં એમ દર્શાવવું જોઇએ કે પ્રતિવાદીનો દાવાના વિષયમાં સંબંધ છે. અથવા તેમાં મ્હારો સંબંધ છે એમ પ્રતિવાદી કહે છે, અને વાદીની માગણીનો તેનીપાસેથી જવાબ લેવાને તે પાત્ર છે.

**દૃષ્ટાંત.**

પોતાના મૃત્યુપત્ર ચલાવનાર બને, મૃતલેખદાન લેનાર કને, અને પોતાની ઇસ્ટેટના દેણદાર ડને મુકીને અ ગુજરી જાય છે. ડના ઉપર ક ફરિયાદ કરે છે, એવી રીતની કે કના મૃત લેખદાનને પેટે ડને તેનું કરજ આપવાની ફરજ પાડવી. ત્યારે ફરિયાદઅરજીમાં એમ દર્શાવવું જોઇએ કે બ એ વિનાકારણ ડના ઉપર ફરિયાદ કરવાને ના પાડેલું છે, અથવા કને દગો દેવાને બ ને ડ મીલાફી થયા છે, અથવા જેથી કનો જવાબદાર ડ થાય એવી બીજી કંઈ હકીકતો બનેલી છે.

મુદતનો કાયદો લાગુ ન પાડવાનાં કારણ.

દાવાનું કારણ ઉત્પન્ન થયાપછી ફરિયાદ કરવાને કોઈ કાયદામાં સાધારણરીતે જે મુદત કહી હોય તે મુદતવીતી ગયાપછી ફરિયાદ કરીહોય તો, તે કાયદો લાગુ ન પાડવાનું કારણ ફરિયાદઅરજીમાં બતાવવું.

**ટીકા**—૫૦. દાવાની અરજીમાં ખરા હકદારનું નામ આપવું જોઇએ ને બીજાના નામથી દાવો ચાલે નહિ. જો કોઈ પેઢીના નામનો દાવો હાય તો તે પેઢીના દરેક ભાગીઆનાં નામ બતાવવાં જાઇએ પણ કંપની અથવા કારપોરેશન કોઈ અધિકારીના નામથી દાવો ચલાવી શકે. તેમજ કેટલાક અધિકારીઓએ આણેલા દાવા તેમના હોદાના નામથી આણવા જોઇએ.

દાવાનું કારણ ક્યારે ઉત્પન્ન થયું તે બતાવવાનો હેતુ એ છે કે દાવાને મુદતનો બાધ લાગેછે કે નહી તે બાબતની કોરટને ખબર પડે મુદત બાબત તપાસ કરવાની કોરટની ફરજ છે. ( સને ૧૮૭૭ ના ૧૫ આકટની કલમ ૪ )

દાવાની ફરીઆદથી વીરૂદ્ધ દાદ વાદીને મળી શકે નહી.

ફરિયાદઅરજી ઉપર સહી કરવી તથા તેના સાચાપણા બાબત એકરાર કરવો.

૫૧. ફરિયાદઅરજી ઉપર વાદીએ તથા તેના પ્લીડરે પણ (જો પ્લીડર હોય તો) સહી કરવી. અને તેની નીચે વાદીએ, અથવા બીજો કોઈ શખ્સ મુકદમાની હકીકતથી વાકેફ છે એમ કોરટની ખાત્રીલાયક સાબિત થાય તો, તે શખ્સે તે ફરિયાદઅરજીના સાચાપણા વિષે એકરાર કરવો.

પણ એવું ઠરાવ્યું છે કે, ગેરહાજરીના સબબથી અથવા બીજા મજબુત કારણથી ફરિયાદઅરજી ઉપર વાદીથી સહી ન થઈ શકે તો, તે કામસાર તેણે યોગ્યરીતે અધિકાર આપેલો કોઈ શખ્સ તેના ઉપર સહી કરવાને મુખત્યાર છે.

ટીકા—૫૧. એક ભાગીઆને રજા મળી હોય તો દાવાની અરજી ઉપર બીજા ભાગીઆની તરફથી સહી કરે અને જો તેની જોઇએ તેટલી માહીતી હોયતો તે ફરીયાદીના સાચાપણા વીશે ઈકરાર પણ કરે. પંસાળીના કામકાજમાં આ કૃત્ય જરૂરનું હોય તો કરાર આકટની ૨૫૧ મી કલમ પ્રમાણે તે બધા ભાગીદારોને બંધનકારક ગણાશે. ઈકરાર કરવાનો મતલબ એ છે કે કોઈ પણ યોગ્ય સખસને માથે ફરીયાદમાં લખેલી બાબતોના ખરાપણા વીશેની જુવાબદારી નાખવી. પ્રતિવાદીના જુવાબ ઉપર પણ ઈકરાર હોવો જોઇએ. (૧૧૫ મી કલમ જુઓ)

અરજી ઉપર ઈકરાર કરવામાં આવ્યો કે તેમાં લખેલો મજકુર વાદી વીરૂદ્ધ પુરાવામાં ગણાશે. (૧ મું. હા. સી. ૩૬૧) તેમાં લખેલો મજકુર વાદીની કબુલત છે.

દાવાની અરજી જો વાદી જાતે ન રજુ કરતો હોયતો ઈકરાર નીચે વાદીએ જાતે અગર કોરટ જેને વાદી તરફથી સહી કરાવાને યોગ્ય ધારે તેણે સહી કરીછે તેની કોરટે ખાત્રી કરી લેવી. જે ગૃહસ્થોને તેમની પદવીના હકથી કોરટમાં આવવાની ફરજથી મુકત કરેલ છે તે ગૃહસ્થોએ ફરીઆદ અગર કેફીઅત ઉપર ઈકરાર કરવો નહી તેમ નથી.

૫૨. સાચાપણાનો એકરાર કરનારે તે એવી મતલબનો કરવો કે, મારા જાણવા પ્રમાણે તે મજકુર સાચો છે. પરંતુ મેળવેલી માહિતીથી તથા માનવાઉપરથી જે મજકુર લખ્યો હોય તે બાબતનો એકરાર એવી મતલબનો કરવો કે, તે સાચો છે એમ હું માનું છું.

સાચાપણાના એકરારની મતલબ.

સાચાપણાના એકરાર ઉપર તે એકરાર કરનાર શખસે સહી કરવી.

સાચાપણાના એકરાર ઉપર સહી કરવી.

ટીકા—૫૨. અને "જો તે કોરટની બાહાર" ઈત્યાદી શબ્દો તથા ત્રીજા પારેગ્રાફ કમી કરવામાં આવ્યો છે.

ઈકરાર કરનાર સખસે જેમની વાતો જાત માહીતીથી ખરૂં છે એવું જાણેછે તે અને જે વાતો પોતે ખરી માનેછે. તે જુદી પાડવી, જુના કાયદામાં જે સાક્ષી લેવાબાબતનો ઠરાવ હતો તેથી જો વાદી અને સાક્ષીદાર કોરટની હકુમતની બાહાર રેહેતા હોયતો બહુ હરકત પડે તેવું હતું તે ઠરાવ આ આકટમાંથી કાઢી નાખ્યો છે.

૫૩. (અ) ફરિયાદઅરજીમાં ફલાણી ફલાણી વિગતો લખવી જોઇએ એમ આ આકટમાં પહેલાં કહ્યું છે તે વિગતો બરાબર અને વગર લંબાણે ન લખી હોય તો, અથવા

ફરિયાદ અરજી ક્યારે ના મંજુર કરવી, દુરસ્ત કરવા સારૂ પાછી આપવી, અથવા દુરસ્ત કરાવવી.

(બ) જે વિગતો ઉપર કહ્યા પ્રમાણે લખવી જોઇયે તે શિવાય બીજી કોઈ વિગતો તેમાં લખી હોય તો, અથવા

(ક) પાછળ કહ્યા પ્રમાણે તેના ઉપર સહી તથા સાચાપણાના એકરાર કર્યા ન હોય તો, અથવા

(ડ) તે ઉપરથી કંઈ દાવાનું કારણ જણાતું ન હોય તો અથવા

(ધ) કલમ ૪૨માં કહ્યું છે તેપ્રમાણે તે તૈયાર કરી ન હોય તો, અથવા

(ૠ) જેને પક્ષકાર કરવા જોઈએ તેને પક્ષકારમાં સામીલ ન કરવાને લીધે, અથવા ખોટીરીતે પક્ષકારોને સામીલ કરવાને લીધે, અથવા એકજ ફરિયાદમાં દાવાનાં જે કારણ સામીલ કરવાં ન જોઈયે તે વાંદીએ સામીલ કરવાથી, ફરિયાદઅરજી ખોટીરીતે ઘડાઈ હોય તો,—

પહેલી સુનાવણી વખતે અથવા તેપહેલાં, કોરટની નજરમાં આવે તો, ફરિયાદઅરજી નામંજુર કરવાને, અથવા દુરસ્ત કરવાથી થતા ખરચનીબાબતમાં કોરટ યોગ્યધારે તે શરતો કરીને કોરટ ઠરાવે તે મુદતમાં દુરસ્ત કરવાસારૂ પછી આપવાને, કે ત્યાંને ત્યાંજ તેજ વખતે તે દુરસ્ત કરવા દેવાને કોરટ મુખત્યાર છે.

વિશેષ ઠરાવ. પરંતુ એક જાતની ફરિયાદ મટીને બીજી અને વિરૂદ્ધ જાતની ફરિયાદ થાય એવી રીતે ફરિયાદઅરજીમાં ફેરફાર થઈ શકે નહીં.

દુરસ્તી ઉપર સહી કરવી. જ્યારે ફરિયાદઅરજી દુરસ્ત કરવામાં આવે ત્યારે દુરસ્તીઉપર જડજે સહી કરવી.

**ટીકા**—૫૩. આ કલમ પ્રમાણે ફરીઆદ અરજીમાં સુધારો પેહેલી સુણાવણી વખતે અગર તે અવલ કરવો જાઇએ; પણ મુદામાં સુધારો અગર ફેરફાર કોરટને યોગ્ય લાગે તે વખતે હુકમનામું કરતાં પેહેલાં કરી શકેછે. (કલમ ૧૪૯) આથી ન્યાય પ્રમાણે જે કરવું યાગ્ય જણાય તેમ કોરટ કરી શકેછે. પક્ષકારમાં વધારો કરવો હોયતો પેહેલી સુણાવણીના વખતે અગર ત્યાર પેહેલાં તે કરવો જોઇએ.

દાવો દાખલ કરવા લાયક ન હોયતો તે કાઢી નાંખવાની કોરટને સત્તા છે.

દાવો મુદતની અંદર દાખલ કરવામાં આવ્યો હોય અને દાવાની અરજી પાછી સુધારવા સારૂ આપી હોય ને ઠરાવેલી મુદતમાં સુધારી પાછી આપવામાં આવે; અને જ્યારે તે પાછી આપવામાં આવે ત્યારે મુદતના કાયદા પ્રમાણે મુદતનો બાધ આવતો હોય તોપણ તે અરજી મુદત બાહાર ગણવી નહીં કારણ કે પેહેલી તારીખે અરજી રજુ કરી તે દીવશથીજ દાવો શરૂ કર્યો છે એમ ગણવું.

જો અરજીમાં કાંઈ પણ ખામી હોયતો તે તુરત સુધરાવી લેવી જોઇએ કે દાવાની સાથે સંબંધ રાખનાર સખસોને તે બ્યર્થ ખરચ અને અગવડ થાય નહી.

જો દાવાનો કાંઇક ભાગને મુદતનો બાધ લાગતો હોય તો તે બાબતનો દાવો કાઢી નાંખવો. (૨ મુ. હા. રી. ૧૬૨)

પક્ષકારો બરાબર સામેલ નહી કર્યા હોયને કારણ ઉપરથીજ દાવો કાઢી નાંખવો નહી પણ તે સુધરાવી લેવો જોઇએ.

જો દાવો કાઢી નાંખવામાં આવે તો ખરચ વાદીઉપર નાંખવું જોઇએ પણ એ બાબતમાં કલમ ૨૨૦ પ્રમાણે કોરટને યોગ લાગે તેમ કરવાની સત્તા છે.

તેમજ જો દાવાની અરજીમાં ખુટ ન લખ્યા હોય તો તથા વાદીનું રેહેવાનું ઠેકાણું બરોબરે ન હોય તો અરજી સુધરાવવી. (૨ વી. રી. ૧૫૪)

આ કલમની (ડ) રકમ પ્રમાણે કરેલા ઠરાવ ઉપર અપીલ છે.

દાવાની અરજીમાં જે લખ્યુ હોય તે બાબતને વાદીએ વળગી રેહેવું જોઇએ પણ તે બે બાબતો દાવાની અરજી શરૂઆતથીજ દાખલ કરી શકે. એમ કરવાથી પ્રતિવાદીના જાણવામાં આવે કે તેને બે બાબતના જુવાબ આપવાના છે, એ પ્રમાણે બે બાબતો ન મુકી હોય અને કોરટની ખાત્રી થાય કે બરાબર ખબર નહી હોવાથી અગર દસ્તાવેજનો ખોટો અર્થ કરવાથી અગર કાયદાની કીંવા હકીકતની બીન માહીતીથી અગર ભુલથી એ પ્રમાણે કરવું રહી ગયું છે તો કોરટ વાદીને અરજી સુધારવાની પરવાનગી આપી શકે. (૯ મુ. હા. રી. ૧)

આ આકટથી ક્વીન ઇનકોન્સીલની સત્તાને બાધ આવતો નથી તેથી જ્યુડિશીઅલ કમીટી આગળ કામ હોય ત્યારે પણ દાવાની અરજી સુધારી શકાય (૧૧ મુ. ઇ. અ. ૪૬૮ અને ઇલેરી. ૨ કલકત્તા. ૧૪)

૫૪. નીચેને પ્રસંગે ફરિયાદઅરજી નામંજુર કરવીઃ— ફરિયાદઅરજી ક્યારે નામંજુર કરવી.

(અ) માગેલી દાદની કમી કિંમત બાંધી હોય, અને કોરટે ઠરાવેલી મુદતમાં કિંમતનો આંકડો દુરસ્ત કરી આપવાનું કહ્યા છતાં વાદી તેમ ન કરે તોઃ

(બ) માગેલી દાદની બરોબર કિંમત બાંધી હોય પણ કમી સ્ટાંપ મારેલા કાગળઉપર ફરિયાદઅરજી લખી હોય, અને કોરટે ઠરાવેલી મુદતમાં જોઇતો સ્ટાંપ કાગળ પુરો કરી આપવાનું કહ્યા છતાં વાદી તેમ ન કરે તોઃ

(ક) ફરિયાદઅરજીમાં લખેલા મજકુરઉપરથી એમ જણાય કે કાયદાના કોઈ સ્પષ્ટ નિયમથી ફરિયાદ ચાલવાને પ્રતિબંધ થાય છે તોઃ

(ડ) કોરટે ઠરાવેલી મુદતમાં ફરિયાદઅરજી દુરસ્ત કરવાસારૂ વાદીને આપ્યા છતાં વાદી તે મુદતમાં દુરસ્ત ન કરે તો.

૫૫. ફરિયાદઅરજી નામંજુર કરવામાં આવે ત્યારે, તેવી મતલબનો હુકમ તથા તે હુકમ કરવાનાં કારણ જડજે પોતાને હાથે લખી રાખવાં. ફરિયાદઅરજી નામંજુર કરવામાં આવે

ત્યારે શી રીતે કરવું.

ફરિયાદઅરજી નામંજુર કરી હોય તો તેઉપરથી નવી ફરિયાદ કરવાને ક્યારે હરકત ન થાય.

૫૬. પાછળ કહેલા કોઈપણ કારણને લાધે ફરિયાદઅરજી નામંજુર કરી હોય તો, તેટલાજ ઉપરથી તેજ દાવાનાં કારણની બાબતમાં નવી ફરિયાદઅરજી આપવાને વાદીને હરકત નથી.

યોગ્ય કોરટમાં આપવા સારૂ ફરિયાદઅરજી ક્યારે પાછી આપવી

૫૭. નીચેને પ્રસંગે ફરિયાદઅરજી યોગ્ય કોરટમાં આપવાસારૂ પાછી આપવી.

(અ) ફરિયાદ કરવાની કોરટ પસંદ કરવાનું કાયદામાં મરજીઉપર રાખેલું ન હોય, અથવા ફરિયાદનો ઇનસાફ કરવાની મુખ્તાર કોરટ વિદ્યમાન હોય તે છતાં તેનાથી વરિષ્ઠ અથવા કનિષ્ઠ પ્રતિની કોરટમાં ફરિયાદ કરી હોય તો;

(બ) કલમ ૧૬નો વિશેષ ઠરાવ લાગુ ન પડે તેવી રીતની સ્થાવર મિલકત સંબંધી ફરિયાદમાં, જે કોરટને ફરિયાદઅરજી આપી હોય તે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે મિલકતનો કંઈ ભાગ નથી એમ જણાય તો;

(ક) બીજા કોઈ મુકદમામાં એમ માલમ પડે કે તે સ્થાનિક હદમાં, દાવાનું કારણ બન્યું નથી, તથા પ્રતીવાદીઓ પૈકી કોઈ પ્રતીવાદી રહેતો નથી, અથવા ધંધો ચલાવતો નથી અથવા કમાઇને વાસ્તે જાતે કામ કરતો નથી તો.

ફરિયાદઅરજી પાછી આપતી વખતે શું કરવું.

ફરિયાદ અરજી પાછી આપતી વખતે જડજે તેના ઉપર પોતાને હાથે શેરો કરવો, તેમાં, ફરિયાદઅરજી કોણે આપી, તે કઈ તારીખે આપી, તે કઈ તારીખે પાછી આપી, એ અને તે પાછી આપવાનાં કારણ ટુંકામાં લખવાં.

ફરિયાદઅરજી મંજુર કરવામાં આવે તો શી રીતે કરવું.

૫૮. વાદીએ ફરિયાદ અરજીની સાથે દસ્તાવેજો હાજર કર્યા (હોય તો) તેની યાદનો શેરો તેણે ફરિયાદ અરજી નીચે લખવો, અથવા તે યાદ ફરિયાદઅરજી સાથે જોડવી. અને ફરિયાદઅરજી મંજુર કરવામાં આવે તો, જેટલા પ્રતીવાદીઓ હોય તેટલી ફરિયાદઅરજીની નકલો સાદા કાગળ ઉપર વાદીએ આપવી. પરંતુ, ફરિયાદઅરજી લંબાણ હોવાના

સબબથી, અથવા પ્રતીવાદીઓ ઘણા હોવાના સબબથી, અથવા બીજા કોઈ પુરતા કારણને લીધે, તેની નકલોને બદલે,—દાવો કર્યો હોય તેના પ્રકારની અથવા ફરિયાદમાં માગેલી દાદની કે માગેલા ઇલાજની ટુંકી હકીકતની પ્રતીવાદીઓ હોય તેટલી નકલો હાજર કરવાની વાદીને કોરટ રજા આપે તો, વાદીએ તેવી ટુંકી હકીકતની નકલો હાજર કરવી. ટુંકી હકીકતો.

વારસવકીલ તરીકે વાદીએ ફરિયાદ કરી હોય, અથવા તે તરીકે પ્રતીવાદી કે પ્રતીવાદીઓપૈકી કોઈ ઉપર ફરિયાદ થઈ હોય, ત્યારે શા સબંધથી વાદીએ ફરિયાદ કરી છે અથવા પ્રતિવાદી ઉપર ફરિયાદ થઈ છે તે એ હકીકતમાં જણાવવું.

ટુંકી હકીકત ફરિયાદઅરજીની સાથે મળતી કરવાને માટે કોરટની રજાથી વાદી તે હકીકત દુરસ્ત કરવાને મુખતાર છે.

કોરટના મુખ્ય કારભારીને તે યાદ અને નકલો અથવા હકીકત તપાસતાં એમ માલમ પડે કે તે બરાબર છે તો તેણે તેમના ઉપર સહી કરવી.

દિવાની ફરિયાદોનું રજીષ્ટર એ નામની એક બુક રાખીને તેમાં કલમ ૫૦ માં કહેલી વિગતો કોરટે નોંધાવવી; પ્રત્યેક વરસે રજીષ્ટરમાં ફરિયાદઅરજીઓના તે મંજુર થાય તે અનુક્રમ પ્રમાણે નંબર પાડવા. ફરિયાદોનું રજીસ્ટર.

૫૯. પોતાના કબજામાં અથવા અખત્યારમાં હોય તેવા દસ્તાવેજ ઉપરથી વાદી ફરિયાદ કરે તો, ફરિયાદ અરજી આપતી વખતે તેણે તે દસ્તાવેજ કોરટમાં હાજર કરવો. અને તેજ વખતે ફરિયાદઅરજી સાથે દાખલ કરવા સારૂ તે દસ્તાવેજ અથવા તેની નકલ તેણે આપવી. જે દસ્તાવેજની રૂએ વાદી ફરિયાદ કરતો હોય તે હાજરકરવા. દસ્તાવેજ અથવા નકલ આપવી.

પોતાના દાવાની પુષ્ટીમાં પુરાવા તરીક કોઈ બીજા દસ્તાવેજો ઉપર (પછી તે તેના કબજામાં અથવા અખત્યારમાં હોય કે ન હોય) વાદી આધાર રાખતો હોય તો, ફરિયાદઅરજીમાં સામીલ કરવાની અથવા તેની સાથે જોડવાની યાદમાં તેવા દસ્તાવેજો બતાવવા. બીજા દસ્તાવેજોની યાદ.

ટીકા—૫૯. યાદદાસ્ત તાજી કરવા સારૂ સાક્ષીને જે દસ્તાવેજ આપવામાં આવ્યો હોય તે પુરાવાજ છે એમ હમેશાં ગણાય નહી તેથી અરજી દાખલ કરતી વખતે તે દસ્તાવેજ ટીપમાં દાખલ કરવાની અગર તે રજુ કરવાની જરૂર નથી.

(૨. મ. હા. રી, ૧૬૮) આ બાબતમાં પુરાવાના કાયદાની કલમ ૧૫૯ જુઓ દાવો દાખલ કરતી વખતે જે દસ્તાવેજ રજુ કરવો જોઈયે તે રજુ કરવામાં ન આવ્યો હોય તેટલાજ કારણસર કોરટ કાઢી નાંખી

શકે નહી અને જો કોરટની મંજુરીથી તે દાખલ કરવામાં આવ્યો હોય તો દાવા દાખલ થયા પછી દસ્તાવેજી પુરાવા આપ્યો છે તે કારણથી તે પુરાવામાં નહી ગણાય એમ પણ થવું જોઇએ નહી(૧૩મું.હા.આ.૧૭૭)

દસ્તાવેજ રજુ કરવા એટલે તે પુરાવો થયો એમ નથી પુરાવાના કાયદા પ્રમાણે તે સાબીત થવા જોઇએ.

વાદીએ દાવાની અરજી સાથે રજુ કરવા જોઇએ અગર ધ્યાનમાં લખવા જોઇએ, પણ જે રજુ થયા નથી અગર ધ્યાનમાં આવ્યો નથી તેવો કોઇ પણ દસ્તાવેજ પાછળથી રજુ નહી થઇ શકે પણ જો વાદી કોરટને એમ ખાતરી પુર્વક બતાવી આપેકે અમુક દસ્તાવેજની હયાતી વીશે દાવાની અરજી દાખલ કરી તે વખતે તેને માહીતી નહોતી તો તે પાછળથી રજુ કરવા દેવાને કોરટ મુખત્યાર છે. (૧. વી. રી. ૧૨)

દાવાની અરજી સાથે અસલ દસ્તાવેજ રજુ કરવામાં આવ્યો હોય પણ ભુલથી નકલ રજુ કરવી રહી ગઇ હોય તો તે કાંઇ અસલ દસ્તાવેજ પુરાવામાં દાખલ ન કરવાનું કારણ નથી. (૩ મુ. હા. રી. ૯૭)

દસ્તાવેજ પોતાના કબજામાં અથવા અખત્યારમાં ન હોય તો શું જણાવવું

૯૦. તેવો કોઇ દસ્તાવેજ વાદીના કબજામાં કે અખત્યારમાં ન હોય, ત્યારે બની શકે તો તેણે જણાવવું કે તે કોના કબજામાં અથવા અખત્યારમાં છે.

વેચાય એવા દસ્તાવેજ ખોવાયા હોય તેમની રૂઇએ કરેલી ફરિયાદો.

૯૧. વેચાય એવા દસ્તાવેજની રૂઇએ કરેલી કોઈ ફરિયાદમાં, તે દસ્તાવેજ ખોવાયો છે એવું શાબિત કરવામાં આવે, અને તે દસ્તાવેજ ઉપરથી બીજા કોઈ સખસનો દાવા ઠરે તેને નુકશાની ભરી આપવાની કોરટની ખાત્રી લાયક વાદી હામી આપે તો, ફરિયાદઅરજી આપતી વખતે વાદીએ તે દસ્તાવેજ કોરટમાં હાજર કર્યો હોત તથા તેની નકલ ફરિયાદઅરજી સાથે દાખલ થવા આપી હોત, ત્યારે જે રીતે કોરટ હુકમનામું કરત તે રીતે હુકમનામું કરવાને કોરટ મુખત્યાર છે.

દુકાનનો ચોપડો હાજર કરવાનું.

૯૨. જે દસ્તાવેજ ઉપરથી વાદી ફરિયાદ કરે તે દુકાનના ચોપડામાં અથવા બીજા ચોપડામાં લખેલો મજકુર હોય, અને તે ચોપડો તેના કબજામાં અથવા અખત્યારમાં હોય, તો ફરિયાદઅરજી દાખલ કરતી વખતે તે ચોપડો હાજર કરવો; અને તેની સાથે જે લખેલા મજકુરઉપર વાદી આધાર રાખતો હોય તેની નકલ તેણે હાજર કરવી.

અસલ લેખ ઉપર નીશાની કરીને તે પાછો આપવો.

કોરટ અથવા આ કામને વાસ્તે કોરટ નીમે તે અમલદારે, તે લેખની ઓળખ રહેવાસારૂ બાગલીજ તેના ઉપર નિશાની કરવી. અને નકલ તપાસીને અસલ સાથે મુકાબલ કર્યા પછી, તથા તે નકલ બરાબર છે, એમ જણાય તો તે ઉપર સહી કરયા પછી, વાદીને ચોપડો પાછો આપવો અને નકલ દાખલ કરાવવી.

૬૩. ફરિયાદ અરજી આપતી વખતે વાદીએ જે દસ્તાવેજ કોર્ટમાં હાજર કરવો જોઇએ, અથવા ફરિયાદ અરજીમાં સામીલ કરવાની કે ફરિયાદ અરજી સાથે જોડવાની યાદમાં તે દાખલ કરવો જાઇએ, તે તેણે તે પ્રમાણે હાજર કર્યો ન હોય અથવા દાખલ કર્યો ન હોય, તો પછી ફરિયાદની•સુનાવણી વખતે કોરટની રજા શિવાય તેની તરફના પુરાવામાં તે લેવામાં નહીં આવે. ફરિયાદઅરજી દાખલ કરતી વખતે હાજર ક-ર્યો ન હોય તે દસ્તાવેજ પુરાવામાં ન લેવાય.

પ્રતિવાદીના સાક્ષીઓની ઉલટ તપાસણીને વાસ્તે હાજર કરેલા-અથવા પ્રતિવાદીએ કંઇ તકરાર બતાવી હોય તેના જવાબમાં હાજર કરેલા-અથવા સાક્ષીની ફકત યાદદાસ્ત તાજી કરવાને વાસ્તે તેના હાથમાં આપેલા-દસ્તાવેજોને આ કલમની કોઇ વાત લાગુ પડતી નથી.



## બાબં ૬ ઠો.

### સમન કાઢવા તથા પોંચાડવા વિશે.

### સમન કાઢવા વિશે.

૬૪. ફરિયાદ અરજી રજીસ્ટરમાં નોંધ્યા પછી, તથા કલમ ૫૮ પ્રમાણે જોઇએ તે નકલો અથવા ટુંકી હકીકતો ગુજારયા પછી, પ્રત્યેક પ્રતિવાદીને સમન કાઢવો. તે સમનમાં પ્રતિવાદીને હાજર થઇને જવાબ આપવાની એક દિવસ ઠરાવીને એમ લખવું કે:—તમારે, સમન.

(અ) જાતે, અથવા

(બ) કામની બરાબર સમજણ પાડેલા તથા ફરિયાદ બાબત જરૂરીઆતે સવાલના જવાબ દેઈ શકે તેવા પ્લીડરની મારફતે, અથવા

(ક) તેવા બધા સવાલના જવાબ દેઈ શકે એવા કોઇ બીજા શખશને પ્લીડર સાથે રાખીને તે પ્લીડરની મારફતે,

સમનમાં જણાવેલે દિવસે હાજર થઇને દાવાનો જવાબ આપવો.

આવા દરેક સમન ઉપર જડજે અથવા તેણે નીમેલા અમલદારે સહી કરવી, તથા કોરટના શિક્કાથી શિક્કો કરવો.

૫૩ ફરિયાદ અરજી આપવામાં આવે તે વખતેજ પ્રતિવાદી હાજર થઇને વાદીનો દાવો કબુલ કરે તો સદરહુ સમન કાઢવો નહીં.

૬૫. કલમ ૫૮માં કહેલી નકલો અથવા ટુંકી હકીકતો પૈકી એક નકલ કે ટુંકી હકીકત સદરહુ પ્રત્યેક સમન સાથે રાખવી. સમનસાથે નકલ કે ટુંકી હકીકત જોડવી.

પ્રતિવાદી કે વાદીને જાતે હાજર થવાને કોર્ટ હુકમ કરે.

૬૬. પ્રતિવાદીને જાતે હાજર રાખવાનું કોરટને કારણ જણાય તો, સમનમાં લખેલ દિવસે પ્રતિવાદીએ જાતે કોરટમાં હાજર થવું એમ સમનમાં ફરમાવવું.

તેજ દિવસે વાદીને જાતે હાજર રાખવાનું કોરટને કારણ જણાય તો, તે પ્રમાણે હાજર થવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

ટીકા—૬૬. આ કલમમાં ફરમાવ્યા પ્રમાણે જો પક્ષકાર ન વર્તે તો તેનું પરિણામ ૧૦૦ માં અને ૧૦૭ માં કહેલાં પરિણામ નીપજે આ કલમ પ્રમાણે હુકમની બજાવણી વાદી અથવા પ્રતીવાદી ઉપર થઇ છે તે વાત સાબીતી થઈ અને આ પ્રમાણે જેના ઉપર હુકમ કરવામાં આવ્યો છે. તે પક્ષકાર હાજર ન થાય તો એક તરફી કામ ચાલશે.

પચાસ મૈલની અંદર અથવા આગગાડીનો રસ્તો હોય તો ૨૦૦ મૈલની અંદર રહેતો ન હોય તે પક્ષકારને જાતે હાજર થવાનો હુકમ કરવો નહી.

૬૭. (અ) કોરટની સાધારણ અવલ હકુમતની સ્થાનિક હદમાં, અથવા

(બ) તે હદની બાહાર પણ કોરટનાં મકાનથી ૫૦ મૈલ કરતાં થોડા અંતર ઉપર, અથવા પક્ષકારને રહેવાનું ઠેકાણું અને કોરટ બેસેછે તે ઠેકાણું એ બેની વચ્ચે જે અંતર હોય તેના પાંચ-શષ્ટાંશ અંતરમાં આગગાડી ચાલતી હોય તો, કોરટના મકાનથી ૨૦૦ મૈલ કરતાં થોડા અંતર ઉપર,

જે પક્ષકાર ન રહેતો હોય તેને જાતે હાજર થવાનો હુકમ કરવો નહીં.

મુદ્દા ઠરાવવાનો કે આખર નિકાલનો સમન થાય.

૬૮. સમન કાઢવો તે માત્ર મુદ્દાજ ઠરાવવાસારૂ કે ફરિયાદનો આખર નિકાલ કરવા સારૂ કાઢવો, એ વાતનો સમન કરતી વખતે કોરટે ઠરાવ કરવો; અને તે ઠરાવપ્રમાણે સમનમાં જણાવવું.

પરંતુ સ્માલકાજકોરટો સાંભળી શકે એવી પ્રત્યેક ફરિયાદમાં, ફરિયાદના આખર નિકાલનો સમન કરવો.

ટીકા—૬૮. સમન છેવટ નીકાલનો છે અગર મુદ્દા ઠરાવવાનો છે તે વાત જો સમનમાં ન જણાવી હોય અને મુદ્દા ઠરાવ્યા વગર કામનો ચુકાદો કરવામાં આવે તો અપીલમાં તે કામ પાછું મોકલાય. જો પ્રતિવાદીનો જવાબ રજુ કરવાનો હોય તો તે પ્રમાણે સમન્સમાં લખી જણાવવું જોઇએ.

પ્રતિવાદીને હાજર થવાનો દિવસ ઠરાવવા બાબત.

૬૯. કોરટમાં ચાલુ કામ કેટલું છે. પ્રતિવાદીને રહેવાનું ઠેકાણું કેટલું દુર છે, અને તેને સમન પોંચાડવા ને કેટલી મુદત લાગશે, એ બધું લક્ષમાં લેઇને પ્રતિવાદીને હાજર થવાનો દિવસ કોરટે ઠરાવવો; અને તે એવી રીતે ઠરાવવો કે ઠરાવેલ દિવસે હાજર થઇને જવાબ આપવાને પ્રતિવાદીને પુરતો વખત મળે.

કેટલા વખતને પુરતો વખત ગણવો તેનો નિર્ણય તે કામની હકીકતઉપર લક્ષ દેઇને કરવો.

**ટીકા**—૬૯. છેલ્લા પારેગ્રાફના સંબંધમાં ૩ મ. હા. રી. ૧૬૭ જુઓ.

વાદીને જોઇયે તે અથવા પ્રતિવાદી પોતે જેના ઉપર આધાર રાખે તે દસ્તાવેજ હાજર કરવાને પ્રતિવાદીને સમનમાં ફરમાવવું.

૭૦. હાજર થઇને જવાબ આપવાના સમનમાં પ્રતિવાદીને એમ ફરમાવવું કે વાદીના મુકદ્દમાના ગુણદોષબાબત પુરાવો જેમાં હોય તેવો, અથવા તમે તમારા પોતાના મુકદ્દમાની પુષ્ટીમાં જેનાઉપર આધાર રાખવા ધારતા હો તેવો, જે દસ્તાવેજ તમારા કબજામાં અથવા અખત્યારમાં હોય તે તમારે હાજર કરવો.

**ટીકા**—૭૦. કલમ ૫૯ અને ૬૦ પ્રમાણે જેમ વાદીને દસ્તાવેજ રજુ કરવા પડેછે. અગર બયાન આપવું પડેછે તે પ્રમાણે આ કલમને આધારે પ્રતિવાદીએ પણ પોતાના દસ્તાવેજ રજુ કરવા, આનો હેતુ એટલો છે કે બધાય દસ્તાવેજો જેમ બને તેમ વેહેલામાં વેહેલા રજુ થઇ શકે.

દસમાં પ્રકરણમાં દસ્તાવેજો રજુ કરવા બાબતમાં તથા તે થયાછે કે નહી તે બાબતમાં ઠરાવ છે તોપણ જેમ બને તેમ અગત્યના દસ્તાવેજ વેહલા રજુ થાય તેમ સારૂ. વાદી જો દસ્તાવેજ રજુ ન કરે તો કલમ ૬૩ પ્રમાણે કેટલીક વખત તે પાછળથી રજુ થઈ શકે નહી. પ્રતિવાદીને દસ્તાવેજ રજુ કરવાની બાબતમાં આવા ઠરાવ નથી તેમજ દસ્તાવેજ કોની પાસે અથવા કોના કબજામાં છે તેપણ જાહેર કરવાની અવશ્યતા નથી. એ બાબતમાં પુરાવાના કાયદાની કલમ ૧૩૧ તથા કલમ ૨૩ જુઓ.

વાદીના દાવાને પુષ્ટી આપે અગર તેના ગુણ દોષ જોવામાં ઉપયોગી થઈ પડે તેવાજ દસ્તાવેજથી વાદી પાસે રજુ કરાવાય પણ તેના પુરાવામાં ખામી છે અગર કામને મુદ્દાના નહી દસ્તાવેજ રજુ કરવાની ફરજ પાડી શકાય નહીં.

આખર નિકાલનો સમન કાઢતી વખતે પ્રતિવાદીને તેના સાક્ષી હાજર કરવાને ફરમાવવું.

૭૧. ફરિયાદના આખર નિકાલનો સમન કર્યો હોય તો તેમાં પ્રતિવાદીને એમ ફરમાવવું કે તમારા મુકદમાની પુષ્ટીમાં જે સાક્ષીઓની શાહેદીઉપર તમે આધાર રાખવા ધારતા હો તે સાક્ષીઓને, તમારે હાજર થવાનો જે દિવસ ઠરાવ્યો છે, તે દિવસે હાજર કરવા.

**સમન પોંચાડવાનું.**

સમન કોને પોં

૭૨. પોંચાડવાસારૂ સમન કોરટના યોગ્ય અમલદારને આપવો.

ચાડવાઆપવો. — તે સમન તેણે જાતે અથવા તેના હાથનીચેના કોઈ નોકરે પોંચાડવો.

પોંચાડવાની રીત. — ૭૩. સમન પોંચાડવો તે એવી રીતે કે જડજની અથવા તે કામનેવાસ્તે જડજે નીમેલા અમલદારની સહીવાળી તથા કોરટના શિક્કાથી શિક્કો કરેલી સમનની નકલ પ્રતિવાદીને આપવી અથવા આપવા માંડવી.

ઘણા પ્રતિવાદીઓને સમન પોંચાડવાનું. — ૭૪. એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય ત્યારે પ્રત્યેક પ્રતિવાદીને સમન પોંચાડવો.

પરંતુ પ્રતિવાદીઓ પાંતીદાર હોય અને ફરિયાદ પંત્સાળા વ્યવહારબાબતની હોય, અથવા જે નુકસાનીને વાસ્તે દાવો ચાલી શકે અને પેઢીપાસેથી દાદ માગી શકાય એવી નુકસાનીની ફરિયાદ હોય ત્યારે, કોરટ બીજી રીતે ન ફરમાવે તોઃ

(અ) ગમે તો, એક પ્રતિવાદીને તેને પોતાને વાસ્તે અને બીજા પ્રતિવાદીઓને વાસ્તે સમન પોંચાડવો, અથવા

(બ) કોરટની સાધારણ અવલ દિવાની હકુમતની સ્થાનિકહદ્દમાં પંત્સાળાનું કામ ચલાવવાનું જે મુખ્ય ઠેકાણું હોય તે ઠેકાણે પંત્સાળાના કામનો વહિવટ જેના હાથમાં હોય તે શખ્સને સમન પોંચાડવો.

**ટીકા**—૭૪. એક પ્રતિવાદી ઉપર બજાવણી થયાની સાબેતી ન થઈ શકી હોય તે કાંઈ બીજો પ્રતિવાદી હાજર થયો હોય તેના વિરૂદ્ધનો દાવો કાઢી નાંખવાનું કારણ નથી.

બને ત્યાંસુધી પ્રતિવાદીને જાતે, અથવા તેના મુખ્તિયારને સમન પોંચાડવો. — ૭૫. બની શકે ત્યાંસુધી પ્રતિવાદીને હાથોહાથ સમન પોંચાડવો. પરંતુ તેણે સમન લેવાનો અખત્યાર આપીને કોઈ મુખત્યાર નીમ્યો હોય ત્યારે તે મુખત્યારને સમન પોંચાડયો એટલે બસ છે.

**ટીકા**—૭૫. ૩૮મી કલમ પ્રમાણે મંજુર થયેલા મુખત્યારની ઉપર બજાવણી થઈ હોય તે જો કોરટ તેથી ઊલટું ન ઠરાવે તો તે કાયદેસર પક્ષકારના ઉપરજ બજાવણી થઈ હોય તેવી ગણાશે. મંજુર થયેલા મુખત્યાર કોણ તે વીશે કલમ ૩૭મી જુઓ.

સોલીસિટરનો કલાર્ક સમન લેવા સારૂ તેમો મંજુર થયેલો મુખત્યાર નથી. ૨ હાઇક. ૧૧૯

જેની મારફત પ્રતિવાદી ધંધો ચલાવતો હોય તે મુખ્તિયારને સમન પોંચાડવો. — ૭૬. કંઈ ધંધા અથવા કામસંબંધી કોઈ શખ્સ ઉપર ફરિયાદ હોય, અને જે કોરટમાંથી સમન કાઢવામાં આવે તે કોરટની હકુમતની સ્થાનિક હદ્દમાં તે શખ્સ રહેતો ન હોય ત્યારે, સમન પોંચાડતી વખતે તે હદ્દમાં તે શખ્સની વતી તે ધંધો જાતે ચલાવનાર અથવા કામ કરનાર જે વહિવટદાર કે મુખત્યાર હોય, તેને સમન પોંચાડવાથી તે સમન બરોબર પોંચ્યો એમ સમજવું.

આ કલમના કામને વાસ્તે વાહાંણનો માસ્તર તેના માલકનો અથવા નોરે માંડનારનો મુખત્યાર ગણાય.

ટીકા—૭૬. ગુમાસ્તો હાવી જાતનો મંજુર થયેલો મુખત્યાર ગણાય. આડતીઓ જાતે કામકાજ કરતો હોવો જોઈએ. જે સખ્સ પ્રતિવાદીના કામકાજની તપાસ રાખેછે, તેના ઉપર હમેશાં સમનની બજાવણી થઈ શકે નહીં. ૧૭ અ. વી. રી. ૩૩.

૭૭. સ્થાવર મિલકત સંબંધી દાદ મેળવવાની અથવા સ્થાવર મિલકતને કરેલા નુકસાનનો બદલો લેવાની ફરિયાદમાં, જો પ્રતિવાદીને હાથોહાથ સમન પોંચાડી શકાતો ન હોય, અને સમન લેવાનો અખત્યાર આપીને પ્રતિવાદીએ કોઈ મુખત્યાર નીમ્યો ન હોય તો, તે મિલકત પ્રતિવાદીના જે મુખત્યારના હવાલામાં હોય તેને સમન પોંચાડી શકાય. સ્થાવર મિલકતની ફરિયાદોમાં જે મુખત્યારના હવાલામાં મિલકત હોય તેને સમન પોંચાડવો.

૭૮. કોઈ ફરિયાદમાં પ્રતિવાદી મળતો ન હોય અને પોતાની વતી સમન લેવાનો અખત્યાર આપીને તેણે કોઈ મુખત્યાર નીમ્યો ન હોય તો, તેની સાથે રહેનારા તેના કુટુંબમાંના કોઈ પાકી ઉમરના મરદને સમન પોંચાડી શકાય. પ્રતિવાદીના કુટુંબના મરદને સમન ક્યારે પોંચાડાય.

ખુલાસો:—આ કલમના અરથપ્રમાણે ચાકર એ કુટુંબનો માણસ ગણાય નહીં.

૭૯. સમન પોંચાડનાર અમલદાર સમનની નકલ પ્રતિવાદીને હાથોહાથ અથવા તેની વતી કોઈ મુખત્યારને કે બીજા શખસને આપે અથવા આપવા માંડે, ત્યારે તેણે અસલ સમન પાછળ સમન પોંચ્યાનો શેરો લખીને તેઉપર, જેને નકલ આપી અથવા આપવા માંડી હોય તેની સહી માગવી. જેને સમન પોંચાડ્યો હોય તેણે સમન પોંચ્યાનીસહીકરવી.

ટીકા—૭૯. જેના ઉપર સમન બજાવવાનો છે તે સહી કરવાની ના કહે તો કલમ ૮૦ મુજબ બજાવનાર અધીકારીએ તે સમન તેને બારણે ચોડવો.

૮૦. પ્રતિવાદી અથવા બીજો સખ્સ સમન પોચ્યાબાબતના શેરા ઉપર સહી કરવાની ના કહે તો, પ્રતિવાદી સમન લેવાની ના પાડે તો,

અથવા સમન પોંચાડવા જનાર અમલદારને પ્રતિવાદી જડે નહીં, અને તેની વતી સમન લેવાને અખત્યાર આપેલો તેનો કોઈ મુખત્યાર ન હોય, તેમ જેને સમન પોંચાડી શકાય તેવો કોઈ બીજો સખ્સ નહોય તો, અથવાનમળે,

સમન પોંચાડવા જનાર અમલદારે, પ્રતિવાદી હમેશ જે ઘરમાં રહેતો હોય તે ઘરને બહારને બારણે સમનની એક નકલ ચોઢવી, અને પછી અસલ ઉપર શેરો લખીને અથવા અસલસાથે શેરો જોડીને તે ત્યારે શી રીતે કરવું.

અસલ સમન જે કોરટે કાઢ્યો હોય તે કોરટમાં પાછો મોકલવો: તે શેરામાં સદરહુ રીતે નકલ ચોઢીછે તે વાત તથા જે હકીકતોને લીધે તેણે તેમ કર્યું હોય તે હકીકતો જણાવવી.

ટીકા—૮૦. જે ઘર ઉપર સમન ચોઢવામાં આવ્યોછે તે ઘરમાં પ્રતિવાદી સાધારણ રીતે રેહેછે, એમ સાબીત ન કરી શકાય તો વાદીએ કલમ ૮૨ પ્રમાણે સમનની બજાવણી થવા સારૂ અરજ કરવી જોઇએ. કલમ ૮૨ પ્રમાણે આ બાબતૂમાં તજવીજ થવી જોઇએ, પ્રતિવાદી એ ઘરમાં થોડી મુદતને માટેજ રહ્યો હોય અને તેથી કોરટને હકુમત મળતી હોય તેમ છતાં પણ તે સાધારણ રીતે ન રેહેતો હોય તો તે ઘરને બારણે સમન ચોઢવાને બાધ આવે.

હકુમત મળવા સારૂ પ્રતિવાદીનું અમુક જગ્યાનું રેહેવુ હોવું જોઇએ, તે બાબતમાં કલમ ૧૭ બ. અને ક. જુવો. પણ એમ પણ બનેકે સમનની બજાવણી વખતે તે ઘર છોડીને ગયો હોય અને તેનો પાછા આવવાનો વિચાર ન હોય તો જો તે ઘરને બારણે સમન ચોડવાથી પ્રતિવાદીને દાવો થયાની ખબર પડે નહીં. બજાવણી એવી રીતે થવી જોઇએ કે દાવાની વાત પ્રતિવાદીના જાણવામાં આવે અને ઘર ઉપર સમન ચોઢ્યોછે પણ તે રેહેવાનું ઘર છે. એવો સેરો ન હોય તો તે બજાવણી બસ નથી. ૧ હાઇડ. ૧૩૨.

પ્રતિવાદી બરોબર તે ઘરમાં રેહેતો હોય અને દુરની શોધ કર્યા પછી તેનો પતો ન લાગતો હોય તોજ આવી એટલે ઘેર સમન ચોઢીને કરેલી બજાવણી બસ ગણાશે. બજાવણી થઈ નહોતી તે કારણથી હુકમનામાનો દેણદાર એક તરફી થએલુ હુકમનામુ રદ કરાવવા આવે તો તે બાબતનો પુરાવો તેણે કરી આપવો જોઈએ, (૨૧ વી. રી. ૨૪૨).

સમન પોંચાડ્યાની રીત તથા વખતનો શેરો.

૮૧. કલમ ૭૯ પ્રમાણે સમન પોંચાડ્યો હોય તેવે બધે પ્રસંગે, સમન પોંચાડનાર અમલદારે, સમન ક્યારે પોંચાડ્યો અને તે શી રીતે પોંચાડ્યો એ વિશેનો શેરો અસલ સમન ઉપર કરવો કે બીજા પાસે કરાવવો, અથવા તે શેરો અસલસાથે જોડવો કે જોડાવવો.

ટીકા—૮૧. નાજરનો સેરો બજાવણીનો પુરાવો નથી માટે કલમ ૮૨ પ્રમાણે જુબાની લેવી જોઇએ.

સમન પોચાડવા જનાર અમલદારની જબાની.

૮૨. કલમ ૮૦ પ્રમાણે સમન પાછો આવે ત્યારે સમન પોંચાડવા જનાર અમલદારની તેણે કરેલા કામ સંબંધી કોરટે સોગન ઉપર જબાની લેવી, અને તે બાબતમાં પોતાને યોગ્ય લાગે તેવી વધારે તપાસ કરવાને કોરટ મુખ્તાર છે. અને પછી સમન બરોબર રીતે પોંચ્યો છે એમ કોરટે જણાવવું, અથવા પોતાને યોગ્ય લાગે તેરીતે સમન પોંચાડવાનો હુકમ કરવો.

સમન પોંચાડ્યાને બદલે બીજી રીત કરવીતે.

કોરટની ખાત્રી થાય કે,—પોતાને સમન ન પોંચે એ હેતુથી પ્રતિવાદી ચુકવાચુકવી કરે છે, અથવા બીજા કોઈ સબબથી હમેશની રીતે સમન બજી શકે તેમ નથી, એમ માનવાનું કારણ છે,—તો સમનની એક

નકલ કોરટના મકાનમાં કોઈ પ્રસિદ્ધ ઠેકાણે ચોઢવી, અને એક નકલ, પ્રતિવાદી છેલ્લો કયા ઘરમાં રેહેતો હતો એ જાણ્યામાં હોય તો, તે ઘરને કોઈ પ્રસિદ્ધ ઠેકાણે પણ ચોઢવી એવા, અથવા કોરટની નજરમાં બીજી જે રીત યોગ્ય જણાય તે રીતે સમન પોંચાડવાનો, કોરટે હુકમ કરવો.

સમન પોંચાડ્યાને બદલે બીજી રીત કરીહોય તેનું પરિણામ.

૮૩. *કોરટના હુકમથી સમન પોંચાડ્યાને બદલે બીજી રીત કરવામાં આવે, તે જાણે પ્રતિવાદીને હાથોહાથ સમન પોંચાડ્યો હોય એમ ગણવામાં આવશે.

ટીકા—૮૩. આ કલમ પ્રમાણે થએલી બજાવણી બસછે પછીથી પ્રતિવાદી એવી તકરાર ન લાવી શકે ક ચુકાદો એક તરફી થયો હતો અને તેને નોટીસ મળી નહોતી તે કારણસર હુકમનામુ રદ કરવુ જોઇએ.

સમન પોંચાડ્યાને બદલે બીજી રીત કરવાનું કહ્યું હોય ત્યારે હાજર થવાની મુદત ઠરાવવી.

૮૪. સમન પોંચાડ્યાને બદલે બીજી રીત કરવાનો કોરટ હુકમ કરે તો તે પ્રસંગે પ્રતિવાદીને હાજર થવા સારૂ જોઇએ તેટલી મુદત કોરટે ઠરાવવી.

પ્રતિવાદી બીજી કોઈ કોર્ટની હકુમતમાં રેહેતો હોય અને સમન લેવાને તેનો કોઈ મુખ્તાર ન હોય ત્યારે સમન શી રીતે પોંચાડવો.

૮૫. જે કોરટમાં ફરિયાદ માંડી હોય તે શિવાયની બીજી કોઇ કોરટની હકુમતમાં પ્રતિવાદી રેહેતો હોય, અને ફરિયાદ થએલી કોરટની હકુમતની સ્થાનિક હદમાં રેહેનાર હોય એવા સમન લેવાના અખત્યારવાળો તેનો મુખ્તાર ન હોય ત્યારે, પ્રતિવાદીને રેહેવાનું ઠેકાણું, હે કોરટ શિવાયની, બીજી જે કોરટની હકુમતમાં હોય અને જે કોરટ વગર અડચણે સમન બજાવી શકે, તે કોરટમાં ફરિયાદ થએલી કોરટે, પોતાના કોઈ અમલદાર સાથે અથવા ટપાલ મારફતે સમન મોકલવો, અને પ્રતિવાદીને હાજર થવા સારૂ તે પ્રસંગે જોઇએ તેટલી મુદત ઠરાવવી.

જે કોરટને સમન મોકલવામાં આવે તે કોરટે, સમન પોંચે એટલે, જાણે પોતેજ તે સમન કાઢ્યો હોય, તેવી રીતે તજવીજ કરવી. અને પછી આ પારેગ્રાફ પ્રમાણે જો કંઇ લખાણ થયું હોય તો તે સહિત સમન, પ્રથમ જે કોરટે તે કાઢ્યો હોય, તે કોરટમાં પાછો મોકલવો.

મુફસીલની કોર્ટોએ કાઢેલી પ્રોસેસ રંગુન અને ઈલાકાનાં શેહેરોમાં શી રીતે પોંચાડવી.

૮૬. કલકત્તા, મદ્રાસ, મુંબઈ, અને રંગુન એ શેહેરોની હદની બાહાર સ્થપાએલી કોઇ કોરટે કાડેલી કોઇ પ્રોસેસ સદરહુ કોઇ શેહેરમાં 'પોંચાડવી હોય, ત્યારે જે સ્માલકાજ કોરટની હકુમતમાં તે પ્રોસેસ પોંચાડવી હોય તે સ્માલકાજ કોરટને તે મોકલવી.

અને તે સ્માલકાજ કોરટે જાણે તે પ્રોસેસ પોતેજ કાઢી હોય તે રીતે તેની તજવીજ કરવી.

અને પછી જે કોરટે તે પ્રોસેસ કાઢી હોય તે કોરટને તે પાછી મોકલવી.

ટીકા—૮૬. સ્માલકાજ કોરટનો રીવાજ એવો જણાયછે કે જે સખસને સમનની બજાવણી કરાવવી હોય તે અરજ કરે, અગર પોતાની પ્રોસેસ બજાવવાને જે કૃત્ય કરે તે કૃત્ય કરે નહી ત્યાંસુધી સમન બજાવવા નહી. આ રીવાજ દોલત મંન્દર વી. ઉમરાવ શીધરામાના કેસમાં થયેલા ઠરાવને અનુસરતો છે. (૧૪ વી. રી. ૩૩૬).

જેલમાં હોય તે પ્રતિવાદીને પોંચાડવાનું.

૮૭. પ્રતિવાદી જેલમાં હોય ત્યારે, જે જેલમાં તેને કેદ રાખ્યો હોય તે જેલ જેના તાબામાં હોય તે અમલદારને સમન આપવો અને તે અમલદારે પ્રતિવાદીને સમન પોંચ્યડાવવો.

સમન ઉપર સમન પોંચ્યાનો શેરો કરીને પ્રતિવાદી અને જેના તાબામાં જેલ હોય તે અમલદાર એ બંનેએ સહી કરવી, ને સમન જે કોરટે કાઢ્યો હોય તે કોરટને પાછો મોકલવો.

બીજા ડિસ્ત્રિકટમાં જેલ હોય ત્યારે શી રીતે કરવું.

૮૮. પ્રતિવાદીને કેદ રાખેલો હોય તે જેલ, જે ડિસ્ત્રિકટમાં ફરિયાદ કરી હોય તે ડિસ્ત્રિકટમાં ન હોય, તો તે જેલ જેના તાબામાં હોય તે અમલદારને ટપાલ મારફતે અથવા બીજી રીતે સમન મોકલી શકાય, અને તે અમલદારે પ્રતિવાદીને સમન પોંચ્યડાવવો; અને પછી સમન ઉપર સમન પોચ્યા બાબત શેરો કરીને તથા કલમ ૮૭ માં ઠરાવ્યા પ્રમાણે સહીઓ લેઇને, જે કોરટે તે કાઢ્યો હોય તે કોરટને પાછો મોકલવો.

પ્રતિવાદી બ્રિટિશ ઇંડિયાની બહાર રહેતો હોય અને સમન લેવાને તેનો કોઈ મુખત્યાર ન હોય ત્યારે તે શી રીતે પોંચાડવો.

૮૯. પ્રતિવાદી બ્રિટિશ ઇંડિયાની બહાર રહેતો હોય, અને સમન લેવાને અખત્યાર આપેલો કોઈ તેનો મુખત્યાર બ્રિટિશ ઇંડિયામાં ન હોય ત્યારે, પ્રતિવાદી રહેતો હોય તે ઠેકાણાનું સરનામું કરીને તેને સમન મોકલવો. અને તે ઠેકાણું તથા કોરટ બેસતી હોય તે ઠેકાણું એ બેની વચ્ચે ટપાલનો સંબંધ હોય તો તે સમન ટપાલ મારફતે રવાને કરવો.

બ્રિટિશ રેસિડેન્ટ અથવા સરકારના એજન્ટ મારફત પોંચાડવાનું.

૯૦. જે મુલકમાં પ્રતિવાદી રહેતો હોય તે મુલકની અંદર અથવા તે મુલકને વાસ્તે બ્રિટિશ રેસિડેન્ટ અથવા સરકારનો એજન્ટ હોય તો, તે રેસિડેન્ટ અથવા એજન્ટના ઉપર પ્રતિવાદીને પોંચાડવા સારૂ ટપાલ મારફતે અથવા બીજી રીતે સમન મોકલી શકાય; અને, આ આકટમાં પાછળ બતાવી છે તે રીતે પ્રતિવાદીને સમન પોંચાડેલો છે, એવો પોતાની સહીસુધાંતનો શેરો લખીને તે રેસિડેન્ટ અથવા એજન્ટ સમન પાછો મોકલે, તો તે શેરો સમન પોંચ્યાનો નિરૂત્તર પુરાવો ગણવો.

સમનને બદલે પત્ર લખવો.

૯૧. કોરટના અભિપ્રાયમાં એમ આવે કે સમનને બદલે પત્ર લખવો જોઇયે એવો પ્રતિવાદીનો મર્તબો છે તો, આ આકટમાં પાછળ ગમે તેમ કહ્યું હોય તે છતાં એ, જડજની અથવા તે કામને વાસ્તે જડજ

નીમે તે અમલદારની સહીસુધાંતનો પત્ર સમનને બદલે મોકલવાને કોરટ મુખત્યાર છે.

સમનમાં જે જે વિગતો લખવી જોઈયે તે બધી પત્રમાં લખવી, અને કલમ ૯૨ માં ઠરાવ્યું છે તેને અનુસરીને બધી રીતે તે પત્ર સમન તરીકે ગણવો.

૯૨. સમનને બદલે સદરહુ પ્રમાણે પત્ર લખવામાં આવે ત્યારે તે, ટપાલ મારફતે અથવા કોરટ પસંદ કરે તે મુદામ માણસની સાથે અથવા કોરટને યોગ્ય લાગે એવી બીજી કોઈ રીતે, પ્રતિવાદીને મોકલવો; પણ સમન લેવાનો અખત્યાર આપેલો પ્રતિવાદીનો કોઈ મુખત્યાર હોય તો તે મુખત્યારને પત્ર આપવાને અથવા મોકલવાને હરકત નથી. તે પત્ર મોકલવાની રીત.

પ્રોસેસ પોંચાડવાનું.

૯૩. આ કાયદાપ્રમાણે કાઢેલી પ્રત્યેક પ્રોસેસ, કોરટ બીજી રીતે ન ફરમાવે તો, જે પક્ષકારની તરફથી તે કાઢી હોય તે પક્ષકારને ખરચે પોંચાડવામાં આવશે. જે પક્ષકાર પ્રોસેસ કઢાવે તેને ખરચે તે પોંચાડવી.

પોંચાડવાને વાસ્તે જે કોરટફી લાગતી જોઈયે તે પ્રોસેસ નિકળ્યા પહેલાં કોરટ નીમે તે વખતની અંદર લેવામાં આવશે. પોંચાડવાનું ખરચ.

૯૪. આ કાયદાપ્રમાણે કોઈપણ શખસને જે નોટીસો ને હુકમો આપવાના અથવા પોંચાડવાના હોય તે નોટીસો અને હુકમો લખેલા હોવા જોઈએ. અને સમન પોંચાડવાને આ આકટમાં પાછળ કહેલી છે તે રીતે તે પોંચાડવા. લખી નોટીસો અને હુકમો શી રીતે પોંચાડવાતે.

ટપાલખરચ.

૯૫. આ કાયદાપ્રમાણે કોઈ નોટીસ કાગળ કે સમન કાઢીને ટપાલ મારફતે મોકલવામાં આવે, તેમાં ટપાલખરચ બેસે તેમ હોય તો, તે ખરચ તથા તે નોટીસ સમન કે કાગળ રજીસ્ટર કરવાની ફી, લખોટો રવાને થાય તે પહેલાં કોરટ નીમે વખતની અંદર આપવાં. ટપાલખરચ.

પરંતુ એવું ઠરાવ્યું છે કે, ગવર્નર જનરલ ઈન કોન્સિલની પ્રથમ મંજુરી લઈને, તે ટપાલખરચ અથવા ફી અથવા બંનેવાનાં માફ કરવાને કે તેને બદલે કોરટફી લેવાનો દર ઠરાવવાને, સ્થાનિક સરકાર મુખત્યાર છે.

ટીકા—૯૫. આ કલમનો છેલો પ્રારાગ્રાફ નવો છે.

# બાબ ૭ મો.

## પક્ષકારોએ હાજર થવાવિશે તથા ન હાજર થવાના પરિણામ વિશે.

પ્રતિવાદીને હાજર થઈને જવાબ આપવા સારૂ સમનમાં ઠરાવેલ દિવશે પક્ષકારોએ હાજર થવું.

૯૬. પ્રતિવાદીને હાજર થઈને જવાબ દેવાનો સમનમાં જે દિવસ ઠરાવ્યો હોય, તે દિવસે પક્ષકારોએ જાતે અથવા પોતપોતાના પ્લીડરો.ની મારફતે કોરટના મકાનમાં હાજર રેહેવું; અને આગળનો એક દિવસ ઠરાવીને તે દિવસ ઉપર મુકદ્દમાની સુનાવણી કોરટ મુલતવી ન રાખે તો તેજ દિવસે તેની સુનાવણી થશે.

**ટીકા**—૯૬. ફકત વકીલાતનામું દાખલ કર્યું એટલે જાતે અગર વકીલ મારફતે હાજર થયા ગણાય નહી. (૭ વી. રી. ૮૨ ૪ મુ. હા. રી. ૨૦૭)

સમન કાઢવાની ફી વાદીએ ન આપવાથી સમન પોંચાડ્યો હોય ત્યારે ફરિયાદ કાઢી નખાય.

૯૭. પ્રતિવાદીને હાજર થઈને જવાબ દેવાનો જે દિવસ સદરહુ. રીતે ઠરાવ્યો હોય તે દિવસે એમ માલમ પડે કે, સમન પોંચાડવાને જે કોરટફી લાગવી જોઇએ તે ભરવાને વાદી ચુક્યો તેથી સમન પ્રતિવાદીને પોંચાડ્યો નથી, તો તે ફરિયાદ કાઢી નાખ્યવાનો હુકમ કરવાને કોરટ મુખ્યત્યાર છે.

વિશેષ ઠરાવ.

પરંતુ, પ્રતિવાદીને હાજર થઇને જવાબ આપવાનો જે દિવસ ઠરાવ્યો હોય તે દિવસે પ્રતિવાદી જાતે, અથવા મુખ્યત્યારની મારફત હાજર થવાની તેને પરવાનગી હોય ત્યારે, મુખ્યત્યારની મારફતે હાજર રેહે તો, તેના-ઉપર શમન બજ્યો ન હોય તો એ સદહુર પ્રકારનો હુકમ કરવો નહીં,

**ટીકા**—૯૭. જો આ કલમ મુજબ ફરીયાદ કાહાડી નાંખ્યવામાં આવી હોય તો કલમ ૯૯ મુજબ બે રસ્તા તેને ખુલા છે ક્યાંતો તેને નવો દાવો કરવો અથવા કોરટ ફી વખ્તસર નહી આપવાનુ યોગ કારણ હતું એવી કોરટને ખાત્રી કરી આપી ત્રીસ દીવસની અંદર બીજા સમનો કઢાવવાની અરજ કરવી. મધુસુધન ગોસલ વી. બેગવીથ ૧ વાઇમાન. ૧૫૫ એલ. એસ. જાકક્ષન જસ્ટીસ જુઓ,

જુના એટલે ૧૮૫૯ના આઠમા આકટ પ્રમાણે આવી રીતના હુકમ ઉપર અપીલ કરવામાં આવતી હતી તે એમ સમજીને કે એવા હુકમ નામાના જેવો છે હાલના આકટ પ્રમાણે તો જે હુકમો ઉપર અપીલ થઇ શકે તે કલમ ૫૮૮માં બતાવવામાં આવ્યા છે.

જો કોઈ પક્ષકાર હાજર ન થાય તો ફરિયાદ કાઢી નાખ્યવી.

૯૮. પ્રતિવાદીને હાજર થઇને જવાબ દેવાનો જે દિવસ ઠરાવ્યો હોય તે દિવસે, અથવા ત્યારપછીના બીજા જે દિવસ ઉપર ફરિયાદની સુનાવણી મુલતવી રાખી હોય તે દિવસે, બેમાંથી કોઇપણ પક્ષકાર હાજર ન થાય, અને દફતરમાં કારણ લખીને તે ઉપર પોતાની સહી કરીને જડજ બીજી રીતે ન ફરમાવે, તો ફરિઆદ કાઢી નાખ્યવી.

**ટીકા**—૯૮. આ કલમ પેહેલી સુણાવણીને લાગુ પડેછે એટલે સમ-

નમાં હાજર થવાનો દીવસ ઠરાવ્યો હોય તે અગર પેહેલી સુણાવણી મુલતવી રાખી બીજે દીવસ ઠરાવવામાં આવ્યો હોય તેમ લાગે છે પણ તેમાં સુણાવણી થયા પછી જે દીવસ ઠરાવ્યો હોય તે આવી જતો નથી એટલે મુદ્દા ઠરાવવાનો સમન હોય અને તે ઠરાવ્યા પછી કોરટ કલમ ૧૫૪ પ્રમાણે કામ મુલતવી રાખે તો જે દીવસ સુધી તે કામ મુલતવી રાખ્યું હોય તે દીવસ આવે નહી. હાજર ન થવાનાં કારણથી અરજી કાઢી નાખવાનો હુકમ થયો હોય તો તે ઉપર અપીલ નથી.

પક્ષકારોને ઘેર હાજર રેહેવાનું કાંઈ કારણ છે એમ માલમ પડે તો તેની તજવીજ કરવી જોઈએ. પ્રતિવાદી હાજર થતો નથી તે ગાંડો છે. એમ કોરટને જાહેર કરવામાં આવે તો તે બાબત કોરટે તપાસ કરવી જોઈએ. અને તપાસ કર્યા પહેલાં અરજી કાઢી નાંખવી નહીં. ર વી. રી. પરચુરણ ૭.

આવે પ્રસંગે વાદી નવી ફરિયાદ આણે.

૯૯. કલમ ૯૭ અથવા ૯૮ પ્રમાણે ફરિયાદ કાઢી નાખવામાં આવે ત્યારે (મુદ્દતના કાયદાનો બાધ ન આવે તો) વાદી નવી ફરિયાદ આણી શકે; અથવા ફરિયાદ કાઢી નાખ્યાના હુકમની તારીખથી ૩૦ દિવસની મુદ્દતમાં જો વાદી કોરટની ખાત્રી કરે કે,— સમન પોંચાડવાને વાસ્તે આપેલા વખતમાં જરૂરની કોરટ ફી ન ભરવાનો કે, ગેરહાજર રહ્યો હોય તો, હાજર ન થવાનો પુરતો સબબ હતો—તો તે કાઢી નાખ્યાનો હુકમ રદ કર્યો છે એમ કોરટે ફરમાવવું, અને ફરિઆદનું કામ આગળ ચલાવવાનો દિવસ નીમવો.

અથવા કોરટ ફરિયાદ પાછી ફાઇલ ઉપર લે.

બજ્યા વગર સમન પાછો આવ્યા પછી એક વરસ સુધી વાદી નવો સમન કાઢવા વિશેની અરજી કરવાને ચુકે તો ફરિયાદ કાહાડી નાખવી.

૯૯. અ. કોઈ સમન, (પછી તે સન ૧૮૮૨ ના જુન મહિનાની પેહેલી તરીખ અગાઉ હોય કે ત્યારપછી હોય,) પ્રતિવાદી ઉપર અથવા ઘણા પ્રતિવાદીઓ પૈકી એક પ્રતિવાદી ઉપર કાઢ્યો હોય ને તે બજ્યા શિવાય પાછો આવે, અને—સમન પાછા આવ્યાથી એક વરસ સુધી વાદી નવો સમન કાઢવા સારૂ અરજ ન કરે, તથા જે પ્રતિવાદીને સમન બજ્યો ન હોય તે પ્રતિવાદીનું રેહેવાનું ઠેકાણું શોધી કાઢવાની પોતાથી બની તેટલી કોશિસ કરીછે, અથવા સદરહુ પ્રતિવાદી પ્રોસેસ (સમન) ની બજાવણી ચુકાવેછે, એવી કોરટની ખાત્રી ન કરે—તો સદરહુ પ્રકારના પ્રતિવાદી ઉપરનો દાવો કાહાડી નાખવાને કોરટ મુખ્ત્યાર છે,

એવ પ્રસંગે (મુદ્દતના કાયદાને અનુસરીને) નવો દાવો કરવાને વાદી મુખ્ત્યાર છે.

ટીકા—૯૯. જો પાકું કારણ બતાવવામાં આવે તો કાઢી નાંખેલો દાવો કોરટ પાછો ફાઇલ ઉપર લેઈ શકેછે. (૯ વી. રી. ૨૮૪) ફરી સમન કાઢવાની કોરટ ના પાડે અગર ફરી સમન કાઢવાનો કોરટ હુકમ ફરમાવે તો તેવા હુકમો ઉપર અપીલ નથી.

અપીલ કોરટે દાવો ફરિ તજવીજ સારૂ પાછો મોકલ્યો હોય અને પક્ષ-

કારોની ગેરહાજરીનાં કારણથી અવલ કોરટે તે દાવો કાઢી નાંખ્યો હોય તો વાદી નવા દાવો લાવી શકે છે. ૫ બે. લો. રી. આપેન્ડીક્ષ. ૬૪.

ફક્ત વાદીજ હાજર થાય તો કામ ચલાવવાની રીત.

૧૦૦. વાદી હાજર થાય અને પ્રતિવાદી હાજર ન થાય તો નીચે પ્રમાણે કામ ચલાવવું:—

જ્યારે બરોબર રીતે સમન પોંચ્યો હોય ત્યારે.

(અ) સમન બરોબર રીતે પોંચ્યો છે એમ શાબિત થાય તો એક તરફી કામ ચલાવવાને કોરટ મુખ્તારછેઃ

જ્યારે સમન બરોબર રીતે ન પોંચ્યોહોય ત્યારે.

(બ) સમન બરોબર રીતે પોંચ્યોછે એમ શાબિત ન થાય તો પ્રતિવાદી ઉપર બીજો સમન કાઢીને તે પોંચાડાવાનું કોરટે ફરમાવવું.

સમન પોંચ્યો હોય પણ યોગ્ય મુદતની અંદર ન પોંચ્યોહોય ત્યારે.

(ક) પ્રતિવાદીને સમન પોંચ્યો પણ સમનમાં ઠરાવેલે દિવસે હાજર થઈને જવાબ આપવાને જેટલી જોઈએ તેટલી મુદતની અંદર તે પોંચ્યો નથી, એમ શાબિત થાય તો, કોઈ આગળનો દિવસ ઠરાવિને તે દિવસ ઉપર ફરિયાદની સુણાવણી કોરટે મુલતવી રાખવી, અને તે દિવસની નોટીસ પ્રતિવાદીને આપવી એમ ફરમાવવું.

વાદીના કસુરને લીધે પ્રતિવાદીને પુરતા વખતમાં સમન ન પોંચ્યો હોય તો, સદરહુ મુલતવી રાખવાથી થએલું ખરચ વાદીએ આપવું એમ કોરટે હુકમ કરવો.

ટીકા—૧૦૦. બંને પક્ષકારે પુરાવો રજુ કર્યો હતો પણ બીજી મુદતે પ્રતિવાદી હાજર થયો નહી તે ઉપરથી કોરટે એક તરફી ચુકાદો કર્યો તેમ કરવામાં કોરટે ચુક કરી હતી એમ ઠરાવ્યુ હતુ જુની ૧૪૭ એટલે નવા કાયદાની ૧૫૭મી કલમ પ્રમાણે અમલ કરવો જોઈતો હતો. (૨ વી. રી. ૧)

એક તરફી સુણાવણી થતી હોય તોપણ વાદીને પોતાના દાવાની સાબીતી કરી આપવાની ફરજ છે. અને તેમાં વળી પ્રતિવાદી હાજર ન હોવાથી નહી દાખલ થઈ શકે તેવો પુરાવો કામમાં દાખલ ન થવા દેવાની કોરટે ફીકર રાખવી. બીજો સમન કાઢવામાં આવે ત્યારે પેહેલાં પેહેલો સમન કોરટમાં પાછો આવવો જોઈએ.

આ અને એની પછની કલમો હુકમનામાની બજાવણીની અરજીઓને પણ લાગુ પડેછે. આ કલમોમાં બતાવ્યું છે તે શીવાય બીજી કોઈ રીતે બજાવણીની અરજીઓ ફાઈલ ઉપરથી કોરટ દુર કરી શકે નહીં. સમન વીગેરેની બરાબર બજાવણી થઈછે કે નહી એ વાતની કોરટે ખાત્રી કરવી હોય તો સમન બજાવવા જનાર અધિકારી અને જેના ઉપર સમન બજાવવાના છે તેને ઓળખતો હોય એવો જેસખસ તે અધિકારી સાથે ગયો હોય તે બેની કોરટે જુબાની લેવી. ફક્ત બારણા ઉપર સમન ચોડ્યો

એટલે પુરેપુરી બજાવણી થઈ એમ માનવું ન જોઇએ. પણ તે પ્રમાણે કરતાં પેહલાં તે સખ્સની જાત ઉપર સમન બજાવવાને વાસ્તવીક પ્રયત્ન કરવામાં આવવો જોઇએ. તેમજ વલી જે ઘેર સમન ચોઢવામાં આવ્યો હોય તે ઘરમાં પ્રતિવાદી રેહેતો હોવો જોઇએ. આ બે બાબતની કોરટની ખાત્રી થવી જોઇએ, જો પ્રતિવાદી ઘરમાં રહેતો ન હોય તો ૮૨મી કલમ પ્રમાણે સમન પાછો આપવો જોઇએ. એક તરફી સુણાવણી થતાં અવલ સમન પોહોચ્યાની પુરેપુરી સાબેતી થવી જોઇએ. નોક્ષકૃત. દીવાની કાયદા પાનું ૬૯.

મુલતવી રાખેલી સુનાવણીને દિવશે પ્રતિવાદી હાજર થાય અને પ્રથમ હાજર ન થવાનું મજબુત કારણ બતાવે ત્યારે શી રીતિ કરવું.

૧૦૧. કોરટે ફરિયાદની એકતરફી સુનાવણી અમુક દિવસ ઉપર મુલતવી રાખી હોય અને તે સુનાવણીની વખતે અથવા તે પહેલાં પ્રતિવાદી હાજર થઇને પોતાને પ્રથમ ગેરહાજર રેહેવાનું મજબુત કારણ બતાવે તો, ખરચ અથવા બીજી રીતની કોરટ ફરમાવે તે શરતો કરીને, તેને હાજર થવાને ઠરાવેલે દિવસે તે હાજર થયો હોત ત્યારે તેનો જવાબ જે રીતે સાંભળ્યો હોત, તે રીતે ફરિયાદનો જવાબ તેની પાસેથી સાંભળી શકાય.

જ્યારે ફક્ત પ્રતિવાદી હાજર થાય ત્યારે કામ ચલાવવાનીરીત.

૧૦૨. પ્રતિવાદી હાજર થાય અને વાદી હાજર ન થાય તો કોરટે ફરિયાદ કાઢી નાખવી. પરંતુ પ્રતિવાદી દાવો અથવા તેનો કંઈ ભાગ કબુલ કરે તો, તે કબુલતઉપરથી પ્રતિવાંદી વિરૂદ્ધ કોરટે હુકમનામું કરવું; અને દાવાનો માત્ર એક ભાગ કબુલ કર્યો હોય ત્યારે બાકીના ભાગ પુરતી ફરિયાદ કાઢી નાખવી.

વાદી ગેરહાજરીથી તેના વિરૂદ્ધ હુકમનામું થાય તો પછી નવી ફરિયાદ ચાલશે નહી.

૧૦૩. જ્યારે કલમ ૧૦૨ પ્રમાણે તમામ ફરિયાદ અથવા તેનો કંઈ ભાગ કાઢી નાખવામાં આવ્યો હોય, ત્યારે દાવાના તેજ કારણસંબંધી વાદીની નવી ફરિયાદ ચાલશે નહીં. પરંતુ કાઢી નાખ્યાનો હુકમ રદ્દ કરાવવા-સારૂ અરજ કરવાને વાદી મુખત્યાર છે; અને ફરિયાદ સુનાવણીને વાસ્તે નિકળી ત્યારે કોઈ પુરતા કારણને લીધે વાદીથી હાજર થવાનું બન્યું નહીં, એમ શાબિત થાય તો કોરટે, ખરચ અથવા બીજી રીતની પોતાને યોગ્ય લાગે તે શરતો કરીને, કાઢી નાખ્યાનો હુકમ રદ્દ કરવો, અને ફરિયાદનું કામ આગળ ચલાવવાનો દિવસ નીમવો.

આ કલમ પ્રમાણે કરવાનો હુકમ, વાદીએ પોતાની અરજી વિશેની લેખી નોટીસ પ્રતિવાદીને પોંચાડી ન હોય તો, કરવો નહીં.

બ્રિટિશ ઈંડિયાની બહાર રેહેનાર પ્રતિવાદી હાજર ન થાય ત્યારે કામ ચલાવવાની રીત.

૧૦૪. બ્રિટિશઈંડિયાની બહાર રેહેનારા પ્રતિવાદીઉપર ફરિયાદ હોય, અને સમન લેવાનો અખત્યાર આપેલો તેનો મુખત્યાર ન હોય ત્યારે, ફરિયાદીની સુનાવણીને વાસ્તે જે દિવસ ઠરાવ્યો હોય તે દિવસે અથવા જે દિવસઉપર તે સુનાવણી મુલતવી રાખવામાં આવી હોય તે દિવસે, પ્રતિવાદી હાજર ન થાય તો, પોતાની ફરિઆદનું કામ આગળ ચલાવવાની

પરવાનગી સારૂ વાદી કોરટને અરજ કરી શકે. અને કોરટને યોગ્ય લાગે તે શરતોથી તથા તે રીતે વાદીને પોતાની ફરિયાદ ચલાવવાની છુટ છે એમ ફરમાવવાને કોરટ મુખ્તાર છે.

ઘણા વાદીઓ પૈકી એક અથવા વધારે ગેરહાજર રહે ત્યારે કામ ચલાવવાની રીત.

૧૦૫. એક કરતાં વધારે વાદીઓ હોય અને તે પૈકી એક અથવા વધારે હાજર થાય અને બાકીના ન થાય તો, હાજર થએલા વાદી અથવા વાદીઓની અરજ ઉપરથી, જાણે બધા વાદીઓ હાજર થયા હોય તે રીતે, ફરિયાદનુ કામ આગળ ચલાવવાની પરવાનગી આપવાને તથા પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને કોરટ મુખ્તારછે.

ઘણા પ્રતિવાદીઓ પૈકી એક અથવા વધારે ગેરહાજર હોય ત્યારે કામ ચલાવવાની રીત.

૧૦૬. એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય અને તે પૈકી એક અથવા વધારે હાજર થાય અને બાકીના ન થાય તો, મુકદ્દમાનું કામ આગળ ચલાવવું, અને હાજર ન થયા હોય તે પ્રતિવદીઓની બાબતમાં, ફેસલો કરતી વખતે, પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કોરટે કરવો.

જાતે હાજર થવાને જે પક્ષકારને હુકમ કર્યો હોય તે પુરતુ કારણ બતાવ્યા વગર ગેરહાજર રહે તો તેનું પરિણામ.

૧૦૭. કોઈ વાદી અથવા પ્રતિવાદીને કલમ ૬૬ અથવા ૪૩૬ ના ઠરાવ અન્વયે જાતે હાજર થવાનો હુકમ કરયો હોય તે જાતે હાજર ન થાય, અથવા તે પ્રમાણે હાજર ન થવાનું કોરટની ખાત્રી લાયક પુરતું કારણ ન બતાવે, તો હાજર ન થનારા વાદી તથા પ્રતિવાદી પ્રત્યેકને લાગુ પડે એવા જે નિયમ પાછળ ગએલી કલમોમાં લખેલાછે તે બધા તે વાદીને અથવા પ્રતિવાદીને અનુક્રમે લાગુ પડશે.

### એક તરફી હુકમનામાં રદ કરવા વિશે.

પ્રતિવાદી વિરૂદ્ધ એક તરફી થએલું હુકમનામું રદ કરવાનું.

૧૦૮. કોઇ કામમાં પ્રતિવાદીની વિરૂદ્ધ એક તરફી હુકમનામું થયું હોય તો, તે રદ કરવાનો હુકમ કરાવવા સારૂ તે હુકમનામું કરનારી કોરટને પ્રતિવાદી અરજ કરવાને મુખત્યારછે;

અને, સમન યોગ્ય રીતે બન્યો નહોતો, અથવા ફરિયાદ સુનાવણીને વાસ્તે નિકળી તે વખતે કોઈ પુરતા સબબને લીધે પોતાથી હાજર થઈ શકાયુ નહી, એમ પ્રતિવાદી કોરટની ખાત્રી કરે તો, ખરચ વિશે, કોરટમાં રકમ ભરવા વિશે અથવા બીજી રીતની કોરટને યોગ્ય લાગે તે શરતો કરીને, હુકમનામું રદ કરવાનો કોરટે હુકમ કરવો, અને ફરિયાદનું કામ આગળ ચલાવવાનો દિવસ નીમવો.

ટીકા—૧૦૮. એક તરફી ફેસલો રદ કરાવવાની અરજી ૩૦ દીવસમાં કરવી જોઇએ, (૧૮૭૭ના ૧૫ આકટના ૨ પરિશિષ્ટની નંબર ૧૬૪) જ્યારે એક પ્રતિવાદી હાજર થાય છે, અને બીજા હાજર થતા નથી. અને એને બંને પ્રતિવાદી વિરૂદ્ધ ફેસલો કરવામાં આવે અને જે ગેર હાજર હતો તે હુકમનામુ રદ કરાવે તો હાજર પ્રતિવાદી વિરૂદ્ધ થએલા હુકમનામાની

હરકત આવતી નથી. તે પ્રતિવાદી સારૂ કોરટે ફરીથી તજવીજ ચલાવી શકતી નથી. (૮ વી. રી. ૨૫૦) પણ જ્યારે બે ભેગા હાજર હોય અને એમાંનો એક જણ હુકમનામું રદ કરાવવાની અરજી આપે અને બીજો અરજી આપતો નથી પણ બીજી સુણાવણી વખતે અરજી લખીદાખલ થાય; પછીથી આખો દાવો કાઢી નાંખવામાં આવ્યો હોય તો બીજા પ્રતિવાદી એ હુકમનો લાભ લેઈ શકેછે. (૧૧ વી. રી. ૧૮ અને ૨૦ વી. રી. ૨૮૬ જુઓ.)

કેફીઅત અથવા જુવાબ ન આપ્યો હોય પણ જાતે અથવા વકીલ મારફતે હાજર થયા હોય તો તે હાજર થયા બરોબરજ છે. આવી રીતે હાજર થયા પછી થએલો ફેસલો એક તરફી ગણાશે નહીં. (૭ વી. રી. ૨૯૫ ઇ. લૉ. રી. ૧ મું. ૨૧૭)

પણ જે કામમાં વકીલ નીમવામાં આવ્યો હોય પણ તેને કામની સમજુતી આપવામાં ન આવી હોય તો તે ફેસલો એક તરફી ગણાશે. (૪ મુ. હા. રી. ૨૦૬ ૭ વી. રી. ૮૩).

તેમજ જો વકીલ હાજર થાય પણ વખતસર હાજર ન થાય તો તે ફેસલો પણ એક તરફી ગણાય. ( ૧૮ વી. રી. ૪૦૦ )

દાવો પાછો ફાઇલ ઉપર લેવાની અરજી કરી હોય તો વાદી યોગ્ય કારણસર કોરટમાં હાજર થઈ શક્યો ન હતો એવી કોરટને ખાત્રી કરી આપવામાં વાસ્તવીક ભુલ થઈ હતી એવું બતાવી આપે તો તે બસ છે. ૩ મુ. હા. રી. ૫૦

"યોગ કારણથી હાજર થતાં અટકાવ થયો હતો" તે શબ્દોમાં વાદીના વકીલની પણ પ્રમાણીકપણે વાસ્તવીક ભુલ થઈ હોય તો તેનો પણ સમાસ થાયછે. (૨ મુ. હા. રી. ૨૮૬)

આ કલમ પ્રમાણે કરેલો ઠરાવ આખરનો છે. (૫૮૮ મી કલમ જુઓ.) પ્રતિવાદી અપીલ કરી શકે નહીં, પણ વાદી કરી શકે.

વાદી નીચલી કોરટમાં હાજર થાય અને તેના લાભમાં હુકમ થાય પછીથી તે અપીલ કોરટમાં હાજર ન રહેતો તેથી સ્પેશલ અપીલ કરવામાં તેને બાધ આવતો નથી. ૬ મુ. હા. રી. ૧૬૧

××× તેમજ અપેલન્ટનો વકીલ મરણ પામ્યો હોય અને તે વાતની અપેલન્ટને ખબર ન હોય તો અપેલન્ટને હાજર થવાની તક મળે તેટલો વખત ગણવો જોઇએ નહીં. ૪ મુ. હા. રી. અપીલ કે ૯૨ અને ૨૨ વી. રી. ૨૧૩ પણ જુઓ.

૧૦૯. સદરહું પ્રકારની કોઇ અરજ ઉપરથી તે બાબતની લેખી નોટીસ વિરૂદ્ધ પક્ષકારને પોંચાડ્યા વગર, સદરહુ રીતે કોઈ હુકમનામું રદ કરવું નહીં. વિરૂદ્ધ પક્ષકારને નોટીસ કર્યા વગર હુકમનામું રદ કરવું નહીં.

---

# બાબ ૮ મો.

## લેખી કેફિયતો તથા સામા દાવા વિશે.

લેખી કેફિયતો.

૧૧૦. ફરિયાદની પહેલી સુનાવણી વખતે અથવા તે પહેલાં કોઇ વખતે, પક્ષકારો પોતપોતાના મુકદ્દમાની લેખી કેફિયતો આપવાને મુખ્ત્યારછે, અને કોરટે તે કેફિયતો લેઇને દફતરમાં દાખલ કરવી.

ટીકા—૧૧૦. જ્યારે દાવાની અરજીમાં ખરેખરી હકીકત ન આવી હોય તો લેખી કેફીઅતમાં પ્રતિવાદીએ જે જુવાબ આપ્યો છે તેમાં નહી આવેલા બચાવ ઝાહિર કરતાં પ્રતિવાદીને બાધ નહીં આવે. ૨૧ વી. રી. ૪૦૭

સામા દાવાની વિગત લેખી કેફિયતમાંલખવી.

૧૧૧. પૈસા લેવાની ફરિયાદમાં, વાદી પાસેથી પ્રતિવાદી કાયદા પ્રમાણે લેઈ શકે તેવી નક્કી કરેલી પૈસાની કોઇ રકમનો, વાદીની માગણી સામે પ્રતિવાદી સામો દાવો કરવા માગતો હોય, અને વાદીએ કરેલી ફરિયાદમાં બંને પક્ષકારોનું જે સ્વરૂપ હોય તેજ વાદી ઉપરના પ્રતિવાદીના આ દાવામાં બંને પક્ષકારોનું સ્વરૂપ હોય તો, ફરિયાદની પહેલી સુનાવણ વખતે, સામા દાવામાં માગવાના લેહેણાની વિગત સુધાંતની લેખી કેફિયત આપવાને પ્રતિવાદી મુખ્ત્યારછે. પરંતુ કોરટ પરવાનગી ન આપે તો પહેલી સુનાવણી પછી તેવી કેફિયત આપવાને પ્રતિવાદી મુખ્ત્યાર નથી.

ચોકશી.

પછી તે બાબતમાં ચોકશી કરવાથી જો કોરટને એમ જણાય કે,– આ કલમના પહેલા ભાગમાં જે ફરમાવેલુંછે તે પ્રમાણે તે મુકદ્દમામાં છે, અને સામા દાવામાં માગેલી રકમ કોરટની હકુમતની પૈસા સંબંધી મર્યાદાની બહાર જતી નથી,–તો કોરટે એક કરજ બીજા કરજમાં મજરે અપાવવું.

સામા દાવાથી થવાનું કાર્ય.

સામી ફરિયાદમાં ફરિયાદ અરજી હોય તે રીતે તે સામા દાવાથી કાર્ય થશે, એટલે તેથી એકજ ફરિયાદમાં મૂળ દાવાનો અને સામા દાવાનો આખર ફેસલો કોરટથી આપી શકાશે; પરંતુ હુકમનામાથી કોઈ પ્લીડરને જે ખરચ મળવા જેવું થતું હોય તે બાબત તે પ્લીડરના હુકનામું કરેલી રકમ ઉપરના હક્ક (લીયન) ને તેથી હરકત થશે નહીં.

ટીકા—૧૧૧. અધોવઇઆએ ભાડાનો દાવા કર્યા હોય તેમાં માલને નુંકશાન થયુ હોય તેનો સામો દાવા પ્રતિવાદી કરી શકે નહીં. ૧૦ વી. રી. ૨૯૫ પણ જ્યારે કરારમાં નુંકશાનીનો ઠરાવ હોય તો કરાર ઉપરથી જે દાવા થયો હોય તેમાં કરાર તુટવાથી થયેલા નુંકશાનનો સામો દાવા ચાલી શકે. ૨૦ વી. રી. ૪૧૦ ૪ મ. હા. રી. ૧૨૦

અઃ નું એક બાપ અને બે દીકરાની ભેગી પેઢી ચાલતી હતી. તેની પાસે લેણદેણ હતું, બાપના મુવા પછી બે ભાઈ જુદા પડ્યા અને તે

દરેકની સાથે જુદી લેવડદેવડ અ:એ કરી પછી એક ભાઇએ અના ઉપર દાવો કર્યો તેમાં આગલી ભેગી દુકાન પાસે એનું લેહેણું હતું તેનો સામો દાવો અ કરી શકે નહી. ૧ ઇન્ડીયન જ્યુરીસ્ટ ૧૫૪

ખતની રૂઇએ વકીલના ઉપર દાવો થયો હતો તેમાં તેની ફી બદલના લેહેણાનો સામો દાવો વકીલને કરવા દેવામાં આવ્યો નહોતો. સન ૧૮૬૦ ના સદર દીવા. અ. રી. ૧૬

દૃષ્ટાંતો.

(અ) અ ૨,૦૦૦ રૂપિઆનું મૃતલેખાર્પિતદાન બ ને કરેછે અને કને બાકીનું મૃતલેખાર્પિતદાન લેનાર તથા મૃત્યુપત્ર ચલાવનાર નીમેછે. બ ગુજરી જાયછે અને બની માલમિલકતનો વહિવટ કરવાનું ડ સરટિફિકેટ લે છે. જામીનદાર તરીકે ડને વાસ્તે ૧,૦૦૦ રૂપિઆ ક આપેછે. પછી મૃતલેખાર્પિતદાનને વાસ્તે ક ઉપર ડ ફરિયાદ કરેછે. ત્યારે મૃતલેખાર્પિતદાનની ફરિયાદમાં ૧,૦૦૦ રૂપિયાના લેણાનો સામો દાવો ક કરી શકે નહીં; કારણ કે ૧,૦૦૦ રૂપિયા આપવાની બાબતમાં કનું તથા ડનું સ્વરૂપ છે તેજ સ્વરૂપ તેમનું મૃતલેખાર્પિત દાનની બાબતમાં નથી.

(બ) અ મૃત્યુપત્ર કર્યા વગર અને બનો કરજદાર રહીને ગુજરી જાયછે. અની માલમિલકતનો વહિવટ કરવાનું સરટિફિકેટ ક લેછે, અને તે માલમિલકતનો કંઈ ભાગ કની પાસેથી બ ખરીદ કરેછે. બના ઉપર ક ખરીદીના પૈસાની ફરિયાદ કરે, તેમાં બ પોતાના લેહેણાનો સામો દાવો ન કરી શકે; કારણ કે, કનાં જુદાં જુદાં બે સ્વરૂપછે; એક તો બને વેચાણ આપનાર તરીકે, જે સ્વરૂપથી તે બના ઉપર દાવો કરેછે, અને બીજુ અના વારસ વકીલ તરીકે.

(ક) અ બિલ આફ એક્સચેંજ ઉપરથી બના ઉપર ફરિયાદ કરેછે. બ એમ કહેછે કે મારા માલનો વિમો ઉતારવાને અએ ગેરવાજબી રીતે ગફલત કરીછે અને તે નુકશાનીના બદલાનો જવાબદારછે. તે નુકશાનીના બદલાને વાસ્તે હું સામો દાવો કરૂંછું. આમાં રકમ નક્કી કરેલી નથી તેથી તેનો સામો દાવો ચાલી શકે નહીં.

(ડ) અ બિલ આફ એક્સચેંજ ઉપરથી બના ઉપર

રૂ. ૫૦૦ની ફરિયાદ કરેછે. બની પાસે અના ઉપર મેળવેલો રૂ. ૧,૦૦૦ નો ફેસલોછે. બંને દાવા નિશ્ચિત પૈસાની માગણીનાછે માટે તે સામ સામા અપાવી શકાય.

(ઈ) હક્ક અથવા સત્તા વગર બ એ પ્રવેશ કર્યા બદલ તેના ઉપર નુકસાનીના બદલાની ફરિયાદ અ કરેછે. અએ લખી આપેલી રૂ. ૧,૦૦૦ ની પ્રામીસરી નોટ (વાયદાચીઠ્ઠી) બની પાસેછે. તે રકમ સદરહુ ફરિયાદમાં અને જે રકમ મળે તેમાં બ મજરે માગેછે. બ એ રકમ મજરે લઈ શકે. કારણ કે અ ને નુકસાનીનો બદલો મળે એટલે બંનેની પૈસા સંબંધી માગણી નક્કી થાયછે.

(ફ) અ ને બ રૂ. ૧૦૦૦ ની ફરિયાદ કના ઉપર કરે છે; ત્યારે ફક્ત અની પાસે માગતો હોય તે લેહેણાનો, ક સામો દાવો ન કરી શકે.

(ગ) અ રૂ. ૧૦૦૦ ની ફરિયાદ બ ને ક ઉપર કરે છે. તેમાં અ પાસે બ એકલો માગતો હોય તે લેહેણાનો બ થી સામો દાવો ન થાય.

(હ) બ ને ક ની પંત્યાળાની પેઢીમાં અ ને રૂ. ૧,૦૦૦ દેવું છે. કને પાછળ મુકીને બ ગુજરી જાયછે. જુદા સ્વરૂપથી ક પાસે અ ના રૂ. ૧,૫૦૦ લેહેણાછે તેને વાસ્તે ક ઉપર અ ફરિયાદ કરેછે. આમાં કથી રૂ.૧,૦૦૦ ના લેહેણાનો સામો દાવો થઇ શકે.

પહેલી સુનાવણી પછી લખીકેફિયત લેવી નહી.

૧૧૨. ગઈ છેલ્લી કલમમાં ઠરાવ્યુ છે તે શિવાય, ફરિયાદની પહેલી સુનાવણી પછી કોઈ લખી કેફિયત લેવી નહીં.

વિશેષ ઠરાવ.

પરંતુ કોઈપણ વખતે કોઇપણ પક્ષકાર પાસેથી લખી કેફિયત માગવાને અથવા એક છતાં બીજી લખી કેફિયત માગવાને, અને તે હાજર કરવાનો વખત ઠરાવવાને કોરટ મુખત્યાર છે.

વળી એવું ઠરાવવામાં આવ્યુ છે કે, સદરહુ પ્રમાણે કોરટે માગવાથી આપેલી લખી કેફિયતોના જવાબને વાસ્તે, લખી કેફીયત અથવા એક છતાં બીજી લખી કેફિયત કોરટની પરવાનગીથી કોઈપણ વખતે લઈ શકાય.

ટીકા—૧૧૨. અરજી કર્યા પછી વાદીએ લખી હકીકત આપી હોય અને તે ફકત દાવાની અરજીમાં લખેલી વાતને સ્પષ્ટ કરવાને સારૂ હોય તો તે દાખલ કરવાને કાંઈ હરકત નથી. (૨૨ વી. રી. ૩૭૭)

કોરટ લખી કેફિયત માગે અને પક્ષકાર તે ન આપે ત્યારે શું કરવું.

૧૧૩. જે પક્ષકાર પાસેથી સદરહુ પ્રમાણે લખી કેફિયત માગી હોય તે પક્ષકાર કોરટે ઠરાવેલી મુદ્દતમાં તે કેફિયત આપવાને કસુર કરે, તો તેના વિરૂદ્ધ હુકમનામું કરવાને અથવા ફરિયાદની બાબતમાં પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

લખી કેફિયતો કેમ તૈયાર કરવી.

૧૧૪. લખી કેફિયત મુકદ્દમાના સ્વરૂપ પ્રમાણે બની શકે તેટલી ટુંકામાં હોવી જોઇયે. અને તે વિવાદ રૂપે લખવી નહી, પણ જે પક્ષકાર લખી કેફિયત આપે અથવા જેની તરફથી તે આપવામાં આવે તે પક્ષકારને મુકદ્દમામાં જે બીના અગત્યની લાગે, અને જે બીના તે કબુલ કરતો હોય અથવા તે શાબિત કરી શકશે એમ માનતો હોય, તેજ માત્ર બની શકે તેટલા સાદા વર્ણનમાં લખવી.

સદરહુ પ્રત્યેક કેફિયતના અનુક્રમે નંબર પાડીને પારેગ્રાફ કરવા, અને પ્રત્યેક પારેગ્રાફમાં ઘણું કરીને બને તેટલી જુદી બાબત લખવી.

લખી કેફિયતો ઉપર સહી કરવી તથા તેના સાચાપણાનો એકરાર કરવો.

૧૧૫. ફરિયાદઅરજી ઉપર સહી કરવાના તથા તેના સાચાપણાના એકરાર કરવાના આ આક્ટમાં પેહેલાં જે નિયમ કહ્યા છે, તે પ્રમાણે લખી કેફિયત ઉપર સહી કરવી તથા તેના સાચાપણાનો એકરાર કરવો. અને તે પ્રમાણે સહી તથા એકરાર કર્યાં વગરની કોઈ લખી કેફિયત લેવામાં આવશે નહીં.

વિવાદરૂપ, લંબાણવાળી અથવા નકામી લખી કેફિયતો વિશે કોર્ટનો અખત્યાર.

૧૧૬. કોરટના માગવા ઉપરથી આપેલી અથવા પક્ષકારે પોતાની મેળે આપેલી લખી કેફિયત વિવાદરૂપે છે, અથવા તેમાં અમસ્તું લંબાણ છે, અથવા ફરિયાદને લાગુ ન પડે એવી બાબત તેમાં લખેલી છે, એમ કોરટને જણાય તો, ખરચ અને બીજી રીતની કોરટને યોગ્ય જણાય તે શરતો કરીને,—જે પક્ષકારે તે આપી હોય તે પક્ષકારને કોરટ ઠરાવે તે મુદ્દતમાં તે દુરસ્ત કરવા સારૂ પાછી આપવાને, કે તે કેફિયત ત્યાંને ત્યાં તેજ વખતે દુરસ્ત કરવાને, અથવા તેના ઉપર હુકમ લખીને તે નામંજુર કરવાને-કોરટ મુખત્યાર છે.

દુરસ્તી ઉપર સહી.

આ કલમ પ્રમાણે કંઈ દુરસ્તી કરવામાં આવે ત્યારે, જડજે તે ઉપર પોતાની સહી કરવી.

નામંજુર કરવાનું પરિણામ.

આ કલમ પ્રમાણે કોઈ કેફિયત નામંજુર કરવામાં આવે ત્યારે, કોરટે મુદ્દામ માગ્યાવિના અથવા રજા આપ્યાવિના, તે આપનાર પક્ષકારથી બીજી લખી કેફિયત અપાશે નહીં.

—<∞∘∞>—

## બાબ ૯ મો.

### કોર્ટે પક્ષકારોની જબાની લેવા વિશે.

ફરિયાદ અરજીનો તથા લેખી કેફિયતનો મજકુર કબુલ છે કે નાકબુલ તે નક્કી કરી લેવું.

૧૧૭. ફરિયાદની પહેલી સુણાવણી વખતે, પ્રતિવાદીથી અથવા તેના પ્લીડરથી કોરટે નક્કી કરવું કે, ફરિયાદઅરજીમાં જણાવેલી હકીકતની બાબતો તેને કબુલ છે કે નાકબુલ છે. તેમજ કોઈ પક્ષકારે (જો કોઇ) લેખી કેફિયતમાં હકીકતની બાબતો જણાવેલી હોય,—અને જે પક્ષકારની વિરુદ્ધ તે બાબતો હોય તે પક્ષકારે સ્પષ્ટરીતે અથવા અર્થ ઉપરથી અવસ્ય સમજાય એ રીતે તે કબુલ અથવા નાકબુલ કરી ન હોય,-તો તે બાબતો વિરુદ્ધ પક્ષકારને કબુલ છે કે નાકબુલ છે, એ વાત તે વિરુદ્ધ પક્ષકારથી અથવા તેના પ્લીડરથી કોરટે નક્કી કરી લેવી. આ પ્રમાણેની કબુલતો અથવા નાકબુલતો કોરટે દફતરમાં લખવી.

પક્ષકારની અથવા તેની કે તેના પ્લીડરની સાથે આવેલા માણસની મુખ જબાની.

૧૧૮. જે પક્ષકાર જાતે હાજર થયો હોય અથવા જે કોરટમાં હાજર હોય તેની, અથવા ફરિયાદની બાબતના કોઈ જરૂરના સવાલના જબાબ દેઈ શકે તેવો કોઈ શખસ તે પક્ષકારની સાથે કે તેના પ્લીડરની સાથે આવ્યા હોય તેની, ફરિયાદની પહેલી સુણાવણી વખતે અથવા ત્યાર પછીની કોઈ સુણાવણી વખતે, મોઢાના સવાલ કરીને જબાની લેવાને કોરટ મુખત્યાર છે. અને કોરટને યોગ્ય લાગે તો, તે જબાની લેતાં કોઈપણ પક્ષકાર સુચવે તે સવાલ કરવાને કોરટ મુખત્યાર છે.

જબાનીનો મતલબ લખવો.

૧૧૯. તે જબાનીનો મતલબ જડજે લખી લેવો અને તે દફતરનો એક ભાગ ગણવો.

પ્લીડર જવાબ દેવાની ના કહે, અથવા દેઈ શકે નહી ત્યારે શું કરવું.

૧૨૦. જે પક્ષકાર પ્લીડરની મારફતે હાજર થયો હોય તેનો પ્લીડર ફરિયાદસંબંધી કોઈ જરૂરના સવાલનો જવાબ આપવાની ના કહે, અથવા તેનાથી જવાબ ન આપી શકાય, અને કોરટના અભિપ્રાયમાં એમ આવે કે,—જે પક્ષકાર તરફથી તે પ્લીડર છે તે પક્ષકારે તે સવાલનો જવાબ આપવો જોઇએ, અને તે પક્ષકારને જાતે પુછવાથી તે જવાબ આપી શકશે એવું સંભવે છે,—તો ફરિયાદની સુનાવણી આગળના એક દિવસ ઉપર મુલતવી રાખીને તે દીવસે તે પક્ષકારે જાતે હાજર થવું એમ ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

આપ્રમાણે ઠરાવેલ દિવસે તે પક્ષકાર, કાયદેસર કારણવિના જાતે હાજર ન થાય તો, તેના વિરુદ્ધ હુકમનામું કરવાને અથવા ફરિયાદની બાબતમાં પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

---

## બબ ૧૦ મો.

### દસ્તાવેજોની શોધ લાવવાવિશે તથા તે કબુલ કરવા, જોવા, હાજર કરવા, અટકાવી રાખવા, ને પાછા આપવા વિશે.

સવાલનામું આપવાનો અખત્યાર.

૧૨૧. વિરૂદ્ધ પક્ષકારને અથવા, વિરૂદ્ધ પક્ષકાર એક કર્તાં વધારે હોય ત્યારે, તે પૈકી એક કે વધારેને પુછવાસારૂ કોઇપણ પક્ષકાર કોરટની રજા લેઇને કોઇપણ વખતે લખેલા સવાલ કોરટ મારફતે આપવાને મુખત્યાર છે. અને ઘણા પક્ષકારોને પુછવાસારૂ સવાલ આપવા હોય તો તે પક્ષકારો પૈકી દરેકે કયા કયા સવાલનો જવાબ દેવાનો છે એ તે નીચે ટીપમાં જણાવવું.

પરંતુ કોરટની પરવાનગીશિવાય એકજ શખસને એક કર્તાં વધારે સવાલનામાં કોઈ પક્ષકારે આપવાં નહીં; અનેપ્રતિવાદીએ પ્રથમ લેખી કેફીયત આપી ન હોય તથા તે કેફિયત લેઇને દફતરમાં દાખલ કરવામાં આવી ન હોય તો પ્રતિવાદીથી વાદીને પુછવા સારૂ સવાલનામું અપાશે નહીં.

સવાલનામું પોંચાડવાનું.

૧૨૨. કલમ ૧૨૧ પ્રમાણે આપેલા સવાલ જે પક્ષકારને તે પુછવાના હોય તે પક્ષકારનો જો કોઇ પ્લીડર હોય તો, તે પ્લીડરને પોંચાડવા; અથવા સમન બજાવવાને વાસ્તે આ આકટમાં પહેલાં જે નિયમ ઠરાવેલોછે તે પ્રમાણે તે પોંચાડવા; અને આ બીજી રીતે પોંચાડવામાં આવે ત્યારે કલમ ૭૬, ૮૦, ૮૧, તથા ૮૨ ના ઠરાવો લાગુ પડી શકે તેટલા લાગુ પાડવા.

સવાલનામું આપવું ઘટારત હતું કે નહી તેની તજવીજ.

૧૨૩. ફરિયાદના ખરચની વ્યવસ્થા કરવામાં, કોઈ પણ પક્ષકારની અરજ ઉપરથી, કોરટે તજવીજ કરવી અથવા કરાવવી કે સદરહુ રીતે સવાલો આપવા ઘટારત હતા કે નહીં અને જો કોરટને એમ લાગે કે,- તે સવાલ વિનાકારણ અથવા હેરાન હેરાન કરવા સારૂ અથવા અમસ્તુ લંબાણ કરીને આપ્યાછે-તો સદરહુ સવાલોને લીધે તથા તેમના જવાબોને લીધે જે ખરચ થાય તે, જેનો દોષ હોય તે પક્ષકારે સોસવું પડશે.

કારપોરેશન અથવા કંપનીના અમલદારને સવાલનામું પોંચાડવાનું.

૧૨૪. સંસ્થાપિત મંડળી (બોડી કારપોરેટ) અથવા જાઇંટ સ્ટાક કંપની-પછી તે સંસ્થાપિત હોય કે નહી-અથવા જેને પોતાને નામે કે કોઇ અમલદારને કે બીજા શખસને નામે વાદી કે પ્રતિવાદી થવાનો કાયદા પ્રમાણે અખત્યાર હોય તેવી બીજી કોઈ માણસોની મંડળી, એ ફરિયાદનો કોઇ પક્ષકાર હોય, તો તે કારપોરેશનના કંપનીના અથવા મંડળીના કોઇ મેંબરને અથવા અમલદારને સવાલનામું આપવાની પરવાનગીનો હુકમ મેળવવા સારૂ કોઈ પણ વિરૂદ્ધ પક્ષકાર કોરટને અરજ કરવાને મુખત્યાર છે, અને તે પ્રમાણે હુકમ કરવાને કોરટ મુખત્યારછે.

લાગુ નથી એ વગેરે કારણથી સવાલના જવાબ આપવાની ના કહેવાનો અખત્યાર.

૧૨૫. સવાલના જવાબ તમારે જાતે આપવા અથવા સદરહુ પ્રમાણે કોઇ મેંબરે કે અમલદારે આપવા એમ કોઈ પક્ષકારને કહેવામાં આવ્યું હોય તો,– કોઈ સવાલ નકામોછે, અથવા તે શુદ્ધ બુદ્ધિથી ફરિયાદના કામ સારૂ કર્યો નથી, અથવા ફરિયાદની જે પાયરીએ તે સવાલ કર્યોછે તે પાયરીએ પુછેલી બાબત જોઇએ તેટલી જરૂરની નથી,—એ સબબથી અથવા બીજા કોઇ તેવાજ સબબથી તે સવાલનો જવાબ દેવાની ના પાડવાને તે પક્ષકાર મુખ્ત્યારછે.

સવાલના જવાબમાં સોગનનામું ગુજારવાની મુદત.

૧૨૬. સવાલના જવાબ સોગનનામા (આફિડેવિટ) થી આપવા, અને તે સોગનનામું સવાલ પોંચે ત્યારથી દશ દિવસમાં અથવા જડજ રજા આપે તેટલી વધારે મુદતમાં કોરટમાં દાખલ કરવું.

કોઈ પક્ષકાર પુરતી રીતે જવાબ ન આપે ત્યારે શી રીતે કરવું.

૧૨૭. જેને સવાલ પુછેલા હોય તે સખસ કોઇ સવાલનો જવાબ દેવો છોડી દે, અથવા જવાબ દેવાની ના પાડે, અથવા અધુરો જવાબ દે તો, તું જવાબ દે અથવા પુરો જવાબ દે એમ—જે પ્રસંગ હોય તે પ્રસંગ હોય તે પ્રમાણે–હુકમ કરાવવા સારૂ કોરટને અરજ કરવાને સવાલ કરનારો પક્ષકાર મુખ્ત્યારછે. અને સોગનનામાથી અથવા મોંહાની જબાનીથી, જડજ જે ફરમાવે તે રીતે, તારે જવાબ આપવો અથવા પુરો જવાબ આપવો એમ હુકમ કરવાને કોરટ મુખ્ત્યારછે. પરંતુ જડજની નજરમાં એમ આવે કે કલમ ૧૨૫ પ્રમાણે કોઈ સવાલનો જવાબ આપવાની જરૂર નથી તો તે સવાલનો જવાબ જડજે માગવો નહીં.

દસ્તાવેજોના ખરાપણા વિષે કબુલત માગવાનો અખત્યાર.

૧૨૮. ફરિયાદના કામમાં કોઇ અગત્યનો દસ્તાવેજ હોય તો ( તે દસ્તાવેજ પુરાવામાં લેવાને જે વાજબી હરકતો હોય તે બધી કાયમ રાખીને) તે દસ્તાવેજનું ખરાપણું કબુલ કરો એ પ્રમાણે, સુનાવણી પહેલાં દસ દિવસથી ઓછી નહી એવી યોગ્ય મુદતમાં, સામા પક્ષકારને કોરટ મારફત નોટીસ આપીને એમાંથી ગમે તે પક્ષકાર પુછવાને મુખ્ત્યારછે.

તે દસ્તાવેજના ખરાપણાની કબુલત પણ લખેલી હોવી જોઇએ; અને તેના ઉપર તે સામા પક્ષકારે અથવા તેના પ્લીડરે સહી કરીને તે કોરટમાં દાખલ કરવી.

ઉપર પ્રમાણે નોટીસ આપી ન હોય ત્યારે, જડજ બીજી રીતે ન ફરમાવે તો, તે દસ્તાવેજ શાબિત કરવાનું ખરચ આપવામાં નહી આવે.

ઉપર પ્રમાણે નોટીસ પોંચ્યા પછી ચાર દિવસમાં તે દસ્તાવેજનું ખરાપણું કબુલ કરવામાં ન આવે, અને ખરાપણું કબુલ કરવું જોઇતું હતું એ વાત જડજને વાજબી જણાય, તો ફરિયાદનો નિકાલ ગમે તેવો

થાય તોપણ, તે દસ્તાવેજ સાબિત કરવાનું ખરચ ના કબુલ કરનાર પક્ષકાર ઉપર નાખવું.

દસ્તાવેજની શોધ લગાડવાનો હુકમ કરવાનો અખત્યાર.

૧૨૯. કોઈ ફરિયાદ ચાલુ હોય તે દરમ્યાન કોઈ પણ વખતે, તે ફરિયાદની કોઈ તકરારી બાબત સંબંધી જે દસ્તાવેજો ફરિયાદના કોઇ પક્ષકારના કબજામાં અથવા અખત્યારમાં હાલ અથવા પહેલેથી હોય, તે બધા સોગનનામાથી જણાવવાનો તે પક્ષકારને હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. તેમજ તેવો હુકમ કરાવવા સારૂ પહેલી સુનાવણી પહેલાં કોઇ પણ વખતે ફરિયાદનો કોઇ પણ પક્ષકાર કોરટને અરજ કરવાને મુખત્યાર છે.

એ હુકમના જવાબનું સોગન નામું.

આ કલમ પ્રમાણે કરેલા પ્રત્યેક સોગનનામામાં જે દસ્તાવેજો લખ્યા હોય તે પૈકી જો કોઈ દસ્તાવેજ હાજર કરવાને સોગનનામું કરનારને હરકત હોય તો કયો દસ્તાવેજ હાજર કરવાને હરકત છે, અને તે હરકતનાં કારણ શાં છે, એ તે સોગનનામામાં બતાવવું.

દાવો ચાલતાં દસ્તાવેજો હાજર કરવા વિશે હુકમ કરવાનો અખત્યાર.

૧૩૦. કોઈ ફરિયાદ ચાલુ હોય તે દરમ્યાન કોઈપણ વખતે, તે ફરિયાદમાં અગર કામમાં જે તકરારી બાબત હોય તે સંબંધી જે દસ્તાવેજો ફરિયાદના કોઈ પક્ષકારના કબજામાં અથવા અખત્યારમાં હોય, તે પૈકી જે દસ્તાવેજો તે પક્ષકારે હાજર કરવા વાજબી છે એમ કોરટને જણાય, તે દસ્તાવેજો હાજર કરવાસારૂ તે પક્ષકારને હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. અને તે દસ્તાવેજો હાજર કરવામાં આવે એટલે પોતાને વાજબી જણાય તે રીતે તેમનો ઉપયોગ કરવાને કોરટ મુખત્યાર છે.

ફરિયાદ અરજી વગેરેમાં હવાલો આપેલા દસ્તાવેજો જોવા સારૂ હાજર કરવા બાબત નોટીસ.

૧૩૧. કોઈ પક્ષકારને કોઈ બીજો પક્ષકાર ફરિયાદની સુનાવણી વખતે અથવા તે પહેલાં કોઇપણ વખતે કોરટની માફરતે નોટીસ આપી શકે છે; એવી રીતની કે, નોટીસ આપનાર પક્ષકારને અથવા તેના પ્લીડરને જોવાસારૂ તથા તે પક્ષકારને કે પ્લીડરને નકલ કરી લેવાસારૂ કોઈ અમુક દસ્તાવેજ, તમારે હાજર કરવો.

તે નોટીસ અમાન્ય કરવાનું પરિણામ.

સદહુર નોટીસ જે પક્ષકાર માન્ય ન કરે તેને તે ફરિયાદમાં પોતાની તરફથી તે દસ્તાવેજ પુરાવામાં આપવાની પછીથી છુટ મળશે નહીં. પણ જો તે કોરટની ખાત્રી કરે કે, તે દસ્તાવેજ માત્ર તેના પોતાનાજ હક્ક વિશે છે, અથવા તે નોટીસ માન્ય ન કરવાનું બીજું કંઈ પુરતુ કારણ હતું તો છુટ મળશે.

જેને તે નોટીસ મળે તે પક્ષકારે ક્યારે અને ક્યાં તે દસ્તાવેજ

૧૩૨. જે પક્ષકારને તેવી નોટીસ આપી હોય તે પક્ષકારે નોટીસ પોંચે ત્યારથી દશ દિવસમાં તે નોટીસ આપનાર પક્ષકારને કોરટની મારફતે સામી નોટીસ આપવી. તેમાં એમ લખવું કે, તે દસ્તાવેજો અથવા તે પૈકી જે દસ્તાવેજો હાજર કરવાને તેને હરકત ન હોય તેવા દસ્તાવેજો તેના

*જોતાને મળશે એ બાબત સામી નોટીસ આપ.ી.*

પ્લીડરની આફીસમાં અથવા બીજે કોઈ સુગમ પડે તેવે ઠેકાણે આ નોટીસ પોંચ્યાપછી ત્રણ દિવસમાં અમુક વખતે જોવા મળશે. અને કોઈ દસ્તાવેજ હાજર કરવાને તેને હરકત હોય તો, કયો દસ્તાવેજ હાજર કરવાને હરકત છે તથા તે હરકતનાં કારણ શાં છે, એપણ તે નોટીસમાં જણાવવું.

*જોવા દેવાનો હુકમ કરવાની અરજ.*

૧૩૩. કલમ ૧૩૧ પ્રમાણે જે પક્ષકારને નોટીસ પોંચાડી હોય તે પક્ષકાર કલમ ૧૩૨ પ્રમાણે સામી નોટીમ ન આપે, અથવા દસ્તાવેજ જોવા દેવામાં હરકત લે, અથવા તે જોવાસારૂ ગેરસોઈનું ઠેકાણું નીમે, તો જે પક્ષકારને તે દસ્તાવેજ જોવાની મરજી હોય તે પક્ષકાર તે દસ્તાવેજ જોવા દેવાનો હુકમ કરાવવાસારૂ કોરટને અરજ કરવાને મુખત્યાર છે.

*તે અરજ સોગનનામાને આધારે કરવી.*

૧૩૪. તેવી અરજ સોગનનામાને આધારે કરવીજોઇએ, અને તે સોગનનામામાં (અ) કયા દસ્તાવેજો જોવાને જોઇએ છીએ તે, (બ) અરજ કરનાર પક્ષકારને તે જોવાનો હક્ક છે તે તથા (ક) જે પક્ષકારની વિરૂદ્ધ અરજ કરવામાં આવે તે પક્ષકારના કબજામાં અથવા અખત્યારમાં તે દસ્તાવેજો છે, એ વાત જણાવવી જોઇએ. પરંતુ ફરિયાદ અરજીમાં લેખી કેફિયતમાં, અથવા જે પક્ષકારની વિરૂદ્ધ અરજ કરવામાં આવે તેના સોગનનામામાં જે દસ્તાવેજોનો હવાલો આપ્યો હોય તેમની બાબતમાં, અથવા દસ્તાવેજોવિશે તે પક્ષકારે કરેલા સોગનનામામાં જે દસ્તાવેજો બહાર પડ્યા હોય તેમની બાબતમાં, સોગનનામુ કરવાની જરૂર નથી.

*શોધ કાઢવાનો હક જે તકરારી બાબત અથવા મુદ્દા ઉપર આધાર રાખતો હોય તે તકરારી બાબત અથવા મુદ્દાનો પ્રથમ નિર્ણય કરવા વિશે ફરમાવવાનો અખત્યાર.*

૧૩૫. જે પક્ષકાર પાસેથી કોઈ જાતના દસ્તાવેજનો શોધ કાઢવાનું અથવા તે જોવાનું હોય, તે પક્ષકાર તે તમામ અથવા તેના કંઈ ભાગનો શોધ કાઢવાની કે તે જોવા દેવાની હરકત લે, અને કોરટની એવી ખાત્રી થાય કે, તે શોધ કાઢવાનો અથવા જોવાનો હક્ક ફરિયાદમાંની કોઈ તકરારી બાબત અથવા મુદ્દા ઉપર આધાર રાખેછે; અથવા એવી ખાત્રી થાય કે બીજા કોઈ કારણને લીધે શોધ કાઢવાના કે જોવાના હક્કવિશે ઠરાવ કર્યા પહેલાં તે તકરારી બાબત કે મુદ્દાનો નિર્ણય કરવો જોઈએ છીએ; તો પ્રથમ તે તકરારી બાબત અથવા મુદ્દાનો નિર્ણય કરવો અને શોધ કાઢવા અથવા જોવાવિશેની વાતનો નિકાલ બાકી રાખવો એવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

*જવાબ ન દે અથવા જોવા ન દે તેનું પરિણામ.*

૧૩૬. આ બાબપ્રમાણે લેખી સેવાલોના જવાબ દેવાસારૂ, શોધ લગાડવાસારૂ હાજર કરવાસારૂ અથવા જોવા દેવાસારૂ કોઈ પક્ષકારને કરેલો હુકમ તેને યોગ્યરીતે પોંચાડ્યા છતાં તે માન્ય ન કરે ત્યારે, જો તે પક્ષકાર વાદી હોય તો, તે કામ ચલાવતો નથી એમ ગણીને તેની ફરિયાદ

કાઢી નાખવાને તે પાત્ર થશે; અને જો તે પ્રતિવાદી હોય તો, તેણે કંઈ જવાબ આપ્યો હોય તે બાતલ કરવાને, તથા હાજર થઈને જવાબ ન આપ્યો હોય ત્યારે તે જે સ્થિતિમાં હોત તે સ્થિતિમાં રહેવાને પાત્ર થશે;

અને જે પક્ષકારે સવાલ કર્યા હોય અથવા જે શોધ કાઢવા હાજર કરવા કે જોવા માગતો હોય, તે પક્ષકાર તે પ્રમાણે હુકમ થવાસારૂ કોર્ટને અરજકરવાને મુખ્તારછે, અને કોર્ટ તે પ્રમાણે હુકમ કરવાને મુખત્યારછે.

સવાલોના જવાબ આપવાસારૂ, શોધ લગાવવાસારૂ, હાજર કરવાસારૂ અથવા જોવાદેવાસારૂ આ બાબપ્રમાણે કહેલો કોઈ હુકમ કોઈ પક્ષકારને હાથોહાથ પોંચાડયો હોય અને તે પક્ષકાર તે માન્ય ન કરે, તો તે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૮૮ માં કહેલા ગુન્હાનો ગુન્હેગાર પણ ગણાશે.

કોર્ટ પોતાના દફતરમાંથી અથવા બીજી કોર્ટોમાંથી કાગળ મગાવે.

૧૩૭. કોર્ટ પોતાની મેળે, અથવા ફરિયાદનાકોઈ પક્ષકરાની અરજ ઉપરથી પોતાની મરજીમાં આવે તો, પોતાના દફતરમાંથી અગર બીજી કોઈ કોર્ટમાંથી બીજી કોઈ ફરિયાદના અથવા કામના કાગળ મગાવીને જોવાને મુખ્તાર છે.

આ કલમ પ્રમાણે કરેલી પ્રત્યેક અરજને (કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો) અરજદારે અથવા તેના પ્લીડરે સોગનનામું કરીને પુષ્ટી આપવી. તે સોગનનામામાં—જે ફરિયાદમાં અરજ કરી હોય તે ફરિયાદમાં તે કાગળો શી રીતે જરૂરનાછે, તથા તે કાગળોની કે તે પૈકી અરજદારને જોઈએ તેટલા તેના ભાગની યોગ્ય રીતે સહી સુધાંતની નકલો ઘણી ઢીલ અથવા ખરચ કર્યા વગર મળે તેમ નથી, અથવા ઇનસાફ થવા સારૂ અસલ હાજર કરવાની જરૂરછે,—એ લખવું.

હિંદુસ્તાનના સન ૧૮૭૨ ના પુરાવાના આક્ટ પ્રમાણે જે દસ્તાવેજ ફરિયાદમાં અગ્રાહ્ય થતા હોય, તે દસ્તાવેજ કોર્ટ પુરાવામાં વાપરી શકે એમ આ કલમની કોઈ પણ વાતથી સમજવું નહી.

દસ્તાવેજો પુરાવા પહેલી સુનાવણી વખતે તૈયાર રાખવા.

૧૩૮. પક્ષકારોના કબજામાં અથવા અખત્યારમાં હોય એવા દરેક પ્રકારના જે દસ્તાવેજો પુરાવા ઉપર આધાર રાખવાનો તેમનો ઇરાદો હોય, અને જે પુરાવો કોર્ટમાં પ્રથમ દાખલ થઈ ગયો ન હોય તે તમામ દસ્તાવેજો, તથા પહેલી સુનાવણી પહેલાં કોઈ પણ વખતે જે દસ્તાવેજો હાજર કરવાને કોર્ટે હુકમ કર્યો હોય તે સર્વે દસ્તાવેજો, પક્ષકારોએ અથવા તેમના પ્લીડરોએ ફરિયાદની પહેલી સુનાવણીવખતે પોતાની સાથે આણવા, અને કોર્ટ માગે તે વખત હાજર કરવા સારૂ તે તૈયાર રાખવા.

ટીકા—૧૩૮. પક્ષકારોએ પોતાના દસ્તાવેજ હાજર રાખવા પણ પહેલી સુણાવણી વખતે તે કામમાં દાખલ કરવાની જરૂર નથી ૧૦ વી. રી. ૧૭૯ પહેલી સુણાવણી એટલે જે પહેલી સુણાવણીને દીવશે પુરાવો લેવામાં આવે તે; તેથી તે વખતે પણ પક્ષકારોએ પુરાવાને તૈયાર રાખવો. ૨૧ વી. રી. ૪૨

દસ્તાવેજો હાજર ન રાખવાનું ફળ.

૧૩૯. કોઈ પણ પક્ષકારના કબજામાં અથવા અખત્યારમાં હોય તેવા દસ્તાવેજી પુરાવો કલમ ૧૩૮ ના ઠરાવ પ્રમાણે હાજર કરવો જોઇતો હતો એવું છતાં તે હાજર કર્યા ન હોય તો, તે ન હાજર કરવાનું કોરટની ખાત્રીલાયક કારણ બતાવ્યા વગર, તે કામની પછીની કોઇ સુનાવણી વખતે તે દસ્તાવેજો પુરાવામાં લેવાશે નહીં, અને આવો કોઈ પુરાવો જડજ લે તો તેણે તેમ કરવાનાં પોતાનાં કારણ લખી રાખવાં.

ટીકા—૧૩૯. આ કલમનો હેતુ એ છે કે જેમ બને તેમ વહેલામાં વહેલા એટલે પહેલી સુણાવણી વખતે પક્ષકારોએ દસ્તાવેજો રજુ કરવા જોઇએ કે તેથી મુદ્દા નક્કી થયા પછી અગર કામની થોડીક સુણાવણી થયા પછી જે હકીકત નીકળે તેને મળતા આવતા ખોટા દસ્તાવેજો બની શકે નહીં, તેથી મુદ્દા ઠરાવવામાં આવ્યા પછી પક્ષકારો હક કરી દસ્તાવેજી પુરાવો દાખલ કરાવી શકે નહીં; પણ જો તેવો પુરાવો પાછળથી રજુ કરવો હોય તો પહેલાં તે કેમ દાખલ કરવામાં આવ્યો નહોતો તેનાં કારણો બતાવવાં જોઇએ. (૯ વી. રી. ૨૯૪)

કોરટે દસ્તાવેજો લેવા.

૧૪૦. પહેલી સુનાવણી વખતે પક્ષકારોએ પોતપોતે હાજર કરેલા દસ્તાવેજો કોરટે લેવા. પરંતુ પ્રત્યેક પક્ષકારે હાજર કરેલા દસ્તાવેજોની સાથે તેમની બરાબર યાદ, કે કોરટ વખતે વખતે ફરમાવે તેવા નમુનામાં તૈયાર કરીને આપી હોય તો તે લેવા.

લાગુ ન પડે તેવા અથવા અગ્રાહ્ય દસ્તાવેજો નામંજુર કરવા.

ફરિયાદની કોઇપણ સુનાવણી વખતે કોરટની નજરમાં એમ આવે કે કોઈ દસ્તાવેજ લાગુ પડતો નથી, અથવા બીજીરીતે પુરાવામાં લેવાય એવો નથી, તો તે દસ્તાવેજ નામંજુર કરવાને કોરટ મુખત્યાર છે, પણ તે નામંજુર કરવાનાં કારણ લખીને તેમ કરવું.

શાબિત થયા વિના કોઈ દસ્તાવેજ દફતરમાં દાખલ કરવો નહી.

૧૪૧. જે તે વખતે જે પુરાવાનો કાયદો અમલમાં હોય તે કાયદા પ્રમાણે જે દસ્તાવેજ શાબિત થયો ન હોય, અથવા કબુલ કર્યો ન હોય, તે દસ્તાવેજ દફતરમાં દાખલ કરવો નહીં. આ રીતે શાબિત થએલા અથવા કબુલ કરેલા પ્રત્યેક દસ્તાવેજઉપર શેરો કરવો તેમાં, ફરિયાદનો નંબર, તથા સરનામું, તે હાજર કરનાર શખ્સનું નામ, તથા હાજર કર્યાની તારીખ લખવી. પછી જડજે તેનાઉપર પોતાને હાથે એવો શેરો કરવો કે જે શખ્સના વિરૂદ્ધ તે વાપર્યો છે તે શખ્સના વિરૂદ્ધ તે શાબિત થયો છે અથવા તે શખ્સે કબુલ કરેલો છે (જે હોય તે). પછી દફતરના એક ભાગ તરીકે તે દસ્તાવેજ દાખલ કરવો.

શાબિત થએલા દસ્તાવેજો ઉપર નિશાની કરીને તે દાખલ કરવા.

પરંતુ જો તે દસ્તાવેજ દુકાનના ચોપડામાં અથવા બીજા ચોપડામાં લખેલો મજકુર હોય તો, જે પક્ષકારની તરફથી તે ચોપડો હાજર કરવામાં આવ્યો હોય તે પક્ષકાર તે લખેલા મજકુરની નકલ આપવાને મુખ્તાર છે. તે નકલઉપર સદરહુપ્રમાણે શેરો કરીને તે દફતરના એક ભાગ તરીકે દાખલ કરવી, અને ચોપડામાં લખેલા મજકુરઉપર કોરટે નિશાની કરીને પછી તે ચોપડો હાજર કરનાર શખ્સને પાછો આપવો.

દુકાનના ચોપડામાં લખેલો મજકુર.

પહેલી સુનાવણી વખતે હાજર કરેલા જે. દસ્તાવેજો ઉપર કહ્યાપ્રમાણે શાબિત થયા ન હોય અથવા કબુલ કર્યા ન હોય તે બધા દસ્તાવેજો જે જે પક્ષકારે હાજર કર્યા હોય તેને તેને પાછા આપી દેવા.

૧૪૨. આ પ્રમાણે શાબિત થએલા અથવા કબુલ કરેલા કોઈ દસ્તાવેજ ઉપર એમાંથી કોઈપણ પક્ષકારે પુરાવાતરીકે આધાર રાખ્યો હોય, પણ કોરટની નજરમાં એમ આવે કે તે દસ્તાવેજ પુરાવામાં લેવાલાયક નથી, તો તે ઉપર "નામંજુર" એ શબ્દ જાસ્તી લખીને બીજો શેરો કરવો અને તે શેરાઉપર જડજે સહી કરવી.

નામંજુર કરેલા દસ્તાવેજો ઉપર નિશાની કરવી.

પછી તે દસ્તાવેજ હાજર કરનાર પક્ષકારને પાછો આપવો.

અને તે પાછો આપવો.

૧૪૩. કલમ ૬૨, ૧૪૧, અને ૧૪૨ માં ગમે તે ઠરાવ હોય તો એ, જો કોરટને પુરતું કારણ જણાય તો, કોરટની રૂબરૂ કોઈ પણ ફરિયાદમાં હજુરૂ કરેલો કોઈ દસ્તાવેજ અથવા ચોપડો કોરટને યોગ્ય લાગે તેટલી મુદતસુધી અને તેવી શરતોથી અટકાવીને કોરટના કોઈ અમલદારના હવાલામાં રાખવો એમ ફરમાવવાને કોરટ મુખ્તાર છે.

કોઈ દસ્તાવેજ અટકાવી રાખવાનો કોરટ હુકમ કરે.

૧૪૪. જે ફરિયાદો ઉપર અપીલ થઈ શકતી નથી તે ફરિયાદોમાં ફરિયાદનો નિકાલ થયા પછી, અને જે ફરિયાદો ઉપર અપીલ થઈ શકે તેમાં હુકમનામા ઉપર અપીલ કરવાની મુદત વીતી ગયા પછી, અથવા અપીલ થઈ હોય તો અપીલનો નિકાલ થયા પછી, ફરિયાદના દફતરમાં દાખલ કરેલો કોઈ દતાવેજ, ફરિયાદના પક્ષકારે અથવા બીજા કોઈએ જેણે હાજર કર્યો હોય તેની તે દસ્તાવેજ પાછો લેવાની મરજી હોય, અને કલમ ૧૪૩ પ્રમાણે તે દસ્તાવેજ અટકાવી રાખ્યો ન હોય તો, તે દસ્તાવેજ પાછો લેવાને તેનો હક્ક છે.

પુરાવામાં દાખલ કરેલો દસ્તાવેજ ક્યારે પાછો અપાય.

પરંતુ દસ્તાવેજ પાછો લેવાની અરજ કરનાર શખ્સ તે દસ્તાવેજની સહી સુધાંતની નકલ અસલ દસ્તાવેજને ઠેકાણે મુકવા સારૂ યોગ્ય અમલદારને આપે તો અપીલની મુદતવિત્યા પહેલાં અથવા અપીલનો નીકાલ થયા પહેલાં કોઇપણ વખતે તે દસ્તાવેજ પાછો આપી શકાય.

ઠરાવેલી મુદત પહેલાં દસ્તાવેજ ક્યારે પાછો આપી શકાય.

અમુક દસ્તાવેજ પાછા આપવા નહી.

વળી એવું ઠરાવ્યુ છે કે, હુકમનામું થવાથી જે દસ્તાવેજ રદ અથવા નકામો થયો હોય તે પાછો આપવો નહીં.

પાછા આપેલા દસ્તાવેજની પોંચ આપવી.

જે દસ્તાવેજ પુરાવામાં દાખલ કર્યો હોય તે પાછો આપતી વખતે, તે કામને સારૂ રાખેલી પાવતી બુકમાં પાછો લેનાર શખ્સે પોંચ આપવી.

દસ્તાવેજો વિશેના ઠરાવ સાકાર પદાર્થોને લાગુ કરવા.

૧૪૫. દસ્તાવેજો સંબંધી આ કાયદામાં જે ઠરાવો છે તે, પુરાવા તરીકે હાજર કરી શકાય એવા બીજા બધા સાકાર પદાર્થોને બને તેટલા લાગુ કરવા.



## બાબ ૧૧ મો.

### મુદ્દા ઠરાવવાવિશે.

મુદ્દા કાઢવાનું.

૧૪૬. હકીકતનો અથવા કાયદાનો કોઈ જરૂરનો વિચારમાં લેવાનો મજકુર એક પક્ષકાર ખરોછે એમ કહે અને બીજો તે ના કબુલ કરે ત્યારે મુદ્દા નીકળે.

ફરિયાદ કરવાનો હક બતાવવાને વાસ્તે કાયદાના અથવા હકીકતના જે વિચારમાં લેવાના મજકુરો વાદીએ સ્પષ્ટરીતે કહેવા જોઈયે, તે જરૂરના વિચારમાં લેવાના મજકુરો સમજવા.

કોઈ જરૂરનો વિચારમાં લેવાનો મજકુર એક પક્ષકાર ખરોછે એમ કહે અને બીજો તે નાકબુલ કરે ત્યારે તેવા પ્રત્યેક જરૂરના વિચારમાં લેવાના મજકુરને વાસ્તે જુદો મુદ્દો ઠરાવવો.

મુદ્દા બે જાતના હોય છેઃ (અ) હકીકતના મુદ્દા (બ) કાયદાના મુદ્દા.

ફરિયાદની પહેલી સુનાવણી વખતે ફરિયાદઅરજી, તથા લેખી કેફીઅત હોય તો તે, વાંચીને તથા જરૂર જણાય તે પ્રમાણે પક્ષકારોની જબાની લઈને, કોરટે નક્કી કરવું કે હકીકતના અથવા કાયદાના ક્યા જરૂરના વિચારમાં લેવાના મજકુર વિશે પક્ષકારોમાં તફાવત છે, અને પછી જે મુદ્દાઉપર મુકદમાના ખરો નિવેડાનો આધાર કોરટને જણાતો હોય તે મુદ્દા કાઢીને દફતરમાં નોંધવા.

એકજ ફરિયાદમાં કાયદા તથા હકીકત બંનેના મુદ્દા નીકળતા હોય અને કોરટની નજરમાં એમ આવે કે માત્ર કાયદાના મુદ્દા ઉપરથીજ મુકદમાનો નિકાલ થાય તેમ છે, તો કોરટે પ્રથમ કાયદાના મુદ્દાની ચોકશી કરવી, અને તેમ કરવાને વાસ્તે જો યોગ્ય જણાય તો, કાયદાના મુદ્દાનો નિર્ણય થઈ રહે ત્યાંસુધી હકીકતના મુદ્દા ઠરાવવાનું મુલતવી રાખવાને કોરટ મુખત્યાર છે.

ફરિયાદની પહેલી સુનાવણી વખતે પ્રતિવાદી કંઈ જવાબ ન આપે તો, કોરટે મુદ્દા કાઢીને નોંધવા જોઇએ એમ આ કલમમાં કહેલી કોઈ વાતથી સમજવું નહીં.

ટીકા—૧૪૬. જો પ્રતિવાદી બચાવ કરતો ન હોય તો અગર ઇસ્યુ કાઢવાની જરૂર ન હોય તો મુદ્દા કાઢવા નહી; નહીતો મુદ્દા જરૂર કાઢવા જોએ. ૧૧ મું. ઈ. આ. ૨૫

અસલ કોરટે મુદ્દા કાઢ્યા નહી અને વાદીના વિરૂદ્ધ ઠરાવ કર્યો વાદીએ અપીલ કરી પણ મુદ્દા નહોતા કાઢ્યા તે વીશે અપીલમાં તે કાંઈ બોલ્યો નહી પણ જે તારીખે પ્રતિવાદીએ કેફીઅત દાખલ કરી તેજ તારીખે ફેંસલો આપવામાં આવ્યાથી પ્રતિવાદીના કહેવા વિરૂદ્ધ તેનાથી પુરાવો દાખલ થઈ શક્યો નહી તેવી તકરાર ઉઠાવી હાઇકોરટે જજમેન્ટમાં જણાવ્યું કે ઇસ્યુ કાઢ્યા હોતતો કામ વધારે નિયમીતપણે ચલાવ્યું કહેવાત પણ આ કામમાં ફકત એકજ મુદ્દો હતો તેથી તે નહી ઠરાવવાથી વાદી આડે માર્ગે ગયોછે એમ બની શકે નહી પ્રીવીકોંસીલમાં અપીલ જતાં પણ હાઇકોરટનો ઠરાવ બાહાલ રહ્યો. ૧૩ મું. ઈ. આ. ૫૭૩ પાછળની કલમ ૫૭૮ જુઓ.

પક્ષકારોના વકીલોએ મુદ્દા કબુલ રાખ્યા એવું કબુલતનું લખાણ થયા પછી અગત્યનો મુદ્દો રહી ગયો છે એવી તકરાર ઉઠાવી શકાય નહી. માર્શ. પાનું ૫૧૯

દાવાની અરજી અને પ્રતિવાદીની હકીકત ઉપરથી મુદ્દા ઠરાવવામાં આવે એટલુંજ નહી પણ આ કલમ પ્રમાણે પક્ષકારોની મુખ્ય જુબાની લીધા ઉપરથી પણ મુદ્દા ઠરાવી શકાય.

શા ઉપરથી મુદ્દા કાઢવા તે.

૧૪૭. નીચેનાં બધાં અથવા તેમાંના કોઈ એક સાધન ઉપરથી મુદ્દા કાઢવાને કોરટ મુખત્યાર છે:—

(અ) પક્ષકારોએ અથવા તેમની વતી હાજર હોય તે શખસોએ સોગન ઉપર કહેલી હકીકત, અથવા તે પક્ષકારોના કે શખસોના પ્લીડરોએ કહેલી હકીકત;

(બ) ફરિયાદ અરજીમાં કહેલી હકીકત, અથવા ફરિયાદમાં જો કંઈ લેખી કેફિયતો આપવામાં આવી હોય તો તેમાં કહેલી હકીકત, અથવા ફરિયાદમાં સવાલ આપેલા હોય તેના જવાબમાં કહેલી હકીકત;

(ક) એમાંથી કોઈ પક્ષકારે હાજર કરેલા દસ્તાવેજોના મજકુર.

મુદ્દા કાઢ્યા પેહેલાં કોરટ સાક્ષી અથવા દસ્તાવેજ તપાસે.

૧૪૮. કોરટની રૂબરૂ હાજર ન હોય એવા કોઈ શખસની જબાની લીધાશિવાય, અથવા ફરિયાદમાં હાજર કર્યો ન હોય એવા કોઈ દસ્તાવેજ જોયાવગર મુદ્દા બરોબર રીતે કાઢી શકાશે નહીં, એમ કોરટની નજરમાં આવે તો, કોઈ આગળનો દિવસ ઠરાવીને તે ઉપર મુદ્દા કાઢવાનું બંધ રાખ-

વાને તથા ( હિંદુસ્તાનના પુરાવાના આકારમાં કહેલા નિયમોને બાધ ન આવે તે રીતે) સમન અથવા બીજી પ્રોસેસ કાઢીને કોઈ શખ્સને હાજર રહેવાની જરૂર પાડવાને, અથવા જેના હાથમાં કોઈ દસ્તાવેજ હોય તેને તે હાજર કરવાની જરૂર પડવાને, કોર્ટ મુખ્ત્યાર છે.

ટીકા—૧૪૮. દાવાની અરજીમાં જે હકીકત હોય તે ઉપરથીજ દાવાની તજવીજ કોર્ટ કરવાને બંધાઈ નથી. પક્ષકારોની વચેહ્ના વાંધો છે તે કોર્ટે નકી કરવા જોઈએ, અને તેમ કરવામાં જરૂર પડે તો મુદ્દા આ કલમ પ્રમાણે સુધારવા પણ ખરા. ૯ બે. લૉ. રી. ૨૭૩

મુદ્દા વધારવાનો, દુરસ્ત કરવાનો, અને કમી કરવાનો અખ્ત્યાર.

૧૪૯. હુકમનામું કરતા પહેલાં કોઇપણ વખતે, કોર્ટને યોગ્ય જણાય તે શરતો કરીને, મુદ્દા દુરસ્ત કરવાને અથવા જાસ્તી મુદ્દા કાઢવાને કોર્ટ મુખ્ત્યાર છે, અને પક્ષકાર વચેની તકરારનો નિર્ણય કરવાને મુદ્દામાં દુરસ્તી કરવાની અથવા જાસ્તી મુદ્દા કાઢવાની જરૂર હોય તો સદરહુ રીતે દુરસ્તી કરવી અથવા જાસ્તી મુદ્દા કાઢવા.

કોઈ મુદ્દા ખોટી રીતે કાઢ્યા છે અથવા દાખલ કર્યા છે એમ હુકમનામું કરતા પહેલાં કોઇપણ વખતે કોર્ટને જણાયતો તે મુદ્દા રદ કરવાને પણ કોર્ટ મુખ્ત્યાર છે.

હકીકતની અથવા કાયદાની બાબતે પક્ષકારો એકમત થઈને મુદ્દાના આકારમાં લખી આપે.

૧૫૦. ફરિયાદના પક્ષકારો, પોતાની વચે હકીકતની અથવા કાયદાની અમૂક બાબતનો ઠરાવ કરવાનો છે, એમ એકમત થાય તો તેઓ તે એક મુદ્દાના આકારમાં જણાવે, અને એવું લખેલું કરારનામું કરે કેઃ—

(અ) તે મુદ્દાનો કોર્ટે હા કે ના નો ઠરાવ કરેથી કરારનામામાં બતાવેલી અથવા કોર્ટ ઠરાવે તે અથવા કોર્ટ ફરમાવે તેરીતે ઠરાવેલી રકમ એક પક્ષકારે બીજા પક્ષકારને આપવી, અથવા તેમાંના એકને કરારનામામાં બતાવેલી કંઇ જવાબદારી અથવા હક્ક છે એમ ઠરાવવું.

(બ) તેવો ઠરાવ કરેથી કરારનામામાં બતાવેલી તથા ફરિયાદમાંની તકરારી મિલકત પક્ષકારો પૈકી એક પક્ષકારે બીજા પક્ષકારને અથવા તે બીજો પક્ષકાર ફરમાવે તે રીતે આપવી, અથવા

(ક) તેવો ઠરાવ કરેથી, કરારનામામાં બતાવેલું તથા તકરારી બાબતને લગતું કોઇ વિશેષ કામ એક અથવા વધારે પક્ષકારે કરવું કે કરવાથી દુર રહેવું.

૧૫૧. પોતાને યોગ્ય જણાય તેવી તપાસ કર્યાપછી કોરટની ખાત્રી થાય કે,— કરારનામું શુ દ્ધબુદ્ધિથી કરેલું છે એમ કોરટની ખાત્રી થાયતો કોર્ટ ફેસલો આપે.

(અ) પક્ષકારોએ યોગ્ય રીતે કરારનામું કરેલું છે,

(બ) મજકુર એકમત થએલી બાબતનો ઠરાવ થવામાં તેમનો ખરેખરો સંબંધ છે, અને

(ક) તે એકથી કરીને ઠરાવ થવા લાયક છે,—

તો તે મુદ્દો દફતરમાં દાખલ કરીને તેની ચોકશી કરવાને, તથા જાણે તે મુદ્દો પોતેજ કાઢ્યો હોય તેરીતે તેના ઉપર પોતાનો ઠરાવ કે અભિપ્રાય લખવાને કોરટ મુખત્યાર છે;

અને તે મુદ્દાના ઠરાવ અથવા ચુકાદાઉપરથી કરારનામાની શરતો પ્રમાણે ફેસલો કહી સંભળાવવાને કોરટ મુખત્યાર છે;

અને આ રીતે આપેલા ફેસલા ઉપરથી હુકમનામું કરવું, અને તે ફેસલો જાણે બે તરફી તકરારી ફરિયાદમાં થયો હોય ત્યારે તે હુકમનામું જે રીતે બને તેરીતે તે બજાવાય.



## બાબ ૧૨ મો.

### પહેલી સુનાવણી વખતે ફરિયાદનો નિકાલ.

૧૫૨. ફરિયાદની પહેલી સુનાવણી વખતે એમ જણાય કે, કાયદાની અથવા હકીકતની કોઇ બાબતમાં પક્ષકારોને તકરાર નથી, તો એકદમ ફેસલો કહી સંભળાવવાને કોરટ મુખત્યારછે. કાયદાની અથવા હકીકતની કોઈ બાબતમાં પક્ષકારોનેતકરાર ન હોય તો.

૧૫૩. એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય અને તેમાંના કોઇને વાદી સાથે કાયદાની અથવા હકીકતની કોઇ બાબતમાં તકરાર ન હોય, તો તે પ્રતિવાદીની તરફેણમાં અથવા વિરૂદ્ધમાં એકદમ ફેસલો કહી સંભળાવવાને કોરટ મુખત્યારછે, અને પછી ફરિયાદ માત્ર બાકીના પ્રતિવાદી વિરૂદ્ધજ ચાલશે. ઘણા પ્રતિવાદીઓ પૈકી કોઇ ને વાદી સાથે ત કરાર ન હોયતો.

૧૫૪. જ્યારે કાયદાની અથવા હકીકતની કોઈ બાબત વિશે પક્ષકારો વચે તકરાર હોય, અને આ આકટમાં પાછળ ઠરાવ કર્યાછે તે રીતે કોરટે મુદ્દા કાઢ્યા હોય ત્યારે, જો કોરટની ખાત્રી થાય કે,—ફરિયાદનો ફેસલો કરવાને બસ થાય તેટલા મુદ્દા ઉપર જે પુરાવો અથવા દલીલો પક્ષકારો એકદમ આપે તે કરતાં વધારે જોઇતી નથી, તથા તેજ વખતે કાયદાની અથવા હકીકતની બાબતોમાં પક્ષકારોને તકરાર હોય તો.

ફરિયાદ આગળ ચલાવવાથી ગેર ઇનસાફ થાય તેમ નથી, તો તે મુદાનો ઠરાવ કરવાને કોરટ મુખત્યાર છે.

કોરટ મુદ્દા ઉપર ઠરાવ કરે અને ફેસલો કહી સંભળાવે.

અને તે મુદા ઉપરનો ઠરાવ નિકાલ કરવાને વાસતે બસ હોય તો તે પ્રમાણે ફેસલો કહી સંભળાવવાને કોરટ મુખત્યારછે; પછી ભલે તો માત્ર મુદા ઠરાવવાને વાસતે સમન કાઢ્યો હોય કે ફરિયાદના આખરે નિકાલને વાસતે કાઢ્યો હોય તેની ચિંતા નહીં.

પરંતુ માત્ર મુદા ઠરાવવાને વાસતે સમન કાઢ્યો હોય ત્યારે, પક્ષકારો અથવા તેમના પ્લીડરો હાજર હોય અને તેમાંનું કોઈ હરકત ન લે તો સદરહુ પ્રમાણે ફેસલો આપવો.

જો તે ઠરાવ નિકાલ કરવાને બસ ન હોય તો કોરટે ફરિયાદની આગળની સુનાવણી મુલતવી રાખવી, અને મુકદમામાં જોઇએ તેવો વધારે પુરાવો અથવા તેવી વધારે દલીલો હાજર કરવાને એક દિવસ મુકરર કરવો.

એમાંથી એક પક્ષકાર પોતાનો પુરાવો હાજર ન કરે તો કોર્ટ ફેસલો કહી સંભળાવે.

૧૫૫. ફરિયાદના આખર નિકાલને વાસ્તે સમન કાઢ્યો હોય, અને એમાંથી એક પક્ષકાર, પોતે જે પુરાવા ઉપર આધાર રાખતો હોય તે પુરાવો, પુરતા કારણ શિવાય, હાજર કરવાને ચુકે તો, એકદમ ફેસલો કહી સંભળાવવાને કોરટ મુખત્યારછે.

અથવાફરિયાદ મુલતવી રાખે.

અથવા કોરટને યોગ્ય લાગે તો, કલમ ૧૪૯ પ્રમાણે મુદા કાઢીને દફતરમાં દાખલ કર્યા પછી, તે મુદા ઉપર પોતાનો ઠરાવ કરવાને વાસતે જરૂર હોય તે પુરાવો હાજર કરવા સારૂ ફરિયાદ મુલતવી રાખવાને કોરટ મુખત્યારછે.

---

## બાબ ૧૩ મો.

### મુલતવી રાખવા વિશે.

કોર્ટ મુદત આપે અને સુનાવણી મુલતવીરાખે.

૧૫૬. ફરિયાદની કોઇપણ સુનાવણી વખતે, પુરતું કારણ દેખાડવામાં આવેતો, પક્ષકારોને અથવા તેમાંના કોઇને મુદત આપવાને તથા ફરિયાદની સુનાવણી વખતે વખતે મુલતવી રાખવાને કોરટ મુખત્યાર છે.

મુલતવી રાખવાનું ખરચ.

આમ કરવામાં આવે ત્યારે કોરટે ફરિયાદની આગળ સુનાવણી કરવાનો દિવસ ઠરાવવો; અને મુલતવી રાખવાને લીધે જે ખરચ થાય તેની બાબતમાં પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છેઃ

પરંતુ એક વખત પુરાવો સાંભળવાનું કામ શરૂ થયું એટલે, કોરટમાં હાજર હોય તે બધા સાક્ષીઓની જબાની લેવાઈ રહે ત્યાંસુધી, ફરિયાદની સુનાવણી પ્રત્યેક દિવસે ચાલુ રાખવી. પણ સુનાવણી મુલતવી રાખવાની

જરૂર છે એમ કોરટને જણાય તો, તેમ કરવાનાં કારણ જડજ પોતાને હાથે દફતરમાં લખીને, તે સુનાવણી મુલતવી રાખી શકે.

૧૫૭. જે દિવસ ઉપર ફરિયાદની સુનાવણી મુલતવી રાખી હોય તે દિવસે પક્ષકારો અથવા તેમાંના કોઈ હાજર થવાને ચુકે તો, આ બાબમાં તેવે પ્રસંગે જે રીતો ફરમાવેલીછે તેમાંની એક રીતે ફરિયાદનો નિકાલ કરવાને, અથવા પોતાને યોગ્ય જણાય તેવો બીજો કોઇ હુકમ કરવાને કોરટ મુખત્યારછે.

ઠરાવેલે દિવસે પક્ષકારો હાજર ન થાય તો શી રીતે કરવું.

ટીકા—૧૫૭. જે દહાડો પેહેલી સુણાવણીનો નકી કરવામાં આવ્યો હતો તે દહાડે પક્ષકારો હાજર હતા પછી પ્રતિવાદીની અરજી ઉપરથી તેઓ કેટલાક દસ્તાવેજો મેળવી શકે અને તેમની લેખી હકીકતો રજુ કરી શકે તેટલા માટે મુકદમો મુલતવી રાખવામાં આવ્યો તે મુલતવી રાખ્યા પછી જે દાહાડો ઠરાવ્યો હતો તે દિવસે પ્રતિવાદીઓએ જે કરવાનું હતું તે કર્યું પણ નહી અને હાજર પણ થયા નહી તે ઉપરથી દાવો ચુકવવામાં આવ્યો અને તેમના વિરૂદ્ધ ફેસલો થયો. આ દાવો એક તરફી ચુક્યો એમ ઠરાવવામાં આવ્યુ નહી. ૪ મ હા. રી. ૨૧૪

સુણાવણીનો દીવસ મુકરર કરવામાં આવ્યો નથી તેવા કામને આ કલમ લાગુ નથી. ૧૮ વી. રી. ૩૨૫

૧૫૮. ફરિયાદના જે પક્ષકારને મુદત આપી હોય તે, જેને વાસ્તે મુદત આપી હોય તે કરવાને—એટલે પોતાનો પુરાવો હાજર કરવાને અથવા પોતાના સાક્ષીઓને હાજર રાખવાને અથવા ફરિયાદ આગળ ચલાવવાને જરૂરનું હોય એવું બીજુ કાંઈ કૃત્ય કરવાને કસુર કરે, તો તે કસુર છતાં એ લાગલોજ ફરિયાદનો ચુકાદો કરવાને કોરટ મુખત્યારછે.

એમાંથી એક પક્ષકાર પોતાનો પુરાવો આણવા વગેરેને માટે કસુર કરે તો જ કોર્ટ ફરિયાદ ચલાવે.

ટીકા—૧૫૮. આ કલમ ઉપર ૪ મ. હા. રી. ૫૯મે જુઓ.

ગેરહાજરીના સબબથી દાવો કાઢી નાંખવામાં આવ્યો પછી અપીલ કોરટે નીકાલ સારૂ તે દાવો પાછો મોકલ્યો આવા કામમાં નવો પુરાવો લેવાની જડજને સત્તા નથી એમ ઠર્યું અને જો નવો પુરાવો તે કોરટ લે તો તે પુરાવા ઉપર અપીલ કોરટ ધ્યાન આપી શકે નહી. ૩ બે. લો. રી. ૯૧ આપેન્ડીક્ષ.

## બાબ ૧૪ મો.

### સાક્ષીઓને સમન કરવા તથા તેમણે હાજર રહેવા વિશે.

૧૫૯. પ્રતિવાદી ઉપરનો સમન ગમે તો ફક્ત મુદ્દા ઠરાવવાનો હોય કે ગમે તો ફરિયાદના આખર નિકાલનો હોય, પણ તે સમન પ્રતિવાદીને પોંચાડવા સારૂ આપ્યા પછી, મુદ્દા ઠરાવવાનો કે નિકાલનો—જેનો હોય તેનો જે દિવસ ઠરાવ્યા હોય તે પહેલાં, કોરટને અથવા આ બાબતને વાસતે

શહેદી પુરવા સારૂ અથવા દસ્તાવેજો હાજર કરવા સારૂ હાજર રહેવાનો સમન.

કોરટ નીમે તે અમલદારને અરજ કરીને, શાહેદી આપવાને અથવા દસ્તાવેજ હાજર કરવાને જે સખ્સોની હાજરીની જરૂર હોય, તેમના ઉપર સમન કઢાવવાને પક્ષકારો મુખ્ત્યારછે.

સમન કાઢવાની અરજ કરવામાં આવે એટલે સાક્ષીઓનું ખરચ કોર્ટમાં ભરવું.

૧૬૦. સમન કરેલા સખ્સને જે કોરટમાં બોલાવવો હોય તે કોરટ સુધી તેને આવવાના તથા ત્યાંથી પાછા જવાના તથા એક દિવસ હાજર રહેવાના વાટ ખરચ તથા બીજા ખરચને સારૂ જેટલી રકમ કોરટની નજરમાં બસ જણાય તેટલી રકમ, સમનને વાસ્તે અરજ કરનાર પક્ષકારે સમન નિકળ્યા પહેલાં અને કોરટ ઠરાવે તે મુદતની અંદર કોર્ટમાં ભરવી.

ખરચનો દર.

હૈ કોરટના તાબાની તે કોરટ હોય તો, સદરહુ ખરચનો દર ઠરાવવામાં યોગ્ય અધિકારીએ કરેલા (જો કંઈ નિયમ હોય તો તે) નિયમઉપર ધ્યાન રાખવું.

ખરચ સાક્ષીને આપવા માંડવું.

૧૬૧. સદરહુપ્રમાણે કોરટમાં ભરેલી રકમ જો સમન હાથોહાથ પોંચાડી શકાય તો, જેનાઉપર સમન કાઢેલો છે તે શખ્સને સમન બજાવતી વખતે આપવા માંડવી.

ભરેલી રકમ પુરતી ન હોય ત્યારે શીરીતકરવું.

૧૬૨. કોરટની અથવા આ બાબતમાં કોરટ નીમે તે અમલદારની નજરમાં એવું આવે કે, કોરટમાં ભરેલી રકમ સદરહુ ખરચ પુરૂં પાડવાને બસ નથી, તો તે કારણસર જરૂર જણાય તેટલી વધારે રકમ સમન કરેલા શખ્સને આપવી એવું ફરમાવવાને કોરટ મુખ્ત્યાર છે; અને, તે આપવામાં કસુર થાય તો, સમન કઢાવનાર પક્ષકારની જંગમ મિલકત જપ્ત કરી વેચીને તે રકમ વસુલ કરવાનું, અથવા સમન કરેલા શખ્સને શાહેદી લીધાવગર રજા આપવાનું, અથવા સદરહુપ્રમાણે વસુલ કરવું તથા સાક્ષીને સદરહુપ્રમાણે રજા આપવી એ બંનેવાનાં, ફરમાવવાને કોરટ મુખ્ત્યાર છે.

એક કરતાં વધારે દિવસ સાક્ષીને ખોટી કર્યા હોય ત્યારે તેનું ખરચ.

સમન કરેલા શખ્સને એક દિવસ કર્તાં વધારે મુદત રાખવાની જરૂર પડે તો, જે પક્ષકારની અરજઉપરથી સમન કાઢ્યો હોય તેને તે વધારે મુદતસુધી રહેવાનું ખરચ પુરૂં પડે તેટલી રકમ ભરવાનું, વખતે વખતે ફરમાવવાને કોરટ મુખ્ત્યાર છે; અને તે રકમ ભરવામાં કસુર થાય તો જે પક્ષકારની અરજથી તેને સમન કાઢ્યો હોય તેની જંગમ મિલકત જપ્ત કરી વેચીને તે રકમ વસુલ કરવાનું, અથવા સમન કરેલા શખ્સની શાહેદી લીધાવગર તેને રજા આપવાનું, અથવા સદરહુપ્રમાણે વસુલ કરવું તથા સાક્ષીને રજા આપવી એ બંનેવાનાં, ફરમાવવાને કોરટ મુખ્ત્યાર છે.

હાજર રહેવાનો વખત, ઠેકાણું, અને કામ એ સમનમાં લખવું.

૧૬૩. શાહેદી પુરવા સારૂ અથવા દસ્તાવેજ હાજર કરવા સારૂ હાજર રહેવાના પ્રત્યેક સમનમાં તેણે ક્યારે અને કયે ઠેકાણે હાજર રહેવું એ લખવું. વળી, શાહેદી પુરવા સારૂ તેણે હાજર રહેવાનુંછે કે દસ્તાવેજ

રજુ કરવા સારૂછે, કે તે બંને કામને વાસ્તે તેણે હાજર રહેવાનુંછે એ પણ લખવું. તથા સમન કરેલા સાક્ષીને કોઇ અમુક દસ્તાવેજ હાજર કરવા બોલાવવો હોય તો તે દસતાવેજનું સમજાય એમ બરાબર વર્ણન સમન-માં લખવું.

દસ્તાવેજ હાજર કરવાનો સમન.

૧૬૪. કોઇપણ શખ્સને, શાહેદી પુરવાનો સમન ન કરતાં દસ્તાવેજ હાજર કરવાનો સમન થઈ શકેઃ અને જે શખ્સને માત્ર દસ્તાવેજ હાજર કરવાનો સમન કર્યો હોય, તે જાતે આવીને દસ્તાવેજ હાજર ન કરતાં બીજાપાસે હાજર કરાવે, તો તેણે સમન માન્ય કર્યો એમ સમજવું.

કોર્ટમાં હાજર હોય એવા શખ્સને શાહેદી પુરવાનું કહેવાનો અખત્યાર.

૧૬૫. કોરટમાં હાજર હોય એવા કોઈ શખ્સને શાહેદી પુરવાનું કહેવાને, અથવા તેજ વખતે અને તેજ ઠેકાણે તેના ખરેખરા કબજામાં કે અખત્યારમાં હોય તેવા દસ્તાવેજ હાજર કરવાનું કહેવાને, કોરટ મુખત્યાર છે.

સમન શી રીતે પોંચાડવો.

૧૬૬. કોઈ શખ્સને શાહેદી પુરવા સારૂ અથવા દસ્તાવેજ હાજર કરવાસારૂ સમન કરેલો હોય તે પ્રત્યેક સમન, પ્રતિવાદીને સમન પોંચાડવાને આ આકટમાં પાછળ જે રીત કહી છે તે રીતે બને ત્યાંસુધી પોંચાડવો. અને પોંચ્યાની શાબીતી વિશે ૬ઠ્ઠા બાબમાં જે નિયમો કહ્યા છે તે આ કલમ પ્રમાણે પોંચાડેલા બધા સમનને વાસ્તે લાગુ પડશે.

સમન પોંચાડવાનો વખત.

૧૬૭. સમન કરેલા શખ્સને હાજર રહેવાને સમનમાં જે વખત લખ્યો હોય, તેનાથી હમેશાં એટલી મુદત પહેલાં આ સમન પોંચાડવો, કે તેથી તેને તૈયારી કરવાનો તથા જે જગાએ હાજર રહેવાનું હોય તે જગાએ જવાનો પુરતો વુખત મળે.

નાસતા ફરતા સાક્ષીની મિલકત જપ્ત કરવાનું.

૧૬૮. શાહેદી પુરવાનો અથવા દસ્તાવેજ હાજર કરવાને હાજર રહેવાસારૂ કોઈ શખ્સને સમન કર્યો હોય, તે બજતો નથી એમ સમન પોંચાડનાર અમલદાર કોરટને લખી મોકલે તો, સમન ન પોંચ્યાનીબાબતમાં સમન પોંચાડનાર અમલદારની સોગનઉપર કોરટે જબાની લેવી;

અને, તેની શાહેદી લેવી અથવા દસ્તાવેજ હાજર થવો જરૂરનો છે એ વિશે, તથા જે શખ્સને હાજર રહેવાને સમન કાઢેલો હોય તે શખ્સ સમન ન પોંચે એ હેતુથી નાસતો ફરે છે, કે ચુકવા ચુકવી કરે છે એવિશે, કોરટની ખાત્રી કરવામાં આવે તો–અમૂક દિવસે અને અમૂક જગાએ શાહેદી પુરવા અથવા દસ્તાવેજ હાજર કરવા તમારે હાજર રહેવું, એમ જાહેરનામામાં લખીને જાહેરનામું કાઢવાને કોરટ મુખત્યાર છે, અને તે જાહેરનામાની નકલ તે શખ્સ હમેશ રહેતો હોય તે ઘરને બહારને બારણે ચોઢવી.

તે જાહેરનામામાં કહેલી વખતે અને જગાએ તે હાજર ન રહે તો, જે પક્ષકારની દરખાસ્ત ઉપરથી સમન કાઢ્યો હોય તે પક્ષકારે અરજ કરવાથી કોરટની નજરમાં આવે તો, જેને હાજર રાખવાની જરૂર હોય તેની, કોરટની નજરમાં યોગ્ય આવે તેટલી મિલકત જપ્ત કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. પણ જપ્તીનું ખરચ તથા કલમ ૧૭૦ પ્રમાણે દંડ કરવામાં આવે તેની રકમ એ કરતાં વધારે મિલકત જપ્ત કરવી નહીં.

પરંતુ કોઈ સ્માલકાજકોરટે સ્થાવર મિલકતની જપ્તીનો હુકમ કરવો નહીં:

ટીકા—૧૬૮. મીલકત જપ્ત કરવા બાબતની કોરટને જે સત્તા આપી છે તે બહુ વીચારપુર્વક વાપરવાની છે. ૮ વી. રી. ૫૦૫ અને જપ્તીની અરજી કોરટને કરવામાં આવે કે કોરટે તેનો તપાસ કરવો પણ એકદમ તે રદ કરી અરજદાર વિરૂદ્ધ ઠરાવ કરવો નહી. ૩ વી. હા. ૯૭.

સાક્ષી હાજર થાય તો જપ્તી ખસેડી શકાય.

૧૬૯. મિલકત જપ્ત થયાપછી તે શખસ હાજર થઈને કોરટની ખાત્રી કરી આપે કે સમન ન બજે એ હેતુથી હું નાસી ગયો નહોતો, અથવા ચુકવા ચુકવી કરતો નહોતો, અને જાહેરનામામાં લખેલ વખતે તથા ઠેકાણે હાજર થઈ શકું એટલી વેળાસર મને જાહેરનામાની ખબર પડી નહોતી,— તો તે મિલકત ઉપરથી જપ્તી ખસેડવાને કોરટે હુકમ કરવો, તથા જપ્તીના ખરચબાબત યોગ્ય જણાય તેવો હુકમ કરવો.

સાક્ષી હાજર ન થાય તો શી રીતે કરવું.

૧૭૦. જો તે શખસ હાજર ન થાય, અથવા હાજર થયા છતાં,— સમન ન પોંચે એ હેતુથી હું નાસી ગયો નહોતો કે ચુકવા ચુકવી કરતો નહોતો, અને જાહેરનામામાં લખેલ વખતે તથા ઠેકાણે હાજર રહેવાસારૂ જાહેરનામાની મને વેળાસર ખબર પડી ન હોતી— એવી કોરટની ખાત્રી ન કરે, તો તેની સંસારી હાલત તથા મુકદ્દમાની બંધી હકીકત ઉપર ધ્યાન રાખીને ૫૦૦ રૂપીયા કરતાં વધારે નહીં એવો કોરટને યોગ્ય લાગે એટલો તેનો દંડ કરવાને કોરટ મુખત્યાર છે. તથા સદરહુ રીતે દંડ થયો હોય તો તે રકમ અને જપ્તીને લીધે થએલો બધો ખરચ વસુલ કરવાસારૂ જપ્ત કરેલી મિલકત અથવા તેનો કંઈ ભાગ વેચવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

પરંતુ જેની હાજરીની જરૂર હોય તે શખસ સદરહુ દંડ તથા ખરચની રકમ કોરટમાં ભરે તો તે મિલકત ઉપરથી જપ્તી ખસેડવાનો કોરટે હુકમ કરવો.

ફરિયાદના પક્ષકાર શિવાયના શખસોને સાક્ષીઓ તરીકે કોરટ પોતાની મેળે સમન કાઢે.

૧૭૧. હાજર થવા તથા હાજર રહેવાવિશે આ કાયદામાં જે નિયમ કહ્યા છે તેને તથા હિંદુસ્તાનના સન ૧૮૭૨ ના પુરાવાના આક્ટમાં જે ઠરાવ છે તેને બાધ ન આવે તે રીતે, ફરિયાદના પક્ષકાર શિવાય બીજા કોઈ શખસની જબાની લેવાની કોઇપણ વખતે કોરટને જરૂર જણાય, અને ફરિયાદના કોઈ પક્ષકારે તેનું નામ સાક્ષીમાં આપ્યું ન હોય તો, પો-

તાની મેળે, તે શખ્સને સાક્ષી તરીકે શાહેદી પુરવાસારૂ અથવા તેના કબજામાંનો દસ્તાવેજ હાજર કરવાસારૂ એક દિવસ ઠરાવી તે દિવસનો સમન કઢાવીને શાક્ષી તરીકે તેની જબાની લેવાને અથવા તે દસ્તાવેજ હાજર કરવાનું તેને કહવાને કોરટ મુખ્ત્યાર છે.

શાહેદી પુરવા સારૂ અથવા દસ્તાવેજ હાજર કરવા સારૂ જે શખ્સોને સમન થયો હોય તેમની ફરજ.

૧૭૨. ઉપરની છેલી કલમમાં બતાવેલા નિયમ તથા ઠરાવ ઉપર નજર રાખીને, ફરિયાદમાં હાજર થઇને શાહેદી પુરવાનો જેને સમન થયો હોય, તેણે તે કામને વાસ્તે સમનમાં લખેલે ઠેકાણે અને વખતે હાજર રહેવું. અને દસ્તાવેજ હાજર કરવાને જેનાઉપર સમન થયો હોય તેણે સદરહુ વખતે તથા ઠેકાણે તે હાજર કરવાસારૂ હાજર રહેવું અથવા બીજા પાસે હાજર કરાવવો.

તેમણે ક્યારે જવું.

૧૭૩. સદરહુ રીતે સમન થએલા તથા હાજર રહેલા કોઇપણ શખ્સે-(અ) તેની જબાની લેવાઈ રહે અથવા દસ્તાવેજ હાજર કરે અને કોરટ ઉઠીજાય તે વગર અને ત્યાંસુધી, અથવા, (બ) જતા રહેવાને કોરટની રજા મળે તેવગર અને ત્યાંસુધી,–જતા રહેવું નહીં.

સમન અમાન્ય કરવાનાં પરિણામ.

૧૭૪. શાહેદી પુરવાનો અથવા દસ્તાવેજ હાજર કરવાનો સમન જે શખ્સને પોંચાડયો હોય તે શખ્સ સમન અમાન્ય કરે, અથવા સદરહુ રીતે સમન થએલો અને હાજર રહેલો કોઈ શખ્સ કલમ ૧૭૩ થી ઉલટી રીતે જતો રહે, તો તેને પકડીને કોરટની રૂબરૂ આણવાનો હુકમ કરવાને કોરટ મુખ્ત્યાર છે;

પરંતુ સદરહુપ્રમાણે કસુર કરવાનો કસુર કરનાર શખ્સને કાયદાસર સબબ હતો એમ માનવાનું કોરટને કારણ હોય તો સદરહુપ્રમાણે હુકમ કરવો નહીં.

સદરહુપ્રમાણે કોરટની રૂબરૂ આણેલો શખ્સ, સમન અમાન્ય કરવાનો કાયદાસર સબબ હતો એવી કોરટની ખાત્રી ન કરે તો પાંચશે રૂપીયાસુધી તેને દંડની શિક્ષા કરવાને કોરટ મુખ્ત્યાર છે.

ખુલાશોઃ—કલમ ૧૬૦ માં કહેલું ખરચ કરવાને પુરતી રકમ ન ભરવામાં આવે અથવા તે રકમ લ્યો એમ ન કહેવામાં આવે તો તે આ કલમના અર્થપ્રમાણે કાયદાસર સબબ ગણવો.

પકડાએલો સાક્ષી શાહેદી ન પુરી શકે અથવા દસ્તાવેજ હાજર ન કરી શકે ત્યારે શું કરવું.

સદરહુપ્રમાણે પકડીને કોરટની રૂબરૂ આણેલો કોઈ શખ્સ પક્ષકારોની અથવા તે પૈકી કોઇની ગેરહાજરીને લીધે, સમન પ્રમાણે શાહેદી ન પુરી શકે, અથવા દસ્તાવેજ હાજર ન કરી શકે તો, કોરટને યોગ્ય લાગે તે જગાએ ને તે વખતે હાજર થવાસારૂ યોગ્ય જામીન અથવા બીજી હામી આપવાનું ફરમાવવાને તથા તે જામીન કે હામી આપેથી તેને છુટો કરવાને કોરટ મુખ્ત્યાર છે.

સાક્ષી નાસતો ફરે ત્યારે શું કરવું.

૧૭૫. આવી રીતે સમન અમાન્ય કરનારો કોઈ શખ્સ, તેને કોઈ પકડીને કોરટની રૂબરૂ ન આણે એટલામાટે, નાસી જાય કે ચુકવા ચુકવી કરતો ૧૬૮, ૧૬૯ ને ૧૭૦ એ કલમો પ્રસંગ પ્રમાણે જરૂરનો ફેરફાર કરીને લાગુ પાડવી.

જાતે હાજર રહેવાને બંધાએલા શખ્સો.

૧૭૬. (અ) કોરટની સાધારણ અવલ હકુમતની સ્થાનીક હદમાં, અથવા

(બ) તે હદની બહાર પણ કોરટના મકાનથી ૫૦ મૈલ કરતાં ઓછા અંતર ઉપર કોઈ ઠેકાણે, અથવા ( તેને રેહેવાનું ઠેકાણું અને કોરટ બેસેછે તે ઠેકાણું એ બે વચ્ચે જે અંતર હોય તેના પાંચ શષ્ટાંશ અંતરમાં આગગાડી ચાલતી હોય તો) કોરટના મકાનથી ૨૦૦ મૈલ કરતાં ઓછે અંતરે—

જે સખ્શ રહેતો ન હોય, તે કોરટમાં શાહેદી પુરવા કે જબાની આપવા સારૂ જાતે હાજર રહેવાને બંધાએલો નથી.

કોરે કોઈ પક્ષકારને શાહેદી પુરવાનું કહ્યા છતાં તે ના પાડે તેનું પરિણામ.

૧૭૭. કોરટમાં હાજર હોય એવા ફરિયાદના કોઈ પક્ષકારને, શાહેદી પુરવાનું અથવા ત્યાં ને ત્યાં તેજ વખતે તેના ખરેખરા કબજામાં કે અખત્યારમાં હોય એવો કોઇ દસ્તાવેજ હાજર કરવાનું કોરટ ફરમાવે; અને કાયદાસર સબબ વિના, તે તેમ કરવાને ના પાડે ત્યારે, કોરટની નજરમાં આવે તો તેના વિરૂદ્ધ હુકમનામું કરવાનેં કે, ફરિયાદની બાબતમાં પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને કોરટ મુખત્યારછે.

સાક્ષીઓ બાબતના નિયમ સમન કરેલા પક્ષકારોને લાગુ છે.

૧૭૮. ફરિયાદના કોઇ પક્ષકારને શાહેદી પુરવા કે દસ્તાવેજ હાજર કરવા સારૂ કહેવામાં આવે ત્યારે, આ કાયદામાં સાક્ષીઓ વિશે જે નિયમ કહ્યાછે તે, તેને જેટલા લાગુ પડી શકે તેટલા પાડવા.

---

## બાબ ૧૫ મો.

### ફરિયાદની સુનાવણી તથા સાક્ષીઓની જબાની વિશે.

શરૂવાત કરવાનો હક જે પક્ષકારને હોય તેણે પોતાનો મુકદમો કહીને પુરાવો હાજર કરવો.

૧૭૯. ફરિયાદની સુનાવણીને વાસ્તે જે દિવસ ઠરાવ્યો હોય તે દિવસે, અથવા સુનાવણી જે દિવસઉપર મુલતવી રાખી હોય તે દિવસે, શરૂવાત કરવાનો જે પક્ષકારને હક હોય તે પક્ષકારે પોતાનો મુકદમો કહી બતાવવો; અને જે મુદ્દા સાબિત કરવાને તે બંધાએલો હોય તેના પુષ્ટીમાં તેણે પોતાનો પુરાવો હાજર કરવો.

ખુલાસો—શરૂવાત કરવાનો હક્ક વાદીનો છે. પરંતુ વાદીએ કહેલી હકીકતો કબુલ કરીને પ્રતિવાદી એવી તકરાર લે કે,—કાયદાની કંઈ બાબતને લીધે અથવા પોતે જણાવેલી વધારે હકીકતોને લીધે, વાદી માગે છે તેમાંની કંઈ દાદ તેને મળવાનો હક્ક નથી,—તો શરૂવાત કરવાનો હક્ક પ્રતિવાદીનો થાય છે.

શરૂવાત કરવાના હક્ક વિશે નિયમો.

ટીકા—૧૭૯. પ્રતિવાદી, વાદીએ દરશાવેલી વાતો કબુલ કરે તો તેને શરૂ કરવાનો હક્ક મળે છે એટલેજ બધી બાબતો સાબીત કરવી જોઈએ, તે બધી પ્રતિવાદીએ કબુલ કરવી જોઈએ. ટુંકામાં જેના ઉપર સાબીતીનો બોજો છે તે સખસને શરૂ કરવાનો હક્ક છે તેથી જે બાબતો અગત્યની નથી તે કબુલ કરવામાં ન આવે તો તેથી કાંઈ બાધ આવતો નથી આવી કબુલત કોરટમાં અગર કેફીઅતમાં કરીશકાય. (પુરાવાનો કાયદાનો ભાગ ૩ જુઓ).

૧૮૦. પછી સામા પક્ષકારે પોતાનો મુકદ્દમો કહી બતાવવો અને પોતાનો કંઈ પુરાવો હોય તો તે આણવો.

સામા પક્ષકારે પોતાનો મુકદ્દમો કહીને પુરાવો આણવો.

પછી શરૂઆત કરનાર પક્ષકારને પ્રત્યુત્તર આપવાનો હક્ક છે.

શરૂવાત કરનાર પક્ષકારનો પ્રત્યુત્તર.

ઘણા મુદ્દા હોય અને તેમાંના કેટલાક શાબિત કરવાનો બોજો સામા પક્ષકાર ઉપર હોય ત્યારે શરૂવાત કરનાર પક્ષકાર, પોતાની નજરમાં આવે તો, તે મુદ્દા ઉપર પોતાનો પુરાવો આણે, કે નહીં તો સામો પક્ષકાર જે પુરાવો આણે તેના જવાબ તરીકે તે રાખી મુકે. જો તે પુરાવો રાખી મુકે તો, સામા પક્ષકારે પોતાનો બધો પુરાવો આણ્યાપછી તે મુદ્દા ઉપર શરૂવાત કરનાર પક્ષકાર પુરાવો આણવાને મુખત્યાર છે; અને પછી શરૂવાત કરનાર પક્ષકારે આવી રીતે જે પુરાવો આણ્યો હોય તે ઉપર સામો પક્ષકાર વિશેષ ઉત્તર આપે; પરંતુ શરૂવાત કરનાર પક્ષકારનો પછીથી સામાન્ય રીતે આખા મુકદ્દમા ઉપર પ્રત્યુત્તર આપવાનો હક્ક થશે.

૧૮૧. જે સાક્ષીઓ હાજર હોય તેમની શાહેદી ખુલ્લી કોરટમાં જડજની રૂબરૂ જડજ પોતે ફરમાવે એ રીતે અને તેની નિઘેબાની નીચે મોઢાના સવાલ પુછીને લેવી.

ખુલ્લી કોર્ટમાં સાક્ષીઓની જબાની લેવી.

ટીકા—૧૮૧. પુરાવો કેવી રીતે લેવા તે બાબતમાં પુરાવાના કાયદાનું દસમું પ્રકરણ જુઓ.

૧૮૨. અપીલ થઈશકે એવા મુકદ્દમાઓમાં પ્રત્યેક સાક્ષીની શાહેદી કોરટની ભાષામાં જડજે અથવા જડજની રૂબરૂ તેના પોતાના ફરમાવ્યા મુજબ અને તેની નિઘેબાની નીચે લખી લેવી. તે ઘણુંકરીને સ-

અપીલ થઈ શકે એવા કામમાં શાહેદી શી રીતે લેવી.

વાલ જવાબના રૂપમાં નહીં પણ એક હકીકતના રૂપમાં લખી લેવી. અને તે પુરી થઈ રહે એટલે જડજની તથા સાક્ષીની રૂબરૂ તથા પક્ષકારો કે તેમના પ્લીડરોના દેખતાં વાંચી સંભળાવવી, અને જરૂર પડતો જડજે તે સુધારવી, તથા તેનાઉપર સહી કરવી.

જબાનીનું ભાષાંતર ક્યારે કહી બતાવવું.

૧૮૩. જે ભાષામાં સાક્ષીએ શાહેદી પુરી હોય તેનાથી જુદી ભાષામાં કલમ ૧૮૨ પ્રમાણે તે લખી લીધી હોય, અને જે ભાષામાં તે લખી લીધી હોય તે ભાષા સાક્ષી સમજતો ન હોય તો, લખી લીધેલી શાહેદી, જે ભાષામાં તે આપી હોય તે ભાષામાં તેને સમજાવવી.

જડજે શાહેદી ન લખી લીધી હોય તો ટિપણ કરવું.

૧૮૪. જે મુકદમાઓમાં જડજ પોતે શાહેદી લખી ન લે તે મુકદમાઓમાં પ્રત્યેક સાક્ષીની શાહેદી લેવાતી જાય તેમ તે સાક્ષીની જબાનીની મતલબનું એક ટિપણ જડજે કરવું જોઇએ, અને તે ટિપણ જડજે પોતાને હાથે લખીને તેઉપર સહી કરવી તથા તેને દફતરનો એક ભાગ ગણવો.

અંગ્રેજીમાં શાહેદી ક્યારે લેઈ શકાય.

૧૮૫. કોરટની ભાષા અંગ્રેજી ન હોય તોએ, જો જાતે હાજર થએલા ફરિયાદના બધા પક્ષકાર તથા પ્લીડરની મારફતે હાજર થએલા પક્ષકારોના પ્લીડરો, અંગ્રેજી ભાષામાં પૂરેલી શાહેદી અંગ્રેજીમાં લખી લેવાને હરકત ન લે તો, જડજ પોતાને હાથે તે અંગ્રેજીમાં લખી લેવાને મુખત્યાર છે.

કોઈ વિશેષ સવાલ જવાબ લખી લેવાય.

૧૮૬. કોઈ મુકરર સવાલ જવાબ, અથવા કોઈ સવાલઉપરની કંઈ હરકત લખી લેવાનું અથવા લખાવી લેવાનું કંઈ વિશેષ કારણ જણાય તો, પોતાનીજ મેળે, અથવા કોઈ પક્ષકારની કે તેના પ્લીડરની અરજઉપરથી તે લખી લેવાને અથવા લખાવી લેવાને કોરટ મુખત્યાર છે.

હરકત લીધા છતાં કોરટે પુછવા દીધેલા સવાલ.

૧૮૭. સાક્ષીને કોઈ સવાલ પુછવાની કોઈ પક્ષકાર અથવા તેનો પ્લીડર હરકત લે, અને કોરટ તે સવાલ પુછવા દે તો, તે સવાલ, જવાબ, હરકત, હરકતકરનાર શખસનું નામ તથા તે ઉપરનો કોરટનો ઠરાવ એ બધુ જડજે લખી લેવું.

સાક્ષીની વરતણુક વિશેનો શેરો.

૧૮૮. કોઈ સાક્ષીની જબાની આપતી વખતની વર્તણુકવિશે જરૂર જણાય તેવો શેરો દફતરમાં લખવાને કોરટ મુખત્યાર છે.

અપીલ ન થઈ શકે એવા કામમાં શાહેદીનું ટીપણ કરવું.

૧૮૯. જે મુકદમાઓ ઉપર અપીલ થઈશકે નહીં તે મુકદમાઓમાં સાક્ષીઓની શાહેદી લંબાણથી લખી લેવાની જરૂર નથી. પણ પ્રત્યેક સાક્ષીની શાહેદી લેવાતી જાય તેમ તે સાક્ષીની જબાનીની મતલબનું ટિપણ જડજે કરવું, અને તે ટિપણ જડજે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી તથા તેને દફતરનો એક ભાગ ગણવું.

૧૯૦. આ બાબપ્રમાણે સદરહુ મુજબ કરવાનું ટિપણ જડજથી ન થઈશકે તેમ હોય તો, તે ન થઈશકવાનું કારણ તેણે દફતરમાં લખાવવું, અને જડજ મોઢેથી બોલે તેમ બોલે લખે એવી રીતે બીજાપાસે તે ટિપણ ખુલ્લી કોરટમાં લખાવવું. જડજથી એ ટિપણ ન થઈ શકે તો તે ન થવાનું કારણ તેણે લખવું.

આપ્રમાણે કરેલા પ્રત્યેક ટિપણને દફતરનો ભાગ ગણવો.

ટીકા—૧૯૦. આ કલમ પ્રમાણે જો પુરાવો બરાબર રીતે લેવામાં ના આવ્યો હોય તો કામ પાછું મોકલવામાં આવે. સુ. દી. આ. નોર્થવેસ્ટર્ન પ્રોવીન્સીસ. ૧૮૦.

૧૯૧. આ બાબપ્રમાણે શાહેદી લખી લેનાર અથવા કઈ ટિપણ કરાવી લેનાર જડજ, ફરિયાદનો નિકાલ થયા પેહલાં, મેયત થાય કે કોરટમાંથી તે જાય તો, તેની પછી થનાર નવા જડજે, પોતાને યોગ્ય જણાય તો, જાણે પોતેજ શાહેદી લખી લીધી હોય અથવા ટિપણ લખાવ્યું હોય તે રીતે તે શાહેદી અથવા ટિપણ ગણીને ચલાવવું. ફરિયાદનો નિકાલ થયા પહેલાં જડજ જાય તો તેણે લખી લીધેલી શાહેદી ઉપયોગમાં લેવાય.

૧૯૨. કોઈ સાક્ષી કોરટની હકુમતની બહાર જવાનો હોય, અથવા તેની શાહેદી આગલીજ લેવાનું બીજું પુરતું કારણ કોરટની ખાત્રી લાયક બતાવવામાં આવે તો, ગમે તે પક્ષકારના કે સાક્ષીના અરજઉપરથી, ફરિયાદ થયાપછી કોઈપણ વખતે પાછળ ઠરાવેલી રીતે તે સાક્ષીના શાહેદી લેવાને કોરટ મુખત્યાર છે. સાક્ષીની જબાની આગલીજ લેવાનો અખત્યાર.

સદરહુ શાહેદી પક્ષકારોના દેખતાં આગલીજ ન લેવાય તો જબાની લેવાસારૂ દિવસ ઠરાવીને તે દિવસની કોરટને યોગ્ય લાગે તેવી નોટીસ પક્ષકારોને આપવી.

આ રીતે લીધેલી શાહેદી સાક્ષીને વાંચી સંભળાવવી, અને તે શાહેદી બરાબર છે એમ તે કબુલ કરે તો તેઉપર તેણે સહી કરવી, અને પછી તે ફરિયાદની કોઈપણ સુનાવણી વખતે વાંચી શકાય.

૧૯૩. જેની જબાની લેવાઈ હોય અને જે કલમ ૧૭૩ પ્રમાણે જતો રહ્યો ન હોય તેવા કોઈ સાક્ષીને ફરિયાદ ચાલતાં કોઈપણ વખતે શાહેદી પુરવા પાછો બોલાવવાને કોરટ મુખત્યાર છે. તથા (હિંદુસ્તાનના સન ૧૮૭૨ ના પુરાવાના આક્ટને બાધ ન આવે તે રીતે) કોરટને યોગ્ય લાગે તેવા સવાલ તેને કરવાને કોરટ મુખત્યાર છે. સાક્ષીને પાછો બોલાવીને સવાલ કરવાને કોરટ મુખત્યાર છે.

ટીકા—૧૯૩. આ કલમ પ્રમાણે અમલ કરવાની ન્યાયાધીશને મુખત્યારી છે.

---

## બાબ ૧૬ મો.

### સોગનનામાં (આફિડેવિટ) વિશે.

*સોગનનામાથી કોઈ વાત શાબિત કરવાનો હુકમ થઈ શકે.*

૧૯૪. કોઇપણ વખતે પુરતું કારણ હોય તો, કોરટને યોગ્ય જણાય તે શરતો કરીને, કોઈ વિશેષ હકીકત અથવા હકીકતો સોગનનામાથી (આફિડેવીટથી) શાબિત કરવી અથવા કોઈ સાક્ષીનું સોગનનામું સુનાવણી વખતે વાંચવું, એવા હુકમ કરવાને કોઇપણ અવલ કોરટ તથા કોઇપણ અપીલ કોરટ મુખત્યાર છે.

પરંતુ કોરટને એમ જણાય કે, એમાંથી એક પક્ષકાર શુદ્ધબુધીથી કોઈ સાક્ષીને ઉલટ તપાસણી કરવાસારૂ બોલાવવા માગે છે, અને તે સાક્ષી હાજર કરાય તેમ છે, તો તે સાક્ષીને સોગનનામાથી શાહેદી આપવાનો અખત્યાર મળે તેવો હુકમ ન કરવો.

*ઉલટ તપાસણી સારૂ સોગનનામું કરનારે હાજર રહેવું એમ હુકમ કરવાનો અખત્યાર.*

૧૯૫. કોઇપણ અરજઉપર સોગનનામું કરીને શાહેદી આપી શકાય; પરંતુ સોગનનામું કરનારની ઉલટ-તપાસણી કરવાસારૂ તેને હાજર રાખવાની બેમાંથી કોઈ પક્ષકાર અરજ કરે, તો તે પ્રમાણે હાજર રહેવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

કોરટમાં જાતે હાજર રહેવાની આ કાયદા પ્રમાણે સોગનનામું કરનારને માફી ન મળી હોય, અથવા કોરટ બીજીરીતે ન ફરમાવે તો, તેણે સદરહુપ્રમાણે કોરટમાં હાજર રહેવું.

*સોગનનામામાં લખવાની બાબતો.*

૧૯૬. સોગનનામું કરનાર પોતાની જાતીકી માહીતીથી શાબિત કરીશકે તેટલીજ હકીકતો સોગનનામામાં લખવી. પરંતુ ફરિયાદ ચાલતાની દરમ્યાનની અરજોમાં, પોતે માનતો હોય તે મજકુરનાં જો યોગ્ય કારણ બતાવવામાં આવે તો તેવો મજકુર દાખલ થઈ શકે.

જે સોગનનામામાં અમસ્તી સાંભળેલી બાબતો લખી હોય અથવા દલીલ ભરેલી બાબત લખી હોય, અથવા દસ્તાવેજની નકલો કે તેમાંના ઉતારા લખ્યા હોય તેવા પ્રત્યેક સોગનનામાનું ખરચ (કોરટ બીજી રીતે ન ફરમાવે તો) તે હાજર કરનાર પક્ષકારે આપવું.

*સોગનનામું કરનારને સોગન કોણે આપવા.*

૧૯૭. આ કાયદા પ્રમાણે કોઇપણ સોગનનામું કરવાનું હોયતો તેમાં–

(અ) કોઈ કોરટ અથવા માજીસ્ટ્રેટ, અથવા

(બ) તે કામને વાસ્તે હે કોરટ નીમે એવા કોઈ અમલદાર, અથવા

(ક) સ્થાનિક સરકારે સામાન્યરીતે કે વિશેષરીતે તે કામને વાસ્તે અમલદાર નીમવાનો અધિકાર જે બીજી કોરટને અપ્યો હોય તે કોરટે નીમેલો કોઈ અમલદાર,

સોગનનામું કરનારને સોગન આપી શકે.

—❧—

## બાબ ૧૭ મો.

### ફેસલા અને હુકમનામાંવિશે.

ફેસલો ક્યારે કહી સંભળાવવો.

૧૯૮. યોગ્યરીતે પુરાવા લીધાપછી તથા પક્ષકારો અથવા તેમના પોતપોતાના પ્લીડરોકે કબુલ કરેલા મુખત્યારો કહે તે સાંભળ્યા પછી, કોરટે તેજ વખતે અથવા કોઈ આગળને દિવસે, ખુલ્લી કોરટમાં ફેસલો કહી સંભળાવવો. જો આગળને દિવસે ફેસલો કહી સંભળાવવો હોય તો તે દિવસની યોગ્ય ખબર પક્ષકારોને અથવા તેમના પ્લીડરોને આપવી.

ટીકા—૧૯૮. ૪ મુ. હા. રી. ૯૮મે આપેલો ફેસલો જુઓ. આ બાબત બરોબર અમલ ન થયો હોય તોપણ ફેસલા બદલાવાની અગર તેમાં ફેરફાર કરવાની જરૂર નથી પણ જો આવી નિયમ વિરૂદ્ધ વરતણુકથી કોરટની હકુમતનો અગર કજીઆના ગુણ દોષ સંબંધી હરકત આવતી હોય તો જ ફેસલો ફેરવવો અગર રદ કરવો પાછળ કલમ ૫૭૮ જુઓ.

માજી જડજે લખી રાખેલો ફેસલો કહી સંભળાવવાનો અખત્યાર.

૧૯૯. પોતાની પહેલાં થઈ ગએલા જડજે ફેસલો લખ્યો હોય પણ તે કહી સંભળાવ્યો ન હોય તો, તે ફેસલો કહી સંભળાવવાને જડજ મુખત્યાર છે.

ફેસલાની ભાષા.

૨૦૦. કોરટની ભાષામાં અથવા અંગ્રેજીમાં અથવા જડજની સ્વભાષામાં ફેસલો લખવો.

ફેસલાનો તરજુમો.

૨૦૧. કોરટની ભાષાશિવાય બીજી કોઈ ભાષામાં ફેસલો લખ્યો હોય ત્યારે, જો કોઈપણ પક્ષકાર કોરટની ભાષામાં તેનો તરજુમો માગે તો, કોરટની ભાષામાં તેનો તરજુમો કરવો. અને તે તરજુમાઉપર જડજે અથવા તે કામને વાસ્તે જડજ નીમે તે અમલદારે સહી કરવી.

ફેસલા ઉપર તારીખ નાખીને સહી કરવી.

૨૦૨. ફેસલો કહી સંભળાવતી વખતે ખુલ્લી કોરટમાં જડજે તે ઉપર તારીખ નાખીને સહી કરવી, અને શાબ્દિક ચુકો દુરસ્ત કરવાશિવાય અથવા મુકદ્દમાના કોઈ અગત્યના ભાગને હરકત ન આવે એવી કોઈ અણધારી અપૂર્ણતા પૂરી પાડવાશિવાય અથવા ફરી તપાસશિવાય તે ફેસલામાં કંઈ ફેરફાર કરવો નહીં કે કંઈ વધારવું નહીં.

સ્માલકાજ કોરટના ફેસલા.

૨૦૩. સ્માલકાજ કોરટોના ફેસલામાં, નિર્ણય કરવાની બાબતો તથા તે ઉપરનો ઠરાવ, એ કરતાં વધારે લખવાની જરૂર નથી.

બીજી કોરટો ના ફેસલા.

બીજી બધી કોરટોના ફેસલામાં મુકદ્દમાની સંક્ષેપમાં હકીકત, નિર્ણય કરવાની બાબતો, તે ઉપરના ઠરાવ, અને તે ઠરાવનાં કારણ, એટલું આવવું જોઇએ.

ટીકા—૨૦૩. કલમ ૧૯૯ પ્રમાણે પછીથી થનાર જડજ પોતાના પેહેલાંના ન્યાયાધીશે કરેલો ફેસલો વાંચી સંભળાવે પણ તેના ફેસલામાં જે ખામી હોય તે, કામ પાછુ આવવા ઉપરથી સુધારી શકે નહી.

નીચલી કોરટનો ફેસલો આ કલમ પ્રમાણે જેટલો જોઇએ તેટલો સ્પષ્ટ અને સમજી શકાય તેવો નહી હોય તોપણ જો તેમાં અપીલ કોરટને અવશ્ય હોય તેટલી બીના આવી જતી હોય તો પછી તે કામ પાછું મોકલવાની જરૂર નથી. ૬ વી. રી. ૯૭

કોર્ટે પ્રત્યેક મુદ્દા ઉપર પોતાનો ઠરાવ લખવો.

૨૦૪. મુદ્દા કાઢવામાં આવ્યા હોય તેવી ફરિયાદોમાં પ્રત્યેક જુદા મુદ્દાઉપર કોરટે પોતાનો ઠરાવ અથવા નિવેડો તથા તેનાં કારણો લખવાં. પરંતુ ફરિયાદના નિવેડાને વાસ્તે એક અથવા વધારે મુદ્દાઉપરનો ઠરાવ

અપવાદ.

બસ હોય તો બધા મુદ્દાઓઉપર ઠરાવ તથા કારણ લખવાની જરૂર નથી.

હુકમનામાની તારીખ.

૨૦૫. જે તારીખે ફેસલો કહી સંભળાવ્યો હોય તે તારીખ હુકમનામાઉપર નાખવી. તથા ફેસલા પ્રમાણે હુકમનામું લખેલું છે એવી પોતાની ખાત્રી કરીને જડજે તે હુકમનામા ઉપર સહી કરવી.

ટીકા—૨૦૫. હુકમનામા ઉપર શીક્કો કરવાની જરૂર નથી હુકમનામું કેવી પ્રકારનું થવું જોઇએ તે નક્કી કરવાનું કામ ન્યાયાધીશનું છે અને ફેસલાના ઠરાવ પ્રમાણે હુકમનામું તૈયાર કરવામાં આવ્યું છે કે નહી તે જોવાનું કામ પક્ષકારોના વકીલોનું છે ન્યાયાધીશે પણ આ બાબત ખાત્રી કરવી જોઇએ, ૧૦ વી. રી. ૯૬

હુકમનામામાં લખવાનો મજકુર.

૨૦૬. હુકમનામું ફેસલાનીસાથે મળતું આવવું જોઇયે. રજીસ્ટરમાં લખ્યા પ્રમાણે ફરિયાદનો નંબર, પક્ષકારોનાં નામ તથા વર્ણન, અને દાવાની વિગત તેમાં આવવી જોઇએ; તથા જે દાદ અપાવી હોય તે અથવા ફરિયાદનો જે બીજો ચુકાદો કર્યો હોય તે તેમાં સ્પષ્ટરીતે લખવો.

ફરિયાદમાં થએલા ખરચની રકમ, તથા તે ખરચ કયા પક્ષકારે શા પ્રમાણમાં આપવું, એપણ હુકમનામામાં લખવું.

હુકમનામું દુરસ્ત કરવાનો અખત્યાર.

ફેસલાથી ઉલટું હુકમનામું છે એમ માલમ પડે, અથવા હિસાબ ગણવાની કે હસ્ત દોષની કંઈ ચુક હુકમનામામાં માલમ પડે, તો કોરટે, પોતાની મેળે અથવા કોઈ પક્ષકારની અરજઉપરથી, ફેસલાનીસાથે મળતું આવે એવી રીતે હુકમનામું દુરસ્ત કરવું, અથવા ચુક હોય તે સુધારવી. પરંતુ જે દુરસ્તી કરવાનો વિચાર હોય તેની યોગ્ય નોટીસ પક્ષકારોને અથવા તેમના પ્લીડરોને આપીને તેમ કરવું.

ટીકા—૨૦૬. નીચલી કોરટનું હુકમનામું ઉપલી કોરટ બાહાલ રાખે એટલે તે હુકમનામું અપીલ કોરટનું ગણાય અને પછી તેમાં અપીલ કોરટજ ફેરફાર કરી શકે. ૨ મું. હા. રી. ૧૦૬

હુકમનામામાં હસ્તદોષથી લખાણમાં થએલી ચુક અપીલમાં સુધારવામાં આવૃી હતી. ઈ. લો. રી. ૧ મુંબાઈ ૧

હુકમનામું બજાવનારી કોરટ પણ તેમાં ફેરફાર કરી શકે નહી એટલે કે જો હુકમનામામાં ખરચ ઉપર બ્યાજ અપાવ્યુ ન હોય તોપછી તે કોરટ બ્યાજ અપાવી શકે નહી જે કોરટે હુકમનામું કર્યું હોય તે કોરટને અરજ કરવી જોઇએ.

૨૦૭. ફરિયાદનો વિષય સ્થાવરમિલકત હોય, અને તે મિલકત ચતુઃસીમાથી અથવા જમાબંદીના કે મોજણીના દફતરમાંના નંબરથી ઓળખાવી હોય, તો તે ચતુઃસીમા અથવા નંબર હુકમનામામાં લખવા.

સ્થાવર મિલકત લેવાનું હુકમનામું.

૨૦૮. જંગમમિલકતબાબત.ફરિયાદ હોય, અને તે મિલકત આપવાનું હુકમનામું થાય ત્યારે, તે મિલકત ન આપી શકાય તો તેને બદલે આપવાની પૈસાની રકમ પણ તેમાં લખવી.

જંગમ મિલકત આપવાનું હુકમનામું.

૨૦૯. વાદીના લેહેણા રૂપીયાની ફરિયાદ હોય ત્યારે, જે મુદ્દલ રકમ અપાવવાનો ઠરાવ કર્યો હોય તેનું ફરિયાદ માંડ્યા પહેલાનું કંઈપણ મુદતનું બ્યાજ અપાવ્યા ઉપરાંત, ફરિયાદની તારિખથી હુકમનામાની તારીખ સુધીનું કોરટને વાજબી લાગે તે દરથી તે મુદ્દલનું બ્યાજ આપવાનો હુકમનામામાં હુકમ કરવાને કોરટ મુખત્યાર છે; વળી તેની સાથે આપ્રમાણે કુલ રકમ ઠરાવવામાં આવે તેનું હુકમનામાની તારિખથી વસુલની તારીખ સુધીનું, અથવા તેનાથી પહેલાંની કોરટને યોગ્ય લાગે તે તારીખ સુધીનું, કોરટ વાજબી ધારે તે દરથી બ્યાજ આપવાનો હુકમનામામાં હુકમ કરવાને પણ કોરટ મુખત્યાર છે.

પૈસાની ફરિયાદમાં મુદ્દલ રકમ ઠરાવી હોય તે ઉપર કંઈ બ્યાજ આપવાનું હુકમનામામાં ફરમાવી શકાય.

ટીકા—૨૦૯. બ્યાજનો દર કેટલો અપાવવો તે બાબતનો કોરટને અખત્યાર છે તે સ્વચ્છંદ પણે વાપરવાનો નથી પણ કાયદાને અનુસરીને વાપરવાનો છે અને તે ઉપર અપીલ કોરટની સત્તા છે. ૬ વી. રી. ૧૮૭

બ્યાજ આપવાનો હુકમ થયો હોય અને તેનો દર હુકમનામામાં લખાવવામાં ન આવ્યો હોય તો તે પાછળથી ઉમેરી શકાય. ૭ બ. લી. રી. ૩૧ આપેન્ડીક્ષ. આને માટે હુકમનામા વાળાએ હુકમનામું સુધારવાની કોરટને અરજ કરવી અને સામા પક્ષકારોને નોટીસ આપ્યા પછી કોરટ તે પ્રમાણે ફેરફાર કરી શકે.

જો એક ખત ઉપર વસુલ આપ્યુ હોય અને તે વસુલનો આંકડો જે બ્યાજ ચઢ્યું હોય તેનાં કરતાં ઓછો હોય તો તે વસુલ બ્યાજ પેટે ગણાય અને લેહેણદાર ખતનું લેહેણું તથા હુકમનામાની તારીખ સુધીનું બાકી રેહેલું બ્યાજ માગી શકે. (૮ બ. લો. રી. ૧૧૦).

મુદ્દલ જેટલું બ્યાજ અપાવવું એવો જે હીંદુશાસ્ત્રનો નિયમ છે તે નિયમ કોરટે કરેલું હુકમનામું બરોબર ભરપાયા થાય ત્યાંસુધી જે બ્યાજ ચઢે તેને

લાગુ પડતો નથી. ૪. લૉ. રી. ૧ મું. ૭૩.

હપ્તાથી પૈસા આપવાનું.

હુકમનામામાં ફરમાવી શકાય.

૨૧૦. રૂપીઆ આપવાનાં બધાં હુકમનામામાં, પુરતું કારણ હોય તો, વ્યાજસાથે અથવા વગરવ્યાજે હપ્તાથીરૂપીઆ આપવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

હુકમનામું થયા પછી હપ્તાથી રૂપીઆ આપવાનો હુકમ.

અને એવું કોઈ હુકમનામું થયાપછી હુકમનામાના દેણદારની અરજઉપરથી તથા હુકમનામાવાળાની સંમતીથી–વ્યાજ આપવાવિશે, પ્રતિવાદીની મિલકત જપ્ત કરવાવિશે, અથવા તેનીપાસેથી જામીન લેવાવિશે, અથવા બીજી કોઈબાબત, કોરટને યોગ્ય લાગે તે શરતો કરીને,–હુકમનામું થએલી રકમ હપ્તાથી આપવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

આ કલમમાં તથા કલમ ૨૦૬ માં ફરમાવ્યું છે તેશિવાય પક્ષકારોના કહેવાથી કોઈપણ હુકમનામામાં ફેરફાર કરવો નહીં.

ટીકા—૨૧૦, ફેંસલામાં ફેરફાર કરવાની બાબતમાં ૨૦૨ કલમ જુઓ. આ કલમ પ્રમાણે હુકમ કરવો કોરટની ખુશી ઉપર છે તે હુકમનામાની અને ખરચની રકમ હપતે ભરવાનો હુકમ કર્યો હોય તેમાં જો હપતો પડશે તો આખી રકમ આપવી પડશે. એવો પણ સાધારણ રીતે હુકમ થઈ શકે છે.

એક ખતની રકમ ધીમે ધીમે આપવાનું હુકમનામું બાહાલ રાખવામાં આવ્યુ હતુ વેપારની ઉથલ પાથલથી નહી. પણ બંડ થવાથી પૈસા આપી શકે તેવી પ્રતિવાદીની સ્થીતી રહી નહોતી. આ બાબ્બી કારણ હતું.

હવે એ પુરૂં કરવું એવું હુકમનામામાં લખ્યું. અકસ્માત રહી ગયુ હોય તો તે ભુલ કોરટ સુધારી શકેછે. પણ તેમ ન હોય તો કોરટ એવો ફેરફાર હુકમનામા વાળાની કબુલત શીવાય કરી શકતી નથી. ૪૮ મું. હા. રી. ૭૭.

જમીનવિશેની ફરિયાદોમાં વ્યાજ સાથે દરમ્યાનની ઉપજ આપવાનું હુકમનામું કરવાને કોરટ મુખત્યાર છે.

૨૧૧. ભાડું કે બીજી ઉપજ મળે તેવી સ્થાવરમિલકત પાછી કબજામાં લેવાવિશે ફરિયાદ હોય ત્યારે, ફરિયાદ થયાની તારિખથી તે જેના લાભમાં હુકમનામું થયું હોય તે પક્ષકારને કબજે મળે ત્યાંહાંસુધીની, અથવા હુકમનામાની તારિખથી ત્રણ વરસસુધીની (એમાંથી પહેલો જે બનાવ બને ત્યાંહાંસુધીની)તે મિલકતની દરમ્યાનની ઉપજ અથવા ભાડું અને તેનીસાથે તેનાઉપર, કોરટને યોગ્ય જણાય તે દરથી, વ્યાજ આપવાનો હુકમનામામાં ઠરાવ કરવાને કોરટ મુખત્યાર છે.

ખુલાસોઃ—મિલકતની "દરમ્યાનની ઉપજ" એટલે તે મિલકતનો ગેરવાજબી કબજો રાખનાર માણસને તેથી ખરેખરી ઉપજ મળી હોય તે, અથવા સાધારણ ઉદ્યોગથી તે જે ઉપજ મેળવી શકત તે, તથા તે ઉપજનું વ્યાજ.

ટીકા—૨૧૧. આ કલમમાંથી "જમીન અથવા બીજી મીલકત" એ શબ્દો કાઢી નાખવા તેમને બદલે "સ્થાવર મીલકતનો કબજો પાછો મેળ-

વવાનો" એ શબ્દો મુકવામાં આવ્યા છે.

"મીનપ્રોફીટસ" એ શબ્દોની વ્યાખ્યામાં "આવા નફા ઉપરે વ્યાજ સુધાં" એટલા શબ્દો ઉમેરવામાં આવ્યા છે.

આ કલમના સંબંધમાં ૨૪૪ મી કલમ જુઓ. હુકમનામુ બજાવતી વખતે મીનપ્રોફીટસ નકી કરવા બાબતની તે કલમ છે" જેના લાભમાં હુકમનામુ કરવામાં આવ્યુ હોય તેનો મીનપ્રોફીટસ લેવાનો હક હોય તો તે બાબત હુકમનામામાં દર્શાવવી જોઇએ કે હુકમનામું બજાવનારી કોરટ **"મીનપ્રોફીટસ"** નકી કરી શકે નહી તો જો દાવાની તારીખથી તે હુકમનામું થતા સુધીની દરમીઆન ઉપજ નકી કરવામાં ન આવી હોય અગર તેની તપાસ કરવાનું બાકી બજાવતી વખતે રાખ્યું ન હોય તો, તેવા દરમ્યાન નફાને માટે જુદો દાવો લાવવો જોઇએ. (૧૫ એ. લો. રી. ૩૮૩, ૭ વી. રી. ૩૬૪).

જ્યારે કોઈ પક્ષકારને દરમ્યાન નફો લેવાનો હક છે. એમ ઠરાવવામાં આવ્યું હોય ત્યારે ગેરકાયદે કબજો જેણે લીધો હોય તે જે પોતે જેટલું ઉત્પન્ન કર્યું છે તેટલું ખરો હકદાર તે જમીનમાંથી પેદા નહી કરી શકત એવું બનાવવાનો હક નથી; પણ પોતે મુડી ખરચી તે જમીનમાં વીશેષ નફો પ્રાપ્તી કર્યો હોય તો તે વાત વીચારમાં લેવી જોઇએ. (૯ વી. રી. ૪૭૩).

૨૧૨. સ્થાવર મિલકતનો કબજો પાછો મળવા બાબત તથા ફરિયાદ થતા પહેલાંની કોઈ મુદતની તે સ્થાવર મિલકતની ચડેલી દરમ્યાન ની ઉપજ બાબત ફરિયાદ હોય, અને તે ઉપજની રકમને વાસ્તે તકરાર હોય તો કોરટ ગમે તો, હુકમનામામાંજ તે રકમનો નિર્ણય કરે, કે નહીતો તે મિલકતનું હુકમનામું કરે, અને દરમ્યાનની ઉપજની રકમ બાબત ચોકશી કરવાનું ફરમાવીને તેનો બીજા હુકમથી નિકાલ કરે. ફરિયાદ પહેલાંની દરમ્યાનની ઉપજની રકમનો કોરટ નિર્ણય કરે અથવા તે વિશેની ચોકશી બાકી રાખે.

**ટીકા—૨૧૨.** આ કલમમાં ફકત આગલી કલમમાં દરમીઆન નફાની વ્યાખ્યા આપીછે તેજ લાગુ પડેછે.

હુકમનામું નુકશાની બાબતનું હોય તો તે નુકશાની કોરટેજ નકી કરવી. બજાવણી વખતે તેનો નિર્ણય થવા સારૂ તે બાબત રાખી મુકવી નહી. (૧૭ વી. રી. ૨૯૯).

૨૧૩. કોઈ મિલકતનો હિસાબ લેવાની તથા કોરટના હુકમનામા પ્રમાણે તે મિલકતનો યોગ્ય વહિવટ કરવાની ફરિયાદ હોય ત્યારે, હુકમનામું કરતાં પહેલાં કોરટે તે હિસાબ લેવાનો તથા ચોકશી કરવાનો હુકમ કરવો, તથા પોતાને યોગ્ય લાગે તેવા બીજા હુકમો કરવા. વહિવટની ફરિયાદો.

આ કાયદો અમલમાં આવે ત્યાર પછી મૈયત થએલા કોઇ સખ્સની મિલકતનો વહિવટ કોરટ મારેફત થતો હોય તેમાં, તે સખ્સનું કરજ અને જવાબદારી પુરેપુરી અદા કરવાને માટે તે મિલકત અપૂરતી જણાયતો,—જમીનગીવાળા અને વગર જમીનગીવાળા લેહેણદારોના પોતપોતાના હક્કો વિશે, તથા જે દેવું અને જવાબદારી સાબીત થઇ શકે તેવા

દેવા અને જવાબદારી વિશે, અને વર્ષાસન તથા ભાવી અને અવલંબી જવાબદારીઓની અનુક્રમે કીમત કરવા વિશે, નાદાર ઠરેલા સખસોની ઈસ્ટેટને વાસ્તે જે તે વખતે જે નિયમ ચાલુ હોય,–તે નિયમ પ્રમાણે કામ કરવું.

અને આવા કોઇ પણ કામમાં, તે મિલકતમાંથી પૈસા મળવાનો જે સખસોને હક ઠર્યો હોય તે તમામ સખસો, તે મિલકતના વહિવટના હુકમનામા ઉપર આધાર રાખીને, આ કાયદાની રૂએ, પોતપોતાના જે હક હોય તે માગી શકે.

અને ૧૮૭૨ ના હિંદુસ્તાનના કરાર આક્ટની કલમ ૨૯૫ પ્રમાણે કરેલી અરજી આ કલમના અર્થ પ્રમાણે કરેલી ફરિયાદ છે એમ સમજવું.

અગ્રક્રયાધિકારનો હક અમલમાં લાવવાની ફરિયાદ.

૨૧૪. મિલકતના કોઇ અમુક વેચાણમાં અગ્રક્રયાધિકારનો હક અમલમાં લાવવાની ફરિયાદ હોય, અને કોરટ વાદીની તરફેણમાં ઠરાવ કરે ત્યારે, જો ખરીદીની રકમ કોરટમાં ભરી ન હોય તો, હુકમનામામાં એક દિવસ જણાવીને લખવું કે તે દિવસ પહેલાં અથવા તે દિવસે તે રકમ ભરવી. વળી હુકમનામામાં એવો ઠરાવ કરવો કે–હુકમનામામાં વાદીના ઉપર ખરચ નાખ્યું હોય તે ખરચ સુધાંત તે ખરીદીની રકમ આપે ત્યારે વાદીએ મિલકતનો કબજો લેવો, પરંતુ તે રકમ તથા ખરચ સદરહુ પ્રમાણે ન ભરે તો ફરિયાદ ખરચ સુધાં કાઢી નાંખેલી ગણવી.

પંત્યાજુ તોડવાની ફરિયાદ.

૨૧૫. પંત્યાજુ તોડવાની ફરિયાદ હોય ત્યારે, હુકમનામું કરતાં પહેલાં, એક દિવસ ઠરાવીને તે દિવસે પંત્યાજું તુટ્યું એમ ગણવાનો અને પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે હિસાબ લેવાનો તથા બીજાં કૃત્ય કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

મુખ્ય તથા તેના મુખત્યારની વચેના હિસાબ બાબતની ફરિયાદ.

૨૧૫. અ. મુખ્ય તથા તેના મુખત્યારની વચે પૈસા સંબંધી લેણ દેણનો હિસાબ લેવાની ફરિયાદમાં, તથા જે ફરિયાદો વિશે આ કાયદામાં બાછળ ઠરાવ કરવામાં આવ્યો ન હોય એવી તમામ ફરિયાદોમાં, કોઈ પક્ષકારને મળવાની કે કોઇ પક્ષકાર પાસેથી મળવાની રકમ નકી કરવા સારૂ હિસાબ લેવાની જરૂર હોય ત્યારે, કોરટે હુકમનામું કરતાં પહેલાં પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે હિસાબ લેવાનો હુકમ ફરમાવવો.

ટીકા—૨૧૫. આ કલમમાં ૨૧૫ અ. આ કલમ નવી ઉમેરવામાં આવી છે. ૨૧૫ કલમ પંત્યાજુ તોડવા બાબતના દાવામાં કોરટે કેમ અમલ કરવો તે વીશે છે. આ કલમના વધારાથી કોરટોએ બીજી બાબતોમાં કેમ અમલ કરવો તે જણાય છે.

સામો દાવો આવ્યો હોય ત્યારે હુકમનામું.

૨૧૬. વાદીના દાવાની સામે પ્રતિવાદીએ પોતાની લેહેણી રકમનો સામો દાવો કર્યો હોય, અને તે સામો દાવો મંજુર રાખ્યો હોય તો, વાદીના કેટલા રૂપીઆ લેહેણા છે તથા પ્રતિવાદીના (જો કંઈ હોય તો) કેટલા રૂપીઆ

લેહેણાછે એ હુકમનામામાં લખવું, અને એમાંથી જે પક્ષકારનું જેટલું લેહેણું જણાય તેણે તે વસુલ કરવાનું હુકમનામું કરવું.

હુકમનામામાં કોઈ રકમ કોરટે પ્રતિવાદીને અપાવીહોય તો, અપીલ અથવા બીજી બાબતોને વાસ્તે જાણે પ્રતિવાદીએ વાદીનીઉપર જુદી ફરિયાદ કરીને તે રકમનો દાવો કર્યો હોય તે પ્રમાણે તે હુકમનામાની અસર થશે અને તેજ નિયમો તેને લાગુ પડશે. — પ્રતિવાદીને અપાવેલી રકમ ની બાબતમાં હુકમનામાનું ફળ.

**ટીકા**—૨૧૬. પ્રતિવાદી જે "સેટઑફ" નો હક્ક હોય તો જે સામા દાવાનું હુકમનામું પ્રતિવાદીના લાભમાં થઈ શકે. ૨૫ વી. રી. ૨૭૫

૨૧૭. પક્ષકારો કોરટને અરજ કરે તો તેમને ખરચેથી ફેસલાની તથા હુકમનામાની સહી સાથેની નકલો આપવી. — ફેસલાની તથા હુકમનામાની સહી સુધાંતની નકલો આપવી.



## બાબ ૧૮ મો.

### ખરચવિશે.

૨૧૮. આ કાયદાપ્રમાણે કોઈ અરજનો નિકાલ કરતી વખતે તે અરજનું ખરચ કોરટ એમાંથી ગમે તે પક્ષકારને અપાવે, અથવા કામની કોઈ આગળની સુનાવણીસુધી તે ખરચનો વિચાર કરવાનું રેહેવા દે. — અરજોનું ખરચ.

૨૧૯. પ્રત્યેક પક્ષકારનું ખરચ,–તેણે પોતે કે ફરિયાદના કોઈ બીજા પક્ષકારે–કોણે સોસવું, અને તે બધું કે કેટલો ભાગ કે શાપ્રમાણમાં સોસવું એ ફેસલામાં ફરમાવવું.. — ખરચ કોણે આપવું એ ફેસલામાં ફરમાવવું.

**ટીકા**—૨૧૯. મજીઆરૂં વેચાવવાના દાવાનું ખરચ દરેક પક્ષકારને માથે નાંખવું જોઈએ કેમકે આવા દાવાનું ખરચ અમુક પક્ષકારના કાયદા વિરૂદ્ધ કૃત્યથી કરવું પહેલું હોતું નથી.

(૩ બે. લો. રી. ૧૩૦) પણ આ ફેસલાના સંબંધમાં ૧૪ વી. રી. ૯૪ માં ફેસલો છે તે જુઓ. તેમાં એમ ઠરાવ્યું છે કે વાદીને વેહેચણીનું પુરેપુરૂં હુકમનામું મળે તેટલાજ સારૂ બીજા ભાગીદારોને પ્રતિવાદીમાં દાખલ કર્યા હોય તો ખરચ વાદીએ આપવું જોઈએ.

જે પક્ષકારોને દાવામાં કોઈ હીત નથી પણ જેમને નીરર્થક દાવામાં સામેલ કર્યા છે તે પક્ષકારોને ખરચ મળવું જોઈએ.

આ બાબત કોરટની મુખત્યારી ઉપર છે અને તે ઉપર અપીલ નથી. (૨ વી. રી. ૩૩) આ છેલીબાબતના સંબંધમાં ૧ મ. હા. રી. ૭૪ મે ફેસલો છે તે જુઓ. તેમજ કલકત્તા હાઇકોરટની ફુલબેંચે એમ ઠરાવ્યું છે કે ખરચની બાબત ઉપર અપીલ થઈ શકે. (૯ વી. રી. ૧૮૭).

બીજાને હેરાન કરવા અથવા નુકશાન કરવા સારૂજ દાવો આણવામાં આવ્યો હોય તો ખરચ અપાવવું જોઇએ નહી. (હાઇડ. રી. પો. ૧૨૨).

વાદીને દાવાનું કારણ નથી એમ ગણી તેનો દાવો કાઢી નાંખવામાં આવ્યો હોય તોપછી તેનું ખરચ પ્રતિવાદીને શીર નાંખવું એ ગેરવ્યાજબી છે. ૩ મ. હા. રી. ૧૧૩.

એક સખ્સને તેના સામું દાવાનુ કારણ બતાવ્યા વગર પ્રતિવાદી કરવામાં આવ્યો હોય તો તે સખ્સનું ખરચ સહ પ્રતિવાદીઓ પાસેથી અપાવવું જોઈએ નહીં; પણ વાદી પાસેથી અપાવવું જોઈએ. (૧૦ વી.રી.૧૯૪).

જ્યારે કોરટના હુકમથી બધી બાબતોનો ચુકાદો કરવાનું કામ લવાદોને સોંપવામાં આવ્યું હોય તો તે સોંપવાનો હુકમ તથા લવાદનામાના ખરચ બાબત ઠરાવ કરવાનો તે લવાદોને સત્તા છે ૧ બ. લો. રી. ૧૪૪

ખરચ વિષે કોર્ટનો અખત્યાર. ૨૨૦. પ્રત્યેક અરજનું અને ફરિયાદનું ખરચ પોતાને યોગ્ય જણાય તેરીતે અપાવવાનો તથા વેંચી આપવાનો પૂર્ણ અખત્યાર કોરટને છે, અને મુકદમાનો ઇનસાફ કરવાની હકુમત કોરટને ન હોય એટલાઉપરથી આ અખત્યારનો અમલ કરવાને હરકત નથી.

પરંતુ કોઈ અરજનું અથવા ફરિયાદનું ખરચ તેના નિકાલને અનુસરતી રીતે ન આપવાનું કોરટ ફરમાવે તો કોરટે પોતાનાં કારણ લખવાં.

આ કાયદાપ્રમાણે ખરચબાબત કરેલો દરએક હુકમ, હુકમનામાનો ભાગ ન હોય ત્યારે, જાણે તે પૈસાબાબતનુંજ હુકમનામું હોય એરીતે તે બજાવી શકાય.

**ટીકા**—૨૨૦. ખરચની બાબત બહુ સાધારણ છે. એ બાબતમાં કોરટને પુસ્કળ સ્વતંત્ર અખત્યાર છે. તેથી તે અખત્યાર વાપરવામાં કામની બધી બીના તેમજ પક્ષકારોની વરતણુંક ઉપર ધ્યાન રાખવું જોઇએ, એ નિયમ હમેશ ખરો નથી. ૯ વી. રી. ૬૧મે પાને શીવદયાળ તેવારી. વી. જદુનાથ તેવારીનો કેસ જુઓ.

ખરચની બાબત કોરટની હુકમ નવો છે તેમ છતાં પણ ખરચ અમુક પક્ષકાર ઉપર ના નાંખવામાં શા માટે આવ્યું છે તેનું કારણ આપવાને કોરટ બંધાએલી છે. ૧૧ વી. રી. ૪૮

ખરચની બાબતમાં અપીલ થાયકે નહીં તે વીશેનો ચોખ્ખો ઠરાવ નથી. પણ ૨૧૯ મી કલમ પ્રમાણે ખરચનો હુકમ ફેંસલાના કલમ પ્રમાણે તે હુકમનામાનો પણ ભાગ ગણી શકાય અને કલમ ૫૪૦ માં કહેલું છે. હુકમનામાના કોઈ ભાગ ઉપર અપીલ થઈ શકે અને ૫૮૪મી કલમમાં સ્પેશલ અપીલ બાબત પણ ઠરાવ છે. તોપણ જ્યારે ઘણીજ દેખીતી ગેરવાજબી ઠરાવ કરવામાં આવ્યો હોય અથવા તે ઠરાવ રીવાજ વીરૂદ્ધ હોય તોજ અપીલ કોરટે વચે પડવું. ૮ મુ. હા. રી, ૧૦૦

એકજ કુટુંબના અને એકજ જગ્યાએ રેહેનારા માણસને સઘળા ને સામાન્ય દાવાનું કારણ લખી બધાયના ઊપર એક દાવો કર્યો હોય અને તેમાં તે બધા પ્રતિવાદીઓના લાભમાં ઠરાવ કરવામાં આવે તો તે બધાને એકજ જુદા ખરચ મળવું જોઇએ. ૧૨ મુ. ઇ. આ. ૧૫૭.

પણ જો આવા દાવામાં દરેકનો બચાવ સ્પષ્ટ જુદો જુદો હોય તો જુદું ખરચ અપાવવું જોઇએ. ૧૧ વી. રી. ૧૯.

૨૨૧. એક પક્ષકારને બીજા પક્ષકારે ખરચ આપવાનું હોય, અને તે બીજા પક્ષકારની પહેલા પક્ષકારપાસે કંઈ રકમ લેહેણી છે એવી કબુલત હોય અથવા એમ ફરિયાદમાં માલમ પડયું હોય, તો તે લેહેણામાં ખરચનો સામો દાવો મજરે અપાવવાનું ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

જે રકમ કબુલ હોય અથવા લેહેણી માલમ પડે તેમાં ખરચ મજરે અપાવી શકાય.

૨૨૨. ખરચઉપર દર વરસે દર શેંકડે છ ટકાસુધીના દરનું બાજ અપાવવાને કોરટ મુખત્યાર છે, અને તે ખરચ, બાજસાથે અથવા વગરબાજે ફરિયાદના વિષયમાંથી વસુલ કરવું અથવા તેનો બોજો ફરિયાદના વિષયઉપર રાખવો એવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

ખરચ ઉપર બાજ.

વિષયમાંથીખરચ વસુલ.

ટીકા—૨૨૨. હુકમનામામાં ફરમાવ્યુ ના હોય તો ખરચ ઉપર બાજ મળે નહીં. ૪. લો. રી. ૩ કલકત્તા. ૧૬૧



## બાબ ૧૯ મો.

### હુકમનામાંની બજાવણીવિશે.

#### અ.—કઈ કોર્ટથી હુકમનામાં બજી શકે તેવિશે.

૨૨૩. કોઈપણ હુકમનામું, જે કોરટે તે કર્યું હોય તે કોરટથી, અથવા આ આક્ટમાં હવે પછી જે ઠરાવો કરેલા છે તે પ્રમાણે જે કોરટને તે બજાવવાસારૂ મોકલ્યું હોય તે કોરટથી, બજી શકે.

જે કોરટથી હુકમનામું બજી શકે તે કોરટ.

હુકમનામું કરનારી કોરટ, હુકમનામાવાળાની અરજઉપરથી, નીચે લખેલ પ્રસંગે તે હુકમનામું બીજી કોરટને બજાવવાસારૂ મોકલવાને મુખત્યાર છેઃ—

(અ) જેનાઉપર હુકમનામું થયું હોય તે શખસ તે બીજી કોરટની હકુમતની સ્થાનિક હદમાં ખરેખર અને આપખુશીથી રેહેતો હોય કે ધંધો ચલાવતો હોય કે કમાઈને વાસ્તે જાતે કામ કરતો હોય તો, અથવા

(બ) હુકમનામું કરનારી કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે હુકમનામું પુરૂં થાય એટલી તે શખસની મિલકત ન હોય, અને તે બીજી કોરટની હકુમતની સ્થાનિક હદમાં તેની મિલકત હોય તો, અથવા

(ક) હુકમનામું કરનારી કોરટની હકુમતની સ્થાનિકહદની બહારની સ્થાવરમિલકત વેચવાને હુકમનામામાં ફરમાવ્યું હોય તો, અથવા

(ક) હુકમનામું કરનારી કોરટને બીજા કોઈ કારણથી એમ લાગે કે તે બીજી કોરટે હુકમનામું બજાવવું જોઇએ તોઃ પરંતુ આમાં જે બીજા કારણથી તેમ લાગ્યું હોય તે કારણ કોરટે પોતે દફતરમાં લખવું જોઇએ.

હુકમનામું કરનારી કોરટ પોતાને મનથી તે હુકમનામું બજાવવાસારૂ પોતાના તાબાની કોઈ કોરટને મોકલવાને મુખત્યાર છે.

આ કલમપ્રમાણે બજાવણીસારૂ જે કોરટને હુકમનામું મોકલ્યું હોય તે કોરટે, તે બજાવ્યાની વાત, અથવા તે બજાવવાનું ન બને તો જે હકીકતોને લીધે તે બજાવવાનું નબન્યુંહોય તે હકીકતો, હુકમનામું કરનારી કોરટને લખી જણાવવી.

સ્માલકાજકોરટ સાંભળી શકે એવા મુકદમામાં હુકમનામું થયું હોય, અને કલકતા, મદ્રાસ, મુંબાઈ અથવા રંગુનમાં તે બજે એવી હુકમનામું કરનારી કોરટની મરજી હોય, તો કલમ ૨૨૪ની રકમ (અ)(બ)(ક) મા અનુક્રમે કહેલી નકલો અને સરટિફિકેટ, કલકતા, મદ્રાસ, મુંબાઈ અથવા રંગુન (જે હોય તે) ની સ્માલકાજકોરટને મોકલવાને તે હુકમનામું કરનારી કોરટ મુખત્યાર છે. અને તે પ્રમાણે મોકલવામાં આવે એટલે તે સ્માલકાજકોરટે જાણે તે હુકમનામું પોતેજ કર્યું હોય અને જેરીતે બજાવે તે રીતે તે બજાવવું.

હુકમનામું કરનારી કોરટ અને જે કોરટમાં તે બજાવવા મોકલવું હોય તે કોરટ એ બંને એકજ ડિસ્ત્રિક્ટમાં હોય તો, પહેલી કોરટે બીજી કોરટને હુકમનામું પરભાર્યું મોકલવું. પરંતુ જે કોરટને હુકમનામું બજાવવા મોકલવું છે તે જુદા ડિસ્ત્રિક્ટમાં હોય તો, જે ડિસ્ત્રિક્ટમાં હુકમનામું બજાવવું હોય તે ડિસ્ત્રિક્ટની ડિસ્ત્રિક્ટકોરટને હુકમનામું કરનારી કોરટે હુકમનામું મોકલવું.

ટીકા—૨૨૩. જેવુ હુકમનામુ કરવામાં આવ્યુ હોય તેવુજ બજાવવુ જોઇએ તેમાં બજાવનારી કોરટ તેમાં ફેરફાર કરી શકે નહીં. ઇ. લૉ. રી. ૩ કલકત્તા ૧૬૧

પોતાનું હુકમનામું બીજી કોર્ટે બજાવવું એમ કોરટ ફરમાવે ત્યારે કામ ચલાવવાની રીત.

૨૨૪. કલમ ૨૨૩ પ્રમાણે બજાવવાસારૂ હુકમનામું મોકલનારી કોરટે નીચે લખેલા કાગળો મોકલવાઃ—

(અ) હુકમનામાની નકલ;

(બ) હુકમનામું કરનારી કોરટની હકુમતમાં બજાવણી કરીને હુકમનામું પુરૂં થયું નથી, અથવા થોડું હુકમનામું બ-

જ્યું હોય તો હુકમનામું કેટલું પૂરૂં થયું છે, અને તેનો કેટલો ભાગ બજાવ્યા વગરનો છે. એ વિષેનું સરટિફિ-કેટ; તથા

(ક) હુકમનામું બજાવવાસારૂ કરેલા કોઈ હુકમની નકલ, અને તેવો કોઈ હુકમ ન કર્યો હોય તો તેવી મતલબનું સરટિફિકેટ.

ટીકા—૨૨૪. જે કોરટે હુકમનામુ કર્યું હોય.તે કોરટમાંથી યોગ રીતે હુકમનામુ આવ્યા શીવાય જો બીજી કોરટ તેની બજાવણી કરેતો બજાવણીમાં થએલું વેચાણ રદ છે. ૮ વી. રી. ૩૧૦ અને ૯ વી. રી. ૩૮૮

એક વખત હુકમનામુ મોકલવામાં આવ્યુ હોય અને અપીલ થવાના કારણથી તે બજાવવામાં ઢીલ થઈ હોય તો બીજા સરટીફીકેટની જરૂર નથી. ૨૩ વી. રી. ૨૨૫

૨૨૫. જે કોરટને સદરહુપ્રમાણે હુકમનામું મોકલ્યું હોય તે કોરટે, હુકમનામાની કે બજાવવાના હુકમની, અથવા તેની નકલોની, કે તે કરનારી કોરટની હકુમતની બીજી કંઈ શાબિતી વગર, તે નકલો અને સરટિફિકેટ દાખલ કરવાં. પરંતુ કંઈ વિશેષ કારણો જડજની સહી સાથે દફતરમાં લખીને તે કારણોને લીધે જેને હુકમનામું મોકલ્યું છે તે કોરટ તેવી શાબિતી માગે તો તે નકલોને સરટિફિકેટ વગર શાબિતીએ દાખલ ન કરવાં. (હુકમનામાંવગેરેની નકલ જે કોરટને મળે તે કોરટે શાબિતી વગર તે દાખલ કરવી.)

૨૨૬. તે નકલો ઉપર પ્રમાણે દાખલ થાય એટલે, હુકમનામું કે હુકમ જે કોરટને મોકલ્યો હોય તે ડિસ્ટ્રિક્ટ કોરટ હોય તો, તે હુકમનામું અથવા હુકમ તે ડિસ્ટ્રિક્ટકોરટ બજાવે, અથવા તે ડિસ્ટ્રિક્ટકોરટ પોતાના તાબાની જે કોરટને બજાવવાનું ફરમાવે તે કોરટ બજાવે. (જે કોરટને હુકમનામું અથવા હુકમ મોકલ્યો હોય તે કોરટે તે બજાવવાનું.)

ટીકા—૨૨૬. જે કોરટ ઉપર હુકમનામુ બજાવવા સારૂ મોકલવામાં આવ્યુ હોય તે કોરટ તે હુકમનામુ બીજા ડીસ્ટ્રીકટમાં બજાવવા સારૂ મોકલી શકે નહી. પણ હુકમનામાવાળાએ અસલ કોરટને અરજ કરી બીજા ડીસ્ટ્રીકટમાં તે બજાવવાનું નવુ સરટીફીકેટ મેળવવુ જોઈએ. ૨૧ વી. રી. ૩૩૭

૨૨૭. જે કોરટને બજાવવાસારૂ હુકમનામું મોકલ્યું હોય તે કોરટ હોય તો, જાણે તે કોરટે પોતાની સાધારણ અવલ દિવાની હકુમત ચલાવતાં તે હુકમનામુ કર્યું હોય, તે રીતે તે કોરટે તે હુકમનામું બજાવવું. (બીજીકોરટેમોકલેલું હુકમનામું કોરટે બજાવવાનું.)

૨૨૮. આ બાબપ્રમાણે જે કોરટને હુકમનામું બજાવવાસારૂ મોકલ્યું હોય, તે કોરટનો તે હુકમનામું બજાવવામાં, જાણે તે મોકલેલું હુકમનામું પોતેજ કર્યું હોય તો તે બજાવવામાં પોતાને જે અખત્યાર હોય, તેજ અખત્યાર ગણાશે. હુકમનામું બજાવવામાં હરકત કરનારા અથવા હુકમ ન માનનારા શખસોને તે કોરટ, જાણે તે હુકમનામું પોતેજ કર્યું હો- (બજાવવા સારૂ બીજી કોરટેનાં આવેલાં હુકમનામાં બજાવવામાં કોર્ટનો અખત્યાર.)

તે હુકમનામાં બજાવવામાં કરેલા હુકમો ઉપર અપીલ.

૫ તે રીતે, શિક્ષા કરશે. અને તે હુકમનામું બજાવવામાં તે કોરટના હુકમોને, જાણે તે હુકમનામું પોતેજ કર્યું હોય તેવી રીતે, અપીલ સંબંધી નિયમો લાગુ પડશે.

ટીકા—૨૨૮. જે કોરટ તરફ હુકમનામુ બજાવવા સારૂ મોકલવામાં આવ્યુ હોય તે કોરટ હુકમનામાવાળાએ મુદતના કાયદા પ્રમાણે તે બજાવવાનો હક ખોયો છે કે નહી. તે જોઇ શકે પણ કલમ ૨૨૪ મુજબ જે કાગળો તે કોરટ પાસે આવ્યા હોય એ ઉપરથી તેવી હરકત જણાઈ આવવી જોઇએ તે કાગળો શીવાય બીજી બાબત બજાવનારી કોરટ જોઈ શકે નહી.

હિંદુસ્તાનની સરકારે દેશી સંસ્થાનોમાં સ્થાપેલી કોરટોનાં હુકમનામાં.

૨૨૯. પરરાજ્યનાં અથવા સંસ્થાનના મુલકમાંની ગવર્નર જનરલ ઇન કોંસિલના હુકમથી સ્થપાએલી કોઈ કોરટનું હુકમનામું, તે કરનારી કોરટની હકુમતમાં બજી શકે નહીં તો, આ બાબમાં ઠરાવ્યું છે તે રીતે બ્રિટિશ ઇંડિયાની કોઈ કોરટની હકુમતમાં બજાવી શકાય.

## ખ.—બજાવણીની દરખાસ્તવિશે.

બજાવણીસાર દરખાસ્ત.

૨૩૦. હુકમનામાના માલીકની તે હુકમનામું અમલમાં લાવવાની ઇચ્છા હોય તો, હુકમનામું કરનારી કોરટને અથવા, તે કામને વાસ્તે જો કોઈ અમલદાર નીમ્યો હોય તો તે અમલદારને તેણે દરખાસ્ત કરવી; અથવા પાછળ ગએલા ઠરાવો પ્રમાણે બીજી કોરટને હુકમનામું મોકલ્યુંહોય તો, તે કોરટને કે તેના યોગ્ય અમલદારને દરખાસ્ત કરવી.

કોરટની નજરમાં આવે તો હુકમનામાના દેણદારની જાતે અને મિલકત બંનેઉપર એકજ વખતે બજાવણીનો હુકમ કરવાની ના પાડવાને કોરટ મુખત્યાર છે.

પૈસા આપવાનું અથવા બીજી મીલકત સ્વાધીન કરવાનું હુકમનામું બજાવવાને આ કલમપ્રમાણે દરખાસ્ત કરી હોય ને તે મંજુર થઈ હોય તો, તેજ હુકમનામું બજાવવાની ત્યારપછીની કોઈ દરખાસ્ત નીચેની કોઈ તારિખથી એટલે:—

(અ) જેનો અમલ કરવા માગ્યો હોય તે હુકમનામાની તારીખથી, અથવા તે હુકમનામું બહાલ રાખનારા અપીલના (જો કોઈ હોય તો) હુકમનામાની તારીખથી, અથવા

(બ) હુકમનામામાં અથવા ત્યાર પછીના કોઈ હુકમમાં એમ ફરમાવ્યું હોય કે ફલાણી તારીખે પૈસાનું કંઈ ભરણું કરવું અથવા કંઈ મિલકત સ્વાધીન કરવી, તો દરખાસ્ત કરનાર જે પૈસાને અથવા મિલકતને વાસ્તે હુકમનામું અમલમાં લાવવા માગતો હોય, તે પૈસાનું ભરણું

કરવાને અથવા તે મિલકત સ્વાધીન કરવાને ચુક્યાની તારીખથી—

બાર વરસ થઈ ગયા કેડે મંજુર કરવી નહી.

દરખાસ્તની તારીખ પહેલાંનાં લાગલાંજ બાર વરસમાં કોઈ પણ વખતે હુકમનામાના દેણદારે દગાથી અથવા બળજોરીથી હુકમનામાનો બજાવણી થવા દીધી ન હોય, તો સદરહુ બાર વરસ વીતી ગયા પછી હુકમનામાની બજાવણીની દરખાસ્ત મંજુર કરવાને આ કલમમાં કહેલી કોઈ વાતથી કોરટને અટકાવ થશે નહીં.

આ કલમમાં ગમે તેમ કહ્યું હોય તે છતાં એ, આ કાયદો પાસ થયા પછી ત્રણ વરસની અંદર કોઈ પણ હુકમનામું અમલમાં લાવવાનું કામ ચલાવી શકાશે. પરંતુ આ કાયદો પાસ થતી વખતે જે કાયદો ચાલું હોય તે કાયદામાં એવું કામ ચલાવવાને જે મુદત ઠરાવી હોય તે સદરહુ ત્રણ વરસ પુરાં થતાં પહેલાંજ વીતી ન જાય તો તેમ થઈ શકે.

૨૩૧. એક કરતાં વધારે શખસોની તરફેણમાં એકઠું હુકમનામું થયું હોય, તો તે બધાના હિતને વાસ્તે, અથવા તેમાંનો કોઈ મરી ગયો હોય તો, બાકીના જીવતા તથા મૈયતના હકસંબંધવાળા વારસવકીલના હીતને વાસ્તે, તેમાંના કોઈ એક શખસ અથવા વધારે શખસો અથવા તેના કે તેઓના વારસવકીલો આખું હુકમનામું બજાવવાની દરખાસ્ત કરવાને મુખત્યાર છે. એકઠા હુકમનામાવાળાની દરખાસ્ત.

આ પ્રમાણે કરેલી દરખાસ્ત ઉપરથી હુકમનામું બજાવવા દેવાનું પુરતું કારણ કોરટને જણાય તો, જે શખસો દરખાસ્ત કરવામાં સામીલ થયા ન હોય તેમના હક જાળવવા સારુ જરૂર જણાય તેવો હુકમ કોર્ટ કરવો.

ટીકા—૨૩૧. એક કરતાં વધારે હુકમનામાવાળા હોય તો તેવાને એક અથવા વધારેની અરજ ઉપરથી કોરટ હુકમનામુ બજાવે પણ અરજદારના ભાગ જેટલુજ હુકમનામું બજાવવાની કોરટ પરવાનગી આપી શકે નહી.

૨૩૨. પોતાનો હક બીજાને આપી દેવાના લખત (અસાઇન્મેન્ટ) થી અથવા કાયદાના અમલથી, કોઈ હુકમનામાની માલકી હુકમનામાવાળા પાસેથી બીજા કોઈ શખસને મળે તો, જેને તે મળે તે શખસ હુકમનામું કરનારી કોરટને તે બજાવવાની દરખાસ્ત કરવાને મુખત્યાર છે; અને તે કોરટને યોગ્ય લાગે તો, જાણે તે હુકમનામાવાળાએ દરખાસ્ત કરી હોય તે રીતે અને તેજ શરતોથી તે હુકમનામું બજી શકે. હુકમનામાની માલકી જેને મળે તેણે કરવાની દરખાસ્ત.

પરંતુ એવું ઠરાવવામાં આવ્યું છે કેઃ—

(અ) પોતાનો હક બીજાને આપી દેવાના લખત (અસાઈ-

નમેંટ) થી હુકમનામું બીજાને આપ્યું હોય, ત્યારે તે આપનારને તથા હુકમનામાના દેણદારને તે દરખાસ્ત વિશેની લખેલી નોટીસ આપવી, અને આ બજાવણીને વાસ્તે તેમની હરકતો (જો કંઈ હોય તો) કોરટ સાંભળે ત્યાંસુધી તે હુકમનામું બજાવવું નહી.

(બ) ઘણાએક સખસો ઉપરનું પૈસા બાબતનું હુકમનામું હોય અને તે તેઓમાંના એકને આપ્યું હોય તો તે બાકીનાઓ ઉપર બજાવવું નહી.

**ટીકા**—૨૩૨. ખાનગી રીતે રજીસ્ટર કરાવ્યા વગર હુકમનામા ઉપર શેરો કર્યો હોય તો તે હુકમનામુ બીજાને આપ્યા પુરાવ ગણાય નહી. ૧૦ વી. રી. ૧૪૪

હુકમનામુ વેચ્યાની વાત હુકમનામાવાળો કબુલ કરતો હોય તો પછી હુકમનામાનો દેણદાર તે ખરીદદારનો હુકમનામુ બજાવવાનો હક્ક છે કે નહી તે વીશે વાંધો લેઈ શકે નહી અસલ હુકમનામા વાળાને પૈસા આપ્યા છે તેટલોજ ફકત વાંધો તે ઉઠાવી શકે. ૭ વી. રી. ૩૧૩

હુકમનામાવાળો પોતાનું હુકમનામુ બીજાને વેચે અને તે વેચાણ કમતી અવેજ વગરનુંછે એમ કોરટ ઠરાવે તેથી હુકમનામુ રદ જતુ નથી વેચાતી લેનારના હક્ક જાય પણ તે વેચનારના હક્ક જતા નથી. ૪ વી. રી. ૫૧.

જેને હુકમનામુ ચઢાવી આપ્યું હોય તો અસલ હુકમનામાવાળાના જેવીજ સ્થીતીમાં નથી અને તેના જેટલા તેને હક્ક પણ નથી કોરટને યોગ્ય લાગે તો તેને મળેલું હુકમનામુ તે પોતે બજાવી શકે. ૧૫ વી. રી. ૨૮૩.

મુળ હુકમનામાવાળાઉપર અમલમાં લવાય તેવા જે હક્ક હોય તે હુકમનામું ચઢાવી લેનાર ઉપર રહેશે.

૨૩૩. મુળ હુકમનામાવાળા ઉપર હુકમનામાનો દેણદાર જે કાંઇ હક્ક (ઇક્વીટીઝ) (હોય તો તે) અમલમાં લાવત તે હક્ક સુદ્ધાંત, હુકમનામું લેનારને, તે હુકમનામું મળ્યુંછે એમ ગણાશે.

**ટીકા**—૨૩૩. હુકમનામુ થતી વખતે હયાત હોય અને તે થયા પછી જે સખસ મરી ગયો હોય તેની બાબતમાં આ કલમ લાગુ પડેછે. આ ઉપર દાવો બાંધી તેનું હુકમનામુ મેળવ્યું. દાવો દાખલ થતા અવલ આ મરી ગયો હતો એમ માલુમ પડ્યુ. આ પ્રમાણે હોવાથી અ. ના કાયદેસર વારશો ઉપર હુકમનામુ બજાવવાનો વાદીનો હક્ક આ કલમ પ્રમાણે થતો નથી એમ ઠરાવવામાં આવ્યુ. ૧૦ વી. રી. ૪૫૫

બજાવણી પહેલાં હુકમનામાનો દેણદાર મરી જાય તો તેના વારસવકીલ ઉપર દરખાસ્ત થાય.

૨૩૪. હુકમનામું પુરેપુરૂં બજે તે પહેલાં હુકમનામાનો દેણદાર ગુજરી જાય તો, મૈયતના કાયદેસર વારસ વકીલ ઉપર તે બજાવવા સારૂ હુકમનામાનો માલક હુકમનામું કરનારી કોરટને દરખાસ્ત કરવાને મુખત્યાર છે.

તે વારસ વકીલના હાથમાં આવેલી મૈયતની જેટલી મિલકતની યોગ્ય અવસ્થા કરી નહી હોય, તેટલી મિલકત પુરતોજ તે જવાબદાર થશે; આ જવાબદારી નક્કી કરવા સારૂ હુકમનામું બજાવનારી કોરટ, પોતાને મનથી અથવા હુકમનામાવાળાની અરજ ઉપરથી પોતાને યોગ્ય લાગે તેવા હિસાબે તે વારસ વકીલ પાસે હાજર કરાવવાને મુખત્યારછે.

ટીકા—૨૩૪. જો વારસ એવી કોરટની ખાત્રી ન કરી શકે તેના હાથમાં આવેલી મીલકતની જેણે યોગ વ્યવસ્થા કરીછે તો હુકમનામાની બજાવણીમાં તેને કેદ પકડી શકાય. ૧૪ વી. રી. ૫૧૭

૨૩૫. હુકમનામું બજાવવાની દરખાસ્ત લખેલી કરવી, અને અરજદારે અથવા જે સખસને કામની હકીકતની માહિતગારીછે એમ કોરટની ખાત્રી લાયક સાબિત થયુ હોય તેવા કોઈ બીજા સખસે તે દરખાસ્તના સાચાપણાનો એકરાર કરવો, તથા તેમાં નીચેની વીગતો એક પત્રકના રૂપમાં લખવી:— હુકમનામું બજાવવાની દરખાસ્તનો મજકુર.

(અ) ફરિયાદનો નંબર;

(બ) પક્ષકારોનાં નામ;

(ક) હુકમનામાની તારીખ;

(ડ) હુકમનામા ઉપર કંઈ અપીલ થઇછે કે નહી તે;

(ઈ) હુકનામા પછી તકરારી બાબત વિશે પક્ષકારો વચે માંહોમાંહે કંઈ ગોઠવણ થઇછે કે નહીં, અને થઈ હોય તો શી થઇછે તે;

(ફ) હુકમનામું બજાવવાને વાસ્તે પહેલાં કંઈ દરખાસ્તો કરીછે કે નહી, કરી હોય તો શી શી અને તેમનું પરિણામ શું થયું તે;

(ગ) હુકમનામાની રૂએ લેહેણાની અથવા નુકસાનીના બદલાની મળવાની રકમ, બાજ અપાવ્યુ હોય તો તે સુદ્ધાંત, થાય તે, અથવા હુકમનામામાં બીજી જે દાદ અપાવી હોય તે;

(હ) કંઇ ખરચ અપાવ્યુ હોય તો તેની રકમ;

(ઐ) જેના ઉપર હુકમનામું અમલમાં લાવવું હોય તે સખસનું નામ; અને

(જ) કોરટની મદત કંઇ રીતે જોઇએ છીએ તે, એટલે કંઈ વિશેષ મિલકતજ સ્વાધીન કરવાનું હુકમનામું હોય તો, તે મિલકત સ્વાધીન કરાવવી; દરખાસ્તમાં લખેલા સખસને પકડીને કેદ કરવો; કે તેની મિલકત જપ્ત કરવી;

અથવા માગવાની દાદના સ્વરૂપ પ્રમાણે બીજી રીતે જે જોઈએ તે.

ટીકા—૨૩૫. "દાવાની અરજીઓઉપર ઇકરાર કરવાની જે રીત છે તે પ્રમાણે તેનાઉપરે ઇકરાર કરેલો." એ શબ્દોને બદલે અરજદારે અગર કામની હકીકતથી વાકેફગાર છે, એવી જેના વિશે કોરટની ખાત્રી કરી આપી હોય તે સખસે ઇકરાર કરેલો એ શબ્દો મુકવામાં આવ્યા છે.

દરખાસ્તમાં યોગ્ય રીતે જોઈએ તેટલુજ ચોકસ વરણન આપવું. (૭૧ વી. રી. ૮) અને તેની સાથે હુકમનામાની નકલ આપવાની જરૂર નથી. ૧૧ વી. રી. ૨૮ અને એક કરતાં વધારે દેણદાર હુકમનામાની ખુશીમાં આવે તેના વિરૂદ્ધથી તે બજાવી શકાય. ૨ વી. રી. ૫૪ તોપણ ૨૩૨મી કલમ જુઓ.

કોરટને હકુમત નથી એવું હુકમનામુ બજાવવાની કોરટ કોસીસ કરે તો જે વાદીએ, કોરટને બજાવણીની અરજી કરી તેના ઉપર નુકશાનીનો દાવો ચાલી શકે. ૮ વી. રી. ૮૮

જો ખોટા સખસ ઉપર બજાવણી કરવામાં આવી હોય અને કેદમાં ન જવુ પડે અગર તેની મીલકત ન વેચાય તેટલા માટે હુકમનામાના પૈસા તે સખસ કોરટમાં ભરે તો તે પૈસા દાવો બાંધી તે પાછા લેઇ શકે. (૮ વી. રી. ૮૮)

જંગમ મિલકત જપ્ત કરવાની દરખાસ્ત સાથે તેની યાદ આપવી.

૨૩૬. જ્યારે જ્યારે હુકમનામાના દેણદારની કંઈ જંગમ મિલકત જપ્ત કરવાની દરખાસ્ત કરી હોય, પરંતુ તે મિલકત તેના કબજામાં ન હોય ત્યારે ત્યારે હુકમનામાવાળાએ જપ્ત કરવાની મિલકતની જોઈએ તેટલા બરોબર વર્ણનવાળી યાદ દરખાસ્તસાથે આપવી.

સ્થાવર મિલકત જપ્ત કરવાની દરખાસ્ત હોયતો જાસ્તી વિગત લખવાની તે.

૨૩૭. જ્યારે જ્યારે હુકમનામાના દેણદારની કંઈ સ્થાવર મિલકત જપ્ત કરવાની દરખાસ્ત કરી હોય, ત્યારે ત્યારે તે મિલકત ઓળખવાને બસ થાય એવું તેનું વર્ણન તે દરખાસ્ત નીચે આપવું, તથા હુકમનામાના દેણદારનો તે મિલકતમાં હિસ્સો અથવા હક્કસંબંધ હોય તેની તપસીલ, દરખાસ્ત કરનાર ખરેખરી રીતે માનતો હોય અને તપાસ કરતાં તેનાથી નક્કી થઈ શકી હોય તે પ્રમાણે આપવી.

ફરિયાદઅરજીના સાચાપણાના એકરારને વાસ્તે પાછળ જે રીત કહી છે તે રીતે સદરહુ પ્રત્યેક વર્ણનઉપર અને તપસીલઉપર તેના સાચાપણાના એકરાર કરવા.

કલેકટરના રજીસ્ટરમાંનો ઉતારો દરખાસ્ત સાથે ક્યારે આપવો.

૨૩૮. જપ્ત કરવાની મિલકત કલેકટરના આફિસમાં નોંધાએલી જમીન હોય તો, તે જમીનના કે તેના મેહેસુલના માલીક તરીકે, અથવા વેચી શકાય એવો તેમાં હક્કસંબંધ રાખનાર તરીકે, અથવા તે જમીનનું મેહેસુલ આપવાને જવાબદાર તરીકે કયા શખ્સોનાં નામ નોંધ્યાં છે તે, તથા નોંધેલા માલીકોના હિસ્સા શા છે એ બતાવનારો, તે આફિસના રજીસ્ટરમાંથી ખરો કહિને સહી કરેલો, ઉતારો જમીની દરખાસ્તસાથે આપવો.

## બજાવણી બંધ રાખવાવિશે.

કોરટ બજાવણી ક્યારે બંધ રાખે.

૨૩૯. આ બાબને આધારે જે કોરટને હુકમનામું બજાવવાસારૂ મોકલ્યું હોય તે કોરટને પુરતું કારણ દેખાડવામાં આવે તો યોગ્ય મુદતસુધી તે હુકમનામું બજાવવું બંધ રાખવું, એટલામાટે કે, જે કોરટે તે હુકમનામું કર્યું હોય તે કોરટ પાસે, અથવા તે હુકમનામાબાબત કે તેની બજાવણી બાબત જે કોરટને અપીલ હકુમત હોય તે કોરટ પાસે, બજાવણી બંધ રાખવાનો હુકમ કરાવવાસારૂ, અથવા તે અવલ કે અપીલ કોરટે બજાવણીનો હુકમ કાઢ્યો હોત ત્યારે કે તે કોરટોને બજાવણીની દરખાસ્ત કરવામાં આવી હોત ત્યારે તે અવલ કે અપીલ કોરટ હુકમનામાબાબત કે બજાવણી બાબત બીજો જે હુકમ કરી શક્ત તે કરાવવાસારૂ હુકમનામાનો દેણદાર તે અવલ કે અપીલ કોરટને અરજ કરી શકે.

અને બજાવવાના કામમાં જો હુકમનામાનાદેણદારને પકડ્યો હોય અથવા તેની મિલકત ધરી હોય તો, સદરહુ હુકમને વાસ્તે કરેલી અરજનો નિકાલ થતાં સુધી જે કોરટે બજાવવાનો હુકમ કાઢ્યો હોય તે કોરટ પ્રતિવાદીને છોડવાનો અથવા મિલકત પાછી આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

ટીકા—૨૩૯. જ્યારે હાઈકોરટનું હુકમનામુ બજાવવા સારૂ ૨૨૪ મી કલમ પ્રમાણે કોઈ ન્યાયાધીશ તરફ મોકલવામાં આવે અને હુકમનામાનો દેણદાર એવી તકરાર ઉઠાવે એટલાની બજાવણી માગવામાં આવી છે. તેના કરતાં હુકમનામા પ્રમાણે ઓછુ લેહેણુ રહેછે તો આ બાબતની તજવીજ કરવાને જડજને અખ્તીઆર નથી પણ તે કારણ બતાવવા ઉપરથી બજાવણી બંધ રાખી શકે. ૯ વી. રી. ૩૬૧

હુકમનામુ બજાવનારી કોરટે હુકમનામાના ભર પાયા થયા છે કે નહી તે વીશેની તજવીજમાં પેસવાની જરૂર નથી પણ બજાવણી બંધ રાખી જે કોરટે હુકમનામુ કરી આપ્યુ હોય તે કોરટ પાસે એ બાબતની તજવીજ કરાવવાનું ફરમાવવું. ૯ વી. રી. ૩૬૦

એક તરફી હુકમનામુ મેળવવામાં આવ્યુ હતું તે કારણ ઉપરથી તે હુકમનામુ ફેરવવા વીશેની હુકમનામુ કરી આપનારી કોરટ જે પ્રતિવાદી અરજ કરી શકે તેટલા સારૂ બજાવણી બંધ રાખી શકાય. ૮ વી. રી. ૨૦૨

હુકમનામાના દેણદાર પાસે જામીન માગવાનો તથા તેની સાથે શરતો કરવાનો અખત્યાર.

૨૪૦. કલમ ૨૩૯ પ્રમાણે બજાવણી બંધ રાખવાનો, અથવા મિલકત પાછી આપવાનો, અથવા હુકમનામાના દેણદારને છોડી દેવાનો હુકમ કરતાં પહેલાં હુકમનામાના દેણદારપાસે પોતાને યોગ્ય લાગે તેવા જામીન માગવાને, અથવા પોતાને યોગ્ય લાગે તેવી તેની સાથે શરતો કરવાને કોરટ મુખત્યાર છે.

છોડીમુક્યો હો

૨૪૧. કલમ ૨૩૯ પ્રમાણે હુકમનામાના દેણદારની મિલકત પાછી

ય તો હુકમનામા ના દેણદારાય તે પકડાય.

આપી હોય, અથવા તેને છોડી દીધો હોય, તેથી બજાવણીને વાસ્તે મોકલેલું હુકમનામું બજાવવામાં તે મિલકત ફરી ધરવાને અથવા તે શખ્સને ફરી પકડવાને હરકત નથી.

ટીકા—૨૪૧. હુકમનામાવાળાની કબુલત સાથે હુકમનામાના દેણદારની અરજ ઉપરથી અમુક મુદત સુધી બજાવણીના કામમાં વેચાણ અથવા બીજુ કૃત્ય બંધ રાખવામાં આવ્યું હોય તો ઠરાવેલી મુદત પહેલાં તે કામ ફાઇલ ઉપરથી કાઢી નાખવાં જોઈએ નહીં. ૯ વી. રી. ૨૦૫

હુકમનામાના દેણદારે થોડુંક વસુલ આપ્યું હતું તેથી છ અઠવાડીઆં સુધી બજાવણીનું કામ આગળ ચાલતુ બંધ રાખવું એવી હુકમનામાવાળાએ અરજ કરી પણ તેમાં એમ માગણી હતી કે જપ્તી કાયમ છે એમ જાણવુ જોઇએ. ફાઇલ ઉપરથી બજાવણીની દરખાસ્ત કાઢી નાંખી એ કામમાં હુકમનામાના લેણદારે બજાવણીની બીજી દરખાસ્ત આપતાં એક વરસની મુદત જવા દીધી તોપણ તે જપ્તી કાયમ હતી એમ ઠરાવ્યુ. ૧૨ વી. રી. ૨૯૦

હુકમનામું કરનારી કોરટે અથવા અપીલ કોરટે કરેલો હુકમ જે કોરટને દરખાસ્ત કરી હોય તે કોરટે માન્ય કરવો.

૨૪૨. હુકમનામું કરનારી કોરટનો અથવા ઉપર લખેલી અપીલ કોરટનો તે હુકમનામુ બજાવવાની બાબતમાં જે હુકમ થાય તે, જે કોરટને હુકમનામું બજાવવા મોકલ્યું હોય તે કોરટે માન્ય કરવો.

હુકમનામાવાળાની તથા હુકમનામાના દેણદારની દરમ્યાન ફરિયાદ ચાલુ હોય ત્યાં સુધી બજાવણી બંધ રાખવાનું.

૨૪૩. કોઈ કોરટમાં હુકમનામું થયું હોય અને તેજ કોરટમાં તે હુકમનામાના માલીકઉપર, જેની વિરૂદ્ધ તે હુકમનામું થયું હોય તેની ફરિયાદ ચાલતી હોય, તો (પોતાને યોગ્ય લાગે,તો) ચાલુ ફરિયાદનો નિકાલ આવે ત્યાંસુધી પોતાને યોગ્ય લાગે તેવી શરતોથી અથવા બીનશરતે તે હુકમનામું બજાવવું બંધ રાખવાને કોરટ મુખત્યાર છે.

## ૬.—હુકમનામું બજાવનારી કોર્ટે નિકાલ કરવાની તકરારો.

હુકમનામું બજાવનારી કોરટે નિકાલ કરવાની તકરાર.

૨૪૪. નીચેની તકરારોનો નિર્ણય હુકમનામું બજાવનારી કોરટે હુકમ લખીને કરવો. તેને વાસ્તે જુદી ફરિયાદ નહીં ચાલે: તે તકરારો એ કે:—

(અ) દરમ્યાનની ઉપજને વાસ્તે ચોકશી કરવાનું હુકમનામામાં ફરમાવ્યું હોય ત્યારે તે દરમ્યાનની ઉપજની રકમસંબંધી તકરારો,

(બ) ફરિયાદ થયાની તારીખથી હુકમનામું બને ત્યાંસુધીનું અથવા હુકમનામાની તારીખથી ત્રણ વરસ પુરાં થાય ત્યાંસુધીનું ફરિયાદના વિષયની બાબતમાં જે દરમ્યાનનું

ઉત્પન્ન અથવા વ્યાજ હુકમનામામાં આપવાનું ઠરાવ્યું હોય તે દરમ્યાનના ઉત્પન્નની અથવા વ્યાજની રકમ-સંબંધી તકરારો.

(ક) જે ફરિયાદ ઉપરથી હુકમનામું થયું હોય તે ફરિયાદના પક્ષકારો વચ્ચે અથવા તેમના વારસવકીલો વચ્ચે, અને તે હુકમનામું બજાવવાવિશે અથવા તેમાંથી છુટા થવાવિશે, અથવા તેની ભરપાઇ વિશે જે કાંઈ બીજી તકરારો ઉત્પન્ન થાય તે.

ફરિયાદ કર્યાની તારીખથી તે ફરિયાદ ઉપરથી થએલું હુકમનામું બજે તે તારીખસુધી થાય તે દરમ્યાનની ઉપજને વાસ્તે તે હુકમનામામાં ઠરાવ ન કર્યો હોય તો તે ઉપજને વાસ્તે જુદી ફરિયાદ કરવાને આ કલમના કોઈ ઠરાવથી હરકત છે એમ સમજવું નહીં.

**ટીકા—૨૪૪.** "ક્યાં હુકમનામાના descharge અથવા ભરવામાં બાબત" એટલા શબ્દો ઉમેરવામાં આવ્યા છે.

દરમ્યાન નફા બાબત હુકમનામામાં કેહેવામાં ન આવ્યુ હોય તો હુકમનામુ બજાવનારી કોરટ તે બાબતની તજવીજ કરી શકે નહી. તેનું કારણ કે જો તે કોરટ તેમ કરે તો હુકમનામુ બદલ્યું કહેવાય અને આ પ્રમાણે હુકમનામુ બદલવા તે કોરટને અખ્તીઆર નથી. પણ અમુક દીવસથી દરમ્યાન નફો અગર વ્યાજ અપાવે તો કેટલું અપાવવુ એ ફકત ગણતરીની વાતછે. અને તે હુકમનામુ બજાવનારી કોરટ તે નક્કી કરી શકે. જે કોરટે હુકમનામુ કેર્યુ હોય તે કોરટે દરમ્યાન ઉપજ અપાવવાનો ઠરાવ કરવો જોઇએ અને કેટલી મુદતને વાસ્તે તે અપાવવો તે મુદત પણ નકી કરવી જોઇએ (૧૧ વી. રી. ૨૦૦).

હુકમનામામાં અપાવેલી છે તે કરતાં વધારે જમીન હુકમનામા વાળો બજાવણીમાં કબજે કરે અને તકરાર ઉઠવા ઉપરથી તે જમીન તે પાછી આપે તો વસીલતનો સ્વાલ હુકમનામુ બજાવતાં પક્ષકારો વચ્ચે ઉઠ્યોછે તેથી હુકમનામુ બજાવનારી કોરટ તે બાબત નીશ્ચય કરી શકે. જુદો દાવો લાવવાની જરૂર નથી. (૨૦ વી. રી. ૪૧૫).

હુકમનામામાં એમ ફરમાવ્યુ હોયકે દરમ્યાન ઉપજનો આંકડો બજાવણી વખતે નકી કરવો તો તે ઉપજનો આંકડો હુકમનામા વાળાએ જે બતાવ્યો હોય તે તેને બંધન કારક નથી. ૯ વી. રી. ૨૧૭

જે પ્રતિવાદી દરમ્યાન નફાની કમીશનર રૂબરૂ તજવીજ ચાલતાં ગેરહાજર રહે, પોતાના હીસાબ અને કાગળ બતાવે નહી, અને પોતે જે ખરચ કર્યું હોય તે નકી કરવાનાં સાધન નીચલી કોરટ આગળ રજુ ન કરે તો, પછી તે બાબતમાં અપીલ કોરટની મદત માગવાનો તેને હક્ક નથી. ૮ વી. રી. ૨૦૩

જે હુકમનામુ અપીલમાં ફેરવવામાં આવ્યુ હોય તેની બજાવણીમાં પૈસા

લીધા હોય તે પૈસા પાછા લેવાને નવો દાવો બાંધવાની જરૂર નથી જે કોરટે હુકમનામુ કર્યું તે કોરટે આ બાબતની તજવીજ કરવી જોઇએ. ૨ વી. રી. ૨૭૫ ૪ વી. રી. ૬૬

હુકમનામાના લેણદારે પોતાના દેણદારની કેટલીક મીલકત બજાવણીમાં વેચાવી. અને ઉપજેલી કીમત હુકમનામામાં અપાવેલા આંકડા જેટલી નહોતી પછીથી અપીલમાં લેહેણાનો આંક બજાવણીમાં જે ઉપજ્યુ હતું. તેના કરતાં ઘણો ઓછો ઠરાવવામાં આવ્યો અને તે પૈસા પાછા લેવા હુકમનામાના દેણદારે દાવો બાંધ્યો. તેમાં એમ ઠરાવવામાં આવ્યુ કે જુદો દાવો ચાલશે નહીં. પણ જે કોરટને બજાવણીનું કામ સોંપવામાં આવ્યુ હતું તે કોરટને આ બાબતનો નિશ્ચય કરી પૈસા પાછા અપાવવાનો હુકમ કરવાનો અખત્યાર છે. ૧૯ વી. રી. ૪૧૩

એક હુકમનામાની બજાવણીમાં માલ જપ્ત કરવામાં આવ્યો હોય અને પછી તે હુકમનામુ પાછળથી રદ કરવામાં આવે તો માલને નુકશાન થયું હોય તે બાબતનો જુદો દાવો લાવવો જોઇએ, તે બાબતનો આ કલમ પ્રમાણે નીકાલ થઈ શકે નહી. ૭ વી. રી. ૪૫

હુકમનામા ઉપર ભરપાયા કર્યા વગર કોરટની બાહાર જે પૈસા આપવામાં આવ્યા હોય તે બાબતનો દાવો ચાલી શકે નહીં. ૩ વી. રી. રેફરન્સ ૩. ૩ મદ્રાસ. હા. રી. ૧૮૮

પણ જો એ પ્રમાણે સરટીફીકેટ આપવાનો સ્પષ્ટ અથવા ગરભીત કરાર હોય તો તે કરાર તોડ્યા બાબતનો દાવો ચાલશે. ૨૫૮ મી કલમ જુઓ. અને ૨૫૮ મી કલમ પ્રમાણે કોરટને અરજી કરી શકાય અને તે અરજી ઉપર જે હુકમ કરવામાં આવે તે ઉપર અપીલ પણ થઈ શકે.

આવી જાતના સવાલની એકસી દાવાના પક્ષકાર અગર તેમના વારસો વચેજ થઇ શકેછે. પણ તે ઉપરાંતના બીજા કામોના પક્ષકારો વચે થઈ શકતો નથી. આ કલમ પ્રમાણે અસલ પક્ષકારોના વારસોની વચેની તકરારનો પણ નીવાડો કરી શકાય. અને વારસો જેટલી મીલકત તેમના કબજામાં આવી હોય, તેટલીનેજ માટે જુવાબદાર છે. (૨૩૪ મી કલમ જુઓ.)

જે હુકમનામાનો દેણદાર એમ કહેતો હોય કે હુકમનામુ કપટથી અને ખોટા સબબોને ઉભા કરી મેળવેલુ છે તો તેની તજવીજ આ કલમ પ્રમાણે થાય નહી. હુકમનામુ રદ કરાવવાને અગર નીચલી કોરટને પોતાના હુકમની ફરી તપાસ કરવાની અરજી આપવી જોઇએ. ૮ વી. રી. ૫૮૬

આ કલમ પ્રમાણે કરેલા કેવી જાતના હુકમો ઉપર અપીલ થઈ શકે તે બાબતમાં ૫૮૮ મી કલમ જુઓ.

## ઈ.—હુકમનામાં બજાવવાના પ્રકારવિશે.

હુકમનામું બજાવવાની દરખાસ્ત લીધા પછી શું કરવું તે.

૨૪૫. હુકમનામું બજાવવાની દરખાસ્ત મળ્યા પછી કોરટે નક્કી કરવું કે તે કામને લાગુ પડી શકે તેવા ૨૩૫ મી ૨૩૬ મી ૨૩૭ મી અને ૨૩૮ મી કલમના ઠરાવપ્રમાણે જે કરવું જોઇએ તે કર્યું કે નહીં; અને

તેપ્રમાણે કર્યું ન હોય તો, દરખાસ્ત ના મંજુર કરવાને અથવા તેજ વખતે ત્યાંહાંજ અથવા કોરટ નીમે તે વખતની અંદર દુરસ્ત કરવા દેવાને કોરટ મુખત્યાર છે. આપ્રમાણે દરખાસ્ત દુરસ્ત ન કરે તો તે રદ કરવી. આ કલમપ્રમાણે કરેલી પ્રત્યેક દુરસ્તી ઉપર જડજે પોતાની સહી કરવી.

દરખાસ્ત મંજુર થાય, ત્યારે કોરટે તે દરખાસ્ત આવ્યાનો શેરો અને જે તારીખે દરખાસ્ત કરી હોય તે તારીખ ફરિયાદના રજીસ્ટરમાં દાખલ કરવી. અને દરખાસ્તના સ્વરૂપપ્રમાણે હુકમનામું બજાવવાનો હુકમ કરવો. પરંતુ પૈસાનું હુકમનામું હોય ત્યારે, જે રકમનું હુકમનામું કર્યું હોય તે રકમની સાથે જમા કરવાના મિલકતની કિંમત બને તેટલી મળતી આવવી જોઈએ. દરખાસ્ત મંજુર કર્યા પછી શું કરવું તે.

ટીકા—૨૪૫. ૨૩૫–૨૩૬–૨૩૭–૨૩૮ કલમોમાં જે જે ફરમાવ્યું છે તે પ્રમાણે અરજીમાં હકીકત આવવી જોઈએ.

હુકમનામું અગર તેની નકલ દાખલ કરવાની જરૂર નથી ફક્ત ફેરમલચુક હોય તેજ કારણસર દરખાસ્ત રદ કરવી નહીં પણ તે સુધરાવવી. ૬ વી. રી. પરચુરણ ૧૫

ટપાલ અગર તાર મારફતે આવેલી અરજીઓ નિયમ વિરૂદ્ધ છે. તેવી અરજીઓ લઈ શકાય નહીં. હુકમનામાના હપતા કરાવવાની અરજી હુકમનામાની તારીખથી છ મહીનામાં કરવી જોઈએ. (સન ૧૮૭૭ના ૧૫ મા આકટના પરિશિષ્ટ ૨ ના ભાગ ૩ નો નંબર ૧૭૫) હુકમનામું થયા પછી પક્ષકારો વચ્ચે નવો કરાર થાય અને તેથી લેણદારને નવા દાવાનો હક મળતો હોય તો નવો દાવો લાવી શકાય પણ કાયદા પ્રમાણે જે દીવશથી મુદત ગણવી જોઈએ તે દીવશથી ગણતાં આવો દાવો મુદતની અંદર હોવો જોઈએ. હુકમનામું સરતી હોય અને તે સરત હુકમનામાવાળાએ અમલમાં લાવવાની હોય તો તે સરત પાળે નહીં ત્યાં સુધી તેને હુકમનામાનો લાભ મળે નહી. આ નિયમ હુકમનામાના દેણદારને પણ બંધનકારક છે અને કેટલીક સરતો તેના લાભમાં હોય અને કેટલીક તેના વીરૂદ્ધ હોય તો પાછલી સરતો પુરી કર્યા શીવાય તે ફક્ત આગલી સરતોનો લાભ લેઈ શકે નહીં જેમકે સફીલંના હક બાબત હુકમનામું હોય અને તેમાં અમુક મુદતમાં હુકમનામાવાળાએ રૂપૈયા ભરવા એમ ફરમાવ્યું હોય ને તે મુદતમાં તે રૂપૈયા ન ભરેતો હુકમનામું બજાવવાની કોરટ ના પાડે. ઈ. લા. રી. ૧ મુ. ૧૩૩

હુકમનામું ફેરવવામાં ન આવ્યું હોય ત્યાં સુધી તેની બજાવણી થવી જોઈએ. (૬ વી. રી. ૨૭૬)

હુકમનામાના એક ભાગની બજાવણી મેળવી શકાય નહી આખું હુકમનામું બજાવવું જોઈએ. ૨૩ વી. રી. ૩૪૨

પણ વસીલાતનો આંકડો નક્કી કરવામાં ન આવ્યો હોય તેની તજવીજ ચાલતાં જે વસીલાતનો આંકડા નક્કી થયા છે તે બાબતની બજાવણી નીકળી શકે. ૨૪ વી. રી. ૪૪૪

જ્યારે હુકમનામાનો એક દેણદાર વારસાના હકથી તેજ મીલકતના સંબંધમાં હુકમનામું ધારણ કરનાર થાય ત્યારે શું પરિણામ થાય તે બાબતમાં ૨૫ વી. રી. ૩૪૩ ને પાને પોગોઝ વીરૂદ્ધ ફકરૂદીન મહમદના કામમાં ફેસલો છે તે જુઓ.

સામસામી હુકમનામાં.

૨૪૬. તેના તેજ પક્ષકારો વચ્ચે પૈસા આપવા બાબતનાં સામ સામા થએલાં હુકમનામાં કોરટમાં રજુ થયાં હોય તો, જે પક્ષકારની પાસે વધારે રકમનું હુકમનામું હોય તેજ પક્ષકારે, અને ઓછી રકમ બાદ કરતાં બાકી રહે તેટલીજ રકમને સારૂ, તે હુકમનામું બજાવવાને હુકમ કરાવવો; અને ઓછી રકમના જેટલી ભરપાઈ વધારે રકમના હુકમનામામાં કરવી, તેમજ ઓછી રકમનું હુકમનામું પણ ભરપાઈ કરવું.

જો બંને રકમો બરાબર હોય તો બંને હુકમનામાં ભરપાઈ કરવાં.

**ખુલાસો ૧ લો.**—આ કલમમાં જે હુકમનામાં કહ્યાં છે તે હુકમનામાં એકજ વખતે અને એકજ કોરટે બજાવવા જોગ હોય તેવાં સમજવાં.

**ખુલાસો ૨ જો**—સામસામાં હુકમનામાંપૈકી એક હુકમનામાની માલકી એમાંથી એક પક્ષકારને કોઈએ લખી આપી હોય ત્યારે, આ કલમ લાગુ પડશે. અને માલકી લેનારે હુકમનામાની રૂઈએ આપવાના કરજની બાબતમાં, તેમજ મૂળ માલકી સોંપનારે હુકમનામાની રૂઈએ આપવાના કરજની બાબતમાં પણ આ કલમ લાગુ પડે છે.

**ખુલાસો ૩ જો.**—નીચેપ્રમાણે ન હોય તો, એટલે—

જે ફરિયાદોમાં હુકમનામાં થયાં હોય તે પૈકી એકનો હુકમનામાવાળો બીજીમાં હુકમનામાનો દેણદાર ન હોય, અને પ્રત્યેક પક્ષકારનું બંને ફરિયાદોમાં એકજ સ્વરૂપ ન હોય તો, અને

હુકમનામાને આધારે લેહેણી રકમો નક્કી ન હોય તો:-

આ કલમ લાગુ પડે નહીં.

**દ્દષ્ટાંતો.**

(અ) **અ** ની પાસે **બ** ઉપરનું રૂ. ૧૦૦૦નું હુકમનામું છે. આગળ ઉપરના કોઈ દિવસે અમૂકમાલ **અ** સ્વાધીન ન કરે તો રૂ. ૧૦૦૦ આપવા એવું **અ** ઉપરનું હુકમનામું **બ** પાસે છે. આ કલમપ્રમાણે **બ** થી પોતાનું હુકમનામું સામસામી હુકમનામા તારીકે ગણી શકાય નહીં.

(બ) **અ** ને **બ** એ સહ-વાદીઓ **ક** ઉપર રૂ.૧૦૦૦નું હુકમનામું મેળવે છે. અને **બ** ઉપર રૂ. ૧૦૦૦નું હુકમનામું **ક** મેળવે છે. આ કલમપ્રમાણે **ક** થી પોતાનું હુકમનામું સામસામી હુકમનામા તરીકે ગણી શકાય નહીં

(ક) બ ઉપર રૂ. ૧૦૦૦ નું હુકમનામું અ મેળવે છે. ક જે કે બ નો એક ટ્રસ્ટી છે તે, બ ની વતી અ ઉપર રૂ. ૧૦૦૦ નું હુકમનામું મેળવે છે. આ કલમ પ્રમાણે બ થી ક નું હુકમનામું સામસામી હુકમનામા તરીકે ન ગણી શકાય.

૨૪૭. એકજ હુકમનામામાં બંને પક્ષકારોને એક બીજા પાસેથી જુદી જુદી રકમો લેવાને હક્કદાર ઠરાવ્યા હોય, તો જે પક્ષકારને ઓછી રકમ લેવાનો હક્ક હોય તેણે સામા પક્ષકાર ઉપર બજાવણીનો હુકમ કરાવવો નહીં; પરંતુ ઓછી રકમ જેટલી ભરપાઈ હુકમનામા ઉપર કરવી. — એકજ હુકમનામામાં અપાયેલા સામસામી દાવા.

તે રકમો બરાબર હોય તો કોઈ પણ પક્ષકારે બજાવણીનો હુકમ કરાવવો નહીં. પણ પ્રત્યેક રકમની ભરપાઇ હુકમનામા ઉપર કરવી.

૨૪૮. (અ.) હુકમનામાની તારીખ અને તે બજાવવાને કરેલી દરખાસ્તની તારીખ એ બેની વચ્ચે એક વરસ કરતાં વધારે મુદત થઈ ગઈ હોય તો, અથવા. — હુકમનામું શા માટે ન બજાવવું તેનું કારણ બતાવવાની નોટીસ.

(બ). જે ફરિયાદમાં હુકમનામું થયું હોય તે ફરિયાદના કોઈ પક્ષકારનાં કાયદેસર વારસ્ વકીલો ઉપર તે હુકમનામું અમલમાં લાવવાની દરખાસ્ત કરી હોય તો,—

જે પક્ષકાર ઉપર બજાવણીની દરખાસ્ત કરી હોય, તે પક્ષકારને કોરટે નોટીસ કાઢવી. તેમાં મુદત ઠરાવીને એમ લખવું કે, તમારા ઉપર હુકમનામું શામાટે ન બજાવવું તેનું કારણ તે ઠરાવેલી મુદતમાં તમારે બતાવવું.

પરંતુ જે હુકમનામું બજાવવાને દરખાસ્ત કરી હોય, તે હુકમનામા ઉપર થએલી અપીલમાં કોઈ હુકમનામું થયું હોય તે તારીખથી, અથવા જે પક્ષકાર ઉપર હુકમનામું બજાવવાની દરખાસ્ત કરી હોય તે પક્ષકાર વિરૂદ્ધ છેલો હુકમ કોઈ પેહેલાંની બજાવણીની દરખાસ્ત ઉપર કર્યો હોય તે તારીખથી," એક વરસમાં દરખાસ્ત કરી હોય તો, હુકમનામાની તારીખ અને તે બજાવવાની દરખાસ્તની તારીખ વચ્ચે એક વરસ કરતાં વધારે મુદતવિતી ગઈ છે તે સબબથી, અથવા — વિશેષ ઠરાવ.

વારસવકીલ ઉપરની દરખાસ્તમાં, તેજ શખસના ઉપર બજાવણીની કોઈ પહેલાંની દરખાસ્ત ઉપરથી તેના ઉપર હુકમનામું બજાવવાનો કોરટે હુકમ કાઢયો હોય તો, હુકમનામાના દેણદારના કાયદાસર વારસવકીલ ઉપરની દરખાસ્ત છે એ સબબથી,

તેવી નોટીસ આપવાની જરૂર નથી.

ખુલાસો:—આ કલમમાં "કોરટ" એ શબ્દથી જે કોરટે હુકમનામું

कर्युं ते कोर्ट समजवी, परंतु बजाववाने साफ बीजी कोरटने हुकमनामुं मोकल्युं होय त्यारे तेनो अर्थ ते बीजी कोर्ट एम समजवो.

नोटीस काढ्या पछी शुं करवुं ते.

२४९. गई छेली कलम प्रमाणे जेने नोटीस काढी होय ते शख्स हाजर न थाय, अथवा हुकमनामुं शामाटे न बजाववुं तेनुं कोरटनी खात्रीलायक कारण न बतावे, तो कोरटे ते हुकमनामुं बजाववानो हुकम करवो.

जो ते शख्स हुकमनामुं अमलमां लाववाने कंई हरकत बतावे, तो कोरटे ते हरकत ध्यानमां लेवी अने पोताने योग्य जणाय तेवो हुकम करवो.

वारंट क्यारेका ढवुं.

२५०. पाछळना ठरावो प्रमाणे प्रथमनी तजवीजो करवानीहोय ( तो ) ते कर्यापछी, कंई विरुद्ध कारण न जणाय तो, हुकमनामुं बजाववाने कोरटे पोतानुं वारंट काढवुं.

तारीख,सही, शिको अने स्वाधीन करवुं.

२५१. ते वारंटउपर, जे तारिखे ते काढ्युं होय ते तारीख नाखवी, तथा जडजे के ते कामने वास्ते कोरट नीमे ते अमलदारे सही करवी, तथा कोरटना शिक्काथी शिक्को करवो; अने ते बजाववाने योग्य अमलदारने स्वाधीन करवुं.

ते वारंटमां एक दिवस मुकरर करीने लख्युं के, ते दिवसे अथवा ते पहेलां ते वारंट बजाववुं. अने कये दिवसे तथा कई रीते ते वारंट बजाव्युं ए विशे, अथवा ते न बन्युं होय तो ते शा कारणथी न बन्युं एविशे ते योग्य अमलदारे वारंटउपर शेरो करवो, अने ते शेरासहीत, जे कोरटमांथी ते वारंट निकळ्युं होय ते कोरटने, ते पाछुं मोकलवुं.

मयतना वारसवकीलो उपर मयतनी मिलकत मांथी आपवा एवुं पैसा बाबतनुं हुकमनामुं.

२५२. कोई मैयतना कायदेसर वारसवकील तरीके कोई पक्षकारउपर पैसाबाबतनुं हुकमनामुं थयुं होय, अने ते हुकमनामुं मैयतनी मिलकतमांथी पैसा आपवा एवुं होय, तो मैयतनी कंई मिलकत जप्त करी तथा वेचीने ते बजावी शकाय.

तेवी मिलकत हुकमनामाना देणदारना कबजामां रही न होय अने मैयतनी जे मिलकत पोताना (हुकमनामाना देणदारना) कबजामां आवेली शाबित थाय, ते मिलकत पोते बराबररीते कामे लगाडी छे एम ते कोरटनी खात्री न करे तो, जाणे तेनी जात उपरज हुकमनामुं थयु होय ते रीते, जेटली मिलकत तेणे बराबररीते कामे लगाडी न होय तेटला पुरतुं, ते हुकमनामुं हुकमनामाना देणदारउपर बजावी शकाय.

जामीन उपरनुं हुकमनामुं.

२५३. अवल फरियादमां हुकमनामुं थतां पेहेलां, ते हुकमनामुं अथवा तेनो कंई भाग पुरो करी आपवाने कोई शख्स जामीनतरीके

જવાબદાર થયો હોય, તો પ્રતિવાદી ઉપર જે રીતે હુકમનામું બજાવાય તેરીતે, જેટલે દરજે તે જવાબદાર થયો હોય તેટલે દરજે, તે શખ્સનાઉપર તે હુકમનામું બજાવી શકાય.

પરંતું પ્રત્યેક કામમાં કોરટને બસ લાગે એવી જામેલી નોટીસ જામીનદારને આપીને ઉપર પ્રમાણે કરવું.

૨૫૪. જે હુકમનામામાં અથવા હુકમમાં, નુકસાનીના બદલાતરીકે અથવા ખરચ તરીકે, અથવા તે હુકમનામામાં કે હુકમમાં અપાયેલી બીજી કોઈ દાદને મોબદલે ઠરાવેલી રકમતરીકે, અથવા બીજી કોઈ રીતે,—કોઈ પક્ષકારને પૈસા આપવાનું ફરમાવ્યું હોય તે પ્રત્યેક હુકમનામું અથવા હુકમ, હુકમનામાના દેણદારને કેદ કરીને, અથવા આ આકટમાં હવે પછી ઠરાવ કર્યાં છે તેરીતે તેની મિલકત જપ્ત કરી તથા વેચીને, અથવા તે બંનેવાંનાં કરીને અમલમાં લાવી શકાય. પૈસા બાબત નું હુકમનામું.

ટીકા—૨૫૪. જો બજાવણીની દરખાસ્ત બરાબર નમુના પ્રમાણે કરવામાં આવી હોય તો તે માગવા પ્રમાણે બજાવણી કાઢવી જોઇએ (૮ વી. રી. ૨૦૭) પણ તરત બજાવણીની મોંહેથી અરજ કરવામાં આવી હોય અગર જાત અને મીલકત બેના ઉપર એકજ વખતે બજાવણી માગી હોય તો ૨૩૦ કલમ પ્રમાણે કોરટ તે આપવાની ના કહે.

બજાવણીની રીટ હુકમનામાના દેણદારને પકડવા સારૂ કાહાડવામાં આવી હોય અને તે નાશી જાય તો તે રીટ પાછી આવ્યા વગર પણ તેની જંગમમીલકત જપ્ત કરવાની રીટ કાહાડવામાં આવી હતી. (૧ ઇન્ડીઅન જ્યુરીસ. સ. ૨૪૪.)

કોચ ચીફ જસ્ટીસ અને માકફરસનજસ્ટીસે ચુકાવેલા દાવામાં લેહેણદારે પેહેલી મીલકત જપ્તીની દરખાસ્ત કરી હોય અને તેથી તેનું લેહેણુ પતે નહી તો બીજી દરખાસ્ત કરી હુકમનામાના દેણદારને પકડી કેદ કરવાનું લેહેણદાર હક્ક તરીકે માગી શકે કે નહી. એ વાતનો વિચાર કરવામાં આવ્યો હતો. ફીઅરજસ્ટીસે આગળ જે ૯ વી. રી. ને ૫૨૭ મે પાને ચુકાવેલા કેસમાં દરશાવેલા અભીપ્રાય પ્રમાણે આ બાબતનો ચુકાદો કર્યો હતો અને તે ઉપર અપીલ થઈ હતી. અને ફીઅર જસ્ટીસનો મત પીકાકે જ. અને માકફરસન જસ્ટીસે કર્યો હતો. (૮ બે.લો. રી. ૨૫૮) તોપણ કોચ. ચી.જ. નોમત એમ છે કે પેહેલી દરખાસ્તથી પણ હુકમનામાના દેણદારને પકડાવવાનો લેણદારનો હક્ક છે અને તે બાબતમાં કોરટને મુખત્યારી નથી.

ગીરો લખાવી લેનાર ગીરો ખતથી જે હક્ક છે તે ઠરાવી આપવાનો દાવો ન કરતાં અગર ફોરક્લોઝરનો દાવો અથવા ગીરો મુકેલી મીલકતના વેચાણનો દાવો ન કરતાં ફક્ત ધરાણીઆ દેવાનુંજ હુકમનામુ મેળવે અને પછી તે ગીરો મુકેલી મીલકતઉપર બજાવે. ને આમ કરવાથી તે પોતાની જામીનીને નબળી કરેછે (૪ વી. રી. ૩૪૮)

તે વાત ખરી પણ તેનું પ્રોસીડીંગ ઘણુ જોખમ ભરેલુ છે કેમકે જે વેચવામાં આવેછે તે ફક્ત હુકમનામાના દેણદારનોહકસંબંધજ વેચાયછે.

(૧૭ વી. રી. ૪૫૯) અને તેથી કરી ગીરો હક જતા જેટલી કીમત રહે તેથી વધારેની માગણી કોઈ કરશે નહીં આ વેચાણથી ખરીદદારને વધારે મળતુ હોયતો ગીરો લેનારને ભારે નુકશાન થાય અને પછી ફક્ત તેનો દેણદારની જાતઉપરજ હક રહે અને બાકીનું હુકમનામું ભરપાયા કરવાને તેની પાસે પૈસા ન હોય. ગીરો મીલકત વેચાવી પોતાનું પૈસાનું હુકમનામુ બજાવેતો આવું પરીણામ થાય પૈસાના લેહેણાની જામીનામાં મીલકત સાનમાં હોય અને તે લેહેણું પાછું મેળવવાના દાવામાં આ પ્રમાણે સાનમાં મુકેલી મીલકતથી લેહેણુ વસુલ કરવાનુંજ ન માગતાં ફક્ત પૈસાનું હુકમનામુ વાદી મેળવે છે. અને સાનમાં કોઈ મીલકત છે તે વીશે તથા તે લેહેણું સાનવાળી મીલકતથી વસુલ કરવા પાત્ર છે તે વીશે હુકમનામામાં કાંઈ લખાણ નથી અને આપ્રમાણે સાનમાં આપેલી મીલકત ત્રીજો માણસ જેદાવામાં પક્ષકારનથી તે સુધ બુદ્ધીથી અને કીમતી અવેજ આપીલે છે અને તેનો કબજો મેળવે છે તો પછી આવા સુદ્ધબુદ્ધીથી ખરીદદાર વિરૂધ તે મીલકતઉપર હુકમનામાવાળો તે હુકમનામુ બજાવી શકે નહી તે ફક્ત સાધારણ હુકમનામાવાળા જેવો છે અને તેના દેણુદારની હક્કત્વા હોય તેજ તે લઈ શકે. જેના કબજામાં મીલકત ગઈ છે તેના ઉપર જુદો દાવોલાવી તે પોતાનો હકબજાવી શકે પણ પછીથી ખરીદદારના હાથમાં જે મીલકત આવી હોય તે મીલકત ઉપર પૈસાનું હુકમનામુ બજાવવાને હકદાર નથી. ૫. વી. રી. ૧૧૫. ૬. વી.રી. ૧૩૨.

હુકમનામાવાળા પાસેથી હુકમનામુ વેચાણ લેનાર ફક્ત હુકમનામાવાળા જેટલોજ હક્ક મેળવે છે (૧૪ બે. લો.રી. ૪૨૨ ની ક.)

જે શખ્સને અસલદાવામાં પ્રતિવાદીમાં ગણ્યો હોય પણ હુકમનામુ કોણાઉપર બજાવવું તે શખ્સોમાં તેનું નામ ન હોયતો તેનો ઉપર બજાવાય નહીં ૭ વી. રી. ૬૨

જે ખતમાં સ્થાવર મીલકત સાનમાં મુકીહતી. તે ખત ઉપરથી (દાવો થયો) અને દાવાની રકમ તથા ખરચ બ્યાંજસુધાં ઠરાવેલી મુદતમાં હપતો આપવાનું પ્રતીવાદીએ કબુલ કર્યું અને તે પ્રમાણે ના ભરાયતો વાદીને એ મીલકત વેચાવવાની છુટ આપી તે દાવાનો ચુકાદો કર્યો, આ કરાર પ્રમાણે કોરટે બ્યાજ સાથે લેહેણા પૈસા તથા ખરચ આપવાનો પ્રતિવાદીને હુકમ કરી હુકમનામુ કરી આપ્યુ. એમાં એમ ઠરવવામાં આવ્યું કે આ હુકમનામુ ફક્ત પૈસાનું હુકમનામુ છે અને તેથી વાદીને એ મીલકત ઉપર હક્ક મળતો નથી, (ઈ. લો. રી. ૩. અલા. ૨૧૬. ફ઼ા. બે.)

દરમ્યાનની ઉપજની અથવા બીજી બાબતની પૈસાની રકમ પાછળથી નક્કી કરવાનું હોય તેવું હુકમનામું.

૨૫૫. દરમ્યાનની ઉપજનું અથવા બીજી કોઇ બાબતનું હુકમનામું હોય, અને તે ઉપજના અથવા બાબતના પૈસાની રકમનો આંકડો પછીથી નિર્ણય કરવાનો હોય, તો હુકમનામા પ્રમાણે પૈસાની કેટલી રકમ તેણે આપવા એ નક્કી થયા પહેલાં, પૈસાબાબતનાં સાધારણ હુકમનામાની પેઠે હુકમનામાના દેણદારની મિલકત જપ્ત કરી શકાય.

ટીકા—૨૫૫. જે સખ્સે કબજાનું અને દરમ્યાન ઉપજનું હુકમનામુ

મળ્યું હોય તે સખ્સને તે એ બાબતની બજાવણીની અંદર જે દરખાસ્ત કરવાની જરૂર નથી કેમકે દરમીઆન ઉપજનો આંકડો નક્કી કરવામાં આવ્યો નથી. (૮ વી. રી. ૯૯).

૨૫૬. ફક્ત પૈસાબાબતનુંજ હુકમનામું થયું હોય, અને હુકમનામું થએલી રકમનો આંકડો એકહજાર રૂપીયા કરતાં વધારે ન હોય ત્યારે, હુકમનામું કરતી વખતે હુકમનામાવાળાની મોઢાની અરજથી, હુકમનામાનો દેણદાર કોરટની હકુમતની સ્થાનિક હદમાં હોય તો તેની જાત ઉપર, અથવા તેજ હદમાંની તેની જંગમ મિલકત ઉપર, વારંટ કાઢીને લાગલુંજ હુકમનામું બજાવવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

એકહજાર રૂપીયા સુધીનું હુકમનામું તાત્કાળ બજાવવાનો હુકમ કરવાનો અખત્યાર.

ટીકા—૨૫૬. આ કલમ ફક્ત દરશક છે અને કોરટ પોતાને યોગ્ય લાગે તો બજાવણી કાઢવાની ના પાડે. ૮ મ. હા. રી. ૨૮૩

૨૫૭. હુકમનામા ઉપરથી જે પૈસા ભરવાના તે સર્વ નીચે પ્રમાણે ભરવા એટલે:—

હુકમનામા ઉપરથી પૈસા ભરવાના પ્રકાર.

(અ) જે કોરટનું કામ હુકમનામું બજાવવાનું હોય તે કોરટમાં; અથવા.

(બ) કોરટની બહાર હુકમનામાવાળાને; અથવા

(ક) જે કોરટે હુકમનામું કરયું હોય તે કોરટ ફરમાવે તેવી બીજી કોઈ રીતે.

૨૫૭. અ. હુકમનામાના કરજની ભરપાઈ કરવાની મુદત આપવાબાબતનો દરએક કરાર રદ બાતલ થશે; માત્ર તે મોબદલો આપીને તથા હુકમનામું કરનારી કોરટની મંજુરી લઈને કર્યો હોય અને તે મોબદલો તે પ્રસંગને અનુસરીને યોગ્ય છે એવું કોરટને લાગે તો રદ બાતલ થશે નહીં.

હુકમનામાના દેણદારને મુદત આપવા બાબતનો કરાર.

જે જે કરારમાં હુકમનામા ઉપરથી લેણી થએલી અથવા લેણી થનારી રકમના કર્તાં વધારે રકમ, સ્પષ્ટ અથવા પર્યાયથી, આપવાની ઠરાવી હોય, એવા હુકમનામાના કરજની ભરપાઇબાબતનો દરએક કરાર, ઉપર કહેલી મંજુરી શિવાય કર્યો હશે તો તે રદ બાતલ થશે.

હુકમનામાના કરજની ભરપાઈ કરવા બાબતના કરાર.

આ કલમના ઠરાવ તોડીને આપેલી કાંઇપણ રકમ હુકમનામાના કરજની ભરપાઈ કરવામાં વાપરવામાં આવશે; અને કાંઈ બાકી રહેશે તો, તે હુકમનામાના દેણદારને મળવાનો હક્ક છે.

ટીકા—૨૫૭. ગમે તે જાતનાં હુકમનામાં હોય તોપણ દરેક હુકમનામાનો ફેસલો કોરટની માહીતીથી થવો જોઇએ. ૧૮ વી. રી. ૫૩૦ પૈસા સંબંધી જેના ઉપર હુકમનામુ થયુ હોય તે સખ્સ હુકમનામાની રકમ લેણદારને આપવા સારૂ ગમે તે વખતે કોરટમાં આણી શકે અને તેમજ જે સખ્સના

ઉપર જંગમ અથવા સ્થાવર મીલકત સોંપવાનું હુકમનામુ થયું હોય તેને પણ કોરટની માહીતીથી દરેક કામના રૂપ પ્રમાણે હુકમનામુ પુરૂં પાડી આપવાનો હક છે. ૧૮ વી. રી. ૫૩૦

કોરટના વારંટથી હુકમનામાના દેણદારને પકડ્યો હોય અને તે પકડનાર અધીકારીને પૈસા આપે તો તે ભરણું કોરટની મારફતનું છે એમ ગણાય. (૯ વી. રી. ૪૬૨).

હુકમનામાના પૈસા હપ્તે ભરવાનો કરાર પક્ષકારો કરે અને તે કરાર કોરટ રજીસ્ટર કરે. પછીથી તે કરાર વીરૂદ્ધ કોરટે હુકમનામુ બજાવવા દેવું પણ જોઈએ નહી. ૧૦ બે.લો રી. આપેન્ડીક્ષ ૨૮ તેના ઉપર કોરટ મનાઈ હુકમ પણ કાઢે. (૨૨ વી. રી. ૧૯૪).

પણ હુકમનામા વાળાએ વકીલ ઉપર કાગળ લખ્યો હોય કે તમારે કોરટમાં સરટીફીકેટ આપવું તો તે ફડચો કોરટ મારફત થયો ગણાય નહી કેમકે વકીલ કોરટનો અધિકારી ગણાય નહી. ૭ વી. રી. ૫૧૦ તેમજ કોરટમાં સરટીફીકટ આપ્યા વગર વાદીએ પ્રતિવાદીને મોઢે કહ્યું હોય કે હુકમનામાનો અમુક ભાગ હું નહી બજાવું તો તેથી બજાવણી કાઢવાને બાધ નથી. (૬ બે. લો. રી. ૩૩૯).

હુકમનામાવાળાને પૈસા આપવા.

૨૫૮. હુકમનામા ઉપરથી ભરવાના કાંઈપણ પૈસા કોરટની બાહાર આપ્યા હોય, અથવા હુકમનામાવાળાનું મનમાને એવી બીજી રીતે હુકમનામાનો બધો અથવા થોડો ઘણો તોડ કર્યો હોય તો, અથવા ૨૫૭ અ. કલમમાં કહેલા પ્રકારના કરારમુજબ કાંઈ રકમ ભરી હોય તો, જે કોરટનું કામ હુકમનામું બજાવવાનું હોય તે કોરટને તે ભર્યાની અથવા તોડ કર્યાની વાત હુકમનામાવાળાએ જાહેર કરવી જોઈએ.

હુકમનામાનો દેણદાર પણ એવું ભરણું અથવા તોડ કર્યાની ખબર કોરટને આપીને એવી અરજ કરી શકે કે, 'તે ભરણું અથવા તોડ જાહેર કર્યો એવું કાં દાખલ ન કરવું તેનું કારણ કોરટ નીમે તે દિવસે બતાવવા સારૂ હુકમનામાવાળાને નોટી કાઢો. અને એવી નોટીસ યોગ્યરીતે પોંચાડ્યા પછી હુકમનામાવાળો નીમેલે દિવસે હાજર થવાને, અથવા હાજર થઈને ભરણું અથવા તોડ જાહેર કર્યો. એવું કાં દાખલ ન કરવું તેનું કારણ બતાવવાને, ચુકે તો કોરટે સદરહુ ભરણું અથવા તોડ દાખલ કરવો જોઈએ.

એવું કાંઈપણ ભરણું અથવા તોડ ઉપર કહ્યા પ્રમાણે જાહેર કરેલો નહીં હશે તો તે કોઈપણ કોરટે કબુલ રાખવો નહીં.

ટીકા—૨૫૮. કાયદામાં ઠરાવેલી મુદતની અંદર હુકમનામાની જે અવસ્થા થઈ હોય તે બાબતનું સરટીફીકટ બેમાંથી એક પક્ષકારે ન આપ્યું હોય તો તેવી અવસ્થાથી બજાવણીને બાધ નહી આવે. ઈ. લો. રી. ૩ મદ્રાસ ૧૧૩

હુકમનામાના દેણદારે હુકમનામાને પેટે વસુલ આપ્યું હોય અને તેનું સરટીફીકટ કોરટમાં અપાવ્યું ન હોય તો કોરટની બાહાર પૈસા આપ્યા હોય તો તે પાછા લેવાનો દાવો સને ૧૮૭૭ના ૧૦ મા આકટની કલમ ૨૪૪ કથી અને સને ૧૮૭૯ ના ૧૨ મા આકટથી ૨૫૮ મી કલમમાં સુધારો થયો છે તે સુધરેલી કલમના છેલા પારેગ્રાફથી બાધ છે. ઈ. લો. રી. ૬ મું. ૧૪૬

૨૫૮ મી કલમ દરેક જાતના હુકમનામાને લાગુ પડે છે એકલા નાણાના હુકમનામાને લાગુ પડે છે એમ નથી. ઈ. લો. રી. ૬ કલકત્તા ૭૮૬

૨૫૯. કંઈ ખાસ જંગમ મિલકત વિશે, અથવા ખાસ જંગમ મિલકતના હિસ્સા વિશે, અથવા વહુ તાબે લેવા વિશે, હુકમનામું હોય ત્યારે, તે હુકમનામું આ પ્રમાણે અમલમાં લાવી શકાયઃ—એટલે, બને તો તે જંગમ મિલકત કે તેનો હિસ્સો ધરીને જે પક્ષકારને તે આપવાનું ઠરાવ્યું હોય તે પક્ષકારને સ્વાધીન કરવો, અથવા તે પક્ષકાર પોતાની વતી સ્વાધીન લેવાને જે શખ્સને નીમે તે શખ્સને સ્વાધીન કરવો; અથવા હુકમનામાના દેણદારને કેદ કરવો; અથવા તેની મિલકત જપ્ત કરવી; અથવા જરૂર હોય તો કેદ તથા જપ્તી એ બંને વાનાં કરવાં. ખાસ જંગમ મિલકતનાં અથવા વહુ તાબે લેવાનાં હુકમનામાં.

આ કલમ પ્રમાણે કરેલી કોઈ જપ્તી છ મહિનાસુધી અમલમાં રહેલી હોય ને જો હુકમનામાનો દેણદાર હુકમનામા પ્રમાણે ન વરત્યો હોય, અને હુકમનામાવાળાએ જપ્ત કરેલી મિલકત વેચવી એવી દરખાસ્ત કરી હોય તો, સદરહુ પ્રકારની મિલકત વેચવાનો અધિકાર છે; અને ૨૦૮મી કલમ પ્રમાણે કાંઈ રકમ ઠરાવી હોય તેવી બાબતમાં, વેચવાથી જે ઉપજે તેમાંથી હુકમનામાવાળાને તે ઠરાવેલી રકમ આપાવવાને તથા બીજી બાબતમાં કોરટને યોગ્ય લાગે તેટલી બદલાની રકમ અપાવવાને કોરટ મુખ્ત્યાર છે, અને જો કાંઈ બાકી વધે તો તે બાકી હુકમનામાનો દેણદાર અરજ કરે ત્યારે તેને આપવી.

હુકમનામાનો દેણદાર હુકમનામું માન્ય રાખીને સદરહુ હુકમનામાની બજાવણીનો જે ખરચ આપવાને તે બંધાયેલો છે તે સઘળો ખરચ આપે તો, અથવા જપ્તીની તારીખથી છ માસની આખરે સદરહુ મિલકત વેચવા બાબત દરખાસ્ત ન થઈ હોય તો અથવા દરખાસ્ત થઈ હોય પણ તે નામંજુર કરી હોય તો જપ્તીનો અમલ બંધ થશે.

૨૬૦. કરાર વિશેષરીતે પુરો કરવા બાબત, અથવા લગ્નના હક્ક પુરા કરવા સારુ, અથવા કોઈ બીજું વિવેષકૃત્ય કરવા બાબત અથવા ન કરવા બાબત જે પક્ષકાર ઉપર હુકમનામું થયુ હોય, તે પક્ષકારને તે હુકમનામા પ્રમાણે અથવા તાકીદ પ્રમાણે વર્તવાને તક મળ્યા છતાં, જા- કરાર વિશેષ રીતે પૂરો કરવાનું અથવા લગ્નના હક્ક પૂરા કરવાનું હુકમનામું.

ણી જોઇને તે પ્રમાણે તે ન વરત્યો હોય તો, તેને કેદ કરીને અથવા તેની મિલકત જપ્ત કરીને અથવા તે બંને વાંનાં કરીને તે હુકમનામું અમલમાં લાવી શકાય.

આ કલમ પ્રમાણે કરેલી કોઈ જપ્તી એક વરસસુધી અમલમાં રહેલી હોય ને જો હુકમનામાનો દેણદાર હુકમનામાં પ્રમાણે ન વરત્યો હોય અને હુકમનામાવાળાએ જપ્તી કરેલી મિલકત વેચવી એવી દરખાસ્ત કરી હોય તો સદરહુ પ્રકારની મિલકત વેચવાનો અધિકાર છે; અને વેચવાથી જે ઉપજે તેમાંથી કોરટને યોગ્ય લાગે તેટલી બદલાની રકમ હુકમનામાવાળાને આપવાને, અને જો કાંઈ બાકી વધે તો તે બાકી હુકમનામાનો દેણદાર અરજ કરે તો તેને આપવાને, કોરટ મુખ્ત્યાર છે.

" હુમનામાનો દેણદાર હુકમનાનું માન્ય રાખીને સદરહુ હુકમનામાની બજાવણીનો જે ખરચ આપવાને તે બંધાયલોછે તે સઘળો ખરચ આપે તો, અથવા જપ્તીની તારિખથી એક વરસની આખરે સદરહુ મિલકત વેચવા બાબતની દરખાસ્ત ન થઈ હોય અને તે મંજુર ન કરી હોય તો, સદરહુ જપ્તીનો અમલ બંધ થશે.

ટીકા—૨૬૦. હુકમનામા વાળાની દીવાલ ઉપર જેટલો ભાગ ચણ્યો હતો તેટલોજ હુકમનામાના દેણદારે કાઢી નાખવો એવું હુકમનામામાં ફરમાવ્યુ હતુ તે હુકમનામુ બજાવવાની દરખાસ્ત આપી તેનાજ ખાનામાં કોરટની મદદ કેવી રીતે જોઇએ, તે બાબતમાં એમ લખ્યુ હતું કે ભીંત ઉપર જેટલું ચણતર કર્યું છે તે તોડાવી કબજો અપાવો. હુકમનામા વાળાની દીવાલ ઉપર જેટલી હુકમનામાના દેણદારે દીવાલ ચણી હતી તે તોડાવી નંખાવવાનો કોરટે હુકમ નાજર ઉપર કાઢ્યો તે બાબતમાં એમ ઠરાવવામાં આવ્યુ કે હુકમનામા વાળાની અરજી એવી રીતની લેવાય નહી. કલમ ૨૬૦ માં ફરમાવ્યા પ્રમાણે તેણે કોરટની મદદ માગવી જોઈતી હતી એટલે હુકમનામાના દેણદારને કેદ કરો અગર તેની મીલકત જપ્ત કરો અગર એ બંને કરો એવી રીતે કોરટની મદદ માગવી જોઇતી હતી. કોરટે એ દરખાસ્ત મંજુર કરવામાં ચુક કરી હતી. કોરટની મદદ કેવી રીતની માગવી અને તેનો શો ઇલાજ છે. તે હુકમનામાવાળાને કોરટે બતાવવુ જોઇતું હતું અને આ પ્રમાણે સુધારીને દરખાસ્ત આપવામાં આવે તો પછી યોગ્ય રસ્તો એ છે કે હુકમનામાના દેણદાર ઉપર નોટીસ કાઢવી અને તેમાં ફરમાવવું કે હુકમનામામાં કરેલો હુકમ નોટીસમાં કહેલી મુદતમાં અમલ લાવવો અને પછી જો તે નીમેલી મુદતમાં હુકમ માન્ય ન કરે તો હુકમનામાવાળાની અરજ ઉપરથી હુકમનામાના દેણદારને કેદ કરવાનો અગર આ કલમ (૨૬૦) માંના ઠરાવને અનુસરીને તેની મીલકત જપ્ત કરવાનો કોરટ હુકમ કરે વળી એમ પણ હુકમનામાવાળાએ જે દાદ ન માગી હોય તે તેને મળે એવી રીતે દરખાસ્ત ઉપર થએલો હુકમ સ્પેશીઅલ અપીલમાં હાયકોરટે બદલવો નહી. ઇ. લો. રી. ૮ કલમ ૧૭૪.

ખત કરી આપવાનું અથવા વેચાય એવા લેખ પાછળ શેરો કરી આપવાનું હુકમનામું.

૨૬૧. કોઇ વેચાણ ખત (કન્વેયન્સ) કરી આપવા બાબત, અથવા વેચાય એવા દસ્તાવેજ પાછળ શેરો કરી આપવા બાબત હુકમનામું હોય, અને હુકમનામામાં ફરમાવ્યાપ્રમાણે કરવાને હુકમનામાનો દેણદાર ગફલત કરે અથવા ના પાડે તો, હુકમનામાવાળો હુકમનામાની સરતો પ્રમાણે ખતનો અથવા શેરાનો મુસદો તૈયાર કરીને તે કોરટને આપવાને મુખ્ત્યારછે.

તે ઉપરથી, પાછળ સમન પોંચાડવાને જે રીત કહીછે તે રીતે, તે મુસદો તથા એક લખેલી નોટીસ કોરટે હુકમનામાના દેણદારને પોંચડાવવી. તે નોટીસમાં એમ લખવું કે તમારે તે મુસદા વિશે કંઇ હરકતો લેવી હોય તો કોરટ તે કામને વાસ્તે ઠરાવે તે મુદતની (મુદત લખવી) દરમ્યાન લેવી.

કાયદા પ્રમાણે સ્ટાંપ જોઇતો હોય તો યોગ્ય સ્ટાંપ કાગળ ઉપર તે મુસદાની એક બીજી પ્રત પણ સહી થવા સારૂ હુકમનામાવાળો કોરટને આપવાને મુખ્યત્યારછે.

સદરહુ પ્રમાણે પોંહોચ્યાની વાત સાબિત થયા પછી, કોરટે અથવા તે કામને વાસ્તે કોરટ નીમે તે અમલદારે સદરહુ રીતે આપેલી બીજી પ્રતમાં સહી કરવી, અથવા જરૂર હોય તો, હુકમનામાની સરતો સાથે મળતી આવે એવી રીતે, તેમાં ફેરફાર કરીને તે ફેરફારવાળી બીજી પ્રતમાં સહી કરી શકાય.

પરંતુ સદરહુ પ્રમાણે પોંચાડેલા મુસદામાં કોઈ પક્ષકાર હરકત લે તો તેની હરકતો સદરહુ પ્રમાણે ઠરાવેલી મુદતની દરમ્યાન લખીને જણાવવી, અને કોરટની રૂબરૂ તે વિશેની દલીલો કહેવી, અને તે ઉપરથી કોરટે પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવો, અને બીજી પ્રત ઉપર અથવા તેમાં ફેરફાર કરીને તે ઉપર સહી કરવી.

કોરટ ખત ઉપર સહી કરે તેનો નમુનો અને તેનું પરિણામ.

૨૬૨. ગઇ છેલી કલમ પ્રમાણે વેચાણ ખતમાં અથવા વેચાય એવા દસ્તાવેજ ઉપરના શેરામાં કોરટે સહી કરી આપવી તે નીચેના નમુનાની અથવા હે કોરટ વખતે વખતે ઠરાવે તેવા બીજા નમુનાની કરી શકાય, એટલે: " અ. બ. ઉપર ઇ. ફ. એ કરેલી ફરિયાદમાં અ. બ. ની વતી ની (અથવા જે હોય તે પ્રમાણે) કોરટના જડજ ક. ડ.' અને જે પક્ષકારને ખત કરી આપવા અથવા દસ્તાવેજ ઉપરનો શેરો કરી આપવા હુકમ કરેલો હતો, તેજ પક્ષકારે તે ખત અથવા શેરો કરી આપ્યો હોય તે પ્રમાણે તે ખત અથવા શેરો ગણાશે.

સ્થાવર મિલકતનું હુકમનામું.

૨૬૩. કંઈ સ્થાવર મિલકત સ્વાધીન કરવાનું હુકમનામું હોય તો, જે પક્ષકારને તે મિલકત આપવાનો ઠરાવ થયો હોય તે પક્ષકારને તે મિલકત સ્વાધીન કરવી, અથવા તે પક્ષકાર પોતાની વતી કબજો લેવાને જે સખસને નીમે તે સખસને તે સ્વાધીન કરવી. અને જરૂર પડે તો,

જે સખ્સ મિલકત ખાલી કરવાને હુકમનામા પ્રમાણે બંધાએલો છતાં તેમ કરવાને ના પાડે તેને કાઢીને કબજો આપવો.

સ્થાવર મિલકત ભાડુતના કબજામાં હોય ત્યારે તે શી રીતે સ્વાધીન કરવી તે.

૨૬૪. ભાડુતના કબજામાંની અથવા જેને મિલકતનો કબજો રાખવાનો હક્ક હોય અને તે કબજો રાખવાનો હક્ક છોડી દેવાને હુકનામા ઉપરથી બંધાએલો ન હોય તેવા બીજા સખ્સના કબજામાંની કોઈ સ્થાવર મિલકત સ્વાધીન કરવાનું હુકમનામું હોય ત્યારે, તે સ્વાધીન કરવાનો કોરટે હુકમ કરવો, તે એવી રીતે કેઃ—તે મિલકત ઉપર કોઇ પ્રસિદ્ધ ઠેકાણે વારંટની એક નકલ ચોઢવી, અને કોઇ સોઇવાર ઠેકાણે, દાંડી પીટીને અથવા દસ્તુર પ્રમાણે બીજી રીતે, તે મિલકત સંબંધી હુકમનામાનો મતલબ કબજેદારને પ્રસિદ્ધ કરવો.

પરંતુ કબજેદાર મળી શકે તો, સદરહુ મતલબવાળી લખેલી નોટીસ તેનાઉપર બજાવવી, અને તેવે પ્રસંગે કંઈ પ્રસિદ્ધ કરવાની જરૂર નથી.

**ટીકા**—૨૬૪. જ્યારે હુકમનામા પ્રમાણે લેવાનો જમીનનો ભાગ પ્રતિવાદીના કબજામાં હોય અને કેટલોક ભાગ એકુતના કબજામાં હોય તો પાછલા ભાગની બજાવણી આ કલમ પ્રમાણે થવી જોઈએ. (૭ વી. રી. ૩૭૬

ઇસ્ટેટની વેહેંચણ કરવાનું અથવા હિસ્સા જુદા પાડવાનું.

૨૬૫. સરકારને મેહેસુલ ભરનારી કંઈ અવિભકત ઇસ્ટેટની વેહેંચણબાબત અથવા તે ઇસ્ટેટના કોઈ હિસ્સાનો જુદો કબજો લેવાબાબત હુકમનામું હોય ત્યારે, કલેક્ટરે તે ઇસ્ટેટની વેહેંચણ કરવી અથવા તે હિસ્સો જુદો પાડવો; અને તે કામ સદરહુ પ્રકારનાં ઇસ્ટેટની વેહેંચણ કરવાબાબત અથવા હિસ્સાનો જુદો કબજો લેવાબાબત જે વખતે જે કાયદો અમલમાં હોય (જો હોય તો) તે કાયદા પ્રમાણે કરવું.

**ટીકા**—૨૬૫. જે જમીનનાં હદની સાન નક્કી થએલી છે અને સરકારને મેહેસુલ ભરનારી જાગીરનો જે ભાગ છે તેવી જમીનના સહ હીસ્સેદારોમાંનો એક ભાગ વેહેચાવવાનો દાવો લાવેછે; પણ તેમાં સરકારને મેહેસુલ ભરવાની પોતાની એકઠી જવાબદારી છે તે રદ કરવા માગતો નથી તો આવો દાવો દીવાની કોરટમાં ચાલી શકે. અને વાદીનો ભાગ પડાવવાનો હક છે કે નહી તે નક્કી કરવાને અને તે પ્રમાણે હુકમનામું કરી આપવાને કોરટને હકુમત છે. ઈ. લો. રી. ૭ કલકત્તા ૧૫૩

## ફ.—મિલકત જપ્ત કરવાવિશે.

હુકમનામું બજાવવામાં જપ્તી કરીને વેચવાને પાત્ર થઈ શકે તે મિલકત.

૨૬૬. હુકમનામું બજાવવમાં નીચેની મિલકત જપ્ત કરીને વેચવાને પાત્ર છે, ( તે એકે ):—જમીન, ઘર અથવા બીજી ઇમારતો, માલ, પૈસા, બેંકનોટ, ચેક, બીલ આફ એકસ્ચેંજ, હુંડીઓ, વાયદાચીઠીઓ (પ્રામિસરી નોટ), સરકારી કાગળીયાં (ગવર્મેન્ટ સિક્યુરીટીઝ), ખત અથવા પૈ-

સાસંબંધી બીજા લેખ. લેહેણું, કોઈ રેલવે, બેંક, કે બીજી જાહેર કંપની કે કારપોરેશનના ભંડોળ અથવા એકઠી પુંજી માંહિના શેર, તથા, હવે પછી કહેલી છે તે શિવાયની,-હુકમનામાના દેણદારની અથવા હુકમનામાનો દેણદાર વ્યવસ્થા કરવાની જે સત્તા પોતાના ફાયદાને માટે વાપરી શકે તે સત્તા જે મિલકતઉપર કે જેની ઉપજ ઉપર તેને હોય તેવી,—વેચાય એવી બીજી બધી સ્થાવર જંગમ મિલકત, પછી તે ગમેતો હુકમનામાના દેણદારના નામઉપર હોય કે તેની વતી અથવા તેના ટ્રસ્ટી દાખલ બીજા શખ્સની પાસે હોય.

પરંતુ, નીચેનાં વાંનાં સદરહુ જપ્તી કે વેચાણને પાત્ર થશે નહીં (તેએકે):-

(અ) હુકમનામાનો દેણદાર, તેની સ્ત્રી તથા છોકરાં, એઓનાં જરૂરીઆત પેહેરવાનાં વસ્ત્ર:

(બ) કારીગરોનાં ઓજાર, અને હુકમનામાનો દેણદાર ખેડુત હોય ત્યારે તેનાં ખેતીવાડીનાં હથીઆર, તથા ખેડુત તરીકે તેને પોતાની ઉપજીવિકા મેળવવા માટે જે ઢોર કોરટની નજરમાં જરૂર જણાય તે ઢોર:

(ક) ખેડુતની માલકીનાં અને તેના તાબામાં હોય તેવાં તેનાં ઘરનો અને બીજી ઇમારતોનો સામાન:

(ડ) હિસાબના ચોપડા:

(ઈ) નુંકસાનીને વાસ્તે ફરિયાદ કરવાનો માત્ર હક્ક:

(ફ) જાતીકી નોકરીનો કંઈ હક્ક:

(ગ) સરકારના લશ્કરી તથા મુલકી પેન્શનરને કરી આપેલી નેમણુક, તથા બક્ષિસ (ગ્રાચ્યુઈટી) તથા રાજકીય પેનશન:

(હ) જ્યારે કોઈ સરકારી અમલદારનો અથવા રેલવેના નોકરનો પગાર દરમાસે વીશ રૂપિયાથી વધારે ન હોય ત્યારે તે પગાર; અને જ્યારે તેવા કોઈ અમલદારનો અથવા નોકરનો પગાર તે રકમથી વધારે હોય ત્યારે તે પગારમાંનો નીમે ભાગ.

(આઈ) જે લોકોને નેટીવ આરટીકલ્સ આફવાર લાગુ પડે તેમનો પગાર તથા અલાવન્સ:

(જે) મજુરોનો તથા ઘરના નોકરોનો મૂસારો:

(કે) જીવતો રેહેવાથી ઉત્તરાધિકાર મળવાની ઉમેદ હોય તે, અથવા બીજો કેવળ અવલંબી કે શકય હોય તેવો હક્ક અથવા સંબંધ;

(લ) ભવિષ્યની ખોરાકી પોશાકીનો હક:

ખુલાસો.—( ગ ), ( હ ), ( આઈ ), ( જે ), એ રકમોમાં કહેલાં નાણાં, તે ખરેખર આપવાને પાત્ર થાય તે પહેલાં અથવા પછી પણ જપ્તીથી કે વેચાણમાંથી બાતલ કર્યા છે.

પણ વળી એવું ઠરાવ્યું છે કે, આ કલમની કોઈ પણ વાતથી—

(અ) ભાડાને વાસ્તે થએલું હુકમનામું બજાવવામાં ઘર અથવા બીજી ઇમારતોનો સામાન જપ્તીથી કે વેચાણથી બાતલ છે એમ સમજવું નહીં, અથવા

(બ) સન ૧૮૮૧ ના લશ્કરના આકટને કે જે તે વખતે અમલમાં હોય એવા તેને મળતા કોઈ કાયદાને બાધ આવે છે એમ સમજવું નહીં.

**ટીકા**—૨૯૯. સ્થાવર મીલકત શીવાય બીજી બાબતોમાં આ કલમ મુફસીલ સ્માલકાજ કોરટને લાગુ પડેછે.

જે મીલકત જપ્ત કરવાની છે તે વેચી શકાય તેવી હોવી જોઈએ અને તે હુકમનામાના દેણદારની માલકીના હોવી જોઈએ. બના પ્રતિનીધી તરીકે બના ઉપરના દાવામાં બની ખાનગી મીલકત જપ્ત કરી શકાય નહીં. આ બાબતમાં કલમ ૨૩૪ જુઓ. તેમ જો મીલકત ઉપર કાંઈ પણ બેજ-મનો બોજો હોય તો તે બોજો કાયદેસર ખરો હોય તો તે મીલકત હુકમનામાના દેણદારની કેહેવાય નહી. પણ જેની તરફથી તે ઉપર બોજો હોય તેની ગણાય અને હુકમનામાના દેણદારનું દેવું પતવવા સારૂ તેની મીલકત ગણાય નહી. અને જો તે જપ્ત કરી વેચવામાં આવે તો બોજા સહીત તે વેચાય અને જેની તરફથી બોજો હોય તેના હકવિશે વાંધો હોય તો જુદો દાવો લાવવો જોઈએ. (૫ બ. લૉ. રી. ૧૧૫).

હુકમનામું જપ્ત કરી શકાય તે બાબતમાં કલમ ૨૭૩ જુઓ.

અવિભક્ત કુટુંબના સહ. માલીકનો બાપીકી. મીલકતમાંનો ભાગ જપ્ત કરી તેના વીરૂદ્ધ જે હુકમનામું થયુ હોય તે વસુલ કરવા સારૂ વેચી શકાય પણ ખરીદદારને ફક્ત ભાગ વેચાવવાના દાવાના હક મળે છે. (બ. લૉ. રી. ૩ કલમ ૧૦૮.

મેયત શખસનું લેહેણું વસુલ કરવાનું સરટીફીકેટ હુકમનામાની બજાવણીમાં જપ્ત કરી વેચી શકાય નહી. (૧ વી. રી. ૨૯).

ખોરાકી પોસાકીનો ભવિષ્યમાન હક વેચી શકાય નહી. પણ ચહેલી ખોરાકી હોય તે જપ્ત કરાય. ૬ વી. રી મી. ૬૪

જપ્ત કરેલી મીલકત ઉપર બોજો હોય તો તે બોજો કાયમ રાખી જપ્તી કરવામાં આવે છે (૨૦ વી. રી. ૨૦૪) અને મીલકત ઉપર બજાવણીની પ્રોસેસ કઢાવવા કોસીસ હુકમનામાનો લેહેણદાર કરેછે. એવું જાણવામાં આવ્યાં છતાં પણ માલીકને મીલકત વેચતાં કાયદા પ્રમાણે હમેશાં પ્રતિબંધ નથી. (૨૨ વી. રી. ૪૭૩).

ખેડુતના કબજાનાં અથવા માલકીના ઘરના સાહીત્ય હોય તોપણ જે મીલકત ખાસ રીતે ગીરો મુકેલી હોય તે હુકમનામાની બજાવણીમાં વેચવાને કલમ ૨૬૬ની ૨કમ કથી બાધ આવતો નથી. ઈ. લૉ. રી. ૪ મુંબઈ ૨૫

એ ૨કમ કા. બાબત વલી ઇ. લૉ. રી. ૪ મુ. ૪૨૯ જુઓ. તેમાં ભાડાને સારૂ જપ્તી થઈ શકે. એમ ઠરાવવામાં આવેલું છે. સને ૧૮૭૭ના ૧૦મા આક્ટ અમલમાં આવ્યો ત્યાર પેહેલાં ત્રણ દીવસ અગાઉ એટલે તા. ૨૮ સપટેમ્બરને રોજ પ્રતિવાદીને પોલીટીકલ પેનસન મળતુ હતુ તે જપ્ત કરી પૈસા સંબંધી હુકમનામુ બજાવવા સારૂ અરજી આપવામાં આવી. હુકમનામુ કેમ ન બજાવવું તેનું કારણ બતાવવા સારૂ પ્રતિવાદી ઉપર નોટીસ કાઢવામાં આવી અને તેમાં ઠરાવેલ દીવસે પ્રતિવાદી હાજર થયો અને તે દીવસે ૧૮૭૭નો દસમો કાયદો અમલમાં આવી ચુક્યો હતો હાજર થઈ એમ તકરાર કરી કે ૨૬૬ કલમની જી ૨કમ પ્રમાણે પ્રેન્સન જપ્ત થઈ શકે તેમ નથી. એ કામમાં એમ ઠરાવવામાં આવ્યુ કે સને ૧૮૭૭નો કાયદો અમલમાં આવ્યો ત્યારે સરૂ થએલુ અને તે વખતે ચાલતુ જે પ્રોસીડીંગ હોય તેને સને ૧૮૬૮ના ૧ આંકટની કલમ ૬ પ્રમાણે અસલનો કાયદો લાગુ પડે તે કલમમાં દર્શાવેલા અર્થ ગ્રહણના નિયમને. સને ૧૮૭૭ ના ૧૦મા આકટની કલમ ૧૪૪ અને ૩થી બાધ આવતો નથી અને સુધ અંતઃકરણથી હુકમનામુ અમુક રીતે બજાવવાની અરજી અને તે ઉપર વારંટનો હુકમ તે બજાવણીનું પ્રોસીડીંગ ગણી શકાય. ઇ. લૉ. રી. ૪ મુ. ૧૬૩

સ્પીનીંગ અને વીવીંગ કમ્પનીનું રૂ કાંતવાને કેટલાક સખસો કરાર કરે છે, અને એમ ઠરાવ કરેછે કે આટલુ રૂ કાંતીએ તો અમુક ૨કમ અમને મળે, આ સખસો ૨૬૬મી કલમ પ્રમાણે મંજુર ગણાય અને તેમને મેહેતાણું મળે તે મુસારો ગણાય માટે તે જપ્ત થઈ શકે નહી. ઇ. લૉ. રી. ૫ મુ. ૧૩૨.

દસ્તાવેજ થાય ત્યારે પૈસા આપવાનો કરાર હોય તો, જ્યાંસુધી તે દસ્તાવેજ થયો નથી ત્યાંસુધી સ્થાવર મીલકત વેચનારનો ખરીદીના પૈસા ઉપર જે હક્ક છે તે લેહેણુ કેહેવાય નહી. પણ ફકત શક્ય હક્ક અથવા હીત ગણી શકાય. અને તેથી કલમ ૨૬૬ પ્રમાણે હુકમનામાની બજાવણીમાં જપ્ત કરી વેચી શકાય નહી. જે સખસ આવો હક્ક અથવા હીત હુકમનામાની બજાવણી કરતાં થયેલાં વેચાણ વખતે ખરીદ કરે છે તેને આવી ખરીદીથી કાંઈ મળતુ નથી. ઇ. લૉ. રી. ૩ અળા. ૧૧૨.

ગાયકવાડ સરકાર અથવા તે રાજ્યની રઇયત અગર કાઠીઆવાડના સ્વસ્થાનની રઇયત પાસે બ્રીટીસ પ્રજાના કોઇકનું લેહેણું હોય તો તે લેહેણું ૨૬૬ મી કલમ પ્રમાણે હુકમનામાની બજાવણીમાં જપ્ત થઇ શકે નહી. લેહેણાં ઉપર બ્રીટીસ ઇન્ડીઆની કોરટોની હકુમત નથી તો લેહેણાં ૨૬૬ કલમ પ્રમાણે જપ્તી ન થઈ શકે. જપ્તીની દરખાસ્ત કરવામાં આવી તે વખતે ગારનીસી બ્રીટીસ ઇન્ડીઆની હદની બાહાર છે. તેજ કારણથી દેવું જપ્ત ન થઈ શકે એવુ ગણાય નહી. ઈ. લૉ. રી. ૫ મુ. ૨૪૯

૨૬૭. પોતાને મનથી અથવા હુકમનામાવાળાની અરજ ઉપરથી પોતાને જરૂર લાગે તે શખસને સમન કરીને, હુકમનામુ પુરૂં કરવામાં જે મિલકત ધરવાને પાત્ર હોય તે મિલકતસંબંધી તેની જબાની લેવાને, તથા

જે મિલકત ધરવાને પાત્ર હોય તે વિશે કોઇને સ

સમન કાઢી તેની જબાની લેવાનો અખત્યાર.

સમન કરેલા શખ્સના કબજામાં કે અખત્યારમાં તે મિલકતસંબંધી કંઈ દસ્તાવેજ હોય તે હાજર કરવાનું કેહેવાને, કોરટ મુખત્યાર છે. અને પોતાને મનથી સમન કાઢ્યા પેહેલાં કોરટે જાહેર કરવું કે કયા શખ્સની વતી તે પ્રમાણે સમન કાઢેલો છે.

લેહેણાની શેરની અને હુકમનામાના દેણદારના કબજામાં ન હોય તેવી બીજી મિલકતની જપ્તી.

૨૬૮. જપ્ત કરવાની મિલકતમાં—(અ) વેચી શકાય એવા લેખઉપર નહોય તેવું લેહેણું હોય, (બ) કોઈ જાહેર કંપની અથવા કારપોરેશનના ભંડોળના શેર હોય, (ક) કોઈ કોરટમાં અથવા કોરટની સંભાળ તળે રાખેલી મિલકત શિવાયની, જે જંગમમિલકત હુકમનામાના દેણદારના કબજામાં ન હોય તેવી બીજી જંગમ મિલકત હોય— ત્યારે લખેલા હુકમથી મનાઈ કરીને જપ્તી કરવી, અને તે મનાઈ હુકમમાં નીચેપ્રમાણે લખવું. એટલે—

(અ) લેહેણું હોય ત્યારે, કોરટનો બીજો હુકમ થતાંસુધી દેણદારે દેવું આપવું નહીં તથા લેહેણદારે તે લેવું નહીં.

(બ) શેર હોય ત્યારે, જે શખ્સના નામ ઉપર તે શેર ચાલતો હોય તે શખ્સે શેર બીજાના નામ ઉપર ચઢાવી આપવો નહીં, અથવા તે ઉપર નફાનો ફાળો ( ડિવીડન્ડ ) લેવો નહીં.

(ક) સદરહું બાતલ કર્યાશિવાયની બીજી જંગમ મિલકત હોય ત્યારે, તે જેના કબજામાં હોય તે શખ્સે તે મિલકત હુકમનામાના દેણદારને આપવી નહીં.

તે મનાઇના હુકમની એક નકલ કોરટના મકાનમાં કોઈ પ્રસિદ્ધ ઠેકાણે ચોઢવી, અને તેની એક બીજી નકલ, લેહેણાની બાબતમાં દેણદારને મોકલવી; શેરની બાબતમાં કંપની અથવા કારપોરેશનના યોગ્ય અમલદારને મોકલવી; અને (સદરહુ પ્રમાણે બાતલ કરી છે તે શિવાયની) બીજી જંગમ મિલકતની બાબતમાં, જે શખ્સના કબજામાં તે હોય તે શખ્સને મોકલવી.

આ કલમની (અ) રકમપ્રમાણે જેને મનાઈ થઈ હોય તે દેણદાર પોતાનું દેવું કોરટમાં ભરી શકે; અને તે પ્રમાણે ભર્યું એટલે, તે લેવાને હકદાર શખ્સને આપવાથી તેનો જેવી રીતે છુટકો થાત, તેવો છુટકો થશે.

સરકારી અમલદારના અથવા રેલવે કંપનીના નોકરના પગારની બાબતમાં, લખેલો હુકમ કરીને જપ્તી કરવી. અને તે હુકમમાં, જે અમલદારનું કામ સદરહુ પગાર આપવાનું હોય તે અમલદારને, કોરટ ફરમાવે તેટલો ભાગ કોરટ બીજો હુકમ કરે ત્યાંહાંસુધી દર મહિને રાખી મુકવાનો હુકમ કરવો.

તે મનાઇના હુકમની એક નકલ કોરટના મકાનમાં કોઈ પ્રસિદ્ધ ઠેકાણે ચોઢવી, અને સદરહુ પ્રમાણે જરૂર હોય તેવા અમલદારને આપવી.

સદરહુ પ્રમાણે રાખી મુકેલી રકમ વખતે વખતે કોરટમાં ભરવાનો અખત્યાર સદરહુ પ્રકારના દરએક અમલદારને છે અને તે પ્રમાણે ભરી એટલે હુકમનામાના દેણદારને આપવાથી સરકારનો અથવા રેલવે કંપનીનો ( જેમ હોય તેમ ) જે રીતે છુટકો થાત, તેવો છુટકો થશે.

ટીકા—૨૬૮. જ્યારે જપ્ત કરવાની મીલકતમાં લેણું હોય ત્યારે જપ્તીની લેખી નોટીસની જરૂર છે જ્યાં સુધી દેણદારને આવી નોટીસ મળી નથી ત્યાં સુધી જે લેણદારનો દેવું વસુલ કરવાનો હક કોરટે ઠરાવી આપ્યો છે તેનેજ વસુલ આપવાને દેવાદાર બંધાએલો છે અને પોતાના લેણદારનો દેવું વસુલ કરવાનો હક છે કે નહી તે જોવાનું દેણદારનું કામ નથી. ૭ વી. રી. ૧૦

૮ મુંબાઇ હાય કોરટ રીપોર્ટને પાને ૧૬૯મે એવું ઠરાવવામાં આવેલું છે કે આગળના આસાઇન્મેન્ટની ખબર નહોવાથી અવેજ આપી દેવું પોતે લીધું હોય તેવા આસૈનીના જેવીજ સ્થીતીમાં હુકમનામાના દેણદાર નું લેહેણું જપ્ત કરાવનાર લેહેણદાર રેહેતો નથી. પણ આગળ જે આ-સૈનમેન્ટ થયું હોય તે બાબતમાં પોતાના દેણદાર કરતાં સારી સ્થીતીમાં તે આવી શકે નહીં જપ્તી થતાં પહેલાં આસાઇનમેનટ કરવામાં આવ્યું. હોય અને તે હુકમનામાના દેણદારને બંધન કારક હોયતો સાધારણ ની-યમ પ્રમાણે તે આસૈનમેનટ હુકમનામું જપ્ત કરનાર લેહેણદાર વિરૂદ્ધ પણ બંધન કારક છે.

આસાઇનરના વીરૂદ્ધ છે એકવીટેબલ ( નૈયાયિક) આસાઇમેનટ પુરણ રીતે અમલ કરવાને માટે જેના હાથમાં ફનડ છે તેને નોટીસ આપવા-ની જરૂર નથી.

આ કલમ પ્રાણે જપ્તીની તારીખથી છ મહીના પુરા થયા પેહેલાં ખ-તાં વેચી શકાય નહી .ઇં. લો. રી. ૨ મુંબાઈ ૫૫૮.

સને ૧૮૭૭ની આક્ટ ૧૦ની કલમ ૨૬૮ મુજબ મનાઈ હુકમ કઢા-ઢાવો એક હુકમનામાવાળાએ પોતાના દેણદારનું લેણું જપત કરાવ્યું તે બાબતનો હુકમ પોહોચ્યતાં કલમ ૨૭૮ પ્રમાણે જપતી ઉઠાવવાને માટે કલમ રજુ કરી, આ કામમાં એમ ઠરાવવામાં આવ્યું કે ૨૭૮મી કલમ પ્રમાણે કરેલી અરજી ચાલે નહી કેમકે તે કલમ આ કામને લાગુ નથી પણ હુકમનામાની બજાવણીમાં જપ્ત થએલું લેહેણું જાહેરનામું કાઢતાં પે-હેલાં જે મીલકત વેચાવાની છે તેની કીમત શી છે અને તે કેવા પ્ર-કારની છે તે નક્કી કરવાને માટે કોરટના મત પ્રમાણે જે જે બાબતો થ નાર ખરીદદારે જાણવી અવશ્ય છે તે બાબતની તજવીજ કરવાની કલમ ૨૮૭ પ્રમાણે કોરટની ફરજ છે વેચાણ કરવાની મિલકત લેણું હોય અને કેહેવાના દેવાદાર તરફથી કોરટને એવી નોટીસ મળે કે દેવું છે નહી તો દેવું છે કે નહી તે બાબતની કોરટે વેચાણ કરતાં અગાઉ તજ-વીજ કરવી જોઇએ ઇ. લો. રી. ૪ મુંબાઈ ૩૨૩.

૨૬૯. કલમ ૨૬૬ ના પહેલા વિશેષ ઠરાવમાં કહેલી છે તે શિવા-વની બીજી કોઈ જંગમ મિલકત હુકમનામાના દેણદારના તાબામાં હોય

હુકમનામાના દેણદારના કબ-

જપ્તમાંની જંગમ મિલકતની જપ્તી.

ત્યારે, ખરોખર કબજો લેઈને તેની જપ્તી કરવી, અને જપ્તી કરનાર અમલદારે તે મિલકત પોતાનીજ સંભાળમાં અથવા પોતાના હાથ નીચેના કોઈ શખ્સની સંભાળમાં રાખવી, અને તેની યોગ્ય સંભાળને માટે તે જવાબદાર થશે.

વિશેષ ઠરાવ.

પરંતુ કબજો લીધેલી મિલકત જલદીથી અને સ્વભાવિક રીતે આપોઆપ બગડી જાય એવી હોય, અથવા તેને સંભાળવાનું ખરચ તેની કિંમત કરતાં વધારે થાય તેમ હોય ત્યારે, તે એકદમ વેચી નાખવાને તે યોગ્ય અમલદાર મુખત્યાર છે.

જપ્ત કરેલા જીવધનના ગુજરાનને વાસ્તે નિયમ કરવાનો અખત્યાર.

જાનવર તથા બીજી જંગમ મિલકત જપ્તીમાં રહે ત્યાંસુધી તેના ગુજરાન તથા સંભાળને વાસ્તે વખતે વખતે નિયમ કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, અને આ કલમ પ્રમાણે મિલકત જપ્ત કરનાર અમલદારે, આ કલમના પહેલા ભાગમાં ઠરાવેલું છે તે છતાંએ, તે નિયમોપ્રમાણે વર્તવું.

**ટીપ—૨૬૯.** વાદીના ઉપર હુકનામું પ્રતીવાદીએ મેળવ્યું તેની બજાવણીમાં વાદીનો માલ જપ્તી કરવામાં આવેલો અને તે આ જપતી અમલમાં હતી તેવામાં પ્રતીવાદીના ગફલતથી બગડેલો તેના નુકશાન બદલનો દાવો જુદો લાવવો જોઈએ જે હુકમનામાંથી તે માલ જપતી થએલો તે હુકમનામું બજાવનારી કોરટથી એ બાબતનો નીર્ણય કરી શકાય નહીં નોર્થ વો. પ્રો: ૧૮૭૧ પાને ૧૮૭.

મુંબાઈ હાઈકોરટના ૧૧મા વાલ્યુમને પાને ૪૯ મે એમ ઠરાવ્યું છે કે ખોટી રીતે માલ જપતી કરાવવા સારૂ અગર જપતીમાં માલ હતો તે વખતે તેનો બીગાડ થવા સારૂ હુકમનામાવાળાઓ જુવાબદારુ છે કે નહી તે બાબતનો એક સરખો સાધારણ નીયમ નથી દરેક કામની બીના ઉપર તેના જુવાબદારીનો આધાર છે એટલે કે આવી ખોટી રીતે જપ્તીમાં માલ લીધો તે અગર તેને નુકશાન થયું તે તેની પોતાની વર્તણુંકનું પરિણામ છે કે નહીં જો હુકનામાવાળાએ પોતે જાતે અગર મુખત્યાર મારફતે કોરટને અરજ કરી હોય અને તે અરજીમા જપ્તી કરવાની મીલકત દરશાવી હોય અને તેજ ખાસ મીલકતની જપ્તી કરવાને કોરટના વારંટમાં ફરમાવ્યું હોય અને તે વારંટનો અમલ કોરટનો અધીકારી કરે અને તે મીલકત હુંકમનામાના દેણદારની ન હોય તો હુકમનામાવાળો જુવાબદાર છે, અને કોરટનો અધીકારી વારંટની રૂએ પોતાનો બચાવ કરી શકે છે અને જ્યાં સુધી તે વારંટ ઉપરાંત ગયો નથી ત્યાં સુધી તે જુવાબદાર નથી પણ જો હુકમનામાવાળાની અગર તેના મુખત્યારની સુચના શીવાય હુકમનામાના દેણદારની એવી મીલકત જપ્તીમાં આણે તો હુકનામાવાળો જુવાબદાર નથી.

વેચાય એવા લેખની જપ્તી.

૨૭૦. મિલકતમાં, કોરટમાં અનામત મુકેલો ન હોય અથવા સરકારી અમલદારના હવાલામાં ન હોય, એવા વેચાય એવા લેખ હોય ત્યારે, ખરોખર કબજો લેઈને તે જપ્ત કરવો, અને તે લેખ કોરટમાં આણવો તથા

કોરટનો બીજો હુકમ થાય તે પ્રમાણે તજવીજ કરવા સારૂ તે રાખવો.

ઘરમાંની મિલકત ધરવાનું.

૨૭૧. આ કાયદાપ્રમાણે જે પ્રોસેસમાં જંગમ મિલકત ધરવાનું ફરમાવ્યું હોય અથવા સત્તા આપી હોય તેવા કોઈ પ્રોસેસ બજાવનાર શખ્સે સુર્યાસ્તપછી અને સુર્યોદય પહેલાં કોઈપણ રહેવાના ઘરમાં પેસવું નહીં અથવા રહેવાના ઘરનો કોઈ બાહારનો દરવાજો ફોડવો નહીં. પણ સદરહુ પ્રકારનો કોઈ શખ્સ કોઈ રહેવાના ઘરમાં યોગ્યરીતે દાખલ થયો હોય, તો પછી જે ઓરડામાં તેવી મિલકત છે એમ માનવાનું તેને કારણ હોય તે ઓરડાનાં બારણાનું બંધન કાઢીને તે ઉઘાડવાને તે મુખત્યાર છે.

જનાનામાંની મિલકતધરવાનું.

પરંતુ દેશ રિવાજપ્રમાણે લોકોમાં બહાર ન દેખાતી હોય એવી સ્ત્રી તે ખોલીમાં ખરેખર રીતે હોય, તો પ્રોસેસ બજાવનાર શખ્શે તેને ખબર આપવી કે, તમને ત્યાંથી જવાની છુટ છે. અને તે સ્ત્રીને જવાને યોગ્ય વખત આપ્યાપછી તથા જતા રહેવાને બધી યોગ્ય સુગમતા આપ્યાપછી તે મિલકત ધરવાને વાસ્તે તે ખોલીમાં જવાને તે મુખત્યાર છે. પરંતુ તેણે તે મિલકત છાનીમાની ખસે નહીં એટલામાટે, આ ઠરાવોથી વિરૂદ્ધ ન આવે એવી, બધી સાવચેતી રાખવી.

ટીકા—૨૭૧. જો બહારનું બારણું બંધ કરી તેને તાળુ વાસ્યું હોય તો જપ્તીના વારંટને આધારે નાજર અથવા શેરીફમાલ અથવા તેની જાત ઉપર દીવાની પ્રોસેસની બજાવણી કરતાં પ્રતિવાદીનું ઘર તોડી પેશી શકે નહી. આ હક ફકત માણસના ઘરનેજ અગર તે ઘરને લગતા ઉપગ્રહ અગર હાફીસનેજ લાગુ પડે છે, પણ રેહેવાના ઘરનો ભાગ નહી એવા એક દુરના મકાનને લાગુ પડતો નથી. ૮ મુ. હા. રી. ૮ પા. ૧૨૭

જપ્તીનું વારંટ અમલમાં લાવતાં નાજર અથવા શેરીફને દુકાનનું બારણું તોડવાનો હક છે. ઇ. લો. રી. ૩ મુંબઈ ૮૯ જેને અખત્યાર મળ્યો હોય તેવા અધીકારીને તે પડદાનસીન સ્ત્રીને પકડવા સારૂ જે ઘરમાં તે રહેતી હોય તે ઘરના જનાનામાં પેસવાને કોરટના ખાસ હુકમની જરૂર નથી. તે અધીકારી એકવાર ઘરમાં પેઠો એટલે પછી કલમ ૩૩૬ પ્રમાણે તે ઘરનો દરેક ઓરડો ઉઘાડવાની તેને સત્તા છે. ઇ. લો. રી. ૭ કલકત્તા ૧૯

કોર્ટમાં અથવા સરકારી અમલદાર પાસે અનામતરાખેલીમિલકતની જપ્તી.

૨૭૨. કોઈ કોરટમાં અથવા સરકારી અમલદારની સંભાળમાં અનામત રાખેલી મિલકત હોય, ત્યારે તે કોરટ અથવા અમલદારને નોટીસ આપીને જપ્તી કરવી. તે નોટીસમાં નોટીસ કરનાર કોરટે એમ લખવું, કે અમારો બીજો હુકમ થાય તે પ્રમાણે તે મિલકતની અથવા તે ઉપર કંઈ વ્યાજ કે ડીવીડન્ડ આપવાનું થાય તેની તજવીજ કરવાને તે આપની પાસે રાખશો.

વિશેષ ઠરાવ.

પરંતુ તે મિલકત કોઈ કોરટમાં અનામત હોય અથવા કોરટની સં-

ભાળમાં રાખેલી હોય, અને લખી આપ્યાના સબબથી, જપ્ત કર્યાના સબબથી, અથવા બીજા કોઈ સબબથી, પ્રતિવાદી શિવાય બીજો કોઈ શખ્સ તે મિલકતમાં પોતાનો હક્ક સંબંધ છે એમ કહે, અને તે શખ્સ તથા હુકમનામાવાળો એ બેની વચ્ચે તે મિલકતની માલકીના હક્ક વિશે, અથવા પહેલો હક્ક કોનો છે એ વિશે તકરાર ઉઠે તો, તેનો નિવેડો જે કોરટમાં અથવા કોરટની સંભાળમાં મિલકત હોય તે કોરટે કરવો.

**ટીકા.**—૨૭૨. કોરટે એટલે ડેપ્યુટી કલેક્ટર પણ પ્રથમ તજવીજ કરવાને યોગ્ય છે. ૧૦ વી. રી. ૪૩

હાયકોરટના રીસીવરના હાથમાં જે મીલકત હોય તે મુફસીલ કોરટના હુકમનામાની બજાવણીમાં વેચી શકાય નહી. આવી મીલકત ઉપર બજાવણી કરવા સારૂં હુકમનામાના લેણદારે હાયકોરટને અરજ કરવી જોઇએ ઈત્યાદી ઈ. લા. રી. ૧ કલકત્તા ૪૦૩ પણ હાયકોરટના રીસીવર અને બીજી કોરટ અથવા અધીકારીના કબજામાં હુકમનામાના દેણદારની મીલકત હોયતો તે એમાં કાંઈ ફેર ગણાય કે નહી તે બાબતનો પ્રશ્નછે.

પોતાના હુકમનામાના દેણદારે ત્રીજા શખ્સો ઉપર મેળવેલા હુકમનામાના પૈસા જે સ્માલકાજ કોરટમાં તેને ખાતે જમે હતા તે મુનસફ કોરટના પોતાના લાભમાં થએલા હુકમનામાની બજાવણીમાં જપ્ત કરાવ્યા અને પછી તે પૈસા પોતાનું હુકમનામુ પતવવા સારૂ અપાવવાનો મુનસફનો હુકમ મેળવ્યો તે હુકમ સ્માલકાજ કોરટના જડજને લખી જણાવ્યો હતો પછીથી પ્રતિવાદી કે જેનું હુકમનામુ તેજ હુકમનામાના દેણદાર ઉપર થયુ હતું તેણે તે વેચાણના પૈસા જપ્ત કરાવ્યા પછી સ્માલકાજ કોરટના જડજે કલમ ૨૭૨ પ્રમાણે વાદીને બીજા અરજદાર કરતાં પ્રથમ હક્કછે કે નહી તે વીશે તજવીજ કરી અને તેનો નિર્ણય વાદી વીરૂદ્ધ કર્યો તે બંને લેણદારોની વચ્ચે પ્રમાણમાં પૈસા વચી આપ્યા, આવી રીતની હકીકત છતાં વાદીએ પ્રતિવાદીને જે પૈસા આપવામાં આવ્યા હતા તેનો ભાગ પાછો લેવાને દાવો કર્યો તેમાં એમ ઠર્યું કે આ કામને ૨૯૫મી કલમ લાગુ નથી, કેમકે પોતાનું હુકમનામું બજાવવાની અરજી વાદીએ સ્માલકાજ કોરટને કરી નહોતી અને બજાવણીને વાસ્તે તે હુકમનામુ તે કોરટ તરફ મોકલવામાં પણ આવ્યુ નહોતુ અને ૨૭૨ કલમમાં જે પેટા કલમ છે તેના અર્થ એ છે કે હક્ક અથવા પ્રથમ હક્ક બાબતનો નિર્ણય જે કોરટમાં અથવા કોરટના કબજામાં મીલકત છે તેજ કોરટ કરી શકે, પણ જે કોરટે જપ્તીનો હુકમ કર્યો હોય તે કરી શકે નહી. વળી એમ પણ ઠરાવ્યુ છે કે પૈસા આપવાનો મુનસફે હુકમ કર્યો, ત્યાર પહેલાં જે બાબતની તજવીજ સ્માલકાજ કોરટે કરી હતીતે તજવીજ કરવાને તેને અખત્યાર હતો પણ પ્રતિવાદીએ જપ્તી કરી ત્યાર પહેલાં જે હુકમ કરવામાં આવ્યો હતો તેથી આ પ્રમાણે પૈસા જપ્ત થઈ શકે તેમાં હુકમનામાના દેણદારનું કાંઈ હીત રહ્યું નહોતુ કેમકે તે હુકમથી પૈસાની માલકી વાદીને મળી અને સ્માલકાજ કોરટનો તેની વ્યવસ્થા કરવાનો અધીકાર ગયો તેથી વેહેચણીનો જે હુકમ કરવામાં આ-

ચો હતો તે ખોટો હતો અને તે વાદી માગ્યા પ્રમાણે હુકમનામુ મેળવવાને હકદાર હતી. ઇ. લૉ. રી. ૭ કલકતા. ૫૫૩

પૈસા બાબતના હુકમનામાની જપ્તી.

૨૭૩. જપ્ત કરવાની મિલકતમાં પૈસાનું હુકમનામું હોય, અને જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામું કરનારી કોરટેજ તે જપ્ત કરવાનું હુકમનામુ કર્યું હોય, તો કોરટે હુકમ કરીને જપ્તી કરવી. તે હુકમમાં એમ લખવું કે તે જપ્ત કરવાના હુકમનામાથી જે ઉપજે તે બજાવવાનું હુકમનામું પુરૂં કરવામાં કામે લગાડવું.

બીજી કોઇ કોરટે કરેલું પૈસા બાબતનું હુકમનામું જપ્ત કરવાનું હોય તો, જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામું કરનાર કોરટના જડજની સહીથી તે કોરટને લખેલી નોટીસ આપીને જપ્તી કરવી. તે નોટીસમાં નોટીસ મોકલનાર કોરટે એમ લખવું કે, અમે તે નોટીસ રદ કરીએ ત્યાંસુધી આપે કરેલા હુકમનામાની બજાવણી આપ બંધ રાખશો. આવી નોટીસ મળે તે કોરટે,—

(અ) જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામું કરનારી કોરટ નોટીસ રદ ન કરે તો અને તે રદ કરતાંસુધી, અથવા

(બ) જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તેનો માલક, નોટીસ મળે તે કોરટે કરેલું હુકમનામું બજાવવાની દરખાસ્ત, નોટીસ મળે તે કોરટને ન કરે તે અને તે કરતાં સુધી,

નોટીસ પ્રમાણે બજાવણી બંધ રાખવી.

સદરહુ પ્રમાણે દરખાસ્ત મળે ત્યારે કોરટે હુકમનામું બજાવવાનું કામ ચલાવવું, અને તેથી જે ઉપજે તે, જે હુકમનામું બજાવવાનો યત્ન હોય, તે હુકમનામું પુરૂં કરવામાં કામે લગાડવું.

બીજાં હુકમનામાંની જપ્તી.

બીજાં બધાં હુકમનામાં જપ્ત કરવાની બાબતમાં, જે હુકમ નામું જપ્ત કરવાનો યત્ન હોય તેના માલકને, જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામું કરનારી કોરટના જડજની સહીથી લખેલી નોટીસ આપીને જપ્તી કરવી. તે નોટીસમાં તે માલકને એવી મનાઈ કરવી કે, તમારે કોઈપણ રીતે તે બીજાને આંપવું નહીં અથવા તેના ઉપર કંઈ બોજો નાંખવો નહીં; અને તે હુકમનામું કોઇ બીજી કોરટે કર્યું હોય તો, તે કોરટને પણ તેવી લખેલી નોટીસ મોકલવી; ને તેમાં નોટીસ મોકલનાર કોરટે એમ જણાવવું કે, તે નોટીસ અમારી તરફથી રદ કરવામાં આવે ત્યાંસુધી જપ્તી કરવાનો યત્ન હોય તે હુકમનામું તમારે બજાવવું નહી. જે કોરટને આવી નોટીસ મળે તે પ્રત્યેક કોરટે તે નોટીસ સદરહુ પ્રમાણે રદ થાય ત્યાંસુધી તેને અમલમાં લાવવી.

હુકમનામાવાળાએ માહીતી આપવી.

આ કલમ પ્રમાણે જપ્ત થએલા કોઈ હુકમનામાનો માલક, તે હુકમનામું બજાવનારી કોરટને વાજબી રીતે જોઈએ તે માહિતી અને મદત આપવાને બંધાએલો છે.

**ટીકા**—૨૭૩. એક કોરટે એવા બે પૈસાના હુકમનામાની બજાવણી એક કોરટથી થતી હતી એમાં એમ ઠર્યું કે ૨૭૩મી કલમના પેહેલા ભાગનીતુ વિધાન લાગુ પડેછે. ઇ. લો. રી. ૨ અલા. ૨૯૦ ।

સ્થાવર મિલકતની જપ્તી.

૨૭૪. મિલકત સ્થાવર હોય તો મનાઈ હુકમ કરીને તે જપ્ત કરવી. તે મનાઈ હુકમમાં એવી મનાઈ કરવી કે હુકમનામાના દેણદારે કોઈ રીતે તે મિલકત બીજાને આપવી નહીં અથવા તેના ઉપર કંઈ બોજો નાખવો નહીં, અને કોઈ પણ શખસે ખરીદીથી, બક્ષીસથી અથવા બીજી રીતે તેની પાસેથી તે મિલકત લેવી નહી.

તે મિલકત ઉપર અથવા તેની પાસે કોઈ ઠેકાણે, તે હુકમ દાંડી પીટીને અથવા, દસ્તુર પ્રમાણે બીજી રીતે પ્રસિદ્ધ કરવો, અને હુકમની એક નકલ તે મિલકતના તથા કોરટના મકાનના કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર ચોઢવી.

મિલકતમાં સરકારને મેહેસુલ ભરવું પડે એવી જમીન હોય તો, જે ડિસ્ત્રીક્ટમાં જમીન હોય તે ડિસ્ત્રીક્ટના કલેક્ટરની કચેરીમાં પણ તે હુકમની એક નકલ ચોઢવી.

**ટીકા**—૨૭૪. ડએ પોતાને ગીરો આપેલા ગામનો અડધો ભાગ વેચી પોતાનું દેવું વસુલ કરવાનું હુકમનામુ વાદીના બાપના વિરૂદ્ધ પ્રતિવાદીએ મેળવ્યુ અને તે હુકમનામાની બજાવણીમાં ગીરો મુકેલી મીલકત જપ્ત કરાવી અને તે જપ્તી સને ૧૮૭૭ ના ૧૦ મા આકટની ૨૭૪ મી કલમ પ્રમાણે મનાઈ હુકમ કાઢી કરવામાં આવી જપ્તી દુર કરવા સારૂ વાદીઓએ અરજી આપી પણ તેમની અરજી રદ કરવામાં આવી પછીથી તેઓએ મીલકતના ½ ઉપર પોતાનો હક્કછે એવુ ઠરાવી આપવા દાવો બાંધ્યો ડીસ્ત્રીક્ટ જડજે તે દાવો સને ૧૮૭૭ના ૧લા આક્ટની કલમ ૪૨ નો બાધ આવેછે એમ ગણી રદ કર્યો કેમકે વાદીઓ હક્ક ઠરાવવા ઉપરાંત વીશેષ દાદ માગી શકત અને તેઓએ માગી નથી તે સાહેબના મતમાં એમ હતું કે જપ્તીથી વાદીઓના કબજાને હરકત થઇછે. તેથી તે કબજો પુનઃપ્રાપ્ત કરવાને વાદીઓએ દાવામાં માગણી કરવી જોઇતી હતી અથવા જપ્તી ખસેડવાની તો માગણી અવશ્ય કરવી જોઈતી હતીજ. તે કામમાં હાયકોરટમાં અપીલ થવા ઉપરથી એમ ઠરાવવામાં આવ્યુ કે પરિણામી હુકમ માગ્યા શીવાય ફકત હક્ક ઠરાવવાનું હુકમનામુ માગ્યુછે તે કારણથી દાવાની અરજીને બાધ આવતો નથી. ડના ઉપર મનાઈ હુકમ કરવામાં આવ્યો તેથી ડનો કબજો તુટતો નથી તોપછી વાદીઓનો તુટેજ નહી. અને જ્યાં સુધી તેઓ એમ કબુલ કરતા હતા કે ડનો જપ્તી થયેલી મીલકતમાં હક્ક સંબંધ છે. ત્યાંસુધી મનાઈ હુકમ રદ કરાવી જપ્તી બેસાડવાનું તે બાજબી

રીતે માગી શકતા નથી. વાદીઓ પોતાના દાવામાં પરીણામી દાદ બ્યાજ. બીરીતે માગી શકત નહી. અને વાદીઓના હક્કની માહીતી વગર મેં ખ- રીદી કરીછે એવી ઠ વિરૂદ્ધ થએલા હુકમનામાથી વેચાણ થાય, તે વખતે ખરીદ કરનાર તકરાર ન ઉઠાવી શકે તેટલા માટે ફકત જ્યારે તેઓએ દાવો બાંધ્યો ત્યારે તો પોતાનો હક્ક ઠરાવી આપવાની માગણી કરવાને તેઓ હકદાર છે અને ખરેખર તેમ કરવાનું તેઓને બંધન પણ છે. ઇ. લો. રી. ૪ મુંબઈ. ૫૨૯

૨૯૦ મી કલમ પ્રમાણે કોરટમાં નોટીસ ચોઢવવામાં આવે તે પેહેલાં દીવાની કાયદાની ૨૭૪ની કલમ પ્રમાણે વેચવાની મીલકતની નજીક કોઈ પણ જગ્યાએ તે વેચાવવાની પ્રસિદ્ધ ખબર આપવી અને તે વેચાવાના હુકમની નકલ મીલકતના કાંઈ પણ જાહેર ભાગ ઉપર ચોઢવી એ બે અ- વશ્ય કરવાં જોઇએ ઇત્યાદી. ઇ. લો. રી. ૭ કલકત્તા ૩૪

૨૭૫. ખરચસુધાંત હુકમનામામાં અપાવેલી રકમ તથા કંઈ મિ- લકત જપ્ત કરવાને લીધે થયેલું ખરચ ખરાજાત કોરટમાં ભરવામાં આવે, અથવા કોરટની મારફતે બીજી રીતે હુકમનામાની ભરપાઈ થાય, અથ- વા હુકમનામું રહિત કરવામાં કે રદ કરવામાં આવે તો, મિલકતમાં જેનો સંબંધ હોય તેવા કોઈ શખ્સની અરજ ઉપરથી, જપ્તી ઉઠાડવાનો હુકમ કરવો.

હુકમનામું ભરપાઈ થયા પછી જપ્તી ઉઠાડવાનો હુકમ.

૨૭૬. ખરોખર ધરીને, અથવા ઉપર કહ્યાપ્રમાણે યોગ્યરીતે જાણ અને પ્રસિદ્ધ કરેલા લેખી હુકમથી, જપ્તી કરી હોય ત્યારે જપ્તી ચાલુ હોય તે દરમ્યાન જપ્ત કરેલી મિલકત વેચાણથી, બક્ષીસથી, ઘરાણીયાથી, કે બી જી રીતે કોઈ ખાનગી આપી દેશે તે, અને હુકમનામાના દેણદારને કોઈ લેહેણું અથવા ડીવીડન્ડ; અથવા શેરાસ્વાધીન કરશે તે જપ્તી ઉપરથી અ- મલમાં લાવી શકાય એવા બધા દાવાની સાંમે નિરર્થક ગણાશે.

જપ્તી પછીમિલકત ખાનગીરીતે આપી દેવાનો વ્યવહાર નિરર્થક થવાનો

ટીકા.—૨૭૬ હુકમનામાની બજાવણીને હરકત થતી અટકાવવાને જરૂર હોય એટલે સુધી વેચાણ રદ બાતલ છે એવો આ કલમનો હેતુછે અને જે લેહેણદારે બજાવણી કરી હોય તેના હકને અસર કરતા વેચાણ વગેરેને લાગુ પડેછે જેણે બજાવણી કાઢવી હોય તેના રક્ષણને માટે આ કલમ છે, અને હવે પછી કાંઇક કાળે જે કોઈ શખ્સો બજાવણી કઢાવે તેના રક્ષણને માટે નથી. મુ. ઈ. અપીલ. ૧૨ પા. ૫૪૩ આજ બાબ- તમાં ૧૧. મુ. હા. રી. પાને ૧૫૯ મે બાલાજી રામચંદ્ર વિરુદ્ધ ગજાનંન બા- બાજીનો ફેસલો જુઓ. પછીથી થએલું વેચાણ વીગેરે રદ બાતલ ઠરી શકે તેટલા સારૂ જમીનની અગર જમીનમાં નાહક સંબંધની જપ્તી પુર્ણપણે થઇછે તેમ ગણવા સારૂ જપ્તીની જે જે ક્રીયા ઠરાવી છે તે બધી અમલ- માં લાવવી જોઇએ એટલે કલમ ૨૭૪ પ્રમાણે જમીને લખી હુકમ જપ્તી થએલી મીલકત ઉપર અથવા મીલકત પાસે કોઈ જગ્યાએ તાણીને વાંચી સંભળાવવો જોઇએ (૨) કોરટમાં કોઈ પણ પ્રસિધ્ધ જગ્યાએ તે લખી હુ-

કમ ચોટવો જોઇએ. (૩) જે જીલ્લામાં જે જમીન આવેલી હોય તે જીલ્લાના કલેક્ટરની કચેરીમાં તે લેખી હુકમ ચોટવો જોઇએ. ૧૦ વો.રી.૨૬૪

અ એ બ ના વિરૂદ્ધ એક તરફી હુકમનામું મેળવ્યું. બ ની મીલકત બજાવણીમાં જપ્ત થઇ. જપ્તી થઈ હતી તેમાં બ એ ક ને મીલકત વેચી, પછી બ એ અ નુ મેળવેલુ હુકમનામું રદ કરાવવા અરજી આપી અને ૧૦૮ મી કલમ પ્રમાણે તે હુકમનામું રદ કરવાનો અને નવી તજવીજ થવાનો ઠરાવ થયો તે કામમાં એવો ઠરાવ થયો કે જપ્તી ખરીદી ૨૭૬ કલમ પ્રમાણે રદ બાતલ ગણાય નહીં. ૧૦—વી. રી. ૯૯

જપ્તી કાયમ હતી તે વેચાણ બક્ષીસ જપ્તી ઉઠવાથી બંધનકારક થતું નથી. ૪ વી. રી ૨૫.

પોતેજ. ૨) વહીવટદારની નીમણુંક થવાથી જે મીલકત જપ્તીમાં હોય તે ઉપરથી જપ્તી ખસતી નથી. ૧૩ વો. રી. ૪૨૩

જપ્તી થતાં પહેલાં જે ગીરો હક હોય તે હક છોડાવવાને જપ્તી કરનાર લેહેણદારને લેહેણદાર છે તેજ કારણથી કોઈ કોઈ હક પ્રાપ્ત થતો નથી. ઈ. લો. રી. ૯ કલકતા ૬૬૪

જપ્ત થએલું નાણું અથવા ચલણી નોટ જે પક્ષકારને મળવાનો હક્ક હોય તેને આપવાનું કોરટ ઠરાવે.

૨૭૭. જપ્ત કરેલી મિલકતમાં નાણું અથવા ચલણી નોટો હોય તો, જપ્તી ચાલુ હોય તે દરમ્યાન કોઇપણ વખતે કોરટ એવું ઠરાવે કે, તે નાણું અથવા નોટો, અથવા હુકમનામાની ભરપાઈ થવાને બસ હોય તેટલો તેનો ભાગ, હુકમનામાપ્રમાણે તે લેવાને જે હકદાર હોય તે પક્ષકારને આપવો.

જપ્તથયેલી મિલક ઉપર કોઈ દાવો કરે અથવા જપ્તીમાંહરકતકરે તેની તજવીજ.

૨૭૮. હુકમનામું બજાવવામાં જપ્ત કરેલી કોઈ મિલકત એ જપ્તીને પાત્ર નથી એમ કહીને તે મિલકતઉપર કોઈ દાવો રાખે, અથવા તેની જપ્તીમાં કોઈ હરકત લે, તો દાવેદાર અથવા હરકત કરનારની જબાની લેવાની બાબતમાં તથા બીજી બધી બાબતમાં જાણે તે દાવેદાર અથવા હરકત કરનાર ફરિયાદનો પક્ષકાર હોય એવા અખત્યારથી તે દાવાની અથવા હરકતની કોરટે તજવીજ કરવી.

પરંતુ કોરટના વિચારમાં એમ આવે કે તે દાવો અથવા હરકત કરવામાં જાણી જોઇને કે વિનાકારણ ઢીલ કરી છે તો પછી તેવી તજવીજ કરવી નહીં.

વેચાણ મુલતવી રાખવાનું.

જે મિલકતને વાસ્તે દાવો અથવા હરકત કરી હોય તે વેચવાને જાહેરનામું પ્રગટ થયું હોય તો વેચાણનો હુકમ કરનાર કોરટ, તે દાવો અથવા હરકતની તજવીજ થઈ રહે ત્યાંસુધી, તે વેચાણ મુલતવી રાખવાને મુખત્યાર છે.

ટીકા—૨૭૮. ગીરો મુકનારના ઉપર હુકમનામું થયેલું તેની બજાવણીમાં મતઈ હુકમથી ગીરો મુકેલી મીલકત જે ગીરો રાખનારના કબજામાં હતી

તે જપ્ત થઈ આવા કામમાં ગીરો રાખનારને વચ્ચે પડી જપ્તી ઉઠાવવાની અરજી કરવાનો હક છે. ૧૦ મું. હા. રી. ૧૦૦

આ કલમ પ્રમાણે જે કામ ચાલતું હોય તેમાં હકદારે કામની શરૂઆત કરવી જોઇએ અને તેમાં તેના પોતાનાજ હક અને કબજા સંબંધી પુરાવા લેવા જોઇએ બીજા કરેલા હક તથા કબજા બાબત પુરાવો લેવાય નહી. ૧૧ વી. રી. ૮

પુરાવાનો બોજો હક કરનારને થાયછે અને જપ્તી થઈ તે વખતે કોનો કબજો હતો એ આ કામમાં અગત્યનો સવાલ છે. ૧૧ વી. રી. ૨૦૨

જે પુરાવો લેવાની જડજની ફરજછે તે લેવાની માગ્યા પછી જડજે જો હુકમ આપ્યો હોય તે અખત્યાર વિરૂદ્ધ છે. ૨૪ વી. રી. ૪૨૨

પોતાના દેણદારની જે મીલકત નથી તેવી મીલકત જે લેહેણદાર જપ્તી કરાવેછે તે ટ્રેસ્પાસ કરેછે અને આવું કૃત્ય જેણે દ્વેષબુદ્ધિ વગર અને ભુલથી કર્યું હોય તોપણ તે કૃત્યને સારૂ નુકશાની ભરી આપવાની જુવાબદારી તેને માથે છે. ૭ મું. હા. રી: ૧૭૭

પણ જપ્તી થયેલા બળદો ઉપર અડધ માલકી હુકમનામાના લેહેણદારની હતી તે કામમાં ટ્રેસપાસ થયો એમ ઠરાવવામાં આવ્યું નહી. ૭ વી. રી. ૩૫૫

દીવાની કામ ચલાઉ કાયદાની કલમ ૨૮૯ અને ૨૭૪ પ્રમાણે જપ્તી થયેલી મીલકત ઉપરની કોઈ પણ જાહેર જગ્યાએ વેચાણનું જાહેરનામું ચોઢવાની જરૂરછે અને તે પ્રમાણે ન કરવામાં આવે તો ૩૧૧ મી કલમ પ્રમાણે તે કામ ભારે ગેરસીરસ્તે ચાલ્યું છે એમ ગણાશે જો એમ શાબીત થાય કે વેચાણમાં વેચેલી મીલકતની ઉપજેલી કીમત અયોગ્યછે અને લીલામની જાહેરખબર આપવામાં અને તે ચલાવવામાં ભારે ગેરશીરસ્તે કામ ચાલ્યું છે જો વિરૂદ્ધ પુરાવો ન આપે ત્યાં સુધી વેચાણમાં વેચેલી મીલકતની યોગ્ય કીમત ઉપજી તેનું કારણ ગેરશીરસ્તે કામ ચાલ્યું છે એમ કોરટ અનુમાન કરશે. ઈ. લો. રી. ૭ કલકત્તા ૪૬૬

હુકમનામાની બજાવણીમાં જે મીલકત જપ્તી કરવામાં આવી તે જપ્તી વિરૂદ્ધ હુકમનામાના દેણદારે એવો વાંધો ઉઠાવ્યો કે જપ્તી થયેલી મીલકત મારા કબજામાં મારી પોતાની મીલકત તરીકે નથી પણ ધર્મદાનમાં આવેલી તે તરીકે છે આ વાંધો એવા પ્રકારનો છે કે તેની કલમ ૨૭—અને તે પછીની કલમો પ્રમાણે નીરાકરણ થઈ શકે હુકમનામું બજાવનારી કોરટે હુકમનામું ધારણ કરનાર વિરૂદ્ધ જપ્તી ઉઠાડવાનો ઠરાવ કર્યો એ કામમાં એમ ઠરાવવામાં આવ્યું કે હુકમનામાના દેણદારે વાંધો લીધો હતો તેમ છતાં પણ આવા હુકમ ઉપર અપીલ થઈ શકતી નથી અને હુકમનામા ધારણ કરનારનો યોગ્ય રસ્તો એટલોજ છે કે ૨૮૩ મી કલમ પ્રમાણે તેણે દાવો બાંધવો. ઈ. લો. રી. ૨ અલાબાદ ૭૫૨

પોતાના હુકમનામાના દેણદારનું લેહેણું કલમ ૨૬૮ પ્રમાણે મનાઈહુકમ મેળવીને લેહેણું હુકમનામું ધારણ કારનારે જપ્તી કરાવ્યું જેના ઉપર મનાઈહુકમ ગયો હતો તે સખસ કલમ ૨૭૮ પ્રમાણે જપ્તી ઉઠાવવાને

અરજ કરી તે કામમાં એમ ઠરાવ્યું કે કલમ ૨૭૮ આવા કામને લાગુ પડતી નથી પણ હુકમનામાની બજાવણીમાં લેહેણું વેચવાનું જાહેરનામું કાઢતાં પહેલાં ખરીદદારે જે બાબતો મીલકતનો પ્રકાર અને કીમત સમજવા સારૂ કોરટના મત પ્રમાણે જાણવાની જરૂર છે તે નક્કી કરવાની કોરટની ફરજ છે ઈત્યાદી. ઈ. લૉ. રી. ૪ મુંબાઈ ૩૨૩

દાવેદારે પુરાવો આપવો.

૨૭૯. જપ્તીને દિવસે જપ્ત કરેલી મિલકતમાં પોતાનો કંઈ સંબંધ હતો, અથવા તે પોતાના કબજામાં હતી, એવું બતાવવાને દાવેદાર કે હરકતદારે પુરાવો આપવો જોઈએ.

મિલકત ઉપરથી જપ્તી દુર કરવાનું.

૨૮૦. સદરહુ તજવીજ કરવાથી કોરટની ખાત્રી થાય કેઃ દાવામાં અથવા હરકતમાં જણાવેલા કારણને લીધે, જપ્તી કરી તે વખતે તે મિલકત હુકમનામાના દેણદારના કબજામાં, અથવા તેની વતી ટ્રસ્ટી દાખલ કોઈ શખ્સના કબજામાં, અથવા તેને ભાડું આપનાર કુળ કે બીજા શખ્સના કબજામાં નહોતી; અથવા, જપ્તીકરી તે વખતે હુકમનામાના દેણદારના કબજામાં હતી ખરી પરંતુ તે કબજો તેને પોતાને સારૂ અથવા પોતાની મિલકત તરીકે નહોતો, પણ કોઈ બીજા શખ્સને વાસ્તે અથવા તેના ટ્રસ્ટી દાખલ હતો; અથવા થોડોક પોતાને વાસ્તે અને થોડોક કોઈ બીજા શખ્સને વાસ્તે હતોઃ તો કોરટે બધી અથવા પોતાને યોગ્ય લાગે તેટલી મિલકત ઉપરથી જપ્તી દુર કરવાનો હુકમ કરવો.

ટીકા—૨૮૦. જે અમુક દાવેદારે જપ્તી ઉઠાવવાનો હુકમ મેળવ્યો હોય તે સખ્સના સંબંધમાં તે હુકમ કરાયો છે એમ ગણાશે પણ હુકમનામાના દેણદારની જે મીલકત નથી. એવો સામાન્ય ઠરાવ ગણાશે નહી. કે તેના લાભ બધી દુનીઆ લઈ શકે. ૭ વી. રી. ૨૯

૨૭૬મી કલમ પ્રમાણે જે હુકમ કરવામાં આવ્યો હોય તે રદ કરાવવાને દાવો લાવવાની મુદત ગણવામાં જે તારીખે તે હુકમ ઉપર સહી થઈ તે તારીખથી ગણવામાં આવશે પણ મોડેથી જે દહાડે હુકમ આપવામાં આવ્યો તે તારીખથી ગણવામાં નહી આવે. ૧૦ મુ. હા. રી. ૧૯

જપ્તથયેલી મિલકતઉપરથી જપ્તી ખસેડવાનો દાવો નામંજુર કરવાનું.

૨૮૧. જપ્તી કરતી વખતે તે મિલકત હુકમનામાના દેણદારના કબજામાં બીજા કોઇ શખ્સની વતી નહીં પણ તેની પોતાની મિલકત તરીકે હતી, અથવા તેની વતી ટ્રસ્ટી દાખલ કોઈ બીજા શખ્સના કબજામાં હતી, અથવા તેને ભાડું આપનારા કોઈ કુળ કે બીજા શખ્સના તાબામાં હતી એવી કોરટની ખાત્રી થાય તો કોરટે દાવો નામંજુર કરવો.

બોજાવાળાના હક સુધાંત જપ્તી ચાલું રાખવાનું.

૨૮૨. જેનો કબજો ન હોય એવા કોઈ શખ્સનો ધરાણીયા હક્ક અથવા લીયન તે મિલકત ઉપર છે એવી કોરટની ખાત્રી થાય, અને જપ્તી ચાલુ રાખવી યોગ્ય લાગે તો, તે ધરાણીયા હક્ક અથવા લીયન કાયમ રાખીને જપ્તી ચાલુ રાખવાને કોરટ મુખ્તયાર છે.

ટીકા—૨૮૨. સને ૧૮૭૭ ના ૧૦મા કાયદાની કલમ ૨૮૩ પ્રમાણે સ્માલકાજ કોરટના હુકમનામાની બજાવણીમાં જંગમ મીલકત જપ્તી કરવામાં આવી હોય તે ઉપર હક્ક ઠરાવવાને અને તેનો કબજો પુનઃપ્રાપ્ત કરવા સારૂ હારેલા દાવેદારે જે દાવો બાંધ્યો હોય તે ચલાવવાને સને ૧૮૬૫ ના ૧૧મા આકટની ૧૨ કલમ પ્રમાણે સ્માલકાજને અધીકાર છે, અને તે દાવો તે કોરટમાં બાંધેલો જોઇએ. એ. લો. રી. ૩ મુંબાઈ. ૧૧૯

જે પક્ષકારોના વિરૂદ્ધ બજાવણીના કામમાં હુકમ કરવામાં આવ્યો હોય તે પોતાનો જે હક્ક હોય તે સ્થાપીત કરવાનો દાવો લાવવાને કલમ ૨૮૩ પ્રમાણે તે પક્ષકારને હક્ક છે પણ તે દાવો કેવા પ્રકારનો અને તે કઈ કોર્ટમાં લાવવો જોઇએ. તે બાબત એ કલમમાં કાંઈ લખાણ નથી આવો દાવો પક્ષકારે દીવાની કોરટમાં ચલાવવો અગર સ્માલકાજ કોરટમાં લાવવો તેનો આધાર દાવાના રૂપ ઉપર અને જે હક્ક ઠરાવવાના છે તેના રૂપ ઉપર આધાર રાખે છે માલ ગેરકાયદે પકડવામાં આવ્યો હોય તો તે માલ અગર તેની કીમત લેવાનો માલીકે કરેલો દાવો ખરીદદારના વિરૂદ્ધ સ્માલકાજ કોરટમાં ચાલી શકે પણ તે દાવાનો આંક સ્માલકાજ કોરટની હકુમતની અંદર હોવો જોઇએ. પણ જો વાદી હુકમનામાના ધારણ કરનાર અને હુકમનામાના દેણદારને પક્ષકાર કરી મીલકત ઉપર પોતાનો હક્ક ઠરાવવા માગે તો આવો દાવો સ્માલકાજ કોરટમાં ચાલી શકે નહી. જે સખસના વિરૂદ્ધ કલમ ૨૮૦ પ્રમાણે હુકમ કરવામાં આવ્યો હોય તે સખસનો હક્ક ઠરાવવાનો દાવો સ્માલકાજ કોરટમાં ચાલશે નહી. ઇ. લો. રી. ૭ કલકત્તા. ૬૦૮.

જપ્ત મિલકત ઉપર હક્ક ઠરાવવાની ફરિયાદો ચાલે.

૨૮૩. જે પક્ષકાર વિરૂદ્ધ કલમ ૨૮૦, ૨૮૧, અથવા ૨૮૨ પ્રમાણે હુકમ કર્યો હોય તે પક્ષકાર, તકરારી મિલકતમાં પોતે દાવો રાખતો હોય તે હક્ક ઠરાવવાની ફરિયાદ કરવાને મુખત્યાર છે. પરંતુ આવી ફરિયાદ (જો થાય તો તે) નો નિકાલ થાય તેને અનુસરીને સદરહુ હુકમ નીરૂત્તર ગણાશે.

જપ્ત થયેલી મિલકત વેચવાનો અને જે ઉપજે તે હકદારને આપવાનો હુકમ કરવાનો અખત્યાર.

૨૮૪. જપ્ત કરેલી કોઈ મિલકત, અથવા હુકમનામાની ભરપાઈ સારૂ જરૂર જણાય તેટલો તે મિલકતનો ભાગ વેચવો, અને વેચાણથી જે ઉપજે તે અથવા તેનો પુરતો ભાગ, હુકમનામાપ્રમાણે લેવાને જે પક્ષકાર હક્કદાર હોય તે પક્ષકારને આપવો, એવો હુકમ કરવાને કોઈ પણ કોરટ મુખત્યાર છે.

ઘણી કોર્ટોનાં હુકમનામાં બજાવવામાં જપ્ત થયેલી મિલકત.

૨૮૫. કોઈ કોરટની સંભાળમાં નહોય એવી મિલકત એક કરતાં વધારે કોરટોના હુકમનામાં બજાવવામાં જપ્ત થઈ હોય ત્યારે, તે કોરટમાં સૌથી ઉંચા દરજાની કોરટ હોય તે કોરટે તે મિલકત લેવી, અથવા તેના પૈસા કરવા, અને તે ઉપરના કોઈ દાવાનો તથા તેની જપ્તીમાં લીધેલી હરકતનો નિર્ણય કરવો; અથવા તે કોરટોના દરજામાં કંઈ તફાવત નહોય ત્યારે, જે કોરટના હુકમનામાથી તે મિલકત ઉપર પ્રથમ જપ્તી થઈ હોય તે કોરટે તેમ કરવું.

## ગ.—મિલકતના વેચાણવિશે અને તે સ્વાધીન કરવા વિશે.

### (અ). સામાન્ય નિયમ.

વેચાણનું કામ કોણે અને શી રીતે કરવું.

૨૮૬. હુકમનામાં બજાવવામાં વેચાણ કરવું પડે, તે કોરટના કોઈ અમલદારે અથવા કોરટ નીમે તેવા બીજા કોઈ શખ્સે કરવું; અને, કલમ ૨૯૬ માં ઠરાવ્યું છે તે શિવાય, તે વેચાણ આ આકટમાં હવે પછી કહેલું છે તે રીતે જાહેર લીલામથી કરવું.

ટીકા—૨૮૬. સબાર્ડિનેટ જડજની ગેરહાજરીમાં જડજ પોતે ઉપરી અધીકારી છે તે કારણથી ફરમાવેલાં કામ કરવાને અધીકારવાન ગણાશે નહી. ૧૨ વી. રી. ૨૭૮

જાહેર લીલામથી કરવાના વેચાણનું જાહેરનામું.

૨૮૭. હુકમનામું બજાવવામાં કોઈ મિલકત જાહેર લીલામથી વેચવાનો હુકમ કર્યો, એટલે કરવા ધારેલા વેચાણનું જાહેરનામું તે કોરટની ભાષામાં કોરટે કાઢવું. તે જાહેરનામામાં વેચવાનો વખત તથા ઠેકાણું જણાવવું, તથા નીચેનો મજકુર બની શકે તેટલી સ્પષ્ટરીતે અને ચોકસાઈથી તેમાં જણાવવો.—

(અ) વેચવાની મિલકત;

(બ) વેચવાની મિલકતમાં, સરકારને મેહેસુલ ભરનારી ઈસ્ટેટમાંનો અથવા તેના કંઈ ભાગમાંનો હક્ક સંબંધ હોય તો તે ઈસ્ટેટ અથવા તેના ભાગઉપર ઠરાવેલો જમાબંદી આકાર;

(ક) મિલકતઉપર કંઈ બોજો હોય તો તે;

(ડ) જે રકમ લેવાને વાસ્તે વેચવાનો હુકમ કર્યો હોય તે; અને

(ઈ) મિલકતની કિંમત તથા સ્વરૂપનો વિચાર આવવાને ખરીદદારે જે બાબતો જાણવાની જરૂર છે એમ કોરટને જણાય તેવી દરેક બાબત.

સદરહુ પ્રમાણે જણાવવાની બાબતો નક્કી કરવાસારુ, જરૂર લાગે તેવા કોઈ શખ્સને સમન કાઢવાને, તથા તેવી કોઈ બાબતો વિશે તેની જબાની લેવાને તથા તે બાબતો વિશે તેના કબજામાં કે અખત્યારમાં હોય તેવા દસ્તાવેજો હાજર કરવાનું તેને કેહેવાને કોરટ મુખત્યાર છે.

હૈકોર્ટે કરવાના નિયમ.

આ કાયદો અમલમાં આવ્યાપછી બને તેટલા જલદી, આ કલમપ્રમાણે કોરટોએ કામ ચલાવવામાં શી રીતે વહિવટ કરવો તે વિશે, હૈકોરટે નિયમ કરવા, આપ્રમાણે કરેલા કોઈ નિયમોમાં વખતે વખતે ફેરફાર કરવાને હૈ કોરટ મુખત્યાર છે. આવા બધા નિયમ સ્થાનિક સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ થશે, અને ત્યારથી તે કાયદા જેટલા બળવાન ગણાશે. આ

પારેગ્રાફના અર્થપ્રમાણે રંગુનના રીકાર્ડર એ, પોતાની કોરટ તથા રંગુનની સ્માલકાઝ કોરટની બાબતમાં, હે કોરટ ગણાશે,

હુકમનામું બજાવવાનું કામ કલેકટરને ત્યાં મોકલ્યું હોય તે કામને આ કલમની કંઈ વાત લાગુ પડશે નહીં.

ટીકા—૨૮૭. હુકમનામાની બજાવણીમાં વેચાણ થયુ કે વેચાયલી મીલકતની માલકી ખરીદદારને મળેછે અને જો કે તે મીલકતનો કબજો ન મલ્યો હોય તોપણ આવી મીલકત બીજા સખ્સને આપવામાં હીંદુશાસ્ત્ર અગર ઈંગ્રેજી કાયદા પ્રમાણે ખરીદદાર બાધ આવતો નથી. ઈ. લો. રી. ૧ મુ. ૫૦૦

પોતાના હુકમનામાની રૂએ વાસ્તવીક રીતે શુ વેચાય છે તે નકી કરવા સારૂ કોરટને પુષ્કળ સત્તા છે તોપણ જેવી રીતે ખાનગી કરારથી ખરીદ કરતો હોય અને મીલકતની કીમત અને જાત વીગેરે વિશે તે તજવીજ કરે તેજ પ્રમાણે હરાજીમાં જો ખરીદદાર પણ આવી તજવીજ કરવાને બંધાએલો છે. ૧૨ વી. રી. ૪૧

જ્યારે હુકમનામાના દેણદારનું ભાગે પડતુ હીત હોય તો અવિભક્ત ભાગમાં તેનો હક્ક દાવો અને સંબંધ વેચવો જોઈએ. ૫ મુ. હા. રી. ૬૩ અને ૫ મુ. હા. રી. ૧૭

જ્યારે પોતાના ધણીની મીલકતમાં વિધવાનો જે હક્ક દાવો હોય તે વેચવાનું જાહેરનામુ થયુ હોય અને જે હુકમનામુ ભરપાયા કરવાને સારૂ વેચાણ કરવામાં આવેછે તે હુકમનામુ ધણી ઉપર થયુ હતુ એમ સ્પષ્ટ વેચાણની જાહેરખબરમાં લખ્યું હોય તો મૈયત હુકમનામાના દેણદારની પુરણ મીલકત ખરીદદારને વેચાણથી મળેછે. ૨૪ વી. રી. ૩

હુકમનામાના દેણદારની મીલકતમાં લેહેણદારના હક્ક હોય તે બાબત ૨૪ વી. રી. ૩૬૩ જુઓ.

૨૮૮. કલમ ૨૮૭ પ્રમાણેના કોઈ જાહેરનામામાં કંઈ ખોટું જણાવ્યું હોય, અથવા કંઈ મુકી દીધું હોય, અથવા કંઈ ભુલ કરી હોય, તેને વાસ્તે કોઈ જડજ કે બીજો સરકારી અમલદાર જવાબદાર થશે નહીં, પરંતુ બદદ્યાનતથી તેમ કર્યું હશે તો જવાબદાર થશે. જડજ વગેરેને અભય.

૨૮૯. જે ઠેકાણે મિલકત જપ્ત કરી હોય તે ઠેકાણે, કલમ ૨૭૪ માં કહ્યું છે તે રીતે, જાહેરનામું પ્રસિદ્ધ કરવું અને પછી તેની એક નકલ કોરટના મકાનમાં તથા, સરકારને મેહેસુલ ભરનારી જમીનની બાબતમાં, કલેક્ટરની કચેરીમાં પણ ચોઢવી. જાહેરનામું પ્રસિદ્ધ કરવાનો પ્રકાર.

સ્થાનિક સરકારી ગેઝીટમાં અને કોઈ સ્થાનિક વર્તમાનપત્રમાં તે જાહેરનામું પ્રસિદ્ધ કરવાને કોરટ ફરમાવે તો તેમ પણ કરવું. અને તે રીતે પ્રસિદ્ધ કરવાનું ખરચ તે વેચાણનું ખરચ ગણવું.

ટીકા—૨૮૯. આ કલમને લગતા ઈ. લો. રી. ૭ કલકત્તા પાનું ૬૬ અને ઈ. લો. રી. ૭ કલકત્તા પા. ૩૪ એ ફેસલો જુઓ.

વેચાણનીમુદત.

૨૯૦. કલમ ૨૮૯ ના વિશેષ ઠરાવમાં કહેલી મિલકતના પ્રસંગશિવાય બાકીને પ્રસંગે આ બાબ પ્રમાણેનું કોઈપણ વેચાણ,—હુકમનામાનો દેણદાર લેખી સંમતી નઆપે તો,—સ્થાવર મિલકત હોય ત્યારે ઓછામાં ઓછા ત્રીશ દિવસ વીત્યા વગર ન કરવું, અને જંગમ મિલકત હોય ત્યારે ઓછામાં ઓછા પંદર દિવસ વીત્યાવિના ન કરવું. અને એ મુદત વેચાણનો હુકમ કરનાર જડજની કોરટના મકાનમાં જાહેરનામુ ચોડ્યાની તારીખથી ગણવી.

ટીકા—૨૯૦. દીવાની કોરટના હુકમનામાથી અમુક સ્થાવર મીલકત તા. ૧૫ માર્ચ સને ૧૮૭૯ ના રોજ વેચાશે એવુ ઝાહેરનામુ કાઢવામાં આવ્યુ હતુ તે ઝાહેરનામાની તારીખ ૧૫ ફેબ્રુઆરી સને ૧૮૭૯ હતી તેથી વેચાણનો દીવસ અને ઝાહેરનામાની તારીખ વચ્ચે ૩૦ દીવસ પુરા ન થતાં ૨૯ દીવસ રહ્યા વેચાણ થઈ ગયા પછી હુકમનામાના દેણદારે તે વેચાણ ગેરકાયદે છે એમ કહી તે રદ કરવાની અરજી આપી કેમકે એમાં ૨૯૦મી કલમ લખ્યા મુજબ અમલ કરવામાં આવ્યો નહતો આ ઉપરથી તે વેચાણ રદ કરવાનો ડેપ્યુટી કમીશનરે હુકમ કર્યો. અપીલ થવા ઉપરથી ડેપ્યુટી કમીશનરનો હુકમ જ્યુડીસીઅલ કમીશનરે ફેરવ્યો અને એમ ઠરાવ્યુ કે ૩૦ દહાડાને બદલે ૨૯ દીવસનું ઝાહેરનામુ થયુ તેથી ગેરસીરસ્તે કામ ચાલ્યુ છે એમ ગણાય અને જો ગેરસીરસ્તે કામ ચાલવાથી મને નુકશાન થયુછે એવુ હુકમનામાનો દેણદાર બતાવી નશકે તો વેચાણ મંજુર કરવુ જાઇએ જ્યુડીસીઅલ કમીશનરના ઠરાવ ઉપર હાયકોરટની ડેવીજન બેંચે અપીલ થઈ અને ડેવીજન બેંચે આ સવાલ નિર્ણય થવા સારૂ ફુલબેંચ તરફ મોકલાવ્યો તે સવાલનો ઉતર ન આપતાં ફુલબેંચે એમ ઠરાવ્યુ કે જ્યુડીસીઅલ કમીશનરનો ફેસલો છતાં પણ આવુ વેચાણ રદ કરવાની હાયકોરટને સત્તા છે. ઇ. લો. રી. ૫ કલકત્તા ૮૭૮

હુકમનામાના દેણદારની કબુલતથી વખત સંબંધનો ઠરાવ છે તેને ન અનુસરવામાં આવે તો ચાલે. આવી કબુલત શીવાય પેહેલી તારીખે વેચાણ કર્યુ હોય તો તે ગેરસીરસ્તે થયેલુ ગણાય અમુક મુદત સુધી મુલતવી રાખવાની કબુલત આપી હોય તો નવી નોટીસની જરૂર નથી. (૩ વી. રી. પરચુરણ ૧૧ અને ૬ વી. રી. પરચુરણ ૮૪) પણ આ નિયમીત મુદત સુધી મુલતવી રાખવાની કબુલત આપી હોય તો નવી નોટીસની જરૂર છે. ૨૩ વી. રી. ૨૫૬ અને ૨૫ વી. રી. ૩૨૮

વેચાણ મુલતવી રાખવાનો અખત્યાર.

૨૯૧. કોરટની નજરમાં આવેતો તે આ બાબપ્રમાણે (કલેકટરે કરવાનાં વેચાણ સિવાયનું) કોઈ વેચાણ કોઈ નિર્દિષ્ટ કરેલા દિવસ તથા કલાકસુધી મુલતવી રાખે, અને સદરહુ પ્રકારના વેચાણનું કામ ચલાવનાર અમલદારની નજરમાં આવે તો, વેચાણ મુલતવી રાખવાનાં પોતાનાં કારણ લખીને તે વેચાણ મુલતવી રાખે. પરંતુ કોરટના મકાનમાં અથવા મકાનની હદમાં વેચાણ કરવામાં આવે તો, કોરટની રજાવગર સદરહુપ્ર-

માણે મુલતવી રાખવું નહીં. આ કલમપ્રમાણે જ્યારે સાત દિવસ કર્તાં વધારે મુદતસુધી વેચાણ મુલતવી રાખ્યું હોય ત્યારે, ૨૮૯ મી કલમપ્રમાણે નવું જાહેરનામું કાઢવું જોઇયે. પણ હુકમનામાનો દેણદાર તે પ્રમાણે ન કરવાને કબુલ હોય તો તેમ કરવું નહીં. લીલામમાં ભાગ (લૉટ) ત્રણ વાર થયા પહેલાં લેહેણું તથા (વેચાણના ખરચસુદ્ધાં) ખરચ તે અમલદારને આપવા માંડે, અથવા જે કોરટે વેચાણનો હુકમ કર્યો હોય તે કોરટમાં તે લેહેણાની અને ખરચની રકમ ભરી છે એમ કે અમલદારની ખાત્રી થાય એવી શાબિતી આપવામાં આવે, તો સદરહુ પ્રમાણેનું પ્રત્યેકવેચાણ બંધ રાખવું.

લેહેણું અને ખરચ આપવા માંડે અથવા આપ્યું એમ શાબિત કરે તો વેચાણ બંધ રાખવું.

૨૯૨. આ બાબપ્રમાણેના કોઈપણ વેચાણને લગતું કંઈ કામ જે અમલદારને કરવાનું હોય, તે અમલદારે તે વેચાણ વખતે વેચાએલી કંઈ મિલકતનો કંઈપણ હક્કસંબંધ, ઉઘાડી રીતે અથવા પરભાર્યા માગવો નહીં, કે મેળવવો નહીં, કે મેળવવાનો યત્ન કરવો નહીં.

બજાવણીના વેચાણમાં જેમનો સંબંધ હોય તે અમલદારે લીલામમાં મિલકતની માગણી કરવી નહી અથવા તે ખરીદવીનહી.

૨૯૩. ખરીદદાર રૂપીયા ન ભરે તે કારણને લીધે આ કાયદાપ્રમાણે ફરી વેચાણ કરવું પડે તેથી (જો કંઇ) ઓછી કિંમત ઉપજે તો, કેટલી ઓછી ઉપજી તે, તથા તે ફરી વેચાણને લીધે થએલું ખર્ચ, વેચાણનું કામ ચલાવનાર અમલદારે કોરટને લખી જણાવવું,

કસુર કરનારો ખરીદદાર ફરી લીલામ કરવાથી ખોટ આવે તેનો જવાબદાર થશે.

અને હુકમનામાવાળાની અથવા હુકમનામાના દેણદારની અરજી ઉપરથી, આ બીજમાં પૈસા બાબતનું હુકમનામું બજાવવાને જે નિયમો કહ્યા છે તેપ્રમાણે, રૂપીયા ન ભરનારપાસેથી તે રકમ વસુલ કરી શકાશે.

ટીકા—૨૯૩. જે ખરીદદારની કસુર હોય તેને કીમતનો તફાવત ભરી આપ આપવાનો હોય તો તે તફાવત ઉપર બાજ ચડતું નથી ઇ. લા. રી. ૫૦૦ ફરી વેચાણ થવાથી જે બેટનીય તે પુરી કરવાને પેહેલાં વેચાણમાં જો કસુર કરનાર ખરીદની જુવાબદારી બાબતના કલમ ૨૯૩નો ઠરાવ છે તે ઠરાવ સ્થાવર અને જંગમ મીલકતના વેચાણને તેમજ કલમ ૨૯૭ ૩૦૬ અને ૩૦૮ પ્રમાણે ફરી વેચાણ કરવામાં આવે તેને લાગુ પડે છે ઇ. લૉ. રી. ૭ કલકત્તા ૩૩૭.

૨૯૪. જે હુકમનામું બજાવવામાં મિલકત વેચાતી હોય તે હુકમનામાના માલીકે, કોરટની સ્પષ્ટ પરવાનગી લીધાવગર, તે મિલકતની માગણી કરવી નહીં, કે તે ખરીદવી નહીં.

હુકમનામાવાળાએ પરવાનગી વગર મિલકતની માગણી કરવી નહી અથવા ખરીદવી નહી.

હુકમનામાવાળો ખરીદે તો હુકમનામાની રકમ ખરીદીની રકમના ભરણા તરીકે ગણાય.

સદરહુ પરવાનગીથી હુકમનામાવાળો ખરીદ કરે ત્યારે, હુકમનામા ઉપરનું લેહેણું અને વેચાણની રકમ એક બીજામાં મજરે લેવાનું જો તે કહે તો તેમ કરવું. અને હુકમનામું બજાવનારી કોરટે આખા હુકમનામાની અથવા તેના ભાગની તે પ્રમાણે ભરપાઈ કરવી.

હુકમનામાવાળો સદરહુ પ્રકારની પરવાનગી વગર પોતે અથવા બીજા શખ્સની મારફત ખરીદ કરે ત્યારે, કોરટને યોગ્ય લાગે તો, હુકમનામાના દેણદારની અથવા વેચાણમાં સંબંધ હોય તેવા કોઈ બીજા શખ્સની અરજી ઉપરથી, હુકમ કરીને સદરહુ વેચાણ રદ કરવાને કોરટ મુખત્યાર છે; અને એવી અરજી અને હુકમનો ખરચ, તથા ફરીથી વેચાણ કરવાથી કીંમતમાં જે કાંઈ ઓછું ઉપજે તે રકમ અને તે વેચાણ સંબંધી સઘળો ખરચ હુકમનામાવાળાએ આપવો પડશે.

ટીકા—૨૯૪. સને ૧૮૭૯ ના ૧૨ મા આક્ટથી સુધારો થતાં પેહેલાં સન ૧૮૭૭ નાં ૧૦ મા આક્ટની કલમ ૨૯૪ જેવી હતી તેના અર્થ પ્રમાણે હુકમનામાના ધારણ કરનારથી વિભક્ત ન થયો હોય એવા તેના દીકરાએ ખરીદી કરી હોય તો તે હુકમનામાની ધારણ કરનારે ખરીદી કરી એમ ગણાય અને બાપની અને દીકરાની મજીઆરી મીલકના પૈસાથી તે ખરીદ કરવામાં આવી હોય તો તે ખરીદી તદન રદ બાતલ છે જો વિરૂધ પુરાવ ન હોય તો પૈસા મજીઆરી મીલકતના છે, કાયદેસર અનુમાન કરવામાં આવે ઈ. લૉ. રી. ૫ મું. ૧૩૦

જે હુકમનામાની બજાવણીમાં મીલકત વેચાઈ હોય તે હુકમનામાનો ધારણ કરનાર મીલકત ખરીદ કરી શકે ત્યાર પેહેલાં ૨૯૪ મી કલમ પ્રમાણે કોરટના સ્પષ્ટ પરવાનગી લેવાને બંધાએલો છે અને આ તકરાર ઉઠાવવામાં આવે કે ન આવે તોપણ સ્પષ્ટ પરવાનગી મેળવી ન હોય તો તેણે કરેલું વેચાણ રદ બાતલ છે. પાસે ઉભેલા લોકોના મન ઉપર ખોટી અસર કરવાને અને મીલકતની માગણી કરતાં તેમને અટકાવવાને થનાર ખરીદદારે જે મીલકત વિરૂદ્ધ જે કાંઈ કહ્યું હોય તો તે બારે ગેર સારસ્તે કામ ચાલ્યું છે એમ કેહેવાય અને તેથી ૩૫૧ કલમ પ્રમાણે તે વેચાણ રદ બાતલ છે. ઈ. લૉ. રી. ૫ કલકત્તા ૩૦૮.

બજાવણીના વેચાણમાં જે ઉપજે તે હુકમનામાવાળાઓમાંફાળે પડતું વેહેચી આપવું.

૨૯૫. હુકમનામું બજાવવામાં વેચાણથી અથવા બીજી રીતે જે અવેજ વસુલ થાય, અને જે કોરટની પાસે તે અવેજ હોય તે કોરટને તે વસુલ થતાં પહેલાં એક કરતાં વધારે શખ્સોએ તેજ હુકમનામાના દેણદારની ઉપર પૈસાબાબતનાં હુકમનામાં બજાવવાને દરખાસ્તો કરી હોય, અને તે હુકમનામાં પુરાં થયાં ન હોય તો, વસુલ કરવાનું ખરચ બાદ કરીને બાકીનો અવેજ ફાળે પડતો તે બધા શખ્સોને વેહેંચી આપવો.

પરંતુ એવું ઠરાવ્યું છે કેઃ—

(અ) ધરાણીયો હક્ક અથવા બોજો કાયમ રાખીને કંઈ મિલકત વેચાઈ હોય ત્યારે, તે વેચાણથી કંઈ વધારો રહે તેમાંથી હિસ્સો લેવાને તે ગીરોદાર અથવા બોજાવાળો ગીરોદાર તરીકે અથવા બોજાવાળા તરીકે હક્કદાર થશેનહિ. — ધરાણીયો હક કાયમ રાખીને મિલકત વેચી હોય તો તે વિશે વિશેષ ઠરાવ.

(બ) હુકમનામું બજાવવામાં વેચવાને પાત્ર જે મિલકત હોય, તેના ઉપર ધરાણીયો હક્ક હોય અથવા બોજો હોય તો, ગીરો રાખનારની અથવા બોજાવાળાની સંમતીથી, ધરાણીયો હક્ક અથવા બોજો રાખ્યા શિવાય તે મિલકત વેચવાનો, અને વેચેલી મિલકત ઉપર ગીરો રાખનારનો અથવા બોજાવાળાનો જે હક્ક હોય તેજ હક્ક તેને વેચાણમાંથી ઉપજેલી રકમઉપર આપવાનો, હુકમ કરવાને કોરટ મુખત્યારછે.

(ક) સ્થાવર મિલકત ઉપરનો બોજો પતાવી નાંખવામાટે તેનું વેચાણ જે હુકમનામામાં ફરમાવ્યુ હોય તે હુકમનામાની બજાવણીમાં સદરહુ મિલકત વેચી હોય તો વેચાણની ઉપજ હેઠળ લખેલી બાબતમાં વાપરવી:— — વિશેષ ઠરાવ.

પેહેલી.—વેચાણનો ખરચ આપવામાં;

બીજી.—બોજાબાબત જે મુદ્દલ તથા વ્યાજ દેવું હોય તે આપવામાં;

ત્રીજી.—ત્યાર પછીના કાંઈ બોજા હોય તો તે બાબત જે મુદ્દલ તથા વ્યાજ દેવું હોય તેઆપવામાં; અને

ચોથી.—હુકમનામાના દેણદારની વિરૂદ્ધ પૈસાબાબતનાં હુકમનામાંના માલેકો, કે જેઓએ સદરહુ મિલકતનું વેચાણ થવાની અગાઉ પોતાનાં હુકમનામાં બજાવવાસારૂ સદરહુ વેચાણ ફરમાવનારૂ હુકમનામું કરનારી કોરટને દરખાસ્ત કરીહોય અને જેમનાં હુકમનામાની ભરપાઈ થઈ ન હોય, તેઓને ફાળા પડતી વેહેંચી દેવમાં.

તે બધી અવેજ અથવા તેનો કંઈ ભાગ લેવાને જે શખસ હક્કદાર ન હોય તેને તે આપવામાં આવે તો, કોઇ પણ હક્કદાર શખસ, અવેજ પાછો ભરવાની તે શખસને જરૂર પાડવાસારૂ ફરિયાદ કરી શકે.

આ કલમમાં કહેલીકોઈ વાતથી સરકારના હકને બાધ આવતોનથી.

ટીકા—૨૯૫. જપ્તી કરતાં પેહેલાં જે ગીરો હક ઉતપન્ન થયો હોય

તે છોડાવવાને જપ્તી કરનાર લેણદારને લેણદાર તરીકેજ હક નથી ઇ. લૉ. રી. ૩ કલમ ૬૬૪.

હુકમનામાની બજાવણીમાં વેચાણથી અથવા બીજી રીતે જે પૈસા કોરટમાં ભરવામાં આવ્યા હોય ને કોરટમાં ભરવા ત્યારથીજ આસેટસ ગણાય અને તે મુદત પેહેલાં જેઓએ બજાવણીની દરખાસ્ત કરી છે તેવા હુકમનામાના ધારણ કરનારાઓમાં પ્રમાણમાં વેચી આપી શકાય ઇ. લૉ. રી. ૯ મુંબાઈ ૧૯.

સને ૧૮૫૯ના ૮મા. કાયદાની કલમ ૨૭૦ અને ૨૭૧ ને સને ૧૮૭૭ના ૧૦મા આકટની કલમ ૨૯૫ ને મળતી આવે છે તેનો હેતુ કરારથી પક્ષકારોના જે હક ઉત્પન્ન થાય તે બદલવાનો અથવા તેમના ઉપર સંકોચ મુકવાનો નથી પણ તે એક હક ધરાવતાં બે હુકમનામાવાળાઓની વચમાં જે તકરાર હોય તેનો અને હુમનામાની બજાવણીમાં વેચાએલી મીલકતનું ઉત્પન્ન બીજી કોઈ રીતે તેઓની વચે વેચી આપવું તે બાબત નો કાંઈ નીયમ નથી તેવો નિવાડો કરવા માટે છે ઇ. લૉ. રી. ૪ કલકત્તા. ૨૯

જ્યારે સન ૧૮૫૯નો આઠમો આકટ અમલમાં હતો તે વખતે હુકમનામાના દેણદારે પોતાના હુકમનામાની બજાવણીમાં હુકમનામાના દેણદારની કેટલીક મીલકત જપ્ત કરાવી આ મીલકતનું વેચાણ ૯ જાનેવારી સને ૧૮૭૯ એટલે સન ૧૮૭૭ નો ૧૦મો આકટ અમલમાં આવ્યો. ત્યાર પછી થયું વેચાણ થયાની બે દહાડા અગાઉ જે ઉત્પન્ન આવે તેમાંથી પ્રમાણમાં ભાગ કહાડીને જે મીલકતથી પોતાનું હુકમનામું વસુલ કરાવી આપવાની દરખાસ્ત કરી એમાં એમ ઠરાવવામાં આવ્યું કે પેહેલાં જપ્તી કરનાર લેણદારે સને ૧૮૫૯ના ૮મા આ કાયદા મુજબ જપ્તી કરાવી હતી તેથી તે કાયદાની ૨૭૦ મી કલમ પ્રમાણે પોતાનું હુકમનામું પુરેપુરૂ વસુલ કરાવવાનો તેનો હક છે. અને ૨૯૫ મી કલમથી કાયદામાં ફેરફાર થવાને લીધે એ હક જતો નથી. ઇ. લૉ. રી. ૩ મુંબાઈ. ૨૧૭.

૨૬૬ અને ૨૯૫ એ બે કલમો સામે વાંચવી જોઇએ અને ઘર અગર મકાન બાબતના ભાડાનું લેહેણદારે હુકમનામું મેળવ્યું હોય તેની રૂએ એવા ઘર અગર મકાનનું વેચાણ થઈ જે ઉત્પન આવ્યુ હોય તેમાં શાકારણ હુકમનામાના લેહેણદાર આમ પડાવવાને ૨૯૫ મી કલમ પ્રમાણે હક્કદાર નથી. ઇ. લૉ. રી. ૪ મુંબાઈ. ૪૨૯.

અમદાવાદની સ્માલકાજકોરટના હુકમનામાની બજાવણીમાં કેટલીક જંગમ મિલકત જપ્ત થઈ જપ્તી થયા પછી પણ વેચાણ થતાં પહેલાં અમદાવાદના સબારડીનેટ જડજસાહેબની કોરટમાં બીજા લેણદારોએ તે જ સખસ ઉપર બીજા હુકમનામા મેળવ્યા અને હુકમનામાની બજાવણીમાં તેજ મીલકત જપ્તી કરાવવાની દરખાસ્ત આપી તે ઉપરથી સ્માલકાજ કોરટના જડજ ઉપર મનાઈ હુકમ મોકલી સદરહુ મીલકત સબારડીનેટ જડજે જપ્તી કરી વેચાણ થયા પછી સબારડીનેટ કોરટથી જેમણે હુકમનામા મેળવ્યા હતાં તેમણે સ્માલકાજકોરટે વેચાણ કરી ઉત્પન્ન કર્યું હતું તેમાં ૨૯૫ મી કલમ પ્રમાણે ભાગ માગ્યો તેમાં એમ ઠર્યું કે સ્મા-

જજકોરટનું હુકમનામું ભરપાયા થાય ત્યાં સુધી તેઓ ભાગ પડાવવાને હકદાર નથી. ઈ. લો. રી. ૪ મુંબાઈ ૪૭૨

સુરતના સબારડીનેટજડજની કોરટના હુકમનામાની બજાવણીમાં અંકલેશ્વરની સબારડીનેટજડજની કોરટના કારકુનનો પગાર જપ્તી કરવાનો સુરતની કોરટે હુકમ મોકલ્યો અને તેમાં એમ ફરમાવ્યું કે સુરતકોરટનુ હુકમનામું ભરપાયા થાય ત્યાંસુધી દરેક મહીને તે કારકુનનો નીમે પગાર અટકાવી સુરતકોરટમાં મોકલાવવો આ પ્રમાણે સુરતકોરટનું હુકમનામું બજવુ હતું તેવામાં તે કારકુનના બીજા લેણદારે અંકલેશ્વરની કોરટમાં હુકમનામું મેળવ્યું હતું. તેણે ૨૯૫ મી કલમ પ્રમાણે સુરતના હુકમનામાવાળાને અને પોતાને તે નીમે પગાર વેચી આપવાની દરખાસ્ત કરી તેમાં ઠરાવ્યું કે અરજી આપી શકે તેવી નહોતી કેમકે સુરતકોરટનું હુકમનામું તે કોરટ પોતેજ બનાવતી હતી અને અંકલેશ્વરની કોરટ બજાવતી નહોતી અંકલેશ્વરની કોરટ તરફ જે હુકમ માગ્યો તે હુકમ બીજી કોરટનું હુકમનામું બજાવવાસારૂ મોકલેવામાં આવ્યો નહોતો પણ ખાતાના ઉપરી તરીકે જે અધીકારીનું કામ પગાર વેચવાનું છે તેમ ગણીને હુકમ મોકલાવામાં આવ્યો હતો. ઈ. લો. રી. ૫ મુંબાઈ. ૧૯૮

## (બ).—જંગમ મિલકત વિશે નિયમો.

વેચાય એવા લેખ તથા જાહેર કંપનીના શેર વિશે નિયમ.

૨૯૬. વેચવાની મિલકતમાં વેચાય એવો દસ્તાવેજ અથવા કોઈ જાહેર કંપનીનો કે કારપોરેશનનો શેર હોય તો, જાહેર લીલામથી વેચાણ કરવાનું ફરમાવ્યાને બદલે, તેવો દસ્તાવેજ અથવા શેર તે દિવસના બજાર ભાવ પ્રમાણે દલાલની મારફતે વેચવાનો અખત્યાર આપવાને કોરટ મુખ્તાર છે.

વેચેલી બીજી જંગમ મિલકતની કિંમતનું ભરણું.

૨૯૭. બીજી જંગમ મિલકત વેચાય ત્યારે પ્રત્યેક ભાગ (લૉટ) ની કીમત વેચાણ વખતે અથવા ત્યાર પછી વેચાણ કરનાર અમલદાર ફરમાવે કે તરત આપવી. અને તે આપવામાં કસુર થાય તો તે મિલકત લાગલીજ ફરીને લીલામમાં મુકીને વેચવી.

વેચાણની રકમ ભરે એટલે, વેચાણ કરનાર અમલદારે તેની પોંચ આપવી, અને તે વેચાણ પાકું થશે.

*ટીકા*—૨૯૭. કસુર કરનાર ખરીદદાર કીમત ઓછી ઉપજે તેને માટે જુવાબદાર છે તે બાબતમાં ઇ. લો. રી. ૭ કલકત્તા ૩૩૭ જુઓ.

ગેરશિરસ્તપણાને લીધે જંગમ મિલકતનું વેચાણ ખોટું થશે નહી, પણ કોઇને નુકશાન થાય તો તે ફરિયાદ કરી શકે.

૨૯૮. જંગમ મિલકતનું વેચાણ પ્રસિદ્ધ કરવામાં અથવા તેના વેચાણનું કામ ચલાવવામાં કંઈ ગેરશિરસ્તે કામ થયું હોય તેટલા ઉપરથી તે વેચાણ ખોટું થશે નહિ. પરંતુ તે ગેરશિરસ્તપણાને લીધે કોઇ શખ્સનું કોઈ બીજા શખ્સને હાથે નુકસાન થાય તો, તેના ઉપર નુકશાનીનો બદલો લેવાની ફરિયાદ માંડવાને તે નુકશાન થએલો શખ્સ મુખ્તાર છે; અથવા (તે બીજો શખ્સ વેચાણ લેનારજ હોય તો) તે ખાસ મિલકત

અપાવો અને તે ન આપે તો નુકશાનીનો બદલો અપાવો એવી ફરિયાદ કરવાને, તે નુકશાન થએલો શખ્સ મુખ્તાર છે.

ટીકા—૨૯૮. એએ નીચેની કોરટમાં હુકમનામુ મેળવ્યુ તે હુકમનામુ અપીલ કોરટે ફેરવ્યું અંદર કોરટમાં અપીલ થતાં તે કામ ફરી તજવીજ સારૂ ડીસ્ટ્રીક્ટ કોરટમાં પાછુ આવ્યુ ડીસ્ટ્રીક્ટ કોરટે નીચલી કોરટનું હુકમનામુ બહાલ રાખ્યું પછી વળી અપીલ થઈ અને તેજ પ્રોસીડીંગ પાછુ ચાલ્યુ હુકમનામાના દેણદારની મીલકત વેચવી એએ હુકમનામુ બજાવ્યુ પણ દરખાસ્તમાં હુકમનામાની તારીખ ખોટી નાંખી આમ થવાથી હુકમનામાના દેણદારની વીરૂદ્ધ કાંઈ થયું છે એવું તે પોતે બતાવી શક્યો નહી. પણ બજાવણીમાં ખરીદ કરનારના ઉપર ગેરસીરસ્તે કામ ચાલ્યુ છે માટે તે રદ કરવુ જોઇએ એવો દાવો આણ્યો. તેમાં એમ ઠર્યું કે આવો દાવો ચાલી શકે નહી. ૪. લો. રી. ૧ અલાબાદ ૨૧૨

ખરેખર ધરેલી જંગમ મિલકત સ્વાધીન કરવાનું.

૨૯૯. વેચેલી મિલકતમાં વેચાય એવા દસ્તાવેજ અથવા બીજી જંગમ મિલકત હોય, અને તે ખરેખર ધરવામાં આવી હોય, તો તે મિલકત ખરીદદારને સ્વાધીન કરવી.

હુકમનામાના દેણદારની જંગમ મિલકતઉપર બીજાનો કબજે રાખવાનો હક (લીયન)હોય ત્યારે તે શીરીતે સ્વાધીન કરવી.

૩૦૦. વેચેલી મિલકતમાં કોઈ એવી જંગમ મિલકત હોય કે તે ઉપર હુકમનામાના દેણદારનો માલકી હક્ક હોય પણ તે કબજે રાખવાનો હક્ક બીજા કોઇનો હોવાથી તે બીજાને કબજે હોય, તો તે મિલકત ખરીદદારને સ્વાધીન કરવી, તે એવી રીતે કે,-કબજાવાળા શખ્સને નોટીસ આપવી, ને તેમાં એવી મનાઈ કરવી કે ખરીદદારશિવાય બીજા કોઈ શખ્સને તમારે મિલકતનો કબજો આપવો નહિ.

લેહેણું તથા જાહેર કંપનીના શેર સ્વાધીન કરવાનું.

૩૦૧. વેચેલી મિલકતમાં, જેને માટે વેચાય એવા લેખ ન હોય એવું લેહેણું, અથવા કોઈ જાહેર કંપનીનો શેર હોય, ત્યારે તે મિલકત સ્વાધીન કરવી તે કોરટના લેખી હુકમથી કરવી. તેમાં લેહેણદારને એવી મનાઈ કરવી કે તમારે તે કરજ અથવા તેનું વ્યાજ લેવું નહિ; તથા દેણદારને એવી મનાઈ કરવી કે ખરીદદારશિવાયં કોઇપણ શખ્સને તમારે દેવું આપવું નહિ; અથવા, જેના નામ ઉપર શેર ચાલતો હોય તે શખ્સને એવી મનાઈ કરવી કે, તમારે ખરીદદારશિવાય કોઇપણ શખ્સને નામે કોઈ રીતે શેર ચઢાવી આપવો નહિ, અથવા તેના કંઇ ડિવિડન્ડ કે વ્યાજના રૂપીઆ લેવા નહિ; અને કંપનીના મ્યાનેજર, સેક્રેટરી, અથવા બીજા યોગ્ય કામદારને એવી મનાઈ કરવી કે, તમારે ખરીદદારશિવાય કોઈ પણ શખ્સને નામે તેવી કોઈ રીતે શેર ચઢવા દેવો નહિ અથવા ખરીદદાર શિવાય કોઇપણ શખ્સને ઉપર કહેલા કંઈ રૂપીયા આપવા નહિ.

વેચાય એવા

૩૦૨. વેચાય એવો લેખ અથવા કોઈ જાહેર કંપનીનો શેર બી-

લેખ અને શેર ચઢાવીઆપવાનું.

બીજાને નામે ચઢાવી આપવામાં, જે પક્ષકારના નામ ઉપર તે લેખ અથવા શેર ચાલતો હોય તેનો શેરો અથવા વેચાણખત કરી આપવું જોઈતું હોય તો, તે લેખ અથવા શેરના સરટિફીકેટ ઉપર શેરો કરવાને અથવા જરૂર હોય તેવા બીજા દસ્તાવેજ ઉપર સહી કરવાને જડજ મુખ્તાર છે.

નીચેનાં નમુનાનો અથવા તેવી મતલબનો શેરો અથવા સહી કરવીઃ "અ. બ. ઉપર ઇ. ફ. એ કરેલી ફરિયાદમાં અ. બ. ની વતી ક. ડ. (અથવા જે હોય તે) કોરટના જડજ."

તે લેખ અથવા શેર બીજાને નામે ચઢતાસુધી, તેનું ચઢેલું બાજ કે ડિવિડન્ડ લેવાસારૂ તથા તે બદલની પાવતી ઉપર સહી કરવા સારૂ કોઈ શખસને, હુકમ કરીને, નીમવાને કોરટ મુખ્તાર છે. અને સદરહુ પ્રમાણે કોઈ શેરો કરવામાં આવે, અથવા દસ્તાવેજ કરી આપવામાં આવે, અથવા પોંચઉપર સહી કરવામાં આવે તે કામ સર્વપ્રકારે જાણે પક્ષકારે પોતેજ કર્યું હોય તેમ ગણાશે.

બીજી મિલકત હોય ત્યારે તેનો હક પ્રાપ્ત થવાનો હુકમ.

૩૦૩. જેને વાસ્તે પાછળ ઠરાવ કરવામાં આવ્યો ન હોય એવી કોઈ જંગમ મિલકત હોય ત્યારે, ખરીદદારને અથવા તે કહે તેને તે મિલકતનો હક્ક પ્રાપ્ત થયો છે એવો હુકમ કરવાને કોરટ મુખ્ત્યાર છે, અને તે પ્રમાણે તે મિલકતનો હક્ક પ્રાપ્ત થશે.

## (ફ).—સ્થાવર મિલકતવિશે નિયમો.

કઈ કોરટો જમીનના વેચાણનો હુકમ કરીશકે.

૩૦૪. હુકમનામું બજાવવામાં સ્થાવર મિલકતના વેચાણનો હુકમ કરવાને સ્માલકાજ કોરટ શિવાયની, બીજી કોઈપણ કોરટ મુખ્ત્યાર છે.

હુકમનામાની રકમ પ્રતિવાદી ઉભી કરે એટલા માટે જમીનનું વેચાણ મુલતવી રાખવાનું.

૩૦૫. સ્થાવર મિલકત વેચવાનો હુકમ થયો હોય ત્યારે, જો હુકમનામાનો દેણદાર કોરટની એવી ખાત્રી કરી આપે કે,—તે મિલકત અથવા તેનો કંઈ ભાગ અથવા તેની બીજી કોઈ સ્થાવર મિલકત ગીરો મુકવાથી કે ભાડે આપવાથી કે ખાનગી રાહે વેચવાથી હુકમનામાની રકમ જેટલા રૂપીયા ઉભા થશે એમ માનવાનું કારણ છે તો,—હુકમનામાનો દેણદાર તે રકમ મેળવી શકે એટલાસારૂ તેની અરજ ઉપરથી, કોરટને યોગ્ય જણાય તેટલી મુદત સુધી, વેચવાનો હુકમ કરેલી મિલકતનું વેચાણ મુલતવી રાખવાને કોરટ મુખ્ત્યાર છે.

હુકમનામાના દેણદારને સરટિફીકેટ આપવુંઃ

આવે પ્રસંગે કોરટે હુકમનામાના દેણદારને એક સરટિફીકેટ આપવું. તેમાં મુદત નાખીને તેને એવો અખત્યાર આપવો કે તેમાં લખેલી મુદતની અંદર અને ૨૭૬ મી કલમમાં ગમે તે ઠરાવ હોય તે છતાં પણ કરવા ધારેલું ધરાણીયું, ભાડાચીઠી કે વેચાણ કરવું; પરંતુ તે ગીરો, ભાડાચીઠી, અને વેચાણને લીધે જે રૂપીયા આપવાના તે બધા હુકમનામાના દેણદારને ન આપતાં કોરટમાં ભરવા.

વળી એવું ઠરાવ્યું છે કે આ કલમપ્રમાણે કરેલું કોઇપણ ગીરો, ભાડાચીઠી અથવા વેચાણ કોરટ કાયમ કરે ત્યાંહાંસુધી તે પાકું થશે નહીં.

સ્થાવર મિલકતના ખરીદદારે અનામત મુકવાનું.

૩૦૬. આ બાબપ્રમાણે સ્થાવર મિલકતના પ્રત્યેક વેચાણ વખતે જે શખ્સ ખરીદદાર ઠરે તેણે તેમ ઠર્યાંપછી તરતજ પોતાની ખરીદીની રકમમાંથી સેંકડે પચીસ ટકા વેચાણ ચલાવનાર અમલદારને અનામત ભરવા. અને તે રીતે રૂપીયા ન ભરે તો તે મિલકત લાગલીજ ફરી લીલામ કરીને વેચવી.

ટીકા—૩૦૬. જો ખરીદદાર કાયદા પ્રમાણે જોઇતી રકમ મુકે નહી. અને તેથી મીલકત ફરી વેચવી પડે અને નુકશાન થાય તો તેને માટે તે જુવાબદાર છે અને જેટલો તફાવત પડતો હોય તે બાબતનો દાવો તેના ઉપર ચાલી શકે. ૩ વી. રી. ૩

હુકમનામાની બજાવણીમાં જે અવિભક્ત સ્થાવર મીલકતનો ભાગ વેચવામાં આવ્યો હોય તેને સહઃહિસ્સેદારને ફકત પોતાનો પ્રથમ ખરીદીનો હક્ક છે એમ કહેવાથી અને ૩૦૬ અને ૩૦૭ કલમોના ઠરાવ પ્રમાણે અમલ કરવાચીજ જે પરભાર્યા માણસને તે ભાગ વેચવામાં આવ્યો હોય તેના વિરૂદ્ધ પ્રથમ ખરીદીનો હક્ક પ્રાપ્ત થતો નથી તે કલમ પ્રમાણે હક્ક પ્રાપ્ત થાય તે પેહેલાં તેણે વેચાણ વખતે માગણી કરવી જોઇએ અને તે માગણી પરભાર્યા માણસ જેટલીજ ભારે હોવી જોઇએ. ઇ. લૉ.રી.૨ અલાબાદ ૫૦

પૂરેપૂરી રકમ ભરવાની મુદત.

૩૦૭. મિલકતના વેચાણ પછી વેચાણનો દિવસ બાદ કરીને પંદરમે દિવસે કોરટ બંધ થાય તે અગાઉ ખરીદદારે ખરીદીની પૂરેપૂરી રકમ ભરવી, અથવા પંદરમો દિવસ રવીવાર કે બીજો રજાનો દિવસ હોય ત્યારે પંદરમા દિવસ પછી પહેલ વહેલી જે દિવસે રજા ખુલે તે દિવસે ભરવી.

તે રકમ ન ભરે ત્યારે શી રીતે કરવું.

૩૦૮. ગઈ છેલી કલમમાં કહેલી મુદતની દરમ્યાન ભરાણું નહીં થાય તો, તે અનામતમાંથી વેચાણનું ખરચ બાદ કરીને બાકી દંડ દાખલ સરકારમાં વસુલ થશે, અને મિલકત ફરી વેચવામાં આવશે. અને કસુર કરેલા ખરીદદારનો તે મિલકતઉપર કે તે ફરી વેચવાથી ઉપજેલા રૂપીયાના કંઈ ભાગ ઉપર કંઈ દાવો રેહેશે નહીં.

સ્થાવર મિલકતના ફરી વેચાણનું જાહેરનામું.

૩૦૯. ખરીદીની રકમ ભરવાને જે મુદત ઠરાવી છે તે દરમ્યાન તે રકમ ન ભરવાથી સ્થાવર મિલકતનું જે ફરી વેચાણ કરવું પડે તે નવું જાહેરનામું કાઢીને કરવું. તે જાહેરનામું પહેલાં વેચાણને વાસ્તે ઠરાવી છે તેટલી મુદતનું અને તે રીતે કાઢવું.

બજાવણીમાં અવિભક્ત મિલકતનો હિસ્સો વેચાય તેમાં સહભાગીદારનો મા

૩૧૦. હુકમનામાની બજાવણીમાં વેચાએલી મિલકત, અવિભકત સ્થાવર મિલકતનો હિસ્સો હોય, અને વેચાણ ચાલતાં કોઈ માગણીમાં બે અથવા વધારે શખ્સો અનુક્રમે એકજ રકમ બોલે, ને તેમાં એક સહહિસ્સેદાર હોય, તે. માગણી તે સહ-હિસ્સેદારની માગણી ગણાશે.

ગણી કરવાનો હ
ક પહેલો છે.

ટીકા—૩૧૦. વેચાયલી મીલકત અવિભક્ત સ્થાવરમીલકતનો ભાગ નથી પણ આવા ભાગમાં ગીરો રાખનારના હક્ક દાવા હોય તો સને ૧૮૭૭ ના ૧૦મા આકટની કલમ ૩૧૦ લાગુ પડતી નથી. ઇ. લો. રી ૩ અલાબાદ ૨૫

મીલકત વેચતાં પહેલાં પ્રથમ ખરીદીનો હક્ક સહ: હિસ્સેદારે કર્યો હોય અને વધારેમાં વધારે માંગણી કરવામાં આવી હોય તેટલી રકમને આપવા માટે તેથી ૩૧૦ મી કલમ પ્રમાણે અમલ થયો એમ ગણાશે નહી. સાધારણ રીતે માગણી કરવામાં આવેછે તે પ્રમાણે સહ: હીસ્સેદારે પણ ઓખી માગણી કરવી જોઇએ ઇ. લો. રી. ૩. ૮૨૭

ઇ. લો. રી. ૨. ૮૫૦ ને પાને આવેલો ફેસલો જુઓ.

ગેરશિરસ્તપણાને લીધે જમીનનું લીલામ રદ કરવાની અરજ.

૩૧૧. વેચાણ કરવાની વાત પ્રસિદ્ધ કરવામાં અથવા વેચાણ ચલાવવામાં ભારે ગેરશિરસ્ત કામ ચાલ્યું છે એ સબબથી હુકમનામાવાળો અથવા આ બાબપ્રમાણે જેની સ્થાવર મિલકત વેચાઈ હોય તે શખ્સ, તે વેચાણ રદકરવાની કોરટને અરજ કરી શકે.

પણ, તે ગેરશિરસ્તે કામ ચાલ્યાથી મને ખરેખરૂં નુકસાન થયું છે એમ અરજદારે કોરટની ખાત્રી થાય તે રીતે. શાબિત કરવાવગર ગેરશિરસ્તાના સબબથી વેચાણ રદ કરવું નહીં.

ટીકા—૩૧૧. આવી અરજીની મુદત સને ૧૮૭૭ ના ૧૫ મા આકટના પરિસીષ્ટની ત્રીજા ભાગની રકમ ૧૬૬ મી રકમપ્રમાણે ગણાશે આવી હુકમનામાનો ધારણ કરનાર અગરજેની સ્થાવર મીલકત વેચાઈ હોય તે કરી શકે ૯ વી: રી. ૩૮૮ આવી અરજી આવે કે સુણાવણીનો દીવશ ઠરાવી દરેક પક્ષકારને નોટીસ આપવી.

ગેરસીરસ્તે કામ વેચાણના ઝહેરનામા કરવામાં અગર તે વેચાણ ચલાવવામાં આવ્યું જોઇએ પછીથી વેચાણના પૈસા ભરવામાં ઢીલ થઈ હોય તે ગેરસીરસ્તે કામ ચાલ્યુ ગણાય નહીં અને તેનો લાભ લેઈ વેચાણરદ કરાવવા અરજી આપી શકાય નહીં ૯: વીઃ રી. પ્રચુરણ ૮૨.

હુકમનામાના ધારણ કરનાર મૃત્યુ પામ્યા પછી અને તેની જગ્યા એ બીજા શખ્સે પોતાનું નામ દાખલ કરવાની અરજી આપ્યા અગાઉ નોટીસો કાઢવામાં આવી હોય તો તે ગેરસીરસ્તે કામ ચાલ્યુ ગણાય નહીં ૨૨ વી. રી. ૪૮૧ તેમજ પ્રોસીડીંગમાં કોઈ ભારે ગેરસીરસ્તે કામ ચાલ્યુ ન હોય તો પછી કીમત ઉપજી તે અયોગ્યછે એજ કારણથી વેચાણ રદ થઈ શકે નહીં. ઈ. લો રી. ૧ અલાબાદ. ૩૮૪ આ કલમ કપટ કરવામાં આવ્યુ હોય તેવા કામને લાગુ નથી હેવી બાબતમાં તો જુદો દાવોજ લાવવો જોઇએ.

હુકમનામાની બજાવણી જે પ્રોસીડીંગ ચાલ્યુ હોય તેને સને ૧૮૭૭ના ૧૫ મા આકટની ૧૩ મી કલમ લાગુ પડતી નથી. ઇ. લો. રી. ૩ અલાબાદ ૧૮૫.

સને ૧૮૭૭ના ૧૦મા આકટની કલમ ૩૧૧ પ્રમાણે જ્યારે હુકમનામાના દેણદારે વેચાણ રદ કરવાની અરજ કરી અને તેમાં હરાજીમાંથી ખરીદ કરનારને પક્ષકાર કરવામાં આવ્યો અને વેચાણ પછીથી રદ થયું વેચાણ રદ કરવાના હુકમ વિરૂદ્ધ હરાજીમાંના ખરીદદાર અપીલ કરી શકે. ઇ. લો. રી. ૨ અલાબાદ ૩૫૨

સને ૧૮૭૭ના ૧૦મા આકટની કલમ ૩૧૧મી પ્રમાણે વેચાણ રદ કરવાને સારૂ હરાજીમાંનો ખરીદદાર અરજ ન કરે તોપણ જ્યારે તે કલમ પ્રમાણે અરજ કરવામાં આવે તો તે પક્ષકાર થઈ શકે અને પછી જો તેની વિરૂદ્ધ હુકમ કરવામાં આવે તો એવા હુકમ વિરૂદ્ધ અપીલ કરી શકે. ઈ. લો. રી. ૨ અલાબાદ ૩૯૯.

અમીને સ્થાવર મીલકતનું વેચાણ રજાને દીવસે કર્યું હોય તો તે ગેરકાયદે નથી અને વેચાણ પ્રસીદ્ધ કરવામાં અને તે ચલાવવામાં ગેરસીરસ્તે કામ ચાલ્યુછે એમ પણ ગણાય નહી. ઇ. લો. રી. ૩ અલાબાદ ૩૩૩

હુકમનામુ થયા પછી પણ હુકમનામાની બજાવણી સારૂ દરખાસ્ત થતાં પેહેલાં હુકમનામાનો દેણદાર મરણ પામ્યો હોય તો તે મીલકતની જપ્તી અને વેચાણ અમલ ચલાવતાં પેહેલાં કોરટે જેના ઉપર બજાવણી કાઢવામાં આવી હોય તેનું હુકમનામુ શા માટે ન બજાવવું તેવુ કારણ બતાવવા સારૂ નોટીસ આપવી અને આવી નોટીસજ આપવામાં આવી હોય પછી ચાલેલુ સઘળુ કામ રદ થશે. ઇ. લો. રી. ૬ કલકત્તા ૩૦૩ તેમજ વેચાણનું જાહેરનામુ પ્રસિદ્ધ જગ્યાએ ચોઢવુ જોઇએ અને તેમ ન કરવામાં આવ્યુ હોય તો ગેરસીરસ્તે કામ ચાલ્યુ એમ ગણાશે. એ બાબતમાં ઇ. લો. રી. ૬ કલકત્તા પાનું ૪૯૬ કાલીધર ચોધરી વી. રામકુંવર ગુપ્તનો ફેસલો જુઓ.

હુકમનામાના ધારણ કરનારે વેચાણ મીલકત લેવી હોય તો કોરટની પરવાનગી લેવી જોઇએ તે બાબતમાં ઇ. લો. રી. ૫ કલકત્તા ૩૦૮મે પાને રોહીની વલભ વી. બ્રોજોનાથ સરકારનો ફેસલો જુઓ).

હુકમનામાના દેણદારની મીલકતના વેચાણમાં હુકમનામાના ધારણ કરનારને માગણી કરવાની છુટ આપવામાં આવે તો જેણે મીલકત ખરીદ કરવામાં અત્યંત પ્રમાણિકપણુ રાખવુ જોઇએ અને જો તે જાતે અગર તેના આડતીઆઓ બીજા લોકોને મીલકતની માગણી કરતાં ખોટી સમજ પાડી અટકાવે તો વેચાણ રદ કરવાને સારૂ તે પુરતુ કારણ છે આખર પ્રતિવાદીની મીલકતો વહીવટ કરનાર અને હુકમનામાને ધારણ કરનાર એ બે અવિભક્ત કુટુંબના હતા અને હુકમનામાની બજાવણીમાં તે પ્રતિવાદીની મીલકત વેચાવાની હતી તેમાં એમ ઠરાવવામાં આવ્યુ કે હુકમનામાના ધારણ કરનારને મીલકત ખરીદ કરવાની પરવાનગી આપવી જોઇતી નોહોતી કેમકે જે ખરીદ તે કરશે તેનો લાભ સગીર પ્રતિવાદીની મીલકતનો વહીવટ કરનાર જે કુટુંબનો હતો તે કુટુંબને મળશે અને પ્રીનસીપાલની મીલકત તેના એજન્ટ ખરીદ કરી તેવુ થશે. ઇ. લો. રી. ૭ કલકત્તા ૩૪૯.

હુકમનામાના દેણદારે હુકમનામાની બજાવણીમાં કરેલું વેચાણ રદ કરવાને અરજી સને ૧૮૭૭ના ૧૦મા આકટની કલમ ૩૧૧ મુજબ આપી હુકમનામું બજાવનારી કોરટે તે હરકતો નામંજુર કરી વેચાણ મંજુર કર્યું તે ઉપરથી હુકમનામાના દેણદારે ફરી તપાસની અરજી આપી આ અરજી મંજુર કરવાના કારણ ન લખતાં ગેરસીરસ્તે સબારડીનેટ જડજે આગલા હુકમથી વેચાણ મંજુર કરવામાં આવ્યુ હતું તે રદ કર્યા વગર વેચાણ રદ કરવાનો હુકમ કર્યો તે ઉપરથી લીલામમાં વેચાણ રાખનારે ડીસ્ત્રીકટ જડજે અપીલ કરી આ અપીલ ફેસલાની ફરી તજવીજ ઉપર જે હુકમ થયો હતો તે ઉપર છે એમ ગણી ડીસ્ત્રીકટ જડજે અપીલ દાખલ કરી અને સબારડીનેટ જડજનો હુકમ રદ કર્યો એમાં એમ ઠરાવવામાં આવ્યુ કે આવી અપીલ સાંભળવાની ડીસ્ત્રીકટ જડજને સત્તા નહોતી કેમકે ફરી તપાસમાં જે હુકમ કરવામાં આવ્યો હોય તે ઉપર આ અપીલ નહોતી પણ તે વેચાણ રદ કરવાના હુકમ ઉપર હતી અને આવી જાતના હુકમઉપર અપીલ થઈ શકતી નથી હુકમનામાની ફરી તપાસની અરજી મંજુર કરતાં અવલ તે અરજી મંજુર કરવાનો હુકમ અને તેનો હક્ક વીતે દફતરે નોધવાં જોઇએ. ઇ. લો. રી. ૩ અલાબાદ ૩૧૯

સને ૧૮૭૭ના ૧૦મા કાયદાની કલમ ૩૧૧ મુજબ વેચાણ રદ કરાવવાની અરજી થવા ઉપરથી એમ જાણવામાં આવ્યું કે વેચાણની ઝાહેર ખબર કાઢવામાં ભારે ગેર શીરસ્તે કામ ચાલ્યુ છે પણ તેવી રીતે કામ ચાલવાથી ખરેખરૂં નુકશાન થયુછે એમ બતાવી આપવા સારૂ સાક્ષીઓ બોલાવવામાં આવ્યા નહી તો પોતાના સાક્ષીઓને નોટીસો કાઢવાને માટે અરજદારે અરજ.કરી હતી ત્યાર પછી સતરે દીવશે તે કામ સારૂ જોઇતી ફી તેણે રજુ કરી આવી નોટીશો કાઢતાં આફીસમાં ૭ દીવસની ઢીલ થઈ અને સુણાવણીનો જે દીવસ ઠરાવેલો હતો તેથી ફકત ત્રણ દીવશ અગાઉ નોટીસો નીકળી અરજદારે એમ જણાવ્યું કે આવી ઢીલ થયાથી પોતાના સાક્ષીઓ હાજર કરવાની તેને પુરતી તક મળી નહોતી એમ ઠર્યું કે વેચાણના ઝાહેરનામાં કાઢવામાં ગેર શીરસ્તે કામ ચાલ્યુંહોય તે ઉપરથી ખરેખર નુકશાન થયું છે એમ કોરટ અનુમાન કરી શકતી નથી પણ જ્યારે ગેર શીરશ્તે કામ ચાલ્યુ હોય તે અને ખરેખરૂં નુકશાન થયું હોય તે બે વાત સાબીત થાય ત્યારે ગેર શીરસ્તેથી કામ ચાલવાથી નુકશાન થયુ છે એમ કોરટ વાજબી રીતે અનુમાન કરી શકે.

અને વળી એમ ઠર્યું કે અરજદારે પોતેજ ઢીલ કરી તો પછી કચેરીમાં ઢીલ થઈ તે પોતાના સાક્ષીઓ રજુ કરી શકયો નથી એમ તેનાથી બોલી શકાય નહીં ઇ. લો. રી. ૭ કલકત્તા ૭૩૦.

હુકમનામાની બજાવણીમાં જમીનનો ઉપભોગ હક્ક વેચાયો તેમાં તેનું મેહેસુલ કેટલું આવવું પડતું હતું તે લીલામના ઝાહેરનામામાં કેહેવામાં ન આવ્યું હોય તો તે કારણથી સને ૧૮૭૭ના ૧૦મા આકટની ૩૧૧ મી કલમ ગેરશીરસ્તે કામ.ચાલ્યું એમ કહેવાય નહી પણ જો મેહેસુલનો આંકડો હોય તેના કરતાં વધારે દર્શાવ્યો હોય તો તે કારણથી ગેર શીરસ્તે

કામ ચાલ્યું એમ કહેવાય કેમકે તેથી ખરીદદારો ઓછી કીમતે માગણી કરે ઇત્યાદિ. ૫. લૉ. રી. ૭ કલકત્તા. ૭૨૩.

હરકત નામંજુર કર્યાનું અને મંજુર કર્યાનું પરિણામ.

૩૧૨. ગઈ છેલી કલમમાં કહ્યાપ્રમાણે અરજ કરવામાં ન આવે અથવા તેવી અરજ થયાં છતાં હરકત ના મંજુર કરવામાં આવે તો ફરિયાદના પક્ષકાર તથા ખરીદદાર પુરતું વેચાણ કાયમ કરવાનો હુકમ કોરટે કરવો.

જો તેવી અરજ કરવામાં આવે અને હરકત મંજુર થાય તો વેચાણ રદ કરવાનો હુકમ કોરટે કરવો.

આ કલમપ્રમાણે જે પક્ષકારની વિરૂદ્ધ હુકમ કર્યો હોય તે પક્ષકારથી, સદરહુ ગેરશિરસ્તપણાના સબબથી, તે હુકમ રદ કરાવવાની ફરિયાદ થશે નહીં.

ટીકા—૩૧૨. વેચાણ મંજુર કરવાનો અગર તે રદ કરવાનો આ કલમ પ્રમાણે હુકમ કરવામાં આવ્યો હોય તો તે ઉપર અપીલ થઈ શકે છે. ૫૮૮ માં કલમ જુઓ.

હુકમનામાના દેણદારનો વેચવા જોગ હકસંબંધ નથી એ કારણથી લીલામ રદ કરવાની અરજ.

૩૧૩. જે શખ્સની કહેને મિલકત વેચવા કાઢી હતી તેનો તેમાં વેચાય એવો કંઈ હકસંબંધ નહોતો, એ સબબથી વેચાણ રદ કરવાસારૂ, તેવા કોઈ વેચાણ[illegible]ખતનો ખરીદદાર કોરટને અરજ કરવાને મુખત્યાર છે, અને કોરટ પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને મુખત્યાર છે. પરંતુ વેચાણ રદ કરવાના હુકમ વિરૂદ્ધ હુકમનામાના દેણદારને તથા હુકમનામાવાળાને પોતાની વાત જણાવવાની તક મળ્યાવગર તેવો હુકમ કરવો નહીં.

ટીકા—૩૧૩. હુકમનામાના દેણદારને પ્રોસીડીંગની ખબર ન હોય તો આ કલમ પ્રમાણે હુકમ થઈ શકે નહીં. ૧૧ વી. રી. પાનું ૨૯૬

વેચાણ કાયમ કરવાનું.

૩૧૪. હુકમનામાની બજાવણીમાં સ્થાવર મિલકતનું વેચાણ કોરટ કાયમ કરે ત્યાંસુધી તે પાકું થશે નહીં.

જો વેચાણ રદ થાય તો ખરીદદારને કીમત પાછી આપવી.

૩૧૫. કલમ ૩૧૨ અથવા ૩૧૩ પ્રમાણે સ્થાવર મિલકતનું વેચાણ રદ થાય ત્યારે,

અથવા વેચવા કહેલી મિલકતમાં હુકમનામાના દેણદારનો વેચાય એવો હક સંબંધ નહોતો અને તેથી કરીને ખરીદદાર પાસેથી તે મિલકત લેઈ લેવામાં આવી એમ માલમ પડે ત્યારે,

જે કોઈ શખ્સને ખરીદીના રકમ આપી હોય તેની પાસેથી (વ્યાજ સુધાં અથવા વગર વ્યાજે જેમ કોરટ ફરમાવે તેમ) પોતાની ખરીદીની રકમ પાછી લેવાને ખરીદદાર હકદાર થશે.

તે ખરીદીની રકમ તથા કોરટ (જો કંઇ) વ્યાજ અપાવે તે રકમ

વસુલ કરવાની તે, પૈસાબાબતનું હુકમનામું બજાવવાને આ કાયદામાં જે નિયમ ઠરાવ્યા છે તે પ્રમાણે, તે શખ્સના ઉપર બજાવણી કરીને વસુલ થઈ શકે.

**ટીકા**—૩૧૫. સને ૧૮૫૯ ના આઠમા આક્ટ પ્રમાણે હુકમનામાની બજાવણીમાં સ્થાવર મીલકત વેચવામાં આવી અને હુકમનામાના દેણદારનો તે મીલકતમાં કાંઈ વેચી શકાય એવો હકસંબંધ નહોતો કારણથી લીલામમાંથી ખરીદ રાખનાર પાસેથી તે મીલકત લઈ લેવામાં આવી તેથી ખરીદદારે સને ૧૮૭૭ ના ૧૦ મા આક્ટની કલમ ૩૧૫ મુજબ હુકમનામું બજાવનારી કોરટને પૈસા પાછા મળવા સારૂ અરજ કરી તેમાં એમ ઠરયું કે આવી અરજી કોરટ સાંભળી શકેછે. ઈ. લો. રી. ૨ અલાબાદ ૨૯૯

ત્યાર પછીની બીજા કામમાં એવું ઠરાવ્યું કે ૩૧૫ મી કલમ આક્ટ અમલમાં આવતાં પેહેલી બાબતને લાગુ પાડી શકાય નહી. ઇ. લો. રી. ૨. અલાબાદ ૭૮૦.

૩૧૬. ઉપર કહ્યા પ્રમાણે સ્થાવર મિલકતનું વેચાણ પાકું થયા-પછી, વેચેલી મિલકત તથા વેચાણ વખતે જે શખ્સ ખરીદદાર ઠર્યો હોય તેનું નામ લખીને કોરટે સરટિફીકેટ આપવું. તે સરટિફીકેટમાં વેચાણ કાયમ કરયાની તારીખ નાખવી; અને ફરિયાદના પક્ષકારના તથા તેઓની મારફત કે તેઓના આધારથી દાવો રાખનારા શખ્સોના સંબંધ પુરતો વેચેલી મિલકતઉપર, ખરીદદારને તે સરટિફીકેટની તારીખથી હક્ક પ્રાપ્ત થશે તેની અગાઉ થનાર નથી: પરંતુ જે હુકમનામાઉપરથી વેચાણ થયું તે હુકમનામું સદરહુ તારિખે કાયમ હોવું જોઇયે.

સ્થાવર મિલકતના ખરીદદારને સરટિફીકેટ.

**ટીકા**—૩૧૬. આ કલમમાં કહેલાં કૃત્ય થયાં એટલે સોંપણી પુરી થઈ એમ ગણાશે ત્યાર પછીથી હક્કદાર સામો થાય તો તેથી કલમ ૩૩૫ મુજબ કોરટને વચે પડવાનો હક્ક મળતો નથી.

હુકમનામાના ધારણ કરનારે પોતાના દેણદારની મીલકતમાં જે કાંઈ હક સબંધ હોય તે વેચાવવાનો કોરટનો હુકમ મેળવ્યો. જુને. પાને. તે ખરીદ કરી વેચાણનું સરટીફીકટ લીધું તે સરટીફીકટે હુકમમાં લખાણ સદરહુ હુકમ કરતાં વિશેષ હતું હુકમ ઉપરાંત સરટીફીકેટમાં જે લખાણ હોય તેનો તે લાભ લેઈ શકતો નથી તોપણ જો તે સરટીફીકેટને અન્વયે કબજો મેળવે અને સરટીફીકેટ અને વેચાણના હુકમમાં તફાવત છે તેની પ્રમાણીકપણે જે ખરીદદારને ખબર ન હોય તેવા ખરીદદારને વેચે તો તેને ખરીદદારનો હક્ક સંપૂર્ણ ગણાશે. ૨૨. વી. રી. ૪૦૦.

એક હુકમનામાની બજાવણીમાં ગીરો મુકેલી મીલકત વેચવાનું હુકમનામું જપ્તી કરી વેચાવવામાં આવ્યું એમાં એમ ઠરાવ્યું કે સ્થાવર મીલકતનો હક્ક સંબંધ આથી જે વેચવામાં આવ્યો તે કલમ ૩૧૬ પ્રમાણે હક્ક હતો અને તેથી ખરીદદારને વેચાણનું સરટીફીકટ આપવું જોઇતું હતું ૯. મું હા. રી. ૬૪.

વેચાણના સરટીફીકિટથી મીલકતનો હક્ક સંબંધ દર્શાવનારા લેખ છે, અને આવા હક્ક સંબંધની કીમત રૂ૧૦૦ અગર તે ઉપરાંતની હોય તો તે રજીષ્ટર કરાવવોજ જોઇએ.

ફક્ત લખાણમાં ફક્ત અશુદ્ધ ના હોય અથવા વર્ણનમાં ભુલ હોય તેથી વેચાણનું સરટીફીકિટ રદ જતું નથી પક્ષકારોનો શો ઇરાદો હતો તે જોવો જોઇએ. ૭. વી. રી. ૨૪૫.

સને ૧૮૫૯ ના આઠમા આક્ટની કલમ ૨૫૯ અને સને ૧૮૬૬ ના ૨૦ મા આક્ટની કલમ ૧૭ અને ૪૨ પ્રમાણે વેચાણનું સરટીફીકિટજ રજીષ્ટર થવું જોઇએ તેનું ટીપણ ફક્ત રજીષ્ટર થવું જોઇએ નહી ઇ. લો. રી. ૩ મદ્રાસ. ૪૧.

અરજદારે તા. ૧૭ ફેબરૂઆરી ૧૮૭૬ને રોજ કોરટના લીલામમાં કેટલીક જમીન વેચાણ લીધી તેજ સાલ તા. ૨૦ માર્ચ વેચાણ મંજુર કર્યું તા. ૧૦ મી માર્ચ સને ૧૮૮૦ સુધી ખરીદદારે સરટીફીકેટ મેળવવા અરજ કરી નહી એમાં એમ ઠર્યું કે કલમ ૧૭૮ પ્રમાણે અરજીને મુદતનો બાધ લાગે છે અને જ્યારે વેચાણ મંજુર થયું એટલે તા. ૨૦ મી મારચ સન ૧૮૭૬ને રોજ તેનો સરટીફીકેટ જવાનો હક્ક ઉતપન્ન થયો. ઇ. લો. રી. ૫. મુંબાઈ ૨૦૨.

બેનામી ખરીદદાર વિરૂદ્ધ ફરિયાદનો અટકાવ.

૩૧૭. કોઈ બીજા શખ્સની વતી ખરીદી કરી હતી, અથવા તે બીજો શખ્સ જેની મારફત દાવો રાખતો હોય તેવા કોઈ શખ્સની વતી ખરીદી કરી હતી એ સબબથી, સરટિફીકટમાં જેનું નામ હોય તેવા ખરીદદારઉપર કોઈ ફરિયાદ ચાલશે નહી.

સરટિફીકેટમાં લખેલા ખરીદદારનું નામ દગાથી અથવા ખરા ખરીદદારની સંમતી વગર સરટિફીકેટમાં ઘાલ્યું છે એવું સાપિત કરાવવાની ફરિયાદ કરવાને આ કલમની કોઈ વાતથી પ્રતિબંધ થશે નહી.

**ટીકા**—૩૧૭. જે સ્થાવર મીલકતના ખરીદદારના નામનું સરટીફીકેટ આપવામાં આવ્યું છે તે હુકમનામાના દેણદારનો ફક્ત ટ્રસ્ટી છે અને તેનું પોતાનું હુકમનામું ન બજે અગર બજાવવામાં ઢીલ થાય તેટલા માટે આ ખરીદ ખરીદદારના નામની કરવામાં આવી છે એવું ઠરાવી અપાવવાને સારૂ દાવો કર્યો હોય તેને આ કલમથી બાધ આવતોનથી ઇ. લો. રી. ૧ અલાબાદ. ૨૩૫.

૧૪ વી. રી. ૧૭૯. મસ્મન શ્યામ કેશી. વી. મસ્મતરાજ કીશોરનો ફેંસલો જુઓ બીજામી વેચાણ હિંદુસ્તાનમાં એટલે સાધારણ છે કે તેમના વિરૂદ્ધ ખાસ રીતે કોઈ પણ અનુમાન ઉતપન્ન થઈ શકે નહી. ૧૪ મું. ઇ. અપીલ પાને. ૪૯૬મે મસ્મન બેહેતર કુંવર વિરૂદ્ધ લાલા બહુરલાલનો ફેસલો જુઓ. હુકમનામાની રૂઇએ વેચાયલી મીલકત પ્રમાણીકપણે ખરીદ કરી હોય તેવા ખરીદદાર વેચાણના પૈસા લઈ તે સીલક હુકમનામાના દેણદારને પાછી આપે એવું કાંઈ બંધન નથી. ૧૦ મું. હા. રી. ૩૪૪.

૩૧૮. વેચાએલી મિલકત, હુકમનામાના દેણદારના કબજામાં અથવા તેની વતી બીજા કોઈ શખ્સના કબજામાં અથવા તે મિલકતની જપ્તી થયા પછી હુકમનામાના દેણદારે ઉત્પન્ન કરેલા હક્કથી દાવો રાખનાર કોઈ શખ્સના કબજામાં હોય, અને તે વીષેનું સરટિફીકેટ કલમ ૩૧૬ પ્રમાણે મળ્યું હોય ત્યારે, ખરીદદારની અરજઉપરથી, કોરટે તેનો કબજો અપાવવાનો હુકમ કરવો, તે એવી રીતે કે, ખરીદદારને અથવા ખરીદદારે પોતાની વતી કબજો લેવાને જે કોઈ શખ્સને નીમે તેને તે મિલકતનો કબજો આપવો, અને જરૂર પડે તો જે કોઈ શખ્સ તે મિલકત ખાલી કરવાની ના કહે તેને કાઢી મુકવો.

હુકમનામાના દેણદારના તાબાની સ્થાવર મિલકત સ્વાધીન કરવાનું.

ટીકા—૩૧૮. જે માણસનો દૃશ્ય રીતે વાસ્તવીક હક્કથી કબજો છે તેને ખર્ચે કોરટના વેચાણના હક્કથી કબજો અપાવવાનો હીંદુસ્તાનની કોરટનો રીવાજ નથી. આ રીવાજને ન્યાય યુક્ત છે અને વાસ્તવીક છે. જો દેણદાર દાવો બાંધી પોતાના કબજો રાખવાનો હક્ક બતાવી આપે તો તે હક્કના નવા માલીકને તેના કરતાં વીશેષ હક્ક મળતો નથી તેથી કરીને ખરીદદારને રીત મુજબ દાવો લાવી પોતાનો હક્ક સાબીત કરવો પડે છે. ૧૦ મુ. ઈ. આ. ૪૭૯.

આ કલમ પ્રમાણે કબજો લાવવાનો હક્ક સરટીફીકેટની તારીખથી ઉત્પન્ન છે અને વેચાણ મંજુર થયુ તે તારીખથી થતો નથી એ બાબત ઈ. લા. રી. ૩ મુંબાઈ ૪૩૩.

૩૧૯. વેચેલી મિલકત ભાડુતના અથવા જેને તેનો કબજો રાખવાનો હક્કહોય તેવા બીજા શખ્સના કબજામાં હોય, અને તે વિષેનું સરટિફીકેટ કલમ ૩૧૬ પ્રમાણે મળ્યું હોય, ત્યારે કોરટે તે અપાવવાનો હુકમ કરવો તે એવી રીતે કે, તે મિલકત ઉપર કોઈ પ્રસિદ્ધ ઠેકાણે વેચાણના સરટિફીકેટની નકલ ચોંહોડવી, અને કોઈ સોઇવાર ઠેકાણે દાંડી પીટીને અથવા દસ્તુરપ્રમાણે બીજીરીતે કબજેદારને જાહેર કરવું કે હુકમનામાના દેણદારનો હક્ક સંબંધ ખરીદદારને વેચેલો છે.

ભાડુતના તાબામાં હોય તેવી સ્થાવર મિલકત સ્વાધીન કરવાનું.

૩૨૦. ગવર્નર જનરલ ઇન કૌન્સિલની મંજુરીથી સરકારી ગેઝીટમાં જાહેરખબર આપીને નીચેપ્રમાણે ઠરાવ કરવાને તથા તેવો કોઈ ઠરાવ રદ કરવાને કે તેમાં ફેરફાર કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છેઃ એટલેઃ— કોઈપણ સ્થાનિક હદમાં, કોરટે કંઈ સ્થાવર મિલકત વેચવાનો હુકમ કર્યો હોય તેવાં કામોમાં, હુકમનામાની બજાવણીનું કામ, અથવા કોઈ વિશેષ જાતનાં તેવાં હુકમનામાની બજાવણીનું કામ, અથવા કોઈ વિશેષ જાતની સ્થાવર મિલકત કે સ્થાવર મિલકતમાંનો હક્કસંબંધ વેચવાનું જે હુકમનામામાં ફરમાવ્યું હોય તે હુકમનામાની બજાવણીનું કામ,—કલેકટરને હવાલે કરવું.

અમુક હુકમનામાં કલેક્ટર તરફ બજાવવા મોકલવાના નિયમ કરવાનો અખત્યાર.

હુકમનામાંમો કલવાના, બજાવ વાના, અને પા છાંમોકલવાના નિ મય કરવાનો અ ખત્યાર.

આ કાયદામાં પાછળ ગમે તેમ કહ્યું હોય તો પણ કોરટમાંથી કલેકટરને ત્યાં હુકમનામું મોકલવાબાબત, તથા તે બજાવવામાં કલેકટરની અને તેના તાબાનાં માણસોની કામ ચલાવવાની રીત નિયમસર કરવાબાબત, તથા કલેકટરની પાસેથી કોરટને હુકમનામું પાછું મોકલવા બાબત, વખતે વખતે નિયમો કરવાને પણ સ્થાનિક સરકાર મુખ્ત્યાર છે.

ટીકા—૩૨૦. વહીવટી પારજીત જમીનના ઉપર સાનહક બજાવવામાં એવી જમીનનું અગર તમાંના હક સંબંધનું વેચાણ કરવાનું હુકમનામુ થયુ હોય તો તે સને ૧૮૭૭ના ૧૦મા આકટની કલમ ૩૨૦ મુજબ સ્થાનીક સરકારે જે ધારા કર્યાં છે તેના અર્થ પ્રમાણે પૈસાનું હુકમનામુ ગણવું જોઇએ. ઇ. લો. રી. ૪ અલાબાદ ૧૧.

સદરહુ પ્રમાણે મોકલેલાં હુકમનામાં બજાવવા વિશે કલેકટર નો અખત્યાર.

૩૨૧. સદરહુ પ્રમાણે હુકમનામાની બજાવણીનું કામ કલેકટરને હવાલે કરવામાં આવ્યું હોય ત્યારે,

(અ.) કલમ ૩૦૫ પ્રમાણે કોરટ જે રીતે કામ ચલાવત તેરીતે કામ ચલાવવાને, અથવા

(બ.) વેચવાનો હુકમ થયેલી તમામ મિલકત કે તેનો કાંઈ ભાગ પ્રીમિયમ લેઈ હંમેશને વાસ્તે કે કાંઈ મુદતને વાસ્તે ભાડે આપીને અથવા ધરાણે મુકીને, હુકમનામાની રકમ ઉભી કરવાને, અથવા

(ક.) વેચવાનો હુકમ થયેલી મિલકત અથવા જરૂર હોય તેટલો તેનો ભાગ વેચવાને,

કલેકટર મુખ્ત્યાર છે.

હુકમનામાની બજાવણી સદરહુ પ્રમાણે કલેકટરનેસોંપવામાંઆવે ત્યારે તેણે કેમ કામ ચલાવવું તે.

૩૨૨. સ્થાવર મિલકતને જે કરાર વિરૂદ્ધરીતે લાગુ હોય તે કરારનેલીધે જે હુકમનામામાં તે મિલકત વેચવાનું ફરમાવ્યુંહોય તેવું હુકમનામું નહીં પણ પૈસાબાબતનું હુકમનામું હોય, અને તે પુરૂં કરવામાં કોરટે સ્થાવર મિલકત વેચવાનો હુકમ કર્યો હોય, એવું હુકમનામું બજાવવાનું કામ સદરહુ પ્રમાણે મોકલ્યું હોય ત્યારે, કલેકટરને જરૂર જણાય તેવી ચોકશી કર્યા પછી, હુકમનામાના દેણદારના કામમાં આવે તેવી તમામ સ્થાવર મિલકત વેચ્યાવગર, તેની સઘળી જવાબદારી પતી જશે એમ માનવાનું તેને (કલેકટરને) કારણ હોય તો આ આકટમાં આગળ ઠરાવ્યા પ્રમાણે કામ ચલાવવાને કલેકટર મુખ્ત્યાર છે.

હુકમનામાવાળાઆને અનેમિલકત ઉપર જેમ

૩૨૨. અ. ૩૨૨ મી કલમમાં કહેલે પ્રસંગે કલેકટરે નોટીસ પ્રસિદ્ધ કરવી, અને તેમાં એવું જણાવવું કે,

નો દાવો હોય તે એને નોટીસ આપવી.

(અ) હુકમનામાના દેણદાર ઉપરનાં પૈસાબાબતનાં જે હુકમનામાં તેની સ્થાવર મિલકત વેચીને બજાવી શકાય એવાં હોય, અને તે પ્રમાણે બજાવવાને જે હુકમનામાવાળાની મરજી હોય તેવા પ્રત્યેક હુકમનામાવાળાએ, તથા પૈસા બાબતનાં જે હુકમનામાંની બજાવણીમાં તે મિલકત વેચવાનું કામ ચાલુ હોય તેવા પ્રત્યેક હુકમનામાવાળાએ હુકમનામાની નકલ તથા તે હુકમનામા ઉપરથી વસુલ કરવા જોગ રકમ કેટલી છે તે બતાવનારૂં તે કરનારી અથવા બજાવનારી કોરટનું સર્ટિફીકેટ પોતાની (કલેક્ટરની) રૂબરૂ હાજર કરવું.

(બ) સદરહુ મિલકત ઉપર કંઈ દાવો હોય એવા પ્રત્યેક શખ્સે તે દાવાની હકીકત કલેક્ટરને આપવી, તથા તેના પુરાવામાં કંઈ દસ્તાવેજ હોય તો તે હાજર કરવા.

સદરહુ નોટીસ ડિસ્ટ્રિકટની ભાષામાં કરવી. અને તે પ્રમાણે ચાલવાસારૂ તે પ્રસિદ્ધ થયાની તારિખથી સાઠદિવસની મુદત તે નોટીસમાં આપવી. ૩૦૪ થી કલમ પ્રમાણે જે કોરટે અસલ હુકમ કર્યો હોય તે કોરટના મેકાનમાં, તથા કલેક્ટરને યોગ્ય લાગે તેવી બીજી જગાએ (જો કોઈ હોય તો) ચોઢીને સદરહુ નોટીસ પ્રસિદ્ધ કરવી. એવા કોઈ હુકમનામાવાળાનું અથવા દાવો કરનારનું ઠેકાણું જાણીતું હોય તો સદરહુ નોટીસની નકલ તેને ટપાલ રસ્તે અથવા બીજી રીતે મોકલવી.

૩૨૨ બ. સદરહુ મુદત પુરી થયા પછી, હુકમનામાના દેણદારની અને હુકમનામાવાળા અથવા દાવો કરનારા (હોય તો) ની કાંઈ જાહેર કરવાની ઇચ્છા હોય તે સાંભળી લેવાસારૂ, અને સદરહુ હુકમનામા તથા દાવાનું તથા હુકમનામાના દેણદારની સ્થાવર મિલકતનું સ્વરૂપ અને મર્યાદા બાબત પોતાની માહિતી કરી લેવાસારૂ જરૂર હોય તેવી ચોકશી ચલાવવાને, કલેક્ટરે એક દિવસ નિમવો. અને તે સુનાવણી તથા ચોકશી વખતે વખતે મુલતવી રાખવાને તે મુખત્યાર છે.

પૈસા સંબંધી હુકમનામાની રકમ ઠરાવવી અને તે પતાવવા સારૂ કામમાં આવે એવી સ્થાવર મિલકતનો નિર્ણય કરવો.

કલેક્ટરને જાહેર કરેલા કોઈ હુકમનામા અથવા દાવાસંબંધી હુકમનામાના દેણદારની જવાબદારીના ખરાપણા અથવા મર્યાદા બાબત તકરાર ન હોય તો, અથવા સદરહુ હુકમનામાની કે દાવાની પરસ્પર અગ્રતાબાબત, અથવા સદરહુ હુકમનામું કે દાવો પૂરો કરવામાં એવી કોઈ

મિલકતની જવાબદારીબાબત તકરાર ન હોયતો, કલેકટરે એક યાદી તૈયાર કરવી. તે યાદીમાં-સદરહુ પ્રકારનું હુકમનામું પુરૂં કરવાબાબત વસુલ કરવાની રકમ, કયા અનુક્રમમાં તે હુકમનામાં તથા દાવા પુરા કરવાનાછે તે અને તે કારણસારૂ કામમાં આવે તેથી સ્થાવર મિલકત,-લખવી જોઇએ.

સદરહુ બાબતની કાંઈ તકરાર ઉત્પન્ન થાય તો, તે વિશેની યાદી તથા તે સંબંધી પોતાનો અભિપ્રાય લખીને, કલેકટરે તે તકરાર કલમ૩૦૪ ને આધારે અસલ હુકમ કરનારી કોરટને મોકલવી. અને લખી મોકલ્યુ હોય તેનો જવાબ આવતાંસુધી, તે તકરારના વિષયસંબંધી કામ મુલતવી રાખવું. તકરારનો વિષય પોતાની હકુમત માહેનો હોયતો કોરટે તેનો નિકાલ કરવો, અથવા તકરારનો નિકાલ કરવાસારૂ તે કામ અખત્યારવાળી કોરટમાં મોકલવું, અને આખરનો ઠરાવ થાય તે કલેકટરને જણાવવો. પછી કલેકટરે તે ઠરાવ મુજબ ઉપર કહ્યા પ્રમાણે યાદી તૈયાર કરવી.

ડિસ્ટ્રિકટ કોર્ટ ક્યારે નોટીસ કાઢીને ચોકશી કરે.

૩૨૨ ક. કલમ ૩૨૨ અ. અને ૩૨૨ બ. માં ફરમાવેલી નોટીસ પોતે કહાડવાને બદલે તથા તેમાં ફરમાવેલી ચોકશી પોતે કરવાને બદલે પોતાને ખબર હોય અથવા પોતાની આફીસના કાગળ પત્રોમાંથી દેખાઈ આવે તેટલી હુકમનામાના દેણદારની તથા તેની સ્થાવર મિલકતની સ્થીતિ લખીને એક યાદી તૈયાર કરી તે યાદી ડિસ્ટ્રિકટ કોરટને મોકલવાનો કલેકટરને અધિકાર છે; અને પછી તે કોરટે કલમ ૩૨૨ અ. તથા ૩૨૨ બ. માં ફરમાવેલી નોટીસ કરવી, ચોકશી ચલાવવી, અને યાદી તઇયાર કરવી, અને તે યાદી કલેકટરને મોકલવી.

કલમ ૩૨૨ બ. તથા ૩૨૨ ક. મુજબ ઉત્પન્ન થનારી તકરારમાં કોર્ટે કરેલા ઠરાવનું પરિણામ.

૩૨૨ ડ. કલમ ૩૨૨ બ. તથા ૩૨૨ ક. મુજબ ઉત્પન્ન થનારી કાંઈ તકરારનો કોરટે કરેલો કાંઈ ઠરાવ, તે માહેના પક્ષકારોની વચમાં હુકમનામા પ્રમાણે અમલમાં આવશે અને હુકમનામા પ્રમાણેજ તેની ઉપર અપીલ કરી શકાશે.

પૈસા બાબતનાં હુકમનામાનો ફડચોકરવાની તજવીજ.

૩૨૩. કલમ ૩૨૨ બ. અથવા ૩૨૨ ક. માં ઠરાવ્યા પ્રમાણે, વસુલ કરવાની રકમ અને કામમાં આવવા જોગ મિલકતનો નિર્ણય કર્યા પછી નીચે પ્રમાણે કલેકટરને અખત્યાર છે. (એટલે)—

(૧.) કામમાં આવવા જોગ હોય તેવી તમામ મિલકત વેચ્યાશિવાય સદરહુ રકમ વસુલ થાય એમ નથી એવું જણાય તો તે મિલકત વેચવાને કામે લાગવું; અથવા હુકમનામામાં કાંઈ બ્યાજ અપાવ્યુંહોય તો હુકમનામા પ્રમાણે બ્યાજસુધાં, અને હુકમનામામાં બ્યાજ અપાવ્યું ન હોય તો તે બાબતમાં પોતાને વાજબી જણાય તે દર પ્રમાણે બ્યાજ (જો હોય

તો) સુધાં, સદરહુ રકમ સદરહુ પ્રમાણે વેચાણ કર્યા વગર વસુલ કરી શકાશે એવું જણાય તો.

(૨.) ( ૩૦૪ થી કલમ પ્રમાણે ગમેતે હુકમ થયો હોય તોયપણ ) સદરહુ રકમ અને વ્યાજ હેઠળ લખેલી રીતે ઉભું કરવાનો અખત્યાર છે.—

(અ.) સદરહુ તમામ મિલકત અથવા તેનો કાંઈ ભાગ પ્રીમીયમ લઈ હમેશને વાસ્તે અથવા કંઈ મુદતને વાસ્તે ભાડે આપીને; અથવા

(બ.) તે મિલકત તમામ અથવા તેનો કાંઈ ભાગ ઘરાણે મુકીને; અથવા

(ક.) તે મિલકતમાંથી થોડી વેચીને; અથવા

(ડ.) વેચાણના હુકમની તારિખથી વીસ વરસ કરતાં વધારે ન હોય એટલી મુદત સુધી તે મિલકત તમામ અથવા તેનો કંઈ ભાગ ઇજારે ખંડી આપીને કે પોતે તેનો વહિવટ કરીને અથવા બીજા પાસે તે કરાવીને; અથવા

(ઇ.) સદરહુ પ્રકારોપૈકી એક પ્રકારે થોડી અને બીજા એક અથવા વધારે પ્રકારે થોડી તજવીજ કરીને.

(૩.) તે તમામ મિલકતનો અથવા તેના કાંઈ ભાગનો આકલમ પ્રમાણે વહિવટ કરવાસારૂ તે મિલકતના માલેકના બધા અધિકાર વાપરવાને કલેકટર મુખત્યાર છે.

(૪.) કામમાં આવવા જોગ મિલકત અથવા તેનો કાંઈ ભાગ વધારે કીંમતે વેચાય એવું કરવાસારૂ અથવા ભાડે કે વહિવટમાં આપવાના કામને વધારે યોગ્ય કરવાસારૂ, અથવા તે ઉપરનો બોજો પતાવવામાટે જે વેચાણ કરવાનું તે વેચાણમાંથી તેને બચાવવા સારૂ, કોઈપણ બોજાવાળાનો દાવો જે આપવાનો થયો હોય તેનો ફડચો કરવાને અથવા રકમ દેણી થઈ હોય કે નહોય તોયપણ કોઈ બોજાવાલાના દાવાની તોડજોડ કરવાને કલેકટર મુખત્યાર છે. અને એવા ફડચો અથવા તોડજોડ કરવામાટે નાણાની ત્રેવડ કરવાસારૂ પોતાને બસ લાગે તેટલો તે મિલકતનો ભાગ ઘરેણે મુકવાને, ભાડે આપવાને, અથવા વેચી નાખવાને તે મુખત્યાર છે. આ પારેગ્રાફ પ્રમાણે જે બોજાની તજવીજ કલેકટર યોજશે એવા બોજા ઉપરની લેણી રકમવિશે કાંઈ તકરાર ઉત્પન્ન થાય તો, પોતાના નામથી અથવા હુકમનામાના દેણદારના નામથી હિસાબ લેવાની ફરિયાદ યોગ્ય કોરટમાં કરવાને કલેકટર મુખત્યાર છે; અથવા સદરહુ તકરારનો નિકાલ થવાસારૂ તે દરએક પક્ષકારે નીમેલા એક એક લવાદ, એવા બે લવાદોને, અથવા એવા લવાદો નીમે તે સરપંચને સોંપવાનું કબુલ કરવાને કલેકટર મુખત્યાર છે.

આ કલમના (૨), (૩) અને (૪) પારેગ્રાફ પ્રમાણે કામ ચાલવતી વખતે મુખ્ય નિર્બંધ રાખનારો મુલકી અમલદાર આ આકટને અનુસરીને આ બાબત વખતે વખતે જે કાનુન કરે તે કાનુનપ્રમાણે કલેકટરે ચાલવું જાઈયે.

ભાડાનો વ્યવહાર અથવા વહિવટ પુરો થયા પછી બાકી રકમ કાંઈ (લેણી) રહી હોયતોતેનુંવસુલ.

૩૨૪. ૩૨૩ મી કલમપ્રમાણે ભાડાનો વ્યવહાર અથવા વિહવટ પુરો થયાપછી વસુલ કરવાની રકમ ઉત્પન્ન થઈ ન હોય તો કલેકટરે તે વાત હુકમનામાના દેણદારને અથવા જેનો હક્કસંબંધ હોય તેવા તેના વારસ વકીલને લખી જણાવવી, અને તેમાં એવું પણ જણાવવું કે, આ નોટીસની તારિખથી છ અઠવાડિયાંની અંદર સદરહુ રકમ પુરી થવાને જરૂર હોય તેટલી બાકીની રકમ કલેકટરને નહીં ભરો તો સદરહુ તમામ મિલકત અથવા તે રકમ પુરી થાય તેટલો તે મિલકતનો ભાગ વેચવાનું કામ કલેકટર ચલાવશે; અને સદરહુ છ અઠવાડિયાં પુરાં થઈ ગયા છતાં સદરહુ બાકીની રકમ આપી ન હોય તો તે મિલકત અથવા તેનો ભાગ કલેકટરે સદરહુ પ્રમાણે વેચવો.

કલેકટરે દિવાની કોરટને હિસાબ આપવો.

૩૨૫. આ આ બાબના ઠરાવપ્રમાણે પોતાને આપેલો અખત્યાર ચલાવતાં તથા તેમાં કહેલાં કર્તવ્ય બજાવતાં કલેકટરના હાથમાં આવેલા સઘળા પૈસાનો તથા તેને થયેલા સઘળા ખરચનો હિસાબ તેણે, ૩૦૪ થી કલમપ્રમાણે અસલ હુકમ કરનારી કોરટને વખતે વખતે આપવો, અને બાકી રહેલી રકમ કોરટ હુકમ કરે તેપ્રમાણે વ્યવસ્થા કરવાસારૂ તેણે પોતાની પાસે રાખવી.

આ ખરચમાં, સદરહુ મિલકત અથવા તેના કંઈ ભાગબાબત વખતે વખતે સરકારને જે કરજ અને જવાબદારી દેણી હશે તે, સદરહુ મિલકત અથવા તેના ભાગ બાબત વરિષ્ઠ ધારણ કરનારને જે ગણોત (જો હોય તો) વખતે વખતે દેણું હશે તે, અને (કલેકટર તે પ્રમાણે ફરમાવે તો) તેણે શાહેદોને બોલાવ્યા હશે તેઓનો ખરચ, આ સઘળું આવે છે એમ સમજવું.

બાકીરહેલી રકમની વ્યવસ્થા.

સદરહુ બાકી રહેલી રકમ હેઠળ લખ્યાપ્રમાણે કોરટે કામે લગાડવી:—

પેહેલું, સદરહુ મિલકતની ઉપજમાંથી હુકમનામાના દેણદારના કુટંબનાં જે માણસોને (જો હોય તો) પોતાના ગુજરાનસારૂ કાંઈ મળવાનો હક્ક હોય તેઓમાંહેના દરએકની બાબતમાં કોરટને યોગ્ય લાગે તે રકમ આપીને તેઓના ગુજરાનની તજવીજ કરવામાં; અને

બીજું, કલેકટરે ૩૨૧ મી કલમપ્રમાણે કામ ચલાવ્યું હોય તો, જે અવલ હુકમનામાની બજાવણીમાં સ્થાવર મિલકત વેચવાનો હુકમ કર્યો

હતો, તે હુકમનામું પુરૂં કરવામાં અથવા ૨૯૫ મી કલમપ્રમાણે કોરટ હુકમ કરે તે બીજાં કામમાં; અથવા

ત્રીજું, ૩૨૨ મી કલમપ્રમાણે કલેકટરે કામ ચલાવ્યુંહોય તો સદરહુ મિલકત ઉપરના બોજાનું વ્યાજ કમી કરવામાં અને (હુકમનામાના દેણદારના ગુજારાંનું બીજું પુરતું સાધન નહોય ત્યારે) કોરટને યોગ્ય લાગેતે રકમ આપીને તેના ગુજરાનમાં; અને મૂળ હુકમનામાવાળાના, તથા સદરહુ નોટીસપ્રમાણે જે ચાલ્યા હોય અને જે રકમ વસુલ કરવાનો હુકમ કર્યો હોય તે રકમમાં જેઓના દાવા ગણ્યા હોય એવા બીજા કોઈ હુકમનામાવાળાના દાવા ફાળાપ્રમાણે આપવામાં;

અને સદરહુ હુકમ જે હુકમનામાવાળાઓએ મેળવ્યો હોય તેઓનું પત્યાશિવાય બીજા કોઈ પૈસાબાબતમાં હુકમનામાવાળાને સદરહુ મિલકતમાંથી અથવા સિલક રકમમાંથી કાંઈ પણ મળવાનો હક્ક નથી;

અને કાંઈ બાકી રહી હોય તો તે હુકમનામાના દેણદારને, અથવા સદરહુ પ્રમાણેનો બીજો શખ્સ હોય તો તેને, કોરટ ફરમાવે તેપ્રમાણે આપવી.

૩૨૫. આ બાબના ઠરાવપ્રમાણે કલેકટર કોઈ મિલકત વેચે ત્યારે, તેણે સદરહુ મિલકતના પોતાને યોગ્ય લાગે તેવા એક અથવા વધારે લાટ (ભાગ) કરીને તે જાહેર લિલામ કરીને વેચવી, તથા તેને,— વેચાણ કેવી રીતે કરવાં.

(અ) દરએક લાટ ઓછામાં ઓછી કેટલી કિંમતે વેચવો તેની વાજબી કિંમત ઠરાવવાનો અખત્યાર છે;

(બ) મિલકતની વાજબી કિંમત મેળવવાસારૂ જ્યારે વેચાણ મુલતવી રાખવાની તેને જરૂર જણાય ત્યારે ને મુલતવી રાખવાનાં પોતાનાં કારણ દફતરમાં લખી મુકીને તે વેચાણ યોગ્ય મુદ્દતસુધી મુલતવી રાખવાનો અખત્યાર છે;

(ક) વેચવા કાઢલી મિલકત માંહોમાંહે ખરીદ કરી પોતાને યોગ્ય લાગે તેપ્રમાણે તે જાહેર લિલામથી અથવા આનગી કરારથી ફરીને વેચવાનો અખત્યાર છે.

૩૨૫ અ હુકમનામાના દેણદારની સ્થાવર મિલકતના અથવા તેના કાંઈ પણ ભાગના સંબંધમાં કલમ ૩૨૨ થી ૩૨૫ (બંને કલમો સુધાંત) ઉપરથી કલેકટરને મળેલો અધિકાર તે ચલાવે ત્યાંહાંસુધી અથવા તેમાં કહેલાં કામ તે બજાવે ત્યાંહાસુધી, કલેકટરની લખેલી પરવાનગી શિવાય સદરહુ મિલકત અથવા તેનો કાંઈ ભાગ ઘરાણે મુકવાને અથવા તેની ઉપર બોજો નાખવાને અથવા તે પટે આપવાને અથવા બીજાને આપ- હુકમનામાના દેણદારે અથવા તેના વારસ વકી લ બીજાને આપવાની અને હુકમનામાવાળાઓએ ઈલાજ ચલા

વાની મનાઈ.

વાને હુકમનામાના દેણદારને અથવા તેના હક્ક સંબંધવાળા વારસ વકીલને અધિકાર નથી, તેમજ સદરહુ મિલકત ઉપર અથવા તેના કાંઈ ભાગ ઉપર પૈસા બાબતનાં હુકમનામાની બજાવણીમાં કોઈ દિવાની કોરટે પ્રૉસેસ કાઢવું નહિ.

તેજ મુદતમાં, જે હુકમનામું પુરૂં કરવાની તજવીજ ૩૨૩મી કલમ પ્રમાણે કલેકટરે કરી હોય એવા કોઈ હુકમનામાની બાબતમાં હુકમનામાના દેણદાર ઉપર અથવા તેની મિલકત ઉપર કોઈ પણ દિવાની કોરટે કાંઈ પણ બજાવણીનું પ્રૉસેસ કાઢવું નહિ.

આ કલમના ઠરાવ લાગુ હોય એવાં જે હુકમનામાને (કાયદાની) જે મુદત લાગુ હશે તે મુદત ગણતી વખતે સદરહુ ઠરાવને લીધે જે ઈલાજ થોડી મુદત સુધી હુકમનામાવાળાથી કરી શકાશે નહિ તે ઈલાજના સંબંધમાં ઉપરની મુદત બાદ કરવી.

મિલકત ઘણા ડિસ્ટ્રિક્ટોમાં હોય ત્યારે તે બાબતના ઠરાવ.

૩૨૫ બ. જે મિલકતનુ વેચાણ કરવા વિશે હુકમ થયો હોય તે મિલકત એક કરતાં વધારે ડિસ્ટ્રિકટમાં હોય ત્યારે, કલમ ૩૨૧થી ૩૨૫ (બંને કલમો સુધાંત) માં કલેકટરને આપેલો અધિકાર તથા સોંપેલા કામ, સ્થાનિક સરકાર સામાન્ય નિયમ કરીને અથવા વિશેષ હુકમ કરીને વખતે વખતે ફરમાવે તે પ્રમાણે સદરહુ ડિસ્ટ્રિકટના કલેકટરોપૈકી એક કલેકટરે ચલાવવાં અને બજાવવાં.

પક્ષકાર તથા શાહેદોએ હાજર થવાની તથા દસ્તાવેજ હાજર કરવાની ફરજપાડવાનો કલેકટરનો અધીકાર.

૩૨૫ ક. પક્ષકાર તથા સાહેદોને હાજર થવાની તથા દસ્તાવેજ રજુ કરવાની ફરજ પાડવાનો જે અધિકાર દિવાની કોરટને છે તે કલમ ૩૨૨થી ૩૨૫ (બંને કલમો સુધાંત) માં આપેલો અધિકાર ચલાવતી વખતે કલેકટરને છે.

જમીનનું જાહેર લીલામ બંધ રાખવાનો અખત્યાર કોરટ કલેકટરને ક્યારે આપે.

૩૨૬. જે સ્થાનિક હદમાં કલમ ૩૨૦ પ્રમાણે પ્રસિદ્ધ કરેલો ઠરાવ અમલમાં ન હોય તેવી સ્થાનિક હદમાં જપ્ત કરેલી મિલકત જમીન અથવા જમીનમાંનો કંઈ હિસ્સો હોય, અને કલેકટર કોરટને એવું જણાવે કે–તે જમીન અથવા હિસ્સાનું જાહેર વેચાણ હરકત ભરેલું છે, તથા તે જમીન કે હિસ્સો કોઈ થોડી વખત કોઈને આપવાથી, અથવા વહિવટમાં સોંપ્યાથી યોગ્ય મુદતમાં હુકમનામું પુરૂં થાય તેમ છે, તો તે જમીન અથવા હિસ્સો વેચવાનું કામ ચલાવ્યાને બદલે, કલેકટરે ભલામણ કરી હોય તે રીતે હુકમનામું પુરૂં થાય તેવો બંદોબસ્ત કરવાનો કલેકટરને અખત્યાર આપવાને કોરટ મુખત્યાર છે. આવે પ્રસંગે કલમ ૩૨૦ ના બીજા પારેગ્રાફથી કલમ ૩૨૫ ક (બંને સુધાંત) સુધીના ઠરાવો લાગુ પડી શકે તેટલા લાગુ પડશે.

ટીકા—૩૨૬. જમીન અગર તેના ભાગને લગતો ખાસ કરાર હોય અને તે કરારની રૂએ વેચવાનું હુકમનામુ ફરમાવ્યુ હોય તો સને ૧૮૭૭ના ૧૦મા આક્ટની કલમ ૩૨૬મી લાગુ પડતી નથી અને તેથી આ કલમ પ્રમાણે આવી બાબતમાં વેચાણ અટકાવવાનો અખત્યાર કોરટ કલેકટરને આપી શકતી નથી. ઇ. લો. રી. ૨ અલાબાદ ૮૫૬.

૩૨૭. કોઈ સ્થાનિક હદમાં જમીનના કોઈ જાતના હક્ક સંબંધ એવા અનિશ્ચિત અથવા અનિર્ણિત હોય કે તેમની કિમત ઠરાવવી અશક્ય થાય, એવું સ્થાનિક સરકારની નજરમાં આવે ત્યારે, ગવર્નર જનરલ ઇનકૌન્સિલની મંજુરીથી તેવી સ્થાનિક હદમાં પૈસાબાબતનાં હુકમનામાં બજાવવામાં તેવા હક્ક સંબંધ વેચવાની બાબતમાં શરતો નાખીને વખતે વખતે ખાસ નિયમ કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

પૈસા સંબંધી હુકમનામાં બજાવવામાં જમીનનાવેચાણનાસ્થાનિક નિયમ.

અને, આ કાયદો કોઈ સ્થાનિક હદમાં અમલમાં આવે ત્યારે, ત્યાં હુકમનામાં બજાવવામાં જમીનના વેચાણબાબત કંઈ ખાસ નિયમો અમલમાં હોય તો તે નિયમોને અમલમાં ચાલુ રાખવાને, અથવા ગવર્નર જનરલ ઇન્ કૌન્સિલની મંજુરીથી, વખતે વખતે તેમાં ફેરફાર કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

સદરહુપ્રમાણે કરેલા અથવા ચાલુ રાખેલા બધા નિયમો તથા સદરહુપ્રમાણે તેમાં કરેલા બધા ફેરફારો સ્થાનિક સરકારી ગેઝીટમાં પ્રસિધ કરવા, અને ત્યારથી તે કાયદા જેટલા બળવાન ગણાશે.

## (ઉ.—બજાવણીમાં હરકત થાય તે વિશે.

૩૨૮. મિલકતનો કબજો આપવાબાબતનું હુકમનામું બજાવવામાં, વારંટ બજાવવાનું કામ જે અમલદારને સોંપ્યું હોય તેને કોઈ શખસ અટકાવ અથવા હરકત કરે તો, તે હરકત અથવા અટકાવ કરે ત્યારથી એક મહિનાની અંદર કોઈપણ વખતે હુકમનામાવાળો કોરટને ફરિયાદ કરે.

હુકમનામું બજાવવામાં અટકાવ થાય ત્યારે કેમ કરવું.

તે ફરિયાદની તજવીજ કરવાસારૂ કોરટે એક દિવસ ઠરાવવો. અને જે શખસની સામે ફરિયાદ કરવામાં આવી હોય તેને તેનો જવાબ દેવાસારૂ સમન કરવો.

૩૨૯. તે હરકત અથવા અટકાવ હુકમનામાના દેણદારે અથવા તેની ઉસ્કેરણીથી કોઈ શખસે કર્યો હતો એવી કોરટની ખાત્રી થાય તો, કોરટે ફરિયાદ બાબતની તપાસ કરવી અને પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવો.

હુકમનામાનો દેણદાર અથવા તેની ઉસ્કેરણીથી બીજો કોઈ અટકાવ કરે ત્યારે કમ કરવું.

ટીકા—૩૨૯. એક દાવામાં એક સખસે એવી તકરાર કરી કે હુકમનામાના દેણદારનો બધો હક્ક સંબંધ તેને મળેલો છે અને તેથી કેટલાક

વરસ સુધી તેણે બજાવણી કાઢતાં પ્રતિબંધ કર્યો તેમાં એમ ઠર્યું કે જે સખસે આ પ્રમાણે આગળ પડી દાવામાં વચે પડ્યો હતો તેને પ્રતિવાદી ગણવો જોઇએ, અને તેના ઉપર બજાવણી કાઢવી જોઇએ હુકમનામાના દેણદાર સાથે એવી વર્તણુંક જેને દાવામાં હક સંબંધ ન હોય તેવા સખ્સ દાવામાં પોતાનો હક્ક ઉતપન્ન કરે અને તે હક્કથી હુકમનામાની બજાવણીની સામો આવી તે અટકાવે તો તેમ કરવાથી હુકમનામાના દેણદાર તરીકે તેનું નામ દાવામાં દાખલ થવું જોઇએ તે ૭. વી. રી. ૩૯૮

આવી અરજીને દાવા તરીકે નોંધી અને તે ઉપર નંબર ચડાવીને તજવીજ કરવામાં ન આવી હોય તો અપીલમાં તે પ્રમાણે કરવાનો જડજને હુકમ થવો જોઇએ. મું. હા. રી. ૩૫.

કોરટને યોગ્ય લાગે તેવો હુકમ કરે એવી જે સત્તા ૩૨૯ મી કલમથી આપવામાં આવી છે તેનો અર્થ જે કામમાં તે અખતિયાર વાપરવાનો છે તેની બધી હકીકત ધ્યાનમાં રાખી કરવો જોઇએ. દાવાનો પ્રતિવાદી હુમનામા પ્રતિબંધ વાદીના હક્ક વિશે વાંધો લેઈ શકતો નથી તેથી વાદીને બજાવણીનો લાભ ન મળે એટલા માટે મીલકતમાં જેનું હીત નથી એવા ત્રીજા શખ્સને ગેરવ્યાજબી રીતે ઉશકેરે છે એ વાત શાબીત થાય તો ૩૨૯ મી કલમ પ્રમાણે હુકમ કરવો જોઇએ. હુકમનામાનો લેણદાર અને ત્રીજો શખ્સ જે હુકમનામાની બજાવણીમાં હરકત કરે છે તેની વચમાં પ્રતિવાદીની ઉશકેરણીથી બજાવણીમાં હરકત કરવામાં આવી છે. તે વાતથી તદન નીરાળી અને તેની સાથે સંબંધ નહીં રાખતાં એવા અગત્યના ગુણ દોષ જોઈ નીર્ણય કરવાના સવાલનો ચુકાદો આ કલમ પ્રમાણે કરવા તે કોરટને સત્તા નથી. ૪. લૉ. રી. ૩. મદ્રાસ. ૮૧.

અટકાવ જારી રહે તારે કેમ કરવું.

૩૩૦. હુકમનામાના દેણદારે અથવા તેની ઉસ્કેરણીથી કોઈ શખ્સે કંઈ વાજબી કારણવગર તે હરકત અથવા અટકાવ કર્યો હતો, અને ફરિયાદ કરનારને તે મિલકતનો કબજો મળવામાં હજીએ તે દેણદાર અથવા તે શખ્સ હરકત અથવા અટકાવ કરે છે, એવી કોરટની ખાત્રી થાય તો, હુકમનામાવાળાની અરજ ઉપરથી, તે દેણદારને અથવા તે બીજા શખ્સને ત્રીશ દિવસસુધી કેદમાં રાખવાને તથા મિલકતનો કબજો હુકમનામાવાળાને આપવો એવું ફરમાવવાને કોરટ મુખત્યાર છે. આથી તે હુકમનામાનો દેણદાર અથવા તે બીજો શખ્સ, તેવી હરકત અથવા અટકાવને માટે હિંદુસ્તાનના ફોજદારી કાયદાપ્રમાણે અથવા બીજા કોઈ કાયદાપ્રમાણે જે શિક્ષાને પાત્ર થતો હોય તે શિક્ષા તેને કરવાને કંઈ હરકત નથી.

હુકમનામાના દેણદાર શિવાય

૩૩૧. મારી પોતાની વતી અથવા હુકમનામના દેણદાર શિવાયના બીજા કોઇની વતી તે મિલકત મારા કબજામાં છે, એમ શુદ્ધબુદ્ધિથી દાવો

બીજો કોઈ શુદ્ધબુદ્ધિથી હક રાખનાર અટકાવ કરેત્યારે કેમકરવું.

રાખીને હુકમનામાના દેણદારશિવાય બીજા કોઈ શખ્સે હરકત અથવા અટકાવ કર્યો હોય તો, હુકમનામાવાળાને વાદી ગણીને તથા દાવો રાખનારને પ્રતિવાદી ગણીને તેઓની વચ્ચે ફરિયાદ હોય તેમ તે દાવાઉપર નંબર પાડીને તે નોંધવો;

અને બાબ ૫ ના ઠરાવપ્રમાણે હુકમનામાવાળાએ દાવો રાખનાર ઉપર તે મિલકતની જેણે ફરિયાદ માંડી હોય તે રીતે તથા તેવા અખ્ત્યારથી કોરટે તે દાવાની તજવીજ કરવી, અને હુકમનામું બજાવવાનો અથવા બજાવણી મુલતવી રાખવાનો પોતાને યોગ્યલાગે તેવો હુકમ કરવો. પરંતુ આથી હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે અથવા તે હરકત કે અટકાવને વાસ્તે શિક્ષા કરવાના બીજા કોઈ કાયદા પ્રમાણે દાવો રાખનાર ઉપર કંઈ કામ ચલાવાય તેમ હોય તો તેવું કામ ચલાવવાને હરકત નથી.

આવો પ્રત્યેક હુકમ હુકમનામાંપ્રમાણે ગણાશે. અને અપીલ અથવા બીજા કામસારૂ હુકમનામાને જે શરતો લાગુ છે તેજ શરતો તેને લાગુ થશે.

જે શખ્સની પાસેથી કબજો કાઢી લીધો હોય તે શખ્સ હુકમનામાવાળાને કબજો મળવાના હકમાં વાંધો લે ત્યારે કેમ કરવું.

૩૩૨. હુકમનામું બજાવવામાં હુકમનામાના દેણદાર શિવાય બીજા કોઈ શખ્સના કબજામાંથી કંઈ મિલકત લેઈ લેવામાં આવી હોય, અને તે શખ્સ એવી તકરાર લે કે,–મારી વતી અથવા હુકમનામાના દેણદાર શિવાય બીજા શખ્સની વતી તે મિલકત શુદ્ધબુદ્ધિથી મારા કબજામાં હતી, અને તે મિલકત હુકમનામામાં આવેલી નથી, અથવા, જો હુકમનામામાં તે આવી હોય તો, હુકમનામું થયું તે ફરિયાદમાં હું પક્ષકાર નહોતો, માટે મારી પાસેથી તે મિલકતનો કબજો લેવાનો હુકમનામાવાળાને હુકમનામાપ્રમાણે હક્ક નથી,–તો કોરટને અરજ કરવાને તે મુખત્યાર છે.

અરજ કરવાનું સંભવતું કારણ છે એમ અરજદારને તપાસ્યાપછી કોરટને જણાય તો, કોરટે તકરારના વિષયની તજવીજ ચલાવવી; અને આ કલમના પેહેલા પારેગ્રાફમાં કહેલું કારણ ખરૂં છે એવું કોરટને જણાય તો અરજદારને મિલકતનો કબજો મળવાવિશે કોરટે હુકમ કરવો, અને સદરહુપ્રમાણે કોરટને ન જણાય તો કોરટે અરજી કાહાડી નાખવી.

આ કલમપ્રમાણે અરજોની સુનાવણી કરવામાં, તકરારનાં ઉપર બતાવેલાં કારણો શિવાય બીજી બાબતઉપર કોરટે કાંઈ લક્ષ આપવું નહી.

આ કલમપ્રમાણે જે પક્ષકાર વિરૂદ્ધ હુકમ થાય તે પક્ષકાર મિલકતનો તુર્ત કબજો લેવાના જે હક્કનો તે દાવો રાખતો હોય તે હક્ક ઠરાવવાની ફરિયાદ માંડવાને મુખત્યાર છે; પણ જો કોઈ તેવી ફરિયાદ કરી હોય તો તે ફરિયાદમાં જે નિકાલ થાય તેને અનુસરીને તે હુકમ આખરનો ગણાશે.

ટીકા—૩૩૨. આ કલમ પ્રમાણે જે દાવા કરવામાં આવ્યા હોય તે દરેક બાબત રેગ્યુલર દાવા ગણવા જોઇએ. (૨૨ વી. રી. ૧૨૩) પણ પોગ ફરીઆદ અરજી અને પોગ સ્ટાંપ વગર રેગ્યુલર દાવા તરીકે તેમની તજવીજ થઈ શકે નહી. (૨૨ વી. રી. ૧૦૩).

આ કલમ પ્રમાણેના દાવામાં અરજદારે પોતાની વાત સાબીત કરવી જોઇએ અને તે કામ શરૂ કરવાનો હક્ક તેનો છે.

જે મીલકતના ભાગ ઉપરથી અરજદારનો કબજો ખસેડવામાં આવ્યો છે તેના કરતાં વધારે મીલકત ઉપર અરજદાર પોતાના હક્ક સાબીત કરી શકે તોપણ આ કલમનો લાભ લેઇને આખી મીલકત કબજે લેઈ શકતો નથી પણ આ કલમ પ્રમાણે કામ ચલાવવાથી બાકીનો ભાગ કબજે લેવા સારૂ પાકો દાવો લાવવાના હક્કને બાધ આવતો નથી. મીતાક્ષરા પ્રમાણે અવિભક્ત કુટુંબના કોઈ સખ્સ ઉપર હુકમનામુ થયુ હોય અને તેની બજાવણીમાં કુટુંબની મીલકતમાં તેવા સખ્સોનો હક્ક હીસ્સો વેચવામાં આવ્યો હોય તો ખરીદદારને જમીનનો અમુક ભાગ કબજે મેળવવાનો હક્ક પ્રાપ્ત થતો નથી. (૨૨ વી. રી. ૨૧૪).

સને ૧૮૭૭ ના ૧૦ મા આક્ટની કલમ ૩૩૨ મુજબ જે સખ્સ હક્ક ધરાવતો હોય તેણે પોતાનો હક્ક સાબીત કરવાની જરૂર નથી, ફક્ત પોતાનો કબજો સાબીત કરવો જોઇએ. ઈ. લો. રી. ૨ અલાહાબાદ ૯૪.

જે હરકત લેનાર એમ નથી કહેતો કે અમુક મીલકતનો કબજો હું મારા હક્કથી અગર પ્રતિવાદી શીવાય બીજા કોઇથી પ્રાપ્ત કરેલા હક્કથી ધરાઉછુ પણ પ્રતિવાદીની પાસેથી પ્રમાણીકપણે હક્ક મેં મેળવ્યો છે તો તેની અરજી સાંભળી શકાય નહી.

મારો પોતાનો કબજો છે એમ વાદી કહેછે અને પોતાનો હક્ક કાયમ કરવા સારૂ તેણે અરજી કરી તેમાં એમ ઠર્યું કે વાદીનો કબજો લેઈ લેવામાં આવ્યો ન હોતો માટે તેને દાવો કરવાનું કારણ નથી અને તેથી તેની અરજી કરવાનો હક્ક નથી અને આ કલમના ઠરાવ પ્રમાણે તેની અરજીની સુણાવણી કરી ચુકાદો કરવાને કોરટને અધીકાર પણ નથી ૧૨ વી.રી.૨૩૨

જે હુકમનામામાં પોતે પક્ષકાર નથી તેવા હુકમનામાના બલથી કોઈ સખ્સની જમીનનો કબજો છોડાવવામાં આવ્યો હોય અને કોરટને અરજ કરે તો તેની અરજીની તજવીજ થવી જોઇએ અને જો તેનો હક્ક સાબીત કરી આપે તો તેનો લાભમાં હુકમનામુ પણ થવું જોઇએ.(૧૧ વી.રી.૧૪૫).

ફરિયાદ માંડ્યા પછી હુકમનામાના દેણદારે મિલકત બીજાને નામે ચઢાવી હોય તો.

૩૩૩. જે ફરિયાદઉપરથી હુકમનામું થયું હોય, તે ફરિયાદ માંડ્યા પછી હુકમનામાના દેણદારે કોઈ શખ્સને નામે તે મિલકત ચઢાવી આપી હોય, તો તેવા શખ્સને કલમ ૩૩૧ અથવા ૩૩૨ માં કહેલી કંઈ વાત લાગુ નથી.

ખરીદદારસ્થાવર મિલકતનો ક

૩૩૪. હુકમનામું બજાવવામાં વેચાએલી કોઈ સ્થાવર મિલકતના ખરીદદારને તે મિલકતનો કબજો લેતાં, હુકમનામાનો દેણદાર અથવા તેની

વતી કોઈ શખ્સ હરકત કે અટકાવ કરે ત્યારે, હુકમનામાવાળાને જે મિલકત હુકમનામામાં અપાવવાનો ઠરાવ કર્યો હોય તે મિલકતનો કબજો લેતાં હુકમનામાવાળાને હરકત અથવા અટકાવ થાય તેબાબત આ બાબમાં જે નિયમો ઠરાવ્યા છે-તે લાગુ પડશે.

કબજો લેતાં હરકત અથવા અટકાવ થાય તે વિષે.

૩૩૫.* સદરહુ મિલકતનો તુર્ત કબજો લેવાના હક્કબાબત શુદ્ધબુદ્ધિથી દાવો રાખનારો હુકમનામાના દેણદાર શિવાયનો બીજો કોઈ શખ્સ તે મિલકતના ખરીદદારને હરકત અથવા અટકાવ કરેતો, અથવા તે મિલકતનો કબજો સોંપતાં કોઈ એવા શખ્સનો કબજો લેઈ લીધોહોય તો, ખરીદદારની અથવા જે શખ્સનો કબજો લેઈ લીધો હોય તેની ફરિયાદ ઉપરથી, પ્રસંગપ્રમાણે, હરકત અથવા અટકાવ કર્યાની અથવા કબજો લેઈ લીધાની વાતની ચોકશી કોરટે કરવી તથા તેબાબત પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવો.

હુકમનામાના દેણદાર શિવાય બીજા દાવેદારની હરકત.

જે પક્ષકાની વિરૂદ્ધ તેવો હુકમ કરવામાં આવે તે પક્ષકાર, મિલકતનો તુર્ત કબજો લેવાના જે હક્કનો તે દાવો રાખતો હોય તે હક્ક ઠરાવવાની ફરિયાદ માંડવાને મુખત્યાર છે. પરંતુ જો કોઈ તેવી ફરિયાદ કરી હોય તો તેમાં જે નિકાલ થાય તેને અનુસરીને તે હુકમ આખરનો ગણાશે.

ટીકા—૩૩૫. કોઈ પણ ખરીદદારને મીલકત કબજે લેવામાં હરકત કરે અગર સામો થાય તો તે તારીખથી ૩૦ દીવસની અંદર તેને ફરીઆદ કરવી જોઈએ જો કોરટ હુકમ ફરમાવે તો જે સખસના વિરૂદ્ધ હુકમ કરવામાં આવ્યો હોય તે સખસે હુકમની તારીખથી એક વરસ સુધીમાં દાવો કરવો જોઈએ પણ જ્યારે હુકમનામાની બજાવણીમાં વેચાણ કરી કોઈ સખસનો કબજો દુર કરવામાં આવ્યો હોય તો અને કંઈ હુકમ કરવામાં આવ્યો ન હોય તો સાધારણ રીતે જે મુદત ગણાતી હોય તેટલી મુદતની અંદર તે દાવો લાવી શકેછે. (૭ વી. રી. ૨૫૬).

## આઈ.—પકડવા વિષે તથા કેદ કરવા વિષે.

૩૩૬. હુકમનામું બજાવવામાં હુકમનામાના દેણદારને કોઈપણદિવસે અને કોઈપણ વેળાએ પકડી શકાય. પકડ્યા પછી બને તેટલો જલદી કોરટની રૂબરૂ તેને આણવો. અને કેદ કરવાનો હુકમ કરનારી કોરટ જે ડિસ્ત્રિકટમાં હોય તે ડિસ્ત્રિકટની તુરંગમાં તેને કેદ કરી શકાય; અથવા તે જેલમાં જોઈએ તેવી સગવડ ન મળે તો, તે ડિસ્ત્રિકટની કોરટો જે શખ્સને કેદ કરવાનો હુકમ કરે તેમને કેદમાં રાખવા સારૂ સ્થાનિક સરકાર જે કોઈ બીજી જગા નીમે ત્યાં કેદ કરી શકાય.

હુકમનામાના દેણદારને કેદમાં રાખવાનું ઠેકાણું.

પરંતુ એવું ઠરાવવામાં આવ્યુ છે કે,

(અ) આ કલમ પ્રમાણે પકડવા સારૂ સુર્યાસ્તપછી અને સુર્યોદય

પેહેલાં કોઇ રેહેવાના ઘરમાં પેસવું નહિ, અને રેહેવાના ઘરનો બાહારનો દરવાજો ફોડીને અંદર જવું નહિ. પણ પકડવાનો અખત્યાર મળેલો અમલદાર કોઈ રેહેવાના ઘરમાં યોગ્ય રીતે દાખલ થયો હોય તો પછી જે ઓરડામાં હુકમનામાનો દેણદાર મળશે એવું માનવાનું તેને કારણ હોય તે ઓરડાનાં બારણાનું બંધન કાઢીને તે ઉઘાડવાને તે મુખત્યાર છે. પણ તે ઓરડામાં હુકમનામાનો દેણદાર નહિ હોય તેવી કોઈ સ્ત્રી ખરેખર રહેલી હોય અને દેશ રિવાજ પ્રમાણે લોકોમાં બાહાર નદેખાતી હોય તો તે અમલદારે તેને ખબર આપવી કે તમને ત્યાંથી જવાની છુટ છે. અને તે સ્ત્રીને જવાને યોગ્ય વખત આપ્યા પછી તથા જતા રેહેવાને યોગ્ય સુગમતા આપ્યા પછી, પકડવાસારૂ તે ઓરડામાં જવાને તે મુખત્યાર છે.

વિશેષ ઠરાવ. (બ) જે હુકમનામું બજાવવામાં હુકમનામાના દેણદારને પકડ્યો હોય તે હુકમનામું પૈસા બાબતનું હોય, અને હુકમનામાનો દેણદાર પોતાને પકડનાર અમલદારને પકડવાનું ખરચ તથા હુકમનામાની રકમ આપે, તો તે અમલદારે તેને એકદમ છોડી મુકવો.

સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને નીચે પ્રમાણે ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે. એટલે:—

પૈસા બાબતનું હુકમનામું બજાવવામાં આ કલમ પ્રમાણે હુકમનામાના દેણદારને પકડીને કોરટની રૂબરૂ આણ્યો હોય, ત્યારે કોરટે તેને ખબર આપવી કે, ૨૦ મા બાબ પ્રમાણે નાદાર ઠરવાસારૂ અરજ કરવાને તને અખત્યાર છે; અને જો તારી અરજીના મંજુર બાબત કપટબુદ્ધિનું કંઈ કૃત્ય તેં નહીં કર્યું હોય, અને કોરટે નીમેલા વસુલદાર (રિસીવર) ના કબજામાં તું તારી બધી મિલકત આપીશ, તો તારો છુટકો થશે.

આવું જાહેરનામું પ્રસિદ્ધ થયા પછી, હુકમનામાનો દેણદાર તે પ્રમાણે અરજ કરવાનો પોતાનો ઇરાદો જણાવે, અને બોલાવશો ત્યારે હું હાજર થઈશ, તથા કલમ ૩૪૪ પ્રમાણે નાદાર ઠરવાને એક મહીનાની અંદર અરજ કરીશ એવી પુરતી જામીનગીરી આપે તો, કોરટે તેને પકડ્યામાંથી છુટો કરવો.

પરંતુ એ રીતે અરજ કરવામાં તે કસુર કરે તો જામીનગીરીની રકમ વસુલ કરવાનું ફરમાવવાને અથવા હુકમનામું બજાવવામાં તેને જેલમાં મોકલવાને કોરટ મુખત્યાર છે.

જામીનની બાબતમાં કલમ ૨૫૩માં ઠરાવ કર્યો છે તે રીતે સદરહુ જામીનગીરીની રકમ વસુલ થઈ શકે.

ટીકા—૩૩૬. અને ૧૮૭૭ના ૧૦ મા આકટની પાંચમી કલમ સ્માલકૉઝ કોરટમાં આણેલા દેવાદારોને પણ લાગુ પડે છે અને હુકમતવાળી કોરટને અરજ કરવાથી એવા શખ્સોને પણ ૨૦મા પ્રકરણનો લાભ મળી શકે ઇ. લૉ. રી. ૨. મદ્રાસ ૯.

પડદાનશીન સ્ત્રીને પકડવા સારૂ જે ઘરમાં તે રહેતી હોય તે ઘરના જનાનામાં પેંચવાનો ખાસ હુકમ વારંટ બજાવનાર અધીકારીને આપવાની જરૂર નથી કલમ ૩૬૮ પ્રમાણે જો તે અધિકારી ઘરમાં પેઠો એટલે જનાનાસુધાં ઘરનો દરેક ઓરડો ઉઘાડવાની તેને મજા છે. ઇ. લૉ. રી. ૭ કલકત્તા. ૧૯.

૩૩૭. હુકમનામાના દેણદારને પકડવાના પ્રત્યેક વારંટમાં તે વારંટ બજાવવાને જે અમલદારને સોંપ્યુ હોય તેને એવું ફરમાવવું કે,—જે રકમ આપવાનો હુકમનામાના દેણદારને હુકમ થયો છે તે રકમ, તથા તેનું વ્યાજ ને ખરચ (હોયતો) આપવાને તે જવાબદાર હોય તે રકમ જલદી ભરવામાં ન આવે તો, બધી અનુકુળ પડતી ઉતાવળથી તેને કોરટની રૂબરૂ આણવો. પકડવાના વારંટમાં હુકમનામાના દેણદારને હાજર કરવાનું ફરમાવવું.

૩૩૮. હુકમનામાના દેણદારની પદવી, જાત, તથા તેના દેશ રીવાજ પ્રમાણે ખોરાકીને સારૂ આપવાની માસિક રકમના ચઢતા ઉતરતા દર વખતે વખતે ઠરાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે. ખોરાકીનો દર.

૩૩૯. હુકમનામાના દેણદારને પકડે ત્યારથી તેને કોરટની રૂબરૂ આણી શકાય ત્યાંસુધીની તેની ખોરાકી સારૂ ઉપર પ્રમાણે ઠરેલા દર લક્ષમાં રાખીને, જરૂરને જે રકમ બસ લાગે તે રકમ હુકમનામાવાળો કોરટમાં ભરે નહિ તો અને ભરે નહિ ત્યાંસુધી હુકમનામાની બજાવણીમાં કોઈ હુકમનામાના દેણદારને પકડવો નહિ. હુકમનામાના દેણદારની ખોરાકીના પૈસા.

હુકમનામું બજાવવામાં હુકમનામાના દેણદારને તુરંગમાં મોકલવામાં આવે ત્યારે, સદરહુ દરપ્રમાણે જેટલી માસિક રકમ મળવાને તે યોગ્ય હોય તેટલી માસિક રકમ તેની ખોરાકીસારૂ કોરટે ઠરાવવી; અથવા તેવા દર ઠરાવવામાં ન આવ્યા હોય તો, જે વર્ગમાં તે હોય તે વર્ગને વાસ્તે કોરટને બસ લાગે તેટલી રકમ ઠરાવવી.

જે પક્ષકારની દરખાસ્ત ઉપરથી હુકમનામું બજાવવામાં આવ્યું હોય તેણે, દરેક મહિનાની પહેલી તારીખ પહેલાં કોરટે ઠરાવેલી માસિક રકમ માસિક ભરણું કરીને અગાઉથી આપવી.

પહેલું ભરણું, ચાલુ માસના જેટલા દિવસ બાકી રહ્યા હોય તેટલા દિવસને માટે, હુકમનામાના દેણદારને તુરંગમાં મોકલ્યા પહેલાં કોરટના યોગ્ય અમલદારને કરવું. અને ત્યાર પછીનાં કોઈ ભરણાં (જો હોય તો) જે અમલદારને સ્વાધીન તુરંગ હોય તેને કરવાં.

**ટીકા**—૩૩૯. ખોરાકીના પૈસા અગાઉથી આપવા જોઈએ અને તે પ્રમાણે ન આપવામાં આવેતો હુકમનામાના દેણદાર છુટકારાને માટે અરજ કરે અને તે પ્રમાણે તેનો તરત છુટો કરવો જાઈએ.

એક શખ્સને ૪થી અગષ્ટને રોજ પકડ્યો અને તે દહાડે સાંજરે કેદમાં મોકલ્યો કેદમાં મોકલતાં પેહેલાં હુકમનામાવાળાએ ૩૦ દીવસની ખોરાકી બસ નથી કેમકે ૩૦ દીવસ ઉપરાંત કેટલાક કલાક બાકી હતા ૫ અગષ્ટને રોજ તેને છોડવાની અરજ કરવામાં આવી. છઠ્ઠી અગષ્ટે લેણદારે એક દીવસના પૈસા ભર્યા એમાં ઠરાવ્યું કે આ ખોરાકી મુદતની અંદર ભરવામાં આવી નથી તેથી કેદીને છુટો મુકવો જોઈએ કાયદાનું અર્થ ગ્રહણ શબ્દે શબ્દ પ્રમાણે જે બરોબર કરવું જોઈએ અને બીજી બાબતની કોરટ તજવીજ કરશે નહી. ૫. બં. હૈ. રી. આપેન્ડીક્ષ. ૭૯.

દેશી સ્ત્રીઓ દેશના રીવાજ પ્રમાણે ઝાહેર રીતે બાહાર ફરતી નથી તો પણ તેમને દીવાની કોરટની પ્રોસેસની બજાવણીમાં કેદ કરતાં કંઈ બાધ નથી તોપણ તેમને કેદ પકડ્યાનો હુકમ કરતાં પેહેલાં કોરટે જોવું જોઈએ કે હુકનામું વસુલ કરવા સારૂ બીજું કાંઈ સાધન છે કે નહીં અને પછી પોતાની મરજી પ્રમાણે જે સત્તા વાપરવાનો તેમને અધિકાર છે તે વાપરવી.

ખોરાકીની રકમ ફરિયાદના ખરચમાં ગણવી.

૩૪૦. તુરંગમાં હોય તેવા હુકમનામાના દેણદારની ખોરાકી સારૂ હુકમનામાવાળાએ જે રકમો આપી હોય તે ફરિયાદનું ખરચ ગણાશે.

પરંતુ તે આપેલી કોઈ રકમને વાસ્તે હુકમનામાના દેણદારને તુરંગમાં રખાશે નહિ અથવા પકડાશે નહિ.

હુકમનામાના દેણદારને છોડી મુકવાનું.

૩૪૧. નીચેને પ્રસંગે હુકમનામાના દેણદારને તુરંગમાંથી છોડી મુકવો:—

(અ) તુરંગમાં મોકલવા વિશેના વારંટમાં કહેલી રકમ જે અમલદારને સ્વાધીન તુરંગ હોય તેને ભરે ત્યારે; અથવા

(બ) બીજી રીતે હુકમનામું પૂરેપૂરૂં અદા થાય ત્યારે, અથવા

(ક) જે શખ્સની દરખાસ્તથી તેને કેદ કર્યો હોય તે શખ્સની અરજ ઉપરથી, અથવા

(ડ) આ કાયદામાં પાછળ ફરમાવ્યા પ્રમાણે તે શખ્સ ખોરાકીની રકમ ન ભરે ત્યારે, અથવા

(ઈ) હુકમનામાના દેણદારને, આગળ ઠરાવ્યું છે તે પ્રમાણે, નાદાર ઠરાવવામાં આવે તો, અથવા

(ફ) કલમ ૩૪૨ માં મર્યાદા કરી છે તે પ્રમાણે તેની કેદની મુદત પૂરી થાય ત્યારે.

પરંતુ આ કલમમાં કહેલા બીજા, ત્રીજા ને પાંચમાં પ્રસંગોમાં કોરટના હુકમ વગર હુકમનામાના દેણદારને છોડી મુકવો નહિ.

આ કલમ પ્રમાણે છોડી મુકેલો હુકમનામાનો દેણદાર તે છોડી મુકવા ઉપરથી રણમુક્ત (કરજમાંથી છુટો) થશે નહીં. પરંતુ જે હુકમનામું બજાવવામાં તેને કેદ કર્યો હોય તે હુકમનામા ઉપરથી તેને ફરી પકડી શકાશે નહીં.

ટીકા—૩૪૧. આડમીની સ્ટ્રેન [વહીવટ] ના દાવામાં જે પૈસા પોતાની પાસે છે એવું એ. એ કબુલ કર્યું હતું તે પૈસાની હુમનામા પ્રમાણે વ્યવસ્થા કરવા સારૂ પોતાના વકીલને આપવાની અને હુકમ થયો હતો અએ પૈસા આપવાની ના કહીં અને કોર્ટના હુકમને તાબેન થવાથી અને કેદ કરવામાં આવી છ મહીના કેદમાં રહ્યા પછી ૩૪૧ મી કલમ પ્રમાણે પોતાને છોડી મુકવા બાબત કોરટને અરજ કરી, એની અરજ મંજુર કરવામાં આવી નહીં અપીલમાં એમ ઠર્યું કે હુકમનામાની બજાવણીમાં અને કેદ કરવામાં આવી નહોતી તેથી ૩૪૧ અને ૩૪૨ કલમો લાગુ પડતી નથી. ૪. લૉ. રી. ૪ કલકત્તા. ૬૬૫

૩૪૨. હુકમનામું બજાવવામાં છ માસ કરતાં વધારે મુદત સુધી કોઈ શખ્સને કેદ કરવામાં આવશે નહીં. — કેદમાંરાખવાની મુદત છ માસ કરતાં વધારે નહી થાય.

અથવા પચાસ રૂપીઆ કરતાં વત્તી નહિ એવી રકમ આપવાનું હુકમનામું હોય તો છ અઠવાડીયાં કરતાં વધારે મુદતસુધી કોઈને કેદ કરવામાં આવશે નહિ. — કેદમાં રાખવાની મુદત છ અઠવાડીયાં કરતાં વધારે ક્યારે ન થાય.

ટીકા—૩૪૨. રતનશી કલ્યાણજી અને બીજાઓની અરજી ઉપરથી થયેલો ફેસલો. ૪. લૉ. રી. રૂ. મુંબાઈ. ૧૪૮ મે પાને છે તે જુઓ.

૩૪૩. વારંટ બજાવવાને જે અમલદારને સોંપ્યું હોય તેણે તે ઉપર શેરો કરવો. તેમાં કઈ તારિખે અને કઈ રીતે તે બજાવ્યું તે લખવું; તથા વારંટ પાછું લાવવાનો મોડામાં મોડો દિવસ તેમાં લખ્યો હોય તે વીતી ગયો હોય તો ઢીલ થવાનું કારણ લખવું; અથવા વારંટ ન બજાવ્યું હોય તો તે કેમ બજાવવામાં ન આવ્યું તેનું કારણ લખવું; અને તે શેરા સહિત કોરટમાં વારંટ પાછું મોકલવું. — વારંટ ઉપર શેરો.

મારાથી વારંટ બજાવી શકાય તેમ નથી એવી મતલબનો શેરો તે અમલદારે કર્યો હોય તો, જે અશક્તતા જણાવવામાં આવી હોય તે બાબત કોરટે તેની સોગન ઉપર જબાની લેવી, અને યોગ્ય લાગે તો તે અશક્તતા વિશે સાક્ષીઓને સમન કાઢી જબાની લઈને કોરટે પરિણામ દફતરમાં લખવું.

# બાબ ૨૦ મો.

## હુકમનામાના દેણદાર નાદાર હોય તે વિશે.

નાદાર દેવાદાર ઠરાવવાની અરજ કરવાનો અખત્યાર.

૩૪૪. પૈસા બાબતનું હુકમનામું બજાવવામાં કોઈ હુકમનામાના દેણદારને પકડ્યો અથવા કેદ કર્યો હોય તો, અથવા તેની મિલકત વિરૂદ્ધ એવાં હુકમનામાની બજાવણીમાં જપ્તીનો હુકમ આપ્યો હોય તો, તે પોતાને નાદાર દેવાદાર ઠરાવવાસારૂ લેખી અરજ કરવાને મુખત્યારછે.

કોઈ પણ પૈસા બાબતનાં હુકમનામાવાળો, હુકમનામાના દેણદારને નાદાર દેવાદાર ઠરાવવાસારૂ લેખી અરજ કરવાને મુખત્યારછે.

એવા પ્રકારની દર એક અરજ, જે ડિસ્ટ્રિક્ટ કોરટની હકુમતની સ્થાનિક હદમાં સદરહુ હુકમનામાનો દેણદાર રહેતો હશે અથવા કેદમાં હશે તે ડિસ્ટ્રિકટ કોરટને કરવી જોઈએ.

**ટીકા**—૩૪૪. સને ૧૮૭૭ ના ૧૦ મા આકટની કલમ ૩૪૪ મુજબ જે શખસ અરજ કરતો હોય તેણે પોતાની હકીકત ૩૨૫ મી કલમમાં આવી જાયછે એમ કોરટની ખાત્રી કરી આપવી જોઈએ અને તે શાબીત કરવાનો બોજો અરજદારના ઉપર છે નાદાર ઠરાવવાની અરજી રદ કરવાનો હુકમ થયો હોય તે ઉપર અપીલ નથી કલમ ૫૮૮ ની ૧૭ મી રકમમાં અપીલ કરવાની છુટ આપેલી છે તે હુકમનામાના લેણદારને આપેલી છે સને ૧૮૭૭ના આકટ ૧૦ની કલમ ૫ ને બીજા પરિશિષ્ટના સંબંધમાં વાંચતાં આખુ વીશમું પ્રકરણ સ્માલકાજ કોરટને લાગુ પડે છે તેથી અમદાવાદની સ્માલકાજ કોરટને સદરહુ પ્રકરણ પ્રમાણે નાદાર ઠરાવવાનો અખતિયાર આપવાનો સરકારનો તા. ૩ અપરેલ સન ૧૮૭૮નો ઠરાવ અખતિયાર ઉપરાંતનો રદ છે.

અરજનો મજકુર.

૩૪૫. હુકમનામાના દેણદારે અરજ કરી હોય ત્યારે તેમાં નીચેની બાબતો લખવી.

(અ) તે શખસને પકડ્યો અથવા કેદ કર્યો હોય તે અથવા તેની મિલકતની જપ્તી બાબત હુકમ કર્યો હોય તે વાત, કઈ કોરટના હુકમથી તેને પકડ્યો અથવા કેદ કર્યો તે અથવા કઈ કોરટે જપ્તીનો હુકમ કર્યો તે કોરટ, અને જો તેને પકડ્યો અથવા કેદ કર્યો હોય તો તે કયે ઠેકાણે બંધીમાં છે તે;

(બ) તેની મિલકત કેટલી, તે કઈ જાતનીછે તે, તથા તેની વિગત, તથા પૈસા શિવાયની કોઈ મિલકત હોય તો તેની કીંમત;

(ક) કયે એક અથવા વધારે ઠેકાણે તે મિલકત મળી આવવાની તે;

(૩) કોર્ટની નજરમાં આવે તે પ્રમાણે તેની વ્યવસ્થા કરવા સારૂ તે મિલકત આપવાની તેની મરજી છે તે;

(૪) તેની ઉપર બધા પૈસા સંબંધી દાવા હોય તેની રકમ તથા વિગત; અને

(૫) તે જાણતો હોય અથવા તેનાથી નક્કી કરાય તે પ્રમાણે તેના લેહેણદારોનાં નામ તથા ઠેકાણાં.

પૈસા બાબતના હુકમનામાવાળાએ અરજી કરી હોય તેમાં હુકમનામાની તારીખ, જે કોરટે હુકમનામું કર્યું હોય તે કોરટ, તે ઉપરથી લેણી રહેલી રકમ, તથા જે ઠેકાણે હુકમનામાનો દેણદાર રહે છે અથવા બંધીમાં છે તે ઠેકાણું આ મજકુર લખ્યા જોઇયે.

ટીકા—૩૪૫. અરજદારે આ કલમના ઠરાવ પ્રમાણે બરોબર વર્તવું જોઇએ. નહીતો તેને મુક્ત કરવામાં નહી આવે જેમકે પોતાની તમામ મીલકત કઇ ઠેકાણેથી મળશે તે બરોબર બતાવે નહી તો તેને મુક્ત કરવામાં નહી આવે. ૧૪ વી. રી. ૫૫.

૩૪૬. પાછળ ફરિયાદ અરજી ઉપર સહી કરવાના તથા તેના સાચાપણાના એકરાર કરવાના નિયમો ઠરાવ્યા છે તે પ્રમાણે અરજદારે તે અરજ ઉપર સહી કરવી તથા તેના સાચાપણાના એકરાર કરવા. અરજ ઉપર સહી કરવી તથા સાચાપણાના એકરાર કરવા.

૩૪૭. તે અરજની સુનાવણીને વાસ્તે કોરટે એક દિવસ ઠરાવવો, તથા કઈ જગાએ અને કઈ વખતે તેની સુનાવણી થશે એ વિશેની લખેલી નોટીસ તથા તે અરજની નકલ કોરટમાં ચોંઢાવવી તથા અરજદારને ખરચે હેઠળ લખેલાઓને પોંચાડવી. અરજની નકલ તથા નોટીસ પોંચાડવી.

હુકમનામાનો દેણદાર અરજદાર હોય ત્યારે, જે હુકમનામું બજાવવામાં તેને પકડ્યો અથવા કેદ કર્યો હોય અથવા જપ્તીનો હુકમ થયો હોય તે હુકમનામાવાળાને અથવા તેના પ્લીડરને, અને તે અરજમાં બીજા લેહેણદાર (જો કોઇ) લખ્યા હોય તો તેમને:—

અરજદાર હુકમનામાવાળો હોય ત્યારે, હુકમનામાની દેણદારને અથવા તેના પ્લીડરને.

કોરટને જો વાજબી જણાય તો, પોતાને યોગ્ય લાગે તે સરકારી ગેઝીટમાં અને જાહેર વર્તમાનપત્રોમાં અરજદારને ખરચે તે અરજ છપાવવાને કોરટ મુખત્યાર છે.

અરજદાર હુકમનામાનો દેણદાર હોય, અને આ કલમપ્રમાણે ભરવાના કંઈ પૈસા આપવાને તે અશક્ત છે એમ કોરટની ખાત્રી થાય તો તે પૈસા આપવાનું તેને માફ કરવાને કોરટ મુખત્યાર છે.

બીજા લેહેણદારોને પોંચાડવાનો અખત્યાર.

૩૪૮. અરજદારનો હું લેણદાર છું એમ કોઈ શખ્સ કહેતો હોય, અને તે અરજઉપર મને જાહેર કરવાની રજા આપો એવી અરજ કરતો હોય, તો તે શખ્સને પણ, પોતાને યોગ્ય લાગે તો, તેવી નકલ તથા નોટીસ પોંચડાવવાને કોરટ મુખત્યાર છે.

પેરામાં હોય તે અરજદાર વિશે કોરટના અખત્યાર.

૩૪૯. હુકમનામાના દેણદારને પકડેલો હોય તો, કલમ ૩૫૦ પ્રમાણે સુનાવણી થાય ત્યાંસુધી એકદમ તેને તુરંગમાં મોકલવાનો હુકમ કરવાને અથવા જે અમલદારને વારંટ બજાવવા આપ્યું હોય તેના પેરામાં તેને રાખવાને અથવા ફરમાવશે ત્યારે હાજર થઇશ એવી રીતના પુરતા જામીન તે આપે તો તે લઇને તેને છોડવાને કોરટ મુખત્યાર છે.

સુનાવણી વખત કામ ચલાવવાની રીત.

૩૫૦. ઉપર પ્રમાણે ઠરાવેલા દિવસે અથવા ત્યાર પછી જે દિવસઉપર કોરટે સુનાવણી મુલતવી રાખી હોય તે દિવસે, જે શખ્સોને તે નોટીસ પોંચાડી હોય તેમની અથવાં તેમના પ્લીડરોની સમક્ષ, હુકમનામાના દેણદારની તે વખતની હાલત વિશે તથા તે વખત પછીનાં વસુલ આપવાનાં તેના સાંધનવિશે,કોરટે હુકમનામાના દેણદારની જબાની લેવી: અને સદરહુ હુકમનામાવાળો, અરજમાં લખેલા બીજા લેહેણદારો, તથા લેહેણદારછીએ એમ ફેતેજ કહેનારા બીજા(જો હોય તો) શખ્સો હુકમનામાના દેણદારનો છુટકો થવાની સામે જે કહે તે સાંભળવું. અને પછી પોતાને યોગ્ય લાગેતો હુકમનામાનો દેણદાર નાદાર દેવાદાર ઠરાવાને યોગ્ય નથી એવું બતાવવાનો પુરાવો કરવા સારૂ તે હુકમનામાવાળાને તથા બાકીના લેહેણદારોને કે શખ્સોને મુદત આપવામે કોરટ મુખ્તિયાર છે.

નાદાર ઠરાવવાનું તથા વસુલદાર નીમવાનું.

૩૫૧. જો કોરટની ખાત્રી થાય કેઃ—

(અ) અરજમાં લખેલી હકીકતો વસ્તુતઃ ખરી છે;

(બ) જે હુકમનામાની બજાવણીમાં પોતાને પકડ્યો અથવા કેદ કર્યો હોય, અથવા જપ્તીનો હુકમ કર્યો હોય તે હુકમનામું જે ફરિયાદ ઉપરથી થયુ હોય તે ફરિયાદ માંડી ત્યારથી અથવા ત્યાર પછી કોઈ વખતે હુકમનામાના દેણદારે, પોતાના લેહેણદારોને દગો દેવાના ઇરાદાથી, પોતાની કંઈ મિલકત છુપાવી નથી, અથવા બીજાને નામે ચઢાવી નથી અથવા લંબાવી નથી;

(ક) પોતાનું કરજ પૂરેપૂરૂ અદા કરવાને પોતે શકતીવાન નથી એમ જાણીને, તેણે બેદરકાર થઇને કરજ કાઢ્યું નથી; અથવા પોતાના લેહેણદારોમાંથી કોઇને

અઘટિત રીતે પસંદ કરીને કંઈ રૂપીઆ અથવા મિલકત આપી દીધી નથી;

(૯) અરજીના મજકુર બાબત તેણે કપટ બુદ્ધિનું બીજું કંઈ કૃત્ય કર્યું નથી;

તો, તે નાદાર છે એમ કોરટ ઠરાવે; તથા પોતાને યોગ્ય લાગે તો, તેની મિલકતનો વસુલદાર નીમવાનો હુકમ કરવાને પણ કોરટ મુખ્તિયાર છે; અથવા તે વસુલદાર ન નીમે તો, તે નાદારનો છુટકો કરવાને કોરટ મુખ્તિયાર છે.

જો સદરહુ પ્રમાણે કોરટની ખાત્રી ન થાય તો કોરટે અરજ ના મંજુર કરવાનો હુકમ કરવો.

**ટીકા—૩૫૧.** સને ૧૮૭૭ ના ૧૦ મા આકટની કલમ ૩૫૧ પ્રમાણે નાદાર ઠરાવવાની અરજી રદ કરવાનો હુકમ હોય તોપણ તે ઉપર અપીલ થઈ શકેછે. ઇ. લો. રી. ૨ મદ્રાસ. ૨૧૯.

તેમજ ઇ. લો. રી. ૯ કલકત્તા. ૧૯૮ મેનું બીબક્ષ વિરૂદ્ધ ચસનીનો ફેસલો જુઓ. ઇ. લો. રી. ૪ કલકત્તા. ૮૮૮ જુઓ.

૩૫૨. અરજમાં કહેલા લેહેણદારોએ તથા નાદારના લેહેણદાર છીએ એમ પોતેજ કહેનારા બીજા ( હોય તો ) શખ્સોએ પછી નાદાર ઉપરના પોતપોતાના પૈસા સંબંધી દાવાની વિગતનો તથા રકમનો પુરાવો હાજર કરવો; અને કોણે પોતાને નાદારના લેહેણદાર શાબિત કર્યા છે તથા તેમનું પોતપોતાનું લેહેણું શું છે તેનો કોરટે હુકમ કરીને નીર્ણય કરવો. અને તે શખ્સોનું તથા લેહેણાનું એક પત્રક તૈયાર કરવું; અને કલમ ૩૫૧ પ્રમાણે થએલો ઠરાવ તે દરેક લેહેણદારનું પોતાના લેહેણાનું હુકમનામું હોય તેમ ગણાશે.

લેહેણદારોએ પોતાનાં લેહેણાં શાબિત કરવાં.

પત્રક તૈયાર કરવું.

આવા પ્રત્યેક પત્રકની નકલ કોરટના મકાનમાં ચોઢવી.

કરજ પતાવવાને જે પેઢી નાદાર થઈહોય તે પેઢીના ભાગીદારને, અથવા નાદારી પહેલાં તે મરી ગયો હોય તો તેના કાયદેસર વારસ વકીલોને, પેઢીના લેહેણદારોની સાથે લેહેણું શાબિત કરવાનો હક્ક છે એમ આ કલમની કોઈ વાતથી સમજવું નહીં.

૩૫૩. તે પત્રકમાં જેનું નામ લખ્યું ન હોય તેવો નાદારનો કોઈ લેહેણદાર, કોરટને એવી અરજ કરે કે, નાદાર ઉપરના મારા પૈસા સંબંધી દાવાની વિગત તથા રકમનો પુરાવો આણવાની મને રજા આપો, અને હું નાદારનો લેહેણદાર છું એમ શાબિત કરૂં તો, તે શાબિત થએલા લેહેણાને વાસ્તે લેહેણદાર તરીકે મારૂં નામ પત્રકમાં દાખલ કરવું એવો, હુકમ કરો.

પત્રકમાં લખ્યા ન હોય એવા લેહેણદારોએ કરવાનીઅરજો.

પત્રકમાં કહેલો કોઈ લેહેણદાર કોરટને એવી અરજ કરે કે, મારા પોતાના લેહેણાની રકમ, સ્વરૂપ અથવા વિગતો પત્રકમાં ફેરફાર કરવાનો હુકમ કરો, અથવા બીજા લેહેણદારનું નામ કાઢી નાંખો, અથવા બીજા લેહેણદારના લેહેણાની રકમ, સ્વરૂપ કે વિગતો પુરતો તે પત્રકમાં ફેરફાર કરો.

આ કલમ પ્રમાણે કોઈ અરજ થાય ત્યારે, નાદાર અને બીજા લેહેણદારો ઉપર જે નોટીસો બજાવવી કોરટને યોગ્ય લાગે તે અરજદારને ખરચે બજાવ્યા પછી, તથા તેમની હરકતો જો કંઈ હોય તો સાંભળ્યાપછી, કોરટ તે અરજ માન્ય કરવાને અથવા નામંજુર કરવાને મુખત્યાર છે.

ટીકા—૩૫૩. આ કલમ પ્રમાણે થયેલા હુકમ ઉપર અપીલ થઈ શકે છે. લેણદારને કરવાની અરજીની મુદત સને ૧૮૭૭ના ૧૫મા આકટની રકમ ૧૭૪ પ્રમાણે નેવું દીવસની છે.

વસુલદાર નીમવાના હુકમનું ફળ.

૩૫૪. કલમ ૩૫૧ પ્રમાણે કરેલો પ્રત્યેક હુકમ સ્થાનિક સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ કરવો; અને તે હુકમથી (કલમ ૨૬૬ ના પહેલા વિશેષ ઠરાવમાં બતાવેલાં વાંનાં શિવાયની) નાદારની બધી મિલકતનો હક્ક, વસુલદારને પ્રાપ્ત થશે. પછી અરજીમાં ગમેતો તે મિલકત બતાવી હોય કે નહીં તેની ચીંતા નહી.

વસુલદારે જામીનઆપવા અને માલમતા વસુલ કરવી.

૩૫૫. આ પ્રમાણે નીમાએલા વસુલદારે કોરટ ફરમાવે તેવા જામીન આપવા, અને ઉપર બાતલ કરી છે તે શિવાયની તે બધી મિલકત પોતાના કબજામાં લેવી;

નાદાર દેણદારને છોડી મુકવો.

અને, નાદારે મને કબજો આપ્યો છે અથવા કબજો આપવાસારૂ તેનું ચાલે એટલું તેણે કર્યું છે એમ વસુલદાર કોરટને સર્ટિફીકેટ લખી મોકલે ત્યારે, પોતાને યોગ્ય લાગે તેવી (જો કરવી હોય તો) શરતો કરીને, નાદારને છોડી મુકવાને કોરટ મુખ્ત્યાર છે.

વસુલદારનું કામ.

૩૫૬. કોરટ ફરમાવે તે મુજબ વસુલદારે નીચે લખેલાં કામ કરવાં: એટલે—

(અ) મિલકતના પૈસા કરવા:

(બ) કરજ, દંડ, અને ગુનેગારી બદલ નાદાર પાસે સરકારનું (જો કંઈ) લેહેણું હોય તો તે તેમાંથી આપવું:

(ક) તે હુકમનામાવાળાનું ખરચ આપવું.

(ડ) જે કરજોની નિર્ભયતાને વાસ્તે નાદાર દેણદારની મિલકત ગીરો હોય તેવાં બધાં કરજ અનુક્રમે તેમની અગ્રતાપ્રમાણે વાળવાં:

(ઈ) બાકી રહે તે, પત્રકમાં નામ હોય તે લેહેણદારોમાં તે

બધાને એક સરખા ગણીને તેમનાં પોતપોતાનાં લેહે
ણાંની રકમપ્રમાણે ફાળે પડતું વેંહેચી આપવું:

અને તે વેંહેચી આપેલી બાકીઉપર સેંકડે પાંચ ટકા કરતાં વધારે નહીં એવું કોરટ ઠરાવે તે કમીશન પોતાના કામના મેહેનતાણાતરીકે રાખવાને તે વસુલદાર મુખ્ત્યાર છે. (આ રાખેલી કમિશનની રકમ એ વેંહેચી આપવાની રકમ તરીકે ગણવી) અને પછી જો કંઈ વધે તો તે નાદારને અથવા તેના કાયદેસર વારસવકીલને આપવું.

મેહેનતાણાનો તેનો હક.

વધારો આપી દેવો.

પણ એવું ઠરાવ્યું છે કે, જે સ્થાનિક પ્રદેશમાં, ૩૨૦ મી કલમપ્રમાણે ઠરાવ જાહેર કરેલો હોય ને તે ઠરાવ અમલમાં હોય તેવા સ્થાનિક પ્રદેશમાં, ખેતીવાડીના કામસારૂ ધારણ કરી હોય અથવા ગણોતે આપી હોય, અથવા સરકારને મેહેસુલ ભરતી હોય એવી સ્થાવર મિલકતનાં વેચાણ વસુલદારે કરવાં નહીં; પણ તેણે નાદારની બીજી મિલકત વેચ્યા પછી, કોરટે-(અ) પત્રકમાં લખેલા લેણદારોનાં લેહેણાંનો ફડચો કરવાને મળી ચુકેલી રકમ બાદ કરતાં બાકી રકમ જે જોઇતી હોય તે રકમ, (બ) નાદારની વેચવાની રહેલી સ્થાવર મિલકત, તથા (ક) તેનીઉપર કાંઈ બોજા હોય તો તે,-નક્કી કરવા; અને ઉપર લખેલી તપસીલની યાદી કલેક્ટરને મોકલવી; ત્યારપછી કલમ ૩૨૨ થી ૩૨૫ (એને સુધાંત) ઉપરથી કલેક્ટરને મળેલા અધિકાર પૈકી તેને યોગ્ય લાગે તે અધિકાર ચલાવીને તથા તે કલમનો ઠરાવ લાગુ હશે તેટલેસુધી તેઓને અનુસરીને, તેણે એપ્રમાણે જોઇતી હોય તે રકમ ઉભી કરવા માંડવું; અને આપ્રમાણે અધિકાર ચલાવ્યાથી તેના હાથમાં જે રકમો આવે તે સઘળી રકમો, કોરટનો હુકમ આવે તે પ્રમાણે વ્યવસ્થા થવાસારૂ કલેક્ટરે પોતાની પાસે રાખવી.

૩૫૭. કલમ ૩૫૧ અથવા ૩૫૫ પ્રમાણે જે નાદારને છોડી મુક્યો હશે તેને પત્રકમાં દાખલ કરેલા કોઈ કરજને વાસ્તે પકડવામાં અથવા કેદ કરવામાં આવશે નહીં. પરંતુ, (કલમ ૩૫૮ ના ઠરાવને અનુસરીને) પત્રકમાં લખેલા લેહેણદારોનાં લેહેણાંની એક તૃતિયાંશ સુધાની ભરપાઈ થાય ત્યાંહાંસુધી, અથવા ૩૫૧ મી અથવા ૩૫૫ મી કલમ પ્રમાણે છુટકો કરવા બાબત થયલા હુકમની તારિખથી બારવરસ થઈ જાય ત્યાંહાંસુધી, પેહેલાં અથવા પછીથી મેળવેલી (કલમ ૨૬૬ ના પહેલા વિશેષ ઠરાવમાં બતાવેલા વાંનાં શિવાયની તથા વસુલદારને જે મિલકતનો હક્ક પ્રાપ્ત થયો હોય તે શિવાયની) તેની મિલકત કોરટના હુકમથી જપ્ત કરીને વેચવાને પાત્ર થશે.

છોડીમુકવાનું ફળ.

૩૫૮. પત્રકમાં દાખલ કરેલા કરજની કુલ રકમ બસે રૂપિયા અથવા તે કરતાં ઓછી હોય તો, તે કરજોની બાબતની જાસ્તી જવાબ-

નાદાર જવાબદારીમાંથી મુ-

ક્ત થયો એવા ઠ રાવ કરવો.

દારીમાંથી સદરહુ પ્રમાણે છોડી મુકેલા નાદારને મુક્ત કરવાનો ઠરાવ કરવાને કોરટ મુખ્ત્યાર છે, પણ પત્રકમાં લખેલા કરજના એક તૃતિયાંશ સુધીની ભરપાઈ થઈ હોય, અથવા છુટકો કરવા બાબતના હુકમની તારિખથી બારવરસ થઈ ગયાં હોય એવી કોઈ પણ બાબતમાં સદરહુ નાદાર સદરહુ પ્રમાણે મુકત થયો એવું કોરટે ઠરાવવું જોઇએ.

અરજદાર દ ગાબરેલોહોય ત્યારે કામ ચલાવવાની રીત.

૩૫૯. કલમ ૩૫૦ પ્રમાણે ચાલેલી સુનાવણી વખતે એવું શાબિત થાય કે, અરજદારે— .

(અ) પોતાની અરજમાં પોતાના દેવાવિશે, અથવા પોતાના કબજામાંની, કે પોતાને મળવાને ઉમેદ હોય તેવી, કે પોતાની વતી તરસ્ટી દાખલ બીજાની પાસે હોય તેવી પોતાની મિલકત વિશે, કંઈ છુપાવવાનો કે જાણીજોઇને કંઈ ખોટી બીના લખવાનો ગુનો કર્યોછે; અથવા

(બ) કંઈ મિલકત દગાબાજીથી છુપાવીછે, કે બીજાને નામે ચઢાવી આપી છે, કે લંબાવો છે; અથવા

(ક) અરજીના મજકુર બાબત બીજુ કંઈ કપટ બુદ્ધિનું કૃત્ય કર્યું છે,

તો, તેના, કોઈ લેહેણદારની અરજ ઉપરથી, લખેલો હુકમ કરીને તેને કોરટે કેદની શિક્ષા કરવી, તે શિક્ષા કેદમાં મોકલ્યાની તારિખથી એક વરસ સુધીની કરી શકાય.

અથવા, પોતાને યોગ્ય લાગે તો, કાયદા પ્રમાણે તેના ઉપર કામ ચલાવવાને તેને માજીસ્ટ્રેટને ત્યાં મોકલવાને કોરટ મુખ્ત્યાર છે.

બીજી કોર્ટોને ડિસ્ટ્રિક્ટ કોર્ટના અખ્ત્યાર આપવાનું.

૩૬૦. સરકારી ગેઝીટમાં જાહેર ખબર આપીને કલમ ૩૪૪ થી ૩૫૯ સુધીમાં (બંને સુધાંત) ડિસ્ટ્રિક્ટ કોરટને આપેલા અખ્ત્યાર ડિસ્ટ્રિક્ટ કોરટ શિવાયની બીજી કોઈ કોરટને આપવાને સ્થાનિક સરકાર મુખ્ત્યાર છે; અને સદરહુ પ્રમાણે અધિકાર મળેલી પોતાના ડિસ્ટ્રિક્ટમાં જે કોઈ કોરટ હોય તેને, કલમ ૩૪૪ પ્રમાણે આવેલા મુકદમા મોકલવાને ડિસ્ટ્રિક્ટ જડજ મુખ્ત્યારછે.

બીજી કોર્ટમાં મુકદમા મોકલવાનું.

સદરહુ પ્રમાણે અધિકાર મળેલી કોઈ પણ કોરટ, તેજ કોરટનું હુકમનામું બજાવવામાં પકડેલા માણસે કલમ ૩૪૪ પ્રમાણે કરેલી કોઈ અરજ, લેવાને મુખ્ત્યાર છે.

હુકમનામાના દેણદારની મિલકત અઢીહજાર રૂપીઆ કરતાં વધારે

હોય, અથવા તેની ઉપરના પૈસાસંબંધી દાવા પાંચ હજાર રૂપિયા કરતાં વધારે હોય, અથવા સદરહુ મિલકત અથવા તેનો કંઈ ભાગ બ્રહ્મદેશમાંના બ્રિટિશ સરકારના મુલક બાહાર હોય ત્યારે આબાબના કોઈ પણ ઠરાવ, રંગુન, મુલમીન, અકયાબ અને બસાઈ શેહેરમાંની હકુમતવાળી કોઈ પણ કોરટને લાગુ નથી.

---

# ભાગ २ जो.

### પ્રસંગોપાત ઉત્પન્ન થનારાં કામો વિષે.

---

## બાબ ૨૧ મો.

### પક્ષકારોનાં મરણ, લગ્ન, અને તેમની નાદારીવિષે.

૩૬૧. વાદીના અથવા પ્રતિવાદીના મરણપછી જો ફરીયાદ કરવાનો હક્ક પોંચતો હોય તો, તે મરણથી ફરિયાદ બંધ પડશે નહીં. પક્ષકારના મરણ પછી જો ફરીયાદ કરવાનો હક પોંચતો હોય તો, ફરિયાદ બંધ નહી પડે.

દૃષ્ટાંતો.

(અ) ક હયાત હોય ત્યાંસુધી બને વર્ષાસન આપવું એવો બ ને કની સાથે અ કરાર કરે છે. તે આપવાની જરૂર પાડવાસારૂ અના ઉપર બ ને ક ફરિયાદ કરે છે. હુકમનામાં પહેલાં બ ગુજરી જાયછે. આમાં ક ને ફરિયાદ કરવાનો હક્ક પોંચે છે માટે ફરિયાદ બંધ પડતી નથી.

(બ) સદરહુ દ્રષ્ટાંતમાં, બધા પક્ષકારો હુકમનામા પહેલાં ગુજરી જાય છે. બ ને ક એ બેમાં છેલો મૈયત થયો હોય તેના વારસવકીલને ફરિયાદ કરવાનો હક્ક પોંચે છે, એટલે તે અના વારસવકીલઉપર તેફરિયાદ ચલાવી શકે.

(ક) આબરૂ લીધા (લાઇબલ) બદલ બ ઉપર અ ફરિયાદ કરે છે. અ ગુજરી જાય છે. આમાં ફરિયાદ કરવાનો હક્ક પોંચતો નથી માટે ફરિયાદ બંધ પડે છે.

(ડ) મિતાક્ષરાના નિયમ લાગુ પડે તેવા અવિભક્ત હિંદુ કુંટુંબનો એક અ માણસ કુટુંબની મિલકતની વેંચણ કરવાની ફરિયાદ કરે છે. નાની વયના છોકરા બ ને પોતાનો વારસ મુકીને અ ગુજરી જાય છે. આમાં ફરિ-

याद करवानो हक्क ब ने पोंचे छे अने फरियाद बंध पडती नथी.

टीका—३६१. कोई पण पक्षकारनुं मृत्यु थयुंछे ए वात शाबीत करवी जोइए पुरावाना कायदानी १०७ अने १०८ कलम जुओ हिंदुशास्त्र प्रमाणे परगाम गयेलानी बार वरस सुधी कांई पण खबर न आवे तो तेना मोतनुं अनुंमान करवामां आवे छे. (१४ मु. इ. आ. ४१२) अमल दावो लाववामां पण आ अनुंमान लागु पाडी शकाय छे एम ठरावचामां आव्युं हतुं. (इ. लॉ. री. १ अलाबाद ५३.

घणावादीओ अथवा प्रतिवादीओ पैकी एक मरण पामे अने फरियाद करवानो हक पोंचतो होय त्यारे शी रीते करवुं.

३६२. एक करतां वधारे वादीओ अथवा प्रतिवादीओ होय, अने तेओमांनो कोई मरी जाय, अने एकला बाकी रहेला वादी अथवा वादीओने वास्तेज अथवा एकला बाकी रहेला प्रतिवादी के प्रतिवादीओनी उपरज फरियाद करवानो हक्क पोंचतो होय तो, दफतरमां तेवा मतलबनुं लखाण कोरटे करावबुं, अने बाकी रहेला वादी अथवा वादीओनी अरज उपरथी, अथवा बाकी रहेला प्रतिवादी के प्रतिवादीओनी उपर, ते फरियादनुं काम आगळ चालशे.

टीका—३६२. दावानुं कारण ए शब्दोनो आ कलममां अर्थ दावो लाववानो हक्क एवो छे जो के अमुक जमीनना सहःमालीक अ अने ब ए बे जणाए फुस्लासनी नुकशानीनो दावो बांध्यो होय अने ब मरीजाय तो अ ने दावानुं कारण चाल्यु रहयुं छे.

घणावादीओ पैकी एक मरण पामे अने बाकीनाने तथा मैयतना वारसवकीलने फरियाद करवानो हक पोंचतो होय तो शी रीते करवुं.

३६३. एक करतां वधारे वादीओ होय अने तेमांनो कोई मरी जाय, अने एकला बाकी रहेला वादी अथवा वादीओने वास्तेज फरियाद करवानो हक्क पोंचतो न होय, पण तेने अथवा तेमने तथा मरनार वादीना कायदेसर वारसवकीलने मळीने फरियाद करवानो हक्क पोंचतो होय तोः ते कायदेसर वारसवकीलनी अरजउपरथी, ते मरनार वादीनी जगाए दफतरमां तेनुं नाम दाखल करवाने कोरट मुख्त्यार छे. अने बाकी रहेला वादी अथवा वादीओनी तथा ते कायदेसर वारसवकीलनी अरज-उपरथी फरियादनुं काम आगळ चालशे.

टीका—३६३. आ अरजी वादीना मोतनी तारीखथी ६० दीवसना अंदर करवी जोइए.

सने १८६०ना २७ना आकट प्रमाणे लेहेणुं वसुल करवानुं सरटीफीकट मळ्युं होय ते सख्स मरनारनो कायदेसर वारस वकील (रीप्रेझेन्टेटीव) थतो नथी ए सरटीफीकेटथी तेने फक्त लेहेणुं वसुल करवानोज हक्क मळे छे. मरनारनी स्थावर अगर जंगम मीलकतने बीजाना कबजामां होय ते पाछी मेळववानो दावो बांधवाने तेथी अधीकार प्राप्त थतो नथी. (८ वी. री. १) अने बीन फरजने मरनार हींदुनी वीधवा स्थावर मीलकत संबंधी

દાવા લાવવા કેવી સત્તા છે તે બાબતમાં કાનમાના ઓમ્બર વી. શીવગંગા નાશનીનો કેસ. ૯ મું. ઇ. અપીલ ૫૩૯મે જુઓ.

તેમજ શ્રીપન વી. વીઠોજી (૪ મુ. હા. રી. ૧૭૮)ના કામમાં એમ ઠરાવવામાં આવ્યુ કે સને ૧૮૨૭ના ૮મો રેગ્યુલેશન પ્રમાણે જે સરટીફીકટ આપવામાં આવે છે તેજેને તે મળ્યુ છે તે સખ્સ મરનારનો વારસછે તે બાબતનો પ્રથમ દર્શનીક પુરાવો પણ ગણાય નહીં.

હુકમનામુ થયા પંછી જો વાદી મરીજાય તો તેના વારસોએ પક્ષકારમાં સામેલ થવાની અરજી ૬૦ દીવસની અંદરજ આપવીજ જોઇએ એમ નથી પણ અપીલ કરવાને વાદીને જેટલી મુદ્દત મળે ને તેટલીજ તેમને મળશે.

દીવાની કાઅદાની કલમ ૩૬૩-૩૬૫ અને મુદત કાયદાની ૨કમ ૧૭૧ હુકમનામુ થયા પછી મરી ગયેલા વાદીની બાબતમાં લાગુ પડતી નથી.ઇ. લૉ. રી. ૩ મદ્રાસ ૨૩૬.

સને ૧૮૭૭ના ૧૦મા આકટની કલમ ૩૬૩ અને ૩૬૫ પ્રમાણે મૈયત વાદીના વારસ વકીલ (રાપ્રેઝેન્ટટીવ તરીકે હક્ક દર્શાવી સામેલ થવાની મુદત મુદતના કાયદાની ૨કમ ૧૭૧મા દીવસ ૬૦ની આપેલીછે તે હુકમનામાના દેણદારે જે બજાવણી બાબતનું કામ સાફ કર્યું હોય તેમાં શામીલ થઇને ચાલુ રાખવાની બાબતમાં તેના વારસ વકીલને લાગુ પડતી નથી. (ઇ. લૉ. રી. ૩ મુ. ૨૨૧).

મૈયત વાદીના વારસવકીલે અરજ કરી ન હોય ત્યારે શી રીતે કરવું.

૩૬૪. મૈયત વાદીના કાયદેસર વારસવકીલપણાનો દાવો રાખનાર કોઈ શખ્સ કોરટને કાયદામાં જે મુદત ઠરાવી હોય તે મુદતમાં અરજ ન કરે તો, બાકી રહેલા વાદી અથવા વાદીઓની અરજઉપરથી ફરિયાદનું કામ આગળ ચાલશે;

અને મૈયત વાદીના કાયદેસર વારસવકીલને (જો કોઈ હોય તો) પક્ષકાર કરવામાં આવશે, તથા બાકી રહેલા વાદી અથવા વાદીઓની સાથે સામેલ થઇને તેણે અરજ કરી હોત ત્યારે ફરિયાદનું કામ જે રીતે ચાલ્યું હોત તે રીતે તે ફરિયાદમાં થએલા હુકમનામામાં તેનું પોંચશે તથા તે હુકમનામું તેને લાગુ પડશે.

એકનો એક વાદી અથવા બાકી રહેલો એકનો એક વાદી ગુજર જાય ત્યારે શી રીતે કરવું.

૩૬૫. એકનો એક વાદી હોય તે અથવા બીજા મુઆ પછી બાકી રહેલો એકનો એક વાદી હોય તે ગુજરી જાય ત્યારે, ફરિયાદ કરવાનો હક્ક પોંચતો હોય તો મૈયતના કાયદેસર વારસ વકીલની અરજ ઉપરથી, તે વાદીની જગાએ દફતરમાં તેનું નામ દાખલ કરવાને કોરટ મુખતિયાર છે. અને તે ઉપરથી ફરિયાદનું કામ આગળ ચાલશે.

મૈયત વાદીના વારસવકીલ અરજ ન કરે તો ફરિયાદ બંધ પડે.

૩૬૬. મૈયત વાદીના કાયદેસર વારસ વકીલપણાનો દાવો રાખનાર કોઈ શખ્સ કોરટને તેવી અરજ, કાયદામાં જે મુદત ઠરાવી હોય તે મુદતમાં, નહીં કરે તો, ફરિયાદ બંધ પાડવી એવો હુકમ કરવાને કોરટ મુખ્ત્યાર છે. તથા તે ફરિયાદનો જવાબ કરવામાં પ્રતિવાદીને જે ખરચ

થયું હોય તે, પ્રતિવાદી અરજ કરે તો, મૈયત વાદીની માલમીલકતમાંથી તેણે વસુલ કરી લેવાનો હુકમ કોરટે કરવો.

અથવા, પ્રતિવાદીની અરજ ઉપરથી, કોરટની નજરમાં યોગ્ય જણાય તો, ખરચ અથવા બીજી રીતની કરવી ઘટે તેવી શરતોથી, મૈયત વાદીના કાયદેસર વારસ વકીલને બોલાવવાનો, અથવા તકરારી બાબતોનો આખર નિકાલ કરવા સારૂ ફરિયાદનું કામ ચલાવવાનો, અથવા તે બંનેનો, વાજબી લાગે તેવો બીજો હુકમ કરવાને કોરટ મુખ્તાર છે.

ખુલાસો:—કોઈ શખ્સ પાસે વારસાનું સરટિફિકેટ અથવા લેહેણું વસુલ કરવાનું સરટીફિકેટ હોય તો, તેટલાજ ઉપરથી તે શખ્સ મૈયતનો કાયદેસર વકીલ થતો નથી. પરંતુ તેવું કોઈ સરટીફિકેટ જેની પાસે હોય, તે શખ્સને તે ઉપરથી મૈયતની કંઈ મિલકત મળે, ત્યારે તે મિલકતની બાબતમાં કાયદેસર વારસવકીલ તરીકે તે જવાબદાર ગણાય.

ટીકા—૩૬૬. જે દહાડે અપીલ કરવાની મુદત પુરી થતી હતી તે દહાડે જ વાદી મરી ગયો અને વાદીના મુવા પછી બે દહાડે વાદીના છોકરાએ અપીલ દાખલ કરવાની રજા મળવા સારૂ ડીસ્ત્રીકટ જડજ અરજ કરી પણ તે અરજ મંજુર કરવામાં આવી નહી હાયકોરટને અપીલ કરતાં એમ તે કોરટે જણાવ્યુ કે વાજબી મુદતમાં અરજી કરવામાં આવી હતી પણ આ બાબત કેવળ ડીસ્ત્રીકટ જડજની હકુમતની છે અને તે ઉપર અપીલ થઈ શકતી નથી. (૧૮ વી.રી. ૨૯૩ વાદી કે અપીલેન્ટ હતો તેના મુવા પછી તેની જગ્યાએ પોતાનું નામ દાખલ કરાવવાની અરજી તેના વારસ વકીલે કરી પણ તે મુદત બાહાર છે એમ ગણી અપેલેટ કોરટે રદ કરી અને દાવો કાઢી નાખ્યો તેમાં એમ ઠર્યું કે નીચલી આપેલેટ કોરટના હુકમ ઉપર અપીલ થઈ શકે નહીં. ઈ. લો. રી. ૩ અલાબાદ ૮૪૪.

મૈયત વાદીના વારસવકીલ વિશે તકરાર ઉઠેતો શી રીતે કરવું.

૩૬૭. મૈયત વાદીનો કાયદેસર વારસ વકીલ કોણ એ વિશે કંઈ તકરાર ઉઠે તો, તે વાતનો બીજી ફરિયાદમાં નિર્ણય થાય ત્યાં સુધી ફરિયાદ બંધ રાખવાને, અથવા ચાલુ ફરિયાદનું કામ ચલાવવા સારૂં કોને કાયદેસર વારસ વકીલ તરીકે ગણવો એ વાતનો તે ફરિયાદની સુનાવણી વખતે અથવા તે પહેલાં નિકાલ કરવાને કોરટ મુખ્તિયાર છે.

ઘણા પ્રતિવાદીઓ પૈકી એક મૈયત થાય, અથવા એકનો એક પ્રતિવાદી કે બાકી રહેલો એકનો એક પ્રતિવાદી મૈયત થાય તો શી રીતે કરવું.

૩૬૮. એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય અને તેમાંનો કોઈ હુકમનામા પહેલાં ગુજરી જાય, અને એકલા બાકી રહેલા પ્રતિવાદી અથવા પ્રતિવાદીઓ ઉપરજ ફરિયાદ કરવાનો હક્ક પોંચતો ન હોય તો,

તથા એકનો એક પ્રતિવાદી અથવા બીજા મરતાં બાકી રહેલો એકનો એક પ્રતિવાદી ગુજરી જાય તોએ ફરિયાદ કરવાનો હક્ક પોંચતો હોય તો,

વાદી જે કોઈ શખ્સને મૈયત પ્રતિવાદીનો કાયદેસર વારસવકીલ કહેતો હોય, અને જેને મઇયતને ઠેકાણે પ્રતિવાદી કરવાની તેની મરજી હોય, તેનું નામ, વર્ણન, તથા રહેવાનું ઠેકાણું લખીને કોરટને અરજ કરવાને તે મુખ્તિયાર છે.

તે અરજ ઉપરથી મૈયત પ્રતિવાદીને ઠેકાણે તે વારસ વકીલનું નામ કોરટે દફતરમાં દાખલ કરવું.

અને સમનમાં એક દિવસ લખીને તે દિવસે ફરિયાદનો જવાબ કરવા સારૂ હાજર થવાને તે વારસ વકીલ ઉપર સમન કાઢવો.

અને ત્યાર પછી, તે વારસ વકીલને જાણે અસલથીજ પ્રતિવાદી કર્યો હોય અને ફરિયાદમાં પ્રથમ ચાલી ગયેલા કામમાં જાણે તે પક્ષકાર હોય તે રીતે, તે મુકદમાનું કામ આગળ ચાલશે.

પરંતુ, એ રીતે પ્રતિવાદી કરેલો શખ્સ, મૈયત પ્રતિવાદીનો હું કાયદેસર વારસ વકલ નથી એવી હરકત લેવાને, અથવા તેવા વારસ વકીલ તરીકે પોતાને ઘટતો હોય તેવો જવાબ કરવાને મુખ્તિયાર છે.

સદરહુપ્રકારની અરજ કરવાને કાયદામાં જે મુદત ઠરાવી હોય તે મુદતમાં વાદી તેવી અરજ ન કરે અને તે મુદતમાં અરજ ન કરવાનું પુરતું કારણ હતું એવી કોરટની ખાત્રી ન કરે તો ફરિયાદ બંધ પડશે.

ટીકા—૩૬૮. પ્રતિવાદીની બાબતમાં ૩૬૮ મી કલમમાં જે ઠરાવ છે તેજ રેસ્પોનડન્ટને લાગુ પડેછે અને અપીલ ચાલતાં જો રેસ્પોન્ડન્ટ મરી જાય તો અપેલન્ટે કોશીસ કરી એક અગર વધારે માણસોને રેસ્પોનડન્ટની જગ્યાએ દાખલ કરાવવા ઇત્યાદી. ઇ. લો. રી. ૪ મુંબાઈ ૬૫૪.

૩૬૯. સ્ત્રી વાદી અથવા પ્રતિવાદી હોય તેનું લગ્ન થવાથી ફરિઆદ બંધ પડશે નહીં, પરંતુ લગ્ન થયા છતાંએ ફરિયાદનું કામ ચાલીને ફેસલો થાય; અને સ્ત્રી પ્રતિવાદીઉપર હુકમનામું હોય તો તે ઉપરથી, તે એકલીના ઉપર તે બજી શકે.

સ્ત્રી પક્ષકારના લગ્નથી ફરિયાદ બંધ પડશે નહી.

પોતાની સ્ત્રીએ કરેલા કરજનો કાયદા પ્રમાણે ધણી જવાબદાર થાય એવી તરેહનું કામ હોય તો, કોરટની રજાથી ધણીના ઉપર પણ હુકમનામું બજી શકે, અને સ્ત્રીની તરફનો ફેસલો થાય તો,—તે હુકમનામાના વિષયમાં ધણીને કાયદા પ્રમાણે હક્ક પોંચતો હોય તો કોરટની રજાથી ધણીની દરખાસ્ત ઉપરથી પણ હુકમનામું બજાવવાનો હુકમ થઈ શકે.

ટીકા—૩૬૯. આ બાબતમાં ઇનડીઅન શકશેસન આકટ તથા લગન થયેલી સ્ત્રીઓની મીલકત બાબતનો ( સને ૧૮૭૪નો ૩ ) આકટ જુઓ આ બે આકટ હીંદુબુદ્ધ અને જૈનધર્મ પાળનારાને લાગુ પડતા નથી.

વાદીના દેવાળાને લીધે અથવા દેવું વાળવાની તેની નાદારીને લીધે ફરિયાદને ક્યારે હરકત થાય.

૩૭૦. વાદીના લેહેણુદારના લાભને માટે જે ફરિયાદ, કલમ ૩૫૧ પ્રમાણે નીમેલો તેનો અસાઇની અથવા વસુલદાર ચલાવી શકે તેવી ફરિયાદમાં વાદી દેવાળું કાઢે, અથવા દેવું વાળવામાં નાદાર ઠરે તો, તેથી તે ફરિયાદને હરકત થશે નહીં; પરંતુ તે ફરિયાદ ચલાવવાને તથા કોરટ હુકમ કરે તે મુદતમાં તેના ખરચનો જામીન આપવાને તે અસાઇની અથવા વસુલદાર ના પાડે તો હરકત થશે.

અસાઇની ફરિયાદ ચલાવવામાં અથવા જામીન આપવામાં કસુર કરેત્યારે શું કરવું.

સદરહુ પ્રમાણે હુકમમાં કહી હોય તેટલી મુદતમાં તે અસાઇની અથવા વસુલદાર ફરિયાદ ચલાવવાને તથા જામીન આપવાને કસુર કરે અથવા ના પાડે તો, વાદીએ દેવાળું કાઢ્યું છે અથવા તે નાદાર થયો છે એ સબબથી ફરિયાદ કાઢી નાંખવાની અરજ કરવાને પ્રતિવાદી મુખતિયાર છે; અને કોરટ ફરિયાદ કાઢી નાંખવાને, તથા તેનો જવાબ કરવામાં પ્રતિવાદીને થએલું ખરચ તેને અપાવવાને મુખતિયારછે. તે ખરચ વાદીની માલમિલકત ઉપર લેહેણા તરીકે શાબિત કરવું.

બંધપડવાથી અથવા કાઢી નાખવાથી થવાનું ફળ.

૩૭૧. આ બાબ પ્રમાણે ફરિયાદ બંધ પડે અથવા કાઢી નાંખવામાં આવે તો તેના તેજ દાવાના કારણ ઉપરથી નવી ફરિયાદ ચાલશે નહિ.

બંધ પડ્યાનો અથવા કાઢી નાખ્યાનો હુકમ રદ કરવાની અરજ.

પરંતુ દેવાળીયા અથવા નાદાર અથવા મૈયત વાદીના કાયદેસર વારસ વકીલપણાનો દાવો રાખનાર શખસ બંધ થયાનો અથવા કાઢી નાંખ્યાનો હુકમ રદ કરાવવા સારૂ અરજ કરવાને મુખતિયારછે. અને કોઈ પુરતા કારણનો લીધે તેનાથી ફરિયાદ ચલાવાઇ નહોતી એમ શાબિત થાય તો, ખરચ અને બીજી રીતની પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરીને બંધ પાડ્યાનો અથવા કાઢી નાંખ્યાનો હુકમ કોરટે રદ કરવો.

ટીકા—૩૭૧. સને ૧૮૫૯ના ૮ મા આકટની કલમ ૧૦૨ પ્રમાણે વાદીના વારસ વકીલે દાવો આગળ ચલાવ્યો નહી એ કારણથી તે દાવો સને ૧૮૬૮માં બંધ પડ્યો છે એમ ઠરાવવામાં આવ્યુ તેજ કારણ ઉપરથી સને ૧૮૮૦માં બીજો દાવો બાંધ્યો જેને દીવાની કાયદાની કલમ ૩૭૧ના બાધ આવશે નહી. ઇ. લૉ. રી. ૩ મદ્રાસ ૩૧.

એકજ વાદી મરી ગયો હતો અને વાદીના મૃત્યુની તારીખથી દીવસ ૬૦ની અંદર જો દાવો ચાલુ રાખવાને અરજી કરવામાં ન આવે તો તે દાવો બંધ પડેછે અરજી કરવાનો હક્ક થયો ત્યારથી ત્રણ વરસની મુદતમાં કાયદેસર વારસ વકીલની અરજ ઉપરથી દાવો ફરીથી ચાલુ કરી શકાય

પણ તેણે એમ બતાવી આપવુ જોઇએ કે દાવો આગળ ચલાવતાં પુરતાં કારણોથી તેને અટકાવ થયો હતો. ઇ. લો. રી. ૫ કલકત્તા. ૧૩૯.

ફરિયાદ ચાલતાં હકસંબંધ બીજાને લખી આપવામાં આવેતો શી રીતે કરવું.

૩૭૨. ફરિયાદ ચાલતાં તેમાંનો કંઈ હક્કસંબંધ બીજાને લખી આપવામાં આવ્યો હોય, ઉત્પન્ન કરવામાં આવ્યો હોય કે મળ્યો હોય તેવે પ્રસંગે, તે હક્કસંબંધ જે શખ્સની પાસે આવ્યો હોય તે શખ્સથી અથવા તે શખ્સનાઉપર, કોરટની રજાથી, ફરિયાદ ચાલી શકે. અને તે શખ્સનું નામ જેની પાસેથી તે હક્કસંબંધ ગયો હોય તેની સાથે સામેલ કરીને અથવા તેને બદલે દાખલ કરીને, જેવી જરૂર હોય તે પ્રમાણે કરીને, ફરિયાદ ચલાવવી. કોરટે રજા આપવી તે બધા પક્ષકારોની સંમતીથી આપવી અથવા તેમને લખી નોટીસ પોંચાડીને તથા તેમની કંઈ હરકતો હોય તો તે સાંભળીને આપવી.

ટીકા—૩૭૨. સને ૧૮૭૭ના ૧૦મા આકટની કલમ ૩૭૨માં દાવો ચાલતાં શબ્દોછે તેનો અર્થ જે દાવામાં છેવટનો હુકમ ન થયો હોય એવા છે. ઇ. લો. રી. ૫ કલકત્તા ૭૨૬.

કોઈ દાવામાં હુકમનામુ થયા પછી દાવો આગળ ન ચલાવ્યો તે કારણથી સને ૧૮૭૫ માં દાવો ફાઇલ ઉપરથી દુર કર્યો તેને પાછો ફાઇલ ઉપર લેવરાવવાને કાંઈ પણ ઉપાય કરવામાં આવ્યા નહી સને ૧૮૭૯ વાદી અને પ્રતિવાદી એબે મરણ પામ્યા અને તેજ વરસમાં વાદીના વારસોએ પ્રતિવાદીની મીલકતના વહીવટ કરનાર વિરૂદ્ધ અસલ દાવામાં થયેલુ હુકમનામુ અમલ લાવવા સારૂ દાવો બાંધ્યો સને ૧૮૭૭ના ૧૦મા આકટની કલમ ૧૩ પ્રમાણે અસલ કોરટે દાવો કાઢી નાંખ્યો અપેલેટ કોરટનો એમ મત હતો કે હજી દાવો ચાલુ છે અને તે ફરીથી લાવી શકાય માટે એમ હુકમ કર્યો કે ૩૦૨મી કલમ પ્રમાણે અરજીના રૂપમાં ફરીયાદ અરજી સુધારી આપવાસારૂ વાદીને પાછી આપવી વાદીએ અસલ દાવો પાછો ફેલ ઉપર લઈ ચલાવવો જોઇએ એવી અરજી આપી ત્યારે એમ ઠર્યું કે આ અરજીને ૧૭૮મી કલમ પ્રમાણે મુદતનો બાધ લાગતો નથી. અને આ કલમ લાગે તો એ પણ બાંધવા દેવાની પરવાનગી મળી મુદત ગણવી જોઇએ. ઇ. લો. રી. ૬ કલકત્તા ૬૦.



## બાબ ૨૨ મો.

### ફરિયાદો કાઢી લેવા તથા માંડીવાળવાવિશે.

નવી ફરિયાદ આણવાની પરવાનગીસાથે વાદીને ફરિયાદ કાઢી લેવા દેવાનો અખત્યાર.

૩૭૩. ફરિયાદ કર્યા પછી કોઈપણ વખતે વાદીની અરજઉપરથી કોરટની ખાત્રી થાય કે,–(અ) રીતીસર કરવામાં કંઈ ખામી હોવાને લીધે ફરિયાદ નિષ્ફળ થવી જોઇએ, અથવા (બ) વાદીને ફરિયાદ કાઢી લેવાની અથવા પોતાના દાવાનો કંઈ ભાગ છોડી દેવાની રજા આપીને તે ફરિયાદના વિષયની અથવા તે પ્રમાણે છોડી દીધેલા ભાગસંબંધી નવી ફરિયા-

દ આણવાની છુટ આપવાનાં પુરતાં કારણ છે,-તો ખરચ અથવા બીજી રીતની પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરીને તેવી રજા આપવાને કોર્ટ મુખત્યાર છે.

તેવી રજાશિવાય વાદી ફરિયાદ કાઢી લે અથવા પોતાના દાવાનો કંઈ ભાગ છોડી દે તો કોરટ ઠરાવે તે ખરચનો તે જવાબદાર થશે, અને તેજ બાબતની અથવા તેજ ભાગસંબંધી નવી ફરિયાદ આણવાનો તેને પ્રતિબંધ થશે.

ઘણા વાદીઓ પૈકી એકને બાકીનાઓની સંમતીશિવાય ફરિયાદ કાઢી લેવાની રજા આપવાનો આ કલમની કોઈ વાતથી કોરટને અખત્યાર મળે છે એમ સમજવું નહીં.

ટીકા—૩૭૩. વાદીએ સને ૧૮૫૯ના ૮મા આકટની કલમ ૯૭ મુજબ નવો દાવો લાવવાની પરવાનગી સહીત દાવા પાછો ખેંચી લેવાની રજા માગી તેમાં મુનસફ અરજ મંજુર કરી પણ સરત ચુકથી નવો દાવો લાવવાની પરવાનગી વીશે અરજ ઉપર શેરો લખવાનું રહી ગયું અને પછી મુનસફે આવી પરવાનગીનો હુકમ કર્યો તેમાં એમ ઠર્યું કે આવો હુકમ કરવાને કાંઈ બાધ નથી આવો હુકમ પેહેલા કરેલા હુકમની ફરી તજવીજમાં કરેલો ગણાય ઇત્યાદી. ૨૦ વી. રી. ૪૦૧

રજા વગર અરજી પાછી ખેંચી લીધી હોય તો જેમ સને ૧૮૫૯ ના ૮ આકટની ૯૭મી કલમ પ્રમાણે તેજ બાબતની બીજો દાવો લાવવાને બાધ આવતો હતો તેમ આ કલમ પ્રમાણે પણ બાધ આવે. વાદીએ બતાવી આપવું જોઇએ કે પેહેલાં દાવો ખેંચી લેવાને કોરટની પરવાનગી મેળવી હતી. ૨૦ વી. રી. ૪૧૫.

પેહેલી ફરિયાદથી મુદતના કાયદાને અસર થતી નથી.

૩૭૪. ગઈ છેલી કલમપ્રમાણે રજા મળ્યાથી, કોઈ નવી ફરિયાદ કરવામાં આવે તેમાં જાણે પ્રથમની ફરિયાદ આણીજ નોહોતી તે રીતે મુદતનો કાયદો વાદીને લાગુ પડશે.

ફરિયાદો માંડીવાળવાનું.

૩૭૫. કોઈ પણ કાયદેસર કરારનામું અથવા ખાનગી સમજુત કરીને કોઈ ફરિયાદનો તમામ અથવા થોડો ઘણો તોડ જોડ થાય, અથવા પ્રતિવાદી ફરિયાદના તમામ કે થોડા ઘણા વિષયસંબંધી વાદીનું મન મનાવે, તો તે કરારનામું, સમજુત અથવા મન મનાવવું દફતરમાં દાખલ કરવું, અને ફરિયાદને લાગુ પડે તેટલું તેમાં જે હોય તે પ્રમાણે કોર્ટે હુકમનામું કરવું. અને તે કરારનામામાં સમજુતમાં અથવા મન મનાવવામાં ફરિયાદનો જેટલો વિષય આવી ગયો હશે તેટલા પુરતું તે હુકમનામું આખરનું થશે.

ટીકા—૩૭૫. દાવો ચાલતો હોય અને તેનો ઘરમેળે ચુકાદો થઈ ફેસલો કરવામાં આવ્યો હોય અને તે ખાનગી ચુકાદાના લખાણ પ્રમાણે

હુકમનામુ તૈયાર કરવામાં આવ્યુ હોય તો પક્ષકારોનો હક્ક નકી થઈ ઠરી ચુક્યા એમ ગણાશે અને અસલ દાવાનાં કારણ ઉપરથી દાવો લાવતાં પેહેલાં તે હુકમનામુ રદ કરવુ જોઇએ. આવો ચુકાદો કોરટની બાહાર કરવામાં આવ્યો હોય પણ જો એમ બતાવવામાં આવે કે બંને પક્ષકારોએ ખુશીથી તે ઠરાવ કબુલ કર્યો તોપછી આગળ હક્ક તે ઠેકાણે ખાનગી ચુકાદામાં ઠરેલો હક્કજ ગણાવવામાં આવશે તોર્થવેસ્ટરન પ્રોવીનઅશ ફુલબેન્ચ. ૧૮૬૭.

-----

## બાબ ૨૩ મો.

### કોર્ટમાં ભરણું કરવા વિશે.

૩૭૬. લેહેણું અથવા નુકશાન લેવાની કોઈ ફરિયાદમાં ફરિયાદ ચાલતાં કોઈ પણ વખતે, જે રકમથી દાવો પૂરેપૂરો પતી રહેશે એમ પ્રતિવાદીને લાગતું હોય, તે રકમ કોર્ટમાં અનામત મુકવાને પ્રતિવાદી મુખત્યાર છે.

દાવો પતવા સારૂ પ્રતિવાદીએ રકમ અનામત મુકવાનું.

ટીકા—૩૭૬. લેહેણુ અથવા નુંકશાનીના દાવામાં કોરટમાં રૂપીઆ ભરવાની છુટછે પણ પ્રતિવાદીએ કબજે રાખેલી મીલકત પાછી મેળવવાનો અગર તેની કીમત લેવાનો દાવો હોય તો હાવો દાવો લેહેણાનો અને નુકશાનીનો કેહેવાય નહી કેમકે ખાસ મીલકત પાછી આપવાનું પણ કોરટ હુકમનામુ કરે અને તેથી કોરટમાં રૂપીઆ ભરવામાં આવ્યા હોય તો ખાસ તે મીલકત કબજે લેવાનો જે વાદીનો પોતાની મરજી મુજબ હક્ક છે તે જાય પણ જો વાદી મીલકતં અગર તેની કીમત અને નુકશાન માગતો હોય તો નુકશાન બાબતમા પૈસા તે કોરટમાં ભરી શકેછે. તે આ રૂપૈઆ ભર્યા. એટલે દાવાનું કારણ અને દેવુ અથવા નુકશાનીનો આંકડો ભર્યા હોય તેટલો કબુલ કર્યો એમ ગણાય.

સાધારણ રીતે પૈસા કોરટમાં ન ભર્યા હોય પણ દાવામાં કોઈ ભાગના પૈસા ભર્યા હોય તો તેથી આખો દાવો કબુલ કર્યો ગણાય નહી.

૩૭૭. અનામત મુક્યાની લેખી નોટીસ કોરટની મારફત પ્રતિવાદીએ વાદીને આપવી, અને મુકેલી રકમ (કોરટ બીજી રીતે ન ફરમાવે તો) વાદીને તેની અરજ ઉપરથી આપવી.

અનામત મુક્યાની નોટીસ.

૩૭૮. પ્રતિવાદીએ અનામત મુકેલી કોઈ રકમથી દાવો પૂરેપૂરો પતતો હોય કે કંઈ ઓછું પડતું હોય તોપણ, તે મુક્યાની નોટીસ મળે તે તારીખથી તે મુકેલી રકમ ઉપર વાદીને કંઈ બ્યાજ અપાવવામાં નહી આવે.

નોટીસ મળ્યા પછી અનામત મુકેલી રકમ ઉપર વાદીને બ્યાજ અપાવવું નહી.

૩૭૯. પોતાના દાવાનો માત્ર કંઈ ભાગ પત્યા દાખલ તે રકમ વાદી સ્વીકારે તો બાકીનેં વાસ્તે પોતાની ફરિયાદ ચલાવવાને તે મુખત્યાર

અનામત મુકેલી રકમ વાદી

પોતાના દાવાનો કંઈ ભાગ પતાવત રીતે સ્વીકારે ત્યારે શી રીતે કરવું.

છે. અને પ્રતિવાદીએ મુકેલી રકમથી વાદીનો દાવો પુરેપુરો પત્યો છે, એમ કોરટ ઠરાવ કરે તો, અનામત મુક્યાપછી થએલું ફરિયાદનું ખરચ તથા તે પહેલાંનું વાદીના દાવાની વધારાની રકમથી થએલું જેટલું ખરચ હોય તે વાદીએ આપવું.

જ્યારેવાદી દાવો પુરેપુરો પત્યા તરીકે તે રકમ સ્વીકારે ત્યારે શી રીતે કરવું.

પોતાનો દાવો પૂરે પૂરો પત્યા દાખલ તે રકમ વાદી સ્વીકારે તો તે મતલબનું તેણે કોરટને લખીને આપવું; અને તે લખેલું દાખલ કરીને તે પ્રમાણે કોરટે ફેસલો આપવો; અને દરેક પક્ષકારનું ખરચ કોણે આપવું એ ફરમાવવામાં, તે કજીઆમાં કયો પક્ષકાર વધારે ઠપકો આપવા જેવો છે એ વાત કોરટે વિચારમાં લેવી.

દૃષ્ટાંતો.

(અ) અ ને બ ના રૂ.૧૦૦ દેવા છે રૂપીયાની ઉઘરાણી ન કરતાં તથા ઉઘરાણી કરવાથી જે ઢીલ થશે તેથી પોતાને કંઈ ગેરફાયદો થશે એમ માનવાનુ કારણ ન છતાં તે રકમને વાસ્તે અ ના ઉપર બ ફરિયાદ કરે છે. ફરિયાદ દાખલ થયા પછી અ તે રૂપીયા કોરટમાં ભરે છે. બ તે રકમ પોતાનો દાવો પૂરે પૂરો પત્યા તરીકે સ્વીકારે છે, તોએ કોરટે તેને કંઈ ખરચ અપાવવું ન જોઈએ. કેમ કે તેની તરફનો વાદ વિનાકારણ હતો એમ અનુમાન થાય છે.

(બ) દૃષ્ટાંત (અ) માં કહેલી હકીકતોછતાં અ ના ઉપર બ ફરિયાદ કરે છે. ફરિયાદ દાખલ થયા પછી અ દાવામાં વાંધો લે છે. ત્યાર પછી અ કોરટમાં તે રકમ ભરે છે. બ તે રકમ પોતાનો દાવો પૂરે પૂરો પત્યા તરીકે સ્વીકારે છે. આમાં કોરટે બ નું ખરચ અપાવવું જોઈએ. કેમ કે વાદ ચલાવવો જરૂર હતો એમ અની વર્તણુક બતાવે છે.

(ક) અ ને બ ના રૂ. ૧૦૦ દેવા છે, અને તે રકમ ફરિયાદ થયાશિવાય આપવાને તે ખુશી છે. બ રૂ. ૧૫૦ માગે છે, અને તેટલી રકમની અ ઉપર ફરિયાદ કરે છે. ફરિયાદ દાખલ થયા પછી અ રૂ. ૧૦૦ કોરટમાં ભરે છે, અને બાકીના રૂ. ૫૦ આપવાની તેની જવાબદારી બદલ માત્ર તે વાંધો લે છે. બ તે સો રૂપીયાની રકમ પોતાનો દાવો પૂરે પૂરો પત્યા તરીકે સ્વીકારે છે. કોરટે તેને અનું ખરચ આપવાનો હુકમ કરવો.

# બાબ ૨૪ મો.

## ખરચને વાસ્તે જામીન માગવા વિશે.

ફરિયાદનું કામ ચાલતાં ખરચને સારૂ વાદી પાસેથી જામીન ક્યારે મંગાય.

૩૮૦. એકનો એક વાદી અથવા (એક કરતાં વધારે વાદીઓ હોય ત્યારે) બધા વાદીઓ બ્રિટિશ ઈંડિયાંની બહાર રેહેનારા છે, અને તે વાદી પાસે અથવા તે વાદીઓ પૈકી કોઇની પાસે ફરિયાદની મિલકત શિવાય પુરતી સ્થાવર મિલકત બ્રિટિશ ઈંડિયામાં નથી એમ, કોઈ ફરિયાદ કરતી વખતે અથવા ત્યાર પછી ફરિયાદનું કામ ચાલતાં કોઈ વખતે કોર્ટને જણાય તો, પોતાને મનથી અથવા કોઈ પ્રતિવાદીની અરજ ઉપરથી, કોઈ પ્રતિવાદીનું થએલું તથા હવે પછી થવાનો સંભવ હોય તે બધું ખરચ આપવાના જામીન, હુકમમાં મુદત ઠરાવીને તે ઠરાવેલી મુદતની અંદર આપો, એમ વાદી અથવા વાદીઓને હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

ટીકા—૩૮૦. રેહેવાનું ઠેકાણું. (                    ) એ શબ્દનો અર્થ જે અમુક કાયદામાં તે શબ્દ વાપરવામાં આવ્યો હોય તે કાયદો ઘડવામાં કાયદા કરતાં રેગો સાહિતુ હતો તે ઉપર આધાર રાખેછે સને ૧૮૭૭ના ૧૦ મા આકટની કલમ ૩૮૦માં રેહેવાનું ઠેકાણું જે લખ્યુ છે તેનો અર્થ એવો છે કે જ્યારે દાવો ચુકે ત્યારે વાદીની જરૂર પડે તે હાજર થઈ શકે તેવો સંભવ છે એવી તરેહનું તેમાં રહેઠાણ હોવુ જોઇએ ઇત્યાદી. ઇ. લો. રી. ૪ મુંબાઈ ૩૨૭.

જામીન આપવામાં કસુર થાય તો તેનું ફળ.

૩૮૧. આં પ્રમાણે ઠરાવેલી મુદતમાં તેવા જામીન આપવામાં ન આવે, અને કલમ ૩૭૩ ના ઠરાવ પ્રમાણે વાદી અથવા વાદીઓને ફરિયાદ કાઢી લેવાની રજા આપવામાં ન આવે, તો કોર્ટે તે ફરિયાદ કાઢી નાખવી.

બ્રિટિશ ઈંડિયાની બહાર રેહેવાનું.

૩૮૨. કોઈ શખસ એવે પ્રસંગે બ્રિટિશ ઈંડિયા છોડીને જાય કે તે ઉપરથી, ખરચ આપવાનું તેને કહેવામાં આવે ત્યારે તે મળવાનો નહી, એવો વાજબી સંભવ જણાય: તો તે કલમ ૩૮૦ ના અર્થ પ્રમાણે બ્રિટિશ ઈંડિયાની બહાર રેહેનારો ગણાશે.

---

# બાબ ૨૫ મો.

## કમિશનવિશે.

### અ.—સાક્ષીઓની જબાની લેવાનું કમિશન.

સક્ષીઓની જબાની લેવા સારૂ

૩૮૩. કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં રેહેનારા જે શખસોને કોર્ટમાં હાજર રેહેવાની આ કાયદા પ્રમાણે માફી મળી હોય, અથવા

કોરટ જે પ્રસંગે કમિશન કાઢી શકે તે.

મંદવાડ કે નબળાઇને લીધે જેઓ કોરટમાં હાજર રહી શકે એવા ન હોય, તેમની સવાલનામાથી અથવા બીજી રીતે જબાની લેવા સારૂ કોઇપણ કોરટ કોઇપણ ફરિયાદમાં કમિશન કાઢવાને મુખત્યાર છે.

ટીકા—૩૮૩. જે સાક્ષી કેદમાં હોય સને ૧૮૬૯ ના ૧૫ મા આકટ (કેદીઓની સાક્ષી વીશેનું) લાગુ પડશે જુબાની આપવા સારૂ ચોકી પેરા સાથે કેદીને કોરટમાં આણવો અગર તેની જુબાની કમીશનથી લેવી.

અમુક કમીશન મુદતની અંદર બજીને નહી આવે તેટલાજ કારણથી કોરટે કમીશન કાઢવાની ના પાડવી જોઇએ આ પ્રશ્નનો વિચાર અરજદારે કરવાની છે. ૮ બે. લો. રી. અપેન્ડીસ ૧૯ આ કેસમાં એમ ઠરાવ્યુ કે કોરટે કમીશન કાઢવું ના જોઇએ. કાયદા પ્રમાણે કમીશન કાઢવાનું કોરટની મુખત્યારી ઉપર છે.

કમિશન કાઢવાનો હુકમ.

૩૮૪. પોતાની મેળે, કે ફરિયાદનો કોઈ પક્ષકાર, અથવા જેની શાહેદી લેવી હોય તે સાક્ષી સોગનનાંમાને આધારે અથવા બીજી રીતે અરજ કરે ત્યારે તવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

કોરટની હકુમતમાં સાક્ષી રહેતો હોય ત્યારે.

૩૮૫. કમિશન કાઢનારી કોરટની હકુમતની સ્થાનિક હદમાં રહેનારા કોઈ શખસની જબાની લેવાનું કમિશન, તે બજાવવાને કોરટને જે કોઈ શખસ યોગ્ય લાગે તેના ઉપર, મોકલી શકાય.

કયા શખસોની જબાની માટે કમિશન નિકળે તે.

૩૮૬. કોઈપણ કોરટ કોઇપણ ફરિયાદીમાં નીચેના શખસોની જબાની લેવાનું કમિશન કાઢી શકેઃ—

(અ) પોતાની હકુમતની સ્થાનિક હદની બહાર રહેનારા કોઈ શખસની,

(બ) જે તારિખે તેમની જબાની કોરટમાં લેવાની હોય તે પહેલાં તે હદ છોડી જવાના હોય તે શખસોની; અને

(ક) સરકારના જે લશ્કરી ને મુલકી અમલદારો જડજના અભિપ્રાય પ્રમાણે સરકારી કામમાં ખલેલ પોંચ્યાશિવાય હાજર થઈ શકે નહીં તેમની.

હૈ કોરટ અથવા રંગુનની રિકાર્ડર કોરટ શિવાયની બીજી જે કોઈ કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે શખસ રહેતો હોય તે, કોરટઉપર અથવા કમિશન કાઢનારી કોરટને હૈ કોરટના જે પ્લીડરને નીમવાનું યોગ્ય લાગે તે પ્લીડરઉપર તે કમિશન મોકલવાનો અખત્યાર છે.

આ કલમપ્રમાણે કોઈ કમિશન કાઢતી વખતે કોરટે ફરમાવવું કે, તે કમિશન પોતાને ત્યાંજ પાછું મોકલવાનું છે કે કોઈ તાબાની કોરટમાં પાછું મોકલવાનું છે.

૩૮૭. બ્રિટિશ ઈંડિયાની બાહાર કોઈ ઠેકાણે રહેનારા કોઈ શખ્સની જબાની લેવાસારૂ કમિશન કાઢવાની જે કોરટને અરજ કરવામાં આવી હોય તે કોરટની ખાત્રી થાય કે, તે સાક્ષીની શાહેદી જરૂરની છે તો તે કમિસન કાઢવાને કોરટ મુખ્ત્યાર છે.

બ્રિટિશ ઇંડિયામાં ન હોય તેવા સાક્ષીની જબાની લેવાનું કમિશન.

૩૮૮. કોઈ શખ્સની જબાની લેવાનું કમિશન જે કોરટને મળ્યું હોય, તે પ્રત્યેક કોરટે કમિશનને અનુસરીને તે શખ્સની જબાની લેવી.

કમિશનને અનુસરીને કોર્ટે સાક્ષીની જબાની લેવી.

ટીકા—૩૮૮. સને ૧૮૭૩ના આકટ ૧૦ (સોગન આપવા બાબતનો) ની કલમ ચાર પ્રમાણે સોગન અથવા પ્રતીજ્ઞા આપવાનો કોરટને અગર કમીશનરે અખત્યાર છે અને કલમ પાચ પ્રમાણે સાક્ષીઓની જુબાની પુરાવા કાયદાને અનુસરીને લેવી જોઇએ સાક્ષીઓની મુખ્યજુબાની લેવાની છે કે પશ્નો ઉપરથી તેમની તપાસ કેરવાની છે તે વાત કમીશનમાં લખવી જોઈએ.

૩૮૯. કમિસન બરાબર રીતે બજાવ્યાપછી તે કમિસન મુજબ લીધેલા પુરાવા સુધાંત તે, જે કોરટમાંથી નિકળયું હોય તે કોરટમાં પાછું મોકલવું. પરંતુ કમિશન કાઢવાના હુકમમાં બીજી રીતે ફરમાવ્યુ હોય ત્યારે તે ફરમાવ્યા મુજબ તે પાછું મોકલવું, અને તે કમિશન, તથા તે ઉપર કરલો રિપોટ, તથા કમિશન પ્રમાણે લીધેલો પુરાવો (નીચેની પહેલી કલમને બાધ ન આવે એવી રીતે) તે ફરિયાદના દફતરનો ભાગ ગણવો.

સાક્ષીઓની જબાની સુધાંત કમિશન પાછું મોકલવું.

૩૯૦. કમિશન ઉપરથી લીધેલો પુરાવો જે પક્ષકારની વિરૂદ્ધ તે આણ્યો હોય તેની સંમતી શિવાય ફરિયાદમાં પુરાવા દાખલ વાંચવો નહીં, પરંતુઃ—

જબાનીઓ પુરાવામાં ક્યારે વંચાય.

(અ) શાહેદી આપનાર શખ્સ કોરટની હકુમત બહાર હોય, અથવા મરી ગયો હોય, અથવા મંદવાડકે નબળાઈને લીધે જાતે શાહેદીઆપવાને હાજર રહી શકતો ન હોય અથવા કોરટમાં જાતે હાજર થવાની માફી મળી હોય તો, અથવા.

(બ) ગઈ છેલી રકમમાં કહેલી બાબતો પૈકી કોઇની શાબિતી ન લેવી એમ કોરટની નજરમાં આવે, અને—જે કારણને લીધે કમિશનથી શાહેદી લેવામાં આવી હોય તે કારણ બંધ થયું છે એવી શાબિતી છતાંએ-કોઈશખ્સની શાહેદી ફરિયાદમાં પુરાવા દાખલ વાંચવાને કોરટ અખ્તિયાર આપે તો,

તેવી સંમતીની જરૂર નથી.

કમિશન બજાવવાના તથા પાછાં મોકલવાના કરાવો. પરરાજ્યની કોરટોએ કાઢેલા કમિશનને લાગુ પડે છે.

૩૯૧. કમિશન બજાવવાના તથા પાછા મોકલવાના પાછળ જે નિયમો કહ્યા તેજ નીચે કહેલી કોરટોએ કાઢેલા કમિશનને લાગુ પડશે;

(અ) જે કોરટો બ્રિટિશ ઇંડિયાની હદની બહાર હોય, અને જે મલીકા માઆઝમાના અથવા ગવર્નર જનરલ ઇન્ કૉન્સિલના હુકમથી સ્થાપેલી હોય તે, અથવા

(બ) બ્રિટિશ ઇંડિયા શિવાયના બ્રિટિશ રાજ્યના કોઈ ભાગમાંની કોરટો, અથવા

(ક) જે તે વખતે મલીકા માઆઝમાની સાથે દોસ્તીમાં હોય તેવા કોઈ પરરાજ્યની કોરટો.

## બ.—સ્થાનિક તજવીજ કરવા સારૂ કમિશન.

સ્થાનિક તજવીજ કરવાનું કમિશન.

૩૯૨. કોઈ ફરિયાદમાં અથવા કામમાં તંટાની કોઈ બાબતની સફાઈ કરવા સારૂ અથવા કોઈ મિલકતની બજાર કીંમતકે કોઈ દરમ્યાનની ઉપજ કે નુકશાન કે વારશીક ચોખ્ખો નફો નક્કી કરવા સારૂ સ્થાનિક તજવીજ કરવી કોરટને જરૂરની અથવા યોગ્ય લાગતી હોય, અને તે જડજ જાતે સુગમતાથી કરી શકતો ન હોય, તો પોતાને યોગ્ય લાગે તેવા શખ્સ ઉપર કમિશન મોકલવાને કોરટ મુખ્તિયાર છે. અને તેમાં એવું ફરમાવવું કે તમારે તે તજવીજ કરીને તેનો કોરટને રિપોર્ટ કરવો.

પરંતુ, આવું કમિશન કયા શખ્સોને આપવું એ વિશે સ્થાનિક સરકારે કંઈ નિયમ કરેલા હોય ત્યારે તે નિયમો પરમાણે કોરટે ચાલવું પડશે.

**ટીકા**—૩૯૨. સ્થાનિક તપાસને માટે કમીશન કાઢવું કે નહીં તે કોરટની મુખ્તારી ઉપર છે પોતાને કરવાનું કામ કોરટ બીજાને સોંપી શકે નહીં. હક અને કબજા સંબંધી અને જગ્યાની હદ સંબંધીની મુદ્દાની ખરી વાતોની તજવીજ કમીશનને સોંપી શકાય નહીં. તકરારી જગ્યાની મુલ્કિત રચના કેવી છે તેની તજવીજ કરવાનું કામ તથા નકશામાં દરશાવેલી જે જમીન છે તે તકરારી જમીન છે કે નહીં ને તે ઉપર આવેલી બીજી આજે તપાસ નક્કી કરવાનું કામ તથા તજવીજ કરતાં ઉપયોગી અને મદદગાર થઈ પડે તેવું કામ કમીશનને સોંપી શકે. (૨૩ વી. રી. ૨૮૯).

૩૯૩. પોતાને જરૂર જણાય તેવી સ્થાનિક તપાસ કર્યા પછી તથા પોતે લીધેલો પુરાવો લખી લીધા પછી કમિશનરે તે પુરાવો તથા તેની સાથે પોતાનો લખેલો રિપોર્ટ પોતાની સહી કરીને કોરટમાં મોકલવો. કમિશનરે કામ કરવાની રીત.

કમિશનરનો રિપોર્ટ તથા તેણે લીધેલો પુરાવો (પણ રિપોર્ટશિવાયનો પુરાવો નહી) એ ફરિયાદમાં પુરાવો ગણાશે, તથા તે દફતરનો ભાગ ગણાશે. પરંતુ કમિશનરને સોંપેલી અથવા તેના રિપોર્ટમાં કહેલી કોઈ બાબતવિશે, અથવા તેની તજવીજ કરવાની રીત વિશે કોરટ અથવા કોરટની રજાથી ફરિયાદનો કોઈ પક્ષકાર ખુલી કોરટમાં ખુદ કમિશનરની જબાની લેવાને મુખત્યાર છે. રિપોર્ટ અને જબાનીઓએ ફરિયાદમાં પુરાવો ગણાશે. ખુદ કમિશનરની જબાની લેઈ શકાય.

ટીકા—૩૯૩. પુરાવાના આકટની ૩૩મી કલમ પ્રમાણે તે કલમમાં કહીછે તે હકીકત ન હોય તો જુબાનીઓ વીગેરે પુરાવામાં લેવાય નહી આ કલમ પ્રમાણે તે હકીકત ન હોય તોપણ જુબાનીઓ પુરાવામાં ગણી કમીશનના રીપોર્ટ ઉપર કોરટે અભિપ્રાય આપવાનો છે.

અમુક સખસ કમીશનરની આગળ આવી હાજર થતો નથી તે કમીશનરના રીપોર્ટ વિરૂદ્ધ વાંધો ન લઈ શકે તેમ નથી (૭ વી. રી. ૧૪૦) પણ જ્યારે પક્ષકારને કમીશનરની જુબાની લેવાનો લાગ હતો તે લાગ ખોયો હોય તે પછી પાછળથી રીપોર્ટમાં વાંધો લીધો હોય તો તે રદ કર્યો તે બાજબી છે. (૧ વી. રી. ૨૫૪).

## ૬.—હિસાબ તપાસવાનાં કમિશન.

૩૯૪. કોઈ ફરિયાદમાં હિસાબ તપાસવાની કે નક્કી કરવાની જરૂર હોય તો, પોતાને યોગ્ય લાગે તેવા શખ્સને તે તપાસ અથવા નક્કી કરવાનું ફરમાવીને તેનાઉપર કમિશન મોકલવાને કોરટ મુખત્યાર છે. હિસાબ નક્કી કરવા તથા તપાસવાનું કમિશન.

ટીકા—૩૯૪. ૩૯૪મી કલમ પ્રમાણે હીસાબ તપાસવાને નીમેલા કમીશનરને આપવાની ઠરાવેલી રકમ પક્ષકાર ન ભરે અથવા ભરવાની ના પાડે તો તે કારણથી દાવો કાઢી નાંખવાની કોરટને સત્તા નથી હીસાબ તપાસવાને સારૂ નીમાયલા કમીશનરને મેહેનતાણા બદલ આપવાની રકમ નકી હોવી જોઈએ અને તે દર મહીને આપવાની જોઈએ નહી. ૪. લો. રી. ૨ મદ્રાસ ૨૫૯.

હીસાબ તપાસવા સારૂ ક્યારે કમીશન કાઢવું ઇત્યાદી બાબતમાં ૪. લો. રી. ૬ કલકત્તા ૭૫૪મે પાને ફેસલો છે તે જુઓ.

૩૯૫. જરૂર જણાય તેવા કામના કાગળ તથા જરૂર જણાય તેવા તપશીલવાર હુકમો કોરટે કમિશનરને આપવા, કોર્ટે કમિશનરને જરૂરના હુકમો આપવા.

અને તપાસ કરવામાં કમિશનર જે કામ ચલાવે તેજ માત્ર તેણે મોકલવું, કે તપાસને વાસ્તે તેને સોંપેલી બાબત ઉપર તેણે પોતાનો અભિપ્રાય પણ લખી મોકલવો, એ વિશે હુકમોમાં સ્પષ્ટરીતે જણાવવું.

કમિશનર આગળ ચાલેલું કામ કોર્ટે પુરાવામાં લેવું અથવા જાસ્તી તપાસ કરવાને ફરમાવવું.

કમિશનરે આગળ ચાલેલું કામ ફરિયાદમાં પુરાવામાં લેવાશે. પરંતુ તે કામથી કોરટને નારાજી થવાનું કારણ હોય તો જરૂર હોય તેવી જાસ્તી તપાસ કરવાનું કોરટે ફરમાવવું.

## ૬.—ભાગ પાડવાનાં કમિશન.

સરકારને મેહેસુલ ન ભરતી હોય તેવી સ્થાવરમિલકતના ભાગ પાડવાનું કમિશન.

૩૯૬. સરકારને મેહેસુલ ભરનારી ન હોય તેવી સ્થાવર મિલકતની કોઈ ફરિયાદમાં ભાગ પાડવાની કોરટને જરૂર જણાય તો, તે મિલકતની સાથે કયા કયા શખ્સો સંબંધ રાખે છે અને તેમાં તેમના શા શા હક્ક છે એ નક્કી કર્યાપછી, તે હક્કપ્રમાણે ભાગ પાડવાસારૂ પોતાને યોગ્ય જણાય તે શખ્સોઉપર કમિશન મોકલવાનેકોરટ મુખ્ત્યાર છે.

કમિશનરે કામ શી રીતે કરવું તે.

કમિશનરોએ મિલકત તપાસીને નક્કી કરવી, અને કમિશન કાઢવાના હુકમમાં ફરમાવ્યા હોય તેટલા તે મિલકતના હિસ્સા પાડવા. અને તે હિસ્સા પક્ષકારોને વેંચી આપવા, અને જો હિસ્સાની કિંમત બરોબર કરવાસારૂ એક બીજાને આપવાની રકમ ઠરાવવાનો સદરહુ હુકમમાં અખત્યાર આપ્યો હોય તો તેમ કરવાને તે મુખ્ત્યાર છે.

પછી કમિશનરોએ રિપોર્ટ તઇયાર કરીને તે ઉપર શહી કરવી, અથવા (તે એક મત ન થઈ શકે તો) જુદા જુદા રિપોર્ટ કરવા. તેમાં દરેક પક્ષકારનો હિસ્સો ઠરાવવો અને દરેક હિસ્સો (જો સદરહુ હુકમમાં તે રીતે ફરમાવ્યું હોય તો) માપણી તથા ચતુઃસીમાથી ઓળખાવવો. તે રિપોર્ટ અથવા રિપોર્ટો કમિશનની સાથે જોડીને કોરટને મોકલવા. અને તે રિપોર્ટ અથવા રિપોર્ટો વિશે પક્ષકારો જે કંઈ હરકત લે તે સાંભળ્યા પછી કોરટે તે રદ્દ કરી નવું કમિશન નીમવું, અથવા (કમિશનરો પોતાના રિપોર્ટમાં એકમત થતાહોય તો) તે પ્રમાણે હુકમનામું કરવું.

ટીકા—૩૯૬. મીલકતની વેહેંચણીના દાવામાં સબારડીનેટ જડજે વેંચણી કરી આપવા સારૂ અમીનને નામ્યો અમીને રીપોટ કર્યો અને ગુણદોષ ઉપર પ્રતિવાદીએ તે રીપોટ વીરૂદ્ધમાં ધાલી લીધો પણ છેવટ પ્રોસીડીંગ પ્રતિવાદીએ કબુલ કર્યાથી તે રીપોટ મંજુર કરવામાં આવ્યો ડીસ્ટ્રીકટ કોરટને અપીલ કરતાં પ્રતિવાદીએ એવી તકરાર ઉઠાવી કે અમીનની નીમણુક ગેરકાયદે છે તેમાં એમ ઠર્યું કે આટલે દરજે રીપોર્ટ કબુલ કર્યા પછી હવે પ્રતિવાદી વાંધો ઉઠાવી શકતો નથી પોન્ટીફેક્ષ જસ્ટીસનો એમ મત છે કે વહેચણીના દાવામાં કોરટે ૩૯૬મી કલમ પ્રમાણે પોતાને યોગ લાગે તેવા કમીશનર વેહેચણ કરી આપવા સારૂ નિમવાને સારૂ મુખ્ત્યાર છે કલમમાં "કમીશનરો" છે પણ વેચાણ કરવા સારૂ એકથી વધારે ક-

મીશનરો નિમવાની જરૂર નથી કેમકે જનરલ કલૉઝીઝ આક્ટને અન્વયે કમીશનરો બહુ વચનમાં છે તે શબ્દ એક વચનમાં વાંચી શકાય ઈત્યાદી ઇ. લો. રી. ૭ કલકત્તા ૩૧૮.

## ઈ.—સામાન્ય ઠરાવ.

૩૯૭. જે પક્ષકારની અરજ ઉપરથી અથવા જેના લાભને માટે કમિશન કાઢવું હોય તેણે કમિશનના ખરચને વાસ્તે કોરટને વાજબી લાગે તે (જો કોઈ હોય તો) રકમ કોરટ નીમે તે વખતની અંદર કોરટમાં ભરવી, એવો આ બાબ પ્રમાણે કોઈ કમિશન કાઢયા પહેલાં હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. કમિશનનું ખરચ કોરટમાં ભરવું.

૩૯૮. કમિશનર નીમવાના હુકમમાં બીજી રીતે ફરમાવ્યું ન હોય તો આ બાબપ્રમાણે નીમેલો કોઈ કમિશનર નીચેપ્રમાણે કરવાને મુખત્યાર છે, એટલે:— કમિશનરોના અખત્યાર.

(અ) પક્ષકારોની પોતાની, તથા તેઓ અથવા તેઓમાનો કોઈ જે સાક્ષીને હાજર કરે તેની, તથા પોતાને સોંપેલી બાબતમાં જે કોઈ બીજા શખ્સને બોલાવીને તેની શાહેદી લેવી કમિશનરની નજરમાં યોગ્ય જણાય તે શખ્સની શાહેદી લેવાને:

(બ) તજવીજ કરવાની બાબતને લાગુ પડે તેવા દસ્તાવેજો અને બીજી વસ્તુઓ મગાવીને તપાસવાને:

(ક) હુકમમાં કહેલી કોઈ જમીન અથવા ઈમારતમાં કોઈ-પણ વાજબી વખતે દાખલ થવાને.

૩૯૯. સાક્ષીઓને સમન કાઢવા બાબત, તેમના હાજર રહેવા બાબત, તેમની જબાની બાબત તથા તેમના ભથા બાબત, અને તેમને શિક્ષા કરવા બાબત આ કાયદામાં જે ઠરાવો છે તે, આ બાબ પ્રમાણે શાહેદી આપવાનું અથવા દસ્તાવેજ હાજર કરવાનું જે સખ્સોને કહ્યું હોય તેમને લાગુ પડશે. પછી જે કમિશનની બજાવણીમાં તેમને એ રીતે કહ્યું હોય તે કમિશન બ્રિટિશ ઈંડિયાની હદની અંદરની કે તે હદની બહારની કોઈ કોરટે કાઢવું હોય તેની ચિંતા નહી. કમિશનરની રૂબરૂ સાક્ષીઓએ હાજર રહેવા વિશે, જબાની આપવા વિશે તથા તેમને શિક્ષા કરવા વિશે.

આ કલમના કારણ સારૂ કમિશનર એ દિવાની ન્યાયાધિકારની કોરટ ગણવામાં આવશે.

૪૦૦. આ બાબ પ્રમાણે કમિશન કાઢવામાં આવે ત્યારે કોરટે ફરમાવવું કે પક્ષકારોએ પોતે અથવા પોત પોતાના મુખત્યારો કે પ્લીડરોની મારફતે કમિશનરની રૂબરૂ હાજર થવું. કમિશનરની રૂબરૂ હાજર થવાને કોરટે પક્ષકારોને ફરમાવવું.

પક્ષકારો તે પ્રમાણે હાજર ન થાયતો કમિશનર એકતરફી કામ ચલાવે. એકતરફી કામ ચલાવવાનું.

—❧—

# ભાગ ૩ જો.

ખાસ પ્રસંગની ફરિયાદો વિશે.

## બાબ ૨૬ મો.

### નાદારોની ફરિયાદો.

નાદારીમાં ફરિયાદો આણી શકાય.

૪૦૧. નીચેના નિયમોને અનુસરીને નાદારીમાં કોઈ ફરિયાદ આણી શકાય.

**ખુલાસો:**—આવી ફરિયાદ કરવામાં ફરિયાદ અરજીને વાસ્તે કાયદામાં ઠરાવેલી ફી ભરવા જેટલાં કોઈ સખ્સ પાસે પુરતાં સાધન નહોય અથવા, જ્યાં તેવી ફી ન ઠરાવી હોય ત્યાં, ફરિયાદના વિષય તથા તેનાં જરૂરીયાત પેહેરવાનાં વસ્ત્રશિવાય તેની માલકીની સો રૂપીયાની મિલકત ન હોય, ત્યારે તે સખ્સ ફરિયાદ કરવાને નાદાર કહેવાય.

**ટીકા**—૪૦૧. ઇષ્ટમીત્ર જો નાદાર હોય તો તેપણ નાદારી રીતે દાવો દાખલ કરી શકે. પણ જો ઇષ્ટમિત્ર નાદાર ન હોય તો નાદારીમાં તેનાથી દાવો લાવી શકાય નહી. (૧૧ બે. લો. રી. ૩૭૩) નાદારીમાં દાવાનો બચાવ કરવા બાબતના આ કાયદામાં કોઈ ઠરાવ નથી. વાદીને આ હક છે. તેનું કારણ દાવાનો સ્ટાંપ દાવા દાખલ કરતી વખતે ન ભરવો પડે તેજછે પ્રતિવાદીને એવો સ્ટાંપ ભરવાની જરૂર નથી.

રીત મુજબ દાવો દાખલ કરવામાં આવ્યો; પ્રતિવાદીએ પોતાની હકીકત આપી અને એક પ્રતિવાદીની માંદગીના સબબથી મુકાદમો મુલતવી રહી. પછીથી વાદીએ નાદાર તરીકે દાવો આગળ ચલાવવાની પરવાનગી માગી. તેમાં એમ વાંધો લેવામાં આવ્યો એ પ્રમાણે કરી શકાય નહી. તેમાં આ દાવો નવો દાવો નાદાર તરીકે લાવવાની પરવાનગી સહીત પાછો ખેંચી લેવો જોઈએ. પોન્ટીફેક્ષ જસ્ટીસનો એવો મત થયો કે દાવો આગળ ચલાવવા દેવો કેમકે નાદારીમાં દાવા લાવવાની પરવાનગી આપવાની કોરટને મુખ્તારી છે તેમાં તેવા દાવા આગળ ચલાવવાની પરવાનગી આપવાની સત્તાનો સમાસ થાય છે. ૪. લો. રી. ૨ કલકત્તા ૧૩૦.

નાદારીમાં દાવો દાખલ કરવાની પરવાનગીની અરજી આપી હોય તો તે તારીખથી તે દાવો દાખલ કર્યો એમ ગણાશે. પણ જો તારીખે તે અરજ મંજુર કરી તે ઉપર નંબર ચઢાવી તે અરજી રજીષ્ટર કરી તે તારીખથી નહી. મુદત ગણવામાં પેહેલી કહેલી તારીખ ગણવી જોઇએ. ૪ મુ. હા. રી. ૩૯.

સગીર નાદાર તરફથી તેનો ઇષ્ટમિત્રે દાવો દાખલ કર્યો. ઇષ્ટમિત્ર પણ નાદારજ હતો. તેમાં એમ ઠર્યું કે દાવો નિષ્ફળ જાય તે કારણથી ઇષ્ટમિત્ર ઉપર ખરચ ચઢાવવું જોઇએ નહી. (૨૫ વી. રી. ૩૧૯).

પોતે નાદાર છે એટલુંજ નહી પણ ઇષ્ટમિત્ર પણ નાદાર છે અને ઇષ્ટમિત્ર તરીકે કામ કરવા બીજો કોઈ પૈસાવાળો સખ્સ મળતો નથી એવા પુરાવો આપે નહી ત્યાંસુધી કોઈ સગીરને નાદારીમાં દાવો દાખલ કરવાની પરવાનગી ન આપવી એવો જે ઇંગ્રેજી કાયદાનો નીયમ છે તે નિયમ દીવાની કાયદામાં છે નહી અને તેના વિધાનોમાંથી અનુમાને કરી કાઢી શકાતો પણ નથી. ઈ. લો. રી. ૩ મદ્રાસ. ૩.

કઈ ફરિયાદો વિશે અપવાદ છે તે.

૪૦૨. નાત બહાર કાઢ્યા બાબત, આબરૂ લીધા (લૈબલ) બાબત આળ ચઢાવ્યા બાબત, ગાળ દીધા બાબત, અથવા હુમલો કર્યા બાબત નુકશાનીનો બદલો મળવા સારૂ નાદારીમાં કોઇ ફરિયાદ ચાલશે નહી.

અરજ લેખી કરી.

૪૦૩. નાદાર તરીકે ફરિયાદ કરવાની પરવાનગીની અરજ લખેલી કરવી. અને ફરિયાદ અરજીઓમાં કલમ ૫૦ પ્રમાણે જે વિગતો લખવાની કહીછે તે તેમાં લખવી. અરજદારની સ્થાવર અથવા જંગમ જે કંઇ મિલકત હોય તેનું, તેની આશરે કીંમત સુધાંતનું એક પત્રક તેની સાથે જોડવું, અને ફરિયાદ અરજી ઉપર સહી કરવા વિશે તથા તેના સાચાપણાના એકરાર કરવા વિશે પાછળ જે રીત કહીછે તે રીતે તે ઉપર સહી તથા સાચાપણાના એકરાર કરવા.

અરજમાં લખવાનો મજકુર.

અરજ આપવાનું.

૪૦૪. કલમ ૩૬ માં ગમે તેમ કહેલું હોય તે છતાં એ, અરજદારે પોતે જાતે કોરટને અરજ આપવી. પરંતુ કલમ ૬૪૦ અથવા ૬૪૧ પ્રમાણે કોરટમાં હાજર થવાની તેને માફી મળી હોય તો, તે અરજ બાબત બધા અગત્યના સવાલોના જવાબ દેઈ શકે તેવો યોગ્યરીતે અખત્યાર મળેલો મુખત્યાર તે અરજી આપી શકે. અને જે ધણીનો તે મુખત્યાર હોય તે ધણી જાતે હાજર થયો હોત ત્યારે તે ધણીની જે રીતે જબાની લેઈ શકાય તે રીતે તે મુખત્યારની જબાની લેવાય.

ટીકા—૪૦૪. કોરટમાં હાજર થવાની નાદારને માફી હોય તોપણ તેણે અરજી જાતે પોતે આપવી જોઇએ તે અવસ્ય છે. ૪ મુ. હા. રી. ૯૧.

જ્યારે નાદારને કલમ ૬૪૦ અને ૬૪૧ મુજબ કોરટમાં હાજર થવાની માફી હોય અને યોગ્ય અખ્તિયાર મળેલા એજન્ટે અરજી આપી હોય તો તે એજન્ટ પણ નાદારજ જોઇએ એવી કાંઈ જરૂર નથી. ૩ વી. રી. ૨૦

પણ આવો એજન્ટ વકીલ હોઈ શકે. ૧૫ વી. રી. ૧૯૮. અને આવા વકીલે ખાસ મુખત્યારનામું આપવું જોઈએ સાધારણ વકીલાતનામું ચાલે નહી. ૨૧ વી. રી. ૩૦૮.

અરજ નામંજુર કરવાનું.

૪૦૫. કલમ ૪૦૩ અને ૪૦૪ માં કહ્યા પ્રમાણે અરજ તૈયાર કરી ન હોય અથવા આપી ન હોય તો કોરટે તે ના મંજુર કરવી.

અરજદારની જબાની.

૪૦૬. અરજ રીતસર લખીને બરાબર રીતે આપી હોય ત્યારે પોતાને યોગ્યલાગે તો, દાવાના ગુણદોષ વિશે તથા અરજદારની મીલકત

વીશે અરજદારની અથવા અરજદારને મુખત્યાર મારફતે હાજર થવાને રજા આપી હોય ત્યારે,–તેના મુખત્યારની જબાની લેવાને જરુર મુખત્યાર છે.

જો મુખત્યારે અરજ આપી હોય તો, કમિશનથી અરજદારની જબાની લેવાનું કોરટ ફરમાવે.

મુખત્યારે અરજ આપી હોય ત્યારે, પોતાને યોગ્ય લાગે તો, આ કાયદાના ઠરાવ પ્રમાણે ગેરહાજર હોય તેવા સાક્ષીની જબાની જે રીતે લેવાય છે તે રીતે, કમીશન મારફત અરજદારની જબાની લેવી, એમ હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

અરજ નામંજુર કરવાનું.

૪૦૭. કોરટને એવું માલમ પડે કેઃ—

(અ) અરજદાર નાદાર નથી, અથવા

(બ) અરજ આપ્યા પહેલાંના લાગલાજ બે માસની અંદર અરજદારે દગાબાજીથી અથવા આ બાબનો કાયદો મેળવવાના વિચારથી કંઈ મિલકત આપી કે વેચી દીધી છે, અથવા

(ક) અરજદારે લખેલી બાબતો ઉપરથી તેનો તે કોરટમાં ફરિયાદ કરવાનો હક જણાતો નથી, અથવા

(ડ) કરવા ધારેલી ફરિયાદના વિષયના સંબંધમાં તેણે કોઈ એવો કરાર કર્યો છે કે તેથી તે વિષયમાં બીજા કોઈ શખ્સનું કંઈ લાગતું વળગતું થાય છે,

તો કોરટે તે અરજ નામંજુર કરવી.

ટીકા—૪૦૭. આ કલમ પ્રમાણે અરજદાર અગર તેના એજન્ટની જુબાની લેવાનીછે. અરજદારના સાક્ષીઓની લેવાની નથી.૨૫ વી.રી.૭૪

આ કલમ પ્રમાણે અરજી નામંજુર કરવામાં આવી હોય તો તે ઉપર અપીલ નથી. ૨૪ વી. રી. ૬૨.

અરજદારની નાદારીનો પુરાવો લેવા સારૂ ઠરાવેલા દિવસની નોટીસ.

૪૦૮. કલમ ૪૦૭ માં કહેલા કોઈ સબબથી અરજ નામંજુર કરવાનું કંઈ કારણ કોરટને જણાય નહિ તો, પોતાની નાદારી શાબિત કરવામાં અરજદાર જે પુરાવો આપે તે લેવાને તથા તેની ગેરશાબિતીમાં જે પુરાવો આપવામાં આવે તે સાંભળવાને કોરટે એક દિવસ ઠરાવવો. (તે દિવસ બાબતની ઓછામાં ઓછા દશ દિવશ પહેલાં સામા પક્ષકારને તથા સરકારી પ્લીડરને નોટીસ આપવી).

સુનાવણી વખતે કામ ચલાવવાની રીત.

૪૦૯. તે પ્રમાણે ઠરાવેલે દિવસે અથવા ત્યાર પછી અનુકુળ પડે તેમ જલદી બેમાંથી ગમે તે પક્ષકારે હાજર કરેલા (જો કોઈ હોય તો) સાક્ષી કોરટે તપાસવા. અને અરજદારની અથવા તેના મુખત્યારની ઉલટ–તપાસણી કરવાને કોરટ મુખત્યાર છે. અને તેમની શાહેદીના મતલબનું એક ટીપણ કોરટે કરવું.

આ ઠેકાણે ઠરાવ્યા પ્રમાણે કોરટે લીધેલો (કોઇ હોય તો) પુરાવો તથા અરજ વાંચવાથીજ કલમ ૪૦૭ માં કહેલી કોઈ હરકતો અરજદારને લાગેછે કે નહિ એ વિશે પક્ષકારો જે દલીલો કહે તે કોરટે સાંભળવી.

પછી અરજદારની નાદાર તરીકે ફરિયાદ કરવાની અરજ કોરટે મંજુર રાખવી કે મંજુર કરવાને ના પાડવી.

ટીકા—૪૦૯. જડજે પોતેજ જુબાનીઓ લેવી જોઇએ. ૧ મું. ૧૦૨ ૪૦૭ મી કલમમાં જે જે બાબત કહેલી છે તે બધીના સબંધમાં તજવીજ થવી જોઇએ. ફકત નાદારીની બાબતનાજ સવાલ હોવા જોઇએ એમ નહી. ૧૪ વી. રી. ૨૮૧

નાદારીની અરજ ના મંજુર કર્યા પછી તેની ફરી તજવીજમાં કોરટ ક્યા સુધીમાં લેઇ શકેછે તે વાત શક ભરેલીછે. ૧૧ વી. રી. ૨૨ પણ ૭ વી. રી. ૪૮૬ પાને જુઓ.

સન ૧૮૭૭ના ૧૦ મા આક્ટની કલમ ૪૦૯ પ્રમાણે નાદારીમાં દાવો ચલાવવાની પરવાનગી ન આપવાનો હુકમ થયો હોય તો કલમ ૬૩૮ પ્રમાણે તેની ફરી તજવીજ થઇ શકેછે. કલમ ૪૧૩ માં જે લખેલુંછે તેથી જે શખસના વિરૂદ્ધ આવો ઠરાવ કરવામાં આવ્યોહોય તેને ફરી તજવીજ કરવાની અરજી આપવાનો હક છે તેના હકને બાધ આવતો નથી. ફરી તજવીજમાં અરજદારે હુકમની નકલ અને હરકતનું ટીપણ દાખલ કરવું જોઇએ. ઈ. લો. રી. ૪ મુંબઈ ૪૧૪

૪૧૦. અરજ મંજુર કરવામાં આવે તો તેના ઉપર નંબર પાડીને તે નોંધવી, અને ફરિયાદમાં તે ફરિયાદ અરજી તરીકે ગણવી. અને ૫ મા બાબ પ્રમાણે માંડેલી ફરિયાદ તરીકે બધી રીતે તે ફરિયાદનું કામ આગળ ચાલશે. પરંતુ કોઈ અરજીબાબત, કે વકીલની નેમણુક બાબત કે ફરિયાદને લગતા બીજા કામ બાબત (પ્રોસેસ બજાવવાને જે ફી આપવી પડે તે શિવાય) કંઈ કોરટ ફી વાદીને આપવી પડશે નહિ. જો અરજ મંજુર કરવામાંઆવે તો શી રીતે કરવું.

ટીકા—૪૧૦. નાદાર તરીકે દાવો કરવાની પરવાનગીની અરજી જો મંજુર કરવામાં આવે તો તે દાવાની અરજી ગણાશે અને જે દાહાડે તે અરજી આપી તે દાહાડો દાવાની અરજી દાખલ કર્યાની તારીખ ગણાશે (સન ૧૮૭૭ ના આક્ટ ૧૫ કલમ ૪.)

પણ જ્યારે નાદાર તરીકે દાવો કરવાની પરવાનગીની અરજી ઉપર નંબર નાખ્યા તેને રજીષ્ટર કરી તે રજીષ્ટર કરવાનું કારણ અરજ નાદાર માલુમ પડ્યો એ નહીં હતું. પણ તેણે નાદાર તરીકે દાવો કરવાનો હક છોડી દીધો અને યોગ્ય સ્ટાંપ કાગળમાં ભર્યો તે કારણ હતું. આમ હોય તો જે તારીખે સ્ટાંપ ભર્યો તે તારીખ ફરીયાદ અરજી રજુ કર્યાની અને દાવો દાખલ કર્યાની તારીખ ગણાશે. નાદારી અરજી દાખલ કરી તે તારીખ નહી ગણાય. ઈ. લો. રી. ૧ અલાહાબાદ ૨૩૦

પ્રોસેસ ફી અગર સાક્ષીઓને ખોરાકીના પૈસા ન આપવાની અગર જો તે બ્રીટીસ ઈંડીઆની બહાર રહેતો હોય તો જામીન ન આપવાની અગર પુરાવામાં જે દસ્તાવેજો તે દાખલ કરે તેના ઉપર ફી ન આપવાની તેને છુટ નથી.

નાદાર જીતે ત્યારે ખરચ.

૪૧૧. ફરિયાદમાં વાદી જીતે તો, નાદાર તરીકે ફરિયાદ કરવા ન દીધી હોત ત્યારે તેને કેટલી કોરટ ફી ભરવી પડત તેનો કોરટે હિસાબ ગણવો. અને તે રકમ દાવાના વિષય ઉપરનો પહેલો બોજો ગણાશે. અને

કોરટ ફી વસુલ કરવાનું.

હુકમનામામાં જે પક્ષકારને તેરકમ આપવાનું ફરમાવ્યું હશે તેની પાસેથી પણ, ફરિયાદનો ખરચ આ આક્ટપ્રમાણે જે રીતે વસુલ કરવામાંઆવે તે રીતે, સરકાર વસુલ કરશે.

ટીકા—૪૧૧. અરજી સંબંધી મુદતના કાયદાના જે ઠરાવ છે તે સરકારને પણ લાગુ પડેછે અને તેથી હુકમનામામાં કોરટ ફી આપવાનો જેને હુકમ થયો હોય તેની પાસેથી તે રકમ વસુલ કરવાને ૪૧૧ મી કલમ પ્રમાણે સરકારે કરેલી અરજીને સન ૧૮૭૭ ના મુદતના આક્ટની કલમ ૧૭૮ લાગુ પડેછે. ઈ. લૉ. રી. ૪ મદ્રાસ ૧૫૫.

નાદાર હારેથી રે કેમ કરવું.

૪૧૨. વાદી ફરિયાદમાં હારે અથવા તે નાદાર નથી એમ ઠરે અથવા ૯૭ મી કે ૯૮ મી કલમ પ્રમાણે ફરિયાદ કાઢી નાખવામાં આવે તો, નાદાર તરીકે ફરિયાદ કરવાની રજા ન મળી હોત ત્યારે જે કોરટ ફી વાદીને ભરવી પડત તે ભરવાને સારૂ, વાદીને અથવા કલમ ૩૨ પ્રમાણે ફરિયાદમાં સહ-વાદી કર્યો હોય તેને કોરટે હુકમ કરવો;

અને, ફરિયાદ નજીવી હતી અથવા હેરાન હેરાન કરવાસારૂ કરેલી હતી એમ કોરટને માલમ પડે તો, વાદીને સો રૂપીઆસુધીના દંડની, અથવા એક મહિનાની મુદતસુધીની કેદની, અથવા તે બંનેની શિક્ષા કરવાને કોરટ મુખત્યાર છે.

અરજદારને નાદારીમાં ફરિયાદ કરવાની રજા આપવાની નાપાડી હોય તો પછી બીજી તેવી અરજ ચાલશેનહી.

૪૧૩. અરજદારને નાદારતરીકે ફરિયાદ કરવાની રજા ન આપવાનો હુકમ ૪૦૭ મી કલમ પ્રમાણે કર્યો હોય તો, ત્યારપછી ફરિયાદ કરવાના તેના તેજ હક ઉપરથી તેવી જાતની ફરી અરજી તેનાથી થશે નહીં. પરંતુ, નાદારીમાં ફરિયાદ કરવાની રજા મળવાસારૂ તેણે જે અરજ કરી હોય તેની સામે થવામાં સરકારને ખરચ થયું હોય (તો) તે, એ અરજદાર પ્રથમ આપે તો તેને તેજ હકથી હમેશની રીતે ફરિયાદ કરવાને છુટ મળશે.

ટીકા—૪૧૩. આદરજી એદલજી વી. માણેકજી એદલજીનો કેસ ઈ. લૉ. રી. ૪ મુંબઇ ૪૧૪ માં છે તે જુઓ.

[વાદી નાદાર નથી એવું ક્યારે ઠરાવવું.]

૪૧૪. પ્રતિવાદીની અથવા સરકારી પ્લીડરની અરજ ઉપરથી, તે બાબતની એક અઠવાડીયાની લખેલી નોટીસ વાદીને આપીને, નીચે લખેલ પ્રસંગે, વાદી નાદાર નથી એવો હુકમ કરવાને કોરટ મુખ્તાર છેઃ તે પ્રસંગ એ કે—

(અ) ફરિયાદ ચાલતાં તેની વર્તણુક અઘટિત અથવા સંતાપકારક છે એવો તેના ઉપર દોષ આવે તો;

(બ) નાદાર તરીકે તેણે ફરિયાદ ચાલુ ન રાખવી જોઈએ એવાં સાધન તેની પાસે છે એમ જણાય તો, અથવા

(ક) ફરિયાદના વિષયના સંબંધમાં તેણે કોઈ એવો કરાર કર્યો છે કે તેથી તે વિષયમાં બીજા કોઈ શખ્સનું કંઈ લાગતુ વળગતું થયું છે તો.

[ખરચ.]

૪૧૫. નાદારીમાં ફરિયાદ કરવાંની રજાને વાસ્તે કરેલી અરજનું અને નાદારીની તપાસનું ખરચ તે ફરિયાદનું ખરચ ગણાશે.

---

## બાબ ૨૭ મો.

### સરકાર અથવા સરકારી અમલદારો કરે તે અથવા તેમના ઉપર થાય તે ફરિયાદો વિશે.

[સ્ટેટ સેક્રેટરી ઈન કૌન્સિલે અથવા તેમના ઉપર કરવાની ફરિયાદો.]

૪૧૬. સરકારની તરફે કરવાની ફરિયાદો હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલના નામથી કરવી, અને સરકાર ઉપરની ફરિયાદો હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઈન કૌન્સિલ ઉપર કરવી.

**ટીકા**—૪૧૬. સન ૧૮૭૭ ના આક્ટ ૧ની કલમ ૯ પ્રમાણે હકની સાબીતી શીવાય સ્થાવર મીલકતનો કબજો સરકારે કર્યો હોય તો સરકાર ઉપર દાવો ચાલે નહી.

કોઈ નોકરને ગેરવ્યાજબી રીતે કાઢી મુકવામાં આવ્યો હોય તો નુકશાનીનો દાવો સરકાર વિરૂધ ચાલી શકેછે. ૭ બે. લૉ. રી. ૬૮૮

પબ્લીક ફેરી માજીસ્ત્રેટે લીધી હોય તે કારણથી નુકશાન થયું હોય તેને સારૂ સરકાર સામો દાવો ચાલી શકે નહી. ૭ વી. રી. ૧૯૧

પબ્લીક વર્કસખાતાના અધિકારીએ પોતાની સત્તા ઉપરાંત જે કાંઈ કરાર કરેલા હોય તે સરકારને બંધનકારક નથી. ૧૭ વી. રી. ૪૯૭

સરકારની બળદની ગાડીમાં લઈ જતાં ગફલતથી માલને નુકશાન થયુ હતું તે કામમાં શેક્રટરી ઓફ સ્ટેટને જવાબદાર ગણવામાં આવ્યા હતા. ૩ અલાબાદ. ૧૯૫

સરકારની વતી કામ કરવાનો અખત્યાર મળેલા શખસો.

૪૧૭. કોઈ ન્યાયના કામબાબત સરકારની વતી કામ કરવાને જેમને નોકરીને લીધે અથવા બીજી રીતે અખત્યાર મળ્યો હોય તેવા શખસો, કબુલ કરેલા મુખત્યારો ગણાશે; અને સરકારની વતી આ કાયદાપ્રમાણે હાજર થવાનું, કામ કરવાનું અને અરજી કરવાની તે તેઓ કરશે.

સ્ટેટ સેક્રેટરી ઈન કૌન્સિલે કરવાની ફરિયાદમાં ફરિયાદઅરજી.

૪૧૮. હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઈન કૌન્સિલે કરવાની ફરિયાદમાં, વાદીનું નામ, વર્ણન અને રહેવાનું ઠેકાણું ફરિયાદઅરજીમાં ઘાલવાને બદલે "હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઈન કૌન્સિલ" એ શબ્દ લખ્યા એટલે બસ થશે.

પ્રોસેસ લેવા સારૂ સરકારનો મુખત્યાર.

૪૧૯. કોઈ કોરટનો સરકારી પ્લીડર તે કોટરમાંથી સદરહુ સ્ટેટ સેક્રેટરી ઈન કૌંસિલ ઉપર નિકળેલી પ્રોસેસો લેવાસારૂ, સરકારનો મુખત્યાર ગણાશે.

સ્ટેટ સેક્રેટરી ઈન કૌન્સિલે હાજર થઈને જવાબ આપવાનું.

૪૨૦. સદરહુ સ્ટેટ સેક્રેટરી ઈન કૌંસિલને ફરિયાદઅરજીનો જવાબ દેવાસારૂ કોરટે દિવસ ઠરાવવો તેમાં, યોગ્ય અમલદારોની મારફતે સરકારને જરૂરનું લખાણ કરવાસારૂ તથા તે સ્ટેટ સેક્રેટરી ઈન કૌંસિલની અથવા સરકારની વતી હાજર થઈને જવાબ દેવાસારૂ સરકારી પ્લીડર ઉપર લખાઈ આવવાને જોઈએ તેટલી વાજબી મુદત આપવી, અને કોરટની નજરમાં આવે તો તે મુદત વધારવાને તે મુખત્યાર છે.

**ટીકા**—૪૨૦. કલેકટરે અમુક શખસનું નામ કબજેદાર તરીકે દાખલ કરેલુ હોય તેથી કલેક્ટરના ચાલુ કોઈ પણ દાવાનું કારણ ઉત્પન્ન થયું નથી તથાપી કલેક્ટરનાં કૃત્યથી કાયદેસર નુકશાન થવાનું ઉઘાડું બાજબી કારણ હોય તો—એટલે કે જાણે વતનના રજીષ્ટરમાં એકનું નામ દાખલ કરી બીજા શખસનું તદન દુર કરેલું હોય અથવા કલેક્ટરનાં કૃત્યથી કોઈ પણ માણસના હકને નુકશાન થવાનો સંભવ હોય તો દાવામાં કલેક્ટરને પક્ષકારમાં સામીલ કરવા તે અયોગ્ય નથી.

એક દાવો કલેક્ટર અને બીજા શખસ ઉપર કરવામાં આવ્યો. કલેક્ટર સાહેબ અપીલ કરતો નથી. દાવો દાખલ કરવો કે નહી તે પ્રશ્ન એ જજમેંટમાંના દરેક પક્ષકારને સામાન્ય છે તેથી સામાવાળો એમ તકરાર ઉઠાવી શકે દાવામાં કલેક્ટરના વિરૂધ કાંઈ પણ દાવાનું કારણ જણાતું નથી અને તેથી ડીસ્ટ્રીક્ટ કોરટને હકુમત નથી. ૧૦ મું. હા. રી. ૧૯૪

કલેકટરે એક ભાગદારનું નામ રજીસ્ટરમાં સ્થાવર મીલકતના માલીક અગર કબજેદાર તરીકે દાખલ કર્યું હોય તેથી કલેકટર વિરૂદ્ધ દાવાનું કારણ ઉત્પન્ન થતુ નથી. કેમકે કલેકટરની બુકો રેવન્યુના કામ સારૂ રાખવામાં આવે છે. પણ હક્ક સાબીત કરવા સારૂ રાખવામાં આવતી નથી. પણ જો કેલેકટર વાદીને ભાડામાંનો અગર નફામાંનો પોતાનો ભાગ દેવા

નહી એવી અગર બીજા કોઈ પક્ષકારનો ભાગ તેને આપવો નહી એવી મનાઈ કરે તો કલેકટર વિરૂદ્ધ દાવો ચાલી શકે. ૧૦ મું. હા. રી. ૧૯૨.

૪૨૧. ફરિયાદસંબંધી જરૂરીઆત સવાલોના જવાબ દેઈ શકે એવો શખ્સ કોઈ કામમાં સદરહુ સ્ટેટ સેક્રેટરી ઈન કૌંસિલ તરફથી સરકારી પ્લીડરની સાથે આવ્યો ન હોય તો, તે શખ્સને હાજર રહેવાનું ફરમાવવાને પણ કોરટ મુખ્ત્યાર છે.

સરકાર ઉપરની ફરિયાદ સંબંધી સવાલના જવાબ દેઈ શકે એવા શખ્સોને હાજરરાખવાનું.

૪૨૨. સરકારી અમલદાર પ્રતિવાદી હોય, અને જે આફિસમાં તે નોકર હોય તે આફિસના મુખ્ય અમલદારને તે સમનની એક નકલ પ્રતિવાદીને પોંચાડવાસારૂ મોકલવાથી ઘણી અનુકુળતાથી સમન પોંચશે એમ કોરટને જણાય તો, તે રીતે પોંચાડવાસારૂ સમનની એક નકલ તે અમલદારને મોકલવાને કોરટ મુખ્તાર છે.

સરકારી અમલદારને પ્રોસેસ પોંચાડવાનું.

૪૨૩. સમન મળ્યાપછી સરકારી અમલદારની નજરમાં એમ આવે કે, ફરિઆદઅરજીનો જવાબ આપતા અગાઉ મારે સરકારમાં લખાણ કરવું જોઈએ, તો તે પ્રમાણે સરકારને લખવાને તથા યોગ્ય અમલદારોની મારફતે હુકમ થઈ આવવાને જેટલી મુદત જરૂર હોય તેટલી સમનમાં ઠરાવેલી મુદત વધારી આપવાસારૂં કોરટને અરજ કરવાને તે મુખ્તાર છે.

અમલદાર સરકારમાં લખાણ કરી શકે એટલા માટે મુદત વધારવાનું.

અને એવી અરજ કરવામાં આવે ત્યારે કોરટની નજરમાં જરૂર જણાય તેટલી મુદત વધારી આપવાને કોરટ મુખ્ત્યાર છે.

૪૨૪. સદરહુ સ્ટેટ સેક્રેટરી ઈન કૌંસિલ ઉપર અથવા કોઈ સરકારી અમલદાર ઉપર તેણે પોતાના હોદાની રૂઈએ કંઈ કૃત્ય કર્યું હોય તે સંબંધી લખેલી નોટીસ આપ્યાપછી લાગલા બે માસ વીતે ત્યાંસુધી ફરિયાદ માંડી શકાશે નહીં. તે નોટીસમાં દાવાનું કારણ તથા વાદી થવા ધારતો હોય તેનું નામ અને રહેવાનું ઠેકાણું જણાવવું. અને તે નોટીસ આપવાની તે, જો સ્ટેટ સેક્રેટરી ઈન કૌંસિલ ઉપરની હોય તો સ્થાનિક સરકારના સેક્રેટરીને સ્વાધીન કરવી અથવા તેના આફિસમાં મુકી આવવી, કે તે ડિસ્ટ્રિક્ટના કલેકટરને સ્વાધીન કરવી અથવા તેની આફિસમાં મુકી આવવી; અને જો તે સરકારી અમલદાર ઉપરની હોય તો તે અમલદારને સ્વાધીન કરવી અથવા તેની આફિસમાં મુકી આવવી; અને તેવી નોટીસ સદરહુપ્રમાણે સ્વાધીન કરી છે અથવા મુકેલી છે એમ મજકુર ફરિઆદઅરજીમાં લખવો જોઈએ.

સ્ટેટ સેક્રેટરી ઈન કૌંસિલ ઉપર અથવા સરકારી અમલદાર ઉપર ફરિયાદ કરતાં પહેલા કરવાની નોટીસ.

ટીકા—૪૨૪. અયોગ્ય પુરાવાની મીલકતના સંબંધમાં કોઈ એડ્મીનીસ્ટ્રેટરના એજંટ તરીકે સને ૧૮૭૪ના ૧૯મા આકટની કલમ ૨૦૪ પ્રમાણે કામ કરતો

હોય ત્યારે તે સને ૧૮૭૭ના ૧૦મા આક્ટની કલમ ૨ અને ૪૨૪ મુજબ સરકારી અધિકારી ગણાય. અને તેથી ૪૨૪મી કલમ પ્રમાણે તેને નોટીસ આપવી જોઇએ. ઇ. લો. રી. ૩ અલાહાબાદ ૨૦.

આવા દાવામાં પકડવાનું.

૪૨૫. ડિસ્ટ્રિક્ટ જડજની લખેલી સંમતીશિવાય આવી ફરિઆદમાં પકડવાનું વારંટ કાઢવું નહીં.

જવાબ કરવાનું સરકાર માથે લે તો અરજ કરવાની તે.

૪૨૬. સરકારી અમલદાર ઉપરની ફરિઆદનો જવાબ કરવાનું કામ સરકાર માથે લે તો, સરકારી પ્લીડરે, ફરિયાદઅરજીનો હાજર થઇને જવાબ દેવાસારૂ પોતાને અખત્યાર મળ્યાપછી, કોરટને અરજ કરવી, અને તે અરજ થાય એટલે કોરટે તેના અખત્યાર વિશેની ટીપ રજીસ્ટરમાં નોંધાવવી.

આવી અરજ ન થાય ત્યારે શી રીત કરવું.

૪૨૭. પ્રતિવાદીને ફરિયાદઅરજીનો હાજર થઇને જવાબ આપવાસારૂ નોટીસમાં જે દિવસ ઠરાવ્યો હોય, તે દિવસે અથવા તે પહેલાં સરકારી પ્લીડર તેવી અરજ ન કરે તો, ખાનગી પક્ષકારો વચ્ચે ફરિયાદ હોય તે રીતે કામ ચલાવવું. પરંતુ હુકમનામું બજાવવામાં પ્રતિવાદીને પકડવામાં આવે અથવા તેની મિલકત જપ્ત થાય તે શિવાય, બીજી રીતે તેને પકડવો નહીં અથવા તેની મિલકત જપ્ત કરવી નહીં.

ફેસલા પહેલાં પ્રતિવાદીને પકડી શકાય નહી.

સરકારી અમલદારોને જાતે હાજર થવાની માફી.

૪૨૮. સરકારી અમલદાર ઉપરની સદરહુ પ્રકારના કૃત્યસંબંધી ફરિયાદમાં, પ્રતિવાદી કોરટની એવી ખાત્રી કરે કે, સરકારી કામને હરકત થયા વગર હું મારી નોકરી ઉપરથી ગેરહાજર રહી શકતો નથી તો, જાતે હાજર થવાનું કોરટે તેને માફ કરવું.

સરકાર અથવા સરકારી અમલદાર ઉપર હુકમનામું હોય ત્યારે કેમ કરવું.

૪૨૯. સદરહુ સ્ટેટ સેક્રેટરી ઇન કૌંસિલ ઉપર અથવા સરકારી અમલદાર ઉપર સદરહુ પ્રકારના કૃત્યસંબંધી હુકમનામું થાય તો, કઇ મુદતમાં તે હુકમનામું પુરૂં કરવું એ વાત તે હુકમનામામાં દર્શાવવી; અને તે દર્શાવેલી મુદતમાં હુકમનામું પુરૂં કરવામાં ન આવે તો, સ્થાનિક સરકારનો હુકમ મળવાસારૂ તે બાબતનો કોરટે રિપોર્ટ કરવો.

આવું કોઇ હુકમનામું બજાવવાનો હુકમ કરવો નહીં, પરંતુ તે રિપોર્ટની તારીખથી ત્રણ માસની મુદતસુધીમાં હુકમનામું પુરૂ ન થાય તો પછી તે બજાવવાનો હુકમ કરવો.

---

## બાબ ૨૮ મો.

**પરરાજ્યના લોકો કરે તે ફરિયાદો, તથા પરદેશી અને દેશી રાજ્યકર્તાઓ કરે તે અથવા તેમના ઉપર થાય તે ફરિયાદો.**

પરરાજ્યના

૪૩૦. અંગ્રેજ સરકારસાથે દુશ્મનીમાં હોય એવાં કોઇ પરરાજ્ય-

માંનાં માણસો ગવર્નર જનરલ ઈન કૌન્સિલની રજાથી બ્રિટિશ ઇંડિયામાં રહેતાં હોય તો તે, તથા અંગ્રેજ સરકાર સાથે મિત્રાચારીમાં હોય એવાં કોઈ પરરાજ્યનાં માણસો, જાણે તે મલીકા મઆઝમાની રૈયત હોય તે પ્રમાણે, બ્રિટિશ ઇંડિયાની કોરટોમાં ફરિયાદ કરવાને મુખ્તાર છે. લોકો ક્યારે ફરિયાદ કરે.

અંગ્રેજ સરકારસાથે દુશ્મનીમાં હોય એવા પરરાજ્યનો કોઈ માણસ સદરહુ રજા વગર બ્રિટિશ ઇંડિયામાં રહેતો હોય, અથવા પરરાજ્યના મુલકમાં રહેતો હોય, તો તેનાથી તેવી કોઈ કોરટમાં ફરિયાદ થશે નહીં.

ખુલાસો:—ગ્રેટબ્રિટન અને આયર્લંડના સંયુક્ત રાજ્યસાથે જે પરરાજ્ય લડાઈ ચલાવતું હોય તેના મુલકમાં રહેનારો, અને તે મુલકમાં વેપાર ધંધો ચલાવવાસારૂ મલીકા મઆઝમાના એક સ્ટેટ સેક્રેટરીની સહીનો અથવા હિંદુસ્તાનની સરકારના એક સેક્રેટરીની સહીનો પરવાનો લીધાવગર તે દેશમાં વેપાર ધંધો ચલાવનારો દરેક શખ્સ, આ કલમના બીજા પારેગ્રાફના કામસારૂ દુશ્મનીવાળા પરરાજ્યના મુલકમાં રહેનાર પરદેશી ગણાશે.

૪૩૧. પરદેશી સંસ્થાન નીચે પ્રમાણે હોય ત્યારે, બ્રિટિશ ઇંડિયાની કોરટોમાં ફરિયાદ કરવાને મુખ્તાર છેઃ— પરદેશી રાજ્ય ક્યારે ફરિયાદ કરી શકે.

(અ) મલીકા મઆઝમાએ અથવા ગવર્નર જનરલ ઈન કૌન્સિલે તે રાજ્ય કબુલ કર્યું હોય તો; અને

(બ) તે પરદેશી સંસ્થાનના ઉપરીના અથવા તે સંસ્થાનની રૈયતના ખાનગી હક્કો અમલમાં લાવવાના હેતુથી ફરિયાદ કરી હોય તો.

મલીકા મઆઝમાએ અથવા ગવર્નર જનરલ ઈન કૌન્સિલે પરદેશી સંસ્થાન કબુલ કર્યું નથી એ વાત ન્યાયાધિકારની રૂએ કોરટે ધ્યાનમાં રાખવી જોઇએ.

૪૩૨. કોઈ સત્તાધિકારી રાજાના અથવા રાજ્ય ચલાવનાર સરદારના કહેવાથી, તેની વતી કોઈ ફરિયાદ ચલાવવાસારૂ અથવા તેનો જવાબ કરવાસારૂ સરકારના હુકમથી મુદ્દામ નીમેલા શખ્સો કબુલ કરેલા મુખ્તારો ગણાશે, અને આ કાયદાપ્રમાણે હાજર થવાનું, કામ કરવાનું અને અરજી કરવાનું કામ તે રાજાની અથવા સરદારની વતી તેઓ કરશે; પછી તે રાજા અથવા સરદાર બ્રિટિશ સરકારસાથે ગમે તો તાબેદારીની અથવા બીજી રીતની દોસ્તીમાં હોય, અને તે ગમે તો બ્રિટિશ ઇંડિઆમાં અથવા તેની બાહાર રહેતા હોય. રાજા અથવા રજવાડા તરફથી ફરિયાદ ચલાવવા અથવા તેનો જવાબ કરવાને સરકારે મુદ્દામ નીમેલા શખ્સો.

૪૩૩. સદરહુ પ્રકારના કોઈ રાજા અથવા સરદાર ઉપર અને પરદેશી સંસ્થાનના કોઈ એલચી અથવા વકીલ ઉપર ડિસ્ટ્રિક્ટ કોરટના તા- રાજાવગેરે ઉપરની ફરિયાદો.

ખાની ન હોય એવી કોઈ યોગ્ય હકુમતની કોરટમાં, સરકારના એક સેક્રેટરીની સહીથી સરકારના સંમતીનો દાખલો આપીને (પણ તે સંમતીશિવાય નહીં) ફરિયાદ કરી શકાય;

નાચે પ્રમાણે હકીકત હોય તોજ તે સંમતી આપવી એટલેઃ—

(અ) તે રાજા, સરદાર, એલચી અથવા વકીલ ઉપર કોઈ કોરટમાં ફરિયાદ કરવા ઇચ્છનારે શખ્સ ઉપર તેવી કોરટમાં તે રાજા, સરદાર, એલચી અથવા વકીલે ફરિયાદ માંડી હોય તો, અથવા

(બ) તે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે રાજા, સરદાર, એલચી અથવા વકીલ પોતે અથવા બીજાની મારફતે વેપાર કરતો હોય તો, અથવા

(ક) તે સ્થાનિક હદની અંદરની અને તે રાજા, સરદાર, એલચી, અથવા વકીલના કબજામાંની સ્થાવર મિલકત વિશે ફરિયાદ હોય તો.

રાજા વગેરેને પકડવાની માફી. તેમની મિલકત ક્યારે જપ્ત થાય.

તે રાજા, સરદાર, એલચી અથવા વકીલને આ કાયદાપ્રમાણે પકડવામાં આવશે નહીં; અને સદરહુ કલમપ્રમાણે દાખલા સુધાંતની સરકારની સંમતી શિવાય તેવા કોઈ રાજાની, રજવાડાની, એલચીની અથવા વકીલની મિલકત ઉપર કોઈ હુકમનામું બજાવવામાં આવશે નહીં.

**ટીકા**—૪૩૩. કોઈપણ રાજાએ પોતાના રાજકીય અધિકારની રૂએ જે કૃત્ય કર્યું હોય તે બાબત મ્યુનસીપાલ કોરટમાં દાવા ચાલી શકે નહી.કોઈ પણ સ્વતંત્ર રાજ્યના વારસાના હક્કની તકરારે દીવાની કોરટમાં ચાલી શકે નહી. પણ જ્યારે રાજાએ હકુમત કબુલ કરી હોય તો બ્રીટીસ મુલકમાં જે મીલકત હોય તેને સારૂ તેના ઉપર દાવા થઇ શકે. ૨૫ વી. રી. ૪૦૪.

દેશી સંસ્થાનોની કોર્ટોનાં હુકમનામાં બ્રિટિશ ઈંડિયામાં બજાવવાનું.

૪૩૪. હિંદુસ્તાનના ગેઝીટમાં જાહેરખબર આપીને વખતેવખતેઃ—

(અ) મલીકા મોઆઝમાસાથે દોસ્તીમાં હોય તેવા કોઈ દેશી રાજા રજવાડાના મુલકમાંની, અને ગવર્નર જનરલ ઇન કોન્સિલના હુકમથી સ્થાપેલી ન હોય તેવી કોઈ દિવાની અથવા મુલકી કોરટોનાં હુકમનામાં, જાણે તેબ્રિટિશ ઈંડિયામાંની કોરટોએ કર્યાં હોય તે રીતે, બ્રિટિશ ઈંડિયામાં બજાવી શકાય એવું ઠરાવવાને,

(બ) તેવા કોઈ ઠરાવ રદ કરવાને,

ગવર્નર જનરલ ઇન કોંસિલ મુખત્યાર છે.

તે ઠરાવ અમલમાં હોય ત્યાંસુધી તે પ્રમાણે સદરહુ હુકમનામાં બજાવી શકાય.

—<>—

## બાબ ૨૯ મો.

**કારપોરેશન તથા કંપનીઓ તરફની અને તેમના ઉપરની ફરિયાદો.**

૪૩૫. પોતાના અમલદારના અથવા ટ્રસ્ટીના નામથી ફરિયાદમાં વાદી પ્રતિવાદી થવાનો અખત્યાર મળ્યો હોય, એવી કંપનીએ અથવા કારપોરેશને કરેલી ફરિયાદોમાં, તે કંપનીની અથવા કારપોરેશનની તરફથી તેના કોઈ ડિરેકટરે અથવા સેક્રેટરીએ અથવા બીજો જે અમલદાર મુકદમાની હકીકત બાબત જબાની આપવાને શકિતવાન હોય તેણે ફરિયાદ અરજી ઉપર સહી તથા સાચાપણાના એકરાર કરવા.

ફરિયાદ અરજી ઉપર સહી અને સાચાપણાના એકરાર.

**ટીકા**—૪૩૫. ઇનકારપોરેટેડ કમ્પનીએ દાવો પોતાના કારપોરેટ નામથી કરવા જોઇએ અને તેના ઉપર પણ દાવો તેજ નામથી થવો જોઇએ. ૧૦ વી. રી. ૩૬૬.

દાવાની અરજી ઉપર સાધારણ સીલથી-સીક્કો મારવો જોઇએ પણ તેના ઉપર ઇકરાર જે સખ્સ અરજીમાં લખેલી વાત ખરીછે એવું કહી શકે તેણેજ કરવો જોઇએ.

એક નામથી દાવો કરવાને અગર એક નામથી તેના ઉપર દાવો થઈ શકે એવો કોઈ પેઢીને અખત્યાર ન હોય તો દરેક ભાગીદારનું નામ દાખલ કરવું જોઇએ. અને આવી કમ્પની ઉપર દાવો કરતાં જો વાદીને બધા ભાગીદારોનાં નામની ખબર ન હોય તો જે નામથી તે ઓળખાતા હોય તે નામ લખી બધા ભાગીદારોનાં નામ વધારે ચોકસાઇથી આપી શકતો નથી એમ વાદીએ ઝાહેર કરવું જોઇએ. ૮ વી. રી. ૪૫.

૪૩૬. પોતાના અમલદારના અથવા ટ્રસ્ટીના નામથી ફરિયાદમાં વાદી પ્રતિવાદી થવાનો અખત્યાર મળ્યો હોય તેવી કંપની અથવા કારપોરેશન ઉપર ફરિયાદ હોય ત્યારે નીચે પ્રમાણે સમન પોંચાડી શકાય:—

કારપોરેશન અથવા કંપનીને સમન પોંચાડવાનું.

(અ) તે કારપોરેશનની અથવા કંપનીની રજીસ્ટર કરાવેલી (જો કોઈ હોય તો) આફીસમાં સમન મુકી આવવો, અથવા

(બ) તે કારપોરેશનની કે કંપનીની આફીસના (અથવા એક કરતાં વધારે આફીસો હોય તો બ્રિટિશ ઈંડિયામાંની મુખ્ય આફીસના) પત્તાથી તે અમલદારને કે ટ્રસ્ટીને પત્ર લખીને તે પત્રમાં ટપાલ મારફતે તે સમન મોકલવો, અથવા

(ક) તે કારપોરેશનના કે કંપનીના કોઈ ડિરેક્ટર, સેક્રેટરી, અથવા બીજા મુખ્ય અમલદારને આપવો.

ફરિયાદસંબંધી જરૂરના સવાલોનો જવાબ દઈ શકે એવા તે કારપોરેશનના અથવા કંપનીના કોઈ ડિરેક્ટરને, સેક્રેટરીને કે બીજા મુખ્ય અમલદારને જાતે હાજર થવાનું ફરમાવવાને કોરટ મુખ્તાર છે.

## બાબ ૩૦ મો.

### ટ્રસ્ટી મૃત્યુપત્ર ચલાવનાર અને મૈયતની મિલકતનો વહિવટ કરનાર કરે તે તથા તેમના ઉપર થાય તે ફરિયાદો.

ટ્રસ્ટી વગેરેને જે મિલકતનો હક પ્રાપ્ત થાય તે મિલકત વિશેની ફરિયાદોમાં હિત સંબંધ હોય તેવા શખ્સોના વારસ વકીલ થવાનું.

૪૩૭. ટ્રસ્ટીને મૃત્યુપત્ર ચલાવનારને અથવા મૈયતની મિલકતના વહિવટ કરનારને જે મિલકતનો હક્ક પ્રાપ્ત થયો હોય તે મિલકતસંબંધી બધી ફરિયાદોમાં, તે મિલકતમાં હિતસંબંધવાળા શખ્સોની તથા ત્રાહિતની વચે ટંટો હોય ત્યારે, તે હિતસંબંધવાળા શખ્સોની વતી તે ટ્રસ્ટી, મૃત્યુપત્ર ચલાવનાર અથવા મૈયતની મિલકતનો વહિવટ કરનાર વારસવકીલ તરીકે હાજ થયેલા ગણાશે, અને સાધારણરીતે તેમને ફરિયાદના પક્ષકાર કરવાની જરૂર નથી પરંતુ કોરટને યોગ્ય લાગે તો તેમને અથવા તેમાંના કોઈને તેવા પક્ષકાર થવાનો હુકમ કરવાને કોરટ મુખ્તાર છે.

ટીકા—૪૩૭. ઇંડીઅન સેકશન આકટની ૪ થીએ જે વહીવટ કરનારા અગર એકઝીક્યુટરો હોય તેમના અધિકારને આકટની ૧૭૯મી કલમ પ્રમાણે મરનારની તમામ મીલકત ઉપર છે અને તેઓ તે મરનાર સખ્સના કાયદેસર વારસ વકીલ (પ્રીઝેન્ટેટીવ) ગણાય છે; પણ એકઝીક્યુટરે વીલ સાબીત કરવું જોઈએ. અગર અમુક હુકમની કોરટમાંથી વીલ સહીત વહીવટપત્ર મેળવવું જોઈએ. આ પ્રમાણે થયા પછીજ તે એકઝીક્યુટર અગર વહીવટ કરનાર મીલકત ઉપર પોતાનો હક્ક સાબીત કરી શકે. (કલમ ૧૮૭) તેમજ જે પોતાની મીલકતની વ્યવસ્થા કર્યા શીવાય મરણ પામ્યો હોય તેની મીલકત ઉપર વહીવટ પત્ર મેળવ્યા શીવાય, કોઈ પણ હક્ક સ્થાપીત કરી શકાતો નથી.

ઓફીસીયલ ટરસ્ટી કુલ ટરસ્ટી છે અને તેની ટરસ્ટી નહીંકે નીમણુંકથીકે તેની બધી મીલકત ઉપર અધિકાર તેનો થાય છે. (સને ૧૮૬૪ નો ૧૭મો આકટ જુઓ). સ્પષ્ટ ટ્રસ્ટી થવા તેના વારસવકીલ ઉપર દાવો લાવવાની અમુક મુદત મુદતના કાયદામાં ઠરાવેલી નથી. સને ૧૮૭૭ ના ૧૫ મા આકટની ૧૦ કલમ જુઓ.

મૃત્યુપત્ર ચલાવનાર તથા મૈયતની મિલકતના

૪૩૮. મૃત્યુપત્ર ચલાવનારા અથવા મૈયતની મિલકતનો વહિવટ કરનારા ઘણા હોય ત્યારે, તેમાંના એક અથવા વધારે ઉપરની ફરિયાદમાં તે બધાને પક્ષકાર કરવા.

વહિવટ કરનારને સામીલ કરવાનું.

પરંતુ જે મૃત્યુપત્ર ચલાવનારાઓએ મૃતલેખ કરનારનું મૃત્યુપત્ર શાબિત કર્યું ન હોય તેમને, તથા કોરટની હકુમતની સ્થાનિક હદની બહાર જે મૃત્યુપત્ર ચલાવનારા અને મૈયતની મિલકતના વહિવટ કરનારા હોય તેમને પક્ષકાર કરવાની જરૂર નથી.

ટીકા—૪૩૮. સને ૧૮૬૫ના ૧૦મા આકટની ૨૬૧મી કલમ જુઓ. આ કલમ એકઝીક્યુટર અને આડમીનીસ્ટ્રેટર (વહીવટ કરનાર)ના રક્ષણ માટે છે.

મૃત્યુપત્ર ચલાવનારી પરણેલી સ્ત્રીનો ધણી સામીલ કરવો નહી.

૪૩૯. મૃત્યુપત્ર ચલાવનારી અથવા મૈયતની મિલકતનો વહિવટ કરનારી પરણેલી સ્ત્રી ફરિયાદ કરે તેમાં અથવા તેના ઉપર ફરિયાદ થાય તેમાં, કોરટ બીજીરીતે ન ફરમાવે તો, તેના ધણીએ પક્ષકાર થવું નહીં.

ટીકા—૪૩૯. આ કલમની સાથે સને ૧૮૬૫ના ૧૦મા આકટની કલમ ૧૮૩, ૧૮૯ અને ૨૭૫ જુઓ.



## બાબ ૩૧ મો.

### સગીર તથા દીવાના એઓની તરફની અને તેમના ઉપરની ફરિયાદો.

સગીરની ફરિયાદ ઈષ્ટમિત્રે કરવી.

ખરચ.

૪૪૦. સગીરે કરવાની પ્રત્યેક ફરિયાદ તેના નામથી પાકી ઉમરના શખ્સે કરવી, તે પાકી ઉમરના માણસને તે ફરિયાદમાં સગીરનો ઈષ્ટમિત્ર કહેવો, અને જાણે તે વાદી હોય તે રીતે ફરિયાદનું કંઈ પણ ખરચ ભરવાને તેના ઉપર હુકમ થઈ શકશે.

ટીકા—૪૪૦. અમુક સખ્સ પુખ્ત ઉમરનો કયારે થાય છે તે બાબત ઘણી અનિશ્ચીત હતી. ઈન્ડીઅન સકસેશન આકટ પ્રમાણે પાકી ઉમ્મર ૧૮ વરસની ગણેલી છે પણ હીંદુસ્તાનના દેશીઓ પુખ્ત ઉમરના ક્યારે ગણાય તે વાત શક ભરેલી હતી. બ્રીટીસ હીંદુસ્તાનમાં વાસ કરી રહેલા સખ્સોની પુખ્ત ઉમર ૧૮ વરસે ગણવી જોઈએ. આમાં કેટલાક અપવાદ છે. પણ જે સગીરની જાત અગર મીલકતને માટે ન્યાયની કોરટે જો કોઈને વાલી નીમ્યો હોય તે અને જે સગીર કોરટ ઓફવાર્ડસની હકુમત નીચે છે તે ૨૧ વરસે પુખ્ત ઉમરના થયા ગણાય છે. દાવો ચાલતાં સગીરનો વાલી નીમવામાં આવ્યો હોય તો તેની પુખ્ત ઉમર ૨૧ વરસે થઈ ગણાય. ઈ. લો. રી. ૧ કલકત્તા ૩૮૮.

વીજકોર જીભાઈ વીરૂદ્ધ વજીનો ફેસલો મુંબઈ હાયકોરટ રીપોટ ૯ પાને ૩૧૦મે છે તે જુઓ.

પરદેશી વાલી કોરટ મંજુર રાખી શકે નહી. ૭ મુ. હા. રી. પા. ૭

ઇષ્ટમિત્ર અથવા તે ફરિયાદ પુરતા નીમેલા વાલીએ અરજી કરવી.

૪૪૧. સગીરની વતી (કલમ ૪૪૯ પ્રમાણેની અરજ શિવાયની) પ્રત્યેક અરજ કોરટને કરવી તે તેના ઇષ્ટમિત્રે કરવી, અથવા તે ફરિયાદ પુરતા નીમેલા તેના વાલીએ કરવી.

ઇષ્ટમિત્ર શિવાય ફરિયાદઅરજી દાખલ કરી હોય તો તે ફાઈલમાંથી દુર કરવી.

૪૪૨. ઇષ્ટમિત્ર વગર સગીરે અથવા તેની વતી કોઈએ ફરિયાદ અરજી દાખલ કરી હોય તો, જે પ્લીડરે અથવા બીજા શખ્સે ફરિયાદ અરજી આપી હોય તેની પાસેથી ખરચ અપાવીને ફરિયાદ અરજી ફાઈલ માંથી કાઢી નાખો એવી અરજ પ્રતિવાદી કરવાને મુખત્યાર છે. તે અરજની નોટીસ તે શખ્સને પ્રતિવાદીએ આપવી. અને તેની કંઈ હરકતો હોય તો તે સાંભળ્યાપછી, તે કામમાં પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

ખરચ.

ફરિયાદ પુરતો વાલી કોરટે નીમવો.

૪૪૩. ફરિયાદનો પ્રતિવાદી સગીર હોય તો, તેના સગીરપણાનો ખાત્રી થયા પછી, તે સગીરને વાસ્તે જવાબ દાખલ કરવાને અને મુકદમો ચલાવવામાં તેની વતી સામાન્ય રીતે કામ કરવાને કોર્ટે કોઈ લાયક શખ્સને તે સગીરનો તે ફરિયાદ પુરતો વાલી નીમવો.

ફરિયાદ પુરતો વાલીએ, સન ૧૮૭૫ ના હિંદુસ્તાનના પાકી ઉમર વિશેના આકટની કલમ ૩ જી ના અર્થ પ્રમાણે, જાતનો અથવા મિલકતનો વાલી થતો નથી.

ટીકા—૪૪૩. સને ૧૮૬૪ના ૨૦મા કાયદા પ્રમાણે જે સગીરની મીલકતનો વહીવટ કરવાને કોઈ વહીવટદાર (આડમીનીસ્ટ્રેટર) નીમાયા ન હોય તો સને ૧૮૭૯ના ૧૨મા આકટથી સુધારો થયેલી ૪૪૩મી કલમ પ્રમાણે દાવા પુરતો વાલી સગીરના સામે થયેલા દાવાનો બચાવ કરવા સારૂ નીમવાને કાંઈ હરકત નથી. સગીરની મીલકત કબજે લેવાના હક્ક ન રાખતો હોય તેવા ઇષ્ટમિત્ર અગર દાવા પુરતા વાલીને સને ૧૮૬૪ ના ૨૦ મા આકટની ૨૭ કલમ લાગુ પડતી નથી. સને ૧૮૬૪ ના ૨૦મા આકટ પ્રમાણે અગર સને ૧૮૭૯ના ૧૨મા આકટ સુધારવામાં આવ્યો તે સુધરેલા દીવાની કાયદા પ્રમાણે પણ કોઈ પણ સખ્સને અગર સ્ત્રીને તેના મરજી વિરૂદ્ધ ઇષ્ટમિત્ર, દાવા પુરતો વાલી, અગર સગીરની મીલકતનો વહીવટ કરનાર અથવા તેની જાતનો રક્ષક કોરટ નીમી શકે નહી. આગળથી કબુલત લીધા શીવાય જે સખ્સને દાવાપુરતો વાલી નીમ્યા હોય તેને, ખરચ આપવાની બાબતમાં, દીવાની કાયદાની કલમ ૪૨૮ લાગુ પડતી નથી. કોરટનો અધીકારી સગીરનો દાવાપુરતો વાલી નીમાયો હોય તે છતાં પણ સને ૧૮૮૦ના ૧૫મા આકટની ૩ કલમની ૨ કલમ બ પ્રમાણે તે સગીર સામેનો દાવો ચલાવવાની કોરટની હકુમતને બાધ આવતો નથી. ઇ. લૉ. રી. ૪ મુંબાઇને પાને ૬૩૮મે મોહન ઇશ્વર વિરૂદ્ધ હકુ રૂપાના કામમાં જે ઠરાવ કરેલો છે તે સને ૧૮૭૯ના ૧૨મા આકટથી દીવાની કાયદાની કલમ

૪૫૯માં સુધારો થયા પ્રમાણે, દાવાપુરતા વાલી કોરટના અધીકારીઓ નીમાતા તેમની બાબતમાં સને ૧૮૮૦ ના ૧૫મા આકટની કલમ ૩ થી ૨૯ થયેલો છે. ઇ. લો. રી. ૫ મુંબાઈ ૩૦૬.

વીલમાં છોકરાની ઉમર સહેજ લખી હોય ને તે છોકરાની ચોકસ વયનો પુરાવો નથી. વીલ કરનારના મૃત્યુ પછી છોકરીના વાલીને સરટીફીકટ આપવાનું કામ ચાલ્યુ હોય તે ફકત તે વખતે તે છોકરી સગીર હતી તેનો પુરાવો છે. વાદીને વેચાણ કરી આપ્યું તે વખતે વેચાણ કરી આપનાર સગીર હતી. એ વાતની સાબીતી નહોતી તેથી તેણે કરેલું વેચાણ મંજુર રાખવામાં આવ્યું હતું. સગીર હતી તેના પુરાવાનો બોજો પ્રતિવાદીને શીર છે. ૮ વી. રી. ૩૭૧.

સગાઈ પાસેની છે તે કારણથી કોઈ પણ સખસને વાલી થવાનો હક્ક મળતો નથી. ૪ વી. રી. પરચુરણ ૩.

સગીરને પ્રતિવાદીના વર્ગમાંથી દુર કરવાનો નીચેની અપીલ કોરટે હુકમ કર્યો તેમાં કાયદાની કાંઈ ભુલ નહોતી કેમકે વાલી નીમાયા શીવાય સગીર વિરૂદ્ધ હુકમનામું કરવામાં આવ્યું હોય તે તેને બંધનકારક નથી. ૧૧ વી. રી. ૩૦૦.

જે દાવામાં સગીર પ્રતિવાદીને કાંઈ પણ ખરેખરો ભાગ લેવાની જરૂર નથી તેમાં પોતાના રક્ષ્ય (વાર્ડ) ના હકને નુકશાન કરતું કાંઈ પણ કામ વાલી વાજબી રીતે કરી શકતો નથી. સગીરના ફાયદાની વાત તે કરી શકે નહી તો તે બાબત તેણે કોરટના હાથમાં રહેવા દેવી જોઈએ. ૧૯ વી.રી.૧૪૩

જે સખસનો સગીર સામે હક્ક હોય તેને, વહીવટનું સરટીફીકટ મળે ત્યાંસુધી સને ૧૮૬૪ના ૨૦મા આકટની ૨૭ કલમથી તેણે દાવો લાવતાં હરકત નથી. તે દાવો લાવી શકેછે પણ તરતજ તેણે વહીવટદાર નીમવા સારૂ ડીસ્ત્રીકટ જડજને અરજ કરવી જોઇએ. અને ૮ મી કલમ પ્રમાણે ડીસ્ત્રીકટ જડજ વહીવટદાર નીમી શકેછે. ૧૧ મુ. હા. રી. પાનું. ૨૬.

ઇષ્ટમિત્ર અથવા વાલી વગર મેળવેલો હુકમ દુર કરાય.

૪૪૪. કોઈ સગીરની વતી કોઈ ઇષ્ટમિત્ર અથવા ફરિયાદ પુરતો વાલી ( જે હોય તે ) હાજર થયા વગર કોઈ ફરિયાદમાં અથવા કોરટને કરેલી કોઈ અરજ ઉપરથી કંઈ હુકમ થયો હોય, અને તે હુકમમાં અથવા તે હુકમ ઉપરથી તે સગીરનો કોઈ રીતે સંબંધ હોય અથવા તેને લાગતું વળગતું હોય તો તે હુકમ રદ્દ થઈ શકે; અને જે પક્ષકારની અરજથી તેવો હુકમ કરવામાં આવ્યો હોય તેના પ્લીડરને તે સગીરપણાની વાત માલમ હોય અથવા વાજબી રીતે માલમ પડી હોત એમ હોય તો, તે પ્લીડર પાસેથી ખરચ અપાવીને તે હુકમ રદ્દ થઈ શકે.

ખરચ.

ઇષ્ટમિત્ર કોણ થઈ શકે.

૪૪૫. ઉમરે પોંચેલો અને પાકી શમજનો હોય એવો કોઈ શખસ સગીરના ઇષ્ટમિત્ર તરીકે કામ કરી શકે. પરંતુ તે સગીરના લાભથી તેનો લાભ ઉલટો ન હોવો જોઇએ, અને તે ફરિયાદમાં તે પ્રતિવાદી ન હોવો જોઇએ.

ઇષ્ટમિત્રને દુર કરવાનું.

૪૪૬. સગીરના ઇષ્ટમિત્રનું હિત તે સગીરના હિતથી વિરૂદ્ધ હોય ત્યારે, અથવા સગીરથી ઉલટો જેનો લાભ હોય તેવા પ્રતિવાદી સાથે તે ઇષ્ટમિત્રને એટલું લાગતું વળગતું હોય કે તે ઉપરથી સગીરનો લાભ તેના થી બરોબર સચવાશે એવો સંભવ ન હોય ત્યારે, અથવા તે પોતાનું કામ બજાવે નહી ત્યારે, અથવા ફરિયાદ ચાલતી હોય તેવામાં તે બ્રિટિશ ઇંડિયામાં રહેતો બંધ થાય ત્યારે, અથવા બીજા કોઈ પુરતા કારણને લીધે, તેને દુર કરવાસારૂ કોઈ પ્રતિવાદી અથવા સગીરની વતી કોઈ શખ્સ અરજ કરવાને મુખત્યાર છે. અને ( બતાવેલું કારણ બસ છે એવિશે કોરટની ખાત્રી થાય તો) ઇષ્ટમિત્રને તે પ્રમાણે દુર કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

ટીકા—૪૪૬. વાલીનાં કૃત્ય પોતાના રક્ષ્યનાં વીરૂદ્ધ જણાય તે છતાં પણ તે પુર્ણ શુદ્ધબુદ્ધીથી કરેલાં હોઈ શકે. ૯ વી. રી. પરચુરણ ૧૮.

ઇષ્ટમિત્રે નિકળી જવાનું.

૪૪૭. કોરટ બીજીરીતે હુકમ ન કરે તો, પોતાની જગાએ દાખલ કરવાસારૂ કોઈ લાયક શખ્સ પ્રથમ મેળવ્યાવગર, અને થઈ ગએલા ખરચને વાસ્તે જામીન આપ્યાવગર કોઈ ઇષ્ટમિત્ર પોતાનીજ અરજ ઉપરથી નિકળી શકશે નહીં.

નવો ઇષ્ટમિત્ર નીમવાની અરજ.

નવો ઇષ્ટમિત્ર નીમવાસારૂ કરેલી અરજીને સોગનનામાથી પુષ્ટી આપવી; અને જે શખ્સનું નામ સુચવ્યું હોય તે લાયક છે તથા સગીરથી ઉલટો તેનો લાભ નથી એવું તે સોગનનામામાં બતાવવું.

ઇષ્ટમિત્ર ગુજરી જાય અથવા તે દુર થાય ત્યારે કામ બંધરાખવું.

૪૪૮. સગીરનો ઇષ્ટમિત્ર ગુજરી જાય અથવા તેને દુર કરવામાં આવે ત્યારે તેની જગાએ ઇષ્ટમિત્ર નીમવામાં આવે ત્યાંસુધી આગળ કામ ચલાવવું બંધ રાખવું.

નવો ઇષ્ટમિત્ર નીમવાની અરજ.

૪૪૯. તે સગીરનો પ્લીડર યોગ્ય મુદતમાં નવો ઇષ્ટમિત્ર નીમાવવાની તજવીજ ન કરે તો, સગીર સાથે અથવા તકરારી બાબત સાથે સંબંધ હોય તેવો કોઈ શખ્સ ઇષ્ટમિત્ર નીમવાસારૂ કોરટને અરજ કરવાને મુખત્યાર છે. અને પોતાને યોગ્ય લાગે તે શખ્સને ઇષ્ટમિત્ર નીમવાને કોરટ મુખત્યાર છે.

સગીર વાદી અથવા અરજદાર ઉમરે પોંચે ત્યારેતેણે શું કરવું.

૪૫૦. સગીર વાદીએ અથવા જે સગીર ફરિયાદનો પક્ષકાર ન હોય તેની વતી કંઈ અરજ ચાલુ હોય તેણે, ઉમરે પોંચે એટલે, ફરિયાદનું અથવા અરજનું કામ પોતે ચલાવશે કે નહીં એ વાત પસંદ કરવી.

ટીકા—૪૫૦. સગીર પુખ્ત ઉમરનો થાય ત્યારે વાલીએ અજાણપણાને લીધે અગર ગફલતથી જે દાવા ન કર્યા હોય તે પોતાના નામથી ચલાવવાને તેને હરકત નથી. ૩ વી. રી. ૪૩.

૪૫૧. તે કામ ચલાવવાનું પોતે પસંદ કરે તો, ઇષ્ટમિત્રને કાઢી નાંખીને પોતાના નામથી કામ ચલાવવાની રજા મળવાનો હુકમ કરાવવાસારૂ તેણે અરજ કરવી. જો તે કામ ચલાવવાનું પસંદ કરે તો.

આવે પ્રસંગે ફરિયાદનું અથવા અરજનું મથાળું, ત્યારથી નીચે પ્રમાણે વંચાય એવી રીતે, સુધારવું—

**અ. બ.** માજી સગીર, તેની વતી તેનો ઇષ્ટમિત્ર ક. ડ. હતો, પરંતુ હમણાં તે ઉમરમાં આવેલો.

૪૫૨. ફરિયાદનું અથવા અરજનું કામ છોડી દેવાનું તે પસંદ કરે, અને તે એકલોજ વાદી અથવા એકલોજ અરજ કરનાર હોય તો, પ્રતિવાદીએ અથવા રેસ્પોન્ડેન્ટે કરેલું ખરચ અથવા તેના ઇષ્ટમિત્રે આપેલું હોય તે ખરચ આપીને તે ફરિયાદ અથવા અરજ કાઢી નાખવાનો હુકમ કરાવવાસારૂ તેણે અરજ કરવી. કામ છોડી દેવાનું તે પસંદ કરે તો. ખરચ.

૪૫૩. કલમ ૪૫૧ અથવા ૪૫૨ પ્રમાણે કરવાની કોઈ અરજ એક તરફી થઈ શકે. અને માજી સગીર ઉમરે પોંચ્યો છે એ વાત સોગનનામાથી શાબિત કરવી જોઇયે. કલમ ૪૫૧, ૪૫૨ પ્રમાણે અરજો કરવાનું તથા તે શાબિત કરવાનું.

૪૫૪. સગીર સહ-વાદી ઉમરે પોંચ્યા પછી ફરિયાદ નાકબૂલ કરવાની ઇચ્છા રાખે તો, સહ-વાદી તરીકે પોતાનું નામ કાઢી નાખવાને તેણે અરજ કરવી. અને, તે જરૂરનો પક્ષકાર નથી એમ કોરટને જણાય તો, ખરચ અને બીજી બાબતને વાસ્તે પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરીને ફરિયાદમાંથી તેનું નામ કોરટે કાઢી નાખવું. સગીર સહ-વાદી ઉમરે પોંચ્યાપછી ફરિયાદ ચલાવવાની ના કહે ત્યારે.

તે અરજની નોટીસ પ્રતિવાદી ઉપર તેમજ ઇષ્ટમિત્ર ઉપર બજાવવી. અને માજી સગીર ઉમરે પોંચ્યો છે એ વાત સોગનનામાથી શાબિત કરવી. આ અરજનું બધા પક્ષકારોનું ખરચ અને ત્યાંસુધીમાં ફરિયાદમાં ચાલેલા બધા અથવા કંઈ કામનું ખરચ કોરટ ફરમાવે તે શખ્સોએ આપવું. ખરચ.

માજી સગીર ફરિયાદમાં જરૂરનો પક્ષકાર હોય તો તેને પ્રતિવાદી કરવાને કોરટ ફરમાવે.

૪૫૫. કોઈ સગીર ઉમરે પોંચ્યા પછી, પોતાને નામે ઇષ્ટમિત્રે કરેલી ફરિયાદ ગેરવાજબી અથવા અયોગ્ય હતી, એમ કોરટની ખાત્રી થાય એ રીતે શાબિત કરે, અને તે એકલોજ વાદી હોય તો, ફરિયાદ કાઢી નાખવાને તે અરજ કરે. ફરિયાદ ગેરવાજબી અથવા અયોગ્ય હોય તો.

તે અરજની નોટીસ લાગતા વળગતા બધા પક્ષકારો ઉપર બજાવવી.

અને તે ગેરવાજબીપણા અથવા અયોગ્યપણા વિશે કોરટની ખાત્રી થયા પછી, તે અરજ મંજુર કરવાને, તથા ફરિયાદમાં કંઈ કામ ચાલ્યું હોય તેનું અને તે અરજસંબંધી બધા પક્ષકારોનું ખરચ આપવાનો તે ઇષ્ટમિત્રને હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

ખરચ.

ફરિયાદ પુરતો વાલી નીમવાની અરજ.

૪૫૬. સગીરને નામે અને સગીરનીવતી, અથવા વાદીએ, અરજ કરવાથી ફરિયાદ પુરતો તેનો વાલી નીમવાનો હુકમ મળી શકે. ફરિયાદમાંની તકરારી બાબતોમાં સગીરથી ઉલટો લાભ સુચવેલા વાલીનો નથી, તથા તે વાલી તરીકે નીમવાને લાયક છે એ વાત ખરી કરી બતાવનારા સોગનનામાથી તે અરજને પુષ્ટી આપવી.

ફરિયાદ પુરતા વાલી તરીકે કામ કરવાને યોગ્ય તથા ખુશી હોય એવો કોઈ શખસ ન હોય તો, કોરટને પોતાના કામદારો પૈકી કોઈને એવા વાલી તરીકે નીમવાનો અધિકાર છે; પણ સગીરથી ઉલટો તેને લાભ ન હોવો જોઇએ.

ફરિયાદ પુરતો વાલી કોણ થઈ શકે.

૪૫૭. પાકી સમજનો અને ઉમરે પોંચેલો સહ-પ્રતિવાદી, સગીરથી ઉલટો તેનો લાભ ન હોય તો, ફરિયાદ પુરતો વાલી નીમી શકાય, પરંતુ વાદીને અથવા પરણેલી સ્ત્રીને તે રીતે નીમી શકાય નહીં.

વાલી પોતાના કામમાં કસુર કરે તો તેને દુર કરી શકાય.

ખરચ.

૪૫૮. સગીર પ્રતિવાદીનો ફરિયાદ પુરતો નીમેલો વાલી પોતાનું કામ ન કરે, અથવા બીજું પુરતું કારણ જણાવવામાં આવે તો, તેને દુર કરવાને તથા તેણે કામ કરવામાં કસુર કર્યાથી કોઈ પક્ષકારને થએલું ખરચ આપવાનો તેને હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

ફરિયાદ ચાલતાં વાલી મૈયત થાય તો નવો વાલી નીમવો.

૪૫૯. ફરિયાદ પુરતો નીમેલો વાલી ફરિયાદ ચાલતાં ગુજરી જાય અથવા કોરટ તેને દુર કરે તો કોરટે તેની જગાએ નવો વાલી નીમવો.

મૈયત હુકમનામાના દેણદારના સગીર વારસવકીલનો ફરિયાદપુરતો વાલી.

૪૬૦. મૈયત પક્ષકારનો વારસ અથવા વારસવકીલ સગીર હોય અને તેના ઉપર હુકમનામું અમલમાં લાવવાની દરખાસ્ત થાય ત્યારે, કોરટે ફરિયાદ પુરતો તે સગીરનો વાલી નીમવો. અને તે દરખાસ્તની નોટીસ હુકમનામાવાળાએ તે વાલી ઉપર બજાવવી.

ઇષ્ટમિત્રે અથવા ફરિયાદ પુરતા વાલીએ હુકમનામા પહેલાં કોર્ટની રજાવગર તથા જામીનઆ

૪૬૧. ફરિયાદ પુરતા કોઈપણ વાલીએ અથવા ઇષ્ટમિત્રે, હુકમનામાની અથવા હુકમની પહેલાં કોઈપણ વખતે સગીરની વતી પૈસાની કંઈ રકમ અથવા બીજી વસ્તુ સ્વીકારવી કે લેવી નહીં. પરંતુ તેણે પ્રથમ કોરટની રજા મેળવી હોય, અને તે પૈસા કે બીજી વસ્તુ તે સગીરના ફાયદાને વાસ્તે હું રાખીશ અને તે સગીરને તેનો બરાબર હિસાબ આપીશ એ વાતના કોરટની ખાત્રી લાયક જામીન આપ્યા હોય, તો સદરહુ પૈ-

સા અથવા વસ્તુ તે સ્વીકારી શકશે અથવા લેઈ શકશે. પ્યા વગર પૈસા લેવા નહી.

૪૬૨. જે ફરિયાદમાં કોઈ ઈષ્ટમિત્રતરીકે કે વાલીતરીકે કામ કરતો હોય તે ફરિયાદની બાબતમાં તે ઈષ્ટમિત્રે અથવા ફરિયાદ પુરતા વાલીએ કોર્ટની રજાશિવાય સગીરની વાતી કંઈ કબુલાયત અથવા તોડજોડ કરવી નહીં. ઈષ્ટમિત્રે અથવા ફરિયાદ પુરતા વાલીએ કોર્ટની પરવાનગી વગર તોડજોડ કરવી નહી.

કોર્ટની રજાશિવાય કરેલી કોઈ તેવી કબુલાયત અથવા તોડજોડ, સગીર શિવાયના બીજા બધા પક્ષકારો વિરૂદ્ધ નિરર્થક થઈ શકે એવી ગણાશે. પરવાનગી વગરની તોડજોડ નિરર્થક થઈ શકે તેવી છે.

૪૬૩. સને ૧૮૫૮ ના આક્ટ નંબર ૩૫ પ્રમાણે અથવા જે તે વખતે અમલમાં હોય તેવા બીજા કોઈ કાયદાપ્રમાણે, જે દિવાનાઓ દિવાના ઠરેલા હોય તેમની બાબતમાં કલમ ૪૪૦ થી ૪૬૨ (બંને સુધાંત) સુધીમાં કહેલા ઠરાવો, પ્રસંગપ્રમાણે જરૂરનો ફેરફાર કરીને, લાગુ પાડવામાં આવશે. ૪૪૦થી ૪૬૨ સુધીનીકલમો દિવાના લોકોને લાગુ પડેછે.

ટીકા—૪૬૩. સને ૧૮૫૮ ના ૩૫ મા આક્ટની કલમ ૧૧ પ્રમાણે ગાંડાની મીલકતનો વહીવટ લેવા સારૂ નીમયેલો કલેકટર પોતેજ ગાંડાની તરફથી દાવા બાંધી શકે નહી પણ તે કામ સારૂ તેણે વહીવટદાર નીમવો જોઇએ. ૭ વી. રી. ૫.

૪૬૪. કોર્ટ આફ વાર્ડસએ અથવા દિવાની કોર્ટે કોઈ સ્થાનિક કાયદાપ્રમાણે જે સગીરની અથવા દિવાનાની જાતનો વાલી અથવા મિલકતનો વહિવટકરનાર નીમ્યો હોય તે સગીરને અથવા દીવાનાને કલમ ૪૪૨ થી ૪૬૨ સુધીમાં કહેલી કંઈ વાત લાગુ પડતી નથી. કોર્ટની સંભાળમાં હોય તે.



## બાબ ૩૨ મો.

### લશ્કરી માણસોએ તથા તે માણસોઉપર કરવાની ફરિયાદો.

૪૬૫. લશ્કરી ઓહદાથી સરકારની ખરેખર નોકરી બજાવતોહોય તેવો કોઈ અમલદાર અથવા સોલજર ફરિયાદનો પક્ષકાર હોય, અને જાતે ફરિયાદ ચલાવવાસારૂ અથવા તેનો જવાબ કરવાસારૂ તેને ગેરહાજર રહેવાની રજા મળી શકતી ન હોય, તો પોતાની વતી ફરિયાદ કરવા અથવા તેનો જવાબ કરવાસારૂ કોઈપણ શખ્સને અખત્યાર આપવાને તે મુખત્યાર છે. જે અમલદાર અથવા સોલજરને રજા ન મળે તે પોતાની વતી ફરિયાદ અથવા જવાબ કરવાસારૂ કોઈપણ શખ્સને અખત્યાર આપે.

તે અખત્યાર આપવો તે લખીને આપવો, અને તે લેખઉપર તે અમલદારે અથવા સોલજરે,-(અ) પોતાના કમાંડિંગ આફીસરની સમક્ષ સહી કરવી; અથવા તે પક્ષકાર પોતેજ કમાંડિંગ આફીસર હોય તો તેના હાથ નીચેના પહેલા અમલદારની સમક્ષ સહી કરવી; અથવા (બ) તે અમલદાર કે સોલજર લશ્કરી સ્ટાફની નોકરીમાં કામ કરતો હોય તો, જે આફીસમાં તે નોકર હોય તેના મુખ્યની અથવા બીજા ઉપરી અમલદારની સમક્ષ સહી કરવી. પછી તે કમાંડિંગ આફીસરે અથવા બીજા અમલદારે તે અખત્યારપત્ર ઉપર સહી કરવી, અને તે પછી તે અખત્યારપત્ર કોરટમાં દાખલ કરવું.

તે લેખ કોરટમાં ઉપર પ્રમાણે દાખલ થયો એટલે,-તે અખત્યારનામું બરોબરરીતે લખી આપ્યું છે, તથા તે લખી આપનાર અમલદારને કે સોલજરને જાતે ફરિયાદ ચલાવવાને કે તેમાં જવાબ કરવાને ગેરહાજર રહેવાની રજા મળી નહીં,-એ વાતનો તે કમાંડીંગ આફીસરની અથવા બીજા અમલદારની સહી એ પુરતો પુરાવો ગણવો.

**ખુલાસો:**—આ બાબમાં "કમાંડીંગ આફીસર" એટલે, તે અમલદાર અથવા સોલજર જે કોઈ રેજીમેન્ટમાં, કોરમાં, ડીટાચમેન્ટમાં, અથવા ડીપોમાં હોય, તે રેજીમેન્ટ, કોર, ડીટાચમેન્ટ, અથવા ડીપો ઉપર જે તે વખતે ખરોખર હુકમ ચલાવનાર અમલદાર સમજવો.

આ પ્રમાણે અખત્યાર મળેલો શખસ જાતે કામ ચલાવે અથવાપ્લીડરનીમે.

૪૬૬. પોતાની તરફથી ફરિયાદ ચલાવવાને અથવા જવાબ કરવાને કોઈ અમલદારે અથવા સોલજરે જેને અખત્યાર આપ્યો હોય તે શખસ, અખત્યાર આપનાર અમલદાર અથવા સોલજર હાજર હોય અને કામ કરી શકે તે રીતે, જાતે તે ફરિયાદ ચલાવવાને કે જવાબ કરવાને મુખત્યાર છે; અથવા તે અમલદારની કે સોલજરની વતી ફરિયાદ ચલાવવાસારૂ કે જવાબ કરવાસારૂ પ્લીડર નીમવાને મુખત્યાર છે.

આ પ્રમાણે અખત્યાર મળેલા શખસ ઉપર અથવાતેના પ્લીડરઉપર પ્રોસેસ પોંચાડવામાંઆવે તે બરોબર પોંચેલી ગણવી.

૪૬૭. કલમ ૪૬૫ પ્રમાણે કોઈ અમલદારે અથવા સોલજરે અખત્યાર આપેલા કોઈ શખસને, અથવા ઉપર કહ્યાપ્રમાણે તે શખસે તે અમલદારને કે સોલજરને બદલે અથવા તેમની વતી કામ કરવાને નીમેલા પ્લીડરને પોંચાડેલી પ્રાસેસો, જાતે તે પક્ષકારને હાથોહાથ અથવા તેના પ્લીડરને પોંચાડી હોય એમ સમજવું.

અમલદારઅને સોલજરને સમનપોંચાડવાનું.

૪૬૮. જ્યારે પ્રતિવાદી કોઈ અમલદાર અથવા સોલજર હોય ત્યારે, તેને સમન પોંચાડવાસારૂ સમનની એક નકલ કોરટે તેના કમાંડીંગ આફીસરઉપર મોકલવી.

જે અમલદારને એ નકલ મોકલી હોય તેણે, જેના નામની તે હોય તેને, બની શકે તો ખુદ પોંચડાવ્યા પછી તેનાઉપર તે પોંચ્યાવિશેનો તે શખ્સનો લખેલો શેરો લેઇને તે પાછી મોકલવી.

કોઈ કારણને લીધે નકલ તેપ્રમાણે ન પોંચાડાય તો, જે કારણને લીધે સમન પોંચાડવાનું બન્યું ન હોય તે કારણ લખી જણાવીને, જે કોરટે તે મોકલ્યો હોય તે કોરટને તે સમન પાછો મોકલવો.

પકડવાનું વારંટ છાવણીવગેરેમાં શી રીતે બજાવવું.

૪૬૯. હુકમનામું બજાવવામાં પકડવાનું વારંટ અથવા બીજુ પ્રોસેસ છાવણીની, ગ્યારીસનની, લશ્કરી થાણાની અથવા લશ્કરી બજારની હદમાં બજાવવાનું હોય ત્યારે, તે વારંટ અથવા બીજુ પ્રોસેસ બજાવવાનું કામ જે અમલદારને સોંપ્યું હોય તેણે તે વારંટ અથવા બીજુ પ્રોસેસ કમાંડીંગ આફીસરને આપવું.

કમાંડીંગ આફીસરે તે વારંટ અથવા બીજા પ્રોસેસ ઉપર સહી કરીને તે ચલાવવું, અને પકડવાનું વારંટ હોય ત્યારે વારંટમાં જે શખ્સનું નામ લખ્યુ હોય તે પોતાની હકુમતની હદમાં હોય તો તેને પકડાવીને, જે દિવાની અમલદારને તે બજાવવાનું કામ સોંપ્યું હોય તેને સ્વાધીન કરવો.

# બાબ ૩૩ મો.

## ઈન્ટરપ્લીડર ( વિરૂદ્ધ હક્કોનો નિર્ણય કરવાની તિરાહિત કરે તે ફરિયાદ ).

ઈન્ટરપ્લીડર ફરિયાદ ક્યારે થઈ શકે.

૪૭૦. માત્ર તિરાહિત (સ્ટેકહોલ્ડર) તરીકે જે શખ્સના કબજામાં રૂપીઆ અથવા મિલકત હોય, અને તે રૂપીઆ અથવા મિલકત ખરા માલકને આપવાને જે તૈયાર હોય, તેની પાસેથી તે મિલકત અથવા રૂપીઆ લેવાનો બે અથવા વધારે શખ્સો એક બીજાને વિરોધ આવે એવી રીતે હક્ક કરતા હોય ત્યારે, તે મિલકત અથવા પૈસા કોને આપવા એ બાબત અને પોતાને નુકસાન થાય તે લેવાબાબત બધા હક્કદાર ઉપર ઈન્ટરપ્લીડરની ફરિયાદ કરવાને તે તિરાહિત મુખત્યાર છે.

પરંતુ, જે ફરિયાદમાં બધા પક્ષકારોના હક્કોનો બરોબર રીતે નિર્ણય થઇ શકે તેવી કોઈ ફરિયાદ ચાલુ હોય તો, તે તિરાહિતે ઈન્ટર પ્લીડરની ફરિયાદ કરવી નહીં.

આવી ફરિયાદમાં ફરિયાદઅરજી.

૪૭૧. ઇન્ટરપ્લીડરની પ્રત્યેક ફરિયાદમાં, જે જે બીના ફરિયાદ અરજીમાં લખવાની જરૂર છે તે શીવાય નીચે પ્રમાણે બીજી વધારે બીનાઓ લખવી:—

(અ) હક્ક રાખેલી વસ્તુમાં વાદીને ફક્ત તિરાહિત ( સ્ટેકહો-૯૨ ) શીવાય બીજી રીતનો કંઈ સંબંધ નથી.

(બ) પ્રતિવાદીઓ જે જુદા જુદા હક્ક કરતા હોય તેઃ અને

(ક) વાદી અને કોઈ પ્રતિવાદી વચ્ચે મિલાફીપણું નથી.

દાવો કરેલી વસ્તુ કોરટમાં મુકવાનું.

૪૭૨. દાવો કરેલી વસ્તુ કોરટમાં ભરાય એવી અથવા કોરટની સંભાળમાં રખાય એવી હોય ત્યારે, વાદીએ તે કોરટમાં ભરવી અથવા કોરટની સંભાળમાં રાખવી; તેમ કર્યા પહેલાં ફરિયાદમાં કંઈ હુકમ મેળવવાનો વાદીને હક્ક થશે નહીં.

પહેલી સુનાવણી વખતે કામ ચલાવવાની રીત.

૪૭૩. પહેલી સુનાવણી વખતે કોરટ નીચે પ્રમાણે કરી શકેઃ એટલે—

(અ) દાવો કરેલી વસ્તુની બાબતમાં પ્રતિવાદીઓ પ્રત્યે વાદીની બધી જવાબદારીમાંથી તેને દુર કરીને તેનું ખરચ અપાવવાનો, તથા ફરિયાદમાંથી તેનું નામ કાઢી નાખવાનો ઠરાવ કરેઃ

અથવા ઈનસાફ કે સુગમતાને સારૂ નીચે પ્રમાણે કરવાની જરૂરછે એમ કોરટને લાગે તોઃ

(બ) ફરિયાદનો આખરે નિકાલ થતાં સુધી બધા પક્ષકારોને રેહેવા દેઃ

અને; દાવો રાખેલી વસ્તુના હક્કનો નિર્ણય કરી શકાય તેવી રીતની પક્ષકારોની કબુલત અથવા બીજો પુરાવો છે એમ કોરટને જણાય તોઃ

(ક) દાવો રાખેલી વસ્તુ ઉપરનો હક્ક નિર્ણય કરે;નહીંતો પછી,

(ડ) કોરટની રૂબરૂ પોત પોતાના હક્ક આણવા સારૂ કેફીયત દાખલ કરીને તથા પુરાવો આપીને એક બીજા ઉપર વાદ ચલાવવાને પ્રતિવાદીઓને ફરમાવે, અને પછી એવા હક્કનો નિર્ણય કોરટે કરવો.

મુખ્તાર અને ભાડુત ઈન્ટરપ્લીડર ફરિયાદ ક્યારે કરી શકે.

૪૭૪. મુખ્યની અથવા જમીનના માલકની મારફત દાવો રાખતા ન હોય એવા બીજા શખ્સોની સામે, તે મુખ્યને અથવા જમીનના માલકને વાદ કરવાની જરૂર પાડવા સારૂ, મુખ્તાર પોતાના મુખ્ય ઉપર અથવા ભાડુત પોતાના માલક ઉપર ફરિયાદ કરી શકે એમ આ બાબની કોઈ વાતથી સમજવું નહીં.

દ્રષ્ટાંતો.

(અ) અ એક ઝવેરાતની પેટી પોતાના મુખ્તાર તરીકે બ પાસે અનામત મુકે છે. ક એ મારી પાસેથી એ ઝ-

વેરાત ગેરવાજબી રીતે લીધુંછે એમ કહીને ક તે બ પાસેથી માગેછે. અ ને ક ના ઉપર બ ઇન્ટરપ્લીડરની ફરિયાદ માંડી શકે નહીં.

(બ) અ એક ઝવેરાતની પેટી પોતાના મુખત્યાર તરીકે બ પાસે અનામત મુકેછે. પછી ક ને અ લખેછે કે મારી પાસે તમારૂં લેહેણું છે તેમાં તે ઝવેરાત તારણ કરી આપુંછું. ત્યારપછી અ એવું કહેછેકે ક નું કરજ અદા કરેલું છે. અને ક તે વાત ના પાડેછે. તે બંને બ ની પાસેથી ઝવેરાત માગે છે. આમાં અ ને ક ની ઉપર ઇન્ટરપ્લીડરની ફરિયાદ કરવાને બ મુખત્યાર છે.

૪૭૫. બરોબર રીતે ફરીયાદ કરી હોય તો, દાવો રાખેલી વસ્તુ ઉપર ચાર્જ રાખીને, અથવા બીજી કોઈ અમલમાં આવે એવી રીતે વાદીને તેનું ખરચ અપાવવાનો ઠરાવ કરવાને કોરટ મુખત્યાર છે. વાદીના ખરચનો ચાર્જ.

૪૭૬. ઇન્ટરપ્લીડરની ફરિયાદમાંના પ્રતીવાદીઓ પૈકી કોઈ પ્રતીવાદી તે ફરીયાદના વિષયની બાબતમાં તિરાહિત ઉપર બરોબર ફરિયાદ કરે તો, જે કોરટમાં તિરાહિત ઉપરની ફરિયાદ ચાલતી હોય તે કોરટને ઇન્ટરપ્લીડરની ફરિયાદમાં તિરાહિતની તરફમાં હુકમનામું કરનારી કોરટે તે હુકમનામું થયાની વાત યોગ્ય રીતે જણાવવી. એ લખી જણાવવામાં આવે એટલે તે કોરટે તે તિરાહિત ઉપરનું કામ બંધ રાખવું. અને તે બંધ રહેલી ફરીયાદમાં થએલા તેના ખરચનો તે ફરીયાદમાં ઠરાવ કરવાને કોરટ મુખત્યાર છે. પરંતુ તે ફરિયાદમાં ખરચનો ઠરાવ ન કર્યો હોય તો, જેટલા ભાગનો ઠરાવ ન કર્યો હોય તેટલું ખરચ ઇંટરપ્લીડરની ફરિયાદમાં થએલા તેના ખરચમાં ઉમેરી શકાય. તિરાહીત(સ્ટેકહોલ્ડર) ઉપર પ્રતિવાદી ફરિયાદ કરે ત્યારે કામ ચલાવવાનીરીત. ખરચ.

# ભાગ ૪ થો.

ચાલુ ગરજ પુરતા ઈલાજ.

## બાબ ૩૪ મો.

### ફેસલો થતાં પહેલાં પકડવા તથા જપ્તી કરવા વિશે.

#### અ—ફેસલો થતાં પહેલાં પકડવાનું.

૪૭૭. સ્થાવર મિલકતનો કબજો લેવાની ફરીયાદ શિવાયની બીજી કોઈ ફરિયાદમાં કામ ચાલતાં કોઈ પણ વખતે વાદી સોગનનામાથી અથવા બીજી રીતે કોરટની ખાતરી કરી આપે કે,— જામીન લેવા સારૂ વાદી ક્યારે અરજ કરે.

વાદીનું ન ચાલે અથવા તેને ઢીલ થાય એ હેતુથી, અથવા કોરટની કોઈ પ્રોસેસ ટાળવાના હેતુથી, અથવા પોતાના ઉપર જે હુકમનામું થાય તે બજતાં હરકત પડે કે ઢીલ થાય એ હેતુથી:

(અ) પ્રતીવાદી સંતાઈ પેઠો છે અથવા તેણે કોરટની હકુમત છોડી છે, અથવા

(બ) પ્રતીવાદી સંતાઈ પેસવાનો છે કે કોરટની હકુમત છોડવાનો છે, અથવા

(ક) પ્રતીવાદીએ પોતાની બધી કે થોડી ઘણી મીલકત કોઈને વેચી કે આપી દીધી છે અથવા કોરટની હકુમતમાંથી લેઆવી છે; અથવા

એવી ખાતરી કરી આપે કે,—પ્રતીવાદી એવે પ્રસંગે બ્રિટિશ ઇંડીઆ છોડવાનો છે કે તે ઉપરથી ફરીયાદમાં પ્રતીવાદીના ઉપર જે હુકમનામું થાય તે બજાવવામાં વાદીને હરકત કે ઢીલ પડશે અથવા પડે એવો વાજબી સંભવ રહે છે.

તો ફરીયાદમાં તેના ઉપર જે હુકમનામું થાય તે પ્રમાણે જવાબ દેવા સારૂ હાજર થવાને પ્રતીવાદીનો જામીન લો, એવી અરજ કરવાને વાદી મુખતીઆર છે.

પ્રતિવાદીએ જામીન શા માટે ન આપવા તેનું કારણ બતાવવા સાર તેને હાજર કરવાનો હુકમ.

૪૭૮. અરજદારને તપાસા પછી તથા પોતાને યોગ્ય લાગે તેવી બીજી તજવીજ કરયા પછી કોરટની ખાત્રી થાય કે;

ઉપર કહ્યા પ્રમાણેના કોઈ ઇરાદાથી પ્રતીવાદી—

(અ) સંતાઈ પેઠો છે, અથવા કોરટની હકુમત છોડી છે, અથવા

(બ) સંતાઈ જવાનો છે, અથવા કોરટની હકુમત છોડવાનો છે, અથવા

(ક) પોતાની બધી કે થોડી ઘણી મીલકત વેચી કે આપી દીધી છે, કે કોરટની હકુમતમાંથી લેઆવી છે, અથવા

ઉપરની કલમમાં જે પસંગ કહ્યો છે તેવે પ્રસંગે પ્રતીવાદી બ્રિટિશ ઇંડિયા છોડવાનો છે,

તો પોતાને હાજર થવાના જામીન પ્રતીવાદીએ શા માટે ન આપવા તેનું કારણ બતાવવા સાર પ્રતીવાદીને પકડવાનું તથા તેને કોરટની રૂબરૂ આણવાનું વારંટ કાઢવાને કોરટ મુખત્યાર છે.

જો પ્રતિવાદી કારણ ન બતાવે તો અનામત મુકવાનો અથવા જામીન આપવાનો કોરટ તેને હુકમ કરે.

૪૭૯. તે કારણ પ્રતીવાદી ન બતાવે તો કોરટે તેને એવો હુકમ કરવો કે, તમારા ઉપરનો દાવો અદા થવાને બસ થાય તેટલા પૈશા અથવા બીજી મીલકત તમે કોરટમાં અનામત રાખો, અથવા ફરિયાદ ચાલેછે ત્યાં સુધી, અને ફરિયાદમાં તમારા ઉપર જે હુકમનામું થાય તે બજી રહે અથવા પતી રહે ત્યાં સુધી, કોઈ પણ વખતે તમને બોલાવવામાં આવે ત્યારે હાજર થવાના તમે જામીન આપો.

જામીને એવી રીતે લખી આપવું કે, જો પ્રતિવાદી તે રીતે હાજર નહીં થાય તો, ફરિયાદમાં જે રકમ આપવાનો પ્રતિવાદીને હુકમ થશે તે રકમ હું આપીશ.

જામીન પોતાની જવાબદારી કાઢી નાખવાની અરજ કરે ત્યારે શી રીતે કરવું.

૪૮૦. પ્રતિવાદીને હાજર કરવાને થએલો જામીન, જે કોરટમાં પોતે જામીન થયો હોય તે કોરટને કોઈપણ વખતે પોતાની જવાબદારી રદ કરવાની અરજ કરી શકે.

આવી અરજ થાય ત્યારે, કોર્ટે પ્રતિવાદીને હાજર થવાનો સમન કરવો. અથવા પોતાને યોગ્ય લાગે તો, પહેલેથીજ તેને પકડવાનું વારંટ કાઢવાને કોરટ મુખત્યાર છે.

સમન અથવા વારંટ પ્રમાણે પ્રતિવાદી હાજર થાય એટલે, અથવા પોતે પોતાની ખુશીથી આવીને હાજર થાય ત્યારે, કોરટે જામીનને ફરમાવવું કે તમે જામીનીમાંથી છુટા થાય છે. અને નવો જામીન લાવવાને પ્રતિવાદીને કેહેવું.

પ્રતિવાદી જામીન ન આપે અથવા તેને નવો જામીન ન મળે તો કેમ કરવું.

૪૮૧.. કલમ ૪૭૯ અથવા ૪૮૦ પ્રમાણેનો કોઈ હુકમ પ્રતિવાદી માન્ય ન કરે તો, ફરિયાદનો ફેસલો થતાં સુધી અથવા, પ્રતિવાદી વિરૂદ્ધ ફેસલો આપવામાં આવે તો, હુકમનામું બજે ત્યાંસુધી પ્રતિવાદીને કેદમાં મોકલવાને કોરટ મુખત્યાર છે. પરંતુ આ કલમપ્રમાણે કોઈ શખસને ગમે તેમ હોય તો એ છ માસ કરતાં જાસ્તી મુદ્દત કેદ કરવો નહીં, અથવા ફરિયાદના વિષયની રકમ કે કિંમત પચાસ રૂપીયા કરતાં વધારે ન હોય તો છ અઠવાડીયાં કરતાં વધારે મુદ્દત કેદ કરવો નહી.

પણ એવું ઠરાવ્યું છે કે, કોઈ શખસને સદરહુ હુકમપ્રમાણે ચાલ્યા પછી આ કલમપ્રમાણે તુરંગમાં અટકાવી રાખવો નહી.

ટીકા—૪૮૧. પ્રતિવાદીને આવા કામમાં અગર બજાવણીના કામમાં તેને પોતાનો હુકમ માન્ય કરવાની તક મળે અગર તે જાણી જોઇને તે હુકમ માન્ય કરવાની ના પાડે ત્યાંસુધી તેને કેદ કરવો નહી. ૭ મુ. હા. રી. ૧૨૨.

પકડેલા પ્રતિવાદીની ખોરાકી.

૪૮૨. હુકમનામાના દેણદારની ખોરાકી આપવાવિશે કલમ ૩૩૯ માં જે ઠરાવ કર્યા છે, તે આ બાબપ્રમાણે પકડેલા બધા પ્રતિવાદીને લાગુ પડશે.

### બ.—ફેસલો થતાં પહેલાં જપ્તી કરવાનું.

હુકમનામું પુરૂ કરવાના પ્રતિવાદી પાસેથી જામીન માગવાની અને તે જામીન ન આપે તો મિલકત જપ્ત કરવાની ફેસલો તથા પહેલાં અરજ.

૪૮૩. કોઇપણ ફરિયાદ ચાલતાં કોઇપણ વખતે સોગનનામું કરીને અથવા બીજીરીતે વાદી કોરટની ખાત્રી કરે કે, પોતાના ઉપર જે હુકમનામું થાય તે બજાવવામાં હરકત અથવા ઢીલ થાય એ ઇરાદાથી પ્રતિવાદી—

(અ) પોતાની બધી અથવા થોડીઘણી મિલકત કોઇને વેચી કે આપી દેવાનો છે, અથવા જે કોરટમાં ફરિયાદ ચાલતી હોય તેની હકુમતમાંથી લંબાવવાનો છે, અથવા

(બ) પોતાની મિલકત કોરટની હકુમતમાં રેહેવા દેઇને કોરટની હકુમત છોડી ગયો છે,

તો, એ ફરિયાદમાં તેના ઉપર જે હુકમનામું થાય તે અદા કરવાનો જામીન પ્રતિવાદી પાસે માગો, અને જો તે જામીન ન આપે તો કોરટનો બીજો હુકમ થતાંસુધી.કોરટની હકુમતમાંની તેની કંઇ મિલકત જપ્ત કરવાનું ફરમાવો, એવી કોરટને અરજ કરવાને વાદી મુખત્યાર છે.

અરજનો મજકુર.

કોરટ બીજીરીતે ન ફરમાવેતો, જપ્ત કરવાની મિલકત અને તેની અટકળેલી કિમત અરજમાં જણાવવી.

ટીકા—૪૮૩. જે કોરટમાં દાવો ચાલતો હોય તે કોરટની હકુમતમાં મીલકત હોય તો આ કલમ લાગુ પડે છે. જેથી ચોવીસ પ્રગણાના ફસ્ટ સબારડીનેટ જડજે કલકત્તામાં જે મીલકમ હતી તે બાબતમાં હાયકોરટ તરફ ૪૮૩મી કલમ પ્રમાણે હુકમ સને ૧૮૪૦ના ૨૩મા આકટની ૧લી કલમપ્રમાણે શેરો થવા મોકલ્યો ત્યારે હાયકોરટે શેરો કરવાની ના પાડી. ૮ બે. લૉ. રી. ૩૩૫.

અબ્રાહીમના કામમાં મુંબઇની હાયકોરટે તેથી ઉલટો ઠરાવ કર્યો હતો ૯ મુ. હા. રી. ૧૭૦.

પોતાના હુકમનામાની બજાવણીમાં કોરટ જપ્ત કરી શકે નહી તેની જપ્તી અગાઉથી કોરટ કરી શકતી નથી. ૯ મ. હા. રી. ૯૬.

હુકમનામાની બજાવણીમાં ઢીલ કરવાના અગર હરકત કરવાના ઇરાદાથી પ્રતિવાદી પોતાની મીલકત ખસેડવાનો છે અગર તેની બીજી રીતે વ્યવસ્થા કરવાનો છે એવી કોરટની ખાત્રી થયા પછી કોરટ પ્રતિવાદીની મીલકત જપ્ત કરવાનો હુકમ આપે તો, પછી દાવાનો ચુકાદો વાદીના વિરૂદ્ધ થાય તોપણ, વાદીને આ પ્રમાણે કોરટને અરજ કરવાનું પુરતું અને સારૂં કારણ હતું એમ અનુમાન કરવું જોઇએ. અને તેથી વિરૂદ્ધ સાબીત ન થાય ત્યાંસુધી નુકશાની મળી શકે નહી. ૧૮ વી. રી. ૪૪૦.

આ કલમ પ્રમાણે મીલકત જપ્ત કરવામાં આવી હોય અને જપ્તી કરનાર અધિકારીની સાથે મળી જઇને તે પછીથી પ્રતિવાદીએ અછોડી દીધી હોય તો, પેહેલાં તેમના ઉપર ફોજદારી કામ ચલાવ્યા વગર તે મીલકતની કીમત મેળવવાનો દાવો ચાલી શકે. ૧૮ વી. રી. ૨૭.

૪૮૪. અરજદારને તપાસ્યા પછી તથા પોતાને યોગ્ય લાગે તેવી બીજી કંઈ તજવીજ કર્યાં પછી જો કોરટની ખાત્રી થાય કે: તે ફરિયાદમાં પોતાનાઉપર જે હુકમનામું થાય તે બજાવવામાં હરકત અથવા ઢીલ થાય એ ઇરાદાથી પ્રતિવાદી પોતાની મિલકત વેચી કે આપી દેવાનો છે અથવા લંબાવવાનો છે અથવા એવા ઇરાદાથી પોતાની મિલકત કોરટની હકુમતમાં રેહેવા દેઇને કોરટની હકુમત છોડી ગયો છે તો:—માગવામાં આવે ત્યારે તેમિલકત અથવા તેની કીમત અથવા હુકમનામું પુરૂં કરવા જેટલો તેનો ભાગ હાજર કરીને, કોરટ હુકમ કરે તે પ્રમાણે વ્યવસ્થા થવાસારૂ કોરટમાં આપવા માટે, હુકમમાં લખેલી રકમના જામીન કોરટ ઠરાવે તે મુદતની દરમ્યાન આપવા, કે નહી તો જામીન શા સારૂ ન આપવા તેનું હાજર થઇને કારણ બતાવવું—એમ પ્રતિવાદીને ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

જામી આપવાનું કે કારણ બતાવવાનું કોર્ટ પ્રતિવાદીને ફરમાવે.

આ અરજમાં લખેલી મિલકત પૈકી તમામ મીલકત અથવા તેનો કંઈ ભાગ શરતથી જપ્ત કરવાનું હુકમમાં ફરમાવવાને પણ કોરટ મુખત્યાર છે.

ટીકા—૪૮૪. હુકમનામું થતાં પેહેલાં કેદની બાબતમાં જેમ સ્વતંત્ર અખત્યાર કોરટને વાપરવાનો છે તેમજ હુકમનામા પેહેલાં જપ્તી કરવામાં પણ તે અખત્યાર બહુ સંભાળથી વાપરવો જોઇએ. અને પ્રતિવાદી પોતાની મીલકતની કાંઈ પણ વ્યવસ્થા કરવાનો છે. એવી ખાતરી થાય ત્યાંસુધી પ્રોસેસ અમલમાં લાવવી નહી. ૨ મુ. હા. રી. ૧૪૯.

સને ૧૮૭૭ના ૧૦મા આકટની કલમ ૪૮૪ મુજબ પ્રતિવાદી વિરૂદ્ધ જે હુકમનામું વાદીનું થાય તે પુરૂ કરી આપવાની જામીન આપવાનું ૧૦ મી મારચ સને ૧૮૮૧ને રોજ પ્રતિવાદી ઉપર હુકમ કરવામાં આવ્યો અગર જામીન શા સારૂ ન આપવા તેનું કારણ તા. ૨૮મી મારચ સને ૧૮૮૧ને રોજ તેણે બતાવવું. દીવાની કાયદાને છેડે જે નમુના આવેલા છે તે નમુનામાં છે તે પ્રમાણે કલમ ૪૮૪ને અન્વયે કામ ચલાઉ જપ્તી કરવા સારૂ આ તાકીદની સાથે હુકમ પણ જોડવામાં આવ્યો હતો. જપ્તી થતી અટકાવવા સારૂ પ્રતિવાદીએ તા. ૧૨મી મારચે હુકમનામું પુરૂં કરી આપવાના જામીન આપ્યા. અને જપ્તીનો અમલ કરવામાં આવ્યો નહી તા. ૨૮મી મારચ ૧૮૮૧ને રોજ જામીન શા માટે ન આપવા જોઇએ તેનું કારણ પ્રતિવાદીએ બતાવ્યું. પણ જામીન આપવામાં આવ્યા હતા તેથી સબારડીનેટ જડજનો એવો મત હતો કે એ કામ પુરૂં થઈ ગયું છે અને

હવે જામીન બાત રદ થઈ શકે નહીં. આ કામમાં એમ ઠર્યું કે સબાર્ડિનેટ જડજની ભુલ છે. આવી રીતે આપેલી જામીની કલમ ૪૮૪માં જે સ્પષ્ટ રીતે જામીન લેવાનું ફરમાવ્યું છે તેવી ગણાય નહીં. અને જામીન શા માટે ન આપવા તેનું કારણ બતાવવામાં આ પ્રમાણે જામીન આપવાથી કાંઈ બાધ નથી. ઈ. લો. રી. ૫ મુંબાઈ ૬૪૩.

જો કારણ ન બતાવે અથવા જામીન ન આપે તો જપ્તી કરવી.

૪૮૫. કોર્ટે ઠરાવેલી મુદતમાં જો પ્રતિવાદી ફરમાવેલા જામીન ન આપે, અથવા પોતે જામીન શાસારૂ ન આપવા તેનું તે કારણ ન બતાવે તો અરજમાં બતાવેલી મિલકત અથવા ફરિયાદમાં જે હુકમનામું થાય તે પુરૂં કરવાને બસ જણાય તેટલો તે મિલકતનો ભાગ જપ્ત કરવાનું ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.

જપ્તી ઉઠાડવાનું.

જો પ્રતિવાદી તેવું કારણ બતાવે અથવા ફરમાવેલા જામીન આપે, અને અરજમાં બતાવેલી મિલકત, અથવા તેનો કંઈ ભાગ જપ્ત થયો હોય, તો તે જપ્તી ઉઠાડવાનો કોર્ટે હુકમ કરવો.

**ટીકા**—૪૮૫. મીલકત જપ્ત કરવામાં આવે ત્યારે તેમાંથી થતું ઉત્પન્ન પણ જપ્ત થાય છે. પણ જપ્તી કરતી વખતે જો હુકમનામા વાળો અસલ માલીકનો કબજો રહેવા દે અને તેને ઉત્પન્નનો ઉપભોગ કરવા દે તો, એ ઉત્પન્ન માલીકના હાથમાં આવ્યું કે તે જપ્તીની રૂઈએ હુકમનામાના દેવાને માટે ખાસ રીતે જપ્ત કરવાને તે પાત્ર રહેતું નથી. ૧૨ વી. રી. ૩૯૧.

જપ્તી કરવાની રીત.

૪૮૬. જપ્તી કરવી તે પૈસા બાબતનું હુકમનામું બજાવવામાં મિલકત જપ્ત કરવાની જે રીત આ કાયદામાં કહેલી છે તે રીતે કરવી.

**ટીકા**—૪૮૬. જપ્તી થયેલી મીલકતના જે ભાગ ઉપર વચે આવનાર (ઈન્ટરવીનર) હક્ક રાખે છે તે ભાગ તેના કબજામાં છે કે નહીં અગર ઈન્ટરવીનરના કહેવામાં જે ભાગ હુકમનામાના દેણદારના કબજામાં છે, તેજ ભાગ તેના કબજામાં છે કે નહીં એ બાબતની તજવીજ કરવાની ના પાડવી એ અનિયમિત છે. ૧૭ વી. રી. ૭૪.

ફેસલા પહેલાં જપ્ત કરેલી મિલકત ઉપરના દાવાની તજવીજ.

૪૮૭. ફેસલો થતાં પહેલાં જપ્ત થએલી મિલકત ઉપર કંઈ દાવો કરવામાં આવે તો તેની તજવીજ, પૈસા બાબતનું હુકમનામું બજાવવામાં જપ્ત થએલી મિલકત ઉપરના દાવાની તજવીજને વાસ્તે આ આક્ટમાં પાછળ જે રીત ફરમાવી છે તે રીતે કરવી.

જામીન આપે અથવા ફરિયાદ કાઢી નાખવામાં આવે એટલે જપ્તી દુર કરવી.

૪૮૮. ફેસલો થતાં પહેલાં જપ્તી કરવાનો હુકમ કર્યો હોય તો, ફરમાવેલા જામીન તથા જપ્તીના ખરચનો જામીન પ્રતિવાદી આપે ત્યારે, અથવા ફરિયાદ કાઢી નાખવામાં આવે ત્યારે, જે કોર્ટે હુકમ કર્યો હોય તે કોર્ટે જપ્તી દુર કરવી.

જપ્તીથી પરાયાના હક્કને હરકત

૪૮૯. ફેસલો થતાં પહેલાંની જપ્તીથી, ફરિયાદમાં પક્ષકાર ન હોય તે શખસોના જપ્તી પહેલાંના જે હક્ક હોય તેને હરકત થશે નહીં. તથા

પ્રતિવાદી ઉપર કોઇનું હુકમનામું હોય તો તે શખ્સને તે હુકમનામું બજાવવામાં તે જપ્તીમાંની મિલકત વેચવાની દરખાસ્ત કરવાને પણ પ્રતિબંધ થશે નહીં.

ત થશે નહીં અથવા હુકમનામા વાળાને વેચાણની દરખાસ્ત કરવાને પ્રતિબંધ થશે નહી.

૪૯૦. આ બાબના ઠરાવોને આધારે મિલકત જપ્તીમાં હોય, અને વાદીની તરફમાં હુકમનામું થાય, તો તે હુકમનામું બજાવવામાં તે મિલકત ફરી જપ્ત કરવાની જરૂર નથી.

આ બાબ પ્રમાણે જપ્ત થએલી મિલકત હુકમનામું બજાવવામાં ફરી જપ્ત કરવી નહી.

**ડ.—પકડવાનું અથવા જપ્તી કરવાનું કામ કર્યું તે અયોગ્ય હોય ત્યારે નુકસાનીનો બદલો.**

૪૯૧. જે ફરિયાદમાં કોઇને પકડ્યો હોય અથવા જપ્તી કરી હોય તે ફરિયાદમાં કોર્ટને એવું જણાય કે, તે પકડવાની અથવા જપ્તીની અરજ અપુરતા કારણ ઉપરથી કરવામાં આવી હતી.

અપુરતી કારણથી કોઇને પકડ્યો હોય અથવા જપ્તીકરાવી હોય તો તેની નુકશાનીનો બદલો.

અથવા વાદીની ફરિયાદ નિષ્ફળ જાય અને કોર્ટને એવું જણાય કે, ફરિયાદ કરવાનું સંભવિત કારણ ન હોતું,

તો તે પકડવાથી અથવા જપ્તીથી પ્રતિવાદીને જે ખરચ અથવા નુકશાન થયું હોય તેના બદલામાં પોતાને યોગ્ય જણાય તેટલી એક હજાર રૂપીઆ સુધીની રકમ કોઈ વાદી પાસેથી પ્રતિવાદીને અપાવવાનો, પ્રતિવાદીની અરજ ઉપરથી, પોતાના હુકમનામામાં ઠરાવ કરવાને કોર્ટ મુખત્યાર છે.

પરંતુ નુકસાનીના બદલાની ફરિયાદમાં જેટલી રકમનું હુકમનામું કોર્ટ કરી આપે તે કરતાં વધારે રકમ આ કલમ ઉપરથી કોર્ટે અપાવવી નહીં. વિશેષ ઠરાવ.

આ કલમ પ્રમાણે રકમ અપાવવાનો ઠરાવ થયા પછી તે પકડવા અથવા જપ્તી બાબત નુકસાનીનો બદલો લેવાની કોઈ ફરિયાદ ચાલશે નહીં.

---

## બાબ ૩૫ મો.

**કામ ચલાઉ તાકીદ અને દરમ્યાનના હુકમો વિશે.**

**અ.—કામ ચલાઉ તાકીદ.**

૪૯૨. કોઈ પણ ફરિયાદમાં સોગન નામાથી અથવા બીજી રીતે એવું શાબિત થાય કેઃ—

જે પ્રસંગે કામ ચલાઉ તાકી

૬ આપી શકાય
તે પ્રસંગ.

(અ) ફરિયાદનો કોઈ પક્ષકાર ફરિયાદમાંની કોઇપણ તકરારી મિલકતનો નાશ કરશે, અથવા તેને કંઈ નુકસાન કરશે અથવા તે કોઇને આપી દેશે અથવા એકાદા હુકમનામાની બજાવણીમાં તે ગેરવાજબી રીતે વેચાશે એવી દેહશત છે, અથવા

(બ) પોતાના લેહેણદારોને દગો દેવાને ઈરાદે પ્રતિવાદીએ પોતાની મિલકત ઢંખાવવાની અથવા તે વેચી કે આપી દેવાની બીક બતાવી છે, અથવા તેમ કરવાની તે તૈયારીમાં છે,

તો હુકમ કરીને કોરટ એવી ફ્રામચલાઉ તાકીદ આપે, કે તારે તે કૃત્ય કરવું નહી; અથવા તે મિલકતનો નાશ થતો હોય તે, તેને નુકસાન થતુ હોય તે, તે બીજાને આપી દેવાતી હોય તે, વેચાતી હોય તે, ઢંખાવાતી હોય તે, અથવા તેની વ્યવસ્થા થતી હોય તે બંધ રાખવાને તથા અટકાવવાને સારૂ પોતાને યોગ્ય લાગે તેવો બીજો હુકમ કરવાને કોરટ મુખત્યારછે, અથવા તે તાકીદ કે બીજો હુકમ નહી કરવામાં આવે એમ કહેવાને કોરટ મુખ્તીયારછે.

**ટીકા—૪૯૨.** હમેશને માટે મનાઈ હુકમ હુકમનામું કરીને અપાય છે. સ્પેસીફીકરીલીફ આક્ટ (૧૮૭૭ના ૧)ની ૫૩મી કલમ જુઓ.

મીલકત જે સ્થીતીમાં છે તે સ્થીતીમાં રાખવી જોઇએ એવું જરૂરનું હોય તે કામમાં મીલકતનો બગાડ થવાનો ભયછે એ પેહેલું સાબીત કરવુ પેહેલું એ સાબીત કર્યા વગર કામ ચાલતાં મનાઈ હુકમ આપી શકાય નહી. ૨૩ વી. રી. ૬૦.

નીચેનાં કામોમાં મનાઈ હુકમ આપવામાં આવ્યો હતોઃ—

(૧) બજાવણી કરતાં જેમ કાનવાડાઓ જપ્ત કરવામાં આવ્યા હતા તેનો કોઈ પણ ભાગ હુકમનામાવાળો ન વેચે.

(૨) જે પૈસા માજીસ્ટ્રેટે જપ્ત કર્યા હતા અને જે પાછા મેળવવાને સારૂ આ દાવો હતો તે પૈસા પ્રતિવાદીએ વેપારમાં રોકવાનો ઈરાદો જણાવ્યો હતો તે પ્રમાણે રોકે નહી. ૧૩ વી. રી. ૯૫.

પ્રતિવાદી કોરટમાં દાવો બાંધી દેવું વસુલ કરવા માંગે છે એ મનાઈ હુકમને માટે પુરતું કારણ નથી. ૧૪ વી. રી. ૪૦૯.

સબાર્ડિનેટ કોરટમાં જે દાવો ચાલતો હોય તે એંચી લઈ પોતાની ફાઈલ ઉપર લીધા શીવાય ડીસ્ટ્રીક્ટ કોરટ આ કલમને અન્વયે હુકમ આપી શકે નહી. ૨ મુ. હા. રી. ૯૮.

કરાર ફરી તો
ડવો નહી અથ-

૪૯૩. કરાર તોડવાથી અથવા બીજી નુકશાની કરવાથી પ્રતીવાદીને અટકાવવાની ફરીયાદ હોય તેમાં નુકસાનીનો બદલો માગ્યો હોય કે

નહી તો એ, ફરીઆદ કર્યા પછી કોઈ પણ વખતે ફેસલો થતાં પહેલાં કે ફેસલો થયા પછી—પ્રતીવાદીએ તે કરાર તોડવો નહી અથવા જે નુકશાનની ફરીયાદ કરી હોય તે નુકશાન કરવું નહી, અથવા તેજ કરારમાંથી ઉત્પન્ન થતું અથવા તેજ મીલકત કે હક સંબંધી તેવી જાતનું કાંઈ નુકશાન કરવું નહી કે કાંઈ કરાર તોડવો નહી,—એવી પ્રતીવાદીને અટકાવવાની કામ ચલાઉ તાકીદ કરવા સારૂ કોરટને અરજ કરવાને વાદી મુખ્તાર છે.

વા તોડેલો જારી રાખવો નહી એ વિશે મનાઈની તાકીદ.

તે તાકીદ કેટલી મુદત સુધી અમલમાં રાખવી તે વીશે, હિસાબ રાખવા વિશે, જામીન આપવા વીશે, અને બીજી બાબત વિશે પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરીને તે તાકીદ હુકમ કરીને આપવાને, અથવા તે નહી આપવામાં આવે એમ કહેવાને કોરટ મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે અથવા કલમ ૪૯૨ પ્રમાણે આપેલી તાકીદ ન માનવામાં આવે તો, છ મહીનાથી વધારે નહી એવી કોઈ મુદત સુધી પ્રતીવાદીને કેદમાં રાખીને અથવા તેની મીલકત જપ્ત કરીને અથવા બંને વાંનાં કરીને તે અમલમાં લાવી શકાશે.

આ કલમ પ્રમાણે કરેલી કોઈ જપ્તી એક વરસ કરતાં વધારે મુદત અમલમાં રહેશે નહી; એક વરસની આખરે, પ્રતીવાદીએ તાકીદ નહી માની હોય તો, જપ્ત કરેલી મિલકત વેચી શકાશે. અને જે ઉપજે તેમાંથી પોતાને યોગ્ય લાગે તેટલી બદલાની રકમ વાદીને અપાવવાને કોરટ મુખત્યાર છે, અને જો કાંઈ બાકી રહે તો તે પ્રતીવાદીને આપવાને કોરટ મુખત્યાર છે.

૪૯૪. તાકીદનો હુકમ આપ્યા પહેલાં હમેશાં તાકીદની અરજ વિશેની નોટીસ વિરૂદ્ધ પક્ષકારને આપવાનું કોરટે ફરમાવવું. પરંતુ ઢીલ થવાથી તાકીદ આપવાનો હેતુ ધુળ મળશે એમ જણાય તો તેવી નોટીસ આપવાની જરૂર નથી.

તાકીદ આપ્યા પહેલાં વિરૂદ્ધ પક્ષકારને નોટીસ આપવાનું કોરટે ફરમાવવું.

૪૯૫. કારપોરેશનને અથવા જાહેર કંપનીને આપેલી તાકીદ તે કારપોરેશનને અથવા કંપનીને પોતાને બંધન કારક છે, એટલુંજ નહી પણ તે કારપોરેશનના કે કંપનીના જે મેંબરોનાં અને અમલદારોનાં જાતીકાં કામ અટકાવવાનું તે તાકીદમાં માગ્યું હોય તે બધા મેંબરોને તથા અમલદારોને પણ તે બંધન કારક છે.

કારપોરેશનને આપેલી તાકીદ તેના મેંબરને તથા અમલદારોને બંધનકાર છે.

૪૯૬. તાકીદના હુકમથી જે કોઇ પક્ષકાર નારાજી હોય તેની તે વિશેની અરજ ઉપરથી, તાકીદનો કોઇ પણ હુકમ કાઢી લેવાને, તેમાં ફેરફાર કરવાને અથવા તે રદ કરવાને કોરટ મુખત્યાર છે.

તાકીદનો હુકમ કોર્ટ કાઢી લે, ફેરફાર કરે અથવા રદ કરે.

અપૂરતા કારણ ઉપરથી તાકીદ કાઢવી હોય તો પ્રતિવાદીને નુકશાનીનો બદલો.

૪૯૭. પોતે જે તાકીદ આપી છે તે આપવા બાબતની અરજ અપૂરતા સબબથી કરી હતી, એમ કોરટને જણાય, અથવા

તાકીદ કાઢ્યા પછી ફરીયાદ કાઢી નાખવામાં આવે, અથવા ગેરહાજરીના સબબથી કે બીજી કોઈ રીતે વાદી વિરૂધ્ધ ફેસલો આપવામાં આવે અને ફરીયાદ કરવાનું સંભવિત કારણ નહોતું એમ કોરટને જણાય,

તો તે તાકીદથી જે ખરચ અથવા નુકશાન થયુ હોય તેના બદલામાં પોતાને વાજબી જણાય તેટલી એક હજાર રૂપીઆ સુધીની કોઈ રકમ વાદી પાસેથી પ્રતીવાદીને અપાવવાનો, પ્રતીવાદીની અરજ ઉપરથી, પોતાના હુકમનામામાં ઠરાવ કરવાને કોરટ મુખત્યાર છે.

વિશેષ ઠરાવ.

પરંતુ નુકશાનીના બદલાની ફર્યાદમાં જેટલી રકમનું હુકમનામું કોરટ કરી આપે, તે કરતાં વધારે રકમ આ કલમ ઉપરથી કોરટે અપાવવી નહી.

આ કલમ પ્રમાણે રકમ અપાવવાનો ઠરાવ થયા પછી તે તાકીદ બાબત નુકસાનીનો બદલો લેવાની કોઈ ફરીયાદ ચાલશે નહી.

## બ—દરમીયાનના હુકમ.

નાશ થાય એવી વસ્તુઓ દરમ્યાન વેચવાનો હુકમ કરવાનો અખત્યાર.

૪૯૮. કોઈ ફરીયાદના વિષયની કોઈ પણ જંગમ મીલકત જલદી અને સ્વાભાવિક રીતે પોતાની મેળે બગડી જાય એવી હોય તો, ફરીયાદના કોઈ પક્ષકારની અરજ ઉપરથી તે વેચવાનો હુકમ કરવાને કોરટ મુખતીયારછે. અને તે હુકમમાં જે સખ્સનું નામ લખ્યું હોય તે સખ્સે કોરટને યોગ્ય લાગે તે રીતે અને તેવી સરતોથી તે વેચવી.

ટીકા—૪૯૮. કોઈ પણ મુકદમો કોરટની રૂબરૂ ચાલતો હોય તેના સંબંધમાં જેજે અરજીઓ યોગ્ય રીતે કરવામાં આવે તે બધી ઉપર કોરટે સ્પષ્ટ હુકમ લખવો જોઇએ. જે સખ્સનું દાવાના પરિણામમાં હીત છે. તે સખ્સે યોગ્ય મુદતમાં કલમ ૩૨ પ્રમાણે પક્ષકારમાં સામિલ થવાને સારૂ અરજી આપી હોય તો તે મંજુર કરવી જોઇએ. ૫ વી. રી. ૧૦૯.

દાવાનો નીકાલ જેથી થતો નથી એવો દરમ્યાન હુકમ કરવામાં આવ્યો હોય અને તે ઉપર અપીલ થઈ નહોય તો, છેવટ હુકમનામા ઉપર અપીલમાં તેના સંબંધની બાબતોની તકરાર ઉઠાવતાં અપેલન્ટને બાધ નથી. નોક્ષ પાનું ૨૯૧.

ફરિયાદનો વિષય અટકાવીરાખવા વગેરેનો હુકમ કરવાનો અ

૪૯૯. ફરીયાદના કોઈ પણ પક્ષકારની અરજ ઉપરથી અને પોતાને યોગ્ય લાગે તો શરતોથી નીચે પ્રમાણે કરવાને, એટલે—

અખ્ત્યાર તથા પ્રવેશ કરવાની, નમુના લેવાની અને પ્રયોગ કરવાની સત્તા આપવાનો અખ્ત્યાર.

(અ) તે ફરીયાદના વિષયમાંની કોઈ મીલકત અટકાવી રાખવાનો, સાચવી રાખવાનો, અથવા નજરે જોવાનો હુકમ કરવાને,

(બ) તે ફરીયાદના બીજા કોઈ પક્ષકારના કબજામાં કાંઇ જમીન અથવા ઇમારત હોય તે જમીન ઉપર અથવા ઇમારતમાં સદરહુ તમામ કારણ સારૂ અથવા તે પૈકી કોઇ કારણ સારૂ કોઇ સખ્સને જવાનો અખ્ત્યાર આપવાને, અને

(ક) સદરહુ તમામ કારણ સારૂ અથવા તે પૈકી કોઈ કારણ સારૂ પુર્ણ માહીતી અથવા પુરાવો મળે એટલા માટે જરૂર અથવા યોગ્ય જણાય તેવા કાંઈ નમુના લેવાનો, અથવા કાંઇ અવલોકન કરવાનો, અથવા પ્રયોગ કરવાનો અખ્ત્યાર આપવાને, કોરટ મુખત્યાર છે.

પ્રોસેસ બજાવવા વિશે આ આકટમાં પાછળ કહેલા છે તે ઠરાવો, પ્રસંગ પ્રમાણે જરૂર હોય તે ફેરફાર કરીને, આ કલમ પ્રમાણે જવાનો અખ્ત્યાર આપેલા સખ્સોને લાગુ પડશે.

આવા હુકમ કરવાની અરજ નોટીસ આપ્યા પછી કરી શકાય.

૫૦૦. સમન પોંચ્યા પછી કોઇ પણ વખતે પ્રતીવાદીને લેખી નોટીસ આપીને કલમ ૪૯૮ અથવા કલમ ૪૯૯ પ્રમાણે હુકમ કરાવવાની અરજ કરવાને વાદી મુખત્યાર છે.

તેવો હુકમ મેળવવાને વાસ્તે પ્રતીવાદીએ અરજ કરવાની હોયતો, અરજદાર હાજર થયા પછી કોઈ પણ વખતે વાદીને લેખી નોટીસ આપીને તે અરજ કરવાને પ્રતીવાદી મુખત્યાર છે.

જે જમીનવિશે ફરિયાદ હોય તે જમીન પક્ષકારના કબજામાં આગળથીજ ક્યારે અપાવાય.

૫૦૧. સરકારમાં મેહેસુલ ભરનારી જમીન વીશે અથવા વેચાય એવા જમીનઉપરના સત્તાપ્રકારવિશે ફરિયાદ હોય, અને જેના કબજામાં તે જમીન અથવા સત્તાપ્રકાર હોય તે શખ્સ સરકારનું મેહેસુલ અથવા સત્તાપ્રકારના માલકની ચઢેલી સાંથ, જે હોય તે, આપવાને ચુકે, અને તેને લીધે તે જમીન અથવા સત્તાપ્રકાર વેચવાનો હુકમ થાય તો, તે જમીનમાંના અથવા સત્તાપ્રકારમાંના હક્કસંબંધનો દાવો રાખતો હોય એવો ફરિયાદનો બીજો કોઈપણ પક્ષકાર વેચાણ પહેલાંનું ચઢેલું મેહેસુલ અથ-

વા સાથ આપે એટલે (કોરટની નજરમાં આવે તો જામીન લેઇને અથવા વગર જામીને) તે જમીનનો અથવા સત્તાપ્રકારનો કબજો તેને લાગલોજ આપી શકાય.

અને આપ્રમાણે ભરેલી રકમ કોરટને યોગ્ય લાગે તે દરના વ્યાજ સુધાંત કસુર કરનારે આપવી એમ પોતાના હુકમનામામાં ઠરાવવાને, અથવા ફરિયાદમાં હુકમનામું થાય તેમાં કંઈ હિસાબ બાકી કરવાનું ફરમાવવામાં આવે તો, હિસાબમાં આપ્રમાણે ભરેલી રકમ કોરટ ફરમાવે તે દરથી વ્યાજસુધાં મજરે ધરવાને કોરટ મુખત્યાર છે.

પૈસા વગેરે કો ર્ટમાં અનામતમુ કવાનું.

૫૦૨. પૈસાવિશે અથવા સ્વાધીન કરી શકાય એવી બીજી કોઈ વસ્તુવિશે ફરિયાદ હોય, અને ફરિયાદનો કોઈ પક્ષકાર કબુલ કરે કે,-કોઈ બીજા શખ્સની વતી ટ્રસ્ટી દાખલ મારી પાસે તે પૈસા અથવા વસ્તુ છે, અથવા તે કોઈ બીજા શખ્સની છે કે તે બીજા શખ્સની લેહેણી છે તો,-કોરટ બીજો હુકમ કરે તે પ્રમાણે કરવાસારૂ તે કોરટમાં અનામત મુકવાનો અથવા જામીન લેઇને કે વગર જામીને છેવટ કહેલા શખ્સને આપવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.



## બાબ ૩૬ મો.

### વસુલદારની નીમણુક.

વસુલદાર ની મવાનો કોર્ટનો મુખત્યાર.

૫૦૩. કોઈ સ્થાવર કે જંગમ મિલકત વિશે ફરિયાદ હોય અથવા તે જપ્તીમાં હોય, અને તેના પૈસા કરવાની, તે સાચવી રાખવાની, અથવા તેની સારી રખવાળી કરવાની, કે વહિવટ કરવાની જરૂર છે એમ કોરટને જણાય ત્યારે, હુકમ કરીને:—

(અ) તે મિલકતનો વસુલદાર નીમવાને કોરટ મુખત્યાર છે. અને જરૂર હોય તો,

(બ) જે શખ્સના કબજામાં અથવા હવાલામાં તે મિલકત હોય તેની પાસેથી તે કબજે અથવા હવાલે લેઇ લેવાને કોરટ મુખત્યાર છે;

(ક) તે વસુલદારના હવાલામાં અથવા વહિવટમાં સોંપવાને કોરટ મુખત્યાર છે; અને

(ડ) તે મીલકતના ભાડા તથા ઉત્પન્ન ઉપર કોરટને યોગ્ય જણાય તેટલી ફી અથવા કમીશન તે વસુલદારને મેહેનતાણા બદલ આપવાને,-તથા ફરિયાદ આણવા વિશે,

ફરિયાદનો જવાબ કરવા વિષે, તથા મિલકતના પૈસા કરવા વિષે, વહિવટ વિષે, રક્ષણ કરવા વિષે, સાચવી રાખવા વિષે, અને સુધારવાવિષે, તથા તે મિલકતનું ભાડું અને ઉત્પન્ન વસુલ કરવા વિષે, તથા તે ભાડું અને ઉત્પન્ન કામે લગાડવા તથા ખરચવા વિષે, તથા લખેલા દસ્તાવેજો કરી આપવાવિષે માલકને પોતાને જે અખ્ત્યાર હોય તે અથવા તે પૈકી કોરટને યોગ્ય લાગે તે અખ્ત્યાર તે વસુલદારને આપવાને કોરટ મુખત્યાર છે.

એ પ્રમાણે નીમેલા પ્રત્યેક વસુલદારેઃ— વસુલદારની જવાબદારી.

(ક) તે મિલકત બાબત તેને જે મળે તેનો બરોબર હિસાબ આપવા સારૂ (કોરટ જામીન લેતો) કોરટને યોગ્ય લાગે તેવા જામીન આપવા,

(ખ) કોરટ ફરમાવે તે તે મુદતે અને તેવા નમુનામાં પોતાનો હિસાબ હાજર કરવા,

(ગ) તેની પાસે જે બાકી લેહેણી નિકળે તે કોરટ ફરમાવે તે રીતે તેણે આપવી, અને

(ઘ) પોતાની મોટી ગફલતને લીધે અથવા જાણી જોઈને કસુર કરવાથી મિલકતને જે નુકસાન થાય તેનો જવાબ દાર તે થશે.

જમીમાંની મિલકત જેના કબજામાં અથવા હવાલામાં હોય તેનો કબજો અથવા હવાલો લેઈ લેવાનો ફરિયાદના પક્ષકારોને, અથવા તેમાંના કોઈ એકને કે કેટલાએકને હાલ હક્ક ન હોય તો, તે કબજો અથવા હવાલો લેઈ લેવાને આ કલમની કોઇ વાતથી કોરટને અખ્ત્યાર મળતો નથી.

ટીકા—૫૦૩. વહીવટ કરવાની અરજીનું હુકમનામું કરીને હુકમનામામાં મીલકતનો વહીવટ કરવા સારૂ એક રીસીવર નીમ્યો. એ મરી ગયો અને પછીથી હુકમ કરી બીજો રીસીવર નીમ્યો. એ મીલકતની બરોબર વ્યવસ્થા કરતો નથી એમ કહી તેને દુર કરવાની એક પ્રતિવાદીએ કોરટને અરજ કરી. એ અરજી નામંજુર કરવામાં આવી. તેમાં એમ ઠરાવ્યું આ હુકમ ઉપર અપીલ થઈ શકે છે. ઇ. લો. રી. ૫ મુંબઈ ૪૫.

ડીસ્ટ્રીક્ટ કોરટના તાબાની કોરટે અમુક સખ્સને રીસીવર નીમવા સારૂ તેનું નામ આપી અને તેને નીમવાના કારણ આપી ૫૦૫ મી કલમ પ્રમાણે હુકમ કર્યો હોય, તો તે હુકમ ઉપર અપીલ નથી કેમકે આ ફક્ત પ્રથમ હુકમ છે અગર ફક્ત કોરટે પોતાનો અભિપ્રાય દરશાવ્યો છે એમ

ગણવું જોઇએ. તે ૫૦૩જી કલમ પ્રમાણે હુકમ ગણી શકાય નહી. તેમજ આવી રીતે જેનું નામ બતાવી હુકમ કરવામાં આવ્યો હોય તે હુકમ ડીસ્ટ્રીકટ કોરટ બહાલ કરે તે ઉપર પણ અપીલ નથી. ઇત્યાદી ઇ. લૉ. રી. ૭ કલકત્તા. ૭૧૯.

કલેક્ટરને વસુલદાર ક્યારે નીમી શકાય.

૫૦૪. તે મિલકત સરકારને મેહેસુલ ભરનારી જમીન હોય અથવા જે જમીનનું મેહેસુલ આપી દીધેલું કે છોડી દીધેલું હોય એવી જમીન હોય, અને કોરટની નજરમાં એમ આવે કે કલેકટરે વહિવટ કરવાથી લાગતા વળગતા લોકોને ફાયદો થશે તો, કલેકટરને તે મિલકતનો વસુલદાર નીમવાને કોરટ મુખ્તાર છે.

*ટીકા—૫૦૪. પોતાના હવાલામાં જે મીલકત છે તેના લાભને સારૂ દાવો સરૂ કરવાનો આ કલમ પ્રમાણે વહીવટ કરવા સારૂ નીમાયલા રીસીવરનો અખત્યાર કોરટે જે તેને સત્તા આપી હોય તેઉપર આધાર રાખે છે. તોપણ મિલકતના હીતને લગતી કોઈ પણ ફરીઆદમાં પ્રતિવાદી કીંવા રેસ્પોન્ડન્ટ તરીકે હાજર થઈ પોતાની તકરાર તેની સામાન્ય સત્તાની રૂઇએ તે જાહેર કરી શકે છે. સદર દીવાની અદાલત (નોર્થવેસ્ટર્ન પ્રોવીનસીસ, ૧૮૬૨.

મીલકત જપ્ત કરી ઉપજ વસુલ કરનાર નીમવાની સત્તા જે મીલકત બાબતની તકરાર હોય તેના કબજાની બાબતનેજ લાગુ પડેછે. અને દાવો પુરો થયો એટલે તે સત્તા બંધ પડેછે. ૧૪ વી. રી. ૩૮૪.

આ બાબ પ્રમાણે કઈ કોર્ટને અખત્યાર છે તે.

૫૦૫. આ બાબમાં આપેલો અખત્યાર ફકત હૈ કોરટોએ અને ડિસ્ટ્રિકટ કોરટોએ વાપરવો. પરંતુ ડિસ્ટ્રિકટ કોરટના તાબાની કોરટના જડજની નજરમાં એમ આવે કે પોતાની રૂબરૂની કોઈ ફરિયાદમાં વસુલદાર નીમવાની જરૂર છે તો, તે નીમણુકને વાસ્તે પોતાને લાયક જણાય તે શખ્સનું નામ તેણે બતાવવું. અને તે શખ્સનું નામ તથા તેને નીમવાનાં કારણ ડિસ્ટ્રિકટ કોરટને મોકલવાં, અને ડિસ્ટ્રિકટ કોરટે તે પ્રમાણે નામ આપેલા શખ્સની નિમણુક કરવાને તે જડજને અખત્યાર આપવો, અથવા પોતાને યોગ્ય જણાય તેવો બીજો હુકમ કરવો.

ટીકા—૫૦૫. ઇ. લૉ. રી. ૭ કલકત્તા. ૭૧૯મે પાને બીરજન કુંવર વીરૂદ્ધ રામચરણ લાલમહાતાનો ફેસલો જુઓ.

# ભાગ ૯ મો.

### વિશેષ કામો વિષે.

---

## બાબ ૩૭ મો.

### લવાદીપર સોંપવાનું.

૫૦૯. પક્ષકારોની દરમ્યાન ફરિયાદમાંની વાંધાની કોઈ વાત લવાદીપર સોંપવાની ફરિયાદના બધા પક્ષકારોની ખુશી હોય તો, ફેશલો કહી સંભળાવતાં પહેલાં કોઈપણ વખતે લવાદપર સોંપવાનો હુકમ થવા સારૂ પક્ષકારો પોતે જાતે અથવા એ કામને વાસ્તે લખીને મુદામ અખત્યાર આપેલા પોત પોતાના વકીલોની મારફતે, કોરટને અરજ કરવાને મુખત્યાર છે.

લવાદને સોંપવાનો હુકમ કરવાસારૂ ફરિયાદનાપક્ષકારો અરજ કરે.

આવી પ્રત્યેક અરજ લખેલી જોઇએ, અને જે ખાસ બાબત લવાદને સોંપવાની હોય તે તેમાં જણાવવી.

ટીકા—૫૦૯. આ કલમોથી કામ કરવાની છુટ મળેછે અને જે રીત બતાવવામાં આવી છે તેજ પ્રમાણે પંચાતથી ફેસલો કરાવવાની કોઇની આ કલમોથી ફરજ થતી નથી, અગર પોતાની ખુશીમાં આવે તે પ્રમાણે કામનો ચુકાદો કરવામાં અટકાવ આવતો નથી. ૨૪ વી. રી. ૧૪.

આવી અરજીઓ લખી હોવી જોઇએ અને જો આવી અરજી વકીલ આપતો હોય તો તેને ખાસ અખત્યાર તે બાબતમાં મળેલો હોવો જોઇએ.

બંને પક્ષકારની સ્પષ્ટ લેખી કબુલત હોય તોજ પંચથી ફેસલાનું કામ ચલાવવું. અને કોઈ પક્ષકાર પોતાની હરકત છે એમ જણાવ્યા પછી લવાદ રૂબરૂ હાજર થાય તો તેણે પોતાની તકરાર છોડી દીધી છે. એમ ગણાય નહી. ૧૦ મુ. ઇ. અપીલ ૪૧૩.

પણ કોરટમાં રૂબરૂ કામ હોય અને તે ચાલતું હોય તે દરમ્યાન લવાદને તે કામ ફેસલો કરવા સારૂ સોંપવાનું કબુલ કરવામાં આવે તો, લેખી કબુલતની જરૂર નથી. ૧ મ. હા. રી. ૧૦૯.

પણ આવા કામમાં ખાસ અખત્યાર શીવાય વકીલ પોતાના અસીલને લવાદને કામ સોંપવા બાબતમાં બાંધી શકતો નથી.

વાદીને વધારેનો દાવો ૪૩મી કલમ પ્રમાણે છોડી દેવાની છુટછે તેવીજ છુટ લવાદનો ફેસલો નોંધાવવાની અરજી લઇને પક્ષકાર આવે તો તેને છે. ૧૦ વી. રી. ૪૬૩.

લવાદને ફેસલો કરવા સારૂ સોંપવાને બધા પક્ષકારો ખુશી હોવા જોઇયે અમુક દાવો લવાદોને સોંપવામાં આવશે અને તેવિશે હરકત લેવી હોય તો અમુક મુદતમાં લેવી એવી ખબર આપ્યા પછી હરકત લેવામાં આવી નથી માટે લવાદને ફેસલો કરવા સારૂ કામ સોંપવું તે બસ નથી.

કબુલત સ્પષ્ટ હોવી જોઇએ. મારશ. ૫૧૭ તેથી ગેરહાજર વાદીની તરફથી ખાસ અખત્યાર નહોય તો લવાદને કામ સોંપાય નહી. ૧વી.રી.૮૦.

કલમ ૫૦૬ અને ૫૦૭નો એવો સ્પષ્ટ ભાવછે કે પક્ષકારોએ લવાદના નામ આપવાં જોઇએ. અગર કોરટ જે લવાદો નીમે તે કબુલ કરવાં જોઇએ. કોઈ પક્ષકારની મરજી ઉપરાંત કોરટની મરજી મુજબ લવાદોને કોઈ પણ બાબતનો નિવાડો સોંપવાને કોરટને કાયદા પ્રમાણે અખત્યાર નથી. લખનોરની સીવીલ કોરટના જડજે અપેલન્ટે કબુલ નહી કરેલા એવા લવાદોને નીમ્યા અને નીમી તે લવાદોએ કરેલા ફેસલા પ્રમાણે થયેલુ હુકમનામું રદ કર્યું. ૯ મુ. ઇ. અપીલ ૪૧૩.

જે પક્ષકારો વચ્ચે કોરટમાં દાવો ચાલતો હોય તે પક્ષકારો તકરારી બાબત તેમજ બીજી બાબતો ફેસલો કરવા સારૂ ૫૨૫ અને ૫૨૬મી કલમો પ્રમાણે લવાદોને સોંપી શકે છે. એમ કરવાને કાયદાનો કોઈ બાધ નથી. પણ લવાદના ફેસલા ઉપરથી કોરટે હુકમનામું કરતાં વાદીના દાવાનેજ વળગી રહેવું જોઇએ. અને તે ઉપર પોતાનો ઠરાવ આપવો જોઇએ. ૧૪ વી. રી. ૪૯૭.

લવાદોની નીમણુક કબુલ કરવામાં આવી નહોય તો તે લવાદના ફેસલા ઉપરથી જે ઠરાવ કરવામાં આવ્યો હોય તે કબુલ નહી કરનારા પક્ષકારને બંધનકારક નથી. ૧૪ વી. રી. ૨૧૧.

કોરટના હુકમથી લવાદને કામ સોંપવામાં આવ્યું હોય તે એક પક્ષકારની અરજ ઉપરથી રદ થતું નથી. ૧૭ વી. રી. ૫૧૬.

જે પક્ષકારોનું ખરેખરૂં હીત છે તે બધાએ પંચને કામ સોંપવાની કબુલત આપવી જોઇએ. ૧૦ વી. રી. ૧૭૧.

કામ પાછું મોકલતાં અપીલ કોરટ પક્ષકારોને લવાદને કામ સોંપવાનું ફરમાવવું અને તેમ તેઓ ન કરે તો તમારે લવાદ નીમવા એવો હુકમ અસલ કોરટને કરી શકે નહી.

આ કલમ પ્રમાણે લવાદે કરેલો ફેસલો રદ કરવા સારૂ રેગ્યુલર અપીલ અપીલ ચાલી શકે છે. વી. રી. એ. મી. ૩૩ અને તે અપીલ પુરેપુરા સ્ટામ્પ ઉપર જોઇએ. ૧૨ વી. રી. ૫૦.

અપીલ કોરટે લવાદને કામ ફેસલો કરવા સારૂ સોંપવાનું ફરમાવવાનો અસલ કોરટે હુકમ કર્યો અને પક્ષકારોએ લવાદને કામ સોંપવાની કબુલત આપી તેમાં એમ ઠર્યું કે આ પ્રોસીડીંગ બાબત અપીલમાં વાંધા લઈ શકાય નહી. ૨૨ વી. રી. ૩૯૯. ઇ. લો. રી. ૬ કલકત્તા પાનું ૨૫૧ એમા ગોપાલનો ફેસલો જુઓ.

લવાદની નીમણુક.

૫૦૭. પક્ષકારોએ એકમત થઇને લવાદની નિમણુક કરવી.

કોર્ટ ક્યારે લવાદ નીમે.

તે નિમણુક બાબત પક્ષકારો એકમત ન થઈ શકે, અથવા જે શખ્સને તેઓ નીમે તે લવાદી કબુલ કરવાની ના કહે, અને કોરટ લવાદ નીમે એવી પક્ષકારોની ખુશી હોય, તો કોરટે લવાદ નિમવો.

ટીકા—૫૦૭. લવાદો પોતાની સત્તા બીજાને સોંપી શકે નહી. અને કેટલાક પ્રતિવાદી ગેરહાજર હોય તો, હાજર લવાદો તેની જગ્યાએ બીજો નીમી શકે નહી. ૭ વી. રી. ૨૬૯.

૧૯ વી. રી. ૪૭ અને ૨૨ વી. રી. ૧૨૯.

લવાદ નીમવામાં બંને પક્ષકાર એક મત ન થાય અને આ કલમ પ્રમાણે કોરટ લવાદ નીમે તો આ નીમણોક તેમની ઈચ્છાથી કરી છે એમ અનુમાન કરવું. ૭ વી. રી. ૧૩.

જે બાબતનો કોરટ નીરણય કરી ચુકીછે તે લવાદને કોરટ સોંપી શકેનહી. અને તેમજ જો અપેલેટ કોરટ કોઈ મુદ્દા ઉપર પુરાવો લેવાને કામ પાછું મોકલે તો તે બધી બાબત લવાદને સોંપી શકાય નહી. ૨૨ વી. રી. ૨૦૭.

કલકત્તા હાયકોરટે ૨૧ વી. રી. ૨૧૦મે પાને એમ ફુલબેંચનો ઠરાવ કર્યો છે કે અપીલમાં જે તકરારી બાબત પોતાની રૂબરૂ આવી હોય તે લવાદને સોંપી શકે નહી.

૫૦૮. વાંધાની જે બાબતનો લવાદપાસે નિર્ણય કરાવવો હોય તે બાબત કોરટે હુકમ કરીને લવાદને સોંપવી, અને નિવાડો કરી આપવાને પોતાને વાજબી લાગે તેટલી મુદત કોરટે ઠરાવવી, તે તથા મુદત હુકમમાં લખવી. લવાદોને સોંપણનો હુકમ.

એક વખત કોઈ બાબત લવાદીપર સોંપ્યા પછી, આ આકટમાં હવે પછી જે ઠરાવો કરેલા છે તે શિવાય, તેજ ફરિયાદમાં કોરટે તેમાં કંઈ હાથ ઘાલવો નહીં.

ટીકા—૫૦૮. જો મુદત ન ઠરાવી હોય તો લવાદને કામ સોંપવાનો હુકમ રદ છે. ૧૦ વી. રી. ૨૦૫. અને ૬ મુ. ઇ. અપીલ ૬૩૪.

જ્યારે બધી બાબતો લવાદને સોંપવામાં આવી હોય ત્યારે સોંપવાના તેમજ ફેસલાના ખરચ વીશે ઠરાવ કરવાને લવાદોને સત્તા છે. તેમજ વ્યાજ અપાવવાને પણ કરવાને પણ સત્તા છે. ૧ બે. લો. રી. ૧૪૪.

ફેસલો કરવાને ઠરાવેલી મુદત વીત્યા પેહેલાં ફેસલો કરવાનું કામ શરૂ કર્યું નેહોતું પણ બધા પક્ષકારો હાજર થયા અને કોઇએ કાંઈ હરકત લીધી નહી તેથી તે ફેસલો કાયદેસર ગણવામાં આવ્યો હતો. ૫ બે. લો. રી. ૩૫૭.

૫૦૯. બે અથવા વધારે લવાદોને સોંપણ હોય તો, લવાદોમાં મતભેદ થાય તેને માટે હુકમમાં બંદોબસ્ત કરવો, તે એવી રીતે કેઃ— બે અથવા વધારેલવાદોને સોંપણ હોય ત્યારે મતભેદ પડેતો શું કરવું તેનો હુકમ કરવો.

(અ) સરપંચ નીમવો, અથવા

(બ) લવાદો પૈકી વધારે જણ એકમત થાય તો વધારે મત પ્રમાણે ચુકાદો કરવો એમ ઠરાવવું, અથવા

(ક) સરપંચ નીમવાનો લવાદોને અખ્ત્યાર આપવો, અથવા

(ડ) પક્ષકારો એકમત થઈને કહે તે પ્રમાણે કે તેઓ એકમત ન થાય તો કોરટ ઠરાવે તે પ્રમાણે બીજી રીતે બંદો બસ્ત કરવો.

સરપંચ નીમવામાં આવે ત્યારે, જો તે સરપંચને કામ કરવાનો પ્રસંગ આવે તો, તેણે નિવાડો ક્યારે કરી આપવો એને માટે કોરટને વાજબી જણાય તેટલી મુદત કોરટે ઠરાવવી.

ટીકા—૫૦૯. લવાદોમાંથી ઘણાના મત પ્રમાણે જે ઠરાવ થાય તેપ્રમાણે ચાલવાને પક્ષકારો કબુલ થયા પણ કોરટે તે પ્રમાણે રીતસર હુકમ કર્યો નહી. લવાદોએ કામની સુણાવણી કરી પક્ષકારો લવાદ રૂબરૂ હાજર થયા અને હુકમની ખામી હતી તેવિશે વાંધો ઉઠાવ્યો નહી. પછી તે ફેસલો ઘણાના મતથી થયો છે એ કારણથી ફેસલા વિરૂદ્ધ તકરાર કરાય નહી. ૮ વી. રી. ૧૭૧.

બે લવાદોની વચ્ચે થોડોક મત ભેદ હોય તેથી આખો ફેસલો રદ જતો નથી. ૨ વી. રી. ૩૨.

ઘણાના મતના ઠરાવ પ્રમાણે વરતવાને પક્ષકારો બંધાતા ન હોય તો ફેસલો બધા લવાદોના એક મતથી થવો જોઈએ. ૧૯ વી. રી. ૪૭ ૨૨ વી. રી. ૧૨૯.

જ્યારે એક કામ ફેસલો કરવા સારૂ ત્રણ લવાદોને સોંપવામાં આવ્યું હતું તોપછી બે લવાદોની સહીનો ફેસલો રદ બાતલ છે અને તે કામમાં પુરાવામાં લેવો જોઈએ નહી. ૧૦ વી. રી. ૩૯૮ ૨૨ વી. રી. ૧૨૯.

લવાદને કામ સોંપવાના હુકમમાં લવાદોમાં મત ભેદ પડે તો શું કરવું તેનો ઠરાવ નહોય અને લવાદોમાં મત ભેદ ન પડે તો તે કારણે ફેસલો રદ જતો નથી. ૧૪ વી. રી. ૩૦.

લવાદ અથવા સરપંચનું મૃત્યુ અશક્તતા વગેરે.

૫૧૦. લવાદ, અથવા એક કરતાં વધારે લવાદો હોય ત્યારે, તે લવાદોમાંનો કોઈ અથવા સરપંચ ગુજરી જાય, અથવા ના કહે, અથવા ગફલત કરે, અથવા કામ કરવાને અશક્ત થાય, અથવા એવે પ્રસંગે બ્રિટિશ ઈંડિયા છોડે કે તે ઉપરથી ઘણુંકરીને વહેલો પાછો નહીં આવે એમ જણાય, તો તે મરનાર, અથવા ના કહેનારે અથવા ગફલત કરનાર, અથવા કામ કરવાને અશક્ત થયો હોય તે, અથવા બ્રિટિશ ઈંડિયા છોડે તે શખસને બદલે કોરટની નજરમાં આવે તો નવો લવાદ અથવા સરપંચ નીમવાને અગર લવાદી રદ કરવાનો હુકમ કરવાને કોરટ મુખ્ત્યાર છે. અને લવાદી રદ કરવાનો હુકમ કોરટ કરે તો કોરટે ફરિયાદનું કામ આગળ ચલાવવું.

ટીકા—૫૧૦. લવાદનો ફેસલો થયા વગર કામ પાછું આવે ત્યારે પક્ષકારોને નોટીસ આપ્યા વગર કામ કાઢી નાંખવું જોઈએ નહી.૨૩વી.રી.૨૧

લવાદે મોકલેલું રાજીનામું મંજુર થાય ત્યાર પેહેલાં તે પાછું ખેંચી લેવાને તેને કુલ મુખ્તારી છે. ૧૫ વી. રી. ૩૭ પ્રીવીકૌન્સીલનો એવો ઠરાવ છે કે જો લવાદે પેહેલું રાજીનામું મોકલ્યુ હોય પણ તે તેણે પાછળથી પાછું ખેંચી લીધું હોય તો પછી તે લવાદ કાયમ રહેછે અને લવાદના ફેસલા ઉપર તેણે સહી કરી તે વખતે તેમ કરવાને તેને અધીકાર નહોતો એમ ગણવું જોઇએ નહી. ૨૩ વી. રી. ૪૨૯.

૫૧૧. સોંપણના હુકમમાં સરપંચ નીમવાનો અખ્તાર લવાદોને આપ્યો હોય અને તેમ કરવામાં તેઓ કસુર કરે તો, કોઈપણ પક્ષકાર લવાદોને એવી લખી નોટીસ આપે કે, તમે સરપંચ નીમો; અને તે નોટીસ પોંચ્યા પછી સાત દિવસમાં અથવા પ્રત્યેક કામમાં કોરટ પરવાનગી આપે તેટલી જાસ્તી મુદતમાં સરપંચ નીમવામાં નહીં આવે તો, સદરહુ પ્રમાણે જે પક્ષકારે નોટીસ આપી હોય તે પક્ષકારની અરજ ઉપર કોરટ સરપંચ નીમવાને મુખ્તાર છે.

સરપંચની નીમણુક કોર્ટે ક્યારે કરવી.

ટીકા—૫૧૧. બ એ કામ લવાદને સોંપવાનું એવી સરતે કબુલ કર્યું કે પોતે જે સાત જણનાં નામ આપે તેમાંથી એક જણને સરપંચ નીમવો. પંચો પસંદ કરવામાં આવ્યા અને ૨ ને સરપંચ નીમ્યો. ૨ અને કેટલાક પંચોએ એ લવાદ તરીકે કામ કરવાની ના પાડી. ફરીથી લવાદો નીમાયા પણ સરપંચ નીમવામાં આવ્યો નહી. લવાદીમાં સરખા મત ભેદ પડ્યા અને કોરટે પોતાની મરજીથી આઈને સરપંચ નીમ્યો. આઈ બતાવેલા સાત જણમાંનો નહોતો. આઈની નીમણોક વિરૂદ્ધ બએ હરકત લીધી.

અપીલમાં એમ ઠરાવ્યું કે લવાદને ફેસલો કરવા સારૂ સોંપતાં પેહેલાં એવી સરત હતી કે સરપંચ સાત જણમાંથી એક જણ નીમાવો જોઇયે. આથી કોરટનો સરપંચ નીમવાનો અધિકાર નિયમિત થયો હતો અને સરપંચ સાતમાંનો એક નહોતો માટે લવાદનો ફેસલો કાયદેસર નથી. ૭ મ. હા. રી. ૭૨.

જ્યારે બે અથવા વધારે લવાદો નીમવામાં આવે ત્યારે મત ભેદ પડે તેટલા સારૂ સરપંચ નીમવાની આ કલમ પ્રમાણે જરૂર છે. પણ જ્યારે કોરટની મંજુરીથી એકજ લવાદ નીમાય ત્યારે સરપંચ નીમવાની જરૂર નથી. ૨૫ વી. રી. ૧૧.

૫૧૨. સોંપણના હુકમમાં દાખલ કરેલા લવાદને અથવા સરપંચને જે અખ્તાર મળે છે તેજ, કલમ ૫૦૯. કલમ ૫૧૦, અથવા કલમ ૫૧૧ પ્રમાણે નીમેલા પ્રત્યેક લવાદને અથવા સરપંચને છે એમ સમજવું.

કલમ ૫૦૯, ૫૧૦, અથવા ૫૧૧ પ્રમાણે નીમેલા લવાદ કે સરપંચના અખ્તાર.

૫૧૩. પોતાની રૂબરૂ ચોકશી થતી હોય તે ફરિયાદોમાં પક્ષકારો તથા સાક્ષીઓને જે પ્રોસેસો કાઢવાનો કોરટને અખ્તાર છે તેજ, જે પ-

સાક્ષીઓનેસમન કરવાનું.

ક્ષકારો અથવા સાક્ષીઓની જબાની લેવાની લવાદોની અથવા સરપંચની મરજી હોય તે પક્ષકારો તથા સાક્ષીઓને પણ કોરટે કાઢવી.

કસુર વગેરેને વાસ્તે શિક્ષા.

તે પ્રોસેસપ્રમાણે જે શખ્સો હાજર ન થાય, અથવા બીજી કંઈ કસુર કરે, અથવા શાહિદી આપવાની ના કહે અથવા સોંપેલી બાબતોની તજવીજ ચાલતાં લવાદનું કે સરપંચનું કંઈ અપમાન કરે તે શખ્સોને, કોરટની રૂબરૂ ચોકશી થતી હોય તેવી ફરિયાદોમાં તેવીજ તકસીરોને માટે જે નુકસાન, દંડ, અથવા શિક્ષા થાય તેવુંજ નુકસાન, દંડ, અથવા શિક્ષા લવાદ કે સરપંચ કોરટને લખી મોકલે ત્યારે કોરટના હુકમથી કરવામાં આવશે.

ટીકા—૫૧૩. જ્યારે પક્ષકારોએ લવાદોને ફકત એકજ સાક્ષીનો પુરાવો લેવો એવી રીતે સરત કરી, કામ ફેસલો કરવા સારૂ સોંપ્યું હોય તો, તેમને બીજો પુરાવો લેવાને સત્તા નથી. રૂ બે. લો. રી. આપેન્ડીક્ષ ૨૫.

નીવાડો કરવા સારૂ મુદત વધારવી.

૫૧૪. જરૂરનો પુરાવો ન મળવાથી અથવા ખબર ન મળવાથી અથવા બીજા કોઈ કારણને લીધે હુકમમાં લખેલી મુદતમાં લવાદો નિવાડો પુરો ન કરી શકે તો, યોગ્ય જણાએથી, જાસ્તી મુદત આપવાને તથા નિવાડો કરી આપવાસારૂ વખતે વખતે તે મુદત વધારવાને અથવા લવાદી રદ કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. અને લવાદી રદ કરવાનો હુકમ કરે તો કોરટે ફરિયાદનું કામ આગળ ચલાવવું.

લવાદી રદ કરવાનું.

ટીકા—૫૧૪. પક્ષકારોની કબુલત લીધા શીવાય કોરટ પોતાની ખુશીથી ફેસલો આપવાની મુદત વધારી શકેછે. ૨ વી. રી. ૨૯૭.

લવાદનો ફેસલો રજુ કરવાની મુદત વધારવાની અરજી અને તેઉપરનો હુકમ લખી હોવો જોઇએ અને તે દફતરે રાખવો જોઇએ. લવાદના ફેસલા વિરૂદ્ધ હરકત લેવાને જે મુદત આપવામાં આવી હતી તે ટુંકી કરી નાંખવાથી એક પક્ષકારના હક્કને હરકત થવા જેવું હોય તોપણ તેવા હુકમ ઉપર અપીલ નથી પણ તે હુકમની ફરી તપાસની અરજી આપવી જોઇએ. ૪. લો. રી. ૩ મદ્રાસ ૫૯.

૫૧૫. સરપંચ ઠરાવ્યો હોય ત્યારે—

લવાદોને બદલે સરપંચ ક્યારે લવાદીનું કામકરે.

(અ) નિવાડો કર્યાવિના ઠરાવેલી મુદત લવાદોએ વીતી જવા દીધી હોય તો, અથવા

(બ) કોરટને કે સરપંચને લવાદોએ એવી લખી નોટીસ આપી હોય કે,

અમે એકમત થઈ શકતા નથી તો,

લવાદોને બદલે સરપંચ લવાદીનું કામ કરવાને મુખત્યાર છે.

નિવાડા ઉપર સહી કરવી અને તે દાખલ કરવા.

૫૧૬. કોઈ ફરિયાદમાં લવાદો નિવાડો કરે ત્યારે તે કરનાર શખ્સોએ તેનાઉપર સહી કરવી, તથા તેમની રૂબરૂ જે જબાનીઓ લીધી હોય અને જે દસ્તાવેજો શાબિત થયા હોય તે સુધાંત તે નિવાડો કોરટમાં દાખલ કરાવવો, અને પક્ષકારોને દાખલ કર્યાની નોટીસ આપવી.

ટીકા—૫૧૬. લવાદના ફેસલામાં પક્ષકારોના જે હક નક્કી કરવામાં આવ્યા હોય તેને કોરટના ફેસલાથી હરકત થતી નથી. ૨ વી. રી. ૨૯૭.

લવાદનો ફેસલો થયા પછી ગુણ દોશઉપર મુકદમાનો ફેસલો કોરટ આપે તો તે ગરકાયદે વર્તિ એમ ગણાય. ૫ વી. રી. ૧૩૦ વળી ૧૦ વી. રી. ૩૯૮ જુઓ.

લવાદને કામ ફેસલો કરવા સારૂ સોંપવામાં આવ્યું તે કાયદેસર નહોતું તે કારણસર તે ફેસલા ઉપર અપીલ થઇ શકે છે. ૧૯ વી. રી. ૪૭.

એકજ જગ્યાએ અને એકજ વખતે એકઠા બેઠેલા બધા લવાદોએ ફેસલા ઉપર સહી ન કરી હોય તો તે લવાદનો ફેસલો કાયદેસર નથી. ૧૧ વી. રી. ૪૩૩ ૧૨ વી. રી. ૩૯૭.

લવાદનો ફેસલો દાવાનું રૂપ બદલી શકે નહી. ૫ વી. રી. ૧૩.

લવાદે આગળ તજવીજ કરેલી તે કામમાં દાખલ કરી અને આગળના કામમાં જે કબુલતો કરવામાં આવી હતી તે ઉપર આધાર રાખ્યો તેમાં લવાદે કરેલો ફેસલો કાયદા વિરૂદ્ધ ગણવામાં આવ્યો અને તે રદ કર્યો. ૨૪ વી. રી. ૮૧,

લવાદનો ફેસલો નોંધવા સારૂ તે કોરટના યોગ્ય અધીકારીને લવાદે આપ્યો તે તેનું કૃત્ય મુદતના આકટ પ્રમાણે "અરજી" ગણાય નહી. ઈ. લૉ. રી. ૭ કલકત્તા ૩૩૩.

કોરટે બધું લવાદના કામનું રેકાર્ડ જોવું અને તેમાં ગેરવરતણુંકનું અનુમાન થતું હોય તો તે કોરટ રદ કરે. ૧૨ વી. રી. ૯૩ ૨૨ વી. રી. ૪૪૭

લવાદ અથવા સરપંચ ખાસ હકીકત લખી આપે.

૫૧૭. કોરટના હુકમથી કોઈબાબત લવાદોને સોંપવામાં આવી હોય ત્યારે, લવાદો અથવા સરપંચ કોરટની સંમતી લેઇને, કોરટનો અભિપ્રાય લેવાસારૂ સઘળો નિવાડો અથવા તેનો કંઈ ભાગ ખાસ હકીકત (સ્પેશ્યલ કેસ) તરીકે લખી આપે; અને કોરટે તેઉપર પોતાનો અભિપ્રાય આપવો. અને તે અભિપ્રાય નિવાડામાં ઉમેરીને નિવાડાનો ભાગ ગણવો.

કેટલેક પ્રસંગે અરજ ઉપરથી કોર્ટ નિવાડામાં ઓછું વતું અથવા સુધારો કરે.

૫૧૮. (અ) નિવાડાનો કંઈ ભાગ લવ દોને ન સોંપેલી બાબત ઉપર છે, અને તે ભાગ બીજા ભાગથી જુદો પાડી શકાય છે તથા સોંપેલી બાબત ઉપર કરેલા ચુકાદાને તે કંઈ અસર કરતો નથી એમ જણાય ત્યારે, અથવા

(બ) તે નિવાડો કંઈ પદ્ધતિમાં અપુર્ણ હોય અથવા તેમાં એવી કંઈ દેખાઇતી ભુલ હોય કે તે ચુકાદામાં કંઈ ફેરફાર ન કરતાં દુરસ્ત થઈ શકે તો,

હુકમ કરીને તે નિવાડામાં ઓછું વતું કરવાને કે તે સુધારવાને કોરટ મુખત્યાર છે.

લવાદીના ખરચ વિશેનો હુકમ.

૫૧૯. લવાદીના ખરચ બાબત કંઈ તકરાર નિકળે અને તેવિશે નિવાડામાં પુરતો બંદોબસ્ત કર્યો ન હોય તો તે ખરચ બાબત પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને પણ કોરટ મુખત્યાર છે.

નિવાડો અથવા લવાદોને સોંપેલી બાબત પાછી ક્યારેમોકલાય.

૫૨૦. પોતાને યોગ્ય લાગે તેવી શરતોથી, તેજ લવાદોને અથવા સરપંચને ફરી વિચાર૦ કરવાસારૂ તે નિવાડો અથવા લવાદીપર સોંપેલી કોઈબાબત નીચે લખેલ પ્રસંગે પાછી મોકલવાને કોરટ મુખત્યાર છેઃ—

(અ) લવાદોને સોંપેલી કોઈબાબત નિવાડામાં વગર નિકાલ કરે રહેવા દીધી હોય અથવા લવાદોને ન સોંપેલી કોઈ બાબતનો તેમાં ચુકાદો કર્યો હોય ત્યારે;

(બ) નિવાડો એટલો મોઘમ હોય કે તે બજી શકે નહીં તો;

(ક) નિવાડો કાયદાસર નથી એવી હરકત નિવાડો જોતાંજ જણાઈ આવતી હોય તો.

**ટીકા—૫૨૦.** પક્ષકારો વચ્ચે જે બાબતનો વાંધો હોય તે શીવાયની બીજી બાબતોનો નિકાલ કરવા સારૂ આ કલમ પ્રમાણે લવાદો તરફ કામ પાછું મોકલવાનો કોરટને અખત્યાર નથી. ૧૪ બી. રી. ૪૬૯

જે લવાદનો ફૈસલો પૂર્ણ નહોતો અને જે બધો ફૈસલો પક્ષકારોએ કબુલ રાખ્યો નહોતો તે ફૈસલો નોંધવાની કોરટે ના પાડી તે બરાબર કર્યું હતું. ૨૧ બી. રી. ૧૮૨

જે બાબત વીશે પક્ષકારોમાં તકરાર નહોતી અને જે બાબતનો નિર્ણય કરવાનું લવાદોને સોંપવામાં આવ્યું નહોતું તે બાબત ઉપર લવાદોએ કરેલો ફૈસલો, તે પ્રમાણે કોરટે પોતાનો ફૈસલો આપી મંજુર કર્યો હોય તોપણ, હકુમત નહી તે કારણથી, રદ બાતલ છે. ૧૫ બી. રી. ૧૭૨.

જે ભુલો કોરટ પોતે સુધારી શકે તેવી ન હોય તો દુરસ્ત કરવા સારૂ ફૈસલો ફરી કરવાને કોરટ લવાદ તરફ પાછો મોકલી શકેછે અને લવાદો તે ફૈસલાનો ફરી વિચાર કરવાની ના પાડે તો, તેમનો કરેલો ફૈસલો બગાડ અગર ગેરવર્તણુકની સાબીતી વીના પણ રદ બાતલ છે. ૭ બી. રી.૪૦૬

જ્યારે તકરારી બાબત લવાદને સોંપવામાં આવી હોય અને જેમાં મુદ્દાનો એક પ્રશ્ન લવાદને સોંપવામાં ન આવતાં ભુલથી રહી ગયો હોય તો આવી ભુલ જેનું હીત હોય તે પક્ષકારે કોરટને ઝાહેર કરવી અને જો તે તેમ ન કરેતો કોરટ તે બાબત ઉપર ખુશી પડે તે હુકમ અથવા નિર્ણય કરે. ૭ બી. રી. ૨૪૭

ખાનગી રીતે લવાદને ફૈસલો કરવા સારૂ કામ સોંપવામાં આવ્યું હતું તેમાં લવાદે કરેલો ફૈસલો નોંધાવવાના દાવામાં તે ફૈસલાનો ફરીથી વિચાર કરવા સારૂ ૫૨૦ કલમ પ્રમાણે લવાદ તરફ મોકલવાનું કારણ નથી તથા

૫૨૧ કલમ પ્રમાણે તે ફૈસલો નામંજુર કરવાનું કારણ નથી એમ અવલ કોરટે ઠરાવ્યું અને તે ફૈસલો નોંધવાનો હુકમ કર્યો પણ તે પ્રમાણે હુકમનામું કાઢયું નહી. આ કામમાં એમ ઠર્યું કે હુકમ અગર હુકમનામા તરીકે આ હુકમ ઉપર અપીલ થઈ શકતી નથી. ઈ.લો.રી.૨ અલા.૪૭૧

જુદુજે જે બાબત નિર્ણય કરવા સારૂ લવાદને સોંપી હોય તેના અને પક્ષકારોએ સોંપી હોય તેના જુદા ફૈસલા લવાદોએ લખવા જોઈએ. એ બે બાબતોના ફૈસલા ભેળસેળ કરી દેવા નહી. ૩ વી. રી. પરચુરણ ૨૭

૫૨૧. કલમ ૫૨૦ પ્રમાણે ફરીવિચાર કરવાસારૂ પાછા મોકલેલા નિવાડાને ફરી વિચારમાં લેવાની લવાદો અથવા સરપંચ ના પાડશે તો, તે નિવાડો રદ થશે. પરંતુ નીચેના કોઈ કારણ શિવાય કોઈ નિવાડો રદ કરવો નહીં, તે એ કેઃ— નિવાડો રદ કરવાનાં કારણ.

(અ) લવાદે અથવા સરપંચે રૂશવત લીધી હોય અથવા બદચાલ ચલાવી હોય તો;

(બ) કોઈપણ પક્ષકારે પોતે જે વાત ખુલ્લી કરવી જોઇએ તે દગાથી છુપાવી હોય, અથવા જાણી જોઇને લવાદને કે સરપંચને ઊંધું સમજાવ્યું હોય કે ઠગ્યા હોય તો;

(ક) લવાદી રદ કરીને ફરિયાદ પાછી ચલાવવાનો કોરટે હુકમ કાઢ્યા પછી નિવાડો કર્યો હોય તો;

અને કોરટે આપેલી મુદતમાં નિવાડો નહી કર્યો હોય તો તે કાયદેસર ગણાશે નહી.

ટીકા—૫૨૧. ફૈસલો રદ કરાવવાની અરજી ફૈસલો કોરટમાં રજુ થયો તે તારીખથી દસ દીવશની અંદર કરવી જોઇએ. (મુદતનો કાયદો જુઓ). કોરટ આ મુદત વધારી આપી શકતી નથી. ૨ મું. હા. રી. અસલ હકુમત. ૨૮૫

જુના સ્ટાંપ આકટ પ્રમાણે અયોગ્ય સ્ટાંપ ઉપરનો દસ્તાવેજ લવાદો ધ્યાનમાં લેઈ શકેછે. પણ સન ૧૮૬૯ ની ૧૪ મી કલમ પ્રમાણે આવો દસ્તાવેજ લવાદો ધ્યાનમાં લઈ શકતા નથી.

અને આવો દસ્તાવેજ ધાનમાં લેતો જેમ ચોખો ખોટો ફૈસલો ફરીથી સુધારી આપવાની ના કહે તેમ તે લવાદોની ઘેર વરતણુંક ગણાય. ૩, વી. રી. ૧૬૮ વળી ૧૧ વી. રી. ૧૪૦ ૧૫ વી. રી. ફુ. બેં. ૯ ૨૩ વી. રી. ૪૨૯ ૨૪ વી. રી. ૧૮૮

લવાદોની સભામાં અમુક લવાદ હાજર નહોતો પણ તેણે ફકત સહી કરી હોય તો તે લવાદનો ફૈસલો રદ કરાય. ૨૨. વી. રી. ૪૧૮

જો લવાદનો ફૈસલો રદ કરવામાં આવે અને તકરારી બાબતની દાવામાં ચોકશી થાય તો, લવાદે શા કારણથી ફૈસલો આપ્યો તે બાબતમાં તેની સાક્ષી તરીકે જુબાની લેવાય નહી પણ તેના રૂબરૂ જે કબુલતો

કરવામાં આવી હોય તે સાબીત કરવા સારૂ તેની જુબાની લઇ શકાય છે. ૧૭ વી. રી. ૫૧૬

દાવાના પક્ષકારો વચે લવાદને ફૈસલો કરવા સારૂ કામ સોંપતાં અગર ખાનગી સમાધાન કરતાં, જે જે હકીકત બની હોય તે તેની અસર કામની જ્યારે કોરટ રૂબરૂ તજવીજ ચાલે ત્યારે તેના ગુણ દોષ ઉપર થવા દેવી જોઇએ નહી. ૨૦ વી. રી. ૧૭૨

લવાદના રૂબરૂ કામ પુરૂં થયા પછી પણ લવાદનો ફૈસલો બહાર પડવા પહેલાં જો જેનું હીત છે તેમાંનો એક સખસ ગાંડો થઈ જાયતો તેથી લવાદનો ફૈસલો રદ જતો નથી. ૭ વી. રી. ૫

લવાદનો ફૈસલો રદ કરવાનો કોરટનો હુકમ દરમ્યાન હુકમ છે તેથી તે ઉપર અપીલ થઈ શકતી નથી પણ તે ફૈસલો રદ કરી કોરટ દાવો ચલાવી તે દાવામાં જે હુકમનામું કર્યું હોય તેના ઉપર અપીલ થઈ શકેછે. ૧૪ વી. રી. ૩૨૭ વળી ૨૨ વી. રી. ૪૨૦ જુઓ. વળી ઈં. લો. રી. ૭ કલકત્તા ૧૬૬ જુઓ.

નિવાડા પ્રમાણે ફૈસલો આપવો.

૫૨૨. ઉપર કહ્યાપ્રમાણે નિવાડો અથવા લવાદીપર સોંપેલી બાબતો પૈકી કોઈ બાબત ફરીથી વિચાર કરવાસારૂ પાછી મોકલવાનું કારણ કોરટને ન જણાય, અને નિવાડો રદ કરવાસારૂ કંઈ અરજ કરવામાં આવી ન હોય, અથવા કોરટે તે અરજ ના કબુલ કરી હોય તો,

તે અરજ કરવાની મુદત વીત્યાપછી નિવાડાપ્રમાણે કોરટે ફૈસલો આપવો.

અથવા, ખાસ હકીકત (સ્પેશ્યલ કેસ) ના રૂપમાં તે નિવાડો કોરટમાં મોકલ્યો હોય તો, તે ખાસ હકીકતઉપર પોતાનો અભિપ્રાય હોય તે મુજબ ફૈસલો આપવો.

ફૈસલાપછી હુકમનામું કરવું.

આપ્રમાણે ફૈસલો આપવામાં આવે એટલે તે ઉપરથી હુકમનામું કરવું, અને હુકમનામાંને બજાવવાને આ કાયદામાં જે ઠરાવો કરેલા છે તે રીતે તે હુકમનામું બજાવવું. અને તે હુકમનામાઉપર અપીલ ચાલશે નહીં. પરંતુ જેટલું હુકમનામું નિવાડાપ્રમાણે નહીં હોય અથવા નિવાડા કરતાં વધારે હશે તેટલાને વાસ્તે અપીલ ચાલવાને હરકત નથી.

**ટીકા**—૫૨૨. આગલા દાવામાં વાદીએ જે કહેલું તે લવાદના ફૈસલામાં રદ કરવામાં આવ્યું તો તેથી લવાદીના ફૈસલા ઉપરથી નવો દાવો લાવતાં વાદીને બાધ નથી. ૯ વી. રી. ૯૮

લવાદનો ફૈસલો રદ કરવાનો મુનસફનો હુકમ જ્યાં સુધી કાયમ હોય ત્યાં સુધી તે ફૈસલા પક્ષકારોને બંધનકારક છે એમ કહેવાય નહીં. ૨૧ વી. રી. ૨૬૧

અપેલન્ટને બંધનકારક નહી તેવા ફૈસલા ઉપર અપીલ કરતાં દરેક દરમ્યાન હુકમ ઉપર અપીલ કરવાની જરૂર નથી. ૫ વી. રી. પ્રી. કો. ૨૧

ત્રણમાંના બે લવાદોએ જે સુચના કરી હતી તે કોરટે વધારાની ગણી તેને હુકમનામામાં દાખલ ન હોતી કરી તોપણ લવાદના ફેસલા પ્રમાણે કરેલું હુકમનામું આ કલમ પ્રમાણે છેવટનું ગણવામાં આવ્યું. ૨૦ વી. રી. ૨૨૬.

લવાદોમાં બગાડ હોય અગર તેમની ગેરવરતણુક હોય તોપણ લવાદના ફેસલા પ્રમાણે કોરટે ફેસલો આપ્યો હોય તે છેવટનો ગણાય. ૭ વી. રી. ૨૦૫ ૮ વી. રી. ૧૭૧.

લવાદના ફેસલા પ્રમાણે કરેલો હોય તો કોરટનો ફેસલો છેવટનો ગણાય છે. લવાદના ફેસલાથી તે ઉલટો છે તે કારણસર તે ઉપર અપીલ થઈ શકે. ૩ વી. રી. ૧૬૮; વળી ૧૧ વી. રી. ૧૪૦, ૨૩ વી. રી. ૪૨૯. ૨૪ વી. રી. ૧૮૮ જુઓ.

લવાદોને નહી સોંપેલી તેવી બાબત વીશે કોરટે સેહેજ સુચના કરી હોય અને તે લવાદના ફેસલાના બીજા ભાગથી જુદી પાડી શકાય તેવી હોય તથા તેથી લવાદને સોંપેલી બાબતની ઠરાવને બાધ આવતો ન હોય તો લવાદના ઠરાવ પ્રમાણે ફેસલો આપતો કોરટે પોતાના ફેસલામાં આવી વાત વધારી હોય તો તેથી ફેસલાના છેવટપણાને અડચણ આવતી નથી. ૧૭ વી. રી. ૩૫૨.

કોરટના હુકમથી અમુક બાબત લવાદને સોંપવામાં આવી હોય લવાદે કરેલા ઠરાવ પ્રમાણે કોરટે ફેસલો આપ્યો હોય તો તે ઉપર અપીલ નથી. તે ફેસલો છેવટનો છે. ૧૪ વી. રી. ૩૩; ૧૭ વી. રી. ૩૦; ૨૩ વી. રી. ૪૨૯.

લવાદનો ફેસલો થતા પેહેલાં લવાદનામું રદ કરાવી સકાય. ૭ વી. રી. ૨૬૯ આ પ્રમાણે સ્વચ્છંદપણે થઈ શકતું નથી. પણ તેને માટે સારૂં પાકું કારણ હોવું જોઇએ. ૧૫ વી. રી. ૩૩૧. ૨૧ વી. રી. ૩૯૫. ૨૨ વી. રી. ૫૨૨.

વળી આ બાબતમાં ૪. લો. રી. ૩ અલાબાદ ૨૮૬.

લવાદ ઉપર સોંપવાનું કરારનામું કોર્ટમાં દાખલ કરાય.

૫૨૩. જ્યારે કોઈ શખ્સો એવું લખેલુ કરારનામું કરે કે, તેમની વચેનો કંઈ વાંધો, તે કરારનામામાં લખેલા શખ્સને, અથવા કરારનામામાં લખેલી બાબતઉપર જે કોરટની હકુમત હોય તે કોરટ ઠરાવે તે શખ્સને, લવાદીસારૂ સોંપવો, તો તે કરારના પક્ષકારો અથવા તેમાંનો કોઇ કોરટમાં તે કરારનામું નોંધાવવાને અરજ કરી શકે.

અરજ ઉપર નંબર પાડીને તે નોંધવી.

તે અરજ લખેલી હોવી જોઇએ. તે અરજ કરારનામું કરનારા બધા શખ્સોએ આપી હોય તો, જેમનો હક્ક હોય અથવા જેઓ હક્કનો દાવો રાખતા હોય તે પૈકી એક અથવા અનેકને વાદી કે વાદીઓ ગણીને તથા બીજાઓ કે બીજાને પ્રતિવાદીઓ કે પ્રતિવાદી ગણીને—અને બધાએ અરજ ન આપી હોય તો અરજદારને વાદી ગણીને તથા બીજાઓને પ્રતિવાદી ગણીને, તેઓની વચે ફરિયાદ હોય તે પ્રમાણે તે ઉપર નંબર પાડી તે નોંધવી,

તે ન દાખલ કરવાનું કારણ તાવવાનીનોટીસ.

આપ્રમાણે અરજ થયાપછી અરજદાર શિવાયના કરારનામું કરનારા સઘળા પક્ષકારોને તે બાબતની નોટીસ આપવાનું કોરટે ફરમાવવું. તે નોટીસમાં એમ લખવું કે કરારનામું શામાટે નોંધવું નહીં તેનું કારણ તમારે નોટીસમાં લખેલી મુદતની દરમ્યાન બતાવવું.

પુરતું કારણ બતાવવામાં ન આવે તો કોરટ તે કરારનામું દાખલ કરાવવાને મુખત્યાર છે. અને તે ઉપરથી લવાદીઆર સોંપવાનો હુકમ કરવો. તથા કરારનામામાં લવાદનું નામ ન લખ્યું હોય અને લવાદ નીમવામાં પક્ષકાર એકમત ન થાય તો લવાદ નીમવાને પણ કોરટ મુખત્યાર છે.

ટીકા—૫૨૩. ૫૨૩ અને ૫૨૫મી કલમો પ્રમાણે દાવાના પક્ષકારો તેમજ જેઓની વચ્ચે દાવા ન ચાલતા હોય તે લોકો કોરટની માધ્યમથી શીવાય ખાનગી રીતે લવાદને ફેસલો કરવાનું કામ સોંપવાનો કરાર કરે અને આવો કરાર નોંધવાની કોરટને અરજ કરે અને તકરારી બાબત વિશે કોરટમાં દાવો ચાલે છે તે કાંઈ કોરટને તે કરાર ન નોંધવાનું પુરતુ કારણ નથી. ઇ. લો. રી. ૪ મું. ૧. વળી ઇ. લો. રી. ૬ કલકત્તા. ૨૫૧. વળી ઇ. લો. રી. ૬ કલકતા ૨૫૧ જુઓ.

લવાદીપર સોંપવાના હુકમ ઉપરથી ચાલતાકામને આ બાબના ઠરાવ લાગુ પડશે.

૫૨૪. કલમ ૫૨૩ પ્રમાણે કોરટે લવાદીપર સોંપવાનો જે હુકમ કરયો હોય તે ઉપરથી ચાલતા બધા કામમાં, તથા લવાદના નિવાડાને, તથા તે ઉપરથી થએલા હુકમનામાની બજાવણીને, આ બાબના પાછળ કહેલા ઠરાવ, સદરહુ પ્રમાણે દાખલ કરેલા કોઈ કરારનામાથી વિરુદ્ધ ન હોય, તેટલા પુરતા લાગુ પડશે.

કોર્ટની મારફત વગર જે બાબત લવાદીપર સોંપી હોય તેનો નિવાડો દાખલ કરવા વિષે.

૫૨૫. કોઈ ઇનસાફની કોરટની મારફત વગર કાંઈ બાબત લવાદીપર સોંપવામાં આવી હોય, અને તે ઉપરથી લવાદે નિવાડો કર્યો હોય તો, નિવાડો જે બાબતનો હોય તે બાબત વિષે છેક નીચા દરજાની જે કોરટને હકુમત હોય તેને, નિવાડામાં જેનું હિત હોય તે શખસ તે નિવાડો કોરટમાં દાખલ કરવાસારૂ અરજ કરવાને મુખત્યાર છે.

અરજ ઉપર નંબર પાડીને તે નોંધવી.

તે અરજ લખેલી હોવી જોઈએ, અને અરજદારને વાદી ગણીને તથા બીજા પક્ષકારોને પ્રતિવાદીઓ ગણીને તેમની દરમ્યાન ફરિયાદ હોય તે પ્રમાણે તે અરજઉપર નંબર પાડીને તે નોંધવી.

લવાદીના પક્ષકારોને નોટીસ આપવી.

અરજદાર શિવાય લવાદીના બીજા જે પક્ષકારો હોય તેમને નોટીસ આપવાનું કોરટે ફરમાવવું. તે નોટીસમાં એમ લખવું કે,-નિવાડો શામાટે દાખલ ન કરવો તેનું કારણ નોટીસમાં કહેલી મુદતમાં તમારે બતાવવું.

ટીકા—૫૨૫. આ કલમ પ્રમાણે લવાદનો ફેસલો અમલમાં લાવવાની અરજી દાવાનો આંક બાંધ્યા શીવાય કરી શકાય છે. ૧૪ વી. રી. ૨૫૫.

પણ જો ૭ મહીનાની મુદતમાં ખાનગી રીતે લવાદને સોંપેલો ફેસલો અમલમાં લાવવાની અરજી કરવામાં ન આવે તો આ કલમનો લાભ લેવાય નહી. ૫ વી. રી. ૧૨૩.

લવાદનો ફેસલો કોરટમાં નોંધાવવો જોઇએ. ન નોંધાવાનું શું પરીણામ થાય છે તે બાબતમાં ૨૫ વી. રી. ૧૫૨ જુઓ.

કલમ ૫૨૫ અગર ૫૨૬ પ્રમાણે કોઈપણ કામ ચાલ્યું ન હોય તોપણ ખાનગી રીતે લવાદે કરેલો ફેસલો બંધનકારક છે. ૭ વી. રી. ૨૬૯ વળી ૯ વી. રી. ૪૪૧ અને ૨૦ વી. રી. ૪૨૦ જુઓ.

જ્યારે પક્ષકારો વચેનો ખાનગી લવાદનો ફેસલો આ કલમ પ્રમાણે કોરટમાં નોંધાય ત્યારે કોરટે તે પ્રમાણે ફેસલો આપી હુકમનામું કાઢવું જોઇએ. હુકમનામું કાઢ્યા શીવાય બજાવણીનો હુકમ કોરટ કરી શકતી નથી. ૨૧ વી. રી. ૨૯૫.

જો પ્રતિવાદી કોરટની હકુમતમાં રહેતો હોય અને દાવાનો આંક કોરટની હકુમત કરતાં વધારે ન હોય તો દેવાનો ખાનગી ફેસલો થયો હોય તે નોંધવાની અરજી સાંભળવાનો આ કલમ પ્રમાણે સ્માલકાજ કોરટને અખત્યાર છે. ૧૦ વી. રી. ૮૫ અને ૧૩ વી. રી. ૨૩૩ જુઓ.

આ કલમ પ્રમાણે ફેસલો નહી નોંધવાનો કોરટ હુકમ કરે તો તે હુકમનામું ગણાય નહી. અને તેથી તે ઉપર અપીલ થતી નથી. ૭ વી. રી. ૪૦૧ ૧૧ વી. રી. ૫૭ ૧૨ વી. રી. ૮૫.

પણ ૧૪ વી. રી. ૨૫૫ ૧૫ વી. રી. ફુ. બે. ૯ ૨૧ વી. રી. ૧૮૨ જુઓ. તેમજ ઇ. લો. રી. ૧ કલકત્તા ૩૮૨ જુઓ.

કોરટની માધ્યસ્થી વીના તકરારી બાબત નીવાડો કરવા સારૂ લવાદને સોંપવામાં આવી. તેનો લવાદે ફેસલો કર્યો અને કલમ ૫૨૫ પ્રમાણે તે નોંધાવવાની અરજી સામે વાંધો લેવામાં આવ્યો તે કોરટે વાજબી ગણી તે ફેસલો નોંધવાની ના પાડી. તેમાં એમ ઠર્યું કે એ હુકમ ઉપર અપીલ નથી. ઇ. લો. રી. ૭ કલકત્તા. ૪૯૦.

સબારડીનેટ જડજને સ્માલકાજ કોરટના જડજનો અધિકાર મળ્યો હોય તેથી તે સ્માલકાજ કોરટનો જડજ થતો નથી અને તેને ૫૨૫ મી કલમ પ્રમાણે ફેસલો પોતાની હકુમતની અંદર હોયતો તે નોંધી શકે છે. ઇ. લો. રી. ૩ મું. ૨૧૯

ખાનગી ફેસલામાં નહી સોંપવામાં આવી હોય તેવી બાબતનો નીકાલ કરવામાં આવ્યો હોય અને પછી આવો ફેસલો કોરટમાં નોંધવાની અરજ કરવામાં આવે અને તે રદ કરવામાં આવી હોયતો તે બરાબર થયું છે એમ ઠર્યું. ઇ. લો. રી. ૩ અલા. ૫૪૧.

કોરટની માધ્યસ્થી શીવાય પક્ષકાર અને બીજા લોકો લવાદને કામ ચુકાદો કરવા સારૂ સોંપવાનો કરાર કરી શકેછે. ઇત્યાદી. ઇ. લો. રી. ૪ મું. ૧ ઇ. લો. રી. ૬ કલ. ૨૫૧ વળી ઇ. લો. રી. ૩ મદ્રાસ ૬૮ નો ફેસલો જુઓ.

૫૨૬. કલમ ૫૨૦ માં અથવા કલમ ૫૨૧ માં કહેલું અથવા ઠ- તે નિવાડો દા

ખલકરીને અમલમાં લાવવાનું.

વાબો આપેલું કંઈ કારણ નિવાડા વિરૂદ્ધ બતાવવામાં ન આવે તો, કોરટે તે દાખલ કરવાનો હુકમ કરવો. અને ત્યારથી તે નિવાડો આ બાબના ઠરાવપ્રમાણે કરેલા નિવાડા મુજબ ગણવો.

ટીકા—૫૨૬. ખાનગી ફેંસલા વિરૂદ્ધ પુરતું કારણ બતાવવામાં આવે તો કોરટ તે ફેંસલો અમલમાં લાવવાની ના પડે. ૨૧ વી. રી. ૩૭"જ્યુડીશીયલ પ્રોસીડીંગ"ના અર્થ સારૂ ઈ. લો. રી. ૨૦ મું. ૫૫૩ જુઓ.

—◆—

## બાબ ૩૮ મો.

### પક્ષકારોના કરારનામાઉપરથી ચલાવવાના કામવિશે.

કોર્ટના અભિપ્રાય સારૂ હકીકત (કેસ) લખી આપવાનો અખત્યાર.

૫૨૭. હકીકતની અથવા કાયદાની કોઈ તકરારનો ચુકાદો થવામાં પોતાનું લાગતું વળગતું છે એમ જે પક્ષકારો દાવો રાખતા હોય તે લખી કરારનામું કરવાને મુખ્તાર છે. તે કરારનામામાં તેમણે તે તકરાર હકીકત (કેસ) તરીકે કોરટના અભિપ્રાયસારૂ લખવી, તથા તેમાં એવો ઠરાવ કરવો કે તે તકરારવિશે કોરટનો નિર્ણય થએથી:—

(અ) પક્ષકારોએ ઠરાવેલા અથવા કોરટ ઠરાવે તેટલા રૂપીયા તેઓમાંના એકજણે બીજાને આપવા; અથવા

(બ) કરારનામામાં લખેલી કંઈ સ્થાવર કે જંગમ મિલકત તેઓમાંના એકજણે બીજાને આપવી; અથવા

(ક) કરારનામામાં દર્શાવેલું બીજું કંઈ વિશેષ કામ તેઓમાંથી એક અથવા વધારે જણે કરવું અથવા ન કરવું.

આ કલમપ્રમાણે કોરટને લખી આપેલી પ્રત્યેક હકીકતના (કેસના) અનુક્રમે નંબર પાડીને પારેગ્રાફ કરવા, અને તેમાં કાઢેલી તકરારનો નિર્ણય કરવાસારૂ કોરટને જે હકીકતોની તથા દસ્તાવેજોની જરૂર પડે તે હકીકતો અને દસ્તાવેજો તેમાં સંક્ષેપમાં જણાવવા.

વિષયની કીમત ક્યારે લખવી.

૫૨૮. કંઈ મિલકત આપવાબાબત અથવા કંઈ વિશેષ કામ કરવા કે ન કરવાબાબત કરારનામું હોય તો, જે મિલકત આપવાની હોય તેની અથવા જે મિલકતસાથે કરારનામામાં દર્શાવેલું કામ નિસબત રાખતું હોય તેની કીંમતનો અટકળેલો આંકડો કરારનામામાં લખવો.

કરારનામા ઉપર ફરિયાદ તરીકે નંબર પાડીને તે દાખલ કરવું.

૫૨૯. ઉપર કહેલા નિયમોપ્રમાણે કરારનામું તૈયાર કર્યું હોય તો, તે કરારનામાના વિષયની જે રકમ અથવા કીંમત હોય તેટલીજ રકમ અથવા કીંમતવાળા વિષયની ફરિયાદ સાંભળવાની જે કોરટને હુકમત હોય તે કોરટમાં તે કરારનામું દાખલ થઈ શકે,

એ પ્રમાણે કરારનામું દાખલ થાય એટલે જે શખ્સો લાગતા વળગતા પણાનો દાવો રાખતા હોય તે પૈકી એક અથવા વધારેને વાદી અથવા વાદીઓ ગણીને તથા બીજા કે બીજાઓને પ્રતિવાદી કે પ્રતિવાદીઓ ગણીને તેમની દરમ્યાન ફરિયાદ હોય તે પ્રમાણે તે કરારનામા ઉપર નંબર પાડીને તે નોંધવું, અને જે શખ્સે અથવા શખ્સોએ તે કોરટમાં આપ્યું હોય તે શિવાયના તે કરારનામું કરનારા બીજા સઘળા શખ્સોને નોટીસ આપવી.

કરારનામું કરનારા શખ્સો ઉપર કોરટની હકુમત ચાલશે.

૫૩૦. કરારનામું દાખલ થયા પછી તે કરારનામું કરનારા સઘળા શખ્સો ઉપર કોરટની હકુમત ચાલશે, અને તે કરારનામામાં લખી આપેલી વાત તેમને બંધનકારક થશે.

મુકદ્દમો સાંભળીને નિકાલ કરવાનું.

૫૩૧. પાંચમા બાબપ્રમાણે કરેલી ફરિયાદ માફક તે મુકદ્દમો સુનાવણીને વાસ્તે રાખવો, અને તે બાબના ઠરાવો આ ફરિયાદને લાગુ પડે તેટલા લાગુ પાડવા.

પક્ષકારોની જબાની લીધાપછી અથવા પોતાને યોગ્ય લાગે તેવો બીજો પુરાવો લીધા પછી, કોરટની ખાત્રી થાય કેઃ—

(અ) તે પક્ષકારોએ બરોબરરીતે કરારનામું કરેલું છે, અને

(બ) તે કરારનામામાં લખેલી તકરારમાં તેઓ શુદ્ધબુદ્ધિથી હક્કસંબંધ ધરાવનારા છે, અને

(ક) તે નિર્ણય કરવાલાયક છે,

તો સાધારણ ફરિયાદ માફક તે ઉપર કોરટે ફેસલો કહી સંભળાવવો. તે પ્રમાણે ફેસલો આપ્યાપછી હુકમનામું કરવું. અને આ કાયદામાં હુકમનામાં બજાવવાને જે નિયમો ઠરાવ્યા છે તે રીતે તે હુકમનામું બજાવવું.



## બાબ ૩૯ મો.

**વેચાય એવા લેખ ઉપરથી સંક્ષિપ્ત કામ ચલાવવાની રીતવિશે.**

બીલ્સ આફ એક્સચેન્જ વગેરે ઉપરથી સંક્ષિપ્ત ફરિયાદો કરવાની તે.

૫૩૨. આ બાબપ્રમાણે કામ ચલાવવાની વાદીની ખુશી હોય તો, આ કલમ જે કોરટને લાગુ પડે તેવી કોઈ કોરટમાં, બીલ્સ આફ એક્સચેન્જની, હુંડીઓની, અથવા વાયદાચીઠીઓ (પ્રામીસરી નોટ) ની બધી ફરીયાદો, આ કાયદામાં કહેલા નમુના પ્રમાણે ફરિયાદ અરજી આપીને માંડી શકાય. પરંતુ સમન કાઢવો તે આ આકટને જોડેલા ચોથા પરિશિષ્ટમાં નંબર ૧૭૨ માં કહેલા નમુનાપ્રમાણે, અથવા હે કોરટ વખતે વખતે ઠરાવે તેવા બીજા નમુનાપ્રમાણે કાઢવો.

જે મુકદ્દમામાં ફરિયાદ અરજી અને સમન અનુક્રમે ઉપર કહેલા નમુનાપ્રમાણે કરેલા હોય તેમાં, હાજર થઇને જવાબ કરવાસારૂ આ આકટમાં હવે પછી કહ્યું છે તે રીતે પ્રતિવાદીએ જડજની રજા લીધાવગર, તેણે હાજર થવું નહીં અથવા ફરિયાદનો જવાબ કરવો નહીં.

અને તે પ્રમાણે રજા લેવામાં તે કસુર કરે અથવા રજા પ્રમાણે હાજર થઇને જવાબ કરવામાં કસુર કરે તો, સમનમાં લખેલી રકમથી વધારે ન હોય એવી કોઈ રકમનું, તથા (કંઈ દર લખ્યો હોય તો) લખેલા દર પ્રમાણે હુકમનામાની તારીખ સુધીના બ્યાજનું, તથા હૈ કોરટે કરેલા નિમયપ્રમાણે ખરચને બદલે જે રકમ ઠરાવવામાં આવે તે સુધાંતનું હુકમનામું મેળવવાને વાદી હક્કદાર થશે. પરંતુ ખરચને વાસ્તે તે ઠરાવેલી રકમ કરતાં વાદી વધારે માગે તો બીજાં કામમાં થાય છે તે રીતે ખરચનો આંકડો નક્કી કરીને તે સુધાંતનું હુકમનામું મેળવવાને વાદી હક્કદાર થશે. અને તે હુકમનામું લાગલુંજ અમલમાં આણી શકાશે.

સમનમાં કહેલી રકમ કોરટમાં ભરવાની તે.

પ્રતિવાદીનો જવાબ પ્રથમ દર્શનીય ચાલે એવો નથી એમ કોરટને જણાયાવગર અથવા તેની શુદ્ધબુદ્ધિવિશે વાજબી સંશય આવ્યાવગર, સમનમાં લખેલી રકમ કોરટમાં ભરવાનું અથવા તેને વાસ્તે જામીન આપવાનું પ્રતિવાદીને કહેવું નહીં.

**ખુલાસોઃ**—જે બીલ, હુંડી, અથવા ચીઠી ઉપરથી ફરિયાદ કરી હોય તે બીલ, હુંડી, અથવા ચીઠી, ફકતમુદત પાકી એટલે પૈસા મળવાનો પ્રથમ દર્શનીય હક્ક સ્થાપન કરવાને બસ થાય તેવા પ્રસંગેજ આ કલમ લાગુ પડે છે એમ સમજવું નહીં.

ગુણદોશ ઉપર જવાબ કરવાનું પ્રતિવાદી બતાવે તો તેને હાજર થવાની રજા આપવી.

૫૩૩. પ્રતિવાદી અરજ કરે એટલે અને સમનમાં કહેલી રકમ પ્રતિવાદી કોરટમાં ભરે અથવા કોરટની ખાત્રીલાયક એવું સોગનનામું કરે કે તે ઉપરથી– કંઈ જવાબ જણાઈ આવે, અથવા તે બીલના હુંડીના કે વાયદાચીઠીના માલકને મોબદલો શાબિત કરવાની ફરજ પડે એવી કંઈ હકીકતો જણાઈ આવે, અથવા અરજની પુષ્ટીમાં કોરટને બસ લાગે એવી બીજી હકીકતો જણાઈ આવે,–તો જામીનવિશે, મુદ્દા તૈયાર કરીને નોંધવાવિશે અથવા બીજી રીતની કોરટને યોગ્ય લાગે તે શરતો કરીને, હાજર થઇને ફરિયાદનો જવાબ કરવાની કોરટે રજા આપવી.

હુકમનામું રદ કરવાનો અખત્યાર.

૫૩૪. હુકમનામું થાયપછી વિશેષ પ્રસંગ હોય તો, હુકમનામું રદ કરવાને અને જરૂર પડે તો બજાવવાનું કામ બંધ રાખવાને અથવા રદ કરવાને કોરટ મુખત્યાર છે. અને સમન પ્રમાણે હાજર થઇને ફરિયાદનો જવાબ કરવાની રજા આપવાનું કોરટને વાજબી લાગે તો, કોરટને યોગ્ય

લાગે તે શરતોથી, તે રજા આપવાને કોરટ મુખ્તાર છે.

કોરટના અમલદાર પાસે બીલ વગેરે રાખવાનો હુકમ કરવાનો અખ્તાર.

૫૩૫. આ બાબપ્રમાણે ચાલતા કોઈ કામમાં, જે બીલ, હુંડી અથવા ચીઠી ઉપર ફરિયાદનો આધાર હોય તે લાગલીજ કોરટના કોઈ અમલદારની પાસે રાખવાનો હુકમ કરવાને, તથા તે કામના ખરચને વાસ્તે વાદી જામીન આપે ત્યાંસુધી બધું કામ બંધ રાખવાનો હુકમ કરવાને, કોરટ મુખ્ત્યાર છે.

ન શિકારેલા બીલ કે ચીઠીના નકરામણનો દાખલો મેળવવાનું ખરચ લેવાનું.

૫૩૬. બીલ આફ એકસચેન્જ અથવા વાયદાચીઠી નકારવાથી તેના માલકનો તે બીલ અથવા ચીઠીની રકમ લેવાસારૂ આ બાબપ્રમાણે જે ઇલાજ ચાલે તેજ, તે નકારવાને લીધે, તે નકાર્યાબદલ અથવા ભરણું ન કર્યાબદલ નોંધ કરાવવામાં અથવા બીજી રીતે તેને જે ખરચ લાગ્યું હોય તે ખરચ લેવાને, ચાલશે.

આ બાબ પ્રમાણે કરેલી ફરિયાદોમાં કામ ચલાવવાની રીત.

૫૩૭. ૫૩૨ થી ૫૩૬ સુધીની પાંચ કલમોમાં જે ઠરાવ કરેલા છે તે શિવાય, બાબ ૫ મા પ્રમાણે કરેલી ફરિયાદોમાં કામ ચલાવવાની જે રીત છે તેજ આ બાબપ્રમાણે કરેલી ફરિયાદોમાં કામ ચલાવવાની રીત સમજવી.

આ બાબ લાગુ કરવાનું.

૫૩૮. ૫૩૨ થી ૫૩૭ (બંને સુધાંત) સુધીની કલમો ફકત નીચે કહેલી કોરટોને લાગુ પડેછે, એટલે:—

(અ) ફોર્ટ વુલ્યમ, મદ્રાસ, અને મુંબઈની ન્યાયાધિકારી હૈ કોરટોને;

(બ) રંગુનના રીકાર્ડરની કોરટને;

(ક) કલકત્તા, મદ્રાસ, અને મુંબઈ એ શેહેરોમાંની સ્માલકાજ કોરટોને;

(ડ) કરાંચીના જડજની કોરટને; તથા

(ઈ) સરકારી ગેઝીટમાં જાહેરખબર આપીને સ્થાનિક સરકાર સાધારણ અવલ દિવાની હકુમતવાળી જે બીજી કોરટોને તે કલમો લાગુ કરે તે કોરટોને.

આ પ્રમાણે લાગુ કરવામાં આવે ત્યારે તે લાગુ કરેલા ઠરાવોને લગતા અખત્યાર કોણે ચલાવવા ને તેમે લગતું કામ કોણે કરવું તે ફરમાવવાને, તથા તે લાગુ કરેલા ઠરાવો અમલમાં લાવવાને જરૂર લાગે તેવા નિયમો કરવાને સ્થાનિક સરકાર મુખ્ત્યાર છે.

સદરહુ જાહેરખબર છપાયાપછી એક માસમાં તે ઠરાવો તે પ્રમાણે લાગુ પડશે, અને સદરહુ પ્રમાણે કરેલા નિયમો કાયદા જેટલા બળવાન ગણાશે.

આવી કોઈ જાહેરખબરમાં વખતે વખતે ફેરફાર કરવાને અથવા તે રદ કરવાને સ્થાનિક સરકાર મુખ્ત્યાર છે.

# બાબ ૪૦ મો.

## સાર્વજનિક ધર્માદાયબાબતની ફરિયાદોવિશે.

સાર્વજનિક ધર્માદાય બાબત ની ફરિયાદો ક્યા રે થઈ શકે.

૫૩૯. સાર્વજનિક, ધર્માદાય, અથવા ધર્મસંબંધી કામસારૂ સ્પષ્ટ અથવા ગર્ભિતરીતે ઉત્પન્ન થએલો કંઈ જુમ્મો (ટરસ્ટ) તોડયો છે એમ કહેવામાં આવતું હોય ત્યારે, અથવા તેવા કોઈ જુમ્માનો, (ટરસ્ટનો) વહિવટ કરવાસારૂ કોરટના હુકમની જરૂર જણાય ત્યારે, પોતાના ઓહદાના સંબંધથી, આડવોકેટ જાનરલ અથવા ટરસ્ટમાં જેમનો પ્રત્યક્ષ સંબંધ હોય અને જેમણે આડવોકેટ જનરલની લખેલી સંમતી મેળવી હોય તેવા બે અથવા વધારે શખ્સો,-ટરસ્ટનો વિષય બધો અથવા થોડો ઘણો જે ડિસ્ટ્રિક્ટની દિવાની હકુમતની સ્થાનિક હદમાં હોય તે ડિસ્ટ્રિક્ટ કોરટમાં અથવા હૈ કોરટમાં-નીચેપ્રમાણે હુકમનામું મેળવવાસારૂ ફરિયાદ કરવાને મુખત્યાર છે:—એટલે—

(અ) ટરસ્ટ અન્વયે નવા ટરસ્ટી નીમવાનું:

(બ) ટરસ્ટ અન્વયે કંઈ મિલકતનો હક્ક ટરસ્ટીઓને પ્રાપ્ત કરવાનું:

(ક) જે જે બાબતોને માટે ટરસ્ટ હોય તે તે બાબતોમાં તે શા પ્રમાણમાં આપવું એ ઠરાવવાનું:

(ડ) ટરસ્ટની બધી અથવા થોડી ઘણી મિલકત ભાડે આપવાનો, વેચવાનો, ઘરાણે મુકવાનો, અથવા બદલવાનો અખત્યાર આપવાનું.

(ઈ) તેની વ્યવસ્થા કરવાસારૂ કંઈ યોજના મુકરર કરવાનું, અથવા કામના સ્વરૂપ પ્રમાણે જોઈએ તેવી જાસ્તી અથવા બીજી કંઈ દાદ અપાવવાનું.

આડવોકેટ જનરલને આ કલમમાં જે અખત્યાર આપેલો છે તે ઇલાકાના મુખ્ય શેહેર બાહાર સ્થાનિક સરકાની અગાઉથી મંજુરી લઈને કલેકટર પણ ચલાવે અથવા સ્થાનિક સરકાર આ કામને વાસ્તે નીમે તેવો કોઈ અમલદાર ચલાવે.

સને૧૮૪૦ ના આકટ નંબર ૧૦ ની કલમ ૨ આઉપરથી રદ કરી છે.

ટીકા—૫૩૯. કોઈ પણ મુર્તીના પૂજકો અગર ભક્તોનો તે મુર્તીની અગર દેરાને લગતી મીલકત અથવા નાણાની બાબતમાં વીશ્વાસઘાત થયો છે તેવી ફરીયાદ લાવવાનો હકછે. ઈત્યાદી. ઈ. લો. રી. ૩ મું. ૨૭ તેમજ આ કલમના સંબંધમાં ઈ. લો. રી. ૮ કલકત્તા ૩૨ જુઓ.

---

# ભાગ ૬ ઠો.

### અપીલોવિશે.

## બાબ ૪૧ મો.

### અવલ હુકમનામાં ઉપરની અપીલોવિશે.

મુદ્દામ મનાઈ કરી હોય તે શિવાયનાં તમામ અવલ હુકમનામાં ઉપર અપીલ ચાલશે.

૫૪૦. આ કાયદામાં અથવા જે તે વખતે અમલમાં હોય તેવા બીજા કોઈ કાયદામાં બીજીરીતે સ્પષ્ટપણે ઠરાવ્યુ ન હોય તો, અવલ કોર્ટોના ઠરાવો ઉપર અપીલો સાંભળવાને જે કોરટોને અખત્યાર છે તે કોરટોમાં, અવલ હકુમત ચલાવનારી કોરટોનાં હુકમનામા ઉપર અથવા હુકમનામાંના કંઈ ભાગ ઉપર અપીલ ચાલશે.

ટીકા—૫૪૦. કોરટનો હુકમનામા ઉપર અપીલ થઈ શકે છે; કોરટના ઠરાવ ઉપર અપીલ થઈ શકતી નથી; તેથી જો હુકમનામું અમુક પક્ષકારના લાભમાં હોય તો, કેટલાક મુદ્દા તેના વિરૂદ્ધ ઠરાવવામાં આવ્યા છે તે કારણથી તે અપીલ કરી શકતો નથી. વી. રી. ૧૩ ૧.

દાવાનો આંક ૫૦૦૦ થી વધારે હતો અને તે પ્રીન્સીપલ સદરઅમીનની કોરટમાં કરવામાં આવ્યો હતો; પણ તે દાવો પેહેલી કલાસના સબારડીનેટ જડજે ચુકવ્યો તેમાં એમ ઠર્યું કે સને ૧૮૬૯ના ૧૪ મા આકટની કલમ ૨૬ પ્રમાણે અપીલ હાયકોરટમાંજ થવી જોઇએ. મુ, હા. રી. ૯ ૨૮૬.

દાવાનો આંક બાંધ્યો હોય તે પ્રમાણે કોરટોની હકુમત નક્કી થાય છે. તેથી જે કામમાં અસલ દાવાનો આંક ૫૦૦૦થી વધારે હતો અને તે દાવામાં ફેસલા ઉપર અપીલ ડીસ્ત્રીક્ટ કોરટને કરી. અપીલમાં જે બાબતની તકરાર હતી તે રૂ ૫૦૦૦થી ઓછી હતી. તોપણ તે કામમાં એમ ઠર્યું કે ડીસ્ત્રીક્ટ કોરટમાં અપીલ ચાલી શકે નહી. ૭ મ. હા. રી. ૩૫૬.

દાવાનો આંક રૂ ૫૦૦૦ની અંદર હતો તેથી હાયકોરટ આગળ અપીલ ચાલી શકે નહી એવી તકરાર અપેલન્ટે પોતાની બધી તકરારો પુરી થઈ ગયા પછી લીધી. તેથી આ તકરાર હાયકોરટે સાંભળવાની ના પાડી. ૧૮ વી. રી. ૩૧૮.

રૂ ૧૦૦૦૦ કરતાં વધારેના દાવામાં હાયકોરટમાં અપીલ થાય તેમાં અપેલન્ટે બધો કેસ કોરટ રૂબરૂ મુકવો જોઇએ અને તે પ્રમાણે ન કરે તો જે કાગલ દાખલ કરવામાં ન આવ્યો હોય તે અપીલ ચાલતાં તેને વાંચવા દેવામાં આવશે નહી. વી. રી. ૨૪ ૧૪૩.

સને ૧૮૭૭ના ૧૦ મા આકટની ૫૫૬ પ્રમાણે અપેલન્ટની કસુરથી અપીલ કાઢી નાંખવામાં આવી હોય તો તે "ડીક્રી" કેહેવાય નહી. અને તે ઉપર અપીલ થઈ શકે નહી. ઇ. લો. રી. ૩ અલાહાબાદ ૩૮૨.

એક તરફી હુકમનામા ઉપર અપીલ ૫૪૦મી કલમ પ્રમાણે થઈ શકે છે; પણ જો પ્રતિવાદી આવીને પેહેલી સુણાવણીને દીવસે પોતાની કેફીયત

આપે તો પછી એક તરફી દાવો કેહેવાય નહી.ઇ.લો. રી. ૩ મદ્રાસ. ૨૬૪. નીચલી કોરટનું હુકમનામું રદ કરાવી પોતાના લાભમાં જે અપેલન્ટે હુકમનામું મેળવ્યું છે તેને નીચલી અપીલ કોરટના કેટલાક ઠરાવ તેના વિરૂદ્ધ છે તે કારણથી અપીલ કરવાનો હક્ક મળતો નથી.ઇ.લો.રી.૬ કલકત્તા ૨૦૬

એક દાવામાં ફક્ત તકરાર સાંભળવાનીજ બાકી રહી હતી અને તે તકરારો સાંભળવાનો દીવસ મુકરર કરવામાં આવ્યો હતો. તે દીવસે વાદી અગર તેનો વકીલ હાજર થયા નહી. તેઉપરથી દાવો કાઢી નાંખ્યો. તેમાં એમ ઠર્યું કે નીચલી અપીલ કોરટે અપીલની સુણાવણી કરવી જોઇતી હતી. કલમ ૧૦૨ અને ૧૦૩ આ કામને લાગુ નથી. ઇ. લો. રી. ૩ અલાબાદ ૨૯૨.

વહીવટના દાવામાં હુકમનામું થયું તે પ્રમાણે અ ને મીલકતનો વહીવટ કરવા સારૂ રીસીવર નીમ્યો. અ ના મૃત્યુ પછી બ ને રીસીવર નીમવામાં આવ્યો. મીલકતનો વહીવટ બરાબર કરતો નથી. તે કારણ બને ખસેડવો જોઇએ એવી એક પ્રતિવાદીએ અરજ કરી. તે અરજ ના મંજુર કરવામાં આવી. તેમાં એમ ઠર્યું કે આ હુકમ ઉપર અપીલ થઈ શકે છે. ઇ. લો. રી. ૫ મુ. ૪૫.

પ્રતિવાદીએ કેફીઅત આપ્યા પછી કેટલાક પ્રથમ મુદ્દા કાઢ્યા અને તેનો ચુકાદો કરી એમ ઠરાવ્યું કે વાદીનો કેટલોક દાવો રદ છે. અને કેટલાક દાવાનો ગુણ દોશ ઉપર તપાસ કરવો. તેમાં એમ ઠર્યું કે અપીલ થઈ શકતી નથી. ઇ. લો. રી. ૩ મદ્રાસ ૧૩.

આના સંબંધમાં ઇ. લો. રી. ૩ અલાબાદ ૭૫ અને ઇ. લો. રી. ૩ અલાબાદ ૧૫૨ જુઓ.

અપીલનો નમુનો.

૫૪૧. અપીલ કરવી તે યાદીના રૂપમાં લખીને કરવી; અને તે અપેલન્ટ આપવી; અને જે હુકમનામા ઉપર અપીલ કરી હોય તે હુકમનામાની નકલ તથા (અપીલ કોરટ ચલાવી ન લે તો) જે ફેસલાઉપર તે હુકમનામું આધાર રાખતું હોય તે ફેસલાની નકલ તેની સાથે જોડવી.

યાદની સાથે શું સામીલ રાખવું.

યાદનો મજકુર.

તે યાદમાં, જે હુકમનામાઉપર અપીલ કરવાની હોય તે હુકમનામાઉપર હરકત લેવાનાં કારણો, સંક્ષેપમાં કલમવાર લખવાં. તેમાં કંઈ દલીલ અથવા હકીકત લખવી નહીં, અને તે કારણોઉપર અનુક્રમે નંબર પાડવા.

**ટીકા—૫૪૧.** અપીલના કારણોમાં જે લખ્યું હોય તેજ બાબત ઉપર વકીલોને બોલવા દેવા જોઇએ પણ અનિશ્ચીત સાધારણ હકીકત ઉપરથી તેમને અનુમાન કરવાં દેવાં જોઇએ નહી. ૧૩ વી. રી. ૧૨૩.

એક પ્રતિવાદીને બાતલ કરી મરનાર સખસનો વારસ વાદી છે એમ ઠરાવવામાં આવ્યું હોય અને તે પ્રતિવાદી અપીલ કરતો ન હોય તો વાદીનો દાવો રદ કરવા સારૂ બીજા પ્રતિવાદીઓ તે પ્રતિવાદીનો હક્ક બતાવી શકે નહી. ૨૪ વી. રી. ૬૨૫.

કોરટ ફી આપ્યા વગર નાદાર રેસ્પોન્ડન્ટ હરકતની અરજી આપી શકે નહી. ઇ. લૉ. રી. ૧ મુ. ૭૫.

સને ૧૮૭૭ના ૧૦મા આક્ટની ૪૦૯મી કલમ પ્રમાણે નાદાર તરીકે દાવો બાંધવાની પરવાનગી ન આપવાનો હુકમ કર્યો હોય તો તેની ૬૨૩ મી કલમ પ્રમાણે ફરી તપાસ કરી શકાય છે. જે સખસના વિરૂદ્ધ આવો હુકમ કરવામાં આવ્યો હોય તેને ૪૧૩મી કલમના ઠરાવથી ફરી તપાસ મેળવવાનો હક્ક જતો નથી. ઇ. લૉ. રી. ૪ મુંબાઈ ૪૧૪.

૫૪૨. લખી આપ્યા શિવાયનું હરકત લેવાનું બીજું કોઈ કારણ કોરટની રજા વગર અપીલ કરનારે કાઢવું નહીં, અથવા બીજા કોઈ હરકત લેવાના કારણની પુષ્ટીમાં તેનું કંઈ સાંભળવું નહી, પરંતુ અપીલનો નિકાલ કરવામાં અપીલ કરનારે લખ્યાં હોય તે શિવાયનાં બીજાં કારણનો વિચાર કરવાની કોરટને મનાઈ નથી.

જે કારણ લખ્યાં હોય તે કારણનેજ અપીલ કરનારે વળગી રહેવું.

પણ એવું ઠરાવવામાં આવે છે કે, અપીલ કરનારે જે કારણ લખ્યું ન હોય તે કારણ ઉપર મુકદ્દમો લઢવાની રેસ્પોન્ડન્ટને પુરતો તક ન મળી હોય તો, કોરટે તે ન લખેલા કારણ ઉપર પોતાના ફેસલાનો આધાર રાખવો નહી.

ટીકા—૫૪૨. મુદતનો બાધ આવેછે કે નહી તે જોવાનું કામ અપીલ કોરટનું છે. મુંબઈ હાયકોરટ રીપોર્ટમાં સાલુજી કેસરાજીનો કેસ જુઓ.

જો નીચલી કોરટમાં મુદતના મુદ્દાનો ઠરાવ પ્રતિવાદી વિરૂદ્ધ અને બીજા મુદ્દાઓનો ઠરાવ તેની તરફમાં થયો હોય તો અપેલેટ કોરટને મુદતની બાબતમાં તજવીજ કરવાનો ચોખ્ખો હક્ક છે. ૭ વી. રી. ૬૭.

એક બાબત ઉપર ચોખ્ખો નિર્ણય થઈ ગયો હોય તે બદલી હકીકતને નવું રૂપ આપવા દેવું એ ઘણું હાનીકારક છે, ૨ મુ. ઇ. અપીલ ૪૭૦.

જ્યારે અપીલ કોરટમાં તદન નવો અને જુદોજ મુદ્દો ઉઠાવવામાં આવે ત્યારે તે એવી રીતે ઉઠાવવો જોઇએ કે તે ઉપર પુરાવો આપવાને દરેક પક્ષકારને પુરેપુરો લાગ મળે. ૧૭ વી. રી. ૩૬૧

અપીલકોરટે જે બાબત ઉપર કાંઈપણ સવાલ ઉઠાવવામાં ન આવ્યો હોય અને જે સવાલને અનુસરીને અસલ કોરટમાં બચાવ કરવામાં ન આવ્યો હોય તે સવાલ મુદ્દામાં કાઢવો જોઈએ. ૨૩ વી. રી. ૧૬૯ ૨૨. વી. રી. ૨૯૯ તેમજ એવા મુદ્દા ઉપર અપીલનો ચુકાદો પણ આપવો જોઇએ નહિ.

ખરચની બાબતમાંજ અપેલન્ટ અપીલ કરતો હોય તો તેજ મુદ્દાની અપીલકોરટે તજવીજ કરવી. ૧૮ વી. રી. ૫૦૭

અપીલની ટીપમાં રેસજ્યુડીકાટાની તકરાર કરવામાં ન આવી હોય તોપણ કોરટ બીજી અપીલમાં તે તકરાર સાંભળી શકેછે એટલુંજ નહિ. પણ નીચેની એકે કોરટમાં અગર અપીલની ટીપમાં તે તકરાર ઉઠાવવામાં ન આવી હોય તો પણ જો બીજી અપીલમાં તે તકરાર ઉઠાવવામાં

આવેતો કામના કાગળો ઊપરથી અગર હકીકતની બાબત ઉપર ઠરાવ લખવા સારૂ કામ પાછુ મોકલ્યા પછી તે તકરાર સાંભળી તેનો ચુકાદો કરવો જોઇએ. ઈ. લો. રી. ૪ અલા. ૬૯

યાદ નામંજુર કરવાનું અથવા દુરસ્ત કરવાનું.

૫૪૩. પાછળ બતાવી તે રીતે અપીલની યાદ લખી ન હોય તો તે નામંજુર થઈ શકે, અથવા કોરટ ઠરાવે તે મુદતમાં દુરસ્ત કરવાસારૂ અપીલ કરનારને તે પાછી અપાય, અથવા ત્યાંને ત્યાં તેજ વખતે તે દુરસ્ત થઈ શકે.

આ કલમપ્રમાણે કોઇ યાદ કોરટ નામંજુર કરે તો તે નામંજુર કરવાના સબબ કોરટે લખવા.

આ કલમપ્રમાણે અપીલની યાદ દુરસ્ત કરવામાં આવે તો જડજે અથવા આ કામસારૂ જડજ નીમે તે અમલદારે તે દુરસ્તીઉપર પોતાની સહી કરવી.

ટીકા—૫૪૩. જ્યારે અપીલની અરજી દાખલ કરવામાં આવી હોય અને નોટીસ કાઢવાને સારૂ મુદત ઠરાવી હોય અને શુણાવણીનો દીવસ નક્કી કરવામાં આવ્યો હોય તો અપીલની અરજી ઉપર પુરતો સ્ટાંપ નથી એમ કોરટને જણાતાં ખુટતો સ્ટાંપ પુરો કરી અપીલ દાખલ કરવાની તક આપવી જોઇએ. ૨૧ વી. રી. ૩૫૬

ઘણા વાદીઓને અથવા પ્રતિવાદીઓને બધાને લાગુ પડે એવા કારણ ઉપરથી હુકમનામું કર્યું હોય તો, તે વાદીઓ અથવા પ્રતિવાદીઓમાંથી એકજણઆખું હુકમનામું ફેરવાવી શકે.

૫૪૪. કોઈ ફરિયાદમાં એક કરતાં વધારે, વાદીઓ અથવા પ્રતિવાદીઓ હોય, અને જે હુકમનામાઉપર અપીલ કરવામાં આવી હોય તે હુકમનામું બધા વાદીઓને અથવા બધા પ્રતિવાદીઓને લાગુ પડે એવા કોઈ કારણ ઉપરથી આપ્યું હોય તો, વાદીઓમાંથી અથવા પ્રતિવાદીઓમાંથી ગમે તે એકજણ આખા હુકમનામાઉપર અપીલ કરવાને મુખ્ત્યાર છે. અને પછી બધા વાદીઓના કે પ્રતિવાદીઓના, જેના હોય તેના, લાભમાં તે હુકમનામું ફેરવવાને અથવા તેમાં ઓછું વતું કરવાને અપીલ કોરટ મુખ્ત્યાર છે.

ટીકા—૫૪૪. કેટલાક પક્ષકારો અપીલ ન કરી હોય તોપણ દાવાના પક્ષકારો વચ્ચે વ્યાજબી હુકમનામું જે થાય તે કરી આપવાની અપીલ કોરટને સત્તા છે. ઈ. લો. રી. ૩ કલમ ૩૭૮

જે પક્ષકારે અપીલ કરી નથી તેની બાબતમાં નીચલી કોરટનો ઠરાવ ફેરવવાની અપીલકોરટને સત્તા નથી. ૧૮ વી. રી. ૩૯

એક પ્રતિવાદીએ હુકમનામાના થોડાક ભાગ વિરૂદ્ધ અપીલ કરી હોય તેથી આખા હુકમનામા વિરૂદ્ધ અપીલ કોરટ તકરાર સાંભળી દાવો રદ કરી શકતી નથી ૨૪ વી. રી. ૩૮૯

### જે હુકમનામાંઉપર અપીલ થઈ હોય તે હુકમનામાં બજાવવા તથા તેમની બજાવણીનું કામ બંધ રાખવાબાબત.

૫૪૫. હુકમનામાઉપર અપીલ કરવામાં આવી હોય તેટલાજ કારણઉપરથી તે હુકમનામું બજાવવાનું કામ બંધ થશે નહીં; પરંતુ પુરેતું કારણ હોય તો બજાવણીનું કામ બંધ રાખવાનો હુકમ કરવાને અપીલ કોર્ટ મુખત્યાર છે:

અપીલ થઈ હોય એટલાજ કારણઉપરથી હુકમનામાની બજાવણી બંધ રાખવી નહીં.

જેનાઉપર અપીલ થઈ શકે તેવા હુકમનામાની, તેનાઉપર અપીલ કરવાની ઠરાવેલી મુદત વીત્યા અગાઉ, બજાવણી બંધ રાખવાની અરજ કરવામાં આવે, તો હુકમનામું કરનારી કોર્ટ પુરતા કારણઉપરથી બજાવવાનું કામ બંધ રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે:

અપીલ થઈ શકે એવું હુકમનામું અપીલની મુદત વીત્યા પહેલાં બજાવવું બંધ રખાય.

પરંતુ, હુકમ કરનારી કોર્ટની નીચેપ્રમાણે ખાત્રી થયાવગરઃ એટલે—

(અ) હુકમ નહીં કરવામાં આવે તો બજાવવાનું કામ બંધ રાખવાની અરજ કરનાર પક્ષકારને ખરેખરૂં નુકસાન થાય તેમ છે;

(બ) અરજ કરવામાં ગેરવાજબી ઢીલ કરેલી નથી; અને

(ક) જે હુકમનામુ અથવા હુકમ અરજ કરનારને આખરે બંધનકારક થાય તે હુકમનામું અથવા હુકમ બરાબર રીતે પુરો કરી આપવાના તે અરજદારે જામીન આપેલા છે;

એવી ખાત્રી થયાવગર આ કલમપ્રમાણે કોઈ હુકમ કરવો નહીં.

ટીકા—૫૪૫. તેજ પક્ષકારો વચ્ચે અને તેજ કારણ ઉપર યોગ્ય હુકમતની કોર્ટે આગળ જે ફેસલો આપ્યો હોય તે અપીલ થઈ હોય તો પણ બંધનકારક છે. પણ બીજા દાવામાં ફેસલો આપનાર જડજ તેને અરજી કરવામાં આવે.અને જામીન આપવામાં આવેતો અપીલનો ચુકાદો થતાં સુધી હુકમનામાની બજાવણી બંધ રાખે અને જો પહેલી કોર્ટનું હુકમનામું અપીલમાં ફરેતો બીજા દાવામાં થએલા હુકમનામાની ફરી તપાસની અરજી કોર્ટ સાંભળી શકે છે. ૪. મું.હા.રી. અ. કે. ૮૧

હાલના અરજદારે બજાવણીની દરખાસ્ત કરી હતી અને હુકમનામાના દેણદારો ડીસ્ટ્રીકટ કોરટને અપીલ કરી હતી તેથી બેહરકત લેનારાઓ જામીન થયા. તેમાં એમ ઠર્યું કે અપીલ કોરટનું જે હુકમનામું થાય તે પુરૂ કરી આપવાની જામીનની જવાબદારીછે તે ફકત તે કોરટના પેહેલા હુકમનામાનેજ માટેછે એમ નથીપણ હાયકોરટે કેસ પાછો મોકલ્યો હોય અને તે પછી જે હુકમનામું થાય તેને માટે પણ છે. ૪. લો. રી. ૨ મું. ૬૫૫

જેના ઉપર અપીલ થઈ હોય તે હુકમનામું બજાવવાનો હુકમ કરવામાં આવે તો જામીન લેવાના તે.

૫૪૫. જે હુકમનામા ઉપર અપીલ ચાલુ હોય તે હુકમનામું બજાવવાનો હુકમ કરવામાં આવે ત્યારે, હુકમનામું કરનારી કોરટને અપેલેન્ટ પુરતું કારણ બતાવે તો, હુકમનામું બજાવવામાં જે મિલકત લેવામાં આવે તે પાછી આપવાના, અથવા તે મિલકતની કીંમત આપવાના, અને અપીલ કોરટનું હુકમનામું અથવા હુકમ થાય તે બરોબર રીતે પુરો કરવાના, જામીન આપવાનું હુકમનામું કરનારી કોરટે ફરમાવવું,

અથવા તેવા કારણઉપરથી હુકમનામું કરનારી કોરટને તેવા જામીન લેવાનું ફરમાવવાને અપીલ કોરટ મુખ્ત્યાર છે.

અને પૈસાબાબતનું હુકમનામું બજાવવામાં સ્થાવર મિલકત વેચવાનો હુકમ કર્યો હોય, અને તે હુકમનામાઉપર અપીલ ચાલુ હોય તો, હુકમનામાના દેણદારે અરજ કરવાથી, જામીન આપવા વિશેની અથવા બીજી રીતની હુકમનામું કરનારી કોરટને યોગ્ય લાગે તેવી શરતો કરીને અપીલનો નિકાલ થતાંસુધી વેચાણ બંધ રાખવું.

સરકાર અથવા સરકારી અમલદાર પાસેથી તેવા જામીન માગવા નહી.

૫૪૭. કલમ ૫૪૫ અને ૫૪૬ માં કહેલા છે તેવા જામીન હીંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઈન કૌંસિલ પાસેથી, અથવા કોઈ સરકારી અમલદારે કંઈ કામ પોતાના ઓહદ્દાને લીધે કર્યું છે એમ કહીને તે કામબદલ તેનાઉપર ફરિયાદ કરી હોય, ત્યારે (ફરિયાદનો જવાબ કરવાનું સરકારે માથે લીધું હોય તો) તે અમલદાર પાસેથી માગવા નહીં.

**હુકમનામાંઉપર થએલી અપીલોમાં કામ ચલાવવાની રીત.**

અપીલની યાદ નોંધવાનું.

૫૪૮. અપીલની યાદ મંજુર કરવામાં આવે એટલે, અપીલ કોરટે અથવા તે કોરટના યોગ્ય અમલદારે તેનાઉપર અપીલ આપ્યાની તારીખનો શેરો કરવો; અને અપીલ નોંધવાસારૂ એક ચોપડી રાખીને તે ચોપડીમાં તે અપીલ નોંધવી.

અપીલનું રજિષ્ટર.

તે ચોપડીને અપીલનું રજિસ્ટર કહેવું.

અપીલ કોરટ અપેલેન્ટ પાસેથી ખરચના જામીન માગે.

૫૪૯. રેસ્પોન્ડંટને હાજર થઈને જવાબ આપવાનું ફરમાવતાં પહેલાં, અથવા ત્યારપછી રેસ્પોંડંટની અરજ ઉપરથી, અપીલ કોરટની નજરમાં આવે તો, અપીલના ખરચના અથવા અવલ ફરિયાદના ખરચના અથવા તે બંનેના ખરચના અપેલેન્ટ પાસેથી જામીન માગવાને અપીલ કોરટ મુખ્ત્યાર છે.

અપેલેન્ટ બ્રિટિસ ઈંડિયાની બહાર રહેતો હોય તો.

પરંતુ કોઈ કામમાં અપેલેન્ટ બ્રિટિશ ઈંડિયાની બહાર રહેતો હોય, અને જે મિલકત (જો કંઈ હોય તો તે) બાબત અપીલ હોય તે શિવાંય તેની કંઈ પુરતી સ્થાવર મિલકત બ્રિટિશ ઈંડિયામાં ન હોય, તો તે કામમાં હમેશ કોરટે ખરચના જામીન માગવા.

કોરટ હુકમ કરે તેટલી મુદતમાં તે જામીન આપવામાં ન આવે તો, કોરટે તે અપીલ નામંજુર કરવી.

**ટીકા**—૫૪૯. "હાજર થઇને જવાબ દેવાનું રેસ્પોન્ડન્ટને ફરમાવતાં પેહેલાં" એ શબ્દોનો અર્થ નોટીસમાં જે તારીખ કહી હોય તે નહિ પણ જે દહાડે અપીલની શુણાવણી થવાની હોય તે સમજવો. ૧૮વી.રી.૧૦૨

અપેલેટ કોરટ અપેલંટની પાસેથી ખરચ બાબતના જામીન માગે તો જે મુદતમાં આવા જામીન આપવા જોઇએ તે મુદત કોરટ વધારી શકેછે; પણ મુદત વધારવાની અરજી કોરટને કરવામાં ન આવે અને ઠરાવેલી મુદતમાં જામીન પણ આપવામાં ન આવે તો ૫૪૯ મી કલમ પ્રમાણે અપીલ રદ કરવી એ કોરટની ફરજછે. ઇ. લો. રી.૧ અલા.૯૮૭

નાદાર તરીકે દાવો કરનારની પાસે ખરચના જામીન માગી શકાય પણ આવી અરજીની પુછીમાં ખાસ કારણ બતાવવાં જોઇએ. ઇ. લો. રી. ૩ મદ્રાસ ૯૯

અપેલન્ટ પોતના કહેવા પ્રમાણેજ નાદાર હોય પણ એમ માલમ પડે કે જે શખ્સો જામીન ન આપી શકે તેવા છે તેમનું તે બાબતમાં હીત છે તો આવા કામમાં બેશક જામીન આપવા જોઇએ. ૧૮ વી. રી. ૧૦૨

૫૫૦. અપીલની યાદ નોંધાય એટલે, જે કોરટના હુકમનામાઉપર અપીલ થઈ હોય તે કોરટને, તે અપીલ વિશેની નોટીસ અપીલકોરટે મોકલવી.

*જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોરટને અપીલ કોર્ટે નોટીસ આપવી.*

*અપીલ કોર્ટે ને કાગળ મોકલી દેવા.*

જે કોરટનાં દફતર અપીલ કોરટમાં રખાતાં નથી તે કોરટઉપર અપીલ હોય તો, જે કોરટને તે નોટીસ મળે તે કોરટે, બનીશકે તેટલી જલદી કરીને તે ફરિયાદમાંના બધા જરૂરીઆત કાગળો અથવા અપીલ કોરટે નામ લેઇને મંગાવેલા કાગળો મોકલી દેવા.

*જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોરટમાં દાખલ થએલા દસ્તાવેજોની નકલો રાખવું.*

જે કોરટના હુકમનામાઉપર અપીલ થઈ હોય તે કોરટમાં કોઈ કાગળોની નકલ કરી રાખવા બેમાંથી કોઈ પક્ષકાર માગતો હોય તો, જે કાગળોની નકલ કરી રાખવા માગતો હોય તે કાગળોનાં નામ સુધાંત તે કોરટને લખેલી અરજ કરવાને તે મુખત્યાર છે; અને તેવા કાગળોની નકલો તે અરજદારને ખરચે કરીને તેપ્રમાણે રાખવી.

*નીચલી કોર્ટનો ઠરાવ તે કોર્ટને નોટીસ મોકલ્યા વગર કાયમ રાખવાનો અખત્યાર.*

૫૫૧. અપેલેન્ટ અથવા તેનો પ્લીડર કહે તે સાંભળવાની મુદત ઠરાવ્યાપછી અને તે મુદતે હાજર થાય તો તેપ્રમાણે તેનું કહેવું સાંભળ્યાપછી, અપીલ કોરટને યોગ્ય લાગે તો, જે કોરટના હુકમનામાઉપર અપીલ થઈ હોય તે કોરટને તે અપીલ વિશેની નોટીસ મોકલ્યા વગર, અને રેસ્પોન્ડન્ટને અથવા તેના પ્લીડરને નોટીસ પોંચાડ્યા વગર, તે કોરટનો ઠ-

રાવ કાયમ રાખવાને અપીલ કોરટ મુખ્તાર છે; પરંતુ તેવે પ્રસંગે તે કાયમ રાખ્યાની વાત તે કોરટને જણાવવી જોઈએ.

ટીકા—૫૫૧. રેસ્પોન્ડન્ટનું નામ કાઢી નાંખી તેને બદલે બીજા પક્ષકારોને પ્રતિવાદી કરવાની અને પછી તે પક્ષકારો વિરુદ્ધ નીચલી કોરટમાં કામની તજવીજ કરવા સારૂ તે કામ પાછું મોકલવાની નીચેની અપીલ કોરટને સત્તા નથી. ૧૯ વી. રી. ૧૮૩

જો અપેલન્ટનો એક વકીલ અપીલ ચલાવવાને હું તૈયાર નથી એમ કહે તો અપેલન્ટના બીજા વકીલને બોલાવીને કામ ચલાવવાને તમે તૈયાર છો કે કેમ તેમ પુછવાને કોરટ બંધાયલી નથી પણ કોરટ એકદમ અપીલ કાઢી નાખે. ૭. વી. રી. ૩૩૯

૫૫૧ મી કલમ પ્રમાણે નીકાલનો હુકમ કોરટે કર્યો હોય તો તે હુકમનામું છે અને તેથી તે પ્રમાણે હુકમનામું તૈયાર કરવાની જે ફરજ છે તે જતી નથી. ઇ. લો. રી. ૩ મ. ૧.

અપીલ સાંભળવાનો દિવસ.

૫૫૨. નીચલી કોરટનો ઠરાવ કલમ ૫૫૧ પ્રમાણે અપીલ કોરટ કાયમ ન કરે, તો તે અપીલ કોરટે અપીલ સાંભળવાનો એક દિવસ મુકરર કરવો.

કોરટમાં ચાલુ કામ કેટલું છે, રેસ્પોન્ડેન્ટને રહેવાનું ઠેકાણું કેટલું દુર છે, અને અપીલની નોટીસ પોંચાડવાને કેટલી મુદત લાગશે તે ઉપર વિચાર કરીને તે દિવસ એવી રીતે ઠરાવવો કે જેથી તે દિવસે હાજર થઈને અપીલનો જવાબ આપવાને રેસ્પોન્ડેન્ટને પુરતો વખત મળે.

અપીલ સાંભળવાના દિવસની નોટીસ પ્રસિદ્ધ કરવાનું તથા તે પોંચાડવાનું.

૫૫૩. આ પ્રમાણે ઠરાવેલા દિવસની નોટીસ અપીલ કોરટના મકાનમાં ચોઢવી, અને તેવી એક નોટીસ અપીલ કોરટે, જે કોરટના હુકમનામાઉપર અપીલ થઈ હોય તે કોરટને મોકલવી; અને હાજર થઈને જવાબ દેવાસારૂ પ્રતિવાદીને સમન પોંચાડવાવિશે જે રીત ૬ઠ્ઠા બાબમાં કહી છે તે રીતે તે નોટીસ રેસ્પોન્ડેન્ટને અથવા અપીલ કોરટમાંના તેના પ્લીડરને પોંચાડવી; અને તે સમનને તથા તે પોંચાડવાસંબંધી કામને લાગુ પડે તેવા બધા નિયમો આ નોટીસ પોંચાડવાસંબંધી કામને લાગુ પડશે.

અપીલ કોરટ પોતે નોટીસ પોંચડાવે.

જે કોરટના હુકમનામાઉપર અપીલ થઈ હોય તે કોરટને નોટીસ મોકલ્યાને બદલે, ઉપર કહેલા નિયમપ્રમાણે અપીલ કોરટ પોતે રેસ્પોન્ડેન્ટને અથવા તેના પ્લીડરને તે નોટીસ પોંચડાવવાને મુખ્તાર છે.

ટીકા—૫૫૩. રેસ્પોન્ડન્ટ ઉપર અપેલન્ટ બારમહીના સુધી નોટીસ બજાવી શક્યો નહિ. પછી નવો સમન કાઢી તે બજાવવાની તક અપેલન્ટને આપવાની કોરટે નાપાડી. નોટીસ બજાવનાર પક્ષકારને માલુમ પડે કે રેસ્પોન્ડન્ટ ઘેર નથી તેમ છતાં પણ તે નોટીસ બારણે ચોઢે તો આવી બજાવણી રદ છે અને તેની કાંઈ અસર નથી. ૨૦ વી. રી. ૬૨

૫૫૪. રેસ્પોન્ડેન્ટની નોટીસમાં એવું જણાવવું કે જો તમે સદરહુ પ્રમાણે ઠરાવેલ દિવસે અપીલ કોરટમાં હાજર નહીં થાઓ તો અપીલ એક તરફી સાંભળવામાં આવશે. નોટીસનો મજકુર.

### સુનાવણી વખતે કામ ચલાવવાની રીત.

૫૫૫. સદરહુપ્રમાણે ઠરાવેલ દિવસે અથવા બીજા જે દિવસ ઉપર સુનાવણી મુલતવી રાખી હોય તે દિવસે અપીલની તરફેણમાં અપેલેન્ટ જે કહે તે સાંભળવું. પછી કોરટ એકદમ અપીલ કાહાડી ન નાખે તો અપીલની વિરૂદ્ધ રેસ્પોન્ડેન્ટ જે કહે તે સાંભળવું જોઇયે, અને એવી બાબતમાં અપેલેન્ટને જવાબ આપવાનો હક પ્રાપ્ત થશે. શરૂવાત કરવાનો હક.

૫૫૬. સદરહુ પ્રમાણે ઠરાવેલ દિવસે અથવા બીજા જે દિવસ ઉપર સુનાવણી મુલતવી રાખી હોય તે દિવસે અપેલેન્ટ જાતે અથવા પોતાના પ્લીડર મારફતે હાજર ન થાય તો કસુરને લીધે અપીલ કાઢી નાખવી. અપેલેન્ટની કસુરને લીધે અપીલ કાઢી નાખવી.

જો અપેલેન્ટ હાજર થાય અને રેસ્પોન્ડેન્ટ હાજર ન થાય તો તેની ગેરહાજરીમાં અપીલ એક તરફી સાંભળવી. એકતરફી અપીલ સાંભળવી.

ટીકા—૫૫૬. જે પક્ષકારના વીરૂદ્ધ એકતરફી ફેંસલો કરવામાં આવ્યો હોય તો તે ફેસલા ઉપર અપીલ કરી શકે નહિ. તેણે ૧૦૮ કલમ પ્રમાણે અરજ કરવી જોઇએ. ૩. મ. હા. રી. ૧૦૯

વાદીના વકીલની ગેરહાજરીમાં એકતરફી કામનો ચુકાદો થયો હોય તો તેણે સ્પેશલ અપીલ ન કરતાં ફરી તપાશની અરજી કરવી જોઇએ. ૧૦ વી. રી. ૩૪૮

અપેલેન્ટની કસુરથી ૫૫૬ મી કલમ પ્રમાણે અપીલ કાઢી નાંખવામાં આવી હોય તો તે કાઢી નાંખવાના હુકમ ઉપર અપીલ થઈ શકતી નથી. ઈ. લો. રી. ૨ અલા. ૬૧૬. ઇ. લો. રી. ૩ અલા. ૩૮૨

અપીલ ફરી દાખલ કરાવવાની અરજ કરવી જોઇએ. અને તે અરજી રદ કરવામાં આવે તો તે હુકમ ઉપર અપીલ થઈ શકે છે. ઈ. લો. રી.૪ કલ. ૮૨૫

૫૫૭. સદરહુ પ્રમાણે ઠરાવેલ દિવસે અથવા બીજા જે દિવસ ઉપર સુનાવણી મુલતવી રાખી હોય તે દિવસે એવું માલમ પડે કે, કોરટે ઠરાવેલી મુદતમાં નોટીસ કાઢવાને જોઇએ તે ખરચની રકમ અપેલેન્ટે ભરી નહીં એટલામાટે રેસ્પોન્ડેન્ટ નોટીસ પોંચી નથી, તો અપીલ કાઢી નાખવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. અપેલેન્ટ નોટીસનું ખરચ ભરવાને ચુક્યો તેથી નોટીસ ન પોંચી હોય તો અપીલ કાઢી નાખવામાં આવે.

પરંતુ સદરહુ પ્રમાણે અપીલની સુનાવણીને વાસ્તે ઠરાવેલ દિવસે જો રેસ્પોન્ડેન્ટ જાતે અથવા પ્લીડરની મારફતે અથવા યોગ્ય રીતે અખ- વિશેષ ઠરાવ.

ત્યાર આપેલા મુખત્યારની મારફતે હાજર થાય તો, રેસ્પોન્ડેન્ટને નોટીસ ન પોંચાડી હોય તોએ, ઉપર પ્રમાણે હુકમ કરવો નહિ.

કસુરને લીધે કાઢીનાખેલી અપીલ ફરી ફાઈલ ઉપર લેવાય.

૫૫૮. કલમ ૫૫૬ અથવા ૫૫૭ પ્રમાણે કોઈ અપીલ કાઢી નાખવામાં આવે તો, તે અપીલ ફરી ફાઇલ ઉપર લેવા સારૂ અપીલ કોરટને અરજ કરવાને અપેલન્ટ મુખત્યાર છે. અને જો એવું શાબીત કરવામાં આવે કે,–અપીલ સુનાવણીને વાસ્તે નિકળી તે વખતે કોઈ પુરતા સબબને લીધે મારાથી હાજર રહેવાયું નહિ અથવા સદરહુ પ્રમાણે જોઇએ તે રકમ ભરાઈ નહિ–તો ખરચ અથવા બીજી રીતની જે શરતો તેના ઉપર નાખવી કોરટને યોગ્ય લાગે તે શરતોથી અપીલ ફરી ફાઈલ ઉપર લેવાને કોરટ મુખત્યાર છે.

સુનાવણી મુલતવી રાખીને જે શખસોનું લાગતું વળગતું જણાય તેમને રેસ્પોન્ડેન્ટ કરવાનું ફરમાવવાનો અખત્યાર.

૫૫૯. સુનાવણી વખતે કોરટને એવું જણાય કે, જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઈ છે તે કોરટમાં કોઈ શખસ ફરિયાદનો પક્ષકાર હતો પણ અપીલમાં તેને પક્ષકાર કરયો નથી, અને અપીલના નિવેડામાં તેનો સંબંધ છે, તો આગળનો એક દિવસ ઠરાવાને તે દિવસ ઉપર સુનાવણી મુલતવી રાખવાને અને તે શખસને રેસ્પોન્ડેન્ટ કરવાનું ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

જે રેસ્પોન્ડેન્ટના ઉપર એકતરફી હુકમનામું થયું હોય તેની અરજઉપરથી અપીલ ફરી સાંભળી શકાય.

૫૬૦. રેસ્પોન્ડેન્ટની ગેરહાજરીમાં એકતરફી અપીલ સાંભળીને તેની વિરૂદ્ધ ફેસલો આપ્યો હોય તો, તે અપીલ ફરી સાંભળવાસાર અપીલ કોરટને અરજ કરવાને રેસ્પોન્ડેન્ટ મુખત્યાર છે. અને નોટીસ યોગ્ય રીતે બજાવી ન હતી અથવા અપીલ સુનાવણીને વાસ્તે નિકળી તે વખતે કોઈ પુરતા સબબને લીધે પોતાથી હાજર રહેવાયું નહિ, એમ કોરટની ખાત્રી રેસ્પોન્ડેન્ટ કરી આપે તો, ખરચ અથવા બીજી રીતની જે શરતો તેના ઉપર નાખવી કોરટને યોગ્ય લાગે તે શરતોથી, અપીલ ફરી સાંભળવાને કોરટ મુખત્યાર છે.

**ટીકા**—૫૬૦. એકતરફી અપીલ ચુકી હોય તે ફરી સાંભળવાની અરજી કરતાં અપીલની નોટીસ યોગ્ય રીતે તેના ઉપર બજી નહોતી અગર અપીલની શુણાવણી થઈ તે વખતે પુરતા કારણથી તે હાજર થઈ શક્યો નહોતો એમ કોરટને ખાત્રીપૂર્વક બતાવી આપવા સારૂ અરજદારે તત્પર રહેવું જોઇએ. ઇ. લો. રી. ૬ કલ. ૬૪૮

ઇ. લો. રી. ૨ અલા. ૫૬૭નો ફેસલો જુઓ.

રેસ્પોન્ડેન્ટે જાણે જુદી અપીલ કરી હોય તે પ્રમાણે તે સુનાવ-

૫૬૧. કોઈ રેસ્પોનડેનટે હુકમનામાના કોઈ ભાગ ઉપર અપીલ કરી ન હોય તોએ, સુનાવણી વખતે, નીચલી કોરટમાં તેનાવિરૂદ્ધ ઠરાવ કરયો હોય તેવા કોઇપણ કારણ ઉપર હુકમનામાનું તે પ્રતિપાદન કરે એટલુંજ નહિ પણ, અપીલ કરીને હુકમનામામાં જે હરકત તે લે તે

હરકત લેવાને તે મુખત્યાર છે. પરંતુ અપીલની સુનાવણીને વાસ્તે જે દિવસ ઠરાવ્યો હશે તે દિવસથી સાતદિવસ કરતાં ઓછા નહિ હોય તેટલા દિવસ આગમચ તે હરકત વિશેની નોટીસ દાખલ કરવી જોઈએ. ણી વખતે હુકમનામામાં હરકત લે.

તે હરકત લેવી તે યાદીના રૂપમાં લેવી, અને કલમ ૫૪૧માં અપીલની યાદીના નમુના તથા મજકુર વિશે જે ઠરાવેલ છે તે તેને લાગુ પડશે. નોટીસનો નમુનો તથા તેને જે ઠરાવ લાગુ પડે તે.

ટીકા—૫૬૧. જો અપીલ પાછી ખેંચી લેવાની અપેલેન્ટને પરવાનગી આપવામાં આવે તો રેસ્પોન્ડન્ટ પોતાની હરકતો બતાવી સકતો નથી. ૯. વી. રી. ૩૨૮

જો અપેલેન્ટ મરી જાય અને તેની જગ્યાએ તેના વારસ વકીલનું નામ દાખલ કરવાની અરજ કરવામાં ન આવે તો અપીલ બંધ પડે છે અને રેસ્પોન્ડન્ટ પોતાની હરકત બતાવી શકે તેટલા માટે અપીલ ચાલુ રાખી શકાય નહિ. ૩ મુ. હા. રી. ૮૧

જે દાદ અપેલેન્ટ માગતો નથી તે દાદ આપવામાં અપીલકોરટ પોતાની સત્તા ઉપરાંત ચાલેછે તે ધોરણ સામસામી અપીલોને પણ લાગુ પડે છે. ૨૪ વી. રી. ૧૭

૫૬૨. જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોરટે કંઈ પ્રારંભની બાબત ઉપરથી ફરિયાદનો નિકાલ કર્યો હોય, અને તેથી કરીને જે હકીકતનો પુરાવો પક્ષકારોના હક્કનો નિર્ણય કરવાસારૂ અપીલ કોરટને અવશ્યનો લાગતો હોય તે હકીકતનો કંઈ પુરાવો લેવામાં આવ્યો ન હોય, અને તે પ્રારંભની બાબત ઉપરનું હુકમનામું અપીલમાં રદ થાય તો, અપીલ કોરટને યોગ્ય જણાએથી, હુકમ કરીને, તે કામ અપીલમાં થએલા હુકમની નકલ સાથે, જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોરટને પાછું મોકલવાને અપીલ કોરટ મુખત્યાર છે. અને અપીલ કોરટે એવું ફરમાવવું કે રજીસ્ટરમાં તે ફરિયાદનો જે મૂળ નંબર પડ્યો હોય તે નંબર ઉપર તેને પાછી દાખલ કરીને તેના ગુણદોષ ઉપર તજવીજ કરવી. અપીલ કોર્ટે મુકદમો પાછો મોકલવાનો.

જો અપીલકોરટને યોગ્ય લાગે તો, આ પ્રમાણે પાછા મોકલેલા કોઈ કામમાં, અમુક એક અથવા વધારે મુદાની ચોકશી કરવી એમ ફરમાવવાને અપીલ કોરટ મુખત્યાર છે.

ટીકા—૫૬૨. અપીલમાં દાવાની ફરી તજવીજ કરવાસારૂ કામ પાછું મોકલવાનો હુકમ થયો હોય તે ઉપર અપીલમાં ફરી મોકલવાનો હુકમ ૫૬૨ પ્રમાણેછે કે નહિ તેનીજ તકરાર કરવી જોઈએ એમ નથી પણ પ્રથમના પોઇન્ટ ઉપરૂ અપેલેન્ટ કોરટનો ઠરાવ બરોબરછે કે નહિ તેની પણ તકરાર થઈ શકે. ૪. લો. રી. ૩ અલા. ૬૭૫

અપીલકોર્ટ દાવાની અરજી સુધારવાનો હુકમ કરી શકતી નથી અથવા પરવાનગી આપી શકતી નથી અથવા આવો સુધારો કરવાસારૂ ૫૬૨ મી કલમ પ્રમાણે કામ પાછું મોકલી શકતી નથી. ઇ. લો. રી. ૨ અલા. ૬૬૯

વળી ઇ. લો. રી. ૩ અલા. ૮૫૫ અને ઇ.લો.રી.૫ કલમ૧૪૪જુઓ.

જાસ્તી પુરાવો લેવાની મના ઈ ક્યારે થાય.

૫૬૩. સદરહુ પ્રમાણે કંઈ પુરાવો ન લીધો હોય તે લેવાનું ફરમાવીને કોઇ કામ પાછું મોકલ્યુ હોય ત્યારે, જે કોર્ટને કામ પાછુ મોકલ્યુ હોય તે કોર્ટે સદરહુ પ્રમાણે લીધેલા પુરાવાની વિરૂદ્ધ જે પુરાવો આપવામાં આવે તે શિવાય તે કામમાં બીજો કંઇ પુરાવો લેવો નહિ.

પાછું મોકલવાની મર્યાદા.

૫૬૪. કલમ ૫૬૨માં ઠરાવ્યુ છે તે શિવાય બીજે ફેસલો કરવા સારૂ કોઇ કામ અપીલ કોર્ટે પાછું મોકલવું નહિ.

દફતર ઉપર નો પુરાવો બસ હોય તો અપીલ કોર્ટે આખર નિકાલ કરવો.

૫૬૫. અપીલ કોર્ટને ફેસલો કહી સંભળાવવાને વાસ્તે દફતરમાં પડેલો પુરાવો બસ હોય તો, જરૂર હોય તો, મુદ્દા ફરી ઠરાવીને અપીલ કોર્ટે તે કામનો આખરનો નિર્ણય કરવો; પછી જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ કરી હોય તે કોર્ટે, અપીલ કોર્ટ જે કારણ ઉપરથી ફેસલો કરે તે કરતાં જુદા કારણ ઉપરથી બધો ફેસલો આપ્યો હોય તેની ચિંતા નથી.

ટીકા—૫૬૫. કામ ફરી તજવીજ કરવા આવે તેમાં નવા વકાલતનામાની જરૂર નથી. ૧ વી. રી. ૨૭૬

કામ પાછુ મોકલવાનો હુકમ છેવટનો છે અને તે પછીથી થનાર અધીકારી બદલી શકતો નથી. ૧૪ વી. રી. ૨૮૫.

કામ ફરી પાછું મોકલ્યું તેનું પરિણામ એછે કે આગળનો ઠરાવ બધો રદ થાયછે અને બધું કામ પાછું નવેસર ચાલતું હોય તેમ ગણાય છે. ૧૨ વી. રી. ૧૧૨

મુદ્દા કાઢીને ચોકશી સારૂ જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈહોય તે કોર્ટ તરફ અપીલ કોર્ટે ક્યારે મોકલે.

૫૬૬. જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોર્ટે કોઈ મુદ્દો કાઢવો, અથવા તેનો તપાસ કરવો, અથવા હકીકતની કોઈ તકરારનો નિર્ણય કરવો છોડી દીધો હોય, અને ગુણદોષ ઉપરથી ફરિયાદનો ખરો નિકાલ કરવા સારૂ તે મુદ્દો કાઢવો અથવા તેનો તપાસ કરવો, અથવા હકીકતની તકરારનો નિરણય કરવો અગત્યનો છે એમ કોર્ટને લાગે, તથા તે મુદ્દાનો કે તકરારનો અપીલ કોર્ટથી નિરણય થાય એટલો દફતર ઉપર પુરાવો ન હોય, તો ચોકશીને વાસ્તે મુદ્દા કાઢવાને તથા જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોર્ટ તરફ ચોકશીસારૂ તે મુદ્દા મોકલવાને અપીલ કોર્ટ મુખત્યાર છે. અને આવે પ્રસંગે જરૂર હોય તે જાસ્તી પુરાવો લેવાને તે કોર્ટને ફરમાવવું,

અને તે કોર્ટે તે મુદ્દાની ચોકશી કરવી, અને તે મુદ્દા ઉપરનો પોતાનો ઠરાવ તથા પુરાવો અપીલ કોર્ટને મોકલવો.

ટીકા—૫૬૬. જ્યારે અપીલકોર્ટ પુરાવો લેવાસારૂ એક મુદ્દો અસલ કોર્ટમાં મોકલે તો આખું કામ ફરી તજવીજસારૂ મોકલ્યુંછે એમ ગણાય નહિ. ૨૨ વી. રી. ૨૦૭

જો પ્રથમ પોઈન્ટનો ચુકાદો નીચલી કોર્ટે ખોટો કર્યો હોય અને કાંઈ પણ પુરાવો દાખલ કરવાનો બાકી ન રાખ્યો હોય તોપણ જો અપીલકોર્ટ તે મુદ્દો અપૂર્ણ અથવા અધુરો ગણે તો અપીલકોર્ટે કામ પાછું મોકલવું નહિ પણ મુદ્દા ફરીથી ગોઠવી કામનો ચુકાદો પોતેજ કરવો ૨૪ વી. રી. ૬૯

નીચેની કોર્ટમાં અમુક સવાલ ન ઉઠાવવાનું પુરતુ કારણ હોય તો તે સવાલનો ચુકાદો કરવાસારૂ કામ પાછું મોકલવું જોઇએ. ૨૪વી રી. ૭૨

કામ પાછું મોકલવાનો હેતુ એવો નથી કે જે પુરાવો લેવાઈ ગયોછે તે ઉપર કોર્ટે ચુકાદો આપવો કેમકે આ કામ અપીલકોર્ટ કરી શકેછે પણ તે મુદ્દાનો નિર્ણય કરવા સારૂ પક્ષકારો જે પુરાવો આપે તે લેવો જોઇએ. ૧૦ વી. રી. ૨૪૪

જ્યારે આવા મુદ્દા કાઢી અપીલકોર્ટે કામ તજવીજ થવાસારૂ અસલ કોર્ટમાં પાછું મોકલ્યું હોય ત્યારે જે પુરાવો આપવાનો હોય તે લેવાનો દહાડો કોર્ટ પાસે ઠરાવવાનો પક્ષકારોને હક્કછે. ૯ વી. રી. ૨૫૪

જ્યારે અપીલકોર્ટે અમુક મુદ્દાની ચોકશી કરવા સારૂ કામ પાછુ મોકલ્યું હોય અને કામનો ઠરાવ થઈ પાછું આવ્યા પછી તે વિરૂદ્ધ હરકતની અરજી.અપીલના પક્ષકારોને કરવાની મુદત ઠરાવી હોય તો આવું હરકતનું ટીપણ દાખલ કર્યા વગર કોઈ પક્ષકારની તકરાર મુદત ગયા પછી સાંભળી શકાય નહિ. ઇ. લો. રી. ૧ અલા. ૧૬૫

ગફલતના દાવામાં યોગ્ય નુકશાન કેટલું અપાવવું તે બાબતમાં કોર્ટ જુદા જુદા અભિપ્રાય બાંધી શકે તેવું હોય તો દરેક અભિપ્રાય પ્રમાણે કેટલું નુકશાન અપાવવું તેનો પુરાવો વાદીએ તૈયાર રાખવો જોઇએ અને જો એકજ અભિપ્રાયને લગતો પુરાવો વાદીએ રજુ કર્યો હોય તો કોર્ટ વાદીનેસારૂ ફરી તજવીજ કરી શકતી નથી અને ૫૬૬ મી કલમ પ્રમાણે તેનો દાવો ફરી ગોઠવવાની પરવાનગી આપી શકતી નથી. ઇ. લો. રી. ૫ કલકત્તા. ૨૮૩

૫૬૭. તે ઠરાવ તથા પુરાવો ફરિયાદના દફતરમાં સામીલ કરવો; અને અપીલ કોર્ટે ઠરાવે તે મુદતમાં, તે ઠરાવ ઉપરની પોતાની હરકતોની યાદ આપવાને અપેલનટ કે રેસ્પોનડેન્ટ મુખત્યાર છે. ઠરાવ તથા પુરાવો દફતરમાં દાખલ કરવો. ઠરાવઉપર લેવાની હરકતો.

તે યાદ આપવાને વાસ્તે જે મુદત ઠરાવી હોય તે વીત્યા પછી અપીલ કોર્ટે અપીલનો નિર્ણય કરવો. અપીલનો નિર્ણય.

અપીલ કોર્ટમાં જાસ્તી પુરાવો હાજર કરવાનું.

૫૬૮. અપીલના પક્ષકારોને અપીલ કોરટમાં મોઢાનો કે દસ્તાવેજી જાસ્તી પુરાવો હાજર કરવાનો હક્ક નથી. પરંતુ—

(અ) જે પુરાવો લેવા જોઇએ તે લેવાને, જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોરટે ના કહી હોય, અથવા

(બ) ફેસલો પોતાથી આપી શકાય તેટલા માટે અથવા બીજા કોઈ પાકા કારણને લીધે કોઈ દસ્તાવેજ હાજર કરાવવાની અથવા કોઈ સાક્ષી તપાસવાની અપીલ કોરટને જરૂર લાગે,

તો તે પુરાવો હાજર કરવા દેવાને અથવા તે દસ્તાવેજ લેવા દેવાને અથવા સાક્ષીની જબાની લેવા દેવાને અપીલ કોરટ મુખત્યાર છે.

અપીલ કોરટ જાસ્તી પુરાવો લે ત્યારે તે લેવાનાં કારણ તે કોરટે પોતાના દફતરમાં લખવાં.

જાસ્તી પુરાવો લેવાનો પ્રકાર.

૫૬૯. જ્યારે નવો પુરાવો લેવાની રજા આપવામાં આવે ત્યારે અપીલ કોરટ પોતે તે પુરાવો લે; અથવા જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોરટને કે બીજી કોઇ તાબાની કોરટને એવું ફરમાવે કે તમારે પુરાવો લેવો અને તે લેવાય એટલે અપીલ કોરટને મોકલવો.

બાબતો જણાવીને નોંધવી.

૫૭૦. જાસ્તી પુરાવો લેવાને ફરમાવવામાં આવે અથવા રજા આપવામાં આવે તેવા બધા કામોમાં, જે બાબતો વિશે પુરાવો લેવાનો હોય તે બાબતો સ્પષ્ટ રીતે અપીલ કોરટે જણાવવી, અને તે જણાવેલી બાબતો પોતાના દફતરમાં નોંધવી.

**અપીલના ફેસલા વિશે.**

ફેસલો ક્યારે અને ક્યાં સંભળાવવો.

૫૭૧. પક્ષકારોનાં અથવા તેમના પ્લીડરોનાં ભાષણ સાંભળીને, તથા અપીલમાંના કે જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોરટમાંના કામમાં હોય તે કોઈ કાગળ જોવાની જરૂર જણાય તો તે જોઇને, અપીલ કોરટે ખુલી કોરટમાં તેજ વખતે અથવા કોઈ આગળને દિવસે ફેસલો કહી સંભળાવવો. કોઈ આગળને દિવસે ફેસલો કહી સંભળાવે તો તે દિવસની નોટીસ પક્ષકારોને અથવા તેમના પ્લીડરોને આપવી.

**ટીકા**—૫૭૧. અસલ કોરટમાં જે મુદ્દો નિકળ્યો નહોતો તે અપીલકોરટ કાઢી શકતી નથી. અપીલકોરટનું કામ ફકત નમુનાના પોઇંટ ઉપરજ વચે પડવાનું નથી પણ કાયદો ખોટી સરતે લગાડવાથી અગર હકીકત ખોટી સમજવાથી કામના ગુણદોષના સંબંધમાં જે ભુલ થઈ હોયતો ફેસલો સુધારવાનું કામ છે. ૧૧ વી. રી. ૪૦૭

વળી ૩ વી. રી. ૧૬૯ જુઓ.

૫૭૨. અંગ્રેજી ભાષામાં ફેસલો લખવો; પરંતુ જડજની સ્વભાષા અંગ્રેજી ન હોય, અને અંગ્રેજીમાં સમજાય તેવો ફેસલો તે લખી નશકે, તો તેની સ્વભાષામાં અથવા કોરટની ભાષામાં ફેસલો લખવો. ફેસલાની ભાષા.

૫૭૩. જે ભાષામાં ફેસલો લખ્યો હોય તે કોરટની ભાષા ન હોય, અને કોઈ પક્ષકાર કોરટની ભાષામાં તેનો તરજુમો માગે, તો ફેસલાનો તે ભાષામાં તરજુમો કરવો, અને તરજુમો ખરો છે એ વિશે નક્કી કર્યાપછી તે તરજુમા ઉપર જડજે અથવા જડજ એ કામને વાસ્તે જેને નિમે તે અમલદારે એના ઉપર સહી કરવી. ફેસલાનો તરજુમો.

૫૭૪. અપીલ કોરટના ફેસલામાં નીચેની વિગતો લખવી:— ફેસલાનો મજકુર.

(અ) નિર્ણય કરવાની બાબતો;

(બ) તે ઉપરનો ઠરાવ;

(ક) તે ઠરાવનાં કારણો; અને

(ડ) જે હુકમનામાઉપર અપીલ થઈ હોય તે હુકમનામું રદ કર્યું હોય અથવા તેમાં ફેરફાર કર્યો હોય તો અપેલેન્ટને શી દાદ મળવાનો હક્ક છે તે,

અને ફેસલો કહી સંભળાવતી વખતે જે તારીખે તે કહી સંભળાવ્યો હોય તે તારીખ નાખીને તેના ઉપર જડજે અથવા તે ફેસલાસાથે મળતા આવતા હોય તે જડજોએ સહી કરવી. તારીખ અને સહી.

ટીકા—૫૭૪. નિર્ણય કરવાને જે સવાલ અપીલકોરટ નક્કી કરે તે ઉપર અપીલકોરટે પોતાના હુકમનામામાં છેવટ ઠરાવ આપવો જોઈએ. ૨ મુ. હા. રી. ૧૭૬

વળી ૫૫૧ મી કલમ પ્રમાણે જે નીવાડો કર્યો હોય તે હુકમનામું છે અને તે કલમ પ્રમાણે ફેસલો ન લખવો જોઈએ એવું નથી. ઇ. લો. રી. ૩ મ. ૧.

૫૭૫. બે અથવા વધારે જડજોની સભાએ અપીલ સાંભળી હોય, તો તે જડજોના અભિપ્રાય પ્રમાણે અથવા તે જડજો પૈકી વધારે જણના બહુમત થાય તો તે બહુ મત પ્રમાણે અપીલનો નિકાલ કરવો. બે અથવા વધારે જડજોએ અપીલ સાંભળી હોય ત્યારે ફેસલો કરવો તે.

જે હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે હુકમનામામાં ફેરફાર કરવાના અથવા તે રદ કરવાના ફેસલાસાથે તેવા બહુમત મળતા ન આવે, તો તે હુકમનામું કાયમ રાખવું.

પરંતુ જે કોરટમાં બે કરતાં વધારે જડજો હોય તે કોરટના બે જડજોની અપીલ સાંભળનારી સભા મળેલી હોય, અને સભામાં બેઠેલા જડજોનો કાયદાની બાબતમાં જુદો જુદો અભિપ્રાય થાય, તો તેજ કોરટ-

ના બીજા એક અથવા વધારે જડજોને તે અપીલ મોકલી શકાય, અને જેમણે પહેલી અપીલ સાંભળી હોય તે સુધાંતના જે બધા જડજોએ અપીલ સાંભળી હોય તેમાં બહુમત થાય તો બહુમતપ્રમાણે તે અપીલનો નિકાલ કરવો.

જે હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે હુકમનામામાં ફેરફાર કરવાના અથવા તે રદ કરવાનાં ફેસલાસાથે તેવા બહુમત મળતા ન આવે, તો તે હુકમનામું કાયમ રાખવું.

આ કલમપ્રમાણે અપીલ મોકલવાનું કામ નિયમસર કરવા સારૂ આ કાયદાને અનુસરતી રીતે વખતે વખતે નિયમ કરવાને હૈ કોરટ મુખત્યાર છે.

ટીકા—૫૭૫. ૫૭૫ મી કલમથી જ્યારે બે જડજોના અભિપ્રાય જુદો હોય ત્યારે સીનીયર જડજના અભિપ્રાય પ્રમાણે ફેસલો આપવો એવો લેટર્સપેટંટનો ઠરાવ રદ થયો છે. ઇં. લૉ. રી. ૩ મું. ૨૦૪

જુદો મત પડે તે લખવો.

૫૭૬. એક કરતાં વધારે જડજોએ અપીલ સાંભળી હોય ત્યારે, કોરટના ફેસલાથી કોઈ જડજનો મત જુદો પડે તો, અપીલમાં શો હુકમ અથવા નિકાલ કરવાનો તેના મનમાં આવે છે, એ તેણે લખવું; અને તે બાબતનાં કારણ લખવાને તે મુખત્યાર છે.

ફેસલામાં કેવોહુકમ થઈશકે.

૫૭૭. જે કોરટના હુકમનામાઉપર અપીલ થઈહોય તે કોરટનું હુકમનામું કાયમ રાખવાનો, તેમાં ફેરફાર કરવાનો, અથવા તે રદ કરવાનો ફેસલો થઈ શકે; અથવા અપીલમાં કેવા નમુનાનું હુકમનામું કરવું, કે અપીલમાં કેવી પ્રકારનો હુકમ કરવો એવિષે અપીલના પક્ષકારો એક મત થાય તો, તે પ્રમાણે હુકમનામું અથવા હુકમ કરવાને અપીલ કોરટ મુખત્યાર છે.

ટીકા—૫૭૭. નીચલી કોરટે જે ઠરાવ કર્યો છે તે ભુલ ભરેલો છે એવી પુરી ખાત્રી થાય ત્યાંસુધી અપીલ કોરટે નીચેની કોરટના ફેસલામાં હાથ ઘાલવો નહી. કાયદાનું અનુમાન એવું છે જે ફેસલા ઉપર અપીલ કરવામાં આવી છે તે ખોટો છે એમ સાફ બતાવી આપવામાં આવે નહી. ત્યાંસુધી તે ખરો ગણવો અને જ્યારે તે બાબતમાં સક હોય ત્યારે શકનો લાભ રેસ્પોન્ડન્ટને આપવો જોઇએ. ૭ બે. લૉ. રી. ૬૨૧.

તેનું થોડુંક હીત છે એવા સહ પ્રતિવાદીની અપીલ ઉપરથી બધાને સામાન્યહોય તેવા કારણ ઉપરથી આખુ હુકમનામું ફેરવાય અથવા રદ કરાય નહી. ૨ વી. રી. ૧૭૦.

અપીલ કોરટ અપીલનો ચુકાદો ન કરતાં અપેલન્ટને નવો દાવો લાવવાનું ફરમાવે તો જો પછી તે હુકમ ખરો હોય કે ખોટો હોય તોપણ જો પક્ષકારો કબુલ કરે તો તેબંધનકારક છે. ૨૦ વી. રી. ૪૪૦.

સમ હકુમતની કોરટે જે સુચના કરી હોય તે ઉપર ધ્યાન ન રાખવાને અગર તે બદલવાને મુનસફના ફેસલા ઉપર અપીલ સાંભળતાં ડીસ્ટ્રીકટ કોરટને અખ્ત્યાર નથી. ૧૯ વી. રી. ૧૯૯.

જો દાવાનો આંક બાંધવામાં ભુલથી કોરટની હકુમતને બાધ ન આવતો હોય તો, તે આંક ખોટો બાંધ્યો છે તે કારણથી પેહેલી કોરટનું હુકમનામું ફેરવવામાં નીચેની અપીલ કોરટે ભુલ કરીછે એમ ઠર્યું. ૨૪ વી. રી. ૨૨૫.

૫૭૮. ચુકાદો કરવામાં અથવા ફિરયાદમાં કંઈ હુકમ કર્યો હોય તેમાં અથવા બીજી બાબતમાં કંઈ ભુલ અથવા ખામી હોય, અથવા તેમાં કંઇ ગેરસીરસ્ત કામ થયું હોય, પણ તેથી મુકદ્દમાના ગુણદોષને અથવા કોરટની હકુમતને કંઈ લાગતું વળગતું ન હોય તો, તે સબબ ઉપરથી કોઈ હુકમનામું રદ્દ કરવું નહીં, અથવા તેમાં કંઈ મોટો ફેરફાર કરવો નહીં, અથવા અપીલનું કોઈ કામ પાછું મોકલવું નહીં.

ગુણ દોષને અથવા હકુમતને બાધ ન આવે એવી ભુલ અથવા ગેરશીરસ્તપણાને લીધે કોઈ હુકમનામું રદ્દ કરવું નહી અથવા તેમાં ફેરફાર કરવો નહી.

ટીકા—૫૭૮. અપીલ કોરટે દાવાની અરજી ઉપરનો ખુટતો સ્ટામ્પ વાદી જે રેસ્પોન્ડન્ટ હતો તેને પુરો કરી આપવાનું ફરમાવ્યું અને તેણે તેમ કરવાની ના કહી તેથી પેહેલી કોરટનું હુકમનામું ફેરવે અને દાવો રદ્દ કરે તેવું કારણ નથી. ઈ. લો. રી. ૨ અલા. ૮૮૬. વળી ઇ. લો. રી. ૭ કલ. ૩૪૮ જુઓ.

ઘણાજ સ્પષ્ટ અને નિશ્ચીત કારણો ન હોય તો સ્થાનીક તપાસનું જે પરિણામ નીચેની કોરટે ઠરાવ્યું હોય તેમાં અપીલ કોરટે હાથ ઘાલવો નહીં. ૧૫ વી. રી. ૬૩૦.

નીચે લખી છે તે ભુલો એવા પ્રકારની નથી. દાવાની કીમતમાં ભુલ હોય તેઃ ૧ મુ. હા. રી. ૧૬૩.

અમુક વાદીઓનાં નાંમ કામમાં ન રેહેવા દેતાં દરમ્યાન હુકમથી તેમનાં નામ કાઢી નાંખવામાં આવ્યાં હોય તે હુકમ. ૪ એ. લો. રી. ૯૭.

નીચેની અપીલ કોરટે વાસ્તવીક મુદ્દો હતો તે મુદ્દાની ઉપરાંત જાહને ફરીઆદ અરજીમાં જે કહ્યું છે તેથી ઉલટો ઠરાવ આપ્યો. ૧૪ વી.રી.૧૪૧

જે દસ્તાવેજ ઉપર દાવાનો આધાર હતો તેના ઉપર સ્ટાંપ નહોતો. ઈ. લો. રી ૫ આપેન્ડીક્ષ. ૧૦.

પક્ષકારોને સામેલ કરવાની બાબતમાં.

પણ આ બધાનું મુખ્ય ધોરણ એ છે કે એ ભુલ એવી ન હોવી જોઇયે કે કામના ગુણ દોષ ઉપર તેની અસર થાય અગર કોરટની હકુમતની બાબતમાં કાંઈ બાધ આવતો હોય—

### અપીલના હુકમનામા વિશે.

૫૭૯. જે તારીખે ફેસલો કહી સંભળાવ્યો હોય તે તારીખ અપીલના હુકમનામામાં લખવી.

હુકમનામાની તારીખ અને મજકુર.

અપીલનો નંબર, અને અપેલેન્ટ તથા રેસ્પોન્ડેન્ટનાં નામ ને વર્ણન સુધાંત અપીલની યાદ હુકમનામામાં લખવી, અને જે દાદ અપાવી હોય તે અથવા અપીલનો જે બીજો નિર્ણય કર્યો હોય તે તેમાં સ્પષ્ટરીતે લખવો.

વળી અપીલમાં કેટલું ખરચ થએલું છે તે, તથા તે ખરચ અને ફરિયાદનું ખરચ કયા પક્ષકારે શા પ્રમાણમાં આપવું તે પણ હુકમનામામાં લખવું.

જે જડજ અથવા જડજોએ હુકમનામું કર્યું હોય તે જડજ અથવા જડજોએ તેના ઉપર સહી કરીને તારીખ નાખવી.

ફેસલાથી જે જડજનો અભિપ્રાય જુદો પડે તેણે હુકમનામા ઉપર સહી કરવાની જરૂરનથી.

પરંતુ એક કરતાં વધારે જડજો હોય, અને તેમનામાં મતભેદ પડે, તો કોરટના ફેસલાથી જે જડજનો અભિપ્રાય જુદો હોય તેણે હુકમનામા ઉપર સહી કરવાની કંઈ જરૂર નથી.

ફેસલાની અને હુકમનામાની નકલો પક્ષકારોને આપવી.

૫૮૦. પક્ષકારો કોરટને અરજ કરે તો તેમને ખરચે અપીલમાં થએલા ફેસલાની અને હુકમનામાની સહી સુધાંતની નકલો તેમને આપવી.

જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે કોર્ટને હુકમનામાની સહી સુધાંતની નકલ મોકલવી.

૫૮૧. ફેસલાની અને હુકમનામાની એક નકલ ઉપર અપીલ કોરટની અથવા તે કોરટ આ કામને વાસ્તે નીમે તે અમલદારની સહી લઈને તે નકલ, જે હુકમનામાં ઉપર અપીલ થઈ હોય, તે હુકમનામું કરનારી કોરટને મોકલવી. અને તે ફરિયાદના અસલ કામ સાથે દાખલ કરવી, અને દિવાની ફરિયાદના રજીસ્ટરમાં અપીલ કોર્ટનો ફેસલો નોંધવો.

અવલ હુકમતવાળી કોર્ટને જે અખ્તાર છે તેજ અપીલ કોર્ટને છે.

૫૮૨. બાબ ૫ પ્રમાણે કરેલી ફરિયાદો સંબંધી અવલ હુકુમતવાળી કોરટોને આ કાયદાઉપરથી જે અખ્તયાર આપ્યા છે તથા તે કોરટોને જે કામ સોંપ્યાં છે તેજ અખ્તયાર. આ બાબપ્રમાણે કરેલી અપીલોમાં અપીલ કોરટોને છે, અને તેઓને બનશે તેટલેસુધી તેજ કામો કરવા પડશે; અને કોઈ અપીલના પક્ષકારના મરણથી, લગ્નથી, અથવા તેની નાદારીથી ઉત્પન્ન થતા કામને પ્રસંગે ૨૧ મા બાબમાં, વાદી, પ્રતિવાદી, તથા ફરિયાદ એ શબ્દોમાં અનુક્રમે અપેલેન્ટ, રેસ્પોન્ડેન્ટ, અને અપીલ એ શબ્દોનો બનીશકે તેટલો સમાસ થાય છે એમ ગણવું.

આ કાયદામાં પાછળ કહેલા ઠરાવો આ બાબપ્રમાણે કરેલી અપીલોને લાગુ પડે તેટલા લાગુ પાડવા.

ટીકા—૫૮૨. અપીલ કોરટ અપીલ પાછી ખેંચી લેવાતી અને નવી

અપીલ લાવવાની પરવાનગી આપે. ૧૪ વી. રી. ૧૭. ખોટી રીતે જોડી દીધેલી અર્પીલો જુદી કરી શકે. ૪ વી. રી. ૧૦૯.

કમીશનરનો હીસાબ તપાસી શકે. ૬ મુ. હા. રી. ૧૪૯.

અપીલ કોર્ટના હુકમનામાની બજાવણી.

૫૮૩. આ બાબપ્રમાણે અપીલમાં થએલા હુકમનામાથી (પૂર્વસ્થિતિ પ્રાપ્ત કરવાનો અથવા બીજી રીતનો) કંઈ લાભ મળવાનો જે પક્ષકારને હક્ક હોય, તે પક્ષકારની તે હુકમનામું બજાવવાનો હુકમ મેળવવાની મરજી હોય તો, જે હુકમનામાઉપર અપીલ થઈ હોય તે હુકમનામું કરનારી કોરટને તેણે દરખાસ્ત કરવી; અને ફરિયાદમાં થએલાં હુકમનામાં બજાવવાવિશે પાછળ જે નિયમો કહેલા છે તે પ્રમાણે અપીલમાં થએલું હુકમનામું બજાવવાનું કામ તે કોરટે ચલાવવું.

ટીકા—૫૮૩. અપીલ કોરટે હુકમનામું બહાલ રાખ્યું હોય તો તે જે બજાવવાનું તે અપીલ કોરટનું હુકમનામું ગણાય છે. ૨૨ વી. ૧૦૨.

હુકમનામાનો અમુક ભાગ બજાવવાની દરખાસ્ત રીત મુજબ નથી તો પણ તે ઉપરથી જે કામ ચાલ્યું હોય તે આખા હુકમનામાની બજાવણીનું ચાલ્યું હોય તો, તે કાયદેસર ગણાશે. ૨૨ વી. રી. ૩૫૪.



## બાબ ૪૨ મો.

### અપીલનાં હુકમનામાં ઉપરની અપીલો વિશે.

બીજી અપીલ હૈકોરટને થાય.

૫૮૪. આ કાયદામાં અથવા બીજા કોઈ કાયદામાં બીજીરીતે ઠરાવ્યું ન હોય તો, હૈ કોરટના તાબાની કોઈ કોરટે અપીલમાં કરેલા સઘળાં હુકમનામાંઉપર નીચેના કારણો પૈકી કોઈ કારણને લીધે હૈ કોરટને અપીલ ચાલશે, તે કારણ એ કે—

બીજી અપીલનાં કારણ.

(અ) કોઈ સ્પષ્ટ કહેલા કાયદાથી અથવા જે રિવાજ કાયદા જેટલો બળવાન હોય તે રિવાજથી ફેસલો ઉલટો હોય;

(બ) કાયદાના અથવા જે રિવાજ કાયદા જેટલો બળવાન હોય તે રિવાજના કોઈ અગત્યના મુદ્દાનો ફેસલામાં નિર્ણય કર્યો ન હોય તો;

(ક) આ કાયદામાં અથવા બીજા કોઈ કાયદામાં કામ ચલાવવાની જે રીત કહેલી છે તે રીતમાં એવી મોટી ભુલ અથવા ખામી રહી હોય, કે જેથી ગુણદોષઉપર મુકદ્દમાનો ફેસલો આપવામાં વખતે ભુલ અથવા ખામી રહી હોય.

ટીકા—૫૮૪. જે હરકત નિચલી અપેલેનટ કોરટને અથવા સ્પેશિયલ અપીલમાં લખી જણાવી નહી હોય તો તે હરકતો હાઇકોરટ સાંભળે નહી. ૭ વી. રી. ૧૫૭ જો કે નિચલી અપીલ કોરટમાં અથવા સ્પેશિયલ અપીલમાં લખી નહી જણાવ્યું હોય તોપણ એ મુકરદમો સાંભળવાને અધિકાર નહી હતો, એવી તકરાર કોરટ સાંભળી શકે. ૨વી. રી. ૧૫૭ એવી તકરાર વાદી પોતે પણ બતાવી શકે ૨ બો. હા. કો. ૨૦૦ તથા ૨ વી. રી. ૨૫૭ જ્યારે નિચલી કોરટે પુરાવો ન છતાં ઠરાવ કરેલો હોય અથવા જે કાયદા સર પુરાવો ગણાતો નથી તે પુરાવા ઉપરથી ઠરાવ કર્યા હોય, તો સ્પેશિયલ અપીલમાં કોરટ હાથ ઘાલશે. રામસુધન સરકાર વિ. કીસ્તો બાગવાગ માર્શલ. રિ. પૃષ્ટ. ૩૨૨ પક્ષકારોના સંમતિથી પણ હકીકતો ઉપર સ્પેશિયલ અપીલમાં કોરટ હકીકતનો પુરાવો જોઈ હુકમનામું કરી શકતી નથી. કદમદીનીદાસી વિ. દુરગા ચરણ દત્ત એજન પૃ. ૪ એ વિરૂદ્ધ ચી. જ. પીકાકનો ઠરાવ રામપરસાદ સુકલ વિ. રાજેંદરસોહાય. ૬ વી. રી. પ. ૨૬૨ જોવું. જડજે જુના આકટની ૩૫૯મી કલમ પ્રમાણે જાસ્તી પુરાવો દાખલ કર્યા અથવા ૩૫૩મી કલમમાં કહેલા પ્રમાણે પ્રથમ કોરટે જે પુરાવો ધ્યાનમાં ન લીધેલો તે પુરાવા ઉપર દાખલ પુરાવો જોઈ, અભિપ્રાય આપ્યો તેથી સ્પેશિયલ અપીલની રેગ્યુલર અપીલ થઈ જતી નથી. લાલ હિરાલાલ. વિ. ગવરીબીજ નાથપરસાદ ૪ વી. રી. પૃ. ૪૩ નીચલી અપેલેનટ કોરટમાં ન લીધેલા પોઇંટ અથવા સ્પેશિયલ અપીલની અરજીમાં ન લખેલા પોઈંટો ઉપર હાઈકોરટ સાંભળનાર નથી મિરબાદર અલી. વિ. મુસામત મુનીચરો વિગરે ૭ વી. રી. પૃ. ૧૫૭ જેઠારાવ ઉપર એક પ્રતિવાદીએ અપીલ કરી નથી અને તે બીજા પ્રતિવાદીની અપીલ ઉપરથી ઠરાવ કાયમ રહેતો પેલો ન અપીલ કરનાર પ્રતિવાદીથી સ્પેશિયલ અપીલ થઈ શકતી નથી. મધુસુદનરાય વિ. સુરનો મોઈદાબી. ૫ વી. રી. પૃ. ૧૦૬)

અસલ કોરટ જે પ્રતિવાદીના લાભમાં ઠરાવ થયો હોય એ વાદીની અપીલની સુણાવણી વખતે હાજર થતો નથી અગર ફરી સુણાવણીની અરજી કરતો નથી તે ૫૮૪મી કલમ પ્રમાણે બીજી અપીલ કરી શકે. ઇ. લો. રી. ૨ મદ્રાસ. ૭૫.

જે અપીલ કોરટમાં નીચેની કોરટનું હુકમનામું રદ કરી આપેલનટના લાભમાં હુકમનામું કરવામાં આવ્યું હોય તો કેટલીક બાબતોના ઠરાવ તેના વિરૂદ્ધ તેટલા સારૂ અપેલનટ બીજી અપીલ કરી શકે નહી. ઇ. લો. રી. ૬ કલ. ૨૦૬.

સ્માલકાજ કોરટ સાંભળી શકે તેવા પ્રકારના અસલ દાવાઉપર અપીલ થવાથી કલમ ૫૬૨ પ્રમાણે કામ ફરી તજવીજને સારૂ પાછુ મોકલવાનો હુકમ થયો હોય તે હુકમ ઉપર અપીલ ૫૮૬મી કલમ છતાં પણ, થઈ શકેછે. ઇ. લો. રી. ૩ અલા. ૧૮.

અમુક જમીનની ઉત્પતી ખાવાનો હક્ક આપી તે જમીન ગીરો મુકી હતી તે છોડવવાના દાવામાં મુનસફે અરજી દાખલ કરી અને પુરાવો રજુ કરવાનું પક્ષકારોને ફરમાવ્યા પછી મુનસફે યોગ્ય કોરટમાં આપવા સારૂ તે અરજી પાછી આપી અને તેમ કરવાનું કારણ એમ જણાવ્યું કે મીલક-

તની કીમત મુનસફ કોરટની હકુમતથી જ્યાદે છે. તેમાં એમ ઠર્યું કે આ હુકમ ઉપર અપીલ થઈ શકેછે અને નીચલી અપીલ કોરટના ઠરાવ ઉપર પણ અપીલ હાયકોરટને થઈ શકેછે. ઈ. લો. રી. ૧ અલા. ૬૨૦.

જ્યારે નીચલી કોરટના હુકમનામા ઉપર અપીલ ચાલુ હોય ત્યારે અપીલ કોરટ જે બાબતમાં ભુલ હોય તે સુધારી શકે છે તેમજ હુકમનામાની તારીખ પછી જે હકીકત બની હોય અને જે કબુલ કરવામાં આવી હોય તે બાબતમાં પણ તે હુકમનામું ફેરવી શકેછે. વેચાણીના દાવામાં અપીલ ચાલતાં એક પ્રતિવાદી મરણ પામ્યો જ્યારે બીજી અપીલની સુણાવણી થતાં વાદીએ મીલકતનો વધારે ભાગ માગ્યો તેમાં એમ ઠર્યું કે વાદીને એ પ્રમાણે વધારે માગવાનો હક્ક છે ઇત્યાદી. ઇ. લો. રી. ૪ કલ. ૪૩૬ અને ઇ. લો. રી. ૬ મુ. ૧૧૩.

૫૮૫. કલમ ૫૮૪માં જે કારણ કહેલાં છે તે શિવાંયના કોઈ કારણઉપરથી બીજી અપીલ ચાલશે નહીં.

બીજાં કોઈકારણ ઉપરથી બીજી અપીલ નહી ચાલે.

૫૮૬. સ્માલકાજ કોરટ સાંભળી શકે તેવી જાતની કોઈ ફરિઆદમાં જો અસલ ફરિયાદના વિષયની રકમ અથવા કીંમત ૫૦૦ રૂપીયા કરતાં વધારે ન હોય તો, તેની ફરિયાદ ઉપર બીજી અપીલ ચાલશે નહીં.

અમુક ફરિયાદોમાં બીજી અપીલ ચાલશેનહી.

ટીકા—૫૮૬. જે દાવાની બાબતમાં સ્પેશીઅલ કરવાની છુટ નથી તે વિશે આ કલમના શબ્દો ચોખ્ખા છે અને જે કોરટમાં તે દાવો ચાલ્યો હોય તેની સાથે કોઈ સંબંધ નથી. તેથી ઘરના કાટ માળની કીમતનો દાવો આણ્યો હતો અને તેમાં જે રોકી રાખ્યો હતો તે બદલનો દાવો તથા વાદીનો ઘર ઉપર હક્ક છે તે ઠરાવવાના દાવા સામેલ રાખ્યા હતા પણ દાવાનો આંક રૂ.૫૦૦)ની અંદરનો હતો તેમાં હાયકોરટે ઠરાવ્યું કે ઘરના હક્કનો દાવો નકામો છે અને દાવો સ્માલકાજ કોરટમાં ચાલી શકે તેવો હોવાથી તેઉપર અપીલ ચાલી શકતી નથી. ૧ વી. રી. ૩૫ ૧૦ વી. રી. ૨૭૨. આથી જુદી જાતના ઠરાવ ઇ. લો. રી. ૧ કલ. ૧૨૬ અને ૨૪ વી. રી. ૪૭૮માં છે આ કામમાં દાવો સ્માલકાજ કોરટ હતી તેછતાં પણ સાધારણ દીવાની કોરટમાં આણ્યો હતો તેમાં એમ ઠર્યું કે સ્માલકાજ હોય અને ભુલથી દિવાની કોરટમાં દાવો આણ્યો હોય તો સ્પેશલ અપીલ ચાલી શકેછે.

જેમાં સ્થાવર મીલકત જામીનીમાં છે. અને જે દેવું પેહેલું શ્થાવર મીલકતથી વસુલ કરવું જોઇએ તેવા દેવાનો દાવો રૂ.૫૦૦)ની અંદરનો હોય તોપણ તે સ્માલકાજ કોરટની હકુમતનો દાવો ગણાય નહી. તે ઉપર સ્પેશ્યલ અપીલ થઈ શકે છે. ૨ મુ. હા. રી. ૧.

પણ સ્થાવર અથવા જંગમ મીલકતની બાબતમાં નુકશાન થયું હોય અને તે વેળાનો દાવો સ્માલકાજ કોરટની હકુમતની અંદરનો હોય તો,બીજી અપીલ થઈ શકે નહી. ૧૧ વી. રી. ૩૬૯.

હીંદુ વીધવાનો ખોરાકી પોશાકીનો દાવો જો તેનો આંક સ્માલકાજ કો-

૨૨ની હકુમતની અંદર હોય તો, તે સ્માલકાજ કોરટમાં ચાલી શકે છે.૪ મુ. હા. રી. ૭૩.

પણ કલકતા હાયકોરટનો મત તેથી ઉલટો છે. ૬ વી. રી. ૨૮૯. ૯ વી. રી. ૨૧૪ અને ૨૪ વી. રી. ૪૭૪.

નીચેની કોરટે એમ ઠરાવ્યું હોય કે કોઈ પણ દીવાની કોરટમાં દાવો ચાલી શકે નહી તો તે ઉપર અપીલ ચાલી શકે છે. ૭ વી. રી. ૪૧.

સ્માલકાજ કોરટના ફેસલાની ફરી તપાસની અરજીઓમાં દીવાની કાયદાના ૪૨ મા બાબ પ્રમાણે અમલ કરવો જોઈએ. ઈ. લો. રી. ૫. કલમ ૫૫૯

સન ૧૮૬૫ ના ૧૧ મા આકટની કલમ ૬ પ્રમાણે કરારથી જે પૈસા લેહેણા હોય તે પાછા લેવાનો દાવો સ્માલકાજ કોરટમાં ચાલી શકે છે. જે દાવો માગ્યો છે તે દાવામાં હિસાબ જોઈ દાવો ખરો છે કે ખોટો છે તે જોવું પડે તો પણ ચીંતા નહી. ઈ. લો. રી. ૧ કલમ ૧૨૩. ઈ. લો. રી. ૬ કલમ ૨૮૪

સ્માલકાજ કોરટમાં ચાલી શકે તેવા દાવા ઉપર અપીલમાં કામ પાછું મોકલવાનો હુકમ થયો હોય તે ઉપર અપીલ થઈ શકે છે. ઈ. લો. રી. ૩ અલા. ૧૮

વળી ઈ. લો. રી. ૩ અલા. ૫૯ ઈ. લો. રી. ૩ અલા. ૫૭ ઈ. લો. રી. ૩ અલા. ૬૬ ઈ. લો. રી. ૬ કલમ ૨૮૪ અને ઈ. લો. રી. ૩ મદ્રાસ ૧૯૨ જુઓ.

બીજી અપીલ વિશે ઠરાવ.

૫૮૭. આ બાબ પ્રમાણે કરેલી અપીલોને તથા તે અપીલોમાં થએલા હુકમનામાંની બજાવણીને બાબ ૪૧માં કહેલા ઠરાવો લાગુ પડે તેટલા લાગુ પાડવા.

---

## બાબ ૪૩ મો.

### હુકમો ઉપરની અપીલોવિશે.

અપીલ થઈ શકે એવા હુકમ.

૫૮૮. આ કાયદા પ્રમાણે કરેલા નીચેના હુકમો ઉપર અપીલ ચાલશે. તેવા બીજા હુકમો ઉપર અપીલ ચાલશે નહિઃ—

(૧) ફરિયાદનું કામ બંધ કરાવવાવિશે, કલમ૨૦પ્રમાણે કરેલાહુકમો;

(૨) વાદી અથવા પ્રતિવાદી તરીકે કોઈ શખ્સનું નામ કાઢી નાખવાવિશે અથવા સામીલ કરવાવિશે, કલમ ૩૨પ્રમાણે કરેલા હુકમો;

(૩) કોઈ પક્ષકારે જાતે હાજર થવું જોઈએ એવા, કલમ ૩૬ અથવા કલમ ૬૬ પ્રમાણે કરેલા હુકમો;

(૪) દાવાનું કારણ સામીલ કરવા બાબત, કલમ ૪૪ પ્રમાણે કરેલા હુકમો;

(૫) દાવાનું કારણ બાતલ કરવા વિશે કલમ ૪૭ પ્રમાણે કરેલા હુકમો;

(૬) દુરસ્ત કરવાસારૂ અથવા યોગ્ય કોરટમાં આપવાસારૂ ફરિયાદઅરજી પાછી આપવા વિશેના હુકમો;

(૭) એક કરજ બીજા કરજમાં મજરે અપાવવાના, અથવા મજરે અપાવવાની ના કહેવાના કલમ ૧૧૧ પ્રમાણે કરેલા હુકમો;

(૮) (અપીલ થાય એવાં કામોમાં) ફરિયાદ કાઢી નાખી હોય તે રદ કરવાનો હુકમ ફરમાવવાસારૂ, કલમ ૧૦૩ પ્રમાણે કરેલી અરજી ના મંજુર કરવાના હુકમો;

(૯) કલમ ૧૦૮ પ્રમાણે અરજી નામંજુર કરવાના હુકમો, અથવા એકતરફી હુકમનામું રદ કરવાનો હુકમ.

(૧૦) કલમ ૧૧૩, ૧૨૦, અને ૧૭૭ પ્રમાણે કરેલા હુકમો;

(૧૧) લેખી કેફિયત અથવા હુકમનામું બજાવવાની દરખાસ્ત નામંજુર કર્યા બાબતના અથવા દુરસ્ત કરવાસારૂ પાછી આપ્યાબાબતના કલમ ૧૧૯ અથવા કલમ ૨૪૫ પ્રમાણે કરેલા હુકમો;

(૧૨) કાંઇપણ વસ્તુ અટકાવી રાખવાના કલમ ૧૪૩ તથા ૧૪૫ પ્રમાણે કરેલા હુકમો;

(૧૩) જંગમમિલકત જપ્ત કરી વેચવાબાબતના કલમ ૧૬૨ પ્રમાણે કરેલા હુકમો;

(૧૪) મિલકત જપ્ત કરવા બાબતના ૧૬૮મી કલમ પ્રમાણે કરેલા હુકમો, અને જપ્તી કરેલી મિલકતના વેચાણબાબતના ૧૭૦ મી કલમ પ્રમાણે કરેલા હુકમો;

(૧૫) ખતના (કન્વેયન્સના) અથવા શેરાના ખરડામાં લીધેલી હરકતો વિશે કલમ ૨૬૧ પ્રમાણે કરેલા હુકમો;

(૧૬) સ્થાવરમિલકતનાં વેચાણ કાયમ રાખવા બાબતના, રદ કરવા બાબતના અથવા રદ કરવાની ના કહેવા બાબતના કલમ ૨૯૪ પ્રમાણે, ૩૧૨ મી કલમના પેહેલા પારેગ્રાફ પ્રમાણે અથવા કલમ ૩૧૩ પ્રમાણે કરેલા હુકમો;

(૧૭) નાદારીની બાબતમાં, કલમ ૩૫૧, કલમ ૩૫૨, કલમ૩૫૩ અથવા કલમ ૩૫૭ પ્રમાણે કરેલા હુકમો;

(૧૮) ૩૬૬ મી કલમના બીજા પારેગ્રાફ પ્રમાણે, ૩૬૭મી કલમ પ્રમાણે અથવા ૩૬૮ મી કલમ પ્રમાણે કરેલા હુકમો;

(૧૯) ફરિયાદ કાઢી નાખવા બાબત ૩૭૦ મી કલમ પ્રમાણે કરેલી અરજી નામંજુર કરવાના હુકમો;

(૨૦) દાવો બંધ પાડ્યાનો અથવા કાઢી નાખ્યાનો હુકમ રદ કરવાની ના કેહેવાબાબત કલમ ૩૭૧ પ્રમાણે કરેલા હુકમો;

(૨૧) કલમ ૩૭૨ પ્રમાણે હરકતો નામંજુર કરવાના હુકમો;

(૨૨) ઇષ્ટમિત્રને અથવા ફરિયાદ પુરતા વાલીને ખરચ ભરી આપવાબાબતના કલમ ૪૫૪, કલમ ૪૫૫ અથવા કલમ ૪૫૮ પ્રમાણે કરેલા હુકમો;

(૨૩) ઈન્ટરપ્લીડરની ફરિયાદોમાં ૪૭૩ મી કલમની (અ), (બ) અથવા (ડ) રકમ પ્રમાણે, ૪૭૫ મો કલમ પ્રમાણે અથવા ૪૭૬મીકલમ પ્રમાણે કરેલા હુકમો; .

(૨૪) ૪૭૯મી, ૪૮૦મી, ૪૮૫મી, ૪૯૨મી, ૪૯૩મી, ૪૯૬મી, ૪૯૭મી, ૫૦૨જી અથવા ૫૦૩જી કલમ પ્રમાણે કરેલા હુકમો;

(૨૫) લવાદી રદ કરવા વિશે કલમ ૫૧૪ પ્રમાણે કરેલા હુકમો;

(૨૬) લવાદના નિવાડામાં ફેરફાર કરવા વિશે કલમ ૫૧૮ પ્રમાણે કરેલા હુકમો;

(૨૭) કલમ ૫૫૮ પ્રમાણે અપીલ ફરી ફાઇલ ઉપર લેવાની અથવા કલમ ૫૬૦ પ્રમાણે અપીલ ફરી સાંભળવાની ના કેહેવાના હુકમો;

(૨૮) મુકદ્દમો પાછો મોકલવાવિશે કલમ ૫૬૨ પ્રમાણે કરેલાહુકમો;

(૨૯) હુકમનામું બજાવવામાં કેદ કરવામાં આવે તે શિવાય બીજે કોઈ પ્રસંગે, કોઈ શખ્સને દંડ કરવાના અથવા પકડવાના અથવા કેદ કરવા[illegible] । આ કાયદાના કોઈ પણ ઠરાવ પ્રમાણે કરેલા હુકમો;

આ કલમ પ્રમાણે અપીલોમાં થએલા હુકમો આખરના સમજવા.

કઈ કોર્ટે અપીલસાંભળવીતે.

૫૮૯. કલમ ૫૮૮ રકમ (૧૫), (૧૬) અને (૧૭) માં કહેલા કોઇપણ હુકમઉપરની અપીલ હૈકોરટને થશે.

બીજા કોઈ હુકમઉપર અપીલ ચાલે એમ આ બાબમાં કહ્યું હોય તો, જે ફરિયાદના સબંધમાં તે હુકમ થયો હોય તે ફરિયાદના હુકમનામા ઉપર જે કોરટને અપીલ ચાલે તે કોરટને તે હુકમઉપર અપીલ ચાલશે, અથવા (હૈકોરટ શિવાયની) કોઈ કોરટે અપીલ હકુમત ચલાવતાં તેવા હુકમ કર્યા હોય તો તે ઉપર હૈકોરટને અપીલ ચાલશે.

હુકમો ઉપરની અપીલોમાં કામ ચલાવવાની રીત.

૫૯૦. આ કાયદા પ્રમાણે અથવા કોઈ વિશેષ કે સ્થાનિક કાયદામાં જુદી રીતે કામ ચલાવવાની રીત કહી ન હોય તે વિશેષ કે સ્થાનિક કાયદા પ્રમાણે, કરેલા હુકમો ઉપરની અપીલોને બાબ ૪૧ માં કહેલી કામ ચલાવવાની રીત લાગુ પડે તેટલી લાગુ પાડવી.

ફરિયાદ ચાલતાં કરેલા હુકમ ઉપર અપીલ

૫૯૧. આ બાબમાં ઠરાવ્યું છે તે શિવાય, કોઈ કોરટે અવલ હકુમત કીંવા અપીલ હકુમત ચલાવતાં કરેલા કોઈ હુકમ ઉપર અપીલ ચાલશે નહીં; પરંતુ કોઈ હુકમનામા ઉપર અપીલ થઈ હોય ત્યારે, તેવા

કોઈ હુકમમાં કંઇ ભુલ ખામી કે ગેરશીરસ્તપણું હોવાને લીધે મુકદ્દમાના ફેસલામાં કંઈ કમી જાસ્ત થતું હોય તો, અપીલની યાદમાં હરકત લેવાના એક કારણ તરીકે તે ભુલ ખામી કે ગેરશીરસ્તપણું લખવાને હરકત નથી.

થાય નહી, પરંતુ હુકમનામા ઉપર અપીલ કરવામાં આવે તો તે હુકમમાં થએલી ભુલ બતાવીશકાય.

ટીકા—૫૯૧. કોરટની ફાઇલ ઉપર દાવો લઈ તે રજીષ્ટર કરવા એવો નીચેની કોરટ ઉપર હુકમ કરયો હોય તો તે ઉપર અપીલ નથી. ઇ.લો. રી. ૫ કલમ ૭૧૧

ભાડાના દાવામાં પ્રતીવાદીએ એમ બતાવ્યું કે જે મીલકતના ભાડામાં દાવો છે તે મીલકતમાં જેનું નામ કામમાં નથી તેવા સખ્સનું હીત છે; તેમાં એમ ઠર્યું કે જો વાદી આ બાબતમાં વાંધો લેતો હોય અને તેને વાદીમાં સામેલ કરવામાં તકરાર લેતો હોય તો, એ સખ્સને સહવાદીમાં દાખલ કરવો નહી પણ તેની અને વાદીની વચેની તકરારની સફાઇ થાય તેટલા માટે તેને પ્રતીવાદીમાં સામેલ કરવા જોઇએ તેમાં એમ ઠરયું કે આવા કામમાં ૫૯૧ મી કલમ પ્રમાણે અપીલ થઇ શકે છે ઈ. લો. રી. ૭ કલમ ૧૪૮.

---

## બાબ ૪૪ મો.

### નાદારીમાં અપીલ કરવા વિશે.

૫૯૨. આ કાયદા પ્રમાણે અથવા બીજા કોઈ કાયદા પ્રમાણે અપીલ. કરવાનો કોઇ શખ્સને હક્ક હોય, અને અપીલની અરજીને વાસ્તે જે ફી જોઇએ તે આપવાની તેને તાકાત ન હોય તો, અપીલની યાદી સાથે અરજ આપવાથી, બાબ ૨૬, ૪૧, ૪૨, અને ૪૩માં કહેલા નિયમ લાગુ પડી શકે તેટલા પુરતા તે નિયમોને અનુસરીને નાદારીમાં અપીલ કરવાની તેને રજા આપી શકાય.

નાદાર તરીકે કોણ અપીલ કરી શકે.

પરંતુ તે અરજ અને જે હુકમનામા તથા ફેસલા ઉપર અપીલ કરી હોય તે હુકમનામું અને ફેસલો વાંચવાથી જો કોરટની નજરમાં એમ આવે કે, જે હુકમનામા ઉપર અપીલ કરી છે તે હુકમનામું કાયદાથી ઉલટું કે કાયદા જેટલો બળવાન હોય એવા રિવાજથી ઉલટું અથવા બીજીરીતે ભુલ ભરેલું કે ગેરવાજબી છે એમ ધારવાનું કંઈ કારણ જણાતું નથી,-તો કોરટે તે અરજ નામંજુર કરવી.

અપીલ દાખલ કરવાની અરજ ઉપરથી કામ ચલાવવાની રીત.

ટીકા—૫૯૨. નાદાર તરીકે દાવો કરવાની પરવાનગીની અરજી ઉપર હુકમ થયો હોય તે ઉપર અપીલ નથી. ઈ. લો. રી. ૧ અલા. ૭૪૫

નાદાર તરી કે અપીલ કરવાની પરવાનગીની અરજી અરજદારે જાતે આપવી નહી પણ તેના વકીલે આપી તે કારણથી રદ કરવામાં આવી. તેમાં ફરી તપાસની અરજી આપી. તેમાં એમ ઠરયું કે ૬૨૨ મી કલમ

આવા સ્પષ્ટ દરમિયાન હુકમને લાગુ પડતી નથી તેથી આવી અરજી સાંભળી શકાય નહી, ઈ. લૉ. રી. ૪ અલા. ૯૧

નાદારી વિષ્ની તજવીજ.

૫૯૩. અરજદારની નાદારી વિષેની તજવીજ અપીલકોર્ટ કરે અથવા જે કોર્ટના ઠરાવ ઉપર અપીલ થઈ હોય તે કોર્ટ અપીલ કોર્ટના હુકમ ઉપરથી કરે.

વિશેષ ઠરાવ.

પરંતુ જે કોર્ટના હુકમનામાઉપર અપીલ થઈ હોય તે કોર્ટમાં અરજદારને નાદાર તરીકે ફરિયાદ અથવા અપીલ કરવા દીધી હોય તો, અપીલ કોર્ટને નાદારી વિષેની તજવીજ કરવાનું ફરમાવવાસારૂ વિશેષ કારણ જણાવ્યાવિના, તેની નાદારી બાબતની ફરી તજવીજ કરવાની કંઈ જરૂર નથી.



## બાબ ૪૫ મો.

### મલીકા મઆઝમા ઈન કૌન્સિલને કરવાની અપીલોવિશે.

"હુકમનામું" એ શબ્દની વ્યખ્યા.

૫૯૪. આ બાબમાં, વિષયમાં અથવા પૂર્વાપર સંબંધમાં કંઈ વિરૂદ્ધ ન હોય તો, 'હુકમનામું' એ શબ્દમાં ફેસલાનો અને હુકમનો પણ સમાવેશ થાય છે.

**ટીકા**—૫૯૪. ફરી તજવીજને સારૂ કામ પાછું મોકલવાનો હુકમ કરેલો હોય તે ઉપર અપીલ કરવાની પરવાનગી આપવાની હાઇકોર્ટને સત્તા નથી. ધ. લૉ. રી. ૧ અલા. ૭૨૯

મલીકા માઆઝમાં ઈન્કૌન્સિલને અપીલ ક્યારે ચાલે.

૫૯૫. બ્રિટિશ ઇંડિયાની કોર્ટોઉપર અપીલ કરવાબાબત મલીકા માઆઝમા ઈન કૌન્સિલ વખતે વખતે જે નિયમો કરે તેને અનુસરીને તથા આ આક્ટના આગળ લખેલા ઠરાવોને અનુસરીને, નીચે લખેલાં હુકમનામાંઉપર, એટલે—

(અ) હૈ કોર્ટે અથવા અપીલ લેવાની આખરની હકુમતવાળી બીજી કોઈ કોર્ટે અપીલમાં કરેલા કોઇ આખરના હુકમનામાઉપર,

(બ) હૈ કોર્ટે અવલ દિવાની હકુમત ચલાવીને કરેલા કોઈ આખરના હુકમનામા ઉપર, અને

(ક) મલીકા માઆઝમા ઈન કૌન્સિલને અપીલ કરવાલાયક કામ છે એવું સરટિફિકેટ, આ આક્ટમાં હવેપછી ઠરાવ કર્યો છે તેપ્રમાણે, મળ્યું, હોય ત્યારે તે કામના હુકમનામાઉપર,

મલીકા માઆઝમા ઈન કૌન્સિલમાં અપીલ ચાલશે.

દાવાના વિષયની કીમત.

૫૯૬. કલમ ૫૯૫ની રકમ (અ) તથા (બ) માં કહેલા પ્રત્યેક મુકદમામાંઃ—

અવલ કોરટમાં કરેલી ફરિયાદના વિષયની રકમ અથવા કીંમત દશ હજાર રૂપિયા અથવા તે કરતાં વધારે જોઇએ, અને મલીકા માઆઝમા ઇનકૌન્સિલમાં કરવાની અપીલમાં જે તકરારી બાબત હોય તેની રકમ અથવા કીંમત પણ તેજ રકમ જેટલી અથવા તેથી વધારે જોઇએ,

અથવા તેટલી રકમની કે કીંમતની મિલકતનો અથવા મિલકતસંબંધી કંઈ દાવો અથવા તકરાર સ્પષ્ટ રીતે કે ગરભિતરીતે, હુકમનામામાં આવવી જાઇએ,

અને જે હુકમનામા ઊપર અપીલ કરવામાં આવે તે હુકમનામામાં તે હુકમનામું કરનારી કોરટની પાસેની નીચલી કોરટનો ઠરાવ બાહાલરાખ્યો હોય તો, અપીલ કરવામાં કાયદાની કંઈ સંગીન તકરાર આવવી જોઇએ.

**ટીકા**—૫૯૬. દાવા ઉપર સ્ટાંપ આપવા સારૂ દાવાની જે કીમત બાંધી હોય તે કબુલ કરવાને કોરટ બંધાયલી નથી પણ ખરી કીમતની કોરટ તપાસ કરે. ૭ મુ. ઇ. આપીલ્સ ૪૨૮

**અ** અને **બ** જુદા જુદા સખસોની મારફત તેજ મીલકત ખરીદ કરી દરમિયાન ઉપજ સહીત મીલકતની કીમત રૂ. ૧૦૦૦૦) ઉપર હતી. **બ** એ તેજ મીલકતનું ગણોત જુદા જુદા સખસોને આપ્યું તેથી **અ** ને જુદા જુદા દાવા લાવવાની જરૂર પડી. અને દરેક દાવાનો આંક ૧૦૦૦૦ થી ઓછો હતો. તેમાં એમ ઠરેવુ કે પ્રીવીકોંસીલ ને અપીલ થઈ શકે છે. ઇ. લૉ. રી. ૮ કલમ ૨૧૦.

કેટલીએક અપીલો વિષે મનાઈ.

૫૯૭. કલમ ૫૯૫માં કહેલું છે તે છતાંએઃ—

વિક્ટોરિયા રાણીના રાજ્યના ૨૪મા તથા ૨૫મા વરસમાં થએલા ચાપ્ટર ૧૦૪ પ્રમાણે સ્થપાએલી હૈકોરટના એક જડજે કરેલા ફેસલાઉપર, અથવા ડિવિઝન કોરટના એક જડજના ફેસલાઉપર, અથવા,–તે હૈકોરટના બે કે વધારે જડજોએ ફેસલો કર્યો હોય અથવા તે હૈકોરટના બે કે વધારે જડજો મળીને થએલી ડિવિઝન કોરટના બે કે વધારે જડજોએ ફેસલો કરેચો હોય અને તે જડજોની સરખી સંખ્યાના બે પક્ષ થયા હોય તથા ઉભય પક્ષમાં જુદા મત પડ્યા હોય અને તે સંખ્યા હૈકોરટના તે વખતના જડજોની સઘળી સંખ્યાના અડધકરતાં વત્તી ન હોય ત્યારે બે અથવા વધારે જડજોએ કરેલા ફેસલાઉપર,–મલીકા માઆઝમા ઇનકૌન્સિલમાં અપીલ ચાલશે નહિ.

અને કલમ ૫૮૬ પ્રમાણે જે હુકમનામું આખરનું હોય તેનાઉપર મલીકા માઆઝમા ઇનકૌન્સિલમાં અપીલ ચાલશે નહિ.

જે કોર્ટના હુકમનામા ઉપર તકરાર હોય તે કોર્ટને અરજ.

૫૯૮. આ બાબપ્રમાણે મલીકા માઆઝમા ઇનકૌન્સિલમાં અપીલ કરવાની જેની ઇચ્છા હોય તેણે, જે કોરટના હુકમનામા ઉપર તે નાખુશી બતાવતો હોય તે કોરટને અરજી આપીને અરજ કરવી.

જે મુદતમાં અરજ કરવી જોઇએ તે મુદત.

૫૯૯. આવી અરજ ઘણું કરીને તે હુકમનામાની તારિખથી ૭ માસમાં કરવી.

પરંતુ કોરટ બંધ હોય તેવામાં તે મુદત પુરી થાય તો કોરટ પાછી ઉઘડે તે દિવસે તે અરજ કરી શકાય.

કીમત બદલ અથવા લાયકી બદલનું સર્ટિફિકેટ.

૬૦૦. કલમ ૫૯૮ પ્રમાણે કરવાની પ્રત્યેક અરજીમાં અપીલનાં કારણો લખવાં; તથા કલમ ૫૯૬માં જોઇએ તે પ્રમાણે મુકદ્દમાની રકમ, કીમત કે પ્રકાર છે એવું: અથવા બીજીરીતે તે મુકદ્દમો મલીકા માઆઝમા ઇનિ કૌન્સિલમાં અપીલ કરવાલાયક છે એવું: સર્ટિફિકેટ માગવું.

આવી અરજી મળે એટલે, સદરહુપ્રમાણે સર્ટિફિકેટ શામાટે ન આપવું તેનું કારણ બતાવવાસારૂ સામા પક્ષકાર ઉપર નોટીસ પોંચડાવવાનું ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

સર્ટિફિકેટ આપવાની ના કહેવામાં આવે તેનું ફળ.

૬૦૧. જો તેવું સર્ટિફિકેટ આપવાની ના કહેવામાં આવે તો તે અરજી કાઢી વાખવી.

પરંતુ જે હુકમનામાઉપર નાખુશી બતાવવામાં આવી હોય તે, હે કોરટ શિવાય બીજી કોઈ કોરટે કરેલું આખરનું હુકમનામું હોય તો, સર્ટિફિકેટ આપવાની ના કહેવાના હુકમઉપર, તે હુકમની તારિખથી ત્રીશ દિવસની મુદતમાં, તે કોરટ જે હૈ કોરટના તાબાની હોય તે હૈ કોરટમાં અપીલ ચાલી શકશે.

સર્ટિફિકેટ આપ્યા પછી જામીન આપવા અને (રકમ) અનામત મુકવી જરૂર છે.

૬૦૨. જો સરટિફિકેટ આપવામાં આવે તો, જે હુકમનામાઉપર નાખુશી બતાવવામાં આવી હોય તે હુકમનામાની તારીખથી ૭ માસમાં અથવા સરટિફિકેટ આપવામાં આવે ત્યારથી ૭ અઠવાડીયામાં, એ બેમાંથી જેની તારીખ છેલી આવે તેની દરમ્યાન, અરજદારે:—

(અ) રેસ્પોન્ડેન્ટના ખરચને વાસ્તે જામીન આપવા, તથા

(બ) નીચેના ચાર પ્રકારના કાગળો શિવાય એટલે:—

(૧) મલીકા માઆઝમા ઇન કૌન્સિલના જે તે વખતે અમલમાં હોય એવા કોઈ હુકમમાં નમુનાપ્રમાણેના જે દસ્તાવેજો બાતલ કરવાનું ફરમાવ્યું હોય તે દસ્તાવેજો:

(૨) જે કાગળો દાખલ કરવાને પક્ષકારો એકમત થાય તે કાગળો.

(૩) કોરટે તે કામનેસારૂ અખત્યાર આપેલા અમલદારને જે હિસાબ અને હિસાબના ભાગો જરૂર વગરના લાગે, અને પક્ષકારોએ જે મુદામ સામીલ કરવાને માગ્યા નહોય તે હિસાબ તથા હિસાબના ભાગો.

(૪) હેકોરટદાખલ કરવાને ફરમાંવે તેવાબીજાદસ્તાવેજો

એ શિવાય ફરિયાદના બધા દફતરનો તરજુમો કરવાસારૂ, તેનીનકલ ઉતારી લેવાસારૂ, અનુક્રમણિકા કરવાસારૂ, અને એક ખરીનકલ મલીકા માઆઝમા ઇનકૌન્સિલમાં મોકલવાસારૂ, ખરચવાને જે રકમ જોઇએ તે અનામત મુકવી.

અને ઉપર દાખલ કરેચાછે તે શિવાયના દફતરના કાગળોની નકલ હિંદુસ્તાનમાં છપાવવાનું અરજદાર પસંદ કરે તો, આ કલમની પહેલી રકમમાં કહેલી મુદતની દરમ્યાન, તે નકલ છાપવાનું ખરચ આપવાસારૂ જે રકમ જોઇએ તેપણ તેણે અનામત મુકવી.

૬૦૩. કોરટની ખાત્રી લાયક સદરહુ જામીન આપવાનું કામ પુરૂં થાય અને રકમ અનામત મુકાઈ રહે ત્યારે, કોરટ નીચે પ્રમાણે કરવાને મુખત્યાર છે, એટલે— અપીલની મંજુરી અને તે ઉપરથી કામ ચાલાવવાની રીત.

(અ) અપીલ મંજુર કરીછે એમ ઠરાવે, અને

(બ) તે બાબતની નોટીસ રેસ્પોનડેનટને આપે, અને ત્યારપછી

(ક) ઉપર દાખલ કરેચા છે તે શિવાયના દફતરની ખરીનકલ કોરટનો શિક્કો કરીને મલીકા માઆઝમા ઇનકૌન્સિલને કોરટે મોકલવી, અને

(ડ) ફરિયાદના કોઈ કાગળોની ખરાપણાની સહી સુધાંતની એક અથવા વધારે નકલોને વાસ્તે ગમે તે પક્ષકાર અરજ કરે, અને તે તૈયાર કરવાનું વાજબી ખરચ આપે તો તે નકલો તેને આપવી.

૬૦૪. અપીલ મંજુર કરેચા પહેલા કોઇપણ વખતે, કારણ દેખાડવામાં આવેતો ઉપર પ્રમાણે કોઈ જામીનને કબુલ કરેચો હોય તે રદ કરવાને તથા તે વિશે વધારે હુકમો ફરમાવવાને કોરટ મુખત્યાર છે. જામીન કબુલ કર્યા હોય તે રદ કરવાનું.

૬૦૫. અપીલ મંજુર કરેચાપછી પરંતુ સદરહુ દાખલ કરેચાશિવાયની દફતરની નકલ મલીકા માઆઝમા ઇન્કૌન્સિલને મોકલ્યા પહેલાં તે જામીન અપૂરણ માલમ પડે. બીજાજામીન આપવાને અથવા રૂપીયા ભરવાને હુકમ કરવાનો.

અખત્યાર.

અથવા સદરહુ બાતલ કર્યાશિવાયના દફતરનો તરજુમો કરવાસારૂ, તે ઉતારી લેવાસારૂ, છાપવાસારૂ, તેની અનુક્રમણિકા કરવાસારૂ, અથવા નકલ મોકલવાસારૂ, જાસ્તી રકમ ભરવી જોઈતી હોય,

તો કોરટ ઠરાવે તે મુદતમાં બીજો અને પુરતો જામીન આપો અથવા તે મુદતમાં જોઈતી રકમ ભરો એવો અપેલેન્ટને હુકમ કરવાનિ કોરટ મુખત્યાર છે.

તે હુકમ પ્રમાણે ન ચાલે તેનું ફળ.

૬૦૬. જો તે હુકમ માન્ય કરવામાં અપેલેન્ટ કસુર કરશે તો કામ ચાલતું બંધ થશે,

અને તે બાબતમાં મલીકામાઆઝમા ઈન કૌન્સિલનો હુકમ થયા વગર અપીલનું કામ આગળ ચાલશે નહીં.

અને તેની દરમ્યાન, જે હુકમનામાઉપર અપીલ કરવામાં આવી હશે તેની બજાવણી બંધ રાખવી નહીં.

અનામત મુકેલી રકમની બાકી પાછી આપવાની.

૬૦૭. ઉપર બાતલ કરેલી છે તે શિવાયની દફતરની નકલ મલીકા માઆઝમા ઈન કૌન્સિલને મોકલી ચુક્યાપછી, અપેલેન્ટે કલમ ૬૦૨ પ્રમાણે અનામત મુકેલી રકમમાંથી કંઈ બાકી રહી હોય તો તે અપેલેન્ટ પાછી લેવાને મુખત્યાર છે.

અપીલ ચાલતાં કોરટના અખત્યાર.

૬૦૮. આ બાબ પ્રમાણે કોઈ અપીલ મંજુર કરીહોય તે છતાંએ, અપીલ મંજુર કરનારી કોરટ બીજીરીતે ન ફરમાવે તો, જે હુકમનામા ઉપર અપીલ થઈ હોય તે હુકમનામું બીન શરતે અમલમાં લાવવું.

પરંતુ, ફરિયાદમાં જેનો હક્કસંબંધ હોય તે પક્ષકાર કંઈ વિશેષ કારણ બતાવે અથવા બીજી રીતે કોરટને કંઈ કારણ જણાય ત્યારે, જો પોતાને યોગ્ય લાગે તો, નીચેપ્રમાણે કરવાને, એટલે—

(અ) કોઈ તકરારી જંગમ મિલકત અથવા તેનો કંઈ ભાગ અટકાવી રાખવાને અથવા

(બ) અપીલમાં મલીકામાઆઝમા ઈન કૌન્સિલ જે હુકમ કરે તે પ્રમાણે બરોબરરીતે વર્તવાસારૂ કોરટને યોગ્ય લાગે તેવા રેસ્પોન્ડન્ટની પાસેથી જામીન લઈને, જે હુકમનામાઉપર અપીલ થઈ હોય તે હુકમનામું અમલમાં લાવવાની રજા આપવાને, અથવા

(ક) જેના ઉપર અપીલ થઈ હોય તે હુકમનામા પ્રમાણે અથવા અપીલમાં મલીકામાઆઝમા ઈનકૌન્સિલ જે હુકમ કરે તે પ્રમાણે, બરોબર રીતે વર્તવાસારૂ કોરટને યોગ્ય લાગે તેવા અપેલેન્ટ પાસેથી જામીન

લેઈને, અપીલ થએલું હુકમનામું બજાવવું બંધ રાખવાને, અથવા

( ક ) કોરટની મદત માગનાર કોઈ પક્ષકારઉપર પોતાને યોગ્ય લાગે તેવી શરતો ઠરાવવાને અથવા અપીલના વિષય સંબંધી બીજા હુકમો ફરમાવવાને, કોરટ મુખ્ત્યાર છે.

૬૦૯. અપીલ ચાલુ હોય તેવામાં કોઈ પણ વખતે એમાંથી કોઈ પણ પક્ષકારે ઉપરપ્રમાણે આપેલા જામીન અપુરતા માલમ પડે તો, વિરૂદ્ધ પક્ષકારની અરજ ઉપરથી, જાસ્તી જામીન માગવાને કોરટ મુખ્ત્યાર છે.

જામીન પુરતો નથી એમ જણાય તો તે વધારવાનું.

કોરટ માગે તેવા જાસ્તી જામીન આપવામાં કસુર થાય ત્યારેઃ—જો મુળ જામીન અપેલન્ટે આપેલા હોય તો, અપેલન્ટે જાણે તે જામીન આપ્યો ન હોય એ રીતે રેસ્પોનડેનટની અરજ ઉપરથી અપીલ થએલું હુકમનામું બજાવવાનો હુકમ કાઢવાને કોરટ મુખ્ત્યાર છે.

અને જો મુળ જામીન રેસ્પોનડેનટ આપેલા હોય તો, હુકમનામાની બધી આગળની બજાવણી બની શકે તેટલી અટકાવવી. અને જે જામીન અપુરતો માલમ પડે તે આપતી વખતે પક્ષકારો પોત પોતે જે સ્થિતિમાં હતા તે સ્થિતિમાં તેમને લાવવા, અથવા અપીલના વિષયસંબંધી પોતાને યોગ્ય લાગે તેવી રીતે ફરમાવવું.

૬૧૦. મલીકા માઆઝમા ઇનકૌન્સિલનો કોઈ હુકમ અમલમાં લાવવાની અથવા બજાવવાની જેની ઇચ્છા હોય તેણે, જે કોરટની મારફત મલીકા માઆઝમાને અપીલ કરી હોય તે કોરટને અરજી આપીને દરખાસ્ત કરવી, અને તે અરજીની સાથે અપીલમાં જે હુકમનામું અથવા હુકમ કરેલો હોય અને જે અમલમાં લાવવાનો અથવા બજાવવાનો હોય તેની સહી સુધાંતની નકલ સામીલ કરવી.

મલીકા માઆઝમાં ઇંકૌન્સિલના હુકમ અમલમાં આણવાની રીત.

તે કોરટે મલીકા માઆઝમાંનો હુકમ, જે પહેલા હુકમનામાઉપર અપીલ થઈ હોય તે હુકંમનામું કરનારી કોરટને મોકલવો, અથવા મલીકા માઆઝમા પોતાના તે હુકમમાં ફરમાવે તેવી બીજી કોરટને મોકલવો, અને (એમાંથી ગમે તે પક્ષકારની અરજ ઉપરથી) તે હુકમ બજાવવા અથવા અમલમાં લાવવાની જરૂર હોય તેવા હુકમો કરવા. અને જે કોરટને સદરહુ હુકમ ઉપર કહ્યા પ્રમાણે મોકલ્યો હોય તેણે, પોતે કરેલાં અસલ હુકમનામાં બજાવવામાં જે રીત અને નિયમો લાગુ પડે છે તે રીતે અને તે નિયમો પ્રમાણે તે હુકમ અમલમાં લાવવો અથવા બજાવવો.

તે હુકમમાં બ્રિટીશ ચલણી નાણામાં આપવાને ઠરાવેલી કંઈ રકમ હીંદુસ્તાનમાં આપવાની હોય તો, વિલાયત સરકારની નાણાસંબંધી લેણ

દેણુ પતાવવાસારૂ મલીકા માઆઝમાની તીજોરીના લાર્ડસ કમીશરોના અનુમતથી હીંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇનકૌન્સિલે તે વખતે વટાવનો જે દર ઠરાવ્યો હોય તે પ્રમાણે તે આપવાની રકમની ગણત્રી કરવી.

ટીકા—૬૧૦ પ્રીવીકૌંસીલનું હુકમનામું જે કોરટના ઠરાવ ઉપર અપીલ થઇ છે તે કોરટમાં બજાવવાની અરજ ન કરી હોય તો તે અરજ ઉપરથી ચાલેલું કામ રદ બાતલ છે. ૨૨. વી. રી. ૧૦૨ ૧૭ વી. રી.૨૯૨

જે કામમાં પ્રીવીકૌંસીલમાં અપીલ થઇ છે તેનું હુકમનામું બજાવતાં પ્રીવીકૌંસીલનું છાપેલો ફેસલાની નકલ હુકમનામા તરીકે કોરટ લઇ શકે નહી. ૨૦ વી. રી. ૪૪૪

પ્રીવીકૌંસીલના ઠરાવમાં વ્યાજ આપવાનો ઠરાવ હોય પણ વ્યાજનો દર સ્પષ્ટ રીતે આપ્યો ન હોય તો હુકમનામાના બીજા ભાગ ઉપરથી અગર હુકમનામાની સાથે જે કાગળો વંચાય તે ઉપરથી તે દર નકી કરવો જોઇએ. ૧૮ વી. રી. ૧૦૩

*પ્રીવીકૌંસીલે જે હુકમનામું બહાલ કાર્યું હોય તે હુકમનામાની બજાવણી ડીસ્ટ્રીકટ કોરટમાં હુકમનામા વાળો મેળવી શકે તેટલા સારૂ પ્રીવીકૌંસીલે જે હુકમ કર્યો હોય તેની સહીવાળી નકલ રજુ કરવી જોઇએ. ઇ. લો. રી. ૫ કલ. ૩૨૯.

અપીલમાં હાયકોરટે જે છેવટ હુકમનામું કર્યું હતું તેઉપર પ્રીવીકૌંસીલમાં અપીલ થઈ. અને રેસ્પોન્ડન્ટના ખરચને સારૂ બ અને બીજા સખસો જામીન થયા. પ્રીવીકૌંસીલે અપીલ રદ કરી અને રેસ્પોન્ડન્ટનું ખરચ આપવાનો હુકમ કર્યો. રેસ્પોન્ડન્ટે તે હુકમ બ અને બીજા સખસો ઉપર બજાવવાની અરજ કરી. તેમાં એમ ઠર્યુ કે ૬૧૦ અને ૨૫૩ કલમો પ્રમાણે તે હુકમ જામીન ઉપર બજાવી શકાય. ઇ.લો.રી. ૨ અલા. ૬૦૪.

બજાવણી સંબંધી કરેલા હુકમોઉપર અપીલો.

૬૧૧. મલીકા માઆઝમા ઇન કૌંસિલનો હુકમ જે કોરટ અમલમાં લાવે અથવા બજાવે તે કોરટે તે અમલ અથવા બજાવણી સંબંધી કરેલા હુકમો ઉપર, તે કોરટ પોતાનાં હુકમનામાં અમલમાં લાવવા અથવા બજાવવાબાબત જે હુકમો કરે તેનાઉપર જે રીતે અપીલ ચાલે અને તેને જે નિયમો લાગુ પડે તેજ રીતે અને તેજ નિયમોપ્રમાણે, અપીલ ચાલશે.

નિયમ કરવાનો અખત્યાર.

૬૧૨. નીચેની બાબતો રીતસર કરવાસારૂ આ આક્ટને અનુસરીને વખતે વખતે નિયમ કરવાને હે કોરટ મુખ્ત્યાર છેઃ—

(અ) કલમ ૬૦૦ પ્રમાણે નોટીસો પોંચાડવા બાબત,

(બ) હે કોરટના તાબાની અપીલ લેવાની આખર હકુમતવાળી કોરટે કલમ ૬૦૧ અને ૬૦૨ પ્રમાણે સર્ટિફીકેટ આપવા અથવા આપવાનું ના કેહેવા બાબત.

(ક) કલમ ૬૦૨, ૬૦૫, અને ૬૦૯ પ્રમાણે જે જામીન

આપવા જોઈએ તેના પ્રકાર અને રકમ બાબત,

(ડ) તે જામીનની પરીક્ષા કરવા બાબત,

(ઈ) દફતર ઉતારી લેવાનું ખરચ અટકાવવાબાબત,

(ફ) તે ઉતારો તૈયાર કરવા બાબત, તપાસવાબાબત, અને તેનાઉપર સહી કરવાબાબત.

(ગ) તરજુમો ફરી તપાસવા તથા ખરા તરીકે સહી કરવા-બાબત,

(હ) દફતરના ઉતારાની અનુક્રમણિકા તૈયાર કરવાવિશે તથા દફતરમાં ન હોય તેવા કાગળોની યાદી કરવાબાબત.

(આઈ) મલીકા મામ્માઝમા ઈન કૌન્સિલને કરવાની અપી-લસંબંધી બ્રિટિશ ઈંડિયામાં થએલું ખરચ લેવાબાબત,

તથા આ બાબ અમલમાં લાવવાસંબંધી બીજી બધી બાબતો.

એ બધા નિયમો સ્થાનિક સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ કરવા, અને તે પ્રસિદ્ધ થાય ત્યારથી હૈ કોરટમાં તથા તેના તાબાની અપીલ લેવાની આખર હકુમતવાળી કોરટોમાં તે કાયદા પ્રમાણે બળવાન ગણાશે.

નિયમ પ્રસિદ્ધ કરવા.

૬૧૩. મલીકા મામ્માઝમા ઈન કૌન્સિલમાં અપીલ કરવાવિશે કોઈ હૈ કોરટે પહેલાં જે નિયમો કરીને પ્રસિદ્ધ કર્યા હશે અને જે આ આકટ પાસ થતી વખતે અમલમાં હશે તે બધા નિયમો આ આકટની સાથે અનુસરતા હોય તેટલેસુધી આ આકટપ્રમાણે કરેલા છે તથા પ્રસિદ્ધ કર્યા છે એમ સમજવું.

ચાલુ નિયમો કાયદાસર છે એમ ગણવું.

૬૧૪. કલમ ૫૯૫ તથા ૬૧૨માં "હૈ કોરટ" એમાં રંગુનના રિકાર્ડરનો પણ સમાવેશ થાય છે એમ સમજવું. પરંતુ તેથી તેની પોતાની કોરટશિવાય બીજી કોરટોને લાગુ પડે તેવા નિયમ કરવાનો તેને અખત્યાર મળતો નથી.

રંગુનના રિકારડર.

૬૧૫. સને ૧૮૨૮ ના બંગાળાના રેગ્યુલેશન ૩ કલમ ૪ રકમ પાંચમાં જે નિયમો તથા મર્યાદાઓનો હવાલો આપેલો છે તેજ નિયમો તથા મર્યાદાઓ, બંગાળાની ફોર્ટ વુલીયમની ન્યાયાધિકારી હૈ કોરટના ઠરાવઉપર આ આકટપ્રમાણે થએલી અપીલોને લાગુ પડેછે એમ ગણવું.

સન ૧૮૨૮ના બંગાળાના ૩ જા કાયદાની ૪થી કલમની ૫ મી રકમનો અર્થ.

૬૧૬. આ બાબમાં કહેલી કોઈ વાતથીઃ —

મલીકા માયાઝમાની મરજીમાં આવે તે પ્રમાણે કરવાનો અખત્યાર કાયમ રાખવો.

(અ) પ્રીવિકૌંસિલની જ્યુડિશિયલ કમિટીએ જે કંઈ નિયમો કર્યા હશે, અને મલીકા માઆઝમા ઈન કૌન્સિલમાં કરેલી અપીલો આપવાવિશે અથવા સદરહુ જ્યુડિશિયલ કમિટીમાં તેમનું કામ ચલાવવાવિશે જે તે વખતે જે નિયમો અમલમાં હશે તેને હરકત થાય છે એમ સમજવું નહીં, અથવા

તથા જ્યુડિશિયલ કમિટી આગળ કામ ચલાવવાના નિયમ કાયમ રાખવા.

(બ) મલીકામાઆઝમા ઈન કૌન્સિલમાં અપીલો આપવાવિશે, અથવા પ્રીવિ કૌન્સિલની જ્યુડિશિયલ કમિટીની રૂબરૂ તે અપીલો ચલાવવાવિશે, જે તે વખતની જ્યુડિશિયલ કમિટીએ જે કંઈ નિયમો કર્યા હશે તેમાં કંઈ કમી જાસ્ત થાય છે એમ સમજવું નહીં.

આ બાબની કંઈ વાત કંઈ ફોજદારી અથવા આડમીરલ્ટી, અથવા વાઈસ આડમીરલ્ટીની હકુમતની કંઈ બાબતને લાગુ પડતી નથી તેમજ પ્રાઈઝ કોરટના કંઈ હુકમો અથવા હુકમનામાંઉપર અપીલો થાય તેને લાગુ પડતી નથી.



# ભાગ ૭ મો.

---

## બાબ ૪૬ મો.

### હૈ કોર્ટમાં હકીકત લખી મોકલવાવિશે તથા હૈ કોર્ટે તપાસણી કરવાવિશે.

શંકાની હકીકત હૈકોર્ટને મોકલવાનું.

૬૧૭. જે ફરિયાદમાં અથવા અપીલમાં હુકમનામું આખરનું થાય તે ફરિયાદની અથવા અપીલની સુનાવણી વખતે અથવા તે પહેલાં, અથવા તેવું કોઈ હુકમનામું બજાવતી વખતે, કાયદાસંબંધી અથવા કાયદાપ્રમાણે અમલ થતા રીવાજસંબંધી અથવા જે દસ્તાવેજ મુકદ્દમાને લાગુ હોય તે દસ્તાવેજના અર્થસંબંધી કંઈ તકરાર નિકળે, અને તેબાબત ફરિયાદની અથવા અપીલની ચોકશી કરનારી કોરટને અથવા હુકમનામું બજાવનારી કોરટને વાજબી શંકા ઉત્પન્ન થાય તો, પોતાની મેળે અથવા કોઈ પક્ષકારની અરજઉપરથી તે મુકદ્દમાની હકીકત તથા જે બાબત શંકા ઉત્પન્ન થઈ હોય તેબાબત લખી કાઢીને, તે બાબત ઉપરના પોતાના અભિપ્રાયસુધાંત હૈ કોરટનો ઠરાવ થવાસારૂ તે મોકલવાને કોરટ મુખત્યાર છે.

હૈકોર્ટનો અ

૬૧૮. સદરહુપ્રમાણે હૈ કોરટને લખી મોકલ્યું હોય તે છતાંએ, મુ-

કદ્દમાનું કામ બંધ રાખવાને અથવા આગળ ચલાવવાને કોરટ મુખત્યાર છે. અને જે બાબત હૈકોરટને લખી મોકલી છે તે બાબત હૈકોરટનો અભિપ્રાય લખાઈ આવશે તે પ્રમાણે હુકમનામું અથવા હુકમ કરશે એવી શરતથી કોઈ હુકમનામું અથવા હુકમ કરવાને પણ કોરટ મુખત્યાર છે.

ભિપ્રાય આવે તે પ્રમાણે હુકમનામું કરે એવી શરતથી કોર્ટ હુકમનામું કરી શકે.

પરંતુ જે મુકદ્દમામાં સદરહુ પ્રમાણે લખી મોકલ્યુ હોય તેમાં,લખી મોકલેલી બાબત હૈકોરટના ફેસલાની નકલ આવે નહિ ત્યાંસુધી, બજાવવાનો હુકમ કાઢવો નહિ અથવા મિલકત વેચવી નહિ અથવા કોઈ શખ્સને કેદ કરવો નહિ.

૬૧૯. ઠરાવસારૂ મોકલેલા મુકદ્દમાના પક્ષકારો જાતે, અથવા તેમના પોતપોતાના પ્લીડરો કહે તે સાંભળીને હૈકોરટે સદરહુ પ્રમાણે પુછેલી વાતનો ઠરાવ કરવો. અને લખી મોકલનાર કોરટને પોતાના ફેસલાની એક નકલ રજીસ્ટારની સહીથી મોકલવી. અને તે કોરટે તે નકલ મળે એટલે હૈકોરટના ઠરાવને અનુસરીને તે કામનો નિકાલ કરવો.

હૈકોર્ટનો ફેસલો મોકલવો અને તે પ્રમાણે મુકદ્દમાનો નિકાલ કરવો.

૬૨૦. હૈકોરટના અભિપ્રાયસારૂ મુકદ્દમો મોકલવાને લીધે જો કંઈ ખરચ થાય તો તે મુકદ્દમાનું ખરચ ગણાશે.

હૈકોર્ટને હકીકતમોકલવામાં ખરચ થાય તે.

૬૨૧. આ બાબપ્રમાણે હૈકોરટને કોઈ મુકદ્દમો મોકલ્યો હોય તો, તે મુકદ્દમો દુરસ્ત કરવાસારૂ પાછો મોકલવાને હૈકોરટ મુખત્યાર છે, અને જે મુકદ્દમામાંથી હૈકોરટને લખી મોકલવાની બાબત નિકળી તે મુકદ્દમામાં લખી મોકલનારી કોરટે કંઈ હુકમનામું અથવા હુકમ કર્યો હોય તેમાં ફેરફાર કરવાને, ત.રદ કરવાને અથવા રહિત કરવાને તથા પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને હૈકોરટ મુખત્યાર છે.

લખી મોકલનારી કોર્ટના હુકમનામામાં ફેરફાર વગેરે કરવાનો અખત્યાર.

૬૨૨. જે કામમાં હૈકોરટને અપીલ ચાલતી નથી તેવા કોઈ કામમાં, ફેસલો કરનારી કોરટે પોતાને કાયદા પ્રમાણે જે હકુમત મળી નથી તે વાપરી છે, અથવા કાયદા પ્રમાણે જે હકુમત મળી હોય તે વાપરવાને કસુર કરી છે અથવા પોતાની હકુમત વાપરવામાં ગેરફાયદે કે ભારે ગેરશિરસ્તે કામ ચલાવ્યુ છે,-એમ જણાય, તો તેવા કોઈ કામના કાગળો મંગાવવાને તથા તે કામમાં પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને હૈકોરટ મુખત્યાર છે.

હૈકોર્ટમાં અપીલ ચાલી શકે નહી એવા મુકદ્દમાના કાગળ મગાવવાનો અખત્યાર.

ટીકા—૬૨૨. હાયકોરટના તાબાની કોરટે પોતાની હકુમત ઉપર કામ કર્યુંહોય અગર પોતાની હકુમત વાપરી નહોય તે કામમાં હાયકોરટ પોતાની દેખરેખની સત્તા વાપરી શકેછે. ૭ વી. રી. ૫૧૯, ૧૮ વી. રી. ૨૮૯ તેમજ જ્યારે ફેસલામાં મોટી ચુક થઈ હોય અને દાદ મેળવવાનો અરજદારનો હક્ક છે. એમ સાફ માલમ પડે તો હાયકોરટ આ અખત્યાર વાપરે છે. ૨૫ વી. રી. ૩૪૫. જે પક્ષકાર હાયકોરટ પાસે દાદ માગતો હોય તેણે એમ

બતાવી આપવું જોઇએ કે તેની પોતાની વરતણુક એવી ન હોતી કે તે એવી સ્થીતીમાં આવી પડ્યો. તેથી જો એક સખસ પોતાની સામેના દાવામાં બોલ્યા વગર ગેરકાયદે કામ ચાલવા દેછે અને તેની મીલકત જપ્ત કરી વેચવામાં આવે તો તેણે રીતમુજબ દાવો લાવવો જોઇએ. તે હાયકોરટમાં જઈ શકતો નથી. ૧૪ બે. લો. રી. ૩૩૦.

દીવાની કોરટ આગળ જે ગુન્હો કરવામાં આવ્યો હોય તેને વાસ્તે કામ ચલાવવાની ફોજદારી કાયદા પ્રમાણે પરવાનગી આપવી કે નહી તે કોરટની મરજી ઉપર છે. તે બાબતમાં હાયકોરટ વચ્ચે પડી શકતી નથી. ઇ. લો. રી. ૩ અલા. ૬૦૮.

સ્પેસીફીકરીલીફ આકટની કલમ ૯થી દીવાની કાયદાની ૧૦૫મી કલમ પ્રમાણે ફરી સુણાવણી કરવાને મનાઈ નથી. ફરી તજવીજ અને ફરી સુણાવણીમાં ઘણો ફરક છે. દાવાના પક્ષકારની અરજ વગર હાયકોરટ વચ્ચે પડી શકે છે. ઇ. લો. રી. ૪ મદ્રાસ. ૨૧૭.

હુકમનામાની બજાવણીમાં સ્થાવર મીલકતનું વેચાણ રદ કરવાનો દીવાની કોરટે હુકમ કર્યો હતો તે હુકમ રદ કરાવવાની હરાજીમાંથી ખરીદ કરનારે હાયકોરટને અરજ કરી. પણ આ અરજી સતર મહીના પછી કરવામાં આવી હતી તેથી હાયકોરટે વચ્ચે પડવાની ના કહી. ઇ. લો. રી. ૪ અલા. ૧૫૪.

જેનું હીત હોય તે સખસની અરજી ઉપરથીજ હાયકોરટ ૬૨૨મી કલમ પ્રમાણે વચ્ચે પડી શકે છે. સબાર્ડિનેટ જડજે અપીલમાં મુનસફે કરેલા હુકમ રદ કર્યા તે હકુમત વગર કર્યા હતા તેમ ડીસ્ત્રીકટ જડજને જણાવ્યું અને મુનસફના મનને મળી ડીસ્ત્રીકટ જડજે હાયકોરટને લખ્યું. તેમાં એમ ઠર્યું કે હાયકોરટને વચ્ચે પડવાની સત્તા નથી. ઇ.લો.રી. ૭ કલ.૧૯૧.

લવાદનો ફેસલો નોંધવાની કોરટ ના પાડે તો તે હુકમ છે અને હુકમનામું નથી તેથી તેઉપર અપીલ થઈ શકે નહી. પણ ૬૨૨ મી કલમ પ્રમાણે હાયકોરટ વચ્ચે પડી શકે છે. ઇત્યાદી. ઇ. લો. રી. ૩ મદ્રાસ ૬૮.

વળી આ બાબતમાં ઇ. લો. રી. ૨ મદ્રાસ ૨૬૪ ઇ. લો. રી. ૭૨ કલકત્તા ૩૩૦ અને ઇ. લો. રી. ૫ કલ. ૮૭૮ જુઓ.

---

# ભાગ ૮ મો.

---

## બાબ ૪૭ મો.

### ફેસલાની ફરી તપાસવિશે.

ફેસલાની ફરી તપાસનીઅરજ.

૬૨૩. કોઈ શખસની નજરમાં એમ આવે કેઃ—

(અ) જે હુકમનામા અથવા હુકમ ઉપર અપીલ કરવાની આ આકટમાં છુટ આપી હોય, પણ તેવી અપીલ

ન કરી હોય તે હુકમ અથવા હુકમનામાથી;

(અ) જેના ઉપર અપીલ કરવાને આ આકટમાં છુટ ન આપી હોય તેવા હુકમનામા અથવા હુકમથી;

(ક) સ્માલકાજ કોરટે અભિપ્રાયસારૂ મોકલ્યા ઉપરથી કરેલા ફેસલાથી;

મને બરોબર ઇનસાફ મળ્યો નથી.

તથા હુકમનામું કે હુકમ કરતી વખતે યોગ્ય ઉદ્યોગ કર્યા છતાંએ મારા જાણવામાં ન હોતો તે, અથવા મારાથી હાજર ન થઈ શકે તે નવો અને અગત્યનો પુરાવો અથવા મજકુર જડી આવ્યો છે તે કારણથી, અથવા કાગળો જોતાંજ કંઈ ભુલ કે ચુક ઉઘાડી મળી આવેછે એ કારણથી, અથવા બીજા કોઈ પુરતા કારણથી પોતાના ઉપર હુકમનામું કે હુકમ થએલો હોય તેની ફરી તપાસ કરવાની જેની ઇચ્છાહોયતે,–

હુકમનામું અથવા હુકમ કરનારી કોરટને અથવા તે કોરટનું કામ જો કોઈ બીજી કોરટને સોંપ્યું હોય તો તે કોરટને ફેસલાની ફરી તપાસને વાસ્તે અરજ કરવાને મુખ્તાર છે.

કોઇએક પક્ષકારે હુકમનામા ઉપર કરેલી અપીલ ચાલુ હોય તે છતાંએ, તે હુકમનામા ઉપર અપીલ કરી ન હોય તેવો બીજો કોઇ પક્ષકાર ફેસલાની ફરી તપાસસારૂ અરજ કરવાને મુખ્તાર છે. પરંતુ તે અપીલનાં કારણ અપીલ કરનારને તથા ફરી તપાસની અરજ કરનારને સામાન્ય હોય, અથવા ફરી તપાસની અરજ કરનાર રેસ્પોન્ડેન્ડ હોય અને જે મજકુરને લીધે તે ફરી તપાસની અરજ કરે છે તે અપીલ કોરટને તે બતાવીશકે એમ હોય, તો તે પ્રમાણે ફરી તપાસની અરજ ન થઇશકે.

ટીકા—૬૨૩. ઉપલી કલમ પ્રમાણે થયેલા હુકમની ફરી તપાસ ૬૨૩મી કલમ પ્રમાણે થઈ શકે છે. ઇ. લૉ. રી. ૩ કલ. ૩૪૦.

હાયકોરટે એક મુદ્દાની તજવીજ કરી નીરણય કર્યો અને તેઉપર રીત મુજબ ઠરાવ લખ્યો નહી. આ ભુલ એવી નથી કે હાયકોરટના ફેસલાની ફરી તપાસ આપવી જોઇએ. ઇ. લૉ. રી. ૨ મદ્રાસ ૫૮.

લવાદનો ફેસલો રજુ કરવાની મુદત વધારવાની અરજી અને તેઉપરના હુકમો લેખી હોવા જોઇએ અને તે દફતરે રાખવાં જોઇએ. હરકત લેવાની જે મુદત ઠરાવવામાં આવી હોય તે ટુંકી કરવાથી કોઈ પક્ષકારને હરકત આવી હોય તો તેઉપર અપીલ નથી પણ તેની ફરી તપાસ અસલ કોરટે કરવી જોઇએ. ઇ. લૉ. રી. ૩ મદ્રાસ ૫૯.

૬૨૪. ઉપર કહ્યા પ્રમાણે નવો તથા અગત્યનો મજકુર કે પુરાવો જડ્યાના સબબશિવાય, અથવા હુકમનામું જોતાંજ કંઈ હસ્તદોશની દેખાઇતી ભુલ જણાયાનાં સબબશિવાય બીજા કોઈ સબબથી, જો હેકો- ફરી તપાસની અરજ કોને કરી શકાય.

રટનો ફેસલો ન હોય તો, જે જડજે ફેસલો આપ્યો હોય તે વગર બીજા કોઈ જડજની પાસે તે ફરી તપાસ કરવાની અરજ ચાલશે નહિ.

ટીકા—૬૨૪. સને ૧૮૬૫ના ૧૧મા આકટની ૨૧મી કલમ દીવાની કાયદાથી રદ થઈ નથી. તેથી પોતાની આગળના અધિકારીએ જે કામ ચલાવ્યું હાય તે ફરી તપાસમાં લેવાનો હુકમ કરવાને મુફસીલ સ્માલકાજ કોરટના જડજને અધિકાર છે. પણ તેપ્રમાણે કરવામાં ૬૨૪ મી કલમ ધ્યાનમાં રાખવી જોઇએ. ઇ. લો. રી. ૬ કલ. ૨૩૬.

ફરી તપાસની અરજનોનમુનો.

૬૨૫. અપીલ તૈયાર કરવાના નમુનાવિશે પાછળ કહેલા નિયમો પ્રસંગ પ્રમાણે જરૂર હોય તે ફેરફાર કરીને, ફરી તપાસની અરજોને લાગુ પડશે.

ટીકા—૬૨૫. ફરી તપાસની અરજીની મુદત ૯૦ દીવસની છે. હાય કોરટને ફરી તપાસની અરજી કરવાની મુદત ૨૦ દીવસની છે.

કોરટની સ્પષ્ટ રજા શીવાય ફરી તપાસની અરજી મુદત ગયા પછી દાખલ કરવી નહી. ૩ વી. રી. ૧૧૩. ઢીલ થવાનું સારૂં કારણ બતાવ્યા શીવાય મુદત ગયા પછી ફરી તપાસની અરજી દાખલ કરવામાં આવી હોય તો ફરી તપાસની અરજી દાખલ કર્યા પછીનું બધું ચાલેલુ કામ રદ છે. ૭ મુ. પ્રી. ક. ૨૮૩.

હુકમમાં ફરી તપાસની અરજી મંજુર કરવાનાં કારણ આપવાં જોઇયે. નહીં તો તે હુકમ અને તેપછી ચાલેલું કામ રદ કરવામાં આવશે. ૮ વી. રી. ૧૮૪. ૧૧ વી. રી. ૧૯૭.

દાવો ચુક્યા પછી કાયદાનો અર્થ બીજી રીતે કરવામાં આવ્યો છે તે મુદત ગયા પછી ફરી તપાસની અરજી દાખલ કરવાનું કારણ નથી. ૭ મુ. ઇ. અપીલ્સ ૩૦૯. ૯ વી. રી. ૧૮૧. ૬ મુ. હા. રી. ૧૪૬. વળી ૧૦ મુ. ઇ. અપીલ્સ ૧૮૩ જુઓ.

નાદાર તરીકે દાવો કરવાની પરવાનગી ન આપવાના હુકમની ૬૨૩ કલમ પ્રમાણે ફરી તપાસ થઈ શકે છે. ૪૧૩મી કલમથી આમ કરવાને બાધ આવતો નથી. અરજદારે અરજી સાથે જેના ઉપર ફરી તપાસ આપી છે તે હુકમ રજુ કરવો જોઈએ. ઇ. લો. રી. ૪ મું. ૪૧૪.

અરજ ક્યારે નામંજુર કરવી.

૬૨૬. ફરી તપાસ કરવાનું પુરતું કારણ નથી એમ કોરટની નજરમાં આવે તો કોરટે તે અરજ નામંજુર કરવી.

અરજ ક્યારે મંજુર કરવી.

જો કોરટના અભિપ્રાયમાં એમ આવે કે ફરી તપાસની અરજ મંજુર કરવી જોઇએ, તો કોરટે તે મંજુર કરવી. અને જડજે તે અભિપ્રાયનાં પોતાનાં કારણ પોતાને હાથે દફતરમાં લખવાં.

વિશેષ ઠરાવ.

પરંતુઃ—

(અ) જે હુકમનામાની ફરી તપાસસારૂ અરજ થઈ હોય તે હુકમનામાની મજબુતીમાં સામા પક્ષકારને જે કહેવાનું હોય તે હાજર થઇને કહેવાસારૂ તે સામા પ-

ક્ષકારને પ્રથમ નોટીસ આપ્યાવગર તે અરજ મંજુર કરવી નહિ, તથા

(બ) હુકમનામું અથવા હુકમ કરતી વખતે મારા જાણવામાં નહોતો અથવા હું આપી શકું તેમ નહોતું તેવો નવો પુરાવો અથવા મજકુર જડી આવ્યો છે એવા સબબ લગાડીને ફરી તપાસની અરજ કરી હોય તો, તે સબબની ખરેખરી શાબીતીવગર તે અરજ મંજુર કરવી નહિ.

**ટીકા**—૬૨૬. (આ કલમ મુજબ જે નવી હકીકત અગર પુરાવાના સબબથી ફરી તપાસની અરજી આપવાનું ધારેછે તે નવી હકીકત અગર પુરાવ અરજદારના જાણવામાં હતો નહી અગર રજુ થઈ શકે એમ હતું નહીં એવું અરજદારનું જે કહેવું હોય તેનો બરોબર પાકો પુરાવો ન હોય તો અરજી મંજુર કરવી નહીં.

જો કોઈ કોરટે ફરી તપાસવાનો હુકમ આપ્યો હોયતો એ તપાસવાનો હુકમ નહી આપવો તથા મુકદમો ફરી તપાસવો નહી જોઇએ એવું કહેવાને કોઈ કોરટને અધિકાર નથી. તે હુકમ છેલો સમજવો પણ જો કોરટ ફરી તપાસવાનો હુકમ આપી તે મુકરદમો ફરી તપાસ્યો હોય, તો તેના ચુકાદા ઉપર અપીલ ચાલશે. ૯ વી. રી. ૩૪૧. ૧ મ. હા. કો. ૧૧૪ જો નીચલી કોરટે ફરી તપાસવાનો અથવા નહી તપાસવાનો હુકમ આપ્યો હોય તો તે આ કલમ પ્રમાણે છેલો સમજવો, અને તેના ઉપર અપીલ ચાલશે નહી ૫ વી. રી.૮૯,૯૦. ૨ બેંગાલ. લા. રીપોર્ટ એ. સી. ૧૮૧ તથા તેજ મુકરદમો; ૧૧ વી.રી. ૫૬, ૭વી.રી. ૭૯, ૯વી. રી. ૧૨૫. નસરૂદીન ખાન વિ. ઇદરનુારાયણ ચોધરીના કામમાં કલકતાની કોરટે ઠરાવ કર્યોછે કે રીવ્યું બાબત બીજી અરજી આટલાં કારણ હોય તો લેવાય. (૧) અરજદારની કસુરથી રીવ્યું અરજી કહાડી નાખી હોય તો. (૨) અથવા દાખલ થયેથી ફરિ સુનાવણીમાં ફેસલનામુ ફેરવવામાં આવ્યુ હોય. (૩) અથવા દાખલ થઇને ફેસલનામું ફેરવવામાં આવ્યું નથી. (૪) નામંજુર કરી હોય તો ૫ વી. રી. પૃ.૯૩ હાઇકોરટે પોતાનો ઠરાવ રીવ્યું કરવાની અરજી નામંજુર કરી હોય, તો તે હુકમ ઉપર પ્રીવીકોન્સીલમાં અપીલ ચાલતી નથી ૬વી. રી. પરચુરણ પૃ. ૧૦૨ જ્યારે કોરટ રીવ્યું આપે ત્યારે બીજી કોઈ કોરટમાં તે નહી સાંભળવો. એ બાબતનો વાંધો કહાડવાનો અખત્યાર નથી પણ જ્યારે ફરિ સુનાવણી થઈ નિકાલ થાય ત્યારે અપીલના નિયમ લાગુ પડેછે. ૧મ. હા. કો. રી.પૃ. ૧૬૪.)

સ્માલકાજ કોરટનો જડજ ફરી તપાસની અરજી મંજુર કરી શકે છે. ઇ. લો. રી. ૫ કલ. ૬૯૯.

ઇ. લો. રી. ૩ અલા. ૩૧૯ જુઓ.

૬૨૭. જે હુકમનામાની અથવા હુકમની ફરી તપાસ કરવાની અરજ કરી હોય, તે હુકમનામું અથવા હુકમ કરનાર જડજ, અથવા — જે કોર્ટમાં જે અથવાવધારે જ

*ડજો હોય તે કોર્ટમાં ફરી તપાસની અરજ.*

જડજો, અથવા તેમાંનો કોઈ જડજ ફરી તપાસની અરજ કોરટમાં આપતી વખતે કોરટમાં કામ ઉપર હોય, અને-તે અરજ આપ્યા પછીના લાગલાજ ૭ માસની મુદત સુધીમાં, ગેરહાજરી અથવા બીજા કારણથી, અરજીમાં બતાવેલા હુકમનામા અથવા હુકમ ઉપર વિચાર કરવાને તેને અથવા તેમને અડચણ ન હોય તો,-તે જડજે અથવા જડજોએ અથવા તેમાંના કોઈ એકે તે અરજ સાંભળવી, અને કોરટના બીજા કોઈ જડજે અથવા જડજોએ તે સાંભળવી નહિ.

*અરજ ક્યારે નામંજુર કરવી.*

૬૨૮. એક કરતાં વધારે જડજો ફરી તપાસની અરજ સાંભળે અને કોરટના મત સરખા પડે તો તે અરજ નામંજુર કરવી.

જો એક તરફ વધારે મત પડે તો વધારે મત પ્રમાણે ઠરાવ કરવો.

*નામંજુરીનો હુકમ આખરનો મંજુરીમાં લેવાની હરકતો.*

૬૨૯. ફરી તપાસની અરજ નામંજુર કરવાનો કોરટનો હુકમ આખરનો ગણાશે, પરંતુ તે અરજ મંજુર કરવામાં આવે ત્યારે તે મંજુરીમાં નીચેના કારણોથી હરકત લેઈ શકાશે. તે એ કે:—

(અ) તે અરજ કલમ૬૨૪ના ઠરાવથી ઉલટીછે એમ કહીને,

(બ) તે કલમ ૬૨૬ના ઠરાવથી ઉલટીછે એમ કહીને, અથવા

(ક) ફરી તપાસની અરજ કરવાને વાસ્તે ઠરાવેલી મુદત વીતી ગયા પછી અને પુરતા કારણ વગર તે કરીછે.

એ અરજ મંજુર કરવાના હુકમ ઉપર એકદમ અપીલ કરીને સદરહુ હરકત લેઈ શકાય, અથવા તે ફરિયાદમાં થએલા આખરના હુકમનામા કે હુકમ ઉપર કરેલી કોઈ અપીલમાં તે લેઈ શકાય.

અરજદારે હાજર થવામાં કસુર કરવાને લીધે અરજ નામંજુર કરી હોય ત્યારે, નામંજુર કરેલી અરજ પાછી ફાઇલ ઉપર લેવાનો હુકમ કરાવવાસારૂ અરજ કરવાને તે અરજદાર મુખત્યાર છે, અને તે અરજ સુનાવણીને વાસ્તે નિકળી તે વખતે કોઈ પુરતા કારણને લીધે હાજર થઈ શકાયું નહિ એમ કોરટની ખાત્રી લાયક શાબિત થાય તો-ખરચ અને બીજી બાબતને વાસ્તે પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરીને તે અરજી પાછી ફાઇલ ઉપર લેવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. એ હુકમ કરવામાં આવે તો તે અરજની સુનાવણીનો એક દિવસ નીમવો.

આ બીજી અરજની લેખી નોટીસ ફરી તપાસની અરજ કરનારે સામા પક્ષકારને પોંચાડ્યા વગર આ કલમ પ્રમાણે કોઈ હુકમ કરવોનહિ.

ફરી તપાસ ઉપરથી કરેલા હુકમની અથવા ફરી તપાસની અરજ ઉપરથી કરેલા કોઈ હુકમની ફરી તપાસ કરવાની અરજ ચાલશે નહિ.

૬૩૦. ફરી તપાસની અરજ મંજુર કરવામાં આવે એટલે તે બાબતની ટીપ રજીસ્ટરમાં લખવી. અને પછી મુકદ્દમાની લાગલીજ ફરી ચોકશી કરવાને અથવા ફરી ચોકશી કરવાવિશે પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

મંજુરથએલી અરજ નોંધવી અને ફરી સાંભળવાનો હુકમ કરવો.



# ભાગ ૯ મો.

---

## બાબ ૪૮ મો.

### સનદી હૈકોર્ટોવિશે વિશેષ નિયમ.

૬૩૧. વિકટોરીઆ રાણીની કારકીર્દિના ૨૪મા તથા ૨૫મા વરસમાં પાસ થએલો ચાપ્ટર ૧૦૪ (હિંદુસ્તાનમાં ન્યાયાધિકારી હૈકોર્ટો સ્થાપવાનો આક્ટ) છે તે પ્રમાણે જે હૈકોર્ટો સ્થપાઈ હોય અને જે હવે પછી સ્થપાય તેનેજ માત્ર આ બાબ લાગુ પડેછે.

આ બાબ ફક્ત અમુક હૈકોર્ટોનેજ લાગુ પડે છે.

૬૩૨. આ બાબમાં ઠરાવ્યું છે તે શિવાયના આ કાયદાના ઠરાવો સદરહુ હૈકોર્ટોને લાગુ પડેછે.

આ કાયદો હૈકોર્ટોને લાગુ પડે છે.

૬૩૩. હૈકોર્ટ પોતે નિયમ કરીને વખતે વખતે ફરમાવે તે પ્રમાણે તે હૈકોર્ટે પુરાવો લેવો તથા ફેસલા અને હુકમો દફતરમાં લખવા.

હૈકોર્ટે પોતાના નિયમ પ્રમાણે ફેસલાલખવા.

૬૩૪. કોઈ ફરિયાદમાં હૈકોર્ટે પોતાની સાધારણ અવલ દિવાની હકુમત ચલાવીને કરેલું હુકમનામું, ફરિયાદમાં થએલા ખરચની આકારણી કરીને આંકડો નક્કી કર્યાં પહેલાં, બજાવવું જરૂર છે એમ હૈકોર્ટની નજરમાં આવે તો, ખરચ શિવાયનું બાકીનું હુકમનામું લાગલુંજ બજાવવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે;

અને ખરચ પુરતું હુકમનામું, ખરચનો આંકડો આકાર કરીને નક્કી થતાંજ બજાવવાનો હુકમ કરવામે કોર્ટ મુખત્યાર છે.

ખરચ નક્કી થયા પહેલાં હુકમનામું બજાવવું અને ખરચનેવાસ્તે પછીથી બજાવવું એવો હુકમ કરવાનો અખત્યાર.

૬૩૫. હૈકોર્ટે પોતાની સનદથી મળેલો અધિકાર ચલાવીને જે શખસને, પોતાની સાધારણ અવલ દિવાની હકુમત ચલાવતી વખતે બીજા શખસની વતી કોરટને ભાષણ કરવાનો અથવા સાક્ષી તપાસવાનો અખત્યાર આપ્યો હોય, તે શિવાયના કોઈ શખસને બીજા શખસની વતી કોરટને ભાષણ કરવાનો અથવા સાક્ષી તપાસવાનો અખત્યાર મળેછે એમ અથવા આડવોકેટ, વકીલ અને આટર્નીવિશે નિયમ કરવાની

અખત્યારવગર આટર્નીએ કોર્ટને ભાષણ કરવું નહી.

હૈકોરટને જે સત્તા છે તે સત્તામાં ઓછું વતું થાયછે એમ: આ કાયદામાં કહેલી કોઈ વાતથી સમજવું નહીં.

હૈકોર્ટની પ્રોસેસ કોણ બજાવી શકે.

૬૩૬. પોતાની સાધારણ અથવા અસાધારણ અવલ દિવાની હકુમત ચલાવતાં, અને લગ્નસંબંધી, મૃત્યુપત્રસંબંધી અને મૃત્યુપત્ર ન કરનારા મૈયતસંબંધી હકુમત ચલાવતાં, હૈકોરટે કાઢેલી, કલમ ૬૪ પ્રમાણે પ્રતિવાદીઓ ઉપરના સમન, બજાવણીનાં વારંટ (રીટ) અને કલમ ૫૫૩ પ્રમાણેની નોટીસો શિવાયની દસ્તાવેજ હાજર કરવાની નોટીસો, સાક્ષી સમન અને બીજી હરેક ન્યાયના કામની પ્રોસેસ પોંચાડવાની તે, ફરિયાદનો અટર્ની અથવા તેણે રાખેલા સખસો અથવા હૈકોરટ કંઈ નિયમ કે હુકમ કરીને વખતે વખતે ફરમાવે તેવા બીજા શખસો પોંચાડવાને મુખત્યાર છે.

ઈનસાફ વગરનાં કામ રજીસ્ટ્રાર કરે.

૬૩૭. ઇનસાફ વગરનું અથવા ઇનસાફના જેવું જણાતું હોય તેવું જે કામ જડજે કરવું જોઇએ એમ આ કાયદામાં કહ્યું હોય તે, તથા કલમ ૩૯૪ પ્રમાણે હિસાબ તપાસવાસારૂ તથા હિસાબ નક્કી કરવાસારૂ નીમેલા કમિશરે કરવાનું હોય, તે કામ કરવાનો અખત્યાર હૈકોરટના રજિસ્ટારને, અથવા તે કામ કરવાને કોરટના જે બીજા અમલદારને હૈકોરટ ફરમાવે તે અમલદારને છે.

આ કલમના અર્થપ્રમાણે ઇનસાફ વગરનાં કામ અને ઇનસાફના કામ જેવાં જણાતાં હોય તેવાં કામ ક્યાં તે વખતે વખતે નિયમ કરીને ઠરાવવાનો અખત્યાર હૈકોરટને છે.

અવલ દિવાની હકુમતમાં હૈકોર્ટને જે કલમો લાગુ પડતી નથી તે.

૬૩૮. હૈકોરટને પોતાની સાધારણ અથવા અસાધારણ અવલ દિવાની હકુમત ચલાવતાં આ કાયદાની નીચેની કલમો લાગુ પડશે નહીં. તે એ કે–કલમ ૧૬, ૧૭ તથા ૧૯ કલમ ૫૪ ની રકમ (અ) તથા (બ), કલમ ૫૭, ૧૧૯, ૧૬૦, ૧૮૨થી ૧૮૫ (બંને સુધાંત), ૧૮૭, ૧૮૯, ૧૯૦, ૧૯૧, ૧૯૨, (શાહેદી લેવાની રીતવિશે કહેલું છે તેટલા પુરતી), ૧૯૮થી ૨૦૬ (બંને સુધાંત), અને ટીપણ કરવાસંબંધી જેટલું કહેલું છે તેટલા પુરતી કલમ ૪૦૯.

અને પોતાની અપીલ હકુમત ચલાવતાં કલમ ૫૭૯ હૈકોર્ટને લાગુ પડશે નહી.

નાદાર દેવાદારો વિશેની હકુમત ચલાવવામાં હૈકોર્ટને આ કાયદો લાગુ નથી.

નાદાર દેવાદારોની કોરટ તરીકે હકુમત ચલાવતાં કોઈપણ હૈકોરટના જડજને આ કાયદાની કંઈ વાત લાગનાર નહી અથવા લાગુ પડનાર નહી.

૬૩૯. હૈકોરટના કોઈપણ કામ બદલ વખતે વખતે નમુના ઠરાવવાને તથા હૈકોરટના અમલદારોએ બુકો, નોંધ, હિસાબ કેમ રાખવા એ વિશે નિયમ કરવાને હૈકોરટ મુખત્યાર છે.

નમુના ઘડવાનો અખત્યાર.

---

# ભાગ ૧૦ મો.

---

## બાબ ૪૯ મો.

### પરચુરણ.

૬૪૦. દેશના રીવાજ અને રીતભાત પ્રમાણે જે સ્ત્રીઓને લોકોમાં હાજર થવાની જરૂર પાડવી ન જોઇએ, તેઓને કોરટમાં જાતે હાજર થવાની માફી કરી છે.

અમુકસ્ત્રીઓને જાતે હાજર થવાને માફી કરી છે.

પરંતુ દિવાની પ્રોસેસ બજાવવામાં તેવી સ્ત્રીઓને પકડવાની માફી કરીછે એમ આ ઠેકાણે કહેલી કોઈ વાતથી સમજવું નહિ.

**ટીકા**—૬૪૦ (૧બેંગાલ.લા.રી.પૃ.૩૧) મહારાણી ઓફ બરદવાન વિ.સ.મ. બારોડાસુદરીદેવીના કામમાં હાઇકોરટે જે ફેસલોકરેલોછે તે ફેસલાઉપરથી રચવામાં આવ્યો છે. બધી ઓરતોને આ કલમ ઉપરથી પકડવાની તથા કોર્ટમાં હાજર કરવાની કંઈપણ અડચણ નથી. ૮વી. રી. ૨૮૪ પરધાનની છોકરી અથવા બૈરી અથવા જે પડદાવાળી સ્ત્રીઓછે જેને કોરટમાં હાજર થવાની મનાઇછે તો પણ તેના ઉપર હુકમનામુ બજાવવા સારૂ પકડવાને કંઈ પણ હરેકત નથી. ૧બેંગાલ લા. રીપોર્ટ ફ. બ. પાનુ ૩૧. મુંબાઈ હાઇકોરટની અસલ બાજુમાં એવું કરાવ્યુંછે કે પારસીના બઈરાને કોરટમાં શાહેદી આપવાને હાજર થવાને કંઈ હરેકત નથી.)

પડદાનસીન સ્ત્રી જે ઘરના જનાનામાં રહેતી હોય ત્યાંથી પકડવાને કોરટનો ખાસ હુકમ પકડનાર અધિકારીને આપવાની જરૂર નથી. ઇ. લા. રી. ૭ કલ. ૧૯.

૬૪૧. કોઈ શખસનો દરજ્જો એવા હોય કે તેને કોરટમાં હાજર થવાની માફી કરવી જોઈએ એમ સ્થાનિક સરકારની નજરમાં આવે તો, સરકારીગેઝીટમાં જાહેરખબર આપીને તે શખસને કોરટમાં જાતે હાજર થવાની માફી કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે. અને તેવીજ રીતે જાહેરખબર આપીને તે હક્ક લેઈ લેવાને પણ મુખત્યારછે.

સ્થાનિક સરકાર અમુક શખસોને જાતે હાજર રહેવાની માફી કરે.

આ પ્રમાણે માફી મળેલા શખસોનાં નામ અને તેમને રહેવાનાં ઠેકાણાં વખતે વખતે સ્થાનિક સરકારે હૈકોરટને મોકલવાં; અને તેવા શખસોની એક યાદ તે કોરટમાં રાખવી, તથા હૈકોરટના તાબાની પ્રત્યેક કોરટની હકુમતની સ્થાનિક હદમાં તેવા જે શખસો રહેતા હોય તેમની યાદી તે તાબાની કોરટમાં રાખવી.

માફી મળેલી હોય તે શખસોના નામની યાદી કોર્ટોમાં રાખવી.

મને હાજર રહેવાની માફી છે એમ કહેવાથી કમિશન કાડવાનું જે ખરચ થાય તે.

આ પ્રમાણે માફી મળેલો કોઈ શખ્સ, મને કોરટમાં હાજર થવાની માફી મળી છે એમ કહે, અને તેટલા માટે કમીશનથી તેની શાહેદી લેવાની જરૂર પડે તો, તે કમીશનનું ખરચ તેણે આપવું. પણ તેની શાહેદી લ્યો એમ કહેનાર તે ખરચ ભરે તો તેમ ન કરવું.

દિવાની પ્રોસેસથી જે શખ્સને પકડવાના બાતલ કર્યા છે તે.

૬૪૨. જડજ, માજીસ્ત્રેટ, અથવા ન્યાયના કામબાબતનો બીજો કોઈ અમલદાર પોતાની કોરટમાં જતો હોય ત્યારે, અથવા કોરટમાં કામ ચલાવતો હોય ત્યારે, અથવા કોરટમાંથી પાછો આવતો હોય ત્યારે, તેને દિવાની પ્રોસેસથી પકડી શકાય નહિ.

અને ૨૫૬ મી તથા ૬૪૩ મી કલમમાં જે ઠરાવ કર્યા છે તે શિવાય, કોઈ ઇનસાફદારની રૂબરૂ કોઈ વિષય ચાલુ હોય, અને તે વિષયમાં તે ઇનસાફદારની હકુમત હોય અથવા પોતાને હકુમત છે એમ તે શુદ્ધ બુદ્ધિથી માનતો હોય ત્યારે, તે વિષયના પક્ષકારોને, તેઓના, પ્લીડરોને મુખ્ત્યારોને, રેવન્યુ એજંટોને, કબુલ કરેલા મુખ્ત્યારોને અને સમનમાં કહ્યા પ્રમાણે વરતનારા તેઓના સાહેદોને તે વિષયના કામસારૂ તે ઇનસાફસ્થળમાં જતાં, અથવા ઇનસાફસ્થળમાં હાજર રહ્યા હોય તે વખતે, અને ત્યાંથી પાછા આવતાં દિવાની પ્રોસેસથી પકડવાનું બાતલ કર્યું છે.

ટીકા—૬૪૨. હાયકોરટે લવાદને કામ સોંપેલું તે લવાદ પાસે હાજર હતો તે વખતે સ્માલકાજ કોરટના હુકમનામાની બજાવણીમાં હાયકોરટમાં ચાલતા દાવાના પ્રતિવાદીને પકડવામાં આવ્યો તેમાં એમ ઠર્યું કે એ સખસને પકડી શકાય નહી અને હાયકોરટ તેને છુટો મુકવાનો હુકમ આપવાને સત્તાવાન છે. પ્રેસીડન્સી ટાઉનમાંની સ્માલકાજ કોરટો હાયકોરટને તાબે છે. ઇ. લો. રી. ૫ કલ. ૧૭૦ વળી ઇ. લો. રી. ૫ કલ. ૧૦૬ જુઓ.

રેવન્યુ કોરટો પણ ૬૫૧મી કલમ પ્રમાણે દીવાની કોરટો છે અને તેથી રેવન્યુ કોરટની પ્રોસેસથી જે સખ્સ પકડાયો હોય તે નાશી જાય તો તેને ૬૫૧મી કલમ પ્રમાણે શીક્ષા થઈ શકે છે. ૬૪૨મી કલમથી તોહોમતદાર ફોજદારી કોરટમાં હાજર હોય તેનેજ માફી મળે છે. ઇ. લો. રી. ૪ અલા. ૬૨૭.

કેટલાક ગુન્હાઓની બાબતમાં કામ ચલાવવાની રીત.

૬૪૩. કોઈ કોરટની રૂબરૂ કામ ચાલતું હોય તેમાં, હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૯૩, કલમ ૧૯૬, કલમ ૧૯૯, કલમ ૨૦૦, કલમ ૨૦૫, કલમ ૨૦૬, કલમ ૨૦૭, કલમ ૨૦૮, કલમ ૨૦૯, કલમ ૨૧૦, કલમ ૪૬૩, કલમ ૪૭૧, કલમ ૪૭૪, કલમ ૪૭૫, કલમ ૪૭૬, અથવા કલમ ૪૭૭ માં કહેલા કોઈ ગુન્હાનો આરોપ, માજીસ્ત્રેટને ત્યાં તપાસ કરવાસારૂ મોકલવાનું પક્કું કારણ છે એમ કોરટને જણાય અને તે આરોપ બીજી કોઈ ફરિયાદ કે કામ ચાલતાં અથવા તે કામમાં પુરા-

વામાં આપેલા કોઈ દસ્તાવેજની બાબતમાં રાખી શકાય એમ હોય તો, કોરટ ઠીક ત્યાંસુધી આરોપીને અટકાવી રાખવાને કોરટ મુખ્ત્યાર છે. અને પછી તેને પેરાસાથે માજીસ્ત્રેટને ત્યાં મોકલવાને અથવા માજીસ્ત્રેટની રૂબરૂ તેને હાજર થવાના પુરતા જામીન લેવાને કોરટ મુખ્ત્યાર છે.

તોહોમતને લાગુ હોય તેવા દસ્તાવેજો અને પુરાવા કોરટે માજીસ્ત્રેટને મોકલવા; અને તે માજીસ્ત્રેટની રૂબરૂ હાજર થઈને સાક્ષીપુરવાસારૂ કોઈ શખ્સના જાત મુચલકા લેવાને કોરટ મુખ્ત્યાર છે.

માજીસ્ત્રેટે તે તોહોમતના કાગળ લેવા, અને તે ઉપરથી કાયદાપ્રમાણે કામ ચલાવવું.

૬૪૪. કલમ ૬૩૬ઉપરથી તથા વિક્ટોરીઆ રાણીના કારકિર્દિના ૨૪ મા તથા ૨૫ મા વરસમાં મંજુર થએલા ચાપ્ટર ૧૦૪ ની કલમ ૧૫ ઉપરથી હૈકોરટને જે અખ્ત્યાર મળ્યો હોય તે અખ્ત્યારને અનુસરીને આ કાયદાને જોડેલા ચોથા પરિશિષ્ટમાં આપેલા નમુના પ્રત્યેક મુકદમાની હકીકતપ્રમાણે જોઈએ તેવો ફેરફાર કરીને જે કામમાં ઉપયોગ કરવાનું તેમાં કહેલું છે તે તે કામમાં ઉપયોગ કરવા. ચોથા પરિશિષ્ટમાં આપેલા નમુનાનો ઉપયોગ.

૬૪૫. આ કાયદો અમલમાં આવે તે વખતે હૈકોરટના તાબાની કોઈપણ કોરટની જે ભાષા હોય તેજ ભાષા સ્થાનિક સરકાર બીજી રીતનો હુકમ કરે ત્યાંસુધી તે તાબાની કોરટમાં ચાલુ રહેશે. તાબાની કોર્ટોની ભાષા.

પરંતુ આવી પ્રત્યેક કોરટની કઈ ભાષા ગણવી એ વખતે વખતે ઠરાવવાને સ્થાનિક સરકાર મુખ્ત્યાર છે.

૬૪૫અ. આડમીરલ્ટી (દરીઆઈ), અથવા વાઈસ આડમીરલ્ટી સંબંધી સાલ્વેજ (વહાણ અથવા તેમાનો માલ જોખમમાંથી બચાવવાની જે મદત કરે તેનું મેહેનતાણું અથવા વહાણનો નાશ થતાં ઉગરેલો માલ) ટાવેજ (પાગડબાંધીને લાવવા બાબતનું મેહેનતાણું) અથવા કોલીશન (વહાણનું અરસ્પરસ અથડાવું) એમના દાવામાં કોરટે ગમેતો અવલ કે અપીલ હકુમત ચલાવતાં, વખતે વખતે નિયમ ઠરાવીને કોરટ ફરમાવે તે રીતે પોતાને મદદ કરવાસારૂ, પોતાને યોગ્ય લાગે તો, તે દાવાના કોઈ પક્ષકારની અરજ ઉપરથી બે લાયક આસેસરોને સમન કરવા. અને તે આસેસરોએ હાજર રહી તે પ્રમાણે મદદ કરવી. સાલવેજ વીગેરેના દાવામાં આસેસર.

હાજર રહેવાબદલ કોરટ નિયમ કરીને ઠરાવે તેટલી ફી સદરહુ પ્રમાણેના પ્રત્યેક આસેસરને મળશે. અને પ્રત્યેક કામમાં કોરટ ફરમાવે તે ફી આપવી પડશે.

૬૪૬. કોઈ કાયદાની બાબત વિશે અથવા કાયદા જેટલો બળવાન હોય એવા રિવાજ વિશે અથવા ઠરાવના ગુણદોષને લાગુ પડે એવા કોઈ સ્માલકાજ કોર્ટના રજીસ્ટ્રારનો

મુકદ્દમા લખીમો કલવાનો અખ્ત્યાર.

દસ્તાવેજના અર્થ વિશે સ્માલકાજકોરટના રજીસ્ટારને કંઈ સંશય આવે તો, જડજના અભિપ્રાયસારૂ હકીકત લખી મોકલવાને તે મુખ્ત્યાર છે. અને જડજે હકીકત લખી મોકલવા વિશે આ કાયદામાં જે ઠરાવો કહેલા છે તે બધા પ્રસંગ પ્રમાણે જરૂરનો ફેરફાર કરીને રજીસ્ટાર હકીકત લખી મોકલે તેને લાગુ પડશે.

પરચુરણકામ.

૬૪૭. કોઈ દિવાની હકુમતવાળી કોરટમાં ફરિયાદો અને અપીલો શિવાયનાં બીજા બધાં કામોમાં, આ કાયદામાં કહેલી કામ ચલાવવાની રીત જેટલી લાગુ પડે તેટલી લાગુ પાડવી.

પુરાવા તરીકે સોગનનામાં લેવાનું.

આવાં કામોમાં, જે જે બાબત સોગનનામામાં લખેલી હોય તે બાબતના પુરાવાતરીકે તે સોગનનામાં લેવાને વાસ્તે વખતે વખતે નિયમ કરવાને હૈકોરટ મુખ્તાર છે. અને તે નિયમો સ્થાનિક સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ કરવામાં આવે એટલે કાયદા જેટલા બળવાન ગણાશે.

ટીકા—૬૪૭. આ કલમને લગતા ઇ. લો. રી. ૩ મુ. ૩૦૪. ઇ. લો. રી. ૫ મુ. ૬૮૦. ઇ. લો. રી. ૭ કલ. ૧૬૩ અને ૬ કલ. ૬૬૨. જુઓ.

જે શખ્સને પકડવાનો અથવા જે મિલકત જપ્ત કરવાની હોય તે શખ્સ અથવા મિલકત ડિસ્ત્રિક્ટની બહાર હોય ત્યારે કામ ચલાવવાની રીત.

૬૪૮. હુકમનામાની બજાવણી સંબંધી ન હોય એવા આ કાયદાના કોઇપણ ઠરાવ પ્રમાણે કોઈ શખ્સને પકડવો અથવા કાંઇપણ મિલકત જપ્ત કરવી એમ કોઇ કોરટની મરજી હોય અને તે કોરટની હકુમતની સ્થાનિક હદ બાહાર તે શખ્સ રહેતો હોય અથવા તે મિલકત હોય ત્યારે પોતાની નજરમાં આવે તો, પકડવાનું વારંટ કાઢીને અથવા જપ્તીનો હુકમ કરીને જે ડિસ્ત્રિક્ટ કોરટની હકુમતની સ્થાનિક હદમાં સદરહુ શખ્સ રહેતો હોય અથવા સદરહુ મિલકત હોય તે ડિસ્ત્રિક્ટ કોરટને તે વારંટની અથવા હકુમતની નકલ, તથા પકડવાના કે જપ્ત કરવાના ખરચનો સંભવિત આંકડો, મોકલવાને તે કોરટ મુખ્ત્યાર છે.

તે નકલ અને આંકડો મળે એટલે તે ડિસ્ત્રિક્ટ કોરટે પોતાના અમલદાર મારફતે, અથવા પોતાના તાબાની કોરટ મારફતે તે શખ્સને પકડાવવો અથવા જપ્તી કરાવવી, અને જે કોરટે તે શખ્સને પકડવાબાબત અથવા તે મિલકત જપ્ત કરવાબાબત વારંટ અથવા હુકમ કાહાડ્યો હોય તે કોરટને તે પકડ્યાની અથવા જપ્ત કર્યાની ખબર કરવી.

અને આ કલમપ્રમાણે જે કોરટ કોઇને પકડે તે કોરટે તે પકડેલા શખ્સને, પકડવાનું વારંટ જે કોરટે કાહાડ્યું હોય તે કોરટમાં મોકલવો જોઇયે: પણ તે કોરટમાં હાજર થવાબાબત અથવા (૩૪ મા બાબપ્રમાણે હોય તેવા મુકદ્દમામાં) તેની વિરૂદ્ધ તે કોરટ કાંઈ હુકમનામું કરે તેની ભરપાઇ કરવાબાબત તે પુરતો જામીન આપે તો પકડનારી કોરટે તેને છોડી દેવો.

ટીકા—૬૪૮. જે ડીસ્ત્રીકટ કોરટને તે તાબે હોય તે કોરટની હકુમતમાં સ્માલકાજકોરટ પોતાનું હુકમનામું ૬૪૮મી કલમ પ્રમાણે પ્રોસીજર ચલાવ્યા વગર બજાવી શકેછે એક ડીસ્ત્રીકટમાં કરેલુ હુકમનામું બીજા ડીસ્ત્રીકટમાં બજાવવાનું હોય ત્યારે ૬૪૮મી કલમ લાગુ પડેછે. ઈ. લૉ. રી. ૪ કલ. ૮૨૩

આ આકટ્ની ૨૨૩ કલમ સ્માલકાજ કોરટને લાગુ નથી અને જે કોરટ વારંટ કાઢતી હોય તે કોરટની હકુમતમાં પ્રતિવાદી રહેતો હોય તો ૬૪૮મી કલમ લાગુ પડતી નથી. માટે સ્માલકાજકોરટ બીજા ડીસ્ત્રીકટમાં રહેતો હોય તે પ્રતિવાદીને પકડવા સારૂ વારંટ કાઢી શકેછે, પણ પોતાની હકુમતની બહાર અને તેજ ડીસ્ત્રીકટમાં રહેતો હોય તો કોરટ વારંટ કાઢી શકતી નથી. ઈ. લૉ. રી. ૨ મું. ૫૬૯

૬૪૯. કોઈ શખ્સને પકડવાસારૂ અથવા મિલકતના વેચાણસારૂ અથવા પૈસા ભરવાસારૂ કોઈ દિવાની.કોરટ કોઈ દિવાની કામમાં મરજી બતાવે અથવા હુકમ કરે, તે પકડવાસંબંધી વેચવાસંબંધી અથવા રૂપીયા ભરવાસંબંધી ઈનસાફની કોઈ પ્રોસેસ બજાવવામાં બાબ ૧૯ માં જે નિયમ કહેલા છે તે લાગુ પડશે.

પકડવાની, વેચવાની અને પૈસા ભરવાની તમામ દિવાની પ્રોસેસને લાગુ પડે તે નિયમો.

એજ બાબમાં 'હુકમનામું કરનારીકોરટ' આ અથવા એવાજ અર્થના (બીજા) શબ્દોમાં (આગલા પાછલાસંબંધથી બાધ આવતો ન હોય તો) બજાવવાનું હુકમનામું અપીલમાં થયું હોય ત્યારે જે હુકમનામાઉપર અપીલ થઈ તે હુકમનામું કરનારી કોરટ આનો સમાવેશ થાય છે; અને-બજાવવાનું હુકમનામું કરનારી કોરટનું અસ્તિત્વ બંધ થયું હોય, અથવા તે હુકમનામું બજાવવાની તે કોરટની હકુમતબંધ થઈ હોય ત્યારે,-જે ફરિયાદમાં હુકમનામું થયેલું તે ફરિયાદ, એ હુકમનામું બજાવવાની દરખાસ્ત કરતી વખતે થઈ હોત તો, તેની ચોકશી કરવાની હકુમત જે કોરટને હોત તે કોરટ, આનો સમાવેશ થાય છે એમ સમજવું.

૬૫૦. આ કાયદા પ્રમાણે કોઈ કામમાં જે શખ્સોને શાહેદી પુરવાનું અથવા દસ્તાવેજો હાજર કરવાનું કહેવામાં આવે તે તમામ શખ્સોને બાબ ૧૪ માં ને ૧૫ માં સાક્ષીઓ વિશે જે ઠરાવો છે તે લાગુ પડશે.

સાક્ષીઓવિશે લાગુ પાડવાના નિયમ.

૬૫૦અ. બ્રિટિશ ઈંડિયાની હદ બાહારની કોઈ પણ દિવાની કે મુલકી કોરટે કાઢેલા સમન, બ્રિટિશ ઈંડિયામાની કોરટમાં મોકલવાનો અને બ્રિટિશ ઈંડિયાની કોરટે કહાડેલા સમન પ્રમાણે તે સમન બજાવવાનો અખત્યાર છે. પણ એવું ઠરાવ્યું છે કે, એવા સમન કાઢનારી કોરટો ગવરનર જનરલ ઈનકોન્સિલના હુકમથી સ્થાપેલી હોવી જોઈયે, અથવા ગવરનર જનરલ ઈન કોન્સિલે ઈંડિયા ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને આ કલમના ઠરાવ સદરહુ પ્રકારની કોરટને લાગુ છે એમ જણાવવું જોઈયે.

પરરાજ્યના સમન બજાવવાનું.

આ કલમપ્રમાણે કરેલું કોઈ જાહેરનામું તેવાજ બીજા જાહેરનામાથી રદ કરવાને ગવરનર જનરલ ઇન કૌન્સિલ મુખ્તાર છે. પરંતુ તે રદ કર્યા ઉપરથી રદ કર્યા અગાઉ બજેલા કોઈ સમનની બજાવણી ગેરકાયદેસર ગણાશે નહી.

આ કાયદાપ્રમાણે અથવા દિવાની પ્રોસેસની રૂહએ પકડવામાં સામો થાય અથવા પેરામાંથી નાસી જાય તો શિક્ષા.

૬૫૧. આ કાયદા ઉપરથી અથવા કોઇ પણ દિવાની કે મુલકી કોરટના વારંટઉપરથી કાયદાસર રીતે પોતાને પકડવા દેવામાં કોઈ શખ્સ સામો થાય અથવા ગેરકાયદાસર અટકાવ કરે, અથવા આ કાયદાપ્રમાણે કે તે વારંટ પ્રમાણે કાયદાસર રીતે તેને જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી તે નાશી જાય અથવા નાશી જવાનો પ્રયત્ન કરે તો માજીસ્ત્રેટની રૂબરૂ ગુન્હેગાર ઠરે એટલે, તેને છ મહીનાની મુદતપર્યંત કેદની શિક્ષા અથવા ૧૦૦૦ રૂપીયાસુધી દંડની શિક્ષા અથવા તે બંને શિક્ષા કરવામાં આવશે.

કામ ચલાવવાની રીતના પેટા નિયમ કરવાનો અખ્તાર.

૬૫૨. હૈકોરટનું પોતાનું કામ ચલાવવાની રીતને લગતી અથવા હૈકોરટની દેખરેખ નીચેની દિવાની ન્યાયાધિકારી કોરટોમાં કામ ચલાવવાની રીતને લગતી કોઈ બાબત નિયમસર કરવાસારૂ આ કાયદાને અનુસરતા નિયમ વખતે વખતે કરવાને હૈકોરટ મુખ્તાર છે. અને તે નિયમ સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ કરવા, અને તે પ્રસિદ્ધ થાય એટલે કાયદા જેટલા તે બળવાન ગણવા.

# परिशिष्ट पहेलुं.

( કલમ ૩ જુઓ ).

આક્ટો રદ કર્યા તે.

| નંબર તથા વરસ. | વિષય અથવા સરનામું. | કેટલો રદ કર્યો તે. |
|---|---|---|
| સન ૧૮૭૭ નો ૧૦ મો. | દિવાની કામ ચલાવવાની રીતનો કાયદો... | પહેલાં રદ થયો નહોય તેટલો. |
| સન ૧૮૭૯ નો ૧૨ મો. | સન ૧૮૭૭ નો આક્ટ ૧૦ મો, વગેરે આક્ટ સુધારવાનો આક્ટ. | ૧ થી ૧૦૩ (બંને સુધાંતની) કલમો. |
| સન ૧૮૮૦ નો ૭ મો. | મરચંટ શિપિંગ (વ્યાપારીઓનાં વહાણસંબંધી) | પંચાશીમી કલમ. |

# परिशिष्ट बीजुं.

( કલમ ૫ જુઓ ).

મુફસીલની સ્માલકાજ કોર્ટોને આ કાયદાના જે બાબો અને કલમો લાગુ પડેછે તે.

પ્રારંભનો વિષય:—કલમ ૧, ૨, ૩ અને ૫.

બાબ ૧ લો—કોર્ટોની હકુમત અને નિર્ણિત વાતવિશે, કલમ ૧૧ શિવાયનો.

બાબ ૨ જો—ફરિયાદ કરવાના ઠેકાણાવિશે, પણ કલમ ૨૦ પારેગ્રાફ ૪ તથા કલમ ૨૨ થી ૨૪ સુધી (બંને સુધાંત) એ શિવાયનો.

બાબ ૩ જો—પક્ષકાર અને તેમનું હાજર થવું, તેમની અરજો, અને તેમણે કરવાનાંકામ એવિશે.

બાબ ૪ થો—ફરિયાદ તૈયાર કરવા વિશે, કલમ ૪૨ અને કલમ ૪૪ નિયમ અ એ શિવાયનો.

બાબ ૫ મો—ફરિયાદો માંડવા વિશે.

બાબ ૬ ઠો—સમન કાઢવા તથા પોંચાડવા વિશે, કલમ ૭૭ શિવાય.

બાબ ૭ મો—પક્ષકારોએ હાજર થવાવિશે અને ન હાજર થવાનાં પરિણામવિશે.

બાબ ૮ મો—કલમ ૧૧૧, સામો દાવો.

બાબ ૯ મો—કોર્ટે પક્ષકારોની જબાની લેવાવિશે, કલમ ૧૧૯ શિવાય.

બાબ ૧૦ મો—દસ્તાવેજોની શોધ લગાડવા, તે કબુલ કરવા, વગેરે વિશે.

બાબ ૧૨ મો—કલમ ૧૫૫ નો પારેગ્રાફ ૧ લો, બેમાંથી એક પક્ષકાર પોતાનો પુરાવો હાજર ન કરે તો ફેસલો કરવો.

બાબ ૧૩ મો—મુલતવી રાખવાવિશે.

બાબ ૧૪ મો—સાક્ષીઓને સમન કરવાવિશે તથા તેમણે હાજર રહેવાવિશે.

બાબ ૧૫ મો—ફરિયાદની સુનાવણી તથા સાક્ષિઓની જબાની લેવાવિશે, ૧૮૨ થી ૧૮૮ (બંને સુધાંત) સુધીની કલમોશિવાય.

બાબ ૧૭ મો—ફેસલા તથા હુકમનામાં વિશે, ૨૦૪, ૨૦૭, ૨૧૧, ૨૧૨, ૨૧૩, ૨૧૪,અને ૨૧૫ એ કલમો શિવાય.

બાબ ૧૮ મો—કલમો ૨૨૦, ૨૨૧, ૨૨૨, ખરચવિશે.

બાબ ૧૯ મો—હુકમનામાં બજાવવાવિશે, કલમ ૨૨૩ થી ૨૩૯ સુધી (બંને સુધાંત), ૨૩૯ થી ૨૫૮ સુધી (બંને સુધાંત), ૨૫૯ (વહુ તાબે લેવાવિશે જે કહેલું છે તે શિવાયનો બાકીનો ભાગ), ૨૬૬ (સ્થાવર મિલકતસંબંધી જેટલું કહેલું છે તે શિવાયનો ભાગ), ૨૬૭ થી ૨૭૨ સુધી (બંને સુધાંત), ૨૭૩ (જંગમ મિલકતનાં હુકમ નામા વિશે કહેલું છે તેટલા પુરતો ભાગ), ૨૭૫ થી ૨૮૦ સુધી (બંને સુધાંત), ૨૮૩, ૨૮૪ (જંગમ મિલકત વિશે કહેલું છે તેટલા પુરતો ભાગ), ૨૮૫, ૨૮૬, ૨૮૭, ૨૮૮, ૨૮૯, ૨૯૦, ૨૯૧, ૨૯૨,૨૯૩ (કલમ ૨૯૭ પ્રમાણે ફરી વેચાણવિશે કહેલું છે તેટલા પુરતો ભાગ), ૨૯૪ થી ૩૦૩ સુધી (બંને સુધાંત), ૩૨૮થી ૩૩૩ સુધી (બંને સુધાંત જંગમ મિલકત સંબંધી જે કહેલું છે તેટલા પુરતો ભાગ), ૩૩૯ થી ૩૪૩ સુધી (બંને સુધાંત).

બાબ ૨૦ મો—કલમ ૩૫૦, નાદારી બાબતની હુકમત કેટલીક કોર્ટને આપવાનો અખત્યાર.

બાબ ૨૧ મો—પક્ષકારોનાં મરણ, લગ્ન અને તેમની નાદારી વિશે.

બાબ ૨૨ મો—ફરિયાદો કાઢી લેવા તથા માંડી વાળવા વિશે.

બાબ ૨૩ મો—કોર્ટમાં ભરણું કરવા વિશે.

બાબ ૨૪ મો—ખરચને વાસ્તે જામીન માગવા વિશે.

બાબ ૨૫ મો—કમીશન વિશે.

બાબ ૨૬ મો—નાદારોએ કરવાની ફરિયાદો વિશે.

બાબ ૨૭ મો—સરકાર અથવા સરકારી નોકરો કરે તે અથવા તેમના ઉપર થાય તે ફરિયાદો.

બાબ ૨૮ મો—પરરાજ્યના લોકો કરે તે ફરિયાદો,તથા દેશી અને પરદેશી રાજ્ય કર્તાઓ કરે તે અને તેમના ઉપર કરવામાં આવે તે ફરિયાદો,કલમ ૪૩૩ના પહેલા પારેગ્રાફ શિવાય.

બાબ ૨૯ મો—કારપોરેશન અને કંપનીઓ કરે તે તથા તેમનાઉપર કરવામાં આવે તે ફરિયાદો.

બાબ ૩૦ મો—ટ્રસ્ટી, મૃત્યુપત્ર ચલાવનાર, તથા મૈયતની મિલકતના વહિવટ કરનાર કરે તે તથા તેમના ઉપર કરવામાં આવે તે ફરિયાદો.

બાબ ૩૧ મો—સગીર અને દિવાના એઓની તરફની અને તેમના ઉપરની ફરિયાદો.

બાબ ૩૨ મો—લશ્કરી માણસો કરે તે તથા તેમના ઉપર કરવામાં આવે તે ફરિયાદો.

બાબ ૩૩ મો—ઇન્ટરપ્લીડર.

બાબ ૩૪ મો—ફેસલો થતાં પહેલાં પકડવા તથા જપ્તી કરવા વિશે, સ્થાવર મિલકત સંબંધી ન હોય તેટલો ભાગ.

બાબ ૩૬ મો—વસુલદારની નીમણુક.
બાબ ૩૭ મો—લવાદીપર સોંપવા વિશે, કલમ ૫૦૬ થી ૫૨૬ સુધી (બંને સુધાંત).
બાબ ૩૮ મો—પક્ષકારોના કરારનામા ઉપરથી ચલાવવાના કામ વિશે.
બાબ ૪૬ મો—હૈકોરટને હકીકત લખી મોકલવા વિશે, તથા હૈકોરટે તપાસણી કરવા વિશે.
બાબ ૪૭ મો—ફેસલાની ફરી તપાસ વિશે.
બાબ ૪૯ મો—પરચુરેણ કલમ ૬૪૦ થી ૬૪૭ સુધી (બંને સુધાંત), કલમ ૬૪૯થી ૬૫૨સુધી (બંને સુધાંત).

---

## परिशिष्ट त्रीजुं.

( કલમ ૭ જુઓ. )

મુંબાઇના આક્ટ અને કાયદાઓ.

મુંબઇનો સન ૧૮૨૭ નો રેગ્યુલેશન ૨૯ મો.
„ ૧૮૩૦ નો „ ૭ મો.
„ ૧૮૩૧ નો „ ૧ લો.
„ ૧૮૩૧ નો „ ૧૬ મો.
સને ૧૮૩૫ નો આક્ટ ૧૯ મો.
સને ૧૮૪૨ નો આક્ટ ૧૩ મો.

---

## परिशिष्ट चोथुं.

( કલમ ૬૪૪ જુઓ. )

ફરિયાદ અરજી, કેફીયત સમન, વગેરે મુદા પેહેલાંના કાગળ ( પ્લીડીંગ્સ ) ના તથા હુકમનામાંના નમુના.

---

અ.—ફરિયાદ અરજીઓ—ભાગ ૧ લો.

### નંબર ૧.

ધીરેલા પૈસા વિશે.

ના                    ની કોરટમાં

દિવાની ફરિયાદ નંબર.

અ. બ. રહેનાર.

વિરુદ્ધ.

ક. ડ. રહેનાર.

હું, અ. બ.; ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ મેં રૂ. પ્રતિવાદીને ધીર્યા તે માગું ત્યારે ( અથવા તારીખ સને રોજ) પાછા આપવાના હતા. પ્રતિવાદીએ તારીખ માહે સને રોજ રૂ આપ્યા છે તે શિવાય તેણે કંઈ આપ્યું નથી.

(મુદતનો કોઈ કાયદો લાગુ કરવાની માફી વાદી માગતો હોય તો લખવું કે:

તારીખ સને થી તારીખ માહે સન સુધી હું વાદી નાની ઉમરનો (અથવા દિવાનો) હતો.

૪ તારીખ માહે સન થી ૬૨ સેંકડે ટકા પ્રમાણે વ્યાજ સહિત રૂ. નો ફેસલો મળવા વિશે મારી અરજ છે.

( ટીપઃ—કરજ ક્યારે પાછું આપવાનું હતું તે લખવાનો હેતુ એ છે કે તેથી વ્યાજ ગણવાની તારીખ મુકરર થાય. માટે જો વ્યાજ ન માગ્યું હોય તો, તે મજકુર કમી કરીશકાય. )

---

## નંબર ૨.

### વાદીને વાસ્તે મળેલા પૈસા વિશે.

(મથાળું.)

અમે, અ. બ. અને ગ. હ.; ઉપર કહેલા વાદીઓ જણાવીએ છીએ કેઃ—

૧. માં, તારીખ માહે સન રોજ એક ફ. ઈ. પાસેથી અમારે માટે રૂ. ( અથવા બ્યાંક ઉપરનો રૂ. નો ચેક) પ્રતિવાદીએ લીધા.

૨. પ્રતિવાદીએ તે પરમાણે તે રૂપીઆ આપ્યા નથી ( અથવા ચેક આપ્યો નથી )

૩. તારીખ માહે સન થી ૬૨ સેંકડે ટકા પ્રમાણે વ્યાજ સહીત રૂ. નો ફેસલો મળવા વિશે અમારી અરજ છે.

---

## નંબર ૩.

### [ આડતિયાએ વેચેલા માલની કીંમત દલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવુંછું કેઃ-

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ મેં અને મૈયત ઈ. ફ. એ પ્રતિવાદીને કમીશનથી વેચવા સારૂ (લોટનાં એક હજાર પીપ, પાંચસે મણ ચોખા અથવા જે હોય તે) આપ્યું.

૨. તારીખ માહે સને ૧૮ રોજ (અથવા તારીખ માહે સને ૧૮ પહેલાં જે દિવસ હું જાણતો નથી તેવે કોઈ દિવસે) પ્રતિવાદીએ તે માલ રૂ. માટે વેચ્યો.

૩. તે વેચવાનું પ્રતિવાદીનું ખરચ અને કમીશન મળીને રૂ.         થાયછે.

૪. સદરહુ માલનું જે ઉપજ્યું હોય તે તારીખ      માહે          સને ૧૮
રોજ મેં પ્રતિવાદી પાસે માગ્યું.

૫. પ્રતિવાદીએ તે આપ્યું નથી.

(ફેસલો માગવા.)

## નંબર ૪.

### વાદીની હકીકતની ચુકને લીધે પ્રતિવાદીને મળેલા પૈસા વિશે.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧.          માં, તારીખ      માહે          સને ૧૮      રોજ      આને તોલા પ્રમાણે શુદ્ધ રૂપાના પાસલા મેં ખરીદ કરવાનો અને પ્રતિવાદીએ વેચવાનો કરાર કર્યો.

૨. મેં એક ઇ. ફ. પાસે તે પાસલાની પરિક્ષા કરાવી, તે પરિક્ષા બદલ પ્રતિવાદીએ તેને પૈસા આપ્યા; અને સદરહુ ઇ. ફ. એ એવું કહ્યું કે તે પાસલામાંનો દરેક ૧૫૦૦ તોલા શુદ્ધ રૂપાનો છે, અને તેથી કરીને મેં      આનાના દર પ્રમાણે રૂ.         પ્રતિવાદીને આપ્યા.

૩. તે પાસલામાંના દરેક પાસલામાં માત્ર ૧૨૦૦ તોલા શુદ્ધ રૂપું હતું.

૪. આ રીતે વધારે અપાએલી કિમતની રકમ પ્રતિવાદીએ પાછી આપી નથી.

(ફેસલો માગવા.)

(ટીપઃ—પૈસા પાછા લેવાની માગણીની જરૂર નથી; પરંતુ તે ન માગે તો તેથી વ્યાજ અથવા ખરચની બાબતમાં અડચણ પડે.)

## નંબર ૫.

### પ્રતિવાદીના કહેવાથી ત્રીજા શખસને આપેલા પૈસા બદલ.

(મથાળું.)

હું, અ. બ, ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧.          માં, તારીખ      માહે          સને ૧૮      રોજ પ્રતિવાદીના કહેવાથી (અથવા તેના હુકમથી) મેં એક ઈ. ફ. ને રૂ.         આપ્યા.

૨. તેને માટે પ્રતિવાદીએ હું માગું ત્યારે ( અથવા જે હોય તે) તે રકમ મને પાછી આપવાનું વચન આપ્યુંછે (અથવા તે બંધાયો છે).

૩. (તારીખ          સને ૧૮      રોજ મેં તે રકમ પ્રતિવાદી પાસે માગી પણ) તે તેણે આપી નથી.

(ટીપઃ—પ્રતિવાદીનું કહેવું અથવા તેનો હુકમ ગર્ભિત હોય તો જે હકીકતોથી તે પ્રમાણે ગર્ભિત નીકળતું હોય તે હકીકતો ફરિયાદ અરજીમાં લખવી.)

## નંબર ૬.

### મુકરર કીંમતે માલ વેચીને સ્વાધીન કર્યો હોય તે બદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ ના રેહેનાર મેયત ઈ. ફ. એ પ્રતિવાદીને ( સો પીપ લોટનાં, અથવા આસાથે જોડેલી યાદમાં કહેલો સામાન, અથવા પરચુરણ સામાન ) વેચીને સ્વાધીન કર્યો.

૨. તે માલબદલ તે સ્વાધીન કરવામાં આવે એટલે ( અથવા તારીખ માહે સને રોજ ફરિયાદ દાખલ કર્યા પેહેલાંનો કોઈ દિવસ ) રૂ. આપવાનું પ્રતિવાદીએ વચન આપ્યું.

૩. તેણે તે રકમ આપી નથી.

૪. સદરહુ ઈ. ફ. એ પોતાની હયાતીમાં પોતાનું મૃત્યુપત્ર કર્યું છે તેમાં તેણે મને તે મૃત્યુપત્ર ચલાવનાર નીમ્યો છે.

૫. તારીખ સને ૧૮ રોજ સદરહુ ઈ. ફ. મરણ પામ્યો.

૬. તારીખ સને ૧૮ રોજ ની કોર્ટે તે મૃત્યુપત્રનું પ્રોબેટ મને આપેલું છે.

૭. તે પ્રમાણે મૃત્યુપત્ર ચલાવનાર તરીકે હું વાદી (ફેસલો માગવો ).

( ટીપઃ—પૈસા આપવાની તારીખ મુકરર કરી હોય તો, વ્યાજ કઈ તારિખથી ગણવું તે જણાવવા માટે તે તારીખ લખવી ).

---

## નંબર ૭.

### વાજબી કિંમતે માલ વેચીને સ્વાધીન કર્યો હોય તે બદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧, માં, તારીખ માહે સને ૧૮ રોજ ( ઘર શણગારનો પરચુરણ સામાન ) મેં પ્રતિવાદીને વેચ્યો અને સ્વાધીન કર્યો પણ કિંમતવિશે કંઈસ્પિષ્ટ કરાર કરવામાં આવેલો નથી.

૨. તે સામાનની વાજબી કિંમત રૂ. હતી.

૩. પ્રતિવાદીએ તે આપી નથી.

( ફેસલો માગવો. )

(ટીપઃ—માલની વાજબી કિંમત હોય તે આપવાનું કાયદામાં ગર્ભિત વચન માનેલું છે ).

## નંબર ૮.

**પ્રતિવાદીના કહેવાથી મુકરર કિંમતે ત્રીજા શખસને સ્વાધીન કરેલા માલવિશે.**

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ મહે સને ૧૮ રોજ મેં પ્રતિવાદીને ( લોટનાં સો પીપ ) વેચ્યાં અને પ્રતિવાદીના કહેવાથી તે ક્રોઈ ઈ. ફ. ને સ્વાધીન કર્યાં.

૨. તે બદલ રૂ. આપવાને પ્રતિવાદીએ મને વચન આપ્યું છે.

૩. તેણે તે રકમ આપી નથી.

( ફેસલો માગવો. )

---

## નંબર ૯.

**પ્રતિવાદી જેનું મૃત્યુપત્ર ચલાવનાર છે તેના કુટુંબને તેના મુદામ કહ્યાવગર વાજબી કિંમતે જરૂરીઆત વસ્તુઓ આપી હોય તે બદલ.**

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ મહે સને ૧૮ રોજ મેયત જેમ્સ જોન્સની સ્ત્રીને ( મેરી જોન્સને ) તે સ્ત્રીના કહેવાથી ( અબવસ્ત્રનો ) પરચુરણ સામાન પુરો પાડ્યો છે, પણ કિંમત વિષે સ્પષ્ટ કરાર થયો નથી.

૨. તે સામાન તેને વાસ્તે જરૂરીઆત હતો.

૩. તેની વાજબી કિંમત રૂ. હતી.

૪. સદરહુ જેમ્સ જોન્સે તે આપવાની ના કહી.

૫. તે જેમ્સ જોન્સના છેલા મૃત્યુપત્રનો ચલાવનાર પ્રતિવાદી છે.

( ફેસલો માગવો )

---

## નંબર ૧૦.

**મુકરર કિંમતે વેચેલા માલ વિશે.**

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ મહે સને ૧૮ રોજ ના રહેનાર મેયતઈ. ફ. ને ( માંના મારા ખેતરનો તે વખતે ઉગેલો તમામ પાક ) મેં વેચ્યો છે.

૨. તે બદલ મને રૂ. આપવાનું સદરહુ ઈ. ફ. એ વચન આપ્યું છે.

૩. તેણે તે રૂપીઆ આપ્યા નહીં.

૪. પ્રતિવાદી સદરહુ ઈ. ફ. ની ઇસ્ટેટનો વહિવટ કરનારો છે.
( ફેસલો માગવો. )

---

## નંબર ૧૧.

### વાજબી કિંમતે વેચેલા માલ વિશે.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ ના રહેનાર ઇ. ફ. એ પ્રતિવાદીને ( માંના પોતાના બાગમાં ઉગેલાં બધાં ફળ ) વેચ્યાં, પણ કિંમત વિષે સ્પષ્ટ કરાર થયો નથી.

૨. તે ફળની વાજબી કિંમત રૂ. હતી.

૩. પ્રતિવાદીએ તે રૂપિયા આપ્યા નથી.

૪. કોરટ લુનસીની ન્યાયાધિકારી હે કોરટે તારીખ માહે સને ૧૮ રોજ સદરહુ ઈ. ફ. દીવાનો છે એવો યોગ્ય રીતે ઠરાવ કર્યો છે, અને તેની ઇસ્ટેટનો વહિવટ કરવાનો સાધારણ અધિકાર આપીને મને તે ઇસ્ટેટને રક્ષક નીમ્યો છે.

૫. તે પ્રમાણે રક્ષક તરીકે હું ( ફેસલો માગવો ).

( ટીપઃ—દીવાનાની ઈસ્ટેટ હે કોરટની અસલ સાધારણ હકુમતમાં ન હોય તો ૪થા તથા ૫મા પારેગ્રાફને બદલે નીચેના લખવા ).

૪. ની દિવાની કોરટે તારીખ માહે સને ૧૮ રોજ, સદરહુ ઈ. ફ. દીવાનો છે અને પોતાનું કામકાજ ચલાવી શકે તેવો નથી, એવો યોગ્ય રીતે ઠરાવ કરીને મને તેની ઇસ્ટેટનો વહીવટદાર નીમ્યો છે.

૫. તે પ્રમાણે વહીવટદાર તરીકે હું ( ફેસલો માગવો.)

---

## નંબર ૧૨.

### પ્રતિવાદીના કહેવાથી સામાન બનાવ્યો હોય અને તે કબુલ ન કરે તે વિશે.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં તારીખ માહે સને ૧૮ રોજ ના રહેનાર ઈ. ફ. એ મારી સાથે એવો કરાર કર્યો કે, મારે તેને સારૂ (૭ ટેબલ અને પચાસ ખુરશીઓ) બનાવવી, અને તે સ્વાધીન કરૂં એટલે તેની કીમતના રૂ. સદરહુ ઈ. ફ. એ આપવા.

૨. સદરહુ સામાન મેં બનાવ્યો, અને તારીખ માહે સને ૧૮

રોજ સદરહુ ઈ. ફ. ને કહ્યું કે તું તે સ્વાધીન લે, અને ત્યારથી તે સામાન સ્વાધીન કરવાને હું તૈયાર અને ખુશી છું.

૩. સદરહુ ઈ. ફ. એ તે સામાન કબુલ કર્યો નથી અથવા તેની કીમત આપી નથી.

૪. કોરટ વુડ્યમની ન્યાયાધિકારી કોરટે તારીખ માહે સને ૧૮ રોજ સરદહુ ઈ. ફ. દીવાનો છે એવો યોગ્ય રીતે ઠરાવ કરીને તેના ઇસ્ટેટનો રક્ષક પ્રતિવાદીને નિમ્યો છે.

૫. મારી અરજ એ છે કે, રૂ. તથા તારીખ માહે સને થી દર વરસે દર સેંકડે ટકાપ્રમાણે વ્યાજ, પ્રતિવાદીના હાથમાં સદરહુ ઈ. ફ. ની ઇસ્ટેટ છે તેમાંથી આપવાનો ફેસલો કરો.

---

## નંબર ૧૩.

### લીલામમાં વેચેલો માલ ફરી વેચવાથી જે કમી ઉપજ્યું તે બદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ મેં પરચુરણ વેપારની વસ્તુઓ લીલામમાં મુકી. એવી શરતથી કે જે જે માલ ખરીદવામાં આવે તે તેનો ખરીદદાર વેચાણ પછી (દશ) દિવસમાં તેની કિમત આપીને લઈ નહિ જાય તો, તે ખરીદદારની વતી તે માલ લીલામથી ફરી વેચવામાં આવશે. આ શરતની પ્રતિવાદીને ખબર હતી.

૨. સદરહુ લીલામમાં પ્રતિવાદીએ (એક ટોપલો માટીનાં વાસણ) રૂ. માટે ખરીદ કર્યાં.

૩. તે દિવસે અને ત્યાર પછી (દશ) દિવસસુધી તે સ્વાધીન કરવાને હું તૈયાર અને ખુશી હતો, અને એ વાતની પ્રતિવાદીને ખબર હતી.

૪. પોતે ખરીદ કરેલો સદરહુ માલ પ્રતિવાદી લઈ ગયો નહિ અને વેચાણ પછી (દશ) દિવસમાં અથવા ત્યાર પછી તેની કિમત આપી નથી.

૫. માં તારીખ સને ૧૮ રોજ સદરહુ (ટોપલો માટીનાં વાસણ) પ્રતિવાદીની વતી જાહેર લીલામથી રૂ. માટે મેં ફરી વેચ્યાં.

૬. તે ફરી વેચવાને લીધે થએલા ખરચનો આંકડો રૂ. થાય છે.

૭. આ રીતે રૂ. કમી આવ્યા તે પ્રતિવાદીએ આપ્યા નથી.

( ફેસલો માગવો.)

(રકમ ૪થી ની ટીપઃ—વેચનારે સ્વાધીન કરવાની કબુલત ન આપી હોય તો, ખરીદદારે તે સામાન જપ્તને લઈ આવવો જોઇએ. સને ૧૮૭૨ નો આક્ટ ૯મો કલમ ૯૩ જુઓ.)

---

## નંબર ૧૪.

**જમીન વેચી હોય તેની ખરીદીની રકમ વિશે.**

( મથાળું )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ મેં પ્રતિવાદીને ( શેહેરમાંનું નંબર નું ઘર અને તેને લગતો ભાગ અથવા માં નામથી ઓળખાતું ખેતર અથવા ઠેકાણાની વગેરે જમીન) વેચી (અને તેનું ખત લખી આપ્યું).

૨. સદરહુ (ઘર અને તેને લગતો ભાગ અથવા ખેતર અથવા જમીન) બદલ મને રૂ. આપવાને પ્રતિવાદીએ વચન આપ્યું.

૩. તેણે તે રકમ આપી નથી.

(ફેસલો માગવો.)

(ટીપઃ—જો ખરૂં ખરીદી ખત ન કરયું હોય તો, રકમ ૧લી માં એમ લખવું કે "ઘર વગેરે પ્રતિવાદીને વેચ્યુ અને તેનો તેને કબજો આપ્યો.")

---

## નંબર ૧૫.

**સ્થાવર મિલકત વેચવાનો કરાર કર્યો હોય પણ ખરીદી ખત લખી આપ્યું ન હોય ત્યારે તે ખરીદીની રકમ લેવા વિશે.**

(મથાળું)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ મેં અને પ્રતિવાદીએ અરસ્પરસ એવી કબુલાયત કરી કે ( ગામમાંનું ઘર નંબર અથવા માં ૧૦૦ વીઘા જમીન જેની ચતુઃસીમામાં ઇસ્ટ ઇંડિયન રેલનો રસ્તો તથા મારી બીજી જમીનો આવેલી છે તે) રૂ. માટે મારે પ્રતિવાદીને વેચવી અને પ્રતિવાદીએ મારી પાસેથી ખરીદ કરવી.

૨. માં, તારીખ માહે સને ૧૮ રોજ સદરહુ મિલકતનું જો-ઇએ તેવું ખરીદી ખત (કન્વેન્સ) સદરહુ રકમ આપીને લે એમ મેં પ્રતિવાદીને કહ્યું (અથવા તે ખત કરી આપવાને હું તૈયાર અને ખુશી હતો અને તે કરી લે એમ મેં કહ્યું) અને હજી પણ તે કરી આપવાને હું તૈયાર અને ખુશી છું.

૩. પ્રતિવાદીએ તે રકમ આપી નથી.

(ફેસલો માગવો.)

---

## નંબર ૧૬.

### મુકરર કીંમતે કામ કર્યાબદલ.

(મથાળું.)

હું, અ, બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ (મને દરસાલ રૂ. નો પગાર કરીને કલારક તરીકે નોકર રાખ્યો).

૨. (સદરહુ) તારીખથી તારીખ માહે સને ૧૮ સુધી મેં પ્રતિવાદીના કલાક તરીકે તેની નોકરી કરી છે.

૩. પ્રતિવાદીએ સદરહુ પગાર આપ્યો નથી.

(ફેસલો માગવો.)

## નંબર ૧૭.

### વાજબી કીંમતે કામ કર્યાબદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ અને તારીખ માહે સને ૧૮ ની દરમ્યાન મેં પ્રતિવાદીના કહેવાથી પ્રતિવાદીને સારૂ (નાના પ્રકારનાં ચિત્ર (ડ્રૉઇંગ્સ), આકૃતિયો, અને નકશા (ડીઝાઇન) તૈયાર કરવા છે) પરંતુ તે કામને વાસ્તે આપવાની રકમ વિષેનો કાંઈ સ્પષ્ટ કરાર થયો નથી.

૨. તે કામ કરવાની વાજબી કીંમત રૂ. હતી.

૩. પ્રતિવાદીએ તે આપેલી નથી.

(ફેસલો માગવો.)

## નંબર ૧૮.

### મુકરર કીંમતે કામ કર્યું હોય અને સામાન આપ્યો હોય તે બદલ.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ મેં પ્રતિવાદીને વાસ્તે પ્રતિવાદીના કહ્યાથી ( નામની ચોપડીને સારૂ કાગળ પૂરા પાડીને તે ચોપડીની એક હજાર નકલો છાપીને તે તેને સ્વાધીન કરી.)

૨. પ્રતિવાદીએ તેને માટે રૂ. આપવાનું વચન આપેલું છે.

૩. તેણે તે રકમ આપેલી નથી.

(ફેસલો માગવો.)

## નંબર ૧૯.

### વાજબી કીંમતે કામ કર્યું હોય અને સામાન આપ્યો હોય તે વિશે.

(મથાળું).

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ મેં પ્રતિવાદીને સારૂ પ્રતિવાદીના કહેવાથી ( માં નંબર થી ઓળખાય છે તે) ઘર બાંધ્યું અને તેને વાસ્તે સામાન પૂરો પાડ્યો, પણ તે સામાન અને કામને વાસ્તે આપવાની કીંમતવિશેનો કંઈ સ્પષ્ટ કરાર થયો નથી.

૨. તે સામાન અને કામની વાજબી કીંમત રૂ. હતી.

૩. પ્રતિવાદીએ તે આપી નથી.

(ફેસલો માગવો.)

---

## નંબર ૨૦.

### પટામાં મુકરર કરેલા ભાડા વિશે.

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ મારી સાથે કરાર કર્યો તે ઉપર અમારી બંનેની સહીઓ છે. તેની એક નકલ આ સાથે જોડી છે.

(અથવા તે કરારનો મતલબ લખવો.)

૨. તારીખ માહે સને ૧૮ રોજ પુરા થતા (મહિના)નું ભાડું રૂ. થાય તે પ્રતિવાદીએ આપ્યું નથી.

(ફેસલો માગવો.)

---

### બીજો નમુનો.

૧. ચૌરંગીમાંનું ઘર નંબર ૨૭ મેં પ્રતિવાદીને તારીખ માહે સને ૧૮ થી સાત વરસની બોલીએ ભાડે આપ્યું. ભાડું દર વરસે રૂ. ઠરાવ્યું હતું, અને તે દર ત્રણ માસે ચુકવી આપવાનું હતું.

૨. ત્રિમાસનું ભાડું ચઢેલું છે અને તે આપ્યુ નથી.

(ફેસલો માગવો.)

---

## નંબર ૨૧.

### ભાડું મુકરર ઠરાવીને કબજો તથા ઉપભોગ લીધા બદલ.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ મહે સને ૧૮ રોજ ( મ્હેહ્લાનું ઘર નંબર ( પ્રતિવાદીએ મારી પાસેથી રૂ. ભાડું કરીને ભાડે રાખ્યું, અને ભાડાના રૂપીઆની પહેલી તારીખે આપવાના હતા.

૨. તારીખ મહે સને ૧૮ થી તારીખ મહે સને૧૮ સુધી તે ઘરનો ભોગવટો પ્રતિવાદીએ કર્યો.

૩. તારીખ મહે સને ૧૮ રોજ સદરહુ ભાડું ચઢ્યું તે પૈકી રૂ. પ્રતિવાદીએ આપ્યા નથી.

(ફેસલો માગવો.)

---

## નંબર ૨૨.

### વાજબી ભાડાથી કબજો તથા ઉપભોગ લીધા બદલ.

(મથાળું.)

મૈયત ક્ષ. ય. નું મૃત્યુપત્ર ચલાવનાર હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. પ્રતિવાદીએ સદરહુ ક્ષ. ય. ની રજાથી તારીખ મહે સને ૧૮ થી તારીખ મહે સને ૧૮ પર્યંત ( મ્હેહ્લામાંનું ઘર નંબર ) ઉપભોગમાં લીધું અને સદરહુ મકાનના ઉપભોગને બદલે શું આપવું તેનો કંઈ કરાર થયો નથી.

૨. સદરહુ મકાનની સદરહુ મુદતપર્યંત ઉપભોગ કરવાની વાજબી કીંમત રૂ. થાયછે.

૩. પ્રતિવાદીએ તે આપ્યા નથી.

૪. હું વાદી ઉપર કહ્યા પ્રમાણે મૃત્યુપત્ર ચલાવનાર તરીકે રૂ. મળવાનો ફેસલો થવાની અરજ કરૂં છું.

---

## નંબર ૨૩.

### ખાનપાન કરાવ્યાના તથા ઉતારો આપ્યાના પૈસાબદલ.

(મથાળું).

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ મહે સને ૧૮ થી તારીખ મહે સને ૧૮ પર્યંત પ્રતિવાદીએ મારી રજાથી ( મ્હેહ્લાના નંબરવાળા) ઘરની કેટલીક ખોલીઓનો ભોગવટો કર્યો અને તેના કહેવાથી મેં તેને ખાવાનું, પીવાનું, ખીજમતદાર તથા બીજી જરૂરીઆત વસ્તુઓ પુરી પાડીછે.

૨. તેને બદલે પ્રતિવાદીએ રૂ. ની રકમ આપવાનું વચન આપ્યું છે (અથવા તે ખાનપાન, ખીજમતદારી અને જરૂરીઆત વસ્તુઓને બદલે શું આપવું તેનો કરાર થયો નથી પણ તેની વાજબી કીંમત રૂ. હતી.)

૩. પ્રતિવાદીએ તે આપી નથી.

(ફેસલો માગવો.)

## નંબર ૨૪.

### માલના નોર (ભાડા) બદલ.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીના કહેવાથી મેં (પોતાની હોડીથી અથવા બીજા કસાથી) થી સુધી (લોટના હજાર પીપ અથવા કેટલીક સામાન) પોંચાડ્યો છે.

૨. પ્રતિવાદીએ તેના નોરબદલ મને (દર પીપે એક રૂપીઆ પ્રમાણે) રૂ. આપવાનું વચન આપ્યું છે (અથવા તે પ્રમાણે પોંચાડવાનું શું આપવું તેનો કંઇ કરાર થયો નથી પણ તે પોંચાડવાનું વાજબી નોર રૂ. થાયછે.)

૩. પ્રતિવાદીએ તે આપ્યા નથી.

(ફેસલો માગવો.)

## નંબર ૨૫.

### મુસાફરીનું ભાડું લેવા બદલ.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૮ રોજ, પ્રતિવાદીના કહેવાથી પ્રતિવાદીને હું થી સુધી ( નામના મારા વહાણમાં) લેઈ ગયો.

૨. પ્રતિવાદીએ તેને બદલે મને રૂ. આપવાનું વચન આપ્યું (અથવા તે મુસાફરીના ભાડાનું શું આપવું એનો કરાર થયો નથીપણ તે મુસાફરીનું વાજબી ભાડું રૂ. થાયછે.)

૩. પ્રતિવાદીએ તે આપ્યા નથી.

(ફેસલો માગવો.)

## નંબર ૨૬.

### લવાદના ફેસલા ઉપરથી.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. મારી અને પ્રતિવાદી વચે (તેલનાં ૧૦ પીપની કિંમત બદલ મારી માગણી હતી

તે પ્રતિવાદી આપવાને ના કહેતો હતો( તે વિશે તકરાર પડવાથી, માં તારીખ માહે સને રોજ મેં અને પ્રતિવાદીએ તે તકરાર ઇ. ફ. અને ગ. હ. ની લવાદી ઉપર સોંપવાનો કરાર કર્યો. (અથવા કરાર કર્યો તેની એક નકલ આસાથે જોડી છે.)

૨. સદરહુ લવાદોએ માં તારીખ માહે સને ૧૮ રોજ એવો નિવાડો કર્યો છે કે પ્રતિવાદીએ (મને રૂ. આપવા.)

૩. પ્રતિવાદીએ તે આપ્યા નથી.

(ફેસલો માગવો.)

**(ટીપઃ—લવાદોપર સોંપવાનો કરાર કોરટમાં દાખલ થયો ન હોય ત્યાં આ નમુનો લાગુ પડશે.)**

---

## નંબર ૨૭.

**પરરાજ્યના ફેસલા ઉપરથી.**

(મથાળું.)

**હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—**

૧. ના સંસ્થાનમાં (અથવા રાજ્યમાં), માં તારીખ માહે સને ૧૮ રોજ તે સંસ્થાનની (અથવા રાજ્યની) કોરટમાં મારી અને પ્રતિવાદીની વચ્ચે ફરિયાદ ચાલતી હતી, તેમાં તે કોરટે યોગ્યરીતે એવો ઠરાવ કર્યો છે કે પ્રતિવાદીએ મને રૂ. તથા સદરહુ તારિખથી વ્યાજ આપવુંઃ—

૨. પ્રતિવાદીએ તે આપ્યું નથી.

(ફેસલો માગવો.)

---

# માત્ર પૈસા આપવાના દસ્તાવેજો ઉપરની ફરિયાદ અરજીઓ.

---

## નંબર ૨૮.

**વર્ષાસનના લેખ ઉપરથી.**

(મથાળું.)

**હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—**

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ ખત લખી આપીને મને રૂ. આપવાનો કરાર કર્યો, એવી શરતે કે, જો મારી હયાતીપર્યંત પ્રત્યેક વરસમાં તારીખ અને તારીખ એમ છ છ મહિને મને પ્રતિવાદીએ રૂ. આપે તો તે કરાર રદ થાય.

૨. પછીથી, સદરહુ સાલીવાણાના સદરહુ છ માહી હપ્તા પૈકી હપ્તાના રૂ.

ની રકમ તારીખ માહે સને ૧૮ રોજ મારી લેહેણી થઈ પણ તે હજી આપી નથી.

(ફેસલો માગવો.)

---

## નંબર ૨૯.

### લેખ કરી આપનાર ઉપર નાણાંધિકારીની ફરિયાદ.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં,તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ વાયદા ચાઠી (પ્રામીસરી નોટ) લખી આપીને તે તારિખથી (દિવસ) પછી રૂ. આપવાનું મને વચન આપ્યું, તે ચાઠીની હાલ મુદત પાકી ચુકી છે.

૨. (તારીખ માહે સને ૧૮ રોજ તેણે રૂ. આપ્યા છે તે શિવાય તેણે તે રકમ આપી નથી.

( ફેસલો માગવો. )

( ટીપઃ—નોટીસ આપ્યા પછી ચાઠીનો અવેજ આપવા જોગ થાય એમ હોય તો, પારેગ્રાફ ૧, ૨, ને બદલે નીચે પ્રમાણે લખવું ).

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ વાયદા ચાઠી લખી આપીને એવું વચન આપ્યું છે કે, નોટીસ આપ્યા પછી મહિને રૂ. તેણે મને આપવા.

૨. પછીથી મેં પ્રતિવાદીને એવી નોટીસ આપી કે, તે નોટીસ પોંચ્યા પછી મહિનામાં તારે તે રકમ મને આપવી.

૩. રૂપિયા આપવાની સદરહુ મુદત વીતી ગઈ છે પણ પ્રતિવાદીએ તે રકમ આપી નથી.

( કોઈ વિશેષ ઠેકાણે ચાઠીનાં નાણાં આપવાં એમ હોય તો લખવું કે- )

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ વાયદાચાઠી લખી આપીને એવું વચન આપ્યું છે કે, તે તારીખ પછી મહિને રૂ. તેણે મને (મદ્રાસમાં અ. અને કંપનીની આફીસમાં) આપવા, તે મુદત હાલ પાકી ચુકી છે.

૨. સદરહુ ચાઠી ઉપર કહ્યાપ્રમાણે નાણાં લેવાને વાસ્તે ( અ. અને કંપનીને ત્યાં ) યોગ્યરીતે બતાવી પણ તેનું ભરણું થયું નથી

### પ્રતીવાદીની લેખી કેફીયત.

ની કોર્ટમાં, વગેરે.

હું. ક. ડ. ઉપર કહેલો પ્રતિવાદી જણાવું છું કેઃ—

૧. જે ચાઠી ઉપરથી ફરિયાદ કરી છે તે મેં લખી આપી છે, પણ તે વિશે હકીકત

એવી છે કે:- હું અને વાદી કેટલાંક વરસ સુધી ગળી બનાવવાના કારખાનાના માલીક તરીકે ભાગીદાર હતા; અને અમારી વચ્ચે એવો કરાર થયો હતો કે, પંચાતું તોડવું, વાદીએ તે ધંધામાંથી દૂર થવું, પેઢીની બધી પુંજી અને જવાબદારી મારે લેવી, અને જવાબદારી બાદ કર્યા પછી જે પુંજી રહે તેમાંના વાદીના ભાગની કિંમત મારે વાદીને આપવી.

૨. આ પ્રમાણે કરાર થવાથી વાદીએ ભાગદારીના ચોપડા જોઈને ભાગદારીની પુંજી અને જવાબદારી કેટલી છે એ તપાસવાનું પોતાને માથે લીધું; અને તે પ્રમાણે તેણે તે ચોપડા જોઈને તપાસ કર્યો, અને તે ઉપરથી વાદીએ મને એમ જણાવ્યું કે પેઢીની પુંજી રૂ. ૧૦૦૦૦૦ ઉપરાંત છે, અને પેઢીની જવાબદારી રૂ. ૩૦,૦૦૦થી ઓછી છે. પરંતુ ખરી હકીકત જોતાં પેઢીની પુંજી રૂ. ૫૦,૦૦૦ થી ઓછી અને પેઢીની જવાબદારી તે પુંજીથી ઘણી વધારે છે.

૩. આ કેફીયતના બીજા પારેગ્રાફમાં કહેલી ગેરસમજુતીને લીધે, જેનાઉપરથી હાલ ફરિયાદ કરી છે તે, ચીઠી મેં લખી આપી છે, અને તે ચીઠી લખી આપવાનો બીજો કંઈ બદલો નહોતો.

---

## નંબર ૩૦.

### પહેલા શેરાવાળાએ ( ઇન્ડારસીએ ) લખી આપનાર ઉપર કરવાની ફરિયાદ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ વાયદા ચીઠી લખી આપીને ઈ. ફૂ. કહે તેને (અથવા ઈ. ફૂ. ને કે તે કહે તેને) રૂ. ( તે તારીખ પછી દિવસે ) આપવાનું વચન આપ્યું. તે ચીઠી હાલ પાકી છે.

૨. સદરહુ ઈ. ફૂ. એ તે ચીઠી મને શેરો કરી આપી છે.

૩. પ્રતિવાદીએ તેનાં નાણાં આપ્યાં નથી.

( ફેસલો માગવો. )

---

## નંબર ૩૧.

### પાછીના શેરાવાળાએ ( ઇન્ડાસીએ ) લખી આપનાર ઉપર કરવાની.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. ( પાછળના નમુના પ્રમાણે ).

૨. તે ચીઠી ઈ. ફૂ. એ; ગ. હ. એ, અને ઐ. જે. એ ( અથવા બીજાઓએ ) શેરો

કરીને મારે નામે ચઢાવી આપી છે.

( ફેસલો માગવો.)

## નંબર ૩૨.

### પહેલા શેરાવાળાએ પહેલો શેરો કરી આપનાર ઉપર કરવાની.

(મથાળું.)

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ ઈ.ફ. એ વાયદા ચીઠી લખી આપીને પરતિવાદીને અથવા તે કહે તેને તે તારીખ પછી મહિને રૂ. આપવાનું વચન આપ્યું છે, તે ચીઠી હાલ પાકી છે.

૨. પ્રતિવાદીએ તે ચીઠી મને શેરો કરી આપી છે.

૩. તે ચીઠી તારીખ માહે સને ૧૮ રોજ ભરણા સારૂ યોગ્ય રીતે દેખાડવામાં આવી પણ તેનાં નાણું મળ્યાં નહીં.

( અથવા ન દેખાડી હોય તો દેખાડવાનું માફ થાય એવી હકીકતો લખવી. )

૪. પરતિવાદીને તે બાબતની ખબર હતી.

૫. તેણે તેનું ભરણું કર્યું નથી.

( ફેસલો માગવો. )

## નંબર ૩૩.

### વિશેષ નામના પાછળના શેરાવાળાએ પહેલો શેરો કરી આપનાર ઉપર કરવાની.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ એક ગ. હ. એ, પરતિવાદી કહે તેને ( તે તારીખ પછી દિવસે આપવા એવી રૂ, ની વાયદા ચીઠી લખી આપી છે ( અથવા તેણે લખી આપી છે એમ તેના ઉપરથી જણાય છે.) તે વાયદા ચીઠી, પ્રતિવાદીએ શેરો કરીને એક ઇ. ફ. ને આપી; અને તે ચીઠી હાલ પાકી ગઈ છે.

૨. તે ચીઠી સદરહુ ઈ, ફ, એ (અને બીજાઓએ ) શેરો કરીને મારે નામે ચઢાવી આપી છે. ( અથવા સદરહુ ઇ. ફ. એ તે મરિ નામે કરી આપી છે. )

૩, ૪, ૫, ( પાછળના નમુનામાં ૩, ૪, ૫, છે તે પ્રમાણે.)

( ફેસલો માગવો. )

## નંબર ૩૪.

**પછીના શેરાવાળાએ તેને પોતાને શેરો કરી આપનાર ઉપર કરવાની.**

( મથાળું. )

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ એક ઈ. ફ. એ ગ. હ. કહે તેને ( તે તારીખ પછી દિવસે આપવા એવી ) રૂ ની વાયદા ચીઠી લખી આપી છે. ( અથવા તેણે લખી આપી છે એમ તેના ઉપરથી જણાયછે) તે વાયદા ચીઠી, ગ. હ. એ શેરો કરીને પ્રતિવાદીને આપી અને પ્રતિવાદીએ તે શેરો કરીને મને આપી તે હાલ પાકી ગઈ છે.

૨, ૩, ૪, (નંબર ૩૩માં છે તે પ્રમાણે.)

( ફેસલો માગવો. )

---

## નંબર ૩૫.

**પછીના શેરાવાળાએ દરમ્યાનનો શેરો કરી આપનાર ઉપર કરવાની.**

મથાળું.

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ એક ઈ. ફ. એ ગ. હ. કહે તેને ( તે તારીખ પછી દિવસે આપવા એવી) રૂ. ની વાયદા ચીઠી લખી આપી છે ( અથવા તેણે લખી આપી છે એમ તેના ઉપરથી જણાય છે ). તે વાયદા ચીઠી સદરહુ ગ. હ. એ શેરો કરીને પ્રતિવાદીને આપી, તે પ્રતિવાદીએ (અને બીજાઓએ) શેરો કરીને મારે નામે કરી આપી છે. અને તે ચીઠી હાલ પાકી ગઈ છે.

૨, ૩, ૪ ( નંબર ૩૩ માં છે તે પરમાણે. )

( ફેસલો માગવો. )

---

## નંબર ૩૬.

### પછીના શેરાવાળાએ લખી આપનાર અને પહેલો તથા બીજો શેરો કરી આપનાર ઉપર કરવાની.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર

અ. બ. રહેનાર.

વિરૂદ્ધ.

ક. ડ. રહેનાર.

ઈ. ફ. રહેનાર

અને

ગ. હ. રહેનાર.

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧ માં, તારીખ માહે સને ૧૮ રોજ પરતિવાદી ક. ડ. એ વાયદાચીઠી લખી આપીને પરતિવાદી ઈ. ફ. કહે તેને (તે તારીખ પછી મહિને) રૂ. આપવાનું વચન આપ્યું, તે ચીઠી હાલ પાકીગઈ છે.

૨. સદરહુ ઈ. ફ. એ તે ચીઠી શેરો કરીને પ્રતિવાદી ગ. હ. ને આપી, અને તેણે શેરો કરીને તે મને આપી.

૩. તારીખ માહે સને ૧૮ રોજ તે ચીઠી ભરણું થવા સારૂ સદર હુ ક. ડ. ને દેખાડી, પરંતુ નાંણાં મળ્યાં નહી ( અથવા ન દેખાડી હોય તો તે દેખાડવાનું માફ થાય એવી હકીકતો લખવી. )

૪. સદરહુ ઈ. ફ. અને ગ. હ. ને તે વિષે ખબર હતી.

૫. તેમણે તેનું ભરણું કરયું નથી.

( ફેસલો માગવો. )

---

## નંબર ૩૭.

### લખનાર સીકારનાર ઉપર કરવાની.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ મેં બીલ આફ એકસચેન્જ લખીને પ્રતિવાદીને કહ્યું કે તે ( બીલની તારીખ અથવા દેખાડ પછી દિવસે) રૂ. મને આપવા. તે બીલ હાલ પાકેલું છે.

૨. પ્રતિવાદીએ સદરહુ બીલ સીકારયું. ( દેખાડ પછી અમૂક મુદતે બીલનાં નાણાં આ-

પવા જેવાં થતાં હોય તો સીકારેચાની તારીખ લખવી, નહી તો તેની જરૂર નથી.)

૩. તેણે તે નાણું આપ્યાં નથી.

૪. તેથી કરીને મને તે બીલનો દેખાડ કરવામાં તથા દેખાડ કરવા વિષે, અને નકરામણી નોંધાવવામાં તથા તે નોંધાવવા વિષે, અને તે બીલ પાછું ફરવાને લીધે ખરચ થયું છે.

( ફેસલો માગવો. )

( ટીપઃ —બીલનો અવેજ ત્રીજા શખસને આપવાનો હોય તો પારેગ્રાફ ૧, ૨, ૩ ને બદલે એવું લખવું કે—)

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ મેં પ્રતિવાદી ઉપર બીલ આફ એક્સચેન્જ લખીને તેને એવું કહ્યું કે. તે બીલની તારીખ પછી મહિને ઇ. ફ. ને અથવા ઇ. ફ. કહે તેને તમારે રૂ. આપવા. તે બીલ હાલ પાકેલું છે.

૨. મેં સદરહુ બીલ સદરહુ ઇ. ફ. ને તારીખ રોજ આપ્યું.

૩. પ્રતિવાદીએ તે બીલ સીકારેલું પણ તેનો અવેજ આપ્યો નથી, તેથી તે મને પાછું મોકલાવ્યું છે.

---

## નંબર ૩૮.

### નાણાધિકારીએ સીકારનાર ઉપર કરવાની.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. એક ઈ. ફ. એ માં, તારીખ માહે સને ૧૮ રોજ લખેલી ( અથવા તેણે લખી છે એમ જેના ઉપરથી જણાય તેવી) હુંડી (બીલ આફ એક્સચેન્જ ) તેના દેખાડ પછી રૂ, પ્રતિવાદીએ મને આપવા એવી હતી. તે હુંડી ( બીલ ઓફ એક્સ ચેન્જ) પ્રતિવાદીએ તારીખ માહે સને ૧૮ રોજ સીકારી તે હમણાં પાકી છે.

૨. પ્રતિવાદીએ તેનો અવેજ આપ્યો નથી.

( ફેસલો માગવો. )

---

## નંબર. ૩૯

### પહેલા શેરાવાળાએ સીકારનાર ઉપર કરવાની.

( મથાળું ).

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. એક ઈ. ફ. એ માં, તારીખ માહે સને ૧૮ રોજ લખેલી (અથવા તેણે લખી છે એમ જેના ઉપરથી જણાય તેવી) હુંડી (બીલ આફ એ-

કસચેન્જ) તેના દેખાડ પછી દિ. ગ. હ. કહે તેને આપવાની હતી, તે હુંડી (બીલ) પ્રતિવાદીએ તા. સને ૧૮ રોજ સાકારી તે હાલ પાકીછે.

૨. સદરહુ ગ. હ. એ તેના ઉપર શેરો કરીને તે મને આપીછે.

૩. પ્રતિવાદીએ તેનો અવેજ ભર્યો નથી.

( ફેસલો માગવો. )

## નંબર ૪૦

**પછીના શેરાવાળાએ શીકારનાર ઉપર કરવાની.**

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. (ગયા નમુનામાં કલમ ૧ ના છેડા સુધી છે તે પ્રમાણે.)

૨. સદરહુ ગ. હ. એ (અને બીજાઓએ) શેરા મારીને તે મારે નામે કરી આપીછે.

૩. પ્રતિવાદીએ તેનો અવેજ આપ્યો નથી.

(ફેસલો માગવો.)

## નંબર ૪૧

**નકાર્યા બદલ નાણાધિકારીએ લખનાર ઉપર કરવાની.**

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ ઇ. ફ. ઉપર હુંડી (બીલ આફ એક્સચેન્જ) લખી, તેમાં સદરહુ ઈ. ફ. એ મને (દેખાડ પછી દિવસે) રૂ. આપવા એમ હતું.

૨. તારીખ માહે સને ૧૮ રોજ તે હુંડી (બીલ) સાકારવા સારૂ સદરહુ ઇ. ફ. ને યોગ્ય રીતે બતાવવામાં આવી.

૩. પ્રતિવાદીને તે વિશે યોગ્ય ખબર હતી.

૪. તેણે તેનો અવેજ આપ્યો નથી.

(ફેસલો માગવો.)

(ટીપઃ—સાકાર ન કરીને હુંડી(બીલ)પાછી કાઢીહોયતો તે વિશેની નોટીસ એકદમ આપવી.)

## નંબર ૪૨.

**પહેલા શેરાવાળાએ પહેલો શેરો કરી આપનાર ઉપર કરવાની.**

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. એક ઘ. ફ. એ માં, તારીખ માહે સને ૧૮ રોજ લખેલી (અથવા તેણે લખી છે એમ જેના ઉપરથી જણાય તેવી) હુંડી (બીલ આફ એક્સચેન્જ) હતી. તેમાં એમ હતું કે, પ્રતિવાદી કહે તેને તેના દેખાડ પછી (અથવા તારીખ પછી દિવસે અથવા દર્શની) રૂ. એક ગ. હ. એ આપવા. (અને સદરહુ ગ. હ. એ તારીખ માહે સને ૧૮ રોજ તે સીકારી હતી) તે હુંડી (બીલ) પ્રતિવાદીએ શેરો કરી મને આપી, તે હાલ પાકી ગઇ છે.

૨. તારીખ માહે સને ૧૮ રોજ તે સદરહુ ગ. હ. ને અવેજ આપવા સારૂ બતાવી, અને તેણે તે પાછી કાઢી.

૩. પ્રતિવાદીને તેની યોગ્ય ખબર હતી.

૪. તેણે તેનો અવેજ આપ્યો નથી.

(ફેસલો માગવો.)

---

# નંબર ૪૩.

## વિશેષ નામના પછીના શેરાવાળાએ પહેલો શેરો કરી આપનાર ઉપર કરવાની.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. એક ગ. હ. એ માં, તારીખ માહે સને ૧૮ રોજ લખેલી (અથવા તેણે લખી છે એમ જેના ઉપરથી જણાય તેવી) હુંડી (બીલ આફ એક્સચેન્જ) હતી, તેમાં એમ હતું કે તે દેખાડાય પછી દિવસે (અથવા બીજી રીતે જે હોય તે) રૂ. પ્રતિવાદી કહે તેને ઐ. જે. એ આપવા. અને તે સદરહુ ઐ. જે. એ તારીખ માહે સને ૧૮ રોજ સીકારી (હકીકત આ પ્રમાણે ન બની હોય તો આ વાક્ય છોડી દેવું.) પ્રતિવાદીએ તે હુંડી (બીલ) એક ઘ. ફ. ને શેરો કરી આપી, તે હાલ પાકી ચુકીછે.

૨. તે હુંડી (બીલ) સદરહુ ઈ. ફ. એ (અને બીજાઓએ) શેરો મારીને મને આપીછે.

૩. તારીખ માહે. સને ૧૮ રોજ તે સદરહુ ઐ. જે. ને અવેજ આપવા સારૂ બતાવી અને તેણે તે પાછી કાઢી.

૩. પ્રતિવાદીને તેની યોગ્ય ખબર હતી.

૪. તેણે તેનો અવેજ આપ્યો નથી.

(ફેસલો માગવો.

---

## નંબર ૪૪.

**પછીના શેરાવાળાએ તેને પોતાનો શેરો કરી આપનાર ઉપર કરવાની.**

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. એક ઇ. ફ. એ માં, તારીખ માહે સને ૧૮ રોજ લખેલી (અથવા તેણે લખી છે એમ જેના ઉપરથી જણાય તેવી) હુંડી (બીલ આફ એક-સચેંજ હતી તેમાં એમ હતું કે તે દેખાડ્યા પછી દિવસે (અથવા બીજી રીતે જે હોય તે) ૨. ઐ. જે. કહે તેને એક ગ. હ. એ આપવા. (તે સદરહુ ગ. હ. એ (સ્વીકારી) અને સદરહુ ઐ. જે. એ શેરો કરીને પ્રતિવાદીને આપી, પ્રતિવાદીએ તે હુંડી (બીલ) શેરો કરી મને આપી તે હાલ પાકી ચુકી છે.

૨. તારીખ માહે સને ૧૮ રોજ તે સદરહુ ગ. હ. ને અવેજ આપવા સારૂ બતાવી પણ તેણે પાછી કાઢી.

૩. પ્રતિવાદીને તે વિષે યોગ્ય ખબર હતી.

૪. તેણે તેનો અવેજ આપ્યો નથી.

(ફેસલો માગવો.)

---

## નંબર ૪૫.

**પછીના શેરાવાળાએ દરમ્યાનનો શેરો કરી આપનાર ઉપર કરવાની.**

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. એક ઇ. ફ. એ માં, તારીખ માહે સને ૧૮ રોજ લખેલી (અથવા તેણે લખી છે એમ જેના ઉપરથી જણાય તેવી) હુંડી (બીલ આફ એ-ક્સચેન્જ) હતી, તેમાં એમ હતું કે તે દેખાડ્યા પછી દિવસે (અથવા બીજી રીત હોય તે) ૨. ઐ. જે. કહે તેને એક ગ. હ. એ આપવા, (તે ગ. હ. એ સ્વીકારી) અને સદરહુ ઐ. જે. એ શેરો કરીને પ્રતિવાદીને આપી અને પ્રતિવાદીએ (તથા બીજાઓએ) શેરો કરીને તે મને આપી. તે હાલ પાકી ચુકી છે.

૨. તારીખ માહે સને ૧૮ રોજ તે સદરહુ ગ. હ. ને અવેજ આપવા સારૂ બતાવી પણ તેણે પાછી કાઢી.

૩. પ્રતિવાદીને તેની યોગ્ય ખબર હતી.

૪. તેણે તે અવેજ આપ્યો નથી.

(ફેસલો માગવો.)

---

## નંબર ૪૬.

**શેરાવાળાએ લખનાર, સીકારનાર અને શેરો કરી આપનાર ઉપર કરવાની.**

ના ની કોરટમાં

દિવાનીરેગ્યુલર નંબર.

અ. બ. રેહેનાર.

વિરૂદ્ધ.

ક. ડ. રેહેનાર

ઈ. ફ. રેહેનાર

ગ. હ. રેહેનાર

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદી ક. ડ. એ પ્રતિવાદી ઈ. ફ. ઉપર હુંડી (બીલ આફ એક્સચેન્જ) લખી આપી, તેમાં એમ હતું કે (તે દેખાડ્યા પછી દિવસે) રૂ. પ્રતિવાદી ગ. હ. કહે તેને સદરહુ ઈ. ફ. એ આપવા.

૨. તારીખ માહે સન ૧૮ રોજ સદરહુ ઈ. ફ. એ તે સીકારી.

૩. સદરહુ ગ. હ. એ તે શેરો કરીને મને આપી.

૪. તારીખ માહે સને ૧૮ રોજ સદરહુ ઈ. ફ. ને તેનો અવેજ આપવા સારૂ તે બતાવી પણ તેણે તે પાછી કાઢી.

૫. બીજા પ્રતિવાદીઓને તે વિશે યોગ્ય ખબર હતી.

૬. તેમણે તે અવેજ આપ્યો નથી.

(ફેસલો માગવો.)

---

## નંબર ૪૭.

**પરદેશનું બીલ ન સીકાર્યું હોય તેટલા માટે લખનાર ઉપર નાણાધિકારીએ કરવાની.**

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ હુંડી (બીલ આફ એક્સચેન્જ) કલકત્તામાં લખી, તેમાં એમ હતું કે તે દેખાડ્યા પછી (સાઠ દિવસે) એક ઈ. ફ. એ મને (લંડનમાં) પૌંડ નાણું આપવું.

૨. તારીખ માહે સને ૧૮ રોજ સદરહુ ઈ. ફ. ને તે સીકારવાસારૂ બતાવી. તે પાછી કાઢી. અને તેથી તે વિશે યોગ્ય રીતે અસંમતિ (પ્રૉટેસ્ટ) દર્શાવી છે.

૩. પ્રતિવાદીને તેની યોગ્ય ખબર હતી.

૪. તેણે તે અવેજ આપ્યો નથી.

[૫. પ્રતિવાદીને અસંમતિ લેખની (પ્રોટેસ્ટની) નોટીસ પોંચાડી તે વખતે પૌંડ નાણાંની કીંમત રૂ. આના હતી.]

માટે રૂ. તથા તારીખ માહે સને થી વ્યાજ અને બદલાનો (સેંકડે દશ ટકા પ્રમાણે) ફેસલો પ્રતિવાદી ઉપર કરી આપો એવી મારી અરજ છે.

---

## નંબર ૪૮.

### નાણાધિકારીએ શીકારનાર ઉપર કરવાની.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવુંછું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ એક ઈ. ફ. એ પ્રતિવાદી ઉપર હુંડી (બીલ આફ એક્સચેન્જ) લખી, તેમાં એમ હતું કે તેની તારીખ પછી (અથવા દેખાડયથી દિવસે) રૂ. પ્રતિવાદીએ મને આપવા.

૨. તારીખ સને ૧૮ રોજ પ્રતિવાદીએ તે હુંડી (બીલ) સીકારી.

૩. તેણે અવેજ આપ્યો નથી.

(ફેસલો માગવો.)

---

## નંબર ૪૯.

### સમુદ્રોદ્ભવ સંકટો વગેરેને લીધે વહાણને કજા રજા થઈ હોય ત્યારે, દર્યાઈ (ઓધમ) વીમા ચીઠી ઉપરથી.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. નામના વહાણનો નીચે કહ્યા પ્રમાણે નાશ થયો તે વખતે તે વહાણનો હું માલક હતો (અથવા તેમાં મારો હક્ક સંબંધ હતો).

૨. માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતીવાદીઓને રૂ. આપ્યા (અથવા તે રૂપીઆ આપવાનું મેં તે વખતે વચન આપ્યું) તેના બદલામાં પ્રતિવાદીઓએ મને સદરહુ વહાણના વીમાની વીમા ચીઠી કરી આપી, તેની એક નકલ આસાથે જોડીછે; (અથવા તે કરારમાં તેમણે એવું વચન આપ્યુછે કે થી સુધી સદરહુ વહાણની આવતી સફરમાં સમુદ્રોદ્ભવ સંકટોથી અથવા આગથી અથવા વીમાચીઠીમાં લખેલાં બીજાં કારણોથી તે વહાણનો નાશ થાય અથવા તેને ઈજા થાય તો રૂ. પર્યંત મને જે તોટો અથવા નુકસાન થાય તે બધું નાશ અને હક્ક સંબંધ શાબિત થયા પછી દિવસે તેમણે ભરી આપવું.)

૩. સદરહુ વીમાચીઠીમાં કહેલી સફર કરતાં સદરહુ વહાંણ તારીખ માહે સને ૧૮ રોજ સમુદ્રોભ્દ સંકટોથી (અથવા બીજા કારણથી) બીલકુલ નાશ થયું.

૪. તેથી કરીને મને રૂ. નુકસાન થયું.

૫. તારીખ માહે સને૧૮ રોજ નાશ અને હક સંબંધીની મેં પ્રતિવાદીઓને સાબીતી બતાવી આપી અને સદરહુ વીમાચીઠીમાં મારી તરફની બધી શરતો યોગ્ય રીતે પાળી છે.

૬. પ્રતિવાદીઓએ સદરહુ નુકશાન આપ્યુ નથી.

( ફેસલો માગવો )

## નંબર ૫૦.

### આગથી નાશ થએલ માલ બદલઃ—કિંમત ઠરાવેલી વીમાચીઠી.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. નામનું વહાણ નીચે કહ્યા પ્રમાણે નાશ થયું તે વખતે તે વહાંણ ઉપર ( સોગાંકડી રૂ હતું ) તેનો માલક હું હતો ( અથવા તેમાં મારો હક સંબંધ હતો )

૨. માં, તારીખ માહે સને ૧૮ રોજ મેં રૂ. આપ્યા ( અથવા આપવાનું વચન આપ્યું ) તેના બદલામાં પ્રતિવાદીએ તે વખતે સદરહુ માલના વીમાની વીમાચીઠી મને કરી આપી. તેની એક નકલ આ સાથે જોડી છે (અથવા તે કરારમાં તેણે એવું વચન આપ્યુ છે કે, એ ઠેકાણે સદરહુ માલ કીનારે ઉતર્યા પહેલાં આગથી અથવા વીમા ચાઠીમાં કહેલાં બીજાં કારણોથી તેનો બીલકુલ નાશ થાય તો તેણે મને રૂ. આપવા અથવા થોડો ઘણો નાશ થાય તો તેથી મને જે નુકશાન થાય તે આપવું; પરંતુ તે નુકશાન માલની કુલ કિંમત ઉપર સેંકડે ટકાથી વધારે હોય તો આપવું.)

૩. સદરહું વીમાચીઠીમાં કહેલી સફર કરતાં ઠેકાણે તારીખ માહે સને ૧૮ રોજ સદરહુ માલ આગથી બીલકુલ નાશ થયો ( અથવા જેવી રીતે હોય તે ).

૪, ૫. ( ગયા છેલા નમુંનાના ૪થા અને ૫ મા પારેગ્રાફ પ્રમાણે.)

( ફેસલો માગવો. )

## નંબર ૫૧.

### નોરબદલ; વીમાચીઠીમાં કિંમત ઠરાવેલી હોય ત્યારે.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. વહાંણને થી સુધી સફર કરવામાં જે નોર મળે તે નોરમાં, તે વહાણ નીચે લખ્યા પ્રમાણે નાશ થયું તે વખતે, મારો હક સંબંધ હતો, અને તે વખતે તે વહાંણમાં નોરથી પુષ્કળ માલ ચઢાવેલો હતો.

૨. પ્રતિવાદીને રૂ. આપ્યા તેના બદલામાં તેણે માં તારીખ માહે સને ૧૮ રોજ સદરહુ નોર વિશે મને વિમાચીઠી લખી આપી છે. તેની એક નકલ આ સાથે જોડેલીછે (અથવા પ્રથમ પ્રમાણે તેનો ભાવાર્થ લખવો.)

૩. સદરહુ વીમાચીઠીમાં કહેલી સફર કરતાં તારીખ માહે સને ૧૮ રોજ ( સમુદ્રભ્દવસંકટો)થી સદરહુ વહાંણનો બીલકુલ નાશ થયો.

૪. સદરહુ પ્રમાણે વહાંણ નાશ થયું તેથી સદરહુ વહાંણ બદલ મને કંઈ નોર મળ્યું નથી, તેમ તે સફરમાં વહાંણને કંઈ નોરની પ્રાપ્તી થઈ નથી.

૫, ૬. (નમુના ૫૦ માંછે તે પ્રમાણે).

( ફેસલો માગવો. )

## નંબર ૫૨.

### વરાડ પ્રમાણે સાધારણ નુકશાન બાબત.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. ય. ર. એ નામના વહાંણ ઉપર થી જોઈ જવાને ( રૂની સો ગાંસડી ) માલ ચઢાવ્યો હતો તેનો, નીચે લખ્યા પ્રમાણે તે નાશ થયો તે વખતે હું માલક હતો ( અથવા તેમાં મારો હક સંબંધ હતો.)

૨. તારીખ માહે સને ૧૮ રોજ રૂ. આપવાનું મેં વચન આપ્યું ) તેના બદલામાં તે વખતે માં પ્રતિવાદીએ સદરહુ માલની વીમા ચીઠી મને લખી આપી. તેની એક નકલ આ સાથે જોડેલી છે ( અથવા પ્રથમ પ્રમાણે તેનો ભાવાર્થ લખવો. )

૩. સદરહુ વીમાચીઠીમાં કહેલી સફર કરતાં તારીખ માહે સને ૧૮ રોજ શ્રી. રત્નાગરની કજા રજાથી સદરહુ વહાંણ એટલું જોખમમાં આવ્યું હતું કે તેથી તેના માસ્તર તથા ખલાસીઓને વહાંણનાં દોરડાંઓ અને સામાનનો ઘણો ભાગ દરીઆમાં વામી દેવાની જરૂર પડી અને તેમણે તે વામી દીધો.

૪. તેને લીધે સાધારણ વરાડ પ્રમાણે નુકશાન (જનરલ આવરેજ લાસ) ના રૂ. આપવાની મને જરૂર પડી અને મેં તે આપ્યા.

૫. તારીખ માહે સને ૧૮ રોજ મેં થએલા નુકશાનની તથા તેમાં મારા હક સંબંધીની સાબિતી પ્રતિવાદીને આપી તથા સદરહુ વીમાચીઠીની મારે પાળવાની બધી શરતો બીજી રીતે બરાબર પાળી.

૬. પ્રતિવાદીએ સદરહુ નુકશાન ભરી આપ્યુ નથી.

(ફેસલો માગવો.)

---

## નંબર ૫૩.

### વરાડ પ્રમાણે ખાસ નુકસાન બાબત.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. ૨. ( પાછળના નમુના પ્રમાણે. )

૩. તારીખ માહે સને ૧૮ રોજ સદરહુ વહાંણ ભર દરીએ હતું તેવામાં સમુદ્રનું પાણી તો વહાંણમાં પેઠું અને તેથી સદરહુ ( ૨ ) ને રૂ. સુધી નુકસાન થયું.

૪, ૫. ( ગયા નમુનાના ૫મા તથા ૬ઠા પારેગરાફ પ્રમાણે. )

(ફેસલો માગવો.)

---

## નંબર ૫૪.

### આગની વીમાચીઠી ઉપરથી.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. ( શેહેરમાં મોહોલ્લામાં નંબર થી ઓળખાતું રહેવાનું ઘર) નીચે કહ્યા પ્રમાણે આગથી નાશ થયું (અથવા તેને નુકશાન થયું) તે વખતે તેમાં મારો હક્ક સંબંધ હતો (અથવા તેનો હું માલક હતો).

૨. પ્રતિવાદીને રૂ. આપ્યા તેના બદલામાં તેણે માં, તારીખ માહે સને ૧૮ રોજ મને સદરહુ (ઘર તથા તેના અંગના ભાગ) બાબત વીમાચીઠી લખી આપી છે. તેની એક નકલ આ સાથે જોડી છે. (અથવા તેનો ભાવાર્થ લખવો.)

૩. તારીખ માહે સને ૧૮ રોજ સદરહુ (રહેવાનું ઘર) આગથી બીલકુલ નાશ થયું ( અથવા તેને ઘણું નુકસાન લાગ્યું).

૪. મને તેથી રૂ. નું નુકસાન થયું.

૫. તારીખ માહે સને ૧૮ રોજ મેં પ્રતિવાદીને મારા સદરહુ નુકસાનની તથા હક્કસંબંધની શાબિતી આપી અને સદરહુ વીમાચીઠીની મારે પાળવાની બધી શરતો બીજી રીતે બરાબર પાળી.

૬. પ્રતિવાદીએ સદરહુ નુકસાન આપ્યું નથી.

(ફેસલો માગવો.)

## નંબર ૫૫.

### ભાડું લેવા વિશે જામીન ઉપરની.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ દર વરસે રૂ. ભાડું ઠરાવીને અને તે ભાડું (દર મહિને) આપવું એવા કરાર કરીને વરસની મુદ્દતે ( મહેલ્લામાં નંબરનું ઘર ) મારી પાસેથી એક ઈ. ફ. એ ભાડે રાખ્યું.

૨. સદરહુ ઘર તેની હદમુદ્દત સદરહુ ઈ. ફ. ને ભાડે આપ્યું, તેના બદલામાં ( તેજ વખતે અને તેજ ઠેકાણે) પ્રતિવાદીએ એવા કરાર કર્યો કે સદરહુ ભાડું બરોબર વખતે વખત મળશે એ બાબતનો હું જામીન થાઉં છું.

૩. સન ૧૮ ના માસનું સદરહુ ભાડું રૂ. થયું તે આપ્યું નથી.

કરારનામાની શરત પ્રમાણે જામીનને નોટીસ આપવાની હોય તો, વધારવું કેઃ—

૪. સદરહુ ભાડું મને પોંહચ્યું નથી એ બાબતની તારીખ માહે સને ૧૮ રોજ મેં પ્રતિવાદીને નોટીસ આપી અને ભાડું માગ્યું.

૫. તેણે તે આપ્યું નથી.

(ફેસલો માગવો.)

# અ—કરાર તોડવાને લીધે બદલો લેવાની ફરિયાદ અરજીઓ.

## નંબર ૫૬.

### જમીન વેચવાનો કરાર તોડ્યા બદલ.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ મેં અને પ્રતિવાદીએ બંનેએ સહીઓ કરીને એક કરારનામું કર્યું તેની નકલ આસાથે જોડીછે.

(અથવા તારીખ વગેરે રોજ પ્રતિવાદીએ મારી સાથે એવા કરાર કર્યો કે, હાલ રૂ. અનામત આપેલા છે અને બીજા દશહજાર રૂપીઆ નીચે કહ્યા પ્રમાણે આપવાના તેના બદલામાં તેણે મને તારીખ માહે સને ૧૮ રોજ ( શેહેરમાં મહેલ્લામાં ઘર નંબર નું બધો બોજો દુર કરીને પુરતું વેચાણ ખત (કનવેયન્સ) કરી આપવું; અને તે સ્વાધીન આપે એટલે તે બદલ રૂ. ૧૦,૦૦૦ આપવાની મેં તેને કબુલાયત આપી છે.

૨. તારીખ માહે સને ૧૮ રોજ મેં પ્રતિવાદી પાસેથી સદરહુ મિલક-

તનું વેચાણ ખત (કનવેયન્સ) માગ્યુ અને પ્રતિવાદીને રૂ.                    આપવા માંડ્યા. (અથવા પ્રતિવાદીના ભાગનો કરાર તેની પાસેથી પુરો કરી લેવાનો મારો હક્ક થવા સારૂ જે શરતો પુરી પડવી જોઇએ તે પુરી પાડી છે, અને જે વાતો બનવી જોઇએ તે બની છે તથા જે વખત ગુજરવા જોઇએ તે વીતી ગયા છે.)

૩. સદરહુ મિલકતનું પ્રતિવાદીએ મને કંઈ વેચાણ ખત (કનવેયન્સ) કરી આપ્યુ નથી, (અથવા તે મિલકત ઉપર                    એ                    ન રૂ.                    નો ધરાણીયા હક્ક કરી આપ્યો છે અને તે                    ની આફીસમાં તારીખ                    માહે                    સને ૧૮                    રોજ રજિસ્ટર થયો છે તે હજી છોડ્યો નથી; અથવા હક્કમાં બીજી કંઈ ખામી હોય તે).

૪. અને તેથી કરીને સદરહુ પ્રમાણે અનામત તરીકે મેં જે રકમ આપી તેનો તથા સદરહુ ખરીદીનું કામ પુરૂં થવાસારૂ જે બીજી રકમ આગળથી એકઠી કરી રાખેલી તેના ઉપયોગ મારાથી થયો નહિ, તથા પ્રતિવાદીના હક્કની તપાસ કરવામાં તથા મારા ભાગનો કરાર પૂરો કરવાની તૈયારી કરવામાં મને જે ખરચ થયું તે નકામું ગયુ છે, અને પ્રતિવાદી પાસે તે કરાર પુરો કરાવવાનો પ્રયત્ન કરવામાં મને ખરચ થયું છે.

મારી અરજ એ છે કે રૂ.                    નો બદલો મળવાનો ફેસલો કરી આપો.

---

## નંબર ૫૭.

### જમીન ખરીદ કરવાનો કરાર તોડવાબદલ.

( મથાળું. )

હું, અ: બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧.                    માં, તારીખ                    માહે                    સને ૧૮                    રોજ મેં અને પ્રતિવાદીએ પોતાની સહીઓ સુધાંત એક કરારનામું કરેલુ તેની એક નકલ આ સાથે જોડીછે.

(અથવા                    માં તારીખ                    માહે                    સન ૧૮                    રોજ મેં અને પ્રતિવાદીએ અરસપરસ એવી કબુલાયત કરી કે                    ગામમાં ચાલીસ વીઘા જમીન રૂ.                    માટે મારે પ્રતિવાદીને વેચવી અને પ્રતિવાદીએ તે મારી પાસેથી ખરીદ કરવી.)

૨.                    માં, તારીખ                    માહે                    સને ૧૮                    રોજ સદરહુ મિલકતનો હું કુલ માલક હોવાથી (અને તે મિલકત ઉપર કંઈ બોજો નથી એમ પ્રતિવાદીને જણાવ્યુ હતું તે પ્રમાણે તે ઉપર કંઈ બોજો ન હોવાથી) સદરહુ રકમ આપે એટલે જોઇએ તેવું તે મિલકતનું ખરીદીપત્ર (કનવેયન્સ) કરી આપું છું એમ તે વખતે પ્રતિવાદીને કહ્યું (અથવા પુરતો દસ્તાવેજ કરી આપીને તે મિલકત પ્રતિવાદીને આપવાને હું તૈયાર તથા ખુશી હતો અને ખરીદી લે એમ મેં તેને કહ્યું).

૩. પ્રતિવાદીએ તે રકમ આપી નથી.

( ફેસલો માગવો )

---

## નંબર ૫૮.

### બીજો નમુનો.

### સ્થાવર મિલકતની ખરીદી પુરી ન કર્યા બદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૮ રોજ લખેલા કરારપત્રથી મેં અને પ્રતિવાદીએ પોતપોતાની વચ્ચે એવો ઠરાવ કર્યો હતો કે, નીચેની શરતોથી તથા બોલીથી રૂ. માટે એક ઘર અને જમીન મારે પ્રતિવાદીને વેચવાં અને પ્રતિવાદીએ તે મારી પાસેથી ખરીદ કરવાં. તે શરતો એ કે:—

(અ) સદરહુ કરારનામા ઉપર સહી થાય એટલે તે ખરીદીની રકમ પૈકી રૂ. પ્રતિવાદીએ મને અનામત આપવા, અને બાકીના તારીખ માહે સને ૧૮ રોજ આપવા ને તે તારીખે ખરીદી પૂરી કરવી.

(બ) તારીખ માહે સને ૧૮ રોજ અથવા તે પહેલાં સદરહુ ઘર અને જમીન ઉપર મારો મજબુત હક મારે સ્થાપિત કરવો, તથા સદરહુ પ્રમાણે તે ખરીદીની રકમ પૈકી બાકી રહેલી રકમ આપવામાં આવે એટલે સદરહુ મિલકતનું યોગ્ય ખરીદીપત્ર (કનવેયન્સ) પ્રતિવાદીને ખરચે તૈયાર કરીને પ્રતિવાદીને કરી આપવું.

૨. પ્રતિવાદી પાસે તેના ભાગનો સદરહુ કરાર પુરો કરવાનો મને હક મળવાને જરૂર હોય તેવી બધી શરતો પુરી પાડી તેવી બધી વાતો બની, અને તેવી બધી વખત વીતીગઈ,તોએ પ્રતિવાદીએ સદરહુપ્રમાણે સદરહુ ખરીદીની રકમની બાકી આપવી જોઇએ તે મને આપીનથી.

૩. તેથી કરીને મારા ભાગનો સદરહુ કરાર પૂરો કરવાની તૈયારી કરવામાં થએલું ખરચ વ્યર્થ ગયુંછે. અને પ્રતિવાદીના ભાગનો તે કરાર પૂરો કરી લેવાનો પ્રયત્ન કરવામાં મને ખરચથયુછે

(ફેસલો માગવો.)

---

## નંબર ૫૯.

### વેચેલો સામાન સ્વાધીન ન કર્યાબદલ.

(મથાળું.)

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં તારીખ માહે સન ૧૮ રોજ મેં અને પ્રતિવાદીએ અરસપરસ એવો ઠરાવ કર્યો કે પ્રતિવાદીએ (આટાનાં ૧૦૦ પીપ તારીખ માહે સને ૧૮ રોજ) મારે સ્વાધીન કરવાં, અને તે સ્વાધીન થાય એટલે તેની કીંમતના મારે.રૂ. પ્રતિવાદીને આપવા.

૨. (સદરહુ) તારીખે સદરહુ સામાન સ્વાધીન કર અને સદરહુ કીમત લે એમ મેં પ્ર-

તિવાદીને કહ્યું. અને તે પ્રમાણે સ્વાધીન કરેથી તેને સદરહુ રકમ આપવાને હું તૈયાર અને ખુશી હતો.

૩. પ્રતિવાદીએ તે માલ સ્વાધીન કર્યો નહિ તેથી કરીને, તે સ્વાધીન થવાથી મને જે નફો મળત તે મારો ગયો.

(ફેસલો માગવો.)

## નંબર ૬૦.

### નોકરીમાં રાખવાનો કરાર તોડયાબદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ મારી અને પ્રતિવાદી વચ્ચે અરસપરસ એવો કરાર થયો કે, મારે (હિસાબ રાખનાર તરીકે અથવા મુકાદમ તરીકે અથવા જે હોય તે) તરીકે પ્રતિવાદીની નોકરી કરવી અને પ્રતિવાદીએ મને તે તરીકે (એક વરસ)ની મુદતસુધી નોકર રાખવો અને મારી નોકરી બદલ મને (મહીને)રૂ. આપવા.

૨. તારીખ માહે સને ૧૮ રોજ હું સદરહુ પ્રમાણે પ્રતિવાદીની નોકરીમાં દાખલ થયો, અને સદરહુ વરસની બાકીની મુદતમાં તે નોકરી જારી રાખવાને હું ત્યારથીજ અને હાલપણ તૈયાર તથા રાજી છું, અને તેની પ્રતિવાદીને હમેશાં ખબર છે.

૩. તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ ગેરવાજબી રીતે મને નોકરીમાંથી રજા આપી, અને સદરહુ તરીકે મને નોકરી કરવા દીધી નહીં, અથવા મારી નોકરી બદલ પગાર આપવાની ના કહી.

( ફેસલો માગવો. )

## નંબર ૬૧.

### નોકરીમાં રાખવાનો કરાર તોડ્યા બદલ, નોકરીનું કામ કદી કર્યું ન હોય ત્યારે.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. ( ગયા છેલા નમુના પ્રમાણે. )

૨. માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીની નોકરીમાં દાખલ થવાને મેં કહ્યું અને ત્યારથી તે પ્રમાણે કરવાને હું તૈયાર તથા રાજી છું.

૩. તે નોકરીમાં પ્રતિવાદીએ મને દાખલ થવા દીધો નહીં, અથવા મારી નોકરીને બદલે પગાર આપવાની ના કહી.

( ફેસલો માગવો. )

## નંબર ૯૨.

**નોકરી કરવાનો કરાર તોડ્યા બદલ.**

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ મારી અને પ્રતિવાદી વચ્ચે અરસપરસ એવા કરાર થયો કે મારે પ્રતિવાદીને ( વરસે )રૂ. મ્હેનતાણું આપીને નોકરીમાં રાખવો, અને પ્રતિવાદીએ મારી ( કારીગર ) તરીકે ( એક વરસ ) ની મુદ્દત સુધી નોકરી કરવી.

૨. સદરહુ કરારનો પોતાનો ભાગ પુરો કરવાને હું હમેશ તૈયાર અને રાજી છું ( અને તારીખ માહે સને ૧૮ રોજ તે પ્રમાણે કરવાને મેં કહ્યું. )

૩. પ્રતિવાદી ( ઉપર કહેલી તારીખે મારી નોકરીમાં દાખલ થયો પણ પછીથી તારીખ માહે સને ૧૮ રોજ તેણે ( સદરહુ પ્રમાણે મારી નોકરી કરવાને ના કહ્યું.

( ફેસલો માગવો. )

---

## નંબર ૯૩.

**ખામી ભરેલા કસબને માટે ઘર બાંધનાર ઉપર.**

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ મારી અને પ્રતિવાદી વચ્ચે એક કરાર થયો તેની એક નકલ આ સાથે જોડી છે.

( અથવા કરારનો ભાવાર્થ લખવો. )

(૨. સદરહુ કરારની મારા ભાગની બધી શરતો મેં યોગ્ય રીતે પુરી કરી છે. )

૩. પ્રતિવાદીએ ( સદરહુ કરારમાં બતાવેલું ઘર ખરાબ અને કારીગર ન બાંધે તે રીતે બાંધ્યું છે. )

( ફેસલો માગવો. )

---

## નંબર ૯૪.

**કરારથી શિખવા રહેલા શખસના બાપ અથવા વાલીઉપર રોઠે કરવાની.**

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮

રોજ પ્રતિવાદીએ પોતાની સહીતથા શિક્કાથી* એક કરાર કર્યો તેની એક નકલ આસાથે જોડી છે.

( અથવા તે કરારનો ભાવાર્થ લખવો. )

સદરહુ કરાર કર્યા પછી મેં સદરહુ ( કરારથી શિખવા રહેનારને ) સદરહુ મુદત સુધી કરારથી શિખવા રહેનાર તરીકે મારી નોકરીમાં દાખલ કર્યો. અને સદરહુ કરારમાં મારે જે જે કરવાનું છે તે મેં હમેશાં કરેલું છે અને તે કરવાને હું હમેશ તૈયાર તથા રાજી છું.

૩. તારીખ મહે સન ૧૮ રોજ સદરહુ ( કરારથી શિખવા રહેનાર ) જાણી જોઇને મારી નોકરીમાંથી, ગેરહાજર રહ્યો અને હજી તે ગેરહાજર રહે જાયછે.

( ફેસલો માગવો. )

---

## નંબર ૯૫.

### કરારથી શિખવા રહેનારે શેઠ ઉપર કરવાની.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ મહે સન ૧૮ રોજ મારી અને મારા બાપ ઈ. ફ. ના સાથે પ્રતિવાદીએ કરાર કર્યો, ને તે ઉપર અમારી સહીઓ તથા શિક્કા કર્યા તેની એક નકલ આ સાથે જોડી છે.

૨. સદરહુ કરાર કર્યા પછી સદરહુ કબુલાતમાં કહેલી મુદત સુધી કરારથી શિખવા રહેનાર તરીકે પ્રતિવાદીની નોકરી કરવા સારૂ તેની નોકરીમાં દાખલ થયો, અને સદરહુ કબુલાયતમાં મારે પુરી કરવાની જે જે વાતો કહી છે તે મેં હમેશાં પુરી કરી છે.

૩. પ્રતિવાદીએ ( નો ધંધો મને શિખવ્યો નહીં, અથવા બીજી કોઇ રીતે કરાર તોડ્યા હોય તે લખવું; જેમ કે, ઘાતકીપણું, પુરતું અન્ન આપ્યું ન હોય તે, અથવા બીજી કોઈ ગેરવર્તણુક કરી હોય તે. )

( ફેસલો માગવો. )

---

## નંબર ૯૬.

### કારકુનના પ્રમાણિક પણા બાબતના દસ્તાવેજ ઉપરથી.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ મહે સને ૧૮ રોજ

---

* સને ૧૮૫૦ ના આક્ટ ૧૯ માં આપેલા નમુનામાં બાપનો અથવા વાલીનો શિક્કો જોઇએ છીએ.

મેં એક ઈ. ફ. ને કારકુન તરીકે નીમ્યો.

૨. માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ મારી સાથે એવી કબુલાયત કરી કે, જો સદરહુ ઈ. ફ. મારા કારકુન તરીકે પ્રમાણિકપણાથી પોતાનું કામ ન કરે અથવા મારે વાસ્તે તેને મળેલા બધા પૈસા, કરજબદલ પુરાવાના લેખ, અથવા બીજી મિલકતનો મને હિસાબ ન આપે તો તેથી રૂ. સુધી મને જે નુકસાન આવે તે પ્રતિવાદીએ ભરી આપવું.

( અથવા ૨. તેજ વખતે અને તેજ ઠેકાણે પોતાની સહીથી લેખ કરી આપીને રૂ. ની રકમ ગુન્હેગારી તરીકે મને આપવાને પ્રતિવાદી પોતે મારી સાથે બંધાયોછે, એવી શરતથી કે, જો મારા કારકુન અને કિલીદાર તરીકે સદરહુ ઈ. ફ. પોતાનું કામ પ્રમાણિકપણે બજાવે અને જે જે પૈસા, કરજબદલ પુરાવાના લેખ, અને બીજી મિલકત કોઈ પણ વખતે મારીવતી તેની પાસે હોય તે બધાનો ખરેખરો હિસાબ તે મને આપે તો તે કરાર રદ થાય નહીં તો ન થાય. )

( અથવા ૨. તેજ વખતે અને તેજ ઠેકાણે પ્રતિવાદીએ મને દસ્તાવેજ લખી આપ્યો તેની એક નકલ આ સાથે જોડી છે.)

૩. તારીખ માહે સને ૧૮ અને તારીખ માહે સને ૧૮ ની દરમ્યાન સદરહુ ઈ. ફ. એ પૈસા અને બીજી મિલકત મળીને રૂ. ની કિંમતની રકમ મારે માટે લીધી, તેનો એણે મને હિસાબ આપ્યો નથી. અને તે હજી લેહેણી તથા આપ્યા વગરની છે.

( ફેસલો માગવો. )

---

## નંબર ૬૭.

### ભાડુતે માલક ઉપર કરવાની, વિશેષ નુકશાન થયુ હોય તે સુધાંત.

(મથાળું).

હું. અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ લેખી દસ્તાવેજથી મને ( મેહેલ્લામાં નંબર નું ઘર ) વરસની મુદત સુધી ભાડે આપ્યું. તેમાં મારી સાથે એવો કરાર હતો કે, મારે અને મારા કાયદેસર વારસ વર્કાલોએ તે ઘરનો સદરહુ મુદત સુધી સ્વસ્થ પણે કબજો ભોગવવો.

૨. આ ફરિયાદ ચલાવવાનો મારો હક થવા માટે જે જે શરતો પૂરી પડવાની અને જે વાતો બનવાની જરૂર છે તે બધી પૂરી પડી છે થા બની છે.

૩. સદરહુ મુદતમાં તારીખ માહે રોજ એક ઈ. ફ. જે સદરહુ ઘર નો કાયદેસર માલક હતો તેણે મને તે ઘરમાંથી કાયદેસર રીતે કાઢ્યો, અને હજીએ તે મને તે ઘરનો કબજો આપતો નથી.

૪. તેથી કરીને મને (સદરહુ જગાએ દરજીનો ધંધો જારી રાખવામાં હરકત પડી ત્યાંથી નિકળવામાં રૂ. ખરચ લાગ્યું અને તે નિકળવાથી ગ. હ. તથા એ. જે. ની મારી ઘરાકી ગઈ.)

(ફેસલો માગવો.)

## નંબર ૯૮.

### ખાત્રી પ્રમાણે જંગમ માલ ઉતર્યો નહી તે વિશે.

(મથાળું).

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ, એક વરાળ યંત્ર ચાલવા જેવી સારી સ્થિતિમાં છે એવી પ્રતિવાદીએ ખાત્રી આપી, અને તે ઉપરથી તેની પાસેથી, તેની કીંમતના રૂ. આપીને તે ખરીદ કરવાને મારૂં મન વળ્યું.

૨. સદરહુ યંત્ર તે વખતે ચાલે એવી સારી સ્થિતિમાં નહોતું, તેથી તે યંત્રને દુરસ્ત કરાવવામાં મને ખરચ લાગ્યું અને તે યંત્ર દુરસ્ત થતું હતું તે દરમ્યાનનું, તે ચાલે એવી સારી સ્થિતિમાં હોત તો, મને જે ઉત્પન્ન થાત તે મારૂં ગયું.

(ફેસલો માગવો.)

## નંબર ૯૯.

### હામી બાબતના કરાર ઉપરથી.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ અ. બ. ને ક. ડ. ની પેઢીના નામથી થતા વ્યાપારમાં હું અને પ્રતિવાદી પાંતીદાર હોવાથી સદરહુ પંત્યાળુ તોડયું, અને અરસપરસ એવો કરાર કર્યો કે પ્રતિવાદીએ પંત્યાળાનીબધી મિલકત લેવી અને રાખવી, પેઢીનું બધું કરજ આપવું. અને સદરહુ પેઢીને કંઈ કરજ હોવાને લીધે મારા ઉપર જે જે દાવા કરવામાં આવે તે બધાનું નુકશાન ભરી આપવું.

૨. સદરહુ કરારની મારા ભાગની બધી શરતો મેં બરોબર રીતે પૂરી કરી છે.

૩. તારીખ માહે સને ૧૮ રોજ (એક ઈ. ફ. નું સદરહુ પેઢી પાસે લેહેણું હતું તે બદલ સદરહુ ઈ. ફ. એ ની ન્યાયાધિકારી હૈકોરટમાં મારા અને પ્રતિવાદીના ઉપર એક ફેસલો મેળવ્યો, અને તારીખ માહે સન ૧૮ રોજ) મેં રૂ. (તે હુકમનામાની ભરપાઇ કરવાસારૂ) આપ્યા.

૪. તે પ્રતિવાદીએ મને આપ્યા નથી.

(ફેસલો માગવો.)

## નંબર ૭૦.

**વહાણના માલીકે વહાણ નોરે માંડનાર ઉપર માલ ન ચઢાવ્યા બદલ કરવાની.**

(મથાળું)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧.         માં, તારીખ       માહે         સને ૧૮       રોજ મારી અને પ્રતિવાદી વચે એક કબુલાયત થઈ તેની એક નકલ આ સાથે જોડી છે.

(અથવા ૧.         માં તારીખ       માહે         સન ૧૮       રોજ દસ્તાવેજ કરીને મેં અને પ્રતિવાદીએ એવી કબુલાયત કરી કે,         માં તારીખ       માહે         સન ૧૮       રોજ મારા         નામે વહાણ ઉપર પ્રતિવાદીએ પાંચસે ટન માલ ચઢાવવો. તે માલ તે વહાણે         (ઠેકાણે) લેઈ જવો, અને ત્યાં નોરે આપેથી તે સ્વાધીન કરવો, અને પ્રતિવાદીને માલ ચઢાવવા સારૂ         દિવસ, માલ ઉતારવાના         દિવસ, તથા જરૂર પડે તો દરરોજ રૂ.         દર પ્રમાણે ખોટી થવાના         દિવસ આપવા.)

૨. સદરહુ કબુલાયતમાં ઠરાવેલી વખતે (સદરહુ માલ અથવા સદરહુ કબુલાયતમાં લખેલો માલ) પ્રતિવાદી પાસેથી હું લેવા તૈયાર અને રાજી હતો. તથા તું આપ હું લેઉં છું એમ મેં કહ્યું.

૩. માલ ચઢાવવાની અને ખોટી થવાની મુદત આપી હતી તે પુરી થઇ ગઈ છે પરંતુ પ્રતિવાદીએ સદરહુ વહાણ ઉપર સદરહુ માલ ચઢાવ્યો નથી.

તેથી કરીને ખોટી કરી રાખ્યા (ડેમરેજ) બદલ રૂ.         તથા નુકસાન ભરી લેવા બદલ બીજા રૂ.         નો હું ફેસલો માગું છું.

---

# ફ.—અપકૃત્યથી નુકસાનીનો બદલો લેવાની ફરિયાદ અરજીઓ.

---

## નંબર ૭૧.

**જમીન ઉપર પ્રવેશ કર્યા (ટ્રેસ્પાસ) બદલ.**

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

        માં, તારીખ       માહે         સન ૧૮       રોજ મારી         નામથી ઓળખાતી કંઈ જમીન ઉપર પ્રતિવાદીએ પ્રવેશ કર્યો (અને તે ઉપર ઢોર ચરાવ્યાં, ઘાસ પગતળે ચગદીનાખ્યું. ઇમારતી લાકડાં કાપ્યાં, અને બીજી રીતે તેમાં નુકસાન કર્યું.)

(ફેસલો માગવો.)

## નંબર ૭૨.

### રહેવાના ઘરમાં આવીને પ્રવેશ (ટ્રેસ્પાસ) કર્યા વિશે.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. મારૂં નામનું રહેવાનું ઘર છે તેમાં પ્રતિવાદીએ આવીને ઘણી વાર સુધી ધુંધાટ તથા દંગો કર્યો, અને સદરહુ રહેવાના ઘરનાં બારણાં તોડ્યાં, અને તે ઘરમાનો મારો જડીત તથા બીજો સામાન કાઢ્યો, ને ઉપાડી લેઈ ગયો. અને તેના પોતાના ઉપયોગમાં તેની તેણે વ્યવસ્થા કરી. તથા સદરહુ રહેવાના ઘરમાંથી મારો અને મારા કુટુંબનો કબજો લેઇને અમને કાઢી મુક્યા અને ઘણી વાર સુધી તે રીતે અમને બહાર રાખ્યા.

૨. તેથી કરીને મારો ધંધો ચલાવવામાં મને હરકત પડી, અને મારે તથા મારા કુટુંબને વાસ્તે રહેવાનું બીજું ઘર મેળવવામાં મને ખરચ લાગ્યું.

( ફેસલો માગવો. )

---

## નંબર ૭૩.

### જંગમ માલ ઉપર પ્રવેશ કર્યા બદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ વાદીનાં રમ નામે દારૂનાં દંશ પીપ પ્રતિવાદીએ ફોડ્યાં, અને તેમાંનો દારૂ મોહોલ્લામાં ઢોળી નાખ્યો. (અથવા લોઢું ચોખા, ઘર શણગારનો સામાન અથવા જે હોય તે, વાદીનો સામાન કબજે કરી લીધો) અને તે લેઈ ગયો તથા તેના પોતાના ઉપયોગમાં તેની વ્યવસ્થા કરી.

(અથવા મારી ગયો અને બળદ પકડીને લેઈ ગઓ અને તેમને અટકાવ્યાં અને લાંબી મુદત સુધી તેમને અટકાવેલાં રાખ્યાં.)

૨. તેથી કરીને તે મુદતની દરમ્યાન તે ગાયોનો તથા બળદનો મારાથી ઉપયોગ થયો નહીં, તથા તેમના ચારાને વાસ્તે અને તે પાછાં મેળવવાને વાસ્તે ખરચ લાગ્યુ, તથા જો તે મારી પાસે હોત તો બજારમાં હું તેમને વેચત તે વેચવામાં પણ અટકાવ થયો, તથા સદરહુ ગાય અને બળદ મારે કમી ઉપયોગનાં થયાં (એમ ન હોય તો જેવી હકીકત હોય તે પ્રમાણે નુકસાન લખવું.)

(ફેસલો માગવો.)

---

## નંબર ૭૪.

**જંગમ મિલ્કત બીજાએ પોતાના ઉપયોગમાં આણ્યા બદલ.**

(મથાળું.)

હું, અ, બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

આ સાથે જોડેલા પત્રકમાં વરણન કરેલો કંઈ સામાન (અથવા લોટનાં ૧૦૦૦ પીપ) તારીખ માહે સને ૧૮ રોજ મારા કબજામાં હતો.

૨. તે દિવસે (ઠેકાણે) પ્રતિવાદીએ તે માલ પોતાના ઉપયોગમાં આણ્યો અને ગેરવાજબી રીતે મારી પાસેથી તેનો કબજો ભાગવટો લઈ લીધો.

( ફેસલો માગવો. )

પત્રક.

## નંબર ૭૫.

**માલ સ્વાધીન કરવાનું ના કહ્યા બદલ વખારવાળા ઉપર.**

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીને રૂ. (અથવા દર પીપે દર માસે રૂ. વગેરે) આપવાના મોબદલામાં તેણે (લોટનાં ૧૦૦ પીપ) પોતાની વખારમાં રાખવાનો અને સદરહુ રકમ આપવામાં આવે એટલે તે માલ મારે સ્વાધીન કરવાનો કરાર કર્યો.

૨. તેથી કરીને મેં પ્રતિવાદી પાસે સદરહુ (લોટનાં ૧૦૦ પીપ) અનામત મુક્યાં.

૩. તારીખ માહે સન ૧૮ રોજ મેં પ્રતિવાદીને રૂ. ( અથવા તે સામાન વખારમાં રાખી મુકવાનું ભાડું ચઢયું તેની પુરી રકમ ) આપવા માંડીને કહ્યું કે તું સદરહુ સામાન મારે સ્વાધીન કર,પણ પ્રતિવાદીએ તે સ્વાધીન કરવાની ના કહી.

૪. તેથી કરીને સદરહુ સામાન ઈ. ફ. ને વેચવામાં મને હરકત પડી અને તેનું મને નુકસાન થયું.

( ફેસલો માગવો. )

## નંબર ૭૬

**દગાથી મિલકત મેળવ્યા બદલ.**

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીને કંઈ

સામાન વેચવાનું મને મન થાય એટલા માટે તેણે મને એમ સમજાવ્યું કે હું-એટલે પ્રતિવાદી-દાર છું અને મારી બધી જવાબદારી જતાં રૂ.              નો આસામી છું.

૨. તે ઉપરથી રૂ.              ની કીમતનો (શુકો માલ) પ્રતિવાદીને વેચવાનું (તથા સ્વાધીન કરવાનું) મને મન થયું.

૩. સદરહુ સમજાવેલી વાતો ખોટી હતી (અથવા ખોટાપણાની વિશેષ વાતો હોય તે લખવી) અને તે ખોટી છે એમ પ્રતિવાદીને તે વખતે માલમ હતું.

૪. સદરહુ માલની કિમત પ્રતિવાદીએ આપી નથી (અથવા જો માલ સ્વાધીન ન કર્યો હોય તો) સદરહુ માલ તૈયાર કરીને વહાણમાં ચઢાવતાં અને તે પાછો આણતાં મને રૂ.

ખરચ લાગ્યુંછે.

(ફેસલો માગવો.)

## નંબર ૭૭

### દગાબાજીથી બીજા શખસને ઉધારે અપાવ્યા બદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧.          માં, તારીખ          માહે                    સને ૧૮          રોજ પ્રતિવાદીએ મને એમ સમજાવ્યું કે, એક ઇ. ફ. દાર છે, અને તેની સાખ સારી છે, તથા તેની બધી જવાબદારી જતાં તે રૂ.              ની આસામી છે, (અથવા ઈ. ફ. તે વખતે જવાબદારી વાળી નોકરીમાં છે તથા તે સારી હાલતમાં છે, અને નિર્ભયપણે તેની સાખ ઉપર તેને માલ ધારી શકાય તેવો છે.

૨. તે ઉપરથી સદરહુ ઇ. ફ. ને રૂ.              કિમતના (ચોખા) (              મહીના ઉધારે) વેચવાને મારૂ મન વળ્યું.

૩. સદરહુ સમજાવેલી વાતો ખોટી હતી અને તે ખોટી છે એમ પ્રતિવાદીને તે વખતે માહિત હતું, અને મને ઠગવાના તથા દગો કરવાના હેતુથી (અથવા મને ઠગવાને અને નુકશાન કરવાને) તેણે એ વાતો સમજાવી હતી.

૪. સદરહુ ઈ. ફ. એ (સદરહુ માલની કિમત સદરહુ ઉધારની મુદત વીતી તોએ આપી નહી, અથવા) સદરહુ ચોખાની કિમત આપી નથી,અને તે કારણેનેલીધે મને તેનું નુકશાન થયું.

( ફેસલો માગવો. )

---

## નંબર ૭૮.

### વાદીની જમીનમાનું પાણી ગંદુ કર્યા બદલ.

( મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં નામની એક જમીનનો તથા તે જમીનમાંના કુવાનો તથા તે કુવામાંના પાણીનો કબજો ભોગવટો હાલ મારો છે તથા હેઠળ કહેલી બધી વખતે હતો, તથા સદરહુ કુવાનો અને કુવામાંના સદરહુ પાણીનો ઉપયોગ અને લાભ લેવાનો હક મારો હતો, તથા તે કુવામાં પાણીની આવક થવાને જે કંઈ પાણીના ઝરા અને વેહેળા વહીને કુવામાં આવતા હતા તે ઝરા તથા વેહેળાનું પાણી ગંદુ ન કરતાં અથવા ન બગાડતાં વહેતું રખાવવાનો હક મારો હતો.

૨. તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ સદરહુ કુવો તથા (તેમાંનું સદરહુ પાણી તથા) તે કુવામાં વહી આવતા સદરહુ પાણીના ઝરા અને વહેળા ગેર-વાજબી રીતે ગંદા કર્યા તથા બગાડ્યા.

૩. સદરહુ કારણને લીધે સદરહુ કુવાનું તે પાણી મેલું થયુ તથા ઘર સંસારના અને બીજા જરૂરીઆત કામને સારૂ અનુપયોગી થયું, તથા સદરહુ કુવાનો અને પાણીનો ઉપયોગ અને લાભ હું અને મારૂ કુટુંબ લેતાં તે જતો રહ્યો.

(ફેસલો માગવો.)

---

## નંબર ૭૯

**અપકારક કારખાનું ચલાવ્યા બદલ.**

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માંની નામની કંઈ જમીન મારા કબજામાં છે અને હેઠળ કહેલી બધી વખતે મારા કબજામાં હતી.

૨. તારીખ માહે સને ૧૮ થી આજ સુધી ધાતુનો કચરો ગાળવાનું કંઈ કારખાનું પ્રતિવાદીએ ચલાવ્યું છે, તેમાંથી ખરાબ અને રોગકારક ધુમાડો અને બીજી વરાળો તથા અપકારક પદાર્થ પુષ્કળ નિકળવાનું પ્રતિવાદી ગેરવાજબી રીતે કારણ થયો. તે ધુમાડો, વરાળ અને પદાર્થ સદરહુ જમીન ઉપર અને તે જમીનભર પસર્યાં અને હવા બગાડી તથા સદરહુ જમીનની સપાટી ઉપર ઠર્યાં.

૩. તેથી કરીને સદરહુ જમીન ઉપર મારાં ઝાડ, વાડ, ચાર અને પાક ઉગતો, તેને નુકસાન થયું; અને કિંમતમાં તે ઉતરી ગયા, તથા તે જમીનમાં મારાં જે ઢોર અને જીવધન હતું તે રોગી થઈને તેમાંથી કેટલાંક તો ઝેર લાગીને મરી ગયાં.

૪. તે કારણને લીધે, સદરહુ જમીનમાં એમ ન હોત તો હું જે રીતે મારાં ઢોર અને મેંઢરાં ચરાવત તે રીતે, મારાથી ચરાવી શકાયું નહિ. તથા ત્યાંથી મારાં ઢોર, મેંઢરાં અને એ-તીનાં જનાવર મારે કાઢવાં પડ્યાં, તથા તેવી જમીન ન હોત ત્યારે તેનો જેવો લાભકારક અને આરોગ્યકારક ઉપયોગ ને ઉપભોગ હું લેત તેવો લેઈ શક્યો નહિ.

( ફેસલો માગવો.)

---

## નંબર ૮૦.

### રસ્તો અટકાવ્યાબદલ.

( મથાળું. )

હું. અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. (        ગામમાંનું એક ઘર) મારા કબજામાં છે, અને હેઠળ કહેલે વખતે તેમાં મારો કબજો હતો.

૨. મારે પોતાને તથા મારા નોકરોને (વાહનસહિત અથવા પગે) વરસના કોઈ પણ વખતે સદરહુ (ઘરમાં) થી અમુક ખેતરમાં થઈને સાર્વજનિક રાજમાર્ગ ઉપર જવાના,-તથા તે રાજમાર્ગમાંથી સદરહુ ખેતરમાં થઈ સદરહુ ઘરમાં પાછા આવવાના રસ્તાનો મારો હક્ક હતો.

૩. તારીખ      માહે      સને ૧૮      રોજ પ્રતિવાદીએ સદરહુ ગેરવાજબી રીતે રસ્તો ગેરવાજબી રીતે અટકાવ્યો તેથી કરીને તે રસ્તે (વાહન સુધાંત અથવા પગે અથવા કોઈપણ રીતે) હું જઈ શક્યો નહિ (અને ત્યારથી આજ સુધી તે રસ્તો ગેરવાજબી રીતે અટકાવ્યો છે.

૪. (કંઈ વિશેષ નુકસાન થયું હોય તો તે લખવું.)

(ફેસલો માગવો.)

---

### બીજો નમુનો.

(મથાળું.)

૧.   થી   સુધી જતાં સાર્વજનિક ધોરી રસ્તામાં અટકાવ થાય એવી રીતે તે રસ્તામાં પ્રતિવાદીએ ગેરવાજબી રીતે ખાઈ ખોદીને માટી તથા પથરાનો ઢગલો કર્યો.

૨. તેથી કરીને સદરહુ ધોરી રસ્તે કાયદેસર રીતે જતાં હું સદરહુ માટી ને પથરા ઉપર (અથવા સદરહુ ખાઈમાં) પડ્યો અને મારો હાથ ભાગ્યો અને ઘણું દુઃખ ભોગવ્યું તથા લાંબી મુદત સુધી મારો ધંધો ચલાવાયો નહિ અને વૈદને બોલાવીને ઔષધોપચાર કરવામાં ખરચ થયું.

(ફેસલો માગવો.)

---

## નંબર ૮૧.

### પાણીનો પ્રવાહ બીજી તરફ વાળ્યા બદલ.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧.   ડિસ્ટ્રિકટમાં      ગામમાં      નામથી ઓળખાતા (વેહેળા) ઉપર ચક્કી (મીલ) છે તે મારા કબજામાં છે અને હેઠળ કહેલે વખતે તે મારા કબજામાં હતી.

૨. તે કબજો હોવાને લીધે સદરહુ ચક્કી ચલાવવાસારૂ સદરહુ વેહેળાના પ્રવાહ ઉપર મારો હક છે.

૩. તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ સદરહુ વેહેળાનો કાંઠો તોડીને તેનું પાણી બીજી તરફ વાળ્યું તેને લીધે મારી ચક્કીમાં થોડું પાણી આવ્યું.

૪. તેથી કરીને, પાણી તે રીતે વાળ્યા પહેલાં દરરોજ ગુણો દળી શકતો, તેને ઠેકાણે હવે દરરોજ ગુણથી વધારે દળી શકતો નથી.

(ફેસલો માગવો.)

---

## નંબર ૮૨.

### નીકથી જમીનને પાણી પાવાસારૂ પાણી લેવાના હક્કનો અટકાવ કર્યા બદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. ઠેકાણાની વગેરે કંઈ જમીન મારા કબજામાં છે અને હેઠળ કહેલી વખતે તે મારા કબજામાં હતી. અને તે જમીનને નીકથી પાણી પાવાસારૂ અમુક વેહેળામાંથી કંઈ પાણી લઈને તે ઉપયોગમાં લેવાનો મારો હક છે.

૨. તારીખ માહે રોજ પ્રતિવાદીએ સદરહુ વેહેળાનું પાણી ગેરવાજબી રીતે અટકાવીને તથા તે બીજી તરફ વાળીને, સદરહુ લખ્યા પ્રમાણે સદરહુ વેહેળામાંથી પાણી લઈને તેનો મને ઉપયોગ કરવા દીધો નથી.

( ફેસલો માગવો. )

---

## નંબર ૮૩.

### ભાડુઆતે બગાડો કર્યાબદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ મારી પાસેથી( મોહોલ્લામાં નંબર નું ઘર) ની મુદતને માટે ભાડે રાખ્યું.

૨. તે પ્રમાણે પ્રતિવાદી તેમાં રહ્યો.

૩. આ રીતે તે રહ્યો એટલી મુદતમાં તેણે તે મકાનની ઘણી ખરાબી કરી (ભીંતો કદરૂપી કરી, બાંય ઉખેડી, બારણાં ભાગી નાખ્યાં, અથવા બીજુ જે નુકસાન થયું હોય તે બને તેટલું બતાવવું.)

વાદીની અરજ એછે કે રૂ. બદલો મળવાનો ફેસલો કરી આપો.

## નંબર ૮૪.

### હલ્લો કર્યાબદલ તથા કાયદા વિરૂદ્ધ માર્યાબદલ.

( મથાળું ).

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૮ રોજ માં પ્રતિવાદીએ મારા ઉપર હલ્લો કરીને મને માર્યો.

૨. મારી અરજ એછે કે રૂ. બદલો મળવાનો ફેસલો કરી આપો.

## નંબર ૮૫.

### હલ્લો કર્યાબદલ તથા કાયદા વિરૂદ્ધ માર્યાબદલ; વિશેષ નુકસાન થયું હોય તે સુધાંત.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ મારા ઉપર હલ્લો કર્યો અને હું બેભાન થયો ત્યાંસુધી મને માર્યો.

૨. તેથી કરીને હું (ત્યારથી છ અઠવાડીઆં) સુધી મારો ધંધો ચલાવી શક્યો નહિ, અને વૈદને બોલાવીને ઓષધોપચાર કરવામાં રૂ. આપવાની મને જરૂર પડી, તથા ત્યારથી આજ સુધી મારાથી (મારો જમણો હાથ ઉપયોગમાં) લેઈ શકાતો નથી. (અથવા બીજી રીતનું નુકસાન જે હોય તે લખવું).

(ફેસલો માગવો.)

## નંબર ૮૬.

### હલ્લો કર્યાબદલ તથા ખોટી રીતે કેદ કર્યાબદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ મારા ઉપર હલ્લો કર્યો અને દિવસ ( અથવા અવર ) સુધી મને કેદ કર્યો. ( વિશેષ નુકસાન, જો કંઈ હોય તો તે, આ પ્રમાણે લખવું ):—

૨. તેથી કરીને મેં શારીરિક અને માનસિક ઘણી વ્યથા ભોગવી, મારી ફજેતી થઈ, અને મારી આબરૂને તથા સ્થિતિને ધક્કો પોંચ્યો, તથા મારો કામ ધંધો ચલાવાયો નહીં, અને મારી જાતીકી સંભાળથી તથા લક્ષ્યથી મારા કુટુંબની સોઈ કરાઈ નહીં, તથા સદરહુ કેદખાનામાંથી મારો છુટકારો કરાવવામાં મને ખરચ થયું ( અથવા બીજી રીતે જે હોય તે).

( ફેસલો માગવો. )

## નંબર ૮૭.

### આગગાડીના રસ્તા ઉપર ગફલતથી થએલી ઈજાબદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીઓ, જે ભાડું આપે તે બધા મુસાફરોને, તથા એ બે ઠેકાણા વચે રેલવેથી લઈ જનાર હતા.

૨. તે દિવસે સદરહુ રસ્તા ઉપરની પ્રતિવાદીઓની ગાડીઓમાંની એક ગાડીમાં હું ઉતારૂ હતો.

૩. હું તે પ્રમાણે ઉતારૂ હતો તેવામાં સદરહુ રસ્તા ઉપર આગળ (અથવા સ્ટેશન પાસે, અથવા અને એ બે સ્ટેશનની વચે ) પ્રતિવાદીઓના નોકરોની ગફલત અને અપ્રવીણતાને લીધે ગાડીઓ સામસામી અથડાઈ તેથી કરીને મને ઘણી ઇજા થઈ ( મારો પગ ભાગી ગયો, માથું ફુટ્યું, વગેરે, અને કંઈ વિશેષ નુકસાન થયું હોય તો તે લખવું, જેમકે,-) અને વૈદ્યને બોલાવીને ઔષધોપચાર કરવામાં ખરચ થયું તથા વેચનાર તરીકે મારો પહેલાંનો ધંધો ચલાવવાને હું નિરંતરનો અશક્ત થયો.

(ફેસલો માગવો.)

( અથવા આ રીતેઃ—૨. તે દિવસે પ્રતિવાદીઓના આગગાડીના રસ્તાઉપર કાયદેસર રીતે ચાલીને હું બીજી તરફ જતો હતો તે વખતે તે રસ્તાઉપર અને તે રસ્તે તેમણે પોતાના નોકરોને હાથે એક એન્જીન ( વરાળયંત્ર ) અને તેને જોડેલી ગાડીઓની હાર એવી ગફલતથી અને અપ્રવીણતાથી ચલાવી અને હાથમાં રાખી કે તે એન્જીન અને હાર મારાઉપર આવી પડીને અથડાઈ, તેથી કરીને વગેરે, પારેગ્રાફ ૩ માં લખ્યા પ્રમાણે ).

---

## નંબર ૮૮.

### ગફલતથી હાંકવાને લીધે થએલી ઈજાબદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. હું વાદી મોચી છું અને ઠેકાણે ધંધો કરૂં છું. પ્રતિવાદી નો વેપારીછે.

૨. (તા. ૨૩ મે ૧૮૭૫) રોજ સાંજના ત્રણ વાગ્યાને સુમારે કલકત્તા શેહેરમાં ચૌરંગીને રસ્તે પુર્વ તરફ હું ચાલતો હતો. હારીંગટન નામની ગલી વટાવીને પેલી તરફ જવાની મને જરૂર પડી. તે ગલી ચૌરંગીને કાટખુણે કરીને મળેછે. આ ગલી હું વટાવતો હતો તેવામાં અને તેની પેલી તરફ ફરસબંધી પગ રસ્તા ઉપર જઈ પોંચું તેટલામાં પ્રતિવાદીના મે

ઘોડા જોડેલી ગાડી જે નોકરોના હાથમાં અને હવાલામાં હતી તે હારીંગટન ગલીમાંથી ચૌરંગી ઉપર ગફલતથી, એકાએક, ચેતાવ્યા વગર ઉતાવળા અને ભયંકર વેગથી ફરી. તે ગાડીનો દાંડો (પોલ) મને લાગ્યો અને તેથી હું નીચે પડ્યો અને ઘોડાઓના પગતળે હું ઘણો ઘુંદાયો.

૩. ધક્કો લાગવાથી, પડવાથી અને પગતળે ચગદાવાથી મારો ડાબો હાથ ભાગ્યો, અને મારે પડખે, બધડે, તેમજ અંદર હું જખમ થયો અને મને ઇજા થઈ અને તેથી કરીને હું ચાર માસ માંદો ને વેદનામાં રહ્યો, તથા મારો ધંધો ચલાવી શક્યો નહિ, અને ઓષધોપચારનું તથા બીજું ખરચ થયું અને મારો ઘણો ધંધો તથા નફો બુડ્યો.

હું રૂ.          નુકસાન માગું છું.

---

(મથાળું.)

**પ્રતિવાદીની લેખી કેફીયત.**

૧. ફરિયાદઅરજીમાં જે ગાડી કહેલી છે તે મારી હતી અથવા તે મારા નોકરોના હવાલામાં અને હાથમાં હતી એ વાત હું પ્રતિવાદી નાકબુલ કરૂં છું. તે ગાડી (રાજેશ્રી ઇ. ફ. ને ગ. હ.) જેઓ કલકત્તામાં          મેહેલ્લામાં રહે છે અને ભાડે આપવાસારૂ પોશાકવાળા હાકનાર સુધાંત ગાડી ઘોડા રાખે છે તેમની હતી. મને ગાડી ઘોડા પુરા પાડવા સારૂ મેં તેમને નિમ્યા છે. અને જે શખ્સના હવાલામાં તથા હાથમાં સદરહુ ગાડી હતી તે શખ્સ સદરહુ રાજેશ્રી ઇ. ફ. અને ગ. હ. નો નોકર હતો.

૨. ગફલતથી, એકાએક, અથવા ચેતાવ્યાવગર અથવા ઉતાવળા અને ભયંકર વેગથી સદરહુ ગાડી હારીંગટન ગલીમાંથી ફરેલી એ વાત હું કબુલ કરતો નથી.

૩. મારૂં કહેવું એમ છે કે યોગ્ય ખબરદારી અને કાળજી રાખી હોત તો સદરહુ ગાડી પોતાની તરફ આવે છે એ પ્રતિવાદીની નજરે પડત અને તે જોઈ શક્યો હોત, તથા ગાડી સાથે કોઈ રીતે અથડાવાનું તે ટાળત અને ટાળી શક્યો હોત.

૪. ફરિયાદઅરજીના ત્રીજા પારેગ્રાફમાં જે હકીકત લખી છે તે હું કબુલ કરતો નથી.

---

## નંબર ૮૯.

**આબરૂ લીધાબદલ, શબ્દમાંજ આબરૂ લેવાનું રહ્યું હોય ત્યારે.**

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧.          માં, તારીખ          માહે          સને ૧૮          રોજ          નામના વર્તમાન પત્રમાં (અથવા, ઇ. ફ. ને લખેલા કાગળમાં) પ્રતિવાદીએ મારે વિષે નીચેના શબ્દો પ્રસિદ્ધ કર્યા.

(જે શબ્દો વાપર્યા હોય તે લખવા.)

૨. તે પ્રસિદ્ધી જુઠી અને અદાવત ભરેલી છે.

(ફેસલો માગવો.)

(ટીપ:—કોરટની ભાષા શિવાય બીજી ભાષામાં આબરૂ લેવાનો મજકુર લખ્યો હોય તો, જે પરભાષામાં તે પ્રસિદ્ધ કર્યો હોય તે ભાષામાં તે શબ્દે શબ્દ લખવા. અને પછી આ પ્રમાણે લખવું કે:—"સદરહુ શબ્દોનો ભાષામાં તરજુમો કરવાથી તેનો અર્થ અને બોધ નીચે પ્રમાણે થાય છે, અને જે શખ્સોને તે રીતે પ્રસિદ્ધ કર્યો તેઓ આ પ્રમાણે સમજ્યા. તે એકે (આ ઠેકાણે તે આબરૂ જાય એવા મજકુરનો અક્ષરશઃ તરજુમો કોરટની ભાષામાં લખવો.)

---

## નંબર ૯૦.

**આબરૂ લીધાબદલ, શબ્દમાંજ આબરૂ લેવાપણું ન રહ્યું હોય ત્યારે.**

(મથાળું.)

હું, અ, બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. હું શેહેરમાં ધંધો કરનારો વેપારી (છું અને) તારીખ માહે સને ૧૮ રોજ અને તે પહેલાં હતો.

૨. માં, તારીખ માહે સને ૧૮ રોજ નામના વર્તમાન પત્રમાં (અથવા ઈ. ફ. ને લખેલા કાગળમાં અથવા બીજી કઈ રીતે પ્રસિદ્ધ કર્યો છે તે બતાવવું) પ્રતિવાદીએ મારે વિશે નીચેના શબ્દો પ્રસિદ્ધ કર્યા:—

("આ શેહેરનો રેહેનારો અ. બ. ધામધુમ કર્યાવગર પરદેશ જતો રહ્યો છે. એવું કહેવાય છે કે રૂ. ની રકમના લેહેણદાર આતુરતાથી તેનો પત્તો શોધે છે.")

૩. આમ લખવામાં પ્રતિવાદીનો ભાવ એવો હતો કે (મારા લેહેણદારોને ન મળું એટલા માટે અને તેમને દગો દેવાના ઇરાદાથી હું નાસી ગયો હતો.)

૪. સદરહુ પ્રસિદ્ધ કરેલો મજકુર ખોટો અને અદાવત ભરેલો હતો.

(ફેસલો માગવો.)

---

## નંબર ૯૧.

**આળ ચઢાવ્યાબદલ, શબ્દોજ દાવો ચાલી શકે એવા હોય ત્યારે.**

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદી ખોટી રીતે અને અદાવતથી મારે વિશે નીચેના શબ્દો ઈ. ફ. ( અથવા કેટલાક માણસો ) ના સાંભળતાં બોલ્યો તે એકે ('તે ચોરછે.')

૨. તે શબ્દોને લીધે મારે તરીકે ની નોકરી હતી તે ગઈ.

( ફેસલો માગવો. )

---

## નંબર ૯૨.

**આળ ચઢાવ્યા બદલ; શબ્દોમાંજ દાવો કરવા જેવું નહોય ત્યારે.**

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. • માં, તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ મારા વિશે એક ઈ. ફ. ને ખોટી રીતે અને અદાવતથી કહ્યું કેઃ ( "તે અજાયબ જેવા ચંચળ અંતઃકરણનો જુવાન માણસ છે" )

૨. હું તે વખતે કારકુનની જગા મેળવવાની શોધમાં હતો, અને સદરહુ શબ્દોથી પ્રતિવાદીના મનનો ભાવ એ હતો કે કારકુન તરીક હુ વિશ્વાસ રાખવાલાયક નથી.

૩. તે શબ્દોને લીધે ( સદરહુ ઇ. ફ. એ મને કારકુન તરીકે નોકર રાખવાની ના કહી).

( ફેસલો માગવો.)

---

## નંબર ૯૩.

**અદાવતથી ફોજદારી કામ ચલાવ્યા બદલ.**

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. • માં, તારીખ માહે સન ૧૮ રોજ • (સદરહુ શેહેરના માજીસ્ત્રેટ, અથવા જે હોય તે ) પાસેથી ના આરોપનું વારંટ પ્રતિવાદીએ કઢાવ્યું, અને તે ઉપરથી મને પકડ્યો, અને (દિવસ અથવા અવર ) કેદમાં રાખ્યો, (અને છુટો થવા સારૂ રૂ. ના મે જામીન આપ્યા. )

૨. પ્રતિવાદીએ તે કામ અદાવતથી અને વાજબી અથવા સંભવિત કારણ વગર કર્યુંછે.

૩. તારીખ માહે સને ૧૮ રોજ સદરહુ માજીસ્ત્રેટે પ્રતિવાદીની ફરિયાદ કાઢી નાંખી અને મને દોશમુકત કર્યો.

૪. જેમનાં નામ મને માહિત નથી એવા ઘણા શખ્શો, સદરહુ પકડ્યાની વાત સાંભળીને તથા હું ગુન્હેગાર છું એમ ધારીને, મારી સાથે ધંધો કરતા બંધ થયા છે; અથવા, સદરહુ પકડવાને લીધે, એક ઇ. ફ. ના કારકુન તરીકેની મારી જગા ગઈ; અથવા; તે કારણને લીધે મેં શારીરિક અને માનસિક વેદના ભોગવી, અને મારો કામ ધંધો થઈ શક્યો નહી તથા મારી સાખને ધક્કો પોંચ્યો, તથા સદરહુ આરોપની ફરિયાદ સામે મારો બચાવ કરવામાં અને સદરહુ કેદખાનામાંથી છુટો થવામાં મને ખરચ લાગ્યું.

(ફેસલો માગવો.)

---

# ડ.--વિશેષ મિલકતની ફરિયાદ અરજીઓ.

## નંબર ૯૪.

### સ્થાવર મિલકતનો કબજો લેવા માટે પૂર્ણ માલકે કરવાની.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. ( ડિસ્ટ્રિક્ટમાંની નામે સરકારી ઇસ્ટેટ અથવા તે ઇસ્ટેટનો ભાગ, જેનું મહેસુલ રૂ. છે અને જેની અજમાશે કીમત રૂ. છે તેનો; અથવા કલકત્તામાં મહેલ્લામાં ઘર નંબર જેની અજમાસે કિંમત રૂ. છે ) તેનો ક્ષ. ય. પૂર્ણ માલ હતો.

૨. તારીખ માહે સને ૧૮ રોજ ઝ. એ સદરહુ ઇસ્ટેટનો ( અથવા ભાગનો કે ઘરનો ) કબજો સદરહુ ક્ષ. ય. પાસેથી ગેરકાયદે લીધો.

૩. ત્યાર પછી સદરહુ ક્ષ. ય. મૃત્યુપત્ર કરયા વગર તેની પાછળ મને તેનો વારસ મુકીને મરી ગયો.

૪. સદરહુ ઇસ્ટેટનો ( અથવા ભાગનો કે ઘરનો ) કબજો મને ન આપતાં પ્રતિવાદીએ પોતાની પાસે રાખ્યો છે.

વાદીની અરજ એ છે કે:

૧. સદરહુ મિલકતનો કબજો મને મળવા બદલ,—

૨. તે કબજો દબાવીપડ્યાથી નુકશાનીના રૂ. બદલ,— ફેસલો કરી આપો.

### બીજો નમુનો.

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૮ રોજ લેખી દસ્તાવેજથી માંનું રસલ મહેલ્લામાંનું નંબર પરનું ઘર અને તેના અંગનો ભાગ મેં પ્રતિવાદીને તારીખ થીપાંચ વરસની બોલીએ દર માસે રૂ.૩૦૦ ભાડું ઠરાવીને ભાડે આપ્યો.

૨. સદરહુ ઘર અને તેનાઅંગનો ભાગ ભાડે આપવા જેવી અને સારી મરામતમાં રાખવાનો સદરહુ દસ્તાવેજમાં પ્રતિવાદીએ કરાર કર્યો.

૩. સદરહુ દસ્તાવેજમાં કબજો પાછો લેવાની પણ એક કલમ હતી. તેમાં એમ હતું કે, દસ્તાવેજમાં ઠરાવેલું ભાડું માગવામાં આવે કે ન આવે તોએ, તે જો ૨૧ દિવસ સુધી બાકી રહે, અથવા પ્રતિવાદીના ભાગનો જે કરાર પુરો કરવાનો તે પુરો કરવામાં તે કસુર કરે તો, તે ઘર તથા તેના અંગના ભાગનો કબજો પાછો લેવાનો મારો હક્ક છે.

૪ તારીખ માહે સને ૧૮૮ રોજ એક માસનું ભાડું ચડ્યું અને તારીખ માહે સને ૧૮૮ રોજ બીજા મહિનાનું ભાડું ચડ્યું. તારીખ

માહે સને ૧૮૮ રોજ અને ભાડાં ૨૧ દિવસ સુધી બાકી રહ્યાં હતાં, અને અને હજી લેહેણાં છે.

૫. તેજ તારીખ માહે સને ૧૮૮ રોજ ઘર અને તેના અંગનો ભાગ ભાડે આપવા લાયક અથવા સારી મરામતમાં ન હોતો અને હાલ નથી, અને તેને ભાડે આપવા લાયક સારી મરામતમાં આણવાને પૈસાની મોટી રકમ ખરચ લાગશે, અને વાદીની ઉત્તરાધિકારની કીમત ઘણી ઘટી ગઈ છે. વાદીની માગણી નીચે પ્રમાણે છે:—

૧. સદરહુ ઘર અને તેના અંગના ભાગનો કબજો અપાવો.
૨. રૂ. ચડેલા ભાડા બદલ અપાવો.
૩. પ્રતિવાદીએ પોતાનો મરામત કરવાનો કરાર તોડ્યો તેના નુકશાનીના રૂ. અપાવો.
૪. તારીખ માહે સને ૧૮૮ થી કબજો પાછો મળતાં સુધી તે ઘર અને તેના અંગના ભાગનો ઉપભોગ કર્યા બદલ રૂ. અપાવો.

---

## નંબર ૯૫.

### ભાડુઆતે કરવાની.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. (કલકત્તા શેહેરમાં એક જમીનનો ટુકડો છે તેની ચતુઃસીમા છે) તેનો એક ઈ. ફ. પૂર્ણ માલિક છે, તેની અજમાસે કિંમત રૂ. છે.

૨. તારીખ માહે સને ૧૮ રોજ સદરહુ ઈ. ફ. એ સદરહુ જમીન તારીખ થી વરસની બોલીએ મને ભાડે આપી.

૩. પ્રતિવાદી મને કબજો ન આપતાં પોતે દબાવી પડ્યો છે.

( ફેસલો માગવો. )

---

## નંબર ૯

### જંગમ માલ ગેરવાજબી રીતે લીધા બદલ.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સન ૧૮ રોજ લોટનાં ૧૦૦ પીપ મારી માલકીનાં હતાં ( અથવા મારા કબજામાં હતાં ) તેના અજમાસે કિંમત રૂ. હતી.

૨. તે દિવસે માં પ્રતિવાદીએ તે પીપ લીધાં.

૩. વાદીની અરજ એ છે કેઃ—

( ૧ ) સદરહુ માલ કબજામાં આપાવવાનો અથવા તે કબજે ન મળી શકે તો રૂ. અપાવવાનો,

(૨) તે માલ અટકાવી રાખ્યા બદલ નુકશાનીના રૂ. અપાવવાનો ફેસલો કરી આપો.

## નંબર ૯૭.

**જંગમ માલ ગેરવાજબી રીતે અટકાવી રાખ્યા બદલ.**

( મથાળું. )

**હું, અ. બ.,** ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

**૧.** તારીખ માહે સને ૧૮ રોજ આ સાથે જોડેલા પત્રકમાં કહેલો માલ ( અથવા માલનું વર્ણન લખવું ) મારી માલકીનો હતો ( અથવા કબજે લેવાનો હક બતાવનારી હકીકતો જણાવવી). તેની અજમાસે કિંમત રૂ. હતી.

**૨.** તે તારીખથી ફરિયાદ શરૂ થઈ ત્યાં સુધી પ્રતિવાદીએ તે માલ મને ન આપતાં અટકાવી રાખ્યો છે.

**૩.** આ ફરિયાદ શરૂ થયા પેહેલાં એટલે તારીખ માહે સને ૧૮ રોજ મેં પ્રતિવાદી પાસેથી તે માલ માગ્યો પણ તેણે તે સ્વાધીન કરવાની ના કહી.

વાદીની અરજ એ છે કે.—

( ૧) સદરહુ માલનો કબજો આપવાનો અથવા તે કબજે ન મળે તો રૂ. આપવાનો,

( ૨ ) તે માલ અટકાવી રાખ્યો માટે નુકસાનીનો બદલો રૂ. અપાવવાનો, ફેસલો કરી આપો.

પત્રક.

## નંબર ૯૮.

**કપટથી ખરીદ લેનારની તથા તેની પાસેથી માહિત છતાં લેનારની ઉપર કરવાની.**

( મથાળું. )

**હું, અ. બ.,** ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

**૧.** માં, તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદી ( ક. ડ. ) ને અમુક માલ વેચવાનું મને મન થાય એટલા માટે તે પ્રતિવાદી ( ક. ડ.) એ મને એમ સમજાવ્યું કે ( તે દાર છે અને તેની બધી જવાબદારી જતાં તે રૂ. નો આસામી છે).

**૨.** તેથી કરીને અજમાસે રૂ. ની ( ચાની ૧૦૦ પેટીઓ ) સદરહુ ક. ડ. ને વેચવાનું તથા સ્વાધીન કરવાનું મને મન થયું.

૩. સદરહુ સમજાવેલી વાતો ખોટી હતી અને તે ખોટી છે એમ તે વખતે સદરહુ ક. ડ. ને માહિત હતું ( અથવા સદરહુ વાતો સમજાવતી વખતે સદરહું ક. ડ. નાદાર હતો અને પો તે નાદાર છે એમ તેને માહિત હતું. )

૪. સદરહુ ક. ડ. એ પછીથી તે માલ પ્રતિવાદી ઇ. ફ. ને કંઈ બદલા શિવાય આપ્યો, ( અથવા તે સમજાવેલો મજકુર ખોટો છે એ વાતની તે ઇ. ફ. ને ખબર હતી. )

વાદીની અરજ એ છે કેઃ—

( ૧ ) સદરહુ માલનો કબજો મળવા બદલ, અથવા તે કબજો ન મળી શકે તો રૂ. બદલ,

( ૨ ) તે માલ અટકાવી રાખ્યો માટે નુકશાનીના રૂ. બદલઃ ફેસલો કરી આપો.

---

## ઇ.--વિશેષ ન્યાય માગવાની ફરિયાદ અરજીઓ.

---

### નંબર ૯૯.

**ચુંકના સબબથી કરાર રદ કરવા બાબત.**

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદીએ મને એમ જણાવ્યું કે, . .માં મારી ( પ્રતિવાદીની ) માલકીનો એક જમીનનો તુકડો છે તે ( દશ વિઘા ) છે.

૨. તે ઉપરથી સદરહુ કહેલું ખરૂં માનીને સદરહુ તુકડો રૂ. માટે ખરીદ કરવાનું મને મન થયું, અને કરારનામા ઉપર સહી કરી, તેની એક નકલ આ સાથે જોડી છે. પરંતુ તેનું ખરીદીપત્ર (કનવેયન્સ) મને કરી આપ્યું નથી.

૩. તારીખ માહે સને ૧૮ રોજ તે ખરીદીની રકમને પેટે રૂ. મે પ્રતિવાદીને આપ્યા.

૪. સદરહુ જમીનનો તુકડો ખરેખર ફક્ત (પાંચ વીઘા) છે.

વાદીની અરજ એ છે કે—

(૧) રૂ. તથા તારીખ માહે સને ૧૮ થી વ્યાજ અપાવો.

(૨) સદરહુ ખરીદીનો કરાર પાછો મંગાવીને તે રદ કરો.

---

### નંબર ૧૦૦.

**ખરાબી કરતાં અટકાવવાની તાકીદ બદલ.**

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. (મીલકતનું વર્ણન કરવું) નો હું પુરો માલક છું.

૨. મારી પાસેથી લીધેલા પટાને આધારે તેનો કબજો પ્રતિવાદી પાસે છે.

૩. મારી સંમતિ વગર પ્રતિવાદીએ (વેચવા સારૂ ઘણાં કિમતી ઝાડ કાપી નાખ્યાં છે અને બીજાં વધારે કાપવાની દેહશત આપેછે.)

પ્રતિવાદીને તાકીદ આપીને સદરહુ મિલકતઉપર કંઈ વધારે ખરાબી કરતાં અથવા કરવા દેતાં તેને અટકાવવાનો ફેસલો મળવાની મારી અરજ છે.

(પૈસા સંબંધી બદલો પણ માગી શકાય.)

---

## નંબર ૧૦૧.

### અપકારક કૃત્ય દૂર કરવા બદલ.

( મથાળું. )

હું, અ. બ, ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. (કલકત્તામાં મહોલ્લામાં નંબર ની ઘરના) હું પૂર્ણ માલક છું અને નીચે લખેલે બધે વખતે હતો.

૨. (તેજ મહોલ્લામાંની જમીનના એક તુકડા) નો પુર્ણ માલક પ્રતિવાદી છે અને નીચે લખેલે બધે વખતે હતો.

૩. તારીખ માહે સને ૧૮ રોજ પ્રતિવાદીએ પોતાના સદરહુ તુકડા ઉપર કસાઈખાનું બાંધ્યું અને હજી તે ચાલુ રાખે છે. અને તે દિવસથી હાલસુધી ત્યાં હમેશાં ઢોર આણાવીને મરાવેલાં છે (અને લોહી તથા નાંખી દેવાનું અને કોહેલું માંસ તે મહોલ્લામાં મારા સદરહુ ઘરની સામે નંખાવેલુંછે.)

૪. ( સદરહુ કારણને લીધે સદરહુ ઘર છોડવાની મને જરૂર પડી છે અને તે ભાડે અપાતું નથી. )

દરહુ અપકારક કૃત્ય દૂર કરવા બદલ ફેસલો કરો એવી મારી અરજ છે.

---

## નંબર ૧૦૨

### પાણીનો પ્રવાહ વાળીને બીજી તરફ ન લેઈજવાની તાકીદ બદલ.

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

નમુના નંબર ૮૧ પ્રમાણે.

સદરહુ પ્રમાણે પાણી વાળીને બીજી તરફ લેઈ જતાં પ્રતિવાદીને અટકાવવાની તાકીદ થાય એવો ફેસલો મળવાની મારી અરજ છે.

---

## નંબર ૧૦૩.

### જંગમ માલ નાશ કરવાની દેહશત આપી હોય તે પાછો લેવા બદલ તથા તાકીદ આપવા બદલ.

(મથાળું.)

હું, અ, બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. (એક નામાંકિત ચિતારાએ કહેલી મારા વડાવાની તસવીર) મારી માલકીની છે અને નીચે કહેલે બધે વખતે હતી. અને તેવી બીજી તસવીર છતમાં નથી. (અથવા પૈસા ખરચીને તેની જગાએ બીજી તેવી વસ્તુ મુકી શકાય એવી જાતની તે મિલકત નથી એમ બતાવનારી જે હકીકતો હોય તે લખવી.)

૨. તારીખ      માહે      સને ૧૮      રોજ તે સુરક્ષિત રાખવા સારૂ મેં પ્રતિવાદીને આપી.

૩. તારીખ      માહે      સને ૧૮      રોજ મેં તે પ્રતિવાદી પાસેથી માગી, અને તે રાખી મુકવા સારૂ જે વાજબી ખરચ થયું હોય તે લે એમ કહ્યું.

૪. પ્રતિવાદી તે મારે સ્વાધીન કરવાને ના પાડેછે. અને મને એવી દેહશત આપેછે કે, જો સ્વાધીન કરવાનું કહીશ તો તે હું છુપાવીશ, કોઇને આપી દઇશ, કડકા કરી નાખીશ, અથવા તેને નુકસાન કરીશ.

૫. સદરહુ (તસવીર) જાય તો પૈસાની રકમ અપાવવાથી મને પૂરો બદલો મળવાનો નહીં.

હું એવો ફેસલો માગું છું કેઃ—

૧. પ્રતિવાદીને તાકીદ આપીને તેને સદરહુ (તસવીર) કોઇને આપી દેતાં, નુકસાન કરતાં, અથવા છુપાવતાં અટકાવવો.

૨. તેણે મને તે પાછી આપવી.

---

## નંબર ૧૦૪.

### ઇન્ટરપ્લીડર.

( મથાળું. )

હુ, અ, બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. નીચે કહેલા હક જે તારીખે જણાવામાં આવ્યા તે પહેલાં એક ગ. હ. એ (મિલકતનું વર્ણન કરવું) મારી પાસે (સુરક્ષિત રાખવા સારૂ) મુકી.

૨. (સદરહુ ગ. હ. એ તે મને લખી આપી છે એમ કહીને તે આધારે) પ્રતિવાદી ક. ડ. તેના ઉપર હક જણાવે છે.

૩. (પ્રતિવાદી ઈ. ફ. ને તે માલ આપવો એવો સદરહુ ગ. હ નો હુકમ છે તે ઉપરથી) પ્રતિવાદી ઈ. ફ. પણ તે ઉપર હક જણાવે છે.

૪. પ્રતિવાદીઓના પોત પોતાના હકો વિશે મને કંઈ માલમ નથી.

૫. સદરહુ મિલકત ઉપર મારો કંઈ હક્ક નથી, અને કોર્ટ ફરમાવશે તે શખ્સને તે આપવાને હું તૈયાર અને રાજી છું.

૬. એમાંથી કોઈ પ્રતિવાદી સાથે મિલાફી થઈને આ ફરિઆદ આણી નથી.

મારી અરજ નીચે પ્રમાણે ફેસલો મળવાની છેઃ—

( ૧. ) પ્રતિવાદીઓને તાકીદ આપીને તે મિલકત વિશે મારા ઉપર કંઈ કામ ચલાવતાં અટકાવવા.

( ૨. ) સદરહુ મિલકતઉપરના તેમના દાવાવિશે માંહોમાંહે વાદ ચલાવવાનું તેમને કહેવું.

( ૩. ) તે વાદ ચાલે ત્યાંસુધી સદરહુમિલકત લેવાનો કોઈશખ્સને અખ્ત્યાર આપવો.

( ૪. ) તે (શખ્સને) તે મિલકત સ્વાધીન કર્યાપછી તે સંબંધી બંને પ્રતિવાદીઓની બધી જવાબદારીમાંથી મને મોકળો કરવો.

---

# નંબર ૧૦૫.

## મૈયતની મિલકતનો વહિવટ થવા સારૂ લેહેણદારે કરવાની.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. મૈયત ઈ. ફ. રહેનાર નો મરી ગયો તે વખતે તેની પાસે મારી (અહીં લેહેણાનું સ્વરૂપ લખવું તથા કંઈ જામીનગી હોય તો તે લખવી) રકમ લેહેણી હતી, અને હજી તેની ઈસ્ટેટ ઉપર તે લેહેણી છે.

૨. સદરહુ ઈ. ફ. એ તારીખ માહે સને . રોજ પોતાનું મૃત્યુપત્ર કરીને ક. ડ. ને તે મૃત્યુપત્ર ચલાવનાર નીમ્યો (અથવા પોતાની ઈસ્ટેટ જુમ્મા) (ટ્રસ્ટ) માં મુકીને તેના મૃત્યુપત્રથી બ્યવસ્થા કરી વગેરે, અથવા મૃત્યુપત્ર કર્યા વગર મુઓ, જે પ્રમાણે હોય તે પ્રમાણે લખવું.)

૩. સદરહુ ક. ડ., એ તે મૃત્યુપત્ર શાબીત કર્યું (અથવા વહિવટ પત્ર તેને મળ્યું વગેરે.)

૪. સદરહુ ઈ. ફ. ની જંગમ મિલકત (અને સ્થાવર મિલકત. અથવા સ્થાવર મિલકતની ઉપજ) પ્રતિવાદીએ પોતે કબજે કરીછે, અને મારૂં સદરહુ લેહેણું મને આપ્યું નથી.

૫. સદરહુ ઈ. ફ. તારીખ માહે સન . ને રોજ અથવા તે સુમારમાં મરી ગયો.

૬. મારી અરજ એ છે કે સદરહુ મૈયત ઈ. ફ. ની જંગમ (અને સ્થાવર) મિલકતનો હિસાબ લેવો, અને કોરટના હુકમનામા પ્રમાણે તેનો વહિવટ કરવો.

---

## નંબર ૧૦૬.

### વિશેષ મૃતલેખાર્પિતદાન લેનારે મૈયતની મિલકતના વહિવટ બદલ કરવાની.

( મથાળું. )

( નમુના ૧૦૫ માં આ પ્રમાણે ફેરફાર કરવો ):—

( પહેલો પારેગ્રાફ છોડી દેવો અને બીજો પારેગ્રાફ શરૂ કરવો ) ના રહેનાર મૈયત ઈ. ફ. એ પોતાનું છેલું મૃત્યુપત્ર તારીખ . માહે સન ને રોજ યોગ્ય રીતે કરીને ક. ડ. ને તે મૃત્યુપત્ર ચલાવનાર નીમ્યો, અને તે મૃત્યુપત્રથી મને (આ ઠેકાણે વિશેષ મૃતલેખાર્પિતદાન હોય તે લખવું) આપ્યું.

પારેગ્રાફ ૪ ને ઠેકાણે લખવું કે:—

સદરહુ ઈ. ફ. ના જંગમ મિલકત પ્રતિવાદીના કબજામાં છે, અને બીજી વસ્તુઓની સાથે સદરહુ (આ ઠેકાણે મૃત્યુપત્રથી જે વિશેષ વસ્તુ આપી હોય તેનું નામ લખવું) પણ તેના કબજામાં છે.

પારેગ્રાફ ૬ ના શરૂવાતમાં જે લખ્યું છે તેને ઠેકાણે લખવું કે:—

મારી અરજ એછે કે, સદરહુ (આ ઠેકાણે મૃત્યુપત્રથી જે વિશેષ વસ્તુ આપી હોય તેનું નામ લખવું), અથવા ફલાણું વગેરે, મને આપવાનો પ્રતિવાદીને હુકમ કરો.

---

## નંબર ૧૦૭.

### મૃત્યુપત્રમાં જેને પૈસાની દેણગી આપવાનું લખ્યું હોય તેણે મૈયતની મિલકતના વહીવટ બદલ કરવાની.

( મથાળું. )

(નમુના ૧૦૫ માં આ પ્રમાણે ફેરફાર કરવો):-

( પારેગ્રાફ ૧ છોડી દેવો અને પારેગ્રાફ ૨ ને બદલે લખવું કે) ના રહેનાર મૈયત ઈ. ફ. એ પોતાનું છેલું મૃત્યુપત્ર તારીખ માહે સન ને રોજ યોગ્ય રીતે કરીને ક. ડ. ને તે મૃત્યુપત્ર ચલાવનાર નીમ્યો, અને મૃત્યુપત્રમાં મને રૂ. આપવા ઠરાવ્યા છે.

પારેગ્રાફ ૪ માં 'લેહેણાં' ને બદલે "મૃતલેખાર્પિતદાન" એમ લખવું.

**બીજો નમુનો.**

ઈ. ફ. વાદી.

અને.

ગ. હ. પ્રતિવાદી એઓની દરમ્યાન.

હું, ઈ. ફ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. અ. બ. રહેનાર ક. એ તારીખ (૧ લી માર્ચ ૧૮૭૩ રોજ) પોતાનું લેહેણું મૃત્યુપત્ર યોગ્ય રીતે કરીને પ્રતિવાદીને તથા મ. ન. (જે મૃત્યુપત્ર કરનારની હયાતીમાંજ મરણ પામ્યો તે)

ને મૃત્યુપત્ર ચલાવનાર નીમ્યા, અને પોતાની સ્થાવર અથવા જંગમ મિલકત પોતાના મૃત્યુપત્ર ચલાવનારાઓ પાસે ટ્રસ્ટી દાખલ રાખવાનું મૃત્યુપત્રમાં લખ્યું. એવી રીતે કે; તેનું ભાડું અને ઉત્પન્ન મારી હયાતીસુધી મને આપવું; અને મારા ગુજરચા પછી મારો કોઈ છોકરો ૨૧ વરસની ઉમરે ન પોંચે અથવા છોકરા તેટલી ઉમરે ન પોંચે કે તેનું લગ્ન ન થાય એમ બને તો,— ઉપર કહ્યું તે પ્રમાણે મારી સંતતી વગર હું મરણ પામું તે વખતે, તે મૃત્યુપત્ર કરનાર મૃત્યુપત્ર કર્યાં વગર ગુજરી ગયો હોત તો મૃત્યુપત્ર કરનારનો કાયદેસર વારસ જે કોઈ થાત તેને પોતાની સ્થાવર મિલકત આપવા સારૂ, અને મૃત્યુપત્ર કરનારનો છેક નજીકનો સગો જે કોઈ થાત તેને પોતાની જંગમ મિલકત આપવા સારૂ તે ટ્રસ્ટીઓના જુમ્મામાં છે એમ સમજવું.

૨. (તારીખ પહેલી જુલાઈ ૧૮૭૮) રોજ મૃત્યુપત્ર કરનાર મૈયત થયો. અને તેનું મૃત્યુપત્ર પ્રતિવાદીએ (તારીખ ચોથી આકટોબર ૧૮૭૮) રોજ સાબીત કરેલું. મારૂ લગ્ન થયું નથી.

૩. મૃત્યુપત્ર કરનાર પોતાના મરણ વખતે સ્થાવર જંગમ મિલકતનો માલક હતો; પ્રતિવાદીએ સ્થાવર મિલકતનું ભાડું લેવા માંડ્યું, અને જંગમ મિલકત પોતાના કબજામાં લીધી. તેણે સ્થાવર મિલકતનો કંઈ ભાગ વેચ્યોછે.

વાદીનો દાવો એ છે કે:—

(૧.) અ. બ. ની સ્થાવર જંગમ મિલકતનો વહિવટ આ કોરટ મારફતે કરવો, અને તેમ કરવાસારૂ બધા યોગ્ય હુકમો કરવા અને હિસાબ લેવો.

(૨.) મુકદમાના સ્વરૂપપ્રમાણે જે બીજી અથવા વધારે દાદ જોઈએ તે.

---

ઈ. ફ. વાદી.

અને

ગ. હ. પ્રતિવાદી, એઓની દરમ્યાન.

**પ્રતિવાદીની લેખી કેફીયત.**

૧. અ. બ. ના મૃત્યુપત્રમાં કરજનો બોજો લખેલો હતો; તે મરતી વખતે નાદાર હતો; મરતી વખતે તેની કંઈ સ્થાવર મિલકત હતી તે મિલકત મેં વેચી તેની નક્કી રકમ રૂ. ઉપજી, અને મૃત્યુપત્ર કરનારનાં કંઈ જંગમ મિલકત હતી તે મેં એકઠી કરી અને તેની નક્કી રકમ રૂ. ઉપજી.

૨. સદરહુ તમામ રકમો તથા સ્થાવર મિલકતના ભાડામાંથી મને મળેલા રૂ. ની રકમ એ મૈયતને પ્રેત સંસ્કાર કરવામાં મૃત્યુપત્રસંબંધી ખરચ કરવામાં અને મૃત્યુંપત્ર કરનારનું કંઈ કરજ આપવામાં મેં કામે લગાડી.

૩. મેં મારો હિસાબ પુરો કરીને તેની એક નકલ (તારીખ દશમી જાન્યુઆરી ૧૮૭૫) રોજ વાદીને મોકલી, અને તે હિસાબ ખરો છે એમ દેખાડનારી પાવતીઓ જોવાની તમને પૂર્ણ પરવાનગી છે એમ મેં તેમને કહ્યું, પણ મારા કહેવાનો લાભ લેવાની તેણે ના પાડી.

૪. મારી અરજ એ છે કે આ ફરિયાદનું ખરચ વાદીએ આપવું જોઈએ.

---

# નંબર ૧૦૮.

## જુમ્મા ( ટ્રસ્ટ ) નું કામ કરવાબદલ.

ના ની કોરટમાં.

દિવાની રેગ્યુલર નંબર.

અ. બ. રહેનાર વાદી.

વિરૂદ્ધ.

ક. ડ. રહેનાર (હિતાધિકારી અથવા હિતાધિકારી પૈકી એક) પ્રતિવાદી.

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. પ્રતિવાદીનાં બાપ અને મા સદરહુ ઇ. ફ. તથા ગ. હ. એમનું લગ્ન થયું તે વખતે તારીખ માહે સન રોજ અથવા તે સુમારમાં ઠરાવ પત્ર (સેટલમેન્ટ) કર્યું તેમાં (અથવા પ્રતિવાદી ક. ડ. ના, અને ઈ. ફ. ના બીજા લેહેણદારોના હિતસારૂ ઈ. ફ. ની ધરટેટ અને માલમતા લખી આપવાનો (અસાઈન્મેન્ટ,) દસ્તાવેજ કર્યો તેમાં નીમેલા ટ્રસ્ટીઓ પૈકી હું એક ટ્રસ્ટી છું.

૨. સદરહુ ટ્રસ્ટીના કામનો બોજો મેં અ. બ. એ પોતાના ઉપર લીધો છે, અને ઉપર કહેલા દસ્તાવેજથી જે સ્થાવર જંગમ મિલકત આપી (કન્વેડ) [ અથવા લખી આપી (અસાઇન્ડ,) ] તેનો (અથવા તેના ઉત્પન્નનો) કબજો મારી પાસેછે.

૩. ઉપર કહેલા દસ્તાવેજને આધારે મારો હિતસંબંધ છે એમ સદરહુ ક. ડ. કહેછે.

૪. સદરહુ સ્થાવર મિલકતના તમામ ભાડાનો તથા ઉપજનો (અને સદરહુ સ્થાવર મિલકતના કે તે પૈકી કંઈ ભાગના વેચાણના ઉત્પન્નનો અથવા જંગમ માલનો, અથવા તે જંગમ માલના કે તેના ભાગના વેચાણના ઉપજનો, અથવા સદરહુ ટરસ્ટનું કામ કરવામાં ટ્રસ્ટી તરીકે મને જે ઉત્પન્ન મળ્યું તેનો) હિસાબ આપવાની મારી ઇચ્છા છે; અને મારી અરજ એ છે કે સદરહુ ક. ડ. ની સમક્ષ અને સદરહું ટ્રસ્ટીના સંબંધમાં સોંપેલી ઇસ્ટેટના વહિવટમાં જેમનું હિત છે એમ કોરટ ફરમાવે તે બધા શખ્સોની સમક્ષ સદરહુ કામનો કોરટે હિસાબ લેવો, અને સદરહુ ક. ડ. પ્રતિવાદીના હિતસારૂ અને સદરહુ પ્રમાણે જેમનું હિત હોય તે બીજા શખ્સોના હિતસારૂ સદરહુ ઇસ્ટેટનો વહિવટ કોરટ મારફતે થવો જોઇએ; અથવા સદરહુ ક. ડ. એ તે વિરૂદ્ધ સારૂં કારણ બતાવવું.

**તાજાકલમ**—હિતાધિકારીની ફરિયાદ હોય ત્યારે મ્રતલેખાર્પિતદાન લેનારે કરવાની ફરિયાદમાં પ્રસંગપ્રમાણે જરૂરનો ફેરફાર કરીને તે નમુના પ્રમાણે ફરિયાદઅરજી તૈયાર કરવી.

———

## નંબર ૧૦૯.

### ઘરાણીયું છોડવવાનો હક્ક બંધ કરવાની અથવા વેચવાની.

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ મહિે સન ૧૮ રોજના એક ઘરાણીયા ખતથી આ કોરટની હકુમતમાનું એક ઘર તથા તેની સાથેનો બાગ અને તેના અંગની વસ્તુઓ મને મારા વારસને (અથવા મૃત્યુપત્ર ચલાવનાર, મિલકતના વહિવટ કરનાર) અને અસાઇનોને મુદ્દલ રૂ. અને તે ઉપર દર વરસે દર સેંકડે રૂ પ્રમાણે વ્યાજની જામીનગી તરીકે પ્રતિવાદીએ મને આપી, અને સદરહુ પ્રતિવાદી સદરહુ મુદ્દલ ને વ્યાજ અમુક દિવસે આપે તો તે ઘરાણીયું છોડવું એવી બોલી હતી તે દિવસ ક્યારનોએ વીતી ગયો છે.

૨. હાલ પ્રતિવાદી પાસે મારા સદરહુ ઘરાણીયા ઉપરથી વ્યાજ મુદ્દલ મળીને રૂ. લેહેણા છે.

૩. વાદીની અરજ એ છે કેઃ—(અ) સદરહુ રૂ. તથા ફરિયાદ દાખલ કર્યાની તારીખથી વસુલ થાય તે તારીખ સુધીનું જે વ્યાજ ચઢે તે તથા આ ફરિયાદનું ખરચ, કોરટ ઠરાવે તે દિવસે પ્રતિવાદીએ મને આપવું, અને ન આપે તો સદરહુ ઘરાણીયા મિલકત છોડવવાનો તેનો હક્ક બંધ થાય અને તે મિલકતનો કબજો મને મળે; અથવા (બ) સદરહુ મિલકત વેચવી અને જે ઉપજે તે સદરહુ મુદ્દલ વ્યાજ અને ખરચની રકમ આપવામાં તથા તે આપવાને વાસ્તે કામે લગાડવી; અને (ક) જો તે ઉત્પન્ન તે તમામ રકમ અદા કરવાને બસ ન થાય તો ખુટતી રકમ અને તે અદા થાય ત્યાં સુધીનું તેનું દર વરસે દર સેંકડે ૬ટકા પ્રમાણે વ્યાજ પ્રતિવાદીએ મને આપવું, અને (ડ) તેટલા માટે કોરટે યોગ્ય હોય તેવા બધા હુકમો કરવા અને હિસાબ લેવો.

---

## નંબર ૧૧૦.

### ઘરાણીયું છોડવવાનો.

( મથાળું. )

(નમુના ૧૦૯ માં આ પ્રમાણે ફેરફાર કરવો).

પહેલા પારેગ્રાફમાં પક્ષકારોનાં નામ અને તેમજ હકીકતો પણ ઉલટપાલટ કરવી.

બીજા પારેગ્રાફને ઠેકાણે નીચે પ્રમાણે લખવુંઃ—

૨. સદરહુ ઘરાણીઆ ઉપરથી મારે પ્રતિવાદીનું રૂ. દેવું નિકળે છે. તે હું પ્રતિવાદીને આપવાને તૈયાર તથા રાજી છું, અને આ ફરિયાદઅરજી દાખલ કરયા પહેલાં પ્રતિવાદીને તેની ખબર હતી.

ત્રીજા પારેગ્રાફને ઠેકાણે એમ લખવું કેઃ—

મારી અરજ એ છે કે, સદરહુ મિલકત ધરાણીયામાંથી હું છોડવું અને પ્રતિવાદીને રૂ તથા વ્યાજ અને કોરટ ખરચ આપવાનો હુકમ કરે (તો) તેટલું ખરચ કોરટ ઠરાવે તે દિવસે હું આપું એટલે પ્રતિવાદીએ તે મિલકત મને પાછી આપવી એવો તેને હુકમ કરો, અને તે પાછી આપવાનો દસ્તાવેજ તૈયાર કરી આપવાના કોરટે યોગ્ય હોય તે બધા હુકમો કરવા અને સદરહુ ધરાણીયામાંથી મોકળી કરીને સદરહુ મિલકતનો કબજો મને મળવા સારૂ જરૂર હોય તેવાં બીજા કૃત્ય કરવાનો હુકમ કરવો.

---

## નંબર ૧૧૧.

### કરાર વિશેષરીતે પુરો કરવાવિશે (નંબર ૧).

( મથાળું. )

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સન ૧૮ રોજના અને સદરહુ ક. ડ. પ્રતિવાદીએ સહી કરેલા કરારનામામાં સદરહુ ક. ડ. એ એવો કરાર કર્યો કે, તે કરારનામામાં વરણન કરેલી અને હવાલો આપેલી કંઈ સ્થાવર મિલકત તેણે રૂ. માટે મારી પાસેથી ખરીદ કરવી (અથવા મને વેચવી).

૨. સદરહુ ક. ડ. ને સદરહુ કરારમાં તેના ભાગનું જે કરવાનુ છે તે પુરૂં કરી આપવા મેં કહ્યું પણ તે પ્રમાણે તેણે કર્યું નહિ.

૩. હું અ. બ., ને કરારનામાનો મારો ભાગ પુરો કરવાને પ્રથમથી અને હજીએ તૈયાર તથા રાજી છું, અને તે વાતની સદરહુ ક. ડ. ને ખબર થયેલી છે.

૪. વાદીની અરજ એ છે કે, સદરહુ ક. ડ. ને સદરહુ કરાર પુરો કરવાનો, અને સદરહુ મિલકતનો મને (અ. બ. ને) પણ કબજો આપવાને જરૂર હોય તે બધાં કૃત્ય કરવાનો, (અથવા સદરહુ મિલકતનો કબજો અને ખરીદી ખત (કનવેયન્સ કબુલ કરવાનો) અને ફરિયાદનું ખરચ આપવાનો હુકમ કરો.

( તાજા કલમ:—કંઈ કરારનામું પાછું અણાવીને રદ કરવાની ફરિયાદ હોય તો પારેગ્રાફ ૨ અને ૩ છોડી દેવા અને તેમને ઠેકાણે એક પારેગ્રાફ ઘાલવો, તેમા જે કારણોને લીધે તે કરારનામું પાછું મંગાવી રદ કરવું જોઇયે તે કારણો દર્શાવવાં; જેવાં કે મેં તે ઉપર ચુકથી, કબજે પડવાથી, વિપત્તિમાં પડવાથી, અથવા પ્રતિવાદીના કપટથી સહી કરી, અને માગવાની દાદ હોય તે પ્રમાણે અરજ માગવામાં ફેરફાર કરવો ).

---

## નંબર ૧૧૨.

### કરાર વિશેષ રીતે પુરો કરવા વિશે (નંબર ૨ ).

(મથાળું.)

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. આ સાથે જોડેલા કરારનામામાં વર્ણન કરેલી અમુક સ્થાવર મિલકતનો તારીખ માહે સન ૧૮ રોજ પ્રતિવાદી પુરીરીતે હક્દાર હતો.

૨. તેજ દિવસે મેં અને પ્રતિવાદીએ પોતપોતાની સહીઓ કરીને એક કરારનામું કર્યું તેની એક નકલ આ સાથે જોડી છે.

૩. તારીખ માહે સન ૧૮ રોજ મેં પ્રતિવાદીને રૂ. આપવા માંડ્યા અને સદરહુ મિલકતનું ખરીદી પત્ર ( કન્વેયન્સ ) માગ્યું.

૪. તારીખ માહે સન ૧૮ રોજ મેં ફરીને તે ખરીદી પત્ર માગ્યું, (અથવા તે મિલકત મને ખરીદ કરી આપવાને પ્રતિવાદીએ ના કહી).

૫. પ્રતિવાદીએ તે ખરીદી પત્ર ( કન્વેયન્સ )કરી આપ્યું નથી.

૬. પ્રતિવાદીને સદરહુ મિલકતની ખરીદીની રકમ આપવાને હજીએ હું તૈયાર અને રાજી છું. મારી અરજ એવા ફેસલો માગવાની છે કેઃ—

(૧) સદરહુ મિલકતનું જોઇયે તેવું ખરીદી ખત ( કન્વેયન્સ ) પ્રતીવાદીએ મને કરી આપવું, ( કરારનામાના શરતો પ્રમાણે ).

(૨) તે ન કરી આપ્યાબદલ નુકસાનીના રૂ. તેણે મને આપવા.

---

## નંબર ૧૧૩.

### પંત્યાળું.

(મથાળું.)

હું, અ.બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. આ કોર્ટની હકુમતમાં ઠેકાણે હું અને સદરહુ ક. ડ. ગયાં વરસથી (અથવા મહિનાથી) હમારી પોતપોતાની સહીઓ કરીને પંત્યાળાની કઈ કલમો લખેલી છે તે પ્રમાણે ( અથવા અમે પોતપોતે સહી કરીને શિક્કો મારેલા અમુક દસ્તાવેજ ( ડીડ ) પ્રમાણે, અથવા મારી અને સદરહુ પ્રતિવાદીની વચે મોઢાની કબુલાયત થઈ તે પ્રમાણે ) એકઠો ધંધો ચલાવીએ છીએ.

૨. આ પ્રમાણે પાંતીદાર તરીકે મારી અને પ્રતિવાદીની વચે ઘણી તરેહના તંટા અને વાંધા ઉત્પન્ન થયા છે, તેથી કરીને પાંતીદારોને ફાયદો થાય એવી રીતે પંત્યાળામાં સદરહુ ધંધો ચલાવવાનું અશક્ય થયું છે.

૩. સદરહુ પંત્યાળું તોડી નાખવું એવી મારી ઇચ્છા છે, અને સદરહુ કલમો ( અથવા

ડીડ, અથવા કબુલાયત ) નીશરતો પ્રમાણે પંત્યાળાના કરજમાં અને જવાબદારીઓમાં મારો ભાગ આપવાને હું તૈયાર અને રાજી છું.

૪. કોર્ટને મારી એવી અરજ છે કે, સદરહુ પંત્યાળું તોડવાનું હુકમનામું કરવું, અને સદરહુ પંત્યાળાના વ્યાપારનો હિસાબ કોર્ટે લેવો અને તેની માલમતા વસુલ કરવી. અને આ પ્રમાણે પંત્યાળાનો હિસાબ કર્તાં દરેક પક્ષકાર પાસે જે બાકી નિકળે તે કોરટમાં ભરવાનો તેને હુકમ કરવો, અને સદરેહુ પંત્યાળાનું કરજ અને જવાબદારીઓ અદા કરવી અને વાળવી, અને પંત્યાળાની માલમતામાંથી ફરિયાદનું ખરચ આપવું, તથા આ પ્રમાણે આપીને મુક્ત થયા પછી અને સદરહુ ખરચ આપ્યા પછી તે માલમતા પૈકી કંઈ બાકી રહે તો તે મારી અને પ્રતિવાદી વચ્ચે સદરહુ કલમોની ( ડીડની અથવા કબુલાયતની ) શરતો પ્રમાણે વેંચી આપવું; અથવા સદરહુ માલમતા તે કરજ જવાબદારીઓ અને ખરચ અદા કરવાને બસ ન થાય તો તે અદા કરીને તેમાંથી મુક્ત થવા સારૂ એક ભંડોળ એકઠું કરવાને વાજબી હોય તે પ્રમાણમાં મને અને સદરહુ પ્રતિવાદીને હિસ્સો ભરવાનો હુકમ કરવો, અને કોર્ટને યોગ્ય લાગે તેવી બીજી દાદ આપવી.

આ ફરિયાદ અરજી આપનાર                                        રહેનાર

વાદીનો પ્લીડર                                        અથવા

( **તાજા કલમ:**—કોઈ પંત્યાળું સંકેલીને બંધ કરાવવાની ફરિયાદમાં પંત્યાળું તોડી નાખવાની અરજ ન લખવી, પણ બદલે એક પારેગ્રાફ મુકીને તેમાં તે પંત્યાળું તુટ્યાની હકીકત જણાવવી ).

---

## નંબર ૧૧૪.

### ટુંકી હકીકતોના નમુના.

( દિવાની કામ ચલાવવાની રીતનો કાયદો, કલમ ૫૮ ).

ધીરેલા પૈસા ( અને બ્યાજ ) બદલ રૂ.          નો વાદીનો દાવો છે.          ધીરેલા પૈસા.

રૂ.          વિશે વાદીનો દાવો છે. તે પૈકી માલ વેચ્યાની કીંમતના રૂ.          કરજે આપેલા પૈસા રૂ.          અને બ્યાજના રૂ.          છે.          ઘણા દાવા.

ચઢેલા ભાડાની બાકી બદલ રૂ          નો વાદીનો દાવો છે.          ભાડું.

કારકુન ( અથવા જે હોય તે ) તરીકે પગારની બાકી બદલ રૂ.          નો વાદીનો દાવો છે.          પગાર વગેરે.

ધીરેલા પૈસાના બ્યાજ બદલ રૂ.          નો વાદીનો દાવો છે.          બ્યાજ.

સાધારણ વરાડનો હિસ્સો લેવા બદલ રૂ.          નો વાદીનો દાવો છે.          સાધારણ વરાડ.

નોર અને ખોટી થયા બદલ રૂ.          નો વાદીનો દાવો છે.          નોર વગેરે.

| | |
|---|---|
| સરાફ પાસેની બાકી. | સરાફ તરીકે પ્રતિવાદીની પાસે પૈસા અનામત મુક્યા તે બદલ રૂ. લેવાનો વાદીનો દાવો છે. |
| પ્લીડર તરીકેની ફી વગેરે. | પ્લીડર તરીકે કામ કર્યું ( અને પ્લીડર, તરીકે રૂ. ખરચ્યા તે વિષે રૂ. લેવાનો વાદીનો દાવો છે. |
| કમીશન. | ( હરાજી કરનાર, રૂના દલાલ, વગેરે જે સ્વરૂપ હોય તે લખવું ) તરીકે મેળવેલા કમીશનના રૂ. લેવાનો વાદીનો દાવોછે. |
| વૈદ તરીકે હાજર રહેવું. | વૈદ તરીકે હાજર રહેવાના રૂ. નો વાદીનો દાવો છે. |
| પ્રીમીઅમ પાછું લેવાબદલ. | વીમાવાળી ઉપરથી આપેલા પ્રીમીઅમના રૂ પાછા લેવાનો વાદીનો દાવો છે. |
| વખારનું ભાડું. | માલ વખારમાં રાખ્યો તેના ભાડાના રૂ. લેવાનો વાદીનો દાવો છે. |
| માલ પોંચાડ્યાબદલ. | આગગાડીથી માલ પોંચાડ્યો તેના રૂ. લેવાનો વાદીનો દાવો છે. |
| ઘરનો ઉપયોગ ને ઉપભોગ કર્યા બદલ. | ઘરમાં રહ્યા અને ઉપયોગ કર્યા બદલ રૂ. નો વાદીનો દાવો છે. |
| સામાનનું ભાડું. | ( ઘર શણગારના સામાન ) ના ભાડા બદલ રૂ. નો વાદીનો દાવો છે. |
| કામ કર્યાબદલ. | ( સરવેઅર ) તરીકે કામ કર્યા બદલ રૂ. નો વાદીનો દાવો છે. |
| ઉતારાનો તથા ખાધાનો ખરચ. | ઉતારાના તથા ખાધા પીધાના ખરચ બદલ રૂ. નો વાદીનો દાવો છે. |
| ભણાવવાબદલ. | ક્ષ. ય. ને ( ઉતારો આપીને ખવડાવી પીવડાવીને ) ભણાવ્યો તે બદલ રૂ. લેવાનો વાદીનો દાવો છે. |
| પોંચેલા પૈસા. | વાદીના પ્લીડર ( અથવા આડતીઆ, અથવા ઉઘરાણી વસુલ કરનાર, અથવા વગેરે, ) તરીકે પ્રતિવાદીને પોંચેલા પૈસા બદલ રૂ. નો વાદીનો દાવો છે. |
| કામની ફી. | નું કામ કરનાર કહીને પ્રતિવાદીએ ફી લીધી તે બદલ રૂ. લેવાનો વાદીનો દાવો છે. |
| વધારે પૈસા આ- | રેલવે મારફતે માલ લઈ ગયા બદલ વધારે પૈસા અપાયા તે પાછા |

લેવાને રૂ.            નો વાદીનો દાવો છે.

પ્યા બદલ.

તિરાહિત પાસેથી પૈસા પાછા લેવા બદલ.

તિરાહિત તરીકે પ્રતિવાદી પાસે અનામત રાખેલા પૈસા પાછા લેવા બદલ રૂ.            નો વાદીનો દાવો છે.

તિરાહિત પાસેથી જીતેલા પૈસા લેવાબદલ.

તિરાહિત તરીકે પ્રતિવાદીના જુમ્મામાં આપેલા અને વાદીને આપવા જેવા થયેલા પૈસા બદલ રૂ.            લેવાનો વાદીનો દાવો છે.

મુનીમની પાસે આપેલા પૈસા લેવા બદલ.

વાદીના મુનીમ તરીકે પ્રતિવાદીને આપેલા પૈસા લેવા બદલ રૂ.            નો વાદીનો દાવો છે.

દગાથી લીધેલા પૈસા.

વાદી પાસેથી દગાથી પૈસા લીધા તે પાછા લેવા બદલ રૂ.            નો વાદીનો દાવો છે.

ભુલથી આપેલા પૈસા બદલ.

ભુલથી પ્રતિવાદીને પૈસા આપ્યા તે પાછા લેવા બદલ રૂ.            નો વાદીનો છે.

પૈસા આપ્યા તેનો મોબદલો ન મળ્યો તેથી તે પાછા લેવા બદલ.

( જે કામ કરવાનું છે અથવા કર્યાં વગર રહ્યું છે તે બદલ, અથવા બીલની જવાબદારી લેવા સારૂ કે, તે ન લીધા બદલ અથવા વગેરે ) પ્રતિવાદીને પૈસા આપ્યા તે પાછા લેવા બદલ રૂ.            નો વાદીનો દાવો છે.

( કંપનીના ) શેર મને મળે એટલા માટે અનામત તરીકે આપેલા પૈસા પાછા લેવા બદલ રૂ.            નો વાદીનો દાવો છે.

પ્રતિવાદીનેસારૂ જામીનદારે આપેલા પૈસા બદલ.

જામીનદાર તરીકે પ્રતિવાદીને સારૂ પૈસા આપ્યા તે બદલ રૂ.            નો વાદીનો દાવો છે.

ભાડું આપ્યા બદલ.

પ્રતિવાદીએ ભાડું આપવાનું તે ભાડાના ( વાદીએ ) પૈસા આપ્યા બદલ રૂ.            નો વાદીના દાવો છે.

એકોમોડેશન બીલ ઉપરથી આપેલા પૈસા.

પ્રતિવાદીની સગવડને વાસ્તે બીલઆફ એક્સચેન્જ સિકાર્યું (અથવા તેનાપર શેસે લખી આપ્યો ) તે બદલ રૂ.            ના વાદીના દાવો છે.

જામીનનો હિસ્સો.

જામીન તરીકે વાદીએ પૈસા આપ્યા તેનો ફાળો લેવા બદલ રૂ.            લેવાની વાદીની ફરિયાદ છે.

સહ-દેણદારનો.

વાદી પ્રતિવાદીનું સમાઇ કરજ વાદીએ આપ્યું તેનો હિસ્સો લેવા બદલ રૂ.            નો વાદીના દાવો છે.

કાલના પૈસા

વાદીને શેરો બદલ જે નુકશાની થાય તે ભરી આપવાને પ્રતિવા-

આપ્યા બદલ. — દી બંધાયલો હતો; તે શેરના કાલના પૈસા ભર્યા બદલ રૂ. લેવાનો વાદીનો દાવો છે.

લવાદના નિવેડાને આધારે આપવાના પૈસા. — લવાદના નિવાડા ઉપરથી આપવાનાં રૂ. લેવાનો વાદીનો દાવો છે.

હયાતીના વીમા બદલ. — મૈયત ક્ષ. ય. ની હયાતીના વીમાની ચીઠી ઉપરથી રૂ. નો વાદીનો દાવો છે.

કરજાઉ ખત. — રૂ. તથા વ્યાજ આપવાનું લખી આપેલા ખતની રૂએ રૂ. લેવાનો વાદીનો દાવો છે.

પરરાજ્યનો ફેસલો. — ( રૂશિઆના રાજ્ય ) માં ની કોરટના ફેસલા ઉપરથી રૂ. નો વાદીનો દાવો છે.

બીલ આફ એક્સચેન્જવગેરે. — પ્રતિવાદીએ લખેલા ચેક ઉપરથી રૂ. નો વાદીનો દાવો છે.

પ્રતિવાદીએ બીલ આફ એકસચેન્જ સીકારયું ( અથવા લખ્યું અથવા તે પર શેરો કર્યો ) તે બદલ રૂ. નો વાદીનો દાવો છે.

પ્રતિવાદીએ વાયદા ચીઠી લખી આપી ( અથવા તેનાપર શેરો કરી આપ્યો ) તે બદલ રૂ. નો વાદીનો દાવો છે.

બીલ આફ એકસચેન્જ સીકારનાર તરીકે (પ્રતિવાદી અ. બ., ઉપર અને લખનાર (અથવા શેરો કરી આપનાર ) તરીકે પ્રતિવાદી ક. ડ. ઉપર રૂ. લેવાનો વાદીનો દાવો છે.

જામીનગરી. — માલ વેચ્યો તેની કિંમતનો પ્રતિવાદી જામીન થયો તે બદલ તેના ઉપર રૂ. નો વાદીનો દાવો છે.

માલ વેચ્યો તેની કીંમત બદલ ( અથવા ભાડાની બાકી બદલ અથવા ધીરેલા પૈસા બદલ અથવા વાદીને વાસ્તે ફેરીઆ તરીકે પ્રતિવાદી અ. બ. ને મળેલા પૈસા બદલ અથવા વગેરે ) પ્રતિવાદી અ. બ. ઉપર મુખ્ય તરીકે અને પ્રતિવાદી ક. ડ. ઉપર જામીન તરીકે રૂ. નો વાદીનો દાવો છે.

કાલ. — શેરોના કાલ બદલ રૂ. નો વાદીનો દાવો છે.

## ખરચ વગેરે બદલ શેરો.

(ઉપરના નમુનાઓમાં વધારવું કે) અને ખરચ બદલ રૂ.
અને આ સમન પોંચે ત્યારથી દિવસમાં (અથવા કોરટ હકુમત બહાર સમન પોંચાડવાનો હોય તો હાજર થવાની મુદત હુકમમાં ઠરાવી

હોય તે લખવી) વાદીને અથવા તેના પ્લીડરને દાવાની રકમ આપશો તો ફરિયાદનું આગળ કામ ચાલતું બંધ થશે.

**નુકશાની અને બીજા દાવા.**

મુખ્તિયાર વગેરે.

ફેરીઆ તરીકે વાદીને નોકર રાખવાનો કરાર તોડ્યા બદલ નુકશાનીનો વાદીનો દાવો છે.

પ્રતિવાદીની નોકરીમાંથી ફેરીઆ તરીકે ગેરવાજબી રીતે વાદીને કાઢી મુક્યા બદલ નુકશાન લેવાનો ( અને ચઢેલા મુસારાના રૂ. બદલ ) વાદીનો દાવો છે:

વાદીના ઘરની વ્યવસ્થા કરનાર તરીકે વાદીની નોકરી પ્રતિવાદીએ ગેરવાજબી રીતે છોડી તે બદલ નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

વાદીના ગુમાસ્તા ( અથવા વગેરે ) તરીકે પોતાનું કર્તવ્ય કરવામાં કસુર કરી તેના નુકશાન બદલ ( અને ગુમાસ્તા અથવા વગેરે તરીકે પૈસા મળ્યા તે બદલ રૂ. નો ) વાદીનો દાવો છે.

કરારથી શિખવા રહેનાર.

પ્રતિવાદીની સાથે ( અથવા વાદીની સાથે ) ક્ષ. ય. એ કરારથી શિખવા રહેવા વિશેના દસ્તાવેજની શરતો તોડી તેથી થએલું નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

લવાદી.

ક્ષ. ય. ના નિવાડા પ્રમાણે ન વરતવાથી થએલું નુકશાન લેવાનો વાદીનો દાવો છે.

હુમલો વગેરે.

હુમલો કરેચા બદલ ( અને ખોટી રીતે કેદ કરેચા બદલ અને અદાવતથી ફોજદારી કામ ચલાવ્યા બદલ ) નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

ધણી ધણીઆણીએ કરવાનો.

વાદી ક. ડ. ના ઉપર હુમલો કરીને તેને ખોટી રીતે કેદમાં રાખ્યા બદલ થએલી નુકશાની લેવાનો વાદીનો દાવો છે.

ધણી ધણીઆણી ઉપરની ફરિયાદ.

પ્રતિવાદી ક. ડ. એ હુમલો કરેચા બદલ નુકસાની લેવાનો વાદીનો દાવો છે.

પ્લીડર.

વાદીના પ્લીડર તરીકે પ્રતિવાદીએ ગફલત કરવાથી નુકશાન થયું તે ભરી લેવાનો વાદીનો દાવો છે.

નિક્ષેપ.

માલ સંભાળવામાં ગફલત કરેચા બલ ( અને ગેરવાજબી રીતે તે અટકાવી રાખ્યાબદલ ) નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે.

ઘરાણીયું.

ઘરાણે મુકેલો સામાન રાખવામાં ગફલત કરેચા બદલ ( અને ગેર-

વાજબી રીતે તે અટકાવી રાખ્યા બદલ ) નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે.

ભાડું. ઘર શણગારનો સામાન ( અથવા ગાડી ) ભાડે આપી તે સંભાળી રાખવામાં ગફલત કર્યા ( અને ગેરવાજબી રીતે વગેરે ) બદલ નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે.

સરાફ. વાદીના ચેકના પૈસા આપવાને ગેરવાજબી ગફલત કર્યા બદલ ( અથવા ના કહ્યા બદલ ) નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે.

ખીલ. વાદીની હુંડીઓ સિકારવાનો કરાર તોડ્યા બદલ નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે.

ખત. નો ધંધો કરનાર નહી એવી શરતના ખત ઉપરથી વાદીનો દાવો છે.

અધિવાહકો આગગાડીમાં વાદીનો માલ લઈ જવાની ના કહ્યા બદલ નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે.

આગગાડીમાં વાદીને લેઈ જવાની ના કહ્યા બદલ નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે.

આગગાડી મારફતે કોલસા લઈ જવામાં અને સ્વાધીન કરવામાં તથા તે વિશે પોતાના કર્તવ્ય કર્મમાં કસુર કર્યા બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

જળમાર્ગે યંત્ર લઈને હવાલે કરવામાં અને તે સંબંધી કર્તવ્યકર્મ કરવામાં કસુર કર્યા બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

વહાણ નોરૂ માંડવાનો કરાર. ( મેરી એ નામનું ) વહાણ નોરે માંડવાનો કરાર તોડ્યા બદલ નુકશાની ભરી લેવાનો વાદીનો દાવો છે.

માલ પાછો મળવા બદલ. ત નુકશાની બદલ દાવો. ઘર શણગારનો સામાન ( અથવા વગેરે ) પાછો લેવાબદલ, અથવા તેની કિંમત બદલ, અને તે અટકાવી રાખ્યા બદલ નુકશાની લેવાનો વાદીનો દાવો છે.

માલ લઈ લીધા બદલ નુકશાની. માલ, ઘરશણગારનો સામાન વગેરે વાદી પાસેથી ગેરવાજબી રીતે લેઈ લીધો તે બદલ વાદીનો દાવો છે.

આબરૂ લીધા બદલ. આબરૂ લીધા બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

આળ મુક્યા બદલ નુકશાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

ગેરવાજબી રીતે મિલકત ધરવા બાબત. અયોગ્ય રીતે કરજમાં મિલકત ધર્યાબદ્દલ નુકસાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

(જે ધરવા વિશે ફરિયાદ હોય તે ધરવાનું ગેરવાજબી હોય અથવા હદ ઉપરાંત હોય અથવા ગેરશીસ્ત હોય તોએ આ નમુનો બસછે).

કબજો કઢાવવા બાબત.

મહેલ્લામાં ધર નંબર નો અથવા ના માં ના માંની બલાકએકર નામની ખેતીની જમીનનો કબજો લેવા બદલ વાદીનો દાવો છે.

હક ઠરાવીને ભાડું વસુલ કરવા બદલ.

(અહિયાં મિલકતનું વરણન લખવું) એ ઉપરનો પોતાનો હક ઠરાવીને તેનું ભાડું વસુલ કરવાનો વાદીનો દાવો છે.

(પાછળના બે નમુના એકઠા થઈ શકે.)

માછલાં મારવાનો હક.

માછલાં મારવાના વાદીના હકમાં હરેકત કર્યાબદલ નુકસાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

દગો.

ઘોડા (અથવા ધંધો અથવા શેર અથવા વગેરે) ના વેચાણ વખતે દગાથી ખોટું સમજાવ્યા બદલ નુકસાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

અ. બ. ના પતીયારવિશે દગાથી ખોટું સમજાવ્યાબદલ નુકસાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

હામી.

અ. બ.ની હામીનો કરાર તોડ્યો તેબદલ નુકસાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

પ્રતિવાદીના મુખત્યાર તરીકે મિલકત ધરવામાં વાદીને નુકસાન થાય તે ભરી આપવા બાબતનો કરાર તોડ્યો તે બાબત નુકસાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

વીમો.

(રાયલ ચારટર)એ નામના વહાંણની વીમાચીઠી ઉપરથી થએલું નુકસાન અને માલનું નોર (અથવા પ્રીમીઅમો પાછા) લેવાનો વાદીનો દાવો છે.

(માગેલું નુકસાન પુરેપુરૂ કે થોડુંઘણું થયું હોય તોએ આ નમુનો બસછે.)

આગનોવીમો.

ધર અને સામાનની આગની વીમાચીઠીને આધારે થએલું નુકસાન ભરી લેવાબદલ વાદીનો દાવો છે.

ધરનો વીમો ઉતરાવવાનો કરાર તોડ્યાબદલ નુકસાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

જમનોની માલક અનેભાડુત.

ધર મરામતમાં રાખવાનો કરાર તોડ્યાબદલ નુકસાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

જમીનનોમા-

ખેતીની જમીનના પટામાં કરેલા કરાર તોડ્યા બદલ નુકસાન ભરી

હક્અને બાકુત. લેવાનો વાદીનો દાવો છે.

વૈદ. વૈદ તરીકે પ્રતિવાદીની ગફલતને લીધે વાદીને ઇજા થઈ તે બદલ નુકસાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

ઉપદ્રવી જ-નાવર. પ્રતિવાદીના કુતરાએ ઇજા કરી તે બદલ નુકસાની ભરી લેવાનો વાદીનો દાવો છે.

ગફલત. પ્રતિવાદીએ અથવા તેના નોકરે ગાડી હાંકવામાં ગફલત કરી તેથી વાદીને ઇજા થઈ તેબદલ નુકસાની ભરી લેવાનો વાદીનો દાવો છે.

પ્રતિવાદીની આગગાડીમાં વાદી ઉતારૂ હતો તે વખતે પ્રતિવાદીના નોકરોએ ગફલત કરી તેથી તેને ઇજા થઈ તે બદલ નુકસાની ભરી લેવાનો વાદીનો દાવો છે.

પ્રતિવાદીના રેલવે સ્ટેશનની સ્થિતીમાં કંઈ ખામી હોવાથી તે સ્ટે-શન ઉપર વાદીને ઇજા થઈ તે બદલ નુકસાન ભરી લેવાનો વાદીનોદાવોછે.

સને ૧૮૫૫નો આકટનંબર ૧૩ પ્રતિવાદીની આગગાડીમાં મૈયત અ. બ. ઉતારૂ હતો તે વખતે પ્ર-તિવાદીના નોકરોની ગફલતને લીધે તેને ઇજા થઇ, અને તેથી તે મૈયત થયો; તે બદલ નુકસાન ભરી લેવાસારૂ સદરહુ અ. બ. મૈયતના મૃત્યુપત્ર ચલાવનાર તરીકે વાદીનો દાવો છે.

લગ્નનું વચન લગ્નનું વચન તોડ્યાબદલ નુકસાની ભરી લેવાનો વાદીનો દાવો છે.

માલનુંવેચાણ માલ કબુલ કરી તેની કીંમત આપવાનો કરાર તોડ્યો તે બદલ નુકસાની લેવાનો વાદીનો દાવો છે.

૨ (અથવા વગેરે) સ્વાધીન કર્યું નહિ (અથવા થોડું સ્વાધીન કર્યું અથવા તે હલકી જાતનું હતું અથવા વેચાણનો કરાર બીજી રીતે તોડ્યો હોય તે) તે બદલ નુકસાન લેવાનો વાદીનો દાવો છે.

માલનુંવેચાણ ઘોડા વિષેની ખાત્રી આપી હતી તે તુટી તે બદલ નુકસાન લેવાનો વાદીનો દાવો છે.

જમીનનું વે-ચાણ. જમીન વેચવાનો (અથવા ખરીદવાનો) કરાર તોડ્યા બદલ નુકસાન લેવાનો વાદીનો દાવો છે.

ઘર ભાડે આપવા વિષે (અથવા લેવા વિષે) કરાર તોડ્યા બદલ નુકસાન લેવાનો વાદીનો દાવો છે.

કોઈ પોંચખાનાનો પટો, ગુડ વીલ, જડેલો સામાન, અને વેપાર ન

પુંજી વેચવાનો (અથવા ખરીદવાનો) કરાર તોડ્યા બદલ નુકસાન લેવાનો વાદીનો દાવો છે.

જમીનના વેચાણમાં તેના ઉપરનો હક્ક પુરો કરી આપીશ (અથવા ભોગવટા માહેલો હરેકત થવા દેઇશ નહિ અથવા વગેરે) એવો કરાર તોડ્યા બદલ નુકસાન લેવાનો વાદીનો દાવો છે.

પ્રતિવાદી ગેરવાજબી રીતે વાદીની જમીનમાં આવ્યો, અને તેના કુવામાંથી પાણી કહાડ્યું (અથવા તેનું ઘાસ કાપ્યું અથવા તેનાં ઇમારતનાં લાકડાં તોડ્યાં અથવા તેની વાડ ભાંગી, અથવા તેનો ઝાંપો ખસેડ્યો, અથવા તેનો રસ્તો કે માર્ગ વાપર્યો, અથવા તેના ખેતરમાં થઇને પેલી તરફ ગયો, અથવા ત્યાં રેતી લાવીને નાંખી, અથવા ત્યાંથી કાંકરી લેઈ ગયો, અથવા તેની નદીમાંથી પથરા લેઈ ગયો) તે બદલ નુકસાની લેવાનો વાદીનો દાવો છે. જમીન ઉપર પ્રવેશ.

વાદીની જમીનનો (અથવા ઘરનો અથવા ખાણનો) આધાર ગેરવાજબી રીતે કાઢી લીધા બદલ નુકસાન લેવાનો વાદીનો દાવો છે. આધાર.

(જાહેર રાજમાર્ગમાં અથવા ખાનગી રસ્તામાં) ગેરવાજબી રીતે અટકાવ કર્યાબદલ નુકસાન લેવાનો વાદીનો દાવો છે. માર્ગ.

ગેરવાજબી રીતે પાણીનો પ્રવાહ વાળ્યો (અથવા તે અટકાવ્યો અથવા તે પાણી ગંદું કર્યું અથવા તેમાંનું પાણી બીજી તરફ વાળ્યું) તે બદલ નુકસાન લેવાનો વાદીનો દાવો છે. પાણીનો પ્રવાહ વગેરે.

વાદીની જમીન ઉપર (અથવા વાદીની ખાણમાં) ગેરવાજબી રીતે પાણી કાઢ્યુ તે બદલ નુકસાન લેવાનો વાદીનો દાવો છે.

વાદીને કુવાનું પાણી લેતાં ગેરવાજબી રીતે અટકાવ કર્યો તે બદલ નુકસાન લેવાનો વાદીનો દાવો છે.

વાદીના ચરાવવાના હકનો ભંગ કર્યા બદલ નુકસાન લેવાનો વાદીનો દાવો છે. ચરાઈ.

(ચરાવવાના હક્કનું સ્વરૂપ ગમે તેવું હોય તોપણ આ નમુનો બસછે.)

વાદીના ઘરમાં અજવાળુ પડવામાં અટકાવ કર્યાબદલ નુકસાની લેવાનો વાદીનો દાવો છે. અજવાળું.

વાદીના કારીગરીના પટામાં ભંગ કર્યા બદલ નુકસાન લેવાનો વાદીનો દાવો છે. કારીગરીનો પટો.

વાદીના ગ્રંથ સ્વામીત્વના હક્કનું ઉલ્લંઘન કર્યાબદલ નુકસાની લેવાનો વાદીનો દાવો છે. ગ્રંથ સ્વામીત્વ.

વેપારની નિશાની. વાદીના વેપારની નિશાની ગેરવાજબી રીતે વાપર્યાબદલ (અથવા તેની નકલ કર્યા બદલ) નુકસાની લેવાનો વાદીનો દાવો છે.

કામ. વાહાંણ બાંધવાનો (અથવા ઘરની મરામત કરવાનો વગેરે,) કરાર તોડ્યાબદલ નુકસાન લેવાનો વાદીનો દાવો છે.

વાહાંણ બાંધવા વગેરેમાં વાદીને નોકર રાખવાનો કરાર તોડ્યાબદલ નુકસાન લેવાનો વાદીનો દાવો છે.

ઉપદ્રવ. પ્રતિવાદીના કારખાનામાંથી (અથવા વગેરે) નઠારી વાસ મારતી વગળ નિકળે છે તેને લીધે વાદીના ઘર, ઝાડ, પાક વગેરેને થએલું નુકસાન ભરી લેવાનો વાદીનો દાવો છે.

પ્રતિવાદીના કારખાનામાંથી (અથવા તબેલામાંથી અથવા વગેરે) સોરબકોર થાય છે તે ઉપદ્રવથી થએલું નુકસાન ભરી લેવાનો વાદીનોદાવોછે.

તાકીદ. (શેરામાં એવું ઉમેરવું કે):—અને તાકીદ બદલ.

(જમીનનો અથવા હક ઠરાવવાનો અથવા તે બંનેનો દાવો હોય ત્યારે શેરામાં એવું ઉમેરવું કેઃ—

દરમ્યાનની ઉપજ. અને દરમ્યાનની ઉપજબદલ,

ચડેલું ભાડું. અને ભાડાનો હિસાબ લેવાબદલ અથવા ચડેલા ભાડાબદલ.

કરાર તોડ્યા બદલ. (મરામતનો કરાર તોડ્યા બદલ.)

૧.—ઇસ્ટેટનો વહિવટ થવા સારૂ લેહેણદાર કરે તે.

ક્ષ. ય. રહેનાર હાલ મૈયત છે, તેની સ્થાવર અને જંગમ મિલકતનો વહિવટ થવા સારૂ સદરહુ ક્ષ. ય. ના લેહેણદાર તરીકે વાદીનો દાવો છે. સદરહુ ક્ષ. ય. ની મિલકતના વહિવટ કરનાર તરીકે પ્રતિવાદી ક. ડ. ઉપર ( તથા તેના કાયદા પ્રમાણે સહવારસ તરીકે પ્રતિવાદી ઇ. ફ. ને ગ. હ. ઉપર ) ફરિયાદ કરી છે.

૨.—ઇસ્ટેટનો વહિવટ થવા સારૂ મૃતલેખારપિતદાન લેનાર કરે તે.

મૈયત ક્ષ. ય. ની સ્થાવર જંગમ મિલકતનો વહિવટ થવા સારૂ, સદરહુ ક્ષ. ય. ના તારીખ માહે સન રોજ ના મૃત્યુપત્રની રૂએ મૃત લેખાર્પિતદાન લેનાર તરીકે વાદીનો દાવો છે. સદરહુ ક્ષ. ય. નું મૃત્યુપત્ર ચલાવનાર તરીકે પ્રતિવાદી ક. ડ. ઉપર ( તથા મૈયતના મૃત્યુપત્રમાં આપેલી દેણગી લેનાર તરીકે પ્રતિવાદી ઈ. ફ. ને ગ. હ. ઉપર ) ફરિયાદ કરી છે.

**૩.—પંત્યાળું.**

( તારીખ માહે સને ૧૮ રોજ પંત્યાળાની સરતોનો દસ્તાવેજ કરેલો છે તે પ્રમાણે ) વાદી અને પ્રતિવાદી વચે પંત્યાળાની લેણદેણનો હિસાબ લેવા સારૂ તથા પંત્યાળાનું કામ સંકેલવા સારૂ વાદી દાવો કરે છે.

**૪.—ઘરાણું લેનાર કરે તે.**

તારીખ માહે સને ૧૮ રોજ ( પક્ષકારોની ) દરમ્યાન ( અથવા માલકી હક બતાવનારા દસ્તાવેજ અનામત મુકીને ) ઘરાણીયાનો વ્યવહાર થયો છે તેને આધારે મુદલ, વ્યાજ, અને ખરચ બદલ વાદીનું જે લેહેણું નિકળે તેનો હિસાબ લેવાને, તથા પ્રતિવાદીનો ઘરાણીયું છોડવવાનો હક બંધ કરીને અથવા વેચાણ કરીને ઘરાણીયું અમલમાં લાવવાને વાદીનો દાવો છે.

**૫.—ઘરાણું મુકનાર કરે તે.**

તારીખ માહે સન ૧૮ રોજ ઘરાણીયો વ્યવહાર ( પક્ષકારોની ) દરમ્યાન થયો તેને આધારે કંઈ દેવું નિકળતું હોય તો તે શું નિકળેછે તેનો હિસાબ લેવાનો તથા ઘરાણીયા મિલકત છોડાવવાનો વાદીનો દાવો છે.

**૬.—નાનાં છોકરાંના ભાગના પૈસા ઉભા કરવા બદલ.**

તારીખ માહે સને ૧૮ રોજ ઠરાવ પત્ર થયું તેમાં ના નાનાં છોકરાંના ભાગને માટે રૂ. ની રકમ ઠરાવી છે તે ઉભી કરવાનો વાદીનો દાવો છે.

**૭.—ટ્રસ્ટ ( જુમ્મા ) નું કામ બજાવવા બદલ.**

( પક્ષકારોની ) દરમ્યાન તારીખ માહે સન ૧૮ રોજ ટરસ્ટનો દસ્તાવેજ થયો તે અમલમાં લાવવા સારૂ વાદીનો દાવો છે.

**૮.—રદ કરવાનું અથવા દુરસ્ત કરવાનું.**

( પક્ષકારોની ) દરમ્યાન તારીખ માહે સન ૧૮ રોજનો દસ્તાવેજ થયો છે તે રદ કરવાનો અથવા સુધારવાનો વાદીનો દાવો છે.

**૯.—કરાર વિશેષ રીતે પુરો કરવા બદલ.**

માંની કંઈ ( નકરી ) વંશ પરંપરાના ઉપભોગની મિલકત મારે પ્રતિવાદીને વેચાતી આપવી એવો તારીખ માહે સન ૧૮ રોજ કરાર થયો તે વિશેષ રીતે પૂરો કરવા બદલ વાદીનો દાવો છે.

---

# નંબર ૧૧૫.

## પ્રોબેટ.

૧. મૃત્યુપત્ર વિશેષ પ્રકારે સાબિત કરે એવા મૃત્યુપત્ર ચલાવનારે અથવા મૃતલેખાંપિત દાન લેનારે કરવાની.

મૈયત ક. ડ. રહેવાશી ના તે હાલ તારીખ માહે સન રોજ મૈયત થયો, તેનું છેલું મૃત્યુપત્ર તારીખ માહે સન નું છે તે ચલાવનાર હું છું એવો વાદી હક્ક બતાવે છે, અને સદરહુ મૃત્યુપત્ર સાબિત ઠરાવવા માગે છે. સદરહુ મૈયતના નજીકના સગા પૈકી તમે એક છો તેથી ( અથવા જે હોય તે ) તમારા ઉપર સમન કાઢવામાં આવે છે.

૨. મૈયતનું કોઈ પહેલાનું મૃત્યુપત્ર ચલાવનાર અથવા તે મૃત્યુપત્રમાં જેને કંઈ દેણગી આપી હોય તે, અથવા મૈયતનો કોઈ નજીકનો સગો વગેરે જે, સાધારણ પ્રકારે મૃત્યુપત્ર સાબિત કરીને આપેલું પ્રોબેટ રદ કરવા માગતો હોય તેણે કરવાની.

ક. ડ. પ્રથમ રહેવાસી નો તે હાલ તારીખ માહે સન ૧૮ રોજ મૈયત થયો, તેનું છેલું મૃત્યુપત્ર તારીખ માહે સન નું છે તેનો ચલાવનાર હું છું એવો વાદી હક્ક બતાવે છે. અને સદરહુ મૈયતના તારીખ માહે સન રોજના ખોટા મૃત્યુપત્ર ઉપરથી તારીખ માહે . સન રોજ પ્રોબેટ આપેલું છે તે રદ કરાવવા માગે છે. સદરહુ ખોટું મૃત્યુપત્ર ચલાવનાર (અથવા જે હોય તે ) તરફે તમારા ઉપર આ સમન કાઢવામાં આવે છે.

૩. મૃત્યુપત્ર ન કરતાં કોઈ મરણ પામે ત્યારે જેમ વહિવટપત્ર આપવામાં આવે છે તે રીતે વહિવટપત્ર આપવામાં આવ્યું હોય ત્યારે મૃત્યુપત્ર ચલાવનાર અથવા મૃતલેખાપિતદાન લેનાર કરે તે.

ક. ડ. પ્રથમ રહેનાર તે હાલ તારીખ માહે સન રોજ મૈયત થયો, તેવું છેલું મૃત્યુપત્ર તારીખ માહે સન રોજનું છે તે ચલાવનાર હું છું એવો વાદી હક્ક બતાવે છે.

સદરહુ મૈયતની ઇસ્ટેટનું વહિવટપત્ર તમે મેળવ્યું છે તે રદ કરીને સદરહુ મૃત્યુપત્રનું પ્રોબેટ મને આપો એવો વાદીનો દાવો છે.

૪. મૈયતના નજીકના સગા તરીકે વહિવટપત્ર મળવાનો દાવો રાખતો હોય, તેનો નજીકના સગા તરીકેનો હક્ક સંબંધ વાંધા ભરેલો હોય, ત્યારે તેણે કરવાની.

ક. ડ. રહેનાર હાલ મૈયત છે તે મૃત્યુપત્ર ન કરતાં તારીખ માહે સન રોજ મૈયત થયો, તેનો ભાઈ અને નજીકનો એકનો એક સગો હું છું એમ વાદી દાવો રાખે છે, અને તે સગા તરીકે સદરહુ મત્યુપત્ર કર્યા વગર મૈયત થએલાની જંગમ મિલકતનું વહિવટપત્ર માગે છે. તમે નોટીસ ( કાવીઅટ ) દાખલ કરેલું છે અને એવું કહો છો કે મૈયતનો નજીકનો સગો હું એકલોજ છું ( અથવા જે હોય તે ) માટે તમારા ઉપર આ રીટ કાઢવામા આવે છે.

---

# ફ.—પરચુરણ.

## નંબર ૧૧૯.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૮.

ના ની કોર્ટ મુકામ.

સન ૧૮ ની દિવાની ફરિયાદોનું રજીસ્ટર.

| ફરિયાદ અરજી આપ્યાની તારીખ. | ફરિયાદનો નંબર. | વાદી. | | | પ્રતિવાદી. | | | દાવો. | | | હાજર થવું. | | | ફેસલો. | | | અપીલ. | | બજાવણી. | | | | | | | બજાવ્યાનો રીપોર્ટ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | નામ. | વર્ણન. | રેહેવાનું ઠેકાણું. | નામ. | વર્ણન. | રેહેવાનું ઠેકાણું. | (દાવાની) વીગત. | રકમ અથવા કીમત. | દાવાનું કારણ ક્યારે થયું. | પક્ષકારોને હાજર થવાનો દીવસ. | વાદી. | પ્રતિવાદી. | ફેસલાની તારીખ. | કોની તરફમાં. | શી બાબત, અથવા રકમ. | અપીલની તારીખ. | અપીલમાં થએલો ફેસલો. | દરખાસ્ત આપ્યાની તારીખ. | હુકમની તારીખ. | કોના ઉપર. | શી બાબત, અને પૈસા હોય તો તે રકમ. | ખરચની રકમ. | કોરટમાં ભરી તે રકમ. | પકડ્યો. | રકમ ભરાવા બાબતના અથવા પકડવા બાબતના રીપોરટ શીવાય બીજા પ્રકારનો બજાવ્યાનો રીપોરટ હોય તેનો શેરો અને દરેક રિપોર્ટની તારીખ. |
| | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |

# નંબર ૧૧૭.

**ફરિયાદના નીકાલનો સમન.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૬૪ અને ૬૮.

(મથાળું.)

રેહેનાર ના ને માલમ થાય જે: એ તમારા ઉપર બદલ ફરિયાદ કરી છે, માટે તમને આ ઉપર-થી ફરમાવવામાં આવે છે કે, તારીખ માહે સને ૧૮ વાર ને રોજ સવારના કલાકે ઉપર કહેલા વાદીને જવાબ આપવાસારૂ આ કોરટમાં તમારે જાતે, અથવા કોરટના જે પ્લીડરને યોગ્ય રીતે અખત્યાર આપેલો હોય અને જેને તમારી હકીકત બરાબર સમજાવી હોય તથા જે એ ફરિયાદના સઘળા જરૂરીઆત સવાલના જવાબ દેઈ શકે તે પ્લીડરની મારફતે, અથવા તેવા બધા સવાલના જ-વાબ દેઈ શકે એવા કોઈ બીજા શખ્સને તે પ્લીડરની સાથે રાખીને તે પ્લીડરની મારફતે હાજર થવું. અને તમારે હાજર થવાનો જે દીવસ મુકરર કર્યો છે તે એ મુકદમાનો આખરનો નિકાલ કરવા સારૂ ઠરાવેલો છે, માટે તે દિવસે તમારે તમા-રા સઘળા સાક્ષિઓને હાજર કરવાને તૈયાર થઈ રેહેવું. અને તમને આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે જો ઉપર લખેલે દિવસે તમે હાજર નહી થાઓ તો તમારી ગેર-હાજરીમાં એ ફરિયાદ સાંભળીને તેનો નિકાલ કરવામાં આ-વશે. અને વાદી જોવા માગેછે, તે તથા તમારા જવાબની પુષ્ટીમાં જે દસ્તાવેજો ઉપર તમે આધાર રાખવા ધારતા હો તે દસ્તાવેજ તમે લેતા આવજો અથવા તમારા પ્લીડર સાથે મોકલજો.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યો.

(લ. સ.)

સુચના.-૧ તમારા સાક્ષીઓ પોતાની મેળે હાજર નહીં રહે એમ તમને દેહ-શત હોય તો, ચોકશી પહેલાં કોઈ પણ વખતે કોરટને અરજ કરશો અને તેમની ખોરાકીની જરૂરીઆત રકમ ભરશો એટલે, કોઈ પણ શાક્ષીને હાજર રેહેવાની જરૂર પાડવા સારૂ અથવા જે દસ્તાવેજ સાક્ષી પાસે હાજર કરાવવાનો તમને હક્ક છે તે દસ્તાવેજ હાજર કરવાની જરૂર પાડવા સારૂ આ કોરટમાંથી તમને સમન મળશે.

૨. વાદીની માગણી તમારે કબુલ હોય તો, હુકમનામાની સંક્ષિપ્ત બજાવણી તમારી જાત ઉપર અથવા મિલકત ઉપર અથ-વા જરૂર પડે તો બંને ઉપર થવાનો સંભવ છે તે ટાળવાને ફરિયાદના ખરચ સુધાંત તે પૈસા તમારે કોરટમાં ભરવા.

ટીપ:—લેખી કેફીયતો માગવી હોય તો એમ લખવું કે તારીખ માહે સને સુધીમાં તમારે (અથવા અમુક પક્ષકારે જે હોય તે) લેખી કેફીયત આપવી.

# નંબર ૧૧૮

**મુદા ઠરાવવાનો સમન.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૬૪ અને ૬૮

( મથાળું. )

રહેનાર                    ના ને માલમ થાય

જે:                    એ તમારા ઉપર

બદલ ફરિયાદ કરી છે, માટે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે, તારીખ          માહે          સને ૧૮          વાર          ને રોજ સવારના          વાગતે ઉપર કહેલા વાદીને જવાબ આપવા સારૂ આ કોરટમાં તમારે જાતે, અથવા કોરટના જે પ્લીડરને યોગ્ય રીતે અખત્યાર આપેલોહોય અને જેને તમારી હકીકત બરાબર સમજાવી હોય તથા જે એ ફરિયાદના સઘળા જરૂરીઆત સવાલના જવાબ દેઈ શકે તે પ્લીડરની મારફતે, અથવા તેવા સઘળા સવાલના જવાબ દેઈ શકે એવા કોઈ બીજા શખસને તે પ્લીડરની સાથે રાખીને તે પ્લીડર મારફતે હાજર થવું. અને તમને આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે, જો ઉપર લખેલે દિવસે તમે હાજર નહીં થાઓ તો તમારી ગેરહાજરીમાં મુદા ઠરાવવામાં આવશે; અને          વાદી જોવા માગેછે તે તથા તમારા જવાબની પુષ્ટીમાં જે દસ્તાવેજો ઉપર તમે આધાર રાખવા ધારતા હો તે દસ્તાવેજ તમે લેતા આવજો અથવા તમારા પ્લીડર સાથે મોકલજો.

આજ તારીખ          માહે          સને ૧૮          રોજ મારી સહી તથા કોરટનો સિક્કો કરીને આપ્યો.




જડજ.

સુચના.-૧. તમારા સાક્ષીઓ પોતાની મેળે હાજર નહીં રહે એમ તમને દેહશત હોય તો, ચોકશી પહેલા કોઇ પણ વખતે કોરટને અરજ કરશો અને તેમની ખોરાકીની જરૂરીઆત રકમ ભરશો એટલે કોઈ પણ સાક્ષીને હાજર રહેવાની જરૂર પાડવા સારૂ અથવા જે દસ્તાવેજ સાક્ષી પાસે હાજર કરાવવાનો તમને હક્ક છે તે દસ્તાવેજ હાજર કરવાની જરૂર પાડવાસારૂ આ કોરટમાંથી તમને સમન મળશે.

૨. વાદીની માગણી તમારે કબુલ હોય તો, હુકમનામાની સંક્ષિપ્ત બજાવણી તમારી જાત ઉપર અથવા મિલકતઉપર અથવા જરૂર પડે તો બંને ઉપર થવાનો સંભવ છે તે ટાળવાને ફરિયાદના ખરચ સુધાંત તે પૈસા તમારે કોરટમાં ભરવા.

**ટીપ.**—લેખી કેફીયતો માગવી હોય તો એમ લખવું કે:-તારીખ          માહે          અને          સુધીમાં તમારે (અથવા અમુક પક્ષકારે જે હોય તે) લેખી કેફીયત આપવી.

## નંબર ૧૧૯.

### હાજર થવાનો સમન.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૮.

ફરિયાદ નંબર

ના ની કોર્ટમાં.

, વાદી.

, પ્રતિવાદી.

( નામ, વર્ણન અને પત્તો લખવો ) ને માલમ થાય જે: ( આ ઠેકાણે વાદીનું નામ, વર્ણન, અને તેનો પત્તો લખવો ) એ તમારા ઉપર ( આ ઠેકાણે રજિસ્ટરમાં હોય તે પ્રમાણે દાવાની વિગતો લખવી ) આ કોર્ટમાં ફરિયાદ કરી છે. માટે તમને આ ઉપરથી ફરમાવવામા આવે છે કે, તારીખ સવારના . કલાકે સદરહુ વાદીને જવાબ દેવા સારૂ તમારે જાતે આ કોરટમાં હાજર થવું ( જો જાતે હાજર થવાનું નહીં ફરમાવ્યું હોય, તો એમ લખવું કે ) "તમારે જાતે અથવા આ કોરટના કોઈ વકીલ કે જેને તમારી હકીકત ખરાબર સમજાવી હોય અને એ ફરિયાદી બાબતના સઘળા જરૂરીયાત સવાલના જવાબ દેઈ શકે એવા વકીલની મારફતે હાજર થવું, અથવા તેવા સઘળા સવાલોનો જવાબ દેઈ શકે એવા કોઈ શખ્સને વકીલની સાથે મોકલવો." ( તે સમન તે મુકદમાનો છેલ્લો નિકાલ કરવાનો હોય તો આ ઠેકાણે આટલું વધારે લખવું, ) "અને તમારે હાજર થવાનો જે દિવસ છે તે એ મુકદમાનો છેલ્લો નિકાલ કરવાસારૂ ઠરાવેલો છે માટે તે દિવસે તમારે તમારા સઘળા શાહેદીઓ ગુજારવા તૈયાર થઈ રહેવું" અને તમને ખબર આપવામાં આવે છે કે જો ઉપર લખેલે દિવસે તમે હાજર નહીં થશો તો, તમારી ગેરહાજરીમાં એ મુકદમો સાંભળીને તેનો ફેસલો કરવામાં આવશે; અને ( વાદીને કઈ દસ્તાવેજ હાજર કરાવવો હોય તો આ ઠેકાણે લખવું ) વાદી જોવા માગેછે તે તથા તમારા જવાબની મજબુતીમાં જે દસ્તાવેજ ઉપર તમે ભરોસો રાખતા હો તે દસ્તાવેજ તમે લેતા આવજો. ( અથવા તમારા માણસ સાથે મોકલજો. )

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યો.

લ. સ.

જડજ.

---

## નંબર ૧૨૦.

**બીજી કોરટની હકુમતમાં બજાવવા શારૂ સમન મોકલવાનો હુકમ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૮૫.

ના ની કોરટમાં.

ફરિયાદ નંબર સને ૧૮

અ. બ. રહેનાર

વિરૂદ્ધ

ક. ડ. રહેનાર

તારીખ માહે સને ૧૮

ઉપર કહેલી ફરિયાદનો પ્રતિવાદી

હાલ માં રહે છે, પરંતુ ફરિયાદ કરવાનો હક્ક આ કોરટની હકુમતમાં ઉત્પન્ન થયો છે. એમ ફરિયાદ અરજીમાં લખ્યું છે: માટે એવો હુકમ કરવામાં આવે છે કે, તારીખ માહે સન ૧૮ રોજ પાછો આવે એવા સમન સદરહુ પ્રતિવાદીને પોંચાડવા સારૂ આ હુકમની પ્રત સુધાંત ની કોરટને મોકલવો.

(લ. સ.)

જડજ.

---

## નંબર ૧૨૧.

**બીજી કોરટના સમન પાછળના શેરાસાથે જવાનો હુકમ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૮૫.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સને ૧૮

તારીખ માહે સને ૧૮

અ. બ. રહેનાર

વિરૂદ્ધ

ક. ડ. રહેનાર

ની કોરટના દિવાની નંબર માં ને માં પોંચાડવા સારૂ મોકલવા બાબત તે કોરટનો હુકમ વાંચી જોયો.

પ્રોસેસ પાછળ મેલીફે એવો શેરો કર્યો છે તે વાંચી જોયો; અને સદરહુ બાબતનો ને તથા ને ( સોગન અથવા ) પ્રતિજ્ઞા આપીને મેં

યોગ્ય રીતે પુરાવો લેઈને વાંચી જોયો, તે ઉપરથી એવા હુકમ કરવામાં આવે છે કે, તે
આ હુકમની નકલ સુદ્ધાંત ને મોકલવો.

(લ. સ.)

જડજ.

ટીપઃ—સમન શિવાયની જે બીજી પ્રોસિસો આજ રીતે પોંચાડવી પડે તે પ્રોસેસોને પણ આ નમુનો લાગુ પડશે.

---

## નંબર ૧૨૨.

### પ્રતિવાદીની કેફીયત.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૧૦.

( મથાળું. )

હું નીચે સહી કરનાર પ્રતિવાદી ( અથવા પ્રતિવાદીઓ પૈકી એક જણ ) ફરિયાદ અરજીમાં લખેલા સદરહુ ઈ. ફ. ના મૃત્યુપત્રમાંનો ( અથવા સદરહુ ફરિયાદ અરજીમાં લખેલા મૈયત ઈ. ફ. ના કાયદેસર વારસ તરીકે, અથવા નજીકના સગા તરીકે, અથવા નજીકના સગા પૈકી એક જણ તરીકે ) બધો હક સંબંધ છોડી દઉ છું.

અથવા, હું નીચે સહી કરનાર પ્રતિવાદી જણાવું છું કે ( આ ઠેકાણે કબુલ કરેલી અથવા નાકબુલ કરેલી હકીકતો ફરીયાદ અરજીની ભાષામાં ફરી લખવી ) કબુલ ( અથવા નાકબુલ ) કરૂં છું.

અથવા, હું નીચે સહી કરનાર અરજ ગુજારૂં છું કે, ફરિયાદ અરજીમાં લખેલી હકીકતો ઉપરથી જોતાં, કાયદેસર રીતે અમલમાં લેવાય એવી કંઈ કબુલાયત જણાતી નથી, ( અથવા, સદરહુ ફરિયાદ અરજી ઉપરથી એવું જણાય છે કે, મારા ઉપર અને ઇ. ફ. નામના એક શખ્સ ઉપર મળીને એકઠી જવાબદારી પડે છે; અને તે ઈ. ફ. ફરિયાદમાં પક્ષકાર નથી, અને મારા ઉપર ફરિયાદ અરજી પ્રમાણે પૃથક જવાબદારી પડતી નથી. અથવા સદરહુ ફરિયાદમાં સદરહુ અ. બ. ની સાથે ગ. હ. વાદી થવા જોઇતો હતો. અથવા જે હોય તે ).

અથવા, સદરહુ ધરાણીયાનો ( અથવા ધરાણીયું છોડવવાનો ) પોતાનો હક સંબંધ વાદીએ એક આઈ. જે. ને કરી આપ્યો છે. ( અથવા જે મિલકત ઉપરનું ધરાણીયું છોડવવાનો હક બંધ કરવાની ફરિયાદ છે તે મિલકત ઉપરનું ધરાણીયું છોડવવાના હક ઉપર રૂ.
ની રકમનો જાસ્તી બોજો રાખીને, તે તારણમાં મેં હ. લ. ને કરી આપ્યો છે અથવા લખી આપ્યો છે ).

અથવા પંચાતું ઠુચ્યા પછી વાદીએ એક દસ્તાવેજ કરી આપ્યો છે તેમાં વાદીએ એવા

કરાર કર્યો છે કે, પંચાળાનું બધુ દેવું અને જવાબદારીઓ તેણે વાળવી, અને સદરહુ પંચાળાના વ્યાપારસંબંધી તેનો અને બીજાઓનો કંઈ દાવો હોય અથવા તેની અને બીજાઓની કંઈ જવાબદારી હોય તે બધામાંથી મને સામાન્ય રીતે મોકળો કરવો ( અથવા જે હોય તે ).

( સહી ) ક. ડ.

પ્રતિવાદી.

---

## નંબર ૧૨૩.

**સવાલ નામું.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૨૧.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સને ૧૮

અ. બ.

વિરૂદ્ધ

ક. ડ. ઈ. ફ., અને ગ. હ.

ઉપર કહેલા ( ઈ. ફ. ને ગ. હ. અથવા અ. બ. ) ને પુછવા સારૂ ઉપર કહેલા અ. બ. ( ક. ડ..) ની તરફના સવાલો.

૧. ( સવાલ લખવો ).

૨. ( સવાલ લખવો ).

નંબર ના સવાલોના જવાબ પ્રતિવાદી ઈ. ફ. એ આપવાના છે

નંબર ના સવાલોના જવાબ પ્રતિવાદી ગ. હ. એ આપવાના છે.

---

## નંબર ૧૨૪.

**દસ્તાવેજો હાજર કરવાની નોટીસનો નમુનો.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૩૧.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સને ૧૮

અ. બ.

વિરૂદ્ધ.

ક. ડ.

તમને ખબર કરવામાં આવેછે કે, તારીખ માહે સને ૧૮ સેજની

તમારી ફરીયાદ અરજી (અથવા લેખી કેફીયત અથવા સોગનનામાં) માં હવાલો આપેલા નીચે લખેલા દસ્તાવેજો પોતાને જોવા સારૂ વાદી(અથવાપ્રતિવાદી)તમારી પાસે હાજર કરાવવા માગેછે.

જે દસ્તાવેજો જોઈતા હોય તેમનું વર્ણન લખવું.

ક્ષ. ય.

વાદીનો (અથવા પ્રતિવાદીનો) પ્લીડર.

રા.

પ્રતિવાદીના (અથવા વાદીના) પ્લીડરને.

---

## નંબર ૧૨૫.

### હાજર રહીને શાહેદી પુરવાનો સમન.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૫૯ અને ૧૬૩.

( મથાળુ. )

ને

સદરહુ ફરિયાદમાં ની તરફે સારૂ તમારી હાજરીની જરૂર છે, માટે તમને આ લેખ ઉપરથી ફરમાવવામાં આવેછે કે, તારીખ માહે સન ૧૮ રોજ સવારના વાગતે તમારે ( આ કોરટની રૂબરૂ જાતે હાજર થવું. અને) તમારી સાથે આણવા અથવા આ કોરટને મોકલવા.

તમારે વાસ્તે વાટ ખરચ તથા બીજા ખરચ બદલ અને એક દિવસની ખોરાકી બદલ રકમ રૂ. આ સાથે મોકલી છે. જો આ હુકમ તમે માન્ય નહીં કરો તો દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૭૦ માં ગેરહાજર રહેવાનું જે પરિણામ લખ્યું છે તેને તમે પાત્ર થશો.

**સુચના.**—( ૧. ) માત્ર દસ્તાવેજ હાજર કરવા સારૂ તમને બોલાવ્યા હોય અને શાહેદી પુરવા સારૂ બોલાવ્યા ન હોય તો સદરહુ તારીખે અને વખતે આ કોરટમાં તે દસ્તાવેજ તમે હાજર કરાવશો એટલે તમે સમન માન્ય કરેચો છે એમ ગણાશે.

( ૨ ) સદરહુ દિવસ ઉપરાંત તમને ખોટી કરવાની હશે તો તે દિવસ ઉપરાંત પ્રત્યેક દિવસ હાજર રહેવા બદલ રૂ ની રકમ તમને આપવામાં આવશે.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી અને કોરટનો શિક્કો કરીને આપ્યો.

લ. સ.

જડજ,

---

# નંબર ૧૨૯.

## હાજર રહીને શાહેદી પુરવાનો સમન.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૫૯ અને ૧૬૩.

### બીજો નમુનો.

ફરિયાદ નંબર

ના ની કોરટમાં

, વાદી.

, પ્રતિવાદી.

( નામ, વર્ણન, અને પત્તો ) ને

આ લેખ ઉપરથી તમને એવું ફરમાવવામાં આવે છે કે, સદરહુ ફરિયાદમાં વાદી (અથવા પ્રતિવાદી ) ની તરફે શાહેદી પુરવા સારૂ તારીખ માહે સને ૧૮ રોજ સવારના વાગતાં તમારે જાતે આ કોરટમાં હાજર થવું, અને ( આ ઠેકાણે જે દસ્તાવેજ હાજર કરાવવો હોય તે દસ્તાવેજનું સોઇવાર નિશ્ચયપણે વર્ણન લખવું. જો ફકત શાહેદી પુરવાનો સમન હોય અથવા ફકત દસ્તાવેજ હાજર કરવાનો સમન હોય તો તે પ્રમાણે સ્પષ્ટ જણાવવું) હાજર કરવા, અને તમારી જબાની લેવાઈ રહે ( અથવા તમે દસ્તાવેજ હાજર કરો) અને કોરટ ઉઠી જાય ત્યાં સુધી અથવા કોરટની રજા મળ્યાવગર તમારે ત્યાંથી જવું નહીં.

---

## હુકમનામાંના નમુના.

---

# નંબર ૧૨૭.

## સાદુ પૈસા બાબતનુ હુકમનામું.

( મથાળું. )

દાવો બદલ.

આ મુકદમો તારીખ માહે સને રોજ ની રૂબરૂ વાદી તરફે ની અને પ્રતિવાદી તરફે ની સમક્ષ આખર નિકાલ સારૂ નિકળ્યો, તેમાં એવો હુકમ કરવામાં આવે છે કે, રૂ. તથા તારીખ થી તે રકમ વસુલ થાય તે તારીખ સુધીનું દર દર સેંકડે દર પ્રમાણે તે રકમનું વ્યાજ, એ ને આપવું, તથા કોરટના અમલદારે આકાર કર્યાં પ્રમાણે આ ફરિયાદનું ખરચ પણ તે આકાર્યાની તારીખથી તે વસુલ થાય ત્યાં લગણના સદરહુ દરથી તેના વ્યાજ સુધાંત ને આપવું.

**ફરિયાદનું ખરચ.**

| વાદી. | રૂ. | આ. | પૈ. | પ્રતિવાદી. | રૂ. | આ. | પા |
|---|---|---|---|---|---|---|---|
| ૧ ફરીયાદઅરજીનો સ્ટાંપ. | | | | મુખત્યારનામાનો સ્ટાંપ.. | | | |
| ૨ મુખત્યારનામાનો ,, | | | | અરજીનો ,, | | | |
| ૩ રજુ કરેલા કાગળોનો ,, | | | | પ્લીડરની ફી .. | | | |
| ૪ પ્લીડરની ફી રૂ. ઉપર. | | | | સાક્ષીઓની ખોરાકી | | | |
| ૫ તરજુમાની ફી. | | | | પ્રોસેસ બજાવણી .. | | | |
| ૬ સાક્ષી હાજર રાખવાની ખોરાકી .. ... | | | | તરજુમાની ફી | | | |
| ૭ કમીશનરની ફી ... | | | | કમિશનરની ફી | | | |
| ૮ પ્રોસેસ બજાવણી ... | | | | | | | |
| ૯ વગેરે ... ... | | | | | | | |
| કુલ | | | | કુલ... | | | |

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યું.




જડજ.

## નંબર ૧૨૮.

**ગીરો રાખનારે અથવા જેનો લીયન હોય તે શખસે કરેલી ફરિયાદમાં વેચવાનું હુકમનામું.**

(મથાળું.)

હુકમ કરવામાં આવે છે કે, ફરિયાદઅરજીમાં કહેલા ઘરાણીયા (અથવા લીયન) ઉપરથી વાદીનું જે મુદલ અને બાજ લેહેણું નિકળતું હોય તેનો હિસાબ કરવાને તથા આ ફરિયાદમાં વાદીના ખરચની આકારણી કરવાને રજીસ્ટારને [અથવા આકારણી કરનાર (ટાક્સીંગ) અમલદારને] સોંપવું; અને સદરહુ પ્રમાણે મુદલ તથા વ્યાજની તથા ખરચની જે રકમ રજિસ્ટારને (અથવા આકારણી કરનાર અમલદારને) લેહેણી માલમ પડે તે તેણે તારીખ

માહે                    સને        રોજ કોરટમાં જણાવવી; અને ઉપર પ્રમાણે વ્યાજ મુદલ તથા સદરહુ ખરચની રકમ વાદીની લેહેણી જણાવવામાં આવે તે, તે લેહેણી રકમ કોરટમાં જણાવ્યાની તારીખથી છ માસમાં પ્રતિવાદી કોરટમાં ભરે તો એવા હુકમ કરવામાં આવેછે કે, વાદીએ પોતે કરેલા અથવા તેની મારફતે, કે તેની પાસેથી, કે તેનાં પેટામાં દાવો રાખનારા કોઇએ કરેલા તમામ બોજામાંથી સદરહુ ગીરો મિલકત છુટી અને મોકળી કરીને તે વાદીએ પાછી આપવી, અને તે સંબંધી જે ખત, પત્ર તથા લખત તેના કબજામાં કે અખત્યારમાં હોય તે બધાં તેણે પ્રતિવાદીને કે પ્રતિવાદી નીમે તે શખ્સને સ્વાધીન કરવાં, અને આ રીતે તે મિલકત પાછી આપવામાં આવે તથા ખતપત્ર અને લખત સ્વાધીન કરવામાં આવે એટલે રજીસ્ટારે (અથવા આકારણી કરનાર અમલદારે) ઉપર કહેલા મુદલ, વ્યાજ અને ખરચબદલ ઉપર પ્રમાણે ભરેલી સદરહુ રકમ વાદીને આપવી. પરંતુ ઉપર કહ્યા પ્રમાણે મુદલ, વ્યાજ અને ખરચની રકમ ઉપર કહેલી મુદતમાં પ્રતિવાદી કોરટમાં ન ભરે તો—એવા હુકમ કરવામાં આવે છે કે, સદરહુ ગીરો મિલકત (અથવા સદરહુ લીયન જેના ઉપર હોય તે મિલકત) રજીસ્ટારના (અથવા આકારણી કરનાર અમલદારના) અનુમોદનથી વેચવી. અને એવા હુકમ કરવામાં આવેછે કે, આ વેચાણથી જે રકમ ઉપજે તે તેમાંથી વેચાણનું ખરચ કાઢ્યા પછી, કોરટમાં ભરવી, એટલા માટે કે, ઉપર કહ્યા પ્રમાણે મુદલ, વ્યાજ, અને ખરચ બદલ વાદીનું જે લેહેણું જણાય તે આપવામાં તે રકમ કામે લગાડવામાં આવે. અને કંઈ બાકી રહે (તો) તે પ્રતિવાદીને અથવા તે લેવાનેહક્કદાર હોય એવા બીજા શખ્સને આપવી.

---

## નંબર ૧૨૯.

### ધરાણીયું છોડવવાનો હક્ક બંધ કરવાનું આખરનું હુકમનામું.

(મથાળું.)

એવું જણાય છે કે, ગઈ તારીખ        માહે              સન        રોજ આ ફરિયાદમાં હુકમ થયો, તે પ્રમાણે ફરિયાદઅરજીમાં કહેલા ગીરોના મુદલ તથા વ્યાજ બદલ અને ખરચ બદલ રૂ.              વાદીના લેહેણા નિકળે છે એમ કોરટમાં ગઈ તારીખ        માહે              સન        રોજ કોરટમાં લખી જણાવવામાં આવ્યું છે, તે રકમ પ્રતિવાદીએ કોરટમાં ભરી નથી, અને સદરહુ તારીખ        થી છ માસની મુદત વીતી ગઈ છે.

માટે એવા હુકમ કરવામાં આવે છે કે, સદરહુ ધરાણીયા મિલકત ઉપર ધરાણીયું છોડવવાનો પ્રતિવાદીનો તમામ હક્ક સમુળગો બંધ થયો છે.

---

# નંબર ૧૩૦.

## વહિવટની ફરિયાદમાં, પ્રથમનો હુકમ.

### દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૧૩.

(મથાળું.)

એવો હુકમ કરવામાં આવેછે કે નીચેના હિસાબ લેવા અને તજવીજો કરવી;એટલેઃ—

લેહેણદારની ફરિયાદમાં—

૧. વાદીનું અને મૈયતના બીજા બધા લેહેણદારોનું જે લેહેણું હોય તેનો હિસાબ લેવો.

મૃતલેખાર્પિતદાન લેનારની ફરિયાદમાં—

૨. મૃત્યુપત્ર કરનારના મૃત્યુપત્રમાં આપેલાં મૃતલેખાર્પિતદાનનો હિસાબ લેવો.

નજીકના સગાની ફરિયાદમાં—

મૃત્યુપત્ર કર્યા વગર મૈયત થએલાના નજીકના સગા તરીકે (અથવા નજીકના સગાઓ પૈકી એકજણ તરીકે) વાદીનો હક્ક શો છે અથવા તેનો હિસ્સો કેટલો છે એ બાબત તજવીજ કરવી અને હિસાબ લેવો.

(લેહેણદારની ફરિયાદમાં, જરૂર હોય તો, પહેલા પારેગ્રાફ પછી હુકમમાં એમ ફરમાવવું કે, મૃતલેખાર્પિતદાન લેનાર, કાયદેસર વારસ, અને નજીકના સગા બદલ તજવીજ કરવી અને હિસાબ લેવો. લેહેણદાર શિવાયના બીજા દાવેદારોની ફરિયાદમાં, પહેલા પારેગ્રાફ પછી હમેશાં લેહેણદારોનો હિસાબ લેવાનું અને તજવીજ કરવાનું હુકમમાં લખવું, અને બીજા જેમની જરૂર હોય તેમનો હિસાબ લેવાનું તથા તજવીજ કરવાનું પહેલા પારેગ્રાફમાંથી નમુના પ્રમાણેના પ્રથમના શબ્દ ગાળીને તે પછી લખવું. લેહેણદારની ફરિયાદ હોય તે પ્રમાણે નમુનો આગળ ચલાવ્યો છે.)

૩. પ્રેત સંસ્કાર અને મૃત્યુપત્ર સંબંધી ખરચનો હિસાબ લેવો.

૪. પ્રતિવાદીને હાથ અથવા તેના હુકમથી કે તેને માટે બીજા કોઇ શખ્સને હાથ મૈયતની જે જંગમ મિલકત આવી હોય તેનો હિસાબ લેવો.

૫. મૈયતની જંગમ મિલકતનો (કંઈ ભાગ પત્યાવગરનો અને બ્યવસ્થા કર્યાવગરનો હોય તો) કેટલો ભાગ પત્યા વગરનો અને બ્યવસ્થા કર્યા વગરનો છે તેની તજવીજ કરવી.

૬. અને વળી હુકમ કરવામાં આવે છે કે, પૈસાની જે જે રકમો પ્રતિવાદીને હાથ અથવા તેના હુકમથી કે તેને માટે બીજા કોઈ શખ્સને હાથ આવેલી માલમ પડે તે બધી પ્રતિવાદીએ આવતી તારીખ માહે રોજ અથવા તે પહેલાં કોરટમાં ભરવી.

૭. અને ફરિયાદનો હેતુ પાર પાડવા સારૂ મૈયતની જંગમ મિલકતનો કંઈ ભાગ વેચવાની રજીસ્ટારને જરૂર જણાય તો તે પ્રમાણે તે વેચવી અને જે ઉપજે તે કોરટમાં ભરવું.

૮. અને મિસ્તર ઈ. ફ. એ આ ફરિયાદીમાં (અથવા કામમાં) ઉપજ વસુલ કરનાર થવું, અને મૈયતનું જે લેહેણું અને જંગમ મિલકત આવ્યા વગરનાં હોય તે બધાં ઉઘરાવી વસુલ કરવાં, અને તે રજીસ્ટારના હાથમાં આપવાં, (અને પોતાનું કામ ખરોખર રીતે બજા-

વવાના ખત લખી આપીને રૂ.                    ની રકમના જામીન આપવા.)

૯. અને વળી હુકમ કરવામાં આવે છે કે, ફરિયાદનો હેતુ પાર પાડવામાં મૈયતની જંગમ મિલકત અપુરતી જણાય તો નીચેની જાસ્તી તજવીજ કરવી અને હિસાબ લેવા, એટલેઃ-

(અ.) મરતી વખતે મૈયતના કબજામાં અથવા તેની માલકીની શી સ્થાવર મિલકત હતી તેની તજવીજ કરવી.

(બ.) મૈયતની સ્થાવર મિલકતને અથવા તેના ભાગને લાગુ પડે એવા બોજા (હોય તો) શા છે તેની તજવીજ કરવી.

(ક.) જુદા જુદા બોજાવાળાનું શું દેવું છે તેનો હિસાબ અને તેટલો લેવો, તથા નીચે ફરમાવેલા વેચાણમાં સંમતી આપે તેવા બોજાવાળા પૈકી પહેલો હક્ક કોનો પછી કોનો ત્યાર પછી કોનો એવું એક પત્રક સામેલ કરવું.

૧૦. અને મૈયતની સ્થાવર મિલકત, અથવા ફરિયાદનો હેતુ પાર પાડવાને બસ થાય તેટલી રકમ કોરટમાં એકઠી થવા સારૂ જરૂર હોય તેટલો તે મિલકતનો ભાગ,–જે બોજાવાળાઓ વેચવાની સંમતિ આપે તેમના બોજા વગર અને જે બોજાવાળા સંમતિ ન આપે તેમના બોજા કાયમ રાખીને–જડજના અનુમોદનથી વેચવો.

૧૧. અને એવો હુકમ કરવામાં આવેછે કે, ગ. હ. એ સ્થાવર મિલકત વેચવાનું કામ કરવું, અને રજીસ્ટાર મંજુર કરે તેવી વેચાણની શરતો તથા કરાર તૈયાર કરવા. અને કંઈ સંશય અથવા અડચણ ઉત્પન થાય તો તે મટાડવા સારૂ જડજને કાગળ મોકલવા.

૧૨. અને વળી હુકમ કરવામાં આવે છે કે, પાછળ ફરમાવેલી તજવીજના કામ સારૂ કોરટના વહિવટ પ્રમાણે રજીસ્ટારે વર્તમાન પત્રોમાં જાહેરખબર આપવી, અથવા તે તજવીજને ઘણી કામમાં આવે એવી પ્રસિદ્ધી જે રીતથી મળશે એમ રજીસ્ટારને જણાય તેવી બીજી કોઈ રીતે તે તજવીજો તેણે કરવી.

૧૩. અને એવો હુકમ કરવામાં આવે છે કે, તારીખ        માહે        સન        પહેલાં સદરહુ હિસાબ લેવા અને તજવીજો કરવી, તથા જે કૃત્ય કરવાનો હુકમ થયો હોય તે બધાં પુરાં કરવાં, તથા તે તજવીજોનું તથા હિસાબનું પરિણામ અને બીજાં બધાં હુકમ કરેલાં કૃત્ય પુરાં થયાં છે એ રજીસ્ટારે શરટીફીકેટથી લખી જણાવવું, અને તે બાબતનું તેનું સરટીફિકેટ પક્ષકારોને જોવા સારૂ તારીખ        માહે        સન        રોજ તૈયાર રાખવું.

૧૪. અને છેવટ એવો હુકમ કરવામાં આવે છે કે, આખરનું હુકમનામું કરવાસારૂ તારીખ        માહે        સુધી આ ફરિયાદ (અથવા બાબત) મુલતવી રાખવી.

(કોઈ વિશેષ કામમાં આ હુકમનો જેટલો ભાગ લાગુપડે તેટલોજ માત્ર ઉપયોગમાંલેવાનોછે.)

---

## નંબર ૧૩૧.

**મૃતલેખાર્પિતદાન લેનારે કરેલી વહિવટ બાબતની ફરિયાદમાં આખરનું હુકમનામું.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૧૩.

૧. એવો હુકમ કરવામાં આવે છે કે મૃત્યુપત્ર કરનાર ની ઇસ્ટેટ બદલ સદરહુ પ્રતિવાદી પાસે સદરહુ સરટીફિકેટમાં કહેલી છે તે બાકી રકમ રૂ. ,તથા તારીખ માહે સન થી તારીખ માહે સન સુધી દરવરસે દર સેંકડે ટકા પ્રમાણે વ્યાજ બદલ રકમ રૂ. ,મળીને કુલ રૂ. ની રકમ પ્રતિવાદી એ તારીખ માહે સન રોજ અથવા તે પહેલાં કોરટમાં ભરવી.

૨. સદરહુ કોરટના રજીસ્ટ્રારે (અથવા આકારણી કરનાર અમલદારે) વાદી પ્રતિવાદીના આ ફરિયાદના ખરચની આકારણી કરવી, અને તે પ્રમાણે આકારણી થાય એટલે સદરહુ ખરચની રકમ, ઉપર કહ્યા પ્રમાણે કોરટમાં ભરવાનો હુકમ કરેલા રૂ. ની રકમમાંથી, નીચે પ્રમાણે આપવીઃ—

(અ) વાદીનું ખરચ તેના આટર્ની (અથવા પ્લીડર) મી.
ને, અને પ્રતિવાદીનું ખરચ તેના આટર્ની (અથવા પ્લીડર) મી.
ને.

(બ) અને (જો કંઈ દેવું વાળવાનું હોય તો) સદરહુ રૂ. ની રકમમાંથી ઉપર પ્રમાણે વાદીના અને પ્રતિવાદીના ખરચની રકમ આપ્યા પછી જે બાકી રહે તેમાંથી,–રજીસ્ટ્રારના સરટીફિકેટના પત્રકમાં કહેલા જુદા જુદા લેહેણદારોનું જે લેહેણું નિકળે તે તથા જે લેહેણા ઉપર વ્યાજ ચઢતું હોય તેનું ત્યાર પછીનું વ્યાજ આપવું અને તે રકમો આપ્યા પછી, પત્રકમાં કહેલા જુદા જુદા મૃતલેખાર્પિતદાન લેનારાઓને જે રકમ મળવાની હોય તે તથા ત્યાર પછીનું વ્યાજ (સદરહુ પ્રમાણે ખરૂં ઠરાવીને) તેમને આપવું.

૩. અને ત્યારપછી જો કંઈ બાકી વધે તો તે મૃતલેખાર્પિત શેષગ્રાહીને આપવી.

---

**મૃતલેખાર્પિતદાન લેનારે વહિવટની ફરિયાદ કરી હોય તેમાં, મૃતલેખાર્પિતદેણગીઓ આપવાને વાસ્તે મૃત્યુપત્ર ચલાવનારને જાતે જવાબદાર ઠરાવ્યો હોય ત્યારે કરવાનું હુકમનામું.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૧૩.

૧. એવું ઠરાવવામાં આવેછે કે, મૃત્યુપત્રમાં વાદીને રૂ. ની દેણગી આપેલીછે તે આપવાને પ્રતિવાદી જાતે જવાબદાર છે.

૨. અને એવો હુકમ કરવામાં આવેછે કે સદરહુ મૃત્યુપત્રમાં આપેલી દેણગીના મુદલ અને વ્યાજ બદલ શી બાકીછે તેનો હિસાબ લેવો.

૩. અને વળી એવો હુકમ કરવામાં આવે છે કે, મુદ્દલ અને વ્યાજની જે રકમ વાદીની લેહેણી ઠરાવીને રજીસ્ટાર સરટીફિકેટ મોકલે, તે રકમ પ્રતિવાદીએ રજીસ્ટારના સરટિફિકેટની તારીખથી અઠવાડીઆમાં વાદીને આપવી.

૪. અને એવા હુકમ કરવામાં આવેછે કે ફરિયાદમાંનું વાદીનું ખરચ પ્રતિવાદીએ વાદીને આપવું. અને જો પક્ષકારોમાં વાંધો પડે તો તે ખરચની આકારણી કરવી.

---

**નજીકના સગાએ કરેલી વહિવટની ફરિયાદમાંનું આખરનું હુકમનામું.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૧૩.

૧. આ ફરિયાદમાં વાદી પ્રતિવાદીના ખરચની સદરહુ કોરટના રજીસ્ટારે આકારણી કરવી. અને આ રીતે આકારણી થાય એટલે સદરહુ વાદીના ખરચની રકમ, મૃત્યુપત્ર કર્યા વગર મૈયત થએલા ઇ. ફ. ની જંગમ ઇસ્ટેટ બદલ સદરહુ પ્રતિવાદી પાસે સદરહુ સરટીફિકેટમાં લેહેણી કાઢી છે તે રકમ રૂ. માંથી, સદરહુ રજીસ્ટાર સદરહુ ખરચની આકારણી કરે ત્યારથી એક અઠવાડીયામાં, પ્રતિવાદીએ વાદીને આપવી. અને તે રકમમાંથી પ્રતિવાદીએ પોતાના ખરચની રકમ આકારણી થાય એટલે પોતાના ઉપયોગને વાસ્તે રાખવી.

૨. અને એવા હુકમ કરવામાં આવેછે કે, સદરહુ રૂ. ની રકમમાંથી વાદી પ્રતિવાદીનું ખરચ ઉપર પ્રમાણે આપ્યા પછી બાકી રહે તે પ્રતિવાદીએ નીચે પ્રમાણે આપવી ને કામે લગાડવીઃ—

(અ)—રજીસ્ટાર સદરહુ ખરચની ઉપર પ્રમાણે આકારણી કરે ત્યાર પછી એક અઠવાડીયામાં સદરહુ બાકીની રકમનો એક તૃતીયાંશ ક. જે મૃત્યુપત્ર કર્યા વગર મૈયત થએલા સદરહુ ઈ. ફ. ની બેહેન અને નજીકના સગામાંની એકજણછે તે તરીકે, તેના હક્કથી વાદીઓને એટલે અ. બ. તથા તેની સ્ત્રી ક. ને પ્રતિવાદીએ આપવો.

(બ) મૃત્યુપત્ર કર્યા વગર મૈયત થએલા સદરહુ ઈ. ફ. ના નજીકના સગામાંની બીજી એકજણ અને મા તરીકે પ્રતિવાદીએ પોતાના ઉપયોગને વાસ્તે સદરહુ બાકીનો બીજો એક તૃતીયાંશ રાખવો.

(ક) અને રજીસ્ટાર સદરહુ ખરચની ઉપર પ્રમાણે આકારણી કરે ત્યાર પછી એક અઠવાડીયામાં સદરહુ બાકીની રકમનો બાકી રહેલો ત્રીજો ભાગ, મૃત્યુપત્ર કર્યા વગર મૈયત થએલા સદરહુ ઇ. ફ. ના બીજા એક નજીકના સગા અને ભાઈ તરીકે ગ.હ. ને પ્રતિવાદીએ આપવો.

---

## નંબર ૧૩૨.

### હુકમ—પંત્યાળું તોડવા વિશે.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૧૫.

( મથાળું. )

એવું ઠરાવવામાં આવે છે કે, ફરિયાદમાં કહેલું વાદી પ્રતિવાદી વચેનું પંત્યાળું તારીખ માહે અને ૧૮ રોજથી તુટ્યું એમ ગણવું. અને એવો હુકમ કરવામાં આવે છે કે તે દિવસથી પંત્યાળું તુટ્યું એવી ગેઝીટ વગેરેમાં જાહેર ખબર આપવી.

અને એવો હુકમ કરવામાં આવે છે કે, એ આ ફરિયાદમાં પંત્યાળાની ઇસ્ટેટ અને માલમતા વસુલ કરનાર થવું. અને પંત્યાળાના ચોપડાનું તમામ લેહેણું અને દાવા બાકી આવવાના હોય તે ઉઘરાવવા.

અને એવો હુકમ કરવામાં આવે છે કે નીચેના હિસાબ લેવાઃ

૧. સદરહુ પંત્યાળાના હાલ લેહેણાંનો, મીલકતનો અને માલમતાનો હિસાબ.

૨. સદરહુ પંત્યાળાના દેવાનો અને જવાબદારીનો હિસાબ.

૩. નક્કી થએલો હિસાબ આ ફરિયાદમાં દાખલ થઇને તેના ઉપર અ નિશાન પડેલું છે, તેને છેડેથી, તથા ત્યાર પછી નક્કી થએલા કંઈ હિસાબો હોય તેમાં હાથ ન ઘાલતાં, વાદી પ્રતિવાદી વચેની તમામ લેવડ દેવડ તથા વ્યવહારનો હિસાબ.

અને એવો હુકમ કરવામાં આવે છે કે, ફરિયાદ અરજીમાં લખ્યા પ્રમાણે વાદી પ્રતિવાદી આજસુધી જે ધંધો ચલાવે છે તે ધંધાની ઘરાકી વગેરે સઘળો ફાયદો ( ગુડવીલ ) તથા વેપારનું ભંડોળ, વેપારની જગાએ વેચવું. અને પક્ષકાર પૈકી કોઇની અરજ ઉપરથી તે વીકરી વખત બધા ભાગો અથવા તે પૈકી કંઈ ભાગો અમુક રકમથી ઓછી માગણીએ વેચવા નહીં તે ઠરાવવાને રજીસ્ટ્રાર મુખ્તાર છે, તથા તે વિકરી વખતે લીલામમાં માગણી કરવાની બંને પક્ષકારોને છુટ છે.

અને એવો હુકમ કરવામાં આવે છે કે, તારીખ માહે સને પહેલાં સદરહુ હિસાબ લેવા તથા બીજાં જે કૃત્ય કરવાં જોઇએ તે બધાં પુરાં કરવાં. તથા તે હિસાબનું પરિણામ અને બીજાં બધાં કૃત્ય પુરાં થયાં છે એ રજીસ્ટ્રારે સર્ટીફિકેટથી લખી જણાવવું. અને તે વિશેનું તેનું સર્ટીફિકેટ પક્ષકારોને જોવા સારૂ તારીખ માહે સન રોજ તેણે તૈયાર રાખવું.

અને છેવટ એવો હુકમ કરવામાં આવે છે કે આખરનું હુકમનામું કરવાસારૂ તારીખ માહે સન સુધી આ ફરિયાદ મુલતવી રાખવી.

---

## નંબર ૧૩૩.

**પંત્યાળું.—છેવટનું હુકમનામું.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૧૫.

ના ની કોરટમાં.

દિવાની રેગ્યુલર નંબર.

અ. બ. રહેનાર

વિરૂદ્ધ.

ક. ડ. રહેનાર

એવો હુકમ કરવામાં આવે છે કે, રૂ. ની રકમ હાલ કોરટમાં છે તે નીચે પ્રમાણે કામે લગાડવી:—

૧. પંત્યાળાએ આપવાનું દેવું કુલ રૂ. નું રજીસ્ટ્રારના સર્ટીફિકેટમાં બતાવ્યું છે તે આપવામાં.

૨. આ ફરિયાદમાં બધા પક્ષકારોનું ખરચ મળીને રૂ. થાય છે તે આપવામાં.

(હુકમનામું લખ્યા પહેલાં આ ખરચ નક્કી કરવું જોઇએ).

૩. પંત્યાળાની પુંજીમાંના વાદીના હિસ્સા તરિકે રૂ. વાદીને આપવામાં, તથા હાલ કોરટમાં સદરહુ રૂ. ની રકમ છે તેમાંથી બાકી રહેલી રકમ રૂ. પ્રતિવાદીને પંત્યાળાની પુંજીમાંના તેના હિસ્સા તરીકે આપવામાં.

[અથવા, અને પંત્યાળાના હિસાબ સંબંધી સદરહુ વાદીનું (અથવા, પ્રતિવાદીનું) રૂ. લેહેણું સરટીફિકેટમાં નિકળે છે તેને પેટે વાદી (અથવા પ્રતિવાદી) ને સદરહુ રૂ. ની રકમમાંથી બાકી રહે તે રકમ આપવી.

અને વાદી (અથવા પ્રતિવાદી) ની લેહેણી સદરહુ રૂ. ની રકમમાંથી પછી રૂ. ની રકમ બાકી રહેશે તે વાદીને (અથવા પ્રતિવાદીને) તારીખ માહે સને રોજ અથવા તે પહેલાં પ્રતિવાદીએ (અથવા વાદીએ) આપવી. ]

---

## નંબર ૧૩૪.

**હુકમનામું પુરૂં ન થયાનું સરટીફિકેટ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૨૪.

ના ની કોરટમાં

દિવાની ફરિયાદ નંબર સને ૧૮

અ. બ. રહેનાર

વિરૂદ્ધ

ક. ડ. રેહેનાર.

સરટીફિકેટ આપવામાં આવે છે કે, દિવાની ફરિયાદ નંબર        સને ૧૮        નું આ કોરટનું હુકમનામું, જેની એક નકલ આ સાથે સામેલ છે તે, આ કોરટની હકુમતમાં બજાવણીથી પુરૂં થયું નથી, (અથવા થોડું પુરૂં થયું છે, જે હોય તે લખવું. અને જો થોડું પુરૂં થયું હોય તો કેટલું પુરૂં થયું છે તે લખવું.)

આજ તારીખ        માહે        સને ૧૮        રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યું.



જડજ.

---

## નંબર ૧૩૫.

**બજાવવાનો હુકમ શા વાસ્તે ન કાઢવો તેનું કારણ બતાવવાની નોટીસ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૪૮.

ના        ની કોરટમાં

દિવાની ફરિયાદ નંબર        સને ૧૮

પરચુરણ નંબર        સને ૧૮

અ. બ. રેહેનાર

વિરૂદ્ધ

ક. ડ. રેહેનાર

ને માલમ થાય જે:        એ દિવાની ફરિયાદ નંબર        સને ૧૮        નુ હુકમનામું        બજાવવા સારૂ આ કોરટને દરખાસ્ત કરી છે માટે તમને આ લેખ ઉપરથી નોટીસ આપવામાં આવે છે કે, બજાવવાનો હુકમ શા માટે ન કરવો એનું કંઈ કારણ હોય તો તે બતાવવાને તમારે જાતે અથવા હકીકત સમજણ પાડીને યોગ્ય રીતે અખત્યાર આપેલા મુખત્યારની મારફતે, કે કોરટના વકીલની મારફતે તારીખ        માહે        સને ૧૮        રોજ આ કોરટમાં હાજર થવું.

આજ તારીખ        માહે        સને ૧૮        રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપી.



જડજ.

# નંબર ૧૩૬

## પૈસા બાબતનું હુકમનામું બજાવવામાં પ્રતિવાદીના કબજામાંની જંગમ મિલકત જપ્ત કરવાનું વારંટ.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૫૪.

( મથાળું. )

કોરટના એલીફ્રને.

તારીખ માહે સને ૧૮ રોજ ફરિયાદ નંબર સને ૧૮ માં આ કોરટે હુકમનામું કરેલુંછે, તેમાં હાંસીયામાં બતાવ્યા પ્રમાણે રૂ. ની રકમ વાદીને આપવાનો ને હુકમ કરવામાં આવ્યોછે. અને સદરહુ રૂ. ની રકમ ભરવામાં આવેલી નથી.

| | | | |
|---|---|---|---|
| હુકમનામું. | | | |
| મુદલ.......... | | | |
| બ્યાજ.......... | | | |
| ખરચ.......... | | | |
| હુકમનામાનુંખરચ. | | | |
| તેનું બ્યાજ....... | | | |
| કુલ જપ્તી કરવાનું. | | | |
| કુલ.......... | | | |

માટે આ ઉપરથી તમને હુકમ કરવામાં આવેછે કે સદરહુ ની જંગમ મિલકત, જે આ સાથે જોડેલી યાદમાં લખીછે તે, અથવા સદરહુ તમને બતાવે તે, તમારે જપ્ત કરવી. અને સદરહુ રૂ. ની રકમ તથાં આ જપ્તીનું ખરચ રૂ. તમને સદરહુ ન આપે તો, આ કોરટમાંથી બીજો હુકમ થતાં સુધી તે તમારી પાસે રાખવી.

વળી તમને હુકમ કરવામાં આવેછે કે, જે તારીખે અને જે રીતે વારંટ બજાવ્યું હોય તેનો, અથવા શા કારણથી તે બજાવવવામાં આવ્યું નહીં તેનો, શેરો લખીને તે શેરા સુધાંત આ વારંટ તમારે તારીખ માહે સને ૧૮ રોજ અથવા તે પહેલાં પાછું મોકલવું.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી અને કોરટનો શિક્કો કરીને આપ્યુ.

યાદી.

લ. સ.

જડજ.

## નંબર ૧૩૭.

**જમીન વગેરેનો કબજો આપવા સારૂ બેલીફને વારંટ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૬૩.

( મથાળું. )

**કોરટના બેલીફને.**

ના તાબાની                                        આ ફરિયાદના વાદી ને હુકમનામામાં અપાવી છે. માટે આ લેખ ઉપરથી તમને ફરમાવવામાં આવે છે કે, તમારે સદરહુ                                        ના કબજામાં તે આપવી, અને જે શખ્સ તે ખાલી કરવાને ના પાડે તેને ખસેડવાનો આ લેખ ઉપરથી તમને અખ્ત્યાર આપવામાં આવે છે.

આજ તારીખ        માહે                સને ૧૮        રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યું.




જડજ.

---

## નંબર ૧૩૮.

**બજાવણીમાંની જપ્તી.**

**જે મિલકત પ્રતિવાદીની માલકીની હોય પરંતુ જેના ઉપર તરત કબજો રાખવાનો હક્ક અથવા લીયન બીજા કોઈ શખ્સનો હોય, તેવી જંગમ મિલકત જપ્ત કરવાની હોય ત્યારે મનાઈ હુકમ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૬૮.

(મથાળું.)

ને માલમ થાય જે:

ની તરફેણમાં રૂ.                તું હુકમનામું તારીખ        માહે                સન ૧૮        રોજ ઉપર થયું છે, તે                                        એ પુરૂં કરયું નથી, અને                                        ના કબજામાં                                        મિલકત છે. તે પ્રતિવાદીની માલકીની છે, પરંતુ સદરહુ                                        નું જે કંઈ લેહેણું હોય તેનો

તે મિલકત ઉપર આણ્જે છે. માટે એવો હુકમ કરવામાં આવેછે કે, તે મિલકત સદરહુ પાસેથી આ કોરટનો બીજો હુકમ થતાં સુધી લેવી નહી એવી પ્રતિવાદીને મનાઇ તથા પ્રતિબંધ કરવો, અને આ લેખ ઉપરથી તેને તેવી મનાઈ કરવામાં તથા તેવો પ્રતિબંધ કરવામાં આવેછે; અને સદરહુ ને આ લેખથી મનાઈ તથા પ્રતિબંધ કરવામાં આવે છે કે, આ કોરટનો બીજો હુકમ થતાં સુધી તમારે સદરહુ મિલકત કોઈ પણ શખ્સને અથવા શખ્સોને સ્વાધીન કરવી નહી.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યો.




જડજ.

## નંબર ૧૩૯.

બજાવણીમાંની જપ્તી.

જે લેહેણાને વાસ્તે વેચાય એવો લેખ ન થયો હોય તેવું લેહેણું મિલકતમાં હોય ત્યારે મનાઈ હુકમ.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૬૮.

( મથાળું ).

ને માલમ થાય જેઃ

સને ૧૮ ની દિવાની ફરિયાદ નંબર માં તારીખ માહે અને ૧૮ રોજ . ની તરફમાં રૂ. નું હુકમનામું ઉપર થયું છે, તે હુકમનામું એ પુરૂં કરયું નથી, અને સદરહુ પ્રતિવાદીનું તમારી પાસે હાલ લેહેણું છે એમ કહે છેઃ માટે હુકમ કરવામાં આવે છે કે,—તે લેહેણું કોરટનો બીજો હુકમ થતાં સુધી તમારી પાસેથી લેવાની પ્રતિવાદી ને મનાઈ અને પ્રતિબંધ કરવો અને આ લેખથી તેને તે મનાઈ તથા પ્રતિબંધ કરવામાં આવે છે, અને તમો ને તે લેહેણું અથવા તેનો કંઈ ભાગ કોરટનો બીજો હુકમ થતાં સુધી કોઈ પણ શખ્સને આપવાની મનાઈ અને

પ્રતિબંધ કરવા, અને આ લેખ ઉપરથી તમને તે મનાઈ તથા પ્રતિબંધ કરવામાં આવે છે.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો સિક્કો કરીને આપ્યો.

લ. સ.

જડજ.

---

# નંબર ૧૪૦.

## બજાવણીમાની જપ્તી.

### મિલકતમાં જાહેર કંપની વગેરેના શેર હોય ત્યારે મનાઈ હુકમ.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૬૮.

( મથાળું. )

પ્રતિવાદી ને તથા કંપનીના મનેજર ને માલમ થાય જે સન ૧૮ ની દિવાની ફરિયાદ નંબર માં ની તરફે તારીખ માહે સને ૧૮ રોજ રૂ. નું હુકમનામું ઉપર થયું છે તે હુકમનામું એ પુરે કર્યું નથી. માટે એવો હુકમ કરવામાં આવે છે કે, સદરહુ કંપનીના શેર, એટલે છે તે કોરટનો બીજો હુકમ થતાં સુધી કોઈ રીતે ચઢાવી આપવાની અથવા તેનું કંઈ ડિવિડન્ડ લેવા ની તમો પ્રતિવાદીને મનાઈ તથા પ્રતિબંધ કરવો અને આ લેખ ઉપરથી તમને તે મનાઈ તથા પ્રતિબંધ કરવામાં આવે છે; અને તમો સદરહુ કંપનીના મેનેજરને આ લેખ ઉપરથી એવી મનાઈ અને પ્રતિબંધ કરવામાં આવે છે કે, તમારે તે શે ર ચઢવા દેવો નહી અથવા તે ડિવીડન્ડ આપવું નહી.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યો.

લ. સ.

જડજ.

## નંબર ૧૪૧.

**બજાવણીમાંની જપ્તી.**

**સ્થાવર મિલકત હોય ત્યારે કરવાનો મનાઈ હુકમ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૭૪.

( મથાળું )

પ્રતિવાદીને માલમ થાય જે સને ૧૮

ના નંબર ની દિવાની ફરિયાદમાં ની તરફેણમાં રૂ. નું હુકમનામું તમારા ઉપર તારીખ માહે સને રોજ કરવામાં આવ્યું તે તમે પુરૂં કરેલું નથી. માટે એવો હુકમ કરવામાં આવે છે કે, આ કોરટનો બીજો હુકમ થતાં સુધી આ સાથે જોડેલી યાદમાં બતાવેલી મિલકત વેચાણથી, બક્ષીસથી, અથવા બીજી કોઈરીતે બીજાને આપી દેવાની તમો સદરહુ ને મનાઈ તથા પ્રતિબંધ કરવો, અને આ લેખથી તમને તેવી મનાઈ તથા પ્રતિબંધ કરવામાં આવે છે, અને તે મિલકત ખરીદીથી, બક્ષીસથી, કે બીજી રીતે લેવાની બધા માણસોને મનાઈ કરવી તથા આ લેખથી તેમને તેવી મનાઈ કરવામાં આવે છે.

આજ તારીખ માહે સન ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપી.

યાદી.




જડજ.

---

## નંબર ૧૪૨.

**જપ્તી.**

**મિલકતમાં, કોઈ ન્યાયની કોરટ અથવા સરકારી અમલદારના હાથમાં કંઈ પૈસા અથવા તે સંબંધી કંઈ દસ્તાવેજ હોય તો તે બાબતનો મનાઈ હુકમ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૭૨ તથા ૪૮૬.

ના ની કોરટમાંના.

દિવાની ફરિયાદ નંબર સને ૧૮

અ. બ. રહેનાર.

વિરૂદ્ધ.

ક. ડ. રહેનાર.

મેહેરબાન ને, કંઈ પૈસા હાલ આપના તાબામાં છે તે

( આ ઠેકાણે જેને લખવાનું હોય તેના તાબામાં પૈસા શી રીતે આવેલા ધરાય છે, તે શી બાબતના છે એ વગેરે લખવું) જપ્ત કરવાને દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ પ્રમાણે વાદીએ દરખાસ્ત કરી છે માટે આપને લખવા હાંસલ કે આ કોર્ટનો બીજો હુકમ થતાં સુધી સદરહુ પૈસા આપના તાબામાં રાખશો.




તારીખ માહે સને જડજ.

---

## નંબર ૧૪૩.

**ત્રીજા શખસના હાથમાં પૈસા વગેરે હોય તે વાદી વગેરેને આપવાનો હુકમ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૭૭.

ના ની કોર્ટમાં.

દિવાની ફરિયાદ નંબર સન ૧૮

પરચુરણ નંબર સને ૧૮

અ. બ. રહેનાર.

વિરૂદ્ધ.

ક. ડ. રહેનાર.

કોર્ટના બેલીફને તથા ને માલમ થાય જે સને ૧૮ ની દિવાની ફરિયાદ નંબર તારીખ માહે સને ૧૮ રોજ ની તરફેણમાં રૂ. નું હુકમનામું ઉપર થયું તે બજાવવામાં નીચેની મિલકત જપ્ત થઈ છેઃ માટે એવો હુકમ કરવામાં આવે છે કે, આ પ્રમાણે જપ્ત થએલી મિલકતમાં રૂ. ની રોકડ, તથા રૂ. ની ચલણી નોટ છે તે, અથવા સદરહુ હુકમનામું પુરૂં થવાને બસ થાય તેટલો તેનો ભાગ તમો સદરહુ એ ને આપવો. અને સદરહુ હુકમનામું પુરૂં થવાને જરૂર હોય તેટલા પુરતી સદરહુ મિલકત, હુકમનામાં બજાવવામાં વેચાણને વાસ્તે જે રીત ઠરાવેલી છે તે રીતે, જાહેર લીલામ કરીને તમે કોરટના બેલીફે વેચવી. અને તે વેચાણથી જે રકમ ઉપજે તે અથવા સદરહુ હુકમનામું પુરૂં થવાને બસ હોય તેટલો તેનો ભાગ સદરહુ

ને આપવો. અને કંઇ બાકી વધે તો સદરહુ ને આપવી.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યો.




જડજ.

---

## નંબર ૧૪૪.

### જપ્તી કરાવનાર લેહેણદારને નોટીસ.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૭૮.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સને ૧૮

પરચુરણ નંબર સને ૧૮

અ. બ. રહેનાર

વિરૂદ્ધ

ક. ડ. રહેનાર

ને માલમ થાય જે સને ૧૮ ની દિવાની ફરિયાદ નંબર નું હુકમનામું બજાવવામાં તમારા કહેવાથી ઉપર બેસાડેલી જપ્તી દૂર કરવા સારૂ એ આ કોરટને અરજ કરી છે, માટે આ લેખ ઉપરથી તમને નોટીસ આપવામાં આવે છે કે, જપ્તી કરાવનાર લેહેણદાર તરીકે તમારા દાવાને પુષ્ટી આપવા સારૂ આ કોરટમાં તમારે જાતે અથવા યોગ્યરીતે કામની સમજણ પાડી હોય તેવા આ કોરટના વકીલની મારફતે તારીખ માહે સને ૧૮ વાર ને રોજ હાજર થવું.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરી આપી.




જડજ.

---

# નંબર ૧૪૫.

**પૈસા બાબતનું હુકમનામું બજાવવામાં મિલકત વેચવાનું વારંટ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૮૭.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સને ૧૮

પરચુરણ નંબર સને ૧૮

**અ. બ. રહેનાર**

વિરુદ્ધ

**ક. ડ. રહેનાર**

**કોરટના બેલીફને.**

તમને આ લેખ ઉપરથી હુકમ કરવામાં આવે છે કે, સને ૧૮ ના ફરિયાદ નંબર માં ની તરફેણનું હુકમનામું બજાવવામાં આ કોરટમાંથી કાઢેલા તારીખ માહે સન ૧૮ ના વારંટ ઉપરથી એ મિલકત જપ્ત થઇ છે તે, અથવા, સદરહુ હુકમનામાની અને ખરચની હજી ભરપાઈ થયા વગરની રકમ રૂ. છે તે ઉપજે તેટલો તે મિલકત પૈકી ભાગ દિવસની પ્રથમ નોટીસ આપ્યા પછી તથા તેની એક નકલ કોરટના મકાનમાં ચોઢીને તેની યોગ્ય રીતે જાહેર ખબર* આપ્યા પછી લીલામથી તમારે વેચવી.

વળી તમને હુકમ કરવામાં આવે છે કે, જે તારીખે અને જે રીતે વારંટ બજાવ્યું હોય તેનો, અથવા શા કારણથી તે બજાવવામાં આવ્યું નહી તેનો શેરો લખીને તે શેરા સુધાંત આ વારંટ તમારે તારીખ માહે સને રોજ અથવા તે પહેલાં પાછું મોકલવું.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યું.

(લ. સ.)

જડજ.

---

* આ જાહેર ખબરમાં વેચાણનું ઠેકાણું, વેચાણનો વખત, વેચવાની મિલકત, મિલકતમાં સરકારને મેહેસુલ ભરનારી જમીન હોય તો મેહેસુલનો આકાર, તથા જે રકમ વસુલ કરવા સારુ વેચાણનો હુકમ થયો હોય તે રકમ અને કલમ ૨૮૭માં ફરમાવેલી બીજી વીગતો અને તેટલી ખરોખર તથા બિનચુક લખવી.

## નંબર ૧૪૬.

**બજાવણીમાં વેચેલી જંગમ મિલકત જેના કબજામાં હોય તેને નોટીસ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૦૦.

ના                    ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર                    સને ૧૮

અ. બ. રહેનાર

વિરૂદ્ધ

ક. ડ. રહેનાર

ને માલમ થાય જે;

સદરહુ ફરિયાદમાં થએલા હુકમનામાની બજાવણીમાં લીલામથી વેચાણ થયું તે વેચાણ માં                    એ

મિલકત, જે કે હાલ તમારા કબજામાં છે, તેનો ખરીદદાર થયો છે. માટે તમને આ લેખ ઉપરથી એવી મનાઇ કરવામાં આવે છે કે તમારે સદરહુ

નો કબજો સદરહુ

શિવાય કોઈ શખ્સને આપવો નહીં.

આજ તારીખ                    માહે                    સને ૧૮                    રોજ મારી સહી તથા શિક્કો કરીને આપી.




જડજ.

---

## નંબર ૧૪૭.

**બજાવણીમાં વેચાએલું લેહેણું ખરીદદાર શિવાય બીજા કોઈને ન આપવાવિશે મનાઈ હુકમ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૦૧.

ના                    ની કોર્ટમાં.

દિવાની ફરિયાદ નંબર                    સને ૧૮

અ. બ. રહેનાર

વિરૂદ્ધ.

ક. ડ. રહેનાર

ને તથા                    ને માલમ

થાય જે, તમો                    એ તમો                    નું રૂ.                    દેવું છે તે સદરહુ ફરિયાદમાં થએલા હુકમનામાની બજાવણીમાં જાહેર વેચાણ થયું તે વખતે                    એ વેચાણ લીધું છે, માટે એવો હુકમ કરવામાં આવે છે કે, તમો                    ને સદરહુ કરજ લેવાની તથા તમો                    ને સદરહુ કરજ સદરહુ                    સિવાય કોઈ શખ્સને અથવા શખ્સોને આપવાની મનાઈ કરવી અને આ લેખ ઉપરથી તમોને તેવી મનાઈ કરવામાં આવે છે.

આજ તારીખ માહે                    સને ૧૮                    રોજ મારી સહી તથા કોરટનો સિક્કો કરીને આપ્યો.




જડજ.

---

## નંબર ૧૪૮

**બજાવણીમાં વેચાએલા શેર બીજાને ન ચઢાવી આપવાનો મનાઈ હુકમ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૦૧.

ના                    ની કોરટમાં

દિવાની ફરિયાદ નંબર                    સને ૧૮

અ. બ. રેહેનાર

વિરૂદ્ધ.

ક. ડ. રેહેનાર.

ને તથા

કંપનીના માનેજર                    ને માલમ થાય જે: સદરહુ ફરિયાદમાં થએલું હુકમનામું બજાવવામાં જાહેર વિકરી થઈ તેમાં                    એ સદરહુ કંપનીના કંઈ શેર                    , જે કે તમો                    ના નામ ઉપર ચાલે છે તે ખરીદ કર્યા છે: માટે એવો હુકમ કરવામાં આવે છે કે, તમો                    એ સદરહુ શેર, ઉપર કહેલા ખરીદદાર સદરહુ                    શિવાય કોઇને કોઈ રીતે ચઢાવી આપવા નહી અથવા તે ઉપરનું કંઈ

ડિવિડન્ડ લેવું નહી એવી તમને મનાઈ કરવી અને આ લેખથી તમને તેવી મનાઈ કરવામાં આવે છે; અને તે શેર ઉપર કહેલા ખરીદદાર સદરહુ શિવાય કોઈ શખસને નામે ચઢવા દેવા નહીં અથવા કંઈ ડિવિડન્ડ આપવું નહીં એવી તમો ને સદરહુ કંપનીના માનેજરને મનાઈ કરવી અને આ લેખથી તમને તેવી મનાઈ કરવામાં આવેછે.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યો.

(શ. સ.)

જડજ.

---

## નંબર ૧૪૯.

### જમીન વગેરેનું વેચાણ કાયમ કરવાનો હુકમ.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૧૨.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સને ૧૮

અ. બ. રહેનાર

વિરૂદ્ધ.

ક. ડ. રહેનાર

આ ફરિયાદમાં થએલું હુકમનામું બજાવવામાં આ કોરટના બેલીફે તારીખ માહે સન ૧૮ રોજ નીચેની જમીન ( અથવા સ્થાવર મિલકત ) વેચી છે; અને દિવસ વીતી ગયા છે અને સદરહુ વેચાણ બાબત કંઈ અરજ થઈ નથી ( અથવા હરકત મંજુર કરી નથી ), માટે એવો હુકમ કરવામાં આવે છે કે, સદરહુ વેચાણ કાયમ કરવું અને આ લેખથી તે કાયમ કરવામાં આવે છે.

આજ તારીખ માહે સન ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યો.

(શ. સ.)

પત્રક.

જડજ.

---

## નંબર ૧૫૦.

**જમીનના વેચાણનું સરટિફિકેટ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૧૬.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સને ૧૮

અ. બ. રહેનાર

વિરૂદ્ધ

ક. ડ. રહેનાર.

આ લેખથી એવું સર્ટિફિકેટ આપવામાં આવે છે કે, આ ફરિયાદમાં થએલું હુકમનામું બજાવવામાં તારીખ માહે સન ૧૮ રોજ જાહેર લીલામથી વેચાણ થયું તેમાં મિલકતનો એ ખરીદદાર ઠરેલો છે, અને સદરહુ વેચાણ આ કોરટે યોગ્ય રીતે કાયમ રાખ્યું છે.

આજ તારીખ માહે સન ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યું.

(લ. સ.)

જડજ.

---

## નંબર ૧૫૧.

**બજાવણીના વેચાણમાં સરટીફિકેટ મળેલા જમીનના ખરીદદારને તે સ્વાધીન કરવાનો હુકમ**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૧૮

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સને ૧૮

અ. બ. રહેનાર

વિરૂદ્ધ

ક. ડ. રહેનાર

**કોરટના બેલીફને.**

સને ૧૮ ના દિવાની ફરિયાદ નંબર નું હુકમનામું બજાવવામાં વેચાણ થયું તેમાં ના ખરીદદારનું સર્ટિફિકેટ ને

મળ્યું છે, અને તે જમીન ના કબજામાં છે, માટે તમને આ લેખ ઉપરથી હુકમ કરવામાં આવે છે કે, સદરહુ પ્રમાણે સર્ટિફિકેટ મળેલા ખરીદદાર ના કબજામાં તમારે સદરહુ આપવી અને જરૂર પડે તો જે શખ્સ તે ખાલી કરવાને ના પાડે તેને ખસેડવો.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીનો આપ્યો.




જડજ.

---

## નંબર ૧૫૨.

### જમીનનું જાહેર વેચાણ બંધ રાખવાનો કલેકટરને અખત્યાર.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૨૬.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સન ૧૮

અ. બ. રહેનાર

વિરૂદ્ધ

ક. ડ. રહેનાર

મેહેરબાન

ના કલેક્ટર સાહેબ.

સરકારમાં મેહેસુલ ભરનારી આપના ડિસ્ત્રિકટમાંની જમીન આ ફરિયાદમાં થએલું હુકમનામું બજાવવામાં વેચવાને હરકત છે એવી મતલબનો આપનો કાગળ નંબર તારીખ નો આવ્યો તેના જવાબમાં આપને જણાવવાનું કે, નું જાહેર વેચાણ ન કરતા આપે ભલામણ કરેલા પ્રમાણે સદરહુ હુકમનામું પુરૂં કરવા સારૂ બંદોબસ્ત કરવાને આપને અખત્યાર છે.

આપનો તાબેદાર સેવક,




જડજ.

---

## નંબર ૧૫૩.

**જમીનનું હુકમનામું બજાવવામાં હરકત વગેરે કરવાને લીધે કેદમાં મોકલવાનો હુકમ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૨૯.

(મથાળું.)

ને માલમ થાય જેઃ

ની ઉપર દિવાની ફરિયાદ નંબર સન ૧૮ માં તારીખ માહે સન ૧૮ રોજ કોરટે હુકમનામું કર્યું તેમાં કંઈ જમીન અથવા સ્થાવર મિલકત ને અપાવી છે. તે હુકમનામું બજાવવામાં એ વાજબી કારણ વગર અટકાવ કર્યો છે (અથવા હરકત કરીછે) એમ કોરટને જણાય છે, માટે એવા હુકમ કરવામાં આવે છે કે, સદરહુ ને દિવસ સુધી કેદમાં રાખવો.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યો.




જડજ.

---

## નંબર ૧૫૪.

**બજાવણીમાં પકડવાનું વારંટ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૩૭.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સન ૧૮

પરચુરણ નંબર સન ૧૮

અ. બ. રેહેનાર

વિરૂદ્ધ

ક. ડ. રેહેનાર

કોરટના બેલીફને.

સન ૧૮ ના નંબર માં તારીખ માહે સન ૧૮

| | | | |
|---|---|---|---|
| મુદ્દલ........ | | | |
| વ્યાજ......... | | | |
| ખરચ. ..... | | | |
| બજાવણી ... | | | |
| કુલ. ... | | | |

રોજે આ કોરટે કરેલા હુકમનામામાં હાંસીયામાં બતાવ્યા પ્રમાણે રૂ. ની રકમ એ વાદીને આપવી એવો ઠરાવ થયો છે; અને સદરહુ હુકમનામું પુરૂં કરવામાં સદરહુ રૂ. ની રકમ સદરહુ વાદીને આપવામાં આવેલી નથી, માટે આ લેખ ઉપરથી તમને હુકમ કરવામાં આવે છે કે, સદરહુ પ્રતિવાદીને તમારે પકડવો, અને સદરહુ પ્રતિવાદી તમને સદરહુ રૂ. તથા આ પ્રોસેસ બજાવવાના ખરચ બદલ રૂ. ન આપે તો સદરહુ પ્રતિવાદીને બનતી યોગ્ય ઉતાવળથી કોરટની રૂબરૂ આણવો. વળી તમને હુકમ કરવામાં આવે છે કે, જે તારીખે અને જે રીતે વારંટ બજાવ્યું હોય તેનો, અથવા શા કારણથી તે બજાવવામાં આવ્યુ નહીં તેનો, શેરો લખીને તે શેરા સુધાંત આ વારંટ તમારે તારીખ માહે સન ૧૮ રોજ અથવા તે પેહેલાં પાછું મોકલવું.

આજ તારીખ માહે સન ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યું.



જડજ.

---

## નંબર ૧૫૫.

### કોરટમાં પૈસા ભર્યાની નોટીસ.

કોરટમાં દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૭૭.

બ. નંબર સન ૧૮ માં

અ. બ. વિરૂધ ક. ડ.

નોટીસ આપવામાં આવે છે કે પ્રતિવાદી એ રૂ. કોરટમાં ભર્યા છે, અને તે કહેછે કે વાદીનો દાવો (અથવા વગેરે વિષે વાદીનો દાવો) અદા કરવાને તે રકમ બસછે.

મિસ્તર ક્ષ. રા. વાદીના વકીલને.

રા.

પ્રતિવાદીનો વકીલ.

## નંબર ૧૫૬

**ગેરહાજર સાક્ષીની શાહેદી લેવા બાબત કમિશન.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૮૬.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સન ૧૮•

અ. બ. રહેનાર

વિરૂધ

ક. ડ. રહેનાર

ને માલમ થાય જે,

સદરહુ ફરિયાદમાં ની શાહેદી લેવાની ને જરૂર છે અને છે; માટે તમને એવું કહેવામાં આવે છે કે એ સાક્ષીને લેખી સવાલ આપીને (અથવા મોઢાના સવાલથી) તેની જબાની તમારે લેવી. અને તે કામને વાસ્તે તમને આ ઉપરથી કમિશનર નીમવામાં આવે છે, અને વળી તમને કહેવામાં આવે છે કે, તે જબાની લેવાય એટલે તરત તે તમારે પાછી મોકલવી. (તમે કહેશો તો તે સાક્ષીને હાજર રહેવાની પ્રોસેસ આ કોરટ કાઢશે.)§

આજ તારીખ માહે સન રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યું.




જડજ.

§ બીજી કોરટમાં કમિશન જવું હોય તો આની જરૂર નથી.

---

## નંબર ૧૫૭.

**સ્થાનિક ચોકશી બદલ, અથવા હિસાબ તપાસવા બદલ કમિશન.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૯૨ તથા ૩૯૫.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સન ૧૮

અ. બ રહેનાર

વિરૂદ્ધ

ક. ડ. રહેનાર

ને માલમ થાય જે,
આ દાવાના કામ સારૂ બદલ કમિશન કાઢવું જોઇએ
એમ જણાય છે; માટે ને વાસ્તે તમને આ લેખ ઉપરથી
કમિશનર નીમવામાં આવે છે. (જે સાક્ષીઓની જબાની લેવાની અથવા જે દસ્તાવેજ જોવાની તમારી ઇચ્છા હોય તે શહેદી અથવા તે દસ્તાવેજ સારૂ હાજર રહેવાની જરૂર પાડવાની પ્રોસેસ તમે કહેશો તો આ કોરટ કાઢશે).*

સદરહુ બાબત તમારો ફીના રૂ. આ સાથે મોકલ્યા છે.

આજ તારીખ માહે સન ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યું.


લ. સ.

જડજ.

* કમીશન બીજી કોરટને મોકલ્યું હોય ત્યાં આની જરૂર નથી.

---

## નંબર ૧૫૮.

**ફેસલા પહેલાં પકડવાનું વારંટ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૭૮.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સને ૧૮

અ. બ. રહેનાર.

વિરૂદ્ધ.

ક. ડ. રહેનાર

**કોરટના બેલીફને.**

સદરહુ ફરિયાદમાંના વાદી એ કોરટની ખાત્રી લાયક સાબિત કર્યું છે કે, પ્રતિવાદી ની તૈયારીમાં છે એમ માનવાનું સંભવિત કારણ છે. માટે તમને આ ઉપરથી હુકમ કરવામાં આવે છે કે, સદરહુ ફરિયાદનો પુરે પુરો અને આખરે નિકાલ થતાં સુધી અને તે ફરિયાદમાં ઉપર હુકમનામું થાય તે પુરૂં થાય અથવા બજે ત્યાં સુધી જાતે હાજર થવાના રૂ.

ની રકમના જામીન તેણે શા માટે ન આપવા તેનું કારણ બતાવવા સારૂ સદરહુ ને પેરામાં રાખીને તમારે કોરટની રૂબરૂ આણવો. આજ તારીખ માહે સન ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યું.

(લ. સ.)

જડજ.

---

## નંબર ૧૫૯.

### કેદમાં મોકલવાનો હુકમ.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૮૧.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સન ૧૮

અ. બ. રહેનાર

વિરૂદ્ધ

ક. ડ. રહેનાર

ને. માલમ થાય જે,

આ ફરિયાદના વાદી એ કોરટને એવી અરજ કરી છે કે, ફરિયાદમાં ઉપર જે ફૈસલો થાય તેનો જવાબ દેવાસારૂ હાજર થવાના પ્રતિવાદી ના જામીન લેવા. અને પ્રતિવાદી એ તે જામીન આપવા અથવા જામીનને બદલે પુરતી અનામત મુકવી એમ કોરટે તેને કહ્યું છે પણ તેમ કર્યું નથી; માટે હુકમ કરવામાં આવે છે કે, ફરિયાદનો ફૈસલો થતાં સુધી અથવા જો વિરૂદ્ધ ફૈસલો કરવામાં આવે તો હુકમનામું બજે ત્યાં સુધી સદરહુ પ્રતિવાદી ને કેદમાં રાખવો આજ તારીખ માહે સન ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યો.

(લ. સ.)

જડજ.

---

## નંબર ૧૯૦.

**હુકમનામું પુરૂં કરવાના જામીન આપવાનો હુકમ કરીને, ફેસલા પહેલાં જપ્તી કરવાનું.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૮૪.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સન ૧૮

અ. બ. રહેવાસી

વિરૂદ્ધ

ક. ડ. રહેવાસી

કોરટના બેલીફને

એ કોરટની ખાત્રી લાયક સાબીત કર્યું છે કે, સદરહુ ફરિયાદનો પ્રતિવાદી છે; માટે આ ઉપરથી તમને હુકમ કરવામાં આવે છે કે, કોરટ માગે તે વખતે કોરટ કહે તે પ્રમાણે વ્યવસ્થા થવા માટે હાજર કરવાસારૂ અથવા તેની કીંમત હાજર કરવા સારૂ અથવા ના ઉપર જે હુકમનામું થાય તે પુરૂં કરવા જેટલો તે કીંમતનો ભાગ હાજર કરવા સારૂ તારીખ માહે સન ૧૮ રોજ અથવા તે પહેલાં રૂ. ના જામીન આપવાને, અથવા

એ જામીન શા માટે ન આપવા તેનું હાજર થઈને કારણ બતાવવાને સદરહુ પ્રતિવાદી ને તમારે કહેવું, અને વળી તમને હુકમ કરવામાં આવે છે કે તમારે સદરહુ જપ્ત કરવી અને કોરટનો બીજો હુકમ થતાં સુધી તે જાપતાથી તથા બંદોબસ્તીથી સંભાળમાં રાખવી. અને તમે આ વારંટ કઈ રીતે બજાવ્યું તે વિશે એ બજાવ્યા પછી તરતજ આ કોરટને જણાવવું અને પછી આ વારંટ અહીં લાવવું.

આજ તારીખ માહે સન ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યો.

(લ. સ.)

જડજ.

## નંબર ૧૯૧.

**જામીન ન આપવાનું સાબીત થાય એટલે ફેસલા પહેલાંની જપ્તી કરવાનું.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૮૫

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સન ૧૮

અ. બ. રહેનાર

વિરૂદ્ધ

ક. ડ. રહેનાર

કોરટના બેલીફને

ફરિયાદમાં ઉપર જે હુકમનામું થાય તે પુરૂં કરવાના જામીન પ્રતિવાદી પાસે માગવાને આ ફરિયાદના વાદી એ કોરટને અરજ કરી છે. અને સદરહુ પાસે કોરટે તે જામીન માગ્યા તે એ આપ્યા નથી માટે આ ઉપરથી તમને હુકમ કરવામાં આવે છે કે, સદરહુ ની મિલકત છે તે તમારે જપ્ત કરવી. અને કોરટનો બીજો હુકમ થતાં સુધી તે તમારે જાપતાથી અને બંદોબસ્તથી સંભાળમાં રાખવી. અને તમે આ વારંટ કઈ રીતે બજાવ્યું તે વિષે એ બજાવ્યા પછી તરતજ કોરટને જણાવવું અને પછી તે વારંટ અહીં લાવવું.

આજ તારીખ માહે સન ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યું.




જડજ.

---

## નંબર ૧૯૨.

ફેસલા પહેલાંની જપ્તી.

જે મિલકત પ્રતિવાદીની માલકીની હોય પરંતુ જેના ઉપર તરત કબજો રાખવાનો હક્ક અથવા લીયન બીજા કોઈ શખસોનો હોય તેવી જંગમ મિલકત જપ્ત કરવાની મિલકત જંગમ હોય ત્યારે મનાઈ હુકમ.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૮૬.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સન ૧૮

અ. બ. રહેનાર

વિરૂદ્ધ

ક. ડ. રહેનાર

પ્રતિવાદી ને, એવો હુકમ કરવા. માં આવે છે કે, સદરહુ ના કબજામાંની મિલકત, જે સદરહુ નો કંઈ દાવો હોય તેનો બીજો કાયમ રાખીને પ્રતિવાદીની માલકીની છે, તે આ કોરટનો બીજો હુકમ થતાં સુધી પાસેથી લેવાને તમો સદરહુ ને મનાઈ તથા પ્રતિબંધ કરવો, અને આ લેખ ઉપરથી તમને તે મના ઈ તથા પ્રતિબંધ કરવામાં આવે છે. તથા સદરહુ ને આ લે. ખથી એવી મનાઈ અને પ્રતિબંધ કરવામાં આવે છે કે, આ કોરટનો બીજો હુકમ થતાં સુધી તમારે સદરહુ મિલકત કોઈ પણ શખ્શોને આપવી નહીં.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો સિ. ક્કો કરીને આપી.




જડજ.

---

## નંબર ૧૬૩.

### ફેસલા પહેલાંની જપ્તી.

### મિલકત સ્થાવર હોય ત્યારે કરવાનો મનાઈ હુકમ.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૮૯.

ના નીકોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સને ૧૮

અ. બ. રહેવાસી

વિરુદ્ધ

ક. ડ. રહેવાસી

પ્રતિવાદી ને એવો હુકમ કરવામાં આવે છે કે, આ કોરટને બીજો હુકમ થતાં સુધી આ સાથે જોડેલી યાદમાં જણાવેલી મિલકત વેચાણથી, બક્ષીસથી, અથવા બીજી રીતે કોઈને આપી દેવાની તમો ને મનાઈ તથા પ્રતિબંધ કરવો, અને આ લેખથી તમને તે મનાઈ તથા પ્રતિબંધ કરવામાં આવે છે; અને તે મિલ- કત વેચાણથી, બક્ષીસથી, અથવા બીજી રીતે લેવાની બધા શખ્શોને મનાઈ કરવી. અને

આ લેખથી તમને તે મનાઈ કરવામાં આવે છે.

આજ તારીખ માહે સન ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપી.

યાદ.

(લ. સ.)

જડજ.

---

## નંબર ૧૬૪.

### ફેસલા પહેલાંની જપ્તી.

### બીજા શખસોના હાથમાંના પૈસા અથવા વેચાય એવા લેખ વગરનું લેહેણું જપ્ત કરવાની મિલકતમાં હોય ત્યારે કાઢવાનો મનાઈ હુકમ.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૮૯.

ના નીકોરટમાં

દિવાની ફરિયાદ નંબર. સને ૧૮

અ. બ. રેહેનાર

વિરુદ્ધ

ક. ડ. રેહેનાર

એવો હુકમ કરવામાં આવે છે કે, કોરટનો બીજો હુકમ થતાં સુધી, (સદરહુ પ્રતિવાદીના પૈસા અથવા લેહેણું જે હોય તેનું વર્ણન કરવું તે હાલ પાસે છે ) તે પાસેથી લેવાની પ્રતિવાદી ને મનાઈ તથા પ્રતિબંધ કરવો અને આ ઉપરથી તેને તે મનાઈ તથા પ્રતિબંધ કરવામાં આવે છે; તથા આ કોરટનો બીજો હુકમ થતાં સુધી સદરહુ ( પૈસા વગેરે ) અથવા તેનો કંઈ ભાગ કોઈ પણ માણસને આપવાની સદરહુ ને મનાઈ તથા પ્રતિબંધ કરવો, અને ને આ લેખથી તે મનાઈ તથા પ્રતિબંધ કરવામાં આવે છે.

આજ તારીખ માહે સન ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપી.

(લ. સ.)

જડજ.

---

## નંબર ૧૯૫.

**ફેસલા પહેલાંની જપ્તી.**

**મિલકતમાં, જાહેર કંપની વગેરેનો શેર હોય ત્યારે કાઢવાનો મનાઈ હુકમ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૮૬.

ના ની કોરટમાં

દિવાની ફરિયાદ નંબર . સને ૧૮

અ. બ. રેહેવાસી

વિરૂદ્ધ

ક. ડ. રેહેનાર

પ્રતિવાદી ને તથા કંપની-ના માનેજર ને એવો હુકમ કરવામાં આવે છે કે, સદરહુ કંપનીના શેર એટલે છે તે, કોરટનો બીજો હુકમ થતાં સુધી બીજાને નામે ચઢાવી આપવાની અથવા તેનું કંઈ ડિવિડન્ડ લેવાની પ્રતિવાદી ને મનાઈ તથા પ્રતિબંધ કરવો, અને ને આ લેખ ઉપરથી તે મનાઈ તથા પ્રતિબંધ કરવામાં આવે છે, અને તમો સદરહુ કંપનીના માનેજરને આ લેખ ઉપરથી એવી મનાઈ અને પ્રતિબંધ કરવામાં આવે છે કે, તમારે તે શેર ચઢવા દેવો નહીં તથા તે ડિવિડન્ડ આપવું નહીં.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યો.




જડજ.

---

## નંબર ૧૯૬

**કામચલાઉ તાકીદ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૯૨.

વાદી અ. બ. ના પ્લીડર ( અથવા તેના તરફના કૉન્સલ ) એ આકોરટને અરજ કરવા ઉપરથી, તથા ( આજ રોજ ) આ કામમાં સદરહુ વાદીએ ગુજારેલી અરજ ( અથવા તારીખ માહે સન ૧૮ રોજ આ ફરિયાદમાં દાખલ કરેલી ફરિયાદઅરજી અથવા તારીખ

માહે  સન ૧૮  રોજ દાખલ કરેલી અદરહુ વાદીની લેખી કેફીયત) વાંચીને, તથા તેની પુષ્ટીમાં  ની તથા  ની શાહેદી સાંભળીને, (જો નોટીસ કર્યા છતાં પ્રતિવાદી હાજર ન થયો હોય તો ઉમેરવું કે:—અને વળી પ્રતિવાદી ક. ડ. ને આ અરજ વિષેની નોટીસ પોચ્યા સંબંધી  ની શાહેદી સાંભળીને), આ કોરટ એવો હુકમ કરે છે કે, આ ફરિયાદની સુનાવણી થઈ રહે ત્યાંસુધી અથવા કોરટનો બીજો હુકમ થતાં સુધી વાદીની સદરહુ ફરિયાદની ફરિયાદઅરજીમાં લખેલું (અથવા લેખી કેફીયતમાં અથવા વાદીની અરજમાં અને આ અરજની ચોકશીવખતના પુરાવામાં કહેલું) તાલુકે  માંના હિંદુપુરામાં  ધાંચી મોહોલ્લામાં ઘર નંબર ૯ છે તે પાડવું નહીં, અથવા પાડવા દેવું નહીં, અથવા જે સામાનથી તે ઘર બાંધ્યું છે તે સામાન વેચવો નહીં, એવી પ્રતિવાદી ક. ડ. તેના નોકર, કામગાર અને મુખત્યારને તાકીદ આપવી.

આજ તારીખ  માહે  સન ૧૮

દિવાની જડજ.

(તાકીદમાં આડી અથવા બીલ વેચવાનો પ્રતિબંધ કરવાનું માગ્યું હોય, તો હુકમનો હુકમ કરવાનો ભાગ આ રીતે લખવો:—)

આ ફરિયાદની સુનાવણી થતાં સુધી અથવા આ કોરટનો બીજો હુકમ થતાંસુધી વાદીની ફરિયાદઅરજીમાં (અથવા અરજમા) અને આ અરજ વખત સાંભળેલા પુરાવામાં કહેલી છે તે તારીખ  માહે  સન ૧૮  રોજની અથવા તે સુમારની તારીખની વાયદા આડી (અથવા બિલ આફ એક્સચેન્જ) પ્રતિવાદીએ  તથા  એ અથવા તે પૈકી કોઈ એકે પોતાના તાબામાંથી આપવી નહીં કે તે ઉપર શેરો મારી આપવો નહિ અથવા તે બીજાને ચઢાવી આપવી નહિ અથવા વેચવી નહિ એવી પ્રતિવાદી  તથા  ને તાકીદ આપવી.

(ગ્રંથસ્વામિત્વ (કાપીરાઇટ) ના મુકદમામાં.)

વગેરે સુધી  નામનું પુસ્તક અથવા તે પૈકી કંઈ ભાગ છાપવો નહિ, પ્રસિદ્ધ કરવો નહિ, અથવા વેચવો નહિ, એવી પ્રતિવાદી ક. ડ., તેના નોકર, મુખત્યાર અથવા કામ કરનારને તાકીદ આપવી.

(જ્યારે કોઈ પુસ્તકના ફક્ત કંઈ ભાગનો પ્રતિબંધ કરવો હોય તો:—

વગેરે સુધી ફરિયાદઅરજીમાં ( અથવા અરજમાં અને પુરાવામાં વગેરે ) પ્રતિવાદીએ પ્રસિદ્ધ કર્યો એમ લખ્યું છે તે તથા નીચે તપસીલ બતાવી છે તે પુસ્તકનો ભાગ એટલે સદરહુ પુસ્તકમાંનો  એ મથાળાનો ભાગ તથા  એ મથાળાનો ભાગ (અથવા પૃષ્ઠ  થી પૃષ્ઠ  સુધી બંને પૃષ્ઠ સુધાં તેનો ભાગ છાપવો નહિ, પ્રસિદ્ધ કરવો નહિ, વેચવો નહિ, અથવા બીજી રીતે તેની વ્યવસ્થા કરવી નહિ એમ પ્રતિવાદી ક. ડ. તેના નોકર મુખત્યાર અથવા કામ કરનારને તાકીદ આપવી.

(કારીગરીના પટાની બાબતમાં.)

સુનાવણી વગેરે થતાંસુધી, વાદીની ફરિયાદઅરજીમાં (અથવા અરજમાં વગેરે, અથવા

લેખી કેફીયતમાં વગેરે) કહેલી વાદીઓની અથવા તે પૈકી કોઇની શોધના મુળતત્વને આધારે ઘરેલી પટો (અથવા જે હોય તે). વાદીની ફરિયાદ અરજીમાં (અથવા જે હોય તે લખવું) કહેલા પટાઓની અનુક્રમે જે જે મુદતો બાકી રહીછે ત્યાંસુધી, પાડવી નહિ, અથવા વેચવી નહિ એવી, તથા તે શોધી કહેલી વસ્તુઓની બનાવટ કરવી નહિ. કે નકલ કરવી નહિ, કે સામ્યતા કરવી નહિ કે તેમાં કંઈ વધારવું નહિ કે તેમાંથી કંઈ ઘટાડવું નહિ એવી પ્રતિવાદી ક. ડ. તેના મુખ્યત્યાર, નોકર, અને કામ કરનારને તાકીદ આપવી.

(વેપારની નિશાની બાબતના મુકદ્દમામાં.)

વગેરે સુધી, વાદીની ફરિયાદઅરજીમાં (અથવા અરજમાં) કહેલી છે તેવી ચાઠીઓ અથવા,-વાદી અ. બ. જે મિશ્રણ કે કાળોરંગ (બ્લાકિંગ) (અથવા જે હોય તે લખવું) તૈયાર કરેછે અને વેચેછે તે, અને જે મિશ્રણ કે કાળોરંગ પ્રતિવાદી વેચેછે તે, એકજ છે એમ બતાવે એવી બહારથી બરોબર દેખાતી નકલ કરીને અથવા બીજી રીતે હિકમતથી કરેલી કે લખેલી બીજી કોઈ ચાઠીઓ-બાટલી ઉપર ચોટાડીને, વાદી જે કાળોરંગ તૈયાર કરેછે તેજ આ કાળોરંગ છે એમ જણાવીને અથવા એમ જણાઈ આવે એવી રીતે કોઈ પણ મિશ્રણ કે કાળોરંગ વેચવો નહિ કે વેચવાસારૂ માંડવો નહિ કે વેચાય એમ કરવું નહિ એવી, અને જે મિશ્રણ કે કાળોરંગ વાદી અ. બ. તૈયાર કરેછે અને વેચેછે તે, અને જે મિશ્રણ કે કાળોરંગ પ્રતિવાદી વેચેછે અથવા પ્રતિવાદીએ વેચવાનું મનમાં આણ્યું છે તે, એકજ છે એમ જણાઈ આવે એવી હિકમતથી કરેલી કે લખેલી વેપારની ચકતીઓનો ઉપયોગ કરવો નહિ એવી, પ્રતિવાદી ક. ડ. તેના નોકર, મુખ્યત્યાર અથવા કામ કરનારને તાકીદ આપવી.

(પેઢીવાળાના ધંધામાં કોઇ રીતે હાથ ઘાલવો નહિ એવી પાંતીદારને મનાઈ કરવા બાબત.)

। સુધી અ. અને ડ. ના પેઢીવાળાની પેઢીને નામે કોઈ પણ કરાર કરવો નહિ, તથા કોઇપણ બીલ આફ એક્સચેન્જ, ચાઠી, કે લેખી દસ્તાવેજ સીકારવો નહિ, લખવો નહિ, શેરો કરી આપવો નહિ, કે વેચવો નહિ, તથા બ. અને ડ. ની સદરહુ પેઢીવાળાની પેઢીને નામે કે તે પેઢીની સાખ ઉપર, કે જેથી કરીને પૈસાની કોઇપણ રકમ આપવાને કે કોઇપણ કરાર અથવા વચનકે પતકરેલું કામ પુરૂં કરવાને સદરહુ પેઢીવાળાની પેઢી કોઈ રીતે જવાબદાર થઈ શકે અથવા જેની જવાબદારી પેઢી ઉપર નાખી શકાય એવું,—કંઈ કરજ કાઢવું નહિ, કંઈ માલ વેચાતો લેવો કે આપવો નહિ, તથા કોઇપણ રીતે મોઢાનું કે લેખી વચન આપવું નહિ, કબુલાયત કરવી નહિ, કે કંઈ પતકરવું નહિ, તથા કંઇપણ કામ કરવું નહિ કે કરાવવું નહિ એવી પ્રતિવાદી ક. ડ. તેના મુખ્યત્યાર, તથા નોકરને તાકીદ આપવી.

---

## નંબર ૧૬૭.

### તાકીદની અરજની નોટીસ.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૯૪.

ના ની કોરટમાં

અ. બ. રેહેનાર

વિરૂદ્ધ.

ક. ડ. રહેનાર

આ ઉપરથી નોટીસ આપવામાં આવે છે કે, તારીખ માહે સન રોજ સદરહુ ની કોરટ બેસે તે વખતે જે કરાર પુરો કરવાસારૂ આ ફરિયાદ કરી છે તે કરાર તોડ્યા બદલ નુકસાની લેવાની માં પ્રતિવાદી ક. ડ. એ મારા ઉપર ફરિયાદ કરી છે તેનું કામ ક. ડ. એ આગળ ચલાવવું નહિ (અથવા અમારી દરમ્યાન જે પંચાત સંકેલવાની આ ફરિયાદ થઈ છે તે પંચાળાની બાબતમાં પંચાળાનું કંઈ લેહેણું લેવું નહિ કે તે લેહેણાની છુટ મુકવી નહિ, અથવા જે કરાર પુરો કરવાની આ ફરિયાદ છે તે કરારમાં મને જે જમીન વેચાણ આપવાની કબુલાયત છે તે જમીનમાંનું ઘાસ ઉગેલું ભાંયતળીયું ખોદવું નહિ, અથવા જે પ્રમાણે હોય તે પ્રમાણે,) એવી ક. ડ. ને તાકીદ મળવા સારૂ અરજ કરવાનો હું અ. બ. ઇરાદો રાખું છું.

આજ તારીખ માહે સન

અ. બ.

ક. ડ. ને

**તાજા કલમ**—ફરિયાદમાં દાખલ થએલા કોઈ પણ પ્રોસીડીંગ ઉપરથી જે પક્ષકારનું નામ અને પત્તો જણાઈ આવતો ન હોય તેવા પક્ષકારને તાકીદ આપવાની અરજ કરવાની હોય તો, યોગ્ય અમલદારથી નોટીસ પોંચાડી શકાય એટલા માટે તે નામ અને પત્તો પુરેપુરો લખવો.)

---

## નંબર ૧૯૮.

### વસુલદારની નીમણુક.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૦૩.

ના ની કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સન ૧૮ .

અ. બ. રહેનાર

વિરૂદ્ધ

ક. ડ. રહેનાર

ને માલમ થાય જે

સદરહુ ફરિયાદમાં ની તરફે તારીખ માહે સન ૧૮ રોજ થએલું હુકમનામું બજાવવામાં જપ્ત થઇ છે. માટે દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૦૩ પ્રમાણે, તે કલમમાં ઠરાવેલા તમામ અખત્યાર આપીને, તમને સદરહુ મિલકતના (રજીસ્ટારની ખાતરી લાયક તમારે જામીન આપવા એ શરતથી) વસુલદાર નીમ્યા છે.

સદરહુ મિલકત સબંધી તમે જમાં ખરચ કરો તેનો યોગ્ય અને બરોબર હિસાબ તમારે આપવો. આ નીમાણુંકને આધારે તમે જે જમા કરો તેના ઉપર દર સેંકડે પ્રમાણે મેહનતાણું મળવાનો તમને હક છે.

આજ તારીખ માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યો.

લ. સ.

જડજ.

---

## નંબર ૧૬૯.

### વસુલદારે આપવાનું જામીનખત.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૦૩.

ના નો કોરટમાં.

દિવાની ફરિયાદ નંબર સન

અ. બ. રેહેનાર

વિરૂદ્ધ

ક. ડ. રેહેનાર

આ લેખ ઉપરથી બધાને જાહેર કરવામાં આવે છે કે, અમો આઈ. જે. રેહેવાસી વગેરે, તથા કે. એલ. રેહેવાસી વગેરે તથા મ. ન. રેહેવાસી વગેરે, એ કોરટના રજીસ્ટરાર ગ. હ. અથવા તેના આટરની અથવા મૃત્યુપત્ર ચલાવનાર, અથવા મિલકતનો વહિવટ કરનાર, અથવા આસાઇનને રકમ રૂ. આપવાને સદરહુ ગ. હ. ની સાથે એક મતે અને પૃથક પૃથક બંધાઇએ છીએ. તે રકમ આપવાને અમે બધા પોતાને તથા અમારા પૈકી દરેકને તથા અમારા અને અમારા દરેક વારસ, મૃત્યુપત્ર ચલાવનાર, અને મિલકતનો વહિવટ કરનારને આ લેખથી એકમતે અને પૃથક પૃથક તમામ રકમ આપવાને બંધન કરીએ છીએ.

આજ તારીખ માહે સન

અને આ કોરટમાં અ. બ. એ ક. ડ. ઉપર ( આ ઠેકાણે ફરિયાદનો વિષય લખવો ) ને વાસ્તે ફરિયાદ અરજી દાખલ કરી છે.

અને સદરહુ ફરિયાદ અરજીમાં લખેલા મૃત્યુપત્ર કરનાર ઓ. પી. ની સ્થાવર મિલકતનું ભાડું તથા ઉત્પન વસુલ કરવા તથા લોકો પાસે બાકી રહેલી જંગમ મિલકત વસુલ કરવાસારૂ સદરહુ કોરટના હુકમથી શદરહુ આઈ. જે. ને નીમ્યો છે.

હવે આ જામીનીની સરત એ છે કે—સદરહુ આઈ જે. પોતે બંધાયો છે તે પ્રમાણે સ્થાવર મિલકતના ભાડા અને ઉત્પન્ન બદલ તથા સદરહુ ક.ડ.ની જંગમ મિલકત સંબંધી પૈસાની

જે રકમ તથા રકમો તેના હાથમાં આવે તે બધાનો તથા દરેકનો (અથવા જેનો હોય તેનો) તે યોગ્ય રીતે કોરટ ઠરાવે તે તે વખતે હિસાબ આપે તથા સદરહુ કોરટના ફરમાવ્યા પ્રમાણે કે સદરહુ કોરટ હવે પછી ફરમાવે તે પ્રમાણે જે બાકીઓ તેની પાસે વખતે વખતે લેહેણી જણાવવામાં આવે તે યોગ્ય રીતે આપે તો આ જામીની નિરર્થક છે નહીં તો તે પુર્ણ અમલમાંછે.

આઇ. જે.

કે. એલ.

મ. ન.

સદરહુ બંધાએલા શખ્સોએ ની સમક્ષ સહી કરીને સ્વાધીન કરેલું.

*ટીપઃ*—પૈસા અનામત મુક્યા હોય તો ખતની સરતો પછી તેની યાદ લખવી.

---

## નંબર ૧૭૦.

**પક્ષકારોના એકમત થવાથી લવાદીપર સોંપવાનો હુકમ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૦૮.

(મથાળું.)

ને માલમ થાય જે,

સદરહુ વાદી પ્રતિવાદી, ઉપરની ફરિયાદમાં પોતાની દરમ્યાનની તકરારી બાબતો તમારી લવાદી અને નિવાડા ઉપર સોંપવાને એકમત થયા છે માટે તે પ્રમાણે આ લેખ ઉપરથી પક્ષકારોની દરમ્યાનની સદરહુ સઘળી તકરારી બાબતોનો નિરણય કરવાને તમને નીમ્યાછે, તથા આ સોંપવાનું ખરચ કયા પક્ષકારે આપવું એનો નિરણય કરવાનો અખત્યાર પક્ષકારોની સંમતિવડે તમને આપ્યો છે.

તારીખ માહે સન ૧૮ રોજ અથવા આ કોરટ બીજે જે દિવસ ઠરાવે તે દિવસે કે તે અગાઉ તમારો લખેલો નિવાડો આ કોરટને તમારે આપવો.

જે સાક્ષીની જબાની લેવાની અથવા જે દસ્તાવેજ જોવાની તમારી મરજી હોય તે સાક્ષી અથવા દસ્તાવેજ હાજર કરાવવા સારૂ પ્રોસેસ તમે માગશો એટલે, આ કોરટ કાઢશે, તે સાક્ષીને સોગન અથવા પ્રતિજ્ઞા આપવાનો તમને અખત્યાર આપવામાં આવેછે.

ઉપરની ફરિયાદમાં તમારી ફીના રૂ. આ સાથે મોકલ્યા છે.

આજ તારીખ માહે સન ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યો.

(લ. સ.)

જડજ.

# નંબર ૧૭૧.

## સંમતિથી લવાદીપર સોંપવાનો કોરટનો હુકમ.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૦૮.

(મથાળું.)

આજ રોજ ગુજરેલી વાદીની અરજી વાંચીને તથા પ્રતિવાદી તરફે ની સંમતિ લેઇને, તથા વાદી તરફે નું અને પ્રતિવાદી તરફે નું સાંભળીને, બધા પક્ષકારોની સંમતિવડે તથા સંમતિથી એવો હુકમ કરવામાં આવે છે કે:તમામ પક્ષકારોની દરમ્યાનની લેવડ દેવડ તથા વ્યવહાર સુધાંત આ ફરિયાદમાંની તમામ તકરારી બાબતો ને આખર નિકાલ કરવાને સોંપવી, અને તેણે પોતાનો નિવાડો લખેલો કરવો તથા તે નિવાડો અને તેની સાથે આ ફરિયાદનું તમામ કામ, જબાનીઓ, તથા દાખલ થયેલા કાગળ આ હુકમની તારીખથી એક માસમાં આ કોરટને મોકલવા. અને તેત્રીજ સંમતિવડે તથા સંમતિથી વળી એવો હુકમ કરવામાં આવે છે કે, સદરહુ લવાદને સોગન અથવા પ્રતિજ્ઞા આપવાનો અખત્યાર છે, અને સદરહુ લવાદને પક્ષકારોની તથા તેમના સાક્ષીઓની સોગન ઉપર અથવા પ્રતિજ્ઞા ઉપર જબાની લેવાની છુટ છે, તથા પોતાને જરૂર જણાય તે હિસાબના સર્વે ચોપડા મગાવવાના અખત્યાર સુધાંત, દિવાની કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે લવાદોને જે સત્તા અથવા અખત્યાર આપેલા છે તે તમામ સત્તા અથવા અખત્યાર સદરહુ લવાદને છે. તથા તેવી સંમતિ વડે અને સંમતિથી વળી એવો હુકમ કરવામાં આવે છે કે, આ ફરિયાદનું ખરચ તથા સદરહુ લવાદના નિવાડા સુધીનું તથા નિવાડા સુધાંતનું લવાદીપર સોંપવાનું અને તે નિવાડો અમલમાં લાવવાનું ખરચ સદરહુ લવાદના ઠરાવના પરિણામ પ્રમાણે થશે. તથા તેવી સંમતિ વડે અને સંમતિથી વળી એવો હુકમ કરવામાં આવે છે કે, સદરહુ રીતે સોંપેલી જુદી જુદી બાબતોની ચોકશી કરવામાં તેને મદત કરવા સારૂ એક લાયક હિસાબી માણસ નીમવાને સદરહુ લવાદને છુટ છે, તથા તે હિસાબી શખ્સના મેહેનતાણા બદલ અને તે સંબંધી બીજું ખરચ થાય તે બદલ સદરહુ લવાદની નજરમાં યોગ્ય આવે તે આપવું.

આજ તારીખ . માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરી આપ્યો.

(લ. સ.)

જડજ.

---

# નંબર ૧૭૨.

## વેચાય એવા દસ્તાવેજને આધારે કરેલી સંક્ષિપ્ત ફરિયાદમાં કરવાનો સમન.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૩૨:

ફરિયાદ નંબર.
ના ની કોરટમાં.

, વાદી.
, પ્રતિવાદી.

( આ ઠેકાણે પ્રતિવાદીનું નામ વર્ણન ને પત્તો લખવો ) ને માલમ થાય જે:

(આ ઠેકાણે વાદીનું નામ વર્ણન તથા પત્તો લખવો ) એ દિવાની કામ ચલાવવાની રીતના કાયદાના બાબ ૩૯ પ્રમાણે બિલ આફ એકસચેન્જના (અથવા હુંડીના કે વાયદા ચીઠીના) માલીક તરીકે ( અથવા શેરવાળા તરીકે ) બાજ મુદલ તેના લેહેણા રૂ. ( અથવા બાજ મુદલ બાકી રેહેલા રૂ. ) ની તમારા ઉપર આ કોરટમાં ફરિયાદ કરી છે, તે બિલ આફ એક્સચેન્જની ( અથવા હુંડીની કે વાયદા ચીઠીની ) એક નકલ આ સાથે જોડી છે: માટે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે, હાજર થઈને ફરિયાદનો જવાબ દેવાની, આ સમન પોંચ્યાની તારીખથી, પોંચે તે તારીખ સુધાંત, દશ દિવસમાં તમારે કોરટની પાસેથી રજા મેળવવી. અને તે મુદતમાં તમે હાજર થયાનો દાખલો માંડી રખાવવો. જો તેમ નહીં કરો તો તે દશ દિવસ વીતી ગયા પછી કોઈ પણ વખતે રૂ. ( આ ઠેકાણે માગેલી રકમ લખવી ) કરતાં વધારે નહી એવી કોઈ રકમનું તથા ખરચની રકમ રૂ. નું હુકમનામું મેળવવાને વાદીને હક્ક થશે.

ફરિયાદનો જવાબ ગુણદોશ વિશે છે અથવા આ ફરિયાદમાં હાજર થવાની તમને રજા આપવી યોગ્ય છે એવું બતાવનારા પ્રકરણને અથવા સોગનનામાને આધારે કોરટને અરજ કરવાથી હાજર થવાની રજા મળી શકશે.

( આ ઠેકાણે બિલ આફ એક્સચેન્જ, હુંડી, અથવા વાયદા ચીઠી અને તે ઉપરના બધા શેરાની નકલ લખવી.)

---

# નંબર ૧૭૩

**અપીલની યાદ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૪૧.

અપીલની યાદ.

( ૨જી૫૨ પ્રમાણે નામ વગેરે ) વાદી—અપેલેન્ટ.
( ૨જી૫૨ પ્રમાણે નામ વગેરે) પ્રતિવાદી—રેસ્પોન્ડન્ટ.

( અપીલ કરનારનું નામ ) સદરહુ ( વાદી અથવા પ્રતિવાદી ) સદરહુ ફરિયાદમાં ના તારીખ માહે સન ૧૮ ના હુકમનામા ઉપર ની હે કોરટને ( ની ડિસ્ટ્રિક્ટ કોરટને જે હોય તે ) નીચેના કારણોથી અપીલ કરૂં છું. તે એકે:— ( આ ઠેકાણે હરેકતનાં કારણ લખવાં ),

# નંબર ૧૭૪.

## અપીલોનું રજીસ્ટર.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૪૮

**કોરટ ( અથવા હૈ કોરટ ) મુકામ.**

સને ૧૮    ની સાલમાં હુકમનામાં ઉપર થએલી અપીલોનું રજીસ્ટર.

| અપીલની વાદીની તારીખ. | અપીલોનો નંબર. | અપેલેન્ટ. | | | રેસ્પોન્ડેન્ટ. | | | જેના ઉપર અપીલ કરવા માંઆવી તેહુકમનામું. | | | | હાજરી. | | | ફેસલો. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | નામ. | વર્ણન. | રહેવાનું ઠેકાણું. | નામ. | વર્ણન. | રહેવાનું ઠેકાણું. | કયા કોરટનું. | અસલ ફરિયાદનો નંબર. | વિગત. | રકમ અથવા કીમત. | પક્ષકારોને હાજર થવાનો દિવસ. | અપેલેન્ટ. | રેસ્પોન્ડેન્ટ. | તારીખ. | બહાલ રાખ્યો રદ કર્યો,ફેરવ્યો. | શાબાબતઅથવા કઈ રકમનો. |
| | | | | | | | | | | | | | | | | | |

## નંબર ૧૭૫.

**અપીલની સુનાવણીને વાસ્તે ઠરાવેલા દિવસની રેસ્પોન્ડેન્ટને નોટીસ.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૫૩.

ના ની કોરટમાં.

, અપેલેન્ટ વિરુદ્ધ, , રેસ્પોન્ડન્ટ,

ની કોરટના તારીખ માહે સન ૧૮ ના ઉપર અપીલ. રેસ્પોન્ડન્ટ

ને, નોટીસ આપવામાં આવેછે કે, આ કામમાં ના હુકમનામા ઉપર એ અપીલ આપી છે, અને તે આ કોરટમાં નોંધાઈ છે. અને આ કોરટે તે અપીલની સુનાવણીનો દિવસ તારીખ માહે સન ૧૮ ઠરાવ્યો છે.

જો તમારી તરફથી જાતે, અથવા તમારા પ્લીડરની મારફતે, અથવા આ અપીલમાં તમારી વતી, કામ કરવાને કાયદા પ્રમાણે અખત્યાર મળેલા કોઈ શખ્સની મારફતે હાજર થવામાં નહીં આવે તો તમારી ગેરહાજરીમાં તેની એકતરફી સુનાવણી થઇને નિકાલ થશે.

આજ તારીખ માહે સન ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપી.




જડજ.

ટીપઃ—બજાવવાનું કામ બંધ રાખવાનો હુકમ કર્યો હોય તો તે વિશેની ખબર આ નોટીસમાં આપવી.

---

## નંબર ૧૭૬.

**અપીલમાંનું હુકમનામું.**

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૭૯.

ના ની કોરટમાં

, અપેલેન્ટ વિરુદ્ધ, , રિ-
સ્પોન્ડન્ટ. ની કોરટના તારીખ માહે સન ૧૮
ના ઉપર અપીલ. અપીલની યાદ.

, વાદી.

, પ્રતિવાદી.

ની કોરટે તારીખ માહે સન
રોજ સદરહુ ફરિયાદમાં ઠરેલા હુકમનામા ઉપર
સદરહુ વાદી ( અથવા પ્રતિવાદી ) ના
ની કોરટને નીચેના સબબથી અપીલ કરે છે; તે એ કે.

(આ ઠેકાણે સબબ લખવા.)

તારીખ માહે સન ૧૮ રોજ અપેલેન્ટ તરફે
તથા રેસ્પોન્ડન્ટ તરફે ની સમક્ષ
ની રૂબરૂ આ અપીલની સુનાવણી થતાં એવો હુકમ કરવામાં આવે
છે કે— (આ ઠેકાણે અપાયેલી દાદ લખવી.)

આ અપીલનું ખરચ રૂ. થાય છે તે એ
આપવું, અસલ ફરિયાદનું ખરચ એ આપવું

આજ તારીખ માહે સન ૧૮ રોજ મારી સહી કરીને
આપ્યું.




જડજ.

# નંબર ૧૭૭.

## અપીલનાં હુકમનામાં ઉપર થએલી અપીલોનું રજીસ્ટર.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૮૭.

ની હૈ કોરટ.

અપીલનાં હુકમનામાં ઉપર થએલી અપીલોનું રજીસ્ટર.

| અપીલની યાદીની તારીખ. | અપીલનો નંબર. | અપેલેન્ટ. | | | રેસ્પોન્ડેન્ટ. | | | જેના ઉપર અપીલ કરવામાં આવી તે હુકમનામું. | | | | હાજરી. | | | ફેસલો. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | નામ. | વર્ણન. | રેહેવાનું ઠેકાણું. | નામ. | વર્ણન. | રેહેવાનું ઠેકાણું. | કઈ કોર્ટનું. | અવલ ફરિયાદનો તથા અપીલનો નંબર. | વિગત. | રકમ અથ૦ કિમત. | પક્ષકારોને હાજર થવાનો દિવસ. | અપેલેન્ટ. | રેસ્પોન્ડેન્ટ. | તારીખ. | બહાલ રાખ્યો, રદ કર્યો, કે ફેરવ્યો. | શી બાબત અથ૦ કઈ રકમને. |
| | | | | | | | | | | | | | | | | | |

# નંબર ૧૭૮.

## ફરિ તપાસની અરજ શા માટે મંજુર ન કરવી તેનું કારણ બતાવવાની નોટીસ.

દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૬૨૯.

ના ની કોરટમાં.

,વાદી, વિરુદ્ધ ,પ્રતિવાદી,

ને નોટીસ આપવામાં આવેછે કે, સદરહુ મુકદ્દમામાં આ કોરટે કરેલા તારીખ માહે સન ૧૮ ના ફેસલાની ફરી તપાસ કરવાને એ આ કોરટને અરજ કરી છે. આ કામમાં કોરટ પોતાના ફેસલાની ફરી તપાસ શા માટે ન કરવી તેનું તમારે કારણ બતાવવા સારૂ તારીખ માહે સન ૧૮ રોજ મુકરર ઠરાવ્યો છે.

આજ તારીખ માહે સન ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપી.




જડજ.

---

# નંબર ૧૭૯.

## પ્લીડર બદલવાની નોટીસ.

ના ની કોરટમાં.

અ. બ.

વિરુદ્ધ

ક. ડ.

કોરટના રજિસ્ટ્રારને

નોટીસ આપવામાં આવેછે કે મેં અ. બ. (અથવા ક. ડ.) એ સદરહુ ફરિયાદમાં મારા

પ્લીડર તરીકે અત્યાર લગણ ના ગ. હ. ને નીમ્યો છે, પરંતુ તેને કામ કરતો મેં બંધ કર્યો છે, અને હાલનો મારો પ્લીડર નો જે. કે. છે.

અ. બ. (અથવા ક. ડ.)

---

## નંબર ૧૮૦.

**કોરટના પ્રત્યેક સમન, નોટીસ, હુકમનામા અથવા હુકમ નીચે અથવા કોરટની બીજી કોઇપણ પ્રોસેસ નીચે લખવાની ટીપ.**

(આફીસની જગા) માં રજીસ્ટારની આફીસમાં હાજર રહેવાનો વખત, દસથી તે ચાર વાગતા સુધી છે, પરંતુ (આ ઠેકાણે જે દિવસે આફીસ બંધ થવાની હોય તે દિવસ લખવો) દિવસે એક વાગે આફીસ બંધ થાય છે.

આર. જે. ક્રાસ્થવેટ,
હિંદુસ્તાનની સરકારના આફિશિએટીંગ સેક્રેટરી.

(True Translation)
LALSHANKAR UMIASHANKAR TRAVADI.
Subordinate Judge of Dhandhuká and Gogha.

# THE INDIAN EVIDENCE ACT.

## ACT NO. I OF 1872.

# हिंदुस्ताननो पुरावानो आक्ट.

## सने १८७२ नो आक्ट १ लो.

સને ૧૮૭૨ ના આક્ટ ૧૮ માંથી સુધારવામાં

આવેલો તે સુધાંત ટીકા સાથે


બુલાખીદાસ ગંગાદાસ દેસાઈ,

હાયકોર્ટના અને અમદાવાદની ડીસ્ટ્રીક્ટ કોર્ટના વકીલે


તૈયાર કર્યો, તે


બુકસેલર. કસતુર વીરચંદે.

છપાવી પ્રસિદ્ધ કર્યો.

અમદાવાદમાં

મામાની હવેલીમાં યુનાઇટિડ પ્રિન્ટીંગ અને જનરલ એજન્સી કંપની

"લિમિટિડ" ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૩૯. સને ૧૮૮૩.




કીંમત રૂ ૨—૦—૦

# अनुक्रमणिका.

કલમ.

ઉપરથી શોધી કાહાડેલી હકીકત સાથે સબંધ રાખતો હોય તેટલો સાબીત કરી શકાય છે.

૨૮ લાલચ્ય કીંવા ધમકી કીંવા વચનથી મન ઉપર થયલી અસર ખશી ગયા પછી કરેલી કબુલત લગતી છે.

૨૯ બીજી રીતે કબુલત લગતી હોય તો કબુલત ગુપત રાખવાનું વચન હતું એ વિગરે કારણોથી તે કબુલત ગેર લગતી નથી થતી.

૩૦ જે સખસ કબુલત કરે તેને વિશેની તથા તેજ ગુનાહ સારૂ બીજા સખસોની એકઠી તજવીજ ચાલતી હોય તેવા બીજા સખસો વીશેની કબુલત સાબીત થાય તો તેકબુલત વિચારમાં લેવાબાબત.

૩૧ અંગીકાર નિરણયકારક પુરાવો નથી પણ તેની અમલ પ્રતીબંધના જેવોથાય

**જે સખસોને સાહેદ તરીકે બોલાવી શકાતા નથી તેવા સખસોયે કેહેલા કીંવા લખેલા મજકુર બાબત.**

૩૨ જે સખસ મરણ પામો હોય કીંવા મળી શકતો નહોય તેણે તથા તેવા બીજા સખસે લગતી હકીકતનો કહેલો કીંવા લખેલો મજકુર કેવે પ્રસંગે લગતી હકીકત છે.

તે મજકુર મોતના કારણ વીશે હોય ત્યારે અથવા કામને પ્રસંગે કહેલો કીંવા લખેલો હોય તારે;

અથવા કેહેનારના હિત વિરૂધ હોય તારે અથવા તેમાં સારવજનીક હક કીંવા રીવાજ, કીંવા સામાન્ય કાયદાગેર કાયદા સંબંધી અભિપ્રાય આપો હોય તારે અથવા સગપણ વીશે હોય તારે;

અથવા મરણ પામેલા સખસના મૃત્યુપત્રમાં કીંવા ખતમાં તે બતાવ્યો હોય તારે અથવા કલમ ૧૩ની રકમ અમાં કહેલા કારચ બાબત હોય તો;

અથવા તે ઘણા સખસોએ કહ્યો કીંવા લખ્યો હોય અને તે પરથી તકરારી બાબતને લગતા તેઓના વિચાર માલમ પડતા હોય તારે;

૩૩ પેસતરના ઇનસાફી કામમાંનોપુરાવો કયારે લગતો હોય.

કલમ

**વિશેષ પ્રસંગે કહેલો કીંવા લખેલો મજકુર.**

૩૪. હિસાબની ચોપડીઓમાંની નોંધ કયારે લગતી હોય છે.

૩૫. જે કામ કરવાનું કાયદામાં ફરમાવવામાં આવ્યું હોય તે કામ કરવાને પ્રસંગે સરકારી દફતરમાં જે નોંધ કરી હોય તે કયારે લગતી સમજવી.

૩૬. નકશા તથા પલાન એ કયારે લગત છે.

૩૭. સારવજનીક પ્રકારની હકીકત બાબત કોઈ આકટમાં અથવા સરકારી જાહેર નામામાં મજકુર લખ્યો હોય તે લગતો છે.

૩૮. કાયદાની ચોપડીમાં લખેલો મજકુર.

**કહેલા કીંવા લખેલા મજકુરનો કેટલો ભાગ સાબીત કરવો જોઇએ.**

૩૯. કહેલો કીંવા લખેલો મજકુર વાત ચિતનો કીંવા દસતાવેજનો કીંવા ચોપડીનો કીંવા અનુક્રમે રાખેલા પતરો કીંવા કાગળોનો ભાગ હોય તો કયો પુરાવો આપવોજોઇએ

ઇનસાફી કોરટના ફેસલા કયારે લગતા સમજવા તે બાબત.

૪૦ બીજી વખત દાવો થતો અથવા તજવીજ ચાલતી અટકાવવાને સારૂ પેસતરનો ફેસલો લગતી હકીકત છે.

૪૧. પ્રોબેટ વિગરે સંબંધીના અધીકારથી કીધેલા ફેસલા.

૪૨. તીજા પક્ષકાર વચેના કામનો ફેસલો કીંવા હુકમ કીંવા હુકમનામું કયારે ગેરલગતુ હોય ને કયારે ન હોય તે વીશે.

૪૩. કયા ફેસલા વિગરે લગતા નથી.

૪૪. દગલબાજી દગા ભરેલા સંપ તથા કોરટને અધીકાર નથી, એ વાતની સાબીતી કરી શકાય છે.

ત્રાહિત સખસોના અભીપ્રાય કયારે લગતા હોય છે.

૪૫. કુશળ માણસોના અભીપ્રાય

૪૬. કુશળ માણસના અભીપ્રાય સાથે સંબંધ રાખતી હકીકતો.

૪૭. અક્ષર વિશે અભીપ્રાય.

૪૮. હક કીંવા રીવાજ છે કીંવા નથી એ બાબતનો અભીપ્રાય કયે પ્રસંગે લગતો હોય છે.

# સન ૧૮૭૨ નો હિંદુસ્તાનનો પુરાવાનો આકટ.

પુરાવાનો કાયદો એકત્ર કરવો, તથા તેના લક્ષણો બાંધવાં, તથા તે દુરસ્ત કરવા યોગ્ય છે; માટે આ ઉપરથી નીચે લખ્યા પ્રમાણે ઠરાવવામાં આવે છેઃ—

## ભાગ ૧ લો.--હકીકતનુ લાગુ પણુ.

### બાબ ૧ લો—પ્રથમના વિષય.

૧. આ આક્ટને "સન ૧૮૭૨ નો હિંદુસ્થાનનો પુરાવાનો કાયદો" એવું નામ આપ્યુંછે.

આકટ કયાં લાગુછે | એ આક્ટ સઘળાં બ્રિટિસ ઈંડીયાને લાગુછે, તથા કોરટ મારસલ સુધાંની હરકોઈ કોરટમાં અથવા કોરટની રૂબરૂ જે ઇનસાફી કામો ચાલે તે સરવ કામોને લાગુછે, પરંતુ હરકોઈ કોરટને અથવા અમલદારને આફીડેવીટ લખી આપવામાં આવે તેને અથવા લવાદની રૂબરૂ જે કામ ચાલે તેને તે લાગુ નથી.

તે ક્યારે અમલમાં આવશે. | એ આક્ટ તારીખ પેહેલી સપટેંબર સન ૧૮૭૨ ને રોજ અમલમાં આવશે.

**ટીકા**—"બ્રિટિસ ઈંડીયા" એ શબ્દો વડે વીકટોરીઆના રાજના ૨૧ માં તથા ૨૨ માં કરેલા (તા. ૨ અગુષ્ટ સને ૧૮૫૮ ના રોજ કરેલા) કાયદાના બાબ ૧૦૬ નો કલમ ૧ ઉપરથી રાણી સાહેબને હાથ આવેલા મુલકો સમજવા, પણ સ્ટરેઈટ સેટલમેંટ. એટલે પ્રીન્સઆફવેલ્સનો બેટ, સીંગાપોર તથા મલાકા વીકટોરીઆના રાજના ૨૯ તથા ૩૦ માં વરસમાં કરેલા કાયદાના બાબ ૧૧૫ ના ઠરાવોથી "બ્રિટિસ ઈંડીયા"માંથી જુદા પાડેલાછે.

"આફિડેવીટ" વીશે દીવાની કામ ચલાવવાની રીતનો કાયદો સને ૧૮૮૨ ના આકટ ૧૪ નો બાબ ૧૬ (કલમો ૧૯૪—૧૯૭) જુવો "લવાદની રૂબરૂના કામો" વીશે સને ૧૮૮૨ નો આકટ ૧૪ દીવાની કામ ચલાવવાની રીતના કાયદાનો બાબ ૩૭ (કલમો ૫૦૬—૫૨૬ જુવો.

કયા કાયદા રદ કર્યા. | ૨. સદરહુ તારીખે તથા તે તારીખથી નીચે લખેલા કાયદા રદ કરેલાછે.

(૧) બ્રિટિસ ઈંડીયાના કોઈ પણ ભાગમાં અમલમાં હોય તેવા કોઈ પણ સ્ટાટીયુટ આકટ, કીંવા કાયદામાં લખ્યા નહોય, એવા જે પુરાવાના નિયમો હોય તે તમામ.

(૨) "સન ૧૮૬૧ ના હીંદુસ્તાનની કાંઉસીલના આકટની" કલમ પચીસ મુજબ જે નીયમોને, તથા કાયદા, તથા કાનુનોને, કાયદા જેટલી યોગ્યતા મળી હોય તેવા સરવ નીયમો તથા કાયદા તથા કાનુનો, આ આકટમાં જે બાબતો સંબંધી ઠરાવ કરેલાછે તે બાબતો વિશે જેટલા હોય તેટલા; તથા

(૩) આ આકટના પરીશીષ્ટમાં જે આકટો બતાવ્યાછે. તે સદરહુ પરીશીષ્ટના તીજા કોષ્ટકમાં બતાવ્યાછે તેટલા.

પરંતુ બ્રિટિસ ઇંડિઆના કોઇ પણ ભાગમાં કોઈ પણ સ્ટાટ્યુટ, આક્ટ અથવા કાયદો ચાલુ હોય.તે આ આક્ટથી સ્પષ્ટ રીતે રદ કરવામાં આવ્યો નહી હોય તો તેમાંના કોઇ પણ ઠરાવમાં આ આક્ટમાં લખેલી કોઇ પણ વાતથી કમપેસ થએલું સમજવું નહીં.

ટીકા—રકમ ૧—આ રકમથી કોરટોને આવંદે પુરાવાના ઇંગ્રેજી નિયમો પ્રમાણે ચાલવા મનાછે.

(૩) આ આક્ટમાં નીચે લખેલા શબ્દો તથા શબ્દ પ્રયોગો વાપરવામાં આવ્યાછે.

અર્થ. | તેનો અરથ નીચે લખ્યા મુજબ ઠરાવ્યોછે. પરંતુ વાકયના તથા વિશયના સંબંધ ઉપરથી તે વિરૂદ્ધ ઇરાદો માલુમ પડેતો સદરહુ પ્રમાણે અરથ કરવો નહી.

કોરટ. | "કોરટ" એ શબ્દમાં સરવ જડજોનો, તથા માજીસ્ત્રેટોનો, તથા લવાદ શીવાય બીજા જે સખસોને પુરાવો લેવાનો કાયદા મુજબ અધીકાર હોય તે સરવ સખસનો સમાવેશ થાયછે.

હકીકત. | "હકીકત" એ શબ્દનો અરથ નીચે મુજબ ઠરાવ્યોછે. અને તેમાં નીચે લખ્યા પ્રમાણેની બાબતોનો સમાવેશ થાયછે.

(૧) હરકોઇ વસ્તુ વસ્તુની સ્થીતિ, અથવા એક વસ્તુનો બીજી વસ્તુ સાથેનો સંબંધ જેનું ગ્નાન ઇંદ્રીઓ વડે થઈ શકે એવું હોય તે.

(૨) મનની જે સ્થીતિનું ભાન કોઇ સખસને હોય તેવી હરકોઇ સ્થીતિ.

દ્રષ્ટાંતો.

(અ) અમુક વસ્તુઓ અમુક રીતે અમુક ઠેકાણે ગોઠવેલીછે એ એક હકીકતછે.

(બ) અમુક વાત કોઇ એક માણસે સાંભળી અથવા જોઇ, એ એક હકીકતછે.

(ક) એક માણસ અમુક શબ્દો બોલ્યો એ એક હકીકતછે.

(ડ) કોઈ માણસનો અભિપ્રાય અમુકછે, અથવા તેનો ઇરાદો અમુકછે, અથવા તે શુદ્ધ બુદ્ધિથી કામ કરેછે. કીંવા કપટથી કરેછે અથવા તેણે અમુક શબ્દનો અમુક અરથ સમજીને તેનો ઉપયોગ કર્યોછે. અથવા ઇંદ્રીઓ વડે મનમાં અમુક પદારથનો અમુક બોધ અમુક વખતે થયાનું તેને ભાન હતું અથવાછે, એ હકીકતછે.

(ઇ) કોઈ માણસની આબરૂ પ્રતિષ્ટા અમુક રીતનીછે. એ એક હકીકતછે.

"લગતી." | હકીકતના લાગુ પણા વિશે આ આક્ટમાં જે નિયમો કહ્યાછે તે નિયમોમાં કહેલી કોઈ પણ રીતે એક હકીકત બીજી હકીકત સાથે સંબંધ રાખતી હોય ત્યારે હકીકત મજકુર સદરહુ બીજી હકીકતને લગતીછે એમ સમજવું.

"મુદાની હકીકત" | "મુદાની હકીકત" એ શબ્દ પ્રયોગનો અરથ નીચે મુજબ થાયછે. તથા તેમાં નીચે મુજબની બાબતોનો સમાવેશ થાયછે:—

કોઈ હક અથવા જવાબદારી,અથવા અસક્તતાછે કીંવા નથી, એવી કોઈ મુકદમામાં અથવા કામમાં તકરાર હોય તે હક અથવા જવાબદારી અથવા અશકતતાછે કીંવા નથી કીંવા કેવા પ્રકારની

છે; કીંવા કેટલે દરજ્જેછે. એવું જે હકીકત ઉપરથી માત્ર તેજ હકીકત વડે,અથવા બીજી હકીકતોને સંબંધે, અવશ્ય નીકળે યાને માલુમ પડે તે હકીકતને મુદાની હકીકત કહેવી.

ખુલાસો.—દીવાની કામ ચલાવવાની રીત બાબતના જેના તે વખતના ચાલુ કાયદા પ્રમાણે કોઇ દીવાની કોરટ કોઇ હકીકત બાબત મુદ્દા દફતરમાં નોંધે તેવા મુદ્દાના જવાબમાં જે હકીકત સ્થાપન કરવાની હોય કીંવા જે હકીકતનો ઈનકાર કરવાનો હોય તે હકીકતને પણ મુદ્દાની હકીકત સમજવી.

ટીકા—મુદ્દાના સંબંધમાં સને ૧૮૮૨ ના ૧૪ મા આકટનું ૧૧ પ્રકરણ જુઓ.

દ્રષ્ટાંતો.

અ ના ઉપર બ નું ખુન કર્યાનું તોહોમતછે.

અ ઉપરની તજવીજમાં નીચે લખેલી હકીકત મુદાની હકીકત હોઇ શકે.

અ એ બ નું મોત આણ્યું.

અ નો ઇરાદો બ નું મોત આણવાનો હતો.

બ એ અ ને ભારે તથા અકસ્માત ક્રોધ ઉત્પન્ન કર્યો હતો.

જે કૃત્યથી બ નું મોત થયું તે કૃત્ય કરતી વખતે દીવાનગીરીના સબબથી પોતે કેવું કામ કરેછે તે બ જાણી શકતો નોહોતો.

"દસ્તાવેજ." | "દસ્તાવેજ" એ શબ્દ વડે કોઈ પણ બાબત સમજવી, જે બાબત કોઈ પણ વસ્તુ ઉપર અક્ષર, અંક કે, ચીન્હ વડે, અથવા એ માહેનાં એકથી વધારે સાધનો વડે, સમજાવી અથવા બયાન કરેલી હોય અને જે સાધનો તે બાબતના દસ્તાવેજી દાખલા રાખવા સારૂ વાપરવાનો ઈરાદો કર્યો હોય. અથવા વપરાય.

દ્રષ્ટાંતો.

કોઇ લખાણ એ દસ્તાવેજછે.

જે શબ્દો કસસાના છાપથી અથવા શીલા છાપથી છાપ્યો હોય અથવા ફોટોગ્રાફ ઉપરથી લીધા હોય તે શબ્દો દસ્તાવેજછે, એમ સમજવું.

દેશનો નકશો કીંવા પ્લાન એ દસ્તાવેજછે.

ધાતુનાં પતરાં ઉપર અથવા પથરા ઉપર કોતરેલો લેખ દસ્તાવેજછે.

નીંદાનું હાસ્ય કારક ચીત્ર એ દસ્તાવેજછે.

આ વ્યાખ્યા પીનલકોડની ૨૯ મી કલમ દસ્તાવેજની વ્યાખ્યા આપીછે તેના જેવીજછે. "તે બાબતના પુરાવા તરીકે" એ શબ્દોને બદલે છેલા સાત શબ્દો મુકવામાં આવ્યાછે.

"પુરાવો" | "પુરાવો" એ શબ્દોનો અર્થ નીચે લખ્યા મુજબ ઠરાવ્યોછે. તથા તેમાં નીચે લખ્યા મુજબની બાબતોનો સમાવેશ થાયછેઃ—

(૧) જે હકીકત વીશે ચોકશી ચાલતી હોય તે હકીકતને સંબંધે કોરટ પોતાની રૂબરૂ સાહેદને જે મજકુર કેહેવાની પરવાનગી આપે અથવા જે મજકુર કેહેવાની તેને ફરજ પાડે તેવો સઘળો મજકુર.

આ મુજબ કહેલા મજકુર ને મુખ્ય જુબાની પુરાવો કહેવો;

(૨) જે દસ્તાવેજ કોરટને તપાસવા સારૂ હાજર કરવામાં આવે તે સરવે એવાં દસ્તાવેજને દસ્તાવેજી પુરાવો કહેવો.

દસ્તાવેજ શિવાય બીજી સર્વે પાર્થિવ material ચીજો કોરટને જોવા સારૂ રજુ કરવામાં આવી હોય તે એ શબ્દો પુરાવાના આક્ટના અસલ બીલમાં હતા. આને મહીરીઅલ પુરાવો કહેછે. આવા પુરાવાનું એક દ્રષ્ટાંત હથીઆર અથવા બીજી મીલકતી જણસ જે ફોજદારી કાયદાની કલમ ૧૯૮ પ્રમાણે કોરટમાં રજુ કરવામાં આવેછે તેછે સાલેક્ટ કમીટીએ આ વીભાગ કાયદામાંથી કમી કરવાની ભલામણ કરીછે પણ તેમ કરવાનું શું કારણ તે દરસાવ્યું નથી.

બીજી જાતનો મહીરીઅલ પુરાવો જગ્યાની તપાસછે. દિવાની કાયદાની કલમ ૩૯૨ પ્રમાણે ન્યાયાધીશ પોતે સ્થાનીક તપાસ કરવાનીછે, અને ફોજદારી કાયદાની કલમ ૨૫૩ પ્રમાણે જે ઠેકાણે ગુન્હો થયો હોય તે અગર તજવીજમાં મુદ્દાની વાત હોય તે જ્યાં બની હોય તે જગ્યા જ્યુરી અગર આસેસરો જોઈ શકેછે.

"સાબીત થઈ." | જ્યારે કોરટની રૂબરૂ જે બાબતો રજુ હોય તે ઉપર વિચાર કરતાં અમુક હકીકત બનેલીછે એવું કોરટના માન્યામાં આવે અથવા કોરટની નજરમાં એમ આવે કે તે હકીકત બની નથી એ વાત એવી તો સંભવીતછે કે અમુક તે કામની કેફીયત જોઇને કોઇ સમજદાર માણસે હકીકત મઝકુર બનીછે એવી ધારણા ઉપર અમલ કરવો જોઇએ ત્યારે તે હકીકત સાબીત થઇ એમ સમજવું.

ગેર સાબીત થઈ. | જ્યારે કોરટની રૂબરૂ જે બાબતો રજુ હોય તે ઉપર વીચાર કરતાં અમુક હકીકત બનેલી નથી એવું કોરટના મનમાં આવે અથવા કોરટની નજરમાં એમ આવે કે તે હકીકત બની નથી એ વાત એવી તો સંભવીતછે કે અમુક તેજ કામની કેફીયત જોઇને કોઇ સમજદાર માણસે હકીકત મજકુર બની નથી એવી ધારણા ઉપર અમલ કરવો જોઇએ ત્યારે તે હકીકત ગેર સાબીત થઇ એમ સમજવું.

"ના સાબીત થઇ." | જ્યારે કોઈ હકીકત સાબીત થઈ ન હોય અથવા ગેર સાબીત થઈ ન હોય ત્યારે તેના સાબીત થઈ એમ કહેવું.

ટીકા—"કોરટ" સબ રજીસ્ટરાર કોરટછે. સરધારીલાલ, અરજદાર વુ. રી. ડી. રૂ. ૧૧. ૨૨ પા. ૧૦

(૪) અમુક હકીકત બનીછે એવું અનુમાન કરવાને કોરટ મુખ્તીયાર છે એમ આ

અનુમાન કરવાને કોરટ મુખ્તીઆર છે. | આક્ટમાં જ્યારે ફરમાવ્યું હોય ત્યારે તે હકીકત ગેર સાબીત કરવામાં ન આવે તો તથા જ્યાં સુધી ગેર સાબીત ન થાય ત્યાં સુધી તે હકીકત શાબીત થઇછે એવું માનવાને અથવા તેની સાબીતી માગવાને કોરટ મુખ્તીઆર છે.

અમુક હકીકત બનીછે એવું કોરટે અનુમાન કરવું એવું જ્યારે આ આક્ટમાં ફરમાવવામાં આવ્યું

"અનુમાન કરવું" | હોય ત્યારે કોરટે તે હકીકત ગેર સાબીત કરવામાં ન આવે તો તથા જ્યાં સુધી ગેર સાબીત ન થાય ત્યાં સુધી તે શાબીત થઇછે એમ માનવું.

એક હકીકત બીજી હકીકતની નીરણય કારક સાબીતી છે એવું આ આકટમાં જ્યારે ફરમાવ્યું હોય ત્યારે સદરહુ એક હકીકત સાબીત થાય તો સદરહુ બીજી હકીકત સાબીત થઈ એવું કોરટે ગણવું અને તે બીજી હકીકત ગેર સાબીત કરવા સારૂ પુરાવો આપવાની પરવાનગી કોરટે આપવી નહી.

"નીરણિયકારક સાબીતી".

ટિકા—"અનુમાનો" (કલમને છેડે લખવી આ ટીકા)

અનુમાનો વીશે કલમો ૭૯–૯૦ સુધી જુવો.

આ બાબના મુલ ખરડામાં નીચેની કલમ હતીઃ—

કોરટે હકીકતની બાબતો ઉપર તેમના અભીપ્રાય અનુમાનો દોરીને બાંધવા.

(૧) કેહેવાતી હકીકતની હયાતી વીશે હાજર કરેલા પુરાવા ઉપરથી;

(૨) સાબીત થએલી અથવા ગેર સાબીત થયેલી હકીકતો ઉપરથી ના સાબીત થએલી હકીકતો ઉપર.

(૩) જે સાહેદો અથવા જે પુરાવો હાજર થઈ શકે તેવા હોય તે સાહેદોને અથવા તે પુરાવાને હાજર નહી કરવા ઉપરથી.

(૪) પક્ષકારો તથા સાહેદોની કબુલાતો, મજકુર ચાલચલણ તથા વરતણુક ઉપરથી તથા કામની બધી કેફીયત ઉપરથી."

## બાબ ૨ જો—હકીકતના લાગુપણા વીશે.

(૫) પ્રત્યેક મુદાની હકીકત બનીછે કીંવા બની નથી તેનો તથા જે હકીકતો લગતી છે એવું આકટમાં નીચે ઠરાવવામાં આવ્યું છે કે તેવી બીજી હકીકતોનો પુરાવો હરકોઈ મુકદમામાં કીંવા કામમાં આપી શકાય છે એ શીવાય બીજી કોઈ હકીકતોનો પુરાવો આપી સકાતો નથી.

આ મુદાની તથા લગતી હરકતોનો પુરાવો આપી સકાય છે.

ખુલાશો—દીવાની કામ ચલાવવાની રીત બાબતના જેના તે વખતના ચાલુ કાયદાના હરકોઈ ઠરાવ ઉપરથી કોઈ એક શખશનો એકાદી હકીકતનો પુરાવો આપવાનો હક ન હોય તો તે હકીકતનો પુરાવો સખસ મજકુર આ કલમ ઉપરથી આપી શકેછે એમ સમજવું નહીં.

**દ્રષ્ટાંતો.**

(અ) મોત આણવાના ઇરાદાથી બ ને ડંગોરે વતી મારીને તેનું ખુન કરવા બાબત અ ના ઉપર તજવીજ ચાલેછે.

સદરહુ તજવીજની વખતે નીચે લખેલી હકીકત મુદાની હકીકતછે.

અ એ બ ને ડંગોરેવતી માર્યો.

અ એ બ નુ મોત સદરહુ પ્રમાણે મારમારીને આણ્યું.

અ નો ઇરાદો બનુ મોત આણવાનો હતો.

(ખ) એક વાદી જે ખત ઉપર પોતે આધાર રાખેછે તે ખત તે પોતાની સાથે લાવીને મુકદમાંની પેહેલી રજુઆતની વખતે હાજર કરવાને સારૂ પોતાની પાશે તઇઆર રાખતો નથી. કામ ચાલ્યા પછી બીજે વખતે પછાડીથી દીવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં જે નીયમો ઠરાવ્યા છે તે નીયમની વીરૂધ બીજી રીતે વાદીથી ખત મજકુર આ કલમ ઉપરથી હાજર કરી શકાયછે અથવા તેનો મજકુર સાબીત કરી શકાયછે, એમ સમજવું નહી.

ટીકા—દસ્તાવેજો રજુ કરવા માટે દીવાની કામ ચલાવવાની રીતના કાયદા સને ૧૮૮૨ ના આકટ ૧૪ ની નીચેની કલમોમાં ઠરાવ્યામાં આવ્યું છેઃ—૫૯, ૬૦, ૬૧, ૬૨, ૬૩,૧૩૮,૧૩૯.

જે હકીકતએકજ પ્રકરણનું અંગ હોય તે હકીકત લગતી છે.

(૬) જે હકીકતો મુદાની ન હોય પણ તેનો કોઈ મુદાની હકીકત સાથે એવા સબંધ હોય કે તે એકજ પરકારનું અંગ યાને એકજ કારીઅનો ભાગ છે તો તે હકીકતો લગતી છે એમ સમજવું પછી તે એકજ ઠેકાણે તથા એકજ વખતે બની હોય કીંવા જુદે જુદે વખતે તથા જુદે જુદે ઠેકાણે બની હોય તેની ચીંતા નહી,

## દ્રષ્ટાંતો.

(અ) બ ને માર મારીને તેનું ખુન કર્યું એવું તોહમત અ ઉપર છે અ કીંવા બ કીંવા પાસે ઉભેલા લોકોએ મારતી વખતે અથવા ત્યાર પેહેલાં કીંવા પછી થોડી વાર ઉપર એવું ગમે તે કાંઈ કહ્યું અથવા કર્યું કે તે કહેવું અથવા કરવું એ સદરહુ ખુનના પ્રકરણ કીંવા કારીઅનું અંગ યાને ભાગ હોય તો તે કહેવું અથવા કરવું લગતું છે એમ સમજવું.

(બ) હથીઆરબંધ લોકોએ બંડ ઉભુ કર્યું તેમાં સામીલ થયાથી રાણીની સામે લડાઇ કર્યાનું તોહમત અ ઉપર છે તે બંડમાં બંડખોરોએ માલ મીલકતનો નાશ કર્યો. તથા લશકરના ઉપર હલ્લાં કર્યા તથા કેદખાનાં ફોડ્યાં સદરહુ હકીકતો બની તે સરવે જગોએ અ હાજર ન હોય તો પણ તે હકીકતો બન્યાની વાત લગતી છે કારણકે એકંદરે જે પ્રકરણ યાને કાર્ય થયુ તેનાં તે અંગ યાને ભાગ છે.

(ક) કોઈ કાગળ પતર લખવામાં આવ્યા હતા તે પઇકી એક પતરમાં આબરૂ લેવાનું લખાણ કરવા બદલ અ એ બ ઉપર દાવો કર્યો છે જે બાબત ઉપરથી સદરહુ આબરૂ લેવાનું લખાણ ઉતપન થયું તે બાબતમાં પક્ષકારો મજકુરે એક બીજાને જે પતરો લખ્યા હોય તે પતરો જો સદરહુ લખવામાં આવેલા જે કાગળ પતરમાં આબરૂ લેવાનાં લખાણ છે તે કાગળમાંની યાને તેનાં ભાગ હોય તો તેમાં ખુદ સદરહુ આબરૂ લેવાનું લખાણ ન હોય તો પણ તે સરવે લગતાં છે.

(ડ) અમુક માલ બ ની પાસેથી મંગાવ્યો હતો તે અ ને સ્વાધીન કરવામાં આવ્યો હતો કે નહી એવી તકરાર છે માલ વચમાં દરમિયાન કેટલાએક સખસોને એક પછી એક અનુક્રમે સ્વાધીન કરવામાં આવ્યો હતો સદરહુ દરએક માણસને માલ સ્વાધીન કર્યો એ દર એક હકીકત લગતી છે.

ટીકા.—એવીજ રીતે સેશન કોરટથી અથવા હાયકોરટથી તજવીજ ચલાવી સકાય એવા મુકરદમાની જે માજીસ્ટ્રેટો ચોકસી કરતા હોય તેમને ક્રીમીનલ પ્રોસીજર કોડની (સન ૧૮૭૨ ના

આક્ટ ૧૦ ના) કલમ ૧૯૦ માં ફરિયાદ કરનારની તથા જે બાબતનું તોહોમત હોય તે બાબતની હકીકત તથા તેની સાથેની બીના જે સખસોના જાણામાં છે એમ કેહેવામાં આવે તે સખસોની સાહેદી લેવા ફરમાવવામાં આવ્યુ છે.

જે હકીકતો મુદ્દાની હકીકતનું પ્રયોજન કીંવા કારણ કીંવા ફળછે તે હકીકતો બાબત.

(૭) જે હકીકતો લગતી કીંવા મુદ્દાની હકીકતનું પ્રત્યક્ષ કીંવા બીજી રીતનું પ્રયોજન અથવા કારણ અથવા ફળ યાને પરીણામ હોય અથવા વસ્તુઓની જે સ્થીતીને સબંધે હકીકત મજકુર બની તે સ્થીતી હોય અથવા જે ઉપરથી હકીકત મજકુર બનવાને કીંવા કરવાને પ્રસંગ. મળી આવ્યો હોય, તે હકીકતો લગતી છે એમ સમજવું.

## દ્રષ્ટાંતો.

(અ) તકરાર એવી છે, કે **અ** એ **બ** ની પાસેથી અપહરણ કરેચુ કે નહી.

અપહરણ થયુ તે પેહેલાં થોડી વાર ઉપર **બ** મેળામાં ગયો હતો, તે વખતે તેની પાસે પઇસા હતા. તેથી તે પઇસા તેણે બીજા સખસોને બતાવ્યા હતા, અથવા મારી પાસે પઇસા છે એવું તીજા સખસોને કહ્યું હતું, એ હકીકતો લગતી છે.

(બ) તકરાર એવી છે કે **અ** એ **બ** નું ખુન કર્યું કે નહી.

ખુન થયું તે ઠેકાણે અથવા તે નજદીક જમીનની ઉપર વળગ્યા જુમીના નીશાન પડ્યા છે એ હકીકત લગતી છે.

(ક) તકરાર એવી છે કે **અ** એ **બ** ને જેહેર દીધું કે નહી.

જેહેર આપ્યાથી જે ચીન્હો થાય છે તે અગાઉ **બ** ની તબીયતની સ્થીતી કેવી હતી તથા **બ** ની ટેવ શી હતી એ **અ** ને માલમ હતું, તેથી જેહેર આપવાની સંધી મળી, એ હકીકતો લગતી છે.

હેતુ, તઇયારી, તથા પરથમની કીંવા પાછળની વરતણુંક.

(૮) જે હકીકત ઊપરથી મુદ્દાની કીંવા લગતી હકીકતો કરવાનો હેતુ કીંવા તઇતઇયારી માલમ પડે, અથવા જે હકીકત સદરહુ મુજબનો હેતુ કીંવા તઇયારી હોય, તેવી હરકોઇ હકીકત લગતી છે એમ સમજવું.

હર કોઇ મુકદમાને અથવા કામને સબંધે અથવા તે માહેના મુદ્દાની કીંવા લગતી હકીકતને સબંધે, એવા મુકદમાના અથવા કામના હરકોઈ પક્ષકારની અથવા તે પક્ષકારના હરકોઈ મુખતીયારની વરતણુંક તથા કાંઈ ગુન્હા બદલ કાંઈપણ કામ ચાલતુ હોય તે ગુનોહ જે સખસના ઉપર યાને વીરૂધ બન્યો હોય તે સખસની વરતણુંક લગતી છે. પરંતુ એવી વરતણુંક ઉપરથી કોઈ મુદ્દાની અથવા લગતી હકીકત થએલી હોવી જોઇએ, અથવા તે હકીકત ઉપરથી તેવી વરતણુંક થએલી હોવી જોઇએ; પછી તે વરતણુંક તે હકીકતના પ્રથમની હોય કીંવા પાછળની હોય તેની ચીંતા નહી.

**ખુલાસો ૧ લો.**—કોઈ જાહેર કરેલા મજકુરનો સમાવેશ આ કલમમાં "વરતણુંક" શબ્દ વાપરેલો છે તેમાં થતો નથી. પણ સદરહુ મજકુર જાહેર કરીને તેની સાથે કોઇ જાહેર કરેલા મજકુર શિવાય બીજા કૃત્યો કીધાં હોય તથા તે કૃત્યોનો તે મજકુર ઉપરથી ખુલાસો થતો હોય,

તો તેવા મજકુરનો સમાવેશ "વરતણુંક" એ શબ્દમાં થાય છે, પરંતુ આ આકટની બીજી કોઇ પણ કલમ મુજબ કોઇ જાહેર કરેલો મજકુર લગતો હોય તો તેને આ ખુલાસા ઉપરથી બાધ થતો નથી.

ખુલાસો ૨ જો.—જ્યારે કોઈ સખ્સની વરતણુંક લગતી હોય ત્યારે જે મજકુર તેને અથવા તેની રૂબરૂ તથા તે સાંભળી શકે એવી રીતે કહેવામાં આવે. અને તે મુજબ કહેવાથી સદરહુ વરતણુંકમાં કાંઇ ફેર પડે એવું હોય તો તે મજકુર લાગતો છે એમ સમજવું.

દ્રષ્ટાંતો.

(અ) બ નું ખુન કરયા બાબત અ ના ઉપર તજવીજ ચાલે છે.

અ એ ક નું ખુન કરયું હતું તથા અ એ ક નું ખુન કરયું છે એ વાત બ ને માલમ હતી તથા પોતાને જે વાત માલમ હતી તે વાત પ્રગટ કરવાની ધાસ્તી આપીને અ ની પાસે પઇસા કહડાવવાનું બ એ પ્રયત્ન કરયું હતું, એ હકીકતો લગતી છે.

(બ) પઇસા વસુલ કરવા સારૂ અ એ બ ઉપર એક ખત ઉપરથી દાવો માંડયો છે. ખત લખી આપયાનો બ ઇનકાર કરે છે.

જે વખતે તકરારી ખત થયાનું કહે છે તે વખતે બ ને અમુક કારણ સારૂ પઇશાની જરૂર હતી એ હકીકત લગતી છે.

(ક) બ ને ઝેહેર ખવડાવીને તેનું ખુન કરયા બદલ અ ના ઉપર તજવીજ ચાલે છે.

બ ને ઝેહેર ખવડાવવામાં આવ્યું છે તેજ જાતનું ઝેહેર અ એ બ ના મરવા પેહેલાં મેળવ્યું હતું એ હકીકત લગતી છે.

(ડ) તકરાર એવી છે કે અમુક દસતાવેજ અ નુ અત્યુપત્ર છે કે નહી.

તકરારી અત્યુપત્રમાં જે બાબતના ઠરાવ કરયા છે તે વીશે જે તારીખે સદરહુ તકરારી અત્યુપત્ર થયું તે તારીખની પેહેલાં થોડા દીવસ ઉપર અ એ કાંઈ તપાસ કરી હતી, તથા અત્યુપત્ર મજકુર કરવાની બાબતમાં તેણે વકીલની સલાહ લીધી હતી, તથા તેણે બીજા અત્યુપત્રના ખરડા કરાવ્યા હતા પરંતુ તે તેણે પસંદ કરયા નહી એ હકીકતો લગતી છે.

(ઈ) અ ના ઉપર એક ગુનોહ કરયાનું તોહોમત છે.

ગુનોહ કરયાનું કહેવામાં આવે છે તેની પહેલાં કીંવા તે વખતે કીંવા તે પછી અ એ એવા પુરાવો આણ્યો કે તે ઉપરથી મુકદમાની હકીકતનું સવરૂપ અ ને પોતાને ફાયદો થાય એવું બને, કીંવા તેણે પુરાવાનો નાશ કરયો, કીંવા છુપાવ્યો કીંવા જે શખશો સાહેદ હોત તે સખશોને હાજર થવાનો અટકાવ કરયો કીંવા તે ગેરહાજર રહે એવી તજવીજ કરી, કીંવા ગુન્હા મજકુર બાબત ખોટી સાહેદી આપવાનું કોઈ સખશોને શીખવ્યું, એ હકીકતો લગતી છે.

(ફ) તકરાર એવી છે કે અ એ બ ની પાસેથી અપહરણ કરયું કે નહી.

બ ની પાસેથી અપહરણ થયા પછી ક એ અ ની રૂબરૂ એમ કહયું કે " જે માણસે

બ ની પાસેથી અપહરણ કરયું છે તે માણસને સોધી કાઢવા સારૂ પોલીસના માણસ આવે છે" તથા એમ કહયા પછી લાગલોજ અ નાસી ગયો, એ હકીકતો લગતી છે.

( ગ ) તકરાર એવી છે કે અ ને બ ના રૂપીઆ દશ હજાર દેવા છે કે નહી.

અ એ ક પાસેથી કરજાઉ રૂપીઆ માગ્યા તથા ડ એ ક ને અ ના રૂબરૂ તથા તે સાંભળે એવી રીતે કહયું જે "હું તમને એવી સલાહ આપુછુ કે અ ઉપર ભરોસો રાખવો નહી, કારણ તેને બ નું દેવું રૂપીઆ દસ હજારનું છે," અને અ કાંઈ જવાબ ન આપતાં ચાલતો થયો, એ હકીકતો લગતી છે.

( ઇ. ) તકરાર એવીછે કે અ એ ગુનોહ કરયો છે કે નહી.

ગુનેહગારને શોધી કાહાડવા બાબતની ચોકશી ચાલી છે એવી સુચનાનું પતર પોહોચયા પછી અ છુપાઈ બેઠો એ હકીકત, તથા પતરમાં લખેલો મજકુર એ હકીકત, લગતી છે.

( આઈ. ) અ ઉપર કોઈ એક ગુનોહ કરયાનું તોહોમત છે.

જે ગુનહાનું તોહોમત છે તે ગુનોહ બન્યા પછી અ છુપાઈ બેઠો, અથવા ગુનોહ મજકુર કરીને મેળવેલી મીલકત કીંવા તે મીલકતથી ઉપજેલા પઇસા અ ના કબજામાં હતા, કીંવા જે વસ્તુ તે ગુનોહ કરવાના કામમાં વાપરવા સરખી હોય કીંવા જે વાપરેલી હોય તે છુપાવવાની કોશીશ કરી, એ હકીકતો લગતી છે.

( જે. ) તકરાર એવી છે કે અ ની સાથે બળાતકાર સંભોગ અમુક શખ્સે કરયો છે કે નહી.

સદરહુ કહયા મુજબનો સંભોગ થયા પછી થોડેએક વખતે તે ઓરતે તે ગુનાહ વિષે ફરીયાદ કરી એ હકીકત, તથા જે બીના ઉપરથી તથા જે બખાંણ બખીને ફરીયાદ મજકુર કરી એ હકીકત, લગતી છે.

ફરીઆદ કરયા વગર ઓરત મજકુરે એવું કહ્યું કે કોઈ સખ્સે મારી સાથે બળાતકાર સંભોગ કરયો એ હકીકત આ કલમ પ્રમાણે વરતણુક તરીકે લગતી નથી; પરંતુ તે નીચે મુજબ હોય તો લગતી થઈ સકે છે.

કલમ ૩૨ ની રકમ ( ૧ ) મુજબ મરતી વખતના ઈકરાર તરીકે હોય તો, અથવા, કલમ ૧૫૭ મુજબ પુસટીકારક પુરાવા દાખલ હોય તો.

( ક ) તકરાર એવી છે કે અ ની ઉપર અપહરણ થયું છે કે નહીં.

સદરહુ કહ્યા મુજબનું અપહરણ થયા પછી થોડી વારે તેણે ગુનહા વીશેની ફરીયાદ કરી એ હકીકત, તથા જે બીના ઉપરથી તથા જે બખાણ કરીને ફરીઆદ મજકુર કરી તે હકીકત લગતીછે.

ફરીયાદ કરયા શીવાય તેણે એવું કહ્યું કે મારી પાશેથી અપહરણ થયું એ હકીકત આ કલમ મુજબ વરતણુંક તરીકે લગતી નથી; પરંતુ તે નીચે મુજબ હોય તો તે લગતી થઈ શકે છે.

કલમ ૩૨ ની રકમ ૧ મુજબ મરતી વખતનો ઇકરાર તરીકે હોય તો, કીંવા, કલમ ૧૫૭ મુજબ પુસ્ટીકારક પુરાવા તરીકે તે હોય તો,

**ટીકા**—એક વખત ઈંગલંડમાં એમ જરૂરનું ગણાતું હતું; અને હજુ પણ અમેરીકામાં એ જરૂરનું ગણાતું જણાય છે કે એ વરતણુક સમકાલીક હોવી જોઇએ. તો પણ થોડા વરસથીઈંગલંડમાં એમ તજવામાં આવ્યું છે. અને હવે એ ધારો છે કે જોકે સમકાળ સંબંધ બતાવવાને સારૂ હમેશ જરૂરનો ગણવો જોઇએ તો પણ તે અવશ્ય જરૂરનો છે એમ કોઈ રીતે ન ગણવું જોઇએ. પરંતુ જુબાની દાખલ કરેચા પછી તેના ઉપર કેટલુ વજન રાખવું જોઇએ તેનો વીચાર કરવામાં સમકાળ અગત્યનો છે.

કોઈ લેખના પક્ષકારોના ખરેખરા ઇરાદાની ખાતરી કરવાને સારૂ તે લેખ થયા પછી તેની રૂએ તેમણે શું કરયું છે તેનો પુરાવ ખરો અગત્યનો છે રાબરટ વાટસન એન્ડ કો. વીમારેશ નારાયણરાય (વુ રી. વા. ૨૪—પા૦ ૧૭૭) ના કામમાં ફરીયાદ કરતી વખતે પટોવીસ વરસથી ઓછી મુદતનો હતો અને પ્રીવીકાઊનશીલના જડજોએ એવો અભીપ્રાય આપીયો કે પક્ષકારોનો ખરેખરો ઇરાદો બેશક મુખ્યતવે કરીને તે લેખના કરારો ઉપરથી શોધી કાહાડવો જોઇએ, પણ કેટલેક દરજ્જે તે લેખ થયો તે વખતની કેફીયત ઉપરથી અને બીજું તે થયા પછી પક્ષકારોની વરતણુંક ઉપરથી જોઈ કાહાડવો જોઇએ. આ ધોરણના જાદે દાખલાને માટે નીચેના કેસો જોવા: —નીધી ક્રીસ્ણ બોસ વી. નીસતારાણી દાશી બં. લા. રી. વા. ૧૩—પા૦ ૪૨૦; સ્માલકાજ કોરટ સ. વુ. રી. વા. ૨૧—પા૦ ૩૮૭. ચીતનલાલ વી. છતરધરીલાલ વુ. રી. વા. ૧૯—પા૦ ૪૩૨ ગીરધર નાગજી શેટ વી. ગણપત મોરોબા અને ભાગીરથી બાઈ કોમ મોરોબા, મુ૦ હા. કો. રી. વા. ૧૧—પા. ૧૨૯

(છેવટ લખવાનું) મી૦ ટેલર કહેછે કે "જ્યાં ફરીયાદ પુષ્ટીકારક પુરાવા દાખલ આપી હોય ત્યાં શા ધોરણને આધારે આ નીયમ રચેલો છે તે સોધી કાહાડવું મુશકેલ છે; કારણ કે જો સાહેદોને જો ફરીયાદ કરનાર ઓરતે તેની મુળ ફરીયાદ કરવામાં જે કાંઈ કહ્યું હોય તે બધુ કેહેવા દેવામાં આવે તો તેમનો પુરાવ જ્યારે તજવીજની વખતે સોગન ઉપર તેના પાસે તેની તેજ બીના કેહેવરાવામાં આવે તારે તેની યાદદાસત બરોબર છે કે નહી તેની બરોબર કસોટી રૂપ થાય છે." પા. ૫૧૯ ઉપરના દરષ્ટાંતો મુજબ ફરીઆદનુ લખાણ મુલ પુરાવ તરીકે લેઈ સકાય.

**લગતી હકીકતના ખુલાશાને સારૂ અથવા તેને કામમાં પ્રવેશ કરવા સારૂ જે હકીકતની જરૂર હોય તે બાબત.**

૯ કોઈ મુદાની કીંવા લગતી હકીકતનો ખુલાસો કરવા સારૂ કીંવા તેના કામમાં પ્રવેશ કરાવવા સારૂ જે હકીકતની જરૂર હોય તે હકીકત અથવા કોઈ મુદાની કીંવા લગતી હકીકત ઉપરથી જે ધારણા નીકળતી હોય તેને જે હકીકત ઉપરથી મજબુતી મળતી હોય કીંવા તે રદ થતી હોય તે હકીકત, અથવા હરકોઇ વસ્તુ કીંવા સખસને ઓળખવું એ વાત લગતી હોય તો તે એક રૂપના જે હકીકત ઉપરથી સ્થાપન થતી હોય તે હકીકત, અથવા હરકોઈ તકરારી કીંવા લગતી હકીકત જે વખતે કીંવા જે ઠેકાણે બની તે વખત કિંવા ઠેકાણું જે હકીકત ઉપરથી મુકરર થતું હોય તે હકીકત, અથવા સદરહુ પ્રમાણેની હરકોઈ હકીકત જે પક્ષકારોથી બની તે પક્ષકારોનો સબંધ જે હકીકત ઉપરથી માલમ પડે તે હકીકત, એ સરવે હકીકતો સદરહુ કામ સારૂ તેની જરૂર હોય તેટલે દરજ્જે લગતીછે એમ સમજવું.

## દ્રષ્ટાંતો.

(અ) તકરાર એવીછે કે અમુક દસ્તાવેજ અ નું મરત્યું પત્રછે કે નહીં;

તકરારી મરત્યુ પતરની તારીખે અ ની મીલકતની તથા તેના કુટુંબની સ્થીતી કેવી હતી એ હકીકત લગતી છે.

(બ) ફજેતી થાય એવી વરતાણુંક અ ચાલ્યો એવો આરોપ મુકીને આબરૂ લીધા બાબત અ એ બ ઉપર દાવો કર્યોછે. બ એવું કહેછે જે જે વાત આબરૂ લેવા જેવી કહેવામાં આવે છે તે વાત સાચીછે.

તકરારી આબરૂ લેવા જેવી વાત પ્રગટ કરી તે વખતે સદરહુ પક્ષકારોની સ્થીતી તથા સંબંધ કેવી રીતનાં હતાં એ હકીકત મુદાની હકીકતનો કામમાં પ્રવેશ કરવા સારૂ લગતીછે.

તકરારી આબરુ લેવાની વાત જોડે સબંધ ન હોય એવી બાબતમાં કાંઈ ટંટો અ તથા બ ની દરમીયાન હોય તે ટંટાની તપશીલવાર હકીકત લગતી નથી; પરંતુ કાંઈ ટંટો હતો એ હકીકત ઉપરથી અ તથા બ વચેના સબંધમાં કાંઈ ફેર પડતો હોય તો તે ટંટો હતો એ હકીકત લગતીછે.

(ક) અ ઉપર એક ગુન્હો કર્યાંનું તોહોમત છે.

ગુનોહ મજકુર થયા પછો થોડીવારે અ પોતાના ઘરમાંથી છુપી રીતે નાહાસી ગયો એ હકીકત કલમ આઠ મુજબ મુદાની હકીકતો ઉપરથી પછવાડેથી વરતાણુંક થઈ, એવા સબંધથી લગતીછે.

જ્યારે તે ઘર છોડીને ગયો ત્યારે જે ઠેકાણે તે ગયો તે ઠેકાણે તેને એકાએક જરૂરી કામ આવી પડ્યુ હતું એ હકીકત, તે એકાએક ઘર મુકીને ગયો એ હકીકતના ખુલાસાને શારૂ લગતીછે.

જે કામને સારૂ તે ગયો તે કામની તપશીલવાર હકીકત લગતી નથો પરંતુ કામ એકાએક જરૂરીનું નીકળુ હતું એ બતાવવાને સારૂ સદરહુ જેટલી તપશીલની જરૂર હોય તેટલી તપશીલ લગતી સમજવી.

(ડ) ક એ અ જોડે નોકરી બાબત કરેલો કરાર તોડવાને બ એ ક ને ફોસલાવ્યો એટલા માટે અ એ બ નાં ઉપર દાવો કર્યોછે. ક એ અ ની નોકરી છોડી તે વખતે અ ને એવું, કહેલું હતુ કે "હું તમને છોડીને જાઉછું તે એ કારણથી કે બ એ મને વધારે સારી નોકરી આપવાનું કહ્યુંછે" ક ની વરતાણુંક મુદાની હકીકત તરીકે લગતીછે તે વરતાણુંકનો ખુલાસો કરવા સારૂ ઉપલું બોલવું લગતી હકીકત છે.

(ઈ) અ ઊપર ચોરી કરવાનું તોહોમતછે. તેણે ચોરીનો માલ બ ને આપ્યો એવું જોવામાં આવ્યું બ એ તે અ ની સ્ત્રીને આપ્યો એવું પણ જોવામાં આવ્યું બ માલ આપતી વખતે એમ કહેછે કે "અ કેહેછે કે આ તમો છુપાવી રાખો" સદરહુ બ નુ બોલવું લગતુ છે. કારણ કે જે હકીકત પ્રકરણ યાને કાર્ય મજકુરનું અંગ યાને ભાગ છે તે હકીકતનો તે ઉપરથી ખુલાશોથાયછે.

(ફ) હંગામો કરયા બાબત અ ઉપર તજવીજ ચાલેછે અને એવું સાબીત થયું છે કે લોકોના એક ટોળાની અગાડી આગેવાન તરીકે તે ચાલતો હતો. સદરહુ લોકોના ટોળાએ કરેલા પોકારે જે પ્રકારનું એ કૃત્ય બન્યું તેના ખુલાશાને સારૂ લગતા છે.

ટીકા,—(ક) ઘેરથી બાહાર રહ્યા હતા તે દરમ્યાન જવાના હેતુના ખુલાસા કારક લખેલી હકીકત અથવા લખેલા કાગળો મુળ પુરાવ તરીકે દાખલ કરી શકાયછે, કારણ કે જવું અને ગેર·

હાજરી ઘણી યોગ્ય રીતે એક જરૂરી કૃત્ય ગણાયછે.—ટેલર પા. ૫૨૬

ગુનો કરવાને સંપ કીધો હોય તેવા કોઇ સખ્સે લોકોના સામાન્ય હેતુ સંબંધી કાંઈ કહ્યું અથવા કરયુ હોય તે બાબત.

૧૦ કાંઇ ગુન્હો કીંવા દાવો ચાલવા લાયક અપકારનું કૃત્ય કરવા સારૂ બે અથવા વધારે સખ્સોએ સંપ કર્યોછે એવું માનવાને યોગ્ય કારણ હોય ત્યારે સદરહુ સખ્સો પઇકી કોઇએક સખ્સે તે લોકોના સામાન્ય ઇરાદાને સંબંધે ઇરાદો મજકુર પ્રથમ તેમાંના હરકોઇ એક સખ્શે કીધા પછી કાંઈ કહ્યું કીંવા કરયુ કીંવા લખ્યું હોય તો, એવા સંપ કરનાર હરકોઈ સખ્સ સંપ મજકુરમાં સામીલ હતો તે બતાવવા સારૂ તેમજ સદરહુ મુજબ સંપ થયોછે એવું સાબીત કરવાને સારૂ સદરહુ કહેલી, કરેલી, અથવા લખેલી વાત જે સખ્સોએ સંપ કર્યાનું માન્યામાં હોય તેવા પ્રત્યેક સખ્સ વિરૂદ્ધ લગતીછે.

**દ્રષ્ટાંત.**

(અ) રાણીના વિરૂધ લઢાઈ કરવા સારૂ સંપ કરવામાં આવ્યો છે તેમાં અ સામીલ થયો છે એવું માનવાને યોગ્ય કારણ છે.

જે કારણને સારૂ સદરહુ સંપ થયો છે તે કારણને વાસ્તે બ એ યુરોપથી હથીઆરો મંગાવ્યાં, તથા તેજ કારણને સારૂ ક એ કલકતા મધે પઇશા એકઠા કરયા, તથા સંપ મજકુરમાં સામીલ થવા ડ એ મુંબઇમાં લોકોને સમજાવ્યા, તથા જે કામ કરવાનો વીચાર છે. તે કરવું યોગ્ય છે. એવા વાદીના લખેલા કાગળો ઈ એ આગરામાં પ્રશીદ્ધ કરયા તથા જે પઇશા ક એ કલકતા મધે એકઠા કરયા હતા તે ફ એ દીલીથી ગ ઉપર કાબુલ મોકલાવ્યા, તથા સંપ મજકુરના હેવાલનો પત્ર હ એ લખ્યો તેમાનો મજકુર એ પ્રત્યેક હકીકત સંપ થયો છે. એ વાત સાબીત કરવાને સારૂ તથા તેમાં અ સામીલ છે, એ સાબીત કરવાને સારૂ લગતી છે. પછી તે સરવે હકીકતોથી અ અજાણ્યો હોય, તથા જે સખ્સોએ હકીકત મજકુર મુજબ કરયું, તે સખ્સોને અ ઓળખતો ન હોય, તથા અ સંપ મજકુરમાં સામીલ થયો તેની અગાડી અથવા તે સંપમાંથી નીકળી ગયો ત્યાર પછી સદરહુ હકીકતો બની હોય તો ચીંતા નહી.

ટીકા.—આ કલમના સંબંધમાં નીચેની બાબતો બરોબર સમજવી જોઇએ.

૧ લું.—આ કલમ ગુનાહને કીંવા દાવો ચલાવા લાયક અપકાર કૃત્યને, સંયુકત સંપ કરનારાઓને તથા સહઃ પ્રવેશ કરનારાઓને અથવા બીજા અપકારક કૃત્ય કરનારાઓને લાગુ છે. ૨ જુ—પુરાવો લેતાં પેહેલાં સંપ કર્યો તો એ વાત માનવાને યોગ્ય કારણ હોવું જોઇએ. ૩ જુઓ—કાયદા વિરૂધ કામમાં પડેલા સખ્સોનો સબંધ બતાવામાં આવ્યા પછી એ સંપના હરેક અંગભુતે કાંઈ કરયું હોય કીંવા કહું હોય તે બીજા હરેક અંગભુતની વિરૂધ મુળ પુરાવ છે; પછી તે સરવે હકીકતથી તે અજાણ્યો હોય, તથા સખ્સોએ સદરહુ મુજબ કરયું અથવા કહ્યું તે સખ્સોને તે ઓળખતો ન હોય તેની ચીંતા નહી, ૪ થુ—જે કાંઈ કરયું હોય તે તથા જે કહ્યું હોય તે જે સખ્સની વિરૂધ તે વાપરયુ હોય તે સખ્સ સંપ મજકુરમાં સામીલ થયો તે પેહેલાં અથવા તે સંપમાંથી નીકળી ગયો ત્યાર પછી બન્યું હોય તો પણ પુરાવમાં લેઈ શકાય છે, ૫ મુ—સંપ મજકુરના હેવાલનો પત્ર, પછી તે દેખીતો તેની પુસ્ટીમાં ઇઆ પુરવણીમાં લખ્યો ન હોય તો પણ પુરાવામાં લેવાય છે. આ છેલો નિયમ ઇંગ્લાંડમાં ચાલે છે તેથી ઉલટો છે. આ બધી બાબતમાં ટેલરકૃત પુરાવાનો કાયદાની કલમ ૫૨૯-૫૩૪ જુઓ. બેસ્ટના પુરાવા કાયદાની કલમ ૫૦૮ જુઓ અને (રાણી વી. અમીરૂદીન બં. લો. રી. વા. ૭ પા. ૬૩; રાણી વી. અમીરખાન અને બીજા, બં. લો. રી. વા. ૯ પાનું. ૩૬.

હકીકત બીજીરીતે લગતી નહોય તો તે ક્યારે લગતી સમજવી.

૧૧. જે હકીકત બીજી કોઈ રીતે લગતી ન હોય તે જો નીચે મુજબની હોય તો લગતી છે એમ સમજવું.

(૧). હરકોઈ મુદ્દાની કીંવા લગતી હકીકતથી તે વિરૂધ હોય તો.

(૨.) હરકોઈ મુદ્દાની કીંવા લગતી હકીકત બન્યાનો ઘણો સંભવ છે કીંવા સંભવ નથી એવું, તથા નહી બન્યાનો ઘણો સંભવ છે કીંવા સંભવ નથી એવું, સ્વતંત્ર રીતે તે ઉપરથી, અથવા બીજી હકીકત સાથેના તેના સબંધ ઊપરથી, માલમ પડે એવી હોય તો;

## દ્રષ્ટાંતો.

(અ) તકરાર એવી છેકે, અ એ કલકતા મધે અમુક દીવસે ગુનોહ કર્યો કે નહી

સદરહુ તારીખે અ લાહોર મધે હતો એ હકીકત લગતી છે.

જે વખતે ગુનોહ થયો તે અરસામાં ગુનોહ થયો તે ઠેકાણેથી અ દુર હતો તેથી કરીને તેણે ગુનોહ કરવાની વાત અશક્ય નથી પણ ઘણી અસંભવિત છે. એ હકીકત લગતી છે.

(બ.) તકરાર એવી છેકે અ એ ગુનોહ કર્યો છેકે નહી.

કેફિયત એવી છેકે ગુનોહ મજકુર અ, બ ક, અથવા ડ, અ એ પઈકી કોઇ એકે કરેલો હોવો જોઈએ. ગુનોહ મજકુર બીજો કોઈ સખસ કરી શકે એમ નહોતું એવું તથા તે બ, ક અથવા ડ એ કરેલો નહોતો એવું, જે હકીકત ઉપરથી માલમ પડે તે પ્રતેક હકીકત લગતી છે.

નુકશાનના દાવા. માં જે હકીકતઉપરથી કોરટ નુકશાનની રકમ મુકરર કરી શકે તે હકીકત લગતી છે.

૧૨. જે મુકદમામાં નુકશાનનો દાવો કરેલો હોય તે મુકદમામાં કેટલું નુકશાન આપવું જોઈએ એ જે હકીકત ઊપરથી કોરટ મુકરર કરી શકે તેહકીકત લગતીછે.

હક કીંવા રીવાજ વીશે તકરારહોય તો કઇ હકીકત લગતી છે.

૧૩. હરકોઈ હક કીંવા રીવાજ છેકે નથી એ બાબત જ્યારે તકરાર હોય. ત્યારે નીચે લખેલી હકીકત લગતી છે એમ સમજવું.

(અ) જે કાર્ય ઉપરથી તકરારી હક કીંવા રીવાજ ઉતપન થયો હોય, અથવા તે ઉપર દાવો બતાવવામાં આવ્યો હોય, અથવા તેમાં કાંઈ ફેરફાર થયો હોય અથવા તે કબુલ રાખવામાં આવ્યો હોય, અથવા તે છે એમ કહેવામાં આવ્યું હોય, અથવા તેનો ઇનકાર કરવામાં આવ્યો હોય, તે કાર્ય અથવા જે કાર્ય એવું હોય કે હક કીંવા રીવાજ મજકુરહોય તો કાર્ય મજકુર થયું ન હોય તો તે કાર્ય.

(બ.) હક કીંવા રીવાજ મજકુર ઉપર દાવો બતાવવામાં આવ્યો હોય અથવા તે કબુલ રાખવામાં આવ્યો હોય, અથવા તેને અમલમાં આણ્યો હોય, અથવા તેને અમલમાં આણતાં

તકરાર ઉઠી હોય, અથવા અમલમાં આણ્યો એમ કેહેવામાં આવ્યું હોય, અથવા તેના અમલથી વીરૂદ્ધ કાંઈ કીધું હોય, એવા અમુક દાખલાઓ બન્યા હોય તે દાખલા.

## દ્રષ્ટાંતો.

તકરાર એવીછે કે અ નો હક એક માંછલી પકડવાની જગો ઉપર છે કે કેમ એ માછલી પકડવાની જગા અ ના વડિલોને આપવા બાબતનો લેખ તથા તે જગા અ ના બાપે ગીરો મુક્યાની વાત તથા ગીરો મજકુર વિરૂધ એ જગા અ ના બાપે બીજાને પછવાડેથી આપ્યાની વાત, તથા અ ના બાપે હક મુજબ અમલ કરેયાનાં અથવા તે પ્રમાણે અમલ કરતાં અ ના પડોશીએ અટકાવ કરેયાના અમુક દાખલા બન્યા હોય તે દાખલ એ સરવે લગતી હકીકતો છે.

ટીકા.—આ કલમ ખાનગી તેમજ સારવજનીક હકો તથા રીવાજોને લાગુ કરવાને ઇરાદે કરેલી છે એમ દ્રષ્ટાંત ઉપરથી જણાયછે. સરજો નારાયણ પાંડે વી. બીસમબર સીધ. વુ. રી. વા. ૨૩—પા. ૩૧૧.

એક કંપનીના ભાડુતે એક સારવજનીક વાહાણ ચાલી શકે એવી નદીમાં પોતાની આગવી માંછલાં પકડવાની જગ્યામાં પ્રવેશ કરવાને માટે એક શખસ ઉપર દાવો બાંધ્યો અને એ જગાનો કબજો જુનોછે એમ સાબીત કરવાને પુરાવામાં એ કંપનીની ચોપડી તે હાજર કરી. તેમાં એ જગા કોઈ ભાડુતને અમુક ભાડાથી ભાડે આપ્યાના દાખલા હતા. તેમાં ઠરાવામાં આવ્યું હતું કે એ ચોપડી પુરાવામાં લેઇ શકાય કેમકે નિયમ એવોછે કે અસલ દસ્તાવેજો જે યોગ્ય કબજામાંથી આવતા હોય, અને તે જોતાંજ માલીકપણુ ચલાવવાનો તેનો મતલબ હોય, જેવાકે ગણોતપટો અથવા સનંદ, તો કબજાના પુરાવા વગર અથવા તેની રૂઇએ ભાડુ આપ્યાના પુરાવા અગર પુરાવામાં આપી શકાય, કેમકે તે દસ્તાવેજોજ માલીકપણાના કૃત્યો તથા કબજાનો પુરાવછે. માલક મસન વી, ઓદીઆ હાઉસ આફ લારડસ કેસીસ વા. ૧૦ પા. ૫૯૩—આજ કામમાં એ આગળ માંછલા પકડવાની જગાની હદ સાબીત કરવાને રાજના કોઈ બીજા ઇનામદારે એ કંપની ઉપર ઘણા વરસ પેહેલા બાંધેલા દાવામાં વિલાયતની સદર અદાલતમાં (ચાનસરીની કોરટમાં) નુકશાનીનો દાવો કરેલો તથા જવાપ આપેલો, તેમાં મજકુર માંછલા પકડવાની જગાનો હદનું બ્યાન કરેલું હતું તે પુરાવામાં આપવામાં આવ્યા હતા. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે દસ્તાવેજો એ માંછલા પકડવાની જગાના ઇતીહાસના તથા તે ઉપર કરેલા દાવાના ભાગ તરીકે પુરાવામાં લેઈ શકાય છે, (વળી રાજર વી. આસનનો કેસ જોવો. કામ્પબેલ્સ નીસી પ્રાયસ રીપોટસ વા. ૧—પા. ૩૦૯).

વાદીઓ તથા પ્રતીવાદીના અમુક મુરતીઓ કે જેની આશરે બસે વરસ ઉપર તેમના વડીલોએ સ્થાપના કરી હતી તે મુરતીઓના પુજા કરવાના વારા હતા. વાદીઓએ એવી તકરાર લીધી કે એ પુજા કરવાના રીવાજ મુજબ એ મુરતીઓ કલકતેથી બીજે ઠેકાણે લેઇજઇ સકાતી નથી અને પ્રતિવાદીને તે મુરતિઓ ત્યાંથી બીજે ઠેકાણે લેઈ જતો અટકાવવાની તેમણે ફરીઆદ કરી. તેમની તકરારની પુસ્ટિમાં વાદીઓએ એ વારાવાળા સખસોમાંના ઘણા સખસોએ આશરે દોઢેક વરસ ઉપર કરેલા કરારનો લેખ પુરાવામાં રજુ કર્યો તે લેખમાં મજકુર રીવાજની વાત લખ્યા પછી તે લેખ કરનાર સખસોએ તેમના પ્રત્યેકના વારામાં એ મુરતીઓ કલકતેથી બીજે ઠેકાણે ન લેઈ જવા વીશેનો એક બીજાની સાથે કરાર કર્યો હતો. આ લેખ કરવામાં પ્રતિવાદી શામેલ નહોતો. તેમાં ઠરાવામાં આવ્યું હતું કે આ લેખ આ કલમ પ્રમાણે પુરાવામાં લેઈ શકાય તેવાછે, પરંતું પ્રતીવાદી વિરૂધ પુરાવો તે ગણાય તેમ નથી તેની વિરૂદ્ધ દાવાવાળો હક જુદી રીતે સાબીત કરવો જોઈએ. હરીનાથ મલીક વી. નીત્યાનંદ મલીક બં. લા. રી. વા. ૧૦—પા. ૨૯૩.

રસ્તાવેરાના કાગળો તથા એક વેચાણ ખત જેમાં વાદીએ તથા તેમની જગા ઉપર

પેહેલા રેહેનાર શખ્સોના હકો વીશે લખવામા આવ્યું હતું તથા તે કબુલ કરવામાં આવ્યા હતા, તે કાગળો તથા ખતની બાબતમાં એમ ઠરાવામાં આવ્યું કે તે આ કલમના અરથ મુજબના કૃત્યો તથા દાખલા છે. દઇતરી મોહનતી વી. જગો બાંધુ મોનતી વુ. રી. વા. ૨૩–પા. ૨૯૩

ઈંગ્લંડના કાયદા મુજબ (જુરીના) ઠરાવો ફેસલા તથા બીજા નીકાલ જો કે બીજાઓ વચે થયા હોય તોપણ સાર્વજનીક પ્રકારના રીવાજોની હયાતી અથવા ગેરહયાતી સાબીત કરવાને પુરાવામાં હમેશાં લેવાય છે તેવીજ જાતનો પુરાવ તેવાજ કામને માટે આ પુરાવાનો આક્ટ થયા પેહેલાં હીંદુસથાનમાં પણ લેવાતો હતો. એક કેસમાં કલકતા હાઇકોર્ટ નાચે પરમાણે બોલે છે. બે દાખલા હાજર કરવામાં આવ્યા હતા. એક સને ૧૮૫૨ ની સાલમાં, અને બીજો ૧૮૬૨ ની સાલમાં જેમાં એ હક કેહેવામાં આવ્યો હતો, અને તેની હયાતી કબુલ કરવામાં આવી હતી. આ ઈનસાફી કામો શારવજનીક હીતની બાબત જેવી કે આવા પરકારનો કોઈ રીવાજ હયાતી બાબતમાં સારો પુરાવ છે, અને આવા પરકારના મુકદમો ઉપર કહેલા સાધારણ નીયમના અપવાદ તરીકે ચાલે છે. (પુરાવા ઉપર ટેલર સાહેબની કમેનટરીની કલમ ૧૪૯ જુવો) અને જો આવા ઘણા દાખલા રજુ કરવામાં આવ્યા હોય તો બેશક જડજે આવો ફેસલો આપવામાં બાજબી કીધુ હોત. માધવચંદ્રનાથ બીસવાસ વી. ટોમી બીબાહ અને બીજા વું. રી. સી. રૂલીંગ વા. ૭–પા૦ ૨૧૦.

ઉપરના ઠરાવના ધોરણ મુજબ મદ્રાસ હાઇકોર્ટે ઠરાવ કરયો છે પણ તેમાં એક જડજને શક હતો કે જે ફેસલો પુરાવામાં દાખલ કરવાની તે પુરાવ તરીકે ગણાવવાની કોશીસ કરવામાં આવી હતી તે આવી તરેહના સામાન્ય પ્રકારની બાબતનો હતો કે તે કોઈ ચાહાતની વીરૂધ સબળ પુરાવા દાખલ ગણી શકાય કે.? નાલાથંબી બાટર વી. નેગાકુમારે પીલાઇ મદ્રાસ હા. કો. રી. વા. ૭–પા૦ ૩૦૭.

સદરહુ જાતનો પુરાવો કુલાચાર સાબીત કરવાને પણ હીંદુસતાનની કોરટોમાં ઘણી વખત પુરાવામાં દાખલ કરાયો નીલ કીસટો દેબ બરમાનો વી. બીરચંદ્ર થાકુર અને બીજા બે. લો. રી. પ્રી. કા. વા. ૩–પા૦ ૧૩; રાવત અરજુનસીંઘ અને રાવત ફુરજન સીંઘજી. રાવત ચુનસીઆમસીંઘ પંજુરસ. ઇ. અ. પા૦—૧૬૯.

ઉપર કહેલા પરકારનો પુરાવ હવે કોઈ પણ જાતનો હક અથવા રીવાજ સાબીત કરવાને પુરાવામાં લેઈ શકાય છે.

કેટલીક જમીનનો વાદીનો ઈનમામી પટાનો હક હતો અને વાદીએ માગેલો ઈનમામી હક જે શખ્સે ઉત્પન કર્યો હતો તે શખ્સના ઉચ્ચ ધારણ કરનાર જે દાવામાં પક્ષકાર હતો તે દાવામાં થયેલા ફેસલા પોતાના દાવાની પુષ્ટીમાં વાદીએ રજુ કર્યા. આ ફેસલાથી ઈનમામી હકના અસ્તિત્વની સાબીતી થઈ પણ જે દાવામાં તે ફેસલા કરવામાં આવ્યા હતા તેમાં પ્રતિવાદી પક્ષકાર નહોતો તે કારણથી નીચલી કોરટે ફેસલા કામમાં દાખલ કર્યા નહીં. ઉપરની કલમ પ્રમાણે આ ફેસલા લગતા છે એમ હાયકોરટે ઠરાવ્યું. (૨૨ વી. રી. ૩૬૫) તેમજ નીચેના કામોમાં પણ તેજ ધોરણ માન્ય રાખવામાં આવ્યું હતું. ૨૦ વી. રી. ૩૪૫; ૨૩ વી. રી. ૧૬૨; ૨૪ વી. રી. ૨૬૫; ૨૮, ૪૦૭ અને ૪૩૧

રીવાજ એ લાંબી મુદતની રૂઢીથી અને વડીલોની સંમતીથી સ્થાપીત થયેલો એક કાયદો છે. જો તે સામાન્ય હોય તો, દેશના સાધારણ કાયદાનો ત ભાગ ગણાય; જો વિશેષ હોયતો ખાસ રીવાજ ગણાય ઇંગ્રેજી કાયદા પ્રમાણે નીચે લખેલી બાબતો હોય તો અમુક રીવાજ બંધનકારક ગણાય; તે એ કે (૧) મનુષ્યના સ્મરણમાં તેથી વિરૂદ્ધ કાંઈ હકીકત હોવી જોઇએ નહીં; (૨) તે હમેશ ચાલુ રેહેવી જોઇએ; (૩) બીન તકરારી હોવા જોઇએ; (૪) તે બાજબી હોવા જોઇએ; (૫) તે નિશ્ચિત હોવા જોઇએ; (૬) તે બધાને બંધનકારક હોવા જોઇએ; (૭) બીજા રીવાજથી તે વિરૂદ્ધ હોવા જોઇએ નહી. આ બધાં લક્ષણ હીંદુસ્તાનમાં ચાલતા રીવાજને લાગુ પાડવાં જોઇએ કે નહી તે બાબતનો ઠરાવ થયેલો નથી નથી; પણ ઘણા કામોમાં એમ ઠરાવવામાં આવ્યું છે કે રીવાજ બાજ-

બી અને નિશ્ચિત હોવો જોઇએ. અમુક દૃષ્ટાંતનો જથો અથવા તેવાં ઘણાં દૃષ્ટાંતો બને તેથી બ્યાપારનો રીવાજ સાબીત થઈ શકેછે. બ્યાપારના રીવાજ બાબત જગોમોહનઘોસ વીરૂદ્ધ માણેકચંદનો ફૈસલો જુઓ. ૭ મું. ઈ. અપીલ ૨૬૩

બ્યાપારીઓના સામાન્ય રીવાજમાં અને અમુક ધંધાના ખાશ રીવાજમાં ફરકછે. "ધંધાનો રીવાજ" એટલે અમુક ધંધાનો રીવાજ સમજવો અને તે દૃષ્ટાંતોથી સાબીત કરી આપવો જોઇએ; ફકત અભિપ્રાયી પુરાવો ચાલે નહી.

અમુક કરારમાં વિશેષ હકીકત દાખલ કરવા સારૂ રીવાજનો પુરાવો ઘણી વખત આપવામાં આવેછે. (પાછળ ૯૨ મી કલમનો ૫ રકમ જુઓ) તેમજ કરાર આકટની પહેલી કલમ જુઓ.

હીંદુશાસ્ત્ર પ્રમાણે રીવાજ અગર રૂઢી ખાશ અગત્યનાં છે. સ્ટરેનજ કૃત હીંદુ લોમાં લખેલું છે કે રીવાજ જેવો ઇંગ્રેજી કાયદાનો ભાગછે તેવોજ હીંદુ કાયદાનો ભાગછે અને રીવાજ હીંદુ કાયદાનો ભાગ છે તેથી જ્યાં જ્યાં તે ચાલતો હોય ત્યાં ત્યાં સાધારણ કાયદાથી બલીષ્ટછે. આ બાબતમાં ૧૨ મુ. ઈ. અપીલને પાને ૫૨૩ મેં નીલક્રીસ્તો દેબનો ફૈસલોછે તે જુઓ.

એક કુટુંબના રીવાજને કુલાચાર કહેછે અને અમુક સ્થાનના રીવાજને દેશાચાર કહેછે કુલાચાર શાબીત કરવા સારૂ એમ બતાવા આપવું જોઇએ કે તે જુનોછે અને નિર્ભંગ ચાલ્યો આવેછે ( ૯ બે. લો. રી. ૨૩૮) તેમજ ૧૪ મુ. ઇ. અપીલને પાને ૫૮૫ મે રામલક્ષ્મી અમલના કામમાં નામદાર પ્રીવીકૌન્સીલનો ઠરાવછે તે જુઓ.

વારસા બાબતના જે નિયમો અમુક જગ્યાએ ચાલતા હોય તેથી જુદા નિયમ પ્રમાણે વારસો અમુક કુટુંબમાં મળતો હોયતો તે કુલાચાર ગણાય અને પછી મીલકત સ્વોપારજીત હો કે વડીલો પારજીત હો તોપણ તે રીવાજ પ્રમાણે તેની બ્યવસ્થા થવી જોઇએ (૧૨ મુ. ઈ. અપીલ. ૮૧) તેમજ ઇ. લો. રી ૧ કલકતા ૧૯૫ રાજકીશનશીંગ વીરૂદ્ધ સમન્ય સરમાનો ફૈસલો જુઓ.

કાયદાથી પણ રીવાજ તે કાયદા જેટલુંજ બળ આપવામાં આવેલુંછે. તે બાબતમાં સન ૧૮૭૨ ના ૪ આકટનો કલમ ૫ અને ૭ જુઓ તેમજ સને ૧૮૨૫ ના ૧૧ મા રેગ્યુલેશનની ૨ જી કલમ જુઓ.

જે હકીકત ઉપરથી મનની અથવા શરીરની કીંવા સરીરના સુખ દુખની સ્થીતીમાં માલમ પડે તે હકીકતો બાબત.

૧૪. ધરાદો, કિંવા જ્ઞાન, કિંવા શુધ બુધી, કીંવા ગફલત, કીંવા બે ફીકરાઈ, કીંવા કોઈ અમુક સખસના ઉપરનો દુષ્ટભાવ, કીંવા સદભાવ એના જેવી મનની હરકોઈ સ્થીતી છે એવું જે હકીકત ઉપરથી માલમ પડે તે હકીકત, અથવા શરીરની કીંવા શરીરના સુખ દુખની હરકોઈ પ્રકારની સ્થીતી છે એવું જે હકીકત ઉપરથી માલમ પડે તે હકીકત લગતી છે. તે એવે પરસંગે કે જ્યારે એવી મનની અથવા શરીરની કીંવા શરીરના સુખ દુખની સ્થીતી છે કે નહીં એ વાત મુદ્દાની અથવા લગતી હોય ત્યારે.

ખુલાસો.—કોઈ હકીકત ઉપરથી મનની કાંઈ લગતી સ્થીતી છે એવું માલમ પડે છે એ કારણને લીધે હકીકત મજકુર લગતી હોય, ત્યારે તે હકીકત ઉપરથી જે અમુક બાબતની તકરાર ચાલતી હોય તે બાબતને સબંધે સદરહુ સ્થીતી છે એમ માલમ પડવું જોઇએ સામાનીય રીતે એવી સ્થીતી હોય છે એમ માલમ પડવું જોઇએ નહીં.

### દ્રષ્ટાંતો.

( અ ) અ ઉપર એવું તોહોમત છે કે તેને ચોરાએલો માલ જાણીને ચોરીનો માલ લીધો. ચોરીના અમુક જીનસ તેના કબજામાં હતી એવું સાબીત થાય છે.

સદરહુ વખતે તેના કબજામાં ચોરીની બીજી ઘણી જણસો હતી એ હકીકત લગતી છે કારણ એ ઉપરથી એવું દેખાય છે કે જે જણશો તેના કબજામાં હતી તે દરએક તથા શરવે ચોરીની હતી એવુ તેને માલમ હતું.

(બ.) અમુક સીકો ખોટો છે એવું શીકો મજકુર આપતી વખતે માલમ છતાં તે સીકો બીજાને દગલબાજીથી આપયો એવું તોહોમત અ ઉપર છે.

જ્યારે સદરહુ સીકો અ એ આપયો ત્યારે તેના પાસે બીજા ખોટા સીકા ઘણા હતા એ હકીકત લગતી છે.

(ક) પોતાનો કુતરો ઘણો કરડકણો છે એમ બ ને માલમ છે તે બ ના કુતરાએ કરેલા નુકશાન બાબત અ એ બ ના ઊપર દાવો કર્યો છે.

અગાડી ક્ષ, ય તથા ઘ ને કુતરો મજકુર કરડયો હતો અને તેઓએ તે બાબત બ આગળ ફરીયાદ કરી હતી, એ હકીકત લગતી છે.

(ડ) તકરાર એવી છે કે જે માણસને એક હુંડીનું નાણું આપવાનું હતું તેનું નામ ખોટું લખ્યું હતું તે વાત હુંડી સીકારનાર અ ને માલમ હતી કે નહી.

એ પરમાણે લખેલી બીજી હુંડીઓમાં જેને રૂપીઆ આપવાનું લખ્યુ હતું તે સખસ જો ખરો હોતતો તેણે હુંડીઓ મજકુર અ ને જે વખતે મોકલી હોત તે વખતની અગાડી સદરહુ હુંડીઓ અ એ સીકારેલી છે એ હકીકત. જે સખસને તકરારી હુંડીના રૂપીઆ આપવાનું લખ્યુ છે તે શખસ ખોટો છે એવી માહીતી અ ને હતી, એવું બતાવવાને સારૂ લગતી છે.

(ઈ) બ ની આબરૂને હાની થાય એવા ઇરાદાથી કોઈ આરોપની વાત પ્રગટ કરીને બ ની આબરૂ લીધાનું અ ઉપર તોહોમત છે.

અ નો બ ઊપર દુષ્ટ ભાવ છે એવુ બતાવનારી કોઈ વાતો પેસ્તર પ્રગટ કરયાની હકીકત લગતી છે. કારણ કે હાલની તકરારી વાત પ્રગટ કરવામાં અ નો ઇરાદો બ ની આબરૂને હાની કરવાનો હતો. એવુ તે ઉપરથી માલમ પડે છે.

અ તથા બ વચ્ચે આગળ કાંઈ ટંટો નોહોતો, તથા જે બાબત વીશે ફરીઆદ કરવામાં આવી છે, તે બાબત અ એ સાંભળી તે મુજબ પાછી કહી છે, એ હકીકતો અ નો ઇરાદો બ ની આબરૂને હાની કરવાનો નોહોતો એવું બતાવવાને સારૂ લગતી છે.

(ફ) અ એ દગલબાજીથી બ ને એવું બતાવ્યું કે ક દાર છે તે ઉપરથી ક જે નાદાર છે તે ઉપર બ એ લલચાઈને ભરૂશો રાખ્યો, તેથી નુંકશાન થયું, તે બાબત અ એ બ ઉપર દાવો કરયો છે.

ક દાર છે એવું જ્યારે અ એ કહયુ તીયારે ક ના પાડોશીઓ તથા જે લોક તેની સાથે વેપાર રોજગારનું કામ પાડતાં તેઓ ધારતા હતા કે ક દાર છે, એ હકીકત અ એ જે બતાવ્યું તે શુદ્ધ બુદ્ધિથી બતાંવ્યું એવું બતાવવા સારૂ લગતી છે.

(ગ) એક ઘરનો માલીક અ છે તે ઘર ઉપર કાંઈ કામ બ એ ક નામના ઇજારદારના હુકમથી કરેલું તે કામની કીમત લેવાને સારૂ અ ઉપર બ એ દાવો કર્યો છે.

અ નો જવાબ એવો છે કે બ એ જે કરાર કરેલો તે ક જોડે કર્યો છે.

તકરારી કામને સારૂ અ એ બ ને પઇશા આપ્યા છે એ હકીકત લગતી છે, કારણ કે તે ઉપરથી એવું સાબીત થાય છે કે અ એ શુધ બુદ્ધિથી તકરારી કામ કરવાનો બંદોબસ્ત કરવાનું ક ના સ્વાધીનમાં આપ્યુ હતું સબબ ક પોતાની તરફથી બ જોડે કરાર કરી શકતો હતો, અ ના મુખ્તીઆર તરીકે કરાર કરવાનું નોહોતું.

(ઘ) જડેલી મીલકતનો બદ દયાનતથી ખોટો ઉપયોગ કરયા બાબત અ ઉપર તોહોમત છે, અને તકરાર એવી છે કે જ્યારે તેણે તેનો સદરહુ મુજબ ઉપયોગ કર્યો ત્યારે ખરો માલીક મળી શકતો નથી એવું તે શુધ બુધીથી માનતો હતો કે નહીં.

મીલકત મજકુર ખોવાઇ ગયાની ખબર સરવે લોકોને અ જે ઠેકાણે રહે છે તે ઠેકાણે આપવામાં આવી હતી એ હકીકત તેનો ખરો માલીક મળી શકતો નથી એવું શુધ બુધીથી અ માનતો નોહોતો એમ બતાવવાને સારૂ લગતી છે.

ક એ મીલકત મજકુર ખોવાયાની વાત સાંભળીને તે ઉપર ખોટો દાવો કરવાની ઇછાથી તેણે કપટથી સદરહુ ખબર આપી છે એવું અ જાણતો હતો, અથવા એવું માનવાને તેને કારણ હતું. એ હકીકત લગતી છે, કારણ કે તે ઉપરથી એમ માલમ પડે છે કે સદરહુ ખબર આપ્યાની વાત અ ને માલમ હતી એટલા ઉપરથી તેની શુધ બુધી ગેર સાબીત થઈ શકતી નથી.

(આઈ) અ ના ઉપર એવું તોહોમત છે કે બ ને મારી નાંખવાના ઇરાદાથી તેના ઉપર ગોળી મારી. અ એ અગાડી બ ઉપર ગોળી મારી હતી, એ હકીકત અ નો ઇરાદો બતાવવાને સારૂ સાબીત કરી શકાય છે.

(જ) અ ના ઉપર એવું તોહોમત છે કે તેણે ધમકીના પતરો બ ને મોકલ્યા અ એ બ ને ધમકીના પતરો પેશતર મોકલ્યા હોય તે પતરો સદરહુ પતરોનો ઇરાદો બતાવવાને સારૂ સાબીત કરી શકાય છે.

(ક) તકરાર એવી છે કે પોતાની સ્ત્રી બ ઉપર નીરદયપણુ કરવાનો અ તકસીરવાર છે કે નહીં.

જે નીરદયપણું કરયાની તકરાર છે તે પેહેલાં અથવા પછી થોડે વખતે બેઉના દીલનો વીચાર એક એક તરફ કેવો હતો, તેનું જે કાંઈ ભાશણ થયું હોય તે લગતી હકીકત છે.

(લ) તકરાર એવી છે કે અ નું મોત જેહેરથી થયું છે કે કેમ.

અ બીમારી હતો તે દરમીયાન તેણે પોતાના રોગના ચીનહ બાબત જે મજકુર કહયો હોય તે લગતી હકીકત છે.

(મ) અ ના આયુશ્યનો વીમો ઉતારયો ત્યારે તેની તબીયતની સ્થીતી કેવી હતી, એ વીશે તકરાર છે.

સદરહુ વખતે અથવા તે અરસામાં અ એ પોતાની તબીયત બાબત જે મજકૂર કહયો હોય તે લગતી હકીકત છે.

(ન) જે ગાડી વપરાય એવી યોગ રીતે લાયક નોહોતી તેવી ગાડી મક્કલતથી બ એ ભાડે આપી તેથી અ ને વાગ્યુ તે બાબત અ એ બ ના ઉપર દાવો કર્યો છે.

તે ગાડીમાં જે કશર હતી તે બીજે પ્રસંગે બ ના ધ્યાન ઉપર આણી હતી, એ હકીકત લગતી છે.

જે ગાડીઓ બ ભાડે આપતો હતો તેમાં ગફલત કરવાની તેની રીત હતી, એ હકીકત લગતી નથી.

(ઓ) ઇરાદા પુરવક બ ને ગોળી મારીને તેને મારી નાંખ્યાથી બ નું ખુન કરયા બદલ અ ના ઉપર તજવીજ ચાલે છે,

અ એ બીજે પ્રસંગે બ ના ઉપર ગોળીઓ મારી હતી, એ હકીકત બ ને ગોળી મારવાનો અ નો ઇરાદો બતાવવાને સારૂ લગતી છે.

લોકોને મારી નાખવાના ઇરાદાથી તેઓના ઉપર ગોળી મારવાની અ ની રીત હતી, એ હકીકત લગતી નથી.

(પ) એક ગુન્હો કરયા બાબત અ ના ઉપર તજવીજ ચાલેછે.

સદરહુ ગુન્હો કરવાનો કાંઇ ઇરાદો દેખાઈ આવે એવું તે કાંઇ બોલ્યો હતો, એ હકીકત લગતીછે.

સદરહુ જાતના ગુન્હા કરવાની સામાન્ય રીતે તેના મનની વૃતીછે, એમ દેખાઇ આવે એવું તે કાંઈ બોલ્યો હતો, એ હકીકત લગતી નથી.

**ટીકા**—રાણી વીરૂદ્ધ પરભુદાસના કામમાં પરભુદાસ ઉપર વાયદા ચીઠી બનાવ્યાનું તોહોમત હતું. અને બીજા ચાર પ્રતિવાદીઓ ઉપર આ ગુન્હામાં મદદગારી કર્યાનું તોહોમત હતું. તોહોમતદારો મથેના ચારના કબજામાં આશરે એકસો પચાસ કાગળો માલમ પડ્યા; તે બનાવટી દસ્તાવેજોછે અથવા બનાવટી દસ્તાવેજોછે એવી રીતે કહેવામાં આવ્યું હતું. તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે આ કાગળો યોગ્ય રીતે પુરાવામાં દાખલ કર્યાછે. મુ. હા. કો. રી. વા. ૧૧—પા. ૯૦

| કોઈ કૃત્ય થયુ તે અકસ્માત થયું કીંવા ઇરાદા પુર્વક થયુ એવી તકરાર વીશેની હકીકત બાબત. | ૧૫. કોઇ કૃત્ય આકસ્મીક થયુછે, કીંવા ઇરાદા પુરવક થયુછે એવી જ્યારે તકરાર હોય ત્યારે તે કૃત્યના જેવા બીજા ઘણા બનાવો બન્યાછે, તેમાંનો કૃત્ય મજકુર એક ભાગછે, અને તે પ્રત્યેક બનાવમાં સદરહુ કૃત્ય કરનાર શખસ સામીલ હતો, એ હકીકત લગતીછે. |
|---|---|

## દ્રષ્ટાંતો.

(અ) જે રકમને સારૂ પોતાના ઘરનો વીમો ઉતરાવ્યોછે તે રકમ મેળવવાના હેતુથી અ એ ઘર મજકુર બાળી મુકયું. એવું તોહોમત તેના ઉપરછે.

**અ** ઘણા ઘરોમાં અનુક્રમે રહયો હતો તથા તે દરેક ઘરનો તેણે વીમો ઉતરાવ્યો હતો. તથા તે દરેક ઘરમાં આગ લાગી હતી, તથા સદરહુ દરએક આગ લાગ્યા પછી **અ** ને જુદા જુદા વીમા વાળાની દુકાનમાંથી રૂપીયા મળ્યા હતા એ હકીકતો જે આગો લાગી તે આકસમીક નોહોતી, એ બતાવવાને સારૂ લગતીછે.

(બ) બ ના દેણદાર પાસેથી પઇસા લેવાના કામ ઉપર **અ** ને રાખ્યોછે, જે રકમો તેને પોંહોચે તેની નોંધ એક ચોપડીમાં કરી રાખવાનું **અ** નુ કામછે, અમુક પ્રસંગે જેટલી રકમ તેને ખરેખરી પોહોચેલી તે કરતાં કમી રકમ તેણે નોંધીછે.

તકરાર એવીછે કે એ ખોટી નોંધ આકસમીક થઇછે કે ઇરાદા પુરવક થઇછે.

બીજી રકમો **અ** એ તેજ ચોપડીમાં નોંધીછે તે ખોટીછે તથા તે ખોટી નોંધ દરએક કામમાં **અ** ના ફાયદાનીછે, એ હકીકત લગતીછે.

(ક) **અ** ના ઊપર એવું તોહોમતછે કે તેણે દગલબાજીથી એક ખોટો રૂપીઓ બ ને આપ્યો. તકરાર એવીછે કે જે રૂપીઓ આપ્યો તે આકસમીક આપ્યો કે કેમ.

બ ને રૂપીઓ આપવાની થોડીવાર પહેલાં અથવા થોડીવાર પછી **અ** એ ખોટા રૂપીઆ ક ડ તથા ઇ ને આપ્યાછે એ હકીકત બ ને જે રૂપીઓ આપ્યો તે આકસમીક આપ્યો નથી એ બતાવવાને લગતી છે.

**કામની પધતી ક્યારે સમજવી.**

૧૬. અમુક કૃત્ય બન્યુંછે કે નહી એવી તકરાર હોય ત્યારે જો કામની એવી કોઈ સાધારણ પધતી હોય કે તે પ્રમાણે સદરહુ કૃત્ય સ્વભાવીક રીતે થવું જોઇએ તો તે પધતીછે એ હકીકત લગતીછે.

## દ્રષ્ટાંતો.

(અ) તકરાર એવીછે કે અમુક પત્ર રવાને થયું હતું કે કેમ.

સરવે પત્રો અમુક ઠેકાણે મુક્યા હોય તો તેને ટપાલમાં લઈ જાય એવી કામની સાધારણ પધતી હતી તથા અમુક પત્ર તે ઠેકાણે મુક્યુ હતું એ હકીકતો લગતીછે.

(બ) તકરાર એવીછે કે અમુક પત્ર **અ** ને પોહોચ્યોછે કે નહી તે પત્ર હમેશની પધતી મુજબ ટપાલમાં નાખ્યું હતું તથા ડેડ લેટર આફીસમાથી તે પાછું આવ્યુ નથી એ હકીકતો લગતી છે.

કાગળ ઉપર ટપાલ આફીસની છાપ હોય તો તેમાં લખેલે વખતે તથા જગાએ તે ટપાલમાં હતે તેનો એ પ્રથમ દરશનીક પુરાવછે.

ઈંગ્રેજી કાયદા પ્રમાણે આ કલમમાં આવેલી વાત અનુમાન (પ્રીઝમ પશન) ગણાયછે.

## અંગીકાર બાબત.

**અંગીકાર એટલે શું.**

૧૭ જે મુખ્ય જુબાની કહેલા કીંવા દસ્તાવેજમાં લખેલા મજકુર ઉપરથી હર કોઇ મુદ્દાની કીંવા લગતી હકીકત સંબંધી હરકાંઇ ધારણા થાય તથા જે નીચે લખેલા સખસોમાંથી હરકોઇ સખસે નીચે લખેલી કેફીયતને સંબંધે કહયો હોય કીંવા

લખ્યો હોય તે મજકુરને અંગીકાર સમજવો.

કોઈ કાગળમાં કબુલત હોય તેટલાજ ઉપરથી તેના ઉપર ટીકટની જરૂર નથી; સીયન પ્રસાદ વી. મનોહરદાસ અને બીજા ૨૩ વા. રી. ૩૨૫

કામના પક્ષકાર અથવા તેના મુખ્યત્યારે કરેલો અંગીકાર.

૧૮. કામના કોઇ પક્ષકારે કહેલો કીંવા લખેલો મજકુર અથવા એવા કોઈ પક્ષકારે પોતાની તરફથી સદરહુ મજકુર કહેવાનો સ્પષ્ટ રીતે કીંવા ગરભિત રીતે કોઈ મુખત્યારને અખત્યાર આપ્યોછે એવું કામ મજકુરની કેફીયત ઉપરથી કોરટ ગણતી હોય તેવા મુખત્યારે કહેલો કીંવા લખેલો મજકુર અંગીકાર છે એમ સમવું.

પ્રતીનીધીના સંબંધે દાવો કરનાર સખસે કરેલો અંગીકાર.

જે પક્ષકારોએ પ્રતીનીધીના સબંધથી દાવો કર્યો હોય અથવા જે પક્ષકારોના ઉપર સદરહુ સંબંધે દાવો થયો હોય તે પક્ષકારોએ કહેલો કીંવા લખેલો મજકુર અંગીકાર નથી,' પરંતુ સદરહુ પ્રતિનીધીનો સંબંધ ચાલતો હોય તે દરમ્યાનમાં એવા પક્ષકારોએ કહેલો કીંવા લખેલો મજકુર અંગીકારછે એમ સમજવું.

દાવાના વીશયમાં જે શખ્સનો હક હોય તેણે કીધેલો અંગીકાર.

(૧) જે વીષય બાબત કામ ચાલેછે તે વીષય ઉપર જે શખ્સનો માલીકીનો હક હોય અથવા તેમાં તેનો કોઈ પઇશા સંબંધીનો હક હોય તે શખ્સોએ સદરહુ મુજબના હકવાળા સખશો તરીકે કહેલો કીંવા લખેલો મજકુર અથવા,

જે શખ્સથી હક પોહોચ્યો હોય તે શખ્શે કીધેલો અંગીકાર.

૨ જે વીશય બાબત દાવો ચાલ્યો છે તે વીશય ઉપરનો હક તે દાવાના પક્ષકારોને જે સખશોથી મળ્યો હશે તે શખ્શોએ કહેલો કીંવા લખેલો મજકુર.

જો શદરહુ મજકુર કેહેનારા કીંવા લખનારા સખશોનો હક ચાલુ હોય તે દરમ્યાનમાં તેઓએ કહ્યો હોય કીંવા લખ્યો હોય તો તે અંગીકારછે.

ટીકા.—જસ્ટીસસ્ટોરી કહેછે કે જ્યાં જ્યાં એજન્ટના કર્યો તેના મુખ્ય (પ્રીન્સીપલ) ને બંધન કારક છે તેવા કામમાં એજન્ટે જે હકીકત કરી હોય અગર જે કાંઇ જાહેર કર્યું હોય અગર કબુલત આપી હોય તો તે બધાં મુખ્ય (પ્રીન્સીપલ) ને બંધન કારક છે. (સ્ટોરી કૃત એજન્સીનું પુસ્તક કલમ ૧૩૪). પણ કરાર કરતી વખતે જો આ પ્રમાણે કરવામાં ન આવ્યુ હોય પણ બીજી કોઈ વખતે એજન્ટ આવી કબુલત વીગરે આપે તો તે બંધન કારક નથી. (તેજ પુસ્તકની કલમ ૧૩૫) બારીસ્ટરો અને વકીલોનાં કર્યો પોતાના અસીલોને કેવી રીતે અને કેટલે સુધી બંધન કારક છે તે વીશે પાછળ ૨૯ મી કલમ જુઓ.

ભાગીઆ એક બીજાના એજન્ટ છે. તેઓએ એકઠા મળી મંડળી કરી એટલેજ તેઓ એક બીજાના એજન્ટ થઈ ચુકયા. (ટેલરકૃત પુરાવાનો કાયદો કલમ ૫૩૫ અને સ્ટોરીકૃત પાર્ટનરશીપના કલમો ૧૦૭-૧૨૫-જુઓ.

પણ એક બાબતમાં એક ભાગીયાએ કરેલી કબુલત બીજા ભાગીયા વિરૂધ વાપરી શકાય નહીં. તે બાબત સન ૧૮૭૭ ના ૧૫ મા આક્ટની ૨૨ મી કલમ જુઓ.

એક પ્રતીવાદીએ કોઈ દાવા કબુલ કર્યો હોય તો તે બીજા પ્રતીવાદીઓ વિરૂદ્ધ બંધન કારક નથી. લો. રી. ૨ ઈંડીયન અપીલ. ૧૨૯

આગલા દાવાની લેખી હકીકતમાં અગર જુબાનીમાં પક્ષકારોએ જે કહ્યુ હોય તેથી કબુલ-

ત સાધારણ રીતે થાય છે. ૨૨. વી. રી. ૩૦૩, ૩૦૪

આવી લેખી હકીકતો લેવાની જો કાયદા પ્રમાણે ફરજ હોયતો તે કાયદા પ્રમાણે બરોબર લેવામાં આવી હોય તોજ પુરાવામાં દાખલ થઇ શકે. ૨૪ વી. રી. ૧૧૪

અમેરીકા અને ઈંગ્લાંડમાં એમ ઠરાવવામાં આવ્યું છેકે પંત્યાળુ તુટ્યા પછી પણ પંત્યાળાના કામ બાબત આગળથી જે કબુલત એક ભાગીયાએ કરી હોય તે બધાને બંધન કારક છે. દરેક ભાગીદારની જુવાબદારી ચાલુ છે તો તેનું હિત પણ કાયમ છે એમ ગણવું જોઇએ.

જે સખ્સોની સ્થીતી મુકદમાના પક્ષકારની વીરૂધ શાબેત કરવાની જરૂર છે તેવા સખ્સોએ કહેલો કીંવા લખેલો મજકુર

૧૯ જે સખ્સોની સ્થીતી કીંવા જવાબદારી કોઇ મુકદમામાંના કોઇ પક્ષકાર વીરૂધ છે કે નહી એવા સબંધથી સાબીત કરવાની જરૂર છે તેવા સખ્સો પોતે જો કોઇ દાવો માંડે અથવા તે સખ્સોના ઉપર જો બીજો કોઈ દાવો માંડે તો તે મુકદમામાં સદરહુ સ્થીતી કીંવા જવાબદારીને સબંધે સખ્સો મજકુરે કહેલો કીંવા લખેલો કોઈ મજકુર તેઓને પોતાને વીરૂધ હોવાથી લગતો હોય તો તે મજકુર સદરહુ સખ્સોએ સદરહુ મુકરદમામાં કહ્યો હોય કીંવા લખ્યો હોય ત્યારે તે મજકુર અંગીકાર છે એમ સમજવું પણ સખ્સો મજકુર સદરહુ સ્થીતીમાં કાયમ હોય કીંવા તેની સદરહુ જવાબદારી ચાલુ હોય તે દરમીયાનમાં સદરહુ મજકુર તેઓએ કહ્યો હોય અથવા લખ્યો હોય તો.

**દ્રષ્ટાંતો.**

(અ) ના તરફથી ભાડુ વસુલ કરનારનું અ પોતાને માથે લેછે.

બ ને જે ભાડુ ક ના તરફથી આવવાનું હતુ. તે અ એ વસુલ કરયુ નહી સબબ બ એ અ ઉપર દાવો કરયો છે.

બ નું ક પાસેથી કાંઇ ભાડુ લેહેણું હતું એ વાતનો અ ઈનકાર કરે છે.

બ નું પોતાની પાસે ભાડુ લેહેણું હતુ એવો ક નો કહેલો કીંવા લખેલો મજકુર અંગાકારછે, અને ક ના પાસેથી બ નું ભાડુ લેહેણું હતું એ વાતનો જો અ ઈનકાર કરતો હોય તો સદરહુ મજકુર અ ના વિરૂધ લગતો છે.

ટીકા—બીજો દાખલો ટેલર પા૦ ૬૮૮—અ તથા બ ને ક નું એકઠુ દેવું છે. ક એકલા અ ઉપર દાવો બાંધે છે. અ વાંધો લેછેકે હું એકલો જવાબદાર થઇ શકતો નથી; બ ને સહપરતીવાદી તરીકે સામાલ કરવો જોઈએ, કારણકે હમે બંને એકઠા જવાબદાર છીએ. તેમની એકઠી જવાબદારી વીશે બ એ કરેલો અંગીકાર અ અને ક ના વચે ચાલતા કામમાં લગતો છે.

જે સખ્સનો પક્ષકારે હવાલો આપો હોય તે સખ્સનો કરેલો અંગીકાર.

૨૦ તકરારી બાબત સબંધી કાંઈ માહીતી જે સખ્સો પાસેથી મેળવવાનું મુકદમાના હર કોઇ પક્ષકારે સ્પષ્ટ રીતે બતાવ્યું હોય તે સખ્સોએ કહેલા કીંવા લખેલા મજકુર અંગીકાર છે એમ સમજવું.

**દ્રષ્ટાંતો.**

તકરાર એવી છે કે અ એ બ ને વેચેલો ઘોડો મજબુત છે કે નહી.

અ બ ને કહેછે કે "જઇને ક ને પુછો ક ને તે બાબત સરવે માલમ છે" ક એ જે મ-

જકુર કહ્યો હોય તે અંગીકાર છે.

**ટીકા.**—ટેલર કહેછે આ ધોરણ કાયદાનો સવાલ હોય કે હકીકતનો સવાલ હોય છે. જે અને જે બાબત વીશે પુછવામાં આવ્યું હોય તે બાબતનું ખાસ ગ્નાન હોય કે ના હોય અને તેવા આપી કહેલી બીના કરાર ઉપરથી થએલા દાવામાં અગર અપકૃત્યના દાવામાં પુરાવા તરીકે આપવામાં આવી હોય તો પણ આ નિયમ લાગુ પડે છે. ટેલર. ૬૮૯-૬૯૩

જે સખસે અંગીકાર કર્યો હોય તેની વીરૂધ અથવા તેના તરફેન માં અંગીકાર લગતો છેકે શીરીતે

૨૧. જે સખસે કાંઈ અંગીકાર કીધેલો હોય તે સખસ વીરૂધ અથવા હક સબંધીના તેના પ્રતીનીધીની વીરૂધ તે અંગીકાર લગતો છે તથા તે સાબીત કરી શકાય છે; પરંતુ જે સખસે તે અંગીકાર કીધો હોય તેનાથી અથવા તેના તરફથી અથવા તેના હક સબંધી પ્રતીનીધીથી નીચે બતાવેલી બાબત શીવાય બીજી બાબતમાં અંગીકાર મજકુર સાબીત કરી શકાતો નથી.

(૧) જ્યારે અંગીકાર એવા પ્રકારનો હોય કે તે કરનાર સખસ મરણ પામો હોય તો તે કલમ ૩૨ મુજબ ત્રાહીત સખસોની વચે ચાલતા કામમાં લગતો થાય ત્યારે તે અંગીકાર જે સખસે કર્યો હોય તેનાથી અથવા તેના તરફથી તે સાબીત કરી શકાય છે.

(૨) મનની અથવા શરીરની કોઈ સ્થીતી હતી એ હકીકત લગતો કીંવા મુદાની હોય ત્યારે, તે સ્થીતી હતી, એવો જે મજકુર સદરહુ મનની અથવા શરીરની સ્થીતી ચાલતી હોય તે વખતે અથવા તે અરસામાં કહેવામાં અથવા લખવામાં આવ્યો તે મજકુરને રૂપે જ્યારે કોઈ અંગીકાર હોય તથા જ્યારે તે મજકુર કહેવાની અથવા લખવાની સાથે એવી વરતણુંક થઈ હોય કે સદરહુ કહેલું કીંવા લખવું ખોટું છે એ તે ઉપરથી અસંભવીત માલમ પડે તારે સદરહુ અંગીકારની સાબીતી તે અંગીકાર કરનાર સખસથી અથવા તેની તરફથી કરી શકાય છે.

(૩) કાંઈ અંગીકાર અંગીકાર તરીકે નહી, પણ બીજી રીતે લગતો હોય તો, તે અંગીકાર જે શખશે કીધો હોય તેનાથી અથવા તેના તરફથી શાબીત કરી શકાયછે.

## દ્રષ્ટાંતો.

(અ.) અ તથા બ વચે તકરાર એવીછે કે અમુક ખત બનાવટનું છે કે નહી. અ નું કહેવું એવુંછે કે તે ખરૂછે, તથા બ નું કહેવું એમછે કે તે બનાવટનું છે.

સદરહુ ખત ખરૂછે એવો મજકુર અ એ કહ્યો અથવા લખ્યો હોય, તેની સાબીતી બ થી કરી શકાય છે, તથા ખત મજકુર બનાવટનું છે એવો મજકુર અ એ કહ્યો અથવા લખ્યો હોય તેની સાબીતી બ થી કરી શકાયછે; પરંતુ તકરારી ખત ખરૂ છે એવો મજકુર અ એ પોતે કહ્યો અથવા લખ્યો હોય તેની સાબીતી અ થી કરી શકાતી નથી, તેમજ તે બનાવટનું છે એવો મજકુર બ એ કહ્યો અથવા લખ્યો હોય તેની સાબીતો બ થી કરી શકાતો નથી.

(બ.) અ એક વાહાણનો ટંડેલ છે તેના ઉપર એવા તોહોમત બદલ તજવીજ ચાલેછે કે તેણે એક વહાણ ભાગી નાખ્યું.

વાહાણને તેના યોગ્ય મારગની બાહાર લઈ જવામાં આવ્યું હતું એ બતાવવાને સારૂ પુરાવો આપવામાં આવ્યોછે.

પોતાના હમેશના કામને પરસંગે અ એ રાખેલી એક ચોપડી તે હાજર કરે છે, તે ઉપરથી એવું દેખાયછે કે દરરોજ બનાવો વીગરે જે જાહેર કરયા પરમાણે તેનાં અવલોકન કરવામાં આવતુ તે સરવે તેમાં લખી રાખ્યું છે, તથા તે ઉપરથી એવું માલમ પડેછે કે વાહાણ મજકુરને તેના યોગ્ય મારગની બાહાર લેઇ જવામાં આવ્યું નહોતું, અ સદરહુ મજકુર સાબીત કરી શકેછે કારણ કે તે મરણ પામ્યો હોત તો સદરહુ મજકુર વાહીત પક્ષકારો મધ્યે ચાલતા કામમાં કલમ ૩૨ ની રકમ (૨) મુજબ પુરાવામાં લેવાઈ શકાત.

(ક) કલકતામાં અ એ એક ગુન્હો કરયોછે એવું તેના ઉપર તોહોમત છે.

તેણે પોતે લખેલુ એક પત્ર તે હાજર કરેછે, તે પત્રમાં લાહોર મુકામે તે દીવસે તારીખ નાખેલીછે તથા જે તારીખ નાખેલીછે તે તારીખના લાહોરની પોસ્ટ આફીસની છાપ તે પત્ર ઉપરછે.

પત્રમાં તારીખ લખીછે એ મજકુર પુરાવામાં લેવા યોગ્ય છે કારણ કે અ જો મરણ પામેલો હોત તો તે મજકુર કલમ ૩૨ ના રકમ ૨ મુજબ પુરાવામાં લેવા યોગ્ય હોત.

(ડ) માલ ચોરીનોછે એવું જાણ્યા છતાં તે લીધા બાબત અ ના ઉપર તહોમત છે.

સદરહુ માલની જે કીંમતછે તે કીંમતના અંદર તે વેચવાની તેણે ના કહી હતી એવું સાબીત કરવા તે માગેછે.

સદરહુ મજકુર અંગીકારછે તોપણ તેની સાબીતી અ કરી શકેછે, કારણ કે મુદ્દાની હકીકત ઉપરથી જે વરતણુક થઇ તેનો ખુલાસો તે ઉપરથી થાય છે.

(ઈ) ખોટો સીક્કોછે એવુ માલમ છતાં ખોટો શીકો પોતાના કબજામાં દગલબાજીથી રાખ્યાનુ તોહોમત અ ઉપરછે.

અ એવી હકીકત સાબીત કરવા કેહેછે કે સીક્કો મજકુર ખોટો છે કે નહી એ વીશેનો મને સંશય પડવાથી તે સીકાની પરીક્ષા નાણા પારખનાર એક સખશ પાસે મે કરાવી અને તેણે પરીક્ષા કરીને મને એવું કહ્યુ કે સીક્કો મજકુર ખરો છે.

સદરહુ છેવટના ઉપલા દ્રષ્ટાંતમાં કહેલા કારણોને લીધે અ એ હકીકતો સાબીત કરી સકેછે.

ટીકા—હુકમનામાની બજાવણીના વેચાણમાં મીલકતનો ખરીદ કરનાર જે હુકમનામાના દેણદારનો હક, હીતહક વીગેરે તેણે ખરીદ કરી લીધોછે. તેનો તે હીત પ્રતિનીધીછે આનાપુરના દાસી વી. નાફર જોતદાર ૨૧ વી. રી. વા. ૧૪૮

દસ્તાવેજના મજકુર બાબતનો મુખ્ય અંગીકાર ક્યારે લગતો સમજવો.

૨૨. દસ્તાવેજના મજકુર બાબતનો મુખ જુબાની અંગીકાર લગતો નથી પરંતુ એવાં દસ્તાવેજના મજકુરનો દોયમ પુરાવો આ આકટમાં હવે પછી કહેલા નીયમો પ્રમાણે આપવાનો પોતાનો હકછે એવું જે પક્ષકાર સદરહુ મુજબ સાબીત કરવા માગતો હોય તે બતાવે તો તથા બતાવે ત્યારે અથવા જે દસતાવેજ હાજર કરયોછે તેના ખરા પણા વીશે જો તકરાર હોય તો સદરહુ મુજબનો દસતાવેજના મજકુર બાબતનો અંગીકાર લગતોછે.

ટીકા—દસ્તાવેજના દોયમ પુરાવની બાબતમાં આ કાયદાની ૬૫ કલમ જુઓ.

દીવાની કામમાં અંગીકાર કેવે પ્રસંગે લગતા હોયછે.

૨૩. કોઇ એક અંગીકારનો પુરાવો આપવો નહી એવી સ્પષ્ટ શરત કરીને અંગીકાર મજકુર કરવામાં આવ્યો હોય તો અથવા સદરહુ અંગીકાર એવી કેફીયત ઉપરથી કરામાં આવ્યો હોય કે તે કેફીયત ઉપરથી કોરટને એવી ધારણા થાય કે અંગીકાર મજકુરનો પુરાવો આપવો નહી એ પરમાણે તે કામના પક્ષકારોએ એકમત થઈ ઠરાવ કરચો છે તો દીવાની કામોમાં તે અંગીકાર લગતો નથી.

**ખુલાસો**—કોઈ પણ બારીશટર કીંવા પલીડર કીંવા અટરની કીંવા વકીલને કલમ ૧૨૬ મુજબ જે બાબતની સાહેદી આપવાની ફરજ પાડી શકાયછે, તે બાબતની શાહેદી આપવાની તેને આ કલમ ઉપરથી કોઇ પણ રીતે માફી થાયછે એમ સમજવું નહી.

**ટિકા**—આવો કોઈ સ્પષ્ટ કરાર કીંવા ગરભીત સરત ન કરી હોય તો ખાનગી ભાંજગડની માગણી કરી તે જવાબદારીનો કંઈક પુરાવ થશે; પણ એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે આવી તરેહની માગણીની રીત પ્રાપ્ત કરવાસારૂ કરવામાં પણ આવે અને તેથી જુવાબદારીઓ સ્વીકારના પણ કર્યો હોય. નિરાંત પ્રાપ્ત અને જુમેદારીના કંઈ પણ અંગીકાર વગર થઈ શકે. દરેક પ્રસંગની કેફીયત ઉપર ઘણો આધાર રેહેશે.

ફોજદારી કામમાં લાલચ કીંવા ધમકી કીંવા વચન ઉપરથી કેયેલી કબુલત ગેર લગતી છે.

૨૪ કોઈ ફોજદારી કામમાં કોઇ તોહોમતવાળા સખ્શે કરેલી કબુલત કોઇ અધીકારવાળા શખ્શ તરફથી તે તોહોમતવાળા ઉપરના તોહોમતને સબંધે મળેલી લાલચ કીંવા ધમકી કીંવા વચન ઉપરથી કરવામાં આવી છે. એવું કોરટની નજરમાં આવે તથા તે લાલચ કીંવા ધમકી કીંવા વચન કોરટના અભીપરાયમાં એવા હોય કે પોતાના ઉપર જે કામ ચાલે છે. તે કામને શબંધે પોતાને શદરહુ મુજબ કબુલત કરેથી સંસાર વીષયનો હરકાંઈ ફાયદો થશે અથવા એવી હરકાંઈ આફત દુર થશે એમ સમજવાને શદરેહ તોહોમતવાળા સખ્શને યોગ્ય જણાય એવા સબબ તેને સદરહુ મુજબની લાલચ કીંના ધમકી કીંવા વમન ઉપરથી મળ્યા છે તો કબુલતહુમજકુર સદરેહુ ફોજદારી કામમાં લગતી નથી.

**ટીકા.**—કબુલતો બે જાતની છે, (૧) ઇનસાફી નહી એવી. એટલે જે કબુલતો માજીસતરેટ કે કોરટની રૂબરૂ કરેલી ન હોવ પણ બીજે ઠેકાણે કરેલી હોવ એવી. (૨) ઇનસાફી અથવા જે કબુલતો કાયદેસર કામોની હમેશની પધતી પ્રમાણે માજીસતરેટની કે કોરટની રૂબરૂ કરેલી હોય એવી, પેહેલી જાતની કબુલતોમાં ખાનગી સખ્સોની આગળ કરેલી તેમજ ઇનસાફના અમલદારો જેવા કે કનસટેબલો, પોલીસ અમલદારો ઇત્યાદીની આગળ કરેલી કબુલતો આવે છે. જો આ કબુલતો બુધી પુરવક કરેલી હોય તો બીજી હકીકતોની પેઠે સાબીત થયા પછી તે પુરાવામાં લેઈ શકાય છે. કબુલત બુધી પુરવક છે કે નહી તે બાબતમાં ચીફ બારેન આયરે કહયું કે "જે કબુલત મનમાંથી આશાની ખુશામત કરી અથવા ધાસતીનું દબાણ મુકી કઢાવી હોય તે જ્યારે ગુન્હાના પુરાવા તરીકે ગણવાની હોય ત્યારે એવા શક ભરેલા રૂપમાં આવે છે કે તે ઉપર કંઈ પણ ભરસો રાખવો ન જોઈએ.',

જ્યારે જ્યારે તોહોમતવાળા સખ્સે કરેલી કબુલત કોઇ અધીકારવાળા સખ્સ તરફથી મળેલી લાલચ કીંવા ધમકી કીંવા વચન ઉપરથી કરવામાં આવી છે એવું કોરટની નજરમાં આવે તો એ કબુલત ગણવી નહીં.

અધીકાર વાળો સખ્સ કોણ છે.

રાણી વી. નવરોજજી દાદાભાઈ (૯ મું૦ હા. રી. ૩૬૮) આ કામમાં ચીફ જસટીસ સારજંટે કહયું કેઃ—" 'અધીકારવાળો સખ્સ' એ શબ્દની બ્યાખ્યા કે દ્રષ્ટાંત આપ્યું નથી.

એશબ્દ આવા પ્રકારની બાબતોમાં ઈંગરેજી કાયદાના અભ્યાસીઓને સારી પેઠે માલમ છે, અને જો કે આ આકટ પાસ થતી વખતે જે પુરાવાના નિયમો અમલમાં હતા તે બધા રદ કરવામાં આવ્યા છે તેથી એ બાબત ઉપરના ઠરાવો પ્રમાણે દાખલ ભાગ્યેજ ગણી શકાય તો પણ તે ઉપયોગી આધારોનું કામ સારે" આ કામમાં કેદી ગરેટ ઈંડીયન પેનીનસુલા રેલવેનો બુકીંગ કલારક હતો; અને જે સખસે લાલચ, ધમકી કીંવા વચન આપેલાં તે સખસ પ્રથમ કંપની તરફથી ગામે ગામ ફરતો હીસાબ તપાસનાર હતો, અને એ વખતે તે ખાસ નોકરી ઉપર હતો, તેવામાં હીસાબની જે ઘટનું તોહોમત રાખવામાં આવ્યું હતું તે ઘટ માલમ પડી હતી. આ કલમના અરથ મુજબ તેને અધીકારવાળો સખસ માનવામાં આવ્યો હતો. એ વિદ્વાન ચીફ જસટીસ કે એમ જણાવ્યું કેઃ—હું ધારૂછુ કે ઈંગરેજી પ્રમાણો મુજબ એ સ્પષ્ટ એવો સખસ ( અધીકારવાળો સખસ ) થશે. તેની પરીક્ષા એ ફએ સખસને એ બાબતમાં વચે પડવાની સત્તા અધીકાર હતો કે નહી? અને તેનું કાંઈ પણ હીત અગર હક સબંધ જેમ રાણી વી. વેરીંગહાલ ( ડેનીસન્સ ક્રાઉન કેસીસ વા૦ ૨—પા૦ ૪૪૭ ) કામમાં ઠરાવવામાં આવ્યું છે તે મુજબ તેને એવો અધીકાર છે એમ બતાવવાને બસ છે."

વારીંગ હામના કામમાં પારક.બીએ એમ ઠરાવ્યું કે ફરીઆદીમાના એકની સ્ત્રી જે કામ કાજની બ્યવસ્થા કરતી હતી તે અધીકારવાળી છે એમ ગણવું જોઈએ. ઈંગ્રેજી કાયદા પ્રમાણે ફરીઆદી જો ગુન્હામાં તેમનું હીત હોયતો કેદીનો શેઠ અગર શેઠાણી; કોન્સ્ટેબલ અગર બીજો અધિકારી જેના હવાલામાં કેદી હોય તે; માજીસ્ટ્રેટ એ બધા અધિકારવાળા સખ્શ ગણાય છે.

જે લાલચ કીંવા ધમકી કીંવા વચન મળેલા હોય તે તોહોમતવાળા સખસના ઉપરના તોહોમતની બાબત મળેલા હોવાં જોઈએ; અને જો તે એક તોહોમતને સંબંધે મળયાં હોય તો તેનાથી તદન જુદા તોહોમતને સબંધે કરેલી કબુલત તેથી હરકત આવશે નહી.

લાલચ પુરતી હોવી જોઈએ વીગરે.

એ લાલચ ધમકી કીંવા વચન કોરટના અભીપ્રાયમાં એવાં હોવાં જોઈએ કે પોતાના ઉપર જે કામ ચાલે છે, તે કામને સબંધે પોતાને સદરહુ મુજબ કબુલત કરવાથી સંસાર વિષયનો હરકોઈ ફાયદો થશે અથવા એવી હરકોઈ આફત દુર થશે એમ સમજવાને તોહોમતવાળા સખસને યોગ્ય જણાય એવા આધાર મળી શકે.

લાલચ કીંવા ધમકી કીંવા વચન ઉપર મુજબ છે કે નહી તે વીશે વિચાર બાંધવાનું કોરટનું એટલે કે જડજનું અથવા માજીસતરેટનું છે. જ્યુરીની સાથે તજવીજ જે મુકરદમામાં ચલાવી હોય તેમાં કબુલત પુરાવામાં લેવી યોગ્ય છે કે નહી, તે જડજે એકલા એજ ઠરાવવાનું છે. જે ફાયદો થવાનો અથવા જે આફત ટળવાની તે ( ૧ ) સંસાર વીષયની હોવી જોઈએ, અને ( ૨ ) તોહોમતવાળા સખસના ઉપર ચાલતા કામને સબંધે હોવા જોઈએ. જેમકે એક જેલના પાદરીએ એક કેદીને કહ્યું કે ધર્મોપદેશક તરાકે મારે તને ચેતાવવું જોઈએ કે ઈશવરની સાથે કપટ રમવાની કોસીશ કરી પાપમાં પાપનો ઉમેરો ન કર, અને તાહારે તારાં પાપ ઈશવરની આગળ કબુલ કરી દેવાં, અને તાહારાથી બને તેટલો તેં કરેલા નુકશાનનો બદલો વાળવો એ જરૂર છે, અને કેદીએ તેને આ મુજબ કેહેવામાં આવ્યા પછી, જેલર અને કોટવાળની આગળ બે કબુલાતો કરી; આ કબુલાતો પુરાવામાં લેવા લાયક છે. એમ ઠરાવવામાં આવ્યું. રાણી. વી. ગીલહામ મુડીસ ક્રીમીનલ કેસીસ. વા. ૧—પા. ૧૮૯. વળીએક માણસે ખૂનના તોહોમતવાળા એક છોકરાને કહ્યું કેઃ—" હવે પગે પડ હું તને એક ઘણો સફાસ્વાલ પુછુછું. અને મને આશા છે કે, ઈશવરની સમક્ષ તું મને સાચેસાચી વાત કહી દેઈશ"—અને તે છોકરાએ જે મજકુર કહયો તે પુરાવામાં લેવા યોગ્ય છે એમ ઠરાવવામાં આવ્યું. રાણી વી. વાઈલ્ડ. મુડીસ ક્રીમીનલ કેસીસ વા. ૧—પા. ૪૫૨.

તોહોમતવાળા સખ્સે કરેલી કબુલત જો કોરટની નજરમાં એમ આવે કે તે અમુક તરેહની લાલચ, કીંવા ધમકી, કીંવા વચન ઉપરથી કરવામાં આવી છે તો તે લાગતી ગણવી નહીં

કબુલત લગતીછે કે નથી તે કોરટે નકી કરવાનું છે.

અહીંઆં પણ વળી એવા પ્રસંગે કબુલત પુરાવામાં લેવી કે નહીં તે નકી કરવાનું કામ કોરટનું છે, એટલે જડજનું પણ જ્યુરીનું નથી અથવા માજીસટરેટનું છે. (મુ. હા. કો. રી. વા. ૯–પા. ૩૬૭) રાણી વી. નવરોજજી દાદાભાઇના કામમાં ચીફજસ્ટીસે સારજનટ ઓહ્યો કે " લાલચ, ધમકી ઇચ્છા વચન કબુલ ન કરવાથી સંસાર વીષયનો કાંઈ ફાયદો થશે અથવા કંઈ આફત ટળશે એવી ધારણા કરવાને કેદીને માટે બસ હતી કે નહીં તે વીશે પોતાનો અભીપ્રાય બાંધવાનુ કામ તદન કોરટ ઉપર નાંખે છે"(મુ. હા. કો. રી. વા. ૧૧–પા. ૧૩૮ ) રાણી વી. બલવંત પેનડારકરના કામમાં પણ એમ કેહેવામાં આવ્યું હતું કે જો કોરટની નજરમાં એમ આવે કે અમુક કબુલતલાલચ, કીંવા ધમકી કીંવા વચન ઉપરથી કરવામાં આવી છે તેમજ એ કબુલત પુરાવામાં લેવા યોગ્ય નથી. આ કામમાં તોહોમતદારે પેહેલ પેહેલુ સેશન કોરટની આગળ જાહેર કરયું કે કબુલત મને ધમકી અને આશાઓ આપી કઢાવી હતી. પરંતુ આ વાતનો પુરાવ નહી, તેથી હાઇકોરટનો એવો અભીપ્રાય થયો કે પુરાવા વગર એમ અનુંમાન ન કરાય કે કબુલત ગેરવાજબી દાબથી કઢાવી છે એવા સબબનો વાંધો બતાવવામાં આવે તો તે પુરાવામાં ન લેવા લાયક થતી નથી.

પોલીસ અમલદારની રૂબરૂ કીધેલી કબુલાત પુરાવામાં લેવીનહી

૨૫. હરકોઈ પોલીસ અમલદારની આગળ કરેલી કબુલત હરકોઈ ગુન્હાના તોહોમતવાળા શખ્સ વીરૂદ્ધ સાબીત કરવી નહી.

ટીકા—૧ એક સખ્સ રેલવેમાં બેસીને કલકતે જતો હતો તેવામાં તેની ઘડીઆળ સાંકળી તથા કેટલીક રકમ તેની પાસેથી ચોરીએ ગયાં. એવો પુરાવ આપવામાં આવ્યો કે કેદીને પકડનાર કાન્સટેબલની આગળ કેદીએ એવી કબુલત કરેલી કે ઘડીઆળ અને રૂ૧૦૦૦ મને મારી બેને આપેલા અને મે સાંકળી વેચાતી લીધી જસટીસફીયરે આ આકટમાં અંગીકારો તથા કબુલતોની વચે તફાવતછે એવી ટીકા કરી આ પુરાવો દાખલ કરયો રાણી વી. માકડોનાલ્ડ. ૧૦ બં. લા. રી. આપે. પા. ૨૦

૨. કલકતામાં પોલીસનો ડેપ્યુટી કમીશનર આ કલમના અરથ મુજબ પોલીસ અમલદાર છે. રાણી વી. હરીબોલ ચંદ્રઘોસ ઈ. લા. રી. ૧ કલકતા સીરીઝ ૨૧૫.

પોલીસના હવાલામાં તોહોમતવાળોહોયતે વખતે તેણે કીધેલી કબુલત પુરાવામાં લેવી નહી.

૨૬. હરકોઈ સખ્સ કોઈ પોલીસ અમલદારના હવાલામાં હોય તે દરમ્યાનમાં તેણે કરેલી કબુલત કોઈ પણ માજીસ્ત્રેટની પ્રત્યક્ષ રૂબરૂ કીધી ન હોય તો તેને સદરહુ સખ્સની વીરૂદ્ધ સાબીતી કરવી નહી.

ટીકા—કલમ ૨૫ ના ઠરાવે મુજબ પોલીસ અમલદારની આગળ કરેલી કબુલત તદન પુરાવામાં લેવા યોગ્ય નથી માજીસ્ત્રેટની રૂબરૂ કરેલી હશે તોપણ પુરાવામાં લેવા યોગ્ય નહી થાય આ કલમના ઠરાવ મુજબ પોલીસના હવાલામાં હોય તે દરમ્યાન કોઇ સખ્સે કરેલી કબુલાત માજીસ્ત્રેટની પ્રત્યક્ષ રૂબરૂ કીધી હોય તે શીવાય તે પુરાવામાં લેવા યોગ્ય નથી માજીસ્ત્રેટની પ્રત્યક્ષ રૂબરૂ કોઇ સખ્સે પોલીસ અમલદારની આગળ કરેલી કબુલત આ પ્રમાણે પુરાવામાં લેવા યોગ્ય નથી; પણ પોલીસના હવાલામાં હોય તે દરમ્યાન પોલીસ અમલદાર શીવાય બીજા કોઈ સખ્સની આગળ કોઇ સખ્સે કરેલી કબુલત જો તે માજીસ્ત્રેટની પ્રત્યક્ષ રૂબરૂ કરેલી હોય તો તે પુરાવામાં લેવા યોગ્ય છે.

તોહોમતવાળા સખસે બતાવેલા મજકુરનો અથવા તેની કીધેલી કબુલતનો જેટલો ભાગ તે મજકુર અથવા કબુલાત ઉપરથી સોધી કાડેલી હકીકત સાથે સંબંધ રાખતો હોય તો તેટલો સાબેત કરી શકાયછે.

૨૭. પરંતુ એવું ઠરાવ્યુંછે કે કોઇ સખસની ઉપર કોઇ ગુન્હાનું તોહોમત મુક્યુંછે અને તે સખસ પોલીસ અમલદારના હવાલામાંછે તે સખસ પાસેથી કાંઇ ખબર મળી તે ઊપરથી કોઇ હકીકતનો સોધ લાગ્યોછે. એવી જુબાની પડે ત્યારે એવી ખબરમાંનો જેટલો ભાગ ખબર મજકુર ઉપરથી શોધી કાડેલી હકીકત સાથે સ્પષ્ટ રીતે સબંધ રાખતો હોય તેટલો ભાગ સાબીત કરી શકાયછે પછી તે ખબર કબુલત ગણાય એવી હોય કીંવા ન હોય તો પણ.

ટીકા—"પોલીસ અમલદારના હવાલામાં" એ શબ્દો એમ બતાવતા દેખાય છે કે આ કલમ માત્ર કલમ ૨૬ ના વીશેષ ઠરાવ દાખલ કરવાનો ઇરાદો હતો અને જ્યારે એ ખબર મજકુરથી શોધ લાગેલી હકીકતને લગતી ખબર પોલીસ અમલદારની આગળ કરેલો કબુલત ગણાય તેવી હોય ત્યારે આ કલમ લાગુ નથી. આ વીશેષ ઠરાવ તે ઉપરથી થયેલા ફેસલા જોતાં કલમ ૨૫ ને પણ લાગે છે. તોપણ ઉપર લખેલા શબ્દોથી આ ઠરાવ કલમ ૨૪ ને લાગતો નથી એમ જણાય છે. રાણી વી. જોરા હસજી અને બીજાઓના કામમાં (મુ. હા. કો. રી. વા. ૧૧ પા૦ ૨૪૪) જસટીસ વેસ્ટ બોલ્યા કેઃ—"મીલકત હાજર થયાના અથવા તેનો શોધ લાગ્યાના સબંધમાં કહેલા બધા મજકુરો પુરાવામાં લેવા યોગ્ય નથી; જે મજકુરથી સદરહુ મીલકતનો તરત પતો લાગ્યો હોય તેટલોજ મજકુર અને જેટલો તેથી આપતો લાગ્યાં હોય તેટલે સુધી પુરાવામાં વ્યાજબી રીતે લેવા યોગ્ય છે. ............... ... .... ..... ... ......·····કોઇ માણસ કહે કે—"ફલાણે ઠેકાણે તમને એક લાકડી માલમ પડશે તે વડે મેં રામાને મારી નાંખ્યો." આવે પ્રસંગે પોલીસનો માણસ એમ કહી શકે કે મને બતાવેલી જગાએ હું ગયો અને એ લાકડી માલમ પડી; પણ ખુનની કબુલત વીશે કંઇ પણ મજકુર તે કહે તો તે પુરાવામાં લેવા યોગ્ય નથી. જો "તમને માલમ પડશે." એમ કહેવાને બદલે કેદીએ એમ કહ્યું હોય કે 'મેં ફલાણી જગાએ એક તરવાર કે છરો મુક્યો છે, અને ત્યાં તે માલમ પડ્યો હોય; પણ આ મજકુરનો જો કે તેમાં કેદી તરફથી અમુક કૃત્ય કરવાને અંગીકાર આવે છે તોપણ તે પુરાવામાં લેવા યોગ્ય છે કારણ કે તે એવી ખબર છે કે તેથી શીવો એ શોધ લાગ્યો અને તેની સાથે સબંધ રાખનાર બીજી કોઇ ખબરથી આ પ્રમાણે અલગ રીતે અને સ્વતંત્રપણે શોધ લાગ્યો .. ... . ... ......જાતે હિઅરથી અને કોઈ મુદાની હકીકત સાથે તે લગતુ ગણાય એવી ખુલી રીતે સબંધ રાખતુ નહો એવા કૃતનો કેદીએ ખુલાસો આપ્યો છે એમ કહી તે ખુલાસાને બાહાને પોલીસની આગળ કરેલી કેદીના કબુલત દાખલ તેનો પરવેશ કરવા કોશીશ કરે તો પુરાવાનો આકટ તે પુરાવા લેવા રજા આપતો નથી. પુરાવો બાતલ કરવા વીશેના નીયમોને તે ઉપરનો અપવાદ ચોકસાઇથી ઠરાવેલા છે તેથી તે અપવાદમાં બરોબર રીતે દાખલ થતા ન હોય તેવા કેસો તે લાગુ કરી શકાય નહી બેકુત નોંધની ચોપડી આપી દે અથવા જ્યાં બાજરો કચરાએલો દેખાતી હોય તે જગ્યા બતાવે તો બાતેજ બીન હિઅરથી કૃત્ય છે. વળી સાધારણ રીતે જીવ વગરનું છે તેને ખુલાસાની જરૂર નથી, અને તેની સાથે કરેલી કબુલત તેનો ખુલાસો કરતી નથી પણ તે આજુ બાજુની બાબત છે, અને (જ્યાં તે બાતલ કરી હોય ત્યાં) તે બાતલ કરવાને જે ન બાતલ કરી હોય તે બાબતોની સાથે તેનો સબંધ હોવાથી અટકાયત થતી નથી." રાણી વી. પગારી શાહના કામમાં (બુ. રી. ક્રી. રૂ. વા. ૧૯—પા૦ ૫૧) તોહોમતવાળાએ શબ ઇનસ્પેકટરને એમ જાહેર કર્યું હતું

કે મરનારને મેં ગરદનથી પકડી હતી અને જોરથી તેને ધક્કો મારી નીચે નાંખી દીધી હતી તેથી તે એક કેળના ઝાડની સાથે અથડાઈ અને તેની ગરદન ભાગી ગઈ; વળી મેં તેને માહારા હાથથી મારી હતી; અને એ બપારી તેજ વખત ત્યાંજ મરણ પામી: અને પછી એ મડદું ખસેડવાની કોશીશ કરયા પછી તેના ઉપરથી એક કાંટલો અને બે ચુડા મેં ઉતારી લીધા જે મેં પાસેના જંગલમાં સંતાડયા. આ ખબરને લીધે તેણે બતાવેલા જંગલમાં તેને લઈ જવામાં આવ્યો; અને તેણે એક છુપી જગામાંથી એ કાંટલો અને ચુડા હાજર કરી કહ્યુ કે મરનારના શરીર ઉપરથી મે આ ઘરાણાં કાઢી લીધાં છે. જસટીસ ગલોવરના અભીપ્રાયમાં એમ આવ્યું કે જેટલી ખબર મરનાર ઉપરના હુમલા તથા તેથી થએલા તેના મોતનું બયાન કરે છે, તેટલી ખબર ઘરેણાની શોધની વાતને સ્પષ્ટ રીતે લાગે છે, જે શોધ એ ખબરને વીશેજ લાગી હતી; અને પોતાના હાથમાં જો ઘરેણાં આવ્યાં એ વાંશેની કેદીની કબુલત એવી હકીકત છે કે પુરાવાના કાયદા તેના ઉપર તે સાબીત થઈ શકે.

લાલચ કીંવા ધમકી કીંવા વચનથી મન ઉપર થએલી અસર ખશી ગયા પછી કરેલી કબુલતલગતી છે.

૨૮. કલમ ૨૪ મીમાં બોધ કરયા મુજબની લાલચ કીંવા ધમકી કીંવા વચનથી મન ઉપર થએલી અસર કોરટના અભીપ્રાયમાં જે વખતે પુરી દુર થઈ હોય, તે વખત પછી સદરહુ કલમમાં બોધ કરયા મુજબની કબુલત કરવામાં આવી હોય તો તે કબુલત લગતી છે એમ સમજવું.

બીજી રીતે કબુલત લગતી હોય તો કબુલત ગુપત રાખવાનું વચન હતું એ વીગરે કારણથી તે કબુલતગેર લગતીનથીજથતી.

૨૯. એવી કબુલત જો બીજી રીતે લગતી હોય તો માત્ર તે ગુપત રાખવાનાં વચન ઉપરથી કીધાના સબબથી અથવા તે મેળવવાને સારૂ તોહમતવાળા સખસ સાથે ફરેબ કરયાથી તે કીધાના સબબથી અથવા તોહમત વાળો છાકટો હતો તે વખતે કીધાના સબબથી અથવા જે સવાલોના જવાબ દેવાની તેની ફરજ નહોતી તે સવાલો ગમે તે રૂપે હોય તો પણ તેના જવાબમાં તે કીધાના સબબથી અથવા એવી કબુલત કરવાની તેની ફરજ નહોતી અને તેની વીરૂધ એવી કબુલતનો પુરાવો આપી શકાશે એમ તેને સુચના નહી મળાના સબબથી, તે કબુલત ગેર લગતી છે એમ સમજવું નહી.

ટીકા.—(અ) એક સેહ કેદીએ (બ) જે ખુનને સારૂ કેદમાં હતો તેને કહ્યુ કે "મારી ઇચ્છા છે કે એ છોકરાનું ખુન તમે શી રીતે કરયું તે તમે મને કહો; ખરેખરી વાત કહી દો." (બ) એ જવાબ દીધો કે—"જે હું તમને કહું તે કોઇને ન કહેવાના શોગન ખાશો,"

(અ) એ સોગન ઊપર વચન આપુ અને (બ) એ વાત કહી તેથી જે કબુલત પુરાવમાં લેવા યોગ છે એમ ઠરાવામાં આવ્યું હતું. રાણી. વી. શો. કારીટન એન્ડ પેઇન્સ મીસી પ્રાયાસ. રીપોરટસ વા. ૬—પાનું. ૩૭૨

## ફરેબથી કબુલતો મેળવ્યાના દાખલા.

૧. એક જેલના કીલીદારે કેદીને માટે કાગલ ટપાલમાં નાંખવા વચન આપુ પણ ટપાલમાં ન નાખતાં તેણે તે કાગળ ફરીઆદીને મોકલી દીધો. તે કાગળમાં કબુલત ગણાય એવો મજકુર હતો. તે મજકુર પુરાવામાં લેવા લાયક ઠરાવામાં આવ્યો હતો રાણી વી. ડેરીંગટન. કારીંગટન એન્ડ પેઇન્સનીસી પ્રાયસ રીપોરટસ વા.—૨ પા. ૪૧૮

૨. કેદમાં નહી છતાં એક શીખતી છે એમ ખોટુ મનાવાથી કેદી એ કબુલત કરી તે પુરાવામાં લેવા લાયક છે એમ ઠરાવામાં આવ્યું હતું. રાણી વી. બેહલી. ફીમી મોકલ એ. વા. ૧—પા. ૧૦૪ બીજો રાણી વી. રામચરણ ઘોશ. વુ. રી. કી. રૂ. વા. ૨૦—પા. ૩૩

કેદી કેફમાં હોવાથી ખરી વાત કહી દેશે એવી આશાથી તેને કેફ ચડાવવા (છાકટો) દારૂ પાયેલો હોય તે શબબથી કેફમાં કેદીએ કરેલી કબુલત જરાએ ઓછી પુરાવામાં લેવા યોગ્ય કબુલત નથી. રાણી. વી. સ્પીલસબરી. કારીંગટન એનડ પેઈનસ નીસી પ્રાયસ રીપોરટસ વા. ૭—પા. ૧૮૭

સવાલ. | ખાનગી વાતચીતમાં કેદીએ કરેલી કબુલત જે આવેથી છાની માની સાંભળી હતી, તે કબુલાત પુરાવામાં લેવા યોગ્ય છે એમ ઠરાવવામાં આવ્યું હતુ રાણી. વી. સાઇમન્સ કારીગટન એન્ડ પેઇસ નીસીપ્રાયસ રીપોરટશ વા. ૬—પા૦૫૪૦ રાણી. વી. સજીના અને બીજો. વુ. રી. ક્રી. રૂ. વા. ૭—પા. ૩૮

સુચના નહી મળેલી

એક સખસ જેને કલકતામાં કરેલા ગુન્હા માટે તેની તજવીજ ચાલી તેને પકડીને મુફસીલના માજીસટરેટ આગળ લેઇ જવામાં આવ્યો આ માજીસટરેટ તેને સુચના આપ્યા વગર પુછેલા સવાલના જવાબમાં તેણે કરેલી કબુલાતો પુરાવામાં લેવા લાયક ઠરાવવામાં આવી રાણી. વી. નબાદવીપ ચંદ્રગોસ્વામી અને બીજા બે. લા. રી. અવલ ફોજદારી હકુમત વા ૧—પા. ૧૫.

જે સખસ કબુલાત કરે તેને વીશેની તથા તેજ ગુના સારૂ બીજા સખસોના એકઠી તજવીજ ચાલતી હોય તેવા બીજા સખસો વીશેની કબુલત સાબેત થાય તો તે કબુલત વીચારમાં લેવા બાબત.

૩૦. જ્યારે એકજ ગુનાને સારૂ એકથી વધારે સખસો ઉપર એકઠી તજવીજ ચાલતી હોય, અને જયારે તે સખસો પઈકી એક જણાએ પોતાને વીશે તથા તે સખસોમાંના બીજા કોઈ સખસને વીશે કીધેલી કબુલત સાબીતથાય, તારે જે સખસે તે કબુલત કીધી હોય તેની વીરૂધ તેમજ સદરહુ બીજા સખસની વીરૂધ તે કબુલત વીચારમાં લેવાને કોરટ મુખતીયાર છે.

## દ્રષ્ટાંતો.

(અ) ક નું ખુન કરયા બાબત અ. બ ના ઉપર એકઠી તજવીજ ચાલે છે. "બ એ તથા મ મળીને ક નું ખુન કરયું છે" એવું અ એ કહ્યાનું શાબીત થાય છે. એનું પરીણામ બ વિરૂધ શું થાય છે એનો વીચાર કરવાને કોરટ મુખતીયાર છે.

(બ) ક નું ખુન કરેયા બદલ અ ઉપર તજવીજ ચાલે છે. ક નું ખુન અ તથા બ એ કરયું એવું બતાવવાનો તથા "અ તથા મ મળીને ક નું ખુન કરયું છે" એવું બએ કહયું હતું એ બતાવવાનો પુરાવો હાજર છે.

સદરહુ કહેલા મજકુર બાબતનો વીચાર અ વીરૂધ કોરટથી કરી શકાય નહી કારણ બ ના ઉપર અ નાં સાથે એકઠી તજવીજ ચાલતી નથી.

**ટીકા.**—સાધારણ નીયમ એવો છેકે તોહમતદારની કબુલત તેના વિરૂધજ પુરાવો છે. બીજા કોઈના વિરૂધ પુરાવો થાય નહી. જ્યારે કબુલતમાં બીજા કોઈનું નામ દેઈ તેને ગુનાહમાં સામીલ છે એમ કહેવામાં આવે ત્યારે બધી કબુલત પુરેપુરી નામ સુધાંત સાબીત કરવી જોઈએ. પણ કેદી શીવાય બીજા કોઈના વિરૂધ તે પુરાવો નથી એમ જ્યુરીને સમજુત આપવાનું જડજનું કામ છે. એક ગુનોહ બે જણાએ એકઠા મળી કર્યા એવું તે બે જણના ઉપર તોહમત હતું. તેમાં-ના એકે માજીસ્ટ્રેટ રૂબરૂ બીજાના સાંભળતાં કબુલત કરી અને બીજાએ તે કબુલત ઈનકાર કરી નહી તો પણ એમ ઠરાવવામાં આવ્યું કે આ કબુલત બીજાના વિરૂધ પુરાવો નથી. રા. વી. આપલખી. ૩ સ્ટાર્ક ૩૩

પુરાવાના આક્ટની ૩૦ મો કલમ ઊપર લખેલા ફેંસલા વિરૂધ નિયમ દાખલ કરે છે અને તોહમતદારની કબુલત તેના પોતાના વિરૂધજ પુરાવો છે અને બીજા કોઈના વિરૂધ પુરાવો નથી એ જે સાધારણ નિયમ છે તેનો અપવાદ એ કલમમાં છે. જે સખસ કબુલત કરતો હોય તે અને જેના વિરૂધ તે કબુલત ધાનમાં લેવાની છે તે બેની ચોકશી એકઠી થવી જોઈએ એ જરૂરનું છે. કબુલ કરનાર કેદીની તજવીજ થઈ, તેને શીક્ષા કરવામાં આવી હોય તો પછાર્યી તેની તજ-વીજ બીજાના ભેગી થાય છે એમ ગણાય નહી. ૧૧ મુ. હા. રી. ૧૪૯ જે કેટલાક સખસોએ ડાકાઈટીનો ગુનોહ કરયો હતો, તેમાંનો એક નાશી ગયો અને તેની તજવીજ પછીથી ચાલી તેમાં એમ ઠરયું કે આગળ જે સખસોની ચોકશી થઈ હતી તેમણે કરેલી કબુલત આના વિરૂધ ધાનમાં લેઈ શકાય નહી. ૨૧. વી. રી. ક્રી. રૂ. ૬૫ બે સખસોની તજવીજ એકજ ગુનાહ માટે થવી જો-ઇએ. કબુલ કરનાર તોહમતવાળા ઉપર ડાકાઇટીની સાથે ખુન કરયાનું તોહમત હતું. અને બીજા-ઓ ઉપર તેને મદદ કરયાનું તોહમતજ હતું. તો કબુલ કરનાર તોહમતદારની કબુલત બીજા વિરૂદ્ધ ધ્યાનમાં લઈ શકાય નહી. ૧૯ વી. રી. ક્રી. રૂ. ૬૪ અને ૧૦ મુ. હા. રી.૪૯૯

પણ જો બેના ઉપર એકજ ગુનાહનું તોહમત હોય તો એકની કબુલત બીજા વિરૂદ્ધ વિચા-રમાં લઈ શકાય છે. ૧૧ મુ. હા. રી. ૨૭૮

આ કલમ પ્રમાણે એક ગુનાહને માટે બે અથવા વધારે સખસોની તજવીજ થતી હોય તે-માંના એકે કરેલી કબુલત તે કબુલત કરનાર વિરૂધ તેમજ જે સખસને તે લાગુ પડતી હોય તેના વિરૂધ વિચારમાં લઇ શકાય એ હકીકત ગુનાહની કબુલત હોવી જોઇએ. ને તેવી કબુલત તરીકે કબુલ કરનારને તેમજ જેના વિરૂધ તે વિચારમાં લેવાની છે તેને લાગુ પડવી જોઇએ; પણ જેટલે સુધી કબુલત કરનારને તે કબુલત ગુનાહમાં સામીલ કરતી હોય તટલેજ સુધી બીજા સખસ વિરૂધ તે કબુલત ધ્યાનમાં લઈ શકાય. ૧૯ વી. રી. ક્રી. રૂ. ૧૬

તેમજ આ બાબત વાસતે નીચે લખેલા ફેંસલા જુઓ. ૧૯ વી. રી. ક્રી. રૂ. ૬૭ ૨૧ વી. રી. ક્રી. રૂ. ૫૩ અને ૧૦ મું. હા. રી. ૫૦૦

"વિચારમાં લેવી જોઇએ" એ બાબતમાં ૨૪ વી.રી. ક્રી.રૂ. ૪૩. આવી કબુલત પુરાવો નથી.

સહ તોહોમતદારે કહેલી હકીકતમાં સામીલ ગુન્હેગારના પુરાવામાં જે ખામીઓ હોયછે તે જણાયછે અને વળી તેને સોગન આપવામાં આવતા નથી તથા તેની ઉલટ તપાશ થતાં નથી તેથી તેનું વજન કમતીછે. ઇત્યાદી ૨૩ વી. રી. ક્રી. રૂ. ૨૪ ૧૯ વી. રી. ક્રી. રૂ. ૫૭ ઇ. લૉ. રી. ૧ મુંબાઇ. ૪૭૫

એકજ ગુન્હાને માટે સાથે તજવીજ થતી હોય એવા સહ કેદીની કબુલત ઉપરથી જમાની તોહોમતદારને સજા થઈ શકે નહી. ઇ. લૉ. રી. ૧ મદ્રાસ. ૧૬૩.

અંગીકાર નિર્ણય કારક પુરાવાનથી પણ તેનો અમલ પ્રતિબંધન જેવો થાય.

૩૧. જે બાબતોનો અંગીકાર કરવામાં આવ્યો હોય તે બાબતોનો અંગીકાર નિર્ણય કારક પુરાવો નથી; પરંતુ આ આક્ટમાં હવે પછી જે ઠરાવો બતાવ્યાછે તે મુજબ તે અંગીકારનો અમલ પ્રતિબંધના જેવો થઈ શકેછે.

(૧) પ્રતિબંધ વિશે પુરાવાના આક્ટની ૧૧૫ મી કલમ જુઓ

ટીકાઃ—અંગીકારની અસર વીશે મી૦ ટેલર નીચે પ્રમાણે કહેછેઃ—"એ કહેવામાં આવેછે કે કાયદાની રીતો બધી પ્રસંગે યોગ્ય રીતે સચાઇની શોધને ટેકો આપેછે; અને પ્રતિબંધનો મત કે જેથી જાદે સોધને અટકાયત" થાયછે, તે સામાન્ય નીયમનો એક અપવાદછે, અને સામાન્ય સગવડના કારણસર અને દગાનો અટકાવ કરવાને સારૂ માત્ર એ અપવાદ મંજુર કરેલોછે તેથી તે અપવાદ જે કારણોને લીધે કરવામાં આવેલોછે તેથી આગળ લાગુ કરવાનો નહી વળી બીજુ કહેવામાં આવેછે કે પ્રતિબંધો માત્ર પક્ષકારોના તથા તેમની રૂઇએ દાવામાં હક સંબંધ રાખનારાઓના ઉપરજ બંધન કારકછે, ત્રાહીત સખશો ઉપર બંધન કારક નથી" ટેલરનો એવીડનસ એવો પા. ૭૪૧ એટલા માટે એ સામાન્ય મતછે કે પક્ષકારને તેણે કરેલો અંગીકાર ભુલ ભરેલો ઈઆ ખોટોછે એમ સાબીત કરવાને છુટછે, અને બીજો સખસ તે અંગીકારથી તે પ્રમાણે ચાલવાને અથવા તેની સ્થીતિમાં ફેરફાર કરવાને લલચાયો હોય તે શીવાય પક્ષકારને અંગીકાર કરવાના સબબથી પ્રતિબંધ થતો નથી. ઉપરના મતના સંબંધમાં નીચે મુજબ ઠરાવોછે.

બે પ્રતિવાદીઓએ તેમના ઉપર ત્રીજા સખસે વાદી તરીકે કરેલા દાવામાં તકરાર કરીકે શરતી ગીરોવાળો લેખ હમારા બેમાંના એક જણે બીજાને કરી આપ્યો હતો પાછળથી મજકુર ગીરો રાખનારે મજકુર ગીરો મુકનાર ઉપર કરેલા દાવામાં ઠરાવવામાં આવ્યું કે મજકુર અંગીકારથી ગિરો રાખનારને મજકુર ગિરો બતની મીલકત બીજાને હસ્તક જતી અટકાવવાને સારૂ નામનુંજ હતું એમ બતાવવાને બાધ નથી. "તકરાર (પ્લીડીંગર્થી) ધરાએલા પ્રતિબંધ વિશે" પ્રવીકાઉન્સીલના લાર્ડસએ કહ્યું કે "એ સ્પષ્ટછે કે બે પ્રતિવાદીઓએ બીજા વાદીના દાવામાં કરેલો નકરાર તેમની પોતાની વચ્ચે પ્રતિબંધ તરીકે કદી ગણી શકાય નહીં" રામ સારનસંગ વી. મસામત પ્રાંણ પીયારી. મુરસ ઈંડીયન અપીલો. વા. ૧૩—પા. ૫૫૧

પ્રથમના દાવામાં કોઈ દસ્તાવેજ કરી આપ્યાનું કબુલ કર્યુ હોય તેથી પાછળના દાવામાં તેના ખરાપણા વિશે તકરાર લેવાને તથા તે ખોટો અને બનાવટીછે એમ સાબીત કરવાને તેને બાધ નડતો નથી તે બાબતના બીજા ફેસલાઃ—૧૯ વુ. રી. પા. ૧૧૮.૨૦ વું. રી. ૧૧૨. ૨૧ વુ. રી. ૪૨૨. ૨૦ વુ. રી. પા. ૨૨૩

પેહેલો દતક લીધેલો છોકરો જીવતો હતો તે દરમ્યાન બીજા છોકરા (લ) નું દતક લેવું કાયદેસરછે એવી ભુલ ભરેલી સમજણથી એક સખસે આગળના દાવામાં અને જુદી જુદી રીતે બતાવ્યું હતું કે (લ) (ડ) નો દતક લીધેલો પુત્ર હતો, તેમાં ઠરાવવામાં આવ્યું હતુ કે આથી પ્રતિબંધ થતો નથી. કારણ કે હકીકતની કોઈ પણ બાબત ઉપર ખોટી વાત જાહેર કરવામાં આવી નોહોતી, કેમકે (લ) ને ખરેખર દતક લીધેલો એ વાત કબુલ થઈ હતી, પણ આવી તરેહનું દતક લેવું કાયદા પ્રમાણે હતું કે નહી તે વીશે ભુલ ભરેલું અનુમાન કર્યુ હતું. ૧૯ વુ. રી. વા. ૧૩

(૩) વાદી જમીનનો ખરો માલીક હતો કે તેની મા તે બાબતની તકરાર હતી. વાદીએ ઘણી વખત કબુલ કર્યું હતું કે મારી મા માલીકછે. જમીન પોતાના છોકરા પાસેથી વેચાતી લીધીછે એવા હકથી વાદીની માએ ભાડા સારૂ દાવા કર્યા હતા. તેમાં વાદીએ તેના તેના મુખત્યાર તરીકે કામ કર્યુ હતુ અને તેના નામની સહીઓ કરી હતી માના વિરૂધ હુકમનામું થયું તેની બજાવણીમાં જમીન વેચવામાં આવી. જમીન મેં મારી માને ગીરો આપી હતી અને ગીરોના રૂપીયા પતી ગયાછે. માટે તે જમીન મારે કબજે અપાવો. એવો દાવો બાંધ્યોઃ આ દાવામાં આગળ

કરેલી કબુલતો વાદીના વિરૂદ્ધ પુરાવોછે પણ તેથી પ્રતિબંધ થતો નથી. ૫. વી. રી. ૨૦૯

જે કબુલત કરવામાં આવી હોય તેનો બધો મજકુર એકઠો લેવો જોઇએ અને તેનો કેટલોક ભાગ કબુલત કરનારના લાભમાં હોય અને પોતાના વિરૂદ્ધ જે કબુલ કરેલુંછે તે ખોળી કાઢવું એ હેતુછે અને તેથી પોતાના વિરૂદ્ધ જે કબુલ કર્યું હોય તે સાચુંછે એમ અનુમાન થાય તોપણ બધી હકીકત ધ્યાનમાં લીધા શિવાય જેટલી વાત કબુલ કરનારના વિરૂદ્ધછે તેનો ખરો અરથ સમજાય નહી આ બાબતમાં ૩૯ મી કલમ જુઓ. આ વાત લેખી તેમજ મોઢાની કબુલતને લાગુ પડેછે બધી હકીકત પુરાવામાં લેવી જોઇએ એ વાત ખરી પણ તે હકીકતના બધા ભાગ ઉપર સરખુ વજન રાખવું જોઇએ એમ નથી. જ્યુરી અથવા જડજે નકી કરવું જોઇએ કે કેટલા ભાગ ઉપર વિસ્વાસ રાખી શકાય તેવુંછે. ટેલર કૃત પુરાવાનો કાયદો કલમ ૬૫૫–૬૫૬. ૭ વી. રં. સી. રુ. ૨૯. ૯. વી. રી. સી. રૂ. ૨૯૦. ૯. વી. રી. સી. રૂ. ૧૯૦

જો કોઇ સખ્સ કાંઇ સરત સહીત કબુલત કરે તો તે સરત પણ ધ્યાનમાં લેવી જોઇએ. ત સરત શિવાય તે કબુલત તેના વિરૂદ્ધ પુરાવામાં લેવી જોઇએ નહી.

પુરાવાના આકટના ઠરાવ અમુક વખતે અથવા અમુક જગ્યાએ કરેલા અંગીકારને લાગુ પડેછે તેમ નથી. તકરારમાં કરેલી કબુલાતો પણ લાગુ પડેછે. ઇંગ્લાંડમાં અને હીંદુસ્તાનમાં પ્લીડીંગના નીયમો જુદાછે ઇંગ્લાંડની કોરટનો નિયમ એવોછે કે જ્યારે તકરાર ( પ્લીડીંગ ) માં અગત્યની વાત એક પક્ષકાર તરફથી તકરારમાં સારી રાતે દરસાવવામાં આવી હોય અને તે તકરાર વિરૂધ સામા પક્ષકાર તરફથી કાંઈ પણ બોલવામાં ન આવ્યું હોય તો તે નિરબાધ કબુલ કરવામાં આવીછે એમ ગણાયછે. આ નિયમ હીંદુસ્તાનમાં લાગુ પડેછે તે બાબતોમાં ૯ મુ. હ. અપીલ ૨૮૭ મે આણંદભાઈ ચોધરાણીનો ફેસલો જુઓ. તેમજ ૯ વી. રી. સી. રૂ. ૮૩ જુઓ.

ગર્ભિત રીતે જે કબુલતો કરવામાં આવી હોય તે બાબતમાં ૨૩ વી. રી. ૨૧૪ જુઓ.

સગીર એજંટ નીમી શકે નહી તેથી સગીરના એજંટે ( મુખત્યાર ) કરેલી કબુલતો તેને બંધન કારક નથી. પણ સગીરે પોતે કબુલતો કરી હોય તે પોતે પુખ્ત ઉમરનો થયા પછી દાવો લાવે તેમાં તેના વિરૂદ્ધ સાબીત કરી શકાય. ૧૦ મુ. હા. રી. ૩૧૮. કરાર આકટની ૧૧ મી કલમ જુઓ.

વરતાણુંક ઉપરથી જે કબુલતો ગણાયછે તે બાબતમાં ૧૪ મુ. હ. અપીલ ૬૭ જુઓ. આ બાબતમાં આ કાયદાની કલમ ૮ અને ૧૧૪ તથા તેમાં આપેલાં દ્રષ્ટાંતો જુઓ.

## જે સખસોને શાહેદ તરીકે બોલાવી સકાતાં નથી તેવા સખશોએ કહેલા કીંવા લખેલા મજકુર બાબત.

જે સખ્સ મરણ પામ્યો હોય કીંવા મળી સકતો ન હોય તેણે તથા તેવા બીજા સખ્શે લગતી હકીકતનો કહેલો કીવા લખેલો મજકુર કેવે પ્રસંગે લગતી હકીકત છે

૩૨. જે સખ્સ મરણ પામ્યો હોય તેણે, કીંવા જે સખ્સ મળી સકતો ન હોય તેણે, કીંવા ઘણો વખત લાગ્યા શીવાય અથવા ઘણો ખરચ કરયા શીવાય જે સખ્સને હાજર કરાતો ન હોય અને મુકદમાની કેફીયત ઉપરથી તેમ કરવું કોરટને વીવાજબી દેખાતુ ન હોય તેણે લગતા હકીકતનો મોહે કહેલો કીંવા લખેલો મજકુર તેજ જાતે નીચે લખેલા કામમાં લગતી હકીકતછે એમ સમજવું.

તે મજકુર મોતના કારણ વીશે હોય ત્યારે.

(૧) પોતાના મોતનાં કારણ બાબત કીંવા જે કારચના પરીણામમાં પોતાનું મરત્યુ થયુ તે કારચની કોઈ પણ બીના બાબત કોઈ સખશે જ્યારે કાંઈ મજકુર કહ્યો હોય અથવા લખ્યો હોય ત્યારે જે કામમાં તેનાં મરણની તકરાર નીકળી હોય તે કામમાં સદરહુ મજકુર લગતો છે,

જે વખતે સદરહુ મજકુર કહેવામાં કીંવા લખવામાં આવ્યો હોય તે વખતે પોતાનું મરણ આવ્યું છે એવો તે કહેનાર કીંવા લખનાર, સખસના મનમાં ભાસ હોય કીંવા ન હોય તોપણ તથા જે કામમાં તેના મરણ વીશેની તકરાર હોય તે કામ ગમે તે પ્રકારનું હોય તોપણ સદરહુ પરમાણેનો મજકુર લગતો છે.

અથવા કામને પ્રસંગે કહેલો કીંવા લખેલો હોય ત્યારે

(૨.) સદરહુ મજકુર જ્યારે એવા શખશે હમેશ મુજબને પોતાના કામને પ્રસંગે કહ્યો કીંવા લખ્યો હોય ત્યારે, તથા વીશેષ કરીને પોતાના કામને હમેશ મુજબને પ્રસંગો કીંવા પોતાના ધંધા રોજગારનું કામ ચલાવવામાં રાખેલી ચોપડીમાં કાંઇ નોંધ કીંવા ટીપણ તેણે કરી રાખ્યું હોય તે રૂપે, અથવા પઇશા, કીંવા માલ કીંવા દશતાવેજ, કીંવા કોઇપણ જાતની મીલકત પોંહોંચ્યાની પોંચ લખી હોય કીંવા તે ઉપર સહી કરી હોય તે રૂપે, અથવા જે દસતાવેજનો ઉપયોગ વેપારમાં કરવામાં આવતો હોય ને તે તેણે લખ્યો હોય કીંવા તેના ઉપર સહી કરી હોય તે રૂપે, અથવા જે પત્ર કીંવા બીજા કાંઇ દસતાવેજ ઉપર તે હમેશ તારીખ નાખતો હોય અથવા લખતો હોય અથવા તે ઉપર સહી કરતો હોય તે પત્ર કીંવા દસતાવેજની તારીખને રૂપે; સદરહુ મજકુર હોય, ત્યારે તે લગતોછે.

અથવા કેહેનારના હીત વીરૂધ હોય ત્યારે

(૩) જે શખસે સદરહુ મજકુર કહ્યો કીંવા લખ્યો હોય તે શખશના પઇશા બાબતના કીંવા માલીકી બાબતનાં હીત વીરૂધ તે મજકુર હોય ત્યારે તથા જ્યારે કહેલો કીંવા લખેલો મજકુર ખરો હોયતો તેના ઉપર તે ઉપરથી ફોજદારીમાં ફરીઆદ કીંવા નુકશાન બદલનો દાવો ચાલે કીંવા ચાલત એવું હોય ત્યારે સદરહુ મજકુર લગતો છે.

અથવા તેમાં સરવજનીક હક કીંવા રીવાજ કીંવા સામાણ્ય ફાયદા ગેરફાયદા સબંધી અભીપ્રાય આપ્યો હોય ત્યારે.

(૪) કાંઇ સારવજનીક હક અથવા રીવાજ અથવા કાંઈ સારવજનીક કીંવા સામાન્ય ફાયદા ગેરફાયદા સબંધીની બાબત હોય તો તે સદરહુ મજકુર કેહેનાર કીંવા લખનાર સખસને માલમ હોય એવો હક અથવા રીવાજ અથવા બાબત છે કે નહી તે વીશેનો તે સખસનો અભીપ્રાય જ્યારે સદરહુ મજકુરમાં આપો હોય ત્યારે તથા સદરહુ હક અથવા રીવાજ અથવા બાબત વીશે તકરાર ઉતપન થઇ તેના પહેલાં જ્યારે તે મજકુર કહેવામાં કીંવા લખવામાં આવ્યો હોય ત્યારે તે મજકુર લગતોછે.

અથવા સગપણ વીશે હોય ત્યારે.

(૫) જ્યારે સદરહુ મજકુર કોઇ શખસો વચે એક લોહીના સબંધનું અથવા લગનના સબંધનું અથવા દતકપણાના સબંધનું શું સગપણ છે એ વીશે હોય અને તે શખસોના સગપણ વીશેની માહીતી હોવાને વીશેષ શાધનો, તે મજકુર કેહેનારા કીંવા લખનારે સખશને હતાં એમ હોય ત્યારે તથા તકરારી બાબતની તકરાર ઉતપન થઇ તેની પ-

હેલાં તે મજકુર કહેવામાં કીંવા લખ્યામાં આવ્યો હોય ત્યારે તે મજકુર લગતો છે.

અથવા મરણ પામેલા શખશના મરત્યુ પત્રમાં કીંવા ખતમાં તે બતાવ્યો હોય ત્યારે

(૬) જ્યારે સદરહુ મજકુર કોઈ મરણ પામેલા શખસોના એક લોહીના સબંધનું અથવા લગનના સબંધનું અથવા દતકપણાના સબંધનું કાંઇ સગપણ વીશે હોય અને તે મજકુર જે કુટુંબનો તે મરનાર શખશ હતો તે કુટુંબના કોઇ કારેચ સબંધી કાંઈ મરત્યુપત્ર અથવા લેખ થયો હોય તેમાં અથવા તે કુટું-બની કોઇ વંશાવળીમાં અથવા કોઇ કબરમાં પથરા ઉપર અથવા તે કુટુંબના લોકોની તસબીરનું ઉ-પર અથવા જે વશતુ ઉપર એવો મજકુર બહુ કરીને બતાવવામાં આવતો હોય તેવી બીજી કોઇ વસતુ ઉપર બતાવ્યો હોય ત્યારે તથા તકરારી બાબતની તકરાર ઉતપન થઇ તેના પહેલાં તે મજકુર બતાવ્યો હોય ત્યારે તે મજકુર લગતો છે.

અથવા કલમ ૧૩ ની રકમ અ માં કહેલા કારેચ બાબત હોયતો

(૭) જ્યારે સદરહુ મજકુર કલમ ૧૩ની રકમ (અ) માં કહેલાં કારેચ સંબંધી કાંઈ લેખ કીંવા મરતીયું પતર કીંવા બીજો દસતાવેજ થયો હોય તેમાં લખેલો હોય ત્યારે તે લગતો છે.

અથવા તે ઘણા શખશોએ કહો કીંવા લખ્યો હોય અને તે ઉપરથી તકરારી બાબતને લગતા તેઓના વીચાર માલમપડતા હોય ત્યારે.

(૮) જ્યારે સદરહુ મજકુર ઘણા શખશોએ કહયો કીંવા લખીયો હોય અને તકરારી બાબતને લાગુ હોય એવા તે શખસોના દીલના કીંવા મનના વીચાર તે ઉપરથી માલમ પડતા હોય ત્યારે તે લગતો છે.

દ્રષ્ટાંત.

(અ) તકરાર એવીછે કે બ એ અ નું ખુન કરયું છે કે કેમ કીંવા.

જે કારચના દરમીયાનમાં અ સાથે બળાતકાળે સંભોગ કરવામાં આવ્યો હતો તે કારચમાં જે ઇજા થઈ તેથી અ નું મરણ થયું ત્યારે તકરાર એવી છે કે અ ના ઉપર બ એ બળાતકાર કરયો હતો કે કેમ; કીંવા.

તકરાર એવીછે કે અ ની વીધવાનો દાવો બ ના ઉપર ચાલે એવી રીતે અ ને બ એ મારી નાખ્યો કે કેમ.

તકરારી ખુન તથા બળાતકાર સંભોગ તથા દાવો ચાલવા લાયક અપકારનું કૃત્ય એ વીશે જે મજકુર અ એ પોતાના મોતના કારણ સંબંધી કહયા હોય કીંવા લખ્યા હોય તે મજકુર લગતી હકીકત છે એમ સમજવું.

(બ) અ નો જન્મ કઈ તારીખે થયો એ વિશે તકરાર છે.

એક મરણ પામેલા શસ્ત્રવઈદે પોતાના કામને પ્રસંગે નીયમ પુરેવક રાખેલી રોજ નીશીમાં એવી નોધ કરી રાખીછે કે અમુક તારીખે તે પોતે અની માને કાંઈ ઉપચાર કરવા ગયો હતો અને ત્યાંહાં તેને છોકરાનો પ્રસવ કરાવ્યો હતો એ હકીકત લગતી છે.

(ક) તકરાર એવી છે કે અ અમુક તારીખે કલકતે હતો કે કેમ,

એક મરણ પામેલા સોલીશીટરે પોતાના કામને પ્રસંગે નિયમ પુરવક રાખેલી રોજનીશીમાં એવું લખી મુકયું છે કે અમુક કામ બાબત અની જોડે વીચાર કરવાને સારૂ તે પોતે કલકતા મધે અમુક દિવસે અમુક ઠેકાણે અને ત્યાં ગયો હતો એ હકીકત લગતી છે.

(ડ) તકરાર એવી છે કે અમુક વહાણ મુંબઈના બંદરમાંથી અમુક તારીખે હંકારવામાં આવ્યુ હતું કે કેમ.

જે વેપારીની પેઢીએ તે વાહાણ માંગ્યું હતું તે પેઢીના એક મરણ પામેલા ભાગીઆએ પોતાના લંડનના આડતીઆના ઉપર માલ મોકલ્યો હતો તેને પત્ર લખ્યું હતું તેમાં એવું લખ્યુ હતું જે વાહણ મજકુર અમુક તારીખે મુંબઈબંદરથી હંકારવામાં આવ્યું હતું એ પત્ર લગતી હકીકતછે.

(ઈ) તકરાર એવી છે કે અમુક જમીનનું ભાડુ અ ને આપ્યું છે કે કેમ.

પોતે સદરહુ ભાડુ અ ના તરફથી લીધુંછે તથા તે અ નો હુકમ આવતા સુધી પોતાની પાસે રાખ્યું છે એવું અ ના એક મરણ પામેલા ગુમાસતાએ લખેલું પત્ર મુકરદમાને લગતી હકીકત છે.

(ફ) તકરાર એવી છે કે અ નું લગન બ સાથે કાયદેસર રીતે થયું છે કે કેમ.

તેઓનું લગન પોતે એવી બીનાઓમાં કરાવ્યું હતું કે તે લગનનો સંમારંભ કરવો એ ગુનો થતો હતો એ પ્રમાણેનો એક મરણ પામેલા પાદરીએ કહેલો કીંવા લખેલો મજકુર લગતોછે.

(ગ) અ નામનો એક માણસ મળી શકતો નથી તેણે અમુક તારીખે એક પત્ર લખ્યો છે કે કેમ એ વીશેની તકરાર છે તેણે એક પત્ર લખ્યો હતો તે ઉપર તેજ તારીખ નાખેલી છે એ હકીકત લગતી છે.

(હ) એક વાહાણ ભાગ્યું તેનું કારણ શું એ તકરાર છે.

તંડેલને હાજર કરી શકતો નથી તેણે એક પ્રોટેસ્ટ કર્યો છે. તે લગતી હકીકત છે.

(આઈ) તકરાર એવી છે કે અમુક રસ્તો સારવજનિક મારગ છે કે કેમ. રસ્તો સારવજનિક છે એવું ગામના એક મરણ પામેલા મુખીએ કહેલો કીંવા લખેલો મજકુર એ લગતી હકીકતછે.

(જે) અમુક બજારમાં અમુક તારીખે દાણાનો ભાવ શો હતો તેની તકરાર છે પોતાના હમેશના કામને પ્રસંગે એક મરણ પામેલા વાણીઆએ સદરહુ ભાવ બાબત મજકુર કહેલો અથવા લખેલો હોય તે લગતી હકીકત છે.

(કે) અ મરણ પામ્યો છે તે બ નો બાપ હતો કે કેમ એવી તકરાર છે.

(ખ) મારો છોકરો છે એવો અ એ કહેલો કીંવા લખેલો મજકુર લગતી હકીકત છે.

(લ) તકરાર એવી છે કે અ ના જન્મની તારીખ કઈ છે.

અ ના મરણ પામેલા બાપે પોતાના સ્નેહીને અ નો જનમ અમુક તારીખે થયાની ખબરનો પત્ર લખ્યો હોય તે લગતી છે.

(મ) તકરાર એવી છે કે અ તથા બ એઓનું લગન થયુ છે કે કેમ તથા તે કયારે થયુંછે. એક ટીપણુની ચોપડીમાં બ ના મરણ પામેલા બાપ ક એ એવું લખી મુક્યું છે કે અ

સાથે પોતાની છોકરીનું લગ્ન અમુક તારીખે થયું છે એ લગની હકીકત છે,

(ન) નીંદાનું હાસ્યકારક એક ચીતર દુકાનની એક બારીમાં પ્રસીધ મુક્યું છે, તે ચીતરમાં આબરૂ લેવા જેવી વાત બતાવ્યા બદલ અ એ બ ના ઉપર દાવો કર્યો છે તકરાર એવી છે કે ચીતર મજકુર મળતુ આવે છે કે કેમ, તથા તે ચીતરનો પ્રકાર આબરૂ લેવા જેવોછે કે કેમ, તમાસગીર લોકોની ઠઠ જામી હતી તેઓએ સદરહુ બાબત જે કાંઇ ટીકા કરી હોય તેની શાબીતી કરી શકાય છે.

ટીકા.--આ કલમ બહુ અગત્યનીછે મુખ્ય જુબાની પુરાવો પ્રત્યક્ષ હોવો જોઇએ (જુઓ કલમ ૬૦) પણ કલમમાં કહીછે તેવી હકીકત હોય ત્યારે પ્રત્યક્ષ નહી તેવો પુરાવો દાખલ થઈ શકેછે. સત્ય શું છે તે ખોળી કાઢવાને માટે ઉલટ તપાસ તથા સોગનની બીતીછે તે એ આવા પુરાવામાં હોતી નથી તથાપી જે આઠ અપવાદ કરવામાં આવેલાછે તેમાં જે સરતો દરશાવવામાં આવીછે તે સરતો સોગન અને ઉલટ તપાસની ખામી પુરી પાડેછે.

મુખ્ય જુબાની પુરાવો પ્રત્યક્ષ હોવો જોઇએ એ નિયમના આ આઠ પેટા કલમોમાં આપેલા અપવાદ છે.

જે લોકોને સાક્ષી તરીકે બોલાવી શકાય નહી તેવાએ કહેલી હકીકત પુરાવાને લગતીછે તેની પેહેલી દાખલો મરણ વખતે કહેલી હકીકત છે. ઇંગ્રેજી કાયદા પ્રમાણે મરણ સમયે કહેલી હકીકત પુરાવામાં લેવા યોગ્ય ગણાય ત્યાર પેહેલાં અમુક સરતો પળવી જોઇએ, તે એ કે (૧ હકીકત કહેનાર માણસનેખરેખરો મૃત્યુનો ભય હોવો જોઇએ. (૨) મૃત્યુના ભયનું તેને ભાન હોવું જોઇએ; (૩) તે માણસનું મૃત્યુ થયું જોઇએ, લોર્ડચીફ બારનઇયર આવો પુરાવો શા માટે દાખલ કરવો જોઇએ તેનું કારણ આપતાં કહેછે કે "આ હકીકતો આખર વખતની છે કે જે વખતે તે શખ્શ મરવાની તૈયારીમાં હોયછે, જે વખતે આ સંસારની સઘળી આશા તે મુકેછે, જે વખતે જુઠુ બોલવાનો દરેક હેતુ બંધ પડેછે અને સાચુ બોલવાને માટે મનને મોટા મોટા વીચારે વળેછે. આ સ્થીતી એવી ગંભીર અને ભય યુકતછે કે ન્યાયની કોરટમાં સોગન આપવાથી જે બંધન ઉત્પન કરવામાં આવેછે તેવું આવી સ્થીતીમાં ઉત્પન થાયછે એમ ગણવામાં આવેછે." પણ હાલ તેથી ઉલટો મત ચાલેછે અને ઇંગ્લંડ અને અમેરીકામાં એવો નિયમ છે કે આવી જાતનો પુરાવો દીવાની કામમાં દાખલ થઇ શકે. નહીં અને ફોજદારી કામમાં પણ મનુષ્ય વધનું કામમાં હોય તેમાંજ દાખલ થઇ શકે. પણ આ પુરાવાના કાયદાનું એવું વિધાનછે કે આવી હકીકતો કામનું ગમે તેવું રૂપ હોય તોપણ પુરાવામાં દાખલ થઇ શકેછે અને (બ) દ્રષ્ટાંતમાં આનો દાખલો આપવામાં આવેલોછે, બધા દીવાની અને ફોજદારી મુકદમામાં આવો પુરાવો કોઇ પણ ભેદ રાખ્યા વગર દાખલ થઇ શકેછે તેમ નથી, પણ જે માણસે હકીકત કહી હોય તે માણસનું મૃત્યુ શાથી થયું તે બાબતનો પ્રશ્ન હોય તેમાં તે દાખલ થઈ શકેછે; અને વળી આવી હકીકત પુરાવાને લગતી ગણાય તેટલા માટે, તે સખ્સના મૃત્યુના કારણના સંબંધમાં અગર જે કાર્યમાં તેનું મૃત્યુ થયું હોય તેની કેટલીક હકીકતના સંબંધમાં હોવી જોઇએ..

વળી આ કાયદા પ્રમાણે હકીકત કહેનાર શખ્સને ખરેખરો મૃત્યુનો ભય હોવાજ જોઇએ એમ નથી તેવો ભય તેને હોય અગર ન હોય તોપણ તેવી હકીકત પુરાવામાં દાખલ થઇ શકેછે;

પણ તેને વજન કેટલું આપવું જોઇએ તેની તુલના કરતાં એ બીના ધ્યાનમાં રાખવી જોઇએ આવી હકીકત કહેનાર સખ્સ મરણ પામેલો હોવો જોઇએ. અને તે બાબતના પુરાવાથી શાબીત થવી જોઇએ. તે સાબીત કરવાનો બોજો જે સખ્સ તે હકીકત દાખલ કરાવવા માગતો હોય તેને માથે છે.

મરનાર માણસની જુબાની ક્યારે સાબિત કરવાની જરૂરછે તે બાબતમાં (૧૧ મુ હા. રી. ૨૪૭ જુઓ.

ધંધાના સાધારણ કામમાં લગતી બાબતોની જે લેખી અથવા મુખ જુબાની હકીકતો પુરાવામાં દાખલ કરવા યોગ્ય છે. આવી હકીકતો પુરાવામાં દાખલ કરવાનાં કરતા મુખ્યત્વે કરીને આછેઃ—ખરાબ હેતુનો વેહેમ ન હોય તો ધંધાના સાધારણ ક્રમમાં જે નોંધો કરવામાં આવી હોય તે ખરી માનવી જોઇએ કેમકે જોડી કાઢતાં મેહેનત પડે તેમ છે તેથી જુઠું લખવા કરતાં સાચુ લખવું સેહેલું છે; એક બીજાને પુષ્ટી આપતી કેટલીએક બીનાની સાંકળમાં આવી નોંધો આંકડા રૂપ થઈ પડે છે; જુઠી નોંધ કરે તો શેઠના આગળ કારકુનોની ગેરઆબરૂ થાય; વળી ધંધાના કામમાં જે નોંધો કરવામાં આવી હોય તે ઘણા લોકોના તપાસવામાં આવેછે તેથી તેમાં ભુલ હોય તો તે તરત પકડાઈ આવે, અને તેમાં કહેલી બીના થોડાકને માલમ હોવાથી પુરાવાના સખત નિયમમાં કાંઇક છુટ રાખવાથી વધારે સગવડ થાય.

ઈંગ્રેજી કાયદા પ્રમાણે જે બાબતની નોંધ હોય તે બાબત અને તેની નોંધ સમકાળીક હોવી જોઇએ; નહીતો તે પુરાવામાં દાખલ કરવા લાયક ગણાતી નથી.

આ પુરાવાના કાયદા પ્રમાણે આવી જાતનો પુરાવો દાખલ કરવામાં આવા પ્રતિબંધ નથી; પણ તેના ઉપર કેટલું વજન રાખવું જોઇએ તેનો આધાર તે નોંધ સમકાળીકછે કે નહિ તે ઉપર છે. આવી નોંધો દાખલ થાય ત્યારે પેહેલાં તે કરનાર માણસ મરી ગયોછે અગર કલમમાં લખેલી બીજી હકીકત તેને વાંશે થઇછે તેની શાબીતી આપવી જોઇએ.

હીત વિરૂદ્ધની નોંધો અગર હકીકતો પુરાવામાં દાખલ કરવાનું કારણ એછે કે કોઈપણ સખ્શ પોતાના હીતવિરૂદ્ધ બોલે અથવા કરે એ ઘણું અસંભવિતછે. જો આવી નોંધો તેના કરનાર સખ્શના હાથદસ્કતની હોય તો અસલનો પુરાવો નીયમ પ્રમાણે આપવો જોઇએ.

મુડી અથવા વ્યાજનો કાંઇક ભાગ આપ્યો હોય તો પછી મુદતનો કેવી રીતે ફાયદો મળેછે તે બાબતમાં સન૧૮૭૭ ના ૧૫ મા આકટની કલમ ૨૦ જુઓ.

હીત ચાર પ્રકારનાં છેઃ—(૧) ધન સંબંધી. (૨) માલકી હક સંબંધી. (૩) ફોજદારી કામમાંથી બચી જવાનું (૪) નુકશાનીના દાવામાંથી બચી જવાનું.

અમુક જાહેર હક અગર રીવાજ અથવા જાહેર અગર સાધારણ રીતના અસ્તિત્વ વીશે અમુક સખ્સોના અભિપ્રાય જેમાં આપેલાછે તે વિશે ચોથી કલમમાંછે જે કારણ ઉપરથી આવી હકીકતો દાખલ કરવામાં આવેછે તે ટેલર સાહેબ નીચે પ્રમાણે આપેછે જે હક ઉપર દાવો રાખવામાં આવતો હોય તે સાધારણ રીતે એટલી પ્રાચીન હોયછે અને તે હકો પણ એટલા અનિશ્ચિત અગર સાધારણ હોયછે કે તેમના અસ્તિત્વ અને રૂપનો પ્રત્યક્ષ પુરાવો ભાગ્યેજ મળી શકે અને તે માગવો પણ જોઇએ નહી. જે બાબતમાં આખી મંડળીનું હીતછે તેમાં સરવને જાણ હોવી જોઇએ કેમકે સાધારણ હક વિશે લોકોમાં સ્વભાવીક રીતે ચરચા ચાલેછે અને આવા

હકના રૂપ ઉપરથી અમુક સખ્સનું તે બાબતમાં વિરૂધ અથવા અનુકુળ વળણ થવાનો સંભવ નથી તેથી વાત ચીતમાં તે વીશે જે બોલવામાં આવે તે ખરૂંછે એમ અનુમાન કરવું જોઇએ લોકોનું સાધારણ હીતછે તેથી જો તે ખોટી વાત સાબીત થાય તો બીજા તુરત તેના વિરૂદ્ધ બોલ્યા વગર રહે નહી. જે લોકોનો એક બીજા સાથે સંબંધ નથી અને જેઓ સત્ય ખોળવાને સરખા ઇન્તેજાર છે તેવા સખ્સોનો એકમત થયા શીવાય અમુક બાબતનુ અસ્તિત્વ સાધારણ રીતે ભાગ્યેજ મનાય. આવા એકમતથી સત્યનો અનુમાનિક પુરાવો મળી આવેછે. ઇત્યાદિ. સારવજનિક અને સામાઇક એ બે શબ્દોમાં ઈંગ્રેજી કાયદા પ્રમાણે તફાવતછે "સાર્વજનિક" એ રાજ્યના દરેક સખ્સને લાગુ પડેછે અને "સામાયિક" એ શબ્દ અમુક મંડળીના ઘણા સખ્સોને લાગુ પડે છે પણ તમામને નહી.

આવી હકીકત પુરાવામાં દાખલ કરવા લાયક ગણી શકાય તેટલા સારૂ તે હક બાબતની કોઈ પણ તકરાર ઉત્પન્ન થતાં પેહેલી તે કરવામાં આવવી જોઇએ જ્યાં સુધી તકરાર ઉત્પન્ન થઇ ન હોય ત્યાં સુધી કોઈ પણ સખ્સને અમુક તરફથી બોહોળી સત્યને મચડવાને લાલચ અથવા વલણ થતાં નથી. જો આગળની તકરાર બીજા પક્ષકારો વચ્ચે હોય તો અગર બીજી મીલકત અગર બીજા હકના સંબંધમાં હોય તો આવો પુરાવો બાતલ કરવો જોઇએ.

પાંચમી કલમમાં હયાત અગર મરણ પામેલા લોકોની સગાઇની હયાતી વીશેની હકીકત બાબતછે. હકીકત કહેનાર સખ્સને તે બાબતની માંહીતી હોવાનાં ખાસ સાધન હોવાં જોઇએ ૬ઠી કલમમાં જે સખ્સો મરણ પામેલાછે તેમની વચેની સગાઈ બાબતનીછે. તે હકીકત જેણે કહી હોય તેને જાણવાને ખાસ સાધન હોવાં જોઇએ એમ નથી પણ તે વીલમાં, ખતમાં, વંશાવળીમાં, કબ્રુર ઉપરના લેખમાં અગર કુટુંબની છબીઓમાં આવવી જોઇએ, પણ આવી હકીકતો તકરાર ઉત્પન્ન થતાં પેહેલાં કહેવામાં આવી હોય તો પુરાવામાં લઈ શકાયછે. કબર લેખ વિગરે નકલોથી સાબીત કરી શકાયછે. ૬૫ મી કલમ જુઓ.

૧૩ મી કલમની (અ) રકમ જે કાર્યં વીશે કહેવામાં આવ્યુંછે તેને લગતી હકીકતો વીલ અગર બીજા દસ્તાવેજોમાં આવી હોય તે બાબતનીછે. "હક" એ શબ્દમાં સારવજનિક તેમજ ખાનગી હકનો સમાસ થાયછે.

પેસ્તરના ઇનસાફી કામમાનો પુરાવો ક્યારેલગતો હોય.

૩૩. એકાદ ઇનસાફી કામમાં કીંવા જે સખ્શને પુરાવો લેવાનો કાયદા પ્રમાણે અધિકાર હોય તે શખ્સની રૂબરૂ કોઈ સાહેદ સાહેદી આપી હોય તે સાહેદીમાં લખેલી હકીકત ખરીછે કે કેમ, તે વાત પાછળથી બીજુ કોઈ ઇનસાફી કામ ચાલ્યુ હોય તેમાં કીંવા સદરહુ પ્રથમ ચાલેલા કામના પાછલા ભાગમાં શાબીત કરવાને સારૂ સદરહુ પ્રથમ આપેલી સાહેદી લગતી છે; તે એવે પ્રસંગે કે જ્યારે સાહેદ મજકુર મરણ પામ્યો હોય કીંવા મળી નહિ શકતો હોય, કીંવા સાહેદી આપવાને અશકત હોય, કીંવા સામા પક્ષકારે તેને દુર રાખ્યો હોય, કીંવા ઘણો વખત લાગ્યા શિવાય કીંવા ઘણો ખરચ કર્યા શિવાય તે શખ્સને હાજર કરી શકાતો નહિ હોય, અને મુકદમાની કેફીયત ઉપરથી તેમ કરવું કોરટને બાજબી દેખાતું ન હોય ત્યારે.

પરંતુ કામ મજકુર તેજ પક્ષકારો કીંવા હક સંબંધીના તેમના પ્રતિનીધિઓ વચે ચાલેલું હોવું જોઇએ.

તથા ઉલટ તપાસણી કરવાનો હક તથા સંધી પ્રથમના કામમાં સામા પક્ષકારને મળેલાં હોવાં જોઇએ.

તથા પ્રથમના કામમાં તથા પાછલા બીજા કામમાં તકરારી મુદા મુખ્ય વાતે એકજ હોવા જોઇએ.

**ખુલાસો.**—ફોજદારી કામની તજવીજ કીંવા ચોકશી એ ફરિયાદી તથા તોહોમત વાળા વચેનું કામ છે એવો આ કલમનો અરથ છે એમ સમજવું.

વંશેશ ઠરાવ. (૧)

**ટીકા**—દીવાની અને ફોજદારી કામમાં સાધારણ નીયમ એવોછે કે સાક્ષીઓની જુબાની પક્ષકારો અગર તેમના વકીલોની રૂબરૂ લેવી જોઇએ. આ નિયમને કેટલાક અપવાદછે અને કેટલાંક કારણસર પક્ષકારની રૂબરૂ પુરાવો ન લીધો હોય તે પણ દાખલ થઇ શકેછે. આ કલમ ભાગેજ અપવાદ ગણી શકાય કેમકે જે પુરાવો દાખલ કરવાનો યત્ન કરવામાં આવેછે તે પુરાવો આગલા કામમાં લેવાયલો હોવો જોઇએ અને તે કામમાં સામો પક્ષકાર જો તેની મરજી હોત તો હાજર થઇ શકત. પુરાવો દાખલ થઇ શકે તેટલા માટે તે સોગન ઉપર લેવાયલો હોવો જોઇએ. (૨) તે પુરાવો ન્યાયી કામમાં અગર કાયદા પ્રમાણે જેને અખત્યારછે તેવા સખસે લીધેલો હોવો જોઇએ, (૩) જે સાક્ષીનો પુરાવો દાખલ કરવાની કોશીસછે તે મરી ગએલો ઇત્યાદી બતાવવું જોઇએ. જો માજીસ્ટ્રેટ અથવા જડજને હકુમત ન હોય તો તે અધીકાર વાળો ગણાય નહી.

આ બાબતમાં ૨૧ વી. રી. ક્રી. રૂ. ૫૯ ૨૩ વી. રી. ૩૪૩. ૨૨. વી. રી. ક્રી. રૂ. ૩૯ ૨૪ વી. રી. ક્રી. રૂ. ૧૯ જુઓ.

આ કલમ દીવાની તેમજ ફોજદારી કામને લાગુ પડુછે. વળી ૧૦૭ અને ૧૦૮ કલમો પણ જોવી. × × × × × × × × × × × × × × × ×

**ટીકા** પેહેલો વાંશેષ ઠરાવ બતાવેછે કે પ્રથમનું કામ જેમાં સાહેદી લુબ આપવામાં આવી હોય તે તેજ પક્ષકારો કીંવા હક સંબંધના પ્રતિનીધિઓ વચે ચાલેલું હોવું જોઇએ. હક સંબંધીના પ્રતિનીધિઓ વીશે નીચેના ઠરાવો વાંચો. ૧૫ બ. લો. રી. ૫

હુકમનામાની બજાવણીના વેચાણની રૂઇએ દાવો રાખનાર સખસ તથા સાધારણ ખતની રૂઇએ દાવો રાખનાર સખશ સરખા હક સંબંધીના પ્રતિનીધીઓ છે. રાજા ઇલર બ. લો. રી. ૭૪.

બીજા વીશેશ ઠરાવમાં એવું વિધાન છે કે તે કામના સામા પક્ષકારને ઉલટ તપાસ કરવાનો હક અને લાગ મળવો જોઇએ. જો સામા પક્ષકારને ઉલટ તપાસ કરવાનો હક અને લાગ હોય પણ તે ઉલટ તપાસ કરે નહી તેથી તે પુરાવાને દાખલ કરવામાં કાંઇ બાધ આવતો નથી. ૨૦ વી. રી. ક્રી. રૂ. ૬૯

ત્રીજો વિશેષ ઠરાવનું એવું વિધાન છે મુદાની તકરારો પેહેલાં તેમજ બીજા કામમાં તે વાસ્તવીક રીતે તેની તેજ હોવી જોઇએ.

આ વિશયના સબંધમાં ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૪૯ મી કલમ જુઓ.

માજીસ્ત્રેટ આગળ જે જુબાની આપી હોય તેથી વીરૂધ હકીકત સેશનકોરટ રૂબરૂ સાક્ષીદાર બોલે ત્યારે આ કલમ પ્રમાણે અમલ કરવાનો છે. ૨૪ વી. રી. ક્રી. રૂ ૧૧ પણ આ પ્રમાણે પુરાવો દાખલ કરવામાં આવે ત્યાર પેહેલાં તે યોગ્ય રીતે તોહમતદારની હાજરીમાં કમીટીંગ માજીસ્ત્રેટે લીધો છે એમ જણાવું જોઇએ. ૨૧ વી રી. ક્રી. રૂ. ૫ સાક્ષી આપવા સારૂ બોલાવ્યા વગર સીવીલ સરજનની જુબાની માજીસ્ત્રેટે લીધી હોય તે સેશન કોરટમાં પુરાવામાં આપી શકાય છે. તોહમતદારની રૂબરૂ નહી લીધેલા હોય અને તેને જેમાં ઉલટ તપાસ કરવાનો લાગ નહી મળેલો હોય તો પણ કેટલોક પુરાવો તેના વિરૂધ દાખલ કરવામાં આવે છે. (૧) કેમીકલ એકઝામીટરનો રીપોર્ટ; (૨) જ્યારે તોહમતદાર નાસતો ફરતો હોય અને તેની યોગ્ય શોધ કરેચા પછી હાથ માં ન આવે તો, તે તોહમતદારના ઉપર ગુનાહની તજવીજ કરવાને અગર તેને કમીટ કરવાને જે કોરટને અખત્યાર હોય તે કોરટ માહોતગાર સખસોની જુબાનીઓ તોહમતદારની ગેરહાજરીમાં લે, અને જ્યારે તોહમતદાર પકડાય ત્યારે જો તે સાક્ષીઓ હાજર થઇ શકે તેવું ન હોય તો, તેમની જુબાની તોહમતદારની તજવીજ થતાં પુરાવામાં દાખલ કરે.

ગેરહાજર સાક્ષીદારોની જુબાની કમીસનથી લેવાને માટે દીવાની કાયદા. ૩૮૩. ૩૯૧ કલમો જુઓ. અને ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૩૦ આ બાબત સાર જુઓ.

### વિશેષ પ્રસંગે કહેલો કીંવા લખેલો મજકુર.

હીસાબની ચોપડીઓમાંની નોંધ ક્યારે લગતી હોયછે.

૩૪. કામને પ્રસંગે નીયમ પુરવક રાખેલી હીસાબની ચોપડીઓમાં કરેલી નોંધ જે બાબત વીશે કોરટને ચોકશી કરવાની હોય તે સંબંધી હોયતો, તે લગતી છે; પરંતુ મ્રાત્ર સદરહુ મજકુર એકલો કોઈ શખ્સ ઉપર જવાબદારી નાખવાને સાર પુરતો પુરાવો છે એમ સમજવું નહીં.

### દ્રષ્ટાંત.

(અ.) અ એ બ ના ઉપર એક હજાર રૂપીઆનો દાવો કરેચોછે, તથા એ રકમ બપાસેથી પોતાની લેણીછે એવું બતાવવાને સાર પોતાના હીસાબની ચોપડીઓમાંથી રકમો બતાવેછે; એ રકમો લગતી છે; પરંતુ કરજ મજકુર શાબીત કરવાને સાર બીજો પુરાવો ન હોયતો તે બસનથી.

ટીકા.—કોઇ પણ સખસને જુવાબદાર ઠરવા સાર હિસાબના ચોપડામાં કરેલી નોંધો એકલીજ બસ નથી એ નિયમ રોમતસોને અનુસરતો છે. આ બાબતમાં ૫ મુ. અપીલ ૪૩૨, ૫ વી. રી. ૨૪૨ જુઓ. જુના કાયદા પ્રમાણે ચોપડામાંની નોંધો પુરાવાની પુસ્ટીમાં દાખલ કરવા યોગ્ય ગણાતી હતી; નવા કાયદા પ્રમાણે ચોપડામાંની નોંધ કોઈ પણ સખસને માથે જુવાદારી ઠરાવવા સાર તે એકલીજ બસ નથી, પણ તેની પુષ્ટીમાં બાજો પુરાવો આવવો જોઇએ. (૨૨. વી. રી. ૫૪૯)

હીસાબના ચોપડામાં કરેલી નોંધોની સચાઇ વીશેનું જેને જાત માહીતી છે તે સખસે લખી ન હોય અથવા તેના કહેવાથી લખવામાં આવી ન હોય તો પણ આ કલમ પ્રમાણે ચોપડા પુરાવામાં દાખલ કરવા યોગ છે. ઇ. લો. રી. ૧ મું. ૬૧૧

એક બેજ રકમો ફક્ત સાબીત કરવાની હોય ત્યારે પણ આખો ચોપડો દાખલ કરવાનો

સાધારણ રીવાજ છે અને તેથી અપીલ કોરટમાં કામ મોકલતાં ઘણી સગવડ પડે છે. માટે જો હીસાબના ચોપડામાં આવેલી રકમ ઉપર વાદી આધાર રાખતો હોય તેણે શું કરવું તે બાબતમાં દીવાની કાયદાની કલમ ૬૨ તથા ૧૪૧ જુઓ. પણ અમુક નોંધો શીવાય વીશેષ હકીકત પુરાવા દાખલ કરાવવાની ઇછા હોય તો, પુરાવાના આકટની ૬૫ મી કલમની ૭ રકમ અને દીવાની કાયદાની ૩૯૪ અને ૩૯૫ કલમોનો લાભ લેવો જોઇએ.

જે કામ કરવાનું કાયદામાં ફરમાવવામાં આવ્યુંહોય તે કામ કરવાને પ્રસંગે સરકારી દફતરમાં જે નોંધ કરીહોય તે કયારે લગતી સમજવી.

૩૫. તકરારી કીંવા લગતી હકીકત જેમાં બતાવેલી હોય એવી નોંધ કોઈ પણ સારવજનીક કીંવા બીજી સરકારી ચોપડીમાં કીંવા રજીસ્ટરમાં કીંવા દફતરમાં હોય અને તે નોંધ કોઈ સરકારી નોકરે પોતાનું સરકારી કામ કરવાને પ્રસંગે કરી હોય કીંવા જે દેશમાં સદરહુ ચોપડી કીંવા રજીસટર કીંવા દફતર રાખવામાં આવ્યુ હોય તે દેશના કાયદામાં જે કામ કરવાનું વીશેષ કરીને ફરમાવ્યું હોય તે કામ કરવાને પ્રસંગે હરકોઈ બીજા સખસે કરેલી હોયતો તે નોંધ સવતઃ લગતી હકીકતછે એમ સમજવું.

ટીકા.—આ વિષય ઉપર ઇંગ્રેજી કાયદો છે તેને આ કલમ અનુસરે છે. તથા તેનો કાંઇક વિસ્તાર પણ કરેછે. ચોપડી રજીસ્ટર અથવા દફતરે જાહેર અથવા સરકારી હોવું જોઇએ. આ શબ્દોની બ્યાખ્યા આકટમાં નથી. પણ તેનો અર્થ શો છે તે સમજવા સારૂ પાછળની ૭૪ મી કલમ જુઓ. વળી આવી નોંધ સરકારી નોકરે પોતાના હોદાની ફરજ બજાવતાં કરેલી હોવી જોઇએ અગર જે દેશમાં આવી ચોપડી, રજીસ્ટર અથવા દફતરે રાખવામાં આવે છે તે દેશના કાયદા પ્રમાણે ખાસ રીતે તે ફરજ બજાવવાનું જેનું કામ છે તેવા સખસે તે કરેલી હોવી જોઇએ આ આકટમાં "પબ્લીક સર્વન્ટ (સરકારી નોકર) ની બ્યાખ્યા નથી. પણ પીનલકોડની ૨૧ મી કલમ જુઓ.

ઉપલી કલમમાં સમાસ થઇ જાય તેવી ચોપડીઓ, રજીસ્ટરો અને દફતરો નીચે પ્રમાણે છે. લોગબુકસ (સન ૧૮૫૯ ના ૧ લા આકટની ૧૦૩, ૧૦૮ કલમો અને મર્ચન્ટ શીપીંગ આકટની ૨૮૦, ૨૮૫ કલમો) લગ્નનાં પત્રકો (રજીષ્ટરો). રેઝ સન ૧૮૭૨ ના ૧૫ મા આકટની ૨૮, ૩૨, અને ૫૪ મી કલમો અને ૩, અને ૪ પરીશીષ્ટો, સન૧૮૬૫ ના ૧૫ આકટની કલમ ૬ અને પરીશીષ્ટ, અને સન ૧૮૭૨ નો ૩ આકટ સન ૧૮૭૭ ના ૩ આકટના ૧૧ મા ભાગ પ્રમાણે રાખવાનાં રજીષ્ટરો; સન ૧૮૬૭ ના ૨૫ મા આકટ પ્રમાણે રાખવાનાં રજીષ્ટરો; સન ૧૮૪૭ ના ૨૦ મા આકટ પ્રમાણેનાં, સન ૧૮૫૯ ના ૧૫ મા આકટની ૧૧ મી કલમ પ્રમાણેનાં ઇત્યાદી.

જે સરકારી નોકરોએ પોતાની ફરજ બજાવતાં તજવીજ કરી તેનો રીપોર્ટ પોતાના ઉપરી અધીકારીઓને કર્યો હોય તે ઘણી વખત પુરાવામાં આપવામાં આવે છે. આ બાબતમાં રાજા સુબુરામ લીંગસેનપતીનો કેસ જુઓ. ( લો. રી. ઇ. અ. ૨૩૯) તથા ૨૨ વી. રી. ૨૩૨ માં રાજા બીલાનંદશીંહનો ફેસલો જુઓ.

નકસાના પત્રાન એ કયારેલગતાછે

૩૬. પ્રસીધ કરેલા દેશના નકશા કીંવા ચારટ સરવે લોકોને વેચવા સારૂ બહુ કરીને રાખવામાં આવતા હોય તેમાં, અથવા સરકારના હુકમથી દેશના

જે નકશા કીંવા પલાન કરવામાં આવ્યા હોય તેમાં, એવા દેશના નકશામાં કીંવા ચારટમાં કીંવા પલાનમાં જે બાબતો ઘણું કરીને હમેશ દરસાવવામાં કીંવા લખવામાં આવતી હોય તે બાબતો સંબંધીનો, કોઈ તકરારી કીંવા લગતી હકીકતનો મજકુર બતાવ્યો હોય, તે મજકુર સવતઃ લગતી હકીકત છે.

**ટીકા.**—આ કલમમાં બે જાતના નકશા અને ચાર્ટવીશે કહેવામાં આવેલું છે. (૧) પ્રસિદ્ધ કરેલા નકશા અને ચાર્ટ જે ઝાહેર રીતે લોકોમાં વેચાતા હોય તે; (૨) જે નકસા અને પ્લાનો સરકારના હુકમથી કરેલા હોય તે; જે કારણથી જડજ કોઇ અગર બીજા પુસ્તકો જોઇ શકેછે તેજ કારણથી પેહેલી જાતના નકશા અને ચાર્ટ પુરાવામાં દાખલ કરવામાં આવેલા છે.

બીજી જાતના નકશા વિગેરેમાં ત્રાગનોમેટીકલ સરેહના નકસા જે ઈંડીઆ સરકારના હુકમથી કરવામાં આવેલાં છે તે છે, સરવેને લગતા નકશા અને કાગળો પુરાવા દાખલ થઈ શકે અને તેનું શું પરિણામ થાય તે બાબતમાં ૮ વી. રી. સી. રૂ. ૧૯૭ જુઓ. ચીનાગોંગ પ્રગણામાં સરકારી માપણીના ચીઠા પુરાવામાં દાખલ કરવા યોગ્ય ગણાય છે. (૧૦ વી. રી. ૩૪૦) તેમજ ૧૦ વી. રી. ૪૪૩ જુઓ. નીચેના કામોમાં સરકારી માપણીના ચીઠા દાખલ કરવામાં આવ્યા હતા. ૨૪ વી. રી. ૧૯૨ ૨૪. વી. રી. ૪૧૦

માપણીના નકશા અને પ્રોસીડીંગની પુરાવમાં કેટલી કીમત છે તે બાબત ઘણા ફેસલા થએલાછે પણ તે બધા એક સરખા નથી. ૬. વી. રી. સી. રૂ. ૩૩૩ માં એમ ઠરવું હતું કે માપણીનું પ્રોસીડીંગ હક બાબતનો અનિબાધ્ય પુરાવો નથી. તેજ મતલબનો ફેસલો ૧૨ વી. રી. ૧૮૦માં છે. પણ માપણીના નકશા અને પ્રોશીડીંગ કબજા બાબતનો સારો પુરાવો છે અને આ રીતે તે હકનો પુરાવો થઈ શકે છે. પણ તે પુરાવો અનિબાધ્ય ગણાતો નથી. ૨. વી. રી. સી. રૂ. ૧૦. ૧૦ વી. રી. ૩૪૩ ૨૩ વી, રી. ૨૭ ૨૪ વી. રી. ૩૧૭ ૧૯ વી. રી. ૨૦૨ પાને રામનારાયદાસના કામમાં માર્કબી જસ્ટીસે આવા દસ્તાવેજોની પુષ્ટી બીજા મુળથી ઉત્પન્ન થતો પુરાવો જોઇએકે નહી તે બાબતનો ઠરાવ કર્યો નહી.

આ કલમના સંબંધમાં ૮૭ અને ૯૦ મી કલમોમાં જે અનુમાન બાંધવાનાં છે તે જુઓ.

સારવજનીક પ્રકારની હકીકત બાબત કોઇ આકટમાં અથવા શરકારી જાહેરનામામાં મજકુર લખ્યા હોય તે લગતો છે.

૩૭. સારવજનીક પરકારની કોઇ હકીકત બની છે કે નહીં એ બાબત જ્યારે કોરટને અભીપ્રાય બાંધવાનો હોય, ત્યારે પારલામેન્ટના કીંવા હીંદુસતાનના ગવરનર જનરલ ઈનકાઉનસીલના કીંવા મદરાસના કીંવા મુંબઈના ગવરનર ઇનકાઉનસીલના કીંવા બંગાળાના લેફટેનંટ ગવરનર ઇનકાઉનસીલના કોઈ પણ આકટ માંહેના કીંવા ગેજેટ આફ ઈંડીયામાં છાપેલા કીંવા કોઇ પણ સ્થાનીક સરકારના ગેજેટમાં છાપેલા કીંવા કોઈ છાપેલો પત્ર લંડન ગેજેટ છે કીંવા રાણીના વસાવેલા મુલકનું કીંવા રાણીના કબજામાં આવેલા દેશનું સરકારી ગેજેટ છે એવું તે છાપેલા પત્ર ઉપરથી સમજાય તેવા છાપેલા પત્રમાં છાપેલા સરકારના જાહેરનામાં માંહેના કોઈ ઉદ્દેશરૂપી લખાણમાં સદરહુ શારવજનીક પ્રકારની હકીકત બન્યાનો કીંવા ન બન્યાનો જે કાંઇ મજકુર લખેલો હોય તે મજકુર લગતી હકીકત છે.

**ટિકા**—જે બાબતની હયાતી વીશે કોરટને અભિપ્રાય બાંધવાનો છે તે જાહેર પ્રકારની હોવી

જોઇએ. આ કલમના સબંધમાં ૫૭, ૭૮ અને ૮૭ મી કલમો જુઓ.

પંત્વાળુ દુકાનની નોટીસ ગેજીટમાં નોટીસ હોય તો તે ગેજીટ જે સખસોની એ દુકાન સાથે આગળ લેવડ દેવડ નહોતી તેઓ વિરૂધ બીજી સાબીતી વગર પુરાવામાં દાખલ કરી શકાય છે. પણ જેઓને દુકાન સાથે લેવડદેવડ છે તેઓને આ નોટીસની માહીતી છે એમ ખાત્રી પુર્વક સાબીતી કરી આપવું જોઇએ અગર સરકયુલરથી અથવા બીજી રીતે ખાસ નોટીસ આપવામાં આવી છે એવી સાબીતી આપવી જોઇએ. પણ કરાર આકટની ૨૬૪ મી કલમ જુઓ.

કાયદાની ચોપડીમાં લખેલો મજકુર.

૩૮. કોઈ દેશના કોઇ કાયદા બાબત જ્યારે કોરટને અભીપ્રાય બાંધવાનો હોય. ત્યારે સદરહુ દેશની સરકારના હુકમથી અમુક ચોપડી છપાઇછે કીંવા પ્રસીદ્ધ થઇછે. તથા તેમાં સદરહુ કાયદા લખેલા છે. એવું તે ચોપડી ઉપરથી સમજાય તેવી ચોપડીમાં લખેલો શદરહુ કાયદાનો મજકુર, તથા સદરહુ દેશની કોરટોએ કરેલા ઠરાવ કોઇ ચોપડીમાં આપ્યા છે એવું જે ચોપડી ઉપરથી સમજાય તે ચોપડામાં આપેલા ઠરાવ એ બેઉ લગતાછે.

## કહેલા કીંવા લખેલા મજકુરનો કેટલો ભાગ શાબીત કરવો જોઇએ.

કહેલો કીંવા લખેલો મજકુર વાત ચીતનો કીંવા દસતાવેજનો કીંવા ચોપડીનો કીંવા અનુક્રમે રાખેલા પત્રો કીંવા કાગળોનો ભાગ હોય તો કયો પુરાવો આપવો જોઇએ

૩૯. જે મજકુરનો પુરાવો આપવામાં આવતો હોય તેવો હરકોઇ મજકુર જ્યારે તે મજકુર કરતાં લાંબા બીજા કોઇ મજકુરનો કીંવા કોઈ વાત ચીતનો કીંવા કોઇ છુટા દસતાવેજનો ભાગ હોય ત્યારે અથવા જ્યારે સદરહુ મજકુર જે દસતાવેજ કોઈ ચોપડીનો કીંવા સબંધવાળા અનુક્રમે રાખેલા પત્રો કીંવા કાગળોનો ભાગ હોય તે દસતાવેજમાં લખ્યો હોય ત્યારે તે મજકુરનો પ્રકાર તથા તે ઉપરથી થતું પરીણામ તથા જે બીના ઉપરથી તે કહેવામાં કીંવા લખવામાં આવ્યો હોય, તે બીના પુરતી રીતે સમજવાને સારૂ સદરહુ લાંબા મજકુરના કીંવા વાત ચીતના કીંવા દસતાવેજના કીંવા ચોપડીના કીંવા અનુંક્રમે રાખેલા કાગળો અથવા પત્રોના જેટલા ભાગની તે અમુકકામમાં કોરટને જરૂર લાગે તેટલા ભાગનો પુરાવો આપવો; જાસ્તી ભાગનો પુરાવો આપવો નહી.

## ઇનસાફી કોરટોના ફેસલા ક્યારે લગતા સમજવા તે બાબત.

બીજી વખત દાવો થતો અથવા તજવીજ ચાલતી અટકાવવાને સારૂ પેસતરનો ફેસલો લગતી હકીકતછે.

૪૦. કોઈ કોરટે કોઈ એક દાવાની ફરીયાદી સાંભળવી કે નહી; કીંવા કોઈ એક તજવીજ ચલાવવી કે નહી, એવી જ્યારે તકરાર હોય ત્યારે જે ફેસલો કીંવા હુકમ કીંવા હુકમનામુ થયાના કારણને લીધે સદરહુ ફરીઆદી સાંભળવાને કીંવા સદરહુ તજવીજ ચલાવાને કાયદાથી કોરટને અટકાવ પોહોચતો હોય, તે ફેસલો કીંવા હુકમ કીંવા હુકમનામું થયુંછે; એ વાત લગતી હકીકતછે.

**ટીકા**—આવા સંબંધમાં દીવાની કામ ચલાવવાના કાયદાની ૧૩ મી કલમ અને ૪૩ મી કલમ જુઓ.

પ્રોબેટ વીગેરે સંબંધીના અધીકારથી કીધેલા ફેસલા.

૪૧. કોઈ કાયદેસર સબંધ કોઈ સખ્શને છે કીંવા નથી, અથવા કોઈ સખ્સનો કોઈ અમુક વશતુ ઉપર હક છે કીંવા નથી, એ વાત જ્યારે લગતી હોય, ત્યારે પ્રોબેટ શબંધીના કીંવા લગન સબંધીના, કીંવા સમુદર ઉપરના કીંવા નાદારી સબંધીના પોતાના અધીકારનો અમલ ચલાવતાં કોઇ અધીકારવાળી કોરટે આખરી ફેંસલો કીંવા હુકમનામુ કર્યું હોય અને તે ઉપરથી સદરહુ કાયદેસર શબંધ કોઇ સખ્સને આપ્યો હોય અથવા તેની પાસેથી છીનવી લીધો હોય અથવા કોઈ શખ્સનો એવા સંબંધ ઉપર હક છે એમ ઠરાવ્યું હોય અથવા સદરહુ અમુક વસતુ ઉપર સદરહુ સખ્સનો હક છે એમ ઠરાવ્યું હોય અને તે હક કોઈ બીજા અમુક માત્ર એકજ સખ્સના દાવા વીરૂધ તે શખ્સનોછે એમ ન ઠેરવતાં હક મજકુર સવતંત્ર પુરો તે સખ્શનો છે એમ ઠરાવ કર્યો હોય તો તે ફેંસલો, કીંવા હુકમ, કીંવા હુકમનામુ લગતાં છે એમ સમજવું.

જ્યારે સદરહુ ફેસલો કીંવા હુકમ.કીંવા હુકમનામું અમલમાં આવ્યું ત્યારે તે ઉપરથી આપેલો સદરહુ કાયદેસર સબંધ ઊત્પન્ન થયો એ હકીકતની,

તથા જે કાયદેસર સબંધ ઉપર સદરહુ કોઈ સખ્સનો હક તે ફેસલામાં અથવા હુકમમાં અથવા હુકમનામામાં ઠેરવ્યો હોય, તે હક જે વખતે તે સખ્સને વીશે ઉત્પન્ન થવાનું ફેસલા મજકુરમાં ફરમાવ્યું હોય, તે વખતે હક મજકુર સખ્સ મજકુરને વીશે ઉત્પન થયો એ હકીકતની,

તથા સદરહુ સખ્સ પાસેથી જે કાયદેસર સંબંધ છીનવી લેવામાં આવ્યો હોય, તે સબંધ જે વખતથી બંધ થવાનું ફેસલા મજકુરમાં ફરમાવ્યું હોય તે વખતે તે સબંધ થયો અથવા થવો જોઈએ એ હકીકતની,

તથા કોઇ સખ્સનો હક જે વસ્તુ ઉપર સદરહુ ફેસલામાં અથવા હુકમમાં અથવા હુકમનામામાં ઠરાવવામાં આવ્યો હોય તે વસ્તુ જે વખતે તે સખ્સની થવાનું ફેસલા મજકુરમાં ઠરાવવામાં આવ્યું હોય તે વખતે વસ્તુ તેની થઇ અથવા થવી જોઈએ એ હકીકતની.

સદરહુ ફેસલો કીંવા હુકમ કીંવા હુકમનામું નીરણયકારક સાબીતી છે.

ટીકા.—આ કલમના સંબંધમાં કનઈઆલાલ વીરૂધ રાધાચરણનો ફેસલો ૭ વી. રી. સી. રૂ. ૩૬૯ મે છે તે જુઓ.

હાયકોરટ શીવાય બીજી કોરટને પ્રોબેટ આપવાની હકુમત સન ૧૮૬૫ના ૧૦ મા આકટથી મળે છે હીંદુઓની બાબતમાં સન ૧૮૭૦ નો ૨૧ મો આકટ જુઓ.

લગન સબંધી હકુમત હાય કોરટ શીવાય બીજી કોરટોને નીચેના કાયદાથી મળેછે. સન ૧૮૬૯ નો ૪, એટલે ઈંડીયન ડૈવોર્સ (છેડાછુટકાનો) આકટ સન ૧૮૬૫ નો ૧૫ (પારશીઓમાં છેડા છુટકા કરવાનો આકટ ) સન ૧૮૬૬ નો ૨૧ મો આકટ; (નેટીવ કોનવર્ટસ માહીએજડી સોલ્યુશન આકટ) અને સન ૧૮૭૨ નો ૩ આકટ.

આડમીરાલ્ટીની હકુમત બાબતમાં દરેક હાય કોર્ટના લેટર્સ પેટન્ટ જુઓ.

નાદાર દેવાદારના છુટકારા બાબતમાં હાયકોરટને વીકટોરીઆ ચાપટર ૨૧ કલમ ૧૧ અને ૧૨ હકુમત મળે છે. અને મોફસીલની કોરટોને સન ૧૮૮૨ ના ૧૪ આકટના ૨૦ મા પ્રકરણથી હકુમત મળેલી છે.

ત્રીજા પક્ષકાર વચેના કામનો ફેસલો કીંવા હુકમ કીંવા હુકમનામું ક્યારે પેર લગતુ હોયને ક્યારે નહોય તે વિષે

૪૨. કલમ એકતાલીસમાં બતાવ્યાછે તે શિવાયના ફેસલા હુકમ કીંવા હુકમનામામાં જો ચાલતી ચોક્શીને લગતી સારવજનીક પ્રકારની બાબત સબંધી હોય, તો તે ફેસલા, હુકમ કીંવા હુકમનામામાં લગતાછે એમ સમજવું, પરંતુ એવા ફેસલા, હુકમ કીંવા હુકમનામામાં તેમાં જણેલા મજકુરની નીરણયકારક સાબીતીછે એમ સમજવું નહી.

## દ્રષ્ટાંતો.

પોતાની જમીન ઉપર પ્રવેશ કર્યા બદલ અ એ બ ઉપર દાવો કર્યો, બ નું કહેવું એવુંછે કે તે જમાન ઉપર સારવજનીક હકનો રસ્તોછે. પરંતુ એ વાત અ નાકબુલ કરેછે.

એજ જમીન ઉપર પ્રવેશ કરયા બદલનો દાવો અ એ ક ઉપર કર્યો હતો તે કામમાં ક એ જવા આવવાનો એવોજ હકછે એવી તકરાર કરી હતી, તે કામમાં પ્રતિવાદી તરફનું થએલું હુકમનામું લગતુંછે પરંતુ જવા આવવાનો સદરહુ હકછે એ વાતની તે હુકમનામું નીરણયકારક સાબીતી થતી નથી.

કીયા ફેસલા વીગેરે લગતા નથી.

૪૩. કલમ ૪૦, ૪૧ તથા ૪૨ માં જણાવેલાછે તે શિવાયના બીજા ફેસલા, હુકમ કીંવા હુકમનામામાં થયાંછે કે નહી એ મુદાની હકીકત ન હોય કીંવા આ કાયદાના બીજા કાંઈ ઠરાવ મુજબ તે લગતી હકીકત ન હોય, તો તેવા ફેસલા કીંવા હુકમ કીંવા હુકમનામા પેર લગતાંછે એમ સમજવું.

## દ્રષ્ટાંતો.

(અ) એક આબરૂ લેવા જેવી વાત ઉપરથી અ તથા બ એ બેઉંને દોષ લાગેછે તે બદલ અ એ તથા બ એ ક ઉપર જુદા જુદા દાવા બાંધ્યાછે જે વાત આબરૂ લેવા જેવીછે એવું કહેવામાં આવેછે તે ખરીછે એવું ક બેઉ કામમાં કહેછે. અને કેફિયત એવા પ્રકારનીછે કે તે વાત બાતો બેઉ કામમાં ખરી હોવી જોઈએ વાતો બનેમાં ખોટી હોવી જોઈએ, એવો સંભવ થાયછે.

ક એ જે જવાબ આપ્યો તે તેણે સાબીત કરયો નહી એવા કારણ ઉપરથી ક ઉપર અ નું નુકશાનનું હુકમનામું થયું એ હકીકત બ તથા ક વચેના મુકરદમામાં લગતી નથી.

(બ) અ ની સ્ત્રી ક એની જોડે બ એ છીનાળું કરયા બદલ અ એ બ ઉપર ફોજદારીમાં ફરિયાદ કરીછે.

ક અ ની અસતરીછે એ વાત બ નાકબુલ કરેછે, પરંતુ બ ઉપર છીનાળાનો ગુન્હા કોરટે સાબીત ઠેરવ્યો.

ત્યાર પછી અ જીવતો છતાં ક એ બ સાથે ફરી લગ્ન કર્યું માટે ક ના ઉપર ફોજદારીમાં કામ ચાલુછે ક નું કહેવું એવુંછે જે હુ કોઈ પણ કાળે બ ની સ્ત્રી નહોતી.

બ ની વીરૂદ્ધ થયેલો ઠરાવ ક ની વીરૂદ્ધ પેર લગતો છે.

(ક) પોતાની પાસેથી એક ગાય ચોરી લઈ જવા બાબત અ એ બ ઉપર ફોજદારીમાં ફરિઆદ કરીછે બ ના ઉપર ગુન્હો સાબીત ઠરાવવામાં આવ્યોછે.

બ ના ઉપર ગુન્હાની સાબીતી થઇ તેના પેહેલાં તે ગાય બ એ ક ને વેચી નાખી હતી

તે લેવાનો દાવો પાછળથી અ એ ક ઉપર કર્યોછે બ ના વિરૂધ થએલો ઠરાવ બ તથા ક વચે-ના કામમાં ઘેર લગતો છે.

(ડ) એક જમીનના કબજાનું અ એ બ ના ઊપર હુકમનામું મેળવ્યુંછે બ નો છોકરો ક એણે અ નું ખુન સદરહુ કારણને લીધે કર્યુ છે.

સદરહુ ફેસલોછે એ વાત ગુન્હા કરવાનો હેતુ બતાવેછે તે માટે લગતીછે.

ટીકા-હીંદુ વિધવાઓ તથા બીજા સખસો જેમને જે મીલકતમાં પુરો સ્વતંત્ર હક ન હોય તે સખસોએ તે મીલકત પરસ્વાધીન કરી આપ્યાનું કૃત્ય મીલકત રદ કરવાની ફરીયાદોમાં મજકુર કૃત્ય જરૂરી કામને સારૂ કરવામાં આવ્યું હતું કે નહીં, એ સવાલ ઘણી વખત ઉઠાવામાં આવેછે. આ જરૂરીઆત સાબીત કરવાને, જે કેફીયતને સંબંધે દેવું કરવામાં આવ્યું હોય, ને જે દેવાના હુકમનામા થયા હોય, તે કેફીયતનો પુરાવો આપ્યા વગર મજકુર હુકમનામા ઘણી વખત હાજર કરવામાં આવેછે. ઉપર કહેલા ધોરણ મુજબ માલમ પડશે કે આ હુકમનામાં જો કે આપેલી રકમનો સબળ પુરાવોછે તોપણ તે જરૂરીઆત ઠરાવનારી હકીકતોનો તે પુરાવ નથી, ને ઓછામાં ઓછો પરસ્વાધીન કરી આપનાર સખસોની તરફથી તો નથીજ. બાબુ કુનતાલાલ અને બીજા, વી. મદનમોહન થાકુરના કામમાં (રેવન્યુ સીવીલ એનડ ક્રીમીનલ રીપોરટર વા. ૫—પા. ૨૬૬; સમા. કો. વુ. રી. વા. ૯—પા. ૪૬૯)

કોઈ પણ ફેસલાની હયાતી, અગર તેની તારીખ અગર તેથી કાયદેસર નીપજતુ પરિણામ શાબિત કરવા સારૂ તેનું દફતર અગર સહી નીશીનકલ રજુ કરી એટલે તે સર્વની વિરૂદ્ધ અનિ-બાર્ય્ય પુરાવો ગણાશે. વળી ઇન્ડિયન પીનલકોડ પ્રમાણે કોઈ શખસના ઉપર તોહેમત મુકવામાં આવ્યું હોય અને તે પછીથી નિરદોષ ઠરયો હોય તો દૂશબુદ્ધિથી ફરિયાદી કરી તેટલા માટે નુકશાની મેળવવાનો ફરીઆદ કરનાર ઉપર દીવાની દાવો માંડયો હોય તેમાં તોહોમતદારને છોડી મુક્યો છે તે સાબીત કરવાને ફોજદારી કામનું દફતર (રેકાર્ડ) અનિવાર્ય્ય પુરાવો ગણાશે. પણ દાવાનીનો દાવાનો પ્રતિવાદી ફોજદારી કામનો ફરીઆદી હતો તેનો, અગર દૂશનો, અગર સંભવીત કારણ નહોતું તેનો, પુરાવો ગણાશે નહિ. અને આ પ્રમાણે વાદી નિર્દોષ ઠરચો હોય તોપણ તેના ગુ-ન્હાની શાબીતી પ્રતિવાદી આપી શકે છે. ટેલરકૃત પુરાવાનો કાયદો કલમ ૧૪૮૦ તેમજ જામીન વીરૂદ્ધ જે ફેસલો થયો હોય તે મુખ્ય દેણદારની તરફથી કેટલા રૂપીઆ તેને આપવા પડ્યા તેનો પુરાવોછે પણ મુખ્ય દેણદારના કસુરથી કાયદા પ્રમાણે તેટલી રકમ આપવાને તે જવાબદાર હતો તેનો પુરાવો નથી. ઇરાદાથી ખોટો પુરાવો આપવાના ગુન્હાની તજવીજમાં તે કામનું રેકાર્ડ ન્યાયી પ્રોસીડીંગ થયું હતું તેનો પુરાવો છે.

ઈંગ્લંડમાં તેમજ હિદુસ્તાનમાં એવો સ્થાપિત નિયમ છે કે દીવાની કામમાં ફોજદારી કામમાં થયેલો ફેસલો શાબીતીમાં દાખલ થઈ શકે નહિ તેમજ દીવાની કામમાં થયેલો ફેસલો ફોજદારી કામમાં દાખલ કરી શકાતો નથી. ૫. વી. રી. સી. રૂ. ૨૬ અને ૨૭ ૯.વી.રી. સી. રૂ.૭૭ પણ ગુન્હો કબુલ કરયો હોય તો અંતે અંગ્રકારનો પુરાવો થાય. ૧૦ વી. રી. સી. રૂ. ૫૬.

એક હીંદુ વીધવાએ તેના બે નાની ઉમરના છોકરાના વાલી તરીકે રૂપઇઆ હજાર એક દેખીતા તેમના ફાયદાને સારૂ એટલે તેમના લગનને સારૂ કરજે લીધા હતા. બે વરસપછી આ

નાણાના ધીરનારે આ ધીરેલા નાણાને માટે એક તરફી દાવામાં એ નાની ઉમરના છોકરાઓ ઉપર હુકમનામું મેળવ્યું અને તેણે બજાવણી કઢાવીને વડીલોપારજીત મીલકતમાં છોકરાઓનો આઠ આનાનો હીસ્સો જપ્ત કરીને તે વેચાવવાની કોશીસ કરતો હતો. આ મીલકત બચાવાને સારૂ માએ ખાનગી કરારથી આ આઠ આનીના હીસ્સામાંની અડધી મીલકત રૂ.૨,૫૦૦ ને માટે વેચી, અને ઉપજેલી રકમનો થોડો ભાગ આપી હુકમનામુ પતવ્યું બે છોકરાઓમાંના એક જણે ઉમર લાયક થયા પછી વેચેલી મીલકતમાંથી પોતાના અડધા ભાગની મીલકત પાછી મળવા એવી તકરાર બતાવી દાવો બાંધ્યો કે મીલકત વેચાણ કરવા જેવી જરૂરીઆત નોહોતી. લાગુ હાઇકોરટની ધ્યાનમાં એમ આવ્યું કે ખરીદદારની એમ સાબીત કરવાની ફરજ છે કે, જ્યારે મુલ્ક કરજ વીધવાએ કરયું તે વખતે છોકરાઓના ફાયદા માટે તે કરયુ હતુ. આ કામ નીચલી અપીલ કોરટની જડજ ઉપર એવી તજવીજ કરવાને સારૂ પાછુ મોકલવામાં આવ્યું કે ખરીદદાર કે જેના ઉપર સાબીતીનો બોજો હતો તેણે જે હુકમનામાની રૂઇએ બજાવણી કઢાવી હતી તે હુકમનામું છોકરાઓના હીત ઉપર પણ બંધનકારક છે. એમ સાબીત કરેચુ' હતુ કે નહી. ૨૩ વી. રી. ૪૨૪.

દગલબાજી દગા ભરેલો સંપ તથા કોરટને અધીકાર નથીએવાતની શાબીતીકરીશકાયછે

૪૪. કોઈ ફેંસલો કીંવા હુકમ કીંવા હુકમનામું કલમ ૪૦–૪૧ કીંવા ૪૨ મુજબ લગતુ હોય તથા તેની શાબીતી સામા પક્ષકારે કરી હોય, તે જે કોરટે કર્યું તેને કરવાનો અધીકાર નોહોતો, કીંવા તે દગલબાજીથી નહોતો, કીંવા તે દગલબાજીથો કીંવા દગાભરેલા સંપથી મેળવ્યુંછે, એવું કોઈ દાવાનો કીંવા બીજા કામનો પક્ષકાર બતાવી શકે છે.

"કોઈ દાવાનો કીંવા બીજા કામનો પક્ષકાર વાદી" એ આ કલમના શબ્દોમાં નિરદોશ તથા દોષવાન એ બંને પેહેલા દાવાના પક્ષકારોમાંનો સમાવેશ થાય છે. એ શબ્દોમાં ગુનેહગારોનો સમાવેશ કરવાનો ઇરાદો હતો કે નહી એ શક ભરેલું છે; પરંતુ ૧ વી. રી. સી. રૂ. ૧૫૬જુઓ.

ટીકા—"દગલબાજી" અગર "દગાભરેલો સંપ"એ શબ્દોની વ્યાખ્યા આ આકટમાં આપેલી નથી પણ દગલબાજીની વ્યાખ્યા સારૂ કરાર આકટની કલમ ૧૭ જુઓ.

"દગલબાજી ભરેલો સંપ"ની વ્યાખ્યા એવી આપેલીછે, ત્રીજા શખ્સના હકને નુકશાન કરવા માટે અગર અયોગ્ય કાર્ય સારૂ બે અગર વધારે સખ્સોએ કાંઈ કામ કરવા સારૂ કરેલો કપટ ભરેલો કરાર અગર બંદોબસ્ત સમજવો. ન્યાયી પ્રોસીડીંગમાં દગલબાજી ભરેલો સંપ એટલે એક માણસે ખરાબ હેતુથી ન્યાયની કચેરીનો નિવાડો મેળવવાસારૂ બીજા ઉપર દાવો બાંધવો એવો બે શખ્સોની વચેનો છુપો કરાર. તે બે જાતનો હોય છે. (૧) કોરટને ફેસલો આપવાસાર જે હકીકતો ઝાહેર કરવામાં આવો હોય તે હયાતીમાંજ ન હોય. (૨) તેવાતો હયાત હોયપણ ફેસલો મેળવવાના ઇરાદાથી તે ખોટી રીતે આગળથી રચી મુકી હોય.

જે દાવામાં ફેસલો દગલબાજી અગર દગલબાજી ભરેલા સંપથી થયો હોય તે દાવામાં પક્ષકાર ન હોય તે શખ્સ દગલબાજીનો અગર દગલબાજી ભરેલા સંપનો પુરાવો તે ફેસલો રદ કરવા સારૂ આપી શકે. આ બાબતમાં કાંઈ પણ શક નથી પણ દાવામાં બીનદોષ પક્ષકાર હોય તે આવી દગલબાજી અથવા દગલબાજી ભરેલો સંપ બતાવી શકે કે નહિ એ વાત વીશે એક મત

નથી. એમ કહેવાયછે કે આવા પક્ષકારનો ખરો રસ્તો ફક્ત એજછે કે જે કોરટે ફેસલો આપ્યો હોય તે કોરટને તે ફેસલો રદ કરવાની અરજ કરવી.

## માહીત સખસોના અભીપ્રાય ક્યારે લગતા હોય છે.

કુશળ માણસોના અભીપ્રાય. | ૪૫. પારકા દેશના કાયદાની કોઈ બાબત વીશે અથવા સાસતર કીંવા કળાની કોઈ બાબત વીશે અથવા અક્ષર ઓળખવા વીશે કોરટને જ્યારે અભીપ્રાય બાંધવાનો હોય ત્યારે તેવા બીજા દેશના કાયદામાં કીંવા સાસતરમાં કીંવા કળામાં જે શખસો વીશેશ કરીને કુશળ હોય તેવા શખસોના તે બાબત વીશેના અભીપ્રાય લગતી હકીકતો છે.

એવા શખસોને કુશળ માણસ કહેછે,

### દ્રષ્ટાંતો.

(અ) તકરાર એવી છે કે અ નું. મરણ ઝેહેરથી થયું છે કે કેમ.

જે જેહેરથી અ મરણ પામ્યાનું ધારવામાં આવેછે તે જેહેર ખાધાથી જે લક્ષણો થતાં હોય તે બાબત કુશળ માણસોના અભિપ્રાય લગતાછે.

(બ) તકરાર એવીછે કે એક અમુક કૃત્ય કરતી વખતે પોતે કેવા પ્રકારનું કૃત્ય કરે છે. અથવા પોતે જે કરેછે તે ખોટુ કીંવા કાયદા વિરૂદ્ધ છે એવું સમજવાને અ દીવાનગીના સબબથી અશકત હતો કે કેમ.

રોગના જે લક્ષણો અ માં દેખાતા હતાં તે લક્ષણો જ્યાં માલમ પડે ત્યાં દીવાનાપણું બહુ કરીને હોયછે કે કેમ તથા એવા દીવાનાપણાથી પોતે જે કૃતીય કરે તેનો પ્રકાર સમજવાને કીંવા જે પોતે કરેછે. તે ખોટું કીંવા કાયદા વીરૂધછે એમ સમજવાને લોકો ઘણુ કરીને અશકત થાય છે, કે કેમ, એ વીશેના કુશળ, માણસોના અભીપ્રાવ લગતાછે.

(ક) તકરાર એવીછે કે અમુક દસ્તાવેજ અ એ લખ્યો છે કે કેમ બીજો એક દસ્તાવેજ અ એ લખેલો શાબીત, કરવામાં આવ્યોછે કીંવા અંગીકાર કરવામાં આવેછે, તે દસ્તાવેજ હાજર કરવામાં આવ્યો છે.

બેઉ દસ્તાવેજો એકજ સખસે લખ્યાછે કીંવા જુદા જુદા શખસોએ લખીયાછે એ વીશેના કુશળ માણસોના અભીપ્રાય લગતાછે.

ટીકા—પારકાદેશનો કાયદાની બાબતમાં ૩૮ મી કલમ જુઓ.

કુશળ માણસોની સાક્ષી ઘણી સાવચેતીથી કબુલ રાખવાની છે તેનું કારણ એમ નથી કે અનુભવથી એમ માલમ પડ્યું છે કે તે લોકો તેમની ધારણામાં આવતી હોય તે વાત જાણીજોઈને ખોટી રીતે કહેછે; પણ તેનું કારણ એછે કે તેમના અભીપ્રાય કેટલેક દરજ્જે એ બાબતની એકજ બાજુ ઉપર તેમનું લક્ષ રેહેવાથી વિકારયુકત હોયછે, તેથી તેમનું દીલ સાફ હોય તો પણ ખરો અભીપ્રાય બતાવવાને તેઓ અશકત છે. લોરડ કાંપબેલ બોલ્યા કે "જે પક્ષમાં તેઓને નાંખવા હોયછે તે પક્ષને પુષ્ટિ આપવા તેમના મન ઉપર એવા વલણથી તેઓ આવેછે કે તેમની સાક્ષી ઉપર ભાગ્યેજ કંઈ વજન રાખવું જોઈએ" ટરેસા પીઅરેજ કેસ. કલારક એન્ડ ફાઈનેલીશ રીપોરટસ. વા. ૧૦—પા. ૧૯૧૦ કુશલ માણસોના અભીપ્રાય વીશે કલમ ૬૦ નો પેહેલો વીશેશ ઠરાવ પણ જુઓ.

કુશળ માણસના અભીપ્રાય સાથે સંબંધ રાખનારી હકીકતો. | ૪૬. જે હકીકતો બીજી રીતે લગતી ન હોય તે હકીકતો ઉપરથી જો કુશળ માણસનાં અભીપ્રાય જ્યારે લગતા હોય ત્યારે તેને પુષ્ટી મળતી હોય કીંવા તે અભીપ્રાય મજકુર વીરૂદ્ધ હોય તો હકીકત મજકુર લગતીછે એમ સમજવું.

## દ્રષ્ટાંતો.

(અ) તકરાર એવીછે કે અમુક જાતનું ઝેર અ ને આપ્યું હતું કે કેમ.

બીજા માણસોને એવી જાતનું ઝેર આપ્યું હતું તેઓમાં જે અમુક લક્ષણો દેખાતા હતાં તે સદરહુ ઝેરના છે કીંવા તેના નથી એવા કુશળ માણસોનો અભીપ્રાય હોય એ હકીકત લગતીછે.

(બ) અમુક બંધારાથી બંદરને હરકત થાયછે કે કેમ એવી તકરારછે.

બીજાં બંદરો બીજી વાતે આ બંદર જેવાંજછે પરંતુ ત્યાં એવા બંધારા નથી. તે બંદરોને પણ તેજ વખતેથી હરકત થવા લાગી એ હકીકત લગતીછે.

અક્ષરે વીશે અભીપરાય. | ૪૭. અમુક દસ્તાવેજ કયા સખ્સે લખ્યોછે કીંવા તેના ઉપર કોણે સહી કરીછે એ વીશે કોરટને જ્યારે અભીપરાય બાંધવાની હોય ત્યારે જે સખ્સે તે દસતાવેજ લખ્યાનું કીંવા તેના ઉપર સહી કરવાનું ધારવામાં આવતુ હોય તે સખ્સના અક્ષરની જે સખ્સને માહીતી હોય તે સખ્સ તે દસતાવેજ સદરહુ સખ્સે લખ્યોછે કીંવા નથી લખ્યો અથવા તેના ઉપર સદરહુ સખ્સે સહી કરીછે કીંવા નથી કરી એવો અભીપરાય આપે તે અભીપરાય લગતી હકીકતછે.

**ખુલાસો**—જ્યારે કોઇ એક સખ્સે કોઇ બીજા સખ્સને લખતાં જોયા હોય ત્યારે કીંવા જ્યારે તેણે પોતે કીંવા તેના પોતાના હુકમ ઉપરથી જે દસ્તાવેજ લખ્યા હોય અને તે સદરહુ બીજા સખ્સ ઉપર સરનામુ કરીને મોકલ્યા હોય તે દસતાવેજના જવાબમાં સદરહુ બીજા સખ્સે લખેલાછે એવા મજકુરના દસ્તાવેજ તેના ઉપર આવ્યા હોય ત્યારે કીંવા જ્યારે સદરહુ બીજા સખ્સે લખેલા છે એવા મજકુરના દસ્તાવેજ તેની પાસે કામને સાધારણ પરસંગે આવવાની રીતી હોય ત્યારે તે સખ્સને સદરહુ બીજા સખ્સના અક્ષરની માહીતીછે એમ સમજવું.

## દ્રષ્ટાંતો.

તકરાર એવીછે કે અમુક પત્ર અ નામના લંડનમાંના એક વેપારીના હાથનુંછે કે કેમ.

બ એ કલકતા મધે વેપારીછે તેણે અ ના નામના પતરો લખ્યાછે તથા અ એ લખ્યાછે એવા મજકુરના પત્રો તેના ઉપર આવ્યાછે ક એ બ નો મેહેતોછે તેનું કામ બ ના જે કાગળ પત્ર આવે જાય તે તપાસવાનું તથા તેને ફાઇલ કરવાનું છે ડ એ બ નો દલાલછે ને અ ના લખેલાછે એવા મજકુરના જે પત્રો બ ની પાસે આવતા તે ડ ની સાથે વીચાર કરવાને તેને બ હમેશ બતલાવતો હતો.

બ ક તથા ડ પઈકી કોઈએ અ ને લખતાં કદી જોયો ન હોય તોપણ તકરારી પત્ર અ ના હાથનો લખ્યોછે કે નહી એ બાબત જે અભીપરાય બ ક તથા ડ આપે તે લગતો છે.

**ટીકા**—અક્ષર સાબીત કરવાની પાંચ રીતોછે;—(૧) સેહેલામાં સેહેલી રીત એ છે કે લખ-

નારને પોતાનેજ સાહેદીમાં બોલાવવો પરંતું લખનારને પંડે બોલાવવો એ અવશ્ય જરૂરનું છે એમ કંઇ નથી કારણ કે જેણે તેને લખતાં દીઠો હોય તેની સાહેદી પણ લખનારના જેટલીજ એ બીનાનો જે પેહલા દરજ્જાનો પુરાવ છે. (૨) જે સખસે ખરેખર એ કાગળ કીંવા સહી લખેલી જોઇ હોય તેને તે સાબીત કરવા બોલાવી શકાય. (૩) જેણે એ સખસને બીજી વખતે લખતો જોવાથી એ સખસના તકરારી અક્ષરનું જાણ પણું કીંવા માહીતી મેળવી હોય તેનેજ સાહેદીને બોલાવી શકાય. (૪) જેણે કામના સાધારણ પ્રસંગે સાબીત કરેલા દસ્તાવેજ અથવા જે દસ્તાવેજો જે સખસના અક્ષર ચોકશીનો વીષય હોય તે સખસે લખેલા છે એવું યોગ્ય રીતે અનુમાન થઇ શકતું હોય તે દસ્તાવેજ જોવાથી અક્ષરનુ જાણ પણું મેળવ્યું હોય તે સાહેદની સાહેદીથી અક્ષર સાબીત કરી સકાય. (૫) બે અથવા વધારે લખતોની મુકાબલો કરવાથી અક્ષર સાબીત કરી શકાય.

હક કીંવા રીવાજ છે કીંવા નથી એ બાબતનો અભીપ્રાય કએ પ્રસંગે લગતો હોય છે.

૪૮. અમુક સામાન્ય રીવાજ કીંવા હકછે કે કેમ એ બાબત જ્યારે કોરટને અભીપ્રાય બાંધવાનો હોય ત્યારે રીવાજ કીંવા હક મજકુર હોય તો જે સખસોને તેની માહીતી હોવાને સંભવ હોય તે સખશો તેવો રીવાજ કીંવા હકછે કીંવા નથી એ બાબત જે હભીપ્રાય આપે તે લગતાછે.

ખુલાશો—"સામાનીય રીવાજ કીંવા હક" એ સબદોમાં જે રીવાજ કીંવા હક કોઇએક વરગના ઘણા લોકોમાં સામાનીય હોય તે હક કીંવા રિવાજનો સમાવેશ થાયછે.

દ્રષ્ટાંત.

અમુક કુવાનું પાણી અમુક ગામના ગામવાળાઓનો વાપરવાનો હક છે એ આ કલમના અરથ મુજબ સામાનીય હક છે.

વહીવટ સંપ્રદાય વીગરે બાબતનો અભીપ્રાય કયારે લગતો હોય છે.

૪૯. કોઇ પંકતીના માણશોનો કીંવા કોઇ કુટુંબનો વહીવટ તથા સંપ્રદાય કેવા પ્રકારના છે એ બાબત.

અથવા ધરમ સબંધીની કીંવા ધરમાદા સબંધીની કોઇ સ્થાપનાને અરથે નીમેલો ધરમાદાય કેવી રીતે સ્થપાયલો છે, તથા તેની વ્યવસ્થા કેવે પ્રકારે ચાલેછે એ બાબત.

અથવા અમુક જીલ્લામાં કીંવા અમુક વરગના લોકોમાં જે સબ્દ કીંવા બોલ વપરાતા હોય, તેનો અરથ શો થાયછે, તે બાબત,

કોરટને જ્યારે અભીપ્રાય બાંધવાનો હોય. ત્યારે તે બાબતની માહીતી હોવાને જે સખશોને વીશેષ રીતના સાધનો હોય તે સખસોના અભીપ્રાય લગતા છે.

ટીકા:—"શબ્દનો અથવા બોલનો અર્થ" એ આ કલમનો ભાગ હીંદુસ્તાન જેવા દેશમાં કે જેમાં ઘણી જુદી જુદી ભાષાઓ ચાલેછે જેમાં ઇંગ્રેજ લોકો ઇંગ્રેજી શીવાયની બીજી ભાષાઓ ન્યાય આપવાનું કામ કરેછે કોઇ શબ્દનો અર્થ જાણવા સારૂ ન્યાયાધીશ કોરટ જોઇ શકે જુઓ કલમ ૫૭.

સગપણ બાબત નો અભિપ્રાયક્યારે લગતોહોયછે.

૫૦. એક શખ્શનું બીજા શખ્સ જોડે શું સગપણ છે, એ બાબત કોર્ટને અભીપ્રાય બાંધવાનો હોય, તો જે શખ્સને તે કુટુંબનું માણસ હોવાને લીધે, કીંવા બીજા કારણને લીધે, સગપણ મજકુર વીશેની માહીતી થવાને વીશેષ રીતના સાધનો હોય, તે સખ્સની સગપણ મજકુર સંબંધીની વરતણુંક ઉપરથી જે અભીપ્રાય દેખાઈ આવે તે લગતો છે; પરંતુ "ઈંડીયાના ડાઈવોરસ (એટલે છેડો આપવા બાબતના) આકટ" મુજબ જે કામ ચાલતું હશે તે કામમાં, કીંવા હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ૪૯૪, ૪૯૫, ૪૯૭ કંવા ૪૯૮ મુજબ ચાલતા કામમાં સદરહુ અભીપ્રાય લગન શાબીત કરવા જેટલો પુરતો ગણવો નહિ.

**દ્રષ્ટાંતો.**

(અ) તકરાર એવીછે કે અ તથા બ નું લગન થયું હતું કે કેમ, તેઓના સ્નેહી તેઓને ધણી ધણીઆણી સમજીને તે પ્રમાણે હમેશાં તેઓની સાથે વરતતાં હતાં એ હકીકત લગતીછે.

(બ) તકરાર એવી છે કે અ એ બ નો કાયદેસર છોકરો છે કે કેમ તે કુટુંબનાં માણસો અ કાયદેસર છોકરો હોય એ પ્રમાણે તેની સાથે હમેશાં વરતતા હતા એ હકીકત લગતીછે.

**ટીકા.**—મુસલમાની સરેહનું અનુમાન કાયદેસરપણાની તરફેણમાં એટલું મજબુત છે કે કોઈ છોકરાની સાથે કાયદેશર છોકરા તરીકે વરતવામાં આવ્યાનો ઘણોજ થોડો પુરાવ કાયદેશરપણું શાબીત કરવાને બસ થશે. નીચેના ફેસલા જોવાઃ—રાયજાનખાનમ, મુરસ ઈંડિયન અપીલ્સ વા. ૩—પા.૨૯૫ મહમદ બખીલ હોસનખાન બ ૩૮ ઈંડિયન અપીલ્સ ૧૩૬ મારશ રીપોરટસ—પા.૪૨૮ ૧ વી. રી. ૧૭. ૫ વી રી. ૪ ૩ મું. ૪. અપીલ્સ ૧૫૦ અને ૨૯૫

અભીપ્રાયના કારણો ક્યારે લગતા હોયછે.

૫૧. જ્યારે કોઈ હયાત હોય એવા શખ્સનો અભીપ્રાય લગતો હોય, ત્યારે એવા અભીપ્રાયનો આધાર જે કારણો ઉપર હોય તે કારણો પણ લગતાંછે.

**દ્રષ્ટાંતો.**

પોતાનો અભીપ્રાય બાંધવાને સારૂ જે પ્રયોગો કોઈ કુશળ માણસે કર્યા હોય તે પ્રયોગોનો હેવાલ તે કુશળ માણસ આપી શકેછે.

**કોઈ શખસની ચાલ ચલણ ક્યારે લગતી છે.**

દીવાની કામમાં વરતણુક શાબીત કરવાને સારૂ ચાલચલણ લગતી નથી.

૫૨. કોઈ ચાલતા કામ સાથે સંબંધવાળા શખ્સે અમુક રીતની વરતણુક કર્યાનું કહેવામાં આવ્યું હોય તે શખ્સની ચાલ ચલણ એવીછે કે તે ઉપરથી તેણે સદરહુ વરતણુંક કર્યાનો સંભવછે કે નહિ એ માલમ પડેછે. એ હકીકત દીવાની કામમાં ગેર લગતીછે પરંતુ જે હકીકતો બીજી રીતે લગતી હોય તે ઉપરથી સદરહુ પ્રકારની જેટલી ચાલ ચલણ માલમ પડતી હોય તેટલી ચાલ ચલણ લગતી છે એમ સમજવું.

ફોજદારી કામમાં આગલીસારીચાલ ચલણ લગતીછે.

૫૩. તોહોમતવાળો શખ્સ સારી ચાલ ચલણનો છે એ હકીકત ફોજદારી કામમાં લગતી છે.

ગુનાની શાબીતી પેસતર થઈ હતી એવાત ફોજદારી કામને લગતી છે પણ ચાલ ચલણ પેસતરે ખરાબ હતી લગતી નથી તોપણ તે પ્રતીઉતરે લગતીછે.

૫૪. તોહોમતવાળા ઉપર પેસ્તર કોઇ એક ગુનાહની શાબીતી થયલી છે, એ હકીકત ફોજદારી કામમાં લગતીછે. પરંતુ તેની ચાલ ચલણ ખરાબછે. એ હકીકત ગેર લગતીછે, તથાપી તેની ચાલ ચલણ સારીછે. એવો પુરાવો આપવામાં આવ્યો હોય તો તેની ચાલ ચલણ ખરાબ છે એ વાત લગતી થાયછે.

**ખુલાસો.**—અમુક શખ્સની ચાલ ચલણ ખરાબછે એજ વાત જે કામમાં મુદ્દાની હકીકત હોય તે કામને આ કલમ લાગુ નથી.

**ટીકા.**—ખરાબ ચાલ ચલણનો સાધારણ પુરાવ પેહેલવેલો ફરીઆદી તરફથી અને કેદી વિરૂદ્ધ આપી શકાતો નથી એ નિયમ પુરાવાનો આ આકટ થતાં પેહેલાંનો હીંદુસ્તાનમાં ચાલેછે રાણી વી. બીહારી ડોસાધ અને બીજા ૭ વી. રી. ક્રી. ૩ ૭ રાણી વી. ગોપાલઠાકુર ૯ વી.રી. ક્રી. ૩ ૭૨ રાણી વી. ફુલચંદ અને બીજો ૮ વી. રી. ક્રી. વા. ૧૧

તોહોમતવાળાને આગળ સજા થઇછે એ વાત પુરાવાને લગતીછે એમ ઠરાવ ઇંગ્રેજી કાયદાના નિયમથી જુદોછે. ઇંગ્રેજી કાયદા પ્રમાણે આવો પુરાવો, બચાવમાં સારી ચાલનો પુરાવ આપવામાં નઆવ્યો હોય ત્યાંસુધી અપાતો નથી. પુરાવાના આકટના આ ઠરાવનું પરિણામ એ છે કે ગમે તે ગુન્હાને માટે આગળ તોહોમતદારને સજા થઈ હોય તો તે પુરાવામાં આપી શકાય પછી આગળનો ગુનોહ હાલના ગુનાહ કરતાં ગમે તેવો જુદા પ્રકારનો હોય તોપણ ચિંતા નહિ. કોઈ માણસે જુઠો દસ્તાવેજ બનાવ્યો હોય તે કામમાં આગળ તેણે બળાતકાર સંભોગ કર્યાની અગર કોઇના ઉપર હલો કરવાની સીક્ષા થઇ છે એ પુરાવ આવવાથી ખોટો દસ્તાવેજ બનાવ્યો છે એમ વધારે સંભવિત જણાશે નહિ. આગળ શીક્ષા થઈ હોય તે તોહોમતનામામાં દર્શાવવી જોઇએ. વળી આના સંબંધમાં પીનલકોડની ૫૫ મી કલમ જુઓ. અને સારી ચાલના જામીન લેવા બાબત ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની જે કલમોછે તે પણ જુઓ.

જે ચાલ ચલણ ઉપરથી નુકશાન ની રકમમાં કમી જાસ્તી થતુ હોય તે ચાલ ચલણ બાબત.

૫૫. કોઈ શખ્સની ચાલ ચલણ એવા પ્રકારની હોય કે તે ઉપરથી જે નુકશાન તેને મળવાનું હોય તે નુકશાનની રકમ કમી જાસ્તી થાય તો તેની ચાલ ચલણ દીવાની કામમાં લગતીછે.

**ખુલાશો.**—ચાલ ચલણ એવો શબ્દ કલમ ૫૨, ૫૩, ૫૪ તથા ૫૫ માં લખેલો છે તેમાં આબરૂ તથા સ્વભાવ એ બેઉનો સમાવેશ થાયછે, પરંતુ જે પુરાવો આપવાનો તે માત્ર લોકોમાં સાધારણ રીતે આબરૂ કેવીછે તે વાતનો તથા સાધારણ રીતે સ્વભાવ કેવોછે તેનોજ આપી શકાય છે, જે અમુક કૃત્ય ઉપરથી આબરૂ કીવા સ્વભાવ દેખાઇ આવ્યો હોય તે અમુક કૃત્યનો પુરાવો આપી શકાય નહિ.

# ભાગ ૨ જો.

## સાબીતી બાબત.

### બાબ ૩—કઇ હકીકતો સાબીત કરવાની જરૂર નથી.

કોરટ ન્યાયાધીકારની રૂઇએ ધ્યાનમાં રાખે તે હકીકતનો પુરાવો આપવાની જરૂર નથી.

૫૬. જે હકીકત ન્યાયાધીકારની રૂએ કોરટ ધ્યાનમાં રાખે તેવી હકીકતો સાબીત કરવાની જરૂર નથી.

કઇ હકીકતો કોરટે ન્યાયાધીકારની રૂએ ધ્યાનમાં રાખવી.

૫૭. નીચે લખેલી હકીકતો કોરટે ન્યાયાધીકારની રૂઇએ ધ્યાનમાં રાખવી.

(૧) જે કાયદા કીંવા કાયદાના જેટલા અમલવાળા નીયમો બ્રિટીસ ઇંડીયાના કોઇ પણ ભાગમાં હાલ કીંવા હાલસુધી અમલમાંછે. કીંવા હવે પછી અમલમાં આવે તેવા સરવે કાયદા કીંવા નિયમો.

(૨) જે સારવજનીક આકટો પારલામેંટે પસાર કરયાછે. કીંવા હવે પછી કરશે તે સરવે આકટો તથા સ્થાનિક તથા અમુક સખસ સબંધી જે આકટો ન્યાયાધીકારની રૂઇએ ધ્યાનમાં રાખવાનું સદરહુ પારલામેંટે ફરમાવ્યું હોય તેવા સરવે આકટો.

(૩) માહારાણીની ખુશકી ઉપરની તથા દરીઆઇ ફોજને સારૂ કરેલા લશકરી કાયદા.

(૪) સદરહુ પારલામેંટનું કામ ચલાવવાની તથા હીંદુસ્તાનની કાંઉન્સીલના આકટ મુજબ અથવા તે બાબત વખતે વખત જે કાંઇ બીજો કાયદો હોય તે મુજબ કાયદા તથા કાનુન કરવા સારૂ સ્થાપન કરેલી કાંઉનસીલનુ કામ ચલાવવાની પધતી.

ખુલાસો.—રકમ (૨) તથા (૪) માં પારલામેંટ એ શબ્દછે, તેમાં નીચે મુજબની સભાઓનો સમાવેશ થાયછે.

(૧) ગેરટ બ્રીટન તથા આયરલાંડના સંયુકત રાજની પારલામેંટ.

(૨) ગેરટ બ્રિટીનની પારલમેંટ.

(૩) ઇંગ્લંડની પારલમેંટ.

(૪) સ્કાટલંડની પારલમેંટ તથા.

(૫) આયરલંડની પારલામેંટ.

(૫) ગેરટ બ્રિટીન તથા આયરલંડના સંયુકત રાજનો વખતે વખત જે સતાધીસ હોય તેને રાજ્યપદ ક્યારે પ્રાપ્ત થયું તે તથા તેની હસ્તાક્ષરની સહી હોય તે.

(૬) ઇંગ્લંડ દેશની કોરટે જે શિકા યાયાધીકારની રૂઇએ ધ્યાનમાં રાખે તે સરવે શિકા તથા ગવરનર જનરલ ઇનકાંઉન્સીલની કીંવા કોઇ સ્થાનિક સરકારની કાંઉનસીલના હુકમથી સ્થાપન થયેલી બ્રિટીસ ઇંડીયા માહેની કીંવા બ્રિટીસ ઇંડીયા બાહેરની સરવે કોરટના શીકા તથા એડમી-

રલટી તથા મેરીટાઇમ એવી હકુમત ચલાવનારી કોરટના સીકા તથા નોટરી પબ્લીકના શીકા તથા બ્રિટીસ ઇંડીઆ મધ્યે જેટલા કાયદા અમલવાળી પારલામેંટના કીંવા બીજા કોઈ પણ આકટ તથા કાયદા ઊપરથી જે કોઇ સખસને વાપરવામો અધિકાર મળ્યો હોય તે શરવે શીકા.

(૭) બ્રિટીસ ઇંડીયાના કોઇ પણ ભાગમાં કોઈ સખસને કોઈ સરકારી હોદો આપવામાં આવે તો જે સખસની નીમનુક એવા હોદા ઉપર થઇછે એ વાત ઇંડીઆના ગેજેટમાં કીંવા કોઇ સ્થાનીક સરકારના સરકારી ગેજેટમાં પ્રસિદ્ધ થાય તેવા જે સખસો વખતે વખત સદરહુ મુજબના હોદા ઉપર હોય તે સખસોને હોદો મજકુર પ્રાપ્ત થવાની વાત તથા તેમના નામો તથા ઇલકાબ તથા કામ અધિકાર તથા સહી.

(૮) બ્રિટીસ સરકારે જે સંસ્થાન કીંવા સતાધીસને માન્ય કરયો હોય તે સંસ્થાન કીંવા સતાધીસ હોવાની વાત. તથા તેનો ઇલકાબ, તથા તે મુલકનો સરકારી વાવટો.

(૯) કાળના વીભાગ. તથા ભુગોળવિદ્યા સંબંધીના પ્રથવીના વીભાગ, તથા સરવજનીક તેહેવારના દીવસો તથા ઉપવાસના દીવસો તથા જે રજાના દીવસોની સરકારી ગેજીટમાં જાહેર ખબર આપી હોય તે.

(૧૦) બ્રિટીસ રાજ્યના અમલ તળેના મુલક.

(૧૧) બ્રિટીસ સરકાર તથા બીજી કોઇ સરકાર કીંવા માણુસની મંડળી વચેની લડાઇની શરૂઆત તથા તે ચાલતી હોય તે વાત, તથા તેનો અંત.

(૧૨) કોરટના સભાસદ તથા અમલદારના નામો, તથા તેના ડેપ્યુટીઓના તથા તાબાના અમલદારોના તથા આસીસ્ટંટોનાં નામો, તથા કોરટની પ્રોસેસ અમલમાં લાવવાનું કામ કરનાર સરવે અમલદારોનાં નામો તથા સરવે આડવોકેટ તથા આટરની તથા પ્રાકટર તથા વકીલ તથા પ્લીડર તથા કોરટની રૂબરૂ હાજર થવાનો કીંવા કામ ચલાવવાનો કાયદાથી જે બીજા સખસોને અધિકાર હોય તેઓના નાંમો.

(૧૩) રસ્તા બાબતની રૂલ.

સદરહુ સરવે બાબતમાં, તથા સારવજનીક ઇતિહાસ વિદ્યા, શાસ્ત્ર, કીંવા કળા, એ બાબતના સરવે કામોમાં પણ, કોરટ યોગ્ય પુસ્તકની કીંવા દાખલા જોવાના દસ્તાવેજની મદદ લેવાને મુખત્યારછે.

કોઇ હકીકત ન્યાયાધીકારની રૂઇએ ધ્યાનમાં લેવાનું કોઇ સખસ કોરટને, કહે તો તે પ્રમાણે કોરટ કરી શકે તેને સારૂ કોરટને જે પુસ્તકની કીંવા દસ્તાવેજની જરૂર જણાય, તે પુસ્તક કીંવા દસ્તાવેજ સદરહુ માણસ હાજર ન કરે તો તથા કરે ત્યાં સુધી હકીકત મજકુર સદરહુ પ્રમાણે ન્યાયાધીકારની રૂઇએ ધ્યાનમાં લેવાનું ના કબુલ કરવાને કોરટ મુખત્યારછે.

અંગીકાર કરેલી હકીકતો બાબત.

૫૮. કોઇપણ કામના પક્ષકારો કીંવા તેઓના મુખત્યારો જે હકીકત મુકરદમાની સુનાવણી વખતે અંગીકાર કરવાનું કબુલ કરે, કીંવા સુનાવણીની પેહેલાં પોતાના સહી સાથેના લખી આપેલા લેખ ઉપરથી જે હકીકત અંગીકાર કરવાને

તેઓ કબુલ કરે. કીંવા જે હકીકત તેઓએ પોતાના જાબ જવાબ ઉપરથી અંગીકાર કરીછે એવું એવા જાબ જવાબ બાબતના તે વખતના ચાલુ નીયમો પ્રમાણે ગણાતું હોય, તે હકીકત શાબીત કરવાની જરૂર નથી; પરંતુ કોરટની નજરમાં યોગ્ય જણાય તો સદરહુ અંગીકાર કરેલી હકીકત અંગીકાર શિવાય બીજીકોઈ રીતે શાબીત કરી આપવાનું પક્ષકાર મજકુરને ફરમાવવાને કોરટ મુખત્યારછે.

ટીકા.—આના સંબંધી દીવાની કામ ચલાવવાનો રીતની કાયદાતી ૧૨૮ મી કલમ જુઓ.

## બાબ ૪.-મુખ જુબાની પુરાવા બાબત.

| | |
|---|---|
| મુખ્યજુબાની પુરાવાથી હકીકતો શાબેતકરવા બા. | ૫૯. દસ્તાવેજમાંના મજકુર શીવાય સરવે હકીકતો મુખ્યજુબાની પુરાવાથી શાબીત કરી શકાયછે. |
| મુખ જુબાની પુરાવા પ્રતક્ષ જોઇએ. | ૬૦. હરકોઇ જાતના તમામ કામોમાં મુખ્યજુબાની પુરાવો પ્રતક્ષ હોવો જોઈએ; એટલે. |

જો પુરાવો મજકુર જે હકીકત જોવાઈ શકાતી હતી તે હકીકત વીશે હોય, તો હકીકત મજકુર પોતે જોઇ છે એવું જે સાહેદ કહે તેની સાહેદી આપવી જોઇએ.

જો પુરાવો મજકુર જે હકીકત સાંભળી શકાતી હતી તે હકીકત વીશે હોય,તો હકીકત મજકુર પોતે સાંભળી છે એમ જે સાહેદ કહે તેની સાહેદી આપવી જોઇએ.

જો પુરાવો મજકુર જે હકીકતનું ગ્નાન બીજી કોઈ ઇંદ્રી વડે કીંવા કોઈ બીજી રીતે થઈ શકતું હતું તે હકીકત વીશે હોય, તો હકીકત મજકુરનું ગ્નાન પોતાને તે ઇંદ્રી વડે કીંવા તે રીતે થયું છે એમ જે સાહેદ કહે તેની સાહેદી આપવી જોઇએ.

જો પુરાવો મજકુર અમુક અભીપ્રાય વીશે કીંવા જે કારણ ઉપરથી તે અભીપ્રાય ઠરાવવામાં આવ્યો હોય તે વીશે હોય તો જે સખસનો તે કારણ ઉપરથી તેવો અભીપ્રાય હશે તે સખશની સાહદી આપવી જોઇએ.

પરંતુ એવું ઠરાવવામાં આવ્યું છે કે જે ગ્રંથો વેચવા સારૂ મુકવામાં સાધારણ રીતે આવતા હોય તેમાં કુશળ માણસોના લખેલા અભીપ્રાયની તથા જે કારણ ઉપરથી તે અભીપ્રાય બંધાયા તે કારણોની શાબીતી તે ગ્રંથો હાજર કરીને કરી શકાય છે; પણ એ મુજબ ક્યારે થાય કે જ્યારે તે ગ્રંથકાર મરણ પામ્યો હોય કીંવા તે મળી શકતો ન હોય. કીંવા સાહેદી આપવાને તે અશકત થયો હોય, કીંવા ઘણો વખત લાગ્યા શિવાય અથવા ઘણો ખરચ કર્યા શિવાય તેને હાજર કરાતો ન હોય અને તેવું કરવું કોરટને યોગ્ય દેખાતું ન હોય ત્યારે.

અને વળી એવું પણ ઠરાવ્યુંછે કે મુખ જુબાની પુરાવો જો દસ્તાવેજ શિવાય બીજો કોઈ જડ પદારથ છે કે નહિ તે વિશે અથવા તેની સ્થીતી વીશે હોય તો, કોરટને યોગ્ય જણાયાથી તે પદારથ પોતાને તપાસવા સારૂ હાજર કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

## બાબ ૫—દસ્તાવેજી પુરાવા બાબત.

| | |
|---|---|
| દસ્તાવેજના મજકુરની શાબીતી. | ૬૧. દસ્તાવેજના મજકુરની શાબીતી અવલ પુરાવાથી કીંવા દોયમ પુરાવાથી કરી શકાય છે. |

અવલ પુરાવો. | ૬૨. કોરટ તપાસે તેસારૂ હાજર કરેલા ખુદ દસ્તાવેજને અવલ પુરાવો સમજવો.

ખુલાશો ૧ લો.—કેટલાએક ભાગો મળીને જો એક દસ્તાવેજ થયો હોય, તો દરએક ભાગ દસ્તાવેજ મજકુરનો અવલ પુરાવો છે એમ સમજવું.

જ્યારે કોઇ દસ્તાવેજ સામા લેખ સહીત થયો હોય, અને તે પ્રત્યેક સામો લેખ પક્ષકારી-માંથી એક કીંવા કેટલાએક પક્ષકારોએજ માત્ર કરી આપ્યો હોય, ત્યારે તે પ્રત્યેક સામો લેખ તે કરી આપનારે પ્રત્યેક પક્ષકાર વિરૂદ્ધ અવલ પુરાવોછે એમ સમજવું.

ખુલાશો ૨ જો.—ઠસ્સા છાપથી; કીંવા શિલા છાપથી, કીંવા ફોટોગ્રાફીથી જે પ્રમાણે ઘણા દસ્તાવેજ બને છે તે પ્રમાણે જ્યારે એકજ એક સરખી ક્રિયાવડે ઘણાએક દસ્તાવેજ થયા હોય, ત્યારે તે પ્રત્યેક દસતાવેજ બાકીના બીજા દસ્તાવેજોના મજકુરનો અવલ પુરાવો છે. પરંતુ જ્યારે સદરહુ સરવે દસ્તાવેજો એકજ અસલ દસતાવેજોની નકલો હોય ત્યારે તે દસતાવેજો સદરહુ અશલ દસતાવેજના મજકુરનો અવલ પુરાવો થતો નથી.

## દ્રષ્ટાંત.

એવું બતાવવામાં આવ્યું છે કે એક માણસના કબજામાં ઘણાં જાહેરનામાં છે; અને તે સરવે એક અસલ ઉપરથી એકી વખતે ઠસ્સાથી છાપેલાં છે. સદરહુ જાહેરનામાં પઇકી હરકોઇએક જાહેરનામું બીજા હરકોઈ જાહેરનામાના મજકુરનો અવલ પુરાવો છે; પરંતુ સદરહુ અસલ જાહેરનામાના મજકુરનો સદરહુ જાહેરનામા પઇકી કોઈ પણ જાહેરનામું અવલ પુરાવો થતો નથી.

દોયમ પુરાવો. | ૬૩. દોયમ પુરાવાનો અરથ નીચે લખ્યા પરમાણે છે અને તેમાં નીચે લખેલી વસંતુનો સમાવેશ થાયછેઃ—

(૧.) આ આકટમાં હવે પછી જે નિયમો કહેલાછે તે પ્રમાણે આપેલી દાખલાવાળીનકલો,

(૨.) યંત્ર કીરીયાવડે અશલ ઉપરથી કરેલી નકલો જ્યારે તે યંત્ર કીરીયા ઉપરથી ખરીજ નકલ થાય એવું હોય ત્યારે, તથા એવી યંત્ર કીરીયા વડે કરેલી નકલો સાથે મુકાબીલ કરેલી નકલો

(૩.) અશલ ઉપરથી કરેલી કીંવા અશલ જોડે મુકાબીલ કરેલી નકલો;

(૪.) દસ્તાવેજના સામા લેખ, જે પક્ષકારે તે કરી ન આપ્યા હોય તે પક્ષકાર વિરૂધ;

(૫.) જે સખસે કોઈ દસ્તાવેજ પોતે જાતે જોયો હોય તેણે તે દસ્તાવેજના મજકુરનો મુખ જુબાની કહેલો હેવાલ.

## દ્રષ્ટાંતો.

(અ) અસલ દસ્તાવેજ તથા તેનો ફોટોગ્રાફ એ બેઉને મુકાબીલ કરેલા ન હોય તો પણ સદરહુ અસલ દસ્તાવેજના મજકુરનો ફોટોગ્રાફ મજકુર દોયમ પુરાવો છે; પરંતુ જે વસતુ ઉપરથી ફોટોગ્રાફ મજકુર લીધો હોય તે અસલ હતી એવું શાબીત થવું જોઇએ.

(બ) નકલ કરવાના યંત્રવડે કોઈ કાગળની કરેલી નકલ જોડે મુકાબીલ કરેલી નકલ તે કાગળ માંહેના મજકુરનો દોયમ પુરાવો થાય છે; પરંતુ સદરહુ નકલ કરવાના યંતરે કરેલી સદરહુ નકલ

અસલ મજકુર ઉપરથી કરીછે એવું બતાવવું જોઇએ.

(ફ.) નકલ ઉપરથી કરેલી કોઇ નકલ પછાડીથી અસલ જોડે મુકાબીલ કરી હોય, તો તે દોયમ પુરાવો થાય છે; પરંતુ તેને એ પ્રમાણે મુકાબીલ કરી ન હોય, તો તે અસલ દસતાવેજનો દોયમ પુરાવો નથી, પછી જે નકલ ઉપરથી તે કરવામાં આવી હોય તે નકલ અસલ જોડે મુકાબીલ કરી હોય તો પણ,

(ડ.) અસલ જોડે મુકાબીલ કરેલી નકલનો મુખજુબાની હેવાલ કીંવા અસલ ઉપરથી લીધેલા ફોટોગરાફ કીંવા યંત્રવડે કરેલી નકલનો મુખજુબાની હેવાલ, સદરહુ અસલ દસ્તાવેજનો દોયમ પુરાવો નથી.

ટીકા.—બીજી રકમ અને ખ અને ક દ્રષ્ટાંતો સાથે વાંચતાં એમ જણાશે કે નકલની પુરાવામાં દાખલ કરી શકાય નહિ. પણ જો યંત્રવડે કરેલી નકલ ઉપરથી કરેલી હોય અને તેની સાથે મળવેલી હોય તો તે દોયમ પુરાવ ગણાય છે. યંત્રવડે નકલ કરેલી હોય તો તે બરાબર ચોકશછે એમ ખાત્રી પૂર્વક માની શકાય તેમ છે.

સહીવાળી નકલો ખરીછે એવું અનુમાન ૭૯ મી કલમ પ્રમાણે કરી શકાય. પણ બીજી નકલો શાબીત કરવી જોઇએ. પુરાવામાં જે નકલ દાખલ કરાવવાનીછે તે અસલની સાથે જોડાવલી હોય તે સાક્ષીની જુબાની લીધાથી તે શાબીત કરી શકાય છે. જે નકલછે તે ખરી નકલછે એમ શાબીત કરી આપ્યાથી અસલનો પુરાવો થતો, તથી એટલે અસલ દસ્તાવેજ કરવામાં આવ્યો હતો તેનો અગર તે ખરો છે તેનો પુરાવો થતો નથી. આ બાબતમાં ૨૩ વી. રી. ૨૦૮ જુઓ.

દસ્તાવેજો અવલ પુરાવાથી શાબીત કરવા જોઇએ.

૬૪. હવે પછી જે પ્રસંગો કહ્યા છે તે સીવાય બીજે પરસંગે દસ્તાવેજો અવલ પુરાવાથી સાબીત કરવા જોઇએ.

ક્યે પ્રસંગે દોયમ પુરાવો આપી શકાય છે

૬૫. કોઇ દસતાવેજછે કીંવા નથી એ વાતનો, તથા દસતાવેજની સ્થીતીનો, તથા તેના મજકુરનો દોયમ પુરાવો નીચે કહેલે પ્રસંગે આપી શકાયછે.

(અ.) જે શખસની વીરૂધ દસતાવેજ સાબીત કરવાની ઇછા હોય તે શખસના,

કીંવા જે શખસને કોરટનો હુકમ પોહોચી સકતો નહીં હોય, કિંવા તે હુકમને તે તાબે ન હોય તે સખસના,

કિંવા તે દસતાવેજ હાજર કરવાની જે સખસને કાયદાથી ફરજ હોય તે સખસના, કબજામાં કીંવા અખત્યારમાં અસલ દસતાવેજ છે એવું જ્યારે બતાવવામાં આવે, કીંવા એવું માલમ પડે ત્યારે,

તથા જ્યારે કલમ ૬૬ મીમાં કહેલી નોટીસ પોહોચ્યા પછી દસ્તાવેજ મજકુર હાજર કરવામાં ન આવે ત્યારે તે પ્રસંગે;

(બ) જે શખસ વીરૂધ દસતાવેજ મજકુર સાબીત કરવાનો હોય તે શખસે અસલછે એ વાત કીંવા તેની સ્થીતી, કીંવા તેનો મજકુર લખીતવાર અંગીકાર કરવાનું જ્યારે સાબીત થયું હોય, ત્યારે તે પરસંગે;

(ક) જ્યારે અસલ દસ્તાવેજનો નાશ થયો હોય ત્યારે, કીંવા તે ખોવાઇ ગયો હોય ત્યારે, કીંવા તેમાં લખેલા મજકુર વીશે જે પક્ષકાર પુરાવો આપવા માગે છે તે પક્ષકાર તેની પોતાની કસુરે કીંવા ગફલતથી ઉતપન ન થયું એવા બીજા કોઈ કારણને લીધે યોગ્ય વખતમાં તેને હાજર કરી શકતો ન હોય ત્યારે તે પ્રસંગે;

(ડ) જ્યારે અસલ દસ્તાવેજ સેહેલથી ખસેડી શકાય નહીં એવા પરકારનો હોય ત્યારે તે પ્રસંગે;

(ઇ) જ્યારે અસલ દસ્તાવેજ કલમ ૭૪ મુજબનો સારવજનીક દસ્તાવેજ હોય, ત્યારે તે પ્રસંગે;

(ફ) જ્યારે અસલ દશતાવેજ એવો હોય કે આ કાયદા મુજબ કીંવા બ્રીટીશ ઇંડીયામાં કોઇ બીજો કાયદો અમલમાં હોય તે મુજબ તેની દાખલાવાળી નકલ પુરાવામાં આપવાની પરવાનગી હોય ત્યારે તે પ્રસંગે;

(ગ) જ્યારે અસલ દસ્તાવેજમાં ઘણા હીસાબ તથા દસ્તાવેજ હોય અને તેની તપાસણી કોરટમાં કરવા સુગમ પડતી ન હોય, તથા સદરહુ સરવે દસ્તાવેજો મળીને તેનું એકંદર સરવાળે શું પરીણામ થાયછે એ હકીકત સાબીત કરવાની હોય ત્યારે ત પ્રસંગે.

રકમ (અ.) (ક) તથા (ડ.) માં કહેલે પ્રસંગે દસ્તાવેજ મજકુરના મજકુરનો હરકોઇ દોયમ પુરાવો લેવા યોગ્યછે એમ સમજવું.

રકમ (બ) માં કહેલ પ્રસંગે રકમ મજકુરમાં કહેલો અંગીકર લેવા યોગ્યછે એમ જાણવું.

રકમ (ઈ.) તથા (ફ.) માં કહેલ પ્રસંગે દસ્તાવેજ મજકુરની દાખલાવાળી નકલ લેવા યોગ્ય છે, પરંતુ કોઈ બીજી જાતનો દોયમ પુરાવો લેવા યોગ્ય નથી.

રકમ (ગ.) માં કહેલ પ્રસંગે જે સખસે દસ્તાવેજ મજકુર તપાસ્યા હોય, તથા એવા દસ્તાવેજની તપાસણી કરવામાં જે સખશ કુશળ હોય તે સખસની તપાસણીનુ એકન્દર સરવાળે શું પરીણામ થયુંછે એ બાબતનો પુરાવો આપી સકાયછે.

ટીકા.—વેચાણનો રજીસ્ટર્ડ દસ્તાવેજ ખોવાયો હોય તો, તે કાર્યનો મુખ્ય જુબાની પુરાવો લેઈ શકાય અને રજીસ્ટ્રેશન હાફીસમાંથી સહીવાળી નકલ રજુ કરાવવાની ફરજ પાડવાની જરૂર નથી. ૨૨ વી. રી. ૩૦૩ જે સખ્શની દોયમ પુરાવો આપવાની ઇચ્છા હોય તેણે અસલ દસ્તાવેજ નાશ થયોછે અગર ખોવાયોછે તેનો પુરાવો આપવો જોઈએ. (કલમ ૧૦૪ જુઓ) દસ્તાવેજ અગાઉ હતો અને જે જગ્યાએ તે હોવો જોઈએ તે જગ્યાએ તેની ખોળ કરી પણ તે જડ્યો નહી એવા પુરાવો આપી તેનો નાશ થયોછે એમ બતાવી શકાય. આ શોધ તરતજ કરેલી હોવી જોઇએ અગર આ દાવા શારૂ જ કરેલી હોવી જોઇએ તેમ નથી ફક્ત એકજ બાબતમાં લખત ખોવાયું હોય તો તેનો મુખ્ય પુરાવો લઈ શકાતો નથી. મુદ્દતના કાયદા પ્રમાણે મુદ્દતની હદ લાંબી થાય એવી લખી કબુલત હોયછે તે છે.

૭ વી. રી. સ્રી. ૨૧૮ મે પાને ફેંસલોછે તેમાં અસલ કોરટમાંથી અપીલ કોરટમાં દફતર લઇ જતાં તે ખોવાયું હતું-તેનો દોયમ પુરાવો લેવા દેવામાં આવ્યો હતો.

આ કલમ દીવાની તેમજ ફોજદારી કામોને લાગુ પડેછે.

દસ્તાવેજ હાજર કરવા બાબતની નોટીસ વીસેના નીયમો.

૬૬. કલમ ૬૫ ની રકમ (અ.) માં બોધ કરેલા દસ્તાવેજોના મજકુરનો દોયમ પુરાવો આપવા જે પક્ષકાર માગતો હોય, તે પક્ષકારે દસ્તાવેજ મજકુર હાજર કરવાની કાયદામાં ફરમાવ્યા મુજબની નોટીસ અથવા કાયદામાં કાંઇ નોટીસ ફરમાવી ન હોય તો તે કામના કેફીયત ઉપરથી કોરટને યોગ્ય જણાય એવી નોટીસ. જે સખસના કબજામાં કીંવા અખત્યારમાં તે દસ્તાવેજ હોય તે શખસને અથવા તેના અટરનીને અથવા પલીડરને પેશતરથી ન આપી હોય તો સદરહુ મુજબનો દોયમ પુરાવો આપવો નહી.

પરંતુ નીચે લખેલા કામો પઇકી કોઈ પણ કામમાં કીંવા જે બીજા કામમાં એવી નોટીસ આપવાની જરૂર નથી એવું કોરટને લાગે તેવા કામમાં, દોયમ પુરાવો લેવાઈ શકાય એટલાસારૂ સદરહુ પ્રમાણેની નોટીસ આપવાની જરૂર નથી, તે કામો નીચે મુજબ,—

(૧.) જે દસ્તાવેજ શાબીત કરવાનો હોય તે દસ્તાવેજ જાતે નોટીસ હોય તે કામમાં;

(૨.) જે કામમાં પોતાને દસ્તાવેજ મજકુર હાજર કરવાનું કહેવામાં આવશે એમ તે કામના પરકાર ઉપરથી સામા પક્ષકારને માલમ પડવુંજ જોઇએ તેવા કામમાં.

(૩.) અસલ દસ્તાવેજનો કબજો સામા પક્ષકારે દગલબાજી કીંવા જબરાઇથી મેળવ્યો છે એવું દેખાય કીંવા શાબીત થાય તે કામમાં,

(૪.) જ્યારે અસલ દસ્તાવેજ મજકુર સામા પક્ષકારની કીંવા તેના મુખત્યારની પાસે કોરટમાં હોય ત્યારે તે કામમાં;

(૫.) દસ્તાવેજ ખોવાઇ ગયોછે એવું સામાવાળાએ કીંવા તેના મુખત્યારે અંગીકાર કરેલું હોય તે કામમાં.

(૬.) જે સખસને કોરટનો હુકમ પોહોંચી શકતો નથી કીંવાં તે. હુકમને તે તાબે નથી તે સખસના કબજામાં દસ્તાવેજ મજકુર હોય તે કામમાં.

હાજર કરેલા દસ્તાવેજ ઉપર અમુક માણસે સહીકરીછે અથવા તે તેણે લખ્યોછે એવું કેહેવામાંઆવે ત્યારે તેની સહીની તથાઅક્ષરની શાબેતીથવી જોઇયે.

૬૭. કોઇ દસ્તાવેજ ઉપર કાંઈ સખસે સહી કરીછે કીંવા તે સઘળો કીંવા તેનો કાંઈ ભાગ શખસ મજકુરે લખ્યોછે એવું કહેવામાં આવતું હોય તો તે સહી તે સખસના હાથનીછે એવું, અથવા દસ્તાવેજ મજકુરનો જેટલો ભાગ માણસ મજકુરના હાથનોછે એમ કહેવામાં આવતું હોય તેટલા ભાગનું લખાણ તે શખસન હાથનું છે. એવું શાબીત થવું જોઇએ.

**ટીકા.**—પુરાવો કેમ કરવો તે બાબત ૪૭ અને ૭૩મી કલમો જુઓ.

મુનસફ અને સબારડીનેટ જડજો આ કલમ પ્રમાણે પુરાવો લેતાં ફક્ત દસ્તાવેજ શાબીત કર્યા એટલુંજ લખેછે પણ સાક્ષીદારે શો પુરાવો આપ્યો અગર તેણે શી હકીકત કહી તે લખતા નથી. આ બાબતમાં ૨૩ વી. રી. ૩૯૨ જુઓ.

નીલકંઠ પંડિતવિરૂદ્ધ જગો બંધ ગોસ (૧૨. બે. લો. રી. આર્પેન્ડીકસ ૧૮)ના કામમાં એમ

ઠરાવવામાં આવ્યું કે જે શખ્સે દસ્તાવેજ કરી આપ્યો એમ કહેવામાં આવેછે તે સખ્શને સહી કરતાં જેણે જોયો હોય તેણે દસ્કતનો પ્રત્યક્ષ પુરાવો આપવો જોઇએ એવો આ કલમનો અર્થછે. માર્કબીજસ્ટીસે જણાવ્યું કે આ પ્રમાણે કલમમાં સ્પષ્ટ લખેલું નથી અને કાયદા કરનારનો એવો હેતુ હતો એમ મને જણાતું નથી ઇત્યાદિ.

દસ્તાવેજ ઉપરકાયદા પ્રમાણે સાક્ષી હોવા જરૂર હોયતો તે દસ્તાવેજ થયાની શાબેતી થવા બાબત.

૬૮. કોઈ દસ્તાવેજ ઉપર કાયદા પ્રમાણે સાક્ષી થવી જરૂર હોય, અને દસ્તાવેજ મજકુર ઉપરનો શાક્ષી કરનાર શખ્શ હયાત હોય, તથા કોરટના અમલમાં હોય, તથા પુરાવો આપવાને શકત હોય, તો દસ્તાવેજ મજકુર થયાની વાત શાબીત કરવાસારૂ ઓછામાં ઓછો એક સાહેદ પણ બોલાવ્યા શિવાય તે દસ્તાવેજ પુરાવા દાખલ વાપરવો નહિ.

સાક્ષી કરનાર સાહેદ મળતો નહિ હોય તો કેવી શાબીતી જોઇએ.

૬૯. એવો સાહેદ કોઈ મળી શકતો નહોય, કીંવા સંયુકત થયેલા ગરેટબ્રીટન તથા આયરલંડના રાજ્યમાં તે દસ્તાવેજ થયોછે એવું દસ્તાવેજ મજકુર ઉપરથી સમજાતું હોય તો ઓછામાં ઓછા એક સાહેદની પણ સાક્ષી તેના હાથની કરેલીછે એવું તથા જે માણસે દસ્તાવેજ લખી આપ્યોછે તેની સહી તેનાજ હાથનીછે એવું શાબીત થવું જોઇએ.

દસ્તાવેજ ઉપર સાક્ષી થઈ હોય તે દસ્તાવેજ થયાનો અંગીકાર.

૭૦. જે દસ્તાવેજ ઉપર સાક્ષી થઈ હોય તે દસ્તાવેજ જે માણસે લખી આપ્યો હોય તે પોતજ તે દસ્તાવેજ લખી આપ્યાનું અંગીકાર કરે તો તે અંગીકાર દસ્તાવેજ મજકુર થયોછે એ વાતની લખી આપનાર મજકુર વીરૂધ પુરતી શાબીતીછે એમ સમજવું; પછી તે દસ્તાવેજ એવો હોય કે કાયદા પ્રમાણે તેના ઉપર શાક્ષી થવી જોઇએ તો પણ.

દસ્તાવેજ ઉપર સાહેદી કરનાર સાહેદ દસ્તાવેજ થયાનું નાકબુલકરે તો બીજી સાહેદી આપીશકાયછે.

૭૧. દસ્તાવેજ થયાની વાત દસ્તાવેજ ઉપર સાક્ષી કરનાર સાહેદ નાકબુલ કરે. કીંવા તેને તે વાત યાદ ન હોય તો, સદરહુ દસ્તાવેજ થયાની વાત બીજા પુરાવા ઉપરથી શાબીત કરી શકાય છે.

જે દસ્તાવેજ ઉપર શાક્ષી થવાની કાયદા મુજબ જરૂરનથી તેની શબીતી બાબત.

૭૨. જે દસ્તાવેજ ઉપર શાક્ષી થવાની કાયદા મુજબ જરૂર નથી, તે દસતાવેજ ઉપર શાક્ષી થઇ હોય તો જાણે તે દસતાવેજ ઉપર શાક્ષી થઈજ નથી એમ સમજીને તેની શાબીતી કરી શકાયછે.

અક્ષરના મુકાબલા બાબત.

૭૩. કોઈ સહી કીંવા લખાણ કીંવા સીકો જે સખ્સે કરયાનું તે ઉપરથી સમજાતું હોય તે સખ્સે તે સહી કીંવા લખાણ કીંવા સીકો કરયો છે કે કેમ, એ વાતનો નિશ્ચય કરવા સારૂ, જે સહી કીંવા લખાણ કીંવા સીકો સખ્સ

મજકુરનો છે એવા અંગીકાર કરવામાં આવ્યો હોય, કીવા એવી સાબીતી કોરટની ખાતરી લાયક થઈ હોય તે સહી કીવા લખાણ કીવા સીકાનો મુકાબલો, જે સહી કીવા લખાણ કીવા સીકો સાબીત કરવાના છે. તેની જોડે કરી શકાય છે, પછી જેની સાથે મુકાબલો લેવાનો છે તે સહી કીવા લખાણ કીવા સીકો બીજા કોઈ કારણને સારૂ હાજર કરવામાં આવ્યાં ન હોય. કીવા તેની સાબીતી કરવામાં આવી ન હોય તો પણ.

કોરટમાં હાજર હોય એવા કોઈ સખસે જે શબદો કીવા આંકડા લખાનું કહેવામાં આવતું હોય, તે શબદ કીવા આંકડા જોડે મુકાબલો કરવા સારૂ સખસ મજકુરને હર કોઈ શબદો કીવા આંકડા લખવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

**ટીકા.**—આ કલમ દીવાની અને ફોજદારી કામોને લાગુ પડે છે. સન ૧૮૫૫ ના ૨ જા આકટની ૪૮ મી કલમ અને આ કલમમાં કાંઈક ફેર છે. આ બાબતમાં ૨૨ વી.રી. ૨૭૨જુઓ.

ફકત અક્ષરેની સરખાવણી ઉપરથીજ જુઠો દસ્તાવેજ બનાવ્યો છે એવો ઠરાવ કરવામાં આવ્યો હતો તે બરોબર નથી એમ ઠરાવ્યું. ૮ બૈં. લૉ. રી. ૪૬૦

### સાર્વજનિક દસ્તાવેજ.

સારવજનીક દસ્તાવેજ. | ૭૪. નીચે લખેલા દસ્તાવેજને સારવજનીક દસતાવેજ સમજવા.

૧. જે દસ્તાવેજ નીચે લખા મુજબના આકટ હોય અથવા આકટના લેખ હોય તે દસતાવેજ.

(૧). રાજના સતાધીસે કીધેલા આકટ કીવા આકટના લેખ,

(૨). સરકારી મંડળીએ તથા ઇનસાફની કોરટે કીધેલા આકટ કીવા આકટોના લેખ.

(૩). તથા બ્રિટીશ ઈંડ્યા માંહેના અથવા માહારાણીના રાજ્યના કોઈ પણ બીજા ભાગ માંહેના, અથવા પરરાજ્ય માંહેના, કાયદા કરનારા, તથા ઇનસાફ કરનારા, તથા રાજ્ય કારભાર ચલાવનારા, સરકારી અમલદારોએ કીધેલા આકટ કીવા આકટના લેખ.

૨. ખાનગી દસ્તાવેજના સારવજનીક લેખ બ્રીટીશ ઈંડ્યામાં રાખવામાં આવતા હોય તે.

**ટીકા.**—જીલ્લાના અધિકારીઓ વચે કાગળ પત્ર લખાયલા તે તે કાગળો લખવામાં આવ્યા હતા તે વખતે અમુક સખસ જીવતો હતો એમ બતાવવા સારૂ દાખલ કરવામાં આવ્યા હતા. ૨૩ વી. રી. ૨૭૨.

### રજીષ્ટર દસ્તાવેજો વિશે.

સન ૧૮૭૭ ના ૩ આકટની ૫૭ મી કલમ તે જુઓ.

ખાનગી દસ્તાવેજ. | ૭૫. બીજા સરવે દસતાવેજોને ખાનગી દસતાવેજ સમજવા.

સારવજનીક દસતાવેજની દાખલાવાળી નકલો. | ૭૬. જેસારવજનીક દસતાવેજ તપાસવાનો હરકોઈ સખસનો હક છે. તે શારવજનીક દસતાવેજ, જે સરકારી અમલદારના હવાલામાં હોય, તે દર એક સરકારી અમલદારે તેની નકલ સદરહુ સખસને માગેથી તથા તેને સારૂ

કાયદાની મુજબ ફી ભરેથી આપવી. તથા તેની સાથે નકલ મજકુરની તળે એવું એક સરટીફીકિટ લખી આપવું, કે એ નકલ દસતાવેજ મજકુરની, અથવા તેનો ભાગ હોય તો તેના ભાગની, ખરી નકલ છે; એ સરટીફીકિટની ઉપર સદરહુ અમલદારે તારીખ નાખવી, તથા તે નીચે પોતાના સરકારી હોદા સાથે પોતાના નામની સહી કરવી, અને અમલદાર મજકુરને સીકો વાપરવાનો કાયદાથી અધીકાર હોય તો તેના ઉપર શીકો મારવો. એ પ્રમાણે જે નકલો ઉપર દાખલો લખો હોય તે નકલોને દાખલાવાળી નકલો કહેવી.

ખુલાસો.—જે અમલદારને સરકારી હોદાના કામના સાધારણ રીતે આવતા પ્રસંગથી એવી નકલો સ્વાધીન કરવાનો અધીકાર હોય તે. દર એક અમલદારના હવાલામાં એવા દસતાવેજ છે. એવો આ કલમનો અરથ સમજવો.

ટીકા.—દાખલાવાળી નકલો ઉપર સ્ટાંપ—જુદી જુદી જાતના દસતાવેજોના ઉપર સ્ટાંપ ચોડવા બાબત સન ૧૮૭૦ નો કોરટ ફી આકટના પરીશીસ્ટ ૧ ની કલમો ૬—૭ જોવી. ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાના ઠરાવો મુજબ આપેલી જુદી જુદી જાતના દસતાવેજોની નકલો ઉપર તા. ૬ જુન સન ૧૮૭૩ ના નંબર ૯૯૬ ની ઈંડીયા સરકારની જાહેર ખબરથી સ્ટાંપ ન ચોડવાની છુટ છે. એ જાહેર ખબરથી નીચેની નકલો ઉપર સ્ટાંપ ચોડવાની જરૂર નથી.

૧. ફોજદારી કામ ચલાવવાની રીતીના કાયદાની કલમ ૧૯૯ મુજબ તોહોમતદાર સખસને આપેલી તોહમતનામાની નકલ અથવા તરજુમા ઊપર.

૨. કલમ ૨૦૧ મુજબ તોહમતદાર સખસને આપેલી જુબાનીઓની નકલો ઉપર

૩. કલમ ૨૭૬ મુજબ જે સખસને તેથી નુકશાન હોય તે સખસને આપેલી ફોજદારી કોરટના ફેસલાની અથવા હુકમની નકલ ઉપર જો તે સખસ જેલમાં હોય તો, અથવા કોરટની ધાનમાં આંવે તો.

૪. કલમ ૨૫૭ મુજબ તોહમતદારને આપેલી સાહેદોની જુબાનીઓની નકલ ઉપર.

૫. કલમ ૪૪૬ મુજબ તોહમતદારને આપેલી તોહમતનામાઓની નકલ ઉપર.

૬. કલમ ૫૩૮ મુજબ આપેલી ભરણ પોષણના હુકમોની નકલો.

એવી નકલો ગુજારવા બાબત.

૭૭. જે સારવજનીક દસતાવેજની અથવા સારવજનીક દસતાવેજના ભાગની સદરહુ પરમાણેની દાખલાવાળી નકલો નકલ છે. એવું તે નકલ ઉપરથી સમજાય, તે સારવજનીક દસતાવેજમાંના અથવા દસતાવેજના ભાગમાંના, લખાણની સાબીતીમાં સદરહુ પરમાણેના દાખલાવાળી નકલો ગુજારી શકાય છે.

ટીકા.—૧. દાખલાવાળી નકલો એજ સારવજનીક દસતાવેજોનો લેવા યોગ માત્ર દોયમ પુરાવો છે. કલમ ૬૫ રકમ (ઈ) જોવી.

બીજા સરકારી દસ્તાવેજોની શાબેતી બાબત.

૭૮. નીચે પ્રમાણેના સારવજનિક દસ્તાવેજ નીચે પ્રમાણે સાબીત કરી શકાય છે.

૧. બ્રીટીશઈંડિયાનો રાજ્યકારભાર ચલાવનાર સરકારના હરકોઈ કારખાનેથી થયલા, અથવા

હરકોઈ સ્થાનીક સરકારે કરેલા અથવા હરકોઈ સ્થાનીક સરકારના કારખાનેથી થયલા આકટો, હુકમો, અથવા જાહેરનામાઓ, એ સરવે,

સદરહુ કારખાનાના દફતરો જેના તે કારખાનાના ઉપરી તરફથી દફતર મજકુરો તેજ કારખાનાનાછે એવા દાખલા સહીત મોકલવામાં આવે તે દફતરોથી શાબીત કરી શકાયછે.

અથવા એવી કોઈ સરકારના હુકમથી કોઇ દસ્તાવેજ છપાયછે એવું તે દસ્તાવેજ ઉપરથી જણાય તે દસ્તાવેજથી શાબીત કરી શકાય છે.

(૨.) કાયદા કરનારી સભાઓના પ્રોસીડીંગ, એ

સદરહુ જેની તે સભાના રોજ કામથી અથવા કોઇ પ્રશીધ્ધ કરેલા આકટોથી, અથવા સાર ગ્રંથથી, અથવા કોઈ નકલો સરકારના હુકમથી છપાયછે એવું તે નકલો ઉપરથી સમજાય તે નકલોથી શાબીત કરી શકાયછે.

(૩.) માહારાણીએ અથવા પ્રીવીકાઉન્સીલે કરેલાં અથવા માહારાણીની સરકારના કોઇ પણ કારખાનેથી થયલાં જાહેરનામાઓ, હુકમો અથવા નીયમો, એ સરવે,

લંડન ગેજેટમાં, નકલો અથવા ઇતેખાબો હોય તેનાથી, અથવા કોઇ નકલ અથવા ઇતેખાબ રાણીના છાપનારે છાપ્યાં છે એવું તે નકલ અથવા ઇતેખાબ ઉપરથી સમજાય તે નકલો અથવા ઇતેખાબોથી, શાબીતી કરી શકાય છે;

(૪.) કોઈ પરરાજ્યની રાજ્યકારભાર ચલાવનાર સરકારના આકટો અથવા કોઇ પરરાજ્યની કાયદા કરનાર સભાના પ્રોસીડીંગ, એ

સદરહુ સરકાર અથવા સભાના હુકમથી છપાતાં હોય એવાં, અથવા એ પ્રમાણે છપાએલાં રાજ્ય મજકુરમાં સામાન્ય રીતે ગણાતાં હોય એવાં રોજ કામથી અથવા તે રાજ્યના અથવા ત્યાંના સત્તાધીશના સીકા સાથેની દાખલા વાળી નકલોથી અથવા હીંદુસ્તાનના ગવરનર જનરલ ઇનકાઉનસીલના કોઈ પ્રસીદ્ધ આકટમાં સદરહુ આકટો અથવા પ્રોસીડીંગને કબુલ રાખ્યા હોય તો તેથી શાબીત કરી શકાય છે.

(૫.) બ્રીટીશ ઇંડીયામાંની કોઈ મ્યુનીસીપાલ મંડળીના પ્રોસીડીંગ.

એવાં પ્રોસીડીંગ જેની પાસે કાયદા પ્રમાણે રહેતાં હોય, તેણે કરી આપેલી દાખલાવાળી સદરહુ પ્રોસીડીંગની નકલથી અથવા કોઇ છાપેલી ચોપડી એવી મંડળીના હુકમથી પ્રસીદ્ધ થાયછે એવું તે ચોપડી ઉપરથી સમજાતું હોય તે ચોપડીથી શાબીત કરી શકાય છે.

(૬.) કોઈ પારકા દેશમાંના કોઇ બીજી જાતના સારવજનીક દસ્તાવેજ.

અસલ દસ્તાવેજથી શાબિત કરી શકાયછે; અથવા કાયદા પ્રમાણે તે લેખ જેની પાસે રહેતો હોય તેણે કરી આપેલી દાખલા વાળી નકલ સાથે, જે કોઇ નોટરી પબ્લિકનું, અથવા બ્રિટીશ કાઉન્સીલનું, અથવા રાણી તરફથી તે રાજ્યમાં મોકલેલા કોઈ વકીલનું, સિક્કાવાળું એવું સરટીફીકેટ હોય કે અસલ દસ્તાવેજ કાયદા પ્રમાણે જે અમલદારના હવાલામાં છે, તે અમલદારે યોગ્ય રીતે નકલ મજકુર ઉપર ખરાપણાનો દાખલો કર્યો છે તો સદરહુ પારકા દેશના કાયદા પ્રમાણે દસ્તાવેજ મજકુરનો પ્રકાર શાબીત થયેથી સદરહુ દાખલાવાળી નકલથી શાબીત કરી શકાય છે.

## દસ્તાવેજ બાબત અનુમાન.

દાખલાવાળી નકલોના ખરાપણા વિશે.

૭૯. કોઈ દસતાવેજ ઉપરથી એવું સમજાય કે તે સરટીફીકેટ છે, અથવા દાખલાવાળી નકલ છે, અથવા કોઈ અમુક હકીકતના પુરાવામાં કાયદાના ઠરાવ ઉપરથી લેવા યોગ્ય બીજો દસ્તાવેજ છે, તથા દસ્તાવેજ મજકુર ઉપરથી એવું સમજાય કે તે ખરો છે એવો દાખલો, બ્રિટીશ ઈંડિયામાંના હરકોઈ અધીકારીએ અથવા માહારાણી સાથે દોસ્તી રાખનારા હરકોઈ દેશી સંસ્થાનમાંના કોઈ અધીકારીને ગવરનર જનરલ ઈનકાઉન્સીલે યોગ્ય રીતે એ બાબત અખત્યાર આપ્યો હોય એવા હરકોઈ અધીકારીએ, યોગ્ય રીતે તેના ઉપર આપ્યો છે તેવો પ્રત્યેક દશતાવેજ ખરો છે એવું અનુંમાન કોરટે કરવું, પરંતુ એ-વા દસતાવેજને સારૂ કાયદામાં જે નમુનો ઠરાવ્યો હોય તે નમુના પ્રમાણે તે દસતાવેજ મુ-ખ્ય મુદાની વાતે હોવો જોઈએ તથા તે દસતાવેજ જે રીતે કરવાનું કાયદામાં ઠરાવ્યું હોય તે રીતે થએલો છે એવું તે દસતાવેજ ઉપરથી માલમ પડવું જોઈએ. એવા કોઈ દસતાવેજ ઉપરથી જે અધીકારીએ તે ઉપર સહી કોવેલી અથવા દાખલો આપેલો શમજાતો હોય તે અધીકારીને સદરહુ સહી કરતી વખતે કાગળ મજકુરમાં અધીકારી મજકુરે બતાવ્યા પરમાણેનો સરકારી ઓહદો હતો એવું પણ કોરટે અનુંમાન કરવું.

પુરાવાનું દફતર ગુજારવામાં આવે તારે કેવું અનુમાન કરવું.

૮૦. જ્યારે હરકોઈ કોરટની રૂબરૂ એવો હરકોઈ દસતાવેજ ગુજારવામાં આવે કે તે દસતાવેજ ઉપરથી એમ શમજાય કે દસતાવેજ મજકુર કોઈ ઈ-નશાફી મુકદમામાં કીંવા એવો પુરાવો લેવાનો કાયદાથી અખત્યાર હોય એવા હરકોઈ અધીકારીની રૂબરૂ કોઈ શાહેદે આપેલી સાહેદીનુ કીંવા શાહેદીના ભાગનું દફતર કીંવા યાદદાસતછે અથવા તો હરકોઈ કેદીની કીંવા તોહોમતવાળા સખસની કાયદા પરમાણે લીધેલી જુબાની કીંવા કબુલતછે તથા દસતાવેજ મજકુર ઉપરથી એવું સમજામાં આવે કે તેના ઉપર કોઈ જડજ કીંવા માજીસતરેટ કીંવા એવા ઉપર કહેલા કોઈ અધીકારીએ સહી કીધીછે ત્યારે કોરટ મજકુરે એવું અનુંમાન કરવું કે.

દસતાવેજ મજકુર ખરોછે તથા સદરહુ સાહેદી કીંવા જુબાની કીંવા કબુલતના ઉપર સહી કરનાર શખશે તે સાહેદી કીંવા જુબાની કીંવા કબુલત કેવી હકીકતની સાથે લેવામાં આવી હતી તે બાબત જે વાતો લખેલી તે ઉપર થકી શમજાય તે વાતો ખરીછે તથા એવી શા-હેદી કીંવા જુબાની કીંવા કબુલત યોગ્ય રીતે લેવામાં આવી હતી.

**ટીકા.**—આ કલમ ફકત મલીકામાયાઝમાના રાજની કોરટોનાજ ઈનસાફી દફતરો વીશે છે એમ જણાય છે. પર રાજ્યની કોરટોના ઈનસાફી દફતરો વીશેના અનુમાન બાબત કલમ ૮૬ જોવી.

જાણી જોઈને ખોટી સાક્ષી આપવાના ગુન્હાની તજવીજમાં ફરીઆદી તરફથી કેદીએ જે જુબાની આપી તેનું દફતર રજુ કરવામાં આવે અને તે ખોટુંછે એમ કહેવામાં આવે તો કેદીએ જુબાની આપતાં જે શબ્દો કહ્યા હતા તેજ તેમાં અગર તેના દેશી ભાષામાં લખાયલા પ્રોસીડીંગમાં છે એમ કોરટ અનુમાન કરી શકે? આના સંબંધમાં ૨૨ વી. રી. ક્રી. ૩.૨ અને ૨૩ વી. રી. ક્રી. ૩૧૮ જુઓ.

કેદી જે બોલ્યો તે બરોબર લખવામાં આવ્યું નથી એમ તેની તરફથી બતાવી શકાય. જાણી બુઝીને જુઠી સાક્ષી આપવાના કામમાં કલેકટરે પુરાવાનું ટાચણ કાયદા પ્રમાણે કરવું જોઇએ તે ન કર્યું હોય તો તેથી દેશી ભાષામાં પુરેપુરી લંબાઇથી જે જુબાની લખવામાં આવી હોય તેને પુરાવામાં દાખલ કરતાં બાધ નથી. ૯ વી. રી. ક્રી. ૨. ૬૯.

ગેઝેટ બાબત અનુમાન.

૮૧. કોઇ દસતાવેજ ઉપરથી એવું સમજાય કે તે લંડન ગેઝેટ છે. અથવા ઈંડીઆ ગેઝેટ છે અથવા હર કોઇ સ્થાનીક સરકારેનું કીંવા બ્રીટીસ સરકારે વસાવેલા હર કોઇ મુલકનું, કીંવા બ્રીટીસ સરકારના તાબાના કીંવા હસતગત કીધેલા મુલકનું, સરકારી ગેઝેટ છે, અથવા કોઈ વરતમાનપત્ર કીંવા ચોપાનીઉં છે, અથવા પારલામેંટના અ-સારવજનીક આકટની રાણીના છાપનારે છાપેલી નકલ છે, તે પરતીએક દસતાવેજ, તથા કોઇ દસતાવેજ ઉપરથી એમ સમજાય કે તે એવો દસતાવેજ છે કે તેને કોઇ સખશે રાખવાનું કાયદામાં ફરમાવ્યું છે, તે પરતીએક દસતાવેજ, જો કાયદામાં ફરમાવેલા નમુના પરમાણે મુખ્ય મુદાની વાતે રાખવામાં આવતો હોય તથા જેના હવાલામાંથી રજુ થવો જોઇએ તેના હવાલામાંથી રજુ થાય તો તે ખરીછે એવું કોરટે અનુમાન કરવું.

**ટીકા.**—યોગ્ય હવાલાના અરથ વી. આગળ કલમ ૯૦ જોવી.

શહી અથવા શીકાની સાબેતી થયાવગર ઇંગ્લાંડ માં જે દસ્તાવેજ પુરાવામાં લેવા યોગ હોય તે દસ્તાવેજ બાબત અનુમાન.

૮૨. કોઇ દસતાવેજ ઉપરથી એમ સમજાય કે તે દસતાવેજ ઇંગ્લાંડમાં અ-થવા આયરલાંડમાં તે વખતના ચાલુ કાયદા પરમાણે ઇંગ્લાંડ અથવા આયરલાંડ માંહેથી હરકોઈ ઇનસાફની કોરટમાં તે ઉપરના તેના બરાબર પણા બાબતના સિકા કીવા સહીની અથવા તેના ઉપર જે સખસે સહી કરવાનું તે ઉપરથી સમજાય તે સખસની ઇનસાફી અથવા સરકારી હોદાની સાબીતી થયા વિના કોઇ વાતની સાબીતીમાં લેવા યોગ હોય એવો દસતાવેજ છે. તો તે દસતાવેજ જ્યારે કોઇ કોરટમાં ગુજરવામાં આવે. તીયારે કોરટે અનુમાન કરવું કે એવા સીકો કીંવા સ્ટાંપ કીંવા સહી ખરી છે, તથા તે દસતાવેજના ઉપર સહી કરનાર સખસને સહી મજકુર કરતી વખતે તેનો બતાવેલો ઇનસાફી કીંવા સરકારી ઓહદો હતો;

તથા ઇંગલંડ અથવા આયરલંડમાં દસતાવેજ મજકુર જે વાતના પુરાવામાં લેવા યોગ્ય હોય તે વાતના પુરાવા સારૂ તેને કબુલ રાખવો.

હરકોઈ મુકદમાના કામ સારૂ બનાવેલાં નકશાની શાબેતી બાબત.

૮૩. કોઇ નકશા અથવા પલાન ઉપરથી એમ સમજાય કે તે સરકારના હુકમથી કરવામાં આવ્યા છે તો તે નકશા અથવા પલાન એ પરમાણે કરવામાં આવ્યા છે તથા બરાબર છે એવું કોરટે અનુમાન કરવું પરંતુ હરકોઈ સુકદમાના કામને સારૂ જે નકશા અથવા પલાન બનાવ્યા હોય તે નકશા તથા પલાન બરાબર છે એવી શાબેતી થવી જોઇએ.

કાયદાના તથા કોરટના ફેસલાઓના સંગરહ ગ્રંથ બાબત અનુમાન.

૮૪. કોઈ ગરંથ ઉપરથી એમ સમજાય કે તે હરકોઈ દેશની સરકારના હુકમથી છાપવામાં કીંવા પ્રસીધ કરવામાં આવ્યો છે, તથા તેમાં દેશ મજકુરના કાયદામાંના કોઈ કાયદા છે, તો એવો પ્રતેક ગ્રંથ ખરો છે એવું કોરટે અનુમાન કરવું.

તથા કોઈ ગ્રંથ ઉપરથી એવું સમજાય કે તેમાં એવા દેશની કોરટોના ફેસલાના રીપોરટ છે, તો એવો પ્રત્યેક ગ્રંથ ખરો છે એવું કોરટે અનુમાન કરવું.

**મુખ્તીયારનામા બાબત અનુમાન.**

૮૫. કોઇ દસતાવેજ ઉપરથી એમ સમજાય કે તે મુખ્તીયારનામું છે, તથા તે હરકોઈ નોટરી પબ્લીકની અથવા કોરટની અથવા જડજની અથવા માજીસટરેટની અથવા બરીટીસ કોનસલની અથવા વાઇસ કોનસલની અથવા માહારાણીના અથવા હીંદુસતાનની સરકારની પરતીતીનીધીની રૂબરૂ થયેલું છે તથા તેના ખરાપણા વીશે તેના ઉપર તેણે શહી કરીછે તો એવો પ્રત્યેક દશતાવેજ એ પરમાણે થએલો છે તથા તે ઉપર એ પરમાણે ખરાપણાની સહી કરી છે એવું કોરટે અનુમાન કરવું.

**પારકા દેશના ઇનશાફના દફતરોની દાખલાવાળી નકલો બાબત અનુમાન.**

૮૬. કોઈ દસતાવેજ ઉપરથી એમ સમજાય કે તે માહારાણીના તાબાના મુલકનો ભાગ ન હોય એવા કોઇ દેશના ઇનસાફના દફતરની દાખલા વાળી નકલ છે ત્યારે તે દશતાવેજ ઉપરથી જો એવું જણાય કે દેશ મજકુરમાં ઇનસાફના દફતરની નકલો ખરી કરી આપવા સારૂ જે રીત સામાન્ય રીતે ઉપયોગમાં આવતી હોય તે રીત કઇછે તેનો દાખલો માહારાણીના અથવા હીંદુસથાનની સરકારના એવા દેસમાં રેહેનારા પરતીનીધીએ આપ્યો હોય તે દાખલામાં લખેલી રીત પરમાણે દસતાવેજ મજકુર ઉપર ખરાપણાનો દાખલો કરયોછે તો તે દસતાવેજ ખરો તથા બરાબર છે એવું અનુમાન કરવાને કોરટ મુખ્તીયારછે.

**ચોપડીના નકશા બાબત અનુમાન.**

૮૭. જે વીષયોમાં સારવજનીક કીંવા સામાન્ય કાયદા ગેરકાયદાનો સંબંધછે તે વીષયો સંબંધી માહીતી સારૂ કોઇ ચોપડી કોરટ જોય તે ચોપડી તથા કોઈ પરસીધ થયેલો નકશો અથવા ચારટ કોરટમાં તપાસવાને સારૂ રજુ કરવામાં આવે અને તેમાં. બતાવેલી વાત લગતી હકીકત હોય તો તે ચોપડી તથા નકશો અથવા ચારટ જે સખશે અથવા જે વખતે અથવા જે જગાએ લખ્યાનું અથવા છાપ્યાનું તે ઉપરથી સમજાય, તે સખસે તથા તે વખતે તથા તે જગોએ છાપ્યો તથા પરસીધ કીંવો, એવું અનુમાન કરવાને કોરટ મુખ્તીયારછે.

**ફોટો ગરાફ તથા યંત્રવડે થએલી નકલોતથા તારયંત્ર મારગે મોકલેલા સંદેસા બાબત અનુમાન.**

૮૮. કોઇ તાર યંત્રની કચેરીમાંથી કોઇ સંદેશા તેમાં બતાવ્યા પ્રમાણેના સખસ પાસે મોકલવામાં આવ્યો હોય તે સંદેશા જે તાર યંત્રની કચેરી તરફથી આવેલો તે સંદેશા ઉપરથી શમજાય તે કચેરીમાં તારયંત્ર મારગે મોકલવા સારૂ આપેલા સંદેશા સાથે મળતો છે, એવું અનુમાન કરવાને કોરટ મુખ્તીયારછે; પરંતુ એવા સંદેશા તારયંત્ર મારગે મોકલવાને જે સખસે આપ્યો હોય તે સખસ બાબત કોરટે કાંઇ અનુમાન કરવું નહી.

**કોરટમાં રજુનહી થયા હોય એવા દસતાવેજ યોગ્ય રીતે થયા વીગરે બાબતઅનુમાન.**

૮૯. કોઇ દસતાવેજ મંગાવ્યો હોય અને તેને હાજર કરવાની નોટીસ આપ્યા પછી રજુ ન થયો હોય, તો તેવા પરતીએક દસતાવેજ ઉપર કાયદામાં ફરમાવેલી રીતી પ્રમાણે સાક્ષી છે, તથા સ્ટાંપ છે, તથા તે થયોછે એવું અનુમાન કોરટે કરવું.

ટીકાઃ—આ કલમ સાથે ૬૬ અને ૧૬૪ મી કલમો જુઓ.

તીશ વરસના જુના દસતાવેજ. | ૯૦. કોઇ દસતાવેજ ઉપરથી એવું સમજાયછે કે તે ત્રીસ વરસનો જુનો છે અથવા તે તરીસ વરસનો જુનોછે એવું સાબીત થયું હોય તેવો દસતાવેજ કોઇ એવા હવાલામાંથી રજુ થાય કે તે હવાલો તે અમુક કામમાં કોરટની નજરમાં યોગ્ય લાગે ત્યારે તે કામમાં કોરટ એવું અનુમાન કરવાને મુખ્તીઆર છે કે એવા દસતાવેજ ઉપરની સહી તથા તેનો બીજો પરતેક ભાગ કોઇ અમુક સખ્સને અક્ષરે લખેલો તે ઉપરથી સમજાય તે શખ્સને અક્ષરે લખેલોછે તથા કામ મજકુર શહી અથવા સાક્ષી થએલા દસતાવેજની તકરારનું હોય તો તે દસતાવેજ ઊપર જે સખ્સોએ શહો તથા સાક્ષી કર્યાનું તે ઉપરથી સમજાય તે સખ્સોએ તેના ઉપર યોગ્ય રીતે સહી તથા સાક્ષી કરીછે.

ખુલાસો—જ્યારે દસતાવેજ જે જગ્યામાં તથા જે સખ્સની સંભાળ તળે સ્વભાવીક રીતે હોવા જોઇએ તે જગ્યામાં તથા તે શખ્સની સંભાળ તળે હોય ત્યારે દસતાવેજ મજકુર યોગ્ય હવાલામાં છે એમ સમજવું; પરંતુ એવું સાબીત થાય કે કોઈ હવાલાની ઉતપતી યાને મુળ કાયદેસર છે. અથવા તે અમુક કામની હકીકત ઉપરથી તે હવાલાની ઉતપતી શંભવીત ઠરતી હોય તો તે હવાલો યોગ્ય નથી.

આ ખુલાસો કલમ ૮૧ મી ને પણ લાગુછે.

**દ્રષ્ટાંતો.**

(અ) **અ** ની પાસે લાંબી મુદતથી કાંઇ જમીનની મીલકતનો કબજોછે; તે પોતાના હવાલામાંથી જમાન મજકુરને સંબંધ રાખતા તે ઉપરના પોતાના હકના ખત રજુ કરેછે. એ હવાલો યોગ્ય છે.

(બ) કોઈ જમીનની મીલકતનો **અ.** ગીરોદારછે. તે જમીન સંબંધીના ખત તે રજુ કરેછે જમીન મજકુર ગીરો મુકનારના કબજામાં છે એ હવાલો યોગ્યછે.

(ક) **અ** **બ** નો કાંઈ સગોછે. તેને **બ** ના કબજામાંની જમીન સંબંધીના ખત સંભાળથી સાચવી રાખવા સારૂ **બ** એ અનામત આપી મુકેલાં તે **અ** રજુ કરેછે. એ હવાલો અયોગ્ય છે.

ટિકા.—"યોગ્ય હવાલા" ક્યારે ગણાય તે બાબતમાં ૨૧ વી. રી. ૧૯,૪૫ અને ૨૪ વી. રી. ૪૨૮ તથા ૮ બે. લો. રી. ૨૯ જુઓ.

## બાબ ૬ દસતાવેજી પુરાવો હોય ત્યારે મુખ જુબાની પુરાવો નહી લેવા બાબત.

લખેલા કરારની સરતોનો પુરાવો. | ૯૧. જ્યારે કોઇ કરારની, કીંવા કોઇ દાનની, કીંવા મીલકતની બીજી હરકોઇ બ્યવસ્થાની સરતોનો દસતાવેજ થયો હોય ત્યારે તથા જે કામોમાં કોઈ બાબતનો દસતાવેજ કરવાનું કાયદામાં ફરમાવ્યુ હોય તે સરવે કામોમાં, એવા કરારની, કીંવા દાનની, કીંવા મીલકતની બીજી બ્યવસ્થાનો શરતોની સાબીતીમાં, અથવા એવી બાબતની સાબીતીમાં સદરહુ મુળ દસતાવેજ શીવાય અથવા આ આકટમાં ઉપર કહી ગયેલા નીયમો મુજબ જે કામોમાં દોયમ પુરાવો લઈ શકાતો હોય તે કામોમાં સદરહુ દસતાવેજના મજકુરના દોયમ પુરાવા શીવાય, બીજો કાંઇ પુરાવો આપવો નહી.

**અપવાદ ૧ લો.** જ્યારે કોઇ સરકારી અમલદારને લખાણ કરીને નીમવાનું કાયદામાં ફર-

માગ્યું હોય અને જ્યારે એવું બતાવવામાં આવે કે કોઇ અમુક સખ્સે એવા અમલદારના હોદ્દાનું કામ કીધુંછે, ત્યારે જે લખાણથી તે સખ્સની નીમણુંક થઇ હોય તે લખાણ સાબીત કરવાની જરૂર નથી.

અપવાદ ૨ જો. જે મરતુ પત્રોનો પ્રોબેટ બ્રીટીશઈંડીઆમાં મળ્યો હોય તે મરતુ પત્રોનો પરોબેટ વડે સાબીત કરી શકાયછે.

ખુલાસો ૧ લો. જે કામોમાં ઉપર કહેલા કરાર, કીંવા દાન, કીંવા મોલકતની બીજી વ્યવસ્થા એક દસતાવેજમાં લખી હોય તે કામોને, તથા જે કામોમાં તે સરવે એક કરતાં વધારે દસતાવેજમાં લખ્યા હોય તે કામોને, એ બેઉને આ કલમ સરખી રીતે લાગુ પડેછે.

ખુલાસો ૨ જો. જ્યારે અસલ દસતાવેજ એક કરતાં વધારે હોય ત્યારે માત્ર એકજ અસલ દસતાવેજને સાબીત કરવાની જરૂર છે.

ખુલાસો ૩ જો. આ કલમમાં જે હકીકત વીશે લખ્યુંછે તે હકીકત શીવાયની બીજી કોઇ હકીકતનો કોઇ પણ મજકુર કોઇ દસતાવેજમાં લખેલો હોય, તો તે પ્રમાણે લખ્યા ઉપરથી સદરહુ બીજી હકીકતનો મુખ્ય જુબાની પુરાવો લેવાઇ શકાતો નથી એમ સમજવું નહીં.

## દ્રષ્ટાંતો.

(અ.) કોઇ કરાર કેટલાએક પતરોમાં લખેલો હોય, તો જે જે પતરોમાં લખ્યો હોય તે સરવે પતરો સાબીત થવાં જોઇએ.

(બ.) કોઇ કરાર કોઇ હુંડીમાં લખેલો હોય તો તે હુંડી સાબીત થવી જોઇએ.

(ક.) જ્યારે કોઇ હુંડીનો તરણ નકલનો શેટ લખ્યો હોય ત્યારે માત્ર એકજ નકલ સાબીત થવાની જરૂર છે.

(ડ.) અમુક શરતે ગળી આપવાનો અ લખાણ કરીને બ ની સાથે કરાર કરેછે. કરારમાં એવી એક હકીકત લખીછે કે કોઈ બીજે પ્રસંગે બીજી ગળી આપવામાં મુખ્ય જુબાની કરાર કરવામાં આવ્યો હતો તે ગળીની કીમત બ એ અ ને આપી હતી.

સદરહુ બીજી ગળીના પઇસા આપ્યા નહોતા એવો મુખ્ય જુબાની પુરાવો આપવામાં આવે તો તે પુરાવો લેવા યોગ્યછે.

(ઈ.) બ એ આપેલા પઇસાની પોહોચ અ એ બ ને આપીછે.

સદરહુ પઇસા આપ્યાનો મુખ્ય જુબાની પુરાવો રજુ કરવામાં આવે તો તે પુરાવો લેવા યોગ્ય છે.

ટીકાઃ—જો દસ્તાવેજ રજુ થઇ શકે તેવું હોયતો દસ્તાવેજનો મજકુર દસ્તાવેજથી સાબીત કરવો જોઇએ એ નિયમછે તેમાં ત્રણ બાબતો આવેછે એમ મી. ટેલર કહેછે.

જે દસ્તાવેજ કાયદા પ્રમાણે લેખી હોવો જોઇએ તેને બદલે મુખ્ય જુબાની પુરાવો દાખલ કરી શકાય નહી.

જે કરાર પક્ષકારોએ લખાણમાં કરયો હોય તેના લેખી પુરાવાને બદલે મુખ્ય જુબાની પુરાવો દાખલ કરી શકાય નહી.

જે લખાણની હયાતી અને મજકુર વીશે તકરાર હોય અને પક્ષકારોની વચે જે બાબત

મુદ્દાની હોય તેને લગતુ હોય અને જે ફકત બીજી બાબતનું ટીપણુ નથી તેવા લખાણને બદલે મુખ જુબાનો પુરાવો દાખલ કરી શકાય નહી.

જે બાબતો કાયદા પ્રમાણે લખાણમાં હોવી જોઈએ તે નીચે પ્રમાણે;—દીવાની અને ફોજદારી કામમાં જુબાનીઓ; દીવાની કામમાં ફેંસલા અને હુકમનામાં, ફોજદારી કામના ફેંસલા અને છેવટ હુકમો; તોહોમતદારની જુબાનીઓ; જે કબુલતથી મુદતની હદ વધતી હોય તે; (સન ૧૮૭૭ ના ૧૫ મા આકટની ૧૯ મી કલમ) અવેજ વગર કરેલા કરારો (કરાર આકટની ૨૫ મી કલમ). લવાદને કામ સોંપવાનો કરાર (કરાર આકટની ૨૮ મી કલમ ૨ અપવાદ વીલ અગર મરૂત્યુ પત્રો.)

બીજી બાબત વીશે મી. ટેલર કહેછે કે લેખી દસ્તાવેજ છે તે વાતની દાન સાબીત કરવાની છે અને જ્યાં જ્યાં લેખી દસ્તાવેજ હોયછે તે તે કામોમાં પોતાના કરારનો યોગ્ય પુરાવો તે લખાણછે એમ પક્ષકારોએ ગર્ભિત રીતે કબુલ કરેલુંછે. લેખી કરારોની સત્યતા તે કરત્યોથીજ સાબીત થાયછે એટલે અસલ દસ્તાવેજો જોવાથીજ તેથી જે દીવાની અગર ફોજદારી કામોમાં કરારના શબ્દો ઉપર મુદ્દાનો નિકાલ રહેતો હોય તો જે પક્ષકારનો સાક્ષી એમ કહેતો હોય કે અમુક બાબતનો લેખી દસ્તાવેજ થયોછે તે પક્ષકારે તે દસ્તાવેજ રજુ કરવો જોઇએ.

સાક્ષીને અમુક બાબત છાપામાં છપાઈ હતી તે અગર હીસાબના ચોપડામાં જે મજકુર હોય તે પુછી શકાય નહી. પણ તે છાપુ અગર હીસાબના ચોપડા રજુ કરવા જોઇએ.

પેહેલો અપવાદ ઇંગ્રેજી કાયદાને અનુસરતો છે. બીજા અપવાદની બાબતમાં સન ૧૮૬૫ ના ૧૦ અને ૧૮૭૦ ના ૨૧ મા આકટ પ્રમાણે મરૂત્યુપત્રનું પ્રોબેટ આપવામાં આવ્યું હોય તે મરૂત્યુપત્રના મજકુરનો પુરાવોછે. તેમજ સન ૧૮૬૫ ના ૧૦ મા આકટની ૨૦૮ મી કલમ મરૂત્યુપત્ર અમુક રીતે ખોવાયું હોય તો નકલ ઉપરથી પ્રોબેટ મળેછે તથા તેજ આકટની ૨૦૯ મી કલમથી જુઓ.

**દ્રષ્ટાંત. ઈ—** પઈશા આપીયાની પાવતીથી તેનો મુખજુબાની પુરાવો બાતલ થતો નથી "સ્થાવર મીલકતના સાન ખતમા થોડા પઈશા વસુલ આપ્યાની પોહોચ સન ૧૮૭૧ ના આકટ ૮ ની કલમ ૪૯ મુજબ પુરાવામાં લેવા યોગ્ય થઇ શકે તે સારૂ સદરહુ આકટની કલમ ૧૭ ના ઠરાવો મુજબ રજીસ્ટર કરાવવી જોઇએ. તો પણ સન ૧૮૭૨ ના આકટ ૧ ની કલમ ૯૧ ના દ્રષ્ટાંત ઈ મુજબ આવા પ્રકારની આપ મુખજુબાની પુરાવાથી સાબીત કરી શકાય, જે જાતનો પુરાવો દસતાવેજી પુરાવો લેવા યોગ હોવાને લીધે બાતલ કરેલો નથી." દલીપસીંઘ વી. દુરગા પ્રસાદ ઇંડીઅન લા. રીપોરટસ (અલાહાબાદ) વા. ૧ પા. ૪૪૨.

મુખજુબાની કરારનો પુરાવો આપવો નહી.

૯૨. જ્યારે એવા કોઇ કરારની કીવા દાનની કીવા મીલકતની બીજી વ્યવસ્થાની સરતો અથવા કોઈ બાબતનો દસતાવેજ કરવાનું કાયદામાં ફરમાવ્યું હોય તે બાબત ઉપલી છેલી કલમ પ્રમાણે સાબીત કરવામાં આવી હોય ત્યારે એવા કોઈ દસ્તાવેજની સરતો વિરૂધ કાંઈ વાત સ્થાપન કરવાને કીંવા તે સરતોમાં કાંઈ ફેરફાર કરવાને કીંવા તેમાં કાંઈ ઉમેરવાને કીંવા તેમાંથી કાંઈ કમી કરવાને હરકોઈ મુખજુબાની કરારનો અથવા મજકુરનો પુરાવો દસ્તાવેજ મજકુરના પક્ષકારોની અથવા હક સબંધે

તે પક્ષકારોના પ્રતીનીધીની વચેના કામમાં લેવા નહીં.

**સરત ૧ લી.**—દગો, કીવા ધમકી, કીંવા કાંઇ ગેરકાયદે થયું હોય તે કીંવા, દસતાવેજ યોગ રીતે નહી થયો હોય, તે કીવા કરાર કરનાર તરફેનોમાંથી કોઇ તરફેન કરાર કરવાને અશકત હોય તે, કીવા અવેજ નહી હોય કીવા અવેજની પરાપતી નહી થઇ હોય તે, કીવા કાયદાની અથવા હકીકતની ચુકે, એના જેવી હરકોઇ હકીકતને લીધે કોઇ દસ્તાવેજ ગેરકાયદે થતો હોય, અથવા દસતાવેજ મજકુરને સબંધે કોઈ સખસને હરકોઇ હુકમનામું અથવા હુકમ મળવાનો હક થતો હોય તો, તેવી હકીકત સાબીત કરી શકાય છે.

**સરત ૨ જી.**—જે બાબત વીશે અમુક દસ્તાવેજમાં લખાણ કરેલું ન હોય તથા જે બાબત તે દસ્તાવેજની સરતોથી વીરૂધ ન હોય તે બાબત વીશે હરકોઈ નીરાળો મુખજુબાની કરાર થએલો છે એ વાત સાબીત કરી શકાય છે આ સરત લાગુ પડે છેકે નહી તેનો વીચાર કરતી વખતે દસ્તાવેજ મજકુર કેટલો યથા પધતી છે તે ઉપર કોરટે ધીયાન રાખવું.

**સરત ૩ જી**—કોઈ એવો નીરાળો મુખ જુબાની કરાર થયો હોય કે તે ઉપરથી કોઇ સરત પ્રથમથી બજે તોજ કોઇ એવા કરાર, કીવા દાન કીંવા મીલકતની બ્યવસ્થાથી ઉતપન થતી ફરજ લાગુ પડે, તો તે નીરાળો મુખજુબાની કરાર થયલાની વાત સાબીત કરી શકાય છે.

**સરત ૪ થી**—એવા કોઇ કરાર, કીંવા દાન, કીંવા મીલકતની બ્યવસ્થા રદ કરવાને અથવા તેમાં કાંઇ ફેરફાર કરવાને કોઈ નીરાળો પાછળથી થએલો મુખજુબાની કરાર થએલો છે એ વાત જે કામોમાં એવા કરાર કીંવા દાન કીંવા મીલકતની બ્યવસ્થા લખાણ કરીને કરવાની કાયદાથી ફરજ હોય તે શીવાયના અથવા જે કામોમાં દસ્તાવેજ નોંધવા બાબતના તે વખતના ચાલુ કાયદા પ્રમાણે તે કરાર કીવા દાન કીંવા બ્યવસ્થા નોંધાવલી હોય તે શીવાયના, બીજા કામોમાં સાબીત કરી શકાય છે.

**સરત ૫ મી.**—હરકોઈ કરારમાં સ્પષ્ટ લખેલી નહી હોય એવી તેવા કરારને પ્રસંગે હોનારી કીવા બનનારી વાત તે પરકારના કરાર સાથે બહુ કરીને જોડી રાખવામાં જે વહીવટ કીવા દસતુર ઉપરથી આવતી હોય તેવો હરકોઇ વહીવટ કીંવા દશતુર સાબીત કરી શકાય છે. પરંતુ એવી વાત જોડી સાથે રાખવી એ સદરહુ કરારની સ્પષ્ટ સરતોથી પ્રતીકુળ કીંવા વીરૂધ હોવું જોઇએ નહી.

**સરત ૬ ઠી.**—કોઈ દસ્તાવેજનું લખાણ હાલની ચાલતી હકીકત સાથે કેવી રીતે સંબંધ રાખે છે. તે બતાવનારી હરકોઈ હકીકત સાબીત કરી શકાય છે.

### દ્રષ્ટાંતો.

(અ). કાંઇ માલ, કલકતેથી લંડન જનારાં વહાણોમાં છે. તે ઉપર વીમો ઉતારયો છે. માલ કોઇ અમુક વાહાણમાં ચઢાવ્યો છે તે વાહાણ ગુમ થયું સદરહુ અમુક વાહાણ પાલીસીમાંથી મુખ જુબાની બાતલ કરયુ હતું. એ હકીકત સાબીત કરી શકાતી નથી.

(બ.) અ લખાણ કરીને તેમાં કાંઈ સરત શીવાય કબુલ કરે છે કે મારે રૂપીઆ ૧૦૦૦ બ ને તારીખ ૧ લી મારચ સન ૧૮૭૩ ને રોજ આપવા તેજ વખતે એવો મુખજુબાની કરાર કરવામાં આવ્યો હતો, કે સદરહુ રૂપીઆ તારીખ ૩૧ મી મારચ સુધી આપવા નહી. એ હકીકત સાબીત કરી શકાતી નથી.

(ક.) "રામપોરનું ચાહેનું ઇસ્ટેટ" એ નામની મીલકત ખતથી વેચવામાં આવી, તે ખતમાં સદરહુ વેચેલી મીલકતનો નકશો કાડેલો છે. સદરહુ નકશામાં દાખલ નહી થયલી જમીન મીલકત મજકુરનો ભાગ છે. એવું હમેશ ગણાતું હતું. તથા તે જમીન સદરહુ ખતથી વેચાણ કરવાનો ઈરાદો હતો. એ વાત સાબીત કરી શકાતી નથી.

(ડ.) અ એ બ ની સાથે એવો એક લખેલો કરાર કીધો છેકે અ એ કાંઇ અમુક સરતે બ ની માલકીની ખાણ કઢાવી. એ ખાણની કીમત બાબત બ એ કાંઇ ખોટી સમજુતી કરવા ઉપરથી અ ને એ પરમાણે કરવાની મરજી થઇ હતી, એ હકીકત સાબીત કરી શકાય છે.

(ઈ.) કોઇ કરારનામામાં લખેલું મુકરર કામ કરાવવાને સારૂ અ બ ના ઉપર દાવો માંડે છે અને એવી પણ અરજ ગુજારે છે કે સદરહુ કરારનામામાં લખેલી વાતોમાંથી એક વાત બાબત તે કરારનામું દુરસત કરવું જોઇએ કારણ કે તે વાત તેમાં ચુકથી લખાયલી છે અ એવું સાબીત કરવાને મુખત્યાર છે કે એવી ચુક થઇ છે કે તે ઉપરથી કરાર મજકુર દુરસ્ત કરવાનો કાયદાથી પોતાનો હક છે.

(ફ.) અ એ કાગળ લખીને બ ની પાસે કાંઈ માલ મંગાવ્યો છે કાગળમાં પઇશા ક્યારે આપવા તે બાબત કાંઇ લખ્યુ નથી અને માલ આપ્યો તે અ એ કબુલ કરીને રાખ્યો બ એ અ ના ઉપર પઈસા સારૂ દાવો માંડ્યો અ એવું બતાવવાને મુખત્યાર છે કે સદરહુ માલ કેટલી એક મુદત સુધી ઉધાર આપ્યો છે અને તે મુદત હજુ વીતી ગઈ નથી.

(ગ.) અ બ ને એક ઘોડો વેચે છે અને મુખજુબાની તેની ખાતરી સારૂ કહેછે કે એ ઘોડો મજબુત છે બાદ અ બ ને એક કાગળ આપે છે તેમાં એવા શબ્દો લખેલા છે કે અ ની પાસે રૂપીઆ ૫૦૦ સારૂ એક ઘોડો ખરીદ કરયો. અ એ મુખજુબાની ખાતરી કરી આપી તે વાત સાબીત કરવાને બ મુખત્યાર છે.

(હ.) બ ની પાસેથી અ કાંઇ મુકામની જગ્યા ભાડે રાખે છે અને બ ના હાથમાં એક ચીઠી આપે છે. તેમાં એવું લખ્યુ છેકે ઓરડાઓ દર મહીને રૂપીઆ ૨૦૦ સારૂ અ એવું સાબીત કરવાને મુખત્યાર છે કે એ સરતોમાં થોડાએક ખાનાનો પણ સમાવેશ થાય છે એવો મુખ જુબાની કરાર થએલો છે.

અ એ બ ની પાસેથી મુકામની જગ્યા એક વરસ દહાડાને સારૂ કીરાએ રાખી, ને બેહુની વચમાં અટરનીએ કરી આપેલો નીયમ પુરવક સ્ટાંપ લગાવેલો એક કરાર થયો એ કરારમાં ખાના વીશે કાંઇ લખાણ નથી ખાંનાનો સમાવેશ મુખ જુબાનીથી સદરહુ સરતોમાં કીધો હતો એ સાબીત કરવા અ મુખત્યાર નથી.

(આઈ) અ નું બ ની પાસે કાંઈ માગણું છે તેની પોહોંચ આગળથી મોકલીને અ બ ની પાસે રૂપીઆ મંગાવે છે બ પોહોંચ રાખી લઇને રૂપીઆ મોકલતો નથી એ રૂપીઆની ફરીયાદી ગઈ તેમાં સદરહુ હકીકત સાબીત કરવાને અ મુખત્યાર છે.

(જે.) અ અને બ ની વચે એક લખેલો કરાર થયો તેનો અમલ કોઇ અમુક બીના બને ત્યારે થવાનો છે લખાણ મજકુર બ ની પાસે રહયું અ ના ઉપર બ એ તેના ઉપરથી દાવો માંડ્યો જે હકીકતને લીધે લખાણ મજકુર આપવામાં આવ્યું હતુ તે હકીકત સાબીત કરવાને અ મુખત્યાર છે.

ટીકા—લખાણનો મજકુર રદ કરવાને તેમાં ફેરફાર કરવાને તેમાં ઉમેરવાને અથવા કમી કરવાને મુખજુબાની પુરાવો તે લખાણના પક્ષકારો અથવા તેમના હીત પ્રતિનીધીઓજ આપી શકતા નથી દસ્તાવેજનો મજકુર બદલાય એવા સમકાલીક કરારનો પુરાવો બીજા શખસો આપી શકેછે. ( ૯૯ મી કલમ જુઓ ) પણ આવા શખસોને દસ્તાવેજ રદ કરવાનો અગર તેમાં વધારો અગર ઘટારો કરવાનો પુરાવો આપી શકે કે નહી? જો ૯૯ મી કલમ આકટમાં નહોત તો બેશક આવો પુરાવો આપી શકાત. કેમકે ૯૨ મી કલમથી ફકત પક્ષકાર ઇત્યાદીનેજ બાધ છે પણ ૯૯ મી કલમમાં ફકત ફેરફાર કરવાને એ શબ્દો લખ્યા છે તેથી બીજી બાબત વીશે પુરાવો આપી શકાય નહી. એમ લાગેછે.

કરાર છેકાછેક રદ બાતલ છે અથવા ખોટો દસ્તાવેજ બનાવ્યાથી અગર કપટના કારણથી અગર કરારનો વિષય કાયદા વિરૂદ્ધ છે અગર દસ્તાવેજ બરાબર થયો નથી અને તે આપવામાં આવ્યો નથી તે બતાવવા સારૂ અગર જબરજસ્તીથી દસ્તાવેજ કરવામાં આવ્યો હતો અગર સગીરપણું અથવા બીજા કાયદા ક્રતબાધથી પક્ષકાર તે કરાર કરવાને લાયક નહોતો તે કારણ બતાવવાને મુખજુબાની પુરાવો દાખલ કરવામાં આવેછે તેથી આ નિયમનો ભંગ થતો નથી.

તેમજ દસ્તાવેજ કરવાનો અવેજ ( કારણ ) નહોતુ અથવા હતું તો તે હવે નીર્થક થયું છે તે પણ મુખજુબાની પુરાવથી બતાવી શકાય. તેમ દસ્તાવેજમાં અવેજ ( કનસીકરેશન ) ન જણાવ્યો હોય તો તે બતાવવાને મુખજુબાની પુરાવો લઈ શકાય છે.

જે દેખીતો વેચાણનો દસ્તાવેજ છે પણ તેને ખરેખરૂ જોતાં પક્ષકારોએ ગીરોનો દસ્તાવેજ તરીકે ગણવાનું ધાર્યું હતું તે બતાવવાને સારૂ મુખજુબાની પુરાવો લઈ શકાય એવી મતલબનો મુખજુબાની પુરાવો લઈ શકાય એવા બંગાળાના ફૈસલા છે. આ બાબત આ કલમથી નક્કી થઈ ચુકી છે. પણ ૫ વી. રી. સી. રૂ. ૯૮ જુઓ.

ગેરકાયદે કૃત્ય હોય તે બાબતમાં કરાર આકટની ૨૩ અને ૨૪ મી કલમો ઈંડીઅન સકસેશન આકટની ૧૧૪ મી કલમ અને પીનલકોડની ૪૩ મી કલમ જુઓ. તેમજ કરાર આકટની ૧૧-૧૨ અને ૨૫ મી કલમો જુઓ.

૨ જી સરતની સાથે ફ. ગ. અને હ દ્રષ્ટાંતો વાંચવાં જોઇએ.

૩ જી સરત સાથે જ. દ્રષ્ટાંત વાંચો અને આ ધોરણનો અગત્યનો દાખલો ૭ મ. હા. રી. ૧૮૯ માં છે.

સંસય ભરેલા દસ્તાવેજનો અરથ બતાવવાને અથવા તેને દુરસ્ત કરવાને પુરાવો ન લેવા બાબત.

૯૩. જ્યારે કોઈ દસ્તાવેજની ઇબારત ઉપરથી એમ માલમ પડે કે ઇબારત મજકુર સંસય ભરેલી અથવા અપુરણ છે, ત્યારે જે હકીકત ઉપરથી તે ઇબારતનો અરથ માલમ પડે અથવા તેની અપુરણતા પુરી પડે તે હકીકતનો પુરાવો આપી શકાય નહી.

### દ્રષ્ટાંતો.

(અ) અ એ લખાણ કરીને એવો કરાર કર્યો કે અ એક ઘોડો બ ને રૂપીઆ ૧૦૦૦ અથવા ૧૫૦૦ સારૂ વેચવો.

એમાની કહો કીમત આપવાની હતી તે બતાવવાને પુરાવો આપી શકાતો નથી.

(બ) કોઇ ખતમાં ખાલી જગાઓ રાખીછે તેમાં શું લખવાનો ઇરાદો હતો તે બતાવે એવી હકીકતનો પુરાવો આપી શકાતો નથી.

૯૪. જ્યારે કોઈ દસ્તાવેજમાં લખેલી ઇબારત સ્વતઃ સ્પષ્ટ હોય અને જ્યારે તે તે વખ-

તની ચાલુ હકીકતને બરાબર લાગુ પડતી હોય ત્યારે તે ઇબારત એવી હકીકતને લાગુ પડવાનો ઇરાદો નોહોતો એવું બતાવવાને પુરાવો અપાય નહી.

**દ્રષ્ટાંતો.**

અ એ બ ને ખત કરી આપ્યું અને તેમાં એવું લખ્યું કે રામપોરમાંની મહારી વિઘા ૧૦૦ ની મીલકત વેચુછુ અ ની પાસે રામપોરમાં વીઘા ૧૦૦ ની મીલકત મૌજુદ છે, બીજી જગીયામાંની ઓછાં વતાં વિઘાની મીલકત વેચવાનો ઇરાદો હતો, એ હકીકતનો પુરાવો આપી શકાય નહી.

ચાલુ હકીકતનેસંબંધે અરથ રહીત દસ્તાવેજ સંબંધી પુરાવો.

૯૫. જ્યારે કોઈ દસ્તાવેજમાં લખેલી ઇબારત સ્વતઃસ્પષ્ટ હોય પરંતુ ચાલુ હકીકતને સબંધે તેનો અરથ થતો ન હોય ત્યારે તે ઇબારત કોઈ અમુક અરથ રાખીને વાપરેલી હતી, એવું બતાવવાને પુરાવો આપી શકાયછે.

**દ્રષ્ટાંતો.**

અ એ બ ને પોતાનું કલકતામાંનુ ઘર વેચીને ખત લખી આપ્યું.

અ ને કલકતામાં કાંઈ ઘર નોહોતુ પરંતુ એવું માલમ પડેછે કે હાઉરામાં તેનું એક ઘર હતુ તે ઘરનો કબજો ખત થયું ત્યારથી બ ની પાસેછે ખત હાઉરાવાળા ઘરને સારૂ હતું એવું બતાવવાને સદરહુ હકીકત સાબીત કરી શકાયછે.

કેટલાએક સખસોમાંથી માત્રએકજ સખસનેલાગુ પડી શકેએવી ઇબારતના અરથ સબંધી પુરાવા બાબત.

૯૬. જ્યારે હકીકત એવી હોય કે લખેલી ઇબારત કેટલાએક શખશો અથવા પદાર્થોમાંથી ગમે તે હરકોઇ એક સખસ અથવા પદારથને લાગુ પાડવાનો ઇરાદો હોઈ સકે પરંતુ એક કરતાં વધારે સખશોને અથવા પદારથોને લાગુ પડવાનો ઇરાદો હોઈ શકે, એમ નથી ત્યારે સદરહુ સખશો અથવા પદાર્થોમાંથી કયા સખસ કીંવા પદારથને ઇબારત મજકુર લાગુ પાડવાનો ઇરાદો હતો, એવું બતાવનારી હકીકતોનો પુરાવો આપી શકાયછે.

**દ્રષ્ટાંતો.**

(અ.) "અ પોતાનો સફેત ઘોડો" રૂપીઆ ૧૦૦૦ સારૂ બ એ વેચવાનો કરાર કરેછે. અ ની પાસે બે સફેત ઘોડા છે એ બે ઘોડામાંથી કયો ઘોડો વેચવાનો ઇરાદો હતો તે બતાવનારી હકીકતોનો પુરવો આપી શકાયછે.

(બ.) અ બ ની સાથે હેદરાબાદ જવાનો કરાર કરેછે. એ હેદરાબાદ સિંધમાંનું દક્ષીણમાંનું, તે બતાવનારી હકીકતોનો પુરાવો આપી શકાયછે.

હકીકતોના બે સમુદાયમાંથી એક સમુદાયને એકંદર ઇબારત લાગુ નપડે ત્યારે તેમાના એક સમુદાયને તે લાગુ પડવા સબંધી પુરાવો.

૯૭. જ્યારે લખેલી ઇબારત પઇકી થોડી એક ચાલુ હકીકતોના એક સમુદાયને લાગુ પડતી હોય, અને થોડી એક ચાલુ હકીકતોના બીજા સમુદાયને લાગુ પતી હોય પણ તે એકંદર બેમાથી એકુ સમુદાયને બરાબર લાગુ પડે નહી, ત્યારે બેમાંથી કયા સમુદાયને તે લાગુ પાડવાનો ઇરાદો હતો, તે બતાવવાને સારૂ પુરાવો આપી શકાયછે.

### દ્રષ્ટાંતો.

અ પોતાની એકસ માંહેની વાઈના કબજામાંની જમીન બ ને વેચવાનો કરાર કરેછે અ ની એકસમાં જમીન છે, પણ તે વાઈના કબજામાં નથી, અને તેની જમીન વાઈના કબજામાં છે તે એકસમાં નથી. એમાંથી કઈ જમીન વેચવાનો તેનો ઇરાદો હતો, તે માલમ પડે એવી હકીકતોનો પુરાવો આપી શકાયછે.

નહીં વંચાય એવા અક્ષર વીગરેના અરથ સબંધીનો પુરાવો.

૯૮. નહી વંચાય એવા કીંવા સાધારણ રીતે નહી સમજાય એવા અક્ષરનો અરથ, તથા પરદેશના, તથા વપરાતા બંધ પડેલા તથા કોઇ અમુક હુંનર વીદ્યા કીંવા રોજગારને પ્રસંગેજ માત્ર વપરાતા, તથા કોઇ અમુક જગોએ વપરાતા તથા ગાંમઠી શબ્દો કીંવા વાકીયોંનો અરથ, તથા સંક્ષેપે લખેલા લખાણનો અરથ, તથા કોઇ અમુક અરથમાં વાપરેલા શબ્દોનો અરથ એ બતાવવા માટે પુરાવો આપી શકાય છે.

### દ્રષ્ટાંત.

અ નામનાં એક મુરતી કરનાર સખસે કરાર કર્યો કે માહારે માહારી સરવે "મુ." વેચવી અ ની પાસે મુરતી તથા મુરતી કરવાની સામગ્રી બેઉછે. એમાંથી શું વેચવાનો તેનો ઇરાદો હતો. એ બતાવવાને પુરાવો આપો શકાય છે.

દસ્તાવેજની સરતોમાં ફેરફાર થાય એવા કરારનો પુરાવો કોણ આપી શકેછે.

૯૯. જે શખસે કોઈ દસ્તાવેજના પક્ષકાર ન હોય, કીંવા તે પક્ષકારોના હક સબંધે પ્રતિનિધિ ન હોય, તે સખસો, દસ્તાવેજ મજકુર થયો તે વખતે એવો બીજો એક કરાર થયોછે કે તેથી દસ્તાવેજ મજકુરની સરતોમાં ફેરફાર થાયછે, એવું બતાવનારી હકીકતોનો પુરાવો આપવાને મુખતીઆર છે.

### દ્રષ્ટાંતો.

અ તથા બ એ લખેલો કરાર કરયો કે અ બ ને કંઈ અમુક રૂ વેચવું, અને તેના પઇશા રૂ સ્વાધીન કરેથી આપવા તેજ વખતે તેઓએ એવો મુખજુબાની કરાર કરયો કે રૂપીઆ મજકુર તરણ મહીના સુધી અ ની પાસે ઉધાર રેહેવા દેવા. અ અને બ ની વચે ચાલતા કામને પ્રસંગે એ વાતનો પુરાવો આપી શકાતો નથી, પરંતુ તેથી ક ને કાંઈ નફો નુકશાન થતુ હોય તો, તે સદરહુ વાતનો પુરાવો આપી શકેછે.

હીંદુસ્તાનના વારસા બાબતના આકટમાં મરતીયુંપત્ર સંબંધી લખેલા નીયમોમાં કાંઈ ફેરફાર થયો નથી.

૧૦૦. મ્રત્યુપત્રનો અરથ કરવા બાબત હીંદુસ્થાનના વારસા બાબતના આકટ (સને ૧૮૬૫ના ૧૦ મા) માં જે નીયમો આપેલા છે તેમાં આ બાબથી કાંઈ કમ જાદે થયું સમજવું નહી.

**ટીકા**—મૃત્યુપત્રનો અર્થ કરવા બાબતમાં ઇન્ડીઅન સકસેસન આકટની ૬૧થી૯૮મી કલમો જુઓ.

ઇન્ડીઅન લેજીસ્લેચરના કાયદાનું અર્થગ્રહણ કરતી વખતે જનરલકલો જીઝ આકટ એટલે સન ૧૮૬૮ નો ૧ આકટ પણ જોવો જોઇએ.

ઝાહેર દસ્તાવેજોની સહીવાળી નકલો વીશે પુરાવાના કાયદામાં ઠરાવ છે પણ કેટલીક વખતે એવી હકીકત બને કે અસલ દસ્તાવેજ જોવા એ જરૂરનું અથવા વધારે સારૂં હોય. દીવાની કાયદાની ૧૩૭ મી કલમ પ્રમાણે અસલ દસ્તાવેજ જોવા સારૂ કોરટ મંગાવી શકેછે. અશલ દસ્તાવેજ મંગાવવાની અરજીની પુષ્ટીમાં અરજદારનું અથવા તેના વકીલનું આફીડેવીટ હોવું જોઇએ. ફોજદારી કાયદાની ૪૩૭ મી કલમ પ્રમાણે દસ્તાવેજો રજુ કરાવવાની સત્તા છે. પણ દીવાની કાયદાની ૧૩૭ મી કલમ જેવી ફોજદારી કાયદામાં કલમ નથી કેમકે ૪૩૭ મી કલમ ઝાહેર દસ્તાવેજને લાગુ પડેછે કે નહી તે શક પડતું છે.

કેટલાક દસ્તાવેજો રજીસ્ટર કરાવવા જોઇએ. તે બાબતમાં સન ૧૮૭૭ નો ૩ જો આકટ જુઓ. જે દસ્તાવેજો રજીસ્ટર કરાવવા જોઇએ પણ કરાવેલા નથી તે પુરાવામાં લઈ શકાય નહીં અને ૯૧ મી કલમથી મુખજુબાની પુરાવો પણ તે દસ્તાવેજોના મજકુરનો લઈ શકાય નહી. જે દસ્તાવેજ રજીસ્ટર થયો નથી પણ જે દસ્તાવેજ રજીસ્ટર કરાવાની જરૂર છે તે દસ્તાવેજો આસપાસની બીના શાબીત કરવા સારૂ વાપરી શકાય છે જે વાત સાબીત કરવાસારૂ દસ્તાવેજ પુરાવામાં વાપરેવાની જરૂર છે તે વાત કબુલ કરવામાં આવે તો જે દસ્તાવેજ રજીસ્ટર થવો જોઇએ પણ થયો નથી તેથી તે કામના ફેંસલા ઉપર અસર થતી નથી. જ્યારે દસ્તાવેજ પુરાવામાં દાખલ કરવાની કોશીશ હોય ત્યારે રજીસ્ટ્રેશનનો સ્વાલ અગત્યનો થઈ પડેછે. પણ દસ્તાવેજ દાખલ થયો હોય અને તે કરી આપ્યાની વાત કબુલ કરવામાં આવે તો પછી રજીસ્ત્રેશનની ગરજ સારે કે નહી તે શક પડતું છે.

---

# ભાગ ૩ જો.

## પુરાવો ગુજારવા તથા તેના પરીણામ બાબત.

## બાબ ૭ મો.—શાબીતીના બોજા વીશે.

સાબીતીનો બોજો. | ૧૦૧. કોઈ હકીકત છે એવું જાહેર કરીને, તે હકીકતના ઉપર આધાર રાખનાર કોઈ કાયદેશર હક કીંવા જવાબદારી બાબત જે સખસ કોરટ પાશે ઠરાવ કરાવવાની ઇછા બતાવતો હોય તે સખશે તે હકીકત છે એવું સાબીત કરવું જોઇએ.

હરકોઈ હકીકત છે એવું સાબીત કરવાની જ્યારે કોઈ સખસની ફરજ હોય ત્યારે તે સખસના ઉપર સાબીતાનો બોજો છે એવું કહેવામાં આવેછે.

### દ્રષ્ટાંતો.

(અ.) બ એ કાંઈ ગુનોહ કીધો છે એવું કહીને અ કોઈ કોરટને ઇછા બતાવે છે કે તે ગુનાહ વાસ્તે બ ને શીક્ષા કરવા વીશેનો ઠરાવ કરો.

અ એ સાબીત કરી આપવું જોઇએ કે બ એ ગુનોહ મજકુર કરયો છે.

(બ.) કોઈ હકીકત છે એવું જાહેર કરીને અ કોઈ કોરટ પાસે એવી દાદ માગે છે કે તે હકીકતને લીધે બ ના કબજામાંની અમુક જમીન ઉપર પોતાનો હક છે એવો ઠરાવ કરો બ હકીકત મજકુર ખરી નથી એવો ઇનકાર કરેછે.

સદરહુ હકીકત છે એવું અ એ સાબીત કરવું જોઇએ.

શાબીતીનો બોજો કોના ઉપર છે.

૧૦૨. કોઈ દાવામાં અથવા કામમાં બેમાંથી એકુ પક્ષના તરફથી બીલકુલ પુરાવો ગુજારવામાં ન આવે તો જે સખસની હાર થાય, તે શખસના ઉપર સાબીતીનો બોજો છે એમ સમજવું.

### દ્રષ્ટાંતો.

(અ.) અ કોઈ જમીનને માટે બ ના ઉપર ફરીઆદ માંડેછે એ જમીન બ ના કબજામાં છે; પણ અ ના જાહેર કરયા પ્રમાણે બ નો બાપ ક મૃત્યુપત્ર કરી ગયો, તેમાં જમાન મજકુર પોતાને એટલે અ ને આપેલી છે.

બેઉમાંથી એકુ પક્ષકારના તરફથી કાંઈ પુરાવો ગુજારવામાં ન આવે તો, જમીન મજકુર બ ના કબજામાં રાખવાનો બ નો હક છે.

સબબ સાબીતીનો બોજો અ ના ઉપર છે.

(બ) કોઈ ખત ઉપર લેહેણા થયલા રૂપીઆને સારૂ અ બ ના ઉપર ફરીઆદ માંડેછે. ખત થયલી વાતનો અંગીકાર કરવામાં આવ્યો છે; પણ બ કહેછે કે તે તે દગાથી મેળવેલું છે અ એ દગાનો ઇનકાર કરેછે.

બેઉમાંથી એકુ પક્ષકારના તરફથી પુરાવો આપવામાં ન આવે તો અ જીતે કારણ કે ખત થયું એ વાતની તકરાર નથી અને દગો સાબીત થયો નથી.

સબબ સાબીતીનો બોજો બ ના ઉપરજ છે.

ટીકા—આ કલમનાં કેટલાંક દ્રષ્ટાંત ચુકયા ફેસલા ઉપરથી આપીએ છીએ.

વાદીએ ખતની રૂઇએ દાવો કર્યો અને તે ખતમાં કન્સીડરેશન આપ્યાનું લખેલું હતું અને પ્રતીવાદી ખત લખી આપ્યાનું કબુલ કરેછે પણ કન્સીડરેશન પેહોચ્યાનું નાકબુલ કરે તો ખતમાં કન્સીડરેશન આપ્યાનું લખ્યું છે તે ખોટું છે તે સાબીત કરવાનો બોજો પ્રતિવાદીને શીર છે. ૪ બ. લો. રી. ૫૯, ૩ મું. હ. અપીલ્સ. ૩૪૭. ૧૨ મુ. હ. અપીલ્સ. ૨૭૫. ૧૯. વી, રી. ૧૪૯.

જ્યારે હીંદુ કુટુંબ અસલ અવિભકત હતું એમ બતાવવામાં અગર કબુલ કરવામાં આવેતો તે કુટુંબ અવિભકત હતું અને વડીલોપાર્જીત મીલકત હજી સુધી પણ વગર વેચાયલી છે એમ અનુમાન થાયછે.અને આ સાફ સ્થાપીત થયેલું અનુમાન કુટુંબ વિભક્ત છે અને કુટુંબની મીલકત ભાગ પાડી વહેંચી લીધી છે એમ સાબીત કરવાથી રદ કરાય છે. આ સાબીત કરવાનો બોજો જે પક્ષકાર કહેતો હોય તેને માથેછે. ૧૧ મું. હ. અ. ૩૮૦; ૧૩ મું. હ. અ. ૧૮૧. ૧૦ મું. હ. અ. ૪૦૩. ૯ મુ. હ. અપી. ૫૩૯. ૨૪ વી. રી. ૩૬૫.

જ્યાં સુધી હીંદુ કુટુંબ અવિભકત હોય ત્યાં સુધી એક ભાગીઆએ મેળવેલી મીલકતસુધાં બધા કુટુંબની મીલકત અવિભકત કુટુંબની મીલકત છે એમ અનુમાન થાયછે તેથી જે સખસ સ્વોપાર્જીત મીલકત તરીકે તેનો કોઇપણ ભાગ ઉપર હક રાખતો હોય તો તે સાબીત કરવાનો બોજો તેને માથેછે. ૧૩ મુ. હ. અપીલ્સ. ૩૩૩. ૧૦ વી. રી. સી. ૩૨૮.

જ્યારે હીંદુ વીધવા મીલકત ગીરો મુકેછે અગર વેચે તો જે કાર્ય સારૂ હીંદુ વીધવાને મીલકત વેચવાનો અગર ગીરો મુકવાનો અધીકાર છે તે કાર્ય સારૂ તે વેચી અગર ગીરો મુકી હતી એમ ખરીદદારે સાબીત કરી આપવું જોઇએ ૧૧ મું. હ. અ. ૬૧૯. ૮ મુ. હ. અ. ૫૨૯.

તેમજ સગીરની મીલકતના વહીવટ કરનારની સત્તાપણ નીયમીત છે.

તેમજ જે સખસ એમ કહેતો હોય કે અમુક જમીનદારી ભાગ પાડી શકાય નહી તેવું રાજ્ય છે તો તે સાબીત કરવાનો બોજો તેને માથે છે. ૧૧ મુ. ઈ, અ. ૩૪૪.

સાધારણ જે કાયદો ચાલતો હોય તેથી જુદી કુટુંબના રીવાજ ઉપર અમુક સખસ આધાર રાખતો હોય તો તે સાબીત કરવાનું તેને માથેછે ૨૦ વી. રી. ૩૪૭. ૧૨ મુ. હા. રી. ૨૦૯. ૧૯ વી. રી. ૨૧૧. ૨૩૯.

ફલાણીહકીકતની સાબેતીના બોજા વીશે.

૧૦૩. કોઈ ફલાણી હકીકત છે એમ કોરટ માને એવું જે સખસ ઇછતો હોય તે સખસના ઉપર તે હકીકતની સાબેતીનો બોજો છે, પરંતુ એવી હકીકત વીશે કોઈ અમુક સખસેજ સાબીતી કરવી એવું કોઇ કાયદામાં ફરમાવ્યું હોય તો તે કાયદામાં ફરમાવ્યા પરમાણે કરવું.

### દ્રષ્ટાંત.

(અ) અ બ ના ઊપર ચોરીને માટે ફોજદારીમાં ફરીઆદ માંડેછે બ એ ચોરીની વાત ક આગળ કબુલ કીધી હતીએમ કોરટ માને એવું અ ઇછેછે, તા સદરહુ કબુલતની વાત અ એ સાબીત કરવી જોઇએ.

તકરારો વખત બ બીજી જગોએ હતો એમ કોરટ માને એવું બ ઇછેછે તો તે વાત તેણે સાબીત કરવી જોઇએ.

**ટીકા**—અમુક હકીકત સાબીત કરવાનો બોજો—મીલકત બીનામીદારના નામથી ખરીદ કરવામાં આવી છે, અને માલકીના બધા ચિન્હો તેના હાથમાં મુકવામાં આવ્યાં છે, અને તે મીલકતના ખરેખરા માલીકને એ બીનામીદારથી થએલા વેચાણના પરીણામથી મોકળા થવું છે તો તેના ઉપર નીચે પ્રમાણે બતાવવાનો બોજો રહે છે (૧ સદરહુ વેચાણ પોતાની સંમતી વગર કરવામાં આવ્યુ છે અને ૨) ખરીદદારે એ વાત જાણ્યા છતાં મીલકત રાખી છે. ૧૬ વી. રી. સી. રૂ. ૬૮૫

જ્યાં કોઈ સખસની જાત ઉપર હુકમનામું બજાવવાની દરખાસ્ત કરવામાં આવી હોય ત્યાં પોતાની પાસે કાંઇ મીલકત નથી એવું બતાવવાનો બોજો દેણદાર ઉપર છે. પણ દેણદારને કેદમાં મોકલવાથી કાંઇક લેહેણું વસુલ થશે એમ બતાવવાનો લેહેણદારને માથે બોજો નથી. ૮ બે. લો. રી. ૨૫૫

ધમકી દેઇને તથા સાચુ જુઠું બતાવી દગલબાજીથી ઘરમેળે ફડચો કરાવ્યો છે એવું બતાવવાનો બોજો જે લોકો તેમણે કરેલા દસતાવેજ કાયદેસર રીતે થયો નથી એમ કહેતા હોય તેમના ઉપર નંખાય છે. ૨. મુ. ઇ. અ. ૧૮૧

પુરાવો લેવા યોગ થાય તેને સારૂ જે હકીકત સાબેત કરવાની જરૂર હોય તે હકીકત સાબીત કરવાના બોજાબાબત.

૧૦૪. કોઇ હકીકતનો પુરાવો કોઈ સખસ આપી શકે તેને સારૂ પરથમ કાંઈ બીજી હકીકત સાબીત કરવાની જરૂર હોય તો તે હકીકત સાબીત કરવાનો બોજો જે સખસ એવો પુરાવો આપવાને ઇછતો હોય તે સખસના ઉપરછે

### દ્રષ્ટાંતો.

(અ.) બ એ મરતી વખતે કાંઇ ઇકરાર કર્યો એ હકીકત સાબીત કરવાને અ ઇછે છે. બ મરી ગયો એ હકીકત અ એ સાબીત કરવી જોઇએ.

(બ) કોઈ ખોવાઈ ગયેલા દસ્તાવેજની મજકુર કાયમ પુરાવાથી સાબીત કરવાને અ ઇછે છે દસ્તાવેજ મજકુર ખોવાઈ ગયો એ હકીકત અ એ સાબીત કરવી જોઇએ.

તોહમતવાળાનાકામનો સમાવેશ અપવાદમાં થાયછે એવું સાબીત કરવાના બોજા બાબત.

૧૦૫. જ્યારે કોઇ સખ્સના ઉપર કાંઈ ગુનાહનું તોહમત હોય ત્યારે જે કેફીયત ઊપરથી તે કામનો સમાવેશ હીંદુસ્થાનના ફોજદારી કાયદા માહેના સાધારણ અપવાદોમાંના કોઇ એક સાધારણ અપવાદમાં અથવા સદરહુ કાયદાના હરકોઇ બીજા ભાગમાં લખેલા કીવા ગુના મજકુરનું લક્ષણ જે કાયદામાં લખ્યુ હોય તે કાયદામાં લખેલા કોઈ વીશેશ અપવાદ કીંવા સરતમાં થતો હોય તો તે કેફીયત છે એવું સાબીત કરવાનો બોજો સદરહુ તોહમતવાળા સખ્સના ઉપર છે અને કોરટે એવું અનુમાન કરવું કે સદરહુ કેફીયત નથી.

### દ્રષ્ટાંતો.

(અ.) અ ના ઉપર ખુનનું તોહમત છે તે જાહેર કરેછે કે દીવાનગીના સબબથી સદરહુ કામ કેવો રીતનું હતું તે હું જાણતો નહોતો.

સાબીતીનો બોજો અ ના ઉપર છે.

(બ.) અ ના ઉપર ખુનનું તોહમત છે તે જાહેર કરેછે કે ભારે તથા આકશમીક ક્રોધ ઉતપન થવાથી માહારી માહરો જીવ વશ રાખવાની શકતી ગઇ હતી.

સાબીતીનો બોજો અ ના ઉપર છે.

(ક.) ફોજદારી કાંયદાની કલમ ૩૨૫ મી માં ફરમાવ્યું છે કે ૩૩૫ મી કલમમાં લખેલી બાબત શીવાય બીજી કોઇ પણ બાબતમાં જે સખ્સ ખુષી પુરવક મહા વ્યથા કરે તે સખ્સ અમુક શીક્ષાને પાત્ર છે.

અ ના ઉપર કલમ ૩૨૫ મુજબ ખુષી પુરવક મહાવ્યથા કરવાનું તોહમત છે.

જે કેફીયત ઉપરથી સદરહુ કામનો સમાવેશ કલમ ૩૩૫ મીમાં થાય તે કેફીયત સાબીત કરવાનો બોજો અ ના ઉપર છે.

વીશેશ કરીને હકીકત જાણ્યામાં હોય તે હકીકતશાબેતકરવાનોબોજો

૧૦૬. જ્યારે હરકોઈ હકીકત વીશેશે કરીને કોઇ એક સખ્સના જાણ્યામાં હોય ત્યારે તે હકીકત સાબીત કરવાનો બોજો તે સખ્સના ઉપર છે.

### દ્રષ્ટાંતો.

(અ.) કોઈ સખ્સે કાંઇ કામ કરયું તે કામની કેફીયત તથા સ્વરૂપ ઉપરથી જે ઇરાદાથી કીધાનું અનુમાન થાય તે ઇરાદા શીવાય બીજા ઇરાદેથી કીધું હોય તો તે બીજો ઇરાદો સાબીત કરવાની જવાબદારી તે સખ્સના ઉપર છે.

(બ) લોઢાની સડક મારગે ટીકટ વગર જવાનું અ ના ઉપર તોહોમતછે તેની પાસે ટીકટ

હતી એ સાબીતી કરવાની જવાબદારી તેના ઉપર છે.

વીસ વરસ ઉપર કોઈ માણસ હયાત હોવાનું જાણ્યામાં હોય તે માણસ મરણ પામ્યાની વાત સાબીત કરવાનો બોજો.

૧૦૭. અમુક માણસ હયાત છે કે મરણ પામ્યો છે એવી તકરાર પડે, અને એવું માલમ પડે કે ત્રીસ વરસના દરમયાનમાં તે માણસ હયાત હતો, ત્યારે તે માણસ મરણ પામ્યો છે, એવું સાબીત કરવાનો બોજો મરણ પામ્યો છે એમ કહેનાર સખ્સના ઉપર છે.

સાત વરસ થયા ખબર અંતર ન સાંભળી હોય એવા સખ્સ હયાત છે એ વાત સાબીત કરવાનો બોજો.

૧૦૮. પણ એવું ઠરાવ્યું છે કે અમુક માણસ હયાત છે કે ગુજરી ગયો છે એવી તકરાર પડે, અને એવું સાબીત થાય કે તે માણસ હયાત હોત તો જે સખ્સોને તેની ખબર અંતર સ્વભાવીકપણે આવી હોત તે સખ્સોએ સાત વરસ થયાં તે માણસની ખબર અંતર કાંઇ સાંભળી નથી ત્યારે માણસ મજકુર હયાત છે એ વાત સાબીત કરવાની જવાબદારી તે હયાત છે એમ કહેનાર સખ્સના ઉપર છે.

ટીકા—હીંદુ તથા મેહોમેડનલામાં મોત થયાના અનુમાનો—જે સખ્સની ૧૨ વરસ સુધી, અથવા બનારસમાં ૧૫ વરસ સુધી કંઈ કંઇ ખબર અંતર સાંભળવામાં ન આવી હોય તે સખ્સનું મોત થયાનું હીંદુલા અનુમાન કરે છે. મેહોમેડનલામાં ખોવાએલો સખ્સ મરી ગયો એવું તેના જનમની તારીખથી નેવું વરસ પછી અનુમાન થાય છે, પછી ગમે તો તે પાંચ વરસ ઊપર દીઠામાં આવ્યો હોય તેની ચીંતા નહી.

વખત ગત થવાથી મોતના અનુમાન વીશે—ઈંડીયન લા રીપોર્ટસ (અલ્હાહબાદ) વા. ૧—પા. ૫૩ પરમેશરરાય વિ. બીશેશરસીંઘના કામમાં મઇઅત સલીગરામની માલ મીલકતના જાકીરાયની પછીના ઉત્તરાધિકારવાળાઓએ તેમના ઉતરાધિકારને નુકશાન પોચાડના સલીગરાયની માલ મીલકત સલીગરાયની વીધવાએ બીજાને લખી આપેલી તે લખાણ રદ કરવાને ફરીઆદ કરી. જાકીરાયના ૮—૯ વરસથી કાંઈ ખબર અંતર આવી નહોતી. અને તે હયાત છે તેની પણ કાંઇ સાબીતી નહોતી. અલાહબાદ હાઈકોરટની ફુલબેંચે ઠરાવ કર્યો કે જો કે સદરહુ માલ મીલકતનો વહીવટ કરવાના કારણસર જ્યારે કોઇ સખ્સ માલમ ન પડતો હોય અને ગુજરી ન ગયો હોય ત્યારે ફરમાવેલો વારસા બાબતનો હીંદુલા કોરટને લાગુ કરવો પડે તોપણ આ ફરીઆદના કારણસર આ કલમ મુજબ સખ્સ મજકુર ગુજરી ગયાનું અનુમાન થઇ શકે છે. જ્યાં કોઈ સખ્સ જેને વીશે શાત વરસથી તેની ખબર અંતર નહી મળવાથી તે ગુજરી ગયાનું અનુમાન કરવામાં આવ્યું હોય તે સખ્સ જતો રહ્યા પછી સાત વરસની અંદર ગુજરી જનાર કોઇ સખ્સના મૃત્યુ પત્રથી તે કૃત્રિમદાયક હોય તો આ મૃત્યુપત્રની રૂએની બાકી રહેલી મીલકતના વારસના વિરૂદ્ધ મૃત્યુપત્ર કરનારની પછી સખ્સ મજકુર જીવતો હતો એવું સાબીત કરવાનો બોજો તે સખ્સના વારસ વકીલ ઉપર છે. લુઇશ ટરસ્ટસના કામમાં રીપોર્ટસ ઇકવીટી વા. ૧૧—પા૦ ૨૩૯.

કોઇ સખ્સ પંત્યાળો કીવા ગણોતીઓ કીંવા મુનીમ છે તે બાબત સાબીતી કરવાનો બોજો.

૧૦૯. અમુક સખ્શો પંત્યાળા ભાગીઆ છે કીંવા માલીક અને ગણોતીયા અથવા ભાડુત છે કીવા મુખ્ય અને આડતીઆ છે એવી તકરાર પડે, અને એવું બતાવવામાં આવ્યું હોય કે સદરહુ જેના તે સંબંધે તે સખ્સો કામ ચલાવતા આવ્યા છે ત્યારે સબંધ મજકુર નથી, કીંવા, તુટ્યો છે એ વાત શાબીત કરવાનો બોજો એ પ્રમાણે કહેનાર સખ્સના ઉપર છે.

ટીકા—સહીઆરા વીશે કરાર આક્ટની ૨૩૯–૨૬૬ કલમો જુઓ.

એજન્ટ અને પ્રીન્સીપલના સબંધ બાબતમાં ૧૮૨–૨૩૮ કલમો જુઓ.

માલકી વીશે સાબીતી કરવાનો બોજો.

૧૧૦. કોઇ પદારથ કોઇ સખસના કબજામાં છે એવું બતાવવામાં આવે તો તે સખસ તે પદારથનો માલીક છે કે નહી એવી તકરાર પડે તારે સદરહુ સખસ માલીક નથી એ વાત સાબીત કરવાનો બોજો તે માલીક નથી એમ કેહેનાર સખસના ઉપર છે.

ટીકા—જે મીલકત પોતાના કબજામાં હોય તેના સાધારણ રીતે માણસો માલીક હોયછે અને તેથી કબજો એ માલીક પણાનો અનુમાનીક પુરાવો છે. આ નિયમ સ્થાવર તથા જંગમ મીલકતને લાગુ પડેછે. એક સખસનો સ્થાવર મીલકતનો કબજો છોડાવી પોતે કબજો મેળવવા જે વાદી ઇચ્છતો હોય તેણે પોતાના હકના બળથી તે પ્રાપ્ત કરવો જોઇએ. પ્રતિવાદી શા હકથી કબજો ધારણ કરેછે તે બતાવવાની પ્રથમ તેને જરૂર પાડવી નહી. આ નીયમ બાબત ૧૦ મુ. ઈ. અપીલસ ૫૨૮, ૪ મુ. ઈ. અપીલસ ૨૩૩, ૧૨ મુ. ઈ. અપીલસ ૧૪, ૧૦ મુ. ઈ. અપીલસ ૧૫૧ ઈ. લૉ. રી. ૧ અલ્હા. ૧૪૪. ૧૯ વી. રી. ૧૪૦, ૨૦ વી. રી. ૨૫ જુઓ.

પણ જ્યારે બળથી અથવા દગાથી કબજો મેળવ્યો હોય ત્યારે આ નિયમ લાગુ પડતો નથી. સામાવાળા ઉપર પુરાવનો બોજો પડે તેટલા માટે કોઈ પણ સખસને તેના અપકૃત્યનો લાભ લેવા દેવામાં આવે નહી. તેથી જો વાદી એમ બતાવી શકે કે તેનો પોતાનો કબજો હતો અને કાયદાના યોગ્ય ક્રમથી નહી પણ બીજી રીતે પ્રતિવાદીએ તેનો કબજો છોડાવ્યોછે તો પુરાવાનો બોજો પ્રતિવાદીને શીર જાયછે. ૭ વી. રી. સી. રૂ૧૪૪ ૯ વી. રી. સી. રૂ૭૧, ૪૧૨ વી. રી. સી. રૂ. ૪૭૨

આ કલમના સંબંધમાં વિશેષ ન્યાયના કાયદાની ૯મી કલમ જુઓ. ૯ એ આક્ટની નવમી કલમ પ્રમાણે પ્રતિવાદીને કબજો સોંપવામાં આવ્યો હોય તો પાકા દાવામાં બધો પુરાવાનો બોજો વાદીશીરછે. અને જ્યાંસુધી તે પોતાનો હક બતાવે નહી ત્યાં સુધી કોરટે પ્રતિવાદીના હકની તજવીજ પણ કરવી નહી અને તેનો કબજાને હરકત પણ કરવી નહી. ૭ વી. રી. સી. રૂ. ૨૩૦ કબજો છોડવતાં પેહેલાં તે પોતાનો બાર વરસનો કબજો સાબીત કરી શકે તો પ્રતિવાદીનો તેના કરતાં વધારે હકછે તે બતાવવાનો બોજો પ્રતિવાદીને શીર જાયછે. ૧૦ વી. રી. સી. રૂ. ૮૯

પક્ષકારોમાંથી એકના ઉપર ભરૂસો રાખવામાંઆવતો હોય તેવા કામમાં અમુક કાર્ય સુધબુધીથી થયું કે નહી તેની સાબીતી વીસે.

૧૧૧. જ્યારે કાંઈ કાર્ય થયું હોય અને તે જે પક્ષકારો વચ્ચે થયું હોય તેમાંથી એક પક્ષકારનો સંબંધ બીજા પક્ષકાર સાથે એવો હોય કે તે બીજા પક્ષકારનો ફાયદો કરવાની તેની ફરજ હોય તો તે ફરજના સંબંધથી સદરહુ એક સખસ ઉપર ભરોસો રાખવામાં આવતો હોય ત્યારે એવા પક્ષકારની વચ્ચે અમુક કાર્ય સુધબુધાર્થી થયુ છે કે નહી એવી તકરાર પડે ત્યારે સદરહુ કાર્યની સુધબુધી સાબીત કરવાનો બોજો જે પક્ષકારના ઉપર સદરહુ પરમાણે ભરોંસો રાખવામાં આવતો હોય તેના ઉપર છે.

### દ્રષ્ટાંતો.

(અ) એક અસીલે માંડેલી ફરીઆદના કામમાં એવી તકરાર પડી છે કે અસીલ મજકુરે

પોતાના એક અટરનીને વેચાણ કરેલું તે વેચાણ સુધબુધીથી થયુંછે કે નહી એ કારીના સુધબુધી સાબીત કરવાની જવાબદારી સદરહુ અટરનીના ઉપર છે.

(બ) એક છોકરો હાલ તુરતજ લાયક ઉમરે પોંહોંચેલો છે. તેણે પોતાના બાપ ઉપર ફરીઆદ માંડી તે કામમાં છોકરાએ બાપને વેચાણ કરેલુ તે સુધ બુધીથી કરેલુ કે નહી તે વાતની તકરાર પડી એ કારીયની સુધ બુધી સાબીત કરવાની જવાબદારી સદરહુ છોકરાના બાપ ઉપરછે.

ટીકાઃ—આ કલમમાં ઠરાવેલો નીયમ એજ પક્ષકારો વચેના કારથોમાંજ ફકત લાગુ છે. આ પ્રમાણે (અ) એક છોકરે લાયક ઉમરે પોચ્યા પછી પોતાના બાપનાં લેહેણાની બાબતમાં તેના વાલી ઉપરના દાવામાં સદરહુ વાદીએ કરેલો ફડચો દગા ભરેલો હતો એવા સબબથી તે ફડચો રદ કરાવા ફરીઆદ કરી આ કામમાં ઠરાવ કરવામાં આવ્યો કે સંતલસ તથા દગો બતાવવાનો બોજો (અ) ઉપર છે, અને જો તેની સાબીતી ન થાય તો દાવો કાઢી નાખવો જોઇએ. લેકરાજરાય વી. માહતાબચંદ મદરાશ જ્યુરીસ્ટ વા. ૭—પા. ૧૮૯

એક બાળકની વડિલોપારજીતના મીલકતના વહીવટ કરનારે સદરહુ મીલકત ઉપર કરજ કરી તથા ગીરોથી બોજો નાંખ્યો છે આવી બાબતમાં એ વહીવટ કરનારની શુદ્ધ બુધિ સાબીત કરવાના બોજા વીશે કોઇ સામાન્ય નિયમ ઠરાવી સકાતો નથી. તે નિયમમાં મુકદમાની કેફીયત પ્રમાણે ફેરફાર થાયછે અને તે કેફીયત પ્રમાણે બોજા વીશેનો નિયમ ચાલવો જોઇએ. શુદ્ધ બુધિ નાસાબિત કરવાનો બોજો હરેક પ્રસંગે એ દસ્તાવેજ રદ કરાવા માગનાર સખસ ઉપર રહેશે નહીં, જ્યાં કોઇ ગીરો રાખનાર જે સખસનો અખતિઆર થોડો અને મર્યાદા બાંધેલો તેના જાણવામાં હોય તે શખસે પોતાની તરફેનમાં કરેલો બોજો બતાવે ત્યાં જે હકીકતો તે બાળક વારસ કરતાં તેને પોતાને વધારે માલમ હોય એમ અનુમાન કહી શકાય તે હકીકતો તે પોતે કહી બતાવી સાબીત કરી આપે એમ યોગ્ય રીતે આશા રાખી શકાય; એટલે કે મીલકતની કહેવાતી જરૂરીઆત વીશે તથા તેણે પોતે તતકાળ કરજ કરવાના હેતુ વીશે તેને (ગીરો રાખનારને) જે હકીકતો કહી સંભળાવામાં આવી હોય તે હકીકતો. હનુમાન પરસાદ પાંડે વી. મસામત મનીરાજ કુંવરી ૬ મુ ઇં અપીલસ ૩૯૧, પા. ૪૧૯, ૨ મુ. હા. કો. રી. ૪૦૭ પણ બાળક અને તેની મીલકતના વહીવટ કરનારની વચેની ફરીઆદમાં શુદ્ધ બુધિ સાબીત કરવાનો બોજો હરેક પ્રસંગે આ કલમ મુજબ વહીવટ કરનાર ઉપર રહેશે.

૧૧. મુ.ઈ. અપીલસ ૫૫૧ મે પાને મુનશી બઝલુર રહીમના કામમાં એક મુસલમાન સ્ત્રીએ કેટલીક સ્થાવર અને જંગમ મીલકતની કીમત લેવાનો દાવો પોતાના ધણી ઉપર બાંધ્યો હતો. તે મીલકતમાં કમ્પની નોટો હતી. તે નોટો તે સ્ત્રીની ખાસ મીલકત હતી અને તેનું વ્યાજ લેવાને માટે તેના ધણીના નામના શેરા કરી તેને સોંપવામાં આવી હેતી. એમ તેનું કહેવું હતું ધણીનું કહેવું એવું હતું કે તે નોટો તેણે પુરેપુરી કીમત આપી વેચાતી લીધી હતી, તેમાં એમ ઠર્યું કે આ શેરો અને નોટો આપીછે તે ઉપરાંત કાંઇક વિશેષ ધણીએ સાબીત કરવું જોઇએ. અને બંને પક્ષકારોનો સંબંધ જોતાં તે સાબીત કરવાનો બોજો ધણીને માથેછે. તેણે (૧) જે કાર્ય વીશે તેણે તકરાર ઉઠાવી હતી તે ખરા પ્રકારનું વેચાણ હતું અને (૨) તે નોટોની પુરેપુરી કીમત આપી હતી એ બે વાતો સાબીત કરવી જોઇએ. તેજ પ્રમાણે ૧૯ વી. રી. સી. ક્. ૧૫૧માં પણ પુરાવાનો

ખાનગી ધણીને માથે નાંખવામાં આવ્યો હતો. આ કામમાં પણ મુસલમાન સ્ત્રીએ લગ્નને લીધે જે મીલકત પોતાના ધણીના કબજામાં ગઈ હતી તે પાછી મેળવવાનો દાવો તે ધણી ઉપર કર્યો હતો. પોતાની તરફથી દાવા ચલાવવાને જે મુખત્યાર એક હીંદુ પડદાનશીન સ્ત્રીએ રાખ્યો હતો તેને બક્ષીસ પત્ર લખી આપ્યું હતું તે બાબતમાં પણ આજ નિયમ લાગુ પાડ્યો હતો. ૭ વી. રી. સી. રૂ. ૯૯

| લગન સબંધ જારી હોય તે દરમ્યાન કોઇ શખ્શનો જનમ થયો તે વાત શખ્શ મજકુર કાયદેશર પુત્ર છે એ વાત નીરણયકારક સાબેતી છે. |

૧૧૨. કોઇ સખ્સની માનો કોઇ પુરૂશ સાથે કાયદેશર થયલો લગન સંબધ જારી હોય તે દરમ્યાનમાં અથવા તે લગન સંબંધ તુટયા પછી શખ્શ મજકુરની મા વગર પરણેલી રહી હોય તો લગન સંબંધ તુટયા બાદ ૨૮૦ દીવસ સુધીમાં સદરેહુ સખ્સનો જનમ થયો એ હકીકત તે સખ્સ પુરૂશ મજકુરનો કાયદેશર પુત્ર છે એ વાતની નીરણય કારક સાબીતી સમજવી; પરંતુ જો એવું બતાવી શકાય કે સદરેહુ લગનવાળા સદરેહુ સ્ત્રી પુરૂશ એ બેઉને એક બીજાનો સમાગમ કોઇ એવે સમયે થયો નથી કે શખ્સ મજકુરની ગરભ ઉતપતી થઇ શકે, તો પછી એ પરમાણે સમજવું નહીં.

ટીકા.—આ કલમના સંબંધમાં ૩ મુ. ઇ. અપીલ્સ ૧૫૦ જુઓ. સ્ત્રી પુરૂષનો સમાગમ થયો નથી એમ બતાવી અપાય નહીં ત્યાં સુધી સ્ત્રી છીનાળુ કરતી હતી તે વાત કાયદેસર છોકરૂં છે તેનું અનુમાન તોડવાને બસ નથી. ઈંગ્રેજી કાયદા પ્રમાણે ધણી નામરદ હતો એમ બતાવી અનુમાન રદ કરી શકાય. ઉપલી કલમમાં એવો નિયમ ભાગ્યેજ સમાયછે.

| મુલક સ્વાધીન કરવા આપ્યો હોય તેના શાબીતી બાબત. |

૧૧૩. બ્રીટીશ સરકારના મુલકનો કાંઇ ભાગ કોઇ દેશી સંસ્થાને કીંવા રાજ કીંવા હાકેમને સ્વાધીન કરવામાં આવ્યોછે એવું જાહેરનામુ ગેઝેટ આફ ઈંડીઆમાં છાપવામાં આવે તો એવા જાહેરનામામાં લખેલી તારીખે એવો મુલક કાયદેશર રીતે સ્વાધીન કરવામાં આવ્યો એ વાતનું સદરેહુ જાહેરનામુ વરણય કારક સાબીતી છે એમ સમજવું.

ટીકા.—આ કલમ ઉપર ૧૦ મુ. હા. રી. અને ઇ. લૉ. રી. ૧મુ. ૩૭૨ દામોદર ગોરધનનો ફેસલો જુઓ એ ફેસલામાં આ કલમ બાબત અને હીંદુસ્તાનની કાયદા કરનારી મંડળીની સતા બાબતની ચરચા છે.

તેમાં મુંબાઇની હાઇકોરટે ઠરાવ કર્યો કે "રાણી સરકારને જે આકટથી હીંદુસ્તાનનું રાજ શોંપવામાં આવ્યું તે આકટ મુજબ સ્ટેટ સેક્રેટરીને જે જે સતાઓ મળી તે સતાઓમાં મુલક સ્વાધીન કરવાની એકે સતા તેમને મળી નહોતી." પારલામેન્ટ અખતીઆરને હરકત પોંચાડતો કોઇપણ કાયદો કરવાની હીંદુસ્થાનની કાયદા કરનારી સભાને જે કાયદાથી સ્પષ્ટ રીતે મના કરવામાં આવી છે; તે કાયદામાં કોઇ રીતે વીક્ટોરીઆ રાણીના ૨૪ મા તથા ૨૫ મા વરસમાં થયેલા હીંદુસ્તાનની કાંઉનશીલના આકટના બાબ ૬૭ થી ફેરફાર કે એવું વતુ કરવામાં આવ્યું નથી." એવું બતાવ્યા પછી હાઇકોરટ નાચે પ્રમાણે બોલેછે "એટલા માટે પુરાવાના આકટની કલમ ૧૧૩ નું વજનનો આધાર (રાજ્યના) વીશેષાધીકારના બંધારણના સવાલ ઉપર છે જો મુલક સ્વાધિન કરવાની ગાદીને એકલીને સતા હોય તો કાયદાનો આ ઠરાવ જ્યાં સુધી

તે ના મંજુર થયો નથી ત્યાં સુધી તે કાયદેસર અને બંધનકારક છે પણ જો બીજા હાયપર એ સતા પારલામેન્ટના અખતીઆર સાથે બજાવી શકાય છે, તો તે ઉપરથી અલબત એવું નીકળે છે કે કાયદા કરનારી સભા તેના અખતીઆર બાહાર ગઇ છે અને કલમ ૧૧૩ માં કરેલો ઠરાવ ખરાબ ઠરાવ હતો અને તે એવીજ જારી રહેશે" સુલેહના વખતમાં મુલક તોડી નાંખવાની મતલબનો કાયદો હીંદુસ્તાનની કાયદા કરનારી સભા બાંધી સકતી નથી તથા ગાદી તે મંજુર કરી શકતી નથી કારણ કે, આવા પ્રકારના કાયદાથી જરૂર પારલામેન્ટના અખતીઆરને તથા ગ્રેટબ્રીટન અને આયરલાંડના સંયુક્ત રાજ્યના બીન લખેલા કાયદા તથા બંધારણો કે જે ઉપર એ સંયુક્ત રાજ્ય તરફના લોકોના પ્રજા ધર્મનો આધાર છે; તે કાયદા તથા બંધારણોને ખલેલ પોહોચ્યા વગર રહેજ નહીં હાઇકોરટે ઠરાવ્યું કે, "પુરાવાના આકટની કલમ ૧૧૩ જો કે નામંજુર નથી થતી, તો પણ રાણીના રાજના ૨૪ તથા ૨૫ મા વરસમાં થએલા આકટના બાબ ૬૭ ની કલમ ૨૪ તેનો બચાવ થતો નથી" અને એટલા માટે તેમાં ફરમાવ્યા મુજબ ચાલી શકાય નહીં.

કેટલીક હકીકતછે એવું કોરટ અનુમાન કરવાને મુખતીયાર છે.

૧૧૪. કોઈ અમુક કામની હકીકતને સંબંધે કુદરતી બનાવની તથા મનુસયની વરતાણુકની તથા શરકારી તથા ખાનગી કામકાજની સાધારણ ગતી ઉપર વીચાર રાખતા કોઈ હકીકત બન્યાનો સંભવછે એવું કોરટની નજરમાં આવે તો તે હકીકત બનેલીછે એવું અનુમાન કરવાને કોરટ મુખતીયાર છે.

**દ્રષ્ટાંતો.**

નીચે પરમાણેના અનુમાન કરવાને કોરટની મુખતીઆરી છે.

(અ) ચોરી થયા પછી થોડી વારે ચોરીનો માલ કોઈ માણસના કબજામાં હોય અને તે માણસ સદરહુ ચોરીનો માલ પોતાના કબજામાં શીરીતે આવ્યો તે ન બતાવી સકે તો માણસ મજકુર ચોરી કરનારછે અથવા તેણે ચોરીનો માલ જાણીને તે લીધોછે એવું અનુમાન કરવાને કોરટ મુખતીઆર છે.

(બ) ગુનાહના કામમાં ગુનેહગારની શાબેતીની જુબાનીને મુખ્ય મુદાની વાતે બીજા પુરાવાથી પુષ્ટિ ન મળે તો તે સાબેતીનું કહેવું ભરૂસો રાખવા યોગ્ય નથી એવું અનુમાન કરવાને કોરટ મુખત્યાર છે.

(ક) હુંડી સીકારી અથવા તેના ઉપર શેરો થયો તો પછી સારા અવેજ ઉપરથો સીકારી અથવા સેરો થયો એવું અનુમાન કરવાને કોરટ મુખત્યાર છે.

(ડ) કોઇ પદારથ કીંવા પદારથની સ્થીતી જેટલી મુદતે સાધારણ રીતે નાશ પામે છે તે મુદતની અંદર કોઇ વખતે તે પદારથ કીંવા પદારથની સ્થીતી કાયમ હતી એવું સાબીત કરવામાં આવ્યું હોય તો સદરહુ પદારથ કીંવા પદારથની સ્થીતી અદ્યાપી પરીયંત કાયમ છે એવું અનુમાન કરવાને કોરટ મુખત્યાર છે.

(ઇ) ઇનસાફના તથા સરકારી કામ નીયમ પુરવક થયાં છે એવું અનુમાન કરવાને કોરટ મુખત્યાર છે.

(ફ) કામકાજની સાધારણ રીતી પરમાણે અમુક કામોમાં થયું છે. એવું અનુમાન કરવાને કોરટ મુખત્યાર છે.

(ગ). જે પુરાવા રજુ કરી શકાય એવા છે. પરંતુ તે રજુ કર્યો નથી તે પુરાવા રજુ થાય તો રજુ નહી કરનાર સખ્સને પ્રતીકુળ છે એવું અનુમાન કરવાને કોરટ મુખ્તાર છે.

(હ) કોઇ માણસને કોઇ સવાલનો જવાબ આપવાની કાયદાથી ફરજ નથી તે સવાલનો તે સખ્સ જવાબ ન આપે ત્યારે જવાબ આપ્યો હોય તો તે સખ્સને પરતીકુળ પડશે એવું અનુમાન કરવાને કોરટ મુખત્યાર છે.

(આઇ) કોઇ દસતાવેજ ઉપરથી ફરજ ઉતપન થતી હોય તેવા દસતાવેજ લખી આપનાર સખ્સના હાથમાં હોય ત્યારે તે ફરજ અદા થઇ છે એવું અનુમાન કરવાને કોરટ મુખતીયાર છે.

પરંતુ કોરટની રૂબરૂ આવતા અમુક કામોમાં સદરહુ વચનો લાગુ પડે છે કે નહી તેનો વીચાર કરતી વખતે નીચે બતાવી છે, તેના જેવી હકીકતોના ઉપર પણ કોરટે ધાન રાખવું.

દ્રષ્ટાંત (અ) બાબત—એક નીશાની વાળો રૂપીઓ ચોરીએ ગયો ત્યાર પછી થોડીવારે એક દુકાનદારની પાસે તેના ગલ્લામાં તે રૂપીઓ માલમ પડ્યો હવે તે રૂપીઓ તેની પાસે ફલાણી ફલાણી રીતે આવ્યો એવું તે બતાવી શકતો નથી પરંતુ તેના રોજગારને પ્રસંગે તેની પાસે નીરંતર રૂપીઆ આવ્યા કરે છે.

દ્રષ્ટાંત. (બ) બાબત—કોઇ યંત્ર ગોઠવવાના દરમિયાનમાં કાંઇ ગફલત ભરેલા કામથી એક માણસનું મોત આણ્યાને માટે અ નામના એક ઘણીજ સારી પ્રતીષ્ટા વાળા સખ્સની ઉપર મુકદમો ચાલે છે બ નામનો તેનાજ જેવી પ્રતીષ્ટાનો સખ્સ પણ સદરહુ પ્રમાણે ગોઠવવામાં સામીલ હતો તે સી હકીકત બની તેનું બરાબર યથાસ્થીત વરણન કરે છે. અને પોતાની તથા અ ની એ બેઉની બે ફીકરાઇ કબુલ કરી તેનો ખુલાસો બતાવે છે.

દ્રષ્ટાંત (બ) બાબત—કેટલાએક સખ્સોએ મળીને એક ગુનોહ કીધો. ગુનેહગારમાંના ત્રણ અ, બ અને ક એ ગુનોહ થયો તેજ જગોએથી પકડાયા, અને તેઓને એક એકથી જુદા રાખ્યા હરેએક જણ ગુનાહનો હેવાલ આપે છે તેમાં ડ ને ભેળે છે. એ સરવેના હેવાલોને એક બીજાથી હેવી પુઠી મળે છેકે આગળ તેઓને મસવરત થઇ હોય એ ઘણું અસંભવિત લાગે છે.

દ્રષ્ટાંત (ક) બાબત—હુંડી આપનાર અ એ વેપાર રોજગાર કરનાર વાકેફગાર માણસ હતો બ એ કાચી ઉમરનો અજાણ સખ્સ હતો અને તે કેવળ અ ને વશ હતો.

દ્રષ્ટાંત (ડ) બાબત—એવું સાબીત થયું છે કે એક નદીનો પરવાહ પાંચ વરસ ઉપર અમુક રસતે થઇને હતો. પરંતુ એવું જાણમાં છે કે તારપછી રેલો આવી હતી, અને તેથી રસતો બદલાય.

દ્રષ્ટાંત (ઇ) બાબત—જે ઇનસાફનું કામ નીયમ પુરવક છે કે નહીં એવી તકરાર છે, તે કામ દસતુર કરતાં જુદી તરેહની કેફીયતથી કરવામાં આવ્યું હોય.

દ્રષ્ટાંત (ફ) બાબત—તકરાર એવી પડીછે કે અમુક કાગળ. પોહોચ્યો કે નહીં. એવું તો સાબીત થયુંછે કે તેને ટપાલમાં નાખવામાં આવ્યો હતો; પણ બંડ બખેડાથી હમેશ માફક ટપાલ જવામાં અટકાવ થયો હતો,

દ્રષ્ટાંત (ગ) બાબત—એક જુજ કીંમતના કરારનામાની રૂએ અ ના ઉપર ફરીઆદી થઇ છે તે કરારનામાને સબંધ રાખે એવા એવા એક દસતાવેજ રજુ કરવાને અ નામનો સખ્સ ના

કહેછે. પણ તે દસ્તાવેજ રજુ કરેથી અ ના કુટુંબની ઇજ્જતને ખલેલ પોંચેછે તથા તેમના મનને દુઃખ થાયછે.

**દ્રષ્ટાંત (હ) બાબત.**—કાયદાથી જેનો જવાબ દેવાની ફરજ નથી તેવા સવાલનો જવાબ આપવાની અ નામનો સખ્સ ના કહેછે; પરંતુ જે કામને સબંધે તેને સવાલ પુછયોછે, તે કામને સબંધ નહી રાખનારી બાબતમાં તેને તે સવાલનો જવાબ દેવાથી નુંકસાન થાયછે.

**દ્રષ્ટાંત (આઈ) બાબત.**—ખત લખી આપનાર સખ્સના કબજામાં એક ખત છે; પરંતુ તે કામની હકીકત એવી છે કે તેણે તે ખત ચોરયું હોય.

**ટીકા.**—ઈંગ્રેજી ગ્રંથકારો અનુમાનના બે વિભાગ કરેછે; કાયદાનાં અનુમાન અને હકીકતનાં અનુમાન કાયદાનાં અનુમાનમાં જે બાબતની વધારે તજવીજ કરવાની મનાછે અગર તેવી તજવીજ કરવાની જરૂર નથી તેનો સમાસ થાયછે. નીયાયનાં ધોરણ અથવા શ્રષ્ટિના નિયમો, અગર સંસારમાં મનુષ્યનાં આચરણ અને સંસાર બ્યંહારનાં કૃત્યો અને અમુક ચીજો વચે જે સંબંધ સામાનીયતઃ માલમ પડેછે તે ઉપર કાયદાનાં અનુંમાનોનો આધાર છે. જ્યાં જ્યાં મનુષ્ય વર્ગના એક સરખા અનુભવથી આવો સંબંધ માલમ પડેછે ત્યાં ત્યાં વધારે સાબીતી શીવાય કાયદો તેને કબુલ રાખેછે. કાયદાના અનુમાનોના બે વિભાગછે. એક તો અનિબાર્ધ્ય એટલે જેના વિરૂદ્ધ વાંધો ઉઠાવી શકાય અને નિબાર્ધ્ય એટલે જેના વિરૂદ્ધ કોઇ પણ વાંધો ઉઠાવી બોલી શકાય નહી તે. નિબાર્ધ્ય પુરાવકોને કહેવા તે વિશે ૪ થી કલમ જુઓ. એવા અનુમાન આ કાયદામાં ૧૧૨ અને ૧૧૩ મી કલમોમાં કરેલાંછે. અનિર્બાધ્ય પુરાવા વિશે ૭૯,૮૦,૮૧,૮૨,૮૩,૮૪,૮૫, અને ૮૯ કલમો જુઓ.

**અવીભકત હીંદુ કુટુંબની બધી મીલકત મજીઆરી છે એવું અનુંમાન થાયછે.**—હીંદુસ્તાનમાં કેટલાક ઘણાજ અગત્યના અનુંમાનો તો અવીભકત હીંદુ કુટુંબની બાબતમાં કરાય છે તે છે. આવા પ્રસંગે અનુંમાન એ છે કે કુટુંબની બધી મીલકત મજીઆરીછે અને એ પ્રમાણે નથી એવું સાબીત કરવાનો બોજો જે પક્ષકાર આવી મીલકતના કોઇ પણ ભાગ ઉપર પોતાની આગવી મીલકત તરીકે દાવો કરતો હોય તેના શીર ઉપર છે ૬ મુ. ઇ. અપીલ્સ ૫૩૦

કાયદાનું અનુંમાન એછે કે અવીભકત હીંદુ કુટુંબની બધી મીલકત સમ ભાગેછે. સદરહુ મીલકત આગવી પેદા કરેલી છે એવું સાબીત કરવાનો બાજો એ કુટુંબના આદમી ઉપર છે ૩ મુ. ઈ. અપીલ્સ ૨૨૯

અનુંમાન એછે કે જ્યારે કોઇ કુટુંબ જુદુ રેહેતું હોય તથા જુદી રસોઇએ જમતું હોય તો તેની મીલકત પણ જુદી હોય. ૩ બે. લો. રી. આ. સી. જ્યુ. ૭

**અવીભકત હીંદુ કુટુંબ એની એજ સ્થીતીમાં છે એવું અનુંમાન.**—જ્યાં કોઇ એકઠા અને અવીભકત કુટુંબની મીલકત જે મુળ વડીલોપારજીત હોય તો એક વખત એકઠું રેહેનારૂ કુટુંબ એની એજ સ્થીતીમાં છે એવું કાયદાનું અનુંમાન વેચાણના પુરાવાથીજ અથવા જુદા પડ્યાના કામોથી તોડી સકાય અને એ કુટુંબ વીભકત છે એવું સાબીત કરવાનો બોજો આવી મીલકતમાં જે પક્ષકાર હીસ્સો માગતો હોય તેના સીર ઉપર છે, ૧૧ મુ. ઈ. અ. ૩૬૯

કોઇ એકઠા રેહેનાર હીંદુ કુટુંબના મુખ્ય માણસે કરેલું કરજ કુટુંબી કરજ છે એવું અનું-

માન કરવા વીસે.—કોઈ એકઠા રેહેનાર હીંદુ કુટુંબના મુખ્ય માણસે કરેલું કરજ સામાન્ય કેફીયતમાં તે કુટુંબી કરજ છે એવું અનુંમાન કરાયછે. પણ જો તે કુટુંબનો એક આદમી સગીર હોય તો કુટુંબી મીલકત ઉપર પોતાનો દાવો બજાવવાની ખાયસ રાખનાર લેહેણદારે એવું બતાવવું જોઈએ કે એ દેવું સુદ્ધ બુદ્ધીથી તથા કુટુંબના ફાયદાને સારૂ કરવામાં આવ્યું હતુ ટાંડવરાયા મુદલી વી. વલી અમાલ મ. હા. કો. રી. વા. ૧—પા. ૩૯૮ "તકરાર એવી નથી કે એ વેચાણ કરવાની કાંઈ પણ કાયદેસર જરૂરીઆત હતી કે નહીં પણ એવી તકરાર છે કે જે કરજ જો બાપે કર્યુ હોત અને તેણે તે આપ્યા વગર રેહેવા દીધું હોત તો હીંદુલા પ્રમાણે તે કરજ અદા કરવાની તેના દીકરા ઉપર ફરજ રેહેત તે કરજ પુરૂ કરવાને વેચાણ મજકુર કરવામાં આવ્યુ હતું કે નહી, જસટીસ મારકબીનો ફેસલો આદરમનો દેઈ વી. ચોધરી સીબ નારાયણ કર. ઈ, લા. રી. ૩ કલકતા ૧ પાને ૫.

વડીલોપારજીત મીલકત વેચવાની જરૂરીઆત બાબતના અનુંમાનો વીશે.—જે મુકદમાઓમાં વડિલોપારજીત મીલકતનું વેચાણ થયુંછે તેવાં વેચાણ મજકુર કરવાની જરૂરીઆત સાબીત કરવાના બોજાની તકરાર વાશે ઘણો વાદ વીવાદ થયોછે. હનુમાન પ્રસાદપાંડે વી. મસામત બાબુ ઈમનરાજ કુંવરીના કામમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે આવે પ્રસંગે ખરીદદાર વેચાણ કરવાનો કંઈ જરૂરી પ્રસંગ હતો કે નહી તેનું બધું જોખમ પોતાને માથે રાખતો નથી. ખરીદદારની ફરજતો એટલીજછે કે કરજ કાઢવાની જરૂરીઆતોની ચોકસી કરવી અને પોતે જેની સાથે કામ પાડતો હોય તેનાથી પોતાની ખાતરી કરી લેવી કે એ વહીવટ કરનાર એ અમુક બાબતમાં મીલકતના લાભને અરથે કામ કરેછે આવી ફરીઆદોમાં સાબોતીનો બોજો કોના ઉપરછે તે બાબત વીશે ખુદાવંત સાહેબોની નજરમાં એવું આવેછે કે તેનો એક સામાન્ય અને ન ફરે તેવો જવાબ આપી શકાય તેવું નથી. આવે પ્રસંગે કરવાનું યોગ્ય અનુંમાન કામની કેફીયત પ્રમાણે થવું જોઈએ અને તે કેફીયત ઉપર તેનો આધાર રેહેવો જોઈએ" ૬ મુ. ઈ. અ. ૨૯૩

મધુદયાળસીંઘ વી. ગોલઅરસીંઘના કામમાં જડજોએ ઠરાવ્યું કે જ્યાં એક છોકરો મીતાક્ષરા પ્રમાણે પોતાના બાપે કરેલું વેચાણ તે બીન જરૂરી હતું તથા તે કરવા પોર મંજુરી આપી નહોતી એવા સબબથી વેચાણ મજકુર રદ કરવા માગેછે, પણ ખરીદદાર તે ખરીદીના પઈસા મજીઆરી મીલકતમાં જમે થયાછે, અથવા તે વારસ ઉપર બંધન કારક બોજો કાઢી નાખવામાં તેનો ઉપયોગ થયોછે એવા સબબથી એ ખરીદીના પઈસા પોતાને પાછા મળવા તે દાવો કરેછે તે કામમાં આવો ઉપયોગ થયાની વાત સાબીત કરવાનો બોજો ખરીદદાર ઉપર રેહેછે. ૯વી.રી.સી.રૂ.૧૧૧૧

હોઝલ પાળનારી સ્ત્રીઓ—બેહોઝલ પાળનારી સ્ત્રીઓ જેમના મુખત્યાર દાખલ કોઈ એક ત્રીજા સખસે દસ્તાવેજ કર્યોછે એવું કહી વાદીએ દસ્તાવેજ મજકુરની જવાબદાર સદરહુ હોઝલ પાળનાર સ્ત્રીઓને કરવા માગ્યુ. આ કામમાં ( હાઈકોરટનો ઠરાવ ફેરવીને ) પ્રિવી કાંઉસીલે ઠરાવ કર્યો કે એ મુખત્યારીનો ચોકસ પુરાવો આપવો જોઈએ. ૧૦ બે. લા. રી. (પ્રી. કા.)પા. ૨૦૫

મુસલમાનોમાં પેહેરામણી માગે ત્યારે આપવાનું એવું અનુમાન કરાયછે—ચોઢખો કરાર ન કર્યા હોય તો મુસલમાનોમાં પેહેરામણી ગમે તે વખતે માગે ત્યારે હાજર કરી દેવી એવો અનુમાન કરાયછે. જ્યારે તલાક આપે ત્યારેજ માગી સકાય એમ નથી. ૬ મ. હા. કો. રી, ૯

છોકરાનો ધરમ તેનો બાપ જે ધર્મ પાળતો હોય તે ધરમ હોયછે એવું અનુમાન કરાયછે.—કોઇ છોકરાના ધરમ વીશેનું અનુમાન પ્રીવી કાઉનસીલે નીચે પ્રમાણે કહી બતાવ્યુંછે. "આ બાબતની ઘણીજ અગત્યતાને લીધે હીંદુસ્તાનમાં નાના છોકરાનો ધરમ સાધારણ કેફીયતમાં તેના બાપનો જે ધરમ હોય તે ધરમ હોયછે તથા તેના બાપની જે સુધરેલી તથા મેંડળીમાં સ્થીતી હોય તે સ્થીતિ હોયછે એવું અનુમાન કરાયછે" ૧૪ મુ. ઇ. અ. ૩૦૯; લા. રીપોરટસ (પ્રી. કાં.) વા. ૪ પા. ૬૦ મદરાસ જ્યુરીસ્ટ. ૧૫૦

લગન સંબંધ તથા ઐારસપણું.—લગ્ન સંબંધ તથા ઐારસપણા વીશેના અનુમાનની(૧૪ મુ. ઇ. આ. ૩૪૯) રાયામની અમાલ વી. કલાન થાઈ નાત ચોયરના કામમાં જ્યુડીશીઅલ કમીટીએ છીનવટ કરી હતી એ કામમાં એક સુદ્ર જમીનદાર અને ૧ લો વાદી જે પોતે વેલાલા જાતની છે એમ કહેતી હતી પણ જેને પ્રતીવાદીઓ નટડી કહેતા હતા તેમની વચે લગન સબંધીની વીધી થઇ ગઈ હતી; પ્રીવી કાઉનસીલે એવું અનુમાન કરેયુ કે તે નટડી નહોતી કારણ કે જો એમ હોત તો વીધી ગેર કાયદેસર ગણાત એટલુંજ નહી પણ હીંદુના વીચારવાની રીત પ્રમાણે તે ધરમ વારૂધ થાય ખુદાવંત સાહેબોએ વળી એ જમીનદારના હાથે પેહેલા વાદીના દીકરા બીજા વાદીનો જે બરદાશ થઇ હતી તે ઉપર ભરૂસો રાખ્યે જમીનદાર મજકુરે સદરહુ બીજા વાદીને ઐારસ જેવો ગણ્યો હતો એવું બતાવામાં આવ્યા ઉપરથા તે ઐારસ નથી એમ સાબીત કરવાનો બોજો પ્રતિવાદીઓ ઉપર નંખાયો.

મોહોમેડન લા મુજબ લગન સંબંધ જ્યાં સુધી ચાલે ત્યાં સુધી અસતરીનું છોકરૂ તેણીના ધણીના પેતનુંજ છોકરૂ ગણાય છે. લગન થયા પેહેલાનું છોકરૂ અનૌરસછે પણ સપષ્ટ અથવા ગરભીત, ચોખ્ખી રીતે સાબીત કરેલી અથવા અનુમાનીક કબુલતના બળવડે તે અઉરસ થઇ સકે છે. આવે પ્રસંગે કોરટે એ સવાલ નકી કરવાનો છે કે એ છોકરાની કબુલતનો કાંઇ પુરાવો આપેછે કે નહીં આ ઐારસ પણાની બાબત ઉપર કોરટ ધ્યાન પોચાડતી હોય તો પણ હકીકતના એવા કોઇ પણ અનુંમાનો જે પુરાવાના ધોરણોના નીયમોપર વાજબી વીચાર કરતાં બાતલ થાયછે તેવા અનુમાનો કોરટ વાજબી રીતે કરી સકતી નથી. લગન સબંધ તથા ઐારસપણાનું અનુમાન પાકા સબબો હોય તોજ થઇ સકે.

ખોજા હીદાયત ઉલાહ વી. રાયજાન ખાનચના કામમાં ખુદાવંત સાહેબોએ ઠરાવ કરયો કે "સાતથી તે આઠ વરસ સુધીમાં તથા તેના દીકરા બંનેની સાથે સરેરાશ એવી વરતણુંક ચલાવામાં આવી હતી અને એવી કેફીયતમાં કે ખુદાવંત સાહેબોને ધણી ધણીયાણીની માફકના ભેગા રહ્યા તથા એ દીકરો કાયઝ અલીખાનના પેટનો હોવાના અનુમાન શીવાય આવી રીતે વરતણુંક ચાલે એ અશકય જેવું માલમ પડે છે." આ હકીકત ખરેખર આજ પરમાણે છે એવી કબુલતરૂપ ખુદાવંત સાહેબોએ માની. મુ. ઇ. અ. વા. ૩–પા. ૨૯૫

દતક લેવાનો અખતીઆર નિઃસંતાનવાળો હીંદુ તેની વિધવાને દતક લેવાનો આપી ગયાનું ઘણું કરીને અનુમાન થાયછે ૬ મુ. ઇ. અ. ૩૦૯

જ્યારે અમુક કુટુંબની ચાલ ઘણી મુદતશુધી કુટુંબમાં ચાલતી હતી એમ સાબીત થાય ત્યારે તે ચાલ હજી પણ ચાલેછે એમ અનુમાન કરવું જોઇએ. (૧ બ. લો. રી. પ્રી. ક. ૨૬)

જે દેશના જે ભાગમાં મીતાક્ષરા પ્રમાણે વ્યહાર ચાલતો હોય તે ભાગમાંથી કુટુંબ બીજે ઠેકાણે જાય તો મીતાક્ષરાના નિયમ તે પાળેછે એમ તે લોકોએ બીજા નિયમ પાળવા માંડ્યા છે એમ સાબીત ન કરી આપવામાં આવે ત્યાં શુધી અનુમાન કરવું જોઇએ ૮ વી. રી. સી. રૂ.૨૬૧

બીનામી જમીન ધારણ કરવાનો રીવાજ હીંદુસ્તાનમાં ઘણોજ ચાલેછે પણ તેથી દેખીતા માલકી પણા વિરૂદ્ધ હમેશાં કોરટે અનુમાન કરવું એમ નથી. ૧૧ મુ. ઇ. અપીલ્સ ૬૦૨ ૧૧ મુ. ઇ. અપીલ્સ. ૨૮

અમુક તાલુકો વંશપરા ભોગવવાનોછે તે વાતનુ ઘણી મુદત શુધી વગર હરકતે બાપ પછી દીકરાએ ભોગવ્યો હોય તે ઉપરથી અનુમાન થઇ શકેછે ૧૦ મુ. ઇ. અપીલ્સ ૧૬૧. ૧૧ મુ. ઈ. અપીલ્સ ૪૬૫.

કાયદેસર કબજા ઉપરથી હકનું અનુમાન થઇ શકેછે. ૧૨ મુ. ઇ. અપીલ્સ. ૨૨૫ અ. પ્રી. કો. અપેન્ડીકસ. ૪,

શુદ્રની જુદી જુદી જાતોમાં લગ્નની હીંદુશાસ્ત્રથી મનાઇછે અને ખાસ રીવાજ સાબીત ન થાય તો તેવાં લગ્ન કરી શકાય નહી તેથી ઘણી મુદત એકઠા રહે તે કારણથી ખાસ રીવાજની સાબીતી ન હોય તો લગ્નનું અનુમાન થઇ શકે નહી. ઈ. લો. રી ૧ ક. ૧.

દ્વેષભાવથી ફરીઆદ કરી હોય તેની નુકશાનીના દાવામાં યોગ્ય કારણ ન હોય તો દ્વેષબુદ્ધીનું અનુમાન કરી શકાય. ૨૦ વી. રી, ૧૭૭.

પોતાના હક અમલમાં લાવતાં ઢીલ કરી હોય તો તે ઢીલથી વીલંબ કરનાર વિરૂદ્ધ અનુમાન થાયછે. ૧૪ મુ. ઇ. અપીલ્સ. ૬૦૦.

કોરટમાંથી કામ કાઢી લઇ તે કામનો નીવાડો કરવા સારૂ લવાદને સોંપવાની જે સખસ ના પાડેછે તેના વિરૂદ્ધ કાંઇપણ અનુમાન થઇ શકે નહી ૨૦ વી. રી. ૧૭૨.

## બાબ ૮ મો.—પ્રતીબંધ વીશે.

પ્રતીબંધ | ૧૧૫. જ્યારે કોઈ એક સખસે પોતે ઇકરાર કરીને, કીંવા કાંઇ કરતીય કરીને, કીંવા કાંઈ કરવાનું તે ન કરીને, કોઇ બીજા સખસ પાસે અમુક વાત ખરી છે એવી ધારણા કરાવી હોય અથવા, કરવા દીધી હોય, તથા તે ધારણા ઉપરથી કાંઇ અમલ કરાવ્યો હોય, અથવા કરવા દીધો હોય, તો તે સખસની તથા સદરહુ બીજા સખસ કીંવા તેના પ્રતીનીધી વચ્ચે ચાલતી ફરીઆદીમાં અથવા કામમાં, સદરહુ વાતનો ખરાપણાનો ઇનકાર કરવાની પરવાનગી સખસ મજકુરને કીંવા તેના પ્રતીનીધીને આપવી નહી.

### દ્રષ્ટાંત.

અ જાણી જોઇને એવું કાંઇ કરેછે કે તે ઉપરથી અમુક જમીન અ ની છે એવું બ એ માન્યું, અને તેથી જમીન મજકુર ખરીદ કરીને તેના રૂપીઆ આપવાને લલચાયો.

પાછળથી જમીન મજકુર અ ની માલકીમાં આવી તારે અ સદરહુ વેચાણ એવા સબબ ઉપરથી રદ કરાવવા માગે છે. કે વેચાણ થયુ તે વખતે તે જમીન ઉપર માહારો કાંઈ હક નહોતો. પોતાનો હક નહોતો એ વાત અ ને સાબીત કરવા દેવી નહી.

ટીકા.—લોર્ડકોક કહેછે કે જ્યારે અમુક સખસ પોતાના કરતયથી અગર કબુલતથી સાચુ

બોલવાને બંધાઈ ગયો ત્યારે પ્રતીબંધ થયો એમ કહેવાય છે. લોર્ડકોકે પ્રતીબંધના ત્રણ વિભાગ પાડેલા છે. દફતર ઉપરથી થતો હોય તે. (૨) દસ્તાવેજથી થતો હોય તે અને (૩) ઇસ્ટોપલઇનપેસ. પેસ એટલે દેશમાં અથવા સરવ લોક રૂબરૂ.

દફતરથી થતા પ્રતીબંધ વીશે ૪૦—૪૪ કલમો જુઓ. આ આકટના બનાવનારાઓએ એ કલમોમાં આવેલા વિશય તે પ્રતીબંધના ભાગ તરીકે ગણેલો નથી. દસ્તાવેજથી થતા પ્રતીબંધ વીશે પ્રેસીડન્સી ટાઉન શીવાય બાહારના ભાગોમાં સાદા કરાર અને શીકા સહીત કરારમાં હીંદુસ્તાનના કાયદાએ ફેર રાખેલો નથી. અને પ્રેસીડન્સી ટાઉનમાં પણ પ્રતીવાદી હીંદુ અગર મુસલમાન હોય તો આ ભેદ ધાનમાં રાખવામાં આવતો નથી. (૧. બે. લો. રી. ઓ. ન્યુ. ૩૭) શીકાવાળા દસ્તાવેજ (ડીડ) ના મજકુર વિરૂધ કોઇ સખસને બોલવા દેવા નહી એ નિયમ હીંદુસ્તાનમાં લાગુ પડતો નથી અને પ્રસીડન્સી ટાઉનમાં પણ થોડા લોકોની બાબતમાંજ લાગુ કરવામાં આવે છે. (૨. મ. હા. રી. ૧૨૪) મુફસીલમાં એ નિયમ લાગુ નથી. (૨૦ વી. રી. ૩૫૩).

આ કલમમાં જે નિયમ આવેલો છે તે પ્રમાણે ઘણી મુદતથી અમલ થતો આવે છે ઈંગ્રેજી ગ્રંથકારો કેટલીક વખત પ્રતીબંધના આ પ્રમાણે વિભાગ પાડે છે, અટલે (૧) ઇકરારથી થતો પ્રતીબંધ (૨) વરતણુંકથી થતો પ્રતીબંધ અને (૩) ગફલતથી થતો પ્રતીબંધ આ ત્રણે વર્ગના પ્રતીબંધનો સમાવેશ આ કલમમાં વાસ્તવીક રીતે થઇ જાય છે. ઇકરારના પ્રતીબંધ બાબતમાં ૨૪ વી. રી. ૮૩ જુઓ.

વરતણુંકથી થતા પ્રતીબંધના દાખલા હીંદુસ્તાનમાં ઘણા છે. તેમાં મુખ્ય બીનામી ખરીદદારનો છે. જો ખરો માલીક બીનામી ખરીદદારને ખરા માલીક તરીકે વહીવટ કરવા દે અને લોકો તેને ખરો માલીક ગણી જમીનની જામીની ઉપર પઈશા ધીરે તો ખરો માલીક પછીથી તકરાર કરી શકતો નથી. બીનામી ખરીદદારના સંબંધમાં ૯ વી. રી. સી. રૂ. ૫૯૩ અને ૨૪ વી. રી. ૭૯ જુઓ.

ગણોતીયાને પ્રતીબંધ નડે છે તે બાબત.

૧૧૬. સ્થાવર મીલકતના ગણોતીયા કીંવા ભાડુતને, અથવા તે ગણોતીયા કીંવા ભાડુતના હક ઉપરથી જે સખસનો હક ઉતપન થયો હોય તે સખસને, સદરહુ ગણોતીયાનો કીંવા ભાડુતનો સબંધ જારી હોય તે દરમિયાનમાં એવા ઈનકાર કરવાની પરવાનગી આપવી નહી. કે સદરહુ સ્થાવર મીલકતના માલીકનો તે મીલકત ઉપર ગણોતીઆ કીંવા ભાડુત મજકુરનો સબંધ શરૂ થયો તે વખતે કાંઇ હક હતો નહી; અને હરકોઇ સ્થાવર મીલકતના કબજેદારના પરવાનાથી તે મીલકત જે સખસે પોતાના તાબામાં લીધી હોય, તે સખસને એવા ઇનકાર કરવાની પરવાનગી આપવી નહી કે સદરહુ પરવાનો આપતી વખતે એવા કબજેદારનો એવા કબજા ઉપર હક હતો નહી.

હુંડી શીકારનારને અથવા નીક્ષેપીને અથવા પરવાનો લેનારને પરતીબંધ નડે છે તે બાબત.

૧૧૭. કોઈ હુંડી શીકારનારને એવો ઇનકાર કરવાની પરવાનગી આપવી નહી કે હુંડી આપનાર સખસને એવી હુંડી આપવાનો કીંવા તે ઉપર શેરો કરવાનો અધિકાર નહોતો અને કોઇ નીક્ષેપીને અથવા જે સખસને કાંઇ પરવાનો આપ્યો હોય તે સખસને પણ એવો ઈનકાર કરવાની પરવાનગી આપવી નહી કે નીક્ષેપ અથવા પરવાનો સોંપ થતી વખતે તે નીક્ષેપતાને અથવા

પરવાનો આપનાર સખ્સને એ પરમાણે નીક્ષેપ કરવાનો અથવા એવો પરવાનો આપવાનો અધીકાર નહોતો.

**ખુલાસો ૧ લો.**—હુંડી સીકારનાર એવો ઈનકાર કરવાને મુખત્યારછે કે હુંડી મજકુર ઉપરથી જે સખ્સે તે હુંડી આપ્યાનું સમજાયછે તે હુંડી ખરેખરી આપી નથી.

**ખુલાસો ૨ જો.**—નીક્ષેપી નીક્ષેપતા શીવાય બીજા કોઈ સખ્સને નીક્ષેપવાળો માલ આપે તો નીક્ષેપી એવું સાબીત કરવાને મુખત્યારછે કે જે સખ્સને તેણે માલ આપ્યોછે તે સખ્સનો નીક્ષેપતા વીરૂધ માલ મજકુર ઉપર હક હતો.

**ટીકાઃ**—કરાર આકટની ૧૪૮-૧૮૧ કલમો જુઓ.

## બાબ ૯ મો સાહેદ બાબત.

સાહેદી કોણ આપી શકેછે | ૧૧૮. સરવે કોઇ સખ્સ સાહેદી આપવાને શકતછે એમ સમજવું. પરંતુ કોરટની નજરમાં એમ આવે કે કાચી ઉમરને લીધે અથવા અતીશય જઇફીને લીધે અથવા શરીરના કીંવા મનના કાંઇ રોગને લીધે અથવા એવા પ્રકારના બીજા કોઇ કારણને લીધે તેને જે સવાલ પુછવામાં આવે તે તે સમજી શકતા નથી અથવા તે સવાલોના સમજણવાળા જવાબ આપી શકતા નથી તો તે સખ્સો સાહેદી આપવાને શકતછે એમ સમજવું નહી.

**ખુલાસોઃ**—દીવાનો માણસ સાહેદી આપવાને અશકત નથી પરંતુ તેને સવાલ પુછવામાં આવે તે જો દીવાના પણાના સબબથી તે સમજી શકતો નહોય અથવા તેના સમજણવાળા જવાબ આપી શકતો ન હોય તો તે અશકતછે.

**ટીકા**—આ આકટની આ કલમથી કીયો પુરાવો દાખલ કરી શકાય તેની હદ વાસ્તવીક રીતે વધી શકે તેટલી વધારવામાં આવીછે કેમકે જો કોરટના મતમાં એમ આવે નહીકે અમુક સખ્સ સ્વાલ સમજવાને અંગર તે ના સમજી શકાય તેવા ઉતર આપવાને યોગ્ય નથી તો દરેક માણસ સાક્ષી પુરવા યોગ્યછે. તેથી જો છોકરાને સાક્ષીમાં બોલાવવામાં આવે તો એટલું જોવું જોઈએ કે તેનામાં સવાલ પુછવામાં આવે તે સમજવાની અને તે ના સમજણ પડે તેવા ઉતર આપવાની શકતીછે કે નહી. તેથી જ્યારે સવાલ સમજી તેનો ઉતર આપી શકે એવું છોકરછે એમ સેસન જડજને લાગ્યું પણ તે સોગન એટલે શું તે સમજવાને બહુ નાનુંછે એમ તેને લાગવાથી તેની જુબાની ફકત ઈકરારે ઉપર લીધી. તે જુબાની પુરાવામાં દાખલ કરવા યોગ્યછે એમ ઠર્યુ ૨૨ વી. રી. ક્રી. રૂ. ૧૪ ૨૨ વી. રી. ક્રી રૂ. ૧

આ કલમ બાબતમાં એવો સવાલ ઉઠાવવામાં આવ્યો હોત કે તોહોમતદારની જુબાની તેની પોતાની તરફથી લઈ સકાય કે નહી. એની જુબાની ના લઇ શકાય એમ ઠર્યુ કેમકે સાક્ષીદારને સોગન અથવા પ્રતિજ્ઞા આપવી જોઇએ અને ફોજદારીકામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે તોહોમતદારને પ્રતિજ્ઞા કે સોગન આપી શકાતા નથી. જ્યારે એક કરતાં વધારે તોહોમતદાર હોય ત્યારે તેમાંના કોઇને પણ સહ તોહોમતદાર તરફથી અગર વીરૂધ સાક્ષીમાં બોલાવી શકાય. ૬ વી. રી. ક્રી. રૂ. ૯૧

મુંગા સાહેદ બાબત. | ૧૧૯. જે સાહેદ બોલી શકતો ન હોય તે સાહેદ લખાણ વડે કીંવા ચીન્હો વડે એવી જે રીતે પોતાની જુબાની સમજાઇ શકે એવી કરી શકતો હોય તેવી

કોઈ રીતે જુબાની આપવાને મુખત્યારછે. પરંતુ એવું લખાણ તથા એવાં ચીન્હો ખુલી કોરટમાં થવા જોઇએ એ પ્રમાણે આપેલા પુરાવાને મુખ જુબાની પુરાવો સમજવો.

દીવાની તથા ફોજદારી કામોમા પરણેલા સખસો સાહિદી આપી શકે કે નહી તે બાબત.

૧૨૦. તમામ દીવાની કામોમાં દાવાના પક્ષકારો તથા દાવાના હરકોઇ પક્ષકારનો ધણી અથવા તેની ધણીઆણી સાહેદી આપવાને શકતછે એમ સમજવું ફોજદારી કામોમાં હરકોઇ સખસની વીરૂધ પુરાવો આપવાને એવા સખસોનો ધણી અથવા તેની ધણીઆણી અનુક્રમે શકતછે એમ સમજવું.

જડજ તથા માજીશતરેટ બાબત

૧૨૧. હરકોઇ જડજ અથવા માજીસતરેટને કોરટમાની તેની એવા જડજ અથવા માજીસતરેટ તરીકેની કરતણુક વીશેના અથવા એવા જડજ અથવા માજીસતરેટના રૂએ જે વાત તેના જાણ્યામાં કોરટમાં આવી હોય તે વીશેના હરકોઇ સવાલો પુછવામાં આવે તેમાં જવાબ દેવાની સદરહુ જડજ અથવા માજીસતરેટને તે જે કોરટને તાબે હોય તેવી કોરટના ખાસ હુકમ શીવાય ફરજ પાડવી નહી પરંતુ એ પરમાણે કામ કરતાના દરમીયાનમાં પોતાનો રૂબરૂ કોઇ બીજી બીનાઓ બની હોય તે વીશે તેને સવાલ પુછી શકાયછે.

## દ્રષ્ટાંતો.

(**અ**) સેસન કોરટની રૂબરૂ **અ** ના ઉપર તજવીજ ચાલેછે તે વખતે **અ** જાહેર કરેછે કે **બ** નામના માજીસતરેટે એક જુબાની ગેર રીતે લીધી. કોઇ ઉપલી કોરટના ખાસ હુકમ શીવાય એ વીશેના સવાલોના જવાબ આપવાની **બ** ને ફરજ પાડી સકાતી નથી.

(**બ**) **બ** નામના માજીસતરેટની રૂબરૂ ખોટી સાહેદી આપ્યાનું **અ** ના ઉપર સેસન કોરટમાં તોહોમતછે ઉપલી કોરટના ખાસ હુકમ સીવાય **અ** એ શું કહ્યું તે **બ** ને પુછી શકાતું નથી.

(**ક**) **બ** નામના સેસન જડજની રૂબરૂ તજવીજના દરમીયાનમાં એક પોલીસ અમલદારનું ખુન કરવાની કોશીશ કરવાનું **અ** ના ઉપર સેસન કોરટમાં તોહોમતછે. સી બીના બની તે વીશે **બ** ને સવાલ પુછી શકાયછે.

ટીકાઃ—જે જડજ અથવા માજીસ્ત્રેટ પોતે જે કામ ચલાવતો હોય તે કામમાં જુબાની આપી શકે કે નહી? મી. ટેલર કહેછે કે તેને સોગન આપવામાં આવે નહી ત્યાંસુધી જડજે અથવા માજીસ્ત્રેટે તે બીના છુપી રાખવી જોઇએ. અને તેથા એમ જણાયછે કે જો તે એકલોજ કામનો ચુકાદો કરતો હોય તો તેની સાક્ષી લઇ શકાય નહી પણ બાજા જડજ અથવા માજીસ્ત્રેટ સાથે બેઠો હોય તો સાક્ષી તરીકે તેને તપાસાયછે. આવા કામમાં સારો રસ્તો એછે કે આવા જડજે કામમાં ભાગ લેવો નહી ૪ બે. લા. રી. આપેનડીક્ષ ફી. રૂ. ૧૫ રાણી વીરૂધ મુકતાસીંહના કામમાં ઉપરના વાકચનો ઉતારો કરવામાં આવ્યો હતો અને એમ ઠરેચુ હતું કે આસેસરોની સાથે સેસન જડજ કામ ચલાવતો હોય તો તે યોગ્ય સાક્ષીછે પણ કામમાં તે તે જાતનું અગર નાણા સબંધી હીત હોવું જોઇએ નહી.

એક ગેરકાયદ મંડળીના માણસોને પકડવામાં ડેપ્યુટી માજીસતરેટે ભાગ લીધો હતો અને પછી તેમની તજવીજ તેણે કરી. જેમાં એમ ઠરેચું કે જડજ અથવા માજીસતરેટ કામની હકીકત જાણતો હોય તેથી તે ન્યાય કરવા સારૂ બેસવાને અયોગ્ય થતો નથી પણ જે હકીકત પોતે જાણતો હોય

તે તેણે કેદીને કહેવી જોઇએ. અને કેદીની આવો જડજ તજવીજ કરતો હોય તેને તે જડજની ઉલટ તપાસ કરવી હોય તો તેવો હકછે. પણ આવા કારણથી ન્યાયાધીકારી પોતે કામ ચલાવવા ને ના પાડી શકેછે ૨૦ વી. રી. ક્રી. રૂ. ૭૬ આ બાબતના સબંધમાં ઇ. લો. રી. ૨ કલમ ૪૦૫ અને ઈ. લો. રી. ૨ કલમ ૨૩ જુઓ. એ કામોમાં એમ ઠરયુ કે એકલોજ જડજ હોય અને તેની સાક્ષી હોય તો તે કામ ચલાવવાને અયોગ્યછે. એકથી વધારે જડજ કામ ચલાવતા હોય તો જેને માહીતી હોય તે જડજે કામમાં ભાગ લેવો નહી.

સાધારણ રીવાજ મુજબ સાક્ષી આપ્યા શીવાય જે વાત જડજને ખબર હોય તે વાત કામ-માં દાખલ કરી શકે નહી તેમજ તેના ઉપર ફેસલાનો આધાર રાખી શકે નહી. ૯ વી.રી.ક્રી.રૂ૨૫૨

તેમજ જ્યુરીના મેમ્બરને અગર આસેસરને માહીતી હોય તો તેની પણ સાક્ષી તરીકે જુબાની લેવા જોઈએ (ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો જુઓ.

લગન સબંધના દરમીયાનમાં કહેલી વાત બાબત.

૧૨૨. જે સખ્સનું લગન થયેલુંછે કીંવા થએલું હતું તેવા હરકોઈ સખ્સને લગન સબંધના દરમીયાનમાં જેની સાથે લગન થએલુંછે અથવા થયલું હતું તેણે હરકાંઇ વાત કહી હોય તે વાત સદરહુ કહેનાર સખ્સની કીંવા હક સબંધે તેના પરતીનીધીની રજામંદી શીવાય પ્રગટ કરવાની તે સખ્સને ફરજ પાડવી નહી કીંવા એવી કાંઈ વાત પ્રગટ કરવાની તે સખ્સને સદરહુ પરમાણેની રજામંદી શીવાએ પરવાનગી આપવી નહી પરંતુ પરણેલા સખ્સોની વચેની માંહો માંહેની ફરીઆદીઓના કામોમાં અથવા કોઇ પરણેલા સખ્સે પોતાનું જેની સાથે લગન થયુંછે તેના વીરૂધ કાંઈ ગુન્હો કીધો હોય તે બદલ તેના ઉપર ફોજદારીમાં ફરીઆદ થઈ હોય તેવાં કામોમાં ઉપર પ્રમાણેની કાંઈ વાત પ્રગટ કરવાની તે સખ્સને ફરજ પાડવાને કીંવા પરવાનગી આપવાને બંધનછે એમ સમજવું નહી.

રાજ્ય પ્રકરણ સબંધી પુરાવો.

૧૨૩. રાજ્ય પ્રકરણ સબંધી પ્રસીદ્ધ નહી થયલા સરકારી દફતર ઉપરથી મળેલો પુરાવો આપવાને કોઇ પણ સખ્સને પરવાનગી આપવી નહી પરંતુ જે ખાતાનુ સદરહુ દફતર હોય તે ખાતાના ઉપરી અધીકારો પરવાનગી આપે તો સદરહુ પ્રમાણે પુરાવો આપવા દેવો. ઉપરી અધીકારી મજકુરને યોગ્ય જણાય તે પ્રમાણે તેણે પરવાનગી આપવી કીંવા ન આપવી.

સરકારી હોદાની રૂએ સરકારીઅધીકારીને કહેલી વાત બાબત.

૧૨૪. કોઇ પણ સરકારી અધિકારીને સરકારી હોદાની રૂએ ભરૂસાની વાત કહેવામાં આવી હોય તે વાત પ્રગટ કરવાથી સારવજનીક હીતને નુકશાનછે એવું તે સરકારી અધીકારીની નજરમાં આવે ત્યારે વાત મજકુર પ્રગટ કરવાની ફરજ અધીકારી મજકુરને પાડવી નહી.

ગુન્હો બન્યા બાબતની ખબરબાતમી વિશે.

૧૨૫. હરકોઈ ગુન્હો બન્યા બાબત હરકાંઇ ખબર બાતમી કોઈ પણ માજીસતરેટ કીંવા પોલીસ અમલદારે કયાંહાંથી મેળવી તે કહેવાને માજીસતરેટ કીંવા પોલીસ અમલદાર મજકુરને ફરજ પાડવી નહી.

રોજગારને સબંધે કહેલી વાત બાબત.

૧૨૬. કોઇપણ બારીસટર કીંવા એટરની કીંવા પ્લીડર કીંવા વકીલને જે વાત તેને તેના અશીલે અથવા તેની તરફથી કોઇએ એવા બારીસટરનું કીંવા

એટરનીનું કીંવા પલીડરનું કીંવા વકીલનું કામ કરવાને પ્રસંગે તથા કામ મજકુર કરાવવાને માટે કહી હોય તે વાત પ્રગટ કરવાની પરવાનગી અથવા કોઇ પણ દસ્તાવેજની સ્થીતી કીંવા મજકુરથી તે પોતાના રોજગારનું કામ કરવાને પ્રસંગે તથા કામ મજકુર કરવાને માટે વાકેફ થયો હોય તે સ્થીતી કીંવા મજકુર પરગટ કરવાની પરવાનગી અથવા એવું કામ કરવાને પરસંગે તથા કરવાને માટે તેણે પોતાના અશીલને કાંઇ પણ સલાહ આપી હોય તે પરગટ કરવાની પરવાનગી તેના અશીલની સ્પષ્ટ રજામંદી શિવાય કોઇ પણ સમયે આપવી નહીં.

પરંતુ આ કલમ માંહેના કોઇ પણ મજકુરને આધારે નીચે જણેલી વાત પ્રગટ થતી બચેછે એમ સમજવું નહીં.

(૧.) કોઇ પણ એવી વાત હરકોઇ ગુનહાનું કામ સાધવા સારૂ કહી હોય તે.

(૨.) હરકોઇ બારીસ્ટરનું કીંવા પલીડરનું કીંવા અટરનીનું કીંવા વકીલનું કામ કરવાને પરસંગે બારીસ્ટર કીંવા પલીડર. કીંવા એટરની કીંવા વકીલ મજકુરના જોવામાં એવી હકીકત આવી હોય, કે તે ઉપરથી એમ માલમ પડે કે કામ મજકુર કરવું શરૂ કરયા પછી હરકોઇ ગુન્હો અથવા દગો થયોછે.

સદરહુ હકીકત સદરહુ બારીસ્ટર કીંવા પલીડર કીંવા અટરની કીંવા વકીલના ધ્યાન ઉપર તેના અસીલે કીંવા અસીલની તરફથી કોઇએ આણી હતી કે નહીં તે કાંઇ જોવાની જરૂર નથી.

ખુલાસો—આ કલમમાં જે ફરજ કહીછે તે સદરહુ કામ ઉપરથી બારીસ્ટર કીંવા પલીડર, કીંવા, અટરની, કીંવા વકીલ મજકુર દુર થયા પછી જારી રેહેછે.

## દ્રષ્ટાંતો.

(અ.) અ નામનો એક અસીલ બ નામના એક અટરનીને કહેછે, કે "મેં ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયોછે. મારી ઇછા એવીછે કે તમે મારી તરફથી એ તોહોમતનો જવાબ કરો."

ગુનેહગાર જાણેલા માણસની તરફથી તોહોમતનો જવાબ આપવો એ કાંઇ ગુનાહનું કામ નથી, તેથી સદરહુ વાત પ્રગટ થતી બચેછે.

(બ.) અ નામનો એક અસીલ બ નામના એક અટરનીને કેહેછે કે "એક બનાવટના લેખનો ઉપયોગ કરીને મારે કોઇ મીલકતનો કબજો લેવાની ઇછાછે. એ લેખ ઉપર તમે ફરીઆદી માંડો" આ વાત ગુનાહનું કામ સાધવા સારૂ કહી તેથી તે પ્રગટ થતી બચતી નથી.

(ક.) અ ના ઉપર ઊચાપતનું તોહોમતછે. તેણે બ નામના એક અટરનીને જવાબ આપવા રાખ્યો, મુકદમાનું કામ ચાલતાના દરમીયાનમાં અ ની હીસાબની ચોપડીમાં એક રકમ દાખલ થયલી બ ના જોવામાં આવી, એ રકમમાં ઊચાપતવાળી રકમ અ ના ઉપર લેહેણી બતાવી હતી અને તે રકમ પોતે કામ લીધુ તે વખતે તે ચોપડીમાં નોહોતી.

આ હકીકત એવી છે કે ત બ એ પોતાનું સદરહુ કામ કરવાને પરસંગે જોઇ, અને તે ઉપરથી એવું માલમ પડેછે કે મુકદમાનું કામ શરૂ થયા પછી કાંઇ દગો થયોછે સબબ એ હકીકત પ્રગટ થતો બચતી નથી.

ક. ૧૨૬ દુભાશીઆ વીગરેને લાગુછે.

૧૨૭. કલમ ૧૨૬ મીમાં કહેલા નીયમો બારીસ્ટરોના તથા પલીડરોના તથા અટરનીઓના તથા વકીલોના દુભાષીઆ તથા કારકુનો કીંવા નોકરોને લાગુ પડેછે એમ સમજવું.

પોતાની ખુશીથી કોઇ પક્ષકારે સાહેદી આપેથી હક ઉઠી જતો નથી.

૧૨૮. કોઇ દાવાનો પક્ષકાર પોતાનીજ દરખાસ્ત ઉપરથી અથવા બીજી રીતે તે ફરીઆદીમાં સાહેદી આપે તો તેણે કલમ ૧૨૬ મીમાં લખ્યા પરમાણેની બાબતો પ્રગટ કરવાની રજામંદી તે ઉપરથી આપી એમ ગણવું નહી અને કોઇ દાવાનો અથવા મુકદમાનો હરકોઈ પક્ષકાર એવા કોઇ બારીસટર પલીડર અટરની કીંવા વકીલને સાહેદ તરીકે બોલાવે તો તેણે સદરહુ પ્રમાણે પરગટ કરવાની રજામંદી આપી એમ માત્ર ત્યારે ગણવું કે જ્યારે સદરહુ બારીસ્ટર અટરની અથવા વકીલને એવી બાબતો વીશે તે સવાલ પુછે કે તે એવા સવાલ ન પુછત તો તે બાબત તે બારીસ્ટર અટરની કીંવા વકીલ પરગટ કરી શકત નહી.

કાયદા સબંધી સલાહકાર સાથે ભરૂંસાની વાત થઈ હોય તે બાબત.

૧૨૯. કોઇ સખસની વચે તથા તેંના કાયદા સબંધી રોજગાર કરનાર સલાહકારની વચે કાંઇ ભરોંસાની વાત થઇ હોય તે પ્રગટ કરવાને તે સખસને ફરજ પાડવી નહી; પરંતુ તે સખસ સાહેદ તરીકે સાહેદી આપવા પોતાની મેળેજ ઉભો થાય, તો તેણે જે કાંઇ પુરાવો આપ્યો હોય તે પુરાવાનો ખુલાસો કરવાને એવી જેટલી વાત જાણવાની કોરટની નજરમાં જરૂર જણાય તેટલી વાત પ્રગટ કરવાની તેને તે ફરજ પાડી શકાય છે, પણ બીજી વાત પ્રગટ કરવાની ફરજ પાડી સકાતી નથી.

સાહેદના ખતકબાલા ગુજારવા બાબત.

૧૩૦. જે સાહેદ ફરીઆદીમાં પક્ષકાર નથી તેવા શાહેદને હરકોઇ મિલકતના પોતાના ખત કબાલા અથવા જે દસતાવેજ ઉપરથી તે હરકોઈ મીલકત ઉપર ગીરોદાર તરીકે અથવા ધરેણે રાખનાર તરીકે હક રાખતો હોય તેવા હરકોઇ દસ્તાવેજ અથવા જે દસ્તાવેજ રજુ કરવા ઉપરથી તે ગુનાહમાં આવે એવું હોય તે દસ્તાવેજ ગુજારવાને ફરજ પાડવી નહી, પરંતુ જે સખસ એવા ખત રજુ કરાવવા માગતો હોય તે સખસ સાથે અથવા તે સખસ ઉપરથી જે સખસનો હક ઉતપન થયો હોય એવા કોઈ સખસ સાથે સદરહુ સાહેદ ખત મજકુર ગુજારવાને લખાણ કરીને કબુલ કીધું હોય તો સદરહુ પ્રમાણે ફરજ પાડી શકાય છે.

**ટીકા**—સાહેદને ધણું કરીને તેના ખત કબાલા રજુ કરવાની ફરજ પાડી શકાતી નથી.—પણ કોઇ દસ્તાવેજ રજુ કરવાથી સાહેદ ઉપર દીવાની ફરીઆદ તેના ઉપર ચાલવાને પાતર થાય તેવું હોય તેટલાજ ઉપરથી દસ્તાવેજ મજકુર રજુ કરવાની તે ના પાડી શકતો નથી. ડો. ડી. રાઉકલીફ. વી. લોરડ. ઇગરેમોનટ મુડી એનડ રોબીનસનસ રીપોરટસ વા. ૨ પા. ૩૮૬.

જ્યાં સાહેદને તેના ખત કબાલા રજુ કરવાની ફરજ પાડી શકાતી ન હોય ત્યાં તેને ખત કબાલા મજકુરના મજકુર વીશે જવાબ આપવાની ફરજ પાડી શકાતી નથી આ ઇંગ્લાંડના કાયદાનો નિયમ છે. આલડરસન સાહેબે ટીકા કરી કે—"કાયદાએ એમ કહેવું કે કોઇ સખસ દસ્તાવેજ રજુ ન કરે તો તે વાજબી છે, પણ તે દસ્તાવેજના મજકુરનો મુખ જુબાની પુરાવો આપવાની તેને ફરજ પાડી શકાય છે એ તદન ફરેબ દેવા જેવું કહેવાય, આ પરમાણે થવાથી તેને જો એ દસ્તાવેજનો મજકુર માલમ હોય તો તેને અથવા તેની મારફત તેના અસીલને માત્ર નામનોજ બચાવ આપવા જેવું થાય અને એ એક હરેક માણસ પાસેથી તેની મીલકતના દસ્તાવેજોમાં તથા માલકી હકોમાં જે ખામીઓ હોય તે જાણવાની તક મેળવવાનો એક આડો રસ્તો થાય;"

ડેવીસ એનડ વાટરસ. મીસન એનડ વેક્ષીસ રીપોરટસ એકસચેકર વા. ૯ પા. ૬૦૬ પાને ૬૧૨.

કોઈ દસતાવેજો બીજા કોઈ સખ્સ પાસે હોય તો તે સખ્સનો દસાતવેજ હાજર કરવાની ના કહેવાનો હક હોત એવા દસતાવેજો હાજર કરવા બાબત.

૧૩૧. કોઇ પણ સખ્સને તેના કબજામાંના એવા દસ્તાવેજો ગુજારવાની ફરજ પાડવી નહી કે તે દસ્તાવેજ હરકોઈ બીજા સખ્સના કબજામાં હોત તો તે ગુજારવાની ના પાડવાનો તેનો હક હોત પરંતુ સદરહુ બીજો સખ્સ દસ્તાવેજો મજકુર ગુજારવાને રજામંદી આપતો હોય તો સદરહુ પ્રમાણે ફરજ પાડી શકાય છે.

જવાબ દીધાથી ગુનામાં આવીશું એ સબબ ઉપરથી સાહેદને જવાબ દેવાની માફી આપવીનહી.

૧૩૨. હરકોઈ ફરીઆદીમાં અથવા દીવાની કીંવા ફોજદારી કામમાં તકરારી બાબતને લગતી હરકોઇ બાબત વીશેના સવાલનો કોઇ સાહેદ જવાબ આપેતો તે જવાબ તે સાહેદને ગુનાહમાં આણવે અથવા તે જવાબ ઉપરથી પરતક્ષ કીંવા પરંપરા સંબંધે સાહેદ મજકુર ગુનામાં આવે એવું થશે અથવા તે જવાબ એવા સાહેદને દ્રવ્ય દંડને કીંવા કાયદો તોડવાની ગુનેગારીને પાતર કરશે અથવા તે જવાબ ઉપરથી સાહેદ મજકુર પ્રતક્ષ કીંવા પરંપરા સબંધે દ્રવ્ય દંડને કીંવા કોઈ કાયદો તોડવાની ગુનેહગારીને પાતર થાય એવું થશે. એવા સબબ ઉપરથી સદરહુ સાહેદને સદરહુ સવાલનો જવાબ આપવાની માફી આપવી નહી.

સરત.

પરંતુ એવા જે જવાબ આપવાની સાહેદને ફરજ પાડવામાં આવી હોય તે જવાબ ઉપરથી ખોટી સાહેદી આપવા બદલ તેના ઉપર જે ફોજદારી મુકદમો ચાલે તે શીવાય બીજો ફોજદારી મુકદમો તેના ઉપર ચલાવવો નહીં કીંવા તેને પકડવો નહીં, કીંવા કોઇ પણ ફોજદારી કામમાં જવાબ મજકુર તેની વીરૂધ સાબીત કરવો નહી.

ટીકા—સાહેદી આપવાની ના પાડવાને માટે તથા ખોટી સાહેદી આપવાને માટે સજા—સાહેદી આપવા ના પાડવાની સજાને માટે હીંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૭૯ જોવી અને ખોટી સાહેદી આપવાની સજાને માટે હીંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૯૩ જોવી.

સાહેદી આપવાને અથવા દસતાવેજ ગુજરવાને ના પાડનાર સાહેદ સન ૧૮૫૩ ના આકટ ૧૯ ની કલમ ૨૬ મુજબ નુકશાનના દાવાને પાતર છે; વળી દીવાની કામ ચલાવવાની રીતનો કાયદો સન ૧૮૭૭ ના આકટ ૧૦ ની કલમો ૧૬૮—૧૭૫ જોવી.

ગુનેહગારના સોબતી બાબત.

૧૩૩. ગુનાહના કામમાં તોહમતવાળા સખ્સનો સોબતી તોહમતવાળા સખ્સની વીરૂધ સાહેદી આપવાને લાયક છે, અને કોઈ ગુનેહ સાબીત કરવાનો ઠરાવ એવા સોબતીની વગર પુષ્ટીની સાહેદી ઉપરથી કરયો છે. એજ કારણને લીધે માત્ર સદરહુ ઠરાવ ગેરકાયદે છે, એમ સમજવું નહી.

ટીકા.—ગુનાહના કામમાં તોહમતવાળા સખ્સના સોબતીની સાહેદીની પુષ્ટી વિશે—ઘણી વખત ઠરાવ કરવામાં આવ્યો છે કે સોબતીઓની સાહેદીને તોહમત વાળો સખ્સ એજ છે કે નહી તે વીશે પુષ્ટી મળવી જોઇએ રાણી વી. બુધ્ધુ નાન્હુ ઈં. લા. રી. (મુબાઇ) વા. ૧—પાનું. ૪૭૫ સોબતીએ નામ દીધેલા સખ્સો વીશે પુષ્ટીકારક પુરાવો જોઇએ એટલુંજ નહી પણ આ કરતાં

એ વધારે અગત્યનું છે તે એ કે, ગુનોહ થયો છે કે કેમ તે વીશે સોબતીની સાહેદી ખાત્રી લાયક કરવાને તેવાજ મતલબનો કાંઇક પ્રથમ દરશનીય પુરાવો હોવો જોઇએ. જેમ ઘણા મુકદમાઓમાં કબુલ કરવામાં આવ્યું છે તે પ્રમાણે જે આદમી બીજા ઉપર જે ગુનહામાં પોતે સામીલ છે તે ગુનોહ કરયાનો આરોપ રાખે તેને એ અમુક સખસેજ ગુનોહ કરયો તે વીશેની પુષ્ટીનીતો જરૂર છેજ પણ કોઇ પણ ગુનોહ અથવા જે અમુક ગુનાહની સજાથી પોતાની સાહેદી ફોજદારી ફરીઆદનું કામ ચલાવવાને સારૂ ઉપયોગી થશે એવી સમજુતથી તેને માફી આપી હોય તે અમુક ગુનોહ બન્યો છે કે નહી તે વીશેની પુષ્ટીની આ કરતાં પણ વધારે જરૂર છે"—રાણી વી. ચતુર પરશોતમ, ઈં. લા. રી. ૧ (મુંબાઇ) ૪૭૯

નોટ—સોબતીના સાહેદોની પુષ્ટીને સારૂ જરૂરીઆત પુરાવો એક અલગ અને ભરૂંસા લાયક મારગથી આવવો જોઇએ, અને સોબતી મજકુરે પોતેજ આગળ જે મજકુર કહયો હોય તે મજકુર તજવીજ ચાલતાની દરમીયાન તેણે આપેલી સાહેદીને મળતો હોય તો પણ તે ઉપર કહેલી પુષ્ટીને માટે બસ નથી. કેટલાક કેદીઓમાંના એક કેદીને કબુલાત બીજાઓની વીરૂધ કોઇ સોબતીએ આપેલી સાહેદીની પુષ્ટીમાં વાપરી શકાય નહી. કલમ ૩૦ મુજબ આવા પ્રકારની કબુલાત તોહોમતવાળા સખસની વીરૂધ ધાનમાં લેઈ શકાય, પણ તેનેજ પુષ્ટીની જરૂર છે તેથી સોબતી મજકુરની સાહેદીના વજનમાં તે ઉમેરો કરતી નથી. રાણી વી. મલાપા બીન કપાના, ૧૧ મુ. હા. કો. રી. ૧૯૬

સાહેદોની સંખ્યા | ૧૩૪. હરકોઈ કામમાં હરકોઈ હકીકત સાબીત કરવાને સારૂ સાહેદોની અમુક સંખ્યા જોઇએ એમ સમજવું નહીં.

## બાબ ૧૦ મો.—શાહેદોની તપાશણી બાબત.

શાહેદ કેવે અનુક્રમે ગુજારવા તથા તેની કેવે અનુક્રમે શાહેદી લેવા તે બાબત. | ૧૩૫. 'સાહેદો કેવે અનુક્રમે ગુજારવા, તથા તેની સાહેદી કેવે અનુક્રમે લેવી એ બાબત દીવાની તથા ફોજદારી કામ ચલાવવાની રીત સબંધી વખતે વખત જે કાયદો તથા વહીવટ હોય તે મુજબ જેના તે કાયદા તથા વહીવટ પ્રમાણે અમલ કરવો અને એવો કાંઇ કાયદો ન હોય તો કોરટની નજરમાં દુરસ્ત લાગે તેમ કરવું.

ટીકાઃ—થોડો એક અમલદારે અને થોડો બીજા અમલદારે દફતરમાં દાખલ કરેલા પુરાવા ઉપરથી કમીટ કરવા તથા ગુનોહ સાબીત થયાનો ઠરાવ કરવા બાબત ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમો ૩૨૮, ૩૨૯ જોવી.

જે અનુક્રમમાં સાક્ષીઓ રજુ કરવા અને તે જાતે તપાસવા તેને વાસ્તે દીવાની કાયદાની ૧૭૯-૧૮૦ કલમો જુઓ અને અપીલમાં કોને વેહેલાં બોલવાનો હકછે તે બાબત ૫૫૫ મી કલમો જુઓ.

ફોજદારી કાયદા પ્રમાણે સાક્ષીઓની જુબાની તોહમતદાર અગર જો તેના એજન્ટને હાજર રેહેવાની પરવાનગી આપી હોય તો તેએજન્ટના રૂબરૂ લેવી જોઇએ. તેમની ગેરહાજરીમાં જુબાનીઓ લીધી હોય તે તોહોમતદારની રૂબરૂ તેમને વાંચી સંભળાવી એટલે કાયદા પ્રમાણે અમલ થયો તેમ ગણાય નહી, એનું એ કામ ગમે તેટલી વખતે કોરટની રૂબરૂ આવે તોપણ જો

તોહોમતદારો જુદા હોય તો બધું કામ નવેસર ચલાવવું જોઇએ. ૨૨ વી. રી. ૩૮ સેશનકોરટમાં તોહોમતદારને તોહોમત વાંચી સંભળાવી તેનો જુવાબ લઈ આસેસર અગર જ્યુરરો પસંદ કર્યા પછી ફરીઆદી તરફથી કામ શરૂ થાયછે અને ફરીઆદીના સાક્ષી તપાસવામાં આવેછે તેમની ઉલટ તપાસ થાયછે અને ફરી તપાસ કરવામાં આવેછે. પછી તોહોમતદારની જુબાની લેવામાં આવેછે અને તેની મરજી શાહેદ બોલાવવાની છે કે નહી તે પુછવામાં આવેછે. જો તે ના કહે તો ફરીઆદ ચલાવનાર પોતાની તરફનો કેસ સમેટી હકીકત જાહેર કરેછે. પછી જો કોરટને એમ લાગે કે કામ આગળ ચલાવવાને પુરતાં કારણ છે તો તોહોમતદારની પાસેથી તેનાં બચાવનાં કારણ માગેછે અને તેના સાક્ષી રજુ કરવાનું ફરમાવેછે.

પછી તોહોમતવાળો અગર તેનો વકીલ તોહોમતવાળા તરફની કામની હકીકત જાહેર કરેછે ઇત્યાદી.

ઘણી વખતે એમ બનેછે કે કામ ચલાવનાર જુજ અથવા માજીસ્ટરેટની બીજી જગ્યાએ બદલી થવાથી તે કામ પુરૂં કરી શકતો નથી.

આના સંબંધમાં દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની ૧૯૧ મી કલમ અને ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૩૨૮ મી અને ૩૨૯ કલમો જુઓ.

આગલા શેશન જડજે જે પુરાવો લીધો હોય તે ઉપરથી પાછળ થનારો શેશન જડજ તોહોમતદારને સજા કરી શકે નહી. ૨૧ વી. રી. ક્રી રૂ. ૪૭; ૨૩ વી. રી. ક્રી રૂ. ૫૯

સોગન આપવા બાબતમાં સન ૧૮૭૩ નો ૧૦ મો આકટ જુઓ,

દીવાની કાયદા પ્રમાણે જે લોકોને કોરટમાં હાજર થતાં મુકત કરેલાછે તે બાબતમાં તે કાયદાની ૬૪૧ મી કલમ જુઓ.

પુરાવો લેવા યોગ્ય છે કે નહી એ વાત જડજે ઠેરવવી.

૧૩૬. જ્યારે હરકોઇ હકીકતનો પુરાવો આપવાનું હરકોઇ પક્ષકાર કહે, ત્યારે જાહેર કરેલી હકીકત સાબીત થાય તો તે લગતી શી રીતેછે એવું સદરહુ પુરાવો આપવાનું કેહેનાર સખશને પુછવાને જડજ મુખત્યાર છે અને સદરહુ હકીકત શાબીત થાય તો તે લગતીછે એવું જડજની નજરમાં આવે તો તેણે પુરાવો મજકુર લેવો અગર એવું નજરમાં ન આવે તો તે લેવો નહીં.

જે હકીકત સાબીત કરી આપવાનું કહેવામાં આવે તે હકીકત ' એવી હોય કે કોઇ હકીકત સાબીત થાય તોજ માત્ર તેનો પુરાવો લેવાઇ શકાય ત્યારે સદરહુ પરથમ કહેલી હકીકતનો પુરાવો આપતાં પેહેલાં સદરહુ પાછળથી કહેલી બીજી હકીકત સાબીત થવી જોઇએ; પણ પક્ષકારે મજકુર એવી હકીકતની સાબીતી આપવાનું પોતાને માથે લે એ અને તે વીશે કોરટની ખાત્રી થાયતો તેમ થવાની જરૂર નથી.

એક જાહેર કરેલી હકીકત લગતી છે કે નહીં એ વાત બીજી જાહેર કરેલી હકીકત પરથમ સાબીત થયેલી માલમ પડે એવી હોય ત્યારે જડજની નજરમાં યોગ્ય જણાય તે પ્રમાણે સદરહુ બીજી વાત સાબીત કરતાં પેહેલાં સદરહુ પેહેલી વાતનો પુરાવો આપવાની પરવાનગી આપવાને અગર સદરહુ પેહેલી વાતનો પુરાવો આપતાં પેહેલાં સદરહુ બીજી વાતનો પુરાવો આપવાનો હુકમ કરવાને જડજ મુખત્યારછે.

## દ્રષ્ટાંતો.

(અ) એક લગતી હકીકત વિશે એક જાહેર કરવા પ્રમાણે ગુજરી ગયલા સખશે કહેલો મજકુર સાબીત કરી આપવાનું કહેવામાં આવ્યુ છે એ મજકુરે કલમ ૩૨ મુજબ લગતો છે.

એ મજકુરનો પુરાવો આપતાં પેહેલાં એવો પુરાવો આપવાનું કહેનાર સખસે સખસ મજકુર ગુજરી ગયો છે એ હકીકત સાબીત કરવી જોઇએ.

(બ) એક જાહેર કરવા પ્રમાણે ખોવાઈ ગયલા દસ્તાવેજનો મજકુર નકલ વડે સાબીત કરી આપવાનું કહેવામાં આવ્યું છે.

નકલ મજકુર ગુજારતાં પેહેલાં તે નકલ ગુજારવાનું કેહેનાર શખસે સદરહુ અશલ દસ્તાવેજ ખોવાઇ ગયોછે એ શાબીત કરવું જોઇએ.

(ક) અ ના ઉપર ચોરીનો માલ ચોરીએ ગએલો જાણીને લેવાનું તોહોમતછે.

માલ મજકુર તેના કબજામાં હતો એ વાતનો તેણે ઇનકાર કીધો હતો એવું શાબીત કરી આપવાનુ કેહેવામાં આવ્યું છે.

ઇનકારની વાત લગતીછે કે નહીં એ વાત ચોરીએ ગએલો માલ રજુછે તેજછે એ વાત શાબીત થયેલી માલમ પડે એવી છે કોરટની નજરમાં યોગ્ય આવે તે પ્રમાણે કબજાનો ઇનકાર સાબીત કરતાં પેહેલાં માલ મજકુર ચોરીએ ગએલો તેજછે એનો પુરાવો આપવાનો હુકમ કરવાને અથવા માલ મજકુર ચોરીએ ગએલો તેજછે તેનો પુરાવો આપતાં પેહેલાં ઇનકારની વાત શાબીત કરવાની પરવાનગી આપવાને કોરટ મુખત્યારછે.

ડ અ નામની એક હકીકત જાહેર કરવા પ્રમાણે એક તકરારી વાતનું કારણ અથવા ફળ છે એ અ નામની હકીકત સાબીત કરી આપવાનુ કેહેવામાં આવ્યું છે. હકીકત અ તકરારી હકીકતનું કારણ કીંવા ફળછે એવું માની શકાય તે પેહેલાં વચમાં દરમીયાન બ, ક, ડ, એવી તરણ હકીકતછે તે બનેલીછે એમ સાબીત કરવું જોઈએ. બ ક અથવા ડ હકીકત સાબીત કરતાં પેહેલાં હકીકત અ સાબીત કરવાની પરવાનગી આપવાને અગર તો અ સાબીત કરવાની પરવાનગી આપતાં પેહેલાં બ ક તથા ડ સાબીત કરવાનો હુકમ આપવાને કોરટ મુખત્યાર છે.

**મુખ્ય તપાશણી |** ૧૩૭. જે પક્ષકારે સાહેદને બોલાવ્યો હોય તે પક્ષકાર તે સાહેદને તપાશે તેને મુખ્ય તપાસણી કેહેવી.

**ઉલટ તપાશણી |** સામાનો પક્ષકાર સાહેદને તપાશે તેને ઉલટ તપાસણી કેહેવી.

**ફરી તપાશણી. |** ઉલટ તપાંસણી થયા પછી જે પક્ષકારે શાહેદને બોલાવ્યો હોય તે પક્ષકાર સાહેદને તપાસે તેને ફરી તપાશણી કેહેવી.

**ઉપલી કલમમાં કહેલી તપાશણી કેવે અનુકરમે લેવી તા. ફરી તપાશણીમાં શું પુછવું તે બાબત |** ૧૩૮. શાહેદોની પરથમ મુખ્ય તપાશણી કરવી પછી (જો સામા પક્ષકારની ઇછા હોય તો) ઉલટ તપાશણી કરવી અને ત્યાર બાદ (સાહેદને બોલાવનાર પક્ષકારની ઇછા હોય તો) ફરી તપાશણી કરવી.

મુખ્ય તપાસણી તથા ઉલટ તપાસણી લગતી હકીકત બાબત હોવી જોઇએ પણ ઉલટ ત-

પાસણીમાં જે હકીકત શાહેદે મુખ્ય તપાસણીમાં લખાવી હોય તેજ હકીકત વીશે માત્ર સવાલ પુછવા એવી જરૂર નથી.

ઉલટ તપાસણીમાં જે બાબતોનો બોધ થયો હોય તે બાબતનો ખુલાસો થવાના કારણસર સવાલો ફરી તપાસણીમાં પુછવા; અને ફરી તપાસણીમાં કોરટની પરવાનગીથી કાંઈ નવી બાબત નીકળે. તો તે બાબત વીશે ફરી ઉલટ સવાલ પુછવાને સામો પક્ષકાર મુખત્યાર છે.

દસ્તાવેજ રજુ કરવાને કોઈ સખસને સમન થયો હોય તે સખસની ઉલટ તપાસણી બાબત.

૧૩૯. જે સખસના ઉપર કાંઈ દસ્તાવેજ રજુ કરવાનો સમન થાય તે સખસે તે દસ્તાવેજ રજુ કર્યો એ હકીકત ઉપરથીજ માતર સખસ મજકુર સાહેદ બન્યો એમ સમજવું નહી અને તેને જ્યાં સુધી સાહેદ તરીકે બોલાવવામાં આવ્યો નથી ત્યાં સુધી તેની ઉલટ તપાસણી કરી સકાતી નથી.

ટીકા—દસ્તાવેજ રજુ કરવા સમનથી બોલાવેલા સાહેદે જાતે હાજર થવાની જરૂર નથી.- દીવાની કામ ચલાવવાની રીત બાબતનો સને ૧૮૮૨ ના આકટ ૧૪ ની કલમ ૧૬૪ મુજબ જે શખસને સમનથી માત્ર દસ્તાવેજ રજુ કરવા બોલાવેલો હોય તે સખસ દસ્તાવેજ મજકુર રજુ કરવાને જાતે હાજર થવાને બદલે જો તે દસ્તાવેજ રજુ કરાવે તો સદરહુ સખસ સમનમાં ફરમાવ્યા મુજબ વરત્યો એવું ગણાયછે.

ચાલ ચલણ બાબતના સાહેદો બાબત.

૧૪૦. ચાલ ચલણ બાબતના સાહેદોની ઉલટ તપાસણી તથા ફરી તપાસણી કરી શકાયછે.

સુચક સવાલ.

૧૪૧. સવાલ પુછનાર સખસ જે જવાબ મળવાની ઈછા રાખતો હોય અથવા આશા રાખતો હોય તે જવાબ જે સવાલ ઉપરથી નીકળી આવે તેવા સવાલને સુચક સવાલ કહેવામાં આવેછે.

સુચક સવાલો કયારે પુછવા નહી

૧૪૨. મુખ્ય તપાસણીમાં અથવા ફરી તપાસણીમાં સુચક સવાલ સામો પક્ષકાર હરકત લેતો કોરટની પરવાનગી શીવાય પુછવા જોઈએ નહી.

જે બાબતો પ્રસ્તાવના રૂપે હોય અથવા બીજા તકરારી હોય અથવા કોરટના અભીપ્રાયમાં પુરતી રીતે સાબીત થઈ ચુકી હોય તે બાબતો વીશે સુચક સવાલો પુછવાની કોરટે પરવાનગી આપવી.

કયારે પુછીશકાય.

૧૪૩. ઉલટ તપાસણીમાં સુચક સવાલો પુછી શકાય છે.

લખાણ થએલી બાબતો વીશેનો પુરાવો.

૧૪૪. હરકોઈ સાહેદની સાહેદી લેવાતી હોય તે દરમીયાનમાં તેને એવું પુછી શકાય છે. કે જે કરાર કીંવા દાન કીંવા મીલકતની બીજી રીતની બ્યવસ્થા બાબત તે સાહેદી આપે છે તે કરાર કીંવા દાન કીંવા મીલકતની બીજી રીતની બ્યવસ્થા કોઈ દસ્તાવેજમાં લખેલી નહોતી કે કેમ; અને જો તે એમ કહે કે લખેલી હતી તો અથવા જે દસ્તાવેજ કોરટના અભીપ્રાય પરમાણે રજુ થવો જોઈએ એવા હરકોઈ દસ્તાવેજના મજકુર વીશે તે સખસ કાંઈ વાત કહેવા જતો હોય તો સામો પક્ષકાર એવી હરકત લેવાને મુખત્યાર છે કે દસતાવેજ મજકુર રજુ થતાં સુધી અથવા જે હકીકત સાબીતો થએ સદરહુ સાહેદને બોલાવનાર પક્ષકારને દસતાવેજ મજકુરનો દોયમ પુરાવો આપવાનો હક થતો હોય તે હકીકતો સાબીત થાય ત્યાં સુધી એવો પુરાવો લેવો જોઈએ નહી.

ખુલાસો.—દસતાવેજોના મજકુર વીશે બીજા સખસોએ કહેલી વાત સવત લગતી હોય તો તે વાતોની મુખ જુબાનીની સાહેદી શાહેદ આપી શકે છે.

## દ્રષ્ટાંતો.

તકરાર એવી છે કે અ એ બ ના ઉપર હુમલો કીધો કે નહી.

(ક) એવી શાહેદી આપે છે કે અ એ ડ ને એવું કહેતાં ક એ સાંભળ્યું કે "બ એ કાગળ લખ્યો તેમાં મારા ઉપર ચોરીનું તોહમત મુકયું છે અને તેનું વેર હું લઇશ" આ વાત લગતી છે કારણ કે હુમલો કરવાનો અ નો શું હેતુ હતો તે તે ઉપર માલમ પડે છે સબબ કાગળ વાશે કાંઇ પુરાવો આપવામાં ન આવે તો પણ સદરહુ વાતનો પુરાવો આપી શકાય છે.

પેસતરના લખેલા મજકુર બાબત ઉલટ તપાસણી.

૧૪૫. કોઇ સાહેદે પેસતર કાંઇ મજકુર લખેલો હોય અથવા કહ્યો હોય તે લખી લેવામાં આવ્યો હોય તથા તે તકરારી બાબતને લગતો હોય તો તે લખાણ તેને બતાવ્યા શિવાય અથવા સાબીત કરેયા શિવાય સદરહુ મજકુર બાબત તેની ઉલટ તપાસણી કરી શકાય છે; પરંતુ લખાણ મજકુરથી તેને ખોટો પાડવાનો ઇરાદો હોય તો તે લખાણ સાબીત કરી શકાય તે પેહેલાં લખાણ મજકુરના જે ભાગો તેને ખોટો પાડવાના કામમાં લેવાનો હોય તે ભાગો તેના લક્ષ ઉપર આણવા જોઇએ.

ઉલટ તપાસણીમાં કયા સવાલો પુછવા લાયક છે.

૧૪૬. જ્યારે કોઇ સાહેદની ઉલટ તપાસણી લેવામાં આવે ત્યારે આ આકટમાં ઉપર બોધ કરી ગયા પરમાણેના સવાલોની સાથે જે સવાલોથી નીચે લખેલી બાબતોનો ખુલાસો થાય તેવા સવાલો પણ તેને પુછી શકાય છે.

૧ સાહેદ મજકુર સાચુ બોલે છે કે નહી તેની પરીક્ષા લેવા બાબત.

૨ તે કોણ છે. તથા તેની સંસારમાં કેવી સ્થીતી છે તે બાબત અથવા.

૩ તેની ચાલ ચલણને હાની લગાડી તેના ઉપરનો ભરોસો નબળો પાડવા બાબત આવા સવાલોના જવાબ ઉપરથી પરતક્ષ કીવા પરંપરા સબબે સાહેદ મજકુર ગુનાહમાં આવે એવું થતુ હોય અથવા જવાબ મજકુર તેને દરવ્યદંડને કીંવા કાયદો તોડવાની ગુનેહગારીને પાત્ર કરતો હોય અથવા તે ઉપરથી પરતક્ષ કીંવા પરંપરા સબંધે તે દ્રવ્ય દંડને કીંવા કાયદો તોડવાની ગુનેહગારીને પાત્ર થાય એવું થતું હોય તો પણ સવાલ મજકુર પુછી શકાય છે.

સાહેદને જવાબ આપવાની ફરજ ક્યારે પાડવી

૧૪૭. જો હરકોઈ એવો સવાલ દાવાને કીંવા કામને લગતી હોય તેવી બાબત વીશે હોય તો કલમ ૧૩૨ મીમાં લખેલા નોયનો તેને લાગુ પડે છે.

સવાલ ક્યારે પુછવો અને તેનો જવાબ દેવાની ફરજ ક્યારે પાડવી તે કોરટે ઠેરાવવું.

૧૪૮. એવા હરકોઈ સવાલ એવી બાબત વીશે હોય તે ઉપરથી સાહેદની ચાલ ચલણને હાની પોહોચ્યાથી તેના ઉપરના ભરૂંસામાં અંતર પડે, તે શીવાય બીજી રીતે તે બાબત દાવામાં કીંવા કામમાં લગતી નહોય તો તે સવાલનો જવાબ દેવાની સાહેદને ફરજ પાડવી કે નહી તે કોરટે ઠેરવવું અને જો કોરટના નજરમાં યોગ જણાય તો સવાલ મજકુરનો જવાબ દેવાની સાહેદને ફરજ નથી. એવી તે સાહેદને સુચના આપવાને કોરટ મુખતીઆર છે. સદરહુ મુજબ ઠરાવ કરતી વખતે નીચે લખેલી બાબતો ઉપર કોરટે ધીયાન રાખવું.

(૧) સદરહુ સવાલ જો એવા પ્રકારના હોય કે તે ઉપરથી જે આરોપ મુકવામાં આવતો હોય તે આરોપ જો સાચો પડે તો જે બાબતની સાહેદ મજકુર સાહેદી આપતો હોય તે બાબતમાં તેના ઉપર ભરોંસો રાખવા સબંધીના કોરટના અભીપ્રાયમાં બાધ પડે, તો તે સવાલ મુનાસીબછે એમ સમજવું.

(૨) સદરહુ સવાલ ઉપરથી જે આરોપ મુકવામાં આવતો હોય તે એવા લાંબા કાળની બાબતો સબંધીનો કીંવા એવા પ્રકારનો હોય કે તે સાચો પડે તો જે બાબતની સાહેદ મજકુર સાહેદી આપતો હોય તે બાબતમાં તેના ઉપર ભરોંસો રાખવા સબંધીના કોરટના અભીપ્રાયમાં ફેર પડે એવું ન હોય કીંવા જુજ ફેર એવું હોય, તો તેવા સવાલોને ગેર મુનાસિબ સવાલ સમજવા.

(૩) સાહેદની ચાલ ચલણ ઉપર જે આરોપ મુકવામાં આવ્યો હોય તે કેટલો ભારેછે તથા સાહેદ મજકુરની સાહેદી કેટલી અગત્યનીછે એ બે વાત ઉપર વીચાર કરતાં તે બેઉ વચે મોટો અંતર માલમ પડે તો એવા સવાલ ગેર મુનાસિબ જાણવા.

(૪) સાહેદ જવાબ આપવાની ના કહે તો તે ઉપરથી કોરટની નજરમાં યોગ્ય જણાય તો એવી ધારણા કરવાને કોરટ મુખ્તારછે કે જવાબ આપ્યો હોય તો તે પ્રતીકુલ પડે.

**ટીકા**—ગેર મુનાસબ સવાલોનો જવાબ આપવાથી સાહેદનો બચાવ.—આ કલમ મુજબ કોરટને સવાલો પુછવાની મના કરવાનો અથવા જવાબ આપવા સાહેદ ના પાડવા ઉપરથી અનુમાન દોરવા અથવા ન દોરવાનો અધીકારછે. બે પરવાઈના તથા ગેર મુનાસબ સવાલોમાંથી સાહેદોનો બચાવ કરવામાં કોરટે કીયા ધોરણો ઉપર ચાલવું. તે રકમ (૨) તથા (૩) માં ઠરાવેલા બહિષ્કરણો સ્પષ્ટ રીતે બતાવેછે. સાહેદ કાયદાનું માન રાખી કોરટમાં સાક્ષી પુરવા આવે તેટલાજ ઉપરથી તેના બધી આગળની વરતણુંક ખોટી બનો જાહેરમાં લાવવાની નથી આવી ભારે ખાનગી અગવડ જો ખરીજ અગત્ય હોય તોજ ઉલંઘન કરાય; પણ જ્યારે આરોપ ખરો હોય તોપણ સાહેદ ઉપર ભરોંસો રાખવામાં અંતર પડતો ન હોય, કીંવા જ્યારે સાહેદની ચાલ ચલણને હાની ઘણીજ હોય, અને સાક્ષાની અગત્યતા ઘણીજ થોડી હોય ત્યારે ઉપર કહેલો અગવડ ઉલંગન કરી શકાતી નથી. કોઈ બઇરીને કોઈ નાના કામમાં પુછવામાં આવે કે "વીસ વરસ ઉપર તને ગેરકાયદેસર છોકરૂં થયું હતું કે નહી!" તો આ સવાલનો જવાબ આપવાથી બચવાનો તેને નીચેના બે સબબોથી હકછે (૧) લો જો તેને જનમ્યું હોય તો તેથી તેની સચાઇમાં અંતર પડતો નથી; અને (૨) જો એકે આવા નજીવા કારણને સ.ર તેની આબરૂ જોખમમાં નાંખવી એ ગેરવાજબીછે.

ઉપર પ્રમાણે લજ્જા રહીત હુમલાના અથવા બળાતકાર સંભોગની કોશીશના કામોમાં ફરીઆદ કરનાર બઈરીને એવો સવાલ ન પુછી શકાય કે તેને પેસ્તર કે તર કેદી શીવાય બીજા કોઇ માણસની સાથે સમાગમ થએલો કે નહી, કેમકે એ સવાલ મુદાની વાતને લગતો નથી. રાણી વી. હોગસન, રસલ એન્ડ રાયન્સ ક્રાઉન કેસીસ પા. ૨૧૧; રાણી. વી. કલારક, સ્ટારકીસ રીપોરટસ નીસી પ્રાયસ વા. ૨—પા. ૨૪૧; રાણી વી. કોકરોફ્ટ, કોકસ ક્રીમીનલ કેસીસ વા. ૧૧—પા. ૪૧૦; રાણી વી. હોલમસ, લા રીપોરટસ, ક્રાઉન કેસીસ રીઝર્વ્ડ વ. ૧—પા. ૩૩૪

કારીંગટન એન્ડ પેઇન્સ રીપોરટસ નીસી પ્રાયસ વા. ૬—પા. ૫૬૨ રાણી વી. માર્ટીનના

કામમાં ફરીઆદ કરનાર બહેરીને પેસ્તર કેદીની સાથે સમાગમ હતો એવા પુરાવા પડેલો હતો, અને કારીંગટન એન્ડ પેઇન્સ રીપોરટસ વા. ૩—પા. ૫૮૯ રાણી વી. બારકરના કામમાં ફરીઆદ કરનારી બહેરી સાધારણ કસ્બાતણછે એવું બતાવનાર પુરાવા લીધેની તકરાર હતી; આ કામોમાં પુરાવા લેવા યોગ્યછે એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કારણ તે સંમતીની તકરાર સાથે પ્રત્યક્ષ રીતે લાગતો વળગતોછે.

યોગ્ય કારણ વગર સવાલ પુછવો નહી.

૧૪૯. કલમ ૧૪૮ મીમાં બોધ કર્યોછે તેવા સવાલ ઉપરથી જે આરોપ મુકવામાં આવતો હોય તે આરોપ સ.રા પાયા ઉપરછે એવું ધારવાને તે પુછનાર સખસને યોગ્ય કારણ ન હોય તો તેવો સવાલ પુછવો મુનાસીબ નથી.

## દ્રષ્ટાંતો.

(અ) એક બારીસ્ટરને એક અટરનીએ એવી સમજુત આપી કે એક અગત્યનો સાહેદ ડાકાઇટી કરનારછે. સાહેદ મજકુર ડાકાઇટી કરનારછે કે સી રીતે ત તે સાહેદને પુછવાનું આ એક યોગ્ય કારણછે.

(બ) એક વકીલને કોરટમાંના એક સખસે ખબર આપી કે એક અગત્યનો સાહેદ ડાકાઇટી કરનારછે. વકીલ તે ખબર આપનારને પુછ પાછ કીધી તો પોતે કહેલી વાતના તેણે ખાતરી લાયક કારણ બતાવ્યાં સાહેદ મજકુર ડાકાઇટી કરનારછે કે શી રાતે એવું તેને પુછવાનું આ એક યોગ્ય કારણછે.

(ક) એક સાહેદને વીશે કશી વાત જાણ્યામાં નથી તેને વગર સંધાને પુછ્યુ કે, તે ડાકાઇટી કરનારછે કે નહી આ સવાલ પુછવાને યોગ્ય કારણ નથી.

(ડ) એક સાહેદને વિશે કશી વાત જાણ્યામાં નથી તેને પોતાની ઉપજીવીકાના સાધન શુંછે તથા ગુજારો શી રીતે કરેછે તે બાબત પુછ્યુ તે ખાતરી લાયક જવાપ આપતો નથી એ સખસ ડાકાઇટી કરનારછે કે શી રીતે એવું તેને પુછવાનું આ એક યોગ્ય કારણ ગણી શકાય.

યોગ્ય કારણ વગર સવાલ પુછવામાં આવે ત્યારે કોરટે શું કરવું.

૧૫૦. જ્યારે કોરટનો અભીપ્રાય એવો હોય કે હરકોઇ એવો સવાલ યોગ્ય કારણ વગર પુછ્યો, ત્યારે જો તે સવાલ હરકોઇ બારીસ્ટરે અથવા અટરનીએ અથવા પલીડરે અથવા વકીલે પુછ્યો હોય તો કામ મજકુરની હકીકતનો રીપોરટ હાઇકોરટમાં અથવા સદરહુ બારીસ્ટર કીંવા અટરની કીંવા પલીડર કીંવા વકીલ પોતાનું રોજગારનું કામ કરવાને પ્રસંગે જે અધીકારીને તાબે હોય તેને કરી મોકલવાને કોરટ મુખત્યારછે.

ટીકા—અસલ ખરડામાં જે કલમો હતી તેને બદલે આ કલમો મુકવામાં આવીછે. બીલ પસાર થતાં સર. જે. એફ. સ્ટીફન સાહેબે જણાવ્યું કે "તે કલમોમાં એવો ઠરાવ હતો કે કોરટની આગળ ચાલતા કામને લાગુ ન પડે તેવા અને સાક્ષીની આબરૂ ઉપર જેની અસર થાય તેવા સવાલો લેખી સમજુતી વગર કોઇ પણ સખસને પુછવા નહી. જો તે સવાલ કોરટને અયોગ્ય લાગે તો કોરટ લેખી સમજુત જોવા માગી શકે; અને આવી લેખી સમજુત આપી હોય તો પીનલકોડ પ્રમાણે અપવાદોને અનુસરીને તે આબરૂ લીધા બરોબર ગણાય. આ સુચના ઉપર ઘણી ટીકા થઇ અને ત્રણે ઇલાકાના વકીલો બારીસ્ટરો તરફથી અરજીઓ આવી. તેમજ સ્થાનીક રાજ્યોનો પણ

મત તે વિરૂધ હતો અરજીમાં બતાવેલાં કારણો કેટલાંક વ્યાજબી લાગવાથી એ કલમો કાઢી નાંખવામાં આવીછે.

લજ્જા રહીત તથા નીંદા યુકત સવાલ.

૧૫૧. કોરટની નજરમાં જે સવાલ અથવા તપાસણી લજ્જા રહીત કીંવા નીંદા યુકત લાગે તે સવાલ અથવા તપાસણી કોરટની રૂબરૂ ચાલતી તકરારો, સાથે કાંઇ લાગતી વળગતી હોય તો પણ તે કરવાની મના કરવાને કોરટ મુખત્યારછે પરંતુ તે જો તકરારી હકીકતની સાથે સબંધ રાખતી હોય, અથવા તકરારી હકીકત હતી કે નહી તે મુકરર કરવાને જાણવાની જરૂર હોય એવી બાબતો સાથે સબંધ રાખતો હોય તો સદરહુ પ્રમાણે મના કરી શકાય નહી.

**ટીકા**—જે સવાલ અપમાન કરવાને અગર મન દુખાવવા સારૂ કરવામાં આવ્યો હોય અગર તે જરૂર વીના ખોટું લાગે તેવા રૂપમાં મુક્યો હોય તો સાક્ષીના બચાવ સારૂ કોરટે વચે પડવું એ કોરટની ફરજછે.

અપમાન કરવાના અથવા મનને દુખ કરવાના ઇરાદાથી કીધેલા સવાલ.

૧૫૨. કોરટની નજરમાં એવું આવે કે કોઈ સવાલ અપમાન કરવાના કીંવા મનને દુઃખ ઉત્પન કરવાના ઇરાદાથી કીધોછે, અથવા સવાલ મજકુર સ્વતઃમુનાસીબ હોય તો પણ કોરટની નજરમાં એમ આવે કે તેનું રૂપ વગર જરૂરે મન દુખવવા જેવું છે તો તે સ્વાલ કોરટે કરવા દેવો નહીં.

સાહેદની સાચવટ જોવાના સ્વાલના જવાબ ખોટા પાડવાને પુરાવો આપવો નહી.

૧૫૩. જ્યારે કોઇ સાહેદને હરકોઈ સવાલ પુછ્યો હોય તથા તેનો તેણે જવાબ આપ્યો હોય, તે ઉપરથી તેની ચાલ ચલણને હાની પોહોંચ્યાથી તેના ઉપરનો ભરોંસો નબળો થાય એટલોજ માત્ર સ્વાલ મજકુર થતી તજવીજમાં લગતો હોય ત્યારે તે સાહેદને ખોટો પાડવા સારૂ કાંઈ પણ પુરાવો આપવો નહી પણ તેણે જો ખોટો જવાબ દીધો હોય તો તેના ઉપર પાછળથી ખોટી સાહેદી આપવાનુ તોહોમત મુકા સકાયછે.

**અપવાદ ૧ લો**—કોઈ સાહેદને એવો સવાલ પુછીઓ હોય કે તમારા ઉપર પેસતર કાંઇ ગુનોહ સાબીત થએોછે કે નહી' અને તેના જવાબમાં તે ના કહે તો પેસતરે ગુનોહ સાબીત થયાની વાતનો પુરાવો આપી સકાયછે.

**અપવાદ ૨ જો**—કોઈ સાહેદના નીસ્પક્ષપાતીપણાને દોષ પોહોંચે એવો હરકોઇ સ્વાલ તે સાહેદને પુછવામાં આવે, અને તેના જવાબમાં જે હકીકત સુચવી હોય તેનો તે ઇનકાર કરે તો તેને ખોટો પાડી સકાયછે.

**દ્રષ્ટાંતો.**

(અ) એક વીમેદારના ઉપર દાવો થયો તેના જવાબમાં તેણે દગાનો સબબ બતાવ્યો.

દાવેદારને એવો સવાલ પુછ્યો કે પેસતરના એક કામમાં તમે દગલબાજીનો દાવો કીધો હતો કે નહીં, દાવેદાર ના કહેછે,

દાવેદાર મજકુરે એવો દાવો કીધો હતો તે બતાવવાને પુરાવો આપવા માંડ્યો, એ પુરાવો લેવાઇ સકાતો નથી,

(બ) એક સાહેદોને એવો સવાલ પુછવામાં આવ્યો કે તમે કોઇ જગોએથી અ પરમાણીકપણાને સારૂ બરતરફ થયા હતા કે નહી સાહેદ ના કહેછે,

આ પરમાણીકપણાને માટે તે બરતરફ થયો હતો તે બતાવવાને પુરાવા આપવા માંડ્યો એ પુરાવા લેવાઇ સકાતો નથી,

(ક) આ એવું કેહેછે કે મે અમુક દીવશે બ ને લાહોરમાં દીઠો હતો.

આ ને એવો સવાલ પુછ્યો કે તમે પોતેજ તે દીવસે કલકતામાં હતા કે નહી, આ ના કહેછે, દીવસ મજકુરે આ કલકતામાં હતો તે બતાવવાને પુરાવો આપવા માંડ્યો,

એ પુરાવો લેવાઇ સકાયછે તેનું કારણ એકે બ તે દીવસે લાહોરમાં જોવામાં આવ્યો હતો એ વાત વીરૂધ તે ઉપરથી પુરાવો થાયછે, આ ઉપરનો ભરોંસો કમી થાય એવી હકીકત બાબત આ વીરૂધ પુરાવો થાએછે એ કારણ નથી.

આ એ ના કહી તે ખોટો હોય તો સદરહુ દરએક વાતને સારૂ તેના ઉપર ખોટી સાહેદી આપવાનું તોહોમત મુકી સકાય છે.

(ડ) આ ને એવો સવાલ પુછ્યો કે તમે બ ની વીરૂધ પુરાવો આપોછો તે બ ના કુટુંબને તથા તમારા કુટુંબને માંહોમાંહે હાડવેર ચાલ્યું આવેછે કે નહી.

આ ના કહેછે. સવાલ મજકુર ઉપરથી તેના નીસ્પક્ષપાતીપણાને દોશ પોહોંચે એવું છે એવા શબ્બથી તેને ખોટો પાડી શકાયછે.

ટીકા.—અપવાદ (૨) સાહેદના નીસ્પક્ષપાતીપણાને દોષ દેવો—દાખલો કે સાહેદ મુકદમાના એક પક્ષકારની વીરૂધ ખોટા સાહેદો ખડા કરવાની કોશીશ કરેછે.

ઇનકારમાં અંગિકાર કરવાની ના પાડવાનો સમાવેશ થાય છે.—કોઇ સાહેદને એવું પુછવામાં આવે કે 'ગઇ સાલમાં તમારા ઉપર ખોટા સોગન ખાધાનું તોહોમત સાબીત થયું હતું' અથવા આ કામમાં તમને પ્રતીવાદી પાસેથી રૂપૈયા પચાસ મળ્યા છે? અને તે એવો જવાબ આપે કે હું જાણતો નથી અથવા ભુલી ગયો છુ, તો વેહેવાર ઉપયોગમાં તે તેનો ઇનકાર કરેછે.

સાહેદ તેણે કહ્યુ' તે જગાએ નહોતો એવી સાબીતી બાબત.—બચાવ તરફના સાહેદનું કેહેવું કે ફરીયાદી તરફનો સાહેદ અમુક વખતે અમુક ઠેકાણે હતો. અને તેથી કરીને ફરીયાદીના કેહેવા પ્રમાણે તે વખતે તે બીજી જગાએ નહોતો અને તોહોમતવાળા શખ્સોને તેણે જોયા નહોતા. આ કેહેવું ફરીઆદ તરફના સાહેદની એ બાબત ઉલટ તપાસણી ન થઇ હોય તો પણ પુરાવામાં લેવા યોગ્ય છે. રાણી વી. સખારામ મુકુંદજી મુ. હા. કો. રી. વા. ૧૧—પા૦ ૧૬૬

આ કલમની સાથે ૧૪૧ મી કલમના ન અને ઓ દ્રષ્ટાંતો અને ૧૫ મી કલમ વાંચો.

પક્ષકારે પોતાના જ સાહેદને પ્રશ્ન પુછવા બાબત — ૧૫૪. ઊલટ તપાશણીમાં સામા પક્ષકારથી પુછી સકાય એવા સવાલો કોઇ સાહેદને પુછવાની પરવાનગી તે શાહેદ બોલાવનાર સખ્સને કોરટને યોગ્ય લાગેતો આપવાને કોરટ મુખ્ત્યાર છે.

સાહેદ ઉપરના ભરોંસા ઉપર દોશ આણવા બાબત. — ૧૫૫. કોઇ સાહેદ ઉપરના ભરોંસાને નીચે લખેલી રીતોએ એ સામો પક્ષકાર, અથવા કોરટ પરવાનગી આપે તો તે શાહેદને બોલાવનાર સખ્સ દોશ આપી શકેછે.

(૧) જે સખ્સો એવી સાહેદી આપે કે શાહેદ મજકુરને હમે પીછાનીએ છીએ તે ઉપરથી હમે તેને ભરોંસાને પાત્ર માનતા નથી તેવા સખ્સોના પુરાવાથી.

(૨) પુરાવો આપવાને શાહેદ મજકુરને રૂસવત આપવામાં આવીછે. અથવા તે રૂશવત આપવા માંડી તે લેવાનું તેણે કબુલ કીધુંછે અથવા તેને હરકાંઇ બીજી અયોગ્ય લાલચ મળીછે, એવું સાબીત કર્યાથી.

(૩) સાહેદ મજકુરની સાહેદીના જે ભાગ વીરૂધ પુરાવો આપી શકતો હોય તે ભાગ પેસતર તેની કહેલી અથવા લખેલી વાતથી વીરૂધ છે. એવું સાબીત કર્યાથી.

(૪) જ્યારે કોઇ સખસના ઉપર બલાતકાર સંભોગ કરવાને માટે અથવા બલાતકારે સ્ત્રી ગમન કરવાની કોશીશને માટે ફોજદારી મુકદમો ચાલતો હોય ત્યારે ફરીઆદ કરનાર ઓરત બહુ કરીને બદ ચાલની છે એવા પુરાવો આપી શકાય છે.

ખુલાસો.—અમુક સાહેદ ભરોંશાને પાત્ર નથી એવું કહેનાર શાહેદ એ પરમાણે પોતાને માનવાના કારણો મુખ્ય તપાસણી વખત ન આપે તો તે મુખતીયાર છે. પરંતુ ઉલટ તપાસણી વખતે કારણો મજકુર પુછી શકાય છે, અને તે જે જવાબ આપે તેની વીરૂધ પુરાવો આપી શકાતો નથી પરંતુ જો તે ખોટો હોય તો તેના ઉપર પાછળથી ખોટી સાહેદી આપવાનું તોહમત મુકી શકાય છે.

## દ્રષ્ટાંતો.

(અ) કાંઇ માલ વેચીને બ ને આપ્યો તેની કીમતને સારૂ તેના ઉપર અ એ દાવો માંડ્યો.

ક કેહેછે કે માલ મજકુર મ એ બ ને સોંપી આપ્યો હતો.

પેસતર એક પ્રસંગે તેણે એવું કહ્યું હતું કે મે માલ મજકુર બ ને સોંપી આપ્યો નથી એવું બતાવવાને પુરાવો આપવા માંડ્યો.

એ પુરાવો લેવાઈ શકાય છે.

(બ) અ ના ઉપર બ નું ખુન કર્યાનું તોહમત છે.

(ક) ક કહેછે કે બ એ મરતી વેળા એવું કહ્યું હતું કે જે જખમથી બ મરી ગયો તે જખમ અ એ માર્યો હતો.

ક એ પેસતર એક પ્રસંગે એવું કહ્યું હતું કે જખમ મજકુર અ એ માર્યો નથી. અથવા તેની રૂબરૂ મારવામાં આવ્યો નથી; એવું બતાવવા પુરાવો આપવા માંડ્યો.

એ પુરાવો લેવાઇ શકાય છે.

ટીકા—સાહેદ ઉપર ભરૂંસો ન રાખવા વીશે—આ કલમમાં ઠરાવ્યું છેકે સાહેદ ઉપરના ભરૂંસાને કેટલીક મુકરર રીતીઓથી જે દોષ આપી શકાય છે, એટલે કે પ્રત્યક્ષ તેના ભરૂંસાને લગતા સવાલોથી તથા સાહેદીથી દોષ આપી શકાય છે; અને મુકદમામાં અમુક બાબત વીશે તેણે જે સાહેદી આપી હોય તે ખોટી પાડી પરંપરા સંબંધે એવો દોષ આપી શકાતો નથી. રાણી વી. સખારામ મુકંદજી. મુ. હા. કો. રી. વા. ૧૧—પા૦ ૧૬૬

લગતી હકીકતના પુરાવાને પુષ્ટીમળે એવા સવાલો પુછી શકાય છે.

૧૫૬. જ્યારે જે સહિદની સાહેદીને પુસ્ટી આપવાનો ઇરાદો હોય તે સાહેદ કોઇ લગતી હકીકત વીશે શહેદી આપતો હોય ત્યારે એવી લગતી હકીકત જે જગાએ કીવા જગોની પાસે અથવા જે વખતે કીવા વખતના અરસામાં બની તે જગાએ કીવા જગોની પાસે અથવા જે વખતે કીવા વખતના અરસામાં

બીજી કાંઈ વાત તેના જોવામાં આવી હોય તે સાબીત થએલી જે લગતી હકીકત વીશે સાહેદ મજકુર શાહેદી આપતો હોય લગતી હકીકત સબંધે શહેદ મજકુરની સાહેદીને પુસ્ટી મળશે એવો કોરટનો અભીપ્રાય હોય તો તેવી વાત બાબત સદરહુ સાહેદને સવાલ પુછી શકાયછે.

**દ્રષ્ટાંતો.**

અ નામનો ગુનાહના કામમાં ગુનેહગારને એક સોબતી પોતે જે અપહરણમાં સામિલ હતો તે અપહરણનો હેવાલ આપે છે. જે ઠેકાણે અપહરણ મજકુર બન્યુ તે ઠેકાણે પોતાના ગયા આ બાના રસતા ઉપર અપહરણ મજકુર સાથે સબંધ ન રાખતી કેટલી એક બીનાઓ બની તેનું તે બ્યાન કરે છે.

મુળ અપહરણ મજકુર બાબતના તેના પુરાવાને આપવા સારૂ સદરહુ હકીકતનો ફાલાયદો પુરાવો આપી શકાય છે.

સાહેદે પેસતર કહેલા મજકુર તેની પાછલની તેજ હકીકત વીશેની સાહેદીને પુસ્ટી આપવાને શાબીત કરી શકાય છે.

૧૫૭. કોઈ સાહેદની સાહેદીને પુસ્ટી આપવા સારૂ તે હકીકત જે વખતે બની તે વખતે કીવા તે અરસામાં અથવા હકીકત મજકુરની તપાસ કરવાને કાયદા પ્રમાણે અધીકાર હોય એવા અધીકારની રૂબરૂ હકીકત મજકુર વીશે સદરહુ શાહેદે પેસતર કહેલી હકીકત સાબીત કરી શકાય છે.

ટીકા—ઈંગ્લાંડમાં ચાલતા રીવાજ મુજબ સાક્ષીએ આગળ હકીકત કહી હોય તે પુસ્ટીમાં દાખલ કરી શકાતી નથી. સ્ટાર્કિ કહે છેકે "સાક્ષીએ ઉલટી હકીકત જાહેર કરી હોય તેથી કાંતો તેના સત્યપણાને બાધ આવેછે અગર તેની યાદદાસ્ત સારી નથી એમ જણાય છે; પણ તેની તે વાત ફરીથી તેણે કહી હોય તેથી તેના ઉપર વધારે ભરૂંસો રાખી શકાય તેમ નથી. આ કલમ પ્રમાણે પુસ્ટીમાં જે હકીકત સાબીત કરવાની છે તે સાધારણ વાતચીતમાં અગર જેને તે સખસને સવાલ પુછવાનો અધિકાર છે તેના રૂબરૂ સોગન ઉપર અથવા બીજી રીતે કહેલી હકીકત હોવી જોઇએ. તે લેખી અથવા મોંઢાની હોય.

ગુનાહના કામમાં ગુનેહગારના સોબતીએ પેશતર કહેલા મજકુર વીશે.—રાણી વી. મલાપા બીન કપાનાના કામમાં સેશન જડજે કેદીના ઉપર ગુનોહ સાબીત થયાનો ઠરાવ ગુનેહગારના સોબતીની સાહેદી ઉપરથી કરેઓ અને સોબતી મજકુરે તેના માબાપ તથા પોલીસને કહેલો મજકુર તજવીજની વખતે તેના પૂરાવાની પૂશટીમાં વાપરયો. જડજ નાનાભાઈ હરીદાસે અપીલમાં મુંબાઇની હાઇ કોરટનો ફેસલો આપતા (પાને ૧૯૭) નીચે મુજબ ટીકા કરી—"પૂરાવાના આકટની કલમ ૧૫૭ બેશક ઠરાવે છે કે સાહેદની સાહેદીને પૂશટી આપવા સારૂ મુદાની હકીકત જે વખતે બની તે વખતે કીંવા તે અરસામાં અથવા કોઇ અધીકાર વાળા અધિકારીની રૂબરૂ શાહેદ મજકુરે પેસતર કહેલી હકીકત સાબીત કરી શકાય છે; અને એ પ્રમાણે ખુન થયા પછી થોડે વખતે મરગીઆસે જુદે જુદે પ્રસંગે તેના મા બાપ તથા પોલીસ અમલદારોને કહેલા મજકુરનો સેશન જડજે ઉપયોગ કરયો છે. પણ મારી નજરમાં આવી તરેહની પૂશટી બસ નથી. જે કામ સારૂ ગુનેહગારના સોબતીની સાહેદીની પૂશટી મેળવવા જડજોએ જ્યુરીને કહેવામાં આવે છે તે કામ

આથી સરેછે એમ ભાગેજ કહી શકાય. જે સ્થિતીમાં તે છે તે ઉપરથી તેના એકલાની સાહેદી ઉપર ચાલવું એ જોખમ ભરેલું જણાય છે. અને એટલાજ માટે કેદીઓના સબંધમા તેણે આ-પેલી સાહેદીની પૂશટી કોઈ અલાયદો ભરૂસા લાયક પૂરાવાથી મેળવવા વીશેનો નિયમ ઠરાવ્યો છે. પણ તેણે કહેલો મજકુર તજવીજના વખતે કહેલો હોય અથવા તે પેહેલાં કહેલો હોય અને ગમે તે રૂપમાં તે કોરટની આગળ રજુ થાય તો પણ તે હજુએ ગુનેહગારના સોબતીએ કહેલો મજકુર છે અને તે ફરીથી કેહેવાયાથી તેની કીમતમાં બીલકુલ વધારો થતો નથી. મુ. હ. કો. રી. વા. ૧૨ પાનું. ૧૯૬

કલમ ૩૨ કીંવા ૩૩ મુજબ લગતા મજકુર સાબેત થાય તે સંબંધી કેવી બાબતો સાબેત કરી શકાયછે.

૧૫૮. જ્યારે કોઈ મજકુર કલમ ૩૨ કીંવા ૩૩ મુજબ લગતો હોય તે સાબીત થાય ત્યારે તે વાતને ખોટી પાડવાને કીંવા તેને પુષ્ટી આપવાને, કીંવા જે સખસે તે મજકુર કહ્યો અથવા લખ્યો હોય તે સખસના ઉપરની ભરૂસાને દોષ આપવાને કીંવા તે ભરૂસાને કાયમ કરવાને જો સખસ મજકુરને સાહેદ તરીકે બોલાવ્યો હોત અને તેણે ઉલટ તપાસણીમાં સુચવેલી બાબતના ખરાપણાની ના કહી હોત તો જે બાબતો સાબીત કરી શકાત, તે બાબતો સાબીત કરી શકાય છે.

યાદદાસ્ત તાજી કરવા બાબત.

૧૫૯. કોઈ સાહેદને જે કાર્ય સબંધી સવાલ પુછ્યો હોય તે કારેય બન્યું તે વખતે સાહેદ મજકુરે પોતાને હાથે કાંઈ લખાણ કરયું હોય તે લખાણ વડે અથવા સદરહુ કાર્ય બન્યું ત્યાર પછી એટલાતો નજદીક વખતમાં કાંઈ લખાણ કરયુ હોય કે તે લખાણ કરતી વખતે કારય મજકુર તેની યાદદાસ્તમાં તાજુ હતું એવો કોરટની નજરમાં સંભવ લાગે તો તે લખાણ વડે સાહેદ મજકુર સાહેદી આપતો હોય તે દરમીયાનમાં પોતાની યાદદાસ્ત તાજી કરી શકે છે.

સાહેદ યાદદાસ્ત તાજી કરવાને નકલ ક્યારે જોઈ શકે છે.

એવું લખાણ હરકોઈ બીજા શખ્સે કરયું હોય તથા તે સાહેદ મજકુર ઉપર કહેલા વખતમાં વાંચ્યું હોય અને તે ખરૂ છે એમ તે વાંચતી વખતે જાણતો હતો એવું હોય તો તેવા લખાણને પણ સાહેદ મજકુર જોઈ શકે છે.

જે જે કામોમાં હરકોઈ દસતાવેજ જોઈને સાહેદ પોતાની યાદદાસત તાજી કરી શકે છે, તે તે કામોમાં કોરટની પરવાનગીથી એવા દસતાવેજની નકલ પણ તે જોઈ શકે છે; પરંતુ કોરટની ખાતરી થવી જોઈએ કે અસલ દસ્તાવેજ રજુ ન થવાનું પુરતુ કારણછે.

કુશળ માણસો પોતાની યાદદાસ્ત પોતાની રોજગાર સબંધીના ગરંથો વડે તાજી કરી શકેછે.

ટીકા—ફકરો (૧) માત્ર યાદદાસ્ત તાજી કરવાને વાપરેલો દસ્તાવેજ પુરાવામાં લેવા યોગ્ય હોવો જોઈએ, એમ જરૂરનું નથી, એ પ્રમાણે જે દસ્તાવેજ સ્ટાંપની ખામી અથવા નોંધાવાની ખામ.ને લીધે પુરાવામાં લેવા યોગ્ય ન હોય તે યાદદાસ્ત તાજી કરવા સારૂ વાપરી શકાય.

ફકરો (૨) દસ્તાવેજ હરકોઈ બીજા સખસે પણ લખેલો હોય એટલા માટે સાહેદ પોતે જાતે નહી લખેલો પણ બનાવો પોતાની યાદદાસ્તમાં તાજા હોય તેવામાં વખતે વખતે તપાશેલો એવો વાહાણની દર રોજની મજલ વીગરેની નોંધની ચોપડીમાં નોંધેલો વાતો અથવા બીજી કોરટમાં તેણે આપેલી જુબાનીઓ જેના ખરાપણા વીશે તેણે તેજ વખતે ખાત્રી કરી હોય તે જુબાનીઓ; અથવા બીજા શખ્સે કરેલા શેરા જે તેણે ઉતારી લીધા હોય તે શેરા અથવા જે પાવતી તેણે આપતાં જોએલી હોય તે પાવતી સાહેદ જોઈ શકે.—ટેલર પા૦ ૧૨૬૭

ક. ૧૫૯માં કહેલા દસ્તાવેજોમાં લખેલી હકીકત નો પુરાવો.

૧૬૦. કલમ ૧૫૯માં કહેલા છે એવા હરકોઈ દસ્તાવેજમાં લખેલી હકીકત ખુદ તપસીલવાર સાહેદને યાદ ન હોય, તો પણ જો તેની ખાત્રી હોય કે દસ્તાવેજ મજકુરમાં તે બરાબર લખી હતી, તો તે હકીકતની સાહેદ મજકુર

સાહેદી પણ આપી સકેછે.

દ્રષ્ટાંત.

કોઇ હીસાબ રાખનાર સખસે પોતાના રોજગારને પ્રસંગે નીયમ પુરવક રાખેલા હીસાબ બરાબર ખરા રાખવામાં આવ્યા હતા એવું જો તે જાણતો હોય. તો તેમાં તેણે લખેલી હકીકતની સાહેદી સખસ મજકુર આપી સકેછે, અગર તેમાં દાખલ કરેલી અમુક લેવડ દેવડની બાબતો પોતે ભુલી ગયો હોય તો પણ.

| યાદદાસ્ત તાજી કરવાના કામમાં લીધેલા દસ્તાવેજ બાબત સામા પક્ષકારના હક બાબત. | ૧૬૧. છેલી બે કલમો મુજબ હરકોઇ લખાણ જોવામાં આવ્યું હોય તે જો સામો પક્ષકાર માગે તો તે હાજર કરવું જોઇએ અને તે તેને બતાવવું જોઇએ, એવો પક્ષકાર પોતાની નજરમાં આવે તો સાહેદ મજકુરની તે બદલ ઉલટ તપાસણી કરી સકેછે. |
|---|---|

ટીકા.—લખેલો કાગળ જોયા પછી તેમાં લખેલી બાબતોની સ્વતંત્ર અથવા આમ યાદદાસ્ત સાક્ષીને હોવી જોઇએ. પેહેલાં તે કાગળ તેણે જોયો હતો અને તે કાગળ જોયો ત્યારે તેમાં જે મજકુર લખ્યા છે તે ખરેખરો લખ્યોછે એમ તેને યાદ આવે એટલે બસછે. સાક્ષીને હકીકત સાંભરતી ન હોય અગર કાગળ જોયાનું યાદ ન હોય તોપણ જો તે પોતાની સહી અગર અક્ષર ઓળખી શકે અને તે ઉપરથી તેમાં લખેલા મજકુરના ખરાપણા વીશે ખાત્રીથી બોલી શકે તો તે બસછે. આથી તે પુરાવો દાખલ કરતાં કોઇ બાધ આવતો નથી પણ તે પુરાવા ઉપર કેટલું વજન રાખવું જોઇએ તેનો નિશ્ચય કરવામાં એ બાબતો અગત્યની છે. લખાણ થયા પછી જો સાક્ષી આંધળો થયો હોય તો તે લખાણ તેને વાંચી સંભળાવાય.

યાદદાસ્ત તાજી કરવા સારૂ જે લખાણ વાપરવામાં આવ્યું હોય તેને કારણથી પુરાવો થતું નથી તેથી તે લખાણ પુરાવામાં દાખલ કરવા યોગ્ય હોવું જોઇએ તેમ નથી.

અસલ ટીપણની નકલ જોઇ સાક્ષીને પોતાની યાદદાસ્ત તાજી કરવા દેવી કે નહીં એ બહુ કઠણ સ્વાલછે. કેટલી વખતે સાક્ષીને એમ કરવા દેવામાં આવેછે પણ નકલ જોઇને હકીકત વીશે સાક્ષી ખાત્રીથી સોગન ઉપર પોતાની યાદદાસ્ત ઉપરથી બોલી શકતો હોય તોજ આમ કરવા દેવાયછે.

તે લખાણ રજુ કરી સામા પક્ષકારને બતાવવું જોઇએ ઇંગ્રેજી કાયદાનો નિયમ પણ આના જેવોછે. પણ જો તે લખાણથી સાક્ષીની યાદદાસ્ત તાજી થતી ન હોય તો સામા પક્ષકારને તે જોવાની હક નથી અને જો તે જુવે તો તે લખાણ પુરાવામાં મુકવું જોઇએ.

| દસ્તાવેજ હાજર કરવા બાબત. | ૧૬૨. કોઇ સાહેદને કોઇ દસ્તાવેજ રજુ કરવાનો સમન થયો હોય તે દસ્તાવેજ રજુ કરવાને અથવા પુરાવામાં લેવા યોગ્ય ગણવાને હરકોઇ હરકત |
|---|---|

હોય તોપણ તે જો તેના કબજામાં અથવા સત્તામાં હોય તો તેણે કોર્ટમાં હાજર કરવો; એવી કાંઇ હરકત કાયદેસર બરાબર છે કે સી રીતે તે બાબત કોર્ટે ઠગવ કરવો.

| દસ્તાવેજનો તરજુમો કરવા બાબત | દસ્તાવેજ મજકુર રાજ્ય પ્રકરણ સબંધી ન હોય તો કોર્ટની નજરમાં આવે તો તેને તપાસવાને, અથવા તે પુરાવામાં લેવા યોગ્ય છે કે નહીં તે ઠેરવી સ- |
|---|---|

કાય તેને માટે પુરાવો લેવાને કોર્ટ મુખત્યાર છે.

જો એવા કામ સારૂ કોઇ દસ્તાવેજની તરજુમો કરાવાની જરૂર હોય તો તે દસ્તાવેજ જ્યારે પુરાવામાં ગુજરવાને ન હોય ત્યારે કોર્ટની નજરમાં યોગ્ય જણાએથી તેનો મજકુર ગુપ્ત રાખવાનો હુકમ તે તરજુમો કરનારને કોર્ટ કરી સકેછે. અને જો તે ભાષાંતર કરનાર તે હુકમ તોડે તો તેણે હીંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૬૬ મુજબનો ગુનોહ કીધો એમ સમજવું.

દસ્તાવેજ નોટીસ કરીને હાજર કરાવ્યો હોય તેને પુરાવામાં ગુજારવા બાબત.

૧૬૩. જ્યારે કોઇ પક્ષકારે સામા પક્ષકારને કાંઇ દસ્તાવેજ હાજર કરવાની નોટીસ આપીને તે દસ્તાવેજ મંગાવ્યો હોય. તથા દસ્તાવેજ મજકુર તે મુજબ રજુ થયો હોય અને મંગાવનાર સખસે તેને તપાસી જોયો હોય, ત્યારે જો દસ્તાવેજ રજુ કરનાર સખસ મંગાવનાર સખસને દસ્તાવેજ મજકુર પુરાવામાં ગુજારવાનું કહે તો તેને પુરાવામાં ગુજારવાની સદરહુ મંગાવનાર સખસની ફરજ છે.

નોટીસ ઉપરથી દસ્તાવેજ ગુજારવાની ના કહી હોય તે દસ્તાવેજ પુરાવામાં ગુજારવા બાબત.

૧૬૪. કોઇ દસ્તાવેજ રજુ કરવાની નોટીસ કોઇ પક્ષકારને મળી હોય તે પક્ષકાર તે દસ્તાવેજ રજુ કરવાની જો ના કહે, તો પાછળથી પક્ષકારે મજકુર દશતાવેજ મજકુરનો પુરાવાના કામમાં સામા પક્ષકારની રજા મંદી શીવાય કીંવા કોરટના હુકમ શીવાય ઉપયોગ કરી સકતો નથી.

### દ્રષ્ટાંત.

કોઇ કરાર ઉપરથી **અ** એ **બ** ના ઉપર ફરીઆદ માંડી, અને તે કરાર રજુ કરવાની **બ** ને નોટીસ આપી. તજવીજ વખત દસ્તાવેજ મજકુર **અ** એ માગ્યો, ત્યારે **બ** એ તે રજુ કરવાની ના કહી, તે ઉપરથી તે દસ્તાવેજ મજકુરનો **અ** એ દોયમ પુરાવો આપ્યો બાદ તે પુરાવો ખોટો પાડવાને, અથવા તેના ઉપર યોગ્ય સ્ટાંપ નથી એવું બતાવવાને દસ્તાવેજ મજકુર અસલ રજુ કરવાની **બ** ખાએસ રાખેછે પરંતુ તે મુજબ તે કરી સકતો નથી.

સવાલ પુછવાનો તા. દસ્તાવેજ રજુ કરવાનો હુકમ કરવાને જડજને કેટલો અખત્યાર છે તે બાબત.

૧૬૫. લગતી હકીકતોની સાબીતી ખોળી કાઢવા સારૂ કીંવા તે મેળવવા સારૂ લગતી હોય કીંવા ન હોય તેવી હરકોઇ હકીકત વીશે જડજની મરજીમાં આવે તેવો હરકોઇ સવાલ હરકોઇ રૂપે હરકોઇ વખતે હરકોઇ સાહેદને કીંવા તે કામના પક્ષકારોને પુછવાને જડજ મુખત્યાર છે; તથા હરકોઇ દસ્તાવેજ અથવા પદારથ રજુ કરવાનો હુકમ કરવાને જડજ મુખત્યાર છે; અને એવા હરકોઇ સવાલ કીંવા હુકમ ઉપર કાંઇ પણ હરકત લેવાનો અથવા એવા હરકોઇ સવાલનો જવાબ આપ્યો હોય તે જવાબ બાબત હરકોઇ સાહેદની કોરટની રજા શીવાય ઉલટ તપાસણી કરવાનો, પક્ષકારોનો કીંવા તેના મુખત્યારોનો હક નથી.

પરંતુ એવું ઠરાવ્યુંછે કે આ આકટમાં લગતી ઠરવેલીછે તેવી હકીકતો યોગ્ય રીતે સાબીત થઇ હોય તેના ઉપર આધાર રાખીને ફેસલો કરવો જોઇએ.

અને વળી એવું પણ ઠરાવ્યુંછે કે સામા પક્ષકારે સવાલ પુછ્યો હોય, અથવા દસ્તાવેજ મંગાવ્યો હોય, તો એકસો એકવીસથી એકસો એકત્રીસ સુધીની સદરહુ બેઉ કલમો સુધાંની કલમો મુજબ, જે સવાલનો જવાબ દેવાની અથવા જે દસ્તાવેજ રજુ કરવાની ના કહેવાનો કોઇ સાહેદનો હક હોય તેવા હરકોઇ સવાલનો જવાબ દેવાની અથવા તેવો હરકોઇ દસ્તાવેજ રજુ કરવાની સાહેદ મજકુરને ફરજ પાડવાનો આ કલમ ઉપરથી જડજને અખતાર મળ્યો એમ સમજવું નહી તેમજ જે સવાલ કલમ ૧૪૮ અથવા કલમ ૧૪૯ મુજબ બીજા કોઇ સખસે પુછવો ગેર મુનાસિબ છે તેવો કોઇ પણ સવાલ જડજે પુછવો નહી તથા આ આકટમાં ઉપર અપવાદ આપ્યાછે તે શિવાય બીજા કામોમાં હરકોઈ દસ્તાવેજનો અવલ પુરાવો ગુજારવાની તેણે માફી આપવી નહીં.

**ટીકા—કોરટે તપાસણી કરયા પછી ઉલટ તપાસણી કરવા વિશે.**—એમ માલમ પડશે કે બાબ ૬

ઠાના ઠરાવોથી બાતલ થતો હોય એવો કોઇ પણ સવાલ જડજે પુછવો ન જોઇએ, અને એવા કોઇ પણ સવાલનો જવાપ તો ખચીત નજ નોંધવો જોઇએ.

જ્યારે કોઈ સાહેદની તપાસણી તોહોમતવાળાના વકીલે કરી હોય અથવા તેની ઉલટ તપાસણી કરવા ના પાડી હોય અને પછો કોરટ પોતાની તરફથી તેને તપાસે ત્યારે સાહેદ મજકુરની કોરટની રજા શીવાય ઉલટ તપાસણી થઇ શકે નહી. જ્યારે સાહેદની ફરીઆદીએ તથા પ્રતીવાદીએ તપાસણી કરયા પછી કોરટ તેને પોતાના હાથમાં લે, ત્યારે તે ખાસ દબાણ તળે મુકાયછે.કારણ કે લગતી હોય કીંવા ન હોય તેવી હરકોઇ હકીકત વીશે જડજની મરજીમાં આવે તેવો હરકોઇ સવાલ હરકોઇ રૂપે પુછવાને જડજ મુખત્યારછે; અને તેટલા માટે તે સાહેદ તેજ વખતે કોરટના ખાસ રક્ષણ તળે મુકાયછે, અને કોરટની મરજીમાં આવે તો કોઇ પક્ષકારને તેની ઉલટ તપાસણી કરવાની રજા આપે પરંતુ આ રજા હક દાખલ માગી શકાય નહી. સાહેદે કહેલા હકીકતના મજકુર વીશે કીંવા તેના ઉપર ભરોંસો રાખવા સબંધીની કેફીયત વીશે એ તપાસણી કરવાનો ઇરાદો હોય તો પણ આ ધોરણ એક સરખીજ રીતે લાગુ પડેછે, કારણ કે તેનો ભરોંસો નબળો પાડવાના હેતુથી પુછેલો કોઈ પણ સવાલ તેણે આપેલા બધા જવાબોનો અને તેમાંના હરેક જવાબની જેટલી અસર વીરૂધ પડતા હોય તેટલી અસરથી મોકળા કરે છે, અથવા મોકળા કરવા સવાલ મજકુરનો ઇરાદો હોયછે: ત્યારે તો એ જવાબો ઉપર કોરટને આપેલા દરએક જવાબ ઉપરે ઉલટ તપાસણી છે અને તે કોરટના અખત્યારની વાતછે. રાણી વી. સખારામ મુકંદજી મુ. હા. કો. રી. વા. ૧૧—પા. ૧૬૬, પાને ૧૬૮

આ કલમ દીવાની અને ફોજદારી કામને લાગુ પડેછે સેસન જડજનું શું કામ છે તે બાબતમાં ફોજદારી કાયદાની ૨૫૬ મી કલમ જુઓ.

શેસન જડજ જ્યુરી અથવા આસેસરોની સહાયતાથી કામ કરેછે. તેમાં પ્રત્યેકને શું કામ કરવાનુંછે તે બાબત ફોજદારી કામ ચલાવવાનો કાયદો જુઓ.

દીવાની કાયદાની ૧૨૦ મી કલમ પ્રમાણે કોરટ પક્ષકારને જાતે હાજર થવાનું ફરમાવી શકે છે તેમજ ૧૭૧ મી કલમ પ્રમાણે જે સખસનું નામ સાક્ષીદારમાં આપેલું નથી તેવા સખસને શાહેદી પુરવા અગર દસ્તાવેજ રજુ કરવા સારૂ કોરટ પોતાની મરજીથી સમન કાઢી બોલાવી શકેછે.

દાખલ કરવા લાયક જે પુરાવો ન હોય તે સેસન જડજે બાતલ કરવો જોઈએ એવી તેની ફરજછે (કલમ ૨૫૬) દીવાની કામમાં આવો સ્પષ્ટ અધિકાર નથી તેથી જો પક્ષકાર હરકત ન લેતો ન લેવા લાયક પુરાવો દાખલ કરવાની બાબતમાં કોરટે ક્યાં સુધી વચે પડવું એ શક ભરેલું છે પણ આ બાબતમાં કોરટે પુરતો દેખરેખ રાખવી જોઇએ.

જુરીના અથવા આસેસરનાં સવાલ પુછવાના અખત્યાર બાબત.

૧૬૬. જુરી અથવા આસેસરોથી થતી તજવીજના કામોમાં જે સવાલો જડજ પોતે પુછી શકેછે તથા જે સવાલો તેને યોગ્ય લાગે તેવા હરકોઈ સવાલો જુરી અથવા આસેસર મજકુર સાહેદોને જડજની મારફત અથવા જડજની રજાથી પુછી શકેછે.

---

## બાબ ૧૧ મો.

### નહી લેવા યોગ્ય પુરાવો લીધો હોય તથા લેવા યોગ્ય પુરાવો નહી લીધો હોય તે બાબત.

લેવા યોગ્ય પુરાવો નહી લીધો હોય અથવા નહીલેવા યોગ્ય પુરાવો લીધો હોય તેટલા સબબ ઉપરથી ફરી તજવીજ કર

૧૬૭. જ્યારે નહી લેવા યોગ્ય પુરાવો લીધો હોય અથવા લેવા યોગ્ય પુરાવો નહી લીધો હોય ત્યારે જે કોરટની રૂબરૂ એ બાબત હરકત ઉઠાવામાં આવી હોય તે કોરટની નજરમાં જો એમ આવે કે હરકત વાળા લીધેલા પુરાવા શીવાય ઠરાવ મજકુર કરવાને જેટલો પુરાવો જોઇએ તેટલો પુરાવો હતો અથવા નહી લીધેલો પુરાવો લીધો હોત તો તે ઉપરથી ઠરાવમાં ફેર પડત નહી તો

| | |
|---|---|
| વાનો હુકમ કરવા નહી. | સદરહુ મુજબ પુરાવો લીધો અથવા નહી લીધો એટલાજ માતર સબબ ઉપરથી ફરી તજવીજ કરાવવો નહી કીંવા હરકોઈ કામનો હરકોઇ ઠરાવ રદ કરવો નહી. |

**ટીકા**—લેવા યોગ્ય પુરાવો નહી લીધો અથવા ન લેવા યોગ્ય પુરાવો લીધો હોય તેટલા સબબ ઉપરથી ફરી તજવીજ ન કરવા બાબત તથા અપીલ ન સાંભળવા બાબત—પ્રીવી કાઉંસીલની જ્યુડીસીઅલ કમીટી આ ધોરણ ઉપર ચાલીછે. નીચલી કોરટો યોગ્ય રીતે નહી લેવા યોગ્ય પુરાવો લાવેલો, તેથી જ્યુડીશીઅલ કમીટીએ એવો પુરાવો તપાસ્યો અને નહી લેવા યોગ્ય પુરાવો લીધા શિવાય નીચલી કોરટોનો ઠરાવ કરવાને જેટલો પુરાવો જોઇએ તેટલો પુરાવો હતો એવી તેમની ખાતરી થવાથી તેમણે અપીલ ના મંજુર કરી. ૧૪ મુ. ઈ. અપીલ્સ ૮૯

નીચલી કોરટે સાહેદો ઉપર ભરોંસો ન રાખ્યો એવા એકલાજ સબબ ઉપર અપીલ નહી સાંભળવા વીશે.—સાહેદો ઉપર ભરોંસો રાખવાના સબંધમાં અવલ કોરટે કરેલું અનુમાન નામંજુર કરવામાં અપીલ કોરટે ઘણી સાવધાની રાખવી જોઇએ. આ બાબત પાકો અભીપ્રાય બાંધવાને અપીલ કોરટ કરતાં અવલ કોરટ ઘણી વધારે સારી સ્થિતીમાંછે, અને મુકદમામાં અમુક કેફીયતને લાગુ પડતી સંભાવ્ય વાતો ઉપરથી ખુલી રીતે સ્પષ્ટ હોય કે અવલ કોરટે ગેર વ્યાજબી કર્યુંછે તે શીવાય તે બાબત ઉપર અવલ કોરટનો ફેસલો અપીલ કોરટે મંજુર રાખવો જોઇએ. ૯ મુ. ઈ. અપેલેન્ટ ૨૭

આ નીયમ ફોજદારી મુકદમાઓને સરખીજ રીતે લાગુછે,—આ કલમ દીવાની મુકદમાઓને લાગુ પડેછે તેવીજ રીતે ફોજદારી મુકદમાઓને લાગુ પડેછે. રાણી વી. હરીબોલ ચંદરઘોસ ઈ. લા. રી. ૨૦૭; અને તે હાઈ કોરટમાં જ્યુરીની ફોજદારી તજવીજોમાં લાગુ પડતી જણાવછે. મુ. હા. રી. ૩૫૮

કલકતા હાઇકોરટે સ્પેશીઅલ અપીલમાં નીચેના કારણસર કામો ફરી તજવીજ થવા સારૂ મોકલેલાં છે.

૧ જેમાં અગત્યના પુરાવાનો પાકો વીચાર કરવામાં નહી આવ્યો હતો તે ઈ.જ્યુ.ન.સ.૩૫

૨ જેમાં નીચલી કોરટનો ફેસલો પુરાવાના એક ભાગજ ઉપર થયેલો હતો તેમાં ૨૩, વી. રી. ૧૯૦ ૨૪ વી. રી. ૨૯૩

જેમાં અમુક પુરાવાની અગત્યતા ઘણી ઓછી ગણવામાં આવી હતી. ૨૪ વી. રી. ૧૯૨

જેમાં અમુક શાક્ષી ઉપર કેટલું વજન રાખવું તેને અસર ન કરે તેવા સામાન્ય કારણોથી સાક્ષીઓ ઉપર ભરોંસો રાખવામાં ન આવ્યો તેમાં. ૨૪ વી. રી. ૨૫૧

જેમાં નીચેની કોરટના જડજે કાયદા પ્રમાણે ફેસલો લખ્યો ન હોય તેમાં ૭ બે. લો. રી. અપેન્ડીક્ષ ૧૪ ૨૩ વી. રી. ૨૬૬ જુઓ.

જેમાં નીચેની કોરટે પુરાવાની કલમના અયોગ્ય રીતે કરી હોય તેમાં ૨૪ વી. રી. ૧૧૯ ૨૪ વી. રી. ૨૮૯. ૩૪૩. ૩૩૮, ૪૩૧

જેમાં ફેસલો જોતાંજ એમ માલમ પડે કે પુરાવાનો પુખ્ત વિચાર કરવામાં આવ્યો નથી અને બહારની વાત દાખલ કરવામાં આવીછે તેમાં; ૨૨ વી. રી. ૯

જેમાં નીચેની કોરટના ફેસલામાં અગત્યની બાબતો ખોટી રીતે દરશાવી તો તેમાં ૨૪ વી. રી. ૧૭૧

જેમાં પ્રથમ પુરાવને બદલે અયોગ્ય રીતે દોયમ પુરાવો દાખલ કરવામાં આવ્યો હતો તેમાં ૯. વી. રી. સી. રૂ. ૫૧૭

જેમાં નીચેની કોરટે કાયદાના અનુમાનોનો ખોટો ઉપયોગ કર્યો હતો તેમાં ૯ વી.રી.સી.રૂ.૩૩૮

જેમાં જડજ અથવા માજીસ્ટ્રેટને હીત હોય તે કામ ચલાવવું જોઇએ નહી તે બાબતમાં ૨૧ વી. રી. ૩૧૨ જુઓ.

# પરિશીષ્ટ.

| નંબર તથાસાલ | નામ. | કેટલો રદ કરયો. |
|---|---|---|
| ત્રીજા જાર્જના રાજ્યના ૨૬મા વર્ષમાં થયલા સ્ટેટયુટનોબાબ ૫૭ | ઇષ્ટ ઈંડિયામાં બનેલા અમુક ગુનાહના તોહમતવાળા સખસોની તજવીજમાં જાસતી નિયમો બાબતનો. હાલના માહારાજાના રાજયના ૨૪ મા વરેશમાં થયલા (ઇષ્ટ ઈંડીયા કંપનીના તથા હીંદુસ્થાન માંહેલા બ્રિટિશ સરકારના તાબાના મુલકના કામનો વધારે સારો બંદોબસ્ત કરી નિયમો કરવા બાબતના તથા ઇષ્ટઈંડીજમાં બનેલા ગુનાના તોહમતવાળા સખસોની વધારે તાકીદથી કારયસાધક તજવીજ કરવા માટે ઇનસાફની કોરટ સ્થાપવા બાબતનો આકટ એ નામના) આકટના જેટલા ભાગ ઉપરથી ઇષ્ટઈંડીયા કંપનીના નોકરોને પોતાની મીલકતની તથા માલમતાની યાદી આપવી પડેછે તેટલો ભાગ રદ કરવા બાબતનો; તથા ગરેટબ્રિટનમાં અથવા હીંદુસથાનમાં થયલા ખતોની તથા લેખોની સાબીતી કેટલાએક કામોમાં વધારે સેહેલથી કરવા બાબતનો કાયદો. | કલમ ૩૮ મી નો જેટલો ભાગ ઇષ્ટ ઈંડીજમાંની ઇનસાફની કોરટો ને લાગુ પડેછે. તેટલો ભાગ. |
| વિકટોરીઆ ના રાજયના ૧૪ મા તથા ૧૫મા વરસમાં થયલા સ્ટેટયુટની બાબ ૯૯ | પુરાવાનો કાયદો સુધારવા બાબત... ... ... ... ... | કલમ ૧૧ મી તથા કલમ ૧૯મી નો જેટલો ભાગ બ્રિટિસ ઈંડીયાને વિશેછે તેટલોભાગ. |
| સન ૧૮૫૨ નો ૧૫ મો. | પુરાવાનો કાયદો સુધારવા બાબતનો આકટ ... ... | જેટલો ભાગ હાલ પેહેલા રદ થયોનથીતેટલોભાગ. |
| સન ૧૮૫૩ નો ૧૯ મો. | બંગાળા ઇલાકામાં ઇશટ ઈંડીયા કંપનીની કોરટોના પુરાવાનો કાયદો સુધારવા બાબતનો આકટ. ... ... | કલમ ૧૯ મી. |
| સન ૧૮૫૫ નો ૨ જો. | પુરાવા બાબતનો કાયદો વધારે સુધારવા બાબતનો આકટ. | જેટલો ભાગ હાલ પેહેલા રદથયો નથી તેટલો ભાગ. |
| સને ૧૮૫૧ નો ૨૫ મો આકટ. | બાદશાહી ફરમાનથી સથાપમાં આવેલી નહી એવી ફોજદારી કોરટોનું કામ ચલાવવાની રીત સેહેલી કરવા બાબતનો આકટ. | કલમ ૨૩૭મી |
| સને ૧૮૬૮ નો ૧ લો. | સને ૧૮૬૮ નો સામાન્ય કલમોનો આકટ ... | કલમ૭મીતથા ૮ મી. |

**હ. સ. કનિંગહામ.**

ગવરનર જનરલની કાયદા અને કાનુન કરવા સારૂ જે કાઊનસિલ તેના આફિશિએટીંગ સેક્રેટરી.

( True Translation )
VIRPRASAD TAPIPRASAD,
( Chitnees to the collector of Surat. )
CARSETJI RASTAMJI THANAWALA,
( Subordinate Judge of Callian, in the Thana District. )



# ACT No. IX. of 1872

## THE INDIAN CONTRACT ACT.

ઇંડીઆના ગવરનર જનરલ ઇનકૌંન્સીલનો નીચે લખેલો આકટ તારીખ ૨૫ મી એપ્રિલ સને ૧૮૭૨ને રોજ ગવરનર જનરલ સાહેબે મંજુર કર્યો તે સર્વે લોકોને જાહેર થવા માટે ઇંડિયાના ગેઝેટમાં તારીખ ૨૭ મી એપ્રિલ સને ૧૮૭૨ ને રોજ પ્રસિદ્ધ થયો છે.

# સને ૧૮૭૨ નો આકટ ૯ મો.

## હિંદુસ્તાનનો કરારનો આકટ.

———oOo———

### અનુક્રમણિકા.

કલમ.

૧૪. રાજી ખુશીથી સંમતિ એટલે શું.

૧૫. સખ્તીનાં લક્ષણો.

૧૬. ગેરવાજબી દાબનાં લક્ષણો.

૧૭. કપટનાં લક્ષણો.

૧૮. ગેર સમજુતી કરવી એનાં લક્ષણો

૧૯. સંમતિ રાજી ખુશીથી ન આપેલી હોય તો કબુલાયતો નિરર્થક થવા યોગ્ય છે.

૨૦. હકીકત વિષે બંને પક્ષકારોની ચુક થઈ હોય તો તે કબુલાયત નિરર્થક છે.

૨૧. કાયદા વિષેની ચુકનું પરિણામ.

૨૨. હકીકત વિષે કરારના એક પક્ષકારની ચુક થઈ હોય તો માત્ર તેજ કારણથી કરાર નિરર્થક યોગ્ય થતો નથી.

૨૩. કહી જાતનો અવેજ તથા કારણો કાયદેસરછે તથા નથી.

## નિરર્થક કબુલાયતો.

૨૪. અવેજ તથા ઉદ્દેશ કાંઈ ભાગે ગેરકાયદે હોયતો કબુલાયત નિરર્થક છે.

૨૫. અવેજશિવાયની કબુલાયત નિરર્થક છે પરંતુ લખેલી તથા નોંધેલી હોય તો, અથવા કાંઈ વસ્તુ કરી હોય તેનો બદલો આપવાનું વચન હોય તો,

અથવા મુદતના કાયદાથી રદ થયલું કર્જ આપવાનું વચન હોયતો, કબુલાયત મજકુર નિરર્થક થતી નથી.

૨૬. લગ્નમાં હરકત કરતાં કબુલાયત નિરર્થક છે.

૨૭. વેપારને હરકત કર્ત્તા કબુલાયત નિરર્થક છે.

જે રોજગારની ગુડવિલ વેચવામાં આવી હોય તે રોજગાર નહી ચલાવવાબાબતની કબુલાયતને ઉપલી કલમ બાધ કર્ત્તા નથી.

પંત્યાળુ તુટ્યા અગાઉ પંત્યાળાઓએ કરેલી કબુલાયતને પણ કલમ મજકુર બાધ કરતા નથી.

અથવા પંત્યાળુ ચાલતુ હોય તે દરમીયાન પંત્યાળાઓએકીધેલી કબુલાયત પણ કલમ મજકુર બાધ કરતા નથી.

૨૮. કાયદા મુજબ કામ ચલાવવામાંહરકત કરતા કબુલાયત નિર્થકત છે તકરાર ઉત્પન્ન થાયતે લવાદને સોંપવા વિષેનો કરાર કાયમ છે. એવા કરારોથી કેવા દાવા ચાલતા અટકશે.

જે તકરાર ઉત્પન્ન થઈ ચુકી હોય તે લવાદને સોંપવા વિષેના કરાર કાયમ છે.

૨૯. કબુલાયત નક્કી ન હોવાને લીધે તે નિરર્થક છે.

૩૦. શરત તરીકે કરેલી કબુલાયતો નિરર્થક છે.

ઘોડાની શરતમાંજીતેલાઈનામો વિશે અપવાદ.

આ કલમ ઉપરથી હિંદુસ્તાનનાફોજદારી કાયદાની કલમ ૨૯૪ અને બાધ થતો નથી.

## બાબ ૩ જો. અવલંબી કરાર વિશે.

૩૧ અવલંબી કરાર એટલે શું

૩૨. કાંઈ બીના બનવા ઉપર જે કરાર અવલંબી હોય તે અમલમાં લાવવા બાબત

૩૩. કાંઈ બિના ન બનવા ઉપર અવલંબી કરાર કર્યા હોય તો તે

કલમ

ને અમલમાં લાવવા વિષે

૩૪ જે બિના ઉપર કોઈ કરાર અવલંબી હોય તે બિના કોઈ હયાત હોય એવા સખ્સની ભવિશની વર્ત્તણુકને રૂપે હોય તો બિના મજકુર બનવી અશક્ય થઈ એમ ક્યારે સમજવું.

૩૫. અમુક બિના નીમેલા વખતની અંદર બનવા ઉપર કરેલો અવલંબી કરાર નિરર્થક ક્યારે થાયછે.

નીમેલી મુદતની અંદર અમુક બિના ન બનવા ઉપર કરેલો અવલંબી કરાર ક્યારે કાયદાની સહાયથી અમલમાં આણી શકાયછે.

૩૬. અશક્ય બિના ઉપર કરેલી અવલંબી કબુલાયતો નિરર્થક છે

## બાબ ૪થો કરારો પુરા કરવા વિશે.

### જે કરારો પુરા કરવા જોઈએ તે કરારો વિશે.

૩૭. કરારના પક્ષકારોની ફરજ.

૩૮ વચન પૂરૂં કરૂં છું એવું કહ્યા છતાં કબુલ ન કરવું તો તેનું પરિણામ.

૩૯. પક્ષકાર પોતાનું વચન તમામ પુરૂં કરવાની ના કહે તો શું પરિણામ થાય

### કરાર કોણે પુરા કરવા જોઈએ.

૪૦ વચન કહ્યા શખ્સે પૂરૂં કરવું જોઈએ

૪૧ કોઈ ત્રાહિત શખ્સ પાસેથી વચન પૂરૂં કરી લેવાનું કબુલ કરવું તો તેનું પરિણામ.

૪૨. એકમતે જવાબદારી હોય તો તે કોહોના ઉપર શી તરેહ પડે છે.

૪૩. એકમતે વચન આપનારાઓ પૈકી કોઈ પણ એકને તે પુરૂં કરવાની ફરજ પાડી શકાયછે.

પ્રત્યેક વચન આપનાર ભાગ આપવાની ફરજ પાડી શકેછે.

ભાગ ન આપે તો ટોટા સરખે ભાગે ખમવા બાબત.

૪૪. એકમતે કરાર કરનાર એક શખ્સ છુટો થયોતો તેનું શું પરિણામ થાયછે.

૪૫ એકમતે ઉત્પન્ન થયલા હક કેવી રીતે કોહોને પોહોંચેછે.

### કરાર પુરો કરવાનો વખત તથા ઠેકાણું.

૪૬. વચન પૂરૂં કરવાનો વખત નીમેલો ન હોય તથા અગાઉથી તે પુરૂં કરવાની વિનંતી પણ કરવાની ન હોય એવાં વચન ક્યારે પુરાં કરવાં.

૪૭ વચન પુરૂં કરવાનો વખત નીમેલો હોય પરંતુ પુરૂં કરવાની વિનંતી કરવાની ન હોયતો વચન ક્યારે તથા કયે ઠેકાણે પૂરૂં કરવું જોઈએ.

૪૮ પૂરૂં કરવાની વિનંતી યોગ્ય વખતે તથા યોગ્ય ઠેકાણે થવી જોઈએ.

૪૯. વિનંતી કરવાની ન હોય અને ઠેકાણું નીમ્યું ન હોય ત્યારે વચન પૂરૂં કરવાના ઠેકાણા વિષે.

૫૦. વચન લેનારાએ નીમેલી અથવા પસંદ કરેલી રીતે ને વા વખતે વચન પૂરૂં કરવું.

### પરસ્પરનાં વચનો પુરાં કરવા બાબત.

૫૧. પરસ્પર વચન લેનાર પોતાનું વચન પુરૂં કરવાને તઈયાર તથા રાજી ન હોય તો વચન આપનારને પોતાનું વચન પૂરૂં કરવાની ફરજ નથી.

૫૨. પરસ્પર વચનો પૂરાં કરવાનો અનુક્રમ.

૫૩. જે બિના બનવા ઉપર કરારનો

## બાબ ૫મો. કરારથી ઊત્પન્ન થયલા સંબંધો જેવા બીજા કેટલાએક સંબંધો વિશે.



## બાબ ૬ઠો. તોડયાનાં પરિણામ વિશે.



## બાબ ૭મો. માલના વેચાણ બાબત વેચેલા માલ ઉપર માલિકી ક્યારે ઉત્પન્ન થાય છે.

કલમ

૨૧૪ આડતીઆએ પોતાના મુખ્યને હકીકત લખવી કેહેવી એ તેની ફરજ છે

૨૧૫ જ્યારે આડતીઓ મુખ્યની સંમતિ શિવાય આડતના કામમાં ખુદ પોતાની તરફથી કાંઈ ધંધો કરે તો મુખ્યનો હક કેવો છે.

૨૧૬ આડતીઆએ આડતના કામમાં પોતાની તરફથી ધંધો કરયો તો તેથી જે નફો થાય તે ઉપર મુખ્યનો હક.

૨૧૭ મુખ્યને સારૂ આવેલી રકમોમાંથી પઈસા કાપી રાખવાનો આડતીઆનો હક.

૨૧૮ મુખ્યને ખાતે જમે થયલા પઈસા આડતીઆએ તેને આપવા એ તેની ફરજ છે.

૨૧૯ આડતીઆનું મેહેનતાણું ક્યારે લેણું થાય છે.

૨૨૦ જે કામમાં આડતીઆએ ગેરવર્તણુંક કરી હોય તે બાબત તેને મેહેનતાણું મળવાનો હક નથી.

૨૨૧ મુખ્યના માલ ઉપર તથા કાગળ પત્રો ઉપર આડતીઆનું લીયન.

**મુખ્યનો આડતીઆ જોડે શો ધર્મ છે.**

૨૨૨ આડતીઆએ કરેલા કાયદેસર કૃત્યનાં પરિણામમાં તેને ટોટો થાય નહીં એવો બંદોબસ્ત મુખ્ય એ કરવો જોઈએ.

૨૨૩ આડતીઆએ શુદ્ધબુદ્ધિથી જે કૃત્ય કરયું હોય તેના પરિણામમાં તેને નુકશાન થાય તે મુખ્યએ ભરી આપવું જોઈએ

૨૨૪ કાંઈ ગુન્હાનું કૃત્ય કરવા સારૂ આડતીઓ નીમ્યો હોય તો તે પ્રસંગે નીમનાર સખસ નુકશાનનો જવાબદાર નથી

૨૨૫ મુખ્યની ગફલતને લીધે આડતીઆને હાનિ થાય તો તે બાબત નુકશાનનો બદલો ભરી આપવા વિષે

**ત્રીજા શખસો સાથે કરેલા કરારો ઉપર આડતનો અસર.**

૨૨૬ આડતીઆએ કરેલા કરારોને અમલમાં આણવા બાબત તથા તેના પરિણામ બાબત.

૨૨૭ જો આડતીઓ પોતાના અધિકાર બાહાર કામ કરે તો મુખ્યને ક્યાં સુધી જવાબદાર સમજવો

૨૨૮ આડતીઆએ જે પોતાના અખત્યાર બાહાર કરયું હોય તે જો જુદુ ન પડાય તો મુખ્ય જવાબદાર નથી.

૨૨૯ આડતીઆને ખબર આપ્યાનું પરિણામ.

૨૩૦ આડતીઆએ મુખ્યને માટે કરેલા કરારો આડતીઓ ખુદ જાતે અમલમાં લાવી શકતો નથી અનેતેથી તે પોતે જાતે બંધાતો પણ નથી.
જુદી રીતનો કરાર છે એમ ક્યારે અનુમાન કરવું.

૨૩૧ આડતીઆએ કરાર કરયો પણ કરાર કરનાર આડતીઓ છે એવું તે કરારનો બીજો પક્ષકાર ન જાણતો હોય તો તે પક્ષકારના હક બાબત.

૨૩૨ આડતીઆને મુખ્ય સમજી તેની જોડે કરેલો કરાર પૂરો કરવાબાબત.

૨૩૩ જ્યારે આડતીઓ પોતે જાતે જવાબદાર હોય ત્યારે તેની સાથે ધંધો કરનાર સખસનો હક.

૨૩૪ માત્ર મુખ્યનેજ અથવા આડતીઆનેજ જવાબદાર ગણવામાં આવશે એવી ધારણા ઉપર મુખ્ય પાસે અથવા આડતીઆ પાસે

| કલમ. | |
|---|---|
| | કેવો જવાબદાર છે. |
| ૨૬૦ | પેહેડીમાં ફેરફાર થયાથી સ્થિર જામીનગીરી રદ થાય છે. |
| ૨૬૧. | કોઈ પંત્યાળો મર્ણ પામ્યા પછી જવાબદારી ઉત્પન્ન થઈ તો તેને વાસ્તે મરનારની મિલકત જવાબદાર નથી. |
| ૨૬૨ | પંત્યાળાનાં કર્જો તથા પંત્યાળાઓના પોતાના જુદાં જુદાં કરજો આપવા વિશે. |
| ૨૬૩. | પંત્યાળું ભાંગ્યા પછી પંત્યાળાંઓના હક અને કરજો કાયમ રહેછે. |
| ૨૬૪ | પંત્યાળું ભાંગ્યા બાબતની જાહેર ખબર. |
| ૨૬૫ | પંત્યાળુ સમાપ્ત થયા પછી કામ આટાપીને બંધ કરવા વિશે કોર્ટને અર્જ કરવાનો હક પંત્યાળાઓને છે. |
| ૨૬૬ | નિયમિત જવાબદારીનું પંત્યાળું, ઈનકોરપોરેટેડ પંત્યાળું, જાઈંટસ્ટાક કંપનિ. |
| | કાયદા રદ કરયા તેનું પરિશિષ્ટ. |

---

## જાહેર ખબર.

સરવે ન્યાયાધીસો તથા વકીલો અને મુખ્તીયાર લોકોને વીનતી કરવાની કે અમારી હાલીસમાં કાયદા વિગેરે ઘણીખરી જાતનાં પુસ્તકો ઘણી સસતી કીમતે વેચવાનાં છે માટે જે સદગ્રહસ્થોને લેવાની ખુશી હોય તેમણે અમારી પાસેથી મગાવી લેવાનો બંદોબસ્ત કરવો.

સહી. કસતુર વીરચંદ,

ઠેકાણું વલંદાની હવેલી સામે

અમદાવાદ.

# હિંદુસ્તાનનો કરારનો આકટ.

ઉદ્દેશ.

કરારો વિષેના કાયદાના કેટલાએક ભાગનાં લક્ષણો બાંધવાં, તથા તે સુધારવો યોગ્ય છે, માટે નીચે લખ્યા મુજબ આ ઉપરથી ઠરાવવામાં આવે છે.

**પ્રથમના વિશય.**

ન્હાનું નામ.

૧. આ આકટને "સને ૧૮૭૨નો હિંદુસ્તાનનો કરારનો આકટ" એવું નામ આપ્યું છે.

આકટ ક્યાંલાગુ છે. તે ક્યારે અમલમાં આવશે.

તે તમામ બ્રિટીશ ઈંડિયાને લાગુ છે, તથા તે તારીખ પેહેલી સપ્ટેંબર સને ૧૮૭૨ને રોજે અમલમાં આવશે.

કયા કાયદા રદ કરયા.

આ આકટને જોડેલા પરિશિષ્ટમાં કહેલા કાયદા તેના ત્રીજા કોષ્ટકમાં જેટલા બતાવ્યાછે તેટલા રદ કરયાછે; પરંતુ કોઈ પણ સ્ટાટ્યુટમાંના, આકટમાંના, અથવા કાયદામાંના જે ઠરાવ આ આકટ ઉપરથી સ્પષ્ટ રીતે રદ કરયા ન હોય તેને, તથા વેપારનો કોઈપણ ચાલ કિંવા શીરસ્તો, કિંવા એકાદ કરારની કોઈપણ અનુસંગીક વાત, આ આકટના ઠરાવની વિરૂદ્ધ ન હોય તો તેને, આ આકટના કાંઈપણ મજકુરથી બાધ થનાર નથી.

અર્થ.

૨. વાકયના તથા વિષયના સંબંધ ઉપરથી જુદો અર્થ થવાનો સંભવ હોય તો તે શિવાય બીજે પ્રસંગે આ આકટમાં વાપરેલા નીચે લખેલા શબ્દો તથા શબ્દપ્રયોગોનો અર્થ નીચે મુજબ સમજવો.

"સુચના"

(અ.) જ્યારે કાંઈ એક વસ્તુ કરવામાં અથવા ન કરવામાં બીજા શખ્સની સંમતિ મેળવવાના હેતુથી એકાદ શખ્સ તે વસ્તુ કરવાની કિંવા ન કરવાની પોતાની ખુશી છે એવું સદરહુ બીજા શખ્સને જણાવે ત્યારે તે સુચના કરેછે એમ કેહેવું.

"વચન"

(બ.) જે શખ્સને સુચના કરી હોય તે જ્યારે તેમાં પોતાની સમ્મત્તિ જણાવે, ત્યારે તે સુચના તેણે સ્વીકારી એમ કેહેવું. સુચનાનો સ્વીકાર થયો એટલે તે સુચના, વચન થયું એમ સમજવું.

"વચન આપનાર તથા વચન લેનાર"

(ક.) જે સુચના કરે તેને 'વચન આપનાર' કેહેવો, અને જે સુચના સ્વીકારે તેને 'વચન લેનાર' કેહેવો.

"અવેજ"

(ડ.) જ્યારે વચન આપનારની ઈચ્છાથી વચન લેનારે કિંવા બીજા કોઈ શખ્સે એકાદી વસ્તુ કરી હોય કિંવા ન કરી હોય, અથવા તે વસ્તુ મજકુર કરે કિંવા નકરે અથવા વસ્તુ મજકુર કરવાનું કિંવા નકરવાનું

વચન આપે, ત્યારે એ પ્રમાણે કરવું; અથવા ન કરવું અથવા વચન આપવું, એ તે વચનનો અવેજ છે એમ સમજવું.

(ઈ). પ્રત્યેક વચન તથા વચનોનો પ્રત્યેકજોડબંધ સમુદાય જ્યારે એક બીજાનો આવેજ હોય ત્યારે તે વચનને તથા સમુદાયને કબુલાતકહેવી. "કબુલાયત."

(ફ). જે વચનો એક બીજાનો અવેજ કિંવા એકબીજાના અવેજનો ભાગ હોય તે વચનોને પરસ્પર વચનો એવું નામ આપ્યું છે. 'પરસ્પર વચનો.'

(ગ). જે કબુલાતને કાયદાના જોરથી અમલમાં લાવી શકતી નથી. તેને નિરર્થક કબુલાયત એવું નામ આપ્યું છે. "નિરર્થક કબુલાયત"

(હ). જે કબુલાત કાયદાના જોરથી અમલમાં લાવી શકાય છે તેને કરાર કહેછે. "કરાર"

(આઈ). જે કબુલાત તેના એક કિંવા અધિક પક્ષકારની ઈચ્છા ઉપરથી કાયદા મુજબ અમલમાં આણી શકાય, પણ બીજા એક કિંવા અધિક પક્ષકારની ઈચ્છા ઉપરથી અમલમાં લાવી શકાતી નથી, તે કબુલાયતને નિરર્થક થવા યોગ્ય કરાર કહે છે. "નિરર્થક થવા યોગ્ય કરાર."

(જ). જે કરનારને કાયદાના જોરથી અમલમાં લાવી શકાતા બંધ થાય તે કરાર જે વખતે સદરહુ મુજબ અમલમાં લાવી શકાતા બંધ થાય તે વખતે નિરર્થક થાય છે. "નિરર્થક કરાર"

---

# ભાગ ૧લો.

## સુચના જણાવવી, સ્વીકારવી, તથા રદ કરવી, એ વિશે.

૩. જે કૃત્ય કરીને કિંવા ન કરીને કોઈ સુચના કરનાર, કિંવા સુચના સ્વીકારનાર, કિંવા સુચના અથવા સુચનાનો સ્વીકાર રદ કરનાર પક્ષકાર અનુક્રમે સદરહુ સુચના કરવાની, કિંવા તે સ્વીકારવાની, કિંવા તે સુચના અથવા સુચનાનો સ્વીકાર રદ કરવાની વાત જણાવવાનો ઈરાદો કરે, અથવા જે કૃત્ય કરવાનું કિંવા ન કરવાનું પરિણામ એવું હોય કે તે ઉપરથી વાત મજકુર જણાય, તેવું હરકોઈ કૃત્ય કરવાથી કિંવા ન કરવાથી સદરહુ મુજબની સુચના કરવાની, તથા સુચનાનો, સ્વીકાર કરવાની, તથા સુચના તથા સ્વીકાર રદ કરવાની વાત જણાય છે એમ સમજવું. સુચના જણાવવી, સ્વીકારવી, તથા રદ કવી, એ વિશે.

૪. જે શખ્સને કાંઈ સુચના કરી હોય તેને તે સુચના જ્યારે જાણ્યામાં આવે ત્યારે તે સુચનાનું જણાવવું સમાપ્ત થયું એમ સમજવું. જણાવવું ક્યારે પૂરૂં થાય છે.

સુચનાનો સ્વીકાર જણાવવાને સારૂ કાંઈ કૃત્ય કરવાની કિંવા ન કરવાની વાત સુચના કરનાર તરફ જ્યારે એવી રીતે રવાના થાય કે તે સ્વી-

કારનારના અખત્યારમાં રહે નહી, ત્યારે તે સ્વીકારનું જણાવવું સદરહુ સુચના કરનારની વિરૂધ્ધ સમાપ્ત થયું એમ સમજવું.

અને તે વાત સુચના કરનારના જાણ્યામાં આવે ત્યારે સ્વીકાર કરનાર વિરૂધ્ધ તે સમાપ્ત થયું એમ સમજવું;

રદ કરયું એ જણાવવા માટે કાંઈ કૃત્ય કરવાની કિંવા ન કરવાની વાત જે શખ્સને તે જણાવવાનું છે તે શખ્સ તરફ એવે પ્રકારે રવાના થાય કે તે રદ કરનારના અખત્યારમાં રહે નહી ત્યારે, રદ કરયું એ જણાવવું સદરહુ રદ કરનારના વિરૂધ્ધ સમાપ્ત એમ સમજવું;

અને જે સખ્સને તે જણાવવાનું હોય તે શખ્સના જાણ્યામાં તે આવે, ત્યારે તે જણાવવું શખ્સ મજકુર વિરૂધ્ધ સમાપ્ત થયું એમ સમજવું.

દ્રષ્ટાંતો.

(અ) કંઈ એક કિંમત લઈને એક ઘર વેચીશ, એવી અ પદ્વારે બ ને સુચના કરે છે.

બને તે પત્ર પહોંચે ત્યારે તે સુચનાનું જણાવવું સમાપ્ત થાયછે.

(બ) અની સુચના બ પત્રદ્વારે સ્વીકારીને તે પત્ર ટપાલ મારફે મોકલે છે.

એમાં સ્વીકારવાનું જણાવવું પત્ર ટપાલમાં નાખે ત્યારે અ વિરૂધ્ધ, અને તે પત્ર અ ને પહોંચે ત્યારે બ વિરૂધ્ધ, સમાપ્ત થયું.

(ક) અ પોતાની સુચના તાર મોકલીને રદ કરે છે.

તાર રવાના થાય ત્યારે રદ કરવું અ વિરૂધ્ધ સમાપ્ત થયું; બને તાર પહોંચે ત્યારે બ વિરૂધ્ધ સમાપ્ત થયું.

(ખ) પોતાનો સ્વીકાર તાર મોકલીને રદ કરે છે. તાર રવાના થાય ત્યારે બ નું રદ કરવું બ વિરૂધ્ધ સમાપ્ત થયું, અને તાર અ ને પહોંચે ત્યારે અ વિરૂધ્ધ સમાપ્ત થયું.

સુચના તથા સ્વીકાર રદ કરવા બાબત

૫. કોઈ સુચનાના સ્વીકારનું જણાવવું સુચના કરનાર વિરૂધ્ધ સમાપ્ત થયાની અગાઊ તે સુચના કોઈ પણ વખતે રદ કરી શકાય છે, પણ ત્યારપછી તે રદ કરી શકાતી નથી.

કોઈ સ્વીકારનું જણાવવું સ્વીકારનાર વિરૂધ્ધ સમાપ્ત થયાની અગાઊ તે સ્વીકાર કોઈ પણવખતે રદ કરી શકાય છે, પણ ત્યાર પછી તે રદ કરી શકાતો નથી.

દ્રષ્ટાંત

અ પોતાનું ઘર બને વેચવાને પત્રદ્વારે સુચના કરેછે અને તે પત્ર ટપાલમારફે મોકલે છે.

બ પત્રદ્વારે સુચના સ્વીકારે છે અને તે પત્ર ટપાલમારફે મોકલેછે.

બ એ સ્વીકારનુ પત્ર ટપાલમાં નાંખ્યું તેના પહેલાં ગમે તે વ-

બતે કિંવા ટપાલમાં નાખે તે ક્ષણે, અ પોતાની સુચના રદ્દ કરી શકે છે પણ ત્યારપછી તે રદ્દ કરી શકતો નથી.

બના સ્વીકારનું પત્ર અને પોહોંચ્યાની પેહેલાં ગમે તે વખતે, કિંવા પોહોંચે તે ક્ષણે, બ પોતાનો સ્વીકાર રદ્દ કરી શકેછે પણ ત્યારપછી તે રદ્દ કરી શકતો નથી.

રદ્દ કરવાના પ્રકાર.

૬. સુચના નીચે લખેલ પ્રકારે રદ્દ કરાય છેઃ—

(૧) રદ્દ કરવાની ખબર સુચના કરનારે સામાવાળાને જણાવ્યાથી;

(૨) સદરહુ સુચનામાં તેને સ્વીકારવા સારૂ નીમેલી મુદત થઈ ગયાથી; અથવા એ પ્રમાણે કાંઈ મુદ્દતમાં નીમી નહોય તો યોગ્ય મુદતમાં સ્વીકાર કરવાની વાત ન જણાવ્યાથી;

(૩) સુચના સ્વીકારવા પેહેલાં જે શરત પુરી કરવી જોઈએ તે સ્વીકારનારે પુરી ન કરવાથી; અથવા

(૪) સુચના કરનાર મર્ણ પામ્યો હોય અથવા ગાંડો થયો હોય, અને તે મર્ણ પામ્યો કિંવા ગાંડો થયો એ વાત સ્વીકાર કરવા પેહેલાં સ્વીકારનારને માલમ પડી હોય, તો તે મરણ કિંવા ગાંડપણથી.

૭. કોઈ સુચનાને વચન રૂપનું આપવાને સારૂ.

સ્વીકાર વગર શરત નો હોવો જોઈએ.

(૧) તેનો સ્વીકાર બિન સરતનો તથા નિશ્ચય પૂર્વક હોવો જોઈએ;

(૨) તે સુચના અમુક રીતે સ્વીકારવી જોઈએ એવું તેમાં ન બતાવ્યું હોયતો, તેનો સ્વીકાર કોઈ હમેશ મુજબની તથા યોગ્ય રીતે બતાવેલો હોવો જોઈએ. સુચના મજકુર કેવી રીતે સ્વીકારવી જોઈએ તે તે સુચનામાં બતાવ્યું હોય, અને તે રીતે તેનો સ્વીકાર થયો ન હોય, તો સુચના કરનારને સ્વીકાર મજકુર જણાયા પછી પોતાની સુચના તેમાં બતાવેલી રીતેજ સ્વીકારવી જોઈએ બીજી રીતે સ્વીકારવી જોઈએ નહી, એવો આગ્રહ સુચના કરનાર મજકુર યોગ્ય મુદતમાં બતાવી શકે છે; પરંતુ તે જો એ પ્રમાણે ન કરે તો, તેણે તે સ્વીકાર માન્ય કરયો એવું સમજવું.

૮. સુચનાની શરતો પુરી કરવાથી, અથવા પરસ્પર વચનનો કોઈ અવેજ આપવાનું સુચના સાથે જણાવ્યું હોય તે અવેજ લીધાથી, સુચના સ્વીકારી એમ થાય છે.

શરતો પૂરી કીધાથી કિંવા અવેજ લીધાથી સ્વીકાર થાય છે.

૯. કોઈ વચન પઈકીની સુચના અથવા સ્વીકાર જેટલે દરજ્જે શબ્દો વડે કરયો હોય તેટલે દરજ્જે તે વચનને સ્પષ્ટ વચન કેહેવું. એવી સુચના કિંવા એવો સ્વીકાર શબ્દો શિવાય બીજી રીતે જેટલે દરજ્જે કરયો હોય તેટલે દરજ્જે તે વચનને ગર્ભિત વચન કેહેવું.

વચનો સ્પષ્ટતથા ગર્ભિત હોયછે.

---

## ભાગ ૨ જો.

**કરાર તથા નિરર્થક થવા યોગ્ય કરાર તથા નિરર્થક કબુલાયત વિષે.**

કઈ કબુલાયતો કરાર થાયછે.

૧૦. કરાર કરવાને લાયક હોય એવા પક્ષકારોની રાજી ખુશીથી આપેલી સમતિથી કરેલી, તથા કાયદેસર અવેજને માટે અને કાયદેસર ઉદેશ માટે કરેલી, તથા આ આકટમાં સ્પષ્ટ રીતે નિરર્થક ઠરાવી નથી એવી, સર્વ કબુલાયતોને કરાર સમજવા.

કોઈ કરાર લખેલો અથવા સાક્ષીદારોની રૂબરૂ થવો જોઈએ એવું બ્રિટિશ ઈંડિયામાં અમલમાં હોનારા તથા આ આકટ ઉપરથી સ્પષ્ટ રીતે રદ નહી કરેલા જે કાયદામાં ફરમાવ્યું હોય તે કાયદામાં અથવા દસ્તાવેજ નોંધવા વિષે જે કાંઈ કાયદો હોય તેમાં, આ આકટમાના કોઈપણ નિયમથી ફેંપેશ થતુ નથી.

કરાર કરવાને કોણ લાયક છે.

૧૧. પોતે જે કાયદાને તાબેછે તે કાયદા મુજબ જે શખ્સ લાયક ઊમરે પોહોંચેલા હોય તેવા, તથા જેની સાવધબુદ્ધિ હોય તેવા, તથા પોતે જે કાયદાને તાબે છે તે કાયદા મુજબ જેને કરાર કરવાની અશકતતા ન હોય તેવા, સર્વે શખ્સો કરાર કરવાને લાયક છે.

કરાર કરવાને સાવધબુદ્ધિનો કોને સમજવો.

૧૨. જે શખ્સ કરાર કરતી વખત તે કરાર સમજવાને, તથા પોતાના નફા નુકશાન ઉપર તે કરારથી શું પરિણામ થશે એ વિષે કોઈ સમજદાર માણસ માફક નીર્ણય કરવાને, શકત છે તે શખ્સ કરાર કરવાના કારણસર સાવધ બુદ્ધિનો છે એમ સમજવું.

જે શખ્સ ઘણું કરીને હમેશાં દિવાનો રહેતો હોય પણ કોઈ કોઈ સમયે સાવધ બુદ્ધિનો થતો હોય, તે શખ્સ સાવધ બુદ્ધિમાં હોય તે વખતે કરાર કરી શકે છે.

જે શખ્સ ઘણું કરીને હમેશ સાવધ બુદ્ધિમાં હોય પણ કોઈ કોઈ સમયે દિવાનો થતો હોય તે શખ્સ દિવાનો હોય તે વખતે કરાર કરી શકતો નથી.

દ્રષ્ટાંતો.

(અ) દિવાનાના દવાખાનામાં રાખેલો એક દિવાનો આંતરે આંતરે સાવધ બુદ્ધિનો હોય છે. એ દિવાનો સાવધ બુદ્ધિમાં હોય તે વખતે કરાર કરી શકે છે.

(બ) એક સાવધ બુદ્ધિનો માણસ તાવ આવ્યાને લીધે બેભાન થયો છે અથવા દારૂ પીઇને એટલો છાકટો થયોછે કે તે કરારની શરતો સમજી શકતો નથી, કિંવા તે કરારથી પોતાના નફા નુકશાન ઉપર શું પરિણામ થશે એ બાબત સમજદાર માણસ માફક તે નિર્ણય કરી શકતો નથી; એ માણસ સદરહુ બેભાની અથવા કેફ રેહે ત્યાં સુધી કોઈ કરાર કરી શકતો નથી.

"સંમતિ" એટલે શું.

૧૩. બે કિંવા વધારે શખ્સો કોઈ એકજ વાતનો એક સરખો અર્થ સમજીને તેમ કબુલ હોય તો તે વાતમાં તેઓની સંમતિછે એમ સમજવું.

"રાજીખુશીથી આપેલી સમતી" એટલે શું.

૧૪. નીચે લખેલી રીતે સમતિ ઉત્પન્ન થઈ ન હોય ત્યારે તે સંમતિ રાજી ખુશીથી આપી એમ સમજવું-એટલે

(૧) પંદરમી કલમમાં બતાવેલા લક્ષણો મુજબની સખ્તીથી, અથવા

(૨) સોળમી કલમમાં બતાવેલાં લક્ષણો મુજબના ગેરવાજબી દાબથી અથવા

(૩) સત્તરમી કલમમાં બતાવેલાં લક્ષણો મુજબના કપટથી, અથવા

(૪) અઢારમી કલમમાં બતાવેલાં લક્ષણો મુજબની ગેરસમજુતી કર્યાથી, અથવા.

(૫) ચુકથી, પરંતુ કલમ ૨૦ મી ૨૧મી તથા ૨૨ મીમાંના ઠરાવ કાયમ સમજવા,

ઉપર લખેલી રીતે સંમતિ ઉત્પન્ન થઈ એમ ક્યારે સમજવું કે જ્યારે સદરહુ મુજબની સખ્તી કિંવા ગેરવાજબી દાબ કિંવા કપટ કિંવા ગેરસમજુતી કિંવા ચુક ન હોત તો સંમતિ આપવામાં આવત નહીં એવું હોય ત્યારે.

"સખ્તી"ના લક્ષણો.

૧૫. એકાદા માણસને કાંઈ કબુલાયત કરવાની જરૂર પાડવાના ઇરાદાથી હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં જે કૃત્ય કરવાની મનાઈ કરીછે તેવું કોઈ પણ કૃત્ય કરવું કિંવા કરવાની ધાસ્તી આપવી અથવા ગમે તે કોઈ માણસની હાની થાય એવી રીતે કોઈ પણ મિલકત કાયદા વિરૂદ્ધ અટકાવીને રાખવી કિંવા અટકાવીને રાખવાની ધાસ્તી આપવી, અને સખ્તી કેહેવી.

ખુલાસો—જે ઠેકાણે સખ્તી કરવામાં આવે તે ઠેકાણે હિંદુસ્થાનનો ફોજદારી કાયદો અમલમાંછે કિંવા નથી એ વાત જરૂરની નથી.

દૃષ્ટાંત.

અ મોટા સમુદ્રમાં એક અંગ્રેજી વાહાણ ઊપર બ પાશેથી એવું કૃત્ય કરીને એક કબુલાયત કરાવે છે કે, તે કૃત્ય હીંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે સાપરાધ ધમકી થાય.

પછી કરાર તોડ્યા બાબતનો દાવો અ કલકત્તામાં બ ઉપર માંડેછે.

અએ કરેલું કૃત્ય ઈંગ્લંડના કાયદા પ્રમાણે ગુન્હો થતો નથી અને તે કૃત્ય કરયું તે વખતે તથા તે ઠેકાણે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૫૦૬ અમલમાં નોહોતી તોપણ અએ સખ્તી કરી એમ સમજવું.

૧૬. નીચે લખેલે પ્રસંગે દાબ વાપરયો હોય તેને ગેરવાજબી "ગેરવાજબી દાબ"

દાબ સમજવો.

ના લક્ષણો.

(૧) જે શખ્સ ઉપર બીજા કોઈ શખ્સે વિશ્વાસ રાખ્યો હોય, કિંવા જે શખ્સને બીજા કોઈ શખ્સ ઉપર કોઈ ખરેખરો કિંવા દેખાઈતો અધિકાર હોય, તે શખ્સ સદરહુ બીજા શખ્સ કરતાં પોતાની સ્થિતિ એવી તો વધારે ફાયદાવાળી કરવા સારૂ તે વિશ્વાસનો અથવા અધિકારનો ઉપયોગ કરે, કે વિશ્વાસ અગર અધિકાર મજકુર તેને ન હોત તો સદરહુ સ્થિતિ તેને પ્રાપ્ત થાત નહી તો તે પ્રસંગે.

(૨) ઘડપણ કિંવા મંદવાડ કિંવા મનનાં કિંવા શરીરનાં દુખથી જે શખ્સનું મન અશક્ત થયું છે તેવા શખ્સ જોડે એવી કોઈ વર્તણુક ચલાવવામાં આવે કે વર્તણુક મજકુર થઈ ન હોત તો જે વાતની સંમતિ પોતે ન બતાવત તે વાતની સંમતિ તે વર્તણુક ઉપરથી શખ્સ મજકુર બતાવે તો તે પ્રસંગે; પછી તે વર્તણુક થતી શખ્તી ન હોય તો ચિંતા નહી.

'કપટ'નાં લક્ષણો.

૧૭. કોઈ કરારના કોઈ પક્ષકારને કિંવા તેના મુખત્યારને ફરેબ દેવાના તથા કરાર મજકુર કરવાને લલચાવવાના ઇરાદાથી, સદરહુ કરારના બીજા પક્ષકારે કરેલાં, અથવા તેને આંખ આડા કાન કરવાથી થયલાં અથવા તેના મુખત્યારે કરેલાં, નીચે લખેલાં કૃત્યો ને કપટ સમજવું તથા, કપટ એ શબ્દમાં સદરહુ નીચે લખેલાં કૃત્યોનો સમાવેશ થાય છે એમ જાણવું.

(૧) એકાદી વાત ખરી નહી છતાં તે ખરી છે એવું જે માનતો નથી તે શખ્સ તે વાત ખરી છે એ મુજબ સુચવે, એ કૃત્ય.

(૨.) કંઈ એક વાત કોઈ શખ્સના જાણ્યામાં કિંવા માન્યામાં હોય તે શખ્સ કાંઈ કૃત્ય કરીને તે વાત છુપાવે, એ કૃત્ય.

(૩) વચન પૂરૂં કરવાનો ઇરાદો બિલકુલ નહીં છતાં વચન આપવું, એ કૃત્ય.

(૪) ફરેબમાં નાંખે એવું બીજું કાંઈ પણ કૃત્ય.

(૫) જે કૃત્ય કરવું કિંવા ન કરવું એ કપટ છે એમ કાયદામાં વિશેષ કરીને ફરમાવ્યું હોય તે કૃત્ય કરવું કિંવા ન કરવું.

ખુલાસો—કોઈ શખ્સે કરાર કરવાની ઇચ્છા રાખવી કે ન રાખવી એનો જે વાત ઉપર આધાર હોવાનો સંભવ હોય તેવી વાત વિષે માત્ર મુંગા બેસી રેહેવું એ કપટ થતું નથી; પણ જ્યારે તે કામની હકીકત એવી હોય કે તે ઉપર વિચાર રાખતાં મુગુ બેસનારે બોલવું જોઈએ એ તેનો ધર્મ છે ત્યારે, કિંવા કંઈ ન બોલવું એજ બોલ્યા જેવું હોય ત્યારે માત્ર મુગું બેસવું એ પણ કપટ છે એમ સમજવું.

## દ્રષ્ટાંતો.

(અ) અ હરરાજીથી એક ઘોડો બને વેચે છે, અને તે ઘોડો

એબવાળો છે એવું અ ને માલમ છે. ઘોડો એબવાળો હોવા વિશે અ બને કાંઈ કહેતો નથી એમાં અએ કપટ કર્યું એમ થતું નથી.

(બ.) બ અની છોકરી છે તે હમણાંજ લાયક ઉમરે પહોચીછે. હવે એ પક્ષકારોનો સંબંધ એવો છે કે, ઘોડો એબવાળો હોય તો તે બને કહેવું એ અનું કામ છે.

(ક.) બ અને કહે છે કે "આ ઘોડો એબ વિનાનો છે એ વાતની તું ના નહી પાડે તો તે એબ વિનાનો છે એમ હું સમજીશ;" અ કાંઈજ બોલતો નથી. અ કાંઈ બોલ્યો નહી એ વાત એ પ્રસંગે બોલ્યા બરાબર છે.

(ડ.) અ અને બ વેપારીછે તેઓ એક કરાર કરેછે. ભાવ ફેરફાર થયા વિશેની ખાનગી ખબર અને મળી છે અને તે એવી છે કે તે ઉપર કરાર કરવાનું કામ અગાડી ચલાવવું કે નહી એ બાબતની અની ઇચ્છાનો આધાર રહ્યો છે. બ ને તે ખબર અને કહેવાની ફરજ નથી.

૧૮. ગેર સમજુતી કરવી એનો અર્થ નીચે મુજબ થાયછે, તથા તેમાં નીચે લખ્યા મુજબની વાતોનો સમાવેશ થાય છે.— "ગેર સમજુતી કરવી" એનાં લક્ષણો

(૧.) કંઈ વાત ખરી નહી છતાં, તે ખરીછે એવું કોઈ શખસ માનતો હોય, તોપણ જે ખબર તેને મળી છે તે ઉપરથી જેટલી ખાત્રીથી તે વાત કહેવી યોગ્ય હોય તેથી વધારે ખાત્રીથી નિશ્ચય પુર્વક કહેવી.

(૨) જે કામ કરવાનો પોતાનો ધર્મછે તેમાં કોઈ શખસ એવી કાંઈ કસુર કરે કે તેનો ફરેબ દેવાનો ઇરાદો ન હોય તોપણ તે ઉપરથી બીજો કોઈ શખસ અથવા તે શખસથી પોહોચેલા હક ઉપર દાવો રાખનાર કોઈ શખસ. કાંઈ ભુલથાપમાં પડ્યા તેને કાંઈ હાનિ થાય એવી રીતે સદરહુ કસુર કરનારને અથવા તે કસુર કરનારથી પોહોચેલા હક ઉપર દાવો રાખનાર કોઈ સખસને કાંઈ ફાયદો થાયતો તે કસુર.

(૩) જે વસ્તુ બાબત કબુલાયત થાય તે વસ્તુના તત્વ યાને સાર રૂપી પ્રકાર વિશે તે કબુલાયતના એક પક્ષકારને એકાદી ચુક કરાવવી; પછે તે ચુક ગમે તેવે નિઃકપટપણે થઈ હોય તેની ચિંતા નહી.

૧૯. જ્યારે શખતીથી કિંવા ગેરવાજબી દાબથી કિંવા કપટથી કિંવા ગેરસમજુતી કરવાથી કાંઈ કબુલાયતમાં કોઈની સંમતિ થઈ હોયત્યારે જે પક્ષકાર સંમતિ સદરહુ પ્રકારે થઈ હોય તે પક્ષકારની ઇચ્છા ઉપરથી કબુલાયત મજકુર નિરર્થક થવા યોગ્ય કરાર છે એમ સમજવું. રાજીખુશીથી આપેલી સંમતિથી કબુલાયતો નિરર્થકથવા યોગીય છે.

કોઈ કરારના કોઈ પક્ષકારની સંમતિ કપટથી અથવા ગેરસમજુતી કરવાથી મેળવેલી હોય તો, પક્ષકાર મજકુરને યોગ્ય લાગેથી તે એવો આગ્રહ બતાવી શકે છે કે કરાર મજકુર અમલમાં લાવવો જોઈએ, તથા બતાવેલી વાત ખરી હોત તો જે સ્થિતિમાં પોતે હોત તેજ સ્થિતિમાં

પોતાને મુકવો જોઈએ.

**અપવાદ.** અગર જો એવી સંમતિ સત્તરમી કલમ મુજબની કપટ યુકત ગેરસમજુતીથી કિંવા મુંગાં બેશી રહેવાથી મેળવવામાં આવી હોય, તોપણ જે પક્ષકારની સંમતિ સદરહુ મુજબ મેળવવામાં આવીછે તે પક્ષકારને ખરૂં શું છે એ વાત સાધારણ ઉદ્યમ વડે શોધી કહાડવાનાં સાધનો હતાં એમ હોય, તો કરાર મજકુર નિરર્થક થવા યોગ્ય છે એમ સમજવું નહી.

**ખુલાસો.** કોઈ એક પક્ષકાર સાથે કપટ કરયું હોય કિંવા તેને ગેરસમજુતી કરી હોય, તો પણ તેણે કરારમાં સંમતિ આપી તે જો સદરહુ કપટ કિંવા ગેરસમજુતીને લીધે આપી ન હોયતો કરાર મજકુર સદરહુ કપટ કિંવા ગેરસમજુતીનાં કારણથી નિરર્થક થવા યોગ્યછે એમ જાણવું નહી.

દ્રષ્ટાંતો.

(અ.) બને ફરેબ દેવાના હેતુથી તેને અ એવું ખોટું બતાવેછે કે મારા કારખાનાંમાં દરશાલ પાંચસો મણ ગળી થાય છે, અને તેમ કરીને તે કારખાનું વેચાતુ લેવાને બને લલચાવે છે બની મરજીમાં આવે તો તે કરાર નિર્થક થવા યોગ્ય છે.

(બ) અ ગેર સમજુતી કરીને બના મનમાં એવું ખોટું આણે છે કે અનાં કારખાનાંમાં દરસાલ પાંચસો મણ ગળી તઈઆર થાયછે બ કારખાનાંના હિસાબ તપાસી જોય છે, અને તે ઉપરથી એવું દેખાય છે કે તેમાં ફકત ચારસો મણ ગળી તઈયાર થતી આવી છે. એ પછી બ તે કારખાનું વેચાતુ લેછે. અએ ગેરસમજુતી કરયાને લીધે તે કરાર નિરર્થક થવા યોગ્ય છે એમ જાણવું નહી.

(ક) અ કપટથી બને કહેછે કે મારી મિલકત ઉપર કાંઈ જવાબદારી નથી. તે ઉપરથી બ તે મિલકત વેચાતી લેછે. પણ મિલકત મજકુર ગીરો મુકેલી છે. બ તે કરારને નિરર્થક કરાવી શકે છે, કિંવા એવો આગ્રહથી કરી શકે છે કે કરાર મજકુર અમલમાં આણવો જોઈએ અને ગિરોમાંથી મિલકત મજકુર છોડાવી આપવી જોઈએ.

(ડ) અની મિલકતમાં કાચી ધાતુની ખાણ લાગી છે એવો બને શોધ લાગ્યો છે. ધાતુની ખાણ લાગી છે એ વાત બ અથી છુપાવવાના ઉપાય કરેછે તથા છુપાવે છે. અને તે વાત માલમ ન હોવાને લીધે બને તે મિલકત કમી કિંમતે વેચાણ મળી શકેછે. અની મરજીમાં આવેથી તે કરાર નિરર્થક થવા યોગ્યછે.

(ઈ). બ મરયા પછી કાંઈ મિલકત અને મળવાનો અનો હકછે. બમર્ણ પામેછે. બના મર્ણની ખબર કને પડી છે અને ક તે

ખબર અ ન જાણે એવું કરીને મિલકત મજકૂર ઉપરનો અનો હક સંબંધ પોતાને વેચવાને અને લલચાવે છે. એ વેચાણ અની મરજીમાં આવેથી નિરર્થક થવા યોગ્ય છે.

૨૦. કોઈ કબુલાયતમાં અવસ્ય જરૂર હોય એવી કોઇ હકીકતની વાત વિષે કબુલાયત મજકુરનાં બંને પક્ષકારોની ચુક થઈહોય તો તે કબુલાયત નિરર્થક છે.

હકીકત વિષે બંને પક્ષકારોની ચુક થઈ હોય તો તે કબુલાયત નિરર્થકછે.

ખુલાસો. જે વસ્તુ કબુલાયત થઈ છે તે વસ્તુની કિમત વિષે ખોટો અભિપ્રાય ઠરાવ્યો હોય તો, તે અભિપ્રાયને હકીકતની વાત વિષેની ચુક સમજવી નહી.

દ્રષ્ટાંતો.

(અ.) ઇંગલંડથી મુંબાઈ આવતો કોઈ માલ રસ્તામાં છે એવું ધારીને તે માલ બને વેચવાની કબુલાયત અ કરેછે. પછવાડેથી એવું માલમ પડેછે કે, જે વાહણમાં તે માલ આવતો હતો તે વાહાણ કરાર થયો તે દિવસની અગાડીજ ભાંગીને તે માલ સમુદ્રમાં ગયો. આ હકીકતની ખબર બન્નેમાંથી એકુ પક્ષકારને નોહોતી. સદરહુ કબુલાયત નિરર્થક છે.

(બ.) બ પાસેથી અમુક ઘોડો વેચાતો લેવાની કબુલાયત અ કરેછે. પછાડીથી એવું માલમ પડેછે કે કરાર થયો તે વખતે તે ઘોડો જીવતો નોહોતો, અને તે હકીકત બંનેમાંથી એકુ પક્ષકારને માલમ નોહોતી. એ કબુલાયત નિરર્થક છે.

(ક). બ હયાત છે ત્યાં સુધી અનો કોઈ મિલકત ઉપર હક છે, તે મિલકત કને વેચવાની કબુલાયત અ કરેછે. કબુલાયતની વખતે બ જીવતો નોહોતો, અને તેનાં મર્ણની ખબર એકુ પક્ષકારને નોહોતી. એ કબુલાયત નિરર્થક છે.

૨૧. બ્રિટિશ ઇંડિયામાં ચાલુ હોય એવા હરકોઈ કાયદા વિષેની કાંઈએક ચુક થયાને લીધે કોઇ કરાર થયો એ સબબ ઉપરથી તે કરાર નિરર્થક થવા યોગ્ય થતો નથી; પરંતુ બ્રિટિશ ઇંડિયામાં ચાલુ ન હોય એવા કોઈ કાયદા વિષે ચુક થઈહોય તો તેનું પરિણામ હકીકતની ચુકથી જે પરિણામ થાયછે તેવુંજ થાય છે.

કાયદા વિષેની ચુકનું પરિણામ.

દ્રષ્ટાંતો.

હિંદુસ્તાન મધ્યેનાં મુદતનાં કાયદા મુજબ અમુક એક કરજ રદ થયું છે એવી ખોટી ધારણાને લીધે અ તથા બ કાંઈએક કરાર કરેછે. તે કરાર નિરર્થક થવા યોગ્ય નથી.

ફ્રાન્સ દેશમાં હુંડી બાબત જે કાયદો ચાલેછે તે વિષેની ખોટી ધારણા ઉપરથી અ તથા બ કંઈ એક કરાર કરેછે. તે કરાર નિરર્થક

થવા યોગ્યછે.

હકીકત વિષે કરારના એક પક્ષકારની ચુક થઈ હોય તો માત્ર તેજ કારણથી કરારનિરર્થક થવા યોગીય થતો નથી

૨૨. કરારમાના કોઈ એક પક્ષકારની કોઈ હકીકતની વાત વિષે ચુક થયાને લીધે કોઇ કરાર થયો તેટલાજ કારણથી કરાર મજકુર નિરર્થક થવા યોગ્ય થતો નથી.

કઈ જાતનો અવેજ તથા કરાર કાયદેસરછે તથા નથી.

૨૩. કોઈ કબુલાયતનો અવેજ કિંવા ઉદ્દેશ નીચે લખ્યા મુજબનો ન હોય, તો તે અવેજ કિંવા ઉદ્દેશ કાયદેસર છે;

જે અવેજ કિંવા ઉદ્દેશની કાયદામાં મનાઈ કરીહોય તેવો; કિંવા

જેનો પ્રકાર એવો હોયકે તેને મંજુર રાખ્યો હોય તો કોઈ પણ કાયદાનો ઠરાવ વ્યર્થ થઈપડે તેવો; કિંવા.

જેમાં કપટ હોય તેવો; કિંવા.

જે બીજા શખ્સનાં શરીરને કિંવા મિલકતને હાનિ કરતા હોય કિંવા જેનો અર્થ સદરહુ મુજબની હાનિ કરવાનો થતો હોય તેવો;કિંવા

જેને કોર્ટ અનીતિનો અથવા રાજ્યનીતિ વિરૂદ્ધ ગણતી હોય તેવો.

ઉપલી દરેક બાબતમાં કબુલાયતનો અવેજ કિંવા ઉદ્દેશ ગેરકાયદે છે એમ સમજવું. જે કબુલાયતનો અવેજ કિંવા ઉદ્દેશ ગેરકાયદે હોય તે દરેક કબુલાયત નિરર્થક છે.

દ્રષ્ટાંતો.

(અ.) અ પોતાનું ઘર દશ હજાર રૂપીઆને માટે બને વેચાતું આપવાની કબુલાયત કરેછે. અએ ઘર વેચવાનું જે વચન આપ્યું તેનો અવેજ બએ દશ હજાર રૂપીઆ આપવા કબુલ કર્યાછે, અને બએ દશ હજાર રૂપીઆ આપવાનું વચન આપ્યું તેનો અવેજ અએ ઘર વેચવાનું વચન આપ્યું એ થાય છે. એ અવેજો કાયદેસરછે.

(બ.) કને બના એક હજાર રૂપીઆ દેવા છે તે ક છ મહીનામાં ન આપે તો બને તે રૂપીઆ આપવાનું વચન અ આપેછે. એટલી મુદત કને આપવાનું બ વચન આપે છે. એમ એકે આપેલું વચન બીજાએ આપેલા વચનનો અવેજ થાયછે અને તે અવેજ કાયદેસરછે.

(ક.) બએ અને કાંઈ રકમ આપી છે તે બદલ અ એવું વચન આપેછે કે બનું વાહાણ એક અમુક સફરમાં ભાગી જાય તો તેની કિંમત બને હું ભરી આપીશ. અહીં બએ જે રકમ આપી તેનો અવેજ અનું વચનછે. અને અએ જે વચન આપ્યું તેનો અવેજ બએ આપેલી રકમછે; અને એ અવેજો કાયદેશરછે.

(ડ.) બના છોકરાનું પ્રતિપાલન કરીશ એવું વચન અ આપેછે અને બ તે બદલ અને દરશાલ એક હજાર રૂપીઆ આપવાનું વચન આપેછે; એમાં એક પક્ષકારનું વચન બીજા પક્ષકારના વચનનો અવેજ થાય છે, અને એ અવેજો કાયદેસરછે.

(ઈ.) પોતે કપટથી જે મિલકત મેળવીછે કિંવા મેળવે તે પોતપો-

તામાં વેહેંચી લેવા બાબત અ બ તથા ક એઓ કબુલાયત કરેછે એ કબુલાયત નિરર્થકછે, કારણ કે તેનો ઉદેશ ગેરકાયદેછે.

(ક.) અ એવું વચન આપેછે કે બને સરકારમાં નોકરી અપાવીશ, અને બ તે બદલ અને હજાર રૂપીઆ આપવાનું વચન આપેછે. એ કબુલાયત નિરર્થક છે કારણ કે તેનો અવેજ ગેરકાયદેછે.

(ગ.) અ એક જમીનદારનો મુનીમ છે, અને પોતાના ધણીના એક ખેતરનો પટો બ પાસેથી પઈશા લેઈને બને અપાવવાનું પોતાના ધણીને ન જણાવતાં, કબુલ કરેછે. અ તથા બ વચેની કબુલાયત નિરર્થકછે, કારણ કે તેનો અર્થ એવો થાયછે કે અએ વાત છુપાવીને પોતાના ધણીની જોડે કપટ કર્યું.

(હ.) અ બને એવું વચન આપે છે કે અપહરણ કર્યાના તોહોમત બદલ તારા ઉપર મેં મુકદમો ચલાવેલો છે તે હું બંધ પાડીશ, અને તે બદલ ચોરેલા માલની કિંમત પાછી આપવાનું વચન બ આપે છે. એ કબુલાયત નિરર્થકછે, કારણ કે તેનો ઉદેશ ગેરકાયદે છે.

(આઈ.) કાયદા કરનાર મંડળીએ કરેલા એક આકટના ઠરાવ મુજબ અની મિલકત ધારાની બાકીને સારૂ વેચવામાં આવેછે. જેની પાસે બાકી રહીછે તેણે તે મિલકત વેચાણ લેવી નહી એવી આકટ મજકુરમાં મનાઈ છે. અ જોડે બંદોબસ્ત કરીને બ તે મિલકત વેચાણ લેછે અને બએ જે કિંમત આપી તે અ પાસેથી મળેથી મિલકત મજકુર અને આપવાનું બ કબુલ કરેછે. એ કબુલાયત નિરર્થકછે, કારણ કે જેની પાસે બાકી રહી તેણેજ મિલકત મજકુર વેચાણ લીધી એવું એ કાર્યનું પરિણામ કબુલાયત મજકુર ઉપરથી થાય છે; અને એમ થયાથી સદરહુ કાયદાનો હેતુ વ્યર્થ થાય છે.

(જ.) અ બનો મુખતિયારછે તે એવું વચન આપે છે કે મુખત્યારપણાના સંબંધથી પોતાનું બની જોડે જે વજન છે તે કના હિતને વાસ્તે વાપરીશ, અને તે બદલ અને રૂપીઆ એક હજાર આપવાનું વચન ક આપે છે. એ કબુલાયત નિરર્થકછે, કારણ કે તે અનીતિની છે.

(કે.) અ પઈસા લઈને પોતાની છોકરી બને રાખ તરીકે આપવાનું કબુલ કરે છે. એ કબુલાયત નિરર્થક છે, કારણ કે એવે પ્રકારે પઈસા લેઈને છોકરી આપવી એ વાત હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ શિક્ષાને પાત્ર ન હોય તો પણ તે કબુલાયત અનીતિનીછે.

**નિરર્થક કબુલાયતો.**

૨૪. એક કિંવા વધારે ઉદેશ બદલ એકજ અવેજ હોય ત્યારે તે અવેજનો કોઈ ભાગ અથવા અવેજ ઉદેશ બદલ કેટલાએક અવેજ હોય ત્યારે તે અવેજોમાંનો કોઈ પણ એક અવેજ કિંવા તેમાંનાકોઈપણ

અવેજ તથા ઉપદેશ કાંઈ ભાગે ગેરકાયદે હોયતો કબુલાયત નિરર્થકછે

એક અવેજનો કોઈ ભાગ, ગેરકાયદે હોય, તો તે કબુલાયત નિરર્થક છે.

**દ્રષ્ટાંત.**

ગળીના એક કાયદેસર કારખાના ઉપર તથા બીજા પદાર્થોના એક ગેરકાયદે વ્યાપાર ઊપર બની તરફથી ઊપરી તરીકે નજર રાખવાનુ અ વચન આપે છે, અને દર વરશે દસ હજાર રૂપીઆ પગાર આપવાનું વચન બ આપે છે. એકબુલત નીરર્થક છે, કારણ કે અએ આપેલા વચનના ઊદેશનો તથા બએ આપેલા વચનના અવેજનો એક ભાગ ગેરકાયદે છે.

અવેજ શિવાયની કબુલાત નિરર્થક છે. પરંતુ લખેલી તથા નોંધેલી હોય તે

૨૫. વગર અવેજે કરેલી કબુલાયત નિરર્થક છે, પરંતુ

(૧) તે લખેલી હોય તથા દસ્તાવેજ નોંધવા બાબત જે કાયદો વખતે વખત અમલમાં હોય તે મુજબ નોંધેલી હોય, તથા જે પક્ષકારો પરસ્પર નજદીકના સંબંધમાં હોય તે પક્ષકારો વચ્ચે સ્વભાવિક પ્રીતિ તથા માયાના સબબથી થયલી હોય તો; અથવા

અથવા કાંઈ વસ્તુ કરી હોય તેનો બદલો આપવાનું વચન હોય તો,

(૨) જે શખ્સે પોતાની મેળે ખુશીથી કોઇ બીજા શખ્સને માટે કાંઇ વસ્તુ કરી હોય, કિંવા કાયદાથી સદરહુ બીજા શખ્સે કરવાની ફરજ હોય એવી વસ્તુ પોતાની મેળે ખુશીથી શખ્સ મજકુરે તેને માટે કરી હોય, તે શખ્સને પૂરે કિંવા થોડે ભાગે બદલો આપવાનેસારૂ વચન તરીકે સદરહુ બીજા શખ્સે યાને વચન આપનારે તે કરેલી હોય તો; અથવા

અથવા મુદતના કાયદાથી રદ થયલું કર્જ આપવાનું વચન હોય તો,

(૩). દાવો ચાલવા બાબતની મુદતના કાયદાને લીધેજ માત્ર જે દેન કોઇ રૂપીઆ લેનારથી વસુલ કરી શકાતું નથી તે દેન તમામ કિંવા થોડે ભાગે આપવાને સારૂ વચન આપવામાં આવ્યું હોય, અને તે વચન લખાણને રૂપે આપ્યું હોય, તથા વચન મજકુરની જવાબદારી જે શખ્સના ઊપર રેહેવાની હોય તે શખ્સે કિંવા તેના કુલમુખત્યારે કિંવા તેટલાંજ કામ સારૂ અધિકાર આપ્યો હોય તેવા મુખત્યારે લખાણ મજકુરના ઊપર સહી કરી હોય તો;

કબુલાયત મજકુર નિરર્થક થતી નથી.

સદરહુ વગર અવેજે કરેલી કબુલાત નીરર્થક થતી નથી. ઊપલે કોઈ પણ પ્રસંગે કબુલાયત મજકુર કરાર થાય છે એવું સમજવું.

ખુલાસો ૧. કાંઇ બક્ષીસ ખરેખરી આપવામાં આવી ચુકી હોય તો, તે આપનાર તથા લેનાર મધ્યે તે બક્ષીસ કાયદેસર હોય તેને આ કલમના કોઇ પણ મજકુરથી બાધ પોહોંચતો નથી.

ખુલાસો ૨. વચન આપનારે જે કબુલાયતમાં પોતાની સંમતિ રાજી ખુશીથી આપી હોય તે કબુલાયતનો અવેજ પુરતો નથી એટલાજ કારણ ઊપરથી કબુલાયત મજકુર નિરર્થક થાય છે એમ સમજવું નહી; પરંતુ વચન આપનારે પોતાની સંમતિ રાજીખુશીથી આપીછેકેમ

એ તકરારનો નિકાલ કરતી વખત અવેજ અપૂરતો છે એ વાત મુ-જરે પકડવાને કોરટ મુખત્યાર છે.

દૃષ્ટાંતો.

( અ ) અ કાંઈજ અવેજ શિવાય બ ને એકહજાર રૂપીયા આપવાનું વચન આપે છે. એ કબુલાયત નિરર્થક છે.

( બ ). અ સ્વભાવીક પ્રીતીથી તથા માયાથી પોતાના છોકરા બ ને રૂપીયા એક હજાર આપવાનું વચન આપે છે. અ તે વચનનો લેખ કરીને નોંધાવે છે. એ કરાર છે.

( ક. ) અ ને બ ના પઈસાની કોથળી જડી અને તે તેણે બ ને આપી. બ અ ને રૂપીયા પચાશ આપવાનું વચન આપે છે. એ કરાર છે.

( ડ. ) બ ના બાળક છોકરાનુ અ પ્રતિપાલન કરે છે. તેથી અ ને થતો ખરચ આપવાનું વચન બ આપે છે. એ કરાર છે.

( ઈ ) અ ને બ ના હજાર રૂપીઆ દેવા છે. પરંતુ તે કરજ મુદ્દતનાં કાયદાને લીધે વસુલ કરી શકાતું નથી. તે કરજ ખાતે પાંચસો રૂપીયા બને આપીશ એવાં વચનના લેખ ઉપર અ સહી કરે છે. એ કરાર છે.

( ફ ). એક હજાર રૂપિઆની કિમતનો ઘોડો દશ રૂપિએ વેચવાનું અ કબુલ કરેછે. કબુલાયતમાં અએ પોતાની સંમતિ રાજી ખુશીથી આપીછે. અવેજ મજકુર અપૂરતો છે તોપણ તે કબુલાયત કરાર છે.

(ગ.) એક હજાર રૂપીઆની કિંમતનો ઘોડો દશ રૂપીએ વેચવાનું અ કબુલ કરેછે. કબુલાયતમાં પોતાની સંમતિ રાજી ખુશીથી આપી નથી એમ અ નું કહેવુંછે. અ ની સંમતિ તેણે પોતે રાજી થઈને આપી હતી કે નહી એનો વિચાર કરતી વખતે અવેજ મજકુર અપુરતોછે એ વાત કોરટે મુજરે પકડવી જોઈએ.

લગનમાં હરકત કર્તા કબુલાયત નિરર્થક છે.

૨૬. કાચી ઉમરનાં શખસો શિવાયના બીજા કોઈપણ શખસનાં લગનમાં હરકત કરનારી પ્રત્યેક કબુલાયત નિરર્થકછે.

વેપારને હરકત કર્તા કબુલાયત નિરર્થક છે.

૨૭. જે કબુલાયત ઉપરથી એકાદ કાયદેસર ધંધો, વેપાર, અગર કોઈપણ પ્રકારનો ઉદ્યોગ કરવામાં હરકોઈને હરકત થાય તેવી દરએક કબુલાયત જેટલી હરકત કર્તા છે તેટલી નિરર્થક છે.

જે રોજગારની

અપવાદ ૧. પોતાના રોજગારની "ગુડવીલ[1]" કોઈએકશખસ

---

૧ ટીપ. 'ગુડવીલ' એ શબ્દ અંગ્રેજી છે, અને તેનો અર્થ નીચે આપ્યોછે.—"કોઈ ધંધો ચાલતો હોય તેમાં જે પુંજી અથવા મીલકત નાખી હોય, તેની કિમત શિવાય હમેશના ઘરાકોની તરફથી તે ધંધો જે ઠેકાણે ચલાવવામાં આવતો હોય તે ઠેકાણાને લીધે, કિંવા કુશળતાની અથવા દોલતમંદીની અથવા વખતસર બરોબર કામ કરવા

"ગુડવિલ" વેચવામાં આવી હોય તે રોજગાર નહી ચલાવવા બાબતની કબુલાયતને ઉપલી કલમ બાધ કર્તા નથી.

વેચે તો તે વેચાણ લેનાર, અથવા તે વેચાણ લેનારની પાસેથી જે શખસને "ગુડવીલ"નો હક મળ્યો હોય તેવો કોઈ શખસ જ્યાં સુધી તે રોજગાર કોઈ જગાએ નીમેલી હદોની અંદર ચલાવે ત્યાં સુધી તે હદની અંદર વેચનાર મજકુરે પોતે તેવો રોજગાર ચલાવવો નહી એવી કબુલાત તે વેચનાર સદરહુ વેચાણ લેનાર સાથે કરી શકેછે; પરંતુ તે રોજગારના પ્રકાર ઉપર નજર રાખતાં કોર્ટને એવું માલમ પડવું જોઈએ કે નીમેલી હદો યોગ્ય છે.

પંત્યાળું તુટ્યા અગાઉ પંત્યાળાઓએ કરેલી કબુલાયતને પણ કલમ મજકુર બાધ કર્તા નથી.

અપવાદ ૨. પંત્યાળું તુટતી વખતે અથવા તુટવાનું છે એવા વિચારવાથી, પંત્યાળાં મજકુરના રોજગાર જેવો રોજગાર પંત્યાળાઓ પૈકી કોઈએ અથવા સઘળાએ, ઉપલા છેવટના અપવાદમાં કહ્યા મુજબની હદોની અંદર, ચલાવવો નહીં, એવી કબુલાયત સદરહુ પંત્યાળાઓ કરી શકે છે.

અથવા પંત્યાળું ચાલતું હોયતે દરમ્યાન પંત્યાળાઓએ કીધેલી કબુલાતને પણ કલમ મજકુર બાધ કર્તાં નથી.

અપવાદ ૩. પંત્યાળું ચાલતુ હોય તે દરમીઆન પંત્યાળાંના રોજગાર શિવાય બીજા રોજગાર અમુક એક પંત્યાળાએ કિંવા સઘળા પંત્યાળાઓએ કરવો નહીં એવી કબુલાયત પંત્યાળા મજકુર કરી શકેછે.

કાયદા મુજબ કામ ચલાવવામાં હરકત કર્તા કબુલાયત નિરર્થક છે.

૨૮. કબુલાયતના કોઈ પક્ષકારને, કોઈ કરારની રૂએ, અથવ તે સંબંધે, પ્રાપ્ત થયલા હકો ન્યાયની સાધારણ કોર્ટોમાં, શીરસ્તા પ્રમાણેનું કાયદેશીર કામ ચલાવીને, અમલમાં આણવાને પક્ષકાર મજકુરને જે કબુલાયતથી તદન હરકત થતી હોય, તેવી દરેક કબુલાયત, અથવા પક્ષકાર મજકુરે પોતાના હકો અમુક મુદતનાં અંદરજ સદરહુ પરમાણે અમલમાં આણવા એવું જે કબુલાયત ઉપરથી થતુ હોય તો, તેવી દરેક કબુલાયત, તેટલાજ પુરતી નિરર્થક છે એમ સમજવું.

તકરાર ઉત્પન્ન થાય તે લવાદને સોંપવા વિષેનો કરાર કાયમ છે.

અપવાદ ૧. જો બે અથવા વધારે શખસો પોત પોતામાં એવો કરાર કરે કે કોઈપણ અમુક વિષય બાબત અથવા અમૂક જાતના વિષયો બાબત આપણાં મધ્યે તકરાર ઉત્પન્ન થાય તેનો નિકાલ કરવાનું લવાદને સોંપવું, અને જે તકરાર એ રીતે લવાદને સોંપવામાં આવે તે બાબત લવાદ મજકુર ઠરાવે તેટલીજ રકમ વસુલ કરવા જોગ સમજવી, તો તે કરાર આ કલમ ઉપરથી ગેરકાયદે છે એમ જાણવું નહીં.

એવા કરારોથી કેવા દાવા ચાલતા અટકસે.

જ્યારે એવો કરાર થયો હોયત્યારે, તેમાં લખ્યા પરમાણેનું અમુક કામ કરાવવા સારૂ દાવો માંડી શકાય છે; અને તેમાં લખ્યા પ્રમાણે

માં આવતુ હોય તેની કીર્તિ લીધે કિંવા બીજી કોઈ આસ્મિક બીનાઓને લીધે, કિંવા પ્રાચીન કાળની મેહેરબાની ભરેલી નજરને લીધે ઉતેજન મળતું હોય તે ઉપરથી જે ફાયદો અથવા નફો ઉત્પન્ન થતો હોય તેને ગુડવિલ સમજવી. (વ્હાર્ટનના કાયદા કોશની ત્રીજી આવૃત્તિ જોવી.)—ધીરપ્રસાદ બ્ં૦ રૂ૦ દાંનાવાળા.

અમલ કરાવવાને બદલે બીજી કોઈ બાબત કરાવવા સારૂ કિંવા લવાદે ઠરાવેલી રકમ શિવાય બીજી રકમ વસુલ કરવા સારૂ કરાર મજકુરનો એક પક્ષકાર બીજા કોઈપણ પક્ષકાર ઉપર જે વિષય બાબતની તકરાર લવાદને સોંપવાનું કબુલ કરવામાં આવ્યું હોય તે વિષય સંબંધી દાવો માંડે તો, સદરહુ મુજબ કરાર થયો છે એ વાતથી તે દાવો ચાલતો અટકશે.

**અપવાદ.** ૨ વળી બે કિંવા વધારે શખ્સ મધ્યે કાંઈ તકરાર ઉત્પન્ન થઈ ચુકી હોય તે તકરાર લવાદને સોંપવાનું જે લખેલા કરારથી શખ્સો મજકુર કબુલ કરતા હોય તે લખેલો કરાર પણ આ કલમ ઉપરથી ગેર કાયદે થતો નથી; અથવા કામ લવાદને સોંપવા બાબત જે કાયદો વખતે વખત અમલમાં હશે તેમાંના કોઈપણ ઠરાવને આ કલમથી બાધ થતો નથી.

*જે તકરાર ઉત્પન્ન થઈ ચુકી હોય તે લવાદને સોંપવા વિશેના કરાર કાયમ છે.*

૨૯. જે કબુલાયતનો અર્થ નક્કી નથી કિંવા નક્કી કરી શકાય એવો નથી તેવી કબુલાયતો નિરર્થક છે.

*કબુલાયત નક્કી ન હોવાને લીધે તે નિરાર્થક છે.*

**દ્રષ્ટાંતો.**

**(અ).** અ 'એકશે' ટંન તેલ બ ને વેચાતુ આપવાનું કબુલ કરે છે. કઈ જાતનું તેલ આપવાનો વિચાર હતો તે બતાવવાને માટે કાંઈ આધર નથી. એ કબુલાયત નક્કી ન હોવાને લીધે નિરર્થક છે.

**(બ).** અ એકશો ટંન અમુક એક પ્રકારનું તેલ કે જે વેપારની જનસ તરીકે ઓળખાય છે તે બ ને વેચાતું આપવાની કબુલાયત કરે છે. એના અર્થ વિશે સંશય ન હોવાને લીધે એ કબુલાયત નિરર્થક થતી નથી.

(ક). ક ફક્ત કોપરાંના તેલનો વેપાર કરે છે. તે બ ને 'સો ટંન તેલ' આપીશ, એવું કબુલ કરે છે. અ ના વેપારનાં સ્વરૂપ ઉપરથી સદરહુ શબ્દોના અર્થ સમજવાનું બની આવે છે, માટે અ ને સો ટંન કોપરેલ આપવાની કબુલાયત કીધી એમ સમજવું.

( ડ ). 'રામનગર મધ્યે માહારી કોઠીમાં જેટલું અનાજ છે તે સર્વે' બને વેચવાનું અ કબુલ કરેછે. અતરે કબુલાયત નિરર્થક હોવા જેવો કાંઈ સંશય નથી.

( ઈ ) 'ક ઠરાવે તે કિંમતે એક હજાર મણ ચોખા' બને વેચવાનુ અ કબુલ કરેછે. કિંમતે નકી ઠરાવી શકાય છે માટે એમાં કબુલાયત મજકુર નિરર્થક થાય એવો સંશય નથી.

( ફ ) માહારો સફેત ઘોડો પાંચશો રૂપિએ કિંવા એક હજાર રૂપિએ બને વેચીશ એવું અ કબુલ કરેછે. બેમાંથી કહી કિંમત લેવાનો વિચાર હતો એ માલમ પડતું નથી. સબબ એ કબુલાયત નિરર્થક છે.

શરત તરીકે કરેલી કબુલાયતો નિરર્થક છે.

૩૦ શરત તરીકે કરેલી કબુલાયતો નિરર્થક છે, અને એકાદી વસ્તુ કોઈ શરતમાં જીતી છે એમ કહીને તે વસ્તુ મેળવવા સારૂ અથવા કોઈ ખેલ વિશે અથવા બીજી મુકરર ન હોય એવી બીજી બીના વીશે કાંઈ શરત કરવામાં આવી હોય તે ખેલ અથવા બીનાનું પરિણામ થાય તે પરમાણે વ્યવસ્થા થાય તેને સારૂ એકાદી વસ્તુ કોઈનેસોંપી હોય તે મેળવવાને સારૂ, દાવો મંડાઈ શકતો નથી.

ઘોડાની શરતમાં જીતેલાઇનામો વિશે અપવાદ.

કોઈપણ ઘોડાની શરત જીતનારને અગર જીતનારાઓને આપવાની પાંચશો રૂપિઆ કિંવા તેથી વધારે કિમતની અથવા રકમની રીકાબી, ઇનામ, કિંવા રોકડ રૂપિઆ એકઠા કરવા સારૂ, કિંવા તેની ભરતીમાં ટીપમાં કાંઈ ભરીને અથવા મદદ દાખલ આપ્યું હોય તે અથવા ટીપમાં ભરીને અથવા મદદ દાખલ આપવાની કાંઈ કબુલાયત કરી હોય તો તે આ કલમ ઉપરથી ગેર કાયદે થાય છે એમ સમજવું નહી.

આ કલમ ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૨૯૪ અ ને બાધ થતો નથી.

હિંદુસ્તાનના ફોજદારી દાયદાની કલમ ૨૯૪ અમાંના ઠરાવઘોડાની શરત સંબંધીના જે કાર્યને લાગુ હોય તેવું કાંઈપણ કાર્ય આ કલમ ઉપરથી કાયદેસર થાયછે એમ સમજવું નહી.

---

## બાબ ૩ જો.

### અંવલંબી કરાર વિશે.

અવલંબી કરાર એટલે શું.

૩૧. કોઈ એક બિના કરાર સાથે સહગામી હોય તે બિના બને કિંવા ન બને તો અમુક કાંઈ વસ્તુ કરવાનો કિંવા ન કરવાનો જે કરાર હોય તેને અવલંબી કરાર કહેવો.

દ્રષ્ટાંત.

બ નું ઘર બળી જાય તો બને દસ હજાર રૂપીઆ આપવાનો કરાર અ કરે છે. એ અવલંબીકાર છે.

કાંઈબિના બનવા ઉપર જે કરાર અવલંબી હોય તે અમલમાં લાવવા બાબત.

૩૨ કોઈ અનિશ્ચિત ભવિષ્યની બિના બનેતો કંઈ અમુક વસ્તુ કરવાનો કિંવા ન કરવાનો અવલંબી કરાર જો તે બિના બની નહી હોયતો તથા જ્યાંસુધી બિના મજકુર બને ત્યાંસુધી કાયદાનીરૂએ અમલમાં આંણી શકાતો નથી.

તે બીના બનવી અશકય થાયતો એવો કરાર નિરર્થક થાયછે.

દ્રષ્ટાંતો.

( અ ) અ, બ સાથે એવો કરાર કરેછે કે જો હું કના પછી છવતો રહ્યો તો તારો ઘોડો વેચાતો લઇશ. આ કરાર અની હયાતીમાં કનમરેતો તથા અની હયાતીમાં તે મરે ત્યાં સુધી કાયદાનીસહાયથી અમલમાં લાવી શકાતો નથી.

(ખ) આ, બની સાથે એવા કરાર કરેછે કે કને પોતે એક ઘોડો વેચાતો આપવાનું કહ્યું છે તે ક ન લે તો તે અમુક કિંમતે તને વેચાતો આપીશ. એ કરાર ઘોડો મજકુર લેવાની ક ના ન કહેતો તયા એવું કહે ત્યાં સુધી કાયદાની રૂએ અમલમાં લાવી શકાતો નથી.

(ક) જ્યારે બનું ક સાથે લગ્ન થાય ત્યારે બને એક રકમ આપવાનો કરાર અ કરેછે. કનું લગ્ન બ જોડે થયા વગર ક મર્ણ પામે છે. સદરહુ કરાર નિરર્થક થયો.

કાંઈ બિના ન બનવા ઉપર અવલંબી કરાર કરયો હોય તો તેને અમલમાં આવવા વિષે.

૩૩. કાંઈ અનિશ્ચીત ભવિષ્યની બિના ના બનેતો અમુક કાંઈ પણ વસ્તુ કરવાનો કિંવા ન કરવાનો અવલંબી કરાર તે બિના બનવી જ્યારે અશક્ય થાય ત્યારેજ અમલમાં લાવી શકાયછે, તે અગાઉ અમલમાં લાવી શકાતો નથી.

દ્રષ્ટાંત.

ફલાણું એક વાહાણ પાછું ન આવે તો બને અમુક રકમ આપીશ એવું અ કબુલ કરેછે. તે વાહાણ ડુબી ગયું. જ્યારે વાહાણ મજકુર ડુબી ગયું ત્યારે કરાર મજકુર અમલમાં લાવી શકાયછે.

જે બિના ઉપર કોઈ કરારઅવલંબી હોય તે બીના કોઈ હયાત હોય એવા સખ્સની ભવિષ્યનીવર્તણુકને રૂપે હોયતો બિના મજકુર બનવી અશક્ય થઈ એમ ક્યારે સમજવું.

૩૪. જે ભવિષ્યની બિના ઉપર કાંઈ કરાર અવલંબી હોય તે બિના જો કોઈ શખ્સ કોઈ નહી બતાવેલ વખતે કાંઈ કૃત્ય જે પ્રકારે કરવાનો હોય તે પ્રકારને રૂપે હોયતો, તે બિના બનવી અશક્ય થઈ એમ ક્યારે સમજવું કે જ્યારે શખ્સ મજકુર એવી કાંઈ વસ્તુ કરે કે તે ઉપરથી સદરહુ કૃત્ય સદરહુ પરકારે કોઈ મુકરેર વખતમાં કરવું અશક્ય થાય ત્યારે અથવા બીજી ભવિષ્યની બિનાઓ બન્યા શિવાય તે કૃત્ય તે પરકારે કરી શકાય નહી ત્યારે.

બ નું ક જોડે લગ્ન થાય તો બ ને કંઈ પૈસા આપવાની કબુલાયત અ કરે છે. .

ક, ડ જોડે લગ્ન કરે છે. હવે અગર જો એવું બની શકે કે ડ મર્ણ પામે અને ત્યાર પછી ક કદાચિત બ જોડે લગ્ન કરે તો પણ,બનું ક જોડે લગ્ન થવું અશક્ય છે એમ હાલ સમજવું જોઈએ.

અમુક બિના ની મેલા વખતની અંદર બનવા ઉપર કરેલા અવલંબી કરાર નિરર્થક ક્યારે થાયછે.

૩૫. કોઈ અમુક બતાવેલી અનિશ્ચિત બિના નીમેલી મુદતની અંદર બને તો કાંઈ વસ્તુ કરવાનો અથવા ન કરવાનો કાંઈ અવલંબી કરાર, તે નીમેલો વખત પુરો થાય ત્યારે બિના મજકુર જો ન બની હોય તો અથવા નીમેલા વખતની અગાડી તે બિના બનવી અશક્ય થાય તો, નિરર્થક થાયછે.

નીમેલી મુદતની અંદર અમુક બીના ન બનવા ઉપર કરે.

કાંઈ અમુક બતાવેલી અનિશ્ચિત બિના નીમેલી મુદતની અંદર ન બને તો અમુક કાંઈ વસ્તુ કરવાનો અથવા ન કરવાનો અવલંબી કરાર, તે ઠરાવેલી મુદત પુરી થઈ હોય પણ તે બિના બની નહિ હોય

લો અવલંબી કરાર ક્યારે કાયદાની સહાયથી અમલમાં આણી શકાયછે.

ત્યારે, અથવા તે બિના બનનાર નથી એવું નકી થાય તો નીમેલો વખત પૂરો થયાની પેહેલાં, કાયદાની રૂએ અમલમાં લાવી શકાય છે.

દ્રષ્ટાંતો.

(અ). અમુક એક વાહાણ એક વરષની અંદર પાછું આવે તો બ ને કાંઈ અમુક રકમ આપીશ એવું વચન અ આપે છે. વાહાણ વરસની અંદર પાછું આવે તો, કરાર અમલમાં લાવી શકાય છે, અને જો તે વાહાણ વર્ષની અંદર બળી ગયું તો કરાર મજકુર નિરર્થકથાયછે.

(બ). અમુક એક વાહાણ એક વર્ષની અંદર પાછું ન આવે તો, બ ને કાંઈ અમુક રકમ આપવાનું વચન અ આપે છે. વાહાણ વર્ષની અંદર પાછું ન આવ્યાથી કિંવા વર્ષ પુરૂ થયાની અગાઊ બળી ગયાથી કરાર અમલમાં આણી શકાય છે.

અશક્ય બિના ઉપર કરેલી અવલંબી કબુલાયતો નિરર્થક છે.

૩૬. કોઇ અશક્ય બિના બને તો અમુક કાંઇ વસ્તુ કરવી અથવા ન કરવી એવી અવલંબી કબુલાયત નિર્થક છે, પછી કબુલાયત મજકુર કરી તે વખતે પક્ષકારોને તે બિના બિનવી અશક્ય છે એવું માલમ હોય કિંવા ન હોય તેની ચિંતા નહી.

દ્રષ્ટાંતો.

(અ). બે સીધી લીટીઓથી કંઈ જગા ચારે બાજુએ બંધ થાય તો બ ને હજાર રૂપીઆ આપવાનું અ કબુલ કરે છે. એ કબુલાયત નિર્થક છે.

(બ). અ પોતાની ક નામની છોકરી જોડે જો બ લગન કરે તો તે બ ને એક હજાર રૂપિઆ આપવાનું કબુલ કરે છે. કરાર થયો તે વખતે ક મરણ પામેલી હતી. એ કબુલાયત નિરર્થક છે.

---

# ભાગ ૪

## કરારો પુરાં કરવા વિષે.

### જે કરારો પુરા કરવા જોઈએ તે કરારો વિષે.

કરારના પક્ષકારોની ફરજ,

૩૭. આ આકટમાંના કિંવા બીજા કોઇ કાયદાના ઠરાવમુજબ કોઇ એક કરાર પૂરો કરવાની જરૂર ન હોય કિંવા તે પુરો કરવાની માફી હોય, તે શિવાયને બીજે પ્રસંગે કરારના પક્ષકારોએ પોતપોતાનાં વચનો પુરાં કરવાં જોઇએ, કિંવા પૂરાં કરવાને તૈયાર છઇયે એમ કેહેવું જોઇએ.

વચનો પુરાં કર્યાંની અગાઉ વચન આપનારાઓ મરણ પામે તો તેમના પ્રતિનિધિ, કરાર મજકુર ઉપરથી જુદોજ હેતુ ન દેખાતો હોય તો, તે વચનો પૂરાં કરવાને બંધાયલા છે.

દષ્ટાંતો.

(અ). બ એક હજાર રૂપિઆ આપે તો, અમુક દિવસે કાંઇ માલ બ ને સ્વાધીન કરવાને અ વચન આપેછે. તે દિવસના પેહેલાં અમરી ગયો. અના પ્રતિનિધિઓ તે માલ બને સ્વાધિન કરવાને બંધાયલા છે, અને અના પ્રતીનીધીઓને સદરહુ એક હજાર રૂપિઆ આપવાને બબંધાયલો છે.

(બ) અમુક કિંમત લઇને અમુક દિવસ સુધીમાં એક તસ્બીર બને રંગીને આપીશ એવું અવચન આપે છે. અ નીમેલા દિવસનાં પેહેલા મરણ પામેછે. તે કરાર અના પ્રતિનિધિથી કિંવા બથી અમલમાં આણી શકાતો નથી.

૩૮. વચન આપનારાએ વચન પુરૂ કરવાની ઇચ્છા વચનલેનારને બતાવી હોય અને તે તેણે સ્વીકારી નહીં હોય, તો વચન પુરૂ ન થવાની જવાબદારી વચન આપનાર ઊપર નથી, અને એ પ્રમાણે થવાથી તે કરારની રૂએ વચન આપનારના જે હકો હોય તે પણ જતા નથી. વચન પૂરૂં કરવું એવું કહ્યા છતાં કબુલ ન કરવું તેનું પરીણામ.

વચન પૂરૂ કરવાને સારૂ તઇયાર છઊં એમ કહેવામાં આવે તેની સાથે નીચે મુજબની સરતો પૂરી પડવી જોઇએ.

૧. સદરહુ મુજબનું કેહેવું બિન સરતનું હોવું જોઇએ.

૨. તે યોગ્ય વખતે તથા યોગ્ય ઠેકાણે અને એવે પ્રસંગે કેહેવું જોઇયે કે કેહેનાર શખ્સ પોતાના વચન મુજબ જે કાંઇ કરવાની તેની ફરજ હોય તે સર્વે તે ઠેકાણે તથા તેજ સમયે કરવાને શકિતમાન તથા ખુશી છે કે નહી એ મુકરર કરવાને યોગ્ય સંધી જે શખ્સને તે કહ્યું હોય તે શખ્સને મળી આવે.

૩. સદરહુ મુજબ કેહેવું જો વચન લેનારના સ્વાધીનમાં કાંઈ પણ વસ્તુ આપવા બાબતનું હોય તો જે વસ્તુ પોતાનાં વચન મુજબ આપવાની વચન આપનારે ફરજ છે તેજ વસ્તુ આપવાનુ સદરહુ વચન આપનાર કહે છે કે નહી એ જોવાની યોગ્ય સંધી વચન લેનારને મળવી જોઇએ.

વચન લેનારાઓ સમસ્ત તથા એક કરતાં વધારે હોય તો તે સરવે જણાઓને સદરહુ મુજબ કેહેવાથી કાયદા મુજબ જે પરિણામ થાય તેજ પરિણામ તેમાના એક જણને તે પ્રમાણે કેહેવાથી થાય છે.

દ્રષ્ટાંતો.

અ અમુક એક જાતનું સો ગાંસડી રૂ તારીખ પેહેલી માર્ચ સને ૧૮૭૩ને રોજ બની વખારમાં બનેસ્વાધીન કરવાનો કરારકરે છે. કરાર પૂરો કરવાને તઇયાર છઊં એ કહ્યાથી આ કલમમાં કહેલુ ફળ ક્યારે મળે કે જ્યારે અ બની વખારમાં તે રૂ નીમેલે દિવસે લાવે અને તે એવે પ્રસંગે કે કરાર કરેલા રૂની જાતનુંજ આણેલું રૂ છે તથા તે સો

ગાંસડી છે એ બાબત બને પોતાની ખાત્રી કરી લેવાની યોગ્ય તકી મળે ત્યારે.

પક્ષકાર પોતાનું વચન તમામ પૂરૂં કરવાની ના કહે તો શું પરિણામ થાય.

૩૯. કરારના એકાદ પક્ષકારે પોતાનું વચન તમામ પૂરૂં કરવાની ના કહી હોય, કિંવા પોતાથી પૂરૂં કરવાનું નહિં બની શકે એવું તેણે કાંઈ કરયું હોય તો, તે કરાર ચાલુ રાખવાનું પોતાનું અનુમત શબ્દોથી અથવા વર્ત્તણુકથી વચન લેનારે બતાવ્યું ન હોય ત્યારે, વચન લેનાર મજકુર સદરહુ કરાર બંધ પાડી શકે છે.

(અ). અ એ કોઈ ગાયન કરનારી છે, અને બ એક નાટકશાળાનો અધિપતિ છે. અએબ સાથે એવો કરાર કર્યો છે કે હું બની નાટકશાળામાં આવતા બે મહીના સુધી દર અઠવાડીઆમાં બે રાત્ર ગાઈશ, અને બ એવી બોલી કરેછે કે અ ગાય તે દર રાત્રે અને સો રૂપીઆ આપવા. છઠ્ઠી રાત્રે નાટકશાળામાંથી અ જાણી જોઈને ગેરહાજર રહેછે. બ એ કરાર બંધ પાડવાને મુખત્યાર છે.

(બ) અ, એક ગાયન કરનારી એક નાટકશાળાના અધિપતિ બ સાથે એવો કરાર કરેછે કે હું બની નાટકશાળામાં આવતા બે મહિના સુધી દર અઠવાડીયામાં બે રાત્ર ગાઈશ, અને બ એવી બોલી કરેછે કે અ ગાય તે દર રાત્રે સો રૂપિઆ અને આપવા. છઠી રાત્રે નાટકશાળામાંથી અ જાણી જોઈને ગેહરહાજર રહેછે. પછી અ, બના અનુમતથી સાતમી રાત્રે ગાયછે. કરાર મજકુર ચાલુ રાખવાનો અનુમત બએ આ ઉપરથી આપ્યો એવું થયું, અને તેનાથી કરાર બંધ પાડી શકાતો નથી. પરંતુ અએ છઠી રાત્રે ગાયું નહી તેથી તેને નુકસાન થયું તેનો બદલો મળવાનો બનો હક છે.

### કરાર કોણે પુરા કરવા જોઈએ.

વચન કયા શખ્સે પૂરૂં કરવું જોઈએ

૪૦ જો કોઈ કરારનાં સ્વરૂપમાં ઉપરથી એવું સમજાય કે તેમાં લખેલું વચન ખુદ વચન આપનારે પોતે પુરૂ કરવું જોઈએ એવો તે કરારના પક્ષકારોનો ઈરાદો હતો, તો તે વચન, વચન આપનારે પુરૂ કરવું જોઈએ, તેમ ન હોય ત્યારે, વચન આપનારો કિંવા તેના પ્રતિનિધિઓ તે પૂરૂં કરવા સારૂ લાયક માણસ નિમવાને મુખત્યાર છે.

### દ્રષ્ટાંતો.

(અ) અ બને કંઈએક રકમ આપવાનું વચન આપેછે. પઈસા બને પોતે આપીને અથવા બીજા કોઈ પાસેથી અપાવીને તે વચન પૂરૂ કરવાને અ મુખત્યાર છે. અને પઈસા આપવાને નિમેલો વખત આવવાની પેહેલાં અ મરી જાયતો એના પ્રતિનિધિઓએ પોતે વચન મજકુર પૂરૂ કરવું જોઈએ કિંવા બીજા કોઈ યોગ્ય માણસને તે વચન પૂરૂ કરવા સારૂ નીમવો જોઈએ.

(બ.) અ બને એક તસ્બીર રંગી આપવાનું વચન આપેછે. એ વચન અએ પોતે જાતે પૂરૂં કરવું જોઈએ.

૪૧. કોઈ ત્રાહિત શખસને હાથે કોઈ વચન પૂરૂં કરી લેવાનું વચન લેનારે કબુલ કરયું હોય, તો તે વચન વચન-આપનારે પૂરૂં કરવું જોઈએ એવી ફરજ તે વચન આપનાર મજકુરને પાછળથી વચન લેનાર મજકુર પાડી શકતો નથી.

કોઈ ત્રાહિત શખસ પાસેથી વચન પુરૂં કરી લેવાનું કબુલ કરયું તો તેનું પરિણામ.

૪૨. જ્યારે બે અથવા વધારે શખશોએ એકેમતે એકાદ વચન આપ્યું હોય, ત્યારે કરાર ઉપરથી બીજી રીતનો હેતુ ન દેખાય તો, તેઓ સરવે હયાત હોય ત્યાં સુધી તે સર્વે શખશોએ, અને તેમાંથી કોઈ પણ એક ગુજરી જાય તો તે મરનારના પ્રતિનિધિઓ તથા બાકી હયાત રહેલો અથવા રહેલ સદરહુ સમસ્ત વચન આપનાર શખસો એમણે એકેમતે મળીને, તથા બાકીનો છેલ્લો હયાત પહેલો શખસ ગુજરી ગયા પછી તે સરવેના પ્રતિનિધિઓએ એકેમતે મળીને, તે વચન પૂરૂં કરવું જોઈએ.

એકેમતે જવાબદારી હોય તો તે કોહોના ઉપર શી તરેહ પડેછે.

૪૩ જ્યારે બે અથવા વધારે શખસોએ મળીને એકેમતે કાંઈ વચન આપ્યું હોય, ત્યારે બીજી રીતની સ્પષ્ટ કબુલાયત ન હોય તો સદરહુ સમસ્ત વચન આપનારાઓમાંથી કોઈ પણ એક શખસને સદરહુ તમામ વચન પુરૂં કરવાની ફરજ વચન લેનારં પાડી શકે છે.

એકેમતે વચન આપનારાઓ પઈકી કોઈ પણ એકને તે પૂરૂં કરવાની ફરજ પાડી શકાયછે.

કરાર ઉપરથી બીજી રીતનો ઈરાદો ન માલમપડે તો બે અથવા વધારે સમસ્ત વચન આપનારાઓમાંથી વચન આપનાર પ્રત્યેક એક શખસ વચન મજકુર પુરૂં કરવામાં પોતાના જેટલે સરખે હીસ્સે ભાગ આપવાની ફરજ સદરહુ પઈકી પ્રત્યેક બીજા વચન આપનારને પાડી શકે છે.

પ્રત્યેક વચન આપનાર ભાગ આપવાની ફરજ પાડી શકે છે.

બે કિંવા વધારે સમસ્ત વચન આપનારા પઈકી કોઈએક શખસ સદરહુ ભાગ ન આપે તો તેથી જે તોટો થાય તે બાકી રહેલા સદરહુ સમસ્ત વચન આપનારાઓએ સરખે ભાગે ખમવો જોઈએ.

ભાગ ન આપે તો ટોટો સરખે ભાગે ખમવા બાબત.

ખુલાસો કોઈ મૂળ જવાબદાર તરફથી તેના જામીને જે રકમો ભરી હોય તે રકમ જામીન મજકુરે સદરહુ મુળ જવાબદાર પાસેથી વસુલ કરવામાં આ કલમમાંના કોઈપણ મજકુરથી હરકત થાયછે એમ સમજવું નહી, અથવા મૂળ જવાબદારે જે રકમો ભરી હોય તે બાબત જામીન પાસેથી કાંઈ વસુલ કરવાનો હક આ કલમમાંના કોઈપણ મજકુરથી મૂળ જવાબદારને પતો નથી.

દૃષ્ટાંતો.

(અ.) અ બ તથા ક એઓએ ડ ને ત્રણ હજાર રૂપીઆ આપવાનું એકેમતે વચન આપે છે. અ એ કિંવા બ એ કિંવા ક એ ત્રણ

હજાર રૂપીઆ પોતાને આપવા એવી ફરજ ડ પાડી શકેછે.

(બ.) અ બ તથા ક એઓ ડ ને ત્રણ હજાર રૂપીઆ આપવાનું એકેમતે વચન આપ્યું છે. સઘળા રૂપીઆ આપવાની ફરજ ક ને પાડવામાં આવે છે. અ નાદારછે પરંતુ તેની મિલકત તેનું નીમ કરજ વાળવા જેટલી છે. ક ને અની મિલકત મધ્યે રૂપીઆ પાંચસે અને બ પાસેથી રૂપીઆ બારસો પચાસ લેવાનો હકછે.

(ક.) અ બ તથા કએ ડ ને ત્રણ હજાર રૂપિયા આપવાનું એકેમતે વચન આપ્યું છે. ક કંઈજ રકમ આપી શકતો નથી અને અ ને સઘળી રકમ આપવાની ફરજ પાડવામાં આવીછે. અને બ પાસેથી પંદરસો રૂપીઆ લેવાનો હકછે.

(ડ.) અ બ તથા કએ ડ ને ત્રણ હજાર રૂપીઆ આપવાનું એકેમતે વચન આપ્યુંછે. અ તથા બ એઓ કના માત્ર જામીનછે અને ક રૂપીઆ મજકુર આપતો નથી. અ તથા બને સઘળી રકમ ભરવી પડી. તેઓને તે ક પાસેથી વસુલ કરી લેવાનો હક છે.

એકેમતે કરાર કરનાર એક શખ્શ છુટા થયો તો તેનું શું પરિણામ થાય છે.

૪૪. જ્યારે બે અથવા વધારે શખ્સોએ એકેમતે વચન આપ્યું હોય ત્યારે સદરહુ સમસ્ત વચન આપનારાઓ પઈકી એકને વચન લેનારે માફકો કર્યો હોય તો તે ઉપરથી બાકી રહેલો સમસ્ત વચન આપનાર કિંવા વચન આપનારાઓ જવાબદારીમાંથી છુટા થતા નથી; અને સદરહુ પ્રમાણે માફકા કરેલા સમસ્ત વચન આપનારની બાકીનાં સમસ્ત વચન આપનાર અથવા સમસ્ત વચન આપનારા જોડેને જવાબદારી હોય તે જવાબદારીમાંથી સદરહુ પ્રમાણે માફકો કરવાથી સદરહુ માફકો થયલો શખ્સ છુટા થતા નથી.

એકેમતે ઉત્પન્ન થયલા હક કેવી રીતે કોહોને પહોંચે છે.

૪૫ જ્યારે એકાદ શખ્સ પાસેથી બે અથવા વધારે શખ્સોએ એકેમતે કોઈ વચન લીધું હોય ત્યારે, તે કરાર ઉપરથી બીજી રીતે ઈરાદો ન દેખાય તો વચન મજકુર પુરૂ કરાવવાનો હક સદરહુ હરદો પક્ષકારોને સંબંધે સદરહુ સમસ્ત વચન લેનારા શખ્સો હયાત હોય ત્યાંસુધી તેમનોછે, અને તેમાંથી કોઈએક ગુજરી ગયા પછે હક મજકુર મરનારના પ્રતિનિધિ તથા બાકી હયાત રહેલા કિંવા રહેલો સદરહુ સમસ્ત વચન લેનાર એમનો સમસ્તછે. અને બાકીનો છેલ્લો હયાત રહેલો શખ્સ ગુજરી ગયા પછી સદરહું હક તે સરવેના પ્રતિનિધિઓનો સમસ્તછે.

દ્રષ્ટાંત.

અ ને બ તથા કએ પાંચ હજાર રૂપીઆ કરજાઉ આપ્યાછે, તે બદલ બ તથા કએ બેઉને એકેમતે અ એવું વચન આપે છે કે તે પઈસા બ્યાજ સુદ્ધાં એક નીમેલે દિવસે તમાને આપીશ. એટલામાં બ મરી જાય છે. વચન પુરૂ કરાવવાનો હક બનો પ્રતિનિધિ તથા કહ

યાત હોય ત્યાં સુધી ક એઓનો સંમસ્તછે અને ક મર્ણ પામ્યા પ-છી, ખ તથા ક ના પ્રતિનિધિઓનો સમસ્ત છે.

**કરાર પુરો કરવાનો વખત તથા ઠેકાણું.**

૪૬ વચન પુરૂ કરવાની વિનંતી વચન લેનાર તરફથી થયા શિવાય વચન આપનારે વચન પુરૂ કરવું જોઈએ એવો જ્યારે કોઈ કરાર હોય, અને વચન પુરૂં કરવાને સારૂ કાંઈ વખત નીમ્યો ન હોય ત્યારે વચન મજકુર યોગ્ય મુદતમાં પુરૂ થવું જોઈએ.

વચન પુરૂં કરવાનો વખત નીમેલો ન હોય તથા અગાઉથી તે પુરૂં કરવાની વિનંતી પણ કરવાની ન હોય એવાં વચન ક્યારે પુરાં કરવાં.

ખુલાસો. "યોગ્ય મુદત એટલે શું, એ વાત દરેક કામની હકીકતની વાતછે એમ સમજવું".

૪૭. જ્યારે કોઈ વચન કોઈ અમુક દિવસે પુરૂં કરવાનું હોય, અને વચન લેનાર તરફથી વિનંતી આવ્યા શિવાય તે પૂરૂ કરવાનું વચન આપનારે પોતાને માથે રાખ્યું હોય, ત્યારે સદરહુ દિવસે કામકાજ કરવાનો જે સાધારણ વખત હોય તે દરમીયાન કોઈ પણ સમયે તથા જે ઠેકાણે તે વચન પુરૂં કરવું જોઈએ તે ઠેકાણે વચન આપનાર વચન મજકુર પુરૂં કરી શકેછે.

વચન પુરૂં કરવાનો વખત નીમેલો હોય પરંતુ પુરૂં કરવાની વિનંતી કરવાની ન હોય તો વચન ક્યારે તથા કયે ઠેકાણે પુરૂં કરવું જોઈએ.

બની વખારમાં તારીખ પેહેલી જાનેવારીને દિવસે કાંઈ માલ સ્વાધીન કરીશ એવું વચન અ આપેછે. તે દિવસે વખાર બંધ થવાનો રોજનો વખત થઈ ગયા પછી અએ સદહુ માલ બની વખાર પાસે આણ્યો; તે માલ લેવામાં આવ્યો નહીં. અએ પોતાનું વચન પુરૂં કરચું એમ સમજવું નહીં.

૪૮. જ્યારે કોઈ વચનકોઈ અમુક દિવસે પુરૂં કરવાનું હોય, અને વચન લેનારની તરફથી વિનંતી આવ્યા શિવાય તે પુરૂં કરવાનું વચન આપનારે પોતાને માથે ન રાખ્યું હોય, ત્યારે તે વચન પૂરૂં કરવાની વિનંતી યોગ્ય ઠેકાણે તથા કામ કાજ કરવાના સાધારણ વખતના દરમીઆનમાં કરવાની સદરહુ વચન લેનારની ફરજછે.

પુરૂં કરવાની વિનંતી યોગ્ય વખતે તથા યોગ્ય ઠેકાણે થવી જોઈએ.

ખુલાસો. યોગ્ય વખત તથા ઠેકાણું એટલે શું, એ વાત દરેક કામની હકીકતની વાત છે એમ સમજવું.

૪૯ જ્યારે વચન લેનારા તરફથી વિનંતી આવ્યા શિવાય કોઈ વચન પૂરૂં કરવાનું હોય, અને તે પૂરૂં કરવાનું ઠેકાણું નીમ્યું ન હોય, ત્યારે વચન મજકુર પૂરૂં કરવાને સારૂ યોગ્ય ઠેકાણું નિમવાની વિનંતી વચન લેનારને કરવી, તથા તેવે ઠેકાણે તે પુરૂં કરવું, એ વચન આપનારની ફરજછે.

વિનંતી કરવાની ન હોય અને ઠેકાણું નીમ્યું ન હોય ત્યારે વચન પુરૂં કરવાના ઠેકાણા વીષે.

### દ્રષ્ટાંત.

કોઈ નીમેલ દીવસે એક હજાર મણ જુટ જાતનું સણ બને સ્વાધીન કરવાનું અ પોતાને માથે લેછે. તે લેવાને સારૂ યોગ્ય ઠેકાણું નીમવું એવી અએ બને વિનંતી કરવી જોઈએ તથા તે ઠેકાણે તે તેને સ્વાધીન કરવું જોઈએ.

વચન લેનારાએ નીમેલી અથવા પસંદ કરેલી રીતે કિંવા વખતે વચન પુરૂં કરવું.

૫૦ જે રીત તથા જે વખત વચન લેવારો નીમે અથવા મંજુર કરે, તેવી હરકોઈ રીતે તથા વખતે કોઈપણ વચન પૂરૂં કરી શકાયછે.

### દ્રષ્ટાંતો.

(અ) બ પાશે અના બે હજાર રૂપિઆ લેહેણા છે. અ બને વિનંતી કરેછે કે મારા શાહુકાર કને ત્યાં તે પૈસા મારે ખાતે ભરવા કની પેહેડીમાં બનું પણ ખાતું છે અને તેથી કરીને બ પોતાના નામ ઉરનાં તેટલા રૂપિઆ કાહાડીને અને નામે જમે કરવા એવો હુકમ આપે છે, અને ક તે પ્રમાણે કરેછે. ત્યાર પછી તથા પૈસા મજકુર પોતાને ખાતે જમે થયાની વાત અએ જાણ્યા પેહેલાં, કએ દેવાળું કાહાડયું. બએ યોગ્ય રીતે પૈસા આપ્યા એમ સમજવું.

(બ) અ તથા બ એઓને પરસ્પર રૂપિઆ દેવા છે. અ તથા બ એક રકમ બીજી રકમને પેટે મુજરે આપીને હિસાબ નકકી કરેછે, અને તેમાં બ પાસે બાકી નીકળી તે બ અને ભરી દેછે. હવે આ ઉપરથી એમ સમજવું કે અ એ બનેતથા બ એ અ ને રૂપિઆ આપવાના તે આપ્યાછે.

(ક) અ પાસેથી બને બે હજાર રૂપિઆ લેવાના છે. એ કરજને પેટે અનો કાંઈ માલ અના આપ્યા ઉપરથી બ લેછે. માલ સ્વાધીન કર્યો તેથી કરીને કરજનો તેટલો ભાગ અદા થયો એમ સમજવું.

(ડ) બ પાસેથી અને શો રૂપિઆ લેવાના છે. તે બાબે શો રૂપિઆની નોટ ટપાલ મારફત પોતાને મોકલવી એવી અ બને વિનંતી કરેછે. બ એ નોટ અંદર મુકીને અ ઉપર બરાબર સરનામા સાથે એક કાગળ લખ્યો. એ કાગળ ટપાલમાં નાખતાંજ કરજ અદા થયું એમ સમજવું.

### પરસ્પરનાં વચનોં પુરાં કરવા બાબત.

પરસ્પર વચન લેનાર પોતાનું વચન પૂરૂં કરવાને તઈયાર તથા રાજી નહોયતો વચન આપનારને પોતાનું વચન પુરૂં કરવાની ફરજ નથી.

૫૧. જ્યારે એકાદો કરાર એકજ વખતે પુરાં કરવાના પરસ્પર વચનોને રૂપે હોય, ત્યારે કોઈ વચન લેનાર પોતાનું પરસ્પર વચન પૂરૂં કરવાને તૈયાર તથા રાજી ન હોય, તો વચન આપનારને પોતાનુ વચન પૂરૂં કરવાની જરૂર નથી.

(અ) અ તથા બ એઓ એવો કરાર કરેછે કે અએ કાંઈમાલ બનેસ્વાધીન કરવો, અને તે સ્વાધીન કરેથી બએ તેની કિંમતઆપવી.

માલ સ્વાધીન કરેથી બ તેની કિમત આપવાને તેઆર તથા રાજી ન હોય, તો અએ માલ સ્વાધીન કરવાની જરૂર નથી.

કિમત આપેથી અ માલ સ્વાધીન કરવાને તેઆર તથા રાજી ન હોય, તો બએ કિંમતના પૈસા આપવાની જરૂર નથી.

(બ) અ અને બ એવો કરાર કરેછે કે અએ કાંઈ માલ બને સ્વાધીન કરવો, અને તેની કિંમતહફતે બંધીએ આપવી તથા પેહેલો હફતો માલ સ્વાધીન કરતી વખતેજ આપવો.

માલ સ્વાધીન કરેથી પેહેલો હફતો આપવાને બ તૈયાર તથા રાજી ન હોય, તો અએ માલ સ્વાધીન કરવાની જરૂર નથી.

પેહેલો હફતો આપેથી માલ સ્વાધીન કરવાને અ તૈયાર તથા રાજી ન હોય તો બએ પેહેલો હફતો આપવો જરૂર નથી.

પર. પરસ્પર વચનો કયે અનુંક્રમે પૂરાં કરવાનાંછે, એ વાત જ્યારે કરારમાં સ્પષ્ટ રીતે ઠરાવી હોય, ત્યારે તે વચનો તે અનુક્રમ પ્રમાણે પૂરાં કરવાં જાઈએ; અને જો કરારમાં અનુક્રમ સ્પષ્ટ રીતે ઠરાવ્યો ન હોયતો તે કાર્યના સ્વરૂપ ઉપરથી જે અનુક્રમ યોગ્ય હોય તે અનુક્રમે તે વચનો પૂરાં કરવાં જોઈએ.

પરસ્પર વચનો પુરાં કરવાનો અનું ક્રમ.

દ્રષ્ટાંતો.

(અ) અ અને બ કરાર કરેછે કે કંઇ એક ઠરાવેલી કિંમતે અએ બને સારૂ એક ઘર બાંધવું. અએ ઘર બાંધવાનું આપેલું વચન બએ કિંમત આપવાના વચનના પેહેલાં પૂરૂ કરવું જાઈએ.

(બ) અ અને બએવો કરાર કરેછે કે અએ પોતાના વેપારનો તમામ સામાન કંઈ એક ઠરાવેલી કિંમતે બને હવાલે કરવો, અને બ કિંમતના પૈસા બાબત જામીન આપવાનુ વચન આપેછે. જામીન આપવામાં આવે ત્યાંસુધી અને પોતાનું વચન પૂરૂં કરવાની જરૂર નથી, કારણ કે એ કાર્યનું સ્વરૂપ એવું છે કે અ પોતાના વ્યાપારનો માલ સ્વાધીન કરે તે પેહેલાં તેને બએ જામીન આપવો જોઈએ.

પ૩. જ્યારે કોઈ કરારમાં પરસ્પર વચનો હોય, તથા કરાર મજકુરનો એક પક્ષકાર બીજા પક્ષકારને પોતાનું વચન પૂરૂં કરવામાં અટકાવ કરે, ત્યારે જે પક્ષકારને સદર્હુ મુજબ અટકાવ થયો તે પક્ષકારની ઇચ્છા ઉપરથી તે કરાર નિરર્થક થવા યોગ્ય છે. અને કરાર મજકુર પૂરો ન થયાને લીધે તેને જે નુકસાન થાય તે નુકસાનનો બદલો સદરહુ અટકાવ કરનાર પક્ષકાર પાસેથી ભરી લેવાનો તેનો હકછે.

જે બિનાબનવા ઉપર કરારનો અમલ થવાનો હોય તે બિના બનતી કોઇ પક્ષકાર અટકાવે તો તે પક્ષકારની જવાબદારી બાબત.

દૃષ્ટાંતો.

અ અને બ કરાર કરેછે કે બએ અને માટે અમુક એક કામ એક હજાર રૂપિઆ લઈને કરવું. તે પ્રમાણે કામ કરવાને બ તઈયાર તથા રાજી છે, પણ અ તેને તે કરવામાં અટકાવ કરે છે. એ કરાર બની મરજીમાં આવે તો નિરર્થક થવા યોગ્યછે, અને જો તે કરાર મજકુરને બંધ પાડવાનું પસંદ કરે તો તે પૂરો ન થયાને લીધે તેને જે કાંઈ તોટો આવ્યો હોય તેનો બદલો અ પાસેથી ભરી લેવાનો હકછે.

પરસ્પર વચનો કરારમાં જે વચન પ્રથમ પુરૂ થવું જોઈએ તે પુરૂ ન થયાનું પરિણામ.

૫૪. જ્યારે એકાદ કરાર પરસ્પર વચનોનો હોય અને તે વચનો એવાં હોય કે તેમાંનું એક વચન પુરૂં થાય ત્યાંસુધી બીજુ વચન પુરૂં થઈ શકતું નથી અથવા તે પુરૂં કરાવવાનો દાવો કરી શકાતો નથી, તથા સદરહુ એક વચન જે શખ્સે આપ્યું હોય તે શખ્સ તે પુરૂં કરવામાં કસુર કરે, ત્યારે સદરહુ એક વચન આપનાર શખ્સ સદરહુ બીજું પરસ્પર વચન પુરૂં કરાવવાનો દાવો કરી શકતો નથી, અને કરાર મજકુર પુરો ન થયાથી તે કરારના બીજા પક્ષકારને જે કાંઈ નુકસાન થાયતે નુકસાનનો બદલો તેણે સદરહુ બીજા પક્ષકારને ભરી આપવો જોઈએ.

દૃષ્ટાંતો.

(અ. અએ કાંઈ માલ કલકતેથી મોરીશશ ટાપુએ ભરીને મોકલવા સારૂ બનું વાહાણ ભાડે કરયું છે. વાહાણ ઉપર ભરવાનો માલ અએ આપવાનોછે, અને માલ મજકુર લઈ જવા બાબત બને કાંઈ નુર મળવાનુંછે. અ વાહાણ ઉપર ભરવાને કાંઈ માલ આપતો નથી. બનું વચન પુરૂં કરાવવાનો દાવો અ કરી શકતો નથી, અને કરાર પૂરો ન થયાથી બ ને નુકશાન થાય છે તેનો બદલો અ એ બને ભરી આપવો જોઈએ.

(બ.) કોઈ નીમેલી કિંમતે ઘર વગેરે બાંધવાનો વેપાર કરનારનું કાંઈ કામ કરી આપવાનો અ બ જોડે કરાર કરે છે, અને તે કામને સારૂ જે પાલક તથા લક્કડની જરૂર પડે તે પૂરૂ પાડવાનું બ કબુલ કરે છે. પાલક કિંવા લક્કડ પૂરૂ પાડવાની બ ના કહે છે, અને તેથી કરીને કામ થઈ શકતુ નથી. અએ તે કામ કરવાની જરૂર નથી, અને કરાર પુરો ન થયાથી અને કાંઈ નુકશાન થાય તેનો બદલો બએ અને ભરી આપવો જોઈએ.

(ક.) એક વહાણ એક મહીના પછી આવવાનું છે તેમાં કાંઈ અમુક એક વેપારની જીનસ બને સ્વાધીન કરવાનો અ કરાર કરે છે, અને બ કરારની તારીખથી એક અઠવાડીયાની અંદર સદરહુ માલની કિમત આપવાની બોલી કરેછે બએ અઠવાડીઆની અંદર પૈસા આપ્યા નહી. અએ માલ સ્વાધીન કરવાનું વચન પુરૂં કરવાની જરૂર

નથી, તથા બ અે નુકશાનનો બદલો ભરી આપવો જોઇએ.

(ડ). અ બને એવું વચન આપે છે કે કાંઈ માલની શો ગાંસડી બને વેચાતી આપવી અને તે બીજે દીવસે તેને સ્વાધીન કરવી; બ તેની કિંમત એક મહીનામાં આપવાનું વચન આપેછે. અ પોતાનાં વચન પ્રમાણે માલ સ્વાધીન કરતો નથી. બ એ પોતાનું વચન પુરૂં કરવાની જરૂર નથી; અને અએ નુકશાનનો બદલો ભરી આપવો જોઇએ.

જે કરારમાં વખત એ અવસ્યની વાત હોય તે કરારમાં કરાવેલી મુદતના અંદર ઠરાવ પુરો ન કર્યો તો તેનું શું પરિણામ થાયછે.

૫૫ જ્યારે કરારનો કોઇ પક્ષકાર નીમેલે અમુક એક વખતે અથવા તે પેહેલાં અમુક એક વસ્તુ કરવાનું, અથવા નીમેલે અમુક એક કરતાં વધારે વખતે અગર તે પેહેલા અમુક એક કરત્તાં વધારે વસ્તુઓ કરવાનું વચન આપે, અને નીમેલે વખતે અથવા તે પેહેલાં એવી કોઈ વાત તે ન કરે ત્યારે તે કરાર અથવા તેનો જેટલો ભાગ પુરો થયો ન હોય તેટલો ભાગ વચન લેનારની ઇચ્છા ઉપરથી નિરર્થક થવા યોગ્ય થાય છે, પણ તે એવે પ્રસંગે કે જે પ્રસંગે પક્ષકારોનો ઇરાદો એવો હોય કે વખત એ કરાર મજકુરની અવસ્ય શરત હોવી જોઇએ.

વખત એ અવસ્યની વાત ન હોય તો નીમેલે વખતે કરાર પૂરો ન થવાનું પરિણામ.

વખત એ કોઈ કરારની અવસ્ય શરત હોવી જોઇએ એવો ઇરાદો તે કરારના પક્ષકારોનો ન હોયતો, નીમેલે વખતે અથવા તે પેહેલાં એવી વાત ન કરવાથી કરાર નિરર્થક થવા યોગ્ય થતો નથી; પરંતુ તેવી વાત ન થયાથી વચન લેનારને જે કાંઇ નુંકશાન થયું હોય, તેનો બદલો વચન આપનાર પાસેથી ભરી લેવાનો તેનો હક છે.

નિમેલા વખત શિવાય બીજે વખતે વચન પૂરૂ કરવાની વાત કબુલ રાખવામાં આવે તો તેનું પરિણામ.

નીમેલે વખતે વચન આપનારે પોતાનુ વચન પુરૂ ન કરવાથી જે કરાર નિરર્થક થવા યોગ્ય થતો હોય તેવા કરારના કામમાં નીમેલા વખત શિવાય બીજે વખતે તે વચન પુરૂં કરવાની વાત વચન લેનાર કબુલ રાખે, તો પછી નીમેલે વખતે વચન મજકુર પુરૂં ન થવાને લીધે જે કાંઈ નુકશાન થાય તેનો બદલો ભરી લેવાનો વચન લેનાર દાવો કરી શકતો નથી; પરંતુ વચન મજકુર પુરૂં કરવાની વાત સદરહુ મુજબ કબુલ રાખતી વખતે વચન લેનારે નુકશાનનો બદલો ભરી લેવાનો દાવો રાખવાનો પોતાનો વિચાર છે એવી ખબર વચન આપનારને જો આપી હોય, તો સદરહુ નુકશાનનો બદલો ભરી લેવાનો તેનો દાવો રહે છે.

અશક્ય કૃત્ય કરવાની કબુલાયત નિરર્થકછે.

૫૬. જે કૃત્ય મૂળમાંજ અશક્ય હોય તે કરવાની કબુલાયત નિરર્થકછે

જે કૃત્ય પછાડીથી અશક્ય અગર ગેરકાયદે થાય તે કૃત્ય કરવાનો કરાર

જ્યારે એકાદ કૃત્ય કરવાનો કરાર કરયા પછી તે કૃત્ય અશક્યથાય અથવા વચન આપનારથી અટકાવી શકાય નહી એવી કોઈ બિના બનવાથી ગેરકાયદે થાય, ત્યારે તે કરાર જે વખતે સદરહુ કૃત્ય અશક્ય અથવા ગેરકાયદે થાય તે વખતે નિરર્થ થાય છે એવું સમજવું.

ક્યારે નિરર્થક થાય છે.

જે કૃત્ય અશક્ય ગેરકાયદે છે એવું જાણ્યામાં હતું તે કૃત્ય ન કરવાથી જે નુકસાન થાય તે ભરી આપવા વિષે.

જ્યારે કોઈ શખ્સે એવી કાંઈ વસ્તુ કરવાનું વચન આપ્યું હોય કે વસ્તુ અશક્ય કિંવા ગેરકાયદે છે એ વાત શખ્સ મજકુર જાણતો હતો, અથવા યોગ્ય ઉદ્યમ કીધાથી જાણત, અને વચન લેનાર વાત મજકુર જાણતો નોહતો, ત્યારે તે વચન પૂરૂં ન થવાના કારણથી વચન લેનારને જે કાંઈ નુકશાન થાય તેનો બદલો સદરહુ વચન આપનારે સદરહુ વચન લેનારને ભરી આપવો જોઈએ.

દ્રષ્ટાંતો.

( અ ) અ જાદુ વડે દ્રવ્ય શોધી કાહાડવાનું બ જોડે કબુલ કરે છે. એ કરાર નિરર્થક છે.

(બ.) અ અને બ એઓ પરસ્પર લગ્ન કરવાનો કરાર કરે છે, લગનનો નીમેલો વખત આવ્યાની પેહેલાં અ ગાંડો થયો. એ કરાર નિરર્થક થયો.

( ક.) અનું ક સાથે આગળ લગ્ન થઈ ચુકુ છે અને જે કાયદો અ ને લાગુછે. તે કાયદા મુજબ એક કરતાં વધારે સ્ત્રી કરવાની તેને છુટ નથી, તે છતાં તે બ જોડે લગ્ન કરવાને કરાર કરે છે. અનું વચન પૂરૂં ન થવાને લીધે બને જે નુકશાન થાય તેનો બદલો અએ બને ભરી આપવો જોઈએ.

( ડ.) અ બને સારૂ પરમુલકમાંના એક બંદરે કંઈ માલ લઈ જવા સારૂ તે માલ વાહાણમાં લેવાનો કરાર કરે છે. ત્યાર પછી અના દેસની સરકાર તે બંદર જે રાજ્યમાં છે તે રાજા સાથે લડાઈ કરવાનું જાહેરનામુ પ્રગટ કરે છે. લડાઈનું જાહેરનામુ પ્રગટ થયું તે વખતે કરાર મજકુર નિરર્થક થયો.

( ઇ ) અને બએ કાંઈ પઈસા આગળથી આપ્યા છે તેના અવેજમાં છ મહીના સુધી નાટકશાળા મધ્યે નાટક કરવાનો કરાર અ કરે છે. કેટલેએક પ્રસંગે અને એટલો મંદવાડ હતો કે તેનાથી નાટક થઈ શક્યું નહીં. તે પ્રસંગે નાટક કરવાનો કરાર નિરર્થક થયો એમ સમજવું.

કાયદેસર વસ્તુ કરવાનાં તેમજ ગેરકાયદે વસ્તુ પણ કરવાનાં વચનો આપવામાં આવે ત્યારે સદરહુ પ્રથમની બાબતનાં વચનો કરાર છે અને સદરહુ

૫૭. જ્યારે કોઈ શખ્સો પરસ્પર એવાં વચનો આપે કે એક તો અમુક વસ્તુઓ કાયદેશર હોય તે કરવી, અને બીજુ અમુક બીજી વસ્તુઓ ગેરકાયદે હોય તે અમુક હકીકતને સંબંધે કરવી, ત્યારે સદરહુ પ્રથમ કહેલાં વચનો કરાર છે એમ સમજવું, પરંતુ સદરહુ બીજાં વચનો નિરર્થક કબુલાયત છે.

બીજી બાબતનાં વચનો નિરર્થક કબુલાયત છે.

### દ્રષ્ટાંતો.

અ તથા બ એવું કબુલ કરે છે કે અએ બને દશ હજાર રૂપીએ એક ઘર વેચાતુ આપવું, પણ જો બ તે ઘરને જુગાર રમવાના અખાડાના કામમાં લેતા બએ તે ઘરના અને પચાશ હજાર રૂપિયા આપવા.

એમાં ઘર વેચવું તથા તે બદલ દશ હજાર રૂપીયા આપવા એ પ્રથમ કહેલા પરસ્પર વચનો કરાર છે એમ સમજવું.

સદરહુ બીજાં પરસ્પર વચનો ગેરકાયદે ઉદ્દેશને સારૂ છે તે એ કે બ ઘર મજકુરને જુગારના અખાડાના કામમાં લે. સબબ એ વચનો નિરર્થક કબુલાયત છે.

વચન બેમાંથી એક વાત કરવાનું હોય અને એક વાત ગેરકાયદે હોય તો જે વાત કાયદેસર હોય તેનોજ માત્ર અમલ કરવો.

૫૮ કોઈ બે વાતમાંથી એક વાત કરવી એવું વચન હોય, અને તેમાંથી એક વાત કાયદેસર હોયં અને બીજી ગેર કાયદે હોય, તો સદરહુ કાયદેશર વાતજ માત્ર અમલમાં આણી શકાયછે.

### દ્રષ્ટાંતો.

અ તથા બ એવો કરાર કરેછે કે અએ બને હજાર રૂપીઆ આપવા અને તે બદલ અએ પછાડીથી ચોખા આપવા, કિંવા દાણચોરીથી લાવેલું અફીણ આપવું.

એ કબુલાયત ચોખા આપવાને સંબંધે કાયદેસર કરાર છે, પણ દાણચોરીનાં અફીણ આપંવાને સંબંધે નિરર્થક કબુલાયતછે એમ સમજવું.

### આપેલા પૈસા કયા ઉપયોગમાં લેવા તે બાબત.

અમુક કર્જને પેટે કોઈ આપેલી રકમ મુજરે લેવાની છે એવું બતાવવામાં આવ્યું હોય ત્યારે તે રકમ કેવા ઉપયોગમાં લેવી.

૫૯ જે દેણદારને કોઈ એક શખસના જુદાં જુદાં કેટલાંક કર્જ હોય તે દેણદાર શખસ મજકુરને જ્યારે કાંઈ રકમ આપે, અને તેની સાથે તેને એવું સ્પષ્ટ જણાવે કે રકમ મજકુર કોઈ અમુક ફલાણા કર્જને પેટે મુજરે લેવી, અથવા રકમ મજકુર તે એવી હકીકતને સંબંધે તેને આપે કે તે ઉપરથી એવો અર્થ નિકળે કે તે અમુક ફલાણા કર્જને પેટે મુજરે લેવાની છે, ત્યારે રંકમ મજકુરજો લેવામાં આવીહોય તો તે સદરહુ કર્જને પેટે મુજરે લેવી જોઈએ.

### દ્રષ્ટાંતો

(અ.) અને બનાં કેટલાંએક કરજો છે, તેમાં એક પ્રામિસરિ નોટ લખી આપીને એક હજાર રૂપિયા લીધેલા છે, તે સદરહુ નોટ મુજબ તારીખ પેહેલી જુનને રોજે આપવા જોઈએ. અને તેટલીજ રક-

મનું બનું બીજુ કર્જ નથી. જુનની પેહેલી તારીખે અ બને એક હજાર રૂપિયા આપે છે એ રૂપિયા સદરહુ પ્રામિસરિ નોટના કરજને પેટ મુજરે લેવા જોઈએ.

(બ.) અને બનાં કેટલાંએક કરજોછે તેમાં પાંચસો સડસેટ રૂપિઆનું એક કર્જ છે. બ અને કાગળ લખીને તે રકમની ઉઘરાણી કરે છે. અ બને પાંચસો સડસેટ રૂપિઆ મોકલેછે, બએ જે કર્જની ઉઘરાણી કરી હતી તે કર્જને પેટ સદરહુ રકમ મુજરે લેવી જોઈએ.

કહ્યા કર્જને પેટ રકમ મુજરે લેવી એવું જણાવ્યું ન હોય તો આપેલી રકમ શી રીતે મુજરે આપવી તે વિશે.

૬૦ કોઈ આપેલી રકમ કહ્યાં કર્જને પેટ મુજરે લેવી એ દેણદારે જણાવ્યું ન હોય અને તે સમજવાને સારૂ બીજી કાંઈ હકીકતોનો આધાર ન હોય, તો સદરહુ દેણદાર પાસેથી જે કાયદેસર કર્જ પોતાનું ખરેખરૂં લેહેણું હોય તથા પોતાને આપવા જોગ હોય તેવાં હરકોઈ પોતાની નજરમાં આવે તે કર્જને પેટ રકમ મજકુર મુજરે લેવાને માગનાર મુખત્યારછે, પછી તે કરજ દાવાની મુદ્દત વિશેના તે વખતના ચાલુ કાયદા મુજબ મુદ્દતની બાહાર ગયું હોય કે ન ગયું હોય તેની ચિંતા નહીં.

જો બેમાંથી એકે પક્ષકારે રકમ કોઈ અમુક કર્જને પેટ મુજરે પકડી ન હોય તો કેમ કરવું.

૬૧ આપેલી હકમ કોઈ અમુક કર્જને પેટ બેમાંથી એકે પક્ષને પેટ મુજરે લેવી પછી તે કરજો દાવાની મુદ્દત વિશે જે કાયદો તે વકારે મુજરે પકડી ન હોય ત્યારે તે રકમ કાળના અનુક્રમ પ્રમાણે કરજો ખતે ચાલુ હોય તે મુજબ રદ થયાં હોય કે નહીં તેની ચિંતા નહી. જો કરજો એકજ કાળના હોય તો આપેલી રકમ પ્રત્યેક કર્જને પેટ હિસ્સેરસીથી લેવી જોઈએ.

જે કરારો પુરા કરવાની જરૂર નથી તે વિશે.

જે કરાર બદલ્યા હોય અથવા જે રદ કર્યા હોય અથવા જેમાં ફેરફાર કર્યા હોય તે કરારો પૂરા કરવાની જરૂર નથી.

૬૨. જો એકાદ કરારના પક્ષકારો તે કરારના બદલામાં બીજો નવો કરાર કરવાને, કિંવા તે કરાર રદ કરવાને તેમાં ફેરફાર કરવાને, કબુલ કરે તો સદરહુ મુળ કરાર પુરો કરવાની જરૂર નથી.

દ્રષ્ટાંતો.

(અ) અને કોઈ કરારની રૂએ બના કાંઈ રૂપિયા દેવા છે. અ બ, તથા ક મદ્યે એવી કબુલાયત થાયછે કે અને ઠેકાણે કને બએ તે દિવસથી દેણદાર કબુલ રાખવો. બનું જે જુનું કરજ અને દેવું હતું તેનો અંત આવ્યો અને કને બનું એક નવું કરજ ઉત્પન્ન થયું, એમ સમજવું.

(બ) અને બના દશહજાર રૂપિઆ દેવા છે. અ બની સાથે બંદોબસ્ત કરેછે અને સદરહુ દશ હજાર રૂપિઆના કરજને ઠેકાણે પાંચ હજાર રૂપિઆને માટે અ પોતાનું મ્હેરગેજ બને ગીરો આપેછે. આ નવો

કરાર છે અને તેથી જુનો રદ થાય છે.

(ક) અને બના એક કરારની રૂએ હજાર રૂપિઆ દેવા છે. બને કના હજાર રૂપિયા દેવા છે. અએ પોતાના હીસાબમાં હજાર રૂપિયા કના નામે જમા કરવા એવો બ અને હુકમ આપેછે, પરંતુ તે વાતમાં ક સંમતિ આપતો નથી. બને કના હજાર રૂપિઆ હજુ દેવા છે એમ સમજવુ જોઈએ, અને કાંઈ નવો કરાર ઉત્પન્ન થયો એમ સમજવું નહીં.

૬૩. હરકોઇ વચન લેનાર પોતાને આપેલું વચન પુરૂં કરાવવાનું માંડીવાળી શકે છે, અથવા તે તમામ કિંવા તેનો કાંઈ ભાગ ન પૂરો કરવો આવી માફી આપી શકે છે, અથવા તે પૂરૂં કરવાની મુદ્દત વધારી શકે છે, અથવા તેને યોગ્ય જણાય તે પ્રમાણેનો તેનો ગમે તેવો બદલો તેના બદલામાં કબુલ રાખવાને મુખત્યાર છે. વચન લેનાર વચન પુરૂ કરવાની વાત માંડી વાળે કિંવા માફી કરે બાબત.

દ્રષ્ટાંતો.

(અ) અ બને એક તસબીર રંગી આપવાનું વચન આપેછે. બ પછવાડેથી એ પ્રમાણે કરવાની ના કેહેછે. એ પછી તે વચન પુરૂં કરવાની અને ફરજ રહી નથી.

(બ) અને બના પાંચ હજાર રૂપીઆ દેવા છે. જે ઠેકાણે તથા જે વખતે સદરહુ પાંચ હજાર રૂપીઆ આપવાના હતા તે ઠેકાણે તથા તે વખતે તે સર્વે પાંચ હજાર રૂપિઆના તમામ દેણની બે બાકી દાખલ અ બે હજાર રૂપીઆ બને આપે છે, તે બ તે પ્રમાણે કબુલ રાખીને લેછે. એ રકમથી સદરહુ તમામ દેણ અદા થયું એમ સમજવું.

(ક) અને બના પાંચ હજાર રૂપીઆ દેવા છે. ક બને એક હજાર બના માણસની બે બાકી દાખલ આપે છે તે બ તે પ્રમાણે કબુલ રાખીને લેછે. એથી કરીને સર્વે કર્જનો નીકાલ થયો એમ સમજવું.

(ડ) કોઇ કરારની રૂએ અને બના કંઈ પૈસા દેણાછે, પણ તે કેટલા એ મુક્કરર થયું નથી. રકમ મજકુર મુક્કરર કર્યા શિવાય અ બ ને બે હજાર રૂપીઆ આપે છે અને બ પોતાના તમામલેણાની બે બાકી દાખલ સદરહુ રૂપીઆ કબુલ રાખી લેછે. એ ઉપરથી કરજ મજકુર ગમે તેટલું હોયતો પણ તે સરવે અદા થયું એમ સમજવું.

(ઈ) અને બના બે હજાર રૂપીઆ દેવા છે, અને બીજા માગનારાઓને પણ રૂપીઆ આપનાર છે. અ બ સુદ્ધાંના પોતાના શાહુકારો જોડે બંદોબસ્ત કરેછે કે તેઓના પોત પોતાના કરજો રૂપીએ આઠ આના પ્રમાણે બદલો આપીને પતાવવા બને એક હજાર રૂપીઆ આપ્યાથી બનું કરજ અદા થયું એમ સમજવું.

૬૪. જ્યારે એકાદ શખસ મુરછા ઉપરથી એકાદ કરાર નિરર્થક થવા નિરર્થક થવા યો

ગ્ય કરાર રદ કરવાનું પરિણામ.

યોગ્ય હોય, અને તે શખ્સ તે કરાર રદ કરે, ત્યારે તે કરારનો બીજો પક્ષકાર તેમના જે કાંઇ વચનનો વચન આપનાર હોય તે વચન તેણે પૂરૂં કરવાની જરૂર નથી. કોઈ નિરર્થક થવા યોગ્ય કરાર જે પક્ષકાર રદ કરે તે પક્ષકારને તે કરારના બીજા પક્ષકાર તરફથી કરાર મજકુરની રૂએ કાંઈ ફાયદો થયો હોય તો તેણે તે ફાયદો જે પક્ષકાર પાસેથી મળયો હોય તે પક્ષકારને આપાઇ શકાય તેટલો પાછો આપવો.

નિરર્થક કબુલાયત અથવા નિરર્થક થયલા કરારનીરૂએ જે સખસને કાંઇ ફાયદો થયો હોય તે સખસની ફરજ શી છે.

૬૫. જ્યારે કોઇ કબુલાયત નિરર્થક છે એવું માલમ પડે, અથવા જ્યારે કોઈ કરાર નિર્થક થાય ત્યારે તે કબુલાયત કિંવા કરારની રૂએ જે શખ્સને કાંઈ ફાયદો થયો હોય તે શખ્સે તે ફાયદો જેની પાસેથી મળયો હોય તેને પાછો આપવો, અથવા તેનો બદલો ભરી આપવો, એ તેની ફરજ છે.

દૃષ્ટાંતો.

(અ) અની ક નામની છોકરી જોડે બએ પોતે લગ્ન કરવાનું વચન આપ્યાથી, તેના અવેજમાં અ બને એક હજાર રૂપીઆ આપે છે. વચન આપ્યું તે વખતે ક મરી ગએલી હતી. એ કબુલાયત નિરર્થક છે. પણ બ એ સદરહુ હજાર રૂપીઆ અને પાછા આપવા જોઇએ.

(બ) મે મહીનાની પેહેલી તારીખની પેહેલાં બશોપચાસ મણ ચોખા બને આપવાનો કરાર અ બ જોડે કરે છે, અએ તે તારીખની પેહેલાં ચોખા એકશો તીસ મણ માત્ર આપ્યા, અને તે પછી કાંઇ ચોખા આપ્યા નહી. બએ એકશો તીશ મણ ચોખા તારીખ પેહેલી મે પછી પોતાની પાસે રાખ્યા. એટલાની કિમત તેણે અને આપવી જોઇએ.

(ક) અ એક ગાયન કરનારીછે તે બની નાટકશાળાના અધિપતિ બ સાથે એવો કરાર કરેછે કે બની નાટકશાળામાં આવતા બે મહીના સુધી દર અઠવાડીએ બે રાત્રી એ પ્રમાણે પોતે ગાયન કરવું, અને બ એવી બોલી કરે છે કે ગાયનની દર રાત્રીના શો રૂપીઆ અને આપવા. છઠી રાતરે અ જાણી જોઈને નાટકશાળામાંથી ગેરહાજર રહેછે, અને તે કારણને લીધે બ કરાર બંધ પાડેછે, અએ પાંચરાત્રી ગાયન કર્યું તે બદલ બએ તેને પગાર આપવો જોઇએ.

(ડ) અ એક હજાર રૂપીએ બ સારૂ એક ગાયનસમારંભ વખતે ગાવાનો કરાર કરેછે, અને તે હજાર રૂપીઆ તેને અગાઉ આપ્યા છે. અને એવો માંદવાડ આવ્યો કે તેનાથી ગવાતું નથી. જો અનાથી ગાયન થાત તો બને જે ફાયદો થયો હોત તેનો બદલો અએ બને ભરી આપવાની ફરજ નથી. પણ જે હજાર રૂપીઆ અને અગાઉથી આપેલા છે તે તેણે પાછા આપવા જોઇએ.

૬૬. નિરર્થંક થવા ચોગ્ય કરાર રદ કરયાની વાત, કિંવા તે રદ કરયાની વાત પાછી રદ કરી એ વાત, જણાવવી હોય તો સુચના જણાવવાના અથવા રદ કરવાના જે પ્રકાર તથા નિયમો છે તે પ્રકાર તથા નિયમ મુજબ જણાવી શકાયછે.

નિરર્થંક થવા ચોગ્ય કરાર રદ કરયો એ વાત તથા તે રદ કરવું બંધ પડયું એ વાત શી રીતે જણાવાય.

૬૭. વચન આપનારને પોતાનું વચન પુરૂ કરવાને કામ સેહેલથી કરવાના ચોગ્ય સાધન જોઇએ તે તેને આપવામાં વચનલેનાર ગફલત કરે, કિંવા આપવાની ના કહે, તો તે ગફલતને લીધે અથવા ના કહેવાને લીધે જેટલું વચન પુરૂં થવાનું રહયું હોય, તેટલું વચન પુરૂં કરવા વિશે વચન આપનારને સદરહુ ગફલત અથવા ના કેહેવાથી માફી થઈ એમ સમજવું.

કરાર પુરો કરવાને જે ચોગ્ય સોઈ વચન આપનારને જોઈએ તે આપવામાં વચન લેનારે ગફલત કરી હોય તો તેનું પરિણામ.

દ્રષ્ટાંત.

અએ બનું ઘર મરાંમત કરી આપવાનો ઠરાવ બ જોડે કરયોછે.

ઘર કયે કયે ઠેકાણે મરાંમત કરવાનું છે તે બતાવવામાં બ ગફલત કરે છે કિંવા ના કહે છે.

એ ગફલતને લીધે અથવા ના કરયાને લીધે કરાર પુરો કરવો રહયો તો તે વિશે બને માફી છે.

---

## બાબ ૫મો.

### કરારથી ઉત્પન્ન થયલા સંબંધો જેવા બીજા કેટલાએક સબંધો વિશે.

૬૮. જે શખ્સ કરાર કરવાને અશકત હોય તે શખ્સને, અથવા જે શખ્સનું પાલણ પોંષણ કરવાની સદરહુ અશકત શખ્સની કાયદા પ્રમાણે ફરજ હોય તે શખ્સને, તેની સંસારમાંની સ્થીતિને ચોગ્ય હોય એવી જરૂરી વસ્તુ કોઈ બીજો શખ્સ પુરી પાડે તો, તેની કિંમત સદરહુ પુરૂ પાડનાર શખ્સને સદરહુ અશકત શખ્સની મિલકતમાંથી મળવાનો તેનો હક છે.

કરાર કરવા જે અશકત છે તેને કિંવા તેની તરફથી બીજા કોઇને આરાકી પોશાકીની જનસ આપી હોય તે બાબતનો દાવો.

દ્રષ્ટાંત.

(અ.) બ દિવાનો છે તેને તેની સંસારમાંની સ્થિતિને ચોગ્ય છે એવી જરૂરી વસ્તુ અ પૂરી પાડે છે. બની મિલકતમાંથી અને તેની કિંમત મળવાનો અનો હક છે.

(બ.) બ દિવાનો છે તેની સ્ત્રીને તથા છોકરાંને તેમની સંસારમાંની સ્થિતિને ચોગ્ય છે એવી જરૂરી સ્વતુ અ આપેછે તેની કિમત અને બની મિલકતમાંથી મળવાનો તેનો હક છે.

૬૯. જે પૈસા આપવાની કોઈ શખ્સને કાયદાથી ફરજ હોય

એક શખ્સે આ

પવાના પૈસા બીજો શખ્સ તે વાતમાં પોતાનો સંબંધ હોવાથી આપે તો તે આપનારને પૈસા પાછા મળવાનો હક છે.

તે પૈસા આપવાની વાતમાં કોઈ બીજા શખ્સને સંબંધ હોય, અને તે કારણથી પૈસા મજકુર સદરહુ બીજો શખ્સ આપે ત્યારે તે પૈસા તે બીજા શખ્સને પાછા મળવાનો તેનો હક છે.

દૃષ્ટાંત.

બંગાળા મધ્યે અ નામના જમીનદાર પાસેથી બએ જમીન પટે રાખેલી છે. અએ સરકારને જે ધારો આપવાનો તે બાકી રહ્યો, તેથી તે જમીનનું લીલામ કરવાને સરકારે જાહેરનામું કર્યું છે. એ લીલામ થયું તો મુલકી કાયદા મુજબ બનો ગણોતપટો રદ થાય છે. લીલામ ન થાય તથા તે ઉપરથી પોતાનો પટો રદ નથાય એવા હેતુથી, અને જે પૈસા સરકારમાં ભરવાના તે બ ભરે છે. બએ ભરેલા પૈસા તેને અએ પાછા આપવા એ તેની ફરજ છે.

મફત ન કરેલાં કૃત્યથી જે ફાયદો ભોગવ્યો હોય તે વિષે ઉપભોગ કરનારની જવાબદારી.

૭૦. જ્યારે કોઈએક શખ્સ બીજા શખ્સને સારૂ કાંઈ વસ્તુ કાયદેસર રીતીએ કરે, અથવા કાંઈપણ વસ્તુ તેને આપે, પરંતુ તે પ્રમાણે મફત કરવું એવો તેનો ઈરાદો ન હોય, તથા જ્યારે સદરહુ બીજા શખ્સે તે કરેલી કિંવા આપેલી વસ્તુના કોઈ ફાયદાનો ઉપભોગ કીધો હોય, ત્યારે સદરહુ બીજા શખ્સે તે વિષેનો બદલો સદરહુ પેહેલા શખ્સને ભરી આપવો, અથવા સદરહુ કરેલી કિંવા આપેલી વસ્તુ તેને પાછી આપવી, એ તેની ફરજ છે.

દૃષ્ટાંતો.

(અ.) અ એક વેપારી છે અને તે ચુકથી કાંઈ માલ બને ઘેર મુકી જાય છે. બ તે પોતાનો સમજીને વાપરે છે, તેણે અને તેની કિંમત આપવી જોઈએ.

(બ.) અએ બની કાંઈ મિલકત આગથી બચાવી છે, હકીકત ઉપરથી જો એવું માલમ પડે કે અના મનમાં તે બદલ કાંઈ લેવાનું નોહોતું તો અને કાંઈ તેનો બદલો મળવાનો હક નથી.

કોઈનો કાંઈ માલ જડે તેની જવાબદારી.

૭૧. કોઈ શખ્સને બીજા કોઈનો કાંઈ માલ જડે અને તેને તે પોતાના હવાલામાં લે તો નિક્ષેપીના ઉપર જે જવાબદારી છે તે જવાબદારી તે શખ્સના ઉપર છે.

કોઈ સખ્સને ચુકથી અગર સખ્તીના કારણથી પઈસા આપ્યા હોય અગર કાંઈ વસ્તુ તેના સ્વાધીનમાં આ

૭૨. જે શખ્સને ચુકના અથવા સખ્તીનાં કારણથી કંઈ પૈસા આપવામાં આવ્યા હોય, અગર કાંઈ વસ્તુ સ્વાધીન કરવામાં આવી હોય, તે શખ્સે તે પૈસા પાછા આપવા જોઈએ, અગર તે વસ્તુ પાછી સ્વાધીન કરવી જોઈએ.

પવામાં આવી હોય તો તેની જવાબદારી

**દ્રષ્ટાંતો.**

(અ.) અ તથા બ એ બેઉને એકેમતે ક ના ૫૦ રૂપિયા દેવાછે. અ એકલોજ તે રકમ કને આપેછે. અને બના જાણ્યામાંતે વાત નહીં હોવાને લીધે બ પણ બીજા ૫૦ રૂપિયા કને આપેછે. ક એ તે ૫૦ રૂપિયા બને પાછા આપવા જોઈએ.

(બ.) કોઈએક શખ્સનાં નામ ઉપર રેલવે કંપની મારફત કાંઈ માલ આવ્યો છે; માલ લાવ્યા બદલ રેલવે કંપની કાંઈ પઈસા માગે છે અને તે પઈસા માગવા ગેર કાયદે છે; પરંતુ તે પૈસા આપ્યા શિવાય માલ મજકુર કંપનીવાળા આપતા નથી. જેનાં નામપર માલ આવ્યોછે. તે શખ્સ માલ સ્વાધીનમાં લેવાનેસારૂ માગેલા પૈસા આપેછે. જેટલા પૈસા ગેરકાયદે વધારે લીધા હોય તેટલા તેને પાછા મળવાનો હકછે.

---

# બાબ ૬.

## કરાર તોડ્યાના પરિણામ વિશે.

કરાર તોડયાથી ઉત્પન થયલા તોટા ના અથવા નુકશાન ના બદલા બાબત.

૭૩. જ્યારે કોઈ કરાર તોડવામાં આવ્યો હોય, ત્યારે તેથી થયલો જે તોટો કિંવા નુકસાન કરાર મજકુર તુટ્યાથી પદાર્થોની હમેશ પ્રમાણેંની ગતીને પ્રસંગે સ્વાભાવીક રીતે ઉત્પન્ન થયું હોય તે તોટા કિંવા નુકશાનનો, અથવા જે વખતે તે કરારના પક્ષકારોએ કરાર મજકુર કર્યો તે વખતે તે કરાર તુટ્યાથી જે તોટો કિંવા નુકશાન થવાનો સંભવ પક્ષકાર મજકુરોના જાણ્યામાં હતા તે તોટા કિંવા નુકશાનનો, બદલો કરાર મજકુર તુટ્યાથી જે પક્ષકારને હાનિ થાય તે પક્ષકારને, જે પક્ષકારે કરાર મજકુર તોડ્યો હોય તે પક્ષકાર પાસેથી, મળવાનો હક છે.

સદરહુ મુજબ કરાર તોડ્યાનાં કારણથી જે તોટો કિંવા નુકશાન દૂરને પરંપરા સંબંધે થયુંહોય તે તોટા કિંવા નુકશાનનો સદરહુ મુજબનો બદલો ભરી આપવાનો નથી.

કરાર ઉપરથી ઉત્પન થયલી ફરજના જેવી ફરજ ન અદા કરી તો નુકશાનભરી આપવું જોઈએ.

જ્યારે કરાર ઉપરથી ઉત્પન્ન થતી ફરજોના જેવી ફરજ કોઈ શખ્સને વિષે ઉત્પન્ન થઈ હોય અને તે ફરજ તેણે અદા કરી ન હોય ત્યારે જે શખ્સને ફરજ મજકુર અદા ન થયાથી હાનિ થઈહોય તે સશખ્સને, જે પક્ષકારે ફરજ મજકુર અદા ન કરી તે પક્ષકારે જાણે તે ફરજ અદા કરવાનો કરાર કર્યો હોય અને તે કરાર તેણે તોડ્યો હોય તેજ પ્રમાણે બદલો, સદરહુ પક્ષકાર પાસેથી, મળવાનો હક છે.

ખુલાસો—કરાર તોડ્યાથી થયેલો તોટો અગર નુકશાનનો સુમાર કરાવતી વખતે, કરાર મજકુર પૂરો ન કર્યાથી જે અડચણ થઈ હોય તેનો ઈલાજ કરવાને કાંઈ સાધનો હતાં એમ હોય તો તે સાધનો મુજરે પડવા જોઈએ.

દૃષ્ટાંતો.

(અ.) અમુક એક કિંમતે પચાસ મણ સુરોખાર બને વેચવાનો તથા બ સ્વાધીન કરવાનો કરાર અ કરેછે; સ્વાધીન કીધો એટલે કિમત આપવાનો કરાર છે. અ પોતાનું વચન તોડે છે. સદરહુ સુરોખાર જે વખતે સ્વાધીન કરવાનો હતો તે વખતે જો કરાર કીધેલી જાતનો પચાસ મણ સુરોખાર બએ વેચાણ લીધો હોત તો, કરારની કિમતના કરતાં વધારે કીમત બેઠથી જેટલા પૈસા વધારે પડત તેટલા પૈસા નુંકશાનના બદલામાં અ પાસેથી લેવાનો બનો હકછે.

(બ.) બનું વાહાણ મુંબાઈ મોકલીને ત્યાં તારીખ પેહેલી જાનેવારીને રોજે કાંઈ જનસ (અ આપે તે) ભરીને કલકત્તે લાવવાને માટે અ વાહાણ ભાડે રાખે છે. વાહાણનું ભાડું કામ થયાથી આપવાનુંછે. બનું વાહાણ મુંબઈ જતું નથી, પરંતુ જેવી શરતે અએ વાહાણ મજકુર ભાડે લીધું હતું તેવીજ ફાયદાવાળી શરતે તે જણસ મગાવવાનું યોગ્ય સાધન અને મળવાનો લાગ છે. અ તે લાગનો ઉપયોગ કરેછે, પણ તેમ કરતાં તેને મેહેનત તથા ખરચ પડે છે; તે મેહેનત તથા ખરચનો બદલો અને બ પાસેથી મળવાનો હક છે.

(ક.) અએ બ પાસેથી કાંઈ નીમેલી કિંમતે પચાસ મણ ચોખા વેચાતા લેવાનો કરાર કર્યો છે. ચોખા આપવાનો વખત નીમેલો નથી. પછી અ, બને ખબર આપેછે કે ચોખા આપવા લાવશો તો તે હું લેનાર નથી. અએ સદરહુ મુજબ ખબર આપી તે વખત બએ ચોખા વેચ્યા હોય તો કરાર કરેલી કિમતના કરતાં કમી કિમત ઉપજેથી જેટલી કિમત કમી ઉપજે તેટલા નુકશાનનો બદલો અ પાસેથી બને મળવાનો હક છે.

(ડ.) બનું વાહાણ સાઠ હજાર રૂપીએ વેચાતું લેવાનો કરાર અ કરેછે, પણ પોતાનું વચન તોડે છે. વચન તોડ્યું તે વખતે બને તે વાહાણની જે કિમત ઉપજે તે જો કરારની કિમતથી કમી હોય તો, તેટલાં નુકસાનનો બદલો અએ બને ભરી આપવો જોઈએ.

(ઈ.) અ એ એક પડાઉનો ધણી છે, તે જુટ ભરીને વેચવા સારૂ મીરજાપુર લઈ જવાનો બ સાથે કરાર કરે છે. અમુક દાહાડે નીકળવું એવું કરારમાં ઠરાવ્યુંછે. કાંઈ દૂર થઈ શકવા જેવી અડચણને લીધે પડાઉ મજકુર નીમેલે વખતે નીકળતી નથી અને તેથી કરીને

કરાર કરેલે દીવસે નીકળી હોત તો જે દીવસે પડાઉ મરજાંપુર પોહોંચી હોત તે દીવસ પછી માલ મજકુર મીરજાંપુર પોહોંચ્યો. દિવસ મજકુરની પછી અને જે દાહાડે પડાઉ મજકુર પોહોંચી તેની અગાડી જુટનો ભાવ ઉતર્યો યોગ્ય વખતે તે માલ રવાને કર્યો હોત તો જે વખતે તે મીરજાંપુર પોહોંચત તે વખતે ત્યાં બને જે કિંમત મળી હોત તે કિંમત માલ ખરેખરો જે વખતે પોહોંચ્યો તે વખતના બજારભાવ કરતાં જેટલી જાસ્તી હોય તેટલાં નુકશાનનો બદલો અએ બને ભરી આપવો જોઇએ.

(ફ.) અમુક એક રીતે બના ઘરને મરામત કરી આપવાનો કરાર અ કરે છે, અને તેના રૂપીઆ અગાડીથી લે છે. અ ઘરને મરામત કરે છે પણ તે મરામત કરાર મુજબ નથી થયલી મરામત કરાર મુજબ કરી લેવાને સારૂ જે ખર્ચ લાગે તેટલા નુકશાનનો બદલો અએ બને ભરી આપવો જોઇએ.

(ગ.) એક અમુક કિંમતે પોતાનું વાહાણ પેહેલી જાનેવારીથી બને એક વરસ સુધી ભાડે આપવાનો કરાર અ કરે છે. વાહાણનાં નુરનો ભાવ વધ્યો અને તારીખ પેહેલી જાનેવારીએ સદરહુ વાહાણનુ નુર સદરહુ કરારના ભાવ કરતાં વધારે ઉપજે છે. અ પોતાનું વચન તોડે છે. પેહેલી જાનેવારીને રોજે તથા ત્યારથી એક વરસ સુધી તેવું વાહાણ ભાડે રાખતા બને જેટલા પૈસા પડે તેમાં તથા કરારની રકમમાં જેટલો તફાવત હોય, તેટલો નુકસાનનો બદલો અએ બને આપવો જોઇએ.

(ઘ) કાંઇ નીમેલી કિંમતે કાંઇ લોઢું બને આપવાનો કરાર અ કરેછે. તે કિંમત લોઢું મેળવીને સ્વાધીન કરતા અને જેટલા પૈસા લાગે તેથી વધારે છે. બ લોઢું લેવાને ગેરવાજબી રીતે ના કેહે છે. લોઢાંના કરારમાં લખેલી કિંમતમાં તથા લોઢું મેળવીને સ્વાધીન કરતાં અ ને જે ખરચ લાગો હોત તેમાં જે તફાવત હોય તેટલો નુકશાનનો બદલો બએ અને ભરી આપવો જોઇએ.

(આઇ.) બ માલ. મજુરીએ ભાડે લઇજવા લાવવાનો ધંધો કરે છે. અ પોતાના ચરખાના કારખાનામાં તાબડતોબ લઇ જવા બને એક યંત્ર આપેછે, તથા બને કેહેછે કે તે યંત્ર ન હોવાને લીધે મારૂ ચરખાનું કારખાનું બંધ પડયું છે. બ યંત્ર પોહોચાડવામાં અ યોગ્ય રીતની ઢીલ કરેછે. અને તેથી કરીને અનો ફાયદો થવા લાયક એક સરકારી ઇજારો જાયછે. યંત્ર સ્વાધીન થતાં ઢીલ થઇ તે દરમીઆન ચરખો મજકુર ચાલવાથી જે સરાસરી ફાયદો અને થયો હોત તેટલો નુકશાનનો બદલો બ પાસેથી ભરી લેવાનો હક અનો છે, પણ સરકારી ઇજારો ગયાથી અને જે તોટો આવ્યો તેને બદલો મળનાર નથી.

(જે) દરએક ટને શે રૂપિઆ પ્રમાણે હજાર ટન લોઢું અમુક એક વખતે આપવાનો કરાર અ બ જોડે કરેછે. અને દર ટને એસી રૂપિઆ પ્રમાણે સો ટન લોઢું વેચાતું લેવાનો કરાર અ ક જોડે કરેછે, તથા તે કરાર કરતી વખતે અ કને કેહેછે કે બ જોડે કરેલો કરાર પૂરો કરવા સારૂ આ લોઢું હું લઊં છઊં કએ અ જોડે કરેલો કરાર કના હાથે પુરો થતો નથી. તથા અને બીજુ લોઢું મળતું નથી, અને તેથા કરીને બ કરાર બંધ પાડેછે. કએ અને વીશ હજાર રૂપિઆ આપવા જોઇએ, કારણ કે બએ જો બ જોડે કરેલો કરાર પૂરો કરચો હોત તો, અને તેટલા રૂપિઆનો ફાયદો થાત.

(કે.) કોઇએક અમુક યંત્ર અમુક એક કિંમતે અમુક દિવસ સુધીમાં બનાવીને સ્વાધીન કરવાનો અ, બ જોડે કરેછે. નીમેલે વખતે અ યંત્ર સ્વાધીન કરતો નથી, અને તેથી જે કિંમત અને બએ આપાની હતી તે કરતા ભારે કિંમત આપીને બીજો યંત્ર લેવાની બને જરૂર પડી; તોપણ અ જોડે કરાર કરતી વખતે એક ત્રાહિત શખસ જોડે કાંઇ કરાર બએકરચો હતો (પણ એ કરાર વિશે અને તે વખતે કાંઇ જણાવામાં આવ્યું નોહોતુ) તે કરાર સદરહુ કારણથી પુરો કરવાનું બથી બની આવ્યું નહી; અને તે કરાર તોડચાને લીધે તે ત્રાહિત શખસને નુકસાનનો બદલો બને ભરી આપવો પડચો. બએ લીધેલા યંત્રની જે કિંમત બને આપવી પડી તેમાં તથા કરાર કરેલી કિંમતમાં જે તફાવત હોય તેટલો નુકશાનનો બદલો અએ બને આપવો જોઇએ, પરંતુ બએ સદરહુ ત્રાહિત શખસને જે બદલો ભરી આપ્યો તે અ પાસેથી બને મળવાનો નથી.

(લ.) અ ઘરો વગેરે બાંધવાનો ધંધો કરેછે. પહેલી જાનેવારીએ એક ઘર બાંધીને પૂરૂ કરી આપવાનો અ બ જોડે કરાર કરેછે, એટલા માટે કે તે ઘર કને ભાડે આપવાનો બએ કરાર કરચોછે તેને ઘર મજકુરનો કબજો પહેલી જાનેવારીએ બ આપે. બતથા ક મધ્યે થયલો કરાર અને સમજાવ્યો છે અએ તે ઘર એવી ખરાબ રીતે બાંધ્યું કે પેહેલી જાનેવારીની અગાડીજ તે પડી ગયું, અને તે બને પાછુ બાંધવું પડયું; તેથી ક પાસેથી બને ભાડું મળવાનું હતુ તે મળ્યું નહી, અને ક જોડેનો કરાર તુટચો, માટે કને નુકશાનનો બદલો બને આપવો પાડચો. ઘર મજકુર પાછુ બાંધતાં લાગેલાં ખરચનો તથા ભાડુ મળ્યું નહી. તેનો તથા કને બદલો ભરી આપવો પડચો. તેનો નુકશાનનો બદલો અએ બને ભરી આપવો જોઇએ.

(મ.) અ કાંઇ વેપારની જીનસ બને વેચે છે, અને તે અમુક જાતની છે. એવું ખાત્રીથી કહેછે તે ખાતરી ઉપર વીસ્વાસ રાખીને

બ તે જણુસ કને વેચેછે તથા પોતે પણ કની તેવીજ ખાતરી કરેછે. પછાડીથી તે જીનસ ખાતરી કરેલી જાતની નથી એવું ઠરેછે અને નુકશાનનો બદલો કને આપવાની બને જરૂર પડે છે. એ રકમ અ પાસેથી ભરી લેવાનો બનો હક છે.

(ન.) અમુક એ દિવસે કાંઈ રકમ બને આપવાનો કરાર અ કરે છે તે દીવસે તે રકમ અ આપતા નથી, દીવસ મજકુરે તે રકમ ન મળ્યાથી બને પોતાનાં કરજો આપવાનું બન્યું નહી અને તેથી તેની તદન ખરાબી થઈ ગઈ. પરંતુ અએ જે રકમ આપવાનો કરાર કરયો છે તે રકમ સુદ્ધા તથા તે આપે ત્યાં સુધીનું વ્યાજ એ શિવાય બીજુ કાંઈ નુકશાન બદલ બને આપવાને અ પાત્ર નથી.

(ઓ.)અમુક એક કિંમતે પેહેલી જાનેવારીને રોજે પચાસ મણ સુરોખાર બને સ્વાધીન કરવાનો કરાર અ કરેછે. ત્યાર પછી બ તે સુરોખાર કોઈએક કિંમતે કને વેચવાનો પહેલી જાનેવારીનાં પેહેલાં કરાર કરેછે. તે કિંમત પેહેલી જાનેવારીના બજારભાવ કરતાં વધારે છે. અ પોતાનું વચન તોડેછે. અએ બને જે નુકશાનનો બદલો આપવાનો તેનો આંકડો ઠેરવતી વખતે, પેહેલી જાનેવારીએ રોજ બજારભાવ શો હતો તે મુજરે પકડવો જોઈએ; પણ કને વેચ્યાથી બને જે ફાયદો થયો હોત તે મુજરે પકડવાનો નથી.

(પ.) બને અમુક એક દિવસે પાંચસો ગાંસડી રૂ વેચવાનો તથા સ્વાધીન કરવાનો કરાર અ કરેછે. બ પોતાનો ધંધો કઈ રીતે કરેછે તે વિશે અને કાંઈ ખબર નથી. અ પોતાનું વચન તોડેછે, અને રૂ ન હોવાને લીધે બને પોતાનું ચરખાનું કારખાનું બંધ કરવું પડેછે. સદરહુ મુજબ ચરખો બંધ પડવાથી બને જે તોટો થયો તે બદલ અ ઉપર કાંઈ જવાબદારી નથી

(ફ.) કાંઈએક પ્રકારનું કાપડ પહેલી જાનેવારીને રોજ બને વેચવાનો તથા તેને સ્વાધીન કરવાનો કરાર અ કરેછે. તે કાપડની બના મનમાં એક તરેહની ટોપીઓ કરવાની હતી, અને તે ટોપીઓનો તે મોસમ શિવાય બીજે વખતે ખપ હોતો નથી. નિમેલો વખત ચુકી ગયો ત્યાંસુધી કાપડ સ્વાધીન કર્યું નહિ, પછવાડેથી સ્વાધીન કર્યું; અને સ્વાધીન કર્યું તે વખતે તે વરશની મોસમ થઈ ગયાને લીધે ટોપી કરવાના કામમાં આવ્યું નહી. કાપડ મજકુરની કરારમાં લખેલી કિંમતમાં તથા તે કપડું આપ્યું તે વખતે તેનો બજારમાં જે ભાવ હોય તેમાં જે તફાવત હોય તેટલો નુકશાનનો બદલો બએ અ પાસેથી ભરી લેવાનો બનો હકછે. પણ ટોપીઓ કર્યાથી જે ફાયદો તેને થાત તે અથવા ટોપી બનાવવાનું કારખાનું તઈઆર કરવામાં તેને ખરચ થયો હોયતે

મળી શકતો નથી.

(૨.) અ એ વાહાણનો માલીકછે. અને તે બને પોતાના વહાણમાં કલકતેથી પેહેલી જાનેવારીએ વાહાણ હંકારીને સિડનીમાં લઈ જવાનો કરાર બ જોડે કરેછે, અને બ અનામત દાખલ નુરના રૂપિયા પેશીનીમ અને આપેછે. વહાણ પેહેલી જાનેવારીએ હંકારયું નહી, અને તેથી બને કલકતામાં થોડા દીવસ રેહેવું પડયું. તથા તેને કાંઈ ખરચ થયો તથા બીજા એક વહાણમાં બેશીને સિડની જવું પડયું. એ કારણને લીધે તે ત્યાં મોડો આવ્યો તેથી તેની કાંઈ પઈશાની રકમ ડુબી ગઈ. અએ બને વ્યાજ સુધાં અનામત મુકેલા પઈશા, તથા તે કલકતે રહ્યો તેથી તેને ખર્ચ પડયો તે, તથા પેહેલા વાહાણના ઠરાવેલાંનુ કરતાં બીજા વાહાણનું નુર જાસ્તી બેઠું હોય તો જેટલું જાસ્તી હોય તેટલું નુર, એટલું આપવું જોઈએ; પરંતુ બ સિડનીમાં મોડો આવ્યો તેથી કરીને તેની જે રકમ ડુબી તે અએ ભરી આપવાની નથી.

કરાર તોડયોતો અમુક રકમ આપવી એવું જે કરારમાં ઠરાવ્યું હોય તે કરાર તોડયાથી બદલો મળવાનો હક.

૭૪ જ્યારે કોઈ કરાર તોડવામાં આવ્યો હોય, અને કરાર મજકુર તોડવામાં આવે તો કાંઈ અમુક રકમ આપવી એવું તે કરારમાં બતાવ્યું હોય ત્યારે કરાર મજકુર તોડયાની જે પક્ષકાર ફરીઆદ કરતો હોય તે શખ્સને તેથી ખરેખરૂં નુકશાન અથવા તોટો થયાનું સાબિત થાય કિંવા ન થાય તો પણ કરાર તોડનાર પક્ષકાર પાસેથી તેને યોગ્ય બદલો મળવાનો હક છે. પરંતુ એ મુજબ મળવાનો બદલો સદરહુ કરારમાં બતાવેલી રકમ કરતાં જાસ્તી હોવો જોઈએ નહીં.

**અપવાદ**—જ્યારે કોઈ શખ્સ કાંઈ જામીન ખત કિંવા મુચરકો કિંવા તેજ પ્રકારનો બીજો કાંઈ દસ્તાવેજ લખી આપે, અથવા કોઈ પણ કાયદાના ઠરાવ મુજબ કિંવા હિંદુસ્તાનની સરકારના કિંવા કોઈ સ્થાનિક સરકારના હુકમ મુજબ જે સરકારી કામ કિંવા કૃત્યમાં સર્વ લોકોનો સંબંધ છે તેવું કોઈ કામ અથવા કૃત્ય કરવાનું કાંઈ ખત લખી આપે ત્યારે તેવા કોઈ દસ્તાવેજની શરત તોડેથી, તેમાં લખેલી તમામ રકમ આપવાને તે તોડનાર શખ્સ પાત્ર છે.

**ખુલાસો.**—કોઈ શખ્સે સરકાર સાથ કાંઈ કરાર કર્યો તો તેજ ઉપરથી અવસ્ય કરીને તેણે જેમાં સર્વ લોકોનો સંબંધછે એવું સરકારી કામ કરવાનું કબુલ કરયું અથવા તેવું કૃત્ય કરવાનું વચન આપ્યું એમ સમજવું નહીં.

**દ્રષ્ટાંતો.**

(અ.) અમુક દિવસે જો બ ને પાંચસો રૂપિયા આપવામાં ચુકુ તો તેને હજાર રૂપિયા આપીશ એવો કરાર અ બ જોડે કરે છે. અ તે દિવસે પાંચસો રૂપિયા આપતો નથી. એક હજાર રૂપીઆની અંદર

કોરટને યોગ્ય જણાએ તેટલો બદલો બ મે અ પાસેથી લેવાંનો હકછે.

(બ.) અ બ સાથ એવો કરાર કરે છે કે જો હું કલકત્તાં મધ્યે શેઅ વહીદનો ધંધો કરૂ તો માહારે પાંચ હજાર રૂપીયા બને આપવા. અ તે ધંધો કલકત્તા મધ્યે કરે છે. પાંચ હજાર રૂપિયાની અંદર કોરટને યોગ્ય જણાય તેટલો બદલો અ પાસેથી ભરી લેવાને બનોહકછે.

(ક.) અમુક રોજે કોર્ટમા હાજર ન થાઉં, તો પાચશો રૂપિયા ગુનેગારી આપવી, એવો મુચલકો અ લખી આપે છે. તે હાજર થતો નથી. તે તમામ દંડ આપવાને પાત્ર થાય છે.

૭૫. કોઈ એક શખ્સ એકાદ કરાર વાજબી રીતે રદ કરેતો તે કરાર પુરો ન કરવાને લીધે તેને જે નુકશાન થયું હોય તેનો બદલો ભરી લેવાનો તેનો હક છે. વાજબી રીતે કરારબંધ પાડનાર પક્ષકારને બદલો ભરી લેવાનો હકછે.

દ્રષ્ટાંત.

(અ.) એક ગાયન કરનારી છે, તે એક નાટકશાળાના અધિપતિ બ જોડે એવો કરાર કરે છે કે બની નાટકશાળામાં આવતા બે મહિના સુધી દર અઠવાડીએ રાત્રી એ પ્રમાણે પોતે ગાયન કરવું, અને બ એવી બોલી કરે છે કે ગાયનની દર રાત્રીના સો રૂપિયા અને આપવા. છઠી રાત્રિ અ જાણી જોઈને નાટકશાળામાથી ગેરહાજર રહે છે, અને તે કારણને લીધે બ કરાર રદ કરે છે. કરાર પુરો ન કરવાથી બને જે નુકશાન થયું હોય તેનો બદલો ભરી લેવાનો બનો હક છે.

---

## બાબ ૭ મો*

### માલવેચાણ બાબત.

### વેચેલા માલ ઉપર માલિકી કયારે ઉત્પન્ન થાય છે.

૭૬. આ બાબમાં "માલ" એ શબ્દનો અર્થ પ્રત્યેક જાતની જંગમ મિલકત સમજવો, તથા તેમાં પ્રત્યેક જાતની જંગમ મિલકતનો સમાવેશ થાય છે. માલ એ શબ્દનો અર્થ.

૭૭. વેચાણ એટલે કીમતના બદલામાં મિલકત આપવી તે. તે ઉપરથી વેચેલી વસ્તુ ઉપરનું સ્વામીત્વ વેચનાર પાસેથી નીકળીને વેચાણ લેનારને પ્રાપ્ત થાયછે. વેચાણ એ શબ્દનો અર્થ.

૭૮. કાંઈ કિમતે કોઈ મુકરર કરેલો માલ વેચાણ શી રીતે થાય.

કિંવા કોઈ મુકરર કરેલા માલની કાંઈ કિંમત,

આપિવા મોડી તથા સ્વીકારી એટલે તથા,-

અને તેની સાથે કિમત આપ્યાથી અથવા માલ સ્વાધીન કર્યાથી

અથવા કિંમત આપવા માંડયાથી કિંવા માલ સ્વાધીન કરવા માંડયાથી, કિંવા કિમતનો કાંઈ ભાગ આપ્યાથી કિંવા બ્યાનું આપ્યાથી, કિંવા માલ પૈકી કાંઈ ભાગ સ્વાધીન કર્યાથી અથવા કિંમત આપવાની વાત, અગર માલ સ્વાધીન કરવાની વાત, અગર એ બેઉ વાતો મુલતવી રાખવી એવી કબુલાયત સ્પષ્ટ રીતે કિંવા ગર્ભિત રીતે કરવાથી,-

વેચાણ થાય છે એમ સમજવું.

કોઈ મુક્કરર કરેલા માલના વેચાણ સારૂ જો કાંઈ કરાર કરવામાં આવ્યો હોય તો જ્યારે તેની સઘળી કિંમત કિંવા તે કિંમતનો કાંઈ ભાગ કિંવા બીઆનું આપવામાં આવે, અથવા જ્યારે તે સઘળો માલ કિંવા તે માલનો કાંઈ ભાગ સ્વાધીન કરવામાં આવે, ત્યારે તે વેચેલા માલનું સ્વામિત્વ ખરીદદારને પ્રાપ્ત થાયછે એમ સમજવું.

જો પક્ષકારો સ્પસ્ટ રીતે અગર ગર્ભિત રીતે એવું કબુલ કરે કે પઈસા આપવાની વાત, અગર માલ સ્વાધીન કરવાની વાત, અગર એ બેઉ વાતો મુલતવી રાખવી, તો વેચાણની સુચના સ્વીકારતાંજ માલની માલિકી ખરીદદારને પ્રાપ્ત થાય છે.

દૃષ્ટાંતો.

(અ.) બ અનો ઘોડો પાંચશો રૂપિએ વેચાતો લેવાનું કહે છે. અ બનું બોલવું સ્વીકારે છે, અને ઘોડો બને સ્વાધીન કરે છે. ઘોડો સ્વાધીન કરયો એટલે ઘોડા ઉપર બની માલિકી થઈ.

(બ.) અ બને કાંઈ માલ મોકલે છે અને તે બને પસંદ પડે તો અમુક એક કિંમતે લેવો અને પસંદ ન પડે તો પાછો મોકલવો એવો બને સંદેશો મોકલાવે છે. બ માલ રાખે છે ને પોતાને પસંદ પડયાનું અને કેહેવડાવેછે. બ એ માલ રાખ્યો એટલે તે ઉપર બની માલિકી થાય છે.

(ક.) તમારા ઘોડાના હું હજાર રૂપિયા આપિશ એવું બ અને કેહેછે, અને જણાવેછે કે નીમેલે અમુક એક દિવસે ઘોડો સ્વાધીન કરવો અને કિંમત બીજે એક નીમેલે દિવસે આપવી. અ તેનું કેહેવું સ્વીકારેછે. બએ અની સુચના સ્વીકારી એટલેજ ઘોડા ઉપર બની માલિકી થઈ.

(ડ.) અના ઘોડાના એક હજાર રૂપિયા આપવાનું બ કેહેછે અને રૂપિયા એક મહિના પછી આપવાનું જણાવેછે, અ તે કેહેવું સ્વીકારેછે. કેહેવું સ્વીકારતાંજ ઘોડો બનો થયો.

(ઈ.) બ પેહેલી જાનેવારીને રોજે અને એવું કેહેછે કે તારા ચોખા હું બે હજાર રૂપિયે લેવા માગુ છઉં, અને રૂપિયા આવતા માર્ચ મહિનાની પેહેલી તારીએ આપીશ, તથા કિમત આપતાં સુધી

ચોખ્ખા બઈ જવા નહી. અ એ કેહેવું સ્વીકારે છે. તે સ્વીકારતાંજ ચોખ્ખા બના થયા.

૭૯. જે વસ્તુ હજુ મુક્કરર કરવાની હોય, કિંવા બનાવવાની હોય કિંવા પુરી કરવાની હોય, તે વસ્તુ વેચવાનો જ્યારે કરાર થયો હોય ત્યારે વસ્તુ મજકુરનું સ્વામિત્વ તે વસ્તુ મુકરર કરવામાં આવે, બનાવવામાં આવે, અથવા પુરી કરવામાં આવે, ત્યાં સુધી ખરીદદાર ને પ્રાપ્ત થતું નથી.

જે વસ્તુ મુકરર કરવામ. કિંવા બનાવવામાં કિંવા પૂરી કરવામાં આવી નથી તે વેચી હોયતો તેનું સ્વામિત્વ ખરીદદારને પ્રાપ્ત ક્યારે થાય છે.

### દ્રષ્ટાંત.

અ નામના હોડી કરનારને બ પોતાને સારૂ એક હોડી કરવા કહેછે. કિમત હફતા પ્રમાણે આપવાનું ઠરાવેલું નથી. હોડી બાંધવાનું કામ ચાલ્યાના દરમીઆન તેની કિંમત બદલ બએ વખતે વખત અને રૂપિયા આપ્યા છે. હોડી પૂરી થાય ત્યાં સુધી તેના ઉપરનું સ્વામિત્વ બને પ્રાપ્ત થતું નથી.

૮૦. જ્યારે કોઈ માલના વેચાણના કરાર મુજબ જે સ્થિતિમાં કોઈ ખરીદદાર માલ મજકુર લેવાનો હોય તે સ્થિતિમાં તે માલને આણવા સારૂ માલ મજકુર ઉપર કાંઈ કામ કરવાનું હોય, ત્યારે તે કામ કરવામાં આવે ત્યાં સુધી વેચાણ મજકુર પુરૂં થતું નથી.

ખરીદદારને જે સ્થિતિમાં માલ લેવાનો હોય તે સ્થિતિમાં તે માલને વેચનાર આણવાનો હોય ત્યારે માલ મજકુરનું વેચાણ પુરૂ ક્યારે થાયછે.

### દ્રષ્ટાંત.

અ. એક વાહાણ કરનાર છે, તે બ સાથે એક વાહાણ અમુક ઠરાવેલી કિંમતે વેચવાનો કરાર કરે છે. તે વાહાણ અની ગોદીમાં પડેલુંછે. વાહાણને સઢ.દોરડાં ચડાવીને મુસાફરી ઉપર જવા લાયક સજ કરવું, તથા તેમ કરીને સ્વાધીન કરવું એટલે કિમત આપવી, એવી બોલીછે. વાહાણને શઢ દોરડાં ચઢાવી સજ કરીને સ્વાધીન કરવામાં આવે ત્યાં સુધી વાહાણની માલિકી કરાર મુજબ બને પ્રાપ્ત થતી નથી.

૮૧. માલની કિંમત કેટલીછે એ ઠરાવવાને સારૂ વેચનારને માલ મજકુરને કાંઈ કરવાનું બાકી રહયું હોયતો, તે કરવામાં આવે ત્યાં સુધી વેચાણ મજકુર પૂરૂં થતું નથી.

માલની કિમતશી થાયછે તે ઠરાવવા સારૂ વેચનારે તે માલને કાંઈ પણ કરવાનું હોય ત્યારે વેચાણ ક્યારે પુરૂં થાય.

### દ્રષ્ટાંતો.

(અ.) એક જાતની છાલના ઢગલાનો અ માલીક છે અને તે

ઢગલો બને દર ટને થો રૂપીયા પ્રમાણે વેચવાનો તથા તોળીને તેને સ્વાધીન કરવાનો કરાર અ કરેછે. બ તે લેવાનું કબુલ કરીને અમુક દીવસે તેની કિંમત આપવાનું કબુલ કરેછે. કેટલો એક ભાગ તોળીને બને સ્વાધીન કરયો છે; બાકી રહેલો ભાગ કરાર મુજબ તોળવામાં આવે ત્યાંસુધી તે બાકીના ભાગનું સ્વામિત્વ બને પ્રાપ્ત થતું નથી.

(બ) કાંઇ મેટાડીનો ઢગલો દર ટને અમુક રૂપિઆ પ્રમાણે બને વેચાણ આપવાનો કરાર અ કરેછે, બએ તે મેટાડી પોતાના ગાડામાં નાખીને લઇ જવી, તથા અની જમીન ઉપરથી બની મેટાડી મજકુર મુકવાની જગો ઉપર જતાં રસ્તામાં તોળવાનો એક યંત્ર છે ત્યાં તે ગાડાં લઇ જવાં, તથા યંત્ર મજકુર ઉપર બએ સદરહુ પ્રત્યેક ભરેલી ગાડીનું વજન કરવું, એવી કરારની બોલી છે. એમાં વેચનારને કાંઇ કરવાનું રહયું નથી; સબબ વેચાણ મજકુર પુરૂં થયું તથા સદરહુ મેટાડીના ઢગલા ઉપર ખરીદદારનુ સ્વામિત્વ એકદમ થયું એમ સમજવું.

કરાર થતી વખતે માલ મુકરર થયો ન હોય તો વેચાણ ક્યારે પુરૂં થાયછે.

૮૨ કોઇ વેચાણનો કરાર કરતી વખતે માલ મુક્કરર થયો ન હોય, તો તે વેચાણ પુરૂં થવાને સારૂ માલ મજકુર મુક્કરર થવો જરૂર છે.

દ્રષ્ટાંત.

અ પોતાની ટાંકીમાંથી વીશ ટન તેલ બને વેચવાનો કરાર કરેછે અની ટાંકીઓમાં વીશ ટન કરતાં વધારે તેલ છે. તે તેલમાંના કોઇપણ ભાગ ઉપર બની માલિકી થઇ નથી.

માલ પછવાડેથી ઉપયોગમાં લીધાથી તે મુકરર થયો એમ સમજવું.

૮૩. જ્યારે કોઇ વેચાણની કબુલાયત કરતી વખતે માલ મુકરર થયો નહીહોય, પરંતુ કબુલાયતમાં બતાવેલા પ્રકારના જેવો માલ એક પક્ષકારે પાછળથી સદરહુ કબુલાયતને અર્થે ઉપયોગમાં લીધો હોય, તથા સદરહુ મુજબ ઉપયોગમાં લીધાની વાત બીજા પક્ષકારે કબુલ રાખી હોય. ત્યારે માલ મજકુર મુકકરર થયો તથા તે વેચાણ પુરૂં થયું એમ સમજવું.

દ્રષ્ટાંત.

અ પાસે વીશ પીપ ભરાઇને વધે એટલી ખાંડનો એકંદર ઢગલો છે તેમાંથી તે ૨૦ પીપ ખાંડ બને વેચવાનો કરાર કરે છે. કરાર થયા પછી અ ૨૦ પીપમાં ખાંડ ભરે છે અને બને ખબર આપે છે કે કરારમાં લખ્યા પ્રમાણે ૨૦ પીપ તૈયાર છે તે લઇ જવાં જોઇએ. બ કેહેછે કે મારાથી જેમ જલદી લઇ જવાશે તેમ હું લઇ જઇશ, એ મુજબ અએ ખાંડ મજકુરનો જે ઉપયોગ કરયો તેથી તથા બએ તે વાત માન્ય રાખી તેથી તે ખાંડ બની થઇ.

વેચનાર માલ પ

૮૪. જ્યારે કોઇ વેચાણનો કરાર કરતી વખતે માલ મુક્કરર

થયો ન હોય, અને કરારની સરત મુજબ તે માલને સંબંધે વેચનારે કાંઈ એવું કૃત્ય કરવાનું હોય કે તે કૃત્ય માલ મજકુર ખરીદદારના ઉપયોગમાં આવતાં સુધી થઈ શકતું નથી, ત્યારે કરારમાં બતાવેલા પ્રકારનો કોઈપણ માલ પસંદ કરી કાઢવાનો વેચનારનો હકછે, અને તેણે તે પ્રમાણે કરવાથી માલ મુક્કરર થયો એમ સમજવું.

સંદ કરીને કાઢે તો માલ મુકરર થયો એમ સમજવું.

દૃષ્ટાંત.

અની વખારમાં ઘણા ચોખા છે તેમાંથી અમુક દીવસે અમુક કિંમત આપવાનું ઠરાવીને પચાસ મણ ચોખા વેચાણ લેવાની કબુલાયત બ જોડે બ કરેછે. એવી કબુલાયત થઈ છે કે ચોખાને સારૂ બએ કોથળા મોકલવા તથા અએ ચોખા તેમાં ભરવા. બ કોથળા મોકલેછે અને અ પચાશ મણ ચોખા તેમાં ભરેછે. એ ઉપરથી માલ મુક્કરર થયો એમ સમજવું.

૮૫. જ્યારે સ્થાવર તથા જંગમ મિલકત એ બેઉ એકઠી વેચવાની કબુલાયત થઈ હોય, ત્યારે સ્થાવર મિલકત ઉપર હક પ્રાપ્ત થાય તે પેહેલાં જંગમ મિલકત ઉપરનું સ્વામિત્વ ઉત્પન્ન થતું નથી.

જંગમ મિલકત સ્થાવર મિલકત જોડે વેચી હોય ત્યારે જંગમ મિલકત ઉપર સ્વામિત્વ ક્યારે ઉત્પન્ન થાયછે.

દૃષ્ટાંત.

એક ઘર તથા તેમાંનો સામાન સરંજામ વેચવાની કબુલાયત અ બ જોડે કરેછે. બને ઘર મળે ત્યાંસુધી સરંજામ ઉપર બનું સ્વામિત્વ થતું નથી.

૮૬. જ્યારે માલ ઉપર ખરીદદારની માલિકી થઈ હોય, ત્યારે તે માલ નાશ થયાથી અગર તેને કાંઈ નુકશાન પોહોંચવાથી કાંઈ તોટો થાયતો તે ખરીદદારે ખંમવો જોઈએ.

માલ વેચાણ લેનારનો થયા પછી કાંઈ નુકશાન થાય તો તે તેણે ખમવું જોઈએ.

દૃષ્ટાંતો.

(અ) અની જમીન ઉપર જળાઉ લાકડાંનો ગંજછે તેના બ એકશો રૂપિયા આપવાનું કહે છે, અને અ તે સ્વીકારે છે. અમુક દીવસ સુધી લાકડાં અની જમીનમાં છે ત્યાંજ રહે અને કિંમત આપ્યા પેહેલાં લાકડાં લઈ જવા નહી એવી બોલી છે. કિંમત આપ્યા અગાઉ અને અની જમીનમાં લાકડાં મજકુર છે એ દરમિયાન તે લાકડાં અકસ્માત આગથી બળીગયાં એ તોટો બએ ખમવો જોઈએ.

(બ.) એક તસ્બીરનું લીલામ ચાલતુ હતું તેમાં અએ તેની એક હજાર રૂપિયાની માગણી કરી. એ માગણી કર્યા પછી તે તસ્વીર અકસ્માત ખરાબ થાયછે. જો લીલામ પૂરૂં થયા અગાડી તસ્બીર ખરાબ થઈ તો વેચનારે, તથા લીલામ પૂરૂં થયા પછી ખરાબ થઈ તો અ, એ તોટો ખમવો જોઈએ.

જે માલ મોજુદ નથી તે વેચવા વિશે કરાર થયો હોય તો તે માલ ઉપર સ્વામિત્વ ક્યારે થાય.

૮૭. જે માલ કરાર કરતી વખતે હોયજ નહી તેવો માલ વેચવા વિશેનો કરાર જ્યારે થયો હોય ત્યારે માલ પેદા કરયા પછી કરારમાં ઠરયા મુજબ વેચનારે અથવા વેચનારની સંમતિથી ખરીદદારે કાંઈ કૃત્ય કરયા હોયતો, તેથી માલ મજકુર ઉપરનું સ્વામિત્વ ખરીદદારને પ્રાપ્ત થઈ શકેછે.

દ્રષ્ટાંતો.

(અ.) અ કરાર કરેછે કે આવતા વરસમાં પોતાના કારખાનામાં જેટલી ગળી ઉત્પન્ન થાય તેટલી સરવે અમુક કિંમતે બને વેચાણ આપવી. ગળી તઈયાર થયા પછી તે ગળી બની મરજી મુજબ વ્યવસ્થા થવા સારૂ પોતે રાખીછે એવી અ બને પહોંચ આપેછે. એ પહોંચની તારીખથી ગળી ઉપરનું સ્વામિત્વ બને પ્રાપ્ત થયું.

(બ.) અની જમીન ઉપર હાલ જે પાક ઉભોછે તે પછી જે પાક કરવામાં આવે તે બએ લઈને વેચવો એવો કરાર કોઈ અમુક કિંમતે અ કરેછે. એ કરાર મુજબ કરાર કરતી વખતે જે પાક ઉભો હતો તે પછી કરેલો પાક બ અની સંમતિ લઈને પોતાના કબજામાં લેછે. પાક મજકુર કબજામાં લીધો તે વખતે તે ઉપરનું સ્વામિત્વ બને પ્રાપ્ત થયું.

(ક.) અ કોઈ અમુક કિંમતે એવો કરાર કરે છે કે મહારી જમીન ઉપર જે પાક હાલ ઉભોછે તે પછી જે પાક કરવામાં આવે તે બએ લઈને વેચવો. એ કરાર મુજબ કરાર કરતી વખતે જે પાક ઉભો હતો તે પછી કરેલો કોઈ પાક પોતાના કબજામાં આપવાનું બ અને કહેછે. અ કબજો આપવાની ના પાડેછે. કબજો આપવાની ના કહયાથી અએ કરાર તોડયાનું થાય તો પણ પાક મજકુર ઉપર બનું સ્વામિત્વ થતું નથી.

કરાર કરતી વખતે જે માલ વેચનારના કબજામાં નથી તે વેચવા વિશે તથા ભવિષ્યકાળે કોઈ દિવસે સ્વાધીન કરવા વિશેનો કરાર.

૮૮. ભવિષ્યકાળે એકાદ દિવસે માલ સ્વાધીન કરવાની બોલીથી માલના વેચાણનો કરાર કરયો હોયતો કરાર કરતી વખતે વેચનારના કબજામાં તે માલ ન હોય તોપણ તથા તે માલ વેચાતો લીધા શીવાય બીજી રીતે વેચનાર મજકુરને મળશે એવી આશા રાખવાને વેચનારને યોગ્ય કારણ તે વખતે ન હોય તોપણ કરાર મજકુરથી પક્ષકારો બંધાયલા છે એમ સમજવું.

દ્રષ્ટાંતો.

ઈસ્ટઈંડિયા રેલવે કંપનીના પચાસ શેર બ ને વેચવાનો કરાર તારીખ પહેલી જાનેવારીને રોજ અ કરેછે. એ શેરો તેજ શાલના માર્ચ મહીનાની પહેલી તારીખે સ્વાધીન કરવા અને તેજ રોજ કિંમત આપવી એવી બોલીછે. કરાર કરતી વખતે અ પાસે કાંઈ શેરોનો કબ

જો નહોતા. એ કરાર કાયદેસરછે.

૮૯. વેચાણના કરારથી વેચેલા માલની કિંમત ઠરી ન હોય, ત્યારે કોરટને યોગ્ય દેખાય તે કિંમત ખરીદદારે વેચનારને આપવી એવી ખરીદદાર મજકુરની ફરજછે. કરારથી કિંમત ઠરી ન હોય તો તે કેમ ઠરાવવી.

દૃષ્ટાંત.

બ પટણા મધ્યે રહેછે તે કલકતા મધ્યેના અ નામના ગાડી કરનારને એક પ્રકારની ગાડી કરવાનું કહેછે. કિંમત વિશે કોઈ કાંઈ બોલતા નથી. હુકમ મુજબ ગાડી તૈયાર થઈ; અને કિંમત વિશે ખરીદદાર તથા વેચનાર વચ્ચે તકરાર ઉતપન્ન થયાથી કેટલી કિંમત અપાવવી કોરટના વિચારમાં યોગ્ય આવેછે એ કોરટે ઠરાવવું જોઈએ.

સ્વાધીન કરવું.

૯૦ વેચેલો માલ ખરીદદારના કબજામાં જાય, અથવા ખરીદદાર તરફથી જેને અધિકારછે એવા કોઈ શખસના કબજામાં જાય, એવું પરિણામ જે વાતથી થાય તેવી કોઈપણ વાત કર્યાથી વેચેલો માલ સ્વાધીન કરી શકાયછે એમ સમજવું. સ્વાધીન શી રીતે કરવું.

દૃષ્ટાંતો.

(અ.) અ બને એક ઘોડો વેચેછે અને તેને પોતાના તબેલામાંથી બના તબેલામાં મોકલાવેછે અગર લઈ જવા દેછે. બના તબેલામાં ઘોડો ગયાથી તે સ્વાધીન કરવામાં આવ્યો એમ થયું.

(બ.) બ ઈંગલંડમાં છે તે મુંબાઈના વેપારી અ પાસેથી સો ગાંસડી રૂની મંગાવે છે. અને તે સારૂ પોતાનું વાહાણ મુંબાઈ મોકલેછે. રૂ સદરહુ વહાણમાં ચઢાવ્યું એટલે તે બને સ્વાધીન કર્યું એમ સમજવું.

(ક.) કાંઈ અમુક પ્રકારનો માલ અ બને વેચે છે; તે માલ એક વખારમાં બંધ કરેલોછે અ બને તે વખારમાંથી માલ લઈ જવાને માટે વખારની કુંચી આપેછે. એ સ્વાધીન કરવું થયું.

(ડ.) તેલનાં ભરેલાં અમૂક પાંચ પીપો અ બને વેચેછે. એ તેલ અની વખારમાં છે બ તે પાંચ પીપો કને વેચેછે, અને તે પીપો વખારમાં રાખ્યા બદલ વખારનું ભાડુ ક પાસેથી અ લેછે. એ ઉપરથી તેલ મજકુર કને સ્વાધીન કર્યું એમ સમજવું. કારણ કે તેથી કરીને કના વખારવાળા તરીકે તે માલ પોતાની પાસે રાખવાની અની સંમતિ થઈ એવું તે ઉપરથી સમજાયછે.

(ઇ.) અ પચાસ મણ ચોખા બને વેચેછે. તે ચોખા ક નામના વખારવાળાના કબજામાંછે અ ક ઉપર બની હસ્તક હુકમ મોકલે છે કે તે ચોખા બને આપવા, અને ક તે હુકમ માન્ય કરીને ચોખા પો

તાના હિસાબમાં બને નામે લખેછે, એમ કરવાથી ચોખ્ખા મજકુર બને સ્વાધીન કર્યા સમજવા.

(૬) અ દર ટને હજાર રૂપિયો પ્રમાણે પાંચ ટન તેલ બને વેચવાનું કબુલ કરે છે. માલ સ્વાધીન કરચો એટલે કિમત આપવી એવી બોલી છે. ક એ ડકાવાળો છે તેની પાસે અનું વીશ ટન તેલ છે તેમાંથી પાંચ ટન તેલ બને નામે કરવા વિશેનો હુકમ અ કને મોકલે છે. ક તે પ્રમાણે પોતાના હીસાબમાં નામ ફેર કરેછે તથા બને નામે કરચાની ખબરની અના મેહેતા સાથે બનેચિઠ્ઠીમોકલે છે. અનો મેહેતા તે ચીઠી બ પાસે લઈ જાય છે, અને કહે છે કે કિંમત આપો એટલે આ ચિઠી તમને આપૂ. બ કિમત આપવાની ના કહેછે. એમાં માલ બને સ્વાધીનમાં કરચાનું સમજવું નહી, કારણ કે અએ પ્રદ ક-રેલું પાંચ ટન તેલ બની તરફથી મુનીમ તરીકે ક પોતાના કબજામાં રાખે એ બએવી પોતાની સંમતિ આપેલી નહોતી.

ડક્કાવાળાને કિંવા હુંડાભાડાવાળાને સ્વાધીન કર્યાનું પરિણામ.

૯૧. વચેલો માલ ડક્કાવાળાને અથવા હુંડાભાડાવાળાને સ્વાધીન કરચો હોય તો તેનું પરિણામ તે માલ ખરીદદારને સ્વાધીન કરચા જેવુંજ છે; પરંતુ તેમ કરયું હોય તો જે માલ ખરીદદારને પોહોચે નહી તે માલની કિમતનો તે જવાબદાર થતો નથી; તથાપિ જ્યારે સદરહુ ડક્કાવાળાને અથવા હુંડાભાડાવાળાને માલ મજકુર એવી રીત સ્વાધીન કરચો હોય કે તેથી કરીને તે માલ સંભાળી રાખવાનો અથવા તે સ્વાધીન કરવાનો જવાબ તે ડક્કાવાળા અગર હુંડાભાડાવાળા પાસેથી ખરીદદાર મજકુર લઈ શકે, તો તેવો માલ તેવા ખરીદદારને પોહોચે નહી તોપણ તેની કિંમતનો તે જવાબદાર છે.

દ્રષ્ટાંત.

બ આગરેથી અ કલકત્તામાં રહે છે તેને એવો હુકમ મોકલે છે કે ત્રણ પીપ તેલ રેલવેમાં મોકલવા અ બનું હામ ઠેકાણું લખીને તેલનાં ત્રણ પીપો આગ ગાડીના સ્ટેશન ઉપર લઈ જાય છે, અને તે ત્યાં મુકી જાય છે, પણ જે નીયમ મુજબ અમલ કરવાથી રેલવે કંપની માલની સલામતીની જવાદાર થાય છે તે નિયમ મુજબ અએ કરયું નહી. માલ મજકુર બને પોહોચતો નથી. સબબ માલ યોગ્ય રીતે સ્વાધીન કરચો નથી કે બ ઉપર દાવો માંડી કિમત તેની પાસેથી વસુલ કરી શકાય.

માલનો કાંઈભાગ સ્વાધીન કર્યાનું પરિણામ.

૯૨. સઘળો માલ સ્વાધીન કરવાનું કામ ચલાવતાં તેનો કાંઈ ભાગ સ્વાધીન કરવામાં આવ્યો હોય તો સદરહુ સઘળા માલની માલિકી ખરીદદારને પ્રાપ્ત થવાને સંબંધે ભાગ મજકુર સ્વાધીન કર્યાનું પરિણામ સદરહુ તમામ માલ સ્વાધીન કરચાના પરિણામ જેવુંજ

છે; પરંતુ માલનો કાંઈ ભાગ સઘળા માલમાંથી તેટલો નિરાળો કરવાના હેતુથી સ્વાધીન કરયો હોય તો તેનું પરિણામ બાકી રહેલો માલ સ્વાધીન કરયાના પરિણામ જેવું નથી.

દ્રષ્ટાંતો.

(અ.) અને નામે મોકલેલો માલ જે વહાણમાં ભરેલો છે તે વહાણ બંદરમાં આવે છે. અ તે માલનો ખરીદદાર છે. કપતાન વહાણ ખાલી કરવા માંડે છે અને સદરહુ સઘળો માલ સ્વાધીન કરવાનું કામ ચલાવતાં માલ પૈકી કાંઈ માલ અ ને સ્વાધીન કરયો છે. આ ઉપરથી સર્વ માલ ઊપરની માલીકી અ ને પ્રાપ્ત થવાનો સંબંધે તે સર્વ માલ અ ને સ્વાધીન થયો એમ સમજવું.

(બ.) અ બ ને એક જળાઉ લાકડાંનો ગંજ વેચે છે. ગંજ સ્વાધીન કરે એટલે બ એ કિંમત આપવાની છે. વેચાણ થયા પછી બ તે લાકડાં પૈકી થોડાં લાકડાં લેઈ જવાની પરવાનગી અ પાસે માગેછે અને તે અ આપે છે. એથી બધો માલ સ્વાધીન કરયાનું પરિણામ કાયદા મુજબ થતું નથી.

(ક.) અ બ ને ૫૦ મણ ચોખા વેચે છે તે ચોખા અ ની વખારમાંજ રહે છે. વેચાણ થયા પછી તે પૈકી ૧૦ મણ ચોખા બ ક ને વેચે છે. બ ની ઈચ્છા ઉપરથી ૧૦ મણ ચોખા અ ક ને મોકલે છે. એ ઉપરથી સરવે ચોખા કાયદા મુજબ સ્વાધીન થવાનું પરીણામ થતુંનથી.

૯૩. કાંઈ વિશેષ વચન આપવામાં આવ્યું ન હોય તો, માલ સ્વાધીન કરવો એવી ખરીદદાર વિનતી કરે ત્યાં સુધી માલ સ્વાધીન કરવાની ફરજ લેનારને નથી.

ખરીદદાર વિનંતી કરે ત્યાંસુધી માલ સ્વાધીન કરવાની ફરજ વેચનારને નથી.

૯૪. સ્વાધીન કરવા બાબત કાંઈ વિશેષ વચન આપવામાંઆવ્યું ન હોય તો, વેચેલો માલ વેચતી વખતે જે ઠેકાણે હોય તે ઠેકાણે તે સ્વાધીન કરવાનો છે; અને જે માલ વેચવાનો કરાર થયો હોય તે માલ કરાર મજકુર થતી વખતે જે ઠેકાણે હોય તે ઠેકાણે તે સ્વાધીન કરવાનો છે, અથવા તે વખતે તે માલ હોયજ નહીં તો જે ઠેકાણે તે પેદા કરવામાં આવે તે ઠેકાણે સ્વાધીન કરવો.

સ્વાધીન કરવાનું ઠેકાણું.

## વેચવાનું લીયન[1].

૯૫ કરાર ઉપરથી વિરૂદ્ધ ઈરાદો દેખાઈ ન આવે, તો વેચેલો

વેચનારનું લીયન

---

૧ ટીપ. 'લીયન' એ શબ્દ અંગરેજીછે, તેનો અર્થ નીચે આપ્યોછે.

કોઈ શખસના કબજામાં બીજા શખસની કાંઈ વસ્તુ હોય, અને તે બીજા સખસ પાસેથી તેનું કાંઈ માગણું હોય તે આપવામાં આવે ત્યાંસુધી તે વસ્તુ અટકાવી રાખવાનો તે કબજેદારને જે હક હોય છે તેને 'લીયન, કહેછે. એ હક સદરહુ ખુદ વસ્તુ ઉપર માલકી ઉત્પન્ન

માલ જ્યાંસુધી વેચનારના કબજામાં રહે અને તેની કિમત અથવા તે કિમતનો કાંઈ ભાગ આપવો બાકી હોય ત્યાંસુધી વેચનારનું તે માલ ઉપર લીયન છે.

કિંમત પાછળથી આપવાની હોય પણ સ્વાધીન કરવાનો વખત ન નીમ્યો હોય તો લીયન હોયછે કે શી રીતે.

૯૬ જો કરારમાં એવું હોય કે કિમત ભવિષ્યકાળે કોઈ દિવસે આપવી, પરંતુ માલ સ્વાધીન કરવાનો વખત નિમ્યો નથી, તો વેચનારને લીયન નથી, અને પૈસા આપ્યા શિવાય માલ મજકુર તેજ વખતે સ્વાધીન કરી લેવાનો ખરીદદારનો હક છે; પરંતુ જો માલ સ્વાધીન કરવાની પેહેલાં ખરીદદાર નાદાર થાય તો, અથવા પૈસા આપવા વિષેનો નિમેલો વખત માલ સ્વાધીન કરવાની પેહેલા આવે તો, વેચનાર કિમતને માટે માલ મજકુર અટકાવી રાખી શકે છે.

નાદારી એટલે શું.

ખુલાસો. જે શખસ પોતાનાં કરજો હમેશ મુજબના કામને પ્રસંગે આપવાનું બંધ કરે અથવા જે શખસ તે કરજો આપવાને અસમર્થ હોય, તે શખસ નાદાર થયો એમ સમજવું.

દ્રષ્ટાંત.

અની વખારમાંની કાંઈ શાકેર અ બને વેચેછે. કબુલાયત એવી થઈછે કે કિમત ત્રણ મહિના ઉધાર રાખવી, બ શાકેર અની વખારમાં રેહેવા દેછે. ત્રણ મહિનાં થયા પેહેલા અ નાદાર થાયછે. કિમતને માટે માલ અ અટકાવી રાખી શકેછે.

કિંમત પછાડીથી એક દિવસે આપવાની હોય, અને ખરીદદાર માલ વેચનારના કબજામાં રહેવા દે તો વેચનારનું લીયન.

૯૭ જ્યારે કરાર મુજબ કિમત પછાડીથી એકાદ દિવસે આપવાની હોય તથા તે દિવસ સુધી માલ ખરીદદાર વેચનારના કબજામાં રહેવા દે અને તે રોજે તેની કિમત ન આપે, ત્યારે વેચનાર કિમતને માટે માલ મજકુર અટકાવી રાખી શકેછે.

દ્રષ્ટાંત.

અની વખારમાં કાંઈ શાકેર છે તે અ બંને વેચે છે. કબુલાયત એવી થઈ છે કે કિમત ત્રણ મહીના સુધી ઉધાર રાખવી. ત્રણ મહીના થાય ત્યાંસુધી શાકેર બ અની વખારમાં રહેવા દેછે. અને ત્રણ મહી-

---

ર્ક્તા નથી, અથવા તે ઉપરથી ખુદ વસ્તુ નજકુર સાફ દાવો આણી શકાતો નથી 'લીયન' બે પ્રકારનાં છે- 'વિશેષ લીયન' અને 'સાધારણ લીયન', 'વિશેષ લીયન' એટલે કોઈ અમુક વસ્તુ ઉપરથીજ માત્ર ઉત્પન્ન થયલા અથવા તે વસ્તુને સંબંધ રાખતાં કોઈ ખર્ચ કિંવા માગણાં બદલ વસ્તુ મજકુર અટકાવી રાખવાનો હક હોય તે 'સાધારણ લીયન' એટલે સદરહું પ્રકારના ખર્ચ તથા માગણાં બદલ, તેમજ તેની સાથે પક્ષકારોની દરમ્યાન તેવા પ્રકારના બીજાં લેવડદેવડના હિસાબની બાકી નીકળતી હોય તે બદલ પણ, કોઈ વસ્તુ અટકાવી રાખવાનો હક હોય તે (વ્હાર્ટનના કાયદા કોશની ત્રીજી આવૃત્તિ જોવી) વીરપ્રસાદ તાપીપ્રસાદ બ૦ રૂ૦ દાનાવાળા.

ના થયા પછી તેની કિંમત આપતો નથી. કિંમતને માટે અ માલ અટકાવી રાખી શકે છે.

પાછળનો બીજો ખરીદદાર હોય તેની વિરૂધ વેચનારનું લીયન.

૯૮. વેચેલો માલ વેચનારના કબજામાં હોય ત્યારે, જો તેણે કોઈ પાછળથી બીજીવાર ખરીદ કરનાર શખસનો હક કબુલ રાખ્યો ન હોય, તો સદરહુ પાછળથી ખરીદ કરનાર વિરૂધ વેચનાર મજકુર કિંમતને માટે માલ અટકાવી રાખી શકે છે.

### માલ રસ્તામાં જતા રોકવા બાબત.

માલ જતા રસ્તામાં રોકવાનો વેચનારનો અખત્યાર

૯૯ જે વેચનારે માલ પોતાના કબજામાંથી કાઢ્યો હોય તથા જેને સઘળી કિંમત પોહોંચી ન હોય, તે વેચનાર જો ખરીદદાર નાદાર થાય તો માલ ખરીદદારના તરફ જતાં રસ્તામાં રોકી શકે છે.

રસ્તામાં જતે માલ એટલે શું.

૧૦૦. કોઈ માલ હુંડાભાડાવાળાના કબજામાં હોય તે દરમિયાન, અથવા ખરીદદાર તરફ રવાને થતાં કોઈ ઠેકાણે મુકવામાં આવ્યો હોય તે દરમિયાન, તથા હુંડાભાડાવાળાના કબજામાં હોય અથવા કોઈ ઠેકાણે સદરહુ મુજબ મુકવામાં આવ્યો હોય તે શિવાય બીજી રીતે ખરીદદારના અથવા તેની તરફથી બીજા કોઈ શખસના કબજામાં આવ્યો ન હોય તે દરમિયાન, માલ મજકુર રસ્તામાં જતો માલ છે એમ સમજવું.

#### દ્રષ્ટાંત.

(અ.) બ મદ્રાસમાં રહેછે. અને અ પટણા મધ્યે રહે છે. બ અ પાસેથી કાંઈ માલ મંગાવે છે અને તે મદ્રાસ મોકલવો એમ કહે છે. માલ કલકત્તે મોકલાવ્યો અને આગળ મદ્રાસ મોકલવાને સારૂ તે માલ ડક્કાવાળા કને સ્વાધીન કર્યો. એ માલ કના કબજામાં હોય ત્યાં સુધી તે રસ્તામાં જતો માલ છે.

(બ.) બ દિલ્હી રહેછે અને તે કલકત્તેથી અ પાસેથી કાંઈ માલ મંગાવેછે. અ માલ બ ને નામે કોઈને સોંપીને દીલ્હી મોકલે છે. ત્યા પોહોચ્યા પછી તે માલ બની વખારમાં લઈ જઈને ત્યાં મુકવામાં આવે છે. બ તે લેવાની ના કહેછે અને પછી તરતજ લોકોના પૈસા આપવાનું બંધ પાડે છે. એ માલ રસ્તામાં જતો માલ છે એમ સમજવું.

(ક) બ પુને રહેછે અને તે મુંબાઈથી અ પાસેથી કાંઈ માલ મંગાવે છે. બએ કને માલ મજકુર લેઈ આપવાને નિમ્યો છે તે પરમાણે કની હસ્તક અ માલ પુને મોકલે છે. માલ પુને આવી પોહોચ્યાથી બના કહેવા ઉપરથી તે કએ બને સારૂ પોતાની વખારમાં રાખ્યો એ માલ રસ્તામાં જતો માલ નથી.

(ડ) બ નામના લંડનના વેપારીએ મુંબાઈના વેપારી અ પાસેથી ૧૦૦ ગાસડી રૂની મંગાવી છે. બ તે રૂને સારૂ પોતાનુ વાહાણ મું

બાઈ મોકલે છે. રૂ વાહાણ ઉપર સ્વાધીન કરી આપ્યું એટલે તે રસ્તામાં જતુ હોવાની વાત પુરી થાય છે.

(ઈ) બ એ લંડનનો વેપારી છે તેણે મુંબાઈના વેપારી અ પાસેથી ૧૦૦ ગાંસડી રૂ મંગાવ્યું છે. બ તે રૂને સારૂ પોતાનું વહાણ મુંબાઈ મોકલે છે. અ રૂ વાહાણ ઉપર સ્વાધીન કરી આપે છે, અને કપાન પાસેથી બિલ્સ આફ લેડિંગ લઈને રૂ અ હુકમ કરે તેને કિંવા અના અસાઈનીને સ્વાધીન કરવાનો બંદોબસ્ત કરે છે. રૂ લંડન પોહોચે છે પણ બના કબજામાં આવ્યા પહેલાં બ નાદાર થાય છે. રૂની કિંમત હજુ અપેલી નથી. અ રૂ રોકી શકે છે.

રોકવાનો હક ક્યાં સુધી જારી રહેછે.

૧૦૧ હવે પછી નીચે લખ્યાછે તે શિવાય ને બીજે પ્રસંગે માલ રોકવાનો વેચનારનો હક માલ મજકુર રસ્તામાં જતો હોય તે દરમિયાન ખરીદદારે પાછો વેચ્યાથી તથા તેણે કિંમતે લીધાથી બંધ થતો નથી, પરંતુ સદરહુ બીજા ખરીદદારના અથવા તેના તરફથી કોઈ શખસના સ્વાધીનમાં માલ મજકુર કરવામાં આવે ત્યાંસુધી તે હક જારી રહેછે.

હકનો દસ્તાવેજ ખરીદદારે બીજાને નામે કરી આપ્યો તો માલ રોકવાનો હક બંધ પડે છે.

૧૦૨ ખરીદદારને બિલ આફ લેડિંગ અગર માલ ઉપરનો હક બતાવનાર બીજો દસ્તાવેજ મળેલો હોય, અને તે બિલ અગર દસ્તાવેજ તે માલ રસ્તામાં જતો હોય તે દરમિઆન બીજા ખરીદદારના નામ ઉપર કરી આપે, તથા તે બીજો ખરીદદાર શુધ્ધબુધ્ધિથી માલ મજકુર લઈને તેનો કિમતવાળો અવેજ આપે, તો માલ રોકવાનો હક બંધ પડેછે.

દૃષ્ટાંતો.

(અ) અ કાંઈ માલ બને વેચીને તેને નામે કોઈને સોંપીને મોકલાવેછે, તથા બિલ ઓફ લેડિંગ બ પાસે રવાને કરેછે અને હજુ પૈસા પોહોચ્યા નથી તેટલામાં બ નાદાર થાય છે. અને માલ રસ્તામાં છે તે દરમીઆન બ રોકડા રૂપીઆ લઈને બિલ આફ લેડિંગ કને નામે કરી આપે; કને બની નાદારીની ખબર નથી. અ માલ રસ્તામાં જતો રોકી શકતો નથી.

(બ) અ કાંઈ માલ બને વેચીને તેને નામે કોઈને સોંપીને મોકલેછે. અના પૈસા હજુ આપવાના છે એટલામાં બ નાદાર થાયછે, અને માલ રસ્તામાં છે તે દરમિયાન બ રોકડા રૂપિયા લઈને બિલ આફ લેડિંગ કને નામે કરી આપેછે. બ નાદાર થયાની ખબર કને છે. એ પ્રમાણે બિલ આપ્યું તે સુધ્ધબુધ્ધિથી આપ્યું નહી માટે અ માલ રસ્તામાં જતો રોકી શકે છે.

કરજે આપેલી રકમને પેટે હકનો દસ્તાવેજ ધરેણે મુકી બીજાના નામ ઉપર

૧૦૩. જ્યારે બિલ આફ લેડિંગ અથવા માલ ઉપરનો હક બતાવનાર બીજો કોઈ પણ દસ્તાવેજ શુધ્ધબુધ્ધિથી સ્પષ્ટ રીતે તે ઉપર ધીરેલા રકમની ખાત્રીમાં સદરહુ માલના ખરીદદારે ધરેણે મુકીને બીજાને નામે કરી આપ્યો હોય, ત્યારે વેચનાર માલ રસ્તામાં જતો રોકી શકતો

નથી, પણ જેની પાસે તે ઘરેણે મુકર્યો હોય તેણે ધીરેલી રકમ તેને આપ્યા પછી અથવા આપવા માંડયા પછી માલ મજકુર રોકી શકાયછે.

કરી આપ્યો હોયતો વેચનારે માલ રોકવા માટે શું કરવું.

દૃષ્ટાંતો.

(અ) અ ૧૨૦૦૦ રૂપિયાની કિંમતનો માલ બને વેચીને તેને નામે કોઈને સોંપીને રવાને કરેછે. એ માલના બિલ આફ લેડિંગ ઉપર કએ બને ૫૦૦૦ રૂપિયાની મુક્કરર રકમ કરજે આપીછે, તે રકમની ખાત્રીમાં સદરહુ બિલ આફ લેડિંગ બ કને નામે કરી આપેછે. બ નાદાર થાયછે, અને બને કનું કરજ ૯૦૦૦ રૂપિયા આપવાનું છે. અ કના ૫૦૦૦ રૂપિયા ન આપે, અગર આપવાનું કેહે નહીં, તો અને માલ રસ્તામાં જતો રોકવાનો હક નહી.

(બ.) અ ૧૨૦૦૦ રૂપિયાની કિમતનો માલ બને વેચીને તેને નામે કોઇને સોંપીને રવાને કરેછે. ક તથા બની વચ્ચે આગલો લેણદેણનો હિસાબ હતો તે નક્કી કરયાથી બ પાસેથી કના ૫૦૦૦ રૂપિયા લેહેણા ઠર્યા તેની ખાત્રીમાં સદરહુ માલનું બિલ આફ લેડિંગ બ કને નામે કરી આપેછે. બ નાદાર થાયછે. કને રૂપિયા ૫૦૦૦ ન આપતાં અથવા આપવા ન માંડતાં માલ રસ્તમાં જતો રોકવાનો અનો હકછે.

૧૦૪. કોઈ માલ ખરેખરો પોતાના કબજામાં લીધાથી અથવા જે હુંડા ભાડાવાળાના અથવા બીજા કોઈ માલ રાખી મુકનાર શખસના કબજામાં માલ મજકુર હોય તેને પોતાના દાવાની ખબર આપ્યાથી વેચનાર રસ્તામાં જતો માલ રોકી રાખી શકેછે.

માલ શી રીતે રોકી શકાયછે.

૧૦૫. સદરહુ ખબર માલ પ્રત્યક્ષ જેના કબજામાં હોય તેને અથવા જે શખસના નોકરના કબજામાં હોય તે શખસને આપી શકાયછે. એ પ્રમાણે નોકરના ધણીને ખબર આપવામાં આવે તો તે એવે વખતે અને એવે પ્રસંગે આપવી જોઇએ કે તે ધણી સાધારણ ઉદ્યમ કીધાથી તે ખબર પોતાના નોકરને વખતસર જણાવીને માલ મજકુર ખરીદદારને સ્વાધીન થતો બંધ પાડી શકે.

વેચનારના હકની ખબર.

૧૦૬. કોઈ માલ રસ્તામાંજતો રોકયાથી, વેચેલા તમામ માલની કિમત આપવામાં આવે ત્યાંસુધી વેચનારને તે માલ રાખવાનો હક થાયછે એમ સમજવું.

માલ રોકયાથી વેચનારનો હક કેવો થાયછે.

દૃષ્ટાંત.

અ બને ૧૦૦ ગાંસડી રૂ વેચેછે; તે પૈકી ૬૦ ગાંસડીઓ બના કબજામાં આવીછે અને ૪૦ ગાંસડીઓ રસ્તામાંછે તે દરમિયાન બ નાદાર થયો. અને પૈસા ન પોહોચ્યાને લીધે તે રસ્તામાં જતી ૪૦ ગાંસડી રોકેછે. એ ૪૦ ગાંસડી સદરહુ ૧૦૦ ગાંસડીની કિમત આપવામાં આવે ત્યાંસુધી રોકી રાખવાનો અનો હકછે.

### ફરી વેચાણ.

ખરીદદારે કરાર પુરા ન કર્યાથી ફરી વેચાણ.

૧૦૭ ખરીદદારને વેચેલો માલ તેણે ન લીધાથી, અથવા તેની કિંમત તેણે ન આપ્યાથી, તે કરારનો પોતાને કરવાનો ભાગ પુરો ન કરે ત્યારે જો વેચનારનું માલ ઉપર લીયન હોય અગર તેણે તે રસ્તામાં રોક્યો હોય તો, પોતાનો ઇરાદો માલ મજકુર ફરી વેચવાનો હોવા વિષેની ખબર ખરીદદારને આપ્યા પછી યોગ્ય મુદતે તે માલ સદરહુ વેચનાર પાછો વેચવાને મુખત્યારછે; અને એ પ્રમાણે ફરીને વેચ્યાથી કાંઈ ટોટો આવે તો તે ખરીદદારે ભરી આપવો જોઈએ. પરંતુ તેમ કરવાથી નફો થાય તો ખરીદદારનો તે ઉપર હક નથી.

### હક.

વેચનાર તરફથી ખરીદદારને હક મળેછે તે બાબત.

૧૦૮. નીચે લખેલા પ્રસંગો શિવાય બીજે પ્રસંગે કોઈ પણ વેચનારનો પોતાનો માલ ઉપર જે હક હોય તેથી વધારે હક તે માલ ઉપર ખરીદદારને તે વેચનાર આપી શકતો નથી.

**અપવાદ ૧.** જ્યારે માલીકની સંમતિથી કોઈ માલ, અથવા એકાદ બિલ ઑફ લેડિંગ, ડૉક વૉરંટ, વખારવાળાનું સર્ટિફિકેટ, ડક્કાવાળાનું સર્ટિફીકેટ અથવા સ્વાધીન કરવાનું વારંટ કિંવા હુકમ, અથવા માલ ઉપર હક છે એવું દેખાડનારો બીજો કોઈ દસ્તાવેજ કોઈ સખસના કબજામાં હોય, ત્યારે જે માલ સદરહુ પ્રમાણે તેના કબજામાં હોય તે માલનું, અથવા સદરહુ પ્રકારના દસ્તાવેજો જે માલ વિષે હોય તે માલનુ સ્વામિત્વ સદરહુ શખ્સ બીજા કોઈ પણ શખ્સને આપી શકેછે, અને શખ્સ મજકુર સદરહુ બીજા સખ્સને તે માલ ઉપર પાકો હક આપી શકેછે, પછી માલિકની આજ્ઞા બીજી રીતે હોય તો ચિંતા નહીં પરંતુ ખરીદદારે સુધબુદ્ધિથી ચાલવું જોઈએ, તથા પ્રસંગ એવો ન હોવો જોઈએ કે તે ઉપરથી એવું અનુમાન યોગ્ય રીતે થાય કે માલ અથવા દસ્તાવેજ મજકુર જે શખ્સના કબજામાં છે તેને તે માલ વેચવાનો અધીકાર નથી.

**અપવાદ ૨** માલના કેટલાએક સમસ્ત માલીકો પૈકી કેવળ એકનીજ પાસે બાકીના માલીકોની પરવાનગીથી માલનો કબજો હોય, તો તે માલ સદરહુ એક સમસ્ત માલિક પાસેથી જે સખ્સે શુદ્ધબુદ્ધિથી ખરીદ કરયો હોય અને તે એવે પ્રસંગે ખરીદ કરયો હોય કે જેના કબજામાં માલ મજકુર છેતેને તે વેચવાનો અધિકાર નથી એવું પ્રસંગ મજકુર ઉપરથી યોગ્ય અનુમાન ન થાય તો, તે શખ્સને તે માલ ઉપરનું સ્વામીત્વ પ્રાપ્ત થાયછે.

**અપવાદ ૩.** જ્યારે કોઈ કરાર ઉપરથી એકાદ શખ્સે પોતાના તાબામાં માલ લીધો હોય અને તે કરાર તેમાંના બીજા પક્ષકારની ઈ-

ગ્રહ ઉપરથી નિરર્થક થવા યોગ્ય હોય ત્યારે, કરાર મજકુર રદ કરયા પહેલાં જો કોઈ ત્રીજો શખ્સ તે માલ જેના કબજામાં છે તેની પાસેથી શુદ્ધબુદ્ધિથી વેચાણ લે, તો તેનું સ્વામીત્વ તે ખરીદદારને પ્રાપ્ત થાયછે; પરંતુ જે કેફિયત ઉપરથી તે કરાર નિરર્થક થવા યોગ્ય હોય તે કેફિયતનું સ્વરૂપ જેના કબજામાં માલ મજકુર હોય તેણે અથવા જેનો તે પ્રતિનિધિ હોય તેણે કરેલા કાંઈ ગુન્હાનું થતું હોય તો સદરહુ મુજબ સ્વામીત્વ ઉત્પન્ન થતું નથી.

એવા કામમાં મુળ વેચનારને કરાર રદ કરવાનો અટકાવ થયાને લીધે તેને જે કાંઈ તોટો થયો હોય તેનો બદલો મુળ ખરીદદાર પાસેથી ભરી લેવાનો તેનો હક છે.

દ્રષ્ટાંતો.

(અ) બએ ક પાસેથી એક ગાય ચોરી તે અ શુદ્ધબુદ્ધિથી બ પાસેથી વેચાતી લેછે. ગાય ઉપરની માલિકી અને મળતી નથી.

(બ) અ નામનો વેપારી પોતાના બ નામના મુનીમને કાંઈ માલનું બિલ ઓફ લેડિંગ સોંપે છે અને બ ને હુકમ કરે છે કે કાંઈ અમુક કિંમતની અંદર માલ મજકુર વેચવો નહી, અને ડ ને ઉધાર આપવો નહી. બ તે માલ તે કિંમતથી કમી કિંમતે ડ ને વેચે છે અને પૈસા ત્રણ મહિને લેવાનું કબુલ કરે છે. માલ ઉપરની માલીકી ડ ને મળે છે.

(ક.) અ પાસે કાંઈ માલનું બિલ ઓફ લેડિંગ છે તે માલ અ બ ને વેચે છે, પરંતુ બિલ ઓફ લેડિંગ ઉપરથી માલ કને સ્વાધીન કરવાનો છે, અને ક એ તેની પછાડી શેરો લખી આપેલો નથી તેની માલીકી બ ને પોહોંચતી નથી.

(ડ.) અ, બ અને ક એ ત્રણ અવિભક્ત હિંદુ ભાઈઓ છે તે સરવેની માલિકીના કાંઈ ઢોરો છે. બ તથા ક એઓ અના કબજામાં એક ગાય રેહેવા દેછે, અને તે અ ડ ને વેચેછે. ડ તે શુદ્ધબુદ્ધિથી વેચાતી લે છે. ગાય ઉપરની માલીકી ડ ની થાયછે.

(ઇ.) ઠગાઈનો ગુનોહ ન થાય એવી પેર સમજુતી કરીને અ બ ને એક ઘોડો પોતાને વેચવાને તથા સ્વાધીન કરવાને લલચાવે છે. બ કરાર રદ કરે તેના પેહેલાં અ તે ઘોડો ક ને વેચે છે. ઘોડા ઉપરની માલીકી ક ની થાયછે, અને બ ને કરાર રદ કરવાને અટકાવ થયાથી કાંઈ ટોટો થયો હોય તો તેનો બદલો અ પાસેથી ભરી લેવાનો તેનો હક છે.

(ફ.) અ બ ને ગેરકાયદે ધમકી આપીને પોતાને એક ઘોડો વેચાણ આપવાની ફરજ પાડે છે, કિંવા ઠગાઈ અથવા ખોટા લેખ બ

નાવવાનો ગુન્હો કરીને તે ઘોડો પોતાને વેચાણ આપવાને તેને લલચાવે છે. બ કરાર રદ કરે તે પહેલાં તે ઘોડો અ ક ને વેચે છે ક ને માલીકી મળતી નથી.

### ખાત્રી.

ગેરહક બાબત વેચનારની જવાબદારી.

૧૦૯. વેચનારનો હક કાયદેસર નહી હોવાને લીધે, જો કોઇ ખરીદદારના હાથમાંથી, અથવા જે શખ્સ ખરીદદાર મજકુર પાશેથી પોતાને હક પોહોંચ્યાનું કહેતો હોય તે શખ્સના હાથમાંથી, વેચેલી વસ્તુ જાય તો, કરાર ઉપરથી જુદી રીતનો ઇરાદો ન દેખાય ત્યારે, તે માલ સદરહુ મુજબ જવાથી જે ટોટો થાય તે બદલ સદરહુ ખરીદદારને કિંવા સદરહુ બીજા શખ્સને વેચનાર મજકુર જવાબદાર છે.

માલ સારો છે તથા અમુક જાતનો છે એવી ગર્ભિત ખાત્રીની સાબિતી બાબત.

૧૧૦. કાંઇ માલ સારો અથવા અમુક જાતનો છે એવી ગરભિત ખાતરી કોઇ પણ અમુક ધંધાના રીવાજવડે સાબીત કરી શકે છે.

ખાવાનો પદાર્થ વેચવામાં આવેતાતે સારોછે એવી ગર્ભિત ખાત્રી આપી સમજવી.

૧૧૧. ખાવાપીવાનો પદાર્થ વેચાણ આપવામાં આવે, ત્યારે તે સારો છે એવી ગર્ભિત ખાત્રી આપવામાં આવી એમ સમજવું.

નમુના ઉપરથી માલ વેચ્યો હોયતો નમુના પ્રમાણે એકંદરે સઘળો માલ છે એવી ગર્ભિતખાતરી આપી સમજવી.

૧૧૨. નમુનો બતાવીને માલ વેચવામાં આવ્યો હોય, તો માલ એકંદરે નમુનાની જાતનો છે એવી ગર્ભિત ખાત્રી આપવામાં આવી એમ સમજવું.

અમુક નામનો માલ કહીને વેચ્યો હોય તો તેજ નામનો માલછે એવી ગર્ભિત ખાતરીઆપી સમજવી.

૧૧૩. કોઇ માલ અમુક નામનો છે એમ કહીને વેચવામાંઆવ્યો હોય ત્યારે, ખરીદદારે તે માલ નમુના ઉપરથી લીધો હોય તોપણ, અથવા માલ એકંદરે તપાશીને લીધો હોય તોપણ, વેપારીઓમાં તે નામે જે માલ પ્રશીદ્ધ હોય તેવોજ માલ વેચવામાં આવ્યોછે એવી ગર્ભિત ખાત્રી આપવામાં આવી એમ સમજવું.

**ખુલાસો.** પરંતુ માલ અમુક નામનો કહીને વેચવામાં આવ્યો હોય તો પણ તે તેજ નામનોછે એવી ખાત્રી આપવામાં આવતી નથી. એવો વિશેષ મજકુર કરારમાં હોય તો પછી ગર્ભિત ખાત્રી આપેલી સમજવી નહીં.

### દ્દષ્ટાંતો.

(અ.) "રદી રેશમ"નાં ૧૨ ઘેલા મુર્શિદાબાદથી કલકતે આવતા હતા તે અ કલકત્તા મધ્યે બને વેચે છે. એમાં અએ એવી ગ-

ર્ભિત ખાત્રી આપી કે "રદી રેશમ". એ નામે જે રેશમ બજારમાં પ્રસિદ્ધ છે તેજ રેશમ વેચ્યું છે.

(બ.) અ એ ૧૦૦ થેલા રૂ "સારૂ બંગાળી" નમુનોજોઈને તથા એકંદર રૂ તપાશી જોઈને વેચાણ લીધું છે. પછવાડીથી એવું માલમ પડે કે બજારમાં "સારૂ બંગાળી" એવે નામે જે રૂ પ્રસિદ્ધ છે તે એ નથી. એમાં ખાત્રી તોડી એમ સમજવું.

૧૧૪. જ્યારે માલ કોઈ જણાવેલા કામને સારૂ મંગાવ્યો હોય ને જે કામને સારૂ મંગાવ્યો હોય તે કામને સારૂ હુકમમાં જણાવેલા નામનો માલ ઘણું કરીને વેચવામાં આવતો હોય, ત્યારે વેચનારે એવી ગર્ભિત ખાત્રી કર્યાનું સમજવું કે આપેલો માલ તે કામમાં ઉપયોગ આવે એવો છે.

કોઈ વિશેષ કામને સારૂ માલ મંગાવ્યો હોય તો તે વિશેની ખાતરી.

### દૃષ્ટાંત.

અ નામના ત્રાંબાના કારખાનાવાળા પાસેથી બ વાહાણ ઉપર પત્રાં મારવા સારૂ ત્રાંબુ મંગાવે છે. હુકમ મુજબ અ ત્રાંબુ આપે છે. તે ત્રાંબુ વહાણ ઉપર પત્રાં મારવા લાયક છે, એવી ખાત્રી અએ આપી એમ સમજવું.

૧૧૫. એકાદ પ્રસિદ્ધ મુકરર કરેલી જાતનો પદાર્થ વેચવામાં આવે, તો તે કોઈ અમુક કામમાં ઉપયોગમાં આવે એવો છે એવી ગર્ભિત ખાત્રી આપવામાં આવી એમ સમજવું નહી.

પ્રસિધ તથા મુકરર કરેલી જાતનો માલ વેચ્યાથી કેવી ખાતરી આપી સમજવી.

### દૃષ્ટાંત.

રૂ સાફ કરવાના એક નવા કાઢેલા પેટંટ યંત્રનો માલિક અ છે તેને બ લખે છે કે "તમારૂં રૂ સાફ કરવાનું પેટંટ યંત્ર મારા કારખાનામાંનું રૂ સાફ કરવા મને મોકલજો". અ હુકમ મુજબ યંત્ર મોકલી દે છે. એમાં અએ એવી ગર્ભિત ખાત્રી આપી કે અ નું રૂ સાફ કરવાનું પેટંટ યંત્ર એવે નામે જે પદાર્થ પ્રસિદ્ધ છે તે એજ છે. પરંતુ બના કારખાનામાંનું રૂ સાફ કરવાના કામમાં એ યંત્ર ઉપયોગ આવે એવો છે એવી ગર્ભિત ખાત્રી એ ઉપરથી કર્યાનું સમજવું નહી.

૧૧૬. કપટ ન હોય તો, તથા જાત વિશે સ્પષ્ટ ખાત્રી આપવામાં આવી નહોય તો, જે પ્રકારનો કહીને એકાદ પદાર્થ વેચ્યો હોય તેજ પ્રકાર પ્રમાણેનો તે પદાર્થ હોય ત્યારે, તેમાંની કોઈ છુપી ખામીઓનો વેચનાર જવાબદાર નથી.

છુપી ખામીઓ વિશે વેચનાર ક્યારે જવાબદાર નથી.

### દૃષ્ટાંત.

અ બ ને એક ઘોડો વેચે છે. પછવાડેથી એમ માલમ પડે છે કે વેચાણની વખતે ઘોડામાં એક ખોડ હતી અને તે અ ને માલમ નહો

તી તે વિષે'અ જવાબદાર નથી.

ખાતરી તોડાતા ખરીદદારનો હક.

૧૧૭. જ્યારે એકાદ અમુક પદાર્થ ખાત્રી આપીને વેચવામાં આવ્યો હોય તે સ્વાધીન કરવામાં આવ્યો હોય, તથા તેનો સ્વીકાર કરવામાં આવ્યો હોય, અને પછી ખાત્રી તોડવામાં આવે, ત્યારે તેથી કરીને વેચાણ નિરર્થક થવા યોગ્ય થતું નથી, પણ ખાત્રી તોડવાથી ખરીદદારને ટોટો થયો હોય તો તેનો બદલો વેચનારે ભરી આપવો જોઇએ.

દ્રષ્ટાંત.

અ એક ઘોડો બને વેચીને તેને સ્વાધિન કરે છે અને તે મજબુત હોવા વિષેની ખાત્રી આપે છે. પછવાડેથી એવું માલમ પડે છે કે ઘોડો મજકુર વેચાણની વખતે મજબુત ન હતો. એથી કરીને વેચાણ નિરર્થક થવા યોગ્ય થતું નથી, પણ ઘોડાની ગેરમજબુતીને લીધે થયલા ટોટાની નુકશાની અએ બને ભરી આપવી જોઇએ.

જે માલ મુકર્રર નથી તે બદલ આપેલી ખાતરી તુટે તો ખરીદદારનો હક.

૧૧૮. જે માલ કોઇ વેચાણનો કરાર થતી વખતે મુકર્રર થયો ન હોય, અથવા જે માલ તે વખતે હતોજ નહી, તે માલ વિષેની ખાત્રી આપીને સદરહુ વેચાણનો કરાર કરવામાં આવ્યા હોય, અને તે ખાતરી જ્યારે તોડવામાં આવી હોય, ત્યારે ખરીદદાર.

માલ મજકુર આપવા માંડવામાં આવે ત્યારે તે સ્વીકારવાને કિંવા સ્વીકારવાની ના કહેવાને મુખત્યાર છે.

અથવા માલ તપાસવાને તથા અજમાવી જોવાને સારૂ કાંઇ યોગ્ય વખત સુધી તે રાખીને પછી સ્વીકાર કરવાની ના કહેવાને મુખત્યર છે, પરંતુ તપાસવાના તથા અજમાવી જોવાનાં કામને સારૂં જરૂરર હોય તે શિવાયનું બીજું કોઇ સ્વામિત્વનું કૃત્ય સદરહુ વખતના દરમીયાનમાં તે માલ ઉપર તેણે કરવું જોઇએ નહી.

ગમે તેવો પ્રકાર હોય તો પણ, ખાત્રી તુટવાથી જે કાંઇ તોટો થાય તેનો બદલો ખરીદદારને વેચનારની પાસેથી ભરી લેવાનો હક છે. પરંતુ જો તે માલ મજકુર સ્વીકારે અને બદલો માગવાનો વિચાર રાખેતો, ખાત્રી તુટ્યાની વાત માલમ પડે ત્યારથી યોગ્ય વખતમાં બદલો માગવાના વીચારની ખબર તેણે આપવી જોઇએ.

દ્રષ્ટાંતો.

(અ) અ મુકર્રર નહી થયલા રૂની ૧૦૦ ગાંસડી નમુના ઉપરથી બને વેચવાનીતથા બના માગ્યા શીવાય બને સ્વાધીન કરવાની કબુલાયત કરે છે. પછવાડેથી જે રૂ નમુના પ્રમાણેનું નથી એવું રૂ બને સ્વાધીન કર્યું. તપાસવાને સારૂ જોઇએ તે કરતાં વધારે વખત સુધી રૂ બએ રાખી મુક્યું ન હોય તો બ તે રૂ પાછું આપી શકે છે.

(ય.) બ અ પાસેથી ૨૫ કોથળા આટો નમુના ઉપરથી વેચાણ લેવાની કબુલાયત કરે છે. આટો બને સ્વાધીન કરચો અને બ એ તેની કીમત આપી. તપાસતાં આટો નમુના મુજબ નથી એવું માલમ પડ્યા પછી બ બે કોથળા વાપરે છે અને એક વેચે છે. હવે તેનાથી કરાર રદ કરીને કીમત પાછી લેવાતી નથી, પરંતુ ખાત્રી તોડ્યાને લી-ધે જે તોટો થયો હોય તેનો બદલો તેને અ પાસેથી મળવાનો હકછે.

(ફ.) અના હુકમ ઉપરથી બ અ તે સારૂં બે જોડ જોડા તૈયાર કરેછે. જોડા સ્વાધીન કરવી વખતે તે અને પગે આવતા નથી. અ બંને જોડ એક દહાડે રાખેછે, અને એક જોડ પેહેરીને તેઘરમાં ચો-ટો વાર ફરેછે અને બીજી જોડ પેહેરીને બહાર લાંબો ફરી આવેછે. પેહેલી જોડ સ્વીકારવાની તે ના કહી શકેછે, પણ સદરહુ બીજી જોડ લેવાની તેનાથી ના કહેવાતી નથી. પણ એ બીજી જોડમાંની ખામીથી જે કાંઈ નુકશાન થયું હોય તેનો બદલો તેને મળી શકેછે.

પરચુરણ.

૧૧૯. જ્યારે વેચનાર ખરીદદારને મંગાવેલા માલ સાથે ન મંગાવેલો માલ મોકલે, ત્યારે જો મંગાવેલો માલ ન મંગવેલા માલમાંથી નિરાળો પાડવામાં જોખમ અગર તસ્દી પડે એવું હોય તો સદરહુ રીતે મોકલેલા માલમાંનો કાંઈ પણ માલ સ્વીકારવાની ખરીદદાર ના કહી શકેછે.

મંગાવ્યો નહીહોય એવો માલ મંગાવેલા સાથે મોકલ્યો હોય તો ખરીદદાર તે સ્વીકારવાની ના ક્યારે કહી શકે.

દ્રષ્ટાંત.

અ બ પાસેથી અમુક ચિનાઈ વાસણો મંગાવે છે. બ તે એક મોટા ટોપલામાં ઘાલીને મોકલે છે અને તેની સાથે ન મંગાવેલી બીજી ચીનાઈ જણસો પણ મોકલે છે. મોકલેલા માલમાંનો કોઈ પણ રૂં રાખતો નથી એમ અ કહી શકે છે.

૧૨૦ જો કોઈ ખરીદદાર પોતાને વેચેલો માલ સ્વીકારવાની ગેર વાજબી રીતે ના કેહે તો તેમ કીધાથી વેચાણનો કરાર તેણે તોડ્યો એમ સમજવું.

સ્વકારવાની ગે-રવાજબી રીતે ના કહ્યાનું પરિણામ.

૨૨૧. જ્યારે વેચેલો માલ ખરીદદારને સ્વાધીન કરચો હોય, ત્યારે નિમેલે વખતે ખરીદદારે કિમત નહી આપવા ઉપરથી કરાર રદ કરવાનો હક વેચનારને નથી; પરંતુ રદકરવાનો હક તેને છે એવી જો કરારમાં શરત કરી હોય તો તે રદ કરી શકે છે.

ખરીદદારે નિમેલે વખતે કિમત ન આપ્યાથી કરાર રદ કરવાનો વેચનારનો હક.

૧૨૨ જો માલ લીલામથી વેચવામાં આવે તો દરેક જથામાં જેટલો માલ હોય તેટલા માલનું વેચાણ જુદું જુદું અને નિરાળુ થાયછે એમ સમજવું, અને દરેક જથામાંના માલ ઉપરનું સ્વામિત્વ જથ્થો મંજુર છેલ્લી માગણીએ આપવામાં આવે કે ઉત્પન્ન થાયછે એમ સમજવું.

લીલામથી જથાબંધ માલ વેચવામાં આવે તે ઉપરની માલિકી બાબ

ઠરાઉમાંવેચનારે કિંમત વધારવા સારૂ બનાવટની માગણીઓ વાપરીહોય તો તેનું પરિણામ.

૨૨૩. લીલામથી માલ વેચાતો હોય ત્યારે વેચનાર કિંમતવધારવાને માટે બનાવટની માગણીઓનો ઉપયોગ કરે તો ખરીદદારને ઈછા ઉપરથી વેચાણ મજકુર નિરર્થક થવા યોગ્ય છે.

---

## બાબ ૯.

### હામી તથા જામીનગીરી.

હામીનો કરારકોને કહેવો.

૨૨૪. જે કરાર ઉપરથી એક પક્ષકાર ખુદ પોતાની વર્તણુંકથી અથવા બીજા કોઈ પણ શખસની વર્તણુંકથી બીજા પક્ષકારને જે ટોટો આવે તેથી તેને બચાવવાનું વચન આપે તે કરારને હામીનો કરાર એવું નામ આપ્યું છે.

દષ્ટાંત.

૨૦૦ રૂપિઆની કાંઈ એક રકમને સંબંધે ક બ વિરૂધ્ધ કાંઈ કામ ચલાવે તેથી થતાં પરિણામમાં બને ટોટો આવેતો તે ભરી આપવા વિશે અ કરાર કરેછે. એ હામીનો કરાર થયો.

હામી જેને આપીહોય તેના ઉપર દાવો થાય તો તેનો હક તથા જવાબદારી.

૨૨૫. હામીના કરારમાંનો વચન લેનાર પોતાના અધિકારની હદમાં રહીને કૃત્ય કરે તો વચન આપનાર પાસેથી તેને નીચે લખ્યા પ્રમાણેની રકમો મળવાનો હકછે.

(૧) તોટો ભરી આપવાનું વચન જે બાબતને સારૂ આપ્યું હોય તે બાબત સંબંધીના કોઈ પણ દાવામાં જે નુકશાન તેને આપવું પડે તે સર્વે;

(૨) એવા કોઈ પણ દાવામાં જે ખર્ચ તેને ભરવો જરૂર પડે તે સર્વે; પરંતુ દાવો મજકુર માંડવામાં અગર તે દાવાનો જવાબ આપવામાં વચન આપનારના હુકમ વિરૂધ્ધ તેણે કાંઈ કરેલું હોવું ન જોઈએ, તથા હામીનો કરાર ન હોત તો જેવી રીતે ચાલવું ડહાપણ ભરેલું હોત તેવી રીતે તે ચાલેલો હોવો જોઈએ, અથવા તે દાવો માંડવાને કિંવા તેનો જવાબ આપવાને વચન આપનારે તેને અધિકાર આપેલો હોવે જોઈએ.

(૩.) એવા કોઈ દાવાનો મહિ માંહે તોડ પાડીને માંડી વાળવામાં આવે તે ઉપરથી તેને જે રકમો આપવી પડી હોય તે સર્વે રકમો પરંતુ એવો તોડ પાડયો હોય તે વચન આપનારના હુકમ વિરૂધ્ધ ન પાડેલો હોવો જોઈએ, તથા હામીનો કરાર ન હોતતો જે તોડ પાડવો વચન લેનારના ડહાપણની વાત હોત તેવો તોડ પાડેલો હોવો જોઈ

એ અથવા વચન આપનારે દાવાનો તોડ પાડવા તેને અધિકાર આપેલો હોવો જોઇએ.

'જામીનગીરી' નો કરાર 'જામીન' 'મુખ્ય દેણદાર' તથા 'માગનાર'

૧૨૬. કોઈ ત્રાહિત શખસ પોતાનું વચન કિંવા જવાબદારી પુરી કરવામાં કસુર કરે તો તે પૂરી કરવાનો જે કરાર થાય તેને જામીનગીરીનો કરાર સમજવો. જે શખસ જામીનગીરી આપે તેને જામીન કહેવો; જે શખસની કસુરને સંબંધે જામીનગીરી આપવામાં આવી હોય તેને માગનાર કહેવો. જામીનગીરી મુખજુબાની હોય કિંવા લખેલી હોય.

જામીનગીરીનો અવેજ.

૧૨૭ મુખ્ય દેણદારના હિતને માટે હરકાંઇ વસ્તુ કરી હોય અથવા હરકોઈ વચન આપ્યું હોય, તો તે વસ્તુ અથવા વચન જામીને જામીનગીરી આપવાનો પુરતો અવેજ હોઈ શકે છે.

દૃષ્ટાંતો.

(અ.) બ અ પાસેથી કાંઈ માલ ઉધાર વેચાણ માગે છે અને કહે છે કે તે માલ મને સ્વાધીન કરવો. અ કહે છે કે માલની કિંમત આપવાની જામીનગીરી ક આપે તો હું તે પ્રમાણે કરીશ. અના માલ સ્વાધીન કરવાનાં વચનના અવેજમાં ક કિંમત આપવાની જામીનગીરી આપવાનું વચન આપે છે. એ કના વચનનો પુરતો અવેજ છે.

(બ) અ કાંઈ માલ બને વેચેછે અને તે તેને સ્વાધીન કરે છે. પછાડીથી અએ બ ઉપર એક વરસ સુધી તે કરજ બાબત દાવો આણવો નહી એવી વિનંતી ક અની કરે છે અને એવું વચન આપે છે કે અ દાવો ન માંડે તો માલ મજકુરની કિંમત બ ન આપેથી તે પોતે આપશે. એ પ્રમાણે અ દાવો ન કરવાનું કબુલ કરે છે. ક નાં વચનનો એ પુરતો અવેજ છે એમ સમજવું.

(ક.) અ બને કાંઈ માલ વેચેછે અને તે તેને સ્વાધીન કરે છે. બ પૈસા ન આપે તો હું આપીશ એવું કાંઈ અવેજ શિવાય ક પછાડીથી કબુલ કરેછે. એ કબુલાયત નિરર્થકછે.

જામીનની જવાબદારી.

૧૨૮ કરારમાં બીજી તરેહનો ઠરાવ ન હોય તો જામીનની જવાબદારી મુખ્ય દેણદારની જવાબદારી જેટલીજછે.

દૃષ્ટાંત.

ક નામનો હુંડી શીકારનાર હુંડીના પઇશા આપશે એવી જામીનગીરી અ બને આપેછે. પછવાડેથી હુંડીના પૈસા કએ આપવાની ના કહી. અ હુંડીની રકમને માટે જવાબદારછે એટલુંજ નહી પણ તે ઉપર વ્યાજ તથા ખરચ જે કાંઈ ચડ્યો હોય તેનોપણ જવાબદારછે.

સ્થિરજામીનગીરી.

૧૨૯. જે જામીનગીરી કેટલાએક અનુક્રમવાર કાર્યોને લાગુ હોય તે જામીનગીરીને સ્થિર જામીનગીરી કહેવી.

### દ્રષ્ટાંતો.

(અ.) બએ પોતાની જમીનદારીનો ધારો વસુલ કરવાના કામને સારૂ કને રાખ્યો એના અવેજમાં બને અ એવું વચન આપેછે કે ક તે ધારો યોગ્ય રીતે વસુલ કરીને ભરણું કરે તેને સારૂ ૫૦૦૦ રૂપીઆ સુધી હું (અ) જવાબદાર છઉં એને સ્થિર જામીનગીરી સમજવી.

(બ.) બ નામનો ચાહે વેચનાર વખતે વખતે કને ચાહે આપે તે બદલ બને કિંમત મળવાની અ ૧૦૦૦રૂપીઆ જામીનગીરી આપે છે. બ કને ૧૦૦૦ રૂપીઆથી વધારે કિંમતની ચાહે આપેછે, અને ક તેની કિમત બ ને આપે છે. પછી બ કને ૨૦૦૦ રૂપીયાની કિમતની ચાહે આપેછે. ક તેની કિંમત આપતો નથી. અએ આપેલી જામીનગીરી સ્થિર હતી, અને તેથી તે બને ૧૦૦૦ રૂપીઆ સુધીનો જવાબદારછે.

(ક.) બએ પાચ કોથળા આટા કને સ્વાધીન કરવાનોછે અને તેની કિંમત તેણે એક મહીનામાં આપવાનીછે. અ તે કિંમતની બને જામીનગીરી આપેછે. બ પાંચ કોથળા કેને સ્વાધીન કરેછે, ક તેની કિમત આપે છે. પછી બ ચાર કોથળા કને સ્વાધીન કરેછે. અને એની કિમત ક આપતો નથી. અએ આપેલી જામીનગીરી સ્થિર નહોતી અને તેથી તે સદરહુ ચાર કોથળાની કિંમતનો જવાબદાર નથી.

સ્થિર જામીનગીરી રદ કરવા બાબત.

૧૩૦ માગનારને ખબર આપીને ત્યારપછી ભવિષ્યકાળે જે કાર્યો થવાનાં હોય તે સંબંધીની પોતાની સ્થિર જામીનગીરી ગમે તે વખતે જામીન રદ કરી શકે છે.

### દ્રષ્ટાંતો.

(અ) અ ના કહેવા ઉપરથી બ કની હુંડીઓ લઈને વટાવ કાપી તેના રૂપિયા આપવાનુ કબુલ કરેછે, અને તેના અવેજમાં એવી સર્વે હુંડીઓના પૈશા બાર મહિના સુધી બરોબર મળતા જશે એવી જામીનગીરી ૫૦૦૦ રૂપિયાની અ બને આપેછે. તે પ્રમાણે બ કની ૨૦૦૦ રૂપિયાસુધીની હુંડીઓ લઈને વટાવ કાપીને પૈશા આપેછે. ત્યારબાદ અ ત્રણ મહિના પછી જામીનગીરી મજકુર રદ કરેછે. એ પ્રમાણે રદ કરવાને લીધે અ ત્યારપછીના વટાવને સારૂ બને જવાબદાર નથી. પરંતુ ક એ રૂપિયા ન આપ્યા તો તે સદરહુ રૂ૨૦૦૦નો અ બને જવાબદારછે.

(બ.) બ ક ઉપર જેટલી હુંડીઓ મોકલે તેટલીના પઈશા ક આપશે એવી અ બને ૧૦,૦૦૦ રૂપીયાની જામીનગીરી આપે છે. એ પ્રમાણે બ ક ઉપર હુંડીઓ મોકલેછે. ક તે હુંડી સીકારેછે. અ જામીનગીરી રદ કરવાની ખબર આપેછે. ક હુંડીના દિવસ ભરાઆ પછી તેના નાણાં આપવાની ના કેહેછે. અ પોતાની જામીનગીરી મુજબ જવાબદારછે.

જામીન મર્ણ પા-

૧૩૧. જામીન મર્ણ પામે તો, બીજી રીતનો કરાર ન હોય

ત્યારે ભવિષ્યકાળે થવાનાં કામને સંબંધે સ્થિર જામીનગીરી રદ થાયછે.

ત્યાર પછી સ્થિર જામીનગીરી રદ છે.

૧૩૨. જ્યારે બે શખ્સો ત્રીજા શખ્સ સાથે કરાર કરીને કાંઈ એક જવાબદારી પોતાને માથે લે, અને પછી સદરહુ બેમાંનો એક શખ્સ કસુર કરે તોજ માત્ર બીજો શખ્સ જવાબદાર થશે એવો પોતપોતામાં પણ કરાર કરે, તથા સદરહુ બે સખ્સવચ્ચે પોતપોતામાં થયેલા કરારમાં સદરહુ ત્રીજો શખ્સ પક્ષકાર ન હોય, ત્યારે સદરહુ પેહેલા કરાર મુજબ તે બે શખ્સોમાંના પ્રત્યેક શખ્સ ઉપર સદરહુ ત્રીજા શખ્સની જોડે જે જવાબદારી હોય તે જવાબદારીમાં સદરહુ બીજો કરાર થયાને લીધે કાંઈ ફેર જ્યારે થતું નથી. પછી તે ત્રીજા શખ્સને સદરહુ બીજો કરાર થયાની વાત માલમ હોય તો તેની ચિંતા નહી.

જે બે શખ્સો પ્રથમ જવાબદાર હોય તે બે શખ્સો જામીની બાબત મહિ માંહે ખાનગી બંદોબસ્ત કરે તો તેથી તેઓની પ્રથમની જવાબદારીમાં ફેર જ્યારે થતું નથી.

દ્રષ્ટાંત.

અ અને બ એઓ કને એક પ્રામિસરી નોટ લખી આપીને બેઉ આશામીઓ એકમતે એકેજતે જવાબદાર થાયછે. પણ વાસ્તવિક જોતાં તેમાં અ બનો જામીન હતો, અને નોટ થઈ તે વખતે એ વાત કને માલમ હતી. કએ સદરહુ નોટ ઉપરથી અ ઉપર દાવો આણ્યો ત્યારે પોતે ફક્ત બનો જામીન હતો અને એ વાત કને માલમ હતી એવો જવાબ અ આપે તો તે ચાલનાર નથી.

૧૩૩. માગનાર તથા મુખ્ય લેણદાર વચ્ચેના કરારની શરતોમાં જામીનની સંમતિ શિવાય કાંઈપણ ફેરફાર કરવામાં આવે, તો તે ફેરફાર પછીના કાર્યને સંબંધે જામીન ઉપર જવાબદારી રેહેતી નથી.

કરારમાંની શરતોમાં ફેરફાર થવાથી જામીન છુટો થાયછે.

દ્રષ્ટાંતો.

(અ.) બ કની પેઢીપર કારભારી છે તેની ચાલચલગતનો અ કને ત્યાં જામીન થાયછે. પછાડીથી અની સંમતિ શિવાય બ અને ક એવો કરાર કરેછે કે બનો પગાર વધારવો, અને કોઈ ધરાક પેઢી ઉપરથી વધારે નાણાંની હુંડી લે ને તેથી કાંઈ ટોટો થાય તો તેમાંથી ટોટાના બએ જવાબદાર થવું. બએ એક શખ્સને વધારે પૈસા ઉપાડવા દીધા, અને તેથી કરીને પેઢીને કાંઈ રકમનું નુકશાન થાયછે. અની સંમતિ શિવાય ફેરફાર કરવા માટે તે પોતાની જામીનગીરીમાંથી છુટો થયો છે તથા તે સદરહુ ટોટો ભરી આપવાને પાત્ર નથી.

(બ) બને કએ કાંઈ એક ઓહોદાના કામ ઉપર નીમ્યો છે, અને તે કામ કયા પ્રકારનું છે તે કાયદા કરનાર મંડળીના એક આક્ટ ઉપરથી મુકરર કરવામાં આવ્યુંછે. બ તે કામ ઉપર હોય તે દરમિયાન તે ગેરચાલ ચાલશે નહી એવી અએ કને જામીનગીરી આપીછે. ત્યારબાદ એક બીજો આક્ટ થયો અને તે કામનું સ્વરૂપ મુખ્ય

વાતે બદલાઈ ગયું. ત્યારપછી બએ કોઈ ગેરવરતણુંક કરી સદરહુ બીના આકટને જે કૃત્ય સાથે કાંઈ સંબંધ ન હોય એવું કૃત્ય કરવાથી બની કોઈ ગેરવરતણુંક થઈ હોય તોપણ, સદરહુ ફેરફાર થયાને લીધે અ ત્યારપછીની જવાબદારીમાંથી મોકળો થયો.

(ક.) બને માલ વેચવા સારૂ કારકુનના કામ ઉપર રાખ્યાથી તે સંબંધે તેના હાથમાં જે પૈસા આવે તેનો હિસાબ બ આપશે એવો અ કને ત્યાં બનો જામીન થાય તો બને કાંઈ સાલીઆનું આપવાનું ઠરાવીને તે જગ્યા ઉપર તેને નીમવાનું ક કબુલ કરેછે. ત્યારપછી અને ન જણાવતાં તથા અ નીસંમતિ વગર ક અને બ એવી કબુલાયત કરેછે કે બને વરશાન ન આપતાં જેટલો માલ બ વેચે તેટલા માલ ઉપર તેને કાંઈ હકશાઈ આપવી. એ પછી બએ ગેરવરતણુંક કરી તો તે બાબત અ જવાબદાર નથી.

(ડ) બને જેટલું ઉધાર તેલ ક આપે તે બાબત અ કને ૩૦૦૦ રૂપિયાની સ્થિર જામીનગીરી આપેછે. પછી બ નાણાંની ભીડમાં આવી પડેછે. અને અને ન જણાતતાં બ તથા ક એવો કરાર કરેછે કે કએ બને શેકડા પૈસાથી તેલ આપવું, અને જે પૈસા બ આપે તે બ તથા કની દરમ્યાનનું કરજ જે તે વખતે હોય તેને પેટે મુજરે લેવા. આ નવો બંદોબસ્ત કર્યા પછી જે કાંઈ માલ આપવામાં આવ્યો હોય તેનો અ પોતાની જામીનગીરીની રૂએ જવાબદાર નથી.

(ઇ) ક બને માર્ચ મહિનાની પેહેલી તરિખે ૫૦૦૦ રૂપિઆ કરજ આપવાનો કરાર કરેછે. તે પૈસા પાછા મળસે એવી જામીનગીરી અ આપેછે. સદરહુ ૫૦૦૦ રૂપિયા બને ક જાન્યુઆરી મહિનાની પેહેલી તારિખે આપેછે. અ પોતાની જવાબદારિમાંથી મોકળો થયો છે, કારણ કે કરારમાં ફેરફાર થયો છે, એટલે પેહેલી માર્ચની પેહેલાં ક બ ઉપર પૈસા બાબત દાવો લાવી શકે.

મુખ્ય દેણદાર છુટયો અથવા મોકળો થયો તો જામીન મુકત થાયછે.

૧૩૪. માગનાર તથા મુખ્ય દેણદાર વચ્ચે એવો કાંઈ કરાર થાય કે તેથી મુખ્ય દેણદાર જવાબદારીમાંથી છુટો થાય, તો તે કરારથી અથવા માગનાર એવું કાંઈ કૃત્ય કરે કિંવા ન કરે કે તે કૃત્ય કરવાનાં કિંવા ન કરવાનાં કાયદેસર પરિણામમાં મુખ્ય દેણદાર જવાબદારીમાંથી મોકળો થાય તો તેથી, જામીન જવાબદારી છુટો થાયછે એમ સમજવું.

દ્રષ્ટાંત.

(અ.) કએ બને કાંઈ માલ આપવાનો છે તે બદલ અ કને જામીનગીરી આપેછે. ક બને માલ આપેછે અને પછી બ નાણાંની ભીડમાં આવેછે તથા તે ક સુધાંતના પોતાના માગનાર સાથે એવો કરાર કરેછે, કે તેણે પોતાની માલમતા તેઓને હવાલે કરવી, અને તેના

અવેજમાં તેમણે તેને પોતાનાં માગણામાંથી છુટો કરવો. હવે બએક ની સાથે કરાર કરવાથી તે કરજમાંથી છુટયો. અને અ પોતાની જામીનગીરીમાંથી છુટો થયો.

(બ.) અ બની સાથે કરાર કરેછે કે અએ પોતાની જમીનમાં ગળી પકવવી અને કંઈ નિમેલી કિમતે તે બને સ્વાધીન કરવી. આ કરાર અ પુરો કરશે એવી ક જામીનગીરી આપેછે. પછી અની જમીનમાં પાણી પાવાને જે નાળાનાં પાણીની જરૂર છે તે નાળાનો પ્રવાહ બ ફેરવી બીજે રસ્તે લઇજાયછે, અને તેથી કરીને અને ગળી પકવવાને અટકાવ થાયછે. ક પોતાની જામીનગીરી બદલ જવાબદાર નથી.

( ક.) અ બની સાથે કરાર કરેછે કે હું કોઈ એકાદ નિમેલ ભાવે કાંઈ મુકરર કરેલી મુદતની અંદર બને એક ઘર બાંધી આપીશ અને જે લક્કડ જોઇએ તે બએ આપવું. અ કરાર પુરો કરશે એવી જામીનગીરી ક આપેછે. બ લક્કડ પુરૂં પાડતો નથી. ક પોતાની જામીનગીરીમાંથી મુકત થયો.

૧૩૫ જ્યારે કોઈ માગનાર તથા મુખ્ય દેણદાર એઓમાં એવો કાંઈ કરાર થાય, કે તે ઉપરથી માગનાર મજકુર સદરહુ મુખ્ય દેણદાર સાથે કાંઈ તોડ પાડીને પતાવે, અથવા મુખ્ય દેણદારને મુદત આપે, અથવા તેના ઉપર દાવો ન માંડવાનું વચંન આપે, ત્યારે તેવા કરારમાં જામીને જો પોતાની સંમતિ ન આપી હોય તો કરાર મજકુર થવાથી જામીન છુટો થાયછે એમ સમજવું.

માગનાર મુખ્ય દેણદાર સાથે ફડચો કરે અથવા તેને મુદત આપે અથવા દાવો ન આણવાનું વચન આપે તો જામીન છુટો થાય છે.

૧૩૬ જ્યારે મુખ્ય દેણદારને મુદત આપવાનો કરાર માગનાર મુખ્ય દેણદાર જોડે ન કરતાં કોઈ ત્રીજા શખ્સ જોડે કરે, ત્યારે જામીન છુટો થતો નથી.

મુખ્ય દેણદારને મુદત આપવાનો કરાર ત્રીજા શખ્સ જોડે કર્યો હોય તો જામીન છુટો થતો નથી

દ્રષ્ટાંત.

અએ બના જામીન તરીકે કરેલી હુંડી બએ સીકારીછે, અને તે હુંડી કના હાથમાં છે તથા તેની મુદત થઈ ગઇ છે. બમે મુદત આપવાનો કરાર ક મ જોડે કરે છે. અ મુકત થતો નથી.

૧૩૭. જ્યારે માગનાર મુખ્ય દેણદાર ઉપર દાવો, માંડવાની અથવા તેના વિરૂધ્ધ બીજો કોઈ પણ ઇલાજ અમલમાં આણવાની, ખામોશ રાખે, ત્યારે જામીનગીરીમાં બીજી તરેહનો ઠરાવ ન હોય તો સદરહુ માત્ર ખામોશ ઉપરથીજ જામીન છુટો થતો નથી.

માગનાર દાવો માડવાની ખામોશ રાખે તેથી જામીન છુટો થતો નથી.

દ્રષ્ટાંત.

બને કનું કાંઈ કરજ આપવાનું છે અને તેની જામીનગીરી અ

એ આપી છે. કરજ આપવા જોગ થયું ત્યાર પછી એક વરષ પર્યંત ક બ ઉપર દાવો માંડતો નથી. અ પોતાની જામીનગીરીમાંથી છુટા થતો નથી.

કેટલાએક શહ જામીનોમાંના એને છુટા કર્યા તો બી જા છુટા થતા નથી.

૧૩૮. જ્યારે સહજામીનો હોય, અને માગનાર તેમાંથી એકને છુટો કરે ત્યારે તેમાના બીજા સહજામીનો છુટા થતા નથી; તથા તેમજ જે શખસનો સદરહુ મુજબ છુટકો કરવામા આવ્યો હોય તે શખસ પોતાની સદરહુ બીજા સહજામીનો જોડેની જવાબદારીમાંથી છુટા થતો નથી.

જે કૃત્ય કર્યાથી અગર ન કર્યાથી જામીનના છેવટના ઈલાજને નુકશાન પોહોચે તે કૃત્ય કર્યાથી અથવા ન કર્યાથી જામીનનો છુટકો થવા વિષે.

૧૩૯ જો માગનાર કાંઈ એવું કૃત્ય કરે કે તે જામીનના હકની વિરૂધ્ધ હોય, અથવા જામીનને સંબંધે જે કૃત્ય કરવાનો તેનો ધર્મ હોય તે કૃત્ય તે ન કરે, તથા સદરહુ મુજબ કરવાથી અથવા ન કરવાથી જામીનનો મુખ્ય દેણદાર ઉપર જે નિદાનનો ઈલાજ હોય તેને નુકશાન પોહોચે, તો તેથી જામીન છુટા થાય છે.

દ્રષ્ટાંતો.

(અ.) બ કાંઈ રકમને માટે કને સારૂ એક વાહાણ બાંધી આપવાનો કરાર કરે છે, તે રકમ જેમ જેમ વાહાણનું કામ થતું જાય તેમ તેમ થયલા કામ જેટલી હફતે હફતે આપવાની છે, બ કરાર યોગ્ય રીતે પૂરો કરશે એવો અ કને ત્યાં જામીન થાયછે. ક અને ન જણાવતાં છેવટના બે હફતા બને અગાઉથી આપેછે. એ પ્રમાણે અગાઉ પૈસા આપ્યાથી અ છુટા થયો છે.

(બ.) બએ તથા બના જામીન તરીકે અએ એક પ્રામિસરિ નોટ એકમતે એકેજતે લખી આપી તે ઉપર તથા બના ઘરનો સામાન વેચવા વિષેનો કબાલો પણ બ લખી આપેછે. તે ઉપર ક બને કાંઈનાણાં ધીરેછે. સદરહુ ઘરનો સામાન વેચવા બાબતના કબાલાથી સામાન મજકુર વેચીને તેના પઇસા સદરહુ પ્રામિસરિ નોટવાળા કરજને પેટે વસુલ કરવાનો અધિકાર કને આપેલો છે. ત્યાર પછી ક તે સામાન વેચેછે, પરંતુ તેની ગેરચાલને લીધે તથા તેણે જાણી જોઈને ગફલત કર્યાનેલીધે કિંમત ઘણી થોડી આવેછે. નોટ મજકુર સંબંધીની જવાબદારીમાંથી અ છુટા થાયછે.

(ક.) અ મને કની પાસે ઊમેદવારીમાં રાખેછે અને મની નિમકહલાલી વિષે બને જામીનગીરી આપેછે. બ પોતાની તરફથી એવું વચન આપેછે કે હું દર મહિને કમીમાંકમી એક વખત પણ મના ગદી હિસાબ કરે તે જોતો જઈશ પરંતુ વચન મુજબ બ તેમ કરતો નથી, અને મ ઊચાપત કરેછે. અ પોતાની જામીનગીરીને સંબંધે બને જવાબદાર નથી.

જામીને રૂપીઆ આપ્યા અગર કામ પૂરૂં કરયું તો જામીનનો હક.

૧૪૦. જે કરજને સારૂ જામીનગીરી આપવામાં આવી હોયતે કરજ આપવા જોગ થયું હોય, અથવા જે કરજને માટે જામીનગીરી આપવામાં આવી હોય તે કરજ અદા કરવામાં મુખ્ય દેણદારે કસુર કરી હોય, તો જે રકમ આપવાને અથવા જે વાત કરવાને જામીન જવાબદાર હોય તે તમામ રકમ તેણે આપેથી અથવા તે તમાંમ વાત કરેથી માગનારના મુખ્ય દેણદાર ઉપર જે હકો હોય તે સર્વે જામીનને પ્રાપ્ત થાયછે.

માગનારને કરજ ખાત્રી સારૂ મિલકત વગેરે હોયતેનો ફાયદો મળવાનો જામીનનો હક છે.

૧૪૧ જામીનગીરીનો કરાર થતી વખતે મુખ્ય દેણદાર વિરૂધ્ધ માગનારને જે કાંઈ તારણ હોય તે તારણની વાત જામીનને માલમ હોય અથવા ન હોય તો પણ તે સર્વેનો ફાયદો જામીનને મળવાનો હક છે; અને જો માગનાર તે તારણ ખોય, અથવા જામીનની સંમતિ શિવાય પોતાના હાથમાંથી જવા દે, તો સદરહુ તારણની કિંમતના જેટલી પોતાની જવાબદારીમાંથી જામીન છુટો થાયછે.

દૃષ્ટાંતો.

(અ) બ કનો ભાડુતછે. ક અની જામીનગીરી ઉપરથી બને ૨૦૦૦ રૂપિઆ કરજાઉ આપેછે. અની જામીનગીરીશિવાય ક પાસે સદરહુ ૨૦૦૦ રૂપિયાના બીજા તારણ તરીકે બના ઘરનો સામાન ગીરો છે. ક ગીરો રદ કરેછે. બ નાદાર થાયછે; અને ક અ ઉપર જામીનગીરીના સંબંધથી દાવો લાવેછે. સદરહુ ઘરના સામનની કિંમત જેટલી અની જવાબદારી કમી થઈ એમ સમજવું જોઈએ.

(બ.) બને કનું કરજ છે તે બાબતે કનું હુકમનામું થયું છે. પણ તે શિવાય કએ કરજને માટે અને જામીન લીધોછે. ક પોતાનું હુકમનામું બજાવવાને માટે બનો માલ જપ્ત કરાવી લાવેછે. અને પછી અને ન જણાવતાં દરખાસ્ત કાડી લેછે. અ છુટો થાયછે.

(ક) કએ બને કરજ આપ્યુંછે તેની ખાત્રીને સારૂ તેનો અ જામીન થાયછે અને અ તથા બ મળીને તેનું કનેખત લખી આપેછે પંછી તેજ કરજને માટે ક બ પાસેથી બીજુ કાંઈતારણ લેછે. ત્યાર પછી તે તારણ ક છોડી દેછે. અ મૂક્ત થતો નથી.

ગેર સમજુતી કરીને મેળવેલી જામીનગીરી વ્યર્થછે.

૧૪૨. કોઈ કાર્યના મુદાના ભાગ વિષે માગનારે કરેલી અથવા તેને માલમ છતાં તથા તેની સંમતિથી થયલી, ગેરસમજુતી વડે કાર્ય મજકુરમાં કોઈ જામીનગીરી મેળવી હોય, તો તે જામીનગીરી વ્યર્થ સમજવી.

કોઈ વાત છુપાવી રાખ્યાથી મેળવેલી જામીનગીરી વ્યર્થછે.

૧૪૩. એકાદ મુદતની વાત વિષે માગનારે પોત મુગો બેસીરહેવાથી કોઈ જામીનગીરી મેળવી હોય તોતે જામીનગીરી વ્યર્થછે.

દૃષ્ટાંત.

(અ) અ પોતાના પૈસા વસુલ કરવાને સારૂ બને કારકુન રા ખેછે. કાંઈ પૈસા આવ્યા તેનો હિસાબ બ આપતો નથી, અને તેથી કરીને પૈસા મજકુરનો બરોબર હીસાબ આપવાની બ પાસેથી અખા ત્રી માગે છે. બ હિસાબ બરોબર આપશે એવી ક જામીનગીરી આપે છે. બની પેહેલાં વર્તણુંક વિષે અ કને કાંઈ વાકેફ કરતો નથી. પછી બ કસુર કરેછે.સદરહુ જામીનગીરી વ્યર્થ સમજવી.

(બ) ક એ બને ૨૦૦૦ ટન લોઢું આપ્યું તેની કિંમત આપ વા વિષેનો અ કને ત્યાં બનો જામીન થાય છે. બ અને કએ ખાન ગી રીતે એવી કબુલાયત કરીછે કે બએ બજારભાવ કરતાં દર ટને પાંચ રૂપિયા વધારે આપવા, અને તે પાંચ રૂપિઆ પ્રથમનું એક કરજછે તેને પેટે જમે કરવા એ કબુલાયત અથી છુપી રાખી છે. અ જામીન તરીકે જવાબદાર નથી.

બીજો શખ્સસ હજામીન થાય તેની પહેલાં જામીનગીરી ઉપરથી કાંઈ પણ કૃત્ય કરવું નહી એ વી કબુલાયતથી જા મીન થવા બાબત.

૧૪૪ જ્યારે કોઈ સખ્સ એવા કરારથી જામીન થાય કે બીજો એક શખ્સ સહજામીન તરીકે જામીનગીરીમાં શામિલ થતાં સુધી જા મીનગીરી મજકુર ઉપર માગનારે કાંઇ અમલ કરવો નહી, ત્યારે તે જો તે બીજો શખ્સ સામિલ ન થાય તો તે જામીનગીરી વ્યર્થ સમજવી.

જામીનને ટોટા થી બચાવવા વિષે નું ગર્ભિત વચન.

૧૪૫ જામીનગીરીના પ્રત્યેક કરારમાં જામીનને ટોટા આવે તે બ રી આપવાનું મુખ્ય દેણદારનું ગર્ભિત વચન હોય છે એવું સમજવું; અને જામીને પોતાની જામીગીરીની રૂએ જે કાંઈ રકમ વાજબી રીતે આપી હોય તે મુખ્ય દેણદાર પાસેથી તેને મળવાનો હક છે, પરંતુ જે રકમો તેણે ગેરવાજબી રીતે આપીહોય તે તેને મળવાનો તેનો હક નથી.

દૃષ્ટાંતો.

(અ.) બને કનું કરજ છે, અને તે કરજનો અ જામીનછે. ક અ પાસે પૈસા માગે છે અને અએ તે ન આપ્યા માટે તેના ઉપર તે રકમ મજકુરનો દાવો કરે છે. દાવાનો જવાબ આપવાને માટે યોગ્ય કારણ હોવાને લીધે અ દાવાનો જવાબ આપે છે, પરંતુ કરજની ર- કમ ખરચ સાથે અને આપવી પડે છે. બ પાસેથી અને કરજની રક મ મળી શકે છે તેજ મુજબ ખરચની રકમ પણ મળી શકે છે.

(બ.) ક બને કાંઈ રકમ કરજાઉ આપે છે, અને કરજ મજકુ- રની ખાતરીને સારૂ બ એ અ ઉપર એક હુંડી લખી છે તે બનીવિ નંતી પરથી અ સીકારે છે તે હુંડી કના હાથમાં છે અને. તેના રૂ- પિયા તે અ પાસેથી માગેછે. અએ તે રૂપીઆ ન આપ્યા તેથી તેને સારૂ અ ઉપર હુંડીની રૂએ ક દાવો માંડે છે. તે દાવાનો જવાબ આ

પવાને યોગ્ય કારણ ન છતાં અ જવાબ આપે છે, અને હુંડીની ર-કમ તથા ખરચ અ ને આપવો પડે છે. હુંડીની રકમ બ પાસેથી તેને મળી શકે છે, પણ ખરચને માટે જે રકમ આપવી પડી હોય તે તેને મળી શકતી નથી કેમકે દાવાનો જવાબ આપવાને કાંઈ ખરૂ કારણ તેને નહોતું.

(ક.) ક બ ને ચોખા આપે તેની કિંમત બદલ ૨૦૦૦ રૂપિયા સુધીની રકમને સારૂ અ ક ને ત્યાં જામીન થાય છે. ક ૨૦૦૦થી ઓછી કિંમતના ચોખા બ ને આપે છે પરંતુ આપેલા ચોખા બદલ અ પાસેથી ૨૦૦૦ રૂપિયાની રકમ તે લે છે. ખરેખરા આપેલા ચોખાની કિંમત કરતાં વધારે પૈસા બ પાસેથી અને મળી શકતા નથી.

સહજામીનો સરખે ભાગે જવાબદાર છે.

૧૪૬. જ્યારે એકજ કરજને સારૂ કિંવા એકજ ફરજને સારૂ બે અથવા વધારે શખ્શો સમસ્ત કિંવા જુદી જુદી જવાબદારીથી તથા એકજ કિંવા જુદા જુદા કરારોથી સહજામીનો થયા હોય, ત્યારે સદરહુ સહજામીન થયાની વાત એક બીજાને માલમ હોય કિંવા ન હોય તો પણ, બાજી રીતનો કરાર ન હોય તો, તેઓ પ્રત્યેક પોતાને પરસ્પરને સંબંધે સરવે કરજના અથવા મુખ્ય દેણદાર તરફથી જે રકમ આપવાની બાકી રહી હોય તેના સરખે ભાગે જવાબદાર છે.

દ્રષ્ટાંતો.

(અ.) ડએ ઈને ૩૦૦૦ રૂપિયા કરજે આપ્યા તે માટે ડને ત્યાં અ, બ, તથા ક એઓ જામીન છે. ઈ પૈસા આપતો નથી. અ, બ, તથા ક એઓ પ્રત્યેક પોતાને પરસ્પરને સંબંધે એક હજાર રૂપીઆ આપવાને પાત્ર છે.

(બ.) ડએ ઈને ૧૦૦૦ રૂપીઆ કરજે આપ્યા છે, અને તે બદલ અ, બ, તથા ક એઓ ડને ત્યાં જામીન છે. અ, બ, તથા કનો પોત પોતામાં એવો કરાર છે કે અએ $\frac{1}{4}$ તથા બએ $\frac{1}{4}$, તથા કએ $\frac{1}{2}$ એ પ્રમાણે જવાબદારી રાખવી. ઈ પૈસા આપતો નથી. જા-અને ક રૂપીઆ ૫૦૦ આપવાને પાત્ર છે.

સહજામીનોએ જુદી જુદી રકમો આપવાની જવાબદારી લીધી હોય તે વિષે.

૧૪૭. જો સહજામીનો જુદી જુદી રકમો આપવાને બંધાયા હોય તો તેઓની પોત પોતાની જવાબદારીની હદ સુધી તેઓ સરખે ભાગે રૂપીઆ આપવાને જવાબદાર છે.

દ્રષ્ટાંતો.

(અ) અ, બ, અને ક એઓ ડના જામીન થાય છે, અને દરેક જણ એકેકું જુદું જુદું બોંડ લખી આપીને જુદી જુદી ગુન્હેગારી આપવાનું કબુલ કરે છે, તે એવી રીતે કે અ ૧૦૦૦૦ રૂપીઆ આપે અને બ ૨૦૦૦૦ રૂપીઆ આપે, ક ૪૦૦૦૦ રૂપિયા આપે. ત્રણે બોંડમાં જા-

મીનગીરી એવી છે કે ડ ઈને કાંઇ પૈસાનો હિસાબ બરાબર રીતે આપશે. ડ ૩૦૦૦૦ હજાર રૂપિયાનો હિસાબ બરાબર આપતો નથી. અ, બ, અને ક એઓ પ્રત્યેક જણ ૧૦૦૦૦ રૂપિયા આપવાને પાત્ર છે.

(બ.) અ બ અને ક એઓ ડના જામીન થાય છે, અને દર એક જણ જુદું જુદું બોંડ લખી આપીને જુદી જુદી ગુન્હેગારી આપવાનું કબુલ કરે છે—એટલે અ ૧૦૦૦૦ રૂપિયા આપે, બ ૨૦૦૦૦ રૂપિયા આપે, અને ક ૪૦૦૦૦ રૂપિયા આપે. ત્રણે બોંડોમાં શરત એવી છે કે ડ ઈને કાંઈ પૈસાનો હિસાબ યોગ્ય રીતે આપશે. ડ ૪૦૦૦૦ રૂપિયાનો હિસાબ બરાબર આપતો નથી. અ દસ હજાર રૂપિયા આપવાને પાત્ર છે, અને બ અને ક એ દરેક જણ ૧૫૦૦૦ રૂપિયા આપવાને પાત્ર છે.

(ક.) અ, બ; અને ક એઓ ડના જામીન થાયછે, અને દરેક જણ જુદું જુદું બોંડ લખી આપીને જુદી જુદી ગુન્હેગારી આપવાનું કબુલ કરેછે,—એટલે અ ૧૦૦૦૦ આપે; બ ૨૦૦૦૦ આપે, અને ક ૪૦૦૦૦ રૂપિયા આપે. ત્રણે બોંડોની શરત એવી છે કે, ડ ઈને કાંઈ પૈસાનો હિસાબ યોગ્ય રીતે આપશે. ડ ૭૦૦૦૦ હજાર રૂપિયાનો હિસાબ બરાબર આપતો નથી. અ, બ, અને ક એઓ દરએક પોતપોતાના બોંડની પુરેપુરી ગુનેહગારી આપવાને પાત્ર છે.

---

# બાબ ૯મો.

## નિક્ષેપ વિશે.

'નિક્ષેપ,' 'નિક્ષેપ્તા' અને 'નિક્ષેપી' એટલે શું.

૧૪૮. જ્યારે એક શખ્સ કાંઈ માલ કોંઈ કામ સારૂ બીજા શખ્સને સ્વાધીન કરે, અને તે એવા કરારથી કે કામ મજકુર પૂર્ણ થાય એટલે તે માલ પાછો આપવો અથવા જે શખ્સે તે સ્વાધીન કર્યો હોય તે શખ્સના હુકમ પ્રમાણે તેની બીજી રીતે વ્યવસ્થા કરવી, ત્યારે એ પ્રમાણે માલ સ્વાધીન કરવો તેને નિક્ષેપ કહેછે. જે શખ્સ માલ સ્વાધીન કરે તેને નિક્ષેપ્તા એવું નામ આપ્યું છે. જેને માલ સ્વાધીન કરવામાં આવે તેને નિક્ષેપી એવું નામ આપ્યું છે.

ખુલાસો--જેશખ્સના કબજામાં બીજા શખ્સનો માલ આવી ચુક્યો હોય તે શખ્સ પોતે માલ મજકુર નિક્ષેપી તરીકે રાખવાનો કરાર કરે તો તેમ કીધાથી તે નિક્ષેપી થાય છે, અને તે માલનો માલીક હોય તે નિક્ષેપ્તા થાયછે, પછી તે માલ પ્રથમ નિક્ષેપ તરીકે સ્વાધીન કરવામાં ન આવ્યો હોય તો તેની ચીંતા નહી.

માલ નિક્ષેપીને

૧૪૯. કોઈ માલ નિક્ષેપી થનાર શખ્સના કબજામાં આવે, અ

થવા તેના તરફથી તે માલ રાખવાનો જે શખસને અધિકાર આપ્યો હોય તે શખસના કબજામાં આવે, એવું જે વસ્તુ કર્યાનુ પરીણામ હોય તે વસ્તુ કીધાથી માલ નિક્ષેપીને સ્વાધીન કરી શકાયછે એમ સમજવું.

થી રીતે સ્વાધીન કરવો.

૧૫૦ નિક્ષેપમાં આપેલા માલમાંની જે ખામી નિક્ષેપ્તાને માલમ હોય તથા જે ખામીને લીધે માલ મજકુરનો ઉપયોગ કરવામાં જરૂરની વાતે હરકત પડે અથવા નિક્ષેપી મોટા જોખમમાં આવે એવું હોય, તે ખામીઓ નિક્ષેપ્તાએ નિક્ષેપીને પ્રગટ કરવી એવી તેની ફરજ છે; અને જો તે એ પ્રમાણે પ્રગટ ન કરે તો ખામીઓ મજકુરથી જે પ્રત્યક્ષ નુકશાન નિક્ષેપીને થાય તે નુકશાનનો તે જવાબદાર છે.

નિક્ષિપ્ત માલમાં જે ખામી હોય તે જણાવવાનું કામ નિક્ષેપ્તાનું છે.

જો માલ ભાડાને સારૂ નિક્ષેપમાં આપ્યો હોય, તો સદરહુ પ્રકારના નુકશાનનો નિક્ષેપ્તા જવાબદાર છે, પછી તે ખામી માલ મજકુરમાં હોવાની ખબર તેને હોય અગર ન હોય તેની ચીંતા નહી.

દ્રષ્ટાંતો.

(અ.) અ બને એક ઘોડો વાપરવા આપેછે, અને તે ઘોડો ખરાબ આદતનોછે એ અને માલમછે. એ ખરાબ આદતની વાત અ પ્રગટ કરતો નથી. ઘોડો નાહાશી જાયછે. અને બ તે ઉપરથી પડી જઈને તેને વાગે છે. બને થયલા નુકશાનનો અ જવાબદારછે.

(બ.) અ બની એક ગાડી ભાડે લેછે. તે ગાડી જોખમ ભરેલીછે, પણ એ વાતની ખબર બને નથી. અને વાગેછે. એ વાગવા વિષે બ અને જવાબદારછે.

૧૫૧ જ્યારે કાંઈ માલનો નિક્ષેપ કરવામાં આવ્યો હોય ત્યારે કોઈ સાધારણ સમજણવાળો શખસ એવે પ્રસંગે નિક્ષેપવાળા માલ જેટલા તથા તે જાતના તથા તેટલી કિંમતના ખુદ પોતાના માલની જેટલી સંભાળ લે, તેટલી સંભાળ નિક્ષેપીએ સદરહુ પોતાને નિક્ષેપમાં આપેલા માલની લેવી એ તેની ફરજ છે.

નિક્ષેપીએ માલની સંભાળ લેવી જોઈએ.

૧૫૨ જ્યારે નિક્ષિપ્ત માલની નિક્ષેપીએ ૧૫૧મી કલમમાં વર્ણવી છે તેટલી સંભાળ લીધી હોય ત્યારે કાંઈ વિશેશ કરાર ન હોય તો માલ મજકુર ખોવાઈ જાય કિંવા તેનો નાશ થાય કિંવા તે બગડે તેનો નિક્ષેપી જવાબદાર નથી.

નિક્ષિપ્ત વસ્તુ ખોવાઈ જાય અથવા તેને ખાંઙુ કાંઈ થાય તેનો નિક્ષેપી ક્યારે જવાબદાર ન થાય.

૧૫૩. કોઈ નિક્ષેપની શરત વિરૂધ્ધ કાંઈ કૃત્ય નિક્ષિપ્ત માલને સંબંધે નિક્ષેપી કરે તો નિક્ષેપનો કરાર નિક્ષેપ્તાની ઈચ્છા ઉપરથી નિરર્થક થવા યોગ્ય થાયછે.

સરતની વિરૂધ્ધ નિક્ષેપીએ કાંઈ કૃત્ય કર્યું તો નિક્ષેપ સમાપ્ત થાય તે બાબત.

દૃષ્ટાંત.

બને પોતાને બેસવા સારૂ અ બને એક ઘોડો ભાડે આપેછે. બ તે ઘોડાને પોતાની ગાડીમાં જોડે છે. એ પ્રમાણે કીધાથી અની ઇચ્છા ઉપરથી નિક્ષેપ સમાપ્ત થાય છે.

નિક્ષિપ્ત માલનો વગર અધિકારનો ઉપયોગ કર્યો હોય તો નિક્ષેપીની જવાબદારી.

૧૫૪ નિક્ષેપી નિક્ષિપ્ત માલનો નિક્ષિપની સરતને અનુસરતો ન હોય એવી રીતનો કોઈપણ ઉપયોગ કરે તો તેવો ઉપયોગ કર્યાથી અથવા કરવાના દરમિઆનમાં માલ મજકુરને જે કાંઈ નુકશાન થાય તેનો બદલો નિક્ષેપ્તાને ભરી આપવાને નિક્ષેપી પાત્રછે.

દૃષ્ટાંતો.

(અ) ખુદ બનેજ માત્ર બેસવાને સારૂ અ એક ઘોડો બને આપેછે. બ પોતાના કુટુંબના એક માણસ કને તે ઘોડા ઉપર બેસવા દેછે. કસાં ભાળથી બેસેછે, પરંતુ ઘોડો અકસ્માત પડી જાય છે અને ઘોડાને ઇજા થાયછે. ઘોડાને થએલી ઇજાનો અને બદલો ભરી આપવાને બ પાત્રછે.

(બ) અ કાશી જવાનું સ્પષ્ટ કહીને તે સારૂ કલકત્તા મધ્યે બ પાસેથી એક ઘોડો ભાડે લે છે. અ ઘોડા ઉપર યોગ્ય સંભાળથી બેસે છે. પણ કાશી જવાને બદલે કટક જાયછે. ઘોડો એકાએક પડી જાયછે અને તેને ઇજા થાયછે. ઘોડાને થયલી ઇજાનો બદલો અએ બને ભરી આપવો જોઈએ.

નિક્ષેપ્તાની સંમતિથી તેનો માલ નિક્ષેપીએ પોતાના માલ સાથે મિલાવ્યો તો તેનું પરિણામ.

૧૫૫. જો નિક્ષેપી, નિક્ષેપ્તાની સંમતિથી, નિક્ષેપ્તાનો માલ પોતાના માલ સાથે મેળે, તો મેળેલા માલમાં નિક્ષેપ્તા તથા નિક્ષેપીને પોતપોતાના ભાગની હીસ્સેરસી મુજબ નફા ટોટાનો સંબંધ રહેછે.

નિક્ષેપ્તાની સંમતિ શિવાય માલ મેળ્યો હોય પણ માલ જુદો કરી શકાય એવો હોય તો તેનું પરિણામ.

૧૫૬ જો નિક્ષેપી, નિક્ષેપ્તાની સંમતિ શિવાય, નિક્ષેપ્તાનો માલ પોતાના માલ સાથે મેળે, અને જો માલ મજકુર જુદો પાડી શકાતો હોય, કિંવા તેના વિભાગ કરી શકાતા હોય, તો તે માલ ઉપરની માલિકી સદરહુ જેના તે પક્ષકારની કાયમ રેહેછે; પરંતુ માલ જુદો પાડવાનો અથવા તેના વિભાગ કરવાનો જે ખર્ચ લાગે તે, તથા સદરહુ પ્રમાણે માલ મેળવાથી જે નુકસાન થાય તે, નિક્ષેપીએ ભોગવવું એ તેની ફરજછે.

દૃષ્ટાંત.

રૂની ૧૦૦ ગાંસડીઓ કોઈ અમુક નિશાનીવાળી અ બનેનિક્ષેપમાં આપેછે. બ તે ૧૦૦ ગાંસડી પોતાની બીજી નિશાની વાળી ગાંસડીઓ સાથે અની સંમતિ શિવાય મેળેછે; અને તેની ૧૦૦ ગાંસડી પાછી મળવાનો હક છે, અને ગાંસડીઓ જુદી પાડતાં જે ખર્ચ લાગે તે સર્વે, તથા મેળ કરવાથી કાંઈ નુકશાન થયું હોય તો તે સર્વે બએ ભોગવવું એ તેની ફરજ છે.

નિક્ષેપાની સંમતિ શીવાય માલ ભેળ્યો અને તે જુદા પડા તા નથી તો તે મળવાનું પરિણામ.

૧૫૭. જ્યારે નિક્ષેપી, નિક્ષેપાની સંમતી શીવાય, નિક્ષેપાનો માલ પોતાના માલ સાથે એવી રીતે ભેળે કે નિક્ષિપ્ત માલ સદરહુ બીજા માલમાંથી નિરાળો કરવો તથા તે પાછો આપવો અશકય થાય ત્યારે તે માલ ગુમ થયાનો બદલો નિક્ષેપી પાસેથી ભરી લેવાનો હક નિક્ષેપાને છે.

### દ્રષ્ટાંત.

૪૫ રૂપીઆની કીમતના કેપથી લાવેલા આટાનું એક પીપ અ બને નિક્ષેપમાં આપે છે. બ અ ની સંમતી શીવાય તે આટો પોતાના દેશી આટા સાથે ભેળે છે, અને તે દેશી આટાની કીમત દર પીપે ફકત રૂપીઆ ૨૫ છે. અ નો આટો ગુમ થયો તેનો બદલો બ એ અ ને ભરી આપવો જોઇએ.

નિક્ષેપાએ નિક્ષેપીને જરૂરનો ખર્ચ આપવો જોઇએ.

૧૫૮. જો નિક્ષેપની શરત એવી હોય કે નિક્ષેપીએ માલ નિક્ષેપા સારૂ રાખી મુકવો, અથવા બીજે ઠેકાણે લઇ જવો, અથવા તેના ઉપર કાંઇ કામ કરવું, તથા નિક્ષેપીને જો તે બાબત કાંઇ મેહેનતાણું મળવાનું ન હોય, તો નિક્ષેપના કામ સારૂ નિક્ષેપીને જે જરૂરી ખરચ થયો હોય તે નિક્ષેપાએ તેને પાછો આપવો જોઇએ.

માલ ફકત નિક્ષેપમાં આપ્યો હોય તે પાછો આપવા વિષે.

૧૫૯. વાપરવાને સારૂ જ્યારે કોઇએ કાંઇ વસ્તુ ધીરી હોય, ત્યારે તે મફત ધીરી હોય તો ધીરનાર શખ્સ ગમે તે વખતે તે પાછી માગી શકે છે, પછી તે કાંઇ નીમેલા વખત સુધી અગર નીમેલા કામને સારૂ ધીરી હોય તો તેની ચિંતા નહી. પરંતુ સદરહુ નીમેલા વખત સુધી અથવા નીમેલા કામને સારૂ કરેલી ધીરના ઉપર ભરોંસો રાખીને વસ્તુ મજકુર લેનાર જ્યારે એવી રીતનું કાંઇ કર્યું હોય કે સદરહું ધીરેલી વસ્તુ નીમેલા વખતની પેહેલાં પાછી આપ્યાથી તે વસ્તુથી જે ફાયદો તેને ખરેખરો થયો હોય તેના કરતાં તેને વધારે ટોટો થાય, ત્યારે જો ધીરનાર શખ્સ તે વસ્તુ પાછી આપવાની તેને જરૂર પાડે તો, સદરહુ પ્રમાણે થયલા ફાયદા કરતાં સદરહુ પ્રમાણે થયલો ટોટો જેટલો જાસ્તી હોય તેટલો બદલો સદરહુ ધીરનાર શખ્સે તેને ભરી આપવો જોઇએ.

વખત પૂરો થયાથી અથવા કામ પૂરૂ થયાથી નિક્ષિપ્ત માલ પાછો આપવો જોઇએ.

૧૬૦ નિક્ષિપ માલ જે મુદતને સારૂ નિક્ષેપમાં આપ્યો હોય તે મુદત, અથવા જે કામને સારૂ તે નિક્ષેપમાં આપ્યો હોય તે કામ, પૂર્ણ થાય ને તરત માલ મજકુર વગર માગવે નિક્ષેપીએ પાછો આપવો અથવા નિક્ષેપાના હુકમ પ્રમાણે સ્વાધીન કરવો એ તેની ફરજ છે.

માલ યોગ્ય રીતે સ્વાધીન ન કર્યા અથવા સ્વાધીન કરવા ન માંડ્યો તો નિક્ષેપીની જવાબદારી.

૧૬૧. જો નિક્ષેપીની કસુરથી માલ યોગ્ય વખતે પાછો આપવામાં ન આવે, અથવા સ્વાધીન કરવામાં ન આવે, અથવા આપવામાં ન આવે, તો તે મુદત પછી માલ ખોવાઇ જાય, કિંવા તેનો નાશ થાય, કિંવા તે બગડે, તેનો નિક્ષેપાને તે જવાબદાર છે.

*નિક્ષેપ મકૂત કર્યા હોય તો તેની સમાપ્તી મર્ણથી થાયછે.*

૧૬૨ નિક્ષેપ મકૂત હોય તો તેની સમાપ્તી નિક્ષેપ્તાના અથવા નિક્ષેપીના મર્ણથી થાય છે.

*નિક્ષિપ્ત માલથી વધારો થયો હોય અથવા નફો થયો હોય તે નિક્ષેપ્તાને મળવાનો હકછે.*

૧૬૩. જ્યારે જુદી રીતનો કાંઈ કરાર ન હોય, ત્યારે નિક્ષિપ્ત માલ ઉપરથી જેકાંઇ વધારો થયો હોય, અથવા જે કાંઈ નફો થયો હોય, તે નિક્ષેપ્તાને અથવા તે કહે તે પ્રમાણે નિક્ષેપીએ સ્વાધીન કરવો એ તેની ફરજ છે.

**દૃષ્ટાંત.**

સંભાળવાને સારૂં એક ગાય અ બના તાબામાં આપે છે. ગાયને વાછરડો થાયછે. બએ ગાય તેમજ વાછરડો અને સ્વાધી કરવો જોઈએ.

*નિક્ષેપ્તાની નિક્ષેપી જોડેની જવાબદારી.*

૧૬૪. નિક્ષેપ્તાને નિક્ષેપ કરવાનો, અથવા માલ પાછો લેવાનો, અથવા માલ વિશે હુકમ આપવાનો હક નહોતો, એ કારણને લીધે નિક્ષેપીને જે કાંઈ ટોટો થાય તેનો નિક્ષેપ્તા નિક્ષેપીને જવાબદારછે.

*કેટલાએક સમસ્ત માલીકોએ કરેલા નીક્ષેપ.*

૧૬૫ જ્યારે માલના કેટલાએક સમસ્ત માલીકોએ માલનો નિક્ષેપ કરયો હોય ત્યારે બીજી તરેહની કાંઈ કબુલાયત ન હોય તો, સર્વે માલીકોની સંમતિ સિવાય એકસંયુકત માલીકને અથવા એક સંયુકત માલીકના હુકમ પ્રમાણે માલ મજકુર નિક્ષેપી પાછો સ્વાધીન કરી શકેછે.

*જે નિક્ષેપ્તાને હક નથી તેના સ્વાધીનમાં માલપાછો આપ્યો તો તે બાબત નિક્ષેપી જવાબદાર નથી.*

૧૬૬ જો નિક્ષેપ્તાનો માલ ઉપર હક ન હોય, અને નિક્ષેપી સુબુદ્ધિથી તે માલ નિક્ષેપ્તાને અથવા નિક્ષેપ્તાના હુકમ પ્રમાણે પાછો સ્વાધીન કરે, તો એ મુજબ સ્વાધીન કરયા બાબત નિક્ષેપી તે માલના માલીકને જવાબદાર નથી.

*નિક્ષિપ્ત માલ ઉપર ત્રીજા માણુસનો હક.*

૧૬૭ જો નિક્ષેપ્તા શિવાય બીજો શખ્સ નિક્ષિપ્ત માલ ઉપર હક રાખતો હોય તો તે માલ નિક્ષેપ્તાને સ્વાધીન થતો અટકાવવાને સારૂ, તથા માલ ઉપરના હકનો ઠરાવ કરવા સારૂ, તે શખ્સ કોર્ટને અરજ કરી શકેછે.

*જેને માલ જડે તેનો હક.*

૧૬૮. જે શખ્સને કાંઈ માલ જડે તે શખ્સે તે માલ સંભાળીને રાખવામાં તથા ધણીની શોધ કરવામાં પોતાની ખુશીથી મેહેનત લીધી હોય તથા ખર્ચ કરયો હોય તેનો બદલો મળવાને માલિક ઉપર દાવો માંડવાનો તેનો હક નથી; પણ એવો બદલો મળે ત્યાંસુધી તેને તે માલ માલિક વિરૂદ્ધ અટકાવી રાખવાનો અધિકાર છે; અને ખોવાએલો માલ

*અમુક ઇનામ આપવાનું કહ્યું હોયતો દાવો માંડી શકેછે.*

પાછો લાવી આપવા બદલ કાંઈ અમુક ઇનામ આપવાનું માલિકે કહ્યું હોય તો તે ઇનામ સારૂ જે શખ્સને તે માલ જડયો હોય તે શખ્સ દાવો માંડી શકેછે, તથા તે ઇનામ મળે ત્યાંસુધી તે માલ અટકાવી શકેછે.

*હમેશ વેચવામાં આવતી હોય એવી*

૧૬૯. જે વસ્તુનું સાધારણ રીતે વેચાણ થતુ હોય તે વસ્તુ જ્યારે ખોવાઇ જાય, ત્યારે જો યોગ્ય ઉદ્યમ કરયા છતાં તેનો માલીક મળતો

વસ્તુ જડુતાજડના ર તે ક્યારે વેચવી.

ન હોય, અથવા જે શખ્સને તે જડી તે શખ્સને, જે કાયદેસર ખર્ચ થયો હોય તે માગ્યા છતાં માલિક તેને આપતો ન હોય, તો તે શખ્સ વસ્તુ મજકુર વેચી શકે છે; પરંતુ જો.

(૧.) તે વસ્તુનો નાશ થવાની અથવા તેની કિમતમાં ઘણે ભાગે ઘટારો થવાની, ધાસ્તી હોય;

(૨.) અથવા તે વસ્તુ જેને જડી તેને તે વસ્તુને સંબંધે થયલો કાયદેસર ખર્ચ તે વસ્તુની કિમના ⅔ જેટલો હોય;

તો તે સદરહુ મુજબ વેચી શકાય છે.

નિક્ષેપાનું વિશેષ લિયન.

૧૭૦ નિક્ષેપના હેતુ પ્રમાણે નિક્ષિપ્ત માલને સંબંધે નિક્ષેપીને કાંઈ કામ કરવું પડ્યું હોય, અને તે કામમાં મજુરી અથવા હુનર વાપરવો પડ્યો હોય ત્યારે જો જુદી રીતનો કરાર ન હોય તો, માલ મજકુરને સંબંધે નિક્ષેપીએ જે કામ કર્યું હોય તેનું યોગ્ય મેહેનતાણું તેને મળે ત્યાં સુધી સદરહું માલ અટકાવી રાખવાનો તેનો હક છે.

**દૃષ્ટાંત.**

(અ) કાપીને ઝલે કહાડવાને સારૂ ખડબચડો એક હીરો અબ નામના ઝવેરીને આપે છે, અને તે પ્રમાણે બ કરે છે. બએ કરેલા કામનું તેનું મેહેનતાણું મળે ત્યાંસુધી તેહીરો અટકાવી રાખવાનો બનો હક છે.

(બ) બ નામના દરજી પાસે એક અંગરખો કરવાને સારૂ અ કપડું આપે છે. અંગરખો તૈયાર થયો એટલે લાવી આપવાનું વચન બ અને આપે છે, અને શીલાઈ ત્રણ મહિના પછી લેવાનું કબુલ કરે છે. સીલાઈ મળે ત્યાંસુધી અંગરખો અટકાવી રાખવાનો બને હક નથી.

૧૭૧ પેહેડીવાળાંઓ, તથા ફેકટરો તથા ડક્કાવાળા, તથા હાઈકોર્ટના એટરનીઓ, તથા વિમાદલાલો, એઓને કાંઈ માલ નિક્ષેપમાં આપેલો હોય, ત્યારે બીજી રીતનો કાંઈ કરાર ન હોય તો, એકંદર હિસાબની બાકીની ખાત્રી સારૂ માલ મજકુર તેઓ અટકાવી શકે છે; પરંતુ એવી બાકીની ખાત્રીને સારૂ માલ મજકુર અટકાવી રાખવાનો હક તે વિશે સ્પષ્ટ કરાર ન હોય તો બીજા કોઈ પણ શખ્સને નથી.

પેહેડીવાળા, ફેકટરો, ડક્કા વાળાઓ, એટરનીઓ તથા વીમ દલાલ એઓનું સાધારણ લીયન.

**ઘરેણે આપેલી વસ્તુનો નિક્ષેપ.**

૧૭૨. કોઈ કરજ અદા કરવાના અથવા કોઈ વચન પૂરૂં કરવાના તારણ દાખલ કંઈ માલનો નિક્ષેપ કર્યો હોય તે નિક્ષેપને ઘરેણે કહેછે. એવા પ્રકારના નિક્ષેપ્તાને ઘરેણે આપનાર કહેછે, અને એવા પ્રકારના નિક્ષેપીને ઘરેણે વેચનાર કહેછે.

'ઘરેણે' 'ઘરેણે આપનાર' અને 'ઘરેણે લેનાર'નાં લક્ષણો.

૧૭૩. ઘરેણે લેનાર ઘરેણે મુકેલો માલ, કરજ વાળી લેવાને માટે, કિંવા વચન પુરૂં કરવા માટે, અટકાવી શકે છે એટલુંજ નહીં પણ કરજના વ્યાજને માટે તથા ઘરેણે રાખેલા માલના કબજા સંબંધે અથવા

અટકાવી રાખવાનો ઘરેણે લેનારનો હક.

તે જાળવી રાખવા સારૂ ધરેણે લેનારને જે જરૂરી ખર્ચ લાગે તે સર્વને માટે માલ મજકૂર તે અટકાવી શકેછે.

જે કરજને માટે માલ ધરેણે મુકયો હોય તે શિવાયનાં બીજાં કરજ અથવા વચનને સારૂ ધરેણે લેનાર માલ અટકાવી શકતો નથી.

પાછળથી આપેલી રકમો બાબત અનુમાન.

૧૭૪. જે કર્જને માટે અથવા જે વચનને માટે માલ ધરેણે મુકવામાં આવ્યો હોય તે શિવાય બીજા કોઇ કર્જને માટે અથવા વચનને માટે તે પ્રમાણેનો કાંઈ કરાર ન હોય તો, ધરેણે લેનાર ધરેણે મુકેલો માલ અટકાવી શકતો નથી; પણ બીજી રીતે સમજવાને કાંઈ કારણ ન હોય તો એવો કરાર ધરેણે લેનારે પાછળથી ધીરેલી રકમો સંબંધે થયો છે એવું અનુમાન કરવું.

ધરેણે લેનારને જે વિશેષ ખર્ચ કરવો પડયો હોય તેભરી લેવાનો તેનો હક.

૧૭૫. ધરેણે મુકેલા માલના રક્ષણને અર્થે ધરેણે લેનારને જે કાંઈ વિશેષ ખરચ થયો હોય તે ધરેણે મુકનાર પાસેથી લેવાનો તેનો હક છે.

ધરેણે મૂકનાર કસુર કરેતો ધરેણે લેનારનો શો હકછે.

૧૭૬. જે કરજ અથવા વચનને સંબંધે માલ ધરેણે મૂકવામાં આવ્યો હોય તે કરજ અદા કરવામાં અથવા તે વચન ઠરાવેલે વખતે પૂરૂ કરવામાં ધરેણે મુકનાર કસુર કરે તો ધરેણે લેનાર તે કરજ અથવા વચનની રૂએ દાવો માંડી શકેછે, તથા ધરેણે મુકેલો માલ સહગામી તારણ તરીકે અટકાવી શકેછે, અથવા ધરેણે મુકનારને વેચાણની યોગ્ય ખબર આપીને ધરેણે મુકેલી વસ્તુ વેચી શકે છે.

સદરહુ વેચાણમાં જે પૈશા ઉપજે તે જો કરજ અથવા વચન મજકુર સંબંધી જે પૈશા લહેણા હોય તે કરતાં કમી હોય તો બાકીના પૈશા આપવાને ધરેણે મુકનાર પાત્રછે. જો વેચાણ મજકુરથી ઉપજેલા પઇશા સદરહુ મુજબ લેહેણી રકમ કરતાં જાસ્તી હોય તો તે ફાજલ આંકડો ધરેણે લેનારે ધરેણે મુકનારને આપી દેવો.

ધરેણે આપનાર કરજ અદા ન કરે કિંવા વચન પુરૂ ન કરે તો પણ છોડાવી લેવાનો તેનો હક

૧૭૭ જે કરજ કિંવા વચનને માટે માલ ધરેણે મુકયો હોય તે કરજ અદા કરવા સારૂ અથવા તે વચન પુરૂ કરવા સારૂ જો કાંઈ વખત નીમવામાં આવ્યો હોય, અને તે નીમેલે વખતે ધરેણે મુકનાર તે કરજ અદા કરવામાં અથવા તે વચન પૂરૂ કરવામાં કસુર કરે, તો સદરહુ મુદત થઇગયા પછી માલ મજકુરનું વેચાણ થતાં પહેલાં કોઇપણ ખતે ધરેણે મુકનાર માલ મજકુર છોડાવી શકેછે; પરંતુ તે તેમ કરેતો તેની કસુરથી જે ખરચ થયો હોય તે પણ તેણે આપવો જોઇએ.

જેના કબજામાં માલ અથવા માલ ઉપરના હકનાદસ્તાવેજ હોય તેણે તે

૧૭૮ જે શખસના કબજામાં કાંઈ માલ હોય, અથવા એકાદ બિલ ઓફ લેડિંગ, ડોકવોરંટ, વખારવાળાનું સરટીફીકેટ, ડક્કાવાળાનું સરફીકેટ, અથવા સ્વાધીન કરવાનું વારંટ કિંવા હુકમ અથવા માલ ઉ

પર હક બતાવનાર બીજો કોઈપણ જાતનો દસ્તાવેજ હોય તે શખ્સ તે માલ અથવા તે દસ્તાવેજો ઘરેણે મુકે તો તે કાયદેસરછે. પરંતુ ઘરેણુ લેનારે શુધ્ધબુધ્ધિએ વર્તવું જોઈએ, અને તે વર્તણુકનો પ્રસંગ એવો જોઈએ કે ઘરેણે મુકનાર અયોગ્ય રીતે વરતે છે એવું યોગ્ય અનુમાન તે પ્રસંગ ઉપરથી થઈ શકે નહી.

ઘરેણે મુકયાં તો તે વીધિ.

અને વળી એવું પણ ઠરાવવામાં આવે છે કે માલ મજકુર કિંવા દસ્તાવેજો મજકુર તેના કાયદેસર માલીકની પાસેથી અથવા તે જે શખ્સના હવાલામાં કાયદેસર રીતે હોય એવા કોઈપણ શખ્સની પાસેથી કોઈ ગુનોહ કિંવા કપટ કરીને મેળવેલો ન જોઈએ.

૧૭૯. જે માલ ઉપર કોઈ શખ્સનો હક કોઈ અમુક મર્યાદા સુધીનોજ માત્ર હોય તે માલ શખ્સ મજકુર ઘરેણે મુકે તો તે ઘરેણે મુકવું સદરહુ હક જેટલું કાયદેસર સમજવું.

જ્યારે કોઈ ઘરેણે મુકનાર હક કોઈ અમુક મર્યાદા સુધીનોજ માત્ર હોય ત્યારે કેવી રીતે ઘરેણે મુકાય.

### અપકારનું કૃત્ય કરનાર વિરૂદ્ધ નિક્ષેપિના તથા નિક્ષેપ્તાના દાવા બાબત.

૧૮૦. કોઈ નિક્ષેપી નિક્ષિપ્ત માલનો ઉપયોગ ન કરી શકે એવું અથવા તેની પાસેથી માલ મજકુરનો કબજો જાય એવું જો કોઈ ત્રીજો શખ્સ ગેરવ્યાજબી રીતે કરે અથવા તે માલને કાંઈ નુકશાન કરે, તો નિક્ષેપ થયો નહોત ને તેવે પ્રસંગે જે ઈલાજો તેનો માલિક લઈ શકત તે ઈલાજો લેવાનો નિક્ષેપીનો હક છે, અને એવી રીતે ગેરવાજબી કીધા બાબત અથવા નુકશાન કીધા બાબત સદરહુ ત્રીજા શખ્સ ઉપર સદરહુ નિક્ષિપ્તા અથવા નિક્ષેપી દાવો લાવી શકે છે.

નિક્ષિપ્તાનો અથવા નિક્ષેપીઓનો અપકારકરનારાઓ ઉપરનો દાવો.

૧૮૧. એવા પ્રકારના કોઈ દાવામાં દાદ દાખલ અથવા નુકશાનના બદલા બદલ જે કાંઈ મળે તેની વ્યવસ્થા નિક્ષેપ્તા તથા નિક્ષેપીને સંબંધે તેઓના પોત પોતાના હક પ્રમાણે કરવી.

એવા દાવા કરવાથી દાદ દાખલ અથવા નુકશાનની બદલ જે મળેતેની વ્યવસ્થા બાબત.

---

## બાબ ૧૦ મો.

### આડત.

#### આડતીઆની નીમનુક તથા તેના અધિકાર બાબત.

૧૮૨. કોઈ બીજા શખ્સને સારૂ કાંઈપણ કૃત્ય કરવા સારૂ અથવા ત્રીજા શખ્સો સાથેના વ્યવહારમાં કોઈ બીજા શખ્સના પ્રતિનિધિ દાખલ કામ ચલાવવા સારૂનીમેલા શખ્સને આડતીઓ સમજવો. જે શખ્સને સારૂ તે કૃત્ય કરવામાં આવે અથવા જેને સારૂ સદરહુ મુજબ

'આડતીઓ' અને 'મુખ્ય' એટલે શું.

પ્રતિનિધી દાખલ કામ ચલાવવામાં આવે, તેને મુખ્ય કહેવો.

આડતીઓ કોણ નીમી શકે.

૧૮૩. કોઈ શખ્સ જે કાયદાને તાબે હોય તે કાયદા પ્રમાણે શખ્શ મજકુર પાકી ઉમરે પોહોંચ્યો હોય, તથા તે સાવધ બુદ્ધિનો હોય, તો તે શખ્સ આડતીઓ નીમી શકે છે.

આડતીઓ કોણ થઈ શકેછે.

૧૮૪. મુખ્ય અને ત્રાહિત સખ્સોને સંબંધે કોઈ પણ શખ્સ આડતીઓ થઈ શકે છે; પરંતુ જે શખ્સ પાકી ઉમરે પોહોંચ્યો નથી તથા જે સાવધ બુદ્ધિનો નથી. તે શખ્સ એવી રીતે આડતીઓ થઈ શકતો નથી કે આડતીઆની જવાબદારી વિષે જે ઠરાવ આ આકટમાં છે તે મુજબ તે પોતાના મુખ્યને જવાબદાર થાય.

અવેજની જરૂર નથી.

૧૮૫. આડત ઉત્પન્ન કરવા સારૂ અવેજની જરૂર નથી.

આડતીઆનો અખતીઆર સ્પષ્ટહોય કિંવા ગરભીતહોય.

૧૮૬. આડતીઆનો અખત્યાર સ્પષ્ટ કિંવા ગર્ભિત હોઈ શકેછે.

સ્પષ્ટ અને ગર્ભિત અખતીઆરના લક્ષણો.

૧૮૭. બોલેલા અથવા લખેલા શબ્દોથી જે અખત્યાર આપવામાં આવે તેને સ્પષ્ટ અખત્યાર કહેવો. અને કોઈ પણ કામની હકીકત ઉપરથી જે અખત્યાર છે એવું અનુમાન કરવાનું હોય તે અખત્યારને ગર્ભિત અખ્તિયાર કહેવો; અને બોલેલી કિંવા લખેલી વાતોને તથા વ્યવહારની હમેશ મુજબની પધ્ધતીને તે કામની હકીકત કહીશકાયછે.

દ્દષ્ટાંત.

અ ની શ્રી રામપુર મધ્યે એક દુકાન છે; અ પોતે કલકત્તે રહે છે અને કોઈ કોઈ વાર દુકાને જાય છે. દુકાનનો વહીવટ બ ચલાવે છે તથા દુકાનના કામને સારૂ તે અ ને નામે ક પાસેથી માલ મંગાવ્યા કરે છે, અને અ ના પૈસામાંથી તેની કિંમત આપ્યા કરે છે, અને એ વાત અ ને માલમ છે. બને દુકાનના કામને સારૂ ક પાસેથી અ ને નામે માલ મંગાવવાનો ગર્ભિત અધિકાર અ પાસેથી મળ્યો છે એમ સમજવું.

આડતીઆનો અખતીયાર કેટલોછે.

૧૮૮. જો આડતીઆને એકાદ કૃત્ય કરવાનો અખ્તિયાર હોય, તો તે કૃત્ય કરવા સારૂ જે કાંઈ કાયદેસર કામ કરવાની જરૂર હોય તે સર્વે કરવાનો તેને અખ્તિયાર છે.

જો આડતીઆને કાંઈ ધંધો ચલાવવાનો અખતિયાર હોય તો તે ધંધો ચલાવવા માટે જે કાયદેસર કામ કરવાની જરૂર હોય, અથવા તે ધંધો ચલાવવાને પ્રસંગે જે કામો હમેશાં કરવામાં આવતાહોય, તે સર્વે કરવાનો તેને અખ્તિયાર છે એમ સમજવું.

દ્રષ્ટાંતો.

(અ.) બ લંડન મધ્યે રહેછે તેનું કાંઈ મુંબાઈમાં લેહેણું છે,

તે વસુલ કરવા સારૂ તેણે અને નીમ્યો છે. તે કરજ વસુલ કરવા સારૂ જે કાંઈ કાયદા ઇ.બંધીનું કામ કરવાની જરૂર હોય તે કામ ચલાવવાનો અખ્તિયાર અને છે અને દેણદારને તે કરજમાંથી માફ કરે તો તે કાયદેસર માફ થયો એમ સમજવું.

(બ.) અ વાહાણો બાંધવાના પોતાનો ધંધો ચલાવવા સારૂ બને આડતીઓ નીમે છે. એ ધંધો ચલાવવાને માટે લક્કડ તથા બીજો સામાન વેચાતો લેવાનો તથા મજુરો રાખવાનો અખ્તિયાર બને છે.

૧૮૯. કોઈ અણચિતવ્યું તાકીદનું કામ આવે ત્યારે, સાધારણ સમજણવાળું માણસ ખુદ પોતાનાં કામમાં તેવીજ બિના હોયથી જે કૃત્ય કરે તે સર્વે, પોતાના મુખ્યને ટોટામાંથી બચાવવાનાં કારણસર કરવાનો અખ્તિયાર આડતીઆને છે. અણચીતવ્યાં તાકીનાં કામમાં આડતીઆનો અખીકાર.

દ્રષ્ટાંત.

(અ.) માલ વેચવાનો આડતીઓ જરૂર પડેતો તે માલ સમરાવી શકે છે.

(બ.) અ બને નામે કલકતે કાંઈ ઓરાક્નીનો સામાન કોઈને સોંપીને માકલે છે, અને તે લાગલોજ કટક તરફ રવાને કરવાનો હુકમ આપે છે. તે સામાન કટક માકલ્યો તો બગડી જશે એમ હોય તો તે કલકત્તામાં બ વેચી શકે છે.

પેટા આડતીઆ.

૧૯૦. જે કૃત્ય આડતીઆએ પોતે જાતે કરવાનું સ્પષ્ટ કિંવા ગર્ભિત રીતે માથે લીધું હોય તે કરવાને સારૂ તે કોઈ બીજા શખ્સને કાયદા પ્રમાણે નીમી શકતો નથી; પરંતુ વેપારના સાધારણ રીવાજ મુજબ પેટાઆડતીઓ નીમી શકાતો હોય, અથવા તે આડતનું સ્વરૂપ એવું હોય કે પેટાઆડતીઓ નીમવોજ જોઈએ, તો આડતીઓ મજકુર સદરહુ મુજબ બીજા શખ્સને નીમી શકે છે. આડતીઓ પોતાનું કામ બીજાને કયારે સોંપી શકતો નથી.

૧૯૧. આડતના કામમાં જે શખ્સને મુળ આડતીઆએ નીમ્યો હોય અને જે મુળ આડતીઆની સતા નીચે કામ કરતો હોયતે શખ્સને પેટા આડતીઓ કહેવો. પેટા આડતીઓ એટલે શું.

૧૯૨. પેટા આડતીઆની નીમનુક યોગ્ય રીતે થઈહોય, ત્યારે ત્રીજા શખ્સો સંબંધે તે પેટાઆડતીઓ મુખ્યનો પ્રતિનિધિ છે એમ સમજવું, તથા તે મુખ્યના તરફથી પ્રથમથીજ નીમાયલો આડતીઓહોય એવી રીતે તેનાં કૃત્યથી મુખ્ય બંધાયલો છે તથા કૃત્ય મજકુરને સારૂ તે જવાબદાર થાયછે એમ જાણવું. યોગ્ય રીતે નીમેલો હોય એવો આડતીઓ મુખ્યનો પ્રતિનિધિછે.

પેટાઆડતીઓ જે કૃત્યનોકરે તેનો આડતીઓ મુખ્યને જવાબદાછે. પેટા આડતીઆ વીશે આડતીઆની

જવાબદારી. પેટા આડતીઆની જવાબદારી.

પેટાઆડતીઓ પોતાના કૃત્યઆડતીઆને જવાબદાર છે, પરંતુ કપટ અગર જાણી જોઈને અપકારનું કૃત્ય કરવામાં આવ્યું હોય તે શિવાયને બીજે પ્રસંગે તે મુખ્યને જવાબદાર નથી.

નીમવાનો અધીકાર ન છતાં પેટા આડતીઓ નીમ્યો તો તે વીશે આડતીઆની જવાબદારી.

૧૯૩. આડતીઆએ અખત્યાર શિવાય પેટા આડતીઆનું કામ કરવાને એકાદ શખ્સને નિમ્યો હોય, ત્યારે મુખ્ય તથા આડતીઆનો સંબંધ સદરહુ આડતીઆને સદરહુ શખ્સ સાથે થાયછે, તથા આડતીઓ મજકુર તે પેટા આડતીઆના કૃત્યનો મુખ્યને તથા ત્રાહિત શખ્સોને જવાબદાર બને છે. એવી રીતે નીમેલા સખ્સને મુખ્યનો પ્રતિનિધિ સમજવો નહીં; તથા તેના કૃત્યનો મુખ્ય જવાબદાર નથી, તથા તે શખ્સ પણ મુખ્યને જવાબદાર નથી એમ જાણવું.

આડતનું કામકરવા જેને આડતીઆએ અધીકારઉપરથી નીમ્યો હોય તેનો તથા મુખ્યનો સંબંધ.

૧૯૪. જો આડતના કામમાં મુખ્યની તરફથી કામ કરવા સારૂ બીજો શખ્સ નીમવાને આડતીઆને સ્પષ્ટ કિંવા ગર્ભિત અખત્યાર હોય, અને આડતીઆ મજકુરે તે પ્રમાણે બીજો શખ્સ નીમ્યો હોય, તો તે શખ્સને પેટા આડતીઓ સમજવો નહીં, પરંતુ આડતના જે ભાગનું કામ તેને સોપ્યું હોય તે ભાગનો તે શખ્સ મુખ્યનો આડતીઓ છે એમ સમજવું.

દૃષ્ટાંતો.

(અ.) અ પોતાના સોલિસિટર બને પોતાની ઈસ્ટેટ હરરાજીથી વેચવાનો હુકમ આપેછે, અને તે કામ સારૂ એક હરરાજી કરનાર નીમવાનુ કહેછે, બ ક નામના હરરાજી કરનારને હરરાજી કરવાને નીમેછે. ક પેટા આડતીઓ નથી, પરંતુ હરરાજી કરવાના કામનો તે અનો આડતીઓછે.

(બ). કલકત્તા મધ્યેના બ નામના વેપારીને અ એવો અખત્યાર આપેછે કે કની કંપની પાસેથી અના જે પૈસા લેહેણાછે તે બએ વસુલ કરવા. પૈસા વસુલ કરવાને સારૂ કની કંપની ઉપર કાયદા પ્રમાણે કામ ચલાવવાનું બ ડ નામના સોલિસિટરને કહે છે. ડ પેટા આડતીઓ નથી પણ તેને અનો સોલિસિટર સમજવો.

એવો શખ્સની મવા વીશે આડતીઆનીશી ફરજછે.

૧૯૫. પોતાના મુખ્યને વાસ્તે એવો આડતીઓ પસંદ કરવામાં આડતીઆએ, જેટલો વિચાર કોઈસાધારણ સમજણવાળો શખ્સ ખુદ પોતાના કામમાં વાપરે, તેટલો વિચાર વાપરવો એ આડતીઆ મજકુરની ફરજ છે; અને જો તે તેમ કરે તો એવા પસંદ કરેલા આડતીઆનાં કૃત્યનો અથવા ગફલતનો મુખ્યને તે જવાબદારથી નથી.

દૃષ્ટાંતો.

(અ.) અ બ નામના વેપારીને પોતાને સારૂ એક વાહાણ વેચાતું

લેવા કહેછે. બ અને વાસ્તે વાહાણ પસંદ કરવા સારૂ એક વાહાણનો સર્વેઅર નિમેછે તે કામમાં તેની સારી પ્રખ્યાતી છે. સર્વેઅર વાહાણ પસંદ કરવામાં ગફલત કરે છે અને તે વાહાણ સમુદ્ર ખેડવા લાયક નથી એમ ઠરે છે તથા તે ભાંગી જાયછે. બ અને જવાબદાર નથી પરંતુ સર્વેઅર જવાબદાર છે.

(બ.) અ બ નામના વેપારીને કાંઈ માલ વેચવાને સારૂ કોઈને સોંપીને મોકલે છે. બનો માલ વેચવાને સારૂ એક સારી શાખવાળા હરરાજી કરનારને અ નિમે છે, અને વેચાણનો પૈસો તેને વસુલ કરવા દે છે. પછાડીથી પૈસાનો હિસાબ આપ્યા વગર હરરાજી કરનાર નાદાર થાયછે. એ પૈસાનો બ અને જવાબદાર નથી.

બાહાલી

૧૯૬. જો એક શખ્સ બીજા શખ્સની તરફથી પરંતુ તેના જાણ્યા વગર કિંવા અખત્યાર શિવાય કાંઈ કૃત્ય કરે, તો તે કૃત્ય બાહાલ રાખવાને અગર તે ના કબુલ કરવાને તે બીજો શખ્સ મુખત્યર છે. જો તે બાહાલ રાખે તો તેનું પરિણામ તેણે અખત્યાર આપ્યાથી કાંઈ કરવામાં આવે તેનાજ જેવું થશે.

કોઈએક શખ્સ ને સારૂ તેના અધીકાર શીવાય કૃત્ય કરવામાં આવ્યું હોય તો તેનો તે વીશેનો હક.

બહાલ કર્યાનું પરીણામ.

૧૯૭. બાહાલી સ્પષ્ટ હોય, કિંવા જે શખ્સોની તરફથી તે કૃત્યો કર્યાં હોય તેની વર્તણુક ઉપરથી ગર્ભિત હોય.

બાહાલી સ્પષ્ટહોય કિંવા ગર્ભિત હોય.

દ્રષ્ટાંતો.

(અ.) અને બને સારૂ માલ વેચાણ લેવાનો અધિકાર ન છતાં અ બને સારૂ માલ વેચાણ લે છે. પાછળથી બ તે માલ પોતાની તરફથી કને વેચે છે; એ બની વર્તણુક ઉપરથી અએ તેને માટે કરેલી ખરીદી તેણે બાહાલ રાખી એવો અર્થ થાયછે.

(બ.) અ બ તરફથી અખત્યાર મળ્યા શિવાય બના પૈસા કને કરજે આપેછે. પાછળથી તે પૈસાનું વ્યાજ ક આપેછે તે બ લેછે. બની વર્તણુંક ઉપરથી એવો અર્થ થાયછે કે અએ આપેલું કરજ તેણે બાહાલ રાખ્યું.

૧૯૮. જે શખ્સની કોઇ કામની હકીકતની માહિતી મુખ્ય મુદ્દાની વાતે અપૂર્ણ હોય તે શખ્સ કાયદા પ્રમાણેની બાહાલી આપી શકતો નથી.

કાયદેસર બાહાલી આપવાને માટે માહીતી અવશ્યની છએ.

૧૯૯. કોઈ શખ્સે અધિકાર આપ્યા સિવાય તેના તરફથી કાંઈ કૃત્ય કરવામાં આવે અને તે કૃત્ય તે પછાડીથી બાહાલ રાખે તો કૃત્ય મજકુર જે કાર્યનો ભાગ હોય તે સર્વ કાર્ય તેણે બાહાલ રાખ્યુ એમ સમજવું

અધિકાર શીવાય કરેલું કૃત્ય કાંઈ કાર્યનો ભાગ હોયઅ

ને તે કૃત્ય બાહાલ રાખ્યું તો તેનું પરીણામ.

વગર અધિકારે કરેલું કૃત્ય બાહાલ રાખ્યાથી ત્રીજા શખસને નુકશાન થાય નહીં.

૨૦૦. જો એક શખ્સે બીજા શખ્સ પાસેથી અખત્યાર માગ્યા શિવાય તે બીજા શખ્સની તરફથી કાંઈ કૃત્ય કર્યું હોય અને તે કૃત્યએવું હોય કે જો તે અખત્યાર માગ્યા ઉપરથી કર્યું હોય તો તેથી કરીને ત્રીજા શખ્સને કાંઈ નુકસાન ખમવું પડે અથવા ત્રીજા શખ્સના હકની અથવા ફાયદા ગેરફાયદાના સંબંધની સમાપ્તી થાય, તો તે કૃત્ય બાહાલ રાખ્યાથી તે પરિણામ થશે એમ સમજવું નહીં.

દૃષ્ટાંતો.

(અ.) બનો કાંઈ માલ કના કબજામાં છે. અને બએ તે માગવાનો અખત્યાર આપેલો નથી તે છતાં તે માલ બના તરફથી અ કને સ્વાધીન કરવાનું કહેછે. એ સ્વાધીન કરવાનું કેહેવું બ એવી રીતે બાહાલ રાખી શકતો નથી કે તે બાહાલી ઉપરથી ક માલ મજકુરસ્વાધીન કરવાની ના કેહેવાના નુકસાનનો જવાબદાર થાય.

(બ.) અ બનો ભાડુત છે. બોલી એવી છે કે ત્રણ મહિનાની નોટીસ આપવામાં આવે એટલે અએ નિકળવું. કને નોટીસ આપવા અખત્યાર ન છતાં ક અને નિકળવાની નોટિસ આપેછે. એ નોટિસ બ એવી રીતે બાહાલ રાખી શકતો નથી કે તે ઉપરથી અ જવાબદાર થાય.

**અખત્યાર રદ કરવા વિશે.**

આડતની સમાપ્તિ ક્યારે થાયછે.

૨૦૧. આડતની સમાપ્તિ મુખ્ય પોતાનો આપેલો અખત્યાર રદ કરે તેથી થાયછે; અથવા આડતીઆએ આડતનું કામ છોડી દીધાથી થાયછે; અથવા આડતનું કામ પૂરૂં થયાથી થાયછે; અથવા મુખ્ય તથા આડતીઆ મધ્યેથી એક મરણ પામે અગર અસાવધબુદ્ધીનો થાય તો તેથી થાયછે; અથવા નાદાર દેણદારને મદદ કરવા સારૂ જે કાયદો વખતે વખત અમલમાં હોય તેમાંના ઠરાવ મુજબ મુખ્ય નાદાર ઠરેથીથાયછે.

જે વસ્તુ વીશે આડતછે તે વસ્તુમાં આડતીઆનો ફાયદા ગેરફાયદાનો સંબંધ હોય તો આડત સમાપ્ત ક્યારે થાય.

૨૦૨ જે મિલકત વિશે આડત હોય તે મિલકમાં જ્યારે આડતીઆનો કાંઈ ફાયદા ગેરફાયદાનો સંબંધ હોય, ત્યારે સ્પષ્ટ કરાર ન હોય તો, તે સંબંધને નુકશાન પોહોંચે એવી રીતે આડત મજકુર સમાપ્ત કરી શકાતી નથી.

દૃષ્ટાંતો.

( અ.) અ બને એવો અખત્યાર આપેછે કે બ એ અની જમીન વેચવી, અને અને જે કરજ બનું દેવુંછે તે વેચાણ મજકુરના પૈસામાંથી વાળી લેવું. એ અખત્યાર અ રદ કરી શકતો નથી અને તે મર્ણ

પામે અગર ગાંડો થાય તો પણુ તે અખત્યાર સમાપ્ત થતો નથી.

(બ.) બએ અને રૂ ઉપર કાંઈ રકમો કરજાઉ આપી છે તે રૂની ૧૦૦૦ ગાંસડી અ બને નામે કોઈને સોંપીને મોકલાવે છે અને કહેછે કે બએ તે રૂ વેચવું, અને જે કિમત ઉપજે તેમાંથી બએ પોતાનું માગણું વસુલ કરી લેવું, એ અખત્યાર અ રદ કરી શકતો નથી અને તે ગાંડો થાય અગર મર્ણુ પામે તોપણુ તે અખત્યારનો અંત આવતો નથી.

૨૦૩. પોતાના આડતીઆને આપેલો અખત્યાર પોતે જવાબદારીથી બંધાય એવી રીતે વાપરવામાં આવ્યો હોય તે પેહેલાં કોઈપણ વખતે મુખ્ય સદરહુ અખત્યાર રદ કરી શકેછે; માત્ર ઉપલી છેવટની કલમમાં જે બીજી રીતનો ઠરાવ છે તે વિષે અપવાદ સમજવો જોઈએ.

આડતીઆનો અખતીયાર મુખ્યકર્તા રે રદ કરી શકેછે.

૨૦૪. આડતીઆને આપેલો અખત્યાર કેટલેએક ભાગે વાપરવામાં આવ્યો હોય તો ત્યાર પછી તે આડતમાં જે કૃત્ય કરવામાં આવી ચુકાં હોય તે ઉપરથી જે કૃત્યો તથા ફરજ ઉત્પન્ન થાય તે કૃત્યો તથા ફરજને સંબંધે, અખત્યાર મજકુર મુખ્ય રદ કરી શકતો નથી.

આડતીઆને આપેલો અખતીયાર કેટલેએક ભાગે વાપરવામાં આવ્યો હોયતો તે રદ કરવા વીષે.

દૃષ્ટાંતો.

(અ) અ બને એવો અધિકાર આપેછે કે બએ અને સારૂ ૧૦૦૦ ગાંસડી રૂ ખરીદ કરવું, અને અના પૈસા બ પાસે સિલક છે તેમાંથી રૂની કિમત આપવી. બ ૧૦૦૦ હજાર ગાંસડી રૂ ખુદ પોતાને નામે લેછે તેથી તે પોતે જાતે કિમતને સારૂ જવાબદાર થાયછે. રૂની કીંમત આપવાને સંબંધે અ બનો અખતીઆર રદ કરી શકતો નથી.

(બ)અ બને એવો અખતીઆર આપેછે કે બએ અને સારૂ ૧૦૦૦ ગાંસડી રૂ ખરીદ કરવું, અને અના પઈશા બપાસે સીલકછે તેમાંથી રૂની કીમત આપવી. બ ૧૦૦૦ ગાંસડી રૂ અને નામે વેચાતુ લે છે, અને તે એવી રીતે કે બ પોતે જાતે તે કીંમતને સારૂ જવાબદાર થતો નથી. રૂની કિંમત આપવા સંબંધી બનો અખત્યાર અ રદ કરી શકેછે.

૨૦૫. કોઈ આડત કોઈ અમુક મુદત સુધી ચાલુ રાખવાનો સ્પષ્ટ કિંવા ગર્ભિત કરાર હોય, તો પુરતાં કારણ શિવાય મુખ્ય તે મુદત પેહેલાં આડત મજકુર રદ કરે તો મુખ્યએ, અથવા આડતનું કામ પુરતાં કારણ શિવાય મુદત વીતા પેહેલાં આડતીઓ છોડી દે તો આડતીઆએ, નુકશાનનો બદલો ભરી આપવો જોઈએ.

મુખ્ય આડત રદ કરે અગર આડતીઓ પોતાનું કામ છોડી દેતો નુકશાનનો બદલો આપવા બાબત.

૨૦૬. એવી રીતે આડત મુખ્યને રદ કરવાની હોય, અગર આડતીઆને તે છોડવાની હોય, તો તે વિષેની યોગ્ય ખબર આપવી જોઈએ; નહી તો તેથી કરીને મુખ્ય કિંવા આડતીઓ એ બેમાંથી હકીકતના પ્રકાર પ્રમાણે જેને નુકશાન થાય તેને બીજાએ તે નુકશાન

મુખ્ય આડત રદ કરે અગર આડતીઓ છોડી દેતો તે વિષેની ખબર આપવી જોઈએ.

ભરી આપવું જોઈએ.

સ્પષ્ટ કિંવા ગર્ભિત રીતે આડત રદ કરી શકાય કિંવા છોડી શકાય.

૨૦૭. આડત મુખ્યને રદ કરવી હોય કિંવા આડતીઆને છોડી દેવી હોય, તો તે સ્પષ્ટ રીતે, અથવા મુખ્ય કિંવા આડતીઆની વર્તણૂંક ઉપરથી ગર્ભિતરીતે, અનુક્રમેરદકરી શકાયછે અથવા છોડી શકાયછે.

**દ્રષ્ટાંત.**

અ પોતાનું ઘર ભાડે આપવાનો અખત્યાર બને આપેછે. તે ઘર પછાડીથી અ પોતેજ ભાડે આપેછે. એથી કરીને બનો અખત્યાર રદ કર્યો એવો અર્થ થાયછે.

આડતીઆને સંબંધિ તથા ત્રીજા શખસોને સંબંધિ આડતીઆના અખતીઆરની સમાપ્તિ કયારે થાયછે.

૨૦૮. આડતીઆનો અખત્યાર સમાપ્ત કર્યાની વાત આડતીઆના જાણ્યામાં આવે ત્યાં સુધી આડતીઆને સંબંધિ તે અખત્યાર સમાપ્ત થયો એમ સમજવું નહી, અથવા તે વાત ત્રીજા શખસોના જાણ્યામાં આવે ત્યાં સુધી તે ત્રીજા શખસોને સંબંધિ તે અખત્યાર સમાપ્ત થયો એમ જાણવું નહીં.

**દૃષ્ટાંતો.**

(અ.) અ પોતાને સારૂ માલ વેચવાનું બને કહેછે અને માલની જે કિંમત ઉપજે તેમાંથી સેંકડે પાંચટકા દસ્તુરી બને આપવાનું કબુલ કરેછે. પછી અ પત્ર લખીને બનો અખતીયાર રદ કરેછે. પત્ર રવાને થયા પછી પરંતુ તે બને પોહોચ્યા પહેલાં બ તે માલ ૧૦૦ રૂપાચે વેચે છે. એ વેચાણથી અ બંધાએલોછે અને બને પાંચ રૂપીઆ દસ્તુરી મળવાનો હક છે.

(બ) અ મદ્રાસથી બને પત્ર લખે છે કે મુંબાઈ મધે વખારમાં કાંઈ રૂ છે તે મારે સારૂ વેચવું. પછવાડેથી પત્ર લખીને બનો વેચવાનો અખતીયાર અ રદ કરેછે, અને રૂ મદ્રાસ મોકલવાનું લખે છે, બને સદરહુ બીજુ પત્ર પહોંચ્યા પછી સદરહુ રૂ વેચવા બાબત તે ક જોડે કરાર કરેછે કને પહેલું પત્ર આવેલું માલમ હતું પણ બીજા પત્રની વાત તેને માલમ નહોતી. ક બને કીંમત આપેછે, અને તે લઈને બ નાહાશી જાય છે. ક એ પઈશા આપ્યા તેથી તેનું દેવું અદા થયું એમ અ વિરૂધ્ધ સમજવું.

(ક) અ પોતાના બનામના આડતીઆને એવો હુકમ કરે છે કે કને અમુક પઈશા આપવા, એટલામાં અમરી જાયછે અને અના મૃત્યુપત્રનું ડ પ્રોબેટ લેછે. અ મર્ણ પામ્યા પછી પણ તે મરણની ખબર પોતે જાણ્યા પહેલાં બ કને પઈશા આપેછે. સદરહુ પઈશા કાયદેશર આપ્યા એમ સદરહુ મૃત્યુપત્રનો અમલ કરનાર જે ડ તેની વિરૂધ્ધ સમજવું.

મુખ્ય મર્ણપામે અથવા અસાવધ

૨૦૯. જ્યારે મુખ્ય મર્ણ પામ્યાથી અગર અસાવધ બુદ્ધિનો થયાથી આડત સમાપ્ત થાય ત્યારે જે કાયદા ગેરકાયદાનો સંબંધ આ-

ડતીઆને હવાલે સોંપેલો છે, તેના સંરક્ષણને સારૂ તથા તે જાળવવાને સારૂ જે ઈલાજો કરવા યોગ્ય હોય. તે સર્વે આડતીઆ મજકુરે પોતાના માજી મુખ્યના પ્રતિનિધિઓના તરફથી કરવા એ તેની ફરજ છે.

બુદ્ધિનો થાય અને તેથીઆડત સમાપ્ત થાય ત્યારે આડતી આની શીફરજછે.

૨૧૦. આડતીયાનો અખત્યાર સમાપ્ત થયો એટલે તેણે નીમેલા સર્વે પેટા આડતીઆઓનો અખત્યાર (આડતીઆનો અખત્યાર સમાપ્ત થવા વિષે જે નિયમો આ આકટમાં કહ્યા છે તે મુજબ) સમાપ્ત થાયછે.

પેટા આડતીઆ ના અખતીઆરની સમાપ્તિ.

**આડતીઆનો મુખ્ય જોડે શો ધર્મ છે તે બાબત.**

૨૧૧. આડતીઆને મુખ્યએ હુકમ આપ્યો હોય તે પ્રમાણે મુ યનું કામ આડતીઆએ ચલાવવું એ તેની ફરજ છે, અથવા જો તેવો હુકમ ન હોય તો, આડતીઓ જે ઠેકાણે તે કામ ચલાવતો હોય તે ઠેકાણે તેવાજ પ્રકારનું કામ ચલાવવાને જે રીવાજ ચાલતો હોય તે રીવાજ મુજબ આડતીઆએ કામ ચલાવવું એ તેની ફરજછે. જો આડતીઓ બીજી રીતે ચાલે અને કાંઇ તોટો આવે તો તે તેણે મુખ્યને ભરી આપવો જોઇએ, અનેકાંઇનફો થાય તો તેનો તેણે હીસાબ આપવો જોઇએ

મુખ્યનું કામ ચલાવવામાં આડતી આનો ધર્મ શોછે.

**દૃષ્ટાંતો.**

(અ) અ બનો આડતીઓછે અને તે બને સારૂ જે કામ ચલાવેછે તે કામનો એવો રિવાજ છે કે હાથમાં સિકલ હોય તે વખતે વખત વ્યાજે મુકવી. અ તેવે પ્રકારે પૈસા વ્યાજે મૂકતો નથી. એ પ્રમાણે પૈસા વ્યાજે મૂકયાથી જે વ્યાજ હમેશ ઉત્પન્ન થતું હોય તે અએ બને ભરી આપવું જોઇએ.

(બ.) બ એક દલાલ છે અને જે કામ તે કર છે તે સંબંધે ઉધાર માલ વેચવાનો રિવાજ નથી. એવું છતાં તે અ નો માલ ક ને ઉધાર વેચે છે, તે વખતે ક ની શાખ ઘણી સારી હતી. કિંમત આપ્યાની પેહેલાં ક નાદાર થાય છે. બ એ અ ને સદરહુ તોટો ભરી આપવો જોઇએ.

૨૧૨. આડતીઓ જે કામ ચલાવતો હોય તેવા પ્રકારનું કામ કરનાર શખસોમાં સાધારણ રીતે જેટલી કુશળતા હોય છે તેટલી કુશળતાથી આડતનું કામ આડતીઆએ ચલાવવું એ તેની ફરજછે; પણ તેનામાં કુશળતા નથી એવું તેના મુખ્યને માલમ હોય તો તે વાત નિરાળી છે. પોતાનું કામ ચલાવવામાં આડતીઆએ યોગ્ય ઉદ્યમ રાખવો, તથા પોતામાં જે કુશલતા હોય તે વાપરવી, એ તેનો હમેશાં ધર્મ છે; તેમજ તેણે પોતે કરેલી ગફલતનું, કિંવા પોતામાં કુશળતા ન હોય તેનું, કિંવા ગેરવર્ત્તણુંકનું, જે પ્રત્યક્ષ પરિણામ થાય તે સંબંધે તેણે પોતાના મુખ્યને નુકશાનનો બદલો ભરી આપવો એ તેનો હમેશ ધર્મછે પરંતુ, પોતાની ગફલતથી, કિંવા પોતામાં કુશળતા ન હોવાથી;, કિં-

આડતીઆએ ઉદ્યમ તથા કુશળતા વાપરવી જોઇએ.

ના ગેરવરતણુકથી; જે ટોટા કિંવા નુકશાન પરંપરા કિંવા દુરને સંબંધે થાય તેનો બદલો તેણે ભરી આપવાનો નથી.

દ્રષ્ટાંતો.

(અ.) કલકત્તાના વેપારી અનો બ લંડન મધ્યે આડતીઓ છે. અને હુંડી કરીને મોકલવા સારૂ અને ખાતેબ પાસે કાંઈ પૈસા જમે થાય છે. બ તે પૈસા ઘણા દિવસ રાખી મુકે છે તે પૈસા આવી ન પોહોચવાથી અ નાદાર થાયછે. તે પૈસાનો, તથા તે જે દિવશે આપવા જોઈતા હતા તે દિવસથી હમેશના દર મુજબ જે વ્યાજ થાય તે વ્યાજનો, તથા તે શિવાય વટાવના ભાવમાં કાંઈ ફેરફાર થયો હોય તેનો તથા તેના જેવો બીજો પ્રત્યક્ષ સંબંધનો, ટોટા થયો હોય તેનો, બ જવાબદારછે; પણ એથી વધારે જવાબદાર નથી.

(બ.) અ માલવેચવાને સારૂ આડતીઓછે, તેને ઉધાર વેચવાનો અખત્યાર હોવાને લીધે તે બને કાંઈ માલ ઉધાર વેચેછે; પરંતુ બ દાર છે કે નહીં એ વિશે યોગ્ય તથા દસ્તુર મુજબ તપાસ કરવાની તે તે કરતો નથી. તે વેચાણ થયું તે વખતે બ નાદાર હતો તેથી જે કાંઈ ટોટા આવે તે અએ પોતાના મુખ્યને ભરી આપવો જોઈએ.

(ક.) અ નામના વીમેદલાલને બ એક વાહાણ ઉપરનો વીમો ઉતરાવવાનું કામ કરવા કહેછે, પણ વીમાની ચીઠીમાં જે સાધારણ કલમો લખાયછે તે અ લખાવતો નથી. પછવાડીથી વાહાણ ગુમ થાયછે. સદરહુ કલમો વીમા ચિઠીમાં ન હોવાને લીધે વીમો ઉતારનાર પાસેથીકાંઈ જ પઈસા મળી શકતા નથી. અએબને થયેલો ટોટા ભરી આપવોજોઈએ.

(ડ) અ એ ઈંગ્લંડ મધ્યે વેપારી છે, તે મુંબાઈમધ્યેના પોતાના બ નામના આડતીઆને એવો હુકમ આપેછે જે અમુક એક વાહાણમાં ભરીને ૧૦૦ ગાંસડી રૂ મોકલવું; અને એ આડત બ કબુલ કરે છે. રૂ મોકલવું બના પોતાના હાથમાંછે, તો પણ તે મોકલતો નથી. વાહાણ ઈંગ્લંડમાં સલામત આવી પોહોંચેછે, વાહાણ આવી પોહોંચ્યા પછી થોડીવારે રૂનો ભાવ ચઢેછે. વાહાણઆવી પોહોંચ્યું તે વખતે ૧૦૦ ગાંસડી રૂ આવ્યું હોતતો તેથી અને જે નફો થાત, તેટલો બએ અને ભરી આપવો જોઈએ; પરંતુ ત્યાર પછી ભાવ ચઢ્યો તેથી જે નફો થાત તે તેણે ભરી આપવાનો નથી.

આડતીઆના હીસાબ.

૨૧૩. મુખ્ય હિસાબ માગે ત્યારે આડતીઆએ યોગ્ય હિસાબ તેને આપવા એ તેની ફરજ છે.

આડતીઆએ પોતાના મુખ્યને હકીકત લખવી કહેવી એ તેની ફરજછે.

૨૧૪. મુસ્કેલીના કામોમાં આડતીઆએ પોતાના મુખ્યને હકીકતો લખવા કહેવામાં, તથા તેનો હુકમ સંપાદન કરવાની તજવીજ કરવામાં, સર્વ પ્રકારે યોગ્ય ઉદ્યમ રાખવો એ તેની ફરજ છે.

જ્યારે આડતી-

૨૧૫. જ્યારે કોઈ આડતના કામમાં પ્રથમથી મુખ્યની સંમતિ

લીધા વિના, તથા તે સંબંધી જે મુખ્ય મુદ્દાની હકીકત પોતાના જાણ્યામાં આવી હોય તે સર્વે હકીકતથી તેને વાકેફ કર્યા વિના, આડતીઓ પોતાની તરફથી કાંઈ ધંધો ચલાવે, ત્યારે જો તે કામ ઉપરથી એવું માલમ પડે કે કોઈ મુખ્ય મુદ્દાની વાત આડતીઆ મજકુરે મુખ્યથી બદ દ્યાનતથી છુપાવી છે, અથવા આડતીઆ મજકુરના ધંધાથી મુખ્યને ગેરફાયદો થયો છે, તો મુખ્ય તે કાર્ય નામંજુર કરવાને મુખત્યાર છે.

આ મુખ્યની સંમતિ શિવાય આડતના કામમાં ખુદ પોતાની તરફથી કાંઈ ધંધો કરે ત્યારે મુખ્યનો હક કેવોછે.

દૃષ્ટાંતો.

(અ.) અ બને પોતાનું ઈસ્ટેટ વેચવાનો હુકમ આપેછે. બ તે ઈસ્ટેટ કને નામે ખુદ પોતાને સારૂ વેચાણ લેછે, બએ તે ઈસ્ટેટ પોતાને સારૂ વેચાણ લીધુંછે એવું અને માલમ પડ્યાથી અ જો એવું બતાવે કે બએ એકાદી મુખ્ય મુદ્દાની વાત બદદ્યાનતથી છુપાવી રાખી, અથવા થયલાં વેચાણથી પોતાને ગેરફાયદો થયો, તો અ તે વેચાણ નામંજુર કરી શકેછે.

(બ) અ બને પોતાનું ઈસ્ટેટ વેચી નાંખવાનો હુકમ આપેછે તે વેચવાની અગાઉ બએ તપાસી જોયું ત્યારે તેમાં એક ખાણછે એવું બને માલમ પડ્યું. એ ખાણ હોવાની વાત અને માલમ નથી. બ અને જણાવેછે કે ઈસ્ટેટ મજકુર પોતે વેચાણ લેવા ઈચ્છેછે, પરંતુ ખાણ માલમ પડ્યાની વાત અથી છુપાવેછે. ખાણ હોવાની વાત માલમ ન હોવાને લીધે અ બને ઈસ્ટેટ વેચાતુ લેવા દેછે. ઈસ્ટેટ વેચાતુ લીધું તે વખતે ખાણ હોવાની વાત બને માલમ હતી એવું અના જાણ્યામાં આવેથી તેની મરજીમાં આવે તે પ્રમાણે તે વેચાણ નાકબુલ કરી શકેછે કિંવા કબુલ રાખી શકેછે.

૨૧૬. જો મુખ્યનાં જાણ્યા વિના આડતીઓ આડતના કામમાં પોતાના મુખ્યની તરફથી ધંધો કરવાનો તેને બદલે ખુદ પોતાના તરફથી ધંધો કરે, તો તે કાર્યથી જે નફો થયો હોય તે આડતીઆ પાસેથી માગવાનો મુખ્યનો હક છે.

આડતીઆએ આડતના કામમાં પોતાની તરફથી ધંધો કર્યો તો તેથી જે નફો થાય તે ઉપર મુખ્યનો હક.

દૃષ્ટાંત.

અ પોતાના બ નામના આડતીઆને પોતાને સારૂ અમુક ઘર વેચાતું લેવાનો હુકમ કરેછે. બ અને કહેછે કે તે ખરીદ કરી શકાતું નથી, અને તે ઘર બ પોતાને સારૂ વેચાણ લેછે. બએ તે ઘર વેચાણ લીધું એ વાત અને માલમ પડ્યાથી બએ જેટલી કિંમતે તે લીધું તેટલી કિંમતે પોતાને વેચવાની ફરજ અ બને પાડી શકેછે.

૨૧૭. આડતીઆએ આડતનું કામ ચલાવતાં પોતાની ગાંઠનો પૈસો આપ્યો હોય, અથવા કાંઈ યોગ્ય ખરચ પોતે કર્યો હોય તે બદલ

મુખ્યને સારૂ આવેલી રકમમાંથી પૈ

મા કાપી રાખવાનો આડતીઆનો હક.

જે પૈસા પોતાના લેહેણા હોય તે પૈસા, તથા આડતીઆનું કામ કરવા બદલ જે મેહેનતાણું પોતાને આપવા જોગ થાય તે મેહેનતાણું આડતના કામમાં મુખ્યને ખાતે જે કાંઇ રકમો આવે તેમાંથી કાપી રાખવાને આડતીઓ મુખ્ત્યારછે.

મુખ્યને ખાતે જમે થયલા પૈશા આડતીઆએ તેને આપવા એ તેની ફરજછે.

૨૧૮. મુખ્યનેખાતે જે રકમો જમે થાય તે રકમોમાંથી સદરહુ મુજબની રકમો બાદ કરવાની હોય તો તે બાદ કરીને બાકીની તમામ રકમ આડતીઆએ પોતાના મુખ્યને આપવી એ તેની ફરજછે.

આડતીઆનું મેહેનતાણું ક્યારે લેહેણું થાયછે.

૨૧૯. વિશેષ રીતનો કાંઈ કરાર ન હોય તો, કોઈ પણ કૃત્ય કરવાનું મેહેનતાણું તે કૃત્ય પૂરૂં થાય ત્યાંસુધી આડતીઆનું લેહેણું થતું નથી; પરંતુ વેચવાને સારૂ આડતીઆને સોંપેલો માલ સર્વે વેચાઓ ન હોય તોપણ, અથવા તેનું વેચાણ ખરેખરૂં પૂર્ણ ન થયું હોય તોપણ, તે વેચેલા માલ બાબત જે પૈસા આડતીઆ પાસે જમે આવ્યા હોય તે પૈસા આડતીઓ અટકાવી રાખી શકેછે.

જે કામમાં આડતીઆએ ગેરવર્તણુંક કરી હોય તે બાબત તેને મેહેનતાણું મળવાનો હક નથી.

૨૨૦. જે આડતીઆએ આડતના કામમાં ગેરવર્તણુંક કરી હોય તે આડતીઆને કામ મજકુરનો જે ભાગ તેણે ગેરરીતે ચલાવ્યો હોય તે બદલ કાંઈ મેહેનતાણું મળવાનો તેનો હક નથી.

દૃષ્ટાંતો.

(અ.) ક પાસેથી એક લાખ રૂપિયા વસુલ કરવા સારૂ અને તે સારા તારણ ઉપર વ્યાજે આપવા સારૂ અ બને નીમેછે. બ સદરહુ એક લાખ રૂપિયા વસુલ કરેછે અને નેવું હજાર રૂપિયા સારા તારણ ઉપર વ્યાજે આપેછે; પરંતુ દસ હજાર રૂપિયા એવા તારણ ઉપર આપેછે કે તે તારણ ખરાબછે એવું તેણે જાણવું જોઈતું હતું. એથી કરીને અના બે હજાર રૂપિયા બુડેછે. બને સદરહુ એક લાખ રૂપિયા વસુલ કરવા બાબત તથા નેવું હજાર રૂપિયા વ્યાજે મુકવા બાબત મેહેનતાણું મળવાનો તેનો હક છે. પરંતુ સદરહુ દસ હજાર રૂપિયા વ્યાજે મૂકવા બાબત તેને કાંઈ મેહેનતાણું મળવાનો તેનો હક નથી અને સદરહુ બે હજાર રૂપિયા તેણે અને ભરી આપવા જોઈએ.

(બ.) ક પાસેથી હજાર રૂપિયા વસુલ કરવાને અ બને નીમેછે બની ગેરવર્તણુકને લીધે તે પૈસા વસુલ થતા નથી. બએ કરેલાં કામ બાબત તેને કાંઈ મેહેનતાણું મળવાનો હક નથી અને તેણે ટોટા ભરી આપવો જોઈએ.

મુખ્યના માલ ઉપર તથ કાગળપ

૨૨૧. આડતીઆની પાસે મુખ્યનો માલ, કાગળપત્ર તથા બીજી જંગમ અથવા સ્થાવર મિલકત આવી હોય, તે સર્વે બાબતની દસ્તુરી

બદલ તથા ખર્ચ બદલ તથા મેહેનત બદલ જે રકમ આડતીઆની લેણી હોય, તે તેને મળે ત્યાંસુધી અથવા તેનો તેને હિસાબ મળે ત્યાંશધી, જો બીજી રીતનો કાંઈ કરાર ન હોય, તો સદરહુ માલ તથા કાગળ પત્ર તથા બીજી જંગમ અથવા સ્થાવર મિલકત અટકાવી રાખવાનો આડતીઆનો હક છે.

ત્રો ઉપર આડતીઆનું લીયન.

## મુખ્યનો આડતીઆ જોડે શો ધર્મ છે.

૨૨૨. આડતીઆને આપેલા અખત્યાર મુજબ તેણે અમલ કરતાં જે કાકદેસર કૃત્ય તેણે કર્યા હોય તે સર્વેનાં પરીણામમાં આડતીઆને ટોટો આવે તે ભરી આપવો એ આડતીઆ મજકુરને નીમનાર શખસની ફરજ છે.

આડતીઆએ કરેલા કાયદેસર કૃત્યના પરીણામમાં તેને ટોટો થાય નહીં એવો બંદોબસ્ત મુખ્યએ કરવો જોઈએ.

### દ્રષ્ટાંતો.

(અ) બ સિંગાપુર મધ્યેછે. અને અ કલકત્તામાં રહેછે. કાંઈ માલ કને સ્વાધીન કરવાનો અના હુકમ ઉપરથી બ ક જોડે કરાર કરેછે અને જે માલ સ્વાધીન કરવાનોછે તે અ મોકલતો નથી, અને કરાર તોડયા બાબત ક બ ઉપર દાવો લાવે છે. બ અને સદરહુ દાવાની ખબર આપેછે અને તે દાવાનો જવાબ આપવાનો અ બને અખતીયાર આપેછે. બ દાવાનો જવાબ આપેછે પણ. બને નુકશાન તથા ખર્ચ ભરી આપવો પડયો અને બીજો ખર્ચ પણ કરવો પડયો. બએ ભરી આપેલા નુકશાન તથા ખર્ચ બાબત, તથા બએ કરેલા ખર્ચ બાબત અ બને જવાબદાર છે.

(બ) બ કલકત્તા મધ્યે દલાલછે અને અ ત્યાંનોજ વેપારીછે. અના હુકમ ઉપરથી અને સારૂ ૧૦ પીપ તેલ વેચાણ લેવાનો બ ક જોડે કરાર કરેછે. પછાડીથી અ તે તેલ લેતો નથી, અને ક બ ઉપર દાવો લાવેછે. બ તે વીશે અને જણાવેછે પણ અ તે કરાર બીલકુલ ના કબુલ કરેછે. બ દાવાનો જવાબ આપે છે પણ તે હારેછે અને નુકશાન તથા ખર્ચ ભરી આપવાં પડેછે, અને પોતાને ખર્ચ પણ કરવો પડેછે બએ ભરી આપેલા નુકશાન તથા ખર્ચ તથા તેણે કરેલા ખર્ચ બદલ અ બને જવાબદાર છે.

૨૨૩ જો એક શખસ કાંઈએક કૃત્ય કરવાને સારૂ બીજા શખસને નીમે, અને તે આડતીઓ તે કૃત્ય શુદ્ધબુદ્ધિથી કરે, તો તે કૃત્યનાં પરિણામમાં આડતીઆને ટોટો થાય તે ભરી આપવાની જવાબદારી સદરહુ નીમનાર શખસ ઉપરછે, પછી તે કૃત્યથી ત્રીજા શખસોના હકને નુકશાન પહોચતુ હોય તો ચિંતા નહી.

આડતીઆએ શુદ્ધબુદ્ધિથી કૃત્ય કર્યું હોય તેના પરીણામમાં તેને નુકશાન તે મુખ્યએ ભરી આપવું જોઈએ.

### દ્રષ્ટાંતો.

(અ.) અનું હુકમનામું થયું અને બના માલપર ટાંચ આણવાનો હક તેનો છે. ત કાંઈ. માલ બનોછે એવું કોરટના અમલદારને કહીને

તેની પાસે તે માલની જપ્તી કરાવે છે. કોરટનો અમલદાર માલ જપ્ત કરે છે અને તેથી માલનો ખરો માલીક ક તેનાપર દાવો આણે છે. ત્યારે અ નો હુકમ માન્યાથી જે રકમ કોરટના અમલદારને કને આપવી પડી તે તેને ભરી આપવાને અ પાત્ર છે.

(બ) જે માલ અના કબજામાં છે પણ જે વેચવાનો હક અને નથી તેવો માલ બ અના કહેવા ઉપરથી વેચે છે, અને હક નથી એ વાત બને માલમ નથી, અને તેથી વેચાણના આવેલા પૈસા તે અને સ્વાધીન કરેછે, પછાડીથી તે માલનો ખરો માલીક ક બ ઉપર દાવો લાવે છે, અને માલની કિંમત તથા ખર્ચ બ પાસેથી વસુલ કરે છે; જે રકમ બએ કને આપી તે તથા જે ખર્ચ બને પોતાને કરવો પડ્યો તે ટોટા બ ને ભરી આપવાને અ પાત્રછે.

કાંઈ ગુન્હાનું કૃત્ય કરવા સારૂ આડતીઓ નીમ્યો હોય તો તે પ્રસંગે નીમનાર શખ્સ નુકશાનનો જવાબદાર નથી.

૨૨૪. જે કૃત્ય કરવું ગુન્હાનું કામ છે એવું કૃત્ય કરવાને સારૂ જો એક શખ્સ બીજા શખ્સને નીમે, તો તે કૃત્યનાં પરીણામમાં આડતીઆને નુકશાન થાય તે તેને ભરી આપવા વિષે સ્પષ્ટ કિંવા ગર્ભિત વચન આપવામાં આવ્યું હોય તો તેની ચિંતા નહીં.

દષ્ટાંતો.

(અ) કને મારવાને સારૂ અ બ ને નીમે છે, અને તેથી કરીને જે પરિણામ થાય તેનો જવાબ દેવાનું બ સાથે અ કબુલ કરે છે. તે ઉપરથી બ કને મારેછે અને તેથી તે મારવા બદલ કને નુકશાનઆપવાની બને ફરજ પડેછે. એ નુકશાન બને ભરી આપવાને અ પાત્રનથી.

(બ.) બ એક વરતમાન પત્રનો માલીકછે તે અના કહ્યા ઉપરથી પોતાના વર્તમાન પત્રમાં આબરૂ લેવાનો કાંઈ મજકુર ક વિરૂદ્ધ છાપે છે, અને તે છાપ્યાથી જે પરિણામ થાય તેનો તથા તે સંબંધે દાવો થયાથી બને જે કાંઈ ખર્ચ તથા નુકશાન થાય તેનો જવાબ દેવાનું અ કબુલ કરે છે. બ ઉપર ક દાવો કરે છે, અને નકશાન ભરી આપવાની બ ને જરૂર પડે છે, તથા તેને પોતાને પણ ખર્ચ થાયછે. અએ જે હામી આપી હતી તે ઉપરથી તે બને જવાબદાર નથી.

મુખ્યની ગફલતને લીધે આડતીયાને હાની થાયતો તે બાબતનુકશાનનોબદલો ભરી આપવા વીષે.

૨૨૫. મુખ્યની ગફલતથી અથવા તેનામાં કુશળતા નહી હોવાથી આડતીઆને જે કાંઈ હાની થાય તે સંબંધે નુંકશાનનો બદલોમુખ્યએ પોતાના આડતીઆને ભરી આપવો જોઈએ.

દષ્ટાંતો.

અ બને એક ઘર બાંધવાના કામમાં કડીઆને કામે રાખે છે, અને અ પોતેજ પાલક બાંધે છે. પાલક કુશળતાથી બાંધી નહી તેથી બને વાગે છે. અએ બને નુકશાનનો બદલો ભરી આપવો જોઈએ.

---

## ત્રીજા શખસો સાથે કરેલા કરારો ઉપર આડતની અસર.

૨૨૬. જે કરારો આડતીઆની મારફત કરવામાં આવ્યા હોય તે કરારોને, તથા જે ફરજને આડતીઆએ કીધેલા કૃત્યો ઉપરથી ઉત્પન્ન હોય તે ફરજોને, કરારો તથા કૃત્યો મજકુર મુખ્યએ પોતે જાતે કર્યાં હોય તેજ પ્રમાણે અમલમાં આણી શકાયછે તથા તેઓનાં પરીણામ કાયદા પ્રમાણે તેવાંજ થાય છે એમ સમજવું.

આડતીઆએ કરેલા કરારોને અમલમાં આણવા બાબત તથા તેના પરીણામ બાબત.

### દ્રષ્ટાંતો.

(અ.) અ બ પાસેથી માલ વેચાણ લે છે. બ તે માલ વેચવા માટે આડતીઓ છે એવું અને માલમ છે, પણ તેનો મુખ્ય કોણ છે એ તેને માલમ નથી. માલની કિંમત અ પાસેથી માગવાનો હક બના મુખ્યનો છે, અને મુખ્ય અ ઉપર કિંમત બાબત દાવો માડે તો, બ પાસેથી પોતાનુ કર્જ લેહેણું છે તે એ કિંમતમાંથી મુજરે લેવાનુ અ કહે તો તે ચાલશે નહી.

(બ.) અ બનો આડતીઓ છે અને બના તરફથી પૈસા લેવાનો તેને અધિકાર છે. બને આપવાની રકમ ક એ લાવી આપી, તે અએ લીધી. સદરહુ રકમ બને આપવાની જવાબદારી ક ઉપર હતી તે જવાબદારીમાંથી તે મોકળો થયો એમ.સમજવું.

૨૨૭. જ્યારે આડતીઆને જેટલું કરવાનો અખતિયાર હોય તે કરતાં તે વધારે કરે, અને જ્યારે તેણે જે કર્યું હોય તેનો જે ભાગ તેના અખત્યારમાં હોય તે ભાગ તેના અખત્યાર બાહાર જે ભાગ હોય તે ભાગથી નિરાળો પાડી શકતો હોય, ત્યારે જેટલો ભાગ તેના અખત્યારમાં હોય તેટલોજ ભાગ, આડતીઓ તથા તેનો મુખ્ય એ બેઉને સંબંધિ, ફરજ ઉત્પન્ન કર્તા થાય છે.

જો આડતીઓ પોતાનાઅધિકારની બહાર કામ કરેતો મુખ્યને ક્યાં સુધી જવાબદાર સમજવો.

### દ્રષ્ટાંત

અઃ એક વાહાણનો તથા તેમાં ભરેલા માલનો માલિક છે, તે વાહણનો ચાર હજાર રૂપિયાનો વીમો ઉતરાવવાનો અધિકાર બને આપે છે. બ વાહાણનો ચાર હજાર રૂપિયાનો વીમો ઉતરાવે છે.ને તેના ઉપરના માલનો પણ વીમો તેટલીજ રકમનો ઉતરાવે છેવાહાણ ઉપરના વીમાનું લવાજમ અએ આપવું એ તેની ફરજ છે, પરંતુ માલના વીમાનું લવાજમ આપવાની જરૂર નથી.

૨૨૮. જ્યારે આડતીઆને જેટલું કરવાનો અખત્યાર હોય તે કરતાં તે જાસ્તી કરે, અને તેજે પોતાના અખતીયારની બાહાર કરે તે જે વાત અખત્યાર અંદરની હોય તેનાથી નિરાળું કરી ન શકાતું હોય, ત્યારે તે કાર્ય કબુલ રાખવાની મુખ્યને ફરજ નથી.

આડતીઆએ જે પોતાના અખતીયાર બહાર કર્યું હોય તે જો જુદુ ન પડાય તો મુખ્ય જવાબદાર નથી.

### દ્રષ્ટાંત.

અ પોતાને સારૂ ૫૦૦ ગેટાં વેચાણ લેવાનો અખત્યાર બને આ-

પેછે. આ ૫૦૦ ગાંઠા વેચાણ લેછે અને તેની સાથે ૨૦૦ ગાંઠાનાં ખરચાં પણ વેચાતાં લે છે, અને બેહુની સામટી કિંમત રૂપિયા ૬૦૦૦ આપે છે. એ તમામ કાર્ય ના કબુલ કરવાને અ મુખત્યાર છે.

આડતીઆને ખબર આપ્યાનું પરીણામ.

૨૨૯. જ્યારે આડતીઆને કાંઈ ખબર આપવામાં આવી હોય, અથવા તેને કાંઈ માહિતી મળી હોય, ત્યારે જો મુખ્યને સારૂ તે આડતીઆ જે કામ ચલાવતા હોય તે કામના દરમ્યાનમાં ખબર મજકુર આપવામાં આવી હોય અથવા માહિતી મજકુર મળી હોય તો, કાયદા પ્રમાણે તેનું પરિણામ, ખબર મજકુર મુખ્યને આપવામાં આવી હોય અથવા માહિતી મજકુર મુખ્યને મળી હોય તેજ પ્રમાણે, મુખ્ય તથા ત્રીજા શખસોને સંબંધે થાયછે એમ સમજવું.

દૃષ્ટાંતો.

(અ.) કોઈ માલ દેખાઈતા કનો છે તે ક પાસેથી વેચાણ લેવાને સારૂ બએ અને નીમ્યો છે, અને અ તે પ્રમાણે માલ મજકુર વેચાણ લે છે. વેચાણની ભાંજગડ ચાલેછે તેના દરમ્યાનમાં અના જાણ્યામાં આવેછે કે માલનો ખરો માલિક ડ છે, પરંતુ બને તે વાત માલમ નથી. ક પાસેથી બનું કાંઈ કર્જ લેહેણું છે તે માલની કિંમતમાં મુજરે લેવાનો બનો હક નથી.

(બ.) કોઈ માલ દેખાઈતા કનો છે તે ક પાસેથી વેચાણ લેવાને સારૂ બએ અને નીમ્યો છે. અની સદરહુ પ્રમાણે નીમનુક થઈ તેના પેહેલાં અ કનો નોકર હતો, અને તે વખતે તેને એવું માલમ પડ્યું હતું કે માલનો ખરો માલિક ડ છે, પણ તે વાત બને માલમ નથી. બના આડતીઆને એ વાતની માહિતી હતી તો પણ, ક ઉપર બનું કાંઈ લેહેણું છે તે આ માલની કિંમતમાં મુજરે લેવાને બ મુખત્યાર છે.

આડતીઆએ મુખ્યને માટે કરેલા કરારો આડતીઆ ખુદ જાતે અમલમાં લાવી શકતો નથી અને તથા પોતે જાતે બંધાતો પણ નથી.

૨૩૦ બીજી રીતે કાંઈ કરાર ન હોય તો, આડતીઆએ પોતાના મુખ્યની તરફથી કરેલા કરારો આડતીઆ જાતે અમલમાં લાવી શકતો નથી, અને તે કરારોની જવાબદારી પણ તેની પોતાની જાતના ઉપર નથી.

જુદી રીતનો કરારછે એમ ક્યારે અનુમાન કરવું.

નીચે લખ્યા પ્રમાણે પ્રસંગ હોય ત્યારે સદરહુ બીજી રીતનો કરાર થયેલો છે એવું અનુમાન કરવું.—

(૧.) જ્યારે કોઈ દેશાંતરે રેહેનારા વેપારીને માટે કાંઈ માલ વેચવાનો અથવા વેચાણ લેવાનો આડતીઆએ કરાર કર્યો હોય ત્યારે;

(૨.) જ્યારે આડતીઓ પોતાના મુખ્યનું નામ પ્રગટ કરતો ન હોય ત્યારે;

( ૩.) મુખ્યનું નામ પ્રગટ થયું હોય પણ તેના ઉપર દાવો લાવી શકતો નહીં હોય ત્યારે.

આડતીયાએ કરાર કરયો પણ કરાર કરનાર આડતીઓ છે એવું તે કરારનો બીજો પક્ષકાર ન જાણતો હોયતો તે પક્ષકારના હક બાબત.

૨૩૧. જ્યારે કોઈ આડતીઓ કોઈ શખ્સ સાથે કાંઈ, કરાર કરે, અને તે શખ્સને કરાર કરનાર આડતીઓ છે એ વાત માલમ નહીં હોય અથવા તેવો સંશય લાવવાને કારણ પણ નહોય, ત્યારે તે કરાર આડતીઆ મજકુરનો મુખીય પૂરો કરાવી શકે છે; પરંતુ સદરહું આડતીઓ મુખ્ય હોવાથી તે કરારના બીજા પક્ષકારને આડતીઆ મજકુર વિરૂદ્ધ જે હક હોત તેજ હક સદરહુ બીજા પક્ષકારને મુખ્ય વિરૂદ્ધ છે એમ સમજવું.

કરાર પૂરો કરવામાં આવે તેની પેહેલાં જો મુખીય પોતે પ્રગટ થાય તો કરારનો બીજો પક્ષકાર કરાર પૂર્ણ કરવાની ના કહી શકેછે; પરંતુ તેણે એવું બતાવવું જોઈએ કે તે કરારમાં મુખ્ય કોણ છે એ જો પોતાને માલમ હોત અથવા આડતીઓ એ મુખ્ય નથી એવું જો પોતાને માલમ હોતતો પોતે તે કરાર કરત નહી.

આડતીઆને મુખ્ય સમજીને તેની જોડે કરેલા કરાર પૂરો કરવા બાબત.

૨૩૨. જ્યારે એકશખ્સ બીજાસખ્સ જોડે કરાર કરે અને, તે બીજો શખ્સ આડતીઓ છે એવું તેને માલમ ન હોય, અથવા તેવો સંશય લેવાને તેને યોગ્ય કારણ નહોય, ત્યારે જો મુખ્ય કરાર પૂરો કરાવવા માગતો હોય, તો સદરહુ આડતીઆ તથા કરારમાંના બીજા પક્ષકાર દરમ્યાન જે હક તથા ફરજ હોય તે હક તથા ફરજ પોતાને સંબંધે કાયમ સમજીનેજ માત્ર કરાર મજકુર મુખ્ય પૂરો કરાવી શકેછે.

દૃષ્ટાંત.

અને બના ૫૦૦ રૂપિયા દેવા છે. અ બને ૧૦૦૦ રૂપિયાની કિમતના ચોખા વેચે છે. એ કાર્યમાં અ કનો આડતીઆ તરીકે કામ ચલાવે છે, પરંતુ તેમ હોવાની બને માહિતી નથી તથા તેવો સંશય લેવાને પણ યોગ્ય કારણ નથી. અને જે કર્જ દેવું છે તે બને મુજરે ન લેવા દઈને ચોખા લેવાની ફરજ તેને ક પાડી શકતો નથી.

જ્યારે આડતીઓ પોતે જાતે જવાબદાર હોય ત્યારે તેની સાથે ધંધા કરનાર શખ્સનો હક.

૨૩૩. જ્યારે આડતીઓ પોતે જાતે જવાબદાર હોય, ત્યારે તેની જોડે ધંધો કરનાર શખ્સ ખુદ તે આડતીઆને અથવા તેના મુખ્યને અથવા તે બંનેને જવાબદાર કરી શકેછે.

દૃષ્ટાંતો.

અને ૧૦૦ ગાંસડી રૂ વેચવાનો કરાર અ બની જોડે કરે છે, અને અને પછાડી માલમ પડેછે કે બ તે કામમાં કનો આડતીઓ હતો. અ બ ઉપર કિંવા ક ઉપર અગર તેઓ બંનેના ઉપર તે રૂની કીમત સારૂ દાવો કરી શકે છે.

માત્ર મુખ્યનેજ

૨૩૪. જે શખ્સે કોઈ આડતીઆ સાથે કરાર કરયો હોય તે

થવા આડતીઆને જવાબદાર ગણવામાં આવશે એવી ધારણા ઉપર મુખ્ય પાસે અથવા આડતીઆ પાસે કોઈ શખ્સ કાંઈ કૃત્ય કરાવે તો તેનુ પરીણામ.

શખ્સ જ્યારે માત્ર મુખ્યનેજ જવાબદાર ગણવામાં આવશે એવી ધારણા ઉપર સદરહુ આડતીઆ પાસે કાંઈ કૃત્ય કરાવે, અથવા જ્યારે માત્ર આડતીઆનેજ જવાબદાર ગણવામાં આવશે એવી ધારણા ઉપર મુખ્ય પાસે કાંઈ કૃત્ય કરાવે, ત્યારે તે પાછળથી અનુક્રમે સદરહુ આડતીઆને અથવા મુખ્યને જવાબદાર કરી શકતો નથી.

મીથ્યા આડતીઓ થનાર શખ્સની જવાબદારી.

૨૩૫. જ્યારે કોઈએક શખ્સ પોતે બીજા શખ્સનો અખત્યારવાળો આડતીઓ છે એવું કોઈ ત્રીજા શખ્સને ખોટું સમજાવીને તેની પાસે એવા આડતીઆ તરીકે પોતાની જોડે કાંઈ ધંધો કરાવે, ત્યારે જો જે શખ્સનો આડતીઓ હોવાનું કેહેવામાં આવ્યું હોય તે શખ્સ સદરહુ તેનાં કૃત્યો બાહાલ ન રાખે તો, સદરહુ ત્રીજા શખ્સને તેની જોડે ધંધો કર્યાથી કાંઈ ટોટો અથવા નુકશાન થયું હોય તેનો બદલો તે ત્રીજા શખ્સને ભરી આપવાને સદરહુ પેહેલો શખ્સ પાત્રછે.

પોતે આડતીઓ છે એવું ખોટું કહી જે શખ્સ કરારમાં પક્ષકાર થાય તે શખ્સને કરાર પુરો કરાવવાનો હકનથી.

૨૩૬. જે શખ્સની જોડે આડતીઆ તરીકે કાંઈ કરાર કરવામાં આવ્યો હોય તે શખ્સ વાસ્તવિક જોતાં આડતીઆ તરીકે કૃત્ય ન કરતાં ખુદ પોતાની તરફથી કામ ચલાવતો હતો એમ જો હોય, તો તે શખ્સને કરાર મજકુર પૂરો કરાવવાનો હક નથી.

આડતીઆએ વગર અધિકારે કરેલાં કૃત્યો અધિકારથી કર્યાંછે એવી ધારણા મૂખ્યએ ઉત્પન્ન કરી હોયતો તે મુખ્યની જવાબદારી.

૨૩૭. જ્યારે કોઈ આડતીઆએ અખત્યાર શિવાય પોતાના મૂખ્યની તરફથી કાંઈ કૃતીય કર્યું હોય, અથવા ત્રીજા શખ્સોને સંબંધે કાંઈ ફરજો માંથે લીધી હોય તીયારે જો તેવાં કૃતીય કરવાં તથા તેવી ફરજો લેવી એ આડતીઆ મજકુરને આપેલા અખતીઆરમાં છે એવી ધારણા મુખ્યએ શબ્દો વડે અથવા વરતણુંકવડે સદરહુ ત્રીજા શખ્સો પાસે ઠરાવીહોય, તો તેવાં કૃતીયોથી અથવા ફરજોથી તે મુખ્ય બંધાયલોછે.

દ્રષ્ટાંતો.

(અ) અ વેચવાને સારૂ કાંઈ માલ કોઈને સોંપીને બ પાસે મોકલાવેછે, અને તેને હુકમ આપેછે કે અમુક કિમતથી ઓછે તે વેચવોનહી. બને શો હુકમ થયો છે તે કને માલમ ન હોવાને લીધે ઠરાવેલી કિંમત કરતાં કમી કિમતે તે માલ વેચાણ લેવાનો ક બ જોડે કરાર કરે છે. અ તે કરારથી બંધાયો છે એમ સમજવું.

(બ.) કોઈ વેચાય તેવા દસ્તાવેજો ઉપર કોરી જગ્યા રેહેવાદઈને શેરો લખીને તે અએ બને સોંપ્યાછે. અને ખાનગી હુકમછે તે અમાન્ય કરીને બ તે દસ્તાવેજ કને વેચેછે. એ વેચાણ કાયદેસર સમજવું.

૨૩૮ પોતાના મુખ્યનું કામ ચલાંવવાને પ્રસંગે કોઈ આડતીઆએ ગેરસમજુતી કરી હોય અથવા કપટ કર્યું હોય, તો આડતીઆ મજકુરે કરેલી કબુલાયતોને સંબંધે તે ગેરસમજુતી તથા કપટનું પરિણામ ગેરસમજુતી તથા કપટ મજકુર જાણે મુખ્યએ કીધાં હોય તેજ પ્રમાણેનું થાયછે; પરંતુ જે બાબતોનો સમાવેશ આડતીઆના અખતીઆરમાં થતો નથી તે બાબતોમાં આડતીઆએ ગેરસમજુતી અથવા કપટ કર્યું હોય તો તેથી મુખ્યનાં નફા નુકશાનમાં કાંઈ કમી જાસ્તી થતું નથી.

આડતીઆએ ગેર સમજુતીકરી અથવા કપટ કર્યું તો તેનું કબુલાયત ઉપર કેવું પરીણામ થાયછે.

દ્રષ્ટાંતો.

(અ) અ કાંઈ માલ વેચવા સારૂ બનો આડતીઓછે. જે ગેરસમજુતી કરવાનો બએ અધિકાર આપ્યો નહતો એવી ગેરસમજુતી કરીને તે માલ ક પાસે તે ખરીદ કરાવેછે. એ કરાર કની ઇચ્છા ઉપરથી બ અને કએ બેઉને સંબંધે નિરર્થક થવા યોગ્યછે.

(બ) અ બના વાહાણનો કપતાનછે, તે બિલ્સ ઓફ લેડીંગમાં લખેલો માલ વહાણ ઉપર તેને પહોંચ્યા વગર બિલ્સ આફ લેડીંગ મજકુર ઉપર સહી કરેછે. બ તથા જે શખ્સને માલ મોકલવાનુ જુઠું બતાવ્યું તે શખ્સ એ બેઉને સંબંધે તે બિલ્સ ઓફ લેડીંગ નિરર્થક સમજવાં.

---

# બાબ ૧૧મો.

## પંત્યાળા વિશે.

૨૩૯ જે શખ્સોએ પોતાની મિલકત, અથવા મેહેનત અથવા કુશળતા કાંઈ ઉદ્યોગમાં એકત્ર કરવાની તથા તેથી જે નફો ઉત્પન્ન થાય તે પોતપોતામાં વહેચી લેવાની કબુલાયત કરી હોય તે શખ્સો મધ્યે જે સંબંધછે તે સંબંધને પંત્યાળું સમજવું.

પંત્યાળું એટલે શું.

જે શખ્સોએ પરસ્પર પંત્યાળું કર્યું હોય તે શખ્સોને એકંદરે પેઢી એવું નામ આપ્યુંછે.

પેઢી એટલે શું.

દ્રષ્ટાંતો.

(અ) અ તથા બ એઓ રૂ૧૦૦ ગાંસડી વેચાણ લેછે અને તે બેઉને સમસ્ત ખાતે વેચવાને તેઓ કબુલાયત કરેછે. અ અને બ તે રૂ સંબંધે પંત્યાળાછે એમ સમજવું.

(બ) અ અને બ રૂની ૧૦૦ ગાંસડી વેચાણ લેછે, અને તે પોતપોતામાં વેહેચી લેવાનું કબુલ કરેછે. અ અને બ એઓ પંત્યાળા નથી.

(ક) બ સોની છે તેની જોડે અ એવી કબુલાયત કરેછે કે અએ સોનું વેચાતું લઈને બને આપવું, અને બએ તેના દાગીના કર-

ચા, તથા તે વેચીને નફો કિંવા તોટો થાય તે તેઓએ વેહેંચી લેવો અ અને બ એઓ પંત્યાળા છે એમ સમજવું.

(ડ.) અ અને બ એઓ સુથારનું કામ એકઠું કરવાનું કબુલ કરેછે પરંતુ એવી કબુલાત કરેછે કે અએ સઘળો નફો લેવો, તથા બને પગાર આપવો. અ અને બ એઓ પંત્યાળા નથી.

(ઈ.) અ અને બ એઓ એક વાહાણના સમસ્ત માલિક છે. એટલા ઉપરથી તેઓ પંત્યાળા થતા નથી.

કર્જ આપનારાએ નફાનો ભાગ મળવાના કરારથી કર્જ આપ્યું હોયતો તે ઉપરથી તે પંત્યાળો થતો નથી.

૨૪૦. જે શખ્સે કાંઈ વેપાર કિંવા ધંધો કરવા માંડયો હોય, અથવા કરવા માંડવાનો હોય તે શખ્સને કોઈએ કર્જ ધીરીને તેની સાથે જો એવો કરાર કરયો હોય કે, નફા મુજબ બદલાતા દર પ્રમાણે સદરહુ કર્જ ધીરનારને શખ્સ મજકુરે વ્યાજ આપવું, કિંવા તેને કાંઈ નફાનો ભાગ આપવો, તો માત્ર એટલાજ ઉપરથી સદરહુ ધીરનાર શખ્સ પંત્યાળો બનતો નથી, કિંવા તે પંત્યાળા તરીકે જવાબદાર નથી.

પંત્યાળામાંથી છુટા પડનારપંત્યાળાએ અથવા મરનાર પંત્યાળાના પ્રતિનિધિએ વાપરવા સારૂ રહેવા દીધેલી મીલકત.

૨૪૧ બીજી રીતનો કાંઈ કરાર ન હોય તો, કોઈ પંત્યાળામાંથી છુટો પડનાર પંત્યાળાએ અથવા એકાદ મર્ણ પામેલા પંત્યાળાના પ્રતિનિધિએ, કાંઈ મિલકત પંત્યાળાના કામમાં વાપરવા સારૂ રેહેવા દીધી હોય, તો ઊપલી છેવટની કલમ મુજબ તેણે કર્જ ધારયું એવું સમજવું.

નોકરને અથવા આડતીઆને નફામાંથી હીસ્સા તરીકે મહેનતાણું આપ્યું તેથી તે પંતાળો થતો નથી.

૨૪૨ કોઈ વેપાર કિંવા ધંધામાં પડેલા કોઈ શખ્સે પોતાના નોકર કિંવા આડતીઆને વેપાર કિંવા ધંધા મજકુરના નફામાંથી હિસ્સા તરીકે મેહેનતાણું આપવાનો કરાર કરયો હોય, તો માત્ર તેટલા ઉપરથીજ તે નોકર કિંવા આડતીઓ પંત્યાળા તરીકે જવાબદાર થતા નથી, અથવા તેને પંત્યાળાના હક પ્રાપ્ત થતા નથી.

મરનાર પંત્યાળાની વિધવાને અગર બચ્ચાને નફામાંથી વરસાન મળતું હોય તો તેથી તેઓ પંત્યાળા થતા નથી.

૨૪૩ જે શખ્સ કોઈ વેપારીના મરણ પામેલા પંત્યાળાની વિધવા કિંવા છોકરૂં હોય, અને જેને વરસાસન તરીકે તે વેપારીના ધંધાના નફામાંથી કાંઈ હિસ્સો મળતો હોય, તે શખ્સને, સદરહુ હિસ્સો મળવાના સબબ ઉપરથીજ માત્ર, વેપારી મજકુરનો પંત્યાળો સમજવો નહીં, અથવા જે જવાબદારીઓ તે વેપારીએ પોતાના અંગ ઉપર લીધી હોય તેનો પણ તે જવાબદાર નથી.

ગુડ-વીલ વેચનાર શખ્સને નફામાંથી કાંઈ ભાગ મળતા હોય તો તેથી તે પંત્યાળો થતો નથી.

૨૪૪. કોઈ શખ્સે કોઈ ધંધાની ગુડ-વિલ વેચ્યાના અવેજમાં તે ધંધાના નફામાંથી કાંઈ ભાગ વરશાન તરીકે અથવા બીજી રીતે તેને મળતા હોય તો, તે ભાગ મળવાના કારણથીજ માત્ર સદરહુ ધંધો કરનારનો શખ્સ મજકુર પંત્યાળો થતો નથી, અથવા તેની જવાબદારીને તે પાત્ર નથી.

૨૪૫. જો કોઈ શખ્સે કાંઈ શબ્દો બોલીને અથવા લખીને અથવા પોતાની વર્તણુક ઉપરથી, કોઈ બીજા શખ્સના મનમાં એવી ધારણા ઉત્પન કરી હોય કે કોઈ એક અમુક પેઢીનો તે પંત્યાળોછે, તોતે શખ્સ સદરહુ બીજા શખ્સને તે પેઢીના પંત્યાળા તરીકે જવાબદાર છે એમ સમજવું.

પોતે પંત્યાળોછે એવી ધારણા કોઈ શખ્સ કોઈની પાસે કરાવે તો તેની જવાબદારી.

૨૪૬. જો કોઈ સખ્સ પોતે પંત્યાળો છે એવી સમજુતી કરવાની સંમતી આપે, તો તે સમજુતીના ભરોસા ઉપર જે ત્રીજા સખ્સોએ તે પંત્યાળાને ધીર કરી હોય તે ત્રીજા શખ્સોને શખ્સ મજકુર પંત્યાળા તરીકે જવાબદારછે.

કોઈ શખ્સ પોતે પંત્યાળોછે એવી સમજુતી બીજાને કરવા દે તો તેની જવાબદારી.

૨૪૭. જે શખ્સ પોતાને લાગુ હોય તે કાયદા મુજબ પાકી ઉમરે પોહોંચેલો ન હોય તે શખ્સને પંત્યાળાના નફામાં દાખલ કરી શકાય છે, પણ તે પેઢીની કોઈપણ જવાબદારીને તે જાતે પાત્ર નથી; પરંતુ પેઢીની મિલકતમાં તે સગીરમાં જે હિસો હોય તે પેઢીની ફરજોનો જવાબદાર છે.

પંત્યાળો સગીર હોયતો તે જાતે જવાબદાર નથી. પરંતુ તેનો હિસ્સો જવાબદારછે.

૨૪૮. જે શખ્સને પાકી ઉમરે પોહોંચતાં પેહેલાં પંત્યાળાના નફામાં દાખલ કર્યો હોય, તે શખ્સ પાકી ઉમરનો થયા પછી, સદરહુ મુજબ તે દાખલ થયો ત્યારથી ઉતપન્ન થયલી તે પંત્યાળાની જવાબદારીને પાત્રછે. પણ પંતીયાળામાંથી પોતે છુટો થયોછે એવી પ્રસિદ્ધ ખબર જો તે યોગ્યવખતની અંદર આપે તો તે સદરહુ મુજબ પાત્ર નથી.

સગીર પંત્યાળો ઉમરે પોહોંચ્યાથી તેની જવાબદારી.

૨૪૯. કોઈ શખ્સ પંત્યાળો હોય તે દરમીયાન પંતીયાળાનું કામ ચલાવવાને હમેશ મુજબને પ્રસંગે તે પંત્યાળાએ અથવા પંત્યાળાની તરફથી કોઈએ કાંઈ કરજ કર્યું હોય, તથા કાંઈ જવાબદારી ઉતપન્ન કરી હોય, તે કરજ તથા જવાબદારીનો એવો દરેક શખ્સ જવાબદાર છે, પરંતુ કોઈ શખ્સને કોઈ ચાલતી પેઢીમાં પંત્યાળો કરવામાં આવે તો શખ્સ મજકુર પંતીયાળો થયો તે પેહેલાં જે કાંઈ કરવામાં આવ્યું હોય તે બાબત તે શખ્સ પંતીયાળો થયાના કારણથી, તે પેઢીના માગનારાને જવાબદાર થતો નથી.

પંત્યાળના કરજ બાબત પંત્યાળાની જવાબદારી.

૨૫૦ પેઢીનું કામ ચલાવવામાં કોઈ પંત્યાળાએ ગફલત અથવા કપટ કરવાથી ત્રીજા શખ્સનો ટોટો અથવા નુકશાન થાય, તે બાબતનો બદલો ભરી આપવાનો પ્રત્યેક પંતીયાળો સદરહુ ત્રીજા શખ્શોને જવાબદાર છે.

એક પંત્યાળાની ગફલતને લીધે અથવા કપટને લીધે પ્રતેક પંત્યાળો ત્રીજા શખ્સને જવાબદાર થાયછે.

૨૫૧. કોઈ પંત્યાળો જે પંત્યાળાનો ભાગીઓ હોય તે પંત્યાળાના જેવા પંત્યાળાનો ધંધો ચલાવવામાં કાંઈ જરૂરનું અથવા હમેશ કરવામાં આવતુ હોય એવું કોઈ પણ કૃત્ય કરે તો, તે કૃત્ય કરવાનેસારૂ

સહપંત્યાળાને જવાબદાર કરવાનો પંતીયાળાનો અધી

કાર. પંત્યાળા મજકુરને તેના સહપંત્યાળાઓએ યોગ્ય રીતે જાણિ આડતીઓ નીમ્યો હોય તેટલે દરેકજે કૃત્ય મજકુરથી સદરહુ સહપાંતીયાળાઓ બંધાયલા છે.

**અપવાદ.** જો પંત્યાળાઓ મધ્યે એવી કબુલાયત થઈ હોય કે તેઓમાંથી કોઈ એક પંત્યાળાના અખતિયારમાં કાંઈ મર્યાદા રાખવી તો તેવી કબુલાયત વિરૂદ્ધ કોઈ પણ કૃત્ય થયું હોય તીયારે જે શખશોને તે કબુલાયતની ખબર હોય તે શખસોને સંબંધે તે કૃત્યથી પેઢી જવાબદાર નથી.

દૃષ્ટાંતો.

(અ) અ અને બ પંત્યાળે વેપાર કરે છે, અ લંડન મધે રહેછે અને બ હિંદુસ્તાનમાં રહે છે. અ પેઢીને નામે એક હુંડી આપેછે. એ હુંડી વિશેની ખબર બને નથી અને તે કાર્યમાં બને કાયદા ગેરકાયદાનો સંબંધ નથી. તે હુંડી કેવી હકીકતને સંબંધે આપીછે તેની ખબર જેના હાથમાં હુંડી હોય તેને ન હોય તો હુંડી મજકુરને સારૂ પેઢી જવાબદાર છે.

(બ.) અ એ સોલિસિટર અને એટરનિઓની એક પેઢીમાંનો છે. તે પોતાની પેઢીને નામે હુંડી વગર અધિકાર આપે છે. એ હુંડી વિશે બીજા પંત્યાળાઓ જવાબદાર નથી.

(ક) પંત્યાળુ કરીને અ અને બ શાહુકારી પેઢીનું કામ ચલાવે છે. પેઢીની તરફથી અ પાસે કાંઈ પૈસા આવેછે. એ પૈસા આવ્યાની વાત અ બને જણાવતો નથી, અને પછાડીથી અ તે પૈસા પોતાના ઉપયોગમાં લે છે. એ પૈસા ભરી આપવાને પંતીયાળુ જવાબદાર છે.

(ડ) અ ને બ પંત્યાળા છે. બને ઠગવાના હેતુથી અ એક દુકાન ઉપર જઈને પોતાની પેઢીની તરફથી પંત્યાળાનો ધંધો હમેશ મુજબ ચલાવતાં કામમાં આવે એવી એક વસ્તુ ખરીદ કરેછે. તે વસ્તુ અ ખુદ પોતાના ખાનગી કામમાં લેછે, અને તે વસ્તુ વેચનાર શખસ જોડે તેણે મશાવરત કરી નથી. તે પદાર્થની કિંમત સારૂ પેઢી જવાબદાર છે.

જે કરાર ઉપર થી પંત્યાળાઓના હકો તથા જવાબદારી ઠરેલી હોય તે કરાર રદ કરવા વીશે.

૨૫૨. જ્યારે પંતીયાળાઓએ કરાર કરીને પોતાને પરસ્પરને સંબંધે પોતાના હકો તથા ફરજો વિશે નિયમ કર્યા હોય તથા તેના લક્ષણો ઠરાવ્યા હોય, ત્યારે એવો કરાર સર્વેની સંમતિથીજ માત્ર રદ કરી શકાયછે અથવા ફેરવી શકાયછે; એ સંમતિ સ્પષ્ટ રીતે આપવી જોઈએ, અથવા ધંધો ચલાવવાના કોઈ એક સરખા વહિવટ ઉપરથી ગર્ભિત સમજાઈ જોઈએ.

દૃષ્ટાંત.

અ, બ, અને ક એઓ પંતીયાળુ કરવાના હેતુથી જબેલી કબુ

બાબત કરેછે કે પંતીયાળાંથી જે એનં નફો થાય તે પોતપોતામાં સરખે હીસ્સે વેહેંચી લેવો. એ પછી તેઓ પંત્યાળાનું કામ ઘણા વરસ સુધી ચલાવેછે, અને અને એન નફામાંથી નિમે નફો મળતો જાય છે, અને બાકીનો નિમ બ અને ક સરખે હીસ્સે વેહેંચી લે છે. એ બ્યવસ્થા સર્વ પક્ષકારોને માલમ છે અને સર્વે તે કાબુલ રાખીછે. નફો વેહેંચી લેવા વિશે સદરહુ કબુલાયતમાં જે ઠરાવ છે તે ઉપલા વહિવટને લીધે રદ થાયછે.

૨૫૭. બીજી રીતનો કાંઈ કરાર ન હોયતો;પંતીયાળાઓના પરસ્પરના સબંધો નીચે લખેલા નિયમોથી ઠરાવવામાં આવશે:—

જુદી રીતનો કરાર ન હોયતો પંત્યાળાઓના પોતપોતાના હકો ઠરાવવા વિશેના નિયમો.

(૧) જે મિલકત પંતીયાળાની પુંજીમાં પ્રથમથી લીધી હોય, અથવા જે પંતીયાળાંના પૈસાથી વેચાણ લીધેલી હોય,અથવા જે પંત્યાળાંના ધંધાને માટે મળવેલી હોય,તે સર્વે મિલકતના માલિક સર્વે પંતીયાળાઓ સમસ્તછે.એવી સર્વે મિલકતને પંતીયાળાંની મિલકત એવું નામ આપ્યુંછે. પંતીયાળાએ પંતીયાળામાં પ્રથમ જે ભાગ આપ્યો હોય તેની કિંમતમાં નફા તોટાના પોતાના હિસ્સાથી જે વધઘટ થવાની તે થતાં જે રકમ થાય તેટલો પંતીયાળાંનો પંતીયાળાંની મિલકતમાં હિસ્સોછે એમ સમજવું.

(૨) પંતીયાળાંના ધંધામાં જે નફોથાય તે સર્વે પંતીયાળાઓને સરખે હિસ્સે વેહેંચી લેવાનો હકછે,તેમજ પંતીયાળાંમાં થયલો ટોટો સર્વે પંતીયાળાઓએ સરખે હિસ્સે ભરવો જોઈએ.

(૩) પ્રતેક પંતીયાળાને પંતીયાળાંના ધંધાનો વહીવટ કરવામાં સામિલ થવાનો હકછે.

(૪) પંતીયાળાંના ધંધાનું કામ પ્રત્યેક પંતીયાળાએ ઉદ્યમ રાખીને કરવું એ પ્રત્યેક પંતીયાળાંની ફરજને, અને તે કામ કરવા બદલ કાંઈપણ મેહેનતાણું મળવાનો પંતીયાળાનો હક નથી.

(૫) જો પંતીયાળાંના ધંધાને લગતી સાધારણ બાબતમાં પંતીયાળાઓના અભિપ્રાય એકએકથી જુદા પડે તો પંતીયાળાઓમાંથી ઘણા જણોનો જે મત હોય તે પ્રમાણે ઠરાવ કરવો; પરંતુ સર્વે પંતીયાળાઓની સંમતિ થયા સિવાય પંતીયાળાંના ધંધાના સ્વરૂપમાં કાંઈ ફેરફાર કરી શકતો નથી.

(૬) સર્વે પંતીયાળાઓની સંમતિ શિવાય કોઈ પણ શખ્સને પેઢીમાં નવો પંતીયાળો કોઈ શખ્સથી કરી શકાતો નથી.

(૭) જો કોઈ પણ કારણને લીધે પંતીયાળાંનો કોઈ પણ ભાગીઓ ભાગીઆપણામાંથી બંધ પડે તો બાકીના સરવે ભાગીઆ-

ઓને સંબંધે પંતીયાળું ભાગી પડ્યું એમ સમજવું.

(૮) પંતીયાળુ કાંઈએક નિમેલી મુદત સુધીને વાસ્તે કર્યું ન હોય તો કોઈપણ પંતીયાળો ગમે તે વખતે પંતીયાળામાંથી છુટા પડી શકે છે.

(૯) જો પંતીયાળુ અમુક મુદત સુધિને સારૂ કર્યું હોય તો સરવે પંતીયાળાઓની સંમતિ સિવાય તે મુદત ચાલું હોય તે દરમિયાનમાં કોઈ પણ પંતીયાળો પંતીયાળામાંથી છુટા પડી શક તો નથી, અને કોરટના હુકમ સિવાય કોઈપણ પંતીયાળાને બાકીના પંતીયાળાઓ કાંઈ પણ કારણે કહાડી મુકી શકતા નથી.

(૧૦) પંતીયાળુ કાંઈ અમુક મુદત સુધીને સારૂ કર્યું હોય કિંવા નહી કર્યું હોય તો પણ કોઈપણ પંતીયાળો મર્ણ પામે તો પંતીયાળું ભાગી પડેછે.

કોરટ પંતીયાળું ક્યારે ભાગી શકેછે.

૨૫૪ કોઈ પંતીયાળાએ દાવો કર્યા ઉપર નીચે લખેલે પ્રસંગે કોરટ પંતીયાળું ભાગી શકેછે:—

(૧) જ્યારે કોઈ પંતીયાળો અસાવધ બુદ્ધિનો થાય ત્યારે:

(૨) જ્યારે દાવો કરનાર પંતીયાળા શિવાય બીજો કોઈ પંતીયાળો નાદાર દેણદાર વિષેના કોઈ કાયદા મુજબ નાદાર ઠેરવવામાં આવ્યો હોય ત્યારે;

(૩) જ્યારે દાવો કરનાર પંતીયાળા શિવાય બીજા કોઈપણ પંતીયાળાએ એવું કાંઈપણ કૃત્ય કર્યું હોય કે તેથી કરીને સદરહુ બીજા પંતીયાળાનો નફા ટોટાનો સર્વે સંબંધ કાયદા મુજબ ત્રીજા સખસ પાસે જતો હોય ત્યારે;

(૪) જ્યારે કોઈ પણ પંતીયાળો પંતીયાળાના કરાર મુજબ પોતાને ભાગે જે કરવાનુ હોય તે કરવાને અશક્ત થાય ત્યારે.

(૫) જ્યારે દાવો કરનાર પંતીયાળા શિવાય કોઈ બીજો પંતીયાળો પંતીયાળાના કામકાજમાં, અથવા પોતાના પંતીયાળાઓ જોડે, ભારે ગેરવર્તણુંક કર્યાનો તકશીરવાર હોય ત્યારે.

(૬) જ્યારે પંતીયાળાનો ધંધો ચલાવ્યાથી માત્ર તોટોજ થતો હોય ત્યારે;

ધંધો કરવાની મનાં હોય તો પંતીયાળું ભાગી પડેછે.

૨૫૫—જે ધંધા વિષે પંતીયાળું કર્યું હોય તે ધંધો કરવાની મનાઈ કાયદાથી થાય તો તે પંતીયાળું સર્વ કોઈ પ્રસંગે ભાંગે છે એમ સમજવું.

જે મુદતને માટે પંતીયાળું કર્યું હોય તે મુદત થઈ ગ

૨૫૬. જે પંતીયાળુ અમુક મુદત સુધીને સારૂ કરવામાં આવ્યું હોય, તે પંતીયાળું તે મુદત પૂરી થયા પછી ચાલુ રાખવામાંઆવે, ત્યારે જુદી રીતની કબુલાયત ન હોય તો, પંતીયાળાઓના હકો અનેતેની

ફરજો મુદ્દત પૂરી થતી વખતે જેવી હતી તેવીજ કાયમ રેહશે; પરંતુ કોઈ પણ પંતીયાળાની ઇચ્છા ઉપરથી ભાંગી શકાય એવાં પંતીયાળાંને સદરહુ હકો તથા ફરજો જેટલે દરજ્જે લાગુ પડી શકતી હોય તેટલેજ દરજ્જે હકો તથા ફરજો મજકુર સદરહૂ ચાલુ રએલાં પંતીયાળાંને લાગુ છે એમ સમજવું.

આ પછી પંત્યાળું ચાલું રાખ્યું તો પંતીયાળાઓનો હક તથા જવાબદારી.

૨૫૭. સર્વ પંત્યાળાઓને સર્વોત્કૃષ્ટ ફાયદો થાય એવી રીતે પંતીયાળાંનો ધંધો ચલાવવો, તથા પરસ્પર ન્યાયથી તથા ઇમાનદારીથી વર્તવું, તથા પંતીયાળાં સંબંધીની તમામ વાતોની સંપૂર્ણ હકીકત તથા ખરા હિસાબ હરકોઈ પંતીયાળાંને તથા તેના કાયદેસર પ્રતીનીધીને આપવા, એ સર્વ પંતીયાળાઓની ફરજ છે.

પંતીયાળાઓના સામાન્યધર્મ.

૨૫૮. પંતીયાળાં સાથે સંબંધ રાખનાર કોઈ પણ કાર્ય ઉપરથી જો કાંઈ નફો થાય તો તે નફાનો હિસાબ પંતીયાળાએ પોતાની પેઢીને આપવો જોઈએ.

પંત્યાળાં સંબંધીના કાર્યમાં થયેલા લાભનો હિસાબ પેઢીને આપવો જોઈએ

દૃષ્ટાંતો.

(અ) અ બ અને ક એઓ પંતીયાળે વેપાર કરે છે. અ અને બ ને ન જણાવતાં જે ઘરમાં પંતીયાળાંનું કામ ચાલે છે, તે ઘરનો પટો ખુદ પોતાનાજ લાભને માટે ક મેળવે છે. અ તથા બ ની ઇચ્છા હોય તો તે પટાથી લાભ થાય તેમાં ભાગ મળવાનો હક તેઓને છે.

(બ) અ બ અને ક એઓ પંતીયાળે વેપાર કરેછે અને તેઓનો વેપાર મુંબઈ અને લંડન મધ્યે છે. ડ લંડનનો એક વેપારી છે તેની પાસે તેઓ માલ મોકલે છે. ડ ને માલ મોકલ્યાં કરે તેને સારૂ ક પોતાની સત્તા વાપરે તેના અવેજમાં, માલ મોકલવા બાબત જે દસ્તુરી ડ ને મળે છે તેમાંથી કાંઈ ભાગ ડ છુપી રીતે ક ને આપેછે એવી રીતે ક ને જે પૈસા મળ્યા તેનો હિસાબ તેણે પેઢીને આપવો જોઈએ.

૨૫૯. જો કોઈ પંતીયાળો, બાકીના પંતીયાળાઓને ન જણાવતાં અને તેઓની સંમતી શિવાય, પેઢીના ધંધા જોડે સ્પર્ધાવાળો તથા તે ધંધામાં હરકત કર્ત્તા બીજો કોઈ પણ ધંધો ચલાવે, તો તે ધંધામાં મેળવેલા સર્વે નફાનો હિસાબ તેણે પેઢીને આપવો જોઈએ, અને તે ધંધાને લીધે પેઢીને કાંઈ ટોટો આવ્યો હોય તો તે તેનો બદલો તેણે પેઢીને ભરી આપવો જોઈએ.

જે પંત્યાળો સ્પર્ધાવાળો બીજો ધંધો કરે તે પંતીયાળો પેઢીને દેવા જવાબદાર છે.

૨૬૦. એકાદી પેઢીનાં કાર્ય બાબત કોઈ પણ પેઢીને અથવા ત્રીજા શખ્સને સ્થિર જામીનગીરી આપવામાં આવી હોય તો, જે પેઢીને અથવા જે પેઢીનાં કાર્ય બાબત તે જામીનગીરી આપી હોય તે પેઢીના બંધારણમાં કાંઈ ફેરફાર થાય તો બીજી રીતનો કરાર ન હોય, ત્યારે તે જામીનગીરી ભવિષ્યકાળનાં કાર્યને સંબંધે રદ્દ થઈ એમ સમજવું.

પેઢીમાં ફેરફાર થયાથી સ્થિર જામીનગીરી રદ્દ થાય છે.

કોઇ પંત્યાળોમ ર્ણું પામ્યા પછી જ વાબદારી ઉત્પન્ન થઈ તો તેને વાસ્તે મરનારની મિલકત જવાબદાર નથી.

૨૬૧. કોઈ પંતીયાળો મર્ણું પામ્યો હોય, અને તેના મર્ણુ પછી પેઢીએ કાંઇ કરજ માથે લીધી હોય, તો સ્પષ્ટ કબુલાયત ન હોય ત્યારે તે કરજને સંબંધે મરનારની મિલકત જવાબદાર નથી.

પંતીયાળાંનાં કર્જો તથા પંતીયાળાઓનાં પોતાના જુદાં જુદાં કર્જો આપવા વીશે.

૨૬૨. કોઈ પેહેડીને એકેમતે આપવાનાં કરજ હોય, અને તે પેહેડીનાં પંતીયાળાંને પોતાને આપવાનાં જુદાં કરજ હોય, ત્યારે પંતીયાળાંની મિલકત પ્રથમ પેહેડીના કરજ અદા કરવાનાં કામમાં લેવી જોઇએ. અને ત્યાર પછી કાંઈ ફાજલ રહે તો પ્રત્યેક પંતીયાળાનો જેટલો હિસ્સો હોય તે હિસ્સો તે પંતીયાળાને પોતાને જે જુદાં કરજ આપવાનાં હોય તે અદા કરવાના કામમાં લેવો જોઇએ, અથવા હિસ્સો મજકુર તે પંતીયાળાને આપવો જોઇએ. કોઈ પણ પંતીયાળાની પોતાની જુદી મીલકત હોય તે પંતીયાળા મજકુરનાં જુદાં કરજ અદા કરવાના કામમાં પ્રથમ લેવી જોઇએ, અને પછી જો કાંઈ ફાજલ રહેતો તે પેહેડીનાં કરજ અદા કરવાનાં કામમાં લેવી.

પંતીયાળુ ભાગ્યા પછી પંતીયાળુઓના હક અને કરજો કાયમ રહેછે.

૨૬૩. પંતીયાળુ ભાગ્યા પછી પંતીયાળાઓના હકો તથા કરજો પંતીયાળાનુ કામ આટોપીને બંધ કરવા માટે જે બાબતો જરૂરની હોય તે સર્વે બાબતોમાં કાયમ રહે છે એમ સમજવું.

પંતીયાળુ ભાગ્યાં બાબત જાહેર ખબર.

૨૬૪. જે પેહેડી ભાંગ્યા બાબતની પ્રસિદ્ધ ખબર આપવામાં આવી ન હોય તે પેઢી ભાગ્યાથી પેઢી મજકુર સાથે વેપાર ધંધો કરનાર શખસોના નફા નુકશાનમાં કમી જાસ્તી થશે નહી; પરંતુ તેવા શખસને પોતાને પેઢી મજકુર ભાંગ્યાની ખબર મળી હોય તો સદરહુ મુજબ કમી જાસ્તી થશે.

પંતીયાળુ સમાપ્ત થયા પછી કામ આટોપીને બંધ કરવા વિશે કોર્ટને અરજ કરવાનો હક પંતીયાળાઓને છે.

૨૬૫ બીજી રીતનો કાંઈ કરાર ન હોય તો, પંત્યાળુ સમાપ્ત થવા પછી પેઢીનો ધંધો આટોપીને બંધ કરવા સારૂ, તથા પેઢીનું કરજ અદા કરવાની તજવીજ કરવા સારૂ, તથા જે ફાજલ રહે તે પંતીયાળાઓના હિસ્સા મુજબ તેઓને વેહેંચી આપવા સારૂ, પ્રત્યેક પંતીયાળો કિંવા તેના પ્રતિનિધિ કોર્ટને અરજ કરી શકે છે.

ખુલાસો—જે ડિસ્ટ્રિક્ટ જડજના અધિકારની સ્થાનિ મર્યાદાની અંદર પેઢિનો ધંધો ચલાવવાની જગ્યા કિંવા મુખ્ય જગ્યા હોય તે ડિસ્ટ્રિક્ટ જડજની કોરટ કરતાં કનિષ્ટ પંક્તીની ન હોય તેવી કોરટને આ કલમના અર્થ મુજબની કોરટ સમજવી.

નિયમિત જવાબદારીનું પંતીયાળુ ઇનકોરપોરેટેડ પંતીયાળું અને જોઈન્ટ સ્ટાક કંપનિ.

૨૬૬. નિયમિત જવાબદારીનાં પંતીયાળાં, ઇન કોરપોરેટેડ પંત્યાળાં, અને જોઇંટ સ્ટાક કંપનિ એવા પ્રકારના જે વિશેસે પંત્યાળાં હોય તે વિશે વખતે વખત હિંદુસ્તાન મધ્યે જે કાયદા ચાલું હોય તે મુજબ વ્યવસ્થા થશે.

---

# પરિશિષ્ટ*

## કાયદા રદ કર્યા તે.

### સ્ટાટ્યુટો.

| સ્ટાટ્યુટ-આક્ટનો નંબર તથા સાલ. | વિષય. | કેટલા રદ કર્યા. |
|---|---|---|
| બીજા ચાર્લ્સના ૨૯ માં વરશના સ્ટાટ્યુટનો બાબ ૩. | કપટો અને ખોટા સોગનો બંધ કરવા વિશેનો કાયદો.. | કલમ ૧,૨,૩,૪ અને ૧૭. |
| વિક્ટોરીઆના ૧૧ માં તથા ૧૨ માં વરશના સ્ટાટ્યુટનો બાબ ૨૧. | હિંદુસ્તાન મધ્યેના નાદાર દેણદારો વિશે જે કાયદા છે તે એકત્ર કરી દુરસ્ત કરવા વિશે. | કલમ ૪૨. |

### આક્ટો.

| આક્ટનો નંબર તથા સાલ. | વિષય. | કેટલે રદ કર્યો. |
|---|---|---|
| સને ૧૮૪૦નો આક્ટ ૧૩ મો. | ઈંગ્લંડનો કાયદો જે પ્રસંગે લાગુ હોય તે પ્રસંગે ઈસ્ટ ઈંડિયા કંપનિના મુલુકને ૪ થા જ્યોર્જના ૪ થા વરશનાં સ્ટાટ્યુટના બાબ ૮૩ મામાં ૪થા જ્યોર્જનાં ૬ઠ્ઠા વરશના સ્ટાટ્યુટના ૯૪ માં બાબથી ફેરફાર તથા સુધારો થયો તે પ્રમાણે લાગુ કરીને ફાક્ટરો વિશેના કાયદા સુધારવા બાબત આક્ટ. | સઘળો. |
| સને ૧૮૪૦નો આક્ટ ૧૪ મો. | જે પ્રસંગે ઈંગ્લંડનો કાયદો લાગુ હોય તે પ્રસંગે ઈસ્ટ ઈંડિયા કંપનિના મુલુકને ૪થા જ્યોર્જના ૯મા વરશના સ્ટાટ્યુટના ૧૪માં બાબના ઠરાવ લાગુ કરીને કેટલાંએક વચનો તથા બંદોબસ્ત કાયદેસર થાય તેને સારૂ લખેલાં ટિપ્પણ અવસ્ય છે એવું ઠરાવવાનો આક્ટ. | સઘળો. |
| સને ૧૮૪૪નો આક્ટ ૨૦ મો. | જે પ્રસંગે ઇંગ્લંડના કાયદા લાગુ હોય તે પ્રસંગે ઈસ્ટ ઈંડિઆ કંપનિના મુલુકને વિક્ટોરિયાના ૫માં તથા ૬ઠ્ઠા વરશના સ્ટાટ્યુટના ૩૯માં બાબમાંના ઠરાવ આ આક્ટ ઉપરથી ફેરફાર થયા પ્રમાણે લાગુ કરીને જે આડતીઆને હવાલે માલ સોંપ્યો હોય તેને સુદ્ધ બુદ્ધિએ આપેલી કરજાઉ રકમો વિશેનો કાયદો સુધારવાનો આક્ટ. | સઘળો. |
| સને ૧૮૪૮નો આક્ટ ૨૧ મો. | શરત નિરર્થક થાય એવું ઠરાવવાનો આક્ટ.......... | સઘળો. |

| | | |
|---|---|---|
| સને ૧૮૬૬નો આકટ ૫ મો. | હુંડી વિશે સંક્ષિપ્ત પદ્ધતિ ઠરાવવા વિશેનો તથા બ્રિટિસ્ઇંડિયાના વેપાર સંબંધીનો કાયદો કેટલીએક બાબતમાં સુધારવા વિશેનો આકટ. | કલમ ૯ અને ૧૦ |
| સને ૧૮૬૬નો આકટ ૧૫ મો. | હિંદુસ્તાન મધ્યે પંત્યાળાં વિશેનો કાયદો સુધારવા વિશેનો આકટ | સઘળો. |
| સને ૧૮૬૭નો આકટ ૮ મો. | હિંદુસ્તાન મધ્યે ઘોડાની શરતો વિશેનો કાયદો સુધારવા વિશેનો આકટ. | સઘળો. |

હ. સ. કનિંગહામ.
ગવરનર જનરલની કાયદા તથા કાનુન કરનારી કૌન્સિલનો
આફિશિએટિંગ સેક્રેટરિ.

( True Translation ).
VIRPRASAD TAPIPRASAD,
( Chitnees to the Collector of Surat.)
CARSETJI RASTAMJI THANAWALA,
( Subordinate Judge of Callian, in the Thana District.)

# સન ૧૮૭૭ નો આક્ટ ૧૫ મો.

ઈંડિયાના ગવનર જનરલ ઈનકાંઉન્સિલનો હેઠળ લખેલો આક્ટ ગવરનર જનરલ સાહેબે સન ૧૮૭૭ ના જુલાઈ મહીનાની ૧૯ મી તારીખે મંજુર કરયો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ પ્રસિદ્ધ કરયો છે.

## ફરિયાદી કરવાની મુદત ઠરાવવા બાબતનો તથા બાજા કારણો બાબતનો આક્ટ.

ફરીયાદ કરવાની તથા કોરટને અપીલ કરવાની તથા કેટલીએક અરજીઓ કરવાની

હેતુ. | મુદત બાબત કાયદો છે તે સુધારવો યોગ્ય છે વાસ્તે અને કબજા ઉપરથી ઈઝમેંટનું તથા બીજી માલમિલકતનું ધણીપણું સંપાદિત થવા બાબતની કાનુન ઠરાવવી યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

ટીકાઃ—મુદતના કાયદાના હેતુ અને નીતિ બાબતમાં જસ્ટીસ સ્ટોરી પોતાનાં કરેલા "કોન્ફ્લીક્ટ ઓફલોઝ"નામના પુસ્તકમાં લખેછે,કે આ કાયદા વિરામના કાયદા છે, હકની બાબતમાં નીશ્ચીત કરવા સારૂ તથા કપટ અટકાવવા સારૂ અગર કોઈ પણ કૃત્યમાં તેના પ્રાચીનપણાને લીધે એનો અનિશ્ચીતના અથવા દ્વીઅર્થ પણ થાય અગર અર્થ સ્પષ્ટ પણે ન સમજાય તથા પુરાવાની જે ખામીઓ હોય તે પુરી કરવાને માટે છે. તેઓનુ મુખ્ય ધોરણ એછે કે જ્યારે અમુક મુદતમાં યોગ્ય કોરટમાં કોઈ પણ હક વિષે તકરાર ઉઠાવવામાં ન આવેતો તે બંધ પડયા છે અથવા બંધ પડયા જેવા ગણવા જોઈએ. ફરીયાદના ખરેખરા મજબુત કારણો તેથી દુર થાય છે. કારણ કે આવા કાયદાનો આધાર પક્ષકારની પોતાની ગફલત અથવા બે કાળજીપણા ઉપર રહેલા છે. તે ઉદ્યોગને જાગૃત કરેછે કેમકે ઉદ્યોગને તે કેટલીક રીતે હકની બરોબર કરાવી આપે છે.

અતિ સમયના બંધા સંગ્રહ જેને વિષે સમજુત થઈ નથી અગર જે કાળની ગતિથી સમજાવી શકાય એવા રહ્યા નથી તે બધા સંગ્રહને એક સામાન્ય પાત્રમાં પુરીને કજીઆ ટંટાને બંધ પાડેછે.

મુદતના કાયદાને લગતા પોતે કરેલાં ભાષણમાં લોર્ડ પ્લંકેટ કહેછે કે કાળ હકના પુરાવાનો નાશ કરેછે તથાપી જેનો કાળે નાશ કરયો હોય તેને બદલે બાંધી મુદતનો કબજો બસ ગણાશે. એવું કાયદાએ ડહાપણથી અને દયાથી ઠરાવ્યું છે. આપણા હકની સાબીતીઓનો નાશ કરવા કાળ પોતાના એક હાથમાં દાતરડુ લેઈ આવેછે પણ કાયદા કરનારે તેના બીજા હાથમાં કાળ માપક શીશી આપેલી છે અને તેમાંથી તે જેનો પોતે નાશ કરયો છે તેની જરૂર નપડે તેવા તેને સારૂ કાળ વિભાગ તે સંતત આપ્યા કરેછે.

કાયદેસર ઈલાજ લેવાના જે હકછે તે મુદતના કાયદાથી નિયમીત થાયછે માટે જ્યાં જ્યાં તેવા કાયદાની ભાષા સ્પષ્ટ ન હોય ત્યાં તેનું અર્થગ્રહણ એવી રીતે કરવું કે કામ ચલાવવાનો હક કાયમ રહે. ઈ. લા. રી. ૧ મુંબાઈ. ૧૯

### ભાગ ૧ લો.

પ્રથમ નીયમો.

૧. આ આક્ટને "સન ૧૮૭૭ નો હિંદુસ્થાનનો મુદત બાબતનો આક્ટ"

ન્હાનું મથાળું | કહેવો.

આ આકટ આખા બ્રિટિશઈંડીયાને લાગુછે. પણ બીજી તથા ત્રીજી કલમનો અ-

**આ આકટ ક્યાંહાં ક્યાંહાં લાગુ છે.**

થવા બીજા અને ત્રીજા ભાગનો કોઇ ઠરાવ હેઠળ લખેલી ફરિયાદોનેલાગુ નથી. એટલે:—

(અ) હિંદુસ્થાનના તલાક બાબતના આકટ પ્રમાણે કરેલી ફરિયાદને; અથવા

(બ) સન ૧૮૩૧ ના મદ્રાસના ૬ ઠા કાયદા પ્રમાણે કરેલી ફરિયાદને લાગુ નથી.

**આ આકટ શરૂ થવું.**

આ આકટ સન ૧૮૭૭ના અકટોબર મહિનાની પેહેલી તારીખે અમલમાં આવશે.

ટીકા—કાયદાઓ ભાવી કૃત્યોને લાગુ પડવાના છે અને પાછળ થઇ ગયેલા કૃત્યેને તથા જે ચાલતા હોય તેવાં કૃત્યોને સ્પષ્ટ રીતે તે કાયદાઓ લાગુ ન કરયા હોયતો તેમની અસર ભૂત કૃત્યોને લાગેછે એમ ગણવું જોઇએ નહી. ખૂમસલાગબ માકુસી.

**આકટ રદ કરવા બાબત.**

૨ આ આકટને જોડેલા પેહેલા પરિશિષ્ટમાં આકટ લખ્યા છે તે તેજ પરિશિષ્ટમાં કહ્યું છે તેટલે સુધી સદરહુ તારીખે તથા તે તારીખથી રદછે એમ સમજવું.

**સન ૧૮૭૧ ના ૯ મા આકટ ઉપરના હવાલા.**

પણ સન ૧૮૭૧ ના હિંદુસ્થાનના મુદત બાબતના આકટ ઉપર આપેલા હવાલા આ આકટ ઉપર આપ્યા હોય તે પ્રમાણે તે સઘળા વાંચવા અને આ આકટના અથવા તે આકટના કોઇ ઠરાવ ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે થાયછે એમ સમજવું નહી એટલે તે આકટ પ્રમાણે અથવા તે આકટ ઉપરથી રદ થયેલા કોઇ આકટ પ્રમાણે કાંઇ હક્ક સંપાદન કરયો હોય તે હક્કને

**હક સંપાદન થઇ ચુકયા હોય તે કાયમ રાખવા.**

બાધ આવેછે અથવા ફરિયાદ કરવાનો કાંઇ હક બંધ થયો હોય તે હક પાછો સંસ્થાપિત થાયછે એમ સમજવું

**સન ૧૮૭૨ના ૯મા આકટની ૨૫ કલમ કાયમરાખવી.**

નહી. અને આ આકટના કોઇ ઠરાવ ઉપરથી હિંદુસ્થાનના કરાર બાબતના આકટની ૨૫ મી કલમને બાધ આવે છે એમ સમજવુ નહી.

**જે ફરિયાદ સારૂ આ આકટમાં કહેલી મુદત, સન ૧૮૭૧ ના ૯ મા આકટમાં કહેલી મુદતના કરતાં ઓછી હોય તે ફરીયાદ.**

આ આકટમાં ગમે તે ઠરાવ હોય તોપણ, આ આકટને જોડેલા બીજા પરિશિષ્ટના ૧૪૬ મા નંબર હેઠળ કહેલી કોઇ ફરિયાદ હેઠળ લખ્યા પ્રમાણે હકીકત ન હોયતો સન ૧૮૭૭ ના અકટોબર મહિનાની સદરહુ પેહેલી તારીખથી આગલાં પાંચ વરસમાં કરવાનો અધિકાર છે એટલે સદરહુ પ્રકારની ફરિયાદી સારૂ સદરહુ સન ૧૮૭૧ ના હિંદુસ્થાનના મુદત બાબતના આકટમાં કહેલી મુદત સદરહુ પાંચ વરસ પુરા થયાની અગાઉ પૂરી નહી થઇ હોય તો પાંચ વરસમાં કરવાનો અધિકાર છે. અને જે બીજી કોઇ ફરિયાદ બદલ આ આકટમાં કહેલી મુદત, સદરહુ સન ૧૮૭૧ ના હિ-દુસ્થાનના મુદત બાબતના આકટમાં કહેલી મુદતના કરતાં ઓછી હોય તે બીજી ફરીયાદ હેઠળ લખ્યા પ્રમાણે હકીકત ન હોયતો સન ૧૮૭૭ ના અકટોબર મહિનાની સદરહુ પેહેલી તારીખથી બે વરસમાં કરવાનો અધિકાર છે. એટલે સદરહુ પ્રકારની ફરીયાદ બદલ. સદરહુ આકટમાં કહેલી મુદત સદરહુ બે વરસ પુરા થયાની અગાઉ પુરી નહી થઇ હોય તો બે વરસમાં કરવાનો અધિકાર છે.

ટીકા—૨૬ થયેલા કાયદા અથવા સ્ટાટ્યુટ અમલમાં હતા તે વખતમાં જે હક પ્રા

પ્ત થયા હોય તે હકો, રદ કરનાર આક્ટમાં એવા સ્પષ્ટ શબ્દો નહોય અગર એ મતલબનો ચોખ્ખો ભાવાર્થ નીકળતો ન હોય તો, તે સ્ટાટ્યુટ અથવા કાયદો રદ થવાથી જતા નથી, અને તેથી કરીને સન ૧૮૭૧ ના ૯ મા આક્ટના પેહેલા પરિશિસ્ટની કલમ ૨ થી સન ૧૮૨૭ નો ૫ મો રેગ્યુલેશન સ્પષ્ટ રીતે રદ કરવામાં આ૦વો તો પણ સન ૧૮૭૧ નો ૯ મો આક્ટ અમલમાં આવતાં પેહેલાં તે રેગ્યુલેશનની ૧ લી કલમ પ્રમાણે જે પ્રીસ્ક્રીપટીવ હક પ્રાપ્ત થયો હોય તેને અસર થતી નથી. ઈ. લૉ. રી. ૧ મુંબાઇ ૨૮૬.

૩. આ આક્ટમાં વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી બાઅર્થની કમલ. | ધ આવતો ન હોય તો—

"વાદી" આ શબ્દમાં જે કોઇ માણસની તરફથી અથવા જે કોઇ માણસની મારફતે ફરિયાદ કરવાનો પોતાનો હક્ક વાદીને પ્રાપ્ત થાયછે તે માણસનો પણ સમાસ થાયછે. અને "અરજદાર" આ શબ્દમાં જે કોઇ માણસની તરફથી અથવા જે કોઇ માણસની મારફતે અરજી કરવાનો પોતાનો હક અરજદારને પ્રાપ્ત થાયછે તે માણસનો પણ સમાસ થાયછે. અને "પ્રતિવાદી" આ શબ્દમાં જે કોઇ માણસની તરફથી અથવા જે કોઇ માણસની મારફતે પોતાની ઉપર ફરીયાદ થવાની પાત્રતા પ્રતિવાદીને પ્રાપ્ત થાય છે તે માણસનો પણ સમાસ થાયછે.

"ઇઝમેંટ" આ શબ્દમાં હેઠળ લખેલા હકનો પણ સમાસ થાયછે એટલે કરાર ઉપરથી ઉત્પન ન થનારા એવા જે હક ઉપરથી, બીજાની જમીનનો અથવા બીજાની જમીનમાં ઊગનારા અથવા તેને ચોટેલા અથવા તેની ઉપર રેહેનારા કોઇ પદાર્થનો કોઇ ભાગ ખુદ પોતાના ફાયદા સારૂ લઈ જવાનો અથવા પોતાના કામમાં લગાડવાનો અધિકાર કોઇ માણસને પ્રાપ્ત થાયછે તે હકનો પણ સમાસ "ઇઝમેંટ" આ શબ્દમાં થાયછે.

"*બિલ આફ એક્સચેંજ" આ શબ્દોમાં હુંડીનો તથા ચેકનો પણ સમાસ થાયછે.

"*બાંડ" (ખત) આ શબ્દમાં હેઠળ લખેલા દસ્તાવેજનો સમાસ થાયછે એટલે ફલાણું એક વિશેષ કૃત્ય કરશે હોય તો અથવા ન કરશે હોયતો (પ્રસંગ પ્રમાણે જેમ હોય તેમ) અવશ્યકતા રદ થશે એવી શરતે કોઇ માણસ બીજા માણસને જે દસ્તાવેજ ઊપરથી નાણું આપવાની પોતાને જરૂર પાડેછે તે દસ્તાવેજનો સમાસ થાયછે.

"વાયદા ચીઠી" આ શબ્દનો અર્થ જે કોઇ દસ્તાવેજ ઊપરથી તે દસ્તાવેજ કરી આપનાર પૈસાની નિરદિષ્ટ કરેલી રકમ તે દસ્તાવેજમાં ઠરાવેલી વખત અથવા માગે ત્યારે અથવા તે દસ્તાવેજ દેખાડે. એટલે આપવાનું ખાસ કબુલ કરેછે તે દસ્તાવેજ એમ સમજવો.

"ટ્રસ્ટી" (એટલે જુમ્મેદાર) આ શબ્દમાં બીનામીદાર અથવા જે ગીરવી રાખનારનો કબજો ગીરવીનું નાણું આપ્યા પછી પણ રહ્યો હોય તે પ્રેરણે રાખનાર અથવા જે

---

*બિલ આફ એક્સચેંજ એટલે જે હુડીની બે અથવા ત્રણ નકલો મળીને એક સેટ થાયછે તે હુંડી.

*બાંડ એટલે દેણું કબુલ કરીને તથા તેની રકમ દાખલ કરીને તથા આપવાની મુદત ઠરાવીને શિકા સાથે અથવા શાહી શિકા સાથે ખત લખી આપેછે તે ખત.

અપકૃતિ કરનારનો હક નહી હોય ને કબજો હોય તે અપકૃતિ કરનારનો સમાસ થતો નથી.

"ફરિયાદ" આ શબ્દમાં અપીલનો અથવા અરજીનો સમાસ થતો નથી.

"નોધેલા" આ શબ્દનો અર્થ દસ્તાવેજ જે વખત અને જે જગાએ કરી આપ્યો એવું દસ્તાવેજમાં લખ્યુ હોય અથવા હુકમનામા ઉપર અથવા હુકમ ઉપર જે વખત તથા જે જગાએ સહી થઈ એવું તેમાં લખ્યું હોય તે વખતે તે જગાએ દસ્તાવેજ નોધવા બાબત જે કાયદો અમલમાં હોય તે કાયદા પ્રમાણે બ્રિટિશ ઈંડીયામાં યોગ્ય રીતે નોધેલા એવો સમજવો—

"પારકો મુલક" આ શબ્દનો અર્થ બ્રિટિશ ઈંડીયા શિવાય બીજો કોઈ મુલક એવો સમજવો.

અને યોગ્ય રીત સંભાળીને અને ધ્યાન રાખીને જે કાંઈ કરયું નહી હોય તે "શુદ્ધબુદ્ધિથી" કરયું છે એવું સમજવું નહી.

## ભાગ ૨ જો.

### ફરિયાદો તથા અપિલો અને અરજીઓ કરવાની મુદત.

મુદત વીતીગયા પછી ફરી યાદો વગેરે કરી વગેરે હોય તે કાહાડી નાખવી.

૪. ફરીયાદ તથા અપીલ અને અરજી કરવાની મુદત આ આક્ટને જોડેલા બીજા પરિશિસ્ટમાં કહીછે તે મુદત વીતી ગયા પછી જે ફરિયાદ તથા અપીલ અને અરજી કરવામાં આવશે તે મુદત વીતી ગઈ એવો જવાબ આપ્યો નહી હોય તોપણ ૫ મી કલમના આરંભથી તે ૨૫ મી કલમની આખર લગીની સઘળી કલમના ઠરાવનું ધોરણ રાખીને કાહાડી નાખવી.

ખુલાશો:—સાધારણ પ્રસંગે યોગ્ય અમલદારને ફરિયાદીની અરજી આપી એટલે ફરિયાદ કરી એવું થાયછે. નાદારને પ્રસંગે નાદારીમાં ફરિયાદ કરવાની પરવાનગી મળવા બાબતની તેની અરજી ફાઈલ થઈ એટલે તેણે ફરિયાદ કરી એવું થાયછે. અને જે કંપનીનું કામકાજ કોરટની મારફત આટોપવામાં આવતું હોય તે કંપનીની ઉપર દાવો હોય તે પ્રસંગે દાવો કરનારે પોતાનો દાવો આફિશીયલ લિકિવડેટરને પ્રથમ મોકલ્યો એટલે તેણે ફરીયાદ કરી એવું થાયછે.

દ્રષ્ટાંતો.

(અ.) કહેલી મુદત વીતી ગયા પછી ફરીયાદ કરીછે. મુદત વીતી ગઈ એવો જવાબ આપ્યો નથી અને વાદીની તરફનું હુકમનામું થયુંછે. પ્રતીવાદી અપીલ કરેછે, અપીલકોરટે તે ફરીયાદ કાહાડી નાખવી જોઈએ.

(બ.) કહેલી મુદત વીતી ગયા પછી કરેલી અપીલ મંજુર કરીછે તથા નોધીછે, તોપણ તે અપીલ કાહાડી નાખવી.

ટીકા:—કાયદાની મુદતની હદ જે દાવાઓને માટે ઠરાવવામાં આવીછે તેને કબુલત ની તકરાર લાગુ પડી શકે, પણ કોઈપણ હક અમલમાં લાવતાં વિલંબ થયો તેથી કબુલત થતી નથી. ઈ. લો. રી. ૧ અલ્લાબાદ. ૮૨.

આ કલમ પ્રમાણે મુદતની હરકત છે એવો બચાવ કરવામાં ન આવ્યો હોય તો પણ દાવો મુદતની બહાર છે કે નહી એ જોવાની ફરજ કોરટને માથેછે.

તેમજ ૨, રી, ૧૬૮ જુઓ.

દાવાનું કારણ ન હોય ત્યાં સુધી મુદતનો કાયદો લાગુ પડી શકતો નથી. ૧૨ વી. રી. ૧૬૮.

**મુદત પુરી થાય ત્યારે કોરટ બંધ હોય તે બાબત વિશેષ ઠરાવ.**

૫. કોઈ ફરીયાદ સારૂ અથવા અપીલ સારૂ અથવા અરજી સારૂ કહેલી મુદત જે દિવસે કોરટ બંધ હોય તે દિવસે પૂરી થતી હોયતો જે દિવસે કોરટ પાછી ઉઘડે તે દિવસે તે ફરીયાદ અથવા અપીલ અથવા અરજી કરવાનો અધિકાર છે.

**અપીલ બાબત તથા ફરી તપાસ સારૂ કરેલી અરજી બાબત વિશેષ ઠરાવ.**

અપીલ કરવાની અથવા ફેંસલાની ફરી તપાસ સારૂ અરજી કરવાની જે મુદત કહીછે તે મુદત પછી પણ અપીલ અથવા ફેંસલાની ફરી તપાસ સારૂ અરજી હેઠળ લખેલે પ્રસંગે મંજુર કરવાનો અધિકાર છે એટલે સદરહુ મુદતની અંદર અપીલ અથવા અરજી નહી કરવાનું પાકું કારણ હતું એવી અપેલંટ (એટલે અપીલ કરનાર) અથવા અરજદાર કોરટની ખાત્રી કરશે તો તે અપીલ અથવા અરજી મંજુર કરવાનો અધિકાર છે.

ટીકા:—ઢીલ થવાનું કારણ જે અરજીમાં બતાવવામાં આવ્યું હોય તેની સાથે આફીડેવીટ(સોગન પત્ર) જોઈએ. ૧૧ અકટોબર સન ૧૮૭૭ નું મુબાઈ સરકારી ગેઝેટ જુઓ.

જ્યારે અપીલ કરવાને છેલે દીવસે રવીવાર અગર બીજો રજાનો દીવસ આવતો હોય તો અપીલ દાખલ કરવાને સારૂ એક દીવસ વધારે આપવો જોઈએ. ૬ મુ. હા. રી. ૫૦

દાવો દાખલ કરવાની મુદત પુરી થઈ ત્યારે કોરટ રજાના સબબથી બંધ હતી અને રજા પુરી થયા પછી જે દીવસે કોરટ ઉઘડવી જોઈએ તે દીવસે ન ઉઘડતાં મોડી ઉઘડી અને જે દીવસે કોરટ ઉઘડી તે દીવસે દાવો દાખલ કરવામાં આવ્યો હતો; તે બાબતમાં એમ ઠરયું કે તે દાવો યોગ્ય મુદતમાં દાખલ કરવામાં આવ્યો હતો. ઈ. લા. રી. ૧ અલ્હાબાદ. ૨૬૩.

સામાવાળાએ અપીલ કરી હતી તેની સુણાવણી વખતે શીવીલ પ્રોશીજરકોડની કલમ ૫૬૧ મુજબની અપીલ કોરટના હુકમનામા વિરૂધ રેસ્પોન્ડન્ટે હરકતો લીધીછે અથવા લેવાનું ધારયુંછે અને પછીથી તે અપીલ પાછી ખેંચી લેવામાં આવ્યાથી તે તકરારો જાહેર કરી શકાઈ નહી; આ કારણ ઉપરથી ઠરાવેલી મુદત વીત્યા બાદ રેસ્પોનડેન્ટની સામી અપીલ દાખલ કરવાનું પુરતુ કારણ છે એમ ગણાય નહી ૧૦ મું. હા. રી. ૩૯૭.

**મુદતના વિશેષ તથા સ્થલ વિશેષના કાયદા.**

૬. બ્રિટિશઈંડીયામાં હાલ અમલમાં હોય તેવા અથવા આગળ અમલમાં આવનારા કોઈ વિશેષ અથવા સ્થલ વિશેષના કાયદામાં કોઈ ફરિયાદ સારૂ અથવા અપીલ સારૂ અથવા અરજી સારૂ મુદત ખસુસ ઠરાવી હોય ત્યારે સદરહુ પ્રમાણે ઠરાવેલી મુદતમાં આ આકટના કોઈ ઠરાવ ઉપરથી બાધ આવેછે અથવા ફેરફાર થાયછે એમ સમજવું નહી.

**કાયદાસર નાલાયકી.**

૭. ફરીયાદ કરવાનો અથવા અરજી કરવાનો હક હોય તે માણસ જે વખતથી મુદત ગણવાની હોય તે વખતે શગીર (ન્હાની ઉમરનું) અથવા ચળી ગયેલું અથવા દિવાનું હોય તો હેઠળ લખેલી મુદતમાં તેને ફરીયાદ અથવા

અરજી કરવાનો અધિકાર છે, એટલે આ આક્ટને જોડેલા ૨ જા પરિશિષ્ટના ૩ જા આર્ટિકલમાં કહેલા વખતથી જે મુદત બીજે પ્રસંગે આપવામાં આવત તેટલી તે નાલાયકી દુર થયા પછીની મુદતમાં ફરિયાદ અથવા અરજી કરવાનો તેને અધિકાર છે.

જે વખતથી મુદત ગણવાની હોય તે વખતે તેને સદરહુ પ્રકારની બે નાલાયકી હોય ત્યારે અથવા તેની નાલાયકી દુર થયાની અગાઉ તેને બીજી નાલાયકી આવી હોય ત્યારે તેને હેઠળ જણેલી મુદતમાં ફરિયાદ કરવાનો અથવા અરજી કરવાનો અધિકાર છે એટલે ઠરાવેલા વખતથી જે મુદત બીજે પ્રસંગે આપવામાં આવત તેટલી તે બેઉ નાલાયકી દુર થયા પછીની મુદતમાં ફરિયાદ કરવાનો અથવા અરજી કરવાનો તેને અધિકાર છે.

તેની નાલાયકી તેના મરણ સુધી ચાલુ રહે ત્યારે તેના કાયદાસર વારસ વકીલને હેઠળ જણેલી મુદતમાં ફરીયાદ કરવાનો અથવા અરજી કરવાનો અધિકાર છે—એટલે સદરહુ પ્રમાણે ઠરાવેલી વખતથી જે મુદત બીજે પ્રસંગે આપવામાં આવી હોત તેટલી તેનાં મરણ પછીની મુદતમાં ફરિયાદ કરવાનો અથવા અરજી કરવાનો અધિકાર તેના કાયદાસર વારસ વકીલને છે.

મરણની તારીખે સદરહુ પ્રકારના વારસ વકીલને સદરહુ પ્રકારની કાંઇ નાલાયકી હોય ત્યારે આ કલમના પેહેલા બે પેરેગ્રાફની કાનુન લાગુ થશેઃ—

આગ્રક્રોયાધિકારના હક અમલમાં લાવવા બાબતની ફરિયાદીને આ કલમના કોઇ ઠરાવ લાગુ નથી અથવા નાલાયકી દુર થયા પછી અથવા જે માણસને નાલાયકી હતી તે માણસ મરણ પામ્યો ત્યારથી જે મુદતમાં ફરીઆદ કરવી જોઇએ અથવા અરજી કરવી જોઇએ તે મુદત આ કલમના કોઇ ઠરાવ ઉપરથી ત્રણ વરસ કરતાં કાંઇ વધે છે એવું સમજવું નહીં.

દ્રષ્ટાંતો.

(અ) હોડીનાં ભાડા બાબત ફરિઆદ કરવાનો હક અને તે ન્હાની ઉમરનો હતો ત્યારે તેને પ્રાપ્ત થાય છે. સદરહુ પ્રમાણે હક પ્રાપ્ત થયા પછી ચાર વરશે તે ઉમરમાં આવે છે. પોતે ઉમરમાં આવ્યાની તારીખથી તેને ત્રણ વરસની અંદર ગમે તે વખતે પોતાની ફરીઆદ કરવાનો અધીકાર છે.

(બ) મૃત લિખ્યાર્પિતદાન બાબત ફરીયાદ કરવાનો હક અ. ન્હાની ઉમરનો હતો. ત્યારે તેને પ્રાપ્ત થયો છે તે હક પ્રાપ્ત થયા પછી અગીઆર વરસે તે પુખ્ત ઉમરનો થાય છે. અ. ને સામાન્ય કાયદા પ્રમાણે ફરીઆદ કરવા સારૂ એક વરસ માત્ર રહ્યું છે. પણ આં કલમ પ્રમાણે તેને બીજાં બે વરસ આપવામાં આવશે તે પુખ્ત ઉમરમાં આવ્યાની તારીખથી જે મુદતમાં તેને ફરીઆદ કરવાનો અધીકાર છે તે મુદત કુલ એકંદર ત્રણ વરસની આ પ્રમાણે થાય છે.

(ક) ગ. ન્હાની ઉમરનો છે ને તેને ફરીઆદ કરવાનો હક પ્રાપ્ત થાય છે. તે હક પ્રાપ્ત થયા પછી અને ન્હાની ઉમરનો હતો ત્યારેજ તે ગાંડો થાય છે. જે તારીખે ગ. નું ગાંડાપણું જાય છે તથા ન્હાની ઉમર પૂરી થાય છે. તે તારીખથી તેની ફરિયાદ કરવાની મુદત સરૂ થઈ છે.

(ડ) ક. ન્હાની ઉમરનો છે ને તેને ફરીયાદ કરવાનો અધીકાર પ્રાપ્ત થાય છે. તે પૂખ્ત ઉમરનો થયાની અગાઉ તે મરણ પામે છે તથા તેનો સ્થાનાપન્ન નો ન્હાની ઉમરનો છોકરો ચ. થાય છે. ચ. પુખ્ત ઉમરનો થયાની તારીખથી તેની ફરીયાદ કરવાની મુદત સરૂ થાય છે.

(ઈ) વંશપરંપરાનો હુદ્દો મળવા સારૂ ફરીઆદ કરવાનો હક અ. ને પ્રાપ્ત થાય છે. તે તે વખતે ગાંડો છે. તે હક પ્રાપ્ત થયા પછી છ વરસે અ. ગાંડો હતો તે સાજો થઈને ઠેકાણે આવે છે. અ. નું ગાંડાપણું ગયાની તારીખથી જે મુદતમાં તે ફરીઆદ કરી શકે છે. તે મુદત સાધારણ કાયદા ઉપરથી તેને છ વરસની છે. તે મુદત આ કલમ ઉપરથી વધતી નથી.

(ફ) ખેડુતની પાસેથી કબજો મળવા સારૂ જમીનદાર તરીકે ફરીયાદ કરવાનો હક અ ને પ્રાપ્ત થાય છે. તે દિવાનો છે. હક પ્રાપ્ત થયા પછી અ. ત્રણ વરસે મરણ પામેછે અને મરણની તારીખ સુધી તેનું દિવાનાપણું રહેછે. અ ના મરણની તારીખથી જે મુદતમાં અ. ના હક સંબંધનો વારસવકીલ ફરીયાદ કરી શકેછે તે મુદત સાધારણ કાયદા ઉપરથી તેને નવ વરસની છે. તે મુદત વારસવકીલની પાસે વારસવકીલપણું આવ્યું ત્યારે તે ખુદ પોતે નાલાયકીમાં નહીહોય તો આ કલમ ઉપરથી વધતી નથી.

ટીકાઃ—પોતાનો જન્મ થતાં પહેલાં દાવાનો હક ઉત્પન્ન થયો હોય તે હકની બાબતમાં કોઇ સગીર પુખ્ત ઉમરે આવ્યા પછી આ કલમનો લાભ લઇ શકે નહી. ૨૩ વી. રી. ૨૮૫.

આ કલમથી સગીરને અગર તેના મૃત્યુ પછી તેના પ્રતિનીધીને જે દાવો લાવવા સારૂ જે ખાસ મુદત આપવામાં આવીછે તે મુદતના લાભ સગીરની સાથે બીજો કોઈ પ્રકારે સંબંધ ધરાવતો પુરૂષ માગી શકતો નથી ૨૪ વી. રી. ૧૮૧.

સગીર પુખ્ત ઉમરનો થયો કયારે ગણાય તે બાબતમાં સન ૧૮૭૫ નો ૯ મો આકટ જુઓ.

૮. કેટલાએક સામાઇક લેણદારોમાંના અથવા દાવો કરનારામાંના કોઇએકને

**એક સામાઇક લેણદારની નાલાયકી.** | સદરહુ પ્રકારની કોઈ નાલાયકી હોય અને સદરહુ પ્રકારનાં માણસનાં અનુમત વગર ફારગતી અપાતી હોય ત્યારે મુદત સઘળાને વાસ્તે ચાલુ થાયછે એવું સમજવું પણ સદરહુ પ્રકારની ફારગતી અપાતી નહી હોય ત્યારે બીજાઓના અનુમત વગર સદરહુ પ્રકારની ફારગતી આપી શકવાને તેઓ પઈકી એક લાયક થાય ત્યાંહાં સુધી તેઓ પઈકી કોઈને વાસ્તે પણ મુદત ચાલુ થનાર નથી.

દૃષ્ટાંતો.

(અ) અ. એક પેઢીનું કરજ કરેછે. તે પેઢીના બ. તથા ક. તથા ડ. ભાગીઆ છે. બ. ગાંડોછે તથા ક. ન્હાની ઉમરનો છે. બ. તથા ક. ના અનુમત વગર ડ. તે કરજની ફારગતી આપી શકેછે. બ. તથા ક. તથા ડ. બાબત મુદત ચાલુ થાયછે.

(બ) અ. એક પેઢીનું કરજ કરેછે. તે પેઢીના ઈ. તથા ફ. તથા ગ. ભાગીઆ છે. ઈ. તથા ફ. ગાંડા તથા ગ. ન્હાની ઉમરનો છે. ઈ. તથા ફ.નુ ગાંડાપણું જાય ત્યાંહાં સુધી અથવા ગ. પુખ્ત ઉમરનો થાય ત્યાંહાં સુધી તેઓ પઈકી કોઈને વાસ્તે મુદત ચાલુ થતી નથી.

*મુદત સતત ચાલે છે.*

૯. મુદત એકવાર ચાલુ થઈ એટલે તે ફરીયાદ કરવાની પછી કાંઈ નાલાયકી અથવા અસમર્થ પણું આવ્યાથી, બંધ પડતી નથી.

પણ એવું ઠરાવ્યું છે કે લેણદારનાં ઇસ્ટેટના મરણોત્તર વહિવટ ચલાવવાની સનંદ તેના દેણદારને આપી હોય ત્યારે તે કરજ વસુલ કરવા સારૂ ફરિયાદ કરવાની મુદત કહી છે તે મુદત ચાલુ થવાનુ તેનો વહીવટ ચાલુ હશે ત્યાં સુધી મોકુફ રહેશે.

*મુદામ ટ્રસ્ટી હોય તેઓની ઉપર તથા તેઓના વારસ વકીલની ઊપર ફરિયાદો.*

૧૦ આ આકટ પાછળ કાંઈ પણ ઠરાવ હોય તોય પણ કાંઈ વિશેશ કારણ સારૂ કોઈ માણસની પાસે માલ મિલકત ટ્રસમાં આવી હોય તે માણસ ઉપર અથવા તેના કાયદાસર વારસ વકીલ ઉપર અથવા આસેન ઉપર (જે કીમતદાર મોબદલા બાબત આસેન નહીં હોય) તેના અથવા તેઓના હાથમાથી તે માલ મિલકત લેવા સારૂ ફરિયાદ કરવાને, ગમે તેટલી મુદત થઇ ગઇ હોય તોપણ હરકત છે એમ સમજવું નહીં.

**ટીકા:**-બીજા સખસના હાથમા ટ્રસ્ટ તરીકે મીલકત સોંપવામાં આવી હોય તો જ્યાં સુધી પાછી આપવા વિશે માલીકે માગણી કરી નથી અને ટ્રસ્ટીએ તે પાછી આપવા નાપાડી નથી ત્યાં સુધી માલીકને કોઈ પણ દાવાનું કારણ ઉત્પન થતું નથી. ના કહ્યાની તારીખથી મુદત શરૂ થાયછે પણ ટ્રસ્ટીને કબજો મળ્યો તે તારીખથી મુદત શરૂ થતી નથી. ૧૨. વી. રી. ૭૦૯.

*પારકા મુલકના કરાર ઊપરથી ફરિયાદો.*

૧૧ પારકા મુલકમા થએલા કરારો ઊપરથી બ્રિટિશ ઇંડિયામાં ફરિયાદો કરવામાં આવે તેઓને આ આકટમાં કહેલા નિયમ લાગુ છે.

પારકા મુલકમા થએલા કરાર ઊપરથી બ્રિટિશ ઇંડીયામાં ફરિયાદ કરવામાં આવે તે ફરિયાદોના જવાબમાં તે પારકા મુલકના મુદતના નિયમની હરકત હેઠળ લખ્યા પ્રમાણે હકીકત ન હોય તો ચાલશે નહીં, એટલે તે નિયમ ઊપરથી તે કરાર નહીં સરખો થઇ જતા નહીં હોય તથા તે નિયમમાં કહેલી મુદતમાં પક્ષકારોની તે મુલકમાં સ્થાનીક વસ્તી થઇ નહીં હોય તો તે નિયમની હરકત ચાલશે નહીં.

---

## ભાગ ૩ નો.

### મુદત ગણવા બાબત.

*જે દાહાડે ફરિયાદ કરવાનો હક પ્રાપ્ત થાય છે તે દાહાડો મુકી દેવો.*

૧૨ હરકોઈ ફરિયાદ અથવા અપીલ અથવા અરજી કરવાની મુદત કહી હોય તે ગણતી વખતે જે દાહાડાથી તે ગણવાની હોય તે દહાડો મુકી દેવો.

*અપીલોને તથા કેટલીએક અરજીઓને પ્રસંગે મુદત મુકી દેવા બાબત.*

અપીલ કરવાની જે મુદત તથા નાદારીમા અપીલ કરવાની પરવાનગી બાબત અરજી કરવાની જે મુદત તથા ફેસલાની ફરી તપાસ સારૂ અરજી કરવાની જે મુદત કહી છે તે મુદત ગણતી વખતે જે ફેંસલા બાબત તકરાર હોય તે ફેંસલો જે દીવશે કહી સંભળાવ્યો હોય તે દિવસ અને જે હુકમનામા ઉપર અથવા શીક્ષાના ઠરાવ ઉપર અથવા હુકમ ઉપર અપીલ હોય અથવા જે હુકમનામાની શિક્ષાના ઠરાવની અથવા હુકમની ફરી તપાસ થવી જોઇએ એવી માગણી હોય તે હુકમનામાની અથવા શિક્ષાના ઠરાવની અથવા હુકમની નકલ મળવા સારૂ જેટલી મુદત જરૂર હોય તેટલી મુદત મુકી દેવી.

હુકમનામા ઉપર અપીલ હોય ત્યારે અથવા હુકમનામાની ફરી તપાસ થવી જોઇએ એવી માગણી હોય ત્યારે જે ફેંસલા ઊપરથી તે હુકમનામું કર્યું હોય તે ફેંસલાની નકલ મળવા સારૂ જેટલી મુદતની જરૂર હોય તેટલી મુદત પણ મુકી દેવી.

(પંચનો) ફેંસલો રદ કરવા સારૂ અરજી કરવાની જે મુદત કહી છે તે ગણતી વખતે (પંચના) ફેંસલાની નકલ મળવા સારૂ જેટલી મુદતની જરૂર હોય તેટલી મુદત મુકી દેવી.

પ્રતિવાદી બ્રિટિશ હંદીયામાંથી જેટલી મુદત સુધી ગેરહાજર હોય તેટલી મુદત મુકી દેવી.

૧૩ ફરીઆદ કરવાની મુદત કહી હોય તે ગણતી વખતે પ્રતિવાદી જેટલી મુદત સુધી બ્રિટિશહીંડીયામાંથી ગેરહાજર હોય તેટલી મુદત બાદ કરવી.

હકુમતવગરની કોરટમાં પ્રમાણીકપણે ચલાવેલાં કામમાં લાગેલી મુદત બાદ કરવી.

૧૪. કોઈ ફરિઆદ કરવાની મુદત કહી હોય તે ગણતી વખતે વાદી અસલ ફરિયાદ લેવાની હકુમતવાળી કોરટમાં અથવા અપીલની કોરટમાં તેજ પ્રતીવાદી ઉપર બીજી દિવાની ફરીયાદ યોગ્ય હલ્પ રતાથી ચલાવતો હોય, તે ફરિયાદને જેટલી મુદત લાગી હોય તેટલી મુદત હેઠળ લખ્યા પ્રમાણે હકીકત હોય તો બાદ કરવી. એટલે ઊપર કહેલી બીજી ફરિયાદ, ફરિયાદનાં જે કારણ ઊપરથી પહેલી ફરીયાદ કરી હોય તેજ કારણ ઊપરથી કરી હોય તથા કોઈ કોરટમાં તે ફરિયાદ પ્રમાણિકપણે ચલાવી હોય ને તે કોરટને હકુમત નહોવાને લીધે અથવા તેવા પ્રકારનાં બીજાં કારણને લીધે તે કોરટથી તે ફરીયાદ ધ્યાનમાં લઈ શકાતી નહોય તો તે મુદત બાદ કરવી.

દિવાની ધાનશાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૨૦ મી કલમ પ્રમાણે કરેલા હુકમને પ્રસંગે તેટલીજ મુદત બાદ કરવી.

જે ફરિયાદનું કામ દિવાની ધાનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૨૦ મી કલમ પ્રમાણે હુકમ કરીને બંધ રાખ્યું હશે તે ફરિયાદ કરવાની મુદત કહી હોય તે ગણતી વખતે હેઠળ લખેલી મુદત બાદ કરવી એટલે ફરીયાદ કરવાની તથા કામ સદરહુ પ્રમાણે બંધ કરવાની તારીખથી દરમિઆનની મુદત અને જે કોરટમાં કામ બંધ કર્યું હોય તે કોરટમાંથી જે કોરટમાં તે ફરીયાદ ફરીથી કરવાની હોય તે કોરટ જવા સારૂ જેટલી મુદતની જરૂર હોય તેટલી મુદત બાદ કરવી.

અરજીને પ્રસંગે તેટલીજ મુદત બાદ કરવી.

કોઈ અરજી બાબત જે મુદત કહી હોય તે મુદત ગણતી વખતે અરજદાર તેજ ન્યાય મળવા સારૂ જે મુદતમાં અરજી કરતા હશે તે મુદત હેઠળ લખ્યા પ્રમાણે હકીકત હોય તો બાદ કરવી એટલે ઉપર છેલ્લી કહેલી અરજી કોઈ કોરટને પ્રમાણિકપણે કરી હોય ને તે કોરટની હકુમતમાં ખામી હોવાને લીધે અથવા તેવા પ્રકારના બીજા કારણને લીધે તે કોરટથી તે ન્યાય આપી શકાતા નહી હોય તો તે મુદત બાદ કરવી.

ખુલાશો ૧.—જેટલી મુદત સુધી આગળની ફરિઆદ ચાલુ હતી અથવા અરજી

કરી હતી તે મુદત ગણતી વખતે જે દિવસે તે ફરીયાદ અથવા અરજી કરી તે દિવસ તથા જે દિવસે તે ફરિયાદનું અથવા અરજીનું કામ પુરૂ થયું તે દિવસ એ બેઉ દિવસ ગણવા.

ખુલાશો ૨.—હકુમત નહી હતી એવા સબબથી અપીલ કરી હોય તે અપીલ બાબત હરકત લેનારો વાદી આ કલમના અર્થ પ્રમાણે ફરિયાદનું કામ ચલાવતો હતો એવું સમજવું.

ટિકા—ચંદેરાય વિ. ઇસપ્રસાદનારાયણશીંગના કામમાં કલેકટરના હુકમ પ્રમાણે દિવાની કોરટમાં દાવો ચલાવવામાં જે વખત ગયોછે તે બાદ આપવામાં આવ્યો હતો ૨૭ વી. રી. ૨૭૪.

ચોગ્ય મુદતમાં અને ચોગ્ય ઉદ્યોગથી ફરી તપાસની અરજી કરી હોય તો અપીલ દાખલ કરવામાં ઢીલ થઈ હોય તેનું પુરતું કારણ ગણાશે. ૨૨ વી. રી. ૭૯.

**જેટલી મુદત સુધી ફરિયાદ સરૂ કરવાનું કામ તાકીદ ઉપરથી અથવા હુકમ ઉપરથી બંધ રહ્યું હોય તેટલી મુદત મુકી દેવી.**

૧૫ કોઈ ફરીયાદ કરવાની મુદત કહી હોય તે ગણતી વખતે તે ફરીયાદ કરવાનું કામ જે તાકીદ ઉપરથી અથવા હુકમ ઉપરથી બંધ રહ્યુંહોય તે તાકીદ અથવા હુકમ જેટલી મુદત સુધી ચાલુ રેહેશે તેટલી મુદત તથા જે દિવસે તે તાકીદ અથવા હુકમ કરયો હોય તે દિવસ તથા જે દિવસે તે તાકીદ અથવા તે હુકમ રદ કરયો હોય તે દિવસ બાદ કરવો.

**હુકમનામું બજાવવા સારૂ કરેલું વેચાણ રદ કરવાનો યત્ન હુકમનામાવાળો દેણદાર જે મુદતમાં કરતો હોય તે મુદત મુકી દેવી.**

૧૬. હુકમનામું બજાવવા સારૂ કરેલા વેચાણમાં જે ખરીદદાર હોય તેને કબજો લેવાની ફરિયાદ કરવી પડે તે ફરિયાદ બાબત જે મુદત કહી હોય તે મુદત ગણતી વખતે તે વેચાણ રદ કરવા સારૂ હુકમનામાવાળો દેણદાર જેટલી મુદત સુધી કામ ચલાવતો હોય તેટલી મુદત બાદ કરવી.

**ફરિયાદ કરવાનો હક પ્રાપ્ત થયા પેહેલાં મરણ થાય તેનુ પરિણામ.**

૧૭. ફલાણું માણસ જીવતું હોત તો તેને ફરિયાદ કરવાનો અથવા અરજી કરવાનો હક હોત તે માણસને હક પ્રાપ્ત થયાં પેહેલાં મરણ પામે ત્યારે તે ફરિયાદ અથવા અરજી કરવાની મુદત, તે મરનાર માણસનો કાયદાસર વારસ વકીલ તે ફરિયાદ અથવા અરજી કરવાને લાયક થયો હોય ત્યારથી ગણવી.

ફલાણું માણસ જીવતું હોત તો તેની ઉપર ફરિયાદ કરવાનો અથવા અરજી કરવાનો હક પ્રાપ્ત થયો હોત તે માણસ હક પ્રાપ્ત થયાં પેહેલાં મરણ પામે ત્યારે તે ફરિયાદ અથવા અરજી કરવાની મુદત વાદી જેની ઉપર તે ફરિયાદ અથવા અરજી કરી શકે એવો કોઈ તે મયત માણસનો કાયદાસર વારસવકીલ જ્યારે થયો હોય તે વખતથી ગણવી.

સ્થાવર મિલકતના અથવા અચક્રયાધિકાર અગલમાં આણવા બાબતની અથવા વંશપરંપરાના હુદ્દાનો કબજો મળવા બાબતની ફરિયાદોને આ કલમના પેહેલા ભાગનો કોઈ ઠરાવ લાગુ નથી.

**કપટનું ફળ.**

૧૮. કોઈ માણસને ફરિયાદ કરવાનો અથવા અરજી કરવાનો હક છે ને તેને તે હક હોવાનું કપટથી માલમ પડવા દીધું નહી હોય અથવા જે અધિકાર ઉપરથી તે હક હોય તે અધિકાર તેને કપટથી માલમ પડવા દીધો નહી હોય ત્યારે,

અથવા સદરહુ પ્રકારનો હક સાબેત કરવાને જે દસ્તાવેજની જરૂર હોય તે દસ્તાવેજ તેનાથી કપટથી સંતાડ્યો હોય ત્યારે,

હેઠળ લખેલાં માણસો ઉપર ફરિયાદ કરવાની અથવા અરજી કરવાની મુદત ગણવી તે એટલે:—

(અ) જે માણસે કપટ કર્યું હોય, અથવા કપટ કરવામાં જેણે મદદ કરી હોય તે માણસ ઉપર, અથવા

(બ) તે માણસના સંબંધથી જે કોઈ માણસ પ્રમાણિકપણા વગર તથા કિંમતદાર બદલો આપ્યાવગર બીજી રીતે દાવો કરતો હોય તે માણસ ઉપર ફરિયાદ કરવાની અથવા અરજી કરવાની મુદત ગણવી તે.

કપટથી જે માણસનું નુકશાન થયું હોય તે માણસને કપટ પેહેલવેહેલું જ્યારે સમજાયું હોય તે વખતથી ગણવી; અથવા સંતાડેલા દસ્તાવેજને; પ્રસંગે તે દસ્તાવેજ હાજર કરવાનું અથવા હાજર કરાવવાનું સાધન તેને પ્રથમ જ્યારે પ્રાપ્ત થયું તે વખતથી ગણવી.

ટીકા—જે પક્ષકારના સામે હક બજાવવાનો હોય તેણે જો કપટ કર્યું હોય તો તેવા કામને આ કલમ લાગુ પડેછે. ઇં. લા. રી. ૨ કલકત્તા. ૧

**લખેલાં અંગીકરણનું પરિણામ.**

૧૯. કોઈ માલમિલકત બાબત અથવા હક બાબત ફરિયાદ અથવા અરજી કરવાની મુદત કહી હોય તે મુદત પુરી થયાની અગાઉ સદરહુ પ્રકારની માલમિલકત બાબતની અથવા હક બાબતની પાત્રતાનું અંગીકરણ લખેલું થાય ને તે માલમિલકત બાબત અથવા હક બાબત જે આસામી ઉપર દાવો હોય તે માણસે અથવા જે માણસના સંબંધથી તેને અધિકાર અથવા પાત્રતા પ્રાપ્ત થઈ હોય તે માણસે તે લેખ ઉપર સહી કરી હોય તો અસલની પાત્રતાના સ્વરૂપ પ્રમાણે નવી મુદત અંગીકરણના લેખ ઉપર જે વખતે સદરહુ પ્રમાણે સહી થઈ તે વખતથી ગણવી.

અંગીકરણના લેખ ઉપર તારીખ ભરી નહોય ત્યારે કઈ વખતે તે લેખ ઉપર સહી થઈ એ બાબત મ્હોડાની સાક્ષિ લેવાનો અધિકાર છે. પણ તે લેખમાંના મજકુર બાબત મ્હોડાની સાક્ષિ લેવી નહી.

ખુલાસો ૧.—અંગીકરણના લેખમાં માલમિલકતનો અથવા હકનો બરોબર પ્રકાર લખેલો નહી હોય અથવા અવેજ આપવાની અથવા સ્વાધીન કરવાની અથવા પુરો કરવાની અથવા ઉપભોગ કરવાની વખત હજુ આવી નથી એવું તેમા લખ્યું હોય અથવા અવેજ આપવા બાબતનો અથવા સ્વાધીન કરવા બાબતનો અથવા પુરો કરવા બાબતનો અથવા ઉપભોગ કરવા દેવા બાબતનો નકાર તેમાં હોય અથવા કોઈ

રકમ મજરે લેવાનો દાવો તેમાં સામેલ કરયો હોય અથવા માલમિલકત ઉપર અથવા હક ઉપર જે માણસનો અધિકાર હોય તે માણસ શિવાય બીજા માણસના નામનો તે લેખ હોય તોયપણ તે અંગીકરણનો લેખ આ કલમનાં કારણ સારૂ પુરતો છે એમ સમજવું.

ખુલાશો ૨—આ કલમમાંના "સહી કરી" આ શબ્દનો અર્થ જાતે અથવા યોગ્ય રીતે અધિકાર આપેલા મુખત્યાર મારફત સહી કરી એવો સમજવો.

ટીકા—સન ૧૮૭૧ ના ૯ મા આકટની ૨૦ મી કલમમાં અને આ કલમમાં થોડોક ફેર છે.

૨૪ વી. રી. ૨૬૨ મે પાને હીરાલાલ હુકરજી વી. રાયધન પતશીંગ બાહાદુરના કામમાં ફેંસલો થયોછે તે જુવો.

ખત લખી આપનારને લખતાં ન આવડતું હોય નીશાન પણ નકરી શકતો હોયતો તેના કેહેવાથી ખત ઉપર જે વસુલ ભરયું હોય તે આ કલમના અર્થ પ્રમાણે લખી કબુલત ગણાશે. ૭. મ. હા. રી ૩૫૯

૨૦ કરજનું અથવા મૃતલેખારપિતદાનનું વ્યાજ ઠરાવેલી મુદત પૂરી થયા પેહેલાં

વ્યાજ એવું સમજીને વ્યાજ આપ્યું હોય તેનું પરિણામ.

તે કરજ અથવા મૃતલેખારપિતદાન આપવાને જે માણસ પાત્ર હોય તેણે અથવા આ બાબત યોગ્યરીતે અધિકાર આપેલા મુખત્યારે વ્યાજ એવું સમજીને આપ્યું હોય ત્યારે,

અથવા કરજના મુદલનો ભાગ ઠરાવેલી મુદત પૂરી થયા પેહેલાં દેણદારે અથવા

મુદલનો ભાગ આપ્યાનુ પરિણામ.

આ બાબત યોગ્ય રીતે અધિકાર આપેલા તેના મુખત્યારે આપ્યો હોય ત્યારે,

અવેજ આપ્યો તે વખતથી અસલની પાત્રતાનાં સ્વરૂપ પ્રમાણે નવી મુદત ગણવી પણ એવું ઠરાવ્યું છે કે કરજના મુદલનો ભાગ આપ્યો હોય તે પ્રસંગે અવેજ આપ્યાની વાત અવેજ આપનારા માણસના ખુદના હાથના લેખ ઉપરથી દેખાઇ આવવી જોઇએ.

ગીરવી મુકેલી જમીન ગીરવી રાખનારના કબજામાં હોય ત્યારે તે જમીનની ઊપજ

ગીરવી મુકેલી જમીનની ઊપજ પોહોચ્યાનું પરિણામ

પોહોચી હોય તે આ કલમનાં કારણ સારૂ અવેજ આપ્યા પ્રમાણે સમજવી.

૨૧. કેટલાએક સામાઇક કરાર કરનારાઓ પૈકી અથવા ભાગીઆઓ પઇકી અથવા મૃત્યુપત્ર ચલાવનારાઓ પઇકી અથવા ગીરવી રાખનારાઓ પઇકી એક આસામી હેઠળ લખેલા સબબથી, ૧૯ મી તથા ૨૦ મી કલમના કોઇ ઠરાવ ઉપરથી પાત્ર થાયછે એમ સમજવું નહીં. એટલે તેઓ પઇકી બીજા કોઇ એકે અથવા અધિકે અથવા તેઓ પઇકી બીજા કોઇ એકના અથવા અધિકના મુખત્યારે સહી કરેલા અંગીકરણના લેખ ઉપરથી માત્ર અથવા આપેલા અવેજ ઉપરથીજ માત્ર પાત્ર થાયછે એમ સમજવું નહી.

કેટલાએક સામાઇક કરાર કરનારા વગેરે પઇકી એક આસામી હેઠળ લખેલા સબબ ઉપરથી પાત્ર થતા નથી એટલે તેઓ પઇકીના કોઇ આસામીએ અંગીકરણનો લેખ કરયા ઉપરથી અથવા અવેજ આપ્યા ઉપરથી પાત્ર થતા નથી.

**વાદી અથવા પ્રતિવાદી બદલીને નવો દાખલ કરયો અથવા નવા વાદીને અથવા પ્રતિવાદીને વળી સામેલ કરયો હોયતો તેનુ પરિણામ.**

૨૨. ફરિયાદ કરયા પછી વાદી અથવા પ્રતિવાદી બદલીને નવો દાખલ કરયો હોય અથવા કોઈ વાદીને અથવા પ્રતિવાદીને વળી સામેલ કરયો હોય ત્યારે તેને જે વખતે સદરહુ પ્રમાણે પક્ષકાર કરયો તે વખતેથી તે ફરિયાદ તેની બાબત થઈએવું સમજવું.

**અસલનો વાદી મરીજાય તે પ્રસંગબાબત વિશેષ ઠરાવ.**

પણ એવું ઠરાવ્યું છે કે કોઈ વાદી મરી જાય અને તેનો કાયદાસર વારસવકીલ ફરિયાદ આગળ ચલાવે ત્યારે તે ફરિયાદ મરનાર વાદીએ જે વખતે કરી તે વખતથી તે શરૂ થઈ એવું તે વારસવકીલની બાબત સમજવું.

**અસલનો પ્રતીવાદી મરી જાય તે પ્રસંગ બાબત વીશેશ ઠરાવ.**

વળી એવું ઠરાવ્યું કે પ્રતીવાદી. મરી જાય તથા તેના કાયદાસર વારસ વકીલ ઉપર ફરીઆદ ચલાવવામાં આવે ત્યારે તે ફરીઆદ મરનાર પ્રતીવાદીની ઊપર જે વખતે કરી તેજ વખતે તે શરૂ થઈ એવું તે વારસ વકીલની બાબત સમજવું.

**કરાર તોડવો તથા નુકશાન કરવું એ સતતચાલુ રહે તે બાબત.**

૨૩. કરાર તોડવાનું કૃત્ય સતત ચાલુ હોય તે પ્રસંગે અથવા કરાર ઉપર અવલંબિત હોયા વગર નુકશાન કરવાનું કૃત્ય સતત ચાલુ હોય તે પ્રસંગે જે મુદતમાં કરાર તોડવાનું કૃત્ય અથવા નુકશાન કરવાનું કૃત્ય (પ્રસંગ પ્રમાણે જેમ હોય તેમ) ચાલુ હોય તે મુદતના દરએક ક્ષણે (ફરિયાદ કરવાની) નવી મુદત સરૂ થાયછે.

ટીકા—૨૪ વી. રી. પા. ૨૦ રઘુનાદાસ કુકમાન વી. રાણી શીરોમણીપાત મહાદેવીના કામમાં એમ ઠરાવ્યું કે હપ્તા આપવાની શરતે કબુલતથી થયેલું હુકમનામું હોય તેને આ કલમ લાગુ પડેછે અને એક પણ હફતો ભરવામાં કસુર થાય તો બધું લેહેણું આપવા જોગ થશે. બજાવણીમાં વેચાણ થવાથી જે રકમ ઉપજી હોય તે ૨૦ મી કલમ પ્રમાણે નવી મુદત ગણવા સારૂ અંશત: વસુલ આપું ગણાય નહી.

**વિશેષ નુકશાન થયા વગર ફરિયાદ કરી શકાતી નથી એવા કૃત્ય બાબત નુંકશાનનો બદલો મળવા વિશેની ફરીયાદ.**

૨૪. ફલાણાં કૃત્યથી વિશેષ નુકશાન વાસ્તવિક થયા વગર તે કૃત્યથી ફરિયાદીનું કારણ ઊત્પન થતું નથી એવાં કૃત્ય બાબત નુકશાનનો બદલો ગળવા વિશેની ફરીયાદ હોય તે પ્રસંગે જે વખતે નુંકશાન થયુ હોય તે વખતથી મુદત ગણવી.

દૃષ્ટાંતો.

(અ.) અ. એક ખેતરની ઉપલી સપાટીનો ધણીછે. બ. એ ખેતરની જમીનનાં નીચલા પડનો ધણીછે. બ, ખેતરની સપાટીને પ્રત્યક્ષ દેખાઈતુ નુકશાન કરયા વગર તે જમીનમાંથી કોયલા ખોદી કાહાડેછે. પણ છેલ્લે સરવાળે સપાટી નીચે બેશી જાયછે. અ. એ બ. ઊપર કરેલી ફરીયાદીને પ્રસંગે સપાટી નીચે બેશી ગયાની તારીખથી મુદત સરૂ થાય છે.

(બ.) જે નિંદાના શબ્દોથી વિશેષ નુકશાની થયા વગર તે શબ્દો ઉપરથીજ ફ-

રિયાદ કરવાનો અધિકાર નથી એવા શબ્દ અ. બ. વિષે કહે છે તથા પ્રસિદ્ધ કરે છે તેથી ક. બ. ને પોતાના કારકુન દાખલ રાખવાની ના કહે છે. નિંદા બાબત નુકશાનનો બદલો મળવા સારૂ બ. એ અ. ઉપર ફરિયાદ કરવાની મુદત સદરહુ પ્રમાણે ના કહેવામાં આવે ત્યાંહાં સુધી ચાલુ થતી નથી

દસ્તાવેજમાં લખેલી વખત ગણવી.

૨૫. આ આકટનાં કારણ સારૂ સઘળા દસ્તાવેજ ગ્રિગોરિયન ક્યાલેંડરના કાલમાન પ્રમાણે કર્યાછે એમ સમજવું.

દૃષ્ટાંતો.

(અ) એક હિંદુ ફકત મિતી નાખીને ચાર મહિને અવેજ આપીશ એવી વાયદા ચિઠી લખી આપે છે, તે ચીઠી ઉપરથી ફરીયાદ કરવાની મુદત તે મિતિથી ગ્રિગોરિયન ક્યાલેંડરના કાલમાન પ્રમાણે ગણેલા ચાર મહિના પુરા થાય તે વખતથી સરૂ થાયછે.

(બ) એક હિંદુ ફકત મિતિ નાખીને એક વરસમાં નાણું પાછું આપીશ એવું બાંડ લખી આપેછે. તે બાંડ ઉપરથી ફરિયાદ કરવાની મુદત તે મિતિથી ગ્રિગોરિયન ક્યાલેંડરના કાલમાન પ્રમાણે ગણેલું એક વરસ પુરૂં થાય તે વખતથી સરૂ થાય છે.

---

## ભાગ ૪ થો.

### કબજા ઉપરથી ધણીપણું પ્રાપ્ત થવું.

ઇઝમેંટ બાબતનો હક પ્રાપ્ત થવો.

૨૬ કોઇ ઇમારતમાં તથા ઇમારતને સારૂ અજવાળુ અથવા હવા આવવી તથા તેનો ઉપયોગ થવો આ વાતનો ઉપભોગ ઇઝમેંટ તરીકે તથા હકથી આડો પડયા વગર વીસ વરસ સુધી વગર હરકતે ઇમારત સાથે કરયો હોય ત્યારે,

અને હરકોઇ માર્ગના અથવા પાણીના પાટના અથવા કોઇ પાણી વાપરવાના અથવા બીજાં કાંઈ ઇઝમેંટના (તે વિધિપક્ષે હોય કે નિષેધ પક્ષે હોય) ઉપભોગ બાબતનો દાવો કરનારા કોઇ માણસે ઇઝમેંટ તરીકે તથા હકમાં આડો પડયા વગર વીસ વરસ સુધી વગર હરકતે તથા ઉઘાડી રીતે કરયો હોય ત્યારે.

સદરહુ પ્રમાણે અજવાળું અથવા હવા આવવી તથા તેનો ઉપયોગ થવો એ બાબતનો હક અથવા સદરહુ પ્રકારના માર્ગનો અથવા પાણીના પાટનો અથવા પાણી વાપરવાનો અથવા બીજાં ઇઝમેંટનો હક અનિરબંધ તથા અપરીહાર્ય થશે.

ઉપર વીસ વીસ વરસની મુદતો કહી જે તેમાંની દરેક મુદત જે દાવાને તે મુદત લાગુ હશે તે દાવા બાબતની જે ફરીયાદમાં તકરાર હશે તે ફરીયાદ કર્યાની અગાઉના બે વરસની અંદર પૂરી થનારી મુદત છે એમ સમજવું.

ખુલાસો.—દાવો કરનાર શીવાય બીજાં કોઇ માણસના કૃત્યથી હરકત થઈ હોય

તેથી કબજો અથવા ઉપભોગ ખરેખાત બંધ પડયા વગર અને તે હરકત બાબતની તથા તે હરકત કરનારાં અથવા કરવાનું કેહેનારાં માણસ બાબતની ખબર દાવો કરનારને પડ્યા પછી એક વરસ સુધી તે હરકત ખમ્યા વગર અથવા કબુલ કર્યા વગર આ કલમના અર્થ પ્રમાણે બાડો છે એમ સમજવું નહીં.

દ્રષ્ટાંતો.

(અ) માર્ગના હકને હરકત કર્યા બાબત સન ૧૮૮૧ ના વરસમાં ફરીયાદ થઈ છે. પ્રતિવાદી હરકત કબુલ કરે છે. પણ માર્ગનો હક કબુલ કરતો નથી. વાદી એવું સાબીત કરે છે કે, ઇઝમેંટ તરીકે તથા હકથી તે હક બાબતના અખીકારનો દાવો કહીને તે હકનો ઉપભોગ, સન ૧૮૬૦ ના જાન્યુઆરી મહીનાની ૧ લા તારીખથી સન ૧૮૮૦ ના જાન્યુઆરી મહીનાની ૧ લી તારીખ સુધી બાડો પડયા વગર બિન હરકતે તથા ઉઘાડી રીતે કરયો છે ત્યારે વાદીને (પોતાની તરફનું) હુકમનામું મળવાનો હક છે.

(બ) સન ૧૮૮૧ ના વરસમાં તેવી એક ફરીઆદ થઈ. તે ફરિયાદના સને ૧૮૫૮ ની સાલથી સન ૧૮૭૮ ની સાલ સુધી એ સદરહુ રીતે હકનો ઉપભોગ કરયો એટલુંજ માત્ર વાદી સાબીત કરે છે. આ ફરીયાદ કાહાડી નાખવી. કારણ કે ખરે ખરો ઉપભોગ કરીને તે હકક તે ફરીઆદ કરયા અગાઉ બે વરસની અંદર ચલાવવાની વાત સાબેત થઈ નથી.

(ક) તેવીજ એક ફરિયાદમાં વાદી સાબીત કરે છે કે તે હકનો બે વીસ વરસ સુધી વગર હરકતે તથા ઉઘાડી રીતે ઉપભોગ કરયો છે. અને પ્રતિવાદી એવું સાબેત કરે છે કે તે હકનો ઉપભોગ કરવા સારૂ વાદીએ વીસ વરસની અંદર એક પ્રસંગે માહારી પરવાનગી માગી હતી તો તે ફરીયાદ કાહાડી નાખવી.

ટીકા—સન ૧૮૭૧ નો ૯ મો આકટ પસાર થયો ત્યાર પેહેલાં મુંબાઇ દ્વીપમાંની સ્થાવર મીલકત ઉપર લાંબા ભોગવટાના હકથી ઇઝમેન્ટ પ્રાપ્ત કરવા સારૂ વીસ વરસનો તુટયા વગરનો કબજો વાદીએ સાબીત કરવો જોઇએ. ૮ મુ. હા. રી. ૬૯

ઘણા પ્રાચીન ઉપભોગની પુષ્ટી હોયતો પણ બીજાને હરકત કરવાને પ્રિસ્ક્રીપ્ટીવ હક થઈ શકતો નથી. ૨. વી. રી. ૨૩૭. "હકથી" એ શબ્દો ઉપભોગની સાથે વિશેષણ તરીકે વાપરયો છે તેનો અર્થ એવો નથી કે બીજાના હકનું ઉલ્લંઘન થયા વગર ઉપભોગ થવો જોઇએ; પણ પોતાનો હકછે એમ કહી ઉપભોગ કરયો હોય તેવો છે. ૨૩. વી. રી. ૫૨

સાર્વંએંટ ટેનેમેંટના રિવર્શનરની તરફમાં બાદ કરવું.

૨૭. પણ એવું ઠરાવ્યું છે કે કોઇ ઇઝમેંટ જે જમીન ઉપર અથવા પાણી ઉપર અથવા જે જમીનમાંથી અથવા પાણીમાંથી ભોગવાતું હોય અથવા મળતું હોય તે જમીન અથવા પાણી હયાતી સુધીના હક સંબંધ ઉપરથી અથવા હક સંબંધ આપ્યા પછીની તારીખથી ત્રણ વરસ કરતાં વધતી મુદતના હક સંબંધ ઉપરથી ધારણ કરેલું હોય ત્યારે સદરહુ પ્રકારનો હક

સંબંધ અથવા મુદત ચાલુ હોય ત્યારે જેટલા વખત સુધી સદરહુ પ્રકારનાં ધણીપણાનો ઉપભોગ થયો હોય તેટલો વખત ઉપર છેલી કહેલી ત્રીસ વરસની મુદતમાંથી બાદ કરવો તે એ રીતે કે સદરહુ પ્રકારનો હક સંબંધ અથવા મુદત પુરી થયા પછી તે જમીન ઊપર અથવા પાણી ઉપર જે માણસનો અધીકાર હોય તે માણસે તે હક સંબંધ અથવા મુદત પુરી થયા પછી ત્રણ વરસમાં તે જમીનના અથવા પાણીના દાવા બાબત તકરાર કરી હોય તો બાદ કરવો.

દ્રષ્ટાંત.

(ગ.) ની જમીનમાંથી જવાનો મને હક છે એવું સ્થાપિત થવા બાબત અ. ફરિયાદ કરે છે. મેં પચીસ વરસ સુધી તે હક ભોગવ્યો છે એવું અ. સાબેત કરે છે. પણ તે પચીસ વરસ માંહેનાં દશ વરસ સુધી ક. નામની એક હિંદુ વિધવાનો તે જમીન ઊપર હયાતી લગી હક સંબંધ હતો અને ક. મરણ પામ્યા પછી બ તો તે જમીન ઊપર હ પ્રાપ્ત થયો અને ક. મરણ પામ્યા પછી બે વરસની અંદર અ. ના તે હક સંબંધના દાવા બાબાત મેં તકરાર કરી એવું બ. સાબેત કરે છે. ત્યારે આ ફરીઆદ કાહાડી નાખવી જોઈએ. કારણ આ કલમના ઠરાવ પ્રમાણે અ. એ પંદર વરસ સુધીજ ઉપભોગ કર્યાની વાત સાબીત કરી છે.

૨૮ કોઈ માલ મીલકતનો કબજો લેવા સારૂ કોઈ માણસને ફરીયાદ કરવી હોય તેની મુદત આ આકટ ઉપરથી ઠરાવી છે તે મુદત પુરી થયા પછી તે માલ મિલકત ઉપરનો તેનો હક નહી સરખો થઇ જાય છે એવું સમજવું.

માલ મિલકત ઉપરનો હક નહી સરખો થવો.

## પેહેલું પરિશિષ્ટ.

| આકટનો નંબ અને વરસ. | મથાળું. | કેટલો રદ કરયો. |
|---|---|---|
| સન ૧૮૬૫ નો ૧૦ મો | હિંદુસ્તાનના વારસાનો આકટ. | ૩૨૧ મી કલમના "વસિયત નામું કરનારો મરી ગયાની તારીખથી બે વરસ અંદર અથવા વસિયતનામામાં લખેલુ દાન મળ્યાની તારીખથી એક વરસની અંદર" આ શબ્દો |
| સન ૧૮૭૧ નો ૯ મો | સન ૧૮૭૧ નો હિંદુસ્તાનનો મુદત બાબતનો આકટ. | સઘળો. |
| સન ૧૮૭૭ નો ૧૦ મો, | દિવાની ઈનસાફનું કામ ચલવવાની રીત બાબતનો કાયદો. | ૬૦૧ મી કલમમાંના "હુકમની તારીખથી ત્રીસ દિવાની મુદતમાં" આ શબ્દો. |

## બીજું પરોશીષ્ટ.

**( ૪ થી કલમ જુઓ.**

પેહેલો ભાગ ફરિયાદો·

| ફરીઆદુનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| | વીગાગ ૧ લો. ત્રીસ દીવસ. | |
| ૧. પડતર જમીન ઉપરના દાવાનો નિકાલ કરવા બાબત નિયમ ઠરાવવા બાબત સન ૧૮૬૩ નો ૨૩ મો આકટ છે તે આકટ પ્રમાણે રેવેન્યુ બોરડે કરેલા નિવાડા બાબત તકરાર કરવા સારૂ. | ત્રીસદીવસ. | નિવાડાની નોટીસ વાદીને આપવામાં આવેછે ત્યારે. |
| | વીભાગ ૨ જો. નેવું દીવસ. | |
| ૨. બ્રિટિશ ઈંડીયામાં જે વખતે જે કોઈ આકટ ચાલુ હોય તે આકટ પ્રમાણે કલાવ્યું કૃત્ય છે એમ કેહેતા હોય તે કૃત્ય કરયા બદલ અથવા કરવાની કસુર કરવા બદલ નુકશાનનો બદલો મળવા સારૂ. | નેવુ દીવસ. | કૃત્ય બને અથવા કરવાની કસુર કરવામાં આવે ત્યારે. |
| | વીભાગ ૩ જો છ મહીના | |
| ૩. સન ૧૮૭૭ ના વિશેષ ન્યાયના આકટની ૯ મી કલમ પ્રમાણે સ્થાવર મિલકતનો કબજો પાછો લેવા બાબત. | છ મહીના. | કબજો કાહાડવાની વાત બને ત્યારે ૨૪ વી. ટી ૪૩૫. જુઓ. |
| ૪. લોહોડાંની સડકનાં કામ તથા બીજાં સારવજનિક કામ કરનારા અને તેઓને કામે રાખનારાની વચ્ચે કેટલીએક તકરારો પડે તેઓનો વેહેલો નિકાલ થવા સારૂ ઠરાવ કરવા બાબત સન ૧૮૬૦ નો ૯ મો આકટ છે તે આકટની ૧ લી કલમ પ્રમાણે. | એજન. | જે પગાર બાબત અથવા ભાડાંબાબત અથવા જે કામ કીધું હોય તેની કિંમત બાબત દાવો હોય તે પગાર અથવા ભાડું અથવા કિંમત આપવાની થાય ત્યારે. |
| | વીભાગ ૩ જો છમહીના. | |
| ૫. વેચાય એવા લેખ ઉપરથી સંક્ષિપ્ત કામ ચલાવવાની રીત વિશેનો દિવાની કાનશાકનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાનો ૩૯ મા બાબછે તે બાબ પ્રમાણે. | છ મહીના. | જે દસ્તાવેજ ઉપરથી ફરિયાદ કરવાની હોય તે દસ્તાવેજની મુદત ભરાયાને તેનો અવેજ આપવાનો થાય ત્યારે. |
| | વીભાગ ૪ થો એક વરસ. | |
| ૬. દંડ બાબત અથવા ગુન્હેગારી | એક વરસ. | દંડનો અથવા ગુન્હેગારી |

| ફરીઆદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| બાબત કોઈ સ્ટાટયુટ પ્રમાણે અથવા આકટ પ્રમાણે અથવા કાયદા પ્રમાણે અથવા પેટાની કાનુન પ્રમાણે. | | નો પેચ આવે ત્યારે. |
| ૭. ઘરના ચાકરના અથવા કારીગરના અથવા મજુરના પગાર બાબત; જે વિશે આ પરિશિષ્ટના ૪ થા નંબરમાં ઠરાવ કરેલો નહી હોય. | એજન. | પગાર જ્યારે દેવો થાય ત્યારે. ૮ મ. હા. રી. ૮૭ અને ૬ વી. રી. ૩૩ જુઓ. |
| ૮. હોટેલના અથવા ટાવરનના અથવા લજિંગ હાઉસના ધણીપરે ખાવાપીવાની જનસો વેચી હોય તેની કિંમત બાબત. | એજન. | ખાવાની અથવા પીવાની જનસ આપવામાં આવે ત્યારે. |
| ૯. રેહેવાનાં ભાડાં બાબત. | એજન. | કિંમતઆપવાની થાયત્યારે |
| ૧૦. અગ્રક્રયાધિકાર (એટલે બીજાના કરતાં પેહેલાં ખરીદ કરવાનો અધિકાર) અમલમાં લાવવા બાબત, પછી તે અધિકાર કાયદા ઉપરથી હોય અથવા લોક રૂઢીઉપરથી હોય અથવા વિશેષ કરાર ઉપરથી હોય. | એજન. | જે વેચાણ રદ કરવાનો દાવો હોય તે વેચાણ ઉપરથી ખરીદદાર વેચેલી સઘળી માલમિલકત સ્થુલ પદાર્થરૂપ કબજે લે ત્યારે અથવા વેચાણનો વિષય સ્થુલ પદારથરૂપ કબજે લેવા જેવો નહોયતો વેચાણનો દસ્તાવેજ નોંધવામાં આવે ત્યારે. ઈ. લો. રી. ૧ અલાબાદ ૩૧૧ જુઓ |
| ૧૧. જે માણસ વિરૂધ, દિવાની ઈનશાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૨૮૦મી અથવા ૨૮૧મી અથવા ૨૮૨ મી અથવા ૩૩૫ મી કલમ પ્રમાણે હુકમ થયો હોય તેણે હુકમ માં હેની માલમિલકત ઊપર પોતાનો હક્ક સાબિત કરવા સારૂ કરવાની. | એજન. | હુકમની તારીખ. |
| ૧૨ હેઠળ લખેલાં વેચાણ પઈકી કોઈ વેચાણ રદ કરવા બાબત:—<br>(અ) દિવાની કોરટનુ હુકમનામુ બજાવવા સારૂ કરેલું વેચાણ.<br>(બ) કલેકટરનાં અથવા બીજા રેવેન્યુ આફિસરનાં હુકમનામાં પ્રમાણે અથવા હુકમ પ્રમાણે કરેલું વેચાણ.<br>(ક) સરકારી મેહેસુલની ચઢેલી બાકી બાબત અથવા સદરહુ પ્રકારની | એજન. | વેચાણ કાયમ કરવામાંઆવે ત્યારે, અથવા એવી ફરીયાદ થઈ નહોત તો તે વેચાણ બીજી રીતે આખરનુ તથા નિશ્ચયકારક થાત ત્યારે. ૧૧ મું. હા. રી. ૧૭૪ જુઓ ઈ. લો. રી. ૨ કલકત્તા, ૯૮ ૨૪ વી. રી. ૮૪ |

| ફરીયાદીનો પ્રકાર. | મુદત | જે વખતથી મુદત ચાલુ થાય તે વખત. |
|---|---|---|
| ચઢેલી બાકી પ્રમાણે વસુલ કરવા જોગ કાંઇ માગણા બાબત કરેલુ વેચાણ. | | |
| (ડ) ભાડાની ચાલુ બાકી બાબત પટણીતાલુકનુ કરેલુ વેચાણ. | | |
| ખુલાશો.—આ રકમમાંના "પટણી" શબ્દમા ભાડાની ચાલુ બાકીબાબત વેચવાને પાત્ર હોય તેવા કોઈ દરમિયાનના સઘળા પ્રકારનો સમાસ થાયછે. | | |
| ૧૩. ફરિયાદ શિવાય બીજા કાંઈ ચલાવેલા કામમાંનો દિવાની કોરટનો ફેસલો અથવા હુકમ ફેરવવા બાબત અથવા રદ કરવા બાબત. | એજન. વીભાગ ૪ થો. એક વરસ. | પ્રકરણમાં આખરનો ઠરાવ કરવાનો અધિકાર હોય તેવી કોરટે કરેલા આખરના ફેસલાની અથવા હુકમની તારીખ. |
| ૧૪. સરકારી અમલદારે પોતાના હુદાના સબબથી કાંઈ કૃત્ય અથવા હુકમ કરયો હોય તથા જે બાબત આ આકટમાં ખસુસ બીજી રીતનો ઠરાવ કરેલો નહી હોય તે કૃત્ય અથવા હુકમ રદ કરવા બાબત. | એક વરસ. | તે કૃત્યની અથવા હુકમની તારીખ. |
| ૧૫ સરકારી મેહેસુલની ચઢેલી બાકી બાબત રેવેન્યુ અધિકારીએ કાંઇ સ્થાવરમિલકતની જપ્તી કરી હશે અથવા તેનો પટો આપ્યો હશે અથવા બીજાને કરી આપી હશે તે જપ્તી અથવા પટો અથવા બીજાને કરી આપેલું રદ કરવા બાબત સરકાર ઉપર કરવાની. | એજન. | જપ્તી અથવા પટો અથવા બીજાને કરી આપવું એ કરવામાં આવે ત્યારે. |
| ૧૬. મેહેસુલની ચઢેલી બાકી બાબત અથવા મેહેસુલની ચઢેલી બાકી પ્રમાણે વસુલ થઇ શકે તેવા લેણા બાબત રેવેન્યુ અધિકારીએ કરેલા દાવાનો નિકાલ કરવા સારૂ તકરાર કરીને પઇશા આપ્યા હોય તે પાછા લેવા બાબત સરકાર ઉપર કરવાની. | એજન. | નાણું ભરવામાં આવે ત્યારે |
| ૧૭. સારવજનિક કામ સારૂ જમીન લીધી હોય તેનો બદલો મળવા સારૂ સરકાર ઉપર કરવાની. | એજન. | બદલાની રકમ ઠરાવ્યાની તારીખ. |

| ફરીઆદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય તે વખત. |
|---|---|---|
| ૧૮ જમીન લેવાનું કામ પુરૂં થયું. નહી હોય ત્યારે બદલા બાબત તેવીજ ફરીયાદ. | એજન. | પુરૂં કરવાની ના કહ્યાની તારીખ |
| ૧૯. ખોટી રીતે કેદ કરયા બાબત નો બદલો મળવા બાબતની. | એજન | કેદ પુરી થાય ત્યારે. |
| ૨૦ કેટલીએક અપકૃતી બાબત એક્સિકયુટર (મૃત્યુપત્ર ચલાવનાર) અથવા આડમિનિસ્ટરેટર (મૈયતના ઇસ્ટેટનો વહીવટદાર) અથવા રેપ્રિઝેનટેટિવ (વારસવકીલ) ફરીયાદ કરી શકે, તથા તેઓની ઉપર ફરીયાદ થઇ શકે એવો બંદોબસ્ત કરવા બાબત સન ૧૮૫૫ નો ૧૩ મો આકટ છે તે આકટ પ્રમાણે એક્સિકયુટરોએ અથવા આડમિનિસ્ટરેટરોએ અથવા વારસવકીલોએ કરવાની. | એજન. | જે માણુસનું નુકશાન થયું હોય તેના મરણની તારીખ. |
| ૨૧. ફરિયાદ કરવા લાયક અપકૃતીનાં કારણથી કોઇ માણુસ મરણ પામ્યાને લીધે થયલા નુકશાનનો બદલો કુટુંબને અપાવવા બાબદ સન ૧૮૫૫ નો ૧૩ મો આકટ છે તે આકટ પ્રમાણે એક્સિકયુટરોએ અથવા આડમિનિસ્ટરેટરોએ અથવા વારસવકીલોએ કરવાની | એજન. | મરણ પામેલાં માણુસનાં મરણની તારીખ. |
| ૨૧. શરીરને થયલા બીજા કાંઇ નુકશાન બાબતનો બદલો મળવા સારૂ. | એજન. | નુકશાન કરવામાં આવે ત્યારે. |
| ૨૩ અદાવતથી ફોજદારીમાં કામ ચલાવ્યું હોય તે બાબતનાં નુકશાનનો બદલો મળવા સારૂ. | એજન. | વાદી બીન તકશીરછે એવો ઠરાવ થાય ત્યારે અથવા ફરીયાદીનો બીજી રીતે છેડો આવે ત્યારે. |
| ૨૪. લાઇબલ બાબત (આબરૂ લેનારો મજકુર પ્રસિદ્ધ કરયા બાબત) નુકશાનનો બદલો મળવા સારૂ. | એજન. | લાઇબલ પ્રસિદ્ધ કરવામાં આવે ત્યારે. |
| ૨૫. આબરૂ લેનારો મજકુર બોલ્યા બાબત. | એજન. | તે શબ્દ બોલવામાં આવે ત્યારે અથવા શબ્દો ઉપરથી જ ફરિયાદ કરવાનો અધિકાર નહોય તો જે વિશેષ નુકશાન બાબત ફરિયાદ હોય |

| ફરીયાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય તે વખત. |
| --- | --- | --- |
| | | તે નુંકશાન થાય ત્યારે |
| | વીભાગ ૪ થો એક વરસ. | |
| ૨૬. વાદીના ચાકરને અથવા છોકરીને ફિટંયાથી ચાકરીને નુકશાન થયા બાબતનો બદલો મળવા સારૂ. | એક વરસ. | નુકશાન થાય ત્યારે. |
| ૨૭. વાદીની સાથે કરેલો કરાર તોડવાને કોઈ માણસને પ્રવૃત્ત કરવા બાબત બદલો મળવા સારૂ. | એજન. | કરાર તોડયાની તારીખ. |
| ૨૮ કાયદા વિરૂદ્ધ અથવા ગેરરીતની અથવા વધારે જંગમમાલની જપ્તી કરયા બાબતનો બદલો મળવા સારૂ. | એજન. | જપ્તીની તારીખ. |
| ૨૯. કાયદાસર પ્રોસેસ ઉપરથી જગમમાલ ગેરવાજબી રીત પકડયા બાબતનો બદલો મળવા સારૂ | એજન. | પકડયાની તારીખ. |
| | વીભાગ ૫ મા બે વરસો. | |
| ૩૦. માલ ખોયા બાબત અથવા તેને નુકશાન કરયા બાબતનો બદલો મળવા સારૂ હુડાં ભાડાવાળા ઉપર. | બે વરસો. | માલ ખોવાય અથવા તેને નુંકશાન લાગે ત્યારે |
| ૩૧. માલ આપવાને વાર લગાડી હોય તે બાબતના નુકશાનનો બદલો મળવા સારૂ હુંડા ભાડાવાળા ઉપર. | એજન. | માલ જયારે પોહોચાડવો જોઇતો હતો ત્યારે. |
| ૩૨ વિશેષ કારણ સારૂ માલનો ઉપયોગ કરવાનો હક કોઈને હોય ને તે તે માલ બીજા કામમાં વાપરે તો તેની ઉપર. | એજન. | માલ બીજા કામમાં લગાડયાથી જે માણસનું નુંકશાન થયુ હોય તેને માલ બીજા કામમાં લગાડયાની વાત પેહેલવેહેલી જણાય ત્યારે. |
| ૩૩. કેટલીએક અપકૃતી બાબત એકિસકયુટર અથવા આડમિનિસ્ટરેટર અથવા રેપ્રેઝેનટેટિવ ફરીયાદ કરી શકે તથા તેઓની ઉપર ફરીયાદ થઈ શકે એવો બંદોબસ્ત કરવા બાબત સન ૧૮૫૫ નો ૧૨ મો આકટ છે તે આકટ પ્રમાણે એકિસકયુટરની ઉપર અથવા આડમિનિસ્ટરેટરની ઉપર અથવા રેપ્રેઝેનટેટિવની ઉપર | એજન. | જે અપકૃતી બાબત ફરિયાદ હોય તે અપકૃતી કરવામાં આવે ત્યારે. |

| ફરીયાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| ૩૪. બાયડી પાછી લેવા બાબત | એજન. | કબજો માગવામાં આવે અને તે આપવાની ના કહે ત્યારે. |
| ૩૫ લગનના હક પાછા મળવા બાબત. | એજન. | વર અથવા વહુ પુખ્ત ઉમરના તથા અકલ હુશીયારીમાં હોય અને લગનના હક પાછા માગવામાં આવે અને તે આપવાને તે વર અથવા વહુ ના કહે ત્યારે, |
| ૩૬ જે વાત કરારને લાગુ નહી હોય તથા જે વિશે આ આકટમાં ખસુસ કરીને ઠરાવ કરેલો નહી હોય તથા એવું કોઈ ગેરકાયદાસર કૃત્ય કરવા બાબતના અથવા કોઈ કાયદાસર કૃત્ય અયોગ્ય રીતે કરવા બાબતના અથવા જે કરવાની અવસ્ય હોય તે વરજ કરવા બાબતના બદલા બાબત. | એજન.<br>વીભાગ ૬ ઠો ત્રણ વરસો. | ગેરકાયદાસર કૃત્ય કરવાની અથવા કાયદાસર કૃત્ય અયોગ્ય રીતે કરવાની અથવા કરવાની જરૂર હોય તે વરજ કરવાની વાત બને ત્યારે |
| ૩૭. માગંને અથવા પાણીના પાટને અટકાવ કરયા બાબતનાં નુકશાનનો બદલો મળવા સારૂ. | ત્રણ વરસો. | પ્રતીબંધની તારીખ |
| ૩૮. પાણીના પાટને બીજી તરફ વાળયા બાબતનાં નુકશાનનો બદલો મળવા સારૂ. | એજન. | વાળયાની તારીખ |
| ૩૯. સ્થાવરમિલકત ઉપર અતિક્રમણ કરયા બાબતના નુકશાનનો બદલો મળવા સારૂ. | એજન.<br>વીભાગ છઠો. ત્રણ વરસો. | આતીક્રમણ કરવાની તારીખ. |
| ૪૦. કાપીરાઇટનો (ગ્રંથ સ્વામિત્વનો હક અથવા કોઈ અનન્યગ્રાહ્યાધિકાર તોડવા બાબતના નુકશાનનો બદલો મળવા સારૂ. | ત્રણ વરસો. | તોડયાની તારીખ |
| ૪૧ વ્યર્થ ખરચ કરવાનો પ્રતિબંધ કરવા બાબત. | એજન | વ્યરથ ખરચ કરવાનો પ્રારંભ થાય ત્યારે. |
| ૪૨. ગેરવાજબી રીતે મળેલી તાકીદ ઉપરથી નુકશાન થયુ હોય તે બાબતનો બદલો મળવા સારૂ. | એજન | તાકીદ બંધ થાય ત્યારે |
| ૪૩ જે માણસને એક્સિકયુટરે અથવા આડમિનિસ્ટરેટરે વસિયતનામામાં | એજન | અવેજ આપવાની અથવા વેહેંચણી આપવાની તારીખ |

| ફરીઆદીનો પ્રકાર | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત |
| --- | --- | --- |
| લખેલું દાન આપ્યું હોય અથવા માલ મિલકતની વેહેચણી આપી હોય તે માણસની પાસેથી તે અવેજ પાછો અપાવવા બાબત સન ૧૮૬૫ ના હિંદુસ્થાનના વારસા બાબતના આકટની ૩૨૦ મી અથવા ૩૨૧ મી કલમ પ્રમાણે કરવાની. | | |
| ૪૪. પોતાના પાલન કરનારાએ કરેલું વેચાણ રદ કરવા બાબત જે વારૂડ પુખ્ત ઉમરમાં આવ્યો હોય તેણે કરવાની. | એજન | વારડ જ્યારે પુખ્ત ઉમરમાં આવે ત્યારે. |
| ૪૫ બંગાળાના કાયદા પુસ્તકમાંહેના હેઠળ લખેલા કાયદા પ્રમાણે કરેલા નિવાડા બાબત તકરાર કરવા સારૂ સન ૧૮૨૨ નો કાયદો ૭ મા તથ સન ૧૮૨૫ નો કાયદો ૯ મા, તથ સન ૧૮૩૩ નો કાયદો ૯ મા, | એજન | તે કામના આખરના નિવાડાની અથવા હુકમની તારીખ |
| ૪૬. સદરહુ પ્રકારના નિવાડામાં લખેલી કાંઇ માલમિલકત પાછી લેવાની જે પક્ષકારને તે નિવાડા ઉપરથી જરૂર હોય તેણે કરવાની. | એજન | તે કામના આખર નિવાડાની અથવા હુકમની તારીખ |
| ૪૭ ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ૪૦ મા બાબ પ્રમાણે અથવા મુંબઇના મામલતદારોની કોરટોના આકટ પ્રમાણે મિલકતના કબજા બાબત કરેલા હુકમ પ્રમાણે ચાલવાની જે માણસને જરૂર હોય તે માણસે અથવા સદરહુ પ્રકારના માણસના સંબંધથી જે કોઇ દાવો કરતો હોય તેણે તે હુકમમાં લખેલી મિલકત પાછી લેવા બાબતની. | એજન | કામના આખરના હુકમની તારીખ ૯ મુ. હા. રી. ૩૨૪. ૧૦ મુ. હા. રી. ૪૭૯ જુઓ. |
| ૪૮ જે વિશેષ જંગમમાલ ખોવાયો હશે અથવા ચોરીથી મેળવ્યો હશે અથવા જેનો બદ દાનતથી ખોટો ઉપયોગ કરયો હશે અથવા તેનું રૂપાંતર કરયું હશે તે વિશેષ જંગમમાલ સારૂ | એજન | તે માલના કબજા બાબત જે માણસને હક હશે તેને તે કોહોના કબજામાં છે એ જ્યારે પ્રથમ સમજાય ત્યારે |

| ફરીયાદનો પ્રકાર | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત |
| --- | --- | --- |
| અથવા તે માલ ગેરવાજબી રીત લેવા બાબતના અથવા અટકાવી રાખવા બાબતના નુકશાનનો બદલો મળવા સારૂ. | | |
| ૪૯. બીજા વિશેષ જંગમ માલ સારૂ અથવા ગેરવાજબી રીત તે લીધા બાબતનો અથવા તેને નુંકશાન કર્યા બાબતનો અથવા તે ગેરવાજબી રીત અટકાવી રાખવા બાબતનો બદલો મળવા સારૂ. | વીભાગ છ ઠો. ત્રણ વરશે. | તે માલ ગેરવ્યાજબી રીત લેવામાં આવે અથવા તેને નુકશાન કરવામાં આવે ત્યારે અથવા અટકાવી રાખનારનો કબજો જયારે ગેરકાયદાસર થાય ત્યારે |
| ૫૦ જનાવરના અથવા વાહનના અથવા હોડીના અથવા ઘરગુતી સામનના ભાડાં બાબત | એજન | ભાડું આપવાનું થાય ત્યારે. |
| ૫૧ માલ આપવો હોય તેને પેટે અંગ ઉપર નાણું આપ્યુ હોય તેની બાકી બાબત. | એજન | માલ આપવો જોઉએ ત્યારે. |
| ૫૨ વેચેલા તથા સ્વાધિન કરેલા માલની કિંમત બાબત જ્યારે તેનું નાણું આપવાની મુદત ઠરાવી નહી હોય ત્યારે | એજન | માલ આપ્યાની તારીખ |
| ૫૩ વેચેલા તથા સ્વાધિન કરેલા માલનું નાણું ઠરાવેલી મુદત પુરી થયા પછી આપવનું હોય તે વેચેલા તથા સ્વાધિન કરેલા માલની કિંમત બાબત | એજન | નાણું આપવાની મુદત જ્યારે પુરી થાય ત્યારે |
| ૫૪ વેચેલા તથા સ્વાધિન કરેલા માલનું નાણું *બિલ આફ એક્સચેંજથી આપવાનુ હોય ને તે પ્રમાણે બિલઆફ એકસચેંજ આપ્યુ નહી હોય, તે વેચેલા તથા સ્વાધિન કરેલા માલની કીમત બાબત | એજન | આપવાના યોજેલા બિલની મુદત પુરી થાય ત્યારે |
| ૫૫ વાદીએ પ્રતિવાદીને વેચેલાં ઝાડની અથવા ઉછરતા પાકની કિંમત બાબત નાણું ક્યારે આપવું તેની મુદત ઠરાવેલી નહી હોય ત્યારે. | એજન | વેચાણની તારીખ |
| ૫૬ પ્રતિવાદીના કેહેવા ઉપરથી વાદીએ કરેલાં કામની કીમત બાબત તેનુ નાણું આપવાની મુદત ઠરાવેલી નહી હોય ત્યારે. | એજન | કામ કરવામાં આવે ત્યારે ૬ મ. હા રી. ૨૬૫ |

* બિલઆફ એકસચેંજ એટલે જે હુંડીની બે અથવા ત્રણ નકલો મળીને એક સેટ થાય છે તે હુંડી.

| ફરીઆદીના પ્રકાર | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત |
|---|---|---|
| ૫૭ નાણું ધીરયું હોય તે બાબત નાણું લેવાનું હોય તે બાબત | વીભાગ ૬ ઠ્ઠો. ત્રણ વરશે. | નાણું ધીરવામાં આવ્યું ત્યારે |
| ૫૮ નાણું ધીરનારે નાણા બાબત *ચેક આપ્યો હોય ત્યારે તેવીજ ફરીઆદ | એજન | ચેકનું નાણું આપવામાં આવ્યું ત્યારે |
| ૫૯ નાણું માગે ત્યારે આપવાનું થશે એવી કબુલાયતથી નાણું ધીરયું હોય તે બાબત | એજન | નાણું ધીરવામાં આવ્યું ત્યારે. |
| ૬૦ નાણું માગે ત્યારે આપવાનું થશે એવી કબુલાયતથી નાણું મુકયું હોય તે બાબત. | એજન | ઉઘરાણી કરી હોય ત્યારે ૨૪ વી. રી. ૪૨ જુઓ |
| ૬૧ પતિવાદીની વતી રૂપીયા ભરયા હોય તે બાબત વાદીને રૂપીયા મળવાના હોય તે રૂપીયા બાબત | એજન | નાણું આપ્યુ ત્યારે. |
| ૬૨. વાદીના ઉપયોગ સારૂ પ્રતીવાદીને પોહોચેલાં નાણાં બાબત પ્રતીવાદીની પાસેથી વાદીને નાણું મળવાનું હોય તે નાણાં બાબત. | એજન | નાણું પોહેચ્યુ હોય ત્યારે ઇં. લા. રી. ૨ કલકત્તા ૩૯; |
| ૬૩ પ્રતિવાદીની પાસે વાદીનું નાણું લેણું હોય તેના વ્યાજના રૂપિયા મળવાના હોય તે બાબત . | એજન | વ્યાજ આપવાનું થાય ૮ |
| ૬૪ વાદી પ્રતિવાદીની વચે નક્કી થયલા હિસાબ ઉપરથી પ્રતીવાદીની પાસે વાદીના રૂપીયા લેણા નિકળયા હોય તે બાબત વાદીને રૂપીયા મળવાના હોયા તે બાબત | એજન | પ્રતિવાદીએ અથવા આ બાબત યોગ્યરીતે અધિકાર આપેલા તેના મુખત્યારે સહી કરેલા લેખ ઉપરથી હિસાબ નક્કી થાય ત્યારે, પણ કરજ આગળ ફલાણી વખતે વાળવું એવી તેજ વખતે લખેલી કબુલાયત થઇને તેની ઉપર સદરહુ પ્રમાણે સહી થઇ હોય તોતે વખત આવે ત્યારે. |
| ૬૫ નિરદિષ્ટ કરેલી વખત અથવા નિરદિષ્ટ કરેલી અનિશ્ચિત વાત બન્યા પછી કોઈવાત કરવાનો કરાર હોય તે તોડયા બાબતના નુકશાનના બદલા સારૂ. | એજન. | નિરદિષ્ટ કરેલી વખત આવે ત્યારે અથવા તે અનિશ્ચિત વાત બને ત્યારે |

* ચેક એટલે અવેજ આપવા બાબત બ્યાંક વગરે તેની ઉપર શાહાજોગ છાપે ચોઠી ભરી આપે છે તે.

| ફરીઆદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| ૬૬ જે ૧સિંગલ ખાંડમાં નાણું આપવા બાબત દિવસ નિરદિષ્ટ કરયો હોય તે સિંગલખાંડમાં સદરહુ પ્રકારનો દિવસ નિરદિષ્ટ કરયો નહી હોય તે સિંગલ ખાંડ ઉપરથી. | વીભાગ ૬ ઠો ત્રણ વરસો. | નિરદિષ્ટ કરેલો દિવસ |
| ૬૭. જે સિંગલખાંડમાં સદરહુ પ્રકારનો દીવસ નીરદીસ્ટ કરો નહી હોય તે શીંગલખાંડ ઊપરથી. | એજન. | ખાંડકરી આપ્યાની તારીખ. |
| ૬૮ જે ખાંડમાં શરત હોય તે ખાંડ ઉપરથી | એજન. | શરત તોડવામાં આવે ત્યારે |
| ૬૯ જે બિલ આફ એકસચેંજનો અથવા વાયદા ચિઠીનો અવેજ તેની તારીખ પછીની નિશ્ચિત વખત આપવાનો હોય તે બિલ આફ એકસચેંજ ઊપરથી અથવા વાયદા ચિઠી ઉપરથી | એજન. | બિલની અથવા ચિઠીની મુદત ભરાય જ્યારે |
| ૭૦ જે બિલ આફ એકસચેંજનો અવેજ ઠરાવેલી વખતે આપવાનો નહી હોય પણ તે દેખાડયું એટલે અથવા દેખડા પછી ફલાણી વખતે આપવાનો હોય તે બિલ આફ એકસચેંજ ઉપરથી | એજન. | તે બિલઆફ એકસચેંજ દેખાડવામાં આવે ત્યારે. |
| ૭૧ ફલાણી વિશેષ જગાએ અવેજ આપવાને શીકારેલાં બિલ આફ એકસચેંજ ઉપરથી. | એજન. | તે જગાએ તબીલ દેખાડવામાં આવે ત્યારે. |
| ૭૨ દેખાડયા પછી અથવા અવેજ માગ્યા પછી અવેજ નિશ્ચિત વખતે આપવો એવાં બિલઆફ એકસચેંજ ઊપરથી અથવા વાયદા ચિઠી ઉપરથી. | એજન. | નિશ્ચિત વખત પૂરી થાય ત્યારે. |
| ૭૩ માગે એટલે અવેજ આપવું એવાં બિલઆફ એકસચેંજ અથવા વાયદાચીઠી હોય તથા જે લેખથી ફરીયાદ કરવાના હકને પ્રતિબંધ અથવા વિલંબ થાય તેવો લેખ તે બિલઆફ એકસચેંજની સાથે અથવા વાયદાચીઠીની સાથે નહી હોય તેવાં બિલઆફ એકચેંજ ઉપરથી અથવા વાયદાચીઠી ઉપરથી. | એજન. | બિલની અથવા ચિઠીની તારીખ |

૧ સિંગલખાંડ એટલે જે ખાંડમાં ગુનહેગારી આપાનું ઠરાવ્યું નહી હોય તે.

| ફરીયાદીનો પ્રકાર. | મુદત | જે વખતથી મુદત ચાલુ થાય તે વખત. |
|---|---|---|
| ૭૪ હફતે હફતે જેનો અવેજ આપવો હોય એવી વાયદાચીઠી ઉપરથી અથવા બાંડ ઉપરથી | વીભાગ ૬ ઠો ત્રણ વરસો. | અવેજ આપવાની પેહેલી મુદત પુરી થાય ત્યારે જે ભાગ તે વખત આપવો હોય તે ભાગ બાબત અને બાકીના ભાગો બાબત તે આપવાની મુદત પુરી થાય ત્યારે. |
| ૭૫ હફતે હફતે જેનો અવેજ આપવો હોય તેવી વાયદાચીઠીમાં અથવા બાંડમાં એક હફતો પડેતો બધા રૂપીયા આપવા એવો ઠરાવ હોય તેવી વાયદાચિઠી ઉપરથી અથવા બાંડ ઉપરથી. | એજન. | અવેજ આપવાને પેહેલ વેહેલાં ચુકે ત્યારે, પણ જેને રૂપીયા આપવાના હોય અથવા તે ચિઠી અથવા બાંડ જેને લખી આપ્યુ હોય તે તે ઠરાવનો ફાયદો મુકી દે ત્યારે અને અવેજ આપવાની જ્યારે ફરીથી ચુક કરવામાં આવે તથા તે બાબત સદરહુ પ્રમાણે ફાયદો મુકી દીધો નહોય ત્યારે ૧૧ મુ. હા. રી. ૧૫૭. જુઓ. ઇં. લા. રી. ૧ મુંબાઇ ૧૨૫ |
| ૭૬ ફલાણી વાત બન્યા પછી વાયદાચિઠી જેને અવેજ આપવાનો હોય તેને સ્વાધિન કરવા સારૂ તે વાયદાચિઠી લખી આપનારે તે ચિઠી ત્રીજા માણુસને આપી હોય તે વાયદાચિઠી ઉપરથી | એજન | જેને નાણું આપવાનું હોય તેને સ્વાધિન કરવાની તારીખ |
| ૭૭ *ફારેન બિલં નકરયાને લીધે ⊙પ્રોટેસ્ટ કરીને નોઠીસ આપી હોય તે નકરેલાં ફારેન બિલ ઊપરથી. | એજન | નોટીસ આપવાગાં આવે ત્યારે. |
| ૭૮. નહી શીકારીને જે બિલઆફ એકસચેંજ નકાર્યું હોય તે બીલ જેણે લખ્યું હોય તેની ઉપર જેને અવેજ મળવાનો હોય તેણે કરવાની. | એજન | શીકારવાની ના કહ્યાની તારીખ. |
| ૭૯. આકોમોડેશન બિલ શીકારનારએ તે લખનારની ઉપર કરવાની | એજન. | શીકારનાર તે બિલની રકમ આપે ત્યારે. |

* ફારેન બિલઆફ એકસચેંજ એટલે હિદુસ્થાન માહેના અંગ્રેજ સરકારના મુલક બાહાર હુંડી લખી હોય તેનો અવેજ હિંદુસ્થાનમાહેના અંગ્રેજ સરકારના મુલકમાં અથવા મુલક બાહાર મળવાનો હોય તે હુંડી; અથવા હિંદુસ્થાન માંહેના અંગ્રેજ સરકારના મુલકમાં હુંડી લખી હોય તેનો અવેજ તે મુલક બાહાર મળવાનો હોય તે હુંડી.

⊙ પ્રેટેસ્ટ એટલે હુંડી સીકારવાની અથવા હુંડીનાં નાણા ભરવાની ના કહે ત્યારે તે બાબત નોટરી પબ્લિક આ નામનો અમલદાર પોતાની સહી માહોર સાથે દાખલો આપેછે તે દાખલો.

| ફરીયાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| ૮૦ જે બિલઆફ એકસચેંજ બાબત અથવા વાયદાચિઠી બાબત અથવા બાંડ બાબત આ આકટમાં ખસુસ ઠરાવ કરયો નહી હોય તે બિલઆફ એકસચેંજ ઉપરથી અથવા વાયદાચિઠી ઉપરથી અથવા બાંડ ઉપરથી ફરિયાદ | વીભાગ ૬ ઠો. ત્રણ વરસો. | બિલ આફ એકસચેંજનો અથવા વાયદા ચિઠીનો અથવા બાંડનો અવેજ આપવાનો થાય ત્યારે |
| ૮૧. જામીને મુખ્ય દેણદાર ઉપર કરવાની. | એજન. | જામીન લેણદારને અવેજ આપે ત્યારે |
| ૮૨. એક જામીને સામાઇક જામીન ઉપર કરવાની | એજન. | જામીન પોતાના હિસ્સા કરતાં વધારે અવેજ આપે ત્યારે. |
| ૮૩ માથાનું જોખમ ઉતારવાના ખીજા કોઇ કરાર ઉપરથી | એજન | વાદીને વાસ્તવિક જોખમ લાગે ત્યારે |
| ૮૪ આટરનિએ અથવા વકીલે ફરીયાદના અથવા વિશેષ કામના પોતાના ખરચ બાબત કરવાની; તે ખરચ ક્યારે આપવો એ બાબત ખસુસ કરીને કબુલાયત ન હોય ત્યારે. | એજન | તે ફરિયાદ અથવા કામ પુરૂ થયાની તારીખ અથવા આરટિન અથવા વકીલ ફરિયાદ અથવા કામ ચલાવવાનું યોગ્ય રીતે બંધ કરે ત્યારે કામ ચલાવવાનું સદરહુ પ્રમાણે બંધ કરવાની તારીખ |
| ૮૫ માહોમાંહે ઉઘાડા તથા ચાલુ ખાતાં ઉપરથી બાકી દેવી હોય તે બાબતની ફરીયાદ, જ્યારે પક્ષકારોની દરમિયાન માહોમાંહે ઉત્રરાણી કરી હોય ત્યારે | એજન. | કબુલ કરેલી અથવા સાબેત કરેલી છેલ્લી રકમ જે વરસમાં ખાતામાં દાખલ કરેલી હશે તે વરસની આખર; સદરહુ વરસ ખાતામાં હોય તે પ્રમાણે ગણવું. |
| ૮૬. જે રકમનો વિમા ઉતરાવ્યો હોય તે રકમ મરણનો અથવા નુકશાન થયાનો પૂરાવો વિમાવાળાને આપ્યા પછી અથવા પોહોચ્યા પછી તાબડતોબ આપવી પડતી હશે ત્યારે વિમાનાં ખત ઉપરથી. | એજન. | મરણનો અથવા નુકશાનનો પુરાવો વાદીએ અથવા બીજા કોઈ માણની પાસેથી વિમાવાળાને આપ્યો હોય અથવા પોહોચ્યો હોય ત્યારે |
| ૮૭ વિમાવાળાની મરજીમાં આવે ત્યારે વિમાનુ ખત રદ કરી શકે તેવાં ખત ઉપરથી સલામતીનો અવેજ વિમા ઉતરાવનારાએ પાછો લેવા સારૂ કરવાની | એજન. | વિમાવાળા વિમાનુ ખત રદ કરે ત્યારે |
| ૮૮ હિસાબ લેવા સારૂ આડતીઆ ઉપર. | એજન | આડત ચાલુ હોય તે વખત હિસાબ માગ્યો હોય ને તે આપવાની ના કહેવામાં આ |

| ફરીયાદનો પ્રકાર | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત |
| --- | --- | --- |
| | | વે ત્યારે અથવા સદરહુ પ્રમાણે માગ્યો નહોય તો આડત બંધ થાય ત્યારે. |
| ૮૯. પોતાના મુખ્ત્યારને જંગમમાલ પોહોચ્યો હોય અને તેનો તેણે હિસાબ આપ્યો નહી હોય તે જંગમમાલ બાબત તેની ઉપર મુખ્યે કરવાની | વીભાગ ૬ ઠો ત્રણવરસો. | અજન |
| ૯૦ ગફલત બાબત અથવા ગેરચાલ બાબત મુખ્યે મુખ્ત્યાર ઉપર કરવાની બીજી ફરીયાદ. | અજન | ગફલતની અથવા ગેરચાલની વાદીને ખબર પડે ત્યારે |
| ૯૧ જે દસ્તાવેજ બાબત બીજી રીતનો ઠરાવ કરેલાનહી હોય તે ચેહેરવા બાબત અથવા રદ કરવા બાબત | અજન | દસ્તાવેજ ચેહેરવાનો અથવા રદ કરવાનો અધિકાર જે વાત ઉપરથી વાદીને પ્રાપ્ત થાયછે તે વાતની તેને ખબર પડે ત્યારે. |
| ૯૨. જે દસ્તાવેજ આપ્યો અથવા નોધાવ્યો તે દસ્તાવેજ ખોટો બનાવટનો છે એવું સાબિત થવા સારૂ | અજન | આપ્યાની અથવા નોધાવ્યાની વાદીને ખબર પડે ત્યારે. |
| ૯૩ જે દસ્તાવેજ વાદી વિરૂધ્ધ અમલમાં લાવવાની કોશીસ. કરવામાં આવી તે દસ્તાવેજ ખોટો બનાવટનો છે એવું સાબિત થવા સારૂ. . | અજન | કોશીસની તારીખ |
| ૯૪ વાદી દિવાનો હોય ત્યારે જે માલમિલકત તેણે બીજાને કરીઆપી હતી તે માલમિલકત બાબત. | અજન | વાદી દિવાનો હતો તે ઠેકાણે આવ્યા પછી તેને માલમિલકત બીજાને કરી આપ્યાની ખબર પડે ત્યારે. |
| ૯૫ કપટથી મેળવેલું હુકમનામું રદ કરવા બાબત અથવા કપટના સબબથી બીજો ન્યાય મળવા સારૂ. | અજન | જે માણસનું નુકશાન થયું હોય તેને તે કપટ માલમ પડે ત્યારે. |
| ૯૬ ચુકના સબબથી ન્યાય મળવા સારૂ | અજન. | ચુક વાદીને માલમ પડે ત્યારે |
| ૯૭ જે વિદ્યમાન બદલવા સારૂ નાણું આપ્યું હોય તે બદલો આગળ જતાં ડુબ્યો હોય તો તે નાણાં બાબત. | અજન | બદલો ડુબ્યાની તારીખ |
| ૯૮ ટ્રસ્ટ તોડવાથી થયલું નુકશાન મરનાર ટ્રસ્ટીના કુલ એકંદર સ્ટેટમાં | અજન | ટ્રસ્ટીના મરણની તારીખ અથવા નુકશાન તે વખત |

| ફરીયાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય તે વખત. |
|---|---|---|
| થી ભરી લેવા બાબત | | થયું નહોય તો નુકશાન થયાની તારીખ. |
| ૯૯ સામાઈક (મક્રિયારા) હુકમનામા ઉપરથી જે રકમ લેણી હોય તે સઘળી એક પક્ષકારે આપી હોય ત્યારે તે પક્ષકારે, અથવા પોતે અથવા પોતાના સામાઈક ભાગીયાએ જે મેહેસુલ આપવાનુ હોય તેની સઘળી રકમ સામાઈક ઈસ્ટેટમાંથી એક ભાગીયાએ આપી હોય ત્યારે તે ભાગીયાએ ફાળો વસુલ કરવા બાબત. | વીભાગ કરે ત્રણ વરસો. | વાદીએ ખુદ પોતાના હિસ્સાના કરતા વધારે નાણું ભરયાની તારીખ |
| ૧૦૦ મરનાર ટરસ્ટીના ઈસ્ટેટ ઉપર ફાળાનો દાવો અમલમાં લાવવા બાબત સામાઈક ટરસ્ટીએ કરવાની | એજન | ફાળો મળવાનો હક પ્રાપ્ત થાય ત્યારે |
| ૧૦૧ દરીઆવરથી લોકોના પગાર બાબત | એજન | જે સફર બદલ પગાર મળવાનો થયો હોય તે સફરની આખર |
| ૧૦૨ જે પગાર બાબત આ પરિશિષ્ટમાં ખસુસ બીજી રીતનો ઠરાવ કરેલો નહી હોય તે પગાર બાબત | એજન | તે પગાર જ્યારે દેવાનો થાય ત્યારે. |
| ૧૦૩ મુઅજ્જલ બાબત એટલે માગી લેવાય તેવી મેહેર બાબત સલામને કરવાની | એજન | મેહેર માગી હોય અને આપવાની ના કેહેવામાં આવે ત્યારે અથવા લગ્ન સંબંધ ચાલુ હોય તેવામાં સદરહુ પ્રકારની માગણી કરી નહી હોય તો મરણના અથવા તલાકના સબબથી લગન સંબંધ તુટે ત્યારે ર. મુ. હા. રી. ૩૦૯ જુઓ |
| ૧૦૪. મુઅજ્જલ બાબત એટલે ઠરેલી એક મુદતપછી આપવાની મેહેર બાબત મુસલમાને કરવાની. | એજન | મરણથી અથવા તલ્લાકથી લગન સંબંધ તુટે ત્યારે ૬ વી, રી. ૧૯ જુઓ |
| ૧૦૫ ગીરવી રાખનારને (મળવાની રકમના કરતાં)વધારે ઉપજ પોંહોંચી હોય ત, ગીરવીનું નાણું વળચા પછી પાછી લેવા બાબત ગીરવી મુકનારે કરવાની | એજન. | ગીરવી મુકેલી મિલકતનો કબજો ગીરવી મુકનાર પાછો લે ત્યારે |

| ફરીઆદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય તે વખત. |
|---|---|---|
| ૧૦૬ બંધ થયલાં પંત્યાળાના નફાના હિસાબ બાબત તથા હિસ્સા બાબત કરવાની | વીભાગ ૬ ઠો ત્રણ વરસ. | બંધ થયાની તારીખ |
| ૧૦૭ અવિભક્ત કુટંબના સામાઈક ઇસ્ટેટના વહિવટદારે તે ઇસ્ટેટ ખાતે નાણું આપ્યું હોય તેનો ફાળો લેવા સારૂ તે વહિવટદારે કરવાની | એજન | નાણું આપ્યાની તારીખ |
| ૧૦૮ પટે રાખનારે પટાની શરત વિરૂધ્ધ ઝાડો કાપ્યાં હોય તેની કીમત બાબત પટો આપનારાએ કરવાની | એજન | ઝાડ કાપ્યા હોય ત્યારે |
| ૧૦૯ વાદીની સ્થાવરમિલકતની ઉપજ પ્રતીવાદીએ અન્યાયથી લીધી હોય તે ઉપજ બાબત | એજન | ઉપજ લેવામાં આવે ત્યારે અથવા વાદીનો કબજો હુકમનામા ઉપરથી લુંટચો હોય ને તે હુકમનામું અપીલમાં પછી રદ થયુ હોયતો તેને કબજો પાછો મળે ત્યારે (૨૨ વી. રી. ૧૩૦ જુઓ |
| ૧૧૦ ભાડાની ચઢેલી બાકી બાબત. | એજન | ચઢેલી બાકી દેવી થાય ત્યારે |
| ૧૧૧ સ્થાવરમિલકતની ખરીદીનું નાણું દેવું રહ્યું હોય તે બાબત પોતાનું કબુલાયત અમલમાં લાવવા સારૂ સ્થાવર મિલકત વેચનારે કરવાની | એજન | વેચાણ પુરૂં કરવા સારૂ ઠરાવેલો વખત અથવા (વેચાણ) પુરૂ કરવા સારૂ ઠરાવેલા વખત પછી (તે મીલકતઉપરનો) હક કબુલ કરચો તોર કબુલાયતની તારીખ |
| ૧૧૨ કોઈ સ્ટાટ્યુટ પ્રમાણે અથવા આકટ પ્રમાણે નોંધેલી કંપનીના "કાલ" બાબત | એજન | "કાલ" આપવાનો થાય ત્યારે |
| ૧૧૩ કરાર વિશેષ રીતે પુરો કરવા બાબત | એજન | તે પુરો કરવાની ઠરેલી તારીખ અથવા સદરહુ પ્રકારની તારીખ ઠરાવેલી નહી હોય તો પુરો કરવાની ના કહી છે એવું વાદીને શમજાય ત્યારે ઇં.લા. રી.કલકત્તા ૩૨૪ |
| ૧૧૪ કરાર રદ કરવા સારૂ | એજન | કરાર રદ કરવાનો હક વાદીને જે વાત ઉપરથી પ્રાપ્ત થતો હોય તે વાત તેને પ્રથમ માલમ પડે ત્યરે |

| ફરીઆદુનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| | વીભાગ ૬ ઠો ત્રણ વરસો. | |
| ૧૧૫ જે સ્પષ્ટ અથવા ગરભિત અથેનો કરાર લખેલો તથા નોંધેલો નહી હોય તે કરાર તોડવા બાબત નુકશાનના બદલા સારૂ | | કરાર તોડવામાં આવેત્યારે અથવા તે વારે ઘડીએ તોડયો હોય તો તોડવાના જે કૃત્ય બાબત ફરીઆદ હોય તે કૃત્ય થાય ત્યારે અથવા તોડવાનું કૃત્ય હમેશાં ચાલુ હોય તો તે બંધ થાય ત્યારે |
| | વીભાગ ૭ મો ૭ વરસો | |
| ૧૧૬ લખેલો કરાર નોંધેલો હોય તે તોડયા બાબતના નુકશાનના બદલા સારૂ | ૭ વરસો. | તેવોજ કરાર નોંધેલો નહી હોય તે કરાર ઉપરથી કરવાની ફરીઆદોની મુદત ચાલુ થાય ત્યારે. |
| ૧૧૭ પરરાજના ફેંસલાની બ્યાખ્યા દિવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં કરી હોય તેવા ફેંસલા ઉપરથી | એજન | ફેંસલાની તારીખ |
| ૧૧૮ દત્તવિધાન થયાનું કેહેતા હોય તે બ્યવહારોપયોગી નથી અથવા ખરેખર તે કદી થયુંજ નથી એવું સ્થાપિત કરી લેવા સારૂ | એજન | દત્તવિધાન થયાનું કેહેછે તેની વાદીને ખબર પડે ત્યારે. |
| ૧૧૯ દત્તવિધાન બ્યવહારોપયોગી છે એવું સ્થાપિત કરી લેવા સારૂ | એજન | દત્તક છોકરાને દત્તકપણાં સબબથી જે હક હશે તે હકને હરકત થાય ત્યારે |
| ૧૨૦ જે ફરીયાદ કરવાની મુદત આ પરિશિષ્ટનાં બીજે કોઈ ઠેકાણે ઠરાવી નહી હોય તે ફરીયાદ | એજન | ફરિઆદ કરવાનો હક પ્રાપ્ત થાય ત્યારે |
| | વીભાગ ૮ મો બાર વરસો. | |
| ૧૨૧ સરકારી મહેસુલની ચઢેલી બાકી બાબત વેચેલાં સઘળાં ઈસ્ટેટ ઉપરના અથવા ભાડાની ચઢેલી બાકી બાબત વેચાયલા પટણીતાલુક ઉપરના અથવા વેચવા જોગ બીજા સત્તાપ્રકાર ઉપરનાં કરજો અથવા પેટા સત્તાપ્રકાર દૂર કરવા સારૂ કરવાની | બાર વરસો | વેચાણ આખરનું તા નિશ્ચયકારક થાય ત્યારે |
| ૧૨૨ બ્રિટિશ ઈંડીયામાં કરાવી લીધેલા ફેંસલા ઉપરથી અથવા સુચલકા ઉપરથી કરવાની | એજન | ફેંસલાની અથવા સુચલકાની તારીખ |

| ફરીયાદીનો પ્રકાર. | મુદત | જે વખતથી મુદત ચાલુ થાય તે વખત. |
|---|---|---|
| | વીભાગ ૮ મા બાર વરસો. | |
| ૧૨૩ વસિયતનામુ કરનારાએ વસિયતનામું કરીને આપેલા દાન બાબત અથવા શેષધનના હિસ્સા બાબત અથવા વસિયતનામું કરયા વગર કોઈ મરણ પામ્યું હોય તેની માલમિલકતની વેહેચણના હિસ્સા બાબત | બાર વરસો, | મૃતશેષાપિતદાન અથવા હીસ્સો આપવાનો અથવા સ્વાધિન કરવાનો થાય ત્યારે ઈં. લો. રી. ૨ કલકત્તા ૪૫ |
| ૧૨૪ વંશપરંપરાના હુદ્દાના કબજા સારૂ. | એજન | વાદીને વિરોધપૂર્વક હુદ્દાનો કબજો પ્રતિવાદીલે ત્યારે ખુલાસો—વંશપરંપરાના હુદ્દાની ઉપજ માસુલ પ્રમાણે મળે ત્યારે અથવા ઉપજ નહી હોયતો તે હુદ્દાના કર્તવ્ય કરમો માસુલ પ્રમાણે કરવામાં આવે ત્યારે તે હુદ્દાનો કબજો એમ થાય છે. |
| ૧૨૫ કોઈ હિંદુ અથવા મુસલમાન સ્ત્રિ ફરીયાદ કરવાની તારીખે મરણ પામે તો જમીનનો કબજો મળવાનો હક જે હિંદુને અથવા મુસલમાનને પ્રાપ્ત થાય તે હિંદુએ અથવા મુસલમાને તે સ્ત્રિ જીવતી હોયતો હેઠળ લખેલા કારણ સારૂ કરવાની ફરિયાદ એટલે તે સ્ત્રિએ તે જમીન બીજાને કરી આપી હોય તો તે કરી આપવાનું તે જીવતી છે ત્યાંહાં સુધી અથવા તે પાછી લગન કરે ત્યાંહાં સુધી કાયમ રહે અને ત્યાર પછી રદછે એવું સાબિત થવા સારૂ કરવાની ફરીયાદ. | એજન | બીજાને કરી આપ્યાની તારીખ. |
| ૧૨૬ વડીલોપારજીત મિલકત બાપે બીજાને કરી આપી હોય તે કરી આપવાનું રદ કરવા સારૂ મિતાક્ષરાના નિયમ જે હિંદુને લાગુ હોય તે હિંદુએ કરવાની. | એજન. | મિલકત જેને કરી આપી હશે તે તેનો કબજો લે ત્યારે |
| ૧૨૭ અવિભકત કુટુંબની મિલકતમાંથી જે માણસને બાતલ કરયુ હશે તે માણસે તે મિલકતમાંના હિસાનો હક અમલમાં લાવવા સારૂ કરવાની. | એજન | બાતલ કરયાની વાત વાદીને માલમ પડે ત્યારે |
| ૧૨૮ અન્તવસ્ત્રની ચઢેલી બાકી બાબત હિંદુએ કરવાની | એજન | ચઢેલી બાકી આપવાની થાય ત્યારે. |

| ફરીમાદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય તે વખત. |
| --- | --- | --- |
| | વીભાગ ૮ મો. બાર વરશો. | |
| ૧૨૯ અન્નવસ્ત્ર બાબતનો પોતાનો હક સાબિત થવા સારૂ હિંદુએ કરવાની | બાર વરસો | હક નથી એવું કેહેવામાં આવે ત્યારે |
| ૧૩૦ વસુલ માફીની જમીન પાછી લેવા સારૂ અથવા તેની ઉપર આકાર બેસાડવા સારૂં | એજન | જમીન પાછી લેવાનો અથવા આકાર બેસાડવાનો હક પ્રથમ પ્રાપ્ત થાય ત્યારે. |
| ૧૩૧ મુદતે ને મુદતે જે હક પાછો મળવાનો હોય તે શાબેત કરવા બાબતની | એજન | તે હકનો ઉપભોગ કરવાની વાદીને પ્રથમ ના કેહેવામાં આવે ત્યારે. |
| ૧૩૨ જે નાણાનો આરજ સ્થાવર મિલકત ઉપર હથે તે નાણું આપવા બાબતની<br>ખુલાશો—જે નિમણુંકને અને ફીને માલિકાના અને હક કહેછે તે નિમણુક અને ફી આ રકમનાં કારણ સારૂ સ્થાવરમિલકત ઉપર આરજ હોય તેવું નાણુંછે એમ સમજવું. | એજન | જે નાણાં બાબત ફરિયાદ હોય તે નાણું આપવાનુ થાય ત્યારે. |
| ૧૩૩ જે જંગમ માલ ટરસ્ટમાં લેખ કરીને આપ્યો હોય અથવા વસિયતનામું કરીને આપ્યો હોય અથવા અનામત મુકયો હોય અથવા ગીરવી મુકયો હોય તથા જે તે ટ્રસ્ટીની પાસેથી અથવા જેને ત્યાંહાં અનામત મુકયો હોય તેની પાસે અથવા જેને ત્યાંહાં ગીરવી મુકયો હોય તેની પાસેથી આગળ જતાં કીમતદાર બદલો આપીને વચાતા લીધા હોય તે પાછો લેવા સારૂં. | એજન | ખરીદીની તારીખ. |
| ૧૩૪. જે સ્થાવરમિલકત ટરસ્ટમાં લેખ કરીને આપી હોય અથવા વશિયતનામું કરીને આપી હોય અથવા ગીરવી આપી હોય તથા જે તે ટરસ્ટીની પાસેથી અથવા જેને ત્યાંહાં ગીરવી મુકી હોય તેની પાસેથી આગળ જતાં કિમતદાર બદલો આપીને ખરીદ કરી હોય તેનો કબજો પછો મળવા સારૂં | એજન | એજન.<br>ઈં. લો. રી. ૧ મુંબાઇ ૨૬૯. |

| ફરીઆદનો પ્રકાર | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત |
| --- | --- | --- |
| ૧૩૫. ગીરવી મુકેલી સ્થાવરમિલકતનો કબજો લેવા સારૂ ગીરવી રાખનારે બાદશાહી સનદ ઉપરથી સ્થાપેલી નહી હોય તેવી કોરટમાં કરવાની ફરીઆદ | બાર વરસો. | કબજા બાબતનો ગીરવી મુકનારનો હક જ્યારે પુરો થાય ત્યારે ગી ૨૪ વી. ૨૪ ૪૩૩ |
| ૧૩૬ સ્થાવરમિલકત ઘરમેળે વેચી તે તારીખે તે મીલકતનો કબજો વેચનાર પાસે નહી હોય ત્યારે જેણે ઘરમેળે વેચાતી લાધી હોય તેણે તે મિલકતના કબજા સારૂ કરવાની | એજન | વેચનારને કબજો લેવાનો હક જ્યારે પેહેલવેહેલા પ્રાપ્ત થાય ત્યારે. |
| ૧૩૭ હુકમનામું બજાવવા સારૂં કરેલા વેચાણની તારીખે હુકમનામામાંના દેણદારનો કબજો નહી હોય ત્યારે તે વેચાણમાંથી ખરીદ કરનારે તે કરવાની તેવીજ ફરીઆદ. | એજન | હુકમનામામાંના દેણદારને કબજા બાબત જ્યારે પેહેલવેહેલા હક પ્રાપ્ત થાય ત્યારે |
| ૧૩૮ હુકમનામું બજાવવા સારૂ કરેલાં વેચાણની તારીખે હુકમનામામાંના દેણદારનો કબજો હોય ત્યારે ખરીદ કરેલી જમીનના કબજા સારૂં, તે વેચાણમાં જેણે તે જમીન ખરીદ કરી હોય તેણે કરવાની. | એજન | વેચાણની તારીખ |
| ૧૩૯ એકુત પાસેથી કબજો પાછો લેવા સારૂ જમીનદારે કરવાની | એજન | ઉપભોગ કરવાનો અધિકાર પુરો થાય ત્યારે. |
| ૧૪૦ સ્થાવરમિલકતનો કબજો લેવા સારૂ જે રિમેંડરમ્યાન (એક જણનો હક પુરો થયા પછી જે બીજા માણસને હક પ્રાપ્ત થતો હોય તે માણસ) અથવા રિવરશનર(જેને હક આવ્યો હોય તેનો હક પુરો થયા પછી તે પાછો મળવાનો જેને હક હોય તે માણસ) જમીનદાર નહી હોય તેણે અથવા ડિવહેએશી(વસિયતનામા ઉપરથી જેને માલમિલકત કરી આપી હોયતે માણસે)કરવાની. | એજન | જ્યારે તેનુ પ્રસ્ટટ કબજામાં આવે ત્યારે |
| ૧૪૧ કોઈ હિંદુ અથવા મુસલમાન સ્ત્રિ મરણ પામી હોય ત્યારે સ્થાવર મિલકતના કબજા બાબત જે હિંદુને અથવા મુસલમાનને હક હોય તેણે કરવાની તેવીજ ફરીઆદ | એજન | તે સ્ત્રિ મરણ પામે ત્યારે |
| ૧૪૨ સ્થાવરમિલકતનો કબજો વાદીના પાસે હોય તેવામાં તેની પાસેથી કબજો લઈલીધો હોય અથવા તેણે છોડયો હોય તે મિલકતના કબજા સારૂ કરવાની. | એજન | તે કબજો લઇ લેવાની અથવા છોડી દેવાની તારીખ |

| ફરીઆદીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| ૧૪૩ હક ડુંબ્યાના સબબથી અથવા શરત તોડયાના સબબથી વાદીને હક પ્રાપ્ત થયો હોય ત્યારે તવીજ ફરીયાદ. | બાર વરસો. | હક ડુંબવામાં આવે અથવા શરત તોડવામાં આવે ત્યારે |
| ૧૪૪ સ્થાવરમિલકત બાબત અથવા તે ઉપરના કંઈ હક સંબંધ બાબત આ પરિશિષ્ટમાં બીજી રીતે અસુસ ઠરાવ કરેલો નકી હોય તે સ્થાવરમિલકતનો અથવા તે ઉપરના તે હક સંબંધનો કબજો લેવા સારૂ. | એજન | વાદીને વિરોધ પુરવક પ્રતીવાદીનો કબજો થાય ત્યારે. |
| ૧૪૫ જંગમ માલ અનામત મુકયો હોય અથવા ગીરવી મુકયો હોય તે પાછો લેવા બાબત, તે અનામત રાખનાર ઉપર અથવા ગીરવી રાખનાર ઉપર કરવાની. | વીભાગ ૯ મો. ત્રીસ વરસો. | અનામત મુકવાની અથવા ગીરવી રાખવાની તારીખ. |
| ૧૪૬ ગીરવી મુકેલી સ્થાવરમિલકતનો કબજો ગીરવી મુકનારની પાસેથી લેવા સારૂ, ગીરવી રાખનારાએ બાદશાહી સનંદ ઉપરથી સ્થાપેલી કોરટ અસલ મુકરદમા લેવાની પોતાની મામુલ દિવાની હકુમત ચલાવતી હોય ત્યારે, તે કોરટમાં કરવાની | એજન | ગીરવી મિલકત ઉપર કાહાડેલા કરજ બાબત મુદલને પેટે અથવા વ્યાજને પેટે પેહેલું જે કાંઈ ભરવામાં આવ્યુ ત્યારે |
| ૧૪૭. ગીરવી મુકનારનો ગીરો છોડાવવાનો હક રદ કરવા સારૂ અથવા વેચાણ સારૂ, ગીરવી રાખનારે કરવાની | વીભાગ ૧૦ મો સાઠ વરસે | ગીરો ઉપરથી નકી કરેલું નાણું જ્યારે આપવાનુ થાય ત્યારે: |
| ૧૪૮ ગીરવી મુકેલી સ્થાવરમિલકતનો કબજો છોડાવવા સારૂ અથવા પાછો લેવા સારૂ, ગીરવી રાખનાર ઉપર કરવાની. | એજન | કબજો છોડાવવાનો અથવા પાછો લેવાનો હકપ્રાપ્તથાયત્યારે. પણ એવું ઠરાવ્યુ છે કે બ્રિટિશબરમા માંહેની સ્થાવર મિલકતનો ગીરવીનો લેખ સન ૧૮૬૩ ના મે મહિનાની પેહેલી તારીખની અગાઉ થયો હોય તે લેખ ઉપરથી સ્થાવર મિલકત છોડાવવાના દાવા ઉત્પન થયા હોય તે સઘળા દાવાની તે તારીખ પેહેલાં તે પ્રાંતમાં મુદત બાબતની જે કાનુનો અમલમાં હશે તે કાનુનો લાગુ થશે. |
| ૧૪૯ ઇંડીયાના સેક્રટરી આફ સ્ટેટ ઇનકાઉંનસીલ અથવા એઓની તરફથી કરવાની કોઈ ફરીયાદ | એજન | ખાનગી માણસે કરવાની તેવીજ ફરીયાદી બાબત આ આકટ ઉપરથી મુદત ચાલુ થાય યારે |

## આનો ભાગ—અપીલો.

| અપીલનો પ્રકાર. | મુદત. | મુદત જે વખતથી ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| ૧૫૦. સેશનજડજે કરેલી મોતની શિક્ષાના ઠરાવ ઊપર ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે કરવાની. | સાત દીવસ | શિક્ષાના ઠરાવની તારીખ |
| ૧૫૧. કલકત્તા તથા મદ્રાસ તથા મુંબાઈની ઈનશાફની હાઈકોરટો પઇકી હરકોઈ કોરટે અસલ ફરીઆદ લેવાની પોતાની હકુમત ચલાવીને કરેલા હુકમનામા ઉપર અથવા હુકમ ઊપર કરવાની | વીસ દીવસ | હુકમનામાની અથવા હુકમની તારીખ |
| ૧૫૨ દિવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે ડિસ્ટ્રિક્ટ જડજને કરવાની. | ત્રીસદીવસ | જે હુકમનામા ઊપર અથવા હુકમ ઉપર અપીલ હોય તે હુકમનામાની અથવા હુકમની તારીખ |
| ૧૫૩ હાઈકોરટને તેજ કાયદાની ૬૦૧ લી કલમ પ્રમાણે કરવાની. | એજન | સરટીફીકેટ આપવાની ના કહ્યાના હુકમની તારીખ |
| ૧૫૪ હાઈકોરટ શિવાય બીજી કોઈ કોરટને ફોજદારી કામ ચલાવવાની રીતતના કાયદા પ્રમાણે કરવાની | એજન | શિક્ષાની જે ઠરાવ ઉપર અથવા જે હુકમ ઉપર અપીલ હોય તે ઠરાવની અથવા હુકમની તારીખ |
| ૧૫૫. જે પ્રસંગ બાબત ૧૫૦ મા નંબરમાં તથા ૧૫૭ મા નંબરમાં ઠરાવ કરયો છે તે પ્રસંગ શિવાય બીજે પ્રસંગે, તેજ કાયદા પ્રમાણે હાઈકોરટને કરવાની | સાઠ દીવસ | શિક્ષાના જે ઠરાવ ઉપર અથવા જે હુકમ ઉપર અપીલ હોય તે ઠરાવની અથવા હુકમની તારીખ ઈં. લા. રી. ૨ કલકત્તા ૪૩૬ |
| ૧૫૬ જે પ્રસંગ બાબત ૧૫૧ મા નંબરમાં તથા ૧૫૩ મા નંબરમાં ઠરાવ કરયો છે તે પ્રસંગ શિવાય બીજે પ્રસંગે, દિવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે હૈકોર્ટને કરવાની. | નેવું દીવસ | જે હુકમનામા ઉપર અથવા હુકમ ઉપર અપીલ હોય તે હુકમનામાની અથવા હુકમની તારીખ |
| ૧૫૭. બિન તકશીર છે એવા ઠરાવના ફેંસલા ઉપર ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે કરવાની. | ૭ મહીના | જે ફેંસલા ઉપર અપીલ હોય તે ફેંસલાની તારીખ |

## તીનાભાગ અરજીઓ.

| અરજીનો પ્રકાર. | મુદત. | મુદત જે વખતથી ચાલુ થાય તે વખત. |
|---|---|---|
| ૧૫૮. પંચનો નિવાડો રદ કરવા બાબત દિવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે કરવાની. | દસ દીવસ | પંચનો નિવાડો કોરટમાં ગુજારવામાં આવે ત્યારે |
| ૧૫૯. દિવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ૩૯મા બાબ પ્રમાણે દાવામાં હાજર થઈને જવાબ કરવાની પરવાનગી મળવા સારૂ કરવાની. | એજન | સમન બજાવવામાં આવે ત્યારે. |
| ૧૬૦. ફરી તપાસની નામંજુર કરેલી અરજી ફરીથી ફેલ ઉપર લેવા સારૂ તેજ કાયદાની ૬૨૯ મી કલમ પ્રમાણે હુકમ થવા સારૂ. | પંદર દીવસ | તપાસ બાબતની અરજી ના મંજુર કરવામાં આવે ત્યારે |
| ૧૬૧. ભરણું અથવા તોડજોડ થયા બદલ હુકમ નામાવાળાની પાસે જાહેર કરાવવા બાબતનો હુકમ તેજ કાયદાની ૨૫૮ મી કલમ પ્રમાણે થવા સારૂ. | એજન | ભરણું અથવા તોડજોડ કરવામાં આવે ત્યારે |
| ૧૬૨. કલકત્તા તથા મદ્રાસ તથ મુંબાઈની ઈનસાફની કોર્ટ પૈકી હરકોઈ કોર્ટે અવલ ફરિયાદી લેવાની પોતાની હકુમત ચલાવીને ફેસલાની ફરી તપાસ કરવા સારૂ. | વીસ દીવસ | હુકમનામાની અથવા હુકમની તારીખ. |
| ૧૬૩. કસુરને લીધે (ફરિયાદ વિગેરે) કાહાડી નાખી હોય તે કાહાડી નખ્યાનો હુકમ રદ કરવા સારૂ હુકમ થવા બાબત વાદીએ કરવાની. | ત્રીસ દીવસ | કાહાડી નાખ્યાની તારીખ |
| ૧૬૪. એક તરફી થયલો ફેસલો રદ કરવાનો હુકમ થવાસારૂ પ્રતિવાદીએ કરવાની. | ત્રીસદીવસ | ફેસલો અમલમાં લાવવા સારૂ કોઈ પ્રોસેસ બજાવવાની તારીખ ઇં. લો. રી.૨ કલકત્તા ૧૨૮ |
| ૧૬૫. સ્થાવર મિલકતનો કબજો જે માણસની પાસેથી લઈ લીધો હોય અને જે હુકમનામાવાળાના અથવા હુકમનામુ બજાવવાસારૂ કરેલાં વેચાણ માં તેના ખરીદદારનો કબજો મળવાના મકદ્દમા બાબત તકરાર જે માણસ કરતો હોય તે માણસે દિવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે કરવાની. | એજન | કબજો લઈ લીધાની તારીખ |

| અરજીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| | ત્રીજો ભાગ—અરજીઓ. | |
| ૧૬૬. હુકમનામું બજાવવાસારૂ વેચાણ કીધું તે જાહેર કરવામાં અથવા તેનું કામ ચલાવવામાં ગેરશિસ્તપણું થયું છે એ સબબથી તે વેચાણ રદ કરવા બાબત. | ત્રીસ દીવસ | વેચાણની તારીખ. |
| ૧૬૭. જે સ્થાવરમિલકત બાબત હુકમનામું થયું હોય અથવા જે હુકમનામું બજાવવાસારૂ વેચી હશે તેનો કબજો આપવાને હરકત અથવા અટકાવ કરયા બાબત અથવા હુકમનામાવાળાનો અથવા ખરીદદારનો સદરહુ પ્રકારનો મિલકતનો કબજો સ્વાધીન કરતા હોય તેવામાં તે પાછો બદલી ધા બાબત. | એજન | હરકત અથવા અટકાવ કરવાની અથવા કબજો લઈ લેવાની તારીખ |
| ૧૬૮. આગળ કામ ચલાવવામાં આવ્યું નહી હોય તેથી અપીલ કાહાડી નાંખી હોય તે પાછી લેવા બાબત. | એજન | કાહાડી નાખ્યાની તારીખ |
| ૧૬૯. રેસ્પાંડંટની ગેરહાજરીમાં અપીલની એક તરફી ચોકશી કરી હોય તેની ફરી ચોકશી થવાસારૂ. | એજન | જે હુકમનામાં ઉપર અપીલ હશે તે હુકમનામાની તારીખ. |
| ૧૭૦ નાદારીમાં અપીલ કરવાની પરવાનગી સારૂ. | એજન | જે હુકમનામા ઉપર અપીલ કરવાની હોય તે હુકમનામાની તારીખ. |
| ૧૭૧ મૈયત વાદીનો કાયદાસર વારસવજીલછે એવું કેહેનારા માણસે દિવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૩૬૩ મી અથવા ૩૬૫ મી કલમ પ્રમાણે કરવાની. | સાઠ દીવસ | વાદીના મરણની તારીખ |
| ૧૭૨. હુકમનામું બજાવવાસારૂ કરેલાં વેચાણમાંહેના ખરીદદારે તે વેચાણ હેઠળ લખેલા સંબબો ઉપરથી રદ કરવા બાબત કરવાની એટલે માલમિલકતમાંનો જે માણસનો હક સબંધ નથી એ સબબથી તે વેચાણ રદ કરવા બાબત કરવાની. | એજન | વેચાણની તારીખ |
| ૧૭૩ જે પ્રસંગ બાબત ૧૬૨ મા નંબરમાં ઠરાવ કરયોછે તે પ્રસંગ શિવાય બીજે પ્રસંગે ફેસલાની ફરી તપાસ સારૂ- | નેવું દીવસ | હુકમનામાની અથવા હુકમની તારીખ |

| અરજીનો પ્રકાર | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત |
|---|---|---|
| | ત્રીજો ભાગ—અરજીઓ | |
| ૧૭૪. ફેસલામાંના નાદાર દેવાદાર ના લેણદારે, દિવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૩૫૩મી કલમ પ્રમાણે કરવાની. | નેવું દીવસ | શેડયુલ પ્રસિદ્ધ થયાની તારીખ. |
| ૧૭૫. હુકમનામાની રકમ હફતે હફતે આપવા બાબત. | છ મહીના | હુકમનામાની તારીખ |
| ૧૭૬. પંચનો નિવાડો કોર્ટમાં ફાઈલ કરવો એવું દિવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાને ૫૧૬ મી અથવા ૫૨૫ મી કલમ પ્રમાણે કરવાની. | એજન | પંચના નીવાડાની તારીખ |
| ૧૭૭. મલિકા માઆઝમા ઇન કૌંસિલને કરેલી અપીલ લેવા બાબત. | એજન | જે હુકમનામા ઉપર અપીલ હોય તે હુકમનામાની તારીખ |
| ૧૭૮. જે અરજીઓ બાબત આ પરિશિષ્ટમાં બીજે કોઇ પણ ઠેકાણે અથવા દિવાની ઈનસાફનુ કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૨૩૦ મી કલમમાં મુદત ઠરાવેલી નહી હો તે અરજીઓ. | ત્રણ વરસો | અરજી કરવાનો હક પ્રાપ્ત થાય ત્યારે |
| ૧૭૯. કોઈપણ દિવાની કોર્ટનું હુકમનામું અથવા હુકમ જે બાબત ૧૮૦ મા નંબરમાં ઠરાવ કરેલો નથી અથવા દિવાની ઈનસાફનુ કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૨૩૦ મી કલમમાં ઠરાવ કરેલો નથી તે હુકમનામુ અથવા હુકમ બજાવવાસાઈ- | એજન અથવા હુકમનામાની અથવા હુકમની સહીની નકલ નોંધી હોય ત્યારે છ વરસો. | ૧ હુકમનામાની અથવા હુકમની તારીખ અથવા<br>૨ અપીલ થઈ હોય ત્યારે આપી કોરટના આખરનાં હુકમનામાની અથવા હુકમની તારીખ, અથવા ઇ. લા. રી. ૨ કલકતા ૩૩૬. ૨૪ વી રી. ૩૩૭<br>૩ (ફેસલાની ફરી તપાસ થઇ હોયતો) ફરી તપાસ થયા પછી ફેસલો થયો હોય તે તેની તારીખ, અથવા<br>૪ (આ પરિશિષ્ટમાં આગળ કહેલી અરજી કરી હોયતો) હુકમનામું અથવા હુકમ બજાવવા સારૂ અથવા બજાવવામાં મદદ થવા માટે કોઈ તજવીજ કરવા સારૂ કાયદા પ્રમાણે યોગ્ય કોરટને અરજી કરયાની તા. અથવા |

| અરજીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત |
|---|---|---|
| | ત્રીજો ભાગ અરજીઓ. | ૫ (આ પરિશિષ્ટમાં આગળ કહેલી નોટીસ કરી હોય તો) દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૨૪૮ મી કલમ પ્રમાણે નોટીસ કરયાની તારીખ, અથવા<br>૬ હુકમનામું અથવા હુકમ નિરદિષ્ટ કરેલી તારીખે અવેજ આપવાનું ફરમાવે તે અપાવવા બાબતની અરજી હોય ત્યારે સદરહુ પ્રમાણે નિરદિષ્ટ કરેલી તારીખ<br>ખુલાસો ૧.—એકથી વધારે માણસોની તરફેણમાં હુકમનામું અથવા હુકમ પૃથક થયો હોય તેથી દરએકને દાવાના વિષયનો ભાગ આપવાનો અથવા સ્વાધિન કરવાનો હોય તેની તેમાં તપશીલ લખી હોય ત્યારે આ કલમની ૪ થી રકમમાં કહેલી અરજી સદરહુ માણસો પૈકી અથવા તેઓના વારસવકીલો પૈકી જેઓએ તે કરી હોય તેઓ બાબત માત્ર અમલમાં આવશે. પણ હુકમનામું અથવા હુકમ એકના કરતાં વધારે માણસોની તરફેણમાં જ્યારે સામાઇક થયો હોય ત્યારે તેઓ પૈકી એકે અથવા અધિકે અથવા તેના અથવા તેઓના વારસવકીલોએ સદરહુ પ્રકારની અરજી કરી હોય તો તે સઘળાઓની બાબત અમલમાં આવશે.<br>એકથી વધારે માણસોની વિરૂધ હુકમનામું અથવા હુકમ પૃથક થયો હોય તથા દરએક જણે દાવાના વિષય |

| અરજીનો પ્રકાર. | મુદત. | જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત. |
|---|---|---|
| | ત્રીજો ભાગ—અરજીઓ. | નો હિસ્સો આપવાનો અથવા સ્વાધિન કરવાનો હોય તેની તેમાં તપશીલ લખી હોય ત્યારે તે અરજી સદરહુ માણસો પઇકી અથવા તેઓના વારસવકીલ પઇકી જેઓની વિરૂદ્ધ હોય તેઓની વિરૂદ્ધ માત્ર અમલમાં આવશે પણ હુકમનામું અથવા હુકમ એકથી વધારે માણસોની વિરૂદ્ધ સામાઇક થયો હોય ત્યારે તેઓ પઇકી એકની અથવા અધિકની અથવા તેના અથવા તેઓના વારસવકીલોની વિરૂદ્ધ અરજી કરી હોય તો તે સઘળાઓની વિરૂદ્ધ અમલમાં આવશે.<br>ખુલાસો ૨—"યોગ્ય કોરટ" આ શબ્દોનો અર્થ હુકમનામું અથવા હુકમ બજાવવો એ જે કોરટનું કર્તવ્યકર્મ હોય પછી તે દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૨૨૬ મી અથવા ૨૨૭ મી કલમ પ્રમાણે હોય કે બીજી રીતનો હોય તે કોરટ એવો સમજવો. |
| ૧૮૦ બાદશાહી સનદ ઉપરથી સ્થાપેલી કોઇ કોરટે અસલ ફરિયાદ લેવાની પોતાની મામુલ દિવાની હકુમત ચલાવીને કરેલો કાંઇ ફેસલો અથવા હુકમનામું અથવા હુકમ અથવા મલિકા મોઆઝમા ઇ. કાંઊસિલનો હુકમ અમલમાં લાવવા બાબત કરવાની. | બાર વરસો. | ફેસલો અથવા હુકમનામું અથવા હુકમ અમલમાં આણવાનો હાલનો હક જે માણસથી છોડી દેવાતો હોય તે માણસને તે હક પ્રાપ્ત થાય ત્યારે.<br>પણ એવું ઠરાવ્યું છે કે ફેસલો અથવા હુકમનામું અથવા હુકમ જ્યારે પાછો સંસ્થિત કરયો હોય અથવા તે ઉપરથી નક્કી કરેલુ મુદ્દલ નાણું અથવા તેનું વ્યાજ આપવાને પાત્ર હોય તેવાં મા |

| અરજીનો પ્રકાર. | મુદત. | મુદત જે વખતથી ચાલુ થાયછે તે વખત. |
|---|---|---|
| | ત્રીજે ભાગ-અરજીઓ. | ણસે અથવા તેના મુખત્યારે તે મુદ્દલ નાણાનો કાંઈ અંશ અથવા તે નાણાનું કાંઈ વ્યાજ હકવાળા માણસને અથવા તેના મુખત્યારને આપ્યું હોય અથવા તે બાબતના હકના અંગીકરણનો લેખ સહી કરીને આપ્યો હોય ત્યારે બાર વરસ પ્રસંગ પ્રમાણે સદરહુ પ્રમાણે સંસ્થિત કરયાની અથવા નાણું આપ્યાની અથવા અંગીકરણના લેખની તારીખથી ગણવાં અથવા છેક છેલ્લીવાર સંસ્થિત કરયાની અથવા નાણું આપ્યાની અથવા અંગીકરણના લેખની તારીખથી ગણવાં. |

(True Translation.)

VENAYEK WASSOODEW,

Oriental Translator to Government.

આ આકટ અમદાવાદ હીતેચ્છુ પ્રેસમાં છાપ્યો.

# ACT NO 1. OF 1877.

ઈંડિયાના ગવરનર જનરલ ઈન કૌંસીલનો હુકમ લખેલો આકટ ગવરનર જનરલ સાહેબે સન ૧૮૭૭ના ફેબ્રુઆરી મહીનાની સાતમી તારીખે મંજુર કર્યો તે સઘળા લોકોને જાણ થવા સારૂ છાપીને પ્રસિદ્ધ કર્યો છે.

# સને ૧૮૭૭નો આકટ ૧ લો.

## સન ૧૮૭૭ નો વિશેશ ન્યાયનો આકટ.

વિશેષ ન્યાયના કેટલાએક પ્રકાર સબંધી કાયદા છે તેની વ્યાખ્યા કરવા બાબતનો તથા તે સુધારવા બાબતનો આકટ

દિવાનીદાવાથી મેળવિ શકાય એવા વિશેષ ન્યાયના કેટલા એક પ્રકાર સંબંધી કાયદા છે તેની વ્યાખ્યા કરવી તથા તે સુધારવો યોગ્ય છે વાસ્તે હુકમ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે. — ઉદેશ.

---

# ભાગ ૧ લો.

## પ્રથમ નિયમો.

૧. આ આકટને "સન ૧૮૭૭ નો વિષય ન્યાયનો આકટ" કહેવો — ટુંકું નામ.

આ આકટ સન ૧૮૭૪ ના ૧૪ મા આકટમાં શેડયુંલ્ડ ડિસ્ટ્રિકટોની વ્યાખ્યા કરી છે. તે ડિસ્ટ્રિકટો શિવાય સઘળા બ્રિટિસ ઈંડિયાને લાગુ છે. — ક્યાહાં લાગુ છે.

અને આ આકટ સન ૧૮૭૭ ના મે મહિનાની પેહેલી તારીખે અમલમા આવશે. — શરૂ થવું.

૨. આ આકટમા જોડેલાં પરિશિષ્ટમાં આકટ લખ્યા છે તે તેજ પરિશિષ્ટનાં ત્રીજા આસનમાં કહ્યું છે તેટલેસુધી સદરહુ તારીખે તથા તે તારીખથી રદ કરયા છે એમ સમજવું. — આકટ રદ કરવા.

૩. આ આકટમા વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી બાધ આવતો ના હોય તો. — અર્થની કલમ.

"આવશ્યકતા" આ શબ્દમા જે જે કર્તવ્ય કર્મ કાયદા પ્રમાણે કરાવવાનો અધિકાર છે તે તે કર્તવ્ય કર્મનો સમાસ થાય છે. — "આવશ્યકતા"

"ટ્રસ્ટ" (જુમ્મેચો) આ શબ્દમા વિશ્વાસથી સોપેલી, દરએક જાતની ઉકત અથવા ગર્ભિત અથવા અર્થસિદ્ધમાલકીનો સમાસ થાય છે. — "ટ્રસ્ટ"

"ટ્રસ્ટી" (જુમેદાર) આ શબ્દમા જે જે માણસ વિશ્વાસથી સોંપેલો અધિકાર ઉકત અથવા ગર્ભિત અથવા અર્થસિદ્ધરીતે ધારણ કરતો હશે તે તે માણસ — "ટ્રસ્ટી."

નો સમાસ થાય છે.

દ્રષ્ટાંતો.

(અ) જમીનની (ઉપજમાંથી) બ જીવતા લગી તેને ૧૦૦૦ રૂપિ
આન્યુંઈટી અ આપ્યા કરશે એ બાબત શક ન લાવતાં
અ ને જમીન આપી એવું જ પોતાના મૃત્યું લેખમાં લખે છે
અ તે મૃત્યુલેખ પ્રદાન કબુલ કરે છે તે આન્યુઈટીના જે
ટલો બ અ આ આકટના અર્થ પ્રમાણે બ નો ટ્રસ્ટી થાય છે.

(બ) અ બ નો કાયદા સંબંધી અથવા અઉપજ સંબધી અથવા
ધર્મ સંબધી સલાહ આપનારો છે સદરહુ પ્રકારના સલાહ આ
પનાર તરીકે અ પોતાના હુદાની મદદ લઈને દ્રવ્યનો જે
કાંઈ ફાયદા બ ને થયો હોત તે ફાયદો કરી લે છે. આ આ
કટના અર્થ પ્રમાણે અ તે ફાયદા બાબત બ નો ટ્રસ્ટી છે.

(ક) અ બ નો શાહુકાર છે ને તે ખુદ પોતાનાં કારણ સારૂ બ
ના ખાતાંની સ્થિતી ખુલ્લી કરે છે સદરહુ પ્રમાણે ખુલ્લી
કરવાથી અ ને જે ફાયદા થાય છે તે ફાયદા બાબત તે આ
આકટના અર્થ પ્રમાણે બ નો ટ્રસ્ટી છે.

(ડ) કેટલીએક પટે આપેલી જમીન ધરાણે રાખનાર અ છે તે પો
તાના નામથી પટો નવો કરાવી લે છે અ અસલ પટામાં જે
માણસોનો સંબધ હશે તે માણસોનો નવા કરી લીધેલા પટા
બાબત આ આકટના અરથ પ્રમાણે ટ્રસ્ટી છે.

(ઈ) કેટલાએક ભાગીયાઓ પઇકી અ એક ભાગીયાને પેહેડી સા
રૂ માલ ખરીદ કરવાને કહ્યું છે. માલની કિંમત અગાઉ ચ
ઢી હતી ત્યારે પોતે ખરીદ કરેલો માલ અ પોતાના બીજા
ભાગીયાઓને નજાણવતાં તેઓને બજાર ભાવે આપેછે અને તે
મ કરીને મહોટો નફો મેળવે છે સદરહુ પ્રમાણે મેળવેલા ન
ફા બાબતઆ આકટના અરથ પ્રમાણે અ બીજા ભાગીયાઓ
નો ટ્રસ્ટી છે.

(ફ) અ બ ના ગળીના કારખાનાનો વહીવટદાર છે તે ગળીના બી
વેચનારા ક નો મુખત્યાર થાય છે તથા કારખાના સારૂ ક ની
પાસેથી વેચાતા લીધેલા બી ઉપર બ ના અનુમત વગર કમી-
શન ( દસ્તુરી ) લે છે સદરહુ પ્રમાણે લીધેલાં કમીશન બાબત
અ આ આકટના અરથ પ્રમાણે બ નો ટ્રસ્ટી છે.

(ગ) બ ફલાણી જમીન વેચાતી લેવાનો કરાર કરી ચુક્યો છે એ-
વી અ ને માહેતી છતાં તે તે જમીન વેચાતી લે છે અ સ—

ઠરાવ્યું પ્રમાણે વેચાતી લીધેલી જમીન બાબત આ આકટના અર્થ પ્રમાણે બ નો ટ્રસ્ટી છે.

(હુ) જમીન ક ના ભોગવટામાં છે એવી અ ને ખબર છતાં તે તે જમીન બ પાસેથી વેચાતી લે છે. તે જમીન ઉપરના ક ના હક સંબંધના પ્રકાર વિશે ચોકશી કરવાને અ ચુકે છે. અ તે હક સંબંધના જેટલોજ આ આકટના અરથ પ્રમાણે ક નો ટ્રસ્ટી છે.

"સેટલમેંટ" આ શબ્દનો અરથ હિંદુસ્તાનનો વારસા બાબતનો "સેટલમેંટ"
આકટ છે તે આકટમાં વ્યાખ્યા કર્યા પ્રમાણે વસિયતનામુ અથવા વસિયતનામાની પુરવણી નહી હોય તેવા જે બીજા કોઈ દસ્તાવેજ ઉપરથી સ્થાવર અથવા જંગમ માલ મિલકત ઉપરના હક સબંધની પરંપરાની આગલી યોજના અથવા આગળ તે કોહોની તરફ જવો જોઈએ એની યોજના કરી હશે અથવા યોજના કરવાનું કબુલ કરયું હશે તે દસ્તાવેજ એમ સમજવો.

અને આ આકટમાના જે શબ્દોની વ્યાખ્યા સન ૧૮૭૨ નો હિંદુસ્તાનનો કરાર બાબતનો આકટ છે તે આકટમા કરી છે તે સઘળા શબ્દનો અરથ તે આકટમાં કહ્યો છે તે સમજવો.

૪. આ આકટમા બીજી રીતે ખસુસ ઠરાવ કર્યા હશે તે શિવાય આ આકટ માંહેના હરકોઈ ઠરાવ ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે થાય છે એમ સમજવું. નહી એટલે — કાયમ રાખેલી વાતો

(અ) કોઈ કબુલાયત કરાર નહી હોય તે કબુલાયત બાબત ન્યાય મળવાનો કાંઇ પણ હક પ્રાપ્ત થાય છે. એવું સમજવું નહી અથવા.

(બ) કાંઇપણ કરાર વિશેષ રીતે પુરો કરવો તે શિવાય જે બીજો કાંઇ ન્યાય મળવાનો કોઈ માણસને કરાર પ્રમાણે હક્ક હશે તે તેનો હક નહી સરખો થાયછે. એવું સમજવું નહી, અથવા

(ક) હિંદુસ્તાનનો નોંધવાનો આકટ દસ્તાવેજને લાગુ થવો તેને બાધ આવે છે એવું સમજવું નહી.

૫ હેઠળ લખ્યા પ્રમાણે કરવાથી વિશેષ ન્યાય આપ્યો એવું થાય છે એટલે. — વિશેષ ન્યય શી રીતે આપવામાં આવે છે.

(અ) વિશેષ માલ મિલકતનો કબજો લઈને તે કબજો દાવો કરનારને આપ્યાથી; અથવા,

(બ) કોઇ પક્ષકારને જે કૃત્ય કરવાની અવશ્યકતા છે તેજ કૃત્ય કરવાનો તેને હુકમ કરયાથી, અથવા

(ક) કોઈ પક્ષકારને જે ન કરવાની આવશ્યકતા છે તે તેને ન કરવા દીધાથી; અથવા

(ડ) નુકશાનનો બદલો અપાવવા શિવાય બીજી રીતે પક્ષકારોના હક ઠરાવ્યાથી તથા સાબિત કરવાથી, અથવા

(ઈ) રિસીવર નેમ્યાથી.

નિવારક ન્યાય

૬ પાંચમી કલમની (ક) રકમ પ્રમાણે આપેલા વિશેષ ન્યાયને નિવારક ન્યાય કહે છે.

શિક્ષાનો કાયદો અમલમાં લાવવા સારૂ ન્યાય આપી શકાતો નથી.

૭ શિક્ષાનો કાયદો અમલમાં લાવવાનાંજ કેવળ કારણ સારૂ વિશેષ ન્યાય આપી શકાતો નથી.

---

# ભાગ ૨ જો.

### વિશેષ ન્યાય બાબત.

## બાબ ૧ લો.

### માલ મિલકતનો કબજો પાછો લેવા બાબત.

### (અ) સ્થાવર મીલકતનો કબજો.

વિશેષ સ્થાવર મિલકતની પ્રાપ્તી પાછી કરી લેવી.

૮ વિશેષ સ્થાવર મિલકતના કબજા બાબત જે માણસનો હક હશે તેને તે કબજાની પ્રાપ્તી દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં કહેલી રીતે પાછી કરી લેવાનો અધિકાર છે.

સ્થાવર મિલકતનો કબજો જે માણસનો કાહાડી લીધો હશે તેણે ફરીયાદ કરવી.

૯ કાયદા પ્રમાણે યોગ્ય રીતે કામ ચાલ્યા વગર બીજી રીતે કોઈ માણસના કબજામાંથી તેના અનુમત વગર સ્થાવર મિલકત કાહાડી લીધી હોય તો તેને અથવા તેના સંબંધથી દાવો કરનારા કોઈ માણસને કબજો કાહાડી લીધાની તારીખથી છ મહિનાનિ અંદર ફરિયાદી કરીને તે મિલકતનો કબજો પાછો પ્રાપ્ત કરી લેવાનો અધિકાર છે. તે ફરિયાદીમાં બીજો કોઈ હક ઉભો કરયો હોય તોપણ ચિંતા નથી.

સદરહું પ્રમાણે મિલકત ઉપર પોતાનો હક શાબિત કરવા સારૂ તથા તેનો કબજો પાછો પ્રાપ્ત કરી લેવા સારૂ ફરિયાદ કરવા બાબત કોઈ માણસને આ કલમના કોઈ ઠરાવ ઉપરથી પ્રતિબંધ થાય એમ સમજવું નહી.

આ કલમ પ્રમાણે કાંઈ ફરિયાદ સરકાર ઉપર ચાલશે નહી.

આ કલમ પ્રમાણે કરેલી કોઈ ફરિયાદીમાં કંઈ હુકમ અથવા હુક

મનામું થાય તેની ઉપર અપીલ ચાલશે નહી અથવા સદરહુ પ્રકારનાકોઈ હુકમની અથવા હુકમનામાની કાંઈ ફરી તપાસ ચાલશે નહી.

### ખ જંગમ મિલકતનો કબજો

૧૦ વિશેષ જંગમ માલનો કબજો મળવાનો જે માણસનો હક હશે તેને દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદામા કહેલી રીતે તે કબજો પાછો પ્રાપ્ત કરી લેવાનો અધિકાર છે. વિશેષ જંગમ માલની પ્રાપતી પાછી કરી લેવી.

ખુલાસો ૧ જે માણસનો પોતે ટ્રસ્ટી હશે તે માણસનો જે માલ ઉપર કાયદાનો હક સંબંધ હશે તે માલનો કબજો મળવા સારૂ આ કલમ પ્રમાણે ફરિયાદ કરવાનો અધિકાર ટ્રસ્ટીને છે.

ખુલાસો ૨ માલનો હાલમા કબજો હોવા બાબત વિશેશ અથવા કાંઈ મુદતનો હક હોય તો આ કલમ પ્રમાણે ફરિયાદને પુરતો આધાર થાય છે.

### દ્રષ્ટાંતો.

(અ) અ મૃત્યુપત્ર કરીને બ ની હયાતી સુધી તેને જમીન આપે છે તથા રિમેંડરનો હક ક ને આપે છે. અ મરણ પામે છે. બ તે જમીનનો કબજો લે છે, પણ ક બ ના અનુમત વગર (તે જમીનના) ખત પત્રોનો કબજો લે છે. તે ખત પત્રો ક ની પાસેથી પાછાં લેવાનો અધિકાર બ ને છે.

(બ) અ કરજાઉ અવેજના તારણ બદલ બ ને ત્યાંહા કાંઈ જડાવ દાગીના ધરેણે મુકેછે. તે દાગીના વેચવાનો હક બ ને પ્રાપ્ત થવાની અગાઉ તે તે વેચેછે. અ કરજે લીધેલી રકમ આપ્યા વગર અથવા આપવાને કાહાડ્યા વગર દાગીનાનો કબજો લેવા બાબત બ ઉપર ફરિઆદ કરે છે. આ ફરિઆદ કાહાડી નાંખવી જોઈએ કારણ કે તે દાગીનાની સંભાળ નિશ્ચિત કરવા વિષે અ ને કાંઈ હક હોય તો પણ તે દાગીનાનો કબજો મળવા બાબત તેને હક નથી

(ક) બ એ અ ને નામે મોકલેલો કાગળ અ લે છે. બ અ ના અનુમત વગર તે કાગળ પાછો લે છે. તે બ ની પાસેથી પાછો લેવાનો અ ને હક હોવા જોગ અ નું તે કાગળ ઉપર સ્વામીત્વ છે.

(ડ) ચોપડા તથા કાગળ પત્રો સંભાળવા સારૂ અ બ ની પાસે રાખે છે બ તે ખોઈ નાખે છે અને ક ને તે જડે છે. પણ તે માગ્યાં છતાં બ ને આપવાની તે ના કહે છે સન ૧૮૭૨ ના હિંદુસ્થાનના કરાર બાબતના આકટની ૧૬૮ મી કલમ પ્ર

આણિ ક ને કાંઈ હક હોય તો તે હકને અનુસારીને ચોપડા ત
થા કાગળ પતરો ક ની પાસેથી પાછા લેવાનો હક ખ ને છે.

(ઈ) વખારવાળા અ ને કાંઈ માલ ગ ને આપવા સારૂ સોંપ્યો
છે તે માલ અ ના કબજામાંથી ખ લે છે તે માલ બાબત
ખ ની ઉપર ફરિયાદ કરવાનો અધિકાર અ ને છે.

કોઇ માણસ ધણી ન છતાં તેના કબજામા માલ હશે તે માણસની, તે માલ જે માણસને તાબડતોબ કબજે લેવાનો હક હશે તેને સ્વાધીન કરવાની બાબત.

૧૧ જંગમ માલના જે વિશેષ દાગીનાનો કોઈ માણસ ધણી નહી
હોય તેમ છતા તે દાગીના તેના કબજામાં હશે અથવા નિરણમાં હશે
તે માણસને હેઠળ લખ્યા પ્રમાણે કરવાની ફરજ પાડવાનો અધિકાર છે
એટલે તે દાગીના તાબડતોબ કબજામાં લેવાનો જે માણસનો હક હશે ત
માણસને સ્વાધીન હેઠળ લખેલે કોઈપણ પ્રસંગે વિશેષ રીતે આપવાની ફ
રજ પાડવાનો અધિકાર છે.

(અ) દાવો કરેલી વસ્તુ પ્રતિવાદીની પાસે દાવો કરનારના મુખત્યાર
અથવા ટ્રસ્ટી તરીકે હશે ત્યારે.

(બ) દાવો કરેલી વસ્તુના વીયોગ બાબત નુકશાનીના અવેજમા
પઈસા આપ્યાથી દાવો કરનારાને યોગ્ય ન્યાય મળતો નહી
હોય ત્યારે.

(ક) વસ્તુના વિયોગથી ખરેખરૂં નુકશાન કેટલું થયું એ ઠરાવવું ઘ
ણુંજ કઠણ હોય ત્યારે.

(ડ) દાવો કરેલી વસ્તુનો કબજો દાવો કરનારની પાસેથી ગેરવ્યા
જબી રીતે બીજાને આપવામાં આવ્યો હોય ત્યારે.

દ્રષ્ટાંતો.

(અ રકમનું) અ યુરોપ જતી વખતે પોતાનો સામાન પોતાની ગેરહાજ
રીમાં પોતાના મુખત્યાર તરીકે બ ને સ્વાધિન કરીને જાય છે
બ અ ના હુકમ વગર તે સામાન ક ને તાંહાં ઘરાણે મુકે છે
અને તે સામાન ઘરેણે મુકવાનો બ ને હક નથી એ ખબર છતાં
તે સામન વેચવાનો છે એવી જાહેર ખબર ક છાપે છે તે
સામાન અ ને આપવાની ક ને ફરજ પાડવાનો અધિકાર છે
કારણ કે તે સામાન અના ટ્રસ્ટીના નાતાથી ક ધારણ કરે છે

(બ રકમનું) અ ના કુટુંબની એક મુર્તિનો કબજો ગ ની પાસે છે
તથા તેનો ખરો રાખનાર અ છે તે મુર્તિ અ ને આપવાની
ગ ને ફરજ પાડવાનો અધિકાર છે.

(ક રકમનું) કોઈ ચંતારો હાલમાં મરણ પામ્યો છે તેણે કાહાડેલા
ચિત્ર ઉપર તથા નડી મળે એવી ચીનાઈ વાસણની જોડી ઉ
પર અ નો હક છે તે ચિત્ર તથા તે જોડી બ ના કબજામાં

છે તે પદાર્થોનો બજારભાવ ઠરાવીશકાતો નથી એવા તેઘણા વિશેષ પ્રકારના પદાર્થ છે તે અ ને આપવાની બ નેફરજ પાડવાનો અધિકાર છે.

---

## बाब २ जो.

### કરાર વિશેષ રીતે પુરા કરવા બાબત.

(અ) જે કરાર વિશેષ રીતે અમલમાં લાવવાનો અધિકાર છે તે.

૧૨ આ બાબતમાં બીજી રીતનો ઠરાવ કરેલો છે તે શિવાય કોઈ પણ કરાર હેઠળ લખેલે પ્રસંગે વિશેષ રીતે અમલમા લાવવા એ કોર્ટના પ્રસંગાનુંસાર વર્તનાધિકારમાંની વાત છે એટલે—

જે પ્રસંગે વિશેષ રીતે કરાર પુરો કરાવવાનો અધિકાર છે તે પ્રસંગ.

(અ) જે કૃત્ય કરવાનું કબુલ કરયું હોય તે કૃત્ય સઘળુ અથવા થોડું ટ્રસ્ટ પુરૂં કરવા બાબતનું હશે ત્યારે, અથવા;

(બ) જે કૃત્ય કરવાનુ કબુલ કરયું હોય તે ન કરયાથી થયેલું વાસ્તવિક નુકશાન ઠરાવવા બાબત કાંઈ પ્રમાણ નહી હોય ત્યારે અથવા

(ક) જે કૃત્ય કરવાનું કબુલ કરયું હોય તે એવા પ્રકારનુ હોય કે તે ન કરયા બાબત નુકશાનના અવેજમાં પઈશા આપવાથી યોગ્ય ન્યાય થતો નહી હોય ત્યારે,. અથવા

(ડ.) જે કૃત્ય કરવાનુ કબુલ કરયું હોય તે કૃત્ય ન કરયા બદલ પઈશાથી નુકશાનનો બદલો મળવાનો નથી એવો સંભવ હશે ત્યારે

ખુલાસો—ઉલટુ સાબિત કરવામા આવ્યા વગર તથા ઉલટુ સાબિત કરવામા આવે ત્યાંહા સુધી કોરટે હેઠળ લખ્યા પ્રમાણે સિદ્ધવત સમજતા જવું એટલે સ્થાવર મિલકત બીજાને નામે કરવાનો કરાર તોડયા બદલનાં નુકશાનનાં અવેજમાં પઈશા આપવાથી યોગ્ય ન્યાય થતો નથી અને જંગમ માલ બીજાને નામે આપવાનો કરાર તોડયા બદલનાં નુકશાનના અવેજમાં સદરહુ પ્રમાણે કરયું હોય તો ન્યાય થાય છે એવું સિધ્ધવત સમજતા જવું.

દ્રષ્ટાંતો.

(અ રકમનું) અ કાંઈ સ્ટાક* બ ની વતી ટ્રસ્ટમાં ધારણ કરે છે. અ

---

* સરકારી નોટ વિગેરે.

તે સ્ટાક ગેર વાજબી રીતે વેચે છે. તેથી તે સ્ટાક બ ને પાછો આપવાની આવશ્યકતા અ ની ઉપર કાયદા ઉપરથી ઉત્પન્ન થાય છે. અને આ આવશ્યકતા વિશેષ રીતે પુરી કરવાનો અધિકાર બ ને છે.

(બ રકમનું.) કોઈ ચિતારો હાલ મરણ પામ્યો છે તેણે કાહાડેલુ ચિત્ર તથા ન મળે તેવાં બે ચિનાઈ વાસણ વેચાતાં લેવાનું અ કબુલ કરે છે અને બ તે વેચવાનું કબુલ કરે છે. બ એ આ કરાર વિશેષ રીતે પુરો કરવાની ફરજ પાડવાનો અધિકાર અ ને છે. કારણ કે તે કરાર પુરો ન કર્યાથી વાસ્તવીક નુકશાન કેટલુ થયું એ ઠરાવવા બાબત કાંઈ પ્રમાણ નથી.

(ક રકમનું.) અ એક ઘર બ ને ૧૦૦૦ રૂપીએ વેચવાનો તેની સાથે કરાર કરે છે. બ ખરીદીના પઈશા આપે તો અ એ તે ઘર બ ને નામે કરી આપવા બાબતનુ હુકમનામુ મળવાનો હક બ ને છે.

એક રેલવે કંપનીના સંસ્થાપિતપણાના આકટ ઉપરથી તે કંપની ઉપર કાંઈ આવશ્યકતા હોય તેમાંથી મુકત થવા સારૂ તે કંપની ઝ ની સાથે હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો કરાર કરે છે એટલે ઝ ની જમીનના પોતાની રેલવેથી વિભાગ થયા છે તે જોડવા સારૂ રેલવેમાંથી કમાનનો રસ્તો કરવાનો તથા કાંઈ નિર્દિષ્ટ કરેલા ઠેકાણાની દરમિયાન રસ્તો બાંધવાનો તથા તે રસ્તો યથાસ્થિત રાખવા સારૂ કંઈ વારષિક રકમ આપવાનો તથા કરારમાં નિર્દિષ્ટ કર્યા પ્રમાણે સૈડિંગ તથા વ્હાર્ફ બાંધવાનો કરાર પણ રેલવે કંપની કરેછે આ કરાર વિશેષ રીતે પુરો કરાવવાનો હક ઝ ને છે કારણ કે તે કરાર પુરો કરવામાં તેનું જે હિત છે તે હિતનો બરોબર બદલો પઈશાથી થતો નથી, અને કમાનનો રસ્તો તથા રસ્તો તથા સૈડિંગ તથા વ્હાર્ફ બાંધવાનાં કામની દેખરેખ રાખવા સારૂ યોગ્ય માણસ નીમવાનો અધિકાર કોરટને છે.

વિશેષ પ્રકારની રેલવેના કાંઈ શેર અ વેચવાનો તથા બ તે વેચાતા લેવાનો કરાર કરે છે. અ તે વેચાણ પુરૂ કરવાની ના કહે છે આ કબુલાયત વિશેષ રીતે પૂરી કરવાની અ ને ફરજ પાડવાનો અધિકાર બ ને છે. કારણ કે

તે શેર થોડા છે તથા હમેશા બજારમાં મળતા નથી અ. શેર ધારણ કરનારાની જે સ્થિતિ બીજી રીતે મેળવી શકાતી નથી તે સ્થિતિ તે શેર મળ્યાથી પ્રાપ્ત થાય છે.

બ ને એક ચિત્ર રંગવી કાહાડી આપવાનો અ બ ની સાથે કરાર કરે છે. અને બ તે ચિત્ર બદલ ૧૦૦૦ રૂપીઆ આપવાનું કબુલ કરે છે. ચિત્ર કાહાડીને તઇયાર કર્યું છે. ૧૦૦૦ રૂપીઆ આપેથી અથવા આપવાને કાહાડેથી તે ચિત્ર પોતાને સ્વાધીન કરી લેવાનો હક બ ને છે.

(ક રકમનું) શેરો લખ્યા વગર પણ કિંમતી અવેજને બદલે અ એક પ્રામીસરી નોટ બ ને કરી આપેછે અ નાદાર થાયછે તથા ક ને તેનો આસેની નિમવામાં આવે છે ક ને તે નોટ ઉપર શેરો લખવાની ફરજ પાડવાનો અધિકાર બ ને છે કારણ કે ક અ ના દેવાના પેચ બાબત તેનો સ્થાનાપન થયો છે અને નોટ ઉપર શેરો ન લખ્યા બદલ નુકશાનના બદલામાં પઇસા આપવા બાબતનું હુકમનામું કરયું હોય તો તે નિશફળ થશે.

૧૩ હિંદુસ્તાનનો કરાર બાબતનો આકટ છે તે આકટની ૫૬ મી કલમમાં ગમે તે ઠરાવ હોય તો પણ કરાર પુરો કરવાનું હેઠળ લખેલા કારણ ઉપરથી સઘળુ અશક્ય થાય છે એમ નથી એટલે કરારના વિષયનો જે ભાગ કરારની તારીખે વિદ્યમન હતો તે ભાગ કરાર પુરો કરવાની વખતે વિદ્યમાન નથી એવો થવાના કારણથી સઘળુ અશક્ય થાય છે એમ નથી. જે કરારનો વિષય કાંઈ અંશે વિદ્યમાન નથી એવો થયો છે તે કરાર.

દ્રષ્ટાં.

(અ) અ એક ઘર બ ને એક લાખ રૂપિયે વેચવાનો કરાર કરે છે કરાર થયાને બીજે દિવશે તોફાનથી તે ઘરનો નાશ થાય છે ખરીદીના પઇસા આપીને તે કરારનો પોતાનો ભાગ પુરો કરવા બાબતની બ ને ફરજ પાડવાનો અધિકાર છે.

(બ) બ એ પઇસાની રકમ આપવાના અવેજમાં બ ને બની હયાતી સુધી અન્યુઇટી આપવાનો અ કરાર કરે છે કરાર થયા પછી બીજે દિવશે બ પોતાના ઘોડા ઉપરથી પડે છે તથા મરણ પામે છે ખરીદીના પઇસા આપવાની બ ના વારસ વકીલને ફરજ પાડવાનો અધિકાર છે.

૧૪. કરારના એક પક્ષકારથી જે કરવું હોય તે સઘળુ પૂરૂં કરી શકાતું નહી હોય, પણ પુરો કરયા વગર રહેવાનો ભાગ એકંદર જોતાં કીમતમાં ઘણો થોડો હશે અને તે બદલના નુકશાનનો બદલો પઇસાથી આપી કરારનો જે ભાગ પુરો કરી શકાતો નહી હોય તે ભાગ

નાહાનો હોય ત્યારે કરારનો બીજો ભાગ વિશેષ રીતે પુરો કરવો.

રકાતો હશે ત્યારે કોઈ પણ પક્ષકારની ફરિયાદી ઉપરથી નીચે લખ્યા પ્રમાણે હુકમ કરવાનો અધિકાર કોરટને છે એટલે જેટલો કરાર પુરો કરી શકાતો હશે તેટલો તે વિશેષ રીતે પુરો કરવાનો તથા ન્યુનતા બાબત નુકશાનનો બદલો પઈસાથી આપવાનો હુકમ કરવાનો અધિકાર કોરટને છે.

દૃષ્ટાંતો.

(અ) ૧૦૦ વિઘા જમીન બ ને વેચવાનો અ કરાર કરે છે (પછી) એવું નિષ્પન્ન થાય છે કે તે જમીન પઇકી માત્ર ૯૮ વિઘા અ ની છે તથા બાકીની બે વિઘા ત્રાહિતની છે તથા તે તે આપવાની ના કહે છે ૯૮ વિઘાના ઉપયોગ સારૂ અથવા ઉપભોગ સારૂ તે બે વિઘાની જરૂર નથી અથવા તે બે વિઘા ન મળવાનું નુકશાન પઈસાથી ભરી આપી શકાતું નથી એવા તે બે વિઘા સદરહુ ઉપયોગ સારૂં અથવા ઉપભોગ સારૂ અગત્યની નથી બ ફરિયાદ કરે ત્યારે ૯૮ વિઘાનું ખત બ ને કરી આપવા બાબત તથા બાકીના બે વિઘાનું ખત ન કરી આપ્યા બાબત નુકશાનનો બદલો આપવા વિશે અ ને હુકમ કરવો અથવા અ ફરિયાદ કરે ત્યારે બ એ જમીનનું ખત તથા તેનો કબજો લઇને ઓછી જમીન બદલના નુકશાનની રકમ ઠરાવી હશે તે ખરીદીના ઠરેલા પઇસામાંથી બાદ કરીને બાકી રકમ અ ને આપવા બાબત બ ને હુકમ કરવો.

(બ) ઘર તથા જમીન બે લાખ રૂપિયે વેચવાના તથા વેચાતી લેવાના કરારમાં એવી કબુલાયત છે કે રાચ રચીલાનો કાંઈ ભાગ કીમત કરીને લેવો રાચ રચીલાની કિમત બાબત પક્ષકાર એકમત થઈ શકતા ન હોય તોપણ કરાર વિશેષ રીતે પુરો કરવા બાબત હુકમ કરવાનો અધિકાર કોરટને છે. અને રાચ રચીલાની કિમત ફરિયાદીમાં ઠરાવીને (કરાર) વિશેષ રીતે પુરો કરવા બાબતનાં હુકમનામામાં તે કિમત સામેલ કરવાનો અથવા ઘર બાબતજ હુકમનામું કરવાનો અધિકાર કોરટને છે.

કરારનો જે ભાગ પુરો કરી શકાતો ન હોય તે ભાગ મોટો હોય ત્યારે કરારનો બીજો ભાગ વિશેષ રીતે પુરો કરવો.

૧૫. કરારના એક પક્ષકારથી જે કરવું હોય તે સઘળું પુરૂં કરી શકાતું નહી હોય તથા જે ભાગ પૂરો કરયા વગર રહેવાનો હોય તે સઘળો કર્તવ્યનો મોહોટો ભાગ હશે અથવા તે બાબતના નુકશાનનો બદલો પઈશાથી આપી શકાતો નહી હોય ત્યારે તેને (કરાર) વિશેષ રીતે પુરો કરવા બાબત હુકમનામું મળવાનો હક નથી. પણ બીજો પક્ષકાર ફરીઆદ કરે ત્યારે જે પક્ષકાર કરાર પ્રમાણે ચાલ્યો નહી હોય તેનાથી કરારનું જેટલું પોતાનું કર્તવ્ય કરી શકાય તેટલું તે વિશેષ રીતે પુરૂં કરવા વિશે તેને ફર

માવવાનો અધિકાર કોરટને છે પણ એવું ઠરાવ્યું છે કે વાદીએ વળી તે કરાર પુરો કરવા બાબતના સઘળા દાવા છોડી દેવા જોઈએ અને ન્યુનતા બાબતના અથવા પ્રતિવાદી કરાર પ્રમાણે ન ચાલ્યાથી પોતાને થએલા તોટાના અથવા નુકશાનના બદલાનો સઘળો હક છોડી દેવો જોઈએ.

દ્રષ્ટાંતો.

(અ) અ ૧૦૦ વિઘા જમીન બ ને વેચવાનો કરાર કરે છે પછી એવું નિષ્પન્ન થાય છે કે ૫૦ વિઘા જમીન માત્ર અ ની છે તથા બીજી ૫૦ ત્રાહિતની છે તથા તે તે આપવાની ના કહે છે કરાર વિશેષ રીતે પુરો કરવા બાબતનું હુકમનામું બ નીઉપર અ ને મળી શકશે નહી પણ બ કબુલ કરેલી કિંમત આપવાને તથા અ ના જે ૫૦ વિઘા છે તે લેવાને રાજી હશે અને ન્યુનતા બાબતના અથવા અ ની ગફલતને લીધે અથવા તે કરાર પ્રમાણે ન ચાલ્યાને લીધે પોતાને થએલા નુકશાનના બદલા બાબતનો સઘળો હક છોડી દે તો ખરીદીના પઈસા આપ્યેથી તે ૫૦ વિઘાનું ખત અ એ બ ને કરી આપવું એવું હુકમનામું મળવાનો હક બને છે.

(બ) ઘર તથા બાગ સુધાં એક ઇસ્ટેટ બ ને એક લાખ રૂપિયે વેચવાનો અ કરાર કરે છે ઘરનો ઉપભોગ કરવાને તે બાગ અગત્યનો છે અ થી બાગનું ખત કરી આપી શકાતું નથી એવું નિષ્પન્ન થાય છે. કારાર વિશેષ રીતે પુરો કરવા બાબતનું હુકમનામું બ ની ઉપર અ ને મળી શકતું નથી પણ બ કબુલ કરેલી કિંમત આપવાને તથા બાગ વગર તે ઇસ્ટેટ તથા ઘર લેવાને રાજી હશે અને ન્યુનતા બાબતના અથવા અ ની ગફલતને લીધે અથવા તે કરાર પ્રમાણે ન ચાલ્યાને લીધે પોતાને થયેલા નુકશાનના બદલા બાબતનો સઘળો હક છોડી દેશે તો ખરીદીના પઇસા આપ્યેથી ઘરનું ખત અ એ પોતાને કરી આપવું એવું હુકમનામું મળવાનો હક બ ને છે.

૧૫. કરારનો જે ભાગ જુદો જ બાક્યો હોય તો વિશેષ રીતે પૂરો કરી શકાય છે તથા વિશેષ રીતે પુરો કરવો જોઈએ તે ભાગ હેઠળ લખ્યા પ્રમાણે હોય ત્યારે એટલે તેજ કરારનો જે બીજો ભાગ વિશેષ રીતે પુરો કરી શકાતો નથી અથવા વિશેષ રીતે પુરો કરવો નહી તે ભાગથી જુદો તથા સ્વતંત્ર હોય ત્યારે પહેલો ભાગ વિશેષ રીતે પૂરો કરવા વિશે ફરમાવવાનો અધિકાર કોરટને છે.

કરારનો સ્વતંત્ર ભાગ વિશેષ રીતે પુરો કરવા બાબત.

બીજે પ્રસંગે કરારનો ભાગ વિશેષ રીતે પૂરો કરવાની મના.

૧૭ ઉપરની છેલી ત્રણ કલમો પઈકી કોઈ કલમ લાગુ હોય તેવા પ્રસંગ શિવાય બીજે પ્રસંગે કરારનો ભાગ વિશેષ રીતે પુરો કરવા બાબત કોરટે ફરમાવવું નહી.

અપુર્ણ હકવાળા વેચનાર ઉપરના વેચાતું લેનારના હક.

૧૮. કોઈ મિલકત ઉપર અપૂર્ણ માત્ર હક છતાં તે મિલકત કોઈ માણસ વેચવાનો અથવા ભાડે આપવાનો કરાર કરે છે, ત્યારે (આ બાબમા બીજી રીતે ઠરાવ કરેલો હોય તે શિવાય) વેચાતી લેનારને અથવા પટે લેનારને હેઠળ લખેલા હક છે—

(અ) ભાવ મિલકત વેચ્યા પછી અથવા પટે આપ્યા પછી વેચનારને અથવા પટે આપનારને તે માલ મિલકત ઉપર કાંઈ હક સબંધ આગળ પ્રાપ્ત થયો હોય તો તેને તે હક સબંધમાથી તે કરાર પુરોકરવાની ફરજ પાડવાનો અધિકાર વેચાતી લેનારને અથવા પટે લેનારને છે.

(બ) હક વ્યવહારોપયોગી થવા સારૂ બીજા માણસોની સંમતિ અવશ્ય હોય તથા વેચનારના અથવા પટે આપનારના કહેવાથી ખત કરી આપવું તેઓને અવશ્ય હોય ત્યારે તેની સંમતી મેળવી લેવાની તેઓને ફરજ પાડવાનો અધિકાર વેચાતી લેનારને અથવા પટે આપવારને છે.

(ક) કરજનો બોજો નહી હોય એવી મિલકત વેચવાની છે એવું વેચનારનું કહેવું હશે પણ ખરીદીના પઈશાથી વધારે નહી હોય એટલી રકમે તે મિલકત ઘરેણે હશે અને ખરેખર જોતા તે છોડવવાનો હક માત્ર વેચનારને હશે ત્યારે ઘરેણેથી છોડવવાની તથા ઘરેણે રાખનારની પાસેથી ખત કરી લેવાની વેચનારને ફરજ પાડવાનો અધિકાર વેચાતી લેનારને છે.

(ડ) કરાર વિશેષ રીતે પુરો કરાવવા બાબત વેચનાર અથવા પટે આપનાર ફરિયાદ કરે છે અને તેનો હક્ક અપુર્ણ હોવાના સબબથી તે ફરિયાદ કાહાડી નાખવામાં આવે છે ત્યારે પ્રતિવાદીએ પઈશા અનામત રાખ્યા હોય તો તે પઈશા વ્યાજ સુધાં પાછા મળવાનો તથા ફરીઆદીનો ખરચ મળવાનો હક પ્રતિ-વાદીને છે તથા જે મિલકત વેચવાનું અથવા ભાડે આપવાનુ કબુલ કરેલુ હોય તે મિલકત ઉપરના વેચનારના અથવા પટે આપનારના હક સબબ ઉપર સદરહું પ્રકારની અનામતના પઈશા બદલ તથા વ્યાજ બદલ તથા ખરચ બદલ પ્રતિવાદીને લીયનનો હક છે.

૧૯ કરાર વિશેષ રીતે પુરો કરવા બાબત કોઈ માણસ ફરીઆદ કરે તેને તે કરાર તોડયા બાબતના નુકશાનનો બદલો સદરહુ પ્રમાણે ( તે કરાર ) પુરો કરયા ઉપરાંત વળી અથવા પૂરો કરવાને બદલે માગવાનો અધિકાર છે.

કેટલાએક મુકદમામાં નુકશાનનો બદલો અપાવવાનો અધિકાર.

સદરહુ પ્રકારની કોઈ ફરીઆદીમાં હેઠળ લખ્યા પ્રમાણે કોરટ ઠરાવ કરશે તો એટલે (કરાર) વિશેષ રીતે પુરો કરવાનો હુકમ આપવો નહી, પણ પક્ષકારોની દરમિઆન કરાર થયો છે તથા તે પ્રતિવાદીએ તોડયો છે તથા તે તોડવા બાબત નુકશાનનો બદલો મળવાનો હક વાદીને છે એવો ઠરાવ કરશે તો તે પ્રમાણે નુકશાનનો બદલો કોરટે અપાવવો.

સદરહુ પ્રકારની કોઈ ફરીઆદમાં કોરટ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ કરશે તો એટલે (કરાર) વિશેષ રીતે પુરો કરવાનો હુકમ કરવો જોઈએ પણ તેટલુંજ કરયાથી તે પ્રસંગે ઇનસાફ પુરતો થતો નથી તથા કરાર તોડયા બાબત વાદીને નુકશાનનો બદલો પણ અપાવવો જોઈએ એવો ઠરાવ કરશે તો તે પ્રમાણે નુકશાનનો બદલો કોરટે અપાવવો.

નુકશાનનો બદલો આ કલમ પ્રમાણે અપાવવાનો હોય તેનો આકાર કોરટ ફરમાવે તે રીતે કરવો.

ખુલાશો—આ કલમ પ્રમાણે આપેલી હકુમત હેઠળ લખેલી હકીકત ઉપરથી ચલાવવાની કોરટને મના થાય છે એમ સમજવું નહી. એટલે કરાર વિશેષ રીતે પુરો કરી શકાતો નથી એવો થયો છે એવી હકીકત ઉપરથી મના થાય છે એમ સમજવું નહી.

દ્રષ્ટાંતો

(બીજો પારેગ્રાફનું) અ બ ને સોમણ ચોખા વેચવાનો કરાર કરે છે તે કરાર પુરો કરવાની અથવા નુકશાનનો બદલો આપવાની અ ને ફરજ પાડવા સારૂ બ ફરિયાદી કરે છે અ એ વ્યવહાર પયોગી કરાર કરયો છે તથા વગર કારણે તેને તે તોડયો છે તથા તેથી બ નું નુકશાન થયું છે પણ વિશેશ રીતે કરાર પુરો કરવો એ યોગ્ય ઉપાય નથી એવું કોરટનું મત છે પોતાને વ્યાજબી દેખાય તેટલા નુકશાનનો બદલો કોરટે બ ને અપાવવો

(ત્રીજો પારેગ્રાફનું) તારીખ ૧ લી જાન્યુઆરી સન ૧૮૭૭ ને રોજ કિંમત આપવી તથા કબજો આપવો એ શરતે અ ૧૦૦૦ રૂપિયે એક ઘર વેચવાનો કરાર બ ની સાથે કરે છે અ તે કરાર પઈકી પોતેજ પુરૂં કરવું જોઈ તે પુરૂ કરવાને ચુકે છે અને (કરાર વિશેશ રીતે પુરો કરવા બાબત તથા નુકશાનનો બદલો મળવા બાબત બ ફરિયાદ કરે છે. તે ફરિયાદીનો ફેંસલો તેની તરફ ૧ લી જાન્યુઆરી સન ૧૮૭૮ ને રોજ

થાય છે (કરાર) વિશેષ રીતે પુરો કરવા બાબતનો હુકમ હુકમનામામાં કરવા ઉપરાંત વળી અ એ કરવાની ના કહેવાને લીધે બ ને તોટો થો હોય તેનો બદલો બ ને આપવાનો ઠરાવ પણ કરવાનો અધિકાર છે.

(ખુલાસાનું) પટંટ (પરવા તથા વાપાર કરવાના અનન્ય હકવાળા પટાની સનદ) વેચાવવાનો કરાર વિશેષ રીતે પુરો કરવા બદલ ખરીદદાર અ વેચનાર બ ની ઉપર ફરિયાદ કરે છે ફરિયાદીનો ઇનસાફ થવાની અગાઉ પટંટની મુદત પુરી થાય છે કરાર પુરો ન કર્યા બાબત નુકશાનનો બદલો અ ને આપવાનો તથા તે કારણ સારૂ જરૂર હોય તો અરજી દુરસ્ત કરવાનો અધિકાર કોરટને છે.

એક સાર્વજનીક કંપનીના ડારેકટરોએ કરેલા જે ઠરાવો ઉપરથી પોતાને કેટલાએક શેર મળવાનો અ ને હક હતો તે ઠરાવ વિશેષ રીતે પુરો કરવા બાબત તથા ઠરવ પુરો ન કર્યા બાબત નુકશાનનો બદલો મળવા બાબત અ ફરિયાદી કરે છે ફરિયાદી થવાની અગાઉ સઘળા શેર આપવામા આવ્યા ઠરાવ પુરો ન કરવા બદલ નુકશાનનો બદલો અ ને આ કલમ પ્રમાણે આપવાનો અધિકાર કોરટને છે.

નુકશાન આપવાથી કરાર વિશેષ રીતે પુરો કરવાને હરકત થતી નથી.

૨૦ કરાર તોડવામાં આવે તો ફલાણી રકમ આપવી એવું કરારમા લખેલું હોય અને કરાર પ્રમાણે ન ચાલનારો પક્ષકાર તે રકમ આપવાને રાજી હોય તો પણ તે કરાર વિશેષ રીતે પુરો કરવા જેવો બીજી રીતે યોગ્ય હશે તો તે પ્રમાણે પુરો કરાવવાનો અધિકાર કોરટને છે.

દ્રષ્ટાંત

ક ની પાસેથી પોતે ધારણ કરેલી મિલકત બ ને પટા પટે આપવા બાબત તથા તે પટા પટો વ્યવહારોપયોગી થવા સારૂ જરૂર હોય તેવા પરવાનો ક ની પાસેથી હું માગીશ અને પરવાનો નહી મળે તો હું (અ) બ ને ૧૦૦૦૦ રૂપીઆ આપીશ એવો અ કરાર કરે છે અ પરવાનો મગવાની ના કહે છે અને બ ને ૧૦૦૦૦ રૂપીઆ આપવાને કાહાડે છે. એવું હોય તો પણ ક પરવાનો આપવાને કબુલ થાય તો તે કરાર વિશેષ રીતે પુરો કરાવી લેવાનો હક બ ને છે.

(બ) જે કરાર વિશેષ રીતે અમલમાં લાવી શકાતા નથી તે કરાર.

વિશેષ રીતે અમલમાં લાવી શકાતા નથી તે કરાર.

૨૧. હેઠળ લખેલા કરાર વિશેષ રીતે અમલમા લાવી શકાતા નથી

(અ) જે કરાર પુરો ન કર્યા બદલ નુકશાનના બદલામા પઇસા

આપ્યાથી ચોગ્ય ન્યાય થાય છે તે કરાર.

(બ) કરારમાં બારીક અથવા ઘણી તપશીલ હોવાને લીધે અથવા કરાર પક્ષકારની જાતની લાયકી ઉપર અથવા મરજી ઉપર અવલંબીત હોવાને લીધે અથવા કરાર તેનાજ જાતી સ્વરૂપને લીધે હેઠળ લખેલા પ્રકારનો હોય એટલે કરાર માંહેની મુખ્ય શરતો કોરટથી વિશેષ રીતે પુરી કરાવી શકાતી નથી એવા પ્રકારનો કરાર હોય તે કરાર.

(ક) જે કરારની શરતો વ્યાજબી ખાતરીથી કોરટથી કરાવી શકાતી નથી તે કરાર.

(ડ) જે કરાર તેની જાતના પ્રકાર ઉપરથી રદ કરવાનો અધિકાર છે તે કરાર.

(ઈ) ટરસ્ટીએ પોતાના અધિકારની બાહેર અથવા પોતાનું ટ્રસ્ટ તોડીને જે કરાર કરયો હોય તે કરાર.

(ફ) વિશેષ કારણ સારૂ કરેલી સંસ્થાપિત મંડળીએ અથવા સાર્વજનિક કંપનીએ અથવા એની તરફથી અથવા સદરહુ પ્રકારની કંપનીના પ્રોમોટરોએ કરેલો જે કરાર તેઓના અધિકારની બાહેર હોય તે કરાર.

(ગ) જે કરાર પુરો કરવા સારૂ કરારની તારીખથી ત્રણ વરસ કરતાં વધારે મુદત સુધી એકસરેખુ કર્તવ્ય કર્મ કરવું પડે છે તે કરાર.

(હ) જે કરારના વિષયનો મુખ્ય ભાગ વિદ્યમાન છે એવું બે પક્ષકારોને લાગતું હતું તે ભાગ કરાર થવાની અગાઉ વિદ્યમાન નથી એવો થયો હોય તે કરાર.

અને દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાનો ઠરાવ કરયો છે તે શિવાય પંચાયતને તકરાર સોંપવા બાબતનો કાંઈ કરાર વિશેષ રીતે અમલમાં આણવો નહી પણ જે માણસે સદરહુ પ્રકારનો કરાર કરયો હોય તથા તે કરાર પુરો કરવાની ના કહી હોય તે માણસ, જે વિષય સદરહુ પ્રમાણે સોંપવાનો પોતે કરાર કરયો તે વિષય બાબત ફરિયાદ કરે તો તે કરાર વિદ્યમાન હોવાને લીધે તે ફરીયાદ ચાલવાને પ્રતિબંધ થશે.

દ્રષ્ટાંતો

(અ) ના—અ ચારલાખ રૂપિયાની ઈંડિયા સરકારની ચાર ટકાની વ્યાજની નોટ વેચવાનો કરાર કરે છે અને બ તે વેચાતી લેવાનો કરાર કરે છે,

દર પેટીએ ૧૦૦૦ રૂપિયા પ્રમાણે ગળીની ૪૦ પેટી વેચવાનો અ કરાર કરે છે અને બ તે વેચાતી લેવાનો કરાર કરે છે.

અ એ બ ને નામે કાંઈ મિલકત કરી આપ્યાના અવેજમાં બ અ ને ખાતે ૧૦૦૦૦ રૂપિયા સુધીની રકમ જમે કરવાનો તથા તે રકમ સુધી અ ની હુંડી શિકારવાનો કરાર કરે છે.

આ કરાર વિશેષ રીતે અમલમાં આણી શકાતા નથી. કેમ કે પેહેલા તથા બીજા દ્રષ્ટાંતમાં અ તથા બ આ બેઉનું તથા ત્રીજા દ્રષ્ટાંતમા અ નું નુકશાન પઈસાથી મળવાનું છે.

(બ) નાં--અ બ ની જાતની ચાકરી કરવાનો કરાર કરે છે.
જાતની ચાકરી કરવા સારૂ બ ને ચાકરીમાં રાખવાનો અ કરાર કરે છે. અ એક ગ્રંથકાર એક વિદ્યાવિષયક ગ્રંથ પૂરો કરવાનો બ એકગ્રંથ પ્રસિધ કરનારની સાથે કરાર કરે છે.

આ કરાર બ થી વિશેષ રીતે પૂરા કરાવી શકાતા નથી.
બ કીમત કરનારા કીમત ઠરાવે તે કીમતની રકમે બ નું કામ વેચાતું લેવાનો કરાર અ કરે છે એક કીમત કરનારને અ એ નીમવો અને બીજાને બ એ નીમવો અ અને બ આ બેઉજણ એક એક કિમત કરનારને નીમે છે પણ કીમત ઠરાવ્યાની અગાઉ અ પોતાની તરફના કીમત કરનારને આગળ કામ ચલાવવાની ના કહે છે.

એક વાહાણના ધણી અ ની અને તે વાહાણ નોરે ભાડનારે બ ની દરમિયાન કલકત્તામાં થયેલી ચાર્ટરપારટી ઉપરથી (નોરે ભાડવા બાબત કરેલા કરાર ઉપરથી) એવું કબુલ કરયું છે કે વાહાણે રંગુન જવું ને ત્યાંહા ચોખા ભરીને ત્યાંહાંથી લંડન જવું નોરનો એક તૃતીયાશ રંગુનમા પોહોંચ્યા પછી આપવો અને લંડનમાં માલ આપ્યા પછી બે તૃતીયાંશ આપવા.

અ બ ને જમીન ભાડે આપે છે. અને બ પટાની તારીખ પછી ત્રણ વરસ સુધી તે જમીનનું વાવેતર વિશેષ રીતે કરવાનો કરાર કરે છે.

અ એ દરસાલ રકમો ભરવાના અવેજમા કરારની તારીખ પછી ત્રણ વરસ સુધી બ એ પોતાના કબજામાંની જમીનમા ફલાણી જાતના પાક કરવા અને તે કાપ્યા પછી આપવાને ત

ઈયાર થાય ત્યારે તે. અ ને સ્વાધીન કરવા એવો અ અને બ કરાર કરે છે.

બ એ પોતાને ૧૦૦૦ રૂપિયા આપવાના અવેજમા બ ને સારૂ એક ચીત્ર રંગીશ એવો અ બ ની સાથે કરાર કરે છે

જે કામની દેખરેખ કોરટથી રાખી શકાતી નથી એવાં કાઈ કામ કરવાનો અ બ ના સાથે કરાર કરે છે.

ફલાણી જાતનો જે માલ બ ને જોઈશે તેટલો સ્ધળો તેને પુરો પાડવાનો અ કરાર કરે છે.

બઠકનો ઓરડો સુંદર રીતે સુશોભીત કરે તો ઠરાવેલી મુદત સુધી ઠરાવેલે ભાડે ઘરનો પટો બ. ની પાસેથી લેવાનો કરાર અ તેની સાથે કરે છે. કરાર તોડયા બાબત નુકશાનનો બદલો મળી શકશે આ વાત બચેત છે એવું મત હોય તો પણ

અ બ ની સાથે લગન કરવાનો કરાર કરે છે.

સદરહુ કરાર વિશેશ રીતે અમલમાં આણી શકાતા નથી.

(ક) નું—અ રિફ્રેશમેંટ રૂમનો (ઉપહારના સ્થાનનો) માલેક છે તે બ ને તેનો માલ વેચવા સારૂ તે સ્થાનમાં જગા આપવાનાં તથા જરૂરના સાહિત્ય તેને પુરાં પડવાનો કરાર બ ની સાથે કરેછે. પોતાનો કરાર પુરો કરવાની અ ના કહે છે. આ કામ નુકશાનના બદલા બાબતનું છે તથા કરાર વિશેશ રીતે પુરો કરવા બાબતનું નથી કેમકે જગા તથા સાહિત્યોની રકમની તથા કરારની વાખ્યા કરેલી નથી.

(ડ) નું—અ તથા બ કોઈ કામમાં ભાગીયા થવાનો કરાર કરે છે આ ચોજેલુ પંતીઆળુ કેટલી મુદત સુધી ચાલવાનું તે કરારમાં લખ્યું નથી. આ કરાર વિશેષ રીતે પુરો કરી શકાતો નથી. કેમકે તે તેવી રીતે પુરો કર્યો તો અ અથવા બ ને તે પંતીઆળુ તાબડતોબ તોડી નાંખવાનો અધિકાર છે.

(ઢ) ના—અ જમીનનો ટ્રસ્ટી છે તથા તે સાત વરસ સુધી પટો આપવાનો તેને અધિકાર છે. મુદત પુરી થયા પછી પટો નવો કરી આપવાની સરતે તે જમીનનો સાત વરસનો પટો આપવા બાબત અ બ ની સાથે કરાર કરે છે. આ કરાર વિશેષ રીતે અમલમાં આણી શકાતો નથી.

એક કંપનીના ડરેકટરને પોતાનું કારખાનું શેર ધારણ કરનારાઓની જનરલ મીટીંગની મનજુરીથી વેચવાનો અધિકાર છે. સદરહુ

પ્રકારની મંજુરી વગર તે કારખાનું વેચવાનો તે કરાર કરે આ કરાર વિશેષ રીતે અમલમાં આણી શકાતો નથી.

ટ્રસ્ટની એક લાખ રૂપીઆની કિમતની મિલકત વેચવાના અખિકારવાળા અ તથા બ આ બેઉ ટ્રસ્ટી તે મિલકત ક ને ૩૦૦૦૦ રૂપીએ વેચવાનો કરાર કરે છે, આ કરાર એટલો ગેર ફાયદાનો છે કે ટ્રસ્ટ ભાગ્યા પ્રમાણે થાય છે. આ કરાર ક થી વિશેષ રીતે પૂરો કરાવી શકાતો નથી.

ખાણનું કામ કરવાની કંપનીના પ્રોમોટરો એવા કરાર કરે છે કે કંપની થયા પછી તે કંપની ખાણની કાંઇ વિશેષ મિલકત ખરીદ કરશે. તે મિલકતની કિંમત કેટલી છે એનો શોધ કરવા બાબત તેઓ યોગ્ય તજવીજ અગાઉથી કરતા નથી તથા તે મિલકતની મોહોટી કિમત આપવાને તેઓ કબુલ કરે છે. વેચનારાઓએ ખરીદીના પઇશામાંથી પોતાને બોનસ (બક્ષીસ) આપવું એવો પણ તેઓ ઠરાવ કરે છે. આ કરાર વિશેષ રીતે અમલમા આણી શકાતો નથી.

(ફ) નું—રેલવે કરીને ચાલુ રાખવાનાજ કારણ સારૂ વિદ્યમાન હોય તેવી કંપની કાપડનો સંચો બાંધવા સારૂ જમીન વેચાતી લેવાનો કરાર કરે છે. આ કરાર વિશેષ રીતે અમલમાં આણી શકાતો નથી.

(ગ) નું—અ એ કરેલી એક રેલવેનો જેટલો ભાગ બ ની જમીન ઉપર છે તેટલા ભાગનો ઉપયોગ કરવાનો હક એકવીસ વરસ સુધી બ ને ભાડે આપવાનો અને કાંઇ શરતે સઘળી લાઇન ઉપર ગાડી ચલાવવાનો હક બ ને હોવો જોઇએ તથા જરૂર હોય તેટલુ એનજીન પાવર પુરૂ પાડવાને અ ને કહેવાનો બ ને અધિકાર હોવો જોઇએ. અને અ એ સદરહુ મુદત સુધી સઘળી રેલવેની મરામત કરીને સારી સ્થિતિમાં રાખવી એવો આ કરાર કરે છે. આ કરાર વિશેષ રીતે પૂરો કરાવી અપાશે નહી એવું બ ને કહેવું જોઇએ.

(હ) નું—ક તથા ડ ની હયાતી સુધી બ ને આન્યુઇટી આપવાનો અ કરાર કરે છે ક જીવતો છે એવું જોકે અ તથા બ ને લાગતું હતું તો પણ કરારની તારીખે તે મરણ પામ્યો હતો એવું નિષ્પન્ન થાય છે. કરાર વિશેષ રીતે પુરો કરી શકાતો નથી.

(ક) કોરટના પ્રસંગાનુસાર વર્તનાધિકાર બાબત

૨૨ કરાર પુરો કરવા બાબત હુકમનામું કરવાની હકુમતપ્રસંગાનુસાર વર્તનાધિકાર માંહેની છે અને સદહુ પ્રકારનો ન્યાય આપવો કાયદાસર છે એટલા ઉપરથીજ તેમ કરવું કોરટને અવશ્ય નથી પણ કોરટે પ્રસંગાનુસાર વર્તનાધિકાર ઐચ્છિક ચલાવવો નહી પણ તે અધિકાર પ્રમાણે કરવાનું ઇનસાફના મુળ તત્વોને અનુસરીને હોઇને તથા અપીલની કોરટે સુધારવા જોગ હોઇને નિરદોશ તથા યથાયોગ્ય જોઇએ.

કરાર વિશેષ રીતે પૂરો કરવા બાબતનું હુકમનામું કરવા બાબત પ્રસંગાનુસાર વર્તનાધિકાર બાબત

જે પ્રસંગે કરાર વિશેશ રીતે પુરો કરવો એવું હુકમનામું ન કરવા બાબત પ્રસંગાનુસાર વર્તનાધિકાર યોગ્ય રીતે ચલાવવાને કોરટ મુખ્ત્યાર છે તે પ્રસંગ હેઠળ લખ્યા પ્રમાણે છેઃ-

૧. વાદીની તરફથી કપટ અથવા ખોટું સમજાવવાનું થયું નહી હોય તોપણ જે હકીકત ઉપરથી કરાર થયો તે હકીકતને લીધે પ્રતિવાદીના કરતાં વાદીને વધતો ગેરવ્યાજબી ફાયદો થાયછે એવી તે હકીકત હોય ત્યારે.

દ્રષ્ટાંતો.

(અ) અ એક મિલકતનો જીવતાં લગીનો ધારણ કરનારો છે તે તે મિલકત ઉપરનો પોતાનો હક સંબંધ બ ને સોંપી દે છે તે હક સંબંધ વેચાતો લેવાનો કરાર ક કરે છે તથા તે વેચવાનો કરાર બ કરે છે, તે કરાર થવાની અગાઉ અ ને પ્રાણઘાતપીડા થાયછે તથા કરાર ઉપર સહી થયા પછી બીજે દિવશે તે તે પીડાથી મરણ પામે છે આ વાતની બ તથા ક ને સરખીજ ખબર નહતી અથવા સરખીજ ખબર હતી એવું હોય તોતે કરાર વિશેષ રીતે પુરો કરાવી લેવાનો હક બ ને છે તે વાતની બ ને ખબર હતી અને ક ને ખબર ન હતી એવું હોય તો તે કરાર વિશેષ રીતે પુરો કરાવી આપવાની બ ને ના કહેવી.

(બ) વેપારના કાંઇ ભડોલ ઉપરનો ક નો હક સબંધ બ ને વેચવાનો અ કરાર કરે છે ક ના હક સબંધમાં કાંઈ માલ નથી એવું નિપજે થાય તો પણ વેચાણ કાયમ રહેવું જોઇએ એવો ઠરાવ છે ખરું કહીએ તો ક ના હક સબંધની કિંમત પ તીઆળાના કેટલાએક હીસાબના પરીણામ ઉપર છે. તે હીસાબ પ્રમાણે તેને પોતાના ભાગીઆઓનું ઘણું દેવું છે. આ કરજદારીની અ ને ખબર છે પણ બ ને ખબર નથી. કરાર વિશેષ રીતે પુરો કરાવી આપવાની અ ને ના કહેવી.

(ક) કાંઇ જમીન વેચવાનો અ કરાર કરે છે તથા બ વેચાતી લેવાનો કરાર કરે છે. પાણીના પુરથી તે જમીનનું સંરક્ષણ કરવા સારૂ મોહોટા ખરચનો બાંધ કાયમ રાખવાની તેના ધણીને

અવશ્ય છે. આ વાતની બ ને ખબર નથી અને અ આ વાત બ થી છુપાવી રાખે છે. આ કરાર વિશેષ રીતે પુરો કરાવી આપવાની અ ને ના કહેવી.

(ડ) અ ના માલનું લીલામ થાય છે અ ના વકીલ ક ને બ પોતાની તરફથી લીલામની માગણી કરવાનું કહે છે કે આ વાત ગફલતથી પણ પ્રમાણીક પણાથી કરે છે જે લોકો હાજર હતા તેઓએ વેચનારનો વકીલ માગણી કરે છે એ જોઈને તેઓને એવું લાગે છે કે તે માત્ર માગણી કરનારો છે અને તે લોક માગણી કરવાનું બંધ કરે છે તે માલ ઓછી કિંમતે બ ને વેચવામા આવે છે કરાર વિશેષ રીતે પુરો કરાવી આપવાની બ ને ના કહેવી.

(૨) જે શખતી પ્રતિવાદીના ધ્યાનમા અગાઉ આવી ન હતી તે શખતી કરાર પુરો કરયો હોય તો પ્રતિવાદી ઉપર થાય એવું જયારે હોય અને કરાર પુરો ન કરવાથી તેવી શખતી વાદી ઊપર થવાની નહી હોય ત્યારે.

દ્રષ્ટાંતો.

(ઈ) પોતાના બાપના વસિયતનામા ઉપરથી અ ને કોઈ જમીન ઉપર હેઠળ લખેલી શરતે હક છે એટલે તે તે પચીસ વરસની અંદર વેચે તો વેચાણના પઈશાની અડધી રકમ બ ને મળે એ શરતથી હક છે, તે શરત વિસરી જઈને પચીસ વરસ થવાની અગાઉ અ તે જમીન ક ને વેચવાનો કરાર કરે છે. અહિંયા કરાર અમલમાં આણ્યાથી અ ઉપર મોહોટી સખતી થશે વાસ્તે ક ને વાસ્તે તે કરાર પુરો કરાવવાની કોરટે ફરજ પાડવી નહિ.

(ફ) ટ્રસ્ટનું ઈસ્ટેટ ડ ને વેચવાના કરારમાં અ અને બ ટ્રસ્ટીઓ ટ્રસ્ટ ઉપરથી પોતાને આધીન હોય એવા ક ની સાથે સામેલ થાય છે તથા તે ઈસ્ટેટ ઉપર જે મોહોટુ કરજ છે તેમાંથી તે છોડાવવાનું તેઓ જાતે કબુલ કરે છે વેચાણના પઈશા તે કરજ અદા કરવાને પૂરા છે એવું કરારની તારીખે વેચનારને લાગતું હતું તોપણ તે પઈશા તે કરજ અદા કરવાને ઘણા ઓછા છે. કરાર વિશેષ રીતે પુરો કરાવી આપવાની ડ ને ના કહેવી.

(ગ) એક ઈસ્ટેટનો ધણી અ તે ઈસ્ટેટ બ ને વેચવાનો કરાર કરે છે અને તેની હદ બતાવવાની પોતાને ફરજ પાડવી નહિ એવો ઠરાવ કરે છે ઈસ્ટેટમાં કીંમતદાર મિલકત ખરેખર છે

તથા તે તે ઈસ્ટેટનો ભાગ છે. આ બમાંથી એકેને ખબર ન થી ખબર નહી હોય તે મિલકત બાબત બ એ પોતાનો હક છોડી દીધા વગર વિશેષ રીતે પુરો કરાવી આપવાની તેને ના કહેવી.

(હ) અ કાંઈ જમીન બ ને વેચવાનો તથા એક રેલવેના સ્ટેશન થી તે જમીન સુધી રસ્તો કરી આપવાનો કરાર બ ની સાથે કરે છે. પોતાની ઉપર ફરીયાદી થવાના જોખમમાં પોતે પ-ડયા વગર અ થી તે રસ્તો કરી શકાતો નથી એવું આગળ નિષ્પન્ન થાયછે. રસ્તો ન મળ્યા બાબતના નુકશાનના બદલા સહીત બાકીનો કરાર વિશેષ રીતે પુરો કરાવી લેવાનો હક બ નો છે એવું (કોરટનું) મત હોય તો પણ રસ્તા સબંધી કરા રનો ભાગ વિશેષ રીતે પુરો કરાવી આપવાની બ ને ના કહેવી

(ઐ) બાગ પટે લેનારો અ પોતાને પટે આપનાર બ ની સાથે હેઠળ લખ્યા પ્રમાણે કરાર કરે છે એટલે બાગમાં તથા બાગ ની આસપાસ જે યંત્રોનો તથા સરંજામનો ઉપયોગ કરવામાં આવે છે તે યંત્રો તથા સરંજામ લેવાની પોતાની ઈચ્છા છે એવી નોટીસ પટાની મુદત ચાલુ હોય તેટલામાં હરકોઈ વખ ત બ એ જોઈએ તો આપવી અને નોટીસમાં લખેલી જણ સોની કિંમત કરાવીને તે કિંમતે તે જણસો પટાની મુદત પુરી થયા પછી તેને મળવી જોઈએ એવો કરાર કરે છે. સદરહુ પ્રકારનો કરાર પટો લેનારના ધંધાને કદાપી મોહોટું નુકશાન કરનાર છે અને તે વિશેષ રીતે પુરો કરાવી આપવાની બ ને ના કહેવી.

(જ) કાંઈ જમીન બ ની પાસેથી વેચાતી લેવાનો અ કરાર કરે છે જમીન ઉપર જવાના રસ્તા બાબત કરારમાં કાંઈ લખેલું ન થી, તે જમીન ઉપર જવાના રસ્તાનો હક ચાલુ છે એવું બ તાવી શકાતું નથી. આ કરાર વિશેષ રીતે પૂરો કરાવી આપવા ની બ ને ના કહેવી.

(કે) અ બ ની સાથે કરાર કરેછે કે પોતાના ધંધામાં જે વિશેષ પ્રકારનો માલ વાપરે છે તે સઘળો માલ હું બ ના કારખાના માથી વેચાથી લઈશ તથા બીજે કાંહાથી લઈશ નહી, તે માલ પુરો પાડવાની બ ની ઉપર ફરજ પાડવાનો અધિકાર કોરટને નથી, પણ બ જો તે માલ પુરો ન પાડે તો અ ને તે બીજે કોઈ ઠેકાણેથી વેચાતો લેવાની છુટ હોયા વગર અ ને નુકશા

થવા જેવું છે. આ કરાર વિશેષ રીતે પુરો કરાવી આપવાની બ ને ના કહેવી.

૩ જે કરાર વિશેષ રીતે પુરો કરવા જેવા છે તેવા કરારને લીધે વાદીએ કાંઈ કૃત્યો ખરેખર કરેલાં હોય અથવા નુકશાનો ખમ્યા હોય ત્યારે

દ્રષ્ટાંત.

અ. રેલવે કંપનીને જમીન વેચે છે તે કંપની તેની શગવડ સારૂ કાંઈ કામ કરવાનો કરાર કરે છે કંપની તે જમીન લઈને પોતાની રેલવે સારૂ તેનો ઉપયોગ કરે છે. તે કામો કરવા બાબત અ ની તરફેણમાં તે કરાર વિશેષ રીતે પુરો કરવાનું હુકમનામું કરવું જોઈએ.

(ડ) કોને સારૂ કરાર વિશેષ રીતે અમલમાં લાવવાનો અધીકાર છે.

વિશેષ રીતે કરાર પુરો કરાવી લેવાનો કોહોને અધિકાર છે.

૨૩ આ બાબતમાં બીજી રીતનો ઠરાવ કરયો છે તે શિવાય કરાર વિશેષ રીતે પુરો કરી લેવાનો અધિકાર હેઠળ લખેલાઓને છે—

(અ) કરારના હરકોઈ પક્ષકારને છે.

(બ) કરારના હરકોઈ પક્ષકારના હક સંબંધમાં વારસ વકીલને અથવા ધણીને છે પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારના પક્ષકારની વિદ્વતા અથવા કુશળતા અથવા કરજ વાળાની શકતી અથવા કાંઈ પણ જાતી ગુણ કરાર માંહેનો મુખ્ય અંશ હશે અથવા તેનો હક સંબંધ કોઈને સોપી દેવો નહી એવો કરારમાં ઠરાવ હશે ત્યારે તે પક્ષકારના હક સંબંધ માહેના વારસ વકીલને અથવા ધણીને તે કરાર વિશેષ રીતે પુરો કરાવી લેવાનો હક નથી પણ પક્ષકારે કરાર માહેની જે કર્તવ્યતા કરવી હોય તે તે પુરી કરી ચુકયો હોય તો તેને હક છે.

(ક) કરાર લગનની વખતે સેટલમેંટ કરે છે તે સેટલમેંટ હોય અથવા એકજ કુટુંબના આશામીયોની દરમિયાનના સંસયયુકત હકબાબત તોડ જોડ બદલ કરાર હોય ત્યારે તે કરાર પ્રમાણે જે કોઈ માણસને ફાયદાનો હક હશે તે માણસને.

(ડ) જન્મ સુધીના ધારણ કરનારાએ યોગ્ય રીતે અધિકાર ચલાવીને કરાર કરયો હશે ત્યારે રિમેંડર મ્યાનને.

(ઈ) રિવર્શનર ઈન પઝેશનને—જ્યારે હક હોય તેવા તેના પૂર્વ જોની સાથે થએલી કબુલાયત કરાર હોય તથા ને કરારનો ફાયદો મળવાનો હક તે રિવરશનરને હોય ત્યારે.

(ફ) રિવર્શનર ઈન રિમેંડરને જ્યારે કબુલાયત સદરહુ પ્રકારનો

કરાર હોય અને તેનો ફાયદો મળવાનો હક રિન્હર્શનરને હોય તથા તે કરાર તોડ્યો હોય તો તેને મોહોટુ નુકશાન થવા જેવું હોય ત્યારે.

(ગ) એક સાર્વજનિક કંપનીએ કરાર કર્યો હોય ને તે કંપની આગળ બીજી સાર્વજનિક કંપની સાથે મળી જાય ત્યારે તે મિશ્રણથી ઉત્પન્ન થયેલી નવી કંપનીને.

(ઘ.) એક સાર્વજનિક કંપનીના પ્રોમોટરોએ તે કંપની સંસ્થાપિત થવાની અગાઉ કંપનીના કારણ સારૂ કરાર કર્યો હશે અને સંસ્થાપિતપણાની સરત ઉપરથી તે કરાર કરવા બાબત આધાર હશે ત્યારે તે કંપનીને.

(ષ) કોહોને સારૂ કરાર વિશેશ રીતે અમલમાં આણી શંકાતા નથી.

૨૪. હેઠળ લખેલા પ્રકારના માણસોની તરફેણમાં કરાર વિશેષ રીતે પુરો કરાવી શકાતો નથી. ન્યાય મળવા બાબત જાતની હરકત

(અ) કરાર તોડ્યા બાબત નુકશાનનો બદલો જેનાથી વસુલ કરી શકાતો નથી તે.

(બ) કરારની કાંઈ પણ મુખ્ય શરત પોતાની તરફથી પુરી કરવાની રહી હશે તે શરત પુરી કરવાને જે અસમર્થ થયો હશે અથવા તે સરત જે તોડે છે તે, અથવા

(ક) કરાર તોડ્યાનું કેહેતા હોય તેને બદલે જે શખસે પોતાને પસંદ પડેલો ઈલાજ કરીને નુકશાન ભરી લીધુ હોય તે.

(ડ) કરાર માહેના વિષય બાબત ઠરાવ થયો (જો કે તે કિંમતદાર અવેજ આપીને થયો નહી હોય તોયપણ) તથા તે અમલમાં છે એવી નોટીસ કરારની અગાઉ જેને હોય તે.

દ્રષ્ટાંતો.

(અ) રકમનું—બ ના મુખત્યારના નાતાથી અ ક નું ઘર વેચાતું લેવાની ક ની સાથે કબુલાયત કરે છે અ આ કામ બ ના મુખત્યાર તરીકે ખરેખર કરતો નથી પણ ખુદ પોતાને સારૂજ કરે છે અ થી આ કરાર વિશેષ રીતે પૂરો કરાવી શકાતો નથી

(બ) રકમનું—અ બ ને એક ઘર વેચવાનો તથા વેચાણની તારીખથી ૧૪ વરશની મુદત સુધી ઠરાવેલી વારશિક ભાડે તે ઘરના ભાડુત થવાનો કરાર કરે છે અ નાદાર થાય છે. તેનાથી અથવા તેના અસાઈનીથી તે કરાર વિશેષ રીતે પુરો કરાવી શકાતો નથી

અ બ ને એક ઘર તથા બાગ જેમાં શોભાનાં ઝાડો છે તથા રહેવાનાં સ્થળ તરીકે તે મિલકતની યોગ્યતા સારૂ તે ઝાડો અગત્યનાં છે તે બાગ એ પ્રમાણે વેચાવાનો કરાર કરે છે અ બ ના અનુમત વગર તે ઝાડો કાપે છે અ થી તે કરાર વિશેષ રીતે પુરો કરાવી શકાતો નથી.

પટા બાબત બ ની સાથે કરાર કરેલો છે તે જમીન ધારણ કરનાર અ તે જમીન પડતર રહેવા દે છે અથવા ખેડુતની રીત નહી હોય એવી રીતે તે જમીનની વ્યવસ્થા કરે છે અ થી તે કરાર અમલમાં આણાવી શકાતો નથી.

બાંધતા અધુરૂં રહેલું ઘર અ ભાડે આપવાનો તથા બ તે ભાડે લેવાનો કરાર કરે છે તે ઘરનું કામ પુરૂં કરવાનો અને અ તે ઘરની મરામત કરયા કરશે એવી શરત અ ની તરફથી પટામાં જોઈએ એવા કરાર બ કરે છે બ તે ઘર ઘણું દોષ યુક્ત રીતે પુરૂં કરે છે કરાર તોડ્યા બાબત નુકશાનના બદલા સારૂ એક બીજા ઉપર ફરિયાદ કરવાનો અધિકાર અ તથા બ ને છે તોય પણ બ થી તે કરાર વિશેષ રીતે અમલમાં આણાવી શકાતો નથી.

(ક) રકમનું— અ એક ઘર ઠરાવેલે ભાડે નિયમિત મુદત સુધી ભાડે આપવાનો કરાર કરે છે તથા બ તે પ્રમાણે ભાડે લેવાનો કરાર કરે છે કરાર પુરો કરવાની બ ના કહે છે પછી કરાર તોડ્યા બાબત નુકશાનનો બદલો મળવા માટે ફરિયાદ કરીને અ બદલો લે છે અ થી સદરહું કરાર વિશેષ રીતે કરાર પુરો કરાવી શકાતો નથી.

જેને હક નથી તેણે અથવા જેણે પોતાની ખુશીથી સેટલમેન્ટ કરયું હશે તેણે મિલકત વેચવા બાબત કરેલા કરાર.

૨૫ મિલકત સ્થાવર હોય કે જંગમ હોય તેના વેચાણ બાબતનાં અથવા તે ભાડે આપવા બાબતના કરાર હેઠળ લખેલા પ્રકારના વેચનારની તરફેણમાં અથવા પટે આપનારની તરફેણમાં વિશેષ રીતે અમલમાં લાવી શકાતા નથી:

(અ) મિલકત ઉપર પોતાનો કાંઈ હક નથી એ ખબર છતાં જેણે તે વેચવાનો અથવા ભાડે આપવાનો કરાર કર્યો હશે તે.

(બ) મિલકત ઉપર પોતાનો ખરો હક છે એવું જાણીને જેણે કરાર કર્યો હોય પણ વેચાણનું અથવા ભાડે આપવાનું કામ પુરૂં કરવા સારૂ પક્ષકારોએ અથવા કોરટે ઠરાવેલી વખતે વાજબી સંસય નહી હોય તેવા હક વેચાતો લેનારને અથવા પટે લેનારને જે

જેથી આપી શકાતો નહી હોય તે

ક જેણે કરાર કરવાની અગાઉ તે કરારના વિષય બાબત સેટલમેંટ (જોકે તે કીમતદાર અવેજ આપાંને કરયું નહી હોય તોપણ) કરયું હશે તો.

દ્રષ્ટાંતો.

અ) ક નું ઈસ્ટેટ છે એવી અ-ને ખબર છતાં અ તે ઈસ્ટેટ ક ના હુકમ વગર બ ને વેચવાનો કરાર કરે છે આ કરાર કાયમ કરવાને ક રાજી હોય તોયપણ અ થી તે વિશેષ રીતે પુરો કરાવી શકાશે નહી.

(બ) અ વશિયતનામું કરીને પોતાની જમીન ટ્રસ્ટીને સ્વાધીન કરેછે અને તે વશિયતનામામાં એવું સ્થાપિત કરે છે કે બ ની લખેલી મંજુરી લઈને તે જમીન વેચવાનો અધિકાર તે ટ્રસ્ટીને છે ટ્રસ્ટી કોઈ વેચાણ આગળ કરે તે વેચાણ બાબત બ સામાન્ય મંજુરી લખી આપે છે ટ્રસ્ટીઓ તે જમીન ક ને વેચવાનો તેની સાથે કરાર કરે છે ક તે કરાર પ્રમાણે ચાલવાની ના કહે છે ટ્રસ્ટીયોથી આ કરાર વિશેષ રીતે અમલમાં આણાવી શકાતો નથી કારણ કે ક ને જે વેચાણ કરયું છે તેજ વેચાણ બાબત બ ની મંજુરી નથી માટે જે હક ક ને તેઓ આપી શકે છે તે કાયદા પ્રમાણે વ્યાજબી સંશયથી દુર નથી.

(ક) અ ના કબજામા કોઈ જમીન છે તે તે ઝ ને વેચવાનો કરાર કરે છે. ચોકશી કરયા ઉપરથી એવું નિકાલ થાય છે કે બ ના વારસ તરીકે તે જમીન ઉપર અ નો દાવો છે તથા બ કેટલાએક વરશોની અગાઉ દેશ છોડીને ગયો હતો તથા તે મરણ પામ્યો છે એવી સામાન્ય સમજુત છે. પણ તે મરણ પામ્યાનો પુરતો પુરાવો નથી આ કરારવિશેષ રીતે પુરો કરવાની ફરજ અ ઝ ને પાડી શકતો નથી.

(ડ) અ કોઈ મિલકતનુ સેટલમેંટ પોતાંના ભાઈને તથા તેની સંતતીને સ્વભાવીક પ્રીતિથી તથા મમતાથી કરી આપે છે અને પછી આગળ તે મિલકત ત્રાહિત માણસને વેચવાનો કરાર કરે છે સદરહુ સેટલમેંટ રદ થાય તથા તે સેટલમેંટના આધારથી દાવો કરનારા માણસના હક સંબંધને તેથી કરીને બાધ આવે એવી રીતે સદરહુ કરાર અ થી વિશેષ રીતે પુરો કરાવી શકાતો નથી.

## (ફ) કપેશ કરયા વગર કરાર કોહોર્ત સારૂ વિશેષ રીતે અમલમાં આણી શકાતા નથી.

કપેશ કરયા વગર પુરો ન કરવો.

૨૬ લખેલો કરાર વિશેષ રીતે પુરો કરવો એવું વાદી માગેછે અને કરારમા ફેર છે એવો પ્રતિવાદી જવાબ આપે છે ત્યારે સદરહુ પ્રમાણે ફેર છે એવું પ્રતિવાદીનું કહેવું હોય તે માન્ય કરયા વગર હેઠળ લખેલા મુકદમામાં વાદીથી કરાર પુરો કરાવી લેવાશે નહી એટલે.

(અ) જે કરાર પુરો કરાવી લેવાનું માગવું હશે તે કરાર પ્રતિવાદીએ કરયો તે વખતે તે જે શરતનોછે એવી તેની સમજુતી હતી તેથી જુદી શરતનો તે કરાર કપટને લિધે અથવા હકીકતમા ચુક હોવાને લીધે થયો હોય ત્યારે.

(બ) પોતે તથા વાદીની દરમિયાન કરારનું ફળ શું થશે એ બાબત વ્યાજબી ગેર સમજુતી ઉપરથી પ્રતિવાદીએ કપટ થયાને લીધે અથવા હકીકતમા ચુક હોવાને લીધે અથવા એકાએક ગાંઠયાથી તે કરાર કરયો હોય ત્યારે

(ક) વાદીએ કાંઈ ખોટા મજકુર સમજાવ્યા ઉપર ભરોશો રાખીને અથવા જે ઠરાવ કરારમાં વધવાનો છે પણ જે પૂરે રવાની વાદી ના કહે છે તેવા વાદીની તરફના કાંઈ ઠરાવ ઉપર ભરોશો રાખીને પ્રતિવાદીએ કરારની શરત પોતાને ખબર છતાં તથા કરારનું શું પરિણામ થશે તે જાણતાં છતાં કરાર કરયો હોય ત્યારે

(ડ) કરાર લખ્યો છે તે પ્રમાણે તે ઉપરથી જે કાયદાસર પરિણામ ઉત્પન્ન થવા જેવું નથી તે પરિણામ ઉત્પન્ન થવું જોઈએ એવો પક્ષકારનો હેતુ હોય ત્યારે.

(ઈ) કરાર થયા પછી પક્ષકારોએ તે ફેરવવા બાબત કરાર કરયો હોય ત્યારે.

દ્રષ્ટાંતો.

(અ) અ તથા બ અને ક એક લેખ ઉપર સહી કરે છે અને ૧૦૦૦ રૂપીઆનું કરજાઉ ખત ડ ને લખી આપવાનો કરાર દરએક આશામીએ કરવો એવો તેનો હેતુ છે. તે લેખ ઉપરથી અ તથા બ અને ક એ દરએકને જુદા જુદા ૧૦૦૦ રૂપીઆ આપવા બાબત પાત્ર કરવા સારૂ ડ એ કરેલી ફરીઆદીમા તેઓ એવું સાબિત કરે છે કે "દરએક" આ શબ્દ ચુકથી દાખલ કરવામા આવ્યો અને અમે ૧૦૦૦ રૂપીઆનું મજમાઉ કરજાઉ ખત લખી આપવું એવો ઇરાદો હતો. સ

દરહું પ્રમાણે બતાવેલો ફેર માન્ય કરીનેજ માત્ર અ થી તે કરાર પુરો કરાવી લેવાશે.

(બ) રહેવાનું ઘર વેચાતું લેવાનો લખેલો કરાર વિશેષ રીતે પુરો કરાવવા સારૂ અ બ ની ઉપર ફરીઆદ કરે છે. કરારમાં લગતો વાડો પણ છે એવી માહારી સમજુત હતી અને વાડો તે પ્રમાણે છે કે નહી એ મોઘમ રહે એવી રીતે કરાર લખી કાહાડ્યો હતો એવું બ સાબિત કરે છે. બ એ ફેર કાહાડ્યો છે તે માન્ય કરયા વગર તે કરાર અમલમાં લાવવાની કોરટ ના કહેશે.

(ક) નકાશામાં બતાવેલી પોતાની જમીનની પટી સુધાં અંદરનો એક ડકો બ ને ભાડે આપવા બાબત અ લખીને કરાર કરે છે. કરાર ઉપર સહી કરવાની અગાઉ તે કરારમાં લખેલી પટીને બદલે અ ની જમીનની તેટલીજ બીજી પટી લેવાની છુટ મને મળવી જોઈએ એવું બ એ મોહોડે કહ્યું અને અ એ તે કહેવું સ્પષ્ટ કબુલ કર્યું. બ એ પછી લખેલા કરાર ઉપર સહી કરી. બ એ કાહાડેલો ફેર માન્ય કરયા વગર તે લખેલો કરાર વિશેષ રીતે અ થી પુરો કરાવી લેવાશે નહી.

(ડ.) બ ની હયાતી સુધી તેની પાસે જમીન રહે ને રિમેંડરનો હક તેના છોકરાને મળે આ વાત નિશ્ચિત કરવા સારૂ અ તથા બ વાત ચિત ચલાવે છે. પછી તે કરાર ઉપર સહી કરે છે તે કરાર માંહેની શરતો પ્રમાણે બ ને અનિબંધ માલેકી મળે છે એવું દેખાઈ આવે છે. સદરહું પ્રમાણે લખેલો કરાર વિશેષ તે અમલમાં આણાવી શકાતો નથી.

(ઈ.) ઘર રહેવા લાયક થાય એવી તેની પ્રથમ મરામત કરીને તે ઘર દર મહીને સો રૂપીઆને ભાડે નિયમિત મુદત સુધી બ ને આપવા બાબત અ લખેલો કરાર કરે છે. ઘરની મરામત કરવામાં હાંસલ નથી એવું ( આગળ ) નિષ્પન્ન થાય છે. વાસ્તે બ ના અનુમતથી અ તે પાડે છે તથા તેની જગાએ નવું ઘર બ.ધે છે. બ દર માસે ૧૨૦ રૂપીઆ ભાડું આપવાનો મોહોડાનો કરાર કરે છે. લખેલો કરાર વિશેષ રીતે પુરો કરાવવા સારૂ બ પછી ફરીઆદ કરે છે. પાછળથી મોહોડાના કરાર ઉપરથી પડેલો ફેર માન્ય કરયા વગર તેનાથી તે અમલમાં આણાવી શકાતો નથી.

## (ગ.) કહોની વિરૂદ્ધ કરાર વિશેષ રીતે અમલમાં લાવવાનો અધિકાર છે.

પક્ષકારો વિરૂદ્ધ તથા પાછળથી ઉત્પન્ન થયેલા હક ઉપરથી તેઓની તરફથી દાવો કરનારાં માણસો વિરૂદ્ધ ન્યાય.

૨૭ આ બાબતમાં બીજી રીતનો ઠરાવ કરયો છે તે શિવાય નીચે લખેલા માણસો વિરૂધ કરાર વિશેષ રીતે અમલમાં લાવવાનો અધિકાર છે.

(અ) કરારના બેઉ પક્ષકારો પઇકી કોઈ એક પક્ષકાર.

(બ) કરાર થયા પછી ઉત્પન્ન થયેલા હક ઉપરથી પક્ષકારના સંબંધથી દાવો કરનારૂં બીજું કોઈ માણસ પણ એવાં બીજાં માણસમાં જે ટ્રાન્સફરીએ (જેના નામ ઉપર કરી આપ્યું હોય તેણે) પોતાના પઇસા પ્રમાણીક પણાથી અને અસલના કરારની સુચના હોયા વગર આપ્યા હોય તે પઇસા આપનારા ટ્રાન્સફરીનો સમાસ થતો નથી.

(ક) જે હક જોકે કરારની અગાઉનો હતો અને વાદી જાણતો હતો તોય પણ જે પ્રતિવાદીથી દુર કરી શકાત તે હક ઉપરથી દાવો કરનારૂં કોઈ માણસ.

(ડ) એક સાર્વજનીક કંપનીએ કરાર કરયો હોય તથા આગળ તે કંપની બીજી સાર્વજનિક કંપનીમાં મળી જાય ત્યારે તેમિલાણથી ઉત્પન્ન થનારી નવી કંપની.

(ઈ) સાર્વજનિક કંપનીના પ્રોમોટરોએ તે કંપની સ્થાપ્યાની અગાઉ કરાર કરયો હોય ત્યારે તે કંપની પણ એવું ઠરાવ્યું છે કે કંપનીએ તે કરાર ઉપર સહી કરીને તે ગ્રહણ કરેલો જોઈયે તથા સંસ્થાપનાની શરત ઉપરથી તે કરારને આધાર હોવો જોઈએ.

### દ્રષ્ટાંતો.

(અ) રકમનું—ફલાણી તારીખની અંદર ફલાણી જમીન બ ને કરી આપવાનો અ કરાર કરે છે. જમીન કરી આપ્યા વગર તે તારીખની અગાઉ અ અકૃત્ય મૃત્યુ લેખ મરણ પામે છે અના વારસની પાસેથી અથવા હક સંબંધ માંહેના બીજા વારસ વકીલની પાસેથી તે કરાર વિશેષ રીતે પુરો કરવાનો અધિકાર બ ને છે.

કોઈ જમીન ૫૦૦૦ રૂપિયે બ ને વેચવાનો અ કરાર કરે છે આગળ તે જમીન ૬૦૦૦ રૂપિયે ક જેને અસલના કરારની સુચના છે તેને અ કરી આપે છે ક ની વિરૂધ કરાર વિ

શેષ રીતે પુરો કરવાનો અધિકાર ખ ને છે.

અ ને ૫૦૦૦ રૂપિયે જમીન વેચવાનો અ કરાર કરે છે. ખ જમીનનો કબજો લે છે આગળ તે જમીન ૬૦૦૦ રૂપિયે અ ક ને વેચે છે તે જમીન ઉપરના ખ ના હક સંબંધ બાબત ક ખ ને કાંઈ પુછતો નથી. ખ ના હક સંબંધની ક ને સુચના હતી એવું ક ની વિરૂધ્ધ ઠરાવવાને ખ નો કબજો બસ છે અને ક ની વિરૂધ તે કરાર વિશેષ રીતે પુરો કરાવવાનો અધિકાર ખ ને છે.

૧૦૦૦રૂપિયાના અવેજમાં પોતાની જમીનપઈકી કાંઈ મૃત્યુલેખ કરીને બ ને આપવાનો અ કરાર કરે છે આ કરાર થયા પછી તાબડતોબ અ અકૃતમૃત્યુલેખ મરણ પામે છે તથા તેના ઈસ્ટેટનો વહીવટ કરવાની સનદ ક લે છે ક ની વિરૂધ તે કરાર વિશેષ રીતે પુરો કરવાનો અધિકાર બ ને છે.

અ કાંઈ જમીન બને વેચવાનો કરાર કરે છે કરાર પુરો થયાની અગાઉ અ ગાંડો થાય છે અને ક ને તેના કમીટી(પાલન કરનાર) તરીકે નીમવામાં આવે છે ક ની વિરૂધ કરાર વિશેષ રીતે અમલમાં લાવવાનો અધિકાર બ ને છે.

(ક) રકમનું—રિમેંડરનો હક બ ને મળે એવી શરતે એક ઈસ્ટેટનો અ હયાતી સુધીનો ધારણ કરનારો છે તે જે ઠરાવ ઉપરથી હયાતી સુધીનો ધારણ કરનારો છે તે ઠરાવ ઉપરથી જે અધિકાર હોય તે યોગ્ય રીતે ચલાવીને તે ઈસ્ટેટ ક જેને તે ઠરાવની ખબર છે તેને વેચવાનો કરાર કરે છે વેચાણ પુરૂં થયાની અગાઉ અ મરણ પામે છે બ ની વિરૂધ કરાર વિશેષ રીતે પૂરો કરવાનો અધિકાર ક ને છે.

અ તથા બ જમીનના ર.આઈક ધારણ કરનારા છે. તે જમીનનો પોત પોતાનો અવિભક્ત અડધો ભાગ પોતાની હયાતીમાં બીજાને કરી આપવાનો અધિકાર દરેક જણને છે પણ તે હક તે અનુસરીને તે ભાગ બે પઈકી જે આશામી છેવટ જીવતો રહેશે તેને મળવાનો છે અ પોતાનો અડધો ભાગ ક ને વેચવાનો કરાર કરે છે અને પછી મરણ પામે છે બ ની વિરૂધ તે કરાર વિશેષ રીતે પૂરો કરવાનો અધિકાર ક ને છે.

(હ) કોહોની વિરૂદ્ધ કરાર વિશેષ રીતે અમલમાં આણી શકાતા નથી.

કયા પક્ષકારની પાસેથી કરાર પુરો કરાવી શકાતો નથી.

૨૮ હેઠળ લખેલા પ્રસંગો પઇકી કોઈ પણ પ્રસંગે કરારના પક્ષકાર વિરૂધ કરાર વિશેષ રીતે પુરો કરાવી શકાતો નથી.

(અ) કરારની તારીખે જે હકિકત હતી તે હકિકત જોતા પક્ષકારને મળવાનો અવેજ હેઠળ લખ્યા પ્રમાણે ઘણોજ ઓછો હોય એટલે કપટ થયાનું અથવા વાદીએ અયોગ્ય રીતે ફાયદો કરી લીધાનું તે ફક્ત અવેજ ઉપરથી અથવા તેની સાથે વળી કાંઈ બીજી હકીકત હોવા ઉપરથી તે ઘણો ઓછો છે એવું શાબીત થતું હોય તો.

(બ) પક્ષકારની સંમતી હેઠળ લખ્યા પ્રમાણે મેળવી હોય તો એટલે કરાર પ્રમાણે જે પક્ષકારને કરાર પૂરો કરીને મળવાનો હોય તે પક્ષકારે ખોટો મજકુર (જાણી જોઈને અથવા નિષ્કપટપણાથી) સમજાવીને અથવા કાંઈ વાત સંતાડીને અથવા ઠગીને અથવા ગેરઇંસાફની આચરણ કરીને મેળવેલી હોય તો અથવા જે વચન ખરેખર પુરૂ કરવામા આવ્યું નહિ હોય તેનું વચન સદરહું પ્રકારના પક્ષકારે આપીને મેળવી હોય તો.

(ક) જો પક્ષકારની સમતી બનેલી વાતની ચુક હોવાને લીધે અથવા ગેર સમજુતને લીધે અથવા એકાએક ગાફલથી આપેલી હશે તો પણ એવું ઠરાવ્યું છે કે ચુક થઈ હોય તો નુકશાનનો બદલો આપવો એવો ઠરાવ કરારમા હોય ત્યારે તે ઠરાવની મર્યાદાની અંદર ચુક બાબતના નુકશાનનો બદલો આપવાનો અધિકાર છે અને કરાર બીજી બાબતમા વિશેષ રીતે અમલમાં આણવાને યોગ્ય હોય તો તે પ્રમાણે અમલમા આણવાનો અધિકાર છે.

દ્રષ્ટાંતો.

(ક) રકમનું—અ બ એકસીકયુટરો (મૃત્યુપત્ર ચલાવનારા) પઇકી એક એકસીકયુટર છે તે પોતાની સાથેના એકસીકયુટરનો પોતાને અધિકાર છે એવી ખોટી સમજુતથી, મૃત્યુપત્ર કરીને પોતાને એકસીકયુટર નીમનારાની માલ મિલકત બ ને વેચવાની કબુલાયત કરે છે તે વેચાણ પુરૂ કરવા બાબત બ નો આગ્રહ ચાલનાર નથી.

અ કાંઈ જમીન વેચવાનો એક લીલામવાળાને હુકમ કરે છે અ પાછળથી તે જમીન પઇકી ૨૦ વિઘા વેચવાનો લીલામવાળનો અધિકાર રદ કરે છે પણ તે લીલામવાળો ચુકથી સઘળી

જમીન બ જેને અધિકાર રદ થયાની ખબર નથી તેને વેચે છે બ થી સદરહુ કબુલાંયત વિશેષ રીતે પુરી કરાવી શકાતી નથી

(એ) કરાર વિશેષ રીતે પુરો કરાવવા બાબતની ફરિયાદ કાહાડી નાંખ્યાનું ફળ.

૨૯ કરાર અથવા તેનો કોઈ ભાગ વિશેષ રીતે પૂરો કરવા બાબત ની ફરિયાદ કાહાડી નાખ્યાથી પ્રસંગ પ્રમાણે તે કરાર અથવા તેનો તે ભાગ તોડયાના નુકશાનના બદલા બાબત ફરિયાદ કરવાના વાદીના હકને પ્રતિબંધ થશે.

ફરિયાદ કાહાડી નાખ્યા પછી કરાર તોડયા બાબત ફરિયાદ કરવાને પ્રતિબંધ.

(જ) નિવાડા તથા સેટલમેંટ કરવાના હુકમ.

૩૦ આ બાબતમાં કરાર સંબંધી ઠરાવ છે તે નિવાડાને તથા વિશેષ સેટલમેંટ કરી આપવા બાબત વસિયત નામા માહેના અથવા વસિયતનામાની પૂરવણી માહેના હુંકમને કારણ પરત્વે લાગુ છે એમ સમજવું.

નિવાડાને તથા સેંટલમેંટ કરી આપવા બાબત મરણોત્તર વ્યવસ્થા કરવા વિશેના લેખ માહેના હુકમને પાછલી કલમો લાગુ છે.

---

## બાબ ૩ જો.

### દસ્તાવેજ દુરસ્ત કરવા બાબત.

૩૧ પક્ષકારોના કપટને લીધે અથવા એક બીજાની ચુકને લીધે લખેલા કરારમાં અથવા બીજા દસ્તાવેજમાં પક્ષકારનો હેતુ ખરી રીતે લખેલો નહી હોય ત્યારે તે બ પઈકી હરકોઈ પક્ષકારને અથવા તેના હક સંબંધ માંહેના વારસ વગેરેને તે દસ્તાવેજ દુરસ્ત કરાવી લેવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર છે અને દસ્તાવેજ તઈયાર કરવામાં કપટ અથવા ચુક થઈ છે એવું સાફ સાબિત થયાનું કોર્ટને દેખાઈ આવે તથા તે કરાર કરવામાં પક્ષકારનો ખરો ઈરાદો શો હતો એ કોર્ટને નિશ્ચિત કરે તો પોતાની નજરમાં આવેથી તે દસ્તાવેજ હેઠળ લખ્યા પ્રમાણે દુરસ્ત કરવાનો અધિકાર કોરટને છે એટલે ત્રીજા માણસોએ પ્રમાણીક પણાથી તથા કીંમત આપીને સંપાદન કરેલા હકને બાધ ન આવતાં તે ઈરાદો બતાવવા સારૂ તે દસ્તાવેજ જેટલો દુરસ્ત કરી શકાય તેટલો દુરસ્ત કરવાનો અધિકારછે.

દસ્તાવેજ કયારે દુરસ્ત કરવાનો અધિકાર છે.

દ્રષ્ટાંતો.

(અ) અ પોતાનું ઘર તથા તેને લગતી ત્રણ વખારો પઈકી એક વખાર બ ને વેચવાનો ઈરાદો કરીને બ એ તઈયાર કરેલાં

કન્વેયન્સ ઉપર સહી કરે છે, તે કન્વેયન્સમાં ખ ની ત્રણ વખારો કપટથી દાખલ થઈ છે. જે બે વખારો કપટથી દાખલ થઈ હતી તે પઈકી એક વખાર બ ક ને આપે છે અને બીજી વખાર ડ ને ભાડે આપે છે ક તથા ડ બેઉ જાણને તે કપટની કાંઈ ખબર નથી ક ને આપેલી વખાર કન્વેયન્સમાથી નીકળી જાય એવી રીતે તે કન્વેયન્સ ખ તથા ક ની વિરૂધ દુરસ્ત કરવાનો અધિકાર છે પણ ડ ના પટાને બાધ આવે એવી રીતે તે કન્વેયન્સ દુરસ્ત કરી શકાતુ નથી.

(બ) ખ કન્યાનો અ બાપ ક વરને તથા તેના એકઝી કયુટરોને તથા આડમિનિસ્ટ્રેટરોને તથા આસૈનોને પોતાની એટલે અ ની હયાતીમાં ૫૦૦૦ રૂપિયા આન્યુઈટી આપવાનું ક ની સાથે મારેજ સેટલમેંટ કરીને તેમા કરાર કરે છે ક નંદાર સ્થિતિમા મરણ પામે છે અને અ ની પાસેથી તે આન્યુઈટી આફિશિયલ આસૈની માગે છે ખ તથા તેણીના છોકરાના ગુજરાનના સારૂ આ આન્યુઈટી આપવી એવો પક્ષકારોનો હમેશા ઈરાદો હતો એવું સાફ સાબીત થયું એવું કોરટને દેખાઈ આવે તો તે સેટલમેંટ દુરસ્ત કરવાનો તથા આસૈનીને આન્યુઈટીના કાંઈ પણ ભાગ ઉપર હક નથી એવું હુકમનામું કરવાનો અધિકાર કોરટને છે.

પક્ષકારોના ઈરાદા બાબત અનુમાન.

૩૨ લખેલો કરાર દુરસ્ત કરવા સારૂ કોરટની હેઠળ લખ્યા પ્રમાણે ખાતરી થવી જોઈએ એટલે વાજબી તથા સંત્ય નિષ્ટાની કબુલાત કરવાનો તે કરારના સંઘળા પક્ષકારોનો ઈરાદો હતો એવી ખાતરી થવી જોઇએ.

દુરસ્ત કરવાનો નિયમ.

૩૩. લખેલો દસ્તાવેજ દુરસ્ત કરતી વખતે દસ્તાવેજનો કેવો અર્થ થવાનો ઈરાદો હતો તથા તેનું કાયદાસર પરીણામ કેવુ થવાનો ઈરાદો હતો એની ચોકશી કરવાનો અધિકાર કોરટને છે અને દસ્તાવેજમાં કયા કયા શબ્દ હોવા જોઈએ એવો ઈરાદો હતો આ બાબતનીજ માત્ર ચોકશી કોરટે કરવી એમ નથી.

દુરસ્ત કરેલો કરાર વિશેષ રીતે અમલમ. લાવવો.

૩૪ લખેલો કરાર પ્રથમ દુરસ્ત કરવાનો અધિકાર છે અને પછી તે વિશેષ રીતે અમલમાં લાવવો એવું વાદીએ પોતાની ફરિયાદીમા માગ્યું હોય અને કોરટને યોગ્ય લાગે તો તે કરાર પ્રમાણે અમલમાં લાવવાનો અધિકાર છે.

દ્રષ્ટંત

અરમને બદલે એક ઠરાવેલી રકમ પોતાના વકીલ ખ ને આપવાનો અ લખીને કરાર કરે છે, અસીલના નામ બાબત તથા હક બાબત કરાર

માં ચુકશે તેઓનો તેવોજ અરથ કરવો તો કરાર પ્રમાણે જે હક બને હશે તે તેના સઘળા હક ડુબી જશે. કોરટને યોગ લાગે તો તે કરાર દુરસ્ત કરાવી લેવાનો તથા રકમ આપવા બાબત હુકમ મળવાનો હેઠળ લખ્યા પ્રમાણે હક બને છે એટલે કરાર કરી આપ્યો તે વખતે પક્ષકારનો ઇરાદો કરારમાં સાફ લખ્યો હોત તો જેવા હક હોત તેવા હક છે.

———

## બાબ ૪ થો.

### કરાર રદ કરવા બાબત.

રદ કરવાનો ઠરાવ કયારે કરવાનો અધિકાર છે.

૩૫ લખેલા કરારમાં સંબધવાળા હરકોઈ માણસને તે રદ કરાવવા બાબત ફરિયાદ કરવાનો અધિકાર છે. અને તે પ્રમાણે રદ કરવાનો ઠરાવ હેઠળ લખેલા પ્રસંગો પઇકી હરકોઈ પ્રસંગે કરવાનો અધિકાર કોરટને છે એટલે:—

(અ) કરાર રદ કરવાનો અધિકાર વાદીને હોય ત્યારે.

(બ) કરાર ઉપરથી જે કારણો ઉઘાડાં દેખાતાં નહી હોય તે કારણ ઉપરથી તે કરાર ગેર કાયદાસર હોય તથા વાદીના કરતાં પ્રતિવાદી વધારે દોષી હોય ત્યારે.

(ક) વેચાણનો કરાર અથવા પટે લેવાનો કરાર વિશેષ રીતે પૂરો કરવા બાબત હુકમનામું થયું હોય અને ખરીદીના પઇસા અથવા જે બીજી રકમ આપવા બાબત પોતાને કોરટે હુકમ કર્યો હોય તે પઇસા અથવા તે બીજી રકમ આપવાને ખરિદદાર અથવા પટે લેનારો ચુકે ત્યારે,

ખુલાસો—દાવાનો વિષય ખરીદદારના અથવા પટે લેનારના કબજામાં હોય તથા તે કબજો ગેરવાજબી છે એવો કોરટ ઠરાવ કરે ત્યારે સદરહુ પ્રકારના કબજેદાર તરીકે તેને ભાડું તથા ઉપજ પોહોચી હોય તો તે વેચનારાને અથવા પટે આપનારને તેણે આપવા બાબત પણ હુકમ કરવાનો અધિકાર કોરટને છે

તેજ પ્રસંગે ફરિયાદીમાં હુકમનામું થયું હોય ને તે પ્રમાણે વહીવટ કરવામાં આવ્યો ન હોય તે ફરિયાદીમાં હુકમ કરીને કરાર હેઠળ લખ્યા પ્રમાણે રદ કરવાનો અધિકાર છે એટલે હુકમનામા પ્રમાણે ન ચાલનારા પક્ષકાર સંબંધી માત્ર અથવા સઘળો કરાર પ્રસંગ પ્રમાણે વાજબી હોય તે પ્રમાણે રદ કરવાનો અધિકાર છે.

દ્રષ્ટાંતો.

(અ) નું—અ એક ખેતર બ ને વેચેછે. તે ખેતરમાંથી જવા આવવાનો હક છે અને તે હક બાબત અ પ્રત્યક્ષ પોતે જાતે જાણેછે. પણ તે વાત તે બ થી છુપાવે છે કરાર રદ કરાવી લેવાનો હક બ ને છે.

(બ) નું—અ વકીલ પોતાના અસીલ બ એક હિંદુ વિધવા આરના લેણદારને ડુબાડવા સારૂ પોતાને નામે માલ મિલકત કરવા બાબત તેણીનું મન લલચાવે છે અહીંયા પક્ષકાર સરખા દોષી નથી અને નામે કરવાનો દસ્તાવેજ રદ કરાવી લેવાનો હક બ ને છે.

ચુક સારૂ રદ કરવું.

૩૬ હેઠળ લખ્યા પ્રમાણે હકીકત હોયા વગર કેવળ ચુક સારૂ લખેલો કરાર રદ કરવાનો ઠરાવ કરી શકાતો નથી એટલે જે પક્ષકાર વિરૂદ્ધ કરાર રદ કરવાનો ઠરાવ કરવાનો હોય તે પક્ષકારની સ્થિતી તે કરાર થયો ન હોત ત્યારે જેવી હોત તેવીજ તેની સ્થિતી બરાબર પાછી કરી શકાય એવું હોયા વગર કરાર રદ કરવાનો ઠરાવ કરી શકાતો નથી.

કરાર વિશેષ રીતે પુરો કરાવવા બાબતની ફરિયાદીમાં કરાર રદ કરવા બાબત વિકલ્પનું માગવું.

૩૭ લખેલો કરાર વિશેષ રીતે પૂરો કરાવવા બાબત ફરિયાદ કરનારા વાદીને હેઠળ લખ્યા પ્રમાણે વિકલ્પની માગણી કરવાનો અધિકાર છે. એટલે કરાર વિશેષ રીતે અમલમાં આણી શકાતો નહી હોય તો તે રદ કરવો અને છેકી નાખવા સારૂ આપવો એવી વિકલ્પની માગણી કરવાનો અધિકાર છે. અને કરાર વિશેષ રીતે પુરો કરવી આપવાની કોરટ ના કહે તો તે પ્રમાણે તે રદ કરવા સારૂ તથા આપવા સારૂ હુકમ કરવાનો અધિકાર કોરટને છે.

રદ કરાવનારા પક્ષકારને વાજબી હોય તે કરવા બાબત ફરમાવવાનો અધિકાર કોરટને છે.

૩૮ કરાર રદ કરવાનો ઠરવ કરતી વખતે વાજબી હોય તે નુકશાનનો બદલો તું બીજા પક્ષકારને આપ એવી જે પક્ષકારની માગણી ઉપરથી કરાર રદ કરવાનો ઠરાવ કરયો હશે તે પક્ષકારને ફરમાવવાનો અધિકાર કોરટને છે.

---

## बाब ५ मो.

### દસ્તાવેજ છેકી નાખવા બાબત.

છેકી નાખવાનો હુકમ ક્યારે કરવાનો અધિકાર છે.

૩૯ જે માણસ બાબત લખેલો દસ્તાવેજ રદ છે અથવા રદ કરવા જેવો છે તથા તે દસ્તાવેજ તેમજ રહેવા દીધો તો પોતાને તે કદાપી મોટું નુકશાન કરશે એવી વાજબી બીક જેહને હશે તેને તે દસ્તાવેજ રદ છે અથવા રદ કરવા જેવો છે એવો ઠરાવ થવા બાબત ફરિયાદ કરવાનો

અધિકાર છે અને કોરટની નજરમાં આવે તો તે પ્રમાણે તે દસ્તાવેજ કરાવવાનો તથા તે આપવા બાબત તથા છેકી નાંખવા બાબત હુકમ કરવાનો અધિકાર કોરટને છે.

હિંદુસ્તાનના નોંધવાના આકટ પ્રમાણે તે દસ્તાવેજ નોંધ્યો હશે તો જે અમલદારની કચેરીમાં તે દસ્તાવેજ સદરહુ પ્રમાણે નોંધ્યો હશે તે અમલદારને ત્યાં પણ કોરટે પોતાના હુકમનામાની એક નકલ મોકલવી અને સદરહુ પ્રકારના અમલદારે પોતાની બુક માહેની તે દસ્તાવેજની નકલ ઉપર તે રદ કરવાની વાત ટાંપી મુકવી.

દ્રષ્ટાંતો.

(અ) વાહાણનો ધણી અ પોતાનું વાહાણ દરીયામાં જઈ શકે એવું છે એવું કપટથી કહીને વીમાવાળા બ ની પાસેથી તેનો વિમો ઉતરાવે છે. વીમાની પાલીસી (ખત) રદ કરાવી લેવાનો અધિકાર બ ને છે.

(બ) અ બ ને નામે જમીન કરી આપે છે બ મૃત્યુપત્ર કરીને તે ક ને આપે છે અને પછી મરણ પામે છે પછી ડ ને તે જમીનનો કબજો મળેછે અનેમહારે વાસ્તે બ ને ટ્રસ્ટમા તે જમીન કરી આપીછે એવો બનાવટનો દસ્તાવેજ ડ હાજર કરેછે બનાવટનો દસ્તાવેજ રદ કરાવી લેવાનો અધિકાર ક ને છે.

(ક) મહારી જમીનના સઘળા ખેડુતોને મરજીમા આવે ત્યારે કહાડી મુકી શકાય એવા છે એવું કહીને અ તે જમીન બ ને વેચે છે અને તારીખ ૧ લી જાન્યુઆરી સન ૧૮૭૭ નો દસ્તાવેજ લખી આપીને તેને તે જમીન કરી આપે છે તે તારીખ પછી તાબડતોબ અ સન ૧૮૭૬ ના અકટોબર મહીનાની ૧ લી તારીખનો તે જમીનના એક ભાગનો પટો ક ને કપટથી આપે છે તથા તે પટો હિંદુસ્તાનના નોંધવાના આકટ પ્રમાણે નોંધાવે છે. આ પટો રદ કરાવી લેવાનો અધિકાર બ નેછે

(ડ) અ બ ને વાહાણ વેચવાનું તથા તેને સ્વાધીન કરવાનું કબુલ કરે છે તે વાહાણના પઈસા આપવા તેને પેટે અ બ ની ઉપર કુલ ૩૦૦૦૦ રૂપિયાની ચાર હુંડી લખે તે બ એ શિકારવી એવો તે કબુલાયતમા ઠરાવ છે હુંડી લખવામા આવી તથા શકારવામાં આવી પણ કબુલાયત પ્રમાણે વાહાણ સ્વાધીન કરવામાં આવ્યું નહી આ હુંડી પઈકી એક હુંડી બાબત અ બ ની ઉપર ફરિયાદ કરે છે. સઘળી હુંડીયો રદ કરાવી લેવાનો અધિકાર બ ને છે.

કયા દસ્તાવેજ કાં ઇએક અંશે રદ કરવાનો અધિકાર છે.

૪૦ દસ્તાવેજ જુદા જુદા હકનો અથવા જુદી જુદી આવશ્યકતાનો પુરાવો હોય ત્યારે યોગ્ય પ્રસંગે તે દસ્તાવેજ કાંઈ એક અંશે રદ કરવાનો તથા બાકીનો કાયમ રહેવા દેવાનો અધિકાર કોરટને છે.

દ્રષ્ટાંત

અ બ ની ઉપર હુંડી લખે છે બ તેની પીઠ ઉપર શેરો લખીને ત ક ને કરી આપે છે ક એ તેની પીઠ ઉપર શેરો લખીને ડ ને કરી આપી એવું દેખાય છે ડ તે હુંડી શેરો લખીને ઈ ને કરી આપે છે ક નો શેરો ખોટો બનાવટનો છે તે હુંડી બીજી બાબતમાં કાયમ રાખીને તે શેરો રદ કરાવી લેવાનો હક ક ને છે.

જે પક્ષકાર સારૂ દસ્તાવેજ રદ કરયો હશે તેણે નુકશાનનો બદલો આપવો એવું તેને ફરમાવવાનો અધિકાર

૪૧ દસ્તાવેજ રદ કરવાનો ઠરાવ કરતી વખતે વાજબી હોય તે નુકશાનનો બદલો તું બીજા પક્ષકારને આપ એવો જે પક્ષકારની તરફેણમાં ઠરાવ કરયો હશે તે પક્ષકારને ફરમાવવાનો અધિકાર કોરટને છે.

——

# બાબ ૬ ઠો.

## કાંઈ પણ વાત જ્ઞાપિત કરવા બાબતનાં હુકમનામાં બાબત.

અધિકાર અથવા હક જ્ઞાપન કરવા બાબત કોરટની મુખત્યારી.

૪૨ હરકોઈ કાયદાસર અધિકારનો અથવા હરકાંઈ માલમિલકત બાબતના કાંઈ હકનો કોઈ માણસને હક હશે તે માણસ હેઠળ લખેલાં માણસ ઉપર ફરિયાદ કરવાને મુખત્યાર છે. એટલે સદરહુ પ્રકારના અધિકાર બાબત અથવા હક બાબત પોતાના હક નથી એવું જે માણસ કહેતો હશે અથવા ના કહેવામાં જેનો સંબંધ હશે તે માણસ ઉપર ફરિયાદ કરવાને મુખત્યાર છે. અને તે માણસનો તે પ્રમાણે હક છે એવું તે ફરિયાદીમાં જ્ઞાપન કરવાનું કોરટની નજરમાં આવે તો કોરટ તે પ્રમાણે કરવું. અને સદરહુ પ્રકારની ફરિયાદીમાં વળી કાંઈ વધારે ન્યાય માગવાની વાદીને જરૂર નથી

સદરહું પ્રકારના જ્ઞાપનને હરકત

પણ એવું ઠરાવ્યું છે કે હકનું ફકત જ્ઞાપન થવા શિવાય વાદીથી બીજો વળી કાંઈ ન્યાય મેળવી શકાતો હોય તે છતાં તે તેમ કરવાનું વરજ કરશે ત્યારે સદરહુ પ્રકારનું જ્ઞાપન કોઈપણ કોરટે કરવું નહી.

ખુલાસો—માલમિલકતનો ટ્રસ્ટી હેઠળ લખેલા પ્રકારનું માણસ છે એટલે જે કોઈ વિદ્યમાન નથી તથા જે વિદ્યમાન હોત તેનો પોતે ટ્રસ્ટી થાત તેના હક વિરૂધ કોઈ પોતાનો હક બતાવે ત્યારે તે હક નથી એવું કહેવાનો જે માણસનો સંબંધ છે તે માણસ.

દ્રષ્ટાંતો.

(અ) અ ના કબજામાં કાંઈ જમીન કાયદાસર રીતે છે. પાસેના ગામના લોકો તે જમીન ઉપર જવા આવવાના હકનો દાવો કરે છે સદરહુ પ્રમાણે દાવો કરેલા હક બાબત તેઓને હક નથી એવું સ્થાપન થવા બાબત ફરિયાદ કરવાનો અધિકાર અ ને છે

(બ) મહારા મરણ સમયે ખ તથા ક અને ડ જીવતા હોય તો તે સઘળા ઓને મહારી મિલકત સરખે હિસ્સે વેંચી આપવી તેઓની પાછળ તેઓના છોકરા જીવતાં હોય તેઓને વેંચી આપવી એવું અ મૃત્યુપત્રક કરીને પોતાની માલ મિલકત ખ તથા ક અને ડ ને આપે છે સદરહુ પ્રકારનાં છોકરાં વિદ્યમાન નથી અ ના એક્ઝીક્યુટર ઉપર (મૃત્યુપત્ર ચલાવનાર ઉપર) કરેલી ફરિયાદીમાં ખ તથા ક અને ડ ને તે માલમિલકત અનિબંધ મળી અથવા તેઓની હયાતી સુધીજ માત્ર મળી એ સ્થાપીત કરવાનો અધિકાર કોરટને છે અને છોકરાઓનો હક પ્રાપ્ત થવાની અગાઉ તેઓના હક સંબંધ પણ સ્થાપિત કરવાનો અધિકાર કોટને છે.

(ક) એક લાખ રૂપિયાથી વધારે (કિંમતની) માલ મિલકત ઉપર કોઈ પણ વખતે મને હક પ્રાપ્ત થશે તો તે માલ મિલકત હું ટેટલાએક ટ્રસ્ટ કરીને આપીશ એવો અ કરાર કરે છે સદરહુ પ્રકારની કાંઈ માલ મિલકત પ્રાપ્ત થયાની અગાઉ અથવા ટ્રસ્ટ પ્રમાણે હક હશે તેવા કોઈ માણસ નિશ્ચિત થયાની અગાઉ હેઠળ લખેલા પ્રકારનું સ્થાપન કરી લેવા સારૂ તે ફરિયાદ કરે છે એટલે અનિશ્ચિત પણાના કારણને લીધે તે કરાર રદ છે એવું સ્થાપિત કરી લેવા સારૂ તે ફરિયાદ કરે છે. કોરટને તે સ્થાપન કરવાનો અધિકાર છે.

(ડ) જે માલ મિલકતમાં પોતાનો ફકત હયાતી સુધીનો હક સબંધ છે તે માલમિલકત અ બ ને કરી આપે છે. ક જેને રિવર્શનરનો હક છે તેની વિરૂદ્ધ સદરેહુ કરી આપવું વ્યવહારોપયોગી નથી. અ તથા બ ની ઉપર ક એ કરેલી ફરિયાદીમાં ક ને સદરહુ પ્રમાણે હક છે એવું સ્થાપિત કરવાનો અધિકાર કોરટને છે.

(ઇ) નિપુત્રિ હિંદુની વિધવા સ્ત્રી તરીકે તેણીના કબજામાં જે માલ મિલકત છે તેનો એક ભાગ તે બીજાને કરી આપે છે.

તેણીની પાછળ જીવતો રહેશે તો તે માલ મિલકત મળવા બાબત સપ્રતિબંધ સ્થાનાધિકારનો હક જે માણસને હશે તે માણસ જે માણસને માલ મિલકત કરી આપી હશે તે માણસ ઉપર ફરિયાદ કરીને હેઠળ લખેલા પ્રકારનું સ્થાપન કરાવી લેવાને મુખત્યાર છે એટલે જે માલ મિલકત કરી આપી તે કાયદાસર જરૂરી વગર કરી આપી છે વાસ્તે તે વિધવા સ્ત્રીની હયાતી પછી તે કરવું રદ છે એવું સ્થાપન કરાવી લેવાને મુખત્યાર છે.

(ફ) એક હિંદુ વિધવા સ્ત્રિ જેના કબજામાં માલ મિલકત છે તે પોતાના મઇયત ધણીના વારસ તરીકે દત્તક લે છે તે નિપુત્રી મરણ પામે તો તે માલ મિલકતમળવાનો સપ્રતિબંધ સ્થાનાધિકારનો હક જે માણસોનો હશે તે માણસને દત્તક છોકરા ઉપર ફરિયાદ કરીને દત્તવિધાન વ્યવહારોપયોગી નથી એવું સ્થાપિત કરાવીલેવાનો અધિકાર છે.

(ગ) અ ના કબજામાં કાંઈ માલમિલકત છે હું તે માલમિલકતનો ધણી છું એવું બ કહે છે અને તે માલ મિલકત મ્હારે સ્વાધીન કર એવું અ ને કહે છે તે માલ મિલકત ધારણ કરવાનો પોતાના હકનું સ્થાપન કરાવીલેવાનો અધિકાર અ ને છે.

(હ) માલમિલકત બ ને તેની હયાતી સુધી આપી છે તથા રિમેંડરનો હક તેની બાયડીને તથા તેને પેટે કાંઈ છોકરા થયાં હોય તો છોકરાઓને મળવો જોઈએ પણ બ પરણ્યા વગર અથવા છોકરાં હોયા વગર મરણ પામે તો તે હક ક ને મળવો જોઈએ એવા મજકુરનો અ મૃત્યુલેખ કરે છે બ ને ડ નામની સ્ત્રીઓ માનેલી બાયડી છે તથા છોકરાં છે પણ બ તથા ડ નું કદી કાયદાસર લગ્ન થયું નથી એવું ક કહે છે બ ની હયાતીમાં ક ની ઉપર ફરિયાદી કરીને પોતે બની ખરેખર બાયડી તથા છોકરા છે એવું સ્થાપિત કરાવી લેવાનો અધિકાર ડને તથા તેણીના છોકરાંને છે.

સ્થાપિત કર્યાનું ફળ

૪૩ આ બાબ પ્રમાણે સ્થાપન કરવામાં આવે તે ફરિયાદી માહેના પક્ષકારોને તથા તે દરએકના સંબંધથી દાવો કરનારાં માણસોને તથા પક્ષકારો પઈકી હરકોઈ પક્ષકાર ટ્રસ્ટી હોય ત્યારે જે માણસો સ્થાપન થયાની તારીખે વિદ્યમાન હોત તો તે પક્ષકાર તેઓના ટ્રસ્ટી થયા હોત તે માણસોને માત્ર બંધક છે.

દ્રષ્ટાંત.

અ એક હિંદુ જેને પોતાની બાયડી કહે છે તે બ તથા તેણીની મા જે ફરિયાદીમાં પ્રતિવાદી છે તે ફરિયાદી પોતાનું લગ્ન યોગ્ય રીતે થયું એવું સાબિત થવું જોઈએ તથા લગ્નનો હક પોતાને મળવા બાબત હુકમ થવો જોઈએ એવું માગે છે. કોરટ તેવું સાબન તથા હુકમ કરે છે. બ મારી બાયડી છે એવો દાવો કરીને ક પછી તે બ મળવા બાબત અ ની ઉપર ફરિયાદ કરે છે. અગાઉની ફરીયાદમાં કરેલું સાબન ક ને બાધક નથી.

---

## બાબ ૭ મો.

### રિસિવર નીમવા બાબત.

૪૪. દાવાનો નિકાલ થાય ત્યાહાં સુધી રિસિવર નીમવા એ વાત કોરટના પ્રસંગાનુસાર વર્તનાધિકાર માંહેની વાત છે.

રિસિવર નીમવા એ પ્રસંગાનુસાર વર્તનાધિકાર માંહેની વાત છે.

તેઓની નીમણુકની રીત તથા ફળ બાબતનું તથા તેઓના હક બાબતનું તથા અધિકારબાબતનું કર્તવ્યકર્મ બાબતનું અને પાત્રતા બાબતનું નિયમન દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં કરેલું છે.

દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદા ઉપર હવાલો.

---

## બાબ ૮ મો.

### સાર્વજનિક કર્તવ્ય કર્મો કરાવવા બાબત.

૪૫. કલકત્તા તથા મદ્રાસ તથા મુંબાઈની ઈનસાફની હાઈકોર્ટ પ ઈકી હરકોઈ હાઈકોરટને અવલ દિવાની ફરિયાદી લેવાની પોતાની મામુલ હકુમતની સ્થળ શીમમાં હેઠળ લખેલા પ્રકારનો હુકમ કરવાનો અધિકાર છે. એટલે હરકોઈ સાર્વજનિક હુદા ( તે કાયમના પ્રકારનો હોય કે હંગામી પ્રકારનો હોય ) ધારણ કરનારા માણસે અથવા કોઈ કારપોરેશને અથવા ઈનસાફની હલકા દરજાની કોરટે ફલાણું વિશેષ કૃત્ય કરવું અથવા ન કરવું એવો હુકમ કરવાનો અધિકાર છે. પણ એવું ઠરાવ્યું છે કેઃ—

કેટલાએક વિશેષ કૃત્યો કરાવવા બાબત સાર્વજનિક નોકરોને તથા બીજાઓને હુકમ કરવાનો અધિકાર.

(અ) સદરહુ પ્રકારના હુકમ બાબતની અરજી હેઠળ લખેલા પ્રકારના માણસે કરવી જોઈએ એટલે અરજીમાં કહેલું કૃત્ય (પ્રસંગ પ્રમાણે) ન કર્યાથી અથવા કર્યાથી જે માણસની માલ મિલકતને અથવા સરકારે આપેલા હકને અથવા જાતના હકને નુકશાન થાય તે માણસે અરજી કરવી જોઈએ, તથા

(બ) સદરહુ પ્રમાણે કરવું અથવા ન કરવું એ સદરહુ પ્રકારના માણસને અથવા કારટને તેના સાર્વજનિક અધિકારના સબબથી અથવા સદરહુ પ્રકારની સંસ્થાપિત મંડળીને તેના સંસ્થાપિત પણાના અધિકારના સબબથી કોઈ ચાલુ કાયદા પ્રમાણે ઉઘાડી રીતે અવશ્ય હોવું જોઈએ, તથા

(ક.) સદરહુ પ્રમાણે કરવું અથવા ન કરવું એ હાઈકોરટના મત પ્રમાણે હકને તથા ઇનસાફને અનુસરીને હોવું જોઈએ, તથા

(ડ) અરજદારને બીજો વિશેષ તથા યોગ્ય કાયદાસર ઈલાજ નથી એવું હોવું જોઈએ, અને

(ઈ) માગેલા હુકમ ઉપરથી થવાનો ઈલાજ પુરતો થશે એવું હોવું જોઈએ.

મું પ્રકારનાઅપવાદ

આ કલમ મહેના કોઈ ઠરાવ ઉપરથી કોઈ પણ હાઈ કોરટને હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધિકાર છે એમ સમજવું નહી.

(ફ) ઇંડિયાના સેક્રેટરી આફસ્ટેટ ઇનકાંઉસીલને અથવા ગવરનરજનરલઇનકાઉસીલને અથવા મદ્રાસનાગવરનરઇનકાઉસીલને અથવા મુંબઇના ગવરનર ઇનકાઉસીલને અથવા બંગાળાના લેફટેંટ ગવનરને બંધન થાય એવો કાંઇપણ હુંકમ કરવો એ, અથવા

(ગ) કોન ઉપરના દાવાની રકમ વસુલ થવા સારૂજ માત્ર કોનના બીજા હરકોઇ નોકરને તે તેવો નોકર છે એ સબબથી હુકમ કરવો એ. અથવા

(હ) જે વખતે જે કાયદો અમલમાં હોય તે કાયદા ઉપરથી જે હુકમ બીજી રીતે ખસુસ વર્જ કરયો હશે તે હુકમ કરવો એ

અરજી કેમ કરવી

૪૬ પીસતાલીસમી કલમ પ્રમાણે કરવાની અરજી નુકશાન થયલા પક્ષકારની હેઠળ લખેલા મજકુરની આફીડેવિટના (સોગન પુર્વક અથવા પ્રતિજ્ઞા પુર્વક લેખના ) આધારથી કરવી જોઈએ. એટલે તે બાબતમાં તે પક્ષકારનો શો હક છે તથા તેણે ઇનસાફ માગ્યો તથા તે તેને આપવાની ના કહી એ પ્રમાણે મજકુરની આફિડેવીટના આધારથી કરવી જોઇએ. અને પોતાની નજરમાં આવે તે પ્રમાણે હાઈ કોરટ માગેલો હુંકમ પહેલ

પછી કામ ચલાવવાની રીત.

વહેલાજ સંકેત વગરનો કરવાને અથવા તે કરવાની ના કહેવાને અથવા માગેલા હુકમ કા ન કરવો એનું કારણ બતાવવું એવી રૂલ કરવાને મુખત્યાર છે.

વિકલ્પનો હુકમ.

રૂલ કરી હોય તે પ્રસંગે જે માણસ ઉપર અથવા કોરટ ઉપર અથવા કારપોરેશન ઉપર ફરિયાદ હોય તે માણસ અથવા કોરટ અથવા કારપોરેશન પૂરતું કારણ ન બતાવે તો હુકમમાં લખેલું કરવાનું કૃત્ય કરવું અથવા ન કરવાનું કૃત્ય ન કરવું અથવા કરવાનું હોય તે ન કરવા

બાબત અથવા ન કરવાનું હોય તે કરવા બાબત કાંઈ કારણ હોય તે બ તાવવું તથા જવાબ આપવા બાબત પોતે દિવશ ઠરાવ્યો હોય તે દિવશની અંદર જવાબ આપવો એવો વિકલ્પનો હુકમ પહેલ વેહેલા કરવાને હાઈ કોરટ મુખત્યાર છે.

સખત હુકમકર

૪૭ સદરહુ પ્રકારનો હુકમ જે માણસને અથવા કોરટને અથવા કારપોરેશનને કરયો હોય તે માણસ અથવા કોરટ અથવા કારપોરેશન જવાબ ન આપે અથવા અધુરો અથવા ખોટો જવાબ આપે તો પછી તે કૃત્ય અસાંકેતી કરી તે કરવા બાબત અથવા ન કરવા બાબત સખત હુકમ કરવાને હાઇ કોરટ મુખત્યાર છે.

હુકમ બજાવવે તથા હુકમ ઉપર અપીલ

૪૮. આ બાબ પ્રમાણે કરેલો દરએક હુકમ હાઈકોરટે પોતાની દિવાની ફરિયાદી લેવાની મામુલ હકુમત ચલાવીને હુકમનામું કર્યું હોય તે પ્રમાણે બજાવવો તથા તે હુકમ ઉપર તેજ પ્રમાણે અપીલ કરવાનો અધિકાર છે.

ખરચ

૪૯ આ બાબ પ્રમાણે કરેલી સઘળી અરજીઓનો તથા હુકમોનો ખરચ હાઈકોરટની નજરમાં આવશે તે પ્રમાણે અપાવવામાં આવશે.

માનડેમસ અપવાની મના.

૫૦ હાઈ કોરટે અથવા તેના હરકોઈ જડજે હવે પછી માનડેમસનું કાંઈ પણ રિટ આપવું નહી

કાનુન કરવાનો અધિકાર.

૫૧. સદરહુ હાઈકોરટો પઈકી દરએક હાઈકોરટે સગવડ પડે તે પ્રમાણે જલદી આ બાબ પ્રમાણે કામ ચલાવવાની રીતનું નિયમન કરવા સારૂ કાનુન કરી અને સદરહુ પ્રકારની કાનુન કરવામા આવે ત્યંહાં સુધી માનડેમસનાં રિટ સારૂ અરજીઓ કરવા બાબત તથા તે રિટો આપવા બાબત સદરહુ પ્રકારની કોરટનો વહિવટ હશે તે આ બાબ પ્રમાણે કરેલી અરજીઓને તથા હુકમોને શકય હશે તેટલેસુધી લાગુ પડશે.

---

# ભાગ ૩ જો

## નિવારક ન્યાય બાબત.

## બાબ ૧ મો.

### તાકીદ બાબત.

નિવારક ન્યાયનો

૫૨. કોરટની નજરમાં આવે તે પ્રમાણે થોડા વખત સુધીની અથ

રીતે આપવામાં આવે છે.

વા કાયમની તાકીદ આપીને નિવારક ન્યાય આપવામાં આવે છે.

થોડા વખત સુધીની તાકીદો

૫૩ જે તાકીદો નિયમિત મુદત સુધી અથવા કોરટનો બીજો હુકમ થાય ત્યાં સુધી ચાલનારી હોય તેવી તાકીદો થોડા વખત સુધીની તાકીદો છે ફરિયાદ ચાલતી હોય ત્યારે હરકોઈ વખતે તે તાકીદો આપવાનો અધિકાર છે અને તેઓનું નિયમન દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા ઉપરથી થાય છે.

કાયમની તાકીદો

ફરિયાદની ચોકશીની વખતે તથા તેના ગુણદોષ ઉપરથી કરેલા હુકમનામાથી માત્ર કાયમની તાકીદ આપવામાં આવે છે જે હક કહ્યો હોય તો અથવા જે કૃત્ય કરેલું હોય તો વાદીના હકને વિરૂધ થાય તે હક કહેવો નહી અથવા તે કૃત્ય કરવું નહી એવું તે તાકીદ ઉપરથી પ્રતિવાદીને કાયમનું ફરમાવેલું હોય છે.

---

# બાબ ૧૦ મો.

## કાયમની તાકીદો બાબત.

કાયમની તાકીદ ક્યારે આપવામાં આવે છે.

૫૪. આ બાબમાં લખેલા અથવા હવાલો આપેલા બીજા ઠરાવોને અનુસરીને હેઠળ લખેલાં કારણ સારૂ કાયમની તાકીદ આપવાનો અધિકાર છે એટલે અરજી કરનારાના ફાયદાની ઉક્ત અથવા ગર્ભિત આવશ્યકતા વિદ્યમાન હશે તેનો ભંગ કરવાની મના કરવા સારૂ આપવાનો અધિકાર છે.

સદરહુ પ્રકારની આવશ્યકતા કરારથી ઉતપન્ન થતી હશે ત્યારે આ આકટના બીજા બાબ માંહેની કાનુનપ્રમાણેતથાઠરાવ પ્રમાણે કોરટે વરતવું.

માલ મિલકત ઉપરના વાદીના હકને અથવા માલ મિલકતના તેના ભોગવટાને પ્રતિવાદી હરકત કરતો હશે અથવાકરવાની બીક બતાવતો હશે તારે હેઠળ લખેલે પ્રસંગે કાયમની તાકીદ આપવાનો કોરટને અધિકાર છે.

(અ) પ્રતિવાદી વાદીની તરફથી માલ મિલકતનો ટ્રસ્ટી હશે ત્યારે.

(બ) હરકતને લીધે ખરે ખર જે નુકશાન થએલું હશે અથવા થવા જેવું હશે તે ઠરાવવા બાબત કાંઈ પરિમાણ નહીહશે ત્યારે

(ક) નુકશાનના બદલામાં પઇશા આપ્યા હોય તો બરોબર ન્યાય થનાર નથી એવી રીતની હરકત હશે ત્યારે

(ડ) હરકત બદલ નુકશાનના બદલામાં પઇસા મળી શકનાર નથી એવો સંભવ હશે ત્યારે,

(ઇ) ન્યાયનું કામ ઘણું વધવું ન જોઈએ એવી તાકીદની આવશ્યકતા હશે તારે.

ખુલાસો—આ આક્ટનાં કારણ સારૂ વેપારની નિશાની માલમિલકતછે

દ્રષ્ટાંતો.

(અ) અ કોઈ જમીન બ ને ભાડે આપે છે અને તેમાથી રેતી અથવા કાંકરા હું ખોદી કાહાડનાર નથી એવો બ કરાર કરેછે તેના કરારે વિરૂદ્ધ જમીન ખોદવાની બ ને મના કરવા સારૂ તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર અ ને છે.

(બ) અ ટ્રસ્ટી ટ્રસ્ટ તોડવાની બીક બતાવે છે. તેની સાથેના ટ્રસ્ટી હોય તો તેઓએ ટ્રસ્ટ તોડવાની મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવી જોઇએ તથા જે માલે કોનું હિત હશે તેઓને તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર છે.

(ક) એક સાર્વજનિક કંપનીના ડરેકટર ભંડોળમાંથી અથવા કરજે લીધેલા પઇશામાંથી ડિવિડન્ડ (વેહેચણી) આપનાર છે. તેઓને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર શેર હોલ્ડરો પઇકી કોઇ પણ શેરહોલ્ડરને છે.

(ડ) આગના તથા જીંદગીના વિમાની કંપનીના ડરેકટર દરિયાઈ વિમાનું કામ કરવા માંડનાર છે. તેઓને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર શેર હોલ્ડરો પઇકી કોઇ પણ શેરહોલ્ડરને છે.

(ઈ) અ એક્ઝિક્યુટર (મૃત્યુપત્ર ચલાવનાર) ગેર ચાલથી અથવા નાદારીથી મયત માણસની માલ મિલકત જોખમમાં નાંખે છે. તે માલ મિલકત એકઠી કરવાની તેને મના કરવા બાબતની તાકીદ આપવાનો અધિકાર કોરટને છે.

(ફ) બ નો ટ્રસ્ટી અ ટ્રસ્ટની માલ મિલકતનો એક નાહાનો ભાગ અવિચારથી વેચનાર છે. નુકશાનના બદલામાં પઇશા આપ્યા હોય તો બ ને બરોબર ન્યાય મળશે એવું હોય તોપણ વેચાણની મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ ને છે.

(ગ) લગનનાં કારણ સારૂ નહી હોય અથવા બીજા કિંમતદાર અવેજ સારૂ નહી હોય એવું અ બ ને તથા તેનાં છોકરાને એક ઇસ્ટેટનું સેટલમેંટ કરી આપે છે. પછી અ તે ઇસ્ટેટ ક ને વેચવાનો કરાર છે. વેચાણની મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ ને અથવા તેનાં છોકરાંઓ પઇકી કોઇ પણ છોકરાંને છે.

(હ) અ વકીલાતનું કામ કરતો હતો ત્યારે તેના કબજામાં તેના અસીલ બ ના કાંઈ કાગળ આપ્યા તે કાગળ ખુલ્લા કરવાની અથવા તેમાંનો મજકુર ત્રાહીતોને જણાવવાની બીક અ બતાવે છે અ ને તેમ કરવાની મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ ને છે.

(અ) અ બ નો વઈદ છે તે બની પાસે પઈસા માગે છે તે પઈસા આપવાની બ ના કહે છે વઈદના ઘરાક તરીકે બ એ જે મજકુર અ ને જણાવ્યો છે તેની મતલબ જાહેર કરવાની અ બીક બતાવે છે આ અ ના કર્તવ્યકર્મ વિરૂધ છે. તથા તેને તેમ કરવાની મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ ને છે.

(જ) અ લગતાં બે ઘરોનો માલેક છે તે એક ઘર બ ને ભાડે આપે છે અને પછી બીજું ઘર ક ને ભાડે આપે છે બ ને ભાડે આપેલા ઘરનો સુખથી ઉપભોગ ન કરી શકાય એવો ફેરફાર ક ને ભાડે આપેલા ઘરમાં અ તથા ક કરવા માંડે છે સદરહુ પ્રમાણે કરવાની તેઓને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ ને છે.

(ક) અ વાવેતર કરવા જેવી કાંઈ જમીન ખેતીના કામ સારૂ બ ને ભાડે આપે છે પણ વાવેતર કરવાની રીત બાબત કાંઈ વિશેષ કરાર કરતો નથી તે ડિ. અક્રમાં વાવેતર કરવાની જે રીત છે તે રીત વિરૂધ તે જમીનમાં જે બીના યોગથી તે જમીનની ખરાબી થશે તથા જે કાહાડી નાંખવાને ઘણાં વરસ લાગે તેવાં બી રોપવાની બ બીક બતાવે છે, ખેતીની રીત પ્રમાણે જમીનનો ઉપયોગ કરવાનો બ નો ગરભીત કરાર છે. તે કરાર વિરૂધ જમીન રોપવાની બ ને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર અ ને છે.

(લ) અ તથા બ તથા ક ભાગીયા છે તથા તે પ્રતિપક્ષ મરજીમાં આવે ત્યારે કાહાડી નખાય તેવુ છે ભાગની માલ મિલકતના નાશનું કારણ થાય એવું કૃત્ય કરવાની અ બીક બતાવે છે પંતાળુ કાહાડી નાંખવા બાબત તો માગણી ન કરતાં તે કૃત્ય કરવાની મના અ ને કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ તથા ક ને છે.

(મ) અ એક હિંદુ વિધવાના કબજામાં પોતાના મૈયત ધણીની માલ મિલકત છે તે માલ મિલકતનો તેણીએ નાશ કરવા વા

જાણી છે એ બાબતનું પુરતું કારણ હોવા વગર તે તે માલ મિલકતનો નાશ કરે છે. તેણીને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર જે વારસને તે માલ મિલકત આગળ મળવાની હશે તેને છે.

(ગ) અ તથા બ તથા ક એક અવિભક્ત હિંદુ કુટુંબના માણસો છે. તે કુટુંબની મિલકત ઉપર ઉગેલાં ઇમારતી લાકડાંનાં ઝાડ અ કાપે છે તથા કુટુંબના ઘરના ભાગનો નાશ કરવાની તથા કુટુંબના કાંઇ વાસણ વેચવાની બીક બતાવે છે. તેને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ તથા ક ને છે.

(ઘ) અ કલકત્તા માંહેના કેટલાએક ઘરોનો માલીક છે તે નાદાર થાય છે. બ તે ઘરો આફિશિયલ આસેનીની પાસેથી વેચાતા લે છે તથા તેનો કબજો લે છે. અ તે ઘરમાં અતિક્રમણ કરવાનો તથા તેને નુકશાન કરવાનો હઠ કરે છે. તેથી બ ને પોતાનો કબજો સંભાળી રાખવા સારૂ ઘણો ખરચ કરીને માણસો રાખવાની જરૂર પડે છે. અતિક્રમણનાં બીજાં કૃત્યો કરવાની મના થવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ ને છે.

(ચ) એક ગામના લોકો અ ની જમીન ઉપર થઇને જવા આવવાના હકનો દાવો કરે છે. તેઓ પૈકી કેટલાએક ઉપર ફરિયાદ કરીને પોતાની જમીન ઉપર સદરહુ પ્રકારનો હક નથી એવું સાબિત કરવાનું હુકમનામું અ કરાવી લે છે. પછી ગામના બીજા રહેવાસીઓ પૈકી દરએક આશામી તે જમીન ઉપર થઇને જવા આવવાના પોતે કહેલા પોતાના હકને પ્રતિબંધ કરાવવા બાબત અ ઉપર ફરિયાદ કરે છે. તેને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર અ ને છે.

(છ) વહિવટ કરવાની જે ફરિયાદીમાં બ એક લેણદાર જે પક્ષકાર નથી તે ફરિયાદીમાં અ ને ક ની માલ મિલકતનો વહીવટ કરવાનું હુકમનામું મળે છે બ પોતાના લેણા બાબત ક ના ઇસ્ટેટ ઉપર ફરિયાદ કરે છે બ ને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર અને છે.

(જ) અ અને બ ના કબજામાં લગતી જમીન તથા તેની હેઠળ ખાણો છે. અ પોતાની ખાણ બ ની ખાણની હેઠળ જાય એવી રીતે ખોદે છે અને બ ની ખાણને આધાર આપવા

જે થાભલા મદદ કરે છે તે થાભલા કાહાડી નાંખવાની બીક બનાવે છે એવું કરવાની અ ને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ ને છે.

(સ) એક ઘરનો ભોગવટો કરનારા બ ના શરીર સુખને ઘણી તથા ગેરવાજબી રીતે હરકત થાય એવા રીતે તે ઘરની પાસે અ ધંદો વગાડે છે અથવા નિત્ય કારણ બીજો ઘોંઘાટ કરે છે તે ઘોંઘાટ કરવાની અ ને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ ને છે.

(ટ) બ તથા ક જેઓ પાડોશના ઘરમાં કામ કરે છે તેઓ શરીર સુખને મોહોટી હરકત થાય એવી હવા અ ધુમાડો કરીને ખરાબ કરે છે હરા ખરાબ કરવાની મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ તથા ક ને છે

(યુ) અ બ નું "પેટંટ તોડે છે તે પેટંટ વ્યવહાર ઉપયોગી છે તથા તે તોડયું છે એવી કોરટની ખાતરી થાય તો તોડવાની મના કરવા બાબતની તાકીદ મળવાનો અધિકાર બ ને છે.

(વ) અ બ નો ગ્રંથસ્વામીત્વનો હક ચોરે છે જે ગ્રંથના ગ્રંથસ્વામીત્વ બાબત દાવો હશે તે ગ્રંથ નિંદાનો અથવા બીભત્સ નહી હોય તો તે ચોરી કરવાની મના કરવા બાબતની તાકીદ મળવાનો અધિકાર બ ને છે.

(ડબ્લ્યુ) બ ની વેપારની નીશાનીનો અ અયોગ્ય રીતે ઉપયોગ કરે છે બ તે નીશાનીનો ઉપયોગ કરે છે તે પ્રમાણીક છે એવું હોય તો તે ઉપયોગ કરનારને અ નો મના કરવા બાબતની તાકીદ મળવાનો અધિકાર બ ને છે.

(ક્ષ) બ ની મરજી વિરૂધ તથા તેણે અધિકાર આપ્યા વગર અ એક ધંધાદાર બ પોતાનો ભાગીયો છે એવું કહે છે અ ને તેમ કરવાની મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ ને છે.

( ય ) અ મોહોટો નામાંકિત માણસ છે તે કુટુંબ સબંધી વિષય ઉપર બ ને પત્ર લખે છે. અ તથા બ મરણ પામ્યા પછી ક જે બ ના શેષધનનો મુતલેખ દાનાધિકારી છે તે અ ના પત્રો પ્રસિધ કરીને પઈશા મેળવવાનું ધારે છે. ડ જે અ નો એકિસકયુટર ( મૃત્યુપત્ર ચલાવનારો ) છે તેનું એક પ્રકારનું તે પત્રો ઉપર સ્વામીત્વ છે. અને તે પત્રો પ્રસિધ કરવાની ક ને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અ

ધિકાર તેને છે.

(ગ) અ એક કારખાનું ચલાવે છે. તથા બ તેનો મદતગાર છે પોતાનુંકામ ચલાવતાના દરમિયાન અએક ગુપ્તતાગુપ્ત ક્રિયા બ ને શિખવે છે આગળ જતાં બ અ ની પાસે પઈસા માગે છે અને પઈસા ન આપે તો તે ક્રિયા ક જે પ્રતિસ્પર્ધી કારખાનાવાળો છે તેને જાણાવશે એવી બીક બતાવે છે તે ક્રિયા ઉઘાડી કરવાની બ ને મના કરવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર અ ને છે.

૫૫ આવશ્યકતાના ભંગની મના કરવા સારૂ કેટલા એક કૃત્યોને કોરટથી જબરીથી કરાવી શકાય છે તે કરવાની ફરજ પાડવાની અવશ્ય હશે ત્યારે જે ભંગ બાબત ફરિયાદ હશેતે ભંગની મના કરવાસારૂ તથા જરૂરનાં કૃત્યો કરવાની ફરજ પાડવા સારૂ પણ તાકીદ પોતાની નજરમાં આવે તો આપવાનો અધિકાર કોરટને છે.' હુકમી તાકીદ

દ્રષ્ટાંતો.

(અ) જે અજવાળું મળવાનો તથા જેનો ઉપયોગ કરવાનો હક બ ને હિંદુસ્તાનના મુદત બાબતના આકટ ૪ થા ભાગ પ્રમાણે પ્રાપ્ત થયો છે તે અજવાળુ અ નવી ઇમારત બાંધીને બંધ કરે છે ઇમારત બાંધવાનું કામ આગળ ચલાવવાની અને મના કરવા બાબતજ માત્ર નહિ પણ તે ઇમારતના જેટલા ભાગથી બ નું અજવાળુ બંધ થતું હશે તેટલો ભાગ પાડી નાખવા બાબતની પણ તાકીદ મળવાનો અધિકાર બ ને છે.

(બ) બ ની જમીન ઉપર નેવાં પડે એવું ઘર અ બાંધે છે. નેવાનો જેટલો ભાગ સદરહું પ્રમાણે આગળ આવ્યો હોય તેટલો પાડવા બાબતની તાકીદ મળવા સારૂ ફરિયાદ કરવાનો અધિકાર બ ને છે.

(ક) ૫૪ મી કલમના (એ) દ્રષ્ટાંત તરીકે જે મુકદમો લખ્યો છે. તે મુકરદમામા બ એ વઈદના ઘરાક તરીકે જે પત્રો અ ને પોતાના વઈદ તરીકે લખેલાં હશે તે સઘળા પત્રોનો નાશ કરવા બાબતનો હુકમ કરવાનો પણ અધિકાર કોરટને છે.

(ડ) ૫૪ મી કલમના (પ) દ્રષ્ટાંત તરીકે જે મુકરદમો લખ્યો છે તે મુકરદમામાં અ ના પત્રોનો નાશ કરવા બાબતનો હુકમ કરવાનો પણ અધિકાર કોરટને છે.

(ઇ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૨૧ મા બાબ પ્રમાણે શીક્ષાને પાત્ર થાય એવી તપસીલ બ બાબત પ્રસિધ્ધ કરવાની અ બીક બતાવે છે તપસીલ પ્રસિધ કરવાથી બ ની માલ મિલકતને નુકશાન થનાર નથી એવું જો કે બતાવવામાં આવ્યું હોય તોય પણ તે પ્રસિધ કરવાની મના કરવા બાબતની તાકીદ

આપવાનો અધિકાર કોરટને છે.

(ફ) અ બ નો વકીલ છે બ દુરાચરણી છે એવું બતાવનારા પત્રો તેણે (બ એ) અ ને લખ્યાં તે પ્રસિધ્ધ કરવાની બીક અ બતાવે છે પ્રસિધ્ધ કરવાની મના કરવા બાબતની તાકીદ મળવાનો અધિકાર બ ને છે.

(ગ) ૫૪ મી કલમના (વ) તથા (ડબલ્યુ) દ્રષ્ટાંતો તરીકે અને આ કલમના (ઈ) તથા (ફ) દ્રષ્ટાંતો તરીકે જે મુકરદમામા લખ્યા છે તે મુકરદમામા ગ્રંથ સામી વની ચોરી કરીને જે પ્રતો કાહાડી હશે તે પ્રતો તથા તે મુકરદમામાં કહેલી વેપારની નિશાણીઓ તથા તપસીલ તથા પત્રો આપી દેવા બાબતનો અથવા તેઓનો નાશ કરવા બાબતનો હુકમ કરવાનો અધિકાર પણ કોરટને છે.

તાકીદ આપવાની ક્યારે ના કહેવી.

૫૬ હેઠળ લખેલ પ્રસંગે તાકીદ આપવાનો અધિકાર નથી.

(અ) જે ફરિયાદમાં તાકીદ માગી હશે તે ફરિયાદ કરતી વખતે ઈનસાફનું કામ ચાલ્યું હશે તે હેઠળ લખેલું કારણ હોયા વગર મોકુફ રાખવા સારૂ એટલે ફરિયાદનું કામ ઘણું વધવું ન જોઈએ એવી મના કરવાનું કારણ હોયા વગર મોકુફ રાખવા સારૂ

(બ) જે કોરટની પાસેથી તાકીદ માગી હશે તે કોરટના તાબા માં જેની કોરટ નહી હોય એવી કોરટમાં કામ ચાલતું હશે તે મોકુફ રાખવા સારૂ.

(ક) કાયદા કરનારી હરકોઈ મંડળીને અરજી કરવાની લોકોને મના કરવા સારૂ.

(ડ) ઈંડિયા સરકારના અથવા સ્થાનિક સરકારના હરકોઈ ખાતાના સાર્વજનિક કર્તવ્ય કર્મમા અથવા પારકી સરકારના પ્રભુત્વનાં કૃત્યમાં દખલગીરી કરવા સારૂ.

(ઈ) કોઈ પણ ફોજદારી મુકરદમામાં ચાલેલું કામ મોકુફ રાખવા સારૂં.

(ફ) જે કરાર વિશેષ રીતે પુરો કરાવી શકાતો નથી તે કરાર તોડવાની મના કરવા સારૂ,

(ગ) કાંઈ કૃત્ય અપકારક થાય એવું વ્યાજબી રીતે સ્પષ્ટ નહી હોય તે કૃત્ય અપકારક છે માટે તે કૃત્યની મના કરવા સારૂ.

(હ) જે ભગ અરજદારને કબુલ છે તે ભગ ચાલુ રહેવાની મના કરવા સારૂ.

(એ) ટ્રસ્ટ તોડવાના પ્રસંગ શિવાય બીજે પ્રસંગે કામ ચલાવવાની બીજી કોઈ મામુલ રીતે તેવોજ બરાબર ન્યાય બચીત મેળવી શકાતો હશે ત્યારે.

(જ) કોરટની મદદ મળવાનો હક નહી સરખો થાય એવી અરજદારની અથવા તેના મુખત્યારની વરતણુંક હોય ત્યારે.

(ક) અરજીના વિષયમાં અરજદારની જાતનો સબંધ નહી હોયત્યા રે તે બાબતમા.

દ્રષ્ટાંતો.

(અ) પોતાના ભાગીયા બ ને ભાગનું કરજ તથા માલ લેવાની મ ના કરવા સારૂ અ તાકીદ માગે છે. પેહેડીના ચોપડા અ એ યોગ્ય રીતે પોતાના કબજામા લીધા અને બ ને તેણે તે જોવા દીધા નહી એવું દેખાય છે કોરટ તાકીદ આપવાને ના કેહેશી.

(બ) અ કુલ્લી તઈયાર કરીને " સનદથી મળેલા હક ઉપરથી રલં બગાની તઈયાર કરેલી કુલ્લી " એવું તેને નામ આપીને તે વેચે છે પણ ખરૂ કહીએ તો તે બાબત કંઈ સનદ મળી નથી બ તે નામ ચોરે છે તે ચોરવાની મના કરવા બાબતની તા કીદ મળવાનો અધિકાર અ ને નથી.

(ક) અ „ મેકેસકન બામ" એ નામનો એક પદારથ જુદા જુદા નહી મળે તેવા અર્ક એકઠા કરીને કરેલો તથા બચોત ગુણલા ગે તેવી તેમા અઉષધી શકતી છે એવુ કહીને તે પદારથ વેચે છે બ તે પદારથના જેવો એક પદારથ વેચવાનું શરૂ કરે છે અને આપણે અ નો "મેકિશકન બામ" વેચાતો લઈએ છી એ એવું લોકોને લાગવા જેવું તે પદારથને નામ તથા વરણ ન આપે છે આ વેચાણ બંધ કરવાની તાકીદ મળવા સારૂ અ બ ની ઉપર ફરીયાદ કરે છે અ નો "મેકિસકન બામ" સુગંધી વસાણા ભેળવેલી ડુકરની ચરબી છે બીજુ કાંઈ ન થી એવુ બ સાબીત કરે છે. સદરહુ વરણનનો અ જે ઉપ યોગ કરે છે તે પ્રમાણીક નથી અને તેને તાકીદ મળી શક તી નથી.

૫૭. છપંનમી કલમની (ક) રકમમાં ઠરાવ છે તોય પણ કોઈ કૃત્ય ન કરવા બાબત ઉક્ત અથવા ગરભિત નાની કબુલાયત સહિત કોઈ કૃત્ય કરવા બાબતની હાની કબુલાયત કરારમાં હશે ત્યારે હાની કબુલાય ત વિશેષ રીતે પૂરી કરવાની કોરટ ફરજ પાડી શકતી નથી આજ કા રણને લીધે નાની કબુલાયત પુરી કરવા બાબતની તાકીદ આપવાની કોર ટને મના થાય છે એમ સમજવુ નહી પણ એવુ ઠરાવ્યુ છે કે કરાર જે ટલે સુધી અરજદારને બંધક છે તેટલે સુધી તે પુરો કરવાને અરજદારચુ કયો એવી હકીકત હોવી જોઈએ.

નાની કબુલાયતપુરી કરાવવા બાબતની તાકીદ

દ્રષ્ટાંતો

(અ) કામ ચલાવવાની ઈમારતની સાથે સબંધ ન રાખતાં તે કા મનુ ગુડવિલ બ ને ૧૦૦૦ રૂપિયે વેચવાનો અ કરાર કરે છે અને તે કામકલકત્તામાં ન ચલાવવાનુ પણ વળી કબુલ કરેછે બ ૧૦૦૦ રૂપિયા અ ને આપે છે પણ અ તે કામ કલક ત્તામાં ચલાવે છે અ ના ઘરાક બ ની પાસે મોકલવાની અ ને ફરજ કોરટ પાડી શકતી નથી પણ અ ને તે કામ કલક ત્તામાં ચલાવવાની મના કરવા બાબતની તાકીદ મળવાનો અધિકાર બ ને છે.

(ખ) એક કામનું ગુડવિલ બ ને વેચવાનો અ કરાર કરે છે પછી અ બ ના દુકાન પાસે તેવુંજ કામ ચલાવવાનુ શરૂ કરે છે, અને પોતાનાં જુના ઘરાકોને પોતાની સાથે વેહવાર રાખો એવુ કહે છે આ તેના ગરભિત કરારની વિરૂધ છે ઘરાકોને (પોતાની સાથે વેહેવાર રાખવાનુ) કેહેવાની અને જે કૃત્યથી ઘરાકનું ગુડવિલ બ ની પાસેથી નીકલી જાય એવુ હોય તેવું કાંઇ કૃત્ય કરવાની અ ને મના કરવા બાબત તાકીદ મળવાનો અધિકાર બ ને છે.

(ક) તાહારા નાટક ગૃહમા બાર મહિના સુધી બાઇસ અને બીજે ઠેકાણે કોઈ ચાર માણસમા ગાનાર નથી એવો અ બ નીસાથે કરાર કરે છે ગાવા બાબતનો કરાર વિશેષ રીતે બ થી પુરો કરાવી શકાતો નથી પણ સાર્વજનાક ગમતને હરકોઇ બીજે ઠેકાણે બાવાની અ ને મના કરવા બાબતની તાકીદ મળવાનો હક બ ને છે.

(ડ) હું બાર મહિનાસુધી તારી કારકુનની ચાકરી ઇમાનથી કરીશ એવો બ અની સાથે કરાર કરે છે આ કરાર વિશેષ રીતે પૂરો કરવા બાબતનું હુકમનામું મળવાનો હક અ ને નથી પણ પ્રતિસ્પર્ધી પેઢીમાં ચાકરી કરવાના બ ને મના કરવા બાબતની તાકીદ મળવાનો હક તેને છે,

(ઇ) ઠરાવેલે દિવશે ૧૦૦૦ રૂપિયા તમે આપશો તેને પેટે હું ઠરાવેલું કામ ઠરાવેલાં અંતરમા ચાલુ કરનાર નથી એવો અ બ ની સાથે કરાર કરે છે બ પઇસા આપવાને ચુકે છે. ઠરાવેલા અંતરમાં અ એ તે કામ ચલાવવું નહી એવી મના કરી શકાતી નથી.

## परिशिष्ट.

( કલમ ૨ જુવો )

ગવરનર જનરલ ઇન કઉંસિલના આકટો.

| નંબર તથા વરસ | વિષય. | કેટલો રદ કરેયો. |
|---|---|---|
| ૧૮૫૯ નો ૮ | દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતનો કાયદો. | કલમ ૧૫ તથા ૧૯૨ |
| ૧૮૫૯ નો ૧૪ | મુદત બાબતનો આકટ | કલમ ૧૫ |
| ૧૮૬૧ નો ૨૩ | દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતનો કાયદો | કલમ ૨૬ |
| ૧૮૭૨ નો ૯ | કરાર. | ૨૮ મી કલમના ૧લા અપવાદની બીજી રકમ |

(Trne Translation.)
VENAYEK WASSOODEW,
Oriental Translator to Government.

ઈંડિયાના ગવરનર જનરલ ઈન કૌંસિલ એઓનો નીચે લખેલો આકટ ગવરનર જનરલ સાહેબ એઓએ સન ૧૮૭૯ ના જાન્યુઆરી મહીનાની ૧૭ મી તારીખે મંજુર કર્યો તે સર્વ લોકોને જાણવા સારૂ પ્રસિદ્ધ કર્યો છે.

# સન ૧૮૭૯ નો આકટ ૧ લો.

## સન ૧૮૭૯ નો સ્ટાંપ આકટ.

સ્ટાંપ સંબંધી કાયદા એકઠા કરીને સુધારવા બાબતનો આકટ.

—◇◇—

### બાબ ૧ લો.

### પ્રથમ નિયમો.

ટુંકું નામ. ૧. આ આકટને "સન ૧૮૭૯ નો હિંદુસ્થાનનો સ્ટાંપ આકટ કહેવો.

કયાંહાં કયાંહાં લાગુ છે. આ આકટ આખા બ્રિટિશ ઈંડિઆને લાગુ છે.

શરૂ થવું. અને આ આકટ સને ૧૮૭૯ ના એપ્રિલ મહિનાની પેહેલી તારીખે અમલમાં આવશે.

આકટ રદ કરવા. ૨. ત્રીજા પરિશિષ્ટમાં નિર્દીષ્ટ કરેલા આકટ તેજ પરિશિષ્ટના ત્રીજા આસનમાં નિર્દીષ્ટ કરયું છે તેટલે સુધી સરરહુ તારીખે તથા તે તારીખ પછી રદ છે. પણ સને ૧૮૬૯ ના જનરલ સ્ટાંપ આકટ મુજબ જે કાનુન કરી હશે તથા જે તે વખતે અમલમાં હશે તે સઘળી કાનુન આ આકટને અનુસરીને હશે તેટલે સુધી તે આ આકટ મુજબ કરી છે એમ સમજવું.

અને સન ૧૮૬૯ ના જનરલ સ્ટાંપ આકટ પછી કરેલા આકટમાં તે જનરલ સ્ટાંપ આકટ ઉપર જે હવાલા આપ્યાછે તે સઘળા આ આકટ ઉપર આપ્યાછે એમ સમજવું.

અર્થની કલમ. ૩. આ આકટમાં વિષય ઉપરથી અથવા આગલા પાછલા સબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો,

સાહુકાર. (૧) સાહુકાર એ શબ્દમાં બેંકનો (પેહેડીનો) અને સાહુકારનું કામ કરનાર કોઈ પણ સખસનો સમાવેશ થાય છે.

"બિલ આફ એકસચેંજ." (૨) બિલ આફ એકસચેંજ (એટલે હુંડીપત્રી) આ શબ્દામાં હુંડીનો સમાવેશ થાય છે.

"બીલ આફ લે (૩) "બીલ આફ લેડીંગ" આ શબ્દોનો અર્થ દસ્તાવેજમાં

ડીંગ." લખેલો માલ મને પોહોચ્યો તથા તે માલ હું દસ્તાવેજમાં લખેલી અથવા બતાવેલી જગ્યાએ અને સખ્સને હવાલે કરીશ એ રીત વાહાણના ધણીએ અથવા તેના આડતીઆએ સહી કરીને આપેલો કોઈ પણ દસ્તાવેજ.

"બાંડ." (૪) "બાંડ" (ખત) શબ્દનો અર્થ.

(અ) ફલાણું નીર્દીષ્ટ કરેલું કામ કરશે અથવા નહીં કરશે (જેમ હોય તેમ) તો આ દસ્તાવેજ રદ છે એવી સરતથી જે દસ્તાવેજ ઉપરથી કોઈ માણસ બીજા કોઈને પૈસા આપવાની પોતાને ફરજ પાડે છે એવો કોઈ દસ્તાવેજ.

(બ) કોઈ દસ્તાવેજ ઉપર સાહેદે સાખ્ય કરેલી હોય અને ફલાણા માણસને અવેજ આપવો અથવા લાવનારને અવે· આપવો એવા પ્રકારનો તે દસ્તાવેજ નહી હોય અને તે ઉપરથા કોઈ માણસ બીજા માણસને પૈસા આપવાની પોતાને ફરજ પાડે તેવો કોઈ પણ દસ્તાવેજ.

(ક) સદરહુ પ્રમાણે સાખ્ય કરેલા જે કોઈ દસ્તાવેજ ઉપરથી એક માણસ બીજા માણસને અનાજ અથવા ખેતીવાડી સબંધી બીજી ઉપજ આપવાની પોતાને ફરજ પાડે છે તેવો કોઈ પણ દસ્તાવેજ.

"ચાર્જ થવા પાત્ર." (૫) "ચારજ થવા પાત્ર" એ શબ્દનો અર્થ નીચે પ્રમાણે સમજવો એટલે આ શબ્દો આ આકટ અમલમાં આવ્યા પછી કરેલા દસ્તાવેજને અથવા પેહેલી સહી કરેલા દસ્તાવેજને (જેની ઉપર દસ્તાવેજ કરનારોમાંથી કોઈ પણ સખ્સની પેહેલી સહી થઈ હોય તેને) લાગુ કરયા હોય ત્યારે આ આકટ મુજબ ચારજ થવા પાત્ર છે એવો અર્થ સમજવો. અને બીજા કોઈ દસ્તાવેજને લાગુ કરયા હોય ત્યારે તે દસ્તાવેજ કરી આપતી વેળાએ અથવા જ્યારે તે દસ્તાવેજ ઉપર કેટલાએક સખ્સે જુદી જુદી વેળાએ સહી કરી હોય ત્યારે પેહેલી સહી કરતી વેળાએ જે કાયદો બ્રીટીશ ઈંડીયામાં ચાલુ હશે તે કાયદા પ્રમાણે ચાર્જ થવા પાત્ર છે એવો અર્થ સમજવો.

"ચેક." (૬) "ચેક" શબ્દનો અર્થ જે બીલ આફ એકસચેંજ સાહુકાર ઉપર લખેલું હશે અને માગે એટલે તેનો અવેજ આપવો એવું હશે તે બીલ આફ એકસચેંજ એમ સમજવું.

"નીર્બંધ રાખનારો મુખ્ય રેવન્યુ અધીકારી." (૭) "નીર્બંધ રાખનારો મુખ્ય રેવેન્યુ અધીકારી" આ શબ્દોનો અર્થ મદ્રાશ ઈલાકામાં તથા જે મુલકનો રાજ કારભાર બંગાળાના તથા વાયવ્ય પ્રાંતના લેફટેનેન્ટ ગવરનર ચલાવે છે તે મુલકમાં રેવેન્યુ બોર્ડ એવો સમજવો. અને મુંબાઈ ઈલાકામાં સીંધ પ્રાંતની બાહાર તથા મુંબાઈ શેહેરની હદ બાહાર રેવેન્યુ કમીશનર, અને સીંધમાં કમીશનર, અને પંજાબમાં ફીનાનશીયલ કમીશનર, અને બીજે ઠેકાણે સ્થાનીક સરકાર અથવા સ્થાનીક સરકાર સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસીદ્ધ કરીને જે અમલદારને તેના નામથી અથવા તેના હુદ્દાના સબંધથી આ બાબત નીમે તે બીજો અમલદાર એવો સમજવો.

"કલેકટર." (૮) "કલેકટર" આ શબ્દનો અરથ કલકતા તથા મદ્રાસ અને મુંબાઈ શેહેરની હદમાં કલકતાનો અથવા મદ્રાસનો અથવા મુંબાઈનો કલેકટર સમજવો. અને તે હદ બાહાર ડીસ્ટ્રીકટનો કલેકટર સમજવો. અને તે શબ્દમાં ડેપ્યુટી કમીશનરનો અથવા સ્થાનીક સરકાર સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને જે બીજા અમલદારને તેના નામથી અથવા તેના હોદાના સંબંધથી આ બાબત નીમશે તે બીજા અમલદારનો સમાવેશ થાય છે એમ સમજવું.

"કન્વેયન્સ" (૯) "કન્વેયન્સ" આ શબ્દનો અરથ (સ્થાવર અથવા જંગમ) માલમીલકત વેચી હોય તો જે દસ્તાવેજ ઉપરથી તે બીજાને કરી આપવામાં આવે છે તે દસ્તાવેજ એવો સમજવો.

"યોગ્ય રીતે સ્ટાંપ મારેલો" (૧૦) "યોગ્ય રીતે સ્ટાંપ મારેલો" આ શબ્દો કોઈપણ દસ્તાવેજને લાગુ કરયા હોય ત્યારે તે શબ્દોનો અર્થ તે દસ્તાવેજ કરી આપવામાં આવ્યો અથવા તેના ઉપર પેહેલી સહી કરી આપી હોય ત્યારે જે કાયદો બ્રીટીસ ઈંડીયામાં અમલમાં હશે તે કાયદા પ્રમાણે સ્ટાંપ મારેલો અથવા મારેલા સ્ટાંપના કાગળ ઉપર લખેલો એવો સમજવો.

"ઈન્સ્ટરૂમેંટ આફ પાર્ટીશન" (વેંચણનો લેખ.) (૧૧) "ઈન્સ્ટરૂમેંટ આફ પાર્ટીશન" એ શબ્દનો અર્થ જે કોઈ દસ્તાવેજ ઉપરથી મજીઆરા માલીક કોઈપણ મીલકતના જુદા જુદા ભાગ પાડે છે. અથવા ભાગ પાડવાનું કબુલ કરે છે, તે દસ્તાવેજ એવો અર્થ સમજવો અને તે શબ્દમા વેહેંચણ કરવા બાબત કોઈ પણ રેવેન્યુ અધિકારીએ કરેલા આખરના હુકમનો પણ સમાસ થાય છે.

"લીશ" "લીશ" આ શબ્દનો અર્થ સ્થાવર મીલકતનો પટો એવો સમજવો, અને તે શબ્દમાં નીચે લખેલા દસ્તાવેજનો પણ સમાસ થાય છે.

(અ) પટો.

(બ) સ્થાવર મીલકતનું વાવેતર કરવા બાબત અથવા તેનો ઉપભોગ કરવા બાબત અથવા તેનું ભાડું અદા કરવા બાબત અથવા આપવા બાબત કબુલાયત કરી હશે અથવા બીજી રીતે લખીને કબુલ કરયું હશે તથા જે "લીસનો કોટરપાર્ટ" (સામો લેખ) નહી હશે તે કબુલાયત અથવા કબુલ કરવાનો બીજો લેખ.

(ક) જે કોઈ દસ્તાવેજ ઉપરથી કોઈ પણ પ્રકારનો તોલ ઈજારે આપવામાં આવે તેવો દસ્તાવેજ.

(ડ) લીસ મેળવવા માટે કરેલી અરજી મંજુર કરવામાં આવી છે. એવું દેખાડવા સારૂ યોજેલો હોય તેવો તે અરજી ઉપર કરેલો કોઈ પણ લેખ.

"ગીરવી ખત." (૧૩) "ગીરવીખત" આ શબ્દમાં જે જે દસ્તાવેજથી કરજ તરીકે ધીરેલું અથવા ધીરવાના નાણાં અથવા વીદ્યમાન અથવા આગેનું કરજના અથવા કોઈ પણ કરાર બજાવવાનું નીશ્ચીત કરવા સારૂ કોઈ પણ માણસ નીર્દીષ્ટ કરેલી મીલકત ઉપર હક બીજા માણસને કરી આપે છે, અથવા બીજા

મનુષ્યના લાભમાં ઉત્પન્ન કરે છે. તે દસ્તાવેજનો સમાસ થાય છે.

"કાગળ" (૧૪) "કાગળ" આ શબ્દમાં જે વેલમ ઉપર અથવા પાર્ચમેંટ (ચામડાનો કાગળ) ઉપર અથવા બીજા કોઈ પણ પદાર્થ ઉપર દસ્તાવેજ લખાય તેનો સમાસ થાય છે એવું સમજવું

"વીમાની પાલીસી" (૧૫) "વીમાની પાલીસી" એ શબ્દનો અર્થ સલામતીના અવેજમાં કોઈપણ માણસ વગર ધારેલી અથવા અદૃષ્ટાધીન વાતથી તોટો આવે અથવા નુકશાન લાગે અથવા કાંઈ પેચ આવે તેનું જોખમ બીજાને માથે ઉતારવાનું જે કોઈ દસ્તાવેજ ઉપરથી કબુલ કરે છે. ત દસ્તાવેજ એહવો અર્થ એ શબ્દમાં લાઇફ પાલીસીનો (જીવની પાલીસી) સમાવેશ થાય છે.

"મુખત્યારનામું" (૧૬) (કોરટ ફી સંબંધી) જે વખત જે કાયદો અમલમાં હશે ને કાયદા મુજબ જે દસ્તાવેજ ઉપર ફી ન પડે તે દસ્તાવેજ શીવાય બીજા) જે કોઈ દસ્તાવેજ ઉપરથી નીર્દીષ્ટ કરેલા કોઈ માણસને કામ કરવાનો અધીકાર તે દસ્તાવેજ કરી આપનાર માણસને બદલે મળે છે. તેવે. કોઈપણ દસ્તાવેજ એવો અર્થ "પાવર આફ અટરની" (મુખત્યારનામું) આ શબ્દનો સમજવો.

"પોહોંચ" (૧૭) "પોહોંચ" આ શબ્દનો અર્થ જે કોઈ ટાંચણ ઉપરથી અથવા યાદી ઉપરથી અથવા લેખ ઉપરથી અથવા જાહેરખબર ઉપરથી કાંઈ નાણું અથવા બીલ આફ એક્સચેંજ અથવા ચેક અથવા પ્રામીસરી નોટ (વાયદાચીઠી) પોંહોચ્યાનું કબુલ કરચું હોય અથવા જે ઉપરથી કરજ અદા કરવામાં કોઈ પણ બીજા જંગમ માલ પોહોચ્યાનું કબુલ કરયું હોય અથવા કોઈ કરજ અથવા માગણું અથવા કાંઈ કરજનો અથવા માગણાનો કાંઈ ભાગ પતાવ્યો અથવા તે ચુકવ્યો એહવું કબુલ કરયું હોય અથવા સદરહુ પ્રમાણે પોહોચ્યાનુ દરશાવવામાં આવતુ હોય અથવા પોહોચવાનો અર્થ થતો હોય તે ટાંચણ અથવા યાદી અથવા લેખ અથવા જાહેર ખબર એહવો સમજવો પછી તેની ઉપર કોઈ માણસે પોતાના નામની સહી કરી હોય કે નહી હોય.

"પરીશીષ્ટ" (૧૮) "પરીશીષ્ટ" આ શબ્દનો અર્થ આ આકટને જોડેલું પરીશીષ્ટ એહવો સમજવો.

"સેટલમેંટ" (૧૯) "સેલટમેંટ" આ શબ્દનો અર્થ વસીયતનામું હોય તેવી સ્થાવર અથવા જંગમ મીલકતની કાંઈ પણ લેખી બવસ્થા,

(અ) જે ભજન થયા બાબત કરી હોય.

(બ) જે, સેટલમેંટ કરનારની માલ મીલકત તેના કુટંબમાં વેહેચી આપવા સારૂ અથવા જેઓને સારૂ કાંઈ બંદોબસ્ત કરી આપવાની તેની ઇચ્છા હોય તેઓને વેહેચી આપવા સારૂ કરી હોય.

(ક) જે કોઈ પણ ધરમ સબંધી અથવા ધરમદાન સબંધી કારણ સારૂ કરી હોય.

સેટલમેન્ટ આ શબ્દમાં સદરહુ પ્રકારની બવસ્થા કરવા વિશે લખેલો કરાર હશે તેનો સમાવેશ થાય છે.

"વાહાણ." — (૨૦) "વાહાણ" આ શબ્દનો અર્થ માણસો અથવા માલ જળ માર્ગે લઈ જવા સારૂ કરેલો કાંઈ પણ પદારથ એહવો સમજવો.

"લખેલું" "લેખ." — (૨૧) "લખેલું" અને "લેખ" આ શબ્દોમાં જે જે રીતે શબ્દો અથવા આંકડા કાગળ ઉપર દરશાવી શકાય છે, તે તે રીતનો સમાવેશ થાય છે.

પરીશીષ્ટો આ આકટનો ભાગ છે એમ સમજીને તેઓનો અર્થ કરવો. — ૪. પરીશીષ્ટો તથા તેઓમાંની દરએક વાત આ આકટનો ભાગ છે એમ સમજીને તેઓનો અરથ કરવો.



## ભાગ ૨ જો.

### સ્ટાંપ ડયુટી (સ્ટાંપનો કર.)

#### અ ડયુટી બાબત દસ્તાવેજની પાત્રતા વીશે.

ડયુટી આર્જ થવા ને પાત્ર હોય તેવા દસ્તાવેજ. — ૫ હેઠળ લખેલા દરેક દસ્તાવેજોની યોગીય ડયુટી તરીકે જે રકમ પહેલાં પરીશીષ્ટમાં દરશાવી છે તેટલી ડયુટીની રકમ આરજ થવાને તે દસ્તાવેજ પાત્ર છે એમ સમજવું પણ તેઓને બીજા પરીસીષ્ટમાંની માફી લાગુ રહેશે,

(અ) જે જે દસ્તાવેજ પેહેલા પરીસીષ્ટમાં લખ્યોછે તથા જે કોઈ પણ સખસે અગાઉ કરી આપીયો ન હોય અને તે સન ૧૮૭૯ના એપ્રીલ મહીનાની પેહેલા તારીખે અથવા તે તારીખ પછી બરીટીસ ઈંડીઆમાં કરવામાં આવે તે દસ્તાવેજ, તથા

(બ) દરેક બીલ આફ એકસચેંજ (હુંડી પતરી) અથવા ચેક અથવા પ્રામીસરી નોટ (વાપદાચીઠી) જે સદરહુ તારીખે અથવા તારીખ પછી બ્રીટીશ ઈંડીયાની બાહાર લખી હશે અથવા કરી હશે અને જે બ્રીટીશ ઈંડાયામાં સીકારી હશે અથવા તેનું નાણું આપીયું હશે અથવા સીકારવા સારૂ અથવા અવેજ મળવા સારૂ દેખાડા હશે અથવા જેની ઉપર શેરો લખ્યો હશે અથવા જે બીજાનાં નામ ઉપર કરી હશે અથવા બીજી રીતે વેચી હશે તે અને,

(ક) (બીલ આફ એકસચેંજ અથવા ચેક અથવા પ્રામીશરીનોટ શીવાય બીજા) પેહેલાં પરીશીષ્ટમાં લખેલો જે જે દસ્તાવેજ અગાઉ કોઈ પણ મનુષ્યે કરી આપ્યો ન હોય તથા જે સદરહુ તારીખે અથવા તે તારીખ પછી બ્રીટીઈંડાયાની બાહાર કરેલો હશે તથા જે બ્રીટીશ ઈંડીયા માંહેની મીલકત સંબંધી હશે અથવા બ્રીટીશ ઈંડીયામાં કરેલી અથવા કરવાની કોઈ બાંબત સંબંધી અથવા વાત સંબંધી હશે અને જે હીંદુસ્તાનમાં આવ્યો હશે તે તે દસ્તાવેજ.

એકજ કામમાં વાપરેલા કેટલા એક દસ્તાવેજ. — ૬. કોઈ પણ વેચાણની અથવા લીસની અથવા ગીરવી ખતની અથવા સેટલમેંટની બાબતમાં તે કામ પુરૂ કરવા સારૂ કેટલા એક દસ્તાવેજો કરયા હશે ત્યારે સદરહુ પ્રકારના કન્વેયન્સ બદલ

અથવા લીસ બદલ અથવા ગીરવી ખત બદલ અથવા સેટલમેંટ બદલ પેહેલાં પરીસીષ્ટમાં જે ડ્યુટી કહી છે તે ડ્યુટી ચારજ થવાને મુખ્ય દસ્તાવેજ માત્ર પાત્ર થશે. અને બીજા દસ્તાવેજોમાંના દરેક દસ્તાવેજ બદલ તે પરીસીષ્ટમાં જે ડ્યુટી કહી હસે તે (જો હોયતો) તે ડ્યુટીને બદલે એક રૂપેયો ડ્યુટી ચારજ થવાને તે દરેક બીજો દસ્તાવેજ પાત્ર થશે

સદરહુ પ્રમાણે કરેલા દસ્તાવેજોમાંથી આ કલમના કારણ સારૂ મુખ્ય દસ્તાવેજ કયો સમજવો તે પક્ષકારોને માંહો માંહે ઠરાવવાનો અધીકાર છે.

કેટલીએક જુદી જુદી બાબત સંબંધી દસ્તાવેજ.

૭. જેમાં કેટલીએક જુદી જુદી બાબતો સમાઈ હોય એવા અથવા કેટલીએક જુદી જુદી બાબતનો સંબંધી હોય એવા કોઈ પણ દસ્તાવેજ સદરહુ પ્રકારની બાબતોમાંથી એક બાબત સમાઈ હોય, એવા અથવા એક એક બાબત સંબંધી હોય એવા દરેક જુદા જુદા દસ્તાવેજ આ આકટ પ્રમાણે જે ડ્યુટી ચાર્જ થવાને પાત્ર હશે તે ડ્યુટીની એકંદર રકમ ચાર્જ થવાને પાત્ર થશે એમ સમજવું.

પેહેલા પરીશીષ્ટમાંની જુદી જુદી બાબા લાગુ હોય એવા દસ્તાવેજ.

કોઈ પણ દસ્તાવેજ પેહેલા પરિશિષ્ટમાંની બે અથવા વધારે બાબા લાગુ રહે એવી રીત તૈયાર કર્યો હોય તે તે પરિશિષ્ટ મુજબ જે ડ્યુટી ચાર્જ થવા પાત્ર હશે તે જુદી જુદી હોય તે પ્રસંગે તે દસ્તાવેજ આ કલમની પેહેલી રકમ માંહેલા ઠરાવ લાગુ રહીને તે ડ્યુટીમાંથી સૌથી વધારે ડ્યુટી ચારજ થવાને પાત્ર થસે પણ જે કોઈ દસ્તાવેજ ડ્યુટી ચારજ થવાને પાત્ર હશે અને તેને માટે યોગ્ય ડ્યુટી આપી હસે તે દસ્તાવેજનો સામો લેખ અથવા ડુપ્લીકેટ (બીજી પ્રત) આ આકટમાંના કોઈપણ ઠરાવ ઉપરથી એક રૂપીઆ કરતાં વધારે ડ્યુટી ચારજ થવાને પાત્ર થશે એમ સમજવું નહી.

ડ્યુટીનો દર ઓછો અથવા માફ કરવાનો અધીકાર.

૮. ઈંડિઆ ગેઝેટમાં હુકમ પ્રસિદ્ધ કરી નિચે પ્રમાણે કરવાનો અધીકાર ગવરનર ઈનકૌંસીલને છે.

(અ) કોઈ પણ દસ્તાવેજ અથવા ફલાણા વિશેષ વર્ગના દસ્તાવેજ અથવા તે વર્ગ માંહેના દસ્તાવેજમાંથી કોઈ પણ દસ્તાવેજો અથવા કોઈ પણ વિશેષ વર્ગના માણસોએ કે માણસોને અથવા તે વર્ગના કોઈ માણસોએ કે માણસોને કોઈ પણ દસ્તાવેજ કરી આપ્યો હોય ત્યારે તે દસ્તાવેજો જે ડ્યુટી ચાર્જ થવાને પાત્ર છે તે આખા બ્રીટીશ ઈંડીઆમાં અથવા તેના હરકોઈ ભાગમાં આવતી કોઈ પણ તારીખથી અથવા ગએલી કોઈ પણ તારીખથી ઓછી કરવાને અથવા માફ કરવાને અને,

(બ) આ કલમ પ્રમાણે જેટલો અધીકાર આપ્યો છે તેટલા અધીકાર સુધી તે હુકમ તેજ પ્રમાણે રદ કરવાને અથવા તેમાં ફેરફાર કરવાને તેઓને અધીકાર છે.

## ૨ સ્ટાંપ તથા તેનો ઉપયોગ કરવાની રીત વિશે.

ડ્યુટી શી રીત આપવી.

૯. આ આકટમાં ખસૂસ બીજી રીતનો ઠરાવ કર્યો છે તે બા રેજ કરીને કોઈ પણ દસ્તાવેજ જે સ્ટાંપ ડ્યુટી ચાર્જ થવાને પા

જે હશે તે સંપળી ડયુટી આપવી જોઈએ, અને સદરહુ પ્રમાણે તે આપ્યાનું સદરહુ પ્રકારના દસ્તાવેજો ઉપર સ્ટાંપ વડે હેઠળ લખ્યા પ્રમાણે દરસાવવું.

(અ) આ આકટ માંહેના ઠરાવ પ્રમાણે અથવા

(બ) સદરહુ પ્રકારનો ઠરાવ તેઓને લાગુ ન હોય ત્યારે ગવરનર જનરલ ઇનકૌન્સીલ કાનુન કરીને ફરમાવે તે કાનુન પ્રમાણે દરસાવવું.

આ કલમ મુજબ કરેલી કાનુનોમાં બીજી બાબતોનું નીયમન કર્યું હોય તેમાંની એ લખેલી બાબતોનું નીયમન કરવાનો અધીકાર છે એટલે,

(૧) દરેક જાતના દસ્તાવેજને પ્રસંગે—જે સ્ટાંપ વાપરવાનો અધીકાર હોય તે સ્ટાંપનો પ્રકાર.

(૨) મારેલા સ્ટાંપ વડે સ્ટાંપવાળા દસ્તાવેજને પ્રસંગે—કેટલા સ્ટાંપનો ઉપયોગ કરવાનો અધિકાર છે તેની સંખ્યા.

(૩) હુંડીને પ્રસંગે—જે કાગળપર તે લખવાની હોય તેજ કાગળની લંબાઈ અને પોહોળાઈ.

વળગે તેવા સ્ટાંપનો ઉપયોગ.

૧૦. હેઠલ લખેલા દસ્તાવેજો ઉપર વળગે તેવા સ્ટાંપ લગાડવાનો અધિકાર છે, એટલે,

(અ) જે બીલ આફ એકુસચેંજનો અવેજ માગે ત્યારે આપવો પડે તેવા બીલ બારેજ કરી બીજી રીતે અવેજ આપવાના જે બીલ હશે અને જેના ×સેટ લખ્યા હશે તે બીલની નકલો બારેજ કરી જે દસ્તાવેજ એક આનો ડયુટી ચાર્જ થવા પાત્ર હશે તે દસ્તાવેજ.

(બ) બ્રીટીસ ઇંડીયાની બહાર લખેલા અથવા કરેલા બીલ આફ એકસચેંજ (હુંડી પત્રી) તથા ચેક તથા પ્રામીશરી નોટ (વાયદાચીઠી) અને

(ક) હાઈકોરટના રોલમાં (પટમાં) આડવોકેટ અથવા વકીલ અથવા અટરની તરીકે નામ દાખલ કરવાનો લેખ.

(ડ) નોટરી પબલીક એઓએ કરી આપેલો લેખ અને

(ઇ) પબ્લીક કંપનીઓના તથા આશોસીએશનના (મંડળીના) શેર શેરો બખીને બીજાને નામે ચડાવી આપવાના લેખ.

વળગે તેવા સ્ટાંપ રદ કરવા.

૧૧. જે કોઇ દસ્તાવેજ ડીયુટી ચાર્જ થવાને પાત્ર હોય અને કોઈ સખસે કરી આપ્યો હશે તેની ઉપર જે કોઈ સખસે કોઈ પણ વળગે તેવા સ્ટાંપ ચોહોડયા હશે તે ચોડતી વખતે તણે હેઠલ લખેલી રીતે રદ કરવો, એટલેઃ—તે સ્ટાંપનો ફરીથી ઉપયોગ ન કરી શકાય એવી રીતે રદ કરવો.

અને વળગે એવા સ્ટાંપ લગાડેલા કોઈપણ કાગળ ઉપર જે કોઈ સખસ કોઈ પણ દસ્તાવેજ કરી આપશે ત્યારે સદરહુ સ્ટાંપ ઉપર કહેલી રીતે રદ કરયો ન હોય તો તણે તે કરી આપતી વેળાએ તે સ્ટાંપનો ફરીથી ઉપયોગ કરી ન શકાય એવી રીતે તે

---

×ટીપ—સેટ એટલે એક હુંડીની બે અથવા ત્રણ નકલો મળીને સેટ થાય છે.

સ્ટાંપ રદ કરવો જોઈએ. કોઈ દસ્તાવેજ ઉપર વળગેં તેવો સ્ટાંપ હોય ને તે સ્ટાંપનો ફરીથી ઉપયોગ ન કરી શકાય એવી રીતે તે સ્ટાંપ રદ કરયો ન હશે તો તે દસ્તાવેજ તે સ્ટાંપનો સંબંધ છે તેટલે સુધી સ્ટાંપ વગરનો છે એમ સમજવું.

*મારેલા સ્ટાંપવાળા કાગળ ઉપર દસ્તાવેજ શી રીતે લખવા*

૧૨. મારેલા સ્ટાંપના કાગળ ઉપર લખવાનો દરએક દસ્તાવેજ હેઠળ લખેલી રીતે લખવો એટલે તે દસ્તાવેજની ઉપલી બાજુએ સ્ટાંપ દેખાય તથા બીજા કોઈપણ દસ્તાવેજ સારૂ તે સ્ટાંપનો ઉપયોગ ન કરી શકાય. અથવા બીજા કોઈપણ દસ્તાવેજને તે ન લગાડી શકાય એવી રીતે તે લખવો.

*એક સ્ટાંપ ઉપર એક દસ્તાવેજ જોઈએ.*

૧૩ ડયુટી ચાર્જ થવાને પાત્ર હોય એવો કોઈ દસ્તાવેજ સ્ટાંપના જે કાગળ ઉપર લખેલો હશે તે કાગળ ઉપર જે બીજો દસ્તાવેજ ડયુટી ચાર્જ થવાને પાત્ર હશે તેવો બીજો કોઈ દસ્તાવેજ લખવો નહી પણ એવું ઠરાવ્યું છે કે કોઈપણ સેરાપર યોગ્ય રીતે સ્ટાંપ મારયો હશે અથવા જે ડયુટી ચારજ થવાને પાત્ર ન હશે તે શેરો કોઈપણ હક દસ્તાવેજ ઉપરથા ઉત્પન્ન થતો હોય અથવા સાબીત થતો હોય તે હક બીજાના નામ ઉપર કરી આપવા સારૂ અથવા જે પઈસા આપવાનું અથવા માલ સ્વાધીન કરવાનું તે દસ્તાવેજમાં લખ્યું હશે તે પઈસા અથવ માલ પોહોચવાનું કબુલ કરવા સારૂ તે દસ્તાવેજ ઉપર (તે શેરો) લખવાની આ કલમમાંના કોઈપણ ઠરાવ ઉપરથી મના કરીછે એમ સમજવું નહી.

*૧૨ મી અથવા ૧૩ મી કલમથી ઉલટી રીતે લખેલા દસ્તાવેજ વગર સ્ટાંપના છે એમ સમજવું.*

૧૪. બારમી અથવા તેરમી કલમથી ઉલટી રીતે લખેલો દરેક દસ્તાવેજ વગર સ્ટાંપનો છે એમ સમજવું.

*ડયુટી દર્શાવવી.*

૧૫. કોઈ દસ્તાવેજ ડયુટી ચાર્જ થવાને પાત્ર હશે તે અથવા દસ્તાવેજને ડયુટાની માફી હશે તે, બીજા દસ્તાવેજ બદ્દલ આપેલી ડયુટી ઉપર કોઈપણ રીતે આધાર રાખતી હશે ત્યારે બીજા દસ્તાવેજ બદ્દલની ડયુટી આપ્યાનું કલેકટરને લખીને અરજી કરસે તો તથા બેઉ દસ્તાવેજો હાજર કરશે તો તે પ્રથમ કહેલા દસ્તાવેજ ઉપર ગવરનર જનરલ ઈન્કાંન્સીલ કાનુન કરીને ફરમાવસે તે રીતે તે સદરહુ પ્રકારના દરશાવવું.

## क. દસ્તાવેજ ઉપર સ્ટાંપ મારવાની વખત બાબત.

*બ્રીટીશ ઈંડીયામાં કરી આપવાના દસ્તાવેજ.*

૧૬. જે દસ્તાવેજ ઉપર ડયુટી ચાર્જ થવાને પાત્ર હશે તથા જે બ્રીટીસ ઈંડીયામાં કોઈ પણ મનુષ્યે કરી આપવાના હશે તેઓની ઉપર તે કરી આપવાની અગાઉ અથવા તે કરી આપતી વખતે સ્ટાંપ મારવો જોઈએ.

*બીલો તથા ચેક તથા નોટ સીવાય બ્રીટીસ ઈંડીયાની બાહાર કરેલા બીજા દસ્તાવેજ.*

૧૭. ડયુટી ચાર્જ થવાને પાત્ર હોય એવો જે જે દસ્તાવેજ માત્ર બ્રીટીશ ઈંડીયાની બાહાર કરેલો હશે તથા જે બીલ આફ એકસચેંજ અથવા ચેક અથવા પ્રામીસરી નોટ નહી હશે તે બ્રીટીસ ઈંડીયામાં પ્રથમ આવ્યા પછી ત્રણ મહીનાની અંદર તેની ઉપર સ્ટાંપ મારવાનો અધીકાર છે. અથવા સદરહુ પ્રકારના દસ્તાવેજ બદલ કહેલા સ્ટાંપના પ્રકાર પ્રમાણે સદરહુ પ્રકારના દસ્તાવેજ ઉપર ખાનગી સબબસથી યોગ્ય રીતે સ્ટાંપ મારી શકાતો ન હોય ત્યારે તે ત્રણ મહીનાની સદરહુ મુદતમાં કલેકટર પાસે લઈ જવાનો અધીકાર છે. અને સદરહુ પ્રકારનો દસ્તાવેજ સદરહુ પ્રમાણે લઈ જનાર જે કીમતનો સ્ટાંપ માગે તથા જે બાબત નાણું આપે તે કીમતનો સ્ટાંપ કલેકટરે તે દસ્તાવેજ ઉપર ગવરનર જનરલ ઈન કાઉન્સીલ કાનુન કરીને ફરમાવે તે રીતે મારવો.

*બ્રીટીશ ઈંડીયા બાહાર લખેલા બીલો તથા ચેક તથા નોટ.*

૧૮. બ્રીટીશ ઈંડીયા બાહાર લખેલું અથવા કરેલું કોઈ બીલ આફ એકસચેંજ અથવા ચેક અથવા પ્રામીસરી નોટ બ્રીટીશ ઈંડીયામાં પ્રથમ ધારણ કરનારનારાએ બ્રીટીશ ઈંડીયામાં તે સીકારવા સારૂ અથવા અવેજ મળવા સારૂ દેખાડયા પેહેલાં અથવા તેની પાછળ શેરો લખ્યા પેહેલાં અથવા તે બીજાના નામ ઉપર કરી આપ્યા પેહેલાં અથવા બીજી રીતે વેચ્યા પેહેલાં તેની ઉપર યોગ્ય સ્ટાંપ લગાડવો જોઈએ તથા તે રદ કરવો જોઈએ.

પણ એહેવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારનું કોઈપણ બીલ અથવા ચેક અથવા નોટ કોઈપણ ધારણ કરનારના હાથમાં બ્રીટીશ ઈંડીયામાં આવશે તે વખતે તેની ઉપર વળગે તવો યોગ્ય સ્ટાંપ લગાડયો હશે તથા અગીયારમી કલમમાં કહેલી રીતે રદ કરેલો હશે અને તે સ્ટાંપ આ આ આકટમાં જે માણસે જે વખતે મારવો અથવા રદ કરવો એવું કહ્યું છે તે માણસ શીવાય બીજા માણસે તથા તે વખત શીવાય બીજી વખતે મારયો છે અથવા રદ કરયો છે એહેવું લાગવાનો સદરહુ પ્રકારના ધારણ કરનારને સબબ નહી હશે તો તે સ્ટાંપ સદરહુ પ્રકારના ધારણ કરનારના સંબંધ જેટલોજ, યોગ્ય રીતે લગાડયો છે તથા રદ કરયો છે એમ સમજવું. પણ સ્ટાંપ લગાડવાનું અથવા રદ કરવાનું વર્જ કરયા બદલ કોઈપણ માણસ ઉપર દંડનો પેચ આવ્યો હશે તેમાંથી તે આ વીશેષ ઠરાવમાંની કોઈપણ વાત ઉપરથી છુટે છે એમ સમજવું નહી.

## ક ડયુટી સારૂ કીમત કરવા બાબત.

*કુટલી એક ચલણીમાં લખેલો રકમનો હીસાબ બીજી ચલણીમાં કરવો.*

૧૯. જે રકમ પાંઉડ સ્ટલીંગ અથવા પાંઉડ કરન્સી અથવા ફ્રાંક અથવા ડાલર, એહેવા નાણાંમાં લખી હોય ત્યારે તે રકમ બાબત કીમત પ્રમાણે ડયુટી ચાર્જ થવા પાત્ર હોય તેવો દસ્તાવેજ હશે ત્યારે હીસાબ કરીને ડયુટી ઠરાવવી તે બ્રીટીશ ઈંડીયાના ચાલુ નાણાં પ્રમાણે સદરહુ પ્રકારના નાણાંની કીમત હેઠળ લખેલા પરીમાણ મુજબ થતી હશે તે કીમત પ્રમાણે હીસાબ કરી ઠરાવવી.

એક પાઉંડ સ્ટર્લીંગ અથવા પાઉંડ કરન્સી દશ રૂપીઆ બરોબર છે.

સો ફ્રાંક ચાળીસ રૂપીઆ બરોબર છે.

એક મેકસીકન ડાલર અથવા ચીનાઈ ડાલર સવાબે રૂપીઆ બરોબર છે.

બીજી પારકી ચલણીમાં લખેલી રકમનો હીસાબ બીજી ચલણીમાં કરવો.

૨૦ જે નાણું બીજા કોઈ પરરાજની અથવા કાલનીની ચલણીમાં લખ્યું હોય તે નાણાં બાબત કીમત પ્રમાણે ડયુટીચારજ થવાને પાત્ર હોય તેવો દસ્તાવેજ હશે ત્યારે સદરહુ પ્રકારની ડયુટી હીસાબ કરી ઠરાવવી તે દસ્તાવેજની તારીખે સદરહુ પ્રકારનાં નાણાંની કીમત વટાવના ચાલુ દર પ્રમાણે બ્રીટીશ ઈંડીઆના ચલણી નાણાંમાં થતી હશે તે કીમત મુજબ હીસાબ કરી ઠરાવવી.

સ્ટાકની તથા બજારમાં વેચી શકાય એવી સીકયુરીટીની કીમત કરવી.

૨૧ કોઈ સ્ટાક બાબત (ભાગ બાબત) અથવા બજારમાં વેચી શકાય એવી સીકયુરીટી (નાણાંના દસ્તાવેજ) બાબત કીંમત પ્રમાણે ડયુટી ચારજ થવા પાત્ર હોય એવા દસ્તાવેજ હોય ત્યારે સદરહુ પ્રકારની ડયુટી હીસાબ કરીને ઠરાવવી તે સદરહુ પ્રકારના સ્ટાકનો અથવા સીકયુરીટીનો તે દસ્તાવેજની તારીખે અજમાસે ભાવ હશે તે ભાવ પ્રમાણે તે સ્ટાકની અથવા સીકયુરીટીની કીમત થતી હશે તે કીમત પ્રમાણે હીસાબ કરી ઠરાવવી.

વટાવના દર અથવા અજમાસે ભાવ લખવાનું ફળ.

૨૨ કોઈ દસ્તાવેજમાં પ્રસંગ પ્રમાણે વટાવના ચાલુ દર અથવા અજમાસે ભાવ લખ્યો હશે તથા તે લખ્યા પ્રમાણે તે દસ્તાવેજ ઉપર સ્ટાંપ મારયો હશે ત્યારે તે દસ્તાવેજ ઉપર તે લખાણના વીષય જેટલોજ યોગ્ય રીતે સ્ટાંપ મારયો છે એમ એનાથી ઉલટું સાબીત કરી આપવામાં આવે ત્યાં સુધી સીદ્ધવત સમજવું.

વ્યાજ મળવાના દસ્તાવેજ.

૨૩ દસ્તાવેજની સરત ઉપરથી વ્યાજ આપવાનું ખસુસ ઠરાવ્યું હોય ત્યારે તે દસ્તાવેજમાં વ્યાજ લખ્યું નહી હોત તો તે દસ્તાવેજ જેટલી ડયુટી ચારજ થવાને પાત્ર થાત તે કરતાં વતી ડયુટી ચારજ થવાને તે દસ્તાવેજ પાત્ર થશે નહી.

કરજના અવેજમાં ટરાનસફર હશે તેના ઉપર અથવા આગળ અવેજ આપવાનો હોય તે વાત વગેરે લાગુ હોય તેવાં ટરાન્સફર ઉપર ડયુટી કેમ ચારજ કરવી.

૨૪ કોઈ માણસનું કાંઈ લેહેણું હશે તે સઘળા લેહેણાના અવેજમાં અથવા તેના કાંઈ ભાગના અવેજમાં કોઈ મીલકત તે માણસને ટરાન્સફર કરી આપી હશે ત્યારે અથવા તે મીલકત ઉપર કાંઈ નાણાંનો અથવા સ્ટાકનો ચારજ અથવા દેણાનો બોજો હશે કે નહી હશે, થતો હશે કે નહીં હશે, તે નાણું અથવા સ્ટાક બચીત અથવા અદૃષ્ટાધીન વાત ઉપર આધાર રાખીને આપવાની અથવા બીજાને ટરાન્સફર કરવાની (નામે કરવાની) વાત લાગુ રહીને તે મીલકત કોઈ માણસને ટરાન્સફર કરી (કરી આપી) હશે ત્યારે જે વેચાણના અવેજ બદલ તે ટાન્સફર (કરી આપવાનો લેખ) કીમત પ્રમાણે ડયુટી ચારજ થવાને પાત્ર થશે તે અવેજ પ્રસંગ પ્રમાણે સઘળો અથવા

ધારો (જેમ હોય તેમ) સદરહુ પ્રકારનું ઘેહેણું અથવા નાણું અથવા સટાક છે એમ સમજવું.

**આન્યુંઇટી વગેરે ને પરસંગે કીંમત કરવી.**

૨૫. આન્યુઇટી આપવાબાબત અથવા મુદતે મુદતે આપવાની બીજી રકમ આપવાનું નીશ્ચીત કરવા સારૂ કોઇ દસ્તાવેજ કરી આપ્યો હશે અથવા કન્વેયન્સનો અવેજ આન્યુઇટી અથવા મુદતે મુદતે આપવાની બીજી રકમ હશે, ત્યારે સદરહુ પ્રકારના દસ્તાવેજ ઉપરથી નીશ્ચીત કરેલી રકમ અથવા સદરહુ પ્રકારના કન્વેયનસનો અવેજ (પ્રસંગ પ્રમાણે જેમ હોય તેમ) આ આકટના કારણ સારૂ નિચે પ્રમાણે છે એમ સમજવું એટલે:—

(અ) રકમ નીયમીત મુદત સુધી આપવાની હશે અને તેથી કરીને આપવાની કુલ એકંદર રકમ અગાઉથી ઠરાવી શકાતી હશે ત્યારે તે કુલ એકંદર રકમ સમજવી; તથા

(બ) રકમ નીરંતર આપવાની હશે અથવા સદરહુ પ્રકારનો દસ્તાવેજ અથવા કન્વેયન્સ કરી આપ્યાની તારીખે હયાતીમાં હોય એવા કોઇ જીવની સાથે આખર થનાર નહી હોય એવી અનિયમિત મુદત સુધી આપવાની હશે ત્યારે સદરહુ પ્રકારના દસ્તાવેજની અથવા કન્વેયન્સની તારીખથી આગળ વિશ વરસની મુદત સુધી સદરહુ પ્રકારના દસ્તાવેજની અથવા કન્વેયન્સની સરત પ્રમાણે જે કુલ એકંદર રકમ આપવાની થાય અથવા આપવાની થઇ સકે તે કુલ એકંદર રકમ સમજવી.

(ક) સદરહુ પ્રકારના દસ્તાવેજની અથવા કન્વેયન્સની તારીખે હયાતીમાં હોય એવા કોઇ જીવની સાથે આખર થનાર હોય એવી અનિયમિત મુદત સુધી આપવાની સદરહુ પ્રકારની રકમ હશે ત્યારે સદરહુ પ્રકારના દસ્તાવેજની અથવા કન્વેયન્સની તારીખ પછી બાર વરસની મુદત સુધી જે કુલ એકંદર રકમ સદરહુ પ્રમાણે આપવાની થાય અથવા આપવાની થઇ સકે તે કુલ એકંદર રકમ સમજવી.

**વીષયની કીંમત ઠરાવી શકાતી નહી હોય ત્યારે સ્ટાંપ.**

૨૬ કીંમત પ્રમાણે ડયુટી ચાર્જ થવાને પાત્ર હોય એવા કોઇ પણ દસ્તાવેજના વિષયની રકમ અથવા કીંમત તે કરી આપવાની તારીખે અથવા તેની ઉપર પેહેલી સહી થયાની તારીખે ઠરાવી શકાતી નહી હોય અથવા (આ આકટ અમલમાં આવ્યાની અગાઉ કરી આપેલા દસ્તાવેજને પ્રસંગે) ઠરાવી શકાઇ નહી હોય ત્યારે તે દસ્તાવેજ ઉપરથી હેઠળ લખેલી મોટામાં મોટી રકમ કરતાં અથવા કીંમતના કરતાં કાંઇ વધારે દાવો કરી શકાશે નહી એટલે જે મોટામાં મોટી રકમ અથવા કીંમત તે જાતના દસ્તાવેજમાં લખાં હોત તો જે સ્ટાંપનો વાસ્તવીક ઉપયોગ કરયો હસે તે સ્ટાંપ તે રકમ બાબત અથવા કીંમત બાબત સદરહુ પ્રમાણે કરી આપવાની તારીખે પુરતો થાય તે મોટામાં મોટી રકમ કરતાં અથવા કીંમતના કરતાં વધારે રકમનો અથવા કીંમતનો સદરહુ પ્રકારના દસ્તાવેજ ઉપરથી દાવો કરી શકાશે નહી.

**જે વાત્રા ઉપરથી ડયુટી વતી ઓછી**

૨૭ જે અવેજ ઉપરથી (જો હોય તો) અને જે વાત તથા હકીકત ઉપરથી કોઇ દસ્તાવેજની ડયુટી પડવાની પાત્રતા વતી ઓ

થાય છે તે વાતો દસ્તાવેજમાં લખવી.

છી થતી હશે તે અવેજ અને તે સઘળી વાત અને હકીકત અથવા જે ડ્યુટી દસ્તાવેજ ઉપર ચારજ થવાને પાત્ર હશે તે ડ્યુટીની રકમ તે દસ્તાવેજમાં પુરેપુરી તથા ખરેખરી લખવી જોઈએ.

કેટલાએક કન્વેયન્સને પ્રસંગે ડ્યુટી બાબતનો હુકમ.

૨૮. (અ) કોઈ આખી મીલકત બદલ એકજ ખરીદીનો અવેજ લઈને તે વેચવાનો કરાર કરયો હશે તથા તે મીલકત જુદા જુદા ભાગ કરીને જુદા જુદા દસ્તાવેજથી ખરીદ કરનારને કન્વે કરી આપી હશે ત્યારે પક્ષકારોને હેઠળ લખ્યા પ્રમાણે યોગ્ય લાગે તે રીતે ખરીદીના અવેજના ભાગ કરવા એટલેઃ—દરએક જુદા જુદા ભાગના સંબંધના કન્વેયન્સમાં તે તે ભાગનો જુદો જુદો ખરીદીનો અવેજ લખી સકાય એવી રીતે ભાગ કરવા; અને સદરહુ પ્રકારના કન્વેયન્સ સદરહુ પ્રકારના જુદા જુદા ખરીદીના અવેજ બાબત કીંમત પ્રમાણે ડ્યુટી ચારજ થવા પાત્ર થશે.

(બ) આખી મીલકત બદલ એકજ ખરીદીનો અવેજ આપીને તે વેચાતી લેવાનો બે અથવા વત્તાં માણસોએ સામાઈક કરાર કરયો હશે અથવા કોઈ માણસે ખુદ પોતાને વાસ્તે તથા બીજા માણસોને વાસ્તે કરાર કરયો હશે અથવા તદન બીજાઓને માટે કરાર કરયો હશે તે મીલકત જે માણસોએ અથવા માણસો સારૂ ખરીદીના અવેજના જુદા જુદા ભાગથી વેચાતી લીધી તે માણસોને તે મીલકત જુદા જુદા દસ્તાવેજથી કડકે કડકે કન્વે કરી આપી હશે ત્યારે દરએક જુદા કડકાના કન્વેયન્સ તેમાં નીરદીષ્ટ કરેલા ખરીદીના અવેજના જુદા જુદા ભાગ બાબત કીંમત પ્રમાણે ડ્યુટી ચારજ થવાને પાત્ર થશે.

(ક) કોઈ મીલકત ખરીદ કરવાનો કોઈ માણસે કરાર કરયો હશે પણ તેનુ કન્વેયનસ તેને મળ્યું નહી હોય ને તે માણસ તે મીલકત બીજા કોઈ માણસને વેચવાનો કરાર કરશે અને તેથી તે મીલકત તાબડતોબ તે પેટા ખરીદદારને કન્વે કરી આપવામાં આવશે ત્યારે તે કન્વેયન્સ. અસલ ખરીદ કરનારાએ પેટા ખરીદદારને વેચ્યા બદલના વેચાણના અવેજ બાબત કીંમત પ્રમાણે ડ્યુટી ચાર્જ થવાને પાત્ર થશે.

(ડ) કોઈ મીલકત ખરીદ કરવાનો કરાર કોઈ માણસે કરયો હશે પણ તને તેનું કન્વેયન્સ મળ્યું નહી હોય ને તે, તે સઘળી અથવા તેનો કોઈ પણ ભાગ કોઈ બીજા માણસને અથવા માણસોને વેચવાનો કરાર કરશે અને તેથી તે મીલકત અસલનો વેચનાર ભાગ કરીને જુદા જુદા માણસને કન્વે કરી આપશે ત્યારે પેટા ખરીદદારને વેચેલા દર એક ભાગનું કન્વેયન્સ હેઠળ લખ્યા પ્રમાણે ડ્યુટી ચારજ થવાને પાત્ર થસે એટલે અસલ ખરીદીના અવેજની રકમ ઉપર અથવા કીંમત ઉપર લક્ષ ન આપતાં સદરહુ પ્રકારના પેટા ખરીદદારે આપેલા ખરીદીનાં અવેજ ઉપરજ કીંમત પ્રમાણે ડ્યુટી ચારજ થવાને પાત્ર થશે અને સદરહુ પ્રકારની મીલકતના બાકી રહેલા (રહ્યો હોય તો) ભાગનું કન્વેયન્સ અસલ ખરીદદારને કરી આપવાનું હોય તે પેટા ખરીદદારે આપેલા ખરીદીના અવેજનું જે કુલ એકંદર આપવાનું હશે તેના કરતાં અસલ ખરીદીનો અવેજ જેટલો વત્તો હશે તેટલા વત્તા અવેજ ઉપરજ માત્ર કીંમત પ્રમાણે ડ્યુટી ચારજ થવાને પાત્ર થશે.

પણ એવું ઠરાવ્યું છે કે ઉપર છેલ્લાં કહેલાં કન્વેયન્સ ઉપરની ડ્યુટી કોઈ પણ

પ્રસંગે કીમત એક રૂપીયાથી ઓછી નહી જોઇયે.

(ઇ) કોઇ પેટા ખરીદદાર પોતાને પ્રત્યક્ષ વેચનાર માણસના હક્ક સબંધનું કન્વેયન્સ ખરેખર લેશે અને તે કન્વેયન્સ તણે ખરીદીનો અવેજ આપ્યો હશે તે બાબત કીંમત પ્રમાણે ડયુટી ચાર્જ થવા પાત્ર હશે તથા તે પ્રમાણે તેની ઉપર યોગ્ય રીતે સ્ટાંપ મારેયો હશે ત્યારે તેજ મીલકતનું, આગળ કાંઈ કન્વેયન્સ તેને અસલના વેચનારે કરી આપવાનું હોય તે સદરહુ પ્રકારના અસલના વેચનારને જે ખરીદીનો અવેજ મળ્યો હશે તે અવેજના કન્વેયન્સ જે ડયુટી ચાર્જ થવાને પાત્ર થાત તે ડયુટી જેટલી ડયુટી ચાર્જ થવાને પાત્ર થશે અથવા સદરહુ પ્રકારની ડયુટી પાંચ રૂપીયા કરતાં વધારે હોય ત્યારે પાંચ રૂપીયા ડયુટી ચાર્જ કરવામાં આવશે.

### ૬ ડયુટી કોણે આપવી.

ડયુટી કોણે આપવી. — ૨૯ બીજી રીતનો કરાર નહી હોય તો યોગ્ય સ્ટાંપ પુરી પાડવાનો ખરચ.

(અ) પેહેલા પરીશીષ્ટના નંબર ૨ તથા ૧૧ તથા ૧૩ તથા ૧૪ તથા ૧૫ તથા ૨૪ તથા ૨૮ તથા ૨૯ તથા ૩૦ તથા ૪૪ તથા ૫૩ તથા ૫૪ તથા ૫૫ તથા ૫૭ નંબર ઉપર અને ૬૦ મા નંબરની અ તથા બ રકમમાં દસ્તાવેજની વ્યાખ્યા લખી છે તેવા કોઇ પણ દસ્તાવેજને પ્રસંગે તે દસ્તાવેજ લખનાર અથવા કરી આપનાર માણસે આપવી જોઇએ.

(બ) વીમાની પાલેશી (ખત) ને પ્રસંગે વીમો ઉતરાવનારે, તથા

(ક) કન્વેયન્સને પ્રસંગે કન્વેયન્સ જેને કરી આપ્યું હોય તેણે, લીસને પ્રસંગે અથવા લીસ કરી આપવાના કરારને પ્રસંગે લીસ લેનારાએ અથવા જેણે લેવાનું ધાર્યું હોય તેણે,

(ડ) લીસના સામા લેખને પ્રસંગે—લીસ આપનારે.

(ઇ) વેંહેચણના લેખને પ્રસંગે, તે લેખના પક્ષકારોએ તે લેખમાં લખેલી માલ મીલકતમાં પોતપોતાનો હીસ્સો હોય તે પ્રમાણે અથવા રેવેન્યુ અધીકારીએ કરેલો હુકમ બજવીને વેંહેચણ કરી હોય ત્યારે તે અધીકારી ફરમાવે તે પ્રમાણમાં,

(ફ) અદલાબદલીના ખતને પ્રસંગે તે ખતના પક્ષકારોએ સરખે હીસ્સે, અને,

(ગ) વેચાણના સરટીફીકેટને (દાખલાને) પ્રસંગે તે સરટીફીકેટ જે મીલકત સંબંધી હશે તે મીલકતના ખરીદદારે આપવો.

---

## ભાગ ૩ જો.

### સ્ટાંપ બાબત ઠરાવ કરવો.

યોગ્ય સ્ટાંપ કીયો એ બાબત ઠરાવ કરવો. — ૩૦ કોઈ દસ્તાવેજ કરી આપ્યો હોય કે નહી હોય તથા તેની ઉપર અગાઉ સ્ટાંપ મારયો હોય કે નહી હોય તે દસ્તાવેજ કલેકટરની પાસે લાવીને તે દસ્તાવેજ લાવનાર કલેકટરને અરજ કરશે કે એ દસ્તાવેજ જો ડયુટી ચારજ થવાને પાત્ર હોય તો કેટલી ડયુટી

ચારજ થવાને પાત્ર છે તથા (ઘણામાં ઘણી પાંચ રૂપીઆ કરતાં જ્યારે નહી હોય તથા આઠ આના કરતાં ઓછી નહી હોય એટલી રકમ કલેકટર ફરમાવશે તેટલી) ફી આપશે ત્યારે ફલાણી ડયુટીને તે દસ્તાવેજ પાત્ર છે એવુ કલેકટરનું મત હોય તે ડયુટી (પડતી હોય તો કલેકટરે ઠરાવવી. અને તે કારણ સારૂ હેઠળ લખ્યા પ્રમાણે હુકમ કરવાનો તેને અધીકાર છે એટલે તે દસ્તાવેજનો સારાંશ તથા ડયુટી ચારજ થવાની દસ્તાવેજની પાત્રતા હશે તે પાત્રતાને તથા તે દસ્તાવેજ જે જે ડયુટી થવાને પાત્ર હશે તે ડયુટીની રકમને લાગુ હોય એવી સઘળી વાત તથા હકીકતને દસ્તાવેજમાં પુરેપુરી તથા ખરેખરી લખી છે એવું સાબીત કરવા સારૂ પોતાને જરૂર લાગે તેવો સોગન પુર્વક અથવા પ્રતીજ્ઞા પુર્વક લેખ અથવા કોઈપણ બીજો પુરાવો પણ માગવાનો અધીકાર છે અને તે પ્રમાણે સદરહુ પ્રકારનો સારાંશ તથા પુરાવો આણી આપવામાં આવે ત્યાં સુધી સદરહુ પ્રકારની અરજી ઉપર કામ ચલાવવાની ના કહેવાનો અધીકાર છે.

સારાંસ તથા પુરાવો માગવાનો અધીકાર કલેકટરને છે

વીશેશ ઠરાવ.

પણ એવું ઠરાવ્યુંછે કે આ કલમ પ્રમાણે આપેલા પુરાવાનો ઉપયોગ તે દસ્તાવેજ સબંધી જે ચોકશી તે દસ્તાવેજની ડયુટીની પાત્રતા બાબત હશે તે ચોકસી શીવાય કોઈપણ માણસ ઉપર કાંઈ બીજુ દીવાની કામ ચાલશે તેમાં કરવો નહી. અને જે જે માણસે સદરહુ પ્રકારનો કાંઈપણ પુરાવો આપ્યો હશે તેણે તે પુરાવો જે દસ્તાવેજ સંબંધી હશે તે દસ્તાવેજ જે ડયુટી ચારજ થવાને પાત્ર હોય તે પુરેપુરી ડયુટી આપી એટલે સદરહુ પ્રકારની વાત પૈકી અથવા હકીકત પૈકી કોઈપણ વાત અથવા હકીકત તે દસ્તાવેજમાં ખરેખરી લખવાને વર્જ કરયા બદલ આ આકટ પ્રમાણે કાંઈ દંડનો પેચ તેના ઉપર આવ્યો હશે તેમાંથી તે મુક્ત થાય છે એમ સમજવું.

કલેકટરે આપવાની સરટીફીકેટ.

૩૧. ત્રીસમી કલમ મુજબ કલેકટરની પાસે આણેલો કોઈપણ દસ્તાવેજ ડયુટી ચારજ થવાને પાત્ર હોય એવા પ્રકારનો છે એવું તેઓનું અનુમત હોય, અને

(અ) તે દસ્તાવેજ ઉપર પુરેપુરો સ્ટાંપ મારયો છે એવું કલેકટર ઠરાવશે અથવા,

(બ) એકત્રીસમી કલમ પ્રમાણે કલેકટરે ઠરાવેલી ડયુટી આપી હશે અથવા જે રકમ, દસ્તાવેજ બદલ આપી ચુકેલી ડયુટીમાં મેળવી હોય તો, સદરહુ પ્રમાણે ઠરાવેલી ડયુટી જેટલી થાય તે રકમ આપી, એટલે

જે પુરેપુરી ડયુટી (રકમ લખવી) સદરહુ પ્રકારનો દસ્તાવેજ ચારજ થવાને પાત્ર છે તે આપી છે એવો તે દસ્તાવેજ ઉપર કલેકટરે શેરો કરીને દાખલો લખવો.

સદરહુ પ્રકારના દસ્તાવેજ ડયુટી ચાર્જ થવાને પાત્ર નથી એવું પોતાનું મત હોય ત્યારે તે દસ્તાવેજ સદરહુ પ્રમાણે પાત્ર નથી એવો દાખલો ઉપર કહેલીરીતે કલેકટરે લખવો.

આ કલમ મુજબ કાંઈ પણશેરો કોઈ દસ્તાવેજ ઉપર લખ્યો હશે તે દસ્તાવેજ ઉપર યોગ્ય રીત સ્ટાંપ મારયો છે અથવા તે ડયુટી ચાર્જ થવાને પાત્ર નથી એમ (પ્રસંગ

પ્રમાણે જેમ હોય તેમ) સમજવું અને ડયુટી ચાર્જ થવાને પાત્ર હશે તો તે પુરાવામાં અથવા બીજી રીતે લેવાને યોગ્ય થશે અને તે દસ્તાવેજ ઉપર પેહેલ વેહેલાંજ યોગ્ય રીતે સ્ટાંપ મારયો હોય તે પ્રમાણે તે ઉપરથી કામ ચલાવવાનો તથા તે નોંધવાનો અધીકારછે.

આ કલમમાંના કોઈ પણ ઠરાવ ઉપરથી હેઠળ લખેલા કોઈ પણ દસ્તાવેજ ઉપર શેરો કરવાનો કલેકટરને અધીકાર છે એમ સમજવું નહી.

(અ) બ્રીટીશ ઈંડીયામાં જે કોઈ દસ્તાવેજ કરી આપ્યો હશે અથવા જેની ઉપર પેહેલી સહી થઈ હશે તથા જે કરી આપ્યાની તારીખથી અથવા તેની ઉપર પેહેલી સહી થયાની તારીખથી (પ્રસંગ પ્રમાણે જેમ હોય તેમ] એક મહીનો થયા પછી પોતાની પાસે આણ્યો હશે તે દસ્તાવેજ ઉપર; અથવા

(બ) બ્રીટીશ ઈંડીયાની બાહાર જે દસ્તાવેજ કરી આપ્યો હશે અથવા જેની ઉપર પેહેલી સહી થઈ હશે તથા જે બ્રીટીશ ઈંડીયામાં પ્રથમ આવ્યાની તારીખથી ત્રણ મહીના થયા પછી પોતાની પાસે આણ્યો હશે તે દસ્તાવેજ ઉપર, અથવા

(ક) એક આનો ડયુટી ચાર્જ થવાને પાત્ર હોય તેવા કોઈ પણ દસ્તાવેજ અથવા કોઈ પણ બીલ ઓફ એકસચેંજ અથવા પ્રામીસરી નોટ યોગ્ય રીતે સ્ટાંપ ન મારેલા કાગળ ઉપર લખ્યા પછી અથવા કરી આપ્યા પછી પોતાની પાસે આણી હશે તે દસ્તાવેજ ઉપર અથવા બીલ ઓફ એકસચેંજ અથવા પ્રામીસરી નોટ ઉપર લખવો નહી.

૩૦ મી કલમ પ્રમાણે ફી આપવી. ૩૨. ત્રીસમી કલમ મુજબ ફી આપવાની હશે તે ગવરનર જનરલ ઈન કાઉન્સીલ કાનુન કરી તે ફરમાવશે તે પ્રમાણે સ્ટાંપ વતે આપવી અથવા નગદ આપવી.

—◦◦◦—

## ભાગ ૪ થો.

### યોગ્ય રીતે સ્ટાંપ નહી મારેલા દસ્તાવેજ.

દસ્તાવેજ તપાસવો તથા અટકાવી રાખવો. ૩૩. કાયદા ઉપરથી અથવા પક્ષકારોની મંજુરીયત ઉપરથી પુરાવો લેવાનો અધીકાર હશે એવા જે માણસની પાસે અને:—

પોલીસના આફીસર શિવાય સરકારી હુદ્દો જે જે માણસને સ્વાધીન હશે તે તે માણસની પાશે,

તેના મત પ્રમાણે ડયુટી ચારજ થવાને પાત્ર હોય એવો કોઈ પણ દસ્તાવેજ તે પોતાનું કામ કરતો હશે તે દરમ્યાનમાં હાજર કરવામાં આવશે અથવા આવશે તે દસ્તાવેજ ઉપર યોગ્ય રીતે સ્ટાંપ મારયો નથી એવું તે માણસની નજરમાં આવે તો તેણે તે દસ્તાવેજ અટકાવી રાખવો.

સદરહુ કારણ સારૂ સદરહુ પ્રકારના હરેક માણસે સદરહુ પ્રમાણે ડયુટી ચારજ થવા પાત્ર હોય તેવો અને સદરહુ પ્રમાણે પોતાની પાસે હાજર કરેલો અથવા આવેલો દરેક દસ્તાવેજ હેઠળ લખેલા કારણ સારૂ તપાસવો એટલે તે દસ્તાવેજ કરી આપ્યો હોય તે વખતે અથવા તેની ઉપર પેહેલી સહી થઈ તે વખતે બ્રીટીશ ઈંડીયામાં જે કાયદો અ

મલમાં હશે તે કાયદા મુજબ જે કીમતનો અને પ્રકારનો સ્ટાંપ જરૂરનો હશે તે કીમતનો અને પ્રકારનો સ્ટાંપ તે ઉપર મારેલો છે કે નહી તે નક્કી કરવા સારૂ તપાસવો.

પણ એવું ઠરાવ્યું છે કે, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાના ચાળીસમા અથવા એકતાળીસમા બાબ પ્રમાણે અથવા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટસ આકટના અઢારમા બાબ પ્રમાણે ચાલેલાં કામ શીવાય કોઈ પણ બીજું કામ ચાલતું હશે ત્યારે પોતાની પાસે આવેલો કોઈ પણ દસ્તાવેજ તપાસવો અથવા અટકાવો રાખવો એ કોઈ પણ માજીસ્ટ્રેટને અથવા ફોજદારી કોર્ટના જડજને અવશ્ય છે એવું આ કલમના કોઈ પણ ઠરાવ ઉપરથી સમજવું નહી.

વળી એવું ઠરાવ્યું છે કે, હાઈકોર્ટના જડજને પ્રસંગે આ કલમ મુજબ કોઈ પણ દસ્તાવેજ તપાસવાનું અથવા અટકાવી રાખવાનું કામ જે અમલદારને તે કોર્ટ આ બાબત નીમે તેને સોંપવાનો અધીકાર છે.

સરકારી હુદ્દો જે માણસને સ્વાધીન હોય તે માણસ આ કલમના કારણ સારૂ કોને સમજવો એ, શંસયને પ્રસંગે વખતે વખતે ઠરાવવાનો અધીકાર સ્થાનીક સરકારને છે.

*યોગ્ય રીતે સ્ટાંપ નહી મારેલો દસ્તાવેજ પુરાવા વીગેરેમાં લેવાનો અધીકાર નથી*

૩૪. ડયુટી ચારજ થવાને પાત્ર હોય એવા કોઈ પણ દસ્તાવેજ ઉપર યોગ્ય રીતે સ્ટાંપ મારવા શીવાય તે દસ્તાવેજ જે કોઈ સખસને પુરાવો લેવાનો અધીકાર કાયદા ઉપરથી હોય અથવા પક્ષકારોની સંમતીથી હોય તેણે કોઈ પણ કારણ સારૂ પુરાવામાં લેવો નહી અથવા સદરહુ પ્રકારના કોઈ પણ સખસે અથવા કોઈ પણ સરકારી અમલદારે તે દસ્તાવેજ પ્રમાણે કરવું નહી અથવા તેનોંધવો નહી અથવા તે ખરો છે એવી તે પર સહી કરવી નહી.

*વીશેસ ઠરાવ.*

પણ એવું ઠરાવ્યું છે કેઃ—

*ડયુટી તથા દંડ આપશે તો દસ્તાવેજ (પુરાવામાં) લેવા યોગ્ય થશે.*

પેહેલું—એક આનોજ માત્ર ડયુટી ચારજ થવા પાત્ર હોય તેવો દસ્તાવેજ નહી હોય એવો અથવા બીલ આફ એકસચેંજ અથવા પ્રામીસરી નોટ નહી હોય એવો સદરહુ પ્રકારનો કોઈ પણ દસ્તાવેજ જે ડયુટી ચારજ થવાને પાત્ર હશે તે ડયુટી આપી એટલે અથવા (ઓછો સ્ટાંપ મારેલા દસ્તાવેજને પ્રસંગે) સદરહુ પ્રકારની ડયુટીની રકમ પુરી થવાને જેટલી રકમ જોઈતી હશે તેટલી રકમ તથા પાંચ રૂપીયા દંડ આપે એટલે અથવા યોગ્ય ડયુટીની રકમની અથવા તેનો જે ભાગ ઓછો હોય તે ભાગની દસગણી રકમ પાંચ રૂપીયા કરતાં વધારે હોય ત્યારે તે ડયુટીની અથવા ભાગની દસગણી એટલી રકમ આપે એટલે તે દસ્તાવેજ પુરાવામાં લેવાનો અધીકાર છે. પણ તેને સઘળા બાજવી અપવાદ લાગુ થશે.

*અને ફોજદારીમાં ચલાવેલાં કેટલાક કામમાં.*

બીજુ.—ફોજદારી કામની રીતના કાયદાના ચાલીસમા અથવા એકતાળીસમા બાબ મુજબ અથવા પ્રેસીડેન્સી માજીસટરેટસ આકટના અઢારમા બાબ મુજબ ચલાવેલા કામ શીવાય ફોજદારી કોરટમાં ચલાવેલા બીજા કોઈ પણ કામમાં કોઈપણ દસ્તાવેજ પુરાવામાં

લેવાની આ કલમ ઉપરથી મના છે એમ સમજવું નહી.

દસ્તાવેજ લીધા બાબત તકરાર કહાડવી નહી.

ત્રીજું—કોઈ પણ દસ્તાવેજ પુરાવામાં લેવામાં આવ્યો હોય ત્યારે તે લીધા બાબત તે દસ્તાવેજ ઉપર યોગ્ય રીતે સ્ટાંપ મારયો નથી એવા સબબ ઉપરથી તે મુકદમાના અથવા ચાલેલા કામના કોઈ પણ પર્યાયમાં, પચાસમી કલમમાં ઠરાવ કરયો છે તે શીવાય કોઈ પણ તકરાર કાહાડવી નહી.

અટકાવેલા દસ્તાવેજની કેવી રીતે વ્યવસ્થા કરવી.

૩૫. તતરીસમી કલમ મુજબ દસ્તાવેજ અટકાવી રાખનાર કોઈ પણ મનુષ્યને કાયદા ઉપરથી અથવા પક્ષકારોની સંમતીથી પુરાવો લેવાનો અધીકાર હશે અને ચોતરીસમી કલમમાં ઠરાવ્યા પ્રમાણે દંડ આપ્યા પછી સદરહુ પ્રકારનો દસ્તાવેજ તે મનુષ્ય પુરાવામાં લેશે ત્યારે તેણે સદરહુ પ્રકારના દસ્તાવેજની નકલ ખરી છે એવી સહી કરીને તે નકલ તથા તે દસ્તાવેજને માટે લીધેલી ડયુટી તથા દંડની રકમ લખીને સરટીફીકેટ (દાખલો) કલેકટર ઉપર મોકલવી અને સદરહુ પ્રકારની રકમ કલેકટર પાસે અથવા જે સખસને તે આ બાબત નેમસે તેની પાસે મોકલવી.

બીજે સર્વ પ્રસંગે સદરહુ પ્રમાણે દસ્તાવેજ અટકાવનાર સખસે તે અસલ દસ્તાવેજ કલેકટર પાસે મોકલવો જોઈએ.

પાંતરીસમી કલમના પેહેલા પારેગ્રાફ મુજબ આપેલો દંડ પાછો આપવાનો કલેકટરને અધીકાર.

૩૬. પાંતરીસમી કલમના પેહેલા પારેગ્રાફ મુજબ કોઈ પણ દસ્તાવેજની નકલ કલેકટર ઉપર મોકલવામાં આવી હોય ત્યારે સદરહુ દસ્તાવેજને માટે પાંચ રૂપીઆ કરતાં વધારે દંડ આપ્યો હોય તે વધારે રકમનો કોઈ પણ ભાગ એ બાબત પોતાની ઉપર અર્જી કરવામાં આવવેથી પોતાની નજરમાં આવે તો પાછો આપવાનો તેને અધીકાર છે.

સદરહુ પ્રકારનો દસ્તાવેજ બારમી અથવા તેરમી કલમ તોડીને લખ્યો છે માત્ર એવા સબબને લીધે તે અટકાવી રાખ્યો હોય ત્યારે સદરહુ પ્રમાણે આપેલો સઘળો દંડ પાછો આપવાનો તેને અધીકાર છે.

અટકાવી રાખેલા દસ્તાવેજ ઉપર સ્ટાંપ મારવાનો કલેકટરને અધીકાર.

૩૭. તતરીસમી કલમ મુજબ કલેકટર કોઈ પણ દસ્તાવેજ અટકાવી રાખે, અથવા પાંતરીસમી કલમની બીજી રકમ મુજબ તેના ઉપર મોકલેલો કોઈ પણ દસ્તાવેજ તેને પોહોચે ત્યારે તેણે નિચે પ્રમાણે કામ ચલાવવું:—

(અ) સદરહુ પ્રકારના દસ્તાવેજ ઉપર યોગ્ય રીતે સ્ટાંપ મારયો છે, અથવા ડયુટી ચાર્જ થવાને પાત્ર થાય એવો તે દસ્તાવેજ નથી એવું જો તેનું મત હોય તો તે ઉપર યોગ્ય રીતે સ્ટાંપ મારયો છે અથવા તે ડયુટી ચારજ થવાને પાત્ર નથી (જેમ હોય તેમ ) એવો શેરો તેને તે ઉપર કરવો અને એ બાબત પોતાની ઉપર અરજી આવવેથી જે સખસના કબજામાંથી તે દસ્તાવેજ અટકાવનાર અમલદારને હાથ તે આવ્યો હશે તે સખસને એ દસ્તાવેજ આપવો અથવા તે સખસ કહે તેને આપવો,

(બ) સદરહુ દસ્તાવેજ ડયુટી આરજ થવાને પાત્ર છે અને તેની ઉપર યોગ્ય રીતે સ્ટાંપ મારયો નથી એવુ કલેકટરનું મત હોય તો યોગ્ય ડયુટી અથવા તે ડયુટી પુરતી થવાને જેટલી રકમ જરૂરની હશે તેટલી રકમ અને પાંચ રૂપીઆ દંડ આપવાનું ફરમાવવું અથવા યોગ્ય ડયુટીની રકમની દસ ઘણી રકમ અથવા યોગ્ય ડયુટીમાં જેટલી બાકી હશે તેની દસ ગણી રકમ પાંચ રૂપીઆ કરતાં વધારે થાય તો પોતાની નજરમાં આવે તે પ્રમાણે પાંચ રૂપીઆથી ઓછો નહી અને સદરહુ ડયુટીની અથવા તેમાં તે રકમ બાકી હોય તે રકમની દસ ઘણી રકમથી વત્તી નહી એટલો દંડ આપવાનું ફરમાવવું.

પરંતુ એમ ઠરાવવામાં આવ્યું છે કે, સદરહુ પ્રકારનો દસ્તાવેજ બારમી કલમ અથવા તેરમી કલમ તોડીને લખેલો છે માત્ર એવાજ સબબથી તે અટકાવી રાખ્યો હોય તો આ કલમમાં કહેલો સઘળો દંડ પોતાની નજરમાં આવે તો માફ કરવાનો અધિકાર કલેકટરને છે.

આ કલમની (અ) રકમ મુજબ આપેલા પ્રત્યેક સરટીફીકેટમાં (દાખલામાં) લખેલી વાત વિશે તે સરટીફીકેટ આ આકટના કામ સારૂ નિશ્ચયાત્મક પુરાવો છે એમ સમજવામાં આવશે.

આ કલમનો કોઈ પણ ઠરાવ, જે દસ્તાવેજ માત્ર એક આનો ડયુટી આરજ થવાને પાત્ર છે તેને અથવા બીલ આફ એકસચેંજને અથવા પ્રામીસરી નોટને લાગુ નથી.

ઈત્તીફાકથી સ્ટાંપ યોગ્ય રીતે ન માર્યો હોય એવા દસ્તાવેજ.

૩૮. કોઈ પણ દસ્તાવેજ સ્ટાંપ ડયુટી આરજ થવાને પાત્ર છતાં તેના ઉપર યોગ્ય રીતે સ્ટાંપ મારયો નહી હશે તેવો દસ્તાવેજ, કોઈ પણ સખસ, સદરહુ દસ્તાવેજ કરી આપ્યાની તારીખ પછી અથવા તેની ઉપર પેહેલી સહી થવાની તારીખ પછી પોતે જાતે એક વરસની અંદર કલેકટરની આગળ હાજર કરશે અને સદરહુ દસ્તાવેજ ઉપર યોગ્ય રીતે સ્ટાંપ મારયો નથી એવી કલેકટરને ખબર આપશે અને યોગ્ય ડયુટીની રકમ અથવા યોગ્ય ડયુટીમાં જેટલી રકમ બાકી હોય તેટલી રકમ તે સખસ કલેકટરને આપવાનું કહે અને તે દસ્તાવેજ ઉપર યોગ્ય રીતે સ્ટાંપ મારવાને ચુકયો તે ઈતિફાકથી અથવા ચુકથી અથવા ઘણીજ જરૂરીના સબબથી બન્યુ એવી કલેકટરની ખાતરી થાય તો તેતરીસમી અને સાડતરીસમી કલમ મુજબ કામ ચલાવ્યાને તે બદલે તે રકમ લેવાનો અને આ આકટના પાછલા ભાગમાં કહ્યા પ્રમાણે કામ ચલાવવાનો તેને અધીકાર છે.

આ કલમમાંનો કોઈ પણ ઠરાવ જે દસ્તાવેજ માત્ર એક આનાને ડયુટી આરજ થવાને પાત્ર હોય તેને અથવા બીલ આફ એકસચેંજને (હુંડી પત્રી) અથવા પ્રામીસરી નોટને (વાયદાચીઠીને) લાગુ પડતો નથી.

ચોતરીસમી અથવા સાડતરીસમી અથવા અડતરીસમી કલમ મુજબ જે

૩૯. કોઈ પણ દસ્તાવેજ માટે લેવાની ડયુટી અને દંડ (જો હોય તો) ચોત્રીસમી કલમ મુજબ અથવા સાડતરીસમી કલમ મુજબ અથવા આડતરીસમી કલમ મુજબ આપ્યા હોય ત્યારે સદરહુ દસ્તાવેજ પુરાવામાં લેનાર મનુષ્યે અથવા કલેકટરે (જેમ હોય

હસ્તાવેજની ઉપર ડયુટી આપી હોય તે હસ્તાવેજની પર શેરો.

તેમ) તેની ઉપર નિચે લખેલા મજકુરનો શેરો લખવો; એટલે કે તે હસ્તાવેજને માટે યોગ્ય ડયુટી અથવા (જેમ હોય તેમ) યોગ્ય ડયુટી અને દંડ (દરેકની રકમ લખવી) લેવામાં આવ્યાં છે તે અને ડયુટી તથા દંડ આપનાર સખસનું નામ અને રેહેવાનું ઠેકાણું એવા મજકુરનો શેરો લખવો.

સદરહુ પ્રમાણે જે જે હસ્તાવેજ ઉપર શેરો લખ્યો હોય તે તે હસ્તાવેજ ત્યાર પછી પુરાવામાં લેવાનો અધીકાર છે અને તેની ઉપર યોગ્ય રીતે સ્ટાંપ મારયો હોય તે પ્રમાણે તેને નોંધવાનો અને તે પ્રમાણે કામ ચલાવવાનો અને તે ખરો છે એવી તેની ઉપર સહી કરવાનો અધીકાર છે, અને જે સખસના કબજામાંથી તે હસ્તાવેજ અટકાવનાર અમલદારને હાથ આવ્યો હશે તે સખસની તે બાબત અરજી આવેથી તેને એ હસ્તાવેજ આપવો અથવા તે સખસ કહે તેને આપવો.

પણ એવું ઠરાવ્યું છે કે ચોત્રીસમી કલમ મુજબ ડયુટી અને ડંડ આપવેથી કોઈપણ હસ્તાવેજ પુરાવામાં લીધો હશે તે સદરહુ પ્રમાણે અટકાવી રાખવાને એક મહીનો થયા શીવાય અથવા તે વધારે વાર અટકાવી રાખવો અવશ્ય છે એવો દાખલો કલેકટરે લખ્યો હશે તથા તેણે તે દાખલો રદ કરયો નહી હશે તો તે હસ્તાવેજ સદરહુ પ્રમાણે આપવો નહી.

વળી એવું ઠરાવ્યું છે કે દીવાની કામ ચલાવવાની રીત વીશેના કાયદાની ૧૪૪ મી કલમની ત્રીજી રકમને આ કલમના કોઈપણ ઠરાવ ઉપરથી બાધ આવે છે એમ સમજવું નહી.

સ્ટાંપના કાયદાની વીરૂધ કરેલા અપરાધની સામે કામ ચલાવવું.

૪૦ કોઈપણ હસ્તાવેજ વીશે સ્ટાંપના કાયદાની વીરૂધ કોઈ મનુષ્યે અપરાધ કરયો છે એમ લાગે ત્યારે તે મનુષ્ય ઉપર આ બાબ મુજબ તે હસ્તાવેજ બાબત દંડ આપ્યો એટલે કામ ચલાવવાને હરકત થાય છે એમ સમજવું નહીં.

વીશેષ ઠરાવ.

પણ એમ ઠરાવ્યું છે કે જે કોઈ હસ્તાવેજ બાબત સદરહુ પ્રકારનો દંડ આપવામાં આવ્યો હોય તે હસ્તાવેજને માટે યોગ્ય ડયુટી આપવાનું ચુકવવાના ઇરાદાથી તે અપરાધ કરયો છે એમ કલેકટરને લાગ્યા વગર સદરહુ પ્રમાણે કામ ચલાવવું નહી.

ડયુટી અથવા દંડ આપનાર સખસને તે (ડયુટી અથવા દંડ) કેટલેક પ્રસંગે વસુલ કરવાનો હક.

૪૧. કોઈપણ સખસે ચોતરીસમી કલમ મુજબ, સાડતરીમી કલમ મુજબ અથવા આડતરીસમી કલમ મુજબ કોઈપણ હસ્તાવેજ બાબત ડયુટી અથવા દંડ આપ્યો હોય અને બીજો કોઈ મનુષ્ય કરારથી અથવા આ આકટની ઓગણત્રીસમી કલમમાંના ઠરાવ મુજબ અથવા સદરહુ હસ્તાવેજ કરી આપ્યો તે વખતે અમલમાં હોય એવા કોઈપણ બીજા કાયદાના ઠરાવ મુજબ તે હસ્તાવેજ સારૂ યોગ્ય સ્ટાંપ પુરો પાડવાનો ખરચ સોસવાને બંધાયો હોય ત્યારે જે સખસે ડયુટી અથવા ડંડ આપ્યો હશે તે સખસને સદરહુ પ્રકારના બીજા મનુષ્ય પાસેથી સદરહુ પ્રમાણે આપેલી ડયુટીની અથવા દંડની રકમ વ

સુલ કરવાનો હક છે અને સદરહુ પ્રમાણે વસુલ કરવાના કારણ સારૂ તે દસ્તાવેજ બાબત ઓગણચાળીસમી કલમ મુજબ આપેલો દાખલો તેમાં (દાખલામાં) લખેલી વાતનો નીશ્ચયાત્મક પુરાવો છે એમ સમજવામાં આવશે.

૩૪ મી અથવા સાડત્રીસમી કલમ મુજબ લીધેલા દંડની માફી.

૪૨. ચોતરીસમી અથવા સાડતરીસમી કલમ મુજબ કાંઈપણ દંડ આપ્યો હશે ત્યારે તે દંડ જે તારીખે આપ્યો હોય તે તારીખથી એક વરસની અંદર લખેલી અરજી કરવેથી તે સઘળો દંડ અથવા તેનો કાંઈ ભાગ પાછો આપવાનો અધીકાર નીર્બંધ રાખનાર મુખ્ય રેવેન્યુ અધીકારીને છે.

૩૫ મી કલમ મુજબ મોકલેલા દસ્તાવેજો ખોવાઈ જવા માટે જવાબદારી નહી.

૪૩. પાંત્રીસમી કલમના બીજા પેરેગ્રાફ પ્રમાણે કલેકટર ઉપર રવાને કરેલો કોઈપણ દસ્તાવેજ રસ્તામાં ખોવાઈ જાય અથવા તેનો નાશ થાય અથવા તે બગડે તો તે ખોવાયા બાબત અથવા તેનો નાશ થવા બાબત અથવા તે બગડયા બાબત જવાબદારી તે દસ્તાવેજ મોકલનાર મનુષ્યને શીર નથી.

સદરહુ પ્રમાણે મોકલવાના દસ્તાવેજની નકલ કરવાનો અધીકાર છે.

કોઈપણ દસ્તાવેજ સદરહુ પ્રમાણે મોકલવાનો હોય ત્યારે જે સખસના કબજામાંથી તે દસ્તાવેજ અટકાવી રાખનાર મનુષ્યના હાથમાં આવ્યો હશે તેવા કોઈ પણ સખસને તે દસ્તાવેજની મારે પોતાને ખરચે, નકલ કરાવવી અને તે ખરી છે એવી તેની ઉપર દસ્તાવેજ અટકાવી રાખનાર મનુષ્યે સહી કરવી એમ કહેવાનો અધીકાર છે.

વગર સ્ટાંપના બીલ, નોટ અને ચેક મોકલ્યા હોય તેના ઉપર સ્ટાંપ મારવાનો અવેજ આપનારને અધીકાર.

૪૪. કોઈપણ બીલ ઓફ એકસચેંજ (હુંડીપત્રી) અથવા પ્રામીસરી નોટ (વાયદાચીઠી) એક આનાની ડયુટી ચારજ થવાને પાત્ર હોય તે અથવા કોઈપણ સ્ટાંપ મારયા વગરનો ચેક, અવેજ મળવા સારૂ દેખાડયા હોય ત્યારે જે સખસને તે સદરહુ પ્રમાણે દેખાડયા હોય તે સખસને, તેની ઉપર જરૂરનો વળગે એવો સ્ટાંપ ચોહોડવાનો અધીકાર છે, અને તે બીલ અથવા નોટ અથવા ચેક ઉપર આપવાની રકમ તે સ્ટાંપ આ આકટમાં આગળ કહી ગયા તે રીતે રદ કરયા પછી આપવાનો અધીકાર છે, અને જે સખસે તે ડયુંટી આપવી અવશ્ય હતી તેના પર તે ડયુટી ચારજ કરવાનો અથવા સદરહુ પ્રમાણે આપવાની રકમમાંથી તે કાપી લેવાનો અધીકાર છે, અને સદરહુ બીલ, નોટ, અથવા ચેક ડયુટીનો સંબંધ પોહોંચે તેટલે સુધી કાયદેસર અને વ્યવહાર ઉપયોગી છે એમ સમજવું.

પણ સદરહુ પ્રકારના બીલના અથવા નોટના અથવા ચેકના સંબંધમાં કોઈપણ સખસ ઉપર કાંઈપણ દંડનો પેચ આવ્યો હશે તેમાંથી આ કલમના કોઈપણ ઠરાવ ઉપરથી તે છુટી જાય છે એમ સમજવું નહી.

## ભાગ ૫ મો.

### લખી મોકલવું અને તપાસ.

ચાર્જ થવાને પાત્ર હોય તેવી ડયુટી વીશે કલેકટરને સંશય હોય ત્યારે કામ ચલાવવાની રીત.

૪૫. ત્રીસમી કલમ મુજબ અથવા સાડત્રીસમી કલમ મુજબ અથવા આડત્રીસમી કલમ મુજબ કામ ચલાવતાં કોઈપણ કલેકટરને કોઈપણ દસ્તાવેજ જે ડયુટી ચારજ થવાને પાત્ર હોય તે ડયુટીની રકમ વીશે સંસય હોય ત્યારે તેણે તે પ્રકરણની કેફીયત લખીને પોતાના અભીપ્રાય સાથે તે ફેંસલાને માટે નીર્બંધ રાખનાર મુખ્ય રેવેન્યુ અધીકારી ઉપર મોકલવી, સદરહુ પ્રકારના અધીકારીએ તે પ્રકરણનો વીચાર કરવો અને પોતાના ફેંસલાની નકલ કલેકટર ઉપર મોકલવી. અને કલેકટરે તે ફેંસલાને અનુસરીને ડયુટી (જો ચારજ થતી હોય તે) નકી કરીને ચારજ કરવા માંડવુ.

રેવન્યુ અધીકારીએ હાઈકોરટને લખી મોકલવું.

૪૬. કોઈ પણ પ્રકરણ પીસતાળીસમી કલમ મુજબ પોતાની ઉપર મોકલ્યું હશે અથવા બીજી રીતે પોતાને જાહેર થયું હશે તેની કેફીયત લખી કાહાડવાનો અને તે પ્રકરણ પોતાના વીચાર સાથે નીચે લખેલી હાઈકોરટ ઉપર મોકલવાનો અધીકાર નીરબંધ રાખનાર મુખ્ય રેવેન્યું અધીકારીને છે એટલે તે પ્રકરણ મદ્રાસના ગવરનર ઈન કાઉન્સીલ અથવા મુંબાઈના ગવરનર ઈન કાઉન્સીલ જે વેળા જે મુલકનો રાજ્ય કારભાર ચલાવતા હશે તે વેળા તે મુલકમા ઉત્પન્ન થયું હશે તો પ્રસંગ પ્રમાણે મદ્રાસની અથવા મુંબાઈની ઈનસાફની હાઈકોરટ ઉપર મોકલવાનો અધીકાર છે. અને તે વાય્વ પ્રાંતમાં અથવા અયોધ્યામાં ઉત્પન્ન થયું હશે તો વાય્વ પ્રાંતની ઈનસાફની હાઈકોરટ ઉપર અને પંજાબના લેફટેનેન્ટ ગવરનર જે વેળા જે મુલકનો રાજ્ય કારભાર ચલાવતા હશે તે વેળા તે મુલકમાં ઉત્પન્ન થયું હશે તો પંજાબની ચીફ કોરટ ઉપર અને સેંટરલ પ્રીવીન્સીમાં ઉત્પન્ન થયું હશે ત્યારે મુંબાઈની ઈનસાફની હાઈકોરટ ઉપર અને હિંદુસ્થાનના બીજા કોઈ પણ ભાગમાં ઉત્પન્ન થયું હોય તો કલકત્તાની ઈનસાફની હાઈકોરટ ઉપર લખી મોકલવાનો અધીકાર છે. સદરહુ પ્રકારનું દરેક પ્રકરણ જે હાઈકોરટ અથવા ચીફકોરટ ઉપર લખી મોકલ્યું હોય ત્યાંના ઓછામાં ઓછા ત્રણ જડજોએ મળી તે પ્રકરણનો ફેંસલો કરવો, અને જો તેઓના મત જુદા જુદા પડે તો ઘણા જણના મત પ્રમાણે ફેંસલો કરવો.

વધારે હકીકત મે ળવવાનો કોરટને અધીકાર.

૪૭. ઉઠેલી તકરારનો નીકાલ કરવા સારૂ સદરહું પ્રકરણની હકીકત પુરતી છે એમ હાઈકોરટ અથવા ચીફકોરટની ખાત્રી ન થાય તો તેમાં પોતે ફરમાવે તે પ્રમાણે તેમાં ફેરફાર કરવા સારૂ અને વધારો કરવા સારૂ જે રેવન્યુ અધીકારીએ તે પ્રકરણ લખી મોકલ્યું હોય તેના પર તે પ્રકરણ પાછું મોકલવાનો તે કોરટને અધીકાર છે.

લખાઈ આવેલાનો નીકાલ કરવાનાં

૪૮. સદરહુ પ્રકારના કોઈ પણ પ્રકરણની ચોકશી કરયા પછી હાઈકોરટે અથવા ચીફકોરટે તે પ્રકરણમાં ઉઠેલી તકરારોનો નીકાલ

કામ ચલાવવાની રીત.

કરવો અને તે વીશે પોતાનો ફેંસલો આપવો અને જે સબબ ઉપરથી તે ફેંસલો કર્યો હોય તે સબબ તે ઠરાવમાં કહેવા અને જે રેવન્યુ અધીકારીએ તે પ્રકરણ લખી મોકલ્યું હશે, તેના ઉપર સદરહુ ફેંસલાપર કોરટની મોહોર કરી તથા રજીસ્ટ્રારની સહી લઈ તે ફેંસલાની નકલ મોકલવી. અને સદરહુ ફેંસલાની નકલ મળ્યા પછી તે રેવન્યુ અધીકારીએ તે ફેંસલા પ્રમાણે તે પ્રકરણનો નીકાલ કરવો.

બીજી કોરટોએ હાઈકોરટ પર લખી મોકલવું.

૪૯. છેતાળીસમી કલમમાં કહેલી કોરટો શીવાય કોઈ પણ બીજી કોરટને કોઈ પણ દસ્તાવેજ માટે ચોત્રીસમી કલમ માહેના ઠરાવ મુજબ ડયુટીની શી રકમ આપવી પડે છે તે વિશે સંશય હોય તો તે કોરટના જડજે તે મુકદમાની કેફીયત લખી કાહાડવી અને પોતાના અભીપ્રાય સુદ્ધાં તે કેફીયત ફેંસલો થવા સારૂ તે જડજે ને પોતે નીબંધ રાખનાર મુખ્ય રેવન્યુ અધીકારી હોય અને છેતાળીસમી કલમ પ્રમાણે હાઈકોરટ અથવા ચીફકોરટ ઉપર લખી મોકલે તે પ્રમાણે હાઈકોરટ અથવા ચીફકોરટ ઉપર લખી મોકલવાને મુખત્યાર છે, અને તે પ્રકરણ છેતાળીસમી કલમ મુજબ લખી મોકલ્યું હોય તે પ્રમાણે સદરહુ કોરટે તે પ્રકરણની તજવીજ કરવી. અને પોતાના ફેંસલાની નકલ ઉપર કોરટની મોહોર કરી અને રજીસ્ટ્રારની સહી લઈ તે નકલ તે પ્રકરણ લખી મોકલનાર જડજ ઉપર મોકલવી. તે જડજે તે ફેંસલાની નકલ પહોંચ્યા પછી તે પ્રકરણનો નીકાલ સદરહુ ફેંસલા પ્રમાણે કરવો.

ડિસ્ટ્રિક્ટ કોરટના તાબા તળેની કોરટે આ કલમ મુજબ જે કાંઈ લખી મોકલવું હોય તે ડિસ્ટ્રિક્ટ કોરટની મારફતે લખી મોકલવું અને તાબા તળેની કોઈ પણ રેવન્યુ કોરટે લખી મોકલવાનું હોય તે પોતાથી પ્રત્યક્ષ વરીષ્ટ કોરટની મારફતે મોકલવું.

સ્ટાંપ પુરતો છે એ વીશે કોરટના કેટલાએક ફેંસલાની તપાસ.

૫૦ દીવાની હકુમત ચલાવનારી અથવા રેવન્યુ હકુમત ચલાવનારી કોઈ પણ કોરટ કોઈ પણ દસ્તાવેજ ઉપર યોગ્ય રીતે સ્ટાંપ મારયો છે એવા વીચારથી અથવા તેને સ્ટાંપની જરૂર નથી એવા વીચારથી અથવા ચોત્રીસમી કલમ પ્રમાણે ડયુટી અને દંડ આપવા ઉપરથી તે દસ્તાવેજ પુરાવામાં કબુલ કરવાનો હુકમ કરે ત્યારે સદરહુ કોરટના ફેંસલા ઉપર જે બીજી કોરટમાં અપીલ ચાલતી હશે અથવા તે કોરટ તરફથી જે બીજી કોરટને લખી મોકલવામાં આવતું હશે તે બીજી કોરટને પોતે જાતે અથવા કલેકટરની દરખાસ્ત ઉપરથી સદરહુ હુકમ વિશે વિચાર કરવાનો અધીકાર છે અને ચોત્રીસમી કલમ પ્રમાણે ડયુટી અને દંડ આપ્યા વગર અથવા જે ડયુટી અને દંડ આપ્યા હશે તેના કરતાં વધારે ડયુટી અને દંડ આપ્યા વગર સદરહુ પ્રકારનો દસ્તાવેજ પુરાવામાં કબુલ કરવો જોઈતો નહોતો એવું જો તે બીજી કોરટનું મત હોય તો એ મજકુરનું એકરાર (જાપન) (declaration) દફતરમાં નોંધી રાખવાનો અને તે દસ્તાવેજ ઉપર જે ડયુટી ચાર્જ કરવાની હોય તે ડયુટીની રકમ ઠરાવવાનો અધીકાર છે અને જે કોઈ સખસના કબજામાં અથવા અખત્યારમાં તે વેળા તે દસ્તા-

વેજ હોય તે સખસને તે દસ્તાવેજ હાજર કરવાનું ફરમાવવાનો અધીકાર અને તે હાજર કરે ત્યારે અટકાવી રાખવાનો અધીકાર તે બીજી કોરટને છે.

આ કલમ મુજબ કોઈ પણ ત્રાપન દફતરમાં નોંધી રાખ્યું હોય ત્યારે તે નોંધી રાખનાર કોરટે તે ત્રાપનની નકલ કલેકટર ઉપર મોકલવી અને જે દસ્તાવેજ વીશે ત ત્રાપન હોય તે દસ્તાવેજ અટકાવી રાખ્યો હોય અથવા બીજી રીતે સદરહુ કોરટના કબજામાં હોય ત્યારે સદરહુ દસ્તાવેજ પણ તેના ઉપર મોકલવો અને ત્યાર પછી સદરહુ દસ્તાવેજને પુરાવામાં કબુલ કરવા વિશેના હુકમમાં અથવા ઓગણચાળીસમી કલમ મુજબ અથવા ચાળીસમી કલમ મુજબ આપેલા કોઈ પણ સરટીફીકેટમાં ગમે તે વાત હોય તોપણ કલેકટરને એમ લાગે કે કોઈ પણ સખસે તે દસ્તાવેજ બાબત સ્ટાંપના કાયદાની વિરૂદ્ધ કોઈ પણ અપરાધ કરયો છે તો ત સખસ ઉપર કામ ચલાવવાનો તેને અધીકાર છે;

પણ એમ ઠરાવ્યુ છે કે સદરહુ કોરટના ઠરાવ પ્રમાણે દસ્તાવેજ બાબત (ડયુટી અને દંડ મળીને) જે રકમ ચોતરીશમી કલમ મુજબ આપવાની હોય તે કલેકટરને આપી હોય તે પ્રસંગે, યોગ્ય ડયુટી આપવાનુ ચુકવવાના ઈરાદાથી અપરાધ કરયો છે એમ કલેકટરને લાગે તે સીવાય, કામ ચલાવવુ નહી.

વળી એવુ ઠરાવ્યુ છે કે આ કલમ મુજબ કરેલા કોઈ પણ ત્રાપન ઉપરથી, સદરહુ અપરાધને માટે કામ ચલાવવાના કારણ સીવાય કોઈ પણ દસ્તાવેજ પુરાવામાં કબુલ કરવા વિસેના કોઈ પણ હુકમના અથવા ઓગણચાલીશમી કલમ પ્રમાણે આપેલા કોઈપણ સરટીફીકેટના વ્યવહારોપયોગીપણાને બાધ આવે છે એમ સમજવું નહી.



## ભાગ ૬ ઠો.

### બગડેલા સ્ટાંપ માટે અને જે સ્ટાંપની વધારે વાર જરૂર ન હોય તે સ્ટાંપ માટે બદલો આપવો.

બગડેલા સ્ટાંપ માટે બદલો.

૫૧. કલેકટરને કયો પુરાવો માગવાનો અધીકાર છે તે વિશે ગવરનર જનરલ ઈનકાંઉન્સિલ કાનુન કરશે તે કાનુનોને અનુસરીને કલેકટરે જે મારેલા સ્ટાંપ બગડયા હશે તે માટે આ કલમમાં આગળ લખેલા પ્રસંગે બદલો આપવો.

(અ) કોઈ પણ કાગળ ઉપર લખેલો કોઈ પણ દસ્તાવેજ કોઈ પણ સખશે કરી આપ્યા પહેલા, ત કાગળ ઉપરનો સ્ટાંપ ચુકથી, અથવા અજાણતાં ખરાબ થયો હશે અથવા દેખાય નહી એવો થયો હશે અથવા કોઈ પણ રીતે, ધારેલા કામને માટે નિરૂપયોગી થઈ પડયો હશે ત સ્ટાંપ.

(બ) કોઈ પણ બીલ આફ એકસચેંજ અથવા ચેક અથવા પ્રામીશરી નોટ લખનારે અથવા તેની તરફથી અથવા લખનાર હશે તેણે અથવા તેની તરફથી સહી કરેલી હશે પણ જે, તેના હાથમાંથી જેને અવેજ આપવાનો હોય તેને અથવા જેને અવેજ આપવાનો ઈરાદો હોય તેને અથવા તેના વતી કોઈ પણ સખસને આપવામાં આ:

વી ન હોય અથવા પઈશાના અવેજના તારાખ બદલ કોઈ પણ સખસ પાસે અનામત રાખવામાં આવી નહી હોય અથવા કોઈ પાણ રીત વેચી નહી હોય અથવા આપી નહી હોય અથવા ચલાવી નહી હોય અથવા બીજી કોઈ પણ રીતે વાપરી નહી હોય અને જે બીલ આફ એકસચેંજ અથવા ચેક હોવા છતાં જે સખસ ઉપર તે લખી હોય તેણે સીકારી નહી હોય તે બીલ આફ એકસચેંજ માટે અથવા ચેક માટે અથવા પ્રામીસરી નોટ માટે જે સ્ટાંપનો ઉપયોગ કરયો હોય અથવા ઉપયોગ કરવાનો ઈરાદો હોય તેવા સ્ટાંપ, પરંતુ જે કાગળ ઉપર સદરહુ પ્રકારનો કોઈ પણ સ્ટાંપ મારયો હોય તે કાગળ ઉપર પછીથી લખવાનું કોઈ પણ બીલ આફ એકસચેંજ અથવા ચેક સીકારયો છે એવી અથવા સીકારવા સારૂ કરેલી કોઈ પણ સહી તે કાગળ ઉપર હોવી ન જોઈએ.

(ક) કોઈ પણ બીલ આફ એકસચેંજ અથવા ચેક અથવા પ્રામીસરી નોટ લખનારે અથવા તેની તરફથી સહી કરેલી હશે પણ, કોઈ પણ વાત મુકી દેવાને લીધે અથવા ચુકને લીધેજ બગડી હશે અથવા નીરૂપયોગી થઈ હશે, અને જે બીલ આફ એકસચેંજ અથવા ચેક હોવાથી સીકારવાસારૂ દેખાડવામાં આવી હોય અથવા શીકારી હોય અથવા જેનાપર શેરો કરયો હોય અથવા તે પ્રામીસરી નોટ હોવાથી જેને અવેજ આપવાનો હોય તેને આપી હોય તોપણ તેવાં બીલ આફ એકસચેંજ સારૂ અથવા ચેક સારૂ અથવા પ્રામીસરી નોટ સારૂ વાપરેલો અથવા વાપરવાનો ઈરાદો હોય એવો સ્ટાંપ; પરંતુ બગડેલાં બીલના જેવું અથવા ચેકના જેવુ અથવા નોટના જેવું, સદરહુ પ્રકારની ચુક અથવા કંઈ વાત મુકી દીધી હોય તે સુધારી હોય તે શીવાય બીજી સઘળી વાતમાં સરખુ બીજુ પુરૂ અને યોગ્ય રીત સ્ટાંપ મારેલું બીલ આફ એકચેંજ અથવા ચેક અથવા પ્રામીસરી નોટ હાજર કરવી જોઈએ.

(ડ) નિચે લખેલા દસ્તાવેજમાંથી કોઈ પણ દસ્તાવેજને માટે વાપરેલો સ્ટાંપ, એટલે કેઃ—

(૧) દસ્તાવેજના કોઈ પણ પક્ષકારે દસ્તાવેજ કરી આપ્યો હશે પણ તે પહેલેથી કાયદા મુજબ તદન રદ બાતલ છે એમ પાછળથી યોગ્ય અધીકારવાળી કોરટ ઠરાવશે તેવો દસ્તાવેજ.

(૨) દસ્તાવેજ કોઈ પણ સખસે કરી આપ્યો હશે પણ તે, તેમાં કાંઈ ભુલ ચુક થવાના સબબથી મુળમાં ધારેલા કામને માટે નીરૂપયોગી થયો છે એવું પાછળથી ઠરે તેવો દસ્તાવેજ.

(૩) દસ્તાવેજના કોઈ પણ પક્ષકારે દસ્તાવેજ કરી આપ્યો હશે પણ જે સખસે તે અવશ્ય કરી આપવો જોઈતા હતા તે સખસ તે દસ્તાવેજ કરી આપ્યા વગર મરણ પામવાથી અથવા સદરહુ પ્રકારના કોઈ પણ સખસે સદરહુ દસ્તાવેજ કરી આપવાની ના કહેવાથી અથવા દસ્તાવેજમાં લખેલી કોઈ પણ રકમ લેવાનો ઈરાદો હોય તે ધીરવાની ના કહેવાથી યોજેલા નમુના પ્રમાણે ધારેલું કામ કરાય એવી રીતે તે દસ્તાવેજ પુરો કરાય નહી તવો દસ્તાવેજ.

(૪) દસ્તાવેજના કોઈ પણ પક્ષકારે દસ્તાવેજ કરી આપ્યો હશે અને કોઈ પ્રધાન અથવા જરૂરના પક્ષકારે તે કરી આપેલો ન હોવાથી અને તે દસ્તાવેજ ઉપર સહી કર-

વાને તે શક્તિમાન ન હોવાથી અથવા સહી કરવાની ના કહેવાથી, તે દસ્તાવેજ ધારેલાં કામને માટે ખરેખર અધુરો અને અપુરતો થયો હોય તેવો દસ્તાવેજ.

(૫) દસ્તાવેજના કોઈ પણ પક્ષકારે દસ્તાવેજ કરી આપ્યો હશે અને તે દસ્તાવેજ મુજબ ચાલવાની કોઈ પણ સખસે ના કહેવાથી અથવા દસ્તાવેજની મારફતે આપેલો કોઈ પણ હોદ્દો લેવાની કોઈ પણ સખસે ના કહેવાથી અથવા (હોદ્દો) કબુલ ન રાખવાથી તે દસ્તાવેજથી ધારેલું કામ બીલકુલ થતું ન હોય તેવો દસ્તાવેજ.

(૬) દસ્તાવેજના કોઈ પણ પક્ષકારે કરી આપેલો દસ્તાવેજ, જે કામ તે દસ્તાવેજ ઉપરથી કરવા ધારયું હોય તે કામ યોગ્ય રીતે સ્ટાંપ મારેલા બીજા કોઈ પણ દસ્તાવેજ ઉપરથી થાયને લીધે નકામો થયો હોય તેમાં દસ્તાવેજ.

(૭) દસ્તાવેજના કોઈ પણ પક્ષકારે કરી આપેલો દસ્તાવેજ જો, ચુકથી અથવા અજાણતાં બગડ્યો હશે અને જેને બદલે તેજ પક્ષકારોએ અને તેજ કારણ સારૂ બીજો દસ્તાવેજ કરી તેના ઉપર યોગ્ય રીત સ્ટાંપ મારયો હશે ત્યારે તે બગડેલો દસ્તાવેજ, પણ એવું ઠરાવ્યું છે કે કરી આપેલા દસ્તાવેજને પ્રસંગેઃ—

(અ) તે દસ્તાવેજ રદ્દ કરવા સારૂ આપવો જોઈએ.

(બ) દસ્તાવેજની તારીખ પછી છ મહિનાની અંદર, અથવા દસ્તાવેજમાં તારીખ ન ભરી હોય તો જે સખસે તે દસ્તાવેજ, પહેલાં અથવા એકલાએ કરી આપ્યો હોય તે સખસે તે (દસ્તાવેજ) કરી આપવાની તારીખ પછી છ મહીનાની અંદર દાદ મળવા સારૂ અરજી કરવી જોઈએ. પણ જે કોઈ દસ્તાવેજને બદલે બીજો દસ્તાવેજ કરયો હશે તે પ્રથમનો દસ્તાવેજ અનિવાર્ય (દુર ન કરાય એવી) વાતને લીધે સદરહુ મુદતમાં રદ્દ કરવાને આપવાનું ન બને તો સદરહુ પ્રમાણે સમજવું નહી અને તે પ્રસંગે બદલીને કરેલા દસ્તાવેજની તારીખ પછી અથવા તે (બદલીને કરેલો દસ્તાવેજ) કરી આપવાની તારીખ પછી છ મહીનાની અંદર અરજી કરવી જોઈએ, અને બગડેલો દસ્તાવેજ બ્રિટીશઈંડિયાની બાહાર મોકલ્યો હોય તો સદરહુ પ્રમાણે સમજવું નહી, પણ તે પ્રસંગે તે દસ્તાવેજ બ્રિટીસઈંડિયામાં પાછા આવવાની તારીખ પછી છ મહીનાની અંદર અરજી કરવી જોઈએ.

વળી એમ ઠરાવ્યું છે કે સ્ટાંપના કાગળ ઉપર લખેલો દસ્તાવેજ સહી કરી આપ્યો ન હોય તેવા સ્ટાંપના કાગળને પ્રસંગે તે સ્ટાંપ સદરહુ પ્રમાણે બગડયા પછી છ મહીનાની અંદર દાદ મળવા સારૂ અરજી કરવી જોઈએ.

વાપરવાના હોય તેવી રીતે નહી વાપરેલા સ્ટાંપ માટે બદલો.

પર. ડયુટી ચારજ થવાને પાત્ર હોય એવા દસ્તાવેજ સારૂ કોઈ પણ સખસે ચુકથી, આ આકટ મુજબ ઠરેલી કાનુન ઉપરથી સદરહુ પ્રકારના દસ્તાવેજ માટે જે પ્રકારનો સ્ટાંપ ઠરાવ્યો હશે તેના કરતાં બીજી જાતના સ્ટાંપનો ઉપયોગ કરયો હશે ત્યારે અથવા જેટલી કીંમતનો સ્ટાંપ જરૂરનો હતો તેના કરતાં વધારે કીંમતના સ્ટાંપનો ઉપયોગ કરયો હશે અથવા જે દસ્તાવેજ ડયુટી ચારજ થવાને પાત્ર ન હોય તે દસ્તાવેજ માટે કોઈ પણ સ્ટાંપનો ચુકથી ઉપયોગ કરયો હશે અથ

વા કોઈ પણ દસ્તાવેજ સારૂ વાપરેલો સ્ટાંપ, તે દસ્તાવેજ બારમી કલમ માંહેના ઠરાવ તાડીને લખેલો હોવાથી, આઠમી કલમ પ્રમાણે ચુકથી નીરૂપયોગી થયો હશે ત્યારે, તે દસ્તાવેજની તારીખ પછી છ મહીનાની અંદર અથવા તે દસ્તાવેજ ઉપર તારીખ નહી હોય તો તેની ઉપર જે માણસે પહેલી અથવા એકલાએ સહી કરી હશે તે માણસે તેની ઉપર સહી કરયા પછી છ મહીનાની અંદર, અરજી કરવામાં આવે તો, અને દસ્તાવેજ કોઈ પણ ડયુટી ચારજ થવાને પાત્ર હોય તો તેની ઉપર યોગ્ય ડયુટીનો ફરીથી સ્ટાંપ મારવેથી કલેકટર, સદરહુ પ્રમાણે વાપરવાના હોય તે પ્રમાણે નહી વાપરેલા અથવા નીરૂપયોગી થયેલા સ્ટાંપ બગડયા છે એ પ્રમાણે તેઓને રદ કરવાને અને તે વાત કબુલ કરવાને મુખ્તિયાર છે.

૫૧ મી અને ૫૨ મી કલમ મુજબ બદલો કેવી રીતે આપવો.

૫૩. બગડેલા અથવા વાપરવાના હોય તે રીતે નહીં વાપરેલા સ્ટાંપને માટે કોઈ પણ પ્રસંગે બદલો આપવામાં આવે તે પ્રસંગે તે સ્ટાંપને બદલે (અ) તેવીજ જાતના અને તેટલીજ કીંમતના બીજા સ્ટાંપ આપવાનો અથવા (બ) માગે તો, પોતાને યોગ્ય લાગે તો કીંમતની તેટલીજ રકમના બીજી કોઈ જાતના સ્ટાંપ આપવાનો અથવા (ક) દરેક રૂપીએ અથવા રૂપીઆના કોઈ પણ ભાગે એક આનો કાપી લઈને, પોતાની નજરમાં આવે તો તેટલી રકમના નાણાં આપવાનો અધિકાર કલેકટરને છે.

જે સ્ટાંપ વાપરવાને માટે જોઈતા ન હશે તેઓને માટે બદલો.

૫૪. જે સ્ટાંપ બગડયો નહી હશે અથવા ધારેલાં કામને માટે અયોગ્ય અથવા નકામો થયો નહી હશે તેવો સ્ટાંપ કોઈ પણ સખસના કબજામાં હશે પણ જેનો તેને તરત ખપ ન હશે ત્યારે તે સખસે તે સ્ટાંપ રદ કરવા સારૂ આપવેથી અને તે સખસે તેનો ઉપયોગ કરવાના ખરેખરા ઈરાદાથી તે વેચાતો લીધો હતો અને તેણે તેની પુરેપુરી કીંમત આપી છે અને તે સદરહુ પ્રમાણે જે તારીખે આપવામાં આવ્યો હોય તે તારીખથી આગલા છ મહીનાની મુદતની અંદર સદરહુ પ્રમાણે વેચાતો લીધો હતો એવી કલેકટરની પુરી ખાતરી કરી આપવેથી દર રૂપીયે અથવા રૂપીયાના ભાગે એક આનો કાપી લઈને સ્ટાંપની કીંમતના પઈસા કલેકટરે તે સખસને પાછા આપવા.



## ભાગ ૭ મો.

### પુરવણિના ઠરાવો.

સ્ટાંપ વેચવા સંબંધી કાનુનો કરવાનો અધીકાર.

૫૫. સ્ટાંપ અને સ્ટાંપના કાગળ પુરા પાડવાનું અને વેચવાનું અને માત્ર કયા સખસોથી તે વેચાય તે સખસો અને તે સખસના કર્તવ્યકર્મ અને મેહેનતનો બદલો ઠરાવવાનુ નીયમન કરવા સારૂ આ આકટને અનુસરીને કાનુનો કરવાનો અધીકાર ગવરનર ઈનકોઉન્સીલ એઓના નિબંધમાં રહીને સ્થાનીક સરકારને છે.

*આ આકટ એકંદર રીતે અમલમાં આણવા વીશેની કાનુનો કરવાનો અધીકાર.*

૫૬. આ આકટના હેતુ એકંદર રીતે અમલમાં આણવા સારૂ આ આકટને અનુસરીને કાનુન કરવાનો અધીકાર ગવરનર ઇન કાંઉન્સિલ એઓને છે.

*કેટલાક અધીકાર વખતે વખતે ચલાવવાનો અધીકાર.*

૫૭. નેમણુક, કાનુન, અને હુકમ કરવા વીશે આ આકટ મુજબ આપેલા સર્વ અધીકાર પ્રસંગ પડે તેમ વખતે વખતે ચલાવવા.

*કાનુન પ્રસીદ્ધ કરવી.*

પંચાવનમી કલમ મુજબ કરેલી કાનુનો શીવાય આ આકટ પ્રમાણે કરેલી બીજી સર્વ કાનુનો ઈંડીયા ગેજેટમાં છાપી પ્રસીદ્ધ કરવી, અને પંચાવનમી કલમ મુજબ કરેલી સઘળી કાનુનો સ્થાનીક ગેજેટમાં છપાવી પ્રસીદ્ધ કરવી. આ કલમમાં કહ્યા પ્રમાણે છાપીને પ્રસીધ કરેલી સર્વ કાનુનો સદરહુ પ્રમાણે પ્રસીદ્ધ થયા પછી કાયદા પ્રમાણે ચાલશે.

*કેટલે પ્રસંગે પોહોંચ આપવાની અવશ્યકતા.*

૫૮. કોઇપણ સખસને વીસ રૂપીઆ કરતાં વધારે નાણાની રકમ પહોંચશે અથવા વીસ રૂપીયા કરતાં વધારે રકમનું કોઇપણ બીલ આફ એકસચેંજ અથવા ચેક અથવા પ્રામીસરી નોટ પહોંચશે અથવા કરજ અદા કરવામાં વીસ રૂપીયા કરતા વધારે કીમતનો જંગમ માલ પહોંચશે તેની પાસેથી સદરહુ પ્રકારના નાણા અથવા બીલ અથવા ચેક અથવા નોટ અથવા માલ આપનાર સખસ પહોંચ માગે ત્યારે તેણે યોગ્ય રીત સ્ટાંપ મારેલી પહોંચ તે બદલ આપવી.

*કોરટ ફી બાબત અપવાદ.*

૫૯. કોરટ ફી સંબંધી જે વેળા કોઇપણ આકટ અમલમાં હશે તે આકટ મુજબ જે ડયુટી ચારજ થવાને પાત્ર હશે તે ડયુટીને આ આકટમાંના કોઇપણ ઠરાવ ઉપરથી બાધ આવે છે એવું સમજવું નહી.

*આકટનું ભાષાંતર કરવું, અનુક્રમણીકા કરવી, અને તે સસ્તે ભાવે વેચવાં.*

૬૦. હરેક સ્થાનીક સરકાર જે મુલકોનો રાજ્યકારભાર ચલાવતી હશે તે મુલકોની મુખ્ય ભાષામાં આ આકટનું લક્ષપુર્વક ભાષાંતર તે સરકારે કરાવવું. સદરહુ પ્રકારના હરેક ભાષાંતરને એક એક અક્ષરાનુક્રમે કરેલી પુર્ણ અનુક્રમણિકા જોડવી. અને તે ભાષાંતર અને અનુક્રમણીકા છપાવાવાં અને ચાર આનાથી વધારે ન હોય એટલી કીમતે હરેક પ્રત લોકોને વેચવી.

---

## બાબ ૮ મો.

### ફોજદારી ગુના અને કામ ચલાવવાની રીત.

*યોગ્ય રીત સ્ટાંપ નહી મારેલા દસ્તા*

૬૧. યોગ્યરીતે સ્ટાંપ મારયા શીવાય જે કોઇ સખસ કોઇપણ બીલ આફએકસચેંજ (હુંડીપત્રી) ચેક અથવા પ્રામીસરી નોટ (વા

વેજ કરી આપવા માટે દંડ.

પદાઆહી) લખશે અથવા કરશે અથવા આપશે અથવા તેની પાછળ શેરો લખશે અથવા બીજાના નામ ઉપર કરી આપશે અથવા સાક્ષીદાર ન હોવા છતાં તેની ઉપર સહી કરશે અથવા સીકારવા સારૂ કે પઈસા મળવા સારૂ દેખાડશેઅથવા સીકારશે અથવા તેનો અવેજ આપશે અથવા લેશે અથવા કોઈપણ રીતે વેચશે તે સખસ,

કોઈપણ સખસ ડયુટી ચારજ થવાને પાત્ર હોય એવો બીજો કોઈપણ દસ્તાવેજ યોગ્યરીત સ્ટાંપ મારયા શીવાય કરી આપશે અથવા તેની ઉપર શાક્ષીદાર ન હોવા છતાં સહી કરશે અને,

કોઈપણ સખસ યોગ્ય રીતે સ્ટાંપ મારેલો નહી હોય એવા કોઈપણ પ્રાકસી ઉપરથી (સભામાં મત આપવા વીશેના અધીકાર પત્ર ઉપરથી) મત આપશે અથવા મત આપવાનો યત્ન કરશે તેને,

સદરહુ પ્રકારના દરેક અપરાધને માટે વતામાં વતો પાંચશો રૂપીયા સુધી દંડ થશે.

પણ એવું ઠરાવ્યું છે કે ચોત્રીસમી કલમ મુજબ અથવા સાડત્રીસમી કલમ મુજબ અથવા પચાસમી કલમ મુજબ કોઈપણ દસ્તાવેજને માટે કાંઈપણ દંડ આપ્યો હશે ત્યારે તે દંડની રકમ, તે દંડ જે સખસે આપ્યો હશે તે સખસને તેજ દસ્તાવેજ માટે આ કલમ મુજબ પછીથી કાંઈપણ દંડ થયો હશે તે દંડમાં મજરે આપવી.

વળગે એવા સ્ટાંપ રદ કરવાનું ચુકવાને માટે દંડ.

૬૨. કોઈપણ સખસને કોઈપણ વળગે એવા સ્ટાંપ અગીયારમી કલમ મુજબ રદ કરવો અવસ્ય હશે અને જે, તે કલમમાં કહેલી રીતે તે સ્ટાંપ રદ કરવાનું ચુકશે તેને વત્તામાં વત્તો સો રૂપીઆ સુધી દંડ થશે.

૬૩. જે કોઈ સખસ સરકારની કોઈપણ ડયુટી બુડાવવાના ઈરાદાથી.

૨૭ મી કલમના ઠરાવ મુજબ કરવાનું વર્જ કરવા માટે દંડ

(અ) સતાવીસમી કલમ પ્રમાણે જે વાત અને હકીકત કોઈપણ દસ્તાવેજમાં લખવી જરૂર હોય તે સંપુર્ણ અને ખરી રીત લખ્યા વગર તે દસ્તાવેજ કરી આપશે અથવા.

(બ) જે કોઈ સખસને કોઈપણ દસ્તાવેજ તૈયાર કરવાને અથવા તૈયાર કરાવવા માટે રાખ્યો હશે અથવા તેમાં સામેલ હશે અને જે સદરહુ પ્રકારની સર્વ વાત અને હકીકત તેમાં પુરણપણે અને ખરી રીતે લખવાની ગફલત કરસે અથવા લખવાનું વર્જ કરશે તેને વત્તામાં વત્તો પાંચ હજાર રૂપીયા સુધી દંડ થશે.

પહોંચ આપવાની ના કહેવા માટે અને પોહોંચને માટે ડયુટી આપવાનું ચુકવવાની યુકતી કરવા માટે દંડ.

૬૪. જે કોઈ સખસ પાસે અઠાવનમી કલમ પ્રમાણે પોહોચ માગી હોય તે આપવાની ના કહેશે અથવા ગફલત કરશે અથવા જે વીશ રૂપીયા કરતાં વધારે રૂપીયાની રકમ અથવા વીશ રૂપીયા કરતાં વધારે કીંમતનો માલ આપ્યા પછી સરકારની કોઈપણ ડયુટી બુડાવવાના ઈરાદાથી વીશ રૂપીયા કરતાં વધારે નહી એવી રકમની અથવા કીમતની પોહોંચ આપશે અથવા આપેલા પૈસા અથવા માલ છુટા છુટા કરશે અથવા તેઓના વીભાગ કરશે તેને વ

તામાં વત્તો સો રૂપીયા સુધી દંડ થશે.

૬૫. જેજે માણસને—

પાલીસી ન કરવા માટે દંડ.

(અ) વીમાના કરાર બદલ કોઈપણ સલામતી અથવા અવેજ પહોંચશે અથવા જે સમામતી અથવા અવેજ ખાતામાં જમે કરશે અને જે સદરહુ પ્રકારની સલામતી અથવા અવેજ પહોંચ્યાને અથવા જમે કરયાને એક મહીનો થયાની અંદર સદરહુ વીમાની પાલીસી (ખત) યોગ્ય રીતે સ્ટાંપ મારીને કરશે નહી અને કરીઆપશે નહી તેને,

અથવા જે કોઈ પાલીસી ઉપર યોગ્ય રીતે સ્ટાંપ મારયો ન હશે તે કરવા વગેરે માટે.

(બ) યોગ્ય રીતે સ્ટાંપ મારયો ન હોય એવી કોઈ પણ પાલીસી (ખત) કરશે અથવા કરી આપશે અથવા આપશે અથવા સદરહુ પ્રકારની કોઈ પણ પાલીસી ઉપર અથવા તે પાલીસી માટે કાંઈ પણ નાણું આપશે અથવા હીસાબમાં મજરે આપશે અથવા નાણું આપવાનું અથવા હીસાબમાં મજરે આપવાનુ કબુલ કરશે તેને,

વત્તામાં વત્તો બસે રૂપીઆ સુધી દંડ થશે.

જે બીલના અથવા મરીનપાલીસીના સેટ લખવાનાં હશે તે બીલની અથવા મરીન પાલીસીની સંપુર્ણ પ્રત ન લખવા માટે દંડ.

૬૬. બે અથવા વધારે પ્રત મળીને એક સેટ થાય છે એવા મજકુરનું બીલ આફ એકસચેંજ (હુંડી પત્રી) અથવા મરીન ઇન્શુરન્સની પાલીસી (સમુદ્રના વીમાની પાલીસી) જે કોઈ સખસ લખશે અથવા કરી આપશે અને તે બીલના અથવા પાલીસીના મજકુર ઉપરથી સેટમાં જેટલી પ્રત હોવી જોઈએ તેટલી તે બીલની અથવા પાલીસીની સર્વ પ્રત તેજ વેળાએ યોગ્ય રીતે સ્ટાંપ મારેલા કાગળ ઉપર લખશે નહી અથવા કરી આપશે નહી તે સખસને વત્તામાં વત્તો એક હજાર રૂપીયા સુધી દંડ થશે.

બીલમાં આવતી તારીખ નાખવા માટે દંડ.

૬૭. કોઈ પણ બીલ આફ એકસચેંજ અથવા પ્રામીસરીનોટ વાસ્તવીક રીતે જે તારીખે લખી હોય અથવા કરી હોય તે તારીખ પછીની તારીખ જે કોઈ સરકારી ડયુટી બુડાવવાના ઇરાદાથી નાખીને તે બીલ આફ એકસચેંજ અથવા પ્રામીસરી નોટ લખશે અથવા કરશે અથવા આપશે તેને અથવા સદરહુ પ્રકારના જે બીલમાં અથવા નોટમાં સદરહુ પ્રમાણે પછીની અથવા આવતી તારીખ નાખી છે એવી ખબર છતાં તેની પાછળ શેરો કરશે અથવા તે બીજાના નામ ઉપર કરશે અથવા સીકારવા સારૂ અથવા પઈસા મળવા સારૂ દેખાડશે અથવા સીકારશે અથવા તેનો અવેજ આપશે અથવા લેશે અથવા બીજી કોઈ પંણ રીતે વેચશે તેને,

મેહેસુલ બુડાવવાની બીજી યુકતી કરવા માટે.

અને જે કામ વીશે અથવા યુકતી વીશે અથવા તદબીર વીશે આ આકટમાં અથવા જે વેળા જે કાયદો અમલમાં હોય તેમાં મુદામ ઠરાવ કરયો ન હશે તેવું કોઈ પણ કામ અથવા યુકતી અથવા તદબીર તેવા ઈરાદાથી કરશે અથવા તેમાં સામેલ હશે તેને,

વત્તામાં વત્તો એક હજાર રૂપીયા સુધી દંડ થશે.

**સ્ટાંપ વેચવા સબંધી કાનુનો તોડવા માટે અને હુકમવગર વેચવા માટે શીક્ષા.**

૬૮. સ્ટાંપ વેચવા સારૂ નીમેલો જે કોઈ પણ સખસ પંચાવનમી કલમ પ્રમાણે કરેલી કાનુનો પ્રમાણે ચાલશે નહી તેને અને સદરહુ પ્રમાણે નીમ્યો ન હોય એવો કોઈ પણ સખસ કોઈ પણ સ્ટાંપ વેચશે અથવા વેચવા કાહાડશે તેને વધામાં વધી છ મહીના સુધી કેદની શીક્ષા થશે અથવા પાંચસો રૂપીઆ સુધી દંડ થશે અથવા બંને શીક્ષા થશે.

**ફરીયાદો કરવી તથા ચલાવવી.**

૬૯. આ આકટ મુજબ અથવા સન ૧૮૬૯ ના જનરલ સ્ટાંપ આકટ મુજબ અથવા તે ઉપરથી રદ કરેલા કોઈ પણ આકટ ઉપરથી શીક્ષા કરવા જોગ કોઈ પણ અપરાધ માટે ફરીયાદ કરવી તે કલેકટરની અથવા આ બાબત સ્થાનીક સરકાર જે બીજા અમલદારને સામાન્ય રીતે અધીકાર આપશે અથવા કલેકટર વીશેષ રીતે અધીકાર આપશે તે બીજા અમલદારની મંજુરીયત શીવાય કરવી નહી.

નીબંધ રાખનાર મુખ્ય રેવન્યુ અધીકારીને અથવા આ બાબત તેણે બીજા અમલદારને અધીકાર આપ્યો હશે તેને સદરહુ પ્રકારનું ચલાવેલું કોઈ પણ કામ મોકુફ રાખવાનો અથવા સદરહુ પ્રકારના કોઈ પણ અપરાધ માંડી વાળવાનો અધીકાર છે.

**માજીસ્ટ્રેટોની હકુમત.**

૭૦. પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ શીવાય અને જે માજીસ્ટ્રેટનો અધીકાર બીજા વરગના માજીસ્ટ્રેટના અધીકાર કરતાં ઓછો ન હોય તે માજીસ્ટ્રેટ શીવાય બીજા કોઈ પણ માજીસ્ટ્રેટે આ આકટ મુજબ કોઈ પણ અપરાધનો ઇનસાફ કરવો નહી.

**ઇનસાફની જગ્યા.**

૭૧. કોઈ પણ દસ્તાવેજ બાબત કરેલા સદરહુ પ્રકારના દરેક અપરાધનો ઇનસાફ કરવો તે, તે દસ્તાવેજ જે કોઈ ડિસ્ટ્રિકટમાં અથવા ઈલાકાના જે મુખ્ય શેહેરમાં મળ્યો હશે તે ડિસ્ટ્રિકટમાં અથવા ઈલાકાના મુખ્ય શેહેરમાં અને તેજ પ્રમાણે ફોજદારી કામ ચલાવવાની રીત વિશે જે કાયદો જે વેળા અમલમાં હશે તે કાયદા મુજબ સદરહુ પ્રકારના અપરાધનો ઇનસાફ જે કોઈ ડિસ્ટ્રિકટમાં અથવા ઈલાકાના જે મુખ્ય શેહેરમાં કરવાનો અધીકાર હશે તે ડિસ્ટ્રિકટમાં અથવા ઈલાકાના મુખ્ય શેહેરમાં ઇનસાફ કરવાનો અધીકાર છે.

**બીજા કાયદાના અમલને બાધ આવતો નથી.**

૭૨. જે કાંઈ કામ અથવા વર્જન (કોઈ પણ કરવાનું મુકી દીધાની કસુર) આ આકટ વિરૂદ્ધ અથવા આ આકટ મુજબ કરેલી કાનુન વીરૂદ્ધ અપરાધ થતાં હશે તે કામ માટે અથવા વર્જન માટે બીજા કોઈ પણ કાયદા મુજબ કોઈ પણ શખ્સ ઉપર કામ ચલાવવાની આ આકટમાંના કોઈ પણ ઠરાવ ઉપરથી મનાઈ છે એમ સમજવું નહી.

પરંતુ એવું ઠરાવ્યું છે કે એકજ અપરાધને માટે કોઈ પણ સખસને બે વેળા શિક્ષા કરવી નહી.

---

ફરિઆદીમાં,

(ઈ) જમીનદારે ખેડુતની પાસેથી કાયદા વીરૂધ રીતે જમીન બચ્ચલીધી હોય તે જમીનના કબજા ભોગવવાનો હક પાછો લેવા બાબતની ફરીઆદીમાં.

(ફ) ભાડુ (ગણોત) ઓછુ કરાવવા બાબત ફરીયાદ કરી હોય તેમાં જે જમીન બાબત ફરીયાદ હોય તે જમીનનાં ગણોતના જેટલા રૂપીયા અરજી આપવાની તારીખની અગાઉના વરસ બાબત આપવા હોય તે પ્રમાણે સમજવી.

નુકશાનનાં વળતર બાબત હુકમનામું થયું હોય તેબાબતની અપીલનીયાદીની ફી

૮ સારવજનિક કામ સારૂ જમીન લેવા બાબતના હરકોઈ આક્ટ પ્રમાણે નુકશાનીના વળતર બાબત હુકમ થયો હોય તે હુકમ બાબતની અપીલની યાદી બાબત આ આક્ટ પ્રમાણે જે ફી આપવી જોઈએ તે ફૈંસલામાં જેટલા રૂપીયા ઠરાવ્યા હોય તેટલા રૂપીયા અને આપેલેટ જેટલા રૂપીયાનો દાવો કીધો હોય તેટલા રૂપીયા એ બે રકમમાં ફેર હોય તે પ્રમાણે ગણવી.

આઈન ઉપજ અથવા બજારની કીમત નકી કરવાનો અધિકાર.

૯. ૭ મી કલમની પાંચમી અને ૬ ઠી રકમમાં કહેલાં પ્રકારની હરકોઈ જમીનની અથવા ઘરની અથવા વાડીની વરસ દહાડાની આઇન ઉપજ અથવા બજારમાં તેની જે કિંમત થાય તે ઓછી આંકી છે, એવું માનવાનો સબબ કોરટની નજરમાં આવે તો તેમાં કહેલી હરકોઈ ફરીયાદીમાં ફી આપવી જોઈએ તે ગણવા સારૂ કોઈ લાયક માણસને જરૂરીની સ્થાનિક અથવા બીજી તજવીજ કરીને રીપોરટ કરવાનું કમિશન મોકલવાને કોરટ મુખત્યાર છે.

આઇન ઉપજ અથવા બજારની કીમત ઓછી આંકી હોય ત્યારે કામ ચલાવવાની રીત.

૧૦ ૧—સદરહુ પ્રકારની તજવીજના પરિણામ ઉપરથી કોરટની નજરમાં એહેવું આવશે કે આઇન ઉપજ અથવા બજારની કિંમત ઓછી આંકી છે, તે વત્તી આંકી હોય અને વત્તી ફી આપી હોય તે કોરટની નજરમાં યોગ્ય આવે તો કોરટે પાછી આપવી, પણ બરાબર આંકી નહી હોય તો બજારની કીમત અથવા આઇન ઉપજ બરાબર આંકી હોત તો જેટલી વત્તી ફી આપવી પડતે તેટલી બીજી વત્તી ફી આપવાનો કોરટે વાદીને હુકમ કરવો.

૨. એવે પ્રસંગે બીજી વત્તી ફી આપવામાં આવે ત્યાં સુધી સદરહુ મુકદમો બંધ રાખવો અને કોરટ ઠરાવે તેટલી મુદતમાં સદરહુ બીજી વત્તી ફી નહી આપે તો મુકરદમો કહાડી નાખવો.

૩ દીવાની ઈનશાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૧૮૦ મી કલમમાં "તકરારી બાબતોની સફાઈ કરવા સારૂ અથવા" આ શબ્દોની આગળ "દાવાવાળી માલ મિલકતની બજારમાં કેટલી કીંમત થાયછે તે અથવા" આ શબ્દો દાખલ કરયા હોય તે પ્રમાણે, અને "નુંકશાનની રકમ" આ શબ્દોની આગળ "અથવા વરસ દાહાડાની આઇન ઉપજ" આ શબ્દો દાખલ કરયા હોય તે પ્રમાણે તે કલમનો અરથ કરવો.

૧૧. દરમિયાન ઉપજ બાબતના અથવા સ્થાવરમિલકતબાબતના અને દરમિયાન ઉપજ

દરમિયાન ઉપજ બાબતના અથવા હિસાબ બાબતના મુકરદમામાં જેટલા રૂપીયાનો દાવો કીધો હોય તે કરતાં વતા રૂપીયાનું હુકમનામુ કરવામાં આવે ત્યારે કામ ચલાવવાની રીત.

જ બાબતના અથવા હીસાબ બાબતના મુકરદમામાં દાવાવાળી ઉપજ કરતાં અથવા વાદીએ જે દાદ માગી હોય તે દાદ બાબત જેટલા રૂપીયાનો દાવો બાંધો હોય તે કરતાં વત્તી ઉપજનું અથવા વતા રૂપીયાનું હુકમનામું થાય ત્યારે જેટલી ફી ખરે ખરી આપી હોય તેટલી ફી અને જેટલી ઉપજનું અથવા જેટલા રૂપીયાનું હુકમનામું થયું તેટલી સઘળી ઉપજ બાબત અથવા તેટલા સઘળા રૂપીઆ બાબત ફરીયાદ કરી હોત તો જેટલી ફી આપવી પડતે તેટલી ફી એઓની વચ્ચેનો તફાવત યોગ્ય અમલદારને ત્યાંહાં ભરવામાં આવશે ત્યાંહા સુધી તે હુકમનામું બજાવવું નહી અને કોરટ ઠરાવે તેટલી મુદતમાં સદરહુ વત્તી ફી નહી આપે તો ફરીઆદ કાહાડી નાંખવી.

દરમિયાન ઉપજના રૂપીઆની રકમ હુકમનામું બજાવતી વખતે નક્કી કરવાનું ઠરાવ્યું હોય અને સદરહુ પ્રમાણે નકી કરેલી ઉપજ દાવાવાળી ઉપજ કરતાં વધે ત્યારે જેટલી ફી ખરેખરી આપી હોય તેટલી ફી અને સદરહુ પ્રમાણે નકી કરેલી સઘળી ઉપજની ફરીઆદ કરી હોત તે જેટલી ફી આપવી પડતે તેટલી ફી એઓની વચ્ચેનો તફાવત ભરવામાં આવશે ત્યાંહા સુધી તે હુકમ બજાવવાનું કામ આગળ ચલાવવું નહી. અને કોરટ ઠરાવે તેટલી મુદતમાં સદરહુ વત્તી ફી નહી આપેતો ફરીયાદ કાહાડી નાખવી.

કીમતબાબતની તકરારનો ફેંસલો.

૧૨. ૧—હરકોઈ અરજી બાબત અથવા અપીલની યાદી બાબત આ બાબ પ્રમાણે કાંઈ ફી આપવી હોય તેના રૂપીયાની રકમ ઠરાવવા સારૂ કીમત બાબત તકરાર પડે તેનો ફેંસલો જે કોરટમાં પ્રસંગ પ્રમાણે સદરહુ અરજી અથવા અપીલની યાદી દાખલ કરી હોય તે કોરટે કરવો અને તે ફેંસલો મુકરદમાના પક્ષકારો બાબત આખરનો સમજવો.

૨. પણ સદરહુ પ્રકારનો કોઈ મુકરદમો અપીલ કોરટની આગળ અથવા મંજુરીયત માગનારી અથવા તપાસની કોરટની આગળ આવે ત્યારે તે તકરારનો ખોટો ફેંસલો થયોછે અને તેથી મેહેસુલનું નુકશાન છે એહવું તે કોરટની નજરમાં આવે તો તકરારનો બરોબર વાજબી ફેંસલો થયો હોત તો જેટલી ફી આપવી પડતે તેટલી બીજી ફી આપવાનું જે પક્ષકારે ફી આપી હોય તે પક્ષકારને કોરટે ફરમાવવું. અને ૧૦ મી કલમની ૨ જી રકમના ઠરાવ તેને લાગુ થશે.

અપીલની યાદી આપેલી ફી પાછી આપવી.

૧૩. દિવાની ઈનશાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં કહેલ સબબો માંના કોઈ સબબથી નીચલી કોરટે અપીલની અરજી અથવા ફરીયાદીની અરજી નામંજુર કરી હોય તે સેવાનો હુકમ થયો હોય અથવા અપીલ કર્યા પછી તેજ કાયદાની ૩૫૧ મી કલમમાં કહેલા સબબોમાંના કોઈ સબબથી કોઈ મુકરદમો પાછો ફરીથી ફેંસલો કરવા સારૂ નીચલી કોરટ ઉપર મોકલે તો અપીલની યાદી બાબત સ્ટાંપનો અવેજ આપ્યો હોય તે સઘળો કલેકટરની પાસેથી પાછો લેવાનો દાખલો અપીલ કરનારને અપીલ કોરટે આપવો.

પણ એવું ઠરાવ્યુ છે કે અપીલ થયા પછી મુકરદમો પાછો મોકલ્યો હોય ત્યારે

પાછો મોકલવાનો હુકમ દાવાના તમામ વિષયને લાગુ નહી હશે તો તે વિષયના જે ભાગ બાબત અથવા ભાગો બાબત મુકરદમો પાછો મોકલો હોય તે ભાગ બાબત અથવા ભાગો બાબત જેટલી ફી અસલ આપવી પડી હોત તે કરતાં વતી ફી પાછી મળવાનો હક અપીલ કરનારને સદરહુ પ્રમાણે આપેલા દાખલા ઉપરથી અપીલ કરનારને પોહોચેછે એવું સમજવું નહી.

**ફેંસલો ફરીથી તપાસવાની અરજી બાબતની ફી પાછી આપવી.**

૧૪. હુકમનામાની તારીખથી નેવુંમે દાહાડે અથવા તે દાહાડા પછી ફેંસલો ફરી તપાસવાની અરજી આપી હોય ત્યારે અરજદારની ગફલતથી વાર લાગી નહી હોય તો તે અરજી બાબત આપેલી ફી તે અરજી ઉપર કહેલા દાહાડા પેહેલાં આપી હોત તો જે ફી આપવી પડતે તે ફી કરતાં જેટલી વતી હોય તેટલી કલેકટરની પાસેથી પાછી મળવાનો દાખલો કોરટને યોગ્ય જણાયેતો અરજદારને આપવાને કોરટ મુખત્યાર છે.

**ચુકના સબબથી કોરટ પોતાનો પેહેલો ફેસલો ફેરવે અથવા તેમાં કાંઇ ફેરફાર કરે ત્યારે ફી પાછી આપવી.**

૧૫. ફેસલો ફરી તપાસવાની અરજી મંજુર થાય અને ફરીથી તપાસ કરીને કોરટ પોતાનો પેહેલો ફેસલો કાયદાની અથવા બનેલી વાતની ચુક થવાના સબબથી ફેરવશે અથવા તેમાં ફેરફાર કરશે ત્યારે અરજદારને કોરટમાંથી એવો દાખલો મળશે કે ફરીઆદીની અરજી બાબત અથવા અપીલની યાદી બાબત આપેલી ફી સદરહુ કોરટને બીજી કાંઇ અરજી આપવી હોય તે બાબત આ આકટને જોડેલાં બીજા પરીશીસ્ટના પેહેલા નંબરની (બ) રકમ પ્રમાણે અથવા (ડ) રકમ પ્રમાણે જે ફી આપવી હોય તે કરતાં જેટલી વતી હોય તેટલી ફી કલેકટરની પાસેથી તમાએ પાછી લેવી.

પણ અસલ તજવીજની વખતે જે પુરાવો હાજર થઇ શકેત તેહેવા કાંઇ નવા પુરાવા ઊપરથી ફેસલો બધો અથવા થોડો ઘણો ફેરવ્યો હશે અથવા તેમા ફેરફાર કરયો હશે તારે સદરહુ પ્રરકારનો દાખલો મળવાનો હક આ કલમના પેહેલા ભાગના કોઇ ઠરાવ ઊપરથી અરજદારને પહોચેછે એવું સમજવું નહી.

**હુકમનામાંના જે ભાગ બાબત અપીલ કરી નહી હોય તે ભાગ વિશે રેસ્પોનડેંટ તકરાર લે, ત્યારે બીજી વધારે ફી આપવી.**

૧૬. હરકોઇ અપીલ દીવાની કોરટમાં કરવામાં આવે તે આખા હુકમનામા ઊપર નહીં હોય પણ દાવાના વિશયના કંઇ ભાગ બાબત અથવા ભાગો બાબત જેટલું હુકમનામું હોય તેટલા ઉપર જ હોય અને હુકમનામાંના જે ભાગ ઉપર અપીલ હોય તે ભાગ શીવાય તે હુકમનામાંના જે ભાગ ઉપર અપીલ હોય તે ભાગ શીવાય તે હુકમનામાંના બીજા કંઇ ભાગ બાબત રેસ્પોનડેંટ(એટલે અપીલનો જવાપ દેનાર) તે અપીલનો ઇનસાફ થતી વખતે દીવાની ઇનશાફનું કામ ચલાવવાની રીત બાબતનાં કાયદાની ૩૪૮ મી કલમ પરમાંણે હરકત લે, તો હુકમનામાના જે ભાગ બાબત હરકત લીધી હોય તે ભાગ ઉપર અપીલ હોતતો જેટલી બીજી વતી ફી આપવી પડે તે તેટલી ફી રેસપોનડેંટ આપે તાહાંસુધી તે હરકત સાંભળવી નહીં.

**ફરીઆદીમાં જુદી જુદી ફરિયાદો.**

૧૭. ફરીઆદીમાં જુદી જુદી બે અથવા વધતી બાબતો હોય તારે અરજીની અથવા અપીલની યાદીની ફી તે હરએક બાબતની જુદી

જુદી ફરીયાદીની અરજીની અથવા અપીલની યાદીની આ આકટ પરમાણે જેટલી ફી બેસતે તેટલી શધળી ફી ગળીને જેટલા રૂપીયા થાય તેટલા રૂપીઆ ફી બેશશે.

દીવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૯મી કલમ પ્રમાણે જે અધિકાર આપ્યોછે તે અધિકારને આ કલમના પેહેલા ભાગના કાંઇ ઠરાવથી હરકત થાયછે એવું સમજવું નહીં.

ફરિયાદી કરનારની લખેલી જુબાની.

૧૮. ગેરવાજબી કેદ કરવાનાં અથવા ગેરવાજબી અટકાવ કરવાના ગુના બાબત અથવા જે ગુનાને વાશ્તે પોલીસ અમલદારો વગર વારંટે પકડવાને મુખત્યારછે તે ગુના સિવાય બીજા ગુના બાબત જે માણસ ફરિયાદ કરશે તે માણસ જે અરજી બાબત આ આકટ પ્રમાણે ફી લીધીછે તેહેવી અરજી કરી ચુકયો નહી હોય તેની પેહેલી અથવા એકજ જુબાની ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ઠરાવ પ્રમાણે લખી લેવામાં આવે ત્યારે ફરિયાદ કરનારે આઠ આના ફી આપવી જોઇએ. પણ તે ફી આપવાનું માફ કરવાનું કોરટની નજરમાં આવશેતો તે આપવી પડશે નહીં,

કેટલાએક દસ્તાવેજોને ફીની માફી.

૧૯. આ આકટની કોઈ ઠરાવ ઉપરથી નીચે લખેલા દસ્તાવેજો બાબત ફી બેસશે એહવુ સમજવું નહીં.

૧. હરકોઇ ફરિયાદ કરવાનુ અથવા તેનો જવાબ દેવાનું મુખત્યારનામું માલિકા માઆઝમાનાં લશકર માહેનો જે અમલદાર અથવા વારંટ આફીસર અથવા ગેરસનંદી અમલદાર અથવા સિપાઇ મુલકી ખાતામાં ચાકરીએ નહી હોય તેણે લખી આપ્યું હોય ત્યારે.

૨. દિવાની ઇનસાફનું કામ ચલાવવાંની રીત બાબતનાં કાયદાની ૧૧૮મી અને ૧૫૪ મી કલમમાં કહેલી પતિસા.

૩. મુકદમાની પેહેલી રેજુઆત કરયા પછી કોરટે જે લખેલી હકીકત માગી હોય તે હકીકત.

૪ મિલિટરી કોરટ રિકવેરટને આપેલી ફરિયાદની અરજી અને તે કોરટનું હુકમનામું બજાવવા બાબતની અરજી.

૫. મદ્રાસ ઇલાકા માહેના ગામના મુનસફો જે ફરિઆદોનો ઇનસાફ કરે તે ફરિઆદોની અરજીઓ,

૬, તેજ ઇલાકામાં ડિસ્ટરિકટ પંચાયતની આગળ ફરિઆદો થાય તે ફરિઆદોની અરજીઓ તથા પ્રોસેશો (એટલે સમન, વારંટ વગેરે હુકમ.)

૭. સને ૧૮૧૬ ના મદ્રાસના ૧૨ મા કાયદા પ્રમાણે કલેકટરની આગળ ફરિયાદો થાય તે ફરિયાદોની અરજીઓ.

૮. વિલનો *પ્રોબેટ∠તથા લેટરસ△આફ આડમિનિસ્ટરેશન અને આ આ

---

*વીલ એટલે હરકોઇ માણસ સાવધ હોય ત્યારે પોતાની અકલ હુશીઆરીથી મ્રત્યુપત્ર કરીને તે ઉપર અંગરેજી કાયદા પ્રમાણે સહી કરીને તથા સાહેદી કરાવીને પ્રસિધ્ધ કરેછે તે મ્રત્યુપત્ર.

∠પ્રોબેટ એટલે વીલ અથવા સ્ટેટમેન્ટ અથવા ફાડીશીલ કોરટમાં સાબીત કરીને તે પ્રમાણે મયત માણસની માલ મીલકતનો વહિવટકરવાસારૂ અધિકારપત્ર મળેછેતેપત્ર.

△લેટરસ આફ એડમીનીટરેશન એટલે મયત માણસની માલ મીલકતનો વહીવટ કરવા સારૂ કોરટમાં અધિકારપત્ર મળેછે તે પત્ર.

કટને જોડેલા પેહેલા પરીશિષ્ટના ૧૨ મા નંબરમાં કહેલો દાખલો જે માલ મિલકત બાબત તે પ્રોબેટ અથવા લેટરસ આફ આડમિનિસ્ટરેશન અથવા દાખલો આપ્યો હોય તે માલ મિલકતના રૂપીઆ અથવા આંકેલી કીમત એક હજાર રૂપીઆ ઉપર નહી હોય ત્યારે.

૯. જમીન ઉપર ધારો બેશાડવા સબંધી હરકોઈ બાબતમાં અથવા તે ઉપરનો હક અથવા તે માંહેના હક સબંધ ઠરાવવાની બાબતમાં કલેકટરને અથવા જમીનના મેહેસુલનો ઠરાવ કરનારા બીજા અમલદારને અથવા રેવન્યુ બોરડને અથવા રેવેન્યું કમીશનરને અરજી અથવા દરખાસ્ત આપવી હોય તે સદરહુ ઠરાવ આખરનો મંજુર થયા પેહેલાં આપશે તો.

૧૦ સરકારનુ પાણી ખેતીવાડીના કામ સારૂ મળવા બાબતની અરજી,

૧૧ વતી જમીન ખેડવાની પરવાનગી મળવા બાબતની અથવા જમીન મુકી દેવા બાબતની અરજી—જે જમીનના મેહેસુલનો ઠરાવ થયો હોય પણ કાયમ ઠરાવ થયો નહી હોય તે જમીનનો ભોગવટો જે માણસ બારોબાર સરકાની સાથે કબુલત કરીને કરતો હોય તે માણસ જમીનના મહેસુલના અમલદારને આપશે ત્યારે.

૧૨ જમીન મુકી દેવા બાબતની અથવા ભાડુ (ગણોત) વધારવા બાબતની નોટીશ પોહોચાડવાની અરજી.

૧૩ જપતી કરવા બાબત મુખતીયારને અધિકાર પત્ર લખી આપ્યું હોય તો

૧૪ સાહેદી પુરવા સારૂ અથવા દસ્તાવેજ રજુ કરવા સારૂ હાજર થવા બાબત સાહેદને અથવા બીજા માણસને સમન કરવાની (ફોજદારી ગુનાહના તોહોમતની અથવા ફરીઆદીની અરજી શીવાય) પેહેલ વેહેલી દરખાસ્ત, અથવા કોરટમાં તાબડતોબ હાજર કરવા સારૂ કરેલી આફીડેવીટ (એટલે સમ ખાઈને અથવા પ્રતિજ્ઞા કરીને કરેલ લેખ) નહી હોય તેવો કાંઈ પુરાવાનો કાગળ હાજર કરવા બાબત અથવા ફઈલ કરવા બાબત પેહેલ વેહેલી અરજી.

૧૫ ફોજદારી કામમાંહેના હાજર જામીન ખત તથા ફરીયાદ કરવાના અથવા સાહેદી પુરાવાના મુચલકા અને પોતાની જાતે હાજર થવા બાબતના અથવા બીજા કશા બાબતના મુચલકા.

૧૬ હરકોઈ ગુનાહ બાબત પોલીસના હરકોઈ અમલદારને ત્યાં અથવા મદ્રાસના અને મુંબાઈના ગવરનર ઈનકાઉનશીલ, એ દરએકના તાબામાંહેના મુલકના ગામના મુખીને ત્યાં અથવા ગામની પોલીસની આગળ અરજી અથવા ફરીઆદ કરવી હોયત્યારે.

૧૭ કેદીની અથવા જે બીજુ માણસ કેદમાં હોય અથવા કોરટના કે કોરટના અમલદારોના અટકાવમાં હોય તેની અરજી

૧૮ હિંદુસ્થાનના ફોજદારી કાયદામાં બયાન કરેલા સરકારી નોકરોના અથવા મ્યુનિસિપાલ ખાતામાંહેના અમલદારોની અથવા રેલવે કંપનીના અમલદારોની અથવા નો

કરોની ફરીઆદ.

૧૯ સરકારી રાનમાંહેનાં ઇમારતી લાકડાં કાપવાની રજા મળવા સારૂ અરજી કરવી હોય અથવા સદરહુ પ્રકારનાં રાન બાબત બીજી કાંઇ અરજી કરવી હોય તે

૨૦ અરજદારાના સરકારની પાસે રૂપીયા લહેણા હોય તે મળવા બાબતની અરજી

૨૧ સન ૧૮૫૬ના ૨૦ મા આકટ પ્રમાણે કરેલા ચોકીદારી પટીના ઠરાવ બાબત અથવા મ્યુનિસિપલ કર બાબત અપીલ કરવી હોય તે અરજી

૨૨ સારવજનિક કામ સારૂ મિલકત લેવા બાબત કાંઇ કાયદો ચાલુ હોય તે કાયદા પ્રમાણે નુકશાનનું વળતર મળવા સારૂ અરજી કરવી હોય તે અરજી

૨૩ છોટાનાગપુરમાંહેના કેટલાએક સત્તા પ્રકાર નક્કી કરવા બાબત તથા તેનો બંદોબસ્ત કરવા બાબત અને દફતરમાં તે દાખલ કરવા બાબત સન ૧૮૬૯ નો બંગાળાનો ૨ જો આકટ છે તે આકટ પ્રમાણે નિમેલા સ્પેશલ કમીશનરને આપવાની અરજી

૨૪ હિન્દુસ્તાનમાંહેલા લગન બાબતનો આકટ કરીને વિકટોરીઆ રાણીના રાજના ચઉદમા અને પંદરમા વરસમાં ઠરેલા સ્ટાટુટ્સનો ચાળીસમો બાબ છે તેની પમી કલમ પ્રમાણે અથવા સન ૧૮૫૨ ના ૫ મા આકટની કલમ પ્રમાણે જે અરજી કરવી હોય તે અરજીઓ

---

## બાબ ૪ થો.

### પ્રોસેસોની ફી.

| | |
|---|---|
| પ્રોસેસોના ખરચ બાબત કાનુનો | ૨૦ હાઇકોરટે હેઠળ લખેલી વાતો બાબત જેમ બને તેમ જલદી કાનુનો કરવી |

૧ સદરહુ કોરટે અપીલ લેવાની પોતાની હકુમત ચલાવતી વખતે જે પ્રોસેસો આપ્યાં હોય તે પ્રોસેસો અથવા સદરહુ હકુમતની હદમાં સ્થાપેલી બીજી દીવાની અથવા મુલકી કોરટોએ જે પ્રોસેસો આપ્યાં હોય તે પહોચાડવા બાબત અને બજાવવા બાબત ફી લેવી જોઇએ તે ફી બાબત.

૨ સદરહુ હદમાં સ્થાપેલી ફોજદારી કોરટોએ જે ગુનાહને વાસ્તે પોલીસ અમલદારો વગર વારંટે પકડવાને મુખતીયાર છે તે ગુનાહ શીવાય બીજા ગુનાહના કામમાં પ્રાસેસો આપ્યાં હોય તે પોહોચાડવા બાબત અને બજાવવા બાબત ફી લેવી જોઇએ તે ફી બાબત અને

૩ પ્રોસેસો પહોચાડવાના અથવા બજાવવાના કામ સારૂ કોરટની પરવાનગી લેઇને પટાવાળા વગેરે બીજા માણસો રાખ્યા હોય તેવાનાં મેહેનતાણા બાબત કાનુનો કરવી.

સદરહુ પ્રમાણે કરેલી કાનુનો વખતે વખત ફેરવવાનો તથા નવાનો અધિકાર હાઇકોરટને છે.

કાનુનોની મંજુરી તથા પ્રશીધ

સદરહુ સઘળી કાનુનો તથા તેમાંનો ફેરફાર તથા તેમાં વધારેલો મજકુર સ્થાનીક સરકાર કાયમ કરશે અને ઇંડીઆના ગવરનર જનરલ ઇનકાઉનશીલ મંજુર કરશે ત્યાર પછી ઠેકાણે ઠેકાણાના સરકારી ગેજીટમાં છપાવવો અને તે છપાઇને પ્રશીધ થશે એટલે કાયદા પ્રમાણે ચાલશે.

પ્રોસેસો પોહોચાડવા બાબત અને બજાવવા બાબત હમણાં જેટલી ફી લેછે તેટલી જ ફી સદરહુ પ્રકારની કાનુનો ઊપર કહ્યાં પ્રમાણે કરવામાં આવશે અને પ્રસિધ કરવામાં આવશે ત્યાં સુધી લયાં કરવી અને તે ફીને આ આકટ પ્રમાણે લેવાની ફી સમજવી.

પ્રોસેસોની ફીનું કોષ્ટક.

૨૧ સદરહુ પ્રમાણે પ્રોસેસો પહોચાડવાની અને બજાવવાની ફી લેવી જોઇએ તેનું અંગરેજી અને દેશીભાષામાં કોષ્ટક તઇયાર કરીને દરએક કોરટની પ્રશીધ જગાએ જોવા સારૂ ચોઢી મુકવું.

ડીસ્ત્રિકટ કોરટના અને તાબામાંહેની કોરટના પટાવાળાની સંખ્યા.

૨૨ જે કાનુનો હઇકોરટ કરે અને સ્થાનીક સરકાર તથા ઇંડીયાના ગવરનર જનરલ ઇનકાઉનશીલ મંજુર કરે તે કાનુનોનું ધોરણ રાખીને.

દરએક ડીસ્ત્રિકટ જડજે અથવા દરએક ડીસ્ત્રિકટના માજીસ્ત્રેટે પોત પોતાની કોરટમાંથી જે પ્રોસેસો આપ્યાં હોય તે પ્રોસેસો અને તેના તાબામાંહેની દરેક કોરટથીજે પ્રોસેસો આપ્યાં હોય તે પ્રોસેસો પહોચાડવા સારૂં અને બજાવવા સારૂ જેટલા પટાવાળા ચાકરીએ રાખવાની જરૂર હોય તેઓની સંખ્યા ઠરાવવી અને તેમાં વખતે વખત ફેરફારકરવાને તે મુખ્તીયારછે.

જીલામાંહેની નાના મુકદમાની કોરટોના પટાવાળાઓની સંખ્યા.

અને અદાલતની હઇકોરટોની અસલ દીવાની ફરીયાદી લેવાની ગામુજ હકુમતની હદ બહારની નાના મુકરદમાની કોરટો બાબત કાયદા છે તે એકઠા કરીને સુધારવા બાબત સન ૧૮૬૫ નો ૧૧ મો આકટ છે તે આકટ પ્રમાણે સ્થાપેલી નાના મુકદમાની દરેક કોરટ આ કલમના કારણ સારૂ ડીસ્ત્રિકટ જડજની કોરટના તાબામાંહેની કોરટ છે એવું સમજવું.

મુલકી કોરટના પટાવાળાઓની સંખ્યા.

૨૩ ડીસ્ત્રિકટના કલેકટરનું કામ જે અમલદાર ચલાવતો હોય તેણે પોતાની કોરટમાંથી જે પ્રોસેસો આપ્યાં હોય તે પ્રોસેસો અને તેના તાબામાંહેની કોરટોમાંથી જે પ્રોસેસો આપ્યાં હોય તે પ્રોસેસો પહોચાડવાસારૂ અને બજાવવાસારૂં જેટલા પટાવાળા ચાકરીએ રાખવાની જરૂર હોય તેઓની સંખ્યા તેણે નિરબંધ રાખનારા મુખ્ય મુલકી અમલદાર જે કાનુનો કરે અને સ્થાનિક સરકાર તથા ઇન્ડીયાના ગવરનર જનરલ ઇનકાઊનશીલ મંજુર કરે તે કાનુનોનું ધોરણે રાખીને તે ઠરાવવી અને તેમાં વખતે વખતે ફેરફાર કરવાને તે મુખ્તીયાર છે.

આ બાબ પ્રમાણે પહોચાડવાના પ્રોસેસો દીવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે પહોચાડવાનાં પ્રોસેસો છે એવું સમજવું.

૨૪ આ બાબ પ્રમાણે પહોચાડવાનું અથવા બજાવવાનું દરએક પ્રોસેશ દીવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૧૮૮મી કલમ પ્રમાણે એને સન ૧૮૫૯ નો ૮ મો આકટ સુધારવા બાબત સન ૧૮૬૧ નો ૨૩ મો આકટ છે તે આકટની ૨ જી કલમના અરથ પ્રમાણે પ્રોસેસો છે એવું સમજવું.

## ભાગ ૫ મો.

### ફી લેવાની રીત.

૨૫ ૩ જી કલમમાં કહેલી અને આ આકટ પ્રમાણે જે ફી લેવી હોય તે સઘળી ફી સ્ટાંપવડે ફી વસુલ કરવી. | સ્ટાંપવડે વસુલ કરવી.

સ્ટાંપ પાડેલા અથવા વળગે તેવા જોઇએ.

૨૬ આ આકટ પ્રમાણે જે ફી લેવી હોય તે બતાવવા સારૂ સ્ટાંપ વાપરવા તે ઈન્ડીઆના ગવરનર જનરલ ઇનકાઊનશીલ ઇન્ડીયા ગેજેટમાં વખતે વખતે જાહેરનામુ છાપીને હુકમ કરશે તે પ્રમાણે પાડેલા જોઇએ. અથવા વળગે તેવા જોઇએ, અથવા થોડા ઘણા પાડેલા અને થોડા ઘણા વળગે તેવા જોઇએ.

સ્ટાંપ પુરા પાડવા બાબત તથા તેની સંખ્યા બાબત અને તે નવા કરી આપવા બાબત અને તેનો હીસાબ રાખવા બાબત.

૨૭ સ્થાનિક સરકારને વખતે વખતે હેઠળ લખેલી વાતો બાબત કાનુનો કરવાનો અધિકારછે.

(અ) આ આકટ પ્રમાણે વાપરવાના સ્ટાંપ પુરા પાડવા બાબત.

(બ) આ આકટ પ્રમાણે જે ફી લેવી હોય તે બતાવવા સારૂ વાપરવાના સ્ટાંપની સંખ્યા

(ક) બગડેલા અથવા ખરાબ થએલા સ્ટાંપ નવા કરી આપવા બાબત અને,

( ડ આ આકટ પ્રમાણે વાપરવાના સઘળા સ્ટાંપનો હીસાબ રાખવા બાબત કાનુનો કરવાનો અધીકાર છે.

પણ એવું ઠરાવ્યુંછે કે ૩ જી કલમ પ્રમાણે હાઇકોરટમાં વાપરવાના સ્ટાંપ બાબત તે કોરટના ચીફ જસ્ટીસના અનુમતથી સદરહુ પ્રકારની કાનુનો કરવી.

સદરહુ પ્રકારની સઘળી કાનુંનો ઠેકાણે ઠેકાણાના સરકારી ગેજેટમાં છપાવવી અને તે છપાઇને પ્રસિધ્ધ થશે એટલે તે કાયદા પ્રમાણે ચાલશે.

સ્ટાંપ મારવાના દસ્તાવેજ ચુકશે તે બાબત.

૨૮ જે દસ્તાવેજ ઊપર આ આકટ પ્રમાણે સ્ટાંપ જોઇએ તે ઉપર યોગ્ય સ્ટાંપ મારયા વગર અથવા મારવામાં આવે ત્યાં સુધી તે દસ્તાવેજ કાયદાસર છે એવું સમજવું નહી.

પણ સદરહુ પ્રકારના કોઈ દસ્તાવેજ ઉપર યોગ્ય સ્ટાંપ મારયા વગર તે દસ્તાવેજ ચુકથી અથવા નજરચુકથી કોઇ કોરટમાં અથવા કચેરીમાં લીધો હોય અથવા ફઈલ કરયો હોય અથવા કામમાં આણયો હોય તે પોતાને યોગ્ય જણાયાથી પોતે ફરમાવે તે પ્રમાણે તે દસ્તાવેજ ઉપર સ્ટાંપ મારવાનો હુકમ કરવાનો અધિકાર પ્રમુખ (એટલે સરનશીનની જગાએ બેસનારા જડજને અથવા કચેરીના મુખ્યને અથવા હાઇકોરટના અંગે

તે કોરટના હરકોઇ જડજને છે. અને તે પ્રમાણે દસ્તાવેજ ઉપર સ્ટાંપ મારાયા પછી તે દસ્તાવેજ અને તે સંબંધી ચલાવેલું દરએક કામ તે દસ્તાવેજ ઉપર પેહેલ વેહેલાંજ યોગ્ય સ્ટાંપ મારયો હોત તો જે પ્રમાણે કાયદાસર હોત તેજ પ્રમાણે કાયદાસર છે એવું સમજવું.

**દસ્તાવેજ સુધારવા.**

૨૯ સદરહુ પ્રકારનો હરકોઇ દસ્તાવેજ ચુક દુરસ્ત કરીને પક્ષકારોની અસલ મતલબ પ્રમાણે કરવા સારૂજ સુધારશે તો નવો સ્ટાંપ આપવાનું ફરમાવવાની જરૂર નથી.

**શ્ટાંપ રદ કરવો.**

૩૦ જે દસ્તાવેજને આ આકટ પ્રમાણે સ્ટાંપની જરૂર હોય તે દસ્તાવેજ સ્ટાંપ રદ કરયા વગર કોઇ કોરટમાં અથવા કચેરીમાં કોઇ કામમાં ફાઇલ કરવો નહી અથવા નીચે પ્રમાણે વહીવટ કરવો નહી.

જે અમલદારને કોરટ અથવા કચેરીનો મુખ્ય વખતે વખતે નિમે તે અમલદારની પાસે સદરહુ પ્રકારનો દસ્તાવેજ આવે એટલે તેણે તે ઉપરનો શ્ટાંપ તાબડતોબ એવી રીતે રદ કરવો ભાગ કે શ્ટાંપ ઉપર લખેલી રકમ કાયમ રાખીને ચિત્રનું માથુ તોડી નાંખવું અને તોડી નાંખેલો ભાગ બાળી નાંખવો અથવા બીજી રીતે તેનો નાશ કરી નાંખવો.

---

## ભાગ ૬ ઠો.

### પરચુરણ.

**ફોજદારી કોરટોને કરેલી અરજીઓ બાબત જે ફી આપી હોય તે પાછી આપવી**

૩૧. ૧. જે ગુનાહને વાસ્તે પોલીસ અમલદારો વગર વારંટે પકડવાને મુખત્યાર છે, તે ગુનાહ શિવાય બીજા ગુનાહની ફરીયાદીની અથવા તોહોમતની અરજી કોઇ ફોજદારી કોરટને આપવામાં આવે ત્યારે તોહોમતવાળા માણસને તે કોરટ ગુનેહગાર ઠરાવે અને તે માણસને દંડ કરે તો તે દંડ ભરવાનો હુકમ કરવો અને સદરહુ પ્રકારની અરજી બાબત ફરીયાદ કરનારે ફી આપી હોયતો તે તેને પાછી આપવાનો કોરટે તે ગુનેહગારને હુકમ કરવો.

૨. ૧૮ મી કલમમાં કહેલે પ્રસંગે તે તોહોમતવાળા માણસને કોરટ ગુનેહગાર ઠરાવે અને તે માણસને દંડ કરેતો તે દંડ ભરવાનો હુકમ કરવો અને ફરિયાદ કરનારે જબાની બાબત કાંઇ ફી આપી હોય તો તે ફી તેને પાછી આપવાનો પણ કોરટે તે ગુનેહગારને હુકમ કરવો.

૩. આ કલમની ૧ લી અથવા બીજી રકમમાં કહેલા પ્રસંગોમાંના હરકોઇ પ્રસંગે પરોસેસ પોહોંચાડવા બાબત ફરિયાદ કરનારે ફી આપી હોય તારે તોહોમતવાળા માણસને કોરટ ગુનેહગાર ઠરાવે અને તેને દંડ કરે તો તે દંડ ભરવાનો હુકમ કરવો અને સદરહુ પ્રકારની ફી ફરિયાદ કરનારને પાછી આપવાને પણ તે ગુનેહગારને કોરટે હુકમ કરવો.

૪. જે ફી પાછી આપવાનો આ આક્ટ પ્રમાણે હુકમ થાય તે સઘળી ફી કોરટે ડંડ કીધો હોય તે પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

સન ૧૮૫૯ ના ૮ મા આક્ટની ૩૦૮ મી, ૩૦૯ મી, ૩૭૧ મી અને ૩૭૩ મી કલમ સુધારી છે.

૩૨. દીવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૩૦૮ મી અને ૩૦૯ મી કલમમાં "સ્ટાંપનો બીજો કશો કર" અને "સ્ટાંપના કેટલા રૂપીયા" આ શબ્દોને ઠેકાણે "સન ૧૮૭૦ ના કોરટની ફીના આક્ટ પ્રમાણે લેવાની ફી" આ શબ્દો અને આંકડા દાખલ કરયા હોય તે પ્રમાણે તે કલમો વાંચવી અને તેજ કાયદાની ૩૭૧ મી કલમમાં ફરમાવેલી કિંમતના સ્ટાંપ ઉપર આ શબ્દો લખેલાછે તે શબ્દોને ઠેકાણે જે ફી કહીછે તે ફી આપશે તો આ શબ્દો દાખલ કરયા હોય તે પ્રમાણે તે કલમ વાંચવી; અને તેજ કાયદાની ૩૭૩ મી કલમમાં "એ અરજી રેગ્યુલર અપીલને સારૂ ફરમાવેલી કિંમતના છાપેલા કાગળ ઉપર લખવી" આ શબ્દો લખેલા છે તે શબ્દોને ઠેકાણે "જે ફી કહીછે તે ફીએ અરજી બાબત બેશશે" આ શબ્દો દાખલ કરયા હોય તેપ્રમાણે અને "જોઈએ તેટલો સ્ટાંપનો ખરચ આપવાને" આ શબ્દોને ઠેકાણે ફી આપવાને" આ શબ્દો લખ્યા હોય તે પ્રમાણે તે કલમ વાંચવી.

"હિંદુસ્થાનની ઉપજ ઉપરના કરના આક્ટની" ૨૦ મી કલમમાં "અરજીના સ્ટાંપની કિંમત" આ શબ્દો લખેલા છે તે શબ્દો તે ઠેકાણે "અરજીની ફી" આ શબ્દો લખ્યા હોય તે પ્રમાણે તે કલમ વાંચવી.

જે દસ્તાવેજો બાબત યોગ્ય ફી આપી નહી હોય તે દસ્તાવેજો ફોજદારી કામમાં લેવા બાબત,

૩૩. જે દસ્તાવેજ બાબત યોગ્ય ફી આપી નહી હોય તે દસ્તાવેજ ઈનસાફ બરાબર થવા સારૂ કબુલ કરવાની અથવા પુરાવામાં આપવાની જરૂર છે એહવું પ્રમુખ એટલે શરનશીનની જગાએ બેસનારા જડજનું મત હોય ત્યારે તે પ્રમાણે તે દસ્તાવેજ કાબુલ કરવાને અથવા પુરાવામાં આપવાને ૪ થી કલમના અથવા ૬ ઠી કલમના કાંઈ ઠરાવથી મના થાય છે એહવું સમજવું નહી.

સ્ટાંપ વેચવા બાબત કાનુનો.

૩૪. સન ૧૮૬૯ ના જનરલ સ્ટાંપ આક્ટની ૪૮ મી કલમમાં "સ્ટાંપના કર બાબતનો કાયદો સુધારવા બાબત સન ૧૮૬૭ નો ૨૬ મો આક્ટ" આ શબ્દો તથા આંકડા લખ્યા છે તે શબ્દોને તથા આંકડાને ઠેકાણે "સન ૧૮૭૦ નો કોરટની ફીનો આક્ટ" આ શબ્દો દાખલ કરયા હોય તે પ્રમાણે તે આક્ટની તે કલમ વાંચવી.

ફી ઓછી કરવાનો અથવા માફ કરવાનો અધિકાર.

૩૫. આ આક્ટને જોડેલા પેહેલાં અને બીજા પરિશિષ્ટમાં કહેલી સઘળી ફી અથવા તેમાંની હરકોઈ ફી ઈંડીયા ગેઝીટમાં જાહેરનામું છપાવીને આખા બ્રિટીશ ઈંડીયામાં અથવા તેના હરકોઈ ભાગમાં વખતે વખતે ઓછી કરવાને અથવા માફ કરવાને ઈંડીયાના ગવરનર જનરલ ઇનકૌંસિલ મુખત્યાર છે.

અને તેજ રીત સદરહુ હુકમ રદ કરવાને અથવા ફેરવવાને પણ તેઓ મુખત્યારછે.

હાઈકોરટના કેટલાએક અમલદારોને ફી મળેછે તે કાયમ રાખીછે.

૩૬. ફોરટ વિલિયમની હાઈકોરટના આફીશીઅલ અસાઈની, અને ઓફીશીઅલ ટ્રસ્ટીને આપવાના કમિશનને અથવા હાઈકોરટના હરકોઈ અમલદારને ઠરાવેલા પગાર સિવાય બીજી ફી લેવાની છુટછે તે ફીને આ આક્ટના ૨ જા અને ૫ મા બાબનો કોઈ ઠરાવ લાગુછે એવું સમજવું નહી.

## પરીશીષ્ટ ૧લું.

### કિંમત પ્રમાણે ફી બેસશે તે ફી.

| | યોગ્ય ફી |
|---|---|
| ૧. (૧) ૭ કલમમાં કહેલી કોરટો શિવાય બીજી હરકોઈ દિવાની અથવા રેવન્યુ (એટલે મુલકી) કોરટમાં આપવાની ફરિયાદીની અ-ર્જ અથવા અપીલની યાદી બાબત આ આકટમાં બીજી રીતે ઠરાવ કરયો નહી હોય તે અરજી અથવા યાદી* | |
| દાવાના વિષયની રકમ અથવા આંકેલી કિંમત પાંચ રૂપીયા ઉપર નહી હોય ત્યારે... .. .. .. .. .. ... .. | છ આના |
| સદરહુ રકમ અથવા આંકેલી કિંમત પાંચ રૂપીયા ઉપર હોય ત્યારે સો રૂપીઆ સુધી પાંચ રૂપીઆ ઉપરના દર પાંચ રૂપીએ અથવા પાંચ રૂપીઆના હરકંઇ ભાગે .. .. .. .. | છ આના |
| સદરહુ રકમ અથવા આંકેલી કીમત સો રૂપીઆ ઉપર હોય ત્યારે હજાર રૂપીયા સુધી સો રૂપીયા ઉપરના દર દસ રૂપીએ અથવા દસ રૂપીયાના હરકંઇ ભાગે .. .. .. .. .. | બાર આના |
| સદરહુ રકમ અથવા આંકેલી કીમત હજાર રૂપીયા ઉપર હોય ત્યારે પાંચ હજાર રૂપીયા સુધી હજાર રૂપીયા ઉપરના દર સો રૂપીએ અથવા સો રૂપીયાના હરકંઈ ભાગે .. .. .. .. | પાંચ રૂપિયા. |
| સદરહુ રકમ અથવા આંકેલી કીમત પાંચ હજાર રૂપીયા ઊપર હોય ત્યારે દસ હજાર રૂપીયા સુધી પાંચ હજાર રૂપીયા ઊપરના દર બસે પચાસ રૂપીયા અથવા બસે પચાસ રૂપીયાના હરકંઈ ભાગે .. | દસ રૂપિયા |
| સદરહુ રકમ અથવા આંકેલી કીમત દસ હજાર રૂપીયા ઊપર હોય ત્યારે વીસ હજાર રૂપીયા સુધી દસ હજાર રૂપીયા ઉપરના દરપાંચસે રૂપીએ અથવા પાંચસે રૂપીયાના હરકંઈ ભાગે .. ... .. | પંદર રૂપિયા |
| સદરહુ રકમ અથવા આંકેલી કીમત વીસ હજાર રૂપીયા ઊપર હોય ત્યારે ત્રીશ હજાર રૂપીયા સુધી વીસ હજાર ઊપરના દર હજારે રૂપીએ અથવા હજાર રૂપીયાના હરકંઈ ભાગે .. ... : | વીસ રૂપીયા |
| સદરહુ રકમ અથવા આંકેલી કીમત ત્રીસ હજાર રૂપીયા ઉપર હોય ત્યારે પચાસ હજાર રૂપીયા સુધી ત્રીસ હજાર રૂપીયા ઉપરના દર બે હજાર રૂપીએ અથવા બે હજાર રૂપીયાના હરકંઈ ભાગે .. .. | વીસ રૂપીયા |
| સદરહુ રકમ અથવા આંકેલી કીમત પચાસ હજાર રૂપીયા ઉપર હોય ત્યા | |

*ફરીયાદી થાય ત્યારે યોગ્ય ફી કેટલી લેવી તે નક્કી કરવા સારૂ આ પરીશીષ્ટને જોડેલું કોષ્ટક જોવું.

| | |
|---|---|
| રે પચાસ હજાર રૂપીઆ ઉપરના દર પાંચ હજાર રૂપીએ અથવા પાંચ હજાર રૂપીયાના હરકોઈ ભાગે .. .. .. ... | પચીસ રૂપીઆ |
| પણ એવું ઠરાવ્યું છે કે હરકોઈ ફરીઆદીની અરજી બાબત અથવા અપીલની યાદી બાબત ઘણામાં ઘણી ત્રણ હજાર રૂપીયા ફી બેસસે એવું સમજવું .. .. ... .. .. ... | |
| ૨ ફરીયાદ કરવાની મુદત ઠરાવવા બાબત સન ૧૮૫૯ નો ૧૪ મો આકટ છે તેની ૧૫ મી કલમ પ્રમાણે કબજો લેવા સારૂ ફરિયાદી કરી હોય તે ફરીયાદીની અરજી અથવા અપીલની યાદી ... .. ..<br>૩ હિંદુસ્થાનના નોંધવાના આકટની ૫૩ મી કલમ પ્રમાણે જે અરજી કરવી હોય તે અરજી .. ... .. ... .. .. | પેલા પરીમાણુ કોષ્ટમાંકું જે રકમ કહી છે તેથી અડધી ફી |
| ૪. ફેસલાની ફરી તપાસ કરાવવાની અરજી હુકમનામાની તારીખથી નેવુંમે દહાડે અથવા ત્યાર પછી આપી હોય તો.. .. .. | ફરીયાદીની અરજી બાબત અથવા અપીલની યાદી બાબત જેટલી ફી લેવી જોઇએ તેટલી ફી. |
| ૫. ફેસલાની ફરી તપાસ કરાવવાની અરજી હુકમનામાની તારીખથી નેવુંમા દહાડા પેહેલાં આપી હોય તો .. ... .. .. | ઉપર પ્રમાણે અડધી ફી. |
| ૬. જે ફેસલો અથવા હુકમ હુકમનામુ નહી હોય અથવા હુકમનામાં સરખો ચાલતો નહી હોય તે ફેસલાની અથવા હુકમની નકલ અથવા તેનો તરજુમો. | |
| સદરહુ ફેસલો અથવા હુકમ હાઈકોરટ શીવાય બીજી કોઈ દીવાની કોરટે અથવા રેવન્યુ કોરટના અથવા કચેરીના મુખ્ય અમલદારે અથવા અદાલત ખાતાના અથવા હકુમત ચલાવનારા બીજા કોઈ અમલદારે કરયો હોય ત્યારે. | |
| (અ) દાવાના વીષયની રકમ અથવા આંકેલી કીમત પચાસ રૂપિયા હોય અથવા પચાસ રૂપિયા કરતાં ઓછી હોય તો .. .. | ચાર આના |
| (બ) સદરહુ પ્રકારની રકમ અથવા આંકેલી કીમત પચાસ રૂપિયા ઉપર હોય તો .. .. .. .. .. | આઠ આના |
| સદરહુ પ્રકારનો ફેસલો અથવા હુકમ હાઈકોરટે કરયો હોય ત્યારે .. | એક રૂપીયો |
| ૭. જે હુકમનામુ અથવા હુકમ હુકમનામાં સરખો ચાલતો હોય તેની નકલ. | |
| સદરહુ હુકમનામુ અથવા હુકમ હાઈકોરટ શીવાય બીજી કોઈ દીવાની કોરટે અથવા રેવીન્યુ કોરટે કરયો હોય ત્યારે. | |
| (અ) જે ફરીયાદીમાં સદરહુ હુકમનામુ અથવા હુકમ થયો હોય તે ફરી | |

| | |
|---|---|
| યાદીના દાવાના વીષયની રકમ અથવા આંકેલી કીમત પચાસ રૂપિયા અથવા પચાસ રૂપિયા કરતાં ઓછી હોય તો .. .. | આઠ આના |
| (બ) સદરહુ પ્રકારની રકમ અથવા આંકેલી કીમત પચાસ રૂપિયા ઉપર હોય તો .. .. .. .. .. | એક રૂપીયો |
| સદરહુ પ્રકારનુ હુકમનામુ અથવા હુકમ હાઈકોરટે કરયો હોય ત્યારે ... | ચાર રૂપીયા |
| ૮ જે દસ્તાવેજ બાબત સન ૧૮૬૯ ના જનરલ ષ્ટાંપ આકટ પ્રમાણે સ્ટાંપનો કર બેસતો હોય તે દસ્તાવેજ મુકદમાનો કોઈ પક્ષકાર કહાડી લઈને તેની જગાએ તેની નકલ મુકે તે નકલ. | |
| (અ) અસલ દસ્તાવેજનો સ્ટાંપ આઠ આનાં ઉપર નહીહોયત્યારે.. | અસલ દસ્તાવેજ બાબત જેટલો કર બેઠો હોય તેટલી ફી |
| (બ) બીજે હરકોઈ પ્રસંગે .. .. .. .. | આઠ આના |
| ૯ મુલકી અથવા ઇનસાફના કામની અથવા હુકમની જે નકલ બાબત આ આકટમાં બીજી રીતે ઠરાવ કીધો નથી; અથવા હીસાબની અથવા પત્રકની અથવા રીપોરટની અથવા તેવ પ્રકારના કાગળની નકલ દીવાની અથવા ફોજદારી અથવા રેવન્યુ કોરટમાંથી અથવા કચેરીમાંથી અથવા જે મુખીય અમલદારને તુકડીનો રાજ્યકારભાર સોંપ્યો હોય તેની કચેરીમાં લેવી હોય તે નકલ | |
| દર ત્રણુસે સાઠ સબ્દોએ અથવા ત્રણુસે સાઠ શબ્દોના હરકંઈ ભાગે.. | આઠ આના |
| ૧૦ બંગાળા ઇલાકામહિના ફોરટ વિલિયમની પરેશીડેનશીમાં નાની ઊંમરના છોકરાઓની તથા તેઓની માલ મીલકતની સંભાળ કરવા સારૂ વધારે સારો બંદોબસ્ત કરવા બાબત સન ૧૮૫૮ નો ૪૦ મો આકટ છે તે આકટ પ્રમાણે અથવા મુંબાઈ ઇલાકામાં નાની ઉમરના છોકરાઓની તથા તેઓની માલ મીલકતની સંભાળ કરવા સારૂ વધારે સારો બંદોબસ્ત કરવા બાબત સન ૧૮૬૪ નો ૨૦ મો આકટ છે તે આકટ પ્રમાણે માલમીલકલનો વહીવટ કરવા સારૂં આપેલો દાખલો. | |
| જે માલમીલકત બાબત દાખલો આપ્યો હોય તે માલમીલકતની રકમ અથવા આંકેલી કીમત પાંચસે રૂપિયા ઉપર નહી હોય તો ... | પાંચ રૂપીયા |
| સદરહુ પ્રકારની રકમ અથવા આંકેલી કીમત પાંચસે રૂપિયા ઊપર હોય પણ એક હજાર રૂપિયા નહી હોય તો .. .. .. | દશ રૂપિયા. |
| અને એક હજાર રૂપિયા ઊપરના દર એક હજાર રૂપીએ અથવા એક હજાર રૂપિયાના હરકંઈ ભાગે .. .. .. .. | પાંચ રૂપીયા |

૧૧ વિલનો પરોબેટ અથવા લેટરસ આફ આડમીનીસ્ટરેસન, તેને વિલ જોડેલું હોય કે નહી હોય.

૧૨ "કોઇ માણુસ સ્થાપન થાય ત્યારે તેને કરજ વસુલ કરવાનું કામ સેહેલ પડવા બાબત તથા મયત માણુસના વારસ વકીલને કરજ ભરે તેને માથેથી જોખમ ઉતારવા બાબત" સન ૧૮૫૦ નો ૨૭ મો આકટ છે તે આકટ પ્રમાણે, અથવા "વારસ તથા મૃત્યુપત્ર ચલાવનાર તથા વહીવટ કરનાર કોરટે પધ્ધતી પ્રમાણે મંજુર કરવા બાબત અને માલ મીલકતનો વહીવટ ચલાવનારા તથા વહીવટ કરનારા નિમવા બાબત" મુંબાઇના કાયદા પુસ્તકમાં સન ૧૮૨૭નો ૮મો કાયદોછે તે કાયદા પ્રમાણે આપેલો દાખલો.

| | |
|---|---|
| જે માલમીલકત બાબત પરોબેટ અથવા લેટરસ આફ આડમીનીસ્ટરેશન અથવા દાખલો આપ્યો હોય તે માલમીલકતની રકમ અથવા આંકેલી કીમત એક હજાર રૂપિયા ઉપર હોય તો .. .. | સદરહુ પ્રકારની રકમ ઉપર આંકેલી કીમત ઊપર સેકડે બે ટકા. |

ટીપ.—જે માણુસને સદરહુ પ્રકારનો દાખલો આપ્યો હોય તેણે અથવા તેના વારસ વકીલે સદરહુ દાખલાની તારીખથી બાર મહીના થઈ ગયા પછી તથા ત્યારે પછી દાખલો આપનારી કોરટ ફરમાવે ત્યારે તે દાખલા ઊપરથી પોતે જે નાણું વસુલ કીધું હોય અથવા માલ મીલકતનું જે ઊપજ્યું હોય તે સઘળાં નાણાંનું પત્રક સમ ખાઇને રજુ કરવું.

જે માણુસને દાખલો આપ્યો હોય તેણે સમ ખાઇને કહ્યું હોય કે આટલું કરજ અથવા બીજી માલ મીલકત છે તે કરજની અથવા માલ મીલકતની રકમ કરતાં સદરહુ પ્રમાણે વસુલ કરેલુ અથવા ઊપજેલું નાણું વધું થાય તો તે દાખલો રદ કરવાને અને તે માણુસને બીજો નવો દાખલો લેવાનો તથા એ પ્રમાણે વધી ગએલી રકમ બાબત આ પટીશીષ્ટમાં જે ફી કહી છે તે ફી આપવાનો હુકમ કરવાને કોરટ મુખ્તીયાર છે.

ઠરાવેલી મુદતમાં સદરહુ પત્રક રજુ નહી કરશે તો દાખલો રદ કરવાને કોરટ મુખ્તીયાર છે.

## ફરિયાદી કરતી વખતે કિંમત પ્રમાણે ફી બેસે તેનું કોષ્ટક.

| રૂપીયા દાવો | | રૂ. | આ. |
|---|---|---|---|
| ૫ | સુધી | ૦ | ૬ |
| ૧૦ | ,, | ૦ | ૧૨ |
| ૧૫ | ,, | ૧ | ૨ |
| ૨૦ | ,, | ૧ | ૮ |
| ૨૫ | ,, | ૧ | ૧૪ |
| ૩૦ | ,, | ૨ | ૪ |
| ૩૫ | ,, | ૨ | ૧૦ |
| ૪૦ | ,, | ૩ | ૦ |
| ૪૫ | ,, | ૩ | ૬ |
| ૫૦ | ,, | ૩ | ૧૨ |
| ૫૫ | ,, | ૪ | ૨ |
| ૬૦ | ,, | ૪ | ૮ |
| ૬૫ | ,, | ૪ | ૧૪ |
| ૭૦ | ,, | ૫ | ૪ |
| ૭૫ | ,, | ૫ | ૧૦ |
| ૮૦ | ,, | ૬ | ૦ |
| ૮૫ | ,, | ૬ | ૬ |
| ૯૦ | ,, | ૬ | ૧૨ |
| ૯૫ | ,, | ૭ | ૨ |
| ૧૦૦ | ,, | ૭ | ૮ |
| ૧૧૦ | ,, | ૮ | ૪ |
| ૧૨૦ | ,, | ૯ | ૦ |
| ૧૩૦ | ,, | ૯ | ૧૨ |
| ૧૪૦ | ,, | ૧૦ | ૮ |
| ૧૫૦ | ,, | ૧૧ | ૪ |
| ૧૬૦ | ,, | ૧૨ | ૦ |
| ૧૭૦ | ,, | ૧૨ | ૧૨ |
| ૧૮૦ | ,, | ૧૩ | ૮ |
| ૧૯૦ | ,, | ૧૪ | ૪ |
| ૨૦૦ | ,, | ૧૫ | ૦ |
| ૨૧૦ | ,, | ૧૫ | ૧૨ |
| ૨૨૦ | ,, | ૧૬ | ૮ |
| ૨૩૦ | ,, | ૧૭ | ૪ |
| ૨૪૦ | ,, | ૧૮ | ૦ |
| ૨૫૦ | ,, | ૧૮ | ૧૨ |
| ૨૬૦ | ,, | ૧૯ | ૮ |
| ૨૭૦ | ,, | ૨૦ | ૪ |
| ૨૮૦ | ,, | ૨૧ | ૦ |
| ૨૯૦ | ,, | ૨૧ | ૧૨ |
| ૩૦૦ | ,, | ૨૨ | ૮ |
| ૩૧૦ | ,, | ૨૩ | ૪ |
| ૩૨૦ | ,, | ૨૪ | ૦ |
| ૩૩૦ | ,, | ૨૪ | ૧૨ |
| ૩૪૦ | ,, | ૨૫ | ૮ |
| ૩૫૦ | ,, | ૨૬ | ૪ |

| રૂપીયા દાવો | | રૂ. | આ. |
|---|---|---|---|
| ૩૬૦ | સુધી | ૨૭ | ૦ |
| ૩૭૦ | ,, | ૨૭ | ૧૨ |
| ૩૮૦ | ,, | ૨૮ | ૮ |
| ૩૯૦ | ,, | ૨૯ | ૪ |
| ૪૦૦ | ,, | ૩૦ | ૦ |
| ૪ ૦ | ,, | ૩૦ | ૨ |
| ૪૧૦ | ,, | ૩૧ | ૮ |
| ૪૩૦ | ,, | ૩૨ | ૪ |
| ૪૪૦ | ,, | ૩૩ | ૦ |
| ૪૫૦ | ,, | ૩૩ | ૨ |
| ૪૬૦ | ,, | ૩૪ | ૮ |
| ૪૭૦ | ,, | ૩૫ | ૪ |
| ૪૮૦ | ,, | ૩૬ | ૦ |
| ૪૯૦ | ,, | ૩૬ | ૧૨ |
| ૫૦૦ | ,, | ૩૭ | ૮ |
| ૫૧૦ | ,, | ૩૮ | ૪ |
| ૫૨૦ | ,, | ૩૯ | ૦ |
| ૫૩૦ | ,, | ૩૯ | ૧૨ |
| ૫૪૦ | ,, | ૪૦ | ૮ |
| ૫૫૦ | ,, | ૪૧ | ૪ |
| ૫૬૦ | ,, | ૪૨ | ૦ |
| ૫૭૦ | ,, | ૪૨ | ૧૨ |
| ૫૮૦ | ,, | ૪૩ | ૮ |
| ૫૯૦ | ,, | ૪૪ | ૪ |
| ૬૦૦ | ,, | ૪૫ | ૦ |
| ૬૧૦ | ,, | ૪૫ | ૧૨ |
| ૬૨૦ | ,, | ૪૬ | ૮ |
| ૬૩૦ | ,, | ૪૭ | ૪ |
| ૬૪૦ | ,, | ૪૮ | ૦ |
| ૬૫૦ | ,, | ૪૮ | ૧૨ |
| ૬૬૦ | ,, | ૪૯ | ૮ |
| ૬૭૦ | ,, | ૫૦ | ૪ |
| ૬૮૦ | ,, | ૫૧ | ૦ |
| ૬૯૦ | ,, | ૫૧ | ૧૨ |
| ૭૦૦ | ,, | ૫૨ | ૮ |
| ૭૧૦ | ,, | ૫૩ | ૪ |
| ૭૨૦ | ,, | ૫૪ | ૦ |
| ૭૩૦ | ,, | ૫૪ | ૧૨ |
| ૭૪૦ | ,, | ૫૫ | ૮ |
| ૭૫૦ | ,, | ૫૬ | ૪ |
| ૭૬૦ | ,, | ૫૭ | ૦ |
| ૭૭૦ | ,, | ૫૭ | ૧૨ |
| ૭૮૦ | ,, | ૫૮ | ૮ |
| ૭૯૦ | ,, | ૫૯ | ૪ |
| ૮૦૦ | ,, | ૬૦ | ૦ |

| રૂપીયા દાવો | | રૂ. | આ. |
|---|---|---|---|
| ૮૧૦ | સુધી | ૬૦ | ૧૨ |
| ૮૨૦ | ,, | ૬૧ | ૮ |
| ૮૩૦ | ,, | ૬૨ | ૪ |
| ૮૪૦ | ,, | ૬૩ | ૦ |
| ૮૫૦ | ,, | ૬૩ | ૧૨ |
| ૮૬૦ | ,, | ૬૪ | ૮ |
| ૮૭૦ | ,, | ૬૫ | ૪ |
| ૮૮૦ | ,, | ૬૬ | ૦ |
| ૮૯૦ | ,, | ૬૬ | ૧૨ |
| ૯૦૦ | ,, | ૬૭ | ૮ |
| ૯૧૦ | ,, | ૬૮ | ૪ |
| ૯૨૦ | ,, | ૬૯ | ૦ |
| ૯૩૦ | ,, | ૬૯ | ૧૨ |
| ૯૪૦ | ,, | ૭૦ | ૮ |
| ૯૫૦ | ,, | ૭૧ | ૪ |
| ૯૬૦ | ,, | ૭૨ | ૦ |
| ૯૭૦ | ,, | ૭૨ | ૧૨ |
| ૯૮૦ | ,, | ૭૩ | ૮ |
| ૯૯૦ | ,, | ૭૪ | ૪ |
| ૧૦૦૦ | ,, | ૭૫ | ૦ |
| ૧૧૦૦ | ,, | ૮૦ | ૦ |
| ૧૨૦૦ | ,, | ૮૫ | ૦ |
| ૧૩૦૦ | ,, | ૯૦ | ૦ |
| ૧૪૦૦ | ,, | ૯૫ | ૦ |
| ૧૫૦૦ | ,, | ૧૦૦ | ૦ |
| ૧૬૦૦ | ,, | ૧૦૫ | ૦ |
| ૧૭૦૦ | ,, | ૧૧૦ | ૦ |
| ૧૮૦૦ | ,, | ૧૧૫ | ૦ |
| ૧૯૦૦ | ,, | ૧૨૦ | ૦ |
| ૨૦૦૦ | ,, | ૧૨૫ | ૦ |
| ૨૧૦૦ | ,, | ૧૩૦ | ૦ |
| ૨૨૦૦ | ,, | ૧૩૫ | ૦ |
| ૨૩૦૦ | ,, | ૧૪૦ | ૦ |
| ૨૪૦૦ | ,, | ૧૪૫ | ૦ |
| ૨૫૦૦ | ,, | ૧૫૦ | ૦ |
| ૨૬૦૦ | ,, | ૧૫૫ | ૦ |
| ૨૭૦૦ | ,, | ૧૬૦ | ૦ |
| ૨૮૦૦ | ,, | ૧૬૫ | ૦ |
| ૨૯૦૦ | ,, | ૧૭૦ | ૦ |
| ૩૦૦૦ | ,, | ૧૭૫ | ૦ |
| ૩૧૦૦ | ,, | ૧૮૦ | ૦ |
| ૩૨૦૦ | ,, | ૧૮૫ | ૦ |
| ૩૩૦૦ | ,, | ૧૯૦ | ૦ |
| ૩૪૦૦ | | ૧૯૫ | ૦ |
| ૩૫૦૦ | | ૨૦૦ | ૦ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩૬૦૦ | સુધી | ૨૦૫ | ૧૫૫૦૦ | સુધી | ૬૪૦ | ૧૩૦૦૦૦ | સુધી | ૧૫૭૫ |
| ૩૭૦૦ | ,, | ૨૧૦ | ૧૬૦૦૦ | ,, | ૬૫૫ | ૧૩૫૦૦૦ | ,, | ૧૬૦૦ |
| ૩૮૦૦ | ,, | ૨૧૫ | ૧૬૫૦૦ | ,, | ૬૭૦ | ૧૪૦૦૦૦ | ,, | ૧૬૨૫ |
| ૩૯૦૦ | ,, | ૨૨૦ | ૧૭૦૦૦ | ,, | ૬૮૫ | ૧૪૫૦૦૦ | ,, | ૧૬૫૦ |
| ૪૦૦૦ | ,, | ૨૨૫ | ૧૭૫૦૦ | ,, | ૭૦૦ | ૧૫૦૦૦૦ | ,, | ૧૬૭૫ |
| ૪૧૦૦ | ,, | ૨૩૦ | ૧૮૦૦૦ | ,, | ૭૧૫ | ૧૫૫૦૦૦ | ,, | ૧૭૦૦ |
| ૪૨૦૦ | ,, | ૨૩૫ | ૧૮૫૦૦ | ,, | ૭૩૦ | ૧૬૦૦૦૦ | ,, | ૧૭૨૫ |
| ૪૩૦૦ | ,, | ૨૪૦ | ૧૯૦૦૦ | ,, | ૭૪૫ | ૧૬૫૦૦૦ | ,, | ૧૭૫૦ |
| ૪૪૦૦ | ,, | ૨૪૫ | ૧૯૫૦૦ | ,, | ૭૬૦ | ૧૭૦૦૦૦ | ,, | ૧૭૭૫ |
| ૪૫૦૦ | ,, | ૨૫૦ | ૨૦૦૦૦ | ,, | ૭૭૫ | ૧૭૫૦૦૦ | ,, | ૧૮૦૦ |
| ૪૬૦૦ | ,, | ૨૫૫ | ૨૧૦૦૦ | ,, | ૭૯૫ | ૧૮૦૦૦૦ | ,, | ૧૮૨૫ |
| ૪૭૦૦ | ,, | ૨૬૦ | ૨૨૦૦૦ | ,, | ૮૧૫ | ૧૮૫૦૦૦ | ,, | ૧૮૫૦ |
| ૪૮૦૦ | ,, | ૨૬૫ | ૨૩૦૦૦ | ,, | ૮૩૫ | ૧૯૦૦૦૦ | ,, | ૧૮૭૫ |
| ૪૯૦૦ | ,, | ૨૭૦ | ૨૪૦૦૦ | ,, | ૮૫૫ | ૧૯૫૦૦૦ | ,, | ૧૯૦૦ |
| ૫૦૦૦ | ,, | ૨૭૫ | ૨૫૦૦૦ | ,, | ૮૭૫ | ૨૦૦૦૦૦ | ,, | ૧૯૨૫ |
| ૫૨૫૦ | ,, | ૨૮૫ | ૨૬૦૦૦ | ,, | ૮૯૫ | ૨૦૫૦૦૦ | ,, | ૧૯૫૦ |
| ૫૫૦૦ | ,, | ૨૯૫ | ૨૭૦૦૦ | ,, | ૯૧૫ | ૨૧૦૦૦૦ | ,, | ૧૯૭૫ |
| ૫૭૫૦ | ,, | ૩૦૫ | ૨૮૦૦૦ | ,, | ૯૩૫ | ૨૧૫૦૦૦ | ,, | ૨૦૦૦ |
| ૬૦૦૦ | ,, | ૩૧૫ | ૨૯૦૦૦ | ,, | ૯૫૫ | ૨૨૦૦૦૦ | ,, | ૨૦૨૫ |
| ૬૨૫૦ | ,, | ૩૨૫ | ૩૦૦૦૦ | ,, | ૯૭૫ | ૨૨૫૦૦૦ | ,, | ૨૦૫૦ |
| ૬૫૦૦ | ,, | ૩૩૫ | ૩૨૦૦૦ | ,, | ૯૯૫ | ૨૩૦૦૦૦ | ,, | ૨૦૭૫ |
| ૬૭૫૦ | ,, | ૩૪૫ | ૩૪૦૦૦ | ,, | ૧૦૧૫ | ૨૩૫૦૦૦ | ,, | ૨૧૦૦ |
| ૭૦૦૦ | ,, | ૩૫૫ | ૩૬૦૦૦ | ,, | ૧૦૩૫ | ૨૪૦૦૦૦ | ,, | ૨૧૨૫ |
| ૭૨૫૦ | ,, | ૩૬૫ | ૩૮૦૦૦ | ,, | ૧૦૫૫ | ૨૪૫૦૦૦ | ,, | ૨૧૫૦ |
| ૭૫૦૦ | ,, | ૩૭૫ | ૪૦૦૦૦ | ,, | ૧૦૭૫ | ૨૫૦૦૦૦ | ,, | ૨૧૭૫ |
| ૭૭૫૦ | ,, | ૩૮૫ | ૪૨૦૦૦ | ,, | ૧૦૯૫ | ૨૫૫૦૦૦ | ,, | ૨૨૦૦ |
| ૮૦૦૦ | ,, | ૩૯૫ | ૪૪૦૦૦ | ,, | ૧૧૧૫ | ૨૬૦૦૦૦ | ,, | ૨૨૨૫ |
| ૮૨૫૦ | ,, | ૪૦૫ | ૪૬૦૦૦ | ,, | ૧૧૩૫ | ૨૬૫૦૦૦ | ,, | ૨૨૫૦ |
| ૮૫૦૦ | ,, | ૪૧૫ | ૪૮૦૦૦ | ,, | ૧૧૫૫ | ૨૭૦૦૦૦ | ,, | ૨૨૭૫ |
| ૮૭૫૦ | ,, | ૪૨૫ | ૫૦૦૦૦ | ,, | ૧૧૭૫ | ૨૭૫૦૦૦ | ,, | ૨૩૦૦ |
| ૯૦૦૦ | ,, | ૪૩૫ | ૫૫૦૦૦ | ,, | ૧૨૦૦ | ૨૮૦૦૦૦ | ,, | ૨૩૨૫ |
| ૯૨૫૦ | ,, | ૪૪૫ | ૬૦૦૦૦ | ,, | ૧૨૨૫ | ૨૮૫૦૦૦ | ,, | ૨૩૫૦ |
| ૯૫૦૦ | ,, | ૪૫૫ | ૬૫૦૦૦ | ,, | ૧૨૫૦ | ૨૯૦૦૦૦ | ,, | ૨૩૭૫ |
| ૯૭૫૦ | ,, | ૪૬૫ | ૭૦૦૦૦ | ,, | ૧૨૭૫ | ૨૯૫૦૦૦ | ,, | ૨૪૦૦ |
| ૧૦૦૦૦ | ,, | ૪૭૫ | ૭૫૦૦૦ | ,, | ૧૩૦૦ | ૩૦૦૦૦૦ | ,, | ૨૪૨૫ |
| ૧૦૫૦૦ | ,, | ૪૯૦ | ૮૦૦૦૦ | ,, | ૧૩૨૫ | ૩૦૫૦૦૦ | ,, | ૨૪૫૦ |
| ૧૧૦૦૦ | ,, | ૫૦૫ | ૮૫૦૦૦ | ,, | ૧૩૫૦ | ૩૧૦૦૦૦ | ,, | ૨૪૭૫ |
| ૧૧૫૦૦ | ,, | ૫૨૦ | ૯૦૦૦૦ | ,, | ૧૩૭૫ | ૩૧૫૦૦૦ | ,, | ૨૫૦૦ |
| ૧૨૦૦૦ | ,, | ૫૩૫ | ૯૫૦૦૦ | ,, | ૧૪૦૦ | ૩૨૦૦૦૦ | ,, | ૨૫૨૫ |
| ૧૨૫૦૦ | ,, | ૫૫૦ | ૧૦૦૦૦૦ | ,, | ૧૪૨૫ | ૩૨૫૦૦૦ | ,, | ૨૫૫૦ |
| ૧૩૦૦૦ | ,, | ૫૬૫ | ૧૦૫૦૦૦ | ,, | ૧૪૫૦ | ૩૩૦૦૦૦ | ,, | ૨૫૭૫ |
| ૧૩૫૦૦ | ,, | ૫૮૦ | ૧૧૦૦૦૦ | ,, | ૧૪૭૫ | ૩૩૫૦૦૦ | ,, | ૨૬૦૦ |
| ૧૪૦૦૦ | ,, | ૫૯૫ | ૧૧૫૦૦૦ | ,, | ૧૫૦૦ | ૩૪૦૦૦૦ | ,, | ૨૬૨૫ |
| ૧૪૫૦૦ | ,, | ૬૧૦ | ૧૨૦૦૦૦ | ,, | ૧૫૨૫ | ૩૪૫૦૦૦ | ,, | ૨૬૫૦ |
| ૧૫૦૦૦ | ,, | ૬૨૫ | ૧૨૫૦૦૦ | | ૧૫૫૦ | ૩૫૦૦૦૦ | ,, | ૨૬૭૫ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩૫૫૦૦૦ | ,, | ૨૭૦૦ | ૩૮૦૦૦૦ | ,, | ૨૮૨૫ | ૪૦૫૦૦૦ | ,, | ૨૯૫૦ |
| ૩૬૦૦૦૦ | ,, | ૨૭૨૫ | ૩૮૫૦૦૦ | ,, | ૨૮૫૦ | ૪૧૦૦૦૦ | ,, | ૨૯૭૫ |
| ૩૬૫૦૦૦ | ,, | ૨૭૫૦ | ૩૯૦૦૦૦ | ,, | ૨૮૭૫ | ૪૨૦૦૦૦ | ઉપર | ૩૦૦૦ |
| ૩૭૦૦૦૦ | ,, | ૨૭૭૫ | ૩૯૫૦૦૦ | ,, | ૨૯૦૦ | | | |
| ૩૭૫૦૦૦ | ,, | ૨૮૦૦ | ૪૦૦૦૦૦ | ,, | ૨૯૨૫ | | | |

## પરીશીશટ ૨ જું.

### મુકરર કરેલો ફી.

૧ અરજી.

(અ) સરકારની સાથે વેહેવાર રાખનારાં માણસને કસટમખાતાના અથવા એકસાઇસ ખાતાના કોઇ અમલદારની અથવા માજીસટરેટની હજુરમાં અરજી આપવી હશે અને તે અરજીના વીષયનો સબંધ તે વેહેવારની સાથેજ હશે ત્યારે.

અથવા જે જમીનના ધારાનો ઠરાવ થોડી મુદતને વાસ્તે કીધો હોય તે જમીનના બારોબાર સરકારની સાથે કબુલત કરીને કોઇ માણસે રાખી હોય તેને જમીનના મેહેસુલના કોઇ અમલદારની હજુરમાં અરજી કરવી હશે અને તે અરજીના વિષયનો સબંધ તે કબુલત સાથેજ હશે ત્યારે.

અથવા હરકોઇ જગાનુ જતન અથવા શુધરાઇ કરવા બાબત કોઇ આકટ આલું હોય તે આકટ પરમાણે કોઇ મ્યુનિશીપાલ કમીશનરની હજુરમાં અરજી આપવી હોય અને તે અરજી તે જતન બાબત અથવા સુધરાઇ બાબતજ હશે ત્યારે. એક આનો

અથવા ૫૦) રૂપીઆ કરતાં ઓછી રકમની અથવા ૫૦ રૂપીઆ કરતાં ઓછી આંકેલી કિમતની ફરિઆદી સબંધી અથવા મુકદમા સબંધી અરજી, અસલ દિવાની ફરિઆદ લેવાની હકુમત વાળી મુખ્ય દિવાની કોરટ સિવાય બીજી કોઇ દિવાની કોરટમાં અથવા સને ૧૮૫૯ ના ૩ જા આકટ પ્રમાણે છાવણીનો માજીસટરેટ દિવાની કોરટનું કામ ચલાવતો હોય ત્યારે તે માજીસટરેટની હજુરમાં અથવા સને ૧૮૬૫ ના ૧૧ મા આકટ પ્રમાણે અથવા સને ૧૮૬૮ ના ૧૬ મા આકટની ૨૦મી કલમ પ્રમાણે સ્થાપેલી નાહાના મુકદમાની હરકોઈ કોરટમાં અથવા મેહેસુલના કલેકટરની અથવા બીજા અમલદારની હજુરમાં આપવી હશે ત્યારે.

અથવા હરકોઇ દિવાની અથવા ફોજદારી અથવા રેવેન્યુ કોરટ અથવા હરકોઇ બોરડ અથવા કારભાર ચલાવનારા અમલદારે કરેલા ફેસલાની અથવા હુકમનામાની અથવા હુકમના નકલ સારૂ અથવા તરજુમા સારૂ અથવા સદરહુ કોરટના અથવા કચેરીના દફતર માંહેના બાજા દસ્તાવેજની નકલ સારૂ અથવા તરજુમા સારૂં સદરહુ કોરટમાં અથવા બોરડમાં અથવા અમલદારની હજુરમાં અરજી આપવી હશે ત્યારે.

(ખ) ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પરમાણે જે ગુનાહને વાસ્તે પોલીસ અમલદારો વગર વારંટે પકડવાને મુખ્તિયાર છે તે ગુનાહ શિવાય બીજા કોઇ ગુનાહની ફરિયાદ બાબત અથવા તોહોમત બાબત અરજી હશે અને કોઇ ફોજદારી કોરટમાં આપવી હશે ત્યારે.

અથવા હરકોઇ દિવાની અથવા ફોજદારી અથવા રેવેન્યુ કોરટમાં અથવા કલેકટરની હજુરમાં અથવા મેહેસુલનો જે અમલદાર કલેકટરના જેટલી હકુમત ચલાવતો હશે અથવા કલેકટરના તાબામાં રહીને હકુમત ચલાવતો હશે તે અમલદારની હજુરમાં અથવા હરકોઇ માજીસતરેટ હકુમત ચલાવતો હશે તે સબબથી તેની હજુરમાં અરજી આપવી હશે અને તે અરજી બાબત આ આકટમાં બીજી રીતે ઠરાવ કરેલો નહી હશે ત્યારે,

અથવા મેહેસુલ અથવા ભાડું એટલે (ગણોત) અનામત મુકવું હશે ત્યારે

અથવા જમીનદારે પોતાના ખેડુતને નુકશાનનું વળતર આપવું હોય તેની રકમ કોરટે ઠરાવવી એ બાબતની અરજી હશે ત્યારે, — આઠ આના

(ક) ચીફ કમીશનરના અથવા નિરબંધ રાખનારા બીજા મુખ્ય રેવેન્યુ અમલદારની અથવા હકુત ચલાવનારા બીજા મુખ્ય અમલદારની અથવા રેવેન્યુ કમીશનરની અથવા શરકીટના કમીશનરની અથવા જે મુખીય અમલદારને ટુકડીનો રાજ કારભાર સોંપો હોય તેની હજુરમાં અરજી આપવી હશે અને તે અરજી બાબત આ આકટમાં બીજી રીતે ઠરાવ કરેલો નહીં હશે ત્યારે. — રૂ ૧)

(ડ) હાઇ કોરટમાં અરજી આપવી હશે ત્યારે ... . .. રૂ ૨)

૨- નાદારીમાં ફરિયાદી કરવાની પરવાનગી બાબતની અરજી .. ૮ આના

૩. નાદારીમાં અપીલ કરવાની પરવાનગી બાબતની અરજી

(અ) ડિસ્ટ્રીકટ કોરટમાં આપવી હશે ત્યારે, .. .. રૂ ૧)

(બ) કમિશનરની હજુરમાં અથવા હાઈ કોરટમાં આપવી હશે ત્યારે.. રૂ ૨)

૪. સને ૧૮૩૮ ના ૧૬ મા આકટ પરમાણે અથવા હાલમાં જેનો કબજો હોય તેનો કબજો તેની પાંસે રેહેવા દેવા બાબત અને કાયદા પરમાણે કામ ચાલ્યા વગર જે માણસનો કબજો તોડયો હોય તેને તે પાછો અપાવા બાબત કેટલીએક પરસંગે મામલતદારોની કોરટોને હકુમત આપવા વિશે સને ૧૮૬૪ નો મુંબાઇનો ૫ મો આકટ છે તે આકટ પરમાણે કબજો લેવા બાબતની ફરિઆદીનો અરજી અથવા અપીલની યાદી.

૫. કબજા ભોગવટાનો હક થાબિત કરવા બાબતની અથવા ઓટા કરવા બાબતની ફરિયાદીની અરજી અથવા અપીલની યાદી — ૮ આના

| | |
|---|---|
| ૬. જામીનખત બાબત અથવા જે બીજા દસ્તાવેજ ઉપરથી કંઈ વાત કરવાની જરૂરી પડતી હોય તે દસ્તાવેજ બાબત આ આકટમાં બીજી રીતે ઠરાવ કીધો નથી તે જામીનખત અથવા દસ્તાવેજ કોઈ કોરટના અથવા હકુમત ચલાવનારા અમલદારના હુકમથી આપ્યો હસે તારે, ૭. તલાક આપવા બાબતના હિંદુસ્તાનના આકટની ૪૯ મી કલમ પરમાણે આપેલી કબુલત. ૮. હિંદુસતાનના ઊપજ ઉપરના કરના આકટ પરમાણે ઠરાવેલા આંકડા બાબત હરકત લેવાની અરજી. | ૮ આના |
| ૯. હિંદુસતાનના ઊપજ ઉપરના કરના આકટની ૨૧ કલમ પરમાણે અપીલ કરી હોય તે અપીલની અરજી. .. .. .. | રૂ ૧) |
| ૧૦ મુખતિયારનામું અથવા વકીલાતનામું. હરકોઈ મુકરદમો ચલાવવા સારૂ હેઠળ લખેલી કોરટમાં અથવા અમલદારની હજુરમાં આપવું હશે તારે એટલે | |
| (અ.) હાઈકોરટ શિવાય બીજી કોઈ દિવાની અથવા ફોજદારી કોરટમાં અથવા રેવન્યુ કોરટમાં અથવા કલેકટરની કે માજીસટરેટની હજુરમાં અથવા આ નંબરની (બ) અને(ક)રકમમાં કહેલા અમલદાર શિવાય હકુમત ચલાવનારા બીજા કોઈ અમલદારની હજુરમાં આપવું હશે તારે. | ૮ આના |
| (બ) રેવેનિયુ કમિશનરની અથવા સરકીટના કમીશનરની અથવા કસટમ કમીશનરની અથવા જે મુખ્ય રેવન્યુ અમલદાર નહી હોય અથવા હકુમત ચલાવનારો મુખ્ય અમલદાર નહી હોય તેહેવા જે અમલદારને ટુકડીનો રાજકારભાર સોંપો હોય તે અમલદારની હજુરમાં આપવું હશે તારે. | રૂ ૧) |
| (ક). હાઈકોરટમાં અથવા ચીફ કમીશનરની હજુરમાં અથવા રેવનિયુ બોરડમાં અથવા નિરબંધ રાખનારા બીજા મુખ્ય રેવનિયુ અમલદારની અથવા હકુમત ચલાવનારા બીજા મુખ્ય અમલદારની હજુરમાં આપવું હશે તારે | રૂ ૨) |
| ૧૧. ફરિયાદીની અરજી નામંજુર કરવાના હુકમ ઉપર અથવા કોઈ હુકમનામાં ઊપર અથવા કોઈ હુકમ હુકમનામાં સરખો ચાલતો નહી હોય તે હુકમ ઉપર અપીલ નહી હોય તે અપીલની યાદી. | |
| (અ.) હાઈકોરટ શિવાય બીજી કોઈ દિવાની કોરટમાં અથવા હાઈકોરટ કે નિરબંધ રાખનારા બીજા મુખ્ય રેવન્યુ અમલદાર અથવા હકુમત ચલાવનારા બીજા મુખ્ય અમલદાર શિવાય બીજી કોઈ રેવેન્યુકોરટમાં અથવા હકુમત ચલાવનારા બીજા અમલદારની હજુરમાં આપવી હશે તારે. .. .. .. .. .. | ૮ આના |

(ખ) હાઈકોરટને અથવા ચીફ કમિશનરને અથવા નિરબંધ રાખનારા બીજા મુખ્ય હકુમત ચલાવનારારા અમલદારની કે રેવેનિયુ અમલદારની હજુરમાં આપવી હશે તારે. .. .. .. | બે રૂપીઆ

૧૨. કવિયાત (એટલે પરોબિટ અથવા લેટરસ આફ આડમિનિસ્ટ્રેશન નહી આપવા બાબતની અરજી)

૧૩. સન ૧૮૫૯ ના ૧૦ મા આકટની ૨૬ મી કલમ પ્રમાણે અથવા સન ૧૮૬૨ ના બંગાળાના ૬ ઠા આકટની ૯ મી કલમ પ્રમાણે અથવા સન ૧૮૬૯ ના બંગાળાના ૮ મા આકટની ૭ મી કલમ પ્રમાણે અરજી કરી હશે તે અરજી. | પાંચ રૂપીઆ

૧૪. એતદેશીયલોકો પોતાનો ધરમ મુકીને પારકાધરમમાં જાય તેઓના લગન ભાગવા બાબતના સન ૧૮૬૬ ના આકટ પ્રમાણે કરેલી ફરીયાદીની અરજી.

૧૫. ખાયડી કબજામાં લેવા બાબતની ફરીયાદીની અરજી અથવા અપીલની યાદી.

૧૬. આડમિનિસ્ટ્રેશન બાંડ. .. .. .. .. | આઠરૂપીઆ

૧૭ હેઠળ લખેલા દરએક મુકરદમાની ફરીયાદીની અરજી અથવા અપીલની યાદી. | ૧૦ રૂપીઆ

1. બાદશાહી સનદ ઉપરથી સ્થાપી નહી હોય એવી કોઈ દિવાની કોરટનો અથવા રેવેન્યુ કોરટનો સંક્ષેપ રીતે કરેલો ફેંસલો અથવા હુકમ ફેરવવા બાબતની અથવા રદ કરવા બાબતની.
2. જે ઇસ્ટેટનું મેહેસુલ સરકારમાં આવતું હોય તે ઇસ્ટેટના ધણીઓના નામાની નોંધ રજીસ્ટરમાં હોય તે ફેરવવા બાબતની અથવા રદ કરવા બાબતની.
3. ફકત હક ઠરાવવાનુજ હુકમનામું કરાવી લેવાની ફરિયાદી હોય અને તે હુકમનામુ અમલમાં લાવવાનો બંદોબસ્ત કરવા બાબત અરજીમાં લખ્યુ નહી હોય તે અરજી
4. પંચનો ફેંસલો રદ કરવા બાબતની.
5. દત્તક રદ કરવા બાબતની.
6. બીજી ફરિયાદો થાય તેમાં ફરીયાદના વિષયની કીમત કેટલા રૂપીયા છે તે અંકાતી નહી હોય તેવી દરએક ફરીયાદની અરજી હોય અને તે બાબત આ આકટમાં બીજી રીત ઠરાવ કરયો નહી હોય ત્યારે,

૧૮ દિવાની ઇનસાફનુ કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૩૨૬ મી કલમ પ્રમાણે જે અરજી કરી હશે તે અરજી.

૧૯ સદરહુ કાયદાની ૩૨૮ મી કલમ પ્રમાણે જે કરારનામુ કરવુ હશે તો કરારનામુ.

| | |
|---|---|
| ૨૦. તલાક આપવા બાબતના હિંદુસ્થાનના આકટની ૪૪ મી કલમ પ્રમાણે જે અરજી કરી હોય તે અરજી શિવાય તે આકટ પ્રમાણે કરવાની દરએક અરજી અને તેજ આકટની ૫૫ મી કલમ પ્રમાણે જે અપીલ કરી હોય તે દરએક અપીલની યાદી. ૨૧ પારશી લોકોના લગન બાબતના તથા તલાક બાબતના સન ૧૮૬૫ ના આકટ પ્રમાણે કરવાની ફરીયાદીની અરજી તથા અપિલની યાદી. | વીસ રૂપીઆ |

---

## પરીશીશટ ૩ જું.

ભાગ ૧ લો—આકટો સઘળા રદ કરયા તે.

સને ૧૮૪૮ નો ૧૭ મો—સને ૧૮૬૨ નો ૧૦ મો—સને ૧૮૬૩ નો ૧૧મો—સન ૧૮૬૫ નો ૧૮ મો—સન ૧૮૬૮ નો ૧૮ મો—સન ૧૮૬૩ નો બંગાલાનો આકટ ૫ મો.—

ભાગ ૨જો—આકટો તથા કાયદા થોડા ઘણા રદ કરયા તે.

સને ૧૮૫૨ નો આકટ ૫ મો—૯ મી કલમમાં "સઘળે પ્રસંગે તે વગર છાપના કાગળ ઉપર હશે તોપણ ચાલશે. આ શબ્દો તથા ૨૫ મી કલમ રદ.

સન ૧૮૫૨ નો આકટ ૩૩ મો—૮ મી કલમ રદ.

સન ૧૮૫૯ નો ૮ મો આકટ—"એ પ્રમાણે બંદોબસ્ત, સમજુત અથવા મન મનાવવું" અહીયાંથી તે આખર સુધી ૯૮ મી કલમ રદ.—તથા ૧૧૮ મી કલમમાં "સાદા કાગળ ઉપર" આ શબ્દો છે તે રદ તથા ૧૧૯ મી કલમમાં "અને જે કોરટમાં અરજીઓને સ્ટાંપ જોઈતા હોય તે કોરટમાં અરજીઓને જેટલી કીમતનો છાપેલો કાગળ જોઈએ તેટલી કીમતના છાપેલા કાગળ ઉપર અપીલની અરજી લખવી" આ શબ્દો રદ—તથા "કોરટ જ્યારે એવી હકીકત" અહીયાંથી તે આખર સુધી ૧૨૨ મી કલમ રદ. તથા ૧૬૪ મી કલમમાં "સાદા કાગળ ઉપર" આ શબ્દો રદ—તથા ૨૯૯ મી કલમમાં આઠ આનાની કીમતના છાપાના કાગળ ઉપર આ શબ્દો રદ તથા ૩૨૬ મી કલમમાં "તે ફરીયાદીની અરજીઓ જેટલી કીમતના છાંપ ઉપર લખવાનું ફરમાવ્યું છે તેના ચતુરથાંશ જેટલી કીમતના કાગળ ઉપર લખવી" આ શબ્દો રદ—તથા ૩૨૭ મી કલમમાં "તે વખતના ચાલતા કાયદા મુજબ અરજીઓને માટે જે કોરટમાં છાંપ જોઈતા હોય તે કોરટમાં જેટલા સ્ટાંપ જોઈએ તેટલા સ્ટાંપ ઉપર એ અરજી લખવી અને" આ શબ્દો તથા ૩૨૮ મી કલમમાં "એવા કરારનામા ઉપર ફરીયાદની અરજીઓને માટે ફરમાવેલા સ્ટાંપનો કર લાગુ પડશે" એ શબ્દો તથા ૩૬૮ મી કલમાં "જો અપિલ જીલાકોરટમાં થતી હોય તો એક રૂપિયાની કીમતના છાપેલા કાગળ ઉપર લખવી, અને સદર કોરટમાં અપીલ થતી હોય તો ૨ રૂપીયાની કીમતના છાપેલા કાગળ ઉપર" આ શબ્દો તથા "એ અરજી જો ઉપર કહેલી મુદતમાં" અહીયાંથી તે આખર સુધી ૩૭૭ મી કલમ રદ.

સન ૧૮૫૯ નો ૧૦ મો—૧૩ મી અને ૧૨૦ મી કલમમાં "તે સાદા કાગળ ઉપર હશે તોપણ ચીંતા નથી." આ શબ્દો રદ તથા ૧૯ મી કલમમાં "સાદા કાગળ ઉપર" આ શબ્દો રદ તથા અપિલની અરજી ઉપર કેટલો સ્ટાંપ જોઈએ તે બાબત ૧૫૬ મી અને ૧૬૧ મી કલમનો જેટલો ભાગ છે તે ભાગ રદ.

સન ૧૮૬૧ ના આકટ ૨૩ ની ૧૨ મી કલમની છેલી રકમ રદ.

સન ૧૮૬૨ ના ૨૦ મા આકટની ઉદેશ અને ઉદેશથી સદરહુ કોરટમાં નિમેલા અને એ શબ્દોની આખર સુધી ૨ જી કલમ રદ.

સન ૧૮૬૩ ના ૧લાની ૧૭ મી કલમનું છેલું વાકય રદ—તથા ૨૦ મી કલમમાં જો ડીપુટી કમીશનરની કોરટમાં અપીલ થતી હોય તો એક રૂપિયાની કીમતના છાપાના કાગળ ઉપર લખવી, અને કમીશનરની કોરટમાં અથવા ચીફ કમીશનરની કોરટમાં અપીલ થતી હોય તો બે રૂપિયાની કીમતના છાપાના કાગળ ઉપર લખવી. આ શબ્દો અને ૨૬ મી કલમ રદ.

સન ૧૮૬૩ ના આકટ ૨૦ માની ૧૮ મી કલમમાં "અરજી વગર સ્ટાંપના કાગળ ઉપર કરવાનો અખીકાર છે" અને ફરીયાદીનો નિકાલ થયા પછી ખરચ ગણતી વખતે પ્રથમની અરજીના સ્ટાંપનો કર ગણીને ફરીયાદીના ખરચમાં ચઢાવવો આ શબ્દો રદ.

સન ૧૮૬૩ ના ૨૧ માની ૪૬ મી કલમ રદ.

સન ૧૮૬૩ નો ૩૨ મો—ફીનો તથા સ્ટાંપના કરને જેટલો ભાગ લાગુ છે તેટલો ભાગ રદ.

સન ૧૮૬૫ ના ૧૦ માની કલમ ૩૨૯ મી અને પરીશીસ્ટ રદ.

સને ૧૮૬૫ ના આકટ ૧૧ માની ૪૭ મી કલમમાં "સ્ટાંપના કર બાબતના કાયદા એકઠા કરીને સુધારવા બાબત સન ૧૮૬૨ નો ૧૦ મો આકટ છે તેની ૨૬ મી કલમ અને" આ શબ્દો રદ.

સન ૧૮૬૫ ના આકટ ૧૫ માની ૩૯ મી કલમ રદ.

સન ૧૮૬૬ ના આકટ ૨૦ માની કલમ ૫૩ મી કલમમાં "કાયદા પ્રમાણે સ્ટાંપના કાગળની જરૂર. હોય ત્યારે ઉપર કહેલી અરજી ફરીયાદીની અરજીને સારૂ જેટલી કિંમતનો સ્ટાંપનો કાગળ કહેછો તેના એક ચતુરથાંઉસ કિંમતના કાગળ ઉપર લખવી અને" આ શબ્દો રદ તથા ૮૪ મી કલમમાં "કાયદા પ્રમાણે સ્ટાંપની જરૂર હોય ત્યારે તે અરજી ઉપર આઠ આનાનો સ્ટાંપ જોઈએ અને" આ શબ્દો રદ.

સને ૧૮૬૬ ના આકટ ૨૧ માની ૭ મીકલમમાં "તે ઉપર બે રૂપીયાની કિંમતનો સ્ટાંપ જોઇએ અને" આ શબ્દો રદ.

સને ૧૮૬૭ ના આકટ ૨૬ માની હાઈકોરટના કોઈ આડવોકેટને મુખત્યારનામું અથવા વકીલાતનામું અથવા પોતાને આપેલું બીજું અધિકારપત્ર ફાઈલ કરવાની અથવા રજુ કરવાની જરૂર નથી. આ શબ્દો શીવાય સઘળો આકટ રદ.

સને ૧૮૬૮ નો આકટ ૧૯ મા ૧૫ મી કલમમાં "અરજીને આઠ આનાનો સ્ટાંપ

જોઈએ" આ શબ્દો છે તે રદ તથા ૨૫ મી કલમમાં "આઠ આનાની કીમતના સ્ટાંપના કાગળપર, એ શબ્દો છે તે રદ તથા ૩૦ મી કલમમાં "આઠ આનાના સ્ટાંપના કાગળ પર" આ શબ્દો છે તે રદ.

સને ૧૮૬૮ નો આક્ટ ૨૮ મો—૧૭ મી અને ૪૦ મી કલમમાં "આઠ આનાના કાગળપર" આ શબ્દો છે તે તથા ૪૩ મી કલમ રદ.

સને ૧૮૬૯ નો આક્ટ ૪ થો—૪૭ મી કલમમાં "અથવા ઈનસાફની રીતે જુદા પાડવાનો હુકમ ફેરવવા બાબત અથવા લગ્નના હક પાછા મળવા બાબત અથવા નુકશાનનું વળતર મળવા બાબત હુકમનામું કરાવવા સારૂ કરેલી અરજી ઊપર પાંચ રૂપિયાનો સ્ટાંપ જોઈએ અને" આ શબ્દો છે તે રદ અને "આ કલમમાં કહેલ પેહેલે બીજે અને ત્રીજે પ્રસંગે" આ શબ્દો રદ તથા ૪૯ મી કલમમાં "ઉપર આઠ આનાનો સ્ટાંપ જોઈએ અને" આ શબ્દો રદ.

સને ૧૮૬૯ નો આક્ટ ૯ મો—૧૯ મી કલમમાં "(અને) તે ઉપર આઠ આનાનો સ્ટાંપ જોઈએ" આ શબ્દો છે તે તથા ૨૧ મી કલમમાં "(ઉપર) એક રૂપિયાનો સ્ટાંપ જોઈએ અને તે (અપીલ)" આ શબ્દો રદ.

સને ૧૮૨૩ નો બંગાળાનો કાયદો ૬ ઠો—૭—૮ કલમ રદ.

સન ૧૮૬૨ નો બંગાળાનો આક્ટ ૬ ઠો—(કાગળો ઊપર) અહીયાંથી "અનામત" સુધી પાંચમી કલમ માંહેનું વાક્ય રદ તથા ૧૩ મી કલમ માંહેના જે વાક્યને આરંભે "અને લખવી" આ શબ્દો રદ.

સને ૧૮૬૭ નો બંગાળાનો આક્ટ ૨ જો—૨૨ મી કલમ રદ.

સન ૧૮૬૯ નો બંગાળાનો આક્ટ ૮ મો—૧૪ મી અને ૭૬ મી કલમમાં "તે સાદા કાગળ ઊપર હશે તોપણ ચીંતા નથી" આ શબ્દો રદ તથા ૨૦ મી કલમમાં "સાદા કાગળ ઉપર" આ શબ્દો રદ.

સન ૧૮૨૦ નો મદ્રાસનો કાયદો ૩ જો—"જ્યારે" આ શબ્દથી "લખ" આ શબ્દો સુધી કલમ ૨૧ મી રદ.

સને ૧૮૧૬ નો મદ્રાસનો ૪ થો—ગામના મુનસફો જે ફરીયાદોનો ઈનસાફ કરે તે ફરીયાદો કરતી વખતે ફી આપવી પડે તે ફી બાબત ૩૨ મી કલમનો જેટલો ભાગ છે તેટલો ભાગ રદ.

સન ૧૮૧૬ નો મદ્રાસનો કાયદો ૫ મો—ગામની પંચાયતો જે ફરીયાદોનો ઈનસાફ કરે તે ફરીયાદો કરતી વખતે ફી આપવી પડે તે ફી બાબત ૧૦ મી અને ૩ મી કલમનો જેટલો ભાગ છે તેટલો ભાગ રદ.

સન ૧૮૧૬ નો મદ્રાસનો કાયદો ૭ મો—ડીસ્ટ્રિક્ટ પંચાયતો જે ફરીયાદોનો ઈનસાફ કરે તે ફરીયાદીની અરજીઓ તથા પ્રોસેસોની ફી બાબત ૧૦ મી કલમનો જેટલો ભાગ છે તેટલો ભાગ રદ.

સન ૧૮૧૬ નો મદ્રાસનો કાયદો ૧૨ મો—કલેકટરને ત્યાં જે ફરીયાદ થાય તે ફરી યાદીની ફી બાબત ૧૧ મી કલમનો જેટલો ભાગ છે તેટલો ભાગ ,રદ.

સન ૧૮૧૬ નો મદ્રાસનો કાયદો ૧૪ મો—૨૧ મી કલમની રકમ ૨ રદ.

સન ૧૮૨૫ નો મદ્રાસનો કાયદો ૨જો—કલમ ૫ મી રદ.

સન ૧૮૬૫ નો મદ્રાસનો આકટ ૮ મો—૭૫ મી કલમ રદ.

ખુલાસો—ફરીયાદી કરતી વખતે કીમત પ્રમાણે ફી બેસે તે બાબતનું ૧૯ મે પાને કોષ્ટક દાખલ કર્યું છે તેમાં "પાંચ રૂપિયા સુધી ૭ આના" અને "દશ રૂપિયા સુધી બાર આના" એ પ્રમાણે છે એટલે પાંચ રૂપિયા ઉપર અને દશ રૂપીયા સુધી એ પ્રમાણે સમજવા, • રૂપીયા ઉપર અને પાંચ રૂપીયા સુધીના દાવાને ૭ આના ફી બેસે એમ સમજવું.

૨૪ મે પાને ૩ જા પરીશિષ્ટમાં આકટો થોડા ઘણા રદ કરયા તે તથા બધા રદ કરયા તે આકટોના શાલ તથા નંબર જણાવીયા છે અને તેનાં મથાળાં એટલે આકટની મતલબ જણાવી નથી તેનું કારણ એકે ઘણા ખરા આકટો આ ઇલાકા શીવાય છે. અને જે આકટો આ ઇલાકાને લાગુછે તેની મતલબ વાંચનાર જાણી શકશે એમ ધારી દાખલ કીધા નથી.

હિંદુસ્થાન સરકારનું જાહેરનામું નંબર ૯૮૪ તા૦ ૨૮ મી
એપરેલ સન ૧૮૭૦

કોરટ ફીના સન ૧૮૭૦ ના આકટ ૭ ની કલમ ૨૬ થી માહેલા અધિકાર પ્રમાણે ગવરનર જનરલ ઇનકોન્સિલ ફરમાવે છે કે રૂપીયા કરતાં ઓછા દરવાળી વળગે તેહેવી શેરટરાનસફર સ્ટાંપ (સેર વેચાણની ટીકીટો) જેની ઉપર આડાં "કોરટફીસ" એવા શબ્દો છાપી ઉપલા આકટ મુજબ વાપરવી.

---

આ આકટ અમદાવાદ હીતેછુ પરેસમાં છાપ્યો.

# સન ૧૮૭૭ નો આકટ ૩ જો.

ઈંડીઆના ગવરનર જનરલઈન કૌંસિલને હેઠળ લખેલો આકટ ગવરનર જનરલ સાહેબે સને ૧૮૭૭ ના ફેબરૂઆરી મહિનાની ૧૪ મી તારીખે મંજુર કર્યો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ છપાવીને પ્રસિદ્ધ કરયોછે.

## દસ્તાવેજો નોંધવા બાબતનો આકટ.

દસ્તાવેજો નોંધવા બાબત કાયદો છે તે સુધારવો યોગ્ય છે વાસ્તે હેઠ
ઉદ્દેશ. | ળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

---

### ભાગ ૧લો.

#### પ્રથમ નિયમ.

૧. આ આકટને "સન ૧૮૭૭નો હિંદુસ્થાનનો નોંધવાનો આકટ"
ન્હાનું મથાળું | કેહેવો.

સ્થાનિક સરકા ગવરનર જનરલ ઇન કૌંસિલની અગાઊથી મંજુરી લઈને ફલા
કયાંહાં કયાંહાં લાગુછે. | ણી ડિસ્ટ્રિકટોને અથવા મુલકના ભાગને આ આકટ લાગુનથી
એવું વખતે વખતે ઠરાવશે તે શિવાય આખા બ્રિટિશ ઇંડિયાને આ આકટ લાગુછે.
સરૂ થવું. | અને આ આકટ સન૧૮૭૭ના એપ્રિલ મહિનાની ૧લી તારીખે
અમલમાં આવશે.

૨. સન ૧૮૭૧ નો ૮ મો આકટ સદહું તારીખે અને તે તારીખથી રદ છે એમ
આકટ રદકરવા બાબત | સમજવું.

પણ સદરહુ આકટ પ્રમાણે અથવા તે આકટ ઉપરથી રદ કરેલા કોઈ આકટ પ્રમાણે જે નીમણુકો તથા જાહેર નામાં તથા કાનુનો અને હુકમો કરયા હશે અને જે ડિસ્ટ્રિકટ તથા સબ ડિસ્ટરિકટ કરીહશે અને જે કચેરીઓ સ્થાપી હશે તથા જે ફીનાં જે કોષ્ટકો તૈયાર કરયાં હશે તે સઘળિ નીમણુકો તથા જાહેરનામાં તથા કાનુનો તથા હુકમો અને ડિસ્ટ્રિકટ તથા સબ ડિસ્ટ્રિકટ આ આકટ પ્રમાણે કરીછે અને તે સઘળી કચેરીઓ આ આકટ પ્રમાણે સ્થાપીછે અને ફીનાં તે સઘળાં કોષ્ટકો આ આકટ પ્રમાણે તૈયાર કરયાંછે એવું સમજવું. પણ તે કાનુનો અને હુકમો આ આકટ વિરૂધ હોય તેજ આ આકટ પ્રમાણે કરયાં છે એમ સમજવું નહીં.

સન ૧૮૭૭ ના એપ્રિલ મહિનાની ૧લી તારીખ પેહેલાં ઠરેલા આકટમાં, સદરહુ આકટ ઉપર અથવા તે આકટ ઉપરથી રદ કરેલા કોઈ આકટ ઉપર હવાલા આપ્યા હોય તે આ આકટની તેવીજ કલમઉપર આપ્યા છે એવું સમજવું.

૩. આ આકટમાં વિષય ઉપરથી અથવા સંબંધ ઉપરથી બાધ આવતો નહીં
અર્થની કલમ. | હોયતો.

"પટા"

"પટા" આ શબ્દમાં (પટાના) સામા લેખનો તથા કબુલતનો તથા ખેડવાનું અથવા ભોગવટો કરવાનું કબુલકરવના લેખનો તથા પટે આપવા લેવાના કરારનો સમાસ થાય છે.

"સહી"
"સહી કરી"

"સહી" તથા "સહીકરી" આ શબ્દોમાં નિશાણી કરવાનો સમાસ થાયછે. અને નિશાણી કરવાના કામને તે શબ્દો લાગુ છે.

"સ્થાવર મિલકત."

"સ્થાવર મિલકત" આ શબ્દોમાં જમીનનો, તથા ઇમારતનો તથા વંશપરંપરાની નેમણુકોનો અને રસ્તેથી આવવા જવાબાબતના અથવા અજવાળુ પડવા બાબતના અથવા તર બાબતના અથવા માછલી મારવાની જગા બાબતના અથવા જમીનમાંથી બીજો કાંઇ ફાયદો થાય તે ફાયદાબાબતના હકનો, અને જમીનને ચોંહેટિલી વસ્તુનો અને જમીનને ચોટિલી વસ્તુ જોડે જાયુ જડાયલી વસ્તુંનો સમાસ થાયછે; પણ ઇમારતી લાકડાનાં ઝાડો ઉભાં હોય તેઓનો અથવા ઉભા પાકનો અથવા લીલાં ઘાસનો સમાસ થતો નથી એવું સમજવું.

"જંગમ મિલકત"

"જંગમ મિલકત" આશબ્દોમાં ઇમારતી લાકડાંના ઝાડો ઉભાં હોય તેઓનો તથા ઉભા પાકનો તથા લીલાં ઘાસનો તથા ઝાડઊપરનાં ફળોનો અને ઝાડની અંદરના રસનો અને સ્થાવર મિલકત શિવાય બીજી સઘળી માલ મિલકતનો સમાસથાયછે એવું સમજવું.

"બુક"

"બુક" આ શબ્દામાં બુકના હરકોઇ ભાગનો સમાસ થાયછે અને બુક અથવા બુકનો ભાગ કરવાની મતલબથી ગમે તેટલા તાવ એકઠા કરયા હોય તેઓનો પણ સમાસ થાયછે એવું સમજવું.

"શેરો."
"શેરો લખ્યો."

આ આકટપ્રમાણે નોંધવાસારૂ આણી આપેલા દસ્તાવેજનાં*રેડરઊપર અથવા કવરિંગ સ્લિપ ઉપર નોંધનારા અમલદારે કાંઇ લખ્યું હોય તેનો સમાસ "શેરો" તથા "શેરો લખ્યો" આ શબ્દોમાં થાય છે, અને આ શબ્દો તે લખેલી વાતને લાગુછે એવું સમજવું.

"સગીર"

"સગીર" (એટલે ન્હાની ઊમરનું માણસ) આ શબ્દનો અર્થ જે માણસને પોતાને જે કાયદો લાગુ હોય તે કાયદાપ્રમાણે તે માણસ પૂખતઉમરનું થયલું નહીં હોય તે માણસ એવો સમજવો.

"વારસ વકીલ"

"વારસ વકીલ" આશબ્દોમાં ન્હાની ઉમરનાં છોકરાંનું પાલનકરનારાનો તથા ગાડાં અથવા દિવાનાં માણસોની કમિટીનો અથવા કાયદાસર બીજા કયુરેટરનો સમાસ થાય છે એવું સમજવું.

"પત્તો"

"પત્તો" આશબ્દનો અર્થ નિરદિષ્ટકરેલા માણસનુ રેહેવાનું ઠેકાણું તથા પેશો અથવા ધંધો અથવા દરજ્જો અથવા કિતાબ હોય તો તે, એવો સમજવો, અને એતદેશીય માણસની બાબતમાં તેની જાત હોય તો તે જાત તથા તેના બાપનું નામ અથવા તે ફલાણીનો દીકરો એ રીતે ઘણું કરીને તેને કેહેતા હોય ત્યારે તેની માનું નામ એવો સમજવો.

---

*દસ્તાવેજની સાથે બાંધેલા ઉપરનો કાગળ.

"ડિસ્ટ્રિકટકોરટ" આ સબ્દોમાં અમલ દિવાનીફરિયાદનો ઇનસાફ કરવાની

"ડિસ્ટ્રિકટ કોર્ટ" | પોતાની મામૂલ હકુમત હેકોર્ટ ચલાવતી હોય ત્યારે તે કોર્ટનો સમાસ થાય છે એવું સમજવું.

"ડિસ્ટ્રિકટ"અને"સબડિસ્ટ્રિકટ" એટલે આ આકટ પ્રમાણે કરેલી ડિસ્ટ્રિકટ અને

"ડિસ્ટ્રિકટ" "સબડિસ્ટ્રિકટ." | સબ ડિસ્ટ્રિકટ.

---

## ભાગ ૨ જો.

### નોંધવાનાં ખાતાં બાબત.

"ઇનસ્પેકટર જનરલ આફ રજિસ્ટ્રેશન."

૪. સ્થાનિક સરકારે પોતાના તાબામાંહેના મુલકને સારૂ "ઇનસ્પેકટર જનરલ આફ રજિસ્ટ્રેશન" એ નામનો એક અમલદાર નીમવો.

અથવા સદરહુ નીમણૂંક કરવાને બદલે સ્થાનિક સરકાર એવું ફરમાવવાને મુખત્યાર છે કે ઇનસ્પેકટર જનરલને આ આકટઉપરથી જે અધિકાર આપ્યો છે, અને જે કામો કરવાનું ફરમાવ્યુંછે તે સઘળો અધિકાર અથવા તેમાંનો કાંઈ અધિકાર અને તે સઘળાં કામો અથવા તેમાંનાં કેટલાંએક કામો સ્થાનિકસરકાર વખતે વખતે જે અમલદાર અથવા અમલદારો નીમે અને જે હદ ઠરાવે તે હદમાં તે અમલદારે અથવા અમલદારોએ ચલાવવાં અને કરવાં એવું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યારછે.

"સિંધનો પ્રાંચ ઇન્સ્પેકટરજનરલ."

ગવરનરજનરલ ઇન કૌંસિલની અગાઉથી મંજુરી લઇને સિંધ પ્રાંતને સારૂ પ્રાંચ ઇનસ્પેકટર જનરલ એ નામનો એક અમલદાર પણ નીમવાનો મુંબાઇના ગવરનર ઇન કૌંસિલને અધિકાર છે. ઇન્સ્પેકટર જનરલને કાનુનો કરવાનો અધિકાર આ આકટમાં આગળ આપ્યો છે તે અધિકાર સિવાય તેને આ આકટઉપરથી બીજો જે અધિકાર છે તો સઘળો અધિકાર સિંધના પ્રાંચ ઇન્સ્પેકટર જનરલનેછે એમ સમજવું.

કોઈપણ ઇન્સ્પેકટર જનરલને અથવા સિંધના પ્રાંચ ઇન્સ્પેકટર જનરલને સરકારી બીજો હુદો ધારણ કરવાનો અધિકાર છે.

ડિસ્ટ્રિકટ અને સબ ડિસ્ટ્રિકટ.

૫. આ આકટનાં કારણસારૂ સ્થાનિક સરકારે ડિસ્ટ્રિકટો (એટલે તુકડીઓ) તથા સબડિસ્ટ્રિકટો (એટલે પેટાની તુકડીઓ) કરવી. અને સદરહુ પ્રમાણે કરેલી ડિસ્ટ્રિકટોની તથા સબ ડિસ્ટ્રિકટોની હદ ઠરાવવી. તે હદમાં વખતે વખતે ફેરફાર કરવાનો તેઓને અખત્યાર છે.

આ કલમ પ્રમાણે ડિસ્ટ્રિકટો તથા સબ ડિસ્ટ્રિકટો કરવામાં આવે તે તથા તેઓની હદો તથા તે હદોમાં જે જે ફેરફાર કરવામાં આવે તે સ્થાનિક સરકારી ગ્યાઝેટમાં પ્રસિદ્ધ કરવું.

સદરહુ પ્રકારનો દરેક ફેરફાર જાહેરનામાંની તારીખ પછીની જે તારીખ જાહેરનામામાં લખી હશે તે તારીખે અમલમાં આવશે.

**રજિસ્ટ્રારો અને સબ-રજિસ્ટ્રારો.**

૬. પોતાને યોગ્ય જણાય તે માણસો સરકારી અમલદાર હોય કે નહી તે માણસોને સદરહુ પ્રમાણે કરેલી જુદી જુદી ડિસ્ટ્રિકટના રજિસ્ટ્રાર અને જુદી જુદી સબ ડિસ્ટ્રિકટના સબ રજિસ્ટ્રાર નીમવાનો અખત્યાર સ્થાનિક સરકારને છે.

**રજિસ્ટ્રારની અને સબ રજિસ્ટ્રારની કચેરીઓ.**

૭. સ્થાનિક સરકારે દરેક ડિસ્ટ્રિકટમાં રજિસ્ટ્રારની કચેરી, એ નામની એક કચેરી કહાડવી; અને દરેક સબ ડિસ્ટ્રિકટમાં સબ રજિસ્ટ્રારની કચેરી, એ નામની અથવા જાઇંટ સબ રજિસ્ટ્રારોની કચેરી એ નામની કચેરી કહાડવી. અને કોઇ રજિસ્ટ્રારના તાબામાંહેની સબ રજિસ્ટ્રારની કોઇ કચેરી તે રજિસ્ટ્રારની કોઇ કચેરી સાથે મેળવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

અને જે સબ રજિસ્ટ્રારની કચેરી સદરહુ પ્રમાણે મેળવી હશે તે જે રજિસ્ટરારના તાબામાં હશે તે રજીસ્ટ્રારના સઘળા અધિકાર તથા કર્તવ્યકર્મો અથવા તે પૈકી કાંઈ અધિકાર તથા કર્તવ્યકરમો ખુદ પોતાના અધિકાર શિવાય તથા કર્તવ્યકર્મ શિવાય વળી તે સબ રજીસ્ટરારે ચલાવવાં તથા કરવાં એવી તેને મુખત્યારી આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યુછે કે સદરહુ પ્રમાણે અધિકાર આપ્યો હશે તે ઉપરથી સબ રજીસ્ટરારથી હેઠળ લખ્યા પ્રમાણે થઇ શકે છે એમ સમજવું નહી એટલે આ આકટ પ્રમાણે ખુદ પોતે કરેલા હુકમ ઉપરની અપીલની ચોકશી કરી શકાયછે એમ સમજવુંનહી.

**રજિસ્ટ્રેશનના કચેરીઓના ઇનસ્પેકટરો.**

૮. રજિસ્ટરેશનની કચેરીઓના ઇન્સ્પેકટરો, એ નામના અમલદારો નીમવાનો પણ અધિકાર અને તે અમલદારોના કામો વખતે વખતે ઠરાવવાનો અધીકાર સ્થાનિક સરકારને છે તે દરેક ઇન્સ્પેકટર, ઇનશપેકટર જનરલના તાબામાં છે એવું સમજવું.

**લશ્કરી છાવણીઓ સબ ડિસ્ત્રીકટછે એવું સ્થાપિત કરવાનો અધિકારછે**

૯. જે લશકરી છાવણીમા કયાનટાન્મેંટ માજીસ્ત્રેટ હોય તે દરેક છાવણી સથાનિક સરકાર ફરમાવશે તો આ આકટનાં કારણો શારૂ સબ ડિશટરિકટ અથવા ડિસ્ત્રિકટછે એવું સમજવું.અને તે માજીસ્ત્રેટ પ્રસંગ પ્રમાણે તે સબ ડિસ્ત્રિકટનો સબ રેજિસ્ઠરાર અથવા ડિસટરિકટનો રજીસ્ત્રાર છે એવું સમજવું.

બ્રિટિસ ઇંડિયાની હદ બહારની ફલાણી લશકરી છાવણી આ આકટના કારણો સારૂ સબ ડિસટ્રીકટ અથવાડિસટરિકટછે એવું ગવરનર જનરલ ઇન કૌંસિલ સ્થાપિત કરે ત્યારે સબ ડિસ્ટરીકટને પ્રસંગે તે છાવણી બાબત તથા તેના સબ રજિસ્ટરાર બાબત કયો અધિકારી તે ડિસ્ટરિકટનો રજીસ્ટરાર અને કયો અધિકારી ઇનસપેકટર જનરલ થશે. અને ડિસ્ત્રિકટને પ્રસંગે તે છાવણીબાબત તથા તેના રજિસ્ટરારબાબત કયો અધિકારી ઇન્સ્પેકટર જનરલ થશે તે પણ તેણે સ્થાપિત કરવું.

**પોતાની ડિસ્ત્રિકટમાંથી રજિસ્ત્રાર ગેરહાજર હોય અથવા તેની જગા ખાલીપડે તે બાબત.**

૧૦. જે ડિસ્ત્રિકટમાં ઇલાકાનું મુખ્ય શેહેર હોય તે ડિસ્ત્રિકટના રજિસટરાર શિવાય બીજો કોઇ રજિસટરાર પોતાની ડિસટરિકટમાં કામગિરી ઉપર ગયાનાં કારણ શિવાય બીજાં કાંઇ કારણથી ગેરહાજરહોય અથવા તેની જગા થોડી મુદત સુધી ખાલી પડે ત્યારે,

જે માણસને ઈન્સપેકટર જનરલ નીમશે તે માણસ અથવા એ પ્રમાણે કોઈની નીમણુક કરી નહી હશે ત્યારે જે ડિસટરિકટ કોરટની હકુમતની હદમાં તે રજિસટરારની કચેરી હોય તે ડિસટરિકટ કોરટનો જડજ, ઉપર કહેલી ગેરહાજરીમાં અથવા તે જગા સથાનિક સરકાર ભરીનાખે ત્યાંહાંસુધી રજિસટરાર છે એવું સમજવું.

જે ડિસ્ટિકટમાં ઇલાકાનું મુખ્ય શેહેર હોય તે ડિસ્ટ્રિકટનો રજિસટરાર પોતાની ડિસટરિકટમાં કામગિરી ઉપર ગયાનાં કારણ શિવાય બીજાં કારણથી ગેરહાજર હોય અથવા તેની જગા થોડી મુદતસુધી ખાલી પડે ત્યારે.

જે માણસને ઈન્સપેકટર જનરલ નીમશે તે માણસ ઉપર કહેલી ગેરહાજરીમાં અથવા તે જગા સથાનિક સરકાર ભરી નાખશે ત્યાંહાંસુધી રજીસટરાર છે એવું સમજવું.

રજીસટરાર પોતાની કચેરી મુકીનેપોતાનો ડિસ્ટ્રિકટમાં કામગિરી ઉપર જાય તે બાબત

૧૧. હરકોઇ રજિસ્ટરાર પોતાની કચેરી મુકીને પોતાની ડિસટરિકટમાં કામગિરી ઉપર જાય ત્યારે ૬૮ મી અને ૭૨ મી કલમમાં કહેલાં કામ શિવાય બાકીનું રજિસટારનું સઘળું કામ પોતાની ગેરહાજરીમાં કરવા સારૂં પોતાની ડિસ્ટ્રિકટમાંના હરકોઇ સબ રજિસટરારને અથવા બીજા માણસને નીમવાને તે મુખત્યાર છે.

સબ રજિસ્ટ્રાર ગેરહાજર હોય અથવા તેની જગા ખાલી પડે ત્યારે.

૧૨. હરકોઇ સબ રજિસટરાર ગેરહાજર હશે અથવા કોઇ સબ રજિસટરારની જગા થોડી મુદતસુધી ખાલી પડશે ત્યારે, ડિસ્ટ્રિકટનો રજિસ્ટરાર જે માણસને નીમશે તે માણસ ઉપર કહેલી ગેરહાજરીમાં અથવા તે જગા સ્થાનિક સરકાર ભરી નાખશે ત્યાંહાંસુધી સબ રજિસ્ટરારછે એવું સમજવું.

૧૦ મી અથવા ૧૧ મી અથવા ૧૨મી કલમ પ્રમાણે કરેલી નીમણુકબાબત સરકારને રીપોર્ટ કરવો.

૧૩. (આ આકટની) ૧૦ મી અથવા ૧૧ મી અથવા ૧૨ મી કલમ પ્રમાણે જે નીમણુંકો કરી હોય તે સઘળી નીમણુંકો બાબતઈન્સ્પેકટર જનરલે સ્થાનિક સરકારને રિપોરટ કરવો. સદરહુ પ્રકારનો રિપોરટ સ્થાનિક સરકાર ફરમાવે તે પ્રમાણે વિશેષ અથવા એકંદર કરવો.

અમલદારોને કામ ઊપરથી સસ્પેંડઅથવા દુર અથવા બરતરફ કરવા બાબત.

આ આકટના ઠરાવ પ્રમાણે નીમેલા હરકોઇ માણસને કામ ઉપરથી સસ્પેંડ અથવા દુર અથવા બરતરફ કરવાને, અથવા તેની જગાઉપર બીજું માણશ નીમવાને સ્થાનિક શરકાર મુખત્યાર છે.

નોંધનારા અમલદારોનાં મેહનતાણા તથા તેઓનાં એસ્ટાબ્લિશમેંટા (એટલે હાથ હેઠળના નીમણુકી માણસો.)

૧૪. આ આકટ પ્રમાણે નીમેલા નોંધનારા અમલદારોનો પોતાની નજરમાં આવે તેટલો વખત વખતે પગાર ગવરનર જનરલ ઇન કૌંસિલની મંજુરી લઇને ઠરાવવાને, અથવા તે અમલદારોનાં મેહેનતાણા બાબત ફી ઠરાવવાને, અથવા કાંઇ ફી અને કાંઇ પગાર ઠરાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

આ આકટ પ્રમાણે જુદી જુદી કચેરીઓ કાહાડી હોય તે કચેરીઓને સારૂ યોગ્ય એસ્ટાબ્લિશમેંટા (એટલે હાથ હેઠળનાં નીમણુકી માણસો) રાખવાની પરવાનગી આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

નોંધનારા અમલદારોના શિક્કા.

૧૫. જુદા જુદા રજીસ્ટ્રારોએ તથા સબ્ રજીસ્ટ્રારોએ શિક્કો વાપરવો. તે શિક્કા ઉપર "————— ના રજીસ્ટ્રારનો (અથવા સબ રજીસ્ટ્રારનો) શિક્કો" એ શબ્દો અંગ્રેજીમાં તથા સ્થાનિક સરકાર ફરમાવે તે બીજી ભાષામાં કોરાવવા.

રજીસ્ટર બુકો.

૧૬. આ આકટનાં કારણ સારૂ જે બુકોની જરૂર હોય તે સ્થાનિક સરકારે નોંધનારા દરએક અમલદારની કચેરીમાં પુરી પાડવી.

નમુના.

જે નમુના ઇનસ્પેકટર જનરલ સ્થાનિક સરકારની મંજુરીથી વખતે વખત ઠરાવશે તે નમુના ઉપર કહ્યા પ્રમાણે પુરી પાડેલી બુકમાં જોઇયે. અને તે બુકનાં પૃષ્ટ ઉપર છાપેલા નંબર અનુક્રમ પ્રમાણે માંડવા. અને સદહૂ બુકો જે અમલદાર આપે તે અમલદારે બુકમાં જેટલાં પાનાં હોય તેટલાં પાનાંની સંખ્યા બાબત બુકનાં નામનાં પૃષ્ટ ઉપર દાખલો લખવો.

આગની ધાસ્તી નહીં હોય તેવી પેટી.

સ્થાનિક સરકારે દરએક રજીસ્ટ્રારની કચેરીને સારૂ આગની ધાસ્તી નહી હોય તેવી એક એક પેટી આપવી. અને દરએક ડિસ્ટ્રિકટ માંહેના દસ્તાવેજો નોંધવા બાબતનાં દફતરો સહી સલામત રાખવા સારૂ દરએક ડિસ્ટ્રિકટમાં યોગ્ય બંદોબસ્ત કરવો.

---

## ભાગ ૩ જો.

### નોંધવા લાયક દસ્તાવેજો બાબત.

જે દસ્તાવેજ નોંધાવવા જોઇએ તે.

૧૭. આ કલમમાં હેઠળ લખેલા દસ્તાવેજો જે મિલકત બાબત હોય તે મિલકત જે ડિસ્ટ્રિકટમાં સન ૧૮૬૪નો ૧૬ મો આકટ અથવા સન ૧૮૬૬ નો ૨૦ મો આકટ અથવા સન ૧૮૭૧ નો ૮ મો આકટ ચાલુ થયો હોય અથવા જે ડિસ્ટ્રિકટમાં આ આકટ ચાલુ થાય તે ડિસ્ટ્રિકટમાં હોય અને જે તારીખે સન ૧૮૬૪ નો ૧૬ મો આકટ અથવા સન ૧૮૬૬ નો ૨૦ મો આકટ અથવા સન ૧૮૭૧ નો ૮ મો આકટ અમલમાં આવ્યો તે તારીખે અથવા તે તારીખ પછી, અથવા જે તારીખે આ આકટ અમલમાં આવે તે તારીખે અથવા તે તારીખ પછી થએલા હોય તો તે દસ્તાવેજો નોંધાવવા જોઇયે. એટલે,

(અ.) સ્થાવર મિલકતનાં બક્ષિસ પત્રો.

(બ.) મરણોત્તર વ્યવસ્થા કરવા બાબતના નહીં હોય એવા જે બીજા લેખો ઉપરથી હરકોઇ સ્થાવર મિલકત ઉપર સો રૂપીઆની અથવા તે કરતાં વધતા રૂપીઆની કીમતનો હક અથવા દાવો અથવા સંબંધ હમણાં ઉત્પન્ન થતો હોય કે આગળ ઉત્પન્ન થવાનો હોય, અથવા હમણાં સ્થાપિત થતો હોય કે આગળ સ્થાપિત થવાનો હોય, અથવા હમણાં બીજાને કરી આપવામાં આવતો હોય કે આગળ બીજાને કરી આપવામાં આવવાનો હોય, અથવા તેની હમણાં હદ બંધાતી હોય કે આગળ બંધાવાની હોય અથવા તે હમણાં નહીં સરખો થઇ જતો હોય કે આગળ નહીં સરખો થઇ જવાનો હોય, તે

લખો પછી તે હકનો અથવા દાવાનો અથવા સંબંધનો હક પોહોંચ્યો હોય કે અદૃષ્ટાધીન તે વાતની ચિંતા નથી.

( ક. ) સદરહુ પ્રકારનો હક અથવા દાવો અથવા સંબંધ ઉત્પન્ન થવા બાબત, અથવા સ્થાપિત થવા બાબત, અથવા બીજાને કરી આપવા બાબત, અથવા તેની હદ બંધાવા બાબત અથવા તે નહીં સરખો થવા બાબત અવેજ પોહોંચ્યાનું અથવા આપ્યાનું મરણોત્તર વ્યવસ્થા કરવા બાબતનાં નહી હોય તેવા જે લેખોમાં કબુલ કર્યું હોય તે લેખો.

( ડ. ) વરસો વરસના અથવા એક વરસ કર્ત્તાં વત્તી મુદતના અથવા વરસ દાહાડાનું ભાડું ઠરાવીને સ્થાવર મિલકતના પટા કરયા હો તે પટા.

પણ એવું ઠરાવ્યું છે કે કોઇ ડિસ્ત્રિક્ટમાં અથવા ડિસ્ત્રિક્ટના ભાગમાં જે પટા કરયા હોય તેની મુદત પાંચ્ય વરસ કરતાંવત્તી નહીં હોય અને તેમાં ઠરાવેલું વરસનું ભાડું પચાશ રૂપીયા કર્ત્તાં વતું નહી હોય તે પટાને આ કલમનો પાછલો ભાગ લાગુ નથી એવું સરકારી ગ્યાઝેટમાં હુકમ છપાવીને ઠરાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

આ કલમની (બ.) અને (ક) રકમનો કોઇ ઠરાવ હેઠળ લખેલા દસ્તાવેજોને લાગુ નથી તે દસ્તાવેજોની વિગત.

તોડ જોડનાં ખતને લાગુ નથી.

( ઈ.) હરકોઈ તોડ જોડનાં ખતને.

અને લ્યાંડ કંપનીના શેર તથા ડિબેંચરો બીજાને નામે ચઢાવી આપવાના દસ્તાવેજોને લાગુ નથી.

( ફ ) અથવા હરકોઇ સંયુક્ત ધનવિશિષ્ટ મંડળીની માલમિલકત સઘળી અથવા થોડી ઘણી સ્થાવર મિલકત હોય તો પણ તે મંડળીના શેરો બાબતના એટલે ભાગ બાબતના કોઇ દસ્તાવેજને.

( ગ. ) અથવા સદરહુ પ્રકારની હરકોઈ મંડળીએ કરી આપેલા *ડિબેંચરની પીઠ ઉપર લખેલા શેરાંને અથવા તે બીજાનાં નામ ઉપર ચઢાવી આપવાના લેખને.

બીજા દસ્તાવેજ મળવાનો હક માત્ર ઉત્પન્ન કરનારા દસ્તાવેજ

( હ ) જે કોઈ. દસ્તાવેજ ઉપરથીજ સ્થાવર મિલકત ઉપર અથવા સ્થાવર મિલકતમાં સો રૂપીયાની તથા તેથી વધારે રૂપિયાની કિંમતનો કાંઇ હક અથવા દાવો અથવા સંબંધ ઉત્પન્ન થતો નહી હોય અથવા સ્થાપિત થતો નહી હોય અથવા સોંપવામાં આવતો નહીં હોય અથવા તેની મર્યાદા થતી નહી હોય અથવા તે નહી સરખો થતો નહીં હોય પણ હેઠળ લખ્યા પ્રમાણે માત્ર થતો હોય એટલે જે બીજો દસ્તાવેજ થયો હોતતો તે ઉપરથી સદરહુ પ્રકારનો કાંઈ હક અથવા દાવો અથવા સંબંધ ઉત્પન્ન થાય અથવાં સ્થાપિત થાય અથવા સોંપવામાં આવે અથવા તેની મર્યાદા થાય અથવા તે નહીં જેવો થાય તે બીજો દસ્તાવેજ મળવાનો હક માત્ર ઉત્પન્ન થતો હોય તે કોઈ દસ્તાવેજને.

---

* ડિબેંચર એટલે કોઇનું માગણું હોય તે બાબત કોઈ અમલદાર પોતાના હુદ્દાના સબબથી લેખ કરી આપે છે તે લેખ.

( ઐં ) કોર્ટનાં હુકમનામાં તથા હુકમ અને નિવાડાને.

( જે. ) સ્થાવર મિલકત બાબત સરકારે આપેલી સનંદને.

( કે. ) રેવન્યુ આફિસરે કરેલી વેંહેંચણના લેખને.

( એલ. ) સન ૧૮૭૧ ના જમીનના સુધારાના આકટ પ્રમાણે આપેલા દાખલા તથા વળી મજબુતી સારૂ આપેલા લેખને લાગુ નથી.

દત્તક લેવાનાં અધિકાર પત્રો.

છોકરો દત્તક લેવા બાબતનાં અધિકાર આપવાના પત્રો સન ૧૮૭૨ ના જાન્યુઆરી મહિનાની ૧ લી તારીખ પછી કરી આપવામાં આવથી અને તે અધિકાર વસિયતનામા ઉપરથી આપ્યો નહી હશે તે અધિકાર પત્રો પણ નોંધાવવા જોઈએ.

જે દસ્તાવેજનું નોધવું મરજી ઉપર છે તે દસ્તાવેજ.

૧૮. આ કલમમાં હેઠળ લખેલા દસ્તાવેજોમાંનો હરકોઈ દસ્તાવેજ જોઈએ તો આ આકટ પ્રમાણે નોંધાવવો એટલે.

(અ) બક્ષિસપત્ર અને વસિયતનામાં શિવાય જે બીજા લેખ ઉપરથી કાંઈ સ્થાવર મિલકત ઉપર સો રૂપીયા કરતાં ઓછી કીંમતનો હક અથવા દાવો અથવા સંબંધ હમણાં ઉત્પન થતા હોય, કે આગળ ઉત્પન થવાનો હોય, અથવા હમણાં સ્થાપિત થતા હોય, કે આગળ સ્થાપિત થવાનો હોય, અથવા હમણાં બીજાને કરી આપવામા આવતો હોય કે આગળ બીજાને કરી આપવામાં આવવાનો હોય અથવા તેની હમણાં હદ બંધાતી હોય કે આગળ બંધાવાની હોય અથવા તે હમણાં નહી સરખો થઈ જતો હોય કે આગળ નહી સરખો થઈ જવાનો હોય. તે બીજા લેખો પછી તે હકનો અથવા દાવાનો અથવા સંબંધનો હક પોહોચ્યો હોય કે અદ્રષ્ટાધીન હોય તે વાતની ચિંતા નથી.

(બ) સદરહુ પ્રકારનો હક અથવા દાવો અથવા સંબંધ ઉત્પન થયા બાબત અથવા સ્થાપિત થયા બાબત અથવા બીજાને કરી આપ્યા બાબત, અથવા તેની હદ બંધાયા બાબત અથવા તે નહી સરખો થયા બાબત અવેજ પોહોચ્યાનું અથવા આપ્યાનું જે લેખોમાં કબુલ કરયુ હોય તે લેખો.

(ક) સ્થાવર મિલકતના ઘણામાં ઘણાં એક વરસની મુદતના પટા અને ફલાણા ફલાણા પટાને આ આકટ લાગુ નથી એવું ૧૭ મી કલમ ઉપરથી ઠરાવ્યુ હોય તે પટા.

(ડ) હરકાંઈ જંગમ માલમિલકત ઉપર હક અથવા દાવો અથવા સંબંધ વસિયતનામું નહી હોય એવાં જે લેખો ઉપરથી ઉત્પન થતો હોય, અથવા સ્થાપિત થતો હોય અથવા બીજાને કરી આપવામાં આવતો હોય, અથવા તેની હદ બંધાતી હોય અથવા તે નહી સરખો થઈ જતો હોય તે લેખો.

(ઈ) વસિયતનામાં

(ફ) જે બીજા દસ્તાવેજ ૧૭ મી કલમ પ્રમાણે નોધાવવાની જરૂર નથી તે બીજા સઘળા દસ્તાવેજ.

૧૯. જે દસ્તાવેજ નોંધવા સારૂ યોગ્ય રીત આણી આપ્યો હોય તે દસ્તાવેજ, નોંધનારા અમલદારથી જે ભાષા સમજાતી નહી હોય અને ડિસ્ટ્રિક્ટની જે સામાન્ય ભાષા નહી હોય તે ભાષામાં હોય, અને ડિસ્ટ્રિક્ટની ભાષામાં તે દસ્તાવેજનો ખરો તરજુમો તથા તેની ખરી નકલ તે દસ્તાવેજની સાથે નહી હોય તો નોંધનારા અમલદારે તે દસ્તાવેજ નોંધવાની ના કેહેવી.

નોંધનારા અમલદારો જે ભાષા સમજતા નહી હોય તે ભાષાના દસ્તાવેજ.

૨૦. જે દસ્તાવેજમાં અંતરઓળ છે અથવા કોરી જગા છે અથવા ચેહેરવું છે અથવા ફેરફાર કરયો છે એવું દેખાય, તે દસ્તાવેજ કરી આપનારા માણસો તે અંતરઓળ ઉપર અથવા કોરી જગા મુકી હોય તે ઉપર અથવા ચેહેરેલી જગાએ અથવા ફેરફાર ઉપર સહી નહી કરે, અથવા સહીના પહેલા અક્ષરો નહી લખે, અને તે દસ્તાવેજ નોંધવાસારૂ લેવાની ના કહેવાનું નોંધનારા અમલદારની નજરમાં આવે તો ના કેહેવાને તે મુખતીયાર છે. અને સદરહુ દસ્તાવેજ તે નોંધે તો નોંધતી વખત તેણે તે અંતરઓળ બાબત અથવા કોરી જગા બાબત અથવા ચેહેરેલા મજકુર બાબત અથવા ફેરફાર બાબત રજિસ્ટરમાં ટીપી મુકવું.

જે દસ્તાવેજમાં અંતરઓળ હોય અથવા કોરી જગા મુકી હોય અથવા ચેહેરવું હોય અથવા ફેરફાર કરયો હોય તે દસ્તાવેજ.

૨૧. (અ) મરણોતર વ્યવસ્થા કરવા બાબતનો દસ્તાવેજ નહી હોય તેવા સ્થાવર મિલકત બાબતના જે દસ્તાવેજમાં મિલકત ઓળખાય તેવું વરણન નહી હોય તો તે દસ્તાવેજ નોંધવા લેવો નહી.

જમીનનું વરણન.

(બ) શેહેરમાંનાં અથવા કસબામાંનાં ઘરનું વરણન લખવું હોય ત્યારે જે રસ્તા ઉપર તે ઘરનો આગલો ભાગ હોય તે રસ્તાનું નામ લખીને તે રસ્તાની ઉતરે અથવા બીજી તરફ ઘર છે એવું લખવું, અને તેમાં હમણાં કોણ રેહેછે અને આગળ કોણ રેહેતું હતું તે, તથા રસ્તા ઉપરનાં ઘરો ઉપર નંબર મારયા હોય તો તે ઘરનો નંબર લખવો. બીજા ઘરનું તથા જમીનનું વરણન લખવું હોય ત્યારે તે ઘરનું અથવા જમીનનું નામ હોય તો તે નામ, અને મુલકના જે ભાગમાં તે ઘર અથવા જમીન હોય તે ભાગનું નામ, તથા તેનું ક્ષેત્રફળ અને જે રસ્તાને, અથવા મિલકતને લગતી હોય તે રસ્તાનું અથવા મિલકતનું નામ તથા તે હમણાં કોહોના કબજા ભોગવટામાં છે તે લખવું. અને સરકારી નકશાનો અથવા જરીફનો દાખલો લખી શકાતો હોય તો તે દાખલો પણ લખવો.

(ક) મરણોત્તર વ્યવસ્થા કરવા બાબતનો દસ્તાવેજ નહી હોય તેવા જે દસ્તાવેજમાં કાંઈ મિલકતનો નકશો હોય તે દસ્તાવેજની સાથે તે નકશાની ખરી નકલ નહી હોય અથવા તે મિલકત કેટલીએક ડિસ્ટ્રિક્ટોમાં હોય તો જેટલી ડિસ્ટ્રિક્ટોમાં તે હોય તેટલી નકશાની ખરી નકલો (તે દસ્તાવેજની) સાથે નહી હોય તો તે દસ્તાવેજ નોંધવા લેવો નહી.

૨૨. જે મિલકત બાબતનો દસ્તાવેજ હોય તે મિલકત ઓળખાય તેવું તેમાં વરણન હશે તો એકવીસમી કલમની (બ) રકમના ઠરાવ પ્રમાણે ચાલવાને ચુકયાથી તે દસ્તાવેજ નોંધવાનો હક જતો રેહેતો નથી.

ઘરોનાં અને જમીનનાં વરણન બાબતની કાનુનો પ્રમાણે ચાલવાને ચુકે તે બાબત

## ભાગ ૪ થો.

### નોંધવા આપવાની મુદત બાબત.

દસ્તાવેજ આણી આપવાની મુદત.

૨૩. વસિયતનામાં સિવાય બીજો કાંઈ દસ્તાવેજ જે તારીએ થયો હોય તે તારીખથી ચાર મહિનાની અંદર નોંધવાને યોગ્ય અમલદારની પાસે નહી લાવે તો તે નોંધવા લેવો નહી પણ ૨૪ મી તથા ૨૫ મી અને ૨૬ મી કલમના ઠરાવનું ધોરણ રાખીને લેવો.

અથવા હુકમનામાની અથવા હુકમની નકલ હોય તે પ્રસંગે તે હુકમનામું અથવા હુકમ જે તારીએ થયો હોય તે તારીખથી ચાર મહીનાની અંદર, અથવા તે ઉપર અપીલ થતી હોય તો તે હુકમનામું અથવા હુકમ જે તારીએ આખરનો થાય તે તારીખથી ચાર મહિનાની અંદર તેની નકલ નોંધાવવાને નહી લાવેતા તે નોંધવા લેવી નહીં.

પણ એવું ઠરાવ્યું છે કે દસ્તાવેજ કરી આપનારાં માણસો ઘણા જણા હોય અને તેઓ જુદી જુદી વખતે સહી કરેતો તે દસ્તાવેજ ઉપર દરએક માણસે સહી કરી હોય તે તારીખથી ચાર મહિનાની અંદર નોંધાવવાને તથા પાછો નોંધાવવાને આણી આપવાની હરકત નથી.

આણી આપવાને નિરૂપાય સબબને લીધેમોડું થયું હોય ત્યારે કેમ કરવું તે બાબતનો ઠરાવ.

૨૪. બ્રિટિશ ઈંડીયામાં કાંઈ દસ્તાવેજ કરી આપ્યો હોય તે દસ્તાવેજ અથવા કાંઈહુકમનામું કે હુકમ થયો હોય તેની નકલ નોંધાવાની મુદત આ આકટમાં પાછળ કહીછે તે પુરી થાય ત્યાંહાં સુધી ઘણીજ જરૂરીનાં કારણને લીધે અથવા નીરૂપાય આફતને લીધે તે દસ્તાવેજ અથવા હુકમનામાની કે હુકમની નકલ નોંધવાને આણી અપાઈ નહી હોય, અને આણી આપતાં ઘણામાં ઘણા ચાર મહીના કરતાં વત્તિવાર લાગી નહીં હોય તો નોંધવાની યોગ્ય ફીથી ઘણામાં ઘણો દશ ગણો દંડ લઈને તે દસ્તાવેજ અથવા તે નકલ નોંધવા લેવાનો હુકમ કરવાને રજિસ્ટાર મુખત્યાર છે.

સદરહુ હુકમ થવાની અરજી મરજીમાં આવેતો સબ રજિસ્ટ્રારને ત્યાંહાં લઈજઈને આપવી. પછી પોતે જે રજિસ્ટરારના તાબામાં હોય તે રજિસ્ટરારની ઉપર તણે તે અરજી તાબડતોબ મોકલવી.

બ્રિટિશ ઈંડિયા બાહાર કરી આપેલા દસ્તાવેજ.

૨૫. દસ્તાવેજ સઘળા પક્ષકારોએ અથવા તેઓમાંના કેટલાએક બ્રિટિશ ઈંડિયા બાહાર કરી આપ્યો છે એવું હોય તે નોંધાવવાને આણી આપવાની મુદત આ આકટમાં પાછળ કહી છે તે પૂરી થાય ત્યાંહાંસુધી તે નોંધવાને આણી આપ્યો નહી હોય તીયારે નોંધનારા અમલદારની ખાત્રી થાય કે,

(અ.) તે લેખ સદરહુ પ્રમાણે કરી આપ્યો છે, અને

(બ.) તે લેખ બ્રિટિશ ઈંડીયામાં આવી પોહોંચ્યા પછી ચાર મહિનાની અંદર નોંધવાને આણી આપ્યોછેએહેવી ખાત્રિ થાયતો

નોંધવાની યોગ્ય ફી આપે તો તે લઈને તે દસ્તાવેજ નોંધવા લેવાનો અધિકાર નોંધનારા અમલદારને છે.

નોંધવા સારૂ રજુ કરવાની મુદતને છેલ્લે દાહાડે કચેરી બંધ હોય ત્યારે કેમ કરવું તે બાબતનો ઠરાવ.

૨૬. હરકોઈ દસ્તાવેજ નોંધાવવાને આણી આપવાની જે મુદત આ આકટમાં કહીછે તેને છેલ્લે દાહાડે નોંધવાની કચેરી બંધ હોય ત્યારે જે દાહાડે તે કચેરી પાછી ઉઘડે તે દાહાડો આ આકટનાં કારણ સારૂ મુદતનો છેલ્લો દિવસ સમજવો.

વસિયતનામાં ગમે તે વખતે નોંધાવશે અથવા અનામત મુકશે તો ચાલશે.

૨૭. વસિયતનામું નોંધવા સારૂ આણી આપવાનો અથવા આ આકટમાં આગળ કહેલી રીતે અનામત રાખવાનો અધિકાર છે.

---

## ભાગ ૫ મો.

### નોંધવાની જગા બાબત.

સ્થાવર મિલકત બાબતના દસ્તાવેજ નોંધવાની જગા.

૨૮. આ આકટમાં બીજો ઠરાવ કરયોછે તે શિવાય ૧૭ મી કલમની અ. બ. ક. અને ડ. રકમમાં, અને ૧૮ મી કલમની અ. બ. અને ક. રકમમાં કહેલા પ્રકારનો દરએક દસ્તાવેજ જે મિલકત બાબતનો હોય તે સઘળી મિલકત અથવા તેનો કાંઇ ભાગ જે સબરજીસ્ટ્રારની સબ ડિસ્ત્રિકટમાં હોય તે સબ રજીસ્ટારની કચેરીમાં તે દસ્તાવેજ નોંધાવવા સારૂ આણી આપવો.

બીજા દસ્તાવેજ નોંધવાની જગા.

૨૯. ૨૮ મી કલમમાં કહેલા પ્રકારના દસ્તાવેજ શિવાય અને હુકમનામાની અથવા હુકમની નકલ શિવાય બીજો દરએક દસ્તાવેજ, જે સબરજીસ્ટરારની સબડિસ્ત્રિકટમાં થયો હોય તે સબ રજીસ્ટારની કચેરીમાં તે દસ્તાવેજ નોંધાવવાસારૂ આણી આપવો, અથવા સ્થાનિક સરકારના તાબામાંના જે બીજા સબ રજીસ્ટ્રારની કચેરીમાં તે દસ્તાવેજ નોંધાવવાની તે દસ્તાવેજ કરી આપનારાં તથા તે દસ્તાવેજ ઉપરથી દાવો કરનારાં સઘળાં માણસોની ઇચ્છા હોય તે સબ રજીસ્ટરારની કચેરીમાં આણી આપવો.

હુકમનામાંની અથવા હુકમની નકલ, અસલ હુકમનામું અથવા હુકમ જે સબ રજીસ્ટરારની સબ ડિસ્ત્રિકટમાં થયો હોય તે સબ રજીસ્ટરારની કચેરીમાં નોંધાવવા સારૂ આણી આપવી; અથવા હુકમનામું કે હુકમ સ્થાવર મિલકતને લાગુ નહી હોય તીયારે સ્થાનિક સરકારના તાબામાંના જે બીજા સબ રજિસ્ટારની કચેરીમાં તે નકલ નોંધાવવાની તે હુકમનામા ઉપરથી અથવા હુકમ ઊપરથી દાવો કરનારાં સઘળાં માણસોની ઇછા હોય તે સબ રજીસ્ટરારની કચેરીમાં આણી આપવી.

રજિસ્ટ્રારે નોધવા બાબત.

૩૦. (અ.) પોતાના તાબામાંહેના હરકોઇ સબ રજિસ્ટ્રારને જે દસ્તાવેજ નોંધવાનો અધિકારછે તે દસ્તાવેજ નજરમાં આવેતો લઇને નોંધવાનો અધિકાર રજિસ્ટરારને છે.

ઇલાકાના મુખ્ય શેહેરનાત થા લાહોરના રજિસ્ટરારે નોંધવા બાબત.

(બ.) ૨૮મી કલમમાં કહેલા પ્રકારનો હરકોઇ દસ્તાવેજ જે મિલકત બાબતનો હોય તે મિલકત બ્રિટિશ ઇંડિયાના ગમે તે ભાગમાં હોય તોપણ તે વાત ઉપર નજર ન રાખતાં નજરમાં આવશે તો જે ડિસ્ટ્રિકટમાં ઇલાકાનું મુખ્ય શેહેર હોય તે ડિસ્ટ્રિકટનો રજિસ્ટ્રાર તથા લાહોર ડિસ્ટ્રિકટનો રજીસ્ટ્રાર તે દસ્તાવેજ લઇને નોંધવાને મુખ્તીયાર છે.

રહેવાની ખાનગી જગાએ નોંધવો અથવા અનામત રાખવા સારૂ લેવો.

૩૧. સામાન્ય પ્રસંગે આ આકટ પ્રમાણે દસ્તાવેજ નોંધાવવા અથવા અનામત રાખવા તે જે અમલદારને તે દસતાવેજ નોધવા સારૂ અથવા અનાગત રાખવા સારૂ લેવાનો અધિકાર આપ્યો હોય તે અમલદારની કચેરીમાંજ તે નોંધાવવા અથવા અનામત રાખવા.

પણ દસતાવેજ નોંધાવવા સારૂ આપવાની અથવા વસિયતનામું અનામત મુકવાની જે માણસની ઇછા હોય તેની રહેવાની જગાએ વિશેશ કારણ દેખાડે તો જઇને તે દસતાવેજ નોંધવા સારૂ લેવાને અથવા વસિયતનામું અનામત રાખવા સારૂં લેવાને સદરહુ અમલદાર મુખ્તીયાર છે.

## ભાગ ૬ ઠો.

### નોંધવાસારૂ દસ્તાવેજ આણી આપવા બાબત.

દસતાવેજ નોધવા સારૂ કોણ કોણ લાવી આપવા.

૩૨. ૩૧ મી કલમમાં તથા ૮૯ મી કલમમાં કહેલા પ્રસંગ સિવાય જે દસતાવેજ આ આકટ પ્રમાણે નોંધાવવો હોય તે દસતાવેજ નોંધાવવોજ જોઇએ તેવો હોય કે મરજીમાં આવેતો નોંધાવવો તેવો હોય તે દસતાવેજ નોંધવાની યોગ્ય કચેરીમાં હેઠળ લખેલાં માણસોએ આણી આપવો તે માણસોની વિગત.—

તે દસતાવેજ કરી આપનારા માણસે અથવા તે દસતાવેજ ઉપરથી જે માણસ દાવો કરતો હોય તે માણસે, અથવા હુકમનામાની કે હુકમની નકલને પ્રસંગે તે હુકમનામાં ઉપરથી કે હુકમ ઊપરથી દાવો કરનારા માણસે,

અથવા તે માણસના વારસ વકીલે અથવા આસેને,

અથવા તે માણસના અથવા વારસ વકીલના અથવા આસેનના જે મુખતીયારને આ આકટમાં આગળ કહેલી રીત લખી આપેલાં તથા સહી કરેલાં મુખતીયારનામાં ઉપરથી યોગ્ય રીત અખતીયાર આપ્યો હોય તે મુખત્યારે આણી આપવો.

૩૨ મી કલમમાં કહેલાં કારણ સારૂ કયાં કયાં મુખ્તીયારનામાં કબુલ કરવામાં આવશે.

૩૩. આ કલમમાં આગળ કહેલાં મુખતીયારનામાંજ ૩૨ મી કલમમાં કહેલાં કારણસારૂ કબુલ કરવાં એટલે.—

(અ.) મુખતીયારનામું આપનાર માણસ મુખતીયારનામું લખી આપતી વખતે બ્રિટિશ ઇંડિયાના જે ભાગમાં આ આકટ અમલમાં આવ્યો હોય તે ભાગમાં રેહેતા

હોય તો જે રજીસ્ટ્રારની ડિસ્ટ્રિકટમાં અથવા જે સબ રજિસ્ટરારની સબ ડિસ્ત્રિકટમાં રેહેતો હોય તે રજિસ્ટરારની રૂબરૂ અથવા સબ રજીસ્ટરારની રૂબરૂ જે મુખતીયારનામું લખી આપ્યું હોય અને જે મુખતીયારનામાં ઉપર તે રજિસ્ટરારે અથવા સબ રજિસ્ટરારે સહી કરી હોય તે મુખતીયારનામું.

(બ) મુખતીયારનામું લખી આપનાર માણસ ઉપર કહેલી વખતે બ્રિટિશ ઈંડિયાના બીજા કોઈભાગમાં રહેતો હોયતો જે માજીસટરેટની રૂબરૂ જે મુખતીયારનામું લખી આપ્યું હોય અને જે મુખતીયારનામાં ઉપર તે માજીસટરેટે સહી કરી હોય તે મુખતીયારનામું.

(ક.) મુખત્યારનામું લખી આપનાર માણસ ઊપર કહેલી વખતે બ્રિટિશ ઈંડિયામાં રેહેતો નહીં હોય તો, નોટરીપબ્લિક એ નામના અમલદારની રૂબરૂ અથવા હરકોઈ કોર્ટની અથવા જડજની અથવા માજિસ્ટરેટની અથવા બ્રિટિશ કાન્સલની અથવા વ્હેસ કાન્સલની રૂબરૂ અથવા મલિકામાઆઝમાના અથવા ઈંડિયા સરકારના વારસ વકીલની રૂબરૂ જે મુખત્યારનામું લખી આપ્યુ હોય અને જે ઉપર તે નોટરીપબ્લિકે અથવા કોર્ટે અથવા જડજે અથવા માજિસ્ટરેટે અથવા કાન્સલે અથવા વ્હેસ કાન્સલે અથવા વારસ વકીલે સહી કરી હોય તે મુખત્યારનામું.

પણ એવું ઠરાવ્યું છે કે હેઠળ લખેલાં માણસોને આ કલમની (અ.) અને (બ.) રકમમાં કહેલાં પ્રકારનું મુખત્યારનામું લખી આપવા સારૂ રજિસ્ટ્રેશનની કોઈ કચેરીમાં અથવા કોર્ટમાં હાજર થવાનું ફરમાવવું નહીં.

અશકત માણસો બાબત અથવા તુરંગમાં જે માણસો હોય અથવા જે માણસોને કોર્ટમાં હાજર થવાની માફી હોય તે માણસો બાબત વિશેષ ઠરાવ.

જે માણસો શરીરે અશકત હોય તેઓને જોખમ લાગ્યા વગર અથવા ઘણી અડચણ પડયા વગર તેઓથી હાજર થવાતું નહીં હોય તે માણસોને અને,

જે માણસો દિવાની અથવા ફોજદારી પ્રોસેસ ઉપરથી તુરંગમાં હોય તે માણસોને અને,

જે માણસોને પોતાની જાતે કોર્ટમાં હાજર થવાની કાયદા પ્રમાણે માફી હોય તે માણસોને હાજર થવાનું ફરમાવવું નહીં.

ઉપર કહેલે દરએક પ્રસંગે મુખત્યારનામું લખી આપનાર જે માણસ હોય તે માણસે પોતાની રાજી ખુશીથી મુખત્યારનામું લખી આપ્યું છે એવી રજિસ્ટરારની અથવા સબ રજિસ્ટરારની અથવા માજિસ્ટ્રેટની ખાત્રી થાય તો તે માણસને સદરહુ પ્રકારની કચેરીમાં અથવા કોર્ટમાં હાજર થવાનું ફરમાવ્યા વગર તે મુખત્યારનામાં ઊપર સહી કરવાને તે રજિસ્ટરાર અથવા સબ રજિસ્ટરાર અથવા માજિસ્ટ્રેટ મુખત્યાર છે.

મુખત્યારનામું પોતાની રાજીખુશીથી કરી આપ્યું છે કે નહીં તે વાતની ખાત્રી કરી લેવા સારૂ રજિસ્ટરાર અથવા સબ રજિસ્ટરાર અથવા માજિસ્ટ્રેટ મુખત્યારનામું આપનાર જે માણસ હોય તેને ઘેર અથવા તે જે તુરંગમાં કેદ હોય તે તુરંગમાં પો

તાની જાતે જઈને તેની જુબાની લેવાને મુખત્યાર છે, અથવા તે માણસની જુબાની લેવા સારૂ કમિશન આપવાને મુખત્યાર છે.

આ કલમમાં કહેલું મુખત્યારનામું જે માણસની અથવા કોર્ટની રૂબરૂ આપવાનું તથા જે માણસની અથવા કોર્ટની તે ઉપર સહી લેવાનું આ કલમમાં પાછળ કહ્યું છે તે માણસની અથવા કોર્ટની રૂબરૂ તે મુખત્યારનામું આપ્યું છે અને તે ઊપર તે માણસની અથવા કોર્ટની સહી છે એવું તે મુખત્યારનામાં ઉપરથીજ થતું હોય ત્યારે તે મુખત્યારનામાંના ખરાપણાં બાબત બીજો પુરાવો હાજર કરવા વગર તે મુખત્યારનામું હાજર કરશે એટલે ચાલશે.

નોંધનારા અમલદારે નોંધ્યા પહેલાં ચોકશી કરવી તે બાબત.

૩૪. હરકોઈ દસ્તાવેજ કરી આપનારાં માણસો અથવા તેઓના વારસ વકીલ અથવા આસૈન અથવા ઉપર કહ્યા પ્રમાણે જે મુખત્યારને અખત્યાર આપ્યો હોય તે મુખત્યાર દસ્તાવેજ નોંધવા સારૂ આણી આપવાની મુદત ૨૩ મી, ૨૪ મી, ૨૫ મી અને ૨૬ મી કલમમાં કહીછે તે મુદતની અંદર નોંધનારા અમલદારની આગળ હાજર થયા વગર તે દસ્તાવેજ આ આકટ પ્રમાણે નોંધવો નહીં; પણ આ ભાગના અને ૪૧ મી, ૪૩ મી ૪૫ મી, ૬૯ મી, ૭૫ મી, ૭૭ મી, ૮૮મી, અને ૮૯ મી કલમનું ધોરણ રાખીને નોંધવો.

પણ એવું ઠરાવ્યુંછે કે ઘણીજ જરૂરીનાં કારણને લીધે અથવા નિરૂપાય આફતને લીધે સદરહુ પ્રકારનાં સઘળાં માણસો સદરહુ પ્રમાણે હાજર નહીં થાય અને હાજર થતાં ઘણામાં ઘણા ચાર મહિના કરતાં વત્તી વાર લાગી નહીં હોય તો ૨૪ મી કલમ પ્રમાણે દંડ લેવાનો હોય તે દંડ શિવાય વળી નોંધવાની યોગ્ય ફીથી ઘણામાં ઘણો દશ ઘણો દંડ લઈને તે દસ્તાવેજ નોંધવાનો હુકમ કરવાને રજીસ્ટ્રાર મુખત્યાર છે.

ઉપર કહ્યા પ્રમાણે હાજર થવું જોઈએ તે સઘળા જણાએ જોઈએ તો એકજ વખતે હાજર થવું અથવા જુદી જુદી વખતે હાજર થવું.

પછી નોંધનારા અમલદારે,

(અ.) જે માણસોએ તે દસ્તાવેજ કરી આપ્યાનું તે દસ્તાવેજ ઉપરથી થતું હોય તે માણસોએ તે દસ્તાવેજ કરી આપ્યો છે કે નહીં તે વાતની ચોકશી કરવી અને,

(બ.) પોતાની આગળ હાજર થઈને જે માણસો એમ કહેતાં હોય કે એ દસ્તાવેજ હમે કરી આપ્યો છે તો તેઓ તેજ છે કે નહીં તે બાબત પોતાની ખાત્રી કરી લેવી અને,

(ક.) વારસ વકીલ અથવા આસૈન અથવા મુખત્યાર દાખલ કોઈ માણસ હાજર થયો હોય તો તે પ્રમાણે હાજર થવાના તે માણસના હક બાબત તે અમલદારે પોતાની ખાત્રી કરી લેવી.

આ કલમ માંહેના વિશેશ ઠરાવ પ્રમાણે હુકમ થવા બાબતની અરજી સબ રજિસ્ટ્રારને ત્યાંહાં લઈ જઈને આપવાનો અધિકાર છે. પછી તેણે તે તાબડતોબ પોતે જે રજીસ્ટ્રારના તાબામાં હોય તેની પાસે મોકલવી.

આ કલમના કોઈ પણ ઠરાવ હુકમનામાની અથવા હુકમની નકલને લાગુ નથી.

૩૫. દસ્તાવેજ કરી આપનારાં સઘળાં માણસો નોંધનારા અમલદારની આગળ પોતાની જાતે હાજર થાય તેઓને તે પોતે ઓળખતો હોય, અથવા દસ્તાવેજ કરી આપનારા માણસો એમ કહેતાં હોય કે હમે ફલાણાં ફલાણાં છીએ, તો તેઓ તે જ છે એવી બીજી રીતે પોતાની ખાત્રી થશે અને દસ્તાવેજ કરી આપ્યાનું તે સઘળાં જણા કબુલ કરશે,

દસ્તાવેજ કરી આપ્યાનું કબુલ કરે ત્યાર પછી કામ ચલાવવાની રીત.

અથવા કોઈ માણસનો વારસ વકીલ અથવા આસૈન અથવા મુખત્યાર હાજર થયો હોય ત્યારે તે વારસ વકીલ અથવા આસૈન અથવા મુખત્યાર દસ્તાવેજ કરી આપ્યાનું કબુલ કરશે.

અથવા દસ્તાવેજ કરી આપનાર માણસ મરી ગયું હોય અને તેનો વારસ વકીલ અથવા આસૈન નોંધનારા અમલદારની આગળ હાજર થશે, અને દસ્તાવેજ કરી આપ્યાનું કબુલ કરશે તો,

૫૮ મી કલમના આરંભથી તે ૬૧ મી કલમની આખર સુધીની કલમમાં કહ્યા પ્રમાણે તે નોંધનારા અમલદારે તે દસ્તાવેજ નોંધવો.

હાજર થએલાં માણસો નોંધનારા અમલદારની આગળ એમ કહેતાં હોય કે હમે ફલાણાં ફલાણાં છીએ, તો, તેઓ તેજ છે કે નહીં તે બાબત પોતાની ખાત્રી કરવા સારૂ અથવા આ આકટને લગતાં વળગતાં બીજાં હરકોઈ કારણ સારૂ પોતાની કચેરીમાં જે માણસ હાજર હોય તેની જુબાની લેવાને તે અમલદાર મુખત્યાર છે.

જે માણસોએ દસ્તાવેજ કરી આપ્યાનું સમજાતું હોય તે માણસો પછી કોઈ પણ દસ્તાવેજ કરી આપ્યાની ના કહેશે.

દસ્તાવેજ કરી આપ્યાનું કબુલ નહી કરે વગેરે ત્યારે કામ ચલાવવાની રીત.

અથવા સદરહુ પ્રકારનો કોઈ સખસ સગીર અથવા દિવાનો અથવા ગાંડો છે એવું નજરમાં આવે,

અથવા જે માણસે દસ્તાવેજ કરી આપ્યાનું સમજાતું હોય તે માણસ મરી ગયું હોય અને તેનો વારસ વકીલ અથવા આસૈન તે દસ્તાવેજ કરી આપ્યાનું કબુલ નહી કરશે તો,

નોંધનારા અમલદારે તે દસ્તાવેજ નોંધવાની ના કહેવી પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારનો અમલદાર રજીસ્ટ્રાર હોય ત્યારે આ આકટના ૧૨ મા ભાગમાં કહેલી રીતે તે કામ ચલાવવું.

## ભાગ ૭ મો.

### દસ્તાવેજ કરી આપનારાં માણસો તથા સાહેદો હાજર થાય તેમ કરવા બાબત.

૩૬. દસ્તાવેજ નોંધવા સારૂ જે માણસને હાજર રાખવાની જરૂર હોય અથવા જેની સાહેદીની જરૂર હોય તે માણસે હાજર રહેવું એવી નોંધવા સારૂ દસ્તાવેજ આણી આપનાર કોઈ માણસની અ

દસ્તાવેજ કરી આપનારને અથવા સાહેદને હા

જર કરવાની ઇચ્છા હોય ત્યારે કામ ચલાવવાની રીત.

થવા જે કોઇ દસ્તાવેજ સદરહુ પ્રમાણે નોંધવા સારૂં આણી આપવા જેવો હોય તે દસ્તાવેજ ઉપરથી દાવો કરનારા કોઇ માણસની ઇચ્છા હશે તો, સ્થાનિક સરકાર વખતે વખત હુકમ કરે તે અમલદારને અથવા કોર્ટને નોંધનારા અમલદારની નજરમાં આવે તો તે ણે લખી મોકલવું કે તમોએ તે માણસને સમન કરવો, અને તે માણસને સમનમાં લખ્યા પ્રમાણે તથા સમનમાં લખેલી વખતે પોતાની જાતે અથવા યોગ્ય મુખ્ત્યારની મારફતે રજીસ્ટ્રેશનની કચેરીમાં હાજર થવાનું ફરમાવવું.

અમલદારે અથવા કોર્ટે સમન કરીને પોંહોંચડાવવો.

૩૭. ઉપર કહેલે પ્રસંગે પટાવાળાની ફી લેવી જોઇએ તે પોંહોંચ્યા પછી સદરહુ અમલદારે અથવા કોર્ટે તે પ્રમાણે સમન કરવો, અને જે માણસને હાજર કરવાનું ઉપર કહ્યા પ્રમાણે કહ્યું હોય તે માણસને તે સમન પોંચડાવવો.

રજીસ્ટ્રેશનની કચેરીમાં હાજર થવાની જે માણસોને માફી છે તે માણસો.

૩૮. જે માણસ સરીરે અશક્ત હોય તેને જોખમ લાગ્યા વગર અથવા ઘણી અડચણ પડ્યા વગર તેનાથી રજીસ્ટ્રેશનની કચેરીમાં હાજર થવાતું નહીં હોય તે માણસને,

અને જે માણસ દીવાની અથવા ફોજદારી (કોર્ટના) પ્રોસેસ ઉપરથી તુરંગમાં હોય તે માણસને,

અને જે માણસને કોર્ટમાં પોતાની જાતે હાજર થવાની કાયદા પ્રમાણે માફી હોય અને આ કલમમાં આગળનો ઠરાવ નહીં હોત તો રજીસ્ટ્રેશનની કચેરીમાં પોતાની જાતે હાજર થવું પડત તે માણસને,

સદરહુ પ્રમાણે હાજર થવાનું ફરમાવવું નહીં.

ઊપર કહેલ દરેક પ્રસંગે નોંધનારા અમલદારે ઉપર કહેલા પ્રકારનાં માણસને ઘેર અથવા તે જે તુરંગમાં કેદ હોય તે તુરંગમાં પોતાની જાતે જઇને તે માણસની જુબાની લેવી અથવા તેની જુબાની લેવા સારૂં કમીશન આપવું.

સમન બાબતનો તથા કમિશન બાબતનો તથા સાહેદો બાબતનો કાયદો.

૩૯. દિવાની કોર્ટમાંના મુકદ્દમામાં સમન બાબત તથા કમીશન બાબત તથા સાહેદોને, હાજર થવાની જરૂર પડે તેમ કરવા બાબત તથા તેઓને મેહેનતનો બદલો આપવા બાબત જે વખતે જે કાયદો ચાલુ હોય તે આ આકટમાંના ઠરાવ પ્રમાણે આપેલાં સમનને તથા કમીશનને તથા હાજર થવા સારૂ જે માણસને સમન કર્યો હોય તે માણસને ઉપર ઠરાવ કરયા છે તે શિવાય તથા કારણ પરત્વે લાગુ છે એવું સમજવું.

## ભાગ ૮ મો.

### વસિયતનામાં તથા દત્તક લેવાનાં અધિકાર પત્રો આણી આપવા બાબત.

વસિયતનામાં તથા દત્તક લેવાનાં અધિકાર પત્રો આણી આપવનો કહ્યાં કહ્યાં માણસને હક છે.

૪૦. વસિયતનામું કરનારને, અથવા તે મરણ પામ્યા પછી હું મૃત્યુપત્ર ચલાવનારો છું એ રીતે અથવા બીજી રીતે જે માણસ વસિયતનામાં ઉપરથી દાવો કરતો હોય તેને તે વસિયતનામું નોંધાવવા સારૂં હરકોઈ રજીસ્ટ્રારને ત્યાંહાં અથવા સબરજીસ્ટ

રારને ત્યાં આણી આપવાનો અધિકાર છે.

અને દત્તક લેવાનું અધિકાર પત્ર કરી આપનારને અથવા જેને તે કરી આપ્યું હોય તેને અથવા દત્તપુત્રને તે અધિકાર પત્ર કરી આપનાર મરણ પામ્યા પછી તે અધીકાર પત્ર નોંધાવવા સારૂં આણી આપવાનો અધિકાર છે.

વસિયતનામાં તથા દત્તક લેવાનાં અધિકાર પત્રો નોંધવા બાબત.

૪૧. વસિયતનામું કરનારે વશીયતનામું અથવા દત્તક લેવાનું અધિકાર પત્ર કરી આપનારે દત્તક લેવાનું અધિકાર પત્ર નોંધાવવા સારૂં આણી આપ્યું હોય તે બીજો દસ્તાવેજ જે રીત નોંધાય છે તે રીત નોંધવાનો અધિકાર છે.

વસિયતનામું અથવા દત્તક લેવાનું અધિકાર પત્ર નોંધાવવાને આણી આપવાનો જે માણસને હક હોય તે તે વસિયતનામું અથવા અધિકાર પત્ર નોંધાવવા સારૂં આણી આપે અને નોંધનારા અમલદારની હેઠળ લખ્યા પ્રમાણે ખાત્રી થાય તો તેણે તે નોંધવું.

(અ.) વસિયતનામું કરી આપનારાએજ વશીયતનામું કરી આપ્યું છે. અથવા અધિકાર પત્ર કરી આપનારાએજ અધિકાર પત્ર કરી આપ્યું છે પ્રસંગ પ્રમાણે જેમ હોય તેમ અને,

(બ.) વસિયતનામું કરનારો અથવા અધિકાર પત્રક કરી આપનારો મરી ગયો છે, અને

(ક.) વસિયતનામું અથવા અધિકાર પત્ર આણી આપનારાં માણસને ૪૦ મી કલમ પ્રમાણે તે આણી આપવાનો હક છે એવી ખાત્રી થાય તો તે નોંધવું.

---

## ભાગ ૯ મો.

### વસિયતનામાં અનામત મુકવા બાબત.

વસિયતનામાં અનામત મુકવા બાબત.

૪૨. વસિયતનામું કરનારો પોતાનાં વસિયતનામાંનો મોહોરબંધ લખોટો કરીને તથા તેની ઉપર પોતાનું તથા પોતાનો મુખત્યાર હોય તો તેનું નામ તથા તે દસ્તાવેજનો પ્રકાર લખીને તે વસિયતનામું હરકોઈ રજીસ્ટ્રારને ત્યાંહાં પોતાની જાતે અથવા યોગ્ય રીતે જે મુખત્યારને અખત્યાર આપ્યો હોય તે મુખત્યારની મારફત અનામત મુકવાને મુખત્યાર છે.

વસિયતનામાં અનામત મુકતી વખતે કામ ચલાવવાની રીત.

૪૩. સદરહુ પ્રકારનો લખોટો આણ્યા પછી અનામત મુકવા સારૂં લાવી આપનારો સખસ વસિયતનામું કરનારો છે અથવા તેનો મુખત્યાર છે એવી તે રજીસ્ટરારની ખાત્રિ થાય તો તે લખોટા ઉપરના મજકુરની નકલ તેણે પોતાની ૫ મા નંબરની રજીસ્ટર બુકમાં કરવી તથા તે લખોટો આણી આપ્યાનું તથા પોહોંચ્યાનું વરસ તથા મહિનો તથા દિવસ તથા કલાક તથા વશિયતનામું કરનારો અથવા તેનો મુખત્યાર આજ છે એવી

જે માણસો સાહેદી આપે તેઓનાં નામો તથા વાંચી શકાતો હોય તેવો લેખ લાખોટા ની મોહોર ઉપર હોય તે લેખ તેજ બુકમાં તથાં સદરહુ લાખોટા ઉપર ટીપી રાખવો.

પછી રજીસ્ટરારે તે મોહોરબંધ લાખોટા આગની ધાસ્તી નહી હોય તેવા પોતાની પેટીમાં ઘાલી મુકવો.

૪૨ મી કલમ પ્રમાણે અનામત મુકેલા મોહોરબંધ લાખોટા પાછા લેવા બાબત.

૪૪. જે વશિયતનામું કરનારે સદરહુ પ્રકારનો લાખોટા અનામત મુકયો હશે તેની તે પાછો લેવાની ઇચ્છા હશે તો જે રજીસ્ટરારને ત્યાંહાં તે અનામત હશે તેને તે વસિયતનામું કરનારે જાતે અથવા યોગ્ય રીતે જે મુખત્યારને અખત્યાર આપ્યો હોય તે મુખત્યારની મારફત અરજી કરવી. અને અરજી કરનારો વસિયતનામુ કરનારોજ ખરેખરછે અથવા તેનો મુખત્યાર છે એવી તે રજીસ્ટરારની ખાત્રિ થાય તો તેણે પછી તે લાખોટા તે પ્રમાણે પાછો આપવો.

અનામત મુકનાર મરણ પામ્યા પછીકામ ચલાવવાની રીત.

૪૫. જે વસિયતનામું કરનારે મોહરબંધ લાખોટા બેતાલીશમી કલમ પ્રમાણે અનામત રાખ્યો હશે તે મરણ પામ્યા પછી તે લાખોટા જે રજીસ્ટરારને ત્યાંહાં અનામત હશે તેને તે ઉઘાડવા બાબત અરજી કરવામાં આવે તથા વસિયતનામું કરનારો મરણ પામ્યો છે એવી તે રજીસ્ટરારની ખાત્રિ થાયતો તેણે તે લાખોટા અરજી કરનારના દેખતાં ઉઘાડવો તથા તેમાંના મજકુરની નકલ પોતાની ૩ જા નંબરની બુકમાં અરજી કરનારને ખરચે કરાવવી.

પાછું અનામત રાખવું

એ પ્રમાણે નકલ થયા પછી રજીસ્ટરારે તે અસલ વસિયતનામું પાછુ અનામત રાખવું.

સન ૧૮૬૫ ના ૧૦ મા આકટની ૨૫૯ મી કલમ કાયમ રાખવા બાબત.

૪૬. હિંદુસ્થાનના વારસા બાબતના આકટની ૨૫૯ મી કલમના ઠરાવને અથવા કોઇ વસિયતનામું હુકમ કરીને જબરીથી હાજર કરાવવાના કોઇ કોર્ટના અધિકારને આ આકટના કોઇ પાછલા ઠરાવથી હરકત થાયછે એવું સમજવું નહી પણ જ્યારે સદરહુ પ્રકારનો કાંઇ હુકમ કરવામાં આવે ત્યારે વસિયતનામાની નકલ પિસતાળીશમી કલમ પ્રમાણે થઇ ચુકેલી નહી હોય તો રજીસ્ટરારે તે લાખોટા ઉઘાડવો તથા તે વસિયતનામાંની નકલ પોતાની ૩ જા નંબરની બુકમાં કરાવવી તથા તે નકલ ઉપર અસલ વસિયતનામું સદરહુ પ્રકારના હુકમ પ્રમાણે કોર્ટમાં લઇ ગયાછે એવું તે બુકમાં ટીપી મુકવું.

---

## ભાગ ૧૦ મો.

### નોંધાવવાનાં તથા નહી નોંધવાનાં ફળ બાબત.

નોંધેલો દસ્તાવેજ જે તારીખથી ચાલુ થાય તે તારીખ.

૪૭. દસ્તાવેજ નોંધાવવાની જરૂર નહી હોત અથવા દસ્તાવેજ નોંધાવ્યો નહી હોત તો તે જે તારીખથી ચાલુ થતે તે તારીખથી તે નોંધેલો દસ્તાવેજ ચાલુ થશે, અને નોંધાવ્યાની તારીખથીજ ચાલુ થશે એવું સમજવું નહીં.

૪૮. વસિયતનામું નહી હોય તેવા જે દસ્તાવેજો આ આકટ પ્રમાણે યોગ્ય રીત

*માલ મિલકત બાબત નાં નોંધેલા દસ્તાવેજોની આગળ મ્હોડાંની કબુલાત ક્યારે રદ પડશે.*

નોંધ્યા હોય અને જે કોઇ સ્થાવર અથવા જંગમ માલમિલકત બાબત હોય તે સઘળા દસ્તાવેજોની આગળ તેજ મિલકત બાબતની બીજી મ્હોડાંની કબુલાત અથવા સાપન રદ પડશે એવું સમજવું પણ તે કબુલાત અથવા સાપન કરતી વખતે અથવા ત્યાર પછી માલ મિલકતનો કબજો આપ્યો હશે તો તે કબુલાત અથવા સાપન રદ છે એવું સમજવું નહી.

*જે દસ્તાવેજ નોંધાવવા જ જોઇએ તે નહી નોંધાવ્યાનું ફળ.*

૪૯. જે દસ્તાવેજ ૧૭ મી કલમ પ્રમાણે નોંધાવવોજ જોઇએ તે દસ્તાવેજ.

આ આકટના ઠરાવ પ્રમાણે નોંધાવ્યો નહી હોયતો,

તે દસ્તાવેજમાં લખેલી કોઇ સ્થાવરમિલકતને તે દસ્તાવેજ લાગુ થશે નહી.

અથવા દત્તક લેવાનો કાંઇ અધિકાર તે દસ્તાવેજ ઉપરથી મળશે નહી.

અથવા સદરહુ માલમિલકતને લાગુ હોય તેવા અથવા સદરહુ અધિકાર આપનારા કોઇ વ્યવહારના પુરાવામાં લેવા નહી.

*જમીન બાબતના દસ્તાવેજ મરજીમાં આવેતો નોંધાવવા તેવા દસ્તાવેજ નોંધાવ્યા હોયતો તેઓની આગળ નોંધાવ્યા વગરના દસ્તાવેજ રદ પડશે.*

૫૦. અને ૧૭ મી કલમની (અ) તથા (બ.) તથા (ક) અને (ડ) રકમમાં અને ૧૮ મી કલમની (અ) અને (બ) રકમમાં કહેલો દરએક દસ્તાવેજ યોગ્ય રીતે નોંધાવ્યો હોયતો તેની આગળ તેજ મિલકત બાબત નોંધાવ્યા વગરનો બીજો કાંઇ દસ્તાવેજ હશે અને હુકમનામું અથવા હુકમ નહી હશે તે રદ પડશે. પછી તે નોંધ્યા વગરનો દસ્તાવેજ નોંધાવેલા દસ્તાવેજ જેવો હોય કે નહી હોય તોપણ તે વાતની ચિંતા નથી.

આ કલમના પેહેલા ભાગમાંનો કોઇ ઠરાવ ૧૭ મી કલમના વિશેષ ઠરાવ પ્રમાણે માફી આપેલા પટાને અથવા તેજ કલમની (ઈ) તથા (ફ) તથા (ગ) તથા (હ) તથા (એ) તથા (જ) તથા (કે) અને (લ) રકમમાં કહેલા દસ્તાવેજને લાગુ નથી.

ખુલાસો—સદરહુ પ્રકારનો નોંધ્યા વગરનો દસ્તાવેજ જે જગાએ જે વખતે થયો તે જગાએ તે વખતે સન ૧૮૬૪ નો ૧૬ મો આકટ અથવા સન ૧૮૬૬ નો ૨૦ મો આકટ ચાલુ હોય ત્યારે "નોંધાવગરનો" આ શબ્દનો અર્થ તે આકટ પ્રમાણે નોંધાવ્યો નથી એવો સમજવો; અને તે દસ્તાવેજ સન ૧૮૭૧ ના જુલાઇ મહિનાની ૧ લી તારીખ પછી થયો હોય તો સન ૧૮૭૧ નો ૮ માં આકટ પ્રમાણે અથવા આ આકટ પ્રમાણે નોંધાવ્યો નથી એવો સમજવો.

---

## ભાગ ૧૧ મો.

### નોંધનારા અમલદારોનાં કર્તવ્યકર્મો બાબત તથા અધિકાર બાબત.

### (અ) રજીસ્ટર બુકો બાબત તથા અનુક્રમણિકા એટલે સાંકળિયાં બાબત.

*જુદી જુદી કચેરીઓમાં રજીસ્ટર બુકો રાખવા બાબત.*

૫૧. આ કલમમાં નીચે લખેલી બુકો રાખવી તેની વિગત.

### નોંધવાની સઘળી કચેરીઓમાં.

બુક ૧. "મરણોત્તર વ્યવસ્થા કરવા બાબતના દસ્તાવેજનું રજીસ્ટર."

બુક ૨. "નોંધવાની ના કેહેવાના સબબોનું દફતર."

બુક ૩. "વસિયતનામાંનું તથા દત્તક લેવાના અધિકાર પત્રોનુ રજીસ્ટર" અને

બુક ૪. "પરચુરણ રજીસ્ટર."

### રજીસ્ટ્રારોની કચેરીઓમાં.

બુક.૫. "વસિયતનામાં અનામત રાખવાનું રજીસ્ટર."

૧૭ કલમ તથા ૧૮ મી કલમ અને ૮૭ મી કલમ પ્રમાણે નોંધેલા જે દસ્તાવેજ અથવા જે યાદી સ્થાવર મિલકત બાબત હોય તથા વસિયતનામાં નહી હોય તે સઘળા દસ્તાવેજોની અથવા યાદીની નકલ ૧ લા નંબરની બુકમાં કરવી અથવા તે બુકમા ત ફાઈલ કરવી.

૧૮ મી કલમની (ડ) અને (ફ) રકમ પ્રમાણે નોંધેલા જે દસ્તાવેજ સ્થવારમિલકત સંબંધી નહી હોય તે સઘળા દસ્તાવેજોની નકલ ૪ થા નંબરની બુકમા કરવી.

રજીસ્ટરારની કચેરી સબ રજીસ્ટરારની કચેરી સાથે મળતી હોય ત્યારે બુકોના એક સેટ કરતાં વધા સેટ રાખવાની જરૂર છે એવું આ કલમના પેહેલા ભાગના કોઈ ઠરાવ ઉપરથી સમજવુ નહી.

૫૨. દસ્તાવેજ આણી આપવાની તારીખ તથા વખત તથા જગા દસ્તાવેજ આણી

**દસ્તાવેજો આણી આપ્યા હોય તેઓની પાળ થેરા.** — આપતી વખતે તેની પીઠ ઉપર લખવી. અને દસ્તાવેજ નોંધાવવા સારૂ આણી આપનારા માણસની સહી દસ્તાવેજની પાછળ લેવી. અને તે દસ્તાવેજ બાબત નોંધનારા અમલદારે

**દસ્તાવેજની પોહોંચ.** — દસ્તાવેજ આણી આપનારને પોહોંચ આપવી. અને નોંધવા લીધેલા દરએક દસ્તાવેજની નકલ જે બુકમાં કરવી હોય તે બુકમાં તેની નકલ તે દસ્તાવેજ જે અનુક્રમે નોંધવા લીધા

**દસ્તાવેજ નોંધવા લીધા હોય તેઓની નકલ કરવી.** — હોય તે અનુક્રમે વગર કારણે વાર લગાડયા વિના ૬૨ મી કલમના ઠરાવનુ ધોરણ રાખીને કરવી.

ઈન્સ્પેકટર જનરલ વખતે વખતે ઠરાવે તે મુદતને મુદતે અને રીતે સદરહુ પ્રકારની સઘળી બુકો ઉપર સહી કરવી.

૫૩. દરએક બુકમાં મજકુર દાખલ કરયો હોય તે ઉપર અનુંક્રમે ચઢતા નંબર

**દાખલ કરેલા મજકુર ઊપર અનુંક્રમે ચઢતા નંબર માંડવા.** — માંડવા. અનુક્રમ પ્રમાણે ચઢતો નંબર વરસ બેસે ત્યારે માંડવા માંડીને વરસની આખર પુરો કરવો અને નવુ વરસ બેસે ત્યારે વરસો વરસ અનુંક્રમ પ્રમાણે ચઢતો નવો નંબર માંડવા માંડવો.

૫૪. આ આકટમાં પાછળ કહેલી બુકોમાંની જે બુક જે દરએક કચેરીમાં

**ચાલુ અનુક્રમણિકા તથા તેમાં લખવાનો મજકુર.** — રાખી હોય તે કચેરીમાં તે બુકમાહેના મજકુરની ચાલતી અનુક્રમણિકા તૈયાર કરતા જવું અને તે અનુક્રમણિકામાં લખવાનો મજકુર જે દસ્તાવેજ બાબતનો હોય તે દસ્તાવેજની નકલ

નોંધનારો અમલદાર કરે એટલે જેમ બને તેમ જલદી તે મજકુર દાખલ કરવો.

૫૫. સઘળી રજીસ્ટરેશન કચેરીમાં ઊપર કહેલી ચાર અનુંક્રમણિકા તૈયાર કરવી.

નોંધનારા અમલદારે એ અનુંક્રમણિકા કરવી.

અને તેઓને ૧ લા નંબરની અનુક્રમણિકા તથા બીજા નંબરની અનુક્રમણિકા તથા ત્રીજા નંબરની અનુક્રમણિકા અને ચોથા નંબરની અનુક્રમણિકા એવાં જુદાં જુદાં નામ આપવાં.

૧ લા નંબરની બુકમાં જે દસ્તાવેજની નકલ કરી હોય અથવા જે યાદી દાખલ કરી હોય તે દરએક દસ્તાવેજ અથવા યાદી જે માણસોએ કરી આપી હોય તે સઘળા માણસોનાં તથા જે માણસો તે દસ્તાવેજ ઊપરથી અથવા યાદી ઉપરથી દાવો કરતાં હોય તે સઘળા માણસોનાં નામો તથા પત્તા, એવી વિગતે ૧ લા નંબરની અનુક્રમણિકામાં મજકુર લખવો.

ઊપર કહેલા દરએક દસ્તાવેજ બાબત અથવા યાદી બાબત ૨૧ મી કલમમાં કહેલી વિગત લખવાનુ વખતે વખતે ઈન્સ્પેકટર જનરલ ફરમાવે તે વિગત બીજા નંબરની અનુક્રમણિકામાં લખવી.

૩ જા નંબરની અનુક્રમણિકામાં ૩ જા નંબરની બુકમાં દાખલ કરેલુ દરએક વસિયતનામું તથા અધિકારપત્ર કરી આપનાર સઘળાં માણસોનાં તથા તે વસિયતનામાં પ્રમાણે નીમેલા એક્ઝિક્યુટરોનાં તથા તે અધિકારપત્ર પ્રમાણે નીમેલાં માણસોનાં નામ તથા પત્તા લખવા તથા વસિયતનામું કરનારો અથવા અધિકારપત્ર કરી આપનારો મરણ પામ્યા પછી (પણ મરણ પામ્યાની અગાઊ નહી) તે વસિયતનામા ઉપરથી અથવા અધિકારપત્ર ઉપરથી દાવો કરનારાં સઘળાં માણસોનાં નામો તથા પત્તા લખવા જોઈએ.

૪ થા નંબરની અનુક્રમણિકામાં ચોથા નંબરની બુકમાં નકલ કરેલા દરએક દસ્તાવેજ કરી આપનાર સઘળાં માણસોનાં તથા તે દસ્તાવેજ ઉપરથી દાવો કરનારાં સઘળા માણસોનાં નામ તથા પત્તા લખવા જોઈએ.

૧ લા, ૨ જા અને ૪ થા નંબરની અનુક્રમણિકામાં ઈન્સ્પેકટર જનરલ વખતે વખતે જે બીજી વિગત લખવાનુ ફરમાવે તે જોઈએ, અને જે નમુના પ્રમાણે તે અનુંક્રમણિકા તઈયાર કરવાનું ફરમાવે તે નમુના પ્રમાણે તે તઈયાર કરવી.

અનુક્રમણિકામાં વધારે વિગત (લખવા બાબત.)

૫૬. ઈન્સ્પેકટર જનરલ વખતે વખતે જે મુદત ઠરાવે તે મુદતેને મુદતે દરએક સબરજિસ્ટ્રારે હેઠલ લખેલા મજકુરની નકલ પોતે જે રજીસ્ટ્રારના તાબાનાં હોય તે રજિસ્ટ્રાર ઊપર મોકલવી, એટલે ઊપર કહેલી મુદતની પેહેલાંની મુદતમાં ૧ લા તથા ૨ જા અને ૩ જા નંબરની અનુંક્રમણિકામાં જે મજકુર સબ રજિસ્ટ્રારે દાખલ કરયો હોય તે મજકુરની નકલ મોકલવી.

૧ લા ૨ જા અને ૩ જા નંબરની અનુંક્રમણિકામાં દાખલ કરેલા મજકુરની નકલ સબરજિસ્ટ્રારે રજીસ્ટાર ઉપર મોકલવી

જે જે રજીસ્ટારની પાસે તે નકલ આવે તે તે રજિસ્ટ્રારે પોતાની કચેરીમાં તે ફઈલ કરવી.

તે નકલ રજિસ્ટ્રારે ફઈલ કરવી.

*નોંધનારા અમલદારોએ કેટલીક બુકો તથા અનુક્રમણિકા જોવા દેવી તથ મજકૂરની સહીવાળી નકલો આપવી.*

૫૭. ૧ લા અને બીજા નંબરની બુકો તથા ૧લા નંબરની બુકની અનુક્રમણિકા જોવાની ફી આપવી જોઈએ તે પેહેલી આપીને કોઈ માણસ તે બુકો તથા અનુક્રમણિકા જોવા દેવાનું કહેશે તો તેને ગમે તે વખત જોવા દેશે, અને તે બુકોમાં દાખલ કરેલા મજકૂરની નકલો જે માણસ માગશે તે સઘળા માણસોને ૬૨ મી કલમનું ધોરણ રાખીને આપવી.

૩જા નંબરની બુકમાં તથા તે બુકની અનુક્રમણિકામાં દાખલ કરેલા મજકુરની નકલો જે દસ્તાવેજો બાબત તે મજકુર હોય તે દસ્તાવેજો કરી આપનારા માણસોને અથવા તેના મુખતીઆરને અને કરી આપનાર મરણ પામ્યા પછી (પણ મરણ પામ્યાની આગાઉ નહી) સદરહુ પ્રકારની નકલ માગનાર કોઈ માણસને સદરહુ ઠરાવનું ધોરણ રાખીને આપવી.

૪થા નંબરની બુકમાં તથા તે બુકની અનુક્રમણિકામાં દાખલ કરેલા મજકુરની નકલ જે દસ્તાવેજ સંબંધી તે મજકુર હોય તે દસ્તાવેજ કરી આપનારા અથવા તે દસ્તાવેજ ઉપરથી દાવો કરનારા કોઈ માણસને અથવા તેના મુખતીયારને અથવા વારસ વકીલને સદરહુ ઠરાવનું ધોરણ રાખીને આપવી. ૩જા તથા ૪થા નંબરની બુકનો મજકુર આ કલમ પ્રમાણે નોંધનારા અમલદારે શોધી કાહાડવો.

આ કલમ પ્રમાણે આપેલી સઘળી નકલો ઉપર નોંધનારા અમલદારે સહી તથા સિક્કો કરવો. અને તે નકલો અસલ દસ્તાવેજોના મજકુર સાબિત કરવાના પૂરાવામાં આવશે.

## (બ) નોંધવા સારૂ દસ્તાવેજ લીધાપછી કામ ચલાવવાની રીત બાબત.

*નોંધવા સારૂં જે દસ્તાવેજો લીધા હોય તેઓની પીઠ ઉપર કેટલી વિગત લખવી.*

૫૮. હુકમનામાની અથવા હુકમની નકલ શિવાય અથવા સન ૧૮૭૧ ના જમીનના સુધારાના આકટ પ્રમાણે આપેલી દાખલાની નકલ નોંધવા સારૂ કલેકટરે મોકલીહોય તે નકલ શિવાય બીજા દરેક દસ્તાવેજ નોંધવા સારૂ લીધામાં આવે તેના પીઠ ઉપર વખતે વખતે હેઠળ લખેલી વિગત લખવી એટલે:—

(અ) દસ્તાવેજ કરી આપ્યાનું જે જે માણસ કબુલ કરે તે તે માણસની સહી તથા પતો અને કોઈ માણસનો વારસ વકીલ અથવા આસૈન અથવા મુખતીઆર ઉપર કહ્યા પ્રમાણે દસ્તાવેજ કરી આપ્યાનું કબુલ કરેતો તે વારસ વકીલની અથવા આસૈનની અથવા મુખતીયારની સહી તથા પતો; તથા,

(બ) સદરહુ દસ્તાવેજ બાબત જે જે માણસની સાહેદી આ આકટના ઠરાવ પ્રમાણે લીધી હોય તે તે માણસની સહી તથા પતો; અને

(ક) દસ્તાવેજ કરી આપ્યા બાબત જે નાણું અથવા માલ નોંધનારા અમલદારની રૂબરૂ આપ્યો હોય તે વાત, અને દસ્તાવેજ કરી આપ્યા બાબત સઘળો અવેજ અથવા તે અવેજનો કાંઈ ભાગ પોહોચ્યાનું તેની આગળ કબુલ કરયું હોય તે વાત લખવી,

કોઈ માણસ દસ્તાવેજ કરી આપ્યાનું કબુલ કરતો હોય પણ દસ્તાવેજની પાછળ સહી કરવાની ના કહેશે તોપણ નોધનારા અમલદારે તે દસ્તાવેજ નોધવો. પણ એ પ્રમાણે ના કેહેવા બાબતનું ટીપણ તે દસ્તાવેજની પાછળ તેજ વખતે કરી મુકવું.

સદરહુ પ્રકારના શેરા ઉપર નોધનારા અમલદારે તારીખ ભરીને સહી કરવી.

૫૯. દરએક દસ્તાવેજ બાબત ૫૨ મી તથા ૫૮ મી કલમમાં કહેલા જે શેરા તે દસ્તાવેજની પીઠ ઉપર પોતાની રૂબરૂ જે દહાડે લખવામાં આવે તે સઘળા શેરા ઉપર નોધનારા અમલદારે તેજ દહાડાની તારીખ ભરીને સહી કરવી.

દસ્તાવેજ નોધ્યાનો અને જે બુકમાં તેની નકલ કરી હોય તે બુકના નંબરનો તથા પૃસ્ટનો દાખલો.

૬૦. ૩૪ મી, ૩૫ મી, ૫૮ મી અને ૫૯ મી કલમના ઠરાવોમાંનો જે ઠરાવ નોધવા સારૂ આણી આપેલા દસ્તાવેજને લાગુ હોય તે ઠરાવ પ્રમાણે થયા પછી નોધનારા અમલદારે "નોધ્યો" એવો દાખલો દસ્તાવેજની પીઠ ઉપર લખવો, અને જે બુકમાં જે પૃષ્ટ ઊપર તે દસ્તાવેજની નકલ કરી હોય તે બુકનો નંબર તથા પ્રષ્ટ પણ તેની સાથે લખવું.

તે દાખલા ઊપર નોધનારા અમલદારે સહી તથા શિક્કો કરીને તારીખ ભરવી; અને આ આકટમાં ઠરાવેલી રીતે તે દસ્તાવેજ યોગ્ય રીતે નોધ્યો છે તે બાબત અને ૫૯ મી કલમમાં કહેલા પ્રકારના શેરામાં જે વાતો લખી હોય તે પ્રમાણે તે વાતો બની છે તે સાબેત કરવા સારૂ પછી તે દાખલો પુરાવો છે એવું સમજવું.

પીઠ ઉપરના શેરાની તથા દાખલાની નકલ કરવી.

૬૧ ૫૯ મી અને ૬૦ મી કલમમાં કહેલા શેરાની તથા દાખલાની નકલ પછી રજીસ્ટર બુકના હાંશિયા ઉપર કરવી, અને ૨૧ મી કલમમાં કહ્યા પ્રમાણે નકશાની નકલ હોય તો તે ૧ લા નંબરની બુકમાં ફાઈલ કરવી.

દસ્તાવેજ પાછો આપવો

એટલું થયું એટલે દસ્તાવેજ નોંધવાનું કામ પૂરૂં થયું એવું સમજવું. અને તે દસ્તાવેજ નોંધવા સારૂ જે માણસે આણી આપ્યો હોય તે માણસને અથવા તે પાછો લેવા સારૂ તેણે જે માણસને ૫૨ મી કલમમાં કહેલી પોંહોંચ ઉપર લખીને ઠરાવ્યો હોય તે માણસને પછી તે દસ્તાવેજ પાછો આપવો.

નોધનારા અમલદાર જે ભાષા જાણતા નહિ હોય તે ભાષાના દસ્તાવેજ આણી આપે ત્યારે કામ ચલાવવાની રીત.

૬૨. ૧૯ મી કલમ પ્રમાણે નોધવા સારૂ દસ્તાવેજ આણી આપ્યો હોય ત્યારે તેના તરજુમાની નકલ અસલ દસ્તાવેજ જે પ્રકારનો હોય તે પ્રકારના દસ્તાવેજનાં રજીસ્ટરમાં કરવી અને તે તરજુમા તથા ૧૯ મી કલમમાં કહેલી નકલ રજીસ્ટ્રેશન કચેરીમાં ફાઈલ કરવી.

૫૯ મી અને ૬૦ મી કલમમાં કહેલા શેરા તથા દાખલો અસલ દસતાવેજની પીઠ ઉપર લખવો, અને ૫૭ મી, ૬૪ મી, ૬૫ મી અને ૬૬ મી કલમ પ્રમાણે તે દસતાવેજની નકલો તથા યાદી કરવી હોય તે કરવા સારૂ તરજુમાનેજ અસલ દસતાવેજ સમજવો.

**સમ ખવડાવવાનો અધિકાર.**

૬૩ નોંધનારો અમલદાર આ આકટના ઠરાવ પ્રમાણે જે માણસની જુબાની લેવી તે માણસને પોતાની નજરમાં આવશે તો સમ ખવડાવવાને તે અમલદાર મુખ્તીયાર છે.

**મજકુરનો સારાંશ દફતરમાં લખી મુકવો.**

સદરહુ પ્રકારના દરએક માણસે જે મજકુર કહ્યો હોય તેના સારાંશનું ટીપણ નજરમાં આવે તો દફતરમાં લખી મુકવાને પણ તે અમલદાર મુખ્તીયાર છે. અને તે મજકુર તે માણસને વાંચી સંભળાવવો, અથવા જે ભાષા તે માણસ જાણતો નહી હોય તેભાષામાં તે મજકુર લખ્યો હોય તો તે જે ભાષા જાણુતો હોય તે ભાષામાં તેને તે સમજાવવો. અને તે ટીપણ બરાબર છે એવું તે કબુલ કરેતો તે ઉપર નોંધનારા અમલદારે સહી કરવી.

સદરહુ પ્રકારનાં જે ટીપણ ઊપર સદરહુ પરમાણે સહી કરી હોય તે દરએક ટીપણમાં જે વિગત લખી હોય તે વીગત તે માણસે ટીપણમાં કહેલે પ્રસંગે કહી છે એ વાત બાબત તે ટીપણ પુરાવો છે એમ સમજવું.

## ( ક ) સબ રજીસ્ટરારનું વિશેષ કર્તવ્ય કર્મ.

**જે જમીન કેટલીએક સબ ડિસ્ત્રિકટમાં હોય તે બાબતના દસતાવેજ સબ રજીસ્ટ્રારે નોધ્યા પછી આગળ કામ ચલાવવાની રીત.**

૬૪. જે સ્થાવર મિલકત પોતાની સબ ડિસ્ત્રિકટમાં બધી નહી હોય તે સ્થાવર મીલકત સંબંધી મરણોતર વ્યવસથા કરવા વિષેનો નહી હોય એવો દસતાવેજ સબ રજીસ્ટ્રારે નોંધ્યા પછી તણે તે દસતાવેજની તથા તેની પીઠ ઊપર શેરો તથા દાખલો હોય તો તેની એક યાદી કરવી. અને પોતાના ઊપરી રજીસ્ટ્રારના તાબામાંહેના બીજા જે જે સબ રજીસ્ટ્રારની સબ ડિસ્ત્રિકટમાં તે મિલકતનો કાંઇ ભાગ હોય તે તે સબ રજીસ્ટ્રારની ઊપર મોકલવી. અને તે દરએક સબ રજીસ્ટ્રારે તે યાદી પોતાની ૧ લા નંબરની બુકમાં ફઇલ કરવી.

**જે જમીન કેટલીએક ડિસ્ટ્રિકટમાં હોય તે બાબતના દસ્તાવેજ હોય ત્યારે કામ ન ચલાવવાની રીત.**

૬૫. જે સ્થાવર મિલકત એક કરતાં વતી ડિસ્ટ્રીકટમાં હોય તે સ્થાવરમિલકત સંબંધી મરણોતર વ્યવસ્થા કરવા વિષેનો નહી હોય એવો દસ્તાવેજ સબ રજિસ્ટરારે નોંધ્યા પછી તણે તે દસ્તાવેજની તથા તેની પીઠ ઉપર શેરો તથા દાખલો હોય તો તેની અને ૨૧ મી કલમમાં કહેલો નકસો હોય તો તેની નકલો પોતાની સબ ડિસ્ટરિકટ જે ડિસ્ટરિકટમાં હોય તે ડિસ્ટરિકટ શિવાય બીજી જે જે ડિસ્ટરિકટમાં તે મિલકતનો કાંઇ ભાગ હોય તે તે ડિસ્ટરિકટના રજિસ્ટરારની ઉપર મોકલવી.

પોતાની પાસે નકલો આવ્યાપછી તે રજિસ્ટરારે દસ્તાવેજની નકલ અને નકશાની નકલ હોય તો તે નકલ પોતાની ૧ લા નંબરની બુકમાં ફઇલ કરવી. અને દસ્તાવેજની એક યાદી પોતાના તાબામાંહેના જે જે સબ રજિસ્ટરારની સબ ડિસ્ટરિકટમાં તે મિલકતનો કાંઈ ભાગ હોય તે તે સબ રજિસ્ટરારની ઉપર મોકલવી. અને ઉપર કહેલી યાદી જે જે સબ રજિસ્ટરારની પાસે આવે તે તે સબ રજિસ્ટરારે પોતાની ૧ લા નંબરની બુકમાં ફઇલ કરવી.

## ( ડ ) રજિસ્ટ્રારનાં વિશેષ કામ.

જમીન બાબતનો દસ્તાવેજ નોંધ્યા પછી કામ ચલાવવાની રીત.

૬૬. મરણોતર વ્યવસ્થા કરવા બાબતનો નહી હોય તેવો સ્થાવરમિલકત બાબતનો હરકોઈ દસ્તાવેજ નોંધ્યાપછી રજિસ્ટરારે તે દસતાવેજ ની યાદી પોતાના તાબામાંહેના જે જે સબ રજિસ્ટરારની સબ ડિસ્ટ્રીકટમાં તે મિલકતનો કાંઈ ભાગ હોય તે તે સબ રજિસટરારની ઉપર ઊપર મોકલવી.

રજિસ્ટરારે તે દસતાવેજની એક નકલ તથા ૨૧ મી કલમમાં કહેલો નકસો હોયતો તેની નકલ જે બીજા રજિસ્ટરારની ડિસ્ટરિકટમાં તે મિલકતનો કાંઈ ભાગ હોય તે દરએક રજિસટરારની ઉપર પણ મોકલવી.

તે નકલ આવે એટલે તે રજિસ્ટરારે પોતાની ૧ લા નંબરની બુકમાં ફાઈલ કરવી, અને પોતાના તાબામાંના જે જે સબ રજિસટરારની સબ ડિસ્ટરિકટમાં તે મિલકતનો કાંઈ ભાગ હોય તે દરએક સબ રજિસટરારની ઉપર પણ તે નકલની યાદી મોકલવી.

જે જે સબ રજિસટારની પાસે આ કલમ પ્રમાણે યાદી આવે તે તે સબ રજિસટરારે પોતાની ૧ લા નંબરની બુકમાં તે ફાઈલ કરવી.

૩૦ મી કલમની ( બ ) રકમ પ્રમાણે નોંધ્યા પછીઆગળ કામ ચલાવવાની રીત.

૬૭. ૩૦ મી કલમની ( બ ) રકમ પ્રમાણે હરકોઈ દસતાવેજ નોંધ્યાપછી તે દસતાવેજની તથા તેની પીઠ ઉપર લખેલા શેરાની અને દાખલાની નકલ તે દસતાવેજ જે મિલકત બાબત હોય તે મિલકતનો કાંઈ ભાગ જે જે રજિસટરારની ડિસટરિકટમાં હોય તે તે રજિસટરારની ઊપર મોકલવી અને જે રજિસ્ટરારની પાસે તે નકલ આવે તેણે રજિસટરારને જેરીતે કામ ચલાવવાનું ૬૬ મી કલમની ૧ લી રકમમાં કહ્યું છે તે રીતે કામ ચલાવવું.

## ( ઈ ) રજીસ્ટરારોના તથા ઈન્સ્પેકટર જનરલના નિબંધના અધિકાર બાબત.

રજીસ્ટારે સબ રજીસ્ટ્રારોની તપાસ રાખવી અને તેઓને ( પોતાના ) નિરબંધમાં રાખવા.

૬૮. દરએક સબરજિસટરારે પોતામા હુદાના કર્તવ્યકરમા પોતાની કચેરી જે રજીસ્ટરારની ડિસ્ટરિકટમાં હોય તે રજીસ્ટરારની નીધિબાની હેઠળ રહીને તેના નિબંધ ( એટલે હુકમ ) પ્રમાણે ચલાવવાં.

પોતાના તાબામાંના હરકોઈ સબ રજિસ્ટરારે કાંઈ કૃત્ય કર્યું હોય અથવા કરવું જોઈએ તે કર્યું નહી હોય ( તે બાબત ફરીયાદ થઈ હોય કે નહી હોયં તો પણ ) તે વિશે અથવા જે બુકમાં અથવા કચેરીમાં હરકાંઈ દસ્તાવેજ નોંધ્યો હોય તે બુક બાબતની અથવા કચેરી બાબતની ચુકદુરસ્ત કરવા વિશે પોતાને જરૂર જણાય તેવો હુકમ આ આકટનું ધારણ રાખીને કરવાને દરેએક રજીસટરાર મુખત્યાર છે.

ઈનસપેકટર જનરલે રજિસટરેશન કચેરીઓની તપાસ રાખવી.

૬૯. સથાનિક સરકારના તાબામાંના મુલક મધેની સઘળી રેજિસટરેશન કચેરીઓની ઈનીસપેકઠર જનરલે તપાસ રાખવી. અને આ આકટનું ધારણ રાખીને હેઠળ લખેલી વાતો બાબત વખતે વખત કાનુંનો કરવાનો અધિકાર તેને છે તે વાતોનો વિગત.

કાનુંનો કરવાનો તેનો અધિકાર.

બુકો તથા કાગળ પતરો તથા દસતાવેજો સંભાળીને રાખવા બાબત અને જે બુકો તથા કાગળ પતરો તથા દસતાવેજો આગળ રાખી મુકવાની જરૂર નહી હોય તેનો નાશ કરવા બાબત.

દરએક ડિસ્ટ્રિકટમાં ઘણું કરીને કહી કહી ભાષા ચાલેછે તે સમજવા સારૂ તે તે ભાષા સ્થાપિત કરવા બાબત.

૨૧ મી કલમ પ્રમાણે મુલકના કહ્યા કહ્યા ભાગ કબુલ કરવા તે સ્થાપિત કરવા બાબત

૨૪ મી તથા ૩૪ મી કલમ પ્રમાણે દંડ કરવો પડે તે રકમનું નિયમન કરવા બાબત, પોતાની નજરમાં આવે તે પ્રમાણે કરવાની મુખત્યારી નોંધનારા અમલદારોને ૬૩ મી કલમ પ્રમાણે આપીછે તે ચલાવવા બાબત નિયમન કરવા બાબત.

નોંધનારા અમલદારે દસ્તાવેજોની યાદી કેવા નમુના પ્રમાણે કરવી તે નમુનાનું નિયમન કરવા બાબત.

રજીસ્ટરારોની અને સબ રજીસ્ટરારોની કચેરીઓમાં ૫૧ મી કલમ પ્રમાણે ચુકો રાખી હોય તે ઉપર સહી કરવા બાબત નિયમન કરવા બાબત.

૧ લા, ૨ જા, ૩ જા, અને ૪ થા નંબરની અનુક્રમણિકામાં કહી કહી વિગત લખવી તે સ્થાપિત કરવા બાબત,

રજીસ્ટરેશન કચેરીઓને કયા કયા તેહેવારની રજા આપવી તે સ્થાપિત કરવા બાબત

અને રજીસ્ટરારો તથા સબ રજીસ્ટરારો કામ ચલાવશે તેઓનું એકંદર નિયમન કરવા બાબત કાનુનો કરવાનો અધિકાર છે.

એ પ્રમાણે કરેલી કાનુનો મંજુર થવા સારૂ સ્થાનિક સરકારમાં મોકલવી, અને તે મંજુર થાય એટલે સરકારી ગ્યાજેટમાં છપાવીને પ્રસિદ્ધ કરવી પછી તે કાનુનો આ આકટમાં દાખલ કરી હોત તો જે પ્રમાણે ચાલતે તેજ પ્રમાણે ચાલશે.

૭૦. ૨૪ મી કલમ પ્રમાણે અથવા ૩૪ મી કલમ પ્રમાણે લીધેલા દંડમાં અને

| દંડ માફ કરવાનો તેનો અધિકાર. | નોંધવાની ચોગ્ય ફીની રકમમાં તફાવત હોય તે સઘળો અથવા તેનો કાંઈ ભાગ પોતાની નજરમાં આવે તે પ્રમાણે |
|---|---|

માફ કરવાને પણ ઇન્સ્પેકટર જનરલ મુખત્યાર છે.

## ભાગ ૧૨ મો.

### નોંધવાની ના કેહેવા બાબત.

| નોંધવાની ના કેહેવાના સબબો દફતરમાં લખી મુકવા. | ૭૧. હેઠળ લખેલા સબબ ઉપરથી જે જે સબ રજીસ્ટરાર દસ્તાવેજ નોંધવાની ના કેહેશે એટલે:— |
|---|---|

જે મિલકત બાબતનો દસ્તાવેજ હોય તે મિલકત પોતાની સબ ડિસ્ટ્રિકટમાં નથી એ સબબ શિવાય બીજા સબબથી,

તેણે ના કેહેવાનો હુકમ કરવો, અને તેવો હુકમ કરવાના પોતાના સબબો હોય તે ૨ જા નંબરની બુકમાં લખી મુકવા. અને "નોંધવાની ના કહી" આ શબ્દો તે દસ્તાવેજની પીઠ ઉપર લખવા. અને તે દસ્તાવેજ કરી આપનારૂં અથવા તે દસ્તાવેજ ઉપરથી દાવો કરનારૂ કોઈ માણસ અરજી કરે એટલે ઉપર કહ્યા પ્રમાણે જે સબબો લખી મુકયા હોય તેની નકલ ફોકટ તથા વગર કારણે વાર લગાડયા વગર તેને આપવી.

જે દસ્તાવેજની પીઠ ઉપર સદરહુ પ્રમાણે શેરો લખ્યો હોય તે દસ્તાવેજ આ આકટમાં આગળ લખેલા ઠરાવ પ્રમાણે નોંધવાનો હુકમ થયા વગર અથવા નોંધવાનો હુકમ થાય ત્યાંહાં સુધી કોઇ નોંધનારા અમલદારે નોંધવા લેવો નહી.

૭૨. દસ્તાવેજ કરી આપ્યાની ના કહ્યાના સબબથી દસ્તાવેજ નોંધવાની ના

**દસ્તાવેજ કરી આપ્યાની ના કેહેવાના સબબ શિવાય બીજા ઉપરથી તેનોંધવાની ના કેહેવાનો સબ રજીસ્ટરારનો હુકમ ફેરવવાનો અથવા ઓછો વત્તો કરવાનો અધિકાર.**

કહી હોય તે પ્રસંગ શિવાય બીજે પ્રસંગે દસ્તાવેજ નોંધવાને લેવાની ના કેહેવાનો હુકમ સબ રજીસ્ટરારે કરયો હશે ( તે દસ્તાવેજ નોંધાવવોજ જોઇએ એવો હોય કે મરજીમાં આવેતો નોંધાવવો એવો હોય) તે હુકમ ઉપર, તે સબ રજીસ્ટરારના તાબામાં હોય તે રજીસ્ટરારને ત્યાંહાં અપીલ ચાલશે, પણ તે હુકમની તારીખથી ત્રીસ દિવસની અંદર તે સદરહુ પ્રકારના રજીસ્ટરારને ત્યાંહાં આપી હશે તો ચાલશે અને સદરહુ પ્રકારનો હુકમ ફેરવવાનો અથવા ઓછો વત્તો કરવાનો અધિકાર રજીસ્ટરારને છે.

અને દસ્તાવેજ નોંધવો એવું રજીસ્ટરારના હુકમમાં ફરમાવ્યુ હોય અને સદરહુ પ્રકારનો હુકમ કરયા પછી ત્રીસ દિવસની અંદર તે દસ્તાવેજ નોંધવા સારૂ યોગ્યરીત આણી આપ્યો હશે તો સબ રજીસ્ટરારે તે હુકમ માન્ય કરવો અને પછી ૫૮ મી તથા ૫૯ મી અને ૬૦ મી કલમમાં કામ ચલાવવાની રીત કહી છે તે રીત કામ ચલાવી શકાય તેટલુ ચલાવવું અને સદરહુ પ્રકારની નોંધ હેઠળ લખ્યા પ્રમાણે ચાલશે એટલે તે દસ્તાવેજ નોંધવા સારૂ યોગ્ય રીતે પ્રથમ આણી આપ્યો તેજ વખતે તે નોંધ્યો હોત તો તે નોંધ જેમ ચાલત તે પ્રમાણે ચાલશે.

**દસ્તાવેજ કરી આપ્યાની ના કેહેવાના સબબ ઉપરથી તે નોંધવાની સબ રજીસ્ટ્રારના કેહેથી ત્યારે અરજી.**

૭૩ જે માણસે દસ્તાવેજ કરી આપ્યો એવું કેહે તો હોય તે માણસ અથવા તેનો વારસ વકીલ અથવા આસૈન દસ્તાવેજ કરી આપ્યાની ના કેહે છે એ સબબથી સબ રજીસ્ત્રારે દસ્તાવેજ નોંધવાની ના કહી હશે ત્યારે.

તે દસ્તાવેજ નોંધાવી લેવાનો પોતાનો હક સાબેત કરવા સારૂ. ના કેહેવાનો હુકમ થયા પછી ત્રીસ દિવસની અંદર સદરહુ પ્રકારનો સબ રજીસ્ત્રાર જે રજીસ્ત્રારના તાબામાં હશે તે રજીસ્ત્રારને અરજી કરવાનો અધિકાર સદરહુ પ્રકારના દસ્તાવેજ ઉપરના દાવો કરનારા કોઇ માણસને અથવા તેના વારસ વકીલને અથવા આસૈનને અથવા પાછળ કહ્યા પ્રમાણે અખત્યાર મળેલા મુખત્યારને છે.

સદરહુ પ્રમાણે કરવાની અરજી લખીને કરવી તથા ૭૨ ની કલમ પ્રમાણે જે સબ દફતરમાં દાખલ કરયા હશે તેની નકલ તે અરજી સાથે જોઇએ. અને ફરીઆદીનાં મજકુરનાં ખરા પણા બાબતનો પ્રતિગ્નાનો લેખ કરવા બાબત જે રીત કાયદામાં કહી છે. તે રીત સદરહુ અરજીમાંના મજકુરના ખરાપણા બાબતનો પ્રતિગ્નાનો લેખ અરજદારે કરવો.

**સદરહુ પ્રકારની અરજી આવ્યા પછી રજીસ્ત્રારે કામ ચલાવવાની રીત.**

૭૪. સદરહુ પ્રકારને પ્રસંગે અને દસ્તાવેજ નોંધવા સારૂ રજીસ્ત્રારને આણી આપ્યો હોય તે દસ્તાવેજ બાબત તે રજીસ્ત્રારની સામે ના કહી હોય ત્યારે પણ સગવડ પડે તે પ્રમાણે જલદી હેઠળ લખેલી ચોકશી તેણે કરવી એટલે:—

(અ.) દસ્તાવેજ ઉપર સહી થઇ છે કે નહીં,

(બ.) દસ્તાવેજ નોંધવાનો હક પ્રાપ્ત થવા સારૂ પ્રસંગ પ્રમાણે અરજદારે અથવા નોંધાવા સારૂ દસ્તાવેજ આણી આપનાર માણસે ચાલુ કાયદા પ્રમાણે જે કરવું જોઇએ તે કરયું છે કે નહીં તેની ચોકશી કરવી.

નોંધવાનો હુકમ અને પછી કામ ચલાવવાની રીત.

૭૫. દસ્તાવેજ ઉપર સહી થઈ છે તથા સદરહુ પ્રમાણે કરવું જોઈએ તે કરવું છે એવું રજીસ્ત્રારની નજરમાં આવે તો તે દસ્તાવેજ નોંધવાનો હુકમ તેણે કરવો.

અને સદરહુ પ્રકારનો હુકમ કરયા પછી ત્રીસ દીવસની અંદર નોંધવા સારૂ તે દસ્તાવેજ યોગ્ય રીત આણી આપ્યો હોય તો નોંધનારા અમલદારે તે હુકમ માન્ય કરવો અને પછી ૫૮ મી તથા ૫૯ મી અને ૬૦ મી કલમમાં કામ ચલાવવાની રીત કહી છે તે રીત પ્રમાણે કામ ચલાવી શકાય તેટલું ચલાવવું.

સદરહુ પ્રકારની નોંધ હેઠળ લખ્યા પ્રમાણે ચાલશે એટલે દસ્તાવેજ નોંધવા સારૂ યોગ્ય રીતે પ્રથમ આણી આપ્યો તેજ વખતે તે નોંધ્યો હોત ત્યારે તે નોંધ જે પ્રમાણે ચાલત તે પ્રમાણે તે ચાલશે.

૭૪ મી કલમ પ્રમાણે કાંઈ ચોકશી કરવા સારૂ સાહેદોને સમન કરવાનો તથા જબરીથી હાજર કરવાનો તથા પોતે દિવાની કોર્ટ હોય તે પ્રમાણે તેણે સાહેદી આપવી પડે તેમ કરવાનો અધિકાર રજીસ્ત્રારને છે. અને સદરહુ પ્રકારની કાંઈ પણ ચોકશીનો ખરચ સઘળો અથવા તેનો કાંઇ ભાગ કોણે આપવો તે હુકમ કરવાનો પણ તેને અધિકાર છે. અને સદરહુ પ્રકારનો ખરચ, દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે કોઇ મુકરદમામાં અપાવેલા ખરચ પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

રજીસ્ત્રારે ના કહેવી.

૭૬. જે જે રજીસ્ત્રાર.

(અ.) જે મિલકત સંબંધી દસ્તાવેજ હશે તે મિલકત પોતાની ડિસ્ત્રિકટમાં નથી અથવા દસ્તાવેજ સબ રજીસ્ત્રારની કચેરીમાં નોંધાવવો જોઈએ એ સબબ વગર બીજા કોઈ સબબથી દસ્તાવેજ નોંધાવાની ના કહેશે અથવા,

(બ) ૭૨ મી કલમ પ્રમાણે અથવા ૭૫ મી કલમ પ્રમાણે દસ્તાવેજ નોંધવાનું ફરમાવવાનો હુકમ કરવાની ના કહેશે.

તે રજીસ્ત્રારે દસ્તાવેજ નોંધવાની ના કહેવાનો હુકમ કરવો તથા તે હુકમના સબબ પોતાની બીજા નંબરની બુકમાં દાખલ કરવા અને તે દસ્તાવેજ ફરી આપનાર અથવા તે દસ્તાવેજ ઉપર દાવો કરનાર કોઇ માણસ અરજી કરે તો સદરહુ પ્રમાણે જે સબબો દફતરમાં દાખલ કરયા હોય તેની નકલ તેને કારણ વગર વાર ન લગાડતાં આપવી.

આ કલમ પ્રમાણે અથવા ૭૨ મી કલમ પ્રમાણે કરેલા કોઇ હુકમ ઉપર અપીલ ચાલશે નહી.

દસ્તાવેજ નોંધવાની ના કહેવાને પ્રસંગે ફરીયાદ.

૭૭. ૭૨ મી કલમ પ્રમાણે અથવા ૭૬મી કલમ પ્રમાણે દસ્તાવેજ નોંધવા બાબત હુકમ કરવાની રજીસ્ત્રારના કહેશે ત્યારે ના કહેવાનો હુકમ કરયા પછી ત્રીસ દીવસની અંદર હેઠળ લખેલી કોર્ટમાં હેઠળ લખેલાં કારણ સારૂ ફરિયાદ કરવાનો અધિકાર તે દસ્તાવેજ ઉપરથી દાવો કરનારા કોઇ માણસને અથવા તેના વારસં વકીલને અથવા આસેનને અથવા મુખત્યારને છે. એટલે જે કચેરીમાં તે દસ્તાવેજ નોધાવવાનો હોય તે કચેરી જે દિવાની કોર્ટની અવલ ફરીઆદીનો ઇનસાફ કરવાની હકુમતની સ્થળ સીમમાં હોય તે દિવાની કોરટમાં તે દસ્તાવેજ હુકમનામું થયા પછી ત્રિસ દીવસની અંદર યોગ્ય રીતે આણી આપવામાં આવશે તો નોંધવા બાબત હુકમ થયાનું હુકમનામું મળવા સારૂ ફરીયાદ કરવાનો અધિકાર છે અને ૭૫ મી કલંમના બીજા તથા ત્રીજા પેરેગ્રાફમાંના ઠરાવ સદરહુ પ્રમાણે આણી આપેલા સઘળા દસ્તાવેજોને કારણ પરત્યે લાગુ છે એમ સમજવું. અને આ આકટમાં ગમે તેવો ઠરાવ હોય તોય પણ તે દસ્તાવેજ સદરહુ પ્રકારની ફરીઆદીમાં પૂરાવામાં લેવાનો અધિકાર છે.

## ભાગ ૧૩ મો.

### નોંધવાની તથા શોધવાની તથા નકલ કરવાની ફી બાબત.

સ્થાનિક સરકારે ફી ઠરાવવી.

૭૮. ગવરનર જનરલ ઈન કૌંસીલની મંજુરીથી સ્થાનિક સરકારે હેઠળ લખેલાં કામ બાબત ફીનું કોષ્ટક તૈયાર કરવું.

દસ્તાવેજો નોંધવા બાબત.

રજીસ્ટરો શોધવા બાબત.

નોંધ્યા પેહેલાં અથવા નોંધતાં વારને તુરત અથવા નોંધ્યા પછી સખશોની અથવા દાખલ કરેલા મજકુરની અથવા દસ્તાવેજોની નકલ કરવા બાબત અથવા આપવા બાબત તથા હેઠળ લખેલાં કામ બાબત એકસ્ત્રા અથવા વધારાની બીજી ફીનુ કોષ્ટક તૈયાર કરવું.

૩૦ મી કલમ પ્રમાણે દરેએક નોંધ કરવા બાબત.

કમિશન આપવા બાબત.

તરજુમા ફાઈલ કરવા બાબત.

રેહેવાની ખાનગીજગાએ જવા બાબત.

દસ્તાવેજ સંભાળી રાખવા બાબત તથા તે પાછા આપવા બાબત.

અને આ આકટની મતલબ પાર પાડવા સારૂ જે બીજી વાત સ્થાનીક સરકારને જરૂર લાગે તે બાબત.

ફીમાં ફેરફાર કરવો.

સદરહુ કોષ્ટક સદરહુ પ્રકારની મંજુરીથી વખતે વખતે ફેરવવાનો અધિકાર સ્થાનીક સરકારને છે.

ફી છપાવી પ્રસિદ્ધ કરવી.

૭૯. એ પ્રમાણે ફી લેવા તેનું કોષ્ટક સરકારી ગ્યાઝીટમાં છપાવીને પ્રસિદ્ધ કરવું. અને તે કોષ્ટકની એક નકલ અંગ્રેજી ભાષામાં અને એક નકલ ડિસ્ત્રિકટના ભાષામાં લોકોની નજરે સેહેજ પડે તે રીતે રજીસ્ત્રેશનની દરએક કચેરીમાં ચોહોડી મુકવી.

દસ્તાવેજ આણી આપતી વખતે ફી આપવી તે બાબત.

૮૦. આ આકટ પ્રમાણે દસ્તાવેજ નોંધવાની ફી આપવી પડે તે સઘળી ફી દસ્તાવેજ નોંધાવવા સારૂ આણી આપતી વખતેજ આપવી જોઈએ.

## ભાગ ૧૪ મો.

### શિક્ષા.

નુકશાન કરવાના ઇરાદાથી દસ્તાવેજની અશુદ્ધરીતે નકલ કરી હશે અથવા શેરો લખ્યો હશે અથવા તેનો તરજુમો કર્યો હશે અથવા તે નોંધ્યો હશેતોશિક્ષા થશે.

૮૧. આ આકટના ઠરાવ પ્રમાણે આણી આપેલા અથવા અનામત મુકેલા દસ્તાવેજની પીઠ ઉપર શેરો લખવાનું અથવા તેના નકલ કરવાનું અથવા તેનો તરજુમો કરવાનું અથવા નોંધવાનુ કામ આ આકટ પ્રમાણે નીમેલા જે જે નોંધનારા અમલદારને અથવા આ આકટનાં કારણ સારૂ તેની કચેરીમાં ચાકરીએ રાખેલાં જે જે માણસને સોંપ્યું હોય તે તે અમલદાર અથવા માણસ હિંદુસ્થાનના ફોજદારી કાયદામાં કહેલા પ્રકારનું કોઈ માણશનું નુકશાન કરવાના ઇરાદાથી અથવા હું જે કરૂં તેથી નુકશાન થવા જેવું છે એવું પોતાને માલમ હોય અને ફલાણી રીત અશુદ્ધ છે એવું તેને માલમ હોય અથવા લાગતું હોય તે રીતે દસ્તાવેજની પીઠ ઉપર શેરો લખશે અથવા તેની નકલ કરશે અથવા તેનો તરજુમો કરશે, અથવા તે નોંધશે તો તેને ઘણામાંઘણા સાત વરશની કેદની શિક્ષા થશે, અથવા દંડ થશે, અથવા એ બેઉ શિક્ષા થશે.

૮૨. કોઈ માણસ હેઠળ લખેલા ગુન્હામાંનો કાંઈ ગુન્હો કરશે તો તે ઘણામાં ઘણા

*બીજા કેટલાંએક ગુન્હા બાબત શિક્ષા.*

સાત વરસની કેદની શિક્ષાને પાત્ર થશે.

(અ) આ આકટ પ્રમાણે કોઇ અમલદાર કામ ચલાવતો હશે ત્યારે તેની આગળ

*નોંધનારા અમલદારની આગળ ખોટા મજકુર કે હેવા બાબત.*

આ આકટના ઠરાવ પ્રમાણે હરકોઇ કામ ચાલશે અથવા ચોકશી થશે તેમાં કોઈ માણસ સમ ખાઇને કે બીજી રીતે જાણી જોઇને ખોટા મજકુર કેહેશે અને તે મજકુર દફતર માં દાખલ કરેલો હોય કે નહી હોય તોપણ તે માણસ,

(બ) ૧૯ મી અથવા ૨૧ મી કલમ પ્રમાણે હરકંઇ કામ ચાલશે તેમાં જે મા

*ખોટી નકલ અથવા ખોટા તરજુમા આપવા બાબત.*

ણસ દસ્તાવેજની ખોટી નકલ અથવા દસ્તાવેજનો ખોટા તરજુમા અથવા નકશાની ખોટી નકલ નોંધનારા અમલદારને જાણી જોઈને આપશે તે,

(ક) હું ફલાણું માણસ છું એ રીતે કોઇ માણસ ખોટું કેહેશે અને તેમ

*હું ફલાણો એ રીતે ખોટું કેહેવા બાબત*

કરીને કાંઈ દસ્તાવેજ આણી આપશે, અથવા કંઇ વાત કબુલ કરશે, અથવા મજકુર કહેશે, અથવા કાંઈ સમન અથવા કમિશન કહડાવશે, અથવા આ આકટ પ્રમાણે ચાલેલાં કાંઈ કામમાં અથવા ચોકશીમાં બીજુ કંઇ કૃત્ય કરશે.

(ડ) જે વાત બાબત આ આકટમાં શિક્ષા ઠરાવી છે તેવી કંઇ વાતમાં કોઈ

*આ આકટમાં કહેલા ગુન્હા કરવામાં મદત કરવા બાબત.*

માણસ હિંદુસ્થાનના ફોજદારી કાયદના અરથ પ્રમાણે મદદ કરસે તે ઘણામાં ઘણા સાત વરસની કેદની શીક્ષાને, અથવા દંડને અથવા એ બેઉ શિક્ષાને પાત્ર થશે.

૮૩. આ આકટમાં કહેલો કાંઇ પણ ગુનોહ કરવાની ખબર નોંધનારા અમલ-

*ફરિયાદ શરૂ કરવાનો અધિકાર નોંધનારા અમલદારને છે.*

દારને તેના હુદ્દાના રાબથી જડે ત્યારે તે ગુનાહ બાબત ફરિયાદી શરૂ કરવી તે જે ઇનસપેકટર જનરલના મુલકમાં તે ગુનોહ બન્યો હોય તેણે અથવા તેની પરવાનગીથી કરવી અથવા સિંધમાં બન્યો હોય તો સિંધના બ્રાંચ ઇનસપેકટર જનરલે અથવા તેની પરવાનગીથી કરવી અથવા ડિસ્ટ્રિકટમાં તે ગુનોહ બન્યો હશે તો તે ડિસ્ટ્રિકટના રજીસ્ટ્રારે અથવા તેની પરવાનગીથી કરવી અથવા સબડિસ્ટ્રિકટમાં તે ગુનોહ બન્યો હોય તો તે સબડિસ્ટ્રિકટના સબરજીસ્ટરારે અથવા તેની પરવાનગીથી કરવી.

આ આકટ પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુનાહનો ઇનસાફ જે કોરટ અથવા અમલદાર તાબા માંહેના પેહેલા વરગના માજિસતરેટના અખત્યાર કરતાં ઓછો અખત્યાર ચલાવતો નહી હોય તે કોરટે અથવા અમલદારે કરવો.

પણ એવું ઠરાવ્યું છે કે આ આકટ પ્રમાણે શિક્ષા ઠરાવતી વખતે સદરહુ કોરટે અથવા અમલદારે ચાલુ કાયદા પ્રમાણે પોતાને જેટલો અખત્યાર હોય તે કરતાં વધતી શિક્ષા ઠરાવવી નહી.

આ આકટ પ્રમાણે દંડ કીધો હોય તે ઇલાકામાં મુખ્ય શેહેરની હદ બાહાર કરેલા ગુનાહ બાબત કરયો હોય તો તે સઘળો દંડ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદામાં કહેલી રીતે વસુલ કરવો, અને તે દંડ સદરહુ હદમાં કરેલા ગુનાહ બાબત કરયો હોય તો તે સઘળો દંડ તે શેહેરની પોલીસનુ નિયમન કરવા બાબત જે આકટ ચાલુ હશે તે આકટમાં કહેલી રીતે વસુલ કરવો.

૮૪. આ આકટ પ્રમાણે નીમેલો દરએક નોંધનારો અમલદાર હિંદુસ્થાનના ફો-

*નોંધનારા અમલદારો સરકારી નોકરછે એવું સમજવું.*

જદારી કાયદાના અરથ પ્રમાણે સરકારી નોકરછે એવું સમજવું.

જે જે માણસને તે નોંધનારો અમલદાર જે વાત પુછે તે તેણે તેને કેહેવી કાયદા પ્રમાણે જરૂરછે અને સદરહુ કાયદાની ૨૨૮ મી કલમમાં "ઈનસાફનું કામ" આ શબ્દો લખેલા છે તેમાં આ આક્ટ પરમાણે ચલાવેલાં હરકોઈ કામનો સમાસ થાય છે એવુ સમજવુ.

રજિસ્ટરાર ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૩૫ મી તથા ૪૩૬ મી કલમના અરથ પરમાણે રજિસ્ટરારના સબબથી કોરટ છે એમ સમજવું. પણ સબ રજિસ્ટરારે સબ રજિસ્ટરારના સબબથી કોરટ છે એમ સમજવું નહી.

## ભાગ ૧૫ મો.

### પરચુરણ.

પાછા માગ્યા વગર રહેલા દસ્તાવેજોનો નાશ કરવા બાબત.

૮૫. વસિયતનામાં શિવાય બીજા દસ્તાવેજો કોઈ પાછા માગવા આવ્યા વગર બે વરસ કરતાં વધતી મુદત સુધી રજીસ્ટરેશન કચેરીમાં પડી રેહેશે તો તેનો નાશ કરવાનો અધિકાર છે.

પોતાના હુદ્દાના સબબથી કાંઈ વાત શુધ બુધિથી કરી હોય તે બાબત અથવા કરવાની ના કહી હોય તે બાબત નોંધનારો અમલદાર પાત્ર નથી.

૮૬. નોંધનારા અમલદારે પોતાના હુદ્દાના સબબથી કાંઈ વાત શુધ્ધ બુધિથી કરી હોય અથવા કરવાની ના કહી હોય તે બાબત તેની ઉપર કાંઈ ફરિયાદ અથવા દાવો અથવા માગણું થવાને તે અમલદાર પાત્ર થનાર નથી.

નોંધનારા અમલદારે સદરહુ પ્રમાણે કાંઈ કામ કરયુ હોય તે તેની નીમણુકમાં અથવા કામ ચલાવવાની રીતમાં ખામી હોયતે સબબથી વેહેવાર ઉપયોગી નથી એવું સમજવુ નહી.

૮૭. હરકંઈ કામ હરકોઈ નોંધનારા અમલદારે આ આક્ટ પ્રમાણે અથવા આ આક્ટ ઉપરથી રદ કરેલા કોઈ આક્ટ પ્રમાણે શુધ બુધિથી કરયું હોય તે તેની નીમણુંકમાં અથવા કામ ચલાવવાની રીતમાં કાંઈ ખામી હોય તે સબબથી વેહેવાર ઉપયોગી નથી એવું સમજવુ નહી.

સરકારી અમલદારોએ અથવા કેટલાએક સરકારી અધિકારીઓએ કરી આપેલા દસ્તાવેજો નોંધવા બાબત.

૮૮. સરકારના હરકોઈ અમલદારે અથવા બંગાળાના અથવા મદ્રાસના અથવા મુંબઈના આડમિનિસ્ટરેટર જનરલે અથવા હરકોઈ આફીશિયલ ટ્રસ્ટીએ અથવા આફિસિયલ આસૈનીએ અથવા સરીફે અથવા હાઈકોરટના રિસીવ્હરે અથવા રજીસ્ટ્રારે પોતાના હુદ્દાના સબબથી કાંઈ લેખ કરી આપ્યો હોય તે નોંધવા બાબત કંઈ કામ ચાલશે તે કામમાં અથવા ૫૮મી કલમમાં ઠરાવ્યા પ્રમાણે સહી કરવા સારૂ કોઈ રજીસ્ટરેશન કચેરીમાં પોતાની જાતે અથવા મુખત્યારની મારફતે હાજર થવાની તેને જરૂર નથી. આ વાત વિરૂધ આ આક્ટના કાંઈ ઠરાવ હોય તો પણ ચિંતા નથી.

પણ ઉપર કહ્યા પ્રમાણે કાંઈ લેખ કરી આપ્યો હોય ત્યારે જે નોંધનારા અમલદારને તે લેખ નોંધવા સારૂ આપ્યો હોય તેને યોગ્ય જણાય તો તેણે તે લેખની માહીતગારી મેળવવા બાબત પ્રસંગ પરમાણે સરકારના હરકોઈ સેક્રેટરીને અથવા સરકારના સદરહુ અમલદારને અથવા આડમિનિસ્ટરેટર જનરલને અથવા આફિસિયલ ટ્રસ્ટીને અથવા આફિસિયલ આસૈનીને અથવા સરીફને અથવા રિસીવ્હરને અથવા રજીસ્ટરારને લખી મોકલવુ. અને તે દસ્તાવેજ થયાની ખાત્રી થયા પછી તે નોંધવો.

સન ૧૮૭૧ ના જમીનના સુધારાના આક્ટ પ્રમાણે દાખલો.

૮૯. જે જે અમલદાર સન ૧૮૭૧ ના જમીનના સુધારાના આક્ટ પ્રમાણે દાખલો આપે તેણે તે દાખલાની નકલ જે જમીન સુધારવાની હોય તે જમીન અથવા જે જમીન વધારે મજબુતી સારૂ

સાનમાં આપવાની હોય તે જમીન સઘળી અથવા થોડી જે નોંધનારા અમલદારની હકુમતની સ્થળ શીમમાં હોય તે અમલદારને ત્યાંહા મોકલવી. અને સદરહુ પરકારના નોંધનારા અમલદારે તે દાખલો પોતાની ૧ લા નંબરની બુકમાં ફાઈલ કરવો.

## આકટની માફી.

સરકારે અથવા સરકારને કરી આપેલા કેટલાએક દસ્તાવેજાને માફી.

૯૦. હેઠળ લખેલા દસ્તાવેજોમાંનો કોઈ દસ્તાવેજ અથવા નકશાઓમાંનો કોઈ નકશો નોંધવાની જરૂરછે અથવા કોઈ પણ વખતે નોંધવાની જરૂર હતી એવું આ આકટના અથવા સન૧૮૭૧ના૮ મા આકટના અથવા તે આકટ ઊપરથી રદ કરેલા કોઈ આકટના કોઈ ઠરાવ ઊપરથી સમજવું નહી.

(અ) જમીનના મેહેસુલનો ઠરાવ કરવાનુ અથવા જમીનના મેહેસુલના ઠરાવની તપાસ કરવાનુ કામ કરનારા અમલદારે જે દસ્તાવેજો આપ્યા હોય અથવા તેની પાસે જે દસ્તાવેજો આવ્યા હોય અથવા તેણે જે દસ્તાવેજો ઊપર સાહેદી કરી હોય અને જે દસ્તાવેજો તે ઠરાવના દફતરનો ભાગ હોય તે દસ્તાવેજો.

(બ) કંઈ જમીનની માપણી કરવાનુ અથવા માપણી તપાસવાનું કામ સરકારની તરફથી કરનારા હરકોઈ અમલદારે જે દસ્તાવેજો તથા નકશા આપ્યા હોય અથવા તેની પાસે જે દસ્તાવેજો તથા નકશા આવ્યા હોય અથવા તેણે જે દસ્તાવેજો ઊપર તથા નકશા ઉપર સહી કરી હોય અને જે દસ્તાવેજો તથા નકશા તે માપણીના દફતરનો ભાગ હોય તે દસ્તાવેજો તથા નકશા.

(ક) હરકોઈ ચાલુ કાયદા પરમાણે પટવારી અથવા ગામનુ દફતર તઈયાર કરવાનુ કામ જે બીજા અમલદારને સોંપ્યું હોય તે અમલદાર જે દસ્તાવેજો મુદતે ને મુદતે કોઈ મુલકી કચેરીમાં ફાઈલ કરે છે તે દસ્તાવેજો.

(ડ) સનદો તથા ઈનામ પતરો અને જમીન અથવા જમીન ઉપરનો હક સબંધ સરકારે આપ્યો છે અથવા કરી આપ્યો છે એવા મજકુરના અથવા એવા પુરાવાના બીજા દસ્તાવેજો હોય તે દસ્તાવેજો.

પણ સદરહુ પ્રકારના સઘળા દસ્તાવેજો તથા નકશા ૪૮ મી અને ૪૯ મી કલમના કારણ સારૂ આ આકટના ઠરાવ પરમાણે નોંધેલા અને નોંધ્યા છે એવું સમજવું.

સદરહુ દસ્તાવેજો જોવા બાબત તથા તેઓની નકલો લેવા બાબત.

૯૧. ૯૦ મી કલમની (અ), (બ) અને (ક) રકમમાં કહેલા સઘળા દસ્તાવેજો તથા નકશા અને (ડ) રકમમાં કહેલા દસ્તાવેજોના સઘળા રજીસ્ટરો કોઈ માણસ જોવાનું કહે તો સ્થાનીક સરકાર વખતે વખતે કાનુનો ઠરાવે તે કાનુંનો પરમાણે અને સ્થાનીક સરકાર વખતે વખતે "ફી" ઠરાવે તે "ફી" તે અગાઉ આપે ત્યારે પછી તેને જોવા દેવા, અને જે માણસો સદરહુ પરકારના દસ્તાવેજોની નકલો માગે તે સઘળાં માણસોને સદરહુ પરમાણે નકલો આપવી.

બરમાની નોંધવાની કાનુનો કાયમ કરી છે.

૯૨. નોંધવા બાબત જે કાનુનો આજ સુધી બ્રિટિશ બરમામાં અમલમાં હતી તે કાયદાની પેઠે ચાલતી હતી એવું સમજવું અને કોઈ અમલદારે અથવા બીજા માણસે તે કાનુનોમાંની કોઈ કાનુન પરમાણે કંઈ વાત કરી હશે તે બાબત તે અમલદારની ઊપર અથવા બીજા માણસની ઉપર કાંઈ ફરીયાદ અથવા બીજુ કામ ચાલશે નહી.

(True Translation.)

VENAYEK WASSOODEW

Oriental Translator Government.

ઇન્ડીઅન માજોરીટી આકટ એટલે હીંદુસ્તાનમાં પુખ્ત ઉમ્મર બાબતનો કાયદો.

# સને ૧૮૭૫ નો ૯ મો.*

સને ૧૮૭૫ ના માર્ચ મહીનાની ૨૭ તારીખે ગવરનર જનરલની મંજુરી મળી.

પુખ્ત ઉમ્મર બાબતનો કાયદો સુધારવાનો આકટ.

બ્રીટીશ હીંદુસ્તાનમાં નીવાસ કરી રહેલા સખસોની બાબતમાં નાની ઉમ્મરની મુદત વધારવાનું અને હાલ છે તેના કરતાં પુખ્ત ઉમ્મર બાબતમાં વધારે, એક સરખાપણું અને નિશ્ચિતપણું પ્રાપ્ત કરવાની જરૂરછે તેથી આ ઉપરથી નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવેછે:--

ટુંકું નામ.

૧ આ આકટ "સને ૧૮૭૫નો હીંદુસ્તાનનો પુખ્ત ઉમ્મરનો આકટ" એવું નામ આપુંછે.

આ આકટ ક્યાં લાગુ પડેછે.

આ આકટ આખા બ્રીટીશ હીંદુસ્તાનને લાગુ પડેછે અને મહારાણીની પ્રજાના સબંધમાં મહારાણી સાહેબ સાથે કોલ કરારછે એવા હીંદુસ્તાનમાંના દેશી રજવાડાના રાજ્યોને અને સંસ્થાનોને લાગુ પડેછે,

તે ક્યારે શરૂ થશે અને અમલમાં આવશે.

અને આકટ પાસ થયાની તારીખથી ત્રણ મહીના પછી તે ચાલુ થશે અને અમલમાં આવશે.

૨ આમાં કહેલી કોઈ પણ બીના લાગુ પડશે નહી—

(અ) નીચે લખેલી એટલે લગ્ન, પેહેરામણી, છેડા છુટકા અને દત્તકની બાબતામાં કોઈ પણ સખસની કામ કરવાની સત્તાને; અથવા

(બ) મહારાણી સાહેબની હીંદુસ્તાનમાંની પ્રજાના કોઈ પણ વરગ ધર્મને અગર ધર્મ સબંધી ક્રીયા અને રીવાજોને; અથવા

(ક) આ આકટ અમલમાં આવતાં પેહેલાં તેને લાગુ પડતા કાયદા પ્રમાણે જે સખસ પુખ્ત ઉમ્મરનો થયો હોય તેની સતાને;

હીંદુસ્તાનમાં નિવાસ કરી રહેલા સખસોની પુખ્ત ઉમ્મર.

૩ ઉપર કહેલુંછે તેને અનુસરીને જે સગીરની મીલકતનો અથવા જાતનો ન્યાયની કોરટે વાલી નીમ્યોછે અથવા ન્યાયની કોરટથી વાલી નીમવામાં આવશે તે સગીર, અને કોઈ પણ કોરટ ઓફ વારડસની હકુમત નીચે હોય તેવો સગીર, (સને ૧૮૬૫ ના ૧૦) ઇન્ડીઅન સકસેશન આકટ અથવા બીજા કાયદામાં જે કાંઈ આ વિરૂધ લખ્યું હોય, તે છતાં પણ, જ્યારે તેની ૨૧ વરસની ઉમ્મર પુરી થાય ત્યારે પુખ્ત ઉમ્મરનો થયો ગણાશે, ત્યાર પહેલાં પૂખ્ત ઉમ્મરનો થયો ગણાશે નહીં.

ઉપર કહ્યુંછે તેને અનુસરીને હીંદુસ્તાનમાં નિવાસ કરીને રહેલો બીજો કોઈ સખસ; જ્યારે તેની અઢાર વરસની ઉમ્મર પુરી થાય ત્યારે પુખ્ત ઉમ્મરનો થયો ગણાશે, ત્યારપેહેલાં પુખ્ત ઉમ્મરનો થયો ગણાશે નહીં.

**પુખ્ત ઉમ્મર શી રીત ગણવી.**

૪ કોઇ પણ સખસની પુખ્ત ઉમ્મર ગણવામાં જે દીવસે તે જન્મ્યો હોય તે આ દીવસ ગણાશે; અને જો તેને ત્રીજી કલમનો પેહેલો પારાગ્રાફ લાગુ પડતો હોય તો, તે દીવસનું એકવીસમું સંવત્સર આવે તેની શરૂઆતમાં અને જો તેને ત્રીજી કલમનો બીજો પારાગ્રાફ લાગુ પડતો હોય તો તે દીવસનું અઢારમું સંવત્સર આવે તેની શરૂઆતમાં, તે શખસ પુખ્ત ઉમ્મરનો થયો તેમ ગણાશે.

## ઉદાહરણો.

(અ) ક સને ૧૮૫૦ ના જાનેવારી મહીનાની પેહેલી તારીએ બ્રીટીશ હીંદુસ્તાનમાં જન્મ્યો અને તેનો નિવાસ બ્રીટીશ હીંદુસ્તાનમાંછે ન્યાયની કોરટે તેની જાતનો વાલી નિમ્યોછે. ક સને ૧૮૭૫ના જાનેવારી મહીનાની પેહેલી તારીખને પેહેલે ક્ષણે પુખ્ત ઉમ્મરનો થાયછે.

(બ) ક સને ૧૮૫૨ના ફેબરૂઆરીની ૨૯મી તારીએ બ્રીટીશ હીંદુસ્તાનમાં જન્મ્યો અને તેનો નિવાસ બ્રીટીશ હીંદુસ્તાનમાંછે. ન્યાયની કોરટે તેની મીલકતનો વાલી નિમેલોછે. ક સને ૧૮૭૩ના ફેબરૂઆરીની ૨૮મી તારીખને પેહેલે ક્ષણે પુખ્ત ઉમ્મરનો થાય છે.

(ક) ક સને ૧૮૫૦ના જાનેવારીની પેહેલી તારીએ જન્મ્યો તે બ્રીટીશ હીંદુસ્તાનમાં નિવાસ પ્રાપ્ત કરેછે. કોઈ પણ ન્યાયની કોરટે તેની જાતનો અગર મીલકતનો વાલી નીમેલો નથી, તેમજ તે કોરટે ઓફ વારડસની હકુમત નીચે પણ નથી; ક સને ૧૮૬૮ના જાનેવારીની પેહેલી તારીખને પેહેલે ક્ષણે પુખ્ત ઉમ્મરનો થાય છે.

---

આ આકટ અમદાવાદ હીતેચ્છુ પરેસમાં છાપ્યો.

# સન ૧૮૬૫ નો આકટ ૧૧ મો.

## અદાલતની, હાઈકોરટની, અસલ દીવાની ફરિયાદો લેવાની, મામુલ હકુમતની, હદ બાહારની નાહાના મુકરદમાની કોરટો બાબત કાયદા છે તે એકઠા કરીને સુધારવા બાબતનો આકટ.

ઉદ્દેશ. અદાલતની હાઈકોરટની અસલ દિવાની ફરિયાદી લેવાની મામુલ હકુમતની હદ બાહારની નાહાના મુકરદમાની કોરટો બાબત કાયદા છે તે એકઠા કરીને સુધારવા યોગ્ય છે, વાસ્તે હેઠળ લખ્યા પરમાણે ઠરાવ્યું છે.

૧. આ આકટમાં વિષયને અથવા આગલા પાછલા સંબંધને બાધ આવતો નહીં હો

વચન. ય તો એક વચના શબ્દોમાં અનેક વચની શબ્દોનો અને અનેક વચની શબ્દોમાં એક વચની શબ્દોનો સમાસ થાય છે એવું સમજવું.

લિંગ. પૂલિંગ શબ્દોમાં સ્ત્રીઓનો સમાસ થાય છે.

"જડજ" "જડજ" આ શબ્દોમાં આકિટંગ જડજનો સમાસ થાયછે.

"કલમ" "કલમ" એટલે આ આકટની કલમ જાણવી.

"નાહાના મુકરદમાની કોરટો." "નાહાના મુકરદમાની કોરટો" એટલે આ આકટ પરમાણે સ્થાપેલી કોરટો.

"ઠેકાણા ઠેકાણાની સરકાર" અને બ્રિટિશ ઇંડિયાના જે જે ભાગમાં આ આકટ અમલમાં આવશે તે તે ભાગમાં અમલ ચલાવવાનો અખત્યાર જે માણસને આપ્યો હશે તે માણસ. એવો અરથ તે ભાગમાં ઠેકાણા ઠેકાણાની "સરકાર" આ શબ્દોનો સમજવો. અને તે ભાગમાં જે મુખ્ય દિવાની અપીલ કોરટની હકુમત ચાલતી હોય તે મુખ્ય દિવાની અપીલ કોરટ એવો અરથ.

"હાઈ કોરટ" હાઇકોરટ આ શબ્દનો સમજવો.

સન ૧૮૬૦ નો ૪૨ મો આકટ અને સન ૧૮૬૧ નો ૧૨ મો આકટ રદ કરવા બાબત.

૨. બાદશાહી સનદ ઉપરથી સ્થાપેલી ઇનસાફની સુપ્રીમ કોરટની હકુમતની એહ બાહાર નાહાના મુકરદમાની કોરટો સ્થાપવા બાબત સન ૧૮૫૦ નો ૪૨ મો આકટ છે તે, અને સન ૧૮૬૦ નો ૪૨ મો આકટ સુધારવા બાબત સન ૧૮૬૧ નો ૧૨ મો આકટ છે તે રદ છે એવું સમજવું. પણ એવું ઠરાવ્યું છે કે સન ૧૮૬૦ ના ૪૨ મા આકટ પરમાણે સ્થાપેલી જે નાહાના મુકરદમાની કોરટો છે તે કોરટોને તે આકટ પરમાણે મુલકના જેટલા ભાગમાં હકુમત આપી છે તેટલા ભાગમાં અથવા આગળની કલમ પરમાણે તે કોરટોને મુલકના જેટલા ભાગમાં હકુમત આપી છે તેટલા ભાગમાં તે કોરટો આ આકટ પરમાણે સ્થાપી છે અને આ આકટમાં ઠરાવ તેઓને લાગુ થશે એવું સમજવું અને તે કોર્ટોમાં જે ફરીયાદી તથા કામો ચાલુ હોય તેઓની આ આકટ પ્રમાણે જે રીતે તજવીજ કરીને ફેંસલો કરવો જોઇએ તે રીતે તજવીજ કરીને ફેંસલો કરવો પણ આ આકટ અમલમાં આવ્યા પેહેલાં સદરહુ પ્રકારની હરકોઇ ફરીયાદીમાં અ-

થવા કામ ચાલુ હોય તેમાં જે વાત કરી હોય તેહનું ફળ આ આકટ ઉપરથી રદ થાય છે, અથવા બદલાય છે એવું સમજવું નહીં.

૩. પોતાના તાબામાંહેના મુલક માંહેની હરકોઈ જગાએ આ આકટ પ્રમાણે ન્હાના મુકરદમાની કોરટો સ્થાપવા બાબત. | કરદમાનો ઇનસાફ કરવા સારૂં ઈંડીયાના ગવરનર જનરલ ઇનકૌંસિલની મંજુરી લઈને ન્હાના મુકરદમાની કોરટો જેટલા માણસોની જરૂર હોય તેટલા માણસો સુધાં સ્થાપવાનો અધિકાર ઠેકાણા ઠેકાણાની સરકારને છે ન્હાના મુકરદમાની કોરટો સદરહુ પ્રમાણે સ્થાપવામાં આવશે ત્યારે તે કોરટની હકુમતની હદ ઠેકાણા ઠેકાણાની સરકારે ઠરાવવી. અને એ પ્રમાણે ઠરાવેલી હદમાં વખતે વખતે ફેરફાર કરવાનો અધિકાર સરકારને છે. ન્હાના મુકરદમાની હરકોઈ કોરટ કાહાડી નાખવાનો અધિકાર ઠેકાણા ઠેકાણાની સરકારને છે.

તેની હકુમતની સ્થળ શીમ ઠેકાણા ઠેકાણાની સરકારે ઠરાવવી.

૪. ન્હાના મુકરદમાની દરએક કોરટે શીકો વાપરવો તે ઉપર "ફલાણા ઠેકાણાની ન્હાના મુકરદમાની કોર્ટ" એ અક્ષરો અંગ્રેજીમાં તથા કોરટની ભાષામાં કોરાવવા. અને સઘળી બાબતના તે કોરટની ઉપર હાઇકોરટનો નિબંધ તથા હુકમ ચાલશે.

કોર્ટનો શીકો. કોરટ સઘળી બાબતમાં હાઇકોરટના તાબામાં રહેશે.

૫. નાહાના મુકરદમાની કોરટની હકુમતની હદમાં જે જગા અથવા જગાઓ ઠેકાણા ઠેકાણાની સરકાર વખતે વખતે ઠરાવશે તે જગાઓ કોરટો ભરવી.

કોરટો ક્યાંહ ભરવી.

૬. નાહાના મુકરદમાની કોરટોને જે મુકરદમાઓનો ઇનસાફ કરવાનો અધિકાર છે તેની વિગત.—ખતની રૂએ અથવા બીજા કરારની રૂએ રૂપીઆ લેહેણા હોય તે બાબતનો અથવા ભાડા બાબતના અથવા જંગમ માલ મિલકત બાબતનો અથવા તેવી માલ મિલકતની કિંમત બાબતનો અથવા નુંકશાની બાબતનો દાવો ખાતાની બાકીની રૂએ અથવા બીજી રીતે પાંચસેં રૂપીઆ ઉપર નહી હોય તેવા દાવા પણ એવું ઠરાવ્યું છે કે હેઠળ લખેલી ફરિયાદી સદરહુ પ્રકારની કોઇ કોરટમાં ચાલશે નહીં તેની વિગત.—

નાહાના મુકરદમાની કોરટોને કઈ કઈ ફરિયાદીનો ઇનસાફ કરવાનો અધિકાર છે.

૧. ભાગીઆએ અથવા તેઓના મુખત્યારોએ બાકી કાહાડી આપી નહી હોય તો પંતીઆળાના હિસાબની બાકી બાબતની ફરિયાદી.

૨. અત્યુપત્ર (એટલે વસિયતનામુ) કર્યા વગર કોઇ માણસ મરી ગયો હોય તેનો માલ મિલકતનો હિસ્સો લેવા બાબતની અથવા હિસ્સાનો ભાગ લેવા બાબતની ફરિયાદી અથવા વસિયતનામાની રૂએ લેગેશી એટલે મફત લેખ્યાપિત દાન લેવા બાબતની અથવા લેગેશીનો ભાગ લેવા બાબતની ફરિયાદી.

૩. શરીરને ઇજા કરી એવું કેહેતો હોય તેની નુંકશાની ભરી લેવા બાબતની ફરિયાદ ચાલશે નહીં, પણ તે ઇજાથી પઇશાનું નુંકશાન થયું હોય તો તે નુંકશાની બાબતનીજ ફરીયાદી ચાલશે.

૪. જમીનના ગણોત બાબત અથવા બીજા દાવા બાબત હાલમાં રેવન્યુ ખાતાના અમલદારની આગળ ( એટલે મુલકી અમલદારની આગળ) ફરિયાદી ચાલેછે તેવા ગણોત બાબતની અથવા બીજા દાવા બાબતની ફરિયાદ ચાલશે નહી, પણ જમીનના ધારાની ચઢેલી બાકી બાબતની ફરિયાદ લેવાની હકુમત નાહાનાં મુકરદમાની કોરટના જડજોને ખસુસ કરીને આપી હશે તોજ ધારાની ચઢેલી બાકી બાબતની ફરીયાદચાલશે

એક હજાર રૂપીયા સુધી નાહાના મુકરદમાની કોરટની હકુમત વધારવાનો અધિકાર.

૭. ઉપરની છેલી કલમમાં કહેલી જે ફરિયાદીઓનો ઇનસાફ કરવાનો અધિકાર તેજ કલમ ઉપરથી નાહાના મુકરદમાની કોરટોમાં છે તે ફરિયાદીઓમાં નાહાના મુકરદમાની કોરટોની હકુમત એક હજાર રૂપીયાની રકમ સુધી વિચારવાનો અધિકાર ઠેકાણા ઠેકાણાની સરકારને છે.

કોરટની હકુમત.

૮. ફરિયાદ કરતી વખતે પ્રતિવાદી નાહાના મુકરદમાની કોરટની હકુમતની સ્થળ શીમમાં રેહેતો હોય અથવા નફા સારૂ પોતાની જાતે કામ ધંધો કરતો હોય અથવા હકુમતની સ્થળ શીમમાં ફરિયાદીનુ કારણ ઉત્પન થયુ હોય અને પ્રતિવાદી ફરિયાદી થતી વખતે નફા સારૂ પોતાના સાકરી અથવા મુખત્યારની મારફતે તે સ્થળ શીમમાં કામ કરતો હોય તો છઠી કલમમાં કહેલી જે ફરીયાદીનો ઇનસાફ કરવાનો અખત્યાર તેજ કલમ ઉપરથી નહાના મુકરદમાની કોરટોને આપ્યો છે તે સઘળી ફરીયાદીનો ઇનસાફ કરવાનો અધિકાર નહાના મુકરદમાની કોરટને છે.

ખુલાશો. ( અ. ) કોઇ માણસનું એક જગાએ હમેશાં રેહવાનું ઠેકાણું હોય અને થોડા દાહાડાના કામ સારૂજ બીજી જગાએ પણ તેનો ઉતારો હોય ત્યારે જે ઠેકાણે તે થોડા દાહાડા રેહેતો હોય તે ઠેકાણે ફરીયાદીનું કારણ ઉત્પન થાયતો તે બાબત તે તે બહુ ઠેકાણે રેહેછે એહવું સમજવું.

( બ. ) કારપોરેશનની અથવા મંડળીની એકજ અથવા મુખ્ય કચેરી જે જગાએ હોય તે જગાએ ફરીયાદીનું કારણ ઉત્પન થાય તો તે કારણના સંબંધથી એ કારપોરેશન અથવા મંડળી કામ ચલાવે છે એહવું સમજવું. અથવા કારપોરેશનની અથવા મંડળીની પેટાની કચેરી જે જગાએ હોય તે જગાએ ફરીયાદીનુ કારણ ઉત્પન થાયતો તે કારણના સંબંધથી તે જગાએ તે કારપોરેશન અથવા મંડળી કામ ચલાવે છે એવુ સમજવું.

( ક. ) આ કલમમાં કામ એવુ જે કહ્યું છે તે હરકોઇ મુકરર ઠેકાણે મુકરર વખત સુધી ચાલવું જોઇએ.

સરકારની ઉપરની ફરીયાદી

૯. ઠેકાણા ઠેકાણાની સરકાર ઉપર અથવા ઇંડીયા સરકાર ઉપર ફરીયાદી કરવી હોય તો તે સરકારનુ શ્થાન જે જગાએ હોય તે જગાએ જે કોરટની હકુમત ચાલતી હોય તે કોરટમાં કરવી.

સ્ટેટ સેક્રેટરીની ઉપરની ફરીયાદી.

૧૦. સ્ટેટ સેક્રેટરી ઉપર ફરીયાદી કરવી હોયતો જે મુલકમાં ફરીયાદીનું કારણ ઉત્પન થયું હોય તે મુલકની સરકારનું સ્થાન જે જગાએ હોય તે જગાએ જે કોરટની હકુમત ચાલતી હોય તે કોર્ટમાં કરવી.

૧૧. પ્રતીવાદી જે ચાકરીની અથવા મુખત્યારની મારફતે નફા સારૂં કામ ધંધો કરેતો હોય તે ચાકરને અથવા મુખત્યારને આ આકટ પ્રમાણે કરેલો સમન પોહોચાડયો એટલે પ્રતિવાદીને પોંહોચાડયો એવું સમજવું પણ એવું ઠરાવ્યું છે કે જે કોર્ટમાં ફરીયાદી થઇ હોય તે કોરટની હકુમતની સ્થળ શીમમાં સદરહુ પ્રમાણે સમન પોંહોચાડતી વખતે તે મુખત્યાર અથવા ચાકર પોતાની જાતે પ્રતીવાદીની વતી નફા સારૂ કામ કરતા હોય એમ સમજવું જોઇએ.

૧૨. આ આકટ પ્રમાણે ન્હાના મુકરદમાની કોરટ જ્યાં સ્થાપી હોય ત્યાંહાં જે

*જે મુકરદમાનો ઇનસાફ કરવાનો અધિકાર ન્હાના મુકરદમાની કોરટનેછે તે મુકરદમાનો ઇનસાફ કોરટની સ્થળ શીમમાં જે બીજી કોરટની હકુમમ હોય તે કોરટે કરવો નહી.*

જે મુકરદમાનો ઇનસાફ કરવાનો અધિકાર તે કોરટને હોય તે મુકરદમાનો ઇનસાફ ન્હાનાના મુકરદમાની સદરહુ કોરટની હકુમતની સ્થળ શીમમાં બીજી કોઇ કોરટની હકુમત ચાલતી હોય તે કોરટે કરવી નહી. પણ એવું ઠરાવ્યું છે કે કરજ બાબત અથવા દિવાની કામના બીજા દાવા બાબત માજીસ્ત્રેટને અથવા માજીસ્ત્રેટનો અખત્યાર ચલાવનારા માણસને અથવા આસિસ્ટંટ માજીસ્ત્રેટને, અથવા ડીપુટી માજીસ્ત્રેટને હાલમાં જે હકુમત

*કરજ બાબત માજીસ્ત્રેટની હકુમત કાયમ રાખવા બાબત.*

છે તે હકુમત આ આકટના કોઈ ઠરાવ ઉપરથી જતી રેહેશે એવું સમજવું નહી. અથવા મદરાસના કાયદા પુસ્તકના ઠરાવ પ્રમાણે ગામના મુનશફ અથવા ગામની અથવા તાલુકાની પંચ જે હકુમત ચલાવે છે તે હકુમત અથવા લશકરી કોરટ રીકવેસ્ટ જે હકુમત ચલાવે છે તે હકુમત અથવા છાવણીના જોઇંટ માજીસતરેટને કેટલેએક પ્રસંગે દિવાની હકુમત આપવા બાબત તથા તે અમલદારોને ખતાના રજીસ્ટર કરવા બાબત" સન ૧૮૫૯ નો ૩ જો આકટ છે તે આ આકટ પ્રમાણે છાવણીના જોઇંટ માજીસતરેટને દિવાની હકુમત આપી હોય તે જોઇંટ માજીસતરેટ જે હકુમત ચલાવેછે તે હકુમત અથવા લશકરી

*તેમજ મદ્રાસમાં અને મુંબઈમાં નાહાના મુકરદમાનો ઇનસાફ કરવા સારૂ કોઈ અમલદાર નિમ્યો હોય તેની*

બજારમાં તથા છાવણીમાં અને મદ્રાસ અથવા મુંબઈ પ્રસિડેન્સીનુ લશકર જે થાણામાં રેહેતુ હોય તે થાણામા નાહાની નાહાની ફરિયાદીઓનો ઇનસાફ કરવા સારૂ તે પ્રત્યેક પ્રસિડેન્સીની ચાલુ કાનુંન પરમાણે અખત્યાર આપીને ઠરાવેલો અમલદાર જે હકુમત ચલાવેછે તે હકુમત, અથવા મદ્રાસ પ્રસીડેન્સીમાં ચાલુ કાનુંન પ્રમાણે લશકરી મા

*અથવા મદ્રાસમાં લશકરી પંચાયતની.*

ણસો ઉપરની ફરિયાદી બાબત પંચ જે હકુમત ચલાવેછે તે હકુમત આ આકટના કોઇ ઠરાવ ઊપરથી જવી રહે છે એવુ સમજવું નહી.

૧૩. આ આકટમાં આગળ ઠરાવ કરયો છે તે શિવાય નાહાના મુકરદમાની કો

*કોરટનો જડજ.*

રટ ઠેકાણા ઠેકાણાની સરકારે ઠરાવેલા જડજની આગળ બેસી, અને ઇંડિયાના ગવરનર જનરલ ઇનકાંઉનશીલ ઠરાવે છે તેટલો પગાર તે જડજને મળશે, તે જડજ ઠેકાણા ઠેકાણાની સરકાર નિમણુક કરશે તે પરમાણે સદરહુ પ્રકારની એક કોરટનો જડજ થશે અથવા તેવી બે અથવા વધતી કોરટોનો જડજ થશે પણ આ આકટના ઠરાવ શિવાય બીજી રીતે તેણે દિવાની હકુમત ચલાવવી નહી. આ આકટમાં આગળ ઠરાવ કરયો છે તે પ્રમાણેજ ચલાવવી.

ઘણી કોરટોનો જે જડજ હશે તેને સરકીટ ફરવાની વખત તથા કોરટો ભરવાની તારીખો ઠરાવવાનો અધિકાર છે.

૧૪. નાહાના મુકરદમાની એ અથવા વધતી કોરટોનો જે જડજ થશે તે જડજ પોતે જે વખત સરકીટ ફરવા જવાનો હોય તે વખત અને જે જુદી જુદી કોરટોનો પોતે જડજ હોય તે કોરટો જે તારીખે ભરવા માંડશે તે તારીખો પોતાની સરકારના હુકમ પરમાણે અથવા ઈંડિયા સરકારના પ્રતક્ષ તાબા માહેના મુલકમાં ચીફ કમીસનરના અથવા મુખ્ય દિવાની અમલદારના હુકમ પરમાણે ઠરાવવાને મુખત્યાર છે. સદરહુ વખતની તથા તારીખોની સુચના સરકારી ગેજીટમા છપાવી પ્રસિધ કરવી, અને ઠેકાણા ઠેકાણાની સરકાર અથવા સદરહુ ચીફ કમીસનર અથવા બીજો અધિકારી જે જગાએ અને જે રીતે છપાવીને પ્રસિધ કરવાનુ ફરમાવશે તે જગાએ અને તે રીતે છપાવીને પ્રસિધ કરવી.

નાહાના મુકરદમાની કોરટના જડજનો અખત્યાર મુકરર કરેલી મુદત સુધી હરકોઈ માણસને આપવાને ઠેકાણા ઠેકાણાની સરકાર મુખત્યાર છે.

સદરહુ પ્રમાણે જે માણસને અધિકાર આપ્યો હોય તે માણસે અધિકાર ચલાવવો.

૧૫. આ આકટ પરમાણે નાહાના મુકરદમાની કોરટના જડજનો જે અધિકાર છે તે કંઇ મુકરર કરેલી મુદત સુધી અથવા વરસો વરસ કંઇ એક મુકરર કરેલી મુદત સુધી કોઈ માણસને વખતે વખતે આપવાને અને તે અધિકાર તે માણસે કંઇ કંઇ કોરટમા ચલાવવો તે વખતે વખતે ઠરાવવાને ઠેકાણા ઠેકાણાની સરકાર મુખતીયાર છે. જે માણસને ઉપર કહ્યા પરમાણે અધિકાર આપ્યો હોય તે માણસે તે અધિકાર ફલાણી કોરટમાં ચલાવવો એવું સરકારે ઠરાવ્યુ હોય તે કોરટમા ૧૩ મી કલમ પરમાણે તે કોરટોને સારૂ નિમેલો જડજ જે પરમાણે અધિકાર ચલાવતે તેજ પરમાણે ચલાવવો.

સદરહુ પરમાણે જે માણસને અધિકાર આપ્યા હોય તે માણસે જે કોરટમાં જડજ હોય તે કોરટમાં હકુમત ચલાવવી.

૧૬. જે માણસને ઉપરની છેલી કલમ પરમાણે નાહાના મુકરદમાની કોરટના જડજનો અધિકાર આપ્યો હોય તે માણસે એ અધિકાર ૧૩ મી કલમ પરમાણે નિમેલો જડજ જે કોરટમાં હોય તે કોરટમા ચલાવવો એવું સરકાર ઠરાવે તો ઉપર કહ્યા પરમાણે જે માણસને અધિકાર આપ્યો હોય તે માણસે ૧૩ મી કલમ પરમાણે નિમેલા જડજની હકુમત પરમાણે હકુમત ચલાવવી. ઉપર કહ્યા પરમાણે જે માણસને અધિકાર આપ્યો હોય તે માણસ અને જે જડજની કોરટમાં તે માણસે પોતાનો અધિકાર ચલાવવો એવું ઠરાવ્યું હોય તે જડજ એઓને કામ વેંહેંચી આપવાનો બંદોબસ્ત કરવા બાબત અને નાહાના મુકરદમાની કોરટોના જડજોના તથા ઉપર કહ્યા પરમાણે જે માણસોને અધિકાર આપ્યો હોય તે માણસોના કામ ઠરાવવા બાબત અને તેઓના દરજા ઠરાવવા બાબત ઠેકાણા ઠેકાણાની સરકારે વખતે વખતે કાનુંનો કરવી પણ એવું ઠરાવ્યું છે કે તે કાનુનોમાંની કોઇ કાનુન કોઈ રીતે આ આકટના ઠરાવ વિરૂધ કરવી નહી.

૧૭. નાહાના મુકરદમાની કોરટના જડજનો અધિકાર ૧૫ મી કલમ પરમાણે જે

જડજોનો અથવા જે માણસને નાહાના મુકરદમાની કોરટના જડજનો અધિકાર આપ્યો હોય તે માણસોનો પગાર અને તેઓને સ્થળ શીમમાં વકીલાત કરવા નીમના.

માણસને આપ્યો હોય તે દરેક માણસને ગવરનર જનરલ ઈનકૌનસીલ વખતે વખતે ઠરાવશે તેટલા પગાર મળશે. સદરહુ માણસને અધિકાર આપ્યો હોય તે અધિકાર જે જીલાની અથવા ઠેકાણાની સ્થળ શીમમાં ચલાવવાનો તેનો હુકમ થયો હોય તે જીલામાં અથવા ઠેકાણે તેણે બારિસ્ટરનુ અથવા અટરનીનું અથવા વકીલનું અથવા પ્લીડરનું અથવા લાએજંટનુ કામ કરવું નહી.

સમન.

૧૮. આ આકટ પરમાણે ફરિયાદી થાય તે સઘળી ફરિયાદીના પ્રતિવાદીને મુકરદમાનો, અખત્યારનો ફેંસલો થવા સારૂ સમન કરવો. ફરિયાદ અરજી શિવાય બીજી લખેલી હકીકત કોરટે માગ્યા વગર કોરટે લેવી નહી,

જે ફરિયાદીઓનો ઈનસાફ કરવાનો અધિકાર નાહાના મુકરદમાની કોરટોને છે તે ફરિયાદીઓમા જે લેણદારનું હુકમનામુ થયું હોય તે લેણદાર દરખાસ્ત કરે તો જે દેણદારની ઉપર હુકમનામુ થયું હોય તે દેણદારની જાત ઊપર અથવા જંગમ માલ ઉપર હુકમનામુ તાબડતોબ બજાવવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

૧૯. આ આકટ પરમાણે જે પ્રકારની અને જેટલી રકમની ફરિયાદીનો ઈનસાફ કરવાનો અધિકાર છે તે પ્રકારની અને તેટલી રકમની ફરીયાદીમા હુકમનામું કરવામા આવે ત્યારે જે પક્ષકારની તરફનું હુકમનામું થાય તે પક્ષકાર મોહોડે અરજી કરે તો હુકમનામુ કરતી વખતેજ હુકમનામુ કરનારી કોરટ પોતાની હકુમતની સ્થળ શીમમાં હુકમનામાવાળો દેણદાર હોય તો તેની જાત ઊપર અથવા સદરહુ શીમમા હુકમનામાવાળા દેણદારની જંગમ માલ મિલકત હોય તે માલ મિલકત ઉપર વારંટ આપીને તે હુકમનામુ તાબડતોબ બજાવવાનો હુકમ કરવાને મુખતીયાર છે. હુકમનામાવાળા લેણદારની જંગમ માલ મિલકત ઊપર વારંટ આપવુ પડે તો કોરટની હકુમતની સ્થળ શીમમાં તે દેણદારની હરકોઈ ઠેકાણે જંગમ માલ મિલકત જડે તે સઘળી માલ મિલકત બાબત મોઘમ વારંટ આપવું અથવા હુકમનામાંવાળો લેણદાર તેજ હદમાં હુકમનામાવાળા દેણદારની જંગમ માલ મિલકત બતાવે તે માલ મિલકત બાબત વિશેષ વારંટ આપવું.

જંગમ માલ જેટલો જોઈએ તેટલો નહી હોયતો સ્થાવર મિલકત ઉપર હુકમનામું બજાવવું.

૨૦. આ આકટ પ્રમાણે હુકમનામું બજાવવા સારૂ હુકમનામાવાળા દેણદારનો જંગમ માલ વેચ્યા પછી હુકમનામા માહેનુ કંઈ લેહેણું બાકી રેહે અને હુકમનામાવાળા દેણદારની સ્થાવર મિલકત ઉપર હુકમનામું બજાવવાનો હુકમ આપો એવી હુકમનામાવાળાની ઈચ્છા હોયતો તે દરખાસ્ત આપે એટલે કોરટે તેને હુકમનામાની નકલ આપવી અને તે હુકમનામાની રૂઈએ જેટલું લેહેણુ બાકી રહ્યું હોય તે બાબત દાખલો આપવો અને હુકમનામાવાળા દેણદારની સ્થાવર મિલકત જે જગાએ હોય તે જગાએ જે દિવાની કોર્ટની સામાન્ય હકુમત ચાલતી હોય તે કોર્ટમા તે નકલ તથા દાખલો રજુ કરે એટલે તે કોરટે પોતાના કાનુન પ્રમાણે અને તેવે પ્રસંગે કામ ચલાવવાની રીત હોય તે રીતે તે હુકમનામું અમલમાં લાવવાનું કામ ચલાવવું.

૨૧ આ આકટ પ્રમાણે મુકરદમાનો ઈનસાફ થાય ત્યારે કોરટે ફેંસલા અથવા

આ આકઠ પ્રમાણે જે મુકરદમાનો ઈનસાફ થયો હોય તે મુકરદમાના ફેંસલા આખેરના સમજવા.

હુકમ કરે તે સઘળા આખેરના જાણવા. પણ એવું ઠરાવ્યું છે કે પ્રતિવાદી ઉપર એકતરફી હુકમનામુ થયુ હોય ત્યારે જે કોરટે હુકમનામુ કરયુ હોય તેજ કોરટને હુકમનામું અમલમાં લાવવાનો હુકમ બન્યા પછી ત્રીસ દીવસની

એકતરફી હુકમનામુ રદ થઈ શકશે.

અંદર પ્રતીવાદી એવી નોટીસ આપવાને મુખત્યાર છે કે કોરટની આવતી બેઠકે હુકમનામું રદ કરવાનો હુકમ મળવા સારૂ કોરટને નોટીસ આપવાનો મ્હારો ઈરાદો છે અને કોરટની આવતી બેઠકે દરખાસ્ત કરી પણ સમન બરાબર પોહોચ્યો નહી અથવા મુકરદમાનો ઈનસાફ થયો તે વખતે પ્રતીવાદીથી હાજર થવાયું નહી તેનો વાજબી સબબ હતો એવું કોરટની ખાત્રિ થાય તે રીતે સાબીત થાયતો પોતાની નજરમાં આવે તે પ્રમાણે ખરચ બાબત સરતો અથવા બીજો ઠરાવ કરીને કોરટે હુકમનામું રદ કરવાનો હુકમ કરવો અને મુકરદમાનો ઈનસાફ કરવાને દિવસ ઠરાવવો અને વળી એવું ઠરાવ્યું છે કે ઉપરનો વિશેષ ઠરાવ જે મુકરદમાને લાગુ નહી હોય અને નવેસરથી ઈનસાફ કરાવવા સારૂ કોરટની

નવેસરથી ઈનસાફ.

આવતી બેઠકે દરખાસ્ત કરવાનો ઈરાદો છે એવી નોટીસ ફેંસલાની તારીખથી સાત દિવસમાં કોરટને આપે અને પછી કોરટની આવતી બેઠકે તે પ્રમાણે દરખાસ્ત આપે ને કોર્ટની નજરમાં આવશે તો નવેસરથી ઈનશાફ કરવાને કોરટ મુખત્યાર છે પણ નવેસરથી ઈનસાફ કરાવવાની જે પક્ષકારે દરખાસ્ત કરી

કરજની રકમ તથા ખરચ અનામત મુકવા બાબત

હોય તે પક્ષકાર પ્રતિવાદી અથવા પ્રતીવાદીઓમાંનો એક પ્રતીવાદી હોય તે પોતાની ઉપર જેટલા રૂપીયાનું હુકમનામું થયું હોય તેટલા રૂપીયાની રકમ સામાવાળાને ખરચ થયો હોય તે ખરચ સુધાં દરખાસ્ત કરવાની નોટીસની સાથે કોરટમાં અનામત નહી મુકેતો પાછો નવેસરથી ઈનસાફ કરવો નહી.

આ આકઠ પ્રમાણે કોઈ મુકરદમાનો ઈનસાફ કરતી વખતે કાયદા સંબંધી તકરાર

કાયદા વિગરે બાબત તકરાર નિકળે તે વીશે હાઈકોરટમાં લખી મોકલવાનો અધિકાર.

નિકળે અથવા તે ચાલુ કાયદા સરથી ચાલતી આવેલી હોય તે ચાલ સંબંધી તકરાર નિકળે અથવા મુકરદમાના ફેસલાને હરકત પડે એવી કોઈ દસ્તાવેજના અર્થ સંબંધી તકરાર નીકળે તો પાંચસો રૂપીયા સુધીની ફરીઆદીમાં કોરટે પોતાની મેળે અથવા મુકરદના હરકોઈ પક્ષકારની અરજી ઉપરથી તે મુકરદમાની હકીકત લખી કાહાડી ને તે હકીકત પોતાના અભિપ્રાય સુધાં ઠરાવ થવા સારૂં હાઈકોરટમાં મોકલવાને મુખત્યાર છે. અને પાંચસો રૂપીયા ઉપરની ફરીયાદી હોયતો કોરટ મુકરદમાની હકીકત લખી કાહાડીને તે હકીકત પોતાના અભિપ્રાય સુધાં ઠરાવ થવા સારૂ હાઈકોરટમાં મોકલવીજ જોઈએ.

૨૩ હાઈકોરટને લખી મોકલ્યુ હોય તોપણ મુકરદમાનું કામ ચલાવવાને કોરટ

હાઈકોરટના અનુમત પ્રમાણે હુકમનામુ કરસે એવી સરતથી હુકમનામુકરવાનો અધિકાર.

મુખત્યાર છે. અને જે વાત બાબત હાઈકોરટને લખી મોકલ્યું છે તે વાત બાબત હાઈકોરટનું અનુમત લખાઈ આવશે તે પ્રમાણે હુકમનામુ કરશે એવી શરતથી હુકમનામુ કરવાને, પણ કોરટ મુખત્યાર છે પણ જે મુકરદમા બાબત

હાઈકોરટને લખી મોકલ્યું હોય તે મુકરદમાનું હુકમનામુ તે કોરટનો હુકમ આવી પોંહોંચે ત્યાંહાં સુધી બજાવવું નહી.

તે મુકરદમાનો ઇનસાફ કરવા સારૂ હાઇકોરટે દિવસ ઠરાવવો.

૨૪ હાઇકોરટે તે મુકરદમાનો ઇનસાફ કરવા સારૂ નજીકનો દિવસ ઠરાવવો અને તે કોરટના ઘરમા જાહેરનામુ મારીને તે દિવસની સુચના આપવી.

પક્ષકારો પોતાની જાતે હાજર થઇ તકરાર કરવાને અથવા વકીલની મારફતે તકરાર કરવાને મુખત્યાર છે.

૨૫. સદરહુ પ્રકારના મુકરદમાના પક્ષકારો પોતાની જાતે હાઇકોરટમાં હાજર થઇને તકરાર કરવાને અથવા વકીલની મારફતે તકરાર કરવાને મુખત્યાર છે.

હાઇકોરટનો ફેસલો મોકલવો.

૨૬. મુકરદમાની ચોકશી કરીને વિચાર કરયા પછી હાઇકોરટે પોતાના ફેસલાની એક નકલ ઉપર કોરટનો શિક્કો કરીને તે નકલ જે કોરટે મુકરદમો મોકલ્યા હોય તેની પાસે મોકલવી. અને તે નકલ આવ્યા પછી તે કોરટે હાઇકોરટના ફેસલા પ્રમાણે તે મુકરદમાનો નિકાલ કરવો.

હાઇકોરટમાં મુકરદમો મોકલવા બાબતનો ખરચ.

૨૭ હાઇકોરટના અનુમત સારૂ મુકરદમો મોકલવા બાબત કંઇ ખરચ થાયતો તે ખરચ મુકરદમાનો ખરચ છે એવું સમજવું,

મુકરદમામાં હુકમ અથવા હુકમનામું કરયુ હોય તેમાં ફેરફાર કરવાનો અથવા તે રદ કરવાનો અધિકાર હાઇકોરટને છે.

૨૮ આ આકટની ૨૨ મી કલમ પ્રમાણે હાઇકોરટમાં મુકરદમો મોકલ્યો હોય ત્યારે તે મુકરદમો મોકલનારી કોરટે તે મુકરદમામાં જે હુકમ અથવા હુકમનામું કરયું હોય તેમાં ફેરફાર કરવાનો અથવા તે રદ કરવાનો અધિકાર અને વાજબી હોય તેવો હુકમ કરવાનો અધિકાર હાઇકોરટને છે.

જીલ્લા કોરટમાંની એક કોરટને મુખ્ય કોરટ ઠરાવવાનો અધિકાર.

૨૯. આ આકટ પ્રમાણે હરકોઇ જીલ્લામાં એક કરતાં વત્તી કોરટો સ્થાપવામાં આવે ત્યારે તેમાંની એક કોરટને તે જીલ્લાની મ્હાના મુકરદમાની મુખ્ય કોરટ ઠરાવવાને મ્હાની સરકાર મુખત્યાર છે.

રાખી મુકરદમાનો ઇનસાફ કરવા સારૂ જીલ્લાની બીજી કોરટના જડજની સાથે બેસવાનો અધિકાર મુખ્ય કોરટના જડજને છે.

૩૦. હરકોઇ જીલ્લાની મ્હાના મુકરદમની મુખ્ય કોરટના જડજને તેજ જીલ્લાની મ્હાના મુકરદમાની બીજી કોઇ કોરટના જડજને સાથે અથવાં તે બીજી કોરટમાં ઊપર કહ્યા પ્રમાણે જે માણસને જડજનો અધિકાર મળયો હોય તે માણસની સાથે આ આકટ પ્રમાણે ઇનસાફ કરવા લાયક મુકરદમાનો ઇનસાફ કરીને ફેસલો કરવા સારૂ બેસવાનો અધિકાર છે. અને તે બીજી કોરટનો જડજ અથવા સદરહુ પ્રકારનો બીજો માણસ અને મ્હાના મુકરદમાની મુખ્ય કોરટનો જડજ એ બેઉ જણા મળીને ઇનશાફ કરવા સારૂ તે બીજી કોરટના જડજે અથવા સદરહુ પ્રકારના બીજા માણસે જે મુકરદમા રાખી મુકયો હોય તે મુકરદમાનો ઇનસાફ કરીને ફેસલો કરવા સારૂ મુખ્ય કોરટના જડજે બેસવું જોઇએ.

**કેટલાએક મુકરદમાનો કાન સાફ કરવા સારૂ બે જ જજો એકઠા બેસે ત્યારે તે શી રીતે કામ ચલાવવું. કરવા બાબત ઠરાવ કરવા ઠેકાણાની સરકારને છે.**

૩૧ કાનુનમાં લખેલે પ્રસંગે બે જડજોને અથવા એક જજજ અને એક માણસ જેને ઉપર કહ્યા પ્રમાણે જડજનો અધિકાર મળયો હોય તે માણસ એ બેઉ જણાને એકઠાં બેસાડવા બાબત અને મુકરદમાની તથા અરજીની તજવીજ કરીને નિકાલ વિશેની વખતે વખતે કાનુંનો કરવાનો અધિકાર ઠેકાણા

**કાયદાની કંઈ વાત બાબત બેઉ જડજોનું મત જુદુ પડે ત્યારે શી રીતે કામ ચલાવવું.**

૩૨ બે જજજો અથવા એક જજજ અને ઉપર કહ્યા પ્રમાણે જે માણસને જજજનો અધિકાર મળયો હોય તે માણસ એ બેઉ જણા એકઠા બેસે અને જે ફેંસલો અથવા હુકમ કરવો હોય તે બાબત તેઓનું એકમત હોયતો તે ફેંસલો અથવા હુકમ કોરટનો ફેંસલો અથવા હુકમ છે એમ સમજવું, પણ કાયદા બાબત અથવા જે ચાલ કાયદાસરથી ચાલતી આવી હોય તે ચાલ બાબત અથવા ફેંસલાને હરકત થાય એવા કંઈ દસ્તાવેજના અર્થ બાબત તેઓનુ મત જુદું જુદુ પડશે તો જે વાત બાબત જુદું જુદું મત પડયુ હોય તે વાત હાઈકોરટનુ અનુંમત મંગાવવા સારૂ આ આકટની ૨૨ મી કલમમાં કહેલી રીતે હકીકત લખી કાહાડીને હાઈકોરટમાં તમણે મોકલવી. અને આ આકટની ૨૨ મી ૨૩ મી, ૨૪ મી, ૨૫ મી અને ૨૬ મી કલમના જે ઠરાવ હાઈકોરટને લખી મોકલેલી હકીકતને લાગુછે તેજ ઠરાવ આ કલમ પ્રમાણે લખી મોકલેલી સઘળી હકીકતને લાગુ છે એમ સમજવું.

**બનેલી વાત બાબત બે જડજનુ મત જુદું જુદું પડેતો કોહેના મત પ્રમાણે નિકાલ કરવો.**

૩૩. ઊપર કહેલી વાતો શિવાય બીજી કંઈ વાત બાબત બેઉ જડજોનું મત જુદું જુદું પડેતો ન્હાના મુકરદમાની કોરટના જજજની જગા ઉપર જેની નિમણુક અગાઊથી થઈ હોય તેના મત પ્રમાણે નિકાલ કરવો.

**બનેલી વાત બાબત જડજનું અને જજનો અધિકાર જે માણસને મળયો હોય તે માણસનુ મત જુદું પડેતો કોહેના અનું મત પ્રમાણે નિકાલ કરવો**

૩૪ ઉપર કહેલી વાતો શિવાય બીજી કંઈ વાત બાબત જડજનુ અને જે માણસને ઊપર કહ્યા પ્રમાણે જજજનો અધિકાર મળયો હોયા તેનુ મત જુદું પડેતો જજજે પોતાના અનુમત પ્રમાણે નિકાલ કરવો.

**રજીસ્ત્રારની નિમણુક**

૩૫. ન્હાના મુકરદમાની કોરટમાં એક અમલદાર નિમવાને ઠેકાણા ઠેકાણાની સરકાર મુખત્યારછે. અને તેને કોરટનો રજીસ્ટરાર કેહેવો. અને હીંદીયાના ગવરનર જનરલ ઈનકોસિલ વખતે વખતે ફરમાવશે તટલો તેને પગાર મળશે.

**રજીસ્ટરારનું કામ.**

૩૬. ન્હાના મુકરદમાની દરએક કોરટનો રજીસ્ટરાર કોરટનો મુખ્ય કારભારી છે એવું સમજવું આ આકટ પ્રમાણે રજીસ્ટરારને જે બીજાં કામ તથા અધિકાર આપ્યો છે તે કામ તથા અધિકાર શિવાય રજીસ્ટરારે હેઠળ લખ્યા પ્રમાણે કામ કરવા એટલે કોરટને આપેલી સઘળી ફરીયાદ અરજી તેણે આગળી કલમના

ઠરાવ પ્રમાણે લેવી. અને પક્ષકારોને જે દસ્તાવેજ રજુ કરવા હોય તે સઘળા તેણે લેવા અને સાહેદીને હાજર થવાના હુકમ કરવા જે મુકરદમા કોરટની આગળ રજુઆતનીપર આવવાના હોય તેઓના ટીપ તેણે કરવી. અને પોતાની નજરમાં આવે તે પ્રમાણે તે મુકરદમાનો ઇનશાફ થવાનો દિવસ ઠરાવવો. ૨૧ મી કલમ પ્રમાણે નોટીસો આપે તે એ લેવાનો તેહેને અધિકાર છે.

ફરીયાદ અરજીમાં ફલાણી બિના ઓછી છે એહેવું રજીસ્ટારની નજરમાં આવે તીયારે કામ ચલાવવાની રીત.

૩૭. જડજ કામ ગિરી ઉપર ગયો હોય અને જડજના અધિકારવાળો કોઈ માણસ નહી હોય અને દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૨૭મી કલમથી ૩૨મી કલમ લગીમાં બિના લખી છે તેમાંની ફલાણી બીના કોરટને આપેલી અરજીમાં નથી એહેવું રજીસ્ટારની નજરમાં આવેતો તે ફરીયાદ અરજીનામંજુર કરવાને તે મુકતીયાર છે.

રજીસ્ટાર કબુલત લઈને તે ઉપરથી હુકમનામુ કરવાને મુખતીયાર છે.

૩૮. નહાના મુકરદમાની કોરટમાં ફરીયાદી કરી હોય અને ત્યાંહાં હાજર થઈને જવાબ દેવા સારૂ પ્રતીવાદીને યોગ્યરીતે સમન કરયા હોય અને તે ફરીયાદીની તજવીજ કરવા સારૂ જે દીવસ ઠરાવયો હોય તે દિવસ પેહેલાં પ્રતિવાદી અથવા યોગ્યરીતે અધિકાર પામેલો તેહેનો મુખતીયાર કોરટના રજીસ્ટારની આગળ હાજર થઈને વાદીનો દાવો કબુલ કરસે અને પોતાની ઉપર હુકમનામુ કરાવવાનું કબુલત કરવાની પરવાનગી મળવાની દરખાસત કરશે અને જડજ કામગિરી ઉપર ગયો હોય અને ઉપર કહ્યા પ્રમાણે જડજનો અધિકાર પામેલો કોઈમાણસ નહી હોય તો પ્રતિવાદી દાવો કબુલ કરે એટલે વાદીની તરફનું હુકમનામુ દફતરમાં દાખલ કરવાનો અધિકાર રજીસ્ટારને છે. જડજે મુકરદમાની તજવીજ કરીને વાદીની તરફનુ હુકમનામુ કરયું હોત તો તેજે પ્રમાણે ચાલત અને તેનુ જેહેવું ફળ નિપજત તેજ પ્રમાણે તે હુકમનામું ચાલશે અને તહેનું તેહેવુંજ ફળ નીપજશે એહેવું સમજવું પણ એવુંઠરાવ્યું છે કે પ્રતેક પ્રસંગે રજીસ્ટારે આ કલમ પ્રમાણે હુકમનામુ કરયાપછી પેહેલાં સમન પોહોચ્યા બાબત અને ફરીયાદીના પક્ષકાર તેજ છે એ બાબત અને તેઓ હમારી આગળ હાજર થયા છે ને વગર કપટે હાજર થયાછે એબાબત પોતાની પકી ખાત્રી કરીલેવી.

વિશેષ ઠરાવ.

રજીસ્ટારે હુકમનામુ બજાવવુ તે બાબત.

૩૯. જડજ કામગિરી ઉપર ગયો હોય અને ઉપર કહ્યા પ્રમાણે જડજનો અધિકાર પામેલો કોઈ માણસ નહી હોય તો પોતે જે કોરટનો રજીસ્ટાર હોય તે કોરટના જડજે અથવા ઉપર કહ્યા પ્રમાણે જે માણસને અધિકાર મળયો હોય તે માણસે હુકમનામાં કરયાં હોય તે બજાવવા બાબતની દરખાસતો પણ રજીસ્ટારે લેવી અને જડજ જે રીતે તે હુકમનામા બજાવતે તે રીતે તે હુકમનામાં તેણે જડજના અથવા ઉપર કહેલા બીજા માણસના હુકમ પ્રમાણે બજાવવાં આ કલમ પ્રમાણે રજીસ્ટારે કોઈ હુકમ કરયો હશે તે ઉપર અપીલ ચાલશે નહી, પણ તે હુકમ થવાની તારીખથી ત્રણ મહીનાની અંદર પોતાની ખુશીયો તે હુકમનામુ ફેરવવાનો અથવા તેમા ફેરફાર કરવાનો અધિકાર જડજને અથવા ઉપર કહેલા બીજા માણસને છે.

કેટલાએક મુકરદમામાં ન્હાના મુકરદમાની કોરટના જડજનો અધિકાર રજીસ્ટારને આપવા બાબત.

૪૦. ન્હાના મુકરદમાની જે કોરટનો કોઈ માણસ રજીસ્ત્રાર હોય તે કોરટની હકુમતની સ્થળસીમમાં જે દાવા ઉતપન થાય તે દાવાનો ઈનસાફ કરાવવાસારૂ ન્હાના મુકરદમાની કોરટના જડજનો અધિકાર તે રજીસ્ત્રારને આપવાને ઠેકાણે ઠેકાણાનો સરકાર મુખતીયાર છે પણ તે દાવાની રકમ અથવા કીમત (૨૦) વીસ રૂપીયા ઉપર નહી જોઈએ. રજીસ્ટારે તે અધિકાર જડજના નિબંધ પ્રમાણે અથવા જડજ નહી હોય ત્યારે જડજનો અધિકાર ઉપર કહયા પ્રમાણે જે માણસને મળયો હોય તેના નિબંધ પ્રમાણે ચલાવવો.

રજીસ્ટારને જે ફરીયાદીનો ઈનસાફ કરવાનો અધિકાર છે તે ફરીયાદીનો ઈનસાફ કરાવા બાબત.

૪૧. ઉપરની ઠેલી રકમ પ્રમાણે જે ફરીયાદીનો ઈનસાફ કરવાનો રજીસ્ટારને અધિકાર હોય તેવી ફરીયાદો હોય તે રજીસ્ટારની આગળ ઈનસાફ થવા સારૂ પાટી ઉપર ચડાવવો અને કોરટના જડજ જે પ્રમાણે એ ફરિયાદીનો ઈનસાફ કરીને ફેસલો કરતે અને હુકમનામા બજાવતે તેજ પ્રમાણે તેણે તે ફરીયાદીનો ઈનસાફ કરીને ફેસલો કરવો

રજીસ્ટારની ફાઈલ ઉપરથી ફરીયાદ કાહાડીને જડજની ફાઈલ ઉપર લેવી.

અને હુકમનામા બજાવવા. પણ એવું ઠરાવ્યું છે કે પોતાને યોગ્ય જણાય ત્યારે રજીસ્ટારનો ફાઈલ ઉપરથી હરકોઈ ફરીયાદી કાહાડીને પોતાની ફાઈલ ઉપર લેવાનો અને તેનો ઈનસાફ કરીને ફેસલો કરવાનો અધિકાર જડજ છે અથવા જડજને નહી હોય ત્યારે જે માણસને જડજનો અધિકાર મળયો હોય તે માણસને છે.

૫૭ મી કલમ પ્રમાણે રજીસ્ટાર ફેસલો કરશે તે ઉપર અપીલ ચાલશે નહી પણ સંશય પડે ત્યારે જડજના અનુમત સારૂ હકીકત લખી કહાડીને મોકલવાનો અધીકાર છે.

૪૨, હરકોઈ મુકરદમાનો રજીસ્ટારે તજવીજ કરી હોય અથવા નિકાલ કરયો હોય તે મુકરદમામાં તેણે જે હુકમ અથવા ફેંસલો કરયો હશે તે ઉપર અપીલ ચાલશે નહી. પણ જે મુકરદમામાં કાયદાની વાત બાબત અથવા જે ચાલ કાયદા સરખી ચાલતી આવી હોય તે ચાલ બાબત અથવા ફેસલાને હરકત થાય તેવા દસ્તાવેજના અર્થ બાબત રજીસ્ટારને સંસય આવે તે મુકરદમામાં જડજનુ અનુમત મંગાવવા સારૂ અથવા જડજ નહી હોય તો જડજનો અધિકાર ઉપર કહ્યા પ્રમાણે જે માણસને મળયો હોય તે માણસનું અનુમત મંગાવવા સારૂ આ આકટની ૨૨ મી કલમ પ્રમાણે જડજ જે પ્રમાણે હાઈકોર્ટનું અનુંમત મંગાવવા સારૂ મુકરદમાની હકીકત લખી કાહાડીને મોકલે છે તે પ્રમાણે મુકરદમાની હકીકત લખી કાહાડીને મોકલવાનો અધિકાર રજીસ્ટ્રારને છે. અને દાવાની હકિકત જડજે લખી મોકલવા બાબત આ આકટમાં જે ઠરાવ છે તે સઘળા ઠરાવ રજીસ્ટરાર મુકરદમાની હકીકત લખી કાહાડીને મોકલશે તેને

સદરહુ પ્રમાણે લખી મોકલ્યું હોય તેને જે ઠરાવ લાગુ થશે તે.

કારણ પરત્વે લાગુ થશે.

૩૮ મી કલમ પ્રમાણે રજીસ્ટરારે કરેલુ હુકમનામું રદ કરવા બાબત.

૪૩. (આ આકટની) ૩૮ મી કલમ પ્રમાણે રજીસ્ટરારે હુકમનામું કરયું હોય તે રદ કરવાનો અધિકાર કોરટના જડજને અથવા જડજ નહી હોય ત્યારે જડજનો અધિકાર ઉપર કહ્યા પ્રમાણે જે

માણુસને મળચો હોય તે માણુસને છે. તે એવી રીતે કે જડજે અથવા ઉપર કહ્યા પ્રમાણે જે માણુસને અખત્યાર મળ્યો હોય તે માણુસે મુકરદમાની તજવીજ કરતી વખતે હુકમનામુ કરયું હોત તો તે જે રીતે અને જે સબબથી રદ થાય તેજ રીતે અને તેજ સબબથી જડજને અથવા ઉપર કહ્યા પ્રમાણે જડજને અધિકાર મળચો હોય તે માણુસને રજીસ્ટરારનું હુકમનામુ રદ કરવાનો અધિકાર છે.

કોરટના કલારકની નેમણુક તથા બરતરફી

૪૪. કોરટનો કલાર્ક એ નામનો એક અમલદાર ન્હાના મુકરદમાની હરકોઇ કોરટમાં ઈંડીયાના ગવરનર જનરલ ઇનકોંસિલ ઠરાવે તટલે પગારે રાખવાનો અધિકાર છે. સદરહુ અમલદારને ઠેકાણુા ઠેકાણુાની સરકારની મંજુરી લઇને અથવા ઈંડીયાના સરકારના પ્રત્યેક તાબામાંના મુલકમાંના ચીફ કમિશનરની અથવા બીજા મુખ્ય દિવાની અધિકારીની મંજુરી લઇને નિમવાને તથા બરતરફ કરવાને કોરટ મુખત્યાર છે. ન્હાના મુકરદમાની કોરટના રજીસ્ટરારને કોરટના કલારકનું પણ કામ સોંપવાને હરકત નથી.

કલારકનું કામ.

૪૫. ન્હાના મુકરદમાની કોરટના કલારક નિમવામાં આવે ત્યારે તે કલારક કોરટના તથા રજીસ્ટરાર હોય તો રજીસ્ટરારના હુકમ પ્રમાણે સઘળા સમનો તથા વારંટો, તથા હુકમો, તથા હુકમનામા બજાવવાના વારંટો (હુકમ) આપવા અને કોરટે જે કામ ચલાવ્યું હોય તે સઘળા કામનું દફતર રાખવું. અને કોરટમાં જે પૈશા આવે અથવા આવ્યા હોય તે સંભાળવા અને કોરટમાંથી જે પૈશા આપ્યા હોય તે સઘળા પૈશાનો હિસાબ રાખવો. અને તે સઘળા પૈશાનો હિસાબ રાખવા સારૂ એક ચોપડો રાખીને તે ચોપડામાં તે હિસાબ લખવો.

વહિવટ વગેરે શી રીતે ચલાવવો તે બાબતની કાનુનો કરવાનો હાઇકોરટને અધિકાર છે.

૪૬. ન્હાના મુકરદમાની કોરટનો વહીવટ અથવા કામ ચલાવવાનો બંદોબસ્ત કરવા બાબતની કાનુનો ઠરાવી આપીને મોકલવાને અને સદરહુ કોરટમાં ચલાણા કામ બાબત ફારમની (એટલે નમુનાની) જરૂર છે એવું પોતાની નજરમાં આવે તે કામના ફારમ ઠરાવવાનો અને સદરહુ કોરટના અમલદારોએ ચોપડા, તથા નોંધો તથા હિસાબો, કેમ રાખવા તેને ફરમાવવા ઠરાવવાને અને સદરહુ કાનુનોમાં અથવા ફારમમાં વખત વખતે ફેરફાર કરવાનો અધિકાર હાઇકોરટને છે. પણ એવુ ઠરાવ્યું છે કે તે કાનુનો અથવા ફારમ આ આક્ટના ઠરાવ વિરૂધ્ધ અથવા બીજા કોઇ ચાલુ કાયદા વિરૂધ્ધ કરવા નહી.

આ આક્ટ પ્રમાણે ઇનસાફ કરવા લાયક જે મુકરદમા હોય તે મુકરદમાનો સ૦ ૧૮૬૨ ના ૧૦ મા આક્ટની ૨૬ મી કલમમાં અને સ૦ ૧૮૬૦ ના ૮મા આક્ટના ઠરાવ લાગુ કરયા છે

૪૭ આ આક્ટ પ્રમાણે જે ફરીયાદ થઇ હોય અથવા કામ ચાલતું હોય તેને સ્ટાપના કર બાબતના કાયદા એકઠા કરીને સુધારવા બાબત સન ૧૮૬૨ ના ૧૦ મા આક્ટ છે તેની ૨૬ મી કલમ અને આ આક્ટમાં પાછળ મના કરી છે તે શીવાય દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાના જેટલા ઠરાવ લાગુ છે અથવા લાગુ હશે તેટલા લાગુ થશે.

૪૮. સન ૧૮૫૯ ના ૩ જા આક્ટની ૨ જી કલમ કોઇ ઠરાવ ઉપરથી અથવા

સન ૧૮૪૧ ના ૧૧ મા આકટની ૧૭ મી કલમ કાયમ રાખવા બાબત.

"લશ્કરી છાવણીમાં ઈનસાફના કામ વગેરેનો બંદોબસ્ત કરવા બાબત નિયમ ઠરાવવા વિશે" સન ૧૮૬૪ નો ૨૨ મા આકટ છે તેની ૬ ઠી, ૭ મી, ૮ મી, કલમમાં લશ્કરી છાવણીમાં ન્હાના મુકરદમાની કોરટો સ્થાપવા બાબત ઠરાવ્યું છે તે કલમના કોઈ ઠરાવ ઉપરથી "ઈસ્ટ ઈંડીયા કંપનીની ચાકરી માહેના એક દેશીય અમલદારોને સારૂ તથા શીપાઈઓને સારૂ કરેલી લશ્કરી કોરટ રિકવેસ્ટ સંબંધી કાયદો છે તે એકઠા કરીને સુધારવા બાબત સન ૧૮૪૧ નો ૧૧ મા આકટ છે તેના જેટલા ભાગમાં હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ છે. તેટલા ભાગને હરકત થાયછે એવું સમજવું નહી:-એટલે ઈસ્ટ ઈંડીયા કંપનીના મુલકની સદરહુ બાહારની જગાએ ફલાણા ફલાણા માણસને સદરહુ આકટ લાગુછે એવુ તે આકટમાં કહ્યુંછે તે માણસો ઉપર ગમે તેટલા રૂપીયાની રકમના કરજની અથવા બીજી પર્સનલ ફરીયાદી (એટલે જંગમ મિલકત બાબતની અથવા નુકશાની બાબતની ફરીયાદી) તે કોરટમાં કરવાનો અધિકાર છે. એવો ઠરાવ છે. તેટલા ભાગને હરકત થાયછે એવું સમજવું નહી.

કોરટ રિકવેસ્ટની હકુમત કાયમ રાખવા બાબત.

૪૯. આ આકટના કોઈ ઠરાવ ઉપરથી અથવા સન ૧૮૬૪ ના ૨૨ મા આકટની ૬ ઠી, ૭ મી, અને ૮ મી કલમના કોઈ ઠરાવ ઉપરથી હેઠળ લખેલી કોઈ કોરટ રિકવેસ્ટની હકુમતને હરકત થાયછે. એવું સમજવું નહી. એટલે વિક્ટોરિયા રાણીના રાજના ૨૭ મા વર્ષમાં થયેલા સ્ટાટયુટ ના ૩ જા વાલ્યુમની ૧૦૩ કલમ પ્રમાણે કોરટ રિકવેસ્ટ ભરાશે અથવા ફિતુર કરવા બાબત અથવા ન્હાશી જવા બાબત શિક્ષા કરવા વિશે અને લશ્કરને વધારે પગાર આપવા બાબત તથા તેઓની રેહેવાની જગા બાબત અથવા સ્ટાટયુટ પ્રમાણે સદરહુ પ્રકારની કોરટો ભરવાનો અધિકાર કમાંડિંગ આફીસરને આપવા બાબત બીજો કોઈ સ્ટાટયુટ હોય તે સ્ટાટયુટની સદરહુ મજકુરની કલમ પ્રમાણે કોરટ રિકવેસ્ટ ભરાશે તે કોરટની હકુમતને હરકત થાયછે એવું સમજવું નહી.

આગળના કાયદામાં સન ૧૮૫૦ ના ૪૨ મા આકટ ઉપર હવાલો આપ્યો હોયતે આ આકટ ઉપર આપ્યાછે એવું સમજવું.

૫૦ આ આકટ અમલમાં આવ્યા પેહેલાં ઠરેલા હરકોઈ આકટમાં સન ૧૮૫૦ ના ૪૨ મા આકટ ઉપર હવાલો આપ્યો હોયતો તે આ આકટ ઉપર હવાલો આપ્યો છે એવું સમજવું અને સન ૧૮૫૦ ના ૪૨ મા આકટના ઠરાવ પ્રમાણે કોઈ કામ ચલાવવાનું ફરમાવ્યું હોય તો તે આ આકટના ઠરાવ પ્રમાણે ચલાવવાનું ફરમાવ્યું છે એવુ સમજવું.

પ્રિન્સિપાલ સદરઆમીનનો અથવા માજીસ્ત્રેટનો અધિકાર ન્હાના મુકરદમાની કોરટના જડજને આપવાની મુખત્યારી.

૫૧. ન્હાના મુકરદમાની કોઈએક કોરટનો કોઈ માણસ જડજ હોય તે કોરટમાં તેને જોઈએ તેટલું કામ નહી હોયતો ઠેકાણા ઠેકાણાની સરકારે હદ ઠરાવીને તે હદમાં જડજના અધિકાર શિવાય વળી ફોજદારી ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં માજીસ્ત્રેટનો અધિકાર કહ્યા છે તે અધિકાર તેને આપવાને અથવા કાયદા હેઠળના પ્રાંતમાં પ્રિન્સિપલ સદરઆમીનના અખત્યાર જેવો અથવા ઘણુંકરીને પ્રિન્સિપલ સદરઆમીનના જેવો અખત્યાર ચલાવવાને અમલદારનો અધિકાર આપવાને સરકાર મુખત્યાર છે.

સન ૧૮૫૯ ના ૧૦ મા આકટ પ્રમાણે મુકરદમાની

૫૨ બંગાલા પ્રસિડેન્સિમાં મેહેસુલ કરવા બાબતનો કાયદો છે તે સુધારવા બાબત સન ૧૮૫૯ નો ૧૦ મા આકટ છે તેના ઠરાવ જે ઠેકાણે ચાલુ હોય તે ઠેકાણે ન્હાના મુકરદમાની કોરટના હરકોઈ

તજવીજ કરવાની હકુમત ન્હાના મુકરદમાની કોરટના જડજને આપવાનો અધિકાર.

જડજને તે કોરટની હકુમતની સ્થળ શીમમાં સન ૧૮૫૯ ના ૧૦ મા આકટ પ્રમાણે ઈનસાફ કરવા લાયક દાવા ઉત્પન્ન થાય તેઓનો ઈનસાફ કલેકટરની આગળ ઈનસાફ થશે તેને સન ૧૮૫૯ના ૧૦ મા આકટના જે નિયમ લાગુછે તે નિયમ પ્રમાણે કરીને ફેંસલો કરવાનો અધિકાર આપવાને ઠેકાણુ ઠેકાણાની સરકાર મુખત્યાર છે અને તે જડજ ફેંસલો કરશે તે ઉપર આ આકટમાં કહ્યા પ્રમાણે રેગ્યુલર અથવા સ્પેશિયલ અપીલ ચાલશે. સદરહુ પ્રમાણે જે જડજને અધિકાર આપ્યો હોય તે જડજે સન ૧૮૫૯ ના ૧૦ મા આકટ પ્રમાણે કલેકટરને જે અધિકાર છે તે સઘળો અધિકાર ચલાવવો પણ અપીલની તજવીજ કરવાનો અધિકાર ચલાવવો નહીં.

ઠેકાણા ઠેકાણાની સરકાર અથવા હાઈકોરટ દફતર વગેરે મંગાવે તો ન્હાના મુકરદમાની કોરટે મોકલવા.

૫૩ ઠેકાણા ઠેકાણાની સરકારને અથવા હાઈકોરટને નમુના તથા રીત યોગ્ય જણાય તે નમુના પ્રમાણે તથા તે રીતે દફતરો તથા પત્રકો તથા કેફીયત સરકાર તથા હાઈકોરટ વખતે વખતે માગે તે ન્હાના મુકરદમાની કોરટે મોકલવી.

સમાપ્ત.

---

# સન ૧૮૬૫ નો આકટ ૩ જો.

## ઈંડિયાના ગવરનર જનરલ ઈનકાંઉસિલનો હેઠલ લખેલો આકટ ગવરનર જનરલ સાહેબે સન ૧૮૬૫ ના ફેબરૂઆરી મહીનાની ૧૪ મી તારીખે મંજુર કરયો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ પ્રસિદ્ધ કરયો છે.

**હુંડા ભાડાં વાલાનાં હક બાબત તથા તેઓને માથેના જોખમ બાબતનો આકટ**

લઈ જવા સારૂ હુંડા ભાડા વાલાને માલ સોંપ્યો હોય તે માલ ખોવાઈ જાય, અથવા તેને નુંકશાન લાગે તો તે બાબત તેઓને માથે કેટલો જોખમ છે, તે ઠરાવવાનું તેઓને બની આવે એવુ કરવું યોગ્ય છે એટલુંજ નહી પણ તેઓ અથવા તેઓના ચાકરો અથવા આડતીઆ ગફલત અથવા ગુનોહ કરે તેથી તે માલ ખોવાઈ જાય અથવા તે માલને નુકશાન લાગે તો તેઓને માથેનો જોખમ ઠરાંવવો પણ યોગ્ય છે, વાસ્તે હેઠલ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧ આ આકટને હુંડા ભાડાવાળાંનો સન ૧૮૬૫ નો આકટ કેહેવો.

૨ આ આકટમાં વિષયને અથવા આગલા પાછલા સંબંધને બાધ આવતો નહીહોય તો.

હુંડા ભાડાવાળો એટલે સરકાર સિવાય બીજો જે કોઈ માણસ ભાડુ લઈને લોકનો માલ એક ઠેકાણેથી બીજે ઠેકાણે મુશકીને રસ્તે અથા નદીમાંથી અથવા ખાડીમાંથી લઈ જવાનું કામ કરતો હોય તે માંણસ સમજવો.

જાંહાં " માણસ " આ શબ્દ લખેલો છે તાંહાં હરકોઈ મંડળીનો અથવા જમાવનો સમાસ થાય છે. તે મંડળીને અથવા જમાવને સનંદ મળિ હોય કે નહી હોય તે વાતની ચિંતા નહી.

એક વચની શબ્દોમાં અનેક વચની શબ્દોનો અને એનેક વચની શબ્દોમાં એક વચની શબ્દોનો સમાસ થાય છે.

૩ હુંડા ભાડા વાલાને સો રૂપીઆ કરતાં વધી કિંમતનો અને આકટને જોડેલા પરીશિષ્ટમાં કહેલા પ્રકારનો માલ લઈજવા સારૂ સોંપ્યો હશે તે ખોવાઈ જશે અથવા તેને નુકશાન લાગશે, તો તેનો જોખમ હુંડા ભાડા વાલાને માથે નથી. પણ લઈ જવા સારૂ

માલ આપનારા માણસે અથવા તે કામ સારૂ તેનો મુખત્યાર હોય, તેણે તે માલની કીમત તથા પ્રકાર તે હુંડા ભાડા વાલાને અથવા તેના આડતીઆને ખુલાશ કરીને કહ્યો હશે તોજ તે હુંડા ભાડા વાલાને માથે જોખમ છે.

૪ સો રૂપીઆ કરતાં વધી કીમતનો અને ઉપર કહેલા પ્રકારનો માલ લઈ જવાનો જોખમ કોઈ હુંડા ભાડા વાલાને માથે લીએતો તે જોખમ બાબત પોતે ખરચનો જે દર ઠરાવ્યો હોય તે દર પ્રમાણે અવેજ માગવાને તે દરેક હુંડા ભાડાવાલો મુખતીયાર છે પણ એવું ઠરાવ્યું છે કે તે હુંડા ભાડાવાલો પોતાના મામુલ ખરચના દર કરતાં જાસતી માગતો હોય તો તેણે પોતાના મામુલ ખરચના દર કરતાં જાસ્તી દર પ્રમાણે અવેજ લેવાનો હક પ્રાપ્ત થવા સારૂ તે દરની સુચના અંગરેજીમાં અને લઈ જવાનો માલ લેવાનું કામ જે દેશમાં હુંડા ભાડાવાલો કરતો હોય તે દેશની ભાષામાં છપાવીને અથવા લખાવીને પોતાનું કામ કરવાની જગાએ મરાવવી જોઈએ.

૫. સો રૂપીઆ કરતાં વધી કીમતનો અને ઉપર કહેલા પ્રકારનો જે માલ લઈ જવા સારૂ ઉપર કહેલા હુંડાભાડા વાલાને સોંપ્યો હોય, અને તે માલની કીમત તથા પ્રકાર જાહેર કીધો હોય અને આ આક્ટમાં ઠરાવેલી રીતે ખરચનો અવેજ માગી લીધો હોય તે માલ ખોવાઈ જાય અથવા તેને નુકશાન લાગે તો તે નુકશાન મળવાના જે માણસને હક હોય તેને સદરહુ પ્રકારના જોખમ બાબત તે હુંડા ભાડાવાલાને જે નાણું એરખરૂ આપ્યું હોય તે નાણું પણ પાછું લેવાનો હક છે.

૬. આ આક્ટમાં જોડેલા પરિશિષ્ટમાં જે પ્રકારનો માલ હોય છે તે પ્રકારનો માલ નહી હોય તેવો માલ લઈ જવા સારૂ કોઈ હુંડા ભાડા વાળાને સોંપ્યો હોય તે માલ ખોવાઈ જાય, અથવા તેને નુકશાન લાગે તો, તે બાબત તે હુંડા ભાડા વાળાને માથે કેટલો જોખમ છે તે પ્રસિદ્ધ સુચના ઉપરથી ઠરે છે, અથવા તેને માથેના જોખમને પ્રસિદ્ધ સુચના ઉપરથી હરકત થાય છે એવું સમજવું નહીં પણ સદરહુ પ્રકારનો કોઈ હુંડા ભાડાવાળો એ "ખાનગી માણસો અથવા મંડળીએ લોકોપયોગી કામ બાંધે તે કામ સારૂ જમીન લેવા બાબત અને તે પ્રમાણે લીધેલા જમીનમાં કામ બાંધવાનો તથા તે કામ વાપરવાનો બંદોબસ્ત કરવા બાબતના નિયમ ઠરાવવા વિષે" સન ૧૮૬૩ નો ૨૨ મા આક્ટ છે તે આક્ટના ઠરાવ પ્રમાણે લોહોડાનો રસ્તો અથવા ટ્રામ રોડ બાંધ્યો હોય તેનો ધણી નહીં હોય તો તે હુંડા ભાડા વાળો સદરહુ પ્રકારનો માલ ઉપર કહ્યા પ્રમાણે સોંપ્યો હોય તેના ધણી અથવા તે ધણીએ તે કામ સારૂ જે બીજા માણસને મુખત્યાર નીમ્યો હોય તેની સહીનો વિશેષ કરાર કરી લઈને તે માલ બાબત પોતાને માથે કેટલો જોખમ છે તે ઠરાવવાનો મુખત્યાર છે.

સન ૧૮૬૩ ના ૨૨ મા આક્ટ પ્રમાણે બાંધેલા લોહોડાના રસ્તાના અ અથવા ટ્રામરોડમાં ધણીને માથે કેટલું જોખમ છે તે વિશેષ કરારથી ઉપર ઠરે છે એવું સમજવું નહીં.

૭. સન ૧૮૮૬૩ ના ૨૨ માં આક્ટના ઠરાવ પ્રમાણે લોહોડાનો રસ્તો અથવા ટ્રામરોડ બાંધ્યો હોય તેહેવા ધણીને આ આક્ટને જોડેલાં પરિશિષ્ટમાં જે પ્રકારનો માલ કહ્યો છે તે પ્રકારનો માલ નહીં હોય તેવો માલ લઈ જવા સારૂ સોંપ્યો હોય તે માલ ખોવાઈ જાય અથવા તેહેને નુંકસાન લાગે તે તે બાબત તે રસ્તાના ધણીને માથે કેટલુ જોખમ છે, તે વિશેષ કરાર ઉપરથી ઠરે છે અથવા તેહેને માથેના જોખમને વિશેષ કરાર ઉપરથી હરકત થાય છે એહેવું સમજવું નહીં. પણ લઈ જવા સારૂ તે લોહોડાના રસ્તાના અથવા ટ્રામરોડના ધણીને જે માલ સોંપ્યો હોય તે માલ તેહની અથવા તેહેના આડતીઆની અથવા ચાકરની ગફલતથી અથવા ગુન્હાના કામથી ખોવાઈ જશે અથવા તેહેને નુકશાન લાગશે તોજ તે લોહોડાના રસ્તાના અથવા ટ્રામરોડના ધણીને તે માલ ગયાનો અથવા તેહને નુકશાન લાગ્યાનો જુવાબ દેવો પડશે એહવું સમજવું.

હુંડા ભાડાવાળાની અથવા તેહના આડતીઆની ગફલતથી અથવા દગાબાજીથી નુકશાન થશે તેહેનો જવાબ તે હુંડાભાડાવાળાને દેવો પડશે.

૮. આ આકટમાં પાછળ કાંઈ ઠરાવ હોય તોપણ લઈ જવા સારૂ હુંડા ભાડાવાળાને માલ સોંપ્યો હોય તે માલ તે હુંડા ભાડા વાળાની અથવા તેહના આડતીઆની અથવા ચાકરની ગફલતથી અથવા ગુન્હાના કામથી ખોવાઈ જશે અથવા તેહેને નુકશાન લાગશે તો તે નુકશાનનો હુંડાભાડાવાળાએ તે ધણીને જવાબ દેવો પડશે એવું સમજવું.

માલ ખોવાઇ ગયા બાબત અથવા તેને નુકશાન લાગ્યા બાબત અથવા તો ન હીં પોહોચાડયા બાબત હુંડાભાડા વાળા ઉપર ફરિયાદી કરી હોય તેહેમાં ગફલત અથવા ગુન્હાનું કામ કરયાનું સાબીત કરવાની વાદીને જરૂર નથી.

૯. લઈ જવા સારૂ હુંડા ભાડાવાળાને માલ સોંપ્યો હોય તે ખોવાઈ જવા બાબત અથવા તેને નુકશાન લાગવા બાબત અથવા તે નહી પોચાડવાં બાબત તેની ઉપર ફરીઆદી થાય તો તે હુંડા ભાડા વાળાની અથવા તેના ચાકરની અથવા આડતીઆની ગફલતથી અથવા ગુન્હાના કામથી તે માલ ખોવાઈ ગયો છે અથવા તેને નુકશાન લાગ્યું છે અથવા તે પોહોચાડયો નથી એહેવું સાબીત કરવાની વાદીને જરૂર નથી.

સન ૧૮૫૪ ના ૧૮ મા આકટની ૯ મી, ૧૦ મી, અને ૧૧ મી કલમના ઠરાવ કાયમ રાખવા બાબત.

૧૦. હિંદુસ્તાન માંહેના મોહોડાના રસ્તા બાબત સન ૧૮૫૪ નો ૧૮ મો આકટ છે તેહેની ૯ મી, ૧૦, અને ૧૧ મી કલમના ઠરાવને આ આકટના કોઈ ઠરાવથી હરકત થાય છે એહેવું સમજવું નહી.

## પરિશિષ્ટ.

સોના રૂપાનું નાણું
સોના રૂપાની ઘડેલી જનસો, અથવા અમથું સોનું અને ચાંદી.
હીરા વગેરે ઝવેર તથા મોતી.
જડાબ દાગીના.
હરકોઈ પ્રકારના ઘડીયાળો.
દાગીના
હુંડીઓ.
ઇંન્ડિયા સરકારની ચલની નોટો, અથવા હરકોઇ બ્યાંકની નોટો. અથવા સરકારની કે પરરાજની નાણું આપવા બાબતની રિકયુંરિટી (એટલે)• યાજની નોટો સ્ટાંપ તથા સ્ટાંપના (એટલે છાપના) કાગળ.
નકસા તથા છાપેલા ચિત્રો, તથા કળા કૌશલ્યથી કહાડેલા ચિત્રો
લેખ દસ્તાવેજ.
ખત પત્રો.
સોનાના અથવા રૂપાના વાસણ, અથંવા ઢોલ ચઢાવેલી જનસો.
ફલીલાની કામ.
ચીનાઈ કામ.
રેશમ અથવા એકલા રેશમની જનસો, અથવા બીજી જનસ મળવીને તઇયાર કરેલું રેશમ. તથા શાલ, તથા ફીત.
જરીના ભરતનુ અથવા જરીનું વણેલુ કાપડ.
હાથીદાતની અથવા અબનુસની અથવા સુખડની જનસો.

---

અમદાવાદ યુંતેજી પરેસમાં છાપો.

# મુંબાઈ ઈલાકાની દીવાની કોરટોને વાસ્તે.

## સને ૧૮૬૯ નો આકટ ૧૪ મો.

### મુંબાઈ ઈલાકા માંહેની દીસ્ત્રીકટ સિવીલકોરટો બાબત તથા સબારડિનેટ સિવીલકોરટો બાબત કાયદા છે તે એકઠા કરીને સુધારવા બાબતનો આકટ.

---

*ઉદ્દેશ.*

મુંબાઈ ઈલાકા માંહેની દીસ્ત્રિકટ સિવીલકોરટો બાબત તથા બીજી સબારડીનેટ સિવીલકોરટો બાબત કાયદા છે તે એકઠા કરીને સુધારવા યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

#### ૧. પ્રથમ નિયમો.

*ન્હાનું મથાળું. આકટ ક્યાં ક્યરે ચાલશે.*

૧. આ આકટને "સન ૧૮૬૯ નો મુંબાઈની સિવીલકોરટોનો આકટ" કેહેવો. અને આ આકટ મુંબાઈના ગવરનર ઈનકૌંસિલની હુકમ-તના તાબા માંહેના સિંધપ્રાંત સિવાય જે મુલકમાં દિવાની ઈનશાફનું કામ ચલાવવાની રીત બાબતનો કાયદો હમણાં ચાલુછે તે મુલકનેજ લાગુછે પણ તે સરકારના તાબામાંહેના જે બીજા મુલકમાં સદરહુ કાયદો ચાલુ નથી હોય તે મુલકને અથવા સિંધપ્રાંતને આ આકટ લાગુ કરવો પડેતો સરકારી ગેઝીટમાં જાહેરનામું છપાવીને લાગુ કરવાને મુંબાઈના ગવરનર ઈનકાઊન્સિલ મુખત્યાર છે.

*કાયદા તથા આકટ રદ કરયા છે.*

૨. આ આકટના પરિશિષ્ટમાં લખેલા કાયદા તથા આકટો તેજ પરિશિષ્ટના ૩ જા ખાસનમાં લખ્યું છે તટલે સુધી આ કલમ ઊપરથી રદ કરયાછે. પણ હમણાં જે જીલ્લા કરેલા છે તેઓને તથા હમણાંના સદરસ્ટેશનની જગ્યાને ઉપર કહ્યા પ્રમાણે કાયદા તથા આકટો રદ કરયાથી હરકત થાયછે એવું સમજવું નહી.

#### ૨. દિસ્ત્રીકટ તથા સદરસ્ટેશનો.

*દીસ્ત્રિકટોમાં ફેરફાર કરવો અને તે નવી કરવી.*

૩. હાલમાં જે જીલ્લાછે (તેઓને હવે દીસ્ત્રિકટ કેહેવી) તેઓની હદો બદલવી પડે અને આ આકટના કારણ સારૂ નવી દીસ્ત્રિકટ કરવી પડેતો સરકારી ગેઝીટમાં વખતે વખતે જાહેરનામું છપાવીને તે પ્રમાણે કરવાને મુંબાઈના ગવરનર ઈનકૌંસિલ મુખત્યાર છે.

*સદરસ્ટેશનની જગ્યા.*

૪. હરકોઈ દીસ્ત્રિકટના સદરસ્ટેશનની જગ્યા બદલવી પડે અને હરકોઈ નવી દીસ્ત્રિકટના સદરસ્ટેશનની જગ્યા ઠરાવવી હોય તો સરકારી ગેઝીટમાં વખતે વખતે જાહેરનામું છપાવીને તે પ્રમાણે કરવાને મુંબાઈના ગવરનર ઈનકૌંસિલ મુખત્યાર છે.

#### ૩. દીસ્ત્રિકટ કોરટો.

*દીસ્ત્રિકટ જડજ.*

૫. દરેક દીસ્ત્રિકટમાં એક દીસ્ત્રિકટ કોરટ જોઈએ અને તે ઉપર દીસ્ત્રિકટ જડજ એનામનો જડજ જોઈએ તેને મુંબાઈના ગવરનર ઈનકૌંસિલે

નીમવો અને તેઓનાજ હુકમથી તે પોતાની નીમણૂંક ઊપરથી માકુફ અથવા બરતરફ થવાને લાયક છે એવું સમજવું.

આ આકટ પ્રમાણે પેહેલવેહેલાં ડીસ્ત્રિકટ જડજો કરવા જોઈએ તે હમણાં જે જુદા જડજો છે તેજ તેઓ છે એવું સમજવું.

૬. ડીસ્ત્રિકટ જડજે પોતાની ડીસ્ત્રિકટનાં સદરસ્ટેશનમાં પોતાની ડીસ્ત્રિકટકોરટ

**ડીસ્ત્રિકટકોરટની જગ્યા.**

ચાલુકરીને ભરવી. પણ ડીસ્ત્રિકટમાં બીજે ઠેકાણે ભરવી હોયતો હાયકોરટની અગાઉથી મંજુરી લેઈને ત્યાંહા ભરવી.

૭. ડીસ્ત્રિકટકોરટ, દીવાની ઈનશાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાના

**ડીસ્ત્રિકટજડજની અસલ ફરીયાદ લેવાની હકુમત**

અર્થ પ્રમાણે અસલ દિવાની ફરીયાદ લેવાની હકુમતવાળી ડીસ્ત્રિકટ મધ્યેની મુખ્ય કોરટ છે, એવું સમજવું.

૮. ૧૬ મી ૧૭ મી અને ૨૬ મી કલમમાં ઠરાવ્યું છે તે સિવાય બીજે પ્ર-

**અપીલ લેવાની તેની હકુમત.**

સંગે ડીસ્ત્રિકટકોરટ, સબારડીનેટ કોરટના જે હુકમનામાઓ ઊપર તથા હુકમો ઉપર હરકોઈ ચાલુ કાયદા પ્રમાણે અપીલ ચાલે તે સઘળા હુકમનામાઓ ઉપર તથા હુકમો ઊપર અપીલ કરવાની કોરટ છે એવું સમજવું.

૯. ડીસ્ત્રિકટ માંહેની સઘળી દીવાનીકોરટો ઊપર તથા તેઓના એસ્ટાબલીશમેન્ટો

**કોરટોના નીરબંધ તથા તપાસ.**

ઉપર (એટલે નેમણુકી માણસો ઉપર) જડજનો સામાન્ય નીરબંધ ચાલશે એવું સમજવું. અને પોતાના તાબા અહિની સઘળી કોરટોએ જે કામ ચલાવ્યાં હોય તે પોતાની જાતે તપાસવાં, અથવા પોતાના આશીસ્ટંટોમાંથી એક આશીસ્ટંટની પાસે તપાસાવવાં, અને કાયદામાં જે વાતો બાબત ઠરાવ કરેલો નહી હોય તે વાતો બાબત પોતાને જરૂર જણાય તેવા હુકમ કરવા એ ડીસ્ત્રિકટ જડજનું કામછે. ફલાણી ફલાણી વાત બાબત હાઈકોરટની પાસે નીયમ બંધાવવાની જરૂર છે એવું પોતાની નજરમાં આવે તે સઘળી વાતો બાબત ડીસ્ત્રિકટ જડજે હાઈકોરટને લખી માકલવુ.

૧૦. ડીસ્ત્રિકટ જડજને હાઈકોરટે જે "રીટો" અથવા હુકમો અથવા "પ્રોસેસો"

**"રીટો" તથા હુકમો. રીપોરટ તથા પત્રકો.**

માકલે તે સઘળાં તેણે માનવાં જોઈએ. અને તે બાબ તે પ્રસંગ પ્રમાણે "રીટરન" અથવા રીપોરટ કરવા હોય તે કરીને તે ઉપર તેણે પોતાની સહી તથા કોરટનો શીકો કરવો જોઈએ, હાઈકોરટ અથવા મુંબાઈના ગવરનર ઈનકાઉન્સિલ જે રીપોરટ તથા પત્રકો તથા ચલાવેલા કામના કાગળોની નકલો મંગાવે તે રીપોરટ તથા પત્રકો તથા નકલો પણ તેને માકલવી જોઈએ.

૧૧. ડીસ્ત્રિકટ જડજે બે ઈંચ વ્યાસનો ગોળ શીકો વાપરવો તે શીકા ઉપર રાય

**ડીસ્ત્રિકટ જડજનો શીકો.**

લ આર્મસ અને "                    ની ડીસ્ત્રિકટ કોરટ" આ શબ્દો ઈંગરેજીમાં અને ડીસ્ત્રિકટની મુખ્ય ભાષામાં કોરાવવા.

## ૪ જોઇન્ટ જડજ.

જોઇન્ટ જડજ નિમવાનો અધીકાર.

૧૨. હરકોઇ ડીસ્ત્રિકટમાં જોઇન્ટ જડજ નિમવા પડે ત્યારે ઇંડીયાના ગવરનર જનરલ ઇનકાઉનશીલની અગાઉથી મંજુરી લેઇને ત્યાં જોઇન્ટ જડજ નિમવાનો મુંબાઇના ગવરનર ઇનકાઉનશીલને અધીકાર છે તે જોઇન્ટ જડજને ડીસ્ત્રિકટ જડજની પેઠે સઘળો અખતીઆર તથા હકુમત આપવી. પણ તેને દીવાની મુકદમાની ફઇલ રાખવી નહી. અને ડીસ્ત્રિકટ જડજને ત્યાંથી પોતાની પાસે જે દીવાનીકામ આવે અથવા હઇકોરટના હુકમથી મોકલવામાં આવે તેટલુંજ દીવાની કામ તેણે કરવું.

જોઇન્ટ જડજની નિમનોક ઇન્ડીયાના ગવરનર જનરલ ઇનકાઉનશીલ મંજુર કરે એટલે તે મંજુરી જેટલી મુદત સુધી ચાલે તેટલી મુદતમાં તે જડજની જગા ખાલી પડે તો તેનો સ્થાનાપન્ન (એટલે તેની જગા ઉપર બીજા માણસને) નિમવાને અથવા તે જોઇન્ટ જડજને એક ડીસ્ત્રિકટમાંથી બીજી ડીસ્ત્રિકટમાં મોકલવાને મુંબાઇના ગવરનર ઇન કાઉનસિલ મુખતીઆર છે અને જોઇન્ટ જડજને એ પ્રમાણે બીજી દીસ્ત્રિકટમાં મોકલવામાં આવે ત્યારે પેહેલાંની ડીસ્ત્રિકટમાં તેને જેટલો અખતીયાર હતો તેટલોજ અખતીયાર તેને તે બીજી દીસ્ત્રિકટમાં છે એવું સમજવું.

જે કાયદા તથા આકરો ડીસ્ત્રિકટ જડજને લાગુ છે. તે જોઇન્ટ જડજને લાગુછે. જોઇન્ટ જડજનો શીકો.

૧૩ જે કાયદા તથા આકરો હમણાં અમલમાં હશે અથવા હવે પછી અમલમાં આવશે અને ડીસ્ત્રિકટ જડજને લાગુ હશે તે સઘળા કાયદા તથા આકરો જોઇંટ જડજને પણ લાગુ છે એવું સમજવું. અને દીસ્ત્રિકટ જડજ જે શીકો વાપરેછે તેજ શીકો જોઇંટ જડજનો છે એવું સમજવું.

## આસીસટંટ જડજ.

આસિસ્ટંટ જડજ નિમવાનો અખતીઆર.

૧૪. ઇન્ડીઆના ગવરનર જનરલ ઇનકાઉનશીલના સામાન્ય નિરબંધ પ્રમાણે ડીસ્ત્રિકટ જડજને સારૂ એક અથવા વધા આશીસ્ટન્ટો નિમવાનો અને એ પ્રમાણે નિમેલા હરકોઇ આશીસ્ટન્ટને તેની જગ્યા ઉપરથી મોકુફ અથવા બરતરફ કરવાનો મુંબાઇના ગવરનર ઇનકાઉનશીલને અખતીયાર છે.

આ આકટ પ્રમાણે પેહેલ કહેલાં આશીસ્ટંટ જડજો કરવા જોઇએ તે હમણાં જે આશીસ્ટંટ જડજો છે તેજ તેઓ છે એવું સમજવું.

આસિસ્ટંટ જડજની કોરટની જગ્યા

૧૫ ડીસ્ત્રિકટ જડજ જે ઠેકાણે પોતાની કોરટ ભરતો હોય તેજ ઠેકાણે આશીસ્ટંટ જડજે ઘણુંકરીને પોતાની કોરટ ભરવી પણ હઇકોરટની આગાઉથી મંજુરી લેઇને દીસ્ત્રિકટમાં બીજે ઠેકાણે તે કોરટ ભરવાનું દીસ્ત્રિકટ જડજ ફરમાવે તો તે ઠેકાણે આશીસ્ટન્ટ જડજે પોતાની કોરટ ભરવી.

૧૬ જે અસલ ફરીયાદમાં દાવાની બાબતની રકમ અથવા કીમત દસ હજાર રૂપીયા નહી હોય અને જે પરચુરણ અરજીઓ અપીલના જેવી નહી હોય તે અરજીઓ પોતાના તાબામાંહેના હરકોઈ આશીસ્ટંટ જડજની પાસે મોકલવાનો દીસ્ત્રિકટ જડજને અખીકારછે તે મુકદમાઓનો ફીનસાફ કરવાનો તથા તે અરજીઓનો નિકાલ કરવાનો આશીસ્ટન્ટ જડજને અખ્તીયાર છે. સદરહુ મુકદમામાં આશીસ્ટંટ જડજના હુકમનામા ઉપર તથા હુકમ ઉપર અપીલ ચાલતી હોય ત્યારે દાવાની બાબતની રકમ અથવા કીમત પાંચ હજાર રૂપીઆ ઉપર નહી હશે તો ડીસ્ત્રિકટ જડજને ત્યાં અપીલ ચાલશે. અને પાંચ હજાર રૂપીઆં ઉપર હશે તો હાઈકોરટમાં અપીલ ચાલશે.

અસલ ફરીઆદ લેવાની આશીસ્ટન્ટ જડજની હકુમત.

વારસો તથા મૃત્યુપત્ર ચલાવનારા તથા વહીવટ કરનારા મંજુર કરવાનો અને માલ મીલકતનો વહીવટ કરનારા તથા વ્યવસ્થા રાખનારા નેમવાનો કોરટોને અખીકાર આપવા બાબતનો ઠરાવ કરવા બાબત સન ૧૮૨૭ નો ૮ મો કાયદો છે તે કાયદા પ્રમાણે અને કોઈ સ્થાનાપન્ન થાય ત્યારે તેને કરજ વસુલ કરવાનું કામ સેહેલ પડવા બાબત તથા મયત માણસના વારસ વકીલને કરજ ભરે તેને માથેથી જોખમ ઉતારવા બાબત સન ૧૮૬૦ નો ૨૭ મો આકટ છે તે આકટ પ્રમાણે અને મુંબાઈ ઈલાકામાંહેના નાની ઉમરના છોકરાઓની તથા તેઓની માલ મીલકતની સંભાળ કરવા સારૂ વધારે સારો બંદોબસ્ત કરવા બાબત સન ૧૮૬૪ નો ૨૦ મો આકટ છે તે આકટ પ્રમાણે દાખલો મળવા બાબત અરજીઓ કરી હોય તે અરજીઓ બાબત પુરાવો લેવાનું દીસ્ત્રિકટ જડજ ફરમાવે ત્યારે આશીસ્ટન્ટ જડજે પુરાવો લેઇને પોતાના અભીપ્રાય સુધાં આખરનો હુકમ થવા સારૂ દીસ્ત્રિકટ જડજની પાસે મોકલી દેવો.

૧૭ સબારડીનેટ કોરટોનાં હુકમનામાઓ ઉપર તથા હુકમો ઉપર દીસ્ત્રિકટ જડજને ત્યાં અપીલો થાય તેમાંથી તે જે અપીલો આશીસ્ટંટ જડજની પાસે મોકલે તે અપીલોનો ફીનસાફ કરવાનો અખતીઆર હરકોઈ આશીસ્ટંટ જડજને સરકારી ગેજીટમાં જાહેરનામું છપાવીને આપવાને મુંબાઈના ગવરનર ઈનકાઊનશીલ મુખતીયાર છે.

અપીલ લેવાની આશીસ્ટંટ જડજની હકુમત.

આશીસ્ટંટ જડજ આ કલમ પ્રમાણે જે હુકમનામાં તથા હુકમ કરશે તે દીસ્ત્રિકટ જડજનાં હુકમનામાં તથા હુકમ પ્રમાણે ચાલશે, અને દીસ્ત્રિકટ જડજનાં હુકમનામાંઓને તથા હુકમોને કામ ચલાવવાની રીત બાબતના તથા અપીલ બાબતના જે નિયમો લાગુ છે તેજ નિયમો આશીસ્ટંટ જડજ આ કલમ પ્રમાણે જે હુકમનામાંઓ તથા હુકમો કરશે તેઓને લાગુછે એમ સમજવું.

૧૮ આશીસ્ટંટ જડજના હોદા ઉપર જે માણસ હોય તે માણસને અપીલોનો ફીનસાફ કરવાનો અખતીયાર ૧૭ મી કલમ પ્રમાણે આપ્યો હોય તે માણસને હરકોઈ દીસ્ત્રિકટમાં નિમ્યો હોય તોપણ જ્યાં સુધી અને જેટલી વાર તે આશીસ્ટંટ જડજના હોદા

અપીલ લેવાની આશીસ્ટંટ જડજની હકુમત ક્યાં સુધી ચાલશે.

ઉપર હશે ત્યાં સુધી અને તેટલી વાર તેની પાસે તે અખ્તીયાર રહેશે. પણ એવું ઠરાવ્યું છે કે સરકારી ગેઝીટમાં જાહેરનામું છપાવીને તેનો તે અખ્તીયાર હરકોઈ વખતે પાછું લેવાને મુંબાઈના ગવરનર ઈનકાઉનશીલ મુખ્તીયાર છે.

દીસ્ત્રિક્ટ જડજનો અખીકાર આશીસ્ટંટ જડજને આપવાનો અખ્તીયાર.

૧૯ સરકારી ગેઝીટમાં જાહેરનામુ છપાવીને હરકોઈ દીસ્ત્રિકટના હરકોઈ મુકરર ભાગમાં દીસ્ત્રિક્ટ જડજનો સઘળો અથવા કેટલોએક અખીકાર આશીસ્ટન્ટ જડજને આપવાને અને દીસ્ત્રિકટના સદરહુ ભાગનો હોદો તેજ પ્રમાણે જાહેરનામુ છપાવીને વખતે વખતે ઠરાવવાને તથા બદલવાને મુંબાઈના ગવરનર ઈનકાઉનશીલ મુખ્તીયાર છે.

એ પ્રમાણે આશીસ્ટંટ જડજને અખીકાર મળ્યો હશે તે સબબથી સદરહુ હદમાં ડીસ્ત્રિક્ટ જડજની હકુમત ચાલશે નહી.

એ પ્રમાણે જે આશીસ્ટંટ જડજને અખીકાર મળ્યો હશે તે દરેક આશીસ્ટંટ જડજે પોતાની કોરટ પોતાની હકુમતની સ્થળ શીમમાં જે જગા મુંબાઈના ગવરનર ઈનકાઉનશીલે ઠરાવી હોય તે જગાએ ઘણુકરીને ભરવી અને હાઈકોરટની અગાઉથી મંજુરી મેળવીને સદરહુ શીમમાંહેની બીજી કોઈ જગાએ ભરવાનો તેને અખ્તીયાર છે.

આશીસ્ટન્ટ જડજે દીસ્ત્રિક્ટ જડજનો શીકો વાપરવો.

૨૦ આશીસ્ટન્ટ જડજ જે દીસ્ત્રિક્ટ જડજનો આશીસ્ટંટ હોય તેનો શીકો તેણે વાપરવો.

## ૬. સબારડીનેટ જડજો.

સબારડીનેટ શીવીલ કોરટોની સંખ્યા.

૨૧ મુંબાઈના ગવરનર ઈનકાઉનશીલ, ઈન્ડીયાના ગવરનર જનરલ ઈનકાઉનશીલના સામાન્ય નીરબંધ પ્રમાણે દરએક દીસ્ત્રિકટમાં દીસ્ત્રિક્ટ કોરટના તાબામાં જેટલી દીવાની કોરટો કરવાનું વખતે વખતે ફરમાવશે તેટલી દીવાની કોરટો થશે.

સબારડીનેટ જડજો નીમવા બાબત.

૨૨ મુંબાઈના ગવરનર ઈનકાઉનશીલે સદરહુ પ્રકારની સબારડીનેટ કોરટોના જડજો નીમવા અને તેઓને સબારડીનેટ જડજ કેહેવા.

જે માણસ રાણી સરકારની રયત હોય અને તેણે પાંચ વરસ સુધી હિંદુસ્તાન માહેની હાઈકોરટમાં આડવોકેટનું કામ કરયું નહી હશે અથવા મુંબાઈ મધેની અદાલત નીહાઈકોરટમાં વકીલનું કામ કરયું નહી હશે અથવા સદરહુ હાઈકોરટે પરીક્ષાના વિષય ઠરાવ્યા હોય તે વિષયની પરીક્ષા આપીને સબારડીનેટ જડજના કામને લાયક થયો નહી હશે અથવા મુંબાઈની યુનીવરશીટીમાં "બ્યાચલર આફ લાસ"ની પદવી મેળવી નહી હશે તેને સબારડીનેટ જડજ નીમવો નહી

હાઈકોરટે સદરહુ પરીક્ષાના વિષય ઠરાવ્યા હોય તે સરકારી ગેઝીટમાં છપાવીને પ્રસિધ કરવા.

**સબારડીનેટ કોરટોની જગ્યા.**

૨૩ સબારડીનેટ જડજોની હકુમતની સ્થળ શીમમાં જે જગ્યા અથવા જગાઓ મુંબાઈના ગવરનર ઈનકૌંસિલ વખત વખત ઠરાવે તે જ ગ્યાએ અથવા જગાઓએ તેઓએ પોતાની કોરટ ભરવી સદરહુ પ્રકારની જગા એક કરતાં વત્તી ઠરાવી હોય ત્યારે તે દરએક જગાએ સબારડીનેટ જડજે કયે કયે દહાડે પોતાની કોરટ ભરવી. તે દાહાડા ડીસ્ટ્રીકટ જડજે હાઈકોરટના નીરબંધ પ્રમાણે ઠરાવવા, અને સબારડીનેટ જડજે તે દાહાડા બાબત પોતાની હકુમતની સ્થળ શીમમાં યોગ્ય રીતે જાહેરનામું મારવું.

એકજ માણસ એક કરતાં વત્તી સબારડીનેટ કોરટોનો જડજ હશે તો હરકત નથી અને એક માણસ એક કરતા વત્તી કોરટોનો સબારડીનેટ જડજ હોય ત્યારે તે સબારડીનેટ જડજે દરએક કોરટમાં ક્યારે બેસવું તે વખત ઠરાવવા સારૂ ડીસ્ટ્રીકટ જડજે હાઈકોરટના નીરબંધ પ્રમાણે કાનુંનો કરવો.

હાઈકોરટની આગાઉથી મંજુરી લેઈને હરકોઈ સબારડીનેટ જડજને બીજા કોઈ સબારડીનેટ જડજની કોરટમાં તેની ફાઈલ ઉપરના મુકરદમાનો નીકાલ કરવામાં તેને મદદ કરવા સારૂ મોકલવાને ડીસ્ટ્રીકટ જડજ મુખત્યાર છે.

**સબારડીનેટ જડજોના વરગો**

૨૪ સબારડીનેટ જડજોના બે વરગો ઠરાવ્યા છે.

**પેહેલા વરગના સબારડીનેટ જડજની હકુમત**

પેહેલા વર્ગના સબારડીનેટ જડજની હકુમત સઘળી અસલ ફરીયાદીના મુકરદમા ઉપર તથા દીવાની કામ ઉપર ચાલશે.

**બીજા વરગના સબારડીનેટ જડજની હકુમત**

બીજા વરગના સબારડીનેટ જડજની જે અસલ ફરીયાદીમાં તથા દીવાની કામમાં દાવાની બાબતની રકમ અથવા કીમત પાંચ હજાર રૂપીઆ ઉપર નહી હશે તે સઘળી ફરીયાદી ઊપર તથા કામો ઉપર ચાલશે.

**પેહેલા વરગના સબારડીનેટ જડજની વિશેષ હકુમત.**

૨૫. પેહેલા વરગનો સબારડીનેટ જડજ પોતાની મામુલ હકુમત ચલાવે તે શિવાય વળી તેણે ડીસ્ટ્રીકટ માંહેના બીજા વરગના સબારડીનેટ જડજોની કોરટોની હકુમતની સ્થળ શીમમાં જે ફરીયાદી અથવા દીવાની કામ જાગે તેમાં દાવાની બાબતની રકમ અથવા કીંમત પાંચ હજાર રૂપીયા ઉપર હોય તે ફરીયાદી બાબત તથા કામ બાબત વિશેષ હકુમત ચલાવવી.

જે ડીસ્ટ્રીકટોમાં પેહેલા વરગના એક કરતાં વધા સબારડીનેટ જડજો નીમ્યા હોય તે ડીસ્ટ્રીકટમાં તે દરએક જડજે પોતાની સદરહુ વિશેષ હકુમત કહી કહી સ્થળ શીમમાં ચલાવવી તે સ્થળ શીમ ડીસ્ટ્રીકટ જડજે હાઈકોરટના હુકમ પ્રમાણે તેને નીમી આપવી:

**તેના ફેંસલા ઉપર અપીલ.**

૨૬. દાવાની બાબતની રકમ અથવા કીમત પાંચ હજાર રૂપીયા ઊપર હોય તેવી જે ફરીયાદનો ફેંસલો પેહેલા વરગના જડજે પોતાની અસલ ફરીયાદ લેવાની મામુલ તથા વિશેષ હકુમત ચલાવીને કરયો હશે તે ફરીયાદના તેના ફેંસલા ઉપર હાઈકોરટમાં બારોબાર અપીલ થાલશે.

**અપીલ લેવાની પેહેલા વરગના સબારડીનેટ જડજની હકુમત.**

૨૭. સબારડીનેટ કોરટોના જે હુકમનામા ઉપરની તથા હુકમ ઉપરની અપીલો ડીસ્ટ્રીક્ટ જડજ પેહેલા વરગના સબારડીનેટ જડજની પાસે મોકલે તેને તે અપીલોનો ઇનસાફ કરવાનો અખત્યાર આપવાને મુંબાઈના ગવરનર ઇનકૌંસિલ મુખત્યાર છે.

પેહેલા વર્ગનો હરકોઇ સબારડીનેટ જડજ અપીલના સદરહુ પ્રમાણે હુકમનામા તથા હુકમ કરશે તે ડીસ્ટ્રીક્ટ જડજના હુકમનામા તથા હુકમ પ્રમાણે ચાલશે.

હરકોઇ સબારડીનેટ જડજને સદરહુ પ્રમાણે અધિકાર આપ્યો હોય તે નજરમા આવે ત્યારે લેઇ લેવાને મુંબાઇના ગવરનર ઇનકૌંસિલ મુખત્યાર છે.

**ન્હાના મુકરદમાનો અધિકાર સબારડીનેટ જડજોને આપવાનો અખત્યાર.**

૨૮ મુંબાઈના ગવરનર ઇનકૌંસિલ વખતે વખતે સ્થળ શીમ ઠરાવીને તે શીમમા પાંચસે રૂપીયા સુધીના જે મુકરદમાઓનો ઇનશાફ કરવાનો ન્હાના મુકરદમાની કોરટના જડજોને અખત્યાર છે તે મુકરદમાઓનો ઇનસાફ કરવા સારૂ તે કોરટના જડજની હકુમત પેહેલા વરગના હરકોઈ સબારડીનેટ જડજને આપવાને અને પાંચસે રૂપીયા સુધીના મુકરદમાઓનો ઇનસાફ કરવા સારૂં તેવીજ હકુમત બીજા વરગના હરકોઈ સબારડીનેટ જડજને આપવાને મુખત્યાર છે.

હરકોઇ સબારડીનેટ જડજને સદરહુ પ્રમાણે અધિકાર આપ્યો હોય તે નજરમા આવે ત્યારે લેઇ લેવાને મુંબાઇના ગવરનર ઇનકૌંસિલ મુખત્યાર છે.

**સબારડીનેટ જડજનો શિક્કો.**

૨૯ દરએક સબારડીનેટ જડજે ૧૫ ઇંચ વ્યાસનો ગોળ શિક્કો વાપરવો તે શીક્કા ઉપર રાયલ ક્રાઉન અને " નેઃ સબારડીનેટ જડજ" આ શબ્દો અંગ્રેજીમાં અને ડીસ્ટ્રીક્ટની મુખ્ય ભાષામાં કોરાવવા.

**પેહેલા વર્ગના પેહેલા સબારડીનેટ જડજો.**

૩૦ હમણાં પ્રેનસીપાલ સદરઅમીનોછે તેઓ પેહેલા વર્ગના પેહેલા સબારડીનેટ જડજોછે એવું સમજવું અને આ આકટ ઠરયા પેહેલા પ્રિનસીપાલ સદરઅમીનો જે સ્થળ શીમમાં પોતાની હકુમત ચલાવતા હતા તે સ્થળ શીમમાં તેઓએ આ આકટ પ્રમાણે પેહેલા વર્ગના સબારડીનેટ જડજોની હકુમત ચલાવવી. પણ તેઓની મામુલ હકુમતની સ્થળ શીમમાં (એટલે હદમાં) મુંબાઇના ગવરનર ઇનકૌંસીલ વખતે વખત ફેરફાર કરવાને મુખત્યારછે, તે પ્રમાણે તેઓ ફેરફાર કરેતો તે બદલેલી હદમાં પ્રિનસીપાલ સદરઅમીનોએ પેહેલા વર્ગના સબારડીનેટ જડજોની હકુમત ચલાવવી.

**બીજા વર્ગના પેહેલા સબારડીનેટ જડજો**

હમણાં સદરઅમીનો અને મુનસફોછે તેઓ બીજા વર્ગના પેહેલા સબારડીનેટ જડજોછે એવું સમજવું. અને આ આકટ ઠરયા પેહેલાં તેઓ જે સ્થળ શીમમાં મુનસફની હકુમત ચલાવતા હતા તે સ્થળ શીમમાં તેઓએ આ આકટ પ્રમાણે બીજા વર્ગના સબારડીનેટ જડજોની હકુમત ચલાવવી, પણ તેઓની હકુમતની સ્થળ શીમમાં(એટલે હદમાં) મુંબાઇના ગવરનર ઇનકૌંસીલ વખતે વખતે ફેરફાર કરવાને મુખત્યારછે, તે પ્રમાણે તેઓ ફેરફાર કરેતો તે બદલેલી હદમાં તેઓએ બીજા વર્ગના સબારડીનેટ જડજોની હકુમત ચલાવવી.

૩૧. આ આક્ટ પ્રમાણે સબારડીનેટ જડજની કોર્ટ જે કોર્ટને બદલે ઠરાવી હોય તે કોર્ટમાં જે કામ ચાલ્યું હોય તે સધળાં કામ બાબત તે ૬ ઠ્ઠા એક સબારડીનેટ જડજની કોર્ટને આ આક્ટ ઠરાવ્યો નહી હોત તો સદરહુ કોરટના પ્રિનસીપાલ સદરઅમીનને અથવા સદરઅમીનને અથવા મુનસફને જેટલી હકુમત હોત તેટલીજ હકુમત છે. એવું સમજવું.

*જે કામો ચાલુ હોય તે કામો.*

૩૨ જે ફરીયાદીના કામમાં સરકાર અથવા સરકારનો કોઈ અમલદાર પોતાના હોદ્દાના સબબથી પ્રતીવાદી હોય તે ફરીયાદી સબારડીનેટ જડજે લેવી નહી અથવા નોંધવી નહી. પણ એવી ફરીયાદીની અરજી આપનારા પક્ષકારને તેણે દીસ્ત્રીક્ટ જડજની પાસે મોકલવો, કેમકે તેનીજ કોરટમાં સદરહુ ફરીયાદો આવશે.

*સરકારની ઉપરની ફરીયાદી મોકલવી.*

## ખબરતરફી અથવા મોકુફી.

૩૩. હરકોઈ સબારડીનેટ જડજની ઊપર ગેર રીતે ચાલ્યાનું તોહોમત આવ્યું હોય ત્યારે તે વાત ખરીછે કે ખોટી તે બાબત પધ્ધતી પ્રમાણે ઉઘાડી રીતે ચોકશી કરવાના પાકા સબબોછે એવું નજરમાં આવે ત્યારે ચોકશી કરવા સારૂ એક અથવા વધારે કમીશનરો નીમવાને હૈકોરટ મુખ્ત્યાર છે. અને કમીશનરનો અથવા કમીશનરોનો રીપોરટ આવ્યા પછી સબારડીનેટ જડજને કામ ઉપરથી બરતરફ અથવા મોકુફ કરવાનો અથવા નીચેના વર્ગમાં ઉતારવાનો હુકમ કરવાને હૈકોરટ મુખ્ત્યાર છે.

*ગેર રીતે ચાલ્યાનું કહેતા હોય તેની ચોકશી કરવાનું કમીશન.*

સરકારી ચાકરની ચાલની તપાશ બરાબર રાખવા બાબત સને ૧૮૫૦ નો ૩૭ મો આક્ટછે તે આક્ટના ઠરાવ આ કલમ પ્રમાણે ચોકસી થાય તેને લાગુછે એવું સમજવું. અને તે આક્ટ પ્રમાણે સરકારને જે અધિકાર આપ્યો છે તે હૈકોરટે ચલાવવો.

૩૪. કોઈ સબારડીનેટ જડજની ચાલ અલગત બાબત આ કલમ પ્રમાણે ચોકસો થતી હોય તેનો ફરીણામ સમજાય ત્યાંહાં સુધી તેને કામ ઉપરથી મોકુફ કરવાને હાઈકોરટ મુખ્ત્યારછે.

*હૈકોર્ટ અથવા દીસ્ત્રીક્ટ જડજે સબારડીનેટ જડજોને ઉપરથી મોકુફ કરવા બાબત.*

પોતાના તાબા માંહેના હરકોઈ સબારડીનેટ જડજને તેના હોદ્દા ઊપરથી મોકુફ કરવાની ઘણીજ જરૂર જણાય ત્યારે તે પ્રમાણે કરવાને દીસ્ત્રીક્ટ જડજ મુખ્ત્યારછે. પણ દીસ્ત્રીક્ટ જડજે સદરહુ પ્રકારના કોઈ સબારડીનેટ જડજને કામ ઉપરથી મોકુફ કરે ત્યારે તેણે હુકમ થવા સારૂ હાઈકોરટને તે વાત બાબત તાબરતોબ રીપોર્ટ કરવો.

પોતાની નજરમાં આવે ત્યારે હરકોઈ સબારડીનેટ જડજને હોદ્દા ઉપરથી મોકુફ અથવા બરતરફ કરવાનો સરકારનો અધિકાર છે તે અધિકારને આ કલમના અથવા ૩૩ મી કલમના કોઈ ઠરાવથી હરકત થાયછે એવુ સમજવું નહી.

*મોકુફ અથવા બરતરફ કરવાનો સરકારનો અધિકાર કાયમ રાખ્યો છે.*

## ૭. થોડી મુદત સુધી જગ્યા ખાલી પડે તે બાબત.

૩૫. દીસ્ત્રીક્ટ જડજ મરણ પામશે અથવા માંદો પડશે અથવા બીજી કાંઈ વાત બનશે અથવા રજા લેઈને પોતાની દીસ્ત્રીક્ટમાંથી જશે તે સબબથી તેનાથી પોતાનુ કામ નહી કરાશે ત્યારે દીસ્ત્રીક્ટમાં આસીસ્ટંટ જડજોમાથી જે પેહેલા દરજાનો હશે

*દીસ્ત્રીક્ટ જડજનો હોદ્દો થોડા દીવસ સુધી ખાલી પડે તે બાબત.*

તેણે અને કોઈ આસીસ્ટંટ જડજ દીસ્ત્રિકટમાં નહી હશે ત્યારે સબારડીનેટ જડજોમાંથી જે પેહેલા દરજાનો હશે તેણે પોતાની માસુલ હકુમતને હરકત થયા વગર દીસ્ત્રિકટ કોરટનો ચાર્જ લેવો, અને તેની પાસે ચારજ હોય ત્યારે ફરીયાદી તથા અપીલો દાખલ કરવા બાબત તથા પ્લીડીંગ્સ (એટલે જવાબ તથા ઉત્તર વગેરે) લેવા બાબત તથા "પ્રોસેસો" બજાવવા બાબત તથા "રીટો" નાં "રીટર્નો" બાબત અને તેવાજ બીજા કામ બાબત દીસ્ત્રિકટ જડજનાં કામો કરવાં અને તેને પ્રસંગ પ્રમાણે આસીસ્ટંટ જડજ ઇનચાર્જ દીસ્ત્રિકટ, અથવા સબારડીનેટ જડજ ઇનચાર્જ દીસ્ત્રિકટ કેહેવો અને દીસ્ત્રિકટ જડજ પોતાના હોદ્દા ઊપર પાછો આવે ત્યાંહાં સુધી અથવા યોગ્ય રીતે નીમેલો કોઈ અમલદાર તે કામનો ચારજ લે ત્યાંહાં સુધી તેણે ઇનચાર્જ રેહેવું.

**દીસ્ત્રિકટ જડજનો અખત્યાર આપવો.**

૩૬. કોઈ દીસ્ત્રિકટ જડજ સદરસ્ટેશન મુકીને પોતાના દીસ્ત્રિકટમાં કેઈ ઠેકાણે કામગીરી ઉપર જાય ત્યારે ૩૫ મી કલમમાં કહેલાં કામો માંહેનાં જે કામો જરૂરનાં હોય તે કામો કરવાનો અખત્યાર હરકોઈ આસિસ્ટંટ જડજ અથવા આસિસ્ટંટ જડજ નહી હોય ત્યારે સદરસ્ટેશનમધેના સબારડીનેટ જડજને આપવાને તે મુખત્યાર છે. અને પ્રસંગ પ્રમાણે તે અમલદારને આસિસ્ટંટ જડજ ઇનચાર્જ સદરસ્ટેશન અથવા સબારડીનેટ જડજ ઇનચાર્જ સદરસ્ટેશન કેહેવો.

**સબારડીનેટ જડજનો હોદ્દો થોડા દીવસ સુધી ખાલી પડે તે બાબત.**

૩૭. કોઈ સબારડીનેટ જડજ મરણ પામશે અથવા કામ ઉપરથી માફુક થશે અથવા થોડી મુદ્દત સુધી ગેરહાજર હશે ત્યારે તેજ દીસ્ત્રિકટની બીજા સબારડીનેટ કોરટના જડજને ખાલી પડેલી સબારડીનેટ કોરટના જડજનાં કામ તેજ કોરટમાં અથવા પોતાની કોરટમાં કરવાને અખત્યાર આપવાને દીસ્ત્રિકટ જડજ મુખત્યાર છે. પણ એવે દરએક પ્રસંગે બેઊ કોરટના રજીસ્ટરો તથા દફતરો જુદાં જુદાં રાખવાં.

## ૮ નોકરો.

**નોકરો નીમવા વગેરે બાબત.**

૩૮. હાઈકોરટ વખતે વખતે નિયમો ઠરાવે તે નિયમો પ્રમાણે તેઓને દીસ્ત્રીકટ જડજે દરએક દીસ્ત્રિકટ માંહેની દીવાની કોરટના નોકરો નીમવા, અને તેજ નિયમો પ્રમાણે તેઓને દંડ કરવાને તથા કામ ઉપરથી માફુક કરવાને અથવા બરતરફ કરવાને દીસ્ત્રિકટ જડજ મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે દરએક સબારડીનેટ કોરટનો જડજ પોતાની કોરટના જે નોકરોનો પગાર મહીને દસ રૂપીયા ઊપર નહી હોય તે નોકરને તેવાજ નિયમો પ્રમાણે નીમવાને મુખત્યાર છે; અને તે કોરટનો કોઈ નોકર ગેર રીત ચાલશે અથવા પોતાના હોદ્દાનું કામ કરવામાં ગફલત કરશે તેને હુકમ કરીને દંડ કરવાને અથવા કામ ઉપરથી માફુક અથવા બરતરફ કરવાને તે મુખત્યાર છે. એવા દરએક હુકમ ઉપર દીસ્ત્રિકટ જડજને ત્યાંહાં અપીલ ચાલશે. અને સેશન કોરટના તાબા માંહેની ફોજદારી

કોરટોના હુકમ ઉપર સેશનકોરટને કરેલી અપીલોને જે નિયમો લાગુ હશે તે નિયમો આ કલમ પ્રમાણે કરેલી સઘળી અપીલોને લાગુછે એવું સમજવુ.

સદરહુ ગુન્હેગાર બીજા કોઈ ચાલુ કાયદા પ્રમાણે જે શિક્ષાને અથવા બીજી વાતને લાયક હશે તે શિક્ષામાંથી અથવા બીજી વાતમાંથી તે આ કલમના કોઈ ઠરાવથી છુટછે એવું સમજવું નહી,

*નોકરોના કામો.*

૩૯. હાઈકોરટ વખતે વખતે જે નિયમો ઠરાવે તે નિયમો પ્રમાણે સદરહુ નોકરોના કામનો બંદોબસ્ત કરવો.

*કોરટોના કબારકો નીમવાનો અધિકાર*

૪૦. આ આકટ પ્રમાણે દીવાની કોરટ હોય તે કોરટમાં કબારકે આફ ધી કોર્ટ (એ નામનો અમલદાર) ઈંડીયાના ગવરનર જનરલ ઈનકોંસિલના નીબંધ પ્રમાણે નીમવાનો મુંબાઈના ગવરનર ઈનકોંસિલને અધિકાર છે તે કબારકને હાઈકોરટ વખતે વખતે જે કામો કરવાનું ફરમાવે તે કામો શિવાય તેને ફરીયાદીની અરજીઓ લઈને નોધવાનો અખત્યાર છે. અને જે અરજીઓ ના મંજુર કરવાનું તેની નજરમાં આવે તે અરજીઓ તેણે કોરટના જડજનો હુકમ થવા સારૂ તેની પાસે મોકલવી અને સઘળા પ્રોસેસો ઉપર સહી કરવાનો અને કાગળ પત્રોની નકલો કરી હોયતે નકલો ઉપર આ નકલો ખરીછે એવી સહી કરવાનો તેને અખત્યાર છે.

## ૯. પરચુરણ.

*પ્રોસીડીંગ રાખવા બાબતની કાનુનો.*

૪૧ હાઈકોરટ વખતે વખતે જે નિયમો ઠરાવે તે નિયમો પ્રમાણે દરેએક દીવાનીકોરટે પ્રોસીડીંગ કરીને તેનું દફતર રાખવું. કાગળ પત્રોની નકલો કેવા નીયમ પ્રમાણે આપવી તે નીયમો પણ હાઈકોરટે ઠરાવવા.

*પ્રોસેસ બાબત ફી*

૪૨. આ આકટમાં જે કોરટની રચના ઠરાવીછે તે કોરટ અથવા તે કોરટનો કોઈ અમલદાર કોઈ પ્રોસેસ આપે તે પ્રોસેસ બાબત કેટલી ફી લેવી, તે હાઈકોરટે મુંબાઈના ગવરનર ઇનકોંસીલની મંજુરી લઈને વખતે વખતે ઠરાવવું.

એ પ્રમાણે ઠરાવેલી ફીનું ટેબલ સરકારી ગેઝીટમાં છપાવીને પ્રસિદ્ધ કરવું.

*કોર્ટો બેસવા બાબત.*

આદીતવાર તથા ન્યુઈયર્સડે તથા ગુડફ્રેડે તથા ક્રીસ્તમસડે અને મલીકામાઆજમાનો જન્મ દીવશ અને દરએક અથવા પ્રત્યેક દીસ્ત્રીકટ સારૂ જે બીજા દીવશો હાઈકોરટે મંજુર કર્યા હોય તે દીવશો શિવાય દીસ્ત્રીકટ કોરટો એ તથા સબારડીનેટ કોરટોએ દરરોજ બેસવું.

*રજા.*

પોતાના તાબા માંહેની દીવાની કોરટોને દરએક વરસમાં કુલ એકંદર છ આઠવાડીયા સુધી એક મુદતે અથવા વત્તી મુદતે કામ બંધ રાખવાની પરવાનગી આપવાનો પણ અખત્યાર હૈકોર્ટનેછે.

---

## પરિશિષ્ટ.

### કાયદા તથા આકટો રદ કરયા તે.

#### ૧. મુંબાઇના કાયદા.

| કાયદાનો નંબર. | કાયદાનું મથાળુ. | કેટલો રદ કરયો તે |
|---|---|---|
| સન ૧૮૨૭ નો કાયદો. ૧ લો. | મુંબાઇ ઇલાકના તાબામાંના દેશમાં અમલ ચલાવવા સારૂ જે નિયમ કરવામાં આવશે તે સઘળાનું એક કાયદા પુસ્તક કરવા બાબતનો કાયદો. | ૧ લી કલમના આરંભથી તે ૭ મી કલમની આખર સુધીના કલમો. |
| સન ૧૮૨૭ નો કાયદો. ૨ જો. | દીવાની અદાલતની કોરટની રચના અને તેના જડજનો તથા અમલદારોનો અધિકાર તથા કામ ઠરાવવા બાબત નો કાયદો. | ઉદ્દેશ અને ૩જા તથા ૪થા બાબનો જેટલો ભાગ રદ થયો નથી તેટલો ભાગ, અને નાતજાતના કજીઆ ટંટામાં દીવાનીકોરટને હાથ ઘાલવા દેવા બાબત ૨૧ મી કલમના જેટલા ભાગમાં ઠરાવછે તેટલા તે કલમના ભાગ શીવાય ૨ જો બાબ. |
| સન ૧૮૨૭ ને કાયદો ૩ જો. | દીવાની કોરટમાં કામ ચલાવવાની રીત બાબત, તથા દીવાની કોરટ બેસવા બાબત, તથા તેઓની સાથે કાગળ પત્રનો વ્યવહાર ચલાવવાની રીત બાબતઅને તેઓએ પોતાના કામની "મીનીટો" શી રીતે લખવી તે બાબત, અને હુકમ ઉપર શિકકો તથા સહી કરવા બાબત, અને તે હુકમો કેઇ ભાષામાં જોઇએ તે બાબત, અને પોતાના દફતરમાંના કાગળોની નકલો શી રીતે આપવી તે બાબતનો કાયદો. | સઘળો કાયદો. |
| સન ૧૮૨૭ નો કાયદો. ૪ થો. | દીવાની મુકદમામાં તથા અપીલમાં કોરટે ઇનસાફનું કામ શી રીતે ચલાવવું તે બાબતના ફૂરમ (એટલે નમુના) ઠરાવવા બાબત, અને તેઓનો ઇનસાફ કરવાની કાનુનો ઠરાવવા બાબતનો કાયદો. | ઉદ્દેશ અને ૨૪ મી તથા ૨૭ મી કલમ અને ૭૨ મી કલમની ૪ થી રકમ. |
| સન ૧૮૨૭ નો કાયદો ૨૯ મો. | દક્ષિણમાં અને ખાનદેશમા મુંબાઇ તાબાનો મુલકછે તે મુલકમાં કાયદા ચલાવવા બાબતનો કાયદો. | ૭ મી કલમ. |
| સન ૧૮૨૭ નો કાયદો | ફેરફાર કરીને તૈયાર કરેલા કાયદા મુંબાઇ તાબેના દેશમાં કેઇ રીતે આ | સઘળો કાયદો. |

| કાયદાનો નંબર. | કાયદાનું મથાળું. | કેટલો રદ કરચો તે. |
| --- | --- | --- |
| ૩૧ મો. | લથી તે સમજાવવાનું ઠરાવવા બાબતનો કાયદો. | |
| સન ૧૮૩૦ નો કાયદો ૧ લો. | સન ૧૮૨૮ નો ૭ મો કાયદો રદ કરીને જેટલા રૂપીયાના અસલ મુકદમા આવશે તેની તજવીજ કરવાને અમીન લોકોનો અખત્યાર વધારવા બાબતનો કાયદો. | સઘળો કાયદો. |
| સન ૧૮૩૧ નો કાયદો ૭ મો. | દીવાની ફરીયાદીની અપીલ લેવાના હુકમ છે તેમાં કમપેશ કરવા બાબતનો કાયદો | સઘળો કાયદો. |
| સન ૧૮૩૧ નો કાયદો ૧૮ મો. | આ દેશના લોકો તરફ ઇનસાફના કામો મુકરર કરયાં છે તે લોકોના દરજાની પાયરીઓ કરી તથા હરએક દરજાના લોકોએ કેટલો અગલ ચલાવવો તેની હદ ઠરાવવા બાબતનો કાયદો. | સઘળો કાયદો. |
| સન ૧૮૩૩ નો કાયદો ૨ જો. | જે જીલામાં જુડીશીઅલ નેટીવ કમીશનર મુકરર કરયા હશે તેઓને તે જીલામાં હરકોઈ ઠેકાણે દીવાની મુકદમાની તજવીજ કરવાનો અખતીયાર આપવા બાબતનો કાયદો | સઘળો કાયદો |
| સન ૧૮૩૪ નો કાયદો ૬ ઠો | મુંબાઇ તાબામાં દીવાની અદાલતની કોરટો છે તે કોરટો કોઇ કોઇ વેળા બંધ રાખવા બાબતના હુકમ ઠરાવવા બાબતનો કાયદો. | સઘળો કાયદો. |

——o+o——

## ૨ આકટો.

| આકટનો નંબર. | આકટનું મથાળું. | કેટલો રદ કરચો તે |
|---|---|---|
| સન ૧૮૪૪ નો આકટ ૯ મો. | પ્રિન્શીપાલ સદરઆમીનની અને સદરઆમીનની કોરટમાં ફરીયાદ કરવાનો અધિકાર આપવા બાબતનો આકટ. | મુંબાઇ ઈલાકાને જેટલો લાગુછે તટલો સઘળો આકટ. |
| સન ૧૮૪૫ નો આંકટ ૨૯ મો. | મુંબાઇના ગવરમેન્ટ જોઈન્ટ જીલા જડજને તથા જોઈન્ટ સેશન જડજને નીમવા વિશે મુખત્યાર થવાનો આકટ. | જોઇન્ટ જીલા જડજોને જેટલો લાગુછે તટલો. |

(ખરો તરજુમો)
વિનાયક વાસુદેવ.
ઓરીએનટલ ટરાનસલેટર ટુ
ગવરન મેન્ટ.

---

આ આકટ અમદાવાદ હિતેચ્છુ પ્રેસમાં છાપ્યો.

# સન ૧૮૭૩ નો આકટ ૧૦ મો.

---

ઈંડીયાના ગવરનર જનરલ ઈન કૌંસિલને હેઠળ લખેલો આકટ ગવરનર જનરલ સાહેબે સન ૧૮૭૩ ના એપ્રિલ મહિનાની ૮ મી તારીખે મંજુર કરયો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ છપાવીને પ્રસિદ્ધ કરયો છે.

## કોર્ટમાં સમ ખાવા બાબત કાયદાછે તે એકઠા કરવા બાબત અને બીજાં કારણો બાબતનો આકટ.

ઉદ્દેશ.

કોરટમાં સમ ખાવા બાબતના તથા પ્રતિજ્ઞા અને એકરાર કરવા બાબતના કાયદા એકઠા કરવા યોગ્ય છે, અને જુદા સંબંધી સમ ખાવા બાબતનો તથા પ્રતિજ્ઞા અને એકરાર કરવા બાબતનો કાયદો રદ કરવા યોગ્ય છે, વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

### ૧— પ્રથમ નિયમો.

ટુંકું નામ.

૧. આ આકટને "સન ૧૮૭૩ નો હિંદુસ્થાનનો સમનો આકટ" કહેવો.

કાંહાં કાંહાં લાગુછે.

આ આકટ આખા બ્રિટિશ ઈંડીયાને લાગુછે અને મલિકા માઆઝમાની સાથે જે એત દેશીય રાજા અને સંસ્થાનો દોસ્તી રાખેછે તેઓના મુલકને મલિકા માઆઝમાની રઈયત બાબતજ લાગુછે.

આ આકટ કયારે ચાલુ થશે.

અને સન ૧૮૭૩ ના મે મહિનાની ૧ લી તારિખે અમલમાં આવશે.

જે આકટો રદ કરયા તે.

૨. આ આકટને જોડેલાં પરિશિષ્ટમાં આકટો લખ્યા છે તે તે પરિશિષ્ટનાં ૩ જા આસનમાં લખ્યુંછે તેટલે સુધી રદ કરયાછે.

કેટલાએક સમ અને પ્રતિજ્ઞા કાયમ રાખીછે.

૩. આ આકટનો કોઈ ઠરાવ કોરટ માર્શલની આગળ ચાલેલાં કામને લાગુ નથી અથવા સન ૧૮૬૧ ના હિંદુસ્થાનની કૌંસિલ બાબતના આકટના ઠરાવ ઉપરથી જે કાયદો રદ કરવાનો ગવરનર જનરલ ઈન કૌંશીલને અધિકાર નથી તે કાયદામાં કહેલા સમને અથવા પ્રતિજ્ઞાને અથવા એકરારને લાગુ નથી.

### ૨—સમ ખવડાવવાનો અને પ્રતિજ્ઞા કરાવવાનો અધિકાર.

સમ ખવરાવવાનો અને પ્રતિજ્ઞા કરાવવાનો અધિકાર

૪. હેઠળ લખેલી કોરટોને તથા માણુસોને જે કામો કરવાનુ અથવા અધિકાર ચલાવવાનું કાયદામાં ફરમાવ્યું હોય તે કામ કરતી વખત અથવા અધિકાર ચલાવતી વખતે તે કોરટો અથવા માણુસો પોતાની જાતે સમ ખવડાવવાને અથવા પ્રતિજ્ઞા કરાવવાને મુખત્યાર છે. અથવા સમ ખવડાવવાની અથવા પ્રતીજ્ઞા કરવાની પોતે જે અમલદારને મુખતીયારી આપી હોય તે અમલદારની મારફતે સમ ખવડાવવાને અથવા પ્રતીજ્ઞા કરાવવાને મુખતીયાર છે.

(અ) જે કોરટોને તથા માણસોને કાયદા પ્રમાણે અથવા પક્ષકારનાં અનુમતથી જુબાની લેવાનો અધિકાર હોય તે સઘળી કોરટો અને માણસો.

(બ.) મલિકા મોઆઝમાની ચાકરી માહેનુ લસ્કર જે લસ્કરી થાણામાં રેહેતું હોય તે થાણાનો કમ્યાંડિંગ આફીસર, પણ એવું ઠરાવ્યું છે કે,

( ૧ ) થાણાની હદમાં સમ ખવડાવવા અથવા પ્રતિજ્ઞા કરાવવી, અને

( ૨ ) બ્રિટિશ ઇંડીયામાં જે સમ ખવરાવવાનો અથવા પ્રતિજ્ઞા કરાવવાનો જસ્ટીશ આફ ધી પીસને અધિકાર છે તેવા તે સમ ખવરાવવા, અથવા પ્રતિજ્ઞા કરાવવી.

૩—જે માણસોએ સમ ખાવાજ જોઇએ અથવા પ્રતિજ્ઞા કરવીજ જોઇએ તે માણસો.

સમ ખાવા અથવા પ્રતિજ્ઞા કરવી

૫. હેઠળ લખેલાં માણસોએ સમ ખાવા જોઇએ અથવા પ્રતિજ્ઞા કરવી જોઇએ.

શાહેદો

( અ. ) સઘળા શાહેદોએ એટલે જે માણસોની જુબાની હેઠળ લખેલા પ્રકારની કોરટ અથવા માણસ કાયદા પ્રમાણે લેશે અથવા જે માણસો તે કોરટની આગળ અથવા માણસની આગળ જુબાની આપશે અથવા જેઓને જુબાની આપવી પડશે તે માણસોની જુબાની લેવાનો અધિકાર અથવા પુરાવો લેવાનો અધિકાર જે કોરટને અથવા માણસને કાયદા પ્રમાણે અથવા પક્ષકારોનાં અનુમતથી હશે તે કોરટ અથવા માણસ જે માણસોની જુબાની કાયદા પ્રમાણે લેશે અથવા તે કોરટની આગળ અથવા માણસની આગળ જે માણસો જુબાની આપશે અથવા જેઓને જુબાની આપવી પડશે તે સઘળાં માણસોએ સમ ખાવા જોઇએ અથવા પ્રતિજ્ઞા કરવી જોઇએ.

દુભાષિયા.

( બ. ) શાહેદોને સવાલ કરયા હોય તેનો અને તેઓએં જુબાની આપી હોય તેનો મ્હોડે તરજુમા કરીને સમજાવનારાએ સમ ખાવા જોઇએ અથવા પ્રતિજ્ઞા કરવી જોઇએ, અને

જુરર.

(ક) જુરરોએ સમ ખાવા જોઇએ અથવા પ્રતિજ્ઞા કરવી જોઇએ.

ફોજદારી કામમાં તોહોમતવાળાને સમ ખવરાવીને અથવા તેની પાસે પ્રતિજ્ઞા કરાવવાની વાત કાયદાસર છે, અથવા કોરટનો સરકારી સમજાવનારો પોતાના હુદ્દાનુ કામ કરવા માંડે ત્યાર પછી હું તે કામ ઇમાનદારીથી કરીશ એ રીતે તેને સમ ખવડાવવાનો અથવા તેની પાસે પ્રતીજ્ઞા કરાવવાની જરૂર છે એવું આ કલમના કોઇ ઠરાવ ઉપરથી સમજવું નહી.

એતદ્દેશીય લોકોએ અથવા જે માણસોને સમ ખા

૬. શાહેદ અથવા સમજાવનારો અથવા જુરર હિંદુ અથવા મુસલમાન હોય, અથવા સમ ખાવાને તેને હરકત હોય તો, તેણે સમ ખાવાને બદલે પ્રતિજ્ઞા કરવી.

વાને હરકત હોય તે માણસોએ પ્રતિજ્ઞા કરી,

બીજે સઘળે પ્રસંગે શાહેદે અથવા સમજાવનારાએ અથવા જુરરે સમ ખાવા.

### ૪—સમ ખાવાની અથવા પ્રતિજ્ઞા કરવાની તરેહ.

૭. ૫ મી કલમ પ્રમાણે સમ ખાવા જોઈએ અથવા પ્રતિજ્ઞા કરવી જોઈએ તે

સમનગી અને પ્રતિજ્ઞાની તરેહ

સઘળા સમ અને પ્રતિજ્ઞા હાઈકોરટે વખત વખતે જે તરેહ ઠરાવે તે તરેહ પ્રમાણે ખવરાવવા અને તરેહ કરાવવી.

અને તે તરેહ હાઈકોરટ ઠરાવે ત્યાંહા સુધી ઉપર કહેલા સમ અને પ્રતિજ્ઞા જે તરેહથી હમણાં ખાયછે અને કરેછે તે તરેહથી તે સમ ખવરાવવા અને પ્રતિજ્ઞા કરાવવી.

ખુલાસો—રંગુનના રિકારડની કોરટમાં અને રંગુનની ન્હાના મુકરદમાની કોરટમાં સમ ખાવા જોઈએ અને પ્રતિજ્ઞા કરવી જોઈએ તે બાબત રંગુનનો રિકારડર આ કલમના અર્થ પ્રમાણે હાઈકોરટ છે એવું સમજવું

૮. ઇનશાફના કોઈપણ કામમાં કોઇ પક્ષકાર હોય અથવા શાહેદ હોય તે જે જા-

કેટલાએક સમ ખાવાનું ઠરમાવવાનો કોરટનો અખીકાર.

તનો અથવા પંથનો હોય તે જાતનો અથવા પંથના લોકમાં જે તરેહના સમ ખાવાનો અથવા સત્ય સ્મરણ પૂર્વક પ્રતિજ્ઞા કરવાનો વહિવટ હોય અથવા જે તરેહના સમ અથવા પ્રતિજ્ઞા તોડાતી નથી એવું માનતા હોય અને જે તરેહ ઇનસાફથી અથવા લોક લજ્જાથી વિરૂદ્ધ નહી હોય અને તે તરેહથી કોઇ ત્રાહીત માણસને નહી નુકશાન નહી હોય તેવી તરેહના સમ ખાઇને અથવા પ્રતિજ્ઞા કરીને જુબાની આપું એવું કેહે અને કોરટની નજરમાં આવેતો કોરટ તેને તેવા સમ ખવરાવવાને અથવા પ્રતિજ્ઞા કરાવવાને મુખત્યાર છે. આ આકટમાં પાછળ કાંઇ ઠરાવ હોય તોપણ તે વાતની ચિંતા નથી.

૯. ઇનશાફના કોઈ કામનો કોઇ પક્ષકાર કેહેશે કે સામાવાળો અથવા ફલાણો

સામાવાળો કેહે તે સમ તું ખાશે કે નહી એવું પક્ષકારને અથવા શાહેદને પુછવાને કોરટ મુખત્યારછે.

શાહેદ ૮ મી કલમમાં જે પ્રકારના સમ અથવા પ્રતિજ્ઞા કહીછે તેમાંના કોઇ પ્રકારનાં સમ ખાશે અથવા પ્રતિજ્ઞા કરશે તો તે જે કેહેશે તે મ્હારે કબુલ છે ત્યારે તે સમ ખાવાને અથવા પ્રતિજ્ઞા કરવાને તમે રાજીછો કે નહી એવુ સામાવાળાને અથવા સાહેદને કોરટની નજરમાં આવેતો કોરટે પુછવું અથવા પુછાવવું.

પણ એવું ઠરાવ્યું છે કે તે સવાલનો જવાબ દેવાને કોઇ પક્ષકારને અથવા શાહેદને પોતાની જાતે કોરટમાં હાજર થવુજ પડે તેવી જબરદસ્તી કરવી નહીં.

૧૦. તે પક્ષકાર અથવા શાહેદ તે સમ ખાવાને અથવા પ્રતિજ્ઞા કરવાને કબુલ

સમ ખાવાનુ કબુલ કરેતો સમ ખવરાવવા.

થાયતો તે કોરટે તે સમ ખવરાવવા માંડવા અથવા પ્રતિજ્ઞા કરાવવા માંડવી, અથવા કોરટની બાહાર તે સમ ખાશે અથવા પ્રતિજ્ઞા કરશે તો ઠીક પડશે એવા તે સમ અથવા પ્રતિજ્ઞા હોયતો તે સમ ખવરાવવા બાબત અથવા પ્રતિજ્ઞા કરાવવા બાબત કોઇ માણસને કમિશન આપવાને કોરટ મુખત્યાર છે. અને જે માણસને સમ ખવરાવવા હોય અથવા જે મા-

ણુસ પાસે પ્રતિજ્ઞા કરાવવી હોય તેની જુબાની લઇને તે જુબાની કોરટમાં આણી આપવા બાબત તે માણસને અધિકાર આપવાને કોરટ મુખત્યાર છે.

મ્હારે કબુલ છે એ રીતે જે માણસે કહ્યું હોય તે માણસ બાબત તે જુબાની નકી પુરાવો છે.

૧૧ એ પ્રમાણે જુબાની આપશે તે અમારે કબુલ છે એ રીતે જે માણસ બોલ્યો હશે તે માણસ બાબત તે જુબાની તેમાં કહેલી વાતનો નકી પુરાવો છે એવું સમજવું.

સમ ખાવાની ના કેહે ત્યારે કેમ કરવું.

૧૨. પક્ષકાર અથવા શાહેદ ૮ મી કલમમાં કહેલા પ્રકારના સમ ખાવાની અથવા સત્ય સ્મરણ પુર્વક પ્રતિજ્ઞા કરવાની ના કેહે, તો તેને જબરદસ્તીથી સમ ખવડાવવા નહી અથવા તેની પાસે પ્રતિજ્ઞા કરાવવી નહી; પણ જે સમ ખાવાનું અથવા પ્રતિજ્ઞા કરવાનું કહ્યું હોય તે સમનો અથવા પ્રતિજ્ઞાનો પ્રકાર, અને તે સમ તમે ખાશો કે નહી અથવા તે પ્રતિજ્ઞા તમે કરશો કે નહીં એવું તેને પુછ્યું હતુ તે વાત અને તે સમ ખાવાની અથવા પ્રતિજ્ઞા કરવાની તેણે ના કહી તે વાત અને ના કેહેવાનું કારણ તેણે કહ્યું હોય તે કારણ ચાલેલાં કામના ભાગ પ્રમાણે દફતરમાં લખી મુકવું

## ૫—પરચુરણ.

સમ ખવરાવ્યા નહી હોય અથવા કાંઇ ગેરચાલ થઇ હોય તેથી ચાલેલુ કામ અને જુબાની કામમાં નહી આવશે એવું સમજવું નહી.

૧૩ સમ ખાવાની અથવા પ્રતિજ્ઞા કરવાની કસુર કરી હોય તેથી અથવા સમને બદલે પ્રતિજ્ઞા કરયાથી અથવા પ્રતિજ્ઞાને બદલે સમ ખાધાથી અને હરકાંઇ સમ અથવા પ્રતિજ્ઞા જે તરેહથી કરાવી હોય તે તરેહમાં કાંઇ ગેરચાલ થઇ હોય તેથી હેઠળ લખ્યા પ્રમાણે સમજવું નહી એટલે ચાલેલા જે કામ બાબત અથવા જુબાની બાબત ઉપર કહ્યા પ્રમાણે કસુર થઇ હોય અથવા સમની અને પ્રતિજ્ઞાની અદલાબદલી અથવા ગેરચાલ થઇ હોય તે કામ વેહેવાર ઉપયોગી નથી અથવા તે જુબાની કબુલ કરવા લાયક નથી એવું સમજવું નહી; અથવા શાહેદને ખરેખરૂ બોલવાની જરૂર છે તે વાતને હરકત થાય છે એવું સમજવું નહી.

જુબાની આપનારાં માણસોને સાચેસાચું બોલવાની જરૂર છે.

૧૪. સગ ખવરાવવાનો અથવા પ્રતિજ્ઞા કરાવવાનો આ આકટ ઉપરથી જે કોરટને અથવા માણસને અધિકાર હોય તે કોરટની અથવા માણસની આગળ હરકોઇ વાત બાબત જુબાની આપનારાં હરએક માણસને તે વાત બાબત સાચેસાચું બોલવાની જરૂર છે.

હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૧૭૮ મી અને ૧૮૧ મી કલમ સુધારવા બાબત

૧૫. હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૧૭૮ મી અને ૧૮૧ મી કલમમાં "સોગંદ" આ શબ્દની આગળ "અથવા પ્રતિજ્ઞા" આ શબ્દો દાખલ કરયા હોય તે પ્રમાણે તે કલમોનો અર્થ કરવો.

હુદા સાંબંધીના સમ કાહાડી નાખ્યા છે.

૧૬. કોઈ હુદા ઉપર કોઈ માણસને નીમ્યો હોય તે પોતાના હુદાનું કામ કરવા માટે તે પેહેલાં તેને કાંઈ સમ ખાવાની અથવા કાંઈ પ્રતિજ્ઞા અથવા એકરાર કરવાની અથવા તે ઉપર સહી કરવાની જરૂર નથી; પણ તેને ૩ જી અને ૫ મી કલમના ઠરાવને લાગુછે.

## પરીશીષ્ટ.

( ૨ જી કલમ જુઓ. )

ભાગ ૧ લો—સ્ટાટુટો.

| વરસ તથા ચાપટર (એટલે બાબ) | મથાળુ | કેટલો રદ કીધો. |
|---|---|---|
| ૪ થા જારજ બાદશાહનાં રાજનાં ૯ માં વરસમાં થયલો ૭૪ મો બાબ | હિંદુસ્થાનમાં ફોજદારી ઇનશાફ કરવાનું કામ સુધારવા બાબતનો આકટ. | ૩૬ મી અને ૩૭ મી કલમ બાબતનો આકટ |
| ૪ થા વિલીયમ બાદશાહનાં રાજનાં ૩જાં અને ૪ થાં વરસમાં થયલો. ૪૯ મો બાબ | જે પ્રસંગે સમ ખાવાની જરૂર હોય અથવા જરૂર પડે તે સઘળે પ્રસંગે કુવેકર લોકોને તથા મારેવિયન લોકોને પ્રતિજ્ઞા કરવા દેવા બાબતનો આકટ | બ્રિટીશ ઈંડીયાને જેટલો લાગુછે તેટલો સઘળો આકટ. |
| ૪ થા વીલીયમ બાદશાહનાં રાજનાં ૪ થા વરસમાં થએલો. ૮૨ મો બાબ. | જે લોકોને સેપરેટિસ્ટસ કેહેછે તે લોકોને સમને બદલે સત્ય સ્મરણ પુરવક પ્રતીજ્ઞા અને એકરાર કરવા દેવા બાબતનો આકટ. | બ્રિટીશ ઈંડીયાને જેટલો લાગુછે તેટલો સઘળો આકટ. |
| ૪ થા વીલીયમ બાદશાહનાં રાજનાં ૫મા અને ૬ ઠા વરસમાં થયલો ૬૨ મો બાબ. | રાજનાં જુદાં જુદાં ખાતામાં સમ ખાયછે અને પ્રતીજ્ઞા કરેછે તે બરાબર રીતે કહાડી નાંખીને તેને બદલે એકરાર ઠરાવવા બાબત, અને લેહ પોતાની ખુશીથી તથા ઇનસાફના કામ સિવાય વળી સમ ખાઈને અથવા પ્રતીજ્ઞા કરીને લેખ કરેછે તે છેક બંધ કરવા બાબતનો આકટ એ નામનો પારલામેન્ટ સભાની હમણાંની સેશનનો આકટ છે તે રદ કરવા બાબત અને નકામા સમ કહાડી નાખવા બાબત બીજા ઠરાવ કરવા બાબતનો આકટ. | બ્રિટીશ ઈંડીયાને જેટલો લાગુછે તેટલો સઘળો આકટ. |
| વીકટોરીયા રાણીનાં રાજનાં ૧લાં અને ૨ જાં વરસમાં થયલો ૭૭ મો બાબ. | કેટલેએક પ્રસંગે સમને બદલે પ્રતીજ્ઞા કરવા દેવા બાબતનો આકટ. | બ્રિટીશ ઈંડીયાને જેટલો લાગુછે તેટલો સઘળો આકટ. |

# ભાગ ૨ નો—આકટો.

| નંબર તથા વરસ. | આકટોનો વીષય અથવા મથાળુ. | કેટલા રદ કીધા. |
|---|---|---|
| સન ૧૮૩૬ નો આકટ ૯ મો. | સમ ખવડાવવાનો કમ્યાંડિંગ આફીસરનો અખીકાર. | સઘળો આકટ. |
| સન ૧૮૩૭ નો આકટ ૨૧ મો. | હુદા સંબંધી સમ તથા એકરાર. | જેટલો રદ થયો નથી તટલો. |
| સન ૧૮૪૦ નો આકટ ૫ મો | જે પ્રમાણે હિંદુ તથા મુસલમાન એઓએ પ્રતીજ્ઞા કરવી તે ઠરાવનો આકટ. | જેટલો રદ થયો નથી. તટલો. |
| સન ૧૮૪૩ નો આકટ ૧૫ મો, | ઈનસાફખાતામાં ગેરસનંદી અમલદારો ઘણા રાખવા બાબતનો આકટ | ૨ જી કલમ. |
| સન ૧૮૫૨ નો આકટ ૧૫ મો. | પુરાવા બાબતનો કાયદો સુધારવા વીશેનો આકટ. | ૧૨ મી કલમ. |
| સન ૧૮૫૬નો આકટ ૧૨ મો. | ફોરટ વિલિયમ પ્રેસીડેન્સીમા દીવાની કોરટો અમીનો રાખે તે બાબતનો કાયદો સુધારવાનો આકટ. | ૪ થી કલમ. |
| સન ૧૮૫૭ નો આકટ ૭ મો. | મદ્રાસ ઈલાકાના મેહેસુલ ખાતામ અને ઈનસાફ ખાતામાં ગેરસનંદી અમલદારો ઘણા રાખવા બાબતનો આકટ. | ૨ જી કલમ |
| સન ૧૮૫૯ નો આકટ ૧૨ મો. | બંગાળામાંહેની ફોરટ વીલીયમ પ્રેસીડેન્સીમાં પેલટો પોતાનું કામ નહી કરે તે બાબત તઓનો ઈનસાફ કરવા બાબત વધારે સારા ઠરાવ કરવાનો આકટ. | ૧૨ મી અને ૧૫ કલમ. |
| સન૧૮૬૩ નો આકટ ૧૮ મો. | બંગાળામાંહેના ફોરટ વીલીયમની ઈનસાફની હદ્દકોરટના માસ્તરની કચેરીમાં હમણાં જે કામો ચાલુછે તેનો વહેલો સારી રીત નીકાલ કરવાના ઠરાવ કરવા બાબત અને સદરહુ કોરટમાં હિંદુઓને તથા મુસલમાનોને હમણા સમ ખવડાવવામાં આવે છે તે કહાડી નાંખવાનો ઠરાવ કરવા બાબત અને સદરહુ કોરટ પોતાની અસલ દીવાની ફરીયાદ લેવાની હકુમત ચલાવીને પ્રોસેસો આપે તે પ્રોસેસ સંબંધી દીવાની ઈનસાફનું કામ ચલાવવાની રીત બાબતનો | ૯ મી કલમ. |

| નંબર તથા વરસ | આકટનો વીષય અથવા મથાળુ | કેટલો રદ કીધો |
|---|---|---|
| | કાયદો સુધારવા બાબતનો આકટ | |
| સન ૧૮૬૬ નો આકટ ૪ થો. | પંજાબની અને તેના ઉપરાણેની ઇનસાફની મુખ્ય કોરટની રચના સુધારવા બાબતનો આકટ. | ૫ મી કલમ |
| સન ૧૮૬૯ નો આકર ૨ જો. | જસ્ટિસ આફ ધી પીસની નીમણુક કરવા બાબતનો આકટ. | ૭ મી અને ૮ મી |
| સન ૧૮૭૧ નો આકટ ૪ થો. | કોરોનરો બાબતના કાયદા એકઠા કરીને સુધારવા બાબતનો આકટ. | ૭ મી કલમ, અને ૩૮ મી કલમમા "અને હુ મારાહુદાનાં કામા ઇમાનદારીથી કરીશ એ પ્રમાણે હાઇકોરટના જડજોમોના એક જડજ ની આગળ સમ ખાઇને ત ઊપર સદરહુ પ્રકારના ડેપ્યુટીએ સહી કરવી," એટલા શબ્દો લખ્યાછે તે શબ્દો. |
| સન ૧૮૭૧ નો આકટ ૬ ઠો. | બંગાળામાંહેની ડીસ્ત્રિકટ અને તાબામાંહેની દીવાની કોરટો બાબતના કાયદા એકઠા કરીને સુધારવા બાબતનો આકટ. | ૧૩ મી કલમ |
| સન ૧૮૭૨ નો આકટ ૬ ઠો. | સમ બાબત તથા પ્રતીજ્ઞા બાબત કાયદો છે તે સુધારવા બાબતનો આકટ. | સઘળો આકટ |
| સન ૧૮૭૨ નો આકટ ૧૮ મો. | સન૧૮૭૨ નો હિંદુસ્થાનનો પુરાવાનો આકટ સુધારવા બાબતનો આકટ. | ૧૨ મી કલમ |
| સન ૧૮૬૬ મુંબઇનો આકટ ૬ ઠો. | મુંબાઇ ઇલાકામાં હુદ્દાના કેટલાએક ઇકરાર કરવા બાબતનો આકટ. | સઘળો આકટ. |

## ભાગ ૩ નો-કાયદા.

| નંબર અને વરસ | મથાળુ | કેટલો રદ કીધો. |
|---|---|---|
| બંગાળાનો સન૧૭૯૩ નો કાયદો ૪ થો | જે દાવાનો અથવા ફરીઆદોનો ઈનસાફ કરવાનો અખીકાર, જુદાજુદા જીલામાં અને પટણા તથા ઘાકા અને મુરશીદાબાદ શેહેરમાં સ્થાપેલી દીવાની અદાલતની કોરટોને છે એવું ઠરાવ્યું છે તે દાવા અથવા ફરીયાદો લઈને તેઓનો ઈનસાફ કરવા બાબતનો કાયદો. | ૬ ઠી કલમનો જેટલો ભાગ રદ થયો નથી તેટલો તે કલમનો ભાગ. |
| બંગાળાનો સન ૧૮૦૩ નો કાયદો ૩ જો | જે દાવાનો અથવા ફરીયાદોનો ઈનસાફ કરવાનો અખીકાર નવાબ વજીરે નામદાર ઈંગ્લીશ ઈસ્ટઈંડીયા કંપનીને જે પ્રાંત આપ્યાછે તે પ્રાંતમાં અદાલતની કોરટો સ્થાપી છે તે કોરટોને છે એવું ઠરાવ્યુ છે તે દાવા અથવા ફરીયાદો લઈને તેઓનો ઈનસાફ કરવા બાબતનો કાયદો. | ૭ મી કલમનો જેટલો ભાગ રદ થયો નથી તેટલો. તે કલમનો ભાગ અને ૮ મી કલમ |
| બંગાળાનો સન ૧૮૩૩ નો કાયદો ૯ મો. | સન ૧૮૨૨ ના ૭ મા કાયદાના અને સન ૧૮૨૮ ના ૪થા કાયદાના કેટલાએક ભાગમાં ફેરફાર કરવા બાબત, અને તે કાયદાઓ પ્રમાણે ઠરાવ કરવાનું કામ કરનારા મેહેસુલખાતાના અમલદારોથી ઈનસાફ થઈ સકે તેવી ઈનસાફ બાબતની તકરારોનો વેહેલો અને મનમાનતી રીતે ફેસલો કરવાના નીયમ ઠરાવવા બાબત અને ગામના હીસાબ જબરદસ્તીથી હાજર કરાવવા બાબત, અને મેહેસુલ ખાતામાં એતદેશીય અમલદારો ઘણા રાખવા બાબત અને માલીકાના મળવાના હક બાબત સન ૧૮૨૨ ના ૭ મા કાયદાની ૫ મી કલમની મતલબ ઠરાવા બાબતનો કાયદો. | ૧૯ મી કલમ |
| મદ્રાસનો સન ૧૮૦૩ નો કાયદો ૧ લો. | રેવન્યુ બોરડનાં કામની વાખ્યા કરવા બાબત અને રેવન્યુ બોરડને કેટલો અખીકાર આપ્યોછે તે નક્કી કરવા બાતનો કાયદો. | ૨જી અને ૩ જી કલમ |

| નંબર અને વરસ | મથાળું | કેટલો રદ કીધો |
|---|---|---|
| મદ્રાસનો સન ૧૮૦૩ નો કાયદો ૨ જો | કેટલેએક પ્રસંગે કલેકટરોએ શી રીતે ચાલવું તેની વાખ્યા લખવા બાબત અને તે ઠરાવવા બાબતનો કાયદો. | ૩ જી અને ૪ થી કલમ. |
| મદ્રાસનો સન ૧૮૧૬ નો કાયદો ૧૪ મો | દીવાની ઇનસાફની કોરટના વકીલના અથવા નેટીવ પ્લીડરના જુદા સંબંધી કાનુનો ઠરાવીછે તે સુધારવા બાબત અને તેમાં ફેરફાર કરવા બાબતનો કાયદો. | ૨ મી કલમ. |
| મુંબઈનો સન ૧૭૯૯ નો કાયદો ૬ ઠો | મુંબાઇમાં જકાત વસુલ કરવા બાબત હમણાં કાનુનો છે તે કાયદો કરીને ઠરાવવા બાબતનો કાયદો. | ૨ જી કલમની ૨ જી રકમમાંના "પેહેલાં"આ શબ્દથી તે તે શબ્દ સુધાં આખર સુધી તે રકમ. |
| મુંબઈનો સન ૧૮૨૭ નો કાયદો ૨ જો | દીવાની અદાલતની કોરટોની હકુમત તથા જડજનો તથા કોરટના બીજા અમલદારોનો અખીઆર ઠરાવવાનો કાયદો. | ૪ થી, અને ૧૫મી કલમ. ૧૧ મી કલમની ૧ લી રકમમાં "તેઓએ પોતાનાં કામ ચલાવતાં પેહેલાં છેવટ લખેલી બીનાના બીજા આંક પ્રમાણે ભરી કોરટમાં સમ ખાઇને રામના કાગળ ઉપર પોતાની સહી કરવી" એટલા શબ્દો લખેલા છે તે શબ્દો. બીનાનો આંક ૨ જો. |
| મુંબઇનો સન ૧૮૨૭ નો કાયદો ૧૨ મો | મુંબાઇ તાબાના જીલાઓમાં પોલીસનું કામ એકજ રીતે ચલાવવુ તથા પોલીસના કારભારીઓએ શું શુ કામ કરવું તથા તેઓને અખત્યાર શો છે તે સરવે ઠરાવવાનો કાયદો. | ૩ જી કલમની ૫ મી રકમનો જેટલો ભાગ રદ થયો નથી તેટલો તે રકમનો ભાગ |
| મુંબઈનો સન ૧૮૨૭ નો કાયદો ૧૩ મો | ફોજદારી અદાલતનું કામ કયા અધીકારીએ કરવું તથા કેઇ રીતે કરવું તે ઠરાવવાનો કાયદો. | ૩૬ મી કલમની ૨ જી રકમનો જેટલો ભાગ રદ થયો નથી તેટલો તે રકમનો ભાગ |
| મુંબઈનો સન ૧૮૨૭ નો કાયદો ૧૬ મો | બારના કલેકટરે તથા મેહેસુલ વસુલ કરનારા સાહેબ અથવા આ દેશી માણસ | ૩ જી કલમ અને ૫મી કલમનો જેટલો ભાગ સમ ખાવા બાબત છે |

| નંબર અને વરસ | મથાળું | કેટલો રદ કીધો |
|---|---|---|
| | હોય તેઓએ પોતાનાં કામ કેઈ રીતે ચલાવવા અને મેહેસુલ વસુલ કરનાર લોક ઉપર કલેકટરનો હુકમ કેઈ રીતે ચાલવો જોઈએ તે ઠરાવવાનો કાયદો. | તેટલો તે કલમનો ભાગ |
| મુંબઈનો સન ૧૮૨૭ નો કાયદો ૧૯ મો | મુંબાઈ ટાપુમાં ધારો કેઈ રીતે ઠરાવવો તથા ધારાનું વસુલ કેઈ રીતે કરવું જોઈએ અને બજારની ફી તથા થાળી પીટાવવી, વાજાં વગડાવવાં તથા માંડવા એ સરવે ઉપર ફી ઠરાવવી જોઈએ, તથા ઘર, ગાડીઓ, ઘોડા એ સરવે ઉપર ટાકસ ઠરાવવું જોઈએ અને સ્થાવર મીલકત વેચનાર લેનારે કલેકટરને ખબર કરવી એમ હુકમ કરવો, અને પીટી સેશનકોરટમા તથા પોલીસ આફીસમા ફી લેવી એ સરવે ઠરાવવાનો કાયદો. | ૧ લી કલમની ૨ જી રકમ; અને ૬ ઠી કલમમાંના "અને તેણે" આ શબ્દથી તે તે શબ્દ સુધી આખર સુધી તે કલમ છેવટ લખેલી બીનાનો આંક ૧ લો |
| મુંબઈનો સન ૧૮૩૦ નો કાયદો ૧૮ મો | જીલે પુના મધે જોઈંટ જડજ ઠરાવવાનો કાયદો. | ૨ જી કલમ |

(True translation)
ANUNDRAO CHAPAJEE,
Assistant to Oriental Translator to Government, In charge.

---

અમદાવાદ હિતેચ્છુ પરેસ.

# પ્રસ્તાવના.



નામદાર હાયકોરટના સરકયુલરોનું જે પુસ્તક સન ૧૮૭૯ ની શાલમાં છપાઇ બહાર પડયું હતું તેનું ભાષાંતર કરાવી ગુજરાતી સજ્જનોનો હજુરે મુકવાનો આ મારો પેહેલો પ્રયત્નછે. એ સરકયુલરનો સંગ્રહકરી નામદાર હાઇકોરટે પુસ્તક બહાર પાડયું હતું તેનું ભાષાંતર રાજેશ્રી મોહલાલ બાબાજી તરફથી થઇ પ્રશીધ કરવામા આવ્યું હતું. તે મુદતથી સને ૧૮૭૪ નો શાલ સુધી ઘણાખરા સરકયુલરો બદલાયા અગર તેમાં ફેરફાર કરવામાં આવ્યા તથી પેહેલી આવૃતીનું ભાષાન્તર જોઇએ તટલું ઉપયોગી હવે નહી થઇ પડે એમ સમજી નવી આવત્તિનું ભાષાન્તર લોકની સેવામા મુકવું મેં દુરસ્ત ધાર્યુંછે; તેમા ચોપડી છપાયા પછી નવા થએલા અથવા જુના સરકયુલરોમાં ફેરફાર થએલો તે સર્વ વાતનો સમાવેશ કરવામાં આવેલોછે.

આશા રાખું છું કે આ પૂસ્તક ગુજરાતી જાણનારાઓને ઉપયોગી થઇ પડશે કેમકે સરકયુલરની માહીતી ગુજરાતી જાણનાર વકીલોને તેમજ કોરટના તેવા બીજા નોકરોને બહુ જરૂરની છે.

ભાષાન્તર અને તે છપાવવામાં ભુલો ન રહે તેટલા માટે બનતો પ્રયત્ન કર્યોછે, તોપણ કેટલીક ભુલો દાખલ રહી ગઇ હશેજ તે ઉપર વાંચનારે દરગુજર કરી સુધારી લેવી અને તે કોઇ ગૃહસ્થ મને તેની ખબર આપશે તો તેમનો હું ભારે આભારી થઇશ.

ક૦ વી૦

# અનુક્રમણીકા.



---

# જાહેર ખબર*

બુકસેલર કસતુર વીરચંદની હાફીસમાં નીચે લખેલા કાયદાઓ તા. પરચુરણ પુસ્તકો ને મળે છે તેની યાદ.

૧-૮-૦ પેનલકોડ ટીકા સાથે
૨-૦-૦ ક્રિમીનલ પ્રોશીજરકોડ ટીકા સાથે
૦-૧૪-૦ પેનલકોડ ટીકા વીનાનો
૩-૦-૦ પેનલકોડઉપરની ટીકા ત્રીકમરાયકૃત
૧-૮-૦ ક્રિમીનલપ્રોશીજરકોડ ટીકા વીનાનો
૧-૪-૦ અપરાધબોધક નવું સુધારેલું
૫-૦-૦ માજીસ્ત્રેટની પરીક્ષાનું પુસ્તક ટીકા સાથે
૩-૮-૦ માજીસ્ત્રેટનીપરીક્ષાનું પુસ્તક ટીકાવીના
૩-૦-૦ ફોજદારી સંગ્રહ
૪-૦-૦ ન્યાયતત્વ અનેફોજદારીસાર સંગ્રહ
૧-૪-૦ પુરાવાનો આક્ટ ટીકા સાથે
૫-૦-૦ પુરાવાનો આક્ટ ટીકા સાથે વ્રજરાય સાકરલાલ કૃત
૧-૦-૦ કરારનો આક્ટ સને ૧૮૭૨ નો ૯
૦-૬-૦ રજીસ્ટરનો અકાટ
૦-૬-૦ સ્ટાંપનો આક્ટ નવો
૦-૨-૦ ગામની પોલીસ સને ૧૮૬૭ નો ૮ મો
૦-૪-૦ ડીસ્ત્રિક્ટ પોલીસ સને ૧૮૬૭નો ૭મો
૦-૪-૦ જુગાર બાબત તથા ફટકા બાબત બંને કાયદા
૦-૬-૦ મ્યુનીશીપાલ આક્ટ નવો
૦-૩-૦ સને ૧૮૭૪ નો ૧૧મો
૦-૪-૦ મુદત બાબતનો આક્ટ સને ૧૮૭૭ નો ૧૫ મો
૦-૫-૦ કોરટ ફી બાબતનો આક્ટ
૦-૩-૦ ઢોરના અતીક્રમણ બાબતનો
૦-૬-૦ વીશેષ ન્યાય બાબતનો આક્ટ
૦-૨-૦ સને ૧૮૭૬ નો ૩ જો મામલતદારના અધીકાર બાબતનો આક્ટ
૦-૨-૦ સને ૧૮૬૯ નો ૧૪ મો કોરટના અધીકાર બાબતનો
૨-૮-૦ પ્રશ્નોત્તર એ નામનું મોટું પુસ્તક
૦-૧૨-૦ રેવન્યુ આક્ટ સને૧૮૭૯ નો ૫ મો
૧-૪-૦ ડીપાર્ટમેન્ટ પરીક્ષાનું પુસ્તક
૦-૬-૦ સને ૧૮૭૯ નો ૧૨ મો દીવાનીના સુધારા નો
૦-૪-૦ સને ૧૮૬૮ નો ચોથો
૦-૪-૦ સને ૧૮૬૫ નો ૧

૨-૮-૦ મીતાક્ષરાનું પુસ્તક
૨-૮-૦ દીવાની ટીકા સાથેનો કાયદો આમા એ છપાયે સાત
૩-૮-૦ દીવાની ટીકા સાથે ત્રીકમરાય કૃત
૧-૦-૦ દીવાની ટીકા વિનાનો આક્ટ
૫-૦-૦ ટાટ શાસ્ત્ર ભોગીલાલ કૃત
૪-૦-૦ હિંદુશાસ્ત્ર સાંકળચંદ કૃત
૨-૦-૦ મુસલમાની સરેહ મણીભાઇ કૃત
૫-૦-૦ દીવાની સંગ્રહ ગીરધરલાલ કૃત
૩-૦-૦ સરક્યુલર સંગ્રહ નવો છપાયછે
૩-૦-૦ ફોજદારી ફેસલા વાલ્યુમ ૧-૮ મગન લાલ જેચંદ કૃત
૫-૦-૦ ફોજદારી ફેંસલા વાલ્યમ ૯-૧૩ થા ઇન્ડીયન લા રીપોરટ સાથે ના ચાર ઇલાકાનું મોટું પુસ્તક.
૪-૦-૦ વ્રજરાય વકીલના બનાવેલા ફેસલા
૧-૦-૦ વાલ્ય ૩ જાનો ભાગ ૪ થો
૧-૦-૦ વાલ્યમ ૩ જાનો ભાગ ૨ જો
૩-૦-૦ વાલ્યમ ૧૦ માનો ભાગ ૧ લો
૨-૮-૦ વાલ્યમ ૧૦ માનો ભાગ ૨ જો
૩-૦-૦ વાલ્યમ ૫,૬, ૭ ના ફેસલા
૪-૦-૦ ન્યાય સંગ્રહ ભોગીલાલ કૃત
૦-૬-૦ પોલીસ બાબતના પરચુરણ કાયદ
૦-૪-૦ લડાઇના સામાન બાબતના પરચુરણ આક્ટો
૦-૪-૦ પરરાજ્યના ગુનાહ સંબંધી પરચુરણ આક્ટ
૦-૪-૦ જેલ તથા કેદી બાબતના આક્ટો
૦-૨-૦ બ્રિટીશ રઇયત બાબતના આક્ટો
૦-૪-૦ રેલવે બાબતના આક્ટો
૦-૨-૦ હુકમનામા તથા તાકીદપત્રો બાબત
૦-૨-૦ સોગન તથા ઇકરાર બાબત
૦-૩-૦ વહાણ બાબતના આક્ટો
૦-૨-૦ બલવાખોર તથા રાજદ્રોહી ગુનાહ બાબતના આક્ટો
૧-૦-૦ છુટક છુટક પરચુરણ આક્ટો
૦-૮-૦ દીવાની પરચુરણ આક્ટ
૨-૦-૦ હીંદુશાસ્ત્રનું ડાજેસ્ટ

### ગાયકવાડી રાજ્યનાં પુસ્તકો.

૧—૮-૦ ગાયકવાડી કાયદાનો સંગ્રહ
૦-૧૨-૦ સરક્યુલર સંગ્રહ આ. ૧લી આવૃતી બીજી
૦-૧૨-૦ સરક્યુલર સંગ્રહ ભા. ૨જો
૩—૦-૦ સરક્યુલર સંગ્રહ ભાગ ૩ મુલકી રેવન્યુ કામનો આકટ
૦—૬-૦ સરક્યુલર સંગ્રહ ભા. ૪થો
૦—૪-૦ દેહેજાડાની બુક તમામ ગામની કોસવારી સાથે
૩-૦-૦ ગાયકવાડી સરક્યુલર બુક તા. તને લગતા આકટ

### પરચુરણ વારતાનાં પુસ્તકો.

૪—૦-૦ બત્રીસપુતળીની ૩૨ વારતાઓનું મોટું પુસ્તક
૨—૮-૦ સુડાબોતેરીની ૭૨ વારતાનું મોટું પુસ્તક ટાઈપમાં
૦—૪-૦ બાસકસ્તુરીની વારતા
૫—૦-૦ અમૃતસાગર ગુજરાતી વૈદકનું મોટું પુસ્તક
૦—૪-૦ વૈદકસારનુ પુસ્તક
૦—૩-૦ ગુલબંકાવળીની વારતા
૦—૨-૦ સાવળીંગાની વારતા
૦—૧-૬ ગજરામારૂની વારતા
૦—૧-૦ દીલચમન ગાયન
૩—૦-૦ દયારામકૃત મોટું રૂ૧૦ની કીમતનું
૦-૧૨-૦ જાંદારસા બાદસાહની વીશ વારતાનુ પુસ્તક
૦—૮-૦ પીંગળનુ પુસ્તક
૧—૦-૦ ચોરાશી વૈશ્નવની ૮૪ વારતાનુ પુસ્તક
૦—૫-૦ વીદુરનીતી
૦-૧૦-૦ વૃધ્ધ ચાણયાખ્યાન
૫—૦-૦ ગીરધરકૃત રામાયણ શીલાછાપની બાજીભાઈની
૨—૦-૦ ગીરધરકૃત રામાયણ ટાઈપની છાપેલ
૫—૦-૦ ક્રશ્નચરીત્ર બાજીભાઈનુ છાપેલ મોટું
પેહેલાંથી પાંચમી ચોપડીના અર્થ દરેક પા કીમતે આપીશું
૩—૦-૦ બ્રહ્મોતર ખંડ
૧—૦-૦ ક્રિયમાણનુ પુસ્તક
૨—૮-૦ આંકની ચોપડી નં. ૧૦૦ ના

---

ઊપર લખેલાં પુસ્તકો અમદાવાદમાં વલંદાની હવેલી સામે અમારી હાફીસમાંથી અગર અમદાવાદમાં ફીકાભાઈની પોળમાં અમારા ઘર આગળથી રોકડી કીમતે મળશે હે-સાવર વાળાઓ દશ રૂપીઆની કીમતના પુસ્તકો ઉપરાંત મગાવશે તેમને દસટકા પ્રમાણે કમીશન કાપી આપવામાં આવશે પણ ટપાલ ખરચ જાદે લેવામાં આવશે.

સહી. કસ્તુર વીરચંદ.
બુકસેલર.

---

# હાઈકોર્ટના સરક્યુલર હુકમોનું પુસ્તક*

## ફોજદારી.

### પ્રકરણ ૧

### ભાગ ૧ લો.

**ફોજદારી કામ ચલાઉ ધારાને તથા ફોજદારી કામની તજવીજ ચલાવવાને લગતા સરક્યુલરો.**

ફોજદારી ધારાની કલમ ૧૪૪ પ્રમાણે તપાસણી

૧ માજીસ્ત્રેટને કોઈ ફોજદારી કામ આગળ ચલાવવા પુરતાં કારણો છે કે શી રીતે તે જાણવા માટે અને તેની તજવીજ પુરતી રીતે કરવા માટે, તેણે (મજીસ્ત્રેટે) ફોજદારી કામ ચલાઉધારાની કલમ ૧૪૪ પ્રમાણે ફરીઆદીની જુબાની લેવામાં ઘણી જ સંભાળ લેવી.

દેશી રાજ્યમાંથી સાહેદોને સમન કરવા બાબત.

૨ ફોજદારી મુકદમાનું છેવટ લાવવામાં, દેશી રાજ્યોમાં રેહેનારા શાહેદોની હાજરી મેળવવા ઘણી હરકતને લીધે, ઘણી વીલંબ થાયછે એવું હાઈકોર્ટની નોટીસમાં આવવાથી, તે હરકત દુર થવાના ઇરાદાથી મજીસ્ત્રેટોને માટે નિચે લખેલી સુચના તે કોરટ (હાઇકોરટ) પ્રસિધ કરે છે.

૧ કોઇ દેશી રજવાડામાં રેહેનારા શાહેદોને બોલાવવા માટે અરજી અથવા સમન મોકલવામાં આવે, તેમાં શાહેદને લગતું બયાન એવી રીતે આપવું કે જેથી તે ઘણી સેહેલાઇથી ઓળખી શકાય. જેમકે શાહેદનું પોતાનું નામ, તથા તેના બાપના નામ, શીવાય તેની ઉમર, જાત, અને જે ગામની અંદર રેહેતા હોય તે લખવાં જોઇએ. જે ગામમાં તે રેહેતા હોય તે ગામ કોઇ જાણીતા કસબા અથવા શેહેરની નજદીક હોય તો તે કસબાનું નામ પણ લખવું જોઇએ.

૨ કેટલીક મુદત સુધી તે શાહેદને રોકત થશે અથવા થવાનો સંભવ છે તે પણ જણાવવું; અને તેહેની હાજર થવાની તારીખ નામવામાં, તે શાહેદ મળી શકે અને મોકલાઈ શકે એટલો યોગ્ય વખત આપવો જોઇએ.

૩ જો બની શકેતો શાહેદોના ખરચને માટે સરકારે મુકરર કરેલું ભથુ, સમન સાથે મોકલવું.

૪ આવી રીતની ગોઠવણથી, એવી આશા રાખવામાં આવે છે કે, દેશી રાજ્યમાં રેહેનારા શાહેદો બરોબર વખતે આવીશકશે; અને કોરટ એવું પણ ધારે છે કે

માજીસ્ત્રેટની આગળ પ્રથમ ચોકશીમાં, જો કમીટ કરવાની અંદર આવા શાક્ષીઓની જરૂર નહી હોય (જોકે સેસન કોરટની અંદર તેની શાહેદીની જરૂર છે) તો એવા શાહેદોને અને તો તે વખત બોલાવવાનું બંધ રાખવું.

૩ નામદાર ગવરનર અને કાઊનશીલ, સરકારને ખરચે, જ્યાં જ્યાં રેલવે મળી શકતી હોય ત્યાંહાં ત્યાંહાં, ફોજદારી કામના કેદીઓ અને સાહેદોને, રેલવેથી લઈ જવાને ફરમાવે છે.

શાહેદો અને કેદીને ફોજદારી કામમાં રેલવેમાં મુસાફરી કરાવવાબાબત.

૪ શાહેદોનું ભતુ.

(અ) તારીખ ૨૧મી આગસ્ટ સન ૧૮૭૩ પાને ૬૯૩ મે છપાએલા સરકારી ગેજેટ નો પુંતખાબ જે તારીખ ૨૩મી ડીસેંબર સન ૧૮૭૩ના પાને ૧૦૬૩ મે સરકારી જાહેર ખબરથી સુધારેલો તે—

## સરકાર તરફથી લોકોને નોટીસ

### ન્યાય ખાતુ.

ફોજદારી ધારા (આકટ ૧૦ સન ૧૮૭૨)ની કલમ ૪૨૧ પ્રમાણે નેકનામદાર હીંદુસ્તાનની સરકાર અને કાઊનશીલની પરવાનગીથી, નેકનામદાર મુંબાઈ સરકાર અને કાઊનસીલ, ફોજદારી કોરટોમાંના કેસોની અંદર ફરીઆદી અને શાહેદોનેસરકાર તરફથી ભતુ અપાવવા બાબત નિચે પ્રમાણે નિયમો પસાર કરેછે.

શાહેદોને ભથા નો દર.

**૧—નિયમ—**

(૧) જે કેશોની અંદર સરકારના હુકમથી અથવા પરવાનગીથી ફરીઆદ માંડવામાં હોય અથવા કામ ચલાવવાનું હોય, અથવા કોઈ જડજ અથવા માજીસ્ત્રેટ અથવા કોઈ સરકારી અમલદારના હુકમથી અથવા પરવાનગીથી કામ ચઆવવાનું હોય, અથવા કોઈ અમલદારની નજરમાં એવું જણાય કે અમુક ફરીયાદનું કામ પબલીક નોકરીના હિતને માટે છે એવા કામમાં;

(૨) ફોજદારી કામચલાઉ કાયદાના પાંચમા શીડયુલ પ્રમાણે જે વગર જામીનના ગુનાહ હોય તે કામોની અંદર;

(૩) અને ફોજદારી ધારાની કલમ ૩૫૧ પ્રમાણે જે કામની અંદર માજીસ્ત્રેટ પોતાથી શાહેદોને હાજર રહેવા ફરજ પાડે છે તેવા કેસોની અંદર,

નીચે લખેલા દર પ્રમાણે ફરીઆદી અને શાહેદોને ખરચ બાબત

ભતુ આપવા ફોજદારી કોરટોને અખતીઆર છે:—

(અ)[1] જીલ્લાની અંદર યુરોપિયન અને ઇસ્ટઇન્ડીયન શાહેદોને જ્યારે કોઈ ફોજદારી કોરટથી શાહેદી આપવા માટે બોલાવવામાં આવે ત્યારે જોદર

---

૧ કોઈ જગો મુંબઈ શેહેરની બાહાર પણ મુંબઈ ઇલાકાની અંદર અથવા કોઈ જગો, મુંબઈની હાઈકોરટની અસલ સ્થાનીક દીવાની હકુમતની બહાર પણ મુંબઈ ઇલાકાની અંદર.

માઇલે ૭ આના કરતાં વધતું ખરચ નહોય તો તેને ગાડી ભાડાનું ખ રચ જે થયું હોય તો તે આપવું અને તેઓની ખોરાકી માટે જો તેઓ માગે તો દરરોજના રૂ. ૨-૮-૦ કરતાં વધારે ન આપવું.

(ખ) યુરોપીયન અને ઇસ્ટઇન્ડીયન શાહેદો જીલ્લામાંથી હાઇકોર્ટ આગળ ચાલ તા કામમાં આવે તો નિચે પ્રમાણે ખર્ચ તેઓને આપવું.

૧ લો વર્ગ. આ વરગના શાહેદોને તેના પોતાના અને નોકરના મુસાફ રી ખરચ બદલ જો રેલવેની સગવડ હોય તો દર માઇલે ચા ર આના પ્રમાણે આપવા, અને જો રેલવે ન હોય અને ર સ્તાની મુસાફરી કરવી પડતી હોય તો દરેક માઇલે આઠ આ ના પરમાણે આપવા; મુંબાઇમાં રહે ત્યાંહાં સુધી હોટેલ ખર્ચ બદલ દરરોજના રૂપિઆ ૫ પાંચ અને હાઇકોર્ટમાં જવાને માટે ગાડી ખરચ પેટે દરરોજના રૂપિઆ ૨ બે પ્રા. આપવા.

૨ જો વર્ગ. આ વરગના શાહેદોને તેઓને મુસાફરી ખરચ થયું હોય તે, મુંબાઇમાં રેહેતાં ખોરાકી ખરચ બદલ રૂ ૩ ત્રણ દરરોજના, અને હાઇકોર્ટમાં જવા આવવા માટે પાલખી ભાડાના દર રોજ રૂ૧ ) એક પ્રમાણે આપવા.

૩ જો વર્ગ. આ વરગના શાહેદોને તેઓનું મુસાફરીનું ખરચ અને ખોરાકી બદલ દરરોજના રૂ૧-૮-૦ પરમાણે આપવા.

નોટ.——માજીસ્ટ્રેટે અથવા કોઇ અમલદારે જ્યારે કોઇ શાહેદને હા ઇકોર્ટમાં મોકલવામાં આવે ત્યારે તે, ઊપર લખેલા વરગો માંથી કયા વરગમાંનોછે તેનો નિરણય કરવો જોઇએ.

(ક) સામાન્ય નિયમ પરમાણે ઊચી પંગતીના દેશી શાહેદોઓને જેવા કે પટેલો, ખાંડરપેશ, વેપારી, વકીલો, અને એવીજ પંગતીના બીજા લોકોને, અને બીજા બધા શાહેદોને, જેઓનું જે કેસની અંદર તેઓની શાહેદી હોય તેની અંદર કઇ પણ હીત ન હોય, પરંતુ ન્યાયના હીત માટે તેઓની શાહેદીની જરૂર હોય (જેવા કે જુબાનીમાં અને ચોકશીના રીપોરટમાં સાક્ષી કરના રા જો તેઓ લખી વાંચી જાણતા હોય તો) ખોરાકીના દરરોજના આ ના ૭ પરમાણે આપવા અને રેલ અને બીજું મુસાફરીનું ખરચ જે થયું હોય તે આપવું પણ તે યોગ્ય અને વાજબી હોવું જોઇએ.

(ડ) ખેડુતો અને બીજા મજુરી કરનારાના દેશી શાહેદો જેઓ કે સાધારણ રીત મુસાફરીમાં ખોરાકી વીગેરે બીજો ખાસ ખરચ ન કરે એવો હોય તેઓને દરેક રોજના ચાર આના ખોરાકી બદલ આપવા અને રેલવે અ ને બીજી રીતે મુસાફરી ખરચ માટે જે તેઓને વાસ્તવીક ખરચ થયું તે જો યોગ્ય અને વાજબી હોય તો આપવું.

**૨—નિયમ—**

(૨) ખાસ કામો (એટલે જે કે પેહેલા નિયમના અ. બ. ક અને ડ ની સંગનામાં ન આવે) એવા કામમાં જે કોરટ પાશેથી ભથુ વીગેરે માગવામાં આવે તે કોરટે કામના સ્વરૂપના પ્રમાણ ઉપર લક્ષ રાખી યોગ્ય હોય તેમ કરવું.

**૩—નિયમ—**

(૩) જ્યારે કોઇ શાહેદ જે ગામ અથવા કસબામાં કોરટ હોય તેજ ગામ અને કસબાનો રેહેનારો હોય ત્યારે કોરટમાં હાજર રેહેવાથી જે કઇ નુકસાન થાય તે બદલ દરરોજના આના ચાર કરતાં વધારે રકમ સદરહુ કોરટે તેને અપાવવી નહી.

(બ) ફોજદારી કામમાં શાહેદોને હમેશાં તેનું ચઢેલુ ભથુ આપવું જોઇએ.

૫ કોરટ ફી આકટ (સને ૧૮૭૦ ના સાતમા) ની કલમ ૨૦ પરમાણે કૈસરે હિંદ-

ફોજદારી કામમાં સમન વીગેરેની ફીબાબત.

માહારાણીની નામદાર હાઇકોરટે નિચે લખેલો ધારો મુંબાઇ સરકારે બાહાલ રાખેલો અને હિંદુસતાનના સરકારે મંજુર કરેલો તે સુધારીને સારવજનીકના જાણવા માટે પરશીધ કરેછે.

પોલીસ અમલદાર જે ગુનાહાને માટે વોરંન્ટ શીવાય પકડી શકેછે એવા ગુનાહા શીવાયના કામમાં, કોઇ પણ માજીસ્ત્રેટ, સમન વિગેરે કાહાડે તે બાબત નિચેના (અ) કોસ્ટક પરમાણે ફી લેવામાં આવશે.

કોષ્ટક (બ)

૧ પીનલકોડના બાબ ૧૯-૨૦ અને ૨૧ પરમાણેના કામોમાં.

| | | | |
|---|---|---|---|
| ૧ | દરેક સમન અથવા નોટીસના.. | .... | ૪ આના. |
| ૨ | દરેક પકડવાના વારન્ટના .... | .... | ૧ રૂપોચો. |
| ૩ | ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૧૭૧ અને ૩૫૩ પરમાણે કોઇ પક્ષકાર અથવા સાહેદી જતો રહેલો હોય તેની બાબતમાં જાહેરનામું કહાડવું પડે તો તેના. .... | .... | ૧ રૂપીયો. |
| ૪ | જામીના વારન્ટના. .... | .... | ૧ રૂપીયો. |

૨ બીજા કેસોની અંદર દરેક સમન વીગેરેને માટે ઉપર લખેલા કોસ્ટકમાં બતાવેલી ફીનો $\frac{1}{4}$ (એક ચતુરથાંઉસ) ફી લેવામાં આવશે.

અપવાદ. કોઈ પણ પોલીસ અમલદાર જે પોલીસના અમલદાર તરીકે કામ કરતો હોય તેના તરફથી ફરીયાદ માંડેલી હોય તે કામમાં સમન વીગેરે કાહાડવામાં આવે તે બાબત કંઈ પણ ફી લેવામાં નહી આવે.

પીનલકોડના બાબ ૧૯-૨૦-૨૧ ની અંદર આવેલા ગુનાહા શીવાયના કામમાં, કોરટની એહેવી ખાતરી થાય કે ફરીયાદી અથવા તોમતદાર ફી આપવાને અશકતછે તો સમન વીગેરેની ફીની તમામ અથવા

થોડા ભાગની માફી કરવા કોરટને અખતીયાર છે.

(સહી) જે. જારડીન

આકટીંગ રજીસટરાર.

નામદાર ગવરનર અને કાઉનશીલના હુકમથી.

સી. ગોન.

મુંબાઈ તા. ૧૬ ફેબરૂઆરી. ગવરનમેન્ટ સેક્રેટરી.

સને ૧૮૭૫.

૬ કોઈ પણ માજીસ્ત્રેટને કોઈ ન્યાયની કોરટમાં દાખલ થએલા, અથવા કોઈ અમલદારના કબજામાંના દસ્તાવેજો પુરાવાની અંદર જોઈતા હોય તો; કોરટ અથવા અમલદાર તરફના લખાણમાં, તે માજીસ્ત્રેટે સાફ રીત જણાવવું જોઈએ કે તમામ દફતરની જરૂરછે કે અમુક કાગળ અથવા કાગળોની જરૂરછે; વળી એમ પણ જણાવવું જોઈએ કે, (જો પોસ્ટ મારફતે પરથમ મોકલવામાં ન આવ્યાં હોય તો) કયે વખતે અને કઇ જગોએ તે દરસ્તાવેજો રજુ કરવાનાંછે, અને કોઈપણ અમલદારને તે દસતાવેજો સાબીત કરવાને માટે હાજર થવાની જરૂરછે કે શી રીત. સદરહુ લખાણમાં સમનની માફક સહી અને શીલ કરવી.

જે કામોની અંદર નકલથી ચાલી શકતું હોય, અને જે શખશ દસતાવેજો રજુ કરાવવા માગતો હોય તેહેને સહી સુધાંતની નકલો મળી શકતી હોય, તેવા કામોમા કોઈ પણ માજીસ્ત્રેટે અસલ કાગળો મગાવવા એ ઠીક નથી એમ નિયમ સમજવો.

*સમનને બદલે પેહેલા અને બીજા વરગના સરદારોને તથા બીજા આબરૂદાર દેશી ગ્રહસ્થોને યાદ લખવા બાબત.*

૭ પેહેલા અને બીજા વરગના સરદારોને તથા બીજા આબરૂદાર ગ્રહસ્થોને સામાન્ય સમનને બદલે જડજ અથવા માજીસતરેટની સહીનો કાગળ મોકલવો. તે કાગળ ફોજદારી કામ ચલાઉ ધારાના પરીશીષ્ટ બીજાના ફોરમ (અ) પરમાણે લખવો.

*રેવેન્યુ અમલદારોને ઘણી અગત્ય વીનાનહી બોલાવવા બાબત.*

૮ કોઈ પણ જાતના રેવન્યુખાતાના અમલદારોને બોલાવતી વખત એ વાત લક્ષમાં રાખવાનીછે કે પબલીક નોકરીમાં તેહેની ગેરહાજરીથી કેટલી હરકત અને અવઘડ પડશે. જ્યારે તેઓની શાહેદીની જરૂર પડે ત્યારે જેમ થોડી મુદત તેઓને રોકાવવું પડે તેમ કરવું અને ન્યાયને અનુસરતી રીત બને તો તેઓને જાતે હાજર રેહેવાનું મોકુફ રાખવું.

*ફોજદારી કામોમાં જુબાનીના મથાળાં બાબતો.*

૯ સઘળા માજીસતરેટો, સેસન જડજો, અને આશીસ્ટેન્ટ જડજો એ પ્રોશીકયુટરો, શાહેદો, અને કેદીઓની જુબાની, હકીકત અથવા ડીફેન્સ લખતી વખતે આગળ ઉપર જે લોકોની શાહેદીઓ લેવાયેલી હોય તેની બરોબર ઓળખાણપડવાને માટે નિચેલખેલી બીના જરૂર લખવી જોઈયે.

જેહેની સાહેદી લેવાએલી હોય તેનું નામ, તેના બાપનું નામ અને પરણેલી સ્ત્રીની જુબાની હોય તો તેણીના ધણીનું નામ, તેહેની ન્યાતી, ધંધો અને ઉમર તથા જે જીલા અને ગામના રેહેનાર હોય તે ગામ અને જીલ્લો.

**૧૦ યુરોપીઅન અને બીજા લોકોને હાઈકોરટ શેસનમાં કમીટ કરવાના ધારાઓ.**

૧ કમીટ કરનાર માજીસતરેટે તેહેનિ ફરજ સમજવી કે કમીટ કરતી વખત,

સેસન તારીખે હાજર રેહેવા પ્રોશીક્યુટર તથા શાહેદોના મુચરકા લેવા બાબત.

પ્રોશીક્યુટર, અને ફરીયાદીના શાહેદો જેઓની શાહેદીની જરૂર હોય, તેઓએ અમુક તારીખે શેસનમાં હાજર રેહેવા બાબતમાં તેઓના મુચરકા લેવા જોઇએ.

હાઇકોરટ સેસનની તારીખો.

૨ નિચે લખેલી તારીઆએ હાઇકોરટ સેસન શરૂ થશે.

| | | |
|---|---|---|
| ૧ | પેહેલી | તારીખ ૨જી ફેબરૂઆરીએ. |
| ૨ | જી | તારીખ ૧૦મી એપ્રીલ. |
| ૩ | જી | તારીખ ૨૭મી જુને. |
| ૪ | થી | તારીખ ૧૦મી સપટેંબરે. |
| ૫ | મી | તારીખ ૨૦મી નવેંબરે. |

પરંતુ ઉપર લખેલી તારિખે રવીવાર હોય તો તેહેને વળતે દીવશે શોમવારે સેસન શરૂ થશે.

૩ ફોજદારી ચાલતા ધારાની કલમ ૩૫૮ પ્રમાણે તોમતદારના બચાવના સાક્ષીઓ

બચાવના સાક્ષીઓને સમન કરવા બાબત.

ને હાઇકોરટ સેસનના પેહેલે દીવસે હાજર રેહે તવી રીત સમન કરીને માજીસ્ત્રેટ બોલાવવા જોઇએ.

૪ માજીસ્ત્રેટ, પોતાના પ્રોસીડીંગની સાથે ફરીયાદીના શાહેદો જેના મુચરકા

શાહેદો વીગેરે ની ટીપ ફોજદારી ખાતાના કલારકને મોકલવા બાબત.

લેવામાં આવ્યા હોય તેની ટીપ, તથા બચાવના શાહેદો જેઓને સમન કરવામાં આવ્યા હોય તેની ટીપ, અને તેની સાથે જે તારીખે તેઓને હાઇકોરટમાં હાજર રાખવામાં આવ્યા હોય તે બાબતની નોટ સુધા ફોજદારી કામના સરકારી કલારકને મોકલવાની ફરજ સમજવી.

૫ જો મજીસ્ત્રેટને તોહોમતદાર તરફથી, તેહેને કમીટ કરયા બાદ જાસતી શાહેદો બો-

જાસતી શાહેદોની ટીપ બાબત.

લાવવાની જરૂર લાગે તો, તેવા શાહેદોની ટીપ, પણ જેમ બને તેમ જલદીથી ફોજદારી કામના સરકારી કલારકને, મજીસ્ત્રેટ મોકલવી જોઇએ.

૬ જે દીવસે સેસન બરવાની હોય તે દીવસે સાહેદોને હાજર રાખવા બાબત ફોજ-

સુણાવણીની તારીખની શાહેદોને નોટીસ આપવા બાબત.

દારી કામના કલારક તરફથી લખાણ આવેથી મજીસ્ત્રેટે, સદરહું તારીખે શાહેદોએ હાજર રેહેવા બાબત તેઓ ઉપર નોટીસો મોકલવી. અનેતેઓ બર વખત હાજર રેહે તે બાબત જે યોગ્ય લાગે તે ઉપાયો લેવાની મજીસ્ત્રેટની ફરજ છે એમ સમજવું.

૭ મુંબાઇ હાઇ કોરટની સેસનમાં જ્યારે કોઇ તોહોમતદારને કેદમાં મોકલવામાં આવે

તોહોમતદારને કેદ રાખવા બાબત કોના તરફ વારંટ મોકલવું.

ત્યારે તેને કબજામાં રાખવા બાબતનો વારંટ "હાઊસ ઓફ કરેકશન" (સુધારાલય)ના સુપરીનટેનડેન્ટ તરફ મોકલવું.

**દીવાનાના કામ બાબત ફોજદારી કામના ધારાની ૪૨૪ કલમ પ્રમાણે.**

૧૧ જ્યારે કોઈ મેજીસ્ટ્રેટને ફોજદારી કામ ચલાઊ ધારાની કલમ ૪૨૪ને ધોરણે, કોઈ તોહોમતદાર જેના શાણપણાને માટે, શક રાખવામાં આવતો હોય તેને સેશન કોરટમાં તજવીજ થવા મોકલવામાં આવે, ત્યારે તેણે (માજીસ્ટ્રેટે) તો મતદારની હાલત વિષે તે વખત જેલના અમલદારને ખબર આપવી જોઈએ કે જેથી કરી તે અમલદારો તજવીજ થતાં અવલની મુદતમાં તોમતદાર ઉપર ઘણી સંભાળ ભરેલી રીતે નીગેહેબાની રાખી શકે.

**જ્યારે કોઈ સોલજરને શીક્ષા કરવામાં આવે ત્યારે ફોજના મુખ્ય અમલદારને ખબર આપવા બાબે.**

૧૨ જ્યારે મુંબઈ સરકાર તાબાના લશકરી ખાતાના કોઈ સોલજરને ફોજદારી કોરટથી શીક્ષા કરવામાં આવે ત્યારે તે કોરટે જે રીજમેંટ અથવા કોરપસ(ટુકડી)ની અંદર તે સોલજર હોય તેના મુખી અમલદારને તે બાબત ખબર આપવા.

**જુબાનો તથા બીજા દસ્તાવેજોની ફરીઆદીને નકલો આપવા બાબત.**

૧૩ ૧ દરેક ફરીઆદી પક્ષ કારણ બતાવ્યા ઉપરથી, કેસની અંદર પડેલી જુબાનીઓ અને અને દસ્તાવેજોની સહી સુધાં નકલ મેળવવાને હકદાર છે, એ નકલો જે શખસ લેવા માગતો હોય તેના ખરચથી કરાવવામાંઆવશે.

૨ કોઈ પણ હકદાર સખસને નકલની જરૂર હોય અને માજીસ્ટ્રેટ પાસે તે નકલ કરવા કોઈ કલાર્ક મળી શકે તેમ ન હોય તો તે નકલ ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટનીઓફીસમાંના કોઈ પાસે કરાવવી.

**કેદના વારંટઉપર શેરો કરવા બાબત.**

૧૪ દરેક ફોજદારી કોરટે, જ્યારે જ્યારે કેદની અથવા દેશનીકાલની સજા કરવામાં આવે ત્યારે ત્યારે, ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૩૦૨ અથવા ૩૦૨ (અ) પ્રમાણે કેદીને વારંટની સાથે જેલમાં મોકલવામાં આવે તે વારંટની પીઠ ઉપર નીચે પ્રમાણે હકીકત લખવી જોઈએ:——

કેદીની ઉમર.

તેની જાતી.

તેને રેહેઠાણની જગો.

તેની તરફની તકરાર.

આસેસરોનો અભિપ્રાય (જ્યારે તજવીજ આસેસરની મદદથી કરવામાં આવી હોય ત્યારે.)

પ્રથમ થએલી સજા, સાબીત થવામાં આવી હોય તો નીચે પ્રમાણે હકીકત આપવી જોઈએ.—

જે ગુનાહને માટે પ્રથમ કેદીને સજા થએલી હોય તે ગુનાહનું નામ,

જે કામની અંદર સજા થએલી હોય તે,

સજાની તારીખ,

જે અમલદારે તજવીજ કરી કામ ચલાવેલું તે અમલદારનું નામ અને તેનો હોદો.

ઉપરની હકીકત જે ભાષાની અંદર વારંટ લખવામાં આવ્યાં હોય તેજ ભાષામાં લખવી.

૧૫ બીજી તાબાની જગોઆે દરેક મહીનાના પેહેલા સોમવારે સેશન ભરવામાં આવશે પરંતુ હાઇકોરટને અમુક કેસોને માટે જુદી રીતની ગોઠવણ કરવાને અખતીઆર છે.

તાબાના ભાગની સેશનો વીશે.

જ્યારે સેશન ભરવાની તારીખે કોઇ મુખ્ય તહેવાર હશે તો જે દિવશે કોરટ ફરી ઉઘડશે તે તારીખે ભરવામાં આવશે. દરેક સેશનની વખતે, સેશન જડજોએ, તજવીજને માટે કઇ તારીખ સુધી સેશન રેહેશે અને તાહોમતદારોને મોકલવા, એવી નોટીસ આપવી જોઇએ.

૧૬ સેશન કોરટે કમીટ કરેલા તાહોમતદારની તજવીજની આખરે તેનું પરીણામ કમીટ કરનાર અધીકારીની ખબર માટે જણાવવું જોઇએ.

સેસન કોર્ટની તજવીજનું પરીણામકમીટીંગ મેજીસ્ટ્રેટને જણાવવાબાબત.

૨ ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૪૧૮ પ્રમાણે સેશન કોરટથી મુદ્દાના માલ વાસ્તે જે હુકમ કરવામાં આવ્યો હોય, તે હુકમની ફઇલ એ સેશન કોરટના તાબાના અમલદારોથી સગવડ ભરેલી રીત કદી તે મુદ્દાનો માલ હકદાર સખસને આપી ન શકાય તો, સેશન કોરટ કમીટ કરનાર માજીસ્ટ્રેટને તે હુકમ અમલમાં લાવવા માટે ફરમાવી શકેછે.

મુદ્દાની મીલકતની વ્યવસ્થા બાબત.

૧૭ આસેસરોનો મરતબો સચવાય અને તેને જે ખાસ કામ સોંપવામાં આવે તે જેમ બને તેમ થોડો કંટાળો આપે તેમ કરવું એ દુરસ્ત જણાય છે. કોઇ આસેસરને વારંવાર નહી બોલાવવો. જ્યારે જ્યારે આસેસરને બોલાવવામાં આવે ત્યારે ત્યારે તેઓને સારી દબમાં સમનો મોકલવા અને તેઓનું માન સારી રીત રાખવું જોઇએ, અને જ્યારે તેઓની કોરટની અંદર જરૂર ન હોય ત્યારે તેઓને બીજી જગોએ બેસવાને માટે સારી ગોઠવણ કરી દેવી જોઇએ.

આસેસરો તરફ માન ભરેલી રીતે વરતણુંક ચલાવવા બાબે.

૧૮ સને ૧૮૭૩ ના સરકારી ગેજેટ તા૦ ૩૧ મી ડીસેંબરને રોજ નંબર ૧૦૦૮ ની જાહેર ખબર રદ કરી ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૨૩૩ પ્રમાણે, નામદાર ગવરનર અને કાઉનસીલ એવો ફરમાન કરે છે કે આ જાહેર ખબરની તારીખથી પીનલ કોડના બાબ ૮ મામાં લખેલા ગુનાહઓ (સારવજનિક સલાહ વિરૂદ્ધ ગુન્હાઓમાં) અથવા બાબ ૯ મામાં લખેલા ગુન્હાઓ (જુઠી પ્રતિજ્ઞા તથા ન્યાય વિરૂધ ગુનાઓમાં) અથવા બાબ ૧૨ મામાં લખેલા ગુનાઓમાં (સરકારી શીકા અને સ્ટાંપ બાબત ગુનાઓમાં) અથવા બાબ ૧૬ મામાં લખાએલા ગુનાઓમાં (મનુષ્ય શરીર વિરૂધ ગુનહાઓમાં)

પુના જીલાની અંદર જુરીની તજવીજ બાબત.

અથવા બાબ ૧૭ મામાં લખાએલા ગુનહાઓમાં (મીલકત સંબંધી ગુનહાઓમાં) અથવા બાબ ૧૮ મામાં લખાએલા ગુનાઓમાં (દસ્તાવેજ તથા મીલકત ચીન્હોને લગતા ગુનાઓમાં) અથવા ઉપર લખેલા બાબોના સંબંધમાં પીનલકોડની કલમ ૭૫ પ્રમાણે જે ગુનાઓ થાય, જેમાં મોત, જન્મપર્યંત દેશનીકાલ, અથવા દસ વરસ અથવા ઉપ્રાંતનો કેદ તથા દેશનીકાલની સજા થઇ શકે, તેવા ગુનાઓમાં, અને વળી ઉપર બતાવેલા ગુનાઓની બાબતમાં, સાહેતા અથવા કોશીસના ગુનાઓ થય હોય તે બાબતમાં પુના જીલાની અંદર જુરી દ્વારાએ સૈશન કોરટ તજવીજ કરશે. અને જે શખસની જયુરીથી તજવીજ થશે તે જયુરી એક તજવીજની અંદર જેટલાં તોમત મુકવામાં આવ્યાં હશે તેટલાં બધાં તોમતની તજવીજ કરશે.

નામદાર ગવરનર અને કાંઉનસીલના<br>હુકમથી<br>ઇ. ડબલીયુ. રેવનસ્ક્રોફ્ટ<br>આકટીંગ ચીફ સેક્રેટરી.

મુકામ મુંબાઇ તા૰ ૧૫ આગસ્ટ<br>સને ૧૮૭૫

સને૧૮૨૭ના આકટ ૧૨માની કલમ ૩૭ પ્રમાણેના કામબાબે.

૧૯ સ. ૧૮૨૭ ના બારમા ધારાની ૩૭મી કલમ પ્રમાણે જ્યારે કોઇ મંડળી વિરૂધ કામ ચલાવવામાં આવે ત્યારે, તમામ ગામને જે બાબત કામ ચલાવવાનું હોય તે બાબત નોટીસ આપવી. તે નોટીસ સીપાઇ સાથે એવા હુકમથી મોકલવી કે તેને ગામના ચોરામાં ચોહોડવી. તે નોટીસથી ગામના લોકો વિરૂધ શું તોમત છે તથા અમુક મુદત ની અંદર (જે મુદત આઠ દિવસ કરતાં ઓછી ન હોવી જોઇએ.) માજીસ્ટ્રેટ પાસે તેઓના વિરૂધ, ગફલત અથવા જાણી જોઇને આંખો આડા કાન કરવા બાબતનો ગુનોહ હોય તેનો જવાબ આપવા માટે તેઓ તરફથી અમુક માણસને મુકરર કરવાનું જણાવવામાં આવશે.

ગામનો પોલીસ પટેલ ગામના તરફના માહાજનમાં હોવો જોઇએ અને ઉપર લખેલી નોટીસ કામના તજવીજના કાગળોમાં ખસુસ દાખલ રાખવી જોઇએ.

---

# ભાગ ૨ જો.

## અપીલો, ઉપરીપણું, અને તપાસણી બાબત.

જજમેન્ટ, હુકમ, અને જયુરીને આપેલી સમજુતીની નકલો ઉપર લખવા બાબતમાં.

૨૦ અપીલોને મુદતની હરકત છે કે શી રીત તેનો નીરણય કરવાને અપીલ કોરટને સગવડ પડે તેને માટે હાઇ કોરટના તાબાની દરેક ફોજદારી કોરટ, દરેક જજમેંટ, હુકમ અથવા જુરીને આપેલી સમજની નકલ ઉપર નીચેની હકીકત લખાવવી; જે નકલ વીગેરે ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૨૯૬ અથવા ૪૬૪ પ્રમાણે આપવામાં આવે છે:——

જે તારીખે નકલ લેવાની અરજી કરી હોય તે તારીખ,
જે તારીખે તે નકલ આપવા તઈઆર થઈ હોય તે તારીખ,
જે તારીખે તે નકલ આપી હોય તે તારીખ.

સદરહુ નકલમાં કંઈ ફેરફાર ન થાય તે માટે, ઉપર લખેલી તારીખો બીજાના હરફથી લખાવવી અને દરેક ચેહેરા ઊપર જે તારીખે કરવામાં આવે તે તારીખે કોરટના કોઈ જવાબદાર અમલદારે સહી કરવી જોઈએ.

ફોજદારી કામચલાઉ ધારાની કલમ ર૭૮ પ્રમાણે અપીલની સુનાવણીની નોટીસ કોરટમાં ચોડવા બાબત.

૨૧ ફોજદારી કામચલાઉ ધારાની કલમ ર૭૮, પ્રમાણે અપીલ કરનારની અરજી નામંજુર થતા પેહેલાં, તેને સાંભળવાની તક આપવી જોઈએ. આ બાબતનો પુરતો અમલ થવા માટે, જે જગોએ સરવે લોકને દખલ મળી શકતો હોય એવી જગોએ, અપીલની અરજી વિચારમાં લેવા માટે અમુક દીવશ મુકરર કરી તેની નોટીસ ચોડવી જોઈએ.

સજા રદ કરી હોય અથવા તેમાં ફેરફાર કરયો હોય તેના કારણો નિચલીકોરટને જણાવવા બાબતમાં.

૨૨ જે અધીકારીએ અપીલનો ચુકાદો કરયો હોય, તણે જો નિચલી કોરટનો ફેંસલો રદ કરયો હોય અથવા તેની અંદર કઈ ફેરફાર કરયો હોય અથવા કઇ બીજી રીતે તેમાં હાથ ઘાલ્યો હોય તો, તેમ કરવાના કારણો લખવાં; અને તેની નકલ, જે મેજીસ્ત્રેટના ફેંસલા વિરૂધ અપીલ થઈ હોય તે મેજીસ્ત્રેટને અને તે પછીના તેની જગોએ આવેલા અધીકારીને મોકલવી જોઈએ.

સાંયુકત અપીલો ઘણા કેદીઓ તરફથી.

૨૩ જ્યારે અપીલની અરજીને સ્ટાંપની જરૂર ન હોય ત્યારે, વધારે કેદીઓએ સાંયુકત અપીલ કરી છે કે જુદી જુદી અપીલો કરીછે તે જોવાનું જરૂર નથી. પણ જ્યારે સ્ટાંપ હોવીજ જોઈએ એમ હોય ત્યારે, અપીલની અરજીઓ જુદી જુદી હોવી જોઈએ, અને તેનો જુદા જુદા નંબર પણ પાડવો જોઈએ, અને દરેક અરજી સાથે જે હુકમ અથવા ફેંસલા વિરૂધ અપીલ કરવામાં આવી હોય તે હુકમ, અથવા ફેંસલાની નકલો શામેલ હોવી જોઈએ.

ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ર૮૧ પ્રમાણે સેસન જડજ જામીન લેવા કોને ફરમાવે.

૨૪ જ્યારે ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ર૮૧ પ્રમાણે સેસન કોરટ કોઇ કેદીને જામીન ઉપર છોડવાનો હુકમ ફરમાવે ત્યારે; સેસન જડજ તે જામીન, ડીસ્ત્રીકટ કોરટના નાજર મારફત, તે લેવાનો હુકમ કરશે અથવા કોઈપણ માજીસ્ત્રેટ જેની પાસે સેશન જડજ જામીન આપવાનુ વધારે સગવડ ભરેલું ધારશે તે પાસે આપવાનું ફરમાવશે.

હાઈકોરટમાં કોઈ અપીલ કરવામાં આવે ત્યારે જેલના અમલદારે અને સેસન જડજે શું કરવું.

૨૫ ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ર૭૭ પ્રમાણે જેલના કોઈ અમલદારની પાસે હાઈકોરટ મોકલવાની સેસન જડજે કરેલી સજા અથવા કરેલા હુકમ વિરૂધ કોઈ અપીલની અરજી આવે ત્યારે, તે અમલદારે એ બાબત સેસન જડજને

ખબર આપવી અને તેની સાથે એવું પણ જણાવવું કે અપીલની અરજી સાથે સેસન જડજનાં ફેંસલાની અથવા જ્યુરીને આપેલી સમજની ઈંગરેજીમાં નકલ સામેલ છે કે નથી. જો અપીલની અરજી સાથે ઉપર લખેલી નકલ હોય તો કામની અંદર આપેલા ફેંસલાની સહી સુધાંની નકલ સેસન જડજે હાઇકોરટમાં મોકલવી જોઇએ; અને પાછળથી જો હાઇકોરટ તમામ કેસ મંગાવે તો સેસન જડજના કામના સાફ કાગળીયા સાથે ફેંસલાની બીજી નકલ મોકલવાની જરૂર નથી.

૨૬ અપીલ, ફેરી તપાસણી, તથા સલાહ આપનારી કોર્ટના હુકમોને અમલમાં લાવવા તથા તેઓને ખાતરી લાયક કરવા બાબત નિચેના ધારાઓ બાંધવામાં આવ્યાછે.

અપીલ, ફેરી તપાસણી, તથા સલાહ. આપનારી કોર્ટના હુકમોને અમલમાં લાવવા તથા તેઓને ખાતરી લાયક કરવા બાબતમાં.

૧ જ્યારે અપીલ ઉપરથી કોઇ કેદીની સજા રદ કરી હોય અથવા તેમા ફેરફાર કરયો હોય, તો અપીલ કોર્ટે તેનો અમલ કરાવવા માટે જેલ ઉપરના અમલદાર તરફ એક નવો વારંટ મોકલવો જોઇએ અને નિચલી કોરટમાં દફતર દાખલ થવા જે હુકમ કરવામાં આવ્યો હોય તે મોકલવો જોઇએ.

૨ જ્યારે અપીલ રદ કરવામાં આવી હોય અથવા સજા બહાલ રાખવામાં આવી હોય, ત્યારે અપીલ કોરટે તે બાબતની ખબર જેલના ઉપરી અમલદારને આપવા જોઇએ; અને નિચલી કોરટના દફતરમાં રેહેવા માટે તે બાબત કરેલો હુકમ મોકલવો જોઇએ.

૩ જ્યારે કોઇ કામ હાઇકોર્ટે તપાસણી ઉપર લઇ તે બાબત કઇ હુકમ કરયો હોય, અને ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૨૯૯ પ્રમાણે તે બાબતમા હાઇકોરટે કોઇ કોરટ અથવા મેજીસ્ત્રેટ તરફ લેખીત હુકમ કરયો હોય ત્યારે સદરહુ કોરટ અથવા મેજીસ્ત્રેટે ઊપર લખેલી કલમને આધારે જેલર ઉપર એ બાબત વારંટ અથવા હુકમ મોકલવો જોઇએ.

૪ જ્યારે કોઇ કેદીએ પોતાને થએલી સજા માટે ફેરી તપાસણી કરવા હાઇકોરટને અરજી કરી હોય, અને તે અરજી હાઇકોરટે નામંજુર કરી હોય, તો તે બાબત જેલના સુપરીન્ટેન્ડેન્ટનેપરબારી સુચના આપવામાં આવશે.

૫ જે કામોની અંદર મોતની સજા બહાલ રાખવા માટે સેસનકોરટ તરફથી હાઇકોરટમાં લખવામાં આવ્યુ હોય, તે કામમાં હાઇકોરટ પોતાકા હુકમની નકલ સેસનકોરટ તરફ મોકલશે, જે ઉપરથી સેસનકોરટ, ફોજદારી કામ ચલાઊ ધારાની કલમ ૩૦૧ પ્રમાણે જેલના ઊપરી અમલદાર તરફ વારંટ કાહાડશે.

૬ જે કામોની અંદર અપીલ ઉપરથી અથવા તપાસણી ઉપરથી, કોઇ સજા

અથવા હુકમમાં ફેરફાર થયો હોય કીંવા રદ થયો હોય, તેની અંદર દરેક કેદીની બાબતમાં, જેની સજા રદ થઇ હોય, અથવા તેમાં ફેરફાર થયો હોયતો જુદો વારંટ કાહાડવો જોઇએ. ફરી તપાસણી બાબતના કેસોમાં જે કોર્ટ તરફ લખાણ મોકલવામાં આવ્યુ હોય તે કોર્ટે પારા ત્રીજા પ્રમાણે વરંટો કાહાડવા જોઇએ.

૭ બધા કામોમાં જેલના ઉપરી અમલદારે વારંટ, હુકમ, કીંવા સુચના જ્યારે જ્યારે તેને આપવામાં કે મોકલવામાં આવે તેહેની લેખીત પોહોચ મોકલવી; અને કેદીની અપીલ અથવા અરજીનું જે પરીણામ થાય તે તેને જણાવવું, અને તે બાબત તેણે પોતાના પોહોચના કાગળમાંજણાવવું.

૮ જે કામોમાં નવો વારંટ કાહાડવામાં આવ્યો હોય, પછી ગમે તો અપીલ ઉપરથી કે ફરી તપાસણી ઉપરથી, તે વારંટનો અમલ કરયા પછી જે કોરટથી વારંટ કાહાડવામાં આવ્યો હોય તને પાછો મોકલવો.

જ્યારે હાઇકોરટ અને અપીલ કોરટે એકજ વખતે કામો મગાવ્યાં હોય ત્યારે શું કરવું.

૨૭ જ્યારે જે કેસના કાગળીયા અપીલ ઉપરથી સેસન કોરટે મંગાવેલા હોય તે કાગળીયા હાઇ કોરટ મંગાવે, ત્યારે મેજીસ્ત્રેટે તે કાગળીયા શેસન કોરટમાં ગયા છે એવું હાઇ કોરટ તરફ લખાણ કરવું. જ્યારે હાઇકોરટે અને અપીલ કોરટે એકજ વખતે કોઇ કામના કાગલીયા મગાવ્યા હોય, ત્યારે મેજીસ્ત્રેટે અપીલ કોરટને કાગળોયા મોકલવાને તે બાબત હાઇકોરટ તરફ લખી જણાવવું.

માજીસ્ત્રેટોએ અપીલની મુદતની અંદર કામના કાગળીયા, પોલીસ કમીશનર તરફ મોકલવા નહી.

૨૮ સેસન કોરટ કામના કાગળીયા મગાવે અને તેની અંદર હરકત ન આવે એવા હેતુથી, જે અસલ કાગળો પોલીસ કમશીનર તરફ મોકલવાની અગત્ય હોય, તે અસલ કાગળો, અપીલની મુદત ગયા સુધી, અને જો અપીલ થઇ હોય તો તેનો ચુકાદો થતાં સુધી, દરેક મેજીસ્ત્રેટે પોતાના કબજામાંજ રાખવા જોઇએ.

સરકારે અપીલ કરવી કે કેમ તે બાબતસર કાગળોની જરૂર હોય તો સરકારે શું કરવુ.

૨૯ જ્યારે ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૨૭૨ પ્રમાણે સરકારે કોઇ કામમાં અપીલ કરવી કે કેમ એ બાબત કામનો ગુણ દોશ જોવા વિચાર હોય, ત્યારે સામાન્ય રીતે, પબલીક પ્રોસીક્યુટરને કામના કાગલીયાની નકલો લેવાની તક આપવી એજ બસ છે, પરંતુ કોઇ જરૂરી ખાસ કામની અંદર, અસલ દસ્તાવેજ જોવાની સરકારને જરૂર જણાય તો, તે દસ્તાવેજોની અંદર કંઇ ફેરફાર ન થાય, અને પાછાં બજનસ કોરટને મોકલવામાં આવે એવી આગળથી યોગ્ય ગોઠવણ કરી, સરકારે જે અમલદારને તે દસતાવેજો લેવાને મુકરર કર્યા હોય તેહેના કબજામાં સોપવાં.

૩૦ જે કામની અંદર કેદ અને ફટકાની સજા કરવામાં આવી હોય તે બાબત

ફટકાની સજા થઈ હોય તો તે અમલમાં આવી છે કે કેમ તેનુ લખાણ કરવા બાબત.

સજાનો અમલ થયા બાબતનું લખાણ જે કરવામાં આવે, તેની અંદર એવું જણાવવું કે કેદીને ફટકા મારવામાં આવ્યા છે કે શી રીતે.

અપીલ કોરટનો હુકમ હાઈ કોરટે મગાવેલા કામના કાગળીયા સાથે મોકલવા બાબત.

૩૧ જ્યારે હાઈ કોરટે કોઈ માજીસ્ત્રેટ પાસેથી કામના કાગળોયાં મંગાવ્યાં હોય, ત્યારે અપીલ કોરટ તરફથી તેહેના તરફ કંઇ હુકમ આવ્યો હોય તો, તે હુકમની સહી સુધાંત નકલ પણ, સદરહુ મજીસ્ત્રેટ કામના કાગળિયા સાથે હાઈ કોરટને મોકલવી જોઇએ.

હાઈ કોરટે મોકલેલા હુકમોનાં સંબંધમાં શી રીતે જવાબનાંમું કરવું.

૩૨ હાઈ કોરટના સઘળા કામ સંબંધીના હુકમોના જવાબમાં, હકીકત પત્ર જોઇએ. તે હકીકતપત્ર જવાબનામુ શેરાની માફક મોકલેલા હુકમ ઉપર લખવું અને તેની અંદર એવી રીતે જણાવવું કે તે હુકમનો અમલ કરવામાં આવ્યો છે અથવા અમલમાં ન આંવ્યો હોય તો તેમ ન થવાનાં કારણો બતાવવાં.

હાઈ કોરટ તરફથી કોઇ હુકમ મળે કે તે પોહોચ્યાની તારીખ તે ઉપર તુરત નાખવી જોઇએ; અને જ્યારે જવાબનામું મોકલવામાં આવે ત્યારે મુકરર કરેલી મુદત કરતાં વધારે દેર થઇ હોય તો તેનાં કારણો જણાવવાં જોઇએ.

જે જગોએ આસીસટેન્ટ જડજ ન હોય, ત્યાંહાં સેસન જડજનો ગેરહાજરીમાં જે અમલદાર પાશે સેસન કોરટનો ચારજ હોય તેણે શું કરવું

૩૩ જે જીલામાં આસીસ્ટેન્ટ જડજની નિમણુંક થઈ નં હોય, તે જીલ્લામાં સેસન જડજની ગેરહાજરીમાં જે અમલદાર સને ૧૮૬૯ના આકટ ૧૪મા પ્રમાણે ડીસ્ત્રીકટ કોરટનો ચારજ ધારણ કરે, તેણે હમેશના ચાલતા નિયમ પ્રમાણે થતા કામનો ચારજ લેવો, તે એવી રીતે કે હાઈ કોરટના આવેલા હુકમો મજીસ્ત્રેટો તરફ મોકલવા, હાઈ કોરટે જે કામો મગાવ્યાં હોય તે મોકલવાં, ફોજદારી હકીકત પત્રો મોકલવાં તથા અપીલો અને જે કેશો કમીટ કરવામાં આવે તે લેવાં.

ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૨૯૬ પ્રમાણે હાઇ કોરટને અભીપ્રાય પુછવા બાબતનો નમુનો.

૩૪ ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૨૯૬ પ્રમાણે જે કામની અંદર હાઈ કોરટનો અભીપ્રાય પુછવામાં આવે ત્યારે અભીપ્રાય પુછનાર અમલદારે પોતાના અભીપ્રાય સાથે કામના કાગળીઆ હાઈ કોરટ તરફ મોકલવા અને અંગ્રેજીમાં નીચે લખેલી હકીકત બતાવવી:—

૧ કામનો ટુંક મતલબ.

૨ નીચલી કોરટે કરેલી સજા અથવા હુકમ, જે માજીસ્ત્રેટ તરફથી તે સજા અથવા હુકમ થયો હોય તેનું નામ, અને તેનો અધિકાર.

૩ સજા અથવા હુકમના જે ભાગમાં કાયદાની ચુક થએલી છે એવું ધારવામાં આવેલું હોય તે ખાસ ભાગ.

૪ નીચલી કોરટનો હુકમ જે કારણોથી ફેરવવો જોઇએ, અથવા સુધારવો જોઇએ તે કારણો.

૫ જો યોગ્ય અને જરૂર જણાય તો તોમતદારે કેટલી સજા ભોગવી છે, અને તેને દંડ અથવા ફટકાની સજા કરવામાં આવી હોય તો દંડ વસુલ થવામાં આવ્યો છે કીવા ફટકા મારવામાં આવ્યા છે કે શી રીતે એ બધી હકીકત બતાવવી.

હાઇ કોરટમાં આપવાની અરજીમાં એફીડેવીટ ઉપર સહી કરવા બાબત.

૩૫ હાઇ કોરટમાં તેની દીવાની અથવા ફોજદારી હકુમતની રૂઇએ, કોઇને અરજી કરવાની હોય અને તે અરજીમાં સોગન ઉપર એફીડેવીટ કરવાની હોય તો, કોઇ કોરટ, માજીસ્ત્રેટ, અથવા ડીસ્ત્રીકટ કોરટનો કલારક સદરહુ એફીડેવીટ સોગન ઉપર અરજ ઉપરથી લેઇ શકે છે અને તેની નીચે તે એફીડેવીટના ખરાપણા વીશે સદરહુ અધિકારીએ સહી કરવી જોઇએ.

૩૫ (અ) સને ૧૮૭૮ ના સરકારી ગેજેટને પાને ૭૪૩ (અ), ૭૫૧, કાયદાના હીમાયતી અમલદારોના કામ તથા ફીના સંબંધમાં છપાએલા નિયમોના નિયમ ૪૯ ના સબંધમાં હાઇ કોરટ એવું જણાવે છે કે, કોઇ ફોજદારી અપીલની અંદર સુનાવણીની તારીખે કેદી તરફથી વકીલ રાખવામાં આવ્યો હોય તો, સેશન જડજની નજરમાં એવું આવે કે સરકારી વકીલને તેબાબતની યોગ્ય વખતમાં નોટીસ આપવામાં નથી આવી અને કેશના કાગળીઆથી તેટલી મુદતમાં તે વાકેફ થવાને અશકત છે તો અપીલની સુણાવણી સદરહુ તારીખે મુલતવી રાખવી. આવી રીતનો કોરટનો રીવાજ છે એવી ખબર વકીલોને આપવી. તા. ૧ લી મે સને ૧૮૭૯.

——*H*——

# ભાગ ૩ જો.

## સજાનો અમલ કરવા વિશે.

ફાંશીની સજા અમલમાં લાવવા બાબતના નિયમો.

૩૬ (અ) જ્યારે ફાંશીની સજા અમલમાં લાવવાની હોય ત્યારે ન્યાયખાતાના તા° ૩૦ મી જાનેવારી સને ૧૮૬૬ ના સરક્યુલર નંબર ૩૮૨ પ્રમાણે, ફાંશીની જગોએ પેહેલા વરગના માજીસ્ત્રેટ અથવા પોલીસના સુપ્રીન્ટેન્ડેન્ટ અથવા આસીસ્ટંટ સુપરીન્ટેન્ડેન્ટ તે વખત હાજર રહે તેવી ગોઠવણ સેશન જડજે કરવી જોઇએ; અને સજાનો અમલ કરવા બાબતનો વારંટ જેલર તરફ મોકલવામાં આવે તેની અંદર સેશન જડજે જણાવવું જોઇએ કે, પેહેલા વરગના માજીસ્ત્રેટ અથવા પોલીસના સુપરીંટેન્ડેન્ટ અથવા આસિસ્ટંટ

ટ પોલીસ સુપરીંટેન્ડેન્ટની હાજરીમાં, તે સજાનો અમલ કરવો.

(ખ) અને જ્યારે સજાનો અમલ કરવાબાબતનો વારંટ જેલર તરફ મોકલવામાં આવે ત્યારે સેશન જડજે એ બાબતની ખબર જેલના સુપરીંટેંડેંને પણ આપવી.

## સરક્યુલર નંબર ૩૮૨ સન ૧૮૬૬

## ન્યાયખાતુ.

પોલીશ કમીશનર તથા શીંધના કમીસનર તરફ.

૧ નામદાર મહારાણીની હાઈકોરટે એવું ઠરાવેલું છે કે ફોજદારી કામ ચલા ઉધારાની કલમ ૩૮૩ પ્રમાણે અને તેના સંબંધમાં જીલાની જેલ બાબતના મુંબઈના આકટ સન ૧૮૬૫ ના ૪ થા ની કલમ ૧૬ અને ૧૭ પ્રમાણે જેલનો અમલદાર એ જેલર છે અને ફાંસીની સજા બાબતના વારંટો તેના તરફ સેશન કોરટે મોકલવા; આ સંબંધમાં નામદાર ગવરનર અને કાઊંસીલ એવું ફરમાવેછે કે ફાંશીની સજાનો અમલ થતી વખત પેહેલા વરગના માજીસ્ટ્રેટે અથવા પોલીસના સુપરીંટેંડેંટે અથવા આસિસ્ટંટ પોલીસ સુપરીંટેંડેંટે હાજર રહેવું તથા સજાનો અમલ થયો છે એ બાબતનું હકીકતનામું સેશન કોરટ તરફ મોકલવામાં આવે તેની ઉપર તેણે પણ સહી કરવી.

આકટ ૧૦ સને ૧૮૭૨ ની કલમ ૩૦૧ ને મુંબઈ આકટ ૨ સને ૧૮૭૪ ની કલમ ૩૦ પ્રમાણે.

૨ ફાંશીની સજા બાબત નામદાર હાઈકોરટ તરફથી મંજુરી આપવામાં આવે ત્યારે તે બાબતનો જેલર તરફ વારંટ મોકલવામાં આવે તેની અંદર એવું જણાવવું જોઈએ કે, તે સજાનો અમલ વારંટમાં નીમેલી તારીખેજ કરવો. સદરહુ તારીખ મંજુરીનો હુકમ મળ્યાની તારીખથી ઓછામાં ઓછા ૧૪ દીવસ પછી હોવી જોઈએ.

૩૭ ફરીઆદીનેસને૧૮૭૦નાકોરટ ફી આકટની કલમ ૩૧પ્રમાણે કોઈ ફોજદારી કોરટ ફીપાછી આપવાનો હુકમ કરે તે ફી દંડ તરીકે ગણવી અને તેની વ્યવસ્થા ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૩૦૮ પ્રમાણે કરવા કોરટને અખતીઆર છે.

ફરીઆદીને ફી પાછી આપવા બાબત.

૩૮ આ બાબતનો સરકારી ઠરાવ સુગમતાને માટે ફરીથી પ્રશીધ કરવામાં આવે છે.

ફટકાની સજાનો શી રીતે અમલ કરવો.

## સને ૧૮૭૭ નો નંબર ૧૩૮૯.

## ન્યાયખાતુ.

મુકામ મુંબઈ તા. ૨૭ ફેબરૂવારી સને ૧૮૭૭

ઉપર ભાગના પોલીસ કમીશનરનું તારીખ ૧૯ મી ડીસેંબર સને ૧૮૭૬ નંબર ૨૪૧૪ નું લખાણ જેની અંદર ભરૂચના ડીસ્ત્રીકટ મેજીસ્ત્રેટના; કાગળને તે મતા અજા

વેછે, તે કાગળમાં એવું બતાવવામાં આવેછે કે, ફટકાની સજાનો અમલ કરવા બાબતના ફોજદારી કામચલાઉ ધારા પ્રમાણેના નિયમો, અને સને ૧૮૬૪ ની અંદર સને ૧૮૬૪ ના આકટ ૬ ની કલમ ૧૦ ની રૂએ સરકારે કરેલા નિયમો, એક બીજાથી વિરૂધ છે, માટે સને ૧૮૬૪ ના તે બાબતના નિયમો રદ કરવા જોઇએ.

સદરહુ લખાણ ઉપરથી કાયદાની બાબતમાં સલાહ આપનાર સરકારી અમલદારે તારીખ ૨૨ મી ફેબરૂઆરીને રોજ સન ૧૮૭૭ નંબર ૧૩૬, એવો રીપોટ કર્યો કે-સન

૧૮૬૪ના આકટ ૬ની કલમ ૧૦મી, સન ૧૮૭૪ના આકટ ૧૬થી રદ થએલછે, તથા ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૩૧૧ ઉપર લખેલી કલમ ૧૦થી કેટલેક દરજે જુદી પડે છે, માટે, ફટકા બાબતના આકટની સબંધમાં પ્રથમ જે ઝાહિર ખબર કાહાડવામાં આવી છે તે રદ કરી, ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૩૧૧ પ્રમાણે સરકારે નવી ઝાહેર ખબર કાહાડવાનું સલાહ ભરેલું જણાય છે. તે અમલદાર જાસ્તી એ બાબત પોતાનો વિચાર આપે છે અને ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૩૧૧ પ્રમાણે જે ઝાહેર ખબર પ્રસીધ કરવી તેનો મુસદો મોકલે છે તે નિચે પ્રમાણે.

## જાહેર ખબર.

"ફોજદારી કામચલાઉ ધારા પ્રમાણે જે સતા નામદાર ગવરનરને આપવામાં આવી છે, તે સત્તાની રૂએ, સન ૧૮૬૪ના આકટ ૬ની કલમ ૧૦ મુજબ તારીખ ૨૩ મી નવેંબર સન ૧૮૬૪ને રોજ જે ઝહેરખબર પ્રસીધ કરવામાં આવેલી છે તે રદ કરી, નેકનામદાર ગવરનર અને કાઉનશીલ, સોલ વર્ષ અને તે ઉપરના શખસોને ફટકા શી રીત મારવા તે બાબત નિચે પ્રમાણે સુચના કરે છે.—

૧ લશકરી સીલેખાનામાં બનેલા ચાબકથી ફટકા મારવામાં આવશે, તે ચાબક લશકરની અંદર વપરાતા ચાબકાના જેવો તથા કદનો હશે.

૨ ખુલી પીઠ જેનો ભાગ બે ખભા વચે આવેલો છે તે ઉપર ફટકા મારવા.

૩ સન ૧૮૬૪ના આકટ ૬ની કલમ ૩ અથવા ૪ પ્રમાણે સજા કરવામાં આવી હશે તેને ઝાહેરાતમાં ફટકા મારવામાં આવશે.

૪ પેહેલી વારના ગુનાહને માટે ડીસ્ટ્રીકટના મેજીસ્ટ્રેટ અથવા સેશન જડજની હકુમતની અંદર કેદીને સજા કરવામાં આવી હોય, તેની પરવાનગી મેળવ્યા શીવાય, ઝાહેરાતમાં ફટકા મારવામાં નહી આવે".

ઠરાવ—સુચવેલી ઝાહેર ખબર પ્રસીધ કરવી.

જી. સી. વીટવરથ.
સરકારના આકટીંગ.
અંન્ડર સેક્રેટરી.

૩૯ ઇન્ડીયન પીનલકોડની કલમ ૭૦ તથા ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ કેદની સજા પુરી થવાથી દં- | ૩૦૭ અને, દંડ ન આપ્યા બદલ કરેલી કેદની સજાની

દંડ વસુલ કરવા વિશે.

મુદત પુરી થઈ રહા પછી દંડ વસુલ કરવા તરફ કંઇ પણ પ્રયાસ ભાગ્યેજ કરવામાં આવે છે એ બાબતો ઉપર સેસન જડજો, અને મેજીસ્ટ્રેટોનું ધ્યાન ખેચવામાં આવે છે, એવી રીતે કે, જો અસલ વારંટ સજાની બજાવણી થઈ પાછો ફરે તે બાદ, અને સજા કર્યા બાદ છ વરસની અંદર કરેલો દંડ અથવા તેનો કંઇ ભાગ બાકી રહેલો હોય અને કોરટને ગમે તે દ્વારે બધારે મલેલા ખબર ઉપરથી એવું માનવાનું કારણ હોય કે કંઇ કેદીની જંગમમીલકત તે કોરટની હકુમતની અંદર છે તો, સદરહુ કોરટે, તે જંગમ મીલકતને જપત કરી મુકરર કરેલી મુદતની અંદર તેનું વેચાણ કરવા બાબતનો એક ફરી વારંટ કાહાડવો અને તે વારંટનો બજાવણી કરી અમુક મુદતે પાછો ફરવો જોઇએ એવું પણ જણાવવું.

---

# ફોજદારી.

## ભાગ ૨ નો.

### કામ ચલાવવાની પધ્યતીના નમુના.

### નંબર ૧

૧ ફોજદારી કામ ચલાઉ ધારા પરમાણે, સેશન કોરટ જે ગુનાહાની તજવીજ કરી શકે એવા ગુનાહની પરથમ ચોકશી વખતે, આ સાથે ટાંકેલા નમુનાનો ઉપયોગ કરવો અને એ નમુનો ફકત એક દરશનીક સુચના માફક છે; બધો રીતે પુર્ણ હોય એમ ન સમજવું.

૨ શાહેદોની જુબાનીનો નમુનો પણ સાથે ટાંકવામાં આવેલો છે અને તે પધ્યતી પ્રમાણે દરેક શાહેદની જુબાની લખવી, દરેક જુબાની જુદા આખા અથવા અરધા તા ઉપર લખવી.

૩ તોહમતદારની જુબાની ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૩૪૬ પરમાણે હોવી જોઇએ એટલે:—

૧ મેજીસતરેટે તોહમતદારને પુછેલો દરેક સવાલ તથા તોહમતદારે આપેલો દરેક જવાબ પુરણ રીતે લખવા જોઇએ.

૨ મેજીશતરેટે વળો લીધેલી તોહમતદારની જુબાની ઉપર પોતાનો શહી કરવી જોઇએ અને પોતાને હાથે તેની નિચે એવો શેરો કરવો કે જુબાનો તેનો હાજરીમાં તથા તેના સાંભળતાં લેવામાં આવી છે, અને તોહમતદારે જે તમામ હકીકત લખાવી છે તે બરોબર રીતે લખાએલી છે.

૪ અમુક શાહેદ "ઉલા શાહેદ પ્રમાણે લખાવે છે" એવું લખી તેની જુબાની કામમાં ગણવી એવો કાયદાનો હેતુ નથી. પરંતુ દરેક શાહેદી જે કહે તેજ લખવું જોઇએ.

૫ ફોજદારી કામ ચલાઉ ધારાના બાબ ૧૭ (વારંટના કામોમાં) પરમાણે તજવીજમાં

તથા બાબ ૧૫ પરમાણે પ્રથમ ચોકશી કરવામાં કામ કરવાની પધ્ધતીનો સાથે ટાંકે લો નમુનો લાગુ પડશે.

૬ જ્યારે ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૧૨૨ પ્રમાણે પોતાની વિરૂધ વપરાય એવી ગુનાહની કબુલત કોઈ તોમતદાર મજીસ્ત્રેટની આગળ કરે ત્યારે, સદરહુ મેજીસ્ત્રેટે જે બનાવ અથવા બીનાને લીધે કબુલત કરવામાં આવી હોય તે તથા કબુલત કરતી વખતે તોહોમતદાર કોના તાબામાં હતો તે ખાસ રીતે લખવું અને તે શીવાય નિચેની પધતીઓ તેણે ઘણીજ કાળજીથી અમલમાં લાવવી:—

૧ દરેક સવાલ તથા જવાબ સંપુરણ રીતે લખાવા જોઈએ. (કલમ ૩૪૬)

૨ માજીસ્ત્રેટે લખેલી કબુલત ઉપર સહી કરવી જોઈએ, અને પોતાને હાથે તે ઉપર એવો શેરો કરવો જોઈએ કે તે કબુલત તેની રૂબરૂ અને સાંભળતાં કરવામાં આવી છે અને તોહોમતદારે કહેલો મજકુર ખરેખર લખવામાં આવ્યો છે. (કલમ ૩૪૬)

૩ તોહોમતદારની સહી અથવા હાથે કરેલી નીશાની કબુલત નીચે લેવી. (કલમ ૩૪૬)

૪ કબુલતની અંતે મજીસ્ત્રેટે નિચે પ્રમાણે લખાણ કરવું:—

"માહારા માનવા પ્રમાણે તોહોમતદારે આ કબુલત ખુશીથી કરી છે. ',' (કલમ ૧૨૨)

૭ ફોજદારી કામ ચલાઉ ધારાના બાબ ૧૫ પરમાણે અથવા ૧૭ પ્રમાણે કામ ચલાવવાની રીતનો,

## નમુનો.

કેસ નંબર ૧ સને ૧૮૭૮નો | શેહેર અથવા ગામ ના વરગના માજીસત-રેટની ફોજદારી કોરટ મુકામ (અને તારીખ)

નોટ—જામીન લઈ ન શકાય એવા ગુનાહમાં તોહોમતદારને સાધારણ નિયમ પ્રમાણે હાજર રાખવો જોઈએ.

અ. બ. ધર્મે (જો હિંદુ હોય તો) ન્યાતે , ઉંમર , ધંધો , રેહેનાર નો, કોરટમાં હાજર છે (અથવા તેને જાતે હાજર ન રાખવાથી તેના તરફથી કામ કરવાને અખતીઆર આપેલો મુખતીઆર હાજરછે.)

નિચે લખેલો મુદાનો માલ કોરટ રૂબરૂ છે:——

(મુદાના માલની વિગત.)

ફરીયાદીને તપાસવામાં આવ્યો ને તેની જુબાની (આંક ૧) એ દાખલ છે.
ઈ, ફ. ને તપાસવામાં આવ્યો ને તેની જુબાની (આંક ૨)એ દાખલ છે.
જી, એચ.ને તપાસવામાં આવ્યો ને તેની જુબાની (આંક ૩)એ દાખલ છે.
આઈ,કે ને તપાસવામાં આવ્યો ને તેની જુબાની (આંક ૪) એ દાખલ છે.

કલમ ૨૯૯ | અ, બ, ઉપર જામીન ન લઈ શકાય એવા ગુનાહનું તોહોમત રાખવામાં આવ્યું છે, પરંતુ ઉપરના પુરાવાથી તેણે ગુનોહો કરયો એવું પુરતુ અનુ

માન તેના વિરૂધ કરી શકાતું નથી તેથી તેનો રૂ૨૦૦નો મુચરકો તથા સો સો રૂપિયાના બે જામીન લઈ છોડવામાં આવ્યો છે.

સાંજના ૭ વાગી ગયાથી આવતી કાલ સુધી તજવીજ મુલતવી રાખવામાં આવી.

એક્ષ. વાય.
પેહેલા વર્ગના મેજીસ્ત્રેટ અથવા
કમીટ કરના મેજીસ્ત્રેટ.

---

| | |
|---|---|
| કેસ નંબર ૧ સને ૧૮૭૮નો | મુકામ અને તારીખ.<br>કાલે બંધ રહેલી તજવીજ ફરી શરૂ થઈ. |

અ. બ. જાતે કોરટમાં હાજર છે, (અથવા તેનો મુખતીઆર હાજર છે.)

મુદ્દાનો માલ ગઈ કાલની માફક કોરટ રૂબરૂ છે.

લ, મ. તે તપાસવામાં આવ્યો તેની જુબાની (આંક ૫)મે દાખલ છે.

ન, ઓ. ” ” (આંક ૬)ઠે દાખલ છે.

પ, ર. ” ” (આંક ૭)મે દાખલ છે.

અ, બ. ને તપાસવામાં આવ્યો, તેની જુબાની (આંક ૮)મે દાખલ છે.

કલમ ૧૯૩ | (એમ જાણવું જોઈએ કે જો કે તોહોમતદારની જુબાની આ જગોએ દાખલ કરવામાં આવી છે, તો પણ મેજીસ્ત્રેટને તેની મરજીમાં આવે તે વખત તજવીજ ચાલતા દરમીયાન ગમે તે વખતે તેને તપાસવાની જે સતા છે, તે સતાનો આથી અટકાવ કરવાનો ઈરાદો નથી.)

કલમ ૩૫૭ | તોહોમતદાર અ. બ. એ, પોતાના બચાવના ક. ર. સ. ટ. વ. અને ય. ને સાક્ષી આપ્યા અને મેજીસ્ત્રેટને તે લેવાને યોગ્ય જણાયું.

નોટ—આ સબબથી કામ મુલતવી રાખવામાં આવ્યું તે ૧૫ દીવસ કરતાં વધારે હોવું ન જોઈએ. કલમ ૧૯૪

ઉપર લખેલા સખસો ઉપર હાજર થવા સમનો કાહાડવામાં આવ્યા અને તે લોકો હાજર થાય ત્યાંહો સુધી કામ મુલતવી રાખવામાં આવ્યું; તોહોમતદારને પ્રથમ પ્રમાણે જામીન ઉપર રાખવામાં આવ્યો.

એક્ષ. વાય.
પહેલા વરગના મેજીસ્ત્રેટ અથવા
કમીટ કરનાર મેજીસ્ત્રેટ.

---

| | |
|---|---|
| કેસ નંબર ૧ સને ૧૮૭૮નો. | મુકામ અને તારીખ.<br>તારીખ એ બંધ રહેલું કામ ફરીથી શરૂ થયું. |

અ, બ. કોરટમાં હાજર છે (અથવા તેનો મુખતીઆર).

મુદ્દાનો માલ પ્રથમ પ્રમાણે કોરટની રૂબરૂ છે.

ક. ર. ને તપાસવામાં આવ્યો ને તેની જુબાની (આંક ૯)મે દાખલ છે.

સ. ટ. ” ” ” (આંક ૧૦)મે દાખલ છે.

વ. ય. ” ” ” (આંક ૧૧ મે)દાખલ છે.

પહેલા વરગના મેજીસ્ટ્રેટ અથવા કમીટ કરનારના અખતીઆરવાળા બીજા અને ત્રીજા વરગના મેજીસ્ટ્રેટ, ઉપરના પહેલા પુરાવાથી, સેસન કોરટમાં તજવીજ થવા તોહોમતદારને મોકલવા ઠરાવ કરેછે.

| | |
|---|---|
| ફોજદારી કામ ચલાઉ ધારાનું પ્રકરણ ૨૩. | *તોહોમતનામું કાયદા પ્રમાણે ઘડવામાં આવ્યું જે(આંક ૧૨)મે દાખલ છે. |

તોહોમતનામું તોહોમતદારને વાંચી સંભળાવવામાં આવ્યુ અને (તેની નકલ તેણે માગતાં તેને આપવામાં આવી), ત બાદ સેસન કોરટની તજવીજ વખત તેના તરફના જે સાહેદો બોલાવવાના હોય તેની યાદી આપવાનું કહેતાં, તે (તોહોમતદાર) ક. ૨. સ. ટ. વ. ય. વિગેરેનાં નામો આપેછે. (અથવા સાહેદોની યાદી આપે છે જે આંક ૧૩ મે દાખલ છે).

તોહોમતદારે બતાવેલા સાહેદો ઉપર હાજર થવા સમનો કહાડવામાં આવ્યા.

| | |
|---|---|
| કલમ ૨૦૨ અને ૧૯૮ | પબલીક પ્રોશીક્યુટરને કેસ કમીટ કર્યા બાબતનો હુકમ લખવામાં આવ્યો, અને તોહોમતનામાની નકલ મોકલવામાં આવી. (આંક ૧૪) |
| કલમ ૩૬૦ | પ્રોશીક્યુટર અને ફરીયાદી અને બચાવ તરફના શાહેદોના શેસનકોરટની તજવીજ વખતે હાજર રહેવા બાબત મુચરકા લેવામાં આવ્યા. (આંક )મે દાખલ. |

તોહોમતદાર જામીન ઉપર રાખવામાં આવ્યો છે. (જેટલી રકમના જામીન અને મુચરકા લેવામાં આવ્યા હોય તે રકમ લખવી).

(જો જામીન લઈ શકાય એવો ગુનોહ હોય તો તોહોમતદારને સેસન કોરટની તજવીજ વખત હાજર રેહેવા બાબતના જામીન લેવા, નહી તો તેને કેદમાં રાખવો અને તે બાબત નિચે પ્રમાણે લખાણ કરવું:—

| | |
|---|---|
| કલમ ૩૦૩ | કેદમાં રાખવા બાબત જેલર ની તરફ વારંટ મોકલવામાં આવ્યું). |

**એક્ષ. વાય.**
પહેલા વરગના મેજીસ્ટ્રેટ અથવા
કમીટ કરનાર મેજીસ્ટ્રેટ.

---

શાહેદોની જુબાની તથા તેની જુબાનીના મુખતસર ટીપણનો **નમુનો.**

| | |
|---|---|
| કલમ ૩૩૪ | હું અ. બ. પ્રતીજ્ઞા ઉપર કહું છું કે— |
| **નોટ**—જો શાહેદ પોતાની ઉમર બરાબર રીત કહી ન શકે તો તેની કેટલી ઉંમરછે એવું મેજીસ્ટ્રેટે બતાવવું. | મારો ધર્મ (અથવા જ્ઞાતિ જ્યારે શાહેદ હિંદુ હોય ત્યારે) ; માહારી ઉંમર આશરે ની ધંધો ; રેહેવાશી નો. |

---

*તજવીજ કરનાર અધીકારીની ભાશા ઈંગ્રેજીમાં હોય ત્યારે તોહોમતનામું ઈંગ્રેજી અને દેશી ભાશામાં ઘડવું.

(પછી તેની લેવાએલી જુબાની)

કેદી તરફથી ઉલટપાલટ તપાસણી.

હું ઈત્યાદી (અથવા તોહોમતદાર ઉલટ તપાસણી કરવા ના કહેછે.)

કોરટ તરફથી ફરી તપાસણી.

તારીખ ને રોજ.

એક્ષ. વાય.
પહેલા વરગના મેજીસ્ટ્રેટ અથવા
કમીટીંગ મેજીસ્ટ્રેટ.

(નોટ—જણાવવાની જરૂર છે કે શાહેદીની દેશી ભાશામાં લખાએલી જુબાની, તથા મેજીસ્ટ્રેટે હાથથી લખી લીધેલું મુખતસર ટીપણ, એ બંનેનો નંબર એકજ હોવો જોઈએ; દેશી ભાશામાં લખેલી જુબાની મુકદ્દમાના કામનો ભાગ છે અને મુખતસર ટીપણ મુકરદમાનાકાગળીયા સાથે રાખવું.)

નંબર ૨ જો.

૮ શેસન કોરટની અંદર મુકદમાની તજવીજમાં આ સાથેના નમુના પ્રમાણે દફતરન પધ્ધતી રાખવામાં આવશે, અને જ્યારે જ્યારે હાઈકોરટ, ચાલેલા મુકદમાના કાગળીયા મગાવે ત્યારે ત્યારે, શેસન જડજે, મુકદમાની અંદરના ઉપયોગી દસતાવેજોની ※સાફ નકલો આ નમુના પ્રમાણે મોકલવી. તે નકલમાં તેના ખરાપણા બાબતની સેશન જડજે સહી કરવી.

૯ ફોજદારી મુકદમા ચલાવવામાં આ નમુનામાં બતાવેલા અનુક્રમ પ્રમાણે, કામની પધ્ધતી રાખવી એ વધારે સુરલભ ભરેલું છે; અને સદરહુ નમુના પ્રમાણે જે હકીકતોની નોધ રાખવાની જરૂર છે, તે સઘળો હકીકતોનો અમુક કેસના ખાસ્તવપણાને લીધે જે વધારો કરવો જોઈએ, તે સુધાંતનો બરોબર નોધ કરવો જોઈએ.

૧૦ કામના કાગળીયાની નકલની સાથે અસલ દસ્તાવેજો જે મોકલવામાં આવે તેના ઉપર જે અનુક્રમે તેઓ દાખલ થવામાં આવ્યા હોય તે અનુક્રમ પ્રમાણે નંબર નાખવા જોઈએ; તેઓને જોવાની સુગમતાને માટે તેઓની યાદી કરી સાથે રાખવીજોઈએ.

૧૧ **સેસન કોર્ટોના કામ તથા ઈંગ્રેજી દફતરનો નમુનો.**

સન ૧૮૭ નો ટીપણ નંબર.

સેસન જડજ, જે, કે, ઈસ્કાયરની આગળ ફોજદારી કામની શેશન, માં, ભરવામાં આવી તેની અંદર નિચે લખેલા તોહમતદારો છે;—

૧ લક્ષમણ બીન , ઉમર , ધર્મ (અથવા હિંદુ હોય તો)

---

※ફોજદારી કામ ચલાઊ ધારાની કલમ ૨૫૭ પ્રમાણે તોહોમતદારે હાઈકોરટમાં અપીલ કરી હોય તેની સાથે કોરટના હુકમની નકલ શામેલ રાખવામાં આવે છે તેથી શેસન જડજ કામના કાગળીયાની સાફ નકલ મોકલે તેની સાથે હુકમની નકલ સામેલ રાખવાની જરૂર નથી.

| | | | | |
|---|---|---|---|---|
| જાતે | , | ધંધો | , | રેહેવાશી ; |
| ૨ ભીમા ખીન | ” | ” | ” | ” |
| ૩ ઇસમાઇલ વલદ | ” | ” | ” | ” |
| ૪ કાશમ વલદ | ” | ” | ” | ” |

એક્ષ, વાય, પેહેલા વરગના માજીસ્ત્રેટ અથવા કમીટ કરનાર માજીશટરેટ જીલા' નાએ, તજવીજ થવા કમીટ કરવાથી, ઉપર લખેલા સદરહુ તોમતદારો પીંજરામાં રાખવામાં આવ્યા છે, અને તેઓના ઉપર નિચે પરમાણે તોમત રાખવામાં આવ્યાં છે;—

પેહેલું, નંબર ૧, ૨, ૩ ના ઊપર એવું તોમત રાખવામાં આવ્યું છે કે તેઓએ તારીખ મી અથવા એ અરસામાં ગામ જીલે માં ઘરપ્રવેશ કરી ચોરી કરી અને તેથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાનો કલમ પ્રમાણે ગુનો કરયો છે.

બીજું, નંબર ૨, ૩, ઉપર એવું તોમત ફરમાવવામાં આવે છે કે તેઓએ તારીખ મીએ અથવા તે અરસામાં ગામ જીલે માં ચોરીની મીલકત જાણીબુઝીને રાખી અને તેથી તેઓએ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે ગુનો કર્યો છે.

ત્રીજું, નંબર ૪ ઊપર એવું તોમત ફરમાવવામાં આવે છે કે તેણે તારીખ મીએ અથવા તે અરસામાં ગામ જીલે માં ઘરપ્રવેશ કરી ચોરી કરવામાં સહાય અથવા મદદ કરી અને તેથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમો પ્રમાણે ગુનો કરયો છે.

(નોટ—તોમત નામાની અંદર હિંદુસ્તાનના ફોજદારી કાયદાના શબ્દો જેમ બને તેમ લખવામાં આવવા જોઇએ).

તોમતદાર લક્ષમણ, ઇસમાઇલ અને કાશીમ (નંબર ૧, ૩, ૪) તેઓના ઉપર મુકેલાં તોમતોનો તપાસ થવા હક રાખે છે.

તોમતદાર ભીમા (નંબર ૨) બીજા દરજાના તોમત બાબત કબુલ કરે છે, પણ પેહેલા દરજાના તોહોમત માટે તપાસ થવા હક રાખે છે.

નિચે લખેલા ગ્રહસ્થોને આસેસરો (અથવા જ્યુરરો નિમવામાં આવ્યાછે;—

(આસેસરોનાં નામ, અને જો જ્યુરી હોય તો તેઓને સોગન દેવામાં આવ્યા છે. કે નહીતે આ જગોએ લખવું

પ્રોશીક્યુશન તરફથી પબલીક પ્રોશીક્યુટર

માહાદેવ ગણેશ તોમતદાર, લક્ષમણ (નંબર ૧) તરફથી વકીલ.

નંબર ૧ મુદ્દાનો માલ કોરટ આગળ રજુ થયો તે;—

(અ) સોનાનો વાળી એક,

(બ) રૂપાની કલી એક,

(ક) નિલમની માળા એક,

અને બીજી ચાલે જે મજીસટનો યાદી નંબર ૧ માં લખેલી છે તે.

નંબર ૨ ફરીઆદી તરફથી.

પ્રેમચંદની સોગન ઉપર જુબાની.

નામ

બાપનું નામ.

ધર્મ (જો હિંદુ હોય તો ન્યાત)

ઉમર

ધંધો

રેહેઠાણ

નોટ—જો શાહેદને પોતાની ઉમરની ખબર ન હોય તો સેસન જડજે જણાવવું કે તેની કેટલી ઉમર દેખાય છે.

પબ્લીક પ્રાસીક્યુટરના સવાલથી

તોહોમતદાર નંબર ૧ (અથવા નંબર ૨—૩) ના વકીલની ઊલટ તપાસથી.

(આ જગોએ શાહેદની જુબાની ઉપર જો નોટ કરી હોય તે દાખલ કરવી.)

નંબર ૩ મહાધાજી સોગન ઉપર લખાવે છે કે (નંબર ૨ પ્રમાણેની ની કફીયત દાખલ કરવી.)

નંબર ૪ કોરટ ફરમાવે છે કે તોહોમતદાર કાશીરામને ફોજદારી 'કામ ચલાઉ ધારાનો કલમ ૩૪૮ પ્રમાણે ગુનાની માફી આપવી. મુદાનો માલ નાજરના કબજામાં સોંપ્યો.

નંબર ૧—૨ અને ૩ના તોમતદારોને જેલમાં મોકલ્યા અથવા જામીન ઉપર રાખ્યા.)

આ કામની તજવીજ ચાલતા મહીનાની તારીખ ૧૭મી સુધી મુલતવી રાખી.

જે. કે.
સેસન જડજ
અથવા આસીસ્ટન્ટ
સેસન જડજ.

તારીખ ૧૭ માને ૧૮૭

ઉપરના કામની તજવીજ આજે ફરી શરૂ થઇ.

તોમતદારો, આસેસરો, અને વકીલો હાજર છે અને મુદાનો માલ કોરટ રૂબરૂ છે.

કાશીમ જુબાની આપે છે. નાંબર ૫

(નંબર ૩ પ્રમાણેની ખીના)

કમીટીંગ મેજીસ્ટ્રેટ રૂબરૂની તોમતદારની જુ, નંબર ૬

બાની વાંચી અને કામમાં અનુ નંબર ૭

ક્રમ ૬, ૭, અને ૮ મે દાખલ કરી. નંબર ૮

(તોમતદારની જુબાનીનો ટુકામાં તરજુમો કરવો અને તે દાખલ કરવી)

તોમતદાર નંબર ૧ ને પરથમ એવી સુચના આપો કે સત્રાલનો નંબર ૯ જ્વાબ આપવો એ તેની ખુશી ઉપરછે બાદ કોરટે પુછ્યું.

સવાલ—

જ્વાબ—

નંબર ૧૦ નંબર ૨ ના તોમતદારને પરથમ ઉપર પરમાણે સુચના કરી કોરટે પુછ્યું વિગેરે.

નંબર ૧૧ નં ૨ ૩ ના તોમતદારને પરથમ ઉપર પરમાણે સુચના કરી કોરટે પુછ્યુ, વિગેરે.

નંબર ૧ ના તોમતદાર તરફથી એવું કેહેવામાં આવેછે કે (જે તકરાર કરવામાં આવે તેનુ ટુક બયાન)

નંબર ૨ ના તોમતદાર તરફથી તેના બચાવમાં એવું કહેવામાં આવેછે કે (તકરારનુ ટુક બયાન).

નંબર ૩ નો તોમતદાર પોતાનાં બચાવમાં કહેછે કે (તકરારનું ટુક બયાન.)

તોમતદાર નંબર ૧ ના તરફથી.

નંબર ૧૨ રામા સોગન ઊપર કહેછે કે.

નામ વિગેરે નંબર ૨ માં બતાવ્યા પ્રમાણે.

નંબર ૧ ના તોમતદારના વકીલ તરફથી તપાસણી.

પબલીક પ્રોસીક્યુટર તરફથી ઊલટ તપાસણી.

નંબર ૨ ના તોમતદાર તરફથી તપાસણી.

નંબર ૩ ના તોમતદાર તરફથી " "

કોરટ તરફથી તપાસણી.

નંબર ૧૩ નારાયણ સોગન ઉપર કહેછે કે, વિગેરે.

નંબર ૧૪ નંબર ૨ અને ૩ ના તોમતદાર તરફથી.

આબા સોગન ઉપર લખાવેછે કે. વિગેરે.

પબલીક પરોસીક્યુટર તરફથી તપાસણી.

ઉલટ પાલટ તપાસણી વિગેરે.

તોમતદાર નંબર ૧ ના તરફથી તેનો વકીલ તકરાર કરેછે કે (તકરારનું ટુક બયાન). નંબર ૨ અને ૩ ના તોમતદાર કહેછે કે તેઓને વધારે કંઇ કેહેવાનું નથી.

પબલીક પરોસીક્યુટર જ્વાબમાં કહેછે કે (જ્વાબનુ ટુક બયાન).

નંબર ૧૫ આસેસર અભીપ્રાય* આપે છે. કે તોમતદાર

*આસેસરોના અભીપ્રાય દેશીભાષામાં વીસ્તારથી લખવા. જે કારણોથી તેઓ પોતાનો અભીપ્રાય આપતા હોય તે કારણે સેસનજડજે પુછીને નકી કરવાં અને તે ટુકામાં ઇંગરેજી કાગળોમાં સામેલ રાખવાં, વીસતારથી તે કારણો લખવાની જરૂર નથી

લક્ષમણ (નંબર ૧ )નો છે;
કે તોમતદાર ભીમા (નંબર ૨ )નો છે;
કે તોમતદાર ઈસમાઈલ (નંબર ૩ )નો છે;

નંબર ૧૬ આસેસર અભીપ્રાય આપેછે કે—
ઈત્યાદી, ઈત્યાદી, કેમકે——

નંબર ૧૭ આસેસર અભીપ્રાય આપેછે કે, ઈત્યાદી.
ઈત્યાદી—— કેમકે——
કોરટના હુકમના કારણો વિસ્તારથી.

નંબર ૧૮ કોરટ, એ ઉપરથી, બે આસેસરો સાથે અનુમત થઈ ઠરાવ કરેછે કે તોમતદાર નંબર ૧ (લક્ષમણ) પેહેલા દરજાના તોમતનો ગુનેગાર છે એટલે અને તથી તેણ
ઈત્યાદી, ઈત્યાદી.

કોરટ આસેસરો સાથે અનુમત થઈ ઠરાવ કરેછે કે તોમતદાર નંબર ( ) પેહેલા દરજાના તોમતનો ગુનેગાર નથી એટલે ; ઠરાવ કરેછે કે પેહેલા દરજાના ગુનાથી તેને મુકત કરવો.

કોરટ આસેસરોથી જુદી પડી, ઠરાવ કરેછે કે નંબર ૩ નો તોમતદાર (ઈસમાઈલ) પેહેલા દરજાના તોમતનો ગુનેગારછે, એટલે ; અને ફરમાવે છે કે ઈત્યાદી.

કોરટ નંબર ૨ જાના તોમતદાર ભીમાની ખુદની બીજા દરજાના ગુના બાબતની કબુલાતથી હુકમ કરેછે કે——

કોરટ આસેસરો સાથે અનુમત થઈ ઠરાવેછે કે નંબર ૩ નો તોમતદાર (ઈસમાઈલ) બીજા દરજાના તોમતનો ગુનેગાર નથી એટલે ; અને હુકમ કરેછે કે તે ગુનાથી તેને મુકત કરવો.

(જો જ્યુરીની મદદથી તપાસ કરવામાં આવી હોય તો નંબર ૧૫, ૧૬, ૧૭, અને ૧૮ ને બદલે નિચે પ્રમાણે ગોઠવણ કરવામાં આવશે.)

સેસન જડજે મુકદમાની કેફીયત ટુકામાં કહી બતાવી (આ જગોએ જ્યુરી તરફ જડજનું કહેવું દાખલ કરવું) અને જ્યુરીએ બધાની સમતીથી અથવા ઘણાની સમતીથી નિચે પ્રમાણે અભીપ્રાય આપ્યો (અહીયા બધા તોમતો ઉપર તોમતદાર અથવા તોમતદારોનો તપાસ થયો હોય તે વિશે જ્યુરીનો અભીપ્રાય દાખલ કરવો) કોરટને જ્યુરીનો, નિશ્ચય જાણવાને જરૂર પડવાથી કેટલાક સવાલો નિચે પ્રમાણે પુછ્યા (અાહી સવાલો અને જવાબો દાખલ કરવા.)

કોરટને જ્યુરીના ઘણા મતો વિરૂધ પડવા જરૂર ન જણાયાથી; તે પરમાણે જજમેન્ટ આપેછે અને કાયદા પરમાણે સજા ફરમાવેછે: (શું સજા તે અહીયાં દાખલ કરવી) અથવા તોમતદારને છોડેછે અને તે બાબત જડજમેન્ટ દાખલ કરેછે,

અથવા તમામ જ્યુરી અથવા જ્યુરીના ઘણા મતોથી કોરટ જુદી પડી, ન્યાયની ખાતર, હાઇકોરટ આગળ તમામ મુકદમો મુકવાની કોરટને જરૂર પડેછે અને તોમતદાર અથવા તોમતદારોને ફરી જેલને હવાલે કરેછે અથવા જામીન ઊપર રાખેછે.

નંબર ૧૯ તોમતદાર કાયીન (નંબર ૪) ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૩૪૦ પ્રમાણેની શરતો પરમાણે નહી ચાલવાથી (જે કરવામાં આવ્યુ હોય તે).

નંબર ૨૦ ફોજદારી જેલના અમલદાર તરફ વારંટ કાહાડયો.

નંબર ૨૧ મુદાના માલની વ્યવસ્થા કરવા બાબત નાજર તરફ હુકમ લખ્યો.

---

# ફોજદારી.

## પ્રકરણ ૩ જુ.

ફોજદારી કામ ચલાઉ ધારા પરમાણે વારંટો અને બીજા હુકમો નિકળેછે તેના નમુના.

### નમુનો ૧ લો.

જામીન લઈ શકાય એવા ગુનાની અંદર તોમતદારપાસેથી જામીન ખત લેવામાં આવેછે તેનો નમુનો—કલમ ૧૨૮ અને ૩૮૮

હું,          રેહેવાશી          ના, ઉપર          ગુનાનુ તોમત રાખવામાં આવ્યાથી, સદરહુ તોમતની પ્રથમ ચોકશીની વખત અને જરૂર જણાય તો,          ની કોરટમાં હાજર રહી તોમત બાબત જવાબ દેવા માહારો મુચરકા લેવાનું ફરમાવ્યાથી; સદરહુ પ્રથમ ચોકશી વખત અને જરૂર જણાય તો          ની કોરટમાં હાજર રહી તોમતનો જવાબ દેવા માટે આથી હું બંધાઉછું, અને તેની અંદર કસુર કરવામાં આવે તો નામદાર માહારાણી સાહેબને રૂપીયા (આંકડે અને અંકે) દંડ આપવા હું બંધાઊછું.

આ લખ્યું તારીખ          માહે          સને ૧૮૭

(સહી)

હું આથી જાહેર કરૂછું કે ઉપર લખેલા તોમતદારનો હું જામીન થાઊંછું એવી રીતે કે તે તોમતદાર, ઉપર લખેલા તોમતની પ્રથમ ચોકશી વખત, અને          ની કોરટમાં તોમતનો જવાબ આપવાને ફરમાવવામાં આવે તો તે કોરટમાં હાજર રહેશે, અ

ને તેની અંદર કસુર થશે તો નામદાર માહારાણી સરકાને રૂપિયા (આંકડો અને અંકે) દંડના આપવા બંધાઊંછું.

આ લખ્યું તારીખ માહે સને ૧૮૭

(સહી.)

## નમુનો ૨ નો.

કલમ ૧૭૦ પ્રમાણે જામીન લેઇ શકાય એવા ગુનાહનું તોમત રાખેલા શખસ પાસેથી જામીન લેવાનો નમુનો.

હું અ, બ, રેહેવાશી નાને તોમત ( કહ્યું તોહોમત ) ઉપરથી ના મજીસ્ત્રેટ વારંટ કાહાડી પકડવાથી અને ના સદરહુ મજીસ્ત્રેટ પાસે હાજર રહેવા જામીન આપવાનું ફરમાવ્યાથી હું આ લેખથી તારીખ મીના સવારના દસ બજે સદરહુ માજીસ્ત્રેટ પાસે હાજર રેહેવા બંધાઊંછું; અને તેની અંદર કસુર કરૂં તો નામદાર રાણી સરકારને રૂપીયા (આંકડો અને અંકે) દંડ આપવા બંધાઊંછું.

તારીખ મી માહે સને ૧૮૭

(સહી.)

હું ઉપર લખેલા અ, બ, રહેવાશી નાનો જામીન થાઊંછું એવી રીતે કે, ત, ના મજીસ્ત્રેટ પાસે તારીખ મીને રોજ સવારના દસ બજે હાજર રેહે; અને તેની અંદર કસુર કરે તો નામદાર રાણીસરકારને રૂપિયા (આંકડો અને અંકે) દંડના આપવા બંધાઊંછું.

તારીખ મી માહે સને ૧૮૭

(સહી.)

## નમુનો ૩ નો.

નાશી ગએલા શખસની બાબતમાં કલમ ૧૭૧ પ્રમાણે જાહેરનામાનો નમુનો.

### જાહેર નામું

તોમતદાર રેહેવાશી નાના ઉપર ના ગુનાહનું તોમત આવવાથી અને જે ગુનોહ હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે સજા લાયક છે; તે બાબત જાહેર ખબર આપવામાં આવે છે કે સદરહુ તોમતદાર રેહેવાશી નાશે તેના વિરૂધ થએલી ફરીઆદીનો જવાબ આપવા, (અમલદારનું નામ તથા હોદ્દો) મી આગળ (અમુક દીવસો)ની અંદર હાજર થવું.

તારીખ મી માહે સને ૧૮૭

(સહી અને શીક્કો.)

## નમુનો ૪ થો.

નાશી ગએલા તોમતદારની સરકાર મેહેસુલવાળી જમીન હોય તેવી મીલકતની જ-

મો કરવા બાબત હુકમનો નમુનો—કલમ ૧૭૨ પ્રમાણે.

રીઝન                મુકામ                ના પોલીસ અમલદાર તરફ—

તોમતદાર                ના રહેવાશી ઉપર હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ક લમ        પ્રમાણે સજા થઇ શકે એવા ગુનાહ (નામ)નું તોમત આવ્યું છે, અને સદરહુ તોમતદાર તેના વિરૂધ નીકળેલા વારંટની બજાવણી, ન થવા દેવાના ઇરાદાથી, નાશી ગ એલો છે. (અથવા સંતાઇ બેઠેલો છે), અને તેણે દીવસ        ની અંદર તેના ઉપર આવેલા તોમતનો જવાબ આપવા હાજર રહેવા જાહેરનામુ નીકળેલું છે; અને સદરહુ તોમતદારની જીલા        માંના ગામ        (અથવા કસબા)માં, નિચે પ્રમાણે મીલકત છે, (સરકાર મેહેસુલવાળી જમીન શીવાય) તેથી તમને હુકમ કરવામાં આવે છે કે સદરહુ મીલકત ઉપર તમારે જપ્તી કરવી અને કબજામાં લેવી; અને તે મીલકત કોરટ નો બીજો હુકમ થતાં સુધી, તમારે તાબેકે રાખવી; અને આ તારીખથી દીવસ        ની અંદર, આ હુકમનો અમલ કેવી રીતે કર્યો તે બાબતના ખબર તમાએ અમને આપવા.

તારીખ        માહે        સને ૧૮૭

(સહી અને શીકો.)

## નમુનો ૫ મો.

નાશી ગએલા તોમતદારની જે સરકારી મેહેસુલવાળી જમીન હોય તો તેની જપ્તી કરવા બાબત હુકમનો નમુનો—કલમ ૧૭૨

ડીસ્ત્રીક્ટ                ના કલેક્ટર તરફ——

તોમતદાર                ના રહેવાશી ઉપર હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલ મ        પરમાણે સજા થઇ શકે એવા ગુના (નામ)નું તોમત આવ્યું છે; અને તેના વી રૂધ નીકળેલા વારંટની બજાવણી ન થવા દેવાના ઇરાદાથી તે નાશી ગયો છે. ( અથવા સંતાઇ બેઠેલો છે); અને દીવસ        ની અંદર તોમતનો જવાબ દેવા હાજર થવા વીષેનું જાહેરનામુ કરવામાં આવ્યું છે અને સદરહુ તોમતદાર        ની સરકાર મેહેસુલવાળી જમીન જીલા        ના ગામ (અથવા કસબા)માં છે માટે તમને જણાવવામાં આવેછેકે સદરહુ જમીન જપ્ત કરી, આ કોરટનો બીજો હુકમ થતાં સુધી તમારે તમારા કબજામાં રાખવી અને આ હુકમનો કેવી રીતે અમલ કરવામાં આવ્યો છે તે બાબત આજની તારીખથી દીવસ        ની અંદર અમને ખબર આપવા.

તારીખ        માહે        સને ૧૮૭

( સહી અને શીકો. )

## નમુનો ૬ ઠો.

તોમતદારને કામ ચાલતાં ફરી કેદમાં મોકલવાનો હુકમ.

પોલીશ        ના કોનસ્ટેબલ        તથા        ની જેલના        ર તરફ હુકમ કે—

તોમતદારની                ઉપર આ કોરટ આગળ તોમત

મુકવામાં આવ્યાથી અને તે તોમત બાબતની ચોકશીનું કામ તારીખ      માહે      સન ૧૮૭ સુધી મુલતવી રાખવાનું જરૂર જણાયાથી; તમને હુકમ કરવામાં આવે છે કે સદરહુ તોમતદાર      ને તમારા કબજામાં રાખવો અને ઉપર લખેલી તારીખના સવારના      બજે આ કોરટમાં રજુ રાખવો. તારીખ      માહે      સન ૧૮૭

(સહી અને સીકો).

## નમુનો ૭ મો.

પબલીક પ્રાસીક્યુટર અથવા બીજા સરકાર તરફથી નિમાએલા અમલદાર તરફ સેસન કોરટમાં કમીટ થએલા કેસની ખબર આપવા બાબતનો હુકમ.

પબલીક પ્રોસીક્યુટર (અથવા બીજા નિમેલા અધિકારી) તરફ—

તમને જણાવવામાં આવે છે કે, અ, બ, રહેવાશી      નાને નિચે લખેલા તોમત ઉપરથી સેશન કોરટમાં તજવીજ થવા આજ રોજ કમીટ કરવામાં આવેલો છે.

સદરહુ તોમતદારને (અહીંયાં જે ગુનાનું તોમત મુકવામાં આવ્યું હોય તે).

તારીખ      માહે      સન ૧૮૭ .

(સહી).

## નમુનો ૮ મો.

ફોજદારી કામ ચલાવી ધારાની કલમ ૨૦૯ પ્રમાણે જ્યારે નુકશાની ફરીયાદી એ ન આપી હોય ત્યારે તેની મીલકત જપ્ત કરી તેને વેચવા બાબત.

પોલીસ થાણા      ના પોલીસ અમલદાર તરફ—

અ. બ, રહેવાશી      નાએ, ક, ડ,      નાને તેની વિરૂધ નજીવી અને હેરાન કરવાના ઇરાદાથી, ફરીયાદ લાવ્યા ઉપરથી, નુકસાની બદલ રૂપિયા ( અંકે અને આંકડો) આપવા હુકમ ફરમાવ્યાથી; અને સદરહુ અ, બ, એ તે રકમ આપી નહી તેથી તમને હુકમ કરવામાં આવે છે કે, સદરહુ અ, બ, ની જીલે      ની જંગમ મીલકત તમારે જપ્ત કરવી, અને (જો ઉપર લખેલી રકમ તુરતમાં ન આપે તો) ત્રણ દિવસની પ્રથમ નોટીસ આપી, જપ્ત કરેલી તમામ મીલકત, અથવા તેમાંથી ઉપર લખેલી રકમ ઉતપન થઇ શકે તેટલી મીલકત વેચવી; અને આ તારીખથી દિવસ      ની અંદર આ હુકમનો અમલ કરી ઉતપન થએલી રકમ અમારી રૂબરૂ રજુ કરવી.

તારીખ      માહે      સન ૧૮૭

(સહી અને સીકો).

## નમુનો ૯ મો.

તોમતદારને નુકશાની આપવા ફરિયાદીને ફરમાવ્યા છતાં, તે નુકશાની, ફરિયાદીની મીલકતથી પણ વસુલ ન થાય ત્યારે કલમ ૨૦૯ પ્રમાણે ફરીયાદીને દીવાની જેલમાં કેદ રાખવા બાબતનો હુકમ.

જીલે      ના દીવાની જેલના અમલદાર તરફ—

અ, બ, રહેવાશી નામે, ક, ડ, ઉપર તજવીજી અને હેરાન કરવાના ઇરાદાથી ફરીયાદી લા યા ઉપરથી, તેને નુકશાની બદલ રૂપીયા (આંકડો અને અંકે) આપવા હુકમ થવાથી; અને સદરહુ રકમ સદરહુ ફરીયાદીએ ન આપ્યાથી, તથા તેની મીલકતથી વસુલ ન થયાથી, એવો હુકમ કરવામાં આવે છે કે, ઉપર લખેલી રકમ સદરહુ અ,બ, ન આપેતો, દીવસ સુધી, તેણે કેદમાં રેહેવું. અને તમને ફરમાવવામાં આવે છે કે મજકુર અ, બ,ને તમારા કબજામાં રાખવો, અને ઉપલો હુકમનો કાયદા પ્રમાણે અમલ કરવો.

તારીખ માહે સન ૧૮૭

(સહી અને શીકો).

## નમુનો ૧૦ મો.

સેશન કોરટ પાસેની તજવીજમાં તોમતદારને રજુ કરવા બાબત જેલર તરફ હુકમ.

ડીસ્ટીકટ જેલ ના જેલર તરફ—

તમને હુકમ કરવામાં આવે છે કે તારીખ માહે સન ૧૮૭ ના સવારના બજે, તોમતદાર જેને તજવીજ થવા કમીટ કરવામાં આવેલો છે છે, અને જેને આ જીલા ના મેજીસ્ત્રેટ ના વારંટથી તમારા કબજામાં રાખેલો છે; તેને રજુ રાખવો.

તારીખ માહે સન૧૮૭

(સહી અને શીકો)

## નમુનો ૧૧ મો.

હુકમ નંબર.
સન ૧૮૭
ફોજદારી

દફતર અને કામના કાગળોયા મગાવવા બાબત મેજીસ્ત્રેટ તરફ હુકમ.

જીલે ના સેસન વિભાગની શેશન કોરટમાં.

એસકવાયર,

વરગ ના માજીસ્ત્રેટ જીલે ના તરફ—

આ ઉપરથી તમને હુકમ કરવામાં આવે છે કે,

એસકવાયર, વરગ ના મેજીસ્ત્રેટ જીલે ના આગળ તજવીજ ચાલતાં તે કામમાં તારીખ મી માહે સને ૧૮૭ ને રોજ તોમતદાર ને સજા થયેલી છે, તે બાબતના તમામ કાગળો અને દસ્તાવેજો સહી સુધાંના, અમારી તરફ મોકલવા; અને આ હુકમ પોહોંચ્યા પછી દીવસ ની અંદર તેનો અમલ કરી પાછો અમારી તરફ મોકલવો.

જીલે ના સેસન વિભાગની શેસન કોરટની સીલ સુધાં, મારી સહીથી મોકલવામાં આવ્યો. તારીખ માહે સન ૧૮૭

(શીલ અને શીકો).

આ હુકમની પીઠે નિચે પ્રમાણે છાપવામાં આવશે.

નંબર. સન ૧૮

આ હુકમ, જે, મને તારીખ મી, માહે સન ૧૮ ને રોજ મળ્યો, તે હુકમમાં લખેલા કેસના તમામ કાગળીઆ અને દસ્તાવેજો, વિભાગ ની સેશન કોરટ તરફ હું મોકલું છું.

જીલે ના મેજીસ્ટ્રેટની સીલ સુધાં માહારી સહીથી મોકલવામાં આવ્યો. તારીખ માહે સન ૧૮

(સહી અને શીકો),

## નમુનો ૧૨ મો.

ફોજદારી કામચલાઉધારાની કલમ ૨૭૮ પ્રમાણે જ્યારે અપીલ નામંજુર કરવામાં આવી હોય ત્યારે તે બાબત જેલર તરફ લેખીત હુકમ બાબત.

હુકમ નંબર સને ૧૮ જેલ ના જેલર તરફ—

ફોજદારી જેલ ની અંદરના કેદી જેને ફોજદારી. તારીખ મી માહે સને ૧૮ ને રોજ એસ ક્વાયર મેજીસ્ટ્રેટ જીલે નામે હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે ગુનેહગાર ઠરાવી ની સજા કરીછે, તેની અપીલનો અ રજી વાંચ્યા ઉપરથી, તથા સજાના હુકમ જેની વિરૂધ અપીલ કરવામાં આવેલી તે વાંચ્યા ઉપરથી, સદરહુ કેદીની અપીલની અરજી નામંજુર કરવામાં આવી છે.

તમને હુકમ કરવામાં આવેછે કે, આ અમારો ઠરાવ મજકુર કેદીને તમા રે સંભળાવવો અને આ હુકમ જે વારંટથી મજકુર કેદીને તમે તમારા ક બજામાં રાખેલા છે તેની સાથે રાખવો.

સેશન વીભાગ ની સેશન કોરટની સીલ સુધાં માહારો સહીથી મોકલવામાં આવ્યો તારીખ મી માહે સને ૧૮

(સહી અને શીલ.)

## નમુનો ૧૩ મો.

ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૨૭૯ પ્રમાણે અપીલ કરનાર કેદીની અપીલની સુણાવણીની નોટીસ જેલના ઉપરી અધીકારી મારફત.

નંબર સને ૧૮ નો.

જીલા ની . કોરટમાં.

જેલ ના મુખ્ય અધીકારી તરફ—

સાહેબ,

તારીખ મીની કેદી ની અપીલના સંબંધમાં આપને જણાવવાનું કે, આપે મોહેરબાની કરી કેદી ને અખ બરાપથી કે તેણેકરેલી અપીલ આ કોરટે

દાખલ કરી છે અને તેની સુણાવણી તારીખ        મીએ અથવા તે પછી        ને રોજ થશે.

મજકુર કેદીને ઉપર લખેલી બાબતની ખબર આપ્યા બાબતનો શેરો કરી આ વા દી આપે પાછી મોકલવી.

હું છું સાહેબ.

આપનો તાબેદાર સેવક.

## નમુનો ૧૪ મો.

ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૨૭૯ પ્રમાણે અપીલની સુનાવણી બાબત ડી સ્ટ્રીકટ મજીસ્ટ્રેટને નોટીસ

### નોટીસ

નંબર        સને ૧૮૭        નો.

જીલે        ની        સેશન કોરટમાં.

ફોજદારી અપીલ નંબર        સને ૧૮૭        નો

રાણી વીરૂધ——

હિંદુસ્થાનના ફોજદારી ધારાની કલમ        પ્રમાણે થએલી સજા ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૨૭૯ પ્રમાણે        ના ડીસ્ટ્રીકટ મજીસ્ટ્રેટને જણાવવામાં આવેછે કે        એસકવાયરે        તારીખ        મીને રોજ કરેલા ફેંસલા વીરૂધ ફોજદારી અપીલની સુણાવણી કરવાનો આ સેશન કોરટે ઠરાવ કરેલો છે; અને તે સુણાવણી તારીખ        મીએ અથવા તે પછી કરવામાં આવશે.

સેસનજડજ.

## નમુનો ૧૫ મો.

ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૨૮૦ પ્રમાણે અપીલ રદ કરવામાં આવી હોય, અગર સજામાં ફેરફાર કરવામાં આવ્યો હોય, ત્યારે જેલર તરફ તે બાબત હુકમ.

હુકમ નંબર
સને ૧૮૭

જીલે        ની        કોરટમાં.

ફોજદારી.        નંબર        સને ૧૮૭        ની ફોજદારી અપીલના કામમાં, જે અપીલ કેદી        તરફથી કરવામાં આવેલી અને જેને તારીખ        મીએ એસકવાયર મજીસ્ટ્રેટ        જીલા        નામે        હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ        પ્રમાણે ગુનેહગાર ઠરાવી સજા        કરેલી

જેલ        ના જેલર તરફ——

આ અપીલ કોરટ, નીચલી કોરટના કાગળીયા વાંચ્યા પછી તથા અપેલંટના વકી લ મીસતર        ની તકરાર તથા સરકારી વકીલની તકરાર સાંભળ્યા પછી, હુકમ

કરે છે કે,————————

અને તમને આથી હુકમ કરવામાં આવેછે કે, ઊપર લખેલા અપેલેન્ટને આ હુકમની ખબર તમારે આપવી તથા જે વારંટની રૂહએ મજકુર અપેલંટને તમે તમારા કબજામાં રાખેલો છે તેની સાથે આ હુકમને શામેલ કરવો.

કોરટ ની સીલ સાથે આ હુકમ માહારી સહીથી મોકલવામાં આવ્યો.
તારીખ મી સને ૧૮૭

(સહી અને શીકો)

## નમુનો ૧૬ મો.

અપીલ ઉપરથી જ્યારે સજા રદ કરવામાં આવી હોય ત્યારે તે બાબતનો જેલર તરફ હુકમ.

હુકમ નંબર
સને ૧૮૭ જીલે ની કોરટમાં—

——— નંબર સને ૧૮૭ ની ફોજદારી અપીલના કામમાં જેફો

ફોજદારી જદારો અપીલ કેદી ની તરફથી કરવામાં આવેલી અને જે ને તારીખ મી માહે સને ૧૮૭ ને રોજ

મેસકવાયર મેજેસ્ટ્રેટ નામે, હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે ગુનેહગાર ઠરાવી ની સજા કરેલી.

જેલ. ના જેલર તરફ—

આ અપીલ કોરટ, નિચલી કોરટમાં ચાલેલા કામના કાગળીયા વાંચ્યા પછી, અને અપેલેન્ટ ના વકીલ મીસ્તર , ની તકરાર તથા સરકારી વકીલની તકરાર સાંભલ્યા પછી હુકમ કરેછે કે સદરહુ મેજેસ્ટ્રેટે મજકુર કેદી ઉપર ગુનો સાબીત કરી જે સજા કરીછે, તે રદ કરવામાં આવીછે. અને તમને હુકમ કરવામાં આવેછે કે સદરહુ કેદી જે હાલ તમારા કબજામાં છે તેને છોડી દ્યો આ હુકમનો અમલ કરયા બાબત, પોહોંચ્યા તારીખથી બે દીવસની અંદર, આ હુકમ નિચે શેરો કરી, અમારા તરફ મોકલવો.

કોરટ ની શીલ સુધાં, અમારી રૂબરૂ આ હુકમ મોકલવામાં આવ્યો.
તારીખ મી માહે સને ૧૮૭

(સહી અને શીકો).

રીટરન (ઉપલા હુકમનો અમલ કર્યા પછી પાછું કરવું).

આથી કોરટ ને જણાવવામાં આવે છે કે હુકમમાં લખેલા કેદીને, ઊપર લખેલા હુકમનો અમલ કરી, આજરોજ છોડી મુકવામાં આવ્યોછે.

તારીખ. મી માહે સને ૧૮૭ .

જેલર.

## નમુનો ૧૭ મો.

હુકમ નંબર
સને ૧૮૭
ફોજદારી

ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૨૮૨ પ્રમાણે જાસ્તી તપાસ કરવા બાબત માજીસ્ટ્રેટ તરફ હુકમ.

કોરટ માં જીલે ની.

ફોજદારી અપીલ નંબર સને ૧૮૦ ની.

ઇસકવાયર તરફ——

આ કોરટના હુકમ નંબર તારીખ માહે સને ૧૮૭ નાથી ઇસકવાયર પાસે તારીખ મી માહે સને ૧૮૭ ને રોજ કેદી ની તજવીજ ચાલેલા કામના કાગળીયા મોકલ્યા બાબતનું હકીકત નામુ (રીટરન) નંબર તારીખ મી માહે સને ૧૮૭ ના વાંચવા ઊપરથી, તથા સદરહુ કામના સઘળા કાગલીયા વાંચવા ઉપરથી, અને અપેલન્ટના વકીલ મીસ્તર ની અને ની તકરાર સાંભળયા પછી; એવો હુકમ કરવામાં આવેછે કે એસકવાયરે તે કામમાં જાસ્તી તપાસ કરવો અને આ સાથેના આ કોરટના તારી. મી સને ૧૮૭ ના ઠરાવમાં લખ્યા મુજબ જાસ્તી પુરાવો લેવો. અને વલી તમને વધારે એવો હુકમ કરવામાં આવે છે કે, ઉપર લખેલો હકમ તમારે અમલમાં લાવવો, અને લીધેલા જાસતી પુરાવાના કાગળીઆ, અને જાસતી તજવીજનું પરીણામ તારીખ મી સને ૧૮૭ ના રોજ અથવા તે અરશામાં અમારી તરફ મોકલવાં, કેમ કે, તે તારીખે અપીલની સુણાવણી રાખવામાં આવી છે; અને અસલ તજવીજના કાગળો જે આ સાથે પાછા મોકલવામાં આવ્યા છે તે પણ અમારા તરફ ફરી મોકલવાં.

કોરટ ની શીલ સુધાં અમારી રૂબરૂ આ હુકમ મોકલવામાં આવ્યો.
તા॰ મી માહે સને ૧૮૭

(સહી અને શીકો).

## નમુનો ૧૮ મો

હુકમ નંબર
સને ૧૮૭ નો
ફોજદારી

હાઇ કોરટે મંગાવેલા કામના કાગળીઆ મોકલવા બાબત માજીસ્ટ્રેટ તરફ હુકમ.

જીલા ની સેશન વિભાગની સેશન કોરટમાં.

——————એસકવાયર જીલ્લે ના

ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ તરફ——

પહેલા વરગના મેજીસ્ટ્રેટ મીસ્તર ના માહે સને ૧૮૭ ના ફોજદારી હકીકતનામા (રીટરન) ના કેસ નંબર જેમાં કેદી ની તજવીજ ઉપરથી સજા થયવામાં આવી છે; તે બાબતના સઘળા કાગળીઆ હાઇકોરટે મંગાવવાથી તમને હુકમ કરવામાં આવે છે કે આ હુકમ પોહોચ્યા પછી ત્રણ દીવસની અંદર સદરહુ હુકમનો

અમલ કરી અમારા તરફ મોકલવો તથા સદરહુ મંગાવેલા તમામ કાગળોવો અમારા તરફ મોકલવા.

O શીકો ઉપે ની શેસની વીભાગની સેશન કોરટની શીલ અને માહારી સહી સુધાં આ હુકમ મોકલવામાં આવ્યો.

તારીખ મી માહે સને ૧૮૭ સેસન જડજ.

ઉપર લખેલા હુકમની પીઠ ઉપર નિચે પ્રમાણે લખવું.

સને ૧૮૭ ના નંબર

આ હુકમ, જેમને સને ૧૮૭ માહે તારીખ મીએ મને પ હોચ્યો, તેમાં લખેલા કેસના તમામ કાગળો આ ઉપે ના સેશન વિભાગની સેશન કોરટ તરફ હું મોકલું છું.

O શીલ ઉપે ના ડીસ્ટ્રીકટ મજીસ્ત્રેટનો શીલ તથા મહારી સહી સુધાં આ હુકમ પાછો મોકલ્યો. તારીખ મી માહે સને ૧૮૭

ડીસ્ટ્રીક્ટ મજીસ્ત્રેટ.

## નમુનો ૧૯ મો

જ્યારે કોઇ કેદીને ફાંસીની સજા કરવામાં આવી હોય ત્યારે હાઇકોરટની પરવાનગી આવતા સુધી કેદમાં રાખવા બાબત જેલના મુખ્ય અધીકારી તરફ સેશન કોરટ તરફથી દરમિયાન વારંટ કાહાડવામાં આવે તે કલમ ૩૦૩ પ્રમાણે.

ઉપે ની જેલના જેલર તરફ———

(અહીંઆં સ્થળ અને જીલ્લાનું નામ) ની સેશન કોરટે કેદી (નામ)ને ગુનો (ગુનાનું નામ) સાબીત થવાથી ફાંસીની સજા કરવામાં આવી છે; જે સજા કરવામાં હાઇકોરટની મંજુરીની જરૂર હોવાથી તમને હુકમ કરવામાં આવે છે કે બીજો હુકમ થતા સુધી, સદરહુ કેદી (તેનું નામ) ને તમારી જેલ (જે જગોએ જેલ હોય તેનું નામ)માં રાખવો.

તારીખ મી માહે સને ૧૮૭ સેશન જડજ.

O શીકો

## નમુનો ૨૦ મો.

મોતની સજા સેશન કોરટ કરે અને તે બાબત હાઇકોરટની મંજુરી આવ્યા બાદ તે સજા અમલમાં લાવવાનો વારંટ—કલમ ૩૦૧ પરમાણે.

જેલ ના જેલર તરફ———

(ઉપે ની જગોની) સેશન કોરટમાં (અધીકારી ની) ફેબરૂ, કેદી (નામ) ઉપર (ગુના નું) તોહોમત સાબીત થતાં, જેની સજા હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ( ) પ્રમાણે થઇ શકે છે, તે પ્રમાણે સદરહુ કેદીની જાન જાય ત્યાંહાં સુધી ગળાથી લટકાવી રાખવાની, સજા થવાથી, અને તે સજા, હાઇકોરટનો હુકમ (તારીખ)ની શીકા સહીતનો તથા હાઇકોરટના રજીસ્ટ્રારના સ

હી સુધાંતનાથી, બાહાલ રાખવામાં આવ્યાથી તમને હુકમ કરવામાં આવે છે કે સદરહું સજાનો અમલ કાયદા પ્રમાણે તારીખ     માહે     સને ૧૮૭     ને રાજ તમારે કરવો. (સજાની અમલની તારીખ હાઈ કોરટની મંજુરી મળ્યા બાબત શેશન કોરટના હુકમની પોહોચ્યા તારીખથી, ઓછામાં ઓછા ૧૪ દીવસબાદ જોઈએ.)

તારીખ     માહે     સને ૧૮૭

○ શીકો     સેસન જડજ

## નમુનો ૨૧ મો.

સેશનકોરટે માતની સજા કરેલી અને તે બાબત હાઈકોરટની મંજુરી મગાવતાં, હાઈકોરટે માતની સજાથી ઉતરતા દરજાની સજા કરી હોય તેનો અમલ કરવા બાબતનો વારંટ—કલમ ૩૦૧ પ્રમાણે.

જેલ     ના જેલર તરફ——

(જીલે     જગો     ની) સેશનકોરટમાં (અધીકારી     )ની આગળ કેદી (નામ) ને હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ (     )પ્રમાણે સજા થઈ શકે એવા ગુનાનો ગુનાહીત ઠરાવી, ફોજદારી ગુના (નામ) બાબત માતની સજા કરવામાં આવ્યાથી, એ બાબત હાઈકોરટની મંજુરી મંગાવતાં સદરહુ હાઈકોરટે રજીસ્ટ્રારની સહી તથા કોરટના શીક્કા સુધાં તારીખ     ના હુકમથી કરેલી સજાથી ઉતરતા દરજાની (શીક્ષા જે કરી હોય તે) કરવા ઉપરથી તમને હુકમ કરવામાં આવે છે કે તમારે કાયદા પરમાણે હાઈકોરટના સદરહુ હુકમનો અમલ કરવો.

તારીખ     માહે     સને ૧૮૭

○ શીકો     સેસન જડજ

## નમુનો ૨૨ મો.

સેશન જડજે કરેલી સજામાં સ્થાનીક સરકાર ફેરફાર કરે અથવા ઓછી કરે ત્યારે તે બાબત સેશન કોરટે વારંટ કહાડવો તે બાબતમાં

જેલ     ના જેલર તરફ—

જીલા     ની સેશન કોરટમાં     ની આગળ કેદી     ને હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ     પરમાણે સજા થાય એવો ફોજદારી ગુનો     સાબીત થવાથી     . નો સજા કરવામાં આવેલી (જે સજા હાઈકોરટે ફેરવી     ની સજા કરેલી); પરંતુ નંબર     તારીખ     ના સરકારી ઠરાવથી, સદરહું સજામાં ફેરફાર કરી     ની સજા સ્થાનિક સરકારે કરેલી છે; માટે તમને હુકમ કરવામાં આવે છે કે સરકારી ઠરાવ પ્રમાણે ફેરફાર થએલી સજાનો કાયદા પરમાણે તમારે અમલ કરવો

તારીખ     માહે     સને ૧૮૭

○ શીકો     સેશન જડજ

## નમુનો ૨૩ મો.

આશીશટંટ સાહેબે કરેલી કેદની શીક્ષા જે શીક્ષાને માટે સેશન જડજની મંજુરીની જરૂરછે તે બાબતમાં આસીશટંટ જડજે કરવાનો વારંટ——કલમ ૩૦૩ પરમાણે

જેલ ના જેલર તરફ——

(જીલે જગો ની) સેસન કોરટમાં, (નામ) આશીસટંટ જડજ આગળ કેદી (નામ) ને, ફોજદારી ગુન્હા (નામ) જેની શીક્ષા હિંદુસતાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે સજા થઈ શકે છે, તે ગુનાહનું તોહોમત સાબીત થવાથી સજા ( )કરવામાં આવેલીછે. પરંતુ તે સજા બાબત સેસન જડજની મંજુરીની જરૂર છે, માટે તમને હુકમ કરવામાં આવેછે કે જેલ (નામ) ની અંદર મજકુર કેદીને તમારા કબજામાં લેવો, અને કાયદા પ્રમાણે કરેલી સજાનો અમલ કરવો.

તારીખ માહે સને ૧૮૭

O શીકો આશીશટંટ સેશન જડજ.

## નમુનો ૨૪ મો.

ત્રણ વરસ કરતાં વધારે કરેલી સજાના કામોમાં, સેશન જડજનો હુકમ આવ્યા બાદ, તે સજા બાબતમાં આસિસ્ટંટ સેશન જડજેએ કરવાના વારંટ.

જીલા ની જેલના જેલર તરફ——

(જીલે જગો ની) સેશન કોરટમાં (નામ) આસિસ્ટંટ જડજ આગળ. કેદી (નામ)ને, ફોજદારી ગુનોહ (નામ) તેના ઉપર સાબીત થવાથીજેની શીક્ષા હિંદુસ્તાનના ફોજદારી કાવદાની કલમ પ્રમાણે સજા થઇ સકે. તે બાબતમાં સજા ની કરવામાં આવેલી, અને તે સજા ત્રણ વરસ કરતાં ઉપરની હોવાથી, તેને માટે, ના સેશન જડજની મંજુરીની જરૂર, પરંતુ સદરહુ સજા મંજુર કરવામાં આવીછે અથવા તેમાં ફેરફાર કરી ની સજા ઠરાવવામાં આવી છે, અને તે બાબતનો હુકમ તારીખ નો સેશન જડજની સહી અને શીકાનો અમારા તરફ આવવાથી; તમને હુકમ કરવામાં આવે છે કે સદરહુ સજા* (અથવા ફેરફાર થએલી સજા)નો કાયદા પ્રમાણે તમારે અમલ કરવો.

તારીખ માહે સને ૧૮૭.

Oશીકો આસિસ્ટંટ સેશન જડજ.

## નમુનો ૨૫ મો.

### દંડ વસુલ કરવા બાબતમાં વારંટ.

તરફ————— કલમ ૩૦૭.

અ, બ, રહેવાશી નાને, તારીખ માહે સને ૧૮૭

---

*જે તારીખે આસિસ્ટંટ જડજે કેદીને સજા કરવામાં આવી હોય તે તારીખથી સજાનો અમલ શરૂ થશે; એટલે તારીખ માહે સને ૧૮૭

ને રોજ ગુનાહ નો તોમતદાર ગણી મારી રૂબરૂ (ક. ડ હોદો——) રૂપીઆ (આંકે અને આંકડે) નો તેનો દંડ કરવામાં આવ્યો છે માટે તમને હુકમ કરવામાં આવે છે કે સદરહુ દંડની રકમ જેટલે માં સદરહુ અ, બ,ની જંગમ મીલકત જે માલુમ પડે તે જપ્ત કરી તથા વેચો, તમારે વસુલ કરવી; અને આજની તારીખથી દીવસો ની અંદર આ હુકમ અમલ કરયા અથવા તેનો અમલ કરવામાં શું શું તમો એ કરયું, એ બાબતની અમને ખબર આપવી.

તારીખ મી માહે સને ૧૮૭

(સહી અને શીકો.)

## નમુનો ૨૬ મો.

તોમતદારની જુબાની સાથે સરટીફિકેટ સામેલ રાખવું તે બાબતમાં—કલમ ૩૪૯.

હું ખાતરીથી કહું છું કે તોમતદાર અ, બ, એ આપેલી ઉપરની જુબાની, માહારી હાજરીમાં, તથા મહારા સાંભળતાં, લેવામાં આવી છે, અને તેણે કહેલી સઘળી બીના હુંવા સ્તવીક રીતે તેમાં આવી ગએલી છે.

તારીખ માહે સને ૧૮૭ (સહી.)

## નમુનો ૨૭ મો.

કલમ ૩પર પ્રમાણે શાક્ષીને પકડવાના વારંટ બાબતમાં

——————તરફ

તોમતદાર ક, ડ, જેના ઉપર ના તોમતદારનું કામ ચાલે છે, તે બાબતમાં અ, બ, ની સાક્ષીની જરૂર છે, માટે તમને હુકમ કરવામાં આવે છે કે, તમારે સદરહુ અ, બ,ને પકડી અમારી આગળ રજુ કરવો.

તારીખ મી માહે સને ૧૮૭

(સહી અને શીકો.)

## નમુનો ૨૮ મો.

જ્યારે કોઈ શાહેદ, સંતાઈ પેસે અથવા નાશી જાય ત્યારે તે બાબત જાહેરનામુ કહાડવા બાબતમાં——કલમ ૩૫૩.

## જાહેરનામુ.

તોમતદાર ક, ડ, જેના ઉપર ફોજદારી ગુનાહ નું કામ અમારા રૂબરૂ ચાલે છે અને જે ગુનાહની હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે સજા થઈ શકે છે, તે કામમાં અ,બ, રેહેવાશી નાંની સાક્ષીની જરૂરછે, માટે જાહેરનામુ કહાડવામાં આવે છે કે, સદરહુ અ, બ, રેહેવાશી નાએ (નામ અને અધીકારના અમલદાર)ની રૂબરૂ, સાક્ષી આપવા (દીવસની) અંદર હાજર થવું.

તારીખ માહે સને ૧૮૭

( સહી અને શીકો

## નમુનો ૨૯ મો.

જાહેરનામું નીકળ્યા પછી પણ કોઈ શાહેદ વખતસર હાજર ન રહે તેની જંગમ મી લકત જપ્ત કરવા બાબત વારંટ.

કલમ ૩૫૩

પોલીસ થાણા ના પોલીસ અમલદાર તરફ——

અ, બ,એ ક, ડ, ના ઉપરના તોમતના કામમાં સાક્ષી આપવા હાજર ર- હેવા બાબત (તારીખ મી)નું જાહેરનામું, કહાડવામાં આવ્યા છતાં, સદરહુ અ, બ, હાજર ન થવાથી, ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૩૫૩ પ્રમાણે, તમને હુકમ કરવા માં આવે છે કે, સદરહુ અ, બ,ની જીલ્લા ની અંદર રૂપિઆ (અંકે અને અાં કડા)ની જંગમ મીલકત જે મળી આવે તે, તમારે જપ્ત કરવી અને ફરી હુકમ થતાં સુ ધી તે તમારા કબજામાં બજનસ રાખવી, અને દીવસ ની અંદર આ હુકમ અમલમાં લાવવા માટે તમે શું શું કર્યું તે બાબતની ખબર આપવી.

તારીખ માહે સને ૧૮૭

(સહી અને શીકો.)

## નમુનો ૩૦ મો.

કોઇ શાહેદી ઉપર સમન બજ્યા છતાં, તેને તાબે થવા ના કહે અથવા તેમાં ગફ લત કરે, તો તેની હાજરી મેળવવા બાબતમાં વારંટ.——કલમ ૩૫૫

————તરફ.

ક, ડ, ઉપરના તોમતના કામમાં અ, બ, રહેવાશી

નાની સાક્ષીની જરૂર છે, માટે તમને હુકમ કરવામાં આવે છે કે સદરહુ અ, બ,ને પ કડી અમારી રૂબરૂ રજુ કરવો.

તારીખ માહે સને ૧૮૭ (સહી અને શીકો,)

## નમુનો ૩૧ મો.

જ્યારે નિચે લખેલી બાબતોમાં સંક્ષેપ રીતે તજવીજ કરી સજા કરવામાં આવે ત્યારે જેલની અંદર કેદીને મોકલવાના બાબમાં વારંટ:—

૧ જુઠો રેહેતો શાહેદ—કલમ ૩૫૬

૨ જુઠો રેહેતો શાહેદ—કલમ ૩૬૪

૩ કોરટને તીરસકાર કરનારને થએલી સજા—કલમ ૩૩૫.

જેલ ના શીરીલ જેલના અમલદાર તરફ—

રેહેવાશી ના ને નો ગુનો કરવા ઉપરથી, જે ગુનાની હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે સજા થઈ શકે છે, અથવા (ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૪૩૫ ) પ્રમાણે સજા થઈ શકે છે, તે બાબતમાં ની સજા કરવામાં આવી છે; માટે તમને હુકમ કરવામાં આવે છે કે મજકુર ને દીવાની જેલની અંદર તમારા કબજામાં લેવો, અને સજાનો અમલ કાયદા પ્રમાણે કરવો.

તારીખ માહે સન ૧૮૭ (સહી અને શીકો)

## નમુનો ૩૨ મો.

શાહેદને સમનનો નમુનો—કલમ ૩૬૨

અ, બ, રેહેવાશી ના તરફ—

ક, ડ, ના ઉપર ફોજદારી ગુના નું તોમત આવતાં એ કામમાં તમારી સાક્ષીની જરૂર છે, માટે તમને હુકમ કરવામાં આવે છે કે ના મેજીસ્ટ્રેટ પાસે તારીખ માહે સન ૧૮૭ ના રોજ સવારના દસ વાગતે, તમારે હાજર રેહેવું. અને એ કામમાં જે તમે જાણતા હોતે, બાબતની જુબાની આપવી તથા ની રજા વગર ત્યાંહાંથી ન જવું.

તારીખ માહે સન ૧૮૭

(સહી અને શીકો.)

(તેની પીઠ ઉપર નિચે પ્રમાણે શેરો કરવો)

——ની તરફ.

તમને હુકમ કરવામાં આવે છે કે ઉપરના સમનના શાહેદ અ, બ, ઉપર તે સમન બજાવવો, અને આ હુકમનો અમલ કર્યા બાબત આજની તારીખથી દીવસો (આંકડે અને અક્ષરે)ની અંદર અમને ખબર આપવા.

તારીખ માહે સને ૧૮૭

(સહી અને શીકો).

## નમુનો ૩૩ મો.

જપ્તીના વારંટનો નમુનો—કલમ ૩૬૮

પોલીસ થાણા ના પોલીસ અમલદાર તરફ—

ફોજદારી ગુનાહ ની તજવીજ માહારી રૂબરૂ ચાલે છે તેની અંદર, (ચીજ અથવા ચીજોનાં નામ) ની માહારી રૂબરૂ જરૂર છે; માટે તમને હુકમ કરવામાં આવે છે કે તે (ચીજો અથવા ચીજ) માટે ના ઘરમાં, અથવા (જગોએ) જે ગામ , અથવા કસબા ઉપે માં છે તેની જપ્તી લેવી, અને બનેતો સદરહુ (ચીજો અથવા ચીજ) માહારી રૂબરૂ રજુ કરવી; અને આજની તારીખથી દીવસ (આંકડે અને અક્ષરે) ની અંદર, આ વારંટનો અમલ કરવામાં તમે શું શું કરયું તે બાબતની ખબર, આપવી.

તારીખ માહે સન ૧૮૭

(સહી અને શીકો.)

## નમુનો ૩૪ મો

કલમ ૩૭૭માં બતાવેલા કામોમાં જપ્તી વારંટ બાબતનો નમુનો.

પોલીસ થાણા ના પોલીસ અમલદાર તરફ—

(અથવા તે કરતાં નિચી પાયરીનો કોઇ અમલદાર હોય તો તેનો આ હોદો અને નામ લખવું)—

મને ખબર મળી છે તે ઉપરથી, તથા એ બાબત યોગ્ય તપાસ કરવા ઉપરથી મને માનવાને કારણ છે કે નું ઘર જે (ગામ) અથવા (કસબામાં) ની (પોળમાં) આવેલું છે, તે ઘર, ચોરાએલી મીલકત રાખવાની અથવા વેચવાની (અથવા કલમ ૩૭૭માં લખેલા કામો) જગોને તરીકે વાપરવામાં આવે છે માટે તમને હુકમ કરવામાં આવે છે કે, તમારે યોગ્ય મદદ લઈને, અને કદી સતાનો ઉપયોગ કરવાની જરૂર પડે તો, તેમ કરીને સદરહુ ઘર (અથવા સ્થલ)માં દાખલ થવું; અને તે ઘરના અથવા (સ્થલના) (ભાગ અથવા ભાગોની) જડતી લેવી; તથા તે ઘરની અંદર જે મીલકત (દસ્તાવેજ, ઠીકરા, શીકા, અથવા ઝોહોરો) માલુમ પડે, જેને માટે એવો શક રાખવામાં આવે કે તે ચોરીનીછે; (ખોટી બનાવટની; જુઠા, અને ખોટી) અને (જો જુઠા શીકાને માટે જડતી હોય તો) ખોટા શીકા બનાવવાને માટે જે હથીઆરો તથા સામાન હોય તે, તમારા કબજામાં લઈ, અમારી રૂબરૂ તમારે રજુ કરવાં, અને આજની તારીખથી દીવસો (આંકડે અને અક્ષરે)ની અંદર આ વારંટનો અમલ કરવામાં તમે શું શું કર્યું તેની ખબર આપવી.

તારીખ માહે સને ૧૮૭

(સહી અને શીકો)

## નમુનો ૩૫ મો.

જ્યારે કોઈ શખ્સના જામીન લેવામાં આવે, અથવા મુચરકા લેવામાં આવે, અથવા જામીન લેવાની જરૂર ન જણાય, ત્યારે તેને કાચી કેદમાંથી મુકત કરવા બાબતનો વારંટ કલમ ૩૯૪, ૫૦૦ અને ૫૧૧.

જેલ ના જેલર તરફ—

અ, બ, રેહેવાશી નાને તારીખ માહે સન ૧૮૭ ના રોજ વારંટથી, તમારા તરફ મોકલવામાં આવ્યો છે; તે બાબતમાં તમને હુકમ કરવામાં આવે છે કે, સદરહુ અ, બ, ને તમારે છોડવો.

તારીખ માહે સને ૧૮૭

(સહી અને શીકો)

## નમુનો ૩૬ મો.

મુચરકા પ્રમાણે સરત ન પાળવામાં આવ્યાથી, તેની અંદર દંડની મુકરર કરેલી રકમ વસુલ કરવા માટે મીલકતની જપતી કરી વેચાણ કરવા બાબતનો વારંટ.

કલમ ૩૯૬, ૩૯૭.

પોલીસ થાણા ના પોલીસ અમલદાર તરફ—

અ, બ, રેહેવાશી નાને, નામદાર માહારાણી સરકારને રૂપીઆ (આંકડે અને અંકે) ની રકમ આપવાની છે; માટે તમને હુકમ કરવામાં આવે છે કે જીલ્લા ની અંદર સદરહુ અ, બ, નીજંગમ મીલકત જે મળી આવે, તે તમારે જપ્ત

કરવી, અને (જો ઉપર લખેલી રકમ તે તુરત ન દેહોચાડે તો) તેને ત્રણ દીવસની પ્રથમ નોટીસ આપ્યા પછી, તે જપ્ત કરેલી મીલકત, અથવા માગતી રકમ ઉપરાંત તેટલો તે મીલકતનો ભાગ, તમાએ વેચી, સદરહુ રકમ અમારી પાસે મોકલવી; અને આ હુકમનો અમલ આજની તારીખથી દીવસ ની અંદર કરવો.

તારીખ, માહે સને ૧૮

(સહી અને શીકો)

## નમુનો ૩૭ મો.

જામીનને દીવાની કોરટમાં કેદ મોકલવા બાબતનો હુકમ કલમ ૩૯૭

દીવાની જેલ ના અમલદાર તરફ——

અ, બ, રહેવાશી નાને, નામદાર માહારાણી સરકારને રૂપિયા ( આંકડે અને અક્ષરે) આપવાના છતાં, તેણે તે રૂપિઆ આપ્યા નહી, તેમ તેની મીલકતમાથી પણ તેટલી રકમ વસુલ થઇ શકે તેમ નથી; જેથી સદરહુ અ, બ, ને ફોજદારી કામ ચ લાઉ ધારાની કલમ ૩૯૭ પ્રમાણે દીવાની જેલમાં કેદ રાખવાનો હુકમ કરવામાં આવ્યો છે; માટે તમને હુકમ કરવામાં આવેછે કે, સદરહુ અ, બ,ને તમારે કેદમાં રાખવો, અ ને આ હુકમનો અમલ કાયદા પ્રમાણે કરવો.

તારીખ માહે સને ૧૮

(સહી અને શીકો)

## નમુનો ૩૮ મો.

જામીનને મુચરકામાં લખેલી રકમ આપવી અથવા ન આપવાનું કારણ બતાવવા બાબત નોટીસ.

કલમ ૩૯૭.

બ, અ, (અડક, ધર્મ, અને હિંદુ હોય તો જાતિ) રહેવાશી

ગામ અથવા કસબો તરફ——

ક, ડ, રહેવાશી ના તારીખ મીને રોજ એવી શરતથી તમે જામીન થએલા કે, તે માહારી રૂબરૂ (અથવા બીજા અમલદાર રૂબરૂ), તારીખ મીએ હાજર થાય, અને તે પ્રમાણે હાજર ન થાય તો નામદાર મહારાણી સરકાને તે બાબ ત દંડના રૂપિયા (આંકડે અને અક્ષરે) તમારે આપવા, પરંતુ તે પ્રમાણે સદરહુ ક, ડ, રૂબરૂ હાજર ન થયો અને તેથી શરત તુટી અને તમે બંધાયા પ્રમાણે ઉપર લ ખેલા રૂપિઆ (આંકડે અને અક્ષરે)ના જવાબદાર થઇ ચુકયા છો. માટે તમને હુકમ કરવામાં આવે છે કે ઉપર લખેલી રકમ તમારે આપવી અથવા આજની તારીખથી દી વસ ની અંદર તે રૂપિયા શા માટે ન આપવા તેનું કારણ બતાવવું.

તારીખ માહે સને ૧૮

( સહી અને શીકો )

## નમુનો ૩૯ મો.

મેજીસ્ટ્રેટ તરફ હુકમ—કલમ ૪૦૭.

**અ, બ,** ઇન્સ્કવાયર

મેજીસ્ટ્રેટ ના તરફ——

વાર તારીખ માહે સને ૧૮૭ ને રોજ માં સેશન ભરવામાં આવશે અને, **અ,** બ, ક, ડ, વીગેરેનાં નામો, સુધારેલા પત્રકમાંના જયુરરો (આસેસરો)માંથી ચીઠી નાંખી, ઉપર લખેલી ફોજદારી સેશનમાં બેસવાને માટે, ચુંટી કહાડવામાં આવ્યા છે, માટે તમને હુકમ કરવામાં આવે છે કે, ઉપર લખેલા શખ્સોને, વાર તારીખ મી માહે સને ૧૮૭ ને રોજ સવારના દસ બજે સેશન કોરટમાં હાજર રહેવા તમારે સમન કહાડવા, અને આજની તારીખથી દીવસ ની અંદર આ હુકમનો અમલ કર્યા બાબતની અમને ખબર આપવી.

તારીખ માહે સને ૧૮૭

O શીકો સેશન જડજ.

## નમુનો ૪૦ મો.

જ્યુરર અથવા આસેસરને સમનનો નમુનો

કલમ ૪૦૯.

**અ, બ,** રહેવાશી ના તરફ—

સેશન જડજ માં સેશન ભરવાના છે તેની અંદર આસેસર ( અથવા જ્યુરર) તરીકે બેસવાની અગત્ય હોવાથી સદરહુ સ્થળે તમારી હાજરીની જરૂર છે માટે તમને હુકમ કરવામાં આવે છે કે વાર તારીખ માહે સને ૧૮૭ ને રોજ સવારના દસ બજે સેશન કોરટમાં તમારે હાજર રહેવું.

તારીખ મી માહે સને ૧૮૭

(સહી અને શીકો)

## નમુનો ૪૧ મો.

જ્યારે કલમ ૩૬૭ પ્રમાણે કોઈપણ મીલકત ચોરીની કહીને અથવા ગણીને અથવા એવી હાલતમાં પકડવામાં આવી હોય કે જેને લગતો કોઇ ફોજદારી ગુનેહ બન્યો છે એવો શક રહેતો હોય, તેવી મીલકતનો કોઇ દાવેદાર.ન માલુમ પડવાથી, પડી રહેલી હોય, ત્યારે મેજીસ્ટ્રેટ તરફથી કલમ ૪૧૬ પ્રમાણે જાહેરનામું કહાડવા બાબતમાં.

## જાહેર નામુ.

આથી જાહેર ખબર આપવામાં આવે છે કે (જાતની મીલકત) કલમ ૩૬૭ પ્રમાણે, ના ઘર (અથવા સ્થળ) જે કે ગામ અથવા કસબાની પોળ માં આવેલું છે, તેમાથી જપ્ત કરી લેવામાં આવેલી, અને હાલ સદરહુ મીલકત માં,

ના તાબામાં છે; માટે જે શખ્સ તે મીલકત ઉપર દાવો રાખતો હોય તેણે, મા હારી રૂબરૂ હાજર થઇ આજની તારીખથી છ માસની અંદર પોતાનો દાવો સાબીત કરવો. જો તે પ્રમાણે કરવામાં નહી આવે તો, તે મીલકત સરકાર તરફની ગણી વેચી નાંખવામાં આવશે.

(સહી અને શીકો.)

## નમુનો ૪૨ મો.

કોઈ શખ્સે સલાહ રાખવાના જામીન શા માટે ન આપવાનું કારણ બતાવવા બાબત તેની તરફ સમનનો

નમુનો—કલમ ૪૯૨.

રેહેવાશીના તરફ

મને ખાતરી લાયક એવી ખબર મળી છે કે તમે રેહેવાશી નામે (જે બાબત ખબર મળી હોય તે ટુંકામાં દરસાવવી); તેથી તમને હુકમ કરવામાં આવે છે કે, તમોએ ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૪૯૧ પ્રમાણે જીલા ની કોરટમાં, તારીખ મી માહે સને ૧૮૭ ને રોજ સવારના દસ બજે, તમોએ, રૂપીઆ (આંકડે અને અક્ષરે)નો મુચરકો, તથા રૂપિઆ (આંકડે અને અક્ષરે) ના જામીન અથવા જામીનો, મહીના સુધી સલાહ રાખવાને માટે, શા માંટે ન આપવાનું કારણ બતાવવા હાજર થવું.

તારીખ માહે સને ૧૮૭

(સહી અને શીકો)

## નમુનો ૪૩ મો.

મેજીસ્ટ્રેટના મુચરકા આપવાના હુકમ પ્રમાણે કોઈ શખ્સ અમલ ન કરે તો તેને જેલમાં કેદ રાખવા બાબતનો

વારંટ—કલમ ૪૯૭.

જેલ ના જેલર તરફ——

રેહેવાશી નામે તારીખ મી માહે સને ૧૮૭ ને રોજ રૂપીઆ (આંકડે અને અક્ષરે) નો મુચરકો તથા રૂપિઆ (આંકડે અથવા અક્ષરે) નો એક જામીન (અથવા બે) આપવાનો, હુકમ કરવામાં આવ્યો હતો, એવી રીતે કે તેણે મહીના સુધી (સારવજનીક તરફ, અથવા અમુક શખ્સો (નામ) તરફ) સલાહથી વરતવું; પરંતુ સદરહુ એ તે હુકમનું માન ન કરયું તેથી; તમને હુકમ કરવામાં આવેછે કે, ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૪૯૭ પ્રમાણે, સદરહુ ને ઉપર જણેલા મહીના સુધી, અથવા તે બતાવ્યા પ્રમાણે જામીન આપે ત્યાં સુધી, તમારા તાબામાં તેને જેલની અંદર કેદ રાખવો.

તારીખ માહે સને ૧૮૭

(સહી અને શીકો)

## નમુનો ૪૪ મો.

સલાહ ન રાખવાથી કરેલી શરત પ્રમાણે દંડના રૂપીઆ શા માટે ન આપવા, તેનું કારણ બતાવવા જામીન તરફ નોટીસ—કલમ ૫૦૨, ૫૦૩.

———————— રેહેવાશી (ગામ અથવા શેહેર)ના તરફ—

તારીખ મી માહે સને ૧૮૭ ને રોજ ક, ડ, રહેવાશીના તમે એવી રીતે જામીન થએલા, કે સદરહુ ક, ડ, મહીના સુધી, સલાહથી વરતે, અને તે પ્રમાણે ન વરતે તો નામદાર મહારાણી સરકારને તમારે રૂપીઆ (આંકડે અને અક્ષરે) દંડના આપવા; પરંતુ સદરહુ ક, ડ, ને આજ રોજ ફોજદારી ગુનાની સજા થવામાં આવી છે, અને તેથી શરત પ્રમાણે તમારી જામીનગીરી બદલ દંડની રકમ, તમારે શીર આવી છે માટે તમને હુકમ કરવામાં આવે છે કે તમાએ રૂપીઆ (આંકડે અને અક્ષરે) દંડ બદલ આપવા, અથવા દીવસ ની અંદર તે રકમ શા માટે ન આપવી તેનું કારણ બતાવવું.

તારીખ માહે સને ૧૮૭

(સહી અને શીકો)

## નમુનો ૪૫ મો.

સલાહ રાખવાના મુચરકાની શરત પ્રમાણે ન પાળવાથી, દંડની રકમ બીજી રીતે વસુલ ન થઈ શકે તેમ હોય તો, જે શખસે મુચરકો આપ્યો હોય તેને કેદ રાખવા બાબતનો હુકમ—કલમ ૫૦૨ દીવાની જેલ ના અમલદાર તરફ——

રેહેવાશીનાએ રૂપીઆ (આંકડે અને અક્ષરે) ની દંડની રકમ, નામદાર મહારાણી સરકારને આપવાની છે, અને સદરહુ રકમ, તેની મીલકતથી વસુલ થઈ શકતી નથી, તેથી ની દીવાની જેલમાં તેને મહીના સુધી કેદ રાખવાનો, ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૫૦૨ પ્રમાણે, હુકમ થવામાં આવ્યો છે; માટે તમને હુકમ કરવામાં આવે છે કે સદરહુ ને તમારા કબજામાં લેવો. અને ઊપર લખેલો હુકમનો કાયદા પ્રમાણે અમલ કરવો.

તારીખ માહે સને ૧૮૭

(સહી અને શીકો)

## નમુનો ૪૬ મો.

દંડ વસુલ કરવા માટે મીલકતની જપ્તી અને વેચાણ કરવા બાબતનો.

હુકમ કલમ ૫૦૨, ૫૦૩.

પોલીસ થાણા ના પોલીસ અમલદાર તરફ—

અ, બ, રેહેવાશી નાએ તારીખ મી માહે સને ૧૮૭ ને રોજ એવો મુચરકો આપેલો કે (અને જામીન આપેલો જામીનગીરીનો ભંગ થએલો

હોય તો ક, ડ, એ) સદરહુ **અ, બ,** એ મારી રૂબરૂ (અથવા બીજા અમલદાર અથવા કોરટ રૂબરૂ) તારીખ મી માહે સને ૧૮૭ ને રોજ. હાજર થવું, અને તે પ્રમાણે ન કરવામાં આવે તો રૂપિઆ (આંકડે અને અક્ષરે) દંડના નામદાર મહારાણી સરકારને આપવા; પરંતુ સદરહુ **અ, બ,** (અથવા ક, ડ,) શરત પ્રમાણે માહારી રૂબરૂ અથવા બીજા અમલદાર અથવા કોરટ રૂબરૂ ) હાજર ન થયો, અને તેથી કરી ગુનેહગારી બદલ રૂપીઆ (આંકડે અને અક્ષરે) ની રકમ તેને આપવાની છે; માટે તને હુકમ કરવામાં આવે છે કે જીલો ની અંદર સદરહુ **અ, બ,** ની જે જંગમ મીલકત માલુમ પડે તે તમારે જપ્ત કરવી, (અને ઊપર લખેલી દંડની રકમ તે જ લદીથી ન આપે તો), તેને ત્રણ દીવસની પ્રથમ નોટીસ આપ્યા પછી, સદરહુ જપ્ત કરેલી મીલકત, અથવા ઉપર લખેલી દંડની રકમ વસુલ થઈ શકે તેટલો તે મીલકતનો ભાગ, તમારે વેચવો, અને ઉપર લખેલી રકમ અમારા રૂબરૂ રજુ કરવી આ હુકમનો અમલ આજની તારીખથી દીવસ ની અંદર તમારે કરવો.

તારીખ માહે સને ૧૮૭

(સહી અને શીકો.)

## નમુનો ૪૭ મો.

જામીનગીરી ન આપવાથી કેદ કરવા બાબતનો હુકમ—કલમ ૫૧૦

જેલ ના જેલર તરફ——

———————— રેહેવાશી નાને, ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૫૦૪ (અથવા ૫૦૫) પ્રમાણે તેણે જાતે રૂપીઆ (આંકડે અને અક્ષરે)નો મુચરકો આપવા અને એક જામીન (અથવા બે જામીનો) રૂપીયા (આંકડે અને અક્ષરે) આપવાનું ફરમાવતાં, એવી રીતે કે તે મહીના સુધી સારી ચાલથી વરતે, પરંતુ તે પ્રમાણે તેણે ન કરર્યું, માટે તમને હુકમ કરવામાં આવે છે કે તમારે, જેલ ની અંદર સદરહુ ને કેદ (સખ્ત અથવા સાદી) તે ઉપર લખેલી જામીનગીરી આપે ત્યાંહાં સુધી અથવા ઉપર લખેલા મહીના સુધી, રાખવો.

તારીખ માહે સન ૧૮૭

સહી અને શીકો )

## નમુનો ૪૮ મો.

ગુનેગારી બદલ દંડની રકમ આપવા, અથવા તે શા માટે ન આપવી તેનું કારણ બતાવવા માટે જામીન તરફ નોટીસ—કલમ ૫૧૪

———————— રેહેવાશી (ગામ અથવા શેહેર) ના તરફ——

તારીખ માહે સન ૧૮૭ ને રોજ રેહેવાશી ના તમે એવી રીત જામીન થએલા છો કે, સદરહુ મહીના સુધી સલાહ રાખશે, અને તે પ્રમાણે તે નવરતે તો, તમારે રૂપીયા ( આંકડે અને અક્ષરે ) નામદાર માહારાણી સરકારને ગુનેગારી બદલ આપવા, પરંતુ સદરહુ ને

આજ રોજ ની સજા થવામાં આવી છે અને તેથી તમારી જામીનગીરીનો ભંગ થયો છે; માટે તમને હુકમ કરવામાં આવે છે કે તમારે રૂપિયા ( આંકડે અને અક્ષરે) ની રકમ ગુનેગારી બદલ આપવી અથવા તે શા માટે ન આપવી તેનું કારણ દીવસો ની અંદર જણાવવું.

તારીખ માહે સન ૧૮૭

(સહી અને શીક્કો).

## નમુનો ૪૯ મો.

દંડ વસુલ કરવા બાબત મીલકતની જપ્તી તથા વેચાણ કરવાનો હુકમ—કલમ ૫૧૪.

પોલીસ થાણા ના પોલીસ અમલદાર તરફ———

——રહેવાશી નાને ગુનેહગારી બદલ રૂપિયા ( આંકડે અને અક્ષરે ) નામદાર માહારાણી સરકારને આપવાના છે; માટે તમને હુકમ કરવામાં આવે છે કે સદરહુ ની માંની જંગમ મીલકત જે માલુમ પડે તે તમારે જપ્ત કરવી અને (ઉપર લખેલી રકમ તુરત ન આપે તો), ત્રણ દીવસની પ્રથમ નોટીસ તેને આપ્યા પછી, જપ્ત કરેલી મીલકત, અથવા ઊપર લખેલી રકમ ઉતપન થાય તેટલી તે મીલકત નો ભાગ, તમારે વેચવી, અને સદરહુ રકમ અમારી રૂબરૂ રજુ કરવી. આ હુકમ આ જની તારીખથી દીવસ ની અંદર તમારે અમલમાં લાવવો.

તારીખ માહે સન ૧૮૭

(સહી અને શીક્કો.)

## નમુનો ૫૦ મો.

જામીનની જામીનગીરીનો ભંગ થયો હોય અને ગુનેહગારી બદલ ની રકમ બીજી રીતે વસુલ ન થઈ શકે એમ હોય ત્યારે, તેને કેદમાં રાખવા બાબતનો હુકમ——કલમ ૫૧૪

દીવાની જેલ ના અમલદાર તરફ——

રહેવાશી નાને રૂપીયા (આંકડે અને અક્ષરે) ગુનેગારી બદલ નામદાર માહારાણી સરકારને આપવાના છે, અને સદરહુ રકમ તેણે આપી નથી તેમ તેની મીલકતથી પણ વસુલ થઈ શકે એમ પણ નથી, તેથી ફોજદારી કામ ચલાવી ધારાની કલમ ૫૧૪ પ્રમાણે જેલ માં તેને મહીના ની મુદત સુધી, કેદમાં રાખવા હુકમ કરવામાં આવેલો છે; માટે તમને હુકમ કરવામાં આવે છે કે સદરહુ ને તમારા કબજામાં લઈ કેદ રાખવો; અને આ હુકમનો અમલ કાયદા પ્રમાણે તમારે કરવો.

તારીખ, માહે સન ૧૮૭

(સહી અને શીક્કો).

## નમુનો ૫૧ મો.

કલમ ૫૧૮ પ્રમાણે માજીસ્ત્રેટ તરફથી લેખીત હુકમ કાહાડવામાં આવેછે તેનો.

અ, બ, રેહેનાર (પોળ, અથવા જે જગોએ રેહેતા હોય તેનું બયાન), શેહેર (અથવા કસબા અથવા ગામ) ના તરફ—

તમે (જે કૃત્ય તે કરવાનો હોય તે) કરવાની તઈયારીમાં છો, અથવા તમારા કબજા (અથવા વહીવટમાં) (મીલકતની જાત) છે, અને સદરહુ કૃત્યથી (અથવા તે મીલકતની સંબંધમાં તે કૃત્ય કરવાથી), સાર્વજનીક (અથવા ક, ડ, અને ઇ, એક, રેહેનાર તાને) ને હરકત (અથવા ઇજા, અથવા નુકશાન, અથવા હરકત, ઇજા, અથવા નુકશાન) થવાનો સંભવ છે, અથવા માણસની જીંદગાની (અથવા ની તંદુરસ્તી, અથવા સલામતી) ને હેહેસત ઊતપન કરવાનો સંભવ છે, અથવા હુલડ (અથવા બખેડો) થવાનો સંભવ છે; માટે તમને હુકમ કરવામાં આવે છે કે તમારે સદર હુ કૃત્ય અહીયાં કરેલા કૃત્યનું બયાન આપવું) કરતાં બંધ રેહેવું; અથવા (મિલકતની સંબંધમાં અ, બ, એ શું કરવું તે અહીયાં જણાવવું.)

તારીખ માહે સને ૧૮૭

(સહી અને શીકો).

## નમુનો ૫૨ મો.

કલમ ૫૧૯ પ્રમાણે માજીસ્ત્રેટે મનાઈહુકમ કહાડવો તે બાબતમાં.

અ, બ, રેહેનાર (પોળ અથવા રેહેવાની જગ્યાનું બયાન)

શેહેર (અથવા કસબો, અથવા ગામ) ના તરફ——

તમોએ તારીખ ને રોજ કૃત્ય કરયું તેથી તમોએ લોકોપકૃત્ય કરયું છે; માટે તમને હુકમ કરવામાં આવેછે કે તે કૃત્ય હવેથી તમારે ફરીથી ન કરવું (અથવા) જારી ન રાખવું.

તારીખ માહે સને ૧૮૭.

(સહી અને શીકો)

## નમુનો ૫૩ મો.

અપકૃત્ય ખસેડવા માટેના હુકમ બાબત કલમ ૫૨૧.

તરફ——

તમોએ (કલમ ૫૨૧ ના શબ્દોમાં જેમ બને તેમ અપકૃત્યનું બયાન આપવું) કરેલું છે; માટે તમને હુકમ કરવામાં આવેછે કે દીવસો (આંકડે અને અક્ષરે) ની અંદર (જે તેણે કરવાનું હોય તે) કરવું; અથવા અમારી રૂબરૂ જીલા ના મુકામે (તારીખ માહે સને )ને રોજ દીવસના ઠથ બજે હાજર થવું અને આ હુકમ શા માટે અમલમાં ન લાવવો તેનું કારણ બતાવવું.

તારીખ માહે સને ૧૮૭

(સહી અને શીકો)

## નમુનો ૫૪ મો.

કલમ ૫૨૩ પ્રમાણે જ્યુરીની નેમણુક બાબતના હુકમનો નમૂનો.

(પાંચ અથવા વધારે સખસનાં નામ).

તારીખ માહે સને ૧૮૭ ને રોજ અ. બ. તરફ ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૫૨૧ મીની રૂએ, એવો હુકમ કાહાડવામાં આવ્યો હતો કે, તેણે (કલમ ૫૨૧ પ્રમાણે જે કરવું જોઇએ તે) કરવું; પરંતુ સદરહુ અ. બ. એ આજે સદરહુ હુકમના વાજબી પણા વીશે તપાશ કરવા, જ્યુરી નીમવાને માટે, અરજી કરવાથી; તમો, ક, ડ, ઈ, એફ, ને આ હુકમથી, સદરહુ હુકમના વાજબીપણા વીશે તપાસ કરવા, જ્યુરર ઠરાવવામાં આવ્યા છે; માટે તમને હુકમ કરવામાં આવે છે કે, તમોએ આજની તારીખથી દીવસ (અક્ષરે અને આંકડે) ની અંદર, તમારા અભીપ્રાય સહીત, અમારો મુકામ ગાજીલે હશે, ત્યાંહાં રીપોર્ટ કરવો.

તારીખ માહે સને ૧૮૭

(સહી અને શીકો)

## નમુનો ૫૫ મો.

કલમ ૫૨૬ પ્રમાણે નોટીસ બાબતમાં અ, બ, રેહેવાશી (ઇત્યાદી) તરફ—

તારીખ માહે સને ૧૮૭ ને રોજ તમોએ કરવા બાબતનો હુકમ કરવામાં આવ્યો હતો, અને તે હુકમના વાજબીપણાનો તપાસ કરવા માટે જ્યુરી નીમવામાં આવી હતી; એ બાબતમાં જ્યુરી એ એવો ફેંસલો કરયો છે કે સદરહુ હુકમ વાજબી છે; માટે સદરહુ ફેંસલાની તમને આથી નોટીસ આપવામાં આવે છે અને એવો હુકમ કરવામાં આવે છે કે, સદહુર હુકમને આજથી દીવસ ની અંદર તમોએ તાબે થવું અને તેમ કરવામાં નહી આવે તો હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૮૮ પ્રમાણે તમે ગુનેગાર થશો.

તા. મી માહે સને ૧૮૭

(સહી અને શીકો).

## નમુનો ૫૬ મો.

મનાઈ હુકમ બાબતમાં—કલમ ૫૨૮

અ, બ, રહેનાર——ના તરફ——

તારીખ માહે સને ૧૮૭ ને રોજ તમોએ કરવા બાબતનો હુકમ કરવામાં આવેલો છે, અને તે હુકમના વાજબીપણાનો તપાસ કરવા માટે જ્યુરી નીમવામાં આવેલી છે; માટે તમને ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૫૨૮ની રૂએ ફરમાન કરવામાં આવે છે કે જ્યુરીની સ્થાનીક ચોકશીનું છેવટ જણાય ત્યાંહાં સુધી તમોએ ન કરવું.

તારીખ માહે સન ૧૮૭

(સહી અને શીકો)

## નમુનો ૫૭ મો.

જપ્તુરીના હુકમ બાબતમાં——કલમ ૫૩૧

————નો પોલીશ અમલદાર તરફ——

નીચેની મીલકત એટલે ; ના કબજા સંબંધી ક, ડ, અને ઈ, ફ, વચે સુલેહ નો ભંગ થાય એવી તકરાર ઉઠી છે; અને એ બાબત એવો નિરણય થયો છે કે એ બંને પક્ષકારમાંના કોઇનોપણ કબજો સાબીત થયો નથી, (અથવા મેજીસ્ટ્રેટ અથવા બીજો અમલદાર, કોનો કબજો છે એવું સંતોશકારક રીતે, નીરણય કરી શકતા નથી), માટે તમને હુકમ કરવામાં આવેછે કે તમોએ, સદરહુ મીલકત જપત કરી તેનો કબજો લેવો તથા યોગ્ય દીવાની કોરટ, પક્ષકારોના હક વીશે, અથવા કયા પક્ષકારને કબજો મળવો જોઈએ, એવો નિરણય કરે ત્યાંહાં સુધી અથવા આ કોરટ ફરી હુકમ કરે ત્યાં સુધી સદરહુ મીલકત તમોએ તમારા કબજામાં રાખવી; અને આ હુકમ અમલમાં લાવવાને તમોએ શા ઉપાય કરયા તે બાબત દીવસ (આંકડે અને અક્ષરે) ની અંદર અમને જણાવવું.

તારીખ માહે સને ૧૮૭

(સહી અને શીકો,)

## નમુનો ૫૮ મો.

કોઇ શખશ પોતાની સ્ત્રી અથવા છોકરાનું પાલણ પોશણ કરવા મેજીસ્ટ્રેટનો હુકમ નહી માનવાથી તેને કેદમાં રાખવા બાબત વારંટનો હુકમ————

કલમ ૫૩૬

જેલ ના જેલર તરફ————

અ. બ. રેહેવાશી નાને, તારીખ માહે સને ૧૮૭ ને રોજ તેની (સ્ત્રી અથવા છોકરાં) ક. ડ; ને દરમહીને ખોરાકી પોશાકીના રૂપીયા (અક્ષરે અને આંકડે), આપવાનો, થી હુકમ થવામાં આવ્યો છે; પરંતુ સદરહુ અ, બ, એ જાણી જોઇને તે હુકમનું માન્ય કરયું નથી અને તેથી દીવસ સુધી તેને કેદ (સાદી અથવા સખત મજુરી) રાખવા હુકમ થયો છે. માટે તમને હુકમ કરવામાં આવેછે કે સદરહુ અ, બ, ને તમારે તમારા તાબામાં લેવો અને આ હુકમનો અમલ કાયદા પ્રમાણે કરવો.

તારીખ માહે સને ૧૮૭

(સહી અને શીકો.)

## નમુનો ૫૯ મો

સ્ત્રી અથવા છોકરાને અપાવેલી ખોરાકી પોશાકીની રકમ વસુલ કરવા બાબતના વારંટનો હુકમ કલમ ૫૩૬ પ્રમાણે

થાણુ          ના પોલીસ અમલદાર તરફ—

રહેવાશી          નામે, તારીખ          માહે          સને ૧૮૭          ને રોજ, તેની સ્ત્રી (અથવા છોકરાં હોય તો છોકરાંને) ને આરામી પોશાકી બદલ રૂપિયા (આંકડે અને અક્ષરે) આપવા હુકમ કરવામાં આવેલો છે; પરંતુ સદરહુએ જાણી જોઈને તે હુકમનું માન્ય નહી કરી છેલા મહીનાની ખોરાકી પોશાકી આપો નથી; માટે તમને હુકમ કરવામાં આવેછે કે, સદરહુ રકમ (આંકડે અને અક્ષરે), તમામે, સદરહુ ની જંગમ મીલકત ગામ          માં મળે, તે જપ્ત તથા વેચાણ કરવી; અને આજની તારીખથી દીવસ (અક્ષરે અને આંકડે), આ હુકમનો અમલ કરવા બાબત અથવા તે અમલ કરવામાં શુંશું કરયુ, તે બાબતની ખબર અમને આપવી.

તારીખ          માહે          સંવત ૧૮૭

(સહી અને સીકો)

---

# ફોજદારી*

## પ્રકરણ ૪ થુ.

### *હુકીકતનામાં તથા રજીસ્ટરો.

૧

### માજીસ્ત્રેટના ફોજદારી હુકીકતના (રીટરનો) અથવા પત્રકો.

૧ દરેક જીલ્લામાં નીચે લખ્યા પ્રમાણે મહીનાનીઅંદર પત્રકોની જરૂર છે:—

પત્રક નંબર ૧ જેની અંદર ફોજદારી કામોનો તપાસ થયો, તપાસ થવા ઉપલી કોરટમાં મોકલ્યા, કેસ માંડી વાળ્યા, અથવા ડીસ્ટ્રિકટ માજીસ્ત્રેટ અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટની પરવાનગીથી કેસો પાછા ખેંચી લીધાં વિગેરેનું.

પત્રક નંબર ૨ નું. ડીસ્ટ્રીકટ મજીસ્ત્રેટ અથવા પેહેલા વરગના મજીસ્ત્રેટ ફોજદારી કામચલાઉ ધારાના પ્રકરણ ૩૮ પ્રમાણે (સારી ચાલ બાબત જામીન આપવાના કામમાં) જે કેસો મહીનામાં ફેસલ કરયા હોય તે બાબતમાં.

પત્રક નંબર ૩જાનું. ડીસ્ટ્રીકટ મેજીસ્ત્રેટો અથવા જે પેહેલા વરગના મજીસ્ત્રેટોને અપીલો સાંભળવાની સત્તા મળી હોય તેવા મજીસ્ત્રેટોએ મહીનાની અંદર અપીલ ફેસલ કરી હોય તે બાબતમાં.

---

*ભરયા વગર પત્રકો મોકલવાં નહી. જ્યારે પત્રકમાં દાખલ કરવા જોગ કંઈ હકીકત ન બની હોય ત્યારે તે બાબત રીપોર્ટ કરવોબસ છે.

પત્રક નંબર ૪નું. બીજા અને ત્રીજા વરગના મેજીસ્ટ્રેટોએ ચુકાવેલા કેસોબાબતમાં

પત્રક નંબર ૫ મું. ચાલતા કામોનું ત્રૈમાસિક પત્રક જેની અંદર એવું બતાવવામાં આવેછે કે, તોમતદાર કેદમાં છે કે જામીન ઉપર રાખવામાં આવ્યા છે.

પત્રક નંબર ૬ નું. ડીસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ શીવાયના બીજા મેજીસ્ટ્રેટોએ મુચરકાનો ભંગ થયો છે એવું ઠરાવ્યું હોય તેવા મહીનાની અંદર થએલા કેસો બાબતમાં.

૨ આ પત્રકના નમુનાઓ નીચાની અ,બ,ક,ડ,અને ઈ એ શામેલછે. સાધારણ રીતે મુકરર કરેલા ખાનામાં વરગ પ્રમાણે હકીકત દાખલ કરવી: પરંતુ જ્યારે કોઈ હકીકત અથવા ખુલાસો વધારે લંબાણથી આપવો હોય ત્યારે જુદી યાદીઓ (અ, બ, ઈત્યાદી નમુના પ્રમાણે) પત્રક સાથે જોડવી અને પત્રકના યોગ્ય ખાનામાં એ બાબત ઈશારા તરીકે નોંધ કરવી.

૩ પેહેલા વરગના માજીસ્ટ્રેટોના માસિક પત્રકો, દરેક મહીનાની પાંચમી તારીખે અથવા તે પેહેલાં, ડીસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટ તરફ રવાના કરવાં જોઈએ. ડીસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ તેના ઉપર યોગ્ય જણાય તો ટીકા કરી, નંબર ૬ ના પત્રક શીવાય, બીજાં પત્રકો પોતાના માસિક પત્રકની સાથે, દરેક મહીનાની તા૦૧૫મીને રોજ અથવા તે પેહેલાં સેશન જડજ તરફ મોકલવાં. કોઈ જરૂર કારણથી સદરહુ પત્રકો મોકલવાની દેર થાય તો તે બાબતનો તેણે ખુલાસાવાર રીપોરટ કરવો. પત્રકોને લગતા વખત અને તેના ખરાપણા બાબત, નમુના "અ" માં બતાવ્યા પ્રમાણે ટીપણની ચોપડી દરેક માજીસ્ટ્રેટે રાખવી અને તેની અંદર દરેક કેસનો ચુકાદો કરવામાં આવે કે તે બાબતની સઘળી કેફીયતો તેની અંદર દાખલ કરવી. જે કરવાથી ફકત તેની સાફ નકલ આખર મહીને કરવાનુંજ બાકી રહે.

૪ આ પત્રકો પહોચ્યા પછી, સેશન જડજ તેનો તપાસ કરશે અને તે બાબતનો તેનો અભીપ્રાય તેણે ડીસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટને જણાવવો; ઉપરની તપાસથી કોઈ મુકરદમાની ફરી તજવીજ કરવા સેશન જડજને જરૂર જણાય તો તેનો અમલ કરવા કાયદા પ્રમાણે તેણે ઉપાયો ત્વરાથી લેવા. સદરહુ પત્રકો પછી, હાઈ કોરટમાં મોકલવાં, અને અમુક કેસ બાબતમાં તેને ટીકા કરવાની જરૂર પડી હોય, અથવા કોઈ રીતે હાથ ઘાલવામાં આવ્યો હોય તે બાબતની સેશન જડજે નોટ કરવી. સદરહુ પત્રકોની સાથે જુદો કાગળ લખવાની જરૂર નથી; પરંતુ સેશન જડજને જે તારીખે તે પોહોચ્યાં હોય અને જે તારીખે તેણે રવાના કર્યાં હોય તે તારીખો તે ઉપર નોંધવી અને પંદર દીવસ કરતાં તેની ઓફીસમાં વધારે દેર થઇ હોય તો તેનું કારણ પણ તેણે લખવું.

૫ પેહેલા વરગના માજીસ્ટ્રેટોના અસલ પત્રકો મોકલવામાં કંઇ હરકત નથી, કદી તે મોકલવામાં આવે તો અનુક્રમ પ્રમાણે તેઓને સાથે જોડવાં અને ડીસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટની સુચના પ્રમાણે દરેક ઉપર નંબર નાખવા. જ્યારે ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ અસલ પત્રો મોકલે ત્યારે તેની ઓફીસ સારૂ તેની નકલો રાખવા જરૂર નથી.

૬ પત્રક નંબર ૧ લાનું. જે કેસોની તજવીજ થઇ હોય, તજવીજ થવા કમીટ કરવામાં આવ્યા હોય, માંડીવાળવામાં આવ્યા હોય અથવા મેજીસ્ટ્રેટની પરવાનગીથી પાછા

જેઓ ષેવાબમાં આવ્યા હોય તેવા કેસોના માસિક પત્રક બાબતમાં.

નંબર ૧ ના પત્રકનાં ખાનાં પુરવમાં નીચેની સુચના તરફ લક્ષ રાખવાની જરૂરછે

ખાનુ ૧ લું. ડીસ્ત્રિકટ મેજીસ્ટ્રેટ શીવાયના બીજા મેજીસ્ટ્રેટોએ તજવીજ કરેલા કેસોના પત્રકોમાં, પેહેલા ખાનામાં જીલાનો ચાલતો નંબર તથા તજવીજ કરનાર મેજીસ્ટ્રેટની ઓફીસનો નંબર, આવી રીતે બે નંબરો અપૂરણાંગમાં બતાવવા જોઇએ જેમ કે ૨૫/૬ નો અરથ એવો થશે કે સામાન્ય પત્રકના કેસનો નંબર ૨૫ હતો અને નંબર ૬ એ જે મેજીસ્ટ્રેટે કેસનો ચુકાદો કરયો તે મેજીસ્ટ્રેટની ઓફીસનો હતો. દરેક વરસના નંબરો તા૦ ૧લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેંબર સુધી અનુક્રમ પ્રમાણે રાખવા.

ખાનુ ૨ જું આ ખાનામાં તોમતદારોનાં નામ, આ ખાનાનો નંબર, તજવીજ કરતી વ ખત તોમતનામાંના નંબરને મળતો આવવો જોઇએ.

ખાનુ ૪ થું જાત, ધરમ, અથવા જ્ઞાતી. હિંદુ હોય તો તેની જ્ઞાતી બતાવવી જોઇએ. જો તોમતદાર ઇંગ્રેજી રાજ્યની યુરોપિયન રઇયત હોય તો, એ બીના આ કોલમમાં બ તાવવી. પરંતુ તેના નામ ઉપરથી તે યુરોપિયન હોય એમ જણાય અને તે ઇંગ્રેજી રા- જ્યની યુરોપિયન રઇયત ન હોય તો તેને પુછીને નિશ્ચે કરવું કે તેની જાત કેવી છે.

ખાનુ ૫ મું. “ ધંધો.” જો તોમતદાર કોઇ હોદ્દો ધારણ કરતો હોય તો, કાયદા પ્રમાણે તેના હોદ્દાનું નામ બતાવવું.

ખાનુ ૬ ઠું “રેહેઠાણ” ગામ અને જીલા જેની અંદર તોમતદાર રેહેતો હોય તે જણાવવું પરંતુ તે કોઇ બીજા મુલકમાં રેહેતો હોય તો તે હકીકત પણ બતાવવી.

ખાનું ૭ મું. “બનેલા ગુનાહની ટુંકામાં કેફિયત” આ ખાનામાં નીચેની ત્રણ બીના આવવી જોઇએ:—(૧) ટુંકામાં જે કાયદા પ્રમાણે ગુનોહ થતો હોય તેના શબ્દોમાં બ નેલા ગુનાહનું નામ (૨) તોમતદાર વિરૂધ જે ગુનાહીત હકીકત બતાવવામાં આવી હો ય તેનો ટુંકામાં સારાંશ આ સારાંશ, ગુનાહની વાખ્યામાં આવી શકે એવો સામાન્ય ભાષામાં લખવો, ગુંનાહના મહત્વપણાનો ખ્યાલ આવે એવી રીતે તે બાબતની હકીક ત બતાવવી; જેવી રીતે કે ચોરીના કામમાં ચોરાએલી મીલકતની સંભવીત કીમત બતા વવી. તેમજ ખુશીપુરવક વ્યથાના કામમાં જે હથીયારવડે અથવા બીજા સાધન વડે વ્ય થા કરી હોય તે બતાવવું. જ્યારે એમ કહેવામાં આવ્યું હોય કે તોમતદાર અમુક કા મ કરવાને બંધાયો હતો, ત્યારે જે કાયદા પ્રમાણે તે કરવાને બંધાયો હતો તે કાય દો બતાવવો (૩) જે કાયદાની કલમ પ્રમાણે તોમતદારનાં કૃત્યોને માટે સજા થઇ શકે છે તે કલમ બતાવવી જેમ કે ચોરીના કામમાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૩૭૯ લખવી જોઇએ.

ખાનું ૮ મું. “ગુનોહ કઇ જગ્યાએ બન્યો” આ ખાનાની અંદર ગુનોહ બન્યાની જગો જે જીલામાં કામ ચાલ્યું હોય તે જીલા શીવાયની હદની હોય તો (એટલે પર જીલા માં હોય તો) તે ખસુસ બતાવવું અને મેજીસ્ટ્રેટને તે કામ ચલાવવા અખતીઆર હતો એ વાત વિશેષ ખાનામાં બતાવવી.

ખાનુ ૧૦ મું. "પોલીસે પકડયાની તારીખ" ગામડાની પોલીસે જ્યારે વારંટ વગર તોહમતદારને પકડયો હોય ત્યારે અક્ષર "વ" આ ખાનામાં લખવો; જ્યારે જીલ્લાની પોલીસથી પકડવામાં આવ્યો હોય ત્યારે અક્ષર "ડ" અને રેલવેપોલીસે પકડયો હોય તો અક્ષર "ર" પણ ખાનામાં લખવો. જે કામની અંદર એવું બન્યું હોય કે તોહમતદારને એક વખત પકડ્યા પછી છોડી દેવામાં આવ્યો હોય અને ફરીથી તેને પકડવામાં આવ્યો હોય તો પેહેલી વખત પકડેલો તેની તારીખ લખવી.

ખાનુ ૧૪ મુ. "અધીકારવાળા મજીસ્ત્રેટ પાશે તોહમતદાર આવ્યો તે દીવસની તારીખ" જ્યારે વારંટથી, સમનથી, અથવા કોઇ મજીસ્ત્રેટના હુકમથી તોહમતદારને કેદ કરી, હાજર રાખવામાં આવ્યો હોય ત્યારે અનુક્રમ પ્રમાણે આ ખાનામાં એ બના અક્ષરો "ડબલ્યું", "સ" અથવા "અ"થી બતાવવી. જ્યારે આ ખાનામાં "ડબલીયુ" લખવામાં આવે ત્યારે ખાનાં ૧૧ અને ૧૨ ખાલી રાખવામાં આવશે. જ્યારે "સ" લખવામાં આવશે ત્યારે ખાના ૧૦થી ૧૩ સુધી ખાલી રાખવામાં આવશે.

ખાનુ ૧૫ મું. "તોહમતદારને પોલીસે વધારે વખત રોકયો હોય તેનો ખુલાસો." આ બાબતમાં નિચેની હકીકતો ધ્યાનમાં રાખવાની છે:—(૧) ખાના ૧૦ અને ૧૧, અથવા જ્યારે ખાના ૧૧ અને ૧૨ ખાલી રાખવામાં આવે ત્યારે ખાના ૧૦ અને ૧૩, માં બતાવેલી તારીખો વચ્ચે કંઈ યોગ્ય મુદત કરતાં વધારે વીલંબ થયો હોય તો તેનો ખુલાસો. જ્યારે કોઈ પોલીસ પટેલે તોહમતદારને પકડયો હોય ત્યારે તેણે ચોવીસ કલાકની અંદર જીલ્લાના પોલીસ થાણે તેને મોકલાવી દેવો (જુવો કલમ ૧૨ શરત ૨ જી મુબઇ આકટ ૮ સ. ૧૮૬૭ની) તેથી તે મુદત કરતાં વધારે રોકવામાં આવ્યો હોય તો તેનું કારણ બતાવવું જોઇએ; જ્યારે કોઈ જીલ્લાપોલીસના અમલદાર જેને તપાસ કરવાને અધીકાર નથી, એવા અમલદારે કોઇ તોહમતદારને પકડયો હોય ત્યારે, તેણે કંઈપણવીલંબ કર્યા શીવાય અધીકારવાળા મજીસ્ત્રેટની પાશે તેને મોકલી દેવો, અથવા થાણાના મુખી અમલદાર પાશે મોકલી દેવો (જુવો કલમ ૧૦૧ ફોજદારી કામ ચલાઉ ધારાની) આની અંદર કંઇ વીલંબ થઇ હોય તો તેમ થવાનું કારણ બતાવવુ. (૨) ખાના ૧૨ અને ૧૩ માં બતાવેલી તારીખો વચ્ચે કોઇ પોલીસથાણાના અમલદાર તરફથી તોહમતદારને ચોવીસ કલાકની અંદર મોકલવામાં વાર થઇ હોય તો તે બાબતનો ખુલાસો! ફોજદારી કામ ચલાઊ ધારાની કલમ ૧૨૪ પ્રમાણે તોહમતદારને રોકવા બાબત કોઈ મજીસતરેટ હુકમ આપયો હોય તો તે પ્રમાણે હુકમ મળ્યો છે તે લખવું. પરંતુ તે ખાસ હુકમ કાયદા પ્રમાણે ચોવીસ કલાક સુધી તોહમતદારને રોકવાની જે મુદત આપેલી છે તે ઉપરાંત અડતાલીસ કલાક કરતાં વધારે રોકત કરવાનો ન હોવો જોઇએ. જ્યારે હુકમ પરમાણે અડતાળીશ કલાક કરતાં પણ વધારે તોહમતદારને રોકવામાં આવ્યો હોય ત્યારે, આ ખાનામાં તે બાબતનો વીસ્તારથી ખુલાસો આપવો અને તેની અંદર માજીસતરેટ (તેનું નામ તથા અધીકાર જણાવવા) જે કારણો ઉપરથી ખાસ હુકમ આપ્યો હોય તે પણ આ જગોએ જણાવવાની

રૂરછે કે, ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૧૨૪ પરમાણે જે ખાસ હુકમો, તોમતદારને રોકવા બાબતના કાહાડવામાં આવેછે, તે હુકમો છુપી પોલીસને કંઈપણ પકા કારણ શીવાય ન આપવા. શામાન્ય નિયમ પરમાણે અખીકારવાળા માજીસ્ટ્રેટ પાશે તોમતદારને લઈ જવા એ વધારે સારૂ છે, અને જો તેને જરૂર જણાય તો ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૧૯૪ પરમાણે વખતે વખતે કામ મુલતવી રાખશે. (૩) જે મેજીસ્ટ્રેટ કામનો ચુકાદો કરે, તેની ખાસ ફરજ છે કે તોમતદારને પોલીસના થાણે અથવા માજીસતરેટ પાશે યોગ્ય વખતમાં મોકલવામાં આવેલોછે કે શી રીત તે જોવુ. અને તે બાબતમા તેની મુસાફરીની લંબાઈ તથા સ્થાનીક કેટલીક બાબતો તેણે લક્ષમાં લેવી (૪) પત્રક ઊપરથી એવું માલુમ પડે કે પોલીસે કોઈ તોમતદારને ગેરકાયદે વધારે રોકેલાછે, તો આવી રીતે ગેરકાયદા ભરેલી વરતણુક ફરીથી ન થવા દેવાને માટે તેણે શું ઉપાયો લીધાછે એ બાબત મેજીસતરેટે બતાવવી જોઈએ.

ખાનુ ૧૬ મુ. "કેદમાં, જામીન ઉપર, અથવા મુચરકા ઊપર;" આ ખાનામાં મુકદમાની શરૂઆતથી તે તેના છેવટના ફેસલા થતા સુધીની તમામ હકીકત દરસાવવી તથા દરમીયાનમાં જે કંઈ નવો બનાવ બન્યો હોય તે પણ જણાવવો; જો તોમતદાર ઊપર જામીન લઈ શકાય એવા ગુનાહોનું તોમત રાખવામાં આવ્યું હોય અને તેને કેદ રાખવામાં આવ્યો હોય તો તેનું કારણ પણ બતાવવું.

ખાનુ ૧૭ મું. "કેસની અંદર થએલ સજા અથવા બીજા હુકમનુ મુખતેસર બયાન" આ મુખતેસર બયાનમાં દરેક તોમતદારને લગતો દરેક તોમતની અંદર જે ફેસલો કરવામાં આવ્યો હોય તે બતાવવું. જ્યારે કોઈ તોમતદારને સજા કરવામાં આવી હોય, અથવા તેને શેસનકમીટ કરવામાં આવ્યો હોય, ત્યારે જે ગુનાની તેને સજા કરવામાં આવી હોય તેની કલમ અથવા જે કલમ પ્રમાણે તેને સેસનકમીટ કરવામાં આવ્યો હોય તે બતાવવી. જ્યારે કોઈ તોમતદારને ગુનાહનો નીરઅપરાધી ઠરાવ્યો હોય અથવા તેને પુરાવો નહી મળવાથી છોડી દેવામાં આવ્યો હોય ત્યારે, ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ પ્રમાણે તેને નીરઅપરાધી ઠરાવવામાં આવ્યો હોય અથવા છોડી દેવામાં આવ્યો હોય તે કલમ બતાવવી. બધા કામોની અંદર જે હુકમ આપવામાં આવ્યો હોય તે કાયદાના શબ્દોમાં લખવો, અને જ્યારે કોઈને દંડની શીક્ષા કરવામાં આવી હોય ત્યારે તે દંડ અપાયો છે કે નહી તે પણ જણાવવું.

ખાનુ ૧૮ મું. "પરથમ સજા થએલીહોયએવા કેસ," આ બાબતમાં જે તારીખે સજા થઈહોય તે, હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ અથવા બીજા કાયદા પ્રમાણે સજા થઈ હોય તે કલમ અથવા કાયદો, અને જેટલી મુદતની સજા થઈહોય તે સઘળું આ ખાનામાં બતાવવું. પરંતુ કોઈ તોમતદારને નીરઅપરાધી કરી છોડી દેવામાં આવ્યો હોય અથવા પુરાવો ન હોવાથી તેને મુકત કરવામાં આવ્યો હોય તો ઊપર બતાવ્યા પરમાણે હકીકત લખવી જરૂર નથી, આગળ થએલી સજા અમુક શીક્ષા કરવામાં લાગુ પડતી

હોય તો (જેમકે ફટકાની શજા વધારાની શીક્ષા તરીકે કરવાની હોય ત્યારે) અથવા તે પ્રથમની સજાની અસર હાલની સજાને થતી હોય તો ઉપરની સઘળી બીના તો-મતનામાનો ભાગ ગણી સાતમાં ખાનામાં દાખલ કરવી (ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૪૩૯ પ્રમાણે) અને તે પછી ફરીથી ૧૮ મા ખાનામાં દાખલ કરવા જરૂર નથી.

ખાનુ ૨૦ મું "કોણે અને કઈ જગોએ ફેંસલો કરયો" ફેસલો આપનાર અધીકારીનું નામ અને હોદ્દો બતાવવો. જ્યારે તજવીજ કરનાર અધીકારી પેહેલા વરગનો મેજીસ્ટ્રે ટ હોય અથવા જસટીસ ઓફ ધી પીસ હોય ત્યારે તે બતાવવાને માટે અક્ષરો "ફ" "ક" અથવા "જ" "પ" દાખલ કરવા અને જે કામમાં ખાસ હકુમતની રૂએ ફે-સલો.કરવામાં આવ્યો હોય તે કામમાં તે ખાસ હકુમત બતાવવા માટે અક્ષર"એસ" "એ" લખવા.

ખાનુ ૨૧ મું. "માજીસ્ટ્રેટ આગળ કેસની દેર થઈ હોય તે બાબતનો ખુલાસે." કોઈ તોમતદારને તજવીજ કરનારા મેજીસ્ટ્રેટ રૂબરૂ પંદર દીવશ કરતાં વધારે રોકવામાં આવ્યો તે તારીખવાર વીસ્તારથી એ બાબતનો ખુલાસો આપવો.

ખાનુ ૨૨ મું. "ખાસ ટીકા અથવા અભીપ્રાય" કોઈ કામમાં દેખીતી રેહેમ નજરથી અથવા સખતાઈથી સજા કરવામાં આવી હોય તે આ જગોએ બતાવવું. અને જે કામોની અંદર અમુક સખસ તરફથી ફરીયાદ માંડવાની હોય અથવા કામ ચલાવતાં અવલ પરવાનગી મેળવવાની જરૂર હોય તેની ખાસ રીતે નોંધ કરવી જ્યારે કોઈ કાયદો બધી જગોએ લાગુ ન હોય તો તે અમુક સ્થળે લાગુ છે એ પણ બતાવવું. જ્યારે કોઈ કામની સંક્ષેપ રીતે તજવીજ કરવામાં આવી હોય ત્યારે તે બતાવવા તે અક્ષરો "એસ" "ટી" લખવા.

૭ પત્રક નંબર ૨ જું. ફોજદારી કામચલાઉ ધારા પ્રમાણેના પ્રકરણ ૩૮ પ્રમાણે (સારી ચાલના જામીન લેવાના કામમાં) પેહેલા વરગના મેજીસ્ટ્રેટ અથવા ડીસ્ટરીકટ મેજીસ્ટ્રેટે જે કામો ચુકવ્યાં હોય તેનું માસિક પત્રક.

આ પત્રક નમુના "બ"માં, નંબર ૧ના પત્રકની સાથે મોકલવું. તેની અંદર એવું બતાવવું જોઈએ કે (૧) અમુક કેશમાં અમુક મહીનામાં જામીન લેવામાં આવ્યા; (૨) જામીન નહી આપવાથી અમુક શખ્સને કેદમાં રાખવામાં આવ્યો છે, (૩) જામીનનો ભંગ થયો છે, (૪) જામીન લેવા માટે માજીસ્ટ્રેટ આગળ અમુક શખ્સ લાવવામાં આવ્યો હતો પરંતુ તેને છોડી દેવામાં આવ્યો છે. આમાંનો ગમે તે કોઈપણ પ્રકાર બારમા ખાનામાં બતાવવો. દશમા ખાનામાં પોલીસે કોઈને ૨૪ કલાક કરતાં વધારે રોકયો હોય તેનો ખુલાસો આપવો.

૮ પત્રક નંબર ૩ જું. સત્તાવાળા પેહેલા વરગના મેજીસ્ટ્રેટ અથવા ડીસ્ટરીકટ મેજીસ્ટ્રેટે અપીલો ચુકવેલી તેનું માસિક પત્રક.

(અ) આ પત્રક અપીલ સાંભળવાના અધીકારવાળા પેહેલા વરગના મેજીસ્ટ્રેટોએ

અને ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટે નમુના "ક" પ્રમાણે મોકલવું, અને નંબર ૧ ના પત્રક સાથે તે રાખવું.

(બ) દસમા ખાનામાં, જ્યારે સજાની તારીખથી એક મહીના ઉપ્રાંત થયા છતાં અપીલ દાખલ કરવામાં આવી હોય અને અપીલની તારીખથી તે છેવટના ફેંસલા સુધીમાં મહીના કરતાં વધારે મુદત થઈ હોય, તો તે બાબત ખુલાસો આપવો.

૯ પત્રક નંબર ૪ થુ; (દેશી ભાષામાં). બીજા અને ત્રીજા વરગના મેજીસ્ટ્રેટોએ ચુકાવેલા કામોનું માશીક પત્રક.

(અ) દરેક કામ જેની અંદર બીજા અથવા ત્રીજા વરગના મેજીસ્ટ્રેટે સજા કરી હોય તે કેસનું ટીપણુ નમુના "અ" પ્રમાણે સજા થયા પછી ૨૪ કલાકની અંદર, સદરહુ મેજીસ્ટ્રેટે, ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટને તે મોકલવું જેથી કરી ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટને ગેરકાયદે થએલી સજાથી થતા નુકસાન અથવા હરકત જલદીથી દૂર કરવા સગવડ મળે.

(બ) બીજાં ચુકવેલાં કામોનું માશીક પત્રક, ઉપર લખેલા નમુના પ્રમાણે, બીજા અને ત્રીજા વરગના મેજીસ્ટ્રેટે જો કદી તેના વિભાગનો મેજીસ્ટ્રેટ હોય તો, તેની મારફતે, ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટને મોકલવું; તે વિભાગના મેજીસ્ટ્રેટ યોગ્ય જણાય તો ઇંગ્રેજીમાં ટીકા કરી, ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ તરફ મોકલશે.

(ક) નામદાર હાઇકોરટ ઉપર દેખરેખ રાખવાની જે ફરજ છે, તેની રૂએ, તે કોરટ, વખતે વખતે, દરેક જીલામાંના, અથવા જીલાના અમુક ભાગના બીજા અને ત્રીજા વરગના મેજીસ્ટ્રેટોએ મહીનાની અંદર ચુકવેલાં કામોનું પત્રક, જોવા માટે મગાવશે. આ પત્રક, બીજા અને ત્રીજા વરગના મેજીસ્ટ્રેટે મોકલેલા સજાનાં ટીપણો તથા માશીક પત્રકો ઉપરથી, ઇંગ્રેજીની અંદર, ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ તઈયાર કરશે; જેની અંદર સદરહુ બીજા અને ત્રીજા વરગના મેજીસ્ટ્રેટોએ ચુકવેલા સઘળા કામોની નોંધ તથા વિભાગના મેજીસ્ટ્રેટે કરેલી ટીકા (જે મેજીસ્ટ્રેટનું નામ બતાવવું) તથા ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટે કરેલી ટીકા લખવામાં આવશે. જોવાને સુગમ પડે તેટલા માટે ચુકેલા કામોના નંબર અનુક્રમ પ્રમાણે રાખવા.

૧૦ પત્રક નંબર ૫ મું, ચાલતા કામોનું ત્રીમાશીક પત્રક, જેની અંદર એવું જણાવવું કે અમુક ગુનાહનો તોમતદાર મેજીસ્ટ્રેટના હુકમથી કેદમાં છે અથવા જામીન ઉપર છે.

(અ) આ પત્રક ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ મારફત હાઇકોરટ તરફ નમુના "ડ" પ્રમાણે મોકલવામાં આવશે; અને જેટલાં કામો એક માસ કરતાં વધારે મુદતથી ચાલતાં હોય તે બાબતનો ખુલાસો આપવો. દરેક ત્રીમાશીક કામોના અનુક્રમ પ્રમાણે નંબર કરવા, અને દરેક નંબર જુદો નોંધવો, કામોને લગતી ટીકા બતાવવા મા

ટે નંબર અને ખાતાના આંક વચ્ચે સીધી લીટી કરવી જેમ કેઃ—
૨ | ૯ થી એવું બતાવવામાં આવશે કે મુકદમો નંબર ૨ જો ખાના ૯ માં બતાવ્યા પ્રમાણે.

(ખ) આ પત્રમાં નિચે પ્રમાણે બતાવવામાં આવશેઃ—

૧ મજીસ્ત્રેટના હુકમથી જે શખસોને કેદ રાખવામાં આવ્યા હોય તે

૨ જે શખસોને મજીસ્ત્રેટે જામીન ઉપર છોડ્યા હોય તે

૩ ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૧૨૪ પ્રમાણે જે શખસોને રોકવા માટે મજીસ્ત્રેટે ખાસ હુકમ આપ્યો હોય તે.

(ક) જ્યારે કોઇ મુકદમો જીલાના વિભાગમાં ચાલ્યો હોય ત્યારે (જુવો કલમ ૩૯ ફોજદારી કામચલાઉ ધારાની), આ પત્રકોના સંબંધમાં, તે જીલાના વિભાગના મજીસ્ત્રેટ ડીસ્ટરીકટ મજીસ્ટરેટ ગણાશે. પરંતુ હાઇ કોરટમાં મોકલવાને માટે, પોતાનાં પત્રકો,સદરહુ મજીસ્ટરેટ ડીસ્ટરીકટ મજીસ્ટરેટ મારફત, સેશન કોરટને મોકલશે

૧૧ પત્રક નંબર ૬ ક—મુચરકા બાબતનું પત્રક.

પેહેલા બીજા અને ત્રીજા વરગના મજીસ્ટરેટોએ, મહીનાની અંદર જે મુચરકા ભંગ થયા એવું તેઓએ ગણ્યું હોય, તેનું માશીક પત્રક નમુના "ધ" પ્રમાણે, તેઓએ ડીસ્ટરીકટ મજીસ્ટરેટ તરફ મોકલવું. આ પત્રક સેશન જડજ અથવા હાઇકોરટ તરફ મોકલવાની જરૂર નથી.

## નમુનો "ચ".

જે કેસોની તજવીજ ચાલી, તજવીજ થવા કમીટ કરવામાં આવ્યા, પુરાવો ન મળવાથી છોડી દેવામાં આવ્યા અથવા ડીસ્ટ્રીકટ મજીસ્ટ્રેટ અથવા પેહેલા વરગના માજીસ્ટ્રેટની પરવાનગીથી પાછા ખેચી લેવામાં આવ્યા તેનું હોજદારી પત્રક.

જીલે　　　　　માહે　　　　　૧૮૭

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કેસ નંબર. | તોહોમતદારનાં નામ. | ઉમર. | જાત, ધરમ અથવા નાતી | ધંધો. | રેહેઠાણ. | ગુનાહને લગતી હકીકતનો ટુંક સાર | ગુનોહ કઈ જગોએ કરેલો | ગુનાની તારીખ | પોલીસે પકડયાની તારીખ | પોલીસને ચાર્જ તોહોમતદારને મોકલ્યાની તારીખ | તોહોમતદાર પોલીસને ચાર્જ પોહોચ્યાની તારીખ | અધીકારવાળા મજીસ્ટ્રેટની પાસે તોહોમતદારને મોકલ્યાની તારીખ. | અધીકારવાળા મજીસ્ટ્રેટ પાસે પુગ્યાની તારીખ | પોલીસે વધારેવાર રાખ્યા તેનો ખુલાસો | કેદમાં, જામીન ઉપર અથવા મુચરકો લીધો છે | સજા કરવામાં આવી હોય અથવા બીજો હુકમ કરેલો હોય તેનો સાર | પ્રથમ થએલી સજા | કઈ તારીખે ફેસલો કરેલો | કાજી અને કઈ જગોએ ફેંસલો થયો | મજીસ્ટ્રેટને દેર થયા બાબતનો ખુલાસો | ટીકા | ડીસ્ટ્રીકટ મજીસ્ટ્રેટ તરફથી ટીકા | સેશન જજ તરફથી ટીકા |
| | | | | | | | | | | | | | | | | | | | | | | | |

પેહેલા વરગના મજીસ્ટ્રેટે ડીસ્ટ્રીકટ મજીસ્ટ્રેટ તરફ મોકલ્યું તા.　　માહે
પેહેલા વરગના મજીસ્ટ્રેટ
સને ૧૮૭

ડીસ્ટ્રીકટ મજીસ્ટ્રેટે સેશન જડજ તરફ મોકલ્યું તા.　　માહે
ડીસ્ટ્રીકટ મજીસ્ટ્રેટ.
સને ૧૮૭

સેશન જડજે હાઈ કોરટના રજીસ્ટ્રાર તરફ મોકલ્યું તારીખ　　માહે
સેશન જડજ
સને ૧૮૭

# નમુનો "અ"

ફોજદારી કામ ચલાઉ ધારાના પ્રકરણ ૩૮ ( સારી ચાલના જામીન લેવા બાબત )પ્રમાણે ચુકવેલા કામાનું માસિક પત્રક.

તા૰ માહે સન ૧૮૭ જીલે

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કેસનો નંબર. | નામ. | ઉમર. | જાત, ધરમ, અથવા જ્ઞાતી. | ધંધો. | રેહેઠાણ. | પકડયાની તારીખ. | અધિકારવાળા માજીસ્ટ્રેટની પાસે તોહમતદારને મોકલ્યાની તારીખ, | અધિકારવાળા માજીસ્ટ્રેટ પાસે તોહમતદાર પોહોચ્યાની તારીખ. | પોલીસે તોહમતદારને રોક્યા બાબતનો ખુલાસો. | જામીન લેવાનાં અથવા તેમાં ભંગ થવાનાં કારણો. | જામીન લેવાનું સ્વરૂપ અથવા તે ભંગ થયા બાબત અથવા બીજો શી રીતનો હુકમ કર્યો | ફેંસલાની તારીખ. | કઈ સતાથી. | ટીકા. | ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટે કરેલી ટીકા | સેશન જડજે કરેલી ટીકા. |
| | | | | | | | | | | | | | | | | |

પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ તરફ રવાના કર્યું.
તારીખ માહે સન ૧૮૭
પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ

ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટે સેશન જડજ તરફ રવાના કર્યું.
તારીખ માહે સન ૧૮૭
ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ.

સેશન જડજે હાઈકોરટના રજીસ્ટરાર તરફ રવાના કર્યું.
સેશન જડજ.

## નમુનો "ક"

ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટે અને પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે જેને અપીલ સાંભળવાનો અધિકાર છે, તેણે ચુકવેલી અપીલોનું માસિક પત્રક

જીલે          તારીખ          માહે          સન ૧૮૦

| અપીલનો નંબર | અપીલ કરનારનાં નામ. | ગુન્હો | સજા. | જે કોર્ટે સજા કરી હોય તે. | સજાની તારીખ. | અપીલની તારીખ. | અપીલમાં ફેંસલો. | જે તારીખે અપીલમાં ફેંસલો થયો તે. | ટીકા. | ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટે કરેલી ટીકા. | સેશન જડજે કરેલી ટીકા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| | | | | | | | | | | | |

પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ તરફ રવાના કરયું.
તારીખ     માહે     સન ૧૮૦
પેહેલા વરગના માજીસ્ટ્રેટ

ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટે સેશન જડજ તરફ રવાના કરયું.
તારીખ     માહે     સન ૧૮૦
ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ.

સેશન જડજે હાઈકોરટના રજીસ્ટરાર તરફ રવાના કરયું.
તારીખ     માહે     સન ૧૮૦
સેશન જડજ.

# નમુનો "ડ"

ચાલતા કામોનું ત્રીમાસી પત્રક જેની અંદર માજીસ્ટ્રેટના હુકમથી કેટલા તોહમતદાર એક માસ કરતાં વધારે કેદમાં છે. અથવા જામીન ઉપર છે તે બતાવવામાં આવ્યું છે. તારીખ માહે સન ૧૮૭ ભેલે

| કેસનો નંબર. | કીયા માજીસ્ટ્રેટ આગળ કેસ ચાલે છે. | તોહમતદારની કુલ સંખ્યા | | કેદમાં કેટલા છે | | | | | જામીન ઉપર કેટલા છે | | | | | ટીકા | સેશન જડજે કરેલી ટીકા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | કેદમાં | જામીન ઉપર | છ માસ ઉપરાંતના | ચાર માસ ઉપર ના | ત્રણ માસ ઉપર ના | બે માસ ઉપરના | એક માસ ઉપર ના | છ માસ ઉપરાંત | ચાર માસ ઉપર ના | ત્રણ માસ ઉપર ના | બે માસ ઉપર ના | એક માસ ઉપર ના | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| | કુલ | | | | | | | | | | | | | | |

ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટે સેશન જડજ તરફ રવાના કરયું. તારીખ માહે સન ૧૮૭
ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ.

સેશન જડજે હાઇકોર્ટના રજીસ્ટરાર તરફ રવાના કરયું. તારીખ માહે સન ૧૮૭
સેશન જડજ

# નમુનો "ઈ"

મુચરકા બાબત પત્રક.

નિચેના નમુના પ્રમાણે, પેહેલા, બીજા અને ત્રીજા વર્ગના માજીસ્ત્રેટોએ મહીનાની અંદર જે મુચરકાનો ભંગ થયો હોય, તે બાબતનું માસિક પત્રક, ડીસ્ત્રિકટ માજીસ્ત્રેટ તરફ મોકલવું.

વર્ગ ના માજીસ્ત્રેટે જીલા ની અંદર માહે
મા જે મુચરકાનો ભંગ થયો એવું ઠરાવ્યું હોય તેનું માસિક પત્રક,

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|
| મુકદમાનો નંબર. | જે સખસોએભંગ કર્યો હોય તેનુ નામ. | મુચરકાનું કારણ અને તારીખ. | હુકમનો સારાંશ | જે રકમ આવી હોય અને જેણે આપી હોય તે. | ટીકા. |
| | | | | | |

મુખ્ય જામીન માજીસ્ત્રેટ વર્ગના

---

૨

૧૨ સેશન જડજના માસીક ફોજદારી પત્રકો.

નિચેના નિયમો, સેશન જડજોએ માસિક ફોજદારી પત્રકો કી રીતે તઈયાર કરવાં તથા મોકલવાને માટે મુકરર કરવામા આવ્યા છે:—

૧. સેશન જડજનું માસિક ફોજદારી પત્રક દરેક માસની આખરે જેમ બને તેમ જલદીથી નમુના "ફ" પ્રમાણે મોકલવું, અને ઘણાજ જરૂરી સબબથી બીજા મહીનાની પંદરમી તારીખ સુધી વખતે તે મોકલવામાં વીલંબ કરવી, પરંતુ વધારે વીલંબ કાંઈ કારણસર થાય તો તેના કારણ સહીત ખુલાસાવાર રીપોટ કરવો.

૨ નિયમ પેહેલા પ્રમાણે, પત્રક મોકલતાં દેર થાય તેનો સબબ બતાવવા રીપોટ કરવા

જરૂર છે બીજી રીતે પત્રક સાથે કંઇ લખાણ જુદું મોકલવા જરૂર નથી.

૩ પત્રકનાં ખાનાંઓ ભરવા બાબતમાં નિચેની સુચના બતાવવામાં આવી છે:

ખાનું ૧લુ, " મુકદમાનો નંબર " આ ખાનામાં દરેક મુકદમાનો નંબર ભરવો, તે નંબર અનુક્રમ પ્રમાણે તારીખ પેહેલી જાનેવારીથી તે તારીખ ૩૧ મી ડીસંબર સુધીના દરેક મુકદમાનો પત્રકમાં નોધાશે. મહીનાની અંદર અનુક્રમ પ્રમાણે ચુકવેલા મુકદમાની તારીખ પ્રમાણે તેઓનો નોધ કરવો નહી, પરંતુ ફેસલાની તારીખ પ્રમાણે અનુક્રમમાં, ફેસલ થએલા મુકદમાનો એક સામટો નંબર, જે શેશન જડજે અને આશીસ્ટેન્ટ સેશન જડજે ફેસલ કરયા, તે લખવા જેમકે નંબર ૧ થી તે ૫ સુધીના કેસો શેશન જડજે ફેસલ કરયા. નંબર ૬થી તે ૧૦ સુધીના કેસો હજુરના આશીસ્ટેન્ટ જડજે ફેસલ કરયા, અને નંબર ૧૧ ઉપરના કેસો સીનીયર આશીસટેન્ટે બીજી જગાએ ફેસલ કરયા.

ખાનું ૨ જુ, " દરેક મુકદમાના તહોમતદારોનો નંબર", જો એક કરતાં વધારે તોહમતદાર હોયતો, તોહમતનામાનો નંબર અને આ ખાનામાંનો નંબર મળતો આવવો જોઇએ.

ખા નું ૩જુ, " તોહમતદારનાં નામ " દરેક તોહમતદારનું નામ આ ખાનામાં દાખલ કરવું

ખાનુ ૪ થું. " ઉમર " દરેક તોહમતદારની ઉમર આ ખાનામાં નોધવી.

ખાનુ ૫ મું " ન્યાતી " ધરમ અથવા તોહમતદાર હિંદુ હોયતો તેની ન્યાતી આ ખાનામાં દાખલ કરવી.

ખા નુ ૬ઠું "ધંધો" દરેક તોહમતદારનો ધંધો શું છે તે આ ખાનામાં દાખલ કરવો, અને જો કોઇ સરકારી નોકરીનો ધંધો કરતો હોયતો તે હકીકત પણ લખવી જોઇએ.

ખાનુ ૭મુ :" રહેઠાણુ " જે ગામ અને જીલામાં તોહમતદાર રેહેતો હોય તે આ ખાનામાં જણાવવું. અને જો તે પરમુલકનો રહેનાર હોયતો તે પણ જણાવવું.

ખાનુ ૮મુ " ગુનાહ અથવા તોહમતનો સાર " આ ટુકસારની અંદર, જે ધારા અથવા કાયદા પ્રમાણે ગુનો ગણાતો હોય, તે કાયદાના શબ્દમાં, ગુનાની વાખ્યા જણાવવી પરંતુ હિંદુસ્તાનના ફોજદારી કાયદા અથવા બીજા ધારાના શબ્દો શીવાય બીજા જુદા શબ્દોમાં તેની વાખ્યા ન કરવી. તેની અંદર એવું પણ બતાવવું કે અમુક કામ જેને માટે તોહમત મુકવામાં આવ્યું છે તે કામનો સમાવેશ ગુનાની વાખ્યાની અંદર થાય છે; અને બને તેટલા સુધી ગુનાનું સ્વરૂપ બતાવવા, તેને લગતી ટુકામાં હકીકત પણ જણાવવી, જેમકે જો "કામની અંદર ગફલત" નો ગુનો હોયતો જે હકીકતથી કામની અંદર ગફલત થઇ હોય તે બતાવવી. જ્યારે લુટ, ચોરી, બદદ્યાનતથી મીલકત બસેડવા, અથવા રાખવા અથવા નાશ કરવાનું તોહમત હોય ત્યારે મીલકતની સંભવીત કીમત પણ બતાવવી, જ્યારે શરીરને વ્યથા કરવા બાબતનો ગુનો હોય તયારે જે કૃત્યથી વ્યથા થઈ હોય, તથા જે હથીયાર વડે વ્યથા કરી હોય અને વ્યથાનું રૂપ, એ સઘળી હકીકત બતાવવી જોઇએ. અને આ ટુકસારની નિચે જે કાયદા પ્રમાણે

ગુનો ગણાતો હોય તે કાયદો બતાવવો.

ખાનુ ૯ મુ "ગુનો કઈ જગોએ થયો" આ ખાનાની અંદર જ્યારે ગુનાની જગો સેશન જડજની હકુમતના જીલાની અંદર ન હોય ત્યારે તે હકીકત ખસુસ રીત બતાવવી જોઈએ.

ખાનુ ૧૦ "ગુનાની તારીખ" આ બાબત કંઈ ખુલાસાની જરૂર નથી.

ખાનું ૧૧ મું. "જે તારીખે તોહમતદાર હાજર થયો હોય અથવા તેને પકડવામાં આવ્યો હોય તે." જો તોહમતદારને એક વખત પકડ્યો હોય અને પછીથી છોડી દેવામાં આવ્યો હોય, જામીન ઉપર કે બીજી રીતે, અને વળી ફરીથી પકડવામાં આવ્યો હોય તો, પકડ્યાની, છોડી દેવાની, અને ફરીપકડવાની તારીખો, આ ખાનામાં દાખલ કરવી.

ખાનું ૧૨ મું. "કિયા અધિકારીએ કમીટ કર્યો અને કઈ તારીખે કમીટ કરવામાં આવ્યો." કાંઈ ખુલાસો કરવા જરૂર નથી.

ખાનું ૧૩ મું. "સેશન કોરટ પાસે પોહોંચ્યાની તારીખ" આ માટે કાંઇ ખુલાસાની જરૂર નથી.

ખાનું ૧૪ મું. "તોહમતદાર કેદમાં છે યા જામીન ઉપર" આ ખાનામાં જે તારીખે તોહમતદારને પકડવામાં આવ્યો તે તારીખથી છેવટનો ફેંસલો થતા સુધીની હકીકત આપવી અને દરમિયાનમાં કાંઇ ફેરફાર બન્યો હોય તેની તારીખો આપવી.

ખાનું ૧૫ મું. "દરેક મુકદમાની અંદર સજા થએલી અથવા બીજો ફેંસલો થયો હોય તેનો ટુંક મતલબ" આ મુખતેસર બયાનમાં દરેક કેદીને વાસ્તે શું ફેંસલો અપાયો છે તે બતાવવું તથા જે આકટ અથવા કાયદા પ્રમાણે સજા કરવામાં આવી હોય અથવા ફેંસલો આપવામાં આવ્યો હોય તે નિચે બતાવવું. જ્યારે સંયુક્ત સજા કરવામાં આવી હોય અને તે એક કરતાં વધારે ધારાની રૂઈએ કરવામાં આવી હોય તો દરેક ધારો જણાવવો.

ખાનું ૧૬ મું. "કોણે ફેંસલો આપ્યો, અને ફેંસલાની તારીખ" આ ખાનામાં ફેંસલો કરનાર અધિકારીનું નામ અને હોદ્દો બતાવવાં, જે મુકદમાની અંદર કરેલી સજાની સેશન જડજની મંજુરી જોઇતી હોય, તેમાં પ્રથમ કરેલી સજાની તારીખ, અને સેશન જડજના છેવટના હુકમની તારીખ જણાવવી. આવા મુકદમાનું છેવટ જ્યાંહાં સુધી સેશન જડજે કર્યું ન હોય ત્યાંહાં સુધી પત્રકોમાં દાખલ ન કરવા.

ખાનું ૧૭ મું. "ટીકા" આ ખાનામાં કેદીને આગળ ઉપર સજા થએલી હોય તે, તોહમતદારની તજવીજ થવામાં ઢીલ થઈ હોય તેનું કારણ, ખુનનો ગુન્હો શાબિત થયો હોય તોપણ ફાંસીની સજા ન કરવામાં આવી તેનુ કારણ, અથવા અમુક કામમાં સામાન્ય રીતે સજા કરવાને બદલે સખત અથવા હલકી સજા કરી હોય તેના ખાસ કારણો, અથવા એવી બીજી કોઇ બાબત જે હાઈકોરટના જડજોને જાણવા જેવી છે એવું લાગે, આ સઘળી બીના દાખલ કરવી.

૪ પત્રકની નિચે, નિચે પ્રમાણે પ્રતિખાબ કરવો જેથી મહીનાની અંદર કેદીઓ જેની તજવીજ થઈ તેઓને કોણે કમીટ કર્યા છે એવું જણાય;—

પુંતેખાખ.

| કોણે કમીટ કર્યો. | સજા કરી. | છોડી દીધા | માફી આપી | કુલ કેટલાને કમીટ કર્યા. |
|---|---|---|---|---|
| મી. માજીસ્ટ્રેટ "અ" બના | ૨ | ૦ | ૧ | ૩ |
| મી૦ ક. ફ. ક. માજીસ્ટ્રેટ | ૩ | ૨ | ૦ | ૫ |
| મી૦ ડ. સેકન્ડ ક્લાસ માજીસ્ટ્રેટો ઇત્યાદી ઈત્યાદી. | ૫ | ૧ | ૧ | ૭ |

વળી તે શિવાય નિચે પ્રમાણે ટીપણુ કરવુ:—

સેશન જડજ રૂબરૂ ચુકવ્યા વગરનાં ફોજદારી કામો .... .... ૨
સીનીયર આસીસ્ટંટ પાસે .... ..... .... .... ૪
આસીસ્ટંટ જડજ પાસે ....... ..... .... ..... ૩
હાઈકોરટની મંજુરીને માટે મોકલેલાં કામો..... .... .... ૨
હાઈકોરટે મંગાવેલા કામો .... .... .... ..... ૪
સીનીયર આસીસ્ટંટ જડજે મંજુરી માટે કામો મોકલ્યાં .. ..... ૨
આસીસ્ટંટ સેશન જડજે .... .... .... ....
અપીલ ઉપરથી મંગાવ્યા .... .... .... .....

૫ નિચેના નમુના પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ટ્રેટો તથા ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટો તથા આસીસ્ટંટ જડજના ફેંસલા વિરૂધ થએલી અપીલના કરેલા ફેંસલાની તપસીલ, માસીક પત્રક સાથે સામેલ રાખવી.—

| અપીલ નંબર | અપીલકરનારના નામ | ગુન્હાનું નામ | સજા | કોણે સજા કરી તે | સજાની તારીખ | અપીલની તારીખ | અપીલનો ફેંસલો | અપીલના ફેંસલાની તારીખ | ટીકા. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| | | | | | | | | | |

પેહેલા ખાનામાં નંબર. આખા વરસ સુધીના અનુંક્રમે દાખલ કરવા. દસમા ખાનામાં જ્યારે સજાની તારીખથી માસ ઉપર થઈ ગયા બાદ અપીલ દાખલ કરવામાં આવી હોય અને વળી અપીલની તારીખ અને અપીલના ફેંસલાની તારીખ વચે એક માસ કરતાં વધારે અંતર થયું હોય ત્યારે તે બાબતનો ખુલાસો આપવો.

# નમુનો "ધ"

માટે સન ૧૮૭ ની અંદર સેશન કોરટે ચુકવેલા મુકદમાનું માસીક પત્રક

| કેસ નંબર. | દરેક કેસની અંદર તોહમતદાર નો નંબર | નામ. | ઉમર | જાતી | ધંધો | રેહેઠાણ | તોહમત અથવા ગુન્હાનું ટુંક બયાન | કઇ જગોએ ગુન્હો થયો | ગુન્હાની તારીખ | રપટ થયાની અથવા પકડયાની તારીખ | કમીટ કરનાર અધિકારી અને કમીટ કર્યાની તારીખ | સેશન જડજ રૂબરૂ પોહોચ્યાની તારીખ | કેદમાં છે કે જામીન ઉપર | દરેક કેસની અંદર થએલી સજા અથવા બીજા હુકમનો સાર | છેલો ફેસલો આપ્યો અને ફેસલાની તારીખ | ટીકા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ |
| | | | | | | | | | | | | | | | | |

૧૩ જીલા ની સેશન કોરટમાં તજવીજ થવાને વાસ્તે મુકદમા અને તામતદારો બાકી હોય તેનું ત્રીમાશીક પત્રક માહે સન ૧૮૭

દરેક ત્રણમાસ આખર જે મુકદમા અને તામતદારની તજવીજ થવી બાકી રહી હોય તે બાબતનું ત્રીમાશીક પત્રક તઈયાર કરવા માટે નિચેના નિયમમાં કરવામાં આવ્યા છે.

૧ આ સાથેના નમૂના પ્રમાણે પત્રક કરવું.

૨ દરેક ત્રણ માસના મુકદમાના નંબર અનુક્રમ પ્રમાણે પાડવા.

૩ "કેદમાં છે યા જામીન ઉપર છે" એ ખાનામાં જે તામતદાર કેદમાં હોય અગર જામીન ઉપર હોય તે જણાવવું

૪ તામતદારની તજવીજ કરવામાં ત્રણ માસ કરતાં વધારે દેર થઇ હોયતો તે બાબત ખુલાસો આપવો.

૫ ત્રીમાશીક સેશનનું કામ પુરૂ થયા પછી જે મુકદમા કમીટ કરવામાં આવ્યા હોય તેની નોધ કરવા જરૂર નથી.

તારીખ માહે સન ૧૮૭ ને રોજ તજવીજ થયા વગરના ખકાત રહેલા કેસો બાબત ત્રીમાશીક રીપોટ.

| સામાન્ય ટીપણુનો નંબર | | નામ. | ગુનો. | કમીટ કર્યાની તારીખ | | જામીન ઉપર અગર કેદમાં | ટીકા. |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | |

## નંબર ૩.

### મચુરણ ફોજદારી રજીસ્ટરો.

૧૪ સઘળી સેશન કોરટોએ નિચેના ત્રણ નમુનાનાં ફોજદારી રજીષ્ટરો રાખવાં:—

જીલ્લા            ના સેશન જડજે (અથવા જોઇન્ટ સેશન જડજે અથવા આશીસ્ટન્ટ સેશન જડજે) ચુકવેલા ફોજદારી કેસોનુ રજીસ્ટર.

| કેસનો નંબર. | દરેક કામના કેદીઓનો નંબર. | નામ. | ઉમર. | જાતી | ધંધો. | રહેઠાણ. | ગુના અથવા તોમતનો સાર. | ગુનાની જગો. | ગુનાની તારીખ. | હાજર થયાની અથવા પકડયાની તારીખ. | કીયા અધીકારીએ કમીટ કરયા અને તેની તારીખ. | સેશન જડજ રૂબરૂ પોહોચ્યાની તારીખ | કેદમાં છે કે જામીન ઊપર. | મુકદમામાં સજા થએલી હોય તેની તથા જે સજાનો ઇન્તેખાબ. | કોણે ફેસલો કરયો અને તેની તારીખ | હાઈકોરટે કંઇ હુકમ કરયો હો અને તેની તારીખ. | દફતરખાનામાં કામ મોકલ્યું તેની તારીખ. | દફતરદારની સહી અને તારીખ. | ટીકા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ |
| | | | | | | | | | | | | | | | | | | | |

કલમ ૧૨ ની અંદરના નિયમો મીનીટ બુકના ખાના પેહેલાથી તે સોળ સુધી અને ટીકા ખાનાને, લાગુ પાડવાના છે. ખાના ૧૭,૧૮, અને ૧૯ તે વારતે કંઇ ખુલાસાની જરૂર નથી.

જીલ્લા                    ના સેશન જડજે ચુકવેલી ફોજદારી અપીલોનું રજીસ્ટર.

| અપીલનો નંબર. | અપીલ કરનારનું નામ અને તેની જાતી. | ગુનો. | મજીસ્ટરેટ અથવા આસીસ્ટંટ જડજનો સજાનો હુકમ. | અપીલ કર્યાની તારીખ. | કામ આવ્યાની તારીખ. | સુનાવણીની તારીખ. | સેશન જડજનો ઠરાવનો હુકમ. | સેશન કોરટના હુકમની તારીખ. | હાઇકોરટનો હુકમ જો કાંઈ હોય તો તે અને તેની તારીખ. | કાગળો દફતરમાં મોકલ્યાની તારીખ. | દફતરદારની સહી. | ટીકા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
| | | | | | | | | | | | | |

આ રજીસ્ટરની અંદર અપીલો નંબર તમામ વરસમાં અનુક્રમ પ્રમાણે દાખલ કરવા

પરચુરણ ફોજદારી કામની અરજીઓનું રજીસ્ટર.

| અરજીનો નંબર. | અરજદારનું નામ તથા જાતી. | અરજીનું સ્વરૂપ. | કાગળો મંગાવ્યાની તારીખ. | કાગળો પહોંચ્યાની તારીખ. | સુનાવણીની તારીખ. | છેવટના હુકમનો અસર. | છેવટના હુકમની તારીખ. | કાગળો પાછા મોકલ્યાની અથવા દફતર ખાતે મોકલ્યા તારીખ. | દફતરદારની સહી. | ટીકા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| | | | | | | | | | | |

વરસની અંદરની અરજીઓના અનુક્રમ પ્રમાણે નંબર નાંખવા.

૬૫ સઘળા મજીસ્ટરેટોની કોરટમાં, આ સાથેના નમુના પ્રમાણે, દંડનું રજીસ્ટર રાખવું. દરેક વરસની શરૂઆતમાં નવું રજીસ્ટર બનાવવું, જેની અંદર પાછલા વરસોના મુકદમાની અંદરના દંડ વસુલ થયા હોય એવા કેસો, ચાલતા વરસના કેસોની આગળ, દાખલ કરવા. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૭૦ પ્રમાણે મુકરર કરેલી મુદત વીતી ગઈ હોય તો, જે દંડની રકમ વસુલ થઈ હોય, તેની બાકી ખેંચવા જરૂર નથી.

સન ૧૮૭ ની સાલમાં ની કોરટ ફોજદારી કામામાં દંડ કરેલા તેનું રજીસ્ટર.

| ટીપણ નંબર. | કેદીનું નામ અને તેને રેહેવાની જગો | સજા અને જે કાયદા પ્રમાણે સજા કરી હોય તે ની કલમ | સજાની તારીખ | વસુલ કરવાની રકમ | દંડની વસુલાત. | | | | | | | | | | | | | આખર સાલ બાકી | ટીકા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | જાનેવારી | ફેબ્રુવારી | મારચ | એપ્રિલ | મે | જુન | જુલાઈ | આગસ્ટ | સપટેમ્બર | આક્ટોબર | નવંબર | ડીસેંબર | કુલ | | |
| ૭ / ૧૮૭૫ | તમાના બીન રાયાપા રેહેવાશી અરભાવીના. | બે મહીનાની સખતમજુરી સાથે કેદ અને રૂ. ૫૦ દંડ હિં. ફો. કા. ની કલમ ૩૮૦ પ્રમાણે | નવંબર ૫ સને ૧૮૭૫ | ૫૦ | .. | .. | .... | .. | .. | .... | .. | .. | .. | .. | ૧૦ | ૪૦ | ૫૦ | ૦ | |
| ૧૧ / ૧૮૭૬ | ગોપાલબીન હીરાચંદ પુનાના. | છ માસની સખત મજુરી સાથે કેદ અને રૂ ૧૦૦ દંડના હિ. ફો. કા. ની કલમ ૩૭૯ પ્રમાણે | જુલાઈ તા. ૭ સને ૧૮૭૬ | ૭૫ | .. | .. | .. | .. | .. | .. | ૨૫ | .. | .. | .. | .. | .. | ૨૫ | ૫૦ | |
| ૧ | રામાબીન તુકારામ રેહેવાશી ગોકક | દંડ રૂ. ૨૦ આપે અને તેમાં ગફલત કરે તો આઠ રોજ કેદ ભોગવે હિ. ફો. કા. ની કલમ ૩૮૩ પ્રમાણે. | તા. ૫મી જાનેવારી સને ૧૮૭૮ | ૨૦ | ૧૫ | .. | .. | .. | .. | .. | .. | .. | ... | .. | .. | ... | ૧૫ | ૫ | દંડની રકમમાંથી ફરીયાદીને રૂ. ૧૦ અપાવ્યા હતા. અને બાકીની રકમ સરકાર ખાતે જમે કરી. |
| | | | | | .. | .. | .... | .. | .. | .. | .. | | .. | .. | .. | ... | .. | ૫૫ | |

૧૬ કેદીએ કરેલી અરજીઓનું રજીસ્ટર જેલરે નીચેના નમુના પ્રમાણે રાખવું.

કેદીની અરજીઓનું રજીસ્ટર (આ રજીસ્ટર જેલરે ભરવું)

નંબર સન ૧૮૭

જેલ ની અંદરના કેદીઓએ મુંબઈની નામદાર હાઈ કોરટને કરેલી અરજીઓનું રજીસ્ટર.

| નંબર | અરજીની તારીખ | સેશનજડજના ઠીપ ણની અંદર કેસનો નંબર. | નામ. | ગુનો | સેશનજડજ આગળ લીધેલી તકરાર | સજા અને તેની તારીખ. | કોણે અને કઈ જગ્યાએ સજા થઈ. | આસેસરોનો અભીપ્રાય | પ્રથમ હાઈકોરટની નોટીસમાં આ કેસ આવ્યો હતો કેમ અને પ્રથમની કરેલી અરજી નામંજુર કરવામાં આવી હતી કે શી રીતે. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| | | | | | | | | | |

સામી સહી
ક. ડ.
સુપરીન્ટેન્ડ

સહી અ. બ.
જેલર

# દીવાની અને ફોજદારી.

## પ્રકરણ ૫ મું

### પરચુરણ.

૧ મુંબઈ આકટ ૬ સન ૧૮૬૫ ની રૂએ નીરઉપયોગી કાગળો નાશ કરવાને માટે કરેલા નિયમો.

---

૧

### ડીસટરીકટ અને નિચેલી કોરટો.

૧ જ્યાંહાં જગોની તંગાશ,હોય ત્યાં સન ૧૮૬૫ના આકટ ૯ની કલમમાં બતાવેલા સ્માલકાજ કોરટની હકુમતના દાવાઓના કાગળીયા તથા પ્રોસીડીંગો, કામના છેવટ ફેસલાની તારીખથી ૭ વરસ ગયાબાદ, નાશ કરી શકાય છે. જે ચોપડીઓની અંદર દાવાની નોધ કરવામાં આવી હોય તે કાયમ રાખવી, અને જે મુકદમાના કાગળો નાશ કરવામાં આવ્યા હોય તે મુકદમાની નંબરવાર નોધની ટીપો તઈયાર કરી રાખવી જોઈએ, પ્રથમ સઉથી જુના કામના કાગળીયા નાશમાં કહાડવા.

દીવાની કોરટોની અંદર આવી જાતનાં કામો સોએ એસશી ઘણું કરીને હોય છે, તથી તેઓનો નાશ કરવાથી આશા રાખવામાં આવે છે કે દફતરખાનાની અંદર જગોની તંગાશ નહી રહે; પરંતુ તેમ ન બનેતો તે બાબતનો રીપોટ કરવો.

૨ સન ૧૮૨૭ના આઠમા ધારાની કલમ ૧૦ પ્રમાણેનાં કામોના કાગળીયા, સદરહુ કલમનાં ૪થા ફકરા પ્રમાણે હાઈ કોરટે છેવટનો ફેંસલો આપ્યો હોય તે તારીખથી બાર વરસની મુદત બાદ, નાશ કરી શકાય છે.

૩ નીચે બતાવેલા પ્રકારનાં નિચલી કોરટોના દફતરો ૭ વરશની મુદત બાદ નાશ કરી શકાય છે.

૧ સાધારણ ઉપજ ખરચનો રોજમેલ, અને ખાતાવહી તથા સમનના ભતાની ચોપડી તથા ભતાની ખાતાવહી.
૨ આવક તથા જાવક રજીસ્ટરો.
૩ દાવાની અરજીઓ ના મંજુર કરેલી તેનું રજીસ્ટર.
૪ વકીલોને પઈસા પાછા આપ્યા તે બાબતની પોહોચ બુક.
૫ વારશીક તથા માશીક પત્રકોની ફાઈલ.
૬ પગારના તથા કંટીનજંટના આબસ્ટરાકટો.
૭ મામલતદારો વચે પ્રચુરણ ચાલેલાં લખાણો.
૮ હુકમ નામાને માટે કરેલી અરજીઓની ફાઈલ.
૯ વારશીક પત્રકોની ફાઈલ.

૧૦ કેસની સુણાવણી બાબત કરેલી નોટીસોની ફાઇલ.
૧૧ શીપાઇને બજાવણી માટે આપેલા સમનો તથા નોટીસની બુક.
૧૨ પક્ષકારોને હુકમનામાની નકલો આપેલી તેની પોચ બુક.
૧૩ પરચુરણ આપેલાં લખાણો.
૧૪ વકાલત નામાનું રજીસ્ટર.
૧૫ મામલતદારની તીજોરીમાં મુકેલા પઇસાની પોચ બુક.
૧૬ પોસ્ટ ટીકીટોના હીસાબની ચોપડી.
૧૭ પોસ્ટ બુકો.
૧૮ ભતાની ઉપજ ખરચની ચોપડી.
૧૯ રજા પત્રકોની ફાઇલ.
૨૦ અઠવાડીયાના રીપોટની ફાઇલ.
૨૧ હજુર દફતરખાનામાં કાગલો મોકલ્યાની ફેરીસ્ત નકલોની ફાઇલ.
૨૨ જડજને લખેલા કાગળો જેના જવાબ ન આવેલા તેની ફાઇલ.
૨૩ વકીલોને રજા આપ્યા બાબતના રીપોટની ફાઇલ.
૨૪ હજુરમાં પરચુરણ કરેલા રીપોટની ફાઇલ.
૨૫ પરચુરણ કામમાં કરેલી દરખાસ્તની ફાઇલ.
૨૬ રજીસ્ટર બાબતની વસુલ કરેલી ફીના હીસાબની ચોપડી.

---

૨

## સ્માલકાજ કોરટો.

૧ જ્યાં જગોની તંગાઇ હોય તયાં દાવાની અરજી અથવા બીજી અરજી શીવાય, તમામ કામના ચાલેલા કાગળીયા તથા પ્રચુરણ કામના કાગળીયા, હુકમનામુ અથવા છેવટનો હુકમ તથા પક્ષકારોએ દાખલ કરાવેલા કાગળીયાઓ, છેવટ ફેસલાની તારીખથી ૭ વર્ષબાદ નાશ કરી શકાય છે.

૨ ડીસટરીકટ અને તાબાની કોર્ટોના નીરઉપયોગી કાગળો નાશ કરવા બાબતના નિયમોની કલમ ૩જી સદરહુ કલમની રકમ ૫, ૬ અને ૯ શીવાયની, સમાલકોજ કોરટોને લાગુ છે.

---

૩

## રેવન્યુ કોરટો.

૧ મુંબઇ આકટ ૫ સન ૧૮૬૪ માં તથા આકટ ૩ સન ૧૮૭૬ માં બતાવ્યા પ્રમાણેના સઘલા કેસો જેકે મામલતદારો સાંભળી શકે છે, તેના તમામ કાગળીયાઓ, છેવટના ફેંસલાની તારીખથી ૭ વરસ ગયા બાદ નાશ કરી શકાય છે. કામની ચોપડીઓ

જેની અંદર સદરહુ કામાની નોંધ કરવામાં આવી હોય તેને સલામત રાખવી; અને જે કામાના કાગળીયા નાશ કરવામાં આવ્યા હોય તે કામાની યાદી નંબરવાર કરવી. જુના કામના કાગળીયા પ્રથમ નાશ કરવા.

---

૪

## સેશન કોરટો.

૧ સેસન કોરટમાં ચાલેલા કામાના ગુજરાતી દફતરો, જે સાલની અંદર કામની તજવીજ પુરી થઇ રહી હોય, તે સાલથી દર વરસની આખરે નાશ કરવાં.

૨ પરંતુ તોહમત નામું અથવા તોહમતનામાં (તેમાં કાંઇ ફેરફાર કરયો હોયતો તે સુધાં) બીજા દસ વરશ સુધી રાખવા, અને તે બાદ નાશ કરવાં.

૩ ચાલેલા કામાના ઇંગ્રેજી દફતરો હમેશને માટે સંભાળથી રાખવાં.

૪ મુંબાઇનો આક્ટ ૪ સન ૧૮૨૫નો અમલમાં આવ્યા પહેલાં ફોજદારી જેહલના વહીવટ સંબંધીના દફતરો જે હાલ સેસન કોરટના કબજામાં રાખેલાં હોય,તો; તે સંબંધી, જો દફતરખાનામાં જગોની તંગાશ છે એવું માલુમ પડેતો સેશન જડજે સુપરીન્ટેન્ડેન્ટને એવી ખબર આપવી કે, જે દસ્તાવેજોની તેને જરૂર હોય તે શીવાયના બીજા કાગળીયા નાશ કરવાના છે. આ બાબત વિચાર કરવા સુપરીન્ટેન્ડેન્ટને ૭ માસની મુદત આપવી અને પછી બાકી રહેલા કાગળો નાશ કરવા.

---

૫

## માજીસ્ત્રેટોની કોરટો.

૧ તોહમતનામું, હુકમ, અને સજાના કાગળીયા શીવાય, બીજા અને ત્રીજા વરગના મેજીસ્ટરેટોએ ચલાવેલાં કામના સઘળા કાગળો, છેવટના ફેંસલાની તારીખથી બાર માસ બાદ, નાશ કરવા.

૨ બીજા અને ત્રીજા વરગના મેજીસ્ટરેટોએ ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટરેટના તરફ મોકલેલા માસીક પત્રકો, બાર વરસ બાદ નાશ કરવાં.

૩ તોહોમતનામું, ફેંસલો અને સજાના કાગળીયા શીવાયના બીજાં તમામ કામા જે ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટરેટો અને પેહેલા વરગના મેજીસ્ટરેટોએ ચલાવેલા હોય તેના કાગળીયા, ૭ વરસ બાદ નાશ કરવા.

૪ જે ગુનેગાર પકડાયા ન હોય તેની બાબતમાં જે કામાની જરૂર હોય અથવા જે ચોરાએલી વસ્તુના ઓળખાણ માટે જે કામાની અગત્ય હોય તેવા કામાના કાગળીયા નાશ ન થાય એ બાબત પુરતી સંભાળ રાખવી.

૫ નીચેના કાગળીયા જે ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટરેટો પાસે હોય અથવા તેના તાબામાં હોય તેનો નાશ નીચે બતાવ્યા પ્રમાણે કરવો:—

## ૭ વરસ પછી.

૧ સારવજનીક સુલેહના ભંગના કેસોના કાગળીયા છેવટના ફેંસલાના કાગળીયા શીવાય.

૨ ફોજદારી કામ ચલાઊ ધારાની કલમ ૫૩૬ પ્રમાણે ધાનલુગડાં અપાવવાના કામના કાગળીયા મુળ અરજી અને છેવટના હુકમના કાગળીયા શીવાય.

૩ ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૫૧૮ પ્રમાણે હરકત સંબંધી કામો તથા ૫૨૧ પ્રમાણે નુકશાનીના કામોના કાગળીયા છેવટ હુકમ શીવાય.

૪ ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૪૧૭ પ્રમાણે શક પડતી મીલકતની વ્યવસ્થા કરવા સબંધીના સઘળા કાગળો અથવા ફોજદારી ગુનાની સંબંધની મીલકતની વ્યવસ્થા કરવા સંબંધીના તથા કોઈ દાવો નહી રાખતા હોય એવી મીલકત સંબંધીના રીપોટ પત્રકો તથા તમામ કાગળીયા.

૫ ફોજદારી કામ ચલાઉ ધારાના પ્રકરણ ૩૭ પ્રમાણે સુલેહ રાખવા બાબત રીપોટ ઉપર ચાલેલા કામના કાગળીયા, અથવા ફોજદારી કામ ચલાઉ ધારાના પ્રકરણ ૩૮ પ્રમાણે સારી ચાલને માટે જામીન આપવા બાબતના કામના કાગળીયા, છેવટ હુકમ શીવાય.

૬ ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૨૬૬ પ્રમાણે અપીલોની સબંધમાં ચાલેલા કામના કાગળીયા.

## પાંચ વરસ પછી.

૭ પોલીસ પટેલોની નીમણુંક બાબતના માશીક પત્રકો અને સનદો કહાડવા બાબતના તમામ કાગળીયા.

૮ પોલીસ પટેલની ગફલત અથવા બીજી ગેરવરતણુંક સંબંધીના તમામ રીપોટો અને તેથી તેઓને નોકરીથી દુર કર્યા બાબતના કાગળીયા.

૯ અકસમાત અથવા અસ્વભાવિક મોત બાબત પોલીસે કરેલા રીપોટો અને તે બાબત કરેલી તપાસના કાગળીયાં.

૧૦ સન ૧૮૬૦ના આકટ ૩૧ મા પ્રમાણે પરવાનગી મેળવવા કરેલી અરજીઓ તથા તે સંબંધી બીજા કાગળો.

૧૧ પરવાનગી શીવાય અફીણ વેચનારને પકડવા વોરંટની અરજીઓ અને તે સબંધીના બીજા કાગળો.

## બે વરસ પછી.

૧૨ જેલના કેદીઓનાં દર અઠવાડીયાનાં પત્રકો.

૧૩ ડબા સંબંધીના અઠવાડીયાના પત્રકો.

૧૪ ડીસપેનસરી અમલદારો તરફથી અઠવાડીયાના પત્રકો.

૧૫. જન્મ અને મરણનામાશીક પત્રકો.

૧૬ તજવીજ નહી પગ્એલા તોમતદારના, તથા ૨૧માં ઢગલબાજી બાબતના આકટ પ્રમાણેના કામો તથા શીકા બાબતના કામોના ત્રીમાશીક પત્રકો.

૧૭ પુછેલા અભીપ્રાયના જવાબ નહી આવેલા કામોના માશીક તથા ત્રીમાશીક પત્રકો.

૧૮ ન્યાય ખાતાનાં વારશીક હકીકત પત્રકો.

૧૯ તાબાની જેલોનાં વારશીક પત્રકો.

૨૦ ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૧૪૭ પ્રમાણે જે ફરીયાદો માંડીવાળી હોય તે.

૨૧ ઠગાઈ અને લુટ બાબતના પત્રકો તથા જંગલી જાનવરો મરાયા બાબત, કેદીઅેાને ફરી પકડયા બાબત, મુચરકાના ભંગ થયા બાબત, ગામડાના અમલદારોને નોકરી બદલ આપેલી જમીન ફરી સરકારમાં આપ્યા બાબત, સરકારી જંગલમાંના લાકડાની ચોરી કરનાર સખસને પકડવાથી ઇનામ આપ્યા બાબત, અને નાશી ગએલા કેદીઅેાને પકડવા બાબત ઇનામ આપવા બાબતનાં પત્રકો.

૨૨ દીવાના સખસોને માટે પોલીસ અમલદારો તરફથી આવેલા રીપોટો તથા પત્રકો.

૨૩ ઢોરમાં બીમારીનો ઉપદ્રવ તથા કોલેરા ચાલ્યા બાબતના રીપોટ તથા પત્રકો તથા તે બાબત ચાલેલા લખાણના કાગળીયા.

૨૪ બાળવાની તથા દાટવાની જમીનો બાબત પત્રકો.

૨૫ અકસમાત આગ લાગેલી તે બાબતનાં પત્રકો તથા કાગળો.

૨૬ જીલ્લાની અંદર કુચ કરતા લશકરને માટે કરેલી ગોઠવણના રીપોટ તથા કાગળીયા; કમીટ કરેલા કામોનું છેવટ થયા બાબતના કાગળીઆ, છુપો ખજાનો માલમ પડ્યા બાબતના રીપોટો, ચીફ કોન્સટેબલની અેાફીસો, પોલીસ ચોકીયો તથા જેલોની મરામત બાબતના કાગળીયા, તથા અફીણ વેચવાની દુકાનો વિગરે મોરમના દીવસમાં બંધ રાખવા બાબતના કાગળીયા.

૨૭ ન્યુસપેપરો સાથેના રીપોટો.

૨૮ બીજા જીલ્લામાં કેદીને મોકલ્યા બાબતના રીપોટો.

૨૯ હાઈકોટના સરકારી વકીલ તથા ડીસ્ટ્રીકટ કોટના પબલીક પ્રોશીક્યુટર તરફથી અપીલો તથા કેસોનો છેવટ નીકાલ થયા બાબતના રીપોટો.

૩૦ અેાફીસનો સામાન પુરો પાડવા માટેના રીપોટો.

૩૧ તાબાના મજીસ્ટરેટોઅે પરીક્ષામાં દાખલ થવા માગેલી રજા તથા માજીસ્ટરેટની સતાઅેા આપવા બાબત કરેલા રીપોટો.

૩૨ સમનની બજાવણી તથા વારંટોનો અમલ કર્યા બાબતના રીપોટો.

૩૩ ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૧૧૪ પ્રમાણેના પોલીસ રીપોટો.

૩૪ ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૧૩૨ પ્રમાણે તોમતદારને પકડયા બાબત પોલીસના રીપોટો.

૩૫ ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૧૧૭ અને ૧૨૫ પ્રમાણે પોલીસમાં ચાલેલા કામના કાગળો.

૩૬ પરચુરણ પત્રકો તથા રીપોટો.

૩૭ ઢોરના ડબા ખાતાને લગતુ લખાણ, અને ડબામાં પૂરેલાં ઢોરની વેચાણ કરવાથી ઉપજેલી કીમત તેના માલીકોને આપ્યા બાબતના કાગળો.

૩૮ માશીક પત્રકો તઇયાર કરવા માટે ખુલાસાવાર મગાવેલી હકીકતોના કાગળો

૩૯ જાહેરાત દસ્તાવેજોની નકલો માટે કરેલી અરજીઓ.

૪૦ ફોજદારી કામ ચલાઉ ધારાની કલમ ૫૨૪ પ્રમાણે કરેલા હુકમોની નકલો.

૪૧ છાપેલા નમુના મંગાવવા બાબતના કાગળો.

૪૨ સેશન કોરટમાં કમીટ કરેલા કામો સંબંધીના પરચુણ કાગળો.

૪૩ હાઇકોરટ તરફ મોકલેલાં કાગળોની યાદીઓ તથા તે સંબંધી ચાલેલાં લખાણો.

૪૪ શીલી કહાડનાર અમલદારોની, નીમનોક, ફેરબદલી તથા રજા સંબંધી ચાલેલાં લખાણો તથા શીલીના ઉપદ્રવના ફેલાવ બાબતના રીપોરટો.

૪૫ જે સખસોને જાતે હાજર રહેવા હુકમ લખવામાં આવ્યા હોયં તે અને તે સંબંધી ચાલેલાં લખાણો.

૪૬ કેદીઓને જેલની અંદર દાખલ કરયા બાબતની જેલરની પોહોચ.

૪૭ શાહેદોને ભતુ આપવા બાબતની અરજીઓ તથા રીપોરટો.

૪૮ ચાલતા ભાવ બાબતના કાગળો.

૪૯ કેદીઓને દેશી રાજ્યમાં મોકલ્યા બાબત, કેદીને જામીન ઉપર રાખ્યા બાબત, ગેરકાયદે મળેલી મંડળી વીખેરવા બાબત, દંડનો તોડ કરયા બાબત, મજીસ્ટ્રેટોના હીસાબની તપાસ બાબત, ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૪૭ પ્રમાણે કેસો બીજી કોરટમાં મોકલવા બાબત, તથા શીલી (માતા) ફરજથી કહાડવા બાબતના કાગળો.

---

૬

## સઘળી કોર્ટોને માટે સામાન્ય નીયમો.

૧ દફતરદારને કામના કાગળીઆ સોંપવા પેહેલાં જે યાદી તઇયાર કરવામાં આવે છે તેની અંદર જે દસ્તાવેજોને કોઈ ખાસ કારણથી અથવા બીજી રીતે, હમેશને માટે સંભાળી રાખવાનાં હોવ, તે દસ્તાવેજના નંબર અને નામની આગળ એક (x) ચોકડી કરવામાં આવશે. એ પ્રમાણે સઘળા સંભાળી રાખવાના કાગળો હોય તેને ચોકડીની નીશાની કરવી, અને તેઓને સઘળા કામના પોટકાની ઉપર રાખવા જેથી બીજા કાગળોમાંથી તેને જુદા પાડવાનું સેહેલાઈથી બની આવે.

૨ નીશાની વગરના કાગળોનો નાશ કરયાની તારીખ, કાગળોની તઇઆર કરેલી યાદીની અંદર નોધી રાખવી, અને તે યાદી સંભાળી રાખવી.

૩ કાગળોં નાશ કરતી વખતે પુરતી સંભાળ લેવાની છે કે નિયમ પ્રમાણે જે કાગળો નાશ કરવાના નથી, તેનો નાશ ન થાય અને નીચે બતાવેલી જાતના કાગળો નાશ નહી કરવા;—

(અ) પબલીક રેવન્યુને લગતા કાગળો.

(બ) આ રાજ્ય અથવા, બાજી રાજ્યની રેવન્યુના વહીવટને લગતા કાગળો તથા રેવન્યુના જુદા પાડવા બાતબતના કાગળો તથા તે બાબતના હીસાબના ચોપડાઓ અથવા તેની નકલો.

(ક) સ્થાવર મીલકત સંબંધીના ખતો અથવા તેવા ખતાની સહી સુધાની ખરી નકલો.

૪ સઘળી કોરટો જેને વરસની અંદર રજા આપવામા આવતી હોય, તેવી કોરટોની અંદર નિરઉપયોગી કાગળો નાશ કરવાનું કામ, રજાની શરૂ તારીખથી, જારી કરવું, અને, મોટા તેહેવારના દીવસો શીવાય જ્યાં સુધી તે કામ પુરૂ થાય ત્યાં સુધી, હેમશા જારી રાખવું. દરેક કોરટના કારકુનોની પુરતી સંખ્યાને જે કાગળો નાશ કરવાને માટે રાખ્યા હોય, તેના નાશ કરી રહ્યા સુધી, રજા ન આપવી.

સેશન અને ડીસટ્રીકટ કોરટો. તાબાની દીવાની કોરટો સમાલકાજ કોરટો.

૫ સદરહુ કાગળીઆને ફાડી નાખી તેના નાના ટુકડા કરવા, જેને પછી પાણી અંદર ચોવીસ કલાક સુધી રાખવા, અને બાદ જે વધારે કીમત આપે તેને વેચવા.

**૬ આબરૂદાર તથા મરતબાવાળા સખસો તરફ સઘળી દીવાની, રેવન્યુ, અને ફોજદારી કોરટોએ કેવી રીતે વરતણુક રાખવી તે બાબતના સરક્યુલર હુકમો.**

૧ જ્યારે પેહેલા વરગના સરદારને અથવા કોઈ દેશી ગૃહસથ જેને, સન ૧૮૯૬ તારીખ ૩ મેના સરકારી ગેજેટને પાને ૯૮૭ મે છપાવેલી જાહેર ખબરથી અથવા બીજી એવી જાતની કોઈ જાહેર ખબરથી પેહેલાવરગના સરદાર તરીકે ગણવામાં આવ્યો હોય તેને કોરટમા બોલાવવામા આવે તો, જે ઉંચી કરેલી જગો ઉપર જડજ બેસે છે, તે જગોએ તેને ખુરશીની બેઠક આપવી, અને તેને બેશીને જુબાની આપવા રજા આપવી.

૨ જ્યારે બીજા અથવા ત્રીજા વરગના સરદારને, અથવા કોઈ દેશી ગરહસ્થ જેને સને ૧૮૯૬ તા. ૩ મેના સરકારી ગેજેટને પાને ૯૮૭ મે છપાવેલી જાહેરખબરથી, અથવા એવી જાતની બીજી કોઈ જાહેર ખબરથી, બીજા અથવા ત્રીજા વરગના સરદાર ગણ્યા હોય, તેવા શખ્સને કોરટની અંદર સાક્ષી પુરવી હોય ત્યારે, જે ઉચ્ચી કરેલી જગો ઉપર જડજ બેસે છે તેની નીચે, કોઈ સગવડ પડતી જગોએ, તેને ખુરશીની બેઠક આપવી અને તેણે બેશીને જુબાની આપવી.

૩ ઉપર શીવાયના બીજા તમામ સરદારો અથવા એવીજ સ્થીતીના દેશી ગરહસ્થોએ જુબાની લેતા પહેલાં સોગન ખાતી વખતે ઉભુ રહેવું અને બાદ આપેલી બેઠકે

બેસવું.

૪ મુંબઈ ઈલાકાની સઘળી ન્યાયની કોરટોમાં, દેશીઓએ જોડા પહેરવા બાબત નિચે-
ના નિયમો, લાગુ પાડવામાં આવશે.

(અ) ન્યાયની કોરટમાં જનારા દેશી લોકોએ પોતાના દેશી રીવાજ અથવા ધુંગરે-
જી રીવાજ પ્રમાણે રહેવા, પોતાની મરજી ઊપર છે.

(બ) જો તેઓને પોતાનો દેશી રીવાજ પસંદ છે અને દેશી જોડા પહેરશેતો, તે-
ઓએ કોરટના બીછાના ઉપર આવતા પહેલાં, અથવા સાક્ષી દેવી હોય તો સો-
ગન લેતાં પહેલા તેઓએ દેશી જોડા કાહાડી નાંખવા પડશે.

(ક) પારશી લોકોને સોગન લેતી વખત તેઓએ પહેરેલા જોડા રાખવાની ર-
જા આપવી.

૫ માજી સદર અદાલતનો કરેલા સરકયુલર. સુચનાને માટે, નીચે પ્રમાણે ફરી પ્રશીધ
હલકી જાતના લોકો. | કરવામાં આવે છે:—

જડજો તરફ—

કોરટમાં ચાલતા મુકદમાની અંદર પક્ષકાર તરીકે અથવા શાહેદી તરીકે જાતી ભ-
રષ્ટ અથવા હલકી કોમના લોકો હોય, તેઓને કોરટની અંદર ન આવવા દેવાનો
રીવાજ સામાન્ય રીતે ચાલે છે, એવું સદર દીવાની અદાલતના જાણવામાં આવ
વાથી સરકારના અનુમતથી જડજોએ કરેલા હુકમની રૂએ હું જણાવું છું કે; નામદાર
જડજો સદરહુ ચાલતા રીવાજ ના પસંદ કરે છે, કેમકે તે ઇનસાફના હેતુથી વી-
રૂધ છે. તેમજ બ્રાહ્મણો અને બીજી ઊંચી જાતી વરગના લોકોની અપવિત્રપણાની
લાગણી માટે તે રીવાજ ચલાવવા કંઇ જરૂર જણાતી નથી.

માટે તે બાબત વળી વધારે જણાવવા તમને જરૂર છે કે, તમોએ તમારા તાબા
ના અમલદારો તરફ એવા હુકમ લખવા કે, તેઓએ ઉપર બતાવેલી કોમના લોકોને
કોરટનીઅંદરઆવવા દેવા, અને તેઓને વળી એવું પણ જણાવવું કે બીજા લોકો
સાથે તેવી હલકી જાતના લોકોને સ્પર્શાપર્શ ન થાય એવી ગોઠવણથી સંભાળ
ભરેલી રીતે કરવી.

મુંબઇ સદર દીવાની અદાલત.

તા० ૧૭ નવેમ્બર સન ૧૮૪૩.

૬ જડજોના જભા માટે.

ન્યાય ખાતાના અમલદારોએ નિચેના નિયમો પ્રમાણે પોતાનો લીબાસ રાખવો:—

(અ) ડીસ્ટ્રીક્ટ અને શેશન જડજોએ તથા આશીસ્ટંન્ટ જડજોએ માહારાણી સાહે-
બના સલાહકાર બારીસ્ટરના જેવો કાળા રેશમનો જભો પહેરવો અને બારી-
સ્ટરના જેવો બંધ બાંધવો.

(ખ) સ્માલકાજ કોરટના જડજોએ તથા પેહેલા વરગના સબોરડીનેટ જડજોએ બારીસ્ટરના જેવો જભો કાળાઆલપાકાનો પેહેરવો, તથા બંધ બાંધવો.

(ક) બીજા વરગના સબોરડીનેટ જડજોએ કાળા આલપાકાનો ખુલતો જભો બાંયો સાથે પેહેરવો તથા બંધ બાંધવો.

૪ પોસ્ટની ગોઠવણ તથા પત્રકો મોકલવા બાબતના નિયમોઃ—

૧ સેશન જડજોએ, હાઇકોરટમાં ફોજદારી કામના કાગળીયા મોકલવામાં નિચેના નિયમો પ્રમાણે વરતવુ;——

ફોજદારી કામોના કાગળીયાં.

નિયમ ૧ લો—હાંશીયામાં બતાવેલા જીલ્લાઓના સેશન જડજોએ,ઇંગરેજી કાગળીયા પ્રથમ મોકલવા,અને તે પોહોચ્યાની રશીદ આવ્યા પછી, અસલ કાગળોનું પુડકુ રજીસટર કરાવી તુરત મોકલવું.

અમદાવાદ
અહમદનગર
ખાનદેશ.
પુના અને સોલાપુર
સુરત
થાણા અને નાશીક

નિયમ ૨ જો—હાંશીયામાં બતાવેલા જીલ્લામાં, કામના કાગળીયાની સાફ નકલો પ્રથમ મોકલવી, અને વચમાં ત્રણ દીવસનો અંતર મુકી, અસલ કાગળીયા પાછળથી, રજીસ્ટર પુડકામાં મોકલવા.

બેલગામ અને કલાદગી
ધારવાડ
રતનાગીરી
સતારા
કાનડા

નિયમ ૩ જો—જે જગોએ આશીસ્ટન્ટ જડજની કોરટ બીજા જુદા સ્થળે હોય, તેવા આશીસ્ટન્ટ જડજે જે કામના કાગળીયા પોસ્ટ દ્વારાએ મોકલે તેને ઉપરનો નિયમ ૧ લો લાગુ છે; અને દરેક વખતે જે કાગળીયા મોકલવામાં આવે તેની સાફ નકલો કરવી.

૨ જ્યારે કાગળીઆ ઘણા હોવાથી, બેંગી કરી કોઇ કોરટ તરફ મોકલવામાં આવે, ત્યારે, તે કાગળો ચલાવ્યા બાબતની જુદા લખાણથી ટપાલદ્વારાએ ખબર આપવી.

ભારે પુડકાં બેંગીમાં મોકલવા તથા તે બાબત ખબર આપવા.

આવી ગોઠવણ હાઇ કોરટમાં પણ કરવામાં આવશે. જો કદી કાગળો મોકલ્યા બાબતનું લખાણ પોહોચ્યા પછી, યોગ્ય વખતમાં સદરહુ કાગળીયા પોહોચે નહી તો તે બાબતનો રીપોરટ એકદમ કરવો.

૩ નીચે બતાવેલાં પત્રકો તથા કાગળીયા, દરેકની સામી બાજુએ બતાવ્યા પ્રમાણે હાઇ કોરટમાં મોકલવાઃ——

પત્રકો વીગેરે શી રીત મોકલવાં.

| | | |
|---|---|---|
| ૧ દીવાની અને ફોજદારી માશીક અને ત્રિમાશીક પત્રકો. | .. | ચેરા કરીને મોકલવાં. |
| ૨ હાઇ કોરટની અંદર તોમુતદારે અપી | .. | એજન |

| | | |
|---|---|---|
| | લ કરવાથી ફોજદારી કામચલાઉ ધારાની કલમ ૪૬૪ પ્રમાણે લખેલા કારણોની નકલો. | |
| ૩ | હાઈકોરટના ફોજદારી તથા દીવાની ખાતામાંથી કામના કાગળીયા પાછા મોકલ્યા તેની પોહોચ .. | ફકત પોહોચ ઉપર સહી કરવી અને કંઈ જુદુ લખાણ કર્યા શીવાય પાછી બીડવી. |
| ૪ | રીસપોન્ડેન્ટો ઉપર સમનો બજાવવા ડીસ્ટ્રીક જડજ તરફ મોકલેલા હોય ત્યારે. .. | હાઈકોરટે લખેલા કાગળ ઊપર શેહેરાની સાથે તે પાછા મોકલવા. |

૫ નીચે બતાવેલા નમુના પ્રમાણે ડીસ્ટ્રીકટ જડજો અને ડીસ્ટ્રીકટ મેજીસ્ત્રેટોએ, દરેક ત્રણ માસની આખરે, હાઈકોરટના રજીસ્ટરાર તરફ મોકલેલા કાગળો, તથા તેના તરફથી આવેલા કાગળો, જેઓના જવાબ લખ્યા ન હોય, એવા કાગળીયાના સાધારણ રજીસ્ટરો, હાઈકોરટમાં મોકલવા.

નામદાર હાઈકોરટને લખેલા પત્રો જેના જવાબ નથી આવ્યા, તેનું ત્રિમાસીક પત્રક.

તારીખ માહે સને ૧૮૭

| કાગળો નંબર અને તારીખ. | જે બાબતસર કાગળ લખેલા તે. | રવાના કર્યાની તારીખ. | ટીકા. |
|---|---|---|---|
| | | | |

નામદાર હાઈકોરટ તરફથી આવેલા કાગળો જેના જવાબ નથી લખાયા, તેનું ત્રિમાસીક પત્રક.

| કાગળનો નંબર અને તારીખ. | જે બાબતસર કાગળ લખેલા તે. | કાગળ પોહોચ્યાની તારીખ. | ટીકા. |
|---|---|---|---|
| | | | |

## ૬ સ્થાનીક ચાલતાં નાણાં.

ડીસ્ટ્રીકટ જડજો અને તેના તાબાની કોરટોને જાણવા માટે, સ્થાનિક ચાલતાં નાણાંની નકી કીમત જાણવા માટે અકોન્ટ્રંટ જનરલ સાહેબ ઓફીસમાંથી મળેલું કોષ્ટક નિચે પ્રસિધ્ધ કરવામાં આવે છે.

| નામ. | તારીખ. | વજન | તાવણી | કસોટી | ચોખ્ખુ | ૧·૧૦૦ એ ન કી કીમત | કઈ જગોએ ચાલે છે | ટીકા. |
|---|---|---|---|---|---|---|---|---|
| | | ગ્રેનમાં | કેરેટ અને કે ૨૨ ગ્રેનમાં. | સઈકડે ચોખી ધાતુ | ગ્રેનમાં | સરકારી મોહોરમાં | | |
| | | | | સોનાના શીકા—મોહોર | | | | |
| અમદાવાદ .. | .. | ૧૬૫·૨૧૦ | ૧·૨ બ | ૯૭·૯૧૭ | ૧૬૧·૭૬૮ | ૯૮·૦૪૦ | .. | .. આ શીકો શેહેર ની અંદર ચાલેછે |
| ઓગણશાળી .. | .. | ૧૬૬·૦૦૦ | ૯·૦ વ | ૮૭·૯૧૭ | ૧૪૫·૯૩૮ | ૮૮·૪૪૭ | નાગપુર. | |
| આરકોટ મહમદશાહી | સુર્ય ૧ | ૧૬૬·૩૦૦ | ૧·૦½ બ | ૯૬·૪૦૦ | ૧૬૦·૨૪૦ | ૯૭·૧૧૩ | | |
| અસરફી, નવી .. | .. | ... | .. | .. | .. | .. | .. | .. જોધી, જેપુર બાહાદરશાહી |
| ઓરંગાબાદ .. | હીજરી ૧૦૬૭ | ૧૬૪·૬૭૦ | ૨·૦ બ | ૧૦૦·૦૦૦ | ૧૬૪·૬૭૦ | ૯૯·૮૦૩ | દક્ષણ | બાહારમાં શીકો પડે છે. (?) |
| ફરકશીર .. | .. | ૧૬૮·૭૮૦ | ૧·૦⅝ ,, | ૯૬·૪૮૪ | ૧૬૨·૮૪૫ | ૯૮·૬૯૫ | | |
| મુંબઈ, જુનો .. | .. | ૧૭૩·૦૦૦ | ૦·૩½ ,, | ૯૫·૪૦૦ | ૧૬૮·૦૦૦ | ૧૦૨·૨૪૩ | | |
| ,, નવો .. | .. | ૧૭૪·૯૯૦ | ૨·૦ વ | ૮૩·૩૦૦ | ૧૮૫·૮૨૦ | ૮૮·૩૭૭ | | |
| ,, ... .. | ઇસવી ૧૮૦૦ | ૧૭૯·૦૦૦ | ૦·૦¼ બ | ૯૧·૯૦૦ | ૧૬૪·૬૮૦ | ૯૯·૮૦૭ | | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ,, .. .. | ,, ૧૮૩૦ | ૧૮૦·૦૦૦ | સડ | | ૯૧·૬૬૭ | ૧૬૫·૦૦૦ | ૧૦૦·૦૦૦ | | |
| ,,સોનાનો રૂપિયો | .. | ૧૧·૬૩૦ | ૦·૦ ૭/૮ | ૧. | ૯૦·૮૨૦ | ૧૦·૮૩૪ | ૬·૫૬૫ | | |
| ,, ,, ,, | .. | ૧૪·૫૦૫ | ૧·૦ ૧/૨ | ૧. | ૮૬·૯૭૯ | ૧૨·૬૧૬ | ૬·૭૨૩ | .. .. | મુંબઈની જુની અને સુરતની મ્હોર પ્રમાણે |
| બુરાનપુર | .. | ૧૬૯·૫૦૦ | ૧·૩ ૩/૮ | બ | ૯૯·૫૦૦ | ૧૬૮·૬૨૦ | ૧૦૨·૧૯૨ | .. .. | |
| ઈસ્ટઇંડીઆ કંપનીના | ઈ.સ. ૧૮૩૫ | ૧૮૦·૦૦૦ | સડ | | ૯૧·૬૬૭ | ૧૬૫·૦૦૦ | ૧૦૦·૦૦૦ | આખા હિંદુસ્તાનમાં | સ.૧૮૩૫ના આ.પ્ર.૯ જુપાડવામાં આવે છે. |
| પૂના | .. | ૧૫૮·૫૫૦ | ૨·૦ | બ. | ૧૦૦·૦૦૦ | ૧૫૯·૫૫૦ | ૯૬·૬૯૪ | .. .. | સોનાના શીકા કાયદા પ્રમાણેનું નાણું બંધ થયું છે તા૦૧૭ આગષ્ટ સન ૧૮૩૫ |
| શાહા આલમ બાદશાહગાજી | હીજરી૧૧૮૪ | ૧૯૦·૨૫૦ | ૧·૨ ૫/૮ | ,, | ૯૮·૨૦૦ | ૧૮૬·૮૦૦ | ૧૧૩·૨૧૨ | સુરત અને ગુજરાત | |
| સુરત | સુરત્ય ૧૯ | ૧૭૦·૧૫૦ | ૧·૩ ૩/૪ | ,, | ૯૯·૮૦૦ | ૧૬૯·૭૧૦ | ૧૦૨·૮૫૩ | .. .. | મુંબઈની જુની મ્હોર |
| ,, | .. | ૧૭૮·૦૦૦ | સડ | | ૯૧·૬૬૭ | ૧૬૩·૧૭૦ | ૯૯·૩૦૭ | .. .. | સરાસરી |
| | | | | | સોનાનાશીકા—પિગોડા અથવા હનસ. | | | | |
| બાબુ ખાની | .. | ૫૩·૨૦૦ | ૦·૨ ૫/૮ | બ | ૬૪·૪૫૦ | ૫૦·૨૨૨ | ૩૦·૪૩૭ | સિંધ | |
| ,, | .. | ૫૧·૯૦૭ | ૦·૩ ૧/૨ | ,, | ૬૫·૩૪૦ | ૪૯·૪૬૭ | ૨૯·૯૮૦ | ,, | |
| બાહાદુરી | .. | ૫૪·૦૦૦ | ૧·૨ ૫/૮ | વ | ૮૪·૭૫૦ | ૪૫·૭૬૫ | ૨૭·૭૪૧ | દક્ષણમહારાષ્ટ્ર | |
| ભતાડી | .. | ૫૨·૯૦૦ | ૧·૨ ૫/૮ | ,, | ૮૪·૭૫૦ | ૪૪·૮૩૨ | ૨૭·૧૭૦ | એજન | |
| ધારવાડ | .. | ૫૦·૫૨૦ | ૩·૩ | ,, | ૭૬·૦૦૦ | ૩૮·૪૨૦ | ૨૩·૨૮૦ | કરણાટક | ભાગેજ |
| ધારવા થરેકી | .. | ૫૩·૮૫૦ | ૧·૨ ૧/૪ | ,, | ૮૫·૨૫૦ | ૪૫·૯૦૭ | ૨૭·૮૨૨ | દક્ષણ મહારાષ્ટ્ર | |
| ગદપડી | હીજરી૧૧૭૪ | ૫૦·૯૭૦ | ૩·૨ ૩/૪ | ,, | ૭૬·૩૭૫ | ૩૮·૯૨૮ | ૨૩·૫૯૨ | .. .. | પેશવાને માટે ધારવાડ અને નરગુદમાં |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | પડતા |
| હાલી સીક્કા | ,, ૧૧૭૪ | ૫૦·૯૦૦ | ૩·૨¾ | ,, | ૭૬·૩૭૫ | ૩૮·૮૩૪ | ૨૩·૫૬૦ | | |
| જુના ધબાકી | ... | ૫૨·૫૦૦ | ૧·૩ | ,, | ૮૪·૩૭૫ | ૪૪·૨૯૬ | ૨૬·૮૪૬ | દક્ષણ મહારાષ્ટ્ર | |
| ફુજર | .. | .. | .. | | .. | .. | .. | .. | .. જોવો ફીરમાવજેદ |
| ફીરમાવજેદ | ... | ૫૨·૫૦૦ | ૧·૦¾ | ખ | ૯૬·૬૨૦ | ૫૦·૭૨૧ | ૩૦·૭૪૦ | અવરશીંધ | |
| કડવનાણી | ઊજરી ૧૧૭૪ | ૫૦·૭૫૦ | ૩·૨¾ | વ | ૭૬·૩૭૫ | ૩૮·૭૬૦ | ૨૩·૪૯૦ | .. | .. પેશવાને માટે ધારવાડ અને નરગુંદમાં પડતા. |
| નાગરથરકોફી | .. | ૫૨·૯૦૦ | ૧·૨½ | ,, | ૮૫·૧૨૫ | ૪૫·૦૩૧ | ૨૭·૨૯૧ | દક્ષણ મહારાષ્ટ્ર | |
| નમ્બેડી | .. | ૫૨·૮૨૦ | ૧·૩ | ,, | ૮૪·૪૦૦ | ૪૪·૫૭૦ | ૨૭·૦૧૦ | .. | .. ફતેહઅલીખાને પાડ્યા હતા |
| નવી એક્રી .. | .. | ૫૩·૦૦૦ | ૧·૨⅞ | ,, | ૮૪·૫૦૦ | ૪૪·૭૮૫ | ૨૭·૧૪૨ | દક્ષણ મહારાષ્ટ્ર | |
| પવન મરોફી .. | .. | ૫૨·૮૯૦ | ૧·૩ | ,, | ૮૪·૩૭૫ | ૪૪·૬૨૫ | ૨૭·૦૪૫ | દક્ષણ મહારાષ્ટ્ર | |
| વૈંડ્રાબ .. | .. | ૫૨·૫૦૦ | ૧·૨½ | ,, | ૮૪·૯૦૦ | ૪૪·૫૭૦ | ૨૭·૦૧૩ | .. | .. ફતેહઅલીખાને પાડ્યા |
| સતારી .. | .. | ૫૦·૦૦૦ | ૩·૩ | ,, | ૭૬·૦૦૦ | ૩૮·૦૨૦ | ૨૩·૦૪૨ | .. | .. સતારામાં પડતા |
| | | | સોનાના શીક્કા—હોતમસ. | | | | | | |
| ગફી .. | .. | ૫૦·૩૫૦ | ૧૧·૧½ | વ | ૪૪·૩૦૦ | ૨·૩૮૦ | ૧·૪૪૫ | દક્ષણ મહારાષ્ટ્ર | |
| ગોવલી .. | .. | ૫·૧૫૦ | ૧૬·૨ | ,, | ૨૨·૯૦૦ | ૧·૧૮૦ | ૦·૭૧૫ | .. | .. કડલર પાસે અંધારગરમાં પડતા. |
| | | | રૂપાના શીકા—રૂપિયા | | | | | | |
| અમદાવાદ | .. | ૧૨૩·૫૦૦ | ૯·૦ | ખ | ૯૫·૪૧૭ | ૧૧૭·૮૩૭ | ૭૧·૪૧૬ | ગુજરાત અને કચ્છ. | શહેરમાં ચાલતાં નાણાં. |
| ,, જુના | .. | ૧૬૨·૪૮૦ | ૧·૫ | વ | ૯૧·૦૪૨ | ૧૫૩·૪૦૦ | ૯૨·૯૫૮ | | |
| ,, ,, .. | સુરત ૨૦–૬ | ૧૭૦·૮૭૦ | ૨·૦ | ,, | ૮૩·૩૩૩ | ૧૪૮·૨૨૫ | ૮૯·૮૩૩ | | |
| અહમદનગર, જુના | .. | ૧૭૪·૫૦૦ | ૧૪·૫ | ખ | ૯૭·૭·૦ | ૧૭૦·૫૭૦ | ૧૦૩·૩૭૬ | | |
| અકાશાહી .. | .. | ૧૬૯·૯૪૦ | ૪·૨ | ખ | ૯૩·૪૬૩ | ૧૫૮·૮૩૧ | ૯૬·૨૩૪ | શીંધ. | |
| અલીબાગ .. | .. | .. | ... | | .. | .. | ... | .. | .. જુવો કુલાબા |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| અંકુશી જુના .. | .. | ૧૭૨·૦૦૦ | ૩·૫ | ખ | ૯૩·૧૦૦ | ૧૬૦·૧૭૦ | ૯૭·૦૭૫ | .. | .. પુના પ્રમાણે પૌરશ |
| ,, નવા .. | ... | ૧૭૩·૫૦૦ | ૨·૫ | ,, | ૯૨·૭૦૦ | ૧૬૦·૮૫૦ | ૯૭·૪૮૪ | | |
| આંબાશાહી ... | .. | .. | ... | | ... | .. | .. | .. | .. જુવો વડોદરા. |
| બાગલકોટા. .. | .. | .. | ... | | .. | ... | .. | ... | .. જુવો મલારશાહી |
| બખ્ખર .. | .. | ૧૭૧·૪૨૦ | ૪·૦ | ખ | ૯૩·૩૩૩ | ૧૬૩·૭૨૫ | ૯૯·૨૨૭ | શીંધ | |
| વડોદરા જુના ... | .. | ૧૭૩·૫૦૦ | ૩૧·૦ | વ | ૭૮·૭૫૦ | ૧૩૬·૬૩૨ | ૮૨·૮૦૭ | ગાયકવાડના મુલકમાં | |
| ,, નવા... | .. | ૧૭૭·૦૮૦ | ૧૫·૫ | ,, | ૮૫·૨૫૦ | ૧૫૦·૮૮૭ | ૯૧·૪૪૬ | | |
| ભરૂનગર .. | ... | ૧૭૯·૧૩૦ | ૭૩·૫ | ,, | ૬૧·૦૦૦ | ૧૦૯·૩૪૫ | ૬૬·૨૬૯ | | |
| ખીબાસપુર .. | .. | ૧૭૦·૯૦૦ | ૧૯·૦ | વ | ૮૩·૭૫૦ | ૧૪૩·૧૪૬ | ૮૬·૭૫૫ | પુના | |
| મુંબઇ જુના .. | ... | ૧૭૮·૩૩૨ | ૧૨·૦ | ખ | ૯૬·૭૦૦ | ૧૭૨·૩૯૦ | ૧૦૪·૨૮૨ | .. | .. સુરતનો જુનો રૂપિયો |
| ,, .. | ... | ૧૭૮·૭૫૦ | ૨·૫ | વ | ૯૦·૭૦૦ | ૧૬૧·૯૯૦ | ૯૮·૧૭૬ | .. | .. ,, હલકી કીમતના |
| ,, .. | ઈ. ૧૮૫૦ | ૧૭૯·૦૦૦ | ૦·૫ | ખ | ૯૨·૦૦૦ | ૧૬૪·૬૮૦ | ૯૯·૨૦૦ | ... | ... મુંબઈ અને કલકતામાં પડતા |
| ,, .. | ,, ૧૮૨૯ | ૧૮૦·૦૦૦ | સ૬ | | ૯૧·૬૬૭ | ૧૬૫·૦૦૦ | ૧૦૦·૦૦૦ | .. | .. હાલના રૂપિયા પ્રમાણે |
| ભરૂચ જુના .. | ... | ૧૬૭·૦૬૦ | ૭·૫ | ખ | ૯૪·૭૦૦ | ૧૬૭·૮૪૦ | ૧૦૧·૭૨૦ | મુંબઈ | |
| ,, નવા .. | ઈ ૧૮૨૧ | ૧૭૬·૨૦૭ | ૬·૦ | વ | ૮૯·૦૪૦ | ૧૫૭·૧૧૧ | ૯૫·૨૧૮ | | |
| બંદર ટંકસાલી .. | ... | ૧૭૩·૪૩૭ | ૬·૦ | ખ | ૯૫·૦૦૦ | ૧૬૪·૦૧૪ | ૯૯·૮૫૯ | મુંબઈ | |
| ,, ગરનાલી .. | .. | ૧૭૧·૫૬૨ | ૭·૫ | ,, | ૯૪·૭૧૨ | ૧૬૨·૬૩૩ | ૯૮·૫૬૨ | | |
| બુરાનપુર .. | .. | ૧૭૮·૮૦૦ | ૮·૫ | ,, | ૯૫·૨૦૦ | ૧૭૦·૨૩૦ | ૧૦૩·૧૭૧ | .. | .. ખાનદેશ અંદર શીંધીયાએ પાડેલા. |
| ખંભાત .. | ... | ૧૭૯·૧૭૦ | ૨૦·૫ | વ | ૮૩·૧૩૦ | ૧૪૮·૯૩૬ | ૯૦·૨૬૪ | નવાબના મુલકમાં. | ખંભાતમાં પાડેલા. |
| ખંભાત નવા .. | ... | ૧૭૮·૭૮૦ | ૩૬·૦ | વ | ૭૬·૬૧૦ | ૧૩૬·૯૬૩ | ૮૩·૦૦૭ | | |
| કલકતાના જુના શીક્કા .. | ઈ. ૧૭૯૩ -૧૮૧૮ | ૧૭૯·૬૬૬ | ૧૫·૦ | ખ | ૯૮·૦૦૦ | ૧૭૫·૯૨૩ | ૧૦૬·૬૨૦ | .. | .. સુરત્ય શક ૧૯ માના જુના મુરશીદાબાદનાં શકાઈ રૂપિઆ |
| ,, નવા શીકા.. | ,, ૧૮૧૮ —૩૨ | ૧૯૧·૯૧૬ | સ૬ | | ૯૧·૬૬૭ | ૧૭૫·૯૨૩ | ૧૦૬·૬૨૦ | .. | .. સ. ૧૮૧૮ના ૧૪ના ધારાથી ઉપડતી ફોરનારૂ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | પીઆ પાડ્યા. |
| ,, નવા.. | ,,૧૮૩૩-૩૫ | ૧૯૨·૦૦૦ | સડ | | ૯૧·૬૬૭ | ૧૭૬·૦૦૦ | ૧૦૬·૬૬૬ | .. | .. | સ. ૧૮૩૩ના ૭ આધા રાથી ઉપડતી કોર થી વાયના. |
| કયાની .. | .. | .. | ... | | ... | .. | .. | .. | ... | જેવી કરાંચી બંદર |
| ચંદેરી .. | .. | ૧૬૮·૭૦૦ | ૨·૫ | ખ | ૯૦·૭૦૦ | ૧૫૨·૮૮૦ | ૯૨·૬૫૬ | ઉતર કોકણ | | |
| ચાંદકુબીય જસવંતરાવ .. | ઈીજરી૧૨૦૯ —૨૦ | ૧૬૬·૦૦૦ | ૧૮·૦ | ,, | ૮૪·૧૬૭ | ૧૩૯·૭૧૭ | ૮૪·૬૭૭ | નાગપોર. | | |
| ચાતવીસ'ની .. | .. | ૧૭૬·૪૧૦ | ૮·૦ | ,, | ૮૮·૩૩૦ | ૧૫૫·૮૨૨ | ૯૪·૪૩૮ | કચ્છ | | |
| કોલાબા ... | .. | ૧૭૦·૯૬૦ | ૧૭·૫ | ,, | ૮૪·૪૨૦ | ૧૪૪·૩૨૪ | ૮૭·૪૬૯ | ઉતર કોકણ | | આંગરીઆમાં પાડ્યા. |
| ડેરાગાઝીખાન ... | .. | ૧૭૪·૪૫૦ | ૩૯·૦ | ,, | ૭૫·૮૩૮ | ૧૩૨·૯૯૨ | ૮૦·૧૭૭ | પંજાબ અને શીકારપુર. | | |
| ધોલકી ... | .. | ૧૭૭·૩૨૦ | ૦·૭ | ખ | ૯૧·૯૫૮ | ૧૬૩·૦૯૭ | ૯૮·૮૪૬ | શીંધ | | |
| ડબાશાહી .. | ... | ૧૭૭·૩૦૦ | ૯·૫ | વ | ૮૮·૧૬૦ | ૧૫૬·૩૦૭ | ૯૪·૭૩૧ | ડા અને ગુજરાત | | ફતેહસંગે વડોદરામાં પાડ્યા. |
| ઈ.ઈન્ડીયા કંપનીના | ઈ ૧૮૩૫ | ૧૮૦·૦૦૦ | સડ | | ૯૧·૬૬૭ | ૧૬૫·૦૦૦ | ૧૦૦·૦૦૦ | આખા હીંદુસ્તાનમાં | | સં. ૧૮૩૫ ના ૧૭ મા ધારા પ્રમાણે ચોયા વી લીયમના રૂપિયા. |
| ,, | ,, ૧૮૪૦ | ૧૮૦·૦૦૦ | ,, | | ૯૧·૬૬૭ | ૧૬૫·૦૦૦ | ૧૦૦·૦૦૦ | .. | .. | વીક્ટોરીઆના રૂપિયા. સ. |
| ફરાકાબાદ કંપની રૂપિયા ... | ,, ૧૮૦૩ —૧૮ | ૧૭૩·૦૦૦ | ૯·૨, | ખ | ૯૫·૫૦૦ | ૧૬૫·૨૧૫ | ૧૦૦·૧૪૪ | બંગાળા | | સ. ના ધારા ૪૫ પ્રમાણે બખનો રૂપિયા |
| ફરશી .. | .. | ૧૭૫·૦૦૦ | ૯·૫ | ખ | ૯૪·૦૦૦ | ૧૬૪·૫૦૦ | ૯૯·૬૯૬ | ગુજરાત | | |
| સરકારી .. | .. | ૧૮૦·૦૦૦ | સડ | | ૯૧·૬૬૭ | ૧૬૫·૦૦૦ | ૧૦૦·૦૦૦ | નામદારમહારાણીના હીંદુસ્તાન રાજ્યમાં | | આકટ ૧૩ સ. ૧૮૮ પ્રમાણે ચાલતો શીકે |
| હાલકો .. | .. | ૧૧૬·૬૫૦ | ૯·૫ | ખ | ૯૫·૧૦૦ | ૧૧૦·૯૩૫ | ૬૬·૬૮૦ | શીંધ | | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| હલકરી જુનો .. | ... | ૧૭૨·૬૦૦ | ૨૨·૫ | ૧ | ૮૨·૩૦૦ | ૧૫૨·૦૩૦ | ૮૬·૦૮૨ | દક્ષણ મહારાષ્ટ્ર | મારસે માંપડતા. |
| ,, નવો.. | .. | ૧૭૩·૨૨૦ | ૧·૫ | ૫ | ૯૨·૧૨૦ | ૧૫૯·૫૭૦ | ૯૬·૭૦૯ | | |
| હૈદરાબાદ .. | .. | ૧૭૧·૨૫૦ | ૧૪·૫ | ૧ | ૮૫·૬૨૫ | ૧૪૬·૬૨૪ | ૮૮·૮૬૪ | શીંધ | |
| ,, .. | હીજરી ૧૨૧૧ -૨૩ | ૧૭૬·૨૫૦ | ૬·૦ | ૧ | ૮૯·૧૬૭ | ૧૪૮·૨૪૦ | ૮૯·૮૩૪ | દક્ષણ .. | ત્રણ જાતના શીકા જે બાગ ચલણી, મહેલ ચલણી, શેહેર ચલણી અથવા હુકમ ચાલવામ આવ થી |
| ,, : | ,, ૧૨૨૪ -૨૮ | ૧૭૭·૧૮૭ | ૩૪·૦ | ,, | ૭૭·૫૦૬ | ૧૩૭·૩૧૮ | ૮૩·૦૩૬ | .. .. | |
| ,, : | ,, ૧૨૨૯ | ૧૭૪·૩૭૫ | ૪૬·૦ | ,, | ૭૨·૫૦૦ | ૧૨૬·૪૨૩ | ૭૬·૬૧૯ | .. .. | |
| ,, | ઈ ૧૮૨૩ | ૧૭૩·૩૮૦ | ૧૦·૮ | ,, | ૮૪·૨૦૦ | ૧૪૫·૯૩૦ | ૮૮·૪૪૦ | .. .. | કલકતામાં પડતા |
| જયનપર .. | ... | ૧૭૨·૬૮૦ | ૦·૩ | ,, | ૯૦·૪૦૦ | ૧૫૬·૧૦૦ | ૯૪·૬૦૮ | અહમદનગર અને ગુજરાત | |
| જહાંગીર .. | હી. ૧૦૩૬ | ૧૭૩·૯૦૦ | ૧૩·૦ | ૧ | ૯૭·૧૦૦ | ૧૬૮·૮૫૬ | ૧૦૨·૩૩૭ | .. ... | અમદાવાદમાં પડતા. |
| કદરએન .. | .. | ૧૭૪·૫૦૦ | ૨·૫ | ,, | ૯૦·૭૦૦ | ૧૫૮·૨૭૧ | ૯૫·૯૨૧ | શીંધ | |
| ખેડા .. | ... | ૧૭૩·૫૫૦ | ૧૮·૫ | ,, | ૮૪·૦૨૦ | ૧૪૫·૮૧૬ | ૮૮·૩૭૩ | ગુજરાત | |
| કામઠી જુના .. | .. | ૧૭૦·૬૦૦ | ૬૮·૮ | ,, | ૬૩·૦૦૦ | ૧૦૭·૪૩૮ | ૬૫·૧૩૮ | દક્ષણ | |
| ખાનપુર .. | .. | ૧૭૧·૮૦૦ | ૩૭·૦ | ,, | ૭૬·૨૫૦ | ૧૩૦·૯૯૫ | ૭૯·૩૯૦ | શીકારપુર | |
| ખેરપુર .. | ... | ૧૬૫·૮૯૦ | ૩·૦ | ,, | ૯૦·૪૫૧ | ૧૫૦·૦૪૯ | ૯૦·૯૫૩ | હૈદરાબાદ (શીંધ) | |
| કીતારશાપુરી .. | .. | ૧૭૪·૦૦૦ | ૧૨·૫ | ,, | ૮૬·૫૦૦ | ૧૫૦·૪૪૦ | ૯૧·૧૭૫ | બેલગામ | |
| કીતસાળી .. | ... | .. | .. | | .. | .. | .. | .. .. | જુવો લખનોર જુના |
| કુચમાન .. | .. | ... | .. | | .. | .. | ... | .. .. | જુવો જોધપુર |
| કોનાસતમટ .. | .. | ૧૬૯·૬૬૭ | ૭·૦ | ૧ | ૮૮·૭૫૧ | ૧૫૦·૪૩૩ | ૯૧·૩૮૦ | શીંધ | |
| કોરા જુના .. | .. | ૧૬૯·૬૮૦ | ૪૬·૫ | ,, | ૭૨·૨૯૦ | ૧૨૨·૬૬૫ | ૭૪·૩૪૨ | હૈદરાબાદ, શીંધ | |
| ,, નવા.. | .. | ૨૨૧·૬૫૦ | ૮·૦ | ૫ | ૯૪·૯૬૯ | ૧૧૫·૫૬૭ | ૭૦·૦૪૦ | | |
| કોરા હલકો ... | .. | ૬૬·૯૦૦ | ૧૦૮·૬ | ૧ | ૪૬·૪૦૧ | ૭૭·૪૪૧ | ૪૬·૯૩૫ | શીંધ | |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કોરા સતત | ... | .. | ૧૨૦.૩૫૦ | ૭.૦ | બ | ૯૪.૭૦૦ | ૧૧૩.૯૭૪ | ૬૯.૧૩૦ | | |
| કોટેરા | .. | ... | ૧૭૫.૨૫૦ | ૮૦.૦ | વ | ૫૮.૩૩૩ | ૧૦૨.૨૩૧ | ૬૧.૯૩૭ | શીકારપુર. | |
| કુબાંડી | .. | .. | ૧૭૬.૨૮૦ | ૩.૦ | ,, | ૯૦.૪૨૧ | ૧૫૯.૩૮૮ | ૯૬.૫૯૮ | શીંધ | |
| કરાંચી બંદર | .. | .. | ૧૬૯.૧૦૦ | ૪૫.૦ | ,, | ૭૨.૯૧૭ | ૧૨૩.૨૬૫ | ૭૪.૭૨૯ | શીંધ | |
| કુશાગ્રી | .. | .. | ૧૬૮.૩૭૦ | ૩૫.૫ | ,, | ૭૬.૮૩૭ | ૧૨૪.૭૭૫ | ૭૪.૬૪૫ | શીંધ | |
| લારકાના | .. | .. | ૧૭૭.૮૫૦ | ૧.૫ | ,, | ૯૧.૦૪૨ | ૧૬૧.૯૧૫ | ૯૮.૧૩૦ | અપર શીંધ | |
| મામાસાહી | ... | .. | ૧૬૯.૫૦૦ | ૨.૫ | ,, | ૯૦.૭૦૦ | ૧૫૩.૬૧૦ | ૯૩.૦૭૬ | અહમદનગર અને ગુજરાત | |
| મામાસાહી | .. | .. | ૧૭૭.૭૫૦ | ૫.૫ | વ | ૮૯.૪૦૦ | ૧૫૮.૯૬૦ | ૯૬.૨૮૧ | વડોદરા | |
| મનોરી | .. | .. | ૧૬૯.૫૦૦ | ૪.૦ | ,, | ૯૦.૦૦૦ | ૧૫૨.૫૫૦ | ૯૨.૪૫૪ | અહમદનગર | |
| મુલાશાહી | .. | .. | ૧૭૨.૪૦૦ | ૮.૦ | બ | ૯૫.૦૦૦ | ૧૬૩.૭૮૦ | ૯૯.૨૬૦ | સુરત | |
| નુબા | .. | .. | ૧૬૯.૦૦૦ | ૧૪.૦ | વ | ૮૫.૮૩૪ | ૧૪૫.૦૫૩ | ૮૭.૯૧૧ | શીકારપુર | |
| નાદીરશાહી | .. | ... | ૧૭૮.૬૦૦ | ૧૪.૫ | બ | ૯૭.૭૦૦ | ૧૭૪.૪૮૩ | ૧૦૫.૭૭૫ | શીંધ | |
| નાદરી | .. | .. | ૧૬૯.૩૫૦ | ૧૩.૨ | ,, | ૯૭.૨૦૦ | ૧૬૪.૫૮૭ | ૯૯.૭૪૯ | | |
| નેપુર જુના | .. | .. | ૧૬૮.૬૫૦ | ૦.૫ | વ | ૯૧.૫૦૦ | ૧૫૪.૨૪૦ | ૯૩.૪૮૧ | ... | .. ભાંડા અને હીંગનઘાટ માં પડતા સ. ૧૮૧૭ પેહેલાં નીશાનદાર કેહેવાતા, અને સ. ૧૮૧૭ પછી નાલદર કહેવાતા |
| ,, | | .. | ૧૬૬.૫૩૦ | ૧૩.૫ | ,, | ૮૬.૦૦૦ | ૧૪૩.૨૮૦ | ૮૬.૮૩૮ | | |
| ,, | | હી. ૧૨૪૦ | ૧૬૬.૫૩૦ | ૨૮.૫ | ,, | ૭૯.૮૦૦ | ૧૩૨.૮૭૦ | ૮૦.૫૩૦ | .. | .. હલકો થઈ ગએલો |
| ,, નવા | | ... | ૧૬૫.૯૩૭ | ૧૭.૦ | ,, | ૮૪.૫૮૩ | ૧૪૦.૩૫૬ | ૮૫.૦૬૨ | .. | .. સ. ૧૮૨૪ માં શીકા સુધારયા |
| નીલકંઠી | .. | .. | ૧૬૯.૬૨૭ | ૬૦.૫ | ,, | ૫૪.૦૦૦ | ૯૧.૫૯૮ | ૫૫.૫૧૪ | દક્ષણ માહારાષ્ટ્ર | |
| પનાલી, જુના | .. | હી. ૧૧૭૪ | ૧૭૦.૬૦૦ | ૬૮.૦ | ,, | ૬૩.૪૦૦ | ૧૦૮.૧૬૦ | ૬૫.૫૫૨ | દક્ષણ | કોલાપુરના રાજાએ પનાલીમાં પાડ્યા |
| પારકાની નેપાની | | ૪. ૧૮૦૩ | ૧૭૩.૦૦૦ | ૩૮.૫ | ,, | ૭૫.૭૦૦ | ૧૩૦.૯૬૦ | ૭૯.૩૮૪ | દક્ષણ કોકણ | શીધાજી નાયકે પાડ્યા |
| ,, ટેમ્હો. | | .. | ૧૭૨.૭૫૦ | ૨૮.૫ | ,, | ૭૯.૭૦૦ | ૧૩૭.૭૬૦ | ૮૩.૪૯૧ | દક્ષણ માહારાષ્ટ્ર | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ,, જુના.. | ઈ. ૧૬૩૩ | ૧૭૪·૦૦૦ | ૪·૫ | ,, | ૭૯·૭૦૦ | ૧૫૬·૧૬૦ | ૯૪·૬૪૬ | દક્ષણ માહારાષ્ટ | ભોસલા કુટુંબે પડાવ્યા |
| ,, મુધોલ.. | ,, ૧૭૯૦ | ૧૭૩·૦૦૦ | ૮૨·૦ | ,, | ૫૭·૫૦૦ | ૯૯·૪૬૦ | ૬૦·૨૮૪ | ... .. | મહાજીરાવની જાતના એ પાડ્યા |
| ,, નવા.. | .. | ૧૭૭·૯૦૦ | ૭·૦ | ,, | ૮૮·૭૦૦ | ૧૫૭·૮૮૦ | ૯૫·૬૮૪ | સાવંતવાડી | |
| શાહાપુરી .. | .. | ૧૭૪·૦૦૦ | ૧૦·૦ | ,, | ૮૭·૪૦૦ | ૧૫૧·૯૮૦ | ૯૨·૧૧૮ | બેલગામ અને અજમેર | |
| શાહીદાની .. | .. | ૧૭૦·૦૦૦ | ૧૩·૫ | ખ | ૯૭·૪૨૦ | ૧૬૫·૬૧૪ | ૧૦૦·૩૭૨ | .. .. | મળેલા |
| શ.હાજાદી .. | .. | .. | .. | | .. | .. | .. | .. .. | જુવો શીકારપુર |
| શીકારપુર .. | .. | ૧૭૫·૮૦૦ | ૧૪·૦ | વ | ૮૫·૮૩૪ | ૧૫૦·૮૯૫ | ૯૧·૪૪૭ | શીંધ | |
| સોલાપુર ... | .. | ૧૭૨·૫૦૦ | ૨૮·૦ | ,, | ૮૦·૦૦૦ | ૧૩૯·૫·૧ | ૮૪·૫૪૬ | શીંધ | |
| સુજા અવલી .. | ... | .. | .. | | .. | .. | .. | શીકારપુર | |
| સુનામુખા .. | .. | ૧૭૩·૫૪૦ | ૦·૫ | ખ | ૯૧·૯૦ | ૧૫૯·૪૪૦ | ૯૬·૬૩૨ | ગુજરાત | |
| ,, | .. | ૧૮૦·૦૦૦ | ૩·૦, | વ | ૯૦·૪૧૭ | ૧૬૨·૪૩૭ | ૯૮·૪૪૭ | | |
| સુરત, જુના .. | .. | ૧૭૬·૬૦૦ | ૧૬·૦ | ખ | ૯૮·૪૦૦ | ૧૭૩·૬૬૦ | ૧૦૫·૨૪૬ | .. | દીલીના જુના શીકા પ્રમાણે |
| ,, | .. | ૧૭૪·૫૦૦ | ૫·૫ | ,, | ૯૩·૯૦૦ | ૧૬૩·૯૬૦ | ૯૯·૩૬૭ | ... | નવાબ તરફથી |
| ,, | ઈ. ૧૮૦૦ | ૧૭૮·૩૨૦ | ૨·૦ | ,, | ૯૨·૫૦૦ | ૧૬૩·૯૪૦ | ૯૯·૯૬૬ | .. | મુંબાઈના રૂપિયા પ્રમાણે પસંદ કરેલા |
| ,, | .. | ૧૭૮·૮૬૩ | ૦·૫ | ,, | ૯૧·૮૧૮ | ૧૬૫·૨૯૦ | ૯૯·૬૭૧ | | |
| શીયાસાહી જુના.. | .. | ૧૭૭·૫૫૦ | ૧૮·૦, | વ | ૮૪·૨૬૦ | ૧૪૯·૬૦૩ | ૯૦·૬૬૮ | ગુજરાત | વડોદરામાં પડેછે |
| ,, નવા.. | .. | ૧૭૭·૧૧૦ | ૨૪·૫ | ,, | ૮૧·૪૪૦ | ૧૪૪·૨૩૮ | ૮૭·૪૧૭ | | |
| ટાંબાસાહી .. | .. | ૧૬૬·૯૦૦ | ૮·૫ | ,, | ૮૮·૧૦૦ | ૧૪૯·૭૨૦ | ૯૦·૭૪૨ | | |
| ટાંડીયા જુના .. | .. | ૧૬૭·૧૬૦ | ૪૬·૫ | ,, | ૭૨·૨૭૨ | ૧૨૦·૮૪૪ | ૭૩·૨૩૮ | શીંધ | |
| ,, નવા.. | ... | ૧૧૭·૮૯૦ | ૫·૫ | ખ | ૬૩·૯૭૫ | ૧૧૦·૫૬૮ | ૬૭·૧૩૧ | | |
| તાલતા જુના .. | .. | ૧૭૦·૨૨૧ | ૫૦·૫ | વ | ૭૦·૪૯૦ | ૧૨૦·૨૧૮ | ૭૨·૮૫૯ | | |
| ,, નવા.. | .. | ૧૮૨·૪૬૦ | ૧૨·૦ | ખ | ૯૬·૬૩૦ | ૧૭૬·૩૧૬ | ૧૦૬·૮૯૫ | | |
| ટીંબરની .. | .. | ૧૭૧·૩૦૦ | ૧૫·૦ | વ | ૮૫·૫૦૦ | ૧૪૬·૪૬૧ | ૮૮·૭૬૪ | દક્ષણ માહારાષ્ટ | ટીંબરનીમાં પડેલા |
| કુંકાસાહી .. | .. | ૧૭૩·૧૬૦ | ૫·૫ | ખ | ૬૪·૦૦૦ | ૧૬૨·૭૧૦ | ૯૮·૬૪૮ | અહમદનગર | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| બાબશાહી .. | .. | ૧૭૫.૫૬૦ | ૧૬.૦ | વ | ૮૫.૦૦૦ | ૧૪૯.૨૨૬૦ | ૯૦.૪૪૦ | એડા ,, ગુજરાત | વડોદરામાં પડતા |
| નઈ શીકા ... | .. | ૧૭૧.૪૮૦ | ૦.૫ | ખ | ૯૧.૮૭૦ | ૧૫૭.૫૩૮ | ૯૫.૪૪૭ | દક્ષણ | વાઈમાં પડતાં |
| વાડી પિરખાની.. | .. | ૧૭૭.૩૬૦ | ૯.૫ | વ | ૮૭.૮૩૦ | ૧૫૫.૭૭૫ | ૯૪.૪૦૯ | દક્ષણ કોકણ. | |
| ચાકરશાહી .. | .. | ૧૭૭.૩૯૨ | ૯.૫ | ,, | ૮૭.૭૫૦ | ૧૫૫.૬૫૯ | ૯૪.૩૩૬ | એડા, ગુજરાત | વડોદરામાં પડતા |
| મસોવલી ... | ઈ. ૧૨૨૧ | ૧૭૪.૯૫૦ | ૭.૫ | ખ | ૯૪.૮૦૦ | ૧૬૫.૮૪૦ | ૧૦૦.૫૦૦ | .. ... | જસવંતરાવ હોલકરે પાડયા |
| અંજીરા કુલાબા.. | .. | ૧૭૧.૩૬૦ | ૩૨.૫ | વ | ૭૮.૨૫૦ | ૧૩૪.૦૮૯ | ૮૧.૨૬૬ | ઉતર કોકણ | આંગડીયામાં પડતા |
| | | | | | રૂપાના શીકા—કોરી | | | | |
| કચ્છ .. | .. | ૭૨.૧૫૦ | ૭૩.૫ | વ | ૬૧.૦૦૦ | ૪૩.૫૬૦ | ૨૬.૪૦૦ | કચ્છ | અંજારમાં પડેછે |
| ગ્રેસલશાહી .. | .. | ૭૨.૩૧૫ | ૭૯.૭ | ,, | ૫૮.૪૪૦ | ૪૨.૨૬૦ | ૨૫.૬૧૨ | | |
| લખાનસાહી જુની | .. | ૭૦.૬૧૦ | ૯.૫ | ,, | ૮૭.૭૭૦ | ૬૨.૨૩૭ | ૩૭.૭૧૯ | | |
| ,, | .. | ૭૪.૩૩૦ | ૭૧.૦ | ,, | ૬૨.૦૨૦ | ૪૪.૯૫૯ | ૨૭.૧૮૭ | | |
| ગુમલી .. | .. | ૭૧.૮૭૦ | ૬૮.૦ | ,, | ૬૩.૨૯૦ | ૪૫.૪૮૬ | ૨૭.૫૬૭ | | |
| જામશાહી .. | .. | ૭૨.૪૨૦ | ૭૧.૦ | ,, | ૬૨.૦૦૦ | ૪૪.૯૦૦ | ૨૭.૨૧૨ | અમદાવાદ | જામનગરમાં પડેછે |
| ,, ભાકરદર.. | .. | ૭૨.૭૪૦ | ૬૩.૫ | ,, | ૬૫.૧૬૦ | ૪૭.૩૯૭ | ૨૮.૭૨૫ | | |
| કાઠીઆવાડ .. | .. | ૭૨.૫૭૦ | ૬૩.૫ | ,, | ૬૫.૨૫૦ | ૪૭.૩૫૧ | ૨૮.૬૯૮ | | |
| પોરબંદર .. | .. | ૭૪.૫૦૦ | ૫૨.૫ | ,, | ૬૯.૭૫૦ | ૫૧.૯૬૩ | ૩૧.૪૯૩ | કચ્છ | પોરબંદરમાં પડેછે |
| રાવશાહી .. | ... | ૭૫.૧૪૦ | ૬૯.૫ | ,, | ૬૨.૭૭૦ | ૪૭.૧૬૫ | ૨૮.૫૮૫ | | |
| રાયસાહી .. | .. | ૭૧.૫૧૦ | ૭૯.૦ | ,, | ૫૮.૭૭૦ | ૪૨.૦૨૬ | ૨૫.૪૭૦ | | |
| કાકેર .. | .. | ૭૨.૪૬૦ | ૬૩.૦ | ,, | ૬૫.૩૮૦ | ૪૭.૩૯૩ | ૨૮.૭૨૩ | | |

# દીવાની.

## પ્રકરણ ૬ ઠું.

મુંબઈ દીવાની કોરટોનો આકટ (સને ૧૮૬૯ નો ૧૪ મો), દીવાનીખાતું, નકલો અને તરજુમા, ભથું, રજા, પરીક્ષા અને પરચુરણ બાબતો.

તાબાના અમલદારનાં કામ તથા કાગળોની નકલ આપવા બાબતના ધારા.

૧ સને ૧૮૬૯ ના આકટ ૧૪ની કલમ ૩૯ અને ૪૧ ના સંબંધમાં નામદાર હાઈકોરટ એવું ફરમાવેછે કે, તાબાના અમલદારોએ સદરહુ આકટ પસાર થતી વખતે, જે કામ કરતા, તે કામ કરવું; અને સદરહુ આકટ પસાર થતી વખતે, જે નિયમો પ્રમાણે, કાગળોની નકલો આપવામાં આવતી, તે પ્રમાણે આપવામાં આવશે.

તાબાના અમલદારોની નિમનોક વિગેરેના ધારા.

૨ સરકારે, ઉમર અને યોગ્યતા વિગેરે બાબતોમા જે નિયમો પસાર કરેલાછે અને જે નિયમો હવે પછે પસાર કરવામાં આવે, તે નિયમોને તાબે રહી, સને ૧૮૬૯ ના આકટ ૧૪ ની કલમ ૩૮ ની રૂએ, ડીસ્ટરીકટ અને સબોરડીનેટ જડજોના સઘળા તાબાના અમલદારોની નિમનોક, નોકરીથી મોકુફી, બરતરફી, અને દંડની સજા કરવા બાબતમાં નિચે પ્રમાણે નિયમો કરવામાં આવ્યાછે:—

૧ (આ નિયમોમાં જેને માટે બીજી રીતે ઠરાવ કરવામાં આવ્યો હોય તે શીવાય) દરેક ડીસ્ટરીકટની દીવાની કોરટોના તાબાના માણસોની ડીસ્ટરીકટ જડજ નીમનોક કરશે, તથા તેનો દંડ, અથવા તેને નોકરીથી મોકુફ અથવા બરતરફ પણ તેજ કરશે. અને તેના આવી જાતના હુકમો છેવટના ગણાશે; પરંતુ ડીસ્ટરીકટ જડજ નાજર, હેડકલારક અથવા ડીસ્ટરીકટ કોરટના શીરસ્તેદારને બરતરફ કરશે તો, બરતરફ થએલા અમલદારને, તે બાબત હાઈકોરટમાં અપોલ કરવાનો હકછે.

૨ જુદા વિભાગના આશીસ્ટન્ટ જડજને, જીલાના અમુક ભાગને માટે સને ૧૮૬૯ ના આકટ ૧૪માની કલમ ૧૯ પ્રમાણે, જ્યારે અખીકાર આપવામાં આવ્યો હોય ત્યારે તેના તાબાના અમલદારના સંબંધમાં ડીસ્ટરીકટ જડજ જેટલી તેની સતાછે, પરંતુ નાજર, હેડકલારક અને શીરસ્તેદારની નિમણુક બાબતમાં, તેણે ડીસ્ટરીકટ જડજની મંજુરી મેળવવી જોઈએ; અને સદરહુ અમલદારોને બરતરફીના હુકમ વિરૂધ હાઈકોરટમાં અપીલ ચાલી શકે છે.

૩ સબોરડીનેટ જડજોની કોરટોના દસ રૂપીયાના મહીના સુધીના તાબાના માણસોની નીમણુક સબ જડજો કરશે, પરંતુ કારકુનોની નીમણુક બાબતમાં, જે ડીસ્ટરીકટ જડજ, અથવા ફ. પો. આશીસ્ટન્ટ જડજ, જેના તાબાની અંદર સબ જડજો હોય, તેની મંજુરી મેળવવી જોઈએ; પણ ડીસ્ટ્રીકટ જડજ અથવા આશીસ્ટન્ટ જડજને, કોઈપણ નોકરને, કોઈ જગોએ, પોતાની અથવા બીજી તાબાની કોરટોમાં, ફેરબદલી કરવાનો અખીકાર છે. આવી રીતે સબ જડજોએ નિમેલા નોકરોને દંડ

કરવા, નોકરીથી માકુફ કરવા, અથવા બરતરફ કરવા, સબ જડજોને અધીકારછે, પરંતુ તે બાબત ડીસ્ટ્રીકટ જડજને અપીલ થઈ શકેછે.

૪ અઢાર વર્ષથી ઓછી અને પચીસ વરસથી વધારે ઉમરના અથવા જે કે કામ કરી ન શકે એવા હોય, તેવા માણસોને શીપાઈ અથવા બેલીફની જગો, કોઈપણ દીવાની કોરટના ખાતામાં આપવી નહી. ઉપરનો પ્રતીબંધ લક્ષમાં રાખી, શીપાઈ અથવા બેલીફની નિમણુક કરતી વખત, જીલાની ભાષા વાંચી અને લખી શકતો હોય એવા માણસને વધારે પસંદગી આપવી.

૩ સને ૧૮૬૯ ના આકટ ૧૪ ની કલમ ૪૦ પ્રમાણે, એવું ઠરાવવામાં આવેછે કે, સદરહુ કલમમાં લખેલા કામો શીવાય, ડીસ્ટ્રીકટ જડજે, અથવા સબ જડજે, યોગ્ય રીતે નિમાએલા કલારકને નિચેના કામો કરવાને અધીકાર આપવો:——

કોરટના કલારકનુ કામ.

૧ તરજુમા ખરા ઠરાવવા;

૨ કોરટની અંદર આવેલા કાગળોની પોચમાં સહી કરવી;

૩ કોરટનો શીક્કો પોતાની પાસે રાખવો તથા ચોડવો;

૪ સરકારમાં અથવા હાઈકોરટમાં મોકલવાના પત્રકો જડજની સહી લેવા તથા તપાસણી માટે તઈયાર કરવાં;

૫ જડજનો હુકમ મળ્યા પછી રજાના, ખાતાસબંધી, પગાર અને ભથા સબંધી, ખરચના બીલ બાબતના, માશીક પત્રકો, બજેટ અને એવી બીજી બાબતના બખાણુમાં, "હુકમથી" એમ લખી સહી કરવા;

૬ દફતરના કાગળોની વ્યવસ્થા કરવામાં, તથા તેનો નાશ કરવામાં, તથા ધારા પ્રમાણે કેટલાક કાગળીયા સાચવી રાખવા વિગેરેની ગોઠવણ કરવામાં, દફતરદાર ઉપર દેખ રાખવા;

૭ રજીસ્ટરો, રોજમેળ, રોજનામાં, ચાલેલા કામની ચોપડીયોમાં સહીકરવા;

૮ બજાવણી બાબતના કાગળો ઊપરના શેહેરાના નિચે સહી કરવા;

૯ નકલો અને તરજુમા લેવા કરેલી અરજીઓ લેવા તથા હુકમ પ્રમાણે તેની વ્યવસ્થા કરવા;

૧૦ અરજીઓ અને અપીલો લેવા; અને કોઈ અરજી અથવા અપીલ વાંધા ભરેલ હોવાથી, ન લેવાય તેવી હોયતો તે બાબત ઝાહેર કરવા કલારક બંધાયોછે;

૧૧ યોગ્ય વખતે શેહેદો બોલાવવાની અરજીઓ, અથવા દસ્તાવેજ રજુ કરવા નોટીસને માટે અરજીઓ આપવામાં આવી હોય તે લેવા;

૧૨ દાવાની અંદર ફકત રજુ કરેલા દસ્તાવેજો, અપીલની મુદત પુરી થઈ ગયા પછી, શેરાસાથે પાછાં આપવા;

નોટ—જ્યારે કોઈ દસ્તાવેજ પુરાવા તરીકે દાખલ કરવામાં આવ્યો હોય, અથવા જે અસલ દસ્તાવેજો તરીકે દાખલ થવામાં આવ્યા તો હોય

ઉપર જડજની સહી, અથવા તેની ટુંકામાં સહીની જરૂર છે. અને તેની સહીને જરૂર કલાર્કની સહી થઈ એટલે મઠતી નથી.

૧૩ સમન વિગેરે બજાવણી બાબતમાં સાહેબોની જુબાની લેવા;

૪ દીવાની કોરટના કામો રાખવા તથા તેની વ્યવસ્થા કરવા બાબતમાં નિચેના નિયમો કરવામાં આવ્યાછે:——

કોરટોના દફતરો રાખવા વિગેરેને માટે નિયમો.

૧ દરેક મહીનાની તારીખ ૧૦ મીએ અથવા તે પેહેલાં, આગલા મહીનાની અંદર ફેસલ કરેલા મુકદમાના કાગળીયા, સબ જડજોએ, ડીસ્ટ્રીકટ કોરટના દફતરદાર તરફ મોકલવા.

૨ ઉપરના કાગળીયા જોડે આ સાથેના નમુનાનું, સબજડજની સહી સુધાં એક રજીસ્ટર મોકલવું; તે રજીસ્ટર સાથે દફતરદારે મોકલેલા કાગળો મુકાબલ કરવા અને પછી, નિચે પ્રમાણે તે ઉપર શેરો કરવો અને સહી કરવી; "આ રજીસ્ટરની અંદર સઘળા દાખલ કરેલા મુકદમાઓ તથા ૬ અને ૭મા ખાનામાં બતાવ્યા પ્રમાણે કાગળોનીસંખ્યા મેં તપાસી લીધીછે, એ કાગળો ઉપર સ્ટાંપોછે તે પંચ કરેલીછે."

૩ આ રજીસ્ટરો દફતરદારે સબ જડજો તરફ પાછાં એવી રીતે મોકલવાં કે બીજા રજીસ્ટરો તે મોકલે તે પેહેલાં તે પોહોચે.

૪ જાનેવારીની તા. ૧૦ મીને રોજ જે રજીસ્ટર મોકલવામાં આવે તેની સાથે ગએલા વર્ષનાં તમામ મહીનાનાં રજીસ્ટરો, દફતરખાનામાં રાખવા માટે, દફતરદાર તરફ મોકલવાં.

૫ દફતરખાનામાં, કાગળીયા રાખવાને માટે ડીસ્ટ્રીકટ જડજોએ, યોગ્ય જણાય તેવા નિયમો અને હુકમ કરવા. એ બાબત મુખ્ય હેતુ એ છે કે કોઈ મુકદમો અથવા કાગળ જ્યારે જોઈએ ત્યારે જલદીથી મળી શકે.

માહે સન ૧૮ માં જીલે ની કોરટમાં સબ જડજે ચુકાવેલા ફેંસલાનું રજીસ્ટર; જે ડીસ્ટ્રીકટ કોરટના દફતરદારને તારીખ માહે સને ૧૮ ને રોજ મોકલવામાં આવ્યું.

| અનુક્રમ નંબર. | કેસનો નંબર અને વરસ | વાદીનું નામ. | પ્રતીવાદીનું નામ | ફેસલાનીતારીખ | રોજ નામા પ્રમાણે કાગળીયાના નંબર | ફેંસલો થયા પછી દાખલ થએલા કાગળોને નંબર જેવા કે નકલો લેવા માટે અરજીઓ. |
|---|---|---|---|---|---|---|
| | | | | | | |

૫—૧ જે કાગળોની નકલ મફત લેવા પક્ષકારોને હક નથી તેવા ઇંગરેજી નકલનવીસોની નિમનોક. ! અથવા દેશીભાષામાના કાગળીયાની નકલ કરવા માટે જોઇએ તેટલા નકલનવીસો ડીસ્ટ્રીક્ટ જડજોએ નીમવા; અને તેઓની મેહેનત બદલ શા દર પ્રમાણે તેઓને અપાવવું તે દર પણ જડજોએ મુકરર કરવો.

૨ આ કામને માટે, અમુક શખસોની નીમણુંક કરવાનો હેતુ એવોછે કે, કામના કાગળો, જાણીતા, આબરૂદાર, અને જવાબદાર માણસો શીવાય, બીજાના હાથમાં ન જાય; અને જરૂર જણાય તેટલાજ માણસો નીમણુક કરવાનો હેતુ એ છે કે દરેક જણને પોતાનું ગુજરાન સારી રીતે ચાલે તેટલી કમાઇ થાય.

## ૬* નકલ અને તરજુમાની ફી બાબતના નિયમો.

૧ જે નકલ અથવા તરજુમા મફત લેવાને કોઇ શખસ કાયદા પ્રમાણે હકદાર હોય તે બાબત ફી લેવી નહી.

૨ બધી નકલો ફક્ત શુધ હોવી જોઇએ એટલુંજ નહી પણ તે સારા હરફથી લખવી જોઇએ. વિદ્યારથીઓ તથા ઘરના ચાકરો જે કે ભાગ્યેજ સારા હરફ લખી શકે છે તેવા લોકોની પાસે નકલ કરાવવાનો રીવાજ બંધ પાડવો જોઇએ.

૩ ઇંગરેજીમાંથી દેશી ભાષામાં અથવા દેશી ભાષામાંથી ઇંગરેજીમાં જે તરજુમા કરવામાં આવે તે નિયમ (૨) જામાં બતાવ્યા પ્રમાણે લખવા.

૪ કોરટની ઓફીસના તરજુમા જે અમલદાર અથવા અમલદારો કરતા હોય તેની પાસેજ તરજુમા કરાવવા અથવા જે શખસની યોગ્યતા માટે સંતોષકારક રીતે ખાતરી થઇહોય તેવા શખસને કોરટના અધીકારીએ ખાસ નીમણુક કરી તેની પાસે કરાવવા

૫ દરેક જીલાના જડજે (૧) નકલ કરવા બદલ અને (૨) દરેક જાતના દસ્તાવેજના તરજુમા કરવા બદલ, ફી લેવાને સારૂ તેના તાબાની દરેક કોરટ માટે, મુકરર દર કરવો, અને તેને યોગ્ય લાગે તો જુદી જુદી કોરટોને માટે જુદા જુદા દરો મુકરર કરવા.

૬ દરેક દસ્તાવેજની નકલ અથવા તરજુમાની ફી, અમુક કલારકને અથવા જેણે દસ્તાવેજ તઇયાર કર્યો હોય તેને આપવી; નકલનવીસો અને તરજુમા કરનારાઓને, જડજની મરજી પ્રમાણે, મહીનાની અંદર એકઠી થએલી ફી માસની આખર તારીખે વેહેંચી આપવી.

૭ નિયમ ૪થાને અનુસરી, કોઇપણ યોગ્ય સખસે, પછી ગમે તો તે કોરટના ખાતાનો હોય કીંવા ન હોય, તેણે નકલો અને તરજુમા કરવા; પરંતુ કોરટના કોઇ પણ પગારદાર નોકરે, ઓફીસના વખતમાં, જે નકલો અને તરજુમાને માટે ફી મળવાની હોય, તેવી નકલો અને તરજુમા કરવા નહી.

---

* તારીખ ૫મી આગષ્ટ સને ૧૮૭૮ ના નંબર ૪૫૫૩ ના ન્યાયખાતાના ઠરાવથી, નકલ અને તરજુમાની ફી બાબતના ધારા ૭માં લખ્યા પ્રમાણેની ગોઠવણ સરકારે કબુલ રાખીછે, અને એવું જણાવ્યુંછે કે કોરટ મારફત અપાતી ફીનો સાદા નમુના પ્રમાણે હીસાબ રાખવો.

૮ પોતાના જીલ્લાની કોરટોમાં ફી બાબતનું કોષ્ટક તઇયાર કરવામાં આવે કે તુરત દરેક ડીસ્ટ્રીક્ટ જડજે, હાઈકોરટમાં જાહેર થવા, તે કોષ્ટકની એક નકલ મોકલવી.

૯ જે કોરટે ફેંસલો આપ્યો હોય તે કોરટે દીવાની કામ ચલાઊ ધારાની કલમ ૨૦૧ અથવા ૫૭૫ પ્રમાણે ઠરાવનો તરજુમો આપવાનો ઠરાવ કરયો હોય તો તે બાબત ફી લેવી નહી; પરંતુ મુકદમો ડીસ્ટ્રીક્ટ કોરટમાં મોકલી દેવામાં આવ્યો હોય અને તેથી ફરી સબ જડજના ફેસલાનો તરજુમો લેવા ડીસ્ટ્રીક્ટ કોરટમાં અરજી કરવામાં આવી હોય તો, અરજદારે તરજુમાની ફી આપવી.

ઠરાવની નકલ કરવા બાબત.

૭ સઘળા ઠરાવોની નકલ, ફુલસ્કેપ તારના પોણાસફા ઉપર કરવી, અને બાકીના પા સફાનો ભાગ હાંશીયા તરીકે કોરો રાખવો; જડજોએ પણ જજમેન્ટો લખતી વખત આ રીત પ્રમાણે લખાણ કરવું.

નકલ લેવા અરજી કરયાની, નકલ તઇયાર થયાની અને આવ્યાની તારીખો દાખલ કરવા બાબત.

૮ દીવાની કોરટોએ આપેલી નકલો ઊપરની તારીખોમાં ફેરફાર ન બને તેટલા માટે, તે તારીખો અક્ષરે લખવી અને તે બાબતના શેરા ઉપર કોરટના કોઈ જવાબદાર અમલદારે સહી કરવી અથવા ટુંકામાં સહી કરવી.

સબ જડજોના ઇંગરેજી ઠરાવોની નકલો બાબત.

૯ જ્યારે સબ જડજે ઇંગરેજીમાં ઠરાવ લખ્યો હોય, અને તે ઠરાવની નકલ કોઈ પક્ષકારને જોઈતી હોય તો, જો સબ જડજની કોરટમાં તે નકલ કરનાર કોઈ ન હોય તો સદરહુ નકલ ડીસ્ટ્રીક્ટ કોરટના નોકરોમાંથી કોઈ પાસે કરાવવી.

અરજદારે નકલ ઉતરામણ ફી પ્રથમ આપવી.

૧૦ ઠરાવ અને હુકમનામાની નકલો માગનાર અરજદારોએ, નકલ ઊતરામણ ફી અગાઉથી, તે વખત કયાસ કરી, અરજી આપતી વખત આપવી; જો કંઈ બાકી વધ્યું હોય તો, નકલો આપતી વખત અરજદારને પાછું આપવું. જો નકલ કરવાને માટે પુરતા કાગળો આપવામાં ન આવ્યા હોય, તો જોઇતા કાગળો કોરટે આપવા ને નકલો તુરત તઇયાર કરાવવી.

જેટલા કાગળના તાર કોરટે આપ્યા હોય, તેટલા દરેક તારદીઠ અરજદાર પાસેથી પા આનો લેવો.

કોરટ ફી આકટની ૨૦મી કલમ પ્રમાણે નીયમ

૧૧ કોરટ ફી આકટ (૭ મા સ. ૧૮૭૦ નો)ની કલમ ૨૦મી પ્રમાણે નીચેનાનીયમો* નામદાર મુંબઈની હાઈકોરટે કરયા, તે હિંદુસ્તાનના ગવરનર જનરલ ઇન કાઉનશીલની પરવાનગીથી મુંબઈ સરકારે મંજુર કરયા અને સરવે લોકોના જાણવા માટે પ્રશીધ કરવામાં આવ્યા છે:——

૧ હાઈકોરટની અપેલેટ હકુમતમાં સમનો વીગેરે બજાવવા બાબતમાં જે ફી હાલ લેવામાં આવે છે તે લેવામાં આવશે.

૨ બીજી દીવાની કોરટોમાં જે ફી લેવામાં આવશે તે બાબત સાથેના કોષ્ટક માં બતાવેલું છે.

૩ બેલીફો પટાવાળા અને બીજા શખસો જેઓને, હાઈ કોરટ શીવાયની બીજી કો

રટામાં, સમનો વીગેરે બજાવણીના કામ ઉપર રાખવામાં આવ્યા હોય તેનો પગાર નીચે પ્રમાણે છે:—

| | | |
|---|---|---|
| વરગ પેહેલા | રૂ. ૨૫ | |
| વરગ બીજો | ૨૦ | |
| વરગ ત્રીજો | ૧૫ | દર મહીને |
| વરગ ચોથો | ૧૨ | |
| વરગ પાંચમા | ૯ | |

જ્યારે યુરોપિયન બેલીફ રાખવાની જરૂર પડે ત્યારે તેને રૂ. ૫૦ નો મહીનો આપવામાં આવશે.

૪ બજાવણી ખાતાના તમામ નોકરો જે દરેક જીલ્લાની દીવાની કોરટોમાં રાખવામાં આવ્યા હોય તેના પાંચ વરગ કરવા, અને ઉપલા નિયમમાં બતાવ્યા પ્રમાણે વરગવાર તેઓને પગાર આપવો.

૫ પરંતુ કોઇ બેલીફ અથવા પટાવાળાને, જો તેને સારૂ લખતા વાંચતા આવડતું હોય તોજ તેને ત્રીજા વરગમાં દાખલ કરવો, અને સામાન્ય રીત વાંચતા લખતાં આવડતું હોય તોજ તેને ચોથા વરગમાં દાખલ કરવો.

૬ પોતાની અને તાબાની કોરટોની અંદર સમનો વિગેરે કહાડવા માટે કેટલા માણસો જોઇએ તે નક્કી કરતી વખતે, દરેક ડીસ્ટ્રીક્ટ જડજે, દરેક માણસે એક વરસની અંદર સરાસરી ૪૦૦૦ સમનો વીગેરે કહાડવા જોઇએ, તે વાત લક્ષમાં રાખવી.

૭ સમનો વીગેરે બજાવવાને માટે બેલીફો અને પટાવાળાની સંખ્યા મુકરર કરતી વખતે, દરેક ડીસ્ટ્રીક્ટ જડજે લક્ષમાં રાખવું જોઇએ કે દરેક બેલીફ અને પટાવાળાએ સરાસરી નીચે બતાવેલી સંખ્યા પ્રમાણે સમનો વીગેરે બજાવવા જોઇએ:—

જીલ્લે——

| | |
|---|---|
| સુરત | ૧૫૦૦ |
| અહમદનગર | |
| સતારા | |
| અમદાવાદ | |
| થાણા | ૧૦૦૦ |
| ખાનદેશ | |
| પુના | |
| સોલાપુર | |
| રતનાગીરી | |
| બેલગામ | |
| કલાદગી | ૬૦૦ |
| ધારવાડ | |
| કારવાડ | |

૮ સ્માલ કાજ કોરટોની અંદર, સમનો વીગેરે કહાડવા તથા બજાવણી કરવા કેટલા માણસો જોઇએ તેની સંખ્યા મુકરર કરતી વખતે, દરેક ડીસ્ટ્રીક્ટ જડજે લક્ષમાં

રાખવું કે દરેક કારકુને વરસની અંદર સરાસરી ૪૦૦૦ સમનો વીગેરે કહાડવા, અને દરેક બેલીફે અથવા પટાવાળાએ તેટલીજ મુદતમાં ૨૦૦૦ સમનો વીગેરે બજાવવા જોઈએ.

### કોષ્ટક "અ"

દરેક માણસને સમન બજાવવા બાબત અથવા દીવાની કોરટોએ કહાડેલા જાહેરનામાને માટે લેવાની ફીનું કોષ્ટક.

| જ્યારે રૂ.૨૫ ઉપરનો દાવો ન હોય ત્યારે. | રૂ.૨૫ ઉપ્રાંત પણ રૂ. ૧૦૦ ની અંદર. | રૂ.૧૦૦ ઉપ્રાંત પણ ૫૦૦ ની અંદર. | રૂ.૫૦૦ ઉપ્રાંત પણ૧૦૦૦ ની અંદર | રૂ.૧૦૦૦ ઉપ્રાંત પણ ૫૦૦૦ ની અંદર | રૂ. ૫૦૦૦ ઉપ્રાંત. |
|---|---|---|---|---|---|
| ૨ આના | ૪ આના | ૮ આના | રૂ. ૧ | રૂ. ૨ | રૂ. ૪ |

સરકારી ગેઝેટ તા. ૧૬ મી મારચ સને ૧૮૭૬ પાને ૨૨૬

આ ટેબલમાં બતાવ્યા શીવાયના દરેક સમન વીગેરે અથવા જાહેરનામાને માટે આઠ આના પ્રમાણે ફી લેવામાં આવશે.

### અપવાદો.

૧ લો—નીચેના સમનો વીગેરેને માટે ઉપર બતાવેલા દરથી બમણી ફી લેવામાં આવશે:—

(૧) પ્રતીવાદી અથવા શાહેદને પકડવાને વારંટ;
(૨) બીગાડ વીગેરે ન કરવા બાબત તાકીદ હુકમ;
(૩) કરારનો ભંગ અથવા અપકૃત્ય જારી ન રાખવા બાબતનો તાકીદ હુકમ;
(૪) હુકમનામા પેહેલાં પ્રતીવાદી, અથવા નાશી જતા શાહેદીની મીલકત જપ્ત કરવા બાબતનો હુકમ;

૨ જો—કોરટે પોતાથી તેની સત્તાને દીરસ્કાર થવાથી તે બાબત લક્ષમાં લેવા સમન વિગેરે કાહાડ્યા હોય તે તે બાબતની ફી લેવામાં નહી આવે.

જ્યારે એક અથવા વધારે બેલીફો અથવા પટાવાળાની ત્રણ દીવસ કરતાં વધારે નોકરીની જરૂર હોય ત્યારે જે પક્ષકારની અરજ ઉપરથી સમન વિગેરે કાહાડવામાં આવ્યા હોય તેની પાસેથી, ઉપલા નિયમોમાં બતાવ્યા પ્રમાણેની ફી શીવાય, ત્રણ દીવસ કરતાં વધારે જેટલી મુદત લાગે તેટલી મુદતનો બેલીફો અથવા પટાળાનો પગાર લેવામાં આવશે.

સરકારી ગેઝેટ, તા. ૨૦ જાનેવારી સ. ૧૮૭૬ પાને ૫૧

ફકરો (૧)—જે જગોએ સમન વિગેરે બજાવવો હોય, તે જગોએ જતાં આવતાં જે વખત લાગે, તે ઉપર બતાવેલી મુદતનો ભાગ છે એમ ગણવામાં નહી આવે.

ફકરો (૨)—જો ઉપર બતાવ્યા પ્રમાણે બેલીફોને પગાર આપવામાં એક આના નાનો કંઇ ભાગ હોય તો, તેટલો ભાગ છુટ આપવામાં આવશે.

સમન વીગરે કાઢતાં પહેલાં પ્રોસેસ ફી આપવી જોઈએ.

૧૨ કોઈ કોરટમાંથી સમન વિગેરે કાહાડતાં પેહેલાં, સદરહુ કોરટના યોગ્ય અમલદારે, કોરટફીનો આંકડો ગણી મુકરર કરવો, અને જે શખ્સ પાસેથી તે ફી લેવાની હોય તેને તે બાબતની ખબર આપવી. આ ખબર આપ્યા પછી ચાર દીવસ પુરા થાય તે અવલ સદરહુ ફી કોરટમાં ભરવી. યોગ્ય કારણને માટે ઉપલી મુદતમાં વધારો કરવા કોરટને અખતીયાર છે.

જે અરજી ઉપરથી સમન વિગેરે કાહડવામાં આવ્યો હોય તે ઉપર, કોરટફી બદલ આપેલી સ્ટાંપો લગાવવી.

ફી ભર્યા પછી (પણ તે પેહેલા નહી) સમનો, નોટીસ, વોરંટ અથવા બીજો હુકમ તઇયાર કરવો.

૧૩ ડીસ્ટ્રિકટ કોરટોના નાજરોને લગતા નિચેના નિયમો ઘણી સંભાળથી અમલમાં લાવવા જોઇએ:——

નાજરને કરવાનાં કામ.

૧ રોકડમેળની અંદર આવક અને ખર્ચ જે લખવામાં આવે તેની અંદર જેના હુકમથી તે કરવામાં આવ્યું હોય તે જણાવવું.

૨ હમેશના ઉપયોગ માટે જે રોકડ નાણાં રાખવામાં આવે તે નાજરે કચેરીના વખતમાં પોતાની પાસે રાખવાં, અને જે નાણાં આવે તે પોતે લેવાં અને ખરચ માટે જે નાણાં આપવાં તે પણ પોતે જાતે આપવાં.

૩ ડેપ્યુટી નાજરે ઓફીસના ચોપડા રાખવા.

૪ જડજની સ્પષ્ટ પરવાનગી શીવાય નાજરની પાસેના પઇસામાંથી અગાઉ ધીરધાર ન કરવી.

૫ નાવારસ મીલકત નાજરને જલદીથી મળી શકે એવી રીતે રાખવી, અને તેના ઉપર બરોબર દેખરેખ નાજરે રાખવી.

૬ દંડ વસુલ કરવા બાબતના હુકમોનું પત્રક જડજ અને આશીસ્ટન્ટ જડજની ઓફીસોમાં રાખવું; દરેક મહીનાની આખરે, કેટલા દંડ બાબતના હુકમો આવ્યા, તેમાંથી કેટલાનો દંડ વસુલ થયો, અને કેટલાનો બાકી છે એ બાબતોનું પત્રક નાજર પાસેથી મગાવવું, તથા હુકમો ન બજાવવામાં આવ્યા હોય, તે બાબતનું સંતોષકારક કારણ તેણે બતાવવું.

૭ જ્યારે જ્યારે સગવડ હોય ત્યારે ત્યારે જડજે નાજરનો હિસાબ પોતે તપાસવો અથવા બીજાને તપાસવાનો હુકમ કરવો.

૮ કલેકટરની તીજોરીની અંદર, જે મીલકત નાજરના કબજામાં હોય તે મીલકતની પેટી અથવા પેટીઓ, સલામતીને માટે રાખવાને, નાજરને પરવાનગી છે; પરંતુ તે પેટી અંદરની મીલકતને માટે, કલેકટર ખાતાના માણસો જવાબદાર ગણાઈ શકતા નથી.

૯ કલેકટર ખાતાના માણસોનું એ કામછે કે પેટીઓ નિર્ભય જગોએ છે અને નાજર અથવા બીજો માણસ જેને જડજ તે કામને માટે નીમે તે

શીવાય બીજો માણસ તેને ઉઘાડતા નથી એ જોવું; જો જરુરને યોગ્ય જણાય તો દરેક પેટીને બે તાળાં દેવાં, અને એક કુંચી નાજરપાસે રાખવી અને એક પોતાની પાસે અથવા આશીસ્ટન્ટ પાસે રાખવી.

૧૦ દરેક કોરટની અંદર દરવરશે એક લીસ્ટ ચોડવું, તેની અંદર હુકમનામાના કરજદારોનાં નામ અને હુકમનામાના લેણદારોને તેઓના પૈસા આપ્યા પછી બાકી કેટલા રહ્યા તે બતાવવું.

૧૪ પૈસા અને કોરટફીની સ્ટાંપો પક્ષકારોએ આપી હોય તે બાબતની નાજરે આપવાની રશીદનો નમુનો.

નંબર

| | રોકડ | | કોરટ ફી | |
|---|---|---|---|---|
| રકમ .... | | | | |

———પાસેથી

ના નંબર

——— માટે

———

———

———

———

તા. ૧૮

(ટુંકામાં સહી)

નાજર

નંબર

——— પાસેથી પોહોચ્યાનું

| રોકડ | | | કોરટ ફી સ્ટાંપ | | દાવાનો, દરખાસ્તનો અથવા બીજા કામનો નંબર | [illegible] |
|---|---|---|---|---|---|---|
| રૂ. | આ. | પા. | રૂ. | આ | | |
| | | | | | | |

(સહી)

કોરટ ના નાજર

તારીખ ૧૮

૧૫ વશીયતનામું કર્યા વગર મરનારની મિલકતનો વહીવટ નાજરે કેમ કરવો તેના નિયમ

૧ સન ૧૮૨૭ ના ૮ રેગ્યુલેશનની કલમ ૧૦ પ્રમાણે જ્યારે નાજર વહીવટ કરનાર નીમાય ત્યારે તેણે સન ૧૮૨૭ ના ૮ રેગ્યુલેશનમાં આપેલા (ક) પરીશીષ્ટ પ્રમાણે માલ મીલકત કબજે લેતી વખતે જાહેરનામુ જડજ સાહેબની સહી થીકા લેવા સારૂ રજુ કરવું અને પછી તે પ્રગટ કરવું.

૨ સન ૧૮૨૮ ના ૮ રેગ્યુલેશન પ્રમાણે વશીયતનામુ કર્યા વગર મરનારની મીલકતનો વહીવટ કરનાર નાજર નીમાય ત્યારે કલમ ૧૦ ની રકમ ૩ પ્રમાણે તે મીલકત હકદારને સોંપવામાં આવે અગર રકમ ૪ પ્રમાણે તે વેચી તેના પઇસા સરકાર ત્રિજોરીમા જમા કરાય ત્યાં સુધી તેને મેહેનત બદલ કાંઇ મળશે નહી; પણ ઉપરની એમાંથી એક પણ રીત તે મીલકતનો કબજો છોડે ત્યારે જેટલી મીલકત તે પાછી સોંપે તેના કીમત ઉપર દરસેંકડે પાંચ ટકા પ્રમાણે તેને મળી શકે.

૩ સન ૧૮૪૧ ના ૯ મા આક્ટ પ્રમાણે મીલકત ક્યુરેટર (રક્ષક) ને સોંપવામાં આવશે તો તેજ આક્ટની ૭ મી કલમમાં નક્કી કરેલી મેહેનત બદલ આપવાની રકમ ઉપર નજર રાખવી; એટલે જંગમ મીલકતની કીમત ઉપર પાંચ ટકા અને વહીવટ કરેલી સ્થાવર મીલકતની વાર્ષિક ઉપજ ઉપર પાંચ ટકા.

૪ વશીયતનામું કર્યા શીવાય મરનારની અગર જેના વારસ જાણવામાં નથી એવા માણસની મીલકત ડીસ્ટ્રિક્ટ કોરટમાં મોકલવી એવો કોઇ માજીસ્ટ્રેટનો મત થાય ત્યારે તેણે પોતાના તાબાના અધીકારીનો રીપોર્ટ જડજ સાહેબ ઊપર મોકલવો. અને જો જડજ સાહેબનો અભીપ્રાય માજીસ્ટ્રેટના મતને મળશે તો તે મીલકત કબજે લેવાનો નાજરને હુકમ ફરમાવશે અને જો તેથી જુદો પડશે તો તે મીલકત પાછી સોંપવાનો અગર જેના મુળ સ્વાધીનમાં છે તેના કબજામાં રહેવાદેવા હુકમ કરશે.

૫ સન ૧૮૨૭ ના આઠમા રેગ્યુલેશનની ૧૭ મી કલમ પ્રમાણે વશીઅતનામુ કર્યા વગર મરનારની મીલકત સંબંધી જાહેરનામુ પ્રગટ કરવા બાબતનું સઘળું ખરચ તે મીલકતમાંથી આપવું.

૬ વશીયતનામું કર્યા વગર મરનારની અગર જેના વારસ જાણવામાં નથી આવ્યા તે માણસની મીલકતનો જ્યારે ડીસ્ટ્રિક્ટ કોરટનો નાજર વહીવટ કરનાર નીમાય તો તેણે આ બગત આપેલા નમુના પ્રમાણે હીસાબની ચોપડી રાખવી. વેચાણના તેમજ તે મીલકતથી ઉપજેલાં બીજાં નાણાં નાજરના સાધારણ રોજમેળ અને ખાતામાં દાખલ કરવાં.

વશીયતનામુ કર્યા વગર મરનારની મીલકતનું રજીસ્ટર

સને ૧૮૨૭ ના આઠમા રેગ્યુલેશન પ્રમાણે ના ડીસ્ટરીકટ કોરટનાના જરે હવાલામાં લીધેલી વસીયતનામુ

| આબતો નંબર | મરનારનું નામ, ધામ, જાત અને આશરેથી ઉમર | મરણની તારીખ | મીલકત હાથમાં આવ્યાની તારીખ | મીલકતની તપશીલ અને તેની ધારેલી કીમત | | | | રોકડ | | | મીલકતની સાથે આવેલી રોકડ રોકડમે જમાંજમે કરી તે તારીખ અને પાનું. | | જાહેરનામાની તારીખ | માલ વેચાયાથી આવેલી રકમ અથવા ખત, ભાડું, અથવા બીજી ઉપજથી આવેલા પઇસા | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | | | | માલનું બ્યાન | ઉપજેલી કીમત | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | | | ૭ | | | ૮ | | ૯ | ૧૦ | ૧૧ | | |
| | | | | | રૂ. | આ. | પા. | રૂ. | આ. | પા. | તારીખ | પાનું | | | રૂ. | આ. | પા. |
| | | | | | | | | | | | | | | | | | |

કરચા વગર મરનારની મીલકતનું પત્ર.

| વેચાણના પઈસા અને ખતની રૂઈ એ મળેલાં નાણાં જે તારીખે રોકડ મેળમાં જમે થયાં તે તારીખ અને પાનું | ૭ અને ૧૧ ખાનાનો સરવાળો | ખરચ બાદ કરવાનું તે | | | —ખાનામાં બતાવેલી રકમમાંથી—માં બતાવેલી રકમ બાદ જતાં બાકી રહ્યું તેની શી વ્યવસ્થા કરી. | | | | છેવટ નીકાલની તારીખઅને રોકડમેળનું પાનું. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | તપશીલ | રકમ | કુલ | તપશીલ | મીલકત અને રોકડ વારસો અગર બીજાઓને આપી | સરકારી તીજોરીમાં ભરી તે | કુલ | |
| ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ |
| તારીખ / પાનું | રૂ. આ. પા. | | રૂ. આ. પા. | રૂ. આ. પા. | | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | તારીખ. |

૧૧ નામદાર સરકારના નીચે આપેલા સરકયુલર અને ઠરાવ ન્યાયખાતાના અધીકારીઓની માહીતી માટે અને તે પ્રમાણે અમલ કરવા સારૂ પ્રસિધ્ધ કરવામા આવ્યા છે. આવી બાબતમાં રજાની અરજીઓ હાયકોરટ અગર ડીસ્ટ્રીકટ કોરટને ઠરાવેલી રીત મુજબ કરવી.

સબંધી ન્યાયાધીકારી-ઓએ હકની રજાને સારૂ અરજ હાયકોરટને અને સબોરડીનેટ જડજોએ ડીસટ્રીકટ કોરટને કરવી.

સન ૧૮૬૯ ના નંબર ૪૧૩૨

ન્યાયખાતુ

ડીસ્ટ્રીકટ અને મુફશીલમાં સ્માલકાજ કોરટના જડજ સાહેબને

મહરબો.

૧ ન્યાયાધીશો અને મુફશીલ સ્માલ કાજ કોરટના જડજોને જેમાં નવા અધીકારીની નિમણુક કરવાની જરૂર નથી એવી હકની રજા મેળવવા સારૂ અરજીઓ આકોન્ટન્ટ જનરલ સાહેબની મારફત હાઇકોરટને કરવી. આકોન્ટન્ટ જનરલ સાહેબ દરેક બાબતમાં અરજદારને રજા માગવવાનો હક છે કે નહી તે વીશે સરટીફિકેટ આપશે.

૨ સબોરડીનેટ જડજોની આવા પ્રકારની અરજીઓ જે ડીસ્ટ્રીકટ જડજના તાબામાં તેઓ હોય તેમને મોકલવી અને ઉપર કહ્યા મુજબ આકોન્ટન્ટ જનરલ સાહેબનું સરટીફિકેટ મળેથી ડીસ્ટ્રીકટ જડજ સાહેબ તેમની અરજીઓ મંજુર કરવા મુખ્તીયાર છે. સરકારી ગેજીટમાં છપાવવા સારૂ આ હુકમ મુજબ તેમણે આપેલી બધી રજાનો રીપોર્ટ ડીસ્ટ્રીકટ જડજોએ હાઇકોરટને કરવો.

૩ સબંધી અથવા બીનસબંધી નોકરીના ધારાની રૂઇએ બીજી બધી જાતની રજાને સારૂ અરજીઓ હમેશના નીયમ મુજબ સરકારને કરવી.

ટીપઃ— જ્યાં અવેજી મુકવાની જરૂર નથી તે બાબતમાં સબોરડીનેટ જડજોને ડીસ્ટ્રીકટ જડજ સાહેબો હકની રજા આપે; જ્યા અવેજીની જરૂર છે તેવી બાબતમાં ડીસ્ટ્રીકટ જડજોએ હાઇકોરટની મારફત સરકારમાં રજુ કરવા સારૂ અરજી મોકલી આપવી.

કીલ્લે મુંબાઇ ૨૨ નવેંબર ૧૮૭૮

૧૮૭૮ ના નંબર ૫૩૬૭

ન્યાયખાતુ.

કીલ્લે મુંબાઇ ૧૬ સપ્ટેમબર ૧૮૭૮

નામદાર હાઇકોરટના રજીસ્ટ્રારનો કાગળ નંબર ૧૧૩૧ તા. ૩૦ આગસ્ટ ૧૮૭૮ નો નીચે પ્રમાણેઃ—

જેમાં બીજા અધિકારીની નીમણુક કરવાની જરૂર નથી એવી ટુંકી રજાની અરજીઓ ન્યાયખાતાના સબંધી અધીકારીઓએ હાઇકોરટને કરવી એવું જે સરક્યુલરમાં ફરમાવવામાં આવેલું છે તે ન્યાયખાતાના સન ૧૮૬૯ ના નંબર ૪૧૩૨ ના સરક્યુલર તરફ સરકારનું ધ્યાન ખેંચવાની તમને વિનતી કરવાનું નામદાર ચીફ જસ્ટીસ અને જડજોએ મને ફરમાવ્યું છે. આ સરક્યુલર રદ થયો હોય એવું જણાતું નથી તોપણ નામદાર સાહેબો જણાવે છે કે તે પ્રમાણે ભાગ્યેજ અમલ કરવામાં આવ્યો હોય. હકની રજાને માટે ન્યાયખાતાના અધિકારીઓ વારંવાર સરકારને બારોબાર અરજ કરેછે અને તેમને રજા મળ્યાની જાહેર ખબર સરકારી ગેજીટમાં છપાય છે ત્યાર પેહેલાં હાઇકોરટને તે બાબતની ખબર મળતી નથી.

જડજો હકની રજાની અરજી કરેછે ત્યારે ઘણી વખત તો બીજા અધીકારીની નીમણુક કરવી દુરસ્ત જણાયછે એ વાત ખરી છે; પણ બીજી નીમણુક કેઇ બાબતમાં કરવી તે અને કયારે ન કરવી તેનો વિચાર ડીસ્ટ્રિક્ટ જડજ કરતાં હાઇકોરટના જડજો સારો કરી શકે એમ તે નામદાર સાહેબોનો મત છે. ન્યાયખાતાના સબંધી અધીકારીઓ અને સ્માલ કાજ કોરટના જડજોની હકની રજા મેળવવાની અરજીઓ આકોટન્ટ જનરલ મારફત હાઇકોરટને મોકલવી એવી તે સાહેબોની સૂચના છે. અરજી પોહોચતાં રજા આપવી કે નહી અથવા બીજો અધીકારી તે જગ્યાએ નિમવો કે નહી તેનો હાઇ કોરટ નિર્ણય કરશે અને આવી નિમણુક કરવી અવશ્ય જણાશે તો અરજીનો છેવટ નિકાલ કરવા સારૂ તે સાહેબો પોતાના અભિપ્રાય સહીત તે સરકારમાં મોકલાવશે. પણ જો તે સાહેબોની ધ્યાનમાં એમ આવશે કે બીજા અધિકારીની નીમણુક કર્યા શીવાય રજા આપી શકાશે અને તેથી સાર્વજનિક કામને હરકત નહી પડે તો તે સાહેબ વધારે લખાણ કર્યા શીવાય રજા મંજુર કરશે.

સન્ ૧૮૬૭ ના નંબર ૪૨૩ ના સરકારના કાગળ ઉપરથી જાણવામાં આવશે કે નેકનામદાર ગવરનર ફીનકાઊન્શીલનો ત્યારે એવો મત હતો કે સાર્વજનીક કામને હરકત થયા શીવાય ન્યાયખાતાના અધીકારીઓને ટુંકી હકની રજાઓ કયારે આપી શકાય તે વાતની તુલના કરવાનાં હાઇકોરટને સારામાંસારાં સાધન છે અને તે પત્રમાં દરશાવેલો નિયમ હાલ પણ ખરો છે એવો મત નામદાર સાહેબોનો છે.

ઠરાવ—આ સૂચનાને માટે નામદાર હાયકોરટનો ઉપકાર માનવો અને તે અમલમાં લાવવા સારૂ હુકમ ફરમાવવા

(સહી) જે. માન્ટીથ.
આ. અંડર સેક્રેટરીનીસબત
સરકાર.

૧૭ આક્ટોન્ટન્ટ જનરલને પુછ્યા શીવાય ડીસ્ટ્રીક્ટ જડજો સબોરડીનેટ જડજોને ક્યાજુયલ રજા આપી શકાય એવું હોય તો તે આપવાને મુખત્યાર છે પણ જો તે અધિકારી પોતાનો મુકામ છોડી

કાજ્યુલ રજા

જાય તો તેનો રીપોર્ટ હાયકોરટને કરવો.

મુકામ છોડીને જવાનો તથા ત્યાંપાછા આવ્યાનો રીપોર્ટ જડજોએ કરવો.

૧૮ બીજે ઠેકાણે કોરટ ભરવા જાય તે શીવાય જ્યારે જ્યારે ડીસ્ટ્રીક્ટ, જોઈન્ટ, આસીસ્ટંટ અને સ્માલ કાજ કોરટના જડજો જ્યાં પોતાની કોરટ સાધારણ રીતે ભરેછે તે મુકામ છોડી જાય ત્યારે તેનો રીપોર્ટ હાયકોરટને કરવો અને પાછા આવે ત્યારે બીજો રીપોર્ટ કરવો.

કોરટમાંથીજ દહાડા કરતાં વધારે ગેરહાજરીનો રીપોર્ટ કરવો.

૧૯ જ્યારે જ્યારે ડીસ્ટ્રીક્ટ, જોઈન્ટ, આસીસ્ટંટ અને સ્માલ કાજ કોરટનો જડજ આગળથી રજા મંગાવ્યા શીવાય માંદગી અગર બીજા કોઈ જરૂરના કારણથી એક મહીનામાં બે દીવસ કરતાં વધારે કોરટમાંથી ગેરહાજર રહે તો આવી ગેરહાજરી અને તેનાં કારણોનો રીપોર્ટ હાઈ કોરટને કરવો. આવી બાબતમાં સબોરડીનેટ જડજે ડીસ્ટ્રીક્ટ કોરટને રીપોર્ટ કરવો.

સબોરડીનેટ કોરટો અને ખાતાની તપાસ અને તે ઉપર દેખરેખ.

૨૦ જ્યાં સુધી સબારડીનેટ જડજો પોતાના ખાતા ઉપર સખત દેખરેખ નહી રાખે ત્યાં સુધી અવ્યવસ્થા હમેશાં રહેશેજ. તેથી આ અગત્યની ફરજ ઉપર ધ્યાન આપવાનો તેમણે નક્કી ઠરાવ કરવો જોઈએ. જો બની શકે તો ડીસ્ટ્રીક્ટ જડજે વરસની અનુકુળ મોસમમાં બધા સબોરડીનેટ જડજોને એકઠા કરેવા અને તેમને જે બાબતનો શક હોય તે બાબત ઉપર વીચાર કરવા એક સભા મેળવવી. અમુક વખત ડીસ્ટ્રીક્ટ જડજે અથવા આસીસ્ટંટ જડજે જાતે જઈ સબારડીનેટ કોરટો તપાસવી અને દફતર, વહીવટ, અને હીસાબની તપાસ બહુ બારીકીથી કરવી, અને તપાસમાં જો કોઈ એવી બીના જાણવામાં આવે કે તેના ઉપર અવશ્ય ધ્યાન ખેંચવુંજ જોઈએ તો તેનો રીપોર્ટ હાયકોરટને કરવો.

## ૨૧—તહેવાર અને રજા સંબંધી નિયમો——

તહેવારની યાદ

૧ સન ૧૮૬૯ ના ૧૪ મા આકટની કલમ ૪૩ મુજબ તેમાં આપેલા દહાડા શીવાય જોડેના પત્રકમાં આપેલા દહાડા ડીસ્ટ્રીક્ટ અને સબોરડીનેટ કોરટમાં રજાના દીવશ તરીકે મંજુર કરવામાં આવ્યા છે. જે દિવસે સુર્યનું અથવા ચંદ્રનું ગ્રહેણ દેખવાનું હોય તે દહાડે પણ કોરટ બંધ રાખવી.

૨ કપીલ ષષ્ઠી જેવા કેટલેક વરસે આવતા અસાધારણ તહેવારની રજા લેવી હોય તો ખાસ મંજુરીને સારૂ અરજ કરવી

ડીસ્ટ્રીક્ટ જડજોએ દરવરસે રજાનું લીસ્ટ કરવું

૩ ડીસેંબર માસની શરૂઆતમાં ડીસ્ટ્રીક્ટ જડજોએ ડીસ્ટ્રીક્ટની ભાષામાં તહેવારની રજાનુ લીસ્ટ તઈયાર કરવું અને તેમાં આવતા વરસમાં જે મહીનાની જે તારીખે તહેવાર હોય તે દરશાવવું. ડીસ્ટ્રીક્ટ ના બધા અધિકારીઓ અને કોર્ટની માહીતીને સારૂ આ લીસ્ટ ફેરવવું.

૪ હાઈકોરટે મંજુર કર્યાંછે તે શીવાય બીજે કોઈ દિવસે કોરટ બંધ રાખવી નહી.

| દીવસો | ખ્રિસ્તી—આ દિવસે તમામ કોરટો બંધ રાખવી. | દીવસો | હીંદુ—આ દીવસે તમામ કોરટો બંધ રાખવી | દીવસો | મુસલમાની—મોહોરમને દીવસે તમામ કોરટો બંધ રાખવી. તે શીવાય જે કોરટોમાં ન્યાયાધીશ મુસલમાન હોય તે કોરટો બંધ રાખવી. | દીવસો | પારશી—જે કોરટોમાં ન્યાયાધિશ પારશી હોય ત્યાં પાળવા. |
|---|---|---|---|---|---|---|---|
| ૪ | ઈસ્ટર (ગુડફ્રાઈડનો આગલો દીવસ.) ઈસ્ટર સોમવાર અને મંગળવાર | ૧ | મકરસંક્રાંતી | ૧ | મોહોરમ | ૧ | જમશેદીનવરોઝ |
| | | ૧ | શીવરાત્રી | | | ૧ | આબાન ફીસ્ટ |
| | | ૫ | હોળી | ૧ | રમજાન ઈદ અથવા રોજાને છેલો દીવસ | ૫ | ગાથાગંભાર |
| | | ૧ | વર્ષપ્રતીપદા | | | ૧ | પટેટી (બેસતાવરસનો દહાડો) |
| | | ૧ | રામનવમી | ૧ | બકરી ઈદ અથવા ઈદ કુરબાન | ૨ | ખોરદાદ ફીસ્ટ અને વલેવા |
| | | ૧ | અશાડી એકાદશી | | | ૧ | આતસબેહેરામ સાલગીરી |
| ૧ | આસેન્શન ડે | ૧ | નાળીએર પુરણીમા | | | | |
| | | ૨ | ગોકળ અષ્ટમી (જન્માષ્ટમી) | | | | |
| ૭ | નાતાળ (ક્રીસ્ટમસ) તા. ૨૪ મી ડીસેંબર અને તા.૨૬થી તા. ૩૧ મી ડીસેંબર બે તારીખો સુધાંત) | ૧ | ગણેશચતુરથી | | | | |
| | | ૧ | દસેરા | | | | |
| | | ૪ | દીવાળી | | | | |
| | | ૧ | કારતકી એકાદશી | | | | |
| | | ૧૯ | | | | | |
| | | ૧ | શ્રાવણ માસનો છેલો સોમવાર } આ ત્રણ સ્થાનીક તેહેવારો સુરત જીલ્લામાં સુરતને ભરૂચને વાસ્તે ફક્ત છે. | | | | |
| | | ૧ | અક્ષય નવમી | | | | |
| | | ૧ | કારતકી જાત્રા | | | | |
| | | ૧ | જ્ઞાનપંચમી | | | | |
| | | ૧ | હોળીનો છેલો } અમદાવાદ જીલ્લામાં જૈન અથવા શ્રાવકને વાસ્તે | | | | |
| | | ૧ | દીવસ | | | | |
| | | ૧ | પેહેલું પચુસણ | | | | |
| | | ૪ | પચુસણ | | | | |
| ૧૨ | | | | | | | |

ડીસ્ટ્રીક્ટ અને સબારડીનેટ કોરટમાં વેકેશન (રજા)

૫ હમણાના રીવાજ પ્રમાણે છ આઠવાડીઆની રજા સારૂ દીવાની કોરટો બંધ કરવાની પરવાનગી મંગાવવાની અરજી તે રજા શરૂ થવાની તારીખ બતાવી હોય તેના ઓછામાં ઓછી ત્રણ મહીના પેહેલાં કરવી કે કામની સુણાવણીના દીવસ તે રજામાં મુકરર કરવામાં ન આવે અને આ રજાનો દીવસ એવી રીતે મુકરર કરવો કે તે દર વરષે પહેલી અપરેલથી તે ૧૫ મી જુન સુધીમાં આવી જાય. વરસના બીજા કોઈ ભાગમાં આ રજા ભોગવવાની મંજુરી હાય કોરટ ખાસ કારણ શીવાય આપશે નહી.

સ્માલકાજ કોરટની રજા.

૧ આશરે પેહેલી મે અને ૧૫ મી અકટોબરથી શરૂ થાય એવી રીતે ત્રણ ત્રણ આઠવાડીઆની બે રજાઓ સ્માલકાજ કોરટને સારૂ મંજુર કરેલી છે. જે દહાડે રજા શરૂ થવાની હોય ત્યારથી ઓછામા ઓછા ત્રણ મહીના પહેલા કોરટ બંધ કરવાની પરવાનગી મેળવવા સારૂ અરજી મોકલવી.(સરકારનો કાગળ નંબર ૨૫૪૪ તા. ૨૩ મી અપરેલ ૧૮૭૮)

નાણાં શી રીતે મોકલવાં

૨૨ જે કોરટમાંથી સમન વીગરે નિકળ્યા હોય તેની હકુમતની બહાર તે બજાવવા સારૂ ટપાલ ખરચ વીગરે થાય તે આપવાને ટપાલ મારફતે મોકલેલી ટપાલની ટીકીટો ન ખોવાય તેટલા સારૂ એમ ફરમાવવામાં આવે છે કે દીવાની કોરટોએ જ્યાં જ્યાં મનીઓરડર ઓફીસ હોય ત્યાં તે ઓફીસની મારફતે નાણાં મોકલાવવાં અને જ્યારે ટીકીટો મોકલવામા આવે ત્યારે જો ટીકીટો કાગળ રજીસ્ટર કરાવવાનું ખરચ મળી શકે તેટલી હોય તો જે કાગળમાં ટીકીટો મોકલે તે રજીસ્ટર કરાવવો એમ પક્ષકારને ભલામણ કરવી.

પ્રોથોનોટરીના પત્ર

૨૩ પ્રોથોનોટરીની પાસે જવાના કાગળ ઉપર રજીસ્ટ્રારનું અને રજીસ્ટ્રારના કાગળ ઉપર પ્રોથોનોટરીનું શીરનામું હોવાથી ઘણી ગડબડ અને ઢીલ થએલી જણાયાથી એમ હુકમ કરવામાં આવે છે કે જે કાગળો હાઈ કોરટની ઓરીજીનલ સાઈડમાં મોકલવાના હોય તે ઉપર "ધી પ્રોથોનોટરી, હાઈ કોરટ" એવું શીરનામું કરવું અને જે કાગળો અપેલેટ સાઈડમાં મોકલવાના હોય તે ઉપર "ધી રજીસ્ટ્રાર, હાયકોરટ" એવું શીરનામું કરવું.

હાઈ કોરટ ઉપર મુફશીલ કોરટમાંથી બજાવવાને સારૂ મોકલેલાં હુકમનામા (ડીક્રી) અને હુકમો.

'મુફશીલ કોરટમાં બજાવવા સારૂ પ્રોથોનોટરી તરફથી આવેલા સમન વીગરના રીટર્ન.;

બધાં કમીશન અને સાધારણ રીતે પ્રોબેનોટરીએ મુકર્રર કોરટ તરફ મોકલેલા બધા કાગળો જે હાઈકોરટ ઉપર પાછા મોકલવાના છે તેળ ધા હાઈકોરટની ઓરીજીનલ સાઈડમાં મોકલવા.

**૨૪ સબાડીનેટ જડજ અને હાઈકોર્ટના વકીલના હોદાની અને ડીસ્ટ્રીક્ટ વકીલની પરીક્ષા—**

આ વિષય ઉપર કરેલા બધા નિયમો ૨૬ કરી હાઈકોરટના નામદાર ચીફ જ. સ્ટીસ અને જડજોએ,સબારડીનેટ જડજ અને હાઈકોરટના વકીલના હોદા અને ડીસ્ટ્રીક્ટ વકીલ થનારની પરીક્ષા સારૂ નીચેના ધારા મુકરર કરયા છે.

**ધારા.**

૧ પરીક્ષા આપનારની યોગ્યતા બાબત બે ધોરણ રાખવામાં આવશે. સબારડીનેટ જડજ અને હાઈકોરટના વકીલની પરીક્ષાના ઉમેદવારને ઉંચા ધોરણ (હાયરસ્ટાન્ડર્ડ) પ્રમાણે પાસ થવું જોઇએ. અને ડીસ્ટ્રીક્ટ પ્લીડરની પરીક્ષાના ઉમેદવારે નીચલા ધોરણ (લોવરસ્ટાન્ડર્ડ) પ્રમાણે પાસ થવું જોઇએ. એ બે ધોરણની પરીક્ષા એકની એક થશે અને પરીક્ષા દરેક વરશે ફેબ્રુઆરી અથવા માર્ચ માસમાં અગર હાઈકોરટ નિર્માણ કરે તેવે બીજે કોઈ અનુકુળ વખતે લેવામાં આવશે અને જે દહાડો મુકરર કરવામાં આવશે તેની નોટીસ સરકારી ગેજેટમાં આપવામાં આવશે.

૨ હાઈકોરટના નામદાર ચીફ જસ્ટીસ અને જડજોએ નિમેલી કમીટી પરીક્ષા લેશે. પરીક્ષામાં બેસનાર જે ઉમેદવાર હોય તેણે હાઈકોરટની આપિલેટ સાઈડના રજીસ્ટ્રારને જુદી લખી અરજી મોકલવી.

૩ ઉપરના કોઈપણ હોદાને માટે યોગ્ય થવાની મહારાણી સાહેબની પ્રજામાંથી કોઈની પણ ઇચ્છા હશે તો આવી પરીક્ષામાં આવી પરીક્ષા આપવાનો તેને હક છે; પણ આગળની પરીક્ષક કમીટીએ તેને પરીક્ષામાં બેસવાનો પ્રતિબંધ કર્યો ન જોઈએ અને પરીક્ષાના ઠેરવેલા દીવસ પેહેલા આવેલા જાનેવારી માસની પેહેલી તારીખે અગર ત્યાર પહેલાં કોઈ દીવસે પોતાની અરજીની સાથે રજીસ્ટ્રાર ઉપર નીચે લખેલા સરટીફીકેટ વીગેરે મોકલવા જોઇએ.

(અ) પોતાનો જન્મ થયો તે જગ્યાનું અને પરીક્ષાની તારીખે તેની ઉમર બાવીસ કરતાં વધારે અને પાત્રીસ વરસ કરતાં ઓછી છે એવું સરટીફીકેટ;

(બ) મુંબાઈ ઇલાકાના ડીસ્ટ્રીક્ટમાં વપરાતી ભાષા, જેમકે ગુજરાતી, મરાઠી, અથવા કાનડી ભાષામાંની એક ભાષા શુદ્ધ અને સહેલી રીતે બોલી, વાંચી અને લખી શકે છે એવું અને મુંબાઈની યુનીવરસીટીની માટરીક્યુલેશન પરીક્ષા તેણે પાસ કરી છે એવું સર્ટિફિકેટ;

(ક) પરીક્ષાનો જે દીવસ મુકરર થયો હોય તેના પહેલા આવેલા અકટોબર માસની પહેલી તારીખ પછીનું મેળવેલું સારી ચાલનું સરટીફીકેટ;

(ડ) દસ રૂપીઆ ફીના (જેની પોહોચ રજીસ્ટરાર આપશે.) જો ઉમેદવારનાં સરટીફીકેટ

સંતોષકારક નહી માલમ પડે તો ફી પાછી આપવામાં આવશે.

૪ ત્રીજા પારાગ્રાફમાં કહેલાં સરટીફીકેટ ઉપર ડીસ્ટ્રીકટ જડજ, મુંબાઈની સ્માલકાજ કોરટના પહેલા જડજ, મુંબાઈની યુનીવરશીટી સાથે જોડાયલી કોઈપણ કોલેજ અથવા વિદ્યાશાળાના મુખ્ય ગુરૂ (પ્રિન્સીપાલ), સરકારી હૈ।સ્કુલના અધ્યાપક (પ્રોફેસર), મુંબાઈ ઈલાકાની બાહારના જીલાના દેશી સંસ્થાનમાં મુખ્ય ન્યાયી, એકઝીકયુટીવ અથવા પોલીટીકલ અધીકારી અથવા હાઈ કોરટના રજીસ્ટ્રાર સહી કરી શકે.

૫ આગળના અગર હાલના નિયમ પ્રમાણે એકવાર કોઈ પણ ઉમેદવાર પરીક્ષામાં દાખલ થયો હશે તો ૩ (અ) કલમ પ્રમાણે ઉમરનો બાધ અને ૧૩ કલમની રૂઈએ કોઈ પ્રતિબંધ નહી હોયતો અને ૩ (ક) મા માગેલું સારી ચાલનું સરટીફીકેટ અને ૩ (ડ) મા દરશાવેલી ફી મોકલશે એટલે તેને ફરીથી પરીક્ષામાં બેસવા દેવામાં આવશે.

૬ જે બાબતમાં ઉમેદવારની ઉમર અગર આલ ચલગત વિશે કાંઈ પણ શક હશે તો નામદાર ચીફ જસ્ટીસ અને જડજોના વિચાર અને તે ઉપર છેવટ ઠરાવ સારૂ યોગ્ય તપાશ રજીસ્ટરાર કરશે.

૭ નામદાર ચીફ જસ્ટીસ અને જડજોના હુકમથી પરીક્ષા ઠરાવેલી તારીખથી યોગ્ય લાગે તેટલા દીવસ અગાઊ જે ઉમેદવારોની અરજીઓ મંજુર કરવામાં આવી હશે તેમના નામની યાદ સરકારી ગેજીટમાં રજીસ્ટ્રાર છપાવશે.

૮ પરીક્ષા ઈંગરેજી ભાષામાં લખાણમાં લેવાશે (જરૂર પડેતો મોઢે પરીક્ષા પણ લે) અને ઉમેદવારના જુવાબથી એ ભાષાનું તેને યોગ્ય જ્ઞાન નથી એમ માલુમ પડશે તો તેને પાસ થવા યોગ્ય ગણવામાં નહી આવે.

૯ સ્વાલના ૬ કાગળો આપવામાં આવશે, અને તે દરેક વિષયમાં વધારેમાં વધારે મળવી શકાય તેટલા મારકની સંખ્યા સામી દર્શાવી છે.

| | | | |
|---|---|---|---|
| ૧ હીંદુ શાસ્ત્ર અને મુસલમાની સરેહ— | .. | .. | ૧૦૦ |
| ૨ દીવાની અને મુદતના કાયદા— | .. | .. | 100 |
| ૩ કરાર અને અપ કૃત્યના કાયદા—<br>૪ સ્પેસીફિકરીલીફ, ટ્રાન્સફર ઓફ રીઅલ, પ્રોપર્ટી, મોર્ટગેજ, અને ટ્રસ્ટ્સ | } | ૨૦૦ | |
| ૫ પુરાવ, રજીસ્ટ્રેશન, અને સ્ટાંપના કાયદા | .. | .. | ૧૦૦ |
| ૬ ફોજદારી અને પોલીસના કાયદા | .. | .. | ૧૦૦ |

૧૦ આકટ રેગ્યુલેશન અને હાઈ કોરટના રીપોર્ટ શીવાય નીચેના પુસ્તકો વાંચવાની ભલામણ કરવામાં આવે છે.

મેઈન કૃત હીંદુ શાસ્ત્ર.

વેસ્ટ અને બુલર કૃત હીંદુ શાસ્ત્ર.

માકનોગટન કૃત મુસલમાની સરેહ.

ફીલ્ડ કૃત પુરાવાનો કાયદો.

હીંદુસ્તાનના પુરાવાના આકટ ઉપર કનીંગહામ કૃત ટીકા
હીંદુસ્તાનના કરારના આકટ ઉપર કનીંગહામ કૃત ટીકા
કોલેટ કૃત અપકૃત શાસ્ત્ર
સ્મીથ કૃત અને સ્નેલ કૃત એકવીટી જ્યુરીસ્પ્રુડન્સ બ્રુમ કૃત લીગલ માક્ષીમ

૧૧ ઉંચા ધોરણ પ્રમાણે પાસ થવાને સારૂ ઉમેદવારે દરેક વિષયમાં ઓછામાં ઓછી સેંકડે ૩૦ માર્ક અને બધા વિષયની કુલ માર્કમાં સેંકડે ૭૦ મારક મેળવવી જોઇએ. નીચા ધોરણ પ્રમાણે પાસ થવાને દરેક વિષયમાં ઓછામાં ઓછી સેંકડે ૩૦ મારક અને બધા વિષયમાં કુલ માર્કમાંથી સેંકડે ૫૦ માર્ક મેળવવી જોઇએ.

૧૨ નામદાર હાઇકોરટના ચીફ જશટીસ અને જડજોના હુકમથી ઉંચા અને નીચા ધોરણમાં પાસ થએલા ઉમેદવારોનાં નામ યોગ્યતા પ્રમાણે ગોઠવી તેની ટીપ સરકારી ગેજીટમાં છપાવવામાં આવશે.

૧૩ યોગ્ય તઇયારી કરયા શીવાય કોઈ પણ ઉમેદવાર પરીક્ષામાં આવ્યો છે એવું પરીક્ષક કમીટીના મતમાં આવશે તો બીજે વરસે પરીક્ષામાં આવવાની મનાઇ કરવા તે કમીટીને સત્તા છે.

૧૪ જે ઉમેદવાર ઉંચા ધોરણ પ્રમાણે પાસ થયો હશે તેને અરજ કરવાથી અને કાયદામાં ઠરાવેલો શટાંપ આપવાથી હાઇકોરટના વકીલની સણુંદ આપવામાં આવશે.

જે ઉમેદવાર નીચા ધોરણ પ્રમાણે પાસ થયો હશે તેને અરજ કરવા ઉપરથી અને પાંચ રૂપઇઆની ફી આપવાથી નામદાર ચીફ જસ્ટીસ અને જડજોને યોગ્ય લાગે તેવા મુંબાઈ ઇલાકાના કોઈ પણ એક ડીસ્ટરીકટમાં વકીલાત કરવાની સણુંદ આપવામાં આવશે.

હાઇકોરટના વકીલો અરજી કરશે અને દરેક સણુંદ બદલ રૂ ૫ ફી આપશે તો તેમને કોઇ પણ ડીસ્ટરીકટમાં વકીલાત કરવાની સણુંદ આપવામાં આવશે. પણ અમુક ડીસ્ટ્રીકટની સણુંદ મળતાં પેહેલાં તે ડીસ્ટ્રીકટમાં ચાલતી ભાષાનું તેમને પુરતું જ્ઞાન છે એવી હાઇકોરટના નામદાર ચીફ જસ્ટીસ અને જડજોની ખાત્રી કરી આપવી જોઇએ.

૧૫ આ નિયમમાં જે કાંઈ કહ્યું છે તેથી યુનીવરશીટીના ગ્રાજ્યુએટોને વકીલ તરીકે દાખલ કરવાના જે ધારા હાલ છે અગર હવે પછી થાય તેને અથવા જેને મુનસફની જગ્યા મળી છે અથવા ૧૩ મી અગષ્ટ ૧૮૬૯ અને ૧૫ મી ડીસેંબર ૧૮૭૬ ને રોજ થએલા ધારાની રૂઇએ સબારડીનેટ જડજ અને હાઇકોરટના વકીલની પરીક્ષામાં પાસ થએલા છે તેમને સબારડીનેટ જડજની જગ્યા આપવામાં કાંઇ પણ બાધ કારક ગણાશે નહી.

૧૬ કોઇ પણ અમલદારની સરકારી નોકરીમાં ખાસ યોગ્યતા લક્ષમાં લઇ અગર બીજા કોઈ ખાસ કારણથી પરીક્ષામાં દાખલ થવાની યોગ્યતા વિષે ઉપર જે નિયમો કરેલા છે તેમાંથી અરજદારને હાઇકોર્ટના નામદાર ચીફ જસ્ટીસ અને જડજો માફી આપી શકે તો. ૧ જાનેવારી ૧૮૮૦ ને રોજ અને ત્યાર પછીથી આ નિયમો અમલમાં આવશે.

૨૭ અકટોબર ૧૮૭૮.

જે વકીલોને અમુક ડીસ્ટરીકટની સણુંદ મળી છે તેઓ તે ડીસ્ટ્રીકટમાં આવેલી સ્માલકાજ કોરટમાં હાજર થઈ વકીલનું કામ કરે.

સ્માલ કાજ કોરટમાં વકીલાત કરનાર વકીલો.

૧૮૨૭ ના બીજા રેગ્યુલેશનના છઠા પ્રકરણમાં અને સન ૧૮૪૬ ના પેહેલા આકટમાં વકીલોને લગતા જે નીયમો છે અને જે હાલ સુધી અમલમાં છે અને જે લાગુ થઇ શકે તેવા છે તે બધા નીયમો સ્માલકાજ કોરટના વકીલોને પણ આ ધારાથી લાગુ કરવામાં આવ્યા છે.

# દીવાની.

## પ્રકરણ ૭

### દીવાની કામ ચલાવવાની રીત.

**દાવાનીઅરજીમાંસુધારો કરયો હોય ત્યાં ટુંકી સહી કરવી અને રજીસ્ટરમાં સુધારવું.**

૧ દાવાની અરજી દાખલ કરયા અને રજીસ્ટર થયા પછી પક્ષકારો ઉમેરવામાં અગર કાઢી નાખવામાં આવે અથવા અરજીમાં બીજો કાંઈ સુધારો કરવામાં આવે તો જ્યાં આ સુધારો કરયો હોય ત્યાં જડજે પોતાની ટુંકી સહી કરવી અને તેવોજ સુધારો રજીસ્ટરમાં પણ કરવો.

**દાવાની અરજી અને લે ખીના જુવાબમાં જે સુધારો થાય તે ઉપર સહી હોવી જોઈએ.**

૨ દીવાની અરજી અગર લેખી જુવાબમાં લીંટી વધારવામાં આવે અગર બીજો કોઇ સુધારો કરવામાં આવે તો તે જગ્યાએ રજુ કરનાર પક્ષકારની સહી લેવી અને તે કોરટના શેરામાં દરશાવવું.

**મંજુર થયેલી અરજી ઉપર શેરો.**

૩ મંજુર થએલી અરજી ઊપર નીચે પ્રમાણે શેરો કરવો "નોધવા માટે હુકમ કરયો." પ્રતિવાદીને તારીખે "છેવટ ફેસલા માટે" અગર "મુદા નકી કરવા સારૂ" સમન કરી બોલાવવો.

તારીખ અને ન્યાયાધીશની સહી.

**નામંજુર કરેલી અરજીની વ્યવસ્થા.**

૪ નામંજુર થયેલી અરજી, તેને નામંજુર કરયાનો હુકમ, તેનાં કારણો, જે કાંઈ પુરાવો લીધો હોય તેની સાથે દફતરે રાખવામાં આવશે; અને તે સાતમા નમુના પ્રમાણે નામંજુર કરેલી અરજીના રજીસ્ટરમાં દાખલ કરવું.

**અરજી સાથે રજુ કરેલા દસ્તાવેજ.**

૫ ૫૯ અને ૬૨ની કલમ પ્રમાણે અરજીની સાથે દસ્તાવેજની નકલો દાખલ કરવામાં આવે ત્યારે શીરસ્તેદારે અગર તે કામને સારૂ નીમેલા બીજા કોઈ અધિકારીએ તે નકલોનો અસલ સાથે મુકાબલો કરવો અને તે નકલો અસલ સાથે મળે છે અને તેણે મળવીછે એવું સરટીફીકેટ તેણે નકલો ઉપર આપવું. ખાસ અગત્યની બાબતમાં આવી નકલો ઉપર જડજે પોતે તેના ખરાપણા વીશે સહી કરવી.

**સમન વીગરેની ફી.**

૬ સમન વીગરેની ફીને લગતા નિયમો સારૂ પાના—થી—અને ૧૧ અને ૧૨ પારેગ્રાફ જુવો.

**પ્રતિવાદી ઉપર સમનની બજાવણી.**

૭ જ્યારે જડજને જરૂર જણાય ત્યારે વાદીએ (અથવા અપેલન્ટે) અથવા તેમનાથી યોગ્ય રીતે અધિકાર પામેલા માણસે બજાવવા સારૂ જે અધિકારીને સમન અથવા નોટીસ આપવામાં આવી હોય તેની સાથે પ્રતિવાદીને (રેસ્પોન્ડન્ટને) ઓળખાવવા અને તેને રેહેવાની જગા બતા-

વવા સારૂ સાથે જવું જોઇએ.

**મૈસુરની કોરટે કાઢેલા સમનોની પ્રતિવાદી ઉપર બજાવણી.**

૮ જે રીત પોતે કાઢેલા તેજ પ્રકારના સમનો પ્રતિવાદી ઉપર બજાવેછે તેજ રીત મૈસુરમાં સ્થપાએલી કોરટ તરફથી આવેલા સમનો પણ પ્રતિવાદી ઉપર હાઈ કોરટના તાબાની બધી દીવાની કોરટે બજાવવા એમ ફરમાવવામાં આવેછે.

**અમુક સ્થિતીના માણસ ઉપર સમનને બદલે કાગળ મોકલવો.**

૯ દીવાની કાયદાની કલમ ૯૧ પ્રમાણે સમનને બદલે કાગળ મોકલવાનો જે દસ્તુર છે, તે પ્રમાણે સર્ણદી, મુલકી, અને લશ્કરી અધિકારીઓ ઉપર, જસ્ટીસ ઑફ ધી પીસ ઉપર, માજીસ્ટ્રેટ અને પેહેલા અને બીજા વરગના સરદાર, અને તેમના જેટલી અથવા તેથી ઊંચી પદવી ધારણ કરનાર ઉપર સમન કાઢવામાં અમલ કરવો.

**યોગ્ય કારણ શીવાય કામની મુદત આપવી નહી.**

૧૦ ડીસ્ટ્રીકટ કોર્ટના દફતરખાનામાં મોકલેલા કાગળની બરાબર તપાસ અને બીજા યોગ્ય સાધનોથી સબારડીનેટ જડજો બીન કારણ અને અયોગ્ય મુદતો આપતા હોય તે અટકાવવાને ડીસ્ટ્રીકટ જડજોએ ઉપાય લેવા.

**અગવડ પડે એવું હોય તો વકીલોને રજા ન આપવી.**

૧૧ જેટલી રજા માગતા હોય તે દીવસોમાં કામની સુનાવણી નક્કી હોય તો તે સુનાવણીમાં હરકત ન પડે તેવો બંદોબસ્ત કર્યા સિવાય લાંબા ઘણી મુદતથી ચાલતા કામમાં નિમાયલા વકીલોને રજા આપવી નહી.

**અરજીઓ ઉપર શેરો.**

૧૨ દરેક અરજીનો નિકાલ શી રીતે થયો તે દરશાવવાને તેના ઉપર શેરો થવો જોઇએ; જેમ કે સાહેદોને સમન કરી બોલાવવાની અરજી ઉપર નિચે મુજબ શેરો કરવો જોઇએ "અરજી મંજુર કરી," આવતી—સમન કાઢવા: અથવા અરજી રદ કરી કારણ કે——

(નામંજુર કર્યાનાં કારણો લખવા)

તારીખ. સહી.

જડજ

**સાક્ષીઓને કારણ વિના રોકી રાખવા નહી.**

૧૩ ન્યાયાધીશ રજા ઉપર હોય અગર એવા બીજાં કારણથી, જે શાક્ષીઓ હાજર થયા હોય પણ જેમની જુબાની લેવામાં ન આવી હોય તેવા સાક્ષીઓ ઉપર ફરી સમન કાઢવાની દીવાની કોરટો ના કહે છે તેથી અરજદારોને નુકશાન અને મુશ્કેલી વેઠવી પડેછે તે વેઠવી ન પડે માટે નીચેના ધારા કરવામાં આવ્યા છે:—

૧. (૧) જ્યારે કોરટ પોતે અથવા (૨) જે બનાવ પક્ષકારને સ્વાધીન નથી એવા બનાવ બનવાને લીધે, કોઈ પણ કામ મુલતવી રાખ્યું હોય તો સાક્ષીને બીજીવાર સમન કાઢી શકાય.

(૨) સાક્ષીઓનો વખત નકામો ન જાય તેટલા માટે સબારડીનેટ જડજોએ બને તેટલી કોશીશ કરવી; અને જ્યારે સાક્ષીઓ હાજર થયા હોય ત્યારે તે પહેલાં ઠેરવેલ દીવસે જે અરજીઓની સુનાવણી કોઈ પણ કારણથી ગઈ નથી તેવી અરજીઓ બની શકે તો તે દહાડે ચલાવવી.

(૩) જ્યારે કોઈ કામની સુનાવણીનો બીજો દીવસ મુકરર કરવામાં આવે અને તે દીવસે પક્ષકારની મરજી સાહેદને હાજર રાખવાની હોયતો સાહેદોને ૧૩ મા નમુના પ્રમાણે કોર્ટ છોડી જતાં પહેલાં ફરી હાજર રહેવાને તાકીદ હુકમ મળવો જોઈએ; તેમજ ફરીથી હાજર થવાનું ભથું પણ મળવું જોઈએ.

૧૪ હાઈ કોર્ટના તાબાની કોર્ટોમાં હાજર થવાને સમન થએલા સાક્ષીઓને ભથાના અને મુસાફરી ખરચના દર બાબત દીવાની કાયદાની ૧૬૦ કલમ પ્રમાણે હાયકોર્ટે નીચેના નિયમ મુકરર કર્યા છે:—

સાક્ષીઓને ભથું આપાય તેનો દર.

(અ) યુરોપીઅન અને ઈસ્ટઈન્ડીઅન સાક્ષીઓને જો એક માઈલે છ આનાથી વધારે ન હોય તો જેટલું વાહનનું ખરચ થયું હોય તેટલું આપવું. અને જો તેઓ માગે તો કોર્ટમાં હાજર રહ્યા તે અને ત્યાં જવા આવવાના વખતનું દરરોજ અઢી રૂપઈઆ સુધી ભથાના આપવા.

(બ) ઊંચા વરગના દેશી સાક્ષીઓ જેવાકે પટેલ, પંડરપેશા, વેપારી, વકીલ, અને એવીજ પદવીના બીજા માણસોને ભથું દર રોજ અડધાથી તે રૂપીઆ સુધી આપવું અને કારીગરને દરરોજના છ આના આપવા.

(ક) ખેડુત અને હલકા વરગના દેશી સાક્ષીઓ કે જેઓ ઘર બહાર નીકળે ત્યારે સાધારણ રીતે ખાસ ઉતારા વીગરેનું ખરચ ખુશીથી કરે એવા નથી તેઓને ભથાના દરરોજ ચાર આના આપવા—

(ડ) (બ) અને (ક) પારાગ્રાફમાં કહેલા માણસોને આગગાડીનું ને બીજું મુસાફરીનું ખરચ ખરેખરૂં થયું હોય તેટલું વધારે આપવું જોઈએ પણ તે ખરચનો આંકડો બાજબી હોવો જોઈએ. જ્યારે આગગાડીએ અથવા બીજા વાહનમાં બેશી તેઓ કોરટમાં આવ્યા ગયા હોય ત્યારે ખરેખરો મુસાફરીમાં જે વખત ગયો હોય તે ગણી ભથું આપવું જોઈએ. જ્યારે પગરસ્તે મુસાફરી કરી હોય ત્યારે દરરોજના પંદર માઈલની મુસાફરી ગણી તે પ્રમાણે ભથું આપવું જોઈએ.

(ઇ) ઉપરના નિયમમાં ન આવી જાય એવી ખાસ બાબતોનું નીરાકરણ કરવું અને તેનો ચુકાદો જે કોરટમાંથી ભથું અને વાટખરચ માગ્યું છે તે કોરટની મરજી ઉપર આધાર રાખે છે..

૧૫ કોરટમાં હાજર હોય તેટલા વખતનું લેહેણું થએલુ ભથું સાહેદોએ દરરોજ નવું કરી રાખવું.

૧૬ યોગ્ય તપાસ કરયા વગર અને સાક્ષી સમન ન બજે એટલા માટે જાણીબુજી

૧૬૮મી કલમમાં કહેલું જાહેરનામું કાઢવામાં યોગ્ય સંભાળ રાખવી.

ને ખશી જાય છે એવી જડજની ખાત્રી થાય નહી ત્યાં સુધી દીવાની કાયદાની ૧૬૮ મી કલમમાં કહેલું જાહેરનામું કાઢવું નહી.

યોગ્ય કારણ શીવાય સરકારી અમલદારો ઉપર સમન કાઢવા નહી.

૧૭ સરકારી અમલદારો કે જેઓની ગેરહાજરીથી સારવજનીક કામમાં અડચણ થાય એવું છે તેમને અસાધારણ રીતે સમન કરી સાક્ષી આપવા બોલાવવા નહી; અને જો તેમને સમન કરી બોલાવવા હોય તો તેમની અરજી ઉપરથી દીવાની કાયદાની ૧૯૨ મી કલમ પ્રમાણે તેમની તરત જુબાની લેવી. સાધારણ રીતે આવા અમલદારની જુબાની લેવા કલમ ૩૮૬ (ક) પ્રમાણે કમીશન કાઢવું.

જ્યારે કોઈ ગામખાતાના અમલદાર ઉપર સમન થાય ત્યારે મામલતદારને ખબર આપવી.

૧૮ જ્યારે કોઈ ગામખાતાના અમલદાર ઊપર સાક્ષી આપવા આવવાનો સમન થાય ત્યારે તે તેના ઉપરજ બજાવવો પણ જે મામલતદારના તાબામાં તે હોય તેના ઉપર તે સમનની નકલ મામલતદારને જાણ થવા સારૂ મોકલવી; સમન થએલા અધીકારીના ગામનું કામ કરવાની સરકારી રાહે ગોઠવણ થાય તેટલો વખત પણ બની શકે તો આપવો.

૧૯ દરેક સાહેદીની જુબાની નીચે પ્રમાણે લેવી:—

સાહેદીની જુબાનીનું મથાળું.

હું આ ઉપરથી (પ્રતીસા, કસમ, અથવા સોગન જે હોય તે ઉપર) લખાવુ છું કે મારૂં નામ        છે મારા બાપનું અથવા ધણીનું નામ*        છે. મારો ધર્મ (અથવા હિંદુ હોય તો જાત)        છે, મારી ઊમર†        છે, મારો ધંધો        મારે રહેવાનું ઠેકાણું        વીગેરે

સાહેદોની વરતણુક વિશે ટીકા.

૨૦ જ્યારે સાહેદની વરતણુક વિશે ટીકા કરવામાં આવે ત્યારે તે તેની જુબાની નીચે દાખલ કરવી. અને જ્યારે કોઇ સ્વાલ લીધે વાંધો લેવામાં આવે અને કોરટ તે પુછવાની પરવાનગી આપે અગર પુછવા દે તો તે વાંધો અને કોરટનો ઠરાવ જુબાનીમાં નોંધવો જોઇએ.

સમન કરેલા બધા સાક્ષીઓ તપાસ્યા છે તે બાબતની રોજનામામાં નોંધ.

૨૧ સમન થએલા અથવા હાજર કરેલા બધા. સાક્ષીઓ તપાસ્યા છે તે બાબતની રોજનામામાં નોંધ કરવી જોઇએ; અને જો કોઇ સાક્ષી ન તપાસ્યો હોય તો તેને કેમ ન તપાસ્યો તેનાં કારણ આપવાં જોઇએ.

---

* જો સાહેદ ખ્રીસ્તિ હોય તો બાપનું (અથવા ધણીનું) નામ મુકી દેવું.

† થોડાકજ દેશીઓ પોતાની ખરી ઉમર કહી શકે છે તેથી જરૂર હોય ત્યાં કોરટે "આશરે—ની ઊમરનો જણાય છે" એમ ઊમેરવું.

ફ્રીલે મુંબાઇ તા. ૧૨મ્અંકટોબર ૧૮૭૭.

૧૯૭ મી કલમ પ્રમાણે સોગનપત્ર ઉપર સહી કરવાને અખ્તીઆર પુરૂં પાડવામાં આવે છે.

સન ૧૮૭૭ ના દીવાની કાયદાની કલમ ૧૯૭ ના ફકરા (ક) ની રૂઇએ નામદાર ગવરનર ઇન કાઉનશીલ ડીસ્ટ્રીક્ટ કોરટમાં અને જે કાયદાની બીજી કલમમાં સમાવેશ થએલા તેવી ડીસ્ટ્રીક્ટ કોરટના તાબાની કોરટોમાં સોગનપત્ર કરનારને તેના સોગન દેવા સારૂ અધીકારીની નીમણુક કરવાને ડીસ્ટ્રીક્ટ કોરટને સામાન્ય રીતે અખ્તીયાર આપવાની મેહેરબાની કરેછે.

ટીપઃ—

આ ઠરાવ પ્રમાણે કરેલી સઘળી નીમણુંકોનો હાઇકોરટને રીપોર્ટ કરવો.

નામદાર ગવરનર ઇન કઉનશીલના હુકમથી

સી૦ ગોન સાહેબ

સેક્રેટરી નિસબત સરકાર.

હાઈ કોર્ટમાં કરેલી અરજીની પુષ્ટીમાં કરેલાં સોગન પત્ર ઉપર કોણે સહી કરવી.

૨૩ જ્યારે હાઇકોર્ટની ફોજદારી અથવા દીવાની હકુમતમાં કોઇ પણ માણસને અરજી કરી હોય અને તેની પુષ્ટિમાં સોગન પત્ર (આફીડેવીટ) અગર બીજી હકીકત આપવી હોય તો કોઇ પણ કોર્ટ અથવા માજીસ્ટ્રેટ અગર ડીસ્ટ્રીક્ટ કોર્ટનો કલાર્ક અરજી ઉપરથી સોગન પત્ર અથવા હકીકત સોગન ઊપર લઇ તેના ઉપર પોતાની સહી કરશે.

ફેંસલા આપવા ઠરાવેલા દીવસથી ખબર ક્યારે આપવી

૨૪ તરત નહી આપેલો ફેંસલો ક્રીએ દહાડે અપાશે તેની દીવાની કાયદાની ૧૯૮મી કલમ પ્રમાણે નોટીસ સાધારણ રીતે કામ મુલતવી રાખવામાં આવે તે દહાડેજ આપવી જોઇએ અને તે બાબતની નોંધ જડજના ટીપણ (મીનીટ) અને રોજનામામાં કરવી જોઇએ.

અસલ કામમાં ફેંસલાનો નમુનો.

૨૫ ફેંસલામાં કેસની બીના, મુદા અને તે ઉપરના ઠરાવ સ્પષ્ટ રીતે લખવાની કેટલી અગત્ય છે તે તરફ ન્યાય ખાતાના અધીકારીઓનું લક્ષ ખેંચીએ છીએ કેમકે એ ન હોય તો અપીલ કોર્ટ અસલ કોર્ટમાં કામ ફરી તપાસ સારૂ મોકલ્યા શીવાય અપીલનો ચુકાદો ઘણીકવાર કરી શકતી નથી. આમ થવાથી ઘણી અને નિરર્થક વાર અને ખરચ થાય છે.

૨ અસલ હકુમતની દીવાની કોર્ટના ઉપયોગ સારૂ ફેંસલાનો નમુનો નીચે આપ્યોછે.

૩ પોતાના ડીસ્ટ્રીકટમાં સબારડીનેટ જડજોએ આ નમુના પ્રમાણે બરાબર લખ્યું છે કે નહી એ વાત ઉપર અપીલ ચલાવતી વખત ડીસ્ટ્રીકટ જડજોએ ખાસ ધ્યાન આપવું.

---

## ફૈસલાનો નમુનો.

ના સબોરડીનેટ જડજની કોરટમાં.

અ. બ. વાદી.

ક. ડ. પ્રતીવાદી.

રૂપેયા.

વાદી લેવાને દાવો કરેછે (સારાંસ સ્પષ્ટ રીતે લખવો.) ક. ડ. એવો જવાબ આપેછે કે (સારાંશ સ્પષ્ટ રીતે લખવો.)

ફેસલો કરવાના મુદા એ છે કે.

૧ લો

૨ જો

૩ જો

વિગેરે.

બંને પક્ષકારો તરફથી જાદે મુદા કાહાડવાની અરજ કરવામાં આવી નથી અથવા વાદીએ (અથવા પ્રતીવાદીએ) બીજો મુદો વધારવાની ઇચ્છા બતાવીછે, જેવા કે (તે લખવો.) તે મંજુર કરવાને હું ના પાડુંછું કેમકે (વિગેરે (કારણો બતાવવાં) અથવા આ મુકરદમાના મુળ આરંભના મુદા વિષે ફેંસલો કરવાનો હતો એમ ધારીને એટલેજ (તે લખવું.)

હું બીજો કાંઇ મુદો ઠરાવવાની ના પાડુંછું અથવા તેને નં. ૪ તરીકે વધારવામાં આવ્યો છે.

નંબર ૧ વિગેરે ઉપર મારો ઠરાવ એ છે કે.

નંબર ૨ વિગેરે ઉપર ઠરાવ એ છે કે.

નંબર ૩ વિગેરે ઉપર ઠરાવ એ છે કે.

આવા ઠરાવો કરવાને માટે મારાં કારણો એ છે કે (તે લખવાં.) હું તે માટે હુકમ કરૂંછું કે વાદી પ્રતીવાદી પાસેથી વસુલ કરે (શું તે લખવું.) અથવા હું વાદીનો દાવો રદ કરૂંછું. હું નિચે મુજબ ખરચ આપવા વિષે હુકમ કરૂંછું (તપશીલ.)

સહી. ઇ. ફ.

સબોરડીનેટ જડજ.

હાઇકોરટને અપીલ બારોબાર થાય એવા કામમાં શબારડીનેટ જડજોએ ફેંસલો બની શકે તો અંગરેજીમાં લખવો.

૨૬ સને ૧૮૬૯ ના ૧૪માં આકટની ૨૬મી કલમ પ્રમાણે હાઇકોરટને બારોબાર અપીલ થાય એવાં બધાં કામોમાં અંગરેજી ભાશાની માહિતી હોય એવા સબારડીનેટ જડજોએ તેમના ફેંસલા અને પુરાવાનુ ટાંચણ અંગરેજી ભાશામાં લખવું એ દુરસ્ત છે.

૨૭ ખરચ અને વકીલની ફીની બાબતમાં દીવાની કોરટને અમલમાં લાવવાને

નીચે લખેલા ધારા કરવામાં આવ્યા છે:—

૧ જ્યારે વાદી અથવા પ્રતીવાદી કોઈ કામ ચલાવવાને એક કરતાં વધારે વકીલો ખરચ અને વકીલની ફી. રાખે તોપણ તેને એકનુંજ ખરચ મળશે.

૨ જ્યારે કોઈ કામમાં વાસ્તવિક રીતે એકજ જાતનો બચાવ કરવાનો હોય એવા કેટલાક પ્રતીવાદીઓ એક કરતાં વધારે વકીલ રાખે તોપણ તેમને ફકત એકનુંજ ખરચ મળશે. હાવી જાતનાં કામોમાં શુનાવણી વખતે એકજ જાતનું ખરચ અપાવવું જોઈએ એવી મતલબની વાદીએ કોરટને અરજ કરવી.

૩ જ્યારે કોઈ કામમાં બે અથવા વધારે પ્રતીવાદીઓને વાસ્તવીક રીતે જુદા બચાવ કરવાના હોય અને તેઓએ અનુક્રમે જુદા વકીલાતનામા આપી એકજ વકીલને રાખ્યો હોય તોપણ તેમને જુદું જુદું ખરચ અપાવવું. આવી બાબતમાં પ્રતીવાદીઓએ શુનાવણી વખત જુદું ખરચ મળવાની અરજી કરવી જોઈએ.

૪ એક કરતાં વધારે પ્રતીવાદીઓને જુદા જુદા બચાવ કરવાના હોય અને તેઓએ જુદા જુદા વકીલ રાખ્યા હોય તો તેમને જુદું ખરચ લેવાનો હક છે.

૫ કોઈ પણ ફરીઆદ અથવા અપીલનું હુકમનામું થવામાં જરૂરનું નહી એવું નહી અને જેમાં દાવાની બાબતની નકી કીમત કરી શકાતી નથી હેવા કોઈ પણ પ્રચુરણ કામમાં ડીસ્ત્રીકટ કોરટમાં અથવા શમાલકાજ કોરટમાં દશ રૂપઇયા ફી અપાવવી પણ તે ફી કોરટના ખાશ હુકમથી ઓછી અથવા વધારે કરી શકાય અને તેનો ઓછામાં ઓછો આંકડો રૂપૈઆ પાંચ અને વધારેમાં વધારે રૂપઇઆ ત્રીશ હરેક કામને માટે હોવા જોઇએ. સબારડીનેટ કોરટમાં સાધારણ રીતે પાંચ રૂપઇઆ ફી અપાવવી પણ ખાસ હુકમથી ત આંકડો રૂપઇઆ પંદર સુધી વધારી શકાય.

૨૮ સને ૧૮૭૭ના ૧૫ મા આકટ (મુદતના આકટ)ની પાંચમી કલમ પ્રમાણે જ્યારે

**શાધારણ ઠરાવેલી મુદત વી ત્યા પછી અપીલ કરવાની અરજીની પુસ્ટીમાં શોગન**

ઠરાવેલી મુદત વીત્યા પછી કોઈ પણ કોરટમાં અપીલ અથવા ફેશલાની ફરી તપાશની અરજી આપવામાં આવે ત્યારે હાવી અપીલ અથવા અરજીની સાથે ઢીલ થવાના કારણનું સોગનપત્ર રજુ કરવું હેવું ફરમાવવામાં આવેછે.

૨૯ હાઈકોરટમાં નીકળેલા દરેક સમન વીગેરેનું રીટર્ન તે ઉપર શેરાના રૂપમાં કરવું અને ત બજાવવામાં આવ્યો છે અથવા તેની બજાવણીમાં શા કારણથી હરકત થઈ તેનું સરટીફિકેટ આપવું.

**હાઈકોરટમાંથી નીકળેલા સમન વીગેરેનું ટીપણુ**

હાઈ કોરટમાંથી જ્યારે કોઈ પણ સમન વીગેરે આવે ત્યારે ત પોશ્યાની તારીખ તેના ઉપર તરત નાંખવી અને જ્યારે તેનું રીટરણ કરવામાં આવે ત્યારે ઠરાવેલી મુદત કરતા વધારે મુદત થઈ હોય તો તેનાં કારણ લખવાં.

૩૦ અપીલની સુનાવણી વખતે અપીલકોરટે નીચલી કોરટનું જજમેન્ટ અને અ

અપીલમાં જજમેંટ અને કામના ટીપણનું ફારમ

પીલની અરજી વાંચી ચુકાદો કરવાના મુદ્દા હોય તે સ્પષ્ટ રીતે લખવા જોઇએ. આ મુદ્દામાં અસલ કોરટે કહાડેલા મુદ્દાઓ મુખ્યત્વે કરીને આવી જવા જોઇએ પણ યોગ્ય બાબતમાં દીવાની કાયદાની કલમ ૫૬૫ મી પ્રમાણે આવા મુદ્દા અપીલકોરટ પણ ઠરાવે. આ પ્રમાણે અવશ્ય મુદ્દા નક્કી કર્યા પછી કોરટે તે મુદ્દા પક્ષકારોને અથવા તેમના વકીલને જણાવવા. પછી નવા મુદ્દાની સુચના ના થાય તો તે વાત કોરટે નોંધાવવી જો નવો મુદ્દો સુચવવામાં આવે તો કોરટે તે મંજુર રાખવો અથવા તેને રદ કર્યાનાં કારણો જણાવવાં. અપીલની સુનાવણી થતાં કામના વ્યાજબી મુદ્દાને સારૂ બીજો કોઈ મુદ્દો જરૂર નો જણાય તો તે મુદ્દો લખવો ને તેનાં કારણ પણ જણાવવાં. ઉપરની સુચનાઓ અમલમાં લાવવા સારૂ કોરટે કામના ટીપણના અને ફેંસલાના નીચે આપેલા નમુના પ્રમાણે અમલ કરવો પણ તેમાં અમુક કામામાં ખાસ કારણથી કાંઇ ફેરફાર કરવો જરૂર જણાય તો તે કરવો.

૨ જ્યાં ફેંસલામાં દેશી તારીખ આપી હોય ત્યાં તેને મળતી અંગરેજી તારીખ પણ વધારવી અને અરથમાં કાંઇ પણ વધારો ઘટારો થયા શીવાય અંગરેજી શબ્દો વાપરી શકાય તો દેશી શબ્દો જેમ બને તેમ ના વાપરવા. જો દેશી શબ્દ વાપરયા હોય તો કાંઉશમાં અંગરેજી શબ્દો આપવા.

૩ સુનાવણીની મુદત આપી હોય અગર ના આપી હોય તો તે પણ કામના ટીપણમાં યોગ્ય જગ્યાએ કારણ સહીત નોંધવું.

નમુનો.

ના ડીશ્ટરીક્ટ જડજની કોરટમાં

અ. બ. (વાદી) અપેલંટ

ક. ડ. (પ્રતીવાદી) રિસ્પોંડન્ટ.

અ. બ. એ આં દાવો કરયો (મતલબ સ્પષ્ટ લખવી) હતો. ક. ડ. એ એવો જવાબ આપ્યો હતો કે (મતલબ સ્પષ્ટ રીતે લખવી.) ના સબોરડીનેટ જડજે અ. બ. (અથવા ક. ડ.)ના લાભમાં એવા કારણોથી ફેંસલો કરયો કે (તે સંક્ષેપ રીત પરંતુ સ્પષ્ટ રીતે લખવાં.) અને ઠરાવ્યું કે (હુકમનામામાં કરેલો હુકમ લખવો) અથવા અ. બ.નો દાવો રદ કરયો.

૧ લું.

૨ જું.

૩ જું.

રિસ્પોન્ડેન્ટનો વકીલ નિચેની કોરટના ફેંસલા વિધે નિચે મુજબ હરકતો બતાવે છે જેવી કે—

(૧)

(૨)

(૩)

(અથવા) ઠરાવ કરવાના મુદ્દા એ છે કે

નંબર ૧

નંબર ૨

વિગેરે

બંને પક્ષકારો તરફથી કાંઈ જુદે મુદ્દા કહાડવા વિષે સુચના કરવામાં આવી નથી અથવા અ.બ.(અથવા ક ડ) એ બીજો મુદ્દા વધારવાની ઇચ્છાબતાવીછે જેવાકે તે લખવો) હું તે મંજુર કરવાને ના પાડુંછું કેમકે વિગેરે અથવા તે હું મંજુર કરૂંછું., અને તે નંબર        તરીકે દાખલ કરૂં છું

અથવા અ બ (ક ડ એ નંબર        ના મુદ્દા ઉપર જુદે પુરાવો મેળવાવવાની અરજ કરી (તે લેવામાં આવ્યો છે ) અથવા હું તે લેવાનું નામંજુર કરૂં છું કેમકે વિગેરે.)

નંબર ૧ વિગેરે ઉપર મારો ઠરાવ એ છે કે.

નંબર ૨ વિગેરે ઉપર ______________________ એ છે કે

નંબર ૩ વિગેરે ઉપર ______________________ એ છે કે

એવો ઠરાવ કરવાનાં મારાં કારણો એ છે કે

(કારણો લખવાં)

અને તેથી કરીને

હું સબોરડીનેટ જડજનું હુકમનામુ બહાલ રાખુંછું.

અથવા સબોરડીનેટ જડજનું હુકમનામું (શી રીતે તે લખવું) દુરસ્ત કરૂંછું. અથવા સબોરડીનેટ જડજનું હુકમનામુ ફેરવું છું અને દાવો રદ કરૂં છું. અથવા અ બ વિગેરેને અપાવું છું.

ખરચ-એ આપવું એવો ઠરાવ કરૂંછું.

એ શીવાય

ડીસ્ટ્રીકટ જડજ અથવા આસિસ્ટંટ જડજ.

પરચુરણ બાબતમાં કરેલા હુકમ પોતાના હાથદસકતે લખવા જોઈએ.

૩૧ બધી પરચુરણ બાબતો છેવટ હુકમમાં જડજોએ હમેશાં પોતાના હાથદસકતે લખવા જોઇએ.

રોજનામું અને પરચુરણ ચોપડા વિષે.

૩૨ દીવાની કોરટ ઉપર ઉપરીપણું ચલાવનાર ન્યાયખાતાના અધીકારીઓએ હવે પછી બતાવેલા નમૂનામાં બારનિશી કરવા બાબતમાં નિચે લખેલી સુચનાઓ ધ્યાનમાં રાખવી જોઇએ.

૧ એ નમુનાં પ્રમાણે નોંધ (મેમોરાન્ડમ) બુક રાખવી. પેહેલા ખાનામાં છેવટ નિકાલ ને વાસ્તે ઠરાવેલી અરજીઓ અથવા કામ નોંધવાં. બીજા ખાનામાં કેના મુદ્દા ઠરા

થવાના છે તેવી અરજીઓ અથવા કામ નોંધવાં; ત્રીજા ખાનામાં મુલતવી રાખેલી અરજીઓ તથા કામ; ચોથા ખાનામાં જે કામોની ન્યાય સારૂ તપાસ થવાની જરૂર છે અને જે કોરટ આગળ રજુ કરવામાં આવે પણ જેને વાસ્તે અમુક દીવસ ઠરાવેલો ના હોય તેવી અરજીઓ અને કામો દાખલ કરવાં; બધી અરજીઓ અને કામોની નોંધ તેઓનો નંબર લખી કરવી. અને પેહેલા બીજા અને ત્રીજા ખાનામાં નોંધેલા કામો જે કોરટ આગળ રજુ થયાં હોય તેના ઉપર "ન ૧૮૭૮ને ૧૨૮" એમ લેખણથી નિશાન કરવું.

૨ આ નમુનો રાખવાનો હેતુ એ છે કે કોરટ આગળ એક દિવસે કેટલાં કામ રજું થયાં તે કોરટ તપાસનાર અધિકારીના જાણવામાં એકદમ આવે અને નીચે બતાવેલું રોજનામું અને જુદા જુદા કામોના કાગળીયા તપાસવાથી કામ કેટલું કર્યું તે પણ જાણવામાં આવશે.

૩ જે કામની ન્યાયી તપાસ થવાનીછે તે કામમા રોજનામાં (બ) નમુના પ્રમાણે રાખવાં. દરેક દાવાની અને પરચુરણ અરજીમાં જે જે કામ કર્યું અને તે જે જે તારીખે કર્યું તે ટુંકારૂપમાં જણાઇ આવે એ રોજનામા રાખવાનો હેતુ છે. રોજનામામાં દાખલ કરેલી નોંધ રોજનામાનો હેતુ બતાવવાને માટેજ છે અને તે બંધન કારક નમુના છે એમ ગણવાનું નથી.

૪ દાવાની અરજી રજીસ્ટર થાય અગર બીજી કોઇ અરજી આવે કે નમુનાનું મથાળું ભરવું અને દાવાની અગર બીજી અરજી તેમજ બીજા રજુ કરેલા કાગળો ઉપર નંબર નાખી એકદમ દાખલ કરવાં

૫ જડજ અથવા સબોરડીનેટ જડજની હજુરમાં કામ કરનાર શીરસ્તેદાર અગર કારકુને આ રોજનામું આગળ ટીપણુ તઇયાર કર્યા વગર દરરોજ અસલ દસ્તાવેજ તરીકેજ રાખવું અને અરજીના અથવા કામના કાગળની સાથે તેને હમેશાં સામેલ રાખવું.

૬ જે ધોરણ ઉપરથી રોજનામુ તઇયાર કરવામા આવે છે તે ધોરણ નીચે મુજબ છે.

(અ) જ્યારે અરજી મંજુર કરી રજીસ્ટર કરવામાં આવે ત્યારે દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૬૮ મુજબ કોરટે નક્કી કરવું કે પ્રતીવાદી ઉપર છેવટ ફેંસલાનો કે મુદ્દા ઠરાવવાનો સમન કરવો જોઇએ. આ સાથે લગાવેલા નમુનામાં અરજીનો છેવટ ફેંસલો કરવાની તા. ૧ ફેબરૂવારી નીમી છે અને પ્રતીવાદી ઉપર નોટીસ કરીછે સબબ વાદીએ એ દહાડે તેના સાહેદીઓ હાજર કરવાને ઉપાયો કરવા જોઇએ અને તે ધણુંકરીને તેના સાહેદો ઉપર સમન કરાવવાની અરજી દાવાની અરજી દાખલ કરાવવામાં આવ્યા પછી તરતજ કોઇ દિવસે રજુ કરે છે (આ ઠેકાણે તા. ૧૧ જાનેવારીએ કરી) (જુવો દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૫૯) તે દહાડે અરજી દાખલ કરવામાં આવી છે, અને વાદીના શાહેદો ઉપર સમન કરવામાં આવ્યા છે, આ રોજના

મામાં બરોબર રીત તેજ દીવસના પ્રોશીડીંગમાં દાખલ કર્યું છે (જો ત્યાર પછીની તારીખના સમનો કરવામાં આવે તો તે તારીખમાં દાખલ કરવા.

(બ) ધારો કે પ્રતીવાદીને સમન તા. ૧૩ જાનેવારીએ પોહોચ્યા અને તેપરથી તેને ખબર પડી કે અરજીનો છેવટ ફેંસલો કરવાને માટે તા. ૧ ફેબરૂવારી ઠરાવી છે તેથી કરીને તેણે તે દિવશે તેના શાહેદોને હાજર કરવાના (ધારો કે તેની મરજી દાવાની સામે તકરાર કરવાની છે) ઉપાયો કરવા જોઈએ; ધારો કે તે બીજે દહાડે એટલે તા. ૧૪ મી જાનેવારીને રોજ કોરટમાં હાજર થાય છે અને શાહેદો ઉપર સમન કરાવવાની તેની અરજી રજુ કરે છે, તે અરજી તે દીવસે દાખલ કરી અને તેના શાહેદો ઉપર સમન કરવામાં આવ્યા છે તે તારીખે બરોબર નંબર કરી દાખલ કરવામાં આવ્યા છે.

(ક) હવે એમ ધારવામાં આવે છે કે વાદીને હરકત કરવાના ઇરાદાથી પ્રતીવાદી તેની મીલકત રદે દફે કરવાનો છે તેથી વાદી દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૮૩ મુજબ તા. ૨૦ જાનેવારીને રોજ હુકમનામુ થતાં પેહેલાં ટાંચ કરાવવાની અરજી કરે છે' આશા રાખવામાં આવે છે કે બીજાં જે દ્રષ્ટાંતો આપેલાં છે તે એવાં સ્પસ્ટ છે કે તે વીશે કાંઈ ખુલાસો બતાવવાની જરૂર નથી.

૭ તા ૨૦ અને ૨૨ મી જાનેવારી અને તા. ૧૦ ફેબરૂઆરીના પ્રોશીડીંગો હમેશાં ઘણું કરીને બનતાં નથી પરંતુ આવા પ્રોશીડીંગો વીશે વકીલાટ ચલાવવામાં ઘણો તફાવત આવતો હોય એમ માલમ પડે છે તેથી તે નમુના સમજુતીને સારૂ દાખલ કરવામાં આવ્યા છે. રોજનામું મુકરદમાની કેફીઅત અને દસ્તાવેજની યાદી અને વરણન હોવું જોઈએ એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ. અને વળી તે એવી રીતે તઇયાર કરવું કે એકવાર નજર ફેરવતાં તમામ વીગતવાર હકીકત જણાઈ આવે અને વળી તે જેમ બને તેમ સંક્ષેપમાં રાખવું.

૮ હુકમનામું થતા પેહેલાં પ્રતીવાદીની મીલકત ઉપર કરેલી ટાંચ ઉઠાવવાની અરજીનો કોઈ દ્રષ્ટાંત આ નમુનામાં દાખલ કરયો નથી, કેમકે આવી અરજીઓ દાવાના પક્ષકારો વચ્ચે હોતી નથી તેથી તે ઇનસાફી તજવીજને માટે જરૂરની જુદી બાબત ઠરાવવી જોઈએ અને તેનું જુદું રોજનામું રાખવું જોઈએ અને હુકમનામું બજાવવામાં જપ્ત થએલી મીલકતની બાબતમાં જેવી રીતે કરવામાં આવે છે તેવીજ રીતે સંબંધવાળા કાગળો ઉપર જુદી રીતે નંબરો નાંખી દાખલ કરવાં જોઈએ પરંતુ રેગ્યુલર દાવામાં રોજનામાની ટીપ. (ફુટનોટ)માં બતાવવું કે આવી અરજી કરવામાં આવી છે અને તેનો શી રીતે નીકાલ કરયો છે, તેની સાથે સંબંધ વાળા કાગળો અરજીના જુદા પેટા કાગળો (પેટા પ્રકરણ) તરીકે રાખવા.

૯ કોઈ હુકમનામાનો અથવા હુકમનો યોગ્ય અમલ થવાને અને કામના દફતરો દફતર ખાનામાં અથવા ઉપલી કોરટમાં મોકલતાં એવાઈ જવાપણીક્ષકારોને જે નુ

ફેસલ થાય તે અટકાવવાને બીજી ખુક (ક) રાખવી જેમાં બે તરફી અરજીઓની ત જવીજની સમાપ્તી વખતે હુકમનામા અથવા છેવટ કરેલા હુકમની નકલો રાખવી અને ન્યાયાધીશે તે ઉપર ખરી નકલ તરીકે સહી કરવી.

૧૦ ઉપરની સમજુતી અરજીઓને (અને અપીલ કોરટમાં અપીલોને) અને પ્રનસારી ચોકશીને માટે જરૂરના પ્રોશીડીંગોને લાગુ પડે છે. જે તમામ અરજીઓ પ્રનસારી ચોકશીને માટે જરૂરની ના હોયતો પ્રસુરણ ડાયરીના નમુના (ડ) માં દાખલ કરવી. દરેક કોષ્ટક વીશે નીચેના ખુલાસાથી માલમ પડશે કે તે શી રીતે ભરવાનું છે. આ ડાયરીમાં નોંધેલી કોઇ અરજી કોઇ આવક અથવા જાવકના રજીસ્ટરમાં દાખલ કરવી નહી; તેમાં ફકત ઉપલા જડજ અથવા બીજા અધીકારીઓ સાથે કાગળ પતરોનો વહેવાર ચાલ્યો હોય તે દાખલ કરવો.

કોષ્ટક ૧. અરજી રજુ કરવાની તારીખ

કોષ્ટક ૨. કોરટનો અરજી ઊપરનો અનુક્રમ નંબર.

કોષ્ટક ૩. અરજદારનું નામ.

કોષ્ટક ૪. અરજીની મતલબ જેમ બને તેમ સંક્ષેપમાં લખવી.

કોષ્ટક ૫. તે ઉપર કરેલા હુકમો જો નાજરનો અથવા કોરટના બીજા અધીકારીનો રીપોર્ટ મંગાવ્યો હોય તો તે લખવું અને તે બાબત ફરીથી કોરટની રૂબરૂ આવે ત્યારે તે ફરીથી દાખલ કરવી જોઇએ પરંતુ કોષ્ટક ૨ માં તેનો નંબર કોષ્ટક ૩ માં પ્રથમની છેવટ, નુંધ્યાની તારીખ અને કોષ્ટક ૫ માં છેવટ હુકમ દાખલ કરવો અને પ્રથમ નોંધની ટીકાના કોષ્ટક ૬ મા છેવટ હુકમની તારીખ લખવી

કોષ્ટક ૬. કોષ્ટક ૫ ના ખુલાસામાં બતાવેલી અથવા તવીજ ટીકાનું.

આથી પ્રસુરણ અરજીઓના રજીસ્ટરને (૭૩ નમુનો જુઓ) હરકત થતી નથી કેમકે તેનો પ્રનસારી ચોકશીને માટે જરૂરની ફરીઆદીઓ અને અરજી એની માટેજ છે.

નીચેની કોરટોએ રોજનામું બરોબર રીતે રાખ્યુંછે કે નહી તે ઉપર ઉપલા જડજોએ અપીલો ચુકાવતી વખતે વીશેષ ધ્યાન આપવું અને મુખ્યત્વે કરીને કાર ણ વગર મુદત ન આપવા વીશે ૨૦ મા નંબરનો સરક્યુલર પાળ્યો છે કે નહી ને ત પાસવું.

# નમુનો અ

## જાનેવારી સન ૧૮૭૯.

| અઠવાડીયાનો દીવસ. | છેવટ ફેસલાને માટે | મુદા ઠરાવવાને માટે | માફક રાખી | બીજા દાવા અને રજીઓ. |
|---|---|---|---|---|
| સોમવાર તા. ૬ઠી. | ✓૧૪૫૮ સન૧૮૭૮<br>✓૧૬૭૯ ફીતા<br>✓૧૬૮૦ ફીના<br>✓૧૬૯૧ ફીતા | ✓૧૨૦૦ સન ૧૮૭૮<br>✓૧૨૪૫ ફીતા<br>✓૧૨૯૦ ફીતા<br>✓૧૩૦૦ ફીતા<br>✓૧૩૧૪ ફીતા | ✓૮૧૦ સન ૧૮૭૮<br>✓૯૪૫ ફીતા | ✓પ્રચુરણ પં સને ૧૮૭૮<br>✓પ્રચુરણ પ૦૧ સને ૧૮૭૮ |
| મંગળવાર તા. ૭મી | | | ૧૬૮૦ સન ૧૮૭૮ | |
| બુધવાર તા. ૮ મી | | | | |
| ગુરૂવાર તા. ૯ મી | | | | |
| શુક્રવાર તા. ૧૦મી | | | | |
| શનીવાર તા. ૧૧મી | | | ૧૬૯૧ સન ૧૮૭૮ | |

# નમુનો-૭

જીલામાં ના શબાર્ડિનેટ જડજની કોરટમાં

| જે તારીખે એ કાંઈ ઉપાય કરવાને માટે અરજી અથવા પ્રકરણ કામ કોરટની રૂબરૂ આવે તે તારીખ | દસ્તાવેજનો નંબર | અરજી નંબર સને ૧૮૭ <br> વગેરે વાદી <br> સામાવાળા <br> વગેરે પ્રતીવાદી <br> દાવો રૂપૈઆ | જે તારીખ સુધી અરજી મુલતવી રાખી હોય તે તારીખ |
|---|---|---|---|
| તા. ૧૦ જાનેવારી સને ૧૮૭૮ | ૧ | વાદીના વકીલે રજુ કરેલી દાવાની અરજી તપાસી દાખલ કરી અથવા વાદીએ અથવા વાદીના મુખતીયારે જેમ હોય તેમ. | |
| | ૨ | વાદીનું વકીલ પત્ર (અથવા મુખતીયાર નામું) | |
| | ૩ | દાવાની અરજી સાથે દાખલ કરેલું ખત. | |
| | ૪ | પ્રતીવાદી ઉપરની નોટીસ. | |
| | | આ કામ છેવટ ફેંસલો કરવાને માટે તા. ૧લી ફેબરૂવારી સુધી મુલતવી રાખ્યું અથવા મુદ્દા ઠરાવવાને જેમ હોય તેમ. | તા. ૧ ફેબરૂવારી સને ૧૮૭૮ |
| | | વાદી વકીલની મારફત હાજર થાય છે. | |
| તા. ૧૧ જાનેવારી સને ૧૮૭૮ | ૫ | બે શાક્ષીઓ ઉપર શમન કરાવવાની વાદીની અરજી | |
| | ૬ | વાદીના શાક્ષીઓ ઉપર શમનો | |
| | ૭ | | |
| તા. ૧૪ જાનેવારી સને ૧૮૭૮ | | પ્રતીવાદી વકીલની મારફતે હાજર થાએછે | |
| | ૮ | પ્રતીવાદીનું વકીલ પત્ર | |
| | ૯ | પ્રતીવાદીની બે શાક્ષીઓ ઉપર શમન કરાવવાની અરજી. | |
| | ૧૦ ૧૧ ૧૨ | પ્રતીવાદીના શાક્ષીઓ ઉપર શમનો | |
| તા. ૨૦ જાનેવારી સને ૧૮૭૮ | ૧૩ | દીવાની કામ ચલાવવાનીરીતની કાયદાની કલમ ૪૮૩ મુજબ હુકમનામું થતાં પેહેલાં ટાંચ કરાવવાની અરજી કરવાને વાદી પોતાના વકીલ સાથે હાજર થાએછે | |
| | ૧૪ | વાદીની ટાંચ કરાવવાની અરજી | |
| | ૧૫ | વાદીની પ્રતીજ્ઞા ઉપરની જુબાની. | |

# નમુનો બ જારી.

જીલામાં ——— ના શબારડિનેટ જડજની કોરટમાં.

| જે તારીખે કાંઈ ઉપાય કરવાને માટે અરજી અથવા કાંઈ પ્રસુરણ કામ કોરટની રૂબરૂ આવે તે તારીખ. | દસ્તાવેજનો નંબર. | અરજી નંબર ——— સને ૧૮૭<br>——— વલદે ——— વાદી<br>શામાવાળા<br>——— વલદે ——— પ્રતીવાદી<br>દાવો રૂપઈઆ | જે તારીખ સુધી અરજી મુલતવી રાખી હોય તે તારીખ |
|---|---|---|---|
| | ૧૬ | વાદીના શાક્ષી રામચંદ્ર ગણેશની જુબાની | |
| | ૧૭ | અરજીનો નીકાલ થતાં સુધી દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૮૪ મુજબ પ્રતીવાદીની મીલકત જપ્ત કરવાનું નાજર ઉપર દરમીયાન (ઈનટીરમ) વારંટ મોકલ્યું | |
| તા. ૨૨ જાને વારી સને ૧૮૭૮ | | પ્રતીવાદીએ હાજર થઈને આવતા માશની તા. ૨૨ મીને રોજ કારણ બતાવવું | તા. ૨૨ જાને વારી સને ૧૮૭૮ |
| | | પ્રતીવાદી જપતી વીરૂધ કારણ બતાવવાને પોતાના વકીલની મારફતે હાજર થાએછે. | |
| | | વાદી તેના વકીલની મારફતે હાજર થાએછે | |
| | ૧૮ | જપતી શા વાસ્તે ઉઠાવવી જોઈએ તેનું કારણ બતાવવાની પ્રતીવાદીની અરજી (જો લખેલી આપી હોય તો) | |
| | ૧૯ | વાદીની અરજી રદ કરવાનો કોરટનો હુકમ | |
| તા. ૧ ફેબરૂ વારી શને ૧૮૭૮ | | એ અરજી આજ સુણાવણી ઊપર આવીછે. બંને પક્ષકારો પોતાના વકીલોની મારફતે હાજર થઆછે મુદા ઠરાવીને કોરટ શાક્ષીઓની જુબાનીઓ લેવાનું શીરૂ કરેછે | |
| | ૨૦ | વાદીના શાક્ષી ગણેશની જુબાની | |
| | ૨૧ | વાદીના શાક્ષી રઘનાથની જુબાની | |
| | | આબાજી બળવંત જે ગેરહાજરછે તે સિવાય વાદીએ સમન કરી બોલાવેલા બધા શાક્ષીઓની તપાસ પુરી થઈ છે. | |
| | ૨૨ | પ્રતીવાદીના શાક્ષી પાંડુરંગની જુબાની | |
| | ૨૩ | પ્રતીવાદીના શાક્ષી હનમંતરાવની જુબાની | |
| | ૨૪ | પ્રતીવાદીએ બે વધારે શાક્ષીઓ ઉપર શમન કરાવવાને આપેલી અરજી | |
| | | વધારેના શાક્ષીઓ ઊપર શા વાસ્તે શમન કરવા | તા. ૨૦ ફેબ્રવારી શને ૧૮૭૮ |

# નમુનો ખ જારી.

જીલ્લામાં ના સબઓરડીનેટ જડજની કોરટમાં

| જે તારીખે આએ કાંઈ ઉપાય કરવાને માટે અરજી અથવા કાંઈ પરચુરણ કામ કોરટની રૂબરૂ આવે તે તારીખ. | દસ્તાવેજનો નંબર | અરજી નંબર સને ૧૮૭ ——— વગેરે ——— વાદી<br>સામાવાળા<br>——— વગેરે ——— પ્રતીવાદી<br>દાવો રૂપૈયા. | જે તારીખ સુધી અરજી મુલતવી રાખી હોય તે તારીખ |
|---|---|---|---|
| | | જોઈએ તે વિગતનું પાકું કારણ બતાવ્યાથી આ કામની સુણાવણી તા. ૨૦ મી ફેબરૂવારી સુધી મુલતવી રાખવામાં આવી છે. | |
| તા. ૨ ફેબરૂઆરી સને ૧૮૭૮ | ૨૫ | પ્રતીવાદીના સાક્ષીઓ ઊપર સમનો. | તા. ૨૦ ફેબરવારી સને ૧૮૭૮ |
| તા. ૧૦ ફેબવારી સને ૧૮૭૮ | ૨૬ | પ્રતીવાદીનો સાક્ષી નારણ હાજર થઈને ઝાહેર કરે છે કે મારે અગત્યના ખાનગી કામને માટે કોરટની હુકુમ તમાથી જવાનું છે તેથી દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૯૨ મુજબ મારી જલદીથી જુબાની લેવી જોઈએ. | |
| | ૨૭ | સાક્ષીની જલદીથી જુબાની લેવરાવવાની અરજી. સાક્ષીની જુબાની જલદીથી શા વાસ્તે લેવી જોઈએ તેનું પાકુ કારણ બતાવ્યાથી તે સાક્ષીની તે પ્રમાણે જુબાની લેવામાં આવી છે. | |
| તા. ૨ ફેબરૂવારી સને ૧૮૭૮ | ૨૮ | પ્રતીવાદીના સાક્ષી નારણની જુબાની<br>આજ રોજ કામની સુનાવણી થઈ. બંને પક્ષકારો વકીલ મારફત હાજર છે. | |
| | ૨૯ | પ્રતીવાદીના સાક્ષીની જુબાની.<br>બાબુ બીનરાધુ જે મદદ છે અને કોરટમાં આવી શકે તેવો નથી તે શીવાય પ્રતીવાદીએ સમન કરાવેલા સાક્ષીની તપાસ હવે પુરી થઈછે.<br>વકીલની તકરારો સાંભળી કોરટ ફૈસલો આપે છે. | |
| | ૩૦ | કોરટના પ્રોશીડીંગ જડજના પોતાના હાથદસકતથી લખવું.* | |
| | ૩૧ | હુકમનામુ ખરચની યાદ સુધાંત. | |
| | | (સહી) સબઓરડીનેટ | ઈ ર. જડજ. |

*એટલે આ પુરાવાની યાદી અને ફૈસલો ભેગા રાખવાં.

# નમુનો ૬

પરચુરણ કામની ડાયરી                    ના સબોરડીનેટ જડજની કોરટમાં

| તારીખ | ફિરસ્તાનો નંબર | અરજદારનું નામ | અરજીનો પ્રકાર | તે ઉપર કરેલો હુકમ | ટીકા. |
|---|---|---|---|---|---|
| તા. ૧ એપરીલ સને ૧૮૭૮ | ૧૦૦ | અનંત રઘુનાથ | અરજી નંબર ૫૦ સને ૧૮૭૮ના હુકમનામાની અને ફેસલાની નકલો સારૂ. | મંજુર કરી | |
| | ૧૦૧ | વિશ્વનાથ ચીનતામન | અરજી નંબર ૨૦ સને ૧૮૭૬માં આંક ૪૦ થી ૫૨ સુધી દાખલ કરેલા દસ્તાવેજની નકલો લેવા સારૂ. | દફતરદારનો રીપોર્ટ મંગાવ્યો | જુઓ તા. ૪ એપ્રિલ સન ૧૮૭૮. |
| | ૧૦૨ | બર્ડલ ગણેશ રામચંદ્ર | જરૂરના ખાનગી કામ સારૂ વારગામ જવાની આઠ દીવસની રજાની અરજી | મંજુર કરી | (સહી) ઈ. ફે. સબાડીનેટ જડજ |
| તા. ૨ એપ્રિલ સને ૧૮૭૮ | ૧૦૩ | રાવજી ફરશરામ | અરજી નંબર ૨૦ સને ૧૮૭૮ ના હુકમનામાની અને ફેસલાની નકલો લેવા સારૂ | મંજુર કરી | (સહી) ઈ. ફે. સબારડીનેટ જડજ |
| તા. ૩ એપ્રીલ સને ૧૮૭૮ | ૧૦૪ | વીરનુગણેશ | નંબર ૨૫ સને ૧૮૯૮ ના હુકમનામાની બજાવણીની હરાજીમાથી ખરીદ કરેલા ઘરના લીલામનું સરટીફીકેટ લેવા સારૂ | નાજર ઉપર હુકમ નો અમલ કરી રીપોર્ટ કરવા મો કલ્યા. | જુઓ તા. ૯મી એપ્રીલ સન ૧૮૭૮ (સહી) ઈ. ફે. સબારડીનેટ જડજ |
| તા. ૪ એપ્રીલ સને ૧૮૭૮. | ૧૦૫ | શખારામ રામચંદ્ર | અ બ ના મુનસફની હકુમતમાં નંબર ૭૫ સને ૧૮૬૭ નું હુકમનામું બજાવવાને સરટીફીકેટ વીગેરે લેવા સારૂ. | | |
| | ૧૦૧ | જુઓ તા. ૧ લી એપ્રીલ સન ૧૮૭૮. | | દફતરદાર ઉપર નકલો આપવાનો હુકમ કરેલો | (સહી) ઈ. ફે. સબારડીનેટ જડજ |

૩૩. ૧. હુકમનામું બજાવવાની દરખાસ્ત જંગમ મીલકત અથવા સ્થાવર મીલકત

| હુકમનામું બજાવવાની દરખાસ્તને લગતા ધારા. | ને લાગુ પડતી હોય તે પ્રમાણે પાછળ આપેલા નમુના મુજબ હુકમનામું બજાવવાની દરખાસ્ત કરવી. |
|---|---|

૨ જ્યારે આવી દરખાસ્ત કોઇને કરવામાં આવે ત્યારે અસલ કામમાં જેવી રીતે રોજનામાં રાખવાનું ફરમાવ્યુંછે તેજ મુજબ જેમ બને તેમ બજાવણીના કામનું પણ રોજનામું પાછળ આપેલા (બ) નમુના પ્રમાણે રાખવું.

૩ જે હુકમનામું પુરેપુરૂં વસુલ થઇ ગયુંછે તેની બજાવણી સારૂ ફરીથી પ્રોસેસન નિકળે તેટલા માટે દીવાની કાયદાની ૨૪૫ કલમ પ્રમાણે અરજીનાં રજીસ્ટરમાં, પ્રોસેસ કાહતાં પેહેલાં બજાવણીની દરેક દરખાસ્તની નોંધ કરવી; આમ કરવાથી નોંધ કરનાર અધિકારીને આગળ બજાવણી થયાની નોંધ માલમ પડશે અને તેણે તે વાત કોઇને જાહેર કરવી.

૪ ધારા મુજબ હુકમ, શેરા અને રીપોર્ટ શીવાય વળી દરેક કાગળની પીઠે રોજનામામાં જે આંક પડયો હોય તે અને બજાવણીની દરખાસ્તનો નંબર ચઢાવવા. જ્યારે બજાવણીનું કામ પુરૂં થાય ત્યારે બધા કાગળો રોજનામાની સાથે એવી રીતે મુકવા કે તે બાબત પુરેપુરી સમાપ્ત થાય.

૩૪ બીજા તેજ પ્રકારના દાવા કરવામાં આવ્યા છે તે કારણથી દીવાની કાયદાની

| એવા પ્રકારના બીજા દાવા થયાછે માટે ૨૭૮મી કલમ પ્રમાણે દાવો કરવામાં ઢીલ ન કરવી જોઇએ | ૨૭૮મી કલમમાં કહેલા દાવા કરવામાં ઢીલ થઇ તે વાજબી ગણાશે નહીં. |
|---|---|

૩૫ મુફશીલમાં કોરટમાં મીલકત વેચી હુકમનામું બજાવવા બાબતમાં દીવાની કાયદાની ૨૮૭ મી કલમની રૂઇએ ધારા—

૧ હુકમનામું બજાવવા સારૂ જ્યારે હુકમનામાના દેણદારની મીલકત વેચાવવાની કોઇને અરજી આપવામાં આવે ત્યારે દીવાની કાયદાની કલમ ૨૮૭ પ્રમાણે જાહેરનામું પ્રગટ કરતાં પેહેલાં વેચાવવા ધારેલી મીલકત ઉપર જે કાંઇ હક લાગો હોય તે નક્કી કરવા અને તે મીલકત કેવી જાતની અને કેટલી કીમતનીછે તેનું અનુમાન કરી શકે તેટલા સારૂ એ મીલકત સંબંધી જે જે બીજી બીના કોઇની નજરમાં ખરીદદારે જાણવી અગત્યની જણાય તે નક્કી કરવા સારૂ અગાઊ તપાસ કરવાની કોરટની ફરજછે. નીચે દરશાવેલી રીત પ્રમાણે આ તપાસ કરવાનીછે અને જપ્ત થયેલી મીલકત ઉપર જે દાવા થયા હોય અગર જપ્તી ઉઠાવવાને વાસ્તે જે દાવા થયા હોય તેની દીવાની કાયદાની ૨૭૮ કલમ મુજબ જે તજવીજ કરવાનું ફરમાવ્યું છે તે શીવાય આ બીજી તપાસ છે.

૨ હુકમનામાના દેણદારને સેહેલાઇથી કોરટમાં હાજર કરી શકાય એવું હોયતો કોરટે તેને સમન કરી બોલાવવો અને હુકમનામું બજાવવામાં જે મીલકત જપ્ત કરવામાં આવીછે તેમાં તેનો પોતાનો કેટલો ભાગલાગ છે તે બાબતમાં અને મુસવા

મિલ્ક, ગીરો, અથવા બીજા લાગા અથવા દાવાની રૂઇએ તે મીલકતમાં બીજો ભાગલાગની હયાતી વીશે તે હુકમનામાના દેણદારની કોરટે જુબાની લેવી.

૩ વેચાવા ધારેલી મીલકતને લગતા જે હુકમનામામાં અગર બીજા દસ્તાવેજો પોતાનાં કબજામાં અથવા અખતીયારમાં હોય તે બધાં રજુ કરવાનું હુકમનામાના દેણદારને કોરટે ફરમાવવું. વેચાણ મંજુર થાય અગર તે છેવટે રદ કરવામાં આવે ત્યાં સુધી આ દસ્તાવેજો કોરટે રાખવા અને પછી એ દસ્તાવેજોનો તરત કબજો લેવાને જે કોરટની નજરમાં હકદાર આવે તેને સોંપવા; પણ આથી બીજા કોઇ માણસના કોઇ પણ હકને ખલેલ પોહોચશે નહી.

૪ ઉપર કહેલી જુબાની લેવાને ઠરાવેલા દીવસની નોટીસ કોરટમાં ચોડવી અને નીચે દરશાવેલી જાહેર નોટીસમાં ઠરાવેલો જે દીવસ હોય તે દીવસ કોરટની નજરમાં આવે તો જુબાની લેવા સારૂ રાખે અગર બીજો કોઇ ઠરાવે અને હુકમનામાનો લેણદાર જો પોતે જાતે અગર વકીલ મારફત હાજર હોયતો અહીંયાં ફરમાવેલી ત પાસને લાગુ પડતી બાબતમાં હુકમનામાના દેણદારને પ્રશ્ન પુછે.

૫ હુકમનામાના દેણદારથી અથવા બીજી કોઇ રીતે મળેલી ખબરથી એમ જણાય કે વેચાવાની મીલકતમાં ભાગ લાગ હોય તેની તપાસ વખતે અમુક માણસને હાજર રાખવા ઠીક છે અને તેઓ ખુશીથી હાજર થાય એવો સંભવ નથી તો એ માણસો ઉપર બજાવવાને દીવાની કાયદાના ૪ પરીશિષ્ટના નંબર ૧૨૫ ના નમુના પ્રમાણે સમન કાઢવાનું કોરટ ફરમાવે. વેચાવાની મીલકતને લગતા અથવા લાગુ પડે છે એવી ધારણા જે દસ્તાવેજો વીશે થાય તેવા દસ્તાવેજો હાજર કરવા અને વાંચવા સારૂ કોરટને આપવાનો હુકમ આ સખસો ઉપર કરી શકાય; અને તે દસ્તાવેજો વીશે તેમજ તજવીજને લગતી બીજી અગત્યની બાબતો વિશે એ સખસોને તપાશી પણ શકાય. પણ આ દસ્તાવેજો જડજ, કલાર્ક, રીડર, અથવા ઇન્ટરપ્રીટર, વિના બીજા કોઇને ખાસ પરવાનગી શિવાય આપવામા નહી આવે. આ પરવાનગીના કારણો નોધવાં જોઇએ અને જે તપાસને તેઓ લાગુ પડે છે તેનો નીકાલ થતાં રજુ કરનારને પાછા સોંપવા અને તે દરેકના ઉપર તપાસનો નંબર, રજુ કરવાની તારીખ, દસ્તાવેજ આપ્યાની તારીખ, અને કોને આપ્યો તેનો શેરો કરવો જોઇએ.

૬ હુકમનામાની બજાવણીમાં મીલકત જપ્ત કરવામાં આવી હોય તેવાં બધાં કામમાં જો મીલકત જંગમ હોયતો કોરટે તાકીદે તે મીલકતની ટીપ કરીને કોરટના મકાનમાં અને જે ગામમાં મીલકત જપત કરી હોય તે ગામના ચોરામાં અગર બીજી જાહેર જગ્યાએ ચોડી પ્રશીદ્ધ કરવી.

૭ આ પ્રમાણે પ્રસીધ્ધ કરેલી ટીપની સાથે અને સ્થાવર મીલકત હોયતો કલમ ૨૭૪ માં ફરમાવ્યા પ્રમાણે દીવાની કાયદાના પરિશીષ્ટ ૪ ના નંબર ૧૪૧ ના મનાઇ હુકમની સાથે નીચે પ્રમાણે નોટીસ જોડવી.

(અ) ઊપર કહેલી મીલકતમાં અગર તેના કોઈ ભાગમાં કોઈનો હક, દાવો અથવા બોજાઓ હોય તે બધાને આથી ખબર આપવામાં આવે છે કે તેઓએ દરેક બાબત જે હક, ભાગ અથવા દાવો હોય તેની હકીકત સોગન અગર પ્રતીજ્ઞા ઉપર ને રોજ અગર ત્યાર પેહેલાં કોરટમાં રજુ કરવી.

(બ) જ્યારે ઉપર દરશાવી છે તેવી કોઈપણ હકીકત એ પ્રમાણે દાખલ કરવામાં આવે ત્યારે તેની નોટીસ જાહેર ખબર ચોઢવાના પાટીઆ ઉપર લગાવવી અને સને ૧૮ ના ની ઉપર કહેલી તારીખે તે તારીખ અગર જે હકીકતો દાખલ થઈ હોય તેમાં કહેલા હક, દાવા અથવા બોજાઓ બાબત કોરટ તજવીજ ચલાવશે.

(ક) જપ્તીમાં વાંધા લેવાને અથવા થએલી જપ્તી ખસેડવાની માગણી હોય એવો દાવો દાખલ થયો હોય તો જપ્ત કરનાર લેહેણદાર ના ઉપર બજાવવાને સારૂ નોટીસ કાઢવાની અરજી આપવી જોઈએ; અને તે નોટીસ બજાવ્યા પછી અગરૂ તે જાતે ઉપર કહેલે ની તારીખે હાજર હોય તો, દીવાની કામદાની કલમ ૨૭૪ અને ત્યાર પછીની કલમોની રૂઈએ કોરટ તે દાવાની તજવીજ ચલાવશે. આવા દાવાની પુષ્ટિમાં અગર વિરૂધ જે લોકો હોય તે સરવેએ પોતાની તકરારની સાબીતીમાં જે પુરાવો રજુ કરવાનો હોય તેની સાથે ઊપર કહેલા મહીનાની ઉપર કહેલી તારીખે હાજર રહેવું.

(ડ) જેમાં જપ્તીની બાબતમાં વાંધો લેવામાં ન આવ્યો હોય પણ જેમાં હકદારે જે દાવો અથવા લાગો બતાવ્યો હોય તેની ખબર સંબંધવાળા પક્ષકારોને આપી ઉપર કહેલી મીલકતનું વેચાણ અથવા છેવટ નિકાલ થવો જોઈએ એવી માગણી છે તેવી દરેક બાબતમાં ની તારીખે જે ટુંકી તપાસ કરવાની છે તે ઉપરથી તેમ કરવાને વ્યાજબી અથવા સંભવીત કારણ જણાય તો વેચાણના જાહેરનામાની સાથે આ દાવાની નોટીસ પણ દરેક બાબતમાં રાખવામાં આવશે.

(ઈ) હક લાગો જેમનો હોય તેવા માણસોને આથી ચેતવણી આપવામાં આવે છે કે ઉપરની નોટીસને અનુસરીને ઉપરની મીલકત ઉપર તેના સંબંધમાં પોતાના હકની હકીકત રજુ કરવામાં કસુર કરશે અથવા ની તારીખે તે દાવો સાબીત કરવાને હાજર થવામાં ચુક કરશે તો ત્યાર પછી બીજે કોઈ દિવસે એ મીલકત સંબંધમાં એવા દાવા અથવા એવા પ્રકારના બીજા દાવા તેમણે કર્યા હશે તેની તપાસ વખતે આવી કસુર અથવા ચુક વિચારમાં લેવામાં આવશે અને બધા માણસોને ચેતવવામાં આવે છે કે કોઈ ખોટી હકીકત દાખલ કરશે અથવા ઉપર કહેલા દાવાની પુષ્ટિમાં અથવા વીરૂધમાં ખોટા બનાવટનો દસ્તાવેજ અથવા ખોટો પુરાવો રજુ કરશે તો આવો દાવો કરનાર અથવા પુરાવો રજુ કરનાર દરેક બાબતમાં લાગુ પડતા દીવાની અગર ફોજદારી કાયદાના વિધાનને પાત્ર થશે.

સને ૧૮ ના ની તારીખે મેં મારી સહી કરી કોરટનો

શીક્કો ફરીઓ છે. ◯ શીક્કો જડજ.

૮ ઉપરની નોટીસમાં ઠરાવેલી તારીખે વેચાવા ધારેલી મીલકતને લગતા જે જે દાવા કરવામાં આવ્યા હોય તેનો નિરણુય જડજે કરવો અને જે દાવાનો હેતુ જપ્તી ઉઠાડવાનો છે અને ૪ પરિશીષ્ટના નંબર ૧૪૪ ના નમુના પ્રમાણે જેની નોટીસ આપવામાં આવી છે તેવા દાવાની દીવાની કામચલાઉ કાયદાની યોગ્ય કલમમાં બતાવેલી રીત મુજબ તજવીજ કરવી. કુટુંબની મજીઆરી મીલકત તરીકે તેમાં ભાગ લાગ છે એવા અથવા તે મીલકત ઉપર ગીરોનો અથવા બીજી જાતનો દાવો છે અને તે દાવો કાયમ રાખી તે મીલકતનું વેચાણ અગર છેવટ નિકાલ થવો જોઇએ એવા દાવા હોય તો તે દાવાની પુષ્ટિમાં અગર વિરૂધમાં જે દસ્તાવેજો હોય તે વાંચી અને જરૂર જણાય તેવો મુખ પુરાવો લેઇ અગર તેની તકરારો સાંભળ્યા પછી હક અથવા ભાગનો પ્રાઇમાફેસી કેસ જડજની નજરમાં સાબીત થએલો જણાય અગર ન જણાય તે પ્રમાણે વેચાણના જાહેરનામાની સાથે સામેલ રાખવાની દાવાની ટીપમાં દરેક બાબતમાં કરેલા હક ભાગ અથવા દાવાં સામેલ રાખવા કે નહી તેનો ઉપર ઉપરની તજવીજથી જડજે નિશ્ચય કરવો.

૯ જેને વાસ્તે બાજબી ને સંભવીત કારણ જણાય એવા બધા દાવાની નીચે આપેલા (અ) નમુના પ્રમાણે એક યાદ તઇયાર કરવી અને તે ધારેલા વેચાણના જાહેરનામા સાથે જોડવી. આવી લીસ્ટ નિચેના નમુના પ્રમાણે તઇયાર કરવી અને તેમાં અમુક બાબતમાં જે ફેરફાર કરવો યોગ્ય જણાય તે કરવો.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| હકદારનું નામ. | જેમાં હીસાનો હક રાખ્યોછે તેવા લોટની સંખ્યા અને જપ્ત થયેલી મીલકતનું વરણન. | દાવાનો પ્રકાર, રકમ અને કીમત. | જે દસ્તાવેજ આ દાવાની પુષ્ટિમાં હોય તે. (ટીપ.–દસ્તાવેજ લખી આપનાર અને લખાવી લેનારનુંનામ અને દાવા તરીકે અથવા ગીરો અથવા દસ્તાવેજમાં જણાવેલા બીજા કન્શીડરેસનનો આંકડો આ ખાનામાં દાખલ કરવો.) | દરેક દસ્તાવેજ લખાયાની અને નોંધાયાની તારીખ. (ટીપ - જે દસ્તાવેજો નોંધાયા (રજીષ્ટર) ન હોય તે વિષે તેવી મતલબનો શેરો આ ખાનામાં લખવો.) | આખો દાવો અગર તેનો કોઇ અગર કોઇપણ ભાગ હુકમનામાનો દેણદાર અથવા લેહેણદાર કબુલ કરેછે અથવા નાકબુલ કરેછે તે. | આવા દાવાને લગતા હુકમનામાના દેણદારે રજુકરેલા દસ્તાવેજો. | તે લખાયાની અને નોંધાયા (રજીસ્ટર થયા)ની તારીખ. | દાવાને લગતા હુકમનામાના લેણદારે રજુ કરેલા દસ્તાવેજો. | તે લખાયાની અને નોધાયા (રજીસ્ટર થયાં)ની તારીખ. |

૧૦ જડજે કરેલી તજવીજને અનુસરી ઉપર કહેલી યાદ તઇયાર કરવી. અને વેચાણ પુરૂં થાય ત્યારે અગર દરેક દાવાની તજવીજ પુરી થાય તે વખતે, આવા દાવાની પુસ્ટીમાં અગર વિરૂધ જે હકનામાં કોરટમાં રજુ કરવામાં આવ્યાં હોય તેને કોરટમાં રાખવાનું કારણ ન જણાય તો તે હકનામાં જેણે રજુ કર્યાં હોય તેની અરજ ઉપરથી તેમને પાછાં આપવાં અને તેના ઉપર તપાસનો નંબર, રજુ કર્યાની તારીખ, અને પાછા આપ્યાની તારીખનો શેરો ચઢાવવો.

૧૧ કોરટે કાઢેલી નોટીસને અનુસરી દાવાની હકીકતો દાખલ કરવામાં આવી હોય તે, તેના વીરૂધ લખી હકીકતો લેવામાં આવી હોય તે, પુરાવો લીધો હોય તેનું ટાંચણ (ભમારાન્ડા) અને તપાસના સંબંધની બીજી બાબતો બજાવણીના પ્રોશીડીંગની સાથે દફતરમાં સામેલ રાખવાં.

૧૨ ઉપર ફરમાવેલી તપાસ વધારે પુર્ણ રીતે થાય તેટલા સારૂ કોરટે, હુકમનામાના દેણદાર અને હુકમનામાના લેહેણદાર અથવા બેમાંથી ગમે તેને, આ નિયમોના ૨ અને ૩ પારાગ્રાફમાં કહેલી રીત મુજબ સમન કરી બોલાવે અને બજાવણી કરતાં જે મીલકત જપ્ત થઈ હોય તેને લગતા જે કોઈ દાવા થયા હોય તેના ખરાપણા વિશે તેમની સોગન અથવા પ્રતિજ્ઞા ઉપર જુબાની લે. કોરટને જે તપાસ કરવાની છે તેને લગતો અગત્યનો પુરાવ આપવાનો સંભવ હોય તેવા બીજા શખસોને પણ કોરટ હાજર કરી તેવીજ રીતે તપાસે. આ નિયમોના પાંચમા પારાગ્રાફમાં ફરમાવ્યું છે તે પ્રમાણે આ શખસો ઉપર સમન કરવા.

૧૩ પેહેલાં તો અહીંયાં કહેલાં પ્રોશીડીંગો હુકમનામાના દેણદારને ખરચે, અગર દરેક બાબતમાં જે પ્રોશીડીંગ ચલાવવા માંગે તેને અથવા જેના ફાયદા સારૂં તજવીજ ચલાવવાની હોય તેને ખરચે ચલાવવાં. આવી તપાસનું કુલ ખરચ અથવા કોઈ પણ ભાગ કોણે આપવો તે તપાસ પુરી થાય ત્યારે જેમ વ્યાજબી હોય તે પ્રમાણે કોરટે ઠરાવવું અને તે ખરચ વસુલ કરવા સારૂ યોગ્ય લાગે તેવો હુકમ ફરમાવવો.

૧૪ વેચાવા ધારેલી મીલકતના સંબંધમાં અમુક દાવો ઉપર બતાવેલી લીશ્ટમાં દાખલ કરવા અથવા દાખલ નહી કરવા બાબતના હુકમ ઉપર અપીલ ચાલશે નહી.

૧૫ હુકમનામાની બજાવણી કરતાં ધારેલા વેચાણનું જાહેરનામું નીચેના નમુના પ્રમાણે કાઢવું અને અમુક કામના રૂપ પ્રમાણે જે જે ફેરફાર જરૂરના અથવા પ્રસંગ યોગ્ય જણાંય તેટલા કરવા.

——— ની કચેરી (આખું નામ)

અસલ દાવો નંબર. ———

——— ની કોરટમાં અપીલ નંબર ———

નામદાર હાઇ કોરટમાં અપીલ નંબર ———

વાદી　　　　　　　　　　પ્રતીવાદી

કોરટમાં ઉપરના કામનું          તારીખનું હુકમનામું થયું છે અને જે

| સદરહુ બજાવણી કરવાની હોય તે પ્રમાણે દરશાવવું. | હુકમનામામાં એમ ઠરાવવામાં આવ્યું છે કે<br>એ સદરહુ          ને રૂ |
|---|---|

ની રકમ આપવી તે હુકમનામાની બજાવણીમાં અને સદરહુ હુકમનામું અમલમાં લાવવા સારૂ જપતીમાં આવેલી મીલકત વેચવાનું

ની          તારીખનું વારંટ નીકળું છે તેની બજાવણીના કામમાં આથી નોટીસ આપવામાં આવે છે કે          ડીસટ્રીકટમાં

તાલુકામાં          જગામાં          મહીના

ને          દહાડે સવારના          વાગે કોરટનો નાજર અ. બ.(અથવા બીજો નીમેલો માણસ નીચે લખેલી સ્થાવર અને જંગમ મીલકતમાં સદરહુ          ના દાવો હક અને હીસો તેમજ પોતાના ફાયદા સારૂ કાયદા પરમાણે સદરહુ          જે તે સઘળી મીલકત અથવા તેમાંનો કોઈ પણ ભાગ અથવા તે માંથી ઉતપન થતો નફો વેચવા વીગેરેનો જે અખતીઆર આપવી શકે તે બધો વધારેમાં વધારે માગણી કરનારને કાંઈ પણ બંધનકારક સરત રહીત વેચશે.

જંગમ મીલકત.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|
| લાટનો નંબર | ચીજની નંબર અને વરણન. | ક્યાં જપ્ત થઈ. | ક્યાં મુકેલી. | ક્યારે ઉપાડવામાં આવેલી. | (મીલકતમાં બીજા કોઈ હક હોય તો તે જણાવવું.) [illegible] |
| | | | | | |

સ્થાવર મીલકત.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| લાટનો નંબર. | લાટનું વરણન; તેમાં તે કયાં આવ્યોછે,—તેનું ધારેલું અથવા શુમારે ગણેલું ભાડું અથવા વારશીક ઉપજ અને જો તે ગણવતે આપ્યું હોય તો, તે કયાં સુધી શી સરતે અને કોને તે સુધાંત. | સરવે નંબર, મ્યુનિસિપાલ નંબર, અથવા બીજો મેહેસુલ સંબંધી નંબર. | સરકારમાં ભરવાનો આંકડો; તેમાં લોકલફંડ તેમજ બીજો મેહેસુલનો લાગો હોય તો. | હાલ જેના કબજામાં છે તે જો જાણવામાં હોય તો. | ગીરો અથવા બીજો હક જે દીવાની કાયદાની કલમ ૨૮૨ અને ૨૯૫ પ્રમાણે કાયમ રાખી જપ્તી કરવામાં આવી હોય અને તે શી રીતે વેચાણ કરવાનું હોય તે. | દીવાની કાયદાની ૨૮૭ મી કલમ અને આ જોડેની લીસ્ટના સંબંધમાં તે કલમની રૂહએ હાઇકોરટે જે ધારા કરયા છે તે પ્રમાણે તે લાટ ઉપર જે હક, અને દાવા ધારવા પ્રમાણે હોયતે. | દીવાની કાયદાની કલમ ૨૭૮ પ્રમાણે જપ્તી ઉઠાવવાને કરેલા દાવા જે તદન નામંજુર કરયા હોય અગર થોડા ઘણા નામંજુર કરયા હોય તેની લીસ્ટ. |

જંગમ મીલકતને લગતા દાવા

(દાવાની લીસ્ટ ઊભરવી નમુનો અ)

સ્થાવર મીલકતને લગતા દાવા.

(દાવાની લીસ્ટ ઊભરવી નમુનો અ)

(બ) ખબર આપવામાં આવે છે કે વેચવા કાઢેલા અનેક લાટનું બયાન આપના તે દરેકનું જુદે જુદું આપેલું બયાન ખરૂં છે તે વીશે કોરટ બંધાતી નથી; અને તે દરેકમાં સદરહું હુકમનામાના દેણદાર અથવા બીજા કોઇ માણસનો તેમાં ધારવા પરમાણે ભાગ છે તેના વરણનની બાબતમાં પણ, સદરહુ હુકમ નામાના દેણદારનો અથવા ઉ-પર કહેલા બીજા કોઈ હકદારનો એવા કોઇ લાટમાં હક છે અથવા કાંઈ ભાગ અથવા તે ઉપર દાવો અથવા લાગો છે તેની પણ કોરટ જુવાબદારી રાખતી નથી

(ક) આ જાહેરનામા પ્રમાણે વેચાવાના કોઇ પણ લાટમાં સદરહું નો કાંઈ વેચા બાયક ભાગ નહી હોયતો દીવાની કાયદાની કલમ ૩૧૫ મીને ૩૧૫ પરમાણે જે કાંઈ રકમ તેણે કીમતને પેટે અથવા તેના ભાગને પેટે આપી હશે તે ખરીદ

દારને પાછી આપવામાં આવશે.

(ડ)જો એમ કરવાથી બધાની સમગ્ર કીમતમાં વધારો થવાના સંભવથી એમ જરૂર જ

ક્રૌસમાં લખેલા શબ્દો જો વેચાણ કોરટની હદમાં અથવા તેની નજીક બનતું હોયતો વધારવા.

ણાય તો જંગમ મીલકતના કોઇ પણ લાટના અને કોરટની પરવાનગી મળવી સ્થાવર મીલકતના લાટના સદરહુ વેચાણ ચલાવનાર અ. બ. નાના ભાગ કરી શકે; અગર કોઇ પણ લાટને એકઠા કરી શકે; અને (કોરટની પરવાનગીથી) વેચાણ ચલાવતાં વચમાં ગમે તે વખતે વેચાણ બંધ રાખે.

(ઢ) ઉપર કહેલા હુકમનામાના લેણદારને દીવાની કાયદાની ૨૯૪ મી કલમ પરમાણે માગણી કરવાની પરવાનગી નથી (અથવા છે, જેમ હોય તેમ)

(ફ) જંગમ મીલકતના દરેક લાટની કીમત વેચાણ થાયતો તરત આપવી પડશે. અને કીમત આપી એટલે તે વેચાણ પુરૂ થયું ગણાશે.

(ગ) સ્થાવર મીલકતના દરેક લાટની કીમતનો ¼ તે લાટ ખરીદદારને અપાયો કે તરત આપવો જોઇએ. દરેક વેચાણની કીમતના બાકીના પઇશા ખરીદદારે મા ની તારીખે અથવા ત્યાર પેહેલાં અગર વાસ્તવીક વેચાણ થયું ત્યારથી પંદર દીવસની અંદર આપવા જોઇએ.

(હ) દીવાની કાયદાની કલમ ૩૧૪ મુજબ કોરટ મંજુર કરે ત્યાં સુધી સ્થાવર મીલકતના દરેક લાટનું વેચાણ સંપૂરણ ગણાશે નહી.

(આઇ) ઉપર કહયા પ્રમાણે પુરે પુરી કીમત અગર તેનો કંઇ અંશ આપવામાં કસુર થશેતો અનામત તરીકે આપેલી જે કાંઇ રકમ હશે તે સરકાર ખાતે જપ્ત થશે. અને આગળના ખરીદદારનો તે લાટમાં અને તેના વેચાણના પઇશામાં કાંઇ પણ હીસો રાખ્યા શીવાય તે ફરીથી વેચવામાં આવશે. ખરીદ કરનારની કસુરને લીધે કીમતમાં જે કાંઇ ખોટ આવશે તે અને ફરી વેચાણનું બધું ખરચ દીવાની કાયદાની ૨૯૩ મી કલમ પરમાણે ચુક કરનાર પાસેથી લેવામાં આવશે.

(જે) હુકમનામાના દેણદારનો કોઇ પણ લાટમાં સહ હીસ્સેદાર બીજા માગણીદારે જે રકમ કહી હોય તેટલી રકમ સારૂં માગણી કરેતો દીવાની કાયદાની ૩૧૦ કલમ પ્રમાણે તે સહ હીસેદાર ખરીદ કરનાર ગણાશે. માગણી કરતી વખતે તે આવો સહ હીસેદાર છે, અને તે પોતાનો ભાગ છે તે શા હકથી કહે છે તે તેણે જાહેર કરવું જોઇએ.

(કે) સદરહુ ના સદરહુ શીવાય

જે બીજા હુકમનામાના લેણદારોએ જે વેચાણનું જાહેરનામું થયું તેનો અવેજ વસુલ આવતાં પેહેલાં પોતાનાં હુકમનામાં બજાવવાની કોરટે ને દરખાસ્ત કરી હશે તેઓને જો તેમનાં હુકમનામાના ભરપાયા નહી થયા હોય તો દીવાની કાયદાની ૨૯૫મી કલમ પ્રમાણે વસુલનું ખરચ બાદ કરતાં રહેલા અવેજમાંથી ફાળે પ૦

ડતું વહેચણુ લેવાનો હકછે.

સને ૧૮ ના ની તારીખે મ મારી સહીને કોર્ટના શીક્કો કરી આપ્યોછે.

જડજ.

૧૬ એકજ હુકમનામાની બજાવણીમાં જપ્ત થયેલી જંગમ અને સ્થાવર મીલકત એકજ વખતે વેચવીજ જોઈએ એવી કાંઈ જરૂર નથી. જો ફક્ત જંગમ મીલકતજ વેચવી હોય તો ઊપલા નમુનામાં સ્થાવર મીલકતને લાગુ પડતા જે શબ્દોછે તે લખવા નહી; જો ફક્ત સ્થાવર મીલકતજ વેચવી હોય તો જંગમ મીલકતને લાગુ પડતા શબ્દો લખવા નહી.

૧૭ સ્થાવર મીલકતનાં બધાં વેચાણની બાબતમાં તે વેચાણ કરવાની જગ્યા મુકરર કરતાં કોર્ટે પક્ષકારોનો મત પુછવો; અને તેમાં હુકમનામાના દેણદારનો મત પસંદ કરવો; જો પક્ષકારો એ બાબત ઉપર પોતાની ઇચ્છા ન જણાવે તો જ્યાં તે મીલકતછે ત્યાં તેનું વેચાણ કરવું; પણ જો કોર્ટના વિચારમાં એમ આવે કે બીજી કોઈ કોર્ટમાં તે વેચાણ થવાથી ખાસ ફાયદો થશે તો તે કોર્ટ આગળ વેચાણ કરવું.

૧૮ આવી જાતનાં વેચાણ જ્યારે કોર્ટના મકાનમાં કરવામાં આવે ત્યારે તે વેચાણ કોરટના જુવાબદાર અમલદારે કરવાં અને તે અઠવાડીઆને અમુક દીવસે કરવાં. આ દીવસ કીયો તે સાધારણ રીતે કોરટે પ્રશીધ કરવો. ધારેલું વેચાણ કરવાનો વખત અને જગ્યા જાહેરનામામાં બરાબર દર્શાવ્યાં છે તે વાતની સંભાળ રાખવી. તેમજ જાહેરનામું કસ્યા પછી સ્થાવર મીલકતનું વેચાણ ઓછામાં ઓછા ૩૦ દીવસ અને જંગમ મીલકતનું વેચાણ ઓછામાં ઓછા પંદર દીવસ પેહેલા હુકમનામાના દેણદારની લખી કબુલત શીવાય ન થાય તેની પણ સંભાળ રાખવી (દીવાની કાયદો કલમ ૨૯૦)

૧૯ સ્થાવર મીલકતના કોઈ પણ લોટનું વેચાણ ૩૧૪ કલમ પ્રમાણે કોરટ મંજુર ન કરે તે શીવાયના બીજા વેચાણો ઉપર કહેલા નીયમને લીધે અગાઉ અગર વેચાયલા કોઈ અગર બધા લોટને સારૂ બીજી કોઈ વખતે માગણી કરાય એવા બંધનથી, કરી શકાશે નહી.

૩૬ નીચેના નીયમો જે કેટલાંક વરસથી અમલમાં છે તે પ્રમાણે સાધારણ રીતે અમલ કરવા સારૂ અત્રે દાખલ કરેલા છે પણ તે દરેક બાબતમાં લાગુછે એમ સમજવું નહી.

૧ જે હુકમનામું બજાવવાનુંછે તે કરવામાં આવે ત્યારે જમીન ઉપર પાક હોય તો તે પાક કીમત કરી વાદી લેઇ શકે; બજાવણી વખતે જે કીમત હોય તે કીમત પ્રમાણે કોરટના હુકમથી આવી કીમત ઠરાવવી અને તેમાં ચાલુ વરસને સારૂ પ્રતિવાદીએ સરકારના મેહેસુલનો જે હફતો ભર્યો હોય તે પણ દાખલ કરવો.

૨ ઠેરવેલી કીમત જો વાદી તે પાક લેવાને ખુશી ન હોય તો તે પાક ઉતારી લેતાં જેટલો યોગ્ય વખત જોઇએ તેટલો વીતે ત્યાં સુધી હુકમનામાની બજાવણી બંધ રાખવી.

૩ જે હુકમનામું બજાવવાનુંછે તે કરવામાં આવ્યું હોય ત્યાર પછી જો વાવેતર થયું હોય તો ચાલુ સાલને માટે પ્રતિવાદીએ જે હકતા ભર્યા હોય તે તેને આપી વાદી પાક લે.

૩૭ રજાના દીવસમાં વેચાણ કરવાનો દહાડો ઠરાવવો નહી અને એ પ્રમાણે ન બને તેટલા સારૂ રજાની અરજી કરીછે એવી ખબર તાબાની કોરટોને ડીસ્ટ્રીક્ટ જડજે વખતસર ખબર આપવી.

૩૮ જ્યારે કોઇ સગીરની જમીન કલેકટરને હસ્તગ ન કરવામાં આવી હોય ત્યારે કાયદા પ્રમાણે તેમ કરવાની જરૂર નથી તો પણ કલેકટરને હાથોહાથ પોહોચાડીને અગર રજીસ્ટર કરાવી ટપાલ મારફતે ધારેલા વેચાણની નોટીસ તે સગીરના હક રક્ષણ કરવા સારૂ કલેકટરને આપવી એ યોગ્યછે.

૩૯ સબારડીનેટ જડજોની બદલી થવાથી અગર રજા શીવાય બીજા કારણોને લીધે કોરટો બંધ રહેવાથી પ્રોસેસ બજાવવામાં ઢીલ થાયછે અને જપ્તી અને વેચાણ વારેવાર મુલતવી રાખવામાં આવેછે તથી એમ હુકમ કરવામાં આવેછે કે જ્યારે સબારડીનેટ જડજનું મૃત્યુ, અથવા બરતરફી થાય અગર તેઓ ટુકી મુદત ગેરહાજર રહે ત્યારે મુંબાઇ કોરટસ આકટ (૧૮૬૯ના ૧૪)ની ૩૭મી કલમ પ્રમાણે જે માણસ નીમાય તેને હુકમનામાં અને બીજા હુકમ બજાવવાની પ્રોસેસો અમલમાં લાવવાનું ડીશ્ટ્રીકટ જડજોએ ફરમાવવું.

૪૦ ૧ જ્યારે દીવાની કોરટે કાઢેલું જપ્તીતીનું વારંટ બજાવનાર અધિકારીને એમ માલમ પડે કે જપ્ત કરવાની મીલકત રેવન્યુ અધિકારીની જપ્તીમાં છે ત્યારે તેણે મીલકતની જપ્તી ન કરવી પણ નાજરને રીપોર્ટ કરવો. પછીથી હુકમનામાનો લેણદાર ૨૬૮ અને ૨૭૪ કલમ પ્રમાણે જપ્તીની દરખાસ્ત કરે.

૨ પણ રેવન્યુ અધિકારીની શુદ્ધબુદ્ધિ સહીતની જપ્તીછે એવી જપ્તી કરનાર અધિકારીની અને કોર્ટની ખાત્રી થાય તેટલા માટે ગામના પટેલની પાસે એવી મતલબનું સરટીફીકેટ માગવું અને તેમાં સરકારની માગણીની રકમ જણાવવી.

૪૧ દીવાની કાયદાની કલમ ૨૬૫ ની રૂએ દીવાની કોરટના હુકમ પ્રમાણે સરકારમાં મેહેસુલ આવતું હોય એવી અવિભકત જાગીરના હીસ્સાને કલેકટર વિભકત કરે અથવા તેનો ભાગ પાડે ત્યારે (આ પુસ્તકમાં મે પાંને આવેલી અને સરકારી ગેજીટના ૫૦૩ મે પાને ૧૫ જુન ૧૮૭૪ ને રોજ પ્રસિદ્ધ કરેલી જાહેરખબરમાં ઠરાવેલા દર ઉપરાંત) તે જાગીરના આવી રીતે ભાગ પાડવા અગર વિભકત કરવા ગએલા રેવન્યુ ખાતાના અધીકારીઓએ વાસ્તવિકત મુસાફરીનું ખરચ કર્યું હોય તેના બદલામાં નીચે દરશાવેલી ફી લેવામાં આવશે. અને તે દાવાના ખરચમાં દાખલ કરાશે.

ખરેખર મુસાફરીમાં ગયેલા દરેક દીવસનું કલેકટર સાહેબના કલારક અને કારકુનને આવવાનુ ભથું.

| દરમાસનો પગાર. | યુરોપીયન અને યુરેઝીયન | દેશી |
|---|---|---|
| | રૂ.આ. પા. વધારે | રૂ.આ. પા. માં વધારે રકમ |
| રૂ. ૧૦૦ અગર તે ઉપરાંત .. .. | ૧—૭—૦ | ૧—૪—૦ |
| રૂ.૭૬ થી રૂ. ૧૦૦ સુધી ... ... | ૧—૧—૦ | ૦-૧૪—૦ |
| રૂ. ૫૦ થી વધારે પણ રૂ.૭૬થીઓછા.. ... | ૧-૧૩—૦ | ૦-૧૦—૦ |
| રૂ.૩૦ થી રૂ. ૫૦ સુધી .. ... | ૦-૧૦—૦ | ૦—૮—૦ |
| રૂ. ૩૦ની અંદર .. .. | ૦—૮—૦ | ૦—૬—૦ |

મામલતદારના કારકુનોને આપવાનું

| | વધારેમાં વધારે |
|---|---|
| રૂ. ૩૦ અને તે ઉપરાંત | ૦—૭—૦ |
| રૂ. ૩૦ ની અંદર | ૦—૫—૦ |

શીપાઇને આપવાનું

દરરોજ એક આનાથી જાદે નહી.

૪૨ દીવાની કાયદાની કલમ ૨૮૬ પ્રમાણે કલેકટર સાહેબ જમીનનું વેચાણ કરે તેથી બાબતમાં ઉપર કરેલા નિયમ લાગુ પાડવા.

વખતે વખતે મળતી રકમો જપ્ત કરવા સારૂ એક દરખાસ્ત બસ છે.

૪૩ જેમાં નીયમીત વખતે ઊપજ થતી હોય એવી જાગીર અગર નિયમીત વખતે અપાતી રકમમાં કોઇ હક જપ્ત થયો હોય ત્યારે દરેક વખતની રકમ વસુલ લેવા સારૂ જુદીજુદી દરખાસ્ત કરવાની જરૂર નથી. હુકમનામું પુરેપુરૂં વસુલ થાય ત્યાં સુધી, જે દરખાસ્ત ઊપરથી જપ્તી કરવામાં આવી હોય, તેજ દરખાસ્તથી પક્ષકારનો વખતે વખતની રકમ લેવાનો હક છે.

વેચાણ સરટીફીકેટમાં કીમત દાખલ કરવી.

૪૪ સને ૧૮૭૭ ના દીવાની કાયદાના ૪ પરીશીષ્ટના નંબર ૧૫૦ ના નમુનાના વેચાણના સરટીફીકેટમાં જે રકમને માટે મીલકત વેચાય તેનો આંકડો અવશ્ય બતાવવો જોઇએ.

મુંબાઇના સને ૧૮૭૪ ના આકટ ૨ ની કલમ ૧૬

૪૫ હુકમનામાની બજાવણીમાં જ્યારે કોઈ સખસને પકડી કોરટની આગળ આણ્યો હોય અને (હુકમનામાના પઇસા ભરવાથી અગર તેની અને સામા પક્ષકારની વચ્ચે થયલો ફેંસલો દાખલ કરવાથી) તેને કેદમાં મોકલ્યા શીવાય છોડી દેવામાં આવ્યો હોય તો, તેની ખોરાકીને સારૂ કોરટમાં ભરેલાં પણ નહી ખરચાયલાં નાણાં હોય તે કોરટમાં ભરનાર પક્ષકારને પાછાં આપવાં; કેમકે મુંબાઇના સને ૧૮૭૪ ના બીજા આ-

કટની ૧૬ મી કલમ તે દેણદાર કેદમાં ગયો હોય તોજ લાગુ પડે છે.

૪૬ ૧૮૭૭ નો નંબર ૫૨૯૮

મુંબાઈ ૧૨ મી અકટોબર સને ૧૮૭૬

## ન્યાયખાતું.

ડીસ્ટ્રીક્ટ જડજ સાહેબો અને મુંબાઇના શેરીફ સાહેબનાં પત્ર વાંચ્યાં

હુકમનામાના દેણદાર કેદમાં હોય તેને ખોરાકીના પૈસા આપવાનો દર | ગયા ઓગષ્ટ માસની ૨૨ મી તારીખના સરક્યુલર નંબર ૫૧૬૧ ના સંબંધમાં નવા દીવાની કાયદાની કલમ ૩૩૮ પ્ર માણે હુકમનામાના દેણદારને ખોરાકીના કેટલા પઇસા આ

પવા જોઇયે તેના જુદા જુદા દર તેમાં સુચવ્યા છે

ઠરાવઃ—નવા કાયદાની ૩૩૮ મી કલમ પ્રમાણે નામદાર ગવરનર ઈનકૌનસીલ સાહેબે હુકમનામાના દેણદારને દર રોજ નીચે આપેલા દર પ્રમાણે માશીક ખોરાકીનું ધોર- ણ ઠરાવ્યું છે.

| | |
|---|---|
| યુરોપીઅન | રૂ ૧ થી રૂ ૧-૮-૦ સુધી |
| યુરેશીઅન અને પોરટુગીજ | આના ૮ થી રૂ.૧ સુધી |
| તે શીવાયના | આના ૪ થી આના ૧૨ સુધી |

(સહી) જોન ન્યુજન્ટ

અન્ડર સેક્રેટરી નીસબત સરકાર.

૪૭ દીવાની કાયદાની ૩૩૯ મી કલમ ની રકમ ૩ મુજબ દીવાની કોરટમાં ભરવાની

કેદીનું ખોરાકી ભર્યુ ક્યારે આપવું. | રકમો હવે પછી દરેક મહીનાની તા૦ ૨૫ અગર ત્યાર પે હેલાં કોરટના કોઇ અધીકારીને આપવી અને રકમ ભ- ર્યાની ખબર ડીસ્ટ્રીકટ કોરટના નાજર કે જેના હવાલામાં

દીવાની કેદ છે તેને કોરટે વુરતા વુરત આપવી.

૪૮ દીવાની કાયદાના ૨૫ મા પ્રકરણ પ્રમાણે કાઢેલું કમીશન કોઇ પણ કોરટના મુ

કમીશનરોને આપવાનીરકમ. | ખ્ય અધીકારી શીવાય બીજા કોઇ માણસને મોકલવાની જ્યારે કોરટને જરૂર જણાય ત્યારે કમીશનરને મેહેનત બદલ કોઇ રકમ આપવાની હોય તો તે કેટલી તે નકી કરવું અને કમીશનરને તે પોહોચાડવાનો યોગ્ય લાગે એવો હુકમ તે કોરટે ફરમાવવો.

૪૯ દીવાની કાયદાની ૪૭૯ મી ને ૪૮૪ મી કલમમાં આપેલી સ્વઅધીકારની સ-

૪૭૯ અને ૪૮૪ મી કલમ માં આપેલા અખતીયાર વી ચારપુરવક વાપરવો. | તા યોગ્ય તપાસ વીના ન વાપરવાની કોરટોએ સાવધાની રાખવી.

૫૦ નામદાર ઇન્ડીઆ સરકારનો કરેલો નીચેનો ઠરાવ સરવે લોકોની માહીતી અને તે પ્રમાણે વુરતણુક કરવા સારૂ ફરીથી પ્રસિધ કરેલો છે.

નંબર ૩૦૨૫ તા. ૩૧ ડીસેંબર સને ૧૮૭૮ નો.

કોઈપણ પક્ષકારની અરજ વગર, જડજે બોલાવેલા સાક્ષીઓની બાબતમાં સમન અને ભથાની કોરટફી સરકાર અગાઉથી આપશે.

એમાંથી એક પક્ષકારની અરજ શીવાય, પોતાની કચેરીમા ચાલતા કામમાં જડજે બોલાવેલા સાક્ષીઓની બાબતમાં કોરટફી અને ભથુ ભરવા સારૂ કલેકટર અને મામલતદારોને અગાઉથી નાણાં આપવાનો અખતીઆર આપવો જોઇએ અને હુકમનામાની બજાવણીમાં જે રકમ વસુલ આવે તેમાંથી અગર બજાવણી ન થાય તેવા કામમાં જે રીત કોરટ ફરમાવે તે રીતે, અંગાઉથી આપેલાં નાણાં વસુલ કરી લેવાં એવી મજમુનની મુંબાઇની નામદાર હાઇકોરટના રજીસ્ટ્રાર સાહેબની અરજી સામેલ રાખી મુંબઇ સરકારનો પત્ર નંબર ૫૮૦૮ તારીખ ૭ અકટોબર સને ૧૮૭૮ નો હીંદસરકારનો હોમડીપારટમેન્ટમાં આવ્યો તે વાંચ્યો.

ઠરાવઃ—મંજુર કરી; પણ જે રકમ અગાઉથી આપવામાં આવી હોય પરંતુ જે વસુલ થઇ શકે એવી ન હોય તે પ્રોવીન્શીયલ ખાતે લખાશે.

૫૧ સરકારનો નીચેનો ઠરાવ માહીતીને માટે ફરી પ્રસિધ કરયો છેઃ—

કૅાસ મુંબાઈ તા. ૧૬ ડીસેમ્બર સને ૧૮૭૮

પુના, સોલાપુર, અહમદનગર અને સાતારા જીલ્લામાં કેટલાંક હુકમનામાની બજાવણી કલેકટર સાહેબને સોંપી તે બાબતમાં દીવાની કાયદાની કલમ ૩૨૦ પ્રમાણે કરેલા નિયમો.

નંબર ૭૩૨૦.—દીવાની કાયદાની કલમ ૩૨૦ પ્રમાણે મળેલા અખીકારની રૂઇએ નામદાર મુંબાઇના ગવરનરસાહેબ ઇનકાઊન્શીલ ફરમાવેછે કે પુના, સોલાપુર, અહમદનગર અને સતારા જીલ્લામાં નીચેની બાબતમાં હુકમનામાની બજાવણી કલેકટર સાહેબને સોંપવામાં આવશે.

૧ જે માણસ પોતાનું સઘળું ગુજરાન એતીથી કરેછે તેની કોઇપણ સ્થાવર મીલકત વેચવાનો નાણાના હુકમનામાની બજાવણીમાં કોરટે હુકમ કરયો હોય તેવાં નાણાંનાં હુકમનામાં.

૨ સ્થાવર મીલકતને લગતા ખાસ કરારની રૂઇએ એવા કોઇ માણસની સ્થાવર મીલકત વેચવાનું જેમાં ફરમાવ્યું છે તેવાં હુકમનામાં અને સદરહુ કલમમાં આપેલી સતાનો અમલ કરતાં નામદાર ગવૅરનર સાહેબ ઇનકાઊન્શીલ કોરટમાંથી સદરહુ હુકમનામાં કલેકટર સાહેબ તરફ મોકલવા બાબતમાં, અને તેની બજાવણી કરતાં કલેકટર સાહેબે અને તેમના તાબાના અમલદારોનો વહીવટ (પ્રોસીડર) નીયમીત કરવા બાબતમાં, તેમજ કલેકટર સાહેબ તરફથી કોરટ ઉપર તે હુકમનામાં પાછાં મોકલવાની બાબત, નીચેના નીયમ ઠરાવે છે.

૧ અમુક હુકમનામાંને આ જાહેર ખબર લાગુ પડેછે એવી કોરટની ખાત્રી થાય તો ટપાલ મારફત અથવા બીજી કોઇ સગવડ પડે તેવી રીતે તે હુકમનામાની નકલ કલેકટર સાહેબ તરફ મોકલાવવી.

૨ તે નકલની સાથે કોરટે (નીચે લખેલા કાગળ) મોકલવા.

(અ) જે કોરટે હુકમનામું કર્યું તેના ફેંસલાની નકલ જો હોય તો

(બ) જો હુકમનામું અપીલકોરટે કર્યું હોય તો જે કોરટે અસલ મુકદમો ચલાવ્યો તેના ફેંસલાની નકલ અને જ્યારે ખાસ અથવા બીજી અપીલ કરવામાં આવી હોય ત્યારે પેહેલી અપીલકોરટના ફેંસલાની નકલ.

(ક) જો હુકમનામાની કંઈ પણ બજાવણી થઇ હોય તો, તે કેટલું બન્યુંછે તે દર્શાવે અને તેનો કેટલો ભાગ હજી વસુલ થયા વગરનોછે તે સારૂ દેખાડી આપે એવું પત્રક.

(ડ) હુકમનામું બજાવવાની દરખાસ્ત ઊપર વેચવાનો જે કાંઇ હુકમ થયો હોય તેની નકલ.

૩ ઊપરના દસ્તાવેજ, પક્ષ કારોને માથે ખરચ નાખ્યા વગર, કોરટે તઇયાર કરાવવા અને કલેકટર સાહેબ તરફ મોકલવા; નકલો વીગરે કોરટના નોકરો પાસે તઇયાર કરાવવી.

૪ હુકમનામું અને નીયમ ૨ માં કહેલા દસ્તાવેજો પોહોચે કે કલેકટરે તે હુકમનામું પોતે બજાવવું અગર મહાલકરી કરતાં ઊતરતી પદવીના નહી એવા પોતાના તાબાના અધિકારી તરફ બજાવવા સારૂ મોકલી દેવું; પણ આવી બાબત પોતાની દેખરેખ નીચે અને કાબુમાં રાખવી જોઇએ.

૫ હુકમનામું કેવી રીતે બજાવવું તે સંબંધી જે કાંઇ અરજ પક્ષકારોને અગર તેમાંના કાઇને પણ કરવાની હોય તો તે વિલંબ કર્યા વગર તે સાંભળવાનો દીવસ કલેકટર સાહેબે અગર જે અધીકારી તરફ તે હુકમનામું મોકલવામાં આવ્યું હોય તે અધિકારીએ ઠરાવવો અને નક્કી કરેલો હોય તે દીવસની લખી નોટીસ હુકમનામાના દરેક પક્ષકારને પોહોચાડવી અને વળી તે મીલકતને લગતા જેના કબજામાં અગર અખતીયારમાં હોય તે બધાં હુકનામા અને બીજા દસ્તાવેજો રજુ કરવાનું હુકમનામાના દેણદારને ફરમાવવું; અને જરૂર જણાય તેટલી તપાસ કર્યા પછી દીવાની કામ ચલાઉ કાયદાની ૩૨૧ અને ૩૨૨ માં દરશાવેલી કોઈ પણ રીત મુજબ અમલ કરવો.

૬ તેમની શી ઇચ્છાછે તે નક્કી કરવા સારૂ અથવા હુકમનામાની બજાવણી સંતોષ કારક રીતે કરી શકે તેટલા સારૂ જે જે માહીતી તેને મળવી જરૂર જણાય તે તે મળવવા સારૂ હુકમનામાના પક્ષકારોને અગર તેમાંના કોઇને પણ, એવીજ લખી નોટીસો આપી વખતે વખત હાજર રહેવાનું કલેકટર સાહેબ અગર સદરહુ બીજો કોઇ અધિકારી ફરમાવે; અને જો કોઈ પણ પક્ષકાર હાજર નહી થાય તો કલેકટર સાહેબ અગર સદરહુ બીજો કોઇ અધિકારી તેની ગેરહાજરીમાં તે બાબતનો ચુકાદો કરશે અને તે બાબતમાં તે ગેરહાજર રહેનારને પોતાની વાત સંભળાવવાનો હક રહેશે નહી.

આવી દરેક નોટીસ અગર હુકમનામાના દેણદાર અથવા તેના પ્રતિનીધી ઉ-

પર દીવાની કાયદાની કલમ ૩૨૪ મુજબ જે નોટીસ કલેકટર સાહેબ કાઢે તેવી દરેક નોટીસ કલેકટર સાહેબ પોતાના અધિકારની રૂઇએ કાઢેલી નોટીસો જેમ બજાવે છે તે પ્રમાણે બજાવવામાં આવશે; અથવા જે પક્ષકાર ઉપર તે નોટીસ કાઢી છે તેનો કોઇ વકીલ હશે તો તે વકીલને પોહોચાડવા સારૂ કોરટ તરફ મોકલી તેની બજાવણી કરવામાં આવશે.

૮ હુકમનામાની બજાવણી સંબંધી અથવા હુકમનામાના દેણદારની સ્થાવર મીલકતના વહીવટ અથવા વેચાણ સબંધી કલેકટર સાહેબ અગર સદરહુ બીજો અધિકારી જે જે હુકમ કરે તો બધા લખી હોવા જોઇએ અને તે ઉપર તેને પોતે તારીખ નાખી સહી કરવી; અને મુંબાઇની નામદાર હાઇકોરટની સરક્યુલર બુકમાં આપેલા નમુના (બ) પ્રમાણે જીલ્લાની ભાષામાં પ્રોશીડીંગની રોજ નોંધ (ડાયરી) રાખવી.

૯ મીલકત વેચવાનું શરૂ કરતાં પેહેલાં કલેકટર સાહેબે અગર સદરહુ બીજા અધિકારીએ જીલ્લાની ભાષામાં નોટીસ કાઢવી અને તે મીલકતમાં અગર તેના કોઈ પણ ભાગમાં જે કોઇનો કોઈ હક, ઇલાખો અગર દાવો હોય તે દરેકના જેટલો હક, ઇલાખો અથવા ભાગ હોય તેનું પત્રક અને જે દસ્તાવેજ ઉપરથી આવો હક તેઓ રાખે છે તે દસ્તાવેજો નોટીસમાં ઠરાવેલી તારીખ પેહેલાં અગર તે તારીખે રજુ કરવાનું ફરમાવવું; રજુ કરવાની તારીખ નોટીસમાં ઠરાવેલી તારીખ પછી છ અઠવાડીઆં ઉપરાંતની નીમવી જોઇએ,

દીવાની કામ ચલાઉ કાયદાની ૩૨૩ મી કલમમાં કલેકટર સાહેબે નોટીસ કાઢવાની જે રીત ઠરાવી છે તે મુજબ આ નોટીસ પ્રશીદ્ધ કરવી.

૧૦ જો કલેકટર સાહેબ અગર સદરહુ બીજા અધિકારીના મતમાં એમ આવે કે આવી રીતે રજુ કરેલું પત્રક જોઇએ તેટલું ચોક્કશ અથવા સ્પષ્ટ નથી; અથવા કલેકટર સાહેબ અગર સદરહુ બીજા અધીકારીને એમ જણાય કે વેચાવાની મીલકતને લગતા હકદારના કબજામાં અથવા અખતીયારમાં છે એવા બધા દસ્તાવેજો રજુ કરવામાં નથી આવ્યા તો તે આવું પત્રક લેવાની ના પાડે અને બીજુ પત્રક રજુ કરવા સારૂં તેને યોગ્ય લાગે તેમ વધારે વખત આપે અગર ના આપે.

કોઇ પણ હકદારે રજુ કરેલા હકના દસ્તાવેજો કલેકટર સાહેબે અગર સદરહુ બીજા અધિકારીએ વાંચવા; પણ કલેકટર સાહેબ અગર સદરહુ બીજા અધિકારી અથવા તેનો કલારક, રીડર (વાંચનાર કારકુન) અથવા દુભાશીઆ (ઇન્ટર પ્રીટર) શીવાય બીજા કોઇ સખસને વાંચવા સારૂ ખાસ હુકમ સિવાય આપવા નહી. અને જો ખાસ હુકમ કરવામાં આવે તો તેના કારણ દફતરમાં લખાવાં જોઇએ; અને તે વાંચ્યા પછી તે દરેકના ઉપર જે તારીખે અને જે કામને સારૂ રજુ કરવામાં આવ્યા હતા તે અને કેઇ તારીખે અને કીઆ માણ-

સને પાછા આપ્યા તેનો ઘેરો કલેકટર સાહેબ અગર સદરહુ બીજા અધિકારીની સહી સાથેનો કરીને જે સખસોએ તે રજુ કર્યા હશે તેને પાછા આપવામાં આવશે.

૧૧ દીવાની કામ ચલાઉ કાયદામાં બીજી રીતે ફરમાવ્યું હોય તો તે પ્રમાણે નહીતો જમીનની મેહેસુલનું બાકી વસુલ કરતાં સ્થાવર મીલકત વેચવાના વખતે વખતે જે નિયમો અમલમાં હોય તેને અનુસરીને મીલકતના દરેક વેચાણનું કલેકટર સાહેબે અગર સદરહુ અધિકારીએ જાહેરનામું કરવું અને તે વેચાણ કરવું. સદરહુ નિયમોમાં કહેલી બીના ઉપરાંત વળી વેચાણની જાહેરનામામાં નીચેની બાબત આવવી જોઈએ;

૧ જે હકનું પત્રક ૧૦મા નીયમ પ્રમાણે કલેકટર સાહેબ અગર સદરહુ બીજા અધિકારીની આગળ રજુ કરવામાં આવ્યું હોય અને જે તેણે મંજુર કરવું હોય અને જે હક કલેકટર સાહેબ અગર સદરહુ બીજા અધિકારીને પ્રાઇમાફેશી ખરા અને વ્યાજબી લાગે તેવા હકની યાદ.

(બ) હુકમનામાના દેણદારના હકની અગર ત્રીજા માણસોએ તે મીલકતમાં દાવો, ધ્લાઓ અગર ભાગલાગ બતાવ્યો હોય તેના ખરાપણાની બાંહધરી આપવામાં નથી આવતી એવી સૂચના.

૧૨ ઉપરના નિયમ પ્રમાણે કરેલું વેચાણ છેવટ મંજુર કર્યા અવલ કોઈ પણ વખતે કલેકટર સાહેબને અગર સદરહુ બીજા અધીકારીને એમ માલમ પડે કે હરાજીમાં વધારેમાં વધારે માગણી થઇ છે તેના કરતાં ખરેખરી સારી કીમતે હુકમનામું વસુલ કરી શકાય તેટલું, તે મીલકત અથવા તેના કોઈપણ ભાગ ખાનગી રીતે વેચવાથી ઉપજાવી શકાય તો લીલામનું વેચાણ મંજુર ન કરતાં લીલામ અથવા તેનો ભાગ ૩૦૫ કલમ પ્રમાણે ખાનગી રીતે વેચવાની ગોઠવણ કરે.

૧૩ હુકમનામાના દેણદારે નિયમ ૫ પ્રમાણે જે હકનામાં અને બીજા દસ્તાવેજો રજુ કર્યા હોય તે કલેકટર સાહેબે અગર સદરહુ બીજા અધીકારીએ પોતાના કબજામાં રાખવાં; જે મીલકતને તે લાગુ પડેછે તે બધી વેચવામાં આવે તો તે દસ્તાવેજો તેણે ખરીદદારને સોંપવા.

૧૪ જ્યારે વેચાણ છેવટ સમાપ્ત થાય ત્યારે કલેકટર સાહેબે અગર સદરહુ બીજા અધીકારીએ, દીવાની કાયદાના પરીશીષ્ટ ૪ ના નંબર ૧૫૦ ના નમુના પ્રમાણે વેચાણનું સરટીફીકેટ ખરીદદારને આપવું.

૧૫ જ્યારે વેચેલી મીલકત હુકમનામાના દેણદાર અથવા બીજા કોઇ શખ્સના કબજામાં હોય અને તે મીલકતનું સરટીફીકેટ આગળ કહેલા નિયમ પ્રમાણે આપવામાં આવ્યું હોય તો ખરીદદારની અરજ ઉપરથી તેને અથવા પોતાની તરફથી કબજો લેવાને જે માણસ તેણે નીમ્યો તે માણસને તે મીલકત હવાલે કરી અથવા, હુકમનામાના દેણદારનો હક ખરીદદારને મળયો છે એવો ઘટતી જ-

ત્યાએ ઢોલ વગડાવી અથવા જે રીવાજ હોય તે પ્રમાણે ઢંઢેરો પીટાવી તેમાં રહેનારને ખબર આપવી અને જરૂર પડે તો જે માણસ તે ખાલી કરવાની આનાકાની કરતો હોય તેને ત્યાંથી ખસેડી કલેકટર સાહેબ અગર સદરહુ બીજા અધીકારીએ કબજો સોંપાવવો.

૧૬ જેટલી બની શકે તેટલી હુકમનામાનાં બજાવણી પુરી થઇ રહે અને વેચાણના આવેલા પઇસાની બાકીનું દીવાનિ કામચલાઉ કાયદાની ૩૨૫ કલમ મુજબ વ્યવસ્થા કરી રહે એટલે પેહેલા અને બીજા નિયમ પ્રમાણે આવેલા કાગળો અને બજાવણીના કામના કાગળો કોરટને ટપાલ મારફતે અગર બીજી યોગ્ય લાગે તેવી રીતે કલેકટર સાહેબે પાછા મોકલવા.

---

# દીવાની.

## પ્રકરણ ૮

દીવાની કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે નમુના અને બીજા પરચુરણ નમુના અને રજીસ્ટરો (પત્રકો).

દીવાની કોર્ટમાં ચલાવવા સારૂ નીચેના નમુના દર્શાવ્યાછે.

---

### નંબર ૧.

જે સખસને સહવાદી તરીકે સામેલ કરવો કોર્ટને યોગ્ય જણાય તેના ઉપર નોટીસ.

ના ની કચેરીમાં

દીવાની મુકદમો નંબર સને ૧૮

અ. બ. ના વાદી

વીરૂધ.

ક. ડ. ના રહેનાર ને

સદરહુ અ બએ સદરહુ ક૦ડ ના ઉપર આ કોર્ટમાં ઉપરનો દાવો સારૂ બાંધ્યોછે અને તે દાવાનો પુરેપુરો અને સંતોષકારક રીતે નીવેડો આ કોર્ટ કરી શકે તેટલા માટે સદરહુ દાવામાં તમને સહવાદી તરીકે સામેલ કરવા જરૂર જણાયછે તે માટે આથી તમને નોટીસ (ખબર) આપવામાં આવેછે કે

દીવસે અગર ત્યાર પેહેલાં, તમો એ પ્રમાણે સામેલ થવા કબુલછો. કે કેમ તે

વીથી કોર્ટને જણાવવું.

આજ તા. માહે સને ૧૮ મારી સહી તથા કોર્ટનો શીક્કો કરીને આપ્યો.

(સીક્કો)

જડજ.

---

## નંબર ૨.

ધણાક વાદી અથવા પ્રતિવાદીઓમાંથી બીજા અથવા બીજાઓને બદલે એક અથવા વધારે વાદી અગર પ્રતિવાદીને હાજર થવાનું અખતીયાર પત્ર.

**દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૫.**

ના ની કોર્ટમાં

દીવાની મુકદમા નંબર સને ૧૮

વાદી.

પ્રતિવાદી.

હું રહેનાર (અથવા અમે ઇત્યાદી)

સદરહુ દાવામાં આથી રહેવાશી

(અને રહેવાશી ઇત્યાદી) જે સદરહુ દાવામાં છે તેને મારી (અમારી) તરફથી હાજર રહેવા, જવાબ કરવા, અને કામ ચલાવવા સારૂ નીમ્યા છે.

એ વાતની સાક્ષીને સંરૂ મેં મારી સહી આજ તા. માહે સને ૧૮ ને રોજ કરીછે.

સાક્ષીઓ__________________ સહી.__________________

---

## નંબર ૩.

કુલ મુખત્યાર નામું.

દીવાનીકામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૭

હું રહેનાર આ લેખ ઉપરથી રહેનાર ને માહારે સારૂ તા. માહારા નામથી તા. મારી તરફથી કોઇ પણ કોર્ટમાંની ફરીઆદીમાં કીંવા અપીલમાં કીંવા બીજા ઇનસાફના કામમાં હાજર રહેવા સારૂ કીંવા ફરીઆદી કરવા સારૂ અગર જવાબ આપવા સારૂ અને સર્વ કાગળો (પ્રોસેસ) લેવા સારૂ તા. જેમ હું હાજર હોત અને મને કરવાનું હોય અ મા કચર રનેવને પરવાનગી હોત અને જે હું કરત તેવાં સર્વ કામ કરવા સારૂ મારા ખ

રી તા. કીઅદા પ્રમાણે મુખ્તયાર પશંદ કર્યાછે અને નીમ્યા છે.

આ વાતની શાક્ષીને સંરૂ આજ તારીખ માહે સને ૧૮૭ ને રોજ મ મારી સહી કરીછે.

શાક્ષીઓ (સહી.)

---

**નંબર ૪.**

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૯

ની કોરટમાં

દીવાની મુકદમા નંબર સને ૧૮૭

વાદી.

પ્રતીવાદી.

દાવો રૂપીયા

હું રેહેનાર નો શહરહુ ફરીઆદીમાંના

એ આ લેખ ઉપરથી ને મારી વતી

હાજર થઈને ઊપર લખેલી ફરીઆદીનું કામ ચલાવા સારૂ વકીલ નીમ્યોછે.

આ વાતની શાક્ષીને સંરૂ આજ તારીખ માહે સને ૧૮૭ ને રોજ મેં મારી સહી કરીછે.

સાક્ષીઓ (સહી.)

---

**નંબર ૫.**

અમુક દાવામાં સમન અથવા બીજી પ્રોસેસની બજાવણી થાય તે લેવા સારૂ એજન્ટ (મુખ્તયાર)ની નીમણુક.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૧

ની કોરટમાં

દીવાની મુકદમો નંબર સને ૧૮

વાદી.

પ્રતિવાદી.

દાવો રૂ )

હું રેહેનાર સદરહુ ફરીઆદીમાં

નો આ લેખ ઉપરથી રેહેનાર

ને સદરહુ દાવામાં બધા સમન અને બીજી પ્રોસેસોની બજાવણી થાય તે મારી તરફથી લેવાને મારો એજન્ટ (મુખ્તયાર) નિમુંછું.

આ વાતની સાક્ષીને સેહે મેં મારી સહી આજ તા. માહે સને ૧૮ ને રોજ કરીછે.

સાક્ષીઓ સહી.

## નંબર ૬

સમન અથવા બીજી પ્રોસેસનીબજાવણી થાય તે લેવાને સાધારણ મુખત્યાર નામું.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૧

હું રહેનાર હરેક દીવાની કોરટમાં થી હરેક ફરીઆદીમાં અગર બીજા કોઈ પણ દીવાની કામમાં જે કોઇ સમન અથવા બીજી પ્રોસેસ (કાગળો) નીકળે તે મારી વતી લેવા સારૂ રહેનાર ને આ લેખ ઉપરથી મારો મુખત્યાર નીમુંછું.

આ વાતની સાક્ષીને સેહે મેં મારી સહી આજ તા. માહે સ ને ૧૮ ને રોજ કરીછે.

સાક્ષીઓ સહી.

---

## નંબર ૭.

નામંજુર કરેલી ફરીઆદીઓનું રજીસ્ટર.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૩ અને ૫૪

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|
| અરજી રજુ કર્યાની તારીખ. | કોણે રજુ કરી | નામંજુર કરવાના કારણો સંક્ષેપ રીતે લખવાં | નામંજુર કર્યાની તારીખ | ન્યાયાધીશની સહી | અપીલની તારીખ | અપીલનો ફેંસલો |
| | | | | | | |

## નંબર ૮.

વાદી અથવા કોરપોરેશન અગર કમ્પનીના ડાયરેક્ટર, સેક્રેટરી અગર બીજા કોઈ મુખ્ય અધિકારી એઓને જાતે હાજર થવાનો હુકમ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૬૬ અને ૪૩૬

ની કોરટમાં.

નંબર ૧૮

વાદી

પ્રતિવાદી.

વાદી રહેનાર કીંવા (કોરપારેશન)

અગર કમપનીના ડેરકટર, સેક્રટરી અથવા બીજા કોઇ મુખ્ય અધિકારી) ને.

સદરહુ ફરીઆદીની બાબતમાં તારીખ માહે સને ૧૮ ને રોજ બપો

૨ પેહેલાં વાગતાં આ કોરટમાં મને હાજર થવા સારૂ તમારા ઉપર સમન કાઢયોછે.

તારીખ માહે સને



જડજ

---

## નંબર ૪.

જે દીવસ ઉપર કામની સુણાવણી મુલતવી રાખી હોય તેની પ્રતિવાદી ઊપર નોટીસ

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૦૦ (ક)

ના ની કોરટમાં

દાવો નંબર સને ૧૮

અ. બ. વાદી.

વિરૂદ્ધ

ક. ડ. પ્રતિવાદી.

ક. ડ. રહેનાર ના આ દાવામાંના પ્રતિવાદીને

ઉપલી ફરીઆદીમાં તમારા ઉપર સમન તા. માહે સને ૧૮ ને રોજ બજાવવામાં આવ્યો હતો પણ તમે હાજર થઇ જુવાબ દઇ શકો તેટલા પુરતા વખતમાં નહી બજાવવાથી તમને આથી નોટીસ આપવામાં આવેછે કે આ કામની સુણાવણી તા. માહે સને ૧૮ સુધી મુલતવી રાખવામાં આવીછે માટે તે દીવસે સવારના વાગતાં તમારા ઉપર પેહેલા બજાવેલા સમનમાં તમને જે હુકમ કરવામાં આવ્યા હોય તો તે બધા તમારે માન્ય કરવા,

આજ તા. માહે સને ૧૮ ને રોજ મે મારી સહી તથા કોરટનો

શીક્કો કરીને આપ્યો.




જડજ.

## નંબર ૧૦.

કામની પેહેલી રજુવાતે પક્ષકારોએ જે દસ્તાવેજો રજુ કરયા હોય તેની યાદનો નમુનો.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૪૦

ના ની કોરટમાં

મુકદમો નંબર સને ૧૮

અ બ રહેનાર ના વાદી.

વિરૂધ.

ક ડ રહેનાર ના પ્રતિવાદી.

| નંબર. | દસ્તાવેજનું વર્ણન. | દસ્તાવેજની જે તારીખ હોય તે. | પક્ષકાર અથવા વકીલની સહી. |
|---|---|---|---|
| | | | |

## નંબર ૧૧.

પાછા આપેલા દસ્તાવેજોની પોહોચબુકનો નમુનો.

દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૧૪૪

ની કોરટમાંથી દસ્તાવેજ પાછા આપ્યા બાબતની ખાનગી પોહોંચબુક.

| દસ્તાવવેજોનું વર્ણન. | કોણે રજુ કરેલો. | જે કામમાં રજુ કરેલો તેનો નંબર. | અપીલની મુદત પુરી થાય તે તારીખ અથવા અપીલનો ફેંસલો થયો તે તારીખ | નકલનું ખરચ આપ્યું. | જે શખસને દસ્તાવેજ આપ્યો તેની સહી | પાછા આપ્યાની તારીખ. | જે અધીકારીએ પાછા આપ્યા તેની સહી |
|---|---|---|---|---|---|---|---|
| દસ્તાવેજનું વર્ણનજ લખવું તેની મતલબ લખવી નહી. | | | | | | | જે કારકુનના હવાલામાં રજીસ્ટર હોય તેણે સહી કરવી. |

## નંબર ૧૨.

તજવીજ કરવાના મુકદમા વીશે પક્ષકારોની કબુલત.

દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૧૫૦

ની કોરટમાં

દીવાની મુકદમા નંબર શને ૧૮

વાદી

પ્રતિવાદી

ઉપર લખેલી ફરીયાદીમાં અમો ઉપર લખેલા પક્ષકારો હકીકતની તકરાર (તકરારો) અગર કાયદાની તકરાર (ફીંવા તકરારો)ની ચોકશી અમારા વચમાં થવા સારૂ કબુલ થયા છીએ અને અમારા વચમાં ઠરાવ કરવાનો મુદો એ કે તા૦ માહે સને ૧૮ ના રોજનું ખત કે જે સદરહુ કામમાં આંકે દાખલાછે તે મુદતબહાર ગએલું છે કે નહી (ફીંવા ઠરાવ કરવાનો જે મુદો હોય તે લખવો) સબબ અમ

દરેક જણ એમ કબુલ કરીએ છીએ કે આ મુદા વિશે હા (અગરના) નો ઠરાવ કોરટે કર્યાથી હું સદરહુ સદરહુને કંપની રૂ ની રકમ (કીંવા જે માણસે જે લખી આપ્યું તેના છોકરાના છોકરા પાસેથી જે રકમ અપાવવાની ઠરાવ થશે તે) આપીશ અને હું સદરહુ કંપની રૂપીઆ ની રકમ (અગર સદરહુ લખ્યા પ્રમાણે તે ખત ઉપરથી સદરહુ ની પાસેથી જે રકમ લેહેણી નીકળવાનું કોરટ ઠરાવશે તે) સદરહુ ખત ઉપરના મારા દાવાની ભરપાઈ બાબત લેઇશ (અગર એવા પ્રકારનો ઠરાવ થયાથી ફલાણી રીત કરીશ અગર નહી કરૂં વીગેરે વીગેરે

તારીખ માહે સને ૧૮

સાક્ષીઓ શહી

---

## નંબર ૧૩.

વાદી

પ્રતીવાદી

સાક્ષીઓને ફરી હાજર થવાનો સમન

ની કચેરીમાં

દીવાની મુકદમા નંબર સને ૧૮

સાક્ષી અ બ રહેનાર નાને

તમોને ઉપલી ફરીયાદીમાં સાક્ષી આપવાને સારૂ તમારા ઉપર આજ રોજનો સમન લાગુ થયો છે પણ ને લીધે તે કામની સુણાવણી દીવસ એટલે આવતા માસની તારીખ સુધી મુલતવી રાખી છેઃ

તેથી સદરહુ કામમાં જુબાની આપવા સારૂ સદરહુ તારીખ ને રોજે સવારના વાગતાં સદરહુ કોરટમાં હાજર થવાનું તમને આથી ફરમાવવામાં આવે છે.

આજ તા. માહે સને ૧૮

(શીક્કો.)

જડજ

---

## નંબર ૧૪

જ્યારે સાક્ષીદાર નાશી જાય કીંવા સંતાઇ રહે ત્યારે જાહેરનામું કરવું તેનો નમુનો.

દીવાનીકામ ચલાવવાની રીતના કાયદા ની કલમ ૧૬૮

## જાહેરનામું.

ની કોરટમાં

વાદી

પ્રતીવાદી

ઉપર લખેલા વાદી (કિંવા પ્રતીવાદી)ની અરજ ઉપરથી રહેનાર ને સદરહુ કોરટમાં સદરહુ ફરીયાદીમાં સાક્ષિ આપવા સારૂ (કીંવા અમુક દસ્તાવેજ હાજર કરવા સારૂ) સમન કરવામાં આવ્યો હતો અને આ કોરટને એવું સાબીત કરી આપવામાં આવ્યુંછે કે સદરહુ સાક્ષીદારની સાક્ષીંની (અથવા સદરહુ દસ્તાવેજ રજુ કરવાની) જરૂર છે અને સદરહુ સમન પોહોચે નહી એવા હેતુથી સદરહુ સાક્ષી નાશી ગયોછે અથવા સંતાઈ રહ્યોછે તેથી

આ નોટીસ આપવામાં આવેછે કે આ લેખ ઉપરથી સદરહુ એ આ કોરટમાં શને ૧૮ ના માસની તારીખ ને વારને રોજ વાગતાં સદરહુ ફરીયાદીમાં સાક્ષી આપવા સારૂ (અગર અમુક દસ્તાવેજ અગર દસ્તાવેજો તે દરશાવવા) રજુ કરવા સારૂ) હાજર થવું અને જો સદરહુ હાજર નહી થાય તો તેની સ્થાવર તથા જંગમ મીલકત જપ્ત કરવામાં આવશે અને જરૂર જણાશે તેવી જાસ્તિ તજવીજ પણ કરવામાં આવશે,

તારીખ માહે સને ૧૮




જડજ

---

## નંબર ૧૫

સાક્ષીને પકડવાનું વારંટ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૭૪.

ની કોરટમાં

દીવાની મુકદમો.

વાદી

પ્રતીવાદી

ની કોરટના નાજરને સદરહુ ઉપરની ફરીયાદીમાં સદરહુ તરફથી સાક્ષિની જરૂર છે અને તે નાપર બરાબર સમન બજાવ્યા છતાં તે હાજર થયો નથી (અગર હાજર થયા પછી દીવાની કામચલાઉ કાયદાની કલમ ૧૭૩ ના બીધાનથી વીરૂધ જતો રહયોછે) માટે આથી ત

મને હુકમ કરવામાં આવેછે કે તેને પકડી લાગલો કોરટની આગળ હાજર કરવો.

તારીખ માહે સને

(શી કો.)

જડજ

---

## નંબર ૧૬

કોરટની હકુમત છોડી જવાનોછે તે સાક્ષિની જુબાની લેવા દીવશ ઠરાવેલો હોય તે બાબતની પક્ષકારો ઉપર નોટીસ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૯૨

ની કોરટમાં

દીવાની મુકદમો નંબર સને ૧૮

વાદી

પ્રતીવાદી

વાદી (અગર પ્રતીવાદી) રહેવાશી ને

ઉપર લખેલી ફરીયાદીમાં સદરહુ એ

એવી અરજ કરી કે શદરહુ ને જે સાક્ષોની સદરહુ કામમાં જરૂર છે તેની જુબાની તુરત લેવી; અને સદરહુ સાક્ષીદાર કોરટની હકુમત છોડી જવાની તઇઆરીમાં છે તે ખાત્રીપુરવક બતાવી આપવામાં આવ્યુંછે.

માટે તમને આથી નોટીસ આપવામાં આવેછે કે સદરહુ સાક્ષીદારની જુબાની કોરટ તા. માહે સને ૧૮ ને રોજ લેશે.

તા. માહે સને ૧૮

(શીકો.)

જડજ

# નંબર ૧૭

સને ૧૮      ની સાલનું      ની કોરટનું હુકમનામાં અમલમાં લાવવાની દરખાસ્તોનું (પત્રક) રજીસ્ટર.

દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૨૩૦.

| કોરટના રજીસ્ટરનો નંબર | હુકમનામું બીજી કોરટનું હોય તો તેનું નામ અને નંબર દરખાસ્ત ઉપર હોય તે લખવો. | પક્ષકારોનાં નામ તથા દાવાનો નંબર. | પક્ષકાર અથવા બીજો શખ્શ જેણે દરખાસ્ત આપી હોય તેનું નામ. | જે શખ્સ અથવા શખ્સો ઉપર અમલમાં લાવવાની અરજ કરી છે તેનાં નામ. | દરખાસ્ત ઊપર કોરટનો હુકમ થયો તે | કીએ પ્રકારે અમલમાં લાવવાની અરજ કરીછે | | | કીયે પ્ર. બજાવણીથઇ | | | | નાજરના રીટર્નનો સાર અને તેની તારીખો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | હુકમનામામાં લખેલી મીલકત લેવા. | મીલકત જપ્ત કરવા અને તે વેચવા. | કેદ કરવા | અરજદારને મીલકત તાબે કરીને. | કોરટમા રૂપીઆ ભરીને. | પકડીને. | મીલકત જપ્ત કરી તથા વેચીને. | |
| સને ૧૮૭૮ ૫ | ...... | સને ૧૮૭૮ નો નંબ ૨ ૭૬૩ અ. બ. વિ. ક. ડ. | વાદી. | પ્રતિ વાદી | હુકમ કરયો કે હુકમનામામાં જે ઘર વાદીને અપાવ્યું હોય તેનો કબજો વાદીને સોંપવો અને ખરચના રૂ.૨૫) પ્રતીવાદીની જંગમ મીલકત જપ્તી કરીને વેચીને વસુલ કરવા. | ૧ | | | ૧ | | | | કોરટનું વારંટ ૧૦ જાનેવારી સને ૧૮૭૯ ને રોજ બજાવ્યું. |

ટીપઃ—રજીસ્ટરના દરેક પાનામાં એકજ નોંધ દાખલ કરવી.

## નંબર ૧૮

હુકમનામાનાના લેણદાર શીવાય બીજાના નામ ઉપર ચઢાવી આપેલુ હુકમનામુ કેમ ન બજાવવું જોઈએ તેનુ કારણ બતાવવાની હુકમનામાના દેણદાર ઉપર અગર હુકમનામુ ચઢાવી આપનાર ઉપર નોટીસ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૩૨

ની કોરટમાં

દિવાની મુકદમો નંબર સને ૧૮ નો

અ. બ. } વાદી.

વીરૂધ

ક. ડ. } પ્રતીવાદી.

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| હુકમનામાનો અવેજ | | | |
| ખરચ ........ | | | |
| જુમલે રૂપૈઆ ... | | | |

મોજે તાલુકે ના રેહેનાર ને

ઇ. ફ. રહેનાર એ આ કોરટને એવી અરજ કરી કે સદરહુ

એ તા. માહે

સને ૧૮ રોજે ના જજની કોરટમાં મળવેલાં

હુકમનામાનો હક સબંધ સદરહુ એ

સદરહુ આપ્યો છે અને

તે વાસ્તે સદરહુ હુકમ

નામાની બજાવણી પોતાની તરફથી થવી જોઇએ;

માટે આ લેખ ઉપરથી તમોને એવી નોટીસ આપવામાં આવે છે કે તા. માહે સને ૧૮ રોજ સવારના વાગતે સદરહુ અરજની શુંનાવણી થઈને નિકાલ કરવામાં આવશે વાસ્તે સદરહુ અરજ નામંજુર કરવા વિશે તમારે કોઈ કારણ દેખાડવું હોયતો સદરહુ વખતે પુરાવા સુધાં આ કોરટમાં તમારે હાજર થવું

આજ તા. માહે સને ૧૮ ને રોજ મારી સહી તથા કોરટનો શીકો કરીને આપ્યો.

(શીકો.)

જડજ

# નંબર. ૧૯

જંગમ મીલકત જપ્ત કરી અને વેચીને હુકમનામું અમલમાં લાવવાની દરખાસ્ત

દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૨૩૫ અને ૨૩૬

ના ની કોરટમાં

હું વાદી અ. બ. આ ઉપરથી આમાં નિચે લખેલા હુકમનામાની બજાવણી કરવા સારૂ અરજ કરૂં છું.

| મુકદમાનો નંબર | પક્ષકારોનાં નામ. | હુકમનામાની તારીખ. | હુકમનામા ઉપર અપીલ થયુંછે કે શી રીત. | પતવેવાનો કાંઈ બંદોબસ્ત થયો હોય તો તે | બજાવવાને આગળ કાંઈ દરખાસ્ત આપી હોય તો તે અને તેનું પરિણામ. | કરજ, નુકશાનિ, વ્યાજ, અગર બીજી તરેહની દાદ. હુકમનામામાં મળીહોય તે | ખર્ચ અપાવ્યું હોય તો તેનો આંકડો. | કોના ઉપર બજાવવાનું | કોરટની મદત કેવા પ્રકારની જોઈએ તે. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧૩૦૦ સને ૧૮૭૭ નો | અ. બ. વાદી<br>વીરૂધ<br>ક. ડ. પ્રતીવાદી | તા. ૧૧ અકટોબર સને ૧૮૬૬ | ના | કંઈ નહી | દરખાસ્ત નંબર સને ૧૮ ની રૂઈએ રૂ ૫૦-૫-૬ મળ્યા છે | રૂ. ૧૧૩-૪-૪ મુદલ હુકમનામાની તારીખથી તે વસુલ થતાં સુધીનું દર વરસે દરસેંકડે છ ટકા પ્રમાણે વ્યાજ | રૂ. ૧૪-૧૦-૪ હુકમનામામાંઅપાવેલુખર્ચ<br>૪-૧૦૦ પાછળથીથએલુ ખરચ.<br>રૂ. ૧૯-૫-૪ કુલ | પ્રતીવાદી ક. ડ. ઉપર | હું અ. બ. અરજ કરૂં છું કે એકંદર રૂ. આ. પ. મુદલ ઊપર વસુલ થયાની તારીખ સુધીનું વ્યાજ અને આ દરખાસ્તનું ખરચ આ સાથે સામેલ રાખેલી યાદ પ્રમાણે (હું કોરટના બેલીફને બતાવું તે, જેમ હોય તે) પ્રતીવાદીની જંગમ મીલકત જપ્ત કરી અને તે વેચીને તેના ઉપજેલા રૂપીયામાંથી આપવો:<br>(અથવા તો દરખાસ્ત ૨૩૬ કલમ માંથી હોય તો "યાદ" શબ્દની પાછળ જે ક્ષ. ય. રહેનાર ના કબજામાં છે શબ્દો ઉમેરવા. |

હું અ. બ. ઇકરાર કરૂંછું કે ઊપર લખેલી વાત મારા માન્યા ને જાણ્યા પ્રમાણે ખરી છે.

તારીખ

સહી અ. બ.

**નંબર ૨૦**

હુકમનામાની બજાવણીમાં સ્થાવર મીલકત જપ્તકરી તે વેચાવવાની દરખાસ્ત.
દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૩૫ અને ૨૩૭

ના ની કોર્ટમાં

હું વાદી અ. બ. આમાં નીચે લખેલા હુકમનામાની બજાવણી કરવાસારૂ અરજ કરૂંછું.

| મુકદમાનો નંબર. | પક્ષકારોનાં નામ. | હુકમનામાની તારીખ. | હુકમનામા ઉપર અપીલ થઇછે કે શી રીતે. | પતવવાનો કાંઇ બંદોબસ્ત થયો હોય તે. | બજાવવાને આગળ દરખાસ્ત આપી હોયતો તે અને તેનું પરીણામ. | કરજનુ કશાન અગર વ્યાજનો આંકડો અગર ખીજી તરેહની દાદ મળી હોય તે. | ખરચ અપાવ્યું હોયતો તેનો આંકડો | કોના ઉપર બજાવવાનું. | કોરટની મદદ કેવા પ્રકારની જોઇએ તે. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૨૩૦૦ સન ૧૮૭૬ | અ. બ. વાદી.<br>વીરૂદ્ધ.<br>ક. ડ. પ્રતીવાદી. | ૧૧ અકટોબર સન ૧૮૭૬ | ના | કંઈ નહી. | દરખાસ્ત નંબર સન ૧૮૭૬ ની રૂઇએ રૂ૫૦—૫—૬ વસુલ આવ્યાછે | રૂ૧૧૩—૪—૩ મુદ્દલ (હુકમનામાની તારીખથી તે વસુલ થતાં સુધી દરવરસે દર સેંકડે છ ટકા પ્રમાણે વ્યાજ) | રૂ૧૪-૧૦-૪ હુકમનામાનું ખરચ<br>રૂ ૪-૧૧-૦ પાછળથીથયલુંખર્ચ<br>રૂ૧૯-૫-૪ કુલ. | પ્રતિવાદી ક. ડ. ઉપર. | હું અરજ કરૂંછું કે રૂ આ પા. (અને હુકમ નામાની તારીખથી તે વસુલ થતાં સુધીનું મુદ્દલ ઉપરનું વ્યાજ ) અને આ દરખાસ્તનું ખરચ આ દરખાસ્તમાં દરશાવેલી પ્રતીવાદીની સ્થાવર મીલકત જપ્ત કરીને વેચાવીને તે ઉપજેલા રૂપીઆ મને અપાવો. |

હું અ. બ. ઇકરાર કરૂંછું કે ઉપર લખેલી વાત મારા જાણ્યા અને માન્યા પ્રમાણે ખરીછે.

તારીખ

અ. બ.

ઉપર લખેલી સ્થાવર મીલકતનું વર્ણન અને તેના ખુંટ

ઇ. ફ. ગામમાં આવેલા ઘરમાંથી પ્રતીવાદીનો અવિભકત ત્રીજો હીસ્સો તેની કીમત રૂ૪૦ અને તેના ખુટ નીચે પ્રમાણે પુરવે ગનુ ઘર, પશ્ચિમે હનુ ઘર દક્ષિણે સરીઆમ રસતો, અને ઉતરે ખાનગી ગલી અને જનુ ઘર.

હું અ. બ. ઇકરાર કરૂંછું કે ઉપરનું વરણન મારા જાણવા અને માનવા પ્રમાણે તેમજ ઉપર દરસાવેલી મીલકતમાં હ-પ્રતિવાદીનો હક નકી કરી સકયોછું તે પ્રમાણે ખરૂંછે.

સહી. અ. બ.

## નંબર ૨૧

જે કોરટે હુકમનામું કર્યું હોય તેની હકુમતની બહાર બજાવણી થતી હોય તે અટકાવવા ને સારૂ જામીની

દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૨૪૦

ની કોરટમાં

વાદી

પ્રતીવાદી

ની કોરટની ફાઈલ ઉપરના નંબરના દાવામાં સદરહુ ને રૂ. અપાવ્યાછે અને તે હુકમનામાની નકલ સદરહુની કોરટે તે હુકમનામું બજાવવા સારૂ આ કોરટ ઉપર મોકલીછે, અને હુકમનામુ યોગ્ય રીતે અમલમાં લાવવા સારૂં અથવા સદરહુ દાવામાં (અથવા અપીલ કોરટથી) જે કોઈ હુકમ તેના વિરૂધ થાય તે યોગ્ય રીતે અમલમાં લાવવા સારૂં જો સદરહુ રૂ ની પાકી અને સારી જામીની આપેતો સદરહુની અરજ ઉપરથી તારીખ સુધી અથવા ની કોર્ટનો હુકમ આવે ત્યાં સુધી તેની બજાવણી મુલતવી રાખવા આ કોરટના એ હુકમ કરયો છે માટે હું રહેનાર નો પોતાની ખુશીથી જામીન થાઉછું અને મારી જાત તરફથી તથા મારા વારસો અને મૃત્યુપત્રની રૂઈએ વહીવટ કરનાર તરફથી એવો કરાર કરૂ છું કે સદરહુ અથવા અપીલ કોરટથી સદરહુ દાવામાં તેના વીરૂધ જે કાંઈ હુકમ થશે અને શદરહુ દાવામાં તેના વિરૂધ જે જે હુકમો કરવામાં આવે તે બધા સદરહુ માન્ય કરશે અને અમલમાં આણશે અને પોતે તે પ્રમાણે નહી કરે તો સદરહુ કોરટના હુકમથી રૂ. સુધી જે જે રકમો સદરહુ કોરટ મારે આપવી ઠરાવશે તે આપવાને હું તથા મારા વારસો મૃત્યુપત્રની રૂઈએ વહીવટ કરનારાઓ બંધાઈએ છીએ.

આ વાતની સાક્ષી ને મે મારી સહી આજ તા. માહે થને ૧૮ ને રોજ કરીછે.

શાક્ષીઓ

શહી

જમાનિદાર

---

## નંબર ૨૨

હુકમનામા ઉપરથી જવાબદારીની જામીનદારી નોટીશ. (સિ.પ્રો.કો. કલમ ૨૫૩

હુકમનામાના ઉપરથી જવાબદારીની જામીનદારને નોટીસ.

દીવાની કામચલાવવાની રીતના કાયદાનો કલમ ૨૫૩

ના જડજની કોરટમાં

મુકામ

દીવાની મુકદમા નંબર થને ૧૮

દાવો રૂ.

અ. બ. રહેનાર વાદી

વીરૂધ

ક. ડ. રહેનાર પ્રતીવાદી

સદરહુ મુદતમાં માહે સને ૧૮ રોજ તમે સદરહુ પ્રતીવાદી ઉપર જે હુકમનામુ થયે તે પુરૂ કરી આપવાને જામીન રહીને જવાબદાર થયાછો અને તા. માહે સને રોજ પ્રતીવાદી ઉપર રૂ ) આપવાનું (અથવા હુકમનામાપ્રમાણે) હુકમનામુ થયુંછે અને સદરહુ હુકમનામાની બજાવણી તમારા ઉપર કરવાની અરજી થઇછે માટે આ લેખ ઉપરથી તમને હુકમ ફરમાવવામાં આવેછે કે સદરહુ હુકમનામાની બજાવણી તમારા ઉપર શા વાસ્તે ન કરવી એ વીશે વાર તા. માહે સને ૧૮ રોજ સવારે ( ) વાગતે અથવા તે પેહેલાં તમારે કારણ બતાવવું જોઇએ અને જો ઉપર લખેલી મુદતમાં યોગ્ય કારણ કોરટની ખાતરી થાય એવું બતાવશો નહી તો સદરહુ અરજીના સ્વરૂપ પ્રમાણે તેની બજાવણીનો હુકમ એકદમ કરવામાં આવશે.

આજ તા. માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શીકો કરીને આપી

(શીકો.)

જડજ.

---

## નંબર ૨૩

પઇસા બાબતનું હુકમનામું બજાવવામાં પ્રતીવાદીના કબજાની સ્થાવર મીલકત જપ્તિ કરવાનું વારંટ.

દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૨૫૪

ના ની કોરટમાં

દીવાની મુકદમા નંબર સને ૧૮ નો

અ. બ. રહેનાર વાદી

વિરૂધ

ક. ડ. રહેનાર પ્રતીવાદી

સને ૧૮ દાવો રૂ

કોરટના નાજરને

તા. માહે સને ૧૮ રોજ ફરીયાદ નંબર સને ૧૮ માં

કોરટે હુકમનામું કર્યુંછે તેમાં હાંશીયામાં લખ્યા પ્રમાણે રૂ        ની રકમ વાદીને આપવાનો પ્રતીવાદી ઉપર        હુકમ કરવામાં આવ્યોછે અને સદરહુ રૂ        ની રકમ ભરવામાં આવેલી નથી માટે આ ઉપરથી તમને હુકમ કરવામાં આવેછે કે સદરહુ        ની નીચે દરશાવેલી સ્થાવર મીલકત તમારે જપ્તી કરવી અને સદરહુ

| હુકમનામુ | રૂ. | આ | પા. |
|---|---|---|---|
| મુદ્દલ ......... | | | |
| વ્યાજ ......... | | | |
| ખરચ......... | | | |
| હુકમનામાનું ખરચ | | | |
| તેનું વ્યાજ .... | — | — | — |
| કુબાજપ્તી કરવાનું... | | | |
| કુલ ....... | — | — | — |

રૂ        ની રકમ તથા આ જપ્તીનુ ખરચ રૂ        તમને સદરહુ        ન આપે તો આ કોરટનો બીજો હુકમ થતાં સુધી ત મારા કબજામાં રાખવી.

વળી તમને હુકમ કરવામાં આવેછે કે જે તારીખે અને જે રીતે આ વારંટ બજાવ્યું હોય તેનો અથવા શા કારણથી તે બજાવ્યામાં આવ્યું નહી તેનો શેરો લખીને તે શેરા સુધાંત આ વારંટ તા.        માહે        સને ૧૮        રોજ અથવા તે પેહેલાં પાછું મોકલવું.

આજ તા.        માહે        સને ૧૮        રોજ મારી સહી તથા કોરટનો શીક્કો કરીને આપ્યું.

યાદ—દરખાસ્તમાં લખેલી સ્થાવર મીલકતની

શીક્કો

જડજ.

---

## નંબર ૨૪.

હુકમનામું કરવા સારૂ મીલકત જપ્તીમાં લેઈ શકાય તેમછે કે નહી તે વીશે તપાસણીનું સમન.

દીવાની કામ ચલાવવાની રીતનાં કાયદાની કલમ ૨૬૭

ના        ની કોરટમાં

દીવાની મુકદમો નંબર        સને ૧૮        નો

અ. બ. રહેનાર        વાદી.

વીરૂધ.

ક. ડ. રહેનાર        પ્રતીવાદી.

રહેનાર        ને

સદરહુ ફરીઆદમાં સદરહુ એ
સદરહુ ઉપર મેળવેલું હુકમનામું પુરૂં કરવા માટે નીચે બજેલી મિલકત ધરવાને પાત્રછે અથવા કેમ એ બાબતની ખાતરી કરવા શારૂ તમને તપાસવાની જરૂરછે તે મિલકત નીચે મુજબ.

(ખુંટ લખવા.)

માટે આ લેખ ઉપરથી તમને હુકમ કરવામાં આવેછે કે તમારે જાતે વાર તા. માહે સને ૧૮ રોજ સવારે વાગતાં આ કોરટમાં હાજર રેહેવું અને સદરહુ મીલકત સંબંધી તમારા કબજામાં અથવા સતામાં જે દસ્તાવેજ હોય તે હાજર કરવા.

આજ તા. માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિકો કરીને આપ્યો.




જડજ.

---

## નંબર ૨૫.

કોઈ પણ કોરટના હુકમનામાની બજાવણી મોકુફ રાખવા વીશે તે કોરટને વિનંતિની નોટીસ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૭૩

ના ની કોરટમાં

દિવાની મુકદમા નંબર. સને ૧૮ નો

અ. બ. રહેનાર વાદી.

વીરૂધ.

ક. ડ. રહેનાર પ્રતીવાદી.

ના જડજને મુકામ

સદરહુ મુકદમામાં સદરહુ અ. બ. વાદીએ સદરહુ ક. ડ. પ્રતીવાદી ઉપર તા. માહે હને ૧૮ રોજ રૂપીઆ દેવા બાબતનું હુકમનામું મેળવ્યુંછે ને આ કોરટને એવી અરજી કરીછે કે તમારી કોરટમાં દીવાની મુકદમા નંબર સને ૧૮ નેઃ તેમાં સદરહુ પ્રતીવાદીએ

ના ઉપર મેળવેલું હુકમનામું સદરહુ હુકમનામાની બજાવણીમાં જપ્ત કરવું વાસ્તે આ લેખ ઉપરથી તમને એવી વીનતી કરવામાં આવેછે કે આ નોટીસ રદ કરવામાં આવે ત્યાં સુધી તમારા હુકમનામાની બજાવણી મોકુફ રાખવી.

આજ તા. માહે સને ૧૮ ના રોજ
મારી સહી તથા કોરટનો શીકો કરી આપી

શીકો

જડજ

---

**નંબર ૨૬.**

જપ્ત કરવા માગેલા હુકમનામાવાળા ઉપર મનાઈની નોટીસ.

દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૨૭૩

ની કોરટમાં

દીવાની મુકદમા નંબર સને ૧૮

અ. બ. રહેનાર વાદી

વીરૂધ

ક. ડ. રહેનાર પ્રતીવાદી

પ્રતીવાદી ક. ડ. રહેનાર ને

ઉપલા મુકદમામાં તમારા વિરૂધ જે હુકમનામું થયુંછે તેની બજાવણી બાબતમાં ની કોરટમાં સને ૧૮ ના નંબર ના દાવામાં ના ઉપર તમે જે હુકમનામું મેળવ્યું છે તે જપ્ત કરવું એવી અરજ કરવામાં આવીછે માટે તમને આથી મનાઇ કરવામાં આવે છે કે એ હુકમનામું તમારે બીજા કોઇને આપવું નહી અગર તેના ઉપર બીજા કોઇ પ્રકારે હક લગાડવો નહી

આજ રોજ તા. માહે સને ૧૮ ને રોજ મેં મારી સહી ક રી તથા શીકો કરીને આપો.

શીકો

જડજ

---

**નંબર ૨૭.**

હુકમનામાની બજાવણીમાં જપ્ત કરેલી મિલકતમાં નાહક સંબંધ બાબત અથવા તે મિલ કત ઉપરના દાવા બાબત હુકમનામાના વાદી અથવા પ્રતીવાદીની તપાસણી કરવા સારૂ સમન્સ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની (કલમ ૨૮૭ મુજબ હાઈકોરટે કરેલા નિ

મુનાની રકમ ૨-૩ અને ૧૨)

ના ની કોરટમાં

દિવાની મુકદમા નંબર. સને ૧૮

અ. બ. રહેનાર વાદી.

વિરૂધ

ક. ડ. રહેનાર પ્રતીવાદી.

અ. બ. અથવા ક. ડ. રહેનાર ને

સદરહુ મુકરદમામાં થએલા હુકમનામાનો બજાવણીમાં આ કોરટના હુકમથી તા. માહે સને ૧૮ રોજ મિલકત* જપ્ત કરીછે ને સદરહુ મીલકત બાબત તમને તપાસવાની જરૂરછે વાસ્તે આ લેખ ઉપરથી સમન્સ કરવામાં આવે છે કે તમારે આ કોરટમા વારે તા. માહે સને ૧૮ રોજ બપોર પેહેલાં વાગતે હાજર થવું અને જપ્ત કરેલી મિલકત બાબત હુકનામાં અને બીજા કાગળો તમારા તાબામાં અથવા તમારી સતામાં હોય તે બધા હાજર કરવા

આજ તા. માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શિકો કરીને આપ્યો.

શીકો

જડજ

* ટીપ:—અહી આ ગામ અથવા શેહેરનું નામ અને જે સખસના ઘરમાં અથવા કબજામાં જપત થઈ ત્યારે જંગમ મીલકત હતી તેનું નામ લખવું અને સ્થાવર મીલકત બાબતમાં તે ક્યાં આવેલીછે અને કોના કબજામાંછે તે લખવું.

---

## નંબર ૨૮.

હુકમનામાની બજાવણીમાં જપ્ત થયેલી મીલકતમાં હુકમનામાના દેણદારનો હક ઈત્યાદિ હોય તે બાબતમાં તેની તપાસનો દીવસ મુકરર ઠરાવ્યો હોય તેની કોરટમાં ચોઢવાની નોટીસ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૮૭ મુજબ હાઈકોરટે કરેલા નીયમાની રકમ ૪

ના નો કોરટમાં

દીવાની મુકદમા નંબર સને ૧૮

અ. બ. રહેનાર વાદી.

વિરૂધ

ક. ડ. રહેનાર પ્રતિવાદી.

ઉપલા દાવામાં થએલા હુકમનામાના બજાવણીમાં ક. ડ. ની મીલકત અથવા ક. ડ. ની મીલકતછે એમ ધારી તે હુકમનામું પુરૂ કરવા સારૂ જપ્ત કરવામાં આવીછે; અને સદરહુ ક. ડ. ઉપર વાર ને તારીખ માહે સને ૧૮ ને રોજ બપોર પહેલા વાગતે હાજર રહેવાનો સમન કાઢવામાં આવેલોછે માટે નોટીસ આપવામાં આવેછે કે તે મીલકત સંબંધી અને તેમાં તેના સર્વ હક સંબંધી ક. ડ. ની તપાસ ઉપર દર્શાવેલે વખતે અને જગ્યાએ થશે અને જો સદરહુ અ. બ. જાતે અથવા વકીલ મારફત હાજર હશે તો સદરહુ ક. ડ. ને એ તજવીજને લગતી બાબતમાં પ્રશ્ન પુછવા દેવામાં આવશે.

આજ તા. માહે સને રોજ મેં મારી સહી કરી શીકો કરી આપ્યો.

શીકો.

જડજ.

---

## નંબર ૨૯.

હુકમનામાની બજાવણીમાં જપ્ત થએલી જંગમ મીલકતની યાદનો નમુનો કે જે કોરટના મકાનમાં ચોઢી અને જે ગામમાં અથવા શેહેરમાં મીલકત જપ્ત કરવામાં આવી છે તેના ચોરામાં અગર બીજી કોઇ જાહેર જગ્યાએ ચોઢી પ્રસિદ્ધ કરવાનો છે તે.

દીવાનીકામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૮૭ મુજબ હાઇકોરટે કરેલા ધારાની રકમ ૬

ના ની કોરટમાં

દીવાની મુકદમા નંબર સને ૧૮

અ. બ. રહેનાર વાદી.

વિરૂધ

ક. ડ. રહેનાર પ્રતિવાદી.

સદરહુ દાવામાં થયેલ હુકમનામાની બજાવણીમાં નીચે લખેલી જંગમ મીલકત જપ્ત કરવામાં આવીછે.

મીલકતનું વર્ણન અને હકીકત લખવી.

તેથી સર્વ લોકોને આથી ખબર આપવામાં આવેછે કે એ ઉપર દરશાવેલી મીલકત અથવા તેના કોઇ ભાગમાં જે કોઇનો હક અથવા તેના ઉપર દરદાવો અથવા બોજો હોય તેઓએ વારને તારીખ માહે સને ને રોજ સોગન ઉપર અથવા પ્રતિજ્ઞા ઉપર તે મીલકતને લગતી હકીકતનુ પત્રક દાખલ કરવું.

આજ તા માહે સને ને રોજ મેં મારી સહી કરી કોરટનો શીકો કરી આપ્યો.

ટીપ:—આ નોટીસ અટેચમેંટથી જપતી આવેલી જંગમ મીલકતને તેમજ (૧૪૧ નમુના અને તેવા બીજામાં) ધારાના પારેગ્રાફ ૭ પ્રમાણે મનાઈ હુકમથી સ્થાવર મીલકત જપત થઈહોય તેને પણ લાગુ પડેછે.

જડજ.

---

## નંબર ૩૦.

હુકમનામાની બજાવણીમાં જે મીલકત જપત થઈછે તેમાં હક અથવા તે ઉપર દરહાવો અથવા દાવાઓ હોય તેનું પત્રક રજુ થયું હોય તેની કોઈને પાઠીએ ચોઢવાની નોટીસ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૮૭ મુજબ હાઈકોરટે કરેલા ધારા ૭ ની રકમ બ.

ના જડજની કોરટમા

દીવાની મુકદમા નંબર સને ૧૮

અ. બ. રહેનાર વાદી.

વિરૂધ.

ક. ડ. રહેનાર પ્રતિવાદી.

આથી નોટીસ આપવામાં આવેછે કે તા॰ માહે સને ૧૮ ને રોજ નોટીસ કાઢવામાં આવી હતી તેને અનુસરી ઉપલા દાવામાં થયેલા હુકમનામાની બજાવણીમાં જપત થયેલી મીલકત બાબત આ કોરટમાં નીચે લખેલા દાવા નોંધાયા છે.

| હક ધરાવનારનું નામ. | જે મીલકત ઉપર હક દર્શાવ્યા છે તેનું વર્ણન અને હક કીયા પ્રકારનો તે. |
| --- | --- |
| | |

સદરહુ મીલકતને લગતા ઉપરના અને બીજા દાવાઓની તજવીજ આ કોરટ વાર તા. માહે સને ૧૮ ને રોજ સવારના અગીઆર વાગતાં કરશે તે વખતે જેવું હીત હોય તે બધા પક્ષકારોએ પોતાનો પુરાવો લઈ હાજર થવું.

આજ તા. માહે સને ૧૮ ને રોજ મ મારી સહી કરી કોરટનો શીક્કો કરી આપ્યો.

(સીક્કો)

જડજ

## નંબર ૩૧

લીલામ બાબતની પોહોચ

દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૭

ની કોરટમાં

દીવાની મુકદમો નંબર          સને ૧૮

વાદી

પ્રતિવાદી

તારીખ     માહે     સને ૧૮     ને રોજ સદરહુ કોરટના હુકમથી ઉપર લખેલી ફરીઆદીમાં થયેલુ હુકમનામું અમલમાં લાવવા સારૂ હરાજી થઈ તેમાંથી       એ એક       ખરીદ કરવુંછે તે બાબત એની પાશે રૂપૈઆ       ની રકમ લેહેણી હતી તે પોહોચીછે.

તા૦     માહે     સને ૧૮

સહી.

લીલામ કરનાર અમલદાર

---

## નંબર ૩૨.

હુકમનામાના દેણદારને મિલકત ગીરો મુકવાનો અથવા તે ભાડે આપવાનો અથવા તેનું વેચાણ કરવાનો અખત્યાર આપવા બાબતનું સરટીફીકેટ.

દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૩૦૫

ના          ની કોરટમાં

દાવો રૂ

દિવાની મુકદમો નંબર.          સને ૧૮

અ.બ.રહેનાર          વાદી.

વીરૂધ.

ક.ડ. રહેનાર          પ્રતિવાદી.

સદરહુ ફરિઆદમાં થએલા હુકમનામાની બજાવણીમાં તા.     માહે     સને ૧૮     રોજ હુકમનામાના દેણદાર          ની કેટલીક સ્થાવર મિલકત વેચવા બાબત હુકમ કરવામાં આવેલો હતો અને સદરહુ હુકમનામાના દેણદારની અરજી ઊપરથી સદરહુ વેચાણ કોરટે મોકુફ રાખ્યુંછે તે એવાં કારણ સારૂ કે નીચે લખેલી મિલકત અગર તેનો કોઈ ભાગ ગીરો મુકી, ભાડું આપી, અથવા વેચી (જેમ હોય તેમ) એ હુકમનામાની રકમ ઉભી કરે; માટે સરટીફીકેટ આપવામાં આવેછે કે કોરટ આ લેખ ઉપરથી આ સરટીફીકટની તારીખથી          ની મુદતમાં ધાર્યા પ્રમાણે

ગીરો, ભાડે અથવા વેચાણ આપવાનો અખતીઆર સદરહુ હુકમનામાના દેણદારને આપેછે પણ એવી સરતથી કે આ ઉપરથી જે રૂપઇઆ આપવાના તે બધા આ કોરટમાં ભરવા જોઇએ સદરહુ હુકમનામાના દેણદારને આપવા નહી.

મિલકતની વીગત.

આજ તા. માહે સને ૧૮ મારી સહી તથા કોરટનો શિક્કો કરીને આપ્યો.




જડજ.

---

## નંબર ૩૪.

વેચાણ શા સારૂ રદ ન કરવું જોઇએ તેનું કારણ બતાવવાની હુકમનામાના દેણદાર અને હુકમનામાવાળા ઉપર નોટીસ.

**દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૧૩.**

ના નો કોરટમાં

દીવાની મુકદમા નંબર સને ૧૮

અ.બ. રહેનાર વાદી.

વિરૂધ

ક. ડ.રહેનાર પ્રતિવાદી.

અ. બ. રહેનાર અને ક. ડ. રહેનાર ને

ઉપલા દાવામાં ક. ડ. ના ઉપર થએલા હુકમનામાની બજાવણીમાં તા. માહે સને ૧૮ ને રોજ નિચે લખેલી મીલકત વેચાએલી તેના ખરીદ કરનાર ઈ. ફ. એ કોરટને એવી અરજ કરીછે કે સદરહુ મીલકતમાં ક. ડ. નો (અથવા ) વેચાય એવો હકસંબંધ નહોતો માટે તે મીલકતનું વેચાણ રદ કરવુ જોઇએ;

તથી નોટીસ આપવામાં આવેછે કે આ અરજી કેમ મંજુર ન કરવી જોઇએ તે બાબત તમારે કોઈ કારણ બતાવવું હોય તો વાર તારીખ માહે સને ૧૮ ને સવારના વાગતે આ અરજીની શુણાવણીમાં તમારે પુરાવો લેઇ હાજર થવું.

આજ તારીખ માહે સને ૧૮૭ ને રોજ મેંમારી સહી કરી

તથા કોરટનો શીક્કો કરી આપ્યોછે.

(શીક્કો.)

જડજ.

---

## નંબર ૩૪.

હુકમનામાના દેણદારનો વેચાએલી સ્થાવર મીલકતમાં કાંઇ હકસંબંધ નહોતો તે કારણથી તે વેચાણ રદ કરવાનો હુકમ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૧૩.

ના ની કોરટમાં

દીવાની મુકદમો નંબર સને ૧૮

અ. બ. રહેનાર વાદી.

વિરૂદ્ધ.

ક. ડ. રહેનાર પ્રતિવાદી

આ મુકદમાના હુકમનામાની બજાવણીમાં આ કોરટના નાજરે નિચે લખેલી મીલકત તા. માહે સને ને રોજ વેચી તે ઇ. ફ. એ ખરીદ કરીછે પણ સદરહુ ઇ. ફ. એ કરેલી અરજીની સુણાવણી થઇ તેથી અને સદરહુ અ. બ. અને ક.ડ.ની હકીકત સાંભળી (અગર અ. બ. ની હકીકત સાંભળી અને સદરહુ અરજીની નોટીસ યોગ્ય રીતે ક. ડ. ને પહોચાડયા છતાં તે હાજર નથી) તેથી

આ કોરટની નજરમાં એવું આવેછે કે સદરહુ મીલકતમાં સદરહુ ક. ડ. નો વેચાય એવો કાંઇ હકસંબંધ નહોતો માટે હુકમ આપવામાં આવેછે કે સદરહું વેચાણ રદ કરવું અને તે આ લેખ ઉપરથી રદ કરયુંછે; વળી એવો હુકમ કરવામાં આવે છે કે સદરહુ ઇ. ફ. એ સદરહુ અ.બ. પાસેથી રકમ રૂ લેવી (તેના ઉપર તા. માહે સને ૧૮ થી તે વસુલ આપતાં સુધીનું દર વરસે દરસેંકડે ટકા પ્રમાણે વ્યાજ સહીત)

મીલકતની વીગત.

આજ તા. માહે સને ૧૮ ને રોજ મેં મારી સહી તથા

કોરટનો શીક્કો કરીને આપ્યો.




જડજ

---

## નંબર ૩૫.

હુકમનામાની બજાવણીમાં અટકાવકરવાના આરોપનો જવાબ દેવા હાજર થવાનો સમન

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૨૮

ની કોરટમાં.

દીવાની મુકદમા નંબર સને ૧૮

વાદી

પ્રતિવાદી-

રહેનાર ને

ઉપરના દાવામાં થએલા હુકમનામાની બજાવણી જે અમલદારને સોંપી હતી તેની તમે સામા થયાછો (અગર તેનો અટકાવ કરયોછે) એવી ફરીઆદ સદરહુ વાદીએ (અથવા પ્રતીવાદીએ) આ કોરટને કરીછે

માટે એ ફરીઆદનો જવાબ દીવા સારૂં તમારે આ કોરટમાં તા. માહે સને ૧૮ ને રોજ સવારના વાગતાં હાજર થવું.

તા. માહે સને ૧૮




જડજ.

---

## નંબર ૩૬.

જ્યારે ફરમાવવામાં આવેત્યારે હુકમનામાનો દેણદાર હાજર થશે અને પોતાને નાદાર ઠરાવવાની અરજી આપશે તે બાબતની જામીનગીરી.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૩૬

ના ની કોરટમાં

દીવાની મુકદમા નંબર સને ૧૮

અ. બ. રહેનાર                                                                 વાદી.

વીરૂધ

ક. ડ. રહેનાર                                                                 પ્રતિવાદી.

સદરહુ દાવામાં થએલા હુકમનામાની બજાવણીમાં સદરહુ ક.ડ. ને વારંટથી પકડી કો રટની રૂબરૂ આણ્યોછે; અને દીવાની કાયદાની કલમ ૩૪૪ મુજબ નાદાર ઠરાવવાની અ રજી એક માસની અંદર કરવાનો છું એવા કારણથી પોતે છુટવાની અરજી આપી છે અને જ્યારે કોરટ ફરમાવશે ત્યારે હાજર થઈશ અને દીવાની કાયદાનો કલમ ૩૪૪ મુજબ નાદાર ઠરાવવાની અરજી આજના તારીખથી એક માસની મુદતમાં આપીશ એ બાબતના સારા અને સંતોષકારક જામીન રૂ          ના આપે તો સદરહુ ક. ડ. ને કેદમાંથી છોડવો એવો સદરહુ કોરટે હુકમ કરેલો છે;

તેથી હું ઈ. ફ. રહેનાર                    ની ખુશીથી મારે પોતાને વાસ્તે તથા મા રા વારસો અને મૃત્યુપત્ર ચલાવનારાઓને વાસ્તે સદરહુ કોરટ સાથે કરાર કરૂંછું કે સદરહુ ક. ડ. જ્યારે સદરહુ કોરટ ફરમાવશે ત્યારે હાજર થશે અને આમાં ઉપર કહેલી રીતે અને ઉપર કહેલી મુદતમાં તે અરજી આપશે અને જો તે પ્રમાણે હાજર નહી થા ય અથવા અરજી નહી આપે તો સદરહુ કોરટને તેના હુકમથી રૂ          ) આપ વાને હું પોતે તથા મારા વારસો અને મૃત્યુપત્ર ચલાવનારાઓ બંધાઈએ છીએ.

આ વાતની સાક્ષીને સારૂ મેં મારી સહી આજ તા૦          માહે સને ૧૮      ને રોજ કરીછે.

સાક્ષીઓ                                                                 (સહી) ઈ.ફ.

જામીન

---

**નંબર ૩૭.**

હુકમનામાની બજાવણીમાં કેદમાં રાખવાનું વારંટ

ના                                  ની કોરટમાં

દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૩૩૯ અને ૩૪૯

દીવાની મુકદમો

વાદી.

પ્રતીવાદી.

દીવાની જેલના ઈનચારજ નાજરને

સદરહુ મુકદમામાં મજકુર                                                  ની તરફનું

મજકુર                    પાસેથી

લેવાનું હુકમનામું તા૦ માહે સને ૧૮ ને રોજ થયું છે અને સદરહુ એ હુકમનામાનો ફડચો કરયો નહી તેથી હુકમનામું બજાવવાના કામમાં સદરહુ તા૦ માહે સને ૧૮ રોજ કેદ પકડવામાં આવ્યોછે.

આથી તમને ફરમાવવામાં આવેછે કે સદરહુ ને તમારા સ્વાધીનમાં લેવો અને મહીનાની અને ત્યાર પછીના દરેક મહીનાની પેહેલી તારીખે અગર ત્યાર પેહેલાં સદરહુ હુકમનામા વાળો અથવા તેની તરફથી સદરહુ હુકમનામાના દેણદારની ખોરાકી બદલ તેણે કહેલી રકમ દરેક મહીનાને સારૂ ભરે ત્યાં સુધી અથવા કાયદા પ્રમાણે સદરહુ છુટી જાય ત્યાં સુધી તેને ની દિવાની જેલમાં તા. માહે સને ૧૮ સુધી અટકાયતમાં રાખવો અને ઉપર લખ્યા પ્રમાણે છોડવામાં આવશે અથવા છુટી જાય તો આ કોરટને તે વાત તરત લખી જણાવવી.

સદરહુની ખોરાકીની રકમ દર મહિને રૂ ઠરાવ્યા છે. ખોરાકીના રૂ ની રકમ આ વારંટ સાથે મોકલીછે અને તે આલતા માસની આખર સુધીને વાસ્તેછે અને મહિનાની આખર તારીખે અથવા ત્યાર પહેલાં તથા ત્યાર પછીના દર એક મહિનાની આખર તારીખે અથવા ત્યાર પેહેલાં તે મહિનાની ખોરાકીના રૂપીઆ સદરહુ હુકમનામાવાળો ન ભરે તો તમોને હુકમ કરવામાં આવેછે કે તે આવતા મહિનાની પેહેલી તારીખે સદરહુ ને કેદમાંથી છોડી દેવો.

આજ તા. માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શીકો કરીને આપ્યો.

(સિક્કો)

જડજ.

---

**નંબર ૩૮.**

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૪૪—૩૪૫

નાદાર ઠરાવવાની અરજી.

હું ક. ડ. ના રહેનાર નમ્રતાપૂર્વક ની કોરટમાં નિચે પ્રમાણે અરજ કરૂંછું કે—

ના ની કોરટની કાર્યના નંબર ના મુકદમામાં એ મારા ઉપર મળવેલા હુકમનામાની બજાવણીમાં ના ની કોરટના હુકમથી મને કેદ પકડવામાં આવ્યોછે અને હાલ હું ની દીવાની કેદમાં છું.

મારી મીલકત નીચે પ્રમાણે છેઃ—

ઘર ૧ (વર્ણન અને ખુંટ) મોજે તાલુકે જીલે

કીમત રૂ નું

ખેતર સરવે નંબર મોજે તાલુકે

જેના ઉપર સરકાર હક રૂ નો છે તે કીમત રૂ નું.

બળદ૦ ૩ કીમત રૂ ના હાલ મારે ઘેરછે

રોકડ રૂ ) મારા પોતાના કબજામાં છે

આ મારી ઉપર કહેલી મીલકત હું કોરટને સ્વાધીન કરવા ખુશીછું.

મારે નીચે લખેલા માણસોનું નીચે પ્રમાણે દેવુંછે તે શીવાય બીજા કોઇનું દેવું છે નહી.

ઘ. ક. રહેનાર ※ નું દેવું રૂ૫૦)
ગ. હ. રહેનાર ※ નું દેવું રૂ૨૫)

દીવાની કાયદાના પ્રકરણ ૨૦ મુજબ મને નાદાર ઠરાવો એવી મારી અરજછે.

તા. માહે સને ૧૮

સહી. ક. ડ.

હું ક. ડ. ઇકરાર કરૂંછું કે આ અરજીમાં લખેલી વાત મારા જાણ્યા અને માન્યા પ્રમાણે ખરીછે.

સહી ક. ડ.

※ બને ત્યાં સુધી પુરેપુરૂ ઠેકાણું લખવું.

---

## નંબર ૩૯.

નાદાર ઠરાવવાની અરજીની સુણાવણીની નોટીસ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૪૭ અને ૩૪૮

ના ની કોરટમાં

દીવાની મુકદમા નંબરે સને ૧૮

અ.બ.રહેનાર વાદી.

વિરૂધ.

ક.ડ. રહેનાર પ્રતિવાદી.

રહેનાર ને

આથી તમને ખબર આપવામાં આવેછે કે ક. ડ. ની અરજી કે જેની નકલ આ સાથે સામેલછે. તે આ કોરટમાં વાર તેના માહે સને ૧૮ ને રોજ બપોર પેહેલા વાગતે સાંભળવામાં આવશે.

આજ તા.      માહે       સને       ને રોજ મેં મારી સહી કરી કોરટનો શીક્કો કરી આપ્યો.

શીક્કો.

જડજ.

---

## નંબર ૪૦.

નાદારીનો ઠરાવ.
દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૩૫૧

ના                    ની કોરટમાં

સને ૧૮   ના નંબર      ના દીવાની મુકદમામાં અ. બ. એ ક. ડ. ના ઊપર મેળવેલા હુકમનામાની બજાવણીમાં તે ક. ડ. ને સને ૧૮   ના માહે      ની તારીખ     ને રોજ કેદ પકડવામાં આવ્યો હતો અને દીવાની કાયદાના પ્રકરણ ૨૦ મુજબ નાદાર ઠરવા સારૂ સદરહુ ક. ડ. એ આ કોરટને (અગર ડીસ્ટરીકટ કોરટને, જેમ હોય તેમ) સને ૧૮   ના માહે      ની તારીખ     ને રોજ અરજ કરેલી; અને સદરહુ અરજીની નકલ સદરહુ અ. બ. ના ઉપર તેમજ સદરહુ અરજદારના લેણદારો કે જેમના નામ હાશીઆમાં આપેલાંછે તેમના ઉપર મોકલવામાં આવી હતી તથી આ કોરટ સદરહુ અરજદારને તપાશીને   અને એ અરજી વિરૂધ હરકતો બતાવી તે સાંભળીને સદરહુ ક. ડ. ને નાદાર ઠરાવેછે અને તેને છોડી દેવાનો હુકમ કરેછે (અથવા તેની મીલકતનો વહીવટ (રીસિવર) કરવા ક્ષ. ય. ને નીમેછે; જેમ હોય તેમ લખવું)

ઈ. ફ. રહેનાર
ગ. હ. રહેનાર
ઈત્યાદિ.

આજ તારીખ      માહે       સને ૧૮   ને રોજ મેં મારી સહી કરી કોરટનો શીક્કો કરી આપ્યો.

શીક્કો

જડજ.

---

## નંબર ૪૧.

ક. ડ. ની નાદારીની બાબતમાં

ના                    જડજની કોરટમાં

નાદાર દેણદારની મિલકત વાસ્તે વહીવટદારની નીમણુંક

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૫૧
ક. ડ. ની નાદાર કરવાની બાબતમાં
ક્ષ. ય. રેહેનાર ને

આ કોરટે સદરહુ
ને નાદાર દેવાદાર ઠરાવ્યોછે અને તમો ક્ષ.ય. એ ૩
ની જામીની આપીછે તથી તમોને સદરહુ
ની મીલકતના વહીવટદાર (રીસીવર) નિમ્યા છે.

૨ દિવાની કામ ચલાવવાની રીતના કાએદાની કલમો ૩૫૫ અને ૩૫૬ ના ઠરાવ મુજબ તમારે ચાલવું જોઇએ અને સદરહુ નાદાર દેવાદારની મિલકત બાબતના લેણદેણનો યોગ્ય તથા બરોબર હિસાબ રાખવો અને જ્યારે તમને હુકમ કરવામાં આવે ત્યારે તમારે તે આપવો.

સદરહુ નાદાર દેવાદારના પત્રકમાં લખેલા લેહણદારોને વેહેચણ કરી આપો તેટલી બાકી રહેલી રકમ ઉપર દર સેંકડે પ્રમાણે કમિશન તમારા કામ કરવા બદલ મેહેનતાના તરીકે રાખવું.

આજ તા. માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શીકો કરી આપ્યો.

શીકો

જડજ.

---

## નંબર ૪૨.

વહીવટદાર પોતાનું કામ પ્રમાણીક પણે કરે તેટલા સારૂં જામીન ખત—
દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૫૫.

ના ની કોરટમાં
ક. ડ. ની નાદારી બાબતમાં

સદરહુ કોરટે ક. ડ. ને નાદાર ઠરાવ્યો છે અને સદરહુ કોરટના હુકમથી ક્ષ. ય. સદરહુ ક. ડ. ની મીલકતનો વહીવટ (રીસીવર)કરનાર નીમાયોછે.
તેથી અમો ડ. ફ. રહેનાર ના અને ગ. હ. રહેનાર ના અમારી ખુશીથી જામીન થયા છીએ અને અમારે પોતાને વાસ્તે તથા અમારા વારસો તથા મૃત્યુપત્ર ચલાવનારાઓને વાસ્તે કોરટ સાથે એવો કરાર કરીએ છીએ કે સદરહુ ક્ષ. ય. કોરટ ફરમાવશે તે તે વખત સદરહુ મીલકતની રૂપીઆ જે જે નાણાની રકમો તેને મળશે તે બધી અને દરેકનો પુરેપુરો હીસાબ આપશે અને વખત વખત તેની પાસે જે રકમ બાકી નીકળશે તે કોરટ ફરમાવશે તેવી રીત બરોબર આપશે; જો

તે એ પ્રમાણે નહી કરે તો અમો તથા અમારા વારસો અને મૃત્યુપત્ર ચલાવનારાઓ સદરહુ કોરટને અથવા તેના હુકમથી રૂ ની રકમ (નાદારની મીલકતનો જેટલો અવેજ વહીવટદારના કબજામાં જવાનો સંભવ છે તેટલી સમાય તેટલો આંકડો ભરવો આપવાને બંધાઈએ છીએ.

આ વાતની સાક્ષીને સંરુ અમે અમારી સહીઓ આજ તા. માહે સને ૧૮ ને રોજ કરીછે

સાક્ષીઓ

ઈ. ફ.

અ. હ.

જમાનીદાર.

---

## નંબર ૪૩

પત્રકમાં આવેલા દેવાની જવાબદારીમાંથી નાદાર દેણદારની મુકિત

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૭૪.

ના ની કોરટમાં

ક. ડ. ની નાદારી બાબતમાં

આ કોરટ તા૦ માહે સને ૧૮ ને રોજ સદરહુ ક. ડ. ને નાદાર ઠરાવ્યો છે અને તા૦ માહે સને ૧૮ ને રોજ તેને કેદ પકડયો હતો (કેદખાનામાંથી જેમ હોય તેમ) તેમાંથી છુટો કરયો છે; અને સદરહુ નાદાર દેણદારના પત્રકમાં આવેલા દેવાં નિચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ઈ. ફ. રહેનાર | નું રૂ ૫૦ |
| ગ. હ. રહેનાર | નું રૂ ૭૫ |
| આ ઈ.હ. રહેનાર | નું રૂ ૭૫ |

અને સદરહુ દેવાનો કુલ આ કોઠો રૂ૨૦૦ થી ઓછો છે

તેથી આ કોરટ દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૩૫૮ મુજબ સદરહુ ક. ડ. ને સદરહુ દેવા બાબતની હવે પછીની જુવાબદારીમાંથી મુકત કરે છે.

આજ તા૦ માહે સને ૧૮ ને રોજ મેં મારી સહી તથા કોરટનો શીક્કો કરીને આપ્યો.

શીક્કો.

જડજ

## નંબર ૪૪

દગા ભરેલા નાદાર દેવાદારની કેદ બાબત વારંટ
દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૩૫૯

ના ની કોરટમાં

દેણદાર ની નાદારીની બાબતમાં

ના જેલરને

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની ૩૫૦ કલમ મુજબ સુણાવણી થઇ ત્યારે એવું સાબીત થયુંછે કે ક. ડ. એ પોતાને નાદાર દેવાદાર ઠરાવવા સારૂ કરેલી અરજીમાં પોતાને જે દેવું હતું તે બાબત ખોટી હકીકત જાહેર કરવાનો(અગર જે હોય તે) ગુનોહ કરયો અને તેને સખત અથવા આસાન કેદની મુદતની શિક્ષા થઇછે

માટે આ લેખ ઉપરથી તમને હુકમ કરવામાં આવે છે કે—

ની સદરહુ તુરંગમાં સદરહુ

ને આ વારંટ સાથે તમારા તાબામાં લેવો અને ત્યાં ઉપર બજેલી શીક્ષા કાયદા પ્રમાણે અમલમાં લાવવી.

આજ તા૦ માહે સને ૧૮ ને રોજ મારી સહી તથા કોરટ કોરટનો શીક્કો કરીને આપ્યો.




જડજ.

---

## નંબર ૪૫

મુળ પ્રતીવાદીના કાયદેસર વારસ વકીલ ઉપર સમન.
દીવાની કામચલાવવીતી રીતના કાયદાની કલમ ૩૬૮

ની કોરટમાં

દીવાની મુકદમા નંબર સને ૧૮ નો

વાદી

પ્રતિવાદી

રહેનાર ને

સદરહુ વાદીએ આ કોરટમાં પ્રતીવાદી ઉપર તા૦ માહે સને ૧૮ ને રોજ દાવો બ ધેલો છે અને ત્યાર પછી સદરહુ પ્રતીવાદી મરી ગયોછે અને સદરહુ વાદીએ આ કોરટને એવી અરજ કરીછે કે સદરહુ મરનાર

ના તમે કાયદેસર વારસ છો અને તેને બદલે તમને પ્રતીવાદી કરવા જોઈએ તેથી તમો આવતા ની તારીખને રોજ સવારના વાગતાં દાવાનો બચાવ કરવા જાતે (અગર વકીલ મારફત અગર જાતે અને વકીલ સહિત) હાજર થવું અને જો તમે ઉપર કહેલે દીવસે હાજર નહી થશો તો તમારી ગેરહાજરીમાં દાવાની સુણાવણી થઈ તેનો નિકાલ કરવામાં આવશે.

તા૦ માહે સને ૧૮




જડજ.

---

## નંબર ૪૬.

આસામીએ ચલાવેલા મુકદમાના ખરચની જામીનગીરી

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૭૦

ની કોરટમાં

દીવાની મુકદમો નંબર સને ૧૮

વાદી

પ્રતીવાદી

ઉપરના દાવામાં સદરહુ વાદી દેવાળીઓ અથવા નાદાર થએલો છે અને દાવો એવો છે કે તેના લેણદારના ફાયદા સારૂ તે તેના આસામીએ ચલાવવો

અને તે દાવો ચલાવવાને સારૂ સદરહુ આ સામી પાસેથી સારા અને ખાત્રીપૂરવક જામીન મંગાવવામાં આવ્યા છે તેથી હું રહેનાર નો ખુશીથી જામીન થાઉછું અને મારે વાસ્તે તથા મારા વારસો અને મૃત્યુપત્ર ચલાવનારાઓને વાસ્તે સદરહુ કોરટ સાથે કરાર કરૂ છું કે સદરહુ આસામીની જ્યારે કોરટ ફરમાવશે ત્યારે સદરહુ દાવાનું તમામ ખરચ આપશું; અને જો તેમ કરવામાં તે કસુર કરશો તો હું પોતે તથા મારા વારસો અને મૃત્યુપત્ર ચલાવનારાઓ આવું ખરૂં ખરચ કોરટના હુકમથી સદરહુ કોરટને આપવાને બંધાઈએ છીએ.

આ વાતની સાક્ષીને સારૂ મેં માંરી સહી આજ તા૦ માહે સને ૧૮ ને રોજ કરીછે.

સહી.

સાક્ષીઓ

જમાનીદાર

## નંબર ૪૭.

દાવો પાછો ખેંચી લેવાને રજાની અરજી

દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૩૭૩

ની કોરટમાં

દીવાનો મુકદમો નંબર સને ૧૮

હું ઉપર કહેલા દાવામાંનો વાદી સદરહુ બાબતમાં બીજો દાવો લાવવાની રજા રહીત, આ દાવો પાછો ખેંચી લેવાને સદરહુ કોરટની રજા માગું છું તે નાં કારણ (અરજી પાછી લેવાને પુરતાં કારણ આપવાં.)

તા॰ માહે સને ૧૮

સહી વાદી

---

## નંબર ૪૮.

બ્રિટીશ મુલકની બહાર રહેનાર અને જેની તે મુલકમાં સ્થાવર મીલકત નથી તેવા પ ક્ષકારે માંડેલી ફરીયાદીમાં પ્રતીવાદીના ખરચની જામીનગીરી

દીવાની કામ ચલાવવાની રીતનાના કાયદાની કલમ ૩૮૦

ની કોરટમાં

દીવાની મુકદમો નંબર સને ૧૮

વાદી

પ્રતીવાદી

સદરહુ કોરટમાં સદરહુ સદરહુ

પ્રતીવાદી પાસેથી રૂ ની રકમ લેવા દાવો બાંધ્યો છે અને સદરહુ વાદી

બ્રિટીશ હીંદની બહાર રહેછે અને તકરારી મીલકત શીવાય તેની જોઇએ તેટલી સ્થાવર મીલકત બ્રિટીશ હીંદમાં છે નહી.

માટે હું રહેનાર ના ખુશીથી જામી ન થાઉ છું અને મારે પોતાને વાસ્તે તથા મારા વારસો અને અને મૃત્યુપત્ર ચલાવના રાઓ વાસ્તે એવો કરાર કરૂં છું કે સદરહુ વાદી તેના વારસો અને મૃત્યુ પત્ર ચલાવનારાઓ સદરહુ દાવામાં સદરહુ પ્રતીવાદી ને જે જે ખરચ થયું હશે અથવા થશે તે જ્યારે કોરટ ફરમાવશે ત્યારે આપશે; અને જો તેમ તે નહી કરે તો હું, મારા વારસો અને મૃત્યુપત્ર ચલાવનારાઓ કોરટને તેનો હુકમથી તે ખ રચ આપવાને બંધાઇએ છીએ.

એ વાતની સાક્ષીને સારૂ આજ તા૦ માહે સને ૧૮ રોજ મેં મારી સહી કરીછે.

## નંબર ૪૯.

વેહેચણુ કરવા સારૂ કમીશન—

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૯૬

ના ની કોરટમાં

દિવાની મુકદમા નંબર સને ૧૮

અ. બ. રહેનાર વાદી

ક. ડ. રહેનાર પ્રતિવાદી

રહેનાર ને અને

રહેનાર ને અને

રહેનાર ને

નીચે લખેલી સ્થાવર મીલકતમાં જે પક્ષકારોનો ભાગ લેવાનો હક હોય તમને વેહેચી આપવા સારૂ કમીશન કાઢવું આ દાવામાં કોરટને જરૂર જણાયછે; મીલકત નીચે પ્રમાણે.

એક ઈનામી ગામ

(વર્ણન અને શીમા)

અને સદરહુ ગામમાં નીચે લખેલા પક્ષકારોનો તમના પોતા પોતાના નામ સામે ઠર થાવ્યોછે તટલો હકછે એમ આ કોરટે નક્કી કર્યુંછે એટલે

અ. બ. નો ½

ક. ડ. નો ⅙

ઈ. ફ. નો ⅙

ગ. હ. નો ⅙

માટે આથી તમોને સદરહુ મીલકતની સદરહુ ભાગ પ્રમાણે વેહેચણી કરવા સારૂ કમીશનરો નીમવામાં આવેછે.

તમારે તે મીલકત જોવી અને તે કેટલીછે તે નક્કી કરવું અને બને ત્યાં સુધી ઉપર બતાવ્યા પ્રમાણે તેના ભાગ પાડી ઉપર કહેલા પક્ષકારોને તે સોંપવા અને જરૂર હોય તો કોઈ પક્ષકારને તેના પોતાના નક્કી કરેલા ભાગથી ઓછું આપાવવનો અને ઓછો ભાગ અપાવ્યો હોયતેને બીજા પક્ષકારો અગર તેઓના કોઈએક પાસેથી ઓછા અપાવે ભા ભાગની ખુટતી કીમત પુરી થાય તેટલી નાણાની રકમ અપાવવાનો તમને અધિકારછે.

વેહેચણી કરી રહો ત્યારે ત્યારે તમાએ એક રીપોર્ટ તઇયાર કરી તે ઉપર સહીઓ કરવી (અને જો તમારો એક મત ન થાય તો જુદા જુદા રીપોર્ટ કરવા) અને તે

રીપોર્ટમાં દરેક પક્ષકારનો ભાગ નક્કી કરવો અને તેની હદ શીમા બતાવવી અને આ કમીશન સહીત તે રીપોર્ટ પાછો મોકલવો.

ઉપરના કામ માટે દરેકના રૂ ) પ્રમાણે ફી બદલ રૂ ) આ કમીશન સાથે મોકલ્યા છે.

આજ તા. માહે સને મેં મારી સહી કરી કોરટનો શીકો કરી આપ્યો

શીકો.

જડજ

---

## નંબર ૫૦

નાદારે દાવો દાખલ કરવાની પરવાનગીની અરજ કરી હોય તેની સરકારી વકીલ અને પ્રતિવાદી ઉપર નોટીસ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૦૮.

ની કોરટમાં

રહેનાર ને.

રહેનાર એ

(અથવા જેમ હોય તેમ) તમે વડીલોપાર્જીત મીલકતમાંનો તેનો ભાગ જેની કીમત રૂ )ની કબજે લઇ લીધોછે તે પાછો લેવાને સારૂં તમારા ઉપર નાદારીમાં દાવો બાંધવાની પરવાનગીની અરજ આ કોરટને કરીછે અને તેને તપાસ્યાથી તેની અરજ નામંજુર કરવાનું કોરટને કોઇ કારણ જણાતું નથી;

તેથી તમને નોટીસ આપવામાં આવેછે કે સદરહુ પોતાની નાદારીની સાબીતીમાં જે પુરાવ લાવશે તે લેવાનો અનેતેની નસાબીતીમાં તમે જે પુરાવા લાવશો તે લેવાનો ને વાર તા૦ માહે સને નો દીવસ કોરટે મુકરર કરયો.

તારીખ માહે સને

શીકો.

જડજ

---

## નંબર ૫૧

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ, ૪૧૪

ના ની કોરટમાં

દીવાની મુકદમા નંબર સને ૧૮

અ.બ.રહેનાર વાદી

વિરૂધ.

ક.ડ. રહેનાર પ્રતિવાદી

અ. બ. રહેનાર ને

ઉપલા દાવામાં નાદાર તરીકે દાવા ચલાવવાની તમને પરવાનગી મળીછે અને સર કારી વકીલે (ક. ડ. પ્રતિવાદીએ જેમ હોય તેમ) આ કોરટને નીચેનાં કારણો બતાવી એવી અરજ કરીછે કે તમને દાર ઠરાવવા (૪૧૪માં કહેલાં કારણ જુવો.)

માટે આથી તમને નોટીસ આપવામાં આવેછે કે સદરહુ અરજીની વાર ને તા માહે સને ૧૮ ને રોજ સવારના વાગતાં આ કોરટમાં સુણાવણી થઈ તેનો નીકાલ થશે

આજ તા. માહે સને ૧૮ ને રોજ મારી સહી તથા કોરટનો શીકો કરી આપ્યો.

શીકો

જડજ.

---

## નંબર પર.

કજીઆ ચાલતાં સગીર પ્રતિવાદીના વાલીની નીમણૂક.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૪૩

ના ની કોરટમાં

દીવાની મુકદમા નંબર સને ૧૮

અ. બ. રહેનાર } વાદી.

વીરૂધ

ક. ડ. રહેનાર } પ્રતીવાદી.

રહેનાર ના ને

સદરહુ દાવામાંનો પ્રતિવાદી ક. ડ. સગીરછે તેથી તમને દાવા બાબતમાં તેના વાલી નીમ્યાછે અને તે સગીરનો બચાવ દાખલ કરવાનો અને દાવો ચલાવવાની બાબતમાં જે સાધારણ રીતે કરવું પડે તે કરવાનો અખતીયાર આપવામાં આવ્યોછે.

આજ તા. માહે સને ૧૮ ને મ મારી સહી કરી કોરટનો શીકો કરી આપ્યો.

શીકો.

જડજ.

---

## નંબર ૫૩.

મૈયત હુકમનામાના દેણદારના સગીર વારસ વકીલ (રીપ્રિઝેન્ટેટીવ) ના કજીઆ ચાલતાં વાલીની નીમણુક

દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૪૬૦

ના ની કોરટમાં

અ. બ. રહેનાર ના વાદી

વિરૂધ.

ક. ડ. રહેનાર ના પ્રતિવાદી

રહેનાર ના ને

સદરહુ મૈયત ક. ડ. ના વારસ (અથવા વકીલ રીપ્રિઝેન્ટેટીવ) તરીકે ઈ. ફ. ના સામે ઊપરના દાવામાં મેળવેલા હુકનામાની બજાવણી કરવાની અરજ કરવામાં આવી છે અને સદરહુ ઈ. ફ. સગીરછે માટે સદરહુ દાવામાં તમને તેના વાલી નીમવામાં આવ્યાછે અને તે દાવો ચલાવવામાં તેની તરફથી કામ કરવાનો અખતીઆર આપ્યોછે.

આજ તા૦ માહે સને ૧૮ ની રોજ મેં મારી સહી કરી કોરટનો શીકો કરી આપ્યો.

સિક્કો

જડજ

---

## નંબર ૫૪.

ફૈસલો થતાં પહેલાં પકડવા બાબતની અરજી

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૭૭

ના ની કોરટમાં

દીવાની મુકદમો નંબર સને ૧૮

અ. બ. રેહેનાર વાદી

વીરૂધ.

ક. ડ. રેહેનાર પ્રતી વાદી

હું અ. બ. સદરહુ વાદી આ કોરટને અરજ કરૂંછું કે ઉપરના દાવામાં કહેલો પ્રતિવાદી મારૂ ન ચાલે અથવા મને વીલંબ થાય અથવા સદરહુ દાવામાં જે હુકમ નાકુ થાય તેની બજાવણીમાં મને હરકત કરવા અથવા વીલંબ કરવાના ઇરાદાથી કોરટ નીં હકુમત છોડી જવાનો છે (અથવા જેમ હોય તેમ) અને આ બાબતમા સાથેના આફીડેવીટ (સોગનપત્ર) માં સવિસ્તાર દરશાવ્યુંછે

માટે હુ સદરહુ વાદી કોરટને અરજ કરૂછું કે સદરહુ દાવામાં તેના વીરૂધ જે ફૈસલો થાય તેનો જવાબ દેવાને સદરહુ ક. ડ. હાજર થાય એવા એના જામીન લેવા જોઇએ.

તા૦ માહે સન ૧૮

સહી.

---

## નંબર ૫૫

ફૈસલા પહેલાં પ્રતિવાદી ને હાજર થવાનું જામીન ખત

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૭૯

ની કોરટમાં

દીવાની મુકદમો નંબર. ૧૮૭

વાદી

પ્રતીવાદી

ઉપરના દાવામાં સદરહુ વાદીની અરજ ઊપરથી સદરહુ પ્રતીવાદીને પકડયો છે અને કોરટની રૂબરૂ આણ્યોછે અને પોતે હાજર થઈ એ બાબત તેણે પાકા અને સારા જામીન થા સારૂ ન આપવા તેનું કારણ પ્રતીવાદી બતાવી શકયો નથી તથા આ કોરટે જામીન આપવાનો તેને હુકમ કરયોછે.

તથી હુ રેહેનાર નો મરી

ખુસીથી જામીન થાઊછું અને મારે પોતાને વાસ્તે તથા મારા વારસો અને મુત્સ પત્ર

ચલાવનારાંઓને વાસ્તે હું સદરહુ કોરટ સાથે કરાર કરૂંછું કે સદરહુ પ્રતીવાદી કામ ચાલતાં જ્યારે કોરટ ફરમાવશે ત્યારે હાજર થશે અને તેના વિરૂધ્ધ જે હુકમનામું થાય તે બજે અથવા તેની ભરપાઈ થાય ત્યાંસુધી હાજર રેહેશે અને જો એમ કરવામાં તે કસુર કરશે તો સદરહુ દાવામાં ખરચ સાથે જે રકમ સદરહુ પ્રતિવાદીએ આપવી એવું ઠરશે તે રકમ સદરહુ કોરટને અથવા તેના હુકમ મુજબ આપવાને હું તથા મારા વારસો તથા મૃત્યુ પત્ર ચલાવનારાઓ બંધાઇએ છીએ.

આ વાતની સાક્ષીને સારૂ મેં મારી સહી આજ તા૦ માહે સને ૧૮ ને રોજ કરીછે.

સહી

સાક્ષીઓ

જમાનીદાર

---

## નંબર ૫૬

જમાનીદારની જામીનીમાં છુટવાની અરજ ઉપરથી પ્રતિવાદીને હાજર થવાનો સમન

દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૪૮૦

ના ની કોરટમાં

અ. બ. રહેનાર વાદી.

વીરૂધ્ધ

ક. ડ. રહેનાર પ્રતિવાદી.

દીવાની મુકદમા નંબર સને ૧૮

ક. ડ. રહેનાર પ્રતીવાદીને

સદરહુ મુકદમામાં તમો હાજર થશો એટલા સારૂ ઇ. ફ. રેહેનાર તા. માહે સને૧૮ ને રોજ તમારો જામીન થઓ હતો અને તેણે પોતાના જુમ્મામાંથી મુક્ત થવાસાંરૂ આ કોરટને અરજ કરેલી છે માટે વાર તા૦ માહે સને ૧૮ ને રોજ સવારના વાગતાં એ અરજીની સુણાવણી થઈ નીકાલ કરવામાં આવશે તે વખતે તમારે જાતે હાજર થવાને સારૂ તમને આથી સમન કરવામાં આવેછે.

આજ તા. માહે સને ૧૮ રોજ મારી સહી કરી કોરટનો શિક્કો કરીનેઆપ્યોછે.

જડજ.




---

## નંબર ૫૭

ફેંસલા થતાં પેહેલાં જામીની અરજી.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૮૩

ના ની કોરટમાં

દિવાની મુકદમો નંબર. સને ૧૮ નો

અ. બ. રહેનાર વાદી.

ક. ડ. રહેનાર પ્રતિવાદી.

હું અ. બ. સદરહુ વાદી કોરટને જાહેર કરૂંછું કે સદરહુ દાવામાં સદરહુ પ્રતિવાદી ઉપર જે હુકમનામું થાય તેની બજાવણીમાં ઢીલ થાય અથવા હરકત થાય એવા ઇરાદાથી(આ સાથેના આફીડેવીટમાં સવિસ્તર બતાવ્યું છે) તે પ્રમાણે પોતાની મીલકત ખસેડવાની તૈયારીમાંછે ( અથવા જેમ હોય તેમ ) માટે હું સદરહુ વાદી કોરટને અરજ કરૂંછું કે સદરહુ દાવામાં જે તેના ઉપર હુકમનામું થાય તે પુરૂં કરવાસારૂ સદરહુ પ્રતિવાદી ના પાકા જામીન લે અને જો તે એવા જામીન ન આપેતો કોરટનો બીજો હુકમ થતાં સુધી તેની નીચે લખેલી મીલકત જપ્ત કરો.

(મીલકતનું વર્ણન અને તેની સુમારે કરેલી કીમત.)

આજ તા૦ માહે સને ૧૮

સહી. અ. બ.

---

## નંબર ૫૮.

હુકમનામું પુરૂં કરવા સારૂ જપ્તિ થયા પેહેલાં પ્રતીવાદીનું જામીનખત.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૪૪

ના ની કોરટમાં

દીવાની મુકદમો નંબર સને ૧૮

અ. બ. રહેનાર વાદી.

વિરૂધ

ક. ડ. રહેનાર પ્રતિવાદી.

દાવો રૂ )

ઉપરના દાવામાં સદરહુ વાદીએ આ કોરટને અરજ કરીછે કે સદરહુ દાવામાં સદરહુ પ્રતીવાદી ઉપર જે હુકમનામું થાય તે પુરૂં કરવા સારૂ તેની પાસેથી જામીન લેવા અગર જામીન ન આપે તો સદરહુ પ્રતીવાદીની મીલકત જપ્ત કરવી જોઈએ.

અને સદરહુ કોરટે સદરહુ કોરટના નાજરના ઉપર વારંટ કાઢ્યું છે અને તેમાં હુકમ કરેલોછે કે સદરહુ પ્રતીવાદીને રૂ ના જામીન આપવાનું અગર તેટલા જામીન શા કારણસર ન આપવા જોઈએ તે બતાવવાને હાજર થવાનું ફરમાવવું

તથા હું રહેનાર નો મારી પોતાની ખુશીથી જામીન થયો છું અને મારે પોતાને વાસ્તે તથા મારા વારસો તથા મૃત્યુપત્ર ચલાવનારાઓને વાસ્તે સદરહુ કોર્ટની સાથે કરાર કરૂં છું કે સદરહુ પ્રતીવાદી જ્યારે કોર્ટ ફરમાવશે ત્યારે નિચે લખેલી મીલકત (અહીંઆં મીલકતની વીગત લખવી અથવા જોરની યાદમાંનો નંબર દાખલ કરવો) અથવા તેની કીમત અગર એ હુકમનામું પૂરૂં કરવા સારૂં જોઈએ તે ટલો તેનો ભાગ હાજર કરી સદરહુ કોર્ટના તાબામાં સોંપશે અને તે પ્રમાણે નહી કરે તો હું પોતે તથા મારા વારસો તથા મૃત્યુપત્ર ચલાવનારાઓ સદરહુ કોર્ટના હુકમથી રૂ (ખરચ સુધાં અને દાવાનો અંક મળી જે રકમ થાય તે લખવી) જેટલી રકમ સદરહુ કોર્ટ સદરહુ પ્રતીવાદીએ આપવી ઠરાવશે તે આપવાને બંધાઈએ છીએ.

આ વાતની સાક્ષીને સારૂ મેં મારી સહી આજ તા. માહે સને ૧૮ ને રોજ કરી છે.

સાક્ષીઓ સહી જમાનીદાર

---

## નંબર ૫૫.

હુકમનામું પુરૂં કરવા સારૂં જપ્તી થયા પછીનું પ્રતીવાદીનું જામીનખત.

દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૪૮૪

ની કોર્ટમાં

દીવાની મુકદમો નંબર સને ૧૮

વાદી

પ્રતીવાદી

દાવો રૂ )

ઉપરની દાવામાં વાદી એ સદરહુ કોર્ટને અરજ કરી છે કે સદરહુ દાવામાં તેના વીરૂધ જે હુકમનામું થાય તે પૂરૂં કરવાના સદરહુ પ્રતીવાદી પાસે પાકા જામીન લેવાનો હુકમ કરો અથવા આ પ્રમાણે તે ન કરે તો સદરહુ પ્રતીવાદી ની કેટલીક મીલકત જપ્ત કરો.

અને સદરહુ પ્રતીવાદી એ એવો જામીન આપ્યો નથી અથવા તે કેમ ન આપવો જોઈએ તેનું કારણ બતાવ્યું નથી તેથી સદરહુ પ્રતીવાદી ની મીલકત સદરહુ કોર્ટના હુકમથી જપ્ત કરવામાં આવીછે.

માટે હું રહેનાર મારી પોતાની ખુશીથી જામીન થયો છું અને મારે પોતાને વાસ્તે તથા મારા વારસો તથા મૃત્યુપત્ર ચલાવનારાઓને વાસ્તે સદરહુ કોર્ટ સાથે એવો કરાર કરૂં છું કે સદરહુ પ્રતીવાદી જ્યારે કોર્ટ ફરમાવશે ત્યારે નિચે

લખેલી મીલકત(અહીંઆં મીલકતની વીગત લખવી અથવા સાથેની યાદીનો નંબર વીગેરે લ ખવું) અગર તેની કીમત અથવા એવું હુકમનામું થાય તે પુરૂં કરવા જોઇએ તેટલી મી લકતનો ભાગ હાજર કરી કોરટના તાબામાં આપશે અને જો આ પ્રમાણે તે નહી કરે તો હું પોતે તથા મારા વારસો તથા મૃત્યુપત્ર ચલાવનારાઓ સદરહુ કોરટનેતેના હુકમથી રૂ. ) (દાવાના રૂપીઆ તથા તેનું ખરચ અને જામિના ખરચ સુધાંત જેટલી ર કમ થાય તેટલી સંમાય એટલો આંકડો લખવો )સુધી જે રૂપીઆ પ્રતીવાદીએ આપવા કોરટ ઠરાવશે તેટલા ભરી આપવા બંધાઇએ છીએ.

આ વાતની સાક્ષીને સારૂં આજ તા. માહે સને ૧૮ ને રોજ સહી કરીછે

સાક્ષી જમાનીદાર

---

## નંબર ૬૦.

કરાર ફરીથી નહી તોડવો અથવા ગેરવાજબી કામ ફરીથી ન કરવું અથવા તે જા રી ન રાખવા બાબતનું જામીન ખત.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાનો કલમ ૪૯૩

ના નો કોરટમાં

દીવાની મુકદમો નંબર સને ૧૮

વાદી

પ્રતિવાદી

ઉપર કહેલા દાવામાંના સદરહુ વાદી એ સદરહુ પ્રતીવાદી ને (અહીંઆં કરાર તોડવા બાબતના અગર બીજી કાંઇ નુકશાની હોય તે લખવી) કર તો અટકાવવાને આ કોરટને અરજ આપેલી છે અને સદરહુ કોરટે સદરહુ વાદીની અરજી ઉપરથી સદરહુ પ્રતીવાદીને સદરહુ કરાર ફરીથી ન તોડવા (તે ન જારી રાખવા) (અથવા ગેરવાજબી કૃત્ય જેની ફરીઆદી થઈ છે તે ફરીથી ન કરવા અથવા જારી ન રાખવા) બાબત મનાઈ હુકમ કાઢયો છે અને સદરહુ પ્રતીવાદી પાસેથી એવું ફરીથી ન કર વા અથવા તે જારી ન રાખવા બાબતના જામીન માગ્યા છે.

તથા હું રહેનાર નો પોતાની ખુશીથી જામીન થયો છું અને હું મારે પોતાને વાસ્તે તથા મારા વારસો તથા મૃત્યુપત્ર ચલાવ નારાઓને વાસ્તે સદરહુ કોરટ સાથે આ લેખથી એવો કરાર કરૂં છું કે ઉપર લખેલો પ્રતીવાદી ઉપર લખેલા કરાર તોડવાનું કામ (જેવા ગેરવાજબી કા મ અગર કાંઈપણ રીતે કરાર તોડવાનું કામ અગર તેજ કરારની અથવા તેજ માલમીલ

કતનો અથવા તેજ હક સંબંધની કોઈપણ રીતનો નુકશાની કરી ... અ તેમ કરવાનું જારી રાખશે નહી) અને જો તે આ રીત પ્રતીબંધ નહી પાળે તો સ... પ્રતીવાદી ... ઉપર જેટલી રકમનો ફેંસલો કોરટ કરશે તેટલી ર... ત કોરટના હુકમ ઉપરથી કોરટને રૂ ...)સુધી આપવાને હું તથા મારા વારસો તથા ...વહીવટ ચલાવનારાઓ બંધાઈએ છીએ.

આ વાતની સાક્ષીને સેહ્રૂ મેં મારી સહી આજ તા. માહે સને ૧૮ ને રોજ સહી કરી છે.

સાક્ષીઓ સહી જામીન

---

## નંબર ૬૧.

લવાદોને મુકદમો સોંપવાની અરજી આપવાનું વકીલને અખતીયાર પત્ર.

દીવાની કામચલાવવની રીતના કાયદાની કલમ ૫૮૯

ની કોરટમાં

દીવાની મુકદમો નંબર સને ૧૮

વાદી

પ્રતિવાદી.

અમો સદરહુ વાદી તથા સદરહુ પ્રતીવાદી ની એમ ઇચ્છા છે ઉપર લખેલી ફરીયાદીમાંની (જે વાત લવાદોને સોંપવી હોય તે લખવી) નિચે લખેલા લવાદ(અથવા લવાદોને) છેવટ ચુકાદા સારૂ સોંપવી: (અથવા કોરટ નિમે તે લવાદોને):

તેથી અમે સદરહુ વાદી તથા સદરહુ પ્રતીવાદી આ લેખ ઉપર અમારા વકીલોને એટલે સદરહુ વાદીની તરફથી અને સદરહુ પ્રતીવાદીની તરફથી ને લવાદો તરફ કામ મોકલવા બાબતનો હુકમ મેળવવા વીશે અમારી તરફથી અરજ કરવાને સારૂ વીશેષ અખીકાર આપીએ છીએ.

આ વાતની સાક્ષીને સેહ્રૂ અમે અમારી સહી આજ તા. માહે સને ૧૮ ને રોજ

સાક્ષીઓ સહી વાદી

પ્રતીવાદી

---

## નંબર ૬૨.

સરપંચ નિમવા સારૂ નોટીસ

દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૫૧૧

રહેનાર ને તથા ક રહેનારને

(પ્રત્યાદી)

તા. માહે સને ૧૮ ને રોજના કોરટના હુકમથી તમને સોંપેલા કામનો ચુકાદો કરવા સારૂ તમોને લવાદ નિમવામાં આવ્યા હતા અને તેજ સોંપવાના હુકમમાં તમને સરપંચ નિમવાનો અખ્તીઆર આપવામાં આવ્યો હતો પણ તમે તે પ્રમાણે સરપંચ નિમ્યો નથી માટે તમને આથી નોટીસ આપવામાં આવેછે કે તમારે એકદમ સરપંચ નિમવો.

આજ તા. માહે સને ૧૮

સહી

વાદી કીંવા પ્રતીવાદી

---

## નંબર ૬૩.

લવાદનો ફેંસલો કોરટમાં દાખલ કરવા રજુ કર્યો તેની પક્ષકારોને નોટીસ.

દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૫૧૬

ના ની કોરટમાં

દિવાની મુકદમો નંબર. સને ૧૮

અ.બ.રહેનાર વાદી.

વીરૂદ્ધ

ક.ડ. રહેનાર પ્રતિવાદી.

અ. બ. રહેનાર ના વાદીને અને ક. ડ. ના પ્રતિ વાદીને.

આથી તમને નોટીસ આપવામાં આવેછે કે ઉપરના દાવામાં નીમેલા લવાદે (લવાદોએ) પોતાનો ફેંસલો આજરોજ કોરટમાં દાખલ કરેલ છે.

આજ તા. માહે સને ૧૮ ને રોજ મેં મારી સહી કરી કોરટનો શીક્કો કરી આપ્યો.




જડજ.

## નંબર ૬૪.

લવાદને સોંપવા ખાબતનો કરાર કોર્ટમાં દાખલ કરવાની અરજીની પક્ષકારોને નોટીસ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૨૩

ના                                   ની કોર્ટમાં

ના રહેનારને

રહેનાર

નાએ એમ અરજ કરીછે કે તારીખ         માહે         સને ૧૮         ની જે લખેલી કબુલાત ઉપરથી તમે તથા સદરહુ         (તથા બીજા કોઈ માણસો) એવું કબુલ કરયું છે કે તમારા વચમાં તકરાર         તથા એઓને ( કીંવા કોરટ જે લવાદ નીમે તેઓને ) નીવાડો કરવા સારૂ સોંપવી તે કબુલાત આ કોરટમાં દાખલ કરવી.

માટે તમને નોટીસ આપવામાં આવેછે કે સદરહુ કબુલાત આ પ્રમાણે શા માટે દાખલ ન કરવી તેનું કારણ આજથી દીન         માં તમારે આ લેખ ઉપરથી દેખાડવું

તા૦         માહે         સને ૧૮



જડજ

---

## નંબર ૬૫.

લવાદનો ફેંસલો કોરટમાં દાખલ કરવાની અરજીની પક્ષકારોને નોટીસ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૨૫

ના                                   ની કોરટમાં

દીવાની મુકદમા નંબર         સને ૧૮

ના રહેનારને

રહેનાર

એ આ કોરટને એવી અરજ કરીછે કે તમે સદરહુ

એ બન્નેને જે તકરાર અને સુકાદો કરવા સારૂ લવાદોને

તા૦         માહે         ને રોજ સોંપી હતી અને તેનો ફેંસલો તેઓએ

તા.　　માહે　　　　સને ૧૮　　ને રાજ કરેલા છે તે કોરટમાં દાખલ કરો; માટે તમને આ લેખથી નોટીસ આપવામાં આવેછે કે સદરહુ અરજીમાં માગ્યા મુજબ સદરહુ લવાદનો ફેંસલો શા વાસ્તે દાખલ કરવો ન જોઇએ　તેનું કારણ બતાવવા સારૂ આજથી દીન　　ની અંદર હાજર થવું

તા.　　માહે　　　　સને ૧૮




જડજ.

---

## નંબર ૬૬

કલમ પ૨૯ પ્રમાણે થએલો કરાર દાખલ કર્યાની પક્ષકારોને નોટીસ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ પ૨૯

ના　　　　　　　　ની કોરટમાં

રેહેનાર　　　　　　ને

આથી તમને નોટીસ આપવામાં આવે છે　કે કાયદાની (અથવા હકીકતની) (જે વાંધાની વાત હોય તે લખવી.) તકરાર તેમાં લખેલી છે તેનો ચુકાદામાં કોરટ હા અથવા ના ઠરાવે તે પ્રમાણે રૂ　　　) ની રકમ તમારે અથવા સદરહુ　　　એ સદરહુ　　　ને આપવી (અથવા તે રકમ તમને આપવી અગર અમુક માણસે અમુક મીલકત બીજાને સોંપવી અગર પક્ષકારોમાંના એક અથવા વધારે અમુક કૃત્ય કરશે અથવા નહી કરે ) એવો જે કરાર તમારી અને સદરહુ　　　　ની(અને　　　　)ની વચે થઓછે તે આજ　　　　　　રહેનાર એ આ કોરટમાં રજુ કરોછે.

આજ તા.　　　માહે સને ૧૮




જડજ

---

## નંબર ૬૭

અપીલ ચાલતાં હુકમનામું અમલમાં લાવવાનું બંધ રાખવાનું જામીન ખત.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૩૬

ના ની કોરટમાં

દીવાની મુકદમા નંબર સને ૧૮

વાદી

પ્રતિવાદી.

સદરહુ કોરટમાં તા૰ માહે સન૧૮ ને રોજ સદરહુ ઉપર સદરહુ ને રૂ )આપવા બાબત (કીંવા સદરહુ ને માં નું ઘર એક અગર મા ની જમીન વીઘા આપવા સારૂ કીંવા અમુક કામ કરવા સારૂ વીગેરે જે હોય તે લખવું ) નું હુકમનામું થયું છે અને તે હુકમનામાની બજાવણી બંધ રાખવા સારૂ સદરહુ એ અરજી કરીછે.

અને સદરહુ કોરટે એવો હુકમ કર્યોછે કે છેવટ જે હુકમનામું અથવા હુકમ તેને બંધન કારક કરવામાં આવે ને તેનો યોગ્ય અમલ કરવાસારૂ જો સદરહુ અરજદાર રૂ ) ના પાકા અને સારા જામીન આપે તો તે સદરહુ હુકમનામાની બજાવણી મુલતવી રાખવી;

માટે હું રેહેનાર પોતાની ખુશીથી જામીન થઇને હું મારે પોતાને વાસ્તે તથા મારા વારસો તથા મૃત્યુપત્ર ચલાવનારાઓને વાસ્તે સદરહુ કોરટ સાથે આ લેખથી એવો કરાર કરૂંછું કે સદરહુ તેના વારસો અને મૃત્યુપત્ર ચલાવનારાઓ સદરહુ ના વિરૂદ્ધ જે છેવટ બંધન કારક હુકમ અથવા હુકમનામું થશે તે માન્ય કરશે તથા પુરૂં કરશે અને જો તે આ પ્રમાણે નહી કરેતો હું પોતે તથા મારા વારસો તથા મૃત્યુપત્ર ચલાવનારાઓ સદરહુ કોરટના હુકમથી સદરહુ કોરટને રૂ )સુધી જે રકમ આપવાનું ઠરાવશે તે આપવા બંધાઇએ છીએ.

આ વાતની સાક્ષીને સેહે માં તા. માહે સને ૧૮ ને રોજ મેં મારી સહી કરીછે.

સાક્ષીઓ (સહી)

જામીનુ

---

## નંબર. ૬૮

અરજદાર હુકમનામું પુરૂં કરી આપવાને પુરતી જામીની આપેતો દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૪૫. પ્રમાણે અસલ કોરટના હુકમનામાની બજાવણી કેમ બંધ ન રાખવી તેનું કારણ બતાવવા સારૂ કોર્ટ કાઢવાની નોટીસ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૪૫

ના ની કોરટમાં

દીવાની મુકદમો નંબર સને ૧૮

અ. બ. અરજદાર

વિરૂદ્ધ.

ક. ડ. હરકત લેનાર

ક. ડ. રહેનાર ને

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૪૫ મુજબ
ની કોરટના હુકમ નામાની બજાવણી બંધ રાખવાનો હુકમ કાઢવાની અરજ સદરહુ અરજદારે આ કોરટને કરીછે.

તેથી તમને ખબર આપવામાં આવેછે કે સદરહુ હુકમ કેમ ન કાઢવો તેનું કારણ તા. માહે સને ૧૮ વાર ને રોજ સવારના વાગતે બતાવવાનું તમને ફરમાવવામાં આવેછે અને સદરહુ દીવસે યોગ્ય કારણ બતાવવામાં નહી આવેતો બજાવણી અટકાવવાનો હુકમ આ કોરટ કાઢશે.

આજ તા. માહે સને ૧૮



જડજ.

---

## નંબર ૬૯

અપીલ ચાલતાં છતાં હુકમનામું અમલમાં આણ્યું હોય તે બાબતનું જામીન ખત.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૪૬.

ના ની કોરટમાં

દીવાની મુકદમો નંબર સને ૧૮

વાદી.

પ્રતીવાદી.

ને સદરહુ કોરટમાં તા. માહે સને૧૮ ને રોજ સદરહુએ સદરહુને રકમ આપવા બાબત (કીંવા સદરહુ ને માં આવેલું એક ઘર કીંવા માંથી વીઘા જમીન આપવા સારૂ અથવા ફલાણું કામ કરવા સારૂ વીગરે જેમ હોય તેમ) હુકમનામું થયુંછે અને તે હુકમનામા ઉપર સદરહુ એ અપીલ કરીછે.

અને સદરહુ કોર્ટે એવો હુકમ કર્યો છે કે સદરહુ હુકમનામું અમલમાં લાવવા સારૂ જે મીલકત લેવામાં આવે તે અગર તેની કીમત પાછી આપવા સારૂ અથવા અપીલ કોર્ટનું જે હુકમનામું અથવા હુકમ થાય તે પુરેપુરૂં અમલમાં લાવવા સારૂ સદરહુ રેસ્પોન્ડેન્ટ રૂ ) ના સારા અને પાકા જામીન આપે તો સદરહુ હુકમનામું અમલમાં લાવવું.

તથી હું રેહેનાર નો પોતાની ખુશીથી જામીન થઇને મારે પોતાને વાસ્તે તથા મારા વારસો તથા મૃત્યુપત્ર ચલાવનારાઓને વાસ્તે સદરહુ કોર્ટ સાથે આ ઉપરથી એવો કરાર કરૂંછું કે સદરહુ કે તેના વારસો અથવા મૃત્યુપત્ર ચલાવનારાઓ સદરહુ કોર્ટ ફરમાવશેતો એવી સર્વ મીલકત અગર તેની કીમત પાછી આપશે અને એવી અપીલમાં જે હુકમનામું અથવા હુકમ થશે તે માન્ય કરશે અને પુરાં કરશે અને જો તે એ પ્રમાણે નહી કરેતો હું પોતે અથવા મારા વારસો તથા મારા મૃત્યુપત્ર ચલાવનારાઓ સદરહુ કોર્ટના હુકમથી ઉપર કહેલા રૂ ) ની રકમ સુધી જે રકમ સદરહુ કોર્ટ લેવાની ઠરાવશે તે આપવાને બંધાઇએ છીએ.

આ વાતની સાક્ષીને સંવ માં આજ તારીખ માહે ને રોજ મેં મારી સહી કરીછે.

સહી.

સાક્ષીઓ જમાનીદાર.

---

## નંબર ૧૦.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૪૯ પ્રમાણે ખરચની જામીની

ના ની કોરટમાં

અપીલ નંબર સને ૧૯

આપેલન્ટ

રેસ્પોન્ડન્ટ

ઊપર દર્શાવેલી અપીલમાં સદરહુ અપેલન્ટ પાસેથી અપીલના ખરચની (અપીલનાઅથવા અસલ દાવાના અથવા બેના ખરચની)જામીની માગવી કોરટને યોગ્ય લાગેછે (અથવા સદરહુ અપેલન્ટ બ્રીટીશ ઇન્ડીઆની બાહાર રહેછે અને જે મીલકત સંબંધી આ અપીલછે તે શીવાય જોઇએ તેટલી સ્થાવર મીલકત તેની બ્રીટીશ ઇન્ડીઆમાં છે નહી અને તેથી સદરહુ કોર્ટે સદરહુ અપીલન્ટ પાશેથી ના ખરચની જામીની માગીછે.)

તથી હું રહેનાર નો મારે પોતાને વાસ્તે તથા મારા વારસો, મૃત્યુપત્ર ચલાવનારાઓ અને આસેનીઓ તરફથી આ લેખ

ઉપરથી સદરહુ કોરટ સાથે એવો કરાર કરેછું કે સદરહુ અપેલન્ટ તેના વારસો અને મૃત્યુપત્ર ચલાવનારાઓ જ્યારે સદરહુ કોરટ જે જે ખરચ આપવાનો હુકમ કરશે તે સઘળું કોરટ ફરમાવસે ત્યારે આપશે અને તે પ્રમાણે તકી આપેતા હું પોતે, મારા વારસો તથા મૃત્યુપત્ર ચલાવનારાઓ એવા પ્રકારનું સર્વ ખરચ કોરટના હુકમથી સદરહુ કોરટમાં ભરીશું

એ વાતની સાક્ષીને સદે મેં આજ તા૦ માહે સને૧૮ ને રોજ મેં મારી સહી કરીછે.

સક્ષીઓ

સહી.

જમાનીદાર.

---

## નંબર ૭૧.

અપીલ દાખલ કર્યા બાબતની નીચેની કોરટને સુચના.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૫.

ના ની કોરટમાં

દિવાની મુકદમા નંબર સને ૧૮

વાદી

પ્રતિવાદી

ની કોરટના જડજને

આ લેખ ઉપરથી એવી ખબર આપવામાં આવે છે કે તમ ઉપર લખેલી ફરી-આદીમાં ગયા મહીનાની તારીખ ને રોજ ફેંસલો કરયોછે તે ઉપર સદરહુ ફરીઆદીમાંના વાદીએ ( કીંવા પ્રતિવાદીએ ) અપીલની યાદ આપેલી તે આજરોજ નોધાઇ છે ( તેથી તમને વિનંતી કરવાની કે તે મુકદમાના સર્વ મુદાના કાગળ ( કીંવા જે કાગળ મુદામ મંગાવ્યા હોય તે) જેમ બને તેમ તાકીદે મોકલવા.)+

તા૦ માહે સને ૧૮

જડજ.

શીકો.

+જે દાવાના કાગળ અપીલ કોરટમાં ન રહેતા હોયતો ઉમેરવું.

---

## નંબર ૧૨.

જે આકાની નકલો કરાવી નીચેની કોરટમાં રાખવાની પક્ષકારની ઇચ્છા હોય તે ફરમાવવા સારૂ નીચેની કોરટને નોટીસ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૫૦

ની કોરટમાં.

દીવાની મુકદમા નંબર. ૧૮

વાદી

પ્રતીવાદી

સદરહુ કોરટના જડજને

ની કોરટમાં દાખલ થએલી અપીલ ઉપરથી સદરહુ લખેલી જે ફરીયાદીના કાગળો મંગાવવામાં આવ્યા તેનો હું વાદી (કીંવા પ્રતિવાદી) આથી નોટીશ આપુછું કે સદરહુ દાવામાં દાખલ થએલા દસ્તાવેજોમાંથી નીચે લખેલાંમાંથી દસ્તાવેજોની નકલો કરાવી તે સદરહુ કોરટમાં રાખવાની મારી ખાએશછેઃ જેવા કે.

(દસ્તાવેજનું બયાન.)

આજ તા૦ માહે સન ૧૮

વાદી

(અથવ)

પ્રતીવાદી

---o---

## નંબર ૧૩

અસલ દાવાના પક્ષકાર કે જેને અપીલમાં પક્ષકાર કરવામાં આવ્યો નથી પણ જેને કોરટે રેસ્પોન્ડન્ટ તરીકે સામેલ કર્યો છે તેના ઉપર નોટીસ.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૫૯

ના ની કોરટમાં

ના જડજની કોરટના તા૦ માહે સને ને રોજના હુકમનામા

ઉપર અપીલ નંબર સને ૧૮ ની

અપેલંન્ટ

વિરૂધ.

રેસ્પોન્ડટ

ના રહેનારને

સદરહુ ન્યાયાધીશની કોરટમાં સને ૧૮ ના નંબર ના દાવાની મુકદમામાં તમે પક્ષકાર હતા અને વાદી અ. બ.(અથવા પ્રતિવાદી ક.ડ.) એ સદરહુ દાવામાં તેના વિરૂધ થએલા હુકમનામા ઉપર અપીલ કરીછે અને આ કોરટને એમ જણાયછે કે તે સદરહુ અપીલના પરિણામમાં તમારૂં હીત રહેલુંછે.

માટે તમને આથી નોટીસ આપવામાં આવેછે કે સદરહુ અપીલમાં તમને રસ્પોન્ડન્ટ તરીકે દાખલ કરવાનું આ કોરટે ફરમાવ્યુંછે અને તેની સન ૧૮ ના માહે ની તારીખ ને વાર ના વાગતા સુધી સુણાવણી મુલતવી રાખી છે. માટે સદરહુ દીવસે અને કલાકે તમારી તરફથી તમો જાતે અગર તમારા વકીલ અથવા તમારી તરફથી સદરહુ અપીલમાં કામ કરી શકે એવાં કાયદા પ્રમાણે અધિકાર મળેલા સખ્સ જો હાજર નહી થાયતો તમારી ગેર હાજરીમાં તેની એક તરફી સુણાવણી થઇ તેનો નીકાલ કરવામાં આવશે.

આજ તા. માહે સને ૧૮ રોજ મારી સહી તથા કોરટનો શીકો કરીને આપ્યો.




જડજ.

---

**નંબર ૧૪.**

નાદાર તરીકે અપીલ કરવાની અરજી

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૯૨

ની કોરટમાં

અ. બ. રહેનાર વાદી

વિરૂધ.

ક. ડ. રહેનાર પ્રતિવાદી

હું અ. બ. ઉપર કહેલો વાદી ઉપરના હુકમનામા ઉપર અપીલની ટીપ (મેમોરેન્ડમ) આ વીગતે રજુ કરૂંછું અને નાદાર તરીકે અપીલ કરવાની પરવાનગી મળવાની અરજ કરૂંછું.

મારી સ્થાવર અને જંગમ મીલકતનું ખરૂં અને પુરતું પત્રક તે મીલકતની અજમાયશી કીમત શુધાંત આ સાથે સામેલ છે.

આજ તા. માહે સને ૧૮

સહી અ. બ.

---

**નંબર ૧૫.**

સને ૧૮૬૪ ના આકટ ૨૦ ની કલમ ૬ પ્રમાણે વહીવટ કરવાના સરટીફીકેટનો નમુનો.

નાની ઉમરનાની મીલકત બાબતમાં સને ૧૮૬૪ ના ૨૦ મા આકટની કલમ ૬ ના ઠરાવ પ્રમાણે આ કોરટે તમો ને સદરહુ સગીર અઢાર વરસેનો થાય ત્યાં સુધી તેની મીલકતનો વહીવટ કરવા સારૂ નીમ્યા છે; માટે આ ઉપરથી સદરહુ સગીર ની મીલકત તમારે સ્વાધીન કરવામાં આવેછે; અને સદરહુ જો નાની ઉમરનો ન હોત અને જે અખતીયાર તે વાપરી શકત તેવો અખતીયાર આ મીલકતના વહીવટમાં વાપરવાની તમને સતા છે અને સદરહુ ની મીલકત ઉપર અથવા તે મીલકતના વાજબી દાવાઓ, લેહેણદેણ અને જવાબદારી હોય તે તમારે વસુલ કરવાં અને ચુકવી આપવાં પણ કોરટનો હુકમ અગાઉથી લીધા શીવાય કોઇ પણ સ્થાવર મીલકત વેચવાનો અગર ગીરો મુકવાનો અથવા પાંચ વરસ કરતાં વધારે મુદતને પટે આપવાનો તમને તે વખતે અખીકાર નથી.

૨ આ મીલકત સંબંધી જે નાણું તમારી પાસે આવે અથવા તમો ખરચો તે સઘળાનો તમારે બરાબર હીસાબ રાખવો અને તે હીસાબનું ખરાપણું સાબીત કરવા સારૂ વઉચરોઆ અગર બીજા દસ્તાવેજો જરૂર હોય તે સંભાળી રાખવા.

૩ સને ૧૮૬૪ ના ૨૦ મા આકટની કલમ ૨૧ મુજબ જો સરટીફીકેટ રદ કરવામાં આવશે તો તમારી જગાએ જે શખસ યોગ્ય રીતે નિમાશે તેને તમારા હાથમાં જે મીલકત હશે તે આપવી પડશે અને પઇસા અગર બીજી મીલકત જે તમને મળી હશે તેનો હીસાબ તમારે તે સખસને આપવો પડશે.

૪ તમને સેપિલું કામ છોડી દેવાની તમારી મરજી હશે તો તમારી જગા ઉપર આવનાર માણસને જે પઇસા અથવા બીજી મીલકત તમારા હસ્તક આવ્યાં હોય તેનો હીસાબ આપ્યાથી અને મીલકત સોંપી આપેથી કોરટ તમને એ કામથી છુટા કરશે (જ્યારે સને ૧૮૬૪ ના આકટ ૨૦ કલમ ૧૨ પ્રમાણે જામીની લેવામાં આવી હોય ત્યારે નિચેની કલમ વધારવી.

૫ આ સરટીફીકેટની રૂઇએ મળેલું કામ તમે યોગ્ય રીતે કરો તેટલા માટે રૂ )
ના જામીન આ ઉપરથી તમારે આપવા જોઇએ.

ડીસ્ટ્રીકટ જડજ.

---

## નંબર ૭૧.

### સને ૧૮૬૪ના આકટ ૨૦ની કલમ ૯ અને ૧૦ પ્રમાણે વાલીપણું અને વહીવટના સરટીફીકેટનો નમુનો.

નો મીલકત બાબતમાં
સગીર

૧ સને ૧૮૬૪ ના આકટ ૨૦ ની કલમ ૯ માંના ઠરાવ પ્રમાણે આ કોરટે તમા
ને નાની ઉમરનો છોકરો અરાઢ વરસ
ની ઉમરનો થાય ત્યાં સુધી તેની ઇસ્ટેટનો વહીવટ કરવા સારૂ નિમ્યા છે માટે આ
ઉપરથી મજકુર માલમીલકત તમારે સ્વાધીન કરવા
માં આવેછે; મજકુર જો નાની ઉમરનો ન હોત
અને તેને અખતીયાર ચલાવત તેટલો અખતીયાર તે ઇસ્ટેટના વહીવટ કરવાના
કામમાં તમારે ચલાવવો અને મજકુર ની ઇસ્ટેટના ઉપરના બા
જબી દાવાઓ, લેણદેણ તથા જોખમો સરવે તમારે વસુલ કરવા અને આપવાં પ
ણ કાંઇપણ સ્થાવર મીલકત વેચવા અથવા ગીરો મુકવા સારૂ અથવા પાંચ વરસ
કરતાં કાંઇ વધારે મુદતનો તેનો પટો કરી આપવા સારૂ આ કોરટનો હુકમ
અગાઉથી લીધા શીવાય તમને અખતીયાર નથી.

૨ તમારી પાસે ઇસ્ટેટ ખાતે જે નાણું આવ્યું હોય અથવા તેમાંએ ખરચ્યું હોય તે
સરવે નાણાનો તમારે બરાબર હીસાબો રાખવા અને તે હીસાબોનું ખરાપણું સા
બીત કરવા સારૂ વાઉચારો તથા બીજા દસ્તાવેજોની જરૂર હોય તે સરવે તમારે
બચાવી રાખવા.

૩ સને ૧૮૬૪ ના આકટ ૨૦ ની કલમ ૨૧ માંના ઠરાવ પ્રમાણે જો આ સરટીફીકે
ટ રદ કરવામાં આવે તો તમારી જગ્યા ઉપર જેને યોગ્ય રીતે નિમવામાં આવે તે
ને તમારી પાસેની માલ મીલકત આપવી પડશે તથા જે નાણાની રકમ અથવા
બીજી માલ મીલકત તમારી પાસે આવી હોય તે સરવેનો હીશાબ તમારી જગ્યા ઉ
પર આવનાર માણશને આપવો પડશે.

૪ તમને સોંપેલું કામ છોડી દેવા સારૂ તમારી મરજી હશે તો તમારી જગા ઉપર
આવનારને તે સરવેનો હીસાબ આપેથી અને તમારી પાસે માલ મીલકત હોય તે સોંપી
આપેથી આ કોરટ તમાને એ (કામ)થી છુટા કરશે.

૫ વળી આ ઉપરથી તમને મજકુર ના પાલણ કરનાર નિમ્યા છે અને તમોને સોંપેલું કામ ચલાવવા બાબત જે મેહેનત તથા જવાબદારીછે તેના યોગ્ય બદલા તરીકે આ કોરટે દર મહીને રૂપીયા ની રકમ મુકરર કરી આપેલી છે તે રકમ ની ઇસ્ટેટમાંથી રાખવાનો તમને અખતીયાર છે.

૬ આ કોરટની સાધારણ દેખરેખ તથા અખતીયાર નીચે મજકુર ને વિદ્યાભ્યાસ કરાવવા શારૂ યોગ રીત બંદોબસ્ત કરવો પડશે.

૭ મજકુર નું પાલણપોષણ કરવા શારૂ આ કોરટ દર મહીને રૂપીયા ની રકમ મુકરર કરી છે તેટલી ખરચ કરવા સારૂ તમને અખતીયારછે.

૮ મજકુર ના વિદ્યાભ્યાસ તથા લગન સંબંધી સરવે ખરચ સને ૧૮૬૪ ના આકટ ૨૦ નો કલમ ૨૮ તથા ૨૯ માંના ઠરાવ પ્રમાણે આપવામાં આવશે.

૯ કોઇ પણ પુરતા સબબ ઉપરથી તમને તમારા સોંપેલા કામથી આ કોરટ દુર કરી શકશે.

જ્યારે શને ૧૮૬૪ ના ૨૦ મા આકટની કલમ ૧૨ પ્રમાણે જામીન લેવામા આવે ત્યારે સરટીફીકેટમાં નિચે લખેલી કલમ વધારવી.

૧૦ આ સરટીફીકેટના આધાર ઉપરથી તમારૂ કામ વહીવટ કરનાર તરીકે યોગ્ય રીત કરવા સારૂ રૂ )ની રકમનો જામીન આ ઉપરથી તમારે આપવો જોઇએ.

ડિસ્ટ્રીકટ જડજ.

ટીપ:—આ મીલકતની જુમલે કીમત આશરે રૂ ની છે એવી અરજદારની પ્રતીત્તા ઉપર જુબાની લીધી તે ઉપરથી આ સરટીફીકેટ આપવામા આવ્યુંછે. આથી નોટીસ આપવામાં આવેછેકે સને ૧૮૭૦ ના પરીશીષ્ટ ૧ માં લખેલી કોરટફી કરતા આ સંરટીફીકેટની ફી ભૂલથી અગર સદરહુ સગીરની કેટલી મીલકત છે તેની પુરેપુરી માહીતી ન હોવાને લીધે જો ઓછી આપવામાં આવી હોય તો તા. ૧ અપરેલ સને ૧૮૭૫ થી અગર ભૂલ માલમ પડે ત્યારથી અગર આ સરટીફીકેટની તારીખે સગીરનો નહી માલમ પડેલી મીલકત મળે ત્યારથી ૭ મહીનામાં ખુટતી સ્ટાંપની રકમ રેવન્યુ ખાતાના મુખ્ય કન્ટ્રોલીંગ અંમલદારીને ભરવી; અને આવી ઉપર કહેલી ખુટતી રકમ પુરી કરવામાં જો તમે કસુર કરશો તો તમો રૂ૧૦૦૦) ના દંડને પાત્ર થશો. અને સને ૧૮૭૫ ના ૧૩ મા આકટની કમમ ૬ ૧૯ ગ. અને ૧૯ હ ના ઠરાવ પ્રમાણે યોગ્ય કોરટ ફી પુરી કરવાને જેટલી રકમ ખુટતી હશે તે રકમ ઉપર સેંકડે દશ ટકા વધારે આપવાને પાત્ર થશો.

---

## નમુનો ૧૧.

(જ્યારે વહીવટ કરનાર શીવાય બીજા કોઇ સખસને પાલણ કરનાર નિમવામાં આવે ત્યારે સને ૧૮૬૪ના આકટ ૨૦ની કલમ ૬ અથવા ૧૦ પ્રમાણે પાલણ કરવાના

નિયમો અમલમાં હોય તેને અનુસરીને મીલકતના દરેક વેચાણનું કલેકટર સાહેબ અગર સદરહુ બીજા અધીકારીએ જાહેરનામુ કરવું અને તે વેચાણ કરવું સદરહુ નીયમોમાં કહેલી બીના ઉપરાંત વળી વેચાણના જાહેરનામામાં નીચેની બાબત આવવી જોઈએ.

(અ) હકનાં જે પત્રકો ૩૨૨ અ અને ૩૨૨ ક પ્રમાણે તઈયાર કરવામાં આવ્યાં હોય અથવા ૧૦ મા નીયમ પ્રમાણે કલેકટર સાહેબ અગર સદરહુ બીજા અધીકારીની આગળ રજુ કરવામાં આવ્યાં હોય અને જે તેણે મંજુર કરયા હોય અને જે હક કલેકટર સાહેબ અગર સદરહુ બીજા અધીકારીને પ્રથમ દરશનીક પુરાવાથી બરાબર અને વ્યાજબી લાગે તેવા હકની યાદ;

(બ) હુકમનામાના દેણદારના હકની અગર ત્રીજા માણસોએ તે મીલકતમાં દાવો ઉઠાવ્યો અગર ભાગ લાગ બતાવ્યો હોય તેના ખરાપણાની બાંહેદારી આપવામાં નથી આવતી એવી સુચના.

૧૨ હુકમનામાના દેણદારે નિયમ ૫ પ્રમાણે જે હકનામાં અને બીજા દસ્તાવેજો રજુ કર્યાં હોય તે કલેકટર સાહેબે અગર સદરહુ બીજા અધીકારીએ પોતાના કબજામાં રાખવા; અને જે મીલકતને તે લાગુ પડે છે તે બધી વેચવામાં આવે તો તે દસ્તાવેજો તેના ખરીદદારને સોંપવા.

૧૩ જ્યારે વેચાણ છેવટ સમાપ્ત થાય ત્યારે કલેકટર સાહેબે અગર સદરહુ બીજા અધીકારીએ દીવાનીકાયદાના પરીશીષ્ઠ ૪ ના નંબર ૧૫૦ ના નમુના પ્રમાણે જેમબની શકે તેમ વેચાણનું સરટીફીકેટ ખરીદદારને આપવું.

૧૪ જ્યારે વેચેલી મીલકત હુકમનામાના દેણદાર અથવા બીજા કોઇ શખ્શના કબજામાં હોય અને તે મીલકતનું સરટીફીકેટ આગળ કહેલા નીઅમ પ્રમાણે આપવામાં આવ્યું હોય તો ખરીદદારની અરજ ઉપરથી તેને અથવા પોતાની તરફથી કબજો લેવાને જે માણસ તેણે નીમ્યો તે માણસને મીલકત હવાલે કરી અથવા હુકમનામાના દેણદારનો હક ખરીદદારને મળ્યો છે એવા ઘટતી જગોએ ઢોલ વગડાવી અથવા જે રીવાજ હોય તે પ્રમાણે ઢંઢેરો પીટાવી તેમાં રહેનારને ખબર આપવી અને જરૂર પડે તો જે માણસ ખાલી કરવાની આનાકાની કરતો હોય તેને ત્યાંથી ખસેડી કલેકટર સાહેબે અગર સદરહુ બીજા અધીકારીએ કબજો સોંપવો.

૧૫ જેટલી બની તેટલી હુકમનામાની બજાવણી પુરી થઈ રહે અને વેચાણના આવેલા પઈસાની બાબ્તની દીવાની કામચલાઉ કાયદાની ૩૨૫ કલમ મુજબ વ્યવસ્થા કરી રહે એટલે પેહેલા અને બીજા નિયમ પ્રમાણે આવેલા કાગળો અને બજાવણીના કામના કાગળો કોરટને ટપાલ મારફતે અગર બીજી યોગ્ય લાગે તેવી રીતે કલેકટર સાહેબે પાછા મોકલવા. સને ૧૮૮૦ ની સાલનું મુંબઈનું સરકારી ગેજીટ ભાગ ૧ પાનું ૯૬ અને ૯૭

ક્રીસે મુંબાઈ ૨૪ મી મે સને ૧૮૮૦

નંબર ૩૬૦૦.—સને ૧૮૭૮ ની સાલના મુંબઈ સરકારી ગેજીટને પાને ૮૩૯ મે પ્રસિધ કરેલી સને ૧૮૭૮ તા૦ ૧૬ મી સપટેંબર ની તારીખની નંબર ૭૩૨૦ ની જાહેરખબરનો જેટલો ભાગ સને ૧૮૭૮ ની સાલના મુંબઈ સરકારી ગેજીટ ના ૧૬ મે પાને પ્રસીદ્ધ થએલી સન ૧૮૮૦ તા૦ ૪ જાનેવારીની તારીખની નંબર ૪૯૯ ની સરકારી જાહેરખબરથી રદ નથી થયો તે રદ કરીને અને દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૩૨૦ પ્રમાણે જે અખતીયાર મળયોછે તે અન્વેયે નામદાર ગવરનર જનરલ ઈનકાઊંશીલની અગાઊથી મંજુરી મળીને નામદાર ગવરનર ઈનકાઊંસિલ મુંબઈ મેહેરબાનીની રાહે એમ ફરમાવેછે કે પૂના, અહમદનગર, સોલાપૂર અને સતારા જીલામાં સન ૧૮૭૯ ના ડેકન આગ્રીકલચરીસ્ટરીલીફ આકટ ના અર્થ પ્રમાણે જે ખેડુત છે તેની સ્થાવર મીલકત જે દેવાનું હુકમનામુ થયુંછે તે વાળવા સારૂ ખાસ રીતે ગીરો મુકેલીછે તે વેચવાનો જેમાં હુકમ કરવામાં આવ્યોછે તેવા હુકમનામાની બજાવણીનું કામ કલેકટર સાહેબ તરફ મોકલવામાં આવશે પણ આથી રદ થએલી જાહેરખબરને અનુસરીને કાયદેસર રીતે જે હુકમનામાં કલેકટર સાહેબ તરફ બજાવવા સારૂ મોકલવામાં આવ્યાં છે તેને આ જાહેર ખબરમાં જે કાંઇછે તેથી બાધ લાગેછે એમ ગણાશે નહી

અને તેવીજ મંજુરીથી અને સદરહુ અખીકારની રૂઇએ ગવરનર સાહેબ બહાદુર ઈનકાઊંશીલ મુંબાઈ મેહેરબાનીથી એમ ફરમાવેછે કે નાશીક, ખાનદેશ, કલાડગી, અમદાવાદ, ખેડા, સુરત, અને ભરૂચ જીલ્લાઓમાં નીચેની બાબતમાં હુકમનામાની બજાવણી કલેકટર સાહેબની મારફત કરવામાં આવશે.

૧) જે માણસ પોતાનું સઘળું અથવા મુખ્યત્વે કરીને ગુજરાન ખેતીથી કરેછે તેની કોઈપણ સ્થાવર મીલકત વેચવાનો નાણાના હુકમનામાની બજાવણીમાં કોરટે હુકમ કર્યો હોય તેવાં નાણાનાં હુકમનામાં.

૨) સ્થાવર મીલકતને લગતા ખાસ કરારની રૂઇએ એવા કોઈ માણસની સ્થાવર મીલકત વેચવાનું ફરમાવ્યુંછે તેવાં હુકમનામાં. (મુંબાઈ ગેજીટ સને ૧૮૮૦ ભાગ ૧૫૯નું ૫૧૯ તા૦ ૧૬ જુલાઈ સને ૧૮૮૦).

સરક્યુલરબુકના ૨૦૯ મા પાનામાં ૭ મા પારેગ્રાફ તરીકે વધારવું.

સન ૧૮૮૦ ના મુંબાઈ સરકારી ગેજીટના ભાગ ૧ ને પાને ૫૧૯ મે પ્રસીધ કરેલી તા૦ ૨૪ મી મે સને ૧૮૮૦ ની નંબર ૩૬૦૦ ની નોટીસના બીજા પારાગ્રાફ પ્રમાણે કલેકટર સાહેબતરફ મોકલેલી દરખાસ્તો કલેકટર સાહેબની મારફત બજાવણી ચાલુ છે એ પ્રમાણે ગણી માશીક પત્રકમાં દાખલ કરવી.

૧૬ જુલાઈ સને ૧૮૮૦.

સરક્યુલરબુકને ૧૦૮ મા પાનાની ૨૨ મી કલમ રદ કરીછે.

૬૧ મે પાને ૭ મા પારેગ્રાફ ઉમેરવો.

પોસ્ટની મારફત નાણાં મોકલવામાં નીચેના નિયમો બધી કોરટોએ પાળવા. બે રૂપીઆ અગર તેથી ઉપરાંતની રકમ મનીઓડર કરાવી મોકલવી. બે રૂપીઆ અંદરની રકમ ટપાલની ટીકીટો લેઈને મોકલવી. ટીકીટો બગડે નહી તેટલા સારૂ સાથે રાખેલા કાગળ સાથે તે દોરે બાંધવી પણ તે ઉપર ચોટાડવી નહી. જ્યારે ટપાલ ટીકીટો મોકલવામાં આવે અને તેની કીમત એટલી હોય કે રજીસ્ટર કરાવવાનું ખરચ વાજબી જણાય તો જે કાગળ સાથે ટપાલ ટીકીટો મોકલવામાં આવેછે તે રજીસ્ટર કરાવવાની પક્ષકારોને ભલામણ કરવી.

૧૪ જુલાઈ સને ૧૮૮૦

સરકયુલરને પાને ૧૧૭ મે ૨૬ મા પારેગ્રાફ તરીકે વધારવું.

સન ૧૮૭૭ ના ૧૦ મા આકટની કલમ ૫૨૫ પ્રમાણે દાખલ કરેલા લવાદના ફેસલા ઉપર કેટલાક સબારડીનેટ જડજો ફેંશલો આપતા નથી એવી આ કોરટને ખબર પડીછે તેથી આ કોરટને એટલું બતાવવું જરૂર જણાયછે કે ૫૨૬ મી કલમમાં એમ ઠરાવવામાં આવ્યું છે કે આવાં કામોમાં થએલા લવાદના ફેંસલામાં તે પ્રકરણમાં આગળ આવેલા ઠરાવ પ્રમાણેજ અમલ થશે અને તેથી જેમ દાવામાં લવાદનો ફેંસલો થયો હોય અને તે ઉપરથી જેમ ફેસલો અને હુકમનામુ કરવામાં આવેછે તેમ આવી બાબતમાં પણ ફેસલો અને હુકમનામું તે પ્રમાણે કરવાં જોઈએ.

તા૦ ૧૯ જુલાઈ સને ૧૮૮૦

સરકયુલર બુકને ૨૧૮ મે પાને બીજા પારાગ્રાફ તરીકે વધારવું.

દરેક વરશની શરૂઆતમાં ડીસ્ત્રિકટ જડજોએ ગયા વરશમાં જે નવા સબારડીનેટ જડજો પેહેલ વેહેલા નીમાયા હોય તેમની બાબતમાં રીપોરટ કરવો અને તેમાં (અ) તેમના અભીપ્રાય પ્રમાણે જે કારણથી અમુક સબારડીનેટ જડજને પોતાના ડીસ્ટ્રીકટમાં કેમ ન બદલી કરી મોકલવો તે લખવાં: અને (બ) પોતપોતાના ડીસ્ત્રિકટના દરેક સબારડીનેટ જડજ વીશે નીચેની બાબત ઉપર હકીકત આપવી: એટલે (૧) તેની જન્મભુમી; (૨) (હિંદુ હોય તો) તેની ન્યાત: (૩) જે જે જગ્યાએ તેની સ્થાવર મીલકત છે તે; (૪) તેની દેશી ભાષા અને ૧૩ મી આગષ્ટ સને ૧૮૭૯ ના જુડીશીઅલ ખાતાના નંબર ૪૮૬૧ ના સરકારના ઠરાવ પ્રમાણે તે બીજી જે જે દેશી ભાષામાં પાસ થયો હોય તે.

૨૦ જુલાઈ સન ૧૮૮૦

સરકયુલર બુકનો ૧૧૧ મે પાને ૨૬ મા પારેગ્રાફ તરીકે વાંચવું.

૨૬ દીવાની કામ ચલાવવાની રીતના કાયદા(સન૧૮૭૭ ના ૧૦)ની કલમ ૫૧૧ પ્રમાણે કરેલો હુકમ હુકમનામુ છે અને તેના ઉપર અપીલ થઈ શકે એવોછે; માટે આવો હુકમ જે અપીલ કોરટે કરયો હોય તે કોરટે રીતસર હુકમનામુ તઇયાર કરવું જોઈએ.

૨૦ જુલાઈ સન ૧૮૮૦

સરકયુલર બુકને ૧૧૧ મે પાને ૨૭ મા પારેગ્રાફ તરીકે વાંચવું.

ટપાલ મારફતે મોકલતાં અસલ દસ્તાવેજો ખોવાય નહી તેટલા માટે આવા દસ્તાવેજ જ્યારે હાયકોરટ આગળ ચાલતા મુકદમામાં દાખલ કરયો હોય અગર નોંધાયો હોય ત્યારે તમને સારૂ (સન ૧૮૭૭ ના ૧૦) દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૧૩૭ પ્રમાણે અરજીઓ કરવામાં આવે તબધામાં અસલ દસ્તાવેજની જરૂર છે અને રીત પ્રમાણે પક્ષકારેમેળવેલી સહીવાળી નકલો શા કારણથી ચાલશે નહી તે ખાસ દરશાવવું.

૧૦ અગસ્ટ સને ૧૮૮૦

સરકયુંલરને ર૦પ મે પાને ૮૧ અ તરીકે નધારવું.

૮૧ અ.

ડેકન આગ્રીકલ્ચરીસ્ટરીલીફ આકટ(સન ૧૮૭૯ ના ૧૭) પ્રમાણે કરેલા દાવામાં પ્રતીવાદી ઉપર સમન.

દાવાનું નામ—

રહેનાર ને

એ તમારા ઉપર આ કોરટમાં વાસ્તે દાવો દાખલ કરયો છે તેથી આ ઉપરથી તમને આ કોરટમાં તા. માહે સને ને વાર ને રોજ સવારના વાગતાં હાજર થવાનું ફરમાવવામાં આવેછે.

જે દીવસ તમારે હાજર થવાનો મુકરર કરયો છે તેજ દીવસ દાવાનો છેવટ નીકાલનો ઠરાવ્યો છે માટે તે દીવસે તમારા બધા શાક્ષીઓને હાજર કરવાને તમારે તૈયાર રહેવું જોઇએ; અને દસ્તાવેજો જે વાદી જોવા સારૂ માગેછે તે અને જે દસ્તાવેજો ઉપર તમે તમારા બચાવ સારૂ આધાર રાખવાનું ધારતા હો તે તમારે તમારી સાથે લાવવા.

**નોટીસ**—જો તમને એમ ધાસ્તી હોય કે તમારા શાક્ષીઓ પોતાની મળે હાજર નહી થાય તો તજવીજ પેહેલાં કોઇ પણ વખતે કોરટને અરજ કરયાથી અને જરૂર જેટલી વાટખરચ અને ભથાની રકમ ભરવાથી, કોઇપણ શાક્ષીદારને હાજર થવાના અને જે દસ્તાવેજ સાક્ષી પાસે રજુ કરાવવાનો તમારો હક છે તે રજુ કરવાના સમન તમને મળશે.

તમારી વાટનું તથા બીજા ખરચ અને એક દીવશના ભથા બદલ રૂ ) ની રકમ આ લાગત મોકલી છે.

ટીકાઃ—જો વાદી અરજ કરે તો નીચેની નોટીશ ઉપરના શમન ઉપર ચોઢવી.

વળી તમને વીશેષ ખબર કરવામાં આવેછે કે વાદીએ પોતાના દાવાની અરજી સાથે નીચેના દસ્તાવેજો રજુ કરયા છે.

(દસ્તાવેજનું બયાન.)

આથી તમને ફરમાવવામાં આવેછે કે આ સમન પહોંચ્યા પછી ચાર દહાડામાં સ

દરહુ ઉપર કહેલા દસ્તાવેજો ખરા છે એ બાબતની લેખી કબુલત તમારી સહી સુધાતની આ કોરટમાં દાખલ કરવી અથવા ચાર દહાડામાં જાતે હાજર થવું અને એ પ્રમાણે કબુલત આપવી. જો એમ કરવામાં તમે કસુર કરશો તો, દાવાનું પરીણામ ગમે તે થશે તોપણ સદરહુ ઉપર કહેલા દસ્તાવેજ સાબીત કરવાનું વાદીને જે ખરચ થશે તે તમો ખમવાને જવાબદાર થશો.

- આજ તા. માહે સને ને રોજ મેં મારી સહી કરી કોરટનો શીકો કરી આપ્યો

શીકો.

જડજ

૧ સપ્ટેંબર ૧૮૮૦.

સરક્યુલર બુકને પાને ૧૧૫ મે ૧૭ અ પારેગ્રાફ તરીકે વાંચવું.

૧૭ અ. દીવાની કામચલાવવાની રીતના કાયદાની કલમ ૩૮૬ પ્રમાણે મુફશીલ કોરટોએ મુંબઈના રહેનાર સાક્ષીઓની તપાસણીને માટે મુંબઈની સ્માલકાજ કોરટના પેહેલા જડજ ઉપર કહાડેલાં કમીશનો તે અધીકારી ઉપર બારોબાર કાઢ્યા પછી તુરત ટપાલ મારફતે તે કમીશન કાઢનારી કોરટોએ મોકલવાં; અને દરેક બાબતમાં તેમનો અમલ કરી પાછાં મોકલવાની એક મહીનાની મુદત આપવી જોઈએ. તે કમીશન પહોચ્યા પછી તે પહોચ્યાની વાત કમીશન કાઢનારી કોરટના જડજને લખી જણાવવી. અને તેમાં પુરાવો લેવાની તારીખ ઠરાવી હોય તે પણ બતાવવું. આ તારીખની જેને હીત હોય તેવા પક્ષકારને ખબર આપવી કે જે સાક્ષીઓની કમીશનથી તપાસ કરવાની છે તેમના ઉપર જડજ જોઈતા સબપીનાની બજાવણી કરી શકે તેટલા માટે ઠરાવેલા દીવશ પહેલા કેટલાક દહાડા અવલ તેઓ મુંબઈમાં હાજર રહેવાની ગોઠવણ કરી શકે.

૧૪ સપ્ટેંબર ૧૮૮૦

સરક્યુલરબુકને ૧૩૯ મે પાને ૪૪ અં પારેગ્રાફ તરીકે વાંચવું.

૪૪ અ. સન ૧૮૭૭ ના આકટની કલમ ૩૦૮ વેચાણનાં સરટીફીકેટ આપવામાં આવેછે તેમાં નાખવાની તારીખ બાબત કાંઈ ગેરસમજુતી ચાલેછે એવું હાય કોરટના જાણવામાં આવ્યાથી સદરહુ સરટીફીકેટ ઉપર વેચાણ મંજુર થયાની તારીખ નાંખવી જોઈએ પણ જે તારીખે તે ખરીદદારને આપવામાં આવે તે તારીખ ન નાંખવી એવી એ કલની મતલબ છે તે બાબત ઉપર મુફશીલ કોરટોનું ધ્યાન ખેચીએ છીએ. તોપણ જો કોરટમાં સરટીફીકેટ પછીથી રજુ કરવામાં તે કોરટને તે લેવાને અરજી ક્યારે કરવામાં આવી હતી અને તે આપવામાં ક્યારે આવ્યું હતું તે તારીખ જાણવાની જરૂર છે તેથી

હાઈકોરટ એમ ફરમાવેછે કે સરટીફીકેટ મેળવવાની અરજીની તારીખ અને તે અરજદારને ક્યારે આપવામાં આવ્યું તે તારીખ સદરહુ સરટીફીકેટને મથાળે અથવા છેડે નાંખવી.

૧૪ સપ્ટેમ્બર ૧૮૮૦

સરકયુલર બુકને ૨૯મે પાને ૮ પારેગ્રાફ તરીકે વાંચવું.

૮ (સને ૧૮૭૯ના ૧૭) ડેકન આગરીકલ ચરીસ્ટસ રીલીફ આકટ પ્રમાણે જે કોરટોને અધીકારછે તેઓએ માશીક દીવાની રીટર્નમાં અનુક્રમે ૪૪ અને ૪૫મી કલમો પ્રમાણે કેટલા કરાર દાખલ થયા તે બતાવવાને બે ખાનાં વધારવાં.

૨૫ અકટોબર ૧૮૮૦

સરકયુલર બુકને ૯૯મે પાને ૧૨મી કલમમાં તે કલમના બીજા પારેગરાફમાં "સ્ટાંપો લગાવવી" એ શબ્દો પછી ઉમેરવું.

જ્યારે કોઈ પણ પ્રોસેસ કોરટની હકુમત બાહર કાઢવામાં આવે ત્યારે યોગ્ય ફી લેવામાં આવીછે એ મતલબની ટીપ પ્રોસેસ ઉપર કરવી.

૧૬ નવમ્બર ૧૮૮૦

સરકયુલર બુકને ૧લે પાને ૧ અ કલમ તરીકે વાંચવું.

૧ અ. ગુન્હો થયો કેહેવામાં આવે ત્યાર પછી કેટલીક મુદતે ફરીઆદ કરી હોય તો પણ અને જે કામમાં તોહમતદારને તુરતા તુરત પકડવાની અવશ્યતા નથી અને માજીસ્તરેટના હુકમ શીવાય પોલીસ વચે ન પડે તો બેશક તેમણે પોતાનો અખ્તીયાર યોગ્ય રીતે વાપરયો એમ જણાય તેવા હલકા જામીન ઉપર કેદીને છોડી શકાય એવા ગુન્હાને સારૂ ડીસ્ટ્રીકટ અને વીલેજ (ગામડાની) પોલીસ વારંવાર શખસોને પકડીને કેદ કરેછે એવું હાય કોરટના જોવામાં આવ્યુ છે; તેથી હાય કોરટ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબોને એટલુ જણાવવું જરૂર ધારેછે કે વારંટ શીવાય પકડવાની પોલીસને જે સત્તા છે તે વાપરવાનું કામ પોલીસના વીચાર ઉપરછે અને ગુન્હેગારને તુરત પકડવાનું પુરતું કારણ એટલે કે તે નાશી જશે એવો સંભવ અગર તે છુટો રેહેશે તો વીશેષ ગુન્હો કરવાની ધાસ્તી ન હોયતો જે ગુન્હાને વાસ્તે જામીન ઉપર છોડી શકાય તેવા ગુન્હામાં આ સત્તા વાપરવી જોઈએ નહીં.

૨૩ નવમ્બર ૧૮૮૦

સરક્યુલર બુકના ૧૪૮ મા પાના તરીકે વધારવું.

સને ૧૮૭૯ના ૧૭મા આકટ પ્રમાણે નીચેનું રજીસ્ટર રાખવાનો હુકમ કરવામાં આવ્યોછે.

ના સબારડીનેટ જડજની કોરટમાં સને ૧૮૭૯ના ૧૭મા આકટની ૪૪ અને ૪૫ કલમ પ્રમાણે કબુલતો (કરારનામાં) આવી હોય તેનું અને આવાં કરારનામાં બજાવવાની દરખાસ્તોનું રજીસ્ટર સને ની સાલનું.

| અનુક્રમ નંબર. | પોહોંચ્યાની તારીખ | ફીની પાવતી પોહોંચ્યું. | કરાર કરનારની સંખ્યા | કરાર નામાની તારીખ | પક્ષકારનાં નામ તેમને રહેવાની જગ્યા અને ધંધો | કામની ટુંકી હકીકત અને કરાર નામાનો સાર | સુનાવણીનો દિવસ | સબોરડીનેટ જડજનો હુકમ અને તેની તારીખ | અમલબજાવણીની દરખાસ્તની તારીખ | હુકમ અને તારીખ | શા વાસ્તે | મંજુરી | ટીકા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| | | | | | | | | | | | | | |

જાનેવારી સને ૧૮૮૧

સરક્યુલરને ૫૬મે પાને ફોજદારી રીટર્ન નંબર ૧લું ૨૨મું ખાનું ભરવા વાસ્તે જે સુચના આપેલીછે તેમા વધારવું.

ફોરેસ્ટ આકટ (સને ૧૮૭૮ના ૭) પ્રમાણે ચલાવેલાં કામામાં રેવન્યુ ડીપારટમેન્ટ (ખાતા)ના સરકારના ઠરાવ નંબર ૨૨૦૬ તા. ૨૬ અપરેલ ૧૮૮૦ પ્રમાણે તકરારી જમીન ઉપર સરકારના કે ખાનગી સખસોના હકનો તપાસ કરવામાં આવ્યો, તે નકકી કરાયા, અને દફતરે દાખલ થયા તેની નોંધ કરવી જોઇએ.

૧૧ જાનેવારી ૧૮૮૧

સરક્યુલરને ૯૯ મે પાને ૧૨ બ પારેગરાફ તરીકે વાંચવું.

૧૨ બ. જે મુલકમાં પ્રોસેસ કાઢનારી કોરટછે તેમાં ચાલતા ધારા પ્રમાણે યોગ્ય ફી લેવામા આવીછે એવું તે પ્રોસેસ ઉપર શરટીફીકેટ હોય તો, ઇંગરેજ સરકારના રાજ્યમાંની કોઈ પણ કોરટ કાઢેલી પ્રોસેસની મુંબઇ ઇલાકામાં (મુંબઈની સ્માલકાજ કો ર્ટ શીવાયની બીજી) કોઈ પણ કોરટે કંઈ પણ લીધા વગર બજાવણી કરવી.

૧૩ જાનેવારી ૧૮૮૧

સરક્યુલર બુકને ૧૦૯મે પાને પ્રસિદ્ધ કરેલા ધારા.માંના ૩જા ધારાની અ રકમ તરીકે વાંચવું.

અ. તેનો જન્મ ભૂમી કઇ, તેની ખરેખરી ઉમ્મર, અને તે પરીક્ષાની તારીખે ૨૨ વર્ષ ઉપરાંત અને ૩૫ વર્ષ અંદર હોવી જોઇએ, એ બતાવનારૂ સરટીફીકેટ; વળી ઉમેદવાર મહારાણી સાહેબની પ્રજાછે એમ પણ સરટીફીકેટમાં આવવું જોઇએ.

૧૪ જાનેવારી ૧૮૮૧

સરક્યુલરને ૧૧૫મે પાને ૧૭ મા પારેગરાફમાં વધારવુ.

જે કામામાં આવા કોઇ અધિકારીને સમન કરી બોલાવવાની જરૂર હોય તેમાં જે ઓફીસમાં આવો અધિકારી નોકર હોય તેના ઉપરીની મારફત સમન હમેશાં મોકલવો.

૨૬ જાનેવારી ૧૮૮૧

સરક્યુલરને પાને ૧૪૦મે ૪૬ અ. પારેગરાફ તરીકે વધારવું

૪૬ અ.. સને ૧૮૮૧નો નંબર ૬૨૦મો સરકારનો ઠરાવ.

## ન્યાય ખાતુ.

કીલ્લે મુંબાઈ તા. ૨૬ જાનેવારી સને ૧૮૮૧

તા. ૧૨ ડીસમબર સને ૧૮૭૭નો નંબર ૬૨૯૮નો ઠરાવ બદલી નેકનામદાર ગવરનર સાહેબ બહાદુર, યુરોપીઅન, યુરેઝીઅન અને પોરટુગીઝ શીવાયના હુકમનામાના દેણદારોના ખોરાકી બદલ આપવાની રકમ ચાર આનાને ઠેકાણે દરરોજના ત્રણ આના મુકરર કરેછે પણ ખોરાકીનો આંકડો નકકી કરતી વખતે અનાજના બજારભાવ ઉપર વિચાર રાખવો અને તે પ્રમાણે સબારડીનેટ જડજોને સુચના આપવી.

૩૧ જાનેવારી ૧૮૮૧

. સરક્યુલર બુકને ૨૧૦મે પાને પાંચમા પારેગરાફ તરીકે વાંચવું

૫. જે ડીસ્ટ્રીકટમાં હુકમનામાની બજાવણી કલેકટર સાહેબોને સોંપવામાં આવીછે તેમાં ૧૦મા ખાનામાં દાખલ કરેલાં હુકમનામાંમાંથી કલેકટર સાહેબ હજુરે કેટલાં છે અને સબારડીનેટ દીવાની કોરટોમાં કેટલાંછે તેની નોંધ રીમાર્ક (ટીકા)ના ખાનામાં કરવી.

૩૧ જાનેવારી સને ૧૮૮૧

સરકયુલરને ૨૦૫ પાને ૮૧ અ નંબરના સમનના નમુનાની નીચે વધારવું.

સને ૧૮૭૯ના ૧૭મા આકટની કલમ ૧૬ પ્રમાણે હીસાબ લેવા સારૂ જે દાવા હોય તે શીવાયનાં બીજા દાવાઓમાંજ સમનનો ઉપરનો નમુના વાપરવો.

૯ ફેબરૂઆરી સને ૧૮૮૧

સરકયુલરને ૯૯મે પાને ૧૨ ક પારેગરાફ તરીકે વધારવું

૧૨ ક. મઇસુરની અથવા કોલાપુર એજન્શીના તાબાના દેશી રાજ્યોમાંની કોરટો એ કાઢેલી પ્રોસેસો મુબઇની સ્માલકાજ કોરટ શીવાયની બીજી કોરટોએ મુબઇ ઇલાકામાં કંઇ પણ પઇસા લીધા વગર બજાવવી.

૨૨ મારચ સને ૧૮૮૧

૪૯ અ. સરકયુલરને ૧૪૦મે પાને ૪૯ અ.પારેગરાફ તરીકે વાંચવું.

જ્યારે કોઇપણ દીવાની મુકદમામાં અથવા પરોશીડીંગમાં હાય કોરટને રેફરન્સ કરવામાં આવ્યુ હોય તો રેફરન્સ કરતી વખતે કામના કાગળો ( રેકરડ ) અને પરોશીડીંગ મોકલી દેવાં.

૧૯ અપરેલ ૧૮૮૧

સરકયુલરને ૧૨ મે પાને ૨૭ અ કલમની જગ્યાએ વાંચવુ.

૨૭અ. ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૬ પ્રમાણે ફર્સ્ટ કલાસ માજીસ્ત્રેટનું પ્રોશીડીંગ ડીસ્ટ્રીકટ માજીસ્ત્રેટે હાય કોરટ ઉપર મોકલ્યું હોય તથી ફેંસલાની નકલ અપેલેંટને મળી શકે એવું ન હોય ત્યારે અપીલની સાથે કાયદા પ્રમાણે ફેસલાનીં નકલ ન હોય તોપણ સેશન્સ કોરટે તે અપીલ લેવી.પછી તુરતજ અપીલ કરવામાં આવીછે અને કામના કાગળો અને પ્રોશીડીંગ પાછાં મોકલવાં એ રીત હાઇકોરટને સેશન્સ કોરટે લખી જણાવવું. તે ઉપરથી હાઇકોરટ પોતાની ફરી તજવીજ કરવાની સત્તા નહી વાપરે અને અપીલનું છેવટ પરીણામ શું થયું તે વીશે સેશન્સ કોરટના રીપોર્ટની રાહ જોશે.

૨૦ મે સને ૧૮૮૧

સરકયુલરને ૯ મે પાને ૨૧ મા પારેગરાફ તરીકે વાંચવું.

૨૧ હાઇ કોરટ એમ ફરમાવેછે કે જ્યારે લાકડી અથવા એવી જાતના હથીઆરના ઘાથી મૃત્યુ અથવા મહાવ્યથા થયાં હોય ત્યારે સેશન કોરટના પ્રોશીડીંગમાં તે હથીયા

રનું વજન અને માપ એટલી બારીકીથી લખવાં કે તે હથીઆર કેવી જાતનું હતું અને ધં ણીકરી તે કેવા ઇરાદાથી વાપરવામાં આવ્યું હતું તે બાબતનો હાઈકોરટ (કે જેને તે હથી યાર જોવાનો લાગ નથી) અભીપ્રાય બાંધી શકે. સેશન કોરટની પ્રોશીડીંગમાં રજુ થએલી ચીજોમાં "લાકડી" અથવા 'પથરો' એવીજ ફકત નોંધ કરવાથી તે લાકડી અથવા પથરો પ્રાણઘાતક હથીયાર હતાં કે મુદલે હાનિકારક નહી એવાં હતાં તેનો નિશ્ચય હાયકોરટ કરી શકતી નથી (સન ૧૮૮૧ ની સાલનું સરકારી ગેજીટ ભાગ ૧ પાનું ૩૭૦)

૨૧ જુન સન ૧૮૮૧.

સરકયુલરને ૧૨૩ મે પાને ૧૨ મા પારેગરાફ તરીકે વાંચવું.

૧૨ સરકયુલરબુકને ૧૨૨ મે પાને ૯ મા ધારામાં કહેલી ક. બુકમાં આ‍લી ઘણી ખરી માહીતી દીવાની મુકદમાના રજીષ્ટરમાંથી મળેછે તેથી હાય કોરટ એમ ફરમાવેછે કે હુકમનામાના જે ભાગમાં દાવાની જે બીના આવેછે તે ભાગ ક બુકમાં નકલ કરવાને બદલે નિચે પ્રમાણે હુકમનામાના તે ભાગની ફકત નોંધ કરવી.

(અહીઆં આગળ દીવાની મુકદમાના રજીષ્ટરમાં દાવાની જે બીના આપેલી છે.તે આવે છે.

૨૮ જુન સન ૧૮૮૧

સરકયુલરને ૯૧ મે પાને ૮ મા પારેગરાફ તરીકે વધારવું.

૮ જ્યારે દીવાની કાયદાની કલમ ૫૬૨ અથવા ૫૬૬ પ્રમાણે અપીલ કોરટ કોઈ મુકદમો ફરી તજવીજને શારૂ પાછો મોકલે અગર ચલાવવાને સારૂ પાછો મોકલે ત્યારે સુણાવણીની તારીખની તાજી નોટીસો પક્ષકારને આપવાની જરૂર નથી. જો નોટીશના પાટીઆ ઉપર વખતસર નોટીશ આપી હશે તો તે બસ ગણાશે,

૨૮ જુન સન ૧૮૮૧

સરકયુલરને ૯૫ મે પાને ૫ મા ધારામાં ઊમેરવું.

પણ નકલ કરવા સારૂ લેવાતી ફી નિચેના દરથી વધારે હોવી જોઇએ નહી.

ઇંગરેજી નકલો હોય ત્યારે– દર સો શબ્દે ૨ આના.

દેશીભાષામાં નકલો હોય ત્યારે—દર સો શબ્દે ૧½ આનો

સહીવાળી નકલો હોય ત્યારે–દર સો શબ્દે તપાસવાની અને મુકાબલની ફીનો ½ આનો વધારે લેવાશે.

૨ જુલાઇ સન ૧૮૮૧.

સરકયુલરને ૧૦ મે પાને અ પારેગરાફ તરીકે વાંચવું.

૨૧ ફોજદારી કોરટોમાં નકલની ફી બાબતના ધારા.

૧ જે નકલ મફત લેવાને નકલ માગનારનો હક છે તેવી નકલને વાસ્તે તેની પાસેથી કોઇપણ કારણસર કાંઇ ફી લેવી નહી.

૨ બધી નકલો ભુલ વગરની હોવી જોઇએ એટલુંજ નહી પણ તે સારા કલાર્કને

અક્ષરે લખેલી જોઇએ. નિશાળે ભણતો છોકરાઓ અને ઘરના નોકરોના પાસે નકલ કરાવવાનો રીવાજ છે તે બંધ કરવો જોઇએ. આવી નકલો ભાગ્યે વાંચી શકાય એવી હોયછે.

૩ સેશન જડજ અથવા ડીસ્ટરીકટ માજીસ્ત્રેટ સેશન કોરટની અથવા માજીસ્ત્રેટની કોરટમાં દરેક જાતના દસ્તાવેજની નકલ કરવાની ફી કેટલી લેવામાં આવશે તે નકી કરવું જોઇએ અને જરૂર લાગે તો જુદી જુદી કોરટોને વાસ્તે જુદાજુદા દર તેઓ ઠરાવે પણ નકલની ફીનો દર નિચે આપેલા દરથી વધારે ન જોઇએ.

ઇંગરેજી નકલોને સારૂ—દર ૧૦૦ શબ્દે બે આના.

દેશી ભાષામાં નકલો સારૂં—દર ૧૦૦ શબ્દે ૧½ આના

સહીવાળી નકલો સારૂ—દર સો શબ્દે, તપાસવાની અને મુકાબલ ફીનો ½ આનો વધારો.

૪ દરેક નકલ કરવાનો ફી જે કલાર્કે દરેક દસ્તાવેજની નકલ કરી તેને આપવી અથવા દરેક કોરટમાં એક મહીનામાં જેટલી ફી એકઠી થઈ હોય તે મહીનાની આખર નકલ કરવા સારૂ રાખેલાં માણસોમાં મુખ્ય ન્યાયાધીશે અથવા માજીસ્ત્રેટે પોતાની ખુશી પ્રમાણે વેહેચી આપવી.

૫ કોઈપણ લાયક માણસ નકલો કરી શકે પછી તે કોરટના ખાતામાં નોકર હોય કે ન હોય. પરંતુ કોરટના ખાતાના કોઈ પણ માણસે કચેરીના વખતમાં અથવા જ્યારે તેની નોકરીની ઉપરી અધીકારીને બીજી રીતે જરૂર હોય ત્યારે જે નકલો સારૂ ફી લેવામાં આવેછે તેવી નકલો કરવી નહી (સરકારી ગેજીટ સન ૧૮૮૧)ભાગ ૧ ધાનું ૨૮૯

૨ જુલાઈ ૧૮૮૧

સરક્યુલરને પાને ૧૪૫ મે ૫૨ મા પારાગ્રાફ તરીકે વાંચવું.

૫૨ હાયકોરટમાં કોઈપણ અપીલનો નિકાલ થયા પછી કોઈપણ કામમાં દાખલ થએલા દસ્તાવેજ પાછા લેવાને દીવાની કામચલાઉ કાયદાની કલમ ૧૪૪ મુજબ અરજી કાંતો આજ સુધી જેમ હાયકોરટને કરવામાં આવતી હતી તેમ કરવી અગર જો વધારે સગવડ ભરેલું હોય તો અસલ કોરટમાં કરવી; અસલ કોરટમાં અરજી કરી હોય તો તે ઉપરં હાયકોરટનું નામ લખવું ને નીચેની કોરટ તે અરજી હાયકોરટ તરફ મોકલી દેશે તે ઉપરથી હાયકોરટ તે દસ્તાવેજ લેવાનો જેનો હક છે તે શખશને પાછો આપવા સારૂ તે દસ્તાવેજ નીચલી કોરટ તરફ મોકલશે અથવા જો તેની અરજી પ્રમાણે અમલ નહી થઈ શકે એવું હશે તો અરજદારને જાણ થવા સારૂં તે બાબત લખી મોકલશે.

નિચલી કોરટની મારફતે પાછા આવેલા દસ્તાવેજની પહોચ દફતરે રાખવા સારૂ હાયકોરટમાં મોકલવી.

આ ધારાનો અમલ કરતાં નિચેની કોરટો હાયકોરટ સાથે બારોબાર કાગળપત્રનો વ્યવહાર ચલાવે. આ ધારાની રૂઇએ બધા કાગળપત્રનો વ્યવહાર અરજદારને ખરચે ચાલશે.

૫ જુલાઈ ૧૮૮૧

સરક્યુલરને ૨૧૪મ પાને ૯મા પારાગ્રાફ તરીકે વાંચવું.

સન ૧૮૭૭ના ૧૦ મા આક્ટની ૨ જી કલમ પ્રમાણે જે "હુકમો" હુકમનામામાં ગણેલા છે તે ઉપર અપીલ થઇ હોય તેને હુકમનામા ઉપર અપીલ તરીકે ગણવી અને તે મા
થીક પત્રકના ૨૫ થી તે ૩૬ ના ખાનમાં દાખલ કરવી.

૨૬ અગષ્ટ ૧૮૮૧

સુધારો

સરક્યુલરને ૧૪૩ મ પાને ૯ મા ધારાની છેલ્લેથી બીજી લીટીમાં "૩૨૧ અ" ને ઠેકાણે ૩૨૨ અ વાંચવું.

૧૧ અગસ્ટ ૧૮૮૧

સરક્યુલરબુકને ૯૬ મ પાને વધારવું.

૧૦ અ. દરેક અસલ હુકમની કોરટ જેમાં કોઇ પક્ષકારને નાદારીનું ખરચ આપવાનું ઠરાવ્યું છે એવું પોતે કરેલું હુકમનામું હોય તેની નકલ પૈસા લીધા વગર એવી કોરટના સરકારી વકીલને આપવી.



# જાહેરખબર.

બુકસેલર કસતુર વીરચંદની હાફીસમાં લખેલા કાયદાઓ તથા પરચુરણ પુસ્તકો જે મળે છે તેની યાદ.

૧-૮-૦ પેનલકોડ ટીકા સાથે સુધારેલો
૨-૦-૦ ક્રિમીનલ પ્રોશીજરકોડસ.૧૮૮૨નો૧૦
૦-૧૪-૦ પેનલકોડ ટીકા વીનાનો
૩-૦-૦ પેનલકોડ ઉપરની ટીકા ત્રીકમરાય કૃત
૧-૪-૦ અપરાધબોધક નવું સુધારેલું
૪-૦-૦ ન્યાયતત્વ અને ફોજદારીસારસંગ્રહ
૧-૪-૦ પુરાવાનો આકટ ટીકા સાથે
૫-૦-૦ પુરાવાનો આકટ ટીકાસાથે વ્રજરાય સાંકરલાલ કૃત
૧-૦-૦ કરારનો આકટ સને ૧૮૭૨નો ૯
૭-૬-૦ રજીષ્ટરનો આકટ
૦-૬-૦ સ્ટાંપનો આકટ નવો
૦-૨-૦ ગામની પોલીશસને ૧૮૬૭નો૮ મો
૦-૪-૦ ડિસ્ત્રિકટ પોલીશસને૧૮૬૭નો૭મો
૦-૩-૦ જુગાર બાબત તથા ફટકા બાબત બંને કાયદા
૦-૬-૦ મ્યુનશીપાલ આકટ નવો
૦-૩-૦ સને ૧૮૭૪ નો ૧૧ મો
૦-૪-૦ મુદ્દત બાબતનો આકટસને૧૮૭૭ નો ૧૫ મો
૦-૫-૦ કોરટ ફી બાબતનો આકટ
૦-૩-૦ ઢોરના અતીક્રમણ બાબતનો
૦-૬-૦ વીશેષ ન્યાય બાબતનો આકટ
૦-૨-૦ સને ૧૮૭૬ નો ૩ જો મામલતદારના અધીકાર બાબતનોઆકટ
૦-૨-૦ સને ૧૮૬૯ નો ૧૪ મો કોરટના અધીકાર બાબતનો
૨-૮-૦ પ્રશ્નોત્તર એ નામનું મોટું પુસ્તક
૦-૧૨-૦ રેવન્યુ આકટ સને૧૮૭૯નો ૫ મો
૧-૪-૦ ડીપારટમેન્ટ પરીક્ષાનું પુસ્તક
૦-૬-૦ સને ૧૮૭૯ નો ૧૨મો દીવાનીના સુધારાનો
૦-૪-૦ સને ૧૮૬૮ મો ચોથો
૦-૪-૦ સને ૧૮૬૫ નો ૧
૨-૮-૦ મીતાક્ષરાનું પુસ્તક
૨-૮-૦ દીવાની ટીકા સાથેનો નવો કાયદો અમોએ છપાવેલો તે
૧-૦-૦ દીવાની ટીકાવિનાનો આકટનવો
૫-૦-૦ ટાટું શાસ્ત્ર ભોગીલાલ કૃત
૪-૦-૦ હિંદુશાસ્ત્ર સાંકળચંદ કૃત
૨-૦-૦ મુસલમાની સરેહ મણીભાઈ કૃત
૮-૦-૦ નવો દીવાની સંગ્રહ
૩-૦-૦ સરક્યુલર સંગ્રહ નવો
૩-૦-૦ ફોજદારી ફેસલા વાલ્યુમ ૧-૮ મગનલાલ જેચંદ કૃત
૫-૦-૦ ફોજદારી ફેસલા વાલ્યમ ૯-૧૩ થા ઇન્ડીયન લા રીપોરટ સાથેના ચાર ઇલાકાનું મોટું પુસ્તક
૪-૦-૦ વ્રજરાય વકીલના બનાવેલાફેસલા
૧-૦-૦ વાલ્ય ૩ જાનો ભાગ ૪ થો
૧-૦-૦ વાલ્યમ ૩ જાનો ભાગ ૨ જો
૩-૦-૦ વાલ્યમ ૧૦ માનો ભાગ ૧ લો
૨-૮-૦ વાલ્યમ ૧૦ માનો ભાગ ૨ જો
૩-૦-૦ વાલ્યમ ૫, ૬, ૭ ના ફેસલા
૪-૦-૦ ન્યાય સંગ્રહ ભોગીલાલ કૃત
૦-૬-૦ પોલીશ બાબતના પરચુરણ કામ
૦-૪-૦ લડાઇના સામાન બાબતના પરચુરણ આકટો
૦-૪-૦ પરરાજ્યના ગુનાહ સંબંધી પરચુરણ આકટ
૦-૪-૦ જેલ તથા કેદી બાબતના આકટો
૦-૨-૦ બ્રિટીશ રઇયત બાબતના આકટો
૦-૪-૦ રેલવે બાબતના આકટો
૦-૨-૦ હુકમનામા તથા તાકીદપત્રો બાબત
૦-૨-૦ સોગન તથા ઇકરાર બાબત
૦-૩-૦ વહાણ બાબતના આકટો
૦-૨-૦ બલવાખોર તથા રાજદ્રોહી ગુનાહ બાબતના આકટો
૧-૦-૦ છુટક છુટક પરચુરણ આકટો
૦-૮-૦ દીવાની પરચુરણ આકટ
૨-૦-૦ હીંદુશાસ્ત્રનું ડાઇજેસ્ટ